

સ્વ. શ્રી પરષોતમદાસ માણેકલાલ શ્રોફ

તથા

સ્વ. અ. સૌ. લલિતાબેન પરષોતમદાસ શ્રોફના
સ્મરણાર્થે

શ્રી વ્રજલાલ પરષોતમદાસ શ્રોફ
શ્રીમતી તારાબેન વ્રજલાલ શ્રોફ
તરફથી સપ્રેમ ભેટ.

મણિભુવન, ૪થે માળે, હ્યુજીસ રોડ, મુંબઈ-૭,
તથા તિથલ રોડ, વલસાડ.



# श्रीमद्भगवद्गीता

ગીતાર્થદીપિકા

તથા

ગીતાતાત્પર્યસંગ્રહ


· લેખક ·

વ્રજલાલ પરસોતમદાસ શ્રોફ

બાર–એટ–લૉ





એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ.

૧૬૪, સામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ–૨

પ્રથમ આવૃતિ ૧૯૫૮
દ્વિતિય આવૃતિ ૧૯૭૩







રૂા. ૧૮-૦૦

મુદ્રક
નાનાલાલ શાહ
સર્વોદય મુદ્રણાલય
સાદરા, સુ. ઠભોડા.



• પ્રકાશક
વ્રજલાલ પરસોતમદાસ શ્રોફ
મણિભુવન, ચોથે માળે, હ્યુજીસ રોડ, મુંબઇ-૭.
તથા તિથલ રોડ, વલસાડ.



## સમર્પણ

સ્વામી શ્રી હંસદેવજી અવધૂત વગેરે મહાનુભાવવાળા સંતો કે જેઓના સત્સંગથી હું ગીતાશાસ્ત્રના અધ્યયનમા પ્રવૃત્ત થયો, ભગવાન શ્રીશંકરાચાર્ય વગેરે બ્રહ્મનિષ્ઠ આચાર્યો કે જેમના ભાષ્યોમા પ્રકાશિત થયેલા ગીતાશાસ્ત્રના અર્થોની શરણાગતિથી હું આ ગ્રંથ લખવા સમર્થ થયો, તથા ભગવાન શ્રીકૃષ્ણ કે જેમના અનુગ્રહથી મારી ગીતાશાસ્ત્રના અભ્યાસ વિષે લાંબાકાળસુધી અવિચળ નિષ્ઠા રહી, તે ભગવાન શ્રીકૃષ્ણને, ભગવાન શ્રીશંકરાચાર્ય વગેરે આચાર્યોને તથા સ્વામી શ્રીહંસદેવજી વગેરે સંતોને હું આ ગ્રંથ સપ્રેમ સમર્પણ કરું છું

॥ श्रीः ॥

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

[ ગી. ૧૮-૬

सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ।
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥

[ ભગવાન રામ. વા. રા. ૬-૧૮-૩

तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥

[ શ્રીવલ્લભાચ

ॐ

## श्रोत्रिय ब्रह्मनिष्ठ पूज्यपाद

## स्वामीश्री प्रेमपुरीजी महाराजनुं प्राकथन

ત વિભિન્ન ઉપનિષદોનું દોહન મહદ્ ગીતામૃત છે, તેમ આ 'દીપિકા' તથા 'ગીતાતાત્પર્યસંગ્રહ' શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપર -ઇ ભાષ્યો તથા ટીકાઓનો સાર છે. તફાવત ફક્ત એટલો જ છે [ અવિનાશિ-અનંત ] ગીતામૃતના દોહન કરનાર પૂર્ણપુરુ- ગવાન શ્રીકૃષ્ણચંદ્ર છે, અને તેના અભિન્ન સખા सुधीः બુદ્ધિમાન્ ભક્ત અર્જુન ભોક્તારૂપે वत्सः = વાછડો છે; ત્યારે ાર્થદીપિકા'ને પ્રગટાવનાર તથા 'ગીતાતાત્પર્યસંગ્રહ'ના ાં એક સજ્જન છે. એ પોતે બેરીસ્ટર છે. કાયદાની પોથીઓ રતાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની પોથીઓનાં પાનાં પલટાવવાં એમને મંદ પડ્યાં. એમણે પોતે स्वान्तःसुखाय = પોતાના આંતર અંતઃકરણને ] માટે આ કામ અપનાવ્યું, અને પાર પાડ્યું. લેખકરૂપે આ સારને તારવનાર તથા જિજ્ઞાસુરૂપે તેનો ઉપ- ાર એ ભાઈ પોતે જ છે. અન્ય જિજ્ઞાસુઓને આનો લાભ ા એ પાવન ઉદ્દેશથી આ સંગ્રહને એમણે છપાવી પ્રસિદ્ધ એ અત્યંત પ્રશંસનીય છે.

ગીતાર્થદીપિકા' તથા 'ગીતાતાત્પર્યસંગ્રહ'ના ખાસખાસ- ક શ્લોકો મેં વાંચ્યા છે; અને તે મને ખૂબ પસંદ પડ્યા છે.

| | |
|---|---|
| ग-सत्संग-मंडल<br>ेमकुटीर<br>मरीन ड्राइव<br>११-१-५८ | प्रेमपुरीजी |

## અનુક્રમણિકા

श्रीगणेशाय नमः। श्रीकृष्णाय नमः।



# निवेदन

આશરે પંદર વર્ષોના ગીતાશાસ્ત્રના સતત અભ્યાસથી, ભગવાન શ્રીશંકરાચાર્ય વગેરે બ્રહ્મનિષ્ઠ આચાર્યોનાં ગીતા–ભાષ્યોના મનનથી, બ્રહ્મસૂત્ર, ઉપનિષદ્, યોગવાસિષ્ઠ, શ્રીમદ્‌ભાગવત, યોગસૂત્ર, પંચદશી, મહાભારત, રામાયણ વગેરે ગ્રંથોના તથા ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થયેલા ગીતાશાસ્ત્રોના ગ્રંથોના અધ્યયનથી, શ્રીહંસદેવજી, શ્રીસંધ્યાપૂરીજી, શ્રીરંગઅવધૂત વગેરે મહાનુભાવ સંતોના સત્સંગથી, રમણમહર્ષિ, શ્રીઅરવિંદ વગેરે બ્રહ્મનિષ્ઠોના આશ્રમોમાં નિવાસ કરવાથી, શ્રીપ્રેમપુરીજી વગેરે મહાત્માઓનાં પ્રવચનોના શ્રવણથી તથા ભગવાનના અનુગ્રહથી મારા અંતઃકરણવિષે ગીતાશાસ્ત્રના જે શ્રેયઃસાધક અર્થો તથા તાત્પર્યોનું વખતોવખત સ્ફુરણ થયું, તે સર્વ મેં યોગ્ય નોંધ કરી, સંગ્રહીત કર્યાં હતાં.

'મારા અંતઃકરણવિષે સ્ફુરણ થયેલાં ગીતાશાસ્ત્રના અર્થો તથા તાત્પર્યો' એ મારી બુદ્ધિનો નહિ, પરંતુ અનન્યશરણાગતિનો જ મહિમા છે.

બુદ્ધિ જડ છે. જેમ જડ વસ્તુ કોઇ પણ ચેતન વસ્તુનું રહસ્ય સમજવા સમર્થ થતી નથી તેમ જડ બુદ્ધિ કેવળ પોતાના બળથી [અભિમાનથી] યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણની ચિન્મય વાણીનું [ગીતાશાસ્ત્રનું] રહસ્ય યથાવત્ સમજવા સમર્થ થતી નથી; પરંતુ જેમ લોખંડનો જડ ગોળો અગ્નિનું શરણ લેતાં અગ્નિમય થઈ બીજા પદાર્થોને બાળવા સમર્થ થાય છે, તેમ જડ બુદ્ધિ અત્યંત દીન થઇ ભગવા-

નનું કે સદ્ગુરુનું શરણ લેતાં ચેતનમય થઈ ભગવાનની ચિન્મય વાણીનું [ગીતા-શાસ્ત્રનું] રહસ્ય યથાવત્ સમજવા સમર્થ થાય છે.

ગીતાશાસ્ત્રના સતત અભ્યાસથી મને સ્પષ્ટ થયું કે:—(૧) મુમુક્ષુને ગીતાશાસ્ત્ર યથાવત સમજવા માટે ભગવાન શ્રીશંકરાચાર્ય વગેરે આચાર્યોએ પ્રતિપાદન કરેલા અર્થોના શરણ સિવાય અન્ય કોઈ ઉપાય નથી; કારણ કે જેમ સાગરની ગંભીરતાનું માપ તેને ખરેખર ઓળંગી જનાર વાનરયોગીને નહિ, પરંતુ સમુદ્રમંથન વખતે પાતાળ સુધી નિમગ્ન રહેલા મંદરાચળ પર્વતને જ હોવા સંભવ છે; તેમ ગીતાશાસ્ત્રનું યથાવત જ્ઞાન ગીતાશાસ્ત્રમાં કેવળ વિહાર કરનાર પંડિતોને નહિ, પરંતુ ગીતાશાસ્ત્રનું મંથન કરી, ગીતાશાસ્ત્રના અર્થરૂપ કૃષ્ણતત્ત્વનો [આત્મતત્ત્વનો—શ્રીકૃષ્ણોપનિષદ્-૯] સ્વાનુભવ કરનાર ભગવાન શ્રીશંકરાચાર્ય વગેરે બ્રહ્મનિષ્ઠ આચાર્યોને, વિદ્વાનોને કે મહાત્માઓને જ હોવા સંભવ છે.

(૨) આ સાથેના પરિશિષ્ટમાં વર્ણવેલા ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રસિધ્ધ થયેલા ગીતાશાસ્ત્રના ગ્રંથોમાં આચાર્યોનાં ભાષ્યો પ્રમાણે જ અર્થો પ્રતિપાદન કરવામાં આવેલા છે, પરંતુ આશ્ચર્ય છે કે, ભગવાન શ્રીશંકરાચાર્ય વગેરે આચાર્યોએ તેમનાં ભાષ્યોમાં પ્રતિપાદન કરેલા ગીતાશાસ્ત્રના ઘણા શ્રેયઃસાધક અર્થો તથા તાત્પર્યોનો નિર્દેશ [reference] ઉપરોક્ત ગીતાશાસ્ત્રના કોઈ પણ ગ્રંથમાં કરવામાં આવ્યા નથી.

(૩) અભ્યુદયની દૃષ્ટિથી અથવા વ્યાકરણની કે તર્કની દૃષ્ટિથી પ્રતિપાદન કરવામાં આવેલા ગીતાશાસ્ત્રના અર્થનું મુમુક્ષુને કાંઈ પ્રયોજન નથી, કારણ કે ગીતાશાસ્ત્રના જે અર્થનું અનુસરણ સુખ, સિધ્ધિ [ચિત્તશુદ્ધિ] કે મુક્તિમાં પરિણામ પામે, તે જ અર્થનું ગ્રહણ મુમુક્ષુને આવશ્યક છે.

ગીતાશાસ્ત્ર ઉપર બ્રહ્મનિષ્ઠ આચાર્યોનાં સંસ્કૃત ભાષામાં ૧૯ ભાષ્યો તથા ટીકાઓ છે. તે પૈકી ફક્ત ભગવાન શ્રીશંકરાચાર્ય, શ્રીશંકરાનંદ તથા શ્રીમધુસૂદન-સ્વામીનાં ભાષ્યોના ગુજરાતી તથા હિંદી ભાષામાં થયેલા અનુવાદો [ભાષાંતર], શ્રીરામાનુજાચાર્યના ભાષ્યનો હિન્દી ભાષામાં તથા શ્રીનીલકંઠની ટીકાનો ગુજરાતી ભાષામાં થયેલા અનુવાદો મારા જોવામાં આવ્યા છે.

ગીતાશાસ્ત્ર ભારતનો અમૂલ્ય વારસો છે. ગીતાશાસ્ત્ર અભ્યુદય તથા શ્રેયના સાધનોનો અખૂટ ભંડાર છે. આ દૈવી વારસાના ઉપભોગ માટે સંસ્કૃત ભાષાનું જ્ઞાન અત્યંત આવશ્યક છે, પરંતુ શોચનીય છે કે, સ્વતંત્ર ભારતમાં સંસ્કૃત ભાષાના શિક્ષણને ગૌણસ્થાન આપવામાં આવ્યું છે. સંસ્કૃત ભાષામાં

જ્ઞાનની કિંમત યથાવત ન સમજવાથી વિદ્યાર્થીઓ સંસ્કૃત ભાષાના અભ્યાસની ઉપેક્ષા કરે છે. આજે આચાર્યોનાં ગીતાભાષ્યને–ભાષ્યોને સમજવા જેટલું સંસ્કૃત ભાષાનું જ્ઞાન ધરાવનાર ઘણા થોડા છે; અને ભવિષ્યમાં તે સંખ્યામાં પણ ક્રમશઃ ઘટાડો થતો જવાની સંભાવના છે.

વળી જુદી જુદી સમ્પ્રદાયદૃષ્ટિથી લખવામાં આવેલાં આચાર્યોનાં ગીતાભાષ્યોનો એક સાથે અભ્યાસ કરી, તેમાં પ્રતિપાદન કરેલા ગીતાશાસ્ત્રના શ્રેયઃસાધક અર્થો તથા તાત્પર્યોનું સંશોધન કરી સંગ્રહીત કરવાનો સુયોગ ભગવાનના અનુગ્રહથી કોઈને જ પ્રાપ્ત થાય છે.

આ સંજોગોમાં સંસ્કૃત ભાષાનું અલ્પ જ્ઞાન ધરાવનાર કે બીલકુલ જ્ઞાન ન ધરાવનાર મુમુક્ષુને [ ગીતાપ્રેમીને ] પણ ગીતાશાસ્ત્ર સમજવામાં સહાયરૂપ થાય તે હેતુથી, આચાર્યોએ પ્રતિપાદન કરેલા ગીતાશાસ્ત્રના અર્થો તથા તાત્પર્યોના સંગ્રહરૂપ આ મારી અભ્યાસપોથીને મેં આ ગ્રંથરૂપે [ ગ્રંથની સંજ્ઞા આપી ] પ્રસિદ્ધ કરવાનું યોગ્ય ધાર્યું છે.

આ ગ્રંથમાં ગીતાશાસ્ત્રના અર્થો તથા તાત્પર્યો નિરૂપણ કરવા માટે મે (૧) અદ્વૈત સિધ્ધાંત પ્રતિપાદન કરનાર ભગવાન શ્રીશંકરાચાર્ય, શ્રીઆનંદગિરિ, શ્રીશંકરાનંદ, શ્રીમધુસૂદનસ્વામી, શ્રીશ્રીધરસ્વામી, શ્રીવેંકટનાથ, શ્રીસદાનંદ, શ્રીધનપતિ, શ્રીનીલકંઠ વગેરેનાં ભાષ્યો તથા ટીકાઓનો (૨) અદ્વૈત સિદ્ધાંતને બાધ ન આવે તે પ્રકારે શ્રીરામાનુજાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રીમાધવાચાર્ય, શ્રીકેશવાચાર્ય વગેરેનાં અનુક્રમે વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત, દ્વૈત અને દ્વૈતાદ્વૈત પ્રતિપાદન કરનારાં ભાષ્યોનો તથા (૩) આ સાથેના પરિશિષ્ટમાં વર્ણવેલા ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થયેલા ગીતાશાસ્ત્રના ગ્રંથોનો આશ્રય લીધેલો છે; અને શ્લોકનો અર્થ વધુ સ્પષ્ટ સમજાવવાના હેતુથી બ્રહ્મસૂત્ર, ઉપનિષદ, યોગવાસિષ્ઠ, શ્રીમદ્‌ભાગવત, યોગસૂત્ર, મહાભારત, રામાયણ વગેરે ગ્રંથોનાં વચનો પણ આપવામાં આવ્યાં છે.

મુમુક્ષુની ગીતાશાસ્ત્રના અર્થો તથા તાત્પર્યો વિષે શ્રદ્ધા દૃઢ થાય, તેમજ મુમુક્ષુના સંશયની નિવૃત્તિ માટે તથા મુમુક્ષુને વધુ જ્ઞાન માટે ઉપયોગી થાય તે હેતુથી આ ગ્રંથમાં નિરૂપણ કરેલા અર્થો તથા તાત્પર્યોની પાછળ ઉપરોક્ત આચાર્યોનાં નામ અથવા પ્રમાણરૂપ ગ્રંથોનાં નામ, અધ્યાય, શ્લોક, પાનું વગેરે જરૂરી વિગતો આપવામાં આવેલી છે.

ગીતાશાસ્ત્ર યથાવત સમજવા માટે મે આચાર્યોનાં ગીતા–ભાષ્યોનું, ટીકાઓનું

તથા આ સાથેના પરિશિષ્ટમા વર્ણવેલા ગીતાનાશ્રના પ્રસિદ્ધ ગ્રંથોના ગ્રંથોનુ એકી સાથે નિષ્પક્ષભાવે મનન કર્યું છે, અને શ્રમની પેઠે કોઈ પણ ભાષ્ય, ટીકા કે ગ્રંથને દૂષિત કર્યા વિના તેમાથી સારરૂપ અર્થ ગ્રહણ કરી, તથા તેને સગ્રહીત કરી, આ ગ્રંથરૂપે આપવાનો પ્રયાસ કર્યો છે

ગીતાશાસ્ત્રનો ઉપસહાર કરતા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે — " इति ते ज्ञानमाख्यातं गुह्याद् गुह्यतरं मया । विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु [ ગી ૧૮–૬૩ ] હે અર્જુન ! મે તને આ જ્ઞાનનો એટલે કે ગીતાશાસ્ત્રરૂપી બ્રહ્મવિદ્યા [ તત્ત્વજ્ઞાન ] તથા યોગશાસ્ત્રનો [ જ્ઞાનપ્રાપ્તિના સાધનોનો ] ઉપદેશ આપ્યો આ ગીતાશાસ્ત્રના અર્થનો સપૂર્ણ પણે વિચાર કરીને એટલે કે તારા શ્રેય માટે ઉપદેશ કરેલા આ શાસ્ત્રમાથી તારા અધિકારને અનુરૂપ અર્થનો [સાધનો]નો નિશ્ચય કરી, જેમ તને યોગ્ય લાગે તેમ કર કર્મયોગ ભક્તિયોગ કે જ્ઞાનયોગ જે તને હિતાવહ જણાય તેનુ શ્રદ્ધાપૂર્વક તુ અનુષ્ઠાન કર "

'પોતાના અધિકારને અનુરૂપ શાસ્ત્રે ઉપદેશ કરેલા સાધનનો બુદ્ધિપૂર્વક નિશ્ચય કરી, તેનુ શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવુ ' એ જ ક્રમશ સુખ, ચિત્તશુદ્ધિ તથા મુક્તિને પ્રાપ્ત થવાનો સુગમ ઉપાય છે કારણકે "साधने सिध्य साध्यं स्वयमेव सिद्ध्यति । [ શકરાનદ ગી ૧૮–૭ ] સાધન સિદ્ધ થતા સાધ્ય [ જ્ઞાન–મોક્ષ–આત્મસુખ ] સ્વય [ આપમેળે ] સિદ્ધિ થાય છે "

પરતુ શાસ્ત્રનુ જ્ઞાન બુદ્ધિપૂર્વક જ હોવુ જોઈએ ધર્મ તથા આચારનો નિર્ણય કરનારી બુદ્ધિ જ છે, અને બુદ્ધિદ્વારા જ તેઓનુ જ્ઞાન થઈ શકે છે. માટે બુદ્ધિમાન પુરુષે સત્પુરુષોમા માન્ય કરાયેલા ધર્મનો પોતાની બુદ્ધિથી જ યુક્તિપૂર્વક નિશ્ચય કરવો તર્કથી શાસ્ત્રનો તથા શાસ્ત્રથી તર્કનો બાધ કર્યા વિના, શાસ્ત્ર તથા તર્ક એ બન્નેને જે સમત હોય તે જ ધર્મનુ [ સાધનનુ ] અનુષ્ઠાન કરવા પ્રવૃત્ત થવુ [ શા પ ૧૪૨–૨૨ ]

મુમુક્ષુ ગીતાશાસ્ત્ર તથા તર્ક [ Reason ] એ બન્નેને સમત હોય તે સાધનનો પોતાની બુદ્ધિથી નિશ્ચય કરી, તેનુ અનુષ્ઠાન કરવા પ્રવૃત્ત થાય તે હેતુથી, આ ગ્રંથમા આચાર્યોએ પ્રતિપાદન કરેલા ગીતાશાસ્ત્રના અર્થો તથા તાત્પર્યો તેના જરૂરી નિર્દેશ સાથે આપવામા આવેલા છે

આ ગ્રંથમાં નિરુપણ કરેલા ગીતા–ભાષ્યો તથા યોગવાસિષ્ઠ વગેરે ગ્રંથોના નિર્દેશ મે ભાષ્ય કે ગ્રંથ મારી સન્મુખ રાખીને લખેલા છે, તથા બહુ જ કાળજીપૂર્વક તપાસેલા છે પરતુ આ ગ્રંથ લખવાનુ તથા તેમા નિરુપણ કરેલા

સંખ્યાબંધ નિર્દેશોને તપાસવાનું કામ મારે એકલાએ કરવું પડ્યું છે; અને તેથી તેમાં ભૂલોની સંભાવના સ્વાભાવિક છે. સુજ્ઞ વિદ્વાન વાંચકને કોઈ ભૂલ જણાય તો તે વિષે મારું ધ્યાન ખેંચવા આગ્રહપૂર્વક વિનંતિ છે.

બ્રહ્મનિષ્ઠ આચાર્યો કે જેમનાં ગીતા–ભાષ્યોના શરણથી, વિદ્વાન લેખકો કે જેમના ગ્રંથોના અધ્યાયપનથી, મહાનુભાવવાળા મહાત્માઓ કે જેમના સત્સંગથી તથા પ્રવચનોના શ્રવણથી તથા ભગવાન શ્રીકૃષ્ણ કે જે એમના અનુગ્રહથી હું ગીતા-શાસ્ત્રના અર્થો તથા તાત્પર્યો સમજવા તથા તેમને આ ગ્રંથરૂપે પ્રકાશિત કરવા સમર્થ થયો છું તે સર્વનો હું અત્યંત ઋણી છું; અને તેથી તે સર્વેને હું કૃતજ્ઞતાપૂર્ણ હૃદયથી હજારોવાર વારંવાર નમસ્કાર કરું છું.

નમ્ર સેવક,

-સંવત્ ૨૦૧૪ માઘ, શુક્લ ૫. વસંતપંચમી, શનિ, તા. ૨૫-૧-૫૮ } વ્રજલાલ પરસોતમદાસ શ્રોફ



# ગ્રંથની રચના વિષે સમજૂતી

**પ્રસ્તાવના** —ભગવદ્‌ગીતામાં સમસ્ત વેદશાસ્ત્રના તથા જ્ઞાનપ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ છે માટે ગીતા 'બ્રહ્મવિદ્યા' તથા 'યોગશાસ્ત્ર' કહેવાય છે. મુમુક્ષુને ગીતાશાસ્ત્ર સમજવામાં સહાયરૂપ થાય તે હેતુથી પ્રસ્તાવનામાં મેં સંક્ષેપમાં ભગવાન શ્રીશંકરાચાર્યે પ્રતિપાદન કરેલા અદ્વૈત સિદ્ધાંત પ્રમાણે ગીતાશાસ્ત્રના તત્ત્વજ્ઞાનનું એટલે કે બ્રહ્મ, ઈશ્વર, જીવ, જગત, માયા, મોક્ષ વગેરેના સ્વરૂપનું તથા જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ, શ્રદ્ધા, યોગબુદ્ધિ, ઈન્દ્રિયનિગ્રહ, વૈરાગ્ય, તિતિક્ષા, સંતોષ વગેરે જ્ઞાનપ્રાપ્તિના પ્રધાન સાધનોનું નિરૂપણ કર્યું છે.

**અવતરણિકા** —ગીતાશાસ્ત્રના બે શ્લોકના તથા બે અધ્યાયોનો પરસ્પર સંબંધ બતાવવા માટે કરવામાં આવેલા અથવા ઉત્તર શ્લોકમાં કહેવામાં આવનાર અર્થની પ્રસ્તાવનારૂપ નિવેદનને મેં આ ગ્રંથમાં 'અવતરણિકા' તરીકે વર્ણવી છે.

આચાર્યોના ગીતા-ભાષ્યોમાં બે શ્લોક તથા બે અધ્યાયો વચ્ચે પરસ્પર સંબંધ બતાવવા માટે વિસ્તારપૂર્વક વિવેચન કરવામાં આવેલું છે. મેં ગીતા-ભાષ્યોમાં બે શ્લોક તથા બે અધ્યાયોના પરસ્પર સંબંધ બતાવવાના હેતુથી કરવામાં આવેલા બધા વિવેચનોનું મનન કરી અવતરણિકા લખી છે, પરંતુ જ્યાં કોઈ આચાર્યની અવતરણિકામાં મને કોઈ પણ જાતનો ફેરફાર કરવો યોગ્ય ન જણાયો, અથવા જ્યાં કોઈ આચાર્યની અવતરણિકામાં વિશેષતા લાગી, અથવા જ્યાં આચાર્યોએ વિવિધ પ્રકારે પ્રતિપાદન કરેલી અવતરણિકાઓનો સમન્વય શક્ય ન જણાયો ત્યાં મેં કોઈ એક આચાર્યના ભાષ્ય પ્રમાણે અવતરણિકા આપી છે, અને ત્યાં તે આચાર્યનું નામ આપવામાં આવેલું છે.

આ 'અવતરણિકા' ઉપર મનન કરી ગીતાશાસ્ત્રનું અધ્યયન કરનાર મુમુક્ષુને સ્પષ્ટ સમજાશે કે, ગીતા-ઉપદેશ એક સાંકળની પેઠે કેવી અદ્‌ભુત પ્રકારે કહેવામાં આવ્યો છે. કાર્યકારણભાવથી એક શ્લોક તેની પાછળના શ્લોકનો તથા એક અધ્યાય તેની પછીના અધ્યાયનો કારણભૂત થાય છે. આ પ્રમાણે સત્તરમા અધ્યાયના અંતસુધી ભગવાન શ્રીકૃષ્ણે ગીતાશાસ્ત્રનું નિરૂપણ કરેલું છે. અઢારમો અધ્યાય એ અધ્યાય નહિ, પરંતુ એમાં આખી ગીતા જ છે.

અન્વયાર્થ —વાચકને શ્લોકનો અર્થ સ્પષ્ટ સમજાય તે હેતુથી અન્વયાર્થમાં શ્લોકના કેટલાક શબ્દોના એક કરતાં વધુ અર્થો આપવામાં આવેલા છે, તથા શ્લોકના શબ્દના મનન કરવા જેવા અર્થોની પાછળ આચાર્યનુ નામ આપવામા આવ્યુ છે.

શબ્દાર્થ —શ્લોકનો અર્થ સ્પષ્ટ કરવાના હેતુથી કેટલાક શ્લોકના શબ્દાર્થોમા આરંભમા કે અંતમા થોડા શબ્દોનો ઉમેરો કરવામા આવ્યો છે.

વિવેચન —અન્વયાર્થ કે વિવેચનમા જ્યાં શ્લોકના શબ્દના અર્થની પાછળ કોઈ પણ આચાર્ય કે ટીકાકારનુ નામ ન આપવામા આવ્યુ હોય, ત્યાં શ્લોકના શબ્દનો અર્થ સામાન્ય અર્થ છે, એમ સમજવુ.

વિવેચનમા શ્લોકના મુખ્ય શબ્દો સંસ્કૃતમા આપીને, આચાર્યોએ પ્રતિપાદન કરેલા વિવિધ અર્થો નિરૂપણ કરવામા આવ્યા છે, કારણકે મુમુક્ષુએ શ્લોકના અર્થનુ શ્રવણ કરવુ [શ્લોકના અર્થને યથાવત્ સમજવા], શ્લોકના અર્થનુ મનન કરવુ, એટલે કે શ્લોકમાં પ્રતિપાદન કરેલા જ્ઞાન તથા જ્ઞાનપ્રાપ્તિનાં સાધનનો નિશ્ચય કરવો અને નિદિધ્યાસન કરવુ એટલે કે પોતાના અધિકારને અનુરૂપ નિશ્ચિત કરેલા અર્થના [સાધનના] અનુષ્ઠાનથી ક્રમશ અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મતત્ત્વનો સાક્ષાત્ અનુભવ કરવો, એ જ ગીતાશાસ્ત્રના અધ્યયનનો પ્રધાન હેતુ છે

અન્વયાર્થ કે વિવેચનમાં શ્લોકના જે શબ્દના એક કરતાં વધુ અર્થો આપવામાં આવ્યા હોય, ત્યાં મુમુક્ષુએ બધા અર્થો પર મનન કરવુ, કારણ કે ગીતા યોગશાસ્ત્ર છે, અને તેથી આચાર્યોએ પ્રતિપાદન કરેલા શ્લોકના બધા જ અર્થોનું [સાધનોનુ] અનુષ્ઠાન મુમુક્ષુને આવશ્યક છે, પરંતુ જ્યા શ્લોકના શબ્દના બે અર્થો આપવામા આવ્યા હોય અને 'અથવા' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો હોય ત્યાં મુમુક્ષુએ તે બે અર્થો પૈકી જે અર્થ યોગ્ય લાગે તે ગ્રહણ કરવો

વિવેચનમા જ્યા જ્યાં મને જે જે આચાર્યે પ્રતિપાદન કરેલા અર્થ વિષે વિશિષ્ટતા લાગી ત્યાં ત્યા તે તે આચાર્યનુ નામ આપવામા આવેલુ છે, તથા ત્યાં જ્યાં આચાર્યે પ્રતિપાદન કરેલો અર્થ કે ભાવ મુમુક્ષુને બહુ મનન કરવા યોગ્ય લાગ્યો, ત્યા ત્યાં આચાર્યના ભાષ્યના મૂળ સંસ્કૃત વાક્યો આપી ગુજરાતી કરવામાં આવેલાં છે

વિવેચનમા આપવામા આવેલા સંસ્કૃત વચનોનુ ભાષાંતર આગળના ગુજરાતી વાક્ય સાથે સબંધ રહે તે પ્રકારે આપવામા આવ્યુ છે, અને તેથી જે વાચકોને સંસ્કૃત ભાષાનુ બિલકુલ જ્ઞાન ન હોય, તેઓએ સંસ્કૃત વચનોનો ત્યાગ કરી, વિવેચન વાચી શ્લોકના અર્થનુ મનન કરવુ.

ભાગ નમ્ર અભિપ્રાય પ્રમાણે જેને સંસ્કૃત ભાષાનું અલ્પજ્ઞાન પણ હોય તેવા મુમુક્ષુએ ગીતાશાસ્ત્રના શ્લોકનો તથા તેના અર્થનો સંસ્કૃત ભાષામાં જ મનન કરવા પ્રયાસ કરવો; કારણ કે ભગવાન શ્રીકૃષ્ણના શ્રીમુખની વાણીની, કે આચાર્યોએ સમાધિભાષામાં પ્રતિપાદન કરેલા ગીતાશાસ્ત્રના અર્થોની મધુરતા, વિશાળતા કે ગંભીરતા ગુજરાતી, હિંદી, અંગ્રેજી કે અન્ય કોઈ ભાષામાં યથાવત ઉતારવી શક્ય નથી.

આચાર્યોના ગીતાશાસ્ત્રના અર્થવિષયક કેટલાક મતભેદોની યોગ્ય સ્થળે નોંધ કરવામાં આવી છે.

**શ્રુતિઓ** :—બ્રહ્મસૂત્ર તથા ઉપનિષદોનાં વચનો મોટે ભાગે ભાષ્યોમાંથી પસંદ કરવામાં આવેલાં છે; તથા તેમનો અર્થ ભગવાન શ્રીશંકરાચાર્યના ભાષ્ય પ્રમાણે કરવામાં આવેલો છે

**યોગવાસિષ્ઠ** :—આ ગ્રંથમાં વસિષ્ઠમુનિએ અદ્વૈતસિદ્ધાંત પ્રમાણે બ્રહ્મ, જીવ, જગત, માયા વગેરેના સ્વરૂપનું, પ્રારબ્ધની મર્યાદા, પુરુષાર્થની અમર્યાદ શક્તિ, જ્ઞાનની સાત ભૂમિકાઓના લક્ષણ વગેરે બાબતોનું વિસ્તારપૂર્વક વિવેચન કરેલું છે.

ઉપરોક્ત બાબતોનું તથા તે ગ્રંથનાં કેટલાંક દૃષ્ટાંતોનું આ ગ્રંથમાં યોગ્ય સ્થળે નિરૂપણ કરવામાં આવ્યું છે. આ ગ્રંથના પ્રારબ્ધ-પુરુષાર્થવિષયક અધ્યાયો [ મુ. પ્ર અ ૫–૯ ], યોગની ભૂમિકાઓનાં લક્ષણો [ યો. વા. ઉ. પ્ર. અ. ૧૧૮–૧૨૨; યો. વા. નિ. પ્ર. અ. ૧૨૬ ] અને ચૂડાલા શિખિધ્વજનું આખ્યાન [યો. વા. નિ પ્ર. અ. ૭૭–૧૧૦] અત્યંત હિતાવહ છે, તેથી મુમુક્ષુને મૂળગ્રંથનો તે ભાગ વાંચવા માટે મારી આગ્રહ પૂર્વક વિનંતિ છે.

**શ્રીમદ્‌ભાગવત** :—શ્રીમદ્‌ભાગવત શ્રીમદ્‌ભાગવતગીતાનું સમય ભાષ્ય છે. ભાગવતના એકાદશ સ્કંધમાં ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમુખે ભક્ત ઉદ્ધવને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપેલો છે, તેથી ગીતાશાસ્ત્રનો અર્થ સ્પષ્ટ સમજાવવાના હેતુથી ભાગવતના શ્લોકનું, આખ્યાનોનું, તેની કથાઓનું, ભગવાનની લીલાઓનું તથા તે સર્વના આધ્યાત્મિક તત્ત્વોનું આ ગ્રંથમાં યોગ્ય સ્થળે નિરૂપણ કરેલું છે.

**અધ્યાત્મરામાયણ** :—આ ગ્રંથમાં ભગવાન વેદવ્યાસે ભગવાન રામના ચરિત્રનું વર્ણન કરતાં ભક્તિ, જ્ઞાન, ઉપાસના, નીતિ તથા સદાચાર સંબંધી દિવ્ય ઉપદેશ આપેલો છે

આ ગ્રંથના 'રામગીતા' નામના અધ્યાયમાં ભગવાન રામ શ્રીલક્ષ્મણજીને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપતાં કહે છે—'હે લક્ષ્મણ! પ્રથમ વર્ણાશ્રમવિહિત

કર્મોનું અનુષ્ઠાન કર, ચિત્તશુધ્ધ થતાં કર્મોનો ત્યાગ કર, તથા શમદમાદિસંપન્ન થઈ સદ્ગુરુનું શરણુ લે [ શ્લો. ૭ ]; (૨) કર્મથી દેહ અને દેહથી કર્મ એ પ્રકારે આ સંસાર ચક્રની પેઠે ચાલતો રહેલો છે [ શ્લોક ૮ ]; ( ૩ ) સંસારનું મૂળ અજ્ઞાન છે, જ્ઞાન જ અજ્ઞાનનું વિરોધિ છે, માટે વિવેકીએ જ્ઞાનના વિચારમાં જ તત્પર રહેવું [ શ્લોક ૯ ]; ( ૪ ) 'तत्त्वमसि' ઇત્યાદિ વેદાંતવાકયોના વિચારથી વિશુદ્ધ વિજ્ઞાનના પ્રકાશથી ઉદ્ભાસિત જે ચરમ [ છેલ્લી ] આત્મવૃત્તિ થાય છે, તે વિદ્યા [ આત્મજ્ઞાન ] કહેવાય છે [ શ્લોક ૧૫ ], ( ૫ ) એકવાર જ્ઞાન થયા પછી અવિદ્યા પાછી ઉત્પન્ન થતી નથી [ શ્લોક ૧૯ ]; ( ૬ ) જ્ઞાન વિના મોક્ષ નથી [ શ્લોક. ૨૧ ]; અને ( ૭ ) તેથી જ્યાં સુધી સમસ્ત જગત ભગવાનનું જ સ્વરૂપ છે એવો સ્વાનુભવ ન થાય ત્યાં સુધી સ્વકર્મવડે [વર્ણાશ્રમવિહિત કર્મોવડે]. ભગવાનની આરાધના વિષે તત્પર રહેવુ [ શ્લોક ૫૮ ].

આ આખો ગ્રથ અને એ ન બની શકે તો આ ગ્રંથનો આ સંપૂર્ણ શ્રુતિઓના સારરૂપ, ગુપ્ત રહસ્યરૂપ તથા ગીતાશાસ્ત્રના પ્રસ્તાવનારૂપ આ 'રામગીતા' નામનો અધ્યાય [ અ. રા. ઉ. અ. ૫.] મુમુક્ષુને અત્યંત મનન કરવા યોગ્ય છે.

**અધ્યાયનો સાર** :—અધ્યાયને અંતે બ્રહ્મનિષ્ઠ આચાર્યોના શબ્દોમાં અધ્યાયનો સાર તથા શ્રીધરસ્વામીની ટીકામાંથી અધ્યાયના અર્થને પ્રકાશિત કરતો એક સ્તુતિશ્લોક આપવામાં આવેલો છે.

આ ગ્રંથમાં નિરૂપણ કરવામાં આવેલાં ભાષ્યો, ટીકાઓ, શ્રુતિઓ, તથા ગ્રંથો વગેરેની માહિતી તેનાં સંક્ષિપ્ત ચિહ્નો સહિત આ સાથેના પરિશિષ્ટમાં આપવામાં આવી છે.



•

# परिशिष्ट

આ ગ્રંથમાં સંક્ષિપ્ત ચિહ્નોથી સૂચિત કરેલાં ભાષ્યો, ટીકાઓ તથા ગ્રંથોની માહિતી.

| | |
|---|---|
| શા. ભા. | શાઙ્કરભાષ્ય-(ભગવાન શ્રીશંકરાચાર્યનું ભાષ્ય) [૭૮૮-૮૨૦] अद्वैत. |
| રા. ભા. | શ્રીરામાનુજાચાર્યનું ભાષ્ય [ ૧૦૧૭-૧૧૩૭ ] विशिष्टाद्वैत. |
| શ્રીધર | શ્રી શ્રીધરસ્વામી [આશરે ૧૦૦૦-૧૧૦૦] सुबोधिनीटीका-अद्वैतः |
| આ. શા. ભા. | શ્રીઆનંદગિરિ શાઙ્કરભાષ્ય [ ૧૨૦૦ ] अद्वैतः |
| મા. ભા. | માધ્વ-( શ્રીમાધ્વાચાર્યજીનું ) ભાષ્ય [ ૧૧૯૯-૧૨૭૮ ] द्वैतः |
| ધ. કાનંદ | શ્રીધનાનંદ સરસ્વતી [ આશરે ૧૪૦૦ ] गीतातात्पर्य-बोधिनी-अद्वैतः |
| વલ્લભ | શ્રીવલ્લભાચાર્યજી [ ૧૫૦૦ ] शुद्धाद्वैतः |
| મધુ. | શ્રીમધુસૂદનસરસ્વતી [ ૧૫૦૦ ] गूढार्थदीपिका-अद्वैतः |
| કેશવ | શ્રીકેશવાચાર્ય [ ૧૫૦૦ ] तत्त्वप्रकाशिका-द्वैताद्वैतः |
| નીલકંઠ | પંડિત નીલકંઠ [ ૧૫૦૦ ] भारतभावदिप -अद्वैतः |
| પુ. અ. ત. | શ્રીપુરુષોત્તમજી [ ૧૬૬૮-૧૭૮૪ ] अमृततरङ्गिणी-शुद्धाद्वैतः |
| વે. બ્ર. ગી. | શ્રીવેંકટનાથ [ ૧૭૦૦ ] ब्रह्मानंदगिर्याख्यानम्-गीता-अद्वैत· |
| હ. પૈ. ભા. | શ્રીહનુમાન [ સમય નક્કી નથી ] पैशाचभाष्यम्-अद्वैत. |
| સદાનંદ | શ્રીસદાનંદ-भावप्रकाश -अद्वैतः |
| ભા. ટી. | भाष्योत्कर्षदीपिका ટીકા-શ્રીધનપતિસૂરિ-अद्वैत. |
| હ. વૈ. ભા. | સ્વામી હરિપ્રસાદ [ ૧૯૪૨ ]-वैदिकभाष्य-अद्वैतः અનુવાદક : શ્રી. નલિન. મ. ભટ. |
| ઈશા. ઉ. | ઈશાવાસ્ય ઉપનિષદ્ |
| કેન ઉપ. | કેનોપનિષદ્ |
| કઠ ઉપ. | કઠોપનિષદ્ |
| મુ. ઉ. | મુંડકોપનિષદ્ |

| | |
|---|---|
| | માણ્ડૂક્યોપનિષદ્ |
| | તૈત્તિરીયોપનિષદ્ |
| | ઐતરેયોપનિષદ્ |
| છા. ઉ. | છાન્દોગ્યોપનિષદ્ |
| બૃ. ઉ. | બૃહદારણ્યકોપનિષદ્ |
| શ્વે. ઉ. | શ્વેતાશ્વતરોપનિષદ્ |
| કૈ. ઉ. | કૈવલ્યોપનિષદ્ |
| તૈ. સં. | તૈત્તિરીય સંહિતા |
| કૌષી. ઉ. | કૌષીતકિ ઉપનિષદ્ |
| ઐ. બ્રા. | ઐતરેય બ્રાહ્મણ |
| બ્ર. સૂ. | બ્રહ્મસૂત્ર [ વેદવ્યાસ ] |
| મૈ. ઉ. | મૈત્રાયણી ઉપનિષદ્ |
| ના. ભ. સૂ. | નારદભક્તિસૂત્ર |
| શાં. સૂ. | શાંડિલ્ય સૂત્ર |
| ઋગ્. | ઋગ્વેદ |
| યો. વા. રા. | યોગવાસિષ્ઠ મહારામાયણ |
| ભાગ. | શ્રીમદ્‌ભાગવત |
| અ. રા. | અધ્યાત્મરામાયણ [ વેદવ્યાસ ] |
| મહા. ભા. | મહાભારત |
| મહા. શા. પ. | મહાભારત શાન્તિપર્વ |
| વા. રા. | વાલ્મીકિરામાયણ |
| વિ. પુ. | શ્રીવિષ્ણુપુરાણ |
| રા. ચ. મા. | શ્રીરામચરિતમાનસ — શ્રીમદ્‌ગોસ્વામી તુલસીદાસજી |
| પા. યો. સૂ. | પાતંજલ (મહર્ષિ પતંજલિકૃત) યોગસૂત્ર |
| મનુ. | મનુસ્મૃતિ |
| પંચદશી | શ્રીપંચદશી — શ્રીવિદ્યારણ્યસ્વામી |
| જી. મુ. વિ. | જીવન્મુક્તિવિવેક — શ્રીવિદ્યારણ્યસ્વામી |
| શં. વિ. ચૂ. | શ્રીશંકરાચાર્યકૃત વિવેકચૂડામણિ |
| આત્મબોધ | આત્મબોધ — શ્રીશંકરાચાર્ય |
| અપરોક્ષાનુભૂતિ | અપરોક્ષાનુભૂતિ — શ્રીશંકરાચાર્ય |
| સદાચારસ્તોત્ર | સદાચારસ્તોત્ર — શ્રીશંકરાચાર્ય |
| ઉ. સ. | ઉપદેશસહસ્રી શંકરાચાર્ય |
| ઉપ. સા. | ઉપદેશસાર—રમણ મહર્ષિ |
| રમણગીતા | રમણમહર્ષિ |

શ્રીરામકૃષ્ણકથામૃત
ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થયેલા ગીતાના ગ્રંથો :—
ગીતાદોહન — શ્રીકૃષ્ણલાલભટ્ટજી [ ગુજરાતી ]
ગીતા — શ્રીનથુરામશર્મા [ ગુજરાતી ]
ગીતા — શ્રીમણિભાઈ નભુભાઈ [ ગુજરાતી ]
અનાસક્તિયોગ — મહાત્મા ગાંધી [ ગુજરાતી ]
ગીતારહસ્ય અથવા કર્મયોગ — લોકમાન્ય તિલક [ ગુજરાતી અનુવાદ ]
ગીતા [ પુરુષાર્થબોધિની ટીકા ] — શ્રીપંડિત શ્રીપાદ દામોદર સાતવલેકર [ ગુજરાતી અનુવાદ ]
જ્ઞાનેશ્વરી [ ગુજરાતી અનુવાદ ]
ગીતા [ ગૂઢાર્થદીપિકા ] સ્વામી શ્રીચિદ્ઘનાનંદ [ ગુજરાતી અનુવાદ ]
અષ્ટાવક્રગીતા
ગીતા [ તત્ત્વવિવેચની ટીકા ] શ્રીજયદયાલ ગોયન્દકા [ હિન્દી ]
પ્રવચનસુધા [ સાતમો અધ્યાય ] સ્વામી શ્રીમહેશ્વરાનંદ મહામંડલેશ્વર [ હિન્દી ]
ગીતા ઉપર નિબંધો — શ્રી અરવિંદ [ અંગ્રેજી ]
ગીતા — શ્રીરાધાકૃષ્ણન્ [ અંગ્રેજી ]
ગીતા — શ્રીશિવાનંદ [ અંગ્રેજી ]
ગીતા — શ્રીકૃષ્ણપ્રેમ [ અંગ્રેજી ]





कृष्णं वन्दे जगद्गुरुम्

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

'ભગવાન શ્રી કૃષ્ણનો ગીતા ઉપદેશ, ભગવાનની દિવ્ય લીલાઓ તથા ભગવાનનો અલૌકિક આચાર' લોકસંગ્રહની દૃષ્ટિથી એક જ અર્થનો બોધ કરે છે, એ ગીતાપ્રેમીને યથાવત્ સમજાય તે હેતુથી શ્રીમદ્ ભાગવતના દશમ્ સ્કંધમાં વર્ણવેલી ભગવાનની લીલાઓના જે ભાવો તથા તેના અનુસંધાનરૂપ અર્થોનાં, ભગવત્કૃપાથી મારા અંતઃકરણ વિષે જે સ્ફુરણો થયાં, તે મેં આ 'ભગવદ્‌ગીતા તથા ગીતા તાત્પર્યસંગ્રહની બીજી આવૃત્તિમાં આ ગ્રંથની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના પછી 'ભગવાનની લીલાઓનું ગીતામાં સંકલન' એ નામના એક પૃથક્ પ્રકરણરૂપે પ્રકાશિત કર્યાં છે.

ગીતાપ્રેમીને ગીતાશાસ્ત્રના શ્લોકના અર્થના ભગવાનની દિવ્ય લીલાના તત્ત્વ સાથેના અનુસંધાનથી ગીતાશાસ્ત્રનો અર્થ સ્પષ્ટ સમજાશે; તેમ જ ભાગવત્ પ્રેમીને લીલાના ભાવના ગીતાશાસ્ત્રના શ્લોકના અર્થ સાથેના અનુ-સંધાનથી લીલાનું જ્ઞાનમય ધ્યાન સિદ્ધ થશે.

ભગવદ્ શરણાગતિ ભગવાનની પ્રાપ્તિનું સુલભ સાધન છે. શરણાગત ભક્તોનુ સર્વ પ્રકારે રક્ષણ કરવુ એ ભક્તવત્સલ એવા ભગવાનનું પ્રસિદ્ધ વ્રત છે, મારે મુમુક્ષુને ધ્યાન માટે સુલભ થાય તે હેતુથી 'દ્રૌપદી ચીરપૂર્તિ' વગેરે ભગવાને પોતાની અચિંત્ય યોગમાયાનો આશ્રય લઇ વિવિધ પ્રકારે કરેલા શરણાગત ભક્તોના રક્ષણના મહાભારતના પ્રસિદ્ધ પ્રસંગો મેં આ સંકલનના અંતમાં સક્ષેપમાં નિરૂપણ કર્યાં છે.

ભગવાનની પ્રત્યેક લીલાના અનેક ભાવો છે; પરંતુ પ્રત્યેક લીલાના જે ભાવથી ગીતાશાસ્ત્રના શ્લોકના અર્થનું અનુસંધાન થાય તે જ ભાવ મેં સંકલનમાં ગ્રહણ કર્યો છે.

સંકલન ભગવાન શ્રી કૃષ્ણ અને ભક્ત અર્જુનના સંવાદરૂપે કરવામાં આવેલું છે. સંકલનમાં ભગવાનની લીલાઓનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવેલું નથી.

ગીતાપ્રેમીને સંકલનમાં પ્રતિપાદન કરવામાં આવેલું લીલાનું તત્ત્વ તથા તેનું ગીતાશાસ્ત્રના શ્લોકના અર્થ સાથેનું અનુસંધાન યથાવત્‌ ન સમજાય તેણે શ્રીમદ્ ભાગવતમાં નિરૂપણ કરવામાં આવેલી તે લીલાના વર્ણનનો તથા ગીતાશાસ્ત્રના તે શ્લોકના વિવેચનનો આશ્રય લેવો.

ભગવત્કૃપા જ આ સંકલનના મૂર્તસ્વરૂપનું પ્રધાન કારણ છે. હું તો કેવળ નિમિત્ત માત્ર જ છું. મારા પ્રતિ ભગવાનની મહત્કૃપા તો એ કે આ સંકલન કરવાના નિમિત્તથી મારાથી ગીતાશાસ્ત્રનું, ભગવાનના અવતાર ચરિત્રનું તથા ભગવાનની દિવ્ય લીલાઓનું રાત-દિન તન્મય થઈ સતત પઠન-ચિંતન થયું.

हरिः ॐ तत्सत्



मूकं करोति वाचालं पंगुं लङ्घयते गिरिम्।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

# પ્રસ્તાવના

ઉપનિષદ્, ભગવદ્‌ગીતા તથા બ્રહ્મસૂત્રો નિવૃત્તિમાર્ગનું અને પ્રવૃત્તિમાર્ગનું પદ્ધતિસર તાત્ત્વિક વિવેચન કરનાર વૈદિક ધર્મના ત્રણ મુખ્ય આધારભૂત ગ્રંથો છે. આ ત્રણ પ્રસ્થાનત્રયી કહેવાય છે. પ્રસ્થાનત્રયીમાં પ્રતિપાદન કરવામાં આવેલું તત્ત્વજ્ઞાન તથા તેને સાક્ષાત્ અનુભવ કરવાનાં સાધનો [ઉપાયો–માર્ગો] સર્વને માન્ય છે. ભગવાન શ્રીશંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય વગેરે પ્રસ્થાનત્રયીને જ પ્રમાણ માને છે; પરંતુ શ્રીવલ્લભાચાર્યજીના મત પ્રમાણે ઉપનિષદ્, ગીતા તથા બ્રહ્મસૂત્રોનો સ્પષ્ટાર્થ શ્રીમદ્‌ભાગવતથી જ થાય છે; અને તેથી તેઓ પ્રસ્થાનત્રયી ઉપરાંત શ્રીમદ્‌ભાગવતને પણ પ્રસ્થાન માને છે.

મહાભારતમાં સર્વ વેદોના અર્થનો સમાવેશ કરવામા આવ્યો છે. સમગ્ર મહાભારતના અર્થનો ગીતામાં સમાવેશ કરવામાં આવ્યો છે, તેથી ગીતા સર્વશાસ્ત્રમયી છે [ ભીષ્મ. ૪૩–૨ ].

"गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः। [મહા. ભીષ્મ ૪૩–૧] ગીતાનું જ સારી રીતે શ્રવણ, કીર્તન, પઠન–પાઠન, મનન તથા ધારણ કરવું જોઈએ. અન્ય શાસ્ત્રની શી આવશ્યકતા છે?" ગીતાનું અધ્યયન તથા શ્રદ્ધાપૂર્વક તેના અર્થોનું અનુષ્ઠાન કરનારને અન્ય શાસ્ત્રનું કંઈ પ્રયોજન નથી. ગીતાશાસ્ત્ર જેવું બીજું કોઈ પરમાર્થનું સાધન નથી. એકમાત્ર ગીતાશાસ્ત્રનું જ શરણ લેનાર પુરુષ સંસારસાગર તરી જાય છે, અને બીજાને તારવાને દીવાદાંડીરૂપ, સેતુરૂપ કે નૌકારૂપ થાય છે.

ધર્મવિષયમાં સર્વમાન્ય થઈ ચૂકેલી ગીતા મહાભારતનો જ એક ભાગ છે. મહાભારત ગ્રંથ પ્રાચીન ઇતિહાસને આધારે રચાયેલો છે. પાંડવ–કૌરવોનો કાળ

એ ભારતવર્ષના ભાગ્યોદયનો કાળ હતો. મહાભારતમાં ભગવાન વેદવ્યાસે ઈશ્વર, ધર્મ, કર્મ, જ્ઞાન, યોગ, તપશ્ચર્યા, વેદ, વેદાંત, દર્શન, પુરાણ, ઉપન્યાસ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજનીતિ, સમાજનીતિ, તીર્થ, ભૂગોળવિદ્યા, ભવિષ્યનું સૂચન, યુદ્ધવિદ્યા, સ્વદેશભક્તિ વગેરે વિષયોનો સાર સમાવી દીધો છે; તથા ધર્મ, નીતિ, આચાર વગેરેનાં તત્ત્વો એક બાળક પણ સમજી શકે એવી સાદી તથા સરળ ભાષામાં મનોરંજક ઉદાહરણો સહિત વર્ણવ્યાં છે. આ ગ્રંથને પાંચમો વેદ કહેવામાં આવે છે, તે યોગ્ય જ છે.

" यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत् क्वचित्। જે મહાભારતમાં છે, તે બધા સંસ્કૃત સાહિત્યમાં છે, તથા જે મહાભારતમાં નથી, તે ક્યાંય પણ નથી." એ ભગવાન વેદવ્યાસનું કથન અતિશયોક્તિભરેલું નથી. સર્વકાળે મનુષ્યમાત્રની કલ્યાણની દૃષ્ટિથી રચાયેલા આ અપૂર્વ ગ્રંથને કેવળ હિંદુધર્મના ગ્રંથ તરીકે વર્ણવવો એ ભગવાન વેદવ્યાસની વિશાળ બુદ્ધિ તથા દૃષ્ટિનું અપમાન કરવા બરોબર છે.

શ્રીકૃષ્ણ, અર્જુન, સંજય, યુધિષ્ઠિર, ભીષ્મ, દ્રૌપદી, ધૃતરાષ્ટ્ર, દુર્યોધન, વગેરે ઐતિહાસિક વ્યક્તિઓ છે. આધુનિક કેળવણીમાં મહાભારતને બિલકુલ સ્થાન નથી, તેથી મહાભારત તથા ગીતાશાસ્ત્રના ધર્મતત્ત્વો યથાવત્ સમજવામાં મુશ્કેલી નડે તેમાં આશ્ચર્ય નથી [તિલક].

વળી મહાભારતમાં ભારતના ગૌરવનાં સ્મૃતિચિહ્નો પડ્યાં છે; પરંતુ જે દેશના લોકોને તેમના ભૂતકાળનો મહિમા જાણવાની કશી પડી જ નથી, પોતાના પૂર્વજોના ઇતિહાસ વાંચવાની દરકાર નથી, તે દેશની ઉન્નતિની આશા શી? તેમના ઇતિહાસની સાર્થકતા શી? જ્યારે ભૂતકાળના ઇતિહાસના પ્રકાશવડે ભવિષ્યના માર્ગ ઉપર પ્રકાશ પડે, ત્યારે જ ઇતિહાસની સાર્થકતા થઈ કહેવાય [બંકીમ].

## ગીતા-ઉપદેશ સનાતન છે

ભગવાન બુદ્ધની પેઠે ભગવાન શ્રીકૃષ્ણે ગીતા-ઉપદેશની નવીનતા માટે આગ્રહ કર્યો નથી; પરંતુ કાલબલથી જે ઉપનિષદોની અંદર રહેલું જ્ઞાન તિરોભાવ પામ્યું હતું, તેનો જ ભગવાને પુનઃ આવિર્ભાવ કર્યો છે.

પૂર્વે સૃષ્ટિના આદિકાળમાં સમસ્ત જગતના રક્ષણ, નિર્વાહ તથા ઉદ્ધાર માટે આ યોગ ભગવાને સૂર્યને કહ્યો [ગી. ૪-૧], ત્રેતાયુગના આરંભમાં ભગવાન સૂર્યે આ યોગ પોતાના પુત્ર વૈવસ્વત મનુને કહ્યો; વૈવસ્વત મનુએ લોકકલ્યાણ

આટે પોતાના પુત્ર:રાજા ઇક્ષ્વાકુને કહ્યો; અને રાજા ઇક્ષ્વાકુએ સર્વ પ્રજાની સમક્ષ આ યોગનું કથન કર્યું [ ગી. ૪–૧ ].

આ યોગ કલ્પના આદિમાં પરબ્રહ્મમાંથી પ્રકટ થાય છે. બ્રહ્મા, નારદ, સનત્કુમાર, વ્યાસ, વસિષ્ઠ વગેરેની પરંપરાથી દેવો તથા મનુષ્યને ઉપલબ્ધ થાય છે, અને પ્રલયકાળે પુન. પરબ્રહ્મમા જ લય પામે છે [ શા. ૫ ૩૪૮–૫૧–૫૨ ].

આ પ્રમાણે સૂર્યથી આરંભી ગુરુશિષ્યની પરંપરાથી નિમિ, નાભાગ, અજાતશત્રુ, કૈકેય, સગર વગેરે રાજર્ષિઓ આ યોગને જાણતા હતા; પરંતુ ધર્મની ન્યૂનતા કરનારા લાંબા કાળથી આ મનુષ્યલોકમા શ્રેષ્ઠ પુરુષના અભાવે, આ યોગ દુર્બળ, અજિતેન્દ્રિય અને અનધિકારી પુરુષોને પ્રાપ્ત થઈ, દ્વાપરયુગના અંતમાં નાશ પામ્યો હતો. આ યોગની સંપ્રદાયપરંપરા તૂટી ગઈ હતી [ ગી ૪–૨ ], તેથી સર્વલોક પર અનુગ્રહ કરી, ભક્ત અર્જુનને નિમિત્ત કરી, ભગવાન શ્રીકૃષ્ણે મોક્ષના સાધનરૂપ, વેદશાસ્ત્રના સારરૂપ તથા ઉત્તમ રહસ્યરૂપ આ યોગ પાછો કહ્યો છે [ ગી. ૪–૩ ].

આ યોગમા વેદશાસ્ત્રના પ્રવૃત્તિલક્ષણ તથા નિવૃત્તિલક્ષણ બન્ને ધર્મોનાં તાત્પર્યો તથા વેદાર્થનો સમાવેશ થાય છે [ શા. ભા. ગી. ૪–૧ ]. આ યોગનું મૂળ વેદશાસ્ત્ર તથા ફળ મોક્ષ છે. વેદરૂપી મૂળ તથા મોક્ષરૂપી ફળ બન્ને કારણોને લીધે આ યોગ અવિનાશી છે.

## ગીતાશાસ્ત્રના બે વિભાગ

ગીતાશાસ્ત્રના બે વિભાગ છે—मन्तव्यांश [ તત્ત્વજ્ઞાન ] અને अनुष्ठेयांश [ જ્ઞાનનાં સાધનો ].

બ્રહ્મ, ઈશ્વર, જીવ, જગત, પ્રકૃતિ, કર્મ, અકર્મ, વિકર્મ, બંધ, મોક્ષ વગેરેનું યથાર્થ સ્વરૂપ; બ્રહ્મ, ઈશ્વર, જીવ વગેરેનો પરસ્પર સંબંધ, જગત કોણે ઉત્પન્ન કર્યું ? જગત ક્યારે ઉત્પન્ન થયું ? જગત કેવી રીતે ઉત્પન્ન થયું ? વગેરે બાબતોનો 'મન્તવ્ય'માં સમાવેશ થાય છે.

બ્રહ્મ, ઈશ્વર, જીવ, માયા, જગત વગેરેના સ્વરૂપને [તત્ત્વને] સાક્ષાત્ જાણવાના ઉપાયરૂપ કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ વગેરે સાધનોનો 'અનુષ્ઠેયાંશ'માં સમાવેશ થાય છે.

મન્તવ્ય વિષે अद्वैतः [ શંકર ૭૮૮–૮૨૦ ], भेदाभेद. [ ભાસ્કર ૧૦૦૦ ], विशिष्टाद्वैत [ રામાનુજ ૧૦૧૭-૧૧૩૭ ], द्वैतः [ માધ્વ ૧૧૯૯–૧૨૭૮ ], द्वैताद्वैत. [ નિંમાર્ક સમય નક્કી નથી ], शैवविशिष्टाद्वैत. [ શ્રીકંઠ ૧૨૦૦ ], भेदाभेदविशिष्टाद्वैत [ શ્રીપતિ ૧૪૦૦ ], शुद्धाद्वैत. [ વલ્લભ ૧૫૦૦ ],

आत्मब्रह्मैक्यभेदाभेदः [ વિજ્ઞાનભિક્ષુ ઈ. ૧૬૦૦], अचिन्त्यभेदाभेदः [ બલદેવ ૧૭૦૦ ] વગેરે મતો પ્રચલિત છે.

'મન્તવ્ય' પ્રત્યેકની બુદ્ધિને અનુસરે છે, તેથી કોઈ પણ પુરુષ બ્રહ્મનિષ આચાર્યે પ્રતિપાદન કરેલા અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત વગેરે પૈકી કોઈ પણ મ અંગીકાર કરવા સર્વદા, સર્વથા તથા સર્વત્ર સ્વતંત્ર છે [ હરિપ્રસાદસ્વામ સ્વાધ્યાયસંહિતા પા. ૬ ].

સંસારના મિથ્યાપણાના નિશ્ચયથી કે સ્વર્ગાદિ સુખભોગોના અનિત્યપણાના નિશ્ચયથી, કે ભગવાનના સારૂપ્ય, સાયુજ્ય, સાંનિધ્ય કે સાલોક્યને પામવાની કામ નાથી કે એકમાત્ર ભગવાનની નિર્ગુણ ભક્તિની કામનાથી, કર્મયોગના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિને [ વૈરાગ્યને ] પ્રાપ્ત થઈ આત્મતત્ત્વને યથાવત્ જાણવું, એ પ્રત્યેક આચાર્યના ઉપદેશનો સાર છે. તેથી આચાર્યોએ પ્રતિપાદન કરેલા ગીતા-શાસ્ત્રના તત્ત્વજ્ઞાનમાં વિવિધતા તથા સામાન્ય દૃષ્ટિથી વિરોધ હોવા છતાં તેમણે પ્રતિપાદન કરેલા અર્થોનું [ સાધનોનું ] અનુષ્ઠાન કરવાથી પુરુષ ક્રમશઃ ચિત્તશુદ્ધિ, જ્ઞાન તથા મોક્ષને પ્રાપ્ત થાય છે.

આચાર્યોનાં ગીતા-ભાષ્યો મિથ્યા બુદ્ધિવાદ નથી. આચાર્યોએ પ્રતિપાદન કરેલા ગીતાશાસ્ત્રના તત્ત્વજ્ઞાનનો કે શ્રેયપ્રાપ્તિના માર્ગોનો [ સાધનોનો ] કેવળ વ્યાકરણ કે તર્કથી તુલના કરી સંતોષ માનવાનો નથી; પરંતુ આચાર્યોએ પ્રતિપાદન કરેલા અર્થનો [ સાધનનો-માર્ગનો ] બુદ્ધિથી નિશ્ચય કરી, પોતાના અધિકારને અનુરૂપ તે અર્થનું [ સાધનનું-માર્ગનું ] નિશ્ચયાત્મક બુદ્ધિથી અનુષ્ઠાન કરવાનું છે. કોઈ પણ આચાર્યે પ્રતિપાદન કરેલા મતનો આશ્રય કરી તેમણે ઉપદેશ કરેલા અર્થનું [ સાધનનું-માર્ગનું ] શ્રદ્ધાભક્તિપૂર્વક અનુષ્ઠાન કરનાર પતિતમાં પતિત મનુષ્ય પણ શીઘ્ર શ્રેષ્ઠતાને પ્રાપ્ત થઈ, પરમ શાંતિને પામે છે, એમાં જરા પણ સંદેહ નથી.

### અનુષ્ઠાનમાં શાસ્ત્રને જ પ્રમાણ માનવું

જો કે આચાર્યોએ પ્રતિપાદન કરેલા કોઈ પણ મતને [ સંપ્રદાયને ] અંગીકાર કરવા પુરુષ સ્વતંત્ર છે, તોપણ શાસ્ત્ર કે આચાર્યે ઉપદેશ કરેલાં સાધનોનું યથાવિધિ અનુષ્ઠાન કરવામાં દરેક મનુષ્ય સર્વદા, સર્વથા તથા સર્વત્ર પરતંત્ર છે [ હરિપ્રસાદ સ્વામી સ્વાધ્યાયસંહિતા ૫ ].

ધર્માધર્મનો નિર્ણય કરવામાં શાસ્ત્ર જ પ્રમાણરૂપ છે [ ગી. ૧૬-૨૪ ]. વેદે જેની આજ્ઞા કરી છે, તે ધર્મ છે; અને જેનો નિષેધ કર્યો છે, તે અધર્મ છે. શાસ્ત્રને પ્રમાણ માનવાથી સ્વધર્મનિષ્ઠા ઉત્પન્ન થાય છે, સ્વધર્મનિષ્ઠાથી ચિત્તશુદ્ધિ

તથા ચિત્તશુદ્ધિથી આત્મસાક્ષાત્કાર થતાં સંસાર મૂળસહિત નાશ પામે છે [ શંકર વિ. ચૂ. ૧૪૮ ].

' જે પુરુષ શાસ્ત્રના વિધિનિષેધરૂપ આદેશોનો અશ્રદ્ધાથી ત્યાગ કરી ઇચ્છામાત્રથી વર્તે છે, તે સુખ, ચિત્તશુદ્ધિ કે મોક્ષને પ્રાપ્ત થતો નથી [ગી. ૧૬–૨૩],' માટે મુમુક્ષુએ પોતાના અધિકારને અનુરૂપ કર્મયોગ, ભક્તિયોગ કે જ્ઞાનયોગ જે હિતાવહ લાગે તેનું અનુષ્ઠાન કરવું અત્યંત આવશ્યક છે [ગી ૧૮–૬૩].

## ગીતા-ઉપદેશનો સાર

ભગવદ્ગીતામાં કેટલાક કર્મયોગને, કેટલાક ભક્તિયોગને તથા કેટલાક જ્ઞાનયોગને મોક્ષના સાધનરૂપ માને છે; પરંતુ પરમગતિને યોગ્ય થવા માટે કર્મ, જ્ઞાન તથા ભક્તિ ત્રણે આવશ્યક છે.

મોક્ષમાર્ગ એક જ છે; એ વૃક્ષના રૂપકથી સ્પષ્ટ સમજાશે. નિષ્કામ કર્મરૂપી બીજમાંથી ચિત્તશુધ્ધિરૂપી વૃક્ષ ઊગે છે. આ વૃક્ષની શાસ્ત્રનુ પરોક્ષજ્ઞાન તથા વૈરાગ્યરૂપી બે શાખાઓ છે. આ શાખાઓ પર નિદિધ્યાસનરૂપી તથા પરાભક્તિરૂપી પુષ્પો ફૂટે છે. આ પુષ્પોમાંથી યથાકાળે એકમાત્ર ભગવાનના અનુગ્રહથી જ્ઞાનનિષ્ઠારૂપ ફળ ફલિત થાય છે.

આ જ્ઞાનનિષ્ઠા કર્મયોગરૂપી બીજનું ફળ હોવાથી કેટલાક એને કર્મયોગનુ ફળ કહે છે, પરાભક્તિરૂપી પુષ્પનુ ફળ હોવાથી કેટલાક એને ભક્તિયોગનુ ફળ કહે છે, નિદિધ્યાસનરૂપી પુષ્પનું ફળ હોવાથી કેટલાક એને જ્ઞાનયોગનું ફળ કહે છે, તથા ચિત્તશુદ્ધિરૂપી વૃક્ષનુ ફળ હોવાથી કેટલાક એને ચિત્તશુદ્ધિનુ ફળ કહે છે; પરંતુ જેમ બીજ વિના વૃક્ષ, છાયા, પુષ્પ કે ફળની આશા વ્યર્થ છે, તેમ નિષ્કામ કર્મના અનુષ્ઠાન વિના ચિત્તશુદ્ધિ, ચિત્તશુદ્ધિના આનુષંગિક ફળરૂપ સુખ, વૈરાગ્ય, ભક્તિ, જ્ઞાન કે જ્ઞાનનિષ્ઠાની આશા વ્યર્થ છે. ચિત્તશુદ્ધિ, મુક્તિ કે પરમશાંતિ માટે નિષ્કામ કર્મ જ એકમાત્ર ઉપાય છે, એ સમસ્ત ગીતાશાસ્ત્રના ઉપદેશનો સાર છે.

## ભક્ત અર્જુનની યોગભૂમિકા

જેમ અગ્નિ કાષ્ઠમાંથી ઉત્પન્ન થઈ, કાષ્ઠનો નાશ કરી, અન્નને પરિપક્વ કરી, મનુષ્યમાત્રનું પોષણ કરે છે, તેમ ભક્ત અર્જુનના મોહના નિમિત્તથી થયેલો ગીતા-ઉપદેશ ભક્ત અર્જુનના મોહને નષ્ટ કરી, કર્મને પરિપક્વ કરી એટલે કે નિષ્કામ ભાવે આચરવાનો માર્ગ બતાવી મનુષ્યમાત્રના શ્રેયને પોષણ આપી રહ્યો છે, તથા પ્રલયકાળ પર્યંત આપશે જ એ વિષે જરા પણ સંશય નથી.

આ ગીતાબોધ યથાર્થ સમજવા માટે મુમુક્ષુએ ભક્ત અર્જુનની યોગભૂમિકા ધ્યાનમા રાખવાની ખાસ જરૂર છે.

ભક્ત અર્જુન અભય, ધૃતિ વગેરે દૈવી ગુણો સહિત જન્મેલો [ગી. ૧૬-૫], ભગવાનનો ભક્ત, સખા [ગી ૪-૩] તથા ભગવાનની વિભૂતિરૂપ હતો [ગી. ૧૦-૩૭] કૃપા અર્થાત્ દયા, શાતિ, અનસૂયા, શૌચ, સતોષ, માગલ્ય, અકાર્પણ્ય તથા અસ્પૃહા એ ગૌતમે કહેલા આઠ ગુણોથી [શકરાનદ ગી ૨-૧] તેમ જ વૈરાગ્ય, શરણાગતિ વગેરેથી યુક્ત [ગી ૨-૭-૮], મહામના, પરમ દયાળુ, પરમ બધુસ્નેહી, પરમ ધાર્મિક અર્જુન [ગ ભા ગી. ૧-૪૭] શ્રીકૃષ્ણના શ્રીમુખે ગીતાશાસ્ત્ર શ્રવણ કરવાનો ઉત્તમ અધિકારી હતો

ભક્ત અર્જુન જ્ઞાની ન હતો જ્ઞાની કદાપિ મોહ પામતો નથી [ગી. ૨-૭૨], જ્ઞાનીને કર્તવ્ય કર્મ રહેતુ નથી [ગી ૩-૧૭], જ્ઞાનીને સાધ્યના અભાવે સાધનનુ કઈ પ્રયોજન નથી [ગી ૩-૧૮], જ્ઞાની જનક વગેરેની પેઠે વિહિત કર્મ કરે કે યાજ્ઞવલ્ક્ય વગેરેની પેઠે સર્વ કર્મોનો ત્યાગ કરે, કે લોકદૃષ્ટિએ શિષ્ટની, અશિષ્ટની, બાળકની, ઉન્મત્તની કે મૂઢની પેઠે વર્તે છતાં તે પુન સસારને પ્રાપ્ત થતો નથી [ગી ૬-૩૧, ગી ૧૩-૨૩]

પરતુ જેમ કુશળ નાચનાર તાલ ચૂકતો નથી, તેમ જ્ઞાની સ્વાભાવિક રીતે શાસ્ત્રવિધિનુ ઉલ્લઘન કરતો નથી વળી જેમ જળનો નીચી ભૂમિમા જવાનો સ્વભાવ છે, તેમ વિહિત ધર્મનુ પરિપાલન તથા નિષિદ્ધ ધર્મનો ત્યાગ એ જ્ઞાનીનો સ્વભાવ છે, કારણકે જ્ઞાનીમા નિષિદ્ધ ધર્મના પ્રવર્તક રાગદ્વેષનો અભાવ છે [મધુ. ગી ૬-૩૧] જ્ઞાનીને શાસ્ત્રનુ કઈ પ્રયોજન નથી, શાસ્ત્ર તથા શાસ્ત્રના પ્રસિદ્ધ અર્થો છાયાની પેઠે જ્ઞાનીની વાણી તથા આચારને અનુસરે છે.

દેવર્ષિ નારદ, મહર્ષિ વ્યાસ, ભીષ્મપિતામહ વગેરે પાસે ભક્ત અર્જુને સાંભળેલુ કે ભગવાન શ્રીકૃષ્ણ પરબ્રહ્મસ્વરૂપ, આદિદેવ, પુરાણપુરુષ તથા સનાતન ધર્મરૂપ છે [ગી. ૧૦-૧૨-૧૩], પરતુ ચિત્તશુદ્ધિરૂપી દિવ્યચક્ષુ વિનાનો હોવાથી ભક્ત અર્જુન દેવર્ષિ નારદ, મહર્ષિ વ્યાસ વગેરેની પેઠે ભગવાનના પરબ્રહ્મસ્વરૂપને યથાર્થ જાણવા કે વિશ્વરૂપને જોવા સમર્થ ન હતો [ગી. ૧૧-૮]. ભક્ત અર્જુનને અપરિગ્રહમા પ્રતિષ્ઠા પામેલા યોગી પુરુષને સર્વદા પ્રાપ્ય એવી એના પૂર્વજન્મોની સ્મૃતિ પણ ન હતી [ગી ૪-૫, પા યો સૂ ૨-૩૯] ભક્ત અર્જુન ચિત્તશુદ્ધિના સાધનરૂપ કર્મયોગનો જ અધિકારી હતો [શા ભા વગેરે. ગી. ૨-૪૭]

## મોહથી અર્જુનની ધર્મનિષ્ઠા પરાભવ પામે છે

કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે ઊભેલા ભીષ્મપિતામહ વગેરે સ્વજનોને જોઈને ભક્ત અર્જુનના હાથ, પગ વગેરે ગાત્રો ઢીલાં થઈ જાય છે, મોઢું સુકાય છે, શરીરમાં કંપારી થાય છે, અને ભયથી રૂવાં ઊભાં થાય છે; હાથમાંથી ગાંડીવ સરી જાય છે, સંતાપથી ચામડીમાં દાહ થાય છે, મન ભમે છે એટલે કે પરવશ થાય છે, અને તે રથમાં ઊભો રહી શકતો નથી [ગી. ૧-૨૮-૩૦].

ગાત્રોનું શિથિલ થવું, મુખનું સુકાઈ જવું વગેરે शोकलिङ्गानि। [આ. ગી. ટી.] શોકચિહ્નો ભક્ત અર્જુનના સત્ત્વગુણના પરાભવસૂચક છે [આ. શા. ભા. ૧-૨૮]; કારણકે सत्त्वं सुखे सञ्जयति। [ગી. ૧૪-૯] સત્ત્વગુણ દુઃખ, શોક વગેરેનાં કારણો સન્મુખ હોવા છતાં, દુઃખ-શોકનાં કારણોને પરાભવ કરીને, જીવાત્માને સુખના સંબંધવાળો કરે છે [મધુ., નીલકંઠ ગી. ૧૪-૯], સત્ત્વગુણની વૃદ્ધિથી હૃદયમાં ઉદય પામેલાં જ્ઞાન, વૈરાગ્ય તથા તિતિક્ષાને લીધે પુરુષ પ્રારબ્ધવશાત્ પ્રતિકૂળની [દુ:ખની] પ્રાપ્તિમાં શોકને એટલે કે વ્યથા, વિકાર કે વિષાદને પામતો નથી.

શરીરનું કંપવું, રૂવાં ઊભા થવાં વગેરે भीतिलिङ्गानि। [આ. ગી. ટી.] ભયચિહ્નો ભક્ત અર્જુનની અભયવૃત્તિના પરાભવનાં સૂચક છે. [આ. શા. ભા. ગી. ૧-૨૯]; કારણકે "शास्त्रोपदिष्टेऽर्थे संदेहं विनाऽनुष्ठाननिष्ठत्वमभयम्। [મધુ., વે પ્ર. ગી., ગી. ૧૬-૧] શાસ્ત્રે ઉપદેશ કરેલા ધર્મનું સંદેહ વિના અનુષ્ઠાન કરવું એ 'અભય' કહેવાય છે."

હાથમાંથી ગાંડીવનું સરકી જવું, ત્વચામાં દાહ, મનનું ભમવું તથા રથમાં ઊભા ન રહી શકવું વગેરે ચિહ્નો ભક્ત અર્જુનની धृतिवृत्तिના પરાભવનાં સૂચક છે [મધુ. ૧-૩૦].

જેમ કમળના મોહથી ભ્રમરની છેદનશક્તિ પરાભવ પામે છે, તેમ સ્વજનોના મોહથી ભક્ત અર્જુનની ગાંડીવ ધારણ કરવાની શક્તિ પરાભવ પામે છે.

સત્ત્વગુણ, અભય, ધૃતિ વગેરે દૈવી ગુણો પરાભવ પામવાથી ભક્ત અર્જુન ધર્માધર્મનો વિવેક કરવા અસમર્થ થાય છે. જેમ કૌરવસભામાં દ્રૌપદી-વસ્ત્રહરણ પ્રસંગે દ્રૌપદીના નીતિમય પ્રશ્નનો ઉત્તર ન આપતાં મૌન રહેલા ભીષ્મપિતામહની ધર્મનિષ્ઠા ક્ષણભર પરાભવ પામી હતી, તેમ સ્વજનોના મોહથી ભક્ત અર્જુનની ધર્મનિષ્ઠા ક્ષણભર પરાભવને પ્રાપ્ત થઈ.

આ મોહ જ ભગવાનની અલૌકિકી, અનિર્વચનીય તથા દુસ્તર માયા છે- આ સંસારમાં મોહથી કોણ પરાભવ પામ્યો નથી?

### ભક્તવત્સલ ભગવાનનો અનુગ્રહ

કેવળ ભગવાન જ અનન્ય ભક્તનું એકમાત્ર શરણ છે; અને તેથી ભક્ત અર્જુનના યોગક્ષેમ માટે એટલે કે પરમાત્માની પ્રાપ્તિરૂપ યોગ [શા. ભા. ગી. ૯–૨૨] તથા પ્રાપ્ત કરેલી યોગભૂમિકાના સંરક્ષણ માટે [નીલકંઠ ગી. ૯–૨૨] ભગવાન જ સતત ચિંતા કરતા [ગી. ૯–૨૨].

ભગવાન જાણતા હતા કે, મોહથી પરાભવ પામેલો મનુષ્ય સ્મૃતિ, યોગબુદ્ધિ વગેરેના નાશદ્વારા ધર્મ, અર્થ, કામ કે મોક્ષ કોઈ પણ પુરુષાર્થને યોગ્ય રહેતો નથી [ગી. ૨–૬૨–૬૩].

મોહના [અવિદ્યાના] કાર્યરૂપ રાગદ્વેષને વશ થઈ, સ્વધર્મરૂપી યુદ્ધનો પરિત્યાગ કરવાથી, ભક્ત અર્જુન પ્રત્યવાયને [મોક્ષપ્રાપ્તિમાં અંતરાયને] પ્રાપ્ત થશે. તેથી ભક્ત અર્જુનના મોહને નિવૃત્ત કરી, તેની સ્મૃતિ જાગ્રત કરી, તેને સંદેહરહિત કરી [ગી. ૧૮–૭૩], પુનઃ યોગબુદ્ધિયુક્ત કરી, સ્વકર્મમાં [ધર્મયુદ્ધમાં] પ્રવૃત્ત કરવાના હેતુથી, પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણ, ભક્ત અર્જુનને નિમિત્ત કરી, સર્વલોક પર અનુગ્રહ કરવા માટે, સમસ્ત વેદશાસ્ત્રના સારરૂપ, આત્માના યથાર્થ સ્વરૂપ તથા તેની પ્રાપ્તિના ઉપાયરૂપ કર્મ, ઉપાસના, જ્ઞાન વગેરે સાધનોનો ઉપદેશ આપવાના હેતુથી, સર્વજ્ઞ તથા અંતર્યામી હોવા છતાં ભક્ત અર્જુનને પ્રશ્ન પૂછે છે :

### ધર્મનિષ્ઠા જ આત્મનિષ્ઠાનું પરમ સાધન છે

" હે પાર્થ ! ધર્મનિષ્ઠ પુરુષ જ આત્મનિષ્ઠ થવાને યોગ્ય છે. આ ધર્મક્ષેત્રમાં આ સ્વધર્મથી વિમુખપણારૂપ મોહ તને ક્યાંથી થયો ?

આ શિષ્ટનિંદિત મોહ સ્વર્ગ તથા મોક્ષ બન્નેનો વિરોધી છે. ધર્મયુદ્ધનો ત્યાગ કરવાથી તું પ્રત્યવાયને પ્રાપ્ત થશે. આ મોહ તારા જેવા આર્ય પુરુષે અર્થાત્ મુમુક્ષુએ [મધુ., ગી. ૨–૨] એક ક્ષણ પણ સેવવા યોગ્ય નથી. પુરુષ ધનથી કે વિદ્યાથી નહિ, પરંતુ સદાચારથી જ આર્ય કહેવાય છે [મહા. ઉદ્યોગપર્વ ૯૦–૫૨]. અર્થાં કે કામી નહિ, પરંતુ ધર્મનિષ્ઠ જ પ્રશંસા કે પૂજનને યોગ્ય છે.

જળથી મેઘલેખા શોભે તેમ શૌર્ય, તેજ તથા કીર્તિથી શોભતા તારા જેવા રાજધર્મજ્ઞ શ્રેષ્ઠ ક્ષત્રિયને, આ ધર્મયુદ્ધના સમયે ગાત્રોનું શિથિલ થવું, મુખનું સુકાઈ જવું, શરીરનું કંપવું, ગાંડીવનું સરકી જવું કે રથમાં ઊભા ન રહી શકવું શોભતું નથી.

તેં તારા શીલવડે ઇન્દ્રાદિ દેવોને પ્રસન્ન કર્યા છે. ભગવાન શંકરને પ્રસન્ન કરીને, ઇન્દ્રથી પણ ન જીતી શકાય એવા નિવાતકવચનો વધ કરીને, સ્વર્ગમાં ઉર્વશીના પ્રેમની ઉપેક્ષા કરીને, અગ્નિદેવ પાસેથી દિવ્ય રથ તથા ભગવાન શંકર,

ઇન્દ્ર વગેરે પાસેથી ગાંડીવ વગેરે દિવ્ય આયુધો સંપાદન કરીને, તે તારા અમાપ શૌર્યવડે અતુલ કીર્તિ સંપાદન કરી છે. આ ધર્મયુદ્ધનો ત્યાગ કરવાથી તારી વીરવિજયગામિની, સર્વદેશવ્યાપિની, ઉજ્જવળ કીર્તિને કલંક લાગશે. તારા જેવા શ્રેષ્ઠ ક્ષત્રિયને અપકીર્તિ મરણ કરતાં પણ વધુ વેદના કરશે, કારણકે સંભાવિત પુરુષને અપકીર્તિ એ જ મૃત્યુ [નરક] છે.

મનુષ્ય પોતાના હકનો ત્યાગ ભલે કરે, પરંતુ ફરજનો ત્યાગ લોક તથા શાસ્ત્રને માન્ય નથી, તથા સર્વકાળે સર્વથા નિંદિત છે. ધર્મના દેહધારી સ્વરૂપ ભગવાન રામે, વનમાં પ્રયાણ કરતી વખતે વલ્કલ પહેર્યાં, પરંતુ ધનુષબાણનો ત્યાગ ન કર્યો, માટે આ તારા હૃદયની તુચ્છ નિર્બળતાનો ત્યાગ કરી, ક્ષત્રિયના અંગભૂત તથા દેહ સાથે જ ત્યાગ કરવા યોગ્ય, આ ગાંડીવ તથા બાણોને પાછાં ધારણ કર. યુદ્ધ માટે રથમાં ઊભો થા. પૃથ્વી કે આકાશ ચલાયમાન થાય તોપણ તારા જેવા શ્રેષ્ઠ ક્ષત્રિયને ધર્મયુદ્ધથી [સ્વધર્મથી] ચલિત થવું યોગ્ય નથી.

धर्मो हि परमो लोके धर्मे सत्यं प्रतिष्ठितम्। [વા. રા. ૨-૧૧-૧૯] આ લોકમાં ધર્મ જ સર્વથી શ્રેષ્ઠ છે, ધર્મથી જ જગતની સ્થિતિ છે, ધર્મમાં જ સત્ય સ્વરૂપ પરમાત્મા રહે છે." ધર્મનું [કર્તવ્યનું] વિહિત મર્યાદાપૂર્વક પાલન કરવું, એ જ મહાન તપ છે. ધર્મ એ જ વૈજયન્તીમાળા તથા તેમાંથી પ્રસરતો સુગંધમય વાયુ છે [શ્રીકૃષ્ણોપનિષદ્ ૨૩]

"धर्मो हि श्रेय इत्याहु"। [મહા. અનુ. ૧૦૫-૧૪] ધર્મથી મનુષ્યો આ લોકમાં અભ્યુદયને તથા પરલોકમાં શ્રેયને પ્રાપ્ત થાય છે" "देवास्तु किंकरा-स्तस्य किं पुनर्मनुजा भुवि। ધર્મનિષ્ઠના દેવો પણ દાસ છે, તો પછી પૃથ્વીમાં મનુષ્ય તેના દાસ હોય એમાં શું કહેવું?"

જેના વડે માનવસમાજની ઉન્નતિ થાય, જે સર્વને હિતકર છે, તે જ ધર્મ છે. એને જ વિદ્વાનો લોકસંગ્રહ કહે છે. બીજાંકુર ન્યાય પ્રમાણે ધર્મના અનુષ્ઠાનથી જ ઐશ્વર્ય, વૈરાગ્ય, સર્વભૂતો વિષે સમભાવ, પરાભક્તિ તથા જ્ઞાનનિષ્ઠા ફલિત થાય છે [ગી. ૧૮-૫૧-૫૫].

માટે તારા શ્રેય માટે આ શાસ્ત્રદૃષ્ટિનો આશ્રય કર. સ્વજનોના સ્નેહથી, કે પાપના ભયથી શ્રેય-વિરોધી તથા અપજશ દેનારો આ સ્વધર્મનો પરિત્યાગ કરવો તને યોગ્ય નથી. માટે હે પાર્થ! ક્લૈબ્યપણાનો ત્યાગ કર. હે પરંતપ! આ હૃદયની તુચ્છ દુર્બળતાને વિવેકથી છોડીને, યુદ્ધ કરવા સજ્જ થા."

### ભક્ત અર્જુન ભગવાનનું શરણ લે છે

ભક્ત અર્જુન જાણતો હતો કે ધર્માધર્મનો નિર્ણય કરવામાં શાસ્ત્રો કે શિષ્ટ-પુરુષોનાં વચનો જ પ્રમાણરૂપ છે [ગી. ૧૬-૨૪]. સર્વજ્ઞ, પરમકારુણિક તથા

પરમગુરુ એવા ભગવાન જ પોતાના ધર્મવિષયક સંશયને શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિવડે સર્વથા નિરાસ [નિવૃત્ત] કરવા સમર્થ છે; અને તેથી તે અત્યંત દીન થઈ, શિષ્યભાવે ભગવાનના શરણને પ્રાપ્ત થઈ, કહેવા લાગ્યો :

"હે મધુસૂદન! 'नास्ति शक्तिः पितृर्वाक्यं समतिक्रमितुं मम। [વા. રા. ૨-૧૧-૩૦] પિતા દશરથની પ્રતિજ્ઞા સત્ય કરનાર ભગવાન રામની પેઠે કે પિતા જમદગ્નિની આજ્ઞાથી માતા રેણુકાનો વધ કરનાર ભગવાન પરશુરામની પેઠે, ચરાચર જગતના પિતા તથા પરમગુરુ એવા આપની આજ્ઞા ઉલ્લંઘન કરવા હું સમર્થ નથી.' આપની આજ્ઞા થતાં અગ્નિ કે સમુદ્રમાં કૂદી પડવા કે હળાહળ ઝેર પીવા આંચકો ન ખાઉં, તો પછી આ યુદ્ધ કરવા પ્રવૃત્ત થાઉં, એમા શું કહેવું?

હે અરિસૂદન! ભીષ્મદ્રોણાદિના ભયથી હું આ યુદ્ધનો ત્યાગ કરવા પ્રવૃત્ત થયો નથી. મારા આ નિશ્ચયનું કારણ મારી ધર્મવૃત્તિ જ છે. જે ક્ષણે મેં કુરુક્ષેત્રમા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય વગેરેને યુદ્ધ માટે ઊભેલા જોયા, તે જ ક્ષણે મારા ચિત્તમાં ધર્માધર્મની પરંપરા જાગ્રત થઈ છે. સ્વજનોના સ્નેહ તથા કર્તવ્ય એ બન્નેથી ઘેરાઈ જવાને લીધે, હું મુખમાં છછુંદરને પકડી બેઠેલા સર્પની જેવી દશાને પ્રાપ્ત થયો છું. જો સર્પ છછુંદરને ગળી જાય તો મૃત્યુ પામે, અને છોડી મૂકે તો આંધળો થાય; તેમ જો હું યુદ્ધ કરવા પ્રવૃત્ત થાઉં, તો મારે પિતૃવધ, ગુરુવધ તથા કુલક્ષયરૂપી ઘોર પાપો કરવાં પડે, અને યુદ્ધનો ત્યાગ કરું તો સ્વધર્મથી ભ્રષ્ટ થાઉં.

યુદ્ધધર્મ કે ભિક્ષાધર્મ એ બેમાંથી અમારા જેવા ધર્મપરાયણ માટે શું કલ્યાણકારક છે, તે અમે યથાવત્ જાણતા નથી. કદાચ યુદ્ધ શ્રેષ્ઠ છે, એમ માનીએ, તોપણ યુદ્ધમાં અમે કૌરવને જીતીશું કે કૌરવો અમને જીતશે, તે અમે જાણતા નથી. કદાચ આપ સર્વેશ્વરની પ્રેરણા, સહાય તથા કૃપાથી અમારો જય થાય, તો તે વિજય પણ પરાજય થવા બરોબર છે; કારણકે જેનો વધ કરીને અમે જીવવા ઇચ્છતા નથી, તે ભીષ્મ-દ્રોણાદિક સર્વે યુદ્ધ માટે સામે આવીને ઊભેલા છે. સ્વજનો વિનાના વિજય, રાજ્ય કે સુખની મને અપેક્ષા નથી, માટે હું યુદ્ધ કરવા ઇચ્છતો નથી.

હે ભગવાન શ્રીકૃષ્ણ! ધર્માધર્મના ભયથી, સ્વજનોના સ્નેહથી, કુલક્ષયના વિચારથી તથા દીનતાથી મારો ક્ષાત્રસ્વભાવ [ગી. ૧૮-૪૩] તથા અભય, ધૃતિ વગેરે દૈવી ગુણો પરાભવ પામ્યા છે [ગી. ૧-૨૮-૩૦]. દુસ્તર મોહથી મારું ચિત્ત વ્યાકુળ થયું છે. મારા કર્તવ્યનો નિશ્ચય કરવા હું અસમર્થ છું. ધર્મમાં મારું ચિત્ત પ્રવિષ્ટ થતું નથી. મારા ધર્મ [કર્તવ્ય] વિષે મને સંદેહ ઉત્પન્ન થયો છે. કાર્પણ્યદોષથી એટલે કે અવિદ્યારૂપ દોષથી આત્મસ્વરૂપને નહિ જાણનારા

મને, મારું શ્રેય યથાવત્ સમજાતું નથી. હું આપનો શિષ્ય છું. હું અત્યંત દીન થઈ આપને શરણે આવ્યો છું. શ્રુતિ, સ્મૃતિ તથા મહર્ષિઓએ જે શ્રેયઃ સાધન નિશ્ચિત કર્યું હોય, તે મને કહો [ગી. ૨-૭].

જેમ ભગવાન સનત્કુમારે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી નારદનો શોક નિવૃત્ત કર્યો [છા. ઉ. પ્રા. ૫ પ્ર. ૭], તથા જેમ ભગવાન વરુણે પોતાના પુત્ર ભૃગુને જ્ઞાનનો ઉપદેશ આપી કૃતાર્થ કર્યો [ભૃગુવલ્લી તૈ. ઉ.], તેમ આપ આપના આ દીન શિષ્ય પર અનુગ્રહ કરી, જ્ઞાનદીપવડે આ અંધકારરૂપ મોહનો નિઃશેષ નાશ કરી, મારો ધર્મવિષયક સંશય શાંત કરી, મને પુનઃ કર્તવ્યનિષ્ઠ કરી, કૃતાર્થ કરો.

હે હૃષીકેશ! મારાં દેહ, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિને અત્યંત સંતાપ કરનારો આ શોક [મોહ], આ લોકમાં ધનધાન્યસંપન્ન નિષ્કંટક રાજ્યથી, ઇન્દ્રપદથી કે બ્રહ્મપદથી પણ નિઃશેષ નિવૃત્ત થાય, એમ હું માનતો નથી. [ગી. ૨-૮].

"तरति शोकमात्मवित्। [છા. ઉ ૭-૧-૩] આત્મવેત્તા જ શોકને તરે છે." આત્મજ્ઞાનથી જ ચિત્તના પરિતાપો શાંત થાય છે. હું આત્મજ્ઞાની ન હોવાથી અકૃતાર્થ બુદ્ધિવડે તપું છું, માટે આત્મજ્ઞાનરૂપી નૌકાવડે મને આ શોક-સાગરમાંથી તારો. "कृतार्थबुद्धिमापादयन्नभयं गमयत्वित्यर्थः। [શા ભા. છા. ઉ ૭ ૧-૩] મને અભય અર્થાત્ પુનઃ ધર્મનિષ્ઠ કરી [મધુ. ૧૬-૧] કૃતાર્થ બુદ્ધિવાળો અર્થાત્ શાંત કરો."

"आचार्यवान्पुरुषो वेद। [છા ઉ. ૬-૧૪-૨] આચાર્યવાળો પુરુષ જ જગતના કારણરૂપ બ્રહ્મને જાણે છે" "आचार्याद्ध्येव विद्या विदिता साधिष्ठं प्रापयति। આચાર્યથી જ જાણેલી વિદ્યા શ્રેષ્ઠપણાને [પૂર્ણપણાને] પમાડે છે." બ્રહ્મનિષ્ઠ આચાર્યે ઉપદેશેલું જ્ઞાન જ મોક્ષરૂપી ફલમાં પર્યવસાન પામે છે [શા. ભા. ગી. ૪-૩૪].

"आचार्यः प्लावयिता। આચાર્ય સુકાની [pilot] છે," તથા "सम्यग्ज्ञानं प्लव इहोच्यते। [શ ક૭. ઉપ સ. ૩] આ લોકમાં જ્ઞાન નાવ કહેવાય છે." માટે પરમ ગુરુ એવા આપ મને જ્ઞાનનો [બ્રહ્મવિદ્યાનો] ઉપદેશ આપી કૃતાર્થ કરો."

### શિષ્યધર્મ [શરણાગતિ]

શાસ્ત્ર કે સદ્ગુરુના ઉપદેશનું સંશયરહિત થઈ શ્રદ્ધાપૂર્વક પરિપાલન કરવું એ જ સાચી શરણાગતિ છે.

શરણાગતિ શિષ્યધર્મનું બીજ, બળ તથા ફળ છે. ભક્ત હનુમાન તથા ભક્ત અર્જુન આ અર્થનાં પ્રસિદ્ધ દૃષ્ટાંતો છે.

'ભગવાન સર્વસમર્થ છે' એવું સતત અનુસંધાન રાખવાથી શરણાગતિ સિધ્ધ થાય છે.

ભગવાનની કે સદ્‌ગુરુની આજ્ઞાનું પરિપાલન, આત્મસમર્પણ અને દીનતા એ શિષ્યધર્મના [ શરણાગતિનાં ] પ્રધાન અંગો [ લક્ષણો ] છે

કર્મનિષ્ઠાનુ પરમ રહસ્ય ઈશ્વરની શરણાગતિ છે, તથા જ્ઞાનનિષ્ઠા ફળ છે [શા. ભા., ગી. ૧૮–૬૬].

શરણાગતિ વિના શિષ્યધર્મનો આરંભ થતો નથી, શરણાગતિ વિના શિષ્યધર્મનો નિર્ધાર થતો નથી, શરણાગતિ વિના શિષ્યધર્મ ફલિત થતો નથી, તથા શરણાગતિ સિવાય અન્ય વિષે શિષ્યધર્મ પર્યવસાન પામતો નથી.

"शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्। [ગી. ૨–૨] હુ આપનો શિષ્ય છુ, હુ આપને શરણ આવ્યો છુ, મને ઉપદેશ આપો." એ ભક્ત અર્જુનના વચનથી શિષ્યધર્મનો આરંભ થાય છે; અને "सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज। [ગી. ૧૮–૬૬]" "સર્વ ધર્મોનો ત્યાગ કરી, એક મારા શરણને પ્રાપ્ત થા." એ ભગવાનના વચનથી શિષ્યધર્મનો ઉપસંહાર થાય છે.

## આચાર્ય–ધર્મ

આચાર્યનો ધર્મ છે કે, આત્મજ્ઞાનની ઉત્પત્તિપર્યંત શિષ્યના સંશય વિપર્યયો શાંત કરવા અત્યંત આગ્રહપૂર્વક પ્રયાસ કરવો, શાસ્ત્રનો અર્થ શિષ્યે ગ્રહણ કર્યો છે કે નહિ તે જાણવું, તથા શિષ્યે યથાર્થ અર્થ ન ગ્રહણ કર્યો હોય તો પુનઃ પુનઃ ઉપદેશ આપી શિષ્યના મનનુ સમાધાન કરી તેને કૃતાર્થ કરવો.

આ આચાર્યધર્મનો ઉપદેશ આપવાના હેતુથી પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણ અંતર્યામી તથા સર્વજ્ઞ હોવા છતાં लोकाननुसृतः। [અ. રા. અ. ૧૦–૩૪] લોકાચારનું અનુસરણ કરતા, શરણાગત ભક્ત અર્જુનની ઉપેક્ષા ન કરતાં ભક્ત અર્જુનના મોહનું કારણ જાણવા માટે પ્રશ્ન પૂછે છે [ગી. ૨–૨–૩]; અને મૂઢ હોવા છતાં અમૂઢની માફક વાદ કરતા ભક્ત અર્જુનની, ધર્માધર્મ વિષેની મિથ્યા પંડિતાઈની વાતો સાભળી, બાળકપુત્રની અર્થ વિનાની વાતો શ્રવણ કરતી વખતે સ્વાભાવિક રીતે મંદ મંદ હસતા પિતાની પેઠે, જાણે હસતા હોય તેમ પ્રસન્ન મુખથી, ભક્ત અર્જુનના મોહને નિમિત્ત કરી, સમસ્ત વેદશાસ્ત્રના સારરૂપ, આત્માના યથાર્થસ્વરૂપ તથા તેને સ્વાનુભવપૂર્વક જાણવાના સાધનરૂપ ગીતાશાસ્ત્રના અનુપમ, અદ્‌ભુત તથા દિવ્ય ઉપદેશનો તેમણે આરંભ કર્યો.

આ ગીતાશાસ્ત્રરૂપી પવિત્ર સંવાદમાં ભગવાન શ્રીકૃષ્ણે કોઈ પણ પ્રકારનો ક્ષોભ પ્રદર્શિત કર્યા વિના ભક્ત અર્જુનના પ્રશ્નોના ઉત્તર આપ્યા, વિશ્વરૂપ-

દર્શન માટે ભક્ત અર્જુનને દિવ્યચક્ષુ આપ્યાં; ભક્ત અર્જુનનો મોહ નિવૃત્ત કર્યો, સ્મૃતિ જાગ્રત કરી તથા સંશયો શાંત કર્યા; એટલું જ નહિ પરંતુ ભક્ત અર્જુનનો મોહ આ અલૌકિક ઉપદેશથી નિવૃત્ત ન થયો હોય તો તેના મનનું સમાધાન કરવા માટે એક વાર ફરીને ઉપદેશ કરું [મધુ., કેશવ વગેરે ગી. ૧૮–૧૦], એ પ્રકારે એક આદર્શ આચાર્યને અનુરૂપ ભાવને સૂચિત કરતા અંતર્યામી તથા સર્વજ્ઞ હોવા છતાં 'ભક્ત અર્જુનનો મોહ નિવૃત્ત થયો કે કેમ' એ જાણવા માટે પ્રશ્ન પૂછે છે [ ગી. ૧૮–૭૨ ].

ગીતાશાસ્ત્રના આરંભમાં તેમ જ અંતમાં પરમ ગુરુ ભગવાન શ્રીકૃષ્ણ ભક્ત અર્જુનને પ્રશ્ન પૂછે છે, તે વસ્તુતઃ પ્રશ્ન નથી; પરંતુ આચાર્યધર્મની અનુપમ શિક્ષા [બોધ] છે. જ્ઞાનીનો આચાર અજ્ઞાનીને પ્રમાણરૂપ છે; પરંતુ જ્ઞાનસ્વરૂપ પરમ ગુરુ ભગવાન શ્રીકૃષ્ણનો આચાર જ્ઞાની [બ્રહ્મનિષ્ઠ આચાર્ય ] તથા અજ્ઞાની એટલે કે કોઈ પણ ઉપદેશક કે શિક્ષા આપનારને પણ પ્રમાણરૂપ હોઈ અનુકરણ કરવા યોગ્ય છે.

તાત્પર્ય એ છે કે, કોઈ પણ ઉપદેશ કે શિક્ષા આપનાર પુરુષે શિષ્યની ઉપેક્ષા ન કરવી, તથા શિષ્યના પ્રશ્ન કે શંકાનું કારણ જાણી, પ્રસન્નમુખે જરા પણ ક્ષોભ પ્રદર્શિત કર્યા વિના શિષ્યના મનનું સમાધાન કરવા પુનઃ પુનઃ પ્રયાસ કરવો.

## જીવના સંસારીપણાનું કારણ

મોહ, અવિદ્યા અને અજ્ઞાન પર્યાય શબ્દો છે.

મોહના કાર્યરૂપ સ્મૃતિ તથા તેના કાર્યરૂપ વિવેકબુદ્ધિનો નાશ [ગી. ૨–૬૩], સત્ત્વગુણ, અભય, ધૃતિ વગેરે દૈવી ગુણોનો પરાભવ, આસુરીબુધ્ધિનો ઉદય [ગી. ૧૮–૩૦–૩૨ ] અને તમોગુણના કાર્યરૂપ પ્રમાદ અર્થાત્ પ્રાપ્ત કર્તવ્યનો પરિત્યાગ,

અથવા

અવિદ્યાના કાર્યરૂપ રાગદ્વેષને વશ થઈ કર્મમાં પ્રવૃત્ત થવું, અર્થાત્ કામ, ક્રોધ, લોભ વગેરે આસુરી ગુણોને પરવશ થઈ વિષયભોગ તથા ધનાદિ ભોગસાધનોના સંગ્રહમાં પ્રવૃત્તિ એટલે કે નિષિધ્ધ, ફલેચ્છાપૂર્વક કે અહંભાવપૂર્વકના કર્મનું અનુષ્ઠાન,

અથવા

બ્રહ્મ, ઈશ્વર, જીવ, જગત, કર્મ, અકર્મ, વિકર્મ, બંધ, મોક્ષ, વાસના, સ્વભાવ, પ્રારબ્ધ, પુરુષાર્થ વગેરેના યથાર્થ સ્વરૂપનું અજ્ઞાન તથા અજ્ઞાનની નિવૃત્તિના સાધનરૂપ શ્રધ્ધા, શરણાગતિ, યોગબુદ્ધિ, ઇન્દ્રિયનિગ્રહ, તિતિક્ષા, સંતોષ, સમર્પણ, સ્વધર્મનિષ્ઠા વગેરેનો અભાવ અર્થાત્ આત્મજ્ઞાનનાં સાધનોની ઉપેક્ષા એ જ જીવના સંસારીપણાનું કારણ છે.

આ મોહનો [ અવિદ્યાનો–અજ્ઞાનનો ] સર્વથા નાશ કરી, સંસારથી મુક્ત થવા માટે આત્મજ્ઞાન સિવાય અન્ય કોઈ ઉપાય નથી.

## ગીતાશાસ્ત્રનું તત્ત્વજ્ઞાન

ગીતા બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્ર કહેવાય છે, કારણકે ગીતામાં સમસ્ત વેદશાસ્ત્રના તત્ત્વજ્ઞાન તથા સ્વાનુભવપૂર્વક જ્ઞાનને પ્રાપ્ત કરવાનાં સાધનોનું નિરૂપણ છે. વળી ગીતાનો પ્રસ્થાનત્રયીમા સમાવેશ થાય છે, તેથી પ્રત્યેક બ્રહ્મનિષ્ઠ આચાર્યે પોતાના સપ્રદાય [ સિદ્ધાંત ] પ્રમાણે ગીતાશાસ્ત્રના તત્ત્વજ્ઞાનનો અર્થ કરવાનો પ્રયાસ કરેલો છે.

હું અત્રે ભગવાન ભાષ્યકાર શંકરાચાર્યે "ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापर." "બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, તથા જીવ એ જ બ્રહ્મ છે" એ પ્રકારે વિસ્તારપૂર્વક પ્રતિપાદન કરેલો તથા શ્રીઆનંદગિરિ, શ્રીવરસ્વામી, શ્રી શંકરાનંદ, શ્રીમધુસૂદન સ્વામી, શ્રીસદાનંદ, શ્રીધનપતિસૂરિ, શ્રીવેંકટનાથ, શ્રી નીલકંઠ, શ્રીજ્ઞાનેશ્વર વગેરે જ્ઞાનનિષ્ઠ મહાત્માઓને માન્ય અદ્વૈત સિધ્ધાંત પ્રમાણે ગીતાશાસ્ત્રના તત્ત્વજ્ઞાનનું એટલે કે બ્રહ્મ, ઈશ્વર, માયા, જીવ, જગત, મોક્ષ વગેરેના સ્વરૂપનું સક્ષેપમા નિરૂપણ કરીશ

### બ્રહ્મ

બાષ્કલિએ પોતાના ગુરુ બાધ્વને બ્રહ્મના સ્વરૂપ વિષે પ્રશ્ન પૂછ્યો; પરંતુ બાધ્વ મૌન જ રહ્યા જ્યારે બાષ્કલિએ ત્રણ વાર એ પ્રશ્ન પૂછ્યો ત્યારે બાધ્વે કહ્યું :—'उपशान्तोऽयमात्मा' 'આ બ્રહ્મ શાંતિસ્વરૂપ છે' [ શા. ભા., બ્ર. સૂ. ૩–૨–૧૭] આ બ્રહ્મ સત્ પણ નથી અને અસત્ પણ નથી, બ્રહ્મ અનિર્વચનીય છે

બ્રહ્મ કાર્યકારણથી રહિત તથા દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદથી રહિત છે. બ્રહ્મ પ્રકૃતિ તથા પરમાણુની પેઠે સત્ પણ કહેવાતું નથી, તથા શૂન્યની પેઠે અસત્ પણ કહેવાતું નથી [ ગી ૧૩–૧૨ ]. બ્રહ્મ અવ્યક્ત, અચિંત્ય તથા નિર્વિકારી છે [ ગી. ૨–૨૫ ]

"यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । [તૈ. ઉ. ૨–૪–૯ ] એ બ્રહ્મથી મનની સાથે વાણી પહોચ્યા વગર પાછી ફરે છે." "अथात आदेश नेति नेति । [બૃ. ઉ ૨–૩–૬, બૃ. ઉ ૪–૪–૨૨] તેથી શ્રુતિઓ 'નેતિ નેતિ' કહી બ્રહ્મનો ઉપદેશ આપે છે."

બ્રહ્મ તેજરૂપ નથી, તમરૂપ નથી, શૂન્ય નથી, આકારવાળું નથી, દૃશ્ય નથી, દર્શનરૂપ નથી, ઉત્પન્ન થયેલા પદાર્થોના સમૂહરૂપ નથી અનંતપણાથી રહે છે, કોઈ પણ પ્રકારે નિરૂપણ કરવાને અશક્ય છે, પૂર્ણ કરતા પણ પૂર્ણ છે તે સત્ પણ નથી તેમ અસત્ પણ નથી, ઉત્પત્તિવાળું નથી તેમ ઉત્પત્તિરૂપ નથી, જ્ઞાતાથી રહિત છે અનંત છે, કારણથી રહિત છે, આદિ, અંત તથા મધ્યથી રહિત છે [ યો વા ઉ પ્ર ૯-૪૮-૪૯ ]

બ્રહ્મ સર્વ શરીરોમા હાથપગવાળું, સર્વ શરીરોમા નેત્ર, શિર તથા મુખવાળું, સર્વ શરીરોમા કાનવાળું, તથા આ લોકમા સર્વને વ્યાપ્ત કરીને રહે છે [ગી ૧૩-૧૩]

બ્રહ્મ સર્વ ઇન્દ્રિયોથી રહિત હોવા છતા સર્વ ઇન્દ્રિયોના વ્યાપારથી ક્રિયાવત્ જેવું પ્રતીત થાય છે બ્રહ્મ અસંગ હોવા છતા સુખ, દુ ખ તથા મોહરૂપે પરિણામ પામેલા સત્ત્વાદિ ગુણોનુ ભોક્તા છે [ગી ૧૩-૧૪]

જેમ તપ્ત થયેલા લોખંડના ગોળામા અગ્નિ અંદર તથા બહાર વ્યાપ્ત થઈને રહે છે, જેમ સુવર્ણ તેના કાર્યરૂપ આભૂષણોની અંદર તથા બહાર વ્યાપ્ત થઈને રહે છે, તેમ બ્રહ્મ તેના કાર્યરૂપ સર્વ ભૂતોની અંદર તથા બહાર વ્યાપ્ત થઈને રહે છે

બ્રહ્મ આકાશના જેવું સૂક્ષ્મ, નિરવયવ તથા રૂપાદિક ગુણોથી રહિત હોવાથી વિવેકવૈરાગ્યાદિ રહિત પુરુષોથી ન જાણી શકાય એવું છે બ્રહ્મ અશુદ્ધ અંત કરણવાળાને અત્યંત દૂર છે, એટલે કે અશુદ્ધ અંત કરણવાળા કરોડો જન્મે પણ તેને જાણી શકતા નથી શુદ્ધ અંત કરણવાળાને બ્રહ્મ અત્યંત સમીપ છે, એટલે કે શુદ્ધ અંત કરણવાળા પુરુષો બ્રહ્મને આત્મારૂપે સાક્ષાત્ અનુભવે છે [ગી ૧૩-૧૫]

જેમ સર્વવ્યાપી આકાશ એક હોવા છતા ઘટ, મઠ વગેરે ઉપાધિઓના સંબંધથી ભિન્ન પ્રતીત થાય છે તેમ બ્રહ્મ એક હોવા છતા દેવ, મનુષ્ય, પશુ વગેરે ઉપાધિઓના સંબંધથી ભિન્ન પ્રતીત થાય છે બ્રહ્મ જગતના સ્થિતિકાળમા અધિષ્ઠાનરૂપે સર્વભૂતોને ધારણ કરનાર, પ્રલયકાળમા સર્વનો સંહાર કરનાર, તથા ઉત્પત્તિકાળમા સર્વને ઉત્પન્ન કરનાર છે [ગી ૧૩-૧૬]

બ્રહ્મ સૂર્ય ચંદ્રાદિક બાહ્ય પ્રકાશોનુ તથા મન, બુદ્ધિ વગેરે અંતરના પ્રકાશોનુ પણ પ્રકાશક છે બ્રહ્મ અજ્ઞાનથી પર [ભિન્ન] છે બ્રહ્મ જ્ઞાનરૂપ, જ્ઞેયરૂપ,

અમાનિત્વાદિ જ્ઞાનનાં સાધનોથી પામવા યોગ્ય તથા સર્વના હૃદયમાં [બુદ્ધિમાં] વિશેષરૂપે રહેલું છે [ગી. ૧૩-૧૭].

"य एतमेवं विदुरमृतास्ते भवन्ति। [શ્વે. ઉ ૪-૨૦] જે પુરુષો આ બ્રહ્મને ઉપરોક્ત પ્રકારે સાક્ષાત્ જાણે છે, તેઓ મરણરહિત થાય છે."

### ઈશ્વર

શુદ્ધ સત્ત્વગુણપ્રધાન પ્રકૃતિ માયા કહેવાય છે. મલિન સત્ત્વગુણપ્રધાન પ્રકૃતિ અવિદ્યા [અજ્ઞાન] કહેવાય છે માયારૂપ ઉપાધિવાળા થવાથી બ્રહ્મ [આત્મા] ઈશ્વર કહેવાય છે; અને અવિદ્યારૂપ ઉપાધિવાળા થવાથી બ્રહ્મ [આત્મા] જીવ કહેવાય છે.

ઈશ્વર માયાનો નિયામક, સર્વશક્તિમાન, સર્વજ્ઞ તથા સ્વતંત્ર છે. જીવ અવિદ્યાને વશ વર્તનાર હોવાથી નિયમ્ય, અલ્પ શક્તિવાળો, અલ્પજ્ઞ તથા પરતંત્ર છે. ઈશ્વર માયાનો આશ્રય કરીને સત્પુરુષોના રક્ષણ માટે, દુષ્ટોનો નાશ કરવા માટે તથા ધર્મનો પુનરુદ્ધાર કરવા માટે યુગેયુગે દેહ ધારણ કરે છે, અને જીવ તેના કર્માનુસાર દેવ, મનુષ્ય કે પશુ વગેરે દેહને પ્રાપ્ત થઈ સંસારમાં ભ્રમણ કરે છે.

ઈશ્વર જ સર્વ કર્મોનું ફળ આપનાર છે [ગી. ૯-૨૪; બ્ર. સૂ. ૩-૨-૩૮]. ઇન્દ્રાદિ દેવો કર્મફળ આપવા સ્વતંત્ર નથી [કેશવ ગી. ૭-૨૨]. ઇન્દ્રાદિ દેવોની આરાધના કરનાર સકામ ઉપાસકો પણ ઈશ્વરે નિર્માણ કરેલાં ફળને જ પ્રાપ્ત થાય છે [ગી. ૭-૨૨].

સર્વના હૃદયમાં અંતર્યામીરૂપે રહેલા ઈશ્વર સર્વ પ્રાણીઓને તેમના પૂર્વસંસ્કાર રૂપ સ્વભાવ પ્રમાણે શુભાશુભ કર્મોમાં પ્રવૃત્ત થવાની પ્રેરણા આપે છે [ગી. ૧૮-૬૧]. પ્રાણીમાત્ર તેના સ્વભાવ પ્રમાણે ચેષ્ટા કરે છે [ગી. ૩-૩૩]; પરંતુ ઈશ્વર કોઈ પણ મનુષ્યને શુભ કે અશુભ કર્મ કરવાની ફરજ પાડતો નથી.

સ્વભાવજનિત પ્રેરણાનો પરાભવ કરવા પુરુષ સર્વદા તથા સર્વથા સ્વતંત્ર છે [ગી. ૩૪].

### માયા

પિંડ તથા બ્રહ્માંડમાં વિસ્તાર પામેલી, નિર્વિકાર, એકરસ, અદ્વિતીય પરબ્રહ્મમાં, આકાશમાં નીલવર્ણની પેઠે આભાસરૂપે રહેલી, નિર્વિકાર બ્રહ્મમાં સાક્ષીમ'બંધે કરીને કલ્પેલી, જળને આશ્રયે રહેલા શેવાળની પેઠે આત્મારૂપ દેવને આશ્રયે રહી તેને ઢાંકનારી, અનંતકોટિ જીવોને જન્મ-મરણરૂપી દુઃખપ્રવાહમાં જોડનારી,

પરબ્રહ્મની સ્વાભાવિક શક્તિરૂપ આ ત્રિગુણમયી માયા, દુઃખે કરીને નિવૃત્ત કરી શકાય એવી, અલૌકિકી તથા અદ્ભુત છે.

માયા સત્ તથા અસત્‌થી વિલક્ષણ એટલે કે અનિર્વચનીય છે [શંકર વિ. ચૂ ૧૧૦]. માયા પરબ્રહ્મના એક અંશમાત્રમાં જ કલ્પેલી છે [પંચદશી ૨-૫૪].

" अघटितघटनापटीयसी माया। દુર્ઘટ કાર્ય કરવું એ માયાનો સ્વભાવ છે." માયા બ્રહ્મનું નિર્વિકારીપણું નાશ કર્યા વિના ઈશ્વર, જીવ તથા જગતને સૃજે છે. માયાને લીધે જ બ્રહ્મમાં ઈશ્વર, જીવ તથા જગતનો ભેદ પ્રતીત થાય છે. માયાની સ્વતઃ સત્તા નથી, પરબ્રહ્મની સત્તાથી જ તેની સત્તા છે.

જેમ સૂર્યના પ્રકાશથી ઉત્પન્ન થયેલી છાયા સૂર્યમાં રહેલી નથી, તેમ માયાના કાર્યરૂપ સર્વભૂતો બ્રહ્મમાં સ્થિત નથી. માયાને લીધે સર્વ ભૂતસમુદાય બ્રહ્મમાં કલ્પાયેલા છે, પરંતુ એ કલ્પનાના અભાવમાં ' આ સર્વ બ્રહ્મ જ છે ' [ગી. ૯-૫-૬].

માયા અનાદિ છે [બ્રહ્મ. સૂ. ૨-૧-૩૩-૩૫], અને તેથી માયા તથા માયાના કાર્યરૂપ જગત, જીવ, કર્મ વગેરેનો આરંભ જાણી કે કલ્પી શકાતો નથી.

બ્રહ્મના અધ્યક્ષપણાથી [સમીપમાત્રથી] પ્રવૃત્ત થયેલી માયા સ્થાવર-જંગમ ભૂતોને ઉત્પન્ન કરે છે [ગી. ૯-૧૦]; પરંતુ બ્રહ્મ [આત્મા] કર્તા કે કારયિતા નથી.

જેમ પુરુષના સંબંધ વિના સ્ત્રી પ્રજા ઉત્પન્ન કરી શકતી નથી, તથા સ્ત્રીના સંબંધ વિનાનો પુરુષ પણ પ્રજા ઉત્પન્ન કરી શકતો નથી; તેમ ચૈતન્યની [બ્રહ્મની] છાયાનો આશ્રય કર્યા વિના એકલી માયા [પ્રકૃતિ] મહત્તત્ત્વ વગેરે તત્ત્વોને ઉત્પન્ન કરી શકતી નથી; તથા પુરુષ [બ્રહ્મ] પણ યોગમાયાનો આશ્રય કર્યા વિના એકલો રહીને મહત્તત્ત્વ વગેરેને ઉત્પન્ન કરી શકતો નથી. પ્રકૃતિ [માયા] તથા પુરુષ એકબીજાનો આશ્રય કરીને જ જગતને ઉત્પન્ન કરે છે.

જેમ પાણીના સાંનિધ્યથી બીજમાં અંકુર ફૂટી તેમાંથી વૃક્ષ થાય છે, તેમ બ્રહ્મના સાંનિધ્યમાત્રથી પ્રકૃતિમાં મહત્તત્ત્વ વગેરે અંકુરિત થઈ, આ સંસારવૃક્ષ [જગત] ઉત્પન્ન થાય છે આ પ્રકારે બ્રહ્મ [ચૈતન્ય] સમસ્ત જગતના ઉપાદાન તથા નિમિત્ત કારણરૂપ હોવા છતાં કૂટસ્થ, અસંગ તથા નિષ્ક્રિય છે.

માયાના કાર્યરૂપ સર્વભૂતો ક્ષરપુરુષ કહેવાય છે, સર્વભૂતોની ઉત્પત્તિના કારણરૂપ માયા [મૂલપ્રકૃતિ] અક્ષરપુરુષ કહેવાય છે, [શા. ભા., મધુ. ગી. ૧૫-૧૬],

અને આ ક્ષરપુરુષ તથા અક્ષરપુરુષ બન્નેથી ભિન્ન તથા તે બન્ને ઉપાધિઓને પ્રકાશ કરનારો ઉત્તમ પુરુષ પરમાત્મા [ પુરુષોત્તમપુરુષ–બ્રહ્મ ] કહેવાય છે [ગી. ૧૫–૧૭–૧૮].

માયા અત્યંત દુસ્તર છે. માયાથી મોહ પામેલા જીવો આત્મસ્વરૂપને યથાવત્ જાણતા નથી; પરંતુ જેઓ સર્વાત્મભાવે ભગવાનનું શરણ લે છે, તેઓ આ માયાને તરી જાય છે [ગી ૭–૧૪]

## સૃષ્ટિનું સ્વરૂપ

સૃષ્ટિની ઉત્પત્તિ વિષે પંડિતોએ વિવિધ પ્રકારની કલ્પનાઓ કરી છે. બૌદ્ધ શૂન્યને, નૈયાયિકો પરમાણુને, મીમાંસકો અદૃષ્ટને, સાંખ્યકારો પ્રકૃતિને, યોગીઓ હિરણ્યગર્ભને, પરિણામવાદીઓ ઈશ્વરને, તથા વેદાંતીઓ માયોપાધિક બ્રહ્મને જગતનું કારણ કહે છે.

કેટલાક કહે છે કે, સૃષ્ટિ સ્વપ્ન જેવી છે, કેટલાક કહે છે કે, પ્રભુ સત્ય સંકલ્પવાળા હોવાથી તેની ઇચ્છામાત્ર જ સૃષ્ટિ છે. કાળનું ચિંતન કરનારા કાળથી ભૂતોની ઉત્પત્તિ માને છે. કેટલાક કહે છે કે, જીવના ભોગ માટે સૃષ્ટિ છે અને કેટલાક કહે છે કે ઈશ્વરની ક્રીડા માટે સૃષ્ટિ છે.

પરમાર્થદૃષ્ટિથી વિચારતાં બ્રહ્મનો માયારૂપ સ્વભાવ જ સૃષ્ટિ છે [ મા. ઉ. ૧–૯૯ ] જેમ ઉષ્ણતા અગ્નિનો સ્વભાવ છે, તેમ વિશ્વરૂપે વિવર્ત પામવું એ પરબ્રહ્મનો સ્વભાવ છે. જેમ રજ્જુમાં સર્પનો, મૃગજળમાં જળનો, તથા સીપમાં રૂપાનો ભાસ થાય છે, તેમ બ્રહ્મમાં આ સૃષ્ટિ અનંત સ્વરૂપે ભાસમાન થાય છે. સૃષ્ટિ બ્રહ્મનો વિકાર [modification] નહિ, પરંતુ વિવર્ત [ Apparent modification ] છે.

"सृष्टिर्नाम ब्रह्मरूपे सच्चिदानंदवस्तुनि अम्बुफेनादिवत्सर्वं नामरूपप्रसारणम् । [ શંકર વાક્યસુધા. ૧૪ ] જળમાં ફીણની પેઠે બ્રહ્મરૂપ સચ્ચિદાનંદ વસ્તુમાં સર્વ નામરૂપનો વિસ્તાર જ સૃષ્ટિ છે."

પરમાર્થદૃષ્ટિથી આ જગત ઉત્પન્ન થયું જ નથી, બ્રહ્મ જ જગતરૂપે ભાસે છે. જગતનો કોઈ સમયે પ્રલય થતો નથી તથા ઉદય થતો નથી. જેમ જળપણું જળરૂપ જ છે, ચલન વાયુરૂપ જ છે, તેમ બ્રહ્માંડ બ્રહ્મરૂપ જ છે. બ્રહ્મ જ પોતાના સ્વરૂપમાં જગતરૂપે જ પ્રતીત થાય છે [ યો. વા. ઉ. પ્ર. ૧૧–૧૮–૨૦ ].

બ્રહ્મ સર્વશક્તિવાળું છે. કાર્યપણું, કારણપણું, એકપણું, અનેકપણું, આદિપણું તથા અંતપણું વગેરે શક્તિઓ બ્રહ્મમાં દેખાય છે, પરંતુ જે શક્તિઓ છે, તે પણ બ્રહ્મ જ છે [ યો. વા. સ્થિ. પ્ર. ૩૯–૨–૩].

## સૃષ્ટિની ઉત્પત્તિ વિષે વ્યવહારદષ્ટિ

વ્યવહારદષ્ટિથી માયોપાધિક બ્રહ્મ [ ઈશ્વર ] જગતનું અભિન્ન નિમિત્ત તથા ઉપાદાન કારણ છે [બ્ર. સૂ. ૯–૪–૨૩].

જેમ કરોળિયો તંતુઓ સૃજે છે, જેમ પૃથ્વીમાંથી વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે, જેમ પુરુષના શરીરમાંથી કેશ, નખ વગેરે ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મમાંથી ચરાચર જગત ઉત્પન્ન થાય છે [ મુ. ઉ. ૧–૭; ગી. ૭–૬ ].

મૂલપ્રકૃતિ પોતાના આકાશાદિ કાર્યની અપેક્ષાથી મહાન હોવાથી મહત્ કહેવાય છે, અને સર્વ કાર્યોની વૃદ્ધિનું કારણ હોવાથી અથવા બ્રહ્મની ઉપાધિ હોવાથી બ્રહ્મ કહેવાય છે [શંકરાનંદ, મધુ. ગી. ૧૪–૩ ]. આ મૂલપ્રકૃતિ બ્રહ્મનું ગર્ભાધાન કરવાનું સ્થાન છે.

આ મૂલપ્રકૃતિરૂપ યોનિમાં 'बहु स्यां प्रजायेय। [છા. ઉ. ૬–૨–૩ ]' 'હું બહુ થાઉં ' એ પ્રકારના પરબ્રહ્મે મૂકેલા સંકલ્પરૂપ ગર્ભમાંથી પ્રથમ હિરણ્યગર્ભ તથા હિરણ્યગર્ભમાંથી સર્વ સ્થાવરજંગમરૂપ ભૂતસમુદાય ઉત્પન્ન થાય છે [ ગી. ૧૪-૩ ]

દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, મનુષ્ય, પશુ, પક્ષી, મૃગ વગેરે યોનિઓમાં જે જે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે એટલે કે જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ ઇત્યાદિક ભેદવડે નાના પ્રકારના આકારવાળાં જે જે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, તે સર્વની આ મૂલપ્રકૃતિ માતારૂપ તથા બ્રહ્મ બીજપ્રદાતા પિતારૂપ છે [ગી. ૧૪-૪]

બ્રહ્મના દિવસનો આરંભ થતાં એટલે કે બ્રહ્માના પ્રબોધકાળે સર્વ સ્થાવર જંગમ ભૂતો અવ્યક્તમાંથી [ બ્રહ્મની સુષુપ્તિ અવસ્થામાંથી ] વ્યક્ત થાય છે, તથા બ્રહ્માની રાત્રિનો આરંભ થતાં સર્વ ભૂતસમુદાય પુનઃ અવ્યક્તમાં તેમનાં કર્મોસહિત લય પામે છે [ ગી. ૮–૧૮ ].

જે સ્થાવરજંગમ ભૂતસમુદાય પૂર્વ કલ્પમાં હતો તે જ ભૂતસમુદાય તેમના કર્માનુસાર ઉત્તર ઉત્તર કલ્પમાં વ્યક્ત થાય છે; પરંતુ કલ્પ કલ્પમાં અન્ય અન્ય નવીન 'ભૂતસમુદાય ઉત્પન્ન થતો નથી. આ ભૂતસમુદાય ઉત્પન્ન થઈ થઈને,

અવિદ્યા, કામ તથા કર્મથી પરતંત્ર થઈ, બ્રહ્માની રાત્રિ પડતાં લય પામે છે, તથા બ્રહ્માનો દિવસ ઊગતા કર્માનુસાર વ્યક્ત થાય છે. આ પ્રકારે સર્વભૂતો જન્મ-મરણના [વ્યક્તાવ્યક્તના] પ્રવાહથી કદાપિ મુક્ત થતાં નથી [ગી. ૮-૧૯]. આ પ્રમાણે અજ્ઞાની જીવો સંસારરૂપ ઘટમાળમા નિરંતર ભમ્યા કરે છે, અને કદી પણ વિશ્રાન્તિ પામતા નથી.

શ્રુતિ પણ કહે છે કે, 'સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ ઇત્યાદિક આ સર્વ જગત જેવી રીતે પૂર્વ કલ્પમા હતુ તેવી જ રીતે ઉત્તર ઉત્તર કલ્પમાં પરમેશ્વર રચે છે' [ ઋગ્ ૧૦-૧૯૦-૩ ]

બ્રહ્મદેવે ઉત્પન્ન કરેલા એ ભૂતસમુદાયને પૂર્વસૃષ્ટિમા જે જે કર્મો તેણે કર્યાં હોય છે, તે તે કર્મો તેને પુન. પ્રાપ્ત થાય છે. જે પ્રાણી પૂર્વકલ્પમા હિંસક હોય છે. તે પુન નવી સૃષ્ટિમા પણ હિંસક થાય છે તેમ જ જે પ્રાણી પૂર્વસૃષ્ટિમા મૃદુ સ્વભાવવાળુ હોય ક્રૂર હોય, ધર્મી હોય, અધર્મી હોય, સત્યભાષી હોય, કે મિથ્યાભાષી હોય, તે સર્વને પૂર્વકર્મના સંસ્કારને લીધે નવી સૃષ્ટિમા પણ તે તે સ્વભાવની પ્રાપ્તિ થાય છે, તથા તેવું કર્મ કરવાની રુચિ થાય છે [ શાં. ૫ ૨૩૨-૧૬-૧૭].

જો સર્વભૂતોએ કરેલા શુભાશુભ કર્મો પ્રલયકાળે નાશ પામે તો "कृतविप्रणाश = કરેલા શુભાશુભ કર્મોના ફળ ન મળવાનો તથા સૃષ્ટિના આરંભકાલે अकृताभ्यागम = પૂર્વે ન કરેલા કર્મોના ફળ મળવાનો દોષ આવે," તથા સમદૃષ્ટિરૂપ ઈશ્વર વિષે વિષમદૃષ્ટિના આરોપનો પ્રસંગ પ્રાપ્ત થાય

પરંતુ ઈશ્વર વિષે વિષમતા સંભવતી નથી [બ્ર સૂ. ૨-૧-૩૪], કારણકે ઈશ્વર પૂર્વકર્માનુસાર પૂર્વવત્ સૃષ્ટિ ઉત્પન્ન [વ્યક્ત] કરે છે. સર્વભૂતો પૂર્વકર્માનુસાર વિવિધ સ્વરૂપે વ્યક્ત થાય છે. આ અસાધારણ કર્મબીજને લીધે કોઈ ધનવાન, કોઈ નિર્ધન, કોઈ સુખી, કોઈ દુ ખી, કોઈ વિદ્વાન, કોઈ મૂર્ખ, કોઈ દેવાદિ ઊંચ યોનિને, કોઈ મનુષ્યાદિ મધ્યમ યોનિને તથા કોઈ પશુપક્ષી વગેરે અધમ યોનિને કે વૃક્ષાદિ સ્થાવર ભાવને પ્રાપ્ત થઈ વ્યક્ત થાય છે.

બુદ્ધિ, જ્ઞાન, અસમોહ, સત્ય, દમ, શમ, સુખ, દુ ખ, ઉત્પત્તિ, સત્તા, ભય, અભય, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ તથા અપયશ વગેરે ભાવો [ ગી ૧૦-૪-૫ ] તેમ જ કામ, ક્રોધ, લોભ, મોહ, દંભ, અહંકાર વગેરે ભાવો [ શંકરાનંદ ગી ૧૦-૪-૫ ] સર્વ પ્રાણીઓને તેમના પૂર્વકર્માનુસાર પ્રાપ્ત થાય છે [ શા. ભા. ગી. ૧૦-૪-૫ તથા વિવેચન ].

"પ્રાણી પોતાના કર્મવડે ઉત્પન્ન થાય છે, અને કર્મવડે જ નાશ પામે છે, તેમ જ સુખ, દુઃખ, ભય તથા કલ્યાણ પણ કર્મવડે જ પામે છે. ઈશ્વર કર્મને અધીન છે. ઈશ્વર કર્મ પ્રમાણે જ ફળ આપે છે. ઈશ્વરને કંઈ પણ સ્વતઃ આપવાની સત્તા નથી. મનુષ્ય કર્મવડે જ ઊંચા નીચા દેહને પામે છે, અને કર્મવડે જ તેનો ત્યાગ કરે છે. માટે કર્મ જ શત્રુ, મિત્ર, ઉદાસીન, ગુરુ અથવા ઈશ્વર છે [ ભાગ. ૧૦-૨૪, ૧૬-૧૭ ].

## જીવનું સ્વરૂપ

"कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिंबके। प्राणानां धारणाज्जीवः संसारेण स युज्यते। [ પંચદશી ૬-૨૩ ] કૂટસ્થમાં કલ્પેલી જે બુદ્ધિ તેમાં એટલે કે તે બુદ્ધિમાં [ અંતઃકરણમાં ] ચૈતન્યનું જે પ્રતિબિંબ પડે છે તે પ્રાણને ધારણ કરવાથી જીવ કહેવાય છે; અને તે જીવ સંસાર સાથે જોડાય છે-કર્માનુસાર જન્મમરણાદિ સુખદુઃખને ભોગવે છે."

પરબ્રહ્મનો જ માયાવડે કલ્પિત થયેલો અંશ સનાતન જીવરૂપ છે [શા. ભા. ગી. ૧૫-૧]. અવિદ્યારૂપ ઉપાધિને લીધે બ્રહ્મ જ જીવ છે [શંકરાનંદ ગી. ૧૫-૭].

આ જીવ પ્રકૃતિ વિષે રહેલાં મન તથા પાંચ જ્ઞાનેન્દ્રિયોને જાગ્રત તથા સ્વપ્નના ભોગો ભોગવવા આકર્ષણ કરે છે; અને જ્યારે પહેલા શરીરમાંથી નીકળી બીજા શરીરને પામે છે, ત્યારે મનસહિત ઇન્દ્રિયોને સાથે લઈ જાય છે [ ગી ૧૫-૭ ].

વ્યષ્ટિ જીવ ઉત્પન્ન થયા પછી કર્મને લીધે વિચિત્રતાને પામે છે જીવના વાસનાને [ કર્મને ] લીધે જુદા જુદા આકાર થાય છે. કોઈ જીવ સંકલ્પથી સ્થાવરતાને તથા કોઈ જીવ જંગમતાને પામે છે કોઈ દેવ, ગંધર્વાદિ દેહને પ્રાપ્ત થાય છે, તથા કોઈ મનુષ્ય, રાક્ષસ, પિશાચ કે પશુપક્ષી આદિના દેહને પ્રાપ્ત થાય છે, તેમ શુભાશુભ કર્મથી જગત [ ભોક્તાનાં સ્થાન ] તથા ભોગ્ય ભુવનો વારંવાર ઉત્પન્ન થાય છે [ વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ-યો. વા. ઉ પ્ર. ૬૪].

## જીવ-બ્રહ્મની એકતા [ અભેદતા ]

"सत्यं ज्ञानमनंतं यद् ब्रह्म तद्वस्तु तस्य तत्। ईश्वरत्वं च जीवत्वमुपाधिद्वयकल्पितम्॥ [ પંચદશી ૩-૩૭ ] જે સત્ય, જ્ઞાન તથા અનંત છે તે બ્રહ્મ છે, અને તે જ વસ્તુ પારમાર્થિક છે. તે બ્રહ્મનું ઈશ્વરપણું તથા જીવપણું એ બે [ભિન્નભિન્ન] પ્રકારની ઉપાધિઓથી કલ્પિત છે," માયારૂપ ઉપાધિવાળું થવાથી બ્રહ્મ

"ઈશ્વર" કહેવાય છે તથા અવિદ્યારૂપ ઉપાધિવાળુ થવાથી "જીવ" કહેવાય છે, પરંતુ ઈશ્વરપણું તથા જીવપણુ પારમાર્થિક નથી.

"न हि सत्यस्य नानात्वम्। [ભાગ. ૧૨-૪-૩૦] પરમાર્થભૂત સત્યમાં [બ્રહ્મમા] નાનાત્વ [ભેદ–અનેકપણુ] નથી" આ જીવ તથા બ્રહ્મનો ભેદ જે જોવામા આવે છે, તે ઘટાકાશ અને મહાકાશના ભેદ જેવો છે આ ભેદ આકાશમા રહેલા સૂર્ય અને પાણીમા રહેલા સૂર્યના પ્રતિબિંબના ભેદ જેવો છે, તથા તે બહાર તથા અંદર રહેલા પ્રાણવાયુના ભેદ જેવો છે

ઘટાકાશ પરિચ્છિન્ન છે અને મહાકાશ અપરિચ્છિન્ન છે તોપણ તે બન્ને વચ્ચે ઉપાધિ સિવાય કશો ભેદ નથી, તેમ જીવ પરિચ્છિન્ન છે અને બ્રહ્મ અપરિચ્છિન્ન છે, તે વચ્ચે પણ ઉપાધિ સિવાય કશો ભેદ નથી પાણીમા રહેલો સૂર્ય કપાદિક વિકારવાળો છે અને આકાશમા રહેલો સૂર્ય કપાદિક વિકારથી રહિત છે, તેમ છતા તે બન્ને વચ્ચે ખરો ભેદ નથી, તેમ જીવ વિકારવાળો છે અને બ્રહ્મ વિકારરહિત છે, તોપણ તે બન્ને વચ્ચે ભેદ નથી વળી બહારના વાયુની અને પ્રાણવાયુની ક્રિયાઓ ભિન્નભિન્ન છે, તોપણ તે બન્ને વચ્ચે જેમ ભેદ નથી, તેમ જીવની સંજ્વલા આદિક ક્રિયાઓ છે, અને બ્રહ્મની સંજ્વલા આદિક ક્રિયાઓ છે, તોપણ તે બન્નેમા ભેદ નથી.

## મોક્ષ

"मोक्षो हि चेतो विमलं सम्यग्ज्ञानविबोधितम्। [વસિષ્ઠમુનિ] સમ્યક્ જ્ઞાનથી પ્રબુદ્ધ થયેલુ શુદ્ધ ચિત્ત એ જ મોક્ષ છે". અથવા અજ્ઞાનરૂપી હૃદયગ્રંથિનો નાશ, અથવા આધ્યાત્મિકાદિ સર્વ દુખોની નિવૃત્તિ અને પરમાનંદસ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ, અથવા આત્મવિષે જ ચિદ્રૂપ આત્માવડે રતિ, તૃપ્તિ તથા તુષ્ટિનો અનુભવ કરવો [ગી ૩-૧૭ ગી ૨-૫૫], અથવા વિષયોનુ તેના રસસહિત શાંત પામવુ [ગી ૨-૫૮] ઇત્યાદિરૂપ પૂર્ણ અવસ્થાને કર્મયોગ, ધ્યાનયોગ કે સાંખ્યયોગવડે પ્રાપ્ત થવુ [ગી ૧૮-૫૪] તે મોક્ષ કહેવાય છે.

"एषाऽस्य परमाऽगतिरेषाऽस्य परमा सम्पदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्द। [બૃ ઉ ૪-૩-૩૨] એ આ વિજ્ઞાનમય [બ્રહ્મવેત્તા] પુરુષની સર્વોત્તમભાવરૂપ પરમગતિ છે, એ એની પરમ [ઉત્કૃષ્ટ] સંપત્તિ [વિભૂતિ] છે, એ જ એનો [કોઈ કર્મદ્વારા પ્રાપ્ત નહિ, પરંતુ સ્વાભાવિક] પરમ [ઉત્કૃષ્ટ] લોક છે, અને એ જ એનો પરમ [નિત્ય—નિરતિશય] આનંદ છે [શા. ભા બૃ ઉ]

આ પૂર્ણસ્થિતિને ગીતાશાસ્ત્ર બ્રાહ્મી સ્થિતિ [ ગી. ૨-૭૨ ], બ્રહ્મનિર્વાણ [ ગી. ૫-૨૫ ], નિર્વાણરૂપ પરમશાંતિ [ ગી. ૬-૧૫ ], પરમગતિ [ગી. ૮-૧૩], પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ [ ગી. ૧૪-૨ ], નૈષ્કર્મ્યસિદ્ધિ [ ગી. ૧૮-૪૯ ], જ્ઞાનનિષ્ઠા [ ગી. ૧૮-૫૦ ] વગેરે પ્રકારે વર્ણવે છે; તથા આ પૂર્ણસ્થિતિને પ્રાપ્ત કરનાર પુરુષને સ્થિતપ્રજ્ઞ, ભક્ત તથા ત્રિગુણાતીત કહે છે.

तस्य कार्यं न विद्यते । [ ગી. ૩-૧૭ ] આ સ્થિતિને પ્રાપ્ત કરનાર બ્રહ્મવેત્તાને કોઈ પણ કર્તવ્ય રહેતું નથી. તેને સાધ્યના અભાવે સાધનનું કાંઈ પણ પ્રયોજન નથી; અને सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते । [ ગી. ૧૩-૨૩ ] તે બ્રહ્મવેત્તા પુરુષ શાસ્ત્રવિહિત કે નિષિદ્ધ કર્મો કરવા છતાં, ફરીથી આ સંસારમાં જન્મ પામતો નથી; કારણકે જેમ અગ્નિથી શેકાયેલાં બીજ ફરી ઊગતાં નથી; તેમ જ્ઞાનરૂપી અગ્નિથી નિર્બીજ થયેલાં તેનાં સંચિત કે ક્રિયમાણ કર્મો તેનો નવો દેહ ઉત્પન્ન કરવા સમર્થ થતાં નથી [ શા. ભા. ગી. ૧૩-૨૩ ].

આ પૂર્ણત્વને પ્રાપ્ત કરનાર બ્રહ્મવેત્તા લોકસંગ્રહ માટે જીવન જીવતો, જીવન્મુક્તિનો આનંદ અનુભવતો, ભોગથી પ્રારબ્ધકર્મો ક્ષય પામતાં આ સ્થૂલદેહનો ત્યાગ કરી, વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે."

"तेषां न पुनरावृत्तिः । [ બૃ. ઉ. ૬-૨-૧૫, બ્ર. સૂ. ૪-૪-૨૨ ] તેમની આ સંસારમાં પુનરાવૃત્તિ નથી."

### મોક્ષના બે મહાન શત્રુઓ

સ્વભાવ અને કામ એ બે મોક્ષના મહાન શત્રુઓ છે. સ્વભાવ તથા કામ પુરુષને પ્રમાદ [ કર્તવ્યની વિસ્મૃતિ ] કે પાપમાં [ નિષિદ્ધ કર્મ કે કામ્યકર્મમાં ] પ્રવૃત્ત કરી મોક્ષમાર્ગથી ભ્રષ્ટ કરે છે.

### સ્વભાવ

પૂર્વ જન્મમાં કરેલાં ધર્મ, અધર્મ, જ્ઞાન, પ્રજ્ઞા વગેરેના જે સંસ્કાર આ જન્મમાં પ્રકટ થાય છે, તે "સ્વભાવ" કહેવાય છે [ શા ભા. વગેરે ગી. ૩-૩૩ ]. જ્ઞાની તથા અજ્ઞાની વાયુને અનુસરતા ઘાસના તણખલાની પેઠે પોતાના સ્વભાવને અનુસાર વર્તન કરે છે [ ગી.૩-૩૩; ગી. ૧૮-૬૦ ] સ્વભાવને વશ થઈ જ્ઞાની લોકસંગ્રહમાં, યોગભ્રષ્ટ યોગાભ્યાસમાં [ ગી. ૬-૪૪ ] ધર્મનિષ્ઠ ધર્માચરણમાં તથા પાપી પાપાચરણમાં પ્રવૃત્ત થાય છે [ ગી. ૮-૧૯ ].

ભક્ત અર્જુન જેવા દૈવી સંપત્તિ સંપાદન કરીને જન્મેલા ધર્મનિષ્ઠ પુરુષોનો સ્વભાવ મોક્ષને અનુકૂળ હોય છે, પરંતુ દંભદર્પાદિ આસુરી સંપત્તિ સંપાદન કરીને જન્મેલા અસંખ્ય પુરુષોનો સ્વભાવ સ્વાભાવિક રીતે મોક્ષને પ્રતિકૂળ હોય છે; અને તેથી મોક્ષની કામનાથી સ્વધર્મપરાયણ રહેવાની ઇચ્છાવાળા આસુર જીવોને ક્ષણેક્ષણે સ્વભાવનો પરાભવ કરવો આવશ્યક છે.

## સ્વભાવને વશ કરવાનો ઉપાય

'રાગદ્વેષને વશ થઇ કોઈ પણ કર્મ કરવા પ્રવૃત્ત ન થવું' એ સ્વભાવને વશ કરવાનો એકમાત્ર ઉપાય છે [ ગીં ૩-૩૪ ]. આ રાગદ્વેષ જ મનુષ્યના મોક્ષને રોકનાર, મોક્ષમાર્ગમાં વિઘ્ન કરનાર, તથા પાપમાર્ગે ધમડી જનાર ચોર જેવા મહાન શત્રુઓ છે

જ્યારે રાગદ્વેષ વશ થાય છે, 'तदा शास्त्रदृष्टिरेव पुरुषो भवति न प्रकृतिवशः। [ શાં. ભા ગીં ૩-૩૪ ] ત્યારે પુરુષ શાસ્ત્રદૃષ્ટિને પ્રાપ્ત થાય છે, અને સ્વભાવને વશ રહેતો નથી."

સ્વભાવ પૂર્વજન્મનો પુરુષાર્થ છે રાગદ્વેષને વશ કરવા પ્રવૃત્ત થવું એ વર્તમાન જન્મનો જાયમાન પુરુષાર્થ છે જો આ જાયમાન [ વર્તમાન જન્મનો ] પુરુષાર્થ બળવાન હોય તો તે સ્વભાવનો પરાભવ કરે છે [ વસિષ્ઠમુનિ ] રાગદ્વેષને વશ કરનાર પુરુષ જ સ્વભાવવિજયી થઈ કૃતાર્થ થાય છે.

"अतो रागद्वेषौ नियम्य यथाशास्त्रं वर्तेत। [ હે પૈ ભા ગી. ૩-૩૪ ] માટે મુમુક્ષુએ રાગદ્વેષને વશ કરી, શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તવું." [વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ ગી. ૩-૩૩; ગી. ૩-૩૪].

## કામનું સ્વરૂપ

"काम ! जानामि ते मूलं सङ्कल्पात्किल जायसे। સંકલ્પ [ વિષયનું ચિંતવન ] કામનું મૂળ છે [ શા પ. ૧૭૭-૨૫]." સંકલ્પ વાસનામૂલક છે [શંકરાનંદ. ગી. ૨-૫૫ ], તેથી વિષયો વિષે ભોગ્યત્વવાસના કામની ઉત્પત્તિનું મૂળ છે.

વિષયોનું ચિંતવન કરનાર પુરુષને વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થાય છે આ વિષયવિષયક આસક્તિની વિપાકદશા કે જે દશાને પ્રાપ્ત થયા પછી પુરુષ વિષયભોગ ભોગવ્યા વિના થોભી શકતો નથી, તથા વિષયભોગ ભોગવવા માટે બહેરો, આંધળો તથા ઉન્મત્ત જેવો થાય છે, તે કામ છે [ રા. ભા., કેશવ ગી. ૨-૬૨-૬૩].

કામીને વિષયપ્રાપ્તિ [ વિષયભોગ ] સિવાય બીજું સર્વ નીરસ લાગે છે. કામી પોતાની વિષયવાસના તૃપ્ત કરવામાં જરા પણ વિલંબ કે પ્રતિબંધ સહન કરી શકતો નથી. વિષયને પ્રાપ્ત થવામાં મનુષ્યકૃત વિલંબ કે પ્રતિબંધ થતા આ કામ જ ક્રોધરૂપે પરિણામ પામે છે.

કામ રજોગુણથી ઉત્પન્ન થયેલો છે [ ગી ૩-૩૭ ] અથવા કામ રજોગુણ ઉત્પન્ન કરનારો છે; કારણકે ઉત્પન્ન થયેલો આ કામ જ રજોગુણને પ્રકટ કરી, પુરુષને કર્મમા પ્રવૃત્ત કરે છે [ શા. ભા. ગી. ૩-૩૭ ]

કામ અગ્નિની પેઠે ભોગથી કદાપિ તૃપ્તિ પામતો નથી, તથા મહાપાપી છે [ ગી ૩-૩૭ ] કામથી પ્રેરિત થયેલો પુરુષ અનેક પ્રકારના પાપકર્મો કરવા પ્રવૃત્ત થાય છે. કામક્રોધથી વિવેકશૂન્ય થયેલો પુરુષ માતા, પિતા, ગુરુ, બ્રાહ્મણ કે ગાયનો વધ કરતા પણ ખચકાતો નથી.

જેમ ધુમાડાથી અગ્નિ ઢંકાયેલો રહે છે, દર્પણ મેલથી ઢંકાયેલુ રહે છે, તથા ગર્ભ ઓરથી ઢંકાયેલો રહે છે, તેમ આ કામ વડે જ્ઞાન ઢંકાયેલુ રહે છે [ગી. ૩-૩૮]. ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ કામનાં અધિષ્ઠાન [ રહેઠાણ ] છે, આ કામ ઇન્દ્રિયાદિનો આશ્રય કરી, વિવેકબુદ્ધિને આવૃત્ત કરી [ ઢાંકી દઈ ], દેહાભિમાની પુરુષને વિવિધ પ્રકારે મોહ પમાડે છે [ ગી. ૩-૪૦ ].

કામ દુર્જય છે, કારણકે તે જળ વિના ડુબાવે છે, અગ્નિ વિના બાળે છે, શસ્ત્ર વિના પ્રહાર કરે છે, પાશ વિના બાંધે છે, દેહ, ઇન્દ્રિયાદિમા ઓતપ્રોત થઈ ને રહે છે, તથા શોધ કરવા છતા જડતો નથી.

"स हि सहस्रशः प्रबोधितोऽपि न निवर्तते। [ નીલકંઠ ગી ૩-૩૭ ] એ કામ શાસ્ત્ર કે ગુરુના ઉપદેશથી હજારો વખત સમજાવ્યા છતા નિવૃત્ત થતો નથી नाप वैरी दानसाध्य। [ નીલકંઠ ] એ કામરૂપી વૈરી દાનવડે જીતી શકાતો નથી, नापि साममेदसाध्य। [નીલકંઠ] એ કામ સામ કે ભેદથી પણ પરાભવ પામતો નથી, अतो हन्तव्यो रिपु। [નીલકંઠ] માટે એ કામરૂપી શત્રુ હણી નાખવા યોગ્ય છે."

## કામને જીતવાનો ઉપાય

મુમુક્ષુએ ઇન્દ્રિયોને નિયમમાં રાખી એટલે કે શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કરી, જ્ઞાનવિજ્ઞાનનો નાશ કરનારા તથા પાપોના [ અનર્થોના ] મૂળભૂત આ કામનો પરાભવ કરી, સ્વધર્મપરાયણ રહી તેનો નાશ કરવા પ્રવૃત્ત થવુ.

પરંતુ આ કામથી દાસત્વ સહન થતું નથી. ક્રોધ, લોભ, મોહ, મદ તથા મત્સર રૂપી તેની પ્રબળ, ઉગ્ર તથા પ્રચંડ સંતતિ અને વિષયોરૂપી અસંખ્ય શસ્ત્રધારી યોદ્ધાઓની મદદથી આ કામ બ્રહ્મચર્ય, નિયમ, ધૈર્ય, ધર્મ, સદાચાર, સ્વાધ્યાય, વ્રત, જપ, તપ, યોગ, જ્ઞાન વગેરે વિવેકની સમગ્ર સેનાનો પરાભવ કરી, પોતાના અધિષ્ઠાન [રહેઠાણ] પર એટલે કે ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ પર પોતાની સત્તા પાછી જમાવવા સતત પ્રયત્ન કરે છે.

ભગવાન શિવને મોહિનીથી [ભાગ ૮-૧૨], બ્રહ્માને પુત્રીથી [ભાગ ૩-૩૧-૩૬], નહુષને ઇન્દ્રાણીથી, ચંદ્રને ગુરુપત્નીથી, વિશ્વામિત્રને મેનકાથી તથા અનેક તપસ્વી, યોગી તથા ઋષિમુનિઓને કામાંધ બનાવી આ કામે ગર્વભિંદા કર્યા છે તેમ જ દક્ષ પ્રજાપતિ વગેરેને ક્રોધથી, દુર્યોધન વગેરેને લોભથી, રાવણ વગેરેને મદથી, તથા કૈકેયી વગેરેને મત્સરથી આ કામે વિવેકશૂન્ય બનાવ્યા છે, તે પ્રસિદ્ધ છે

કામ ક્રોધ, લોભ મોહ મદ તથા મત્સર જ્ઞાનીના જ્ઞાનમાં, સાધુના ભેખમાં તથા ગૃહસ્થની ગૃહસ્થાશ્રમમાં અનર્થકારી તથા અનર્થપાતે ધૂળ ધનાવનારા જ છે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ ઇતિહાસ તથા સકળ શાસ્ત્રોના નિષ્ણાતો પણ આ કામથી પરાભવ પામેલા છે

"को जग काम नचाव न जेही। [તુલસી રા ચ મા ઉ ૬૯-૪] આ જગતમાં કામે કોને નચાવ્યો નથી? આ કામના કીર્તિસ્તંભોથી મનુષ્યના હૃદયો ખીચોખીચ ભરાઈ ગયેલા છે અને અણુ જેટલી જગ્યા પણ હવે ખાલી રહેલી જણાતી નથી

કામની અમર્યાદ શક્તિ તથા શસ્ત્રોનો ખ્યાલ કરી, મુમુક્ષુએ કેવળ ઇન્દ્રિયોના નિગ્રહથી સંતોષ ન માનવો, કારણકે વિષયભોગસ્વરૂપે નિયમન કરેલો આ કામ, સંકલ્પરૂપે લિંગશરીરમાં તથા કારણશરીરમાં રહે છે, પરંતુ નાશ પામતો નથી

શેષ રહેલા અગ્નિ, રોગ કે ઋણની પેઠે, આ સંકલ્પરૂપે શેષ રહેલો કામ પુનઃ પુનઃ વૃદ્ધિ પામ્યા કરે છે ધર્મ, ધ્યાન કે યોગમાં રહેલા સહેજ પણ પ્રમાદ ઊણપ કે દોષનો આશ્રય કરી, સંકલ્પરૂપે રહેલો આ કામ ફરીને પોતાનું પ્રચંડ તથા ઉગ્ર સ્વરૂપ ધારણ કરી ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિરૂપી પોતાના રહેઠાણ પર પોતાની સત્તા પાછી જમાવી, યોગીને શ્રેયોમાર્ગથી ભ્રષ્ટ કરે છે, તેથી ઇન્દ્રિયો તથા મનનો નિગ્રહ કર્યા પછી, આત્મસાક્ષાત્કાર થાય ત્યાં સુધી, સાધક યોગીએ આ કામરૂપી શત્રુથી સાવધ રહી, સર્વદા સ્વરૂપાનુસંધાન રાખવું આવશ્યક છે [ગી ૩-૪૩]

આ પાપી કામ પોતાની હાર પચાવી શકતો નથી. તે પોતાનાં વિજેતા ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિરૂપી લિંગશરીરનો કટ્ટો દુશ્મન છે. તેથી જ્ઞાનાગ્નિમાં નાશ પામવાની અંતિમ ક્ષણે આ કામ પોતાના રહેઠાણને [ લિંગશરીરને ] સળગાવી મૂકે છે, અને પોતાની સાથે પોતાના વિજેતા લિંગશરીરનો પણ નાશ કરે છે.

શ્રુતિસ્મૃતિઓ કામના નાશને મનોનાશ, લિંગશરીરનો નાશ, આત્મજ્ઞાન, બ્રાહ્મી સ્થિતિ, જીવન્મુક્તિ, જ્ઞાનનિષ્ઠા વગેરે નામે વર્ણવે છે [મુક્તિ–ઉપનિષદ્]. કામનો નાશ એ જ બ્રહ્મનિર્વાણ છે. કામનો નાશ કરી જીવ શિવ બને છે.

કામ, મન, અવિદ્યા, અજ્ઞાન એ વસ્તુતાએ પર્યાય શબ્દો છે. એ સર્વનું મૂળ અહમ્–મમનું સ્ફુરણમાત્ર જ છે, અને એ સર્વની શાંતિ તે જ મોક્ષ છે.

## મોક્ષનાં સાધનો

ભગવદ્ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો, ભક્તનાં લક્ષણો, ત્રિગુણાતીતનાં લક્ષણો, અમાનિત્વાદિ જ્ઞાનના સાધનો, અભય વગેરે દૈવી ગુણો, યજ્ઞદાનાદિ કર્મો વગેરે પ્રકારે નામસ્મરણથી નિર્વિકલ્પ-સમાધિ પર્યંતનાં સમસ્ત શ્રુતિસ્મૃતિવિહિત મોક્ષસાધનોનો સમાવેશ કર્યો છે. પોતાના અધિકારને અનુરૂપ સાધનનું શ્રદ્ધાભક્તિપૂર્વક અનુષ્ઠાન કરનાર પુરુષ ક્રમશઃ ઉચ્ચ ભૂમિકાને યોગ્ય થઈ, ચિત્તશુદ્ધિ, જ્ઞાન તથા મોક્ષને પ્રાપ્ત થાય છે.

ઉપરોક્ત મોક્ષસાધનો પૈકી કેટલાક પ્રધાન મોક્ષસાધનોના સ્વરૂપનું હું અત્રે સંક્ષેપમાં નિરૂપણ કરીશ.

## જ્ઞાનયોગ [ સાંખ્યયોગ ]

"शुद्धात्मतत्त्वविज्ञानं साङ्ख्यमित्यभिधीयते। [ભગવાન વેદવ્યાસ]. શુદ્ધ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તે સાંખ્ય [ આત્મજ્ઞાન ] કહેવાય છે." ભગવદ્ગીતામાં ગી. ૨–૧૧ થી આરંભી ગી. ૨–૩૦ સુધી ભગવાન શ્રીકૃષ્ણે જે પરમાર્થ આત્મતત્ત્વનું નિરૂપણ કર્યું છે, તે સાંખ્ય છે. આ સાંખ્યવિષયક બુદ્ધિ અર્થાત્ આત્માને જન્માદિ છ વિકારોથી રહિત અકર્તા, અભોક્તા પ્રકારે સાક્ષાત્ અનુભવ કરવો તે સાંખ્યબુદ્ધિ કહેવાય છે [ શા. ભા. ગી. ૨–૧૦], અને આ સાંખ્યબુદ્ધિને પ્રાપ્ત કરનાર યોગી સાંખ્યયોગી [સ્થિતપ્રજ્ઞ–જીવન્મુક્ત] કહેવાય છે.

"ज्ञानमेव योगः ज्ञानयोगः। [ શા. ભા., મધુ. ૩–૩ ] આ યોગમાં જ્ઞાન જ યોગરૂપ છે." એટલે કે યોગી પુરુષ જ્ઞાનથી યુક્ત થઈ, જ્ઞાનદ્વારા બ્રહ્મયોગને એટલે કે બ્રહ્મ સાથે અભેદ ભાવને પ્રાપ્ત થાય છે, તેથી તે જ્ઞાનયોગ [ સાંખ્યયોગ–જ્ઞાનનિષ્ઠા ] કહેવાય છે.

સાખ્યબુદ્ધિ [સ્થિતપ્રજ્ઞના] યોગબુદ્ધિનુ [વિવેકબુદ્ધિનું-ધર્મનિષ્ઠાનુ] ફળ છે.

## કર્મયોગ

કેવલમીશ્વરાયમ્, તત્રાપિ 'ઈશ્વરો મે તુષ્યતુ' ઇતિ સઙ્ગં ત્યક્ત્વા [શા ભા. ગી ૨-૪૮] કેવળ ઈશ્વરાર્થે, "તેમા પણુ ઈશ્વર મારા પર પ્રસન્ન થાઓ" એવી ઈશ્વરને પણ સતુષ્ટ કરવાની કામનાનો ત્યાગ કરી," કર્તૃત્વ, સગ તથા ફલના ત્યાગપૂર્વક વિહિત કર્મના [સ્વધર્મના] અનુષ્ઠાનથી અત કરણને શુદ્ધ કરી, શુદ્ધ [નિર્વિષયી-એકાગ્ર] અત કરણ વિષે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવો;

અથવા

પ્રકૃતિના ગુણો કે ઈશ્વરમા કર્તૃત્વ આરોપિત કરી, કર્મ કે ફળમાં આસક્તિનો ત્યાગ કરી, સાધનદશામા ચિત્તશુદ્ધિ માટે તથા આરૂઢદશા મા લોકસગ્રહ માટે જીવન જીવી, દેહત્યાગ પછી વિદેહમુક્તિને પ્રાપ્ત થવુ, એ કર્મયોગનો માર્ગ છે.

'કર્મનિષ્ઠાયા જ્ઞાનનિષ્ઠાપ્રાપ્તિહેતુત્વેન પુરુષાર્થહેતુત્વં ન સ્વાતન્ત્ર્યેણ। [શા ભા ૩-૩-૪] કર્મનિષ્ઠા જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિના સાધનરૂપ હોવાથી મોક્ષરૂપી પુરુષાર્થનુ કારણ છે, પરન્તુ મોક્ષપ્રાપ્તિમા સ્વતન્ત્ર કારણ નથી"

"જ્ઞાનનિષ્ઠૈવ આત્માવલોકસાધનમ્। કર્મનિષ્ઠા તસ્યા નિષ્પાદિકા। [શા ભા. ૩-૧] આત્મસાક્ષાત્કારનુ એકમાત્ર સાધન જ્ઞાનનિષ્ઠા જ છે. કર્મનિષ્ઠા તો જ્ઞાનનિષ્ઠાના ઉત્પત્તિના કારણરૂપ છે"

અધિકારી પુરુષના શુદ્ધ અત કરણવાળા તથા અશુદ્ધ અત કરણવાળા એવા બે ભેદ છે શુદ્ધ અત કરણવાળા અધિકારી પુરુષ માટે જ્ઞાનયોગ છે; અને અશુદ્ધ અત કરણવાળા અધિકારી પુરુષ માટે કર્મયોગ છે જ્ઞાનયોગમા જ્ઞાનથી યુક્ત થઈ, અધિકારી પુરુષ બ્રહ્મ સાથે જોડાય છે, માટે જ્ઞાન જ યોગરૂપ છે, કર્મયોગમાં અધિકારી પુરુષ નિષ્કામ કર્મવડે ચિત્તશુદ્ધિ સાથે જોડાય છે, તેથી નિષ્કામ કર્મ જ યોગરૂપ છે [મધુ, શ્રીધર વગેરે ગી ૩-૩].

અશુદ્ધ અંત કરણવાળો હોવાથી ભક્ત અર્જુન કર્મયોગનો જ અધિકારી હતો [ગી. ૨-૪૮], તેથી કામ, ક્રોધ, લોભ વગેરે આસુરી સપત્તિવાળાં, અશુદ્ધ અંત કરણવાળા મનુષ્યો શીઘ્ર સુખ, ચિત્તશુદ્ધિ તથા મુક્તિને પ્રાપ્ત થાય તે હેતુથી, ભગવાને ભક્ત અર્જુનને નિમિત્ત કરી "સુખદુઃખે સમે કૃત્વા લાભાલાભૌ જયાજયૌ। [ગી ૨-૩૮], યોગસ્થઃ કુરુ કર્માણિ સઙ્ગં ત્યક્ત્વા ધનંજય। [ગી ૨-૪૮], મયિ સર્વાણિ કર્માણિ સંન્યસ્યાધ્યાત્મચેતસા। ગી. ૩-૩૦]

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः। [ગી. ૫-૧૦], तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च। [ગી. ૮-૭] यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्। यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्। [ગી. ૯-૨૭],
यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत्। [ગી. ૧૮-૫], स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः। [ગી ૧૮-૪૫], तमेव शरणं गच्छ सर्वभावेन भारत। [ગી. ૧૮-૬૨]" ઇત્યાદિ વચનો વડે મુમુક્ષુને કર્મયોગનું જ અનુષ્ઠાન કરવાનો પુનઃ પુનઃ ઉપદેશ આપેલો છે; કારણકે "त्यागाच्छान्तिरनन्तरम्। [ગી. ૧૨-૧૨] કર્મફલનો ત્યાગ કર્યા પછી પુરુષ શીઘ્ર શાન્તિને પ્રાપ્ત થાય છે."

"नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते। स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्। [ગી. ૨-૪૦] આ કર્મયોગમા કર્મના આરંભનો નાશ નથી અર્થાત્ કર્મનો આરંભ નિષ્ફળ થતો નથી, પ્રત્યવાય નથી અર્થાત્ વિપરીત પરિણામનો ભય નથી, આ કર્મયોગનું થોડું પણ અનુષ્ઠાન મહાભયમાંથી [સંસારમાંથી] ઉગારી લે છે.' કર્મયોગ કલ્યાણાર્થીની ભગવતી ભાગીરથીરૂપ છે.

## ભક્તિયોગ

"सा त्वस्मिन् परमप्रेमरूपा। [ના. ભ. સૂ. ૨] ભગવાન વિષે પરમપ્રેમરૂપ મનની સ્થિતિ, सा परानुरक्तिरीश्वरे। [શાં. સૂ.] ઈશ્વરમાં પરમ અનુરાગ, स्वस्वरूपानुसन्धानम्। [શંકર વિ. ચૂ ૩૧] આત્માનું અનુસંધાન, स्नेहपूर्वमनुध्यानम्। [ના ભા ગી. ૭-૧] સ્નેહપૂર્વક ભગવાનનું ધ્યાન કરવું, ભગવાન વિષે અનન્ય મમતા, કોઈ પણ પ્રકારે મનને ભગવાનમાં જોડવું, તેને તત્ત્વવેત્તાઓ 'ભક્તિ' કહે છે."

ભગવાનની પૂજામાં આનંદ [ના. ભ. સૂ. ૧૬], ભગવાનની કથાના શ્રવણમાં પ્રેમ [ના. ભ. સૂ. ૧૭], ગોપીઓની પેઠે ક્રિયામાત્ર ભગવાનને અર્પણ કરી, ભગવાનના વિસ્મરણમાં પરમ વ્યાકુળતા [ના. ભ. સૂ. ૧૯-૨૬] વગેરે ભક્તિનાં પ્રધાન લક્ષણો છે.

## ભક્તિનો પ્રભાવ

ભક્તિના પ્રભાવથી મનુષ્ય હિંસા, દુરાચાર, વ્યભિચાર વગેરે શરીરના દોષો; અસત્ય, નિંદા, પારુષ્ય વગેરે વાણીના દોષો; તથા તૃષ્ણા, ચંચળતા વગેરે મનના દોષોનો પરિત્યાગ કરી, ધર્માત્મા થઈ, પરમશાન્તિને પામે છે [ગી. ૯-૩૧].

સાંખ્યબુદ્ધિ [સ્થિતપ્રજ્ઞના] યોગબુદ્ધિનુ [વિવેકબુદ્ધિનુ –ધર્મનિષ્ઠાનુ ] ફળ છે

કર્મયોગ

કેવલમીશ્વરાયેમ, તત્રાપિ 'ઈશ્વરો મે તુષ્યતુ' इति सङ्ग त्यक्त्वा [ શા ભા. ગી ૨–૪૮ ] કેવળ ઈશ્વરાર્થે, "તેમા પણ ઈશ્વર મારા પર પ્રસન્ન થાઓ" એવી ઈશ્વરને પણ સતુષ્ટ કરવાની કામનાનો ત્યાગ કરી," કર્તૃત્વ, સંગ તથા ફલના ત્યાગપૂર્વક વિહિત કર્મના [સ્વધર્મના] અનુષ્ઠાનથી અંતઃકરણને શુદ્ધ કરી, શુદ્ધ [નિર્વિષયા–એકાગ્ર] અંતઃકરણ વિષે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવો;

અથવા

પ્રકૃતિના ગુણો કે ઈશ્વરમા કર્તૃત્વ આરોપિત કરી, કર્મ કે ફળમા આસક્તિનો ત્યાગ કરી, સાધનદશામા ચિત્તશુદ્ધિ માટે તથા આરૂઢ઼ દશામા લોકસંગ્રહ માટે જીવન જીવી, દેહત્યાગ પછી વિદેહમુક્તિને પ્રાપ્ત થવુ, એ કર્મયોગનો માર્ગ છે

'कर्मनिष्ठाया ज्ञाननिष्ठाप्राप्तिहेतुत्वेन पुरुषार्थहेतुत्व न स्वातन्त्र्येण। [શા ભા ૩–૩–૪] કર્મનિષ્ઠા જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિના સાધનરૂપ હોવાથી મોક્ષરૂપી પુરુષાર્થનુ કારણ છે, પરંતુ મોક્ષપ્રાપ્તિમા સ્વતંત્ર કારણ નથી"

"ज्ञाननिष्ठैव आत्मावलोकसाधनम्। कर्मनिष्ठा तस्या निष्पादिका। [ગી ભા. ૩–૧ ] આત્મસાક્ષાત્કારનુ એકમાત્ર સાધન જ્ઞાનનિષ્ઠા જ છે કર્મનિષ્ઠા તો જ્ઞાનનિષ્ઠાની ઉત્પત્તિના કારણરૂપ છે"

અધિકારી પુરુષના શુદ્ધ અંતઃકરણવાળા તથા અશુદ્ધ અંતઃકરણવાળા એવા બે ભેદ છે શુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષ માટે જ્ઞાનયોગ છે, અને અશુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષ માટે કર્મયોગ છે જ્ઞાનયોગમા જ્ઞાનથી યુક્ત થઈ, અધિકારી પુરુષ બ્રહ્મ સાથે જોડાય છે, માટે જ્ઞાન જ યોગરૂપ છે, કર્મયોગમા અધિકારી પુરુષ નિષ્કામ કર્મવડે ચિત્તશુદ્ધિ સાથે જોડાય છે, તેથી નિષ્કામ કર્મ જ યોગરૂપ છે [ મધુ , શ્રીધર વગેરે ગી ૩–૩ ]

અશુદ્ધ અંતઃકરણવાળો હોવાથી ભક્ત અર્જુન કર્મયોગનો જ અધિકારી હતો [ ગી ૨–૪૮ ], તેથી કામ, ક્રોધ, લોભ વગેરે આસુરી સંપત્તિવાળા, અશુદ્ધ અંતઃકરણવાળા મનુષ્યો શીઘ્ર સુખ, ચિત્તશુદ્ધિ તથા મુક્તિને પ્રાપ્ત થાય તે હેતુથી, ભગવાને ભક્ત અર્જુનને નિમિત્ત કરી "सुखदु खे समे कृत्वा लाभालाभौ जयाजयौ। [ ગી ૨–૩૦ ], योगस्थ कुरु कर्माणि सग त्यक्त्वा धनजय । [ ગી ૨–૪૮ ], मयि सर्वाणि कर्माणि सन्यस्याध्यात्मचेतसा। ગી. ૩–૩૦ ]

આ ચાર સાધનોમા યમનિયમાદિ તથા શમદમાદિ સર્વ સાધનોનો સમાવેશ થાય છે યમનિયમાદિ તથા શમદમાદિ સાધનસ પન્ન પુરુષ જ ઉપરોક્ત સાધનોના અનુષ્ઠાનથી ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ ભક્તિને [અનન્ય ભક્તિને–પરાભક્તિને] તથા મુક્તિને પ્રાપ્ત થાય છે.

## ભક્તિમાર્ગના આચાર્યોના સિદ્ધાતો

ભક્તિમાર્ગના આચાર્યો પ્રતિપાદન કરે છે કે

(૧) ભક્તિ ભવસાગર તરવાનો સહજ ઉપાય છે, માટે નિષિદ્ધ ધર્મનો [આહાર–વિહારનો] સર્વથા ત્યાગ કરી, શાસ્ત્રવિધિ પ્રમાણે શ્રવણ, કીર્તન સ્મરણ, સ્વધર્મપરાયણતા ઇત્યાદિ પ્રકારે ભગવાનની આરાધના કરવી, અથવા માતા, પિતા, બધુ, પતિ, પુત્ર, સખા કે સેવક ભાવે ભગવાનની તથા ભગવાનના સ્વરૂપભૂત સર્વ ભૂતોની સેવા કરવી

(૨) મુમુક્ષુએ પોતાના દોષોનુ [પાપોનુ] અનુસધાન ન કરવુ કારણકે જેમ ગાય પોતાના તુરતના જન્મેના વત્સના દોષોને [મળમૂત્રાદિકને] સ્નેહથી ચાટી જાય છે, તેમ ભક્તવત્સલ ભગવાન ભક્તના દોષોને ચાટી જાય છે

(૩) સાધનના બળથી એટલે કે પુરુષાર્થથી નહિ, પરતુ કેવળ ભગવાનના અનુગ્રહથી જ ભગવાનના સ્વરૂપનો સાક્ષાત્કાર થઇ શકે છે, માટે અત્યત દીન થઈ, પોતાના અધિકારને અનુરૂપ ભક્તિના સાધનનુ નિત્ય શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવુ.

### ભક્તિનુ ફળ

ભક્તિ જ તત્ત્વજ્ઞાનનુ સાધન છે [ગી ૧૮–૫૫] તથા ભક્તિ જ તે જ્ઞાનનુ પરમ ફળ છે [ના ભ સૂ ૩૦ ભાગ ૧–૭–૧૦] ભક્તિનુ વિશેષ માહાત્મ્ય તો એ છે કે, તે ભગવાનને અસ્વતત્ર જેવો બનાવે છે [ વલ્લભ ગી ૯–૨૯ ] જેવા ભગવાન ભક્તિથી વશ થાય છે, તેવા યોગ, જ્ઞાન કે તપથી પણ વશ થતા નથી [ ભાગ ૧૦–૯–૧૯ ]

ભક્તિનો આનદ અવર્ણનીય છે જ્યારે ભક્તિ ગાઢ થાય છે, ત્યારે રસરૂપ બની જાય છે ' એ રસનો સ્વાદ શકર જાણે, કે જાણે શુક જોગી રે કાઈ એક જાણે

જાણે નરસૈયો ભોગી રે '

જેમ અગ્નિથી તપાવેલુ સોનુ પોતાના અંદરનો મેલ ત્યજે છે, તેમ ભક્તિથી પુરુષ અવિદ્યા, કામ તથા કર્મરૂપી મેલનો ત્યાગ કરી, લિંગશરીરથી મુક્ત થઈ, બ્રહ્મરૂપ થાય છે [ભાગ ૧૧-૧૪-૨૫] જેમ અગ્નિમા કોલસા તેની કાળાશ સહિત નાશ પામે છે, તેમ ભક્તિરૂપી અગ્નિમા અનંત જન્મોના પાપો તેની વાસનાઓ સહિત નાશ પામે છે.

ભક્તિથી મનુષ્ય નિષિદ્ધ કર્મ કરતો અટકે છે, આથી આધ્યાત્મિક જીવન સુધરે છે. ભક્તિ મનુષ્યને શુભકર્મમા પ્રેરે છે, શુભકર્મથી શુભવાસના વૃધ્ધિ પામે છે, અને તેથી ઐહિક તથા પારલૌકિક જીવન સુધરે છે ભક્તિથી તિતિક્ષા [સહનશક્તિ] વૃધ્ધિ પામે છે, અને તેથી દુખનો ડુંગર આવી પડવા છતા હૃદય નિશ્ચલ રહે છે. ભક્ત દુઃખોને ભગવાનની ઇચ્છા જાણી હસતો હસતો સહન કરે છે, આથી ભક્ત સુખદુઃખાદિ દ્વંદ્વોની પ્રાપ્તિમા નિરંતર શાંતિ અનુભવે છે.

## ભક્તિ માટે સર્વનો અધિકાર

અહિંસા, સત્ય વગેરે સામાન્ય ધર્મની પેઠે ભક્તિ માટે ચાંડાલ વગેરે સર્વનો અધિકાર છે [ના ભ સૂ. ૭૮] ભક્તિ માટે જાતિ, વિદ્યા, કુળ, ધન કે ધંધા વગેરેનો ભેદ [પ્રતિબંધ] નથી [ના ભ સૂ ૭૨]

ચાંડાલ, યવન તથા બીજા અધમ જાતિમા જન્મેલા પણ ભક્તિથી શુદ્ધ થાય છે [ભાગ ૨-૪-૧૮, ભાગ ૧૧-૧૪-૨૧]

ભક્તિવડે મૈત્રેયી, ગાર્ગી, ચૂડાલા તથા મદાલસા જેવી જ્ઞાનનિષ્ઠ, ગોપીઓ જેવી અભણ, શબરી જેવી શુદ્ર જાતિની તથા પૂતના જેવી પાપી સ્રીઓ પરમ ગતિને પામી છે, એટલુ જ નહિ પરંતુ ચૂડાલાએ પોતાના પતિ શિખિધ્વજને તથા મદાલસાએ પોતાના પતિ કુવલયાશ્વને તાર્યા છે. તેમ જ સમાધિ, તુલાધાર, નંદ વગેરે વૈશ્યો, વિદુર, સંજય વગેરે શુદ્રો, ગુહ, જટાયુ, ગજેન્દ્ર વગેરે પાપયોનિમા જન્મેલા પણ પરમ ગતિને પામ્યા છે

## ભક્તિનાં સાધનો

(૧) શરણાગતિ એટલે કે ભગવાનના ઉપદેશનુ શ્રદ્ધાભક્તિપૂર્વક અનુસરણ [ગી. ૩-૩૦-૩૧], (૨) ક્રિયામાત્રનુ ભગવાનને સમર્પણ [ગી. ૯-૨૭], (૩) ભગવાનનું સતત સ્મરણ-કીર્તન [ગી. ૧૦-૯-૧૦] તથા (૪) ભગવાનનો અનુગ્રહ [ગી. ૧૦-૧૧] એ ભગવાને ભગવદ્‌ગીતામા પ્રતિપાદન કરેલાં ભક્તિનાં ચાર પ્રધાન સાધનો છે

આ ચાર સાધનોમા યમનિયમાદિ તથા શમદમાદિ સર્વ સાધનોનો સમાવેશ થાય છે યમનિયમાદિ તથા શમદમાદિ સાધનસ્ત પન્ન પુરુષ જ ઉપરોક્ત સાધનોના અનુષ્ઠાનથી ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ ભક્તિને [અનન્ય ભક્તિને–પરાભક્તિને] તથા મુક્તિને પ્રાપ્ત થાય છે.

## ભક્તિમાર્ગના આચાર્યોના સિદ્ધાતો

ભક્તિમાર્ગના આચાર્યો પ્રતિપાદન કરે છે કે

(૧) ભક્તિ ભવસાગર તરવાનો સહજ ઉપાય છે, માટે નિષિદ્ધ ધર્મનો [આહાર–વિહારનો] સર્વથા ત્યાગ કરી, શાસ્ત્રવિધિ પ્રમાણે શ્રવણ, કીર્તન સ્મરણ, સ્વધર્મપરાયણતા ઇત્યાદિ પ્રકારે ભગવાનની આરાધના કરવી, અથવા માતા, પિતા, બધુ, પતિ, પુત્ર, સખા કે સેવક ભાવે ભગવાનની તથા ભગવાનના સ્વરૂપભૂત સર્વ ભૂતોની સેવા કરવી

(૨) મુમુક્ષુએ પોતાના દોષોનુ [પાપોનુ] અનુસધાન ન કરવુ કારણકે જેમ ગાય પોતાના તુરતના જન્મેલા વત્સના દોષોને [મળમૂત્રાદિકને] સ્નેહથી ચાટી જાય છે, તેમ ભક્તવત્સલ ભગવાન ભક્તના દોષોને ચાટી જાય છે

(૩) સાધનના બળથી એટલે કે પુરુષાર્થથી નહિ, પરતુ કેવળ ભગવાનના અનુગ્રહથી જ ભગવાનના સ્વરૂપનો સાક્ષાત્કાર થઇ શકે છે, માટે અત્યત દીન થઈ, પોતાના અધિકારને અનુરૂપ ભક્તિના સાધનનુ નિત્ય શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવુ.

## ભક્તિનુ ફળ

ભક્તિ જ તત્ત્વજ્ઞાનનુ સાધન છે [ગી ૧૮–૫૫], તથા ભક્તિ જ તે જ્ઞાનનુ પરમ ફળ છે [ના ભ સૂ ૩૦, ભાગ ૧–૭–૧૦] ભક્તિનુ વિશેષ માહાત્મ્ય તો એ છે કે, તે ભગવાનને અસ્વતત્ર જેવો બનાવે છે [વ૦ ભગી ૯–૨૯] જેવા ભગવાન ભક્તિથી વશ થાય છે, તેવા યોગ, જ્ઞાન કે તપથી પણ વશ થતા નથી [ભાગ ૧૦–૯–૧૮]

ભક્તિનો આનદ અવર્ણનીય છે જ્યારે ભક્તિ ગાઢ થાય છે, ત્યારે રસરૂપ બને છે 'એ રસનો સ્વાદ શકર જાણે, કે જાણે શુકજોગી રે, કાંઈ એક જાણે વ્રજની રે ગોપી, જાણે નરસૈયો ભોગી રે'

## ભક્તિ વિનાનુ જીવન વ્યર્થ છે

આ મનુષ્યજન્મ અત્યત દુર્લભ છે જન્મતા જ જીવ કાળરૂપી સર્પના મુખમા પડેલો છે, પરતુ જેમ સર્પના મુખમા રહેલો દેડકો મૃત્યુની કલ્પના ન

ગી ૪

કરતા, મુખમા જીવજંતુઓને ગળનો ચાલ્યો જાય છે, તેમ કાળરૂપી સર્પના મુખમાં પડેલા આસુરી જીવો, મૃત્યુનો એક ક્ષણ પણ વિચાર ન કરતા, તુચ્છ વિષયસુખ તથા તેના ભોગ માટે ધનાદિ સાધનોનો સગ્રહ કરવામા જીવન વ્યતીત કરે છે. લક્ષ્મીરૂપી માયામા સુખબુદ્ધિવાળા આસુરી જીવોને લક્ષ્મીપતિ એવા પરમાત્મા વિષે સુખબુદ્ધિ થતી જ નથી, અને તેથી તેઓ ભગવાનનુ શરણુ લેતા નથી.

જળ વિનાની નદી, પતિ વિનાની સ્ત્રી, કે ચદ્ર વિનાના રાત્રિની પેઠે ભક્તિ વિનાનુ જીવન શોભતુ નથી દાન વિનાનો વૈભવ, વૈરાગ્ય વિનાનો સન્યાસ, ધર્મ વિનાનો દેહ, તથા ભક્તિ વિનાનુ જીવન વ્યર્થ છે

"तस्मात् सैव ग्राह्या मुमुक्षुभि । [ ના ભ. સૂ ૩૩ ] માટે મુમુક્ષુએ તે ભક્તિનુ જ શરણ લેવુ " સુખ, સપત્તિ કે સબધી જે કોઈ ભક્તિમા સહાયરૂપ ન હોય તેનો પરિત્યાગ કરી વિવેકી પુરુષે બાલ્યાવસ્થામાથી જ વૈષ્ણવ ધર્મોનુ [ પોતાના શ્રેયનુ ] આચરણ કરવુ " अन्यथोत्तमकुलजन्मक्रियाकौशल्यादि व्यर्थमेव स्यात् । [ કેશવ ગી ૯-૩૩ ] નહિ તો ઉત્તમ કુળમા જન્મ, ક્રિયા-કૌશલ્ય વગેરે સર્વ વ્યર્થ જ છે "

## મોક્ષના પ્રાણરૂપ ત્રણ સાધનો

શ્રદ્ધા, યોગબુદ્ધિ અને ઇન્દ્રિયનિગ્રહ એ ત્રણ સાધનો મોક્ષના પ્રાણરૂપ છે, કારણકે એ ત્રણના સયોગ વિના કર્મ [ સાધન ] ચિત્તશુદ્ધિ કે મુક્તિના સાધનરૂપ થતુ નથી

શ્રદ્ધા વિના કરેલા યજ્ઞ, દાન, તપ, વ્રત, ઉપવાસ, તીર્થસ્નાન, સ્તુતિ વગેરે અસત્ [ નિષ્ફળ ] છે, કર્યા હોવા છતા ન કર્યા જેવા જ છે [ નીલકઠ ગી. ૧૭-૨૮ ] કારણકે શ્રદ્ધા વિના કરેલા કર્મો મરણ પામ્યા પછી પરલોકમાં ફળ આપતા નથી, તથા સત્પુરુષોએ તે નિદેલા હોવાથી આ લોકમા પણ યશરૂપી ફળ આપતા નથી [ ગી ૧૭-૨૮ ].

વિહિત કર્મ શ્રદ્ધાપૂર્વક કરવામા આવ્યુ હોય, પરતુ જો યોગબુદ્ધિનો અભાવ હોય તો કર્મ ચિત્તશુદ્ધિના સાધનરૂપ થતુ નથી વળી કર્મ [ સાધન ] વિષે શ્રદ્ધા તથા યોગબુદ્ધિ હોય, પરતુ જો ઇન્દ્રિયો વશ ન હોય તો સાધન વિષે નિષ્ઠા સભવતી નથી અને નિષ્ઠા વિના ચિત્તશુદ્ધિ કે મુક્તિ સિદ્ધ થતી નથી.

"श्रद्धावाल्लभते ज्ञान तत्पर सयतेन्द्रिय । [ગી. ૪-૩૯] શ્રદ્ધાવાળો, જ્ઞાનના સાધનમા એકનિષ્ઠાવાળો [ શ્રીધર. ગી ૪-૩૯ ], તથા ઇન્દ્રિયના નિગ્રહવાળો

પુરુષ જ જ્ઞાનને પામે છે." માટે મુમુક્ષુએ આ ત્રણે સાધનો પ્રયત્નપૂર્વક સંપાદન કરવાં જોઈએ.

### શ્રદ્ધા

જે પુરુષને શાસ્ત્ર તથા ગુરુનાં વચનોમાં તથા તેમાં કહેલા ધર્મમા શ્રદ્ધા હોય છે, તથા જે તેમાં એક નિશ્ચયવાળો હોય છે, તે પુરુષ જ ધર્માત્મા છે, અને તે પુરુષ જ પોતાના ધર્મમાર્ગમાં સ્થિર રહી શ્રેષ્ઠ ગતિને પામે છે [ શા. પ. ૨૬૪-૧૯].

"શ્રદ્ધાવિહીનસ્ય તુ ન પ્રવૃત્તિઃ પ્રવૃત્તિશૂન્યસ્ય ન સાધ્યસિદ્ધિઃ। અશ્રદ્ધયૈવાભિહિતાસ્તુ સર્વે મજ્જન્તિ સંસારમહાસમુદ્રે । [ શ્રીશંકરાચાર્ય ] શાસ્ત્ર તથા ગુરુના ઉપદેશમાં શ્રદ્ધા વિનાના પુરુષની ધર્મમાં પ્રવૃત્તિ થતી નથી, ધર્મપ્રવૃત્તિ વિના ધ્યેયસિદ્ધિ થતી નથી; સર્વ લોકો અશ્રદ્ધાથી પરાભવ પામેલા છે, અને તેથી આ સંસારરૂપી મહાસાગરમાં ડૂબે છે."

" असंशयवतां मुक्तिः संशयाविष्टचेतसाम्। न मुक्तिर्जन्मजन्मान्ते तस्माद्विश्वासमाप्नुयात्। [ મૈ. ઉ ૨-૧૬ ] શાસ્ત્ર તથા ગુરુમાં શ્રદ્ધાવાળો જ મુક્તિને પામે છે. શાસ્ત્ર તથા ગુરુના વચનમાં સંશયવાળો પુરુષ જન્મજન્માન્તરે પણ મોક્ષને પામતો નથી. તેથી ગુરુ અને શાસ્ત્રના વચનો પર વિશ્વાસ રાખવો."

આ ગીતાશાસ્ત્રનું કેવળ શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરનાર પુરુષ પણ સર્વ પાપોથી મુક્ત થઈ, શુભલોકને પામે છે [ગી. ૧૮-૭૧]; તો પછી અર્થના અનુસંધાનપૂર્વક ગીતાશાસ્ત્રનો પાઠ કરનાર [મધુ. ગી. ૧૮-૭૧ ] કે ગીતાશાસ્ત્રે ઉપદેશ કરેલા અર્થનું [ સાધનનું ] શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરનાર સંસારથી મુક્ત થાય એમા શું કહેવું ? [ ગી. ૩-૩૧; ગી. ૧૩-૨૫ ].

### યોગબુદ્ધિ

ભગવદ્ગીતામાં ચાર પ્રકારની બુદ્ધિનું વર્ણન છે : (૧) આસુરી બુદ્ધિ (૨) કામ્યબુદ્ધિ (૩) યોગબુદ્ધિ અને (૪) સાંખ્યબુદ્ધિ.

કામ, ક્રોધ, વગેરેને વશ થઈ, નિષિદ્ધ કર્મ કે વિષયભોગમાં આસક્તિ એ 'આસુરી બુદ્ધિ'નું લક્ષણ છે [ગી. ૧૬-૪-૨૧]. સ્ત્રી, પુત્ર, ધન, સ્વર્ગ વગેરેની કામનાથી યજ્ઞદાનાદિ કર્મો કરવા પ્રવૃત્ત થવું એ 'કામ્યબુદ્ધિ'નું લક્ષણ છે [ગી. ૨-૪૨-૪૪ ]. આસુરી બુદ્ધિ તથા કામ્યબુદ્ધિનો ત્યાગ કરી, ઈશ્વરાર્થે ઈશ્વરાર્પણબુદ્ધિથી શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રવિહિત કર્મોના અનુષ્ઠાનવિષયક તત્પરતા એ 'યોગબુદ્ધિ'નું

લક્ષણ છે [ ગી. ૨-૪૮ ]. યોગબુદ્ધિના ફળરૂપ ચિત્તશુદ્ધિદ્વારા આત્માને જન્માદિ ૭ વિકારોથી રહિત અકર્તા, અભોક્તા ઇત્યાદિ પ્રકારે સાક્ષાત્ અનુભવ કરનારા સાંખ્યયોગીને [ બ્રહ્મનિષ્ઠને ] પ્રાપ્ત થતી બુદ્ધિ 'સાંખ્યબુદ્ધિ' કહેવાય છે

જેમ મળ તથા વિષ વિનાનું જળ જ જીવન માટે ઉપયોગી થાય છે, તેમ આસુરીબુદ્ધિરૂપી મળ તથા કામ્યબુદ્ધિરૂપી વિષ વિનાનું નિષ્કામ કર્મ જ યોગબુદ્ધિ તથા યોગબુદ્ધિના ફળરૂપ સાંખ્યબુદ્ધિની પ્રાપ્તિના સાધનરૂપ છે.

તાત્પર્ય એ છે કે, જ્યા સુધી પુરુષ કામક્રોધાદિને વશ થઈ નિષિદ્ધ કર્મ કરતા અટકતો નથી, તથા જ્યા સુધી તેના ચિત્તમા આલોકપ-લોકવિષયક ભોગતૃષ્ણા શાંત થતી નથી, ત્યા સુધા ચિત્તમા યોગબુદ્ધિને ઉદય થતો નથી, અને જ્યા સુધી ચિત્તમા યોગબુદ્ધિને ઉદય થતો નથી ત્યા સુધી મોક્ષમાર્ગને આરંભ જ થતો નથી [ ગી ૨-૪૪ ]

નિષ્કામ કર્મ યોગબુદ્ધિનુ સાધન તથા લક્ષણ છે 'ઈશ્વર જ અમારી પરમ ગતિ છે' એવા નિશ્ચયવાળી, સિદ્ધિ તથા અસિદ્ધિમા સમભાવવાળી તથા ઈશ્વરની પ્રાપ્તિમા જ પર્યવસાન પામનારી યોગબુદ્ધિ [વ્યવસાયાત્મિકા બુદ્ધિ-વિવેકબુદ્ધિ] અત્યત દુર્લભ છે [ગી. ૨-૪૧].

મહાભારતના એક પ્રસગથી યોગબુદ્ધિનુ સ્વરૂપ સ્પષ્ટ સમજાશે. વનવાસમાં એક સમયે દ્રૌપદીએ ધર્મરાજ યુધિષ્ઠિરને પૂછ્યુ : "હે મહારાજ ! આપ સતતદિવસ ધર્મનુ જ સેવન કરો છો, છતા આપ બધુઓ સહિત જગલમા અનેક પ્રકારના કષ્ટ સહન કરો છો રાજા દુર્યોધન વગેરે સર્વદા અધર્મપરાયણ હોવા છતા હસ્તિનાપુરમા રાજ્યવૈભવ ભોગવે છે આપ સર્વ સમર્થ છો જો આપ વનવાસની પ્રતિજ્ઞાને ત્યાગ કરી યુદ્ધ કરો તો આપને અવશ્ય રાજ્ય, વૈભવ, યશ વગેરે પ્રાપ્ત થાય જે ધર્મના સેવનથી દુખ જ ભોગવવુ પડે તે ધર્મ શી રીતે કહી શકાય ?"

ધર્મરાજ યુધિષ્ઠિરે જવાબ આપ્યો :-" धर्म चरामि सुश्रोणि न धर्मफल कारणात्। धर्मो वाणिज्यको हीनो जघन्यो धर्मवादिनाम्'॥ હે સુદરિ ! હુ ધર્મનુ ફલદષ્ટિથી સેવન કરતો નથી ધર્મને વ્યાપારરૂપ સમજવો એ હીન તથા ધર્મવેત્તાઓથી સર્વથા નિદિત છે."

ધર્મરાજ યુધિષ્ઠિર જેવી ધર્મનિષ્ઠા એ જ યોગબુદ્ધિ છે.

### ઇન્દ્રિયનિગ્રહ

ઇન્દ્રિયનિગ્રહ દૈવીગુણ [ ગી ૧૬-૧ ], જ્ઞાનનુ અંતરગ સાધન [ ગી. ૪-

૩૯; ગી. ૧૩-૮ ], તથા સર્વ અનર્થોના મૂળરૂપ કામને વશ કરવાનો ઉપાય છે [ ગી. ૩-૪૧ ].

જેમ જળમાં રહેલી નૌકાને પ્રતિકૂળ વાયુ વિષમમાર્ગે ધસડી જઈ તેનો નાશ કરે છે, તેમ ઇન્દ્રિયો અસંયમી પુરુષની બુદ્ધિને કોઈ વિષયમાં આસક્ત કરી, તેને મોક્ષમાર્ગથી ભ્રષ્ટ કરે છે [ ગી. ૨-૬૭ ].

જેમ નીચી ભૂમિમાં વહેતા જળપ્રવાહને રોકવામાં ન આવે ત્યાં સુધી તે જળ ઊર્ધ્વ સ્થળે વાળી શકાતું નથી, તેમ ઇન્દ્રિયોને શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કર્યા વિના ધર્મનિષ્ઠા કે જ્ઞાનનિષ્ઠા સિદ્ધ થતી નથી.

પ્રત્યાહારથી ઇન્દ્રિયો વશ થાય છે [ પા. યો. સૂ. ૨-૫૫ ]. પ્રત્યાહારના પાંચ પ્રકાર છે —( ૧ ) ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરવી, (૨) જે જે જુએ તે બધું આત્મા છે, એમ સમજવું, ( ૩ ) સર્વ વિષયોથી નિવૃત્ત થવું, (૪) અઢાર મર્મસ્થાનોમાં અનુક્રમે ધારણા કરવી, અને ( ૫ ) " नित्यविहित तत्कर्मफलत्यागः = નિત્ય કરેલાં કર્મોના ફળનો ત્યાગ કરવો " [ શાણ્ડિલ્ય ઉપનિષદ્ ૧-૮ ].

આથી સિદ્ધ થાય છે કે, કર્મફલત્યાગ [ નિષ્કામ કર્મ ] જ યોગબુદ્ધિનું, ઇન્દ્રિયનિગ્રહનું, ચિત્તશુદ્ધિનું તથા જ્ઞાનનું શ્રેષ્ઠ સાધન છે.

## મોક્ષના દ્વારરૂપ ત્રણ સાધનો

કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે [ ગી. ૧૬-૨૧ ]. વૈરાગ્ય [ કામનો અભાવ ], તિતિક્ષા [ ક્રોધનો અભાવ ] અને સંતોષ [ લોભનો અભાવ ] એ ત્રણ મોક્ષનાં દ્વાર છે. જેમ કામ, ક્રોધ તથા લોભમાં સર્વ આસુરી ગુણોનો સમાવેશ થાય છે; તેમ વૈરાગ્ય, તિતિક્ષા તથા સંતોષમાં સર્વ દૈવી ગુણોનો સમાવેશ થાય છે.

જેમ કામ, ક્રોધ તથા લોભનો સર્વથા ત્યાગ હિતવાહ છે, તેમ વૈરાગ્ય, તિતિક્ષા અને સંતોષની સિદ્ધિ હિતાવહ છે. વસ્તુતાએ કામ, ક્રોધ તથા લોભનો સર્વથા પરિત્યાગ એ જ વૈરાગ્ય, તિતિક્ષા તથા સંતોષની સિદ્ધિ છે; એ જ ચિત્તશુદ્ધિ છે [ ગી. ૨-૫૨ ], એ જ પરાભક્તિ છે [ ગી. ૧૮-૫૪ ], એ જ આત્મજ્ઞાનને [ આત્મસાક્ષાત્કારને ] પ્રાપ્ત થવાની અંતઃકરણની ઉત્કૃષ્ટ અવસ્થા છે [ ગી. ૨-૫૩; ગી. ૧૮-૫૫ ].

## વૈરાગ્ય

" दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम्। [ પા. યો. સૂ. ૧-૧૫ ] દૃષ્ટ [ આ લોકના ] તથા શ્રુતિસ્મૃતિવિહિત પરલોકના સમસ્ત ભોગો વિષે

સર્વથા તૃષ્ણારહિત ચિત્તની 'વશીકાર' નામની અવસ્થા 'વૈરાગ્ય' કહેવાય છે"
"तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्। [ પા યો સૂ ૧-૧૬ ] પુરુષના જ્ઞાનથી પ્રકૃતિના ગુણો વિષે એટલે કે પ્રકૃતિના ગુણોના કાર્યરૂપ સત્ત્વાદિ ગુણો વિષે સર્વથા તૃષ્ણાનો અભાવ 'પરવૈરાગ્ય' કહેવાય છે"

સ્ત્રીપુત્રાદિ દૃષ્ટ ભોગો તથા સ્વર્ગાદિ અદૃષ્ટ ભોગોનો દોષદૃષ્ટિવડે ત્યાગ કરી, તૃષ્ણારહિત થવુ તે [ શા. ભા ગી ૬-૩૫ ], અથવા વિષયોની અનિત્યતા, જડરૂપતા, તથા દુખરૂપતા વિચારીને, તેમના પ્રત્યે વૈરાગ્ય વધારી વિષય ચિંતનરહિત થવુ તે [ શ્રીધર, ગી ૬-૩૫ ], અથવા સસારના ભોગોને મિથ્યા, અનિત્ય તથા દુખરૂપ જાણી તેમથી ચિત્તવૃત્તિને સમેટી લેવી તે "વૈરાગ્ય" કહેવાય છે.

'वासनानुदयो भोग्ये वैराग्यस्य तदाऽवधिः। [ શકર વિ. ચૂ ૪૨૪ ] જ્યારે ભોગ્ય પદાર્થો વિષે વાસનાના ઉદયનો અભાવ થાય, ત્યારે વૈરાગ્યનો અવધિ જાણવો."

વૈરાગ્ય શુદ્ધ અતકરણનુ લક્ષણ [ ગી ૨-૫૨ ], અને મનના નિગ્રહનુ [ ગી ૬-૩૫ ] તથા જ્ઞાનનુ સાધન છે [ ગી ૧૩-૮ ]

જેમ તાપથી સુકાયેલા લાકડાને અગ્નિ તુરત જ સ્પર્શ કરે છે, તેમ વૈરાગ્યથી સુકાયેલા [ શુદ્ધ થયેલા ] અતકરણને જ્ઞાનાગ્નિ તુરત જ સ્પર્શ કરે છે, અને જેમ સૂર્યનો ઉદય થતા અધકાર નાશ પામે છે, તેમ અતકરણ વિષે જ્ઞાનદીપ પ્રગટ થતા, આ માયામય સસારવૃક્ષ આપમેળે નાશ પામે છે. માટે આ સસારવૃક્ષના અહતા-મમતા તથા રાગદ્વેષાદિ વાસનારૂપ આ મનુષ્યલોકમા બહુ જ ઊડા ઊતરેલા મૂળને "असङ्गशस्त्रेण छित्त्वा। [ ગી ૧૫-૩ ] સુદૃઢ વૈરાગ્યરૂપ કુહાડાથી છેદીને" [ શકરાનદ ] તે પરમ વૈષ્ણવપદને શોધવુ [ જાણવુ ]

શ્રવણ તથા નિદિધ્યાસનના પરિપાકથી ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ, આત્મસાક્ષાત્કારને યોગ્ય થવા માટે નચિકેતા, પરીક્ષિત કે ભક્ત અર્જુન જેવો વૈરાગ્ય આવશ્યક છે [ ગી ૨-૮, ગી ૧૮-૫૨ ]

## તિતિક્ષા

"सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम्। चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते॥ [ શકર. વિ ચૂ ૨૪ ] સર્વ પ્રકારના દુખો પ્રતીકાર [ ઉપાય ], ચિતા કે

વિલાપ એટલે કે કોઈને પણ જણાવ્યા વિના સહન કરવાં તે 'તિતિક્ષા' કહેવાય છે."

કોઈ મારે કે તિરસ્કારે કે અપમાને, અગ્નિ વર્ષે કે હિમ વર્ષે, કે તીક્ષ્ણ દુઃખોની પરંપરા આવે છતાં વૃક્ષ, પાષાણ વગેરેની પેઠે વ્યથા, વિકાર કે વિષાદ પ્રદર્શિત કર્યા વિના સર્વ સહન કરવુ, એ મુમુક્ષુનો ઉત્તમ ધર્મ છે.

પ્રત્યેકની સહનશક્તિ ઉપરાંતના પ્રતિકૂળ પદાર્થોના સયોગો કે અનુકૂળ પદાર્થોના વિયોગો જ દુઃખરૂપે પરિણામ પામે છે જેમ જેમ તિતિક્ષા [સહનશક્તિ] વૃદ્ધિ પામે છે, તેમ તેમ પ્રતિકૂળના સયોગથી કે અનુકૂળના વિયોગથી ઓછું ને ઓછું દુ.ખ અનુભવમા આવે છે. જેમ સૂર્યનો ઉદય થતા અંધકાર નિવૃત્તિ પામે છે, તેમ તિતિક્ષા સિદ્ધ થતા સર્વ પ્રકારના દુખો આપમેળે નિવૃત્તિ પામે છે. તિતિક્ષુને પ્રતિકૂળ [ દુઃખ ] કે અનુકૂળ [ સુખ ] જેવું કશુ સભવતું જ નથી તિતિક્ષુને અનુકૂળના સયોગથી સુખનો, કે પ્રતિકૂળના સયોગથી દુ.ખનો અનુભવ થતો જ નથી. તુરીયા અવસ્થાને પ્રાપ્ત તિતિક્ષુને શબની પેઠે કોઈ પણ પ્રકારના સુખદુ.ખાદિ દ્વદ્વોનો અનુભવ થતો નથી [ નીલકંઠ. ગી. ૧૪–૨૪ ] તિતિક્ષુને પ્રતિકૂળ કે અનુકૂળની ભાવનાનો અભાવ છે.

પ્રાણિમાત્રને પ્રાપ્ત થતા સુખ કે દુ ખને કોઈ પણ મર્યાદા નથી. પ્રારબ્ધરૂપી ધર્મ જ પુણ્ય તથા પાપના ફળરૂપ સુખદુ.ખને વહેચી આપે છે, પરતુ સુખ-દુઃખની પ્રાપ્તિમાં હર્ષ, શોક, ભય, વિષાદ વગેરે ઉત્પન્ન થવામા અજ્ઞાનતાના કાર્યરૂપ અસહિષ્ણુતા જ કારણરૂપ છે. અવિવેકી અનુકૂળની [ સુખની ] પ્રાપ્તિમા હર્ષને, તથા પ્રતિકૂળની [ દુ ખની ] પ્રાપ્તિમા વિષાદને પ્રાપ્ત થાય છે. ધીર પુરુષ સુખદુઃખ બન્નેમા સમાન રહે છે [ ગી ૨–૧૫ ].

"सर्वसहनं हि साङ्ख्ये योगे चावश्यकम्। [ વલ્લભ ગી. ૨–૧૪ ] સાખ્ય-યોગીને તથા કર્મયોગીને પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા દુખો સહન કરવાં આવશ્યક છે."

· તિતિક્ષા જ્ઞાનીનું લક્ષણ છે [ ગી. ૨–૫૬; ગી. ૧૨–૧૩; ગી ૧૪–૨૪] અને જ્ઞાનનું સાધન છે [ ગી. ૧૩–૯ ]. તિતિક્ષા વિના ધર્મનિષ્ઠા શક્ય નથી; અને ધર્મનિષ્ઠા વિના આત્મનિષ્ઠા શક્ય નથી.

તિતિક્ષા અત્યંત દુર્લભ છે. આ ધર્મપત્ની તિતિક્ષાદેવી [ ભાગ ૪–૧–૪૯ ] ભગવાન શકર વગેરે દેવોને, ભગવાન પરશુરામ વગેરે અવતારી પુરુષોને,

તથા ઋષિ, મુનિ, જ્ઞાની તથા તપસ્વીઓને સંમોહિત કરી, અધિકારી પુરુષના અભાવે, ભગવાન વિષ્ણુના વક્ષ:સ્થળમાં ભૃગુપાદચિહ્નરૂપે પ્રતિષ્ઠા પામેલી છે; અને વિષ્ણુપત્ની [ પૃથ્વી ] તરીકે ભગવાન દત્તાત્રેય પાસે ગુરુની સંજ્ઞાને પ્રાપ્ત થઈ, સ્વમુખે તિતિક્ષાનો સતત ઉપદેશ આપી રહી છે.

ભગવાન રામની [ ધર્મનિંદાની ] સહધર્મચારિણી, જનક વિદેહીને પુત્રીભાવે પ્રાપ્ત થયેલી, દશરથ જેવા સત્યવ્રતીની પુત્રવધૂ, શ્રીહનુમાન જેવા શરણાગતિના, શ્રીલક્ષ્મણજી જેવા સ્નેહભક્તિના તથા શ્રીભરતજી જેવા વૈરાગ્યના દેહધારી સ્વરૂપને સદા સર્વદા વંદનીય ભગવતી સીતાદેવી, તિતિક્ષાનું દેહધારી સ્વરૂપ છે.

"तितिक्षस्व भारत। [ ગી. ૨-૧૪ ]" પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતાં દુઃખો પ્રસન્ન ચિત્તે [હસતાં હસતાં] સહન કરી સર્વદા સ્વધર્મપરાયણ રહેવું, એ આ ગીતાશાસ્ત્રમાં ભગવાન શ્રીકૃષ્ણનો મનુષ્યમાત્રને શ્રેયને પ્રાપ્ત થવાના સાધનરૂપ પ્રધાન ઉપદેશ છે.

"स्वधर्मानुष्ठानात् पुरुषार्थं प्राप्यताम् इति भगवदुपदेशः सर्वसाधारणः। [ મધુ. ગી. ૧ ] 'સ્વધર્મના અનુષ્ઠાનથી મોક્ષરૂપી પુરુષાર્થને પ્રાપ્ત કરો' એ ભગવાનનો ઉપદેશ સર્વ મનુષ્યને એક સરખો લાગુ પડે છે."

## સંતોષ

જે પુરુષ 'યથાકાળે દૈવયોગે આપત્તિ તથા સંપત્તિ પ્રાપ્ત થાય છે' એ પ્રકારના જ્ઞાનથી દૈવેચ્છાથી અન્નઆદિ પદાર્થોની પ્રાપ્તિ તથા અપ્રાપ્તિમાં સર્વદા 'સંતોષ' રાખે છે; જે સુખ-દુઃખ, માન-અપમાન, લાભ-અલાભમાં સર્વદા સંતુષ્ટ છે; જે નહિ મેળવેલું મેળવવા તાલાવેલી કરતો નથી, મેળવેલું યથેષ્ટ ભોગવે છે, તથા જેનું આચરણ સર્વદા સૌમ્ય છે [ મહોપનિષદ્ ૪-૩૬-૩૭]; જે અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરતો નથી, પ્રાપ્ત વસ્તુને અપ્રાપ્ત જેવી લેખે છે, તથા પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતાં સુખ-દુઃખો ભોગવે છે [યો. વા. મુ. પ્ર. ૧૫-૧૨ ] તે 'સંતુષ્ટ' કહેવાય છે.

શમ, વિચાર, સંતોષ અને સત્સંગ એ ચાર સંસારસમુદ્ર તરવાનાં ઉપાયો છે. એમાંથી એકનો યત્નપૂર્વક આશ્રય લેવો આવશ્યક છે. જો એમાંનો એક વશ થાય, તો ચારે પોતાના મેળે વશ થાય છે [ મહોપનિષદ્ ૪-૨-૨; યો. વા. મુ. પ્ર. ૧૬-૧૭-૨૨ ].

ધર્મનું મૂળ સંતોષ છે, વૈરાગ્ય પ્રાણ છે, અને આત્મદર્શન ધ્યેય છે [ શા. પ. ૨૭૦-૩૧ ].

જેમ પગરખાં પહેરનારને કાંકરા કે કાંટાવાળી ભૂમિમાં પણ સુખ મળે છે, તેમ સંતોષીની સર્વ દિશાઓ સુખમય થાય [ ભાગ ૭-૧૫-૧૭ ].

સંતોષી આધિવ્યાધિથી રહિત સ્વર્ગસુખ અનુભવે છે. એક બાજુ વસંતઋતુ, નંદનવન, ચંદ્રમા અને અપ્સરા એ સર્વને રાખીએ, અને બીજી તરફ એક સંતોષરૂપી અમૃતને રાખીએ તો તે બન્ને સમાન સુખને આપનારા છે. જેમ વસંતઋતુમાં તળાવ પૂર્ણ ભરાઈ જાય છે, તેમ સંતોષવડે અંતઃકરણ પૂર્ણ થઈને રહે છે. વૃક્ષ જેમ વસંતઋતુમાં પ્રફુલ્લ થાય છે, તેમ વિવેકી પુરુષ સંતોષવડે પ્રફુલ્લ થઈ ગંભીર, શીતલ, મનોહર તથા કાંતિમાન થઈ સારી રીતે પુષ્પિત થયેલા વનની પેઠે બહુ જ શોભે છે [ યો. વા. નિ. પ્ર [ઉ] ૪૭-૪૩-૪૬ ]

" संतोषादनुत्तमः सुखलाभ। [ પા. યો. સૂ. ૨-૪૨ ] સંતોષથી સર્વોત્તમ સુખ પ્રાપ્ત થાય છે."

## મોક્ષનો સુલભ ઉપાય

દ્વાપરના અંતમાં દેવર્ષિ નારદે બ્રહ્માને પૂછ્યું :- 'હે ભગવન્! સંસાર તરવાનો ઉપાય મને કહો.' બ્રહ્મા બોલ્યા :-'કલિયુગમાં સંસારસાગર તરવા માટે શ્રુતિઓનું રહસ્ય હું તને કહું છું, તે શ્રવણ કર. આદિપુરુષ ભગવાન નારાયણના નામોચ્ચારણથી પુરુષ કલિના સર્વ દોષોથી રહિત થાય છે. ઓંકાર, રામ, કૃષ્ણ, હરિ, ગોવિંદ, નારાયણ વગેરે પરમાત્માનાં નામોનું સ્મરણ જીવાત્માના અજ્ઞાનરૂપી આવરણનો નાશ કરે છે. આ નામરૂપી મંત્રના સાડાત્રણ કરોડ જપ કરનાર, સર્વ પાપોથી મુક્ત થઈ, પરમગતિ પામે છે [ કલિસંતારણ-ઉપનિષદ્].

આ કલિયુગ દોષોનો ભંડાર છે પરંતુ તેનો મોટો ગુણ એ છે કે, કલિયુગમાં કેવલ ભગવાન શ્રીકૃષ્ણનું કીર્તન કરવાથી જ મનુષ્ય સર્વ સંગથી મુક્ત થઈ, પરમ પદને પામે છે [ભાગ. ૧૨-૩-૫૧ ]

" नाम्नोऽस्ति यावती शक्तिः पापनिर्हरणे हरेः। श्वपचोऽपि नरः कर्तुं क्षमस्तावन्न किल्बिषम्॥ [અનુસ્મૃતિ-૯૯] નામસ્મરણમાં પાપ નાશ કરવાની જેટલી શક્તિ છે, તેટલું પાપ કરવા પાપીમાં પાપી ચાંડાલ પણ સમર્થ નથી."

જેમ ઉષ્ણના અગ્નિનો સ્વભાવ છે, તેમ પાપના ક્ષયરૂપ ચિત્તશુદ્ધિ નામસ્મરણનો સ્વભાવ છે. જેમ અગ્નિ જાણે કે અજાણે સ્પર્શ કરનારને બાળે છે; તેમ નામસ્મરણ તેનો મહિમા, જાણનાર કે ન જાણનાર બન્નેને પવિત્ર કરે છે. નામ-

સ્મરણથી આત્માનું બળ એટલું બધું વધે છે કે, પર્વત જેટલું દુઃખ આવી પડે તો પણ ઉપાસક ગભરાતો નથી, તથા હસતો હસતો સર્વ સહન કરવા સમર્થ થાય છે. નામસ્મરણથી પ્રાણ શુદ્ધ થાય છે. પ્રાણની શુદ્ધિથી શરીરની આરોગ્યતા તથા મનની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, સત્ત્વ વૃદ્ધિ પામે છે, અને પુરુષ ચિત્તશુદ્ધિદ્વારા આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થઈ, કૃતાર્થ થાય છે.

અન્ય મંત્રોના જપ વિષે વિધિ-નિષેધ છે; પરંતુ નામસ્મરણ માટે શાસ્ત્રમાં કોઈ વિધિ-નિષેધ નથી. નામસ્મરણ સર્વકાળે, સર્વસ્થાને, તથા સર્વપરિસ્થિતિમાં કરી શકાય છે.

ભગવાન કહે છે :— " यज्ञानां जपयज्ञोऽस्मि। [ ગી. ૧૦-૨૫ ] અશ્વમેધાદિક સર્વ વૈદિક યજ્ઞોમાં હિંસાદિક સર્વ દોષોથી રહિત હોવાથી અત્યંત શુદ્ધિ કરનાર જપયજ્ઞ હું છુ."

મનુષ્ય પ્રીતિ, ભય કે દ્વેષથી જે જે ભાવનું અંતકાળે સ્મરણ કરે છે, તે તે ભાવને તે પ્રાપ્ત થાય છે [ ગી ૮-૬ ]. જે મનુષ્ય અંતકાળે મારું જ સ્મરણ કરતો દેહ છોડે છે, તે મારા સ્વરૂપને પામે છે [ ગી. ૮-૫ ].

પરંતુ " जन्म जन्म मुनि जतनु कराहीं। अंत राम कहि आवत नाहीं॥ [ રા. ચ. કિ. ૯-૨ ] અનેક જન્મોનાં કરેલાં શુભ કર્મોના પરિપાક વિના અંતકાલે ભગવાન રામની સ્મૃતિ થતી નથી," કારણકે મૃત્યુ સમયે સર્વ ઇન્દ્રિયો ક્ષોભ પામે છે, મનુષ્ય પરવશ થાય છે, અને તેથી તે મારા સ્મરણ માટે નવો ઉદ્યમ કરી શકતો નથી.

" तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च। [ ગી. ૮-૭ ]" તેથી મારે વિષે જ છેવટની ભાવના ઉત્પન્ન કરવા માટે, જેમ જળમાં ખોરાક શોધતી કાચબી સર્વકાળે જળાશયને કિનારે મૂકેલાં પોતાનાં ઈંડાંમાં જ ચિત્ત રાખે છે, અથવા જેમ કૃપણ પોતાનું મન સર્વકાળે દ્રવ્યભંડાર વિષે રાખી વ્યવહાર-પરાયણ રહે છે, તેમ તું सर्वेषु कालेषु = આહાર, વિહાર, શયન, આસન વગેરે સર્વ અવસ્થાઓમાં [શંકરાનંદ] મારું જ ચિંતન કર, અને યુદ્ધ કર, અર્થાત્ વર્ણાશ્રમવિહિત ધર્મનું અનુષ્ઠાન કર.

આ પ્રકારે મારે વિષે અર્પણ કરેલાં મન અને બુદ્ધિવાળો તું મને જ પામીશ, એમાં સંશય નથી [ ગી. ૮-૭ ].

વળી નામસ્મરણથી [ ભક્તિથી ] પતિતમાં પતિત મનુષ્ય પણ શીઘ્ર શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય છે. તેથી " अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्।

[ ગી. ૯–૩૩ ] અનિત્ય તથા દુઃખરૂપ આ મનુષ્યલોકને પામી અર્થાત્ પરમ પુરુષાર્થના સાધનરૂપ આ મનુષ્ય શરીરને પામી મને ભજ." "मां शरणमाश्रयस्व। [ મધુ.] મારા શરણને પ્રાપ્ત થા."

"तितिक्षस्व। [ ગી. ૨–૧૪ ] સર્વ સહન કર, युद्ध्यस्व। [ ગી. ૨–૧૮]. યુદ્ધ કર–સ્વધર્મનું અનુષ્ઠાન કર, અને भजस्व माम्। [ ગી. ૯–૩૩ ] મને ભજ–એકમાત્ર મારા શરણને પ્રાપ્ત થા," એ ભગવાનના ત્રણે આદેશોમાં સમસ્ત મોક્ષસાધનોનો સમાવેશ થાય છે

## શાસ્ત્રનું પરોક્ષ જ્ઞાન

"नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन। [કઠ ઉપ. ૧–૨૩] આ આત્મા વેદશાસ્ત્રના અધ્યયનથી, ગ્રંથોના અર્થધારણ શક્તિરૂપ બુદ્ધિથી કે શાસ્ત્રોના શ્રવણાદિથી પ્રાપ્ત થતો નથી," ઇત્યાદિ શ્રુતિઓ તથા नाहं वेदैः। [ ગી. ૧૧–૫૩ ] 'મારા સર્વાત્મક વિશ્વરૂપના દર્શન વેદશાસ્ત્રના અધ્યયનથી શક્ય નથી' ઇત્યાદિવડે ભગવાન પ્રતિપાદન કરે છે કે, 'વેદશાસ્ત્રનું અધ્યયન સાક્ષાત્ મોક્ષનું સાધન નથી,' તોપણ વેદશાસ્ત્રનું અધ્યયન મુમુક્ષુને અત્યંત આવશ્યક છે.

આત્મા સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ છે. આત્માને પોતાના પ્રકાશ માટે અન્ય પ્રકાશની અપેક્ષા નથી; પરંતુ કલ્પિત અજ્ઞાન તથા તેના કાર્યની નિવૃત્તિ માટે અમુક પ્રકારની કલ્પિત ચિત્તવૃત્તિની અપેક્ષા છે. 'જેવો યક્ષ તેવો બલિ' એ ન્યાય પ્રમાણે કલ્પિત વસ્તુને કલ્પિત સાથે વિરોધીપણું છે, અને તેથી અવિદ્યારૂપ કલ્પિત વસ્તુની નિવૃત્તિ માટે અમુક પ્રકારની ચિત્તવૃત્તિ ઉત્પન્ન કરવા માટે શાસ્ત્રનો આરંભ છે; કારણકે અવિદ્યા–નિવર્તક ચિત્તવૃત્તિની ઉત્પત્તિ 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાક્યોના શ્રવણ–મનનાદિને આધીન છે. તેથી શાસ્ત્રનું પરોક્ષ જ્ઞાન વ્યર્થ નથી [ મધુ. ગી. ૨–૧૮ ].

"शब्दब्रह्मणि निष्णातः परं ब्रह्माधिगच्छति। [ બ્રહ્મબિંદુ–ઉપ. ૧૭; શાં. પ. ૨૭૦–૨ ] જે પુરુષ શબ્દબ્રહ્મની [ વેદશાસ્ત્રની ] અંદર કુશળ છે, તે જ પરબ્રહ્મને પામી શકે છે."

"शब्दशक्तेरचिन्त्यत्वाच्छब्दादेवापरोक्षधीः। प्रसुप्तः पुरुषो यद्वच्छब्देनैवानुबुध्यते। [ શંકર–સદાચારસ્તોત્ર–૧૯ ] જેમ ગાઢ નિદ્રામાં પડેલો પુરુષ તેનું નામ લઈને બોલાવવાથી જાગ્રત થાય છે, તેમ અનાદિકાળથી અવિદ્યારૂપ ગાઢ–

નિદ્રામાં પડેલો પુરુષ [ જીવાત્મા ] સદ્‌ગુરુનાં ' तत्त्वमसि ' ઇત્યાદિ મહાવાક્યો-રૂપ શબ્દોથી જાગ્રત થાય છે.

સ્વાધ્યાય દૈવી સંપત્તિ છે [ ગી ૧૬-૧], જ્ઞાનયજ્ઞ છે [ ગી. ૧૮-૭૦ ], વાણીનું તપ છે [ ગી ૧૭-૧૫ ], તથા આત્મજ્ઞાનના સાધનરૂપ હોવાથી જ્ઞાન કહેવાય છે [ ગી. ૧૩-૧૧ ].

તેથી " स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । [ તૈ ઉ. ૧૧-૧ ] સ્વાધ્યાયમાં [ અધ્યયનમાં ] તથા પ્રવચનમાં [ અધ્યાપનમાં ] પ્રમાદ ન કરવો " " तेन हि नियमेन कर्तव्ये । [ શાં ભા તૈ ઉ ૧૧-૧ ] તે બન્નેનું નિયમથી [ યથાવિધિ ] આચરણ કરવું."

શાસ્ત્ર તથા સત્સંગથી ઉપજેલ તથા વૈરાગ્યના અભ્યાસપૂર્વક સદાચારમાં પ્રવૃત્તિ, એ ' વેદાન્તવાક્યના વિચારરૂપ ' યોગની બીજી ભૂમિકાને પ્રાપ્ત થયેલા પુરુષનું લક્ષણ છે [ મહોપનિષદ્ ૫-૨૮ ].

" स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः । [ પા. યો. સૂ ૨-૪૪ ] સ્વાધ્યાયથી પુરુષ ઇષ્ટદેવના સાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે. "

## બ્રહ્મનિષ્ઠ ગુરુ

" आचार्यवान्पुरुषो वेद । [ છા ઉ. ૬-૧૪-૨ ] આચાર્યવાળો પુરુષ જ જગતના કારણરૂપ બ્રહ્મને જાણે છે. " " आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापयति । [ છા ઉ. ૪-૯-૩ ] આચાર્યથી જ જાણેલી વિદ્યા શ્રેષ્ઠપણાને [ પૂર્ણપણાને ] પમાડે છે."

" दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनम्। दुर्लभा सहजावस्था सद्गुरोः करुणां विना। [ વરાહ ઉપ ૨-૭૬ ] સદ્‌ગુરુની કૃપા વિના વિષયોનો ત્યાગ, તત્ત્વદર્શન કે સહજાવસ્થા દુર્લભ છે "

બ્રહ્મનિષ્ઠ આચાર્યે ઉપદેશેલું જ્ઞાન જ મોક્ષરૂપી ફલમાં પર્યવસાન પામે છે; પરંતુ કેવળ વ્યાકરણ, મીમાંસા, ન્યાય વગેરેમાં નિપુણ શુષ્ક વેદાંતીઓએ ઉપદેશેલું જ્ઞાન મોક્ષરૂપી ફલમાં પર્યવસાન પામતું નથી [ શાં. ભા., મધુ વગેરે ગી ૪-૩૪ ].

બ્રહ્મવિદ્યા કોઈ બ્રહ્મવેત્તા ગુરુ પાસેથી જ સંપાદન કરેલી હોવી જોઈએ, નહિ કે પોતાની સમાન યોગ્યતાવાળા પુરુષ પાસેથી [શાં. પ. ૨૯૧-૨] પરોક્ષજ્ઞાન ધરાવનાર પુરુષને પરસ્પર ઉપદેશ આપવાનો અધિકાર નથી જેમ સૂર્યના

પ્રકાશ વિના ચક્ષુ કોઈ પણ પદાર્થને જોવા સમર્થ નથી; તેમ બ્રહ્મનિષ્ઠ ગુરુના ઉપદેશ વિના ચિત્ત આત્મદર્શનને યોગ્ય થતું નથી. જે પુરુષે બીજનો ચંદ્ર જોયો હોય તે જ પુરુષ જેમ બીજાને તે બતાવી શકે છે; તેમ બ્રહ્મવેત્તા સિવાય અન્ય પુરુષ પાસેથી પ્રાપ્ત કરેલા જ્ઞાનથી કાર્યસિદ્ધિ થતી નથી [ શા. ભા. ગી. ૪–૩૪ ].

' आचार्योपासनम् । [ ગી ૧૩–૭ ] ' બ્રહ્મનિષ્ઠ આચાર્યની ઉપાસના [ સેવા-શુશ્રૂષા ] આત્મજ્ઞાનની ઉત્પત્તિના સાધનરૂપ હોવાથી ' જ્ઞાન ' કહેવાય છે.

' तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । [ ગી. ૪–૩૪ ] ' તે જ્ઞાન સેવયા = શ્વાનકાકીય ઉપાયોથી અર્થાત્ શ્વાનની પેઠે ગુરુસેવામા જાગૃત રહીને, કબૂતરની પેઠે ભયચકિત રહીને, તથા કાગડાની પેઠે ગુરુનો મનોભાવ યથાવત્ સમજી, સેવા–શુશ્રૂષાથી પ્રસન્ન કરી, परिप्रश्नेन = યોગ્યકાળે નમ્રતાપૂર્વક ' વિદ્યા એટલે શું ? અવિદ્યા એટલે શું ? હું કોણ છું ? કેમ સંસારને પ્રાપ્ત થયો ? મને મુક્તિ કેમ પ્રાપ્ત થાય ? ' ઇત્યાદિ પ્રશ્નો પૂછીને તુ મેળવ

" तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्टम् । [ મુ ઉ ૧–૨–૧૨; ભાગ. ૧૧–૩–૨૧ ] જ્ઞાન સંપાદન કરવા માટે મુમુક્ષુએ હાથમાં સમિધ્ લઈ અર્થાત્ યજ્ઞમાં હોમ કરવાના એક જાતના કાષ્ઠને લઈ, શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણ લેવું." તાત્પર્ય એ છે કે, જેમ યજ્ઞમા ' न मम' કહી સર્વ કંઈ હોમવામાં આવે છે, તેમ ' न मम ' ભાવથી યુક્ત થઈ એટલે કે અત્યંત દીન થઈ, મમતારહિત થઈ, સદ્‌ગુરુનું શરણ લેવું.

" शास्त्रज्ञोऽपि स्वातन्त्र्येण ब्रह्मज्ञानान्वेषण न कुर्यात् । [ શા. ભા. મુ. ઉ. ૧–૨–૧૨ ] શાસ્ત્રજ્ઞ પુરુષે પણ સ્વતંત્રતાપૂર્વક બ્રહ્મજ્ઞાનનું અન્વેષણ ન કરવું."

## બ્રહ્મનિષ્ઠ ગુરુ દુર્લભ છે

શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ આચાર્ય દુર્લભ છે [ ગી. ૨–૨૯ ]. કેટલાક બ્રહ્મનિષ્ઠ નિત્ય સમાધિમા રહે છે, કેટલાક વ્યુત્થાનદશામાં પણ લાભ, પૂજા તથા ખ્યાતિની અપેક્ષા વિનાના હોઈ, મૌનનું જ સેવન કરે છે, કેટલાક જડભરતની પેઠે ગુપ્ત વિચરે છે, તથા કેટલાક કેવળ શરણાગત અધિકારી શિષ્યને જ ઉપદેશ આપી કૃતાર્થ કરે છે.

પરંતુ મુમુક્ષુએ બ્રહ્મનિષ્ઠ ગુરુના અભાવે પર્વતની ગુફા, જંગલ કે અન્ય સ્થળે સદ્‌ગુરુની વ્યર્થ શોધ ન કરતાં, શ્રદ્ધાપૂર્વક ભગવાનના આ ગીતાશાસ્ત્રનાં

ઉપદેશને અનુરૂપ [ ગી. ૩-૩૧ ] અથવા ભગવાન દત્તાત્રેયે અંગીકાર કરેલા પૃથ્વી વગેરે ચોવીસ પદાર્થોના [ શિક્ષાગુરુના ] સતત ઉપદેશ પ્રમાણે જીવન જીવવાનો પ્રયાસ કરવો

જેમ પુષ્પ વિષે ભગવાનના અનુગ્રહથી યથાકાળે ફળ ફલિત થાય છે, તેમ સદા-સર્વદા સ્વધર્મપરાયણ મુમુક્ષુને યથાકાળે ભગવાનના અનુગ્રહથી સદ્‌ગુરુ ઉપલબ્ધ થાય છે, કારણકે નિત્ય અનન્યભાવે સ્વધર્મપરાયણ રહેનારા પુરુષનાં યોગક્ષેમ ભગવાન જ વહન કરે છે [ ગી. ૯-૨૨ ].

ભક્ત અર્જુનનો મોહ નિવૃત્ત કરવા માટે ભગવાને આપેલો આ ગીતા ઉપદેશ આ અર્થનું અપૂર્વ દૃષ્ટાંત છે.

## મુમુક્ષુ [ મુમુક્ષુત્વ ] અત્યંત દુર્લભ છે

" आश्चर्यवच्चैनमन्य शृणोति । [ ગી. ૨-૨૯ ], मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । [ ગી. ૭-૩ ] " ઇત્યાદિ વડે ભગવાન પ્રતિપાદન કરે છે કે, વિવેક, વૈરાગ્ય તથા શમદમાદિ સાધનચતુષ્ટયયુક્ત નચિકેતા, પરીક્ષિત કે ભક્ત અર્જુન જેવો બ્રહ્મવિદ્યાનો અધિકારી શ્રોતા [ મુમુક્ષુ ] આશ્ચર્યરૂપ [ દુર્લભ ] છે.

" मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः पुण्यैर्विना लभ्यते । [ શંકર વિ. ચૂ ૨ ] સેંકડો જન્મોના સુકૃતોના [ શુભ કર્મોનાં ] પુણ્યો વિના મુક્તિ પ્રાપ્ત કરવી શક્ય નથી."

તાત્પર્ય એ છે કે, મોક્ષની ઇચ્છા અતિ દુર્લભ છે. કદાચ મોક્ષની ઇચ્છા થાય તો, મોક્ષસાધનપરાયણતાસહિત કર્મસંન્યાસ કઠિન છે. કદાચ કર્મસંન્યાસ સિદ્ધ થાય તો, અમાનિત્વાદિ, અક્રોધત્વાદિ તથા બ્રહ્મચર્યાદિ દૈવી ગુણો પ્રાપ્ત કરવા કઠિન છે. કદાચ ભગવાનની દયાથી દૈવી ગુણો સિદ્ધ થાય તો, બ્રહ્મનિષ્ઠ આચાર્ય પ્રાપ્ત થવો કઠિન છે, કારણકે " अनन्यप्रोक्ते गतिरत्र नास्ति । બ્રહ્મનિષ્ઠ આચાર્ય સિવાય અન્યના ઉપદેશથી મોક્ષસિદ્ધિ શક્ય નથી." કદાચ બ્રહ્મનિષ્ઠ આચાર્ય પ્રાપ્ત થાય તોપણ, એકમાત્ર ભગવાનના જ અનુગ્રહથી પ્રાપ્ત થતી શ્રવણાદિ નિષ્ઠા અત્યંત દુર્લભ છે, કારણકે ભગવાનના અનુગ્રહને યોગ્ય થયેલો મુમુક્ષુ જ શ્રવણાદિથી જ્ઞાન તથા મોક્ષને પ્રાપ્ત થાય છે [ શંકરાનંદ ગી. ૨-૨૯ ].

વળી ભગવાન કહે છે કે :—'श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् । [ ગી. ૨-૨૯ ]' શ્રુતિ, આચાર્ય તથા પરમાત્માના અનુગ્રહ વિનાના, અમાનિત્વાદિ દૈવી ગુણોથી રહિત અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષો સહસ્રધા આત્માનું શ્રવણ-મનન

કરે, છતાં આત્માને જાણવા [આત્મસાક્ષાત્કાર કરવા] સમર્થ થતા નથી [શંકરાનંદ ગી. ૨-૨૯]; કારણકે જેમ કાચ ઉપર મોતી ચોંટી શકતું નથી, જેન જીભને ચિકાશ સ્પર્શ કરતી નથી, અથવા કમળપત્રને જેમ જળ સ્પર્શ કરતુ નથી, તેમ અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ સ્પર્શ કરતો નથી.

તેથી 'करिष्ये वचनं तव'। [ગી. ૧૮-૭૩] એમ ભક્ત અર્જુનની પેઠે ભગવાનની કે સદ્‌ગુરુની શરણાગતિ—ભગવાનના કે સદ્‌ગુરુના ઉપદેશના શ્રદ્ધાપૂર્વક અનુસરણ વિના શ્રેયને પ્રાપ્ત થવાનો બીજો કોઈ ઉપાય નથી [ગી. ૩-૩૧].

ભગવાનની શરણાગતિ જ મોક્ષનું એકમાત્ર સાધન છે, શરણાગતિ જ ફળ છે, ભગવાનની અનન્ય શરણાગતિ જ ઉત્કૃષ્ટ ફળ છે, અને એ જ સમસ્ત ગીતાશાસ્ત્રનો સારભૂત અર્થ છે.



# ભગવાનની લીલાઓનું ગીતામાં સંકલન

श्रीकृष्ण शरण समस्तजगतां कृष्ण विना का गती
कृष्णेन प्रतिहन्यते कलिमल कृष्णाय कार्यं नम ।
कृष्णात्त्रस्यति कालभीम भुजङ्गो कृष्णस्य सर्वं वशं
कृष्णे भक्तिरखण्डिता भवतु मे कृष्ण त्वमेवाश्रय ॥

ભગવાન શ્રીકૃષ્ણ આદિઅંતથી રહિત, સર્વના આત્મા, અધિષ્ઠાતા, અંતર્યામી અવ્યય, અનંત, અચળ અજન્મા સર્વવ્યાપી કૈવલ્ય પરમપુરુષ પૂર્ણતમ પરમાત્મા છે, શ્રીકૃષ્ણ સચ્ચિદાનંદઘન પરાત્પર બ્રહ્મ છે શ્રીકૃષ્ણ વિશ્વકર્મા, વિશ્વરૂપ વિશ્વભોક્તા તથા વિશ્વવિધાતા છે શ્રીકૃષ્ણથી અતિરિક્ત કાંઈ નથી

શ્રીકૃષ્ણ ક્ષર અને અક્ષર પુરુષથી ઉત્તમ હોવાથી લોકમા તથા વેદમા નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ, સચ્ચિદાનંદ એકરસ 'પુરુષોત્તમ' નામે પ્રસિદ્ધ છે [ ગી ૧૫-૧૮ ]

શ્રીકૃષ્ણને ઉપનિષદોમા પરબ્રહ્મ, યોગશાસ્ત્રમા પરમાત્મા [ ઈશ્વર ] સાખ્યશાસ્ત્રમા પુરુષ તથા ભક્તિશાસ્ત્રમા ભગવાન કહે છે

ભગવાન શ્રીકૃષ્ણે ભગવાન રામની પેઠે કેવળ આચારથી જ ઉપદેશ આપ્યો નથી કે જ્ઞાનાવતાર ભગવાન કપિલ, દત્તાત્રેય કે ઋષભદેવની પેઠે કેવળ પરમાર્થ જ્ઞાનનો જ ઉપદેશ આપ્યો નથી પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે જ્ઞાનનો જે ગુહ્યતમ ઉપદેશ આપ્યો [ ગી ૧૮-૬૩ ] તે પોતાના અવતારચરિત્રથી આચરી બતાવ્યો છે, અને વ્રજની દિવ્યાતિદિવ્ય રાસલીલામા સૌન્દર્ય માધુર્ય અને લાવણ્યની પરાકાષ્ઠારૂપ પોતાના અવર્ણનીય આનંદસ્વરૂપને અભિવ્યક્ત કર્યું છે

अनुग्रहाय भूतानां मानुषं देहमास्थित । भजते तादृशी क्रीडा या श्रुत्वा तत्परो भवेत् ॥ [ ભાગ ૧૦-૩૩-૩૭ ] જીવો પર અનુગ્રહ કરવા માટે જ

ભગવાન મનુષ્ય રૂપે પ્રકટ થાય છે, અને એવી લીલાઓ કરે છે કે જેના શ્રવણથી જીવ ભગવત્પરાયણ થાય.

ભગવાનની મધુરલીલાઓ શ્રવણ માત્રથી મંગળ કરનારી, પાપને હરનારી, સંસારથી તપ્ત થયેલાને જીવન આપનારી, અંતર્મુખ કરનારી, હૃદયને શાંત કરનારી, [ ભાગ–૧૦–૩૧–૯ ] અને નિર્ગુણ બ્રહ્મમા નિષ્ઠા પામેલા શુકદેવજી જેવાના ચિત્તને પણ આકર્ષણ કરનારી છે [ ભાગ–૨–૧–૯ ]

एष वै परमो नयोगो संग्रहः स्मृत. । [ ભાગ–૧૧–૨૦–૨૧ ] મનને વશ કરવું એ જ પરમ યોગ છે ચિત્તવૃત્તિનો નિરોધ કરનાર યોગી શુધ્ધ સત્ત્વગુણમયી બુદ્ધિવડે આત્માનંદ અનુભવે છે, અને આત્માનંદથી કદાપિ ચલાયમાન થતો નથી [ ગી–૬–૨૦–૨૨ ].

ભગવાનની દિવ્ય લીલાઓના શ્રવણ-કીર્તન કે ધ્યાનથી જ મનનો નિરોધ અર્થાત્ પ્રપંચની વિસ્મૃતિપૂર્વક ભગવદ્ આસક્તિ સિધ્ધ થાય છે; તો પછી એ દિવ્ય લીલાઓના તત્ત્વનું ગીતાશાસ્ત્રના ભગવાનના અમૃતરૂપ વચનો સાથે અનુસંધાન [ એકત્વનો નિશ્ચય ] કરવાથી મનનો નિરોધ શીઘ્ર સિદ્ધ થાય એમાં શું કહેવું ?

## મારું પ્રાકટ્ય.

ભગવાન બોલ્યા : હે પાર્થ ! જન્મરહિત, મરણરહિત તથા સર્વભૂતોનો ઈશ્વર એવો હું મારી માયાને ચિદાભ્યાસ દ્વારા વશ કરીને, મારા સંકલ્પ માત્રથી મનુષ્યદેહે પ્રકટ થાઉં છું. [ ગી. ૪–૬ ] જેમ પૂર્વ દિશામા પૂર્ણ ચંદ્ર પ્રકટ થાય તેમ કંસના કારાગ્રહમા હુ દેવકી વિષે ચતુર્ભુજ શંખચક્ર ગદાધારી અદ્દ્ભૂત બાળસ્વરૂપે પ્રકટ થયો [ ભાગ. ૧૦–૩–૮–૯ ].

સત્પુરુષોના સંરક્ષણ માટે, દુષ્ટ પુરુષોનો નાશ કરવા માટે તથા ધર્મનું સંસ્થાપન કરવા માટે હું યુગે યુગે પ્રકટ થાઉં છું. [ ગી. ૪–૮ ] જે મારા ઈશ્વરના જન્મ તથા કર્મના રહસ્યને જાણે છે, તે સંસારથી મુક્ત થાય છે, અને મારા સ્વરૂપને પામે છે. [ ગી. ૪–૯ ].

મુમુક્ષુએ ભગવદ્ ભાવને પ્રાપ્ત થવા માટે ભગવાનના દિવ્ય જન્મ તથા કર્મનું ગાન કરવું જોઈએ એ ભાવ છે.

## ભગવાનના દિવ્ય પ્રાકટ્યનું રહસ્ય.

ભક્ત અર્જુન : હે પ્રભો ! સર્વભૂતો વિષે સમભાવે રહેલા, જેના ઉદર વિષે

પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણા અસારતાના કારણરૂપ છે, અને અનાસક્તિ [વૈરાગ્ય-ચિત્તશુદ્ધિ] મોક્ષના સાધન રૂપ છે એ ભાવ છે.

## ભગવાનનુ ગોકુળમાં પધારવુ

હે પાર્થ! મે વસુદેવજી તથા માતા દેવકીના દેખતા આત્મમાયા વડે પ્રાકૃત શિશુનુ રૂપ ધારણ કર્યું મારા પ્રાકટ્ય પછી એક મુહૂર્તે ગોકુળમા યશોદા માતાના ગર્ભથી યોગમાયા પ્રકટ થઈ મારી પ્રેરણાથી વસુદેવજીને મને ગોકુળમા લઈ જવાની ઇચ્છા થઈ જેવા મને ગોદમા લઈ વસુદેવજી જેલના દરવાજાની નજીક આવ્યા, તે જ ક્ષણે સૂર્યના ઉદયથી અન્ધકારની પેઠે જેલના દરવાજા આપમેળે ઉઘડી ગયા વસુદેવજી યમુના પાર કરી યોગમાયાના પ્રભાવથી ... નિદ્રામા પડેલા ગોકુળમા આવ્યા યશોદામાતાના શયનમા મને મૂકી ...મા લઈ પાછા મથુરા આવ્યા યોગમાયાને માતા દેવકીના જેલના ... પ્રાપ્ત થયા જેલના દરવાજા આપમેળે

અનંત બ્રહ્માંડો પરમાણુઓના પેઠે જોઈ શકાય છે, એવા આપ ' માતા દેવકીના ઉદરથી જન્મ લીધો ' એમ પ્રકટ કરો છો, તે આપની ભક્ત વત્સલતા છે. [ અ ૨૧. બા. ૩–૨૬ ] ભક્ત વત્સલ એવા આપ આ અદ્‌ભુત ચતુર્ભુજ બાળસ્વરૂપે પ્રકટ થવા રૂપ આપની ભક્તવત્સલતાનું રહસ્ય મને કહો !

ભગવાન બોલ્યા : હે પાર્થ ! સ્વાયંભુવ મન્વન્તરમાં વસુદેવજી સુતપા નામના પ્રજાપતિ હતા તેમનાં પત્નિનું નામ પૃશ્નિ હતું. પુત્રની કામનાથી તેમણે દેવોના બાર હજાર વર્ષો મારી આરાધના કરી તેમની ભક્તિથી પ્રસન્ન થયેલા મેં પ્રકટ થઈ તેમને ઇચ્છિત વર માગવા કહ્યું. મારી માયાથી મોહ પામેલા તેઓએ મારા જેવો પુત્ર માગ્યો મારા સમાન બીજો કોઈ નથી, તેથી તે જન્મમાં તેમને ત્યાં હું પુત્રરૂપે અવતર્યો અને ' પૃશ્નિગર્ભ ' નામે પ્રસિદ્ધ થયો. બીજા જન્મમાં કશ્યપ અને અદિતિરૂપે જન્મેલા તેમને ત્યાં હું પુત્રરૂપે પ્રકટ થયો અને ' વામન ' નામે પ્રસિદ્ધ થયો આ ત્રીજા જન્મમાં વસુદેવજી અને દેવકીરૂપે જન્મેલા તેઓને વિષે હું ' અલૌકિક ચતુર્ભુજ બાળસ્વરૂપે પ્રકટ થયો.

गतागतं कामकामा लभन्ते । [ ગી. ૯–૨૨ ] પુત્ર, ધન, યશ વગેરેની કામનાથી મારી ઉપાસના કરનારાઓ પુનઃ પુનઃ સંસારને પામે છે; પરંતુ કદાપિ મોક્ષરૂપી પરમશાન્તિને પામતા નથી [ ગી. ૨–૭૦ ]

[ तस्मात् ] एतद् वां दर्शितं रूपं प्राग्जन्म स्मरणाय मे । [ ભાગ. ૧૦–૩–૪૪ ] વસુદેવજી અને માતા દેવકીને વૈરાગ્યના કારણરૂપ અને મોક્ષના સાધનરૂપ તેમના પૂર્વજન્મોની સ્મૃતિ [ જ્ઞાન ] થાય, નિષ્કામ કર્મ વિના ચિત્તશુદ્ધિ [ ગી. ૨–૫૨ ] ચિત્તશુદ્ધિ વિના અનન્યભક્તિ, ભક્તિ વિના મારા પરમાર્થતત્ત્વનું જ્ઞાન, અને જ્ઞાન વિના મુક્તિ નથી [ ગી. ૧૮–૫૫ ] એ ગીતાશાસ્ત્રના સારભૂત અર્થ વિષે તેમને નિષ્ઠા થાય, પૂર્વજન્મ પરંપરાના સ્મરણથી તેમને તેમના સાધનવિષયક ત્રુટિ યથાવત્ સમજાય, તેઓ દીર્ઘદૃષ્ટિથી સકામભક્તિનો પરિત્યાગ કરે, અને અનન્ય ભાવે નિત્ય–નિરંતર મારું ચિંતન કરી, આ જન્મમાં જ આત્માનંદનો અનુભવ કરી, દેહત્યાગ કર્યા પછી મારા ભાવને પ્રાપ્ત થાય, તે હેતુથી ભક્તવત્સલ એવો હું ચિન્મય ચતુર્ભુજ શંખચક્રગદાધારી અદ્‌ભુત બાળસ્વરૂપે પ્રકટ થયો અને પિતા વસુદેવજી અને માતા દેવકીને મારા અનુગ્રહથી મારું આ ચિન્મય ધ્યાનનીય બાળસ્વરૂપ તેઓની દૃષ્ટિનો વિષય થયું [ ભાગ ૧૦–૩–૨૮ ].

પુત્રૈષ્ણા, વિત્તૈષ્ણા તથા લોકૈષ્ણા સંસારના કારણરૂપ છે, અને અનાસક્તિ [ વૈરાગ્ય-ચિત્તશુદ્ધિ ] મોક્ષના સાધન રૂપ છે એ ભાવ છે.

## ભગવાનનું ગોકુળમાં પધારવું

હે પાર્થ ! મેં વસુદેવજી તથા માતા દેવકીના દેખતાં આત્મમાયા વડે પ્રાકૃત શિશુનું રૂપ ધારણ કર્યું. મારા પ્રાકટ્ય પછી એક મુહૂર્તે ગોકુળમાં યશોદા માતાના ગર્ભથી યોગમાયા પ્રકટ થઈ. મારી પ્રેરણાથી વસુદેવજીને મને ગોકુળમાં લઈ જવાની ઇચ્છા થઈ. જેવા મને ગોદમાં લઈ વસુદેવજી જેલના દરવાજાની નજીક આવ્યા, તે જ ક્ષણે સૂર્યના ઉદયથી અંધકારની પેઠે જેલના દરવાજા આપમેળે ઉઘડી ગયા વસુદેવજી યમુના પાર કરી યોગમાયાના પ્રભાવથી ગાઢ નિદ્રામાં પડેલા ગોકુળમાં આવ્યા. યશોદામાતાના શયનમાં મને મૂકી યોગમાયાને ગોદમાં લઈ પાછા મથુરા આવ્યા. યોગમાયાને માતા દેવકીના શયનમાં મૂકી, પુનઃ જેલના બંધનને પ્રાપ્ત થયા. જેલના દરવાજા આપમેળે બંધ થઈ ગયા.

## આ અદ્‌ભૂત ઘટનાનું રહસ્ય.

ભક્ત અર્જુન : હે પ્રભો ! આપ સર્વ સમર્થ છો. યોગેશ્વર એવા આપ આપના સંકલ્પ માત્રથી ગોકુળમાં પ્રાકૃત શિશુ તરીકે યશોદા માતાના શયનમાં પ્રકટ થઈ શકો. અને યોગમાયા માતા દેવકીના શયનમાં પ્રકટ થઈ શકે. તો પછી મધ્યરાત્રીએ મથુરા અને ગોકુળ બન્નેને યોગમાયાના પ્રભાવથી ગાઢ નિદ્રામાં નાંખી, વસુદેવજીનું બંધનથી મુક્ત થવું અને પુનઃ બંધનને પ્રાપ્ત થવું, જેલના દરવાજાનું આપમેળે ઉઘડી જવું અને બંધ થવું, વસુદેવજીનું આપને ગોદમાં લઈ ગોકુળ જવું અને યોગમાયાને ગોદમાં લઈ મથુરા આવવું ઇત્યાદિ આ લીલા માટે આશ્ચર્યજનક ઘટનાઓનો આશ્રય લીધો તેનું રહસ્ય મને કહો ?

ભગવાન બોલ્યા : હે પાર્થ ! જે સર્વભૂતોના આત્મારૂપ એવા એના મને વાસુદેવને ગોદમાં લે છે. અર્થાત્ अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः। [ ગી. ૮-૧૪ ] જે મારે વિષે સમાહિત ચિત્તવાળો થઈ, જીવનપર્યંત નિત્ય-નિરંતર મારું પરમાત્માનું જ સ્મરણ [ અનુસંધાન ] કરે છે, તેવા મારે વિષે એકાગ્રચિત્તવાળા ભક્તને હું સુલભ છું. ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते। [ ગી-૧૦-૧૦ ] હું તેને મારા પરમાર્થ તત્વને વિષય કરવાવાળું જ્ઞાન

આપું છું, અને તેથી તે સર્વ પ્રકારના કર્મબંધનથી મુક્ત થઈ [ગી. ૪–૩૭] મને પામે છે.

પરંતુ જે મારી માયાને ગોદમાં લે છે. અર્થાત્ ध्यायतो विषयान्पुंसः। [ગી. ૨–૬૨–૬૩] જે નિત્ય-નિરંતર શબ્દાદિ વિષયોનું જ ચિંતવન કરે છે, તેને વિષયોના ચિંતવનથી વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થાય છે. આસક્તિથી કામ, કામથી ક્રોધ, અને ક્રોધથી મોહ [અવિવેક] ઉત્પન્ન થાય છે. મોહથી સ્મૃતિ તથા વિવેકબુદ્ધિ નાશ પામે છે. જીવ ધર્મ, અર્થ, કામ કે મોક્ષ કોઈ પણ પુરુષાર્થને યોગ્ય રહેતો નથી, તે જીવતો હોવા છતાં પણ મૃત્યુ પામેલા જેવો છે અને પુનઃ પુનઃ સંસારબંધનને પ્રાપ્ત થાય છે.

મારું પરમાત્માનુ ચિંતવન મોક્ષનું સુલભ સાધન છે, અને વિષયોનું ચિંતવન સંસારનુ કારણ છે એ અર્થ જીવને યથાવત સમજાય તે હેતુથી આ લીલા માટે મે લૌકિકદષ્ટિથી આશ્ચર્યજનક ઘટનાઓનો આશ્રય લીધો છે.

પરંતુ હે પાર્થ! યોગેશ્વર એવા મારી પ્રેરણાથી જ [ભાગ. ૧૦–૩–૪૭] અર્થાત્ મારી યોગમાયાના પ્રભાવથી જ વસુદેવજી આ લીલામા નિમિત્તરૂપ થયા છે, જ્યારે પાપી કંસે યોગમાયાના વચનથી જાણ્યુ કે તેના કાળરૂપ હું જન્મી ચૂકયો છું, ત્યારે તેણે વસુદેવજી તથા માતા દેવકીને કેદમાંથી મુક્ત કર્યાં [ભાગ. ૧૦–૪–૧૪] કારાગ્રહથી મુક્ત થયા પછી મારા અદ્‌ભુત પ્રાકટ્ય સ્વરૂપના દર્શનથી પૂર્વજન્મોની સ્મૃતિને પ્રાપ્ત થયેલા વસુદેવજી તથા માતા દેવકીએ મારી આજ્ઞા પ્રમાણે [ભાગ. ૧૦–૩–૪૫] મારા વિયોગે નિત્ય-નિરંતર મારું બ્રહ્મભાવે ચિંતન કર્યું. અને તેથી જ્યારે કંસના ઉધ્ધાર પછી મેં તથા બળદેવજીએ તેમને વંદન કર્યા. ત્યારે विज्ञाय जगदीश्वरौ। [ભાગ. ૧૦–૪૪–૫૧] મને જગદીશ્વર જાણી મને ગોદમાં ન લીધો [પરંતુ બે હાથ જોડી ઊભા રહ્યા]

## ગોકુળમાં ભગવાનનો જન્મમહોત્સવ.

હે પાર્થ! મમત્વ જ હર્ષ-શોકનું મૂળ છે. મમત્વ વિના જન્માદિ શુભ સમાચારના શ્રવણથી હર્ષનો કે મૃત્યુ વગેરે અશુભ સમાચારના શ્રવણથી શોકની અનુભૂતિ થતી નથી.

ભગવાન રામના અનન્ય મમત્વને [સ્નેહને] લીધે ભગવાન રામના રાજ્યાભિષેકના મંગળ સમાચારના શ્રવણમાત્રથી સર્વે અયોધ્યાવાસીઓ

અત્યંત હર્ષ પામ્યા; અને ભગવાન રામના વનગમનના અમંગળ સમાચારના શ્રવણમાત્રથી સર્વે અયોધ્યાવાસીઓ શોકથી આર્તનાદ કરવા લાગ્યા, એ આ અર્થનું પ્રસિધ્ધ દષ્ટાંત છે.

आनँदहू के आनँद दाता। [રા. ચ. મા. ૨૧૬-૧] આનંદને પણ આનંદને પ્રદાન કરનારા સર્વના આત્મારૂપ એવા મારા જન્મથી [ પ્રાકટ્યથી ] સર્વે વ્રજભક્તોના હૃદય વિષે સહજ મમભાવ [સ્નેહ] પ્રકટ થયો. આ અનન્ય મમત્વને લીધે મારા જન્મના મંગળ સમાચારના શ્રવણમાત્રથી તેઓના હૃદય આનંદથી ઊભરાઈ ગયા અને મારા ચિન્મય પ્રાકટ્ય સ્વરૂપના દર્શનના આનંદની અનુભૂતિથી દેહભાન ભૂલેલા વ્રજભક્તો તથા ભક્તિ અને આનંદ સ્થૂલદેહ ધારણ કરી નૃત્ય કરતા હોય તેમ મારા જન્મમહોત્સવમાં નૃત્ય કરવા લાગ્યા.

મર્યાદા પુરુષોત્તમ ભગવાન રામના મધુર મનોહર દર્શનથી भयउ विदेहु बिदेहु बिसेषी [રા. ચ. મા. ૨૧૪-૪] જનક દેહભાન ભૂલી ગયા, અને તેને બ્રહ્માનંદ તુચ્છ લાગ્યો [રા. ચ. મા. ૨૧૫-૩] તો૫છી મારા ચિન્મય પુષ્ટિ પુરુષોત્તમ સ્વરૂપના દર્શનથી વ્રજભક્તો આત્મવિસ્મૃતિને પામે [ દેહભાન ભૂલે ] એમાં શું આશ્ચર્ય !

જે નિરતિશય આનંદનો સ્થિતપ્રજ્ઞ ચિદ્રુપ આત્માવડે નિર્વિકલ્પ સમાધિમાં અનુભવ કરે છે. [ગી. ૨-૫૫] તે નિરતિશય આનંદનો વ્રજભક્તોએ મારા ચિન્મય પ્રાકટ્ય સ્વરૂપના દર્શનથી જાગ્રત અવસ્થામાં અનુભવ કર્યો એ ભાવ છે.

## ભક્તિનું સ્વરૂપ

अनन्य ममता विष्णोः। ભગવાન વિષે અનન્ય મમત્વ શ્રેષ્ઠ ભક્તિ છે. વાત્સલ્ય, સખ્ય, માધુર્ય, દાસ્ય અને શાંત એવા પાંચ ભક્તિના પ્રકાર છે.

વાત્સલ્યાદિ કોઈ પણ ભાવવાળી [ સંબંધવાળી ] ભક્તિને શ્રીવલ્લભાચાર્ય પુષ્ટિભક્તિ કહે છે, શ્રીરામાનુજાચાર્ય પ્રપત્તિ [ આત્મનિવેદન ] કહે છે, અને શ્રીચૈતન્યમહાપ્રભુ રાગાત્મિકાભક્તિ કહે છે.

શ્રીવલ્લભાચાર્ય વાત્સલ્યભાવને, શ્રીરામાનુજાચાર્ય પ્રપત્તિને અને શ્રીચૈતન્ય મહાપ્રભુ ગોપીભાવને પ્રધાન માને છે, આત્મસાક્ષાત્કાર પૂર્વે કોઈ પણ ભાવવાળી ભક્તિ માટે પ્રયત્ન આવશ્યક છે; પરંતુ ભગવાનના સાક્ષાત્કાર પછી [illegible] એવા મધુર છે કે [illegible]આત્મામાં

રમણ કરનારા જ્ઞાનનિષ્ઠ ભક્તો પણ ભગવાનની અહૈતુકી [ હેતુરહિત ] ભક્તિ કરે છે. [ભાગ. ૧-૭-૧૦].

## પૂતના ઉદ્ધાર

હે પાર્થ ! બાલઘાતિની પૂતના અવિદ્યાનુ સ્વરૂપ છે. જેમ પૂતના બાલકોના નાશના કારણરૂપ છે, તેમ અવિદ્યા અવિવેકીના મૃત્યુના [ સસારના ] કારણરૂપ છે. જેમ મારી સન્મુખ આવેલી પૂતના પરમ ગતિને પામી તેમ મારુ શરણ લેનાર પતિતમા પતિત પણ ધર્માત્મા થઈ પરમગતિને પામે છે, તો પછી મારુ શરણ લેનાર સદાચારી પરમગતિને પામે એમા શુ કહેવુ [ ગી ૯-૩૧-૩૨ ] मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते । [ ગી. ૭-૧૪ ] જે મારી શરણમાં આવે છે, તે આ માયાને [ સસારને ] તરી જાય છે

अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् । [ ગી. ૯-૩૩ ] માટે અનિત્ય અને દુખરૂપ આ મનુષ્યલોકને પામી અર્થાત્ મોક્ષના સાધનરૂપ દુર્લભ મનુષ્યદેહને પામી તુ મારુ ઈશ્વરનુ ભજન કર – મારી સેવા કર [શા ભા].

મુમુક્ષુએ વિષયોથી વિમુખ થઈ, ભગવાનની સન્મુખ થવા પ્રયાસ કરવો એ ભાવ છે

## શકટાસુર ઉદ્ધાર

હે પાર્થ ! શકટાસુર ભોગાસક્તિનું સ્વરૂપ છે. ફળની કામનાવાળા મોક્ષને નહિ, પરતુ અનિત્ય ભોગને જ પરમપુરુષાર્થ માને છે. જેમ મારા ચરણના સ્પર્શથી ગાડુ ઉનટાઈ ગયુ, અને તેમા બેઠેલા શકટાસુરનો ઉધ્ધાર થયો, તેમ જ્યારે प्रणतदेहिनां पापकर्शनम् । [ ભાગ. ૧૦-૩૧-૭ ] મારુ શરણ લેનારના પાપોનો નાશ કરનાર, प्रणतकामदम् । [ ભાગ ૧૦-૩૧-૧૩ ] શરણાગત ભક્તોની સર્વ અભિલાષાઓ પૂર્ણ કરનારા, હૃદયની વ્યથાને શાત કરનારા ભવભયહારી એવા મારા ચરણનો અંતઃકરણને સ્પર્શ થાય છે, ત્યારે જીવાત્માનુ ધ્યેય ઉલટાઈ જાય છે, ભોગાસક્તિરૂપ શકટાસુર નાશ પામે છે, અને ભોગાસક્તિ ભગવદ્ આસક્તિરૂપે પરિવર્તન પામે છે. જીવાત્મા યોગબુદ્ધિનુ શરણ લઈ કર્મબધનથી મુક્ત થઈ, જીવનકાળમા જ જીવન્મુક્તિને પામે છે અને જેમ ગાડું પૂજનને યોગ્ય થયુ, [ ભાગ. ૧૦-૭-૧૨ ] તેમ આ દેહરૂપી રથ [ ગાડું ] પૂજનને યોગ્ય થાય છે.

बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः । [ ગી. ૨-૪૯ ] મુમુક્ષુએ યોગ-

બુદ્ધિનું [કર્મયોગનું] શરણ લેવું, કારણ કે ફળની કામનાવાળા પુનઃ પુનઃ સંસારને પામે છે, એ ભાવ છે.

## તૃણાવર્ત ઉદ્ધાર

હે પાર્થ ! તૃણાવર્ત રજોગુણનું સ્વરૂપ છે. રજોગુણમાંથી પાપી કામ ઉત્પન્ન થાય છે [ગી. ૩-૩૭].

જેમ તૃણાવર્ત વંટોળિયાનું રૂપ લઈ, ગર્જનાવડે સમસ્ત ગોકુળને આવૃત્ત કરી, સર્વની દૃષ્ટિ હરી લઈ, મને આકાશમાં લઈ જઈ, મારો ઈશ્વરનો વધ કરવા પ્રવૃત્ત થયો; તેમ રજોગુણના કાર્યરૂપ આ પાપી કામ વિવેકજ્ઞાનને આવૃત્ત કરી [ગી. ૩-૩૯] જીવાત્માને વિવિધ પ્રકારે મોહ પમાડી [ગી. ૩-૪૦], વિવેકબુદ્ધિનો નાશ કરી, સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ કરે છે.

માટે જેમ મેં પર્વત સમાન ભારે સ્વારૂપ મારી સહજ સિદ્ધિ વડે તૃણાવર્તનો ઉધ્ધાર કર્યો; તેમ જીવાત્માએ સાત્ત્વિક કર્મથી [ગી. ૧૮-૨૩] તથા સાત્ત્વિક આહારથી [ગી. ૧૭-૭] સત્ત્વગુણની વૃદ્ધિ દ્વારા ક્રમશઃ સિધ્ધિઓને [ભાગ. ૧૧-૧૫-૩] આત્મબળને તથા આત્મજ્ઞાનને પ્રાપ્ત થઈ [ગી. ૧૪-૧૭] રજોગુણનો તથા રજોગુણના કાર્યરૂપ આ પાપી કામનો પરિત્યાગ [નાશ] કરવો [ગી. ૩-૪૧].

આહારશુદ્ધૌ સત્ત્વશુદ્ધિઃ સત્ત્વશુદ્ધૌ ધ્રુવા સ્મૃતિઃ સ્મૃતિલમ્ભે સર્વગ્રન્થીનાં વિપ્રમોક્ષઃ। [છા. ઉ. ૭-૨૬-૨] શબ્દાદિ વિષયોને રાગ, દ્વેષ અને મોહરહિત ગ્રહણ કરવાથી અંતઃકરણ શુધ્ધ થાય છે. અંતઃકરણ શુધ્ધ થતાં આત્માની અવિચ્છિન્ન સ્મૃતિ એટલે કે પરમાત્માનું નિરંતર સ્મરણ થાય છે. અવિદ્યાકૃત ગ્રંથિઓ [અજ્ઞાન] નાશ પામે છે, અને પરમાર્થ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે.

રજોગુણ અને રજોગુણના કાર્યરૂપ સંસારના મૂળરૂપ કામનો નાશ કરવા સાત્ત્વિક આહાર અને સાત્ત્વિક કર્મનું સેવન કરવું એ ભાવ છે.

## મૃદભક્ષણ લીલા.

હે પાર્થ ! એક દિવસ મેં માટી ખાધી. બાળસખાઓના કહેવાથી માતાએ મને પૂછ્યું : 'નટખટ' તેં સંતાઈને માટી કેમ ખાધી ?' મેં કહ્યું : નાહં भक्षितवानम्ब सर्वे मिथ्याभिशंसिनः। [ભાગ. ૧૦-૮-૩૫] [પરમાર્થદ્રષ્ટિથી] મેં માટી ખાધી નથી. એ બધા મિથ્યા [અસત્ય] કહે છે. તને

મારા વચનમા વિશ્વાસ ન હોય તો આ મારું મુખ જો ' એમ કહી મેં મુખ પહોળું કર્યું. મારા મુખમાં માતાએ સમસ્ત વિશ્વ, વ્રજ, ગોપીઓ, પોતાને તથા મને જોયાં. માતાએ મારા પરમાર્થ સ્વરૂપની સ્તુતિ કરી [ ભાગ. ૧૦-૮-૩૯-૪૨ ].

## વ્રજરજનો મહીમા.

ભક્ત અર્જુન: હે પ્રભો ! મેં આપની કૃપાથી આપના વિશ્વરૂપમાં યશોદામાતાની પેઠે બ્રહ્માથી સ્તંભ પર્યંત સર્વભૂતોને સાક્ષાત્ જોયાં છે [ ગી. ૧૧-૧૫ ] આપ જ પરબ્રહ્મ પરમાત્મા છો તથા સમસ્ત વિશ્વના આશ્રય છો [ ગી. ૧૧-૧૮ ]. આપ સર્વરૂપ છો. આપથી અતિરિક્ત કાંઈ નથી [ ગી. ૧૧-૪૦ ]. માટે પરમાર્થ દૃષ્ટિથી આપ માટી કે અન્ય પદાર્થ ખાઓ એ શક્ય નથી. આપનો ચિન્મય શ્રીવિગ્રહ ભૂખતરસાદિ પ્રાકૃત દેહધર્મથી પર છે. આપ ખાનપાનાદિ દેહધર્મનું પાલન કરો છો, તે ભક્તોને આનંદ આપવા માટેની આપની મધુર લીલા જ છે માટે ભક્તવત્સલ એવા આપે વ્રજરજ [ ભક્તોની ચરણ રજ ] આપના શ્રીમુખદ્વારા આપના હૃદયમાં ધારણ કરી તેનું રહસ્ય મને કહો ?

ભગવાન બોલ્યા : હે પાર્થ ! આ સ્થૂલદેહનો આદિ, મધ્ય તથા અંત માટી જ છે. જેમ માટીના ઘરને સુરક્ષિત રાખવા માટીના લીંપણની જરૂર છે, તેમ આ મોક્ષના સાધનરૂપ સ્થૂલ દેહને સુરક્ષિત [ પવિત્ર ] રાખવા સંતરજનું લીંપણ આવશ્યક છે.

સંતની ચરણરજનું સેવન કરનાર જ સંત થાય છે. સંતની સેવાથી દાસીપુત્ર નારદ દેવર્ષિ થયા, જડભરતનું શરણ લેનાર રહુગણ રાજા પરમાત્મ જ્ઞાનને પ્રાપ્ત થયા. [ ભાગ. -૫-૧૨-૧૨ ]. સર્વજ્ઞ ઈશ્વર એવા મેં પરમ પ્રેમપૂર્વક સાંદિપની મુનિને ઈષ્ટદેવની પેઠે સેવાદિથી પ્રસન્ન કરી ઉપનિષદો સહિત સર્વ વેદોનું જ્ઞાન સંપાદન કર્યું [ ભાગ. ૧૦-૪૫-૩૨-૩૩ ].

[ तस्मात् ] तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । [ ગી. ૪-૩૪ ] માટે બ્રહ્મનિષ્ઠ આચાર્યને સેવા-શુશ્રુષાથી પ્રસન્ન કરી તું આત્મજ્ઞાન સંપાદન કર. બ્રહ્મનિષ્ઠ આચાર્યે ઉપદેશેલું જ્ઞાન જ મોક્ષરૂપી ફળમાં પર્યવસાન પામે છે.

## ભગવાનની ભક્તવશ્યતા.

હે પાર્થ ! જે પ્રેમ વિષયોની સાથે બંધાય છે, તે સંસારને પામે છે. જે પ્રેમ મારી સાથે બંધાય છે, તે મોક્ષને પામે છે; પરંતુ જે પ્રેમ મને ઈશ્વરને

આથી સ્વેચ્છાનુસાર નચાવે છે, તે પ્રેમને મહાત્માઓ 'પંચમ પુરુષાર્થ' કહે છે. પ્રેમથી મને બાધનાર ભક્ત કૃતાર્થ થાય છે, અને પ્રેમથી બધાયેલો હું પોતાને ધન્ય ધન્ય માનુ છુ.

હૃદયમા મારી લીલાની સુખ-સ્મૃતિ, હાથવડે દધિમથન, મુખવડે મારી લીલાઓનું ગાન, મન, તન અને વાણીથી મારી સેવામા સલગ્ન યશોદામાતા વાત્સલ્યપ્રેમની મૂર્તિ છે.

સ્તનપાન માટે હું માતાની પાસે ગયો અને રવઈ પકડી માતાને દધિમથન કરતા અટકાવી માતા મને ખોળામા લઈ સ્નેહથી ધવરાવવા લાગી. ચૂલા ઉપર મૂકેલા દૂધને ઉભરાતુ જોઈ, સ્નેહમયી માતા મને અતૃપ્ત મૂકી દૂધ ઉતારવા દોડી ગઈ. શુધ્ધ સત્વસ્વરૂપ એવો મે ક્રોધ કર્યો દુધ વલોવવાના મટકાને ફોડી નાખ્યુ. માતાને હાથમા લાકડી લઈ પકડવા આવતી જોઈ, ભય પણ જેનાથી ભય પામે એવો હુ ભય પામ્યો હોઉ તેમ નાસવા લાગ્યો હું પકડાઈ ગયો. માતાએ લાકડી ફેંકી દીધી, અને મને બાધવાનો નિશ્ચય કર્યો.

મને બાધવા માટે માતાએ જે જે દામણાઓ લીધા તે બે આગળ ટૂંકા પડ્યા, પરંતુ જ્યારે માતા મને બાધવાના પરિશ્રમથી થાકી ગઈ, ત્યારે સર્વાતીત સર્વવ્યાપી, અને સર્વરૂપ એવો હુ કૃપાથી વશીભૂત થઈ બધાયો [ભાગ-૧૦-૯-૧૮] આ મારી ભૂતવત્સલતાની [ભક્ત પરાધિનતાની] પરાકાષ્ઠા છે

હે પાર્થ! માતા મારા સ્વરૂપભૂત લીલાના અપ્રાકૃત નિત્ય-સિદ્ધ પરિકર છે. મારા ઈશ્વર પ્રતિ અનન્ય વાત્સલ્યપ્રેમને લીધે માતાનુ ઐશ્વર્ય જ્ઞાન સર્વથા અભિભૂત પામેલુ છે માતા જેના અનન્ય વાત્સલ્ય પ્રેમમા નિષ્ઠા પામેલાની સ્થિતિ તુરિયાવસ્થાનું [સમાધિનુ] પણ અતિક્રમણ કરી સહજ પ્રેમમા રહે છે માતા વિષે મારા ઐશ્વર્યનુ અજ્ઞાન મારી લીલાની સિધ્ધિ માટે મારી લીલાશક્તિનો એક ચમત્કાર વિશેષ છે

## લીલાનું રહસ્ય

ભક્ત અર્જુન. હે પ્રભો! આપને બાધના માટે યશોદામાતાએ જેટના દામણાઓ લીધા તે બે આગળ ટૂંકા પડ્યા એ આશ્ચર્યજનક ઘટનાનુ રહસ્ય મને કહો?

ભગવાન બોલ્યા. હે પાર્થ! જીવ અને ઈશ્વર વચ્ચે બે આગળનુ અંતર છે. જીવ સાધનના અહંકારનો [કર્તૃત્વ અભિમાનનો] પરિત્યાગ કરી એક

આંગળ પાસે આવે તો હું ઈશ્વર કૃપા કરી એક આંગળ પાસે આવી તેને મારી ગોદમાં લઉં છું, અને જીવ મારા ભાવને પામી કૃતાર્થ થાય છે. જીવને ઈશ્વરરૂપ થવામાં નિઃસાધનતા અને મારી કૃપા એનો સંયોગ આવશ્યક છે.

शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्। [ ગી. ૨–૭ ] તે તારા સખાભાવ તથા જ્ઞાનાદિના અહંકારનો પરિત્યાગ કરી દીન થઈ શિષ્ય ભાવે મારું શરણુ લીધું અને તું મારી કૃપાથી ગુહ્યતમ ગીતા જ્ઞાનને [ ગી–૧૮–૬૩ ], મારા વિશ્વરૂપના દર્શનને પ્રાપ્ત થયો [ ગી. ૧૧–૪૭ ] એ આ અર્થનું સાક્ષાત્ દષ્ટાંત છે.

નિઃસાધનતાની પરાકાષ્ઠા થાય ત્યારે જ જીવ ભગવાનની કૃપાને યોગ્ય થઈ, આત્મદર્શનને પામી કૃતાર્થ થાય છે, એ ભાવ છે.

## વૃંદાવન ગમન

હે પાર્થ! પ્રેમ વિના અનિષ્ટની શંકા થતી નથી. મારી ગોકુળની પૂતના, શકટાસુર, તૃણાવર્ત અને યમુલાર્જુન લીલાઓને મારા ઐશ્વર્યને ન જાણનારા વ્રજભક્તોએ બાળકોના નાશના કારણરૂપ ઉત્પાતો માન્યા. [ ભાગ. ૧૦–૧૧–૨૩ ] અને હું શ્રીહરિની કૃપાથી બચી ગયો એમ માની મારા સુખને [ મંગળને ] માટે તેઓએ ગોકુળનો ત્યાગ કરી વૃંદાવન જવાનો નિશ્ચય કર્યો.

तत्सुखे सुखित्वम् प्रेमलक्षणम्। પ્રિયતમના સુખે સુખી થવું એ પ્રેમનું શ્રેષ્ઠ લક્ષણુ છે.

## બકાસુર ઉધ્ધાર

હે પાર્થ! જેમ મોટામાં મોટો પ્રકાશ જોઈ શકાતો નથી, જેમ મોટામાં મોટો અવાજ સાંભળી શકાતો નથી, તેમ શ્રેષ્ઠ દંભીને સર્વજ્ઞ અને અંતર્યામી એવા મારા ઈશ્વર સિવાય બીજો કોઈ યથાવત્ જાણી શકતો નથી.

મૌન, બ્રહ્મચર્ય, શાસ્ત્રશ્રવણ, તપસ્યા, સ્વાધ્યાય, સ્વધર્મપાલન, યુક્તિપૂર્વક શાસ્ત્રની વ્યાખ્યા, એકાન્તસેવન, જપ તથા સમાધિ એ સર્વે દંભ પ્રકાશિત ન થાય ત્યાં સુધી દંભીને માટે મોક્ષના નહિ, પરંતુ કેવળ જીવનનિર્વાહના સાધનો [ વ્યાપારમાત્ર ] જ છે. [ ભાગ. ૭–૯–૪૬ ] કળિયુગમાં દંભનું જ સામ્રાજ્ય છે. વાણી, વિચાર, અને વર્તનની એકરૂપતા ક્વચિત જ જોવામાં આવે છે.

બકાસુર દંભનું સ્વરૂપ છે. દંભ આસુરી સંપત્તિઓનું ઉપલક્ષણુ છે. [ ગી.

૧૬-૪] કર્મેન્દ્રિયોને વશ કરી મનવડે વિષયોનુ ચિંતન કરવું એ પણ દંભ જ છે. [ગી. ૩-૬] લોભ અને અસત્ય એ બે દંભની ચાંચો છે.

જેમ બકાસુર ધર્મસ્વરૂપ એવા મને ગળી ગયો અને મારા તેજને સહન ન કરી શકવાથી મને ઓકી કાઢી ચાંચોવડે મારવા પ્રવૃત્ત થયો; તેમ પોતાના સ્વાર્થ કે ધ્યેયની સિદ્ધિ માટે દાંભીક ગીતાધર્મને ગળી જવાનો પ્રયાસ કરે છે; પરંતુ જ્યારે તે ગીતાશાસ્ત્રના સહજ તેજને [સત્યને] લીધે તેનો પરાભવ કરી શકતો નથી, ત્યારે તે યુક્તિપૂર્વક ગીતાશાસ્ત્રની વ્યાખ્યા કરી તેનો વધ [વિપરીત અર્થ] કરવા પ્રવૃત્ત થાય છે તે પોતાની કેવળ સ્વાર્થ સિદ્ધિ માટેની પ્રવૃત્તિને લોકકલ્યાણ [દેશસેવા-સમાજસેવા] માટેની પ્રવૃત્તિ તરીકે વર્ણવે છે.

તેથી જેમ મેં બકાસુરને બે ચાંચ પકડી ચીરી નાખ્યો તેમ મુમુક્ષુએ બકાસુરની ચાંચોરૂપ લોભ અને અસત્યનો સર્વથા પરિત્યાગ કરવો.

નરકના દ્વારરૂપ કામ, ક્રોધ, લોભ વગેરે આસુરી ગુણોનો પરાભવ કરી, મોક્ષના સાધનરૂપ વૈરાગ્ય, તિતિક્ષા, સંતોષ વગેરે દૈવીગુણોનું અનુશીલન કરવા પ્રયાસ કરવો એ ભાવ છે. [ગી. ૧૬-૨૧-૨૨].

## અઘાસુર ઉદ્ધાર

હે પાર્થ! અઘાસુર પાપનું [મૃત્યુનું] સ્વરૂપ છે, જેમ અઘાસુરના મુખમાં પ્રવેશ કરનારા ગોપબાળકો મૃત્યુ પામ્યા, તેમ પાપ અર્થાત્ નિષિદ્ધ કે કામ્યકર્મ કરનારા [ગી. ૨-૪૬] આસુરીજીવો મૃત્યુને [સંસારને] પામે છે [ગી. ૧૬-૧૮-૨૦].

પરંતુ જેમ મેં અઘાસુરના મુખમાં પ્રવેશ કરી, મારા સ્વરૂપને વધાર્યું, તેથી અઘાસુરનો કંઠ રૂંધાઈ ગયો અને તેનો ઉદ્ધાર થયો; તેમ જેના મુખ વિષે મારુ નામ ક્રમશઃ વૃદ્ધિ પામે છે, તેના અંતઃકરણ વિષે નિષિદ્ધ કે કામ્યકર્મના કારણરૂપ ભોગકામના પરાભવ પામે છે, અને તે સ્વધર્મ પરાયણ રહી મને પામે છે [ગી. ૮-૭].

यज्ञाना जपयज्ञोऽस्मि। ગી ૧૦-૨૫] યજ્ઞોમાં જપયજ્ઞ હું જ છું. કલિયુગમાં ભગવાનના નામનુ સ્મરણ-કીર્તન મોક્ષનું સુલભ સાધન છે એ ભાવ છે [જુઓ ગી. ૧૦-૨૫ તથા વિવેચન].

## ગોવર્ધન લીલા

હે પાર્થ ! પિતા જમદગ્નિની આજ્ઞાથી ભગવાન પરશુ કરેલો વધ, ભગવાન રામની આજ્ઞાથી ભક્ત લક્ષ્મણનું વાલ્મિકી મુનિના આશ્રમ નજીક મૂકી આવવું, અને ઇન્દ્રને હેતુથી કહેલા મારા વચનનો [ ભાગ-૧૦-૨૪-૧૩- સ્વીકાર કરી, વ્રજભક્તોએ ઇન્દ્રયજ્ઞ માટેની સામગ્રીથી કરેલ એવો ગોવર્ધન યજ્ઞ, એ મારી અનન્ય શરણાગતિના આદર

વ્રજમાં પોતાની પુજા બંધ થઈ, તેથી ઇન્દ્રને ક્રોધ થયે થયેલા ઇન્દ્રે પોતાને ઈશ્વર માની પ્રલયના મેઘોને મુશળ નાશ કરવાની આજ્ઞા આપી.

વ્રજભક્તોએ મારું શરણ લીધું. મેં સાત દિવસ ગો ઇન્દ્રના કોપથી વ્રજભક્તોનુ રક્ષણ કર્યું. કારણ કે આત્મયે ગતનુ રક્ષણ કરવું એ મારું વ્રત છે [ ભાગ. ૧૦-૨૫-૧૮

મારા પ્રભાવને જોઈ ઇન્દ્રનો મદ ઉતરી ગયો. તેણે મે કાવ્યા, અને સર્વના ઈશ્વર, ગુરુ અને આત્મારૂપ એવા [ ભાગ. ૧૦-૨૭-૧૩ ].

ધન, યૌવન. સત્તા વગેરેના મદથી ઉન્મત્ત આસુરી જી પ્રભાવને જાણે કે ત્યારે જ તે ઇન્દ્રની પેઠે ભગવાનનું શર

## ગોવર્ધન લીલાનું રહસ્ય

ભક્ત અર્જુન ! હે પ્રભો ! શરણાગત ભક્તોનું રક્ષણ સમસ્ત બ્રહ્માંડને પણ ધારણ કરવા સમર્થ એવા આપે ક્ષુ અલ્પ શક્તિશાળી દૈવી જીવના ગર્વનું [ ઘમંડનું ] ખં શ્રવણ-કીર્તન કે ધ્યાનથી આનંદનો અનુભવ કરાવનારી જેવી અદ્‌ભુત લીલાનો આશ્રય લીધો, તેનું ઉત્તમ [ પ્રધાન

ભગવાન બોલ્યા : હે પાર્થ ! સો યજ્ઞોના અનુષ્ઠાનથી અનિત્ય છે. બ્રહ્માના એક દિવસમાં [ ચાર યુગમાં ] કરવામાં આવેલી છે. ઇન્દ્ર કામી, ભોગી અને ઘમંડી છે. બૃહસ્પતિનું કરેલું અપમાન, ઇન્દ્રાણીની કામનાથી નહૂષને ગૌતમઋષિનું સ્વરૂપ ધારણ કરી ઇન્દ્રે કરેલો સતિ અહલ્યા વગેરે કથાઓથી સ્પષ્ટ થાય છે કે કામ્યકર્મથી [ પુણ્યર્થ

થતા છતાં, ઈન્દ્રના અંતઃકરણ વિષે ભોગ કામના, અહંકાર, દર્પ, કામ, ક્રોધ, ઈર્ષા વગેરે આસુરી ગુણો પરાભવ પામતા નથી, તો પછી અલ્પ પુણ્યથી [ કામ્યકર્મથી ] આ મનુષ્યલોકમાં ધન, ઐશ્વર્ય, સત્તા વગેરેને પ્રાપ્ત થયેલા પુરુષોના અંતઃકરણ વિષે દંભ, દર્પ, અહંકાર, કામ, ક્રોધ, લોભ વગેરે આસુરીગુણો પરાભવ પામેલા ન હોય એમાં શું આશ્ચર્ય !

યજ્ઞ દાનાદિ વિહિત કર્મો સંગ તથા ફળનો ત્યાગ કરીને કરવાથી દંભદર્પાદિ આસુરી ગુણો પરાભવ પામે છે, અને જીવ ક્રમશઃ ચિત્તશુદ્ધિ જ્ઞાન તથા મોક્ષને પ્રાપ્ત થાય છે એવો મારો નિશ્ચિત મત છે [ ગી ૧૮-૫-૬ ] નિષ્કામ કર્મ અને કામ્યકર્મના અનુષ્ઠાનમાં પરિશ્રમ સરખો છે તેથી આસુરી જીવ ઈન્દ્રની પેઠે પુણ્યથી પ્રાપ્ત થતા ધન, ઐશ્વર્ય સત્તા વગેરેના મદનો [ ઘમંડનો ] પરિત્યાગ કરી મારું [ મારા ઉપદેશનું ] શરણુ લઈ, સર્વ પાપોથી મુક્ત થઈ, મારા પરમધામને પ્રાપ્ત થાય, તે હેતુથી મે આ મારી અદ્ભુત ગોવર્ધન ધારણ લીલા કરી છે

જો કુલીનતા કર્મ, અવસ્થા રૂપ, વિદ્યા, ઐશ્વર્ય તથા ધન વગેરેને લીધે ઘમંડ ન થાય તો જાણવું કે મારી કૃપા છે [ કૃષ્ણ ભાગ ૮-૨૨-૨૬ ] "સર્વભાવે મારા શરણુ વિના મુક્તિ નથી" [ ગી ૧૮-૬૨ ] એ મારી આ લીલાનું ઉત્તમ રહસ્ય છે

વ્રજભક્તો કે ભક્ત અર્જુનની પેઠે ભગવાનના ઉપદેશ પ્રમાણે વર્તન કરવાનો દૃઢ નિશ્ચય એ જ મારી શરણાગતિ છે [ ગી ૧૮-૭૩ ]

## ચીર હરણલીલા

હે પાર્થ ! જેમ દાતા ધનનું દાન કરે, પરંતુ દાતાપણાના અભિમાનનો ત્યાગ કરી શકતો નથી, તેમ જીવ દેહ, પ્રાણ, ધન વગેરે સર્વનું સમર્પણ કરે, પરંતુ તે અહંભાવનું સમર્પણ કરી શકતો નથી આ 'અહંભાવનું' સમર્પણ જીવના સાધનના બળથી નહિ પરંતુ મારી કૃપાથી જ સિધ્ધ થાય છે

જેમ બાળકની માતાના ગોદમાં રમણ કરવાની સહજ કામના પૂર્ણ થાય, તે માટે વાત્સલ્યમયી માતા બાળકના મળમૂત્રાદિ દોષવાળા વસ્ત્રો દૂર કરી, શુદ્ધ વસ્ત્રો પહેરાવે છે, તેમ એકમાત્ર મારા ચરણકમળના સ્પર્શની કામનાથી વ્રત કરનારી [ ભાગ ૧૦-૨૨-૨૪ ] સર્વસ્વ મને સમર્પણ કરી, નિત્ય-નિરંતર મારું જ સ્મરણ-કીર્તન કરનારી મારી અનન્ય પ્રેમી ગોપીઓની સાધના [ સમર્પણ ]

પૂર્ણ થાય, અને તેઓ સાધનસિદ્ધ થઈ, મારી અંતરંગ રાસલીલામાં રમણ કરવાને યોગ્ય થાય, તે માટે હું ગોપીઓના અહંતારૂપી દોષવાળા ચીરો હરણ કરી તેઓને મારા શ્રીવિગ્રહના કરકમળ અને સ્કંધના સ્પર્શથી પ્રસાદરૂપ થયેલા શુદ્ધ ચીરો પહેરાવું છું.

વિશુદ્ધ ભગવત્સ્વરૂપ એવા મારા સ્પર્શથી પાવન પ્રસાદરૂપ થયેલા ચીરો નિત્યસિદ્ધા પ્રેમસ્વરૂપ ગોપીઓને માટે કેવળ લૌકિક મર્યાદાના આવરણરૂપ નહિ, પરંતુ મારું નિત્ય-નિરંતર સ્મરણ કરાવનારું પરમ સુંદર પ્રતીક છે.

ભગવાનની કૃપા વિના અજ્ઞાનરૂપી [ પંચકોશરૂપી ] આવરણ નાશ પામતું નથી એ ભાવ છે [ ગી. ૧૦-૧૧ ].

## રાસલીલા

હે પાર્થ ! રાસલીલાના પાંચ અધ્યાયો મારા આત્મારૂપ રાધિકાજી તથા મારા સ્વરૂપભૂત ગોપીઓ સાથેની દિવ્યાતિદિવ્ય અંતરંગલીલાનું વર્ણન છે.

रसो वै सः । રાસ શબ્દનો મૂળ રસ છે. સ્વયં હું કૃષ્ણ જ રસસ્વરૂપ [ આનંદસ્વરૂપ ] છું. જે ક્રીડામાં રસસ્વરૂપ એવો હું અનેક રસસમૂહના રૂપમાં પ્રકટ થઈ, અનંત અનંત રસોનો [ આનંદોનો ] આસ્વાદ કરું તે 'રાસ' છે.

જ્યારે હું રાધિકાજી વગેરે મારા અંતરંગ પ્રેમીઓ સાથે અવતરું છું, ત્યારે ગોપીઓ જેવા મારા અધિકારી ભક્તો રાધિકાજી જેવા મારા નિત્યસિદ્ધ અંતરંગ પરિકરો સાથે ભેગા થઈ, આ લીલાનું આસ્વાદન કરે, તે માટે આ મારી દિવ્યલીલા મારા દિવ્ય ધામની સાથે ભૂમંડળ પર અવતીર્ણ થાય છે.

મારી લીલાભૂમિ વ્રજ કહેવાય છે. મારી લીલા પ્રકૃતિથી પર છે. આ આ વાસ્તવી રહસ્યમય લીલા વ્રજભૂમિમાં નિત્ય ગુપ્તરૂપે થાય છે.

આ લીલા સ્વસંવેદ્ય છે. આ દિવ્ય આનંદમય, રસમય, અને ચમત્કારમયી લીલાનું રહસ્ય અવર્ણનીય છે. આ લીલાનું રહસ્ય કેવળ મારી કૃપાથી જ સમજી શકાય છે.

આ મારી રાસલીલા કેવળ રૂપક કે કલ્પનામાત્ર નહિ, પરંતુ મારી નિત્ય સચ્ચિદાનંદમયી લીલા છે. પ્રેમી ભક્તોને આ લીલાના સાક્ષાત્ દર્શન થાય છે. ભક્તો આ લીલાના શ્રવણ તથા દર્શનની કામના કરે છે.

આધ્યાત્મિક દૃષ્ટિથી ગોપીઓ વૃત્તિઓ રૂપ છે. વૃત્તિઓના આવરણનું નાશ પામવું એ ચીરહરણ લીલા છે. વૃત્તિઓનું આત્મામાં રમણ કરવું એ 'રાસ' છે. વિશુદ્ધ સત્ત્વમયી બુદ્ધિવડે આત્માનંદની અનુભૂતિ એ 'રાસ' છે. [ગી. ૬–૨૧] નિર્વિકલ્પ સમાધિમાં સ્વરૂપાનંદનો અનુભવ કરનાર સ્થિતપ્રજ્ઞ આત્મારામ [આત્મક્રીડ] કહેવાય છે. આ જ્ઞાનનિષ્ઠાની પરાકાષ્ઠા છે [ગી. ૨–૫૫].

## રાસનો આરંભ

હે પાર્થ! શરદઋતુને લીધે મલ્લિકાઓ જેમાં ખીલી હતી અને જેમાં મેં ગોપીઓની સાથે રમણ કરવાની પ્રતિજ્ઞા કરી હતી, તે રાત્રીઓ જોઈ, મેં મારી યોગ માયાનો આશ્રય લઈ, રસમયી રાસક્રીડા કરવાનો સંકલ્પ કર્યો. મારા સંકલ્પમાત્રથી શરદઋતુની દિવ્ય રાત્રિ, મલ્લિક પુષ્પ, ચમેલી, ચાંદની વગેરે ઉદ્દીપન સામગ્રીઓ ઉત્પન્ન કરી, આત્મારામ એવા મે ગોપીઓને યમુનાજીના તટ પર વિવિધ પ્રકારે રમાડી. મારી પ્રેરણાથી ગોપીઓને પોતાના સૌભાગ્યનો અહંકાર [મદ] થયો. ગોપીઓ પોતાને પૃથ્વી પરની સર્વ સ્ત્રીઓમાં રૂપગુણમાં અધિક માનવા લાગી. ગોપીઓના ગર્વનો નાશ કરવા સર્વગર્વ પ્રહારી એવો હું અંતર્ધાન થયો – મેં તેઓના અંતઃકરણ વિષે પ્રવેશ કર્યો.

## ભગવાનના અંતર્ધાનનું રહસ્ય

ભક્ત અર્જુન : હે પ્રભો! આપની કૃપાથી ગોપીઓની સાધના પૂર્ણ થઈ હતી. [ભાગ. ૧૦–૨૨–૨૭] અર્થાત્ ગોપીઓનું સમર્પણ પૂર્ણ થયું હતું. તેથી આપે અંતર્ધાન થઈ, ગોપીઓના અંતઃકરણ વિષે પ્રવેશ કર્યો તેનું રહસ્ય મને કહો.

ભગવાન બોલ્યા : હે પાર્થ! જેમ અગ્નિના સ્પર્શથી ધાન્યનું અંકુરત્વ નાશ પામે છે, અને પોષણ તત્ત્વ પૂર્ણપણે વિકાસ પામે છે; તેમ ગોપીઓના અંતઃકરણ વિષે મારા વિયોગરૂપી અગ્નિમાં મારી આ દિવ્ય રાસલીલાના બાધકરૂપ [અંતરાયરૂપ–વિઘ્નરૂપ] તેમનો સૌભાગ્યનો મદ [અહંકાર] નાશ પામે; બ્રહ્મભાવને પ્રાપ્ત થવા પછી જ પ્રાપ્ત થતી મારી પરાભક્તિનો [ગી. ૧૮–૫૪] તેઓના અંતઃકરણ વિષે પૂર્ણપણે ઉદય થાય; અને तन्मनस्कास्तदालापास्तद्विचेष्टा स्तदात्मिकाः। [ભાગ. ૧૦–૩૦–૪૪] મારે વિષે જ ચિત્તવાળી, મારી લીલા તથા ગુણોનું ગાન કરતી, મારી જ ચેષ્ટા

કરતી, દેહ-ગેહની વિસ્મૃતિને પામેલી, કૃષ્ણમય થયેલી તેઓ મારા ભક્તોના શ્રવણ-કીર્તન માટે મારી પરભક્તિના લક્ષણો કરૂણાજનક મધુર કાવ્યરૂપે પ્રકાશિત કરે, તે હેતુથી મે અંતર્ધાન થઈ, તેઓના અંતઃકરણ વિષે પ્રવેશ કર્યો.

## ગોપીગીત

*अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते।* [ગી ૧૦-૮] હુ જગતની ઉત્પત્તિનુ કારણ છું, મારાથી જ સર્વ પ્રવર્તે છે. = *न खलु गोपिकानन्दनो भवानखिल देहिना मन्तरात्मदृक्।* [ગોપીગીત-૪] હું યશોદાનંદન નહિ પરંતુ સર્વ-ભૂતોના અંતર વિષે સાક્ષીરૂપે રહેલો અંતર્યામી ઈશ્વર છુ' ઇત્યાદિ ગીતાશાસ્ત્રના અને તે જ અર્થનો બોધ કરતા ગોપીગીતના વચનોના અનુસંધાનથી તને સ્પષ્ટ સમજાશે કે ગીતાશાસ્ત્રમા મેં પૃથક્ પૃથક્ અધ્યાયમા પ્રતિપાદન કરેલા ભક્તિના લક્ષણોનું [ગી. ૪-૧૧; ગી ૭-૨૮, ગી. ૮-૭, ગી. ૮-૧૪, ગી. ૯-૧૪-૧૫, ગી ૯-૨૨, ગી ૧૦-૮-૧૧, ગી. ૧૧-૫૪, ગી ૧૨-૬-૮, [ગી ૧૨-૨૬, ગી ૧૮-૭૦-૭૧] ગોપીગીત ભાવમય મધુર પદ્ય ભાષ્ય છે.

ગોપગીતના પ્રત્યેક શ્લોકના અનેક ભાવો છે પ્રત્યેક ભાવ જીવને મારી સન્મુખ પ્રવૃત્ત કરનારો છે. ગોપીગીતનુ શ્રવણ-કીર્તન ત્રણુ લોકને પવિત્ર કરે છે અને સદા-સર્વદા કરશે [ભાગ-૧૦-૪૭-૬૩]

## મહારાસ

હે પાર્થ ! ગોપીઓના અલૌકિક પ્રેમોન્માદ [મહાભાવ] જોઈ હું અંતર્હિત ન રહી શક્યો અને *साक्षात्मन्मथमन्मथः।* [ભાગ-૧૦-૩૩-૨] સર્વના મનને મથન કરનાર કામદેવના મનને પણ મથન કરનારા દિવ્ય મનોહર સ્વરૂપે પ્રકટ થયો, અને યોગેશ્વરેશ્વર એવા મે જેટલી ગોપીઓ હતી તેટલા આનંદસ્વરૂપો ધારણ કરી, જેમ એક બાળક દર્પણ કે જળમા પડેલા પોતાના પ્રતિબિંબ સાથે રમે, તેમ આત્મારામ અને આત્મક્રીડ એવા મેં મારા પ્રતિબિંબરૂપ સચ્ચિદાનંદમયી ગોપીઓની સાથે વિવિધ પ્રકારે રમણ કર્યું.

## ગોપીઓના પ્રેમે ભગવાન ઋણી થયા

હે પાર્થ! માતાના પ્રેમે ભક્તવત્સલ એવો હુ બંધાયો; *रामु पुनित प्रेम अनुगामी।* [રા. ચ મા અયા. ૩-૪] પવિત્ર પ્રેમનું અનુગમન કરનારા ધર્મસ્વરૂપ એવા મે બાલસખાઓના પ્રેમને લીધે અઘાસુરના મુખમાં પ્રવેશ કર્યો [ભાગ. ૧૦-૧૨-૨૮], તારા અનન્ય પ્રેમને લીધે સર્વેશ્વર એવા મેં

તારા સારથીપણાનો [ દાસત્વનો ] સ્વીકાર કરી તારી આજ્ઞાનું પરિપાલન કર્યું [ ગી. ૧-૨૧ ]; અને લોકમર્યાદા, ધર્મમર્યાદા, આલોક-પરલોક, ધન, સ્વજન, આત્મીય તથા પોતાના આત્માનો પણ ત્યાગ કરી મારો પ્રેમ કરનારી, અને મારો પ્રેમ જ જેઓનું જીવન છે, એની આ માગ ગોપીઓના અનૌકિક પ્રેમે મને પરમાત્માને જન્મ-જન્મોનો ઋણી બનાવ્યો. મારા અમર જીવને પણ એ પ્રેમ, એના તથા ત્યાગનો બદલો વાળવા હું સમર્થ નથી [ભાગ ૧૦-૩૨-૨૨].

दुर्लभोऽयं परित्याग प्रेम्णा सिध्यति नान्यथा। [ વલ્લભાચાર્ય ] ગોપીઓ જેવો દુર્લભ ત્યાગ પ્રેમથી જ [ ભક્તિથી જ ] સિદ્ધ થાય છે.

## પ્રકરણનો અર્થ

શ્રીમદ્ ભાગવત્ના પ્રાણરૂપ અને ત્યાગ, પ્રેમ તથા આનંદની પરાકાષ્ઠારૂપ આ રાસલીલાના પાચ અધ્યાયોનુ શ્રવણ-કીર્તન કરનારને ભગવાનના ચરણ-કમળોમાં પરાભક્તિ પ્રાપ્ત થાય છે, અને શીઘ્ર તેના હૃદયનો રોગ [કામભાવ] સદાને માટે નાશ પામે છે [ ભાગ. ૧૦-૩૩-૪૦ ].

भक्तिर्ज्ञानाय कल्पते। માગ પરમાર્થ તત્ત્વનુ જ્ઞાન પરાભક્તિનું ફળ છે. [ ગી. ૧૮-૫૫ ] तस्मिन् तज्जने च भेदाभावात्। [ નારદ. ભક્તિસૂત્ર ] પરાભક્તિનુ અંતિમ ફળ છે ભજનીય ભગવદ્ભાવનો લાભ-એટલે કે ભગવાન તથા ભક્તજનમા ભેદનો અભાવ परया भक्त्या ईश्वरक्षेत्रज्ञभेदबुद्धे अशेषतो निवर्तते। [ શા. ભા. ગી ૧૮-૫૫ ] જ્ઞાનનિષ્ઠારૂપ પરાભક્તિથી ઈશ્વર અને ક્ષેત્રજ્ઞવિષયક ભેદબુદ્ધિ પૂર્ણરૂપે નિવૃત્તિ પામે છે.

वासुदेव सर्वमिति स महात्मा सुदुर्लभ। [ ગી ૭-૧૪ ] 'આ સર્વ જગત અને હુ વાસુદેવ છુ ' એવો સર્વાત્મદર્શી જ્ઞાનીભક્ત [ એવી જ્ઞાનનિષ્ઠા-રૂપ પરાભક્તિ ] અત્યંત દુર્લભ છે. શુકદેવજી જેવા કોઈક જ આ જ્ઞાનભૂમિકાને પ્રાપ્ત થાય છે.

## કંસ ઉદ્ધાર

હે પાર્થ ! સ્વકર્મથી મારી આરાધના કરી [ ગી. ૧૮-૪૬ ] ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થઈ જીવાત્મા [ સાધક ] જે પ્રકારે બ્રહ્મનો [ મારા પરમાર્થ સ્વરૂપનો ] સાક્ષાત્કાર કરે છે, આ જ્ઞાનનિષ્ઠાની [ જ્ઞાનનિષ્ઠારૂપ પરાભક્તિની ] પ્રાપ્તિનો ક્રમ [ પ્રકાર ] મે તને ગીતાશાસ્ત્રમાં સક્ષેપમા કહ્યો [ ગી ૧૮-૫૧-૫૫ ]

આ જ્ઞાનની પરાનિષ્ઠા છે. આ બ્રહ્મજ્ઞાનની પરમ અવધિ છે. આ જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિનો પ્રકાર તને મારી કંસઉદ્ધાર લીલાના તત્ત્વના જ્ઞાનથી સ્પષ્ટ સમજાશે.

सत्याक्रूरः । [ કૃષ્ણ. ઉપ. ૧૭ ] ભક્ત અક્રૂર સત્યનું સ્વરૂપ છે. आकूतीरस्य स्यदनम् । [ ભાગ. ૧૨–૧૧–૧૬ ] ક્રિયાશક્તિયુક્ત મન મારો રથ છે. ગોકુળ મારું હૃદય છે. મથુરા સ્થૂલદેહ છે. મૃત્યુથી આ નાશવંત દેહનું રક્ષણ કરવાના હેતુથી માતા દેવકીના કુમળી વયના બાળકોનો વધ કરનાર તથા મારો ઈશ્વરનો વધ કરવા પૂતનાદિ અસુરોને વ્રજમાં મોકલનાર પાપી કંસ દેહાત્મબુદ્ધિવાળો આસુરી જીવ છે.

જેમ ભક્ત અક્રૂર મને સુવર્ણના રથમાં બેસાડી ગોકુળથી મથુરા લઈ આવ્યા; તેમ જ્યારે મનરૂપી રથનો સત્યરૂપી સારથી હોય છે, અર્થાત્ જ્યારે જીવાત્મા દંભ, ભય અને શોકનો પરિત્યાગ કરી મારી મૂર્તિ [ પ્રતિમા–ભક્ત આદિ ] ચિહ્ન, લીલા, સ્થાન તથા ગુણોનાં દર્શન શ્રવણાદિવડે ગોકુળ પ્રયાણ કરતા ભક્ત અક્રૂર જેવો ભાવ સંપાદન કરી [ ભાગ. ૧૦–૨૮–૨૭ ] ભક્ત અક્રૂરની પેઠે મારી ચરણરજમાં આળોટી અર્થાત્ અત્યંત દીન થઈ મારી સન્મુખ આવે છે, ત્યારે સર્વના હૃદયમાં અંતર્યામીરૂપે રહેલા મારો સ્થૂલદેહમાં આવિર્ભાવ થાય છે.

જેમ મોક્ષદાતા એવા મારો સ્પર્શ થતાં ત્રિવક્ર કુબ્જા તત્કાળ સીધા અંગવાળી ઉત્તમ યુવતી થઈ ગઈ [ ભાગ. ૧૦–૪૨–૮ ] તેમ અંતઃકરણને મારો [ મારા ઉપદેશનો ] સ્પર્શ થતાં કંસરૂપી આસુરભાવને આશ્રયે રહેલી, દેહાત્મબુદ્ધિ ને પુષ્ટ કરનારી, સર્વ અર્થોને [ જ્ઞેયપદાર્થોને ] વિપરીત માનનારી [ ગી. ૧૮–૩૨ ] કુબ્જારૂપી ત્રિગુણાત્મક વિષયાભિમુખ આસુરીબુદ્ધિ, 'ઈશ્વર જ હમારી પરમ ગતિ છે' એવા એક નિશ્ચયવાળી યોગબુદ્ધિરૂપે [ ગી. ૨–૪૧ ] પરિવર્તન પામી, ઈશ્વરાભિમુખ થાય છે.

જ્યારે સાત્ત્વિક ધૃતિ વડે [ ગી. ૧૮–૩૩ ] શરીર, ઇન્દ્રિયો તથા મનને નિયમમાં રાખી, નિષિધ્ધ પ્રવૃત્તિથી નિવૃત્ત કરી મનને આત્મપરાયણ કરી [ ગી. ૧૮–૫૧ ] ધ્યાનપરાયણ જીવાત્મા વૈરાગ્ય [ ચિત્તશુદ્ધિને ] પ્રાપ્ત થાય છે. [ગી. ૧૮–૫૨] ત્યારે કુવલયાપીડરૂપી દર્પ, ચાણુરરૂપીદ્વેષ, મુષ્ટિકરૂપી મત્સર અને કંસરૂપી દેહાત્માબુદ્ધિ [ અહંભાવ ] નાશ પામે છે [ ગી. ૧૮–૫૩ ] અને બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલો સાધક મારી પરાભક્તિને પામે છે [ ગી. ૧૮–૫૪ ] આ જ્ઞાનનિષ્ઠારૂપ પરાભક્તિવડે મારા પરમાર્થસ્વરુપનો સાક્ષાત્કાર કરી, દેહ

પડયા પછી અભેદરૂપે મને પામે છે. [ગી. ૧૮-૫૫].

આસુરીબુદ્ધિ સંસારનું કારણ છે, [ ગી. ૧૬-૧૮-૨૦ ] અને યોગબુદ્ધિ [ અનાસક્તિ-ગી. ૧૫-૩ ] મોક્ષનું સાધન છે એ ભાવ છે.

## ગોપીઓના વિરહનું સ્વરૂપ.

ભક્ત અર્જુન : આપ કંસના ઉદ્ધાર પછી ચૌદ વર્ષ મથુરા રહ્યા તે દરમ્યાન આપના પ્રેમી વ્રજભક્તો આપના દર્શન માટે મથુરા ન આવ્યા તેનું રહસ્ય મને કહો ?

ભગવાન બોલ્યા : जिनका पिया परदेश वसत है, लिख लिख भेजे पाती मेरा पिया मेरे हिरिदे बसत है, गुँज करुं, दिन राती ॥ [ મીરાં ] પ્રિયતમ વિષે પ્રેમજન્ય તન્મયતા, સદા-સર્વદા મિલનનો અનુભવ એ જ વિરહ છે. વિરહ પ્રેમની અંતિમ અવસ્થા છે. પ્રેમ વિરહમાં પર્યવસાન પામે છે. વિરહ પ્રેમની પરિપાક અવસ્થા છે.

મારા વિષેના અનન્ય પ્રેમથી અનિત્ય શરીર ચિન્મય [ વિશુદ્ધ – સૂક્ષ્મ ] થઈ જાય છે. પ્રેમી ઇચ્છે તો શરીરની સાથે જ અંતર્ધાન થઈ તે મારા પરમ ભાવને પ્રાપ્ત થાય છે.

જેમ ભગવતી સીતા શરીર સહિત પૃથ્વીમાં વિલિન થઈ ગઈ, તેમ પ્રેમથી ચિન્મય શરીરને પ્રાપ્ત થઈ, ગોપીઓ શરીરો સહિત ગોપીચંદ તળાવમાં અદ્રશ્ય થઈ ગઈ. શ્રીચૈતન્ય મહાપ્રભુ શ્રીજગન્નાથજીના શ્રીઅંગમાં એકીભૂત થઈ ગયા, મીરા ચિન્મય શરીરને પ્રાપ્ત થઈ શ્રીદ્વારકાનાથજીના શ્રીવિગ્રહમાં વિલિન થઈ ગઈ, અને જ્ઞાનેશ્વર મહારાજ એક ગુફામાં અદ્રશ્ય થઈ ગયા, એ આ અર્થના પ્રસિદ્ધ દ્રષ્ટાંતો છે,

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति। [ ગી. ૬-૩૦ ] ' જે સર્વભૂતો વિષે મને વાસુદેવને જુએ છે, અને સર્વભૂતોને મારે વિષે જુએ છે ' તેવા જ્ઞાની ભક્તને એક ક્ષણ પણ હું અપ્રત્યક્ષ થતો નથી, તથા તે મને અપ્રત્યક્ષ થતો નથી, કારણકે તેનો અને મારો આત્મા એક જ છે.

આ અંતરંગમાં ગોપીઓના તથા મારા પરમાત્માના નિત્ય-સંયોગનું રહસ્ય અંતર્યામી એવા મારા સિવાય બીજો કોઈ જાણવા કે કહેવા સમર્થ નથી.

ગોપીઓ મૂર્તિમાન પ્રેમ છે. આ અલૌકિક અવર્ણનીય પ્રેમની અનુભૂતી અત્યંત દુર્લભ છે, એટલું જ નહિ, પરંતુ આ પ્રેમને સમજવું પણ અત્યંત

દુષ્કર [ કઠિન ] છે. ગોપીજનો જેવો ભગવાનનો વિરહ થાય તો જીવ કૃતાર્થ થાય એ ભાવ છે.

## ભક્ત ઉદ્ધવની વ્રજયાત્રાનું રહસ્ય.

ભક્ત અર્જુન ! હે પ્રભો ! यासां न्वस्सरोजे शश्वन्मूतो निरञ्जनो वसति। જેઓના નયનકમળમા નિરંજન નારાયણ એવા આપ અંજનરૂપે વાસ કરો છો, તથા જેઓ આપના સ્વરૂપના સાનિધ્યનો સદા-સર્વદા અનુભવ કરે છે, એવી પ્રેમનિષ્ઠ ગોપીઓ માટે આપે જ્ઞાનમદેશ લઈ ભક્ત ઉદ્ધવને વ્રજમા મોકલ્યા તેનુ રહસ્ય મને કહો

ભગવાન બોલ્યા : હે પાર્થ ! हृदय त्वेव जानाति प्रीतियोग परस्परम्। પરસ્પરના પ્રીતિના યોગને કે પ્રેમીની વ્યથાને પ્રેમી હૃદય જ જાણી શકે. મને પ્રાણોથી પણ અધિક પ્રેમ કરનારી ગોપીઓ મારા વિયોગે વિહ્વલ થઈ કેવી રીતે પ્રાણ ધારણ કરતી હશે, ઇત્યાદિ વિચારે ' મુખથી ' રાધે રાધે'નુ રટણ, નેત્રોમાથી અશ્રુઓનુ વહન કરતુ રૂધાઈ જવુ, મનની વિકલતા, ચિંતા, ઉદ્વેગ વગેરે મારે વિષે અભિવ્યક્ત થતા વિરહજન્ય ભાવેનુ રહસ્ય મારો અંતરંગ સખા ઉદ્ધવ ન સમજી શક્યો.

તેથી ભક્ત ઉદ્ધવને ગોપીઓના પ્રેમનું [ વિરહનુ ] રહસ્ય યથાવત્ સમજાય તે હેતુથી મેં ભક્ત ઉદ્ધવને મારો જ્ઞાનસ્ દેશ લઈ વ્રજમાં જવાની આજ્ઞા આપી.

મુક્ત પુરુષો અને ભક્તજનો જેની કામના કરે એવા મારા પરમ દિવ્ય મહાભાવમા રૂઢ [ સ્થિત ]. [ ભાગ ૧૦-૪૭-૫૭ ], રાસોત્સવમા આત્મારામ એવા મારા પ્રેમ આલિંગનને તથા મારી સાથેના રમણ સુખને પામેલી, અને મારા રૂપ, ગુણ લીલા વગેરેની સ્મૃતિને લીધે નિત્ય-નિરંતર મારુ જ સ્મરણ કરતી પ્રેમસ્વરૂપ ગોપીઓની મારે વિષે તન્મયતા જોઈ, ભક્ત ઉદ્ધવ અત્યંત પ્રસન્ન થયા, અને તેણે મહાભાગા ગોપીઓની પાવન ચરણરજનુ સેવન થાય તે હેતુથી વ્રજમા લતા કે ઔષધીના જન્મની કામના કરી [ ભાગ. ૧૦-૪૭-૬૧ ] અને ગોપીઓના ચરણરજને વારંવાર નમસ્કાર કરી તેને પોતાના મસ્તક પર ધારણ કરી

કેટલાક મહિના વ્રજમા રહેવાથી તથા મારા પ્રેમી વ્રજભક્તોના સંગથી ભક્ત ઉદ્ધવના અંતઃકરણ વિષે ગોપીઓના જેવા અલૌકિક પ્રેમની કામના થઈ.

મારી કૃપા વિના આવી પ્રેમનિષ્ઠા સિદ્ધ થતી નથી તેથી મારા સ્વધામમાં જવાના સમયે મેં ભક્ત ઉદ્ધવને મંગળમય ભાગવત ધર્મનો ઉપદેશ આપ્યો.

ભક્ત ઉદ્ધવ જ્ઞાનનિષ્ઠારૂપ પરાભક્તિને પ્રાપ્ત થાય તે હેતુથી મેં તેને બદરિકાશ્રમમાં જઈ, સ્પૃહારહિત થઈ, ઇન્દ્રિયોને વશ કરી, સુખદુ:ખાદિ દ્વંદ્વો સહન કરી, સર્વકાળે મારે વિષે ચિત્ત પરોવી, મેં ઉપદેશ કરેલા ભગવત્ ધર્મનો અનુભવ કરવાની આજ્ઞા આપી. [ભાગ ૧૦-૨૯-૪૧-૪૪] ભક્ત ઉદ્ધવ બદરિકાશ્રમમાં ગયા અને ગોપીઓ જેવા પરમ પ્રેમમાં નિષ્ઠા પામી કૃતાર્થ થયા.

હે પાર્થ! મારા સ્વધામમાં જવા પછી મારી પરમપ્રેમપૂર્વક સેવા કરતી મારી ૧૬૦૦૦ પત્નીઓ વ્રજમાં જઈ મારા નામ તથા લીલાઓના કીર્તનનો ગોવર્ધનની નજીક મહાન ઉત્સવ કરશે. આ ઉત્સવનો આરંભ થતા મારા ઉત્સવ સ્વરૂપ ઉદ્ધવ પ્રકટ થશે. ભક્ત ઉદ્ધવ વૃંદાવનમા ગોવર્ધનની નજીક શ્રીમદ્ ભાગવતનું એક મહિના સુધી કીર્તન કરશે, અને તેના શ્રદ્ધાપૂર્વક શ્રવણથી મારી ૧૬૦૦૦ પત્નીઓ મારા પરમાર્થતત્ત્વને જાણી, વિરહ વેદનાથી મુક્ત થઈ, મારા પરમ ધામને પ્રાપ્ત થશે.

दमोद्धवः! [કૃષ્ણ ઉપ. ૧૭] ભક્ત ઉદ્ધવ ઇન્દ્રિય નિગ્રહનું સ્વરૂપ છે. श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः। [ગી-૪-૩૯] સંયમી મારી કૃપાથી ભક્ત ઉદ્ધવની પેઠે સત્સંગને તથા આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે. સંયમી સંસાર તરી જાય છે અને બીજાને તારવા સમર્થ થાય છે.

## રૂકિમણી હરણ

ભક્ત અર્જુન: હે પ્રભો! સમસ્ત બ્રહ્માંડના સ્વામી એવા આપને બ્રહ્માંડમાં રહેલા સર્વ પદાર્થો સર્વકાળે સર્વદા પ્રાપ્ત જ છે. [ગી. ૩-૨૨] આપનું અવતારચરિત્ર પ્રારબ્ધથી પર છે. આપનું ચરિત્ર કેવળ આપના વિશુદ્ધ સંકલ્પને જ અનુસરે છે. માટે રૂકિમણીહરણ જેવા કીર્તનીય હરણ સ્પર્શી પ્રસંગનો આપે આપના અવતારચરિત્રમા સમાવેશ કર્યો તેનું રહસ્ય મને કહો?

ભગવાન બોલ્યા: હે પાર્થ! જેમ રાવણે માયાસીતાનું હરણ કર્યું, છતાં લોકાચારને અનુસરીને ભગવાન રામના ભગવતી સીતા માટેના વિલાપથી સંમોહિત થયેલા રાવણ અને ભક્ત લક્ષ્મણ માયાસીતાનું રહસ્ય ન જાણી શક્યા; તેમ લક્ષ્મીસ્વરૂપ રૂકિમણી મને સર્વદા પ્રાપ્ત જ છે, અને હું નિત્ય રૂકિમણીને પ્રાપ્ત છું, છતાં મે રૂકિમણીનું બલપૂર્વક હરણ કર્યું, તેથી સંમોહિત થયેલા શિશુપાળ અને તું મારા ઈશ્વરભાવને ન જાણી શક્યા.

જેમ રાવણ ઉદ્ધારરૂપી ભગવાન રામના અવતાર પ્રયોજનની સિદ્ધિ માટે રાવણ તથા ભક્ત લક્ષ્મણનું માયાસીતા વિષયક અજ્ઞાન આવશ્યક હતું; તેમ શિશુપાળ ઉદ્ધારરૂપી અને ગીતા ઉપદેશરૂપી મારા અવતાર પ્રિયજનોની સિદ્ધિ માટે શિશુપાળ તથા તારું મારા ઈશ્વરભાવ વિષયક અજ્ઞાન આવશ્યક હતું.

જો શિશુપાળ મારા ઈશ્વરભાવને જાણતો હોત તો તેણે મારો સતત દ્વેષ ન કર્યો હોત અને તેનો ઉદ્ધાર ન થાત. જો તું કુરુક્ષેત્રના યુદ્ધપૂર્વે મને ઈશ્વરરૂપે જાણતો હોત તો તને ભીષ્માદિ મારા છે એ પ્રકારનો મોહ ન થાત અને હું ગીતા ગાન કરવા સમર્થ ન થાત.

ભગવાનની કૃપા વિના ભગવાનના અનન્ય ભક્તો પણ ભગવાનના અવતાર-ચરિત્રનું રહસ્ય જાણી શકતા નથી એ ભાવ છે.

## રૂક્મિણીજીનો પ્રેમપત્ર

હે પાર્થ! રૂક્મિણીજીના પ્રેમપત્રના સાત શ્લોકો [ભાગ. ૧૦–૫૨–૩૭–૪૩] પરબ્રહ્મસ્વરૂપ એવા મારા સંબંધને પ્રાપ્ત થવાના મે ગીતાશાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા ભક્તિના પ્રધાન સાધનો મારા ભક્તોના શ્રવણ-કીર્તન માટે સૂત્રરૂપે નિરૂપણ કરે છે.

(૧) મારા રૂપ, ગુણ તથા લીલાના શ્રવણથી લોકલજ્જાનો ત્યાગ કરી મારે વિષે મનને સ્થિર કરવું. [ શ્લોક ૩૭; ગી. ૧૦–૯; ગી. ૧૨–૮ ] (૨) ભક્તિથી કેવળ મારા પરમાત્માના સંબંધને પ્રાપ્ત થવાની તીવ્ર કામના [ શ્લોક. ૩૮; ગી. ૨–૪૧ ] (૩) મને આત્મસમર્પિત હોઈ શિશુપાળરૂપી દ્વેષના સ્પર્શનો અર્થાત્ નિષિદ્ધ કર્મના સ્પર્શનો [ શા. ભા. ગી. ૧૬–૧૮ ] સતત ભય [ શ્લોક. ૩૯ ] યજ્ઞ, દાન, તપ, વ્રત, નિયમ વગેરેથી મારી ઈશ્વરની આરાધના [ શ્લોક. ૪૦; ગી. ૨–૪૧ ] કર્મપાશરૂપી જરાસંધ અને રાગદ્વેષરૂપી શિશુપાળ બન્નેથી મુક્ત થઈ મારા પરમાત્માના સંબંધને પ્રાપ્ત થવા માટે નિસાધન થઈ, મારા અપ્રમેય બળની [ કૃપાની ] યાચના [ શ્લોક. ૪૦–૪૧; ગી. ૧૦–૧૧ ] (૭) અને જો આ જન્મમાં હું કૃપા કરી અંગીકાર ન કરું, તો શરીરને વ્રતાદિથી કૃશ કરી પ્રાણત્યાગ કરવાનો અને જન્મ-જન્માંતરે મારી કૃપાને યોગ્ય થઈ, મારા પરમાત્માના સંબંધને પ્રાપ્ત થવાનો દૃઢ નિશ્ચય. [ શ્લોક. ૪૩ ગી. ૨–૪૧ ]

જેમ રૂક્મિણીજી મને પ્રેમ કરતી હતી, તેમ બુદ્ધિ, ઉદારતા, સૌંદર્ય,

શીલ અને ગુણોમાં અદ્વિતીય રૂક્મિણીજીને હું પ્રેમ કરતો હતો. તેથી મેં તેનું હરણ કરી, રાક્ષસવિધિથી લગ્ન કર્યું.

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् । [ ગી. ૪-૧૧ ] ભક્ત ભક્તિમાન એવો હું. મને જીવ જે ભાવે ભજે છે, તેને હું તે ભાવે પ્રાપ્ત થાઉં છું.

## સ્યમંતકમણિની કથાનું રહસ્ય

હે પાર્થ ! ભગવાન સૂર્યનારાયણે પ્રસન્ન થઈ સત્રાજિતને સ્યમંતકમણિ આપ્યો. આ મણિ રોજ આઠ ભાર [ ૮૦ મણ ] સોનું આપનો હતો એક વખત મે તે મણિ યદુરાજ ઉગ્રસેન માટે માગ્યો. લક્ષ્મીપતિએ મારી યાચના કે જેનો સ્વીકાર કરી બલિ અવિનાશી પદને પામ્યો, તેનો અર્થલોલુપ સૂર્યભક્ત સત્રાજિતે અસ્વીકાર કર્યો.

કંઠમાં મણિ પહેરી મૃગયા માટે વનમાં ગયેલા સત્રાજિતના ભાઈ પ્રસેનને સિંહે મારી નાખ્યો, અને મણિ ન મળ્યો; તેથી મણિના [ ધનના ] નાશથી વિવેકશૂન્ય થયેલા સત્રાજિતે ધર્મસ્વરૂપ એવા મારા ઉપર પ્રસેનના ખૂનનું કલંક મૂક્યું.

પાપી શતધન્વાએ લોભવશ રાત્રે સૂતેલા સત્રાજિતનું ખૂન કર્યું. એટલે કે ધનની આસક્તિ સત્રાજિતના મૃત્યુના કારણરૂપ થઈ.

શતધન્વાએ થાપણ તરીકે મૂકેલા મણિને લઈ, ભક્ત અક્રૂર કાશી ગયા, અને અનીતિથી પ્રાપ્ત થયેલા મણિમાથી નીકળતા સુવર્ણવડે લોકપ્રશંસાના લોભથી સુવર્ણની વેદીના યજ્ઞો કર્યા.

સૂર્યભક્ત સત્રાજિત જેવી ધનની આસક્તિ, પાપી શતધન્વા જેવી ધનની કામના, અને ભક્ત અક્રૂર જેવી અનીતિથી મેળવેલા ધનવડે કીર્તિની કામના સર્વથા ત્યાજ્ય છે.

જે આ આખ્યાનના અર્થનુ [ તત્ત્વનુ ] શ્રવણ કે સ્મરણ કરે છે, તે અપકીર્તિ કે પાપોથી મુક્ત થઈ, શાન્તિને પામે છે [ ભાગ. ૧૦-૫૭-૪૨ ]

જન્મતાં જ મૃત્યુના મુખમા પડેલા જીવને ધન, ધનને આપનારા કુબેરાદિ દેવો, ભોગો તથા આલોક-પરલોકના ભોગના સાધનરૂપ તેમજ જન્મ-મૃત્યુના કારણરૂપ સકામ કર્મોથી શો લાભ [ ભાગ. ૧૧-૨૩-૨૭ ].

ધન, ભોગ, યશ વગેરે મનુષ્યને પૂર્વકર્માનુસાર અનાયાસે પ્રાપ્ત થાય છે. [ ગી. ૧૦-૪-૫ ] માટે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા ધન, ભોગ વગેરેથી સંતોષ

માનવો, અને વિહિત ધર્મનું સેવન કરવું. આત્મકલ્યાણ માટે યથાશક્તિ પુરુષાર્થ કરવો. કારણ કે ભોગ પ્રારબ્ધને અધીન છે, પરંતુ યોગ પુરુષાર્થને આધીન છે.

## જરાસંઘ ઉદ્ધાર

ભક્ત અર્જુન: હે પ્રભો! આપની કૃપાથી દશ હજાર હાથીઓના બળવાળા ભારતના તે કાળના સર્વથી શ્રેષ્ઠ શક્તિશાળી જરાસંધના શરીરના હાથી જેમ વૃક્ષની શાખાને ચીરી નાખે તેમ આપના સંકેત પ્રમાણે ભીમસેને બે ટુકડાઓ કરી ફેંકી દીધા. જરાસંધના એક હાથ, એક પગ, એક સાથળ, એક વૃષણ, એક કેડ, એક પીઠ, એક સ્તન, એક ખભો, એક નેત્ર, એક ભ્રુકુટી અને એક કાનવાળા બે ફાડીઆ સર્વ લોકોએ જોયા [ ભાગ. ૧૦–૭૨ –૪૫–૪૬ ] આ મતથી કલ્પી ન શકાય એવા જરાસંધના મૃત્યુનું રહસ્ય મને કહો.

ભગવાન બોલ્યા. હે પાર્થ! અલગ અલગ બે માતાઓના ગર્ભથી જન્મેલા એક આંખ, એક હાથ, એક પગ, અર્ધું પેટ, અર્ધું મુખ, અને અડધા કેડની નીચેના ભાગવાળા सजीवे प्राणिशकले । [ મહા. સભા. ૧૭–૩૭] જીવ અને પ્રાણવાળા બે ફાડીઆઓને [ ટુકડાઓને ] જરા નામની રાક્ષસીએ જોડયા, તેથી જરાસંધ ઉત્પન્ન થયો [ મહા. સભા. ૧૭–૩૫–૪૧ ].

જરાસંધ કર્મપાશનું સ્વરૂપ છે. [ ભાગ. ૧૦–૭૦–૨૯ ] આ કર્મપાશના [ કર્મબંધનના ] બે ફાડીયા છે.

એક ફાડીયું નિષિધ્ધ કર્મના ફળરૂપ પાપનું, અને બીજું ફાડીયું છે, કામ્યકર્મના ફળરૂપ પુણ્યનું. આ પાપ અને પુણ્યના બે ફાડીયાઓ અલગ અલગ ઉત્પન્ન થયેલા હોવા છતાં પ્રાણયુક્ત છે અર્થાત્ સ્વતંત્ર ફળ આપનારા છે. કર્મના આ પ્રાણયુક્ત બે ફાડીયાઓનો મારી યોગમાયાના પ્રભાવથી થતો સંધાત સંચિતકર્મ કહેવાય છે, આ સંચિતકર્મરૂપી કર્મપાશ જીવના સંસારનું કારણ છે.

જીવાત્મા પોતાના કર્માનુસાર દેવ ગાંધર્વ વગેરે ઉંચ યોનિને, મનુષ્ય શરીરને, પશુ–પક્ષી વગેરે નીચ યોનિને સ્થાવરભાવને પ્રાપ્ત થાય છે [ કઠ. ઉપ. ૨–૭ ].

અનાદિકાળથી કર્માનુસાર વિવિધ યોનિઓમાં જન્મને પામી, પાપ તથા પુણ્યોનો ભોગથી ક્ષય કરવા છતાં, જીવાત્માનો આ સંચિતકર્મરૂપી કર્મપાશ-

નાશ પામતો નથી; પરંતુ જ્યારે જીવાત્મા મનુષ્ય શરીરને પ્રાપ્ત થાય છે, ત્યારે તે મારા ઉપદેશની અવજ્ઞા કરી, પાપી કામની પ્રેરણાથી નિષિધ્ધ કે કામ્ય કર્મો કરે છે [ ગી. ૩-૩૬ ] અને તેથી આ સંચિતકર્મ રૂપી કર્મપાશ પુષ્ટ થાય છે અર્થાત્ વૃદ્ધિ પામે છે.

જેમ ધર્મરાજ યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞની સિદ્ધિ માટે જરાસંધનો વધ આવશ્યક છે, તેમ મોક્ષરૂપી પરમશાંતિ માટે આ સંચિતકર્મ રૂપી કર્મપાશનો નાશ આવશ્યક છે.

માટે જેમ મારા અપ્રમેય બળના સંચારથી [ ભાગ. ૧૦-૭૨-૪૨ ] શક્તિશાળી થયેલા ભીમસેને મારા સંકેત [ ઈશારા ] પ્રમાણે જરાસંધના શરીરના બે ટુકડાઓ કરી વિપરીત દિશામાં ફેંકી દીધા, તેમ સંસારના કારણરૂપ આ સંચિતકર્મરૂપી કર્મપાશનો [ કર્મબંધનનો ] નાશ કરવા, તું ઇન્દ્રિયોને વશ કરી, મારી યોગબુદ્ધિનો આશ્રય લે [ ગી. ૨-૩૯ ] તું યજ્ઞદાનાદિ જે કર્મ કરે તે મને પરમાત્માને સમર્પણ કર [ ગી. ૯-૨૭ ].

સંગ, ફળ અને કર્તૃત્વના ત્યાગપૂર્વક કરેલું કર્મ, સંચિતકર્મ રૂપે પરિણામ પામી નવા દેહના [ જન્મના ] કારણરૂપ નહિ; પરંતુ અંતઃકરણની શુદ્ધિના કારણરૂપ છે. [ ગી. ૧૮-૫-૬ ]. નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી જ્યારે તારું અંતઃકરણ શુદ્ધ થશે ત્યારે તું મારી કૃપાથી આત્મજ્ઞાનને પામીશ [ ગી. ૨-૫૨-૫૩ ] જ્ઞાનરૂપી અગ્નિમાં સંચિત અને ક્રિયમાણ કર્મો નાશ પામશે, અર્થાત્ સંચિત અને ક્રિયમાણ કર્મો નિર્બીજ થઈ નવા દેહના [ જન્મના ] કારણરૂપ થશે નહિ [ ગી. ૪-૩૭ ] અને પ્રારબ્ધ કર્મો ભોગથી ક્ષય પામતાં તું મને પામીશ [ ગી. ૯-૨૮ ].

જેમ ભગવાન, ભીમસેન અને ભક્ત અર્જુન ત્રણના સહયોગથી જરાસંધનો ઉદ્ધાર થયો, તેમ જીવના સંસારના કારણરૂપ સંચિતકર્મ રૂપ પાશના સર્વથા નાશ માટે, करिष्ये वचनं तव। [ ગી. ૧૮-૭૩ ] ભક્ત અર્જુન જેવો ભગવાનના ઉપદેશનું પરિપાલન કરવાનો દૃઢ નિશ્ચય, ભીમસેન જેવું આત્મબળ અર્થાત્ ઇન્દ્રિયોનો નિગ્રહ અને ભગવાનની કૃપા [ ગી. ૧૦-૧૧ ] એ ત્રણનો સહયોગ આવશ્યક છે. શરણાગતિ, સંયમ અને ભગવાનની કૃપાના સહયોગથી જીવ બ્રહ્મરૂપ થાય છે, એ ભાવ છે.

## શિશુપાળ ઉદ્ધાર

ભક્ત અર્જુન : હે પ્રભો ! જ્યારે રાજસૂયયજ્ઞ પ્રસંગે આપની નિંદા કર-

નાર શિશુપાળનું મસ્તક આપે દૈત્યવર્ગ વિનાશક સુદર્શનચક્ર વડે કાપી નાખ્યું, ત્યારે આકાશમાંથી સૂર્યના ઉદય જેવું એક ઉત્કૃષ્ટ તેજ શિશુપાળના શરીરમાથી નીકળી આપને નમસ્કાર કરી, આપના શ્રીવિગ્રહમાં પ્રવિષ્ટ થઈ ગયું. [ મહા. શિશુપાળવધ. ૪૫-૪૭ ] તેનું રહસ્ય મને કહો.

ભગવાન બોલ્યા : હે પાર્થ ! लोकद्रोहानिहते स्पर्शाश्मनि मियमानेऽपि सुवर्णत्वं लोह, द्वेषादपि विद्विषां तथा प्राप्तिः । [ શંકર. પ્રબોધ સુધાકર. ૨૦૫ ] લોખંડના ઘોકાથી પારસમણિને ખાડવામાં આવે તો પારસમણિના ભલે ટુકડા થાય, પરંતુ લોખંડ સુવર્ણ ભાવને પામે છે; તેમ દ્વેષથી પણ મારું સતત ધ્યાન કરનાર બ્રહ્મભાવને પામે છે.

કામથી, ક્રોધથી, ભયથી, સ્નેહથી, સંબંધથી કે મિત્રતાથી ચિત્તવૃત્તિને નિત્ય-નિરંતર મારી સાથે જોડવાથી વૃત્તિ ભગવ-મય થઈ, જીવ મારા ભાવને પામે છે [ ભાગ. ૧૦-૨૦-૧૫ ].

કીટભ્રમર ન્યાય પ્રમાણે જેમ કીડો ભમરીનું ધ્યાન કરતાં ભમરીરૂપ થાય છે, તેમ ત્રણ જન્મોથી સતત વૈરભાવથી મારું ધ્યાન ધરનાર શિશુપાળ કૃષ્ણ-મય થઈ મારા ભાવને પામ્યો [ ભાગ. ૧૦-૭૪-૪૬ ].

સુદર્શન વેદનું સ્વરૂપ છે. [ કૃષ્ણ. ઉપ-૨૨ ] જેમ શિશુપાળનો સુદર્શન ચક્રવડે ઉદ્ધાર થયો, તેમ સર્વકાળે મારું સ્મરણ કરી, શાસ્ત્રે વિધાન કરેલા કર્મનું સેવન કરનાર આસુરી જીવ આત્મજ્ઞાનને પ્રાપ્ત થઈ, મને પામે છે [ગી. ૮-૭; ગી. ૧૬-૨૪].

सम्यक्-अपरोक्षतया प्रत्यगभिन्न ब्रह्मदर्शनं यस्मात् तत् सुदर्शनम् । સમ્યક્-જ્ઞાન સુદર્શનચક્ર છે. જ્ઞાનથી આસુર ભાવનો નાશ કરનાર બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે એ ભાવ છે.

## સુદામાનું દિવ્ય સ્વાગત

ભક્ત અર્જુન : હે પ્રભો ! બ્રહ્મનિષ્ઠ, વિરક્ત, શાંતચિત્ત, જીતેન્દ્રિય, અયાચિતમતી, તથા પ્રારબ્ધવશાત્ જે મળે તેનાથી સંતુષ્ટ રહેનાર આપના મિત્ર સુદામાની પત્ની સુશીલા ક્ષુધાથી દુર્બલ થઈ ગઈ હતી. તેના બાળકો ભૂખની તીવ્ર વેદનાથી રૂદન કરતા હતા. એ સર્વજ્ઞ એવા આપ જાણતા હોવા છતાં આપે તેને અન્ન કે ધન ન આપ્યું; પરંતુ પત્નીના આગ્રહથી એકમાત્ર આપના દર્શનની કામનાથી ભક્ત સુદામા જ્યારે દ્વારકા આવ્યા, ત્યારે આપે

આપના પ્રેમઅશ્રુઓ વડે તેના ચરણ ધોયાં, પુષ્પાદિવડે તેનું પૂજન કર્યું, આરતી ઉતારી, પરમપ્રેમપૂર્વક આપે ભક્ત સુદામાનું આલિંગન કર્યું, અને દેવર્ષિ નારદ વગેરે ઋષિમુનિઓને પણ અત્યંત દુર્લભ એવું તેનું દિવ્ય સ્વાગત કર્યું.

સર્વેશ્વર, અંતર્યામી અને કર્મફલપ્રદાતા એવા આપની કઠોરતા તથા ભક્તવત્સલ એવા આપની ભક્તવત્સલતાના અવધિરૂપ અનન્ય પ્રેમ બન્નેને એકસાથે અભિવ્યક્ત કરનારી આ આપની ગુહ્યતમ લીલાનું રહસ્ય મને કહો.

ભગવાન બોલ્યા : હે પાર્થ ! ભરતને ભગવાન રામનો વિયોગ, ગોપીઓને મારો વિયોગ, દ્રૌપદીને તેના બાળક પુત્રોના મૃત્યુનો ઘા, ભીષ્મપિતામહને બાણશય્યા, ભક્ત સુદામાને દારિદ્ર અને તારા જેવા મારા સખા તથા ભક્તને મારા સમાન શૌર્ય, વીર્ય, રૂપ ગુણ તથા આકૃતિવાળા એકના એક અભિમન્યુ જેવા યુવાન પુત્રનો વિયોગ જેવા પ્રતિકુળ સંયોગ – વિયોગો અનુક્રમે મારી પ્રાપ્તિના સાધનરૂપ અનાસક્તિ, પરાભક્તિ, આત્મૌપમ્યદૃષ્ટિ, જ્ઞાનનિષ્ઠા, તિતિક્ષા અને ધર્મનિષ્ઠાના આદર્શ દૃષ્ટાંતો છે.

ભરતની પેઠે રામ વિનાનું રાજ્ય, રામ વિનાનો ભોગ, રામ વિનાના જીવનને તૃણવત્ તુચ્છ માની, સર્વકાળે ભગવાન રામનું સ્મરણ કરતા. રામના દાસ તરીકે સ્વધર્મનું પાલન [ ગી. ૮–૭ ] એ અનાસક્તિનું [ ગી.૧૫–૩ ]; ગોપીઓની પેઠે મારા વિયોગે કૃષ્ણમય થઈ નિત્ય–નિરંતર મારું સ્મરણ અને મારા ગુણો તથા લીલાઓનું કીર્તન, એ મારી પરાભક્તિનું [ ગી–૧૮–૫૫]; બાળકપુત્રોના મૃત્યુનો ઘા તાજો હોવા છતાં, અશ્વત્થામાની માતા ગૌતમીને તેના એકના એક પુત્રના વધથી વ્યથા ન થાય તે હેતુથી દ્રૌપદીએ અશ્વત્થામાને આપેલી ક્ષમા, એ આત્મૌપમ્ય દૃષ્ટિનુ [ ગી. –૬–૨૨ ], બાણશય્યા પર સૂતેલા ભીષ્મ પિતામહે ધર્મરાજ યુધિષ્ઠિરને આપેલો જ્ઞાનનો ઉપદેશ એ જ્ઞાનનિષ્ઠાનું; ચિંતા, વિલાપ, કે પ્રતિકાર [ ઉપાય–કે યાચના ] વિના દારૂણ દારિદ્ર હસતા હસતા સહન કરી, સદાસર્વદા બ્રહ્મનું અનુસંધાન કરનાર અયાચકવ્રતી સુદામા એ તિતિક્ષાનું; [ ગી. ૨–૧૪ ] અને અભિમન્યુ જેવા યુવાન અને ગુણવાન પુત્રના વિયોગે તારી જયદ્રથવધની પ્રતિજ્ઞા એ ધર્મનિષ્ઠાનું આદર્શ દૃષ્ટાંત છે.

દુઃખદ પ્રતિકુળ સંયોગ કે વિયોગની પ્રાપ્તિ થવા છતાં, સુખ-દુઃખમાં સમ રહેનારા મારા ઉપરોક્ત ભક્તો ધર્મનિષ્ઠાથી કે જ્ઞાનનિષ્ઠાથી ચલાયમાન

થયા નથી, તેથી તેઓએ મારી કૃપાથી અમરત્વની સાથે અમરકીર્તિ સંપાદન કરી છે [ગી. ૨-૧૫]

જ્ઞાનીએ આચારથી લોકસંગ્રહ કરવો જોઈએ એ ભાવ છે [ગી ૩-૨૬]

## દ્રૌપદીના ચીરપૂર્તિનું રહસ્ય

ભક્ત અર્જુન. હે પ્રભો! દ્રુપદનન્દિની, અયોનિજા, ગૌરવશાલિની, એકવસ્ત્રા, રજસ્વલા, અમારી ધર્મપત્નિ અને આપની સખી દ્રૌપદીને પાપી દુઃશાસન કેશ પકડી કૌરવસભામાં લઈ આવી, જ્યારે તેના વસ્ત્રો બલપૂર્વક ખેંચવા લાગ્યો, ત્યારે અત્યંત કષ્ટ અનુભવતા દ્રૌપદીએ પોતાની લાજના રક્ષણ માટે આપનું શરણ લીધું જેમ પાપી દુઃશાસન દ્રૌપદીના વસ્ત્રો ખેંચતો ગયો; તેમ તેમ દ્રૌપદીના શરીર પર રંગબેરંગી વસ્ત્રો પ્રકટ થવા લાગ્યા. સભામાં વસ્ત્રોનો ઢગલો થતા 'दस हजार गज बल थक्यौ।' દશહજાર હાથીઓના બળવાળો દુઃશાસન થાકી ગયો, પરંતુ 'घट्यौ न दस गज चीर'। દુઃશાસન લજ્જિત થઈ ચુપચાપ સભામાં બેસી ગયો. આ અદ્‌ભુત ઘટનાનું રહસ્ય મને કહો?

ભગવાન બોલ્યા હે પાર્થ! જ્યારે સત્તાના મદથી અંધ દુષ્ટ દુર્યોધન સતિ-સાધ્વી દ્રૌપદીની લાજ લેવા પ્રવૃત્ત થાય, પુત્રસ્નેહથી રાજધર્મની, ક્ષત્રિય ધર્મની અને કુળધર્મની વિસ્મૃતિને પામેલા રાજા ધૃતરાષ્ટ્ર કુળવધૂની લાજનું રક્ષણ કરવા ઉદાસીન હો સૂર્યના તેજથી તારાઓની પેઠે રાજતેજથી સત્ત્વહીન થયેલા કે કોઈ અદૃષ્ટ કારણવશાત્ ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય જેવા મહાનુભાવો આ અમાનુષી અત્યાચારના નિષ્ક્રિય દ્રષ્ટા રહેવાનું પસંદ કરે, ભક્ત વિદુરના નીતિમય વચનોની ક્રૂર અવજ્ઞા થાય વિકર્ણના ધર્મસંગત વિરોધની ઉપેક્ષા થાય સત્તાધીશના અત્યાચારના પ્રતિકાર કરવા અસમર્થ સભાજનો વ્યથા, વ્યાકુળતા અને લાચારી અનુભવે, અને નાગપાશથી પણ સહસ્રગણા દૃઢ ધર્મપાશથી જકડાયેલા ધર્મરાજ યુધિષ્ઠિર, ભીમસેન તથા તારા જેવા શ્રેષ્ઠ ક્ષત્રિય દુષ્ટ દુઃશાસનના નિર્લજ્જ આક્રમણથી પતિપરાયણ દ્રૌપદીની સહજ લજ્જાનું રક્ષણ કરવા અસમર્થ હોય, ત્યારે પાપી દુઃશાસનના અત્યાચારથી નિઃસાધન થઈ, રક્ષણ માટે શ્રીકૃષ્ણ, હરિ, વિષ્ણુ વગેરે મારા નામોનું રટણ કરતી કૃષ્ણાના વસ્ત્રમાં શરણાગત રક્ષક એવા મેં, મારા દશ અવતારોથી અતિરિક્ત આ અગિયારમા જડરૂપે પ્રતીયમાન વસ્ત્રાવતાર ધારણ કરી, [વસ્ત્રરૂપ થઈ] કૃષ્ણાના વસ્ત્રમાં અવ્યક્તરૂપે પ્રવેશ કર્યો. [મહા. સભા ૬૮-૪૬] મારી યોગમાયાના પ્રભાવથી એકવસ્ત્રા કૃષ્ણા

અનંતવસ્ત્રા થઈ, અને મેં મારી શરણાગત કૃષ્ણાની લાજનું સર્વથા રક્ષણ કર્યું.

હે પાર્થ ! સતી દ્રૌપદીના ચીરહરણ પ્રસંગે કૌરવસભામાં રાજા ધૃતરાષ્ટ્રના મૌનથી સત્તાધીશોની મૂઢતા; દુર્યોધન, દુ:શાસન, કર્ણ તથા શકુનીના નિર્લજ વર્તન તથા વચનોથી દર્પ, અભિમાન, પારુષ્ય વગેરે આસુરી ગુણોની પરાકાષ્ઠા [ મહા. સભા. ૬૮–૧૯–૩૬ ] ભક્ત વિદુરના નીતિમય વચનોની અવજ્ઞાથી કામક્રોધાદિને વશ થઈ પાપાચરણનાં પ્રવૃત્ત થયેલા આસુરી જીવને નીતી, ધર્મ કે જ્ઞાનના ઉપદેશની નિરર્થકતા; [ મહા. સભા. ૧૧ ]; ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્ય જેવા મહાનુભાવોની નિષ્ક્રિયતાથી સત્તાધીશોની ન્યાય, ધર્મ કે કાયદા વિરુદ્ધ પ્રવૃત્તિ વિષે તેના આશ્રિતોએ ફરજિયાત પાલન કરવાનુ મૌન; વિકર્ણતા ધર્મસંગત વચનોની ઉપેક્ષાથી [ મહા. સભા. ૬૮–૧૧–૨૬ ] પારાવી બહુમતિની લઘુમતિના ન્યાયી વિરોધની ક્રૂર ઉપેક્ષા; સભાજનોની વ્યથા–વ્યાકુળતા વગેરેથી સત્તાધીશોના અત્યાચારો વિષે જનતાની લાચારી; અને ધર્મરાજ યુધિષ્ઠિર, ભીમ તથા તારા જેવા મારા ભક્તોના આદર્શ સંયમથી અભયાદિ દૈવી ગુણોની પરાકાષ્ઠા પ્રકાશીત થઈ છે.

## આ ઘટનાનું આધ્યાત્મિક રહસ્ય

દ્રૌપદી નિર્મળ બુદ્ધિનું સ્વરૂપ છે. આ બુદ્ધિના અભયાદિ દૈવીગુણરૂપ વસ્ત્રોને [ ગી. ૧૬–૧૩ ] કામક્રોધાદિરૂપ કૌરવો [ આસુરભાવ ] ખેંચી દૈવીગુણશૂન્ય [ નગ્ન ] કરવા પ્રયાસ કરે છે. દ્રૌપદીની પેઠે ભક્ત [ સાધક ] નિ:સાધન થઈ ભગવાનનું શરણ લે છે. ભગવાનની કૃપાથી જેમ દ્રૌપદી અનંતવસ્ત્રા થઈ, તેમ ભગવાનની કૃપાથી દૈવીગુણો અનંતગણા અભિવૃદ્ધિ પામે છે. ભગવાન દ્રૌપદીની લાજની પેઠે બુદ્ધિનું કામક્રોધાદિથી સર્વ પ્રકારે રક્ષણ કરે છે. સ્વયં ભગવાન જ તેનું રક્ષણ કરે છે, તેથી ભક્ત [ સાધક ] મોક્ષમાર્ગમાં વિઘ્ન કરનારા રાગદ્વેષાદિરૂપ [ કામક્રોધાદિરૂપ ] શત્રુઓથી નિર્ભય થઈ, મોક્ષમાર્ગમાં આગળ વધે છે. [ ગી. ૩–૩૪ ] ભક્ત [ સાધક ] મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થતો નથી [ ભાગ. ૧૦–૨–૩૩ ] અને શુદ્ધ સત્ત્વગુણમયી બુધ્ધિવડે નિરતિશય આત્માનંદનો અનુભવ કરી કૃતાર્થ [ કૃતકૃત્ય–જીવનમુક્ત ] થાય છે [ ગી. ૬–૧૨–૨૨ ].

## શરણાગતિનું ફળ

હે પાર્થ ! મેં ઉપદેશ કરેલા કર્મયોગ, ભક્તિયોગ કે જ્ઞાનયોગનું [ ગી.

૧૮-૬૩ ] અમાનિત્વાદિ જ્ઞાનનાં વીસ સાધનો પૈકી એક સાધનનું [ ગી. ૧૩-૭-૧૦ ] અદ્વેષ્ટાદિ મેં સ્વેચ્છાએ કહેલા ભક્તોના બત્રીસ લક્ષણો પૈકી એક લક્ષણનું અર્થાત્ धर्म्यामृतम् । [ ગી. ૧૨-૨૦ ] ધર્મરૂપ અમૃતનું [ મોક્ષ સાધનનું ], અથવા મારી પૂતનાદિ દિવ્યલીલાઓ પૈકી કોઈ પણ એક લીલાના તત્ત્વનું, જે પુરુષ કેવળ મારી જ પ્રાપ્તિ માટે, ગુરુસ્વરૂપ એવા હું વાસુદેવમાં અસૂયાથી રહિત થઈ, શ્રધ્ધાપૂર્વક અનુષ્ઠાન કરે છે [ ગી. ૩-૩૧ ] તે સર્વ પાપોથી મુક્ત થઈ [ ગી. ૧૮-૬૬ ] મારી કૃપાથી આત્મ સાક્ષાત્કારને પામી [ ગી. ૧૦-૧૧ ] મારા વિષ્ણુના નિત્યધામને પામે છે [ ગી. ૧૮-૬૧ ] અને પુનઃ સંસારને પામતો નથી [ ગી. ૧૫-૬ ] मामेकं शरण व्रज। [ ગી. ૧૮-૬૬ ]; માટે સર્વ ભાવથી તું મારું શરણ લે. हरिः ॐ तत्सत् ।





## ભગવાન શ્રીકૃષ્ણનો પ્રભાવ

ભગવાન શ્રીકૃષ્ણ સાક્ષાત્ પૂર્ણ બ્રહ્મનો અવતાર છે. શ્રીમદ્ ભાગવત, મહાભારત તથા અન્ય પુરાણોમાં ભગવાનના, ગુણ, પ્રભાવ તથા દિવ્ય લીલાઓનું વર્ણન છે.

સર્વભૂતો વિષે સમભાવે રહેલા ભગવાને [ગી. ૯-૨૯] સ્તંભમાંથી નૃસિંહસ્વરૂપે પ્રકટ થઈ ભક્ત પ્રલ્હાદનું રક્ષણ કર્યું; અને સર્વભૂતોના હૃદય વિષે આત્મારૂપે રહેલા ભગવાને [ગી. ૧૫-૧૫; ગી. ૧૮-૬૧] જડરૂપે પ્રતીયમાન વસ્ત્રાવતાર ધારણ કરી [વસ્ત્રરૂપ થઈ] કૃષ્ણાનું લોક-લજ્જાનું રક્ષણ કર્યું [સભાપર્વ-૬૮-૪૮].

'**अनेन विश्वात्मा तृप्यताम्**'= સમસ્ત વિશ્વના આત્મા યજ્ઞભોક્તા સર્વેશ્વર ભગવાન શ્રીહરિ તૃપ્ત [સંતુષ્ટ] થાઓ' બોલી, સૂર્ય ભગવાને ધર્મરાજ યુધિષ્ઠિરને આપેલા અક્ષય પાત્રને વળગેલા સાગના પાંદડાને આરોગી ભગવાને પોતાના સંકલ્પ માત્રથી દુર્વાસામુનિ તથા તેના દશ હજાર શિષ્યોને તથા સમસ્ત વિશ્વને તૃપ્તિનો અનુભવ કરાવી દુર્વાસાના ભયથી પાંડવોનું રક્ષણ કર્યું અને પોતાના આ અલૌકિક આચારથી પોતાનુ પારમાર્થિક, પૂર્ણ, વિભુ, વિશ્વાત્મા, અપરિચ્છિન્ન સ્વરૂપ સિધ્ધ કર્યું. [દ્રૌપદીહરણપર્વ – ૨૬૩-૨૫]

'સૂર્યાસ્ત પૂર્વે જયદ્રથનો વધ ન કરુ તો પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરી, પ્રાણત્યાગ કરવાની ભક્ત અર્જુને ભીષણ પ્રતિજ્ઞા લીધી. [પ્રતિજ્ઞાપર્વ-૨૩-૪૬-૪૭]. "જયદ્રથના મસ્તકને પૃથ્વી પર પાડનારના શરીરના સો ટુકડાઓ થાય' એવું જયદ્રથને એના તપસ્વી પિતા વૃધક્ષત્રે વરદાન આપ્યુ હતું. દ્રોણાચાર્યના ચક્રશકટવ્યુહથી સુરક્ષિત જયદ્રથનો વધ થાય, ભક્ત અર્જુનની

પ્રતિજ્ઞા પૂર્ણ થાય અને વૃધક્ષત્રે જયદ્રથને આપેલા વરદાનથી ભક્ત અર્જુનના પ્રાણનું રક્ષણ થાય તે હેતુથી યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણે પોતાના યોગસામર્થ્યથી સૂર્યને આવૃત્ત કરી, અંધકારની સૃષ્ટિ કરી. એકલા જયદ્રથને સૂર્યાસ્ત દેખાયો, ભક્ત અર્જુનને ચિતામાં બળતો જોવાની કામનાથી જયદ્રથ સૂર્ય તરફ જોતો બહાર આવ્યો આ ક્ષણે ભગવાનની પ્રેરણાથી ભક્ત અર્જુને તીક્ષ્ણ બાણવડે જયદ્રથનું મસ્તક કાપી નાંખ્યું, દિવ્ય બાણોવડે મસ્તકને કદબના ફૂલ જેવું બનાવી જમીન પર પડવા ન દીધું, તે દૂર કુરુક્ષેત્રમાં ઉપાસના કરતા જયદ્રથના પિતા વૃધક્ષત્રના ખોળામાં પડ્યું, અને તેના ખોળામાથી જમીન પર પડ્યુ, તેવી તેના શરીરના સો ટુકડાઓ થઈ ગયા. આ પ્રમાણે તપના પ્રભાવથી વૃધક્ષત્રે બીજાના નાશ માટે આપેલુ વરદાન પોતાના જ મૃત્યુના કારણ રૂપ થયુ [દ્રોણપર્વ–૧૪૬]

ભગવાન શ્રીકૃષ્ણે કુરુક્ષેત્રના યુદ્ધમાં હાથમાં શસ્ત્ર ન ધારણ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. ભીષ્મપિતામહે ભગવાનને યુદ્ધમાં શસ્ત્ર ધારણ કરાવવાની પ્રતિજ્ઞા લીધી. યુદ્ધમાં ભગવાન પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરી, એકવાર હાથમાં સુદર્શન ચક્ર લઈ તથા બીજી વાર હાથમાં ચાબુક લઈ, રથમાંથી કૂદી પડી ભીષ્મપિતામહનો વધ કરવા પ્રવૃત્ત થયા. અને પોતાના ભક્ત ભીષ્મ પિતામહનું ત્રણ લોકમાં ગૌરવ વધાર્યું. ભીષ્મપર્વનો આ પ્રસંગ વીરરસથી પૂર્ણ ભક્તવત્સલ એવા ભગવાનની અત્યંત રહસ્યમયી લીલા છે [ભીષ્મ–૫૯–૯૮]. કંસ, શિશુપાળ વગેરેનો લીલામાત્રથી ઉધ્ધાર કરવો; ગુરુ [સાંદીપની] બ્રાહ્મણ તથા માતા દેવકીના મૃત પુત્રોને પાછા લઈ આવવા; કૌરવ સભામાં વિરાટ સ્વરૂપ બતાવવું; ભક્ત અર્જુનના મૃત્યુના કારણરૂપ અમોઘ શક્તિવડે કર્ણની પાસે ઘટોત્કચનો વધ કરાવી [દ્રોણ. ૧૮૨–૪૧]. રથને પગવડે દબાવી કર્ણના સર્પમુખ બાણથી [કર્ણ. ૯૦–૨૯–૩૨]; તથા ભીષ્માદિના દિવ્ય શસ્ત્રોથી બળી ગયેલા ભક્ત અર્જુનના રથને પોતાના સંકલ્પમાત્રથી કાયમ રાખી, કરેલું ભક્ત અર્જુનનું રક્ષણ [શલ્ય. ૬૨–૯–૪૦]; બાણશય્યા પર સૂતેલા ભીષ્મપિતામહની પીડાઓ દૂર કરી, તેમને અતુલ બળ તેજ તથા જ્ઞાન પ્રદાન કરવું, મૃત પરીક્ષિતને જીવતો કરવો વગેરે મહાભારતના પ્રસંગોથી સ્પષ્ટ થાય છે કે ભગવાનની ભક્તવત્સલતા તથા ભગવાનના પ્રભાવની [યોગ સામર્થ્યની] કોઈ મર્યાદા નથી.

ભગવાન પોતાની યોગમાયાવડે કાલચક્ર, જગત ચક્ર તથા યુગચક્ર ઘુમાવે

છે. ભગવાન પોતાની યોગમાયાવડે મનુષ્યોને સંમોહિત કરે છે; પરંતુ જે દીન થઈ સર્વોત્તમભાવે ભગવાનનું શરણ લે છે, તે ભગવાનની માયાથી મોહ પામતા નથી. તેઓ આ માયાને તરી જાય છે [ગી ૭-૧૪].

અનન્ય શરણાગતિ.

नाहं कर्ता मदन्तर्यामी मुख्यकर्ता सर्वं करोति ।
अहं तु तदधीन: स यथा प्रेरयति तथा करोमि ।

इति भावेन ॥ હું કર્તા નથી, અંતર્યામી ઈશ્વર જ કર્તા છે, તથા તેને :અધીન એવો હું તેની પ્રેરણા પ્રમાણે કર્મમાં પ્રવર્તું છું. એવા ભાવથી યુક્ત થઈ, 'सर्वं ईश्वरीयं न ममास्ति किंचित्' 'આ સર્વ કંઈ ભગવાનનું છે, મારું કંઈ નથી એવો બુધ્ધિવડે દઢ નિશ્ચય કરી, મનવડે ભગવાનના પારમાર્થિક સ્વરૂપનું ચિંતન, વાણીવડે ભગવાનના નામ, ગુણ તથા લીલાઓનું કીર્તન કાનવડે ભગવાનના ગુણ, પ્રભાવ તથા સ્વરૂપના મહિમાનું શ્રવણ, શરીરવડે ભગવાનની મૂર્તિ તથા ભગવદ્ ભક્તોની નિષ્કામ સેવા, સર્વભૂતોના કલ્યાણ માટે જીવન [ગી.૫-૨૫], સ્વકર્મવડે ભગવાનની આરાધના [ગી ૧૮-૪૬] ઈશ્વરાર્થે, ઈશ્વરાર્પણ બુધ્ધિથી શ્રદ્ધાપૂર્વક વિહિત ધર્મનું અનુષ્ઠાન [ગી.૩-૩૦-૩૧] એ સંક્ષેપમાં અનન્ય શરણાગતિનું સ્વરૂપ છે.

ઈશ્વરની શરણાગતિથી ભગવાન વિષે મન નિરૂદ્ધ થાય છે ઈશ્વરની શરણાગતિ એ જ જીવનો પરમ પુરુષાર્થ છે જીવ ઈશ્વરનું શરણ ધારણ કરે એ ભગવાનના ગીતા ઉપદેશનું પ્રધાન લક્ષ્ય છે. [૧૮-૬૨, ગી ૧૮-૬૬] हरि: ॐ तत्सत्.

●

## અદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદન કરનારા પ્રધાન આચાર્યો, વિદ્વાનો તથા તેમની કૃતિનો સંક્ષિપ્ત પરિચય.

### ભગવાન્ શંકરાચાર્ય

પરમજ્ઞાની, સાચા સંન્યાસી, મહાન કર્મયોગી, આર્યધર્મને સજીવન કરનાર, ગીતા-ઉપનિષદો પર ભાર મૂકી વેદાંતની એક પદ્ધતિસરની પ્રણાલિકા ઊભી કરનાર, આદ્યગુરુ ભગવાન શ્રીશંકરાચાર્યના પ્રકટ થવાના સમય સંબંધી મોટો મતભેદ છે. તેમાં સામાન્ય રીતે સ્વીકારાયલુ પ્રાકટ્યનુ વર્ષ ઈ. સ. ૭૮૮ છે.

વેદ, વેદાંત તથા વેદાંગોનું અધ્યયન કરી, એમણે આઠ વર્ષની વયે સંન્યાસાર્થે ગૃહત્યાગ કર્યો; અને યોગેશ્વર શ્રીગોવિંદપાદને ગુરુરૂપે સ્વીકારી, સંન્યાસ ગ્રહણ કર્યો.

ગુરુદેવની આજ્ઞાનુસાર શ્રીશંકરાચાર્યે કાશી જઈ બ્રહ્મસૂત્ર પર ભાષ્ય લખવાનો સંકલ્પ કર્યો. ભક્તોના પ્રેમને લીધે કાશીમાં આ મહા કાર્ય માટે જરૂરી શાંતિ ન પ્રાપ્ત થઈ; તેથી શ્રીશંકરાચાર્ય પોતાના શિષ્યો સહિત બદરિકાશ્રમમાં પધાર્યા. આ સમયે તેમનું વય બાર વર્ષનું હતું.

બદરિકાશ્રમની પવિત્ર શાંતિમાં શ્રીશંકરાચાર્યે બ્રહ્મસૂત્ર, ઉપનિષદો, ગીતા, વિષ્ણુસહસ્રનામ,સનત્સુજાતીય વગેરે ગ્રંથો ઉપર ભાષ્યો લખ્યાં તથા ઉપદેશસાહસ્રી આદિ ગ્રંથો રચ્યા.

જ્યારે એમની ૧૬ વર્ષની આયુષ્યમર્યાદા પૂર્ણ થવાની તૈયારી હતી તે સમયે કાશીમાં ગંગાજીના પવિત્ર કિનારા પર આચાર્યશ્રીને વૃદ્ધ બ્રાહ્મણના સ્વરૂપે પધારેલા ભગવાન વેદવ્યાસ સાથે આઠ દિવસ સુધી સતત શાસ્ત્રચર્ચા થઈ. આ વૃદ્ધ બ્રાહ્મણની અપૂર્વ સ્મૃતિ, તર્ક કરવાની તીક્ષ્ણ યુક્તિ, પ્રત્યેક વાક્યોના પદલાલિત્ય વગેરેથી આશ્ચર્ય પામી આચાર્યશ્રીએ આઠમે દિવસે નમ્રતાપૂર્વક પરિચય માટે પ્રશ્ન પૂછ્યો.

આચાર્યશ્રીની અસાધારણ વિદ્વતાથી પ્રસન્ન થયેલા ભગવાન વેદવ્યાસ મૂળ સ્વરૂપે પ્રકટ થયા. નાની વયના આચાર્યને શંકર ભગવાનના અવતાર તરીકે ઓળખાવ્યા, એમનાં સર્વ ભાષ્યગ્રંથો વાંચી જોયા, વેદશાસ્ત્રનું રહસ્ય અતિ મનોહર તથા સરળ રીતે રચાયેલું જોઈ અતિ આનંદ પામ્યા અને જનસમાજમાં જ્ઞાનના પ્રચાર માટે આચાર્યશ્રીને પોતાના યોગબળથી ૧૬ વર્ષનું આયુષ્ય પ્રદાન કર્યું.

શ્રીશંકરાચાર્યે શાસ્ત્રાર્થમાં મંડનમિશ્રનો પરાજય કર્યો, તથા મંડનમિશ્રની સ્ત્રી ભારતીદેવી સાથે વાદ કરતી વખતે કામશાસ્ત્રનો અનુભવ લેવા માટે પરકાયા-

પ્રવેશ-સિદ્ધિનો આશ્રય કરી, અમરુક રાજાના મૃતદેહમાં પ્રવેશ કર્યો હતો, તે પ્રસિદ્ધ છે.

શ્રીશંકરાચાર્યે દક્ષિણમાં શૃંગેરી, જગન્નાથપુરીમાં ગોવર્ધન, દ્વારકામાં શારદા તથા બદરિકાશ્રમમાં જ્યોતિર્મઠની સ્થાપના કરી, અને ધર્મપ્રચારની દૃષ્ટિથી નાસિક, ઉજ્જૈન, પ્રયાગ તથા હરદ્વારમાં દર બાર વર્ષના ક્રમથી કુંભનું આયોજન કર્યું. આ પ્રમાણે વેદવિહિત ધર્મની સ્થાપના કરી, બૌદ્ધ વગેરે વિરોધી મતોનું ખંડન કરી, હજારો લોકોને ઉપદેશાદિથી સન્માર્ગમાં પ્રવૃત્ત કરી, આચાર્યશ્રી બત્રીસ વર્ષને ઉંમરે ઈ. સ. ૮૨૦ માં કેદારનાથમાં મહાસમાધિ લઈ, બ્રહ્મસ્વરૂપને પામ્યા.

બ્રહ્મસૂત્ર, ઉપનિષદો તથા શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપર ભાષ્ય લખનાર તથા એ પ્રસ્થાનત્રયીના આધારે અદ્વૈતસિદ્ધાંત પ્રતિપાદન કરનાર શ્રીશંકરાચાર્ય પ્રથમ જ હતા.

શ્રીશંકરાચાર્યના પૂર્વેની ગીતાશાસ્ત્રની ટીકા આજે મળતી નથી. શ્રીશંકરાચાર્યે પ્રમાણ માનેલા ગીતાશાસ્ત્રના ૭૦૦ શ્લોકને જ ત્યાર પછીના બધા આચાર્યોએ તથા તિલક વગેરે આધુનિક વિદ્વાનોએ પ્રમાણ માનેલા છે.

બ્રહ્મસૂત્ર-ભાષ્ય, ઉપનિષદ્-ભાષ્ય, ગીતા-ભાષ્ય, વિષ્ણુસહસ્રનામ-ભાષ્ય, સનત્સુજાતીય-ભાષ્ય, હસ્તામલક-ભાષ્ય, લલિતાત્રિશતી-ભાષ્ય, વિવેકચૂડામણિ, પ્રબોધસુધાકર, ઉપદેશસાહસ્રી, અપરોક્ષાનુભૂતિ, શતશ્લોકી, દશશ્લોકી, સર્વ-વેદાન્તસિદ્ધાન્તસારસંગ્રહ, વાક્યસુધા, પંચીકરણ, પ્રપંચસાર, આત્મબોધ, મનીષા-પંચક, આનંદલહરી, તથા વિવિધ સ્તોત્ર વગેરે ભગવાન શંકરાચાર્યના લગભગ ૧૧૯ પ્રસિદ્ધ ગ્રંથો છે.

## શ્રીશંકરાચાર્યના પ્રધાન સિદ્ધાંતો

(૧) આ જગત, પ્રાણિસમૂહ, ઈન્દ્રિયો, દેહ, બુદ્ધિ, ચિત્ત, મન તથા અહંકાર નહિ, પરંતુ પરમાત્મસ્વરૂપ બ્રહ્મ જ સત્ય છે [ સ્વાત્મપ્રકાશિકા-૧૭ ].

(૨) આત્માનું સ્વરૂપ નિત્ય છે તથા દૃશ્ય અનિત્ય છે, આવો દૃઢ નિશ્ચય એ જ આત્મવસ્તુનો વિવેક છે [ અપરોક્ષાનુભૂતિ-૫ ].

(૩) જીવ તથા ઈશ્વરનો ભેદ અવિદ્યાથી પ્રતીત થાય છે, વાસ્તવિક રીતે અભેદ છે [ શા. ભા. ગી. ૧૩-૩ ].

(૪) સંસારરૂપ ભ્રમ મિથ્યાજ્ઞાન-નિમિત્તક છે, પરંતુ પરમાર્થ નથી, તેથી યથાર્થ જ્ઞાનથી સંસારની આત્યંતિક નિવૃત્તિ થાય છે [ શા. ભા. ગી. ૧૮-૬૬ ].

(૫) કર્મસહિત જ્ઞાનથી નહિ, પરંતુ કેવળ તત્ત્વજ્ઞાનથી જ મોક્ષપ્રાપ્તિ છે [ શા. ભા. ગી. ૨-૧૧, ગી. ૩-૧].

(૬) આત્મજ્ઞાનીને સંન્યાસનો જ અધિકાર છે [ શા. ભા. ગી. ૨–૨૧; ગી. ૧૮–૩; ગી. ૧૮–૬૬ ].

(૭) મોક્ષ નિત્ય [ સ્વત . સિદ્ધ ] છે [ શા ભા. ગી. ૧૮–૬૬ ].

(૮) કર્મનિષ્ઠા જ્ઞાનનિષ્ઠાનુ સાધન હોવાથી જ મોક્ષરૂપી પરમ પુરુષાર્થનું કારણ છે [ શા. ભા ગી. ૩–૩, ગી. ૧૨–૧૨ ].

(૯) આ લોકમા મનુષ્યને જ કર્મ કરવાનો અધિકાર છે [શા ભા ગી. ૧૮-૬૬], તેથી ઇન્દ્રિયોને મનમા લય કરી, મનનો બુદ્ધિમા લય કરી, બુધ્ધિનો સાક્ષી આત્મામા લય કરી, તથા સાક્ષી આત્માનો [જીવાત્માનો] નિર્વિકલ્પ પૂર્ણ બ્રહ્મમા લય કરી, પરમજ્યોતિનો અનુભવ કરવો [ વિ. ચૂ. ૩૬૯ ].

## આચાર્યશ્રી શ્રીધરસ્વામી

વૈષ્ણવોના પ્રાણરૂપ, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, શ્રીમદ્‌ભાગવત, શ્રીવિષ્ણુપુરાણ વગેરે ઉપર ટીકા લખનાર, વેદ વેદાંગ, દર્શનશાસ્ત્ર વગેરેના સંપૂર્ણ જ્ઞાતા શ્રીધરસ્વામી ક્યારે થઈ ગયા તેનું ચોક્કસ પ્રમાણ મળતુ નથી, પરંતુ શ્રીધરસ્વામી બોપદેવ પહેલા એટલે કે ઈ. સ ૧૦૦૦ થી ૧૧૦૦ સુધીમા થઈ ગયેલા હોવા જોઈએ, એવો વિદ્વાન સંશોધકોનો અભિપ્રાય છે.

શ્રીધરસ્વામીની પત્ની પુત્રનો જન્મ આપી મૃત્યુ પામી. પત્નીના મૃત્યુને શ્રીધરસ્વામીએ પ્રભુની કૃપા માની, પરંતુ બાળકપુત્રના પાલન–પોષણની ચિંતાને લીધે એમને સંન્યાસ ગ્રહણ કરવામાં સંકોચ થયો

એક અલૌકિક ઘટનાથી શ્રીધરસ્વામીનુ જીવન પલટાયુ. એક દિવસે ઘરના છાપરામાથી ગરોળીનુ ઈંડુ નીચે પડ્યું. અને ફૂટયુ. ફૂટેલા ઈંડામાથી નીકળેલા પ્રવાહી પદાર્થમાથી એક નાનું ગરોળીનુ બચ્ચુ હાલતુ ચાલતું દેખાયું. આ તુરતના જન્મેલા ક્ષુદ્ર જીવના પોષણની ભગવાન શી વ્યવસ્થા કરે છે તે જાણવા માટે શ્રીધરસ્વામીને તીવ્ર કુતૂહલતા થઈ. એટલામા એક માખી તે ઇંડાના પ્રવાહી પદાર્થોનો રસ ચૂસવા તેના પર બેઠી ઇંડાના રસમા માખીની પાંખો ચોંટી ગઈ તેથી તે ઉડી શકી નહિ પેલા તુરતના જન્મેલા ગરોળીના બચ્ચાએ પ્રારબ્ધવશાત્ અનાયાસે પ્રાપ્ત થયેલા આ ભક્ષ્યને તત્કાળ ગટપ કર્યો તે ગરોળીનુ બચ્ચુ પોષણ મળવાથી ટટાર થયુ.

ભગવાનની આ લીલાથી શ્રીધરસ્વામીના હૃદયમાં પ્રકાશ પડ્યો. ભગવાનની દયા માટે ધન્ય ધન્યના ઉદ્‌ગાર તેમના મુખમાથી નીકળ્યા અને બોલવા લાગ્યા :–

' એક ક્ષુદ્ર જંતુના પોષણની પણ ચિંતા કરનાર વિશ્વંભર શુ મારા બાળક પુત્રના પોષણની ચિંતા ન કરશે ? શા માટે અનન્ય ભક્તના યોગક્ષેમ ભગવાન ન

વહન કરે ? ભગવાન પોતાની પ્રતિજ્ઞાનુ અવશ્ય પાલન કરશે. ગીતાજીના શ્લોકનો [ગી. ૯-૨૨] બીજાને ઉપદેશ આપુ છું, પરતુ મને તેમાં કેટલો વિશ્વાસ છે ? જો હુ સર્વોત્તમભાવે ભગવાનના શરણને પ્રાપ્ત થાઉ, તો ભગવાન મારા બાળક-પુત્રનુ અવશ્ય રક્ષણ કરશે. ધન્ય છે પ્રભુની લીલા ! આથી મારા સંશયો નિર્મૂળ થયા છે, તેથી ભગવાનના વચનમા પૂર્ણ વિશ્વાસ રાખી, તેનુ રક્ષણ અ ગીકાર કરુ છુ.'

આ પ્રકારે પોતાના મનનુ સમાધાન કરી, બાળકના પાલન-પોષણનો ભાર ભગવાનને સોપી, સંન્યાસ લઈ, ભગવાનનો નૃસિંહસ્વરૂપે સાક્ષાત્કાર કરી, શ્રીધરસ્વામી કૃતાર્થ થયા.

## સુબોધિની ટીકા

ભગવાન શ્રીશ કરાચાર્યે પ્રતિપાદન કરેલા અદ્વૈતસિદ્ધાંતને પ્રમાણ માની શ્રીધરસ્વામીએ ગીતાશાસ્ત્રનુ વ્યાખ્યાન કરેલુ છે [સુબોધિની ગી. ૧] શ્રીધરસ્વામી ઉત્તમ પ ડિત હતા. સ સ્કૃત વાઙ્મય તેમને હાથમા રાખેલા આમળા જેવુ અવગત હતું. સુબોધિની ટીકા સરળ, હૃદય ગમ તથા ઉત્કૃષ્ટ છે. સુબોધિનીમા ભક્તિ તથા પ્રેમનો અખ ડ પ્રવાહ છે, અને તેથી સર્વ સ પ્રદાયના લોકો તેનો આદર કરે છે.

આ ગ્ર થમાં પ્રત્યેક અધ્યાયને અ તે શ્રીધરસ્વામીની ટીકામાંથી અધ્યાયના અર્થને પ્રકાશિત કરતો એક સ્તુતિ શ્લોક આપવામા આવેલો છે.

## શ્રીશંકરાનંદ સરસ્વતી

શ્રીશ કરાન દનો જન્મ તેરમા સૈકાના ઉત્તરાર્ધમાં થયો હતો શ્રીશ કરાનંદના જન્મનો ચોક્કસ સમય મળતો નથી, પરંતુ શ્રીશ કરાન દ પચદશી વગેરે ગ્ર થોના રચયિતા શ્રીવિદ્યારણ્યસ્વામીના ગુરુ હતા, અને તેથી એમનો જન્મ શ્રીવિદ્યારણ્ય-સ્વામીથી આશરે ૨૫-૩૦ વર્ષ પહેલાં હોવો જોઈ એ, એવુ અનુમાન કરવામાં આવે છે.

ભગવદ્ગીતા ઉપર 'ગીતાતાત્પર્યબોધિની' ટીકા, ૨૭ ઉપનિષદો ઉપર દીપિકા ટીકા, બ્રહ્મસૂત્ર ઉપર દીપિકાવૃત્તિ [શાંકરભાષ્યની વ્યાખ્યા], આત્મપુરાણ, શિવસહસ્રનામ-ટીકા, સર્વપુરાણસાર વગેરે શ્રીશ કરાન દના પ્રધાન ગ્ર થો છે. આત્મપુરાણ અદ્વૈતસાહિત્યનો એક અનુપમ ગ્ર થ છે.

## ગીતાતાત્પર્યબોધિની ટીકા

ભગવાન શ્રીશ કરાચાર્યને નમસ્કાર કરીને શ્રીશ કરાનંદ ગીતાશાસ્ત્રની ટીકાનો આર ભ કરે છે [શ કરાન દ-મ ગળશ્લોક-૬ ].

શ્રીશંકરાનંદની 'ગીતાતાત્પર્યબોધિની' ટીકા શ્રીશંકરાચાર્યના સૂત્રાત્મક ભાષ્યનું વ્યાખ્યાન છે. આ ટીકામાં જે પ્રકારે ગીતાના તાત્પર્યનું વિશ્લેષણ કરવામાં આવ્યું છે, તે અવર્ણનીય છે. શ્રીશંકરાનંદે સંખ્યાબંધ શ્રુતિ-સ્મૃતિનાં વચનોનો આશ્રય લઈ, શ્લોકનો અર્થ સ્પષ્ટ સમજાવેલો છે. 'ગીતા ઉપનિષદોનું જ દોહન છે' એ શ્રીશંકરાનંદની ટીકાથી પ્રત્યક્ષ સિદ્ધ થાય છે, એમ કહીએ તો તેમાં જરાપણ અતિશયોક્તિ નથી. શ્રીશંકરાનંદની ટીકા શિષ્ટપુરુષોમાં અત્યંત સન્માન પામેલી છે, તે યુક્ત જ છે.

શ્રીશંકરાનંદની વિલક્ષણ અવતરણિકાઓ, તથા તેમનાં વિલક્ષણ અર્થો, તાત્પર્યો, અભિપ્રાયો, ઉપમાઓ તથા વર્ણનો આ ગ્રંથમાં યોગ્ય સ્થળે તેમના નામસહિત નિરૂપણ કરવામાં આવેલાં છે.

## શ્રી મધુસૂદન સરસ્વતી

જે સમયે ચૈતન્ય મહાપ્રભુની શિષ્ય-પરંપરા ભાગવતધર્મનો વિસ્તાર કરી રહી હતી, સંત તુલસીદાસ ભગવાન શ્રીરામના ઐશ્વર્ય તથા સૌંદર્યથી પોતાની વાણીની સૌભાગ્ય-લિપિ કરી રહ્યા હતા, ભક્ત સૂરદાસ શ્રીવલ્લભાચાર્યજીના દર્શનનું કાવ્ય-ભાષ્ય કરી રહ્યા હતા, તથા રાજસ્થાનમાં મીરાંબાઈ કૃષ્ણપ્રેમની આરાધના કરી રહી હતી, તે સમયે બંગાળમાં પવિત્ર બ્રાહ્મણકુળમાં જન્મેલા મધુસૂદન સરસ્વતીએ વેદાંતને ભક્તિમાધુર્યથી અલંકૃત કરી આધ્યાત્મિક જગતમાં મોટો યશ પ્રાપ્ત કર્યો.

શ્રીમધુસૂદન બચપણથી જ પ્રતિભાસંપન્ન હતા. વીસ વર્ષની અવસ્થામાં એમણે વેદાન્ત, ન્યાયશાસ્ત્ર વગેરેનું પૂર્ણપણે અધ્યયન કર્યું.

શ્રીમધુસૂદનસ્વામીની વિલક્ષણ કાવ્યશક્તિ, પ્રતિભા, જ્ઞાન વગેરેથી મુગ્ધ થયેલા તે સમયના શાસ્ત્રજ્ઞ પંડિતો કહેતા કે :—"**मधुसूदनसरस्वत्याः पारं वेत्ति सरस्वती। पारं वेत्ति सरस्वत्या मधुसूदनसरस्वती॥** શ્રીમધુસૂદનસરસ્વતીના જ્ઞાનનો પાર સરસ્વતી જ જાણે છે, અને શ્રીસરસ્વતીના જ્ઞાનનો પાર શ્રીમધુસૂદનસરસ્વતી જ જાણે છે."

શ્રીમધુસૂદનસ્વામીને શાસ્ત્રાર્થ કરવાની ધૂન હતી. પોતાના અસાધારણ જ્ઞાન તથા પ્રતિભાના બળથી શ્રીમધુસૂદનસ્વામીએ અનેક વિદ્વાનોનો વાદવિવાદમાં પરાજય કર્યો હતો. એક દિવસ એક વૃદ્ધ પરમહંસ સંન્યાસીએ એમને કહ્યું :—"સ્વામીજી ! શાસ્ત્રના જ્ઞાનથી કોઈ માયાનો પાર પામ્યું નથી. યશ તથા માન-બડાઈની કામના પણ એક પ્રકારનો શરીરનો મોહ જ છે. પ્રતિષ્ઠા તો નાશવંત

દેહની થાય છે. સાચો આનંદ એકમાત્ર શ્રીકૃષ્ણના ચરણમાં જ છે, માટે તમે શ્રીકૃષ્ણનું શરણ લો."

પરમહંસના ઉપદેશ પ્રમાણે શ્રીમધુસૂદનસ્વામી શાસ્ત્રચર્ચાનો ત્યાગ કરી, કઠોર તપ કરવા પ્રવૃત્ત થયા, અને અલ્પકાળમાં શ્રીશ્યામસુંદરના દર્શનને પ્રાપ્ત થઈ કૃતાર્થ થયા.

શ્રીમદ્ભગવદ્ગીતાની 'ગીતાર્થદીપિકા' ટીકા, અદ્વૈતસિદ્ધિ, વેદાન્તકલ્પલતિકા, અદ્વૈતરત્ન-રક્ષણ, સંક્ષેપ શારીરિક વ્યાખ્યા, પ્રસ્થાનભેદ, સિદ્ધાંતબિંદુ, ભક્તિરસાયન, ભાગવત-વ્યાખ્યા, મહિમ્નસ્તોત્ર ટીકા વગેરે શ્રીમધુસૂદનસ્વામીના પ્રધાન ગ્રંથો છે.

## ગીતાની 'ગૂઢાર્થદીપિકા' ટીકા

શ્રીમદ્ભગવદ્ગીતાની ટીકાના આરંભમાં શ્રીમધુસૂદનસ્વામી કહે છે :— "**भगवत्पादभाष्यार्थमालोच्यातिप्रयत्नतः। प्रायः प्रत्यक्षरं कुर्वे गीतागूढार्थदीपिकाम्।** [મધુ. ગી. ઉપો. ૬] શ્લોક પૂજ્ય શ્રીભગવાન શંકરાચાર્યના ભાષ્યના અર્થનો અતિ પ્રયત્નથી વિચાર કરી, શ્રીમદ્ભગવદ્ગીતાના પ્રત્યેક પદની 'ગૂઢાર્થદીપિકા' નામની ટીકા હું કરું છું.'

આ 'ગૂઢાર્થદીપિકા' ટીકાની અવતરણિકાઓ, તેમાં નિરૂપણ કરેલાં શ્રુતિ-સ્મૃતિ તથા પુરાણ વગેરે ગ્રંથોના વચનો, યોગની પ્રક્રિયાનાં વર્ણનો વગેરે શ્રીમધુસૂદનસ્વામીના અસાધારણ પાણ્ડિત્યના તથા '**भगवदभिप्रायवर्णने के वयं वराकाः** ॥ [ગી. ૧૮-૬૬] ભગવાનના અભિપ્રાયનુ વર્ણન કરવામાં હમો બિચારા કોણમાત્ર છીએ ?" ઇત્યાદિ વચનો એમના વિનયના સાક્ષાત્રૂપ છે.

અદ્વૈતમત-વેદાન્તના પરમ જ્ઞાતા હોવા છતાં, શ્રીમધુસૂદનસ્વામી ઉચ્ચ કોટિના નિષ્કામ ભક્ત હતા. એમણે નિર્ગુણ-સગુણ ભક્તિતત્ત્વનુ એકીકરણ કરેલું છે.

શ્રીમધુસૂદનસ્વામી પ્રતિપાદન કરે છે કે :—"**प्रमाणतोऽपि निर्णीतं कृष्णमाहात्म्यद्भुतम्। न शक्नुवन्ति ये सोढुं ते मूढा निरयं गताः।** [મધુ. ગી ૧૫-૨૦] પ્રમાણથી પણ જેનો નિર્ણય કરવામાં આવ્યો છે એવા શ્રીકૃષ્ણના અદ્ભુત માહાત્મ્યને જેઓ સહન કરવા સમર્થ નથી, તે મૂઢ લોકો નરકને પામે છે.

'ગૂઢાર્થદીપિકા'નાં વિલક્ષણ અર્થો, તાત્પર્યો, અભિપ્રાયો વગેરે આ ગ્રંથમાં શ્રીમધુસૂદનસ્વામીના નામસહિત અનેક સ્થળો પર નિરૂપણ કરવાનાં આવેલાં છે.

## શ્રીનીલકંઠ [૧૫૦૦]

જેમ શ્રીમદ્ભગવદ્ગીતા મહાભારતનો એક ભાગ છે, તેમ શ્રીનીલકંઠની ગીતાશાસ્ત્રની ટીકા એમની સમગ્ર મહાભારત ઉપર સંસ્કૃત ભાષામાં લખેલી ટીકાનો એક ભાગ છે.

ભગવાન શંકરાચાર્યને તથા શ્રી શ્રીધરસ્વામી વગેરે સદ્ગુરુઓને પ્રણામ કરીને, શ્રીનીલકંઠે અદ્વૈત સંપ્રદાયને અનુસરનું ગીતાશાસ્ત્રનું વ્યાખ્યાન કરેલું છે [નીલકંઠ ગી. ૧-૧].

ભગવાન શ્રીશંકરાચાર્યને, તથા શ્રીધરસ્વામી, શ્રીશંકરાનંદ, શ્રીમધુસૂદન-સ્વામી, વગેરે શાસ્ત્રમહારથીઓએ ગીતાશાસ્ત્ર ઉપર વ્યાખ્યાનો કરેલાં હોવાં છતાં, શ્રીનીલકંઠ ગી. ૫-૨૭-૨૮, ગી. ૧૪,-૨૨-૨૫; ગી. ૧૮-૬૫ વગેરેના વિસ્તારપૂર્વક વિલક્ષણ અર્થો પ્રતિપાદન કરવા સમર્થ થયા, એ શ્રીનીલકંઠની વિશાળબુદ્ધિના તેમજ ગીતાશાસ્ત્રના અર્થોની વિશાળતાના સાક્ષિરૂપ છે.

શ્રીનીલકંઠે પ્રતિપાદન કરેલા ઉપરોક્ત વિલક્ષણ અર્થો આ ગ્રંથમાં તે તે શ્લોકના વિવેચનમાં નિરૂપણ કરવામાં આવેલા છે.

## ॥ ध्यानम् ॥

पुञ्जीभूतं प्रेम गोपाङ्गनानां
मूर्तिभूतं भागधेयं यदूनाम् ।
एकीभूतं गुप्तवित्तं श्रुतीनां
श्यामीभूतं ब्रह्म मे सन्निधत्ताम् ॥ १ ॥

ગોપીઓના એકઠા થએલા પ્રેમરૂપ, યાદવોનું મૂર્તિમંત સૌભાગ્ય તથા શ્રુતિઓનું ઘનીભૂત ગુપ્ત ધન એવા શ્યામ બ્રહ્મ શ્રીકૃષ્ણ સદા મારા સમીપ રહો ! ૧.

ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं
ज्योतिः किञ्चन योगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते ॥
अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं
कालिन्दीपुलिनोदरे किमपि यन्नीलं महो धावति ॥ २ ॥

[ श्रीमधुसूदन ]

ધ્યાનાભ્યાસથી મનને વશ કરી યોગીઓ કોઈ પરમ નિર્ગુણ અને નિષ્ક્રિય જ્યોતિને જોતા હોય તો તે ભલે જુવો; પરંતુ હમારે માટે તો યમુનાકિનારે જે કોઈ અલૌકિક નીલ જ્યોતિ વિહાર કરતું ફરે છે, તે જ ચિરકાલસુધી હમારા નેત્રોને ચમત્કૃત કરતું રહો. ૨.

## " श्रीगीतामन्त्रनां न्यासध्यानादि "

ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामन्त्रस्य भगवान्वेदव्यास ऋषिः ॥ अनुष्टुप् छन्दः ॥ श्रीकृष्ण परमात्मा देवता ॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे इति बीजम् ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः ॥ अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

આ ભગવદ્‌ગીતા રૂપી માલાના ભગવદ્‌વચનોરૂપી મંત્રોના ઋષિ [દ્રષ્ટા] ભગવાન વેદવ્યાસ છે, છંદ અનુષ્ટુપ છે, અને દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા છે, ' જેનો શોક કરવો યોગ્ય નથી તેનો તું શોક કરે છે, અને બુધ્ધિમાન પુરુષોના વચનો બોલે છે ' એ વચન ગીતામંત્રનું બીજ છે ' સર્વધર્મનો ત્યાગ કરી મને એકને જ શરણે આવ ' એ વચન ગીતામંત્રની શક્તિ છે ' હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું શોક ન કર ' એ વચન ગીતામંત્રનો કીલક [ખીલો–આધારસ્તંભ] છે.

### ન્યાસ વિષે સમજણ

મંત્રનું પઠન, પૂજન કે જપ ઇત્યાદિ કરવા પહેલા શરીરની શુદ્ધિ ઉપરાંત જુદા જુદા અંગોમાં મંત્રોનું આરોપણ કરીને મંત્રરૂપ બનવું જોઈએ. તે ન્યાસના બે વિભાગ છે (૧) કરન્યાસ અને (૨) અંગન્યાસ ગીતાનો પાઠ કરનારે પ્રથમ ગીતામંત્રના ઋષિ, છંદ, દેવતા ઇત્યાદિનું ઉપર પ્રમાણે સ્મરણ કર્યા પછી નીચેના વિધિ અને ક્રમ પ્રમાણે ન્યાસ કરવા.

### કરન્યાસનો વિધિ

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः ॥
'આત્માને શસ્ત્રો ભેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી.' આ મંત્ર ભણી, બન્ને હાથના અંગુઠા ઉપર તર્જનીને [અંગુઠા પાસેની આંગળીને] ફેરવવી અને ' अंगुष्ठाभ्यां नमः ' એમ બોલીને તેને આત્મારૂપે નમસ્કાર કરવા.

न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥
'આ આત્માને પાણી પલાળી શકતું નથી અને પવન સુકવી શકતો નથી ' આ મંત્ર ભણીને બન્ને હાથની તર્જનીઓને [અંગુઠા પાસેના આંગળીઓને] અંગુઠાઓથી સ્પર્શ કરીને ' तर्जनीभ्यां नमः ' એમ બોલી તેને આત્મભાવે નમસ્કાર કરવા.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः ॥
'આ આત્મા છેદી શકાતો નથી બાળી શકાતો નથી, પલાળી શકાતો નથી, કે

સૂકવી શકાતો નથી' આ મંત્ર ભણીને બન્ને હાથની વચલી આંગળીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને "मध्यमाभ्यां नमः" એમ બોલી તેને આત્મભાવે નમસ્કાર કરવા.

नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः॥ 'આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર અચળ અને સનાતન છે' એ મંત્ર ભણીને બન્ને હાથની અનામિકાઓને[ટચલીની પાસેની આંગળીઓને] અંગૂઠાઓથી સ્પર્શ કરીને, "अनामिकाभ्यां नमः" એમ બોલીને પરમાત્માભાવે તેને નમસ્કાર કરવા.

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः॥ 'હે પાર્થ! મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો' આ મંત્ર ભણીને બંને હાથની ટચલી આંગળીઓને અંગૂઠાઓથી સ્પર્શ કરીને, "कनिष्ठिकाभ्यां नमः॥ એમ બોલીને તેને નમસ્કાર કરવા.

नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ्यां नमः॥ 'મારાં રૂપો અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ તથા આકારનાં છે' એ મંત્ર ભણીને બંને હાથની હથેલીઓને તે વડે તેના પાછલા ભાગોને યથાક્રમે સ્પર્શ કરીને "करतलकरपृष्ठाभ्यां नमः" એમ બોલીને તેને નમસ્કાર કરવા. એ પ્રમાણે કરન્યાસ કરીને પછી હૃદયમાં અંગન્યાસ કરવા.

## હૃદયાદિ અંગન્યાસનો વિધિ

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः॥ 'આ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી અને અગ્નિ બાળી શકતો નથી' આ મંત્ર ભણીને "हृदयाय नमः" એમ બોલીને જમણા હાથની પાંચે આંગળીઓના છેડાથી હૃદયને સ્પર્શ કરીને હૃદયમાં રહેલા આત્માને નમસ્કાર કરવા.

न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा॥ 'આ આત્માને પાણી પલાળી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી' એ મંત્ર ભણીને 'शिरसे स्वाहा' એમ બોલીને, જમણા હાથની પાંચે આંગળીઓના છેડાવડે મસ્તકને સ્પર્શ કરી, તેને નમસ્કાર કરવા.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट्॥ 'આ આત્મા છેદી શકાતો નથી, બાળી શકાતો નથી,પલાળી શકાતો નથી, કે સૂકવી શકાતો નથી' એ મંત્ર ભણીને "शिखायै वषट्" એમ બોલીને, જમણા હાથની પાંચે આંગળીઓના છેડાવડે ચોટલીને સ્પર્શ કરવો.

नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम् ॥' આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, અચળ અને સનાતન છે, એ મંત્ર ભણીને "'कवचाय हुम्' એમ બોલીને બંને હથેળીઓ બંને ખભાને અડાડી અદબ વાળીને તેમ કરવું અને સમગ્ર અંગમાં કવચ પહેર્યાની ભાવના કરવી.

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥ 'હે પાર્થ! મારાં સેંકડો અને હજારો રૂપોને તું જો' એ મંત્ર ભણીને नेत्रत्रयाय वौषट्" એમ બોલીને જમણા હાથની આંગળીઓના અગ્રભાગવડે બન્ને ચક્ષુઓને તથા બન્ને ભ્રમરો વચ્ચે રહેલા ત્રીજા જ્ઞાનચક્ષુને સ્પર્શ કરવો.

नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति अस्त्राय फट् ।।"મારાં રૂપો અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ તથા આકારનાં છે' એ મંત્ર ભણીને "अस्त्राय फट्" એમ બોલીને જમણા હાથને માથાની આસપાસ પ્રદક્ષિણાથી ઉલટી રીતે ફેરવીને તેનાવડે ડાબી હથેળીમાં તાળી વગાડવી.

श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोग इति संकल्पः ॥ શ્રીકૃષ્ણ પરમાત્માની પ્રસન્નતા માટે જ આ પાઠનો વિનિયોગ [ઉપયોગ] છે, એવો દૃઢ સંકલ્પ ન્યાસની છેવટે કરવો.

## ધ્યાનનો વિધિ

આ પ્રમાણે અંગન્યાસ કર્યા પછી ગીતાના ઋષિ વ્યાસ ભગવાનનું તથા દેવતા શ્રીકૃષ્ણ પરમાત્માનું નીચે કહેલી ભાવનાઓ અને નમસ્કાર સહિત ધ્યાન કરવું.

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-
मम्ब त्वामनुसन्दधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥

ભગવાન નારાયણે પોતે ભક્ત અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન, મહામુનિ શ્રીવેદવ્યાસજીએ મહાભારતમાં ગુંથેલી, અદ્વૈત-જ્ઞાનામૃતને વર્ષાવનારી, અઢાર અધ્યાયવાળી તથા [અહંતા-મમતારૂપ] સંસારને ટાળનારી, ભગવતી હે માતા ભગવદ્ગીતા! હું તમારું ધ્યાન કરું છું [૧]

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविन्दायतपत्रनेत्र ।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥

વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રવાળા હે વ્યાસ

ભગવાન ! આપને નમસ્કાર હો ! આપે જ મહાભારતરૂપી તેલ પૂરીને અથવા તેલથી પૂર્ણ મહાભારતરૂપ પાત્રમાં આ ગીતાના જ્ઞાનરૂપ દીપકને પ્રગટાવ્યો છે [૨].

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥

શરણ થનારને કલ્પવૃક્ષ જેવા [ઇચ્છિત ફળ આપનારા], હાથમાં ચાબુક ધારણ કરનારા જ્ઞાનમુદ્રાયુક્ત અને ગીતારૂપી અમૃતનું દોહન કરનારા શ્રીકૃષ્ણને નમસ્કાર હો ! [૩]

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥

સર્વે ઉપનિષદોરૂપી ગાયો છે, તેના દોહનારા ગોપાલનંદન શ્રીકૃષ્ણ ભગવાન તે, બુધ્ધિવાળી અર્જુનરૂપી વત્સ [વાછરડો] છે, તથા [દૂધનો] ભોક્તા છે; અને મહાગીતામૃતરૂપી દૂધ છે [૪].

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं कृष्णं वन्दे जगद्गुरुम् ॥ ५ ॥

શ્રીવસુદેવના પુત્ર, દિવ્ય રૂપવાળા, કંસ અને ચાણૂરદૈત્યનો નાશ કરનારા અને દેવકીને પરમ આનંદ આપનારા એવા જગદ્ગુરુને શ્રીકૃષ્ણ હુ વંદન કરું છું [૫].

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ।
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥ ६ ॥

ભીષ્મ અને દ્રોણરૂપી કિનારાવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનિરૂપી નીલ પથ્થરવાળી, શલ્યરૂપી ગ્રાહવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી, અને દુર્યોધનરૂપી વમળવાળી એવી યુધ્ધરૂપી જે નદી તેને પાંડવો ખરેખર તરી ગયા, કારણકે શ્રીકૃષ્ણ તેમના સુકાની હતા [૬].

पाराशर्यवचःसरोजममलं गीतार्थगन्धोत्कटं
नानाख्यानककेसरं हरिकथासम्बोधनाबोधितम् ।
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयाद्भारतपङ्कजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ ७ ॥

ગીતાના અર્થરૂપ ઉત્કટ સુગંધવાળું, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું,

હરિકથાના ઉપદેશવડે પ્રફુલ્લ થયેલું, જગતમાંના સજ્જનરૂપી ભમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનું પાન કરે છે એવું, કળિકાળનાં પાપનો વિનાશ કરનારું અને પરાશરના પુત્ર શ્રીવ્યાસમુનિના વાણીરૂપી સરોવરમાં ઉગેલું મહાભારતરૂપી નિર્મળ કમળ અમારું સર્વેનું કલ્યાણ કરનાર થાઓ! [૭]

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ ८॥

જેમની કૃપા મૂંગાને વાચાળ કરે છે અને પાંગળાને પર્વત ઓળંગાવે છે; તે પરમાનંદસ્વરૂપ માધવને હું વંદન કરું છું [૮].

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९॥

બ્રહ્મા, વરુણ, ઇન્દ્ર, રુદ્ર અને મરુત્‌ વગેરે દેવતાઓ દિવ્ય સ્તોત્રોવડે જેમની સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગ, પદ, ક્રમ અને ઉપનિષદ્‌ સહિત વેદો વડે જેમની સ્તુતિ ગાય છે, ધ્યાનમાં સ્થિર થયેલા યોગીઓ તેમાં રહેલા મનવડે જેમનાં દર્શન કરે છે અને દેવો તેમજ અસુરો જેમના અંતરને જાણી શકતા નથી; એવા તે પરમાત્મા દેવને નમસ્કાર હો! [૯]

॥ इति श्रीमद्‌भगवद्‌गीतान्यासध्यानादि ॥



श्रीगणेशाय नमः । श्रीकृष्णाय नमः ।



# श्रीमद्भगवद्गीता

ગીતાર્થદીપિકા

તથા

ગીતાતાત્પર્યસંગ્રહ

## मङ्गलाचरण

सत्यं ज्ञानमनन्तं यन्निष्किलं निष्क्रियं परम् ।
अद्वितीयं निर्विशेषं ब्रह्म तत्समुपास्महे ॥ १ ॥
अधस्तान्मानवं दिव्यमुपरिष्टाद् गजाकृति ।
परस्तात्तमसस्तेजः पुरस्तादस्तु नः सदा ॥ २ ॥
सनन्दनं श्रीसनकं सनातनं
सनत्कुमारं च सनत्सुजातम् ।
श्रीवामदेवं च शुकं महान्तं
नमामि भक्त्या निजबोधसिद्ध्यै ॥ ३ ॥
भक्त्या श्रीशंकराचार्यं तच्छास्त्रं सद्गुरुं मुहुः ।
नमामि शिरसा नित्यं सम्यग्ज्ञानोपपत्तये ॥ ४ ॥
यन्नामस्मृतिमात्रेण निश्शेषक्लेशसंक्षयः ।
जायते तत्क्षणादेव तं श्रीकृष्णं नमाम्यहम् ॥ ५ ॥

### આરંભિક કથન

મહાભારતમાં સર્વ વેદોના અર્થનો સમાવેશ કરવામાં આવ્યો છે સમગ્ર મહાભારતનો ગીતામાં સમાવેશ કરવામાં આવ્યો છે, તેથી ગીતા સર્વ શાસ્ત્રમયી છે [ મહા. ભીષ્મ ૪૩–૨ ]

सहेतुकस्य संसारस्यात्यन्तोपरमात्मकम् । परं निःश्रेयसं गीताशास्त्रस्योक्तं प्रयोजनम् । [ મધુ૦ ] અવિદ્યારૂપ કારણસહિત સંસારની અત્યંત ( આત્યન્તિક ) નિવૃત્તિરૂપ પરમાનંદની પ્રાપ્તિ અર્થાત ( મોક્ષ ) એ ગીતા-શાસ્ત્રનું પ્રયોજન છે. [ મધુ. ] ભગવાન વેદવ્યાસ કહે છે કેઃ—गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः । या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥ [ મહા. ભીષ્મ. ૪૩–૧ ] ભગવાન શ્રીકૃષ્ણના શ્રીમુખથી નીકળેલી ગીતાનું અધ્યયન તથા શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરનારને [ ગી. ૩–૩૧ ] અન્ય શાસ્ત્રનુ કઈ પ્રયોજન નથી. ગીતાશાસ્ત્ર જેવુ બીજું કાંઈ પરમાર્થનું સાધન નથી. ( નીલકંઠ. ગી. ૧૮–૬૬ ) એક માત્ર ગીતાનું શરણ લેનાર પુરુષ સંસારસાગર તરી જાય છે તથા બીજાને તારવાને દીવાદાંડીરૂપ, સેતુરૂપ કે નૌકારૂપ થાય છે.

सच्चिदानन्दरूपं तत् पूर्णं विष्णोः परं पदम् । यत्प्राप्तये समारब्धा वेदाः काण्डत्रयात्मकाः ॥ ( મધુ૦–ઉપોદ્ઘાત–૩ ) વિષ્ણુના સચ્ચિદાનંદરૂપ પરમપદની પ્રાપ્તિ માટે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડારૂપ વેદોનો આરંભ થયો છે. આ અઢાર અધ્યાયવાળી ગીતા પણ કાણ્ડત્રયાત્મક છે અર્થાત્ ત્રણ કાંડા ગીતાનું સ્વરૂપ છે. તેમાં પહેલા ૭ અધ્યાયમાં કર્મકાંડનું [ કર્મનિષ્ઠાનું ] નિરૂપણ છે; સાતથી બાર અધ્યાયમાં ઉપાસનાકાંડનું [ ભક્તિનિષ્ઠાનું ] નિરૂપણ છે; તથા છેલ્લા ૭ અધ્યાયોમાં જ્ઞાનકાંડનું [ જ્ઞાનનિષ્ઠાનું ] નિરૂપણ છે. [ મધુ. નીલકંઠ વગેરે ]. પ્રથમ કાંડમાં કર્મનું નિરૂપણ છે. આ કર્મનો જ્યારે ત્યાગ કરવામાં આવે છે ત્યારે त्वम् પદાર્થરૂપ વિશુદ્ધ આત્માની પ્રાપ્તિ અર્થાત્ સાક્ષાત્કાર થાય છે. બીજા કાંડમાં ભગવદ્‌-ભક્તિ કેવા પ્રકારે કરવી તે કહ્યુ છે. આથી तत् પદાર્થના અર્થરૂપ જે પરમાનંદસ્વરૂપ ભગવાન્ છે, તેનો નિશ્ચય કરવામાં આવ્યો છે. ત્રીજા કાંડમાં તત્ત્વનું અર્થાત્ त्वम् તથા तत् પદોની એકતારૂપ વાક્યાર્થનું એટલે કે જીવ તથા બ્રહ્મની એકતાનું સ્પષ્ટ નિરૂપણ કરવામાં આવ્યું છે. આવી રીતે અહીં કાંડોનો પરસ્પર સંબંધ છે. [ મધુ ].

ભગવદ્‌ગીતાના અધ્યયનમાં, તેના અર્થગ્રહણમાં, તેના શ્રવણથી ઉત્પન્ન થયેલા જ્ઞાનમાં તથા તજ્જન્ય મોક્ષરૂપી ફળમાં વિવેક, વૈરાગ્ય તથા શમદમાદિસાધન–સંપન્ન પુરુષ જ અધિકારી છે, એ નિર્ધાર કરવાને, બ્રહ્મવિદ્યાના શ્રોતા ભક્ત અર્જુન વિષે ઉપરોક્ત અધિકારીનાં લક્ષણો દર્શાવતા આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે. [ શંકરાનંદ ]

# અધ્યાય ૧ લો

## अर्जुनविषादयोग

**અવતરણિકા :—** બાર વર્ષના વનવાસનો તથા વિરાટનગરમાં એક વર્ષના અજ્ઞાતવાસનો સમય પૂરો થયા પછી, પાંડવોએ ધૃતરાષ્ટ્ર પાસે રાજ્ય–ભાગ માટે માગણી કરી. ધૃતરાષ્ટ્ર તથા દુર્યોધને પાંડવોને રાજ્યમાં કોઈ પણ ભાગ આપવા ચોખ્ખી ના પાડી. ધૃતરાષ્ટ્ર વગેરેને સમજાવવા માટે ભગવાન્ શ્રીકૃષ્ણ સ્વતઃ હસ્તિનાપુર ગયા. શ્રીકૃષ્ણ, ધૃતરાષ્ટ્ર, ગાંધારી, ભીષ્મ, વિદુર, દ્રોણ વગેરેની હિતકર સલાહની દુર્યોધને અવજ્ઞા કરી; અને પાંડવોને રાજ્યમાંથી એક સોયની અણી પર રહે એટલી જમીન આપવા પણ ના પાડી. (મહા. ઉદ્યોગપર્વ ૧૨૭–૨૭–૨૫). ત્યાર પછી માતા કુંતી તથા ભગવાન્ શ્રીકૃષ્ણની પ્રેરણાથી પાંડવોએ પોતાનો રાજ્ય–હિસ્સો પ્રાપ્ત કરવો, એ પોતાનો ધર્મ સમજી, કૌરવોની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.

મહાભારતના યુદ્ધના આરંભમાં ભગવાન્ વેદવ્યાસ ધૃતરાષ્ટ્ર પાસે ગયા, અને તેમને કહ્યું કે, 'યુદ્ધ જોવાની તમારી ઇચ્છા હોય તો હું તમને દિવ્ય દૃષ્ટિ આપું', પરંતુ 'મારા કુળનો ક્ષય જોવાની મને ઇચ્છા નથી' એવો રાજા ધૃતરાષ્ટ્રે જવાબ આપ્યો, ત્યારે ભગવાન્ વેદવ્યાસે સંજયને દિવ્યદૃષ્ટિ તથા દિવ્ય શ્રોત્ર આપ્યાં, તથા ધૃતરાષ્ટ્રને યુદ્ધની સર્વ હકીકત સંજયે કહેવી એવી વ્યવસ્થા કરી ભગવાન્ વેદવ્યાસ ત્યાંથી ચાલી ગયા. (મહા. ભીષ્મ ૨).

દશ દિવસ સુધી રાજા ધૃતરાષ્ટ્રે ભગવાન્ વેદવ્યાસની કૃપાથી દિવ્ય દૃષ્ટિને પ્રાપ્ત થયેલા પોતાના સૂત સંજય પાસે કુરુક્ષેત્રના યુદ્ધ વિષે કાંઈ પણ જાણવાની પરવા ન કરી, પરંતુ યુદ્ધને દશમે દિવસે જ્યારે ભીષ્મ-પિતામહના પરાભવ પામવાના સમાચાર કહેવા સંજય રાજા ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા (મહા. ભીષ્મ૦–૧૩) ત્યારે પોતાના પુત્રો રાજ્યથી ભ્રષ્ટ થશે એવો ભય પામી, ભીષ્મપિતામહના પરાજય પામવાના સમાચારથી શિથિલ તથા શોકગ્રસ્ત થયેલા રાજા ધૃતરાષ્ટ્ર કુરુક્ષેત્રના યુદ્ધ વિષે વિસ્તારપૂર્વક જાણવાની ઇચ્છાથી, સંજયને પ્રશ્ન પૂછે છે :

धृतराष्ट्र उवाच । ધૃતરાષ્ટ્ર બોલ્યા :

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

**અન્વયાર્થ :—** સંજય હે સંજય ધર્મક્ષેત્રે ધર્મના ક્ષેત્રરૂપ–ધર્મ સ્થાનરૂપ કુરુક્ષેત્રે કુરુક્ષેત્રમાં સમવેતા: એકઠા થયેલા યુયુત્સવ: યુદ્ધની ઇચ્છા

વાળા मामकाः મારા च एव તથા पांडवाः પાંડુના પુત્રો किम् શું अकुर्वत કરતા હતા ?

**શબ્દાર્થ :**— હે સંજય ! ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં એકઠા થયેલા યુદ્ધની ઇચ્છાવાળા મારા તથા પાંડુના પુત્રોએ શું કર્યું તે મને કહે.

**વિવેચન :**— સંજય ગાવલ્ગણ સૂતનો પુત્ર, રાજા ધૃતરાષ્ટ્રનો સારથિ, મહાન સત્યવક્તા તથા નિઃસ્પૃહ હતો. પ્રાચીનકાળમાં સારથ્ય કર્મ અતિ મહત્ત્વનું ગણાતું અને તેથી શ્રેષ્ઠ પુરુષો પણ તેનો સ્વીકાર કરતા હતા. મહાભારતના યુદ્ધમાં ભગવાન્ શ્રીકૃષ્ણ ભક્ત અર્જુનના તથા શલ્યરાજા કર્ણના સારથિ હતા તે પ્રસિદ્ધ છે.

ભગવાન્ વેદવ્યાસની કૃપાથી દિવ્યદૃષ્ટિવાળા પોતાના સારથિ સંજયને, ભીષ્મપિતામહના પરાભવ પામવાના સમાચારથી અત્યંત વ્યથા, વ્યાકુળતા તથા ભયને પ્રાપ્ત થયેલા રાજા ધૃતરાષ્ટ્ર યુદ્ધ કરવાની ઇચ્છાથી એકઠા થયેલા કૌરવોએ તથા પાંડવોએ શું કર્યું, તે વિસ્તારપૂર્વક જાણવા માટે પ્રશ્ન પૂછે છે. રાગદ્વેષાદિ દોષોને જીતી લેનાર પુરુષ સંજય (પ્રજ્ઞાચક્ષુ) કહેવાય છે. (મધુ. વગેરે) માટે રાગદ્વેષ તથા પક્ષપાતનો ત્યાગ કરી, યુદ્ધ વિષે સત્ય વૃત્તાંત કહી સંભળાવ, એવું રાજા ધૃતરાષ્ટ્રના પ્રશ્નમાં સૂચન છે. (મધુ.)

**શંકા :**— શ્લોકમાં 'युयुत्सवः' (યુદ્ધ કરવાની ઇચ્છાવાળા) પદ मामकाः તથા पांडवाः એ બન્ને પદોનું વિશેષણ છે. આ વિશેષણથી કૌરવો તથા પાંડવોનું કુરુક્ષેત્રમાં એકઠા મળવાનું કર્તવ્ય કાર્ય યુદ્ધ જ છે, એ સ્પષ્ટ પ્રતીત થાય છે. આ પરિસ્થિતિમાં 'कथ युद्ध प्रवृत्तम्' 'તેમનું યુદ્ધ કેવી રીતે થયું ?' એ પ્રશ્ન છોડી રાજા ધૃતરાષ્ટ્રે 'किमकुर्वत सजय' 'સંજય ! મારા તથા પાંડવોના પુત્રોએ કુરુક્ષેત્રમાં શું કર્યું ?' એવો પ્રશ્ન પૂછ્યો, તે યોગ્ય નથી.

**સમાધાન :**— શ્લોકમાં 'धर्मक्षेत्र' શબ્દ 'कुरुक्षेत्र' શબ્દનું વિશેષણ છે. જે ક્ષેત્ર વિષે ધર્મ પ્રધાન છે અથવા જે ધર્મને આપનાર છે અથવા જે ધર્મના ક્ષયથી રક્ષણ કરે છે, તે ધર્મક્ષેત્ર કહેવાય છે. (શંકરાનંદ). તેથી આ ધર્મક્ષેત્રના મહિમા વડે દુર્યોધને પોતે જાતે જ ધર્મપરાયણ થઈને, પાંડવોને તેમનું અર્ધરાજ્ય પાછું આપ્યું, અથવા તે ક્ષેત્રના મહિમાવડે પ્રવૃદ્ધધર્મ થઈ અર્થાત્ અધિક ધર્મપરાયણ થઈ ધર્મપુત્ર યુધિષ્ઠિર, 'સ્વજનનો વધ નરકપ્રાપ્તિના સાધનરૂપ છે' એમ સમજી, નરકભયથી યુદ્ધમાં ઉપરામ પામ્યા, અથવા સર્વે મળી યુદ્ધ કર્યું ? એ પ્રકારે રાજા ધૃતરાષ્ટ્રને પોતાના મનમાં સંદેહ ઉત્પન્ન થયો; ... તેથી 'किमकुर्वत सजय'—'મારા તથા

પાંડવોના પુત્રોએ શું કર્યું તે મને કહો.' એ રાજા ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન યુક્ત જ છે. (શંકરાનંદ). ઉપરોક્ત પ્રકારનો રાજા ધૃતરાષ્ટ્રનો ઉદ્વેગ જ આ પ્રશ્નનું બીજ (મૂળ) છે. (મધુ.). વળી 'मामकाः किमकुर्वत' એટલું કહેવાથી જ પ્રશ્નની સંપૂર્ણતા થઈ જાત. કારણકે પાંડવો પણ રાજા ધૃતરાષ્ટ્રના આત્મીય હતા, પરંતુ 'पाण्डवाश्च' એમ પૃથક્ નિર્દેશ કરતો રાજા ધૃતરાષ્ટ્ર પાંડવો વિષે મમતાનો અભાવ બતાવી, તેઓ પરના દ્રોહને સ્પષ્ટ અભિવ્યક્ત (ખુલ્લો) કરે છે. (મધુ.). આ અવિદ્યાપુરુષ રાજા ધૃતરાષ્ટ્રને વિષે સ્થિત મમત્વની (રાગદ્વેષની) પેઠે, અવિદ્યાના કાર્યરૂપ રાગદ્વેષ (મમત્વ) જ સર્વ અનર્થોનું મૂળ છે. (ગી. ૩-૩૪)

## કુરુક્ષેત્ર

'કુરુક્ષેત્ર' હસ્તિનાપુરની આસપાસનું મેદાન છે. આ ક્ષેત્રની પશ્ચિમે સતલજ તથા પૂર્વે સરસ્વતી નદી આવેલી છે. હાલનું દિલ્હી શહેર આ મેદાન ઉપર જ છે. કૌરવ-પાંડવોના પૂર્વજ કુરુરાજા આ મેદાનમાં હળવડે કષ્ટથી ખેતી કરતા હતા, તેથી તેને 'ક્ષેત્ર' કહે છે. 'આ ક્ષેત્રમાં જે તપ કરશે અથવા યુદ્ધમાં મરશે, તેમને સ્વર્ગ મળશે,' એવું ઇન્દ્રે કુરુરાજાને વરદાન આપ્યું, તે ઉપરથી તેણે તે ક્ષેત્રને ખેડવાનું છોડી દીધું, એવી મહાભારતમાં કથા છે. [મ. ભા. શલ્ય-૫૩]. કુરુરાજાએ આ ક્ષેત્રમાં તપશ્ચર્યા કરી, ઇન્દ્રના કહેવા પ્રમાણે વરદાન પ્રાપ્ત કર્યું, તેમજ કેટલાકોએ અહીં અનેક પ્રકારના યજ્ઞો કરેલા, તેથી આ ક્ષેત્ર 'ધર્મક્ષેત્ર'ને નામે પ્રસિદ્ધ થયું. આ ક્ષેત્ર ઉપર ભગવાન્ પરશુરામે એકવીસ વાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી, પિતૃતર્પણ કર્યું હતું. શ્રીકૃષ્ણના સમયમાં સૂર્યગ્રહણ થયું હતું, અને જ્યારે બધા દેશના લોકો કુરુક્ષેત્રમાં એકઠા થયા હતા, ત્યારે દ્વારકાથી ભગવાન્ શ્રીકૃષ્ણ પણ સહકુટુંબ ત્યાં પધાર્યા હતા, એ વાત શ્રીમદ્‌ભાગવતમાં વિસ્તારપૂર્વક કહેવામાં આવી છે. [ભાગ-૧૦-૮૨]. કુરુક્ષેત્રમાં આજે પણ સ્નાનદાનાદિનું મોટું માહાત્મ્ય છે, તથા ગ્રહણાદિ પર્વકાળે લાખો મનુષ્યો ત્યાં જાય છે. (કુરુક્ષેત્રના માહાત્મ્યના વિશેષ વર્ણન માટે જુઓ- મહા. વનપર્વ-૮૩, શલ્યપર્વ-૪૩.)

## દિવ્યદૃષ્ટિ

ભગવાન્ વેદવ્યાસે જે પ્રકારની દિવ્યશક્તિ સંજયને આપી તેવી દૂરથી જોવાની તથા દૂરથી સાંભળવાની, વગેરે શક્તિઓ યોગીઓને સત્ત્વગુણની વૃદ્ધિથી સહજ પ્રાપ્ત થાય છે. [ભાગ. ૧૧-૧૫-૬].

મહાભારતના યુદ્ધમાં યોગેશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણે જયદ્રથવધપ્રસંગે યોગનું વિધાન કરી, સૂર્યમંડળનું આવરણ કરી, જયદ્રથને દિવસ હોવા છતાં સૂર્યાસ્ત

બતાવ્યો હતો. [મહા. દ્રોણપર્વ–૧૪૬]. મહિમાસિદ્ધિના પ્રયોગથી અશ્વો સહિત ભક્ત અર્જુનના રથને પૃથ્વીમાં ઉતારી, નીચો પાડી, અર્જુનને કર્ણના જીવલેણ બાણથી બચાવી લીધો હતો; તથા વિશ્વરૂપદર્શન માટે અર્જુનને દિવ્યચક્ષુ આપી કૃતાર્થ કર્યો હતો.

સીતાજીની શોધ માટે શ્રી હનુમાન મહાસ્વરૂપ ધારણ કરી સમુદ્ર પાર ગયા હતા તથા અણુસ્વરૂપ ધારણ કરી લંકામાં દાખલ થયા હતા.

યોગીપુરુષો પોતે જ ધારણા વગેરેથી સંપાદન કરેલા દેહોના, કાળોના તથા ક્રિયાઓના ક્રમથી, પોતાના ઘરમાં તથા જ્યાં ઇચ્છા હોય ત્યાં બીજે સ્થળે અનેક દેહોની કલ્પનાથી રહે છે. તેમ જ આ લોકમાં તથા સ્વર્ગાદિક અન્ય લોકમાં પણ એક વખતે રહે છે. યોગશક્તિયુક્ત સહસ્રાર્જુન રાજા એક વખતે ઘરમાં પણ રહેતા હતા અને બીજા દેહોથી સર્વત્ર રહીને પ્રજાનું ચોર વગેરેથી રક્ષણ કરતા હતા. [ યો. વા. નિ. પ્ર. [પૂ.] ૬૪–૨૮–૨૯]. આવા જ પ્રકારના ભગવાન શ્રીકૃષ્ણના સહજ યોગસામર્થ્યને લીધે, ભગવાનનો ગૃહસ્થાશ્રમ જોવાની ઇચ્છાથી દ્વારકા આવેલા નારદજીને, શ્રીકૃષ્ણને પ્રત્યેક રાણીઓના મહેલમાં જોઈને આશ્ચર્ય થયું હતું તે પ્રસિદ્ધ છે. [ભાગ. ૧૦–૬૯.]

ભગવાન્ ભાષ્યકારે મંડનમિશ્રની સ્ત્રી ભારતીદેવી સાથે વાદ કરતી વખતે કામશાસ્ત્રનો અનુભવ લેવા માટે પરકાયાપ્રવેશ–સિદ્ધિનો આશ્રય કરી, અમરક રાજાના મૃતદેહમાં પ્રવેશ કર્યો હતો; તથા સુલભાએ જનકરાજાના શરીરમાં પ્રવેશ કરી, જનક સાથે વાદ કર્યો હતો. [શા. ભા. બ્ર. સૂ. ૩–૩–૩૨].

વસિષ્ઠ મુનિએ વિશ્વામિત્રનું, ભરદ્વાજ મુનિએ ભરતનું તથા જમદગ્નિ ઋષિએ યોગસિદ્ધિના પ્રભાવથી સહસ્રાર્જુનનું દિવ્ય સ્વાગત કર્યું હતું તે પ્રસિદ્ધ છે. અનેક પ્રકારની યોગસિદ્ધિને પ્રાપ્ત થયેલા મહાત્માઓ આજે પણ જોવામાં આવે છે. જ્યારે યોગથી મોક્ષસિદ્ધિ પ્રાપ્ત થાય તો આ પ્રકારની અન્ય ગૌણ સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય એમાં શું આશ્ચર્ય ? મોક્ષસિદ્ધિમાં સર્વ સિદ્ધિઓનો અંતર્ભાવ છે, કારણકે શ્રુતિ કહે છે કે: 'જગતને ઉત્પન્ન કરવું, ધારણ કરવું તથા પ્રલય કરવું' એ સિવાયની ઈશ્વરની સર્વ શક્તિઓ [સિદ્ધિઓ] મુક્ત પુરુષને પ્રાપ્ત થાય છે. [બ્ર. સૂ. ૪–૪–૧૭] તથા મુક્ત જીવો સર્વલોકમાં વિચરવા સમર્થ છે. [છા. ઉ. ૭–૨૫–૨].

૧. શ્રુતિ કહે છે કે: मनोऽस्य दैव चक्षुः। [છા. ઉ. ૮–૧૨–૫] શુદ્ધ મન જ આ આત્માનું દિવ્ય ચક્ષુ છે. मनसैवानुद्रष्टव्यम्। [બૃ. ઉ. ૪–૪–૧૯] શુદ્ધ મન વડે જ આત્મદર્શન શક્ય છે. हृदा हृदिस्थं मनसा य एनमेवं विदुरमृतास्ते भवन्ति। [શ્વે. ઉ. ૪–૨૦] જે શુદ્ધ મન વડે આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે, તે અમૃતત્વને પામે છે.

તાત્પર્ય એ છે કે : शास्त्राचार्योपदेशजनितशमदमादिसंस्कृत मन आत्मदर्शने करणम्। [શા. ભા. ગી. ૨–૨૧] શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી તથા શમદમાદિ સાધનો વડે શુદ્ધ થયેલું મન આત્મદર્શનમાં કરણ [સાધન] છે.

મુમુક્ષુએ સિદ્ધિઓની કામનાનો ત્યાગ કરવો, કારણકે સિદ્ધિઓ મોક્ષમાં અંતરાયરૂપ છે. (ભાગ. ૧૧–૧૫–૩૩)

અવતરણિકા :—હવે અતિ ધાર્મિક સંજય ધૃતરાષ્ટ્રના પ્રશ્નનો ઉત્તર આપે છે.

संजय उवाच। સંજય બોલ્યા :

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत्॥ २॥

**અન્વયાર્થ** :—तदा तु તે સમયે व्यूढं વ્યૂહરચનાયુક્ત पांडवानीकं પાંડવોના સૈન્યને दृष्ट्वा જોઈને राजा રાજા दुर्योधनः દુર્યોધન आचार्यं આચાર્ય દ્રોણની उपसंगम्य પાસે જઈને वचनं આ વચન अब्रवीत् બોલ્યો. (૨)

**શબ્દાર્થ** :—તે સમયે પાંડવોની સેનાને વ્યૂહમાં ગોઠવાયેલી જોઈને, રાજા દુર્યોધન આચાર્ય દ્રોણની પાસે જઈને આ પ્રમાણે બોલ્યો. (૨)

**વિવેચન** :—હે પૃથ્વીપાળ! આ યુદ્ધમાં મેં જે પ્રત્યક્ષ જોયું છે, તથા યોગબળથી જાણ્યું છે, તે તમે સાંભળો. તમે મનમાં જરા પણ શોક કરશો નહિ, કારણકે આ બધું દૈવે અગાઉથી જ નિર્મી દીધું છે. આપના પિતા ભગવાન્ વેદવ્યાસને હું નમસ્કાર કરું છું. તેમના પ્રસાદથી મને આ દિવ્ય તથા અનુત્તમ જ્ઞાન મળ્યું છે. ઇન્દ્રિયોને અગોચર એવા પદાર્થો જોવાની શક્તિ, દૂરથી સાંભળવાની શક્તિ, પારકાનું મન જાણવાની શક્તિ, ભૂત–ભવિષ્ય જાણવાની શક્તિ,– એ સર્વ મને આ મહાત્માના અનુગ્રહથી જ પ્રાપ્ત થયું છે. ભરતવંશીઓ વચ્ચે આ જે વિચિત્ર, પરમ અદ્ભુત અને રોમાંચકારી યુદ્ધ થયું, તે હું આપને વિસ્તારથી કહું છું, તે સાંભળો. (મહાભા. ભીષ્મપર્વ ૧૫-૫-૯)

કુરુક્ષેત્રમાં ધૃષ્ટદ્યુમ્ન વગેરે કુશળ સેનાપતિઓથી પાંડવસેનાને વ્યૂહમાં ગોઠવાયેલી જોઈને, વીર, રાજનીતિજ્ઞ તથા શાસનનું સર્વ કાર્ય કરનાર દુર્યોધનનું ધૈર્ય નાશ પામ્યું, તે ચકિત થયો, મનમાં ભય પામ્યો, અને પોતાના રક્ષણ માટે ધનુર્વેદના આચાર્ય દ્રોણ પાસે જઈને, પાંડવસેનાના ઉત્કર્ષના વર્ણનવડે, પોતાની સેનાનાં શૌર્ય, બળ, પૌરુષ તથા ઉત્સાહ વધારવાની ઇચ્છાથી, આ પ્રમાણે બોલ્યો. (શંકરાનંદ).

રાજા ધૃતરાષ્ટ્રને પ્રસન્ન કરવા માટે 'રાજા' શબ્દના સંબોધનથી સંજયે દુર્યોધનમાં રાજનીતિનિપુણતાનું સૂચન કર્યું છે. દુર્યોધન દ્રોણાચાર્યની પાસે ગયો

એમાં દુર્યોધનને પાંડવોથી ભય ઉત્પન્ન થવાનું (મધુ. કેશવ વગેરે) તથા અપરાધી હોવા છતાં યુદ્ધમાં પ્રથમ પ્રવૃત્તિ એની થઈ છે, એ સૂચન છે. (પુ. અ. ત).

પાંડવોને દષ્ટ ભય ન હતો. અર્જુનને ભ્રાંતિથી અદષ્ટ ભય ઉત્પન્ન થયો હતો, તે ભગવાને નિવૃત્ત કર્યો, એ પાંડવોના ઉત્કર્ષનું સૂચન, સંજય 'તુ' શબ્દવડે કરે છે (મધુ.).

**અવતરણિકા :**—હવે પ્રિય શિષ્ય પાંડવોમાં અત્યંત સ્નેહાળ હૃદયવાળા દ્રોણાચાર્યને ક્રોધાયમાન કરી, ઉત્સાહપૂર્વક યુદ્ધમાં પ્રવૃત્ત કરવાના હેતુથી, દુર્યોધન પાંડવ સેનાનો ઉત્કર્ષ કહે છે :

पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

**અન્વયાર્થ :**—आचार्य ! હે આચાર્ય ! तव આપના धीमता બુદ્ધિમાન—સૂક્ષ્મ બુદ્ધિવાળા शिष्येण શિષ્ય द्रुपदपुत्रेण દ્રુપદપુત્રે व्यूढां વ્યૂહરચનામાં ગોઠવેલી—શકટ, પદ્મ વગેરે આકારમાં સ્થાપેલી (શંકરાનંદ) एतां આ पांडुपुत्राणां પાંડુપુત્રોની महतीं મોટી चमूम् સેનાને पश्य જુઓ. (૩)

**શબ્દાર્થ :**—હે આચાર્ય ! આપના બુદ્ધિમાન્ શિષ્ય દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને વ્યૂહરચનામાં ગોઠવેલી આ પાંડવોની સેના જુઓ. (૩)

**વિવેચન :**—કાષ્ઠમાં અગ્નિની પેઠે વેર મનુષ્યના હૃદયમાં ગુપ્ત રીતે રહે છે; અને સ્ત્રી, રાજ્ય, કઠોર વાણી, અવજ્ઞા, અપમાન કે અપરાધથી ઉત્પન્ન થયેલું કે ઉંદર બિલાડી જેવું સ્વાભાવિક વેર કદી શાંત થતું જ નથી. ચતુર કૂટનીતિજ્ઞ રાજા દુર્યોધન આ રહસ્ય યથાવત્ જાણતો હતો. તેટલા માટે દ્રોણાચાર્યને ક્રોધાયમાન કરી, વિશેષ ઉત્તેજિત કરવાના હેતુથી, કલિના (કલહના) દેહધારી સ્વરૂપ દુર્યોધને ધૃષ્ટદ્યુમ્નને 'દ્રુપદપુત્ર' કહી, દ્રોણાચાર્યના હૃદયમાં દ્રુપદરાજા સાથેના પૂર્વ વેરની સ્મૃતિ જાગૃત કરી. (મધુ.) વળી ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યના વધનિમિત્તે જ જન્મ્યો હતો, એ સારી રીતે જાણવા છતાં, દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નને શિષ્ય તરીકે ધનુર્વિદ્યા શીખવી હતી; અને તેથી વ્યંગમાં દુર્યોધન સૂચન કરે છે કે, આપના જેવા મહાનુભાવવાળા આત્માઓની અદૂરદર્શિતા (મૂઢતા) જ અમારા નાશનું કારણ થઈ પડી છે. (શંકરાનંદ; મધુ.)

જેમ સર્પને દૂધ પાવા છતાં વિષ જ વૃદ્ધિ પામે છે, તેમ ધર્મક્ષેત્રમાં પણ દુર્યોધનના હૃદયમાં ધર્મબુદ્ધિ નહિ, પરંતુ દુષ્ટબુદ્ધિ જ વૃદ્ધિ પામી. (કેશવ). દ્રોણાચાર્ય વગેરે સર્વ ઉપર શંકાશીલ દુર્યોધન દુષ્ટ અંતઃકરણને હતો એ સૂચન છે. (મધુ.) કાળા કામળા જેવા દુર્જનના હૃદય પર બીજો રંગ ચઢવો સહેલ નથી, એ અભિપ્રાય છે.

અવતરણિકા :—હવે ત્રણ શ્લોક વડે સંજય ધૃતરાષ્ટ્રને પાંડવસેનાના મુખ્ય યોદ્ધાઓના પૌરુષ, બળ, તેજ તથા નામો કહે છે :

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

અન્વયાર્થ — अत्र આ પાંડવોની સેનામાં भीमार्जुनसमा ભીમ અને અર્જુન જેવા युधि યુદ્ધમાં शूरा શૂરવીર महेष्वासा મોટા ધનુર્ધારી महारथ મહારથી युयुधान યુયુધાન च તથા विराट વિરાટ च તથા द्रुपद દ્રુપદ છે (૪)

શબ્દાર્થ :— આ પાંડવોની સેનામાં યુદ્ધમાં ભીમ અને અર્જુન જેવા શૂરવીર મોટા ધનુર્ધારી અને મહારથી યુયુધાન, વિરાટ તથા દ્રુપદ છે (૪)

વિવેચન. — युयुधान – अतिशयेन युद्ध्यतीति युयुधान । (શંકરાનંદ) જે યુદ્ધનો અતિશય ઉદ્યમ કરતો હોય તે 'યુયુધાન' કહેવાય છે. યુયુધાનનું બીજું નામ સાત્યકિ હતું યુયુધાન યાદવવંશીય રાજા શિનિકનો પુત્ર, (મહા ઉદ્યોગ–૮૧–૫–૮) ભગવાનનો પરમ મિત્ર તથા અર્જુનનો શિષ્ય હતો યુયુધાન મહાભારતના યુદ્ધમાં નહિ પરંતુ યાદવોના પરસ્પર યુદ્ધમાં મૃત્યુ પામ્યો હતો

विराट — शत्रून् विशेषेण रटयतीति विराट । (શંકરાનંદ) રણ સંગ્રામમાં શત્રુઓને નામ લઈ પોતાની સામે યુદ્ધ કરવા બોલાવે તે 'વિરાટ' કહેવાય છે વિરાટ મત્સ્યદેશનો ધાર્મિક રાજા હતો પાંડવોએ વિરાટનગરમાં એક વર્ષ અજ્ઞાતવાસ કર્યો હતો વિરાટની પુત્રી ઉત્તરાના લગ્ન અભિમન્યુ સાથે થયા હતા વિરાટ રાજા પોતાના ઉત્તર, શ્વેત તથા શંખ નામના ત્રણે પુત્રો સહિત મહાભારતના યુદ્ધમાં મૃત્યુ પામ્યા હતા

द्रुपद – द्रुर्वृक्ष, पद ध्वजे चिह्न यस्य स द्रुपद । (શંકરાનંદ) દ્રુપદના ધ્વજમાં વૃક્ષનું ચિહ્ન હતું તેથી તે 'દ્રુપદ' કહેવાયો દ્રુપદ પાંચાલ દેશના રાજા પૃષતનો પુત્ર હતો. રાજા પૃષત્ તથા ભરદ્વાજમુનિ મિત્ર હતા બાલ્યાવસ્થામાં દ્રુપદ ભરદ્વાજમુનિના આશ્રમમાં રહેતો હતો દ્રુપદને ભરદ્વાજ મુનિના પુત્ર દ્રોણ સાથે મૈત્રી થઈ પૃષતના મૃત્યુ પછી જ્યારે દ્રુપદ રાજા થયો, ત્યારે દ્રોણે તેની પાસે જઈ મિત્ર તરીકે સંબોધન કર્યું દ્રુપદને આ પસંદ ન પડ્યું દ્રુપદે દ્રોણની અવજ્ઞા કરી દ્રોણ ક્ષોભ પામી ત્યાંથી ચાલ્યો ગયો આ અપમાનનો બદલો લેવાના હેતુથી દ્રોણે પાંડવો તથા કૌરવોને અસ્ત્રવિદ્યા શીખવી, ગુરુદક્ષિણામાં અર્જુન પાસે દ્રુપદરાજનો પરાજય કરાવી, અપમાનનો બદલો લીધો, અને દ્રુપદનું અર્ધું રાજ્ય લઈ લીધું. દ્રુપદરાજાએ

ઉપરઉપરથી દ્રોણ સાથે પ્રીતિ બતાવી, પરંતુ આ વેરનો બદલો લેવા માટે દ્રોણાચાર્યનો વધ કરે એવા પુત્ર માટે યજ્ઞ કર્યો. આ યજ્ઞવેદીમાંથી ધૃષ્ટદ્યુમ્ન તથા દ્રૌપદી (કૃષ્ણા–યાજ્ઞસેની) પ્રકટ થયાં. દ્રુપદ શૂરવીર તથા મહારથી હતો. મહાભારતના યુદ્ધમાં દ્રુપદ દ્રોણાચાર્યના હાથે મૃત્યુ પામ્યો (મહા. દ્રોણ–૧૮૬).

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित् कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥

અન્વયાર્થ :–च અને वीर्यवान् મહાપરાક્રમી धृष्टकेतुः ધૃષ્ટકેતુ चेकितानः ચેકિતાન काशिराजः કાશિરાજ पुरुजित् પુરુજિત્ च અને कुंतिभोजः કુંતિભોજ च તથા नरपुंगवः મનુષ્યોમાં શ્રેષ્ઠ शैब्यः શૈબ્ય. (૫)

શબ્દાર્થ :—અને પરાક્રમી ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશિરાજ, પુરુજિત્, કુંતિભોજ તથા મનુષ્યોમાં શ્રેષ્ઠ શૈબ્ય (પણ હતા). (૫)

વિવેચન :— धृष्टकेतुः — धृष्टः परभयकरः केतुरस्येति धृष्टकेतुः । (શંકરાનંદ) રણમાં જેનો કેતુ (ધ્વજ) શત્રુના ભયનું કારણ હોય તે 'ધૃષ્ટકેતુ' કહેવાય છે. શિશુપાળનો પુત્ર તથા ચેદિદેશનો રાજા ધૃષ્ટકેતુ મહાભારતના યુદ્ધમાં દ્રોણાચાર્યને હાથે માર્યો ગયો. (દ્રોણપર્વ–૧૨૫) चेकितानः– ચિકિતાન રાજાનો પુત્ર 'ચેકિતાન' વૃષ્ણિવંશીય યાદવ, મહારથી તથા શૂરવીર હતો. ચેકિતાન પાંડવોની સાત અક્ષૌહિણી સેનાના સાત સેનાપતિઓમાંનો એક હતો (મહા. ઉદ્યોગ. ૧૫૨). ચેકિતાન યુદ્ધમાં દુર્યોધનના હાથે મૃત્યુ પામ્યો (શલ્યપર્વ–૧૨). पुरुजित् તથા कुंतिभोजः એ બન્ને પાંડવોના મામાઓ યુદ્ધમાં દ્રોણાચાર્યને હાથે માર્યા ગયા (કર્ણપર્વ–૬–૨૨–૨૩). शैब्यः—શિબિના વંશમાં ઉત્પન્ન થયેલો તેથી 'શૈબ્ય' કહેવાય છે. શૈબ્ય મનુષ્યોમાં શ્રેષ્ઠ, બળવાન્ તથા વીર હતો અને તેથી 'નરપુંગવ' કહેવાય છે. શૈબ્યની પુત્રી દેવિકા સાથે યુધિષ્ઠિરનાં લગ્ન થયાં હતાં (આદિપર્વ–૯૫).

युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥ ६ ॥

અન્વયાર્થ :– च તથા विक्रांतः પરાક્રમી युधामन्युः યુધામન્યુ च તથા वीर्यवान् બળવાન્ उत्तमौजाः ઉત્તમૌજા च તથા सौभद्रः સુભદ્રાનો પુત્ર द्रौपदेयाः દ્રૌપદીના પુત્રો सर्वे આ બધા एव જ महारथाः મહારથી છે. (૬)

શબ્દાર્થ : — તેમ જ પરાક્રમી યુધામન્યુ, બળવાન્ ઉત્તમૌજા, સુભદ્રાપુત્ર અભિમન્યુ અને દ્રૌપદીના પુત્રો આ બધા મહારથી છે. [૬]

**વિવેચન** :—युधामन्युः तथा उत्तमौजाः-युद्धे मन्युः कोपवेगो यस्य स युधामन्युः । (શંકરાનંદ). યુદ્ધ કરવામાં જેને કોપનો વેગ થાય છે, તે 'યુધામન્યુ' કહેવાય છે. તથા उत्तमम् ओजो बल यस्य स उत्तमौजाः (શંકરાનંદ) જેનું ઉત્તમ ઓજસ્ (બળ) છે, તે 'ઉત્તમૌજા' કહેવાય છે. યુધામન્યુ અને ઉત્તમૌજા આ બે પાંચાલ દેશના રાજકુમારો બહુ પરાક્રમી અને બળવાન હતા; (દ્રોણપર્વ-૧૩૦) અને તેથી તેમને અર્જુનના રથની રક્ષા કરવા માટે નીમવામાં આવ્યા હતા (મહા. ભીષ્મ.-૧૫-૧૯). એ બને રાત્રિના સમયે અશ્વત્થામાના હાથે માર્યા ગયા (મહા. સૌપ્તિક-૮, ૩૪-૩૭). સુભદ્રાપુત્ર અભિમન્યુ ચક્રવ્યૂહમાં જયદ્રથને હાથે મૃત્યુ પામ્યો (મહા. દ્રોણ૦-૪૯).

द्रौपदेयाः—પ્રતિવિન્ધ્ય, સુતસોમ, શ્રુતકર્મા, શતાનીક તથા શ્રુતસેન એ પાંચ દ્રૌપદીના પુત્રો ક્રમશઃ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ તથા સહદેવથી ઉત્પન્ન થયા હતા (મહા. આદિ. ૨૨૧-૮૦-૮૪). મહાભારતના યુદ્ધ પછી રાત્રીને સમયે અશ્વત્થામાએ એમને મારી નાખ્યા હતા. (મહા. સૌપ્તિક ૦-૮).

**મહારથી** :—જે યોદ્ધો દશ હજાર ધનુર્ધરો સાથે પોતે એકલો જ યુદ્ધ કરે તથા શસ્ત્રાસ્ત્રમાં પ્રવીણ હોય તે 'મહારથી' કહેવાય છે (નીલકંઠ વગેરે). જે યોદ્ધો અસંખ્ય ધનુર્ધરો સાથે યુદ્ધ કરી શકે તે 'અતિરથી' કહેવાય છે. જે એક હજાર ધનુર્ધરો સાથે યુદ્ધ કરી શકે તે 'રથી' કહેવાય છે. જે હજાર ધનુર્ધરોથી ઓછી સંખ્યાવાળા સાથે યુદ્ધ કરી શકે તે 'અર્ધરથી' કહેવાય છે.

મહાભારતના યુદ્ધ સમયે ૧૭૦ વર્ષના ભીષ્મપિતામહ, ૯૦ વર્ષના દ્રોણાચાર્ય, ૭૦ વર્ષના ભીમ-અર્જુન, તથા ૨૦-૨૫ વર્ષની વયના અભિમન્યુ તથા દ્રૌપદીના પુત્રોની મહારથી તરીકે ગણના કરવામાં આવી છે. આ હકીકત ઉપરથી મહાભારતના કાળમાં રાજકુમારોના અસાધારણ બળની, તેમના શિક્ષણની તથા વૃદ્ધાવસ્થામાં પણ રાજાઓ શક્તિહીન થતા ન હતા તેની સહજ કલ્પના આવશે. મહાભારતના કાળના રાજાઓ તથા રાજકુમારો બળવાન, ચારિત્ર્યવાન્ તથા શસ્ત્રાસ્ત્રમાં નિપુણ હતા, અને તેથી જ તે કાળમાં આર્યજાતિ જીવન્ત તથા વિજયી હતી.

**અવતરણિકા** :—હવે દુર્યોધન કૌરવસેનાના ઉત્કૃષ્ટ યોદ્ધાઓનું વર્ણન કરે છે :

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥

**અન્વયાર્થ** :—द्विजोत्तम ! હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! तु હવે अस्माकं આપણા ये જે विशिष्टाः મુખ્ય યોદ્ધાઓ છે तान् તેઓને निबोध આપ ઓળખો —

નિશ્ચયપૂર્વક જાણો. મમ મારી સૈન્યસ્ય સેનાના નાયકાઃ નાયકોનાં નામો તાન્ તેઓને સંજ્ઞાર્થં ઓળખવા માટે તે આપને બ્રવીમિ કહું છું. ( ૭ )

શબ્દાર્થ :—હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! હવે આપ મારી સેનાના વિશિષ્ટ અર્થાત્ વિદ્યા, બળ, પૌરુષ, પરાક્રમ, કુળ, શીલ વગેરે ગુણોથી શ્રેષ્ઠ ( શંકરાનંદ ) યોદ્ધાઓને આપ ઓળખો. મારી સેનાના નાયકોનાં નામો હું આપના ધ્યાન પર લાવવા માટે કહું છું. 'તુ' શબ્દવડે મનમાં ભય ઉત્પન્ન થયા છતાં તેને છુપાવતો દુર્યોધન પોતાની ધૃષ્ટતાને ( નિર્લજ્જતાને-પ્રગલ્ભતાને ) અભિવ્યક્ત કરે છે. ( મધુ. ).

**भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।**

**अश्वत्थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः ॥ ८ ॥** (મધુ-નીલકંઠ)

અન્વયાર્થ :— भवान આપ च તથા भीष्मः ભીષ્મપિતામહ च તથા कर्णः કર્ણ च તથા समितिंजयः યુદ્ધમાં જયવાન્ कृपः કૃપાચાર્ય अश्वत्थामा અશ્વત્થામા विकर्णः વિકર્ણ सौमदत्तिः સોમદત્તિ च તથા जयद्रथः જયદ્રથ. ( ૮ )

શબ્દાર્થ :— આપ, ભીષ્મપિતામહ, કર્ણ, યુદ્ધમાં જયવાન્ એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્તના પુત્ર ભૂરિશ્રવા અને જયદ્રથ છે. ( ૮ )

નોંધ : - जयद्रथपदस्थाने 'तथैव च' इति क्वचित्पाठः । ( નીલકંઠ. મધુ. ) કેટલીક ટીકામાં जयद्रथ. ને બદલે तथैव च એવો પાઠ છે. અર્થાત્ કેટલાક પુસ્તકોમાં 'सौमदत्तिर्जयद्रथः' ને બદલે 'सौमदत्तिस्तथैव च' એવો પાઠ જોવામાં આવે છે.

દ્રોણાચાર્ય :— મહર્ષિ ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય મહર્ષિ અગ્નિવેશ્ય તથા ભગવાન્ પરશુરામ પાસે અસ્ત્ર-શસ્ત્ર શીખ્યા હતા. દ્રોણાચાર્ય વેદશાસ્ત્રના જ્ઞાતા, મહાન્ તપસ્વી, ધનુર્વેદ તથા શસ્ત્રાસ્ત્ર વિદ્યાના અત્યંત મર્મજ્ઞ, અનુભવી, યુદ્ધકળામાં અત્યંત નિપુણ તથા પરમસાહસી અતિરથી હતા. બ્રહ્માસ્ત્ર, અગ્ન્યાસ્ત્ર વગેરે અસ્ત્રોના જ્ઞાતા દ્રોણાચાર્ય મહર્ષિ શરદ્વાનની પુત્રી કૃપીના પતિ તથા અશ્વત્થામાના પિતા હતા.

દ્રોણાચાર્ય બાલ્યાવસ્થામાં દ્રુપદરાજાના મિત્ર હતા. દ્રુપદે રાજા થયા પછી આ મૈત્રીની અવજ્ઞા કરી. આ અપમાનનો બદલો લેવાના હેતુથી, દ્રોણાચાર્યે પાંડવો તથા કૌરવોને અસ્ત્રવિદ્યા શીખવી અને ગુરુદક્ષિણામાં અર્જુનદ્વારા દ્રુપદરાજાનો પરાજય કરાવી, તેનું અડધું રાજ્ય લઈ લીધું. આ વેરને શાંત કરવા માટે દ્રુપદે દ્રોણાચાર્યનો વધ કરે એવા પુત્ર માટે યજ્ઞ કર્યો. આ યજ્ઞવેદીમાંથી ધૃષ્ટદ્યુમ્ન પ્રકટ થયો.

દ્રોણાચાર્યે ૯૦ વર્ષની ઉંમરે મહાભારતના યુદ્ધમાં પાંચ દિવસ સુધી સેનાપતિ પદ પર રહી, ઘોર યુદ્ધ કર્યું હતું (ગીતા-સાતવલેકર), પરંતુ પુત્ર અશ્વત્થામાના મૃત્યુના ભ્રમમૂલક સમાચાર સાંભળી, એમણે શસ્ત્રનો ત્યાગ કર્યો, તથા ધ્યાનનિષ્ઠામાં સ્થિત થઈ, ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા. આ પ્રકારે એમણે પ્રાણત્યાગ કર્યો ત્યારે એમના જ્યોતિર્મય સ્વરૂપના તેજથી આકાશમંડલ પરિપૂર્ણ થઈ ગયું. આ અવસ્થામાં ધૃષ્ટદ્યુમ્ને તરવારથી એમનું માથું કાપી નાખ્યું (મહા. દ્રોણપર્વ-૧૯૨)

દ્રોણાચાર્ય પાસે યુદ્ધમાં શસ્ત્રનો ત્યાગ કરાવવા માટે, ભીમે અશ્વત્થામા નામનો હાથી માર્યો, તથા ભગવાન્ શ્રીકૃષ્ણના કહેવાથી ધર્મરાજ યુધિષ્ઠિરે દ્રોણાચાર્યને 'અશ્વત્થામા હણાયો-નરો વા કુંજરો વા' એવી લોકપ્રસિદ્ધ અસત્ય હકીકત કહી, એ વૃત્તાંત બંકીમચંદ્રના અભિપ્રાય પ્રમાણે પ્રક્ષિપ્ત છે. બંકીમચંદ્રના અભિપ્રાય પ્રમાણે યુદ્ધમાં બાણોનાં ભાથાં ખૂટી જવાથી જ્યારે દ્રોણાચાર્યે ધનુષ ફેંકી દીધું, ત્યારે ધૃષ્ટદ્યુમ્ને એમના રથ ઉપર ચઢી એમનું માથું કાપી નાખ્યું હતું (વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ બંકીમ-કૃષ્ણચરિત્ર).

ભગવાન્ શ્રીકૃષ્ણના પવિત્ર ચરિત્રને તથા ધર્મનિષ્ઠ યુધિષ્ઠિરના ચરિત્રને કલંકરૂપ આ હકીકત પ્રક્ષિપ્ત હોવી જ યોગ્ય છે. મહાભારતના યુદ્ધ પછી ઉત્તરાને પરીક્ષિતનો પ્રસવ થયો ત્યારે તે મરી ગયેલા જેવો નિષ્પ્રાણ અવતર્યો હતો. પરીક્ષિત્ જીવતો ન થાય તો ઉત્તરા પ્રાણત્યાગ કરવા તૈયાર થઈ. ઉત્તરાએ દીન થઈ, ભગવાનને શરણે જઈ, પુત્રના જીવનની ભિક્ષા માગી. ભગવાન્ શ્રીકૃષ્ણ આ નિષ્પ્રાણ બાળકના દેહ પર પાણી છાંટતા બોલ્યા :-

अब्रवीच्च विशुद्धात्मा सर्वं विश्रावयन् जगत् । नोक्त पूर्वं मया मिथ्या स्वैरेष्वपि कदाचन । न च युद्धात् परावृत्तस्तथा सजीवतामयम् ॥ यथा मे दयितो धर्मो ब्राह्मणाश्च विशेषतः । अभिमन्योः सुतो जातो मृतो जीवत्वयं तथा ॥ यथाऽहं नाभिजानामि विजये्ऽपि कदाचन । विरोधं तेन सत्येन तथा जीवत्वयं शिशुः ॥ यथा कंसश्च केशी च धर्मेण निहतौ मया । तेन सत्येन बालोऽयं पुनः सजीवतामयम् ॥ ( મહા. આશ્વમેધિકપર્વ-૬૯, ૧૭-૨૨ ).

"મેં આજ સુધીમાં મશ્કરીમાં પણ અસત્ય ભાષણ કર્યું નથી, તથા યુદ્ધમાં પીઠ બતાવી નથી, મારા આ પુણ્યને પ્રભાવે આ બાળક જીવતો થાઓ. મારી ધર્મપ્રિયતા તથા બ્રાહ્મણો પ્રત્યેના મારા પૂજ્યભાવને લઈને આ અભિમન્યુનો પુત્ર જીવતો થાઓ. મેં વિજયમાં પણ બીજાનો વિરોધ કર્યો નથી, માટે આ પુત્ર જીવતો થાઓ. જો કંસ તથા કેશીને મેં ધર્મથી હણ્યા હોય તો તે સત્યના પ્રભાવે આ બાળક ફરીથી સચેતન થાઓ." (આશ્વમેધિકપર્વ-૬૯, ૧૭-૨૨).

" ધર્મ તથા સત્ય સર્વદા મારે વિષે પ્રતિષ્ઠિત હોય તો આ બાળક પુત્ર જીવતો થાઓ " એવાં ભગવાન્ શ્રીકૃષ્ણનાં વચનોના પ્રભાવથી ઉત્તરાપુત્ર પરીક્ષિત્‌ના દેહમાં ચેતન આવ્યું તથા તે રડવા વગેરે ચેષ્ટા કરવા લાગ્યો. આથી ભગવાન્ શ્રીકૃષ્ણની અખંડિત ધર્મનિષ્ઠા તથા સત્યનિષ્ઠા પ્રત્યક્ષ સિદ્ધ થાય છે.

**ભીષ્મપિતામહ :**— ભાગીરથી ગંગાથી ઉત્પન્ન થયેલા શાન્તનુપુત્ર ભીષ્મ 'દ્યો' નામના વસુના અવતાર હતા ( મ. ભા. શા. ૫–૫૦–૨૬ ). પિતા શાન્તનુનાં સત્યવતી સાથે લગ્ન કરતી વખતે ભીષ્મે આજીવન બ્રહ્મચર્યપાલનની પ્રતિજ્ઞા લીધી તેથી એનું ' ભીષ્મ ' નામ પડ્યું. ભીષ્મની ભીષણ પ્રતિજ્ઞાથી સંતુષ્ટ થયેલા પિતાએ એમને સ્વેચ્છામૃત્યુનું વરદાન આપ્યું.

ભીષ્મપિતામહ બાલબ્રહ્મચારી, અત્યંત તેજસ્વી, શસ્ત્રાસ્ત્રના પારદર્શી, અનુભવી, મહાજ્ઞાની, વીર, દૃઢનિશ્ચયી મહાપુરુષ હતા. ભીષ્મમાં શૌર્ય, તેજ, વીર્ય, ત્યાગ, તિતિક્ષા, ક્ષમા, દયા, શમ, દમ, સત્ય, અહિંસા, સંતોષ, શાંતિ, બળ, ન્યાયપ્રિયતા, નમ્રતા, ઉદારતા, લોકપ્રિયતા, સ્પષ્ટવક્તૃત્વ, સાહસ, વિરતિ, જ્ઞાન, વિજ્ઞાન, માતાપિતાની ભક્તિ, ગુરુસેવા વગેરે ગુણો પૂર્ણપણે વિકસેલા હતા. ભક્તિથી એમનું જીવન ઓતપ્રોત હતું. ભીષ્મપિતામહ શ્રીકૃષ્ણના સ્વરૂપ તથા તત્ત્વને જાણનાર એકનિષ્ઠ શ્રદ્ધાસંપન્ન પ્રેમી ભક્ત હતા. મહાભારતના કાળમાં એમના સમાન બીજો કોઈ વીર ન હતો. યુદ્ધ પૂર્વે પાંડવોને ન મારવાની ભીષ્મે દુર્યોધન સમક્ષ પ્રતિજ્ઞા લીધી હતી ( મ. ભા. ઉદ્યોગપર્વ–૧૫૬–૨૧ ).

મહાભારતના યુદ્ધ સમયે ૧૭૦ વર્ષના વૃદ્ધ હોવા છતાં ભીષ્મપિતામહે દશ દિવસ ઘોર યુદ્ધ કર્યું ( ગીતા–સાતવલેકર ૧૮ ). યુદ્ધને દશમે દિવસે શિખંડીથી પરાભવ પામ્યા પછી બાણશય્યા ઉપર સૂતાં સૂતાં એમણે યુધિષ્ઠિર વગેરેને તત્ત્વજ્ઞાનનો અલૌકિક ઉપદેશ આપ્યો, અને ઉત્તરાયણમાં સૂર્ય આવ્યો ત્યારે સ્વેચ્છાએ ભગવાનનું સ્મરણ કરતાં કરતાં દેહત્યાગ કર્યો.

**કર્ણ :** સૂર્યના પ્રભાવે કર્ણ કુંતિની કુમારી અવસ્થામાં જન્મ્યો હતો. કુંતિએ એને એક પેટીમાં મૂકી નદીમાં નાખી દીધો, પરંતુ ભાગ્યવશાત્ આ પેટી ' અધિરથ ' નામના સૂતના હાથમાં આવી. અધિરથની પત્ની રાધાએ કર્ણને પુત્રની પેઠે પાલન–પોષણ કરી ઉછેર્યો. કર્ણ કવચ–કુંડળ સાથે જન્મ્યો હતો, તેથી અધિરથે એનું ' વસુષેણ ' નામ પાડ્યું.

કર્ણ દ્રોણાચાર્ય તથા ભગવાન્ પરશુરામ પાસે શસ્ત્રવિદ્યા ભણ્યો હતો. શસ્ત્રવિદ્યા તથા યુદ્ધકળામાં કર્ણ અર્જુનસમાન હતો. દુર્યોધન સાથે કર્ણને ગાઢ મૈત્રી હતી. કર્ણ સર્વદા દુર્યોધનના હિતનું ચિંતન કરતો. દુર્યોધને કર્ણને અંગદેશનો રાજા બનાવ્યો હતો.

કર્ણની દાનશીલતા અદ્વિતીય હતી. સૂર્યની ઉપાસના કરતી વખતે એ કોઈ પણ વસ્તુનુ સહર્ષ દાન આપતો. દેવરાજ ઇંદ્રે બ્રાહ્મણનો વેશ લઈ, કર્ણ પાસે કવચ-કુંડળની ભિક્ષા માગી. કર્ણે ઇંદ્રને પ્રસન્નતાપૂર્વક કવચ-કુંડળોનુ દાન કર્યુ તેથી તે 'વૈકર્તન' કહેવાયો (દ્રોણપર્વ-૧૮૦-૧૯). ઇંદ્ર કર્ણને દાનના બદલામા એક વીરઘાતિની અમોઘ શક્તિ આપી. કર્ણ આ શક્તિનો અર્જુનની સામે ઉપયોગ કરવા માગતો હતો, પરંતુ યુદ્ધમા કર્ણને આ શક્તિનો ઘટોત્કચનો વધ કરવા માટે ઉપયોગ કરવો પડયો હતો.

યુદ્ધ પર્વે માતા કુંતિએ તથા ભગવાન્ શ્રીકૃષ્ણે કર્ણને એના જન્મનો ભેદ કહી, પાંડવપક્ષમા આવી યુદ્ધ કરવા માટે ઘણો સમજાવ્યો; પાંડવોનો વિજય થાય તો એને રાજપદની લાલચ આપી, પરંતુ પોતાની કીર્તિ, દુર્યોધનની મૈત્રી તથા વફાદારી વગેરેના વિચારે કર્ણે કૌરવપક્ષનો ત્યાગ કરવા ના પાડી. કર્ણે બે દિવસ કૌરવસેનાપતિ તરીકે ઘોર યુદ્ધ કર્યું. કર્ણ યુદ્ધમા અર્જુનને હાથે માર્યા ગયો (મહા કર્ણપર્વ)

**કૃપાચાર્ય** —મહર્ષિ શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય ધનુર્વિદ્યાના પારદર્શી તથા અનુભવી હતા મહારાજા શાન્તનુએ કૃપા કરી એમનુ પાલન-પોષણ કર્યું તેથી એમનુ કૃપાચાર્ય નામ પડયુ કૃપાચાર્ય વેદશાસ્ત્રના જ્ઞાતા, ધર્માત્મા તથા સદ્‌ગુણસપન્ન સદાચારી પુરુષ હતા કૌરવવંશનો નાશ થતા પછી કૃપાચાર્ય જીવતા રહ્યા હતા. કૃપાચાર્યે પરીક્ષિતને અસ્ત્રવિદ્યા શીખવી હતી

**અશ્વત્થામા** —દ્રોણપુત્ર અશ્વત્થામા શસ્ત્રવિદ્યામા અત્યંત નિપુણ, યુદ્ધકળામા પ્રવીણ તથા મહારથી હતા વૈરવૃત્તિના આવેશમા વિવેકશૂન્ય થઈ, અશ્વત્થામાએ પિતા દ્રોણાચાર્યનો વધ કરનાર ધૃષ્ટદ્યુમ્નને પાંડવ છાવણીમા જઈ, રાત્રે ઊંઘતા મારી નાખ્યો હતો મહાભારતના યુદ્ધ પછી અશ્વત્થામાએ દ્રૌપદીના પાચ ઊંઘતા બાળકોને મારી નાખ્યા હતા, પણ આત્મૌપમ્યદૃષ્ટિયુક્ત દ્રૌપદીએ અશ્વત્થામાને આ ઘોર કર્મ કરવા છતા ક્ષમા આપી હતી તે પ્રસિદ્ધ છે

**વિકર્ણ** —ધૃતરાષ્ટ્રનો પુત્ર વિકર્ણ ધર્માત્મા, વીર તથા મહારથી હતો. જ્યારે કૌરવસભામા દ્રૌપદીએ 'પોતાને ધર્મ પ્રમાણે દ્યૂતમા જીતવામા આવી છે કે નહિ' તે નિશ્ચિત કરવા બાબત પ્રશ્ન પૂછયો, ત્યારે વિદુર સિવાય ભીષ્મ પિતામહ વગેરે સર્વ મૌન રહ્યા પરંતુ વિકર્ણે કૌરવસભામા ઊભા થઈ કહ્યુ કે, 'દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર ન આપવો એ મોટો અન્યાય છે મારા અભિપ્રાય પ્રમાણે કૌરવોએ દ્રૌપદીને દ્યૂતમા ન્યાયપૂર્વક જીતી નથી' [મ ભા સભા૦-૬૭-૧૮-૨૫]

ભૂરિશ્રવા :—સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા યુદ્ધકળામાં કુશળ, ધર્માત્મા તથા મહારથી હતો. ભૂરિશ્રવાએ મોટી દક્ષિણાવાળા ઘણા યજ્ઞો કર્યા હતા. ભૂરિશ્રવા યુદ્ધમાં સાત્યકિને હાથે માર્યો ગયો.

જયદ્રથ :—જયદ્રથ સિંધુદેશનો રાજા હતો. પિતા વૃદ્ધક્ષત્રે જયદ્રથને વરદાન આપ્યું હતું કે, 'જે મારા પુત્રના મસ્તકને પૃથ્વી પર પાડશે તેના મસ્તકના સો ટુકડા થશે.' યુદ્ધમાં જયદ્રથે અભિમન્યુનો વધ કર્યો તેથી અર્જુને જયદ્રથનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી. ભગવાનની કૃપાથી અર્જુને એક બાણ વડે જયદ્રથનો વધ કર્યો તથા ભગવાનના સૂચનથી બીજું બાણ એવી રીતે માર્યું કે જેથી જયદ્રથનું માથું પૃથ્વી પર ન પડતાં, તીર્થમાં તપ કરતા તેના પિતા વૃદ્ધક્ષત્રના ખોળામાં પડ્યુ; તથા તેના ખોળામાંથી તે માથું પૃથ્વી પર પડ્યું, તેથી તે મૃત્યુ પામ્યો. આ પ્રકારે પોતાના પુત્રના સંરક્ષણ માટેનું વરદાન પોતાના જ મૃત્યુના કારણરૂપ થયું (મ. ભા. દ્રોણપર્વ–૧૪૬–૬૨–૧૧૭).

લોકદૃષ્ટિથી ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ તથા જયદ્રથ અજીત મનાતા હતા. ભક્ત અર્જુન નિઃશંક થઈ યુદ્ધ કરે તે હેતુથી, એ ચારે મહારથીઓના પરાભવ, પરાજય તથા મૃત્યુ વિષે, ભગવાન્ શ્રીકૃષ્ણે 'मयैवैते निहताः पूर्वमेव'। (ગી. ૧૧–૩૩) 'આ ભીષ્માદિ સર્વ વીરોને મેં પ્રથમથી જ હણેલા છે' એમ કહી, અર્જુનનો સંશય નિવૃત્ત કર્યો હતો. (ગી. ૧૧–૩૩–૩૪ તથા વિવેચન).

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

અન્વયાર્થ :— अन्ये બીજા च પણ बहवः ઘણા शूराः શૂરવીરો मदर्थे મારે માટે–મારા જયરૂપી પ્રયોજન માટે (શંકરાનંદ) त्यक्तजीविताः પ્રાણ દેનારા नानाशस्त्रप्रहरणाः અનેક પ્રકારનાં શસ્ત્રોથી લડનારા सर्वे તેઓ બધા युद्धविशारदाः યુદ્ધમાં કુશળ છે. (૯)

શબ્દાર્થ :—બીજા પણ ઘણા શૂરવીરો મારે અર્થે પ્રાણ દેનારા, તથા અનેક પ્રકારનાં શસ્ત્રોથી લડનાર છે. તેઓ બધા યુદ્ધમાં કુશળ છે. (૯)

વિવેચન :—હે આચાર્ય ! ભીષ્મપિતામહ, કર્ણ, જયદ્રથ વગેરે ઉપરાંત આપણા સૈન્યમાં શલ્ય, કૃતવર્મા, ભગદત્ત, બાલ્હીક વગેરે બીજા ઘણા શૂરવીર યોદ્ધાઓ છે. એ સર્વે મારા વિજય માટે પ્રાણત્યાગ કરવા તત્પર છે તથા તે બધા ત્રિશૂલ, ગદા, ચક્ર વગેરે શસ્ત્રોથી યુદ્ધ કરવામાં પ્રવીણ છે.

આ પ્રમાણે દુર્યોધને દ્રોણાચાર્ય પાસે પોતાના સૈન્યનું વિપુલપણું, અનન્યપણું, શૂરવીરપણું, યુદ્ધનો ઉદ્યોગ તથા યોદ્ધાઓની કુશળતાનું વર્ણન કર્યું. (મધુ).

અવતરણિકા :—હવે દુર્યોધન કૌરવ તથા પાંડવસેનાની તુલના કરે છે :

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम्।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

**અન્વયાર્થ**.—अस्माक આપણુ तत તે बल સૈન્ય अपर्याप्त અનંત છે-અપરિમિત છે, તથા भीष्माभिरक्षित ભીષ્મપિતામહ વડે રક્ષણ પામેલું છે तु પણ एतेषा પાડવોનું इद આ बल સૈન્ય पर्याप्त ન્યૂન–અલ્પ–પરિમિત છે, તથા भीमाभिरक्षित અસ્થિરબુદ્ધિવાળા ભીમ વડે રક્ષણ પામેલું છે (મધુ નીલકંઠ, વગેરે) (૧૦)

**શબ્દાર્થ**.—આપણું સૈન્ય અપરિમિત (અનંત) છે તથા ભીષ્મવડે રક્ષણ પામેલું છે, પણ પાડવોનું સૈન્ય પરિમિત છે, તથા ભીમવડે રક્ષણ પામેલું છે (૧૦)

**વિવેચન** — હે આચાર્ય ! આપણું સૈન્ય અગિયાર અક્ષૌહિણી તથા શસ્ત્ર-શાસ્ત્રનિપુણ, અત્યંત સૂક્ષ્મબુદ્ધિવાળા તથા ભગવાન્ પરશુરામનો પરાજય કરનાર ભીષ્મપિતામહ વડે રક્ષણ પામેલું છે પાડવોનું સૈન્ય સાત અક્ષૌહિણી છે, તથા અતિ ચપળબુદ્ધિવાળા [સ્થૂલબુદ્ધિવાળા] ભીમસેન વડે રક્ષણ પામેલું છે ભીષ્મ જેવા સેનાપતિએ ચારે તરફથી રક્ષણ કરેલું આપણું સૈન્ય પાડવોથી ઘેરી શકાય એમ નથી, પરંતુ ભીમ જેવા ચચળ બુદ્ધિવાળા સેનાપતિથી ચારે તરફથી રક્ષણ કરેલું પાડવોનું સૈન્ય આપણાથી ઘેરી શકાય એવું છે માટે યુદ્ધમા આપણો જ વિજય થશે અથવા આપણે ભયનું કંઈ કારણ નથી એ અભિપ્રાય છે [મધુ નીલકંઠ વગેરે]

**શ્રીરામાનુજાચાર્ય, શ્રીધર વગેરેનો અર્થ**

ભીષ્મે રક્ષેલી આપણી સેનાનું બળ અપૂર્ણ છે [કેશવ] અર્થાત્ પાડવો પર વિજય પ્રાપ્ત કરવા અસમર્થ છે [રા ભા , શ્રીધર] પરંતુ ભીમથી રક્ષિત પાડવોની સેનાનું બળ પૂર્ણ છે [કેશવ] અર્થાત્ આપણા ઉપર વિજય પ્રાપ્ત કરવા સમર્થ છે [રા ભા ] ભીમ કરતા ભીષ્મ વધારે બળવાન્ છે, પરંતુ ભીષ્મપિતામહ કૌરવો તથા પાડવોને સમાન ગણે છે, માટે ભીષ્મથી રક્ષણ પામેલું કૌરવસૈન્ય પાડવોને જીતવા અસમર્થ છે, એ ભાવ છે [શ્રીધર]

**અક્ષૌહિણી** —૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ અશ્વ, ૧૦૯૩૫૦ પાયદળ બધા મળીને ૨૧૮૭૦૦ અક્ષૌહિણીની સખ્યા થાય છે મહાભારતના યુદ્ધમા ૧૮ અક્ષૌહિણી સેના હતી એટલામા એટલી ગણતરી કરવામા આવે તો

આશરે ચાળીશ લાખ વીર આ યુદ્ધમાં એકઠા થયા હતા. આ ભારતીય સભ્યતાની જીવન્ત મૂર્તિઓ હતા. એઓમાંથી થોડા ગણતરીના માણસો જ બચ્યા, બાકીના બધા કપાઈ ગયા. આ પ્રમાણે ભારતના વીરપુરુષો કપાઈ જવાથી ભારતીય સભ્યતા ઘણીખરી નષ્ટ જેવી થઈ ગઈ [ ગીતા–સાતવલેકર, ૪૯ ] [ ૧૦ ].

અવતરણિકા :— હવે દુર્યોધન દ્રોણાચાર્ય વગેરેને તેમના કર્તવ્યનું સૂચન કરે છે :

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥

અન્વયાર્થ :— हि તેથી भवन्तः આપ सर्वे સર્વે एव જ सर्वेषु अयनेषु च સર્વ માર્ગોમાં यथाभागम् પોતપોતાના સ્થાનમાં अवस्थिताः ઊભા રહી भीष्म ભીષ્મપિતામહનું एव જ अभिरक्षन्तु ચારે બાજુથી રક્ષણ કરો [ ૧૧ ].

શબ્દાર્થ :— તેથી તમે બધા વ્યૂહરચનામાં પેસવાના સર્વ માર્ગોમાં પોતપોતાના સ્થાનમાં ઊભા રહી, ભીષ્મપિતામહનું જ ચારે બાજુથી રક્ષણ કરો [ ૧૧ ].

વિવેચન :— હે આચાર્ય ! આપણી કૌરવસેનાના નાયક ભીષ્મપિતામહ છે. યુદ્ધમાં આપણો વિજય ભીષ્મને આધીન છે. માટે આપ સર્વે વ્યૂહરચનામાં પેસવાના સર્વ માર્ગોમાં પોતપોતાના સ્થાનમાં સ્થિરતાથી ઊભા રહી, સર્વ દિશાઓથી સર્વ પ્રકારે સાવધાનતાપૂર્વક ભીષ્મપિતામહનું જ રક્ષણ કરો. કારણકે ભીષ્મપિતામહનું રક્ષણ થતાં, તેમની કૃપાથી આપણા સર્વનું રક્ષણ થશે. ભીષ્મપિતામહ એકલા જ પાંડવો સાથે યુદ્ધ કરવા સમર્થ છે. ભીષ્મપિતામહનો પરાભવ કરવા કોઈ સમર્થ નથી. પરંતુ ભીષ્મપિતામહે સ્ત્રીદેહે જન્મેલા દ્રુપદપુત્ર શિખંડી સામે શસ્ત્રપ્રહાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી છે. શિખંડી સિવાય પાંડવપક્ષનો કોઈ પણ યોદ્ધો ભીષ્મપિતામહનો પરાભવ *કરવા સમર્થ નથી. માટે આપ સર્વે ખાસ કરીને ભીષ્મપિતામહનું શિખંડીથી* સર્વ પ્રકારે રક્ષણ કરવા સાવધાન રહો.

### શિખંડી–જન્મકથા

ભીષ્મપિતામહના મૃત્યુના નિમિત્તથી જન્મેલા દ્રુપદપુત્ર શિખંડીની કથા અદ્‌ભુત છે. ભીષ્મે કાશિરાજની પુત્રી અંબાનું હરણ કર્યું. અંબાએ ભીષ્મને કહ્યું :–'હું શાલ્વરાજને મનથી વરી ચૂકી છું, માટે મને પાછી ત્યાં પહોંચાડી દો.' ભીષ્મે અંબાને મુક્ત કરી, પરંતુ ભીષ્મથી હરણ થયેલી હોવાથી શાલ્વરાજાએ અંબાનો અસ્વીકાર કર્યો [ ભીષ્મપર્વ, અ. ૧૦૫ ].

શાલ્વને મનથી વરેલી હોવાથી પાછી આવેલી અંબાનો ભીષ્મપિતામહે પણ સ્વીકાર ન કર્યો. અને આ પ્રકારે કુંવારી રહેલી અંબાએ ભીષ્મ પર વૈર લેવા માટે પ્રથમ ભગવાન્ પરશુરામને તપ વડે પ્રસન્ન કર્યા. ભગવાન્ પરશુરામે ભીષ્મપિતામહ સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું. સત્તર દિવસ ભયંકર યુદ્ધ થયું, પરંતુ ભીષ્મપિતામહ પરાભવ ન પામ્યા; અને નારદ, ગંગામાતા વગેરેના કહેવાથી યુદ્ધ બંધ થયું. ત્યાર પછી અંબાએ તપ વડે ભગવાન્ શંકરને પ્રસન્ન કર્યા [ અ. ૧૮૬ ]. અંબાના દેહે ભીષ્મ પરનું વૈર શાંત કરવું શક્ય ન હોવાથી, ભગવાન્ શંકરના વરદાનથી અંબાનો દ્રુપદપુત્ર શિખંડી તરીકે જન્મ થયો.

શિખંડીનો જન્મ વખતે સ્ત્રીદેહ હતો, પરંતુ ૧૭–૧૮ વર્ષની ઉંમરે એક યક્ષની કૃપાથી શિખંડીને પુરુષદેહ પ્રાપ્ત થયો [ શિખંડીની જન્મકથાના વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ : મહા. ભીષ્મપર્વ–અધ્યાય–૧૭૫–૧૯૨ ].

શિખંડી પોતાના મૃત્યુના નિમિત્તથી જન્મેલો છે; એ ભીષ્મપિતામહ જાણતા હતા, પરંતુ શિખંડી પૂર્વજન્મમાં અંબા તથા આ જન્મમાં સ્ત્રીદેહે જન્મેલો હોવાથી ભીષ્મપિતામહે શિખંડી સામે શસ્ત્રપ્રહાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. મહાભારતના યુદ્ધમાં ભીષ્મપિતામહ શિખંડીથી પરાભવ પામ્યા.

આ પ્રકારે ભૂમંડળમાં અદ્વિતીય ભીષ્મપિતામહ સામે અંબા જેવી એક અબળા પોતાનું વૈર શાંત કરવા સમર્થ થઈ. પુરુષાર્થથી સર્વ કંઈ સાધ્ય છે, એ શિખંડીની જન્મકથાનો ભાવ છે; અને નિર્બળની અવજ્ઞા પણ મૃત્યુના કારણરૂપ થાય છે, એ બોધ છે [ ૧૧ ].

**અવતરણિકા** :— હવે દુર્યોધનનાં સ્તુતિવચનો સાંભળી ભીષ્મપિતામહે શંખનાદ કર્યો તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે :

**तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।**
**सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥**

**અન્વયાર્થ** :— प्रतापवान् પ્રતાપી कुरुवृद्धः કૌરવોમાં વૃદ્ધ એવા पितामहः પિતામહે तस्य તે દુર્યોધન રાજાને हर्षं હર્ષ संजनयन् ઉત્પન્ન કરવા उच्चैः ઊંચે સ્વરે सिंहनादं સિંહનાદ विनद्य કરીને शंखं શંખ दध्मौ વગાડ્યો [ ૧૨ ].

**શબ્દાર્થ** :— પ્રતાપી કુરુવૃદ્ધ ભીષ્મપિતામહે દુર્યોધનને હર્ષ ઉપજાવવા સિંહનાદ કરીને ઊંચે સ્વરે શંખ વગાડ્યો [ ૧૨ ].

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदमध्मतुः ॥ १४ ॥

અન્વયાર્થ :– ततः ત્યાર પછી श्वेतैः સફેદ हयैः ઘોડાઓ વડે युक्ते જોડેલા महति મોટા—પૂજ્ય [શંકરાનંદ] स्यदने રથમાં स्थितौ બેઠેલા माधवः मा = લક્ષ્મી धवः = પતિ અર્થાત્ લક્ષ્મીપતિ ભગવાન્ શ્રીકૃષ્ણે च एव અને पांडवः અર્જુને दिव्यो દિવ્ય-સ્વર્ગમાં ઉત્પન્ન થયેલા [શંકરાનંદ] शंखौ શંખો प्रदध्मतु વગાડયા [૧૪].

શબ્દાર્થ :— ત્યાર પછી સફેદ ઘોડાવાળા મોટા રથમાં બેઠેલા શ્રીકૃષ્ણે તથા અર્જુને દિવ્ય શંખો વગાડયા [૧૪].

વિવેચન :— હે ધૃતરાષ્ટ્ર! તે કૌરવોનો યુદ્ધનાદ થયા પછી મોટા [પૂજ્ય] રથમાં બેઠેલા ભગવાન્ શ્રીકૃષ્ણ અને પાંડુપુત્ર અર્જુને એક જ વિજયધ્વનિ કરનારા અને દિવ્ય એવા પોતપોતાના શંખને વગાડયા.

આ અર્જુનનો નંદિઘોષ નામનો રથ સોનાથી મઢેલો, તેજોમય, પ્રકાશયુક્ત, મજબૂત, મોટો, સુંદર તથા કોઈથી પણ ચલાયમાન ન થાય એવો હતો. આ રથને ચિત્રરથ ગંધર્વે આપેલા સો ઘોડા પૈકી શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ તથા બલાહક નામના ચાર સફેદ ઘોડા જોડવામાં આવ્યા હતા. આ ઘોડાઓ મૃત્યુ પામે છતાં તેની સંખ્યામાં ઘટાડો થતો ન હતો. આ રથ સમસ્ત પૃથ્વી, સ્વર્ગ વગેરે સ્થાનોમાં જઈ શકતો હતો [મહા. ઉદ્યોગ.–૫૬]. ખાંડવવન બાળ્યું ત્યારે અગ્નિદેવે પ્રસન્ન થઈ, આ રથ અર્જુનને આપ્યો હતો [મહા. આદિ૦–૨૫૫–૧૦–૧૭].

જે રથમાં શાર્ઙ્ગધનુષધારી ભગવાન્ શ્રીકૃષ્ણ સારથિ હોય, ગાંડીવધનુર્ધારી અર્જુન રથમા બિરાજમાન હોય, તથા સાક્ષાત્ શ્રીહનુમાન્ ધ્વજામાં સ્થિત હોય [ભીષ્મ૦–૫૨–૧૮] તેનો પરાભવ કરવા કોણ સમર્થ છે? सर्वथा जेतुमशक्यावित्यर्थः। [મધુ.]. દિવ્ય રથમાં બેસી યુદ્ધ કરનાર અર્જુન અજેય છે, જ્યાં લક્ષ્મીપતિ ભગવાન્ શ્રીકૃષ્ણ છે, ત્યાં સર્વદા જયશ્રીયોદિ સર્વવિધ લક્ષ્મીનો નિવાસ છે, અને તેથી પાંડવોનો જય થશે એ સૂચન છે [વે. બ. ગી.] [૧૪].

અવતરણિકા :— હવે સંજય ભગવાન્ શ્રીકૃષ્ણ વગેરેના શંખોનાં નામો કહે છે :

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः।
पौण्ड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥

વિવેચન :— હે ધૃતરાષ્ટ્ર ! પાંડવોની સેનાને જોઈ ભયભીત થયેલો દુર્યોધન, ભયની નિવૃત્તિ માટે કપટભાવે દ્રોણાચાર્યના શરણને પ્રાપ્ત થયો. 'આવા કાળમાં પણ રાજા દુર્યોધન મારી સાથે કપટભાવથી વર્તે છે' એવો મનમાં અસંતોષ આવવાથી, દ્રોણાચાર્યે વાઙ્‌માત્રથી પણ દુર્યોધનનો આદર કર્યો નહિ. દ્રોણાચાર્યે આ પ્રકારે ઉપેક્ષા કરી તેથી દુર્યોધને 'अयनेषु च सर्वेषु' ઇત્યાદિ વચનો વડે ભીષ્મપિતામહની સ્તુતિ કરી; અને તેથી દુર્યોધન ભય ન પામે તથા તેને યુદ્ધ માટે ઉત્સાહ રહે એ હેતુથી દુર્યોધનને હર્ષ ઉપજાવતાં સિંહનાદ કરીને ભીષ્મપિતામહે ઉચ્ચે સ્વરે પોતાનો શંખ વગાડયો.

અહીં સંજયે ભીષ્મપિતામહને કુરુવૃદ્ધ, પિતામહ તથા પ્રતાપવાન્ એવાં ત્રણ વિશેષણો આપેલાં છે. કુરુવૃદ્ધ હોવાથી ભીષ્મે આચાર્યના તથા દુર્યોધનના અભિપ્રાયને જાણ્યા છે, પિતામહ હોવાથી આચાર્યની પેઠે દુર્યોધનનો અનાદર કર્યો નથી; અને પ્રતાપવાળા હોવાથી શત્રુઓમાં ભયને પેદા કરવા માટે સિંહનાદપૂર્વક શંખનાદ કર્યો છે [ મધુ ] [ ૧૨ ].

અવતરણિકા :— હવે સંજય કૌરવસૈન્યના ઉત્સાહનું વર્ણન કરે છે :

**ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।**
**सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥**

અન્વયાર્થ :— ततः ત્યાર પછી शंखाः શંખો च તથા भेर्यः ભેરીઓ-નોબતો च અને पणवानकगोमुखाः ઢોલ-મૃદંગ જેવાં વાજિંત્રો, નગારાં તથા રણશિંગાં सहसा एव એક સાથે-તત્કાળ જ अभ्यहन्यन्त વાગવા લાગ્યાં सः તે शब्दः અવાજ तुमुलः ભયંકર-ઘણો મોટો अभवत् થયો. [ ૧૩ ].

શબ્દાર્થ :—ભીષ્મપિતામહના શંખનો ધ્વનિ થયા પછી શંખો, ભેરીઓ, ઢોલ, નગારાં તથા રણશિંગાં એક સાથે વાગી ઊઠ્યાં. આ અવાજ ભયંકર હતો [ ૧૩ ].

વિવેચન :— ભીષ્મપિતામહના શંખનો ધ્વનિ સાંભળી, દ્રોણાચાર્ય વગેરે કૌરવસેનાના યોદ્ધાઓમાં યુદ્ધ માટે ઉત્સાહ ઉત્પન્ન થયો; અને તે બધા પોતાના શંખો, ભેરીઓ, ઢોલ, નગારાં, મૃદંગ, રણશિંગાં વગેરે વગાડવા લાગ્યા. આ શંખ વગેરે વાજિંત્રોનો ભયંકર અવાજ થયો. પરંતુ આ ભયંકર અવાજથી પાંડવો ક્ષોભ ન પામ્યા [ ૧૩ ].

અવતરણિકા :— હવે સંજય પાંડવસેનાની પ્રવૃત્તિનું વર્ણન કરે છે :

**ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ।**
**माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदमघ्मतुः॥ १४॥**

અન્વયાર્થ :- ततः ત્યાર પછી श्वेतै સફેદ हयैः ઘોડાઓ વડે युक्ते જોડેલા महति મોટા—પૂજ્ય [શંકરાનંદ] स्यंदने રથમા स्थितौ બેઠેલા माधवः मा = લક્ષ્મી धवः = પતિ અર્થાત્ લક્ષ્મીપતિ ભગવાન્ શ્રીકૃષ્ણે च एव અને पांडवः અર્જુને दिव्यौ દિવ્ય-સ્વર્ગમાં ઉત્પન્ન થયેલા [શંકરાનંદ] शंखौ શંખો प्रदध्मतु વગાડયા [૧૪].

શબ્દાર્થ :— ત્યાર પછી સફેદ ઘોડાવાળા મોટા રથમા બેઠેલા શ્રીકૃષ્ણે તથા અર્જુને દિવ્ય શંખો વગાડયા [૧૪].

વિવેચન :— હે ધૃતરાષ્ટ્ર! તે કૌરવોનો યુદ્ધનાદ થયા પછી મોટા [પૂજ્ય] રથમાં બેઠેલા ભગવાન્ શ્રીકૃષ્ણ અને પાંડુપુત્ર અર્જુને એક જ વિજયધ્વનિ કરનારા અને દિવ્ય એવા પોતપોતાના શંખને વગાડયા.

આ અર્જુનનો નંદિઘોષ નામનો રથ સોનાથી મઢેલો, તેજોમય, પ્રકાશયુક્ત, મજબૂત, મોટો, સુંદર તથા કોઈથી પણ ચલાયમાન ન થાય એવો હતો. આ રથને ચિત્રરથ ગંધર્વે આપેલા સો ઘોડા પૈકી શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ તથા બલાહક નામના ચાર સફેદ ઘોડા જોડવામા આવ્યા હતા. આ ઘોડાઓ મૃત્યુ પામે છતા તેની સંખ્યામાં ઘટાડો થતો ન હતો. આ રથ સમસ્ત પૃથ્વી, સ્વર્ગ વગેરે સ્થાનોમા જઈ શકતો હતો [મહા. ઉદ્યોગ – ૫૬]. ખાંડવવન બાળ્યું ત્યારે અગ્નિદેવે પ્રસન્ન થઈ, આ રથ અર્જુનને આપ્યો હતો [મહા. આદિ૦–૨૫૫–૧૦–૧૭].

જે રથમા શાર્ઙ્ગધનુષધારી ભગવાન્ શ્રીકૃષ્ણ સારથિ હોય, ગાંડીવધનુર્ધારી અર્જુન રથમા બિરાજમાન હોય, તથા સાક્ષાત્ શ્રીહનુમાન્ ધ્વજામા સ્થિત હોય [ભીષ્મ૦–૫૨–૧૮] તેનો પરાભવ કરવા કોણ સમર્થ છે? सर्वथा जेतुमशक्यावित्यर्थः। [મધુ]. દિવ્ય રથમા બેસી યુદ્ધ કરનાર અર્જુન અજેય છે, જ્યા લક્ષ્મીપતિ ભગવાન્ શ્રીકૃષ્ણ છે, ત્યા સર્વદા જયશૌર્યાદિ સર્વવિધ લક્ષ્મીનો નિવાસ છે, અને તેથી પાંડવોનો જય થશે એ સૂચન છે [વે. બ્ર. ગી.] [૧૪].

અવતરણિકા :— હવે સંજય ભગવાન્ શ્રીકૃષ્ણ વગેરેના શંખોનાં નામો કહે છે :

**पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः।**
**पौण्ड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः॥ १५॥**

અન્વયાર્થ :— हृषीकेशः— हृषीक એટલે ઇન્દ્રિયો ને ईश એટલે તેનો પ્રેરક અર્થાત્ ઇન્દ્રિયોને પોતપોતાના કાર્યમાં પ્રેરનાર ભગવાન્ શ્રીકૃષ્ણે पाञ्चजन्य —पञ्चजनात् उत्पन्नं पांचजन्यम् અર્થાત્ પંચજનથી [ ઇન્દ્રિયોની રૂપાદિ પાંચ પ્રકારની અવસ્થાથી ] ઉત્પન્ન થયેલો માટે ' પાંચજન્ય ' નામના શંખને धनजयः અર્જુને देवदत्तम् — देवेन दत्तम् देवदत्तम् અર્થાત્ દેવોએ આપેલો માટે ' દેવદત્ત ' નામના શંખને અને भीमकर्मा ઉગ્ર કર્મ કરનારા वृकोदरः વૃક નામનો અગ્નિ જેના પેટમાં છે એવા ભીમસેને पौण्ड्रं ' પૌંડ્ર ' નામના महाशखं મોટા શંખને दध्मौ વગાડ્યો [ ૧૫ ].

શબ્દાર્થ :— ભગવાન્ શ્રીકૃષ્ણે ' પાંચજન્ય ' નામનો શંખ, અર્જુને ' દેવદત્ત ' નામનો શંખ તથા ઉગ્ર કર્મ કરનારા ભીમસેને ' પૌંડ્ર ' નામનો મોટા શંખ વગાડ્યો [ ૧૫ ].

વિવેચન :— હે ધૃતરાષ્ટ્ર! ભગવાન્ શ્રીકૃષ્ણે સાંદીપનિમુનિને ગુરુદક્ષિણા માટે મૃત્યુ પામેલા ગુરુપુત્ર લેવા જતી વેળા સમુદ્રમાં પાંચજન્ય નામના અસુરનો વધ કરી મેળવેલો ' પાંચજન્ય ' નામનો શંખ વગાડ્યો; [હરિવંશ–૨–૩૩–૧૭]. સર્વ દેશોને જીતી ધન પ્રાપ્ત કરનાર હોવાથી ' ધનંજય ' નામે પ્રસિદ્ધ અર્જુને નિવાતકવચ વગેરે દૈત્યો સાથે યુદ્ધ કરતી વખતે ઇન્દ્રે આપેલો ' દેવદત્ત ' નામનો શંખ વગાડ્યો [ વનપર્વ–૧૭૪–૫ ]. તથા હિડિમ્બાદિ રાક્ષસોનો વધ કરનાર તથા ભયંકર કર્મો કરનાર ભીમસેને ' પૌંડ્ર ' નામનો મોટા શંખ વગાડ્યો [૧૫].

अनन्तविजयं राजा कुंतिपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

અન્વયાર્થ :— कुंतिपुत्रः કુંતિપુત્ર राजा રાજા युधिष्ठिरः યુધિષ્ઠિરે अनतविजय–अनतो नाशरहितो विजयो यस्मात् અર્થાત્ જેનાથી નાશરહિત વિજય પ્રાપ્ત થાય એવો ' અનંતવિજય ' નામનો શંખ વગાડ્યો. नकुलः નકુલે च તથા सहदेवः સહદેવે सुघोषमणिपुष्पकौ ' સુઘોષ ' અને ' મણિપુષ્પક ' નામના શંખ અનુક્રમે વગાડ્યા [ ૧૬ ].

શબ્દાર્થ :— કુંતિપુત્ર રાજા યુધિષ્ઠિરે ' અનંતવિજય ' નામનો, નકુલે ' સુઘોષ ' નામનો તથા સહદેવે ' મણિપુષ્પક ' નામનો શંખ વગાડ્યો [ ૧૬ ].

વિવેચન :— युधि स्थिरत्वाद्युधिष्ठिरः । [ શંકરાનંદ ] યુદ્ધમાં સ્થિર રહેવાવાળા ધર્મપુત્ર યુધિષ્ઠિરે ' અનંતવિજય ' નામનો શંખ વગાડ્યો, નકુલે ' સુઘોષ ' નામનો શંખ વગાડ્યો, તથા સહદેવે ' મણિપુષ્પક ' નામનો શંખ વગાડ્યો.

પાંડવસૈન્યમાં પાંચજન્ય, દેવદત્ત, પૌંડ્ર, અનંતવિજય વગેરે સ્વનામ પ્રસિદ્ધ શંખો છે, પરંતુ કૌરવસૈન્યમાં સ્વનામ પ્રસિદ્ધ એક પણ શંખ નથી તેથી પાંડવસેના કૌરવસેનાથી પ્રબળ છે, એમ કહી, સંજય પાંડવોના વિજયનું સૂચન કરે છે [ ૧૬ ]

ત્યાર પછી :—

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान् दध्मुः पृथक्पृथक् ॥ १८ ॥

અન્વયાર્થ :— पृथिवीपते ! હે રાજન્ ! च વળી परमेष्वासः મોટા ધનુષવાળા काश्यः કાશિરાજ च અને महारथः મહારથી शिखंडी — 'शिखंड श्मश्रुशून्यता' અર્થાત્ જેને કેશ નથી તે એટલે કે બાડમૂછો શિખંડી च તથા धृष्टद्युम्न ધૃષ્ટદ્યુમ્ન विराट વિરાટ च અને अपराजितः અજેય सात्यकिः સાત્યકી च તથા द्रुपदः દ્રુપદરાજ द्रौपदेयाः દ્રૌપદીના પુત્રો च તથા महाबाहुः મોટા હાથવાળો सौभद्रः સુભદ્રાપુત્ર અભિમન્યુ सर्वशः એ બધાએ पृथक् पृथक् પોતપોતાના જુદાજુદા शंखान् શંખો दध्मुः વગાડ્યા [ ૧૭–૧૮ ].

શબ્દાર્થ :— હે રાજન્ ! મોટા ધનુષવાળા કાશિરાજ, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટરાજા, અજેય સાત્યકિ, દ્રુપદરાજા, દ્રૌપદીના પુત્રો તથા મહાબાહુ અભિમન્યુ એ બધાએ પોતપોતાના શંખો વગાડ્યા [૧૭–૧૮].

અવતરણિકા :— હવે સંજય ધૃતરાષ્ટ્રને પાંડવસેનાના શંખનાદનું પરિણામ કહે છે :

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

અન્વયાર્થ :— नभः આકાશને च તથા पृथिवीम् પૃથ્વીને च एव પણ व्यनुनादयन् ગજાવી દેતા — ગજાવતા सः તે तुमुल. ભયંકર તીવ્ર घोषः શંખનાદે धार्तराष्ट्राणां કૌરવોનાં हृदयानि હૃદયોને व्यदारयत् ચીરી નાખ્યા [ ૧૯ ]

શબ્દાર્થ :—પૃથ્વી તથા આકાશને ગજાવતા એ ભયંકર શંખનાદે કૌરવોના હૃદયોને ચીરી નાખ્યાં [ ૧૯ ].

વિવેચન :—હે ધૃતરાષ્ટ્ર ! કૌરવસેનાના તીવ્ર શંખનાદથી પાંડવો જરાપણ ક્ષોભ પામ્યા નહિ, પરંતુ પાંડવસેનાના પાંચજન્ય, દેવદત્ત, પૌંડ્ર વગેરે શંખો તથા યુદ્ધનાં વાજિંત્રોના પ્રચંડ ધ્વનિથી આકાશ, પૃથ્વી તથા સર્વ દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ; તથા આ ભયંકર શંખનાદે કૌરવોનાં હૃદયને ચીરી નાખ્યાં. આ તુમુલ ધ્વનિથી કૌરવોનાં હૃદયમાં હૃદય–વિદારણ સમાન વ્યથા ઉત્પન્ન થઈ [ મધુ. કેશવ વગેરે ]. तेन नादेन भग्नहृदया जाता इत्यर्थः। [ શંકરાનંદ ] આ શંખનાદથી કૌરવોનાં હૃદયો ભાંગી ગયાં અર્થાત્ તેમનો યુદ્ધમાં વિજય મારનો ઉત્સાહ નાશ પામ્યો [૧૯].

અવતરણિકા :—"तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते। [ છા. ઉ. ૮–૧–૬ ] જેમ આ મનુષ્યલોકમાં કર્મવડે સંપાદન કરેલા ભોગો નાશ પામે છે, તેમ સ્વર્ગાદિ લોકમાં પુણ્યવડે સંપાદન કરેલા ભોગો પણ નાશ પામે છે." "सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते" [ કઠ. ૧–૧–૬ ] અન્નાદિની સદશ મનુષ્ય પકે છે. [ મૃત્યુ પામે છે ] તથા પુનઃ ઉત્પન્ન થાય છે. 'श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्' [ કઠ. ઉપ. ૧–૧–૨૬ ] હે અંતક [યમ] ! તમે કહેલા સ્ત્રીપુત્રધનાદિ સર્વે ભોગો નશ્વર છે. पराचः कामाननुयन्ति बालाः। [ કઠ. ઉપ. ૨–૧–૨ ] અવિવેકી પુરુષો અનિત્ય વિષયોને અનુસરે છે.

વળી कर्मणा पितृलोको विद्यया देवलोक इति। કર્મવડે પિતૃલોકની પ્રાપ્તિ થાય છે અને વિદ્યાવડે દેવલોકની પ્રાપ્તિ થાય છે. अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ततो भूय इव ते तमो य उ विद्यायाँ रताः। [ઈશા. ૯] જેઓ કર્મને ઉપાસે છે તેઓ અજ્ઞાનાત્મક ગાઢ અંધકારમાં પ્રવેશ કરે છે, તથા જેઓ કર્મનો ત્યાગ કરી વિદ્યામાં રત છે અર્થાત્ જેઓ અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થવા પૂર્વે સંન્યાસ લે છે અથવા ઉપાસનામાં આસક્ત છે તેઓ અધિક અંધકારમાં પ્રવેશ કરે છે, અર્થાત્ તેઓ સંસારમાં અધિક ભ્રમણ કરે છે. ઇત્યાદિ શ્રુતિઓવડે; તથા जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च। [ ગી. ૨–૨૭ ] ઉત્પન્ન થયેલાનું મરણ અવશ્ય થાય છે, અને મરણ પામેલાનો જન્મ અવશ્ય થાય છે. 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति' [ ગી. ૯–૨૧ ] સકામ કર્મ કરનાર મનુષ્ય સ્વર્ગલોકને ભોગવી પુણ્ય ક્ષીણ થતાં મનુષ્યાદિ લોકમાં જન્મ પામે છે, ઇત્યાદિ અનેક સ્મૃતિઓવડે; તથા 'जन्यत्वदृश्यत्वादियुक्तिभिश्च' જન્યત્વ, દૃશ્યત્વ આદિ યુક્તિઓથી અર્થાત્ 'જે જન્ય તથા દૃશ્ય છે તે નશ્વર છે' ઇત્યાદિ યુક્તિઓ વડે 'મુમુક્ષુએ પોતાના પૂજવા યોગ્ય

દેવતાઓનો, તે દેવતાઓને ઉદ્દેશીને ક્રિયમાણ કર્મોનો, તથા તેનાં ફલોનો સારી રીતે વિચાર કરવો જોઈએ,' એ સૂચિત કરવાના હેતુથી, પરમાર્થી અર્જુનનું કર્તવ્ય, યુદ્ધ કરનારાઓનું યોદ્ધવ્ય કર્મ, યુદ્ધની ક્રિયા, તેના ફલનો વિચાર તથા તે વિચારથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યને પ્રતિપાદન કરવા માટે હવે આ પ્રકરણનો આરંભ કરવામાં આવે છે." [ શંકરાનંદ ].

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान् कपिध्वजः ।

प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥ २० ॥

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

**અન્વયાર્થ** :—महीपते હે રાજન્! अथ પછી व्यवस्थितान् યુદ્ધ માટે ઊભેલા धार्तराष्ट्रान् કૌરવોને दृष्ट्वा જોઈને तदा તે વખતે शस्त्रसंपाते શસ્ત્રનો પ્રહાર प्रवृत्ते ચાલવાની તૈયારી થઈ ત્યારે कपिध्वजः જેના રથની ધજામાં શ્રીહનુમાન્ છે [ કેશવ વગેરે ] એવા पांडवः અર્જુને धनुः ધનુષ્ उद्यम्य ઉઠાવીને हृषीकेशं ઇન્દ્રિયોને પ્રેરનાર હોવાથી સઘળાની અંતઃકરણની વૃત્તિને જાણનાર ભગવાન્ શ્રીકૃષ્ણને [ મધુ. ] इदं આ वाक्यं વચન आह કહ્યાં [ ૨૦ ].

**શબ્દાર્થ** :—હે મહીપતે! પછી યુદ્ધ માટે ઊભેલા કૌરવોને જોઈને હથિયાર ચાલવાની તૈયારીના સમયે, જેની ધજામાં શ્રીહનુમાન્ છે એવા અથવા ધ્વજસ્થિત શ્રીહનુમાનથી અનુગ્રહીત [ મધુ. ] અર્જુને પોતાનું ગાંડીવ ધનુષ્ ઉઠાવીને ભગવાન્ શ્રીકૃષ્ણને આ વચન કહ્યાં [ ૨૦ ].

**વિવેચન** :—શ્રીહનુમાને ભીમસેનને મહાભારતના યુદ્ધ વખતે અર્જુનના રથની ધજામાં વિરાજવાનું વચન આપ્યું હતું [ મહા. વન ૧૫૧-૧૭-૧૮ ] તેથી શ્રીહનુમાન્ અર્જુનના રથની ધજામાં વિરાજી વખતોવખત ગર્જના કરતા હતા [ મહા. ભીષ્મ૦-૫૨-૧૮ ]. જેમ શ્રીહનુમાને ભગવાન્ રામને સીતા-લક્ષ્મી પ્રાપ્ત કરાવી, તેમ અર્જુનની ધજામાં વિરાજતા શ્રીહનુમાન્ કૌરવોનો પરાજય કરાવી પાંડવોને વિજય-લક્ષ્મી પ્રાપ્ત કરાવશે, એ 'કપિધ્વજ' વિશેષણનો ભાવ છે. સુવર્ણથી મઢેલા જગત્પ્રસિદ્ધ આ દિવ્ય ગાંડીવ ધનુષ્વડે અર્જુને દેવતા તથા મનુષ્યો પર વિજય મેળવ્યો હતો. આ અદ્ભુત ધનુષ્ની દેવ, દાનવ તથા ગંધર્વોએ દીર્ઘકાલપર્યંત આરાધના કરી હતી. આ દિવ્ય ધનુષ્ને બ્રહ્માએ એક હજાર વર્ષ, ઇંદ્રે પાંચસો વર્ષ તથા વરુણદેવે ૧૦૦ વર્ષ રાખ્યું હતું [ મહા. વિરાટ ૪૩ ]. ખાંડવવન બાળ્યું ત્યારે આ ધનુષ્ અર્જુનને અગ્નિદેવે વરુણદેવ પાસે

અપાવ્યું હતું [ મહા. આદિ૦-૨૨૫ ]. દિવ્ય રથમાં બેઠેલો દિવ્ય ગાંડીવ ધનુષધારી અર્જુન અજેય છે એ સૂચન છે [ ૨૦ ].

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥

અન્વયાર્થ :—अच्युत હે અચ્યુત ! मे મારા रथ રથને उभयोः બે सेनयोः સેનાની मध्ये વચ્ચે स्थापय ઊભો રાખો ! [ ૨૧ ].

શબ્દાર્થ :—હે અચ્યુત ! મારા રથને બે સેનાની વચ્ચે ઊભો રાખો [ ૨૧ ].

વિવેચન :—અચ્યુત અર્થાત્ સર્વ દેશમાં, સર્વ કાળમાં તથા સર્વ પદાર્થોમાં જેનો નાશ થવાનો નથી એવા ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન તથા વૈરાગ્યના નિધિરૂપ, પોતાના સંકલ્પમાત્રથી જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ ક્રિયાને કરનારા, સર્વ ભૂતોનાં બાહ્ય તથા આંતરિક કરણોનું નિયમન કરવાવાળા, સર્વેશ્વર, તથા ઇંદ્રિયોના સ્વામી નિર્વિકાર ભગવાન્ શ્રીકૃષ્ણને ભક્ત અર્જુન એક સારથિ તરીકે બે સેનાની વચ્ચે રથ ઊભો રાખવા આજ્ઞા આપે છે. ભક્તવત્સલ ભગવાન્ શ્રીકૃષ્ણ ભક્ત અર્જુનની આજ્ઞાનું પાલન કરે છે.

युक्तं हि भगवतो भक्तपारवश्यम् । [ આ. શા. ભા.; ભા. ટી.; ભાગ. ૯-૪-૬૩-૬૮ ] ભગવાન્ ભક્તને આધીન છે. ભક્તિનું વિશેષ માહાત્મ્ય એ છે કે તે સર્વનિયંતા પરમાત્માને પણ અસ્વતંત્ર જેવો બનાવે છે [ વલ્લભ ગી. ૯-૨૯ ]. अतः ध्रुवो जयः पाण्डवानामिति । [ મધુ. સદાનંદ ] માટે યુદ્ધમાં પાંડવોનો અવશ્ય વિજય થશે એ સૂચન છે.

જ્યાં ધર્મ, સત્ય તથા શરણાગતિ છે, ત્યાં સર્વદા વિજય છે [ શ્રીપ્રશ્ન ૨૧-૧૧-૧૨ ]. ભગવાનના અનન્ય ભક્તને આ લોકમાં કોઈ પણ કાર્ય દુર્ઘટ નથી, કારણકે સાક્ષાત્ પરમેશ્વર જ તેવા ભક્તોની આજ્ઞાનો અંગીકાર કરે છે.

एतेन सर्वदा निर्विकारत्वेन नियोगनिमित्तः क्रोधोऽपि परिहृतः । [ મધુ. સદાનંદ ] અચ્યુતના સંબોધનથી સર્વદા નિર્વિકાર હોવાથી ભગવાન્ શ્રીકૃષ્ણના હૃદયમાં આ આજ્ઞાનિમિત્તક ક્રોધનો પણ અર્જુને પરિહાર કર્યો છે [ ૨૧ ].

અવતરણિકા :—હવે અર્જુન બે સેનાની વચ્ચે રથ ઊભો રાખવાનું પ્રયોજન કહે છે :

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन् रणसमुद्यमे ॥ २२ ॥

અન્વયાર્થ :—यावत् એટલે अहं હું योद्धुकामान् યુદ્ધની કામનાથી अवस्थितान् રણભૂમિમાં ઊભેલા एतान् આ ભીષ્માદિ યોદ્ધાઓને निरीक्षे સારી રીતે જોઉં અને જાણું કે अस्मिन् આ रणसमुद्यमे રણસંગ્રામમાં मया મારે कैः કોની સહ સાથે योद्धव्यम् લડવાનું છે [૨૨].

શબ્દાર્થ :—એટલે હું યુદ્ધની કામનાથી ઊભેલા યોદ્ધાઓને સારી રીતે નીરખું અને જાણું કે આ રણસંગ્રામમાં મારે કોની સાથે લડવાનું છે [૨૨].

વિવેચન :—હે અચ્યુત ! કદાચિત કેવળ શત્રુઓની સેના હોય તો જોયા વિના જ યુદ્ધ કરવું જોઈએ, પરંતુ આ સેનામાં સ્વજનો જ પ્રતિપક્ષી છે, માટે આ સંગ્રામના પ્રારંભમાં જ વિચાર કરવો યોગ્ય છે. કાર્યાકાર્યનાં તત્ત્વોનો વિચાર કરવાથી પશ્ચાત્તાપની સંભાવના રહેતી નથી. માટે કૌરવ સેનામાં યુદ્ધની કામનાથી ઊભેલાઓને હું સારી રીતે જોઉં તથા આ રણસંગ્રામમાં મારે કોની સાથે યુદ્ધ કરવાનું છે એ જાણું, તેવા સ્થળે આપ મારો રથ ઊભો રાખો [૨૨].

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

અન્વયાર્થ :—दुर्बुद्धेः દુષ્ટબુદ્ધિવાળા धार्तराष्ट्रस्य દુર્યોધનનું युद्धे યુદ્ધમાં प्रियचिकीर्षवः પ્રિય કરવાની ઇચ્છાવાળા ये જે एते ભીષ્માદિક अत्र આ કુરુક્ષેત્રમાં समागताः આવેલા છે તે योत्स्यमानान् યુદ્ધ કરવા ઇચ્છનારાઓને अहं હું अवेक्षे સારી રીતે જોઉં [૨૩].

શબ્દાર્થ :—[ કે જેથી ] દુષ્ટબુદ્ધિવાળા દુર્યોધનનું પ્રિય કરવાની ઇચ્છાવાળા જે યોદ્ધાઓ આ કુરુક્ષેત્રમાં એકઠા થયેલા છે, તે યુદ્ધ કરવા ઇચ્છનારાઓને હું સારી રીતે જોઉં [ ૨૩ ].

વિવેચન :—હે અચ્યુત ! દુર્બુદ્ધિવાળા દુર્યોધને કરેલા અન્યાયો તથા અત્યાચારો પ્રસિદ્ધ છે, છતાં સત્તા, ધન, બલ, પરિજન વગેરેથી મદાંધ દુર્યોધનનું પ્રિય કરવાની ઇચ્છાવાળા જે યોદ્ધાઓ આ કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે આવેલા છે, તેમને હું સારી રીતે જોઉં અર્થાત્ તે યોદ્ધાઓનાં નામ, રૂપ, કુળ તથા સંબંધો હું યથાવત્ જાણી શકું [શંકરાનંદ] તે સ્થળે આપ મારા રથને સ્થાપન કરો [૨૩].

અન્વયાર્થ :— सः તે कौन्तेयः અર્જુન तान् તે सर्वान् બધા बंधून् બાંધવોને अवस्थितान् યુદ્ધ માટે તૈયાર થઈ ઊભેલા समीक्ष्य જોઈને परया પરમ कृपया કૃપા વડે आविष्टः વ્યાપ્ત થયો અને विषीदन् ખેદ પામતો इदं આ પ્રમાણે अब्रवीत् બોલ્યો [ ૨૭ ].

શબ્દાર્થ :— તે બધા બાંધવોને યુદ્ધ માટે ( તૈયાર થઈ ) ઊભેલા જોઈને, અર્જુન પરમ કૃપા વડે વ્યાપ્ત થયો અને ખેદ પામતો આ પ્રમાણે બોલ્યો [૨૭].

વિવેચન :- ભીષ્મપિતામહ વગેરે સ્વજનોને કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે સજ્જ થઈને ઊભેલા જોઈને અર્જુનનું હૃદય કરુણાથી વ્યાપ્ત થયું. સ્વજનોના મમત્વથી અર્જુન ભ્રમિત થયો. તે મોહ પામ્યો. તે મોહથી વ્યાકુળ થયો. મોહથી ધર્માધર્મની, કાર્યાકાર્યની, સ્વધર્મકર્મની, ગુણસ્વભાવની, પ્રવૃત્તિ–નિવૃત્તિની વિસ્મૃતિને પ્રાપ્ત થયો. તેની સ્મૃતિ તથા વિવેકબુદ્ધિ પરાભવ પામ્યાં. સ્વધર્મરૂપી યુદ્ધમાં અર્જુન અધર્મ જોવા લાગ્યો તથા વિષાદ કરતો, ભગવાન્ શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો : [ ૨૭ ]

અવતરણિકા :- હવે કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે ઊભેલા સ્વજનોના મમત્વથી ઉત્પન્ન થયેલા મોહથી અર્જુનનો સત્ત્વગુણ તથા તેના અભય, ધૃતિ વગેરે દૈવી ગુણો પરાભવ પામે છે, તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે :

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥
गाण्डीवं स्रंसते हस्तात् त्वक् चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥

અન્વયાર્થ :- कृष्ण હે શ્રીકૃષ્ણ ! समुपस्थितम् રણભૂમિમાં ઊભેલા – આવેલા युयुत्सुं યુદ્ધની ઇચ્છાવાળા इमं આ स्वजन બાંધવોને–સગાંસ્નેહીને दृष्ट्वा જોઈને मम મારાં गात्राणि હાથ, પગ વગેરે અંગો सीदन्ति ઢીલાં થઈ જાય છે, ગળી જાય છે–વ્યથા પામે છે [ દેશવ ] च અને मुखं મોઢું परिशुष्यति સુકાય છે च તથા मे મારા शरीरे શરીરમાં वेपथुः કંપારી–ધ્રુજારી जायते ઉત્પન્ન ...નાં ઊભાં થ છે [ ૨૮–૨૯ ].

વિચાર કરીને પણ જ્ઞાતિઓના દ્રોહનો પરિત્યાગ કરો, એ સંજય ધૃતરાષ્ટ્રને ' ભારત ' સંબોધનથી સૂચન કરે છે [મધુ. કેશવ વગેરે] [૨૪- ૨૫].

**અવતરણિકા :**— મુમુક્ષુએ ' યજન કરવા યોગ્ય દેવતાનુ જ પરિશીલન કરવું જોઈએ.' એ સૂચિત કરવાના હેતુથી હવે અર્જુનનો સૈનિક-પરિશીલન — પ્રકાર બે શ્લોક વડે કહે છે [શંકરાનંદ].

**तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।**

**आचार्यान्मातुलान् भ्रातॄन् पुत्रान्पौत्रान्सखींस्तथा ॥ २६ ॥**

**श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।**

**અન્વયાર્થ :**— तत्र ત્યાં पार्थः અર્જુને उभयोः अपि બન્ને सेनयोः સેનામાં स्थितान् ઊભેલા पितॄन् કાકાઓને अथ અને पितामहान् દાદાઓને आचार्यान् આચાર્યોને मातुलान् મામાઓને भ्रातॄन् ભાઈઓને पुत्रान् પુત્રોને पौत्रान् પૌત્રોને तथा તથા सखीन् મિત્રોને श्वशुरान् સસરાઓને च તે પ્રમાણે सुहृदः સ્નેહીઓને-ઉપકાર કરનારાઓને एव પણ अपश्यत् જોયા [૨૬].

**શબ્દાર્થ :** — ત્યાં કુરુક્ષેત્રમાં અર્જુને બન્ને સેનાઓમાં યુદ્ધ માટે ઊભેલા પોતાના કાકાઓને, દાદાઓને, આચાર્યોને, મામાઓને, ભાઈઓને, પુત્રોને, પૌત્રોને, મિત્રોને, સસરાઓને અને ઉપકાર કરનારાઓને પણ જોયા [૨૬].

**વિવેચન :** — હે ધૃતરાષ્ટ્ર! જ્યારે ભગવાન્ શ્રીકૃષ્ણે બન્ને સેનાના મધ્યભાગમાં રથને ઊભો રાખી અર્જુનને કૌરવસેના જોવા કહ્યુ, ત્યારે અર્જુને બન્ને સેનામા ઊભેલા ભૂરિશ્રવા વગેરે કાકાઓને, ભીષ્મ, સોમદત્ત, બાલ્હીક વગેરે પિતામહ તથા પ્રપિતામહોને, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય વગેરે આચાર્યોને, કુંતિભોજ વગેરે મામાઓને, યુધિષ્ઠિર વગેરે ભાઈઓને, પુરુજિત, અભિમન્યુ, પ્રતિવિન્ધ્ય, ઘટોત્કચ વગેરે પુત્રોને, દ્રુપદ, શૈબ્ય વગેરે સસરાઓને, દુર્યોધનાદિ ગંધીઓને, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી વગેરે સાળાઓને, જયદ્રથ વગેરે બનેવીઓને તથા કૃતવર્મા, ભગદત્ત વગેરે સુહૃદોને જોયા [૨૬].

**અવતરણિકા :**— હવે ઉપરોક્ત દૃશ્યથી અર્જુનને પોતાના અંતઃકરણની વિપરીત ભાવનાને લીધે યુદ્ધથી નિવૃત્ત થવાની ઇચ્છા થઈ. તે કહે છે :

**तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बन्धूनवस्थितान् ॥ २७ ॥**

**कृपया परयाऽऽविष्टो विषीदन्निदमब्रवीत् ।**

અવતરણિકા :—હવે ભગવાન શ્રીકૃષ્ણ અહિંસાધર્મનો આશ્રય લઈ, અર્જુનને યુદ્ધ ન કરવા માટે અવશ્ય આજ્ઞા કરશે એવી ધૃતરાષ્ટ્રની છેવટની આશા [ wishful thinking ] દૂર કરવા માટે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે: [ મધુ. કેશવ વગેરે ].

सञ्जय उवाच । સંજય બોલ્યા :

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान् समवेतान्कुरूनिति ॥ २५ ॥

અન્વયાર્થ : भारत ભરતવંશમાં ઉત્પન્ન થયેલા હે ધૃતરાષ્ટ્ર ! एवं એ પ્રમાણે गुडाकेशेन उक्तः નિદ્રાને જીતેલી હોવાથી સર્વત્ર સાવધાન અર્જુનના કહેવાથી [ મધુ. ] हृषीकेश. ભગવાન્ શ્રીકૃષ્ણે उभयोः सेनयोः બે સેનાના मध्ये મધ્યભાગમાં भीष्मद्रोणप्रमुखतः ભીષ્મ તથા દ્રોણની સંમુખ च તથા सर्वेषां બધા महीक्षितां રાજાઓની સંમુખ रथोत्तमम् ઉત્તમ રથને स्थापयित्वा સ્થાપન કરીને – ઊભો રાખીને इति આ પ્રમાણે उवाच કહ્યું :— पार्थ હે પાર્થ ! एतान् આ समवेतान् એકઠા થયેલા कुरून् કૌરવોને पश्य જો [ ૨૪–૨૫ ].

શબ્દાર્થ :— હે ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે અર્જુનના કહેવાથી શ્રીકૃષ્ણે બે સેનાના મધ્યભાગમાં બીજા રાજાઓ તથા ભીષ્મ-દ્રોણની સામે ઉત્તમ રથ ઊભો રાખીને આ પ્રમાણે કહ્યું: —' હે પાર્થ ! એકઠા થયેલા આ કૌરવોને જો.' [ ૨૪–૨૫ ].

વિવેચન :— ગુડાકેશ–गुडाकायाः ईशः = गुडाकेशः અર્થાત્ નિદ્રા જેણે વશ કરેલી છે એવા એટલે કે નિદ્રા જીતેલી હોવાથી સર્વત્ર સાવધાન અર્જુનના કહેવાથી [ મધુ. ] ભગવાન્ શ્રીકૃષ્ણે રથી, સારથિ, ઘોડા, ધજા વગેરેના પ્રભાવથી ઉત્તમ એવા રથને બે સેનાના મધ્યભાગમાં યુદ્ધ માટે ઊભેલા બધા રાજાઓ તથા ભીષ્મ-દ્રોણની સામે ઊભો રાખી આ પ્રમાણે કહ્યું:— 'હે અર્જુન ! આ યુદ્ધ માટે એકઠા થઈ ઊભેલા કૌરવોને તું જો.'

જેની આજ્ઞાનું પાલન ભગવાન્ શ્રીકૃષ્ણ કરે તે ભક્ત અર્જુનના મહિમા વિષે શું કહેવું [ ધ. ભા. ટી. ]. ईदृशो भवदीयानां विजयस्थितिरिति । [ રા. ભા. ]. આની આપના પુત્રોની વિજયસ્થિતિ છે, માટે ભરતવંશની મર્યાદાનો

વિચાર કરીને પણ જ્ઞાતિઓના દ્રોહનો પરિત્યાગ કરો, એ સંજય ધૃતરાષ્ટ્રને 'ભારત' સંબોધનથી સૂચન કરે છે [મધુ. કેશવ વગેરે] [૨૪–૨૫].

**અવતરણિકા** :— મુમુક્ષુએ 'યજન કરવા યોગ્ય દેવતાનું જ પરિશીલન કરવું જોઈએ.' એ સૂચિત કરવાના હેતુથી હવે અર્જુનનો સૈનિક-પરિશીલન — પ્રકાર બે શ્લોક વડે કહે છે [શંકરાનંદ].

**तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।**

**आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥ २६ ॥**

**श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।**

**અન્વયાર્થ** :— तत्र ત્યાં पार्थः અર્જુને उभयोः अपि બન્ને सेनयोः સેનામાં स्थितान् ઊભેલા पितॄन् કાકાઓને अथ અને पितामहान् દાદાઓને आचार्यान् આચાર્યોને मातुलान् મામાઓને भ्रातॄन् ભાઈઓને पुत्रान् પુત્રોને पौत्रान् પૌત્રોને तथा તથા सखीन् મિત્રોને श्वशुरान् સસરાઓને च તે પ્રમાણે सुहृदः સ્નેહીઓને–ઉપકાર કરનારાઓને एव પણ अपश्यत् જોયા [૨૬].

**શબ્દાર્થ** :— ત્યાં કુરુક્ષેત્રમાં અર્જુને બન્ને સેનાઓમાં યુદ્ધ માટે ઊભેલા પોતાના કાકાઓને, દાદાઓને, આચાર્યોને, મામાઓને, ભાઈઓને, પુત્રોને, પૌત્રોને, મિત્રોને, સસરાઓને અને ઉપકાર કરનારાઓને પણ જોયા [૨૬].

**વિવેચન** :— હે ધૃતરાષ્ટ્ર! જ્યારે ભગવાન્ શ્રીકૃષ્ણે બને સેનાના મધ્યભાગમાં રથને ઊભો રાખી અર્જુનને કૌરવસેના જોવા કહ્યું, ત્યારે અર્જુને બને સેનામાં ઊભેલા ભૂરિશ્રવા વગેરે કાકાઓને, ભીષ્મ, સોમદત્ત, બાલ્હીક વગેરે પિતામહ તથા પ્રપિતામહોને, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય વગેરે આચાર્યોને, કુંતિભોજ વગેરે મામાઓને, યુધિષ્ઠિર વગેરે ભાઈઓને, પુરુજિત, અભિમન્યુ, પ્રતિવિન્ધ્ય, ઘટોત્કચ વગેરે પુત્રોને, દ્રુપદ, શૈબ્ય વગેરે સસરાઓને, દુર્યોધનાદિ સંબંધીઓને, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી વગેરે સાળાઓને, જયદ્રથ વગેરે બનેવીઓને તથા કૃતવર્મા, ભગદત્ત વગેરે સુહૃદોને જોયા [૨૬].

**અવતરણિકા** :— હવે ઉપરોક્ત દશ્યથી અર્જુનને પોતાના અંતઃકરણની વિપરીત ભાવનાને લીધે યુદ્ધથી નિવૃત્ત થવાની ઇચ્છા થઈ. તે કહે છે :

**तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बन्धूनवस्थितान् ॥ २७ ॥**

**कृपया परयाऽऽविष्टो विषीदन्निदमब्रवीत् ।**

અન્વયાર્થ :— सः તે कौंतेयः અર્જુન तान् તે सर्वान् બધા बंधून् બાંધવોને अवस्थितान् યુદ્ધ માટે તૈયાર થઈ ઊભેલા समीक्ष્ય જોઈને परया પરમ कृपया કૃપા વડે आविष्टः વ્યાપ્ત થયો અને विषीदन् ખેદ પામતો इदं આ પ્રમાણે अब्रवीत् બોલ્યો [ ૨૭ ].

શબ્દાર્થ :— તે બધા બાંધવોને યુદ્ધ માટે ( તૈયાર થઈ ) ઊભેલા જોઈને, અર્જુન પરમ કૃપા વડે વ્યાપ્ત થયો અને ખેદ પામતો આ પ્રમાણે બોલ્યો [૨૭].

વિવેચન :- ભીષ્મપિતામહ વગેરે સ્વજનોને કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે સજ્જ થઈને ઊભેલા જોઈને અર્જુનનું હૃદય કરુણાથી વ્યાપ્ત થયું. સ્વજનોના મમત્વથી અર્જુન ભ્રમિત થયો. તે મોહ પામ્યો. તે મોહથી વ્યાકુળ થયો. મોહથી ધર્માધર્મની, કાર્યાકાર્યની, સ્વધર્મકર્મની, ગુણસ્વભાવની, પ્રવૃત્તિ-નિવૃત્તિની વિસ્મૃતિને પ્રાપ્ત થયો. તેની સ્મૃતિ તથા વિવેકબુદ્ધિ પરાભવ પામ્યાં. સ્વધર્મરૂપી યુદ્ધમાં અર્જુન અધર્મ જોવા લાગ્યો તથા વિષાદ કરતો, ભગવાન શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો : [ ૨૭ ]

અવતરણિકા :- હવે કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે ઊભેલા સ્વજનોના મમત્વથી ઉત્પન્ન થયેલા મોહથી અર્જુનનો સત્ત્વગુણ તથા તેના અભય, ધૃતિ વગેરે દૈવી ગુણો પરાભવ પામે છે, તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે :

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥
गाण्डीवं स्रंसते हस्तात् त्वक् चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥ ३० ॥

અન્વયાર્થ :- कृष्ण હે શ્રીકૃષ્ણ ! समुपस्थितम् રણભૂમિમાં ઊભેલા - આવેલા युयुत्सुं યુદ્ધની ઇચ્છાવાળા इमं આ स्वजनं બાંધવોને-સગાંસ્નેહીને दृष्ट्वा જોઈને मम મારાં गात्राणि હાથ, પગ વગેરે અંગો सीदन्ति ઢીલાં થઈ જાય છે, ગળી જાય છે-વ્યથા પામે છે [ કેશવ ] च અને मुखं મોઢું परिशुष्यति સુકાય છે च તથા मे મારા शरीरे શરીરમાં वेपथुः કંપારી-ધ્રુજારી जायते ઉત્પન્ન થાય છે च તથા रोमहर्षः રૂવાં ઊભાં થાય છે [ ૨૮-૨૯ ].

हस्तात् હાથમાંથી गाण्डीव ગાંડીવ स्रसते સરી જાય છે. च एव તેમ જ त्वक् ચામડી परिदह्यते બહુ બળે છે च તથા मे મારું मनः મન भ्रमति इव ફરતું જેવું લાગે છે–ભમતું હોય એમ જણાય છે च અને अवस्यातु ઊભો રહેવાને न शक्नोमि હું સમર્થ નથી [ ૩૦ ].

**શબ્દાર્થ** :– હે શ્રીકૃષ્ણ ! રણભૂમિમાં ઊભેલા યુદ્ધની ઇચ્છાવાળા આ સ્વજનોને જોઈને, મારાં ગાત્રો ઢીલાં થઈ જાય છે, મોઢું સુકાય છે, શરીરમાં કંપારી થાય છે, અને રૂવાં ઊભાં થાય છે [ ૨૮–૨૯ ]. હાથમાંથી ગાંડીવ સરી જાય છે; ચામડી બહુ બળે છે, મારું મન ફરતુ જેવુ લાગે છે; તથા હું ઊભો રહી શકતો નથી [ ૩૦ ].

**વિવેચન** :– હે ભગવાન્ શ્રીકૃષ્ણ ! હે સચ્ચિદાનંદ સ્વરૂપ ! આ કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે ઉત્સુક થઈ ઊભેલા ભીષ્મપિતામહ વગેરે સ્વજનોને જોઈને મારાં હાથ, પગ વગેરે અંગો ઢીલાં થઈ જાય છે, મોઢું સુકાય છે, શરીરમાં કંપારી છૂટે છે, તથા ભયથી રૂવા ઊભાં થાય છે. ખાંડવવન બાળતી વખતે અગ્નિદેવના કહેવાથી વરુણદેવે આપેલુ આ દિવ્ય ગાંડીવ હાથમાંથી સરકી પડે છે, સંતાપથી ચામડીમાં દાહ થાય છે, મારું મન ભમે છે અર્થાત્ પરવશ થાય છે, [ શંકરાનંદ ] તથા હું રથમાં ઊભો રહી શકતો નથી.

ગાત્રોનું શિથિલ થવું, મુખનું સુકાઈ જવુ વગેરે शोकलिंगानि । [ આ. ગી. ટી. ] શોકચિહ્નો, અર્જુનના સત્ત્વગુણનો પરાભવ સૂચવે છે. કારણકે સત્ત્વગુણ દુઃખ કે શોકનાં કારણો સંમુખ હોવા છતાં, દુઃખ–શોકના કારણોનો પરાભવ કરી, મનુષ્યને સુખના સબંધવાળો કરે છે [ નીલકંઠ. ગી. ૧૪–૯ ]. તાત્પર્ય એ છે કે સત્ત્વગુણની વૃદ્ધિથી અંતઃકરણમા ઉદય પામેલાં જ્ઞાન, વૈરાગ્ય, તિતિક્ષા વગેરેને લીધે મનુષ્ય प्रारब्धवशात् પ્રતિકૂલની [ દુઃખની ] પ્રાપ્તિમાં શોકને એટલે કે વ્યથા, વિકાર કે વિષાદને પામતો નથી.

શરીરનુ કંપવુ, રૂવાં ઊભા થવાં વગેરે भीतिलिंगानि । [ આ. ગી. ટી. ] ભયચિહ્નો, ધર્મનિષ્ઠ અર્જુનની અભયવૃત્તિના પરાભવનાં સૂચક છે. કારણકે शास्त्रोपदिष्टेऽर्थे संदेह विनाऽनुष्ठाननिष्ठत्वनभयम् । [ મધુ. વ. બ્ર.–ગી., ગી. ૧૬–૧ ] શાસ્ત્ર કે ગુરુએ ઉપદેશ કરેલા ધર્મનું સંદેહ વિના અનુષ્ઠાન કરવું એ ' અભય ' કહેવાય છે.

ગાંડીવનુ સરકી જવુ, ત્વચામા દાહ, ઊભા ન રહી શકવુ, મનનુ ભમવુ વગેરે ચિહ્નો, ધર્મનિષ્ઠ અર્જુનની ધૃતિવૃત્તિના પરાભવનાં સૂચક છે [ મધુ. ]. શ્રુતિ કહે છે કે :– घृतिर्नामार्महानो स्वेष्टबन्धुवियोगतत्प्राप्तौ सर्वत्र चेतः-

स्थापनम् । [ શાણ્ડિલ્યોપનિષદ્ ] ધનની હાનિ થાય, પોતાના ઇષ્ટ સંબંધી-ઓનો વિયોગ થાય કે સંયોગ થાય ત્યારે ચિત્તને સ્થિર રાખવું તે ' ધૃતિ ' કહેવાય છે. અથવા धृतिः=महत्यामपि आपदि कृतकर्तव्यतावधारणम् । [ રા. ભા. ગી. ૧૬–૩ ] મહાવિપત્તિમાં પણ કરવા યોગ્ય કર્તવ્યનો નિશ્ચય કરવાની શક્તિ ' ધૃતિ ' કહેવાય છે.

સ્વજનોના મોહથી અભય, ધૃતિ વગેરે દૈવી ગુણો પરાભવ પામવાથી ધર્મનિષ્ઠ અર્જુન ધર્માધર્મનો વિવેક કરવા અસમર્થ થાય છે. જેમ દ્રૌપદી-વસ્ત્રાહરણપ્રસંગે દ્રૌપદીના નીતિમય પ્રશ્નનો ઉત્તર ન આપતાં મૌન રહેલા ભીષ્મપિતામહની ધર્મનિષ્ઠા ક્ષણભર પરાભવ પામી હતી તેમ મોહથી અર્જુનની ધર્મનિષ્ઠા ક્ષણભર પરાભવને પ્રાપ્ત થઈ.

જેમ કમળના મોહથી ભ્રમરની છેદનશક્તિ પરાભવ પામે છે, તેમ મોહથી ' વિજય,' ' કિરીટી ' તથા ' સવ્યસાચી ' વગેરે નામોથી પ્રસિદ્ધ અર્જુનની ગાંડીવ ધારણ કરવાની શક્તિ પરાભવ પામે છે. આ મોહ જ ભગવાનની અલૌકિક, અનિર્વચનીય તથા દુસ્તર માયા છે. જગતમાં મોહથી કોણ પરાભવ પામ્યો નથી ? जेहि जस रघुपति करहिं, जब सो तस तेहि छन होई । [ તુલસી–રા. ચ. મા. બાલકાંડ ૧૨૪ ]. આ જગતમાં ભગવાન્ જેને જેવો બનાવે છે, તેવો તે જ ક્ષણે તે થઈ જાય છે [૨૮–૩૦].

અવતરણિકા :– द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ । परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखो हतः । [ મધુ. કેશવ વગેરે ] યોગી, સંન્યાસી તથા યુદ્ધમાં અભિમુખ મરનાર યોદ્ધો એ બંને પુરુષો સૂર્યમંડલને ભેદી સ્વર્ગાદિ ઉત્તમ લોકમાં જાય છે. ઇત્યાદિથી हतस्यैव श्रेयः [ મધુ. ] યુદ્ધમાં અભિમુખ મરનાર મનુષ્યને જ કલ્યાણની પ્રાપ્તિ કહી છે, પરંતુ हन्तुस्तु न किंचित्सुकृतम् । [ મધુ. ] યુદ્ધમાં હણનારને કોઈ પણ પુણ્ય થતું નથી, અને તેથી હવે ભક્ત અર્જુન યુદ્ધ કરવું અનુચિત છે, તે કહે છે :

**निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।**
**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥**

અન્વયાર્થ :– केशव કેશી વગેરે દુષ્ટ દૈત્યોને નાશ કરીને સર્વદા ભક્તોનું પાલન કરનારા હે ભગવાન્ શ્રીકૃષ્ણ ! [ મધુ. ] च વળી હું विपरीतानि વિપરીત-ઊલટાં-અશુભ निमित्तानि ચિહ્નો-અપશુકનો-અવળા શકુનો पश्यामि જોઉં છું च અને आहवे યુદ્ધમાં स्वजन બાંધવોને-સગાંને हत्वा હણીને-મારીને

શ્રેયઃ કલ્યાણને-દષ્ટ કે અદષ્ટ પુરુષાર્થને [ શંકરાનંદ ] કે ભગવત્કૃપાત્મિકા ભક્તિને [ પુ. અ. ત. ] न अनुपश्यामि હું જોતો નથી અર્થાત્ હું તેને પ્રાપ્ત થઈશ નહિ [ ૩૧ ].

શબ્દાર્થ :—હે કેશવ ! હું વિપરીત [ અશુભ ] ચિહ્નો જોઉં છું. યુદ્ધમાં સ્વજનોને હણીને હું કંઈ પણ કલ્યાણ જોતો નથી. [ ૩૧ ].

**વિવેચન :**— હે કેશવ ! અર્થાત્ ક = બ્રહ્મા, ઈશ = રુદ્ર, તથા વ = આનંદ આપનાર, બ્રહ્મા તથા રુદ્રને તેમના આત્મરૂપ હોવાથી આનંદ આપનાર આત્મા; અથવા અશ્વના જેવું ચપલ મન જે કેશી તેનો વધ [ બાધ ] કરનાર આત્મા; [ નથુરામ શર્મા ] અથવા કેશી વગેરે દુષ્ટ દૈત્યોનો નાશ કરીને સર્વદા ભક્તોનું પાલન કરનારા ભગવાન્ શ્રીકૃષ્ણ ! [ મધુ. ] હું અકાળ ગ્રહણ, ધરતીકંપ, આકાશમાંથી નક્ષત્રોનું પડવું, ડાબી આંખનું ફરકવું વગેરે યુદ્ધપ્રવૃત્તિનાં અનિષ્ટસૂચક ચિહ્નો જોઉં છું. કુળવૃદ્ધ, ગુરુવૃદ્ધ તથા મહોત્સવની મૂર્તિરૂપ ભીષ્મપિતામહ તથા વિદ્યાગુરુ દ્રોણાચાર્ય વગેરે સ્વજનોને યુદ્ધમાં પરાભવ કરીને કે હણીને હું મારું શ્રેય [ કલ્યાણ ] જોતો નથી. અર્થાત્ હું કોઈ પણ દષ્ટ કે અદષ્ટ પુરુષાર્થને ( શંકરાનંદ-મધુ. ) કે ભગવત્કૃપાત્મિકા ભક્તિને ( પુ. અ. ત. ) પ્રાપ્ત થઈશ નહિ. મારા જેવા આપના ભક્તને જ્ઞાન કે વૈરાગ્ય નહિ પણ એકમાત્ર આપની ભક્તિ જ કલ્યાણનું સાધન છે. [ ભાગ. ૧૧-૨૦-૩૧.] માટે મારા આ દુસ્તર શોકના [ મોહની ] નિવૃત્તિ કરી, આપ મારું અવશ્ય પાલન કરશો [મધુ.].

રામ-રાવણના યુદ્ધસમયે ભગવાન રામે રાક્ષસોનાં અનિષ્ટસૂચક ચિહ્નો જોયાં હતાં. તે જ પ્રમાણે કૌરવ-પાંડવોના યુદ્ધસમયે ધરતીકંપાદિ અનિષ્ટ-સૂચક ચિહ્નો અર્જુને જોયાં. વસ્તુતઃ આ સર્વ અશુભ ચિહ્નો કૌરવોનાં અનિષ્ટસૂચક હતાં, પરંતુ શોકથી વ્યાકુળ [ પરવશ ] ચિત્તવાળા અર્જુને આ સર્વ અશુભ ચિહ્નોને પાંડવોનાં શ્રેય-વિરોધી માન્યાં.

અપશુકનો સાપેક્ષ છે. દુષ્ટોનાં અનિષ્ટસૂચક ચિહ્નો સાધુપુરુષના ઉત્કર્ષને કદાપિ બાધરૂપ થતાં નથી [ ૩૧ ].

**અવતરણિકા :-** સ્વજનોને હણવાથી પરલોકનો પુરુષાર્થ ભલે પ્રાપ્ત ન થાય, પરંતુ વિજય, રાજ્ય તથા વિષયસુખ અવશ્ય પ્રાપ્ત થશે, એમ જો શ્રીકૃષ્ણ શંકા કરે તો તેના ઉત્તરમાં અર્જુન કહે છે કે:

न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥

**અન્વયાર્થ** :— હે कृष्ण - कृष् = સત્, ण = આનંદ, સદ્રૂપ અને આનંદરૂપ આત્મા !* અર્થાત્ પરબ્રહ્મરૂપ આત્મા ! હું विजय વિજયને न काङ्क्षे નથી ઇચ્છતો च તથા राज्य રાજ્યને न નથી ઇચ્છતો च તથા सुखानि સુખોને નથી ઇચ્છતો. गोविंद હે ગોવિંદ ! नः અમને राज्येन રાજ્યનુ किं શુ પ્રયોજન ? भोगैः ભોગોનુ किं શુ પ્રયોજન ? वा તેમ જ जीवितेन જીવવાથી શુ પ્રયોજન ? [ ૩૨ ]

**શબ્દાર્થ** :—હે કૃષ્ણ ! હુ યુદ્ધમા વિજયને નથી ઇચ્છતો તથા રાજ્ય કે સુખને પણ નથી ઇચ્છતો. હે ગોવિન્દ ! અમારે રાજ્યનું શુ પ્રયોજન ? તથા ભોગનુ કે જીવતરનુ પણ શુ પ્રયોજન ? [ ૩૨ ]

**વિવેચન** :—હે ભગવાન્ શ્રીકૃષ્ણ ! આ લોકમા પુરુષને જે જે ફળની ઇચ્છા હોય, તે તે ફળ ની પ્રાપ્તિના ઉપાયમા તે પ્રવર્તે છે. ફળની ઇચ્છા જ તેની પ્રાપ્તિના ઉપાયમા પ્રવૃત્ત થવાનુ કારણ છે, પરંતુ ફલની ઇચ્છાથી રહિત પુરુષ તે ફલની પ્રાપ્તિ કરવાના ઉપાયમા પ્રવર્તતો નથી. મને આ યુદ્ધમાં સ્વજનોના નાશથી પ્રાપ્ત થનારા વિજયની કે વિજયથી પ્રાપ્ત થનારા રાજ્ય કે વિષયસુખની ઇચ્છા નથી, અને તેથી આ યુદ્ધરૂપી ઉપાયમા મારી પ્રવૃત્તિ સભવતી નથી. ફળની ઇચ્છાના અભાવે તેને પ્રાપ્ત થવાના ઉપાયમા પ્રવૃત્તિ કેમ સભવે ? હે ગોવિંદ ! અર્થાત્ મારી ઇંદ્રિયોના સદા અધિષ્ઠાનરૂપ હોવાથી અતર્યામિરૂપ એવા આપ;આ લોકના ફ્લ ઉપરના મારા વૈરાગ્યને સારી રીતે જાણો છો. [ મધુ. ]

अधर्ममूलक दोषावहमेतत्सर्वं सता नाऽऽशास्यमित्यर्थः । [ શકરાનંદ ]
અધર્મમૂલક દોષયુક્ત આ સર્વ અર્થાત્ આ યુદ્ધ, વિજય કે વિજયથી પ્રાપ્ત થતુ રાજ્ય કે વિષયસુખ સત્પુરુષોને ઇચ્છવા યોગ્ય નથી એ અર્થ છે [૩૨].

**અવતરણિકા** :—હવે રાજ્યાદિકનુ કંઇ પ્રયોજન નથી, તેનું કારણ કહે છે :

---

*નોંધ :— कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृत्तिवाचकः । तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥ કૃષ્ણ શબ્દમા ' કૃષ્ ' સત્તાને કહેનારો છે, અને ' ણ ' આનંદને કહેનારો છે; તેઓની એકતા પરબ્રહ્મરૂપ ' કૃષ્ણ ' કહેવાય છે.

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
ते इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥

**અન્વયાર્થ** :—नः અમારે येषा જેઓને अर्थे માટે राज्य રાજ્ય भोगाः ભોગો च અને सुखानि સુખો कांक्षित અપેક્ષિત છે–ઇચ્છિત છે ते તેઓ इमे આ प्राणान् પ્રાણોને च અને धनानि ધનોને त्यक्त्वा ત્યજીને युद्धे યુદ્ધમાં अवस्थिताः ઊભેલા છે [૩૩].

**શબ્દાર્થ** :—અમારે જેમને માટે રાજ્ય, ભોગો તથા સુખો અપેક્ષિત છે, તેઓ આ જીવવાની અને ધનની આશા છોડીને, યુદ્ધ માટે ઊભેલા છે. [૩૩]

**વિવેચન** :—હે ભગવન્ ! જેમને માટે રાજ્યાદિ સર્વ ઉપયોગી પદાર્થો અપેક્ષિત છે, તે આ સર્વે સ્વજનો પ્રાણ તથા ધનની આશા છોડીને, આ કુરુક્ષેત્રમાં યુદ્ધ માટે ઊભેલા છે. યુદ્ધમાં સ્વજનોને હણીને મેળવેલાં રાજ્ય કે સુખનું મને શું પ્રયોજન ? આ લોકમા સ્વજનો વિનાના સુખભોગનો શો અર્થ ? સ્વજનો વિનાના રાજ્યની કે સુખની મને અપેક્ષા નથી.

તાત્પર્ય એ છે કે રાજ્યાદિક વિષયસુખમાં મને નિત્ય આનંદ પ્રતીત થતો નથી; તથા સ્વજનો વિનાના રાજ્ય કે સુખનું કંઈ પણ પ્રયોજન નથી તેથી મને આ ઘોર યુદ્ધધર્મ કરતા ભિક્ષાધર્મમા [ગી. ૨–૫] કે ભગવત્કૃપાત્મિકા ભક્તિમાં [પુ. અ. ત.] શ્રેય જણાય છે [૩૩].

**અવતરણિકા** :—હવે અર્જુન કુરુક્ષેત્રમાં ઊભેલા સ્વજનોનું વર્ણન કરે છે :

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः सम्बन्धिनस्तथा ॥ ३४ ॥

**અન્વયાર્થ** : आचार्याः આચાર્યો पितरः કાકાઓ तथा एव તેમ જ पुत्राः પુત્રો च અને पितामहाः પિતામહો मातुला મામાઓ श्वशुराः સસરાઓ पौत्राः પૌત્રો श्यालाः સાળાઓ तथा ને सबंधिनः સંબંધીઓ છે [૩૪]

**શબ્દાર્થ** :—[આ કુરુક્ષેત્રમાં] આચાર્યો, કાકાઓ, તેમ જ પુત્રો અને દાદા, મામા, સસરા, પૌત્રો, સાળા ને બીજા સંબંધીઓ [યુદ્ધ માટે ઊભા] છે [૩૪]

**વિવેચન**:—હે ભગવન્ ! આ કુરુક્ષેત્રમાં મારા સર્વે સંબંધીઓ જીવવાની તથા ધનની આશા છોડીને, યુદ્ધ માટે ઊભેલા છે. માટે હવે આ યુદ્ધમાં મારે પ્રવૃત્તિ કરવી ઘટતી નથી. સંબંધીઓને હણીને મેળવેલો વિજય સુખ નહિ, પરંતુ સંતાપના જ કારણરૂપ છે. [૩૪]

**અવતરણિકા**:— પરંતુ હવે રણસંગ્રામના પ્રસંગમાં તું શું કરવા ધારે છે ? તો કહે છે કે :

एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥

**અન્વયાર્થ**: मधुसूदन મધુ નામના દૈત્યોનો નાશ કરનાર [ મધુ. ] અથવા મધુસમાન ઇષ્ટ અહંકારનો આત્મપ્રકાશ વડે નાશ કરનાર હે ભગવાન્ શ્રીકૃષ્ણ ! [ શંકરાનંદ-ગી. ૨-૧ ] घ्नतः अपि મને તેઓ મારી નાખે તોપણ અથવા त्रैलोक्यराज्यस्य हेतोः अपि તેમને મારવાથી અમને ત્રણ લોકનું રાજ્ય મળે તોપણ હું एतान् તેમને हंतु હણવાને न इच्छामि ઇચ્છતો નથી, તો પછી महीकृते પૃથ્વીના રાજ્ય માટે તો किं नु શું કહેવું ? [૩૫]

**શબ્દાર્થ**:—હે મધુસૂદન ! મને તેઓ મારી નાખે તોપણ, અથવા તેમને મારવાથી અમને ત્રણ લોકનું રાજ્ય મળે તોપણ, હું તેમને હણવા ઇચ્છતો નથી. તો પછી પૃથ્વીના રાજ્ય માટે તેમને ન હણું, એમાં શું કહેવું ? [૩૫]

**વિવેચન** :— હે ભગવન્ ! મોટા પ્રભાવવાળા પિતામહ તથા આચાર્ય પરમપૂજ્ય છે, માટે યુદ્ધમાં તેઓ મને મારશે તોપણ હું તેમને મારીશ નહિ. વળી ત્રણ લોકના રાજ્યની પ્રાપ્તિ માટે પણ હું સ્વજનોને હણવા ઇચ્છતો નથી, તો પછી પૃથ્વીનું રાજ્ય મેળવવા માટે તેમને ન હણું, એમાં શું કહેવું ?

मधुसूदन वेदाध्वसम्प्रदायप्रवर्तक । मामपि प्रेरय श्रौतमार्गे मोक्षप्रदे शुभे । [ સદાનંદ-મધુ. ] માટે હે વેદમાર્ગના પ્રવર્તક મધુસૂદન ! મને શ્રુતિસ્મૃતિવિહિત મોક્ષમાર્ગમાં પ્રવૃત્ત કરી, કૃતાર્થ કરો [ ૩૫ ].

**અવતરણિકા** :— હવે ભક્ત અર્જુન કૌરવો આતતાયી હોવા છતાં તેમને યુદ્ધમાં હણવાથી પાપ લાગશે, તે કહે છે :

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान् हत्वैतानाततायिनः ॥ ३६ ॥

**અન્વયાર્થ** :— जनार्दन – जन = આસુરીવૃત્તિઓ, अर्दन હણનાર – નિર્વિકલ્પ સમાધિમાં સર્વ આસુરીવૃત્તિઓને હણનાર આત્મા–ભગવાન્ શ્રીકૃષ્ણ ! धार्तराष्ट्रान् દુર્યોધનાદિ કૌરવોને निहत्य હ'ને–હણવાથી नः અમને का શો प्रीतिः આનંદ स्यात् થાય ? एतान् આ आततायिनः આતતાયીઓને हत्वा હણીને अस्मान् અમને पाप પાપ एव જ आश्रयेत् લાગે [ ૩૬ ]

**શબ્દાર્થ** :— હે જનાર્દન ! દુર્યોધનાદિને હણીને અમને શો આનંદ થાય ? આ આતતાયીઓને હણવાથી પણ અમને પાપ જ લાગે [ ૩૬ ].

**વિવેચન** :—હે જનાર્દન ! લાક્ષાગૃહમા બાળનારા તથા ભીમસેનને વિષપાન વગેરે અનેક અપકાર કરનારા દુર્યોધન વગેરે કૌરવો આતતાયી છે. કારણકે સ્મૃતિ કહે છે કે :—" अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः । क्षेत्रदारापहर्ता च षडेते ह्याततायिनः ।" ' नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥ " [ મનુ. ૮–૩૫૧ ]. આગ લગાડનાર, ઝેર આપનાર, હથિયાર લઈ મારવા આવનાર, ધન લૂંટી લેનાર, ક્ષેત્ર કે સ્ત્રીનું હરણ કરનાર છ આતતાયી કહેવાય છે. આતતાયીને મારવામાં કોઈ પણ જાતનો દોષ લાગતો નથી [ મનુ ૮ ૩૫૧ ]. વડીલ હોય, અતિવૃદ્ધ હોય, અને ગુણવાન્ હોય, પરંતુ તે આતતાયી હોય અને નાશ કરવા આવતો હોય, તો તેને મારી નાખવો [ મહા. ભીષ્મ-૧૦૭–૧૦૧–૨ ]. આ પ્રમાણે આતતાયીને મારવા વિષે શાસ્ત્રની આજ્ઞા છે, પરંતુ આ બધાં અર્થશાસ્ત્રનાં વચનો છે, ધર્મશાસ્ત્ર કહે છે કે :– मा हिंस्यात्सर्वभूतानि । કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ. યાજ્ઞવલ્ક્ય મુનિ કહે છે કે, જ્યાં સ્મૃતિવચનોમાં વિરોધ હોય ત્યા ધર્મશાસ્ત્રને પ્રમાણ માનવુ [ યાજ્ઞ. ૨–૨૧ ]. અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્ર બળવાન છે [ શંકરાનંદ. મધુ. નીલકંઠ વગેરે ]. તેટલા માટે ધર્મશાસ્ત્ર પ્રમાણે દુર્યોધનાદિ આતતાયીઓનો યુદ્ધમાં વધ કરવાથી નિશ્ચે અમને પાપ જ લાગે.

મૂઢજનોને યોગ્ય ક્ષણમાત્ર ટકનારા સુખના આભાસના લોભથી, અત્યંત, લાંબી નરકની પીડાના કારણભૂત બાંધવોનો વધ કરવો અમને યોગ્ય નથી, એ ભાવ છે. [ મધુ. ]

**નોંધ** :— અર્જુને પ્રતિપાદન કરેલા ઉપરોક્ત મતનું [ અર્થનું ] ખંડન કરતાં શ્રીમધુસૂદનાચાર્ય કહે છે કે :—'કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી ' એ સામાન્ય શાસ્ત્રનાં વચનથી વિશેષશાસ્ત્રમા પ્રતિપાદન કરેલી યજ્ઞયાગાદિમાં પશુઓની હિંસાનો કે ધર્મશાસ્ત્રે પ્રતિપાદન કરેલી યુદ્ધાદિમાં થતી હિંસાનો કે ભગવાન્ મનુ વગેરેએ પ્રતિપાદન કરેલી આતતાયીના વધથી થતી હિંસાનો

નિષેધ થતો નથી. તેથી યુદ્ધમાં કૌરવાદિનો વધ કરવાથી, પાપ કે પ્રત્યવાયની સંભાવના નથી. [ વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ મધુસૂદનભાષ્ય શ્રી. ૨-૩૨. ] [ ૩૬ ].

**અવતરણિકા :**— હવે ભક્ત અર્જુન પોતાનો અભિપ્રાય કહે છે :

**तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
**स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ३७ ॥**

**અન્વયાર્થ :**— तस्मात् તેટલા માટે माधव – मा = દૈવીસંપત્તિ, લક્ષ્મીઃ धव = તેના સ્વામી લક્ષ્મીના સ્વામી હે ભગવાન્ શ્રીકૃષ્ણ ! स्वबांधवान् અમારા પોતાના જ બાંધવ धार्तराष्ट्रान् ધૃતરાષ્ટ્રના પુત્રોને वयं અમારે हंतुं હણવા न अर्हाः યોગ્ય નથી. हि કારણકે स्वजनं સ્વજનને हत्वा હણીને અમે कथं કેમ सुखिनः સુખી स्याम થઈએ ? [ ૩૭ ]

**શબ્દાર્થ :**—તેથી હે માધવ ! અમારા પોતાના જ બાંધવ ધૃતરાષ્ટ્રના પુત્રોને અમારે હણવા એ યોગ્ય નથી. કારણ કે સ્વજનને હણીને અમે કેમ સુખી થઈએ ? [ ૩૭ ]

**વિવેચન :**—હે માધવ ! स्वजनसुखार्थं खलु पुंसः प्रवृत्तिः । [ શંકરાનંદ ] સ્વજનના સુખ માટે મનુષ્ય પ્રવૃત્તિ કરે છે. મંદબુદ્ધિ એવા મારા મત પ્રમાણે સ્વજનોનો વધ કરવાથી દૃષ્ટ કે અદૃષ્ટ સુખની સંભાવના નથી. વળી સ્વજનોનો વધ કરવાથી પાપની સંભાવના છે. તેથી દૃષ્ટાદૃષ્ટ ફળનો અભાવ તથા પાપની સંભાવનાને લીધે, હું તેમને યુદ્ધમાં પરાભવ કરવા કે હણવા ઇચ્છતો નથી.

माधवेति लक्ष्मीपतित्वान्नालक्ष्मीके कर्मणि प्रवर्तयितुमर्हसीति भावः । [ મધુ. ભા. ટી. વગેરે ] 'માધવ' સંબોધનવડે ભક્ત અર્જુને એવો અર્થ સૂચિત કર્યો છે કે, આપ અહિંસાદિ દૈવીસંપત્તિના સ્વામી થઈ, મને જેથી લક્ષ્મીની પ્રાપ્તિ ન થાય એવા હિંસાકર્મમાં પ્રેરો છો, તે યોગ્ય નથી [૩૭].

**અવતરણિકા :**— હવે 'ભીષ્મપિતામહ વગેરે શિષ્ટપુરુષોની યુદ્ધ-પ્રવૃત્તિ લોભમૂલક હોવાથી પ્રમાણરૂપ નથી' તે ભક્ત અર્જુન પ્રતિપાદન કરે છે :

**यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।**
**कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥**

**અન્વયાર્થ :**— यद्यपि જોકે लोभोपहतचेतसः લોભથી વિવેકરહિત થયેલા – લોભથી હણાયેલી બુદ્ધિવાળા एते આ ભીષ્માદિક कुलक्षयकृतं

કુલનાશથી થતા दोष દોષને – પાપને च તથા मित्रद्रोह મિત્રદ્રોહના પાતક પાપને न पश्यन्ति નથી જોતા [૩૮]

**શબ્દાર્થ** — જો કે લોભથી હણાયેલા ચિત્તવાળા આ ભીષ્માદિક કુલનાશથી થતા દોષને તથા મિત્રદ્રોહથી થતા પાપને નથી જોતા [પરંતુ અમે એ જાણીએ છીએ] [૩૮]

**વિવેચન** -स्थितद्रव्य यागासहिष्णुत्व लाभ । [ શંકરાનંદ ] પ્રાપ્ત થયેલા સત્તા, વૈભવ, ધન વગેરે પદાર્થોના ત્યાગમા અસહિષ્ણુતા [શંકરાનંદ] અથવા પારકી વસ્તુની અયોગ્ય માર્ગે ઇચ્છા કરવી, તે લોભ કહેવાય છે લોભથી વિવેકરહિત થયેલા ભીષ્માદિ શિષ્ટપુરુષો કુલનાશથી થતા દોષને, તથા મિત્રદ્રોહના પાપને જોઈ શકતા નથી ભીષ્માદિ શિષ્ટપુરુષોની યુદ્ધ-પ્રવૃત્તિ લોભમૂલક છે શિષ્ટપુરુષના આચારમા જ્યારે લોભ પ્રવર્તક હોય ત્યારે શિષ્ટના આચારમા વેદમૂલકની કલ્પના યોગ્ય નથી [મધુ, મીમાસાસૂત્ર ૪-૧-૩-૩] अत शिष्टानामपि न ग्राह्या भीष्मादीना विवेकिभि ' । [સદાનં] તેથી ભીષ્માદિક શિષ્ટપુરુષોની લોભમૂલક પ્રવૃત્તિ [આચાર] વિવેકીને સ્વીકારવા યોગ્ય-પ્રમાણરૂપ નથી [૩૮].

અને તેટલા માટે

**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥**

**અન્વયાર્થ** — जनार्दन હે આસુરીવૃત્તિઓને હણનાર ભગવાન્ શ્રીકૃષ્ણ! कुलक्षयकृत કુલનાશથી થતા दोष દોષને प्रपश्यद्भि જોનારા-સમજનારા अस्माभि અમે पापात પાપના હેતુરૂપ अस्मात આ યુદ્ધથી निवर्तितु નિવૃત્ત થવા कथ કેમ न ज्ञेय ન જાણવું—ન સમજવું ? [૩૯]

**શબ્દાર્થ** —હે જનાર્દન! કુલનાશથી થતા દોષને જાણનારા અમે આ પાપના હેતુરૂપ યુદ્ધથી નિવૃત્ત થવા કેમ ન સમજવું ? [૩૯]

**વિવેચન** —હે જનાર્દન! ધર્મના સ્વરૂપને તથા કુલનાશથી થનારા દોષને જાણનારા અમારે આ પાપના હેતુરૂપ યુદ્ધથી નિવૃત્ત થવા શા માટે વિચાર ન કરવો ? किमकार्य दुरात्मनाम् ? ' 'દુરાત્માઓને અકાર્ય જેવું શુ છે ?' એ ન્યાયનો અંગીકાર કરી, દુર્યોધનાદિ રાજ્યલોભથી કુલક્ષય તથા મિત્રદ્રોહ ભલે કરે, પરંતુ એવી રીતે અમારે કરવું યોગ્ય નથી

धर्मप्रवर्तकभवदाश्रयाणामस्माकं नाधर्मे प्रवृत्तिः स्यादित्यस्माभिर्भवानर्च्यते याच्यते इति जनार्दनेति सम्बोधनाभिप्रायः । [કેશવ] હે જનાર્દન ! અર્થાત્ કામ, ક્રોધ, લોભ વગેરે આસુરીવૃત્તિઓને હણનાર હે ભગવાન્ શ્રીકૃષ્ણ ! ધર્મપ્રવર્તક એવા આપનું શરણ લેનાર આપના ભક્ત ની અધર્મમાં પ્રવૃત્તિ ન થાય, તે માટે હું દીન થઈ પ્રાર્થું છું. મારે મારા શ્રેય માટે યોગ્ય પ્રેરણા આપી કૃતાર્થ કરો. જનાર્દન સંબોધન વડે આ અર્થનું સૂચન છે [કેશવ] [૩૯].

**અવતરણિકા** :—હવે પાંચ શ્લોકોવડે અર્જુન કુલક્ષયથી થતા અનર્થોની પરંપરાનું વર્ણન કરે છે :

**कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥**

**અન્વયાર્થ** :—कुलक्षये કુલના નાશથી-કુલધર્મપ્રવર્તક પુરુષોના નાશથી [શંકરાનંદ] सनातनाः પરંપરાથી ચાલ્યા આવતા [કેશવ] कुलधर्माः કુળ તથા જાતિને અનુરૂપ કર્તવ્ય-આચારવિશેષ [શંકરાનંદ] प्रणश्यन्ति નાશ પામે છે. धर्मे ધર્મ नष्टे નાશ પામવાથી अधर्मः અધર્મ-અનાચાર कृत्स्नं સઘળા જ कुलं કુળને उत પણ अभिभवति વશ કરે છે-સ્વાધીન કરી તેમાં વ્યાપી જાય છે [મધુ.] [૪૦].

**શબ્દાર્થ** :—કુલના નાશથી સનાતન કુલધર્મો નાશ પામે છે; અને ધર્મ નાશ પામવાથી અધર્મ [અનાચાર] આખા કુળને પણ વશ કરે છે અર્થાત્ અધર્મ આખા કુળને ડુબાડી દે છે [૪૦].

**વિવેચન** :—કુળનો નાશ થવાથી અર્થાત્ કુળધર્મપ્રવર્તક પુરુષોનો નાશ થવાથી [શંકરાનંદ] એટલે કે કુળધર્મનું આચરણ કરનારા વૃદ્ધ પુરુષોનો નાશ થવાથી પરંપરાથી ચાલ્યા આવતા કુળધર્મો અર્થાત્ કુલ તથા જાતિને અનુરૂપ કર્તવ્ય-આચારવિશેષ [શંકરાનંદ] નાશ પામે છે. કુલધર્મ નાશ પામતાં આખા કુળમાં અધર્મનું [અનાચારનું] સામ્રાજ્ય પ્રવર્તે છે. આ અધર્મ આખા કુળને વશ કરી તેને ડુબાવી દે છે [૪૦].

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥**

**અન્વયાર્થ** :—कृष्ण ! હે શ્રીકૃષ્ણ ! अधर्माभिभवात् અધર્મને વશ થવાથી – કુલમાં અધર્મની વૃદ્ધિ થવાથી कुलस्त्रियः કુલની સ્ત્રીઓ प्रदुष्यन्ति

દૂષિત થાય છે – વ્યભિચારિણી થાય છે. वार्ष्णेय વૃષ્ણિકુલમાં ઉત્પન્ન થયેલા હે શ્રીકૃષ્ણ! दुष्टासु દૂષિત થયેલી स्त्रीषु સ્ત્રીઓમાં वर्णसंकरः વર્ણસંકર–એક જાતની સ્ત્રીને વિષે બીજી જાતના પુરુષથી ઉત્પન્ન થયેલો પુત્ર जायते ઉત્પન્ન થાય છે [ ૪૧ ].

**શબ્દાર્થ** :— હે શ્રીકૃષ્ણ! કુલમાં અધર્મની વૃદ્ધિ થવાથી કુલની સ્ત્રીઓ દૂષિત થાય છે; અને હે વાર્ષ્ણેય! સ્ત્રીઓ દૂષિત થતાં તે સ્ત્રીઓમાં વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે [ ૪૧ ].

**વિવેચન** :— હે કૃષ્ણ! કુલધર્મપ્રવર્તક શિક્ષા આપનાર વૃદ્ધ પુરુષોના અભાવે કુલમાં અધર્મની વૃદ્ધિ થવાથી કુલની સ્ત્રીઓ દૂષિત થાય છે. અર્થાત્ પુત્રોત્પત્તિ માટે બીજા વર્ણના પતિને સેવનારી થાય છે. [ નીલકંઠ ] અથવા કુલક્ષયકારી પતિત પતિના સંબંધથી જ સ્ત્રીઓ દૂષિત થાય છે [ મધુ. ]. અને દૂષિત થયેલી તે સ્ત્રીઓમાં વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે. અનુલોમ તથા પ્રતિલોમ પ્રજાથી બ્રાહ્મણ વગેરે વર્ણોની સંકીર્ણતા થાય છે. અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાનો ત્યાગ કરી સંકીર્ણ થાય છે [ શંકરાનંદ ], સર્વે વર્ણો એકીભાવને પ્રાપ્ત થાય છે [ પ. ટી. ] [ ૪૧ ].

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च।**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥**

**અન્વયાર્થ** :— संकरः વર્ણસંકર પ્રજા कुलघ्नाना કુલઘાતકોનો च તથા कुलस्य તેના કુલના नरकाय एव નરકને અર્થે જ થાય છે. हि તથા एषां એમના – કુલનો નાશ કરનારા પુરુષોના पितरः પિતૃઓ लुप्तपिंडोदकक्रियाः પિંડદાન તથા ઉદકદાન વગેરે ક્રિયાઓનો લોપ થવાથી पतन्ति અવગતિને પામે છે [ ૪૨ ].

**શબ્દાર્થ** :— વર્ણસંકર પ્રજા કુલઘાતકોના તથા તેમના કુલના નરકના અર્થે જ થાય છે. તથા તેમના પિતૃઓ પણ પિંડદાન તથા ઉદકદાન વગેરે ક્રિયાઓનો લોપ થવાથી અધોગતિને પામે છે [ ૪૨ ].

**વિવેચન** :— વર્ણસંકર પ્રજા કુલનો નાશ કરનારાઓને તથા કુલને નરકમાં નાખે છે. અને પિંડદાન, તર્પણ વગેરે ક્રિયાઓનો લોપ થવાથી, કે શાસ્ત્રવિધિ પ્રમાણે તે ક્રિયા કરવામાં વર્ણસંકર પ્રજાનો અધિકાર ન રહેવાથી [નીલકંઠ] કે શ્રાદ્ધ, તર્પણ વગેરે ક્રિયાઓમાં તેમની શ્રદ્ધા ન રહેવાથી [ ગી. ૧૭–૨૮ ] તે તેમના પિતૃઓને પ્રાપ્ત ન થવાથી, તેમના પિતૃઓ અધોગતિને પામે છે [૪૨].

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥

અન્વયાર્થ :— कुलघ्नानां કુલઘાતક પુરુષોના वर्णसंकरकारकैः વર્ણસંકર ઉત્પન્ન કરનારા एतैः આ दोषैः દોષોવડે शाश्वताः સનાતન–શ્રુતિમૂલક સ્વર્ગ તથા મોક્ષને આપનારા – પરંપરાથી ચાલ્યા આવતા जातिधर्माः બ્રાહ્મણ, ક્ષત્રિય જાતિના ધર્મો [ કેશવ ] च તથા कुलधर्माः કુલધર્મો उत्साद्यन्ते ઉચ્છિન્ન થાય છે–નાશ પામે છે [૪૩].

શબ્દાર્થ :— કુલઘાતક પુરુષોના આ વર્ણસંકરને ઉત્પન્ન કરનારા દોષોથી સનાતન જાતિધર્મો તથા કુલધર્મો નાશ પામે છે [૪૩].

વિવેચન :— જે પુરુષ કાર્યાકાર્યના વિચારનો ત્યાગ કરી, કામક્રોધાદિને વશ થઈ, કુલધર્મને પ્રવર્તાવનારા પુરુષોનો વધ કરે છે, તે ' કુલઘ્ન ' કહેવાય છે. કુલઘ્ન પુરુષોના વર્ણસંકર ઉત્પન્ન કરનારા આ દોષવડે શ્રુતિસ્મૃતિવિહિત બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે વર્ણોના ધર્મો તથા આચાર્યોએ ઉપદેશ કરેલા શ્રુતિમૂલક સ્વર્ગ તથા મોક્ષના સાધનરૂપ સનાતન કુલધર્મો ઉચ્છિન્ન થાય છે–નાશ પામે છે. વળી શ્લોકમાં ચકાર છે એ ઉપરથી એમ સમજવું કે આશ્રમધર્મો પણ નાશ પામે છે. [ વે. ગી. ] [૪૩]

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरकेऽनियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥

અન્વયાર્થ :— जनार्दन ! હે જનાર્દન ! उत्सन्नकुलधर्माणां જેમના કુલધર્મનો નાશ થયો છે [ મધુ. શ્રીધર વગેરે ] અથવા જેમણે કુલધર્મનો નાશ કર્યો છે [ શંકરાનંદ ] એવા मनुष्याणा મનુષ્યોનો नरके નરકમાં अनियतं અવધિથી રહિત–ચિરકાલ સુધી वासः વાસ भवति થાય છે इति એમ अनुशुश्रुम અમે સાંભળ્યું છે [૪૪].

શબ્દાર્થ :— હે જનાર્દન ! જેમના કુલધર્મોનો નાશ થયો છે [ મધુ. વગેરે ] અથવા જેમણે કુલધર્મોનો નાશ કર્યો છે [ શંકરાનંદ વગેરે ] એવા મનુષ્યોનો ચિરકાલ સુધી નરકમાં વાસ થાય છે, એમ અમે સાંભળતા આવ્યા છીએ [૪૪].

વિવેચન :— લોભને વશ થઈ જે પુરુષો જાતિધર્મ તથા કુલધર્મોનો નાશ કરે છે [ શંકરાનંદ વગેરે ] અથવા જેમના કુલધર્મ તથા જાતિધર્મોનો નાશ થયો

છે [ મધુ. વગેરે ] એવા મનુષ્યોનો ચિરકાલ સુધી નરકમા વાસ થાય છે, એમ મે મહર્ષિઓ પાસેથી સાભળેલુ છે પૂર્વના આચાર્યો કહે છે કે :—' જે પુરુષો પાપ કરવામા પ્રીતિવાળા છે તથા પાપની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત કરતા નથી, તથા કરેલા પાપનો પશ્ચાત્તાપ કરતા નથી, તે પુરુષો પાપસસ્કારને વશ થઈ, દારુણ નરકને પામે છે.' [શ્રીધર] નરક મુખ્ય સાત પ્રકારના તે અવાતર ભેદે અઠ્ઠાવીસ પ્રકારના છે, જ્યા પાપી જીવો પોતાના કુકર્મોનુ દુઃખરૂપ ફળ ભોગવે છે [૪૪]

**અવતરણિકા** :— હવે આ યુદ્ધરૂપી કર્મ અત્ય ત પાપમય છે, એમ જાણી અર્જુન આ યુદ્ધના ઉદ્યોગરૂપ પોતાના કર્મ માટે ખેદ પ્રદર્શિત કરે છે •

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥ ४५ ॥

**અન્વયાર્થ** :— अहो અરે ! बत બહુ ખેદની વાત છે કે वय અમે महत् पाप મોટુ પાપ कर्तुं કરવાને व्यवसिता. નિશ્ચયવાળા થયા છીએ – તૈયાર થયા છીએ यत् કારણકે અથવા એટલે કે राज्यसुखलोभेन રાજ્યસુખના લોભે स्वजन સ્વજનને हन्तु હણવાને उद्यता તૈયાર થયા છીએ [૪૫].

**શબ્દાર્થ** :— અરે ! બહુ ખેદની વાત છે કે અમે બહુ મોટુ પાપ કરવાને તૈયાર થયા છીએ; એટલે કે રાજ્યસુખના લોભે અમે સ્વજનોને હણવા તૈયાર થયા છીએ [૪૫]

**વિવેચન** .— હે ભગવાન્ ! અરે ! બહુ ખેદની વાત છે કે શ્રુતિસ્મૃતિ, ધર્મશાસ્ત્ર, વિધિનિષેધને જાણનારા અમારા જેવા વિવેકી રાજ્યસુખના લોભે આ યુદ્ધમા પિતા, પુત્ર, ભાઈ વગેરેને હણવા રૂપી મહાપાપ કરવા તૈયાર થયા છીએ. તાત્પર્ય એ છે કે, ' આ યુદ્ધ માટે લડવાને તૈયાર થઈ અમે આ કુરુક્ષેત્રમા શા માટે આવ્યા ? ' એ પ્રકારના વચનો આપે અમને કહેવા નહિ, કારણકે अविमृश्यकारितया मर्यादितस्य कृतत्वादिति भाव · । [ મધુ.] વગર વિચાર્યે અમોએ આ ઉધ્ધતાઈ કરી છે. [ મધુ. ] [૪૫]

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥

**અન્વયાર્થ** .— यदि જો अप्रतीकारम – પોતાના પ્રાણની રક્ષા માટે પોતાને મારનાર પુરુષને મારવો તે પ્રતીકાર કહેવાય છે. એવા પ્રતીકારથી રહિત એટલે કે પોતાના બચાવ માટે પણ સામા ન થનારા અને તેથી अशस्त्र

શસ્ત્રવિનાના મા મને શસ્ત્રપાણયઃ શસ્ત્રધારી ધાર્તરાષ્ટ્રાઃ ધૃતરાષ્ટ્રના પુત્રો રણે યુદ્ધમાં હન્યુઃ મારી નાખે તત્ તે મે મારે માટે ક્ષેમતરં વધારે કલ્યાણરૂપ ભવેત્ થાય [૪૬].

**શબ્દાર્થ**:— બચાવ માટે પણ સામો ન થનારો અને તેથી શસ્ત્ર વિનાના મને, શસ્ત્રધારી ધૃતરાષ્ટ્રના પુત્રો યુદ્ધમાં મારી નાખે, તો તે મારે માટે વધારે કલ્યાણરૂપ થાય [૪૬].

**વિવેચન**:— હે ભગવન્! યુદ્ધમાં પ્રતીકાર ન કરવાના નિશ્ચયવાળા અર્થાત્ પાપના ભયથી, દયાથી કે બાંધવોના અનુરાગથી બચાવ માટે સામો ઉપાય ન કરનારા અને તેથી હાથમાં શસ્ત્ર વિનાના મને, દુર્યોધનાદિ આ કુરુક્ષેત્રમાં મારી નાખે, તો તે મારા જેવા સ્વધર્મનિષ્ઠને માટે વધારે કલ્યાણરૂપ થાય; કારણકે તેથી કુલક્ષયના કાર્યરૂપ નરક, અપકીર્તિ વગેરેના અભાવે તથા પૂર્વકૃત પુણ્યોના ક્ષયના અભાવે મેં પ્રાપ્ત કરેલી સ્થિતિનું એટલે કે યોગભૂમિકાનું રક્ષણ થશે [ શંકરાનંદ ]. વળી શાસ્ત્ર પણ કહે છે કે:—प्राणादपि प्रकृष्टो धर्मः प्राणभृतामहिंसाऽपापनिष्पत्तेः। [ મધુ. – આ. ગિ. ટી. ] પ્રાણીમાત્રની અહિંસા એ ઉત્કૃષ્ટ ધર્મ છે. અહિંસાધર્મ પ્રાણથી પણ શ્રેષ્ઠ છે. અહિંસાધર્મથી કોઈ પણ પાપ ઉત્પન્ન થતું નથી, પરંતુ ઊલટું મોટા પુણ્ય ઉત્પન્ન થાય છે. માટે સ્વજનોની હિંસા કરી જીવવા કરતાં તેમને હાથે અમારું મરણ થાય તે જ અત્યંત હિતકારક છે [૪૬].

**અવતરણિકા**: — શ્રુતિ કહે છે કે:—परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन। तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् [ મુ. ઉ. ૧–૨–૧૨ ] 'બ્રાહ્મણ ( મુમુક્ષુ ) કર્મથી પ્રાપ્ત થતા લોકની પરીક્ષા કરી વૈરાગ્ય પામે. કર્મવડે અકૃત ( મોક્ષ ) નથી. પછી તે બ્રહ્મનું સ્વરૂપ જાણવા માટે હાથમાં સમિધ લઈ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જાય.' ઇત્યાદિ શ્રુતિમાં કહેલી રીતિએ આ સર્વ લોક કર્મરચિત હોવાથી અનિત્ય છે; સર્વ કર્મ અનિત્યનાં જ સાધન છે, અને હું નિત્ય, અભય, કૂટસ્થ ને અચલ વસ્તુના પ્રયોજનવાળો છું, તેથી ઘણા શ્રમથી સુકૃત તથા અનર્થના સાધનરૂપ કર્મથી મારે શું પ્રયોજન છે? એવો શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિઓ વડે નિશ્ચય કરી, મુક્તિ માટે સદ્‌ગુરુની પાસે જવું, એ અર્થનું સૂચન કરવાના હેતુથી, અર્જુનના સત્ તથા અસત્ વિચાર, અસત્ પ્રવૃત્તિમાં પરિતાપ, અધર્મથી પ્રાપ્ત રાજ્ય તથા તેનાં સુખ વગેરેમાં દોષદર્શન તથા વૈરાગ્ય

પ્રતિપાદન કરી, હવે હિંસાના સાધનરૂપ શસ્ત્રનો ત્યાગ, તથા યુદ્ધક્રિયા નિવૃત્તિને પ્રતિપાદન કરતા, અધ્યાયનો ઉપસંહાર કરે છે [ શંકરાનંદ ].

संजय उवाच । સંજય બોલ્યા :

**एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥**

**અન્વયાર્થ** : एवं એ પ્રમાણે उक्त्वा કહીને शोकसंविग्नमानसः શોકથી જેનું હૃદય ભરાઈ આવ્યું છે એવો—વ્યગ્રચિત્તવાળો—આકુળવ્યાકુળ મનવાળો अर्जुनः અર્જુન संख्ये રણભૂમિમાં सशरं બાણુસહિત चापं ધનુષ્‌ને विसृज्य છોડી દઈને—ત્યાગ કરીને, रथोपस्थे રથના પાછલા ભાગમાં उपाविशत् બેસી ગયો. [૪૭]

**શબ્દાર્થ** :—એ પ્રમાણે કહીને શોકથી જેનું હૃદય ભરાઈ આવ્યું છે એવો અર્જુન બાણુસહિત ધનુષ્‌નો ત્યાગ કરીને, રથના પાછલા ભાગમાં બેસી ગયો [૪૭].

**વિવેચન** :— હે ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણને કહીને, ઉત્તરા ફાલ્ગુનમાં જન્મેલો માટે ' ફાલ્ગુન '; બાળપણમાં ઉજ્જ્વળ વર્ણનો તથા સર્વને પ્રિય હોવાથી ' કૃષ્ણ '; દુર્લભ, દુર્ધર્ષ, શત્રુદમન તથા ઇંદ્રપુત્ર હોવાથી ' જિષ્ણુ '; રથને સુવર્ણના કવચવાળા શ્વેત અશ્વો જોડવામાં આવતા હોવાથી ' શ્વેતવાહન '; યુદ્ધમાં કદાપિ નિંદ્યકર્મ ન કરતો હોવાથી ' બિભત્સુ '; સર્વ દેશોને જીતીને ધન પ્રાપ્ત કરનાર હોવાથી ' ધનંજય '; યુદ્ધમાં વિજય વિના પાછો ન ફરતો હોવાથી ' વિજય '; નિદ્રાને જીતનાર હોવાથી ' ગુડાકેશ '; દાનવોનો પરાજય કરી, ઇન્દ્રની પ્રસન્નતાથી પ્રાપ્ત કરેલો સૂર્યસમાન પ્રકાશમાન કિરીટ મસ્તક પર ધારણ કરતો હોવાથી ' કિરીટી '; બંને હાથે ગાંડીવ ખેંચવામાં કુશળ હોવાથી ' સવ્યસાચી ' વગેરે નામોથી પ્રસિદ્ધ [મહા. સભાપર્વ—૪૪—૧૩—૨૧] મહામના, પરમદયાળુ, પરમ બંધુસ્નેહી, પરમધાર્મિક અર્જુન (રા ભા.) પરમપુરુષ ભગવાન્ શ્રીકૃષ્ણની સહાયને પ્રાપ્ત થવા છતાં, સ્વજનોના સ્નેહથી, દયાથી તથા ધર્માધર્મના ભયથી ધનુષ્યબાણને પડતાં મૂકી, ' હું યુદ્ધ કરીશ નહિ ' એમ કહી, રથમાં ઊભો રહી યુદ્ધ કરવાને બદલે, રથના પાછલા ભાગમાં બેસી ગયો.

આ જગતમાં મોહથી [ધર્માધર્મ વિષયક સંશયથી] કોણ પરાભવ પામતો નથી ? ક્ષણે ક્ષણે મનુષ્યના અંતઃકરણમાં ધર્માધર્મ વિષયક સંશયોની પરંપરા ઉદ્ભવે છે, અને તેથી 'करिष्ये वचनं तव' । [ ગી ૧૮—૭૩ ] ભક્ત અર્જુનની પેઠે

ભગવાનના [ સદ્‌ગુરુના ] શરણાગતિ વિના શ્રેયને પ્રાપ્ત થવા માટે બીજો કોઈ ઉપાય નથી [૪૭].

### આ અધ્યાય ઉપોદ્‌ઘાતરૂપ છે.

આ અધ્યાયમાં ભક્ત અર્જુનના વિષાદનું વર્ણન છે. ભક્ત અર્જુનના વિષાદનું કારણ કૃપા અર્થાત્ દયા વગેરે મુમુક્ષુના આઠ ગુણો છે [ ગી. ૨–૧]. લોક તથા શાસ્ત્રના નિયમોનું અતિક્રમણ કરી, તે કૃપાપરવશ થઈ, યુદ્ધ કરવા ઇચ્છતો નથી, આ ભક્ત અર્જુનનું આર્તપણું દર્શાવે છે [વલ્લભ]. બીજા અધ્યાયના આરંભના શ્લોકમાં પણ ભક્ત અર્જુન આર્ત હોય એમ જણાય છે. તેથી આ અધ્યાય પ્રયોજનરહિત છે, એવી શંકા ન કરવી. આ પ્રથમ અધ્યાયમાં ભક્ત અર્જુનને કૃપાનો આવેશ કેવી રીતે થયેલો તે પણ કહેલું છે. માટે આ અધ્યાય ઉપોદ્‌ઘાતરૂપ છે, પ્રયોજનરહિત નથી. તેથી જ ' પ્રથમ અધ્યાયનો જે પાઠ કરે, અને તેનું જે સ્મરણ કરે, તેને ભવસાગર તરવો કઠિન નથી ' એવું પદ્મપુરાણમાં ગીતામાહાત્મ્યમા [ પદ્મપુરાણ. અ. ૫૩ ] આ અધ્યાયના ફલનું નિરૂપણ છે ( પુ. અ. ત. ).

શ્રીમધુસૂદનાચાર્ય પ્રતિપાદન કરે છે કેઃ—प्रथमाध्यायार्थः स सन्याससाधनसूचनम् । ( મધુ. ગી. ૨–૬ ) ગીતાશાસ્ત્રના પ્રથમ અધ્યાયનો અર્થ સંન્યાસનાં સાધનો સૂચિત કરે છે. તે આ પ્રમાણે છે : न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे । (૩૧) આ શ્લોકમાં રણભૂમિમાં હણાયેલાનો યોગક્ષેમ સંન્યાસીના જેવો છે, એમ કહી નિત્ય તથા અનિત્ય વસ્તુનો વિવેક દર્શાવ્યો છે. न कांक्षे विजय कृष्ण । [૩૨] આ શ્લોક વડે ઐહિક ( આ લોકના ) સુખભોગ પર વિરાગ તથા अपि त्रैलोक्यराज्यस्य हेतोः (૩૫) એ શ્લોક વડે પારલૌકિક ( સ્વર્ગાદિ ) સુખભોગ પર વિરાગ દર્શાવ્યો છે. नरकेऽनियत वासो भवति। (૪૪) આ શ્લોક વડે સ્થૂલ દેહથી અતિરિક્ત ( ભિન્ન ) આત્માનું સ્વરૂપ દર્શાવ્યું છે. किं नो राज्येन गोविंद । [૩૨] એ શ્લોકવડે મનના નિગ્રહરૂપ શમ, किं भोगैः । [૩૨] એ પદો વડે દમ, यद्यप्येते न पश्यन्ति । [૩૮] એ શ્લોકવડે નિર્લોભતા અને यदि मामाप्रतीकार...तन्मे क्षेमतरं भवेत् । [૪૬] એ શ્લોકવડે તિતિક્ષા દર્શાવી છે.

આ પ્રમાણે પ્રથમ અધ્યાયના અર્થરૂપ સંન્યાસનાં સાધનોનું નિરૂપણ કરી, હવે પછી બીજા અધ્યાયમાં 'श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।' [૫] એ શ્લોક વડે ભિક્ષાચર્યાથી ઉપલક્ષિત સંન્યાસનું નિરૂપણ કરી, ભક્ત અર્જુન પોતાને

વિષે વૈરાગ્યનુ સૂચન કરી, [ગી ૨–૭] શ્રીમુખે ગીતાશાસ્ત્ર શ્રવણ કરવાનો પોતાનો અધિકાર પ્રદર્શિત કરશે [ગી. ૨–૭]

### અધ્યાયનો સાર

રાજા ધૃતરાષ્ટ્રના જેવુ મમત્વ [ રાગદ્વેષ–આસુરીભાવ ] સંસારનુ કારણ છે; તથા ભક્ત અર્જુન જેવો વૈરાગ્ય [ અનાસક્તિ–દૈવીભાવ ] મોક્ષનુ સાધન છે, એ આ અધ્યાયનો સાર છે.

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽर्जुनविषादयोगो नाम प्रथमोऽध्याय. ॥ १ ॥

### ઉપરોક્ત પુષ્પિકાનો અર્થ

' ॐ तत्सत् ' એ ત્રણ પરમાત્માના પવિત્ર નામો છે યજ્ઞદાનાદિ કર્મોના આરંભમા ' ॐ तत्सत् ' એવા પરમાત્માના નામના ઉચ્ચારણથી યજ્ઞદાનાદિ કર્મો વિગુણતાના દોષને પ્રાપ્ત થતા નથી, તથા તે નિર્વિઘ્ને સમાપ્ત થાય છે [ ગી. ૧૭–૨૩–૨૭ ] ગીતા સ્વયં ભગવાન્ શ્રીકૃષ્ણે શ્રીમુખે ગાયેલી માટે ' ભગવદ્ગીતા ' કહેવાય છે ગીતામા સર્વ ઉપનિષદોનો સારભૂત અર્થ સંગૃહીત કરવામા આવ્યો છે, આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે આત્મતત્ત્વનો બોધ કરવામા આવ્યો છે, તથા સ્વયં પણ ઉપનિષદ્ છે, માટે તે ' ઉપનિષદ્ ' કહેવાય છે. ભગવદ્ગીતામા સમસ્ત વેદશાસ્ત્રના તત્ત્વજ્ઞાન તથા જ્ઞાનપ્રાપ્તિના સાધનોનુ નિરૂપણ છે, માટે ગીતા ' બ્રહ્મવિદ્યા ' તથા ' યોગશાસ્ત્ર ' કહેવાય છે. પ્રશ્નપ્રતિવચનરૂપ આ ગીતાગ્રંથ ભગવાન્ શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનનો અદ્ભુત તથા રોમાંચકારી ' સંવાદ ' છે [ ગી ૧૮–૭૪ ] પ્રત્યેક અધ્યાયમા પરબ્રહ્મને પ્રાપ્ત થવાના સાધનનુ નિરૂપણ છે માટે પ્રત્યેક અધ્યાય ' યોગ ' કહેવાય છે ધર્મનિષ્ઠ અર્જુનનો વિષાદ અર્થાત્ વૈરાગ્ય, મુમુક્ષુત્વ તથા શરણાગતિ ભગવાનના વિશ્વરૂપદર્શનના તથા અપરોક્ષજ્ઞાનના કારણરૂપ થાય છે, માટે પ્રથમ અધ્યાય ' અર્જુનવિષાદયોગ ' કહેવાય છે.

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ, શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે ' અર્જુનવિષાદયોગ ' નામનો ૧ લો અધ્યાય સંપૂર્ણ

અધ્યાય ૧ લો સંપૂર્ણ

# અધ્યાય ૨ જો

## साङ्खययोग

**અવતરણિકા** :—"अथातो ब्रह्मजिज्ञासा" इति। 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः' इति। 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्' इत्यादि श्रुत्युक्तप्रकारेण। અર્થાત્ આત્મા અનાત્માના વિવેકથી જેને તીવ્ર વૈરાગ્ય થયો હોય તેવા શમદમાદિ-સાધનચતુષ્ટયસંપન્ન મુમુક્ષુએ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે આત્માના શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા જવું, એ શ્રુતિસ્મૃતિવિહિત અર્થનુ સૂચન કરવાના હેતુથી સદસદ્-વિવેકી પરમાર્થકાંક્ષી ભક્ત અર્જુનની 'शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्' 'હું આપનો શિષ્ય છું, આપને શરણે આવ્યો છું, મને શિક્ષા આપો' એ પ્રકારની ઈશ્વરની શરણાગતિ તથા તેને ભગવાન્ શ્રીકૃષ્ણે આપેલા આત્મા તથા અનાત્માના જ્ઞાનના ઉપદેશનો પ્રકાર પ્રતિપાદન કરવા માટે આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે [ શંકરાનંદ ].

આ અધ્યાયના આરંભમા 'सोऽहं भगवः शोचामि तं मा भगवन् शोकस्य पारं तारयतु। [ છા. ઉ. ૭-૧-૩ ]. એ શ્રુતિ પ્રમાણે સંસારના દુઃખથી શોક કરતા શરણાગત મુમુક્ષુને અભયવચનપૂર્વક અભિમુખ કરી, તત્ત્વજ્ઞાનનો બોધ આપવો એ સૂચન કરવા, તથા શોક કરતા અર્જુનને ભગવાન્ શ્રીકૃષ્ણે વિવેકયુક્ત વચનો વડે ગીતાબોધ આપ્યો, તે ધૃતરાષ્ટ્રને કહેવા માટે; તથા 'અહિંસા અને ભિક્ષાભોજન પરમ ધર્મ છે,' 'યુદ્ધ કરતાં મરણ શ્રેષ્ઠ છે' ઇત્યાદિ ભક્ત અર્જુનનાં વૈરાગ્યસૂચક વચનોથી, રાજા ધૃતરાષ્ટ્ર એમ ધારે કે, 'હવે યુદ્ધ થનાર નથી, તેથી દુર્યોધનાદિ મારા પુત્રો નિષ્કંટક રાજ્ય ભોગવશે,' એવી રાજા ધૃતરાષ્ટ્રની મિથ્યા કલ્પના [ આશા ] નિવૃત્ત કરવા માટે સંજય કહે છે :

सञ्जय उवाच। સંજય બોલ્યા :

तं तथा कृपयाऽऽविष्टमश्रुपूर्णाकुलेक्षणम्।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः॥ १॥

**અન્વયાર્થ** :—तथा એવી રીતે कृपया आविष्ट કૃપાથી ભરપૂર-બંધુસ્નેહથી વ્યાપ્ત ( નીલકંઠ ) अश्रुपूर्णाकुलेक्षण અશ્રુપૂર્ણ તથા વ્યાકુળ નેત્રવાળા—આંસુથી ભરેલા તથા 'આકુલ' અર્થાત્ જોવામાં અસમર્થ નેત્રવાળા ( મધુ. )

તથા विषीदन्तं શોક કરતા तं તે અર્જુનને मधुसूदनः શ્રીકૃષ્ણે इदं આ वाक्यं વચન उवाच કહ્યાં [ ૧ ].

**શબ્દાર્થ** :—બંધુસ્નેહથી વ્યાપ્ત, અશ્રુપૂર્ણ તથા વ્યાકુળ નેત્રવાળા શોક કરતા અર્જુનને ભગવાન શ્રીકૃષ્ણે આ વચન કહ્યાં [ ૧ ].

**વિવેચન** :— "स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव। [ ગી. ૧–૩૬ ] 'સ્વજનોને યુદ્ધમાં હણીને અમે કેમ સુખી થઈએ ?' વગેરે વિચારે કરુણાથી દીન થઈ ગયેલા, અશ્રુપૂર્ણ વ્યાકુળ નેત્રવાળા, વિષાદ કરતા ભક્ત અર્જુનને, મધુસૂદન અર્થાત્ મધુ નામના દૈત્યનો નાશ કરનાર, અથવા દેહમાં રહેલા મધુ સમાન ઇષ્ટ અહંકારનો આત્મપ્રકાશવડે નાશ કરનાર [શંકરાનંદ] કારુણ્ય, સૌશીલ્ય, વાત્સલ્ય તથા ઔદાર્યના મહાનિધિરૂપ ભગવાન શ્રીકૃષ્ણે, આ વચન કહ્યાં, પરંતુ ભક્ત અર્જુનની ઉપેક્ષા ન કરી [ મધુ ].

'**કૃપા**' શબ્દ વડે દયા, શાંતિ [ સહનશીલતા ], અનસૂયા, શૌચ, અનાયાસ, માંગલ્ય, અકાર્પણ્ય તથા અસ્પૃહા એ ગૌતમે કહેલા મુમુક્ષુના આઠ ગુણોનું સૂચન છે. આ આઠ ગુણોથી યુક્ત પુરુષને જ શ્રવણાદિથી યથાર્થ જ્ઞાન થાય છે [શંકરાનંદ].

પોતાના બંધુવર્ગ, મિત્ર, શત્રુ કે કોઈ પણ પ્રાણીનું આપત્તિમાંથી રક્ષણ કરવું તે '**દયા**' કહેવાય છે. આધ્યાત્મિકાદિ કોઈ પણ પ્રકારનું દુઃખ પ્રાપ્ત થાય ત્યારે વ્યથા, વિકાર કે વિષાદને પ્રાપ્ત ન થવું તે '**શાંતિ**' [તિતિક્ષા–ક્ષમા] કહેવાય છે. અન્યના ગુણોનું હનન ન કરવું, અન્યના અલ્પ ગુણોની સ્તુતિ કરવી, તથા અન્યના દોષોમાં પ્રીતિ ન કરવી તે '**અનસૂયા**' કહેવાય છે. શારીરિક મળ ને જળ વગેરેથી તથા અંતઃકરણના રાગદ્વેષાદિ મળોને પ્રતિપક્ષ-ભાવનાથી નિવૃત્ત કરવા તે '**શૌચ**' કહેવાય છે. શરીરને અત્યંત કષ્ટ થાય એવું શુભ કર્મ પણ ન કરવું તે '**અનાયાસ**' કહેવાય છે. નિરંતર શુભ કર્મોનું જ અનુષ્ઠાન કરવું, તથા અશુભ કર્મોનો ત્યાગ કરવો તેને તત્ત્વવેત્તાઓ '**માંગલ્ય**' કહે છે. પ્રારબ્ધવશાત્ જે કાંઈ થોડા પણ અન્ન–ધનાદિ પદાર્થો પ્રાપ્ત થયા હોય, તેમાંથી ઉદાર અંતઃકરણ રાખી અતિથિ વગેરેને આપવું તે '**અકાર્પણ્ય**' કહેવાય છે; પરના અર્થનું ચિંતન ન કરીને, પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા ધનાદિ પદાર્થોથી સંતોષ '**અસ્પૃહા**' કહેવાય છે.

વૈરાગ્ય, શરણાગતિ તથા દયા વગેરે ગૌતમે કહેલા ઉપરોક્ત આઠ ગુણોથી

તેમ જ અમાનિત્વાદિ તથા અભયાદિ દૈવી ગુણોથી યુક્ત ભક્ત અર્જુન, ભગવાન શ્રીકૃષ્ણના શ્રીમુખે ગીતા-ઉપદેશ શ્રવણ કરવાનો ઉત્તમ અધિકારી હતો, એ ભાવ છે.

"મધુ જેવા દુષ્ટ દૈત્યને હણનારા એટલે કે દુષ્ટોનો નિગ્રહ કરનારા ભગવાન શ્રીકૃષ્ણ ભક્ત અર્જુનને નિમિત્તરૂપ કરી, તમારા અત્યાચારી દુર્યોધનાદિ પુત્રોને હણશે જ અથવા હણવાનો જ ઉપદેશ કરશે, માટે તમારે જયની કે યુદ્ધ ન થવાની આશા રાખવી નહિ", એ 'મધુસૂદન' શબ્દ વડે સંજય રાજા ધૃતરાષ્ટ્રને સૂચન કરે છે [કેશવ. નીલકંઠ વગેરે] [૧].

## 'અર્જુનની યોગભૂમિકા'

**અવતરણિકા** :—જેમ અગ્નિ કાષ્ઠમાંથી ઉત્પન્ન થઈ, કાષ્ઠનો નાશ કરી, અન્નને પરિપક્વ કરી, મનુષ્યમાત્રનું પોષણ કરે છે; તેમ ભક્ત અર્જુનના મોહના નિમિત્તથી ઉત્પન્ન થયેલો ગીતા-ઉપદેશ ભક્ત અર્જુનના મોહને નષ્ટ કરી, કર્મને પરિપક્વ કરી એટલે કે નિષ્કામભાવે આચરવાનો માર્ગ બતાવી, મનુષ્યમાત્રના શ્રેયને પોષણ આપી રહ્યો છે, તથા પ્રલયકાળ પર્યંત આપશે જ, એ વિષે જરા પણ સંશય નથી.

ગીતા-ઉપદેશ યથાર્થ સમજવા માટે મુમુક્ષુએ અર્જુનની યોગભૂમિકા ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

ભક્ત અર્જુન અભય, ધૃતિ વગેરે દૈવી ગુણો સહિત જન્મેલો [ગી. ૧૬-૫] ભગવાનનો ભક્ત, સખા [ગી. ૪-૩], ભગવાનની વિભૂતિરૂપ [ગી. ૧૦-૩૭], તથા ભગવાનને અત્યંત પ્રિય હતો [ગી. ૧૮-૬૫]. કૃપા અર્થાત્ દયા, શાંતિ, અનસૂયા, શૌચ, અનાયાસ, માંગલ્ય, અકાર્પણ્ય તથા અસ્પૃહા એ ગૌતમે કહેલા મુમુક્ષુના આઠ ગુણોથી [ગી. ૨-૧] તથા વૈરાગ્ય, શરણાગતિથી યુક્ત [ગી. ૨-૭-૮] મહામના, પરમદયાળુ, પરમસંધુસ્નેહી, પરમધાર્મિક અર્જુન [રા. ભા. ૧-૪૭] શ્રીકૃષ્ણના શ્રીમુખે ગીતોપદેશ શ્રવણ કરવાનો ઉત્તમ અધિકારી હતો.

અર્જુન જ્ઞાની ન હતો. જ્ઞાની કદાપિ મોહ પામતો નથી [ગી. ૨-૭૨]. જ્ઞાનીને કર્તવ્ય કર્મ રહેતું નથી [ગી. ૩-૧૭]. જ્ઞાનીને સાધ્યના અભાવે સાધનનું કાંઈ પ્રયોજન નથી [ગી. ૩-૧૮]. જ્ઞાની જનક વગેરેની પેઠે વિહિત કર્મ કરે, કે યાજ્ઞવલ્ક્ય વગેરેની પેઠે સર્વ કર્મોનો ત્યાગ કરે, કે લોકદૃષ્ટિએ શિષ્ટની, અશિષ્ટની, બાળકની, ઉન્મત્તની કે મૂઢની પેઠે વર્તે છતાં તે પુનઃ સંસારને પ્રાપ્ત થતો નથી [ગી. ૬-૩૧; ગી. ૧૩-૨૩]. પરંતુ જેમ કુશળ નાચનાર તાલ ચૂકતો નથી, તેમ જ્ઞાની સ્વાભાવિક રીતે શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરતો નથી. વળી

જેમ જળનો નીચી ભૂમિમાં જવાનો સ્વભાવ છે, તેમ વિહિતધર્મનું પરિપાલન તથા નિષિદ્ધધર્મનો ત્યાગ એ જ્ઞાનીનો સ્વભાવ છે, કારણકે જ્ઞાનીમાં નિષિદ્ધધર્મના પ્રવર્તક રાગદ્વેષનો અભાવ છે [મધુ. ગી. ૬–૩૧]. જ્ઞાનીને શાસ્ત્ર કે ઉપદેશનું કંઈ પ્રયોજન નથી. શાસ્ત્ર તથા શાસ્ત્રના પ્રસિદ્ધ અર્થો છાયાની પેઠે જ્ઞાનીની વાણી તથા આચારને અનુસરે છે.

દેવર્ષિ નારદ, મહર્ષિ વ્યાસ, ભીષ્મપિતામહ વગેરે પાસેથી ભક્ત અર્જુને સાંભળેલું કે ભગવાન શ્રીકૃષ્ણ પરબ્રહ્મસ્વરૂપ, પુરાણપુરુષ, આદિદેવ તથા સનાતન ધર્મરૂપ છે [ગી. ૧૦–૧૨–૧૩], પરંતુ ચિત્તશુદ્ધિરૂપી દિવ્યચક્ષુ વિનાનો હોવાથી ભક્ત અર્જુન દેવર્ષિ નારદ, મહર્ષિ વ્યાસ વગેરેની પેઠે ભગવાનના પરબ્રહ્મ સ્વરૂપને કે વિશ્વરૂપને જોવા સમર્થ ન હતો [ગી. ૧૧–૮]; એટલું જ નહિ પણ અપરિગ્રહમાં પ્રતિષ્ઠા પામેલા યોગી પુરુષને સર્વદા પ્રાપ્ય, એવી પુનર્જન્મની સ્મૃતિ ભક્ત અર્જુનને ન હતી [ગી. ૪–૫; પા. યો. સૂ. ૨–૩૯]. ભક્ત અર્જુન ચિત્તશુદ્ધિના સાધનરૂપ કર્મયોગનો જ અધિકારી હતો [ગી. ૨–૪૭].

કેવળ ભગવાન જ અનન્ય ભક્તનું એકમાત્ર શરણ છે; અને તેથી ભક્ત અર્જુનના યોગક્ષેમ માટે એટલે કે પરમાત્માની પ્રાપ્તિરૂપ યોગ [રા. ભા. ગી. ૯–૨૨] તથા પ્રાપ્ત કરેલી યોગભૂમિકાના સંરક્ષણ માટે [નીલકંઠ ગી. ૯–૨૨] ભગવાન જ સતત ચિંતા કરતા [ગી. ૯–૨૨].

ભગવાન જાણતા હતા કે, મોહથી પરાભવ પામેલો મનુષ્ય સ્મૃતિ, યોગબુદ્ધિ વગેરેના નાશદ્વારા ધર્મ, અર્થ, કામ કે મોક્ષ કોઈ પણ પુરુષાર્થને યોગ્ય રહેતો નથી [ગી–૨–૬૨–૬૩]. મોહના [અવિદ્યાના] કાર્યરૂપ રાગદ્વેષને વશ થઈ, સ્વકર્મરૂપી યુદ્ધનો પરિત્યાગ કરવાથી, ભક્ત અર્જુન પ્રત્યવાયને [મોક્ષપ્રાપ્તિમાં અંતરાયને] પ્રાપ્ત થશે. તેથી ભક્ત અર્જુનના મોહને નિવૃત્ત કરી, તેની સ્મૃતિ જાગૃત કરી, તેને સ દેહરહિત કરી [ગી. ૧૮–૭૩], પુનઃ યોગબુદ્ધિયુક્ત કરી, સ્વકર્મમાં પ્રવૃત્ત કરવાના હેતુથી, પૂતના, શકટ, યમલાર્જુન, અરિષ્ટ, પ્રલંબ, ધેનુકાસુર, કાલિય, કેશી, કુવલયાપીડ, ચાણૂર, મુષ્ટિક, તોસલ તથા કંસ વગેરેનો નાશ કરી, તે સર્વનો ઉદ્ધાર કરનાર, સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, વૈરાગ્ય તથા જ્ઞાન એ છના નિત્ય સમુદાયરૂપ, તેમ જ ઉત્પત્તિ તથા પ્રલય, ભૂતોની ગતિ તથા અગતિ એટલે કે પ્રાણીઓની ભવિષ્યની સંપત્તિને તથા આપત્તિને, વિદ્યા તથા અવિદ્યાને જાણનાર [વિ. પુ. ૬–૫–૭૮], લીલા પુરુષોત્તમ પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણ, ભક્ત અર્જુનને નિમિત્ત કરી, સર્વલોક પર અનુગ્રહ કરવા માટે,

સમસ્ત વેદશાસ્ત્રના સારરૂપ, આત્માના યથાર્થ સ્વરૂપ તથા તેની પ્રાપ્તિના ઉપાયરૂપ કર્મ, ઉપાસના, જ્ઞાન વગેરે સાધનોનો ઉપદેશ આપવાના હેતુથી, સર્વજ્ઞ તથા અંતર્યામી હોવા છતાં, ભક્ત અર્જુનને પ્રશ્ન પૂછે છે

**श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા**

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥
क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

અન્વયાર્થ :—अर्जुन ! હે અર્જુન ! विषमे આ અયોગ્ય સ્થાને [ સ્થળ વગેરે] ભયવાળા સ્થાને [મધુ વગેરે] અસમયે [ પુ અ ન વગેરે] अनार्यजुष्टम् આર્યોએ અર્થાત્ મુમુક્ષુઓએ ન સેવેલા [મધુ સદાનંદ] સ્વધર્મનિષ્ઠને અયોગ્ય अस्वर्ग्यम् સ્વર્ગથી વિરોધી—સ્વર્ગથી વિમુખ કરનાર अकीर्तिकरं અપકીર્તિ કરનાર—અપજશ દેનાર इदं આ कश्मलं મોહ ચિત્તનો વ્યામોહ [શંકરાનંદ] ભ્રમ त्वा તને कुत ક્યાથી—શા કારણથી समुपस्थितं ઉત્પન્ન થયો ? [ ૨ ]

पार्थ ! હે પાર્થ ! क्लैब्यं ઓજસ્, તેજ વગેરેના અભાવરૂપ અધૈર્યને [ મધુ ] મનની મલિનતાને [શંકરાનંદ] નિર્વીર્યપણાને [નીલકંઠ] નપુંસકપણાને मा स्म गम પામ નહિ त्वयि તારામાં एतत् આ न उपपद्यते શોભતું નથી परंतप ! હે શત્રુને તપાવનાર અર્જુન ! क्षुद्र તુચ્છ—પામર—તુચ્છત્વના કારણરૂપ તથા નિકૃષ્ટત્વ પ્રાપ્ત કરાવવાવાળી [શંકરાનંદ] हृदयदौर्बल्य હૃદયની દુર્બળતાને त्यक्त्वा છોડીને उत्तिष्ठ ઊભો થા [ ૩ ]

**શબ્દાર્થ**:—હે અર્જુન ! આ અયોગ્ય સ્થાને અથવા સમયે, આર્યોએ ન સેવેલો, સ્વર્ગથી વિમુખ રાખનાર, તથા અપકીર્તિ કરનાર આ મોહ તને ક્યાંથી થયો ? [૨] હે પાર્થ ! તું નામર્દ ન થા એ તને ન શોભે હે પરંતપ ! આ હૃદયની તુચ્છ દુર્બળતાને છોડીને, તું યુદ્ધ માટે ઊભો થા [ ૩ ]

**વિવેચન**:—હે પાર્થ ! ધર્મનિષ્ઠ પુરુષ જ આત્મનિષ્ઠ થવાને યોગ્ય છે આ ધર્મક્ષેત્રમાં આ સ્વધર્મથી વિમુખપણારૂપ મોહ, તને ક્યાંથી થયો ? આ શિષ્ટનિંદિત મોહ સ્વર્ગ તથા મોક્ષ બન્નેનો વિરોધી છે મોહથી પરાભવ પામેલો પુરુષ ધર્મ, અર્થ, કામ કે મોક્ષ કોઈ પણ પુરુષાર્થને યોગ્ય રહેતો નથી જીવતો હોવા છતાં મૃત્યુ પામેલા જેવો છે. મોહને વશ થઈ, ધર્મયુદ્ધનો ત્યાગ કરવાથી

નું પ્રત્યવાયને અર્થાત્ મોક્ષપ્રાપ્તિમાં અંતરાયને પ્રાપ્ત થશે. આ મોહ તારા જેવા આર્યપુરુષે અર્થાત્ મુમુક્ષુએ [મધુ. સદાનંદ] અથવા સર્વધર્મનિષ્ઠે, એક ક્ષણ પણ સેવવા યોગ્ય નથી. પુરુષ ધનથી કે વિદ્યાથી નહિ, પરંતુ સદાચારથી જ આર્ય કહેવાય છે [મહા. ઉદ્યોગપર્વ ૯૦–૫૩]. અર્થી કે કામી નહિ, પરંતુ ધર્મનિષ્ઠ જ પ્રશંસા કે પૂજનને યોગ્ય છે.

જળથી મેઘલેખા શોભે તેમ શૌર્ય, તેજ તથા કીર્તિથી શોભતા તારા જેવા રાજધર્મજ્ઞ શ્રેષ્ઠ ક્ષત્રિયને, આ ધર્મયુદ્ધના સમયે ગાત્રોનુ શિથિલ થવુ, મુખનું સુકાઈ જવું, શરીરનું કંપવું, ગાંડીવનું સરકી જવું, કે રથમા ઊભા ન રહી શકવુ શોભતું નથી.

તેં તારા શીલવડે ઇન્દ્રાદિ દેવોને પ્રસન્ન કર્યા છે. ભગવાન શંકરને પ્રસન્ન કરીને, ઇન્દ્રથી પણ ન છતી શકાય એવા નિવાતકવચનો વધ કરીને, સ્વર્ગમાં ઉર્વશીના પ્રેમની ઉપેક્ષા કરીને, અગ્નિદેવ પાસેથી દિવ્ય રથ તથા ભગવાન શંકર, ઇન્દ્ર વગેરે પાસેથી ગાંડીવ વગેરે દિવ્ય આયુધો સંપાદન કરીને, તેં તારા અમાપ શૌર્યવડે અતુલ કીર્તિ સંપાદન કરી છે. આ ધર્મયુદ્ધનો ત્યાગ કરવાથી તારી વીરવિજયગામિની, સર્વદેશવ્યાપિની [કેશવ ગી. ૨–૩૩] ઉજ્જ્વળ કીર્તિને કલંક લાગશે. તારા જેવા શ્રેષ્ઠ ક્ષત્રિયને અપકીર્તિ મરણ કરતાં પણ વધુ વેદના કરશે. કારણકે સંભાવિત પુરુષને અપકીર્તિ એ જ મૃત્યુ [નરક] છે.

મનુષ્ય પોતાના હકનો ત્યાગ ભલે કરે, પરંતુ ફરજનો ત્યાગ લોક તથા શાસ્ત્રને માન્ય નથી; તથા સર્વકાળે સર્વથા નિંદિત છે. ધર્મના દેહધારી સ્વરૂપ ભગવાન રામે, વનમાં પ્રયાણ કરતી વખતે વલ્કલ પહેર્યાં, પરંતુ ધનુષબાણનો ત્યાગ ન કર્યો. માટે આ તારા હૃદયની તુચ્છ નિર્બળતાનો ત્યાગ કરી, ક્ષત્રિયનાં અંગભૂત તથા દેહ સાથે જ ત્યાગ કરવા યોગ્ય, આ ગાંડીવ તથા બાણોને પાછાં ધારણ કર. યુદ્ધ માટે રથમાં ઊભો થા. પૃથ્વી કે આકાશ ચલાયમાન થાય તોપણ તારા જેવા શ્રેષ્ઠ ક્ષત્રિયને ધર્મયુદ્ધથી ચલિત થવું યોગ્ય નથી.

धर्मो हि परमो लोके धर्मे सत्यं प्रतिष्ठितम् [વા. રા. ૨–૧૧–૨૯]. આ લોકમાં ધર્મ જ સર્વથી શ્રેષ્ઠ છે. ધર્મથી જ જગતની સ્થિતિ છે. ધર્મમાં જ સત્ય સ્વરૂપ પરમાત્મા રહે છે. ધર્મનું [કર્તવ્યનું] વિહિત મર્યાદાપૂર્વક પાલન કરવું એ જ મહાન તપ છે. ધર્મ એ જ વૈજયન્તી માળા તથા તેમાંથી પ્રસરતો સુગંધમય વાયુ છે [શ્રીકૃષ્ણોપનિષત્–૨૨]. धर्मो हि श्रेय इत्याहुः। [મહા. અનુ. ૧૦૫–૧૪] ધર્મથી મનુષ્ય આ લોકમાં અભ્યુદયને તથા પરલોકમાં શ્રેયને પ્રાપ્ત થાય

છે. देवास्तु किंकरास्तस्य किं पुनर्मनुजा भुवि। ધર્મનિષ્ઠના દેવો પણ દાસ છે, તો પછી મનુષ્ય તેના દાસ હોય એમાં શું કહેવું ?

જેના વડે માનવસમાજની ઉન્નતિ થાય, જે સર્વને માટે હિતકર છે, તે જ ધર્મ છે. એને જ વિદ્વાનો લોકસંગ્રહ કહે છે. બીજ-અંકુર ન્યાય પ્રમાણે, ધર્મના અનુષ્ઠાનથી જ ઐશ્વર્ય, વૈરાગ્ય, ભૂતમાત્ર વિષે સમભાવ, પરાભક્તિ તથા જ્ઞાનનિષ્ઠા ફલિત થાય છે [ ગી. ૧૮-૫૨-૫૫ ]. માટે તારા શ્રેય માટે આ શાસ્ત્રદૃષ્ટિનો આશ્રય કર. સ્વજનોના સ્નેહથી કે પાપના ભયથી, શ્રેય-વિરોધી તથા અપજશ દેનારો આ સ્વધર્મનો પરિત્યાગ કરવો, તને યોગ્ય નથી. માટે હે પાર્થ ! આ ક્લૈબ્યપણાનો ત્યાગ કર. હે પરંતપ ! આ હૃદયની તુચ્છ દુર્બળતાને વિવેકથી છોડીને, યુદ્ધ કરવા માટે સજ્જ થા.

**આર્ય**

જે પુરુષ કુળ, લોક તથા શાસ્ત્રની મર્યાદામાં રહી રાગદ્વેષ કે હર્ષશોક વિના યથાપ્રાપ્ત વ્યવહાર કરે, તથા નિષિદ્ધ કર્મનો ત્યાગ કરે, તે " આર્ય " કહેવાય છે. મુમુક્ષુનું આર્યપણું યોગની પ્રથમ ભૂમિકામાં અંકુરિત થાય છે, બીજી ભૂમિકામાં વિકાસ પામે છે, અને ત્રીજી ભૂમિકામાં ફળીભૂત થાય છે [ યો. વા. નિ. પ્ર. [ પૂ.] ૧૨૬-૫૪-૫૬]. ધર્મનિષ્ઠ પુરુષ જ આર્ય કહેવાય છે. ભગવાન રામ, ભરત, યુધિષ્ઠિર વગેરેને આર્ય તરીકે સંબોધવામાં આવતા. સ્વર્ગારોહણ વખતે જ્યારે ઇન્દ્રે યુધિષ્ઠિરની કસોટી કરવાના હેતુથી, તેમની સાથે આવેલા કૂતરાનો ત્યાગ કરવા કહ્યું, ત્યારે યુધિષ્ઠિરે જવાબ આપ્યો :—' હે ઇન્દ્ર ! હું એક આર્ય છું. સ્વર્ગના સુખ માટે પણ મારા ભક્ત તથા મારા રક્ષણ નીચે આવેલા આ કૂતરાનો ત્યાગ કરવા રૂપી અનાર્ય કર્મ કરવા, હું સમર્થ નથી [ મહા. મહાપ્રસ્તાવિક પર્વ-અ. ૩ ] [ ૨-૩ ].

અવતરણિકા :—સ્નેહ, કરુણા તથા ધર્માધર્મના ભયથી વ્યગ્રચિત્તવાળો ભક્ત અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણનો અત્યંત હિતકર ઉપદેશ ન સમજી શક્યો [ રા. ભા. ]. અને તેથી પોતાના અંતઃકરણમાં ઉત્પન્ન થતા ધર્માધર્મવિષયક સંશયોનું પુનઃ સ્પષ્ટ નિવેદન કરી, અત્યંત દીન થઈ, શિષ્યભાવે ભગવાનને શરણે જઈ, પોતાના શ્રેય [ કલ્યાણ—કર્તવ્ય ] માટે શિક્ષા યાચે છે :

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

**અન્વયાર્થ :**– मधुसूदन ! હે મધુસૂદન ! अरिसूदन ! હે અરિસૂદન ! ભક્તોના કામાદિ શત્રુઓનો નાશ કરનારા હે ભગવાન્ શ્રીકૃષ્ણ ! संख्ये રણભૂમિમાં अहं હું पूजार्हौ પૂજા કરવા યોગ્ય भीष्म ભીષ્મ च તથા द्रोणं દ્રોણની સાથે इषुभिः બાણો વડે कथं કેમ प्रतियोत्स्यामि સામો યુદ્ધ કરીશ–સામો પ્રહાર કરીશ ? [મધુ.] [૪].

हि વળી महानुभावान् મોટા પ્રભાવવાળા [કેશવ] ધર્મ તથા બ્રહ્મવિષયક જ્ઞાનવાળા [શંકરાનંદ] શ્રુત, અધ્યયન, તપ, આચાર વગેરેને લીધે પ્રભાવવાળા હોઈ, કાળકામાદિને પણ વશ કરનારા [મધુ.] गुरून् ગુરુઓને अहत्वा ન હણીને इह આ लोके લોકમાં भैक्ष्य ભિક્ષાન્ન भोक्तु ખાવું श्रेयः શ્રેષ્ઠ છે–સારું છે अपि પણ अर्थकामान् ધર્માદિનો ઉપદેશ કરનારા [શંકરાનંદ] અથવા ધનની તૃષ્ણાવાળા [મધુ. વગેરે] गुरून् ગુરુઓને हत्वा હણીને तु તો इह આ લોકમાં एव જ रुधिरप्रदिग्धान् લોહીથી ખરડાયેલા भोगान् ભોગો भुंजीय હું ભોગવું [એ ઠીક નથી] [૫]

च વળી ભિક્ષાધર્મ કે યુદ્ધધર્મ એ બેમાંથી नः અમારે માટે कतरत् શું गरीयः શ્રેષ્ઠ છે एतत् न विद्म. અમે નથી જાણતા. કદાચ યુદ્ધ શ્રેષ્ઠ છે એમ માનીએ તોપણ यद्वा जयेम् અમે કૌરવોને જીતીશું यदि वा કે नः जयेयुः કૌરવો

અમને જીતશે, તે અમે જાણતા નથી. यान् જેઓને हत्वा હણીને न जिजीविषामः અમે જીવવાને ઇચ્છતા નથી ते धार्तराष्ट्राः તે ધૃતરાષ્ટ્રના પુત્રો एव નિશ્ચે प्रमुखे સામે अवस्थिताः ઊભેલા છે [ ૬ ].

कार्पण्यदोषोपहतस्वभावः દેહાદિકના અધ્યાયરૂપ દોષથી અથવા અવિવેકરૂપ દોષથી આવરણ પામેલા સ્વભાવવાળો તથા धर्मसंमूढचेताः ધર્મના વિષયમાં મૂઢ ચિત્તવાળો હું त्वां આપને पृच्छामि પૂછું છું यत् જે निश्चितं નિશ્ચિત श्रेयः શ્રેય स्यात् હોય तत् તે मे મને ब्रूहि કહો. अहं હું તે આપનો शिष्यः શિષ્ય છું. त्वां આપને प्रपन्नं શરણે થયેલા मां મને शाधि શિક્ષા આપો–કર્તવ્ય બતાવો–શ્રેય હોય તે સમજાવો [ ૭ ].

શબ્દાર્થ :—હે મધુસૂદન ! આ રણભૂમિમાં ભીષ્મ તથા દ્રોણની સામે હું બાણોવડે કેમ યુદ્ધ કરું ? હે અરિસૂદન ! તેઓ તો મારા પૂજ્ય છે [ ૪ ].

આ મોટા પ્રભાવવાળા ગુરુઓને ન હણીને, આ લોકમાં ભિક્ષાન્ન ખાવું તે શ્રેષ્ઠ [સારું ] છેઃ પરંતુ ધર્માદિનો ઉપદેશ કરનારા [ શંકરાનંદ ] અથવા ધનની તૃષ્ણાવાળા [મધુ. શ્રીધર. નીલકંઠ વગેરે] ગુરુઓને હણીને તો, મારે આ લોકમાં જ લોહીથી ખરડાયેલા ભોગો ભોગવવા પડે [૫].

વળી ભિક્ષાધર્મ કે યુદ્ધધર્મ એ બેમાંથી અમારે માટે શું શ્રેષ્ઠ છે, તે અમે જાણતા નથી. કદાચ યુદ્ધ શ્રેષ્ઠ છે એમ માનીએ, તોપણ અમે કૌરવોને જીતીશું કે કૌરવો અમને જીતશે, તે અમે જાણતા નથી. વળી જેમને હણીને અમે જીવવા ઇચ્છતા નથી, તે ધૃતરાષ્ટ્રના પુત્રો યુદ્ધ માટે સામે ઊભેલા છે [૬].

કાર્પણ્યરૂપ [ અવિવેકરૂપ ] દોષવડે મારો ક્ષત્રિય સ્વભાવ ઢંકાઈ ગયો છે, કર્તવ્ય વિષે હું મૂઢ થયો છું. માટે હું આપને વીનવું છું, કે મારું જે નિશ્ચિત શ્રેય હોય, તે મને કહો. હું આપનો શિષ્ય છું, આપને શરણે આવ્યો છું, માટે મને શિક્ષા આપો [જે શ્રેય હોય તે સમજાવો] [૭].

**વિવેચન** :—હે મધુસૂદન ! नास्ति शक्तिः पितुर्वाक्यं समतिक्रमितुं मम । [ વા. રા. ૨–૧૧–૩૦ ] પિતા દશરથની પ્રતિજ્ઞા સત્ય કરનાર ભગવાન રામની પેઠે, કે પિતા જમદગ્નિની આજ્ઞાથી માતા રેણુકાનો વધ કરનાર ભગવાન પરશુરામની પેઠે, ચરાચર જગતના પિતા તથા પરમગુરુ એવા આપની આજ્ઞા ઉલ્લંઘન કરવા, હું સમર્થ નથી. આપની આજ્ઞા થતાં, અગ્નિ કે સમુદ્રમાં કૂદી પડવા, કે હળાહળ ઝેર પીવા આંચકો ન ખાઉં, તો પછી આ યુદ્ધમાં પ્રવૃત્ત થાઉં, એમાં શું કહેવું ! उक्तोऽपि कुरुते नैव स पुत्रो मल उच्यते । [રામ. અ. રા. અ. ૩–૬૧] જે કહેવા

છતાં પિતાની આજ્ઞાનુ પાલન કરતો નથી, તે પુત્ર મળ સમાન છે વળી पितुर्वचन मुलङ्घ्य स्वतन्त्रो यस्तु वर्तते। स जीवन्नेव मृतको देहान्ते निरयं व्रजेत् ॥ [રામ અ, ૨ા અ ૯–૩૧] જે પિતાની આજ્ઞાનુ ઉ નઘન કરી સ્વેચ્છાપૂર્વક વર્તન કરે છે, તે જીવતો હોવા છતા પણ મૃત્યુ પામેલા જેવો છે, અને તે મૃત્યુ પછી નરકને પામે છે

હે અરિસૂદન ! ભીષ્મ દ્રોણાદિના ભયથી હુ આ યુદ્ધનો ત્યાગ કરવા પ્રવૃત્ત થયો નથી માગ આ નિશ્ચયનુ કાગણ મારી ધર્મવૃત્તિ જ છે જે ક્ષણે મે કુરુ ક્ષેત્રમા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય વગેરેને યુદ્ધ માટે ઊભેલા જોયા, તે જ ક્ષણે મારા ચિત્તમા ધર્માધર્મની પ૰પરા જાગૃત થઈ છે સ્વજનોના સ્નેહ તથા કર્તવ્ય એ બન્નેથી ઘેરાઈ જવાને લીધે હુ મુખમા છછુદરને પકડી બેઠેલા સર્પના જેવી દશાને પ્રાપ્ત થયો છુ જો સર્પ છછુદર ગળી જાય તો મૃત્યુ પામે, અને છોડી મૂકે તો આધળો થાય તેમ જો હુ યુદ્ધ કરવા પ્રવૃત્ત થાઉ, તો મારે પિતૃવધ, ગુરુવધ તથા કુળક્ષયરૂપી ઘોર પાપો કરવા પડે, અને યુદ્ધનો ત્યાગ કરુ, તો સ્વધર્મથી ભ્રષ્ટ થાઉ

શ્રુતિ, અધ્યયન, તપ, આચાર ઇત્યાદિથી અત્યત પ્રભાવવાળા, કાળકામાદિને પણ વશ કરનાર, સૂર્ય અને અગ્નિ જેવા સામર્થ્યવાળા, મહાપુણ્યશાળી, સર્વદા પુષ્પ, ચ દન, અક્ષતાદિથી પૂજન કરવા યોગ્ય, કુળવૃદ્ધ, ગુણવૃદ્ધ તથા મહોત્સવની મૂર્તિરૂપ ભીષ્મપિતામહ તથા વિદ્યાગુરુ દ્રોણાચાર્ય કે જેમની સાથે 'હુ યુદ્ધ કરીશ' એવા સ કલ્પમાત્રથી મારા હૃદયમા ઉત્સાહને બદલે ઘામા અગ્નિનો સ્પર્શ થાય તેવી વેદના થાય છે, તથા મીઠુ ભળે તેવો ચચરાટ થાય છે તેમની સાથે મર્મઘાતી બાણોવડે હુ કેમ યુદ્ધ કરુ ? હુ તેઓ પર બાણોથી શી રીતે પ્રહાર કરીશ ? હુ-કારા, તુ કારા' વચનોથી કરેલો ગુરુદ્રોહ પણ અધર્મરૂપ તથા અનિષ્ટ ફળને આપનારો છે [ મધુ ] ગુરુને 'તુ ' કહેનારને ગુરુવધનુ પાપ ભોગવવુ પડે છે [ મહા કર્ણપર્વ ૬૯–૮૩ ] ગુરુની અવજ્ઞા કરનાર વનમા નિર્જળ સ્થાનમા રાક્ષસદેહને પ્રાપ્ત થાય છે [ શ્રીધર] ભીષ્મપિતામહ મારા પાલક પિતા છે, તથા गुरुर्गरीयान् पितृतो मातृतश्च। [શા ૫ ૧૦૮–૧૭] દ્રોણાચાર્ય વિદ્યાદાતા હોવાથી, માતાપિતાથી પણ શ્રેષ્ઠ છે દ્રોણાચાર્યે, પુત્ર અશ્વત્થામા કરતા પણ વધુ સ્નેહથી, મને ધનુર્વિદ્યા શીખવી છે

શુ આ ભીષ્મ, દ્રોણ કૃપ વગેરે મહાનુભાવ ગુરુઓ સાથે યુદ્ધ કરવુ, એ મારા જેવા ધર્મનિષ્ઠ ક્ષત્રિયને યોગ્ય છે? શુ યુદ્ધમા ગુરુઓનો વધ કરવાથી હુ

પાપ કે પ્રત્યવાયને પ્રાપ્ત ન થાઉ ? હુ સ્વર્ગ કે મોક્ષ બન્નેથી ભ્રષ્ટ ન થાઉ ? ભસ્માસુરે ભગવાન શકરને પ્રસન્ન કરી, વરદાન પ્રાપ્ત કરી, કૃતઘ્ન થઈ, વરદાનના બળથી ભગવાન શકરને જ ભસ્મ કરવાનો પ્રયત્ન કર્યો, તેમ જે ધનુર્વિદ્યા દ્રોણાચાર્ય પાસેથી શીખી છે, તે જ ધનુર્વિદ્યાથી દ્રોણાચાર્ય સાથે યુદ્ધ કરી, દ્રોણાચાર્યનો યુદ્ધમા પરાભવ કે વધ કરવાથી, મારી અપકીર્તિ નહિ થાય ? શુ આ સ્વજનો સાથેનુ યુદ્ધ મારા જેવા આર્યપુરુષને માટે અધોગતિ તથા અપકીર્તિના કારણરૂપ નથી ?

શાસ્ત્રવેત્તાઓ કહે છે કે —सूक्ष्मा गतिर्हि धर्मस्य । ધર્મનુ સ્વરૂપ સૂક્ષ્મ છે બ્રહ્મવેત્તાઓ જ ધર્મનુ સ્વરૂપ તત્ત્વથી જાણે છે મદબુદ્ધિવાળા મને, આ સજોગોમા સ્વજનોનો વધ કરવા કરતા, ભિક્ષા માગી જીવવુ વધારે પ્રશસ્ત [સારુ] જણાય છે શુ ક્ષત્રિયોનો ધર્મ દૃષ્ટાદૃષ્ટનો, ઇષ્ટાનિષ્ટનો કે લાભાલાભનો વિચાર કર્યા વિના, એક યત્ર [ machine ]ની પેઠે યુદ્ધમા ઝપલાવવાનો છે ? શુ પાપની સભાવના કે ઘોર હિસાના વિચારે, એક સાચો ક્ષત્રિય યુદ્ધથી વિમુખ ન થઈ શકે ?

ભીષ્મપિતામહે એક પ્રસગે ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યુ હતુ કે ' પુરુષ ધનનો દાસ છે, પરતુ ધન કોઈનુ દાસ નથી ધનને લીધે હુ કૌરવો સાથે બધાઈ ગયો છુ ' ભીષ્મપિતામહ વગેરે કૌરવો ધનના દાસ હોવાથી, આ યુદ્ધનો ત્યાગ કરે એ સભવિત નથી, પરતુ પિતામહ, આચાર્ય વગેરે મહાનુભાવ ધનની તૃષ્ણાવાળા હોવા છતા, પૂજનીય હોઈ વધ કરવાને યોગ્ય નથી તેથી જો હુ યુદ્ધ કરવા પ્રવૃત્ત થાઉ, તો મારે ગુરુવધ, બધુવધ, કુલક્ષય વગેરેના પાપોને લીધે, પરલોકના દુખ ઉપરાત આ લોકમા પણ લોહીથી જ ખરડાયેલા ભોગો ભોગવવા પડે લોહીથી ખરડાયેલા જેવા તે ભોગો અપયશથી વ્યાપ્ત હોવાને લીધે અત્યત નિદિત છે [ અશુ ], અને તેથી ગુરુઓને મારી નાખીને તેમના લોહીથી ખરડાયેલા ભોગો સપાદન કરવા તે મને ઠીક લાગતુ નથી

શાસ્ત્ર પણ કહે છે કે —अकृत्वा परसतापमगत्वा खलमन्दिरम् । अक्लेशयित्वा चाऽऽत्मान यदल्पमपि तद्बहु ॥ બીજાને સતાપ નહિ કરી ખલપુરુષના મદિર પ્રતિ નહિ જઈ, મનને ક્લેશ નહિ આપી, જે થોડુ મળે તે પણ બહુ સમજવુ તેથી અલ્પ બુદ્ધિવાળા મને લાગે છે કે, આ યુદ્ધમા ભીષ્માદિ ગુરુજનોનો સહાર કરવાથી, આલોકમા મારી અપકીર્તિ થશે એટલુ જ નહિ, પરતુ મારો ધર્મ કે મોક્ષ કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થશે નહિ

હે અરિસૂદન ! યુદ્ધધર્મ કે ભિક્ષાધર્મ એ બેમાંથી અમારા જેવા ધર્મપરાયણ માટે શું કલ્યાણકારક છે, તે અમે યથાવત્ જાણતા નથી. કદાચ યુદ્ધ શ્રેષ્ઠ છે, એમ માનીએ, તોપણ યુદ્ધમાં અમે કૌરવોને જીતીશું કે કૌરવો અમને જીતશે, તે અમે જાણતા નથી. કદાચ આપ સર્વેશ્વરની પ્રેરણા, સહાય તથા કૃપાથી અમારો જય થાય, તો તે વિજય પણ પરાજય થવા બરોબર છે કારણકે જેનો વધ કરીને અમે જીવવા ઈચ્છતા નથી, તે ભીષ્મ-દ્રોણાદિક સર્વે યુદ્ધ માટે સામે આવીને ઊભેલા છે. સ્વજનો વિનાનાં વિજય, રાજ્ય કે સુખની મને અપેક્ષા નથી, માટે હું યુદ્ધ કરવા ઇચ્છતો નથી.

હે ભગવાન શ્રીકૃષ્ણ ! ધર્માધર્મના ભયથી, સ્વજનોના સ્નેહથી, કુલક્ષયના વિચારથી તથા દીનતાથી મારા ક્ષાત્રસ્વભાવ [ગી. ૧૮-૪૩] તથા અભય વગેરે દૈવી ગુણો પરાભવ પામ્યા છે [ગી. ૧-૨૮-૩૦]. દુસ્તર મોહથી મારું ચિત્ત વ્યાકુળ થયું છે. મારા કર્તવ્યનો નિશ્ચય કરવા હું અસમર્થ છું. ધર્મમાં મારું ચિત્ત પ્રવિષ્ટ થતું નથી. મારા ધર્મ [કર્તવ્ય] વિષે મને સંદેહ ઉત્પન્ન થયો છે. કાર્પણ્યદોષથી અર્થાત્ અવિદ્યારૂપ દોષથી આત્મસ્વરૂપને નહિ જાણનારા મને, મારું શ્રેય યથાવત્ સમજાતું નથી. હું આપનો શિષ્ય છું. હું અત્યંત દીન થઈ આપને શરણે આવ્યો છું. શ્રુતિ, સ્મૃતિ તથા મહર્ષિઓએ જે શ્રેય-સાધન નિશ્ચિત [નિર્ણીત] કર્યું હોય, તે મને કહો. જેમ ભગવાન્ સનત્કુમારે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી નારદનો શોક નિવૃત્ત કર્યો હતો [છાં ઉ ૫. પ્રા. ૭] તથા જેમ ભગવાન્ વરુણે પોતાના પુત્ર ભૃગુને જ્ઞાનનો ઉપદેશ આપી કૃતાર્થ કર્યો હતો [ભૃગુવલ્લી. તૈ. ઉ] તેમ આપ આપના આ દીન શિષ્ય પર અનુગ્રહ કરી, જ્ઞાનદીપવડે આ અંધકારરૂપ મોહનો નિ:શેષ નાશ કરી, મારો ધર્મવિષયક સંશય શાંત કરી, તથા મને પુનઃ કર્તવ્યનિષ્ઠ કરી, કૃતાર્થ કરો.

## શિષ્યધર્મ [શરણાગતિ]

ભક્ત અર્જુનની શરણાગતિથી શિષ્યધર્મનો [ગીતા ઉપદેશનો] આરંભ થાય છે; તથા' सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । [ગી. ૧૮-૬૬] એ ભગવાનના વચનથી શિષ્યધર્મનો ઉપસંહાર થાય છે, અને 'करिष्ये वचनं तव' । [ગી. ૧૮-૭૩] એમ કહી ભક્ત અર્જુન, ભગવાનના ઉપસંહારરૂપ વચનનો અનુવાદ કરી, ભગવાનના પ્રયાસની સફળતાના કથનથી ભગવાનને સંતુષ્ટ કરે છે.

'શાસ્ત્રના અર્થનું કે સદ્ગુરુના વચનનું સંશયરહિત થઈ શ્રદ્ધાભક્તિપૂર્વક પરિપાલન કરવું' એ જ સાચી શરણાગતિ છે.

શરણાગતિ શિષ્યધર્મનું બીજ, બળ તથા ફળ છે. ભક્ત હનુમાન તથા ભક્ત અર્જુન આ અર્થનાં પ્રસિદ્ધ દૃષ્ટાંતો છે.

'ભગવાન્ સર્વજ્ઞ તથા સર્વસમર્થ છે' એવું સતત અનુસંધાન રાખવાથી શરણાગતિ સિદ્ધ થાય છે.

શરણાગતિ વિના શિષ્યધર્મનો આરંભ થતો નથી, શરણાગતિ વિના શિષ્યધર્મનો નિર્ધાર થતો નથી, શરણાગતિ વિના શિષ્યધર્મ ફલિત થતો નથી, તથા શરણાગતિ સિવાય અન્ય વિધે શિષ્યધર્મ પર્યવસાન પામતો નથી.

વસ્તુતાએ શરણાગતિ અને શિષ્યધર્મ પર્યાય શબ્દો છે ભગવાનની કે ગુરુની આજ્ઞાનું પરિપાલન, આત્મસમર્પણ તથા દીનતા એ શરણાગતિનાં [શિષ્યધર્મનાં] પ્રધાન અંગો [લક્ષણો] છે.

ભગવાન ભાષ્યકાર કહે છે કેઃ—કર્મનિષ્ઠાનું પરમ રહસ્ય ઈશ્વરની શરણાગતિ છે, તથા જ્ઞાનનિષ્ઠા ફળ છે [શા. ભા. ગી.–૧૮–૬૬].

ભગવાન રમણ મહર્ષિ કહે છે કેઃ—'અહંકાર જ્યારે પરમાત્માની શક્તિને ઓળખે છે, ત્યારે જ તે પરમાત્માનું શરણ ગ્રહણ કરે છે. મન, વચન તથા કર્મથી ઈશ્વરની શરણાગતિ અને જ્ઞાનમાં કંઈ ભેદ નથી [રમણવાણી–૨૮].

શ્રુતિ કહે છે કે :—तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् । [મુ. ઉ. ૨–૧૨] મુમુક્ષુએ [શિષ્યે] બ્રહ્મનું સ્વરૂપ જાણવા માટે હાથમાં સમિત્ લઈ અર્થાત્ યજ્ઞમાં હોમવાના એક જાતના કાષ્ઠને લઈ, શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણ લેવું. તાત્પર્ય એ છે કે જેમ યજ્ઞમાં 'न मम' કરી સર્વ કંઈ હોમવામાં આવે છે, તેમ 'न मम' ભાવથી યુક્ત થઈ એટલે કે મમતારહિત થઈ, મમત્વ માત્ર સમર્પણ કરી, અત્યંત દીન થઈ, સદ્‌ગુરુનું શરણ લેવું.

ભગવાન હવે પછી કહેશે કે —आर्तानां शरणमार्तिहन्ताऽहमेव । [શંકરાનંદ ગી. ૯–૧૮] શરણાગત દુઃખીઓનું શરણ તથા દુઃખ દૂર કરનાર હું જ છું. शरणम् अभयदाता मृत्युप्रभृतिभयरक्षकः [પુ. અ. ત. ગી. ૯–૧૮] શરણાગતને અભય આપનાર–મૃત્યુ વગેરે સર્વ ભયોમાંથી રક્ષણ કરનાર હું છું. मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते । [ગી. ૭–૧૪] જેઓ મારું જ શરણ લે છે, તેઓ આ માયાને તરી જાય છે. માટે तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । [ગી. ૪–૩૪] બ્રહ્મનિષ્ઠ ગુરુને દંડવત્ પ્રણામ કરીને, વારંવાર પ્રશ્ન પૂછીને તથા સેવા કરીને, આ સંસારસાગર તરવાની નૌકારૂપ જ્ઞાનને તું મેળવ.

તાત્પર્ય એ છે કે સંસારની ઉપશાંતિ માટે, જ્ઞાનની પ્રાપ્તિ માટે, કે મુક્તિ માટે, ભગવાનની કે સદ્‌ગુરુની શરણાગતિ, એકમાત્ર ઉપાય છે.

**નોંધ :**—' कार्पण्यदोषोपहतस्वभावः ' ઇત્યાદિ પદોવાળો આ સાતમો શ્લોક મહામંત્ર કહેવાય છે. આ મંત્રનો જપ કરનારના લૌકિક તથા વૈદિક સંશયો શાંત થાય છે. જ્યારે આ મંત્રનો કેવળ જપ કરનાર સંશયરહિત થાય છે, ત્યારે ભગવાન કે સદ્‌ગુરુનું શરણ લેનાર અર્થાત્ ભગવાન કે સદ્‌ગુરુએ ઉપદેશ કરેલા અર્થનું શ્રદ્ધાભક્તિપૂર્વક અનુસરણ કરનાર સંશયરહિત થઈ, કૃતાર્થ થાય, એમાં શું કહેવું ? [ ૪–૭ ]

**અવતરણિકા :**—હવે વૈરાગ્યનુ સૂચન કરી, ભક્ત અર્જુન બ્રહ્મવિદ્યાના ઉપદેશ માટે પોતાનો અધિકાર પ્રદર્શિત કરે છે:

**न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ॥**
**अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥**

**અન્વયાર્થ:**—भूमौ આ લોકમાં ऋद्ध ધનધાન્યસંપન્ન असपत्नं નિષ્કંટક–શત્રુ વિનાનું राज्यं રાજ્ય अवाप्य પામીને च તથા सुराणाम् अपि आधिपत्यं ઇન્દ્રપદ પામીને પણ मम મારાં इन्द्रियाणां દેહ, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિને [ શંકરાનંદ ], उच्छोषणं સંતાપ કરનાર [ મધુ–શંકરાનંદ ]–શકવી નાખનાર–ચૂસી લેનાર शोकं શોકને अपनुद्यात् નિવૃત્ત કરે–શમાવે–ટાળે यत् એવો જે કોઈ ઉપાય–એવું કાંઈ પણ न हि प्रपश्यामि હું ખરેખર જોતો નથી [ ૮ ].

**શબ્દાર્થ :**—આ લોકમાં ધનધાન્યસંપન્ન નિષ્કંટક રાજ્ય 'પામીને, કે ઇન્દ્રપદ પામીને પણ, આ મારાં દેહ, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિને સૂકવી નાખનારા શોકને શમાવે તેના શ્રેયને, હું જોતો નથી [ ૮ ].

**વિવેચન :**—હે હૃષીકેશ ! इन्द्रियाणाम् અર્થાત્ મારાં દેહ, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિને [શંકરાનંદ] અત્યંત સંતાપ કરનારો આ શોક [ મોહ], આ લોકમાં ધનધાન્યસંપન્ન નિષ્કંટક રાજ્યથી, ઇન્દ્રપદથી કે બ્રહ્મપદથી પણ નિઃશેષ નિવૃત્ત થાય, એમ હું માનતો નથી. આ લોક–પરલોકના અનિત્ય સુખભોગથી મારા શોકની નિવૃત્તિ સંભવતી નથી. અનિત્ય સ્વર્ગાદિ ભોગો શોકશામક નહિ, પરંતુ શોકપ્રદ છે. માટે જે શ્રેયને પામવાથી મારો શોક નિવૃત્ત થાય, તે શ્રેયનો [ધર્મનો–શ્રેયમાર્ગનો ] મારી પ્રત્યે આપ ઉપદેશ કરો. અહીં ' हि ' શબ્દ ભક્ત અર્જુનના અજ્ઞાનની પ્રસિદ્ધિનું સૂચન કરવા માટે છે [ શંકરાનંદ ].

શ્રુતિ પણ કહે છે કે:—तरति शोकमात्मवित् । [ છા. ઉ. ૭–૧–૩ ]

આત્મવેત્તા જ શોકને તરે છે. આત્મજ્ઞાનથી જ ચિત્તના પરિતાપો શાંત થાય છે. હું આત્મજ્ઞાની ન હોવાથી અકૃતાર્થબુદ્ધિવડે તપું છું. માટે આત્મજ્ઞાનરૂપી નૌકા વડે મને આ શોક-સાગરમાંથી તારો. कृतार्थबुद्धिमापादयतमय गमयतित्यर्थः। [શા. ભા. છા. ઉ. ૭-૧-૩] મને અભય અર્થાત્ પુનઃ ધર્મનિષ્ઠ કરી [મધુ. વે. બ્ર. ગી. ગી. ૧૬-૧] કૃતાર્થ બુદ્ધિવાળો અર્થાત્ શાંત કરો.

આત્મજ્ઞાન વિના શોકની [મોહની-અવિદ્યાની] નિવૃત્તિ થતી નથી. વળી બ્રહ્મનિષ્ઠ ગુરુના ઉપદેશ વિના આત્મજ્ઞાન સિદ્ધ થતું નથી [શા. ભા ગી. ૪-૩૪].

શ્રુતિ પણ કહે છે કે—'आचार्यवान् पुरुषो वेद'। [છા. ઉ. ૬-૧૪-૨] આચાર્યવાળો પુરુષ જ જગત્‌ના કારણરૂપ બ્રહ્મને જાણે છે. अतस्त्वमेव तद्वक्तुमर्हसीति भावः। [કેશવ] માટે પરમગુરુ એવા આપ જ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી મારા શોકને શાંત કરો.

તાત્પર્ય એ છે કે ભક્ત અર્જુન, પરીક્ષિત કે નચિકેતા જેવા વૈરાગ્ય વિના, ભગવાન શ્રીકૃષ્ણના શ્રીમુખના કે શ્રી શુકદેવજીના કે ભગવાન યમના પરાવાણીરૂપ બ્રહ્મવિદ્યાના ઉપદેશનો અધિકાર પ્રાપ્ત થતો નથી વૈરાગ્યસંપન્ન અધિકારી પુરુષ, ભક્ત અર્જુન, પરીક્ષિત કે નચિકેતાની પેઠે, બ્રહ્મનિષ્ઠ ગુરુદ્વારા બ્રહ્મવિદ્યાના ઉપદેશના શ્રવણમાત્રથી તત્કાળ જ્ઞાન તથા વિજ્ઞાનમાં નિષ્ઠા પામે છે [ગી. ૧૮-૭૩]. પરંતુ ભગવાન હવે પછી કહેશે કે.-श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित्।[ગી. ૨-૨૯] વિવેકવૈરાગ્યાદિ સાધનચતુષ્ટય વિનાના, અશુદ્ધ અંતઃકરણવાળા અનધિકારી પુરુષો સહસ્રશઃ શાસ્ત્રોનું શ્રવણ-મનન કરે છતાં આત્માને જાણી શકતા નથી [શંકરાનંદ ગી. ૨-૨૯].

શ્રુતિ પણ કહે છે કે.- अथातो ब्रह्मजिज्ञासा। [બ્ર સૂ ૧-૧-૧] વિવેક-વૈરાગ્યાદિ સાધનચતુષ્ટયસંપન્ન અધિકારી પુરુષ જ, આત્માના શ્રવણ-મનનાદિથી, આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવાને યોગ્ય થાય છે.

જેમ તાપથી સુકાયેલા લાકડાને અગ્નિ તુરત જ સ્પર્શ કરે છે, તેમ વૈરાગ્યથી સુકાયેલા અંતઃકરણને જ્ઞાનાગ્નિ તુરત જ સ્પર્શ કરે છે. માટે મુમુક્ષુએ વૈરાગ્ય વડે સંસારવૃક્ષના નીચેના મૂળને છેદીને, સંસારવૃક્ષના ઊર્ધ્વરૂપ તે પરમપદને શોધવું એટલે કે જાણવું [ગી. ૧૫-૩-૪]. વળી વૈરાગ્યવાન પુરુષને પણ અર્જુનની પેઠે ધર્માધર્મવિષયક સંશયની સંભાવના છે, માટે જ્યાં સુધી આત્મસ્વરૂપ વિષે નિષ્ઠા ન થાય ત્યાં સુધી વિરક્ત મુમુક્ષુએ પણ દીન થઈ, ભગવાન કે સદ્ગુરુનું શરણ

લેવું. શરણાગતિ વિના શરણરૂપ એવા ભગવાનના સ્વરૂપને જોવું કે તત્ત્વથી જાણવું શક્ય નથી [ ૮ ].

**અવતરણિકા** :—હવે ત્યાર પછી શું થયું તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે :

सञ्जय उवाच । **સંજય બોલ્યા** :

**एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।**
**न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥**

**અન્વયાર્થ** : गुडाकेश. ઊંઘને જીતનાર અને परंतप. શત્રુને તપાવનાર અર્જુન हृषीकेशं ઇન્દ્રિયોને નિયમમાં રાખનારા [ નીલકંઠ ] સર્વ ઇન્દ્રિયોને પ્રવર્તાવનાર-પણાથી અંતર્યામી [ મધુ. ] गोविंद શ્રીકૃષ્ણને एवम् उक्त्वा ઉપર પ્રમાણે કહીને न योत्स्ये હું યુદ્ધ નહિ કરું इति એમ उक्त्वा કહી तूष्णीं મૌન-શાંત बभूव થયો [૯].

**શબ્દાર્થ** :—ગુડાકેશ અને પરંતપ અર્જુન હૃષીકેશ ગોવિંદને ઉપર પ્રમાણે કહીને 'હું યુદ્ધ નહિ કરું' એમ બોલી ચૂપ રહ્યો [૯].

**વિવેચન** :—गोभिर्वेदान्तवाक्यैरेव विन्दत इति गोविन्दः । [ શંકરાનંદ ] જેનું સ્વરૂપ गो એટલે કે 'अहं ब्रह्मास्मि', 'तत्त्वमसि' ઇત્યાદિ વેદાન્તવાક્યો વડે જાણી શકાય તે ભગવાન શ્રીકૃષ્ણને, અથવા गा वेदलक्षणा वाणीं विन्दतीति गोविन्द. । [ મધુ. કેશવ ] ઋગ્વેદાદિ ચારે વેદરૂપ વાણીને સારી રીતે જાણનાર એટલે કે સર્વજ્ઞ ભગવાન શ્રીકૃષ્ણને, ઉપર પ્રમાણે કહી, એટલે કે " દષ્ટાદષ્ટ ફળનો અભાવ તથા પાપની સંભાવનાને લીધે હું યુદ્ધ કરવા ઇચ્છતો નથી " એમ કહી, ભક્ત અર્જુન મૌન થયો-તૂષ્ણીભાવને પ્રાપ્ત થયો.

સર્વજ્ઞતા સૂચવનારા 'ગોવિંદ' શબ્દવડે તથા સર્વશક્તિસંપન્નતા સૂચવનારા 'હૃષીકેશ' શબ્દવડે ભગવાન શ્રીકૃષ્ણને ભક્ત અર્જુનના શોક-મોહની આત્યન્તિક નિવૃત્તિ અનાયાસે સાધ્ય છે, એ સૂચન છે [ મધુ. ભા. ટી. ] [૯].

**અવતરણિકા** :—મોહથી અર્જુનનો સત્ત્વગુણ પરાભવ પામી, તમોગુણ વૃદ્ધિ પામે છે. તમોગુણ અજ્ઞાનમૂલક છે. તમોગુણ દેહધારીમાત્રને મોહ પમાડનારો તથા આત્માને પ્રમાદ, આળસ તથા નિદ્રાવડે બાંધે છે [ ગી. ૧૪-૮ ]. પ્રાપ્ત કર્તવ્યનો પરિત્યાગ અથવા કર્તવ્યની વિસ્મૃતિ પ્રમાદ કહેવાય છે. प्रमादो वै मृत्युः । [ ઉદ્યોગપર્વ ૪૨-૪ ] પ્રમાદ એ જ મૃત્યુ છે. પ્રમાદી મનુષ્ય વિદ્યાને, તપને, લક્ષ્મીને કે યશને કદી પ્રાપ્ત થતો નથી. नरकस्तमउन्नाहः । [ભાગ. ૧૧-૧૯-૪૩] તમોગુણની વૃદ્ધિ એ જ નરક છે. શ્રુતિ કહે છે કે :—मृत्युर्वै तमः । તમોગુણ

[ અજ્ઞાન ] એ જ મૃત્યુ છે. અજ્ઞાનથી [ મોહથી ] પ્રમાદ તથા પ્રમાદથી મનુષ્ય મૃત્યુને [ સંસારને ] પ્રાપ્ત થાય છે.

संसारबीजभूतौ शोकमोहौ । [ શા. ભા. ગી. ૨-૧૧]. શોક તથા મોહ આ બે સંસારના બીજરૂપ છે. શોક-મોહ વગેરે દોષોથી જેમનું ચિત્ત આવિષ્ટ થયું છે, તેમને સ્વધર્મનો પરિત્યાગ તથા નિષિધ્ધ ધર્મનું સેવન, સ્વાભાવિક જ થઈ જાય છે [શા. ભા.]. આ શોક-મોહની નિવૃત્તિ માટે આત્મજ્ઞાન સિવાય બીજો કોઈ ઉપાય નથી [ શા. ભા.] તેટલા માટે, अस्थानस्नेहकारुण्यधर्माधर्मधियाकुलम् । पार्थं प्रपन्नमुद्दिश्य शास्त्रावतरणं कृतम् । [ગીતાર્થસંગ્રહ-૫] અયોગ્ય સ્થળે સ્નેહ, કરુણા તથા ધર્માધર્મના ભયથી વ્યાકુળ ચિત્તવાળા, યુધ્ધની ઉપેક્ષા કરવા ઇચ્છતા, શોકમોહગ્રસ્ત શરણાગત ભક્ત અર્જુનને નિમિત્ત કરી, ભગવાન શ્રીકૃષ્ણ ગીતાશાસ્ત્રનો આરંભ કરે છે :

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदन्तमिदं वचः ॥ १० ॥

**અન્વયાર્થ** :—भारत । હે ભરતકુળમાં જન્મેલા ધૃતરાષ્ટ્ર ! उभयोः બન્ને सेनयोः સેનાની મધ્યે વચ્ચે विषीदन्त શોક કરતા तं તે અર્જુનને प्रहसन् इव જાણે હસતા હોય એમ हृषीकेशः ભગવાન્ શ્રીકૃષ્ણે इदं આ वचः વચન उवाच કહ્યાં [ ૧૦ ].

**શબ્દાર્થ** :—હે ધૃતરાષ્ટ્ર ! બન્ને સેનાની મધ્યે શોક કરતા તે અર્જુનને જાણે હસતા હોય એમ ભગવાન શ્રીકૃષ્ણે આ વચન કહ્યાં. અર્થાત્ ' अशोच्यानन्वशोचस्त्वम् ' ઇત્યાદિ હવે પછી કહેવાશે એવાં પરમ ગંભીર અર્થવાળાં તથા ભક્ત અર્જુનના અયોગ્ય આચરણને પ્રકાશ કરનારાં વચન કહેવા લાગ્યા; પરંતુ સ્વધર્મની ઉપેક્ષા કરવા ઇચ્છના ભક્ત અર્જુનની ઉપેક્ષા ન કરી [ મધુ ] [ ૧૦ ].

### આચાર્યધર્મ

**વિવેચન** :—આચાર્યનો ધર્મ છે કે જ્ઞાનની ઉત્પત્તિપર્યંત શિષ્યના સંશય-વિપર્યયો શાંત કરવા. અત્યંત અનુગ્રહપૂર્વક પ્રયાસ કરવો, શાસ્ત્રનો અર્થ શિષ્યે ગ્રહણ કર્યો છે કે નહિ તે જાણવું, તથા શિષ્યે યથાર્થ અર્થ ન ગ્રહણ કર્યો હોય તો પુનઃ પુનઃ ઉપદેશ આપી, શિષ્યના મનનું સમાધાન કરી, તેને કૃતાર્થ કરવો.

આ આચાર્યધર્મનો બોધ આપવાના હેતુથી, પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણે અંતર્યામી હોવા છતાં लोकानुवृत्त. [અ.. રા. અ. ૧૦-૩૪] ભગવાન રામની પેઠે

લોકાચારનું અનુસરણ કરતા, ભક્ત અર્જુનની ઉપેક્ષા ન કરતાં, આ અધ્યાયના આરંભમાં ભક્ત અર્જુનના મોહનું કારણ જાણવા માટે પ્રશ્ન પૂછ્યો [ગી. ૨-૨-૩, અને મૂઢ હોવા છતાં અમૂઢની માફક વાદ કરતા ભક્ત અર્જુનની [ ભા. ટી. નીલકંઠ] ધર્મવિષયક મિથ્યા પંડિતાઈની વાતો સાંભળી, બાળકપુત્રની અર્થ વિનાની કે અનુચિત વાતો શ્રવણ કરતી વખતે સ્વાભાવિક રીતે મંદ હસતા પુત્રવત્સલ પિતાની માફક, ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણે, જાણે હસતા હોય તેમ પ્રસન્ન મુખથી શરણાગત ભક્ત અર્જુનને નિમિત્ત કરી, લોકો પર અનુગ્રહ કરવાના હેતુથી, સમસ્ત વેદશાસ્ત્રના સારરૂપ, આત્માના યથાર્થ સ્વરૂપ તથા તેને સ્વાનુભવપૂર્વક જાણવાના સાધનરૂપ, આ ગીતાશાસ્ત્રના અનુપમ, અદ્‌ભુત તથા દિવ્ય ઉપદેશનો આરંભ કર્યો.

ભગવાન શ્રીકૃષ્ણનો પ્રહાસ [ ઉપહાસ-હાસ્ય ], ભક્ત અર્જુનના અનુચિત આચરણ માટે લજ્જા કે દુઃખ ઉત્પન્ન કરવા માટે નહિ, પરંતુ તેના હૃદયમાં પુનઃ વિવેક ઉત્પન્ન કરવા માટે જ હતો [ મધુ. કેશવ]. જ્ઞાનસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણનો જન્મ, કર્મ, વાણી, લીલા, પ્રશ્ન કે પ્રહાસ મનુષ્યમાત્રને વિવેકી બનાવવા માટે જ છે.

આ ગીતાશાસ્ત્રરૂપી અદ્‌ભુત અને પવિત્ર સંવાદમાં ભગવાન શ્રીકૃષ્ણે કોઈ પણ પ્રકારનો ક્ષોભ પ્રદર્શિત કર્યા વિના ભક્ત અર્જુનના પ્રશ્નોના ઉત્તર આપ્યા; વિશ્વરૂપદર્શન માટે ભક્ત અર્જુનને દિવ્યચક્ષુ આપ્યાં; ભક્ત અર્જુનનો મોહ નિવૃત્ત કર્યો, સ્મૃતિ જાગ્રત કરી, સર્વ સંશયો શાંત કર્યા, એટલું જ નહિ પરંતુ ભક્ત અર્જુનને બ્રહ્મવિદ્યાનો અલૌકિક ઉપદેશ આપ્યા પછી, જો ગીતા ઉપદેશથી ભક્ત અર્જુનનો મોહ નિવૃત્ત ન થયો હોય, તો તેના મનનું સમાધાન કરવા માટે પુનઃ ઉપદેશ કરું [મધુ. કેશવ વગેરે ગી. ૧૮-૭૨], એ પ્રકારે એક આદર્શ આચાર્યને અનુરૂપ ભાવને સૂચિત કરતા, અંતર્યામી તથા સર્વજ્ઞ હોવા છતા ભક્ત અર્જુનનો મોહ સર્વથા નાશ પામ્યો કે નહિ, તે જાણવા માટે પ્રશ્ન પૂછે છે [ગી. ૧૮-૭૨]

આ આચાર્યધર્મની શિક્ષાનો ભગવાનના પ્રશ્નથી આરંભ થાય છે [ગી. ૨-૧-૩], અને ભગવાનના પ્રશ્નથી ઉપસંહાર થાય છે [ ગી. ૧૮-૭૨ ].

જ્ઞાનીનો આચાર અજ્ઞાનીને બોધરૂપ છે, પરંતુ જ્ઞાનસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણનો આચાર જ્ઞાની અર્થાત્ બ્રહ્મનિષ્ઠ આચાર્ય તથા અજ્ઞાની અર્થાત્ કોઈ પણ શિક્ષા આપનાર પુરુષને પ્રમાણરૂપ હોઈ, અનુકરણ કરવા યોગ્ય છે. કોઈ પણ શિક્ષા [ ઉપદેશ ] આપનાર પુરુષે શિષ્યની ઉપેક્ષા ન કરવી, તથા સર્વકાળે, સર્વ સંજોગોમાં

પ્રસન્નવદને ક્ષોભ પામ્યા વિના શિષ્યના મનનું સમાધાન કરવા પુનઃ પુનઃ પ્રયાસ કરવો, એ ભગવાનના અનુપમ આચારનો બોધ છે.

નોંધઃ—"શિષ્યના પ્રશ્નોથી ક્ષોભ પામ્યા વિના ઉપદેશ આપવો" એ અનુપમ, અલૌકિક તથા દિવ્ય આદર્શ છે. ભગવાન રામના એક અસંગત [irrelevant] પ્રશ્નથી શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ વસિષ્ઠમુનિ ક્ષોભ પામ્યા હતા [યો. વા. સ્થિ. પ્ર. ૨૧-૧-૭]. શ્રી કાકભુશુંડિજીએ હઠપૂર્વક સગુણબ્રહ્મની ઉપાસનાનું વિધાન જાણવા માટે આગ્રહ કર્યો તેથી મહર્ષિ લોમશમુનિએ ક્ષોભ પામી તેમને કાગડાના દેહને પ્રાપ્ત થવાનો શાપ આપ્યો હતો, તે પ્રસિદ્ધ છે. શ્રી શુકદેવજી જેવા કોઈક જ ભગવાનના એ આદર્શને પ્રદર્શિત કરવા સમર્થ થાય છે [૧૦].

## જીવના સંસારીપણાનું કારણ

**અવતરણિકા**—મોહ, અવિદ્યા તથા અજ્ઞાન પર્યાય શબ્દો છે.

મોહના કાર્યરૂપ સ્મૃતિનો અર્થાત્ શાસ્ત્ર કે સદ્ગુરુએ ઉપદેશ કરેલા અર્થનો વિચાર કરવાની શક્તિનો નાશ તથા તેના કાર્યરૂપ યોગબુદ્ધિનો [વિવેકબુદ્ધિનો] નાશ [ગી. ૨-૬૩], હૃદયમાં રાજસી કે તામસી બુદ્ધિનો ઉદય [ગી. ૧૮-૩૦-૩૨], અભય વગેરે દૈવી ગુણોનો પરાભવ [ગી. ૧૬-૧-૩], તમોગુણના [મોહના] કાર્યરૂપ પ્રમાદ અર્થાત્ પ્રાપ્ત કર્તવ્યનો પરિત્યાગ,—

અથવા

અવિદ્યાના કાર્યરૂપ રાગદ્વેષને વશ થઈ શુભાશુભ કર્મમાં પ્રવૃત્તિ અર્થાત્ કામ, ક્રોધ, લોભ વગેરે આસુરી ગુણોને તથા સ્વભાવ [પૂર્વસંસ્કારને-વાસનાને] પરવશ થઈ કર્મમાં પ્રવૃત્તિ, [ગી. ૩-૩૩] એટલે કે નિષિદ્ધ, ફલેચ્છાપૂર્વક કે અહંભાવપૂર્વક કર્માનુષ્ઠાન,—

અથવા

બ્રહ્મ, ઈશ્વર, જીવ, જગત્, બંધ, મોક્ષ, કામ, વાસના, સ્વભાવ, પ્રારબ્ધ, પુરુષાર્થ, કર્મ, અકર્મ, વિકર્મ વગેરેના યથાર્થ સ્વરૂપનું અજ્ઞાન તથા અજ્ઞાનની નિવૃત્તિના સાધનરૂપ શ્રદ્ધા, વિવેકબુદ્ધિ, શરણાગતિ, તિતિક્ષા, સંતોષ, સંયમ, સત્સંગ, સત્કર્મ, સ્વધર્મનિષ્ઠાનો અભાવ અર્થાત્ આત્મજ્ઞાન તથા અમાનિત્વાદિ જ્ઞાનનાં સાધનોની ઉપેક્ષા,—મનુષ્યના [પ્રાણિમાત્રના] સંસારીપણાનું કારણ છે.

અનાદિ સંસારપ્રવાહને વિસ્તારનાર તથા સર્વ અનર્થોના કારણરૂપ આ મોહને [અવિદ્યાને-અજ્ઞાનને] નિવૃત્ત કરી, સંસારસાગરમાં ડૂબેલા જીવોનો ઉદ્ધાર કરવા માટે જ્ઞાન [બ્રહ્માત્મૈકત્વજ્ઞાન] સિવાય અન્ય કોઈ ઉપાય નથી. અને તેથી શોક-

મોહગ્રસ્ત શરણાગત ભક્ત અર્જુનને નિમિત્ત કરી, ભગવાન પ્રથમ પરમાર્થ આત્મતત્ત્વનુ [ સાખ્યનુ ] નિરૂપણ કરે છે

श्रीभगवानुवाच । **શ્રીભગવાન બોલ્યા :**

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**
**गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥ ११ ॥**

**અન્વયાર્થ** —अशोच्यान् નહિ શોક કરવા યોગ્યનો त्वं તુ अन्वशोच શોક કરે છે च અને प्रज्ञावादान् બુદ્ધિમાન્ પુરુષોના વચનો [ શા ભા વગેરે ] भाषसे બોલે છે પંડિતો પડિતો-જ્ઞાની गतासून् મૂએલાનો च તથા अगतासून् જીવતાઓનો [ શા ભા વગેરે ] न अनुशोचन्ति શોક કરતા નથી [૧૧]

**શબ્દાર્થ** —તુ શોક ન કરવા યોગ્યનો શોક કરે છે, અને બુદ્ધિમાન્ પુરુષોના વચનો બોલે છે પડિતો [જ્ઞાની] મુએલા કે જીવતા કોઈનો જ શોક કરતા નથી [ ૧૧ ]

**વિવેચન** —હે અર્જુન! जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियते [ છા ઉ ૬-૧૧-૩ ] જીવ વિનાનુ થયેલુ આ શરીર મરણ પામે છે, પણ જીવ મરણ પામતો નથી જેમ ઘટ નાશ પામતા તેમા રહેલુ આકાશ નાશ પામતુ નથી, તેમ સ્થૂળદેહ નાશ પામતા તેમા રહેલો આત્મા નાશ પામતો નથી તુ ભીષ્મ વગેરે અશોચ્યનો શોક કરે છે, અર્થાત્ ભીષ્મ, દ્રોણ વગેરે પરમાર્થરૂપે નિત્ય હોવાથી શોક કરવાને યોગ્ય નથી છતા તુ તેમનો શોક કરે છે અને 'કુલક્ષયથી કુળધર્મ નાશ પામે છે' [૧-૪૦], 'કુલઘ્નોનો ચિરકાળ નરકમા વાસ થાય છે' [ગી ૧-૪૪] 'હુ પૂજનીય ભીષ્માદિકને કેમ હણુ?' [ગી ૨-૪], 'સ્વજનો વિનાના વિજય, રાજ્ય કે સુખનુ શુ પ્રયોજન?' ઇત્યાદિ प्रज्ञावतां वादान्। [શા ભા વગેરે] બુદ્ધિમાન લોકોના વાદ તથા વચનો બોલે છે [ શા ભા વગેરે ] અથવા प्रज्ञानाम् अवादान् [મધુ] બુદ્ધિમાન લોકોએ નહિ કહેવા યોગ્ય એવા વચનો બોલે છે

પડિતો અર્થાત્ સત્ તથા અસત્ પદાર્થોના સ્વરૂપને યથાવત્ જાણનારા જ્ઞાની પુરુષો મૂએલા કે જીવતા કોઈનો જ શોક કરતા નથી કારણકે પડિતો [જ્ઞાની] જાણે છે કે જેમનુ મરણ થયુ છે, અથવા જેમનુ મરણ નથી થયુ, એ બન્ને અવિદ્યાના કાર્ય છે તથા સ્વપ્નના પદાર્થોની પેઠે મિથ્યા છે પડિતો સર્વત્ર બ્રહ્મને જ જુએ છે. सदा सर्वत्र ब्रह्मदर्शनं हि पाण्डित्यम्। [શકરાનદ] સદા સર્વત્ર બ્રહ્મદર્શન એ જ પાડિત્ય છે જેમ સ્વપ્નના પદાર્થોના મિથ્યાત્વના

નિશ્ચયથી જાગ્રત અવસ્થામાં સ્વપ્નના પદાર્થોના કે સબંધીના નાશના નિમિત્તથી શોક ઉત્પન્ન થતો નથી, તેમ આ નામરૂપાત્મક જગતના મિથ્યાત્વના નિશ્ચયથી જ્ઞાનીને જગતના પદાર્થોના કે સબંધીના નાશના નિમિત્તથી શોક ઉત્પન્ન થતો નથી. વળી જેમ રજ્જુરૂપી અધિષ્ઠાનના જ્ઞાનથી સર્પભ્રમની નિવૃત્તિ થતાં, સર્પભ્રમથી ઉત્પન્ન થયેલા ભય, કંપ વગેરે પોતાની મેળે જ નિવૃત્તિ પામે છે; તેમ સમસ્ત જગતના અધિષ્ઠાનરૂપ આ આત્માના જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થતા, સર્વ પ્રાણી પદાર્થોના મિથ્યાત્વના નિશ્ચયથી, અજ્ઞાનના કાર્યરૂપ શોચ્યભ્રમ પોતાની મેળે જ નિવૃત્તિ પામે છે [મધુ].

તુ મૂઢની પેઠે અશોચ્યનો શોક કરે છે, અને 'હુ ભીષ્માદિકને કેમ હણું ?' ઇત્યાદિ પ્રૌઢ વચનો બોલે છે. અશોચ્યનો શોક કરવો તથા શાસ્ત્રાર્થ પ્રકટ કરવારૂપ પાંડિત્ય, એ બે પ્રકાશ અને અંધકારની પેઠે પરસ્પર વિરુદ્ધ છે [શંકરાનંદ]. આ પ્રમાણે તુ ઉન્મત્તની પેઠે તારે વિષે પરસ્પર એકબીજાથી વિરુદ્ધ મૂઢતા અને પાંડિત્યને દેખાડે છે [શા. ભા.] अतो मूढोऽसि इत्यभिप्राय । [શા. ભા. શંકરાનંદ] માટે તુ પંડિત નહિ, પરંતુ મૂઢ છે. प्रज्ञा परमा कुतस्ते। તારામાં ઉત્તમ પ્રજ્ઞા [જ્ઞાન] ક્યા છે ? તારામાં પંડા અર્થાત્ આત્મવિષયક બુધ્ધિ [શા. ભા.] ક્યા છે ?

વાનરરાજ વાલીના મૃત્યુથી વિલાપ કરતી સતી તારાને તત્ત્વજ્ઞાનના ઉપદેશથી સાંત્વન કરતા ભગવાન રામ કહે છે.—'હે મહાભાગા ! પતિના મૃત્યુ માટે તારે શોક કરવો યોગ્ય નથી, કારણકે તારો પતિ અશોચ્ય છે કોણ તારો પતિ છે ? આ દેહ કે જીવ ? તે તું મને વિચારપૂર્વક કહે. જો તારો પતિ દેહ હોય તો તારે શોક કરવો યોગ્ય નથી, કારણકે કાલ, કર્મ તથા ગુણોથી ઉત્પન્ન થયેલો, જડ, પંચભૂતમય, તથા ત્વચા, માસ, લોહી તથા હાડકાનો બનેલો આ દેહ તારી સન્મુખ જ પડેલો છે વળી જો તારો પતિ જીવ હોય તોપણ તારે શોક કરવો યોગ્ય નથી, કારણકે નિત્ય, જ્ઞાનમય, શુદ્ધ, સર્વગત, અવ્યય તથા નિર્વિકાર એવો આ જીવ [ આત્મા ] " न जायते न म्रियते न तिष्ठति न गच्छति । " કદી જન્મતો નથી, મૃત્યુ પામતો નથી, રહેતો નથી કે આવતો-જતો નથી. [ અ. રા. કિ. ૩-૧૨-૧૬] [૧૧].

અવતરણિકા :—હવે આત્મા સ્થૂલદેહથી ભિન્ન તથા નિત્ય છે, માટે ભીષ્માદિકનો શોક કરવો યોગ્ય નથી, તે કહે છે :

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

**અન્વયાર્થ**:—तु વળી अहं હું जातु ક્યારે પણ–કોઈ વખત न आसम् ન હતો એમ न નથી एव જ त्वं न तुं પૂર્વે ન હતો એમ પણ નથી. તથા इमे जनाधिपाः આ રાજાઓ न પૂર્વે ન હતા એમ નથી. च તેમ एव જ अतः परं હવે પછી वयं આપણે सर्वे બધા न भविष्यामः ન થઈશું એમ પણ ન નથી [૧૨].

**શબ્દાર્થ**:—હું આથી પૂર્વે કોઈ કાળમાં ન જ હતો એમ નથી તું પૂર્વે કોઈ કાળમાં ન હતો એમ પણ નથી. આ રાજાઓ પૂર્વે કોઈ કાળમાં ન હતા એમ પણ નથી તેમ જ હવે પછી આપણે બધા નહિ થઈશું, એમ પણ નથી [૧૨].

**વિવેચન** :—હે અર્જુન! હું પરમાત્મા અર્થાત્ 'તત્પદાર્થ,' સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સ્વતંત્ર પરમેશ્વર, પૂર્વે કોઈ કાળમાં ન હતો એમ નથી. અર્થાત્ પૂર્વે થઈ ગયેલાં શરીરોનાં જન્મમરણમાં હું નિત્ય હતો જ [શા. ભા.]. તું અર્થાત્ 'ત્વંપદાર્થ' આત્મા પૂર્વે કોઈ કાળમાં ન હતો એમ નથી, પણ હતો જ. તેમ જ આ સર્વે રાજાઓ પણ ન હતા એવું નથી, તેઓ પણ હતા જ. કારણકે ત્વંપદાર્થ આત્મા તેમનામાં પણ અવિશેષરૂપે છે. તે જ પ્રમાણે ભવિષ્યમાં આ શરીરનો નાશ થયા પછી પણ આપણે બધા ન થઈશું [હોઈશું] એમ પણ નથી, પણ હોવાના જ.

त्रिष्वपि कालेषु नित्या आत्मस्वरूपेणेत्यर्थः । [ શા. ભા. ] હું, તું તથા આ સર્વે રાજાઓ આત્મસ્વરૂપે ત્રણે કાળમાં નિત્ય છીએ [શા. ભા. વગેરે]. આત્મા નિત્ય તથા સ્થૂલદેહથી વિલક્ષણ છે [ મધુ. વગેરે ] त्वां च मा चैतांश्च सर्वान् परं ब्रह्मैवेति जानीहीत्यर्थः [શંકરાનંદ] તું, હું તથા સર્વે રાજાઓ પરબ્રહ્મસ્વરૂપ જ છે, એમ જાણ. अतोऽशोच्या इति भावः શ્રીધર. કેશવ. વગેરે ] માટે બીમાદિક શોક કરવા યોગ્ય નથી [૧૨].

**અવતરણિકા** :—હવે આત્મા દેહથી ભિન્ન, વિભુ અને નિત્ય છે, એ દૃષ્ટાંત આપી સ્પષ્ટ કરે છે:

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

**અન્વયાર્થ** :—यथा જેમ देहिनः દેહધારી આત્માને [ શા. ભા. ] આ દેહમાં વિકારરહિત એકરૂપે સર્વદા રહેલા દેહરૂપ ઉપાધિવાળા આ આત્માને [ શંકરાનંદ ] अस्मिन् આ देहे દેહમાં कौमारं બાલ્યાવસ્થા यौवन યુવાવસ્થા ને जरा વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે तथा તેમ આ સ્થૂલદેહને છોડ્યા પછી તેને

નિશ્ચયથી જાગ્રત અવસ્થામાં સ્વપ્નના પદાર્થોના કે સંબંધોના નાશના નિમિત્તથી શોક ઉત્પન્ન થતો નથી; તેમ આ નામરૂપાત્મક જગતના મિથ્યાત્વના નિશ્ચયથી જ્ઞાનીને જગતના પદાર્થોના કે સંબંધોના નાશના નિમિત્તથી શોક ઉત્પન્ન થતો નથી. વળી જેમ રજ્જુરૂપી અધિષ્ઠાનના જ્ઞાનથી સર્પભ્રમની નિવૃત્તિ થતાં, સર્પભ્રમથી ઉત્પન્ન થયેલા ભય, કંપ વગેરે પોતાની મેળે જ નિવૃત્તિ પામે છે; તેમ સમસ્ત જગતના અધિષ્ઠાનરૂપ આ આત્માના જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થતાં, સર્વ પ્રાણી પદાર્થોના મિથ્યાત્વના નિશ્ચયથી, અજ્ઞાનના કાર્યરૂપ શોચ્યભ્રમ પોતાની મેળે જ નિવૃત્તિ પામે છે [મધુ].

તું મૂઢની પેઠે અશોચ્યનો શોક કરે છે, અને ' હું ભીષ્માદિકને કેમ હણું ?' ઇત્યાદિ પ્રૌઢ વચનો બોલે છે. અશોચ્યનો શોક કરવો તથા શાસ્ત્રાર્થ પ્રકટ કરવારૂપ પાંડિત્ય, એ બે પ્રકાશ અને અંધકારની પેઠે પરસ્પર વિરુદ્ધ છે [શંકરાનંદ]. આ પ્રમાણે તું ઉન્મત્તની પેઠે તારે વિષે પરસ્પર એકબીજાથી વિરુદ્ધ મૂઢતા અને પાંડિત્યને દેખાડે છે [શા. ભા.]. अतो मूढोऽसि इत्यभिप्राय.। [શા. ભા. શંકરાનંદ] માટે તું પંડિત નહિ, પરંતુ મૂઢ છે. प्रज्ञा परमा कुतस्ते। તારામાં ઉત્તમ પ્રજ્ઞા [જ્ઞાન] ક્યાં છે? તારામાં પંડા અર્થાત્ આત્મવિષયક બુદ્ધિ [શા. ભા.] ક્યાં છે?

વાનરરાજ વાલીના મૃત્યુથી વિલાપ કરતી સતી તારાને તત્ત્વજ્ઞાનના ઉપદેશથી સાંત્વન કરતા ભગવાન રામ કહે છે.—' હે મહાભાગા ! પતિના મૃત્યુ માટે તારે શોક કરવો યોગ્ય નથી, કારણકે તારો પતિ અશોચ્ય છે કોણ તારો પતિ છે? આ દેહ કે જીવ? તે તું મને વિચારપૂર્વક કહે. જો તારો પતિ દેહ હોય તો તારે શોક કરવો યોગ્ય નથી, કારણકે કાલ, કર્મ તથા ગુણોથી ઉત્પન્ન થયેલો, જડ, પંચભૂતમય, તથા ત્વચા, માંસ, લોહી તથા હાડકાંનો બનેલો આ દેહ તારી સન્મુખ જ પડેલો છે. વળી જો તારો પતિ જીવ હોય તોપણ તારે શોક કરવો યોગ્ય નથી, કારણકે નિત્ય, જ્ઞાનમય, શુદ્ધ, સર્વગત, અવ્યય તથા નિર્વિકાર એવો આ જીવ [ આત્મા ] " न जायते न म्रियते न तिष्ठति न गच्छति। " કદી જન્મતો નથી, મૃત્યુ પામતો નથી, રહેતો નથી કે આવતો-જતો નથી. [ અ. રા. કિ. ૩-૧૨-૧૬] [૧૧].

અવતરણિકા :—હવે આત્મા સ્થૂલદેહથી ભિન્ન તથા નિત્ય છે, માટે ભીષ્માદિકનો શોક કરવો યોગ્ય નથી, તે કહે છે :

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

**અન્વયાર્થ**:—तु વળી अहं હું जातु ક્યારે પણ–કોઈ વખત न आसम् ન હતો એમ ન નથી एव જ त्वं न તું પૂર્વે ન હતો એમ પણ નથી. તથા इमे जनाधिपाः આ રાજાઓ न પૂર્વે ન હતા એમ નથી. च તેમ एव જ अतः परं હવે પછી वयं આપણે सर्वे બધા ન भविष्यामः ન થઈશું એમ પણ ન નથી [૧૨].

**શબ્દાર્થ**:—હું આથી પૂર્વે કોઈ કાળમાં ન જ હતો એમ નથી. તું પૂર્વે કોઈ કાળમાં ન હતો એમ પણ નથી. આ રાજાઓ પૂર્વે કોઈ કાળમાં ન હતા એમ પણ નથી. તેમ જ હવે પછી આપણે બધા નહિ થઈશું, એમ પણ નથી [૧૨].

**વિવેચન** :—હે અર્જુન ! હું પરમાત્મા અર્થાત્ 'તત્પદાર્થ,' સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સ્વતંત્ર પરમેશ્વર, પૂર્વે કોઈ કાળમાં ન હતો એમ નથી. અર્થાત્ પૂર્વે થઈ ગયેલાં શરીરોનાં જન્મમરણમાં હું નિત્ય હતો જ [શા. ભા.]. તું અર્થાત્ 'ત્વંપદાર્થ' આત્મા પૂર્વે કોઈ કાળમાં ન હતો એમ નથી, પણ હતો જ. તેમ જ આ સર્વે રાજાઓ પણ ન હતા એવું નથી, તેઓ પણ હતા જ. કારણકે ત્વંપદાર્થ આત્મા તેમનામાં પણ અવિશેષરૂપે છે. તે જ પ્રમાણે ભવિષ્યમાં આ શરીરનો નાશ થયા પછી પણ આપણે બધા ન થઈશું [હોઈશું] એમ પણ નથી, પણ હોવાના જ.

त्रिष्वपि कालेषु नित्या आत्मस्वरूपेणेत्यर्थः । [ શા. ભા. ] હું, તું તથા આ સર્વે રાજાઓ આત્મસ્વરૂપે ત્રણે કાળમાં નિત્ય છીએ [શા. ભા. વગેરે]. આત્મા નિત્ય તથા સ્થૂલદેહથી વિલક્ષણ છે [ મધુ. વગેરે ] त्वा च मा चैतांश्च सर्वान् परं ब्रह्मैवेति जानीहीत्यर्थः [શંકરાનંદ] તું, હું તથા સર્વે રાજાઓ પરબ્રહ્મસ્વરૂપ જ છે, એમ જાણ. अतोऽशोच्या इति भावः શ્રીધર. કેશવ. વગેરે ] માટે ભીષ્માદિક શોક કરવા યોગ્ય નથી [૧૨].

**અવતરણિકા** :—હવે આત્મા દેહથી ભિન્ન, વિભુ અને નિત્ય છે, એ દૃષ્ટાંત આપી સ્પષ્ટ કરે છે:

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

**અન્વયાર્થ**.—यथा જેમ देहिनः દેહધારી આત્માને [ શા. ભા. ] આ દેહમાં વિકારરહિત એકરૂપે સર્વદા રહેલા દેહરૂપ ઉપાધિવાળા આ આત્માને [ શંકરાનંદ ] अस्मिन् આ देहे દેહમાં कौमार બાલ્યાવસ્થા यौवन યુવાવસ્થા ને जरा વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે तथा તેમ આ સ્થૂલદેહને છોડયા પછી તેને

देहांतरप्राप्तिः બીજા દેહની પ્રાપ્તિ થાય છે तत्र તેને વિષે धीरः ધીરપુરુષ-આત્મતત્ત્વજ્ઞ પુરુષ [ શંકરાનંદ ] બુદ્ધિમાન [ શા. ભા. વગેરે] न मुह्यति મોહ પામતો નથી [૧૩].

**શબ્દાર્થ:**—જેમ દેહરૂપ ઉપાધિવાળા આ આત્માને આ [ સ્થૂલદેહમાં ] બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, તેમ આ સ્થૂલદેહને છોડ્યા પછી બીજા દેહની પ્રાપ્તિ થાય છે. તેને વિષે ધીરપુરુષ [જ્ઞાની ] મોહ પામતો નથી [ ૧૩ ].

**વિવેચનઃ**—હે અર્જુન ! આ દેહમાં જ આત્માની ઉપલબ્ધિ થાય છે, તેથી આ આત્મા દેહી કહેવાય છે [શંકરાનંદ]. અથવા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમા આ જગમંડલની અંદર જેટલા દેહો છે, તે સર્વ દેહો જેના હોય તેને તત્ત્વજ્ઞ પુરુષો દેહી [ આત્મા ] કહે છે [ મધુ ].

આ દેહધારી આત્માને [ શા. ભા. ] અથવા આ દેહરૂપ ઉપાધિવાળા આત્માને [શંકરાનંદ] આ વર્તમાન શરીરમાં બાલ્યાવસ્થા, યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થા એવી પરસ્પર વિરુદ્ધ [ મધુ. ], પરસ્પર વિલક્ષણ [ શા. ભા.] ત્રણ અવસ્થાઓ પ્રાપ્ત થાય છે. તેમા પહેલી અવસ્થાનો નાશ થતાં આત્માનો નાશ થતો નથી. તેમ જ બીજી અવસ્થા ઉત્પન્ન થતાં આત્મા ઉત્પન્ન થતો નથી. પરંતુ નિર્વિકાર આત્માને બીજી તથા ત્રીજી અવસ્થાની પ્રાપ્તિ થતી દેખાય છે. [શા. ભા ]; તે જ પ્રમાણે આ નિર્વિકાર આત્માને આ સ્થૂલદેહના છોડયા પછી બીજા દેહની પ્રાપ્તિ થાય છે. તેમાં પણ વર્તમાન સ્થૂલદેહનો નાશ થતાં આત્માનો નાશ થતો નથી, તથા કર્માનુસાર બીજા નવા દેહની પ્રાપ્તિ થતાં આત્મા ઉત્પન્ન થતો નથી; પરંતુ આ નિર્વિકાર આત્માને નવા દેહની પ્રાપ્તિ થતી દેખાય છે [ શા. ભા. ].

આત્મતત્ત્વજ્ઞ પુરુષ [પરમાર્થદર્શી-જ્ઞાની] જાણે છે કે, આત્માનું વર્તમાન સ્થૂલદેહનું વિસ્મરણ તે મૃત્યુ છે, તથા નવા દેહમાં તીન અધ્યાસ તે જન્મ છે [ભાગ. ૧૧-૨૨-૩૭-૪૦]. જેમ સ્વપ્ન અવસ્થામાં જાગ્રત અવસ્થાના દેહની વિસ્મૃતિ થાય છે, તથા જાગ્રત અવસ્થામાં સ્વપ્નના દેહની વિસ્મૃતિ થાય છે, તે જ પ્રમાણે વર્તમાન સ્થૂલદેહની સ્મૃતિનો અત્યંત લોપ થવો તે મૃત્યુ છે; તથા કર્માનુસાર પ્રાપ્ત થતા નવા દેહમાં અધ્યાસ [ દેહાભિમાન ] એટલે કે નવા દેહના અભિમાનથી નાચવું તે જન્મ કહેવાય છે [યો. વા. ઉ. પ્ર. ૨૦-૧૬-૧૭ ].

धीरो धीमान् तत्रैव सति न मुह्यति। [શા ભા ] ઉપરોક્ત પ્રકારે આત્માને નિર્વિકાર તથા નિત્ય જાણી જ્ઞાની મોહ પામતો નથી [ શા ભા ] સ્થૂલ દેહના નાશ પછી આત્માના અસ્તિત્વ તથા નિત્યત્વને જાણી, જ્ઞાની આત્માના નિત્યત્વ વિષે મોહ પામતો નથી [ શકરાનદ ]

અથવા

સર્વ શરીરોમા એક જ નિત્ય આત્મા વ્યાપકરૂપે છે એમ નિશ્ચયપૂર્વક જાણી, જ્ઞાની મોહ પામતો નથી કારણકે ' હુ હન્તા [હણનાર] છુ અને આ લોકો મારે હણવા યોગ્ય છે ' એ પ્રકારનુ ભેદદર્શન તેને હોતુ નથી [મધુ ]

અથવા

આત્માને સ્થૂલશરીરથી તથા સૂક્ષ્મશરીરથી ભિન્ન જાણી, જ્ઞાની મોહ પામતો નથી અર્થાત્ લિંગશરીરના શોકાદિ ધર્મોને પ્રાપ્ત થતો નથી [નીલકઠ]

આથી આત્મા સ્થૂલદેહ તથા સૂક્ષ્મદેહથી ભિન્ન, એક વિભુ [ વ્યાપક ] તથા નિત્ય છે, એ સિદ્ધ થાય છે શ્રુતિ પણ કહે છે કે–एको देव सर्वभूतेषु गूढ सर्वव्यापी सर्वभूतान्तरात्मा। [ શ્વે ઉ ૬–૧૧ ] એક જ આત્મા સર્વ પ્રાણીઓમા ગૂઢ છે, સર્વવ્યાપક છે, અને સર્વ પ્રાણીઓનો અતરાત્મા છે

જ્ઞાની આત્માને દેહથી ભિન્ન જાણે છે માટે અવસ્થાતરથી કે દેહાતર પ્રાપ્તિથી મોહ [શોક] પામતો નથી [ નીલકઠ ] જ્ઞાની આત્માને વિભુ [ વ્યાપક ] જાણે છે માટે મોહ પામતો નથી કારણકે તેને ભેદદર્શન હોતુ નથી [મધુ ] જ્ઞાની આત્માને નિર્વિકાર તથા નિત્ય અને તેથી અવધ્ય જાણે છે માટે મોહ પામતો નથી [ શા ભા શકરાનદ ] अतस्त्वमपि धीरो भवेति भाव । [ નીલ ક ] માટે હે અર્જુન ! તુ પણ ધીરપુરુષ થા [એ ભાવ છે] [ ૧૩ ]

અનતર્ગણિકા'—' આત્માને દેહથી ભિન્ન વિભુ તથા નિત્ય જાણનાર જ્ઞાનીને આત્મ–વિનાશનિમિત્તક મોહ સભવતો નથી, તથાપિ ટાઢતડકો તથા સુખદુ ખની પ્રાપ્તિને લીધે લૌકિક મોહ જોવામા આવે છે ભીષ્મ દ્રોણ વગેરે સ્વજનોના નાશથી સુખનો વિયોગ તથા દુ ખનો સયોગ અવશ્ય થશે માટે શોક–મોહ યોગ્ય નથી એવી ભક્ત અર્જુનના મનની શકાની કલ્પના કરી હવે ભગવાન કહે છે

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदा ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥

**અન્વયાર્થ** —કૌંતેય ! હે અર્જુન ! માત્રાસ્પર્શાઃ માત્રા = જેના વડે શબ્દાદિ વિષયો જાણી શકાય તે શ્રોત્રાદિ ઇન્દ્રિયો અને સ્પર્શા =શ્રોત્રાદિ ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયો સાથે સબંધો [શા ભા] અથવા શબ્દાદિ વિષયો [શા ભા] અથવા ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયો સાથેના સબંધો અથવા તે તે વિષયના આકારવાળા અંતઃકરણના પરિણામો [મધુ] તુ તો શીતોષ્ણસુખદુઃખદા અર્થાત્ શીતોષ્ણવત્ સુખદુઃખદા । [શંકરાનંદ–નીલકંઠ] ટાઢતડકાની પેઠે સુખ–દુઃખ આપનારા છે આગમાપાયિન ઉત્પત્તિ તથા નાશ પામવાના સ્વભાવવાળા છે તથા અનિત્યા અનિત્ય છે, માટે ભારત અર્થાત્ ભા બ્રહ્મવિદ્યા તસ્યામેવ રમતે ઇતિ ભારત । [શંકરાનંદ] બ્રહ્મવિદ્યામાં રમણ કરનાર હે અર્જુન ! તાન્ તેમને તિતિક્ષસ્વ સહન કર—તેમાં હર્ષ–શોક ન કર [શા ભા] [૧૪]

**શબ્દાર્થ** —હે અર્જુન ! ઇન્દ્રિયોના સ્પર્શો ટાઢતડકાની પેઠે સુખ–દુઃખ આપનારા, ઉત્પત્તિ તથા વિનાશ પામનારા સ્વભાવવાળા અને અનિત્ય છે માટે હે ભારત ! તેમને તું સહન કર [૧૪]

**વિવેચન** —હે અર્જુન ! માત્રાસ્પર્શા અંતઃકરણસહિત શબ્દાદિ ઇન્દ્રિયોના પોતપોતાના વિષયોની સાથેના સબંધો અથવા શબ્દાદિ ભોગ્ય પદાર્થો ટાઢી–ગરમીથી પેઠે સુખ–દુઃખ આપનારા છે જેમ ટાઢી કે ગરમી અનુકૂળ હોય તો સુખ આપે છે, તથા પ્રતિકૂળ હોય તો દુઃખ આપે છે તેમ ઇન્દ્રિયો તથા વિષયોના સબંધો અનુકૂળ હોય તો સુખ આપે છે, તથા પ્રતિકૂળ હોય તો દુઃખ આપે છે વળી આ ઇન્દ્રિયોના સ્પર્શો આગમ અર્થાત્ ઉત્પત્તિ તથા અપાય અર્થાત્ નાશ પામવાના સ્વભાવવાળા છે, અને તેથી વીજળીની સદશ [માફક] અનિત્ય છે માટે ભીષ્મ વગેરેના સંયોગરૂપ તથા વિયોગરૂપ ઇન્દ્રિયો તથા વિષયોના સબંધોને તુ સહન કર વિવેકથી તેમની ઉપેક્ષા કર [મધુ] તેમાં હર્ષ–શોક ન કર [શા ભા] દુઃખ ભોગવનાર અંતઃકરણ વગેરેના તાદાત્મ્યાધ્યાસથી પોતાને દુઃખી ન સમજ [મધુ], કારણ કે ભીષ્માદિના સંયોગ–વિયોગો નિત્ય વિભુ, નિર્ગુણ તથા નિર્વિકાર આત્માને દુઃખ આપનારા નથી [મધુ]

सर्वसहनं हि साङ्ख्ये योगे चावश्यकम । [વલ્લભ] સાંખ્યયોગીને તથા કર્મયોગીને પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતાં દુઃખો સહન કરવાં આવશ્યક છે प्रतिक्रियाचिन्ताविषादराहित्येन प्राप्तदुःखसहनं मुमुक्षोरुत्तमो धर्मः । [શંકરાનંદ] પ્રતીકાર [ઉપાય], ચિંતા તથા વિષાદ વિના પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા

આધ્યાત્મિકાદિ દુઃખો સહન કરવાં એ મુમુક્ષુનો ઉત્તમ ધર્મ છે. સહન કરનાર પુરુષ જ શ્રવણાદિથી જ્ઞાન તથા તેના ફળરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે.

શ્રુતિ પણ કહે છે કે.—'वृक्ष इव तिष्ठासेच्छिद्यमानो न कुप्येन न कम्पेतेति।' મુમુક્ષુએ વૃક્ષની સદશ રહેવું. વૃક્ષને કોઈ કાપે તો તેના ઉપર તે કોપ કરતું નથી, અને ચલિત પણ થતું નથી. તાત્પર્ય એ છે કે જેમ વૃક્ષ ગમે તેટલું દુઃખ આવે તોપણ સહન કરે છે, તેમ મુમુક્ષુએ અનાત્મવિષયક સુખદુઃખોનુ અનુસંધાન ન કરતાં, પ્રારબ્ધકર્માનુસાર પ્રાપ્ત થતાં આધ્યાત્મિકાદિ સુખદુઃખોને સહન કરી, તીવ્ર મોક્ષેચ્છા વડે નિરંતર બ્રહ્મનું જ અનુસંધાન કરવુ [શંકરાનંદ].

અહીં શીત તથા ઉષ્ણનો અર્થ આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક એમ ત્રણ પ્રકારનાં સુખદુઃખના અર્થનો બોધક છે [મધુ]. માતૃકુળ તથા પિતૃકુળ બન્ને કુળોથી શુદ્ધ ભક્ત અર્જુનને આ પ્રકારનું અજ્ઞાન [મોહ-વિષાદ] ઉચિત નથી, એ ભગવાન્ 'कौंतेय' અને 'भारत' સંબોધન વડે સૂચિત કરે છે [મધુ–કેશવ].

## તિતિક્ષા

सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम्। चिंताविलापरहितं सा तितिक्षा निगद्यते। [શંકર, વિ. ચૂ. ૨૪]. સર્વ પ્રકારનાં દુઃખો પ્રતીકાર [ઉપાય], ચિંતા કે વિલાપ એટલે કે કોઈને પણ જણાવ્યા વિના સહન કરવાં, તે 'તિતિક્ષા' કહેવાય છે.

કોઈ મારે કે તિરસ્કારે કે અપમાને, અગ્નિ વર્ષે કે હિમ વર્ષે, કે તીક્ષ્ણ દુઃખોની પરંપરા આવે છતાં વૃક્ષ, પાષાણુ વગેરેની પેઠે વ્યથા, વિકાર કે વિષાદ પ્રદર્શિત કર્યા વિના સર્વ સહન કરવું, એ મુમુક્ષુનો ઉત્તમ ધર્મ છે.

પ્રત્યેકની સહનશક્તિ ઉપરાંતના પ્રતિકૂળ પદાર્થોના સંયોગો કે અનુકૂળ પદાર્થોના વિયોગો જ દુઃખરૂપે પરિણામ પામે છે. જેમ જેમ તિતિક્ષા [સહનશક્તિ] વૃદ્ધિ પામે છે, તેમ તેમ પ્રતિકૂળના સંયોગથી કે અનુકૂળના વિયોગથી ઓછું ને ઓછું દુઃખ અનુભવમાં આવે છે. જેમ સૂર્યનો ઉદય થતાં અંધકાર નિવૃત્તિ પામે છે, તેમ તિતિક્ષા સિદ્ધ થતાં સર્વ પ્રકારનાં દુઃખો આપમેળે નિવૃત્તિ પામે છે. તિતિક્ષુને પ્રતિકૂળ [દુઃખ] કે અનુકૂળ [સુખ] જેવું કશું સંભવતું જ નથી. તિતિક્ષુને અનુકૂળના સંયોગથી સુખનો, કે પ્રતિકૂળના સંયોગથી દુઃખનો અનુભવ થતો જ નથી. તુરીયા અવસ્થાને પ્રાપ્ત તિતિક્ષુને શબની પેઠે કોઈ પણ પ્રકારનાં

સુખદુ ખાદિ દ્વદ્વોનો અનુભવ થતો નથી [ નીલક઼ંઠ ગી ૧૪-૨૪ ] તિતિક્ષુને પ્રતિકૂળ કે અનુકૂળની ભાવનાનો અભાવ છે

પ્રાણિમાત્રને પ્રાપ્ત થતા સુખ કે દુ ખને કોઈ પણ મર્યાદા નથી પ્રારબ્ધરૂપી ધર્મ જ પુણ્ય તથા પાપના ફળરૂપ સુખ દુ ખને વહેંચી આપે છે, પર તુ સુખદુ ખની પ્રાપ્તિમા હર્ષ શોક ચિ તા, ભય, વિષાદ વગેરે ઉત્પન્ન થવામા અજ્ઞાનતાના કાર્યરૂપ અસહિ ષ્ણુતા જ કારણરૂપ છે અવિવેકી અનુકૂળની [સુખની] પ્રાપ્તિમા હર્ષને, તથા પ્રતિકૂળની [ દુ ખની ] પ્રાપ્તિમા વિષાદને પ્રાપ્ત થાય છે, ધીર પુરુષ સુખ દુ ખ બન્નેમા સમાન રહે છે

તિતિક્ષા મોક્ષનુ દ્વાર છે [ ભાગ ૪-૧-૫૨ ], તિતિક્ષાનો અભાવ [ક્રોધ] નરકનુ દ્વાર છે [ગી ૧૬-૨૧] તિતિક્ષા જ્ઞાનનુ સાધન છે [ગી ૧૩-૯] તથા જ્ઞાનીનુ લક્ષણ છે [ ગી ૨-૫૬ ગી ૧૨-૧૭ ગી ૧૪-૨૪] તિતિક્ષા વિના ધર્મનિષ્ઠા શક્ય નથી અને ધર્મનિષ્ઠા વિના આત્મનિ ષ્ઠા શક્ય નથી

તિતિક્ષા અત્ય ત દુર્લભ છે આ ધર્મપત્ની તિતિક્ષાદેવી [ ભાગ ૪-૧-૪૯] ભગવ ન શ ક ર વગેરે દેવોને, ભગવાન પરશુરામ વગેરે અવતારી પુરુષોને તથા ઋષિ, મુનિ, જ્ઞાની તથા તપસ્વીઓને સ મોહિત કરી, અધિકારી પુરુષના અભાવે, ભગવાન વિષ્ણુના વક્ષ સ્થળમા ભૃગુપાદચિહ્નરૂપે પ્રતિ ષ્ઠા પામેલી છે, અને વિ ષ્ણુપત્ની [ પૃથ્વી] તરીકે ભગવાન દત્તાત્રેય પાસે ગુરુની સ જ્ઞાને પ્રાપ્ત થઈ, સ્વમુખે તિતિક્ષાનો સતત ઉપદેશ આપી રહી છે

ભગવાન રામની [ ધર્મનિષ્ઠાની] સહધર્મચારિણી, જનકવિદેહીને પુત્રીભાવે પ્રાપ્ત થયેલી દશરથ જેના સયમીની પુત્રવધૂ , શ્રીહનુમાન જેવા શરણાગતિના, શ્રીલક્ષ્મણજી જેના સ્નેહભક્તિના તથા શ્રીભરતજી જેના વૈરાગ્યના દેહધારી સ્વરૂપને સદા સર્વદા વ દનીય ભગવતી ગીતાદેવી તિતિક્ષાનુ દેહધારી સ્વરૂપ છે

તિતિક્ષસ્વ ભારત। 'સર્વ સહન કરી સર્વદા સ્વધર્મપરાયણ રહેવુ ' એ આ ગીતાશાસ્ત્રમા ભગવાન શ્રીકૃ ષ્ણનો મનુષ્યમાત્રને શ્રેયને પ્રાપ્ત થવાના સાધનરૂપ પ્રધાન ઉપદેશ છે स्वधर्मानुष्ठानात् पुरुषार्थं प्राप्यताम् ' इति भगवदुपदेश सर्वसाधारण । [ મધુ ગી-૧] ' સ્વધર્મના અનુષ્ઠાનથી મોક્ષરૂપી પુરુષાર્થને પ્રાપ્ત કરો ' એ ભગવાનનો ઉપદેશ સર્વ મનુષ્યને એક સરખો લાગુ પડે છે

## ભક્ત સુદામા અને તિતિક્ષા

ભક્ત સુદામાના ચરિત્રના મનનથી તિતિક્ષાનુ સ્વરૂપ સ્પષ્ટ સમજાશે આ

સંસારમાં દારિદ્રસમાન દુઃખ નથી. દારિદ્રના દેહધારી સ્વરૂપ ભક્ત સુદામા અન્ન વગર બાળકો ભૂખથી ટળવળતા હોવા છતાં, આ કરુણ દુઃખ માટે ચિંતા કે વિલાપ ન કરતા, દુઃખમાત્રને કર્માધીન, અનિત્ય તથા ભોગથી ક્ષય પામનારું જાણી, પોતાની પ્રિય પત્નીને તે સર્વ પ્રસન્નવદને સહન કરવા માટે ઉપદેશ આપતા. કર્મના નિયમમાં અવિચળ શ્રદ્ધાને લીધે, ભગવાન શ્રીકૃષ્ણ બાળમિત્ર તથા દ્વારકાધીશ હોવા છતાં, પોતાના દુઃખના પ્રતીકાર [ઉપાય] માટે, ભગવાનને યાચના કરવાનો ભક્ત સુદામાએ સ્વપ્ને પણ વિચાર ન કર્યો.

પરંતુ ' આ જ્ઞાનનો શુષ્ક ઉપદેશ નહિ, પરંતુ ભૂખની વેદનાથી રુદન કરતાં મારા બાળકો માટે અન્ન જોઈએ છે' વગેરે દારિદ્રના કષ્ટથી વ્યાકુળ પત્નીના વાગ્બાણથી લાચાર બની, ભક્ત સુદામા ' अयं हि परमो लाभ उत्तमश्लोकदर्शनम् । ' [ભાગ ૧૦–૮૦–૧૨ ] ' શ્રીકૃષ્ણનાં દર્શન એ જ મોટો લાભ થશે ' એ વિચારે દ્વારકા જવા તૈયાર થયા.

' रिक्तहस्तो न गच्छेद् राजानं देवतां गुरुम् । ' ' રાજા, દેવ કે ગુરુની સમીપ ખાલી હાથે જવું યોગ્ય નથી' તેથી પત્નીએ ચીથરામાં બાંધીને આપેલી પૌંઆની પોટલી બગલમાં મારી, ભક્ત સુદામા દ્વારકા ગયા કરુણાનિધિ ભગવાન શ્રીકૃષ્ણના સ્નેહથી પાદપ્રક્ષાલનને તથા દેવોને પણ દુર્લભ એવા દિવ્ય આતિથ્યને પામ્યા, પરંતુ स चालब्ध्वा धनं कृष्णान्न तु याचितवान् स्वयम् । [ભાગ ૧૦–૮૧–૧૪] ભક્ત સુદામા ભગવાનના દર્શનથી સંતોષ માની શ્રીકૃષ્ણ પાસે ધન કે બીજું કાંઈ પણ માગ્યા વિના ઘર તરફ રવાના થયા.

ક્યાં સાક્ષાત્ દ્વારકાધીશ શ્રીકૃષ્ણને દારિદ્ર નિવારણ કરવા માટે પણ યાચના ન કરનાર તિતિક્ષાની મૂર્તિરૂપ ભક્ત સુદામા અને ક્યાં અન્ન, ધન કે તુચ્છ દુઃખ દૂર કરવા માટે પણ ક્ષણેક્ષણે પ્રભુને પોકારતું આશા, તૃષ્ણા તથા ભોગગ્રસ્ત તિતિક્ષાશૂન્ય જગત્!

તાત્પર્ય એ છે કે, કેવળ અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગ–વિયોગની પ્રાપ્તિ જ પ્રારબ્ધને આધીન છે પરંતુ અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગવિયોગમાંથી સુખદુઃખની પ્રતીતિ [અનુભવ] અજ્ઞાનમૂલક [ભ્રાંતિમૂલક] છે. માટે વિવેકીએ અનુકૂળ તથા પ્રતિકૂળ બન્ને પ્રકારના સંયોગ–વિયોગોને પ્રસન્નચિત્તે સહન કરી, એટલે કે અનુકૂળની પ્રાપ્તિથી ઉન્મત્ત થયા વિના તથા પ્રતિકૂળની પ્રાપ્તિથી વ્યથા, વિકાર કે વિષાદને પ્રાપ્ત થયા વિના સ્વધર્મથી [ કર્તવ્યથી] ચલાયમાન ન થવું.

શ્રુતિ પણ કહે છે કે :—शमो मित्रं सुदामा । [કૃષ્ણોપનિષદ્-૧૮] મિત્ર સુદામા શમ છે. શમરૂપ [તિતિક્ષારૂપ-મનોનિગ્રહરૂપ] મિત્ર સુદામા વિના ધર્મનિષ્ઠા કે જ્ઞાનનિષ્ઠા [બ્રહ્મવિદ્યા] સંપાદન કરવી શક્ય નથી [૧૪].

**અવતરણિકા:**—હવે તિતિક્ષાનું ફળ કહે છે [નીલકંઠ,-કેશવ. વગેરે]:

यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

**અન્વયાર્થ** :—पुरुषर्षभ ! પુરુષ + ઋષભ = પુરુષર્ષભ = પુરુષોમાં શ્રેષ્ઠ હે અર્જુન ! समदुःखसुखं સુખદુઃખમાં સમ રહેનાર—સુખદુઃખની પ્રાપ્તિમાં હર્ષવિષાદથી રહિત રહેનારા [શા. ભા.] यं જે धीरं ધીર पुरुषं પુરુષને एते આ શીતોષ્ણાદિ દ્વંદ્વો हि ખરેખર न व्यथयंति આત્મનિષ્ઠાથી ચલાયમાન કરતાં નથી, [શા. ભા. શંકરાનંદ], અથવા સ્વધર્મથી ચલાયમાન કરતાં નથી [કેશવ], અથવા શોકમોહ ઉત્પન્ન કરતાં નથી [વે. બ્ર. ગી.]—પીડા કરતાં નથી—વ્યાકુળ કરતા નથી, વ્યથા કરતાં નથી स તે अमृतत्वाय મોક્ષ પામવાને कल्पते યોગ્ય થાય છે [૧૫].

**શબ્દાર્થ** :—હે પુરુષશ્રેષ્ઠ ! સુખદુઃખમાં સમ રહેનાર જે ધીર પુરુષને [આત્મજ્ઞાની કે વિવેકીને] આ શીતોષ્ણાદિ દ્વંદ્વો વ્યથા કરતાં નથી, તે મોક્ષ પામવાને યોગ્ય થાય છે [૧૫].

**વિવેચન:**—હે પુરુષર્ષભ ! સુખદુઃખ જેને સમાન છે એવા જે ધીર પુરુષને [જ્ઞાની કે વિવેકીને] આ શીતોષ્ણાદિ દ્વંદ્વો વ્યથા કરતાં નથી અર્થાત્ આત્મનિષ્ઠાથી ચલાયમાન કરતાં નથી [શા. ભા. શંકરાનંદ], અથવા સ્વધર્મથી ચલાયમાન કરતાં નથી [કેશવ], અથવા શોક-મોહ ઉત્પન્ન કરતાં નથી [વે. બ્ર. ગી.] તે નિત્ય આત્મદર્શનનિષ્ઠ [શા. ભા.] અથવા ધર્મનિષ્ઠ મોક્ષ પામવાને યોગ્ય થાય છે.

કવિ કાલિદાસ કહે છે કે :—विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः । [કુમારસંભવ ૧-૫૯] પ્ર ... ક્ષ
હોવા છતાં જેનું ચિત્ત વિકાર પામતું નથી,
બીજા હાથને અગ્નિનો સ્પર્શ થવા છતાં
દિગંબર શરીરમાં શસ્ત્રોના ઘાથી વ્યથાને કે
સ્પર્શોથી વિકારને પ્રાપ્ત થતો નથી, તે 'ધીર

પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, ચાર અંતઃકરણ, પાંચ પ્રાણ, પાંચ ભૂતો, કામ, કર્મ ને અવિદ્યા એ આઠને પુર કહે છે. એ આઠપુરમાં નિવાસ કરનાર આત્માને અહીં 'પુરુષ' કહેલ છે. 'ભક્ત અર્જુન સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપપણાથી પુરુષપણાને અને પરમાનંદપણાથી ઋષભપણાને [શ્રેષ્ઠપણાને] નહિ જાણવાથી જ શોકને પ્રાપ્ત થયો છે, તથા આત્મસ્વરૂપના જ્ઞાનથી જ તેના શોકની નિવૃત્તિ સહેલાઈથી થશે' એ અર્થ ભગવાને ભક્ત અર્જુન પ્રત્યે 'પુરુષર્ષભ' સંબોધન-વડે સૂચિત કર્યો છે [મધુ.]. વળી અહીં 'પુરુષં' એ એકવચનવાળા પદવડે સાંખ્યમતનું પણ ખંડન કર્યું છે, કારણકે સાંખ્યશાસ્ત્ર અનેક પુરુષોનો સ્વીકાર કરે છે [મધુ].

શ્રુતિ પણ કહે છે કે—अशरीरं शरीरेष्वनवस्थेष्ववस्थितम् । महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति। [કઠ. ઉપ. ૧–૨–૨૨] મનુષ્યાદિ શરીરોમાં નિર્વિકારરૂપે રહેનારા આ મહાન વિભુ આત્માને જાણીને એટલે કે 'આ આત્મા હું છું' એમ જાણીને બુદ્ધિમાન પુરુષ શોક કરતો નથી [૧૫].

**અવતરણિકા** :—ભગવાન શ્રીકૃષ્ણે 'तितिक्षस्व भारत।' 'તિતિક્ષાનું શરણ લે' એ શબ્દોવડે ધર્મનિષ્ઠ અર્જુનને તેના શ્રેય માટે સૂત્રરૂપે અત્યંત આવશ્યક તથા હિતાવહ ઉપદેશ આપ્યો. ધર્મનિષ્ઠ અર્જુનને તિતિક્ષા સિવાય અન્ય કોઈ પણ શ્રેયઃસાધનવિષયક ઉપદેશની જરૂર ન હતી, કારણકે તિતિક્ષાના પાલનમાં યોગબુદ્ધિ, શરણાગતિ, સંયમ, શમ, સંતોષ, સત્કર્મ, અભય, ધૃતિ વગેરેનો સમાવેશ થાય છે. તિતિક્ષુને દુઃખની નિવૃત્તિ કે સુખની અનુભૂતિ માટે સ્વર્ગ, નંદનવન કે વૈકુંઠની અપેક્ષા નથી; તથા શાસ્ત્ર કે શાસ્ત્રના ઉપદેશનું કાંઈ પ્રયોજન નથી.

પરંતુ જનસમૂહને પોતાના અલૌકિક ઉપદેશથી ધર્માચરણમાં પ્રવૃત્ત કરવા શ્રીમુખે પરમરહસ્યરૂપ જ્ઞાનનો ઉપદેશ આપવાના હેતુથી, તથા નંદયશોદા, ગોપીજનો, દેવર્ષિ નારદ, મહર્ષિ વેદવ્યાસ વગેરેની પેઠે, પોતાના અત્યંત પ્રિય ભક્ત અર્જુનને પોતાના સ્વરૂપના દર્શનથી કૃતાર્થ કરી, સંશયરહિત કરી, પુનઃ કર્તવ્યનિષ્ઠ કર-વાના હેતુથી ધર્મસંસ્થાપન માટે પ્રકટ થયેલા ભગવાન શ્રીકૃષ્ણ, પોતાના વચનરૂપ અમૃતથી પ્રસન્નતા અનુભવતા ભક્ત અર્જુન પ્રતિ, આ પ્રમાણે આત્મતત્ત્વનું વિશેષ નિરૂપણ કરવા લાગ્યા :

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

અન્વયાર્થ :—असतः અસત્‌નું–અનિત્ય પદાર્થોનું મિથ્યાનું–શીતોષ્ણાદિ દ્વંદ્વોનું–અનાત્મ પદાર્થોનું भावः સત્તા–હોવાપણું न विद्यते નથી सतः સત્‌નું–આત્મતત્ત્વનું अभाव. ન હોવાપણું–નાશ न विद्यते નથી. अनयोः આ उभयोः બન્નેનો अपि પણ अन्त. નિર્ણય–મર્યાદા–નિયત સ્વરૂપના [મધુ.] तत्त्वदर्शिभिः તત્ત્વદર્શીઓએ–બ્રહ્મવેત્તાઓએ तु तैः दृष्टः જાણ્યો છે–અનુભવ્યો છે [૧૬].

શબ્દાર્થ :—અસત્‌નું [અનાત્મ પદાર્થોનું] હોવાપણું નથી અને સત્‌નું [આત્માનું] ન હોવાપણું નથી. આ બન્નેનો નિર્ણય બ્રહ્મવેત્તાઓએ કર્યો છે [૧૬].

વિવેચન:—હે અર્જુન! જે પદાર્થ દેશથી, કાળથી કે વસ્તુથી પરિચ્છિન્ન છે, તે અસત્ કહેવાય છે; તથા જે પદાર્થ દેશ, કાળ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત છે, તે સત્ કહેવાય છે [મધુ.]. શીતોષ્ણાદિ દ્વંદ્વો તથા ઘટ વગેરે પદાર્થો અસત્ છે, એકમાત્ર આત્મા જ સત્ છે. જે વસ્તુ સત્ છે, તે સર્વકાલ સત જ છે. કોઈ પણ સમયે તે અસત્ થતી નથી; અને જે વસ્તુ અસત્ છે તે સર્વદા અસત્ છે, તે કદી પણ સત્ થતી નથી. સત્ તથા અસત્‌નો યથાર્થ નિર્ણય, પદાર્થનું યથાર્થ સ્વરૂપ જાણનારા બ્રહ્મવેત્તાઓએ વિચારપૂર્વક શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિઓ વડે કરેલો છે.

માટે હે અર્જુન! તું પણ આ તત્ત્વદર્શીઓની બુદ્ધિનો આશ્રય લઈ, શોક–મોહ છોડી, "આ શીતોષ્ણાદિ સ્થિર–અસ્થિર રૂપવાળાં દ્વંદ્વો અસત્ છે, મૃગજળની પેઠે મિથ્યા ભાસે છે," એવો મનમાં નિશ્ચય કરી, તેની ઉપેક્ષા કર. અર્થાત્ તે સર્વ સહન કર [શા. ભા.], તથા આત્મા અનિત્ય છે, એવો ભ્રમ છોડી, શોકરહિત થઈ, 'सर्वं खल्विदं ब्रह्म'। 'આ સર્વ બ્રહ્મ છે' ઇત્યાદિ શ્રુતિઓના અર્થનો સ્વીકાર કરી, સર્વત્ર બ્રહ્મદર્શનપરાયણ થા [શંકરાનંદ]. સતના [આત્માના] જ્ઞાનથી અસત્‌નો બાધ થતા કૈવલ્ય સિદ્ધ થાય છે [મધુ. નીલકંઠ] અને सन्मात्रदृष्ट्या तितिक्षाऽप्युपपद्यते। [મધુ.] સન્માત્રદૃષ્ટિથી તિતિક્ષા પણ ઉત્પન્ન થાય છે.

'સત્‌થી [બ્રહ્મથી] અતિરિક્ત વસ્તુનો અભાવ છે', 'સત્‌થી ભિન્ન અસત્‌નું [જગત્ વગેરે અનાત્મ પદાર્થોનું] અસ્તિત્વ નથી', 'સત્‌થી [આત્માથી] ભિન્ન સર્વ પદાર્થો મિથ્યા [નાશવંત–અસત્] છે. [બૃ. ઉ. ૩–૪–૨]' એ પ્રકારના જ્ઞાનથી સત્‌થી [બ્રહ્મથી] અતિરિક્ત સર્વ પદાર્થોના મિથ્યાત્વનો નિશ્ચય થાય છે. આ પ્રકારે અસત્‌ના એટલે કે જગતના, શીતોષ્ણાદિ દ્વંદ્વોના, તેનાં કારણોના તથા ભીષ્માદિકના દેહોના મિથ્યાપણાના નિશ્ચયથી શોક નિવૃત્તિ પામે છે, તિતિક્ષા સિદ્ધ થાય છે, અને પુરુષ મોક્ષ પામવાને યોગ્ય થાય છે [૧૬].

અવતરણિકા :—किं पुनः तत् यत् सदैव सर्वदैवास्ति? इति उच्यते। [શાઃ ભા.]. હવે જેનું સદા–સર્વદા હોવાપણું છે અર્થાત્ જેનો કોઈ કાળે અભાવ નથી એવું તે સત્ [બ્રહ્મ] શું છે? તો કહે છે કે :

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

**અન્વયાર્થ** :—येन જેનાવડે इदं આ सर्वं સર્વ ततं વ્યાપ્ત છે અર્થાત્ સૂર્યનાં કિરણોથી જળપ્રવાહની પેઠે અંદર તથા બહાર વ્યાપ્ત છે [શંકરાનંદ] तत् તે સત્તે–ને બ્રહ્મને अविनाशि અવિનાશી तु જ विद्धि જાણ. अस्य આ अव्ययस्य જન્મવું, વધવું, ઘટવું વગેરે વિકારોથી રહિત સત્નો–બ્રહ્મનો [શા. ભા. વગેરે] विनाशं વિનાશ कर्तुं કરવા कश्चित् કોઈ પણ न अर्हति સમર્થ નથી [૧૭].

**શબ્દાર્થ** :—જેના વડે આ બધું વિશ્વ વ્યાપ્ત છે, તે સત્ને [બ્રહ્મને] તું અવિનાશી જાણ આ વિકારરહિત સત્નો [બ્રહ્મનો] વિનાશ કરવા કોઈ પણ સમર્થ નથી [૧૭].

**વિવેચન** :—હે અર્જુન! કોઈ પણ અવસ્થાને પ્રાપ્ત થયેલા દ્રવ્યનું [પદાર્થનું] તેનાથી વિરોધી બીજી અવસ્થાને પ્રાપ્ત થવું, એ તેનો વિનાશ કહેવાય છે. કાષ્ઠનું ભસ્મરૂપે પરિવર્તન થવું, એ કાષ્ઠનો વિનાશ કહેવાય છે. પૃથ્વીતત્ત્વ જળરૂપે પરિવર્તન પામી, વિનાશ પામે છે. જળતત્ત્વ તેજરૂપે પરિવર્તન પામી, વિનાશ પામે છે. તેજતત્ત્વ વાયુરૂપે પરિવર્તન પામી, વિનાશ પામે છે. વાયુતત્ત્વ આકાશરૂપે પરિવર્તન પામી, વિનાશ પામે છે અને આકાશતત્ત્વ સત્માં [બ્રહ્મમાં] લય પામી, વિનાશ પામે છે.

શસ્ત્ર, જળ, અગ્નિ, વાયુ, આકાશ વગેરે પદાર્થો અન્ય પદાર્થને વ્યાપ્ત કરી એટલે કે અન્ય પદાર્થમાં પ્રવેશ કરી, તેને શિથિલ કરી, તેનો વિનાશ કરે છે; પરંતુ આ સત્ [બ્રહ્મ–આત્મા] સર્વવ્યાપી તથા અતિસૂક્ષ્મ હોવાથી એટલે કે અન્ય કોઈ પણ પદાર્થ કરતાં વધારે વ્યાપક તથા સૂક્ષ્મ હોવાથી શસ્ત્ર, જળ, અગ્નિ, વાયુ, આકાશ વગેરે તત્ત્વો તેને [સત્ને–બ્રહ્મને] વ્યાપ્ત કરી શકતાં નથી અર્થાત્ સત્માં [બ્રહ્મમાં] પ્રવેશ કરી શકતાં નથી, અને તેથી શસ્ત્ર, જળ, અગ્નિ, વાયુ કે અન્ય કોઈ પણ પદાર્થવડે સત્નો [બ્રહ્મનો] વિનાશ સંભવતો નથી [શા. ભા.].

न चास्य कश्चिज्जनिता। [શ્વે. ઉ. ૬–૯] આ સત્નો કોઈ ઉત્પાદક નથી [illegible]

નાશ સંભવતો નથી. न तस्य कार्यं करणं च विद्यते। [ શ્વે. ઉ. ૬–૮ ] સત્‌ને [બ્રહ્મને] કાર્ય અર્થાત્‌ દેહ અને કરણ અર્થાત્‌ ઇન્દ્રિયો નથી; અને તેથી કાર્ય કે કરણના નાશથી સત્‌નો [બ્રહ્મનો] નાશ સંભવતો નથી. વળી શ્રુતિ કહે છે કેઃ—'कस्मिन् भगवः प्रतिष्ठित इति स्वे महिम्नि यदि वा न महिम्नीति'। [છાં. ઉ. ૭–૨૪–૧] બ્રહ્મ પોતાના મહિમા અર્થાત્‌ અનંત વિભૂતિઓમાં જ પ્રતિષ્ઠિત છે અથવા પરમાર્થદૃષ્ટિથી બ્રહ્મ પોતાના મહિમામાં પણ પ્રતિષ્ઠિત નથી. અર્થાત્‌ બ્રહ્મ અનાશ્રિત છે. બ્રહ્મને આશ્રયનો અભાવ છે; અને તેથી આશ્રયના નાશથી સત્‌નો [ બ્રહ્મનો ] નાશ સંભવતો નથી.

આ જગતમાં સત [ બ્રહ્મ ] સિવાય બીજી કોઈ પણ વસ્તુ નથી. અર્થાત્‌ સર્વ જે કંઈ છે, તે સત જ [બ્રહ્મ જ] છે; અને તેથી તેના સિવાય તેનો નાશ કરે એવું કોઈ કારણ જ નથી શ્રુતિ પણ કહે છે કે—द्वितीयाद्वै भयं भवति । [ બૃ. ઉ ૧–૪–૨] દ્વિતીયથી જ ભય ઉત્પન્ન થાય છે. તાત્પર્ય એ છે કે પોતાનાથી પોતાને ભય સંભવતો નથી, પરંતુ અન્યથી જ વિનાશનો ભય સંભવે છે. બ્રહ્મથી અન્ય બીજું કાંઈ નથી, માટે પરમાર્થરૂપ અદ્વૈતમાં કારણના અભાવે વિનાશનો ભય નથી.

વળી निरवयवस्याऽऽत्मनः स्वतो नाशानुपपत्तेः । [શંકરાનંદ] નિરવયવ એટલે હાથપગ વિનાના સત્‌નો [ બ્રહ્મનો ] પોતાનાથી નાશ સંભવતો નથી.

ભગવાન ભાષ્યકાર પ્રતિપાદન કરે છે કેઃ—न कश्चित् आत्मानं विनाशयितुं शक्नोति ईश्वरोऽपि । आत्मा हि ब्रह्म । स्वात्मनि च क्रियाविरोधात् । [ શા. ભા; ભા. ટી ]. સત્‌નો [બ્રહ્મનો–આત્માનો] વિનાશ કરવા ઈશ્વર પણ સમર્થ નથી, કારણકે આત્મા બ્રહ્મ છે; અને નિષ્ક્રિય આત્મામાં ક્રિયાનો વિરોધ છે. તેથી જેમ આંખમાં પડેલા શેરડાને [ રેખાને] આંખ જોઈ શકતી નથી, તેમ આત્મા પોતે પોતાનો નાશ કરી શકતો નથી.

કારણ, કાર્ય, કરણ કે આશ્રયના નાશથી, અન્યથા કે પોતાથી સત્‌નો [ બ્રહ્મનો—આત્માનો ] નાશ સંભવતો નથી. જેમ પ્રકાશ સૂર્યનો સ્વભાવ છે, ઉષ્ણતા અગ્નિનો સ્વભાવ છે, તેમ 'નાશ ન પામવું' એ સત્‌નો [ બ્રહ્મનો–આત્માનો ] સ્વભાવ છે [ શા. ભા.]. માટે આ સત્‌ [બ્રહ્મ–આત્મા] અવિનાશી છે, તથા એનો નાશ કરવા કોઈ સમર્થ નથી એ શ્રુતિ સ્મૃતિથી સિદ્ધ છે, એમ તું નિશ્ચયપૂર્વક જાણ.

તાત્પર્ય એ છે કે, ત્રણે કાળમાં આ અવિનાશી આત્માના વિનાશનો, આ આત્માની સત્તાના [અસ્તિત્વના] અદર્શનનો અભાવ છે. આ આત્મા અવિનાશી. અનન્ત, અપરિચ્છિન્ન, પરિપૂર્ણ તથા નિત્ય છે [૧૭].

**અવતરણિકા** :—किं पुनः तत् असत् यत् स्वात्मसत्ता व्यभिचरतीति । [શા. ભા.] હવે જે પોતાની સત્તાને [અસ્તિત્વને] છોડી દે છે અથવા જેનું હોવાપણું નથી, તે અસત્ શું છે? તો કહે છે કે:

**अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥**

**અન્વયાર્થ**:—नित्यस्य નિત્ય अनाशिनः નાશરહિત તથા अप्रमेयस्य અપ્રમેયરૂપ—પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જેનું સ્વરૂપ જાણી ન શકાય એવા સ્વતઃસિધ્ધ [શા. ભા. વગેરે] शरीरिणः દેહીના—સત્‌ના—દેહધારી આત્માના इमे આ देहाः સર્વ દેહો અર્થાત્ સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ, વિરાટ, સૂત્ર અને અવ્યાકૃત એ નામના તથા સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણરૂપ સર્વ દેહો [મધુ.] अंतवत. નાશવાન उक्ताः કહ્યા છે. तस्मात् તેથી भारत ! હે ભારત ! युध्यस्व તું યુદ્ધ કર [ ૧૮ ].

**શબ્દાર્થ** :—નિત્ય, અવિનાશી તથા અપ્રમેયરૂપ આ દેહીના [સત્‌ના—આત્માના] સર્વ દેહો અર્થાત્ સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ વિરાટ, સૂત્ર, અવ્યાકૃત એ નામના તથા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ વગેરે સર્વ દેહો [મધુ] નાશવાન કહ્યા છે, માટે હે અર્જુન ! તું યુદ્ધ કર [ ૧૮ ].

**વિવેચનઃ**—હે અર્જુન ! આ દેહી [ સત્—આત્મા ] નિત્ય અર્થાત્ સદૈવ એકરૂપ રહેનાર [ શ્રીધર. વગેરે ], અવિનાશી તથા અપ્રમેયરૂપ અર્થાત્ પ્રત્યક્ષ, અનુમાન કે શબ્દ પ્રમાણથી ન જાણી શકાય એવો સ્વતઃસિદ્ધ છે [શા. ભા.].

શ્રુતિ કહે છે કે:—अशब्दमस्पर्शम् । इति । [ કઠ. ૧-૩-૧૫ ] આત્મા શબ્દ-સ્પર્શાદિથી રહિત છે, માટે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નથી. नैव च तस्य लिङ्गम् । તે આત્માને લિંગ [વ્યાપ્તિરૂપી ચિહ્ન] નથી, માટે અનુમાનનો વિષય નથી. हेतुदृष्टान्तवर्जितम् । આત્મા હેતુ તથા દૃષ્ટાંતથી રહિત છે એટલે કે આત્મામાં સાદૃશ્યનો અભાવ છે, માટે આત્મા ઉપમાનો વિષય નથી 'यत्तदद्रेश्यमग्राह्यमगोत्रम्' इति । આત્મા અદૃશ્ય, અગ્રાહ્ય તથા અગોત્ર છે એટલે કે આત્માને નામ, રૂપ, જાતિ વગેરેનો અભાવ છે, માટે આત્મા શબ્દનો વિષય નથી [ શંકરાનંદ ].

આ પ્રમાણે આત્માનું અપ્રમેયત્વ સિદ્ધ છે सर्वपा प्रमाणाना प्रमेयाना च यत. प्रमाण्यसिद्धिस्त किं प्रमापयेत्। [શ કનન ૬] જેનાથી સર્વ પ્રમાણ તથા પ્રમેયોની પ્રામાણ્યસિદ્ધિ છે, તે આત્માના કોણ પ્રમાપક હોઈ શકે? શ્રુતિ પણ કહે છે કે —'विज्ञानतारमरे केन विजानीयात्?'। [બૃ ઉ ૪-૫-૧૫] વિજ્ઞાતાને [જાણનારાને] કોના વડે જાણે? કોણ કયા કરણ વડે જાણે?

ભગવાન ભાષ્યકાર પ્રતિપાદન કરે છે કે:—शास्त्र तु अन्त्य प्रमाणम अतद्धर्माध्यारोपणमात्रनिवर्तकत्वेन प्रामाण्यम् आत्मन प्रतिपद्यते न तु अज्ञातार्थज्ञापकत्वेन। [શા ભા] આત્માની સિધ્ધિ [પ્રાપ્તિ] માટે શાસ્ત્ર અંતિમ [છેવટનું] પ્રમાણ છે [બ્ર સૂ. ૧-૧-૩], તોપણ શાસ્ત્રો આત્મા વિષે કરવામા આવેલા દેહાદિ અનાત્મપદાર્થોના અધ્યારોપને નિવૃત્ત કરવામાત્રથી જ આત્માના વિષયમા પ્રમાણરૂપ છે, નહિ કે શાસ્ત્રો આ અજ્ઞાતદશાવાળા અર્થાત્ ન જાણી શકાય એવા આત્માને જણાવે છે, તે નિમિત્તથી પ્રમાણરૂપ છે

તાત્પર્ય એ છે કે સ્વયપ્રકાશ આત્માને પોતાના પ્રકાશ માટે શાસ્ત્રાદિ પ્રમાણની અપેક્ષા નથી પરંતુ 'तत्त्वमसि', 'अहं ब्रह्मास्मि' ઇત્યાદિ શાસ્ત્રના અર્થના શ્રવણ, મનન તથા નિદિધ્યાસનથી ચિત્તવૃત્તિ એકાગ્ર થઈ, આત્મતત્ત્વના સંબંધને [જ્ઞાનને] યોગ્ય થાય છે તે માટે શાસ્ત્રનો આરંભ પણ સફળ છે [વધુ માટે જુઓ ગીતા ૧૧-૫૩ તથા વિવેચન] જો કે આ આત્મ-અનાત્મવિષયક વિવેકજ્ઞાનરૂપ ચિત્તવૃત્તિ [બુદ્ધિવૃત્તિ] અસત્‌રૂપ છે, તોપણ અવિકારી આત્માને આ ચિત્તવૃત્તિના [બુદ્ધિવૃત્તિના] સંયોગથી 'વિદ્વાન' કહેવામા આવે છે [શા ભા ૨-૨૧]

આત્મા સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ છે જેમ સર્વને પ્રકાશિત કરનાર સૂર્યને પોતાના પ્રકાશ માટે અન્ય પ્રકાશની અપેક્ષા નથી, તેમ આ સ્વતઃસિદ્ધ આત્માને પોતાના પ્રકાશ માટે શાસ્ત્રાદિ કોઈ પ્રમાણની અપેક્ષા નથી एन विदुर्वै भगवत्प्रसादात्। [કૈવલ્ય] જેમ ઊંડી અંધારી ગુફામા પડેલુ રત્ન પોતાના પ્રકાશવડે જ જોવામા આવે છે, તેમ પરમાત્માના અનુગ્રહથી હૃદયગુફામા રહેલો આ આત્મા પોતાના જ પ્રકાશવડે શુદ્ધ અંતઃકરણમા પ્રકાશિત થાય છે

પરંતુ હે ભારત! નિત્ય, અવિનાશી તથા અપ્રમેયરૂપ આત્માના સ્થૂલ, સૂક્ષ્મ, કારણ વગેરે સર્વ દેહો સ્વપ્ન કે માયાવી શરીરોની પેઠે નાશવાન છે જન્મ, મરણ, સુખ, દુઃખ વગેરે દેહના ધર્મો છે, આત્માના નથી, માટે તું ભીષ્માદિના

નાશવંત દેહો માટે શોક–મોહનો પરિત્યાગ કરી, स्वकार्यं कुरु। [શંકરાનંદ] સ્વકર્મ કર અર્થાત્ યુદ્ધ કર.

અહીં ધર્મભૂત યુદ્ધમાં પ્રવૃત્ત થયેલા ભક્ત અર્જુનને ભગવાને યુદ્ધ કરવાનું કહ્યું તે કેવળ અનુમતિમાત્ર છે, વિધિ [ આજ્ઞા ] નથી. [ શા. ભા. મધુ. શંકરાનંદ] [૧૮].

**અવતરણિકાઃ**—ભગવાને ભીષ્માદિના મૃત્યુના નિમિત્તથી ઉત્પન્ન થનારા ભક્ત અર્જુનના શોકનું સમાધાન કર્યું. હવે 'નિષ્કલ, નિષ્ક્રિય, નિર્વિકાર આત્મા કોઈ ને હણતો નથી કે કોઈથી હણાતો નથી' [કઠ ઉપ. ૧–૨–૧૯] એ શ્રુતિવિહિત અર્થનું નિરૂપણ કરી, ભક્ત અર્જુનને યુદ્ધમાં ભીષ્માદિના વધ કરવાના નિમિત્તથી પિતૃવધ, ગુરુવધ, બંધુવધ તથા કુલક્ષયરૂપી પાપોની સંભાવનાથી થતા શોકનું ભગવાન સમાધાન કરે છે :

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ १९ ॥

**અન્વયાર્થ** :—य. જે एनं આ આત્માને हंतारं હણનાર–હનનક્રિયાનો કર્તા वेत्ति માને છે च તથા यः જે एनं આ આત્માને हतं હણાયેલો–હનનક્રિયાનું કર્મ मन्यते માને છે तौ તે उभौ બન્ને न विजानीतः આત્માને યથાર્થ જાણતા નથી, કારણકે अयं આ આત્મા न हन्ति નથી હણતો न हन्यते નથી હણાતો [ ૧૯].

**શબ્દાર્થ** :—જે આ આત્માને હણનાર માને છે, તથા જે આ આત્માને હણાયેલો માને છે, તે બન્ને આ આત્માના યથાર્થ સ્વરૂપને જાણતા નથી, કારણકે આ આત્મા નથી હણતો, તેમ નથી હણાતો [ ૧૯ ].

**વિવેચન** :—હે અર્જુન ! આ અવિનાશી નિષ્ક્રિય તથા નિર્વિકારી, આત્માને જે પુરુષ હું આ વસ્તુને હણનારો છું, એમ હનનરૂપ ક્રિયાનો કર્તા જાણે છે તથા જે પુરુષ આ દેહનું હનન થવાથી હું હણાઈ ગયો, એમ હનનક્રિયાના કર્મરૂપે જાણે છે, તે બન્ને પુરુષ દેહાભિમાની હોવાથી, કર્તા તથા કર્મભાવથી રહિત અનિર્વિકારી આત્માના યથાર્થ રૂપને જાણતા નથી; કારણકે આ આત્મા નિર્વિકારી હોવાથી નથી હણતો અર્થાત્ હણવાની ક્રિયાનો કર્તા થતો નથી; તથા પોતે નથી હણાતો અર્થાત્ હનનક્રિયાનું કર્મ પણ થતો નથી [ શા. ભા. મધુ. વગેરે ].

દેહ, ઇન્દ્રિયો વગેરે પોતપોતાની ક્રિયામાં પ્રવૃત્ત થવા છતાં સર્વના હૃદયમાં રહેલો આત્મા चलितेऽपि च वृक्षे तदन्तस्थ आकाश इव । [ શંકરાનંદ ]

વૃક્ષના ચલાયમાન થવા છતાં તેમાં રહેલા આકાશની પેઠે કૂટસ્થ, અસંગ તથા ચિદ્રૂપે સર્વત્ર ઉદાસીનતાથી રહે છે, એ અર્થ છે [ શંકરાનંદ ].

તાત્પર્ય એ છે કે, જેમ વૃક્ષનાં ડાળી, પાંદડાં વગેરે હાલવાથી તેમાં સ્થિત આકાશ હાલતું નથી, તેમ દેહ, ઇન્દ્રિયો ક્રિયામાં પ્રવૃત્ત થાય છતાં, તેમાં સ્થિત કૂટસ્થ તથા અસંગ આત્મા સર્વદા ઉદાસીનતાવડે નિષ્ક્રિય છે. તેથી નિષ્ક્રિય તથા નિર્વિકારી આત્માને જે કર્તા, ભોક્તા કે સુખી-દુઃખી માને છે, તે આત્મતત્ત્વને જાણતો નથી.

નૈયાયિક વગેરે આત્માના કર્તાપણાના સ્વીકારથી આત્માને હણનાર માને છે; તથા ચાર્વાક વગેરે આત્માના વિનાશીપણાના સ્વીકારથી આત્માને હણાયેલો માને છે. નૈયાયિકો તથા ચાર્વાક બન્ને આત્માનું વાસ્તવ સ્વરૂપ જાણતા નથી, કારણકે આત્મા હણતો પણ નથી અને હણાતો પણ નથી. અર્થાત્ આત્મા હનનક્રિયાનો કર્તા પણ નથી તથા હનનક્રિયાનું કર્મ પણ થતો નથી [મધુ. નીલકંઠ. વગેરે]. આત્મા ક્રિયામાત્રનો આશ્રય [કર્તા] કે વિષય [કર્મ] નથી એ અર્થ છે [ ૧૯ ].

**અવતરણિકા** :—" આત્મા જન્માદિ ૭ વિકારોથી રહિત હોવાથી હનનરૂપ ક્રિયાનો કર્તા કે કર્મ થતો નથી." એમ આ બીજા શ્લોકથી પ્રતિપાદન કરે છેઃ

**न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**

**અન્વયાર્થ** —अयं આ આત્મા कदाचित् કદી પણ न जायते જન્મતો નથી वा તથા (न) म्रियते મરતો નથી वा તથા न भूत्वा પૂર્વે ન હોઈ ને भूयः ફરીને न भविता ઉત્પન્ન થતો નથી. વળી अयं આ આત્મા अजः જન્મરહિત-અથવા જેના સાક્ષાત્કારથી વિદ્વાન પુનઃ જન્મતો નથી માટે ' અજ ' છે [ શંકરાનંદ ] नित्यः નિત્ય शाश्वतः શાશ્વત-સર્વકાળ રહેનારો पुराणः પુરાતન છે. शरीरे શરીર हन्यमाने હણાયા છતાં न हन्यते હણાતો નથી [ ૨૦ ].

**શબ્દાર્થ** :—આ આત્મા કદી પણ જન્મ પામતો નથી, કે મરતો નથી. તે પૂર્વે ન હોઈને ફરીને પણ ઉત્પન્ન થતો નથી. આ આત્મા જન્મરહિત, નિત્ય, શાશ્વત તથા પુરાતન છે. શરીરનો નાશ થવાથી તેનો નાશ થતો નથી [૨૦].

**વિવેચન** :—હે અર્જુન! પ્રત્યેક અનાત્મ પદાર્થ જન્મવું, હોવું, વધવું, પરિણમવું, ઘટવું તથા વિનાશ પામવું એ ૭ જાતના વિકારોને પ્રાપ્ત થાય છે,

પરંતુ આત્મા આ જન્માદિ ૭ વિકારોથી રહિત છે; અને તેથી તે હનનરૂપ ક્રિયાનો કર્તા કે કર્મ થતો નથી.

આત્મા નિરવયવ હોવાથી કોઈ કાળે જન્મતો નથી કે મરતો નથી, માટે તે 'જન્મવું' તથા 'વિનાશ પામવું' એ બે વિકારોથી રહિત છે. આત્માનું ત્રણે કાળમાં અસ્તિત્વ છે. તે પૂર્વે ન હોઈને ફરીને ઉત્પન્ન થતો નથી, તથા તેની ઉત્પત્તિ માટે કોઈ કારણ નથી, માટે આત્મા 'હોવાપણાના' વિકારથી રહિત છે. આત્મા નિર્ગુણ, નિરવયવ તથા સર્વદા એકરૂપે રહેનાર હોવાથી 'વધવું' તથા 'ઘટવું' એ બે વિકારોથી રહિત છે. આત્મા અનાદિકાળથી નવીન છે, તથા પ્રથમ જે રૂપે હતો તેમાં બીજા રૂપે પરિણામ પામીને નવા રૂપે થયો નથી, તેથી તે 'વિપરિણામ' અર્થાત્ રૂપાંતર પામવાના વિકારથી રહિત છે.

આત્મા જન્મ પામતો નથી માટે 'અજ' કહેવાય છે; મરણ પામતો નથી તથા સર્વકાળે વિદ્યમાન છે, માટે 'નિત્ય' કહેવાય છે; આત્માના સ્વરૂપનો કદી ક્ષય થતો નથી, માટે 'શાશ્વત' કહેવાય છે; તથા આત્મા સદૈવ એકરૂપ રહેનારો તથા વૃદ્ધિ પામતો નથી, માટે 'પુરાણ' કહેવાય છે. આત્મા જન્માદિ ૭ વિકારોથી રહિત છે, અને તેથી આત્મા નિત્ય, કૂટસ્થ, અસંગ, ચિદ્રૂપ, આદિઅંતરહિત તથા અદ્વિતીય છે, એ સૂચિત થાય છે [શંકરાનંદ].

જેમ ઘટરૂપ ઉપાધિનો નાશ થવાથી ઘટાકાશનો નાશ થતો નથી, તેમ દેહાદિક ઉપાધિઓનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી. શ્રુતિ કહે છે કેઃ— अविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा । [બૃ. ઉ. ૪-૫-૧૪] આ આત્મા અવિનાશી તથા અનુચ્છેદરૂપ ધર્મવાળો છે, અર્થાત્ આ આત્માનો વિકારરૂપ કે ઉચ્છેદરૂપ વિનાશ થતો નથી [૨૦].

**અવતરણિકા** :—હવે આત્મતત્ત્વને જાણનાર બ્રહ્મવેત્તાને કર્મમાત્રમાં કર્તૃત્વ, પ્રેરકત્વ તથા ભોક્તૃત્વ વગેરેનો અભાવ છે, તે પ્રતિપાદન કરે છે :

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥२१॥

**અન્વયાર્થ** :—पार्थ ! હે અર્જુન ! यः જે एनं આ આત્માને अविनाशिनं અવિનાશી नित्यं નિત્ય अजं અજન્મા તથા अव्ययं અવિકારી–પોતાની પૂર્વાવસ્થાને ત્યાગ ન કરનારો એટલે કે કોઈ પણ જાતના પરિણામને ન પામનારો [નીલકંઠ]

વેદ જાણે છે અર્થાત્ સાક્ષાત્કાર કરે છે [મધુ]. सः તે पुरुषः પુરુષ कं કોને हन्ति હણે છે તથા कथं કેવી રીતે कं કોને घातयति હણાવે છે? [૨૧]

**શબ્દાર્થ** :—જે આ આત્માને અવિનાશી, નિત્ય, અજન્મા તથા અવિકારી જાણે છે તે પુરુષ કોને હણે છે, તથા કેવી રીતે કોને હણાવે છે? [૨૧]

**વિવેચન** :—હે અર્જુન! જે પુરુષ આ આત્માને અવિનાશી, નિત્ય, અજન્મા તથા અવિકારી જાણે છે, અર્થાત્ શાસ્ત્ર કે આચાર્યના ઉપદેશથી 'હું સર્વ વિકારોથી રહિત છું, સર્વને પ્રકાશ કરનારો છું, સઘળા દ્વૈતથી રહિત છું,' તથા પરમાનંદ જ્ઞાનસ્વરૂપ છું ' એમ પ્રત્યક્ષ અનુભવ કરે છે; [મધુ]. જેનો દેહાધ્યાસ, દ્વૈતભાવ તથા અજ્ઞાન નિવૃત્તિ પામ્યાં છે, જે આત્માને સર્વભૂતો વિષે તથા સર્વભૂતોને પોતાના આત્મા વિષે જુએ છે [ ગી. ૫–૨૯], એવો આત્મતત્ત્વને જાણનાર એટલે કે સર્વાત્મભાવને પ્રાપ્ત થયેલો જ્ઞાની પુરુષ કેવી રીતે કોઈને હણે તથા કેવી રીતે કોઈને હણાવે? અર્થાત્ જ્ઞાની હનનક્રિયાનો કર્તા કે પ્રયોજક થતો નથી [શા. ભા].

अतः आत्मनि कर्तृत्वं मयि च कारयितृत्वमारोप्य प्रत्यवायशङ्कां मा कार्षीरित्यभिप्रायः । [મધુ. શ્રીધર વગેરે] માટે ભીષ્માદિ સ્વજનોનો વધ કરવામાં તારા પોતાનામાં કર્તૃત્વનો કે હું વાસુદેવમાં પ્રેરકત્વનું આરોપણ કરી ગુરુવધ, બંધુવધ વગેરેના વિચારથી પ્રત્યવાય કે પાપની શંકા કરવી તારે યોગ્ય નથી.

તાત્પર્ય એ છે કે આત્મસાક્ષાત્કાર થતાં અજ્ઞાન [અવિદ્યા] નિવૃત્ત થાય છે, અજ્ઞાન નિવૃત્ત થતાં ' अहंमम ' અધ્યાસ નિવૃત્તિ પામે છે, અહંતામમતારૂપ અધ્યાસ નિવૃત્તિ પામતાં અધ્યાસના કાર્યરૂપ રાગદ્વેષ નિવૃત્તિ પામે છે; અને રાગદ્વેષ નિવૃત્તિ પામતાં કર્તૃત્વ, ભોક્તૃત્વ, પ્રેરકત્વ વગેરે નિવૃત્તિ પામે છે. વાસ્તવિક રીતે આત્મા કાંઈ કરતો નથી તથા કરાવતો નથી; પરંતુ મૂઢ પોતામાં અવિદ્યાથી કર્તાપણા, ભોક્તાપણા વગેરેનું અભિમાન કરે છે [મધુ.].

જ્ઞાનીને હણવામાં કર્તૃત્વ નથી, એમ અત્રે કહેવામાં આવ્યું છે, તે કેવળ ઉપલક્ષણ માટે જ છે. વસ્તુતઃ જ્ઞાનીને કર્મમાત્રમાં કર્તૃત્વ તથા પ્રેરકત્વનો અભાવ છે [શા. ભા. મધુ. વગેરે]. કારણકે હવે પછી ભગવાન કહેશે કે, तस्य कार्यं न विद्यते । [ગી. ૩–૧૭] જ્ઞાનીને કર્તવ્ય રહેતું નથી. જ્ઞાનીને સાધ્યના અભાવે સાધનનું કાંઈ પ્રયોજન નથી.

શ્રુતિ પણ જ્ઞાનાવસ્થામાં સર્વ પ્રકારના કારક વ્યવહારનો નિષેધ કરે છે.

यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् । [બૃ. ઉ. ૪-૫-૧૫] જ્યારે જ્ઞાનાવસ્થામાં બ્રહ્મવેત્તા, કર્તા, કર્મ, કર્મફળ વગેરે સર્વ કંઈ આત્મા [આત્મરૂપ] જ થયું, ત્યારે કોણ કયા કારણ વડે કોને જુએ? કોણ કયા કારણ વડે કોને સાંભળે? કોણ કયા કારણ વડે શાને જાણે? માટે જ્ઞાનીને કર્તવ્ય કે કારયિતવ્ય રહેતું નથી, એ સિદ્ધ થાય છે.

તેટલાં માટે ભગવાન ભાષ્યકાર તથા શ્રીશંકરાનંદ પ્રતિપાદન કરે છે કે :—'ઉપરોક્ત પ્રકારે આત્મસ્વરૂપ જાણનાર વિદ્વાનને સર્વ કર્મના સંન્યાસનો જ અધિકાર છે.

આથી જ ભગવાન હવે પછી, 'ज्ञानयोगेन साङ्ख्यानां कर्मयोगेन योगिनाम्' [ગી ૩-૩] 'જ્ઞાનયોગ વડે સાંખ્યોના અને કર્મયોગ વડે કર્મઠોના' એ વાક્યથી જ્ઞાની તથા અજ્ઞાનીઓના બે વિભાગ કરી, તેમની જુદીજુદી બે પ્રકારની નિષ્ઠા ગ્રહણ કરાવે છે.

મહાભારતમાં ભગવાન વેદવ્યાસ પણ શ્રી શુકદેવજીને કહે છે કે :— 'द्वाविमावथ पन्थानौ । [મહા. શા. પ. ૨૪૧-૬[ तथा च 'क्रियापथश्चैव पुरस्तात् पश्चात् सन्यासश्च।' [તૈ. આ. ૧૦-૬૨-૧૨]" "આ કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠા એવા બે માર્ગો છે. પહેલા ક્રિયામાર્ગ અને પછી સંન્યાસ." આ જ બે વિભાગને ભગવાન વારવાર દર્શાવે છે [શા. ભા.] [૨૧].

**અવતરણિકા** :—આત્મા અવિનાશી છે તથા દેહો વિનાશી છે, તોપણ અનેક પુણ્યોના સાધનભૂત ભીષ્મ વગેરે સ્વજનોના દેહોનો મારે યુદ્ધમા શા માટે વિનાશ કરવો? એવી ભક્ત અર્જુનની શંકાનુ હવે નિવારણ કરે છે [મધુ]:

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥**

**અન્વયાર્થ** :—यथा જેમ नरः પુરુષ जीर्णानि જૂનાં वासांसि વસ્ત્રોને विहाय ત્યજીને अपराणि બીજા नवानि નવાં વસ્ત્રો गृह्णाति પહેરે છે तथा તેમ देही દેહી–આત્મા जीर्णानि જૂનાં शरीराणि શરીરોને विहाय ત્યજીને अन्यानि બીજાં नवानि નવાં શરીરોને–દેહોને संयाति પામે છે [૨૨]

**શબ્દાર્થ** :—જેમ પુરુષ જૂનાં વસ્ત્રોને ત્યજીને નવાં વસ્ત્રો પહેરે છે, તેમ દેહી [આત્મા] જૂનાં શરીરોને ત્યજીને બીજાં નવાં શરીરોમાં જાય છે [૨૨].

**વિવેચન** :—હે અર્જુન! જેમ પુરુષ જૂનાં વસ્ત્રોને ત્યજીને નવાં વસ્ત્રો

ધારણ કરે છે, તેમ દેહી [આત્મા-જીવાત્મા] આ જૂના સ્થૂલ દેહોનો ત્યાગ કરી, કર્માનુસાર નવા દેહોને પ્રાપ્ત થાય છે, પરંતુ જેમ માટીનો ઘડો નાશ પામવાથી કે તેને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવાથી, સર્વવ્યાપી આકાશ નાશ પામતુ નથી કે સ્થાનાન્તરને પ્રાપ્ત થઈ વિકાર પામતુ નથી, તેમ એક દેહનો ત્યાગ કરી, બીજા નામ, રૂપ, જાતિ, ગુણ વિશેષવડે પૂર્વથી વિલક્ષણ દેહને ધારણ કરવાથી આ અવિનાશી, વિભુ [વ્યાપક] તથા અસગ આત્મા વિનાશ કે વિકારને પામતો નથી જેમ જૂના વસ્ત્રોનો ત્યાગ કરી, નવા વસ્ત્રો ધારણ કરનાર પુરુષ નિર્વિકાર રહે છે, તેમ દેહી સર્વદા નિર્વિકાર રહે છે [શા ભા. શકરાનદ વગેરે] આથી આત્મા દેહ ઇન્દ્રિયાદિથી ભિન્ન, અવિકારી તથા નિત્ય છે, એ સૂચિત થાય છે [શકરાનદ]

શ્રુતિ કહે છે કે —જેમ ખડમાકડી તૃણને છેડે જઈ, અન્ય તૃણનો આશ્રય કરી, પોતાને સકોચે છે, તેમ દેહી [આત્મા] જૂના શરીરને હણીને [અચેતન કરીને] વાસના પ્રમાણે બીજા શરીરને ગ્રહણ કરીને, તેમા પોતાનો સકોચ કરે છે, તથા નવા શરીરમા 'હુ' એવા આત્મભાવને પામે છે [બૃ ઉ ૪-૪-૩] જેમ સોની સોનાનો કટકો લઈ પૂર્વની રચનાથી ભિન્ન, અધિક નવું તથા અધિક શોભાવાળુ રૂપ [ઘાટ] નિર્માણ કરે છે, તેમ આત્મા જૂના શરીરનો ત્યાગ કરીને, બીજા પિતૃલોકના ભોગને યોગ્ય, કે ગધર્વલોકના ભોગને યોગ્ય, કે દેવલોકના ભોગને યોગ્ય, કે પ્રજાપતિના લોકના ભોગને યોગ્ય, કે હિરણ્યગર્ભના ભોગને યોગ્ય, કે પ્રેત, તિર્યચ વગેરે યોનિના સબધવાળુ, અધિક શોભાવાળુ શરીર પામે છે [બૃ ઉ ૪-૪-૪] यथाकर्म यथाश्रुतम् । [કઠ. ૨-૨-૭] તેના કર્મ તથા જ્ઞાન પ્રમાણે જીવાત્મા દેવાદિ દિવ્ય શરીરને, પશુ, પક્ષી વગેરે અધમ યોનિને કે વૃક્ષાદિ સ્થાવર ભાવને પ્રાપ્ત થાય છે

માટે હે અર્જુન ! આ ધર્મયુદ્ધમા તપ તથા અવસ્થાથી જર્જરિત થયેલા તેમના સ્થૂલદેહનો ત્યાગ કરી, ભીષ્મ વગેરે સ્વર્ગાદિ લોકમા દિવ્ય શરીરોને પ્રાપ્ત થઈ, અત્યત હર્ષને પ્રાપ્ત થશે આથી તુ તેમના ઉપકારના નિમિત્તરૂપ થશે માટે અત્યત ઉપકાર કરનારા આ યુદ્ધમા, અપકારકત્વના અર્થાત્ અપકાર કરવાપણાના ભ્રમને નહિ કર [મધુ કેશવ વગેરે] [૨૨]

અવતરણિકા —હવે સ્થૂલદેહનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી, એ પ્રતિપાદન કરે છે

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥**

**અન્વયાર્થ** :—एनं આ આત્માને शस्त्राणि શસ્ત્રો न छिन्दन्ति છેદી શકતા નથી एनं એને पावकः અગ્નિ न दहति બાળી શકતો નથી च વળી एनं એને आप. પાણી न क्लेदयन्ति પલાળી શકતું નથી તથા मारुत. પવન न शोषयति સૂકવી શકતો નથી [ ૨૩ ].

**શબ્દાર્થ** :—આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી, કે પવન સૂકવી શકતો નથી [ ૨૩ ].

**વિવેચન** :—હે અર્જુન ! સર્વ દેહો વિષે રહેલા આ આત્માને निरवयवत्वात् । [શા. ભા. શંકરાનંદ ] એ નિરવયવ હોવાથી તથા सर्वगतत्वात् [રા. ભા. ] સર્વવ્યાપી હોવાથી, શસ્ત્રો છેદી શકતાં નથી, અર્થાત્ અવયવોનો વિભાગ કરી ટુકડા કરી શકતાં નથી [ શા. ભા વગેરે ], અગ્નિ બાળી શકતો નથી; પાણી પલાળી શકતું નથી, તથા પવન સૂકવી શકતો નથી. તાત્પર્ય એ છે કે દૃશ્ય પદાર્થોના નાશના કારણરૂપ આ ચાર મહાભૂતો આત્માનો નાશ કરવા લેશમાત્ર પણ સમર્થ નથી.

શસ્ત્ર, જળ, અગ્નિ, વાયુ વગેરે પદાર્થો અન્ય પદાર્થને વ્યાપ્ત કરી અર્થાત્ અન્ય પદાર્થમાં પ્રવેશ કરી, તેને શિથિલ કરી, તેનો વિનાશ કરે છે, પરંતુ આત્મા સર્વવ્યાપી તથા અતિસૂક્ષ્મ હોવાથી એટલે કે અન્ય કોઈ પણ પદાર્થ કરતાં વધારે વ્યાપક તથા સૂક્ષ્મ હોવાથી શસ્ત્ર, જળ, અગ્નિ, વાયુ વગેરે તત્ત્વો તેને વ્યાપ્ત કરી શકતાં નથી, અર્થાત્ આત્મામાં પ્રવેશ કરી શકતાં નથી, અને તેથી શસ્ત્ર, જળ, અગ્નિ, વાયુ કે અન્ય કોઈ પદાર્થ વડે આત્માનો વિનાશ સંભવતો નથી [ રા. ભા. ].

આથી સિદ્ધ થાય છે કે આત્મા અવિકારી છે [ શંકરાનંદ ]. જરા, વ્યાધિ વગેરે સર્વ ભૌતિક કે દૈવિક ઉપદ્રવો સ્થૂલ દેહના છે, દેહથી ભિન્ન આત્માના નથી. માટે કોઈ પણ ઉપદ્રવની પ્રાપ્તિમાં બ્રહ્મજ્ઞાનીએ સ્થિર બુદ્ધિથી સ્થિત રહેવું, એ સૂચન છે [ શંકરાનંદ ].

શ્રુતિ કહે છે કે '—यः पृथिव्या तिष्ठन् पृथिव्या अन्तरो योऽप्सु तिष्ठन्नद्भ्योऽन्तरो यस्तेजसि तिष्ठंस्तेजसोऽन्तरो यो वायौ तिष्ठन्वायोरन्तरः । પૃથ્વીમાં રહેતો જે [ આત્મા ] પૃથ્વીથી જુદો છે, જળમાં રહેતો જે જળથી જુદો છે,

તેજમાં રહેતો જે તેજથી જુદો છે, અને વાયુમાં રહેતો જે વાયુથી જુદો છે; અથવા આત્મા પૃથ્વીની અંદર રહેલ હોવાથી પૃથ્વીની પણ અંદર હોય છે, જળમાં રહેલ હોવાથી જળની પણ અંદર હોય છે, અગ્નિરૂપ તેજમાં રહેલ હોવાથી તેજની પણ અંદર હોય છે, વાયુની અંદર રહેલ હોવાથી વાયુની પણ અંદર હોય છે. ઇત્યાદિ શ્રુતિઓ સર્વગત આત્માના સર્વના અંતર્યામીપણાને લીધે ઉત્પત્તિ વગેરે ૭ વિકારોના રહિતપણાને દર્શાવે છે [ મધુ. ].

તાત્પર્ય એ છે કે, જે પદાર્થ શસ્ત્ર વગેરેમાં રહેતો નથી, તે પદાર્થને જ શસ્ત્ર વગેરે છેદી શકે છે, પરંતુ આત્મા તો શસ્ત્રાદિને પણ સત્તાસ્ફૂર્તિ આપનારો હોવાથી શસ્ત્રાદિનો પ્રેરક એટલે કે અંતર્યામી છે. अथ कथमेनं शस्त्राणीनि स्वव्यापारविषयीकुर्युरित्यभिप्रायः । [ મધુ. ] તેથી શસ્ત્ર વગેરે આત્માને પોતાના વ્યાપારના વિષયભૂત કેમ કરે? શસ્ત્રાદિ આત્માનો વિનાશ કેમ કરી શકે? [ મધુ. ગી. ૨-૨૪ ]. આ અર્થમા येन सूर्यस्तपति तेजसेद्धः । જે તેજથી પ્રદીપ્ત થઈ સૂર્ય પ્રકાશે છે, ઇત્યાદિ શ્રુતિઓને પણ પ્રમાણરૂપ જાણવી [મધુ] [૨૩].

**અવતરણિકા** :—હવે આત્માનો શસ્ત્રાદિકવડે નાશ થતો નથી તેનું કારણ કહે છે [ મધુ. નીલકંઠ વગેરે ]:

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥**

**અન્વયાર્થ** :—अयं આ આત્મા अच्छेद्यः છેદી ન શકાય એવો अयं આ આત્મા अदाह्यः બાળી ન શકાય તેવો अक्लेद्यः પલાળી ન શકાય એવો च एव તથા अशोष्यः સૂકવી ન શકાય એવો છે. अयं આ આત્મા नित्यः નિત્ય सर्वगतः સર્વવ્યાપી स्थाणुः સ્થિર अचलः અચળ તથા सनातनः સનાતન છે [ ૨૪ ].

**શબ્દાર્થ** :—આ આત્મા છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, પલાળી શકાતો નથી, કે સૂકવી શકાતો નથી, કારણકે એ નિત્ય છે, વ્યાપક છે, સ્થિર છે, અચળ છે, તથા સનાતન છે [ ૨૪ ].

**વિવેચન** :—હે અર્જુન! આ આત્મા છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, પલાળી શકાતો નથી, કે સૂકવી શકાતો નથી, અંદરઅંદર એકબીજાનો નાશ કરવાવાળાં પૃથ્વી, જળ, તેજ, વાયુ વગેરે તત્ત્વો આ આત્માનો નાશ કરવા સમર્થ નથી [ મધુ. નીલકંઠ વગેરે ]; કારણકે આ આત્મા નિત્ય,

આકાશ જેવો સર્વવ્યાપી, સ્થિર, અચળ અર્થાત્ સર્વદા એકરૂપ રહેનાર તથા સનાતન એટલે અનાદિ અનંત છે.

પૂર્વે 'न जायते म्रियते' [ગી. ૨–૨૦] ઇત્યાદિ શ્લોકવડે ભગવાને આત્માનું નિત્યપણું તથા અવિકારીપણું કહેલું છે. આત્માના વિષયમાં જે કાંઈ કહેવામાં આવે છે, તે એ શ્લોકોના અર્થથી અનિરિક્ત નથી. આ શ્લોકોમાં પણ આત્મતત્ત્વના તે જ અર્થનું બીજા શબ્દોમાં નિરૂપણ કરવામાં આવ્યું છે, પરંતુ તેથી આ શ્લોકોમાં પુનરુક્તિ દોષનું આરોપણ ન કરવું, કારણકે આત્મતત્ત્વ અત્યંત દુર્બોધ છે. આત્મતત્ત્વ સહજમાં સમજી શકાય એવું નથી. ભગવાન જુદાજુદા શબ્દોમાં આત્મતત્ત્વનું નિરૂપણ કરે છે; કે જેથી આ આત્મતત્ત્વ સંસારીઓના બુદ્ધિના વિષયને પ્રાપ્ત થઈ, તેમના સંસારની નિવૃત્તિઓના હેતુરૂપ થાય [શા. ભા. મધુ વગેરે] [૨૪].

**અવતરણિકા** :—હવે પ્રકરણના અર્થનો ઉપસહાર કરે છે :

**अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

**અન્વયાર્થ** :—अयं આ આત્મા अव्यक्तः ઇન્દ્રિયોનો અવિષય [શા. ભા.] અને તેથી अयं આ આત્મા अचिन्त्यः અચિંત્ય છે अयं આ આત્મા अविकार्यः અવિકારી उच्यते કહેવાય છે तस्मात् માટે एनं એ આત્માને एवं એ પ્રકારનો [શા. ભા.] विदित्वा જાણીને તારે अनुशोचितुं શોક કરવો ન अर्हसि યોગ્ય નથી [૨૫].

**શબ્દાર્થ** :—આ આત્મા અવ્યક્ત, અચિંત્ય તથા અવિકારી કહેવાય છે, માટે આત્માને એ પ્રકારનો જાણીને તારે શોક કરવો યોગ્ય નથી [૨૫].

**વિવેચન** :—હે અર્જુન ! આ આત્મા ઇન્દ્રિયોનો વિષય ન હોવાથી અવ્યક્ત કહેવાય છે; અને તેથી પ્રત્યક્ષ પ્રમાણથી જાણી શકાતો નથી. આ આત્મા મનનો વિષય ન હોવાથી અચિંત્ય કહેવાય છે; અને તેથી અનુમાન પ્રમાણથી પણ જાણી શકાતો નથી. વળી આત્મા અવયવરહિત હોવાથી અવિકારી છે. આ આત્માને આ પ્રકારે જાણીને [શા. ભા.] અર્થાત્ આ આત્માને સત્, નિત્ય અર્થાત્ કાલત્રયના પરિચ્છેદથી રહિત, શાશ્વત, પુરાતન, અવ્યય, સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ શરીરથી ભિન્ન, અવિકારી, અવિનાશી, નિરવયવ, છેદી, બાળી, પલાળી કે સૂકવી ન શકાય એવો, સર્વગત [વ્યાપક–

વિભુ], સ્થિર, અચળ અર્થાત્ સદૈવ એકરૂપ રહેનાર, સનાતન, અવ્યક્ત, અચિંત્ય તથા અવિકારી જાણીને, તેમ જ આત્માને શુદ્ધ [અવિદ્યારૂપી કલંકથી રહિત], બુદ્ધ [સ્વયંપ્રકાશ-બોધરૂપ] તથા મુક્ત [રાગદ્વેષાદિબંધરહિત] જાણી, તારે 'હું હણનાર છું, તથા ભીષ્મ વગેરે મારાથી હણાશે' એ પ્રકારનો શોક કરવો યોગ્ય નથી.

શ્રુતિ પણ કહે છે કે:—तरति शोकमात्मवित् । [છા. ઉ. ૭-૧-૩] આત્મવેત્તા શોકને તરે છે. एतेन ब्रह्मविदामद्वैतदर्शिनां न किंचिच्छोच्यमस्तीति सूचितं भवति । [શંકરાનંદ] આથી અદ્વૈતદર્શી બ્રહ્મવેત્તાઓને કાંઈ પણ શોચનીય નથી એ સૂચિત [સિદ્ધ] થાય છે [૨૫].

**અવતરણિકા** :—હવે સૌગત [બૌદ્ધ], ચાર્વાક કે નૈયાયિક વગેરેના મતો પ્રમાણે આત્મા અનિત્ય હોય તોપણ, તેનો શોક કરવો અનુચિત છે, એ પ્રતિપાદન કરે છે:

**अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥**

**અન્વયાર્થ** :—अथ च અથવા જો एनं આ આત્માને नित्यजातं નિત્ય જન્મેલો વા કે नित्यं નિત્ય मृतं મરેલો मन्यसे તું માને तथापि તોપણ महाबाहो હે મોટી ભુજાવાળા અર્જુન! त्वं તારે एनं એ આત્માનો शोचितुं શોક કરવો न अर्हसि ઉચિત નથી [૨૬].

**શબ્દાર્થ** :—અથવા જો તું [આત્મા અનિત્ય છે એ પક્ષનો અંગીકાર કરી] આ આત્માને નિત્ય મરણ પામેલ માનતો હો તોપણ, હે મહાબાહો! તારે એ આત્માનો શોક કરવો ઉચિત નથી [૨૬].

**વિવેચન** :—હે અર્જુન! આ આત્મા નિત્ય, અવિનાશી તથા અવિકારી છે એ શ્રુતિસ્મૃતિથી સિદ્ધ છે. જેમ ઘટ નાશ પામતાં તેમાં રહેલું ઘટાકાશ નાશ પામતું નથી, તેમ સ્થૂલ દેહ નાશ પામતાં તેમાં રહેલો આત્મા નાશ પામતો નથી. અવસ્થાંતરથી કે દેહાંતરની પ્રાપ્તિથી, આત્મા વિનાશ કે વિકારને પ્રાપ્ત થતો નથી. આ આત્માનો વિનાશ કરવા કોઈ સમર્થ નથી.

પરંતુ આત્મા વિષે શ્રુતિસ્મૃતિથી વિરુદ્ધ વિવિધ મતો છે. સૌગત [બૌદ્ધ] કહે છે કે:—"આત્મા વિજ્ઞાનસ્વરૂપ છે. તથા તે પ્રતિક્ષણે વિનાશને પ્રાપ્ત થાય છે." ચાર્વાકો [લોકાયતિકો] કહે છે કે:—"આ સ્થૂલ દેહ જ આત્મા

છે. તે સ્થિર હોવા છતાં પ્રતિક્ષણ પરિણામ પામે છે; અને તેથી તે ઉત્પન્ન થાય છે તથા નાશ પામે છે." તાર્કિકો કહે છે કે:—"આત્મા દેહથી ભિન્ન, દેહ સાથે જન્મે છે તથા દેહ સાથે નાશ પામે છે." વળી કેટલાક કહે છે કે:— "આત્મા સૃષ્ટિના પ્રારંભકાળમાં આકાશ વગેરે તત્ત્વોની પેઠે ઉત્પન્ન થાય છે; દેહ સાથે જન્મતો કે નાશ પામતો નથી. દેહ બદલાતાં છતાં તેમાં કર્માનુસાર સંબંધને પામતો તે કલ્પપર્યંત સ્થિર છે; અને પ્રલયકાળે આકાશાદિની પેઠે નાશ પામે છે." [મધુ.]

હે અર્જુન! જો તું સૌગત [બૌદ્ધ] મત પ્રમાણે આત્માને ક્ષણિક માને, અથવા ચાર્વાક મત પ્રમાણે સ્થૂલદેહને જ આત્મા માને, અથવા આ આત્માને સ્થૂલ દેહની સાથે જન્મ પામતો કે સ્થૂલ દેહની સાથે મરણ પામતો માને, તોપણ તને આ યુદ્ધમાં પિતૃવધ, ગુરુવધ વગેરેથી ઉત્પન્ન થતાં પાપોનો ભય સંભવતો નથી; કારણકે તેમના મતો પ્રમાણે આત્મા વિનાશી છે, તથા પુનર્જન્મ નથી [સદાનંદ.].

વળી જો આત્મા દેહની સાથે ઉત્પન્ન થતો હોય, તથા દેહની સાથે નાશ પામતો હોય, તો દેહની સાથે ધર્માધર્મનો [પુણ્ય-પાપનો] પણ નાશ થવાનો સંભવ ઉત્પન્ન થાય છે, અને મૃત્યુ પછી કોઈને પણ શુભાશુભ કર્મોનાં ફળ ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. આથી 'कृतहानिः' [કૃતવિપ્રણાશ] અર્થાત્ કરેલાં કર્મોનાં ફળ ન ભોગવવાનો તથા 'अकृताभ्यागमः' રૂપ અર્થાત્ ન કરેલાં કર્મોનાં ફળો ભોગવવા રૂપી દોષોની પ્રાપ્તિ થાય છે; તથા ધર્માધર્મ માટે નિત્ય વસ્તુનો આધાર કે ધર્માચરણ માટે કોઈ પણ પ્રયોજન રહેતું નથી [મધુ].

ઉપર્યુક્ત મતો પ્રમાણે આત્મા સ્થૂલદેહ સાથે નાશ પામે છે અને પુનર્જન્મ નથી, તેથી પાપનો ભય નથી, તેમ જ ધર્માચરણ માટે પ્રયોજન નથી; માટે તારે ભીષ્મ વગેરે માટે શોક કરવો યોગ્ય નથી, એ સિદ્ધ થાય છે. પરંતુ त्वयीदृशी कुदृष्टिर्न संभवेत्पुरुषर्षभे। [સદાનંદ] હે અર્જુન! તારા જેવા ધર્મનિષ્ઠ વિષે આ પ્રકારની કુદૃષ્ટિનો [વિપરીત બુદ્ધિનો] સંભવ નથી, માટે તું આત્માને નિત્ય, અવિનાશી તથા અવિકારી જાણી, યુદ્ધ કર. [૨૬].

અવતરણિકા:—હવે શોક ન કરવો જોઈએ તેનું કારણ કહે છે:

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

**અન્વયાર્થ** —हि કારણ जातस्य જન્મેનાને मृत्यु મૃત્યુ ध्रुव નિશ્ચિત-અનિવાર્ય છે च તથા मृतस्य મરેલાને जन्म જન્મ ध्रुव અનિવાર્ય છે तस्मात् તેથી अपरिहार्ये આ અનિવાર્ય–ન ટાળી શકાય એવા अर्थे વિષયમા शोचितु શોક કરવાને त्वं तु न अर्हसि યોગ્ય નથી [ ૨૭ ]

**શબ્દાર્થ** —કારણકે જન્મેનાને મરણ અનિવાર્ય છે, તથા મરેલાને જન્મ અનિવાર્ય છે માટે આ અનિવાર્ય વિષયમા તારે શોક કરવો યોગ્ય નથી [ ૨૭ ]

**વિવેચન** —હે અર્જુન ! न सदेकत्र सवास कर्ममार्गानुवर्तिनाम् । [ અ રા અયો ૪–૪૫ ] કર્માનુસાર સસારને પ્રાપ્ત થયેલા જીવોનુ સર્વદા એકત્ર રહેવુ સભવતુ નથી સયોગોનો અત વિયોગ જ છે જેની સાથે સંયોગ થાય છે, તેનો વિયોગ એક દિવસ અવશ્ય થશે નદીના પ્રવાહના વેગથી વેળુ જેમ એકઠી થાય છે, અને જુદી પડી જાય છે, તેમ જ પ્રાણીઓ પણ મળના વેગથી એકઠા થાય છે, અને પાછા જુદા પડી જાય છે [ ભાગ ૬–૧૫–૩, અ રા યુદ્ધ ૧૨–૧૨ ]

मृत्युर्जन्मवता वीर देहेन सह जायते । [ ભાગ ૧૦–૧–૩૮ ] જન્મતા જ દેહ સાથે મૃત્યુ સર્જાયેલુ છે આજે, કાલે કે સો વર્ષે પ્રાણીઓનુ મૃત્યુ અવશ્ય છે જ, તથા મૃત્યુ પામેનાનો પૂર્વ દેહમા કરેલા કર્મોના ફળોના ઉપભોગ માટે જન્મ પણ અવશ્ય થાય છે જ परिवर्तिनि संसारे मृत को वा न जायते । [ હિતોપદેશ ] પરિવર્તન પામતા આ સસારમા મરણ પામેલો કોણ પુન જન્મ પામતો નથી ?

જન્મ—મરણરૂપી સસાર બીજા કુરની પેઠે અનાદિ છે [ બ્ર સૂ ૨–૧–૩૫ ] આત્મજ્ઞાન વિના એ જન્મમરણરૂપી ઘટમાળથી મુક્ત થવાનો અન્ય કોઈ ઉપાય નથી

હિરણ્યકશિપુના કે રાવણના જેવા પરમ દારુણ તપવડે પણ આ દેહને અજર–અમર બનાવવો શક્ય નથી [ ભાગ ૭–૩–૧, અ રા ઉ ૨–૧૩ ]

કર્મના અવિચળ નિયમ પ્રમાણે પ્રારબ્ધ કર્મો ભોગથી ક્ષય પામતા, ભીષ્મા દિના સ્થૂલ દેહો આપોઆપ નાશ પામશે કદાચ તુ તેમને યુદ્ધમા ન હણે

તોપણ તેઓ જીવતા રહેવાના નથી. ભીષ્માદિના મૃત્યુને બ્રહ્મા પણ ટાળવા સમર્થ નથી, માટે આ અનિવાર્ય વિષયનો તારે શોક કરવો યોગ્ય નથી [૨૭].

**અવતરણિકા** :—હવે કાર્યકારણના સંઘાતરૂપ ભીષ્માદિકના સ્થૂલ દેહો માટે શોક કરવો યોગ્ય નથી, તે કહે છે :

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ २८ ॥**

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! भूतानि સર્વ ભૂતો–સર્વ શરીરો–સ્થાવરજંગમ સૃષ્ટિ अव्यक्तादीनि આદિ કાળમા અવ્યક્ત છે—ઉત્પત્તિ પૂર્વે જોઈ શકાતાં નથી व्यक्तमध्यानि મધ્યકાળમાં વ્યક્ત છે–ઉત્પત્તિથી નાશ સુધી જોવામાં આવે છે તથા अव्यक्तनिधनानि एव મરણકાળમાં અવ્યક્ત જ છે, મરણ પછી જોઈ શકાતાં નથી तत्र આ મિથ્યા ભૂતો વિષે—આ મિથ્યા શરીરો વિષે परिदेवना દુઃખથી ઊપજેલો પ્રલાપ–શોક का શો ? [ ૨૮ ].

**શબ્દાર્થ** :—હે ભારત ! સર્વ ભૂતો [સર્વ શરીરો ] ઉત્પત્તિ પૂર્વે જોઈ શકાતાં નથી, ઉત્પત્તિથી નાશ પર્યંત જોવામાં આવે છે, તથા મરણ પછી જોઈ શકાતાં નથી, તો આ મિથ્યા ભૂતો [ શરીરો ] વિષે શોક શો ? [ ૨૮ ]

**વિવેચન** :—હે અર્જુન ! ભીષ્મ વગેરેનાં સ્થૂલ શરીરો તેમની ઉત્પત્તિ પૂર્વે પ્રતીત થતાં નથી, કારણકે તેમનો આદિ [ જન્મ–ઉત્પત્તિ ] અવ્યક્તરૂપ માયા છે [શંકરાનંદ]. માત્ર મધ્યકાળમાં એટલેકે ઉત્પત્તિથી નાશપર્યંત પ્રતીત થાય છે. વળી અંતમાં પણ અપ્રતીતિને પામે છે, અર્થાત્ અવ્યક્તરૂપ માયામાં લય પામે છે [શંકરાનંદ].

'आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा' 'જે વસ્તુ આદિમાં તથા અંતમાં ન હોય, તે વર્તમાનકાળમા પણ ન જ હોય' એ ન્યાય પ્રમાણે આ ભીષ્માદિકનાં સર્વ શરીરો મધ્યકાળમાં પણ નથી જ, અર્થાત્ સ્વપ્નમાં પ્રતીત થતાં સ્ત્રીપુત્રાદિકનાં શરીરોની પેઠે મિથ્યા [અસત્–અનિત્ય] છે. માટે જેમ સ્વપ્નનાં સ્ત્રીપુત્રાદિ માટે પુરુષ જાગ્રત થયા પછી શોક કરતો નથી, તેમ તારા જેવા વિવેકીએ આ ભીષ્માદિકના મિથ્યા [અસત્–અનિત્ય] સ્થૂલ દેહો માટે શોક કરવો યોગ્ય નથી.

મહાભારતમાં વિદુરજી કહે છે :—अदर्शनादापतितः पुनश्चादर्शनं गतः । नासौ तव न तस्य त्वं वृथा का परिदेवना । [ મહા. સ્રીપર્વ ૨–૧૩ ] આ

ભૂતસઘાત [શરીરો] અયક્તમાથી દેખાયો અને પાછો અદ્રશ્ય થઈ ગયો નથી તે તારો, નથી તુ એમનો આ વ્યર્થ શોક શા માટે?

ભીષ્માદિ શબ્દવાચ્ય સર્વ દેહો માયાનુ કાર્ય છે, માટે અસત્ છે તેથી एते मदीया इति न कदापि शोचनीयम् । [શકરાનદ] 'એ મારા છે,' એ પ્રકારે ભીષ્માદિના અસત્ [અનિત્ય] શરીરોનો કદાપિ શોક કરવો યોગ્ય નથી જ્ઞાનીને [વિવેકીને] સ્ત્રીપુત્રાદિ પ્રિયજનોનો વિયોગ શોક નહિ પરતુ વૈરાગ્યનો જ હેતુ થાય છે, એ ભાવ છે [અ રા અયો ૭-૯૮] [૨૮]

**અવતરણિકા** —ननु बहुभि पण्डितैरात्मतत्त्व श्राव्यते श्रयते मन्यते च तथाप्येतादृश ज्ञान न कुत्रचिद् दृश्यत इति। [શકરાનદ] અનેક પડિતો આત્મતત્વનુ શ્રવણ કરાવે છે શ્રવણ કરે છે, તથા મનન કરે છે, પરતુ જ્ઞાન [જ્ઞાતા] કવચિત જ જોવામા આવે છે એ શકાની નિવૃત્તિ માટે તથા શ્રુતિ, આચાર્ય તથા પરમાત્માના અનુગ્રહ વિના આત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ શક્ય નથી, એ સૂચન કરવાના હેતુથી આ માનો જિજ્ઞાસુ, શ્રોતા તથા વક્તા દુર્લભ છે, એમ કહી, આત્માની [જ્ઞાનની-જ્ઞાનનિષ્ઠાની] દુર્બોધના પ્રતિપાદન કરે છે [શંકરાનદ]

**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥२९॥**

**અન્વયાર્થ** —कश्चित् કોઈ एनं આ આત્માને आश्चर्यवत् આશ્ચર્ય જેવો पश्यति જુએ છે તથા તેમ एव જ च વળી अन्य બીજો आश्चर्यवत् આશ્ચર્ય જેવો वदति કહે છે च તથા अन्य બીજો एनं એને आश्चर्यवत् આશ્ચર્ય જેવો शृणोति સાભળે છે च અને कश्चित् કોઈ एनं એને श्रुत्वा સાભળીને-સાભળવા છતા अपि પણ न एव वेद જાણતો જ નથી [૨૯]

**શબ્દાર્થ** —કોઈ આ આત્માને આશ્ચર્ય જેવો જુએ છે, તેમ જ વળી બીજો આ આત્માને આશ્ચર્ય જેવો કહે છે, તથા બીજો કોઈ આ આત્માને આશ્ચર્ય જેવો સાભળે છે, અને કોઈ આ આત્માને સાભળવા છતા પણ જાણતો નથી જ [૨૯]

**વિવેચન** —આત્માનો જ્ઞાતા આશ્ચર્યરૂપ [દુર્લભ] છે કોઈ આ આત્માને જાણે છે તે આશ્ચર્ય જેવુ છે, તથા જે કોઈ એને જાણે તે આશ્ચર્ય જેવો છે [મધુ] હજારો મનુષ્યો પૈકી કોઈક જ આત્મજ્ઞાન માટે પ્રયત્ન કરે છે, તથા

પ્રયત્ન કરનારાઓ પૈકી કોઈક જ અનેક જન્મોના સુકૃતોના કે શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના પરિપાકથી, ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ, વ્યાસ, શુકદેવજી, વામદેવ વગેરેની પેઠે આત્મતત્ત્વને યથાવત્ જાણી, કૃતાર્થ થાય છે. [ ગી. ૭–૩ ]

શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ આચાર્ય આશ્ચર્યરૂપ [દુર્લભ] છે. કેટલાક બ્રહ્મનિષ્ઠ નિત્ય સમાધિમાં રહે છે, કેટલાક વ્યુત્થાન દશામાં પણ લાભ, પૂજા તથા ખ્યાતિની અપેક્ષા વિનાના હોઈ, મૌનનું સેવન કરે છે; કેટલાક જડભરતની પેઠે ગુપ્ત વિચરે છે, તથા કેટલાક કેવળ શરણાગત અધિકારી શિષ્યને જ ઉપદેશ આપી કૃતાર્થ કરે છે.

વિવેક, વૈરાગ્ય તથા શમદમાદિસાધનચતુષ્ટય નચિકેતા, પરીક્ષિત કે ભક્ત અર્જુન જેવો બ્રહ્મવિદ્યાનો અધિકારી શ્રોતા [ મુમુક્ષુ ] આશ્ચર્યરૂપ [ દુર્લભ ] છે.

તાત્પર્ય એ છે કે મોક્ષની ઇચ્છા અતિ દુર્લભ છે. કદાચ મોક્ષની ઇચ્છા થાય તોપણ આલોક–પરલોકના ભોગ પરત્વે વૈરાગ્ય ઉત્પન્ન થવો કઠિન છે. કદાચ વૈરાગ્ય સિદ્ધ થાય તો, મોક્ષસાધનપરાયણતાસહિત કર્મસંન્યાસ કઠિન છે. કદાચ કર્મસંન્યાસ સિદ્ધ થાય તો, અમાનિત્વાદિ, અક્રોધત્વાદિ તથા બ્રહ્મચર્યાદિ દૈવી ગુણો પ્રાપ્ત કરવા કઠિન છે. કદાચ ભગવાનની દયાથી દૈવી ગુણો સિદ્ધ થાય તો, બ્રહ્મનિષ્ઠ આચાર્ય પ્રાપ્ત થવો કઠિન છે. કારણકે ' अनन्यप्रोक्ते गतिरत्र नास्ति ' " બ્રહ્મનિષ્ઠ આચાર્ય સિવાય અન્યના ઉપદેશથી મોક્ષસિદ્ધિ શક્ય નથી. કદાચ બ્રહ્મનિષ્ઠ આચાર્ય પ્રાપ્ત થાય તોપણ, એકમાત્ર ભગવાનના જ અનુગ્રહથી પ્રાપ્ત થતી શ્રવણાદિ નિષ્ઠા અત્યંત દુર્લભ છે, કારણકે ભગવાનના અનુગ્રહને યોગ્ય થયેલો મુમુક્ષુ જ શ્રવણાદિથી જ્ઞાન તથા મોક્ષને પ્રાપ્ત થાય છે.' [ શંકરાનંદ].

શ્રુતિ પણ કહે છે કે :—ब्राह्मण पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेद्बाल्यं च पाण्डित्यं च निर्विद्याथ मुनिरमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मण इति । [બૃ.ઉ ૩–૫–૧ ] બ્રાહ્મણ [મુમુક્ષુ] પાંડિત્યને [શ્રવણને] પ્રાપ્ત કરી બાલ્યરૂપે સ્થિર થાય, બાલ્યને [ મનનને ] તથા પાંડિત્યને [ શ્રવણને ] પ્રાપ્ત કરી મુનિ થાય, અર્થાત્ નિદિધ્યાસન કરે; અને મૌન તથા અમૌનને પ્રાપ્ત કરી અર્થાત્ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનને પ્રાપ્ત કરી, બ્રાહ્મણ થાય છે, અર્થાત્ આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે. ઉપરોક્ત શ્રુતિમાં નિરૂપણ કરેલા બ્રાહ્મણતત્ત્વની સિદ્ધિનો હેતુ

[સાધન] અત્યંત દુઃખસાધ્ય છે, અને તેથી આત્મતત્ત્વનો ઉપદેશ કરનાર બ્રહ્મવેત્તા અત્યંત દુર્લભ છે [ શંકરાનંદ ].

एतेन 'सर्वमिदमहं च ब्रह्मैव' इति सर्वस्य ब्रह्ममात्रत्वविज्ञानं दुर्लभतरमिति सूचितं भवति। [ શંકરાનંદ ] આથી 'આ સર્વ તથા હું બ્રહ્મ છું' એ પ્રકારે સર્વ બ્રહ્મમાત્ર જ છે, એવું વિજ્ઞાન અત્યંત દુર્લભ છે, એ સૂચિત થાય છે. अतो दुर्बोध आत्मेत्यभिप्रायः। [ શંકરાનંદ ] માટે આત્મા [ આત્મજ્ઞાન ] અત્યંત દુર્બોધ છે. અર્થાત્ ચિત્તશુદ્ધિ, વૈરાગ્ય, સર્વભૂતો વિષે સમભાવ, તથા પરાભક્તિને પ્રાપ્ત થઈ જ્ઞાનનિષ્ઠા સંપાદન કરવી અત્યંત દુર્લભ છે [ ગી. ૧૮–૫૦–૫૫ ].

વળી ભગવાન કહે છે કે :—'श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित्' શ્રવણાદિક કરવા છતાં કોઈ આત્માને જાણતા નથી. અર્થાત્ શ્રુતિ, આચાર્ય તથા પરમાત્માના અનુગ્રહ વિનાના, અમાનિત્વાદિ દૈવીગુણોથી રહિત અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષો સહસ્રધા આત્માનું શ્રવણ–મનન કરે છતાં આત્માને જાણી શકતા નથી [ શંકરાનંદ ], કારણકે જેમ કાચ ઉપર મોતી ચોંટી શકતું નથી, તેમ અશુદ્ધ ચિત્તને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ સ્પર્શ કરતો નથી; પરંતુ જેમ ફોટોગ્રાફની પ્લેટ ઉપર કાળો રંગ [ રૂપાનું સોલ્યુશન ] લગાડવામાં આવે તો જ તેના ઉપર છબી કાયમની પડી રહે છે, તેમ અંતઃકરણમાં ધર્મ બીજરૂપે હોય તો જ સદ્ગુરુના ઉપદેશથી જ્ઞાન અંકુરિત થાય છે.

તાત્પર્ય એ છે કે આત્માનું શ્રવણ–મનન કરવા છતાં અનેક જિજ્ઞાસુઓ ભૂત, વર્તમાન કે ભાવિ પ્રતિબંધને લીધે આત્માને જાણવા અર્થાત્ આત્મસાક્ષાત્કાર કરવા સમર્થ થતા નથી. શ્રવણાદિ કાળમાં પૂર્વે અનુભવેલા વિષયોનું વારંવાર સ્મરણ થવું તે ભૂત પ્રતિબંધ કહેવાય છે, વિષયાસક્તિ, મંદબુદ્ધિ, કુતર્ક, વિપરીત અર્થમાં દુરાગ્રહ વગેરે વર્તમાન પ્રતિબંધ કહેવાય છે; તથા જન્માદિકની પ્રાપ્તિ કરનારું કોઈ પ્રબલ અદૃષ્ટવિશેષ ભાવી પ્રતિબંધ કહેવાય છે.

સર્વ પ્રકારના પ્રતિબંધો [ વિઘ્નો ] એકમાત્ર ભગવાનના અનુગ્રહથી દૂર થાય છે. માટે મુમુક્ષુએ સ્વકર્મના [ ગી. ૧૮–૪૫ ] તથા યજ્ઞદાનાદિ સામાન્ય ધર્મના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિદ્વારા ભગવાનના અનુગ્રહને યોગ્ય થવા પ્રયત્નશીલ થવું. કારણકે શરણાગતિ અર્થાત્ ભગવાનની આજ્ઞાનું શ્રદ્ધાભક્તિપૂર્વક પરિપાલન, એ ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ, મોક્ષને પ્રાપ્ત થવાનો શ્રેષ્ઠ ઉપાય છે [ ગી. ૩–૩૧; ગી. ૧૮–૪૬; પા. યો. સૂ. ૧–૨૩ ]

શ્રુતિ પણ આત્માના દુર્વિજ્ઞેયપણાને કહે છે:—श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यन्न विद्यु.। आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलानुशिष्ट॥ [ કઠ. ઉપ. ૧-૨-૭ ]. આ આત્મા ઘણાવડે શ્રવણ માટે પણ દુર્લભ છે. ઘણા અશુદ્ધ અંતઃકરણવાળા સાંભળતાં છતા પણ આત્માને જાણી શકતા નથી. આ આત્માનો વક્તા આશ્ચર્યરૂપ છે અર્થાત્ ઘણા મનુષ્યોમાંથી કોઈક જ આત્માનો વક્તા હોય છે આ આત્માનો સાક્ષાત્કાર કરનારો અનેકમાં કોઈક જ નિપુણ પુરુષ હોય છે; તથા આચાર્યથી શિક્ષા પામેલો આ આત્માનો જ્ઞાતા અનેકમાં કોઈક જ હોય છે.

दुर्विज्ञेयोऽयमात्माऽतस्त्वं तज्ज्ञानार्थं यतस्वेति भाव.। [ નીલકંઠ ] આ આત્મા દુર્વિજ્ઞેય છે, માટે તેને જાણવા માટે તું યત્ન કર [ એ ભાવ છે ] [ ૨૯ ].

**અવતરણિકા**:—હવે પ્રકરણના અર્થનો ઉપસંહાર કરે છે:

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि॥ ३०॥

**અન્વયાર્થ**:—भारत! હે આત્મજ્ઞાનસંપન્ન અર્જુન! [ શંકરાનંદ ] सर्वस्य સર્વ देहे શરીરમાં રહેલો अयं આ देही આત્મા-લિંગશરીરરૂપ ઉપાધિવાળો આત્મા नित्यं નિરંતર अवध्य. અવધ્ય છે तस्मात् તેથી त्वं તારે सर्वाणि સર્વ भूतानि પ્રાણીઓનો शोचितुं શોક કરવો न अर्हसि યોગ્ય નથી [ ૩૦ ].

**શબ્દાર્થ**:—હે ભારત! સર્વ દેહોમાં રહેનો આ દેહી [ આત્મા ] અવધ્ય છે, માટે તારે સર્વ પ્રાણીઓનો શોક કરવો યોગ્ય નથી [ ૩૦ ].

**વિવેચન**:—હે અર્જુન! બ્રહ્માથી સ્તંબપર્યંત સર્વ દેહો આત્માની ઉપલબ્ધિનું [ પ્રાપ્તિનું ] સ્થાન છે, માટે આત્મા 'દેહી' કહેવાય છે [ શંકરાનંદ ]. સર્વ પ્રાણીઓના દેહમાં રહેલો આ દેહી [ આત્મા ] સર્વવ્યાપી, નિરવયવ તથા નિત્ય છે, અને તેથી તે સર્વ અવસ્થામાં અવધ્ય છે. બ્રહ્માથી સ્તંબપર્યંત સર્વ દેહો નાશ પામે છતા આ આત્મા નાશ પામતો નથી. જેમ ઘટરૂપ ઉપાધિનો નાશ થતાં તેમાં રહેલા આકાશનો નાશ થતો નથી, તેમ સર્વ સ્થૂલ દેહોનો નાશ થતાં આ આત્મા નાશ પામતો નથી. માટે ભીષ્મ વગેરે રૂપે થયેલાં સ્થૂલ અને સૂક્ષ્મ ભૂતોને [ શરીરોને ] ઉદ્દેશીને તારે શોક કરવો યોગ્ય નથી [ મધુ. ].

સ્થૂલ દેહનો નાશ અનિવાર્ય છે, માટે અશોચ્ય છે. લિંગશરીર તથા આત્મા અવધ્ય છે, માટે અશોચ્ય છે. આથી સ્થૂલ દેહ, સૂક્ષ્મ દેહ તથા આત્માનું અશોચ્યત્વ સિદ્ધ થાય છે. તેથી સ્થૂલ શરીર, લિંગ શરીર તથા આત્મા એ ત્રણેનો શોક કરવો યોગ્ય નથી [મધુ.]

एवं मयोदितं सम्यगालोचयति योऽनिशम्। तस्य संसारदुःखानि न स्पृशन्ति कदाचन । [રામ. અ. રા. કિ. ૩-૩૨]. હે ભારત! જે મનુષ્ય મેં તને કહેલા આ આત્મા તથા અનાત્મા પદાર્થના વિવેકવિષયક ઉપદેશનું નિત્ય શ્રવણ-મનન કરે છે, તેને આ સંસારમાં દુઃખો [શોક-સંતાપો] સ્પર્શ કરતાં નથી. त्वमप्येतन्मया प्रोक्तमालोच्य विशुद्धधीः । न स्पृश्यसे दुःखजालैः कर्मबन्धाद्विमोक्ष्यसे ॥ [અ. રા. કિ. ૩-૩૩] તું પણ સ્વધર્મના અનુષ્ઠાનથી શુદ્ધ ચિત્તવાળો થઈ, મારા આ ઉપદેશનું મનન કર. આમ કરવાથી તને દુઃખજાળ [શોક-સંતાપ] સ્પર્શ કરશે નહિ, અને તું કર્મબંધનથી મુક્ત થશે.

**નોંધ** :—ઉપર્યુક્ત ભગવાન રામના વચનથી સ્પષ્ટ થાય છે કે, ચિત્તશુદ્ધિને [વૈરાગ્યને] પ્રાપ્ત થયેલો અધિકારી પુરુષ [ગૃહસ્થ કે સંન્યાસી] શ્લોક ૧૧થી ૩૦ માં કહેલા સાંખ્યના [આત્મતત્ત્વના] નિત્ય મનનમાત્રથી જ આ દુઃખરૂપ સંસારથી [શોક-મોહથી] મુક્ત થાય છે. પરંતુ ભગવાન હવે પછી કહેશે કે :—અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષને નિષ્કામ કર્મનું [ધર્મનું] અનુષ્ઠાન આવશ્યક છે [ગી. ૩-૩૧]. શ્રદ્ધાભક્તિપૂર્વક નિષ્કામ કર્મનું [ધર્મનું] અનુષ્ઠાન કરનાર અધિકારી પુરુષ જ યથાકાળે ચિત્તશુદ્ધિને [વૈરાગ્યને] [ગી. ૨-૫૨] પારમાર્થિક સંન્યાસને [ગી. ૫-૬] તથા સ્થિતપ્રજ્ઞતાને [જ્ઞાનનિષ્ઠાને] પ્રાપ્ત થાય છે [૩૦].

**અવતરણિકા** :–પરમાર્થ આત્મતત્ત્વના ઉપદેશથી ભગવાને ભક્ત અર્જુનનો 'દેહમાં આત્મબુદ્ધિરૂપ' મોહ નિવૃત્ત કર્યો; હવે ભક્ત અર્જુનને યુદ્ધરૂપ ધર્મ વિષે અધર્મબુદ્ધિરૂપ મોહ થયો છે, તેનું નિવારણ કરે છે :

**स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥**

**અન્વયાર્થ** :—च વળી स्वधर्मं સ્વધર્મને-ક્ષત્રિયધર્મને अवेक्ष्य જોઈને-વિચારીને अपि પણ विकंपितुं ડગવું—વિચલિત થવું [શંકરાનંદ, શા. ભા.] न अर्हसि તને યોગ્ય નથી. हि કારણકે धर्म्यात् ધર્મરૂપ युद्धात् યુદ્ધથી क्षत्रियस्य ક્ષત્રિયને अन्यत् બીજું श्रेयः કલ્યાણકારી न विद्यते નથી [૩૧].

**શબ્દાર્થ** :—વળી સ્વધર્મને વિચારીને પણ યુદ્ધથી ડગવું તારે યોગ્ય નથી, કારણકે ક્ષત્રિયને ધર્મરૂપ યુદ્ધથી બીજું કલ્યાણકારી નથી [ ૩૧ ].

**વિવેચન** :—હે અર્જુન ! दंड एव हि राजेन्द्र क्षात्रधर्मो न मुण्डनम्। [ શાં. પ. ૨૩–૪૭ ]. પ્રજાના રક્ષણ માટે દંડ ધારણ કરવો, અને નહિ કે માથું મુંડાવી સંન્યાસી થવું, એ ક્ષત્રિયનો ધર્મ છે. દંડ જ સર્વ પ્રજાઓનું શાસન કરે છે. કેટલાક રાજદંડના ભયથી, કેટલાક યમદંડના ભયથી, તથા કેટલાક અન્યોન્યના ભયથી પાપ કરતા અટકે છે [ શાં. પ. ૧૫–૫ ]. દંડના ભયથી જ પ્રજા મર્યાદાનું પાલન કરે છે; તથા મનુષ્યનું સ્વર્ગ તથા શ્રેય દંડમા જ રહેલું છે [ શાં. પ. ૧૫–૪૩ ].

'युद्धं स्वधर्मो नृपते. प्रजाना परिपालनम्'। યુદ્ધ તથા પ્રજાપાલન એ રાજાનો ધર્મ છે. પ્રજાનું રક્ષણ કરવું, દુષ્ટોને દંડ આપવો, પૃથ્વીનું પાલન કરવું તથા બ્રાહ્મણની શુશ્રૂષા કરવી એ ધર્મો રાજાનું પરમ શ્રેય કરનારા છે [ મનુ ]. सर्वे राजाश्रिता धर्मा राजा धर्मस्य धारकः। સર્વ ધર્મો રાજાને આધારે રહેલા છે, તથા રાજા જ ધર્મને ધારણ કરનારો છે. ધર્મશાસ્ત્રનાં વચનોમાં 'રાજા' શબ્દ ક્ષત્રિયજાતિમાત્રનો વાચક છે [ મધુ ], માટે 'પૃથ્વીનું પાલન કરનારા રાજાઓનો જ આ ધર્મ છે' એવો ભ્રમ ન કરવો [ મધુ. ].

ધર્મયુદ્ધથી પૃથ્વીના વિજયદ્વારા ધર્મપાલન તથા પ્રજારક્ષણ થાય છે [ શા. ભા. ]. યુદ્ધ જ ક્ષત્રિયનો શ્રેષ્ઠ ધર્મ છે. ધર્મમય યુદ્ધ કરતાં ક્ષત્રિયને બીજું કંઈ વધારે કલ્યાણકારી નથી. ધર્મ તથા ધર્મના ફળરૂપ શ્રેયના વિચારે ક્ષત્રિયે ધર્મયુદ્ધનો ત્યાગ કરવો યોગ્ય નથી.

यदर्थं क्षत्रिया सूते तस्य कालोऽयमागतः। [ મહા. ઉદ્યોગપર્વ ૧૩૭–૯–૧૦ ] જે કાર્યને માટે ક્ષત્રિયાણી પુત્રને જન્મ આપે છે, તે માટેનો આ કાળ [ ધર્મયુદ્ધરૂપી કાળ ] તને પ્રાપ્ત થયો છે. क्षरते हिनस्तीति क्षत्रियः। નાશ કરનારો જે તે 'ક્ષત્રિય' કહેવાય છે. જે ક્ષત્રિય યથાકાળે પોતાનું તેજ બતાવતો નથી, તેને સર્વ પ્રાણીઓ સર્વકાળે પરાભવ આપે છે. ધર્મયુદ્ધના વિચારે ક્ષત્રિયનું હૃદય હર્ષથી પ્રફુલ્લિત થાય છે; પરંતુ આજે હું તારામાં ઊલટું જ જોઈ રહ્યો છું.

હે પાર્થ ! કૌરવ સભામાં દ્રૌપદીની દીનતાનું, દુઃશાસનની દુષ્ટતાનું, પાચાળીનાં મર્મભેદક વચનોનું, તથા હું સંધિ માટે હસ્તિનાપુર ગયો હતો ત્યારે 'જો તમે યુદ્ધ ન કરવારૂપી નિંદ્ય કર્મથી યત્ન થશો તો હું તમને

હું મેઘને માટે ત્યજી દઈશ' ઇત્યાદિ માતા કુંતીએ મારી સાથે મોકલેલા સંદેશાનું સ્મરણ કર [ઉદ્યોગપર્વ ૯૦-૭૫] 'पितुर्दशगुणा माता गौरवादतिरिच्यते।' 'પિતાના કરતા માતાનું દશગણું ગૌરવ છે' માટે તારે કુંતીમાતાના વચનનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી

આ પ્રકારે 'न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे।' [ગી ૧-૩૧] 'સ્વજનોને હણીને હું કંઈ પણ કલ્યાણ જોતો નથી' એ ભક્ત અર્જુનના સંશયનું ભગવાને નિરાકરણ કર્યું [મધુ] યુદ્ધમાં વિજયથી પ્રાપ્ત થના ધનવડે યજ્ઞદાનાદિ ધર્મ થશે, ધર્મથી ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાન થશે, અને તેથી તારે માટે યુદ્ધ જ કર્તવ્ય છે, એ સિદ્ધ થાય છે [શંકરાનંદ]

अत स्वधर्मप्रतिकूलं ते वचनमनुचितमिति भाव। [કેશવ વગેરે] માટે 'સ્વજનોને યુદ્ધ માટે ઊભેના જોઈ, મારા ગાત્રો વ્યથા પામે છે, મુખ સુકાય છે, શરીરમાં કંપ થાય છે, હાથમાંથી ગાંડીવ સરકી જાય છે, મારું મન ભમે છે, તથા હું રથમાં ઊભો રહી શકતો નથી' [ગી ૧-૨૮-૩૦] ઇત્યાદિ સ્વધર્મથી પ્રતિકૂળ તારા વચનો યોગ્ય નથી

ભગવાન પણ હવે પછી કહેશે કે —'युद्धे चाप्यपलायनम्' 'યુદ્ધથી વિમુખ ન થવું' એ ક્ષત્રિયજાતિનું સ્વાભાવિક કર્મ છે [ગી ૧૮-૪૩] [૩૧]

**અવતરણિકા** —स्वश्रेयो महता यत्नेन प्राप्यते इदं तु तवायत्नेन प्राप्तमित्याह। [કેશવ] સાધારણ નિયમ પ્રમાણે 'મનુષ્યને શ્રેય મહાપ્રયત્નથી પ્રાપ્ત થાય છે, પરંતુ તને [ભક્ત અર્જુનને] આ યુદ્ધરૂપી શ્રેય અનાયાસે પ્રાપ્ત થયું છે,' તે કહે છે

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥ ३२ ॥**

**અન્વયાર્થ** —पार्थ! હે પાર્થ! यदृच्छया દૈવેચ્છાથી-અનાયાસે [મધુ] च જ (અહીં च 'एव'ના અર્થમાં છે) [મધુ] उपपन्नं પ્રાપ્ત થએલું अपावृतं ઊઘડેલા स्वर्गद्वारं સ્વર્ગના દ્વારરૂપ ईदृशं આવા પ્રકારનું युद्धं યુદ્ધ सुखिनः ભાગ્યશાળી क्षत्रियाः ક્ષત્રિયો જ लभन्ते પ્રાપ્ત કરે છે [૩૨]

**શબ્દાર્થ** —હે પાર્થ! અનાયાસે જ પ્રાપ્ત થએલું તથા સ્વર્ગના ખુલ્લા દ્વારરૂપ આવું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયો જ પ્રાપ્ત કરે છે [૩૨]

**વિવેચન** —હે અર્જુન! આ ધર્મયુદ્ધ તને અનાયાસે અર્થાત્ તમારી સંધિ

કરવાની ઇચ્છા હોવા છતા દુર્યોધનાદિના દુરાગ્રહથી પ્રાપ્ત થયું છે. આવું ધર્મયુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયોને પ્રયત્ન વિના તેના પુણ્યથી જ પ્રાપ્ત થાય છે; કારણકે તે ઉભયલોકમા સુખપ્રદ છે. જો તું યુદ્ધમાં જીતશે તો તને યશ તથા પૃથ્વીનુ નિષ્કંટક રાજ્ય મળશે કદાચ યુદ્ધમાં મૃત્યુ પામશે તો તુ સ્વર્ગને પામીશ. બને પ્રકારે યુદ્ધથી તને લાભ જ છે.

"યુદ્ધમા સુખ છે" એમ કહી 'स्वजन हि कथ हत्वा सुखिनः स्याम माधव।' [ગી ૧–૩૭] "સ્વજનોને હણીને અમે કેમ સુખી થઈએ?" એ ભક્ત અર્જુનના વચનનુ ભગવાને નિરાકરણ કર્યું [મધુ શ્રીધર વગેરે].

યુદ્ધમા વિજય કે મૃત્યુ બન્ને દૃષ્ટિથી યુદ્ધ જ લાભદાયી છે, માટે તારે અવશ્ય યુદ્ધ કરવા પ્રવૃત્ત થવુ, એ અર્થ છે [શકરાનદ] [૩૨].

**અવતરણિકા :**—હવે ક્ષત્રિયને ધર્મયુદ્ધનો ત્યાગ કરવો, એ પ્રત્યવાયરૂપ છે, તે કહે છે :

**अथ चेत्त्वमिमं धर्म्यं सङ्ग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥**

**અન્વયાર્થ :**—अथ હવે चेत् જો त्त્ तुं इम આ धर्म्यं ધર્મરૂપ सग्रामं યુદ્ધને न करिष्यसि નહિ કરીશ ततः તો स्वधर्मं સ્વધર્મને च તથા कीर्तिम् કીર્તિને हित्वा ખોઈને पापं પાપને–પ્રત્યવાયને [વલ્લભ] મોક્ષપ્રાપ્તિમા અંતરાયને अवाप्स्यसि પામીશ [૩૩].

**શબ્દાર્થ .**—જો તું આ ધર્મરૂપ યુદ્ધ ન કરીશ તો સ્વધર્મ તથા કીર્તિ ખોઈને, પાપને પામીશ [૩૩].

**વિવેચન :**—હે અર્જુન ! કર્તવ્યરૂપે પ્રાપ્ત થયેલા આ ધર્મરૂપ યુદ્ધનો ત્યાગ કરવાથી તું સ્વધર્મનો અર્થાત્ સ્વધર્મપાલનના ફળરૂપ નિરતિશય સુખનો [રા. ભા. કેશવ] તથા મહાદેવ વગેરે સાથે યુદ્ધ કરી સપાદન કરેલી તારી વીરવિજયગામિની, સર્વદેશવ્યાપિની [કેશવ] ઉજ્જ્વળ કીર્તિનો નાશ કરીને, તું પાપને અર્થાત્ પ્રત્યવાયને પ્રાપ્ત થશે [વલ્લભ], તને મોક્ષપ્રાપ્તિમાં અંતરાય થશે, પરંતુ તું સંન્યાસના ફળને પ્રાપ્ત થશે નહિ [શકરાનદ].

હે કુરુશ્રેષ્ઠ ! ધર્મ તથા કીર્તિ સહવાસી છે. ધર્મનિષ્ઠ પુરુષ જ અમર કીર્તિને પ્રાપ્ત થાય છે. યશ એ જ મહા સપત્તિ છે. કારણકે, 'જ્યાં સુધી આ લોકમાં મનુષ્યની કીર્તિનુ ગાન થાય છે, ત્યાં સુધી જ તે સ્વર્ગાદિ લોકમાં

સન્માન પામે છે [ઉદ્યોગપર્વ ૩૫-૪], પરંતુ જ્યાં સુધી આ લોકમાં મૃત્યુ પછી અપકીર્તિનું ગાન થાય છે, ત્યાં સુધી તે નરકાદિ અધમલોકમાં વાસ કરે છે.' [વા. રા. ૭-૪૫-૧૨-૧૩].

ભગવાન મનુ કહે છે કે :–' ભયભીત થઈને પાછો હઠેલો જે પુરુષ સંગ્રામમાં શત્રુઓથી હણાય છે, તે પોતાના સ્વામીનાં જે કાંઈ પાપ હોય તે સર્વને પામે છે; તથા યુદ્ધથી પાછા હઠવાથી હણાયેલા પુરુષે સ્વર્ગાદિની પ્રાપ્તિ માટે જેટલાં પુણ્ય કર્યાં હોય છે, તે સર્વ તેના સ્વામીને પ્રાપ્ત થાય છે' [મધુ.]. યાજ્ઞવલ્ક્યમુનિ કહે છે કે :—' યુદ્ધથી પાછા ફરીને હણાયેલા પુરુષોનાં સર્વ પુણ્યો હનન કરનાર રાજા લઈ જાય છે' [મધુ.].

આથી ' एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।' [ગી. ૧–૩૫] ' દુર્યોધનાદિ મને મારી નાખે અથવા સ્વર્ગનું રાજ્ય મળે તોપણ હું તેમને હણવા ઇચ્છતો નથી ', તથા ' पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ।' [ગી. ૧-૩૬] ' દુર્યોધન વગેરે આતતાયીઓને હણવાથી પણ અમને પાપ જ લાગે ' એ ભક્ત અર્જુનના સંશયનું ભગવાને નિરાકરણ કર્યું [મધુ. વગેરે] [૩૩].

**અવતરણિકા** :—હવે અપકીર્તિ કરતાં મરણ દુઃખદ છે, તે કહે છે :

**अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम् ।**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥**

**અન્વયાર્થ** :—च વળી भूतानि દેવ, ઋષિ, મનુષ્ય વગેરે સર્વ લોકો તે તારી अव्ययां સદા–નિરંતર–લાંબા સમય સુધી अकीर्तिं અપકીર્તિને अपि પણ कथयिष्यन्ति કહેશે च અને संभावितस्य પ્રતિષ્ઠિત પુરુષને-ગુણવાન પુરુષને अकीर्तिः અપકીર્તિ मरणात् મરણ કરતાં अतिरिच्यते વધારે દુઃખદ છે [૩૪].

**શબ્દાર્થ** :—વળી બધા લોકો લાંબા સમય સુધી તારી અપકીર્તિને કહેશે; અને પ્રતિષ્ઠિત પુરુષને તો અપકીર્તિ મરણ કરતાં પણ વધારે દુઃખદ છે [૩૪].

**વિવેચન** :—હે અર્જુન ! આ ધર્મરૂપ યુદ્ધનો ત્યાગ કરવાથી, તું પાપ કે પ્રત્યવાયને પ્રાપ્ત થશે એટલું જ નહિ, પરંતુ દેવ, ઋષિ, મનુષ્ય વગેરે સર્વલોકો " તું ધર્માત્મા નથી ', ' તું શૂરવીર નથી ', ' તું બીકણ છે ' વગેરે પ્રકારે તારી અપકીર્તિને લાંબા સમય સુધી પરસ્પર કહેશે; અને તારા જેવા સંભાવિત પુરુષને અર્થાત્ ધર્મનિષ્ઠ, સત્યપ્રતિજ્ઞ તથા શૂરતમ પ્રતિષ્ઠિત પુરુષને, અપકીર્તિ મરણ કરતાં પણ વધુ વેદના કરશે. મૃત્યુની વેદના અલ્પકાળ માટેની હોવાથી ક્ષણિક

છે; પરંતુ કુલીન પુરુષને અપકીર્તિની વેદના મરણપર્યંત સતત સંતાપના કારણરૂપ હોઈ, વધારે દુઃખદ છે. અપકીર્તિ કરતાં મૃત્યુ શ્રેષ્ઠ છે એ અર્થ છે [ શા. ભા. શંકરાનંદ વગેરે ]. માટે તારે ધર્મરૂપ યુદ્ધ કરવું એ જ શોભારૂપ તથા સુખદ છે.

संभावित कहुँ अपजस लाहू। मरन कोटि सम दारुन दाहू [ તુલસી અ. ૯૪-૪ ] પ્રતિષ્ઠિત પુરુષને અપકીર્તિ કરોડ મૃત્યુ સમાન દારુણ દુઃખને આપનારી છે.

मृत्युश्च को वाऽपयशः स्वकीयम्। [ શંકર ] મૃત્યુ કોણ ? પોતાની અપકીર્તિ એ જ મૃત્યુ [ નરક ] છે. कीर्तिर्यस्य स जीवति। જે કીર્તિ મૂકતો જાય છે, તેણે જ આ સંસારમાં જીવી જાણ્યું છે [ ૩૪ ].

**અવતરણિકા** :—હવે યુદ્ધનો ત્યાગ કરવાથી કેવળ તારી અપકીર્તિ થશે એટલું જ નહિ, પરંતુ શૂરવીરો તારો પ્રત્યક્ષ તિરસ્કાર કરશે, તે કહે છે :

**भयाद्रणादुपरतं मंस्यन्ते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥**

**અન્વયાર્થ** :—महारथाः મહારથીઓ त्वां તને भयात् ભયથી-બીકથી रणात् રણમાંથી उपरतं ઉપરામ પામેલો-નાસી ગયેલો-નિવૃત્ત થયેલો मंस्यन्ते માનશે च અને येषां જેમની મધ્યે त्वं તું बहुमतः भूत्वा બહુમાન પામેલો છે, તેમની મધ્યે તું लाघवं તુચ્છપણાને-અનાદરને-તિરસ્કારને यास्यसि પામશે [ ૩૫ ].

**શબ્દાર્થ** :—મહારથીઓ તને ભયથી રણમાંથી નાસી ગયેલો માનશે; અને જેમની મધ્યે તું તારા શૌર્યાદિ માટે માન પામેલો છે, તેમનામાં તું લાઘવને [ પ્રત્યક્ષ અનાદરને ] પામશે [ ૩૫ ].

**વિવેચન** :—હે અર્જુન ! બાલ્હીક, ભગદત્ત, સોમદત્તિ વગેરે મહારથીઓ તને ભીષ્માદિકના ભયથી રણમાંથી નાસી ગયેલો માનશે; પરંતુ તું દયાથી ઉપરામ પામ્યો છે એમ નહિ માને; અને તેથી જેમનામાં તું તારા ધર્મ, વિદ્યા, શીલ, તેજ, સામર્થ્ય તથા કર્મથી બહુમાન પામેલો છે, તેમનામાં તું લાઘવને [ લઘુતાને ] પામીશ અર્થાત્ તેઓ તારો પ્રત્યક્ષ અનાદર [ તિરસ્કાર ] કરશે. અપકીર્તિ એટલે કે તારી પીઠ પાછળ થતી નિંદા કરતાં તારા જેવા પ્રતિષ્ઠિત

પુરુષને, આ લઘુભાવ અર્થાત્ હાજરીમાં થતો પ્રત્યક્ષ અનાદર [ તિરસ્કાર ] વધારે દુઃખદ છે [ શંકરાનંદ ] [ ૩૫ ].

વળી :

**अवाच्यवादांश्च बहून् वदिष्यन्ति तवाहिताः ।**
**निन्दन्तस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥**

**અન્વયાર્થ** :—च અને तव તારા अहिताः શત્રુઓ तव તારા सामर्थ्यं બળને निन्दन्त નિંદતા નિંદતા बहून् અનેક अवाच्यवादान् ન બોલવાના બોલો वदिष्यन्ति બોલશે ततः આથી दुःखतरं नु किं બીજું વધારે દુઃખ ખરેખર શું હોઈ શકે ? [ ૩૬ ]

**શબ્દાર્થ** :—અને તારા શત્રુઓ તારા બળને નિંદતા નિંદતા અનેક ન બોલવાના બોલો બોલશે, આથી વધારે દુઃખ ખરેખર બીજું શું હોઈ શકે ? [ ૩૬ ]

**વિવેચન** :—હે અર્જુન ! ' आहूतो न निवर्तेत ' યુદ્ધનું આહ્‌વાન થવા પછી યુદ્ધથી નિવૃત્ત ન થવું, એ ક્ષત્રિયનો ધર્મ છે. તેથી ભીષ્મપિતામહે એમના ગુરુ ભગવાન પરશુરામ સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું હતું. યુદ્ધમાંથી તને નિવૃત્ત થયેલો જોઈ, દુર્યોધન, કર્ણ વગેરે તારા શત્રુઓ તારા બળની નિંદા કરતાં તને ' षण्डतिलादि ' નપુંસક–બાયલો વગેરે [ મધુ. ] કઠોર મર્મભેદક વચનો સંભળાવશે. આથી વધારે દુઃખકર તારા જેવા પ્રતિષ્ઠિત પુરુષ માટે બીજું કાંઈ નથી.

વિદ્યા, કુળ, શીલ, ધર્મ કે કર્મ ઇત્યાદિવડે પ્રતિષ્ઠા પામેલા પુરુષને અપકીર્તિ અર્થાત્ તેની પીઠ પાછળ થતી નિંદા દુઃખકર છે. અપકીર્તિથી વધુ દુઃખકર લઘુભાવ એટલે પ્રત્યક્ષ અપમાન, અનાદર કે તિરસ્કારને પાત્ર થવું તે છે; તથા સર્વથી વધુ દુઃખકર શત્રુઓ તરફનાં પ્રત્યક્ષ દૂષણોથી અર્થાત્ પ્રત્યક્ષ સંભળાવવામાં આવતાં મર્મભેદક વચનોથી થતી નિંદા છે [ શંકરાનંદ ].

સ્વધર્મનો ત્યાગ કરનાર પુરુષ અપકીર્તિને, લઘુભાવને [ પ્રત્યક્ષ અપમાનને ] તથા શત્રુઓનાં દૂષણોને પ્રાપ્ત થાય છે, એવો ભગવાનનો અભિપ્રાય છે [ ૩૬ ].

**અવતરણિકા** :—युध्यमानस्य प्रासङ्गिकोपयुक्तोपदेशः । હવે યુદ્ધ કરનારને પ્રાસંગિક યોગ્ય ઉપદેશ આપે છે :

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥

**અન્વયાર્થ** :—વા જો કદાચિત્ हतः તું હણાઈશ તો स्वर्गं સ્વર્ગને प्राप्स्यसि પામીશ वा અથવા जित्वा તું જીતીશ તો महीं પૃથ્વીને भोक्ष्यसे ભોગવીશ तस्मात् તેથી कौंतेय! હે અર્જુન! कृतनिश्चयः નિશ્ચયયુક્ત થઈને युद्धाय યુદ્ધ કરવાને उत्तिष्ठ ઊભો થા [ ૩૭ ].

**શબ્દાર્થ** :—જો કદાચિત્ તું હણાઈશ તો સ્વર્ગને પામીશ અથવા જો તું જીતીશ તો પૃથ્વી ભોગવશે. માટે હે કૌંતેય! તું યુદ્ધ કરવા માટે નિશ્ચય કરી ઊભો થા [ ૩૭ ]

**વિવેચન** :—હે અર્જુન! वीरभोग्या वसुंधरा । [ શાં. પ. ૧૦-૬ ]. 'વીરપુરુષો જ પૃથ્વીને [ રાજ્યાદિ ભોગોને ] ભોગવવા ભાગ્યશાળી થાય છે.' 'જો તું આ ધર્મયુદ્ધમાં જીતશે તો તને પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય મળશે અને કદાચ મરણ પામીશ તો સ્વર્ગને પામીશ.' આ પ્રમાણે જય તથા પરાજય બન્નેમાં તને લાભ છે. માટે 'ભિક્ષાધર્મ કે યુદ્ધધર્મ એ બેમાં શું શ્રેષ્ઠ છે' તથા 'અમે જીતીશું કે કૌરવો જીતશે' એ પ્રકારના તારા સંશયોનો ત્યાગ કરી, 'देहं पातयामि वा कार्यं साधयामि' 'હું શત્રુને જીતીશ કે યુદ્ધમાં મરણ પામીશ' એવો સુદૃઢ નિશ્ચય કરી, યુદ્ધ કરવા ઊભો થા.

मृतं सुते क्षत्रिया राजपुत्री इति हि प्रसिद्धम्। [ વે. તા. ચં. ] યુધ્ધમાં મરણ પામશે એવી અભિલાષાથી જ ક્ષત્રિયાણી પુત્રને જન્મ આપે છે. नहि सिंहीसुतेन हरिणीकुमारचरितमनुसरणीयम्। [ વે. તા. ચં. ] સિંહણના પુત્રને હરિણીકુમારનું અનુસરણ ન શોભે કુંતિપુત્રને યુદ્ધમાં પીઠ બતાવવી યોગ્ય નથી.

આથી न चैतद्विद्मः कतरन्नो गरीयः। [ ગી. ૨-૬ ] 'ભિક્ષાધર્મ અને યુદ્ધધર્મ એમાથી અમારે માટે શું શ્રેષ્ઠ છે,' ઇત્યાદિ ભક્ત અર્જુનના વચનનો [ સંશયનો ] ભગવાને પરિહાર કર્યો [ મધુ. વગેરે ] [ ૩૭ ]

**અવતરણિકા** :—હવે સમબુદ્ધિ રાખી યુદ્ધ કરવાથી પાપ નહિ લાગે, તે કહે છે :

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥

**અન્વયાર્થ** :—सुखदुःखे સુખ અને દુઃખ समे સરખાં कृत्वा કરીને તેમ-

लाभालाभौ લાભ અને હાનિ जयाजयौ જય અને પરાજય સરખા માનીને ततः પછી युद्धाय યુધ્ધ કરવા માટે युज्यस्व તત્પર થા. एवं એમ કરવાથી તને पापं પાપ न अवाप्स्यसि નહિ લાગે [ ૩૮ ].

**શબ્દાર્થ** :—સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય સરખાં માની યુદ્ધ કરવા માટે તું તત્પર થા; એમ કરવાથી તને પાપ નહિ લાગે [ ૩૮ ].

**વિવેચન** :—હે અર્જુન ! સુખ અને દુઃખ, લાભ અને હાનિ, જય અને પરાજય સરખાં માની અર્થાત્ રાગદ્વેષ રાખ્યા વિના [ શા. ભા. વગેરે ] સમબુદ્ધિ રાખી [ શંકરાનંદ ] લાભ વગેરેની સિદ્ધિ તથા અસિદ્ધિમાં હર્ષવિષાદ ન કરતાં [ શંકરાનંદ ] સ્વધર્મ બુદ્ધિથી [ શ્રીધર ], કર્તવ્યબુદ્ધિથી [ રા. ભા. વગેરે ] યુદ્ધ કરવા તત્પર થા. આ પ્રકારે સ્વધર્મરૂપી યુદ્ધ કરવાથી તું પાપને અર્થાત્ આ દુઃખરૂપ સંસારને [ રા. ભા; વે. બ્ર. ગી. ] ન પામીશ, તું સંસારથી મુક્ત થશે [ રા. ભા. ].

આપસ્તંબ ઋષિ કહે છે કે:—'જેમ ફળની પ્રાપ્તિ માટે રોપવામાં આવેલા આમ્રવૃક્ષનાં છાયા–સુગંધ વગેરે આનુષંગિક ફળો પ્રાપ્ત થાય છે, તેમ સમબુદ્ધિ રાખી ધર્મનું આચરણ કરનાર પુરુષને આ લોકમાં રાજ્યાદિ અર્થ-લાભ તથા પરલોકમાં સ્વર્ગાદિ સુખભોગો આનુષંગિક ફળ તરીકે પ્રાપ્ત થાય છે, પરંતુ ધર્મહાનિ થતી નથી.'

આ પ્રમાણે 'વિવેકબુદ્ધિ રાખી યુદ્ધ કરવાથી પાપ ન લાગે.' એમ કહી 'पापमेवाश्रयेदस्मान् हत्वैतानाततायिनः । [ ગી. ૧–૩૬ ] દુર્યોધન વગેરે આતતાયીઓને હણવાથી અમને પાપ જ લાગે' એ ભક્ત અર્જુનના વચનનું ભગવાને નિરાકરણ કર્યું [ મધુ. નીલકંઠ. વગેરે ].

एष उपदेशः प्रासङ्गिकः । [ શા. ભા. ] આ યુદ્ધધર્મ વિષેનો ઉપદેશ પ્રાસંગિક છે. તાત્પર્ય એ છે કે જેમ નૌકાનો આશ્રય લેનાર પુરુષ અનાયાસે સમુદ્ર તરી જાય છે, તેમ સ્વધર્મનિષ્ઠ પુરુષ અનાયાસે આત્મનિષ્ઠાને પ્રાપ્ત થઈ, સંસારસમુદ્ર તરી જાય છે [ ૩૮ ].

**અવતરણિકા** :—'अशोच्यानन्वशोचस्त्वं' ઇત્યાદિથી [ ગી. ૨–૧૧–૩૦ ] ભગવાને ભક્ત અર્જુનને સાંખ્યબુદ્ધિ [ પરબ્રહ્મવિષયક બુદ્ધિ ] કહી. હવે સાંખ્યબુદ્ધિના [ જ્ઞાનના ] સાધનરૂપ યોગબુદ્ધિનો ઉપદેશ આપવાનો આરંભ કરે છે :

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥ ३९ ॥

**અન્વયાર્થ** :—ते एषा बुद्धिः सांख्ये अभिहिता મેં તને આ સાંખ્યબુદ્ધિ કહી.—[શા. ભા.] પરમાત્માના જ સંબંધનું જ્ઞાન કર્યું [મધુ.] तु હવે योगे इमां शृणु હવે યોગબુદ્ધિ અથવા આત્મતત્ત્વના નિશ્ચયવાળી બુધ્ધિ કહું છું તે તું સાંભળ यया बुद्ध्या युक्तः જે બુધ્ધિને આશ્રય કરવાથી—पार्थ ! હે પાર્થ ! તું कर्मबंधं કર્મના બંધનને प्रहास्यसि સંપૂર્ણ નાશ કરી શકીશ [૩૯].

**શબ્દાર્થ** :—મેં તને આ સાંખ્યબુદ્ધિ કહી, હવે હું તને યોગબુદ્ધિ [કર્મયોગ વિષેની બુદ્ધિ] કહું છું તે શ્રવણ કર. આ યોગબુદ્ધિને આશ્રય કરવાથી તું કર્મના બંધનને સંપૂર્ણ નાશ કરી શકીશ [૩૯].

**વિવેચન** :—હે અર્જુન ! 'शुद्धात्मतत्त्वविज्ञानं साङ्ख्यमित्यभिधीयते'। [વેદવ્યાસ] 'શુદ્ધ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તે "સાંખ્ય" [આત્મજ્ઞાન] કહેવાય છે.' અથવા સારી રીતે જેમાં આત્મતત્ત્વ કહેવામાં આવ્યું છે, તે "સાંખ્ય" અથવા 'ઉપનિષદો' કહેવાય છે; અને તે ઉપનિષદોમાં પરબ્રહ્મ વિષેનું જે જ્ઞાન તે 'સાંખ્યજ્ઞાન' [સાંખ્યબુદ્ધિ] કહેવાય છે [નીલકંઠ]. અથવા આત્માને જન્માદિ છ વિકારોથી રહિત અકર્તા, અભોક્તા ઇત્યાદિ પ્રકારે અનુભવ કરનારા સાંખ્યયોગીને [બ્રહ્મનિષ્ઠને] પ્રાપ્ત થતી બુદ્ધિ 'સાંખ્ય-બુદ્ધિ' કહેવાય છે [શા. ભા. ગી. ૨–૧૦–૧૧]. આ સાંખ્ય [આત્મજ્ઞાન–સાંખ્યબુદ્ધિ] શોક-મોહ વગેરે અનર્થોની નિવૃત્તિના કારણરૂપ છે [શા. ભા. મધુ].

મેં તને સાંખ્યબુદ્ધિ કહી. મેં તને જ્ઞાનયોગદૃષ્ટિથી તારા કર્તવ્ય વિષે ઉપદેશ આપ્યો. આ સાંખ્યબુદ્ધિને પ્રાપ્ત થયેલા કૃતકૃત્ય બ્રહ્મવેત્તાને કર્મનો ઉપદેશ કરવામાં આવતો નથી; કારણકે, 'तस्य कार्यं न विद्यते' [ગી. ૩–૧૭] સાંખ્યયોગીને [આરૂઢને] કાંઈ પણ લૌકિક કે વૈદિક કર્મ કરવાનું રહેતું નથી. પરંતુ તું અશુદ્ધ અંતઃકરણવાળો છે. પાપરૂપ મળને લીધે અશુદ્ધ ચિત્તમાં આ સાંખ્યબુદ્ધિનો [આત્મજ્ઞાનનો] ઉદય થવો શક્ય નથી, માટે હું તને તારા શ્રેય માટે અંતઃકરણની શુદ્ધિના સાધનરૂપ યોગબુદ્ધિ કહું છું, તે શ્રવણ કર; અર્થાત્ તે બુદ્ધિનો આશ્રય કરી સ્વધર્મપરાયણ રહેવાનો નિશ્ચય કર.

આ યોગબુદ્ધિનો [કર્મયોગનો] આશ્રય કરવાથી, त्वं कर्मबन्धं प्रहास्यसि તું અંતઃકરણની અશુધ્ધિરૂપ જ્ઞાનના પ્રતિબંધનો સમૂળગો ત્યાગ કરીશ [મધુ.].

તું ધર્માધર્મરૂપ કર્મબંધનો મારા અનુગ્રહથી પ્રાપ્ત થતા જ્ઞાનવડે નાશ કરીશ [શા. ભા. વગેરે]. તું સંસારબંધનથી મુક્ત થશે [રા. ભા.].

શુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષ પ્રત્યે જ્ઞાનનો [સાંખ્ય બુધ્ધિનો] ઉપદેશ છે, અને અશુદ્ધ અંતઃકરણવાળા પ્રત્યે નિષ્કામ કર્મનો ઉપદેશ છે, એ અભિપ્રાય છે [મધુ]. ભગવાન પણ હવે પછી કહેશે કે :—'જ્ઞાનનિષ્ઠા તથા કર્મનિષ્ઠાના અધિકારીઓ ભિન્નભિન્ન હોય છે.' [ગી. ૩-૩].

## યોગબુદ્ધિનું સ્વરૂપ

ભગવદ્‌ગીતામાં ચાર પ્રકારની બુદ્ધિનું વર્ણન છે: (૧) સાંખ્યબુધ્ધિ (૨) યોગબુધ્ધિ (૩) કામ્યબુધ્ધિ અને (૪) આસુરી બુધ્ધિ.

કામ, ક્રોધ, લોભ, દંભ વગેરેને વશ થઈ, નિષિદ્ધ કર્મ કે વિષયભોગમાં આસક્તિ એ "આસુરી બુદ્ધિ"નું લક્ષણ છે [ગી. ૧૬-૪-૨૧]. સ્ત્રી, પુત્ર, ધન, સ્વર્ગ વગેરેની કામનાથી યજ્ઞદાનાદિ કર્મો કરવા પ્રવૃત્ત થવું એ "કામ્ય બુધ્ધિ"નું લક્ષણ છે [ગી. ૨-૪૨-૪૪] આસુરી બુદ્ધિ તથા કામ્યબુધ્ધિનો ત્યાગ કરી, ઈશ્વરાર્થે ઈશ્વરાર્પણબુદ્ધિથી શ્રધ્ધાપૂર્વક શાસ્ત્રવિહિત કર્મોના અનુષ્ઠાનવિષયક તત્પરતા એ "યોગબુધ્ધિ"નું લક્ષણ છે [ગી. ૨-૪૮]. યોગબુદ્ધિના ફળરૂપ ચિત્તશુધ્ધિદ્વારા આત્માનો જન્માદિ ૭ વિકારોથી રહિત અકર્તા, અભોક્તા ઇત્યાદિ પ્રકારે સાક્ષાત્ અનુભવ કરનારા સાંખ્યયોગીને [બ્રહ્મનિષ્ઠને] પ્રાપ્ત થતી બુધ્ધિ "સાંખ્યબુધ્ધિ" કહેવાય છે [શાં. ભા. ગી. ૨-૧૧].

જેમ મળ તથા વિષ વિનાનું જળ જ જીવન માટે ઉપયોગી થાય છે, તેમ આસુરી બુધ્ધિરૂપી મળ તથા કામ્યબુધ્ધિરૂપી વિષ વિનાનું નિષ્કામ કર્મ જ યોગબુદ્ધિ તથા યોગબુધ્ધિના ફળરૂપ સાંખ્યબુધ્ધિની પ્રાપ્તિના સાધનરૂપ છે.

તાત્પર્ય એ છે કે જ્યાં સુધી પુરુષ કામક્રોધાદિને વશ થઈ નિષિદ્ધ કર્મ કરતાં અટકતો નથી, તથા જ્યા સુધી તેના ચિત્તમાં આલોકપરલોકવિષયક ભોગતૃષ્ણા શાંત થતી નથી ત્યાં સુધી ચિત્તમાં યોગબુદ્ધિનો ઉદય થતો નથી: અને જ્યાં સુધી ચિત્તમાં યોગબુદ્ધિનો ઉદય થતો નથી ત્યાં સુધી મોક્ષમાર્ગનો આરંભ થતો નથી.

નિષ્કામ કર્મ યોગબુદ્ધિનું સાધન તથા લક્ષણ છે. 'ઈશ્વર જ અમારી પરમગતિ છે' એવા નિશ્ચયવાળી, સિદ્ધિ તથા અસિદ્ધિમાં સમભાવવાળી, તથા ઈશ્વરની પ્રાપ્તિમાં જ પર્યવસાન પામનારી યોગબુદ્ધિ [વિવેકબુદ્ધિ] અત્યંત દુર્લભ છે [ગી. ૨-૪૧].

મહાભારતના એક પ્રસંગથી યોગબુદ્ધિનું સ્વરૂપ સ્પષ્ટ સમજાશેઃ—વનવાસમાં એક સમયે દ્રૌપદીએ ધર્મરાજ યુધિષ્ઠિરને પૂછ્યું : "હે મહારાજ! આપ રાતદિવસ ધર્મનું જ સેવન કરો છો, છતાં આપ બંધુઓ સહિત જંગલમાં અનેક પ્રકારના કષ્ટ સહન કરો છો. રાજા દુર્યોધન વગેરે સર્વદા અધર્મપરાયણ હોવા છતાં હસ્તિનાપુરમાં રાજ્યવૈભવ ભોગવે છે. આપ સર્વ સમર્થ છો, જો આપ વનવાસની પ્રતિજ્ઞાનો ત્યાગ કરી, યુદ્ધ કરો તો આપને અવસ્ય રાજ્ય, વૈભવ, ઐશ્વર્ય, યશ વગેરે પ્રાપ્ત થાય. જો ધર્મના સેવનથી દુઃખ જ ભોગવવું પડે તે ધર્મ શી રીતે કહી શકાય?"

ધર્મરાજ યુધિષ્ઠિરે જવાબ આપ્યો : 'धर्मं चरामि सुश्रोणि न धर्मफलकारणात्। धर्मो वाणिज्यको हीनो जघन्यो धर्मवादिनाम्' ॥ 'હે સુંદરી! હું ધર્મનું ફલદૃષ્ટિથી સેવન કરતો નથી. ધર્મને વ્યાપારરૂપ સમજવો એ હીન તથા ધર્મવેત્તાઓથી સર્વથા નિંદિત છે.' ધર્મરાજ યુધિષ્ઠિર જેવી ધર્મનિષ્ઠા એ જ યોગબુદ્ધિ છે.

તત્ત્વવેત્તાઓ કહે છે કે.—'धर्मनिष्ठा तदा ज्ञेया यदा चित्तं प्रसीदति। જ્યારે ચિત્ત શુદ્ધ થાય ત્યારે ધર્મનિષ્ઠા [ યોગબુદ્ધિ ] સિદ્ધ થઈ છે,' એમ જાણવું; અને 'भक्तिनिष्ठा तदा ज्ञेया यदा कृष्णः प्रसीदति। જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય ત્યારે ભક્તિનિષ્ઠા [ સાંખ્યબુદ્ધિ ] સિદ્ધ થઈ છે,' એમ જાણવું [ ૩૯ ].

**અવતરણિકા** :—હવે કર્મયોગનું માહાત્મ્ય તથા ફળ કહે છે :

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ ४० ॥**

**અન્વયાર્થ** :—इह આ કર્મયોગમાં अभिक्रमनाशः કર્મના આરંભનો નાશ न अस्ति નથી. प्रत्यवायः વિપરીત ફળરૂપ દોષ न विद्यते નથી. अस्य આ धर्मस्य ધર્મનું स्वल्प થોડું अपि પણ અનુષ્ઠાન महत. મોટા भयात् ભયથી त्रायते રક્ષણ કરે છે [ ૪૦ ].

**શબ્દાર્થ** :—આ કર્મયોગમાં કર્મના આરંભનો નાશ નથી અર્થાત્ કર્મનો આરંભ નિષ્ફળ થતો નથી. પ્રત્યવાય નથી. આ કર્મયોગરૂપી ધર્મનું થોડું પણ અનુષ્ઠાન મહાભયમાથી [ સંસારમાંથી ] ઉગારી લે છે [ ૪૦ ].

**વિવેચન** :—હે અર્જુન! આ સંસારમાં ખેતી વગેરે લૌકિક કર્મોનો આરંભ કરવા છતાં ફળ મળવું અનિશ્ચિત છે. દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, કર્મ કે કર્તા એ ૭ પૈકી કોઈ પણ અંગની વિગુણતાને લીધે કામ્ય કર્મનું [ યજ્ઞાદિ કર્મનું ]

ફળ પ્રાપ્ત થતું નથી; પરંતુ આ કર્મયોગમાં કર્મના આરંભનો નાશ નથી, અર્થાત્ કર્મનો આરંભ નિષ્ફળ થતો નથી. નિષ્કામકર્મનું પાપના ક્ષયરૂપ ચિત્તશુદ્ધિરૂપી ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે [ મધુ. ]. આ ચિત્તશુદ્ધિરૂપી ફળનો ભોગથી ક્ષય સંભવતો નથી; કારણકે તેમા ભોગનો અભાવ છે [ મધુ. સદાનંદ ].

કર્મયોગમાં પ્રત્યવાય નથી અર્થાત્ વિપરીત પરિણામનો [ અનર્થનો ] ભય નથી. રોગની ચિકિત્સામા ભૂલ થવાથી રોગ વધે, સારા થવામા અંતરાય થાય કે દરદી મૃત્યુ પામે, પરંતુ ભવરોગનિવારણ માટે કર્મયોગ રામબાણ ઉપાય છે.

કર્મયોગનુ થોડુ પણ અનુષ્ઠાન ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કરાવી અધિકારી પુરુષને જન્મ-મરણરૂપી મોટા ભયમાથી ઉગારી લે છે. કર્મયોગ કલ્મપનાશિની ભગવતી ભાગીરથીરૂપ છે.

માટે ' बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्ध प्रहास्यसि ' ' કર્મયોગનો આશ્રય કરવાથી તુ કર્મબંધનનો નાશ કરી શકીશ ' એમ જે ઉપર કહ્યું છે, તે યોગ્ય જ છે [ મધુ ]

વળી ' કર્મયોગી આલોકમા કે પરલોકમાં વિનાશ કે દુર્ગતિને પ્રાપ્ત થતો નથી ' [ ગી ૬-૪૦ ]. तस्मात्साङ्ख्यानधिकारिणा कर्मयोग एवानुष्ठेयः। [ નીલકંઠ. શંકરાનંદ વગેરે ] માટે સાખ્યનો [ જ્ઞાનયોગનો ] અધિકાર ન ધરાવનાર પુરુષે [ આરુરુક્ષુએ ] ચિત્તશુદ્ધિના સાધનરૂપ કર્મયોગનું જ અનુષ્ઠાન કરવું [ ૪૦ ].

**અવતરણિકા** :—येयं साङ्ख्ये बुद्धिरुक्ता योगे च वक्ष्यमाणलक्षणा सा व्यवसायात्मिका एकैव। આ જે સાંખ્યના વિષયમા બુદ્ધિ કહી, અને હવે કર્મયોગના વિષયમાં જે બુદ્ધિ કહેવામા આવનાર છે, તે નિશ્ચયાત્મક એક જ ફળને ઉત્પન્ન કરનારી હોવાથી એક જ છે, તે કહે છે :

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

**અન્વયાર્થ** .—कुरुनंदन। હે અર્જુન। इह આ મોક્ષમાર્ગમાં व्यवसायात्मिका નિશ્ચયસ્વભાવવાળી [ શા. ભા. ] વસ્તુતત્ત્વના નિશ્ચયવાળી [ શંકરાનંદ ] बुद्धिः બુધ્ધિ एका हि એક જ છે. अव्यवसायिना અનિશ્ચયવાળાની बुद्धयः બુધ્ધિઓ बहुशाखाः ઘણી શાખાવાળી-ઘણા પ્રકારવાળી [ શંકરાનંદ ] च તથા अनंताः અનંત હોય છે [ ૪૧ ].

**શબ્દાર્થ** :—હે અર્જુન। આ મોક્ષમાર્ગમાં નિશ્ચય સ્વભાવવાળી બુધ્ધિ

એક જ છે. અનિશ્ચયવાળા સકામી પુરુષોની બુદ્ધિઓ બહુશાખાવાળી તથા અનંત હોય છે [૪૧].

**વિવેચન**:—હે અર્જુન! આ મોક્ષમાર્ગમાં સાંખ્યવિષયક [જ્ઞાનને વિષય કરનારી] તથા યોગવિષયક એટલે કર્મયોગને વિષય કરનારી બુદ્ધિ એક જ છે; કારણકે તે બન્ને બુદ્ધિનું એક જ પરિણામ [ફળ] છે. તે બુદ્ધિ નિર્દોષ વેદવાક્યોથી ઉત્પન્ન થયેલી હોવાથી 'વ્યવસાયાત્મિકા' અર્થાત્ નિશ્ચયસ્વભાવવાળી તથા યથાર્થ પ્રમાણુજનિત હોવાથી સર્વ વિપરીત બુદ્ધિઓને બાધ કરનારી છે [શા. ભા.]; પરંતુ અનિશ્ચયવાળા સકામ પુરુષોની બુદ્ધિઓ બહુ શાખાવાળી એટલે બહુ પ્રકારની [શંકરાનંદ] હોય છે; તથા કામ્ય પદાર્થો અનંત હોવાથી અનંત હોય છે, અને તેથી તેમનો સંસાર પણ અનંત હોય છે, તેમનો સંસાર કદી ઉપશાંત થતો નથી.

તાત્પર્ય એ છે કે વિવેકી પુરુષોની બુદ્ધિ 'ઈશ્વર જ અમારી પરમગતિ છે' એવા નિશ્ચયવાળી હોય છે [શંકરાનંદ], અથવા 'હું કર્મયોગરૂપી પ્રભુ-ભક્તિ વડે અવશ્ય સંસારને તરીશ' એવી એક જ નિશ્ચયવાળી હોય છે [શ્રીધર]; પરંતુ અવિવેકી પુરુષોની બુદ્ધિ નિશ્ચયવાળી હોતી નથી. અવિવેકીને 'इदमेव मम श्रेयः' इति। 'મારે માટે આ જ કલ્યાણ છે' એવો નિશ્ચય થવો દુર્લભ છે [નીલકંઠ] [૪૧].

**અવતરણિકા**:—હવે ત્રણ શ્લોકોવડે અવિવેકી પુરુષોને વ્યવસાયાત્મિકા બુદ્ધિ ન ઉત્પન્ન થવાનાં કારણો કહે છે:

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥

**અન્વયાર્થ**:—પાર્થ! હે પાર્થ! वेदवादरताः વેદશાસ્ત્રના અર્થવાદમાં પ્રીતિવાળા अन्यत् न अस्ति इति वादिनः કર્મકાંડથી અતિરિક્ત જ્ઞાનકાંડથી મોક્ષ વગેરે નથી, એમ પ્રતિપાદન કરનારા अविपश्चितः શાસ્ત્રરહસ્ય નહિ સમજનારા અવિવેકી પુરુષો पुष्पितां ફૂલના જેવી શોભીતી અને ઉપરથી રમણીયતાવાળી इमां यां वाचं આ જે વાણી प्रवदन्ति બોલે છે [૪૨]

**શબ્દાર્થ**:—હે પાર્થ! વેદશાસ્ત્રના અર્થવાદમાં [ફલશ્રુતિમાં] પ્રીતિવાળા, 'કર્મકાંડથી અતિરિક્ત જ્ઞાનકાંડ વગેરે નથી,' એમ પ્રતિપાદન કરનારા, શાસ્ત્ર-રહસ્ય નહિ સમજનારા અવિવેકી પુરુષો ફૂલના જેવી શોભતી અને રમણીય-તાવાળી વાણી બોલે છે [૪૨].

**વિવેચન** —હે અર્જુન! વેદશાસ્ત્રના ઉપક્રમ, ઉપસંહાર વગેરેના તાત્પર્યને ન જાણનારા [શંકરાનંદ] 'કર્મકાંડથી અતિરિક્ત જ્ઞાનકાંડ વગેરે નથી', એમ પ્રતિપાદન કરનારા [મધુ] કર્મકાંડને જ પ્રમાણ માનનારા બહિર્મુખ મીમાંસકો [અવિવેકી] વેદશાસ્ત્રના કર્મકાંડના અર્થવાદમાં [ફલશ્રુતિમાં જ] પ્રીતિવાળા હોય છે 'ચાતુર્માસ્ય કરનારને અક્ષયપુણ્ય પ્રાપ્ત થાય છે', 'અમે સોમરસ પીને અમર થયા છીએ', 'દક્ષિણાગ્નિના ઉપાસકો અમૃતત્વને પ્રાપ્ત થાય છે' વગેરે કર્મકાંડની ફલશ્રુતિવાળી વાણીથી સ્વર્ગાદિ દિવ્યભોગ માટે કામ્ય કર્મો કરવા પ્રવૃત્ત થાય છે

મીમાંસકો અગ્નિહોત્રાદિક વૈદિક કર્મો, યજ્ઞયાગાદિ ઇષ્ટ કર્મોને તથા કૂવા, તળાવ વગેરે પૂર્તકર્મોને પુરુષાર્થનું પરમ સાધન માને છે તેઓ વેદશાસ્ત્રના અર્થવાદવાક્યોને વિધિરૂપ માને છે તેઓ કર્મકાંડને જ શ્રેષ્ઠ ગણે છે, ઉપાસનાકાંડ તથા બ્રહ્મકાંડને શ્રેષ્ઠ ગણતા નથી [શંકરાનંદ]

પરંતુ મીમાંસકો જાણતા નથી કે 'नैष्कर्म्यं लभते सिद्धिं रोचनार्था फलश्रुति । [ભાગ ૧૧-૩-૪૬] નિષ્કામ કર્મ જ ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષના સાધનરૂપ છે તથા કર્મકાંડની ફલશ્રુતિઓનો હેતુ સ્વર્ગાદિ ભોગોની લાલચ બતાવી મનુષ્યને વૈદિક કર્મમાં પ્રવૃત્ત કરવાનો છે.' જેમ બાળકને ઓસડ પાવા માટે સાકરની લાલચ આપવામાં આવે છે, તેમ કર્મકાંડની ફલશ્રુતિઓનો હેતુ, સ્વર્ગાદિકની લાલચથી મનુષ્યને ઇષ્ટપૂર્તાદિ કર્મોમાં પ્રવૃત્ત કરવાનો છે યજ્ઞાદિ કર્મો નિષ્કામભાવે કરવા એ તેનો ફલિતાર્થ છે વેદશાસ્ત્રનો ખરો હેતુ નિષ્કામકર્મથી કર્મબંધનનો નાશ કરવાનો છે [૪૨]

**અવતરણિકા** :—હવે મીમાંસકોનો [સકામ પુરુષોનો] સ્વભાવ દુષ્ટ છે, એ સૂચન કરવાના હેતુથી, તેમના ગુણોનું વર્ણન કરે છે [શંકરાનંદ]

**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**

**અન્વયાર્થ** —कामात्मानः કામનાથી ભરપૂર स्वर्गपराः સ્વર્ગને જ શ્રેષ્ઠ માનનારા—સ્વર્ગને પરમ પ્રાપ્ય માનનારા जन्मकर्मफलप्रदाम् જન્મ, કર્મ તથા ફળને આપનારી भोगैश्वर्यगतिं प्रति ભોગ તથા ઐશ્વર્યની પ્રાપ્તિ માટે क्रियाविशेषबहुलां અગ્નિહોત્રાદિ કર્મોને પ્રતિપાદન કરનારી એ જે વાણી બોલે છે [૪૩]

**શબ્દાર્થ** —કામનાથી ભરપૂર, સ્વર્ગને જ શ્રેષ્ઠ માનનારા અવિવેકી

પુરુષો જન્મ, કર્મ તથા ફળને આપનારી, ભોગ તથા ઐશ્વર્યની પ્રાપ્તિ માટે અગ્નિહોત્રાદિ કર્મોને પ્રતિપાદન કરનારી વાણી બોલે છે [૪૩].

**વિવેચન** :—નંદનવનમાં વિહાર, અપ્સરાઓ સાથે ક્રીડા તથા અમૃતપાનાદિ ભોગોમાં આસક્ત હોવાથી મીમાંસકો મોક્ષભણી દૃષ્ટિ નહિ કરતાં માત્ર સ્વર્ગને જ શ્રેષ્ઠ માને છે. આવા કામપરાયણ તથા સ્વર્ગપરાયણ પુરુષો જન્મ, તે વડે થતાં અગ્નિહોત્રાદિક વૈદિક કર્મો અને તેથી મળનારાં પશુ, પુત્ર, ધન, સ્વર્ગ વગેરેને આપનારી, તથા સ્વર્ગાદિ ભોગોની પ્રાપ્તિ માટે અગ્નિહોત્રાદિ કર્મોને વિસ્તારથી પ્રતિપાદન કરનારી વાણીને બોલે છે.

તાત્પર્ય એ છે કે, કામ્યકર્મ કરનારા મૂઢ પુરુષો વારંવાર સંસારચક્રમાં ભ્રમણ કરે છે [શા. ભા.]; કારણકે કામ્યકર્મ અપૂર્વ શરીર તથા ઇન્દ્રિયો વગેરેની સાથે સંબંધરૂપ જન્મ, તે જન્મને અધીન તે તે વર્ણો તથા આશ્રમોના અભિમાનથી થતું કર્મ તથા તે કર્મને અધીન વિનાશ પામવાના સ્વભાવવાળાં પુત્ર, ધન, સ્વર્ગ વગેરે ફલ આપનારું છે [મધુ.] [૪૩].

**અવતરણિકા** :—હવે કામ્યકર્મ કરનારાઓને યોગબુદ્ધિ કે યોગબુદ્ધિના ફળરૂપ સાંખ્યબુદ્ધિ થતી નથી, તે કહે છે [શંકરાનંદ]:

भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।
*व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ ४४ ॥*

**અન્વયાર્થ** :—भोगैश्वर्यप्रसक्तानां ભોગ તથા ઐશ્વર્યમાં આસક્તિવાળા તેમ જ तया કર્મકાંડની ફલશ્રુતિની તે વાણીવડે अपहृतचेतसाम् હરાયેલા ચિત્તવાળા તે અવિવેકી પુરુષોના समाधौ અંતઃકરણમાં [શા. ભા. વગેરે] व्यवसायात्मिका बुद्धिः નિશ્ચયાત્મક બુદ્ધિ न विधीयते થતી નથી [૪૪].

**શબ્દાર્થ** :—ભોગ તથા ઐશ્વર્યમાં આસક્તિવાળા તેમ જ કર્મકાંડની ફલશ્રુતિની તે વાણીવડે હરાયેલા ચિત્તવાળા તે અવિવેકી પુરુષોના અંતઃકરણમાં નિશ્ચયાત્મક બુદ્ધિ થતી નથી [૪૪].

**વિવેચન**—હે અર્જુન! भोगैश्वर्यप्रसक्तानाम्=સ્વર્ગાદિ ભોગ તથા ઐશ્વર્યમાં આસક્તિવાળા એટલે કે સ્વર્ગાદિ ભોગ તથા ઐશ્વર્યને જ પરમ પુરુષાર્થ માની તેમાં જ જેમનો પ્રેમ થઈ ગયો છે અને એ પ્રકારે ભોગાદિમાં જ તદ્રૂપ થયેલા [શા. ભા.], ભોગ્ય પદાર્થો તથા તેના સ્વામિત્વમાં આસક્તિવાળા [શંકરાનંદ] તથા વેદની ફલશ્રુતિઓની વાણીથી જેમનું ચિત્ત હરાઈ ગયું છે

અર્થાત્ જેમની વિવેકબુદ્ધિ આચ્છાદિત થઈ ગઈ છે [શા ભા ], એવા અવિવેકી પુરુષોના અંતઃકરણમાં વ્યવસાયાત્મિકા બુદ્ધિ એટલે નિશ્ચયાત્મક બુદ્ધિ-યોગબુદ્ધિ [શંકરાનંદ] યોગવિષયક કે સાંખ્યવિષયક બુદ્ધિ [શા ભા ] થતી નથી અથવા આવા અવિવેકી પુરુષોની બુદ્ધિ સમાધિ કરવા માટે નિશ્ચયાત્મક થતી નથી [મધુ નીલકંઠ વગેરે]

'કારણ વગર કાર્યનો સંભવ નથી' એ ન્યાય પ્રમાણે આવા અવિવેકી પુરુષોને યોગબુદ્ધિના અભાવે યોગબુદ્ધિના ફળરૂપ મોક્ષપ્રાપ્તિ સંભવતી નથી [શંકરાનંદ]

કામનાઓ તથા ચિત્તવૃત્તિઓ અનંત છે, તેથી જો બુદ્ધિ [ચિત્તવૃત્તિઓ] ભોગકામનાઓનું અવલંબન કરે, તો તે સંસારના કારણરૂપ થાય છે પરંતુ જો બુદ્ધિ [ચિત્તવૃત્તિઓ] એકમાત્ર ભગવાનનું [આત્માનું] જ અવલંબન કરે, તો તે યથાકાળે યોગબુદ્ધિરૂપે, ભક્તિરૂપે કે સાંખ્યબુદ્ધિરૂપે પરિણામ પામી, મોક્ષના કારણરૂપ થાય છે ભોગવિષયક બુદ્ધિ પુનઃ પુનઃ જન્મના તથા ભગવદ્વિષયક બુદ્ધિ મોક્ષના હેતુરૂપ છે, એ ભાવ છે [૪૪]

**અવતરણિકા** —હવે નિષ્કામ પુરુષ મોક્ષને પ્રાપ્ત થાય છે, તે પ્રતિપાદન કરે છે

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥**

**અન્વયાર્થ** —વેદા કર્મકાંડરૂપ વેદો त्रैगुण्यविषया સત્ત્વાદિ ત્રણ ગુણોના કાર્યરૂપ સંસારને પ્રકાશ કરનારા છે—વેદો ત્રણ ગુણોની સાથે સંબંધ રાખનારા યજ્ઞયાગાદિ કર્મોનું જ પ્રતિપાદન કરનારા છે માટે अर्जुन! હે અર્જુન! निस्त्रैगुण्य भव તું નિર્ગુણ થા-તું નિષ્કામ થા निर्द्वन्द्व તું નિર્દ્વન્દ્વ થા नित्यसत्त्वस्थ નિત્ય સત્ત્વસ્થ થા-ધૈર્યનું અવલંબન કર [મધુ] निर्योगक्षेम યોગક્ષેમથી રહિત થા તથા आत्मवान् આત્મનિષ્ઠ થા-આત્માનું ચિંતન કરવામાં પ્રમાદરહિત થા [શા ભા ] [૪૫]

**શબ્દાર્થ** —વેદો ત્રણ ગુણોના કાર્યરૂપ સંસારને પ્રકાશ કરનારા છે, માટે તું નિષ્કામ થા તું નિર્દ્વંદ્વ થા, નિત્ય સત્ત્વગુણને આશ્રયે રહેનારો થા, યોગક્ષેમની ચિંતાથી રહિત થા, તથા આત્મનિષ્ઠ થા [૪૫]

**વિવેચન** —હે અર્જુન! વેદો ત્રણ ગુણોના કાર્યરૂપ સંસારને પ્રકાશ

કરનારા છે અર્થાત્ કર્મકાંડપરાયણ છે, અથવા સંસારની વૃદ્ધિ વૈદિક કર્મોને અધીન છે, તેથી વેદ ત્રૈગુણ્યવિષય કહેવાય છે. વેદે પ્રતિપાદન કરેલાં કર્મો તથા કર્મફળની કામના જ આ સંસારનું મૂળ છે.

માટે તું નિર્ગુણ થા = તું નિષ્કામ થા [શા. ભા. મધુ વગેરે]. તું કર્મકાંડની પ્રરોચન શ્રુતિઓથી, રાગદ્વેષથી, રાગદ્વેષપ્રધાન કર્મોથી તથા તેના ફલથી નિષ્ક્રાન્ત [મુક્ત] થા [શંકરાનંદ].

તું નિર્દ્વંદ્વ થા = સુખદુ:ખાદિ દ્વંદ્વો સહન કર. શીતોષ્ણાદિ દ્વંદ્વો સહન કરી, સ્વધર્મપરાયણ રહે [ગીતા. ૧-૧૪]. કારણકે તિતિક્ષા વિના ધર્મનિષ્ઠા શક્ય નથી અને ધર્મનિષ્ઠા વિના આત્મનિષ્ઠા શક્ય નથી.

તુ નિત્યસત્ત્વસ્થ થા = નિત્ય સત્ત્વગુણને આશ્રયે રહેનારો થા [શા. ભા.]. તું અચળ ધૈર્યવાળો થા [મધુ. શ્રીધર. વગેરે.]. તું વિવેક, વૈરાગ્ય તથા શમદમાદિ વિષે સ્થિત થા [શંકરાનંદ]. તું રજોગુણનો તથા તમોગુણનો પરાભવ કરી શુધ્ધ સત્ત્વનિષ્ઠ થા [કેશવ].

તુ યોગક્ષેમથી રહિત થા = અપ્રાપ્ત વસ્તુ મેળવવાની કે પ્રાપ્ત વસ્તુનું રક્ષણ કરવાની ચિંતાથી રહિત થા [શા. ભા. વગેરે]. તું ચિત્તવિક્ષેપના હેતુરૂપ સર્વ પરિગ્રહથી રહિત થા [મધુ]. કારણકે તારા જેવા અનન્ય ભક્તોના યોગક્ષેમ હું જ વહન કરું છું [ગી. ૯-૨૨].

તું આત્મવાન્ થા = આત્મચિંતનમા પ્રમાદરહિત થા [શા. ભા.]. શ્રવણ, કીર્તન, ધ્યાન વગેરેમાં નિશ્ચલ ચિત્તવાળો થા [શંકરાનંદ]. આત્મધ્યાનપરાયણ થા [રા. ભા.]. આત્મજ્ઞાનવાન્ થા [પુ અ. ત].

एष तवोपदेशः स्वधर्ममनुतिष्ठतः [શા. ભા.]. હે પાર્થ ! સ્વધર્મનું અનુષ્ઠાન કરવા તત્પર થયેલા તને (તારા શ્રેય માટે) આ ઉપદેશ છે एवं वर्तमानस्य ते रजस्तम प्रचुरता नश्यति, सत्त्वं च वर्धते। [રા. ભા.] મારા આ ઉપદેશ પ્રમાણે વર્તવાથી તારા રજોગુણ તથા તમોગુણ પરાભવ પામશે અને સત્ત્વગુણ વૃદ્ધિ પામશે

તાત્પર્ય એ છે કે '— सत्त्वाद्धर्मो भवेद् वृद्धात्पुंसो मद्भक्तिलक्षणः । [ભાગ. ૧૧-૧૩-૨] જ્યારે સત્ત્વગુણ વધે છે ત્યારે મારી ભક્તિરૂપ ધર્મની પ્રાપ્તિ થાય છે, અને આ ભક્તિરૂપ ધર્મથી અંતઃકરણ શુદ્ધ થઈ આત્મતત્ત્વનું જ્ઞાન થાય છે' [ભાગ. ૧૧-૧૩-૨]. सत्वात्संजायते ज्ञानम् [ગી ૧૪-૧૭] વૃધ્ધિ

પામેલા સત્ત્વગુણથી આત્મસ્વરૂપના યથાર્થ સાક્ષાત્કારરૂપ જ્ઞાન ઉત્પન્ન થાય છે. માટે મુમુક્ષુએ ત્રિગુણાતીત થવા નિષ્કામ થવું [૪૫].

**અવતરણિકા** :—હવે બ્રહ્માનંદમાં સર્વ ક્ષુદ્ર આનંદનો સમાવેશ થાય છે, તે કહે છે :

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥**

**અન્વયાર્થ** :—उदपाने થોડા જળવાળા સ્થાનમાં यावान् अर्थः સ્નાન-પાનાદિરૂપ જે અર્થ સરે છે तावान् તેટલો જ અર્થ सर्वतः બધી રીતે संप्लुतोदके મોટા જળાશયમાં પણ સરે છે તેમ सर्वेषु वेदेषु જે બધા વેદમાં છે અર્થાત્ કર્મકાંડમાં પ્રતિપાદન કરેલા કામ્ય કર્મોથી જે આનંદ પ્રાપ્ત થાય છે તે સર્વ विजानतः બ્રહ્મસાક્ષાત્કારવાન् ब्राह्मणस्य બ્રાહ્મણને એકકાળે જ પ્રાપ્ત થાય છે [૪૬]

**શબ્દાર્થ** :—ક્ષુદ્ર જળાશયમાં સ્નાનપાનાદિ વગેરે જે પ્રયોજન સરે છે, તે જ પ્રયોજન ચોમેરથી એકઠા થયેલા જળવાળા મોટા જળાશયમાં સરે છે, તે જ પ્રમાણે કર્મકાંડરૂપ વેદમાં પ્રતિપાદન કરેલાં કામ્ય કર્મોથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તે સર્વ આનંદ બ્રહ્મવેત્તા પુરુષને એકકાળે પ્રાપ્ત થાય છે [૪૬].

**વિવેચન** :—હે અર્જુન ! જે સ્નાનપાનાદિરૂપ પ્રયોજન નાના જળાશયથી સિદ્ધ થાય છે, તે જ પ્રયોજન સર્વ પાણીથી ભરેલા મોટા જળાશયથી અનાયાસે સિદ્ધ થાય છે તે જ પ્રમાણે વેદના કર્મકાંડથી કરેલા કામ્ય કર્મોથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તે સર્વ આનંદ બ્રહ્મવેત્તા પુરુષને એકકાળે બ્રહ્મસાક્ષાત્કારથી પ્રાપ્ત થાય છે.

'सर्वं पदं हस्तिपदे निमग्नम्' इति न्यायेन ' 'જેમ હાથીના પગલામાં સર્વ ક્ષુદ્ર જંતુઓના પગલાનો સમાવેશ થાય છે,' તેમ બ્રહ્માનંદમાં બીજા સર્વ ક્ષુદ્ર આનંદોનો સમાવેશ થાય છે [શા ભા. વગેરે] યજ્ઞદાનાદિથી પ્રાપ્ત સાર્વભૌમથી બ્રહ્મા પર્યંત સર્વ આનંદ આરૂઢ યોગીને અનાયાસે પ્રાપ્ત થાય છે [શંકરાનંદ]

શ્રુતિ પણ બ્રહ્મજ્ઞાનમાં સર્વ કર્મો તથા ફળોનો અંતર્ભાવ દર્શાવે છે [છા. ઉ ૪-૧-૪] બ્રહ્મવેત્તા સર્વ ભોગો તથા આનંદને એકકાળે અનુભવે છે [તૈ. ઉ. ૨-૧]. બ્રહ્માથી સ્તંબપર્યંત સર્વભૂતો આ બ્રહ્માનંદની એક માત્રાનો જ અનુભવ કરે છે [બૃ. ઉ. ૪-૩-૩૨].

अतः परमानंदप्रापकाय तत्त्वज्ञानाय निष्कामकर्माणि कुर्वित्यभिप्रायः। [ મધુ. શંકરાનંદ વગેરે ] માટે પરમાનંદની પ્રાપ્તિ કરાવનાર તત્ત્વજ્ઞાન માટે નિષ્કામ કર્મો કરો, એવો ભગવાનનો અભિપ્રાય છે.

### શ્રી રામાનુજાચાર્ય વગેરેનો અર્થ

"જેમ સર્વ બાજુથી પરિપૂર્ણ જલાશયમાંથી તરસ્યો પુરુષ તરસ મટાડવા માટે જેટલુ જળ આવશ્યક હોય તેટલું જ ગ્રહણ કરે છે: તેમ વેદશાસ્ત્રના અર્થ જાણનાર મુમુક્ષુએ यद्वेदात्मसंसिद्धिसाधन तदेवोपादेय न सर्वम्। [રા. ભા. વલ્લભ વગેરે.] વેદશાસ્ત્રમા આત્માની સંસિદ્ધિ માટે જેટલા સાધનોની જરૂર હોય તેટલાં જ ગ્રહણ કરવા, અન્ય નહિ. વેદશાસ્ત્રમા પુષ્કળ વાતોનો નિર્દેશ કરવામાં આવ્યો છે, પરંતુ મુમુક્ષુએ જે માર્ગ હિતાવહ હોય તેનો જ સ્વીકાર કરવો." [ ૪૬ ].

**અવતરણિકા** :—હવે ભક્ત અર્જુનનો કર્મનિષ્ઠામાં જ અધિકાર છે, તે કહે છે :

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि॥ ४७॥

**અન્વયાર્થ** :—ते તારો कर्मणि एव કર્મમાં જ अधिकार• અધિકાર છે. फलेषु કર્મફલમાં कदाचन કોઈ વખતે તારો અધિકાર मा ન થાઓ. તું कर्मफलहेतुः કર્મફલનો ઉત્પન્ન કરનાર मा भूः ન થા अकर्मणि કર્મ ન કરવામાં [શા. ભા. વગેરે] કે પરધર્મમા [ વલ્લભ ] ते તારી सङ्ग• પ્રીતિ मा अस्तु ન હો [ ૪૭ ].

**શબ્દાર્થ** :—તારો કર્મમાં જ અધિકાર છે, તને કર્મફલમા અધિકાર ન હો. તું કર્મફલને ઉત્પન્ન કરનારો ન થા, અને અકર્મમા તને પ્રીતિ ન થાઓ [ ૪૭ ].

**વિવેચન** :—હે અર્જુન! તું અશુદ્ધ અંતઃકરણવાળો હોવાથી તારો કર્મમાં [ કર્મનિષ્ઠામાં ] જ અધિકાર છે, તારો જ્ઞાનનિષ્ઠામાં અધિકાર નથી [ શા. ભા. વગેરે ]. તને કર્મફળમા અધિકાર ન હો અર્થાત્ તને કર્મ કરવા પૂર્વે, કર્મ કરવા પછી કે કર્મ કરવાના સમયમા, કર્મફળમાં પ્રીતિ ન થાઓ [ શા. ભા. મધુ. વગેરે ]. તુ ફળની કામનાવાળો થઈ, કર્મફળને ઉત્પન્ન કરનારો ન થા અર્થાત્ તુ કર્મફળની અપેક્ષા ન કર [ શંકરાનંદ ]. ફળતૃષ્ણા જ આ જન્મમરણરૂપ સંસારનું કારણ છે. વળી ફળનો અભાવ હોય તો

કર્મ કરવાનું શું પ્રયોજન છે? [ મધુ. ] અથવા કર્મ દુઃખરૂપ છે [ શા. ભા.] એમ વિચારી અકર્મમાં અર્થાત્ કર્મ ન કરવામાં [ શા. ભા. વગેરે ], ક્રિયાના ત્યાગમાં [ શંકરાનંદ ] કે પરધર્મમાં [ વલ્લભ ] તને પ્રીતિ ન થાઓ, કારણકે સ્વધર્મનો ત્યાગ કરવાથી તું પ્રત્યવાયને પ્રાપ્ત થશે [ શંકરાનંદ. વગેરે ].

'मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिद्धयोः । नित्यनैमित्तिके कुर्यात्प्रत्यवायजिहासया । [ મનુ. ] મુમુક્ષુએ કામ્ય તથા નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરી, પ્રત્યવાયને પ્રાપ્ત ન થવાય તે માટે નિષ્કામભાવે નિત્ય-નૈમિત્તિક કર્મો કરવાં ' એ સૂચન છે [ કેશવ. શંકરાનંદ ].

તાત્પર્ય એ છે કે, અશુદ્ધ અંતઃકરણવાળો પુરુષ જ્ઞાનનિષ્ઠાનો નહિ, પરંતુ કર્મનિષ્ઠાનો જ અધિકારી છે. જેમ અંધ બાળક માતાનું દૂધ પીએ છે, પરંતુ માતાના દર્શનને પામતો નથી, તેમ અશુદ્ધ અંતઃકરણવાળો પુરુષ કેવળ આત્માના શ્રવણાદિથી આત્મદર્શનને યોગ્ય થતો નથી અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષે ચિત્તશુદ્ધિના સાધનરૂપ નિષ્કામ કર્મનું જ અનુષ્ઠાન કરવું, એવો અભિપ્રાય છે. ઈશ્વરપ્રીત્યર્થ કર્મ કરનાર પુરુષ જ મોક્ષ પામવાને યોગ્ય થાય છે [ શંકરાનંદ.] [ ૪૭ ]

અવતરણિકા :—હવે કર્મો કેવા પ્રકારે કરવાં તે કહે છે :

**योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनञ्जय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ ४८ ॥**

અન્વયાર્થ :—ધનંજય હે અર્જુન ! योगस्थः યોગમાં સ્થિત થઈ [ શા. ભા. વગેરે ] એકમાત્ર મોક્ષની જ કામનાવાળો થઈ [ શંકરાનંદ ] सङ्गं ફળની ઇચ્છા તથા કર્તાપણાના અભિનિવેશનો [ મધુ. ] त्यक्त्वा ત્યાગ કરી सिद्ध्यसिद्ध्योः સિદ્ધિ તથા અસિદ્ધિમાં समः भूत्वा સમભાવવાળો થઈ—હર્ષવિષાદથી રહિત થઈ कर्माणि કર્મો कुरु કર. समत्वं સમતા—સમપણું—નિર્વિકારપણું એ योगः યોગ उच्यते કહેવાય છે [ ૪૮ ].

શબ્દાર્થ :—હે અર્જુન ! યોગસ્થ રહી, ફળતૃષ્ણા તથા કર્તાપણાના અભિનિવેશનો ત્યાગ કરી, સિદ્ધિ તથા અસિદ્ધિમાં સમભાવ રાખી તું કર્મો કર. ફળની સિદ્ધિ તથા અસિદ્ધિમાં સમભાવ [ સમતા—નિર્વિકારપણું ] એ જ યોગ કહેવાય છે [ ૪૮ ].

વિવેચન :—હે અર્જુન ! योगस्थः सन् = मोक्षैककामः सन् [ શંકરાનંદ ]

એકમાત્ર મોક્ષની જ કામનાવાળો થઈ, केवलम् ईश्वरार्थम्, तत्रापि 'ईश्वरो मे तुष्यतु' इति सङ्गं त्यक्त्वा [શા. ભા.; ભા.ટી.] કેવળ ઈશ્વરાર્થે, ઈશ્વરને પણ પ્રસન્ન કરવાની કામનાનો ત્યાગ કરી [શા. ભા.] તથા ફલતૃષ્ણા અને કર્તાપણાના અભિનિવેશનો ત્યાગ કરી [ મધુ. વગેરે], સિધ્ધિ તથા અસિધ્ધિમાં અર્થાત્ ચિત્તશુદ્ધિના ફળરૂપ જ્ઞાનપ્રાપ્તિમાં કે જ્ઞાનપ્રાપ્તિ ન થવામાં કે તેના અંતરાયમાં [ શા. ભા. ] સમભાવ રાખી એટલે હર્ષશોકાદિ વિકારથી રહિત થઈ, તું કર્મો કર, કારણકે ફળની સિદ્ધિ તથા અસિધ્ધિમાં સમભાવ [ સમતા—નિર્વિકારપણું ] એ જ 'યોગ' કહેવાય છે

અહીં 'योगस्थः कुरु कर्माणि' ઇત્યાદિ વચનવડે કહેલી અંતઃકરણશુદ્ધિના સાધનભૂત કર્મનિષ્ઠા સામાન્ય તથા વિશેષ રૂપે ત્રીજા તથા ચોથા અધ્યાયમાં વિસ્તારપૂર્વક કહેવામાં આવી છે [ મધુ. ૩–૧ ] [ ૪૮ ].

**અવતરણિકા:**—હવે નિષ્કામ કર્મ કરતાં કામ્ય કર્મ કનિષ્ઠ છે, તે કહે છે:

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनञ्जय।**
**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥**

**અન્વયાર્થ**—धनंजय ! હે ધનંજય ! हि ખરેખર बुद्धियोगात् કર્મયોગથી [મધુ.] નિષ્કામ કર્મથી कर्म સકામ કર્મ दूरेण અતિ अवरं અધમ–તુચ્છ છે, માટે તું बुद्धौ યોગબુદ્ધિનો—સમત્વબુદ્ધિનો शरणं આશ્રય अन्विच्छ લે; કારણકે फलहेतवः ફલની ઇચ્છાવાળા कृपणाः અવિદ્યાના કાર્યરૂપ દેહ ઇન્દ્રિયાદિને આત્મસ્વરૂપ માનનાર [ અતત્ત્વજ્ઞ] છે [શંકરાનંદ ગી. ૨–૭] [૪૯].

**શબ્દાર્થ**:—હે ધનંજય ! નિષ્કામ કર્મથી સકામ કર્મ અધમ [તુચ્છ] છે. માટે તું યોગબુદ્ધિનું [કર્મયોગનું] શરણ લે; કારણકે ફલની ઇચ્છાવાળા સકામ પુરુષો કૃપણ [અતત્ત્વજ્ઞ] છે [૪૯].

**વિવેચન**:—હે અર્જુન ! નિષ્કામ કર્મ કરતાં બહુ સાધનોથી સાધ્ય, અંગોની વિગુણતાથી વિપરીત ફળ આપનારું, મોક્ષના પ્રત્યવાયરૂપ તથા સંસારના કારણરૂપ કામ્ય કર્મ કનિષ્ઠ છે, માટે તું યોગબુદ્ધિનું [કર્મયોગનું] શરણ લે, જ્ઞાનના પ્રતિબંધક પાપોની નિવૃત્તિ માટે તું નિષ્કામ કર્મ કર; કારણકે ફળની ઇચ્છાવાળા પુરુષો પુનઃ પુનઃ સંસારમાં ભ્રમણ કરે છે [મધુ].

શ્રુતિ કહે છે કે :—'यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्माल्लोकात्प्रैति स कृपणः [બૃ. ઉ ૩–૮–૧૦ ] જે આત્માનો સાક્ષાત્કાર કર્યા વિના મરણ પામે

છે, તે કૃપણ છે' પરંતુ 'एतद्यो वेद निहितं गुहायां सोऽविद्याग्रन्थिं विकिरतीह सौम्य [મું. ઉ. ૨-૧-૧૦] જે આ હૃદય ગુહામાં રહેના આત્માને જાણે છે, તે હૃદયગ્રંથિનો નાશ કરી સંસારમાંથી મુક્ત થાય છે.'

તાત્પર્ય એ છે કે નિષ્કામ કર્મ ચિત્તશુદ્ધિ દ્વારા મોક્ષરૂપી નિત્ય ફળના સાધનરૂપ છે, કામ્ય કર્મ સ્વર્ગાદિ અનિત્ય ફળને આપનારું તથા સંસારના કારણરૂપ છે. નિષ્કામ કર્મ તથા કામ્ય કર્મના અનુષ્ઠાનમાં પરિશ્રમ સરખો છે, માટે વિવેકી પુરુષે જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિ માટે નિષ્કામ કર્મ કરવાં.

પરંતુ અતિ દુઃખથી ધનને મેળવનારા કૃપણ પુરુષો, જેવા તેવા આ લોકના જ વિષયસુખના લોભથી દાન વગેરેથી ઉત્પન્ન થના મોટા સુખનો જેમ અનુભવ લઈ શકતા નથી, અને પોતાને જ છેતરે છે. તેમ મોટા દુઃખથી [પરિશ્રમથી] કામ્ય કર્મો કરનારા લોકો કેવળ સ્વર્ગાદિ ક્ષુદ્ર ફળના લોભથી પરમાનંદના અનુભવથી વંચિત [ભ્રષ્ટ] થાય છે, એ સકામ પુરુષોની દુર્ભાગ્યતા તથા મૂઢતા છે, એ અર્થ ભગવાને 'कृपणाः' પદવડે સૂચિત કર્યો છે [મધુ. સદાનંદ] [૪૯].

**અવતરણિકા** :—હવે યોગબુદ્ધિનું ફળ કહે છે :

**बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ ५० ॥**

**અન્વયાર્થ** :—बुद्धियुक्तः સમપણાની બુદ્ધિવાળો—યોગબુદ્ધિવાળો—નિષ્કામ કર્મયોગી અથવા સાંખ્યબુદ્ધિયુક્ત [શંકરાનંદ] બ્રહ્મવેત્તા [શા. ભા. મધુ. વગેરે] इह આ લોકમાં જ सुकृतदुष्कृते પુણ્ય-પાપ उभे બન્નેને जहाति ત્યજી દે છે. तस्मात् તેથી योगाय સમત્વબુદ્ધિરૂપ યોગ માટે—કર્મયોગ માટે [મધુ. વગેરે] અથવા જ્ઞાનયોગ માટે [શંકરાનંદ] युज्यस्व પ્રવૃત્ત થા—પ્રયત્ન કર, કારણકે योगः સમત્વબુદ્ધિરૂપ યોગ— યોગબુદ્ધિ—સમતા कर्मसु કર્મોને વિષે कौशलं કુશળપણું—ચાતુર્ય [મધુ. વગેરે] અથવા પરમ સાધન છે [શંકરાનંદ] [૫૦].

**શબ્દાર્થ** :—સમપણાની બુદ્ધિવાળો પુરુષ આ લોકમાં જ પુણ્ય-પાપને ત્યજી દે છે, તેથી તું સમત્વબુદ્ધિરૂપ યોગની [કર્મયોગની] પ્રાપ્તિ માટે પ્રયત્ન કર. આ સમપણાની બુદ્ધિરૂપ યોગ જ કર્મોમા પ્રવૃત્ત પુરુષનું કુશલપણું છે [૫૦].

**વિવેચન** :—હે અર્જુન! કર્મયોગનો [યોગબુદ્ધિનો] આશ્રય કરનાર પુરુષ આ લોકમાં જ અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા જન્મજન્માંતરમાં તથા આ જન્મમાં કરેલાં સમસ્ત પુણ્ય-પાપોનો ત્યાગ કરે છે

[શા. ભા. મધુ વગેરે]. નિષ્કામ કર્મયોગી આ લોકમાં જ કર્મબંધનથી મુક્ત થાય છે [ શા. ભા ]

'इहैव तैर्जित. सर्गो येषा साम्ये स्थित मन.। [ગી. ૫-૧૯ ] જેનું મન-સમત્વ વિષે સ્થિર થયું છે, તેણે અહીં જ સંસારને જીત્યો છે.' પુણ્ય તથા પાપ બન્નેને નિર્મૂલ કરવામાં આત્મજ્ઞાન સિવાય બીજો કોઈ ઉપાય નથી.

શ્રુતિ પણ કહે છે કે.–' तदा विद्वान्पुण्यपापे विधूय [ મુ. ઉ. ૩-૧-૩ ] જ્યારે આત્મજ્ઞાન થાય છે, ત્યારે વિદ્વાન પુણ્ય તથા પાપ બન્નેને નિર્મૂલ કરી મોક્ષને પામે છે ' પ્રાયશ્ચિત્તથી કેવળ પાપ નિવૃત્તિ પામે છે, પરંતુ આત્મજ્ઞાન પુણ્યપાપ બન્નેને નિવૃત્ત કરી પુરુષને કર્મબંધનથી મુક્ત કરે છે.

માટે તુ સમત્વબુદ્ધિરૂપ યોગની [ કર્મયોગની ] પ્રાપ્તિ માટે પ્રયત્ન કર. આ સમપણાની બુદ્ધિરૂપ યોગ જ કર્મોમાં પ્રવૃત્ત પુરુષનું કુશલપણું છે. તાત્પર્ય એ છે કે નિષ્કામભાવે સ્વકર્મનું અનુષ્ઠાન કરનાર પુરુષને કર્મની સિદ્ધિ તથા અસિદ્ધિ વિષે સમભાવ એ કુશળતા કહેવાય છે એમાં કૌશલ્ય એ છે કે સ્વભાવથી જ સંસારબંધન કરનારાં કર્મો, સમત્વબુદ્ધિના [ યોગબુદ્ધિના] પ્રભાવથી, પોતાનો બંધન કરવાનો સ્વભાવ છોડી દે છે [શા. ભા. મધુ વગેરે ] સમત્વબુદ્ધિનો આશ્રય કરવાથી કર્મો સંસારબંધનના નહિ પરંતુ સંસારની નિવૃત્તિના કારણરૂપ થાય છે.

અથવા

સમત્વબુદ્ધિથી યુક્ત કર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિદ્વારા પુરુષ इह = આ લોકમાં बुद्धियुक्तः = પરમાત્માના સાક્ષાત્કારવાળો થઈ, પુણ્ય તથા પાપ બન્નેનો ત્યાગ કરે છે. માટે સમત્વબુધ્ધિયુક્ત કર્મયોગ માટે પ્રયત્ન કર, કારણકે કર્મોમાં સમત્વબુદ્ધિયુક્ત કર્મયોગ कौशलम् = કુશળતા છે એટલે કે દોષયુક્ત કર્મોનું નિવારણ કરવામાં ચતુરાઈ છે [મધુ].

**અથવા**

बुद्धियुक्त = સાંખ્યબુદ્ધિવડે [ જ્ઞાનયોગવડે] યુક્ત બ્રહ્મવેત્તા [ આરૂઢ ] આત્મજ્ઞાનવડે આ લોકમાં અનેક જન્મોના પુણ્ય–પાપનો નાશ કરે છે, માટે તું યોગ માટે [ જ્ઞાનયોગ માટે ] યત્ન કર, કારણકે પુણ્ય–પાપની નિવૃત્તિમાં જ્ઞાનયોગ જ कौशलम् પરમ સાધન છે [શંકરાનંદ] શ્રુતિ પણ કહે છે કે:— तदा विद्वान् पुण्यपापे विधूय। જ્યારે બ્રહ્મજ્ઞાન થાય છે ત્યારે વિદ્વાન મુમુક્ષુ પુણ્ય તથા પાપ બન્નેને નિર્મૂલ કરી, મોક્ષને પામે છે.' [પં].

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।**
**जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ ५१ ॥**

**અન્વયાર્થ** :—हि ખરેખર बुद्धियुक्ताः સમત્વબુદ્ધિવાળા—યોગબુદ્ધિવાળા અથવા સાંખ્યબુદ્ધિયુક્ત [ શંકરાનંદ ] कर्मजं કર્મથી ઉત્પન્ન થતાં फलं ફળનો त्यक्त्वा—ત્યાગ કરીને मनीषिणः જ્ઞાની થઈ जन्मबन्धविनिर्मुक्ताः જન્મબંધનમાંથી મુક્ત થઈ-સંસારબંધનથી મુક્ત થઈ अनामयं સર્વ ઉપદ્રવથી રહિત पदं મોક્ષરૂપ પરમપદને गच्छन्ति પામે છે [૫૧].

**શબ્દાર્થ** :—યોગબુદ્ધિવાળા પુરુષો કર્મથી ઉત્પન્ન થતાં ફળનો ત્યાગ કરીને, જ્ઞાની થઈ, જન્મબંધથી મુક્ત થઈ, સર્વ ઉપદ્રવથી રહિત મોક્ષપદને પામે છે [૫૧].

**વિવેચન** :—હે અર્જુન ! યોગબુદ્ધિવાળા [ સમત્વબુદ્ધિવાળા ] પુરુષો કર્મોથી ઉત્પન્ન થતા સ્વર્ગાદિ ફળનો ત્યાગ કરીને, ચિત્તશુદ્ધિદ્વારા આત્મજ્ઞાનને પ્રાપ્ત થઈ, [ શા. ભા. ] જીવનકાળમા જ જીવન્મુક્તિને તથા મૃત્યુ પછી अनामयम् અવિદ્યારૂપી રોગથી રહિત તથા સર્વ ભયથી રહિત [શા. ભા. વગેરે] અથવા આધ્યાત્મિકાદિ ઉપદ્રવથી રહિત [શંકરાનંદ] મોક્ષરૂપ પરમપદને પામે છે. 'तस्मात्त्वमपि श्रेयोजिज्ञासुरेवंविधं कर्मयोगमनुतिष्ठेति भगवतोऽभिप्रायः । [ મધુ. ] માટે તારા શ્રેયને જાણવાની ઇચ્છાવાળો તું પણ કર્મયોગને આચર,' એવો ભગવાનનો અભિપ્રાય છે.'

**અથવા**

बुद्धियुक्ताः = સાંખ્યબુદ્ધિથી યુક્ત [ જ્ઞાનયોગનિષ્ઠાવાળા ] વિદ્વાન પુરુષો કર્મથી ઉત્પન્ન થતાં ફળનો ત્યાગ કરી અર્થાત્ સંચિત તથા ક્રિયમાણ કર્મથી ઉત્પન્ન અનેક યોનિઓની પ્રાપ્તિ કરાવવાવાળાં જન્માદિરૂપ ફળનો ત્યાગ કરી, જન્મબંધથી એટલે કે જન્મથી જેનો બંધ [ સંબંધ ] છે એવા દેહથી મુક્ત થઈ અર્થાત્ ભાવી દેહ તથા વર્તમાન દેહથી મુક્ત થઈ, આધ્યાત્મિકાદિ ઉપદ્રવોથી રહિત નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ અખંડાનંદ એકરસ પદને પામે છે. અવિદ્યાજનિત તથા વાસનાજનિત અન્યભાવનો ત્યાગ કરી, બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે [શંકરાનંદ].

શ્લોક ૪૯, ૫૦ તથા ૫૧ માં ભગવાને કર્મયોગજનિત અંતઃકરણશુદ્ધિથી ઉત્પન્ન થતી પરમાર્થદર્શનરૂપ બુદ્ધિ [ સાંખ્યબુદ્ધિ ] કહી છે; કારણકે સાંખ્યબુદ્ધિ જ પુણ્ય-પાપના નાશમાં સાક્ષાત્ હેતુરૂપે વર્ણવવામાં આવી છે [શા. ભા. ].

ત્યક્ત્વા—ત્યાગ કરીને મનીષિણ જ્ઞાની થઇ જન્મબન્ધવિનિ
મુક્ત થઈ–સસાનમધનથી મુક્ત થઈ અનામય સર્વ ઉપદ્ર
પરમપદને ગચ્છન્તિ પામે છે [૫૧]

**શબ્દાર્થ** —યોગબુદ્ધિવાળા પુરુષો કર્મથી ઉત્પન્ન થ
જ્ઞાની થઈ, જન્મબંધથી મુક્ત થઈ સર્વ ઉપદ્રવવી રહિત મો

**વિવેચન** —હે અર્જુન! યોગબુદ્ધિવાળા [સમત્વબુ
ઉત્પન થતા સ્વર્ગાદિ ફળનો ત્યાગ કરીને, ચિત્તશુદ્ધિદ્વારા અ
[જ્ઞા ભા ] જીવનકાળમા જ જીવન્મુક્તિને તથા મૃ
અવિદ્યારૂપી રોગથી રહિત તથા સર્વ ભયથી રહિત [શા
આધ્યાત્મિકાદિ ઉપદ્રવથી રહિત [શંકરાનંદ] મોક્ષરૂપ પરમપ
ત્વમપિ શ્રેયોજિજ્ઞાસુરેવંવિધ કર્મયોગમનુતિષ્ઠતિ ભગવતોઽભિપ્રાય
તારા શ્રેયને જાણવાની ઇચ્છાવાળો તુ પણ કર્મયોગને આચ
અભિપ્રાય છે'

અથવા

બુદ્ધિયુક્તા = સાંખ્યબુદ્ધિથી યુક્ત [જ્ઞાનયોગનિષ્ઠાવાળા]
કર્મથી ઉત્પન્ન થતા ફળનો ત્યાગ કરી અર્થાત્ સચિત તથા
ઉત્પન અનેક યોનિઓની પ્રાપ્તિ કરાવનારાળા જન્માદિરૂપ ફ
જન્મબંધથી એટલે કે જન્મથી જેનો બંધ [સબંધ] છે –
થઈ અર્થાત્ ભાવી દેહ તથા વર્તમાન દેહથી મુક્ત થઈ, આધ્યાત્મિ
રહિત નિત્ય, શુદ્ધ, બુદ્ધ મુક્તસ્વભાવ અખંડાનંદ એક સ
અવિદ્યાજનિત તથા વાસનાજનિત અન્યભાવનો ત્યાગ કરી, દ
થાય છે [શંકરાનંદ]

શ્લોક ૪૯, ૫૦ તથા ૫૧ મા ભગવાને કર્મયોગજનિત
ઉત્પન થતી પરમાર્થદર્શનરૂપ બુદ્ધિ [સાંખ્યબુદ્ધિ] કહી છે, ક
જ પુણ્ય–પાપના નાશમા સાક્ષાત્ હેતુરૂપે વર્ણવવામા આવી

સુધી વૈરાગ્ય ન થાય ત્યા સુધી અતઃકરણની અશુદ્ધ રહ્યુ અતઃકરણ શુદ્ધ થયા વિના અતઃકરણમા વૈરાગ્યની ઉત્પત્તિ તથા સ્થિતિ સભવતી નથી [૫૨]

અનવતરણિકા હવે વૈરાગ્યવાન અધિકારી પુરુષ આત્મજ્ઞાનને [જ્ઞાનનિષ્ઠાને] ક્યારે પ્રાપ્ત થાય છે, તે કહે છે

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

**અન્વયાર્થ** —श्रुतिविप्रतिपन्ना અનેક પ્રકારની શ્રુતિથી સશયને પ્રાપ્ત થયેલી ते તારી बुद्धि બુદ્ધિ यदा જ્યારે समाधौ પરમાત્મામા [મધુ] આત્મામા [શા ભા] निश्चला અસભાવના [સશય] તથા વિપરીત ભાવનાની [ભ્રમથી] રહિત [મધુ] अचला અચળ स्थास्यति રહેશે तदा ત્યારે તુ योग વિવેકપ્રજ્ઞા સમાધિને [શા ભા] આત્મજ્ઞાનને [શ્રીધર] જ્ઞાનયોગને [વલ્લભ] अवाप्स्यसि પામીશ [૫૩]

**શબ્દાર્થ** —અનેક પ્રકારની શ્રુતિની સશયને પ્રાપ્ત થયેલી તારી બુદ્ધિ જ્યારે આત્મામા નિશ્ચલ તથા અચલ રહેશે, ત્યારે તુ યોગને પામીશ [૫૩]

**વિવેચન** —श्रुतिविप्रतिपन्ना=સાધ્ય, સાધન તથા તેનો સબધ બતાવનારી શ્રુતિઓથી વિક્ષિપ્ત થયેલી [શા ભા] અથવા નાના પ્રકારના કર્મફળના શ્રવણથી વિક્ષેપ પામેલી [મધુ] અથવા શાસ્ત્રસપ્રદાયથી વિક્ષેપ પામેલી [શ્રીનિવાસ-નીલકંઠ] તારી બુદ્ધિ જ્યારે समाधौ = આત્મામા [શા ભા] પરમાત્મામા [મધુ] પરબ્રહ્મમા [વલ્લભ] અસભાવના તથા વિપરીત ભાવનાથી રહિત થઈ, વાયુ વગરના સ્થાન વિષે સ્થિત દીવાની પેઠે સ્થિર રહેશે ત્યારે તુ યોગ=વિવેકપ્રજ્ઞાસમાધિને [શા ભા] તત્ત્વમસિના અર્થના અનુભવને [મધુ] આત્મજ્ઞાનને [શ્રીધર] આત્મસાક્ષાત્કારને [ભા] જ્ઞાનયોગને [વલ્લભ] પામીશ, તુ યોગારૂઢ થશે [વલ્લભ] તુ કૃતાર્થ થઈ સ્થિતપ્રજ્ઞ થશે [મધુ]

## મોક્ષના સાધનોનો સૂત્રરૂપે ઉપદેશ

સ્થિતપ્રજ્ઞના લક્ષણોરૂપે પ્રસિદ્ધ આ [૫૫-૭૨] અઢાર શ્લોકોમા ભગવાન શ્રીકૃષ્ણે કૃપાત્માના સભાગીપણાના કારણે તથા શ્રુતિસ્મૃતિવિહિત સમસ્ત મોક્ષસાધનોનો સૂત્રરૂપે સમાવેશ કર્યો છે આ ૨૫૮ કરવાના હેતુથી અમે આ અઢાર શ્લોકોમા કહેલો ઉપદેશ અને શ્લોકોના અનુક્રમના ફેરફાર કરીને આપ્યો છે ભગવાન ભક્ત અર્જુનને ગુજરાતી ભાષામા ઉપદેશ આપતા હોય

સ્વર્ગાદિક ફળોને વિષે તથા પૂર્વે સાભળેલા વૈદિક કર્મોના સ્વર્ગાદિક ફળોને વિષે, તુ વૈરાગ્યને પામીશ [ મધુ વગેરે ]

અથવા

જ્યારે તારુ અત કરણ શુદ્ધ થશે ત્યારે તુ શ્રોતવ્ય અને શ્રુત, દ્રષ્ટવ્ય દષ્ટ જ્ઞાતવ્ય અને જ્ઞાત ઇત્યાદિ વસ્તુઓનુ મિથ્યાત્વ જાણી સર્વત્ર અનબુદ્ધિરૂપ વૈરાગ્યને પ્રાપ્ત થશે [ શકરાનદ ] આ સર્વ જગત્ મિથ્યા છે અને તેમા વ્યવહાર્ય વસ્તુઓ પણ સર્વ મિથ્યા છે, તો 'મિથ્યા વસ્તુઓથી મારે શુ પ્રયોજન છે?' એવી તારી બુદ્ધિ થશે, ત્યારે તને વૈરાગ્ય અવશ્ય પ્રાપ્ત થશે તુ વ્યવહાર્ય તથા વ્યવહાર બન્નેથી ઉપરત થશે [ શકરાનદ ]

અથવા

જ્યારે તારુ અત કરણ શુધ્ધ થશે ત્યારે તને સાભળેલા તથા સાભળવાના શાસ્ત્રો તરફ વૈરાગ્ય થશે [ નીલકઠ ], તને શાસ્ત્રની જરૂર રહેશે નહિ તાત્પર્ય એ છે કે જ્યા સુધી બુધ્ધિ [અત કરણ ] અશુદ્ધ છે ત્યા સુધી વાર વાર ગ્રહણ કરેલો શાસ્ત્રનો અર્થ પણ સ્ફુરતો નથી, તેથી શ્રોતવ્ય કે શ્રુત સર્વ શાસ્ત્રો વ્યર્થ છે, પરતુ જ્યારે બુદ્ધિ [ અત કરણ ] શુદ્ધ થાય છે, ત્યારે શાસ્ત્રોનો અર્થ એકદમ સ્ફુરી ઊઠે છે, તેથી સાભળેલા તથા સાભળવાના શાસ્ત્રો તરફ વૈરાગ્ય થાય, તે યોગ્ય જ છે વળી શુદ્ધ થયેલી બુદ્ધિ નિગ્રહ માટે એટલે કે આત્મચિતનમા એકાગ્ર થવા માટે યોગ્ય થાય છે, તેથી જ્યારે બુદ્ધિ [ અત-કરણ ] શુધ્ધ થાય ત્યારે શ્રવણાદિકનો ત્યાગ કરી, કેવળ ધ્યાનનિષ્ઠ જ થઈ જવુ [ નીલકઠ ]

તાત્પર્ય એ છે કે —જ્યારે અત કરણ શુદ્ધ થાય છે ત્યારે સાભળેલા તથા સાભળવાના કર્મફળો વિષે વૈરાગ્ય થાય છે [ શા ભા મધુ વગેરે ], અથવા સાભળેલા તથા સાભળવાના શાસ્ત્રો વિષે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે [ નીલકઠ ], અથવા વસ્તુમાત્રના મિથ્યાત્વના જ્ઞાનથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે [ શકરાનદ ], અથવા અત કરણની શુદ્ધિને પ્રાપ્ત થયેલો અધિકારી પુરુષ કર્મફળોથી, શાસ્ત્રોથી તથા વસ્તુમાત્રથી વૈરાગ્યને પ્રાપ્ત થઈ, આત્મા વિષે ચિત્તને એકાગ્ર કરી કેવળ ધ્યાનનિષ્ઠ થઈ, જ્ઞાનનિષ્ઠ થવાને યોગ્ય થાય છે

'निर्वेदेन फलेनान्त करणशुद्धि ज्ञास्यसीत्यभिप्राय ' [ મધુ ] 'વૈરાગ્યરૂપ ફલથી અત કરણની શુદ્ધિ તુ જાણીશ' એવો ભગવાનનો અભિપ્રાય છે જ્યા

સુધી વૈરાગ્ય ન થાય ત્યાં સુધી અંતઃકરણને અશુદ્ધ જાણવું. અંતઃકરણ શુદ્ધ થયા વિના અંતઃકરણમાં વૈરાગ્યની ઉત્પત્તિ તથા સ્થિતિ સંભવતી નથી [૫૨].

અવતરણિકા : હવે વૈરાગ્યવાન અધિકારી પુરુષ આત્મજ્ઞાનને [જ્ઞાનનિષ્ઠાને] ક્યારે પ્રાપ્ત થાય છે, તે કહે છે :

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

**અન્વયાર્થ** :–શ્રુતિવિપ્રતિપન્ના અનેક પ્રકારની શ્રુતિથી સંશયને પ્રાપ્ત થયેલી તે તારી बुद्धिः બુદ્ધિ यदा જ્યારે समाधौ પરમાત્મામાં [મધુ.] આત્મામાં [શા. ભા] निश्चला અસંભાવના [સંશય] તથા વિપરીત ભાવનાથી [ભ્રમથી] રહિત [મધુ.] अचला અચળ स्थास्यति રહેશે तदा ત્યારે તું योग વિવેકપ્રજ્ઞા-સમાધિને [શા. ભા.] આત્મજ્ઞાનને [શ્રીધર] જ્ઞાનયોગને [શંકરાનંદ] अवाप्स्यसि પામીશ [૫૩].

**શબ્દાર્થ** :—અનેક પ્રકારની શ્રુતિથી સંશયને પ્રાપ્ત થયેલી તારી બુદ્ધિ જ્યારે આત્મામાં નિશ્ચલ તથા અચલ રહેશે, ત્યારે તું યોગને પામીશ [૫૩].

**વિવેચન**.—શ્રુતિવિપ્રતિપન્ના=સાધ્ય, સાધન તથા તેનો સંબંધ બતાવનારી શ્રુતિઓથી વિક્ષિપ્ત થયેલી [શા. ભા.] અથવા નાના પ્રકારનાં કર્મફળના શ્રવણથી વિક્ષેપ પામેલી [મધુ.] અથવા શાસ્ત્રશ્રવણથી વિક્ષેપ પામેલી [શ્રીધર–નીલકંઠ] તારી બુદ્ધિ જ્યારે સમાધી = આત્મામાં [શા. ભા.] પરમાત્મામાં [મધુ.] પરબ્રહ્મમાં [શંકરાનંદ] અસંભાવના તથા વિપરીત ભાવનાથી રહિત થઈ, વાયુ વગરના સ્થાન વિષે સ્થિત દીવાની પેઠે સ્થિર રહેશે; ત્યારે તું યોગં=વિવેકપ્રજ્ઞાસમાધિને [શા ભા.] જીવ-બ્રહ્મના અભેદના અનુભવને [મધુ.] આત્મજ્ઞાનને [શ્રીધર] આત્મસાક્ષાત્કારને [શા. ભા.] જ્ઞાનયોગને [શંકરાનંદ] પામીશ, તું યોગા-રૂઢ થશે [શંકરાનંદ], તું કૃતાર્થ થઈ સ્થિતપ્રજ્ઞ થશે [મધુ.].

## મોક્ષનાં સાધનોનો સૂત્રરૂપે ઉપદેશ

સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોરૂપે પ્રસિદ્ધ આ [૫૫–૭૨] અઢાર શ્લોકોમાં ભગવાન શ્રીકૃષ્ણે જીવાત્માના સંસારીપણાનાં કારણ તથા શ્રુતિસ્મૃતિવિહિત સમસ્ત મોક્ષસાધનોનો સૂત્રરૂપે સમાવેશ કર્યો છે. આ સ્પષ્ટ કરવાના હેતુથી અમે આ અઢાર શ્લોકોમાં કહેલો ઉપદેશ અત્રે શ્લોકોના અનુક્રમમાં ફેરફાર કરીને આપીએ છીએ. ભગવાન ભક્ત અર્જુનને ગુજરાતી ભાષામાં ઉપદેશ આપતા હોય

તે પ્રમાણે વાકયરચના કરવામાં આવી છે; પરંતુ પ્રત્યેક શ્લોકના અર્થ પ્રમાણે જ ગુજરાતી કરવામાં આવ્યું છે. શ્લોકનો અંક શ્લોકની પાછળ આપવામાં આવ્યો છે. જે વાંચકને આ ટૂંકો અર્થ યથાવત્ ન સમજાય, તેણે શ્લોકના શબ્દાર્થ તથા વિવેચનની મદદ લેવી. ઘણા ગીતાપ્રેમી આ અઢાર શ્લોકોને કંઠસ્થ કરી દરરોજ પારાયણ કરે છે જેઓ અત્રે આપેલા શ્લોકોનો અર્થ તથા રહસ્ય સમજીને પારાયણ કરશે, તેમને સમસ્ત ગીતાશાસ્ત્રના ઉપદેશનો ટૂંકમાં લાભ થવા સંભવ છે.

### સંસારબંધનનું કારણ

હે ભારત! વિષયોના ચિંતનથી વિષયમાં રાગ ઉત્પન્ન થાય છે, રાગથી કામ, કામથી ક્રોધ તથા ક્રોધથી મોહ ઉત્પન્ન થાય છે; આ મોહ સ્મૃતિ તથા બુદ્ધિનો નાશ કરી પુરુષને સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ કરે છે [૬૨-૬૩].

### મોક્ષનો ઉપાય

આત્મસાક્ષાત્કાર થતા વિષયો તેના રસસહિત શાંતિ પામે છે [૫૯], માટે હે પરંતપ! તુ મનને નિર્વિષયી કર.

### એ કેમ બને?

રાગદ્વેષ તથા ઇન્દ્રિયોને વશ કરી વિષયો ભોગવ આથી ચિત્ત શુદ્ધ થશે, સર્વ દુઃખો નાશ પામશે અને બુદ્ધિ સ્થિર થશે [૬૪-૬૫] [કર્મયોગ].

**અથવા**

સર્વ ઇન્દ્રિયોને વશ કરી નિત્ય આત્મચિંતનપરાયણ રહે. [૬૬] [ભક્તિયોગ].

**અથવા**

સર્વ કામનાઓનો ત્યાગ કર. સ્પૃહારહિત, મમતારહિત તથા અહંકારરહિત વિચર. તું પરમશાંતિને પામીશ [૭૧] [જ્ઞાનયોગ].

**અથવા**

હે કૌન્તેય! હે મહાબાહો! ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરી તેને વશ કર, કારણકે જેની ઇન્દ્રિયો વિષયોથી નિવૃત્ત થયેલી છે તેની જ બુદ્ધિ સ્થિર થાય છે [૬૦ અને ૬૮], પરંતુ જેમ પ્રતિકૂળ વાયુ જળમાં રહેલી નૌકાને વિષમમાર્ગે ઘસડી જઈ, તેનો નાશ કરે છે, તેમ સ્વચ્છંદી ઇન્દ્રિયો વિવેકીને પણ વિષયોમાં આસક્ત કરી, તેની બુદ્ધિનો નાશ કરે છે [૬૭] [હઠયોગ].

### સંયમી અને સંસારી

સંયમી વિષયસુખ તથા સ્વર્ગસુખ માટે ઉદાસી, પરંતુ મોક્ષસાધનો વિષે

જાગૃત રહે છે એ મારી આત્મસુખ વિષે ઉદાસી, પરંતુ વિષયસુખ તથા સ્વર્ગસુખને પ્રાપ્ત થવાના સાધનો વિષે જાગૃત રહે છે [૬૯]

બ્રહ્માનંદ જે સંસારીને રાત્રિરૂપ છે, તે સંયમી અનુભવે છે. વિષયાનંદ જે સંયમીને રાત્રિરૂપ [મિથ્યારૂપ] છે, તેમા સંસારી જાગૃત [આનન્દ] રહે છે [૬૯]

## અયુક્તની ગતિ

જેને સંયમ નથી તેને વિવેક નથી, જેને વિવેક નથી તેને ભક્તિ નથી, જેને ભક્તિ નથી તેને શાંતિ નથી, અને જેને શાંતિ નથી તેને સુખ કેમ સંભવે? [૬૬]

## સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો

હે પાર્થ! ચિત્તમા કામનાઓનુ શાંત થવુ, આત્માવડે આત્માનંદનો અનુભવ, દુખમા ઉદ્વેગનો અભાવ, સુખમા સ્પૃહાનો અભાવ, દેહાદિ અનાત્મ પદાર્થોમા આસક્તિનો અભાવ, રાગ, ભય તથા ક્રોધનુ નિવૃત્ત થવુ, ઇષ્ટાનિષ્ટની પ્રાપ્તિમા સમતા, એ સ્થિતપ્રજ્ઞના પ્રધાન લક્ષણો છે [૫૫, ૫૬, ૫૭] જેમ કાચબો સર્વ કોરથી અંગો સમેટી લે છે, તેમ જ્યારે પુરુષ ઇન્દ્રિયોને તેના વિષયોથી સમેટી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ છે, એમ જાણવુ [૫૮]

## પરમ શાંતિ ક્યારે મળે?

જેમ જળથી પરિપૂર્ણ સમુદ્રમા વરસાદનુ જળ પ્રવેશ કરે છે છતા તે ક્ષોભ પામતો નથી, તેમ જે પુરુષ પ્રારબ્ધવશાત્ શુભાશુભ વિષયો [પદાર્થો] પ્રાપ્ત થતા ક્ષોભ [વિકાર] પામતો નથી, તે શાંતિ પામે છે પરંતુ જ્યા સુધી ચિત્તમા તૃષ્ણા છે, ત્યા સુધી ચિત્તમા શાંતિનો ઉદય થતો નથી જ્યારે ચિત્તમા કામરૂપ શાંત થાય છે, ત્યારે જ શાંતિની પ્રાપ્તિ થાય છે [૭૦]

હે પાર્થ! આ બ્રાહ્મી સ્થિતિ છે આ બ્રાહ્મી સ્થિતિને અંતકાળે પણ પ્રાપ્ત કરનાર પુરુષ ફરીને સંસારમા જન્મ પામતો નથી—ફરીને સંસારમા જન્મ પામતો નથી [૭૨] [૧૩]

અંતરદૃષ્ટિકા —હવે સ્થિતપ્રજ્ઞ એટલે કે બ્રહ્મનિષ્ઠ, આત્મનિષ્ઠ, જ્ઞાનનિષ્ઠ, યોગારૂઢ, બ્રાહ્મણ અતિવર્ણાશ્રમ ત્રિગુણાતીત, જીવન્મુક્ત, ઉન્મુક્ત વગેરે નામોથી પ્રસિદ્ધ આરૂઢ જ્ઞાની મહાત્મા પુરુષના લક્ષણો જાણવાની ઇચ્છાથી ભક્ત અર્જુન ભગવાનને પ્રશ્ન પૂછે છે

अर्जुन उवाच । અર્જુન બોલ્યા:

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥**

**અન્વયાર્થ** :—કેશવ ! હે કેશવ ! समाधिस्थस्य સમાધિમાં રહેલા स्थितप्रज्ञस्य સ્થિતપ્રજ્ઞના भाषा લક્ષણો का શાં ? તથા તે સ્થિતપ્રજ્ઞ સમાધિરહિત અવસ્થામાં હોય છે ત્યારે તે स्थितधीः સ્થિતપ્રજ્ઞ किं प्रभाषेत ? કેવી રીતે બોલે છે ? किं आसीत ? કેવી રીતે બેસે છે ? किं व्रजेत ? કેવી રીતે ચાલે છે ? તે મને કહો [ ૫૪ ].

**શબ્દાર્થ** :—હે કેશવ ! સમાધિમાં સ્થિત સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો શાં ? તથા સમાધિરહિત અવસ્થામાં તે સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે છે ? કેવી રીતે બેસે છે ? તથા કેવી રીતે ચાલે છે ? તે મને કૃપા કરીને કહો [ ૫૪ ].

**વિવેચન**:—હે કેશવ ! स्थिता प्रतिष्ठिता 'अहमस्मि परं ब्रह्म' इति प्रज्ञा यस्य स स्थितप्रज्ञः । [ શ્રી ભા., મધુ. વગેરે ] જેની બુદ્ધિ 'હું પરબ્રહ્મ પરમાત્મા છું' એ પ્રકારે સ્થિર થઈ છે, તે 'સ્થિતપ્રજ્ઞ' છે. અથવા ब्रह्माकारेण निश्चला बाह्यानरगाहिनी प्रज्ञा बुद्धिर्यस्य स स्थितप्रज्ञः । [ શંકરાનંદ ] બહારના પદાર્થોને ન ગ્રહણ કરવાવાળી બ્રહ્માકારવડે નિશ્ચલ જેની પ્રજ્ઞા [ બુદ્ધિ ] છે, તે આરૂઢ મહાત્મા 'સ્થિતપ્રજ્ઞ' કહેવાય છે [ શંકરાનંદ ].

સ્થિતપ્રજ્ઞ બે પ્રકારની અવસ્થાવાળો હોય છે. સમાધિમાં રહેલો અને બીજો સમાધિરહિત અવસ્થામાં રહેલો. પ્રથમ તમે મને નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થયેલા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ કહો નિર્વિકલ્પ સમાધિમાં બ્રહ્માનંદ અનુભવતો સ્થિતપ્રજ્ઞ કયા ચિહ્નો વડે ઓળખી શકાય ? તે મને કહો.

આ સ્વરૂપાનંદની તૃપ્તિરૂપ સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞનું સ્વસંવેદ્ય [પોતાનાથી જાણી શકાય એવું ] લક્ષણ છે, કારણકે "बन्धमोक्षौ च तृप्तिश्च चिंतारोग्यक्षुधादयः । स्वेनैव वेद्या यज्ज्ञानं परेषामनुमानिकम् । [ શંકર. વિ. ચૂ. ४७५ ]. અન્યને અનુમાનગમ્ય એવાં બંધ, મોક્ષ, તૃપ્તિ, ચિંતા, આરોગ્ય, સુખ, દુઃખ વગેરે પોતાનાથી જ જાણી શકાય છે" અને તેથી અંતર્યામી એવા આપ જ આ રહસ્યને જાણવા તથા કહેવા સમર્થ છો.

વળી સ્થિતપ્રજ્ઞ જ્યારે સમાધિરહિત અવસ્થામાં હોય છે, ત્યારે કેવી રીતે બોલે છે ? અર્થાત્ સ્તુતિ તથા નિંદા વગેરેમાં અભિનંદન તથા દ્વેષ જણાવનારું કેવી રીતે બોલે છે ? [મધુ.]. કેવી રીતે બેસે છે ? એટલે શ્રોત્રાદિ બાહ્ય

ઇન્દ્રિયોનો કેવી રીતે નિગ્રહ કરે છે? [મધુ] તથા કેવી રીતે ચાલે છે? અર્થાત્ કેવી રીતે શબ્દાદિ બાહ્ય વિષયોને ભોગવે છે? તે મને કૃપા કરીને કહો [૫૪]

**અવતરણિકા** —સિદ્ધના લક્ષણો તે સાધકના સાધનો છે જ્યારે સાધનો સિદ્ધ થાય છે ત્યારે જ બુદ્ધિની સ્થિરતા [જીવન્મુક્તિ] સિદ્ધ થાય છે તેથી 'મુમુક્ષુએ પ્રયત્નપૂર્વક સાધનો સંપાદન કરવા જોઈએ,' એ સૂચન કરવાના હેતુથી, અધ્યાયની સમાપ્તિ સુધી ભગવાન તે સાધનો પ્રતિપાદન કરે છે તેમાં પ્રથમ સમાધિમાં સ્થિર થયેલા સ્થિતપ્રજ્ઞનું લક્ષણ કહે છે

श्रीभगवानुवाच। શ્રી ભગવાન બોલ્યા

**प्रजहाति यदा कामान् सर्वान्पार्थ! मनोगतान्।**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥**

**અન્વયાર્થ** —पार्थ હે અર્જુન! यदा જ્યારે તે સમાધિસ્થ પુરુષ मनोगतान् મનમાં રહેલી सर्वान् બધી कामान् ઇચ્છાઓનો [જેને યોગશાસ્ત્રમાં પ્રમાણ, વિપર્યય, વિકલ્પ નિદ્રા અને સ્મૃતિ એ ભેદ વડે વિસ્તારપૂર્વક કહેલી છે તે] કામસંકલ્પાદિ સઘળી મનની વૃત્તિઓનો [મધુ] प्रजहाति નિઃશેષ ત્યાગ કરે છે, आत्मना एव આત્માવડે જ " आत्मनि આત્મામાં પ્રત્યગાત્મસ્વરૂપમાં [શાંભા] तुष्ट સંતુષ્ટ રહે છે तदा ત્યારે તે સમાધિસ્થ પુરુષ स्थितप्रज्ञ સ્થિતપ્રજ્ઞ उच्यते કહેવાય છે [૫૫]

**શબ્દાર્થ** —હે પાર્થ! જ્યારે તે સમાધિસ્થ પુરુષ મનમાં રહેલી બધી ઇચ્છાઓનો નિઃશેષ ત્યાગ કરે છે, અને આત્માવડે જ "આત્મામાં સંતુષ્ટ રહે છે, ત્યારે તે 'સ્થિતપ્રજ્ઞ' કહેવાય છે [૫૫]

**વિવેચન** —હે અર્જુન! જેમ મૃગજળ માટે દોડતા પુરુષને મૃગજળના જ્ઞાનથી, મૃગજળનો બાધ થતાં મૃગજળની કામના સ્વાભાવિક રીતે શાંત થાય છે, તેમ જ્યારે આત્માના જ્ઞાનથી વિષય વગેરે અનાત્મ પદાર્થોનો બાધ થતાં, મનમાં રહેલી સર્વ કામનાઓ શાંત થાય છે, ત્યારે જે અંતરાત્મસ્વરૂપમાં ચિદ્રૂપ આત્માવડે જ "આત્માનંદ અનુભવે છે, તે "સ્થિતપ્રજ્ઞ" કહેવાય છે

સ્થિતપ્રજ્ઞ નિરતિશય આનંદરૂપ આત્માવડે [આનંદૈકસ્વસ્વરૂપવડે] જ તુષ્ટ રહે છે [શંકરાનંદ], અને સ્વાત્માનંદરસના અનુભવથી જ સંતોષ [તૃપ્તિ] પ્રાપ્ત કરી, જેમ અમૃતરસનું પાન કરનાર ખારા જળની અપેક્ષા કરતો નથી, તેમ સ્થિતપ્રજ્ઞ તુચ્છ વિષયસુખની અપેક્ષા કરતો નથી [શંકરા-

નદ] પરમાનંદરૂપ અમૃતરસના લાભથી તૃપ્ત સ્થિતપ્રજ્ઞ બીજા અનાત્મ પદાર્થોથી અનબુદ્ધિવાળો તથા તૃષ્ણારહિત હોય છે [ગ્રા. ભા] તાત્પર્ય એ છે કે, પુત્ર, ધન તથા લોકની સમસ્ત તૃષ્ણાઓનો ત્યાગ કરનાર સન્યાસી જ આત્મારામ, આત્મક્રીડ તથા સ્થિતપ્રજ્ઞ છે [શા ભા]

સવિકલ્પ સમાધિમા યોગી ચિત્તવડે આત્માનદ અનુભવે છે પરંતુ નિર્વિકલ્પ સમાધિમા સ્થિતપ્રજ્ઞ સ્વપ્રકાશ ચિદ્રૂપ આત્માવડે જ આત્માનદ અનુભવે છે. તાત્પર્ય એ છે કે, જેમ અંધકારમા પડેલા પદાર્થને જોવા માટે નેત્ર તથા દીપક બન્નેની અપેક્ષા રહે છે પરંતુ સૂર્યને જોવામા કેવળ નેત્રની જ અપેક્ષા રહે છે, દીવાની અપેક્ષા રહેતી નથી, કદાચ દીવો હોય તોપણ તે નકામો થઈ જાય છે. તેમ કોઈ પણ જડ પદાર્થના જ્ઞાનમા ચિત્તવૃત્તિ તથા ચિદાભાસ બન્નેની અપેક્ષા રહે છે, પરંતુ સ્વયપ્રકાશ આત્માના જ્ઞાનમા શુદ્ધ [એકાગ્ર] ચિત્તવૃત્તિની જ અપેક્ષા રહે છે, ચિદાભાસની અપેક્ષા રહેતી નથી ચિદાભાસ વૃત્તિમા હોય છે, તોપણ તે સૂર્યની સામે ધરેલા દીવાની પેઠે નકામો થઈ જાય છે આત્માના આવરણનો એક વાર ભગ થયા પછી [આત્મસાક્ષાત્કાર થયા પછી] આત્મા સર્વદા નિરાવરણરૂપ પ્રકારો છે અર્થાત્ અનુભવાય છે આ સ્વરૂપાનદના અનુભવ માટે વસ્તુતાએ ચિત્તવૃત્તિની પણ અપેક્ષા રહેતી નથી. બ્રહ્મનિષ્ઠ ચિદ્રૂપ આત્માવડે જ આત્માનદ અનુભવે છે

સ્વામી વિદ્યારણ્ય કહે છે કે—" સમાધિમા રહેલા સ્થિતપ્રજ્ઞની સર્વ બુદ્ધિવૃત્તિઓ લય પામી હોય છે, તેથી તે સર્વ કામનાઓને ત્યજી દે છે, તેનો સતોષ તેના મુખની પ્રસન્નતાવડે જાણી શકાય છે. આ સતોષ કામનાની તૃપ્તિનો નહિ, પરતુ આત્માની [આત્માનદની] પ્રાપ્તિનો છે વૃત્તિરહિત ચિત્તમા પરમાનદ સ્ફુરવાથી તે પરમસતોષ અનુભવે છે " न चात्र सप्रज्ञातसमाधाविवात्मानन्दो मनोवृत्त्योपभुज्यते, किं तु स्वप्रकाशचिद्रूपेणात्मना । સવિકલ્પ સમાધિમા સ્થિતપ્રજ્ઞ આત્માનદ મનોવૃત્તિથી અનુભવે છે, પરતુ નિર્વિકલ્પ સમાધિમા સ્થિતપ્રજ્ઞ સ્વયપ્રકાશ ચિદ્રૂપ આત્માવડે આત્માનદ અનુભવે છે " 'सतोषश्च न वृत्तिरूप. किंतु तत्संस्काररूप.। આ સતોષ વૃત્તિરૂપ નથી, પરતુ આત્માના સસ્કારરૂપ છે" [જીવન્મુક્તિ વિવેક પ્ર ૩]

નિર્વિકલ્પ સમાધિમા સ્વરૂપાનદનો અનુભવ કરતા શિખિધ્વજને ચૂડાલા સિંહનાદથી કે બળથી ચલાયમાન ન કરી શકી [યો વા. નિ પ્ર [પૂ] ૧૦૩ ૧ ૧૧] સમાધિમાથી ઉત્થાન પામેલો પ્રસન્ન ચિત્તવાળો બૃહસ્પતિનો પુત્ર

કય કહે છે :—'મહાકલ્પના જળની પેઠે સમસ્ત વિશ્વ અંદર તથા બહાર, ઊંચે તથા નીચે, તથા સર્વ દિશાઓમાં આત્માથી પરિપૂર્ણ છે. હું સર્વમાં તથા સર્વ મારામાં છે. જ્યારે આત્માથી અન્ય કાંઈ નથી, ત્યારે હું શાની ઇચ્છા કરું ? આત્મારૂપી સૂર્યના તેજ આગળ જગતના વૈભવ તથા ઐશ્વર્ય મૃગજળસમાન છે.'

ભાગવતમાં ભક્ત પ્રહ્લાદ કહે છે કે :—'विमुञ्चति यदा कामान्मानवो मनसि स्थितान्। तर्ह्येव पुण्डरीकाक्ष भगवत्त्वाय कल्पते॥ [ભા. ૭–૧૦–૯] જ્યારે પુરુષ મનમાં રહેલી સર્વ કામનાઓનો પરિત્યાગ કરે છે, ત્યારે જ તે ભગવત્સ્વરૂપને પ્રાપ્ત થાય છે.

શ્રુતિ કહે છે કે :—'यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः। अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते। [કઠો. ૨–૬–૧૪] જ્યારે પુરુષ મનમાં રહેલી કામનાઓને ત્યજી દે છે, ત્યારે તે અમૃતભાવને પ્રાપ્ત થાય છે, અને આ દેહમાં જ બ્રહ્મને પામે છે. 'इच्छामात्रमविद्येयं तन्नाशो मोक्ष उच्यते। [મહોપનિષદ્ ૪-૧૧૬ ] કોઈ પણ વસ્તુની ઇચ્છા એ જ અવિદ્યા છે, તથા તેનો નાશ થવો એ મોક્ષ છે.'

ચિદાત્માનું બહિર્મુખ થવું તે જ ઇચ્છારૂપ, ચિત્તરૂપ અને સંસારરૂપ છે; અને ચિદાત્માનુ સ્વરૂપાનંદમાં જ સ્થિત થવું, તે મુક્તિ છે. [ યો. વા. નિ. પ્ર. [ઉ.] ૩૭–૫૧ ]. વિવેકબુદ્ધિવડે જે પુરુષને ક્રમે ક્રમે ઇચ્છાનો ઘટાડો થાય, તે પુરુષને બ્રહ્મવેત્તાઓ મોક્ષભાગી કહે છે [ યો. વા. નિ. પ્ર [ઉ] ૩૭–૫૪].

આ સમાધિમાં આત્માનંદ અનુભવના સ્થિતપ્રજ્ઞનું [ બ્રહ્મનિષ્ઠનું ] स्वसंवेद्यम् પોતાનાથી જ જાણી શકાય એવું લક્ષણ છે; અને અંતર્યામી ભગવાન સિવાય બીજો કોઈ તે જાણવા કે કહેવા સમર્થ નથી. ज्ञाननिष्ठाकाष्ठेयम्। [ શા. ભા. ] આ જ્ઞાનનિષ્ઠાની પરાકાષ્ઠા છે.

તાત્પર્ય એ છે કે:—'कामः सङ्कल्पमूलकः। કામનાઓનું મૂળ સંકલ્પ [ વિષયચિંતન ] છે. सङ्कल्पो वासनामूलकः। સંકલ્પનું મૂળ પૂર્વ જન્મોની તથા આ જન્મની ભોગજન્ય વાસના છે.' નિત્ય નિરંતર સમાધિનિષ્ઠામાં સ્થિત તથા સદા સર્વત્ર બ્રહ્મનો અનુભવ કરનાર સ્થિતપ્રજ્ઞને વિષયવિષયક સંકલ્પ કે વિષયગ્રહણ સંભવતું નથી, અને તેથી 'निर्वासनत्वम्' નિર્વાસનત્વ [વાસનાનો અભાવ] એ નિત્ય નિરંતર સમાધિનિષ્ઠામાં સ્થિત સ્થિતપ્રજ્ઞનું લક્ષણ છે, એ

સિધ્ધ થાય છે [ શંકરાનંદ ] 'तदिदं निर्वासनत्वं समाधिना साधकस्य संपादनीयमित्यवसितम्।' [ શંકરાનંદ ] તેથી સાધકે [ મુમુક્ષુએ ] સમાધિદ્વારા 'નિર્વાસનત્વ' સંપાદન કરવું જોઈએ ' [ ૫૫ ]

અવતરણિકા '—હવે સ્થિતપ્રજ્ઞ ' किं प्रभाषेत ? ' ' કેવી રીતે હર્ષશોક પ્રદર્શિત કરે છે ? ' તે એ શ્લોક વડે કહે છે [ મધુ વગેરે ]

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

**અન્વયાર્થ** —दुःखेषु દુઃખોમાં अनुद्विग्नमनाः ઉદ્વેગરહિત મનવાળો सुखेषु સુખોમાં विगतस्पृहः સ્પૃહા વિનાનો, વિષયોમાં આદરરહિત [ શંકરાનંદ ] અને वीतरागभयक्रोधः રાગ ભય તથા ક્રોધ જેના નિવૃત્ત થયેલા છે એવો मुनिः બ્રહ્મનિષ્ઠ સંન્યાસી स्थितधीः સ્થિતપ્રજ્ઞ उच्यते કહેવાય છે [ ૫૬ ]

**શબ્દાર્થ** —દુઃખોમાં જેનું મન ઉદ્વેગરહિત છે, સુખોમાં જે સ્પૃહારહિત છે, અને રાગ ભય તથા ક્રોધ જેના નિવૃત્ત થયેલા છે, તે મુનિ 'સ્થિતપ્રજ્ઞ ' કહેવાય છે [ ૫૬ ]

**વિવેચન** —दुःखेष्वनुद्विग्नमनाः =શોક, મોહ વગેરે આધ્યાત્મિક, રોગ, સર્પ, વ્યાઘ્ર વગેરે આધિભૌતિક તથા અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે આધિદૈવિક દુઃખોની પ્રાપ્તિમાં જેનું મન ઉદ્વેગ [ ક્ષોભ–પરિતાપને ] પામતું નથી જેને દુઃખોની પ્રાપ્તિમાં ' અહો ! હું પાપી છું, આવો દુઃખ ભોગવનાર હું જે દુરાત્મા તેનો ધિક્કાર છે ! મારા દુઃખને કોણ દૂર કરે ? ' એ પ્રકારની પશ્ચાત્તાપાત્મક તથા ભ્રાંતિરૂપ ઉદ્વેગ નામની ચિત્તવૃત્તિ ઉત્પન્ન થતી નથી [ મધુ ],

सुखेषु विगतस्पृहः = સુખોમાં જે સ્પૃહારહિત છે, જેને સુખની પ્રાપ્તિમાં ' હું ભાગ્યશાળી છું, મને આવું સુખ પ્રાપ્ત થયું, આ ત્રિભુવનમાં મારા સમાન કોણ છે ? ' એ પ્રકારની હર્ષાત્મક તથા ભ્રાંતિરૂપ તામસ ચિત્તવૃત્તિ ઉત્પન્ન થતી નથી [ મધુ ], અને અગ્નિમાં લાકડાં નાખવાથી જેમ અગ્નિ ભભૂકી ઊઠે તેમ જેમ જેમ સુખ આવી મળે તેમ તેમ જેની તૃષ્ણા વૃદ્ધિ પામતી નથી એટલે કે જે સુખથી ફુલાતો નથી [ શ્રા ભા ], તથા

वीतरागभयक्रोधः = જેના **રાગ** = અપ્રાપ્ત પદાર્થોની સ્પૃહા, ઉપકાર કરનાર પર પ્રીતિ [ શંકરાનંદ ], **ભય** = પ્રિય પદાર્થનો વિયોગ કે નાશ થશે એવા વિચારથી કે મરણહેતુ સમીપ છે એવા વિચારથી મનમાં ઊપજતો ત્રાસ, અને

ક્રોધ = અત્યંત અપકાર કરનાર પ્રત્યે અપ્રીતિ [ શંકરાનંદ ], પ્રિય પદાર્થના નાશને લીધે તે પદાર્થનો નાશ કરનાર પર અંતઃકરણમાં ઊપજતો પરિતાપ; એ ત્રણે જેના નિવૃત્ત થયેલા છે, તે મુનિ [ મનનશીલ ] ' સ્થિતપ્રજ્ઞ ' કહેવાય છે.

સ્થિતપ્રજ્ઞને દુઃખાત્મક તથા હર્ષાત્મક તામસ ચિત્તવૃત્તિનો તેમ જ ભ્રાંતિના કારણરૂપ અજ્ઞાનનો અભાવ છે, અને તેથી તે વિપત્તિમાં ઉદ્વેગને કે સંપત્તિમાં સ્પૃહાને [ હર્ષને ] પ્રાપ્ત થતો નથી, એ અર્થ છે

સ્થિતપ્રજ્ઞ પોતાના અનુભવને પ્રકટ કરી શિષ્યોને સમજાવવા માટે ઉદ્વેગના અભાવને તથા નિઃસ્પૃહપણા વગેરેને દર્શાવનારી વાણી બોલે છે [મધુસૂદન]

એ પ્રમાણે મુમુક્ષુએ દુઃખમાં ઉદ્વેગ ન પામવો, સુખમાં હર્ષ ન ધરવો, અને રાગ, ભય તથા ક્રોધથી રહિત થવું, એ અભિપ્રાય છે [ મધુસૂદન ] [૫૬].

વળી—

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥**

**અન્વયાર્થ** —યઃ જે સર્વત્ર દેહાદિક સર્વ પદાર્થોમાં અનભિસ્નેહઃ સ્નેહથી રહિત છે–આસક્તિરહિત છે, તત્ તત્ તે તે શુભાશુભં શુભ કે અશુભને, અનુકૂળ કે પ્રતિકૂળને પ્રાપ્ય પામીને ન અભિનન્દતિ પ્રશંસા કરતો નથી કે ન દ્વેષ્ટિ નિંદા કરતો નથી તસ્ય તેની એટલે કે એવા હર્ષવિષાદરહિત પુરુષની પ્રજ્ઞા બુદ્ધિ પ્રતિષ્ઠિતા સ્થિર છે–સ્થિર થાય છે [ ૫૭ ]

**શબ્દાર્થ** —જે દેહાદિક સર્વ પદાર્થોમાં સ્નેહરહિત છે, તથા શુભને કે અશુભને પામીને પ્રશંસા કરતો નથી, કે નિંદા કરતો નથી, તેની બુદ્ધિ સ્થિર છે [ ૫૭ ]

**વિવેચન** —હે અર્જુન! જે દેહ, જીવન વગેરે સર્વ અનાત્મ પદાર્થોમાં આસક્તિરહિત છે જે પુણ્યકર્મરૂપ પ્રારબ્ધવશાત્ પ્રિય [ અનુકૂળ ] પદાર્થો પામીને હર્ષ પામતો નથી, ગર્વયુક્ત થઈ ' હું સંપૂર્ણ છું ' એ પ્રકારે પ્રશંસારૂપ વાણી બોલતો નથી [ મધુસૂદન ], તેમ જ પાપકર્મરૂપ પ્રારબ્ધવશાત્ અપ્રિય [ પ્રતિકૂળ ] પદાર્થો પામીને શોક કરતો નથી ' હું અપૂર્ણ છું ', ' હું દીન છું ' એ પ્રકારે નિંદારૂપ વાણી બોલતો નથી [ મધુસૂદન ], અને પ્રિયાપ્રિયની પ્રાપ્તિમાં ઉદાસીન રહે છે, તથા સર્વત્ર સમબુદ્ધિ રાખી સમાધિમાં જ સ્થિત છે તેની બુદ્ધિ સ્થિર છે

રાગદ્વેષનો અભાવ હોવાથી સ્થિતપ્રજ્ઞ સ્તુતિનિંદાથી રહિત અને સર્વને હિતાવહ એવું અલ્પ ભાષણ કરે છે, એ અર્થ છે [ કેશવ ].

મુમુક્ષુએ સર્વ દેહોમાં અને જીવન વગેરેમાં સ્નેહ વગરના થવું; તથા શુભને પામીને પ્રશંસા અને અશુભને પામીને નિંદા ન કરવી, એ અભિપ્રાય છે [ મધુ. સદાનંદ ] [ ૫૭ ]

**અવતરણિકા** :—હવે સ્થિતપ્રજ્ઞ 'કિમાસીત?' કેમ બેસે છે? તે કહે છે [ મધુ. નીલકંઠ વગેરે ]:

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥**

**અન્વયાર્થ** :— च તથા કૂર્મ: કાચબો अङ्गानि અંગોને इव સર્વ કોરથી જેમ સમેટી લે છે તેમ अयं આ વિદ્વાન પુરુષ-આ વ્યુત્થાન પામેલો મુનિ यदा જ્યારે सर्वशः સર્વ इन्द्रियाणि ઇન્દ્રિયોને इन्द्रियार्थेभ्यः ઇન્દ્રિયોના વિષયોથી संहरते સમેટી લે છે, ત્યારે तस्य તેની प्रज्ञा બુદ્ધિ प्रतिष्ठिता સ્થિર છે, એમ જાણવું—સમજવું [ ૫૮ ].

**શબ્દાર્થ** :—જેમ કાચબો અંગોને સર્વ કોરથી સમેટી લે છે, તેમ આ વિદ્વાન પુરુષ જ્યારે સર્વ ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના વિષયોથી સમેટી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થયેલી જાણવી [ ૫૮ ].

**વિવેચન** :—હે અર્જુન! જેમ કાચબો બીજાના ભયથી પોતાનું માથું, પગ વગેરે અંગોને પોતાની ઢાલમાં સ્વભાવતઃ અનાયાસે સમેટી લે છે; [ વલ્લભ, શ્રીધર વગેરે ] તેમ જ્યારે આ વિદ્વાન પુરુષ રાગાદિ દોષોના ભયથી સર્વ ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના વિષયોથી સમેટી લે છે, ત્યારે તેની બુધ્ધિ સ્થિર છે, એમ જાણવું.

ઇન્દ્રિયનિગ્રહ વિના વૈરાગ્યાદિ જ્ઞાનનિષ્ઠા સિદ્ધ થતી નથી, માટે મુમુક્ષુએ પ્રયત્નપૂર્વક ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કરવો એ સૂચન છે [ શંકરાનંદ ] [ ૫૮ ].

**અવતરણિકા** :—एवं चतुर्विधा ज्ञाननिष्ठा पूर्वपूर्वोत्तरत्र निष्पाद्येति प्रतिपादितम् । [ રા. ભા. ] આ પ્રકારે ચાર પ્રકારની જ્ઞાનનિષ્ઠા છે. તેમાં પ્રથમ પ્રથમ શ્લોકમાં કહેવામાં આવેલી જ્ઞાનનિષ્ઠા તેના પછી પછીના શ્લોકમાં કહેલી જ્ઞાનનિષ્ઠા વડે સિદ્ધ થાય છે, એ પ્રતિપાદન કરવામાં આવ્યું. એટલે કે શ્લોક ૫૫ માં કહેલી જ્ઞાનનિષ્ઠા ૫૬ મા શ્લોકવડે સિદ્ધ થાય છે; શ્લોક ૫૬ માં કહેલી

જ્ઞાનનિષ્ઠા શ્લોક ૫૭ વડે સિદ્ધ થાય છે, શ્લોક ૫૭મા કહેલી જ્ઞાનનિષ્ઠા શ્લોક ૫૮ વડે સિદ્ધ થાય છે અને શ્લોક ૫૮ મા કહેલી જ્ઞાનનિષ્ઠા નિષ્કામ કર્મથી [યમનિયમાદિથી] સિદ્ધ થાય છે, એ કહેવામા આવ્યુ હવે ભગવાન જ્ઞાનનિષ્ઠાની દુર્લભતા પ્રતિપાદન કરે છે

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥

**અન્વયાર્થ** —निराहारस्य ઇન્દ્રિયો વડે શબ્દાદિ વિષયો ગ્રહણ કરવામા અસમર્થ અથવા વિષયભોગ બળાત્કારે નહિ કરનાર देहिन દેહાભિમાની પુરુષના विषया શબ્દાદિ વિષયો विनिवर्तन्ते નિવૃત્ત થઈ જાય છે પરતુ रसवर्जं વિષયો માટેની આસક્તિ—મનમા રહેતી વિષયભોગજન્ય વાસના [કેશવ] વિષયભોગ માટે મનમા રહેતી તૃષ્ણા [આનદ], વિષયભોગ ભોગવવાની અભિલાષા [શ્રીધર વગેરે] જતી નથી પર दृष्ट्वा પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી अस्य આ સ્થિતપ્રજ્ઞની रस વિષયભોગ માટેની આસક્તિ अपि પણ निवर्तते જતી રહે છે—શમી જાય છે [૫૯]

**શબ્દાર્થ** —ઇન્દ્રિયો વડે શબ્દાદિ વિષયો ગ્રહણ કરવામા અસમર્થ અથવા બળાત્કારે વિષયભોગ નહિ કરનાર દેહાભિમાની પુરુષના વિષયો નિવૃત્ત થઈ જાય છે, પરતુ વિષયભોગ માટેની આસક્તિ જતી નથી, પરમાત્માનો સાક્ષાત્કાર થતા આ સ્થિતપ્રજ્ઞની વિષયો માટેની આસક્તિ પણ જતી રહે છે [૫૯]

**વિવેચન** —निराहारस्य = રોગાદિને લીધે શબ્દાદિ વિષયો ગ્રહણ કરવામા અસમર્થ અથવા કાષ્ઠતપસ્વીની પેઠે બળાત્કારે વિષયોપભોગ નહિ કરનારા દેહાભિમાની પુરુષના [મધુ] વિષયો વિશેષરૂપે નિવૃત્ત થાય છે, પરતુ વિષયોનો રસ અર્થાત્ માનસી તૃષ્ણા [આનદ વગેરે] વિષયભોગ માટે મનમા રહેતી તૃષ્ણા, मनसि वासना [કેશવ] મનમા રહેતી વિષયભોગજન્ય વાસના વિષયભોગો ભોગવવાની અભિલાષા [શ્રીધર વગેરે] વિષયભોગ માટેની આસક્તિ [શા ભા], વિષયો વિષે ભોગવવા ભાવના [વકાનદ] નિવૃત્ત થતી નથી પરમાત્માનો સાક્ષાત્કાર થતા આ સ્થિતપ્રજ્ઞની વિષયો માટેની આસક્તિ [તૃષ્ણા—વાસના—અભિલાષા] પણ શમી જાય છે

યથાર્થ જ્ઞાન વિના [આત્મસાક્ષાત્કાર વિના] રાગસહિત વિષયરસ નિવૃત્ત થતો નથી, માટે યથાર્થ જ્ઞાનરૂપ [સમ્યગ્દર્શનરૂપ] બુદ્ધિની સ્થિરતા પ્રયત્નપૂર્વક સપાદન કરવી એ અભિપ્રાય છે [શા ભા, મધુ વગેરે] [૫૯]

અવતરણિકા :—હવે યથાર્થ જ્ઞાનરૂપ બુદ્ધિની સ્થિરતા માટે ઇન્દ્રિયોનો નિગ્રહ આવશ્યક છે, તે કહે છે :

**यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ ६० ॥**

અન્વયાર્થ :—कौंतेय ! હે અર્જુન ! यततः યત્ન કરનારા विपश्चितः વિવેકી पुरुषस्य પુરુષના मनः अपि મનને પણ प्रमाथीनि સર્વને મથી નાખનારી इन्द्रियाणि ઇન્દ્રિયો प्रसभं બળાત્કારે हरन्ति हि હરી જાય છે જ—વિષયો ભણી ખેંચી જાય છે [ ૬૦ ].

શબ્દાર્થ :—હે અર્જુન ! શબ્દાદિ વિષયોમાં દોષદર્શનરૂપ યત્ન કરનારા વિવેકી પુરુષના મનને પણ સર્વને મથી નાખનારી ઇન્દ્રિયો વિષયો ભણી અવશ્ય ખેંચી જાય છે [ ૬૦ ]

**વિવેચન** :—હે અર્જુન ! વિષયોમાં દોષદર્શનથી સમાધિની સિદ્ધિ માટે યત્ન કરનારા વિવેકી પુરુષના મનને પણ આ પ્રમથનશીલ બળવાળી ઇન્દ્રિયો બળાત્કારે વિષયો તરફ ખેંચી જાય છે. જેમ બળવાન લૂટારાઓ ધનરક્ષકનો પરાભવ કરી, ધનનું હરણ કરે છે, તેમ આ બળવાળી ઇન્દ્રિયો વિવેકરૂપી રક્ષકનો પરાભવ કરી, વિવેકીના મનનું હરણ કરી, તેને વિષયભોગોમાં આસક્ત કરે છે. " बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति। [ મનુ. ૨–૨૧૫ ] બળવાન ઇન્દ્રિયોનો સમૂહ વિદ્વાનને પણ વિષયોમાં રોળે છે. "

ભાગવતમાં ભગવાન કહે છે કે :—कृपणो योऽजितेन्द्रियः । [ભાગ. ૧૧–૧૯–૪૪] ઇદ્રિયાધીન પુરુષને કૃપણ [ અતત્ત્વજ્ઞ ] જાણવો; કારણકે ઇન્દ્રિયોથી પ્રેરાતો મનુષ્ય કદાપિ સુખ, સિદ્ધિ કે મુક્તિને પામતો નથી [ ગી. ૧૬–૨૩ ].

તાત્પર્ય એ છે કે, દમ [ઇન્દ્રિયનિગ્રહ] વિના શમ [મનોનિગ્રહ] સિદ્ધ થતો નથી; અને શમ વિના પુરુષ શાંતિને [સ્થિતપ્રજ્ઞતાને] પ્રાપ્ત થતો નથી [૬૦].

અવતરણિકા :—હવે ઇન્દ્રિયોને વશ કરવાનો ઉપાય તથા તેનું ફળ કહે છે :

**तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।**
**वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥**

અન્વયાર્થ :—मत्परः મારો અનન્ય ભક્ત [ મધુ. ] तानि सर्वाणि તે

સર્વ ઇન્દ્રિયોને સયમ્ય વશ કરીને યુક્ત મનનો નિગ્રહ કરીને [મધુ] સમાહિત ચિત્તવાળો થઈ [ શા ભા ] आसीत બેસે हि કારણકે यस्य જેની इन्द्रियाणि ઇન્દ્રિયો વશે વશ વર્તે છે तस्य તેની प्रज्ञा બુદ્ધિ प्रतिष्ठिता સ્થિર થાય છે [૬૧]

**શબ્દાર્થ** —મારો અનન્યભક્ત, ઇન્દ્રિયોને વશ કરી, મનનો નિગ્રહ કરી બેસે, કારણકે જેની ઇન્દ્રિયો વશ વર્તે છે, તેની બુધ્ધિ સ્થિર થાય છે [૬૧]

**વિવેચન** —હે અર્જુન ! मत्पर = સર્વના આત્મારૂપ હુ વાસુદેવ જ પર [ઉત્કૃષ્ટ] છુ, એવા નિશ્ચયવાળો મારો અનન્ય ભક્ત [મધુ] સર્વ ઇન્દ્રિયોને વશ કરી, युक्त = મનનો નિગ્રહ કરી [મધુ] સમાહિત ચિત્તવાળો થઈ [શા ભા ], બ્રહ્માકાર વૃત્તિવાળો થઈ [શ કગન દ] ધ્યેયપરાયણ થઈ [ કેશવ] બેસે, અર્થાત્ નિત્ય આત્મચિ તનપરાયણ રહે, કારણકે જેની ઇન્દ્રિયો વશ વર્તે છે, તેની બુદ્ધિ સ્થિર થાય છે

જેમ બળવાન રાજાનો આશ્રય કરનાર પુરુષને તેના શત્રુઓ દુ:ખ આપતા નથી, અને તેણે સમર્થનો આશ્રય લીધો છે, એમ જાણી તેને વશ થાય છે, તેમ પ્રાણીમાત્રના અ તરાત્મારૂપ હુ વાસુદેવનુ જ શરણ લેનાર મારા અનન્ય ભક્તને ઇન્દ્રિયો બહિર્મુખ કરતી નથી પર તુ 'મારો ભક્ત મારા શરણને પ્રાપ્ત થયો છે,' એમ જાણી, સર્વ ઇન્દ્રિયો તેને અનાયાસે વશ થાય છે [મધુ કેશવ વગેરે] આ પ્રકારે ઇન્દ્રિયોને વશ કરી, મારે વિષે જ મન જોડનાર યોગી, પાપરહિત થઈ, આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે [શા ભા ]

શ્રુતિ પણ કહે છે કે —दमोद्धव । [શ્રીકૃષ્ણોપનિષદ્ ૧૮ ] ભક્ત ઉદ્ધવ ઇન્દ્રિયનિગ્રહ છે પ્રત્યાહારાદિ ઉપાયોવડે ઇન્દ્રિયનિગ્રહ સિદ્ધ કરનાર અધિકારી પુરુષ જ ભક્ત ઉદ્ધવની પેઠે ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ, ભગવાનના સ્વરૂપને [આત્મતત્ત્વને] યથાવત્ જાણી સ્થિતપ્રજ્ઞ થાય છે

અહી સક્ષેપમા કહેલી ભગવદ્ભક્તિની નિષ્ઠા ભગવાન હવે પછી ૭ અધ્યાયોમા [ગી અ ૭–૧૨ મા ] વિસ્તારપૂર્વક કહેશે [મધુ] [૬૧]

**અવતરણિકા** —હવે વિષયોનુ ચિ તવન સર્વ અનર્થોનુ બીજ [કારણ] છે, તે પ્રતિપાદન કરે છે

**ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।**
**सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥**

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

અન્વયાર્થ :—विषयान् વિષયોનું ध्यायतः ચિંતવન કરનાર—વિષયોનું વારંવાર આલોચન કરનાર [શા. ભા.] पुंसः પુરુષને तेषु તેમને વિષે संगः આસક્તિ उपजायते ઉત્પન્ન થાય છે, संगात् આસક્તિમાંથી कामः કામના संजायते ઉત્પન્ન થાય છે, कामात् કામનામાથી क्रोधः ક્રોધ अभिजायते ઉત્પન્ન થાય છે, [૬૨] क्रोधात् ક્રોધથી संमोहः કાર્યાકાર્યના વિવેકનો અભાવ—મૂઢતા ભવતિ થાય છે, संमोहात् સમોહથી स्मृतिविभ्रमः શાસ્ત્ર તથા ગુરુએ ઉપદેશ કરેલા અર્થનું અનુસંધાન કરવાની શક્તિનો નાશ થાય છે [મધુ.], એટલે કે સ્મૃતિ પ્રકટ થવાનું નિમિત્ત પ્રાપ્ત થવા છતા તે પ્રકટ થતી નથી [શા. ભા], स्मृतिभ्रंशात् સ્મૃતિનો નાશ થવાથી बुद्धिनाशः વિવેકબુદ્ધિ—વ્યવસાયાત્મિકા બુદ્ધિ નાશ પામે છે, અને बुद्धिनाशात् બુધ્ધિ નાશ પામવાથી प्रणश्यति પુરુષ પોતે નાશ પામે છે [ ૬૩ ].

શબ્દાર્થ .—વિષયોનું ધ્યાન કરનારા પુરુષને તેમને વિષે આસક્તિ ઉત્પન્ન થાય છે, આસક્તિમાથી કામના ઉત્પન્ન થાય છે, કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે [૬૨]; ક્રોધમાંથી સમોહ ઉત્પન્ન થાય છે, સમોહથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિનો નાશ થતાં બુધ્ધિનો નાશ થાય છે, અને બુધ્ધિનાશથી પુરુષ પોતે નાશ પામે છે, અર્થાત્ પુરુષ ધર્મ, અર્થ, કામ કે મોક્ષ કોઈ પણ પુરુષાર્થને યોગ્ય રહેતો નથી [ શા. ભા.] [૬૩].

વિવેચન :—"काम । जानामि ते मूलं संकल्पाज्जायते किल । [ મહા. શા. ૫. ૧૭૭-૨૫] સંકલ્પ [વિષયોનું ચિંતવન] કામનું મૂળ છે." "संकल्पो वासनामूलक । [બ્રહ્મસૂત્ર ૨-૫૫] સંકલ્પનું [વિષયોના ચિંતવનનું] મૂળ ભોગજન્ય -ધર્માધર્મરૂપ સંસ્કાર [વાસના] છે."

વિષયોનું ચિંતવન કરનાર પુરુષને વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થાય છે. 'कामो नाम सङ्गस्य विपाकदशा । [ રા. ભા. ] આ વિષયો વિષે આસક્તિની વિપાકદશા કામ [ કામના ] કહેવાય છે.' 'यां दशामापन्नो विषयानभुक्त्वा स्थातुं न शक्नोति स कामः । [ રા. ભા. ] જે વિપાકદશાને પ્રાપ્ત થયા પછી પુરુષ વિષયભોગ ભોગવ્યા વગર થોભી શકતો નથી, તે કામ કહેવાય છે. [ રા. ભા.]' અથવા 'यस्मिन् जाते पुरुषो विषयाननुभूय वर्तितोऽन्य उन्मत्त इव जायते स

कामः । [ કેશવ ] જે વિપાકદશાને પ્રાપ્ત થયા પછી પુરુષ વિષયભોગ ભોગવવા માટે બહેરો, આંધળો તથા ઉન્મત્ત જેવો થાય છે, તે " કામ " કહેવાય છે.'

કામીને વિષયભોગ સિવાય અન્ય સર્વ નીરસ લાગે છે. કામી પોતાની વિષયકામના તૃપ્ત કરવામાં સહેજ પણ વિલંબ કે પ્રતિબંધ સહન કરી શકતો નથી. વિષયભોગને પ્રાપ્ત થવામાં મનુષ્યકૃત વિલંબ કે પ્રતિબંધ થતાં, કામીના મનમાં ધગધગતા અગ્નિની જ્વાળા જેવો પ્રચંડ, ઉગ્ર તથા ભયંકર ક્રોધ ઉત્પન્ન થાય છે. કામના ક્રોધરૂપે એટલે કે ચિત્તની અપ્રસન્નતા, વ્યાકુળતા તથા અશાંતિરૂપે પરિણામ પામે છે.

'क्रोधमूलो मनस्तापः । [ રામ. અ. રા. અ. ૪-૩૬ ] ચિત્તના સર્વ પ્રકારના સંતાપનું મૂળ ક્રોધ છે.' 'क्रोधः संसारबन्धनं धर्मक्षयकरः । [ અ. રા. અ. ૪-૩૬ ] આ ક્રોધ જ સંસારબંધન તથા ધર્મનો ક્ષય કરનારો છે.'

ક્રોધ અગ્નિ જેવો છે. જેમ અગ્નિ જેના આશ્રયે પ્રગટ થાય છે તેનો તથા જે પદાર્થો તેના સંપર્કમાં આવે તેનો નાશ કરે છે, તેમ ક્રોધ તેના અધિષ્ઠાનરૂપ [ આશ્રયરૂપ ] બુદ્ધિનો [ ગી. ૩-૪૦ ] તથા તેના સંપર્કમાં રહેલા જીવાત્માનો નાશ કરે છે. ક્રોધ, વિના વ્યાધિએ મોં કડવું કરે છે, માથામાં વેદના ઉત્પન્ન કરે છે, તથા યશનું હરણ કરે છે. ક્રોધ કઠોર, તીક્ષ્ણ, ઉષ્ણ, હાડકાંને, મર્મસ્થાનોને, હૃદયને તથા પ્રાણોને પણ ભસ્મ કરવા સમર્થ અને ચાંડાળ જેવો નીચ છે. ક્રોધ કાર્યાકાર્યવિવેકને કે વાણીની મર્યાદાને જાણતો નથી. ક્રોધથી વિવેકશૂન્ય થયેલો પુરુષ ગુરુવધ, શિષ્ટવધ, બ્રાહ્મણવધ કે કોઈ પણ પાપ કે ક્રૂર કર્મ કરતાં ખંચાતો નથી.

ક્રોધથી સંમોહ અર્થાત્ કાર્યાકાર્યનો અવિવેક ઉત્પન્ન થાય છે. સંમોહને પ્રાપ્ત થયેલો પુરુષ માતાપિતા કે ગુરુની પણ અવજ્ઞા [ તિરસ્કાર ] કરે છે, સંમોહથી સ્મૃતિનો અર્થાત્ શાસ્ત્ર તથા ગુરુએ ઉપદેશ કરેલા અર્થનું અનુસંધાન કરવાની શક્તિનો નાશ થાય છે [ શા. ભા, કેશવ ], તથા સ્મૃતિ ઉત્પન્ન થવાનું નિમિત્ત હોવા છતાં તે પ્રગટ થતી નથી [ શા. ભા. વગેરે ]. સ્મૃતિ નાશ પામવાથી વિવેકબુદ્ધિ નાશ પામે છે.

વિવેકબુદ્ધિનો નાશ થવાથી પુરુષ નાશ પામે છે, અર્થાત્ પુરુષ ધર્મ, અર્થ, કામ કે મોક્ષ કોઈ પણ પુરુષાર્થને યોગ્ય રહેતો નથી. " प्राकृत एव भवति । [ વલ્લભ ] મૂઢ જેવો જીવે છે. जीवन्नेव मृतः । [ મધુ. વગેરે ] જીવતો હોવા

છતાં મૃત્યુ પામેલા જેવો છે. पुनरपि संसारे निमग्नो विनष्टो भवति। [ રા. ભા. ] ફરીને સંસારમાં નિમગ્ન થઈ નાશ પામે છે. नरकाद्यनर्थं प्राप्नोति। [ આ. મા. ભા.] નરકાદિ અનર્થોને પ્રાપ્ત થાય છે."

"विषयध्यानमेव सर्वानर्थबीजमित्यभिप्रायः। [ ભા. ટી. વે. બ્ર. ગી. શંકરાનંદ વગેરે ] વિષયોનું ચિંતવન સર્વ અનર્થોનું બીજ છે, એ અભિપ્રાય છે." ' तस्मान्मनोनिग्रहोऽवश्यं कर्तव्य इति भावः। [ મધુ. કેશવ. વગેરે ] માટે મોટા પ્રયત્નથી મનનો નિગ્રહ અવશ્ય કરવો."

જેમ વિષનું પાન કરનારને અમરપણું સંભવતું નથી, તેમ અસત્ માર્ગે પ્રયાણ કરનાર પુરુષની સદ્ગતિ સંભવતી નથી [ શંકરાનંદ ]. આથી ' तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ' ' મારો અનન્ય ભક્ત, સર્વ ઇન્દ્રિયોને વશ કરી, મનનો નિગ્રહ કરી, નિત્ય આત્મચિંતનપરાયણ રહે ' એમ જે કહેવામાં આવ્યું છે, તે યોગ્ય જ છે [ મધુ. ].

## શ્લોકના અર્થનાં દૃષ્ટાંતો

કામનાનો પ્રતિબંધ થતા ઋષિમુનિઓ, દેવો તથા જ્ઞાની મહાત્માઓ પણ ક્રોધ તથા સંમોહને પ્રાપ્ત થઈ, વિવેકશૂન્ય થઈ, શોચનીય કાર્ય કરવા પ્રવૃત્ત થયા છે, તે દૃષ્ટાંતોથી સ્પષ્ટ થશે.

વસિષ્ઠ મુનિએ ' રાજર્ષિ ' તરીકે સંબોધ્યા તેથી ' બ્રહ્મર્ષિ ' તરીકે સંબોધાવાની કામનાવાળા વિશ્વામિત્ર મુનિ ક્રોધ, સંમોહ તથા સ્મૃતિનાશને પ્રાપ્ત થઈ, વિવેકશૂન્ય થઈ, વસિષ્ઠ મુનિનો વધ કરવા પ્રવૃત્ત થયા.

શમિક ઋષિના આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારે આસન, અર્ઘ્ય વગેરેથી સત્કાર ન થયો, તેથી પોતાની અવજ્ઞા થઈ, એમ માની પરીક્ષિત રાજાએ વિવેકહીન થઈ, સમાધિસ્થ ઋષિના ગળામાં મરેલો સર્પ નાખ્યો [ ભાગ. ૧-૮-૨૮-૨૯ ].

બ્રહ્મલોકમાં જય-વિજયની અવજ્ઞાથી સનત્કુમારોને, ભગવાન શંકરની અવજ્ઞાથી દક્ષપ્રજાપતિને, યજ્ઞમંડપમાં દક્ષે કરેલી સતીની અવજ્ઞાથી ભગવાન શંકરને ક્રોધ થયો હતો; અને ત્રણ દિવસ સુધી ઉપાસના કરવા છતાં સમુદ્રે દર્શન ન આપવારૂપી અવજ્ઞા કરી, તેથી ભગવાન રામ ક્રોધ તથા સંમોહને પ્રાપ્ત થઈ, કાલાગ્નિસમાન તેજોમય બાણવડે સમુદ્રનો નાશ કરવા પ્રવૃત્ત થયા હતા તે પ્રસિદ્ધ છે [વા. રા. યુધ્ધ. ૨૧-૧૨-૧૩, અ. રા. યુ. ૩-૬૩-૬૫ ].

આશ્ચર્ય છે કે, ક્રોધ જડ-ચેતનનો ભેદ જોઈ શકતો નથી, તેમ જ કામને

પણ ભસ્મીભૂત કરનાના ભગવાન શંકર વગેરે પોતાના ચિત્તને બાળનારા ક્રોધને બાળી [ જીતી ] શકતા નથી

તાત્પર્ય એ છે કે, જ્યારે દેશ, ગામ કે ધર્મમા શ્રેષ્ઠ ગણાતો પુરુષ ઉન્મત્ત થાય છે, ત્યારે તેને અનુસરનાના સર્વ મનુષ્યો ઉન્મત્ત થાય છે, તેમ જ્યારે ઇન્દ્રિયોમા શ્રેષ્ઠ ગણાતુ મન વિષયોમા આસક્ત થઈ ઉન્મત્ત થાય છે, ત્યારે તેને અનુસરનારી ઇન્દ્રિયો પણ ઉન્મત્ત થઈ પુરુષને વિષયપર કરી, આ લોકથી તથા પરલોકથી ભ્રષ્ટ કરે છે

માટે વિવેકીએ અનેક જન્મોની ધર્માધર્મરૂપ ભોગજન્ય વાસનાનો પરાભવ કરી, મનના મૂળરૂપ સંકલ્પો નાશ કરી, મનને નિર્વિષયી કરવા પ્રયાસ કરવો કારણકે જેમ વૃક્ષના મૂળનુ છેદન કરવાથી પાદડા, ડાળી, ફૂલ, ફળ વગેરે આપમેળે નાશ પામે છે, તેમ વિષયોના મૂળરૂપ સંકલ્પનો [ વિષયચિંતવનનો ] સમૂળગો પરિત્યાગ કરવામા આવે તો કામ, ક્રોધ, સંમોહ વગેરે તેની સંતતિઓ આપમેળે નાશ પામે છે

મન નિર્વિષયી થયા વિના આત્મસાક્ષાત્કાર થતો નથી, અને આત્મસાક્ષાત્કાર થતો નથી ત્યા સુધી મન નિર્વિષયી થતુ નથી અર્થાત્ વિષયરસ શમી જતો નથી, [૨-૫૯] માટે શાસ્ત્રવેત્તાઓ કહે છે કે 'જ્ઞાનવિદ્યા દુસાધ્ય છે' [૬૨-૬૩ ]

અનંતરપુષ્પિકા —હવે સ્થિતપ્રજ્ઞ 'કિં વ્રજેત ?' કેવી રીતે વિષયો ભોગવે છે, તે કહે છે

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

અન્વયાર્થ —विधेयात्मा મનનો જય કરનારો-મનનો નિગ્રહ કરનારો तु તો रागद्वेषवियुक्तैः રાગદ્વેષથી રહિત તથા आत्मवश्यैः મનને વશ રહેનારી इन्द्रियैः ઇન્દ્રિયોવડે विषयान् વિષયોને चरन् ગ્રહણ કરતો જતો-ઉપભોગ કરતો છતો प्रसादम् ચિત્તની નિર્મળતાને अधिगच्छति પામે છે [૬૪]

શબ્દાર્થ —મનનો જય કરનારો પુરુષ રાગદ્વેષથી રહિત તથા મનને વશ રહેનારી ઇન્દ્રિયોવડે વિષયો ભોગવતો છતો, ચિત્તની નિર્મળતા પામે છે [૬૪]

વિવેચન —હે અર્જુન ! विधेयात्मा = અભ્યાસ અને વૈરાગ્યવડે જેણે પોતાના મનનો સુદૃઢ નિગ્રહ કરેલો છે એવો પુરુષ [ચાલ્યા, નતુ] રાગદ્વેષ-

રહિત તથા પોતાને વશ વર્તનારી ઇન્દ્રિયોવડે દેહ ટકાવવા માટે અનિવાર્ય [શા ભા ] અથવા અનિષિદ્ધ [ મધુ વગેરે ] વિષયો ભોગવતો પ્રસાદમ્ = ચિત્તની પ્રસન્નતાને [ શા ભા ] ચિત્તની નિર્મળતાને [ રા ભ વગેરે ] શાંતિને [ શ્રીધર વગેરે ] આત્મસાક્ષાત્કારની યોગ્યતાને [ મધુ વગેરે ] પામે છે

સ્થિતપ્રજ્ઞ ભોગ્ય પદાર્થોમાં તૃષ્ણારહિત થઈ જે વખતે જે વસ્તુ મળે છે તેનાથી જ પોતાના શરીરનો નિર્વાહ કરે છે, અધિકની અપેક્ષા રાખતો નથી આથી મન સર્વથા સ્થિર રહે છે, ઇન્દ્રિયો વશ રહે છે, અને ચિત્ત પ્રસન્ન રહે છે, એ અર્થ છે મનનો જય નહિ કરનાર પુરુષને જેવો વિષયસંગ બાધ કરે છે, તેવો મનનો જય કરનાર સ્થિતપ્રજ્ઞને તે વિષયસંગ બાધ કરતો નથી માટે મુમુક્ષુએ મનનો જય કરવો આવશ્યક છે એ ભાવ છે [ નીલકંઠ ] [ ૬૪]

**અવતરણિકા** —હવે ચિત્તની નિર્મળતાનું ફળ કહે છે

**प्रसादे सर्वदु:खाना हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु बुद्धि: पर्यवतिष्ठते ॥ ६५ ॥**

**અન્વયાર્થ** —प्रसादे ચિત્તની નિર્મળતાથી अस्य આ મનનો નિગ્રહ કરનાર પુરુષના सर्वदुःखानाम् સર્વ દુઃખોનો हानि નાશ-વિનાશ-નિઃશેષ નિવૃત્તિ उपजायते થાય છે हि કારણકે प्रसन्नचेतस નિર્મળ ચિત્તવાળાની बुद्धि બુદ્ધિ आशु તત્કાળ पर्यवतिष्ठते સ્થિર થાય છે [૬૫]

**શબ્દાર્થ** —ચિત્તની નિર્મળતાથી આ પુરુષના સર્વ દુઃખોનો વિનાશ થાય છે, કારણકે નિર્મળ ચિત્તવાળા પુરુષની બુદ્ધિ તત્કાળ સ્થિર થાય છે [૬૫]

**વિવેચન** —હે અર્જુન ! ચિત્તની નિર્મળતા થવાથી આ મનનો જય કરનાર પુરુષના આધ્યાત્મિકાદિ સર્વ દુઃખોનો વિનાશ થાય છે, કારણકે પ્રસન્ન ચિત્તવાળા પુરુષની બુદ્ધિ તત્કાળ બધા પ્રકારે થઈ, વિપરીતભાવના વગેરે પ્રતિબંધોના અભાવે સ્થિર થાય છે અર્થાત્ આત્મસ્વરૂપમાં સ્થિત થવાથી નિશ્ચલ થાય છે [ શા ભા ]

ચિત્તની સ્વસ્થતા [ પ્રસન્નતા] થયા પછી પણ એકદમ સર્વ દુઃખોની નિવૃત્તિ થતી નથી પરંતુ પરંપરાએ નિવૃત્તિ થાય છે તે એવી રીતે કે ચિત્તની પ્રસન્નતાથી બુદ્ધિની સ્થિરતા થાય છે, બુદ્ધિની સ્થિરતાથી બુદ્ધિના વિરોધી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે અજ્ઞાનની નિવૃત્તિથી અજ્ઞાનના કાર્યરૂપ સર્વ દુઃખોની નિવૃત્તિ થાય છે, એમ પરંપરાવડે મનનો નિગ્રહ કરનાર પુરુષના દુઃખોની નિવૃત્તિ થાય છે [મધુ],

માટે સ્થિતપ્રજ્ઞતાને પ્રાપ્ત થવા સાધક પુરુષે રાગદ્વેષરહિત ઇન્દ્રિયોવડે શાસ્ત્રવિહિત અનિવાર્ય વિષયોનું સેવન કરવું [ શા ભા ] [૬૫]

**અવતરણિકા** —હવે જેને ચિત્ત વશ નથી તે શાંતિ કે સુખને પ્રાપ્ત થતો નથી, તે કહે છે.

**नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।**
**न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥ ६६ ॥**

**અન્વયાર્થ** —अयुक्तस्य જેનુ અંતઃકરણ સમાહિત નથી [ શા ભા ], જેનું અંતઃકરણ વશ નથી [મધુ], જેને સમત્વ નથી તેને बुद्धि આત્મસ્વરૂપવિષયક બુદ્ધિ [ શા ભા ] આત્માકારબુદ્ધિ [ મધુ ] વ્યવસાયાત્મિકા બુદ્ધિ [વલ્લભ કેશવ ] વિવેકબુદ્ધિ न नास्ति નથી, च તથા अयुक्तस्य જેણે ચિત્ત વશ કર્યું નથી તેને भावना આત્મજ્ઞાન માટે સાધનની તત્પરતા [ શા ભા ] ભક્તિ न (अस्ति) નથી, च તથા अभावयतः ભાવનારહિતને शान्ति શાંતિ न નથી તથા अशान्तस्य શાંતિરહિતને सुखं સુખ कुतः કેમ સભવે ? [૬૬]

**શબ્દાર્થ** —જેને ચિત્ત વશ નથી તેને આત્મસ્વરૂપવિષયક બુદ્ધિ ઉત્પન્ન થતી નથી, તેમ જ જેને ચિત્ત વશ નથી તેને ભાવના નથી, ભાવનારહિતને શાંતિ ઉત્પન્ન થતી નથી, અને શાંતિરહિત પુરુષને સુખ કેમ સભવે ? [૬૬]

**વિવેચન :**—अयुक्त.=જેનુ અંતઃકરણ સમાહિત નથી [શા ભા] જેને અંતઃકરણ વશ નથી [મધુ] તેને શાસ્ત્રના શ્રવણમનનાદિજન્ય આત્મવિષયક બુદ્ધિ [ શા ભા વગેરે ] આત્માકારબુદ્ધિ [ મધુ ] વ્યવસાયાત્મિકા બુદ્ધિ [વલ્લભ કેશવ ] ઉત્પન્ન થતી નથી, કારણકે તેની પ્રમાણ [વેદસબંધી] તથા પ્રમેયની [મોક્ષાદિક પદાર્થસંબંધી ] અસભાવના નિવૃત્ત થયેલી નથી [નીલકંઠ]

વળી જેણે મનનો નિગ્રહ કર્યો નથી તેને ભાવના થતી નથી અર્થાત્ તેને આત્મચિંતનની [વલ્લભ], ધ્યાનની [શ્રીધર] નિદિધ્યાસનની [મધુ ] કે આત્મજ્ઞાન પ્રાપ્તિ માટે સાધનની તત્પરતા થતી નથી [શા ભા],

જેને વિષે ભક્તિ, ધ્યાન કે જ્ઞાનના સાધનની તત્પરતા નથી તે શાંતિને [ઉપશમને] [ શા ભા ] કે, આત્મા તથા પરમાત્માની એકતાના અનુભવને પ્રાપ્ત થતો નથી [મધુ], અને શાંતિરહિતને [ આત્માના સાક્ષાત્કારથી રહિતને] કૈવલ્યના આનંદરૂપ સુખ કેમ સભવે ?

જ્યા સુધી ચિત્તમા તૃષ્ણા છે, ત્યા સુધી આત્મસુખની ગંધમાત્ર નથી, એ

અર્થ છે [શા. ભા.]. જેમ વૃક્ષના કોતરમાં અગ્નિ હોય તો વૃક્ષમાં લીલાશ સંભવતી નથી, તેમ જ્યાં સુધી ચિત્તમાં તૃષ્ણા છે, ત્યાં સુધી આત્મસુખ સંભવતું નથી:

"तृष्णामात्रात्मको बन्धस्तन्नाशो मोक्ष उच्यते । [અષ્ટા. ગી. ૧૦-૪] તૃષ્ણા જ બંધ છે તથા તેનો નાશ મોક્ષ કહેવાય છે." આ ત્રણલોકમાં જેટલા વિષયો છે, તે સર્વ વિષયો [પદાર્થો] અસંતોષી અને ઇન્દ્રિયાધીન પુરુષને તૃપ્ત કરી શકતા નથી. જેમ વાસનો કરંડિયો પાણીથી ભરાતો નથી, તેમ વિષયભોગથી ચિત્ત કદાપિ તૃપ્ત થતું નથી. માટે "प्रौढवैराग्यमाश्रित्य वीततृष्णः सुखी भव । [અષ્ટાવક્ર ગી. ૧૦-૩] તીવ્ર વૈરાગ્યનો આશ્રય કરી, તું તૃષ્ણારહિત થઈ, નિરતિશય સુખ પ્રાપ્ત કર." જે સુખ વીતરાગમુનિને પ્રાપ્ત થાય છે, તે સુખ ઇન્દ્ર કે ચક્રવર્તી રાજાને પણ પ્રાપ્ત થતું નથી.

યોગબુદ્ધિયુક્ત થઈ, બ્રહ્મભાવને પ્રાપ્ત થયા વિના નિરતિશય આત્મસુખ સિદ્ધ થતું નથી [શંકરાનંદ] ચિત્તની તૃષ્ણાજન્ય અસ્થિરતા જ સર્વ દુઃખોનું મૂળ કારણ છે. આથી મનને વશ કરી, બુદ્ધિની સ્થિરતા કરવી આવશ્યક છે, એ ભાવ છે [નીલકંઠ] [૬૬].

**અવતરણિકા** :—હવે જેને ચિત્ત વશ નથી તેને સ્થિરબુદ્ધિ થતી નથી, તે દૃષ્ટાંતથી સ્પષ્ટ કરે છે:

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥६७॥

**અન્વયાર્થ** :— हि કારણકે चरतां વિષયોમાં ભટકતી इन्द्रियाणां ઇન્દ્રિયોની પાછળ यत् જે मनः મન अनुविधीयते જોડાય છે तत् તે મન [શાં. ભા. વગેરે] અથવા મનથી પ્રેરિત એક ઇન્દ્રિય પણ [મધુ.] अस्य આ સાધક પુરુષની प्रज्ञां વિવેકબુદ્ધિને हरति ખેંચી જાય છે, इव જેમ अम्भसि જળમાં नावं નૌકાને वायुः પ્રતિકૂળ વાયુ ખેંચી જાય છે તેમ [૬૭].

**શબ્દાર્થ** :—કારણકે જેમ જળમાં રહેલી નૌકાને પ્રતિકૂળ વાયુ ખેંચી જાય છે, તેમ વિષયોમાં ભટકતી ઇન્દ્રિયોની સાથે મન જોડાય છે, તે મન અથવા મનથી પ્રેરિત એક ઇન્દ્રિય પણ આ સાધક પુરુષની બુદ્ધિને ખેંચી જાય છે [૬૭].

**વિવેચન** :—હે અર્જુન! જેમ જળમાં રહેલી નૌકાને પ્રતિકૂળ વાયુ નિશ્ચિત માર્ગથી ઘસડી, વિષમ માર્ગે લઈ જઈ ખડક સાથે અથડાવી તેનો નાશ કરે છે તેમ પોતપોતાના વિષયોમાં સ્વચ્છંદે વિચરતી [પ્રવર્તતી] ઇન્દ્રિયોમાં જે એક

ઇન્દ્રિય સાથે મન જોડાય છે, તે મન અથવા મનથી પ્રેરિત એક ઇન્દ્રિય પણ આ અયુક્ત સાધક પુરુષની બુદ્ધિનો બહિર્મુખતા વડે નાશ કરે છે

સ્વચ્છંદી ઇન્દ્રિયો અયુક્તની બુદ્ધિને વિષય, કર્મ, યોગ, ઉપાસના, વ્યવહાર કે અન્ય કોઈ પણ પદાર્થ વિષે આસક્ત કરી તેને મોક્ષમાર્ગથી ભ્રષ્ટ કરે છે [ શંકરાનંદ ], "आत्मविषया प्रज्ञा हृत्वा मनो विषयविषया करोति। [ શા ભા ] સાધક પુરુષની આત્મવિષયક બુદ્ધિને વિચલિત કરી મન તેને વિષયવિષયક બનાવે છે [ શા ભા ]," અથવા "विषयविक्षिप्ता करोति। [ શ્રીધર વગેરે ] સાધક પુરુષની બુદ્ધિને વિષયોમા ફેંકી દે છે"

આ પ્રમાણે જ્યારે રાગદ્વેષયુક્ત મન અથવા મનની સહાયથી એક ઇન્દ્રિય પણ સાધક પુરુષની બુધ્ધિનો નાશ કરે છે, ત્યારે સર્વે ઇન્દ્રિયો તેની સહાયથી તેની બુદ્ધિનો નાશ કરે એમા શુ આશ્ચર્ય ?

જળમા રહેતી નૌકાને જ પ્રતિકૂળ વાયુ પાષાણાદિક પર લઈ જઈ નાશ કરે છે, પરતુ પૃથ્વી પર રહેતી નૌકાને તે પ્રતિકૂળ વાયુ અડચણ કરી શકતો નથી, તેમ તૃષ્ણાથી વિક્ષિપ્ત [ ચચળ ] ચિત્તવાળા અયુક્ત પુરુષની બુધ્ધિનો જ ઇન્દ્રિયો બહિર્મુખતા વડે નાશ કરે છે, પરતુ તૃષ્ણારહિત નિશ્ચળ ચિત્તવાળા સ્થિતપ્રજ્ઞની બુદ્ધિનો તે ઇન્દ્રિયો નાશ કરી શકતી નથી માટે સ્થિતપ્રજ્ઞતાની [ આત્મજ્ઞાનની ] સિદ્ધિ માટે ઇન્દ્રિયો મનને વશ વર્તનારી હોવી જોઈએ, એ સૂચન છે [ ૬૭ ]

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥**

**અન્વયાર્થ** —तस्मात् તેથી महाबाहो હે મોટા હાથવાળા અર્જુન ! यस्य જેની सर्वशः સર્વ [ મધુ વગેરે ] અથવા સર્વ પ્રકારે [ શા ભા વગેરે ] इन्द्रियाणि ઇન્દ્રિયો इन्द्रियार्थेभ्य શબ્દાદિ વિષયોથી निगृहीतानि નિવૃત્ત કરાયેલી છે-નિવૃત્ત થયેલી છે तस्य તેની प्रज्ञा બુદ્ધિ प्रतिष्ठिता સ્થિર થાય છે [ ૬૮ ]

**શબ્દાર્થ** —તેટલા માટે હે મહાબાહો ! જેની ઇન્દ્રિયો સર્વ પ્રકારે વિષયોથી નિવૃત્ત થઈ પોતાના વશમા આવી ગયેલી હોય છે, તેની બુદ્ધિ સ્થિર થાય છે [ ૬૮ ]

**વિવેચન** —હે મહાબાહો અર્જુન ! જેણે મનસહિત સર્વ ઇન્દ્રિયોનો વિષયોમાથી નિગ્રહ કર્યો છે, તેની બુદ્ધિ સ્થિર થાય છે, ઇન્દ્રિયોને વશ કરનાર

પુરુષ જ ચિત્તશુદ્ધિ અને વૈરાગ્યદ્વારા નિર્વિકલ્પ સમાધિમાં આત્મદર્શનને પ્રાપ્ત થાય છે [ શંકરાનંદ ].

'મહાબાહો' ના સંબોધનથી ભગવાન સૂચન કરે છે કે, રાગદ્વેષાદિ શત્રુઓના સંહાર કરી ઇન્દ્રિયોનો નિગ્રહ સિદ્ધ કરવામાં ભક્ત અર્જુન જેવા સમર્થ પુરુષને જ અધિકાર છે [ શંકરાનંદ. વગેરે ].

તાત્પર્ય એ છે કે :—" बन्ध इन्द्रियविक्षेपो मोक्ष एषां च संयमः । [ ભાગ. ૧૧-૧૮-૨૨ ] ઇન્દ્રિયોનો વિક્ષેપ એ બંધ છે, અને ઇન્દ્રિયોનો નિગ્રહ એ મોક્ષ છે " [ ૬૮ ].

અવતરણિકા :—હવે જ્ઞાની તથા અજ્ઞાનીની દષ્ટિ તથા વ્યવહારની ભિન્નતા સ્પષ્ટ કરે છે :

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥

**અન્વયાર્થ** :—या જે પરમાર્થતત્ત્વ [ શા. ભા. ] આત્મનિષ્ઠા [ શંકરાનંદ ] सर्वभूताना સર્વ અજ્ઞાની મનુષ્યોની निशा અપ્રકાશરૂપ હોવાથી રાત્રિરૂપ છે तस्यां તે પરમાર્થતત્ત્વ વિષે संयमी સ્થિતપ્રજ્ઞ जागर्ति જાગે છે, તે આત્મતત્ત્વને સ્થિતપ્રજ્ઞ સાક્ષાત્ અનુભવે છે; તથા यस्यां જે અવિદ્યારૂપ રાત્રિમાં-ભેદદર્શનરૂપ અજ્ઞાનમાં भूतानि સર્વ અજ્ઞાની મનુષ્યો जाग्रति જાગે છે, અહંમમરૂપ લૌકિક તથા વૈદિક વ્યવહાર કરે છે सा તે અવિદ્યા-ભેદદર્શન-દ્વૈતદર્શન पश्यतः मुने· સ્થિતપ્રજ્ઞ મુનિને निशा અપ્રકાશરૂપ હોવાથી રાત્રિરૂપ છે [ ૬૯ ].

**શબ્દાર્થ** :—જે પરમાર્થતત્ત્વ સર્વ અજ્ઞાની મનુષ્યોને અપ્રકાશરૂપ હોવાથી રાત્રિરૂપ છે, તેને વિષે સ્થિતપ્રજ્ઞ જાગે છે અર્થાત્ તે પરમાર્થતત્ત્વને સ્થિતપ્રજ્ઞ સાક્ષાત્ અનુભવે છે; તથા જે અવિદ્યારૂપ રાત્રિમાં સર્વ અજ્ઞાની મનુષ્યો જાગે છે અર્થાત્ અહંમમરૂપ લૌકિક તથા વૈદિક વ્યવહાર કરે છે, તે અવિદ્યા સ્થિતપ્રજ્ઞ મુનિને અપ્રકાશરૂપ હોવાથી રાત્રિરૂપ છે [ ૬૯ ].

**વિવેચન** :—હે અર્જુન ! જે પરમાર્થતત્ત્વ [ આત્મનિષ્ઠા ] સર્વ અજ્ઞાની મનુષ્યોને રાત્રિરૂપ છે, તેમાં સ્થિતપ્રજ્ઞ જાગે છે અર્થાત્ સ્થિતપ્રજ્ઞ આત્મનિષ્ઠાને પ્રાપ્ત થઈ તેમાં રમણ કરે છે, ક્રીડા કરે છે તથા આનંદ અનુભવે છે [ શંકરાનંદ ]; અને દ્વૈતપ્રપંચરૂપી અવિદ્યા જેમાં અજ્ઞાની મનુષ્યો જાગે છે અર્થાત્ "अहं ममेदमिष्टमनिष्टमिदं कार्यमिदमकार्यमिति व्यवहरन्ति । [ શંકરાનંદ ] અહં-મમ, આ ઇષ્ટ છે, આ અનિષ્ટ છે, આ કાર્ય છે, આ અકાર્ય છે, એ પ્રકારની

બુદ્ધિયુક્ત થઈ વ્યવહાર કરે છે," તે અવિદ્યા સ્થિતપ્રજ્ઞને રાત્રિરૂપ છે અર્થાત્ સ્વપ્નના વ્યવહારની પેઠે સ્થિતપ્રજ્ઞમુનિના અહ મમ ઇત્યાદિરૂપ લૌકિક તથા વૈદિક વ્યવહાર નિવૃત્તિ પામે છે [ શકરાનદ ]

જેને વિપરીત દર્શન [ દ્વૈતપ્રપચરૂપી સસારદર્શન ] થાય છે, તેને વસ્તુદર્શન [ આત્મદર્શન ] થતુ નથી, કારણકે દ્વૈતપ્રપચરૂપી વિપરીત દર્શન આત્માના સમ્યગ્દર્શનના અભાવથી જ ઉત્પન્ન થયેલુ હોય છે, તેમજ જેને આત્માનુ સમ્યગ્દર્શન થયેલુ હોય છે, તે પુરુષને દ્વૈતપ્રપચરૂપી વિપરીત દર્શન થતુ નથી, કારણકે આત્માના સમ્યગ્દર્શનથી વિપરીત દર્શન નિવૃત્ત થાય છે વિપરીત જ્ઞાનનુ કારણ અજ્ઞાન તેનો વસ્તુના જ્ઞાનથી બાધ થયો હોય છે [ મધુ ] દૃષ્ટાંત તરીકે જેને 'આ સર્પ છે' એ પ્રકારે રજ્જુ વિષે વિપરીત દર્શન થાય છે, તે પુરુષને તે કાળે 'આ રજ્જુ છે' એ પ્રકારનુ સમ્યગ્દર્શન હોતુ નથી અને જે પુરુષને 'આ રજ્જુ છે' એ પ્રકારનુ સમ્યગ્દર્શન થાય છે, તેને તે કાળે 'આ સર્પ છે' એ પ્રકારનુ વિપરીત દર્શન સભવતુ નથી [ મધુ ]

જે દ્વૈતને જુએ છે, તે અદ્વૈતને જાણતો નથી તથા જે અદ્વૈતને જાણે છે, તેને દ્વૈત જોવામા આવતુ નથી અથવા જેને આ સસારમા નાનાત્વ [ ભેદ ] જણાય છે, તે પુરુષ બ્રહ્મને જાણતો નથી, તથા જે બ્રહ્મને [ એકત્વને ] જાણે છે, તેને આ સસારમા નાનાત્વ જણાતુ નથી

કાગડાઓ જેમ રાત્રિમા જોઈ શકતા નથી, અને ઘુવડો જોઈ શકે છે તેમ અજ્ઞાનીઓ જ્ઞાનમા જોઈ શકતા નથી, પણ જ્ઞાનીઓ જ્ઞાનમા જોઈ શકે છે વળી કાગડાઓ દિવસે જોઈ શકે છે, પરતુ ઘુવડો જોઈ શકતા નથી તેમ અજ્ઞાનીઓ અવિદ્યામા જોઈ શકે છે, પરતુ જ્ઞાનીઓ અવિદ્યામા જોઈ શકતા નથી

પ્રકાશરૂપ બ્રહ્મ વિષે સ્થિતપ્રજ્ઞ જાગે છે, માટે તે તેમનો દિવસ છે પરતુ અજ્ઞાનીઓને બ્રહ્મનો અનુભવ નહિ હોવાને લીધે તેઓ તેમા સૂતા છે એટલે તે તેમને રાત્રિરૂપ છે વળી દ્વૈતદર્શનરૂપ અવિદ્યામા અજ્ઞાનીઓ જાગે છે, માટે તે તેમનો દિવસ છે, પરતુ સ્થિતપ્રજ્ઞના હૃદયમાથી તે અવિદ્યાનો નિઃશેષ નાશ થઈ ગયેલો હોવાથી તેઓ તેમા સૂતા છે અર્થાત્ તેઓ ભેદભાવનાથી રહિત છે, અને તેથી તે તેમની રાત્રિ છે

તેથી વાર્તિકકાર કહે છે કે—"જ્યા સુધી કર્તા, કર્મ, ફળ વગેરે ભેદોનો વ્યવહાર હોય છે, ત્યા સુધી આત્મસ્વરૂપ જોવામા આવતુ નથી તેમ જ જ્યારે આત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે ભેદોનો વ્યવહાર જોવામા આવતો નથી

તાત્પર્ય એ છે કે, જ્ઞાની તથા અજ્ઞાની વિષે પરસ્પર ઊલટો વ્યવહાર હોય છે. અજ્ઞાની અવિદ્યાના કાર્યરૂપ અહંમમ ઇત્યાદિરૂપ લૌકિક તથા વૈદિક વ્યવહાર કરે છે, જ્ઞાનીને અવિદ્યાના કાર્યરૂપ લૌકિક તથા વૈદિક વ્યવહાર હોતો નથી. વળી અજ્ઞાનીને બ્રહ્મસાક્ષાત્કાર માટે ઇન્દ્રિયનિગ્રહ પ્રયત્નથી કરવો પડે છે, પરંતુ જ્ઞાનીને ઇન્દ્રિયોનો નિગ્રહ સ્વતઃસિદ્ધ હોય છે [ મધુ. શંકરાનંદ]; અને તેથી જેમ લોકવ્યવહારમાં વસ્તુ પ્રાપ્ત થયા પછી વસ્તુની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિનું કાંઈ પ્રયોજન નથી, તેમ જ્ઞાનીને આત્મવસ્તુની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિનું કાંઈ પ્રયોજન નથી. આથી સિદ્ધ થાય છે કે, જ્ઞાનીનો કર્મમાં અધિકાર નથી [ શા. ભા. ] [ ૬૯ ].

## સ્થિતપ્રજ્ઞતાનું સ્વરૂપ

**અવતરણિકા** :—જેમ એક કુંવારી કન્યા ઋતુમતી થતાં પિતા, માતા, ભાઈ તથા સ્વજનોનો ત્યાગ કરી, પતિને આશ્રયે જઈ, પતિનું જ અવલંબન કરી, પતિની સાથે જ રમણ કરે છે, પતિથી જ તુષ્ટિ તથા આનંદ અનુભવે છે, તથા પતિ સિવાય અન્ય બીજું કાંઈ સાંભળતી, જોતી, સ્મરણ કરતી કે સ્પર્શ કરતી નથી, પતિવ્રતા થઈ સર્વદા પતિપરાયણ જ રહે છે; તે જ પ્રમાણે સ્થિતપ્રજ્ઞની પ્રજ્ઞા સમાધિયુક્ત થતાં દેહ, પ્રાણ, ઇન્દ્રિયો વગેરેનો ત્યાગ કરી, સચ્ચિદાનંદ બ્રહ્મનો આશ્રય કરી, પરબ્રહ્મનું જ અવલંબન કરી, तत्रैव रमन्ती क्रीडन्ती नन्दन्ती तुष्यन्ती हृष्यन्ती सती। [ શંકરાનંદ ] પરબ્રહ્મમાં જ રમણ કરતી, ક્રીડા કરતી, પરબ્રહ્મમાં જ તૃપ્તિ, તુષ્ટિ તથા આનંદ અનુભવતી, પતિવ્રતા સ્ત્રીની પેઠે, પરબ્રહ્મ સિવાય બીજું કંઈ સાંભળતી, જોતી, વિચારતી કે જાણતી નથી; સર્વદા આત્મસ્વરૂપમાં જ સ્થિત થયેલી, જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિના સુખને પ્રાપ્ત થાય છે [ શંકરાનંદ ].

ઉપરોક્ત લક્ષણવાળી પ્રજ્ઞાને [ બુદ્ધિને ] પ્રાપ્ત થયેલો જ્ઞાની પરમશાંતિને પ્રાપ્ત થાય છે, તે હવે દૃષ્ટાંત આપી કહે છે :

**आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत्।**
**तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी॥७०॥**

**અન્વયાર્થ** :—यद्वत् જેવી રીતે आपूर्यमाणं ચારે તરફથી પૂર્ણ થયેલા अचलप्रतिष्ठ અચલ રહેનારા–પોતાની મર્યાદાનો અતિક્રમ ન કરનારા [ મધુ. ] समुद्रं સમુદ્ર પ્રતિ आपः જલ प्रविशंति પ્રવેશ કરે છે तद्वत् તેવી રીતે यं જે મનુષ્યને વિષે सर्वे સર્વે कामाः વિષયો प्रविशंति પ્રવેશ કરે ... शांति

શાંતિને આપ્નોતિ પામે છે, કામકામી વિષયોની કામનાવાળો મનુષ્ય ન શાંતિને પામતો નથી [ ૭૦ ].

**શબ્દાર્થ** :—જેવી રીતે ચારે તરફથી સર્વ નદીઓવડે પૂર્ણ થયેલા તથા પોતાની સીમામાં અચલ રહેનારા સમુદ્ર પ્રતિ વરસાદનું જળ પ્રવેશ કરે છે [ છતાં સમુદ્ર ક્ષોભ પામતો નથી ]; તેમ જે મનુષ્યને વિષે સર્વ વિષયો પ્રવેશ કરે છે [ છતાં જે મનુષ્ય ક્ષોભ પામતો નથી ] તે શાંતિને પામે છે, વિષયોની કામનાવાળો મનુષ્ય શાંતિને પામતો નથી [ ૭૦ ].

**વિવેચન** :—જેવી રીતે સર્વ નદીઓના જળથી પૂર્ણ થયેલા તથા પોતાની સીમામાં અચલ રહેનારા સમુદ્ર પ્રતિ વરસાદનું જળ પ્રવેશ કરે છે, ત્યાં તે ક્ષોભ પામતો નથી, તથા પોતાની મર્યાદામાં અચલ રહે છે; તેમ જે મનુષ્યને વિષે પ્રારબ્ધવશાત્ શુભાશુભ વિષયો પ્રવેશ કરે છે, ત્યાં જે ક્ષોભ [ વિકાર ] પામતો નથી, તે શાંતિને પામે છે.

પરંતુ कामकामी = વિષયોની કામનાવાળો શાંતિને પામતો નથી. 'कामकामी सदा क्लेशार्णवे मग्नो भवति । [ સદાનંદ ] વિષયભોગોની તૃષ્ણાવાળો સદા ક્લેશસમુદ્રમાં ડૂબી જાય છે.' 'गतागतं कामकामा लभन्ते । [ ગી. ૯–૨૧ ] સ્વર્ગાદિની કામનાવાળા પુનઃ પુનઃ જન્મ-મરણરૂપી સંસારને પામે છે.' [ ૭૦ ].

**અવતરણિકા** :—હવે સ્થિતપ્રજ્ઞ 'किं व्रजेत ?' કેવી રીતે વિચરે છે [ વિષયો ભોગવે છે ], તે કહે છે :

**विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निस्पृहः ।**
**निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥ ७१ ॥**

**અન્વયાર્થ** :—यः જે पुमान् પુરુષ सर्वान् સર્વ कामान् કામનાઓને विहाय ત્યજીને નિઃસ્પૃહઃ ઇચ્છારહિત-સ્પૃહારહિત-શરીરના જીવનમાત્રમાં પણ ઇચ્છા વગરનો થઈ [ શા. ભા. વગેરે ] निर्ममः મમતારહિત-જીવનનિર્વાહ માટે આવશ્યક પદાર્થોના સંગ્રહમાં 'આ મારું છે' એવા અભિમાનથી રહિત થઈ [ શા. ભા. ] *निरहंकारः અહંકારરહિત થઈ चरति વિચરે છે सः તે शान्तिम्* મોક્ષરૂપી શાંતિને अधिगच्छति પામે છે [ ૭૧ ].

**શબ્દાર્થ** :—જે પુરુષ સર્વ કામનાઓને ત્યજીને સ્પૃહારહિત, મમતારહિત તથા અહંકારરહિત થઈ વિચરે છે, તે શાંતિને પામે છે [ ૭૧ ].

**વિવેચન** :—હે અર્જુન ! सर्वान् कामान् विहाय = સ્ત્રી, પુત્ર, ધન વગેરે

બહારની કામનાઓ, મનોરાજ્યરૂપ અંતરની કામનાઓ તથા વાસનાત્મક જેટલી કામનાઓ છે, તે સર્વનો અશેષતઃ [ શા. ભા. ] ત્યાગ કરી, સર્વ પ્રકારની કામનાઓને તૃણવત્ તુચ્છ જાણી, તે સર્વની ઉપેક્ષા કરી [ મધુ. ], જે પુરુષ निःस्पृहः = નિઃસ્પૃહ થઈ, જીવનમાત્રમાં પણ ઇચ્છા વગરનો થઈ [ શા. ભા., મધુ. ], निर्ममः = મમતારહિત થઈ, જીવનનિર્વાહ માટે આવશ્યક પદાર્થોના સંગ્રહમાં પણ 'આ મારું છે' એવા અભિમાનથી રહિત થઈ [ શા. ભા. વગેરે ], દેહ, દેહના ધર્મ, દેહનાં કર્મ તથા દેહની અવસ્થા વગેરેમાં મમત્વ વિનાનો થઈ [ શંકરાનંદ ], निरहंकारः = અહંકારરહિત થઈ, દેહ, ઇન્દ્રિયો વગેરેમાં અહંકાર વિનાનો તેમ જ આચાર તથા વિદ્યાના અભિમાન વિનાનો થઈ [ શા. ભા. ], સર્વત્ર અસંગ તથા ઉદાસી થઈ, 'આ સર્વ બ્રહ્મ છે', 'હું બ્રહ્મ છું' એ પ્રકારે "स्व सर्वं च ब्रह्मैव पश्यन् चरति। [ શંકરાનંદ ] પોતાનામાં તથા સર્વમાં બ્રહ્મને જોતો જે પરમહંસ આસક્તિરહિત થઈ, વાયુની પેઠે વિચરે છે," અથવા પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત ભોગો ભોગવે છે [ મધુ. ] તે નિર્વાણરૂપ શાંતિને પામે છે. ब्रह्मभूतो भवतीत्यर्थः। [ શા. ભા. ] તે બ્રહ્મરૂપ થાય છે.

" ब्रह्मवित् सर्वत्र चरति नैकत्रस्तिष्ठतीति। [ શંકરાનંદ ] સ્થિતપ્રજ્ઞ સર્વત્ર વિચરે છે, એક સ્થાનમાં રહેતો નથી [ શંકરાનંદ ] " પ્રારબ્ધકર્મવશ ભોગોને ભોગવે છે અથવા યદૃચ્છાથી ગમે ત્યાં જાય છે [ મધુ. વગેરે ]. આ પ્રમાણે ભક્ત અર્જુનના ચોથા પ્રશ્નનો ઉત્તર સમાપ્ત થયો.

## નિઃસ્પૃહતાથી પ્રાપ્ત થતું સુખ

ચંદ્રના જેવી શીતળતાવાળી નિઃસ્પૃહતા અંતઃકરણને જેવું સુખ આપે છે, તેવું સુખ આલિંગનથી અંગોમાં વીંટાઈ રહેલી રૂપાળી સ્ત્રી પણ આપતી નથી. નિઃસ્પૃહતાથી જે શીતળતા મળે છે, તે હિમાલયથી, મોતીઓથી, કેળના થાંભલાઓથી, ચંદનથી કે ચંદ્રમામાંથી પણ મળતી નથી. રાજ્ય કરતાં, સ્વર્ગ કરતાં, ચંદ્ર કરતાં, અને પ્યારી સ્ત્રીના આલિંગન કરતાં પણ નિઃસ્પૃહતા વધારે સુખદાયિની છે. જે મળવાથી ત્રૈલોક્યની લક્ષ્મી પણ તરણાં જેવી લાગે, એવી પરમશાંતિ નિઃસ્પૃહતાથી પ્રાપ્ત થાય છે. તૃષ્ણાથી રહિત થયેલા મહાત્માઓ ધન ભેગું કરવું, વિહાર કરવો, વૈભવો ભોગવવા વગેરે ક્રિયાઓની હાંસી કરે છે; માટે નિઃસ્પૃહીપણું કે જે સર્વ દુઃખોના છેડારૂપ છે, અત્યંત વિસ્તીર્ણ સુખરૂપ છે, અને બુદ્ધિનું અત્યંત સૌભાગ્ય છે, તેનું અવલંબન કર [ યો. વા. ઉપ. પ્ર. ૭૪-૪૦-૫૧ ].

શાસ્ત્ર, તપ, યમ, નિયમ, વ્રત એ સર્વે તૃષ્ણાક્ષય માટે જ છે. વિવેક અને

સંતોષવડે જે પુરુષની કામના [ તૃષ્ણા ] દિવસે દિવસે ઘટતી જાય, તેને વિદ્વાનો મોક્ષભાગી કહે છે [ યો. વા. નિ. પ્ર. [ ઉ ] ૨૭-૫૨-૫૪ ] [ ૭૧ ].

અવતરણિકાઃ—હવે જ્ઞાનનિષ્ઠાની સ્તુતિ કરી, અધ્યાયનો ઉપસંહાર કરે છે :

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामन्तकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥

અન્વયાર્થ :—पार्थ ! હે પાર્થ ! एषा આ ब्राह्मी स्थितिः બ્રહ્મવિષયક સ્થિતિ [ મધુ. વગેરે ] બ્રહ્મજ્ઞાનનિષ્ઠા [ શ્રીધર વગેરે ] છે. एना એને प्राप्य પામીને કોઈ પણ મનુષ્ય न विमुह्यति મોહ પામતો નથી. अतकाले વૃદ્ધાવસ્થામાં [ શા. ભા., મધુ. વગેરે ] અથવા મૃત્યુસમયે [ શ્રીધર. વગેરે ] अपि પણ अस्यां स्थित्वा આ સ્થિતિમાં રહીને મનુષ્ય ब्रह्मनिर्वाण બ્રહ્મનિર્વાણને ऋच्छति પામે છે [ ૭૨ ].

શબ્દાર્થ :—હે પાર્થ ! આ બ્રાહ્મીસ્થિતિ [ જ્ઞાનનિષ્ઠા ] છે. આ સ્થિતિને પામીને પુરુષ મોહ પામતો નથી. અંતકાળે પણ આ સ્થિતિમાં રહીને પુરુષ બ્રહ્મનિર્વાણને [ મોક્ષને ] પામે છે [ ૭૨ ].

**વિવેચન** :—હે અર્જુન ! બ્રહ્મ છે વિષય જેનો એવી પરમાત્માના જ્ઞાનરૂપ આ બ્રાહ્મીસ્થિતિ છે. આ સ્થિતિને પામીને પુરુષ મોહ પામતો નથી, અર્થાત્ આ સ્થિતિને પ્રાપ્ત કરનાર પુનઃ દેહાત્મબુદ્ધિને [ કેશવ ] કે સંસારને [ શંકરાનંદ, રા. ભા. વગેરે ] પામતો નથી.

अंतकाले अपि = વૃદ્ધાવસ્થામાં [ શા. ભા., મધુ. વગેરે ] અથવા મૃત્યુ સમયે [ શ્રીધર વગેરે ] પણ આ સ્થિતિમાં રહીને પુરુષ બ્રહ્મનિર્વાણને પામે છે, તો પછી જે પુરુષ બ્રહ્મચર્યથી જ સંન્યાસ લઈને આ બ્રાહ્મીસ્થિતિ વિષે રહે, તે બ્રહ્મનિર્વાણને પામે એમાં શું કહેવું ? અહીં 'अपि' શબ્દવડે કૈમુતિકન્યાયનું સૂચન છે.

પૂર્વે ખટ્વાંગ રાજા પોતાનું આયુષ્ય બે ઘડીનું છે, એમ જાણીને બે ઘડીમાં સર્વ વિષયોનો ત્યાગ કરીને અભયરૂપ શ્રીહરિને પામ્યો હતો [ ભા. ૨-૧-૧૩ ]; તથા અંતકાળે ભગવાન રામનું નામ બોલતો વાનરરાજ વાલી પરમગતિને પ્રાપ્ત થયો હતો, તે પ્રસિદ્ધ છે.

પરંતુ 'जन्म जन्म मुनि जतनु कराहीं । अंत राम कहि आवत नाहीं ॥ [ તુલસી. રા. ચ. કિં. ૯-૨ ] અનેક જન્મોનાં કરેલાં શુભ કર્મોના પરિપાક વિના અંતકાલે ભગવાન રામની સ્મૃતિ થતી નથી.' અંતકાળે બ્રાહ્મી સ્થિતિ

થવી અતિ દુર્લભ છે, કારણકે અંતકાળે સર્વ ઇન્દ્રિયો ક્ષોભ પામે છે, અને મનુષ્ય પરવશ થતો હોવાથી ભગવાનના સ્મરણ માટે કશો નવો ઉદ્યમ કરી શકતો નથી [ શ્રીધર ]. જીવનકાળમાં પુરુષ જે ભાવનું સતત રટણ કરે છે, તે જ ભાવને તે અંતકાળે પ્રાપ્ત થાય છે, તેથી 'मय्यावेश्य मनस्तात कुरु कर्माणि मत्परः । [ભાગ. ૭-૧૦-૨૩ ગી. ૮-૭] સર્વકાળે મારે વિષે મન પરોવી, મને જ પરમ પ્રાપ્ય માની, મારે પરાયણ થઈ, સ્વકર્મનું અનુષ્ઠાન કર' [૭૨].

## આ અધ્યાયનો સાર

"ज्ञानं तत्साधनं कर्म सत्त्वशुद्धिश्च तत्फलम् । तत्फलं ज्ञाननिष्ठैवेत्यध्यायेऽस्मिन्प्रकीर्तितम् । [ મધુ. ] આ અધ્યાયમાં જ્ઞાન, જ્ઞાનના સાધનરૂપ કર્મ, કર્મના ફળરૂપ અંતઃકરણની શુદ્ધિ તથા તેનું ફળ જ્ઞાનનિષ્ઠા જ છે, એમ ભગવાને નિરૂપણ કર્યું છે [ મધુ ]."

" नित्यात्मासङ्गकर्मेहागोचरा सांख्ययोगधीः । द्वितीये स्थितधीलक्ष्या प्रोक्ता तन्मोहशान्तये । [ ગીતાર્થસંગ્રહ-૬ ]. આ અધ્યાયમાં ભક્ત અર્જુનનો મોહ નિવૃત્ત કરવા ભગવાને આત્મજ્ઞાનવિષયક ' સાંખ્યબુદ્ધિ ' તથા સ્થિતપ્રજ્ઞતાના સાધનરૂપ કર્માનુષ્ઠાનવિષયક ' યોગબુદ્ધિ ' કહી છે."

शोकपङ्कनिमग्नं यः सांख्ययोगोपदेशतः ।
उज्जहारार्जुनं भक्तं स कृष्णः शरणं मम ॥ २ ॥ [ શ્રીધર ]

ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे " सांख्ययोगो " नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'સાંખ્યયોગ' નામનો ૨જો અધ્યાય સંપૂર્ણ.

અધ્યાય ૨ જો સંપૂર્ણ

## અધ્યાય ૩ જો

## कर्मयोग

**અવતરણિકા :**—બીજા અધ્યાયમાં ભગવાને ભક્ત અર્જુનને કર્મયોગ [પ્રવૃત્તિવિષયક યોગબુદ્ધિ] તથા જ્ઞાનયોગ [નિવૃત્તિવિષયક સાંખ્યબુદ્ધિ] વિષે ઉપદેશ આપ્યો, પરંતુ ભક્ત અર્જુનને ભગવાનનાં વચનો વ્યામિશ્ર લાગ્યાં. ભગવાન શા માટે તેને ઘોર યુદ્ધકર્મ વિષે પ્રેરે છે, તેનું રહસ્ય એ યથાવત્ ન સમજી શક્યો; ભગવાનનાં વચનોથી તેને પોતાના શ્રેય વિષે સંશય ઉત્પન્ન થયો, અને તેથી હવે નિશ્ચયપૂર્વક શ્રેય જાણવાના હેતુથી તે ભગવાનને પ્રશ્ન પૂછે છે :

अर्जुन उवाच । અર્જુન બોલ્યા :

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥

**અન્વયાર્થ** :—जनार्दन ! હે કૃષ્ણ ! चेत् જો ते તમે कर्मणः નિષ્કામ કર્મથી बुद्धिः સાંખ્યબુદ્ધિને [શા. ભા.] આત્મવિષયક બુદ્ધિને [મધુ.] બ્રહ્મજ્ઞાનને [નીલકંઠ. વગેરે] ज्यायसी શ્રેષ્ઠ मता માનતા હો तत् તો केशव ! હે કેશવ ! मां મને घोरे આ હિંસારૂપ ઘોર कर्मणि કર્મમાં किं શા માટે नियोजयसि પ્રેરો છો ? [૧]

**શબ્દાર્થ** :—હે જનાર્દન ! જો નિષ્કામ કર્મ કરતાં સાંખ્યબુદ્ધિને તમે શ્રેષ્ઠ [વધારે સારી] માનતા હો, તો હે કેશવ ! આ ઘોર કર્મમાં મને શા માટે પ્રેરો છો ? [૧]

**વિવેચન** :— " जनं जननं तत्कारणमज्ञानं च स्वसाक्षात्कारेणार्दयति हिनस्तीति जनार्दनः [શંકરાનંદ] જનનો [જન્મનો] તથા જન્મના કારણરૂપ અજ્ઞાનનો પોતાના સાક્ષાત્કારથી અર્દન [નષ્ટ] કરનાર હે જનાર્દન ! " તમે મારા શ્રેય માટે કર્મયોગ તથા જ્ઞાનયોગ વિષે ઉપદેશ આપ્યો, પરંતુ કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠાના અધિકાર વિષે તથા આ બે પૈકી કઈ નિષ્ઠા વધારે સારી છે, એ વિષે આપે સ્પષ્ટ નિરૂપણ કર્યું નથી. તેથી કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠામાં સર્વ મનુષ્યોનો સમાન અધિકાર છે કે આ બન્ને અધિકારભેદથી ભિન્ન છે ?

તથા જો આપ કર્મનિષ્ઠા કરતાં જ્ઞાનનિષ્ઠાને શ્રેષ્ઠ માનતા હો, તો આ હિંસારૂપી ઘોર કર્મમાં મને શા માટે પ્રેરો છો, તે મને સ્પષ્ટ સમજાવો ?

હે સર્વેશ્વર ! હે સર્વના મનોરથ પૂર્ણ કરનારા ! આપના શરણને હું પ્રાપ્ત થયો છું. આપ જ મારું એકમાત્ર શરણ છો. માટે મારી સાથે પ્રતારણા [ વંચના ] કરવી આપને ઉચિત નથી [ મધુ. ] [ ૧ ].

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥

**અન્વયાર્થ :**—વ્યામિશ્રેણ વ્યામિશ્ર इव જેવા वाक्येन વચનવડે मे મારી बुद्धिं બુદ્ધિને इव જાણે मोहयसि મોહ પમાડો છો એટલે કે આપ મને મોહ પમાડો છો એમ મને લાગે છે. तत् તેથી एकं એક અધિકારને—એક વાતને निश्चित्य નિશ્ચય કરીને वद કહો येन કે જેથી अहं હું શ્રેય: મોક્ષને आप्नुयाम् પામું [ ૨ ]

**શબ્દાર્થ :**—આપના મિશ્ર જેવા વચનવડે આપ મારી બુદ્ધિને મોહ પમાડો છો, એમ મને લાગે છે; તેથી આપ મને એક જ વાત [ સાધન–માર્ગ–નિષ્ઠા ] નિશ્ચય કરીને કહો કે જે વડે [ જેના અનુષ્ઠાનથી ] મારું કલ્યાણ થાય [ ૨ ].

**વિવેચન :**—હે કેશવ ! આપના ઉપદેશરૂપી અમૃતવચનો શ્રવણ કરતાં મને લાગે છે કે, આપ કોઈ વાર કર્મયોગની તથા કોઈ વાર જ્ઞાનયોગની પ્રશંસા કરો છો. "ધર્મયુદ્ધ કરતા ક્ષત્રિયને બીજું કશું વધુ કલ્યાણકારી નથી [ ગી. ૨–૩૧ ], તારો કર્મમાં જ અધિકાર છે [ ગી. ૨–૪૮ ], તું યોગસ્થ થઈ કર્મો કર, [ ગી. ૨–૪૯ ]" વગેરે વચનો કહી આપ મને કર્મનિષ્ઠામાં પ્રવૃત્ત થવા માટે પ્રેરણા કરો છો. વળી "त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन । [ ગી. ૨–૪૫ ] વેદો કર્મકાંડપરાયણ છે, માટે તું નિષ્કામ થા, તું નિર્દ્વંદ્વ થા, નિત્ય સત્ત્વગુણને આશ્રયે રહેનારો થા, યોગક્ષેમની ચિંતાથી રહિત થા, આત્મનિષ્ઠ થા" વગેરે વચનોવડે આપ મને જ્ઞાનનિષ્ઠામાં પ્રવૃત્ત થવા પ્રેરો છો [ નીલકંઠ ]. આપના આ મિશ્ર જેવા વચનવડે મારી બુદ્ધિને આપ મોહ પમાડતા હો, એમ મને લાગે છે. મારા મોહને નષ્ટ કરવા પ્રવૃત્ત થયેલા પરમકૃપાળુ એવા આપ મને મોહ તો ન જ ઉપજાવો, છતાં આપના ઉપદેશનું રહસ્ય યથાવત્ ન સમજવાથી, ભ્રાંતિથી મને મંદબુદ્ધિવાળાને [ વિવેકરહિતને ] એ પ્રકારે ભાસે છે.

સાધનદષ્ટિથી કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠામાં અંધકાર તથા પ્રકાશની પેઠે

વિરોધ છે. કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠાનું એકકાળે અનુષ્ઠાન શક્ય નથી. તેથી મારી બુદ્ધિ, વિદ્યા, શક્તિ, અવસ્થા તથા અધિકાર વગેરેનો વિચાર કરી, મારે-માટે જે હિતાવહ હોય તે એકનિષ્ઠા [ સાધન-માર્ગ ] મને નિશ્ચય કરીને સ્પષ્ટ કહો કે, જેના વડે હું મોક્ષને પામું.

" स्वे स्वेऽधिकारे या निष्ठा स गुणः परिकीर्तितः । विपर्ययस्तु दोषः स्यादुभयोरेष निश्चयः॥ [ ભાગ. ૧૧-૨૧-૨ ]. પ્રત્યેક મનુષ્યના અધિકારને યોગ્ય જે નિષ્ઠા [સાધન-માર્ગ-ધર્માચરણ] તે ગુણરૂપ છે; તથા તેનાથી વિપરીત તે દોષરૂપ છે, એવો ગુણદોષનો નિશ્ચય કરવામાં આવ્યો છે." ગુણદોષ વસ્તુમાં [ સાધનમાં-નિષ્ઠામાં ] નથી, પરંતુ કેવળ અધિકારભેદથી જ ગુણદોષની કલ્પના કરવામાં આવી છે. જેમ ઋતુકાળે સ્ત્રીગમન ગૃહસ્થને શાસ્ત્રવિહિત હોઈ ગુણરૂપ છે, પરંતુ વિરક્તને શાસ્ત્રનિષિદ્ધ હોઈ કોઈ પણ કાળે દોષરૂપ છે; તે જ પ્રમાણે અધિકારભેદથી નિષ્ઠા [ સાધન-કર્મ-માર્ગ ] ગુણ કે દોષ ઉત્પન્ન કરે છે. હાથીનાં ઘરેણાં ગધેડાને ભૂષણરૂપ ન થતા મૃત્યુના જ કારણરૂપ થાય છે.

" अतो मामनुगृह्णीष्व मोहयस्व न मां प्रभो। [ અ. રા. અ. ૧-૩૦ ] માટે હે પ્રભો! મારા પર અનુગ્રહ કરો, મને મોહ ન પમાડો."

સર્વજ્ઞ એવા આપ મારા આ સંશયને દૂર કરો. મારા અધિકારને અનુરૂપ શ્રેયઃ-સાધન મને નિશ્ચય કરીને કહો, કે જેથી મારું કલ્યાણ થાય [ ૨ ].

**અવતરણિકા :**—હવે ભગવાન ભક્ત અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે :

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ ।**
**ज्ञानयोगेन साङ्ख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥**

**અન્વયાર્થ :**—अनघ ! હે નિષ્પાપ અર્જુન ! अस्मिन् આ लोके લોકમાં पुरा સૃષ્ટિના આદિકાળમા [ શા. ભા. ] તથા પૂર્વ અધ્યાયમાં [ મધુ. વગેરે ] સ્વધર્મપરાયણ બ્રાહ્મણ વગેરે મુમુક્ષુઓ માટે मया મેં द्विविधा બે પ્રકારની निष्ठा સ્થિતિ-કર્તવ્યતત્પરતા [ શા. ભા. ] प्रोक्ता કહી છે, सांख्यानां બ્રહ્મજ્ઞાનીઓની ज्ञानयोगेन જ્ઞાનરૂપ યોગવડે જ્ઞાનનિષ્ઠા કહી છે, અને योगिना કર્મયોગીઓની कर्मयोगेन કર્મરૂપ યોગવડે જ્ઞાનનિષ્ઠાના સાધનરૂપ કર્મનિષ્ઠા કહી છે [ ૩ ].

**શબ્દાર્થ :**—હે નિષ્પાપ અર્જુન ! આ લોકને વિષે મેં પૂર્વે બે નિષ્ઠા કહેલી છે; એક તો જ્ઞાનયોગવડે સાંખ્યોની [ બ્રહ્મજ્ઞાનીઓની ] અને બીજી કર્મયોગવડે કર્મયોગીઓની [ ૩ ].

ધિકારભેદેઽप्युपदेशवैयर्थ्यमित्यभिप्रायः। [મધુ.] તેથી અધિકારભેદ હોવા છતાં
ા જ્ઞાનયોગ તથા કર્મયોગના ઉપદેશની વ્યર્થતા નથી.

કર્મ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, એ સ્વત સિદ્ધ છે, અને તેથી ' કર્મ કરતા જ્ઞાન
ષ્ઠ છે ' એ તારા અભિપ્રાયનું નિરાકરણ [ખડન] આવશ્યક નથી [શા. ભા.].

હે પાર્થ ! તારી બુદ્ધિ, વિદ્યા, શક્તિ, અવસ્થા, સ્વભાવ તથા અધિકાર વગેરેનો
ચાર કરી મેં તને તારા શ્રેય માટે જ્ઞાનયોગ તથા કર્મયોગ વિષે સ્પષ્ટ
પદેશ આપ્યો, પરંતુ તું મારો ઉપદેશ યથાવત્ ન સમજી શક્યો. તું મારો સખા
થા ભક્ત છે. તું મને અત્યત પ્રિય છે. તુ તારા શ્રેય માટે તત્પર છે માતાની
ોદમા પડેલા બાળકની પેઠે તુ મને જ એકમાત્ર શરણ માને છે, તેથી પુનરુક્તિના
ષને પ્રાપ્ત થવા છતા હું તને તારા શ્રેયને પ્રાપ્ત થવાનો ઉપાય સ્પષ્ટ કહુ છુ.

" બુદ્ધિના ચાર પ્રકાર છે:—સાખ્યબુદ્ધિ, યોગબુદ્ધિ, કામ્યબુદ્ધિ અને આસુરી-
દ્ધિ. કામ્યબુદ્ધિ અને આસુરીબુદ્ધિ સસારના કારણરૂપ છે, અને તેથી મુમુક્ષુને
ર્વથા ત્યાજ્ય છે.આસુરીબુદ્ધિરૂપ મળ અને કામ્યબુદ્ધિરૂપ વિષ વિનાનું નિષ્કામ કર્મ
યોગબુદ્ધિ તથા યોગબુદ્ધિના ફળરૂપ સાંખ્યબુદ્ધિના સાધનરૂપ છે. તું અશુદ્ધ
ંતઃકરણવાળો છે માટે કર્મયોગનો [illegible]ધિકારી છે. કર્મયોગના અનુષ્ઠાનથી
ચિત્તશુદ્ધિ, યોગબુદ્ધિ [illegible] ને [illegible] શે તું જ્ઞાનયોગનો

વિવેચન:—હે અર્જુન ! પૂર્વના અધ્યાયમાં મેં એક જ બ્રહ્મનિષ્ઠાના અધિકારી ભેદથી બે પ્રકાર કહેલા છે; અને નહિ કે બ્રહ્મની પ્રાપ્તિ માટે પરસ્પર ભિન્ન એવા બે માર્ગો કહેલા છે [ નીલકંઠ ].

અધિકારી પુરુષના શુદ્ધ અંતઃકરણવાળા તથા અશુદ્ધ અંતઃકરણવાળા એવા બે ભેદ છે શુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષ માટે ... છે; તથા અશુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષ માટે નિષ્કામ ... વગેરે ]. જ્ઞાનયોગવડે તેનો અધિકારી પુરુષ બ્રહ્મની સાથે ... યોગવડે તેનો અધિકારી પુરુષ ચિત્તની શુદ્ધિ સાથે જોડાય ... આદિકાળમાં પ્રજાને રચી, બ્રાહ્મણ વગેરે અધિકારી ... તથા શ્રેયના સાધનરૂપ બે પ્રકારની નિષ્ઠા અર્થાત્ જ્ઞાન વિષે તત્પરતા અને કર્મ વિષે તત્પરતા [ મધુ ... કહી છે [ શા. ભા. ]

"शुद्धात्मतत्त्वविज्ञानं साङ्ख्यमित्यभिधीयते। [ ... સાક્ષાત્કાર કરવો તે "સાંખ્ય" [ બ્રહ્મજ્ઞાન ] કહે- કરનારી બુદ્ધિ 'સંખ્યા' કહેવાય છે. આ સંખ્યા [ મધુ ] આત્મવિષયક બુદ્ધિને પ્રાપ્ત કરનાર અધિકારી જ્ઞાની ] કહેવાય છે. આવા સાંખ્ય પુરુષો [બ્રહ્મજ્ઞાનીઓ। જ સંન્યાસ ગ્રહણ કર્યો છે, જેમણે વેદાંતના વિજ્ઞાનદ્વા કર્યો છે, જેઓ પરમહંસ સંન્યાસી છે, તથા જેઓ એવા સાંખ્ય યોગીઓની જ્ઞાનરૂપ યોગવડે જ્ઞાનનિષ્ઠા ज्ञानमेव योगः ज्ञानयोगः । [ શા. ભા., મધુ ] આ ... છે, અને અધિકારી પુરુષ જ્ઞાનવડે જ બ્રહ્મની ... 'જ્ઞાનયોગ' [ જ્ઞાનનિષ્ઠા ] કહેવાય છે.

શુદ્ધ અંતઃકરણ તથા અશુદ્ધ અંતઃકરણના ભેદથી નિષ્ઠા કહી છે, કારણકે જ્યાં સુધી તું અશુદ્ધ અંતઃકરણ કર્મનિષ્ઠામાં જ અધિકાર છે, અને તેથી તને તારા ઉપદેશ આવશ્યક છે; પરંતુ તું જ્યારે કર્મયોગના ... પ્રાપ્ત થશે, ત્યારે તું જ્ઞાનયોગનો અધિકારી થશે, અને ... ઉપદેશ પણ આવશ્યક છે. જ્ઞાનયોગ તથા કર્મયોગ વિષે છતાં, એક જ પુરુષને તે બન્નેનો ઉપદેશ આવશ્યક હોઈ ...

नाधिकारभेदेऽप्युपदेशवैयर्थ्यमित्यभिप्रायः। [ મધુ. ] તેથી અધિકારભેદ હોવા છતાં આ જ્ઞાનયોગ તથા કર્મયોગના ઉપદેશની વ્યર્થતા નથી.

કર્મ કરતા જ્ઞાન શ્રેષ્ઠ છે, એ સ્વત સિદ્ધ છે, અને તેથી 'કર્મ કરતા જ્ઞાન શ્રેષ્ઠ છે' એ તારા અભિપ્રાયનું નિરાકરણ [ખંડન] આવશ્યક નથી [શા. ભા.].

હે પાર્થ! તારી બુદ્ધિ, વિદ્યા, શક્તિ, અવસ્થા, સ્વભાવ તથા અધિકાર વગેરેનો વિચાર કરી મેં તને તારા શ્રેય માટે જ્ઞાનયોગ તથા કર્મયોગ વિષે સ્પષ્ટ ઉપદેશ આપ્યો, પરંતુ તું મારો ઉપદેશ યથાવત્ ન સમજી શક્યો. તું મારો સખા તથા ભક્ત છે. તું મને અત્યંત પ્રિય છે. તુ તારા શ્રેય માટે તત્પર છે માતાની ગોદમા પડેલા બાળકની પેઠે તુ મને જ એકમાત્ર શરણ માને છે, તેથી પુનરુક્તિના દોષને પ્રાપ્ત થવા છતા હું તને તારા શ્રેયને પ્રાપ્ત થવાનો ઉપાય સ્પષ્ટ કહું છું.

"બુદ્ધિના ચાર પ્રકાર છેઃ—સાખ્યબુદ્ધિ, યોગબુદ્ધિ, કામ્યબુદ્ધિ અને આસુરી-બુદ્ધિ. કામ્યબુદ્ધિ અને આસુરીબુદ્ધિ સંસારના કારણરૂપ છે, અને તેથી મુમુક્ષુને સર્વથા ત્યાજ્ય છે આસુરીબુદ્ધિરૂપ મળ અને કામ્યબુદ્ધિરૂપ વિષ વિનાનુ નિ:કામ કર્મ જ યોગબુદ્ધિ તથા યોગબુદ્ધિના ફળરૂપ સાખ્યબુદ્ધિના સાધનરૂપ છે. તું અશુદ્ધ અંતઃકરણવાળો છે માટે કર્મયોગનો જ અધિકારી છે. કર્મયોગના અનુષ્ઠાનથી તું ચિત્તશુદ્ધિ, યોગબુદ્ધિ તથા સાખ્યબુદ્ધિને પ્રાપ્ત થશે તું જ્ઞાનયોગનો અધિકારી થશે તુ પરમશ્રેયને પ્રાપ્ત થઈ, કૃતાર્થ થશે"

હે કૌન્તેય! તને યુદ્ધધર્મ કરતા ભિક્ષાધર્મ વધારે પ્રિય લાગે છે, પરંતુ તું પ્રકૃતિના પ્રભાવને જાણતો નથી. યુદ્ધ ક્ષત્રિયનું સ્વભાવનિયત કર્મ છે. જ્ઞાની પણ પ્રકૃતિને વશ થઈ ચેષ્ટા કરે છે, તો પછી તુ પ્રકૃતિને વશ થઈ યુદ્ધકર્મમાં પ્રવૃત્ત થશે એમા શું કહેવું? [ગી. ૩-૩૩] તારો સ્વભાવ તને અવશ્ય યુદ્ધમાં જોડશે [ગી. ૧૮-૬૦], અને તેથી તારા શ્રેય માટે હુ તને યોગબુદ્ધિનો આશ્રય કરી યુદ્ધમાં પ્રવૃત્ત થવા માટે પ્રેરણા આપુ છુ.

વળી તારા અધિકાર વગેરેનો વિચાર કરી, મે તને કર્મયોગનો આશ્રય કરવાનો ઉપદેશ આપ્યો છે, એ વિષે તને જરા પણ સંશય ન રહે તે માટે મારા સહજ યોગસામર્થ્યથી હવે પછી ભવિષ્યમાં થનારો એક અપૂર્વ પ્રસંગ હું તને કહું છુ.

જ્યારે મારો સ્વધામમાં જવાનો સમય આવશે ત્યારે હું ભક્ત ઉદ્ધવને બ્રહ્મજ્ઞાન તથા તેના સાધનો વિષે ઉપદેશ આપીશ: પરંતુ ભક્ત ઉદ્ધવ શુદ્ધ અંતઃકરણવાળો જ્ઞાનીભક્ત છે, તેથી હું તેને બદરિકાશ્રમમા જઈ, વનમાં

**વિવેચન:**—હે અર્જુન! પૂર્વના અધ્યાયમાં મેં એક જ બ્રહ્મનિષ્ઠાના અધિકારી ભેદથી બે પ્રકાર કહેલા છે; અને નહિ કે બ્રહ્મની પ્રાપ્તિ માટે પરસ્પર ભિન્ન એવા બે માર્ગો કહેલા છે [ નીલકંઠ ].

અધિકારી પુરુષના શુદ્ધ અંતઃકરણવાળા તથા અશુદ્ધ અંતઃકરણવાળા એવા બે ભેદ છે શુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષ માટે જ્ઞાનનિષ્ઠા છે; તથા અશુદ્ધ અંતઃકરણવાળા અધિકારી પુરુષ માટે નિષ્કામ કર્મ છે [ મધુ. વગેરે ]. જ્ઞાનયોગવડે તેનો અધિકારી પુરુષ બ્રહ્મની સાથે જોડાય છે; અને કર્મયોગવડે તેનો અધિકારી પુરુષ ચિત્તની શુદ્ધિ સાથે જોડાય છે. આ પ્રકારે સૃષ્ટિના આદિકાળમાં પ્રજાને રચી, બ્રાહ્મણ વગેરે અધિકારી પુરુષો માટે તેમના અભ્યુદય તથા શ્રેયના સાધનરૂપ બે પ્રકારની નિષ્ઠા અર્થાત્ કર્તવ્યતત્પરતા [ શા. ભા. ] જ્ઞાન વિષે તત્પરતા અને કર્મ વિષે તત્પરતા [ મધુ ] સર્વજ્ઞ એવા મેં ઈશ્વરે કહી છે [ શા. ભા ].

" शुद्धात्मतत्त्वविज्ञानं सांख्यमित्यभिधीयते । [ વેદવ્યાસ ] શુદ્ધ આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવો તે " સાંખ્ય " [ બ્રહ્મજ્ઞાન ] કહેવાય છે." બ્રહ્મને સાક્ષાત્કાર કરનારી બુદ્ધિ ' સંખ્યા ' કહેવાય છે. આ સંખ્યા અર્થાત્ सम्यगात्मबुद्धिः । [ મધુ.] આત્મવિષયક બુદ્ધિને પ્રાપ્ત કરનાર અધિકારી પુરુષ ' સાંખ્ય ' [ બ્રહ્મજ્ઞાની ] કહેવાય છે. આવા સાંખ્ય પુરુષો [બ્રહ્મજ્ઞાનીઓ], જેમણે બ્રહ્મચર્યાશ્રમથી જ સંન્યાસ ગ્રહણ કર્યો છે, જેમણે વેદાંતના વિજ્ઞાનદ્વારા આત્મતત્ત્વનો નિશ્ચય કર્યો છે, જેઓ પરમહંસ સંન્યાસી છે, તથા જેઓ બ્રહ્મમાં નિરંતર સ્થિત છે, એવા સાંખ્ય યોગીઓની જ્ઞાનરૂપ યોગવડે જ્ઞાનનિષ્ઠા કહી છે [ શા. ભા.]. ज्ञानमेव योगः ज्ञानयोगः । [ શા. ભા., મધુ.] આ નિષ્ઠામાં જ્ઞાન જ યોગરૂપ છે, અને અધિકારી પુરુષ જ્ઞાનવડે જ બ્રહ્મની સાથે જોડાય છે, માટે તે ' જ્ઞાનયોગ ' [ જ્ઞાનનિષ્ઠા ] કહેવાય છે.

શુદ્ધ અંતઃકરણ તથા અશુદ્ધ અંતઃકરણના ભેદથી મેં તને બે પ્રકારની નિષ્ઠા કહી છે, કારણકે જ્યાં સુધી તું અશુદ્ધ અંતઃકરણવાળો છે ત્યાં સુધી તારો કર્મનિષ્ઠામાં જ અધિકાર છે, અને તેથી તને તારા શ્રેય માટે કર્મયોગનો ઉપદેશ આવશ્યક છે; પરંતુ તું જ્યારે કર્મયોગના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થશે, ત્યારે તું જ્ઞાનયોગનો અધિકારી થશે, અને તેથી તને જ્ઞાનયોગનો ઉપદેશ પણ આવશ્યક છે. જ્ઞાનયોગ તથા કર્મયોગ વિષે અધિકારભેદ હોવા છતાં, એક જ પુરુષને તે બન્નેનો ઉપદેશ આવશ્યક હોઈ યોગ્ય જ છે. "अतो

नाधिकारभेदेऽप्युपदेशवैयर्थ्यमित्यभिप्राय'। [ મધુ ] તેથી અધિકારભેદ હોવા છતા આ જ્ઞાનયોગ તથા કર્મયોગના ઉપદેશની વ્યર્થતા નથી

કર્મ કરતા જ્ઞાન શ્રેષ્ઠ છે, એ મત સિદ્ધ છે, અને તેથી 'કર્મ કરતા જ્ઞાન શ્રેષ્ઠ છે' એ તારા અભિપ્રાયનુ નિરાકરણ [ખડન] આવશ્યક નથી [શા ભા].

હે પાર્થ ! તારી બુદ્ધિ, વિદ્યા, શક્તિ, અવસ્થા, સ્વભાવ તથા અધિકાર વગેરેનો વિચાર કરી મે તને તારા શ્રેય માટે જ્ઞાનયોગ તથા કર્મયોગ વિષે સ્પષ્ટ ઉપદેશ આપ્યો, પરતુ તુ મારો ઉપદેશ યથાવત્ ન સમજી શક્યો તુ મારો સખા તથા ભક્ત છે તુ મને અત્યત પ્રિય છે તુ તારા શ્રેય માટે તત્પર છે માતાની ગોદમા પડેના બાળકની પેઠે તુ મને જ એકમાત્ર શરણ માને છે, તેથી પુનરુક્તિના દોષને પ્રાપ્ત થતા છતા હુ તને તારા શ્રેયને પ્રાપ્ત થવાનો ઉપાય સ્પષ્ટ કહુ છુ.

"બુદ્ધિના ચાર પ્રકાર છે —સાખ્યબુદ્ધિ, યોગબુદ્ધિ, કામ્યબુદ્ધિ અને આસુરી બુદ્ધિ. કામ્યબુદ્ધિ અને આસુરીબુદ્ધિ સસારના કારણરૂપ છે, અને તેથી મુમુક્ષુને સર્વથા ત્યાજ્ય છે આસુરીબુદ્ધિરૂપ મળ અને કામ્યબુદ્ધિરૂપ વિષ વિનાનુ નિષ્કામ કર્મ જ યોગબુદ્ધિ તથા યોગબુદ્ધિના ફળરૂપ સાખ્યબુદ્ધિના સાધનરૂપ છે તુ અશુદ્ધ અતકરણવાળો છે માટે કર્મયોગનો જ અધિકારી છે કર્મયોગના અનુષ્ઠાનથી તુ ચિત્તશુદ્ધિ, યોગબુદ્ધિ તથા સાખ્યબુદ્ધિને પ્રાપ્ત થશે તુ જ્ઞાનયોગનો અધિકારી થશે તુ પરમશ્રેયને પ્રાપ્ત થઈ કૃતાર્થ થશે"

હે કૌન્તેય ! તને યુદ્ધધર્મ કરતા ભિક્ષાધર્મ વધારે પ્રિય લાગે છે, પરતુ તુ પ્રકૃતિના પ્રભાવને જાણતો નથી યુદ્ધ ક્ષત્રિયનુ સ્વભાવનિયત કર્મ છે જ્ઞાની પણ પ્રકૃતિને વશ થઈ ચેષ્ટા કરે છે, તો પછી તુ પ્રકૃતિને વશ થઈ યુદ્ધકર્મમા પ્રવૃત્ત થશે એમા શુ કહેવુ ? [ ગી ૩–૩૩ ] તારો સ્વભાવ તને અવશ્ય યુદ્ધમા જોડશે [ ગી ૧૮–૬૦ ], અને તેથી તારા શ્રેય માટે હુ તને યોગબુદ્ધિનો આશ્રય કરી યુદ્ધમા પ્રવૃત્ત થવા માટે પ્રેરણા આપુ છુ.

વળી તારા અધિકાર વગેરેનો વિચાર કરી, મે તને કર્મયોગનો આશ્રય કરવાનો ઉપદેશ આપ્યો છે, એ વિષે તને જરા પણ સશય ન રહે તે માટે મારા સહજ યોગસામર્થ્યથી હવે પછી ભવિષ્યમા થનારો એક અપૂર્વ પ્રસગ હુ તને કહુ છુ

જ્યારે મારો સ્વધામમા જવાનો સમય આવશે ત્યારે હુ ભક્ત ઉદ્ધવને બ્રહ્મજ્ઞાન તથા તેના સાધનો વિષે ઉપદેશ આપીશ પરતુ ભક્ત ઉદ્ધવ શુદ્ધ અતકરણવાળો જ્ઞાનીભક્ત છે, તેથી હુ તેને બદરિકાશ્રમમા જઈ, વનમા

ગંગાતીરે વાસ કરી, વલ્કલ પહેરી, ઇન્દ્રિયોને વશ કરી, બુદ્ધિને એકાગ્ર કરી, જ્ઞાનયોગનો આશ્રય કરી, સતત મારા પરબ્રહ્મસ્વરૂપનો અનુભવ કરવાની આજ્ઞા આપીશ [ ભાગ. ૧૧-૨૯-૪૦-૪૪ ]. આથી તને સ્પષ્ટ થશે કે, તારા જેવા મારા ભક્તોને હું તેમના અધિકાર પ્રમાણે જ કર્મયોગ કે જ્ઞાનયોગનો આશ્રય લેવાનો ઉપદેશ આપું છું.

નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થયેલો અધિકારી પુરુષ કેવા પ્રકારે જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થાય છે, એ હું તને હવે પછી કહીશ [ ગી. ૧૮-૫૦-૫૫]. આ શ્લોકોથી તને સ્પષ્ટ સમજાશે કે, ' અધિકારી પુરુષ ક્રમેક્રમે [ by different phases and stages ] ઉચ્ચ ભૂમિકાને યોગ્ય થઈ, જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થાય છે. '

હે ભારત ! ' મોક્ષમાર્ગ એક જ છે ' એ તને આ વૃક્ષના રૂપકથી નિશ્ચિતરૂપે સમજાશે. નિષ્કામ કર્મરૂપી બીજમાંથી ચિત્તશુદ્ધિરૂપી વૃક્ષ ઊગે છે. આ વૃક્ષની શાસ્ત્રનું પરોક્ષજ્ઞાન અને વૈરાગ્યરૂપી બે શાખાઓ છે. આ વૃક્ષ પર નિદિધ્યાસનરૂપી તથા પરાભક્તિરૂપી પુષ્પો ફૂટે છે. આ પુષ્પોમાંથી યથાકાળે કેવળ મારા અનુગ્રહથી જ્ઞાનનિષ્ઠારૂપી ફળ ફલિત થાય છે.

આ જ્ઞાનનિષ્ઠા નિષ્કામ કર્મરૂપી બીજનું ફળ હોવાથી કેટલાક એને કર્મયોગનું ફળ કહે છે, પરાભક્તિરૂપી પુષ્પનું ફળ હોવાથી કેટલાક એને ભક્તિયોગનું ફળ કહે છે, નિદિધ્યાસનરૂપી પુષ્પનું ફળ હોવાથી કેટલાક એને જ્ઞાનયોગનું ફળ કહે છે, તથા ચિત્તશુદ્ધિરૂપી વૃક્ષનું ફળ હોવાથી કેટલાક એને ચિત્તશુદ્ધિનું ફળ કહે છે; પરંતુ જેમ બીજ વગર વૃક્ષ, શાખા, છાયા, પુષ્પ કે ફળની આશા વ્યર્થ છે, તેમ નિષ્કામ કર્મના અનુષ્ઠાન વિના ચિત્તશુદ્ધિરૂપી વૃક્ષ, ચિત્તશુદ્ધિના આનુષંગિક ફળરૂપ સુખ, વૈરાગ્ય, શાસ્ત્રનું પરોક્ષજ્ઞાન કે જ્ઞાનનિષ્ઠાની આશા વ્યર્થ છે.

તેથી તારા જેવા અશુદ્ધ અંતઃકરણવાળા મારા ભક્તોને, હું કર્મયોગનો આશ્રય કરી, સ્વકર્મપરાયણ રહેવાનો ઉપદેશ આપું છું. કર્મયોગનો આશ્રય કરવાથી તું પરમશ્રેયને પ્રાપ્ત થશે, એ વિષે તારે જરા પણ સંશય કરવો યોગ્ય નથી.

મેં તને કર્મયોગ તથા જ્ઞાનયોગ વિષે ઉપદેશ આપ્યો છે, પરંતુ જ્યારે તું કર્મયોગના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થશે, જ્યારે જ્ઞેય, જ્ઞાન તથા જ્ઞાતાનો ભેદ નાશ પામશે; શુદ્ધ થયેલી તારી બુદ્ધિ આત્મા વિષે

સ્થિર થશે, સર્વાત્મભાવને પ્રાપ્ત થયેલો તું સર્વભૂતો વિષે તારા આત્માને તથા સર્વભૂતોને તારા આત્મા વિષે જોશે, તુ તારા સિવાય અન્ય કાંઈ જોશે કે જાણશે નહિ ત્યારે તને સમજાશે કે, શુદ્ધ પરબ્રહ્મસ્વરૂપ મૌન છે, પરમગતિ મૌન છે, પરમ સાધન મૌન છે, તથા પરમ ઉપદેશ પણ મૌન છે. જ્ઞાન વાણીનો વિષય નથી, વાણીથી જ્ઞાન મર્યાદિત થાય છે. કેવળ મૌનભાવને પ્રાપ્ત થયેલા મુનિને જ તે અનુભવગમ્ય છે.

"अथात आदेशो नेति नेति। [ બૃ. ઉ ૨-૩-૬ ] તેથી શ્રુતિ 'नेति नेति' કહી બ્રહ્મનો ઉપદેશ આપે છે." વળી શ્રુતિ કહે છે કે.' अन्यदेव तद्विदितादथो अविदितादधि। [ કેન ઉપ. ૧-૩ ] આ બ્રહ્મ જ્ઞાનથી તથા અજ્ઞાનથી પણ ભિન્ન છે." "यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। [ તૈ ઉ ૨-૪-૧ ] આ બ્રહ્મથી મનસહિત વાણી પ્રાપ્ત ન થઈને નિવૃત્ત થાય છે"

બાષ્કલિએ પોતાના ગુરુ બાધ્વને બ્રહ્મના સ્વરૂપ વિષે પ્રશ્ન પૂછ્યો, પરંતુ બાધ્વ મૌન જ રહ્યા જ્યારે બાષ્કલિએ ત્રણ વાર એ પ્રશ્ન પૂછ્યો ત્યારે બાધ્વે કહ્યું: 'उपशान्तोऽयमात्मा' 'આ બ્રહ્મ શાંતિસ્વરૂપ છે' [ શા. ભા બ્ર સૂ. ૩-૨-૧૭]. બ્રહ્મ સત્ પણ નથી અને અસત્ પણ નથી [ ગી. ૧૩-૧૨]. બ્રહ્મ અનિર્વચનીય છે [ ૩ ].

**અવતરણિકા** —શ્રુતિ કહે છે કે. 'ज्ञानादेव तु कैवल्यम्' 'જ્ઞાનથી જ કૈવલ્ય [ મોક્ષ ] પ્રાપ્ત થાય છે.' વળી શ્રુતિ કહે છે કે —'सत्त्वशुद्धौ ध्रुवा स्मृति। [ છા ઉ. ૭-૨૬-૨ ] અંતઃકરણની શુદ્ધિ થતાં નિશ્ચિત સ્મૃતિ [ આત્મજ્ઞાનરૂપ સ્મૃતિ ] થાય છે તથા યજ્ઞદાનાદિ સત્કર્મો વિના અંતઃકરણની શુદ્ધિ થતી નથી. [ બૃ ઉ. ૪-૪-૨૨ ], તેથી હવે મુમુક્ષુએ અંતઃકરણની શુદ્ધિ માટે નિષ્કામ કર્મ કરવા જોઈએ, એ પ્રતિપાદન કરે છે

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

**અન્વયાર્થ** —कर्मणाम् નિષ્કામ કર્મોના अनारंभात् ન આરંભવાથી–અનુષ્ઠાન વિના पुरुषः પુરુષ नैष्कर्म्यं નિષ્કર્મભાવને–જ્ઞાનનિષ્ઠાને न अश्नुते પામતો નથી च અને संन्यसनात् एव જ્ઞાન વિનાના કેવળ કર્મોના બાહ્ય ત્યાગથી જ [ શા. ભા ] અથવા ચિત્તશુદ્ધિને પ્રાપ્ત કર્યા વિના લીધેલા સંન્યાસથી [મધુ] પુરુષ सिद्धिं નૈષ્કર્મ્યસિદ્ધિને [ શા ભા. ] જ્ઞાનનિષ્ઠાને [ મધુ. વગેરે ] જ્ઞાનયોગથી પ્રાપ્ત કરવાની નિષ્ઠાને न समधिगच्छति પામતો નથી [ ૪ ].

શબ્દાર્થ :—નિષ્કામકર્મો નહિ કરવાથી પુરુષ નિષ્કર્મભાવને [ જ્ઞાન નિષ્ઠાને ] પામતો નથી; તેમ કેવળ સંન્યાસથી પણ સિદ્ધિને [ જ્ઞાનનિષ્ઠાને ] પામતો નથી [ ૪ ].

**વિવેચન** :—હે અર્જુન ! જેમ કારણનો અભાવ હોય તો કાર્યની ઉત્પત્તિ થતી નથી તેમ નિષ્કામ કર્મોના આરંભ [ આચરણ ] વિના સંચિત પાપોના ક્ષયરૂપ ચિત્તશુદ્ધિ કે ચિત્તશુદ્ધિના ફળરૂપ જ્ઞાનનિષ્ઠા ઉત્પન્ન થતી નથી [ શા. ભા. વગેરે]

" ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मण.। [ મહા. શા. ૫. ૨૦૪–૮ ] પાપકર્મોના ક્ષયથી જ પુરુષના અંતઃકરણમાં જ્ઞાનનો ઉદય થાય છે." યમ, નિયમ, યજ્ઞ, દાન, તપ, વ્રત, સ્નાન, સંધ્યા, હોમ, દેવપૂજા, સંકીર્તન, તીર્થયાત્રા વગેરે કર્મોના અનુષ્ઠાનથી વિષયો પરત્વે રાગ ઘટતો જાય છે, અને અંતઃકરણ શુદ્ધ થતું જાય છે, તેથી જ્ઞાન માટે યજ્ઞદાનાદિ કર્મોનું અનુષ્ઠાન આવશ્યક છે [ રમણગીતા પા ૩૫–૩૭ ].

તપથી, દાનથી, નિયમથી, તીર્થયાત્રાથી તથા લાંબા કાળના વિવેકથી પાપનો ક્ષય થતાં મનુષ્યની બુદ્ધિ કાકતાલીય ન્યાયની રીતે પરમાર્થના વિચારમાં પ્રવર્તે છે [ યો. વા. મુ પ્ર. ૧૧–૩૧–૦૨ ].

चित्ते ह्यादर्शवद्यस्माच्छुद्धे विद्या प्रकाशते। यमैर्नित्यैश्च यज्ञैश्च तपोभिस्तस्य शोधनम्'। [ શ. ઉપ સ. ૧૭–૨૨ ] જ્યારે ચિત્ત દર્પણ જેવું શુદ્ધ થાય છે, ત્યારે જ જ્ઞાન પ્રકાશિત થાય છે. માટે યમ, નિયમ, યજ્ઞ તથા તપ વડે 'ચિત્તને શુદ્ધ કરવું.

પરંતુ " कर्मनिष्टाया ज्ञाननिष्ठाप्राप्तिहेतुत्वेन पुरुषार्थहेतुत्वं न स्वातन्त्र्येण ॥ [ શા. ભા ] કર્મનિષ્ઠા અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનનિષ્ઠાની પ્રાપ્તિમાં સાધન હોવાને લીધે જ મોક્ષરૂપ પુરુષાર્થમાં હેતુ છે, કર્મનિષ્ઠા મોક્ષનું સ્વતંત્ર કારણ નથી "

વળી હે અર્જુન ! न च सन्यसनात् एव =આત્મજ્ઞાન વિનાના કેવળ કર્મોના બાહ્ય ત્યાગથી [ શા. ભા. ] અથવા ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થયા પૂર્વે લીધેલા સંન્યાસથી [ મધુ. વગેરે ] જ્ઞાન વિનાના કેવળ કર્મપરિત્યાગ માત્રથી જ [ શા. ભા. ] પુરુષ જ્ઞાનનિષ્ઠાને પામતો નથી.

જો કે ' સંન્યાસ ન લેનારને જ્ઞાન જ થતું નથી ' એવો પ્રાચીન

પડિતોનો આગ્રહ છે, તોપણ તેમનો અભિપ્રાય એવો છે કે, સર્વ મનુષ્યે બ્રહ્માકારવૃત્તિનો વિક્ષેપ કરનારા કર્મોના ત્યાગરૂપ સન્યાસ લેવો જોઈએ, અને નહિ કે ભગવા વસ્ત્રો જ ખાસ પહેરવા જોઈએ, કારણકે ગાર્ગી, વ્યાધ, વસિષ્ઠ વગેરે પ્રાચીન મહાત્માઓએ સન્યાસ લીધો ન હતો, છતા પણ તેમને જ્ઞાનની ઉત્પત્તિ થયેની જાણુવામા આવેલી છે [નીલકંઠ] કદાચ પારમાર્થિક સન્યાસ વિના જ્ઞાનનિષ્ઠા સિદ્ધ થતી નથી, એમ માનવામા આવે તોપણ અંતકરણની શુદ્ધિને પ્રાપ્ત થયા પૂર્વે લીધેલો સન્યાસ પ્રત્યવાયરૂપ, દુખરૂપ તથા પરિશ્રમ રૂપ છે [શકરાનદ ગી ૩-૮], એ વિષે બે મત નથી

ભગવાન પણ હવે પછી કહેશે કે —' सन्यासस्तु महाबाहो दुखमाप्तुमयोगत ।' [ગી ૫-૬] 'કર્મયોગના અનુષ્ઠાન વિના પારમાર્થિક સન્યાસ પ્રાપ્ત કરવો કઠિન છે' [શા ભા, શકરાનદ] અથવા કર્મયોગના અનુષ્ઠાનથી અતકરણની શુદ્ધિને પ્રાપ્ત થયા પૂર્વે લીધેલો સન્યાસ કેવળ દુખની જ પ્રાપ્તિ કરાવે છે [મધુ વગેરે] [૪].

**અવતરણિકા** —હવે કર્મોનો સર્વથા ત્યાગ અશક્ય છે, તે કહે છે

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥**

**અન્વયાર્થ** —हि નિશ્ચય कश्चित् કોઈ પણ અજ્ઞાની પુરુષ [શા ભા] जातु કદી क्षणम् अपि એક ક્ષણ પણ अकर्मकृत् કર્મ કર્યા વિના न तिष्ठति રહી શકતો નથી हि કારણકે प्रकृतिजै પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા गुणै ગુણો अवश બળજબરીથી सर्व સર્વ પ્રાણી પાસે कर्म કર્મ कार्यते કરાવે છે [૫]

**શબ્દાર્થ** —ખરેખર કોઈ પણ પ્રાણી એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતુ નથી, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો સર્વ પ્રાણીઓને પરવશ કરી કર્મ કરાવે છે [૫]

**વિવેચન** —હે અર્જુન! કોઈ પણ અજ્ઞાની પુરુષ [શા ભા] અશુદ્ધ અતકરણવાળો અજિતેન્દ્રિય પુરુષ [મધુ] એક ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી મન, વાણી અને શરીરથી અજ્ઞાની [અતત્ત્વજ્ઞ] કાઈ ને કાઈ કર્મ કરે છે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિ ગુણો અથવા સ્વભાવથી ઉત્પન્ન થયેલા રાગદ્વેષાદિ ગુણો સર્વ પ્રાણીઓને પરવશ કરી તેમની પાસે કાયિક વાચિક અથવા માનસિક કર્મો કરાવે છે દ્રવ્યવાસના, ગણવાસના,

કર્મવાસના, જાતિવાસના, રાગદ્વેષ ઇત્યાદિ વડે પરાધીન સર્વ પ્રાણી વહિરન્તઃ [બહાર અને અંદર] અનેક વ્યાપારરૂપ કર્મ કરે છે [શંકરાનંદ].

અહીં સર્વ પ્રાણીની આગળ 'અજ્ઞાની' શબ્દ અધ્યાહાર છે [શા. ભા.]. અજ્ઞાની પુરુષ જ પ્રકૃતિના ગુણોથી પરવશ થઈ કર્મોમાં નિરંતર પ્રવૃત્ત રહે છે; પરંતુ જેમ મેરુ પર્વત વાયુથી ચલાયમાન થતો નથી, તેમ જ્ઞાની પ્રકૃતિના ગુણોથી ચલાયમાન થતો નથી [ગી. ૧૪–૨૩]. જ્ઞાની સિવાય કોઈ પણ પ્રાણી તૂષ્ણી [નિષ્ક્રિય] બ્રહ્મસ્વરૂપે રહેવા સમર્થ નથી [શંકરાનંદ].

"तस्मान्मुमुक्षुणा ज्ञानप्रतिबन्धकपापक्षयार्थं स्वोचित. कर्मयोग एवानुष्ठेयः। [કેશવ] તેથી જ્ઞાનના પ્રતિબંધક પાપના ક્ષય માટે અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષે પોતાના વર્ણાશ્રમને અનુરૂપ નિષ્કામ કર્મ જ કરવા" તથા "गुणाश्च सत्त्वादीन् वशे कृत्वा निर्मलान्तःकरणेन सम्पाद्यो ज्ञानयोग.। [રા. ભા.] સત્ત્વાદિ ગુણોને વશ કરી શુદ્ધ અંતઃકરણ વડે જ્ઞાનયોગ સંપાદન કરવો [૫].

અવતરણિકા.—હવે અશુદ્ધ અંતઃકરણવાળો પુરુષ સંન્યાસના ફળને પામતો નથી, તે કહે છે [મધુ.].

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥**

**અન્વયાર્થ**:—यः જે विमूढात्मा મૂઢ અંતઃકરણવાળો कर्मेन्द्रियाणि કર્મેન્દ્રિયોને संयम्य વશ કરીને इन्द्रियार्थान् શબ્દાદિ વિષયોનુ मनसा મનવડે स्मरन् आस्ते સ્મરણ કરે છે स. તે मिथ्याचारः મિથ્યાચારી–પાપાચારી–ઢોંગી उच्यते કહેવાય છે [૬].

**શબ્દાર્થ**:—જે મૂઢ અંતઃકરણવાળો પુરુષ કર્મેન્દ્રિયોને વશ કરીને, મનવડે શબ્દાદિ વિષયોનું સ્મરણ કરે છે, તે 'મિથ્યાચારી' કહેવાય છે [૬].

**વિવેચન**.—હે અર્જુન! विमूढात्मा=રાગદ્વેષાદિકથી દૂષિત અંતઃકરણવાળો, [મધુ.] કાર્યાકાર્યના વિવેક વિનાનો [શંકરાનંદ] જે પુરુષ હાથ, પગ વગેરે કર્મેન્દ્રિયોને વશ કરી, મનવડે શબ્દાદિ વિષયોનું ચિંતવન કરે છે, તે 'મિથ્યાચારી' [દાંભિક–ઢોંગી] કહેવાય છે. ભગવાં વસ્ત્રો, ભસ્મ, રુદ્રાક્ષની માળા, ગુરુસેવા, દેવદર્શન, શ્રવણ, કીર્તન વગેરે ધર્મચિહ્નો જે પુરુષને વિષે ધ્વજાની પેઠે ફરકતાં હોય, અને પાપો ગુપ્ત હોય, તેને તત્ત્વવેત્તાઓ 'બિડાલવતી' કહે છે [મહા૦ ઉદ્યોગપર્વ ૧૬૦]. કારણકે તેનામાં અસત્ય, તૃષ્ણા, લોભ વગેરે આસુરી ગુણો દંભની સાથે નિયમપૂર્વક રહે છે.

વાર્તિકકાર કહે છે કે —" प्रमादिनो वहिश्चित्ता पिशुना कलहोत्सुका। सन्यासिनोऽपि दृश्यन्ते दैवसदूषिताशया ॥ પ્રમાદી, બહિર્મુખ, ચુગલીખોર, કજીયાની ઉત્સુકતાવાળા [ કલહપ્રિય ] તથા દુર્દૈવથી દૂષિત હૃદયવાળા સન્યાસીઓ પણ જોવામા આવે છે "

તાત્પર્ય એ છે કે, અશુદ્ધ અંતઃકરણવાળો પુરુષ સન્યાસથી [ કર્મના ત્યાગથી ] મોક્ષસિદ્ધિને પ્રાપ્ત થતો નથી [ મધુ વગેરે] [ ૬ ]

**અવતરણિકા** —હવે મુમુક્ષુને માટે કર્મસન્યાસ કરતા કર્મયોગ શ્રેષ્ઠ છે, તે કહે છે [ શંકરાનંદ]

यस्त्वन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥

**અન્વયાર્થ** —तु પણ अर्जुन ! હે અર્જુન ! यः જે मनसा મનથી इन्द्रियाणि ઇન્દ્રિયોને જ્ઞાનેન્દ્રિયોને [મધુ] नियम्य નિયમમા રાખી, असक्त ફલની ઇચ્છાથી રહિત થઈ कर्मन्द्रियैः કર્મેન્દ્રિયોવડે कर्मयोग નિષ્કામ કર્મ आरभते કરે છે स. તે विशिष्यते શ્રેષ્ઠ છે [ ૭ ]

**શબ્દાર્થ** —પરતુ જે મનથી ઇન્દ્રિયોને નિયમમા રાખી, ફલની ઇચ્છાથી રહિત થઈ, કર્મેન્દ્રિયોવડે નિષ્કામ કર્મ કરે છે તે શ્રેષ્ઠ છે [ ૭ ]

**વિવેચન** —પરતુ હે અર્જુન ! પૂર્વ શ્લોકમા કહેલા મિથ્યાચારી સન્યાસી કરતા જે પુરુષ જ્ઞાનેન્દ્રિયોને પાપના હેતુભૂત શબ્દાદિવિષયવિષયક આસક્તિમાથી નિવૃત્ત કરી અથવા વિવેકયુક્ત મન વડે જ્ઞાનેન્દ્રિયોને નિયમમા રાખી [ મધુ] ફલની ઇચ્છાથી રહિત થઈ, કર્મેન્દ્રિયો વડે કર્મયોગનુ આચરણ કરે છે, તે શ્રેષ્ઠ છે. અર્થાત્ श्रेष्ठो भवति । [ કેશવ શ્રીધર ] તે શ્રેષ્ઠ થાય છે 'चित्तशुद्ध्या ज्ञानवान् भवतात्यर्थ । [ શ્રીધર ] તે ચિત્તશુદ્ધિદ્વારા આત્મજ્ઞાની થાય છે"

શ્લોકમા 'तु' શબ્દ મિથ્યાચારી સન્યાસી કરતા નિષ્કામ કર્મયોગીની વિલક્ષણતા જણાવવા માટે છે [ મધુ ]

તાત્પર્ય એ છે કે, અંતઃકરણની શુદ્ધિ વિનાના સન્યાસ કરતા નિષ્કામ કર્મયોગ શ્રેષ્ઠ છે કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરી વિષયોનુ ચિંતન કરવા કરતા, જ્ઞાનેન્દ્રિયોનો નિગ્રહ કરી, નિષ્કામભાવે સ્વધર્મનુ પાલન કરવુ શ્રેષ્ઠ છે [૭].

**અવતરણિકા** —यत एवमत । [ શાં ભા ] આમ હોવાથી મુમુક્ષુએ જ્ઞાનેન્દ્રિયોનો નિગ્રહ કરી નૈષ્કર્મ્યસિદ્ધિ [ મોક્ષસિદ્ધિ ] માટે અવશ્ય કર્મ કરવા જોઈએ, તે પ્રતિપાદન કરે છે.

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ॥
शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

અન્વયાર્થ :—त्वं तु નિયત નિત્ય [શા. ભા. વગેરે] कर्म કર્મ कुरु કર. हि કારણકે अकर्मण. કર્મ ન કરવા કરતા कर्म નિષ્કામ કર્મ ज्याय. શ્રેષ્ઠ છે—વધારે સારુ છે च વળી अकर्मण કર્મ ન કરવાથી ते शरीरयात्रा તારી ખાવુ પીવું વગેરે શરીરનો વ્યવહાર अपि પણ न प्रसिद्ध्येत् સિદ્ધ થશે નહિ [ ૮ ].

શબ્દાર્થ :—તુ નિત્યકર્મ કર, કારણકે કર્મ ન કરવા કરતા નિષ્કામકર્મ શ્રેષ્ઠ છે. કર્મ ન કરવાથી તારો શરીરનો વ્યવહાર પણ સિદ્ધ થશે નહિ [૮].

વિવેચન :—તેથી હે અર્જુન ! તુ ઇન્દ્રિયોને વશ કરી, ફલની ઇચ્છાથી રહિત થઈ, શ્રુતિસ્મૃતિવિહિત સંધ્યોપાસનાદિ નિત્ય-નૈમિત્તિક કર્મો કર. કર્મ ન કરવા કરતા નિષ્કામ કર્મ શ્રેષ્ઠ છે અવિવેકપૂર્વક કરેલા કર્મત્યાગથી વિવેકપૂર્વક કરેલુ નિષ્કામ કર્મ શ્રેષ્ઠ છે. અવિવેકપૂર્વક કરેલો કર્મત્યાગ પ્રત્યવાય, નરકના કે અધમયોનિના કારણરૂપ છે, એટલુ જ નહિ, પરતુ કર્મોનો નિઃશેષ ત્યાગ કરવાથી તારા શરીરનો નિર્વાહ પણ ચાલી શકશે નહિ [ ૮ ].

અવતરણિકા :—" नतु कर्मणा बध्यते जन्तुर्विद्यया च विमुच्यते [ મહા. શા ૫ ૨૪૨–૭] કર્મવડે પ્રાણી બધાય છે અને વિદ્યાવડે મુક્ત થાય છે ' તો કર્મ શા માટે કરવા જોઈએ ? એ પ્રશ્નના ઉત્તરરૂપે ' કામ્ય કર્મ જ બધનમાં હેતુ છે,' એ ભગવાન પ્રતિપાદન કરે છે.

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥ ९ ॥

અન્વયાર્થ :—कौन्तेय ! હે અર્જુન ! अयं આ लोक લોક यज्ञार्थात् પરમેશ્વરની આરાધનારૂપ कर्मणः કર્મથી अन्यत्र બીજા કર્મમા कर्मबंधन. કર્મથી બધાય છે, તેથી मुक्तसंगः ફલની ઇચ્છાથી રહિત થઈ तदर्थं પરમેશ્વરની આરાધના માટે [ મધુ. ] कर्म કર્મને समाचर સારી રીતે કર [ ૯ ].

શબ્દાર્થ :—હે અર્જુન ! પરમેશ્વરની આરાધનારૂપ કર્મથી બીજા કર્મમાં આલોક [ મનુષ્ય સમુદાય ] બધનને પામે છે, તેથી સંગરહિત થઈ ઇશ્વરની આરાધના માટે તુ સારી રીતે કર્મને આચર [ ૯ ].

વિવેચન :—" यज्ञो वै विष्णुः । [ तै. सं. ૧-૭-૪ ] " ' વિષ્ણુ ભગવાન

યજ્ઞરૂપ છે' यज्ञार्थात् कर्मण. अन्यत्र। ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવામા આવેલા કર્મો સિવાયના કર્મથી અથવા ઈશ્વરની આરાધનારૂપ કર્મ સિવાયના બીજા કર્મોથી [મધુ] આ લોકમા બધન પેદા થાય છે કામ્ય કર્મો સસારબધનના હેતુ છે, અને નિષ્કામ કર્મો બધનના હેતુ નથી નિષ્કામ કર્મો ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષનો હેતુ થાય છે, માટે તુ સગથી રહિત થઈ, ઈશ્વરાર્પણબુદ્ધિથી तदर्थम् ઈશ્વરની આરાધના માટે નિત્યકર્મો કર "परमेश्वरे नित्यकर्मणामर्पणमेव मोक्षद्वारमित्यर्थ । [નીલકંઠ ગી ૧૮-૮૬] ઈશ્વરને નિત્ય-નૈમિત્તિક કર્મો અર્પણ કરવા એજ મોક્ષનુ દ્વાર છે" [૯]

**અવતરણિકા** —હવે બ્રહ્માએ પણ અધિકારી પુરુષોને વર્ણાશ્રમવિહિત કર્મ કરવાની આજ્ઞા આપી છે, તે ચાર શ્લોકોવડે કહે છે

सहयज्ञा प्रजा सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

**અન્વયાર્થ** —પુરા પૂર્વે—કલ્પના આદિમા सहयज्ञा યજ્ઞના [કર્મના] અધિકારવાળા [મધુ] प्रजा બ્રાહ્મણ વગેરે વર્ણોને सृष्ट्वा ઉત્પન્ન કરીને प्रजापति બ્રહ્મા उवाच બોલ્યા, अनेन આ યજ્ઞવડે प्रसविष्यध्व તમે વૃદ્ધિ પામો एष આ સ્વધર્મનિષ્ઠારૂપ નિત્યયજ્ઞ व તમને इष्टकामधुक् अस्तु ઇચ્છિત ફળ આપનારો થાઓ [૧૦]

**શબ્દાર્થ** —પૂર્વે યજ્ઞના અધિકારવાળી પ્રજાને ઉત્પન્ન કરી બ્રહ્મા બોલ્યા "આ યજ્ઞ વડે તમે વૃદ્ધિ પામો આ યજ્ઞ [ધર્માચરણ] તમારી ઇષ્ટ કામનાઓને પૂર્ણ કરો" [૧૦]

**વિવેચન** —પુરા-કલ્પના આદિમા-વૈદિક કર્મોના અધિકારી એવા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને ઉત્પન્ન કરી, ધર્મજ્ઞતમ બ્રહ્માએ તેમને કહ્યુ— 'હે પ્રજા! આ યજ્ઞવડે એટલે કે આ વર્ણાશ્રમને યોગ્ય ધર્મના અનુષ્ઠાનથી [મધુ કેશવ વગેરે] તમે ઉત્તરોત્તર અભિવૃદ્ધિને પામો આ યજ્ઞરૂપ ધર્મ તમારા સર્વ મનોરથ પૂર્ણ કરશે જેમને ફલકામના છે તેમને વર્ણાશ્રમવિહિત ધર્મના અનુષ્ઠાનથી સ્વર્ગાદિક ફળ મળશે અને જેમને ફલકામના નથી તેમને અતઃકરણની શુદ્ધિ અથવા ઈશ્વરની પ્રસન્નતારૂપ ફળ મળશે [શકરાનદ]

સ્વકર્મ [ધર્માચરણ] સકામભાવે કરવાથી આ લોકમા ઇષ્ટભોગો તથા પરલોકમા દિવ્યભોગો પ્રાપ્ત થાય છે, પરતુ સ્વકર્મ નિષ્કામભાવે કરવાથી સચિત

પાપોના ક્ષયરૂપ ચિત્તશુદ્ધિ તથા તેના આનુષંગિક ફળરૂપ આલોક પરલોકના ભોગો પ્રાપ્ત થાય છે [ મધુ. શંકરાનંદ. વગેરે. ].

આપસ્તંબ ઋષિ કહે છે કે, "જેમ ફળને માટે રોપેલા આમ્રવૃક્ષથી છાયા તથા સુગંધિરૂપી આનુષંગિક ફળ ઉત્પન્ન થાય છે, તેમ ઈશ્વરાર્પણબુદ્ધિથી કરેલા ધર્મની પાછળ આનુષંગિક ફળરૂપ ધન વગેરે અર્થો તથા સ્વર્ગાદિ સુખ ઉત્પન્ન થાય છે, પરંતુ ધર્મહાનિ થતી નથી."

કર્મફલત્યાગીને ફળ મળતું નથી, એવો અર્થ નથી ગીતાજીમાં એવા અર્થને ક્યાંય સ્થાન નથી. ફલત્યાગ એટલે ફલને વિષે આસક્તિનો અભાવ ખરું જોતાં ફલત્યાગીને હજારગણું ફળ મળે છે. ગીતાના ફલત્યાગમાં તો અખૂટ શ્રદ્ધાની પરીક્ષા છે આ કર્મફલત્યાગ કેવળ બુદ્ધિનો પ્રયોગ નથી. એ હૃદયમંથનથી જ ઉત્પન્ન થાય છે [ મહાત્મા ગાંધી અનાસક્તિયોગ ] [ ૧૦ ].

**અવતરણિકા**.—હવે સ્વધર્માચરણ શી રીતે ઇષ્ટ ફલને આપે છે, તે કહે છે :

देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ॥
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

**અન્વયાર્થ**.—अनेन આ યજ્ઞવડે देवान् દેવોને भावयत તમે તૃપ્ત કરો તે તે देवाः દેવો वः તમને भावयन्तु તૃપ્ત કરે—સંતુષ્ટ કરે. એવી રીતે परस्परं એકબીજાને भावयन्तः સંતુષ્ટ કરતા તમે परं श्रेयः ઉત્તમ કલ્યાણ–સ્વર્ગ કે મોક્ષને [ શા. ભા ] अवाप्स्यथ પામશો [ ૧૧ ]

**શબ્દાર્થ**.—આ યજ્ઞવડે તમે દેવોને સંતુષ્ટ કરો; અને દેવો તમને સંતુષ્ટ કરે એવી રીતે એકબીજાને સંતુષ્ટ કરીને, તમે પરમ શ્રેયને પામશો [ ૧૧ ].

**વિવેચન**.—બ્રહ્મા કહે છે :—'હે અધિકારી પ્રજા ! આ યજ્ઞાદિરૂપ ધર્મવડે તમે ઇન્દ્રાદિ દેવોને પ્રસન્ન કરો, અને યજ્ઞમાં હવિર્ભાગવડે સંતુષ્ટ થયેલા તે ઇન્દ્રાદિ દેવો, જળની વૃષ્ટિ આદિથી અન્નની ઉત્પત્તિદ્વારા તમને સંતુષ્ટ કરે. એવી રીતે એકબીજાને પ્રસન્ન કરીને તમે પરમ શ્રેયને પામશો.' "स्वर्गं वा परमश्रेयोऽवाप्स्यथ। [ શા. ભા. ] સ્વર્ગ અથવા મોક્ષરૂપી પરમ શ્રેયને પામશો " "मुमुक्षुत्वबुभुक्षुत्वविभागेन श्रेयसि विकल्प । [ આ. શા. ભા.] આ શ્રેયવિષયક વિકલ્પ મોક્ષકામના તથા ભોગકામનાને લીધે છે." સ્વર્ગ કે મોક્ષરૂપી શ્રેયને [ ફળને ] પ્રાપ્ત થવામાં પુરુષની બુદ્ધિ જ પ્રધાન કારણ છે. કામ્યબુદ્ધિનો આશ્રય કરનાર

સ્વર્ગાદિ અનિત્ય ફળને પ્રાપ્ત થાય છે; અને યોગબુદ્ધિનો આશ્રય લેનાર પુરુષ મોક્ષરૂપી અવિનાશી ફળને પ્રાપ્ત થાય છે [ ૧૧ ].

इष्टान्भोगान् हि वो देवा दास्यन्ते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥ १२ ॥

**અન્વયાર્થ** :—हि કારણકે यज्ञभाविताः યજ્ઞથી તૃપ્ત થયેલા–યજ્ઞથી સંતુષ્ટ થયેલા देवाः દેવો वः તમને इष्टान् ઇચ્છિત भोगान् ભોગો दास्यंते આપશે. આથી तैः તેમણે दत्तान् આપેલા ભોગો एभ्यः તેમને अप्रदाय અર્પણ કર્યા વિના–તેઓનું ઋણ ચૂકવ્યા વિના यः જે भुङ्क्ते ભોગવે છે सः તે स्तेनः एव ચોર જ છે, તે ચોરની પેઠે દંડને યોગ્ય છે [ કેશવ ] [૧૨].

**શબ્દાર્થ** :—યજ્ઞથી તૃપ્ત થયેલા દેવો તમને ઇષ્ટ ભોગો આપશે. આથી જે પુરુષ તેમણે આપેલા ભોગો તેમને આપ્યા વગર ભોગવે છે, તે ચોર જ છે [૧૨].

**વિવેચન** :—બ્રહ્મા કહે છે કે :—' હે અધિકારી પ્રજા ! સ્વધર્મરૂપ યજ્ઞથી તૃપ્ત થયેલા દેવો તમને સ્ત્રી, પુત્ર, ધન, વૈભવ, ઐશ્વર્ય વગેરે ઇચ્છિત ભોગો આપશે; પરંતુ જે પુરુષ દેવોએ આપેલા ભોગો દેવોને આપ્યા વિના ભોગવે છે, એટલેકે જે દેવ, પિતૃ તથા ઋષિ વગેરેનું ઋણ ચૂકવ્યા વિના ભોગવે છે [શા. ભા.], પંચમહાયજ્ઞદ્વારા દેવોને અર્પણ કર્યા વિના ભોગવે છે [ શ્રીધર ], જે કેવળ પોતાના દેહ, ઇન્દ્રિયોને જ તૃપ્ત કરે છે, જે ધનવૈભવ ઐશ્વર્યાદિસંપન્ન હોવા છતાં વૃદ્ધ માતાપિતા, સતી પત્ની, બાળક પુત્ર, ગુરુ, બ્રાહ્મણ કે શરણાગતનુ પોષણ કરતો નથી [ભાગ. ૧૦–૪૫–૬–૭], અતિથિ, રોગી કે અનાથની સામે જોતો નથી, પોતાને આશ્રયે રહેનાર નોકર કે પશુઓની દરકાર કરતો નથી, તે કૃતઘ્ન પુરુષ દેવોના સ્વામિત્વના પદાર્થોનું હરણ કરનાર ચોર છે [ શા. ભા. વગેરે ], કારણકે તે દેવોના ઋણથી મુક્ત થયો નથી [મધુ].

' स चोरवद्दण्डय इति भावः । [ કેશવ ] તે કૃતઘ્ન પુરુષ ચોરની પેઠે દંડને યોગ્ય છે [ કેશવ ].' તે દેવ કે બ્રાહ્મણનું ધન હરણ કરનારને પ્રાપ્ત થતી ગતિને [ અધમ યોનિને ] પામે છે [ શંકરાનંદ ].

" त्वदीयं वस्तु गोविन्द तुभ्यमेव समर्पये । " ' સર્વ કંઈ ભગવાનનું જ છે, અને તેથી સર્વ ભોગો ભગવાનને સમર્પણ કરી ભોગવવા એ ભાવ છે.'

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ १३ ॥

**અન્વયાર્થ**—यज्ञशिष्टाशिन પંચમહાયજ્ઞો કર્યા પછી યજ્ઞના અવશેષ રહેલા અન્નનું ભોજન કરનારા सन्त શિષ્ટપુરુષો सर्वकिल्बिषै સર્વ પાપોથી मुच्यन्ते મુક્ત થાય છે तु અને ये જે पापा પાપીઓ आत्मकारणात् પોતાને માટે पचन्ति રાંધે છે ते તેઓ अघ પાપને भुञ्जते ખાય છે [ ૧૩ ]

**શબ્દાર્થ**—યજ્ઞનું બાકી વધેલું અન્ન જમનારા શિષ્ટપુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે પરંતુ જે પાપીઓ પોતાને માટે જ રાંધે છે, તેઓ પાપનું જ ભોજન કરે છે [ ૧૩ ]

**વિવેચન**—બ્રહ્મા કહે છે કે—' હે અધિકારી પ્રજા ! સ્મૃતિ પ્રમાણે બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ મનુષ્યયજ્ઞ તથા ભૂતયજ્ઞ એ પાંચ "પંચમહાયજ્ઞો" કહેવાય છે. વેદ ભણવો તથા સંધ્યોપાસનાદિ કરવા તે "બ્રહ્મયજ્ઞ' કહેવાય છે, વૈશ્વદેવવેળા દેવોને ઉદ્દેશીને અગ્નિમાં આહુતિઓ આપવી તે 'દેવયજ્ઞ" કહેવાય છે, શ્રાદ્ધ તથા તર્પણ કરવું તે "પિતૃયજ્ઞ' કહેવાય છે, અતિથિ વગેરેનો અન્નાદિથી સત્કાર કરવો તે "મનુષ્યયજ્ઞ" કહેવાય છે, અને સર્વભૂતોને બલિપ્રદાન કરવા તે "ભૂતયજ્ઞ" કહેવાય છે

જે પુરુષો એ સ્મૃતિવિહિત પાંચ મહાયજ્ઞો કર્યા પછી છેલ્લા ચાર યજ્ઞો કરતાં બાકી રહેલું અમૃતરૂપ અન્ન ખાય છે, તેઓ ગૃહસ્થને ત્યાં ખાંડવા, બાળવા દળવા, વાળના તથા પાણી ભરવાથી થતા પંચપાતકોથી, પ્રમાદથી કરવામાં આવતી હિંસા વગેરે બીજા પાતકોથી [ શાં ભા વગેરે ] તથા વિહિત કર્મો ન કરવાથી થયેલા પાપોથી [ મધુ ] મુક્ત થાય છે પરંતુ જે ઉદરપરાયણ પુરુષો શદ્રની પેઠે પોતાને માટે રાંધે છે તેઓ પાપનું જ ભોજન કરે છે [ શાં ભા વગેરે ] શાસ્ત્રદૃષ્ટિથી તથા દેવદૃષ્ટિથી પંચમહાયજ્ઞો કર્યા વિના ભોજન કરવું, એ પાપરૂપ છે [ શંકરાનંદ ]

પાંચ પ્રકારના યજ્ઞો વસ્તુતાએ ભગવાનનું જ સ્વરૂપ છે તેથી યજ્ઞ કરતાં અવશિષ્ટ રહેલા અન્નાદિ પદાર્થો ભગવાનની જ પ્રસાદી હોવાથી તેનો ઉપભોગ કરવાથી પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે [ વલ્લભ ] પરંતુ જે પાપીઓ તે પ્રમાણે ન કરતાં પોતે જ પ્રથમ ભોગવે છે, તેઓ પાપનું જ ભોજન કરે છે [ પુ અ ત ]

પંચમહાયજ્ઞો કરીને અવશેષ રહેલા પવિત્ર અન્નનું ભોજન કરનારા પુરુષોનું

જીવન અતિ પ્રશંસાપાત્ર છે આવા ધર્મપરાયણ પુરુષો પુરુષાર્થને સંપાદન કરી, પરમ ગતિને પામે છે [ શ્રા ૫ ૧૧-૨-૫ ]

શ્રુતિ પણ કહે છે કે —' मोघमन्नं विन्दते अप्रचेता । યજ્ઞ ન કરનાર વ્યર્થ અન્ન ખાય છે ' ' केवलाघो भवति केवलादी । [ ઋક્સ ૮-૬-૨૩-૬ તૈ. સ ૨-૮ ] જે પુરુષ પિતૃઓ, દેવો વગેરેનુ પોષણ કરતો નથી, પણ પોતે એકલો જ ભોજન કરે છે, તે કેવળ પાપી છે ' [ નીલકંઠ વગેરે ]

મુમુક્ષુએ પંચમહાયજ્ઞો [ નિત્યકર્મો ] કરીને જ ભોજન કરવુ એ ભાવ છે [ નીલકંઠ મધુ વગેરે ] [ ૧૩ ]

**અવતરણિકા** —હવે જગચ્ચક્રની પ્રવૃત્તિનુ કારણ કર્મ છે, માટે વેદવિહિત કર્મ કરવા જોઈએ, તે કહે છે

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसम्भवः ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥**

**અન્વયાર્થ** —अन्नात् અન્નથી भूतानि પ્રાણીઓના શરીરો भवन्ति ઉત્પન્ન થાય છે, पर्जन्यात् વૃષ્ટિથી अन्नसम्भवः અન્ન ઉત્પન્ન થાય છે, यज्ञात् યજ્ઞથી पर्जन्यः વૃષ્ટિ भवति ઉત્પન્ન થાય છે, यज्ञः યજ્ઞ कर्मसमुद्भवः ઋત્વિજ તથા યજમાનના વ્યાપારરૂપ યજ્ઞક્રિયાથી થાય છે [ મધુ વગેરે ] યાગ, હોમ દાન વગેરે કર્મોથી ઉત્પન્ન થાય છે [ નીલકંઠ ] [ ૧૪ ]

**શબ્દાર્થ** —અન્નથી પ્રાણીઓના શરીર ઉત્પન્ન થાય છે, વૃષ્ટિથી અન્ન ઉત્પન્ન થાય છે, યજ્ઞથી વૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને કર્મોથી યજ્ઞ ઉત્પન્ન થાય છે [ ૧૪ ]

**વિવેચન** —ભક્ષણ કરેલા અન્નમાંથી રક્ત તથા વીર્ય ઉત્પન્ન થાય છે, અને તેમાંથી સર્વ પ્રાણીઓના સ્થૂલ શરીરો ઉત્પન્ન થાય છે વૃષ્ટિથી અન્ન ઉત્પન્ન થાય છે અગ્નિહોત્ર વગેરે યજ્ઞોથી વૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને ઋત્વિજ તથા યજમાનના વ્યાપારરૂપ યજ્ઞક્રિયાથી [ મધુ વગેરે ] યાગ હોમ, દાન વગેરે કર્મોથી [ નીલકંઠ ] યજ્ઞ ઉત્પન્ન થાય છે

સ્મૃતિ કહે છે કે —'અગ્નિમાં વિધિપૂર્વક હોમેલી આહુતિ સૂર્યને પ્રાપ્ત થાય છે સૂર્યથી વૃષ્ટિ, વૃષ્ટિથી અન્ન તથા અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે ' [ મનુ ૩-૭૬ ]

શ્રુતિ કહે છે કે:—अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । अन्नेन जातानि जीवन्ति । [ તૈ. ઉ. ૩-૨ ] અન્નથી પ્રાણીઓનાં સ્થૂલ શરીરો ઉત્પન્ન થાય છે; તથા અન્નવડે જ તે ઉત્પન્ન થયેલાં સર્વભૂતો જીવે છે. अन्नात्पुरुषः [ તૈ. ઉ. ૨-૧-૧ ] અન્નથી વીર્યદ્વારા માથું, હાથ, પગ વગેરેની આકૃતિવાળા પુરુષની [સ્થૂલ શરીરની ] ઉત્પત્તિ થાય છે. પુરુષ અન્ન તથા રસનો વિકાર છે; તથા પુરુષ આકારથી [ આકૃતિથી ] ભાવિત છે, અર્થાત્ પુરુષના આકારની વાસનાથી યુક્ત છે તેથી તે પુરુષમાથી ઉત્પન્ન થનાર પ્રાણી પણ તે પુરુષના આકારનું જ હોય છે તેથી સર્વ જાતિઓમા [ પ્રાણીઓમા ] તે તે જાતિના પુરુષના જેવી જ આકૃતિ [ સ્થૂલ દેહ ] ઉત્પન્ન થવાનો નિયમ જોવામા આવે છે [ શા. ભા., તૈ ઉ ૨-૧-૧ ] [ ૧૪ ].

**कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।**
**तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥**

**અન્વયાર્થ:**—कर्म કર્મ ब्रह्मोद्भवम् વેદથી ઉત્પન્ન થયેલું [ શા. ભા. વગેરે ] विद्धि જાણ. ब्रह्म वेद अक्षरसमुद्भवम् પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલા જાણ तस्मात् તેથી सर्वगत સર્વ અર્થને પ્રકાશ કરનારા ब्रह्म વેદો नित्यं નિત્ય यज्ञे યજ્ઞમા प्रतिष्ठितम् સ્થિત છે [ ૧૫ ].

**શબ્દાર્થ:**—કર્મ વેદથી ઉત્પન્ન થયેલું જાણ, વેદને પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલા જાણ, તેથી સર્વ અર્થને પ્રકાશ કરનારા વેદ નિત્ય યજ્ઞમાં રહેલા છે [ ૧૫ ].

**વિવેચન:**—અગ્નિહોત્રાદિ કર્મોની ઉત્પત્તિનું કારણ વેદ છે. યજ્ઞરૂપ ધર્મની બાબતમાં વેદશાસ્ત્ર જ પ્રમાણરૂપ છે [ નીલકંઠ. મધુ. વગેરે ]. અવિનાશી પરબ્રહ્મ પરમાત્મા વેદની ઉત્પત્તિના કારણરૂપ છે આ અપૌરુષેય વેદો પરમાત્માના નિશ્વાસરૂપે ઉત્પન્ન થયેલા, સર્વ અર્થોના પ્રકાશ કરનારા, તથા નિત્ય યજ્ઞમાં પ્રતિષ્ઠિત છે. અર્થાત્ વર્ણ તથા આશ્રમના કર્તવ્ય કર્મનું વેદ જ વિધાન છે [ શકરાનંદ ] વેદનો વિષય યજ્ઞરૂપ ધર્મ છે, માટે પાખંડશાસ્ત્રોએ કહેલા ધર્મોનો ત્યાગ કરી, વેદવિહિત ધર્મને જ આચરવો જોઈએ [ મધુ. ].

શ્રુતિ કહે છે કે.—સૃષ્ટિની આદિમાં બ્રહ્માને ઉત્પન્ન કરી, આ પ્રસિદ્ધ વેદો પરમાત્માએ સ્વમુખે કહેલા છે [ શ્વે ઉ. ૬-૧૮ ], ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદ એ ચાર વેદો પરમાત્માના નિશ્વાસરૂપ છે; તથા

પોતાના અર્થમા નિરપેક્ષ પ્રમાણ છે [ બૃ ઉ ૨-૪-૧૦] આ વેદો નિત્ય તથા અપૌરુષેય છે [ બ્ર. સૂ ૧-૩-૨૯ ]

" यज्ञेन वाच पदवीयमायन्तामन्वविन्दन्नृषिषु प्रविष्टाम् । [ ઋક્ સ. ૧૦-૭૧-૩ ] ઋષિમુનિઓએ વેદોને યજ્ઞોવડે [ સુકૃતોવડે ] જ જાણ્યા છે " अतो यज्ञादि कर्म कर्त्व्यमित्यर्थ । [ શ્રીધર મધુ વગેરે ] માટે મુમુક્ષુએ વેદવિહિત યજ્ઞદાનાદિ કર્મોનુ અનુષ્ઠાન કરવુ જોઈએ [ ૧૫ ].

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥**

**અન્વયાર્થ** .—पार्थ ! હે અર્જુન ! एव એવી રીતે प्रवर्तित પ્રવર્તાવેલા चक्र જગચ્ચક્રને इह આ લોકમા य જે न अनुवर्तयति અનુસરતો નથી स. તે अघायु પાપરૂપ જીવનવાળો તથા इन्द्रियाराम. ઇન્દ્રિયસુખમા જ રમનારો मोघ વ્યર્થ जीवति જીવે છે [ ૧૬ ]

**શબ્દાર્થ** —જે આ પ્રમાણે પ્રવર્તાવેલા જગચ્ચક્રને અનુસરતો નથી તે પાપરૂપ જીવનવાળો તથા કેવળ ઇન્દ્રિયસુખમા જ રમનારો વ્યર્થ જીવે છે [ ૧૬ ].

**વિવેચન** —પ્રથમ સર્વજ્ઞ પરમેશ્વરથી સર્વ વિષયનો પ્રકાશ કરનારા, નિત્ય તથા નિર્દોષ વેદનો પ્રાદુર્ભાવ થાય છે. વેદના પ્રાદુર્ભાવ પછી વેદોક્ત કર્મનુ જ્ઞાન થાય છે વેદવિહિત કર્મોનુ જ્ઞાન થયા પછી તે કર્મોનુ અનુષ્ઠાન કરવાથી ધર્મની ઉત્પત્તિ થાય છે. તે ધર્મવડે વૃષ્ટિ થાય છે વૃષ્ટિથી અન્ન, અન્નથી ભૂતોની ઉત્પત્તિ તથા પુન મનુષ્યાદિ સર્વ પ્રાણીઓની કર્મમા પ્રવૃત્તિ થાય છે આ પ્રકારે જગતના નિર્વાહ માટે પ્રવર્તાવેલા આ જગચ્ચક્રને જે અનુસરતો નથી અર્થાત્ જે વેદાધ્યયન તથા વેદવિહિત કર્મ કરતો નથી [ શા ભા વગેરે ], જે કર્મયોગનુ અનુષ્ઠાન કરતો નથી [ શકરાનદ ], તે પાપરૂપ જીવનવાળો તથા કેવળ વિષયસુખમા જ રમણ કરનારો પુરુષ કાગડો કે શાલ્મલિ વૃક્ષની પેઠે વ્યર્થ જીવન જીવે છે તેના જીવન કરતા મરણ જ શ્રેષ્ઠ છે, કારણકે મરણ થવાથી બીજા જન્મમા ધર્મના આચરણનો સભવ રહે છે [ મધુ ]

" तस्मादज्ञानेनाधिकृतेन कर्तव्यमेव कर्मेति प्रकरणार्थ. । [ શા ભા , શકરાનદ ] માટે અશુદ્ધ અતકરણવાળા પુરુષે વર્ણાશ્રમવિહિત કર્મ અવશ્ય કરવા જોઈએ, એ આ પ્રકરણનો અર્થ છે "

વેદરૂપ ચક્ર

શ્રુતિ કહે છે કે —यत्सृष्टमीश्वरणासीत्तचक्र ब्रह्मरूपधृक्। [ શ્રીકૃષ્ણોપનિષત્-૨૩ ] જે ઈશ્વરે ઉત્પન્ન કરેલુ ચક્ર તે મૂર્તિમત વેદ છે તાત્પર્ય એ છે કે, ભગવાનનુ સુદર્શન ચક્ર વેદરૂપ છે જેમ સુદર્શન ચક્ર ભક્ત અબરીષ જેવા ભક્તોનુ રક્ષણ કરે છે, તથા શિશુપાળ જેવા ભગવાનનો દ્વેષ કરનારાઓનો નાશ કરે છે, તેમ વેદ શ્રદ્ધાળુઓનુ રક્ષણ કરે છે તથા નાસ્તિકોનો નાશ કરે છે અર્થાત્ વેદરૂપ આજ્ઞાનુ શ્રદ્ધાપૂર્વક અનુસરણ કરનારાઓ સસારથી મુક્ત થાય છે [ ગી ૩-૩૧ ] તથા વેદરૂપ આજ્ઞાઓની અસૂયા કરનારા સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે [ ગી ૩-૩૨ ] અથવા જેમ સુદર્શન દ્વારકાપુરીનુ રક્ષણ કરે છે, તેમ આ વેદરૂપ ચક્રનુ અનુસરણ દેહપુરી વિષે રહેના જીવાત્માનુ સસારરૂપી ભયથી રક્ષણ કરે છે, પરતુ વેદરૂપ ચક્રની ઉપેક્ષા સસારના કારણરૂપ થાય છે

મહાપ્રયાણ સમયે જ્યારે બ્રહ્માની પ્રાર્થનાથી ભગવાન રામ ચતુર્ભુજરૂપ થઈ ગયા, ત્યારે बभूवतुश्चक्रदरौ च दिव्यौ कैकेयिसूनुर्लवणान्तकश्च। [ વા. રા ઉ ૯-૫૭ ] કૈકેયીપુત્ર ભરત અને લવણાન્તક શત્રુઘ્ન ચક્રરૂપ તથા શખરૂપ થઈ ગયા તાત્પર્ય એ છે કે, આ વેદરૂપ ચક્રનુ શ્રદ્ધાપૂર્વક અનુસરણ કરનારા શ્રીભરતજીની પેઠે વૈરાગ્યને [ ચિત્તશુદ્ધિને ] પ્રાપ્ત થઈ સુદર્શન ચક્રરૂપ થાય છે અથવા શત્રુઘ્નની પેઠે [ વિવેકવડે ] મધુરૂપી [ અહકારરૂપી ] રાક્ષસના પુત્ર લવણનો [ કામક્રોધાદિનો ] નાશ કરી શખરૂપ થાય છે, એટલે કે સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત થઈ કૃતાર્થ થાય છે પરતુ આ વેદરૂપ ચક્રની ઉપેક્ષા કરનારા પુન પુન: સસારને પ્રાપ્ત થાય છે [ ૧૬ ]

**અવતરણિકા** —હવે જ્ઞાનનિષ્ઠને કાઈ પણ કર્તવ્ય રહેતુ નથી, એ બે શ્લોકવડે પ્રતિપાદન કરે છે

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥**

**અન્વયાર્થ** .—तु વળી यः જે मानवः પુરુષ आत्मरति एव આત્મામા જ પ્રીતિવાળો स्यात् છે च અને आत्मतृप्तः આત્માવડે તૃપ્ત છે च તથા आत्मनि આત્મામા एव જ संतुष्टः સતુષ્ટ છે तस्य તેને कार्यं કર્તવ્ય-કર્મ न विद्यते રહેતું નથી [ ૧૭ ]

શબ્દાર્થ —જે આત્મામા જ પ્રીતિવાળો છે, જે આત્માવડે જ તૃપ્ત રહે છે, તથા જે આત્મામા જ સતુષ્ટ છે, તેને કાઈ પણ કર્તવ્ય રહેતુ નથી [૧૭]

**વિવેચન** —હે અર્જુન! જે બ્રહ્મવેત્તા [જીવન્મુક્ત] आत्मरति = સ્રક્, ચદન, વનિતા વગેરે વિષયોમા નહિ પરતુ આત્મામા જ પ્રીતિવાળો છે, જે आत्मतृप्त = અન્નપાનાદિ વિવિધ પદાર્થોના ભોગોથી નહિ પરતુ આત્માનદથી જ તૃપ્ત રહે છે જે आत्मनि एव सतुष्ट = સ્ત્રી, પુત્ર, ધન વગેરેના લાભથી નહિ પરતુ આત્મલાભથી જ સતુષ્ટ છે જે સર્વ તૃષ્ણાથી રહિત છે [ શાભા ] તેને કર્તવ્ય કર્મ રહેતુ નથી કારણકે "पर्याप्तकामत्वेन प्राप्तव्याभावात्। [શકરાનદ] પૂર્ણકામ હોવાથી બ્રહ્મવેત્તાને પ્રાપ્તવ્યનો અભાવ છે ' साध्याभावे महाबाहो साधनै किं प्रयोजनम्। [ વિ પુ ૧-૧૯-૭૬ ] હે મહાબાહો! બ્રહ્મવેત્તાને સાધ્યના અભાવે સાધનનુ કાઈ પ્રયોજન નથી"

શ્રુતિ કહે છે કે —"ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिन । नैवास्ति किंचित्कर्तव्यमस्ति चेन्न स तत्त्ववित्"। [જાબાલદર્શન ૧-૨૩, પૈગલ ઉપ ૪-૯] જ્ઞાનરૂપી અમૃતના પાનથી તૃપ્ત થયેલા કૃતકૃત્ય યોગીને કાઈ પણ કર્તવ્ય રહેતુ નથી, અને જો કાઈ પણ કર્મ કર્તવ્યરૂપે રહેતુ હોય તો તે તત્ત્વવેત્તા નથી"

વસિષ્ઠમુનિ કહે છે કે —"कर्तव्यमस्ति न ममेह किंचित्। [ યો વા મુ પ્ર ૧૦-૪૪] આ સસારમા મારે કાઈ પણ કર્તવ્ય નથી.' કર્તવ્યરહિત તથા મનરહિત હોવા છતા હુ આ જગતમા શાતિથી બેઠો છુ લોકદૃષ્ટિથી હુ કાર્ય કરુ છુ, પરતુ મારી દૃષ્ટિથી [ પરમાર્થ દૃષ્ટિથી ] હુ કાઈ કરતો નથી"

રમણ મહર્ષિ કહે છે કે —'नष्टमानसोत्कृष्टयोगिन कृत्यमस्ति किम्?।" [ઉપદેશસાર ૧૫ ] મનોનાશ કરી, આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થઈ, સ્વરૂપાનદથી તૃપ્ત ઉત્કૃષ્ટ યોગીને કર્તવ્ય કેમ સભવે?" જેમ અગ્નિમા તપાવેલો લોખડનો ગોળો અગ્નિમય થાય છે, તેમ જ્યારે જ્ઞાનરૂપી અગ્નિમા તપાવેલો દેહ આત્મમય થાય છે ત્યારે શરીરાદિનો આશ્રય લઈને રહેતી પૂર્વવાસનાઓ નાશ પામે છે અને કારણશરીર તથા લિગશરીર નાશ પામવાને લીધે જ્ઞાનીને કર્તાપણુ [કર્તૃત્વ] રહેતુ નથી વળી એક વાર આ કારણશરીરરૂપ તથા લિગશરીરરૂપી હૃદયગ્રથિનો નાશ થયા પછી, તે પાછી બધાતી નથી [ રમણગીતા અ ૯-૧૯-૨૨ ] [૧૭]

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

**અન્વયાર્થ** :—तस्य તેને—બ્રહ્મવેત્તાને कृतेन કર્મ કરવાથી अर्थः न एव કાંઈ પણ પ્રયોજન નથી—કાંઈ લાભ નથી, તેમ अकृतेन કર્મ નહિ કરવાથી इह આ લોકમાં कश्चन न કાંઈ પ્રયોજન નથી—કાંઈ ગેરલાભ નથી च અને अस्य તેને सर्वभूतेषु સર્વ પ્રાણીઓમા—સર્વ પદાર્થોમાં कश्चित् કોઈ પણ अर्थव्यपाश्रयः न પ્રયોજનનો સબંધ નથી [ ૧૮ ].

**શબ્દાર્થ** :—બ્રહ્મવેત્તાને કર્મ કરવાથી કાંઈ પણ લાભ નથી, તેમ કર્મ નહિ કરવાથી કાંઈ ગેરલાભ નથી; અને તેને સર્વ પ્રાણીઓમાં કોઈ પણ પ્રયોજનનો સંબંધ નથી [ ૧૮ ]

**વિવેચન** :—હે અર્જુન ! न तस्य कृतेन अर्थः = જ્ઞાનીને કર્મ કરવાથી કાંઈ લાભ નથી. જ્ઞાનીને કર્મ કરવાથી અભ્યુદયરૂપ કે મોક્ષરૂપ કાંઈ પ્રયોજન નથી [મધુ] કે, કર્મવડે કોઈ પણ પ્રાપ્તવ્ય અર્થ નથી [શા ભા., શંકરાનંદ].

સર્વાત્મભાવને પ્રાપ્ત હોવાને લીધે જ્ઞાનીને તપરૂપ ક્રિયાવડે પ્રાપ્ત થતી અણિમાદિ સિદ્ધિ, ઇન્દ્રપદ કે બ્રહ્મપદની અપેક્ષા નથી; તથા જીવન્મુક્ત હોવાથી તેને વૈદિક ક્રિયાથી પ્રાપ્ય મોક્ષની અપેક્ષા નથી [ શંકરાનંદ ].

न तस्य अकृतेन अर्थः = જ્ઞાનીને કર્મ નહિ કરવાથી કશો ગેરલાભ પણ નથી. જ્ઞાની કર્મ નહિ કરવાથી પ્રત્યવાય, આત્મહાનિ કે કોઈ પણ અનર્થને પ્રાપ્ત થતો નથી [ શા. ભા. વગેરે ]. જ્ઞાની જનક વગેરેની પેઠે વિહિત કર્મો કરે કે, યાજ્ઞવલ્ક્ય વગેરેની પેઠે સર્વ કર્મોનો ત્યાગ કરે અથવા લૌકિક દૃષ્ટિએ શિષ્ટની, અશિષ્ટની, બાળકની, ઉન્મત્તની કે મૂઢની પેઠે વર્તે, છતાં તે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે [અવધૂત ઉપનિષદ્. ગી. ६–३१ ]. જ્ઞાનીને સર્વ પ્રાણીઓમાં કોઈ પણ પ્રયોજનનો સંબંધ નથી, અર્થાત્ તેને કોઈ પણ ક્રિયાસાધ્ય અર્થ નથી [ મધુ. ].

" अतोऽस्य कृताकृते निष्प्रयोजनम् । [ મધુ. ] આથી જ્ઞાનીને કર્મ કરવાનું કે કર્મ નહિ કરવાનું કોઈ પણ પ્રયોજન નથી." " नैनं कृताकृते तपतः । [ તૈ. ઉ. ૨–૯ ] તે કર્મ કરવાથી કે કર્મ નહિ કરવાથી સંતાપને પ્રાપ્ત થતો નથી." " साध्याभावादतो ब्रह्मविदः कार्यं न विद्यते । [ સદાનંદ ] આથી સિદ્ધ થાય છે કે, જ્ઞાનીને સાધ્યના અભાવે કર્તવ્ય રહેતું નથી."

બ્રહ્મવેત્તા [ જ્ઞાની ] કામદેવની પ્રબળતાથી મદ્યપાન કરી નાચે, અથવા સર્વ

સંગનો ત્યાગ કરી જંગલમાં નિર્વિકારપણે રહે તોપણ તેને પાપ કે પુણ્ય લાગતું નથી. જ્ઞાની ચંદન, અગરૂ કે કપૂર વગેરેનું લેપન કરે, અથવા મોટી મોટી જ્વાળાઓથી વિસ્તીર્ણ થયેલા અગ્નિમાં પડે, તોપણ કશો વિકાર પામતો નથી. તે પાપ કરે કે પુણ્ય કરે છતાં નરક કે સ્વર્ગને પામતો નથી. જ્ઞાની જે કાંઈ કરે તે કરેલું કહેવાતું નથી, તથા તે કોઈપણ પ્રકારના વર્તનથી કલંકિત કે દૂષિત થતો નથી; કારણકે તે તે ક્રિયાઓમાં તે કોઈ પણ પ્રકારનો અભિનિવેશ કરતો નથી; જ્ઞાની ક્રિયા કરે તોપણ ભલે અને ન કરે તોપણ ભલે. જ્ઞાનીને કર્મનું કે કર્મ નહિ કરવાનું કાંઈ પ્રયોજન નથી [ યો. વા. ઉ૫. પ્ર. ૫૬–૫૩–૬૧ ].

પરંતુ શાસ્ત્રનિષિદ્ધ ચેષ્ટાનો ત્યાગ કરવો એ જ્ઞાનીનો સ્વભાવ છે [યો. વા. નિ. પ્ર. [ ઉ. ] ૧૦૨–૧૨ ]. જેમ કુશળ નાચનાર તાલ ચૂકતો નથી, તેમ જ્ઞાની શાસ્ત્રની વિધિ કે મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી. જેમ જળનો નીચી ભૂમિમાં જવાનો સ્વભાવ છે, તેમ વિહિત કર્મમાં પ્રવૃત્તિ તથા નિષિદ્ધ કર્મથી નિવૃત્તિ એ જ્ઞાનીનો સ્વભાવ છે, કારણકે નિષિદ્ધ કર્મના પ્રવર્તક રાગદ્વેષનો જ્ઞાનીમાં અભાવ છે [ મધુ. ગી. ૬–૩૧ ].

જ્ઞાનીનાં દેહ, જાતિ, વર્ણાશ્રમ વગેરે અભિમાન સ્વતઃ નિર્ગલિત થાય છે, અને તેથી જ્ઞાનીની પાપાચરણમાં પ્રવૃત્તિ થતી નથી [ શંકરાનંદ. ગી. ૧૦–૩].

તાત્પર્ય એ છે કે :—જે જે કર્મો કરવાનું શાસ્ત્રમાં વિધાન છે, તે તે સર્વ કર્મો અનાત્મજ્ઞ માટે જ છે. [ શા. ભા. ૨–૨૩ ]. જ્યારે આત્મજ્ઞાનના સાધનરૂપ શુભેચ્છા, વિચારણા કે તનુમાનસા ભૂમિકા વિષે સ્થિત યોગી પુરુષ કર્મનો અધિકારી નથી, તો પછી ચોથી, પાંચમી, છઠ્ઠી કે સાતમી ભૂમિકા વિષે સ્થિત જ્ઞાની કર્મનો અધિકારી નથી એમાં શું કહેવું ? [મધુ] [ ૧૮ ].

**અવતરણિકા** :—હવે યોગારૂઢને કર્મ કર્તવ્ય નથી, પરંતુ આરુરુક્ષુને [ મુમુક્ષુને ] કર્મ કર્તવ્ય છે, તે કહે છે :

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥**

**અન્વયાર્થ** :—तस्मात् તું યથાર્થ જ્ઞાનમાં સ્થિત નથી માટે [ શા. ભા. ] તું જ્ઞાની નથી માટે [ વલ્લભ વગેરે ] असक्तः આસક્તિરહિત થઈને–ફલની ઇચ્છાથી રહિત થઈને सततं નિરંતર कार्यं कर्म કર્તવ્ય કર્મ समाचर કર–શાસ્ત્ર-

પ્રમાણે આચર [ મધુ ] हि કારણકે असक्तः અસગ રહીને कर्म કર્મને आचरन् કરનાર पूरुषः પુરુષ परं મોક્ષને [ શા ભા વગેરે ] आप्नोति પામે છે [ ૧૯ ].

**શબ્દાર્થ** —તેટના માટે આસક્તિરહિત થઈને તુ કર્તવ્ય કર્મ કર, કારણકે અસગ રહીને કર્મ કરનાર પુરુષ મોક્ષને પામે છે [ ૧૯ ]

**વિવેચન** —હે અર્જુન ! તુ જ્ઞાની નથી [ શા ભા વગેરે ] માટે असक्त = આસક્તિરહિત થઈને કર્તૃત્વ તથા ફલકામનાનો ત્યાગ કરી, કર્તવ્ય કર્મો કર કારણકે असक्त = અસગ રહીને, ઈશ્વરાર્થે કર્મો કરનાર [ શા ભા, મધુ વગેરે ] અત કરણની શુદ્ધિ તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા મોક્ષને પ્રાપ્ત થાય છે [ ૧૯ ]

**અવતરણિકા** :—હવે અસગ રહીને કર્મ કરનાર મોક્ષ પામે છે ' એ અર્થ દૃઢ કરવા માટે જનક વગેરે શિષ્ટ પુરુષોના આચારનુ પ્રમાણ આપે છે

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

**અન્વયાર્થ** —हि કારણકે जनकादयः જનક વગેરે कर्मणा एव કર્મવડે જ संसिद्धिम् आस्थिताः સસિદ્ધિને પામ્યા છે, માટે તુ કર્મ કરવાને યોગ્ય છે, અથવા लोकसंग्रह લોકસગ્રહને संपश्यन् વિચારીને अपि પણ कर्तुम् एव अर्हसि તુ કર્મ કરવાને જ યોગ્ય છે [ ૨૦ ]

**શબ્દાર્થ** —જનક વગેરે કર્મવડે જ સસિદ્ધિને પામ્યા છે માટે તુ કર્મ કરવાને યોગ્ય છે લોકસગ્રહ વિચારીને પણ તુ કર્મ કરવાને જ યોગ્ય છે [૨૦].

**વિવેચન** —હે અર્જુન ! જનક, અજાતશત્રુ અશ્વપતિ, ભગીરથ વગેરે રાજાઓ નિષ્કામ કર્મવડે જ संसिद्धिम् आस्थिताः =મોક્ષપ્રાપ્તિ માટે પ્રવૃત્ત થયા હતા [ શા ભા ] અથવા નિષ્કામ કર્મથી જ અત કરણની શુદ્ધિદ્વારા જ્ઞાનનિષ્ઠાને પામ્યા હતા [ મધુ વગેરે ] તેથી તેમના જેવા શિષ્ટ પુરુષોના આચારને પ્રમાણ માની, તારે તારા શ્રેય માટે ઈશ્વરાર્થ કર્તવ્ય કર્મો કરવા યોગ્ય છે અથવા લોકસગ્રહ અર્થાત્ ' लोकाना स्वेस्वे धर्मे प्रवर्तनमुन्मार्गान्निवर्तनम् । [ મધુ શા ભા વગેરે ] લોકોને સ્વધર્મમા પ્રવૃત્ત કરવા તથા તેમને ઊનટા માર્ગથી નિવૃત્ત કરવા તારે કર્તવ્ય કર્મો કરવા યોગ્ય છે "

હે પુરુષર્ષભ ! સમાજને આધ્યાત્મિક [ ધાર્મિક ] બનાવવો એ જ ધર્મનુ ધ્યેય છે. ધર્મની [ નીતિની ] પકડ વિના સમાજનુ અધ પતન રોકી શકાતુ નથી નીતિ

મય જીવન જ આધ્યાત્મિક [ દૈવી ] જીવનનો પ્રાણ છે તેથી સમાજમા ભ્રાતૃભાવ, સસ્કૃતિ, સદાચાર, મૈત્રી, કરુણા મનુષ્યત્વ વગેરે દૈવી ભાવોનુ સ્થાપન કરવુ, રક્ષણ કરવુ, તથા પોષણ કરવુ એ જ તારા જેવા ધર્મનિષ્ઠ શ્રેષ્ઠ પુરુષને યોગ્ય છે, અને નિષ્કામભાવે એ પ્રમાણે વર્તવામા જ તારુ તથા સમાજનુ બન્નેનુ નિશ્ચિત શ્રેય છે કારણકે 'सर्वे राजाश्रिता धर्मा राजा धर्मस्य धारक । સર્વે ધર્મો રાજાને [ શ્રેષ્ઠ પુરુષને ] આશ્રય કરીને રહે છે તથા સર્વ ધર્મોના ધારણ કરનાર રાજા [ શ્રેષ્ઠ પુરુષ ] જ છે

હે પાર્થ ! તારા શ્રેયની દષ્ટિથી, લોકસગ્રહની દષ્ટિથી તથા જનક વગેરે શિષ્ટ પુરુષોના આચારના પ્રમાણથી તારે માટે આ યુદ્ધ જ કર્તવ્ય છે [ ૨૦ ]

**અવતરણિકા**—'लोकसग्रह क कर्तुमर्हति ? कथ च ? इत्युच्यते । [ શ્રા ભા ] હવે લોકસગ્રહ કોણે તથા શા માટે કરવો જોઈએ, તે કહે છે

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

**અન્વયાર્થ** —यत् यत् જે જે કર્મને श्रेष्ठ શ્રેષ્ઠ પુરુષ आचरति આચરે છે तत् तत् एव તે તે કર્મને જ इतर બીજા સાધારણ जन લોકો આચરે છે स તે શ્રેષ્ઠ પુરુષ यत् જેને प्रमाण कुरुते પ્રમાણભૂત માને છે तत् તેને लोक લોકો अनुवर्तते અનુસરે છે [ ૨૧ ]

**શબ્દાર્થ** —જે જે કર્મને શ્રેષ્ઠ પુરુષ આચરે છે, તે તે કર્મને જ બીજા સાધારણ મનુષ્યો આચરે છે અને જેને તે પ્રમાણભૂત માને છે તેને જ લોકો અનુસરે છે [ ૨૧ ]

**વિવેચન**—હે અર્જુન ! શ્રેષ્ઠ = જાતિ, કુળ વિદ્યા, આચાર વગેરેથી શ્રેષ્ઠ [ પ્રધાન ] ગણાતો પુરુષ [ શ્રા ભા ] અથવા શાસ્ત્રજ્ઞ પુરુષ [ રા ભા ] અથવા રાજાદિ [ મધુ ] જે જે કર્મ કરે છે, તે તે કર્મને જ બીજા સાધારણ મનુષ્યો કરે છે તથા જે જે લૌકિક કે વૈદિક આચારને ઉપરોક્ત લક્ષણવાળો શ્રેષ્ઠ પુરુષ પ્રમાણરૂપ ગણી અગીકાર કરે છે તેને પ્રાકૃત [ સાધારણ ] મનુષ્યો પ્રમાણ માની અનુસરે છે 'श्रेष्ठानुसारी भवति पामर इत्यर्थ । [ ચક્રાનદ-મધુ વગેરે ] પામર મનુષ્યો શ્રેષ્ઠ પુરુષને અનુસરનારા છે" સામાન્ય લોકોના વ્યવહારો શ્રેષ્ઠ પુરુષને અનુસરનારા થાય છે.

હે અર્જુન ! તુ ક્ષત્રિયોમા શ્રેષ્ઠ છે સર્વમા પ્રધાનરૂપ તથા રાજારૂપ એવા તારા આચરણને સર્વ ક્ષત્રિયો સર્વ રાજાઓ પ્રમાણરૂપ માની તેનુ અનુસરણ કરશે

આ ધર્મયુદ્ધનો ત્યાગ કરી, તુ ભિક્ષાધર્મ ગ્રહણ કરશ, તો આ કાળના ક્ષત્રિયો યુદ્ધથી નિવૃત્ત થવા પ્રેરાશે એટલુ જ નહિ, પરતુ ભવિષ્યના તારા આ વર્તનને પ્રમાણ માની ક્ષત્રિયો યુદ્ધકર્મનો ત્યાગ કરવા પ્રેરાશે. તારા વર્તનથી તુ ક્ષત્રિયોને સ્વધર્મરૂપી યુદ્ધકર્મમા પ્રવૃત્ત કરવાને બદલે ભિક્ષાધર્મરૂપી પરધર્મમા પ્રવૃત્ત કરશે, આથી જગતનુ ધારણ, પોષણ તથા પાલન કરનાર રાજધર્મ શિથિલ થશે, અનીતિ, ચોરી, લૂટ, અવ્યવસ્થા, અશાતિ વગેરેની પ્રબળતાથી ધર્મ નાશ પામશે, અને અધર્મ વૃદ્ધિ પામશે, તેથી લોકસગ્રહ તથા તારુ શ્રેય એ બન્ને દૃષ્ટિથી તારે યુદ્ધ કરવુ જ યોગ્ય છે [ ૨૧ ]

અવતરણિકા —હવે શ્રેષ્ઠ પુરુષે લોકસગ્રહ માટે કર્મો કરવા જોઈએ, એ ભગવાન પોતાનુ દૃષ્ટાત આપી પ્રતિપાદન કરે છે

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

અન્વયાર્થ —पार्थ ! હે પાર્થ ! मे મારે त्रिषु लोकेषु ત્રણે લોકમા किंचन કોઈ પણ कर्तव्य કર્તવ્ય न अस्ति નથી अनवाप्तम् ન મળેલુ अवाप्तव्य મેળવવા યોગ્ય ન નથી च છતા कर्मणि કર્મમા वर्ते હુ વર્તુ છુ एव જ [ ૨૨ ]

શબ્દાર્થ —હે પાર્થ ! મારે ત્રણે લોકોમા કાઈ પણ કર્તવ્ય નથી, તેમ ન મળેલુ મેળવવા યોગ્ય નથી, છતા હુ કર્મમા પ્રવૃત્ત રહુ છુ [ ૨૨ ]

વિવેચન —હે અર્જુન ! સદ્‌ગુણ-ઐશ્વર્ય-સપન્ન, પ્રાપ્ત સર્વકામ તથા સર્વેશ્વર એવા મને કાઈ પણ કર્તવ્ય નથી જેમ ઘરના સ્વામીને તે ઘરમા રહેલા સર્વ પદાર્થો પ્રાપ્ત જ છે, તેમ અનન્ત બ્રહ્માડના સ્વામી એવા મને બ્રહ્માડમા રહેલા સર્વ પદાર્થો પ્રાપ્ત જ છે, કોઈ પણ પદાર્થ મને અપ્રાપ્ત નથી, છતા હુ લોકસગ્રહરૂપ કર્મો વિષે પ્રવૃત્ત રહુ છુ [ ચદ્રકાનદ ] હુ કર્મોનો પરિત્યાગ કરતો નથી, તેમ તારે પણ અવશ્ય કરવું જોઈએ [ ૨૨ ]

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥

અન્વયાર્થ - पार्थ ! હે અર્જુન ! यदि જો हि કૃતાર્થ બુદ્ધિવડે जातु કદાચિત્ अहं હુ अतन्द्रित આળસરહિત થઈ [ શા ભા , મધુ વગેરે] कर्मणि કર્મમા न वर्तेयम् ન પ્રવૃત્ત થાઉ તો मनुष्या મનુષ્યો सर्वश સર્વ પ્રકારે मम મારા वर्त्म માર્ગને अनुवर्तन्ते અનુસરે [ ૨૩ ]

**શબ્દાર્થ** —હે પાર્થ ! જો હુ કદી આળસરહિત થઈને કર્મમા પ્રવૃત્ત ન થાઉ તો લોકો સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે [ ૨૩ ].

**વિવેચન** —હે અર્જુન ! 'મારે કોઈ પણ પ્રયોજન બાકી નથી' એમ માની કૃતાર્થ બુદ્ધિવડે જો કદી હુ આળસરહિત થઈ કર્મમા પ્રવૃત્ત ન થાઉ, તો સર્વ મનુષ્યો મારા આચારને જ ધર્મરૂપ માની મારા આચારનુ અનુસરણ કરે, માટે હુ કર્મમા પ્રવૃત્ત રહુ છુ અને તારા જેવા શ્રેષ્ઠ પુરુષે પણ લોકસંગ્રહ દૃષ્ટિથી કર્મમા પ્રવૃત્ત રહેવુ જ યોગ્ય છે [ ૨૩ ]

**उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।**
**संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥**

**અન્વયાર્થ** —चेत् જો अहं હુ कर्म કર્મ न कुर्याम् ન કરુ તો इमे આ लोका લોકો उत्सीदेयु નાશ પામે च અને હુ संकरस्य વર્ણસંકરનો कर्ता કર્તા स्याम् થાઉ તથા इमा આ प्रजा પ્રજાઓનો उपहन्याम् હણનારો થાઉ [૨૪].

**શબ્દાર્થ** .—જો હુ કર્મ ન કરુ તો આ લોકો નાશ પામે, અને હુ વર્ણસંકરનો કર્તા થાઉ, તથા આ બધી પ્રજાનો હણનારો થાઉ [ ૨૪ ]

**વિવેચન** —હે અર્જુન ! સર્વજ્ઞ અને સર્વેશ્વર એવો હુ વેદવિહિત કર્મ ન કરુ, તો મારા આચારને પ્રમાણ માની ભગવાન મનુ વગેરે સર્વ લોકો વેદવિહિત કર્મો કરવા પ્રવૃત્ત થશે નહિ, અને લોકસ્થિતિના કારણભૂત યજ્ઞાદિ કર્મો તથા તેના કાર્યરૂપ વૃષ્ટિ વગેરેના અભાવે આ સર્વ લોકો નાશ પામે લોકો ધર્મથી ભ્રષ્ટ થાય, પ્રજા વર્ણસંકર થાય, અને ધર્મના સસ્થાપન માટે અવતાર લેનારો હુ વૈદિક ધર્મની તથા પ્રજાની હાનિ કરનારો થાઉ આ મને સર્વેશ્વરને અનુરૂપ નથી [ શા ભા ]. આથી તારે, તારા જેવા શ્રેષ્ઠ પુરુષે અને કૃતકૃત્ય એવા મારે લોકસંગ્રહ માટે કર્મ કરવા જોઈએ, એ અર્થ સિદ્ધ થાય છે [ શંકરાનંદ ]

**નોંધ** —આચાર્ય મધુસૂદનસ્વામી 'यद्यदाचरति' ઇત્યાદિ શ્લોકોની એક બીજી યોજના કરે છે —ભગવાન શ્રીકૃષ્ણ ભક્ત અર્જુનને કહે છે કે –'તારે કેવળ લોકસંગ્રહ માટે જ કર્મ કરવા યોગ્ય છે, એટલુ જ નહિ, પરંતુ મારા જેવા શ્રેષ્ઠ પુરુષના આચારને અનુસરીને પણ કર્મ કરવા યોગ્ય છે' 'જેને મારે અનુસરવું જોઈએ એવો આપનો આચાર કેવો છે ?' એ પ્રમાણે જ્યારે ભક્ત અર્જુનને ભગવાનનો આચાર જાણવાની ઇચ્છા થઈ, ત્યારે ભગવાને 'न मे पार्थास्ति कर्तव्य' ઇત્યાદિ ત્રણ શ્લોકવડે પોતાનો આચાર દર્શાવ્યો છે [ મધુ ] [ ૨૪ ].

અવતરણિકા :—હવે લોકસંગ્રહ માટે કર્મો કેવી રીતે કરવાં, તે કહે છે :

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

અન્વયાર્થ :—ભારત ! હે અર્જુન ! यथा જેવી રીતે अविद्वांस: અજ્ઞાનીઓ कर्मणि કર્મમાં सक्ताः આસક્ત થઈને कुर्वन्ति કર્મ કરે છે तथा તેવી રીતે लोकसंग्रह લોકસંગ્રહને चिकीर्षु કરવાની ઇચ્છાવાળો विद्वान् જ્ઞાની असक्तः આસક્તિરહિત થઈ कुर्यात् કર્મ કરે [૨૫].

શબ્દાર્થ :—હે ભારત ! જેમ અજ્ઞાની આસક્ત થઈને કર્મ કરે છે; તેમ લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાળા જ્ઞાનીએ આસક્તિરહિત થઈને કર્મ કરવાં [૨૫].

વિવેચન :—હે અર્જુન ! જેમ अविद्वांस:=અજ્ઞાની सक्ताः =કર્તાપણાના અભિમાનથી તથા સ્વર્ગાદિક ફલની ઇચ્છાથી કર્મ કરે છે, તેમ લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાળા જ્ઞાની પુરુષે असक्त = કર્તાપણાના અભિમાનથી તથા ફલની ઇચ્છાથી રહિત થઈ શુભ કર્મો કરવાં. "एवं कुर्वन् स्वयं तीर्णः परानपि तारयति । [શંકરાનંદ] આ પ્રકારે કર્મ કરવાથી જ્ઞાની પોતે તરે છે, તથા બીજાને તારે છે."

'ભારત' સંબોધનથી ભગવત્ કૃપા ઉત્પન્ન થયેલાપણાને લીધે, અથવા भा = આત્મજ્ઞાન तस्मां रतत्वेन તેમાં પ્રીતિવાળો હોવાથી "ભારત" એટલે ભક્ત અર્જુન ઉપર કહેલા શાસ્ત્રના અર્થને જાણવા યોગ્ય છે, એમ દર્શાવે છે. [મધુ] [૨૫].

અવતરણિકા :—"अनुष्ठानेन धर्मस्य कर्तव्यो लोकसंग्रहः । तत्त्वज्ञानोपदेशेन कर्मणोऽज्ञान्न चालयेत् ॥ [સદાનંદ, મધુ.] હવે જ્ઞાનીએ આચારથી લોકસંગ્રહ કરવો, પરંતુ તત્ત્વજ્ઞાનના ઉપદેશથી અજ્ઞાનીઓને કર્મથી ચલાયમાન ન કરવા, તે કહે છે :

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसङ्गिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥

અન્વયાર્થ :—कर्मसङ्गिनाम् કર્મમાં આસક્તિવાળા अज्ञानां અવિવેકીઓ વિષે बुद्धिभेदं બુદ્ધિભેદ विद्वान् જ્ઞાની न जनयेत् ન ઉત્પન્ન કરે; પરંતુ युक्तः આદરપૂર્વક सर्वकर्माणि સર્વ કર્મો समाचरन् કરી અજ્ઞાની મનુષ્યોને કર્મોમાં जोषयेत् પ્રવૃત્ત કરે [૨૬].

શબ્દાર્થ :—જ્ઞાની કર્મમાં આસક્તિવાળા અવિવેકીઓની બુદ્ધિમાં ભેદ ન

ઉત્પન્ન કરે, પરંતુ આદરપૂર્વક શુભ કર્મો કરે અને અવિવેકીઓને શુભ કર્મોમા પ્રવૃત્ત કરે [ ૨૬ ]

**વિવેચન** —કર્તાપણાના અભિમાનથી તથા ફળની ઇચ્છાથી કર્મોમા અભિનિવેશવાળા અવિવેકી મનુષ્યોની ' હુ આ કર્મ કરીશ અને એનુ ફળ ભોગવીશ ' એવા પ્રકારની બુદ્ધિ હોય છે આ બુદ્ધિને ફેરવવી તે બુદ્ધિભેદ કહેવાય છે [ શા ભા ] જ્ઞાનીએ અજ્ઞાનીઓની બુદ્ધિમા ભેદ ઉત્પન્ન ન કરવો અર્થાત્ તેમને તત્ત્વજ્ઞાનના ઉપદેશવડે કર્મથી વિચલિત ન કરવા જ્ઞાનીએ ' આત્મા અકર્તા છે ', ' આત્મા અભોક્તા છે ', ' આ સર્વ બ્રહ્મ છે ', ' સ્વર્ગાદિ ફળ અસત્ છે ' વગેરે પ્રકારના તત્ત્વજ્ઞાનના ઉપદેશવડે અજ્ઞાનીઓને શુભ કર્મોના અનુષ્ઠાનમા અશ્રદ્ધા ઉત્પન્ન કરી, શુભ કર્મોથી ચલાયમાન ન કરવા કારણકે અજ્ઞાની મનુષ્યની શ્રદ્ધા શુભ કર્મથી ચલાયમાન થતા તે આ લોક તથા પરલોક બન્નેથી ભ્રષ્ટ થાય છે, પરંતુ જ્ઞાનીએ પોતાના આચારથી અજ્ઞાનીઓને શુભ કર્મોમા પ્રવૃત્ત કરવા

તાત્પર્ય એ છે કે, જ્ઞાનીએ કર્મમાર્ગમા પ્રવૃત્ત પુરુષોની બુદ્ધિમા તત્ત્વજ્ઞાનના ઉપદેશથી વૈક્લવ્યમ્। [ શકરાનદ ] વ્યામોહ ઉત્પન્ન ન કરવો, પરંતુ શુભ કર્મોના અનુષ્ઠાનથી જ્યારે અજ્ઞાની પુરુષોના અતઃકરણની શુદ્ધિ થાય, ત્યાર પછી અજ્ઞાની પુરુષો પ્રત્યે અકર્તા અને અભોક્તા આત્માનો ઉપદેશ આપવો

## ભગવાનનો આચારથી બોધ

ભગવાનના વિવિધ અવતારોના રહસ્યને યથાવત્ જાણનારને તેના શ્રેય માટે અન્ય ઉપદેશની જરૂર નથી

**' હંસાવતાર '** વિવેકબુદ્ધિનો સૂચક છે અતઃકરણ વિષે વિવેકબુદ્ધિનો ઉદય થતા, મોક્ષ-સાધનોના અનુષ્ઠાન વિષે તત્પર રહી, પુરુષ જ્ઞાન તથા મોક્ષરૂપી પરમ શાન્તિને પામે છે [ ગી ૪–૩૯ ]

**' મત્સ્યાવતાર '** અતર્મુખપણાનો સૂચક છે જેમ જળમા રહેતી માછલી જ્યા સુધી ઉનટ થઈ, ગુનાટ ખાતી નથી, ત્યા સુધી તરસથી વ્યાકુળ થાય છે તથા જળાશયમા હોવા છતા જળપાન કરવા સમર્થ થતી નથી, તેમ બ્રહ્માનદરૂપી મહાસાગરમા રહેનો જીવાત્મા જ્યા સુધી ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરી અતર્મુખ થતો નથી, ત્યા સુધી તે બ્રહ્માનદરૂપી અમૃતરસ માટે વ્યાકુળ રહે છે, તથા બ્રહ્માનદમા રહેવો હોવા છતા બ્રહ્માનદરૂપી અમૃતનુ પાન કરવા સમર્થ થતો નથી અતર્મુખપણુ અમૃતત્વના સાધનરૂપ છે [ ગી ૫–૨૧ ], અને બહિર્મુખપણુ મૃત્યુના

કારણરૂપ છે [ ગી ૫-૨૨ ] અંતર્મુખ થતા આ સંસારરૂપી દાવાનળ ઉપશાંતિ પામે છે [ ભાગ ૧૦-અ ૧૭ તથા ૧૯ ]

'કૂર્માવતાર' ઇન્દ્રિયનિગ્રહનો સૂચક છે પ્રત્યાહારાદિ ઉપાયોવડે કાચબાના જેવો ઇન્દ્રિયનિગ્રહ સિદ્ધ કરનાર પુરુષની બુદ્ધિ સ્થિર થાય છે [ ગી ૨-૫૮ ] જિતેંદ્રિય પુરુષ જ આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે [ ગી ૪-૩૯ ], પરંતુ ઇન્દ્રિયોથી પ્રેરાતો પુરુષ સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે [ ગી. ૨-૬૭ ]

'વરાહાવતાર' વૈરાગ્યનો સૂચક છે વૈરાગ્ય વિના હિરણ્યાક્ષરૂપી સંગ્રહવૃત્તિ ક્ષય પામતી નથી આ દૃઢ મૂળવાળા સંસારવૃક્ષને વૈરાગ્યરૂપી શસ્ત્રવડે છેદી નાખનાર પુરુષ જ ભગવાનના પરમ ધામને પ્રાપ્ત થવાને યોગ્ય થાય છે [ ગી ૧૫-૩-૪ ]

'નૃસિંહાવતાર' નિષ્કામ ભક્તિનો સૂચક છે પ્રહ્લાદ જેવી નિષ્કામ ભક્તિથી [ ધર્મથી ] અંતઃકરણ વિષે સર્વ અનર્થોના મૂળરૂપ રાગદ્વેષ નિવૃત્તિ પામે છે, તથા અધિકારી પુરુષ પૂર્વકર્મજનિત વાસનારૂપ [ સ્વભાવરૂપ ] હિરણ્યકશિપુનો પરાભવ કરી, આ મહાભારતકારને યોગ્ય થાય છે [ ગી ૩-૩૪ ]

'વામનાવતાર' આત્મસમર્પણનો સૂચક છે બલિ જેવા આત્મસમર્પણ કરનાર પુરુષના ભગવાન દ્વારપાળ થઈને રહે છે, અને તેથી તે અનાયાસે કામરૂપી રાવણનો પરાભવ કરવા સમર્થ થાય છે તે સાધનદશામાં પણ સાધ્યદશાની પેઠે મુક્ત જ છે આત્મસમર્પણનું વિશેષ માહાત્મ્ય તો એ છે કે, જ્યારે આત્મસમર્પણમાંથી શ્રીહનુમાન જેવી શરણાગતિ ફલિત થાય છે, અને જ્યારે આત્મસમર્પણ કરનાર પુરુષ શ્રીહનુમાનની પેઠે મુક્તિ કરતાં પણ લોકસેવાને શ્રેષ્ઠ માને છે, ત્યારે તે કૃતકૃત્ય પુરુષ શ્રીહનુમાનની પેઠે સદા સર્વદા પૂજાવાને યોગ્ય થાય છે " કિંપુરુષોમાં હું હનુમાન છું " [ ભાગ ૧૧-૧૬-૨૯ ], એમ જે ભગવાને કહ્યું છે, તે યુક્ત જ છે

ભગવાન રામ

શ્રીશત્રુઘ્ન જેવા વિવેકના, શ્રીભરત જેવા વૈરાગ્યના શ્રીલક્ષ્મણ જેવા ભક્તિના, શ્રીહનુમાન જેવા શરણાગતિના તથા સીતામાતા જેવા તિતિક્ષાના, પવિત્રતાના તથા બ્રહ્માકારવૃત્તિના દેહધારી સ્વરૂપને સદા-સર્વદા વંદનીય, શ્રીવાલ્મીકિ મહર્ષિ જેવા ઋષિમુનિઓને સદા-સર્વદા પૂજનીય તથા રોગી, ભોગી, વૈરાગી વગેરેને સદા-સર્વદા સ્મરણીય, જેના વિયોગથી દશરથ રાજા જેવા સંયમીએ પ્રાણત્યાગ કર્યો, વસિષ્ઠમુનિ જેવા બ્રહ્મનિષ્ઠ ક્ષોભ પામ્યા, તથા જનક જેવા વિદેહી શોક-સંતાપને પ્રાપ્ત થયા, તે મર્યાદાપુરુષોત્તમ ભગવાન રામ, કેવળ ધર્મનું નહિ,

પરંતુ ધર્મનિષ્ઠાની પરાકાષ્ઠાનું મૂર્તિમંત સ્વરૂપ છે. આ કલિયુગમાં એ શુભ નામનું સ્મરણ જ સંસારસાગર તરી જવાની નૌકારૂપ છે, તો પછી એ શુભ-ચરિત્રનું અનુસરણ સંસારસાગર તરી જવાની નૌકારૂપ હોય, એમાં શું કહેવું ?

### ભગવાન શ્રીકૃષ્ણ

જેનાં વિભૂતિ, ગુણ, શક્તિ વગેરેથી આવિર્ભાવ પામવારૂપ વિશેષ પ્રભાવને, તથા જેના સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય, પ્રવેશ, નિયમન, નિગ્રહ તથા અનુગ્રહ કરવારૂપ યોગસામર્થ્યને ઇન્દ્રાદિ દેવો તથા ભૃગુ, વ્યાસ વગેરે મહર્ષિઓ પણ જાણતા નથી [ ગી. ૧૦–૨ ]; જે દેવો તથા મહર્ષિઓની ઉત્પત્તિ, વૈભવ-સિદ્ધિ, તપસિદ્ધિ, યોગસિદ્ધિ તથા દિવ્યજ્ઞાનસિદ્ધિના આદિ કારણરૂપ છે [ શંકરાનંદ. ગી. ૧૦–૨ ], એવા રૂપમાધુરી, પ્રેમમાધુરી તથા લીલામાધુરીના નિધિરૂપ, સચ્ચિદાનંદઘન, જ્ઞાનસ્વરૂપ, લીલાપુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ અવર્ણ્ય-નીય છે. એ ભગવાનના પૂર્ણ અવતારની લીનાકથાનું શ્રવણ જ હૃદયના તાપને શાંત કરનારું, પાપને [ અવિદ્યાને ] નાશ કરનારું તથા મંગળરૂપ [ કલ્યાણકારી ] છે. તો પછી એ લીલાકથાના તત્ત્વનું અનુસરણ મંગળરૂપ હોય એમાં શું કહેવું ?

### બીજા અવતારો

એ ઉપરાંત ભગવાન સનત્કુમારોએ સંયમનો, ભગવાન ઋષભદેવે અજગર-વૃત્તિનો [ સંતોષનો ], ભગવાન નારાયણે તપનો, ભગવાન બુદ્ધે ત્યાગનો, દેવર્ષિ નારદે ભક્તિનો, ભગવાન કપિલમુનિએ જ્ઞાનનો, તથા આ કલિયુગમા શિક્ષા-ગુરુની દુર્લભતાનો વિચાર કરી, ભગવાન દત્તાત્રેયે પૃથ્વી વગેરે ચોવીસ પદાર્થોને પોતાના ગુરુ માની, શિક્ષણગુરુના અભાવે પર્વતની ગુફા, જંગલ કે અન્ય સ્થળે ગુરુની વ્યર્થ શોધ ન કરતાં કુદરતના સતત ઉપદેશ પ્રમાણે જીવન જીવવાનો બોધ આપ્યો.

ખરેખર ! ભગવાનનું મનુષ્યલોકમાં અવતરવું [ descend ] એટલે કે ઊંચેથી નીચે આવવું, તે મનુષ્યમાત્રના ઉદ્ધાર [ Ascend ] માટે એટલે કે મનુષ્યમાત્રને નીચેથી ઊંચે લઈ જવા માટે જ છે. મનુષ્યને ઈશ્વરરૂપ થવાની પ્રેરણા આપવા માટે જ ઈશ્વર મનુષ્યદેહ ધારણ કરે છે.

આ પ્રમાણે ભગવાનના અવતારોરૂપી આચાર મનુષ્યને દૈવી થવાનો સતત ઉપદેશ આપતો હોવા છતાં, ભગવાનના અવતાર–ચરિત્રનું [ લીલા–કથાનું ] શ્રદ્ધા, ભક્તિ તથા વિધિપૂર્વકનું શ્રવણ, ભગવાનના નામનું નિત્ય નિયમપૂર્વકનું

સ્મરણ, કે ભગવાનના વિવિધ અવતારસ્વરૂપે આપેલા દિવ્ય ઉપદેશોનું નિશ્ચયાત્મક બુદ્ધિથી અનુસરણ અત્યંત દુર્લભ છે.

જ્યારે આ મનુષ્યલોકમાં ભગવાનની કથાના શ્રવણરૂપી, ભગવાનના નામના સ્મરણરૂપી કે ભગવાનના ઉપદેશના અનુસરણરૂપી કર્મ જ દુર્લભ છે, તો પછી એ પ્રકારના કર્મથી જ સિદ્ધ થનારો કર્મયોગ કે કર્મયોગના ફળરૂપ જ્ઞાનયોગ દુર્લભ હોય, એમાં શું કહેવું !

## જ્ઞાની પુરુષોનો આચારથી બોધ

શૃંગીના શાપથી સાત દિવસમાં મૃત્યુના સમાચારથી, રાજા પરીક્ષિતે સ્ત્રી-પુત્રાદિકનો કે રાજ્યવ્યવસ્થાનો કે દાનધર્મ કરવાનો કે કીર્તિસ્થંભો બાંધવાનો કે દેહને ખાનપાનાદિથી તૃપ્ત કરવાનો વિચાર ન કર્યો, પરંતુ પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણાનો ત્યાગ કરી, અનશનવ્રત લઈ, ભાગવત કથારૂપી અમૃતનું પાન કરતા, હસતા હસતા મૃત્યુને ભેટવાનો નિશ્ચય કર્યો

પરીક્ષિતે પોતાના આચારથી સર્વકાળે ભગવાન વિષે મન પરોવી, મૃત્યુ માટે સર્વદા તૈયાર રહેવાનો, સર્વ પ્રકારની તૃષ્ણાઓના ત્યાગનો તથા સાત દિવસ જેટલો સમય પણ મોક્ષ માટે પૂરતો છે, માટે આયુષ્ય વ્યર્થ ગુમાવવા માટે શોક ન કરવાનો બોધ આપ્યો.

નૃસિંહ ભગવાને પ્રહ્લાદને ઇચ્છિત વરદાન માગવા કહ્યું. વરદાનને ભક્તિમાં અંતરાયરૂપ માની, ભક્ત પ્રહ્લાદ ભગવાનને કહેવા લાગ્યો.—' यदि रासीश मे कामान्वरास्त्वं वरदर्षभ । कामाना हृद्यसंरोह भवतस्तु वृणे वरम् ॥ [ ભાગ ૭-૧૦-૭ ] ' હે પ્રભો ! જો આપ મને વરદાન આપતા હો તો હું માગું છું કે, મારા હૃદયમાં કોઈ દિવસ કામનાના અંકુર ફૂટે નહિ ' કારણકે કામનાની ઉત્પત્તિથી જ ઇંદ્રિયો, મન, પ્રાણ, આત્મા, ધર્મ, ધૈર્ય, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મૃતિ તથા સત્ય નાશ પામે છે. વળી બીજું આપની પાસે માગું છું કે, મારા પિતા આપની નિંદા તથા આપની સાથે વૈરબુદ્ધિ કરવારૂપી દુષ્ટ વર્તનથી થયેલાં દુરંત દુસ્તર પાપોથી મુક્ત થાય [ ભાગ. ૧૦-૭-૧૦-૧૭ ].

ભક્ત પ્રહ્લાદે પોતાના આચારથી નિષ્કામ ભક્તિનો તથા પિતાના અત્યાચારની ક્ષમા યાચી દ્વેષનો જવાબ પ્રેમથી આપવાનો, અપકાર કરનારનો પણ ઉપકાર કરવાનો બોધ આપ્યો.

વૃત્રાસુરના વધ માટે ઇન્દ્રાદિ દેવોએ દધીચિ ઋષિ પાસે તેમના દેહની ભિક્ષા માગી. દધીચિ ઋષિએ કહ્યું—" હે દેવો ! સર્વ ભૂતોના દુઃખે દુઃખી થવું, તથા સર્વ

ભૂતોના સુખે સુખી થવું, એટલા જ અવિનાશી ધર્મને મહાત્માઓ સેવે છે. શોક તથા આશ્ચર્યની વાત છે કે, પુરુષ આ ક્ષણભંગુર દેહ તથા ધનાદિ પદાર્થોનો બીજાના પર ઉપકાર કરવા માટે ઉપયોગ કરતા નથી." [ ભાગ. ૬-૧૦-૯-૧૦ ]. આટલું કહી દધીચિ ઋષિએ પરબ્રહ્મ વિષે પોતાના મનને જોડી, પોતાના સ્થૂલ દેહનો ત્યાગ કર્યો.

દધીચિ ઋષિએ પોતાના આચારથી લોકોના કલ્યાણ માટે સર્વસ્વનો ભોગ આપવાનો ઉત્તમ બોધ આપ્યો.

અડતાળીસ દિવસના નિર્જળ ઉપવાસ પછી રાજા રંતિદેવને અનાયાસે દૂધપાક, લાપસી, પાણી વગેરે પદાર્થો મળ્યા. ભૂખતરસથી કંપતો રાજા રંતિદેવ જમવાની ઇચ્છા કરે છે, તેટલામાં એક બ્રાહ્મણ અતિથિ ત્યા આવી ચડ્યો. રંતિદેવે શ્રદ્ધાયુક્ત થઇ તે બ્રાહ્મણને અન્ન જમાડ્યુ. બ્રાહ્મણ જમીને ગયો તે પછી કુટુંબને વહેંચી આપેલું અન્ન જમવા રંતિદેવ તૈયાર થયો, તેટલામાં એક બીજો શૂદ્ર અતિથિ આવ્યો. એટલે શ્રીહરિનું સ્મરણ કરતાં રંતિદેવે તે શૂદ્રને કુટુંબને વહેંચી આપેલું અન્ન જમાડ્યુ. એ જમીને ગયો એટલે કૂતરાઓથી વીંટાયેલો કોઈ બીજો અતિથિ આવ્યો. રંતિદેવે તેમને બાકીનું અન્ન આપ્યું. ત્યાર પછી કેવળ એક જણ તૃપ્ત થાય તેટલું બાકી રહેલુ પાણી પીવા તૈયાર થયો, તેવામાં કોઈ ચાંડાળે જળ માટે યાચના કરી. ચાંડાળની કરુણ વાણી સાંભળી રંતિદેવ અત્યંત દુ:ખી થયો અને બોલ્યો:—" न कामयेऽहं गतिमीश्वरात् परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा। आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तःस्थितो येन भवन्त्यदुःखाः॥ [ ભાગ. ૯-૨૧-૧૨ ] હું ઈશ્વર પાસેથી અષ્ટસિદ્ધિવાળી પરમગતિ કે મુક્તિ ઇચ્છતો નથી; પરંતુ હું સર્વ પ્રાણીઓના હૃદયમાં સ્થિત થઈ, તેમને થતું દુ:ખ ભોગવવા ઇચ્છું છું કે, જેથી પ્રાણીઓ દુ:ખથી રહિત થાય" આ પ્રમાણે કહી તરસથી મરતા રંતિદેવે ચાંડાળને પાણી આપી દીધું.

રાજા રંતિદેવે પોતાના આચારથી દુ:ખી પ્રત્યે દયાનો આપેલો ઉપદેશ અત્યંત દુર્લભ છે.

મહાપુરુષો સર્વદા પોતાના આચારથી લોકોને સદાચારમાં પ્રવૃત્ત કરતા જ વિચરે છે [ રામ. અ. રા. કિ. ૨-૬૩ ] [ ૨૬ ].

**અવતરણિકા** :—હવે અજ્ઞાની કર્મમાં કેવી રીતે આસક્ત થાય છે, તે કહે છે:

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ २७ ॥**

**અન્વયાર્થ** :—प्रकृतेः પ્રકૃતિના गुणैः ગુણોવડે सर्वशः સર્વ પ્રકારે कर्माणि સર્વ કર્મો क्रियमाणानि કરાય છે अहंकारविमूढात्मा અહંકારવડે વિમૂઢ અંતઃકરણવાળો अहं कर્તા 'હું કર્તા છું' इति मन्यते એમ માને છે [ ૨૭ ]

**શબ્દાર્થ** .—પ્રકૃતિના ગુણોવડે સર્વ પ્રકારે સર્વ કર્મો કરાય છે. અહંકારવડે વિમૂઢ અંતઃકરણવાળો પુરુષ 'હું કર્તા છું' એમ માને છે [ ૨૭ ]

**વિવેચન** —હે અર્જુન ! સત્ત્વ રજ અને તમ એ ત્રણ ગુણની સામ્યાવસ્થા [ શા ભા. ] અથવા સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણવાળી મિથ્યા જ્ઞાનાત્મક પરમેશ્વરની શક્તિ [ મધુ ] પ્રકૃતિ [ પ્રધાન ] કહેવાય છે

પ્રકૃતિના ગુણૈ = કાર્ય તથા કરણરૂપ સર્વ વિકારોથી [ શા. ભા ] દેહ, ઇન્દ્રિયો તથા અંતઃકરણાદિ માયાના કાર્યોથી સર્વ પ્રકારે સર્વ કર્મો કરાય છે. અસંગ આત્મા કંઈ કરતો નથી, પરંતુ अहंकारविमूढात्मा = દેહાદિના ધર્મને પોતાના ધર્મ માનવાવાળો દેહાભિમાની પુરુષ [ શા ભા ] અનાત્મામાં આત્માના અભિમાનવાળો અજ્ઞ પુરુષ [ મધુ. ] દેહાદિમાં હુંપણાની બુદ્ધિરૂપ અહંકારથી અતિ મૂઢ થયેલા ચિત્તવાળો અજ્ઞાની દેહાધ્યાસને લીધે આત્માને કર્તા માને છે અજ્ઞાની અસંગ આત્માને દ્રષ્ટા, સ્પ્રષ્ટા, શ્રોતા, ઘ્રાતા, રસયિતા, મન્તા, બોદ્ધા તથા ભોક્તા માને છે, પરંતુ પ્રકૃતિના ગુણોને કર્તા માનતો નથી. નૈયાયિકો તથા મીમાંસકો આત્માને કર્તા માને છે, તે યથાવત્ નથી [ ૨૭ ]

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ २८ ॥**

**અન્વયાર્થ** —महाबाहो ! હે અર્જુન ! गुणकर्मविभागयो ગુણવિભાગ તથા કર્મવિભાગના [ શા ભા ] तत्त्ववित् યથાર્થ સ્વરૂપને જાણનારો तु તો गुणा ચક્ષુ વગેરે ઇન્દ્રિયો गुणेषु વિષયોમાં वर्तन्ते વર્તે છે इति मत्वा એમ માનીને न सज्जते કર્મમાં આસક્ત થતો નથી [ ૨૮ ]

**શબ્દાર્થ** —હે મહાબાહો ! ગુણવિભાગ તથા કર્મવિભાગના તત્ત્વને જાણનારો પુરુષ ગુણો [ ઇન્દ્રિયો ] ગુણોમાં [ વિષયોમાં ] વર્તે છે, એમ માની કર્મમાં આસક્ત થતો નથી [૨૮].

**વિવેચન** —હે અર્જુન ! ગુણવિભાગ તથા કર્મવિભાગના તત્ત્વને જાણનારો

પુરુષ [ શા ભા ] જાણે છે કે ગુણો [ચક્ષુ વગેરે ઇન્દ્રિયો] ગુણોમા [ શબ્દાદિ વિષયોમા] વર્તે છે આકાશતત્ત્વમાથી ઉત્પન્ન થયેલી શ્રોત્ર ઇન્દ્રિય આકાશતત્ત્વના શબ્દરૂપી ગુણને ગ્રહણ કરે છે, વાયુ તત્ત્વમાથી ઉત્પન્ન થયેલી ત્વચા ઇન્દ્રિય વાયુતત્ત્વના સ્પર્શગુણને ગ્રહણ કરે છે અગ્નિ તત્ત્વમાથી ઉત્પન્ન થયેલી ચક્ષુ ઇન્દ્રિય અગ્નિતત્ત્વના રૂપગુણને ગ્રહણ કરે છે, જળતત્ત્વમાથી ઉત્પન્ન થયેલી રસના જળના રસરૂપી ગુણને ગ્રહણ કરે છે, તથા પૃથ્વીતત્ત્વમાથી ઉત્પન્ન થયેલી ઘ્રાણ ઇન્દ્રિય પૃથ્વીતત્ત્વના ગધરૂપી ગુણને ગ્રહણ કરે છે, પરતુ અસગ આત્મા સાભળતો નથી, સ્પર્શ કરતો નથી, જોતો નથી, સ્વાદ કરતો નથી, સૂઘતો નથી, ચાલતો નથી, બોલતો નથી, તથા કાઈ પણ કરતો નથી, એમ નિશ્ચયપૂર્વક જાણી, તત્ત્વવેત્તા કર્મમા આસક્ત થતો નથી અર્થાત્ કર્તાપણાનુ અભિમાન કરતો નથી [ ગી ૫-૯, ગી ૧૪-૧૯ ]

तत्राह ममेति प्रत्यय न करोतीत्यर्थ । [ શકરાનદ ] તત્ત્વવેત્તા ઇન્દ્રિયોના કર્મમા "અહ મમ" એવો પ્રત્યય [ વ્યવહાર ] કરતો નથી,

શ્રીમધુસૂદનાચાર્ય આ શ્લોકનો આ પ્રમાણે બીજો અર્થ કરે છે — गुणा = અહકારના સ્થાનરૂપ દેહ ઇન્દ્રિયો તથા અત કરણ कर्माणि = 'मम' અભિમાનના સ્થાનરૂપ દેહ, ઇન્દ્રિયો તથા અંત કરણના વ્યાપારો विभाग = સર્વ જડ પદાર્થોને પ્રકાશ કરનારો, સર્વ જડ પદાર્થોથી ભિન્ન રહેનારો સ્વયપ્રકાશ જ્ઞાનરૂપ અસગ આત્મા આ પ્રમાણે ગુણ, કર્મ તથા વિભાગના તત્ત્વને જાણનાર વિદ્વાન પુરુષ આ ઇન્દ્રિયાદિ કરણ જ વિકારી હોવાથી પોતપોતાના વિષયોમા પ્રવર્તે છે, પરતુ નિર્વિકાર આત્મા વિષયોમા પ્રવર્તતો નથી, એમ માનીને, અજ્ઞાની પુરુષની પેઠે પોતાના આત્મામા કર્તૃત્વનુ અભિમાન કરતો નથી

**અવતરણિકા** —હવે "જ્ઞાનીએ અજ્ઞાનીને તત્ત્વજ્ઞાનના ઉપદેશથી બુદ્ધિભેદ ન કરવો" એ અર્થને દઢ કરે છે [ શકરાનદ ]

**प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मन्दान् कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥**

**અન્વયાર્થ** —प्रकृते પ્રકૃતિના गुणसमूढा ગુણવડે મૂઢ થયેલા गुणकर्मसु ગુણોમા અને કર્મોમા-પ્રકૃતિના દેહાદિ ગુણોમા તથા જવુ આવવુ વગેરે કર્મોમા सज्जन्ते આસક્ત થાય છે—હુ કર્તા છુ એવો અહકાર કરે છે तान् તે अकृत्स्नविद આત્માને નહિ જાણનારા मन्दान् મદ બુદ્ધિવાળા અનધિકારી

પુરુષોને કૃત્સ્નવિત્ આત્મવેત્તાએ ન વિચાલયેત્ શુભ કર્મો કરવાની શ્રદ્ધાથી ચલાયમાન કરવા નહિ [ ૨૯ ].

**શબ્દાર્થ** :— પ્રકૃતિના ગુણોવડે મૂઢ થયેલા પુરુષો ગુણોમાં તથા કર્મોમાં આસક્ત થાય છે. આ આત્માને નહિ જાણનારા મંદબુદ્ધિવાળા પુરુષોને જ્ઞાની તેમની શુભ કર્મો કરવાની શ્રધ્ધાથી ચલાયમાન ન કરે [ ૨૯ ].

**વિવેચન** —હે અર્જુન ! પ્રકૃતિના ગુણોથી મૂઢ થયેલા અજ્ઞાની પુરુષો પ્રકૃતિના દેહાદિ ગુણોમાં તથા જવું આવવું વગેરે કર્મોમા આસક્ત થાય છે. 'હું કર્તા છું', 'હુ ભોક્તા છું', 'હુ ફળ માટે કર્મ કરું છું' એમ અહંકાર કરે છે. આવા અજ્ઞાની પુરુષોને જ્ઞાની પુરુષે 'આત્મા અકર્તા છે', 'આત્મા અભોક્તા છે', 'કર્મફળ અસત્ છે' વગેરે પ્રકારના ઉપદેશથી તેમની શુભ કર્મો કરવાની શ્રધ્ધાથી ચલાયમાન ન કરવા. જ્ઞાનીએ અજ્ઞાનીને બુદ્ધિભેદ ઉત્પન્ન કરવો નહિ [શા. ભા.] "श्रेष्ठ. स्वयमेव कर्मयोगे तिष्ठन् तानकृत्स्नविदो मन्दान् जोषयेदित्यर्थः । [ રા ભા ] જ્ઞાનીએ કર્મયોગના અનુષ્ઠાનથી અજ્ઞાનીને કર્મયોગમા પ્રવૃત્ત થવાની પ્રેરણા આપવી."

ભગવાન રમણ મહર્ષિ કહે છે —'સકામ ભક્તની કામના પૂર્ણ થવા છતાં તે અતૃપ્ત જ રહે છે. સકામ ભક્તિ કામનાની [ ફલની ] પ્રાપ્તિથી નિવૃત્ત થતી નથી; પરંતુ સકામ ભક્તિથી ફળ પ્રાપ્ત થતા, સકામ ભક્તની પરમાત્મામા શ્રદ્ધા દઢ થઈ વધતી જાય છે, અને જેમ જ્ઞાનવડે આ સંસાર તરી જવાય છે, તેમ આવી પૂર્ણ પરાભક્તિવડે પણ સંસાર તરી જવાય છે.' [ રમણગીતા અ. ૧૬ ૧૦-૧૨ ]

"स्वयमेव ते कालेन विवेकोदयात् कर्मण्यथलिप्यन्तीति भाव. । [ વે. બ. ગી. મધુ ] શુભ કર્મોના અનુષ્ઠાનથી યથાકાળે વિવેકબુદ્ધિનો ઉદય થતાં અજ્ઞાની પણ નિષ્કામ કર્મ કરવા પ્રવૃત્ત થાય છે, એ ભાવ છે." [ ૨૯ ]

**અવતરણિકા** :—હવે મુમુક્ષુએ કર્મો કેવા પ્રકારે કરવા તે કહે છે.

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।**
**निराशीर्निर्ममो भूत्वा युद्धचस्व विगतज्वरः ॥ ३० ॥**

**અન્વયાર્થ** :— अध्यात्मचेतसा વિવેકબુદ્ધિવડે [ શા. ભા. ] सर्वाणि સર્વ कर्माणि કર્મો मयि सन्यस्य મને અર્પણ કરી निराशीः આશારહિત થઈ–કામનારહિત થઈ निर्मम: મમતાથી રહિત થઈ विगतज्वरः શોકરહિત भूत्वा થઈ युद्धयस्व યુદ્ધ કર–વિહિત કર્મ કર [ મધુ ] અથવા જ્ઞાની હો તો લોકસંગ્રહ માટે કર્મો કર [ શંકરાનંદ ] [ ૩૦ ].

**શબ્દાર્થ** —વિવેકબુધ્ધિ વડે સર્વ કર્મો મને અર્પણ કરી, આશારહિત, મમતારહિત તથા શોક હિત થઈ યુદ્ધ કર [ ૩૦ ]

**વિવેચન** —હે અર્જુન ! अध्यात्मचेतसा = વિવેકબુધિ વડે [ શા ભા ] લૌકિક તથા વૈદિ. સર્વ કર્મો મને વાસુદેવને અપણ કરી 'अहं क्तश्वराय भृत्यवत्करोमि' इत्यनया बुद्ध्या। [ શા ભા મધુ ] 'હુ સર્વ કર્મો ઈશ્વરને માટે નોકરની પેઠે કરી રહ્યો છુ એવી બુદ્ધિયો સર્વ કર્મો મને અર્પણ કરી, निराशी = આશારહિત થઈ, ફલકામનાનો ત્યાગ કરી, નિષ્કામ થઈ [ મધુ ] निर्मम = મમતારહિત થઈ, સ્ત્રી, પુત્ર, ધન વગેરે પ દાર્થોમા મમતનો ત્યાગ કરી, શોકમ તાપરહિત થઈ, યુદ્ધ કર શાસ્ત્રવિહિત કર્મો કર [ મધુ ]

'अयमेव साक्षादुपनिषत्सारभूतोऽर्थ । [શા ભા ]" 'આ પ્રમાણે આશારહિત, મમતા હિત તથા શોકરહિત થઈ સ્વકર્મપરાયણ રહેવુ ' 'એ સાક્ષાત્ ઉપનિષદોના સારરૂપ અર્થ છે "

'एव कुर्वतऽसक्तत्वमन्त शुद्धिर्लोकसग्रहश्च भवदिति भाव । [ કેશવ ] આ પ્રકારે કર્મ ક વાથી તને અનાસક્તિ, ચિત્તશુદ્ધિ તથા લોકસ ગ્રહ સિદ્ધ થશે [કેશવ ]" અથવા " तेन चित्तशुद्धिस्तया ज्ञान मोक्षश्चास्य सिद्धयतीति। [ શ કરાન દ ] આ પ્રકારે શ્રૌત તથા સ્માર્ત કર્મો કરવાથી તુ ચિત્તશુદ્ધિને, ચિત્તશુદ્ધિથી જ્ઞાનને તથા જ્ઞાનથી મોક્ષને પ્રાપ્ત થશે "

અહી ' ભગવાનને અર્પણ કરવુ તથા નિષ્કામપણુ રાખવુ ' એ મુમુક્ષુને સર્વ કર્મોમા સામાન્ય છે, પરતુ ' મમતાથી રહિતપણુ તથા શોકસ તાપથી રહિતપણુ ' એ પ્રાસ ગિક છે, કારણકે ભક્ત અર્જુનને આ યુદ્ધમા જ મમતા તથા શોક પ્રાપ્ત છે [ ૩૦ ]

**અવતરણિકા** —હવે ઉપરોક્ત પ્રકારે કર્મો કરવાનુ ફળ કહે છે.

ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः ।
श्रद्धावन्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

**અન્વયાર્થ** —ये જે मानवा મનુષ્યો श्रद्धावन्त શ્રદ્ધાવાળા થઈ अनसूयन्त અસૂયાથી રહિત થઈ इद આ म મારા नित्य નિત્ય मत મતને-અભિપ્રાયને-શાસનને अनुतिष्ठन्ति અનુસરે છે ते તેઓ अपि પણ कर्मभि કર્મબ ધનથી मुच्यन्त મુક્ત થાય છે [ ૩૧ ]

**શબ્દાર્થ** —જે મનુષ્યો શ્રદ્ધાવાળા થઈ તથા અસૂયાથી રહિત થઈ, આ મારા નિત્ય મતને અનુસરે છે, તેઓ પણ કર્મબ ધનથી મુક્ત થાય છે [ ૩૧ ]

**વિવેચન** :—હે અર્જુન! ફલની ઇચ્છાથી રહિત થઈ, ઈશ્વરાર્થે ઈશ્વરાર્પણ બુદ્ધિથી શાસ્ત્રોક્ત શુભ કર્મો કરવા, એ મારો નિત્ય [ અનાદિ ] મત છે. જે વિવેકી મનુષ્ય શ્રદ્ધાવાળો થઈ તથા ગુરુસ્વરૂપ હું વાસુદેવ વિષે અસૂયાથી રહિત થઈ, મારા આ મતને [ શાસનને ] અંગીકાર કરે છે, મારા આ અભિપ્રાય પ્રમાણે વર્તે છે, તે અંતઃકરણની શુદ્ધિદ્વારા તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા કર્મબંધનથી [ પુણ્ય-પાપથી ] મુક્ત થાય છે [ ૩૧ ].

પરંતુ :

ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान् विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

**અન્વયાર્થ** :—तु પણ ये જે अभ्यसूयन्त: અસૂયા કરનારા मे મારા एतत् આ मत મતને न अनुतिष्ठन्ति અનુસરતા નથી तान् તેમને अचेतस: દુષ્ટ ચિત્તવાળા सर्वज्ञानविमूढान् સર્વ જ્ઞાનથી વિમૂઢ नष्टान् સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ થયેલા विद्धि જાણ [ ૩૨ ]

**શબ્દાર્થ** :—પરંતુ જે અસૂયા કરનારા મનુષ્યો મારા આ મતને અનુસરતા નથી, તેમને તુ દુષ્ટ ચિત્તવાળા, સર્વજ્ઞાનથી વિમૂઢ તથા સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ થયેલા જાણ [ ૩૨ ]

**વિવેચન** :—પરંતુ હે અર્જુન! જે અસૂયા કરનારા મનુષ્યો નાસ્તિકપણાથી કે અશ્રદ્ધાથી મારા આ મતને અંગીકાર કરતા નથી, મારા આ મત પ્રમાણે વર્તન કરતા નથી; તેમને તુ દુષ્ટ ચિત્તવાળા, જ્ઞાનહીન તથા સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ જાણ "सदा संसारिणो विद्धि। [ કેશવ ]" મારા આ મતને [ શાસનને-ઉપદેશને ] ન અનુસરનારા મનુષ્યો "ફરીફરીને સંસારને પ્રાપ્ત થાય છે, એમ નિશ્ચયપૂર્વક જાણ "

તાત્પર્ય એ છે કે, વિદ્યા, યૌવન, રૂપ, ધન, કુળ, જાતિ, અવસ્થા, બળ, શીલ કે સત્તાથી ઉન્મત્ત થઈ, ભગવાનના આ અત્યંત હિતકર કર્મયોગરૂપી ઉપદેશની અસૂયા કરી ઉપેક્ષા કરનારા આસુરી જીવો, લક્ષ્મીના મદથી ઉન્મત્ત થઈ દેવર્ષિ નારદની અવજ્ઞા કરનારા કુબેરપુત્રોની પેઠે પુનઃ મનુષ્યાદિ ઉત્તમ દેહને નહિ, પરંતુ યમલાર્જુનભાવને [ વૃક્ષાદિ સ્થાવરભાવને ] પ્રાપ્ત થાય છે [ ભાગ ૧૦-૧૦-૨-૭ ] [ ૩૨ ].

**અવતરણિકા**:—" ननु राज्ञ इव तव शासनातिक्रमे भयं पश्यन्त: कथमसूयन्तस्तव मतं नानुवर्तन्ते वथ वा सर्वपुरुषार्थसाधने प्रतिकूला भवन्तीत्यत आह । [ મધુ. ]

હે ભગવન! રાજાની આજ્ઞાની પેઠે આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં ભયને જોવા છતાં શા માટે મનુષ્યો આપના મતની અસૂયા કરી તેને અનુસરતા નથી? શા માટે મનુષ્યો સર્વ પુરુષાર્થોને સાધવામાં પ્રતિકૂળ વર્તન કરે છે?" "कस्मात् परधर्माननुतिष्ठन्ति? स्वधर्मं च नानुवर्तन्ते?। [શા. ભા., ભા. ટી.] શા માટે લોકો પરધર્મનું અનુષ્ઠાન કરે છે, તથા સ્વધર્મનું અનુસરણ કરતા નથી? [શા. ભા.]" "शास्त्रस्याज्ञाप्रतिकूलाः कथं भवन्ति?। [કેશવ] શા માટે મનુષ્યો શાસ્ત્રની આજ્ઞાથી પ્રતિકૂળ વર્તન કરે છે?'

"यदि त्वन्मतानुष्ठाने मोक्षः अन्यथा तु नाशस्तर्हि ते मत किमिति लोका नानुतिष्ठन्ति। [રા. ટી.] જો આપના મત પ્રમાણે વર્તન કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે, અને તેનાથી વિરુદ્ધ વર્તન કરવાથી જન્મ-મરણરૂપ સંસારની પ્રાપ્તિ છે, તો પછી લોકો આપના મતને કેમ અનુસરતા નથી?" "तर्हि कथ तवान्तर्यामित्वम्। [નીલકંઠ] જો લોકો આપના મતને ન અનુસરે, તો પછી તમે અંતર્યામી શાના?" વગેરે સક્ત અર્જુનની પેઠે મનુષ્યમાત્રના અંતઃકરણમાં સ્વાભાવિક રીતે ઉદ્ભવતા પ્રશ્નોનું કારણ હવે ભગવાન પ્રતિપાદન કરે છે:

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ ३३ ॥

**અન્વયાર્થ** :—ज्ञानवान् બ્રહ્મવેત્તા [મધુ. વગેરે] કર્મના ગુણદોષને જાણનાર [મધુ.] શાસ્ત્રજ્ઞ [રા. ભા.] જ્ઞાની अपि પણ स्वस्याः प्रकृतेः પોતાની પ્રકૃતિને-પોતાના સ્વભાવને सदृशं અનુસાર-અનુરૂપ चेष्टते ચેષ્ટા કરે છે-વર્તન કરે છે. भूतानि સર્વ પ્રાણીઓ प्रकृतिं પ્રકૃતિને-સ્વભાવને यान्ति અનુસરે છે. તેમાં निग्रहः મારો કે અન્યનો નિષેધરૂપ નિગ્રહ [શા. ભા.-ભા. ટી., નીલકંઠ], મારો અથવા રાજાનો નિગ્રહ [મધુ.] શાસ્ત્રની આજ્ઞા [કેશવ] શાસ્ત્રજનિત નિગ્રહ [રા. ભા.] મારું કે શાસ્ત્રનું નિયમન [વે. તા. ચ.] સત્સંગાદિનો નિગ્રહ [પુ. અ. ત.] किं करिष्यति શું કરશે? [૩૩]

**શબ્દાર્થ** :—જ્ઞાની પણ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે, પ્રાણીમાત્ર પોતાના સ્વભાવને અનુસરે છે; તેમાં નિગ્રહ અર્થાત્ મારો, રાજાનો કે અન્યનો નિષેધરૂપ નિગ્રહ [શા. ભા. વગેરે] કે શાસ્ત્રની આજ્ઞા [કેશવ વગેરે] શું કરશે? [૩૩]

**વિવેચન** :—હે અર્જુન! પૂર્વ જન્મમાં કરેલાં ધર્મ, અધર્મ, જ્ઞાન, ઇચ્છા વગેરેના જે સંસ્કાર આ જન્મમાં પ્રગટ થાય છે, તે સ્વભાવ કહેવાય છે.

[શ્રા ભા મધુ વગેરે] પ્રજ્ઞાવેત્તા [મધુ વગેરે] શાસ્ત્રજ્ઞ [કેશવ વગેરે] કે કર્મના ગુણદોષને જાણનારા પુરુષો [શ્રીધર વગેરે] વાયુને અનુસરતા ઘાસના તણખલાની પેઠે પોતાના સ્વભાવને અનુસાર વર્તન કરે છે જ્યારે જ્ઞાની પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે ત્યારે કૈમુતિક ન્યાય પ્રમાણે અજ્ઞાની મનુષ્યો પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે તેમા શુ આશ્ચર્ય ? [આ શા ભા –વ.લભ વગેરે]

"जन्मान्तरसहस्रेषु बुद्धिर्या भाविता पुरा । तामेव भजते जन्तुरुपदेशो निरर्थक । પૂર્વે હજારો જન્મોમા જે પ્રકારની બુદ્ધિ પરિપાક પામી હોય તે જ બુદ્ધિને [સ્વભાવને] અનુસાર મનુષ્ય વર્તન કરે છે, તેમા ઉપદેશ શુ કરે ?" એ ન્યાય પ્રમાણે આ બળવાન સ્વભાવ આગળ નિગ્રહ = મારો, રાજાનો કે અન્યનો નિષેધરૂપ નિગ્રહ [શા ભા. ભા ટી] કે શાસ્ત્રની આજ્ઞા [કેશવ વગેરે] શુ કરશે ?

'रागोत्कटत्वेन दुरितान्निवर्तयितुं न शक्नोतीत्यर्थ । [મધુ] રાગની ઉત્કૃષ્ટતાને લીધે મારો કે રાજાનો નિગ્રહ મનુષ્યને પાપપ્રવૃત્તિથી નિવૃત્ત કરવા સમર્થ નથી" [મધુ]

તાત્પર્ય એ છે કે મારા મત પ્રમાણે વર્તન કરવાથી સુખ, સિદ્ધિ તથા મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ જાણવા છતા અવિવેકી મનુષ્યો સ્વભાવને વશ થઈ, મારા મતથી વિરુદ્ધ વર્તન કરવા પ્રવૃત્ત થાય છે, અને મારી કે શાસ્ત્રની આજ્ઞાના ઉલ્લઘનથી ઉત્પન્ન થતા દોષોથી ભય પામતા નથી વળી હુ અતર્યામી ઈશ્વર પણ પ્રાણીમાત્રને તેના પૂર્વકર્મજનિત સ્વભાવ પ્રમાણે જ કર્મોમા પ્રવૃત્ત થવા પ્રેરણા કરુ છુ [ગી ૧૮–૬૧]

## સ્વભાવની પ્રબળતા

સ્વભાવને વશ થઈ જ્ઞાની લોકસગ્રહમા, યોગભ્રષ્ટ યોગાભ્યાસમા, ધર્મનિષ્ઠ ધર્માચરણમા તથા પાપી પાપાચરણમા પ્રવૃત્ત થાય છે

આત્મસાક્ષાત્કાર થતા અવિદ્યા, અસ્મિતા, રાગદ્વેષ, અભિનિવેશ, સચિત કર્મો વગેરે નિવૃત્તિ પામે છે પરતુ પ્રારબ્ધ કર્મો નાશ પામતા નથી [ગી ૪–૩૭] લોકસગ્રહ માટે યોગ કરવામા જ્ઞાની પોતાના પૂર્વકર્મજન્ય સ્વભાવને અધીન છે ભગવાન રામ વગેરે અવતારી પુરુષો તેમના અવતાર પ્રયોજનને અનુસાર ધર્મસસ્થાપન માટે વિવિધ પ્રકારની લીલાઓ કરે છે તેમ જ્ઞાની પુરુષો પોતાના સ્વભાવને અનુસાર લોકસગ્રહ માટે જીવન જીવે છે

વસિષ્ઠમુનિ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવા કે શુકદેવજી ગૃહસ્થાશ્રમ અગીકાર

કરવા, જનક સન્યાસી થવા કે યાજ્ઞવલ્ક્ય રાજ્ય ગ્રહણ કરવા, રામકૃષ્ણ પરમહંસ ઉપદેશક થવા કે વિવેકાનંદ મૌન સેવન કરવા, શ્રી અરવિંદ રાજકીય નેતા થવા કે મહાત્મા ગાંધી સન્યાસી થવા સ્વતંત્ર નથી કર્મનિષ્ઠા, ભક્તિનિષ્ઠા કે જ્ઞાનનિષ્ઠામા પરાયણ રહી લોકસંગ્રહ કરવામા પુરુષનો સ્વભાવ જ કારણરૂપ છે સ્વભાવનો પરાભવ કરવા કોઈ સમર્થ નથી.

યોગભ્રષ્ટ પુરુષ પૂર્વજન્મના બુદ્ધિ સંયોગને પામે છે તથા પૂર્વજન્મના જ્ઞાનસસ્કારને [સ્વભાવને] પરવશ થઈ, પૂર્વજન્મમા જે યોગભૂમિકા સંપાદન કરી હોય તેનાથી આગળની ભૂમિકા સંપાદન કરવા માટે "सुप्तप्रबुद्धवत्। [રા ભા, ગી. ૬-૪૩] ઊંઘમાથી જાગ્રત થયેલાની પેઠે" અધિક પ્રયત્ન કરવા પ્રવૃત્ત થાય છે [ગી ૬-૪૩-૪૪] દ્યુતને વર્મ માનનાર ધર્મનિષ્ઠ યુધિષ્ઠિર દ્યુતની પ્રેરણા ન રોકી શક્યા, તથા ભગવાન શ્રીકૃષ્ણના વીનવવા છતા લોભને [સ્વભાવને] વશ રાજા ધૃતરાષ્ટ્ર, દુર્યોધન વગેરે યુદ્ધથી નિવૃત્ત ન થયા

સ્વભાવથી પરવશ થઈ પાપાચરણમા ધમડાતો રાજા દુર્યોધન કહે છે – "जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं न च मे निवृत्ति। केनापि दैवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि॥ [પાડવગીતા ૫૮] હુ ધર્મને જાણુ છુ, પરતુ ધર્માચરણમા મારી પ્રવૃત્તિ થતી નથી હુ અધર્મને જાણુ છુ, પરતુ પાપાચરણથી મારી નિવૃત્તિ થતી નથી મારા હૃદયમા રહેલા દેવ જેમ પ્રેરે તેમ તે પ્રેરણાને વશ થઈ હુ વર્તુ છુ." જેમ સામેવી પડતુ તેજ આખને ઝખવી નાખે છે, તેમ સ્વભાવ મનુષ્યની બુદ્ધિને હરી લે છે, અને તેથી પાશવડે જકડાયેલા પશુની પેઠે તે વિધાતાના દોરમા વર્તે છે [મહા૦ સભાપર્વ ૫૮-૧૮]

પ્રાણી પોતાના કર્મવડે જ ઉત્પન્ન થાય છે, તથા કર્મવડે જ નાશ પામે છે તેમ જ સુખ, દુખ, ભય તથા કલ્યાણ પણ કર્મવડે જ પામે છે સર્વ પ્રાણીઓ પૂર્વજન્મના સસ્કાર પ્રમાણે કર્મો કરે છે તથા તેના સ્વભાવ પ્રમાણે કરેલા કર્મોને મિથ્યા કરવા કોઈ સમર્થ નથી દેવતા, અસુર તથા મનુષ્ય સહિત આ સમસ્ત વિશ્વ પૂર્વજન્મના સસ્કારને [સ્વભાવને] અધીન છે પ્રાણી કર્મવડે જ ઊંચનીચ દેહને પામે છે, તથા કર્મવડે જ તેનો ત્યાગ કરે છે માટે કર્મ જ શત્રુ, મિત્ર, ઉદાસીન, ગુરુ અથવા ઈશ્વર છે જે કરો તે સર્વ કર્મ જ છે [ભાગ ૧૦-૨૪-૧૩-૧૭]

नियतिं कारणं ह्याके नियतिं कर्मसाधनम्। नियतिं सर्वभूताना नियोगे

ત્વિહ કારણમ્‌ ॥ [ વા રા કિષ્કિ ૨૫-૪ ] જગત વગેરેની ઉત્પત્તિનુ મૂળ કારણ, વ્યાવહારિક તથા પારમાર્થિક કર્મોનુ સાધન, સર્વભૂતોને પોતપોતાના કર્મો વિષે પ્રેરનાર તથા આ લોકમા સર્વનુ નિયમન કરનાર નિયતિ [ પ્રારબ્ધ ] જ છે મહાસત્તા, મહાચિતિ, મહાશક્તિ મહાદૃષ્ટિ, મહાક્રિયા, મહોદ્‌ભવ, મહસ્પદ વગેરે નિયતિના નામો છે નિયતિને જ દૈવ કહે છે તે દૈવ સર્વ ઠેકાણે, સર્વ કાળમા તથા સર્વ પદાર્થોમા જગતની વ્યવસ્થારૂપે રહેલું છે [ યો વા ઉત્પત્તિ ૬૨-૮-૧૦ ]

### દૃષ્ટાંત

સ્વભાવના કારણરૂપ કર્મની પ્રબળતા દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજાશે —

'ગૌતમી' નામની એક વૃદ્ધ સ્ત્રીનો પુત્ર સર્પદંશથી મૃત્યુ પામ્યો 'અર્જુનક' નામનો એક પારધિ તે સર્પને પકડીને 'ગૌતમી' પાસે લાવી કહેવા લાગ્યો – "હે મહાભાગા ! આ દુષ્ટ સર્પે તારા પુત્રને મારી નાખ્યો છે આ સર્પનો કેવા પ્રકારે વધ કરુ, તે તુ મને કહે ? આ નીચ સર્પ લાબો કાળ જીવતો રહેવાને યોગ્ય નથી"

ગૌતમી —'હે પારધિ ! સર્પનો વધ કરવાથી મારો મરણ પામેલો પુત્ર જીવતો થવાનો નથી, માટે આ સર્પને તુ છોડી મૂક'

પારધિ —'હે મહાભાગા ! શમગુણવાળા પુરુષો કાળગતિનુ પ્રાધાન્ય કહે છે, ઉપાયને નહી જાણનારા અર્થવેત્તા પુરુષો શત્રુનો વધ કરી, શોકનો ત્યાગ કરે છે, માટે આ શત્રુરૂપ સર્પનો વધ કરી, તુ તારા પુત્રશોકને શાત કર'

ગૌતમી —'હે પારધિ ! અમારા જેવા અલ્પગુણી મનુષ્યોને પુત્રના મૃત્યુથી દુખ થતું નથી. મારો પુત્ર નિત્યને માટે મૃત્યુ પામ્યો છે, માટે તુ કોમળતા ધારણ કર અને ક્ષમા આપી આ સર્પને છોડી મૂક'

પારધિ —હે ગૌતમી ! ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કરીને જ શ્રેષ્ઠતા મેળવી હતી, ભગવાન શકરે દક્ષયજ્ઞનો નાશ કરીને જ યજ્ઞભાગ પ્રાપ્ત કર્યો હતો, તુ દેવોના વર્તનનુ અનુકરણ કર, અને આ દુષ્ટ સર્પનો વધ કરવા મને આજ્ઞા આપ'

પારધિના વારવાર કહેવા છતા ગૌતમીએ સર્પનો વધ કરવા ના પાડી. એટલામા સર્પ કહેવા લાગ્યો —'હે પારધિ ! આ બાળક મૃત્યુ પામ્યો તેમા મારો કાઈ દોષ નથી, હુ પરાધીન છુ મૃત્યુએ મને પ્રેરણા કરી, અને તેથી મારે પરવશ થઈ આ કામ કરવુ પડ્યુ જેમ યજ્ઞમા હવિષ્યનો હોમ કરનાર ઋત્વિજને યજ્ઞના

ફળને પ્રાપ્ત થતા નથી, તેમ આ બાળકને કરડવાથી હુ પાપને પ્રાપ્ત થતો નથી.'

તેટલામા મૃત્યુ ત્યા આવી કહેવા લાગ્યુ :—'હે પારધિ! કાળે મને પ્રેરણા કરી અને મે સર્પને પ્રેરણા કરી આ બાળકનો નાશ કરવામા આ સર્પ કારણ નથી, તેમ હુ પણ કારણ નથી હુ કાળને વશ રહેનારો છુ આ જગતમા જે પ્રવૃત્તિઓ, નિવૃત્તિઓ તથા વિકૃતિઓ થઈ રહી છે, તે સર્વ કાળની જ ગતિ છે, માટે આ સર્વ જગત કાલાત્મક કહેવાય કે સૂર્ય, ચદ્ર, વાયુ ઇન્દ્ર, અગ્નિ, આકાશ, પૃથ્વી મિત્ર, મેઘ, વસુઓ, અદિતિ, નદીઓ, સમુદ્રો, સ્થિતિ તથા લય એ સર્વને કાળ જ વારવાર ઉત્પન્ન કરે છે અને કાળ જ નાશ પમાડે છે મનુષ્ય જે કાઈ ચેષ્ટા કરે છે તે કાળની પ્રેરણાથી જ કરે છે આ સમસ્ત જગત કાળોને જ અનુસરનારુ છે માટે આ કાળને જ વશ રહેનારા આ સર્પને તથા મને તારે આ પુત્રના મૃત્યુ માટે કારણરૂપ માનવા યોગ્ય નથી'

તેટલામા કાળ પણ ત્યા આવી પહોચ્યો અને કહેવા લાગ્યો —'હે પારધિ! આ બાળક મૃત્યુ પામ્યો તેમા સર્પ, મૃત્યુ કે હુ કારણરૂપ નથી કારણકે પ્રાણીના મૃત્યુ માટે અમે કદાપિ પ્રેરક થતા નથી આ બાળકનુ કર્મ જ અમને પ્રેરણા કરતુ હતુ, માટે આ બાળકનુ કર્મ જ એના નાશના કારણરૂપ છે કર્મ જ સ્વભાવ, વાસના સસ્કાર, પ્રારબ્ધ કે પુરુષાર્થરૂપે પરિણામ પામી મૃત્યુ કે મોક્ષના કારણરૂપ થાય છે પૂર્વજન્મનુ કર્મ સ્વભાવ [પ્રારબ્ધ] કહેવાય છે આ જન્મનુ કર્મ પુરુષાર્થ કહેવાય છે'

ગૌતમી —'હે પારધિ! સર્પ, રોગ, અગ્નિ, વીજળી ક્ષુધા તૃષા વગેરેથી પ્રાણી મૃત્યુ પામે છે, તેમા પ્રાણીનુ પ્રારબ્ધકર્મ જ કારણરૂપ છે મારા પુત્રના નાશ માટે સર્પ, મૃત્યુ કે કાળ નહિ, પરતુ એનુ કર્મ જ કારણરૂપ છે, માટે તુ આ સર્પને છોડી મૂક' [મહા ભા અનુ પર્વ અધ્યાય ૧] [૩૩]

**અવતરણિકા :—** "एवं तर्हि पुरुषस्य स्वातन्त्र्याभावाद्विधिनिषेधशास्त्रं व्यर्थमिति। [નીલકઠ, શા ભા, રામ, શ્રીધર વગેરે] જો પુરુષ સ્વભાવ પ્રમાણે જ વર્તન કરે છે, અને કર્મ કરવામા સ્વતત્ર નથી તો પછી વિધિશાસ્ત્રનુ અને નિષેધશાસ્ત્રનુ શુ પ્રયોજન?" શુ વિધિનિષેધ બતાવનારા શાસ્ત્રો [શા ભા વગેરે], શાસ્ત્ર તથા સદ્ગુરુનો ઉપદેશ [કેવલ], તેમ જ દાસભાવે સ્વકર્મપરાયણ રહેવાનો આપનો ઉપદેશ તથા તેના ફળનુ નિરૂપણ નિરર્થક છે [ગ ટી]? જો સ્વભાવ બળવાન છે તો પછી "कर्तरीणे फल तथा प्रवृत्तिर्व्यर्था?"

[ ચ કરાનદ ] આપે ઉપદેશ કરેલા કર્મયોગમા મુમુક્ષુઓની પ્રવૃત્તિ કેમ થાય ?" ભક્ત અર્જુનની આ વકાના [ આ પ્રશ્નના ] ઉત્તરરૂપે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે.

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत् तौ ह्यस्य परिपन्थिनौ ॥३४॥

અન્વયાર્થ :—इन्द्रियस्य ઇન્દ્રિયોને इन्द्रियस्य ઇન્દ્રિયોના અર્થે પોતપોતાના વિષયોમા रागद्वेषौ રાગદ્વેષ व्यवस्थितौ અવશ્ય રહેલા છે અર્થાત્ અનુકૂળતાની તથા પ્રતિકૂળતાની વ્યવસ્થાથી રહ્યા છે [ મધુ ] એટલે કે અનુકૂળ વિષય વિષે રાગ સ્થિત છે તથા પ્રતિકૂળ વિષય વિષે દ્વેષ સ્થિત છે तयो તે રાગદ્વેષને वशम् वश न आगच्छेत् ન થવુ हि કારણકે तौ તે રાગદ્વેષ अस्य મનુષ્યમાત્રના परिपन्थिनौ મોક્ષમાર્ગમા વિઘ્ન કરનારા શત્રુઓ છે [ ૩૪ ].

શબ્દાર્થ —ઇન્દ્રિયોને પોતપોતાના અનુકૂળ અને પ્રતિકૂળ વિષયો વિષે રાગદ્વેષ રહેલા જ છે રાગદ્વેષને વશ ન થવુ, કારણકે આ રાગદ્વેષ પુરુષના મોક્ષમાર્ગમા વિઘ્ન કરનાર શત્રુઓ છે [ ૩૪ ]

વિવેચન —सुखानुशयी राग । [ પા. યો સૂ. ૨-૭ ] કોઈ પણ અનુકૂળ વિષય, પદાર્થ કે ઘટના વિષે સુખની પ્રતીતિથી તેમા ઉત્પન્ન થતી આસક્તિ "રાગ" કહેવાય છે दु खानुशयी द्वेष । [ પા યો સૂ ૨-૮ ] કોઈ પણ પ્રતિકૂળ વિષય, પદાર્થ કે ઘટના વિષે દુ ખની પ્રતીતિથી તેમા ઉત્પન્ન થતી ઘૃણા 'દ્વેષ" કહેવાય છે રાગદ્વેષ કોઈ વિષય, પદાર્થ કે ઘટનામા નહિ, પરંતુ પ્રત્યેક પુરુષની બુદ્ધિમા રહેલા છે તેથી એક જ વિષય, પદાર્થ કે ઘટના કોઈ એક પુરુષને અનુકૂળ [ સુખરૂપ ] તથા કોઈ બીજા પુરુષને પ્રતિકૂળ [ દુ ખરૂપ ] લાગે છે, તથા એક જ વિષય, પદાર્થ કે ઘટના એક સમયે અનુકૂળ [ સુખરૂપ ] તથા બીજા સમયે પ્રતિકૂળ [ દુ ખરૂપ ] ભાસે છે.

જે જે વિષય પુરુષને અનુકૂળ હોય છે, તે તે વિષય શાસ્ત્રનિષિદ્ધ હોય, તોપણ તે તે વિષયમા પુરુષને રાગ થાય છે, તથા જે જે વિષય પુરુષને પ્રતિકૂળ હોય છે, તે તે વિષય શાસ્ત્રવિહિત હોય, તોપણ તે તે વિષયમા પુરુષને દ્વેષ જ થાય છે સાધારણ નિયમ પ્રમાણે પ્રત્યેક પુરુષને પોતાના અનુકૂળ વિષય, પદાર્થ કે ઘટનામા રાગ [ સુખબુદ્ધિ ] તથા પ્રતિકૂળ વિષય, પદાર્થ કે ઘટનામા દ્વેષ [ દુ ખબુદ્ધિ ] હોય છે આ પ્રકારે પ્રત્યેક ઇન્દ્રિયને તેના અનુકૂળ વિષય પરત્વે રાગ તથા પ્રતિકૂળ વિષય પરત્વે દ્વેષ હોય છે.

રાગદ્વેષને વશ થઈ કર્મ કરવા પ્રવૃત્ત થતો મનુષ્ય સ્વાભાવિક રીતે સ્વધર્મનો [વિહિત કર્મનો] ત્યાગ કરી, પરધર્મનું [નિષિદ્ધ કર્મનું] અનુષ્ઠાન કરે છે. માટે વિવેકી મનુષ્યે રાગદ્વેષને વશ થઈ કર્મ કરવા પ્રવૃત્ત ન થવું. અર્થાત્ જે વિષય અનુકૂળ તથા પ્રીતિ કરનારો હોય, પરંતુ શાસ્ત્રનિષિદ્ધ હોય તેને ગ્રહણ કરવો નહિ, અને જે વિષય પ્રતિકૂળ હોય તથા પ્રીતિ કરનારો ન હોય પરંતુ શાસ્ત્ર-વિહિત હોય તે ગ્રહણ કરવો; કારણકે આ રાગદ્વેષ જ મનુષ્યના મોક્ષમાર્ગને રોકનારા, મોક્ષમાર્ગમાં વિઘ્ન કરનારા, તથા પાપમાર્ગે ઘસડી જનારા ચોર જેવા મહાન શત્રુઓ છે [શા. ભા.].

જેમ ચોરોને વશ પથિકને રાજા ચોરોથી નિર્ભય કરી, સુમાર્ગે પ્રયાણ કરાવે છે; તેમ રાગદ્વેષને વશ થઈ પાપાચરણમા ઘસડાતા મનુષ્યને, શાસ્ત્ર તથા ગુરુનો ઉપદેશ રાગદ્વેષને નિર્મૂળ કરી, ધર્માચરણમા પ્રવૃત્ત કરે છે. રાગદ્વેષને વશ ન થવુ, એ પુરુષાર્થનો વિષય છે [મધુ. વગેરે], તેથી કામ, ક્રોધ, લોભ, વિષયસુખ વગેરે અનર્થોના કારણરૂપ છે, એ પ્રકારની પ્રતિપક્ષભાવનાથી [વિરુદ્ધભાવનાથી] રાગદ્વેષને વશ કરવા પ્રયાસ કરવો [શા. ભા.], કારણકે જ્યારે રાગદ્વેષ વશ થાય છે, "तदा शास्त्रदृष्टिरेव पुरुषो भवति, न प्रकृतिवशः। [શા. ભા.] ત્યારે પુરુષ શાસ્ત્રદૃષ્ટિને પ્રાપ્ત થાય છે, અને સ્વભાવને વશ રહેતો નથી;" અને તેથી મારો કે શાસ્ત્રનો ઉપદેશ નિરર્થક નથી [કેશવ, નીલકંઠ].

"स्वभावविजयः शौर्यम् [ભાગ. ૧૧–૧૯–૩૭] સ્વભાવ [વાસના] પર વિજય પ્રાપ્ત કરવો, એ શૌર્ય છે." રાગદ્વેષને વશ કરનાર પુરુષ જ સ્વભાવવિજયી તથા કામવિજયી થઈ, કૃતાર્થ થાય છે.

"अतो रागद्वेषो नियम्य यथाशास्त्रं प्रवर्तेत। [હ. પૈ. ભા.] માટે રાગદ્વેષને વશ કરી શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તવું" અથવા "स्वधर्मे कुशले वाऽकुशले वाऽपीश्वरप्राप्त्यै प्रवर्तेत। [શંકરાનંદ] પ્રભુપ્રીત્યર્થે કુશલ અથવા અકુશલ સ્વધર્મમા પ્રવૃત્ત રહેવું."

## પુરુષાર્થની પ્રબળતા

સ્વભાવ પૂર્વજન્મનો પુરુષાર્થ છે. રાગદ્વેષને વશ કરવા પ્રવૃત્ત થવું, એ વર્તમાન જન્મનો જાયમાન પુરુષાર્થ છે. જો આ જાયમાન [વર્તમાન જન્મનો] પુરુષાર્થ બળવાન હોય તો તે સ્વભાવનો પરાભવ કરે છે [વસિષ્ઠમુનિ].

'મને પૂર્વજન્મનું પ્રારબ્ધ જ ચલાવે છે' એવા વિચારનો વિવેકીએ

બલાત્કારે ત્યાગ કરવો; કારણકે આ જન્મના પ્રબલ ઉદ્યોગથી પૂર્વજન્મનો અપ્રબલ ઉદ્યોગ કદી પ્રબળ થશે નહિ. જ્યાં સુધી પૂર્વજન્મનો અશુભ ઉદ્યોગ પોતાની મેળે સંપૂર્ણપણે શાંત થાય ત્યાં સુધી અત્યંત ઉત્સાહપૂર્વક સ્વધર્મપરાયણ રહેવા પ્રયત્ન કરવો. ' શુભ ઉદ્યોગ કરવાથી શુભ ફળ મળે છે, અને અશુભ ઉદ્યોગ કરવાથી અશુભ ફળ મળે છે,' માટે ' દૈવ એ કાંઈ જ નથી ' એવો વિચાર રાખીને નિરંતર શુભ ઉદ્યોગમાં મચ્યા રહેવું. [ યો. વા. મુ. પ્ર. ૫–૧૦–૧૮ ] અને ' દૈવ કે જે પૂર્વજન્મના પુરુષાર્થથી જુદું નથી તેને દૂર ફેંકી દઈ, વિવેકી પુરુષે સત્સંગ અને સ્વાધ્યાય વડે જીવનો ઉદ્ધાર કરવો [ યો. વા. મુ. પ્ર. ૬–૧ ].

જો કે મનુષ્ય પૂર્વજન્મના સંસ્કારોને જ પ્રાપ્ત થાય છે, છતાં મોક્ષ માટે પુરુષાર્થનો કદી ત્યાગ ન કરવો. રાક્ષસ, પિશાચ, શૂદ્ર વગેરે તમોગુણી કે ક્ષત્રિય, વૈશ્ય વગેરે રજોગુણી યોનિમાં જન્મ થયો હોય તોપણ ધીરજ રાખી બિચારી ગાયને કાદવમાંથી કાઢવામાં આવે છે, તેમ બુદ્ધિને વિષયોરૂપી કાદવમાંથી બહાર કાઢવી. મનુષ્ય વિવેકથી જ સાત્વિક ભાવને પ્રાપ્ત થાય છે. આ ચિત્તરૂપી સ્ફટિકમણિમાં જેવો રંગ લગાવીએ તેવો લાગી જાય છે. પૃથ્વીમાં, અંતરીક્ષમાં કે સ્વર્ગમાં એવો કોઈ પદાર્થ નથી, કે જે બુદ્ધિમાન મનુષ્યને પુરુષાર્થથી પ્રાપ્ત ન થાય [ યો. વા. સ્થિ. પ્ર. ૧૨–૧૪–૧૯ ].

આ ચિત્તરૂપી નદી વિવેક તથા અવિવેક બન્ને તરફ વહે છે. જે તરફ પ્રયત્નપૂર્વક તેનો પ્રવાહ રાખવામાં આવે તે તરફ જ તે વહેતી રહે છે; તથા તે સ્થિતિને તે પ્રાપ્ત થાય છે [ યો. વા. નિ. પ્ર. [ ઉ. ] ૧૦૩–૨૪].

દૈવ તો એક જાતની રૂઢ થયેલી ભ્રાન્તિ જેવું છે. જે મૂઢ મનુષ્ય દૈવને માનતો હોય તેણે ' દૈવયોગે નહિ જ બળું ' એમ સમજીને પ્રજ્વલિત અગ્નિમાં પડવું જોઈએ. જો દૈવ જ કર્તા હોય તો મનુષ્યને કર્મ [ પુરુષાર્થ ] કરવાનું શું પ્રયોજન ?' કારણકે દૈવ જ સ્નાન, દાન વગેરે ક્રિયા કરશે. જો દૈવ જ સ્વતંત્ર હોય તો મનુષ્ય મૂંગો રહેશે; અને તેને દૈવ જેમ ચલાવશે તેમ ચાલશે. પછી તેને શાસ્ત્રના ઉપદેશની શી જરૂર ? અને કોઈને કોઈ પણ જાતનો ઉપદેશ શા માટે આપવો ? જો ત્રૈલોક્યમાં પ્રાણીઓને માટે ખટપટ કરનારું દૈવ જ હોય, તો સર્વ પ્રાણીઓએ સૂઈ જ રહેવું જોઈએ અને દૈવ જ સર્વનું કામ કરી દેશે.

આ પ્રકારે મૂર્ખ મનુષ્યોએ દૈવને કલ્પી કાઢ્યું છે. બુદ્ધિશાળી મનુષ્યો

પુરુષાર્થથી જ ઉત્તમ પદવીને પામ્યા છે જેઓ શૂરા, પરાક્રમી, ડાહ્યા તથા પડિતો હોય છે, તેઓ શુ આ જગતમા દૈવની વાટ જુએ છે? કદી પણ નહિ, કાનવેત્તા જોશીઓએ જે મનુષ્યનુ પડિત થવા વિષે આગળથી ભવિષ્ય ભાખ્યુ હોય, તે પુરુષ ભણ્યા વિના શાસ્ત્ર સમજી જાય તો દૈવને ઉત્તમ ગણવુ જોઈએ વિશ્વામિત્ર પુરુષાર્થથી જ બ્રાહ્મણપણુ પ્રાપ્ત કર્યું છે ઋષિમુનિઓ પુરુષાર્થથી જ આકાશગમન વગેરે સિદ્ધિઓને પ્રાપ્ત થાય છે પુરુષાર્થથી જ જીવ બ્રહ્મરૂપ થાય છે [ યો વા મુ પ્ર ૮-૧-૨૧ ]

બૃહસ્પતિ પુરુષાર્થથી જ દેવોના ગુરુ થયા છે શુક્રાચાર્ય પુરુષાર્થથી દૈત્યોના ગુરુ થયા છે દીનતા તથા દરિદ્રતાથી પીડાતા પુરુષાર્થથી જ ઇન્દ્રસમાન થયા છે સપત્તિ તથા વિપત્તિ વગેરે અનેક પ્રકારની દશાઓ મનુષ્યો પુરુષાર્થથી જ તરી ગયા છે અશુભ માર્ગમા લાગેના ચિત્તને પ્રયત્નથી શુભ માર્ગમા ઉતાવુ એગુ જ સર્વ શાસ્ત્રોનુ તાત્પર્ય છે દૈવ તો કેવળ જે લોકો દુખ પડવાથી રોતા હોય અને અલ્પ બુદ્ધિવાળા હોય તેમના આસુ લ્હોવાને માટે છે શ્રેષ્ઠ બુદ્ધિવાળા પુરુષાર્થથી જ અનાયાસે ભયકર સકટોમાથી તરે છે [ યો વા મુ પ્ર ૭-૭-૧૮ ]

જેમ ગઈ કાલનુ દુષ્ટ આચરણ આજના શુભ કર્મથી દુષ્ટ ફળ આપતુ નથી, તેમ પૂર્વજન્મના કર્મોને આ જન્મમા શુભ કર્મોના અનુષ્ઠાનથી ઉત્તમ બનાવવા જોઈએ જેમ ગઈ કાલે કરવામા આવેના દોષને આજે કરવામા આવેના ગુણયુક્ત કાર્યથી દૂર કરી શકાય છે, તેમ દૈવને અતિ પ્રયત્ન કરવાથી દૂર કરી શકાય છે [ મહા દ્રોણપર્વ ૧૫૨-૩૧ ] પૂર્વજન્મના દોષો આ જન્મના સદાચરણથી ટળી જાય છે

માટે જેઓ દૈવને જીતવા પ્રયત્ન કરતા નથી, તેઓ દીન, પ્રાકૃત તથા મૂઢ છે સર્વદા બન્ને લોકમા કલ્યાણ પોતાના પુરુષાર્થથી જ થાય છે [ યો વા મુ પ્ર ૬- ] શુભ પુરુષાર્થથી શુભ ફળ પ્રાપ્ત થાય છે, અને અશુભ પુરુષાર્થથી અશુભ ફળ પ્રાપ્ત થાય છે તો હવે જેમ ઇચ્છા હોય તેમ કરો [ યો વા મુ પ્ર ૭-૨૦ ]

વસિષ્ઠમુનિ કહે છે — " सर्वमेवेह हि सदा ससारे रघुनदन! सम्यक् प्रयुक्तात्सवण पौरुषात्समवाप्यते। હે રઘુનદન! આ સસારમા સર્વ કઈ પુરુષાર્થથી સાધ્ય છે " હવે આત્મજ્ઞાન સપાદન કરવા માટે કેવો પુરુષાર્થ કરવો જોઈએ તે શ્રવણ કર લોકથી તથા શાસ્ત્રથી વિરુદ્ધ નહિ તેવી યોગ્યતાવાળી

આજીવિકાથી મનમાં સંતોષ રાખી, ભોગના અભિમાનનો ત્યાગ કરવો. પોતાની શક્તિ પ્રમાણે યોગ્ય રીતે આજીવિકા માટે ઉદ્યોગ કરવો. કાલે શું થશે તેની ચિંતા ન કરવી. શાસ્ત્ર તથા સત્સંગપરાયણ રહેવું. જે મનુષ્ય પ્રારબ્ધવશાત્ જે મળે તેનાથી સંતુષ્ટ રહે, નિંદિત વૃત્તિની ઉપેક્ષા કરે, શાસ્ત્ર તથા સત્સંગપરાયણ રહે, તે શીઘ્ર મુક્તિ પામે છે. શાસ્ત્ર તથા સત્સંગથી વિવેક ઉત્પન્ન થાય છે, વિવેકના બળથી અવિદ્યા તથા અવિદ્યાના કાર્યરૂપ રાગદ્વેષ નિવૃત્તિ પામે છે; અને મનુષ્ય આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થઈ, કૃતકૃત્ય થાય છે.

શ્રુતિ પણ કહે છે કે —"न ऋते श्रान्तस्य सख्याय देवा। [ઋગ્ ૪-૩૩-૧૧] પુરુષાર્થપરાયણ પુરુષ જ પરમાત્માના અનુગ્રહને યોગ્ય થાય છે"

अत: स्वभावविजयी भव। માટે મુમુક્ષુએ પુરુષાર્થથી રાગદ્વેષને વશ કરી, સ્વભાવવિજયી થવું [૩૪].

અવતરણિકા :—હવે પરધર્મ કરતા સ્વધર્મ વધુ કલ્યાણકારી છે, તે કહે છે :

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥

અન્વયાર્થ :—स्वनुष्ठितात् સર્વ અંગની સંપૂર્ણતાથી આચરેલા [મધુ.] સારી રીતે આચરેલા [શા. ભા.] परधर्मात् પરધર્મ કરતાં विगुणः અંગોની ન્યૂનતાપૂર્વક આચરેલો [મધુ.] स्वधर्म સ્વધર્મ श्रेयान् અત્યંત શ્રેષ્ઠ છે. स्वधर्मे સ્વધર્મમાં निधन મરણ श्रेय શ્રેષ્ઠ છે, પરંતુ परधर्मः પરધર્મ भयावहः ભય પ્રાપ્ત કરનારો છે—ભય ઉપજાવનારો છે [૩૫].

શબ્દાર્થ :—સર્વ અંગની સંપૂર્ણતાથી આચરેલા પરધર્મ કરતાં અંગોની ન્યૂનતાપૂર્વક આચરેલો સ્વધર્મ વધારે સારો છે સ્વધર્મમા મરણ સારું છે, પરંતુ પરધર્મ ભયકારી છે [૩૫].

વિવેચન :—હે અર્જુન! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર પ્રકારના વર્ણોમા અને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમોમાં જે જે વર્ણ પ્રત્યે તથા જે જે આશ્રમ પ્રત્યે ધર્મશાસ્ત્રોએ જે જે ધર્મ ઉપદેશ કરેલો હોય, તે તે ધર્મ તે તે વર્ણનો કે તે તે આશ્રમનો સ્વધર્મ કહેવાય છે. પરધર્મ કરતા સ્વધર્મ વધારે કલ્યાણકારી છે. સ્વધર્મમાં મરણ

પણ શ્રેષ્ઠ છે, કારણકે તે આ લોકમા કીર્તિને આપનારુ અને પરલોકમા સ્વર્ગ વગેરેને પ્રાપ્ત કરાવનારું છે, પરતુ પરધર્મ ભયકારી છે, કારણકે તે આલોકમા અપકીર્તિ તથા પરલોકમા નરકાદિ અધોગતિના કારણરૂપ છે, તેથી રાગદ્વેષાદિકને લીધે થતી સ્વાભાવિક પ્રવૃત્તિની પેઠે પરધર્મનો ત્યાગ કરવો જોઈએ, એ અર્થ છે [ મધુ ] ભક્ત અર્જુને સ્વધર્મનુ [ યુદ્ધધર્મનુ જ ] અનુષ્ઠાન કરવુ જોઈએ, એ ભાવ છે [ નીલકઠ ]

શ્લોક ૩૧ થી ૩૫ મા ભગવાને મનુષ્યમાત્રને તેના અભ્યુદય તથા શ્રેયથી ભ્રષ્ટ કરનારા જે કારણો કહ્યા, તે સર્વ કારણોના સગ્રહનો શ્લોક આ પ્રમાણે છે — " श्रद्धाहानिस्तथाऽसूया दुष्टचित्तत्वमूढते । प्रकृतेर्वशवर्तित्व रागद्वेषौ च पुष्कलौ ॥ परधर्मरुचित्व चेन्मुक्ता दुर्मार्गवाहका ॥ શ્રદ્ધાની હાનિ, અસૂયા, ચિત્તની દુષ્ટતા, મૂઢતા, પ્રકૃતિને [ સ્વભાવને ] અનુસાર ચેષ્ટા [ વર્તન ], અ ત કરણ વિષે પુષ્કળ રાગદ્વેષ, તથા પરધર્મમા રુચિ એ સર્વે દુર્માર્ગે દોરનારા છે, અને તેથી સર્વથા ત્યાજ્ય છે " [૩૫]

**અવતરણિકા** :—વિષયોનુ ચિ તન [ ગી ૨–૬૨–૬૩ ] તથા રાગદ્વેષ સર્વ અનર્થોનુ મૂળ છે [ ગી. ૩–૩૪ ] એ પૂર્વે જુદાજુદા પ્રકરણમા અનિશ્ચિત-રૂપે કહેવામા આવ્યુ હવે પુરુષ શા માટે પાપ કરે છે, તે નિશ્ચયપૂર્વક જાણવાની ઇચ્છાવાળા ભક્ત અર્જુન ભગવાનને પ્રશ્ન પૂછે છે

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥

**અન્વયાર્થ** —वार्ष्णेय ! વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલા હે કૃષ્ણ ! अथ ત્યારે अय આ पुरुष પુરુષ अनिच्छन् अपि ઇચ્છતો ન હોવા છતા बलात् બલાત્કારે नियोजित પ્રવૃત્ત કરેલાની इव પેઠે केन કોનાથી प्रयुक्त પ્રેરેલો पाप કામ્ય તથા નિષિદ્ધ કર્મને [ મધુ ] चरति કરે છે ? [ ૩૬ ]

**શબ્દાર્થ** —હે વાર્ષ્ણેય ! ત્યારે આ પુરુષ પાપ કરવા ન ઇચ્છતો હોવા છતા બલાત્કારે પ્રવૃત્ત કરેલાની પેઠે કોનાથી પ્રેરાઈને પાપ કરે છે ? [૩૬]

**વિવેચન** —હે વાર્ષ્ણેય ! પાપ કરવાની ઇચ્છા ન હોવા છતા જાણે બળાત્કારે પ્રેરાયો હોય તેમ પુરુષ पापम् = નિષિદ્ધ કે કામ્ય કર્મ કરે છે [મધુ] અને આપના-

ઉપદેશ પ્રમાણે પરમ પુરુષાર્થના સાધનરૂપ શુભ કર્મો કરતો નથી, તેનું કારણ મને સંક્ષેપમાં નિશ્ચયપૂર્વક કહો, એટલે હું તેનો વિનાશ કરવા યત્ન કરું

"વૃષ્ણિવંશમાં [કુંતામાતાના પિતાના વંશમાં] કૃપાથી અવતરેના આપે આ કુંતિપુત્રના પ્રશ્નની ઉપેક્ષા ન કરવી, કિંતુ મારા આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપવો" એ અર્થ ભક્ત અર્જુન 'વાર્ષ્ણેય' સંબોધનવડે સૂચિત કરે છે [મધુ] [૩૬]

અવતરણિકા —શ્રુતિ કહે છે કે —कामम्य एवाय पुरुष । [બૃ ઉ ૪-૪-૫] આ પુરુષ કામમય [વિષયાદિની ઇચ્છા પ્રમાણે પ્રતીત થનારો] છે જ્યારે ચિત્ત કોઈ પદાર્થની કામનાવાળું થાય ત્યારે કામમય, જ્યારે કામનામાં પ્રતિઘાત થતા ક્રોધરૂપે પરિણામ પામે ત્યારે ક્રોધમય શુભ ક્રિયાની પ્રવૃત્તિના સમયમાં ધર્મમય, અશુભ ક્રિયાની પ્રવૃત્તિના સમયમાં અધર્મમય તથા વિવેક વૈરાગ્યવડે કામના શાંત થતા અકામમય થાય છે આ પુરુષ જેવી કામનાવાળો થાય છે, તેવા નિશ્ચયવાળો થાય છે તથા તે જેવું કર્મ કરે છે, તેવા ફળને તે પ્રાપ્ત થાય છે

"सोऽकामयत जाया मे स्यादथ प्रजायेयाथ वित्तं मे स्यादथ कर्म कुर्वीय। [બૃ ઉ ૧-૪-૧૭] આ કામયુક્ત પુરુષ ઇચ્છા કરી કે, મને સ્ત્રી પ્રાપ્ત થાય, પછી હું પ્રજારૂપે ઉત્પન્ન થાઉં, પછી મને ધન પ્રાપ્ત થાય, અને પછી હું કર્મ કરું " આ કામનાવાળો પુરુષ જ્યાં સુધી પોતાની સર્વ કામનાઓને પ્રાપ્ત થતો નથી, ત્યાં સુધી પોતાને અસંપૂર્ણ માને છે આ પ્રકારે આ કામથી પરવશ થઈ, પુરુષ પ્રવૃત્તિમાર્ગમાં જ પ્રવર્તે છે, અને નિવૃત્તિમાર્ગમાં પ્રવર્તતો નથી

"अकामस्य क्रिया काचिद् दृश्यते नेह कर्हिचित् । यद्यद्धि कुरुते जन्तुस्तत्तत् कामस्य चेष्टितम्। [મનુ] આ જગતમાં કામનારહિત પુરુષની કોઈ પણ ક્રિયા [ચેષ્ટા] જોવામાં આવતી નથી પુરુષ જે કંઈ કરે છે તે કામનું જ ચેષ્ટિત છે" આ પ્રમાણે સર્વ પ્રવૃત્તિનું [અનર્થોનું] કારણ કામ જ છે, એ ભગવાન હવે પ્રતિપાદન કરે છે

श्रीभगवानुवाच ॥ શ્રીભગવાન બોલ્યા

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥

અન્વયાર્થ —પુરુષને બળાત્કારે પાપમાં પ્રેરનારો एष આ काम કામ

છે एष આ કામ क्रोध ક્રોધરૂપ છે रजोगुणसमुद्भव રજોગુણથી ઉત્પન થયેલો છે महाशन ઘણો આહાર કરનાર તથા महापाप्मा અતિ ઉગ્ર છે–મહાપાપી છે, માટે एन આ કામને इह આ સંસારમા वैरिणम् વૈરીરૂપ विद्धि જાણ [૩૭]

**શબ્દાર્થ** —[પુરુષને બળાત્કારે પાપમા પ્રેરનારો] આ કામ છે એ નામ જ ક્રોધરૂપ છે એ કામ રજોગુણથી ઉત્પન્ન થયેલો છે એ કામ મહાભક્ષક તથા મહાપાપી છે, માટે એ કામને આ સંસારમા તુ વૈરીરૂપ જાણ [૩૭]

**વિવેચન** —'काम ! जानामि ते मूल सकल्पाज्जायते किल । [શા ૫ ૧૭૭–૨૫] સંકલ્પ [વિષયનુ ચિંતવન] કામનુ મૂળ છે' 'सङ्कल्पो वासना मूलक । [રા કગાનંદ ગી ૨–૫૫] સંકલ્પ વાસનામૂલક છે," તેથી વિષયોમા ભોગ્યત્વવાસના [ભોગજન્ય ધર્માધર્મરૂપ વાસના] કામની ઉત્પત્તિનુ કારણ છે

જેમ દૂધમા ઘી ઓતપ્રોત થઈને રહે છે, તેમ વિષયચિંતનથી ઉત્પન્ન થયેનો કામ ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિમા ઓતપ્રોત થઈને રહે છે જેમ દહી દૂધનો વિકાર છે, તેમ વિષયી મન શુધ્ધ મનનો વિકાર છે જેમ દહીના મંથનથી માખણ ઉત્પન્ન થાય છે, તેમ વિષયના ચિંતનથી ક્ષોભ પામેના ચિત્તમા કામ ઉત્પન્ન થાય છે કામ ચિત્તથી ભિન્ન કલ્પી શકાતો નથી કામ વિના ચિત્તનુ [મનનુ] અસ્તિત્વ સંભવતુ નથી

વિષયોનુ ચિંતવન કરનાર પુરુષને વિષયોમા આસક્તિ ઉત્પન્ન થાય છે આ વિષયવિષયક આસક્તિની વિપાકદશા કે જે દશાને પ્રાપ્ત થયા પછી પુરુષ વિષયભોગ ભોગવ્યા વિના ચાલી શકતો નથી, તથા વિષયભોગ ભોગવવા માટે બહેરો આંધળો તથા ઉન્મત્ત જેવો થાય છે તે કામ છે [રા ભા, કેશવ ગી. ૨–૬૨–૬૩]

કામીને વિષયપ્રાપ્તિ [વિષયભોગ] સિવાય બીજુ સર્વ નીરસ લાગે છે કામી પોતાની વિષયવાસના તૃપ્ત કરવામા જરા પણ વિલંબ કે પ્રતિબંધ સહન કરી શકતો નથી વિષયને પ્રાપ્ત થવામા મનુષ્યકૃત વિલંબ કે પ્રતિબંધ થતાં આ કામ જ ક્રોધરૂપે પરિણામ પામે છે "अत कामजय एव क्रोधजय न तज्जये पृथग्यत्न कर्तव्य इति भाव । [કેશવ] તેથી કામનો જય એ જ ક્રોધનો પણ જય છે, કામ તથા ક્રોધના જય માટે જુદો યત્ન આવશ્યક નથી"

કામ રજોગુણથી ઉત્પન્ન થયેલો છે, અથવા તો એમ સમજ કે કામ રજોગુણ ઉત્પન્ન કરનારો છે, કારણકે ઉત્પન્ન થયેલો આ કામ જ રજોગુણને પ્રકટ કરી, પુરુષને કર્મમા પ્રવૃત્ત કરે છે [શા ભા]

અતૃપ્તિ એ કામનો સ્વભાવ છે કામ ભોગથી કદાપિ તૃપ્તિ પામતો નથી. જેમ અગ્નિમા ઘી હોમવાથી વધુ ભડકા લે છે, તેમ જેમજેમ આ કામને તૃપ્ત કરવાનો પ્રયત્ન કરવામા આવે છે, તેમતેમ કામ વધુ ને વધુ પ્રબળ થતો જાય છે આ પૃથ્વી વિષે જેટલુ ધાન્ય છે, જેટલુ સોનુ છે, જેટલા ઢોરઢાખર છે, તથા જેટલી સ્ત્રીઓ છે તે સર્વ પદાર્થો પ્રાપ્ત થાય, તોપણ તે સર્વ પદાર્થો તૃષ્ણાથી પરાભવ પામેલા પુરુષના મનને સતુષ્ટ કરી શકતા નથી [ ભાગ ૯-૧૯-૧૩-૧૪ ] કામ ધન મળે તો રાજ્યની, રાજ્ય મળે તો ઇન્દ્રપદની, ઇન્દ્રપદ મળે તો બ્રહ્મપદની અને બ્રહ્મપદ મળે તો વિષ્ણુપદની ઇચ્છા કરે છે, પરતુ કદાપિ તૃપ્તિ પામતો નથી.

કામ મહાપાપી છે, પાપકર્મોના નરકાદિ ફળોને જાણવા છતા, કામથી પ્રેરિત થયેલો પુરુષ અનેક પ્રકારના પાપકર્મો તથા હિંસાદિ ક્રૂર કર્મો કરવા પ્રવૃત્ત થાય છે કામક્રોધથી વિવેકશૂન્ય થયેલો પુરુષ માતા, પિતા, ગુરુ ગાય કે બ્રાહ્મણનો વધ કરતા પણ ખચાતો નથી જેમ અસ્થિ કરતા અસ્થિમાથી ઉત્પન્ન થયેલુ વજ્ર વધારે ભયકર છે, તેમ કામ-ક્રોધ કરતા તેમાથી ઉત્પન્ન થયેલા એટલે કે કામક્રોધાદિના આવેશમા કરવામા આવેલા દુષ્ટ કર્મો વધારે ભયંકર છે

કામ દુર્જય છે, કારણકે તે જળ વિના કુમાવે છે, અગ્નિ વિના બાળે છે, શસ્ત્ર વિના પ્રહાર કરે છે, પાશ વિના બાધે છે, દેહ, ઇન્દ્રિયાદિમા ઓત પ્રોત થઈ ને રહે છે, તથા શોધ કરવા છતા જડતો નથી

"સહિ સહસ્રશ પ્રબોધિતોઽપિ ન નિવર્તતે। [ નીલકંઠ ] એ કામ શાસ્ત્ર કે ગુરુના ઉપદેશથી હજારો વખત સમજાવ્યા છતા નિવૃત્ત થતો નથી" "નાપ વૈરી દાનસાધ્ય । [ નીલકંઠ ] એ કામરૂપી વૈરી દાનવડે જીતી શકાતો નથી" "નાપિ સામભેદસાધ્ય । [ નીલકંઠ ] એ કામ સામ કે ભેદથી પણ પરાભવ પામતો નથી, અતા હન્તવ્યો રિપુ [ નીલકંઠ ] માટે એ કામરૂપી શત્રુ હણી નાખવા યોગ્ય છે"

જેમ ભગવાન રામ સામ દામ કે ભેદથી નહિ, પરતુ કામરૂપી રાવણનો નાશ કરીને જ સીતાજીને પ્રાપ્ત થયા તેમ એ કામરૂપી રાક્ષસનો નાશ કરનાર પુરુષ જ મોક્ષરૂપી પરમશાતિને પ્રાપ્ત થાય છે

કામ રજોગુણથી ઉત્પન્ન થયેલો છે, અને તેથી અતકરણ વિષે [ સત્ત્વગુણથી રજોગુણ પરાભવ પામતા કામ પરાભવ પામે છે, તથા [સત્ત્વગુણની વૃદ્ધિથી

આત્મજ્ઞાન થતા [ ગી ૧૪-૧૭ ] કામ સર્વથા નિવૃત્તિ પામે છે, એ સૂચન છે [૩૭ ]

**અવતરણિકા.**—હવે કામનુ સ્વરૂપ તથા તે કેવી રીતે વૈરી છે, તે દૃષ્ટાંત વડે સ્પષ્ટ કર છે

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८॥

**અન્વયાર્થ**—यथा જેમ धूमेन ધુમાડાથી वह्नि અગ્નિ आव्रियते ઢંકાયેલો રહે છે च તથા मलेन મેલથી आदर्श દર્પણ ઢંકાયેલુ રહે છે यथा જેમ उल्बेन ઓરથી ગર્ભ गर्भ आवृत ઢંકાયેલો રહે છે तथा તેમ तेन તે કામવડે—અનાદિ વાસનાવડે इद આ જ્ઞાન आवृतम् ઢંકાયેલુ રહે છે [ ૩૮ ]

**શબ્દાર્થ**—જેમ ધુમાડાથી અગ્નિ ઢંકાયેલો રહે છે, દર્પણ મેલથી ઢંકાયેલુ રહે છે, તથા ગર્ભ ઓરથી ઢંકાયેલો રહે છે, તેમ આ કામવડે જ્ઞાન ઢંકાયેલુ રહે છે [૩૮ ]

**વિવેચન**—જેમ પ્રકાશસ્વરૂપ અગ્નિ ધુમાડાથી સહજ ઢંકાયેલો રહે છે, તેમ જ્ઞાન કામથી ઢંકાયેલુ રહે છે એ સત્ત્વગુણપ્રધાન પુરુષના ચિત્તમા સંકલ્પમાત્રરૂપે રહેના કામનુ સ્વરૂપ છે જેમ ધુમાડાથી ઢંકાયેલો અગ્નિ જોઈ શકાતો નથી, તેમ જ્યા સુધી ચિત્તમા કામનુ સંકલ્પમાત્રરૂપે પણ અસ્તિત્વ છે, ત્યા સુધી આત્મા જોઈ શકાતો નથી પરંતુ જેમ ધુમાડાથી ઢંકાયેલો અગ્નિ દાહ વગેરે પોતાના કાર્યને કરે છે, તેમ સત્ત્વગુણપ્રધાન પુરુષના ચિત્તમા કામ સંકલ્પરૂપે રહેનો હોવા છતા તે સ્વકર્મના અનુષ્ઠાનમા જ પ્રવૃત્ત રહે છે, અને સત્ત્વગુણની વૃદ્ધિથી યથાકાળે આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે [ ગી ૧૪-૧૭]

તાત્પર્ય એ છે કે, જેમ જ્યા સુધી ધૂમરૂપી આવરણ છે ત્યા સુધી પ્રકાશસ્વરૂપ અગ્નિ જોઈ શકાતો નથી તેમ જ્યા સુધી કામરૂપી [ અવિદ્યારૂપી—અજ્ઞાનરૂપી ] આવરણ છે, ત્યા સુધી પ્રકાશસ્વરૂપ આત્મા જોઈ શકાતો નથી

જેમ દર્પણ આગન્તુક મેલથી ઢંકાયેલુ રહે છે, તેમ જ્ઞાન રાગદ્વેષરૂપી મળથી ઢંકાયેલુ રહે છે એ રજોગુણપ્રધાન પુરુષના ચિત્તમા વિષયાસક્તિરૂપે રહેના કામનુ સ્વરૂપ છે જેમ મેલથી ઢંકાયેલા દર્પણમા બિંબ પ્રતિબિંબિત થતુ નથી, તેમ રાગદ્વેષરૂપી મળથી ઢંકાયેલા ચિત્તમા આત્મતત્ત્વ પ્રતિબિંબિત

થતું નથી. વળી જેમ મળથી ઢંકાયેલું દર્પણ પ્રતિબિંબ ગ્રહણ કરવારૂપી પોતાનું સ્વકાર્ય કરતું નથી; તેમ રજોગુણપ્રધાન પુરુષ ચિત્તમાં રહેલા રાગ-દ્વેષરૂપી મળને લીધે માગ કે શાસ્ત્રના ઉપદેશને યથાવત્ ગ્રહણ કરતો નથી, તથા સ્વધર્મપરાયણ રહેતો નથી. રજોગુણી પુરુષ રાગદ્વેષને વશ થઈ શુભાશુભ કર્મો કરે છે, તથા કર્માનુસાર ઊંચનીચ યોનિને પ્રાપ્ત થાય છે. રજોગુણી પુરુષના ચિત્તમાં રહેલો કામ વિવેક, સંતોષ, ઉપશમ, વૈરાગ્ય તથા જ્ઞાનનો વિરોધી છે.

શ્રુતિ પણ કહે છે કે.— " न सांपरायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् । [ કઠોપ. ૧-૨-૬ ] વિષયભોગ તથા ધનાદિથી મોહ પામેલા અવિવેકી પુરુષને ચિત્તશુદ્ધિદ્વારા આત્મજ્ઞાનને પ્રાપ્ત થવાના સાધનો પ્રતીત થતાં નથી."

તાત્પર્ય એ છે કે, જ્યાં સુધી મળરૂપી આવરણ છે, ત્યાં સુધી દર્પણમાં જેમ બિંબ પ્રતિબિંબિત થતું નથી; તેમ જ્યાં સુધી કામના [ અવિદ્યાના ] કાર્યરૂપ રાગદ્વેષરૂપી મળનું આવરણ છે, ત્યાં સુધી ચિત્તમાં આત્મતત્ત્વ પ્રતિબિંબિત થતું નથી.

જેમ માતાના ઉદરમાં રહેલો ગર્ભ ચારે તરફ જરાયુ નામના ચર્મથી ઢંકાયેલો છે, તેમ જ્ઞાન કામથી ઢંકાયેલું છે. એ તમોગુણપ્રધાન પુરુષના ચિત્તમાં વિષયાસક્તિ, આશા-તૃષ્ણા, અજ્ઞાન, પ્રમાદ, આળસ તથા મોહરૂપે રહેલા કામનું સ્વરૂપ છે જેમ ઓરથી આવૃત ગર્ભ હાથપગ હલાવવા જેવી સ્વક્રિયા પણ કરતો નથી, તેમ તમોગુણી પુરુષ મારો કે શાસ્ત્રનો ઉપદેશ શ્રવણ કરવા કે શુભ કર્મો કરવા પ્રવૃત્ત થતો નથી, પરંતુ પ્રમાદી, આળસુ કે નિદ્રાપરાયણ જીવન જીવે છે [ ગી. ૧૪-૮ ]

તાત્પર્ય એ છે કે, જેમ ઓરથી આવૃત્ત થયેલો ગર્ભ બંધાય છે, તેમ કામથી [ મોહથી-અવિવેકથી ] આવૃત્ત થયેલો જીવાત્મા સંસારથી બંધાય છે, તથા ઉત્તરોત્તર અધોગતિને પામે છે [ ગી. ૧૪-૧૮ ] [૩૮].

**અવતરણિકા.**—" तदिदशब्दार्थं स्वयमेव वदन् दार्ष्टान्तं स्पष्टयति । [ કેશવ, શા. ભા. વગેરે ] હવે પૂર્વશ્લોકમાં 'इदं' શબ્દનો અર્થ કહી દૃષ્ટાંત સ્પષ્ટ કરે છે ":

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ॥३९॥**

**અન્વયાર્થ.**—कौन्तेय ! હે અર્જુન ! ज्ञानिनः જ્ઞાનીના नित्यवैरिणा નિત્યવૈરી कामरूपेण તૃષ્ણારૂપ अनलेन અગ્નિની પેઠે च અને दुष्पूरेण કદી પણ તૃપ્ત ન

થાય એવા एतेन આ કામે ज्ञान વિવેકજ્ઞાનને [ મધુ, શ્રીધર વગેરે ] અ ત.કરણને [ મધુ , સદાન દ વગેરે ] ધર્માધર્મરૂપ જ્ઞાનને [ કૈયવ વગેરે ] आवृत ઢાંકી દીધેલુ છે [ ૩૯ ]

**શબ્દાર્થ** —હે અર્જુન ! અગ્નિની પેઠે કદી તૃપ્ત ન કરી શકાય એવા આ કામરૂપ જ્ઞાનીના નિત્યવૈરીએ જ્ઞાનને ઢાંકી દીધુ છે [ ૩૯ ]

**વિવેચન** —હે અર્જુન ! આ કામ જ્ઞાનીનો નિત્યવૈરી છે, કારણકે અજ્ઞાની વિષયભોગકાળે કામને મિત્રરૂપ જાણે છે, પરંતુ પરિણામે જ્યારે કામના કાર્યરૂપ દુ ખનો અનુભવ થાય છે, ત્યારે ' આ કામથી જ મને દુ ખ થયુ ' એમ જાણી કામને વૈરીરૂપ જાણે છે આ પ્રમાણે અજ્ઞાની દુ ખરૂપ પરિણામકાળમા જ કામને વૈરીરૂપ જાણે છે, પર તુ જ્ઞાની તો વિષયભોગ ભોગવતી વખતે પણ કામને વૈરીરૂપ જાણે છે, અને તેથી કામ જ્ઞાનીનો નિત્યવૈરી છે [શા ભા , મધુ વગેરે].

આ કામ અગ્નિ જેવો દુષ્પૂર છે જેમ ઘી વગેરે પદાર્થોથી અગ્નિ તૃપ્તિ પામતો નથી, તેમ કામ ભોગથી કદી તૃપ્તિ પામતો નથી, અને જેમ કાદવ જળને આવૃત કરે છે અથવા રાહુ ચ દ્રને આવૃત કરે છે, તેમ આ તૃષ્ણારૂપ કામ જ્ઞાન=વિવેકજ્ઞાનને [મધુ શ્રીધર વગેરે] અ ત કરણને [મધુ સદાન દ વગેરે] આવૃત કરે છે

આ કામ વિવેકી તથા અવિવેકી બન્નેનો વૈરી છે, અને તેથી વિવેકી અને અવિવેકી બન્નેએ તેનો ત્યાગ કરવો જોઈએ, એ ભાવ છે [મધુ] [૩૯]

**અવતરણિકા** —હવે કામનુ અધિષ્ઠાન [રહેઠાણ] કહે છે:

**इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।**
**एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥**

**અન્વયાર્થ**—इन्द्रियाणि ઇન્દ્રિયો मन મન અને बुद्धि બુદ્ધિ अस्य આ કામના अधिष्ठान આશ્રય-રહેઠાણ उच्यते કહેવાય છે एतै એ વડે ज्ञानं વિવેકબુદ્ધિને-અ ત કરણને आवृत्य ઢાંકીને एष આ કામ देहिनम् દેહીને-દેહાભિમાની પુરુષને विमोहयति નાના પ્રકારે મોહ પમાડે છે [શા ભા ] [૪૦]

**શબ્દાર્થ** —ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ કામના અધિષ્ઠાન છે, તેઓ વડે જ્ઞાનને ઢાંકીને, આ કામ દેહીને મોહ પમાડે છે [૪૦]

**વિવેચન :**—"अधितिष्ठति एभि अय काम आत्मानम् इति इन्द्रियाणि मनो

बुद्धि: अस्य अधिष्ठानम् । [રા. ભા.] આ કામ ઇન્દ્રિયાદિ વડે આત્મા પર પોતાનુ આધિપત્ય સ્થાપિત કરે છે, તેથી ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ કામનાં અધિષ્ઠાન કહેવાય છે.

અથવા ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિની ચેષ્ટાનો હેતુ કામ છે, અને તેથી ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ કામનાં સ્થાન [આશ્રય] કહેવાય છે [શંકરાનંદ].

આ કામ ઇન્દ્રિયાદિનો આશ્રય કરી, વિવેકબુદ્ધિને ઢાંકી દઈ, देहिनम्= દેહાભિમાની પુરુષને [શા. ભા] વિવિધ પ્રકારે મોહ પમાડે છે.

"वस्तुस्वरूपान्यथाज्ञान मोहः । [કેશવ] કોઈ પણ વસ્તુના [પદાર્થના] સ્વરૂપનું વિપરીત જ્ઞાન " મોહ " કહેવાય છે." કામ દેહાદિ અનાત્મ પદાર્થમા આત્મબુદ્ધિરૂપ, દેહાદિ અનિત્ય પદાર્થોમા નિત્યબુદ્ધિરૂપ, દેહાદિ અપવિત્ર પદાર્થોમાં પવિત્રબુદ્ધિરૂપ અને દુઃખરૂપ વિષયભોગોમા સુખબુદ્ધિરૂપ મોહ ઉત્પન્ન કરી, દેહાભિમાની પુરુષની બુદ્ધિને ઢાંકી દઈ, વિષયભોગમા આસક્ત કરી શ્રેયથી ભ્રષ્ટ કરે છે [રા. ભા., કેશવ]. આ મોહ [અવિદ્યા] જ સંસારનું કારણ છે [૪૦].

અવતરણિકા:—હવે કામને જીતવાનો ઉપાય કહે છે:

**तस्मात्त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥**

**અન્વયાર્થ**:—भरतर्षभ ! હે અર્જુન ! तस्मात् તેથી त्वम् તુ आदौ કામકૃત મોહની પૂર્વે અથવા કામના નિરોધની પૂર્વે [મધુ.] इन्द्रियाणि ઇન્દ્રિયોને नियम्य નિયમમા રાખી ज्ञानविज्ञाननाशनम् શાસ્ત્રના પરોક્ષ જ્ઞાનનો તથા અપરોક્ષ જ્ઞાનનો નાશ કરનાર [શા. ભા. વગેરે] [શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી ઉત્પન્ન થયેલુ પરોક્ષ જ્ઞાન કહેવાય છે તથા પરોક્ષ જ્ઞાનનો સાક્ષાત્ અનુભવ કરવો તે વિજ્ઞાન કહેવાય છે.] [મધુ.] पाप्मानम् પાપના મૂળભૂત एनम् આ કામનો हि અવશ્ય प्रजहि પરિત્યાગ કર [શા ભા. વગેરે], નાશ કર [શંકરાનંદ વગેરે] [૪૧]

**શબ્દાર્થ**:—હે અર્જુન ! તેથી તુ પ્રથમ ઇન્દ્રિયોને નિયમમાં રાખી, જ્ઞાનવિજ્ઞાનનો નાશ કરનારા તથા સર્વ પાપોના મૂળભૂત આ કામનો પરિત્યાગ કર [નાશ કર] [૪૧]

**વિવેચન**:—હે અર્જુન ! તેથી તુ आदौ = કામકૃત મોહની પૂર્વે અથવા કામના નિરોધની પૂર્વે [મધુ], ઇન્દ્રિયોને નિયમમા રાખીને અર્થાત્ શબ્દાદિ

વિષયોથી નિવૃત્ત કરીને, ज्ञानविज्ञाननाशन = શાસ્ત્રના પરોક્ષ જ્ઞાનનો તથા શાસ્ત્રના અપરોક્ષ જ્ઞાનનો નાશ કરનારા, સર્વ પાપોના [ અનર્થોના ] મૂળભૂત આ કામનો પરિત્યાગ કર [ શા. ભા. વગેરે ], નિ:શેષ નાશ કર [ શંકરાનંદ વગેરે ]. "कामस्य परित्याग एव मारणं न तु शस्त्रेण शिरश्छेदनम्। [ ધનપતિ ] કામનો પરિત્યાગ એ જ કામનું મૃત્યુ છે, કામરૂપી શત્રુનો શસ્ત્રથી શિરચ્છેદ આવશ્યક નથી."

કામનો નિ:શેષ અભાવ થયા સિવાય બુદ્ધિ નિશ્ચલ થતી નથી, બુદ્ધિ નિશ્ચલ થયા વિના જ્ઞાનની વિશુદ્ધિ થતી નથી; અને જ્ઞાનની વિશુદ્ધિ વિના મોક્ષ થતો નથી, માટે મુમુક્ષુએ અવશ્ય કામનો જય કરવો જોઈએ, એ સૂચન છે [ શંકરાનંદ ].

**નોંધ** :—અહીં इन्द्रियाणि શબ્દવડે મન-બુદ્ધિનું પણ ગ્રહણ થઈ શકે છે, કારણકે જેમ બાહ્ય શબ્દાદિના જ્ઞાન વિષે શ્રોત્રાદિને ઇંદ્રિયરૂપતા છે, તેમ અંતર સુખદુઃખાદિના જ્ઞાન વિષે મન-બુદ્ધિને પણ ઇંદ્રિયરૂપતા છે [ મધુ ].

### કામને જીતવાનો ઉપાય

"काममूलः संसार – કામ સંસારનું મૂળ છે." ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ કામનું અધિષ્ઠાન [ રહેઠાણ ] છે. જ્યાં સુધી આ કામરૂપી શત્રુને ઇંદ્રિયો, મન તથા બુદ્ધિરૂપી એના રહેઠાણમાં સત્તાથી પદભ્રષ્ટ કરી, દાસ બનાવવામાં ન આવે, ત્યાં સુધી આ કામ નિર્મૂળ થતો નથી તેથી જેમ રાજા કિલ્લાને પ્રથમ સ્વાધીન કરીને, પછી તેની અંદર રહેલા શત્રુઓનો નાશ કરે છે, તેમ તું પ્રથમ ઇંદ્રિયોને વશ કરી, આ કામરૂપી શત્રુનો નાશ કર.

પરંતુ આ કામથી દાસત્વ સહન થતું નથી ક્રોધ, લોભ, મોહ, મદ તથા મત્સરરૂપી તેની પ્રબળ, ઉગ્ર તથા પ્રચંડ સંતતિ અને વિષયોરૂપી અસંખ્ય શસ્ત્રધારી યોદ્ધાઓની મદદથી આ કામ બ્રહ્મચર્ય, નિયમ, ધૈર્ય, ધર્મ, સદાચાર, સ્વાધ્યાય, વ્રત, જપ, તપ, યોગ, જ્ઞાન વગેરે વિવેકની સમસ્ત સેનાનો પરાભવ કરી, પોતાના રહેઠાણમાં એટલે કે ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ પર પોતાની સત્તા પાછી જમાવવા સતત પ્રયત્ન કરે છે.

ભગવાન શિવને મોહિનીથી [ ભાગ. ૮-૧૨ ], બ્રહ્માને પુત્રીથી [ ભાગ. ૩-૩૧-૩૬ ], નહુષને ઇન્દ્રાણીથી, ચંદ્રને રોહિણીથી, વિશ્વામિત્રને મેનકાથી, તથા અનેક તપસ્વી, યોગી તથા ઋષિમુનિઓને કામાંધ બનાવી આ કામે

શરમિંદા કર્યો છે. તેમ જ દક્ષપ્રજાપતિ, દુર્વાસા વગેરેને ક્રોધથી, દુર્યોધન વગેરેને લોભથી, રાવણ, કંસ વગેરેને મદથી તથા કૈકેયી વગેરેને મત્સરથી આ કામે વિવેકશૂન્ય બનાવ્યાં છે, તે પ્રસિદ્ધ છે.

આ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ તથા મત્સર જ્ઞાનીના જ્ઞાનમાં, સાધુના ભેખમાં, તથા ગૃહસ્થની ગૃહસ્થાશ્રમાં સર્વકાળે તથા સર્વસ્થાને ધૂળ ધલાવનારા જ છે. શ્રુતિ, સ્મૃતિ, ન્યાય, પુરાણ, ઇતિહાસ તથા સકળ શાસ્ત્રોના નિષ્ણાતો પણ આ કામથી પરાભવ પામેલા છે. " को जग काम नचाव न जेही [ તુલસી ] આ જગતમાં કામે કોને નચાવ્યો નથી ? " આ કામના કીર્તિસ્થંભોથી મનુષ્યોનાં હૃદયો ખીચોખીચ ભરાઈ ગયેલા છે, અને અણુ જેટલી જગ્યા પણ હવે ખાલી રહેલી જણાતી નથી.

કામની અમર્યાદિત શક્તિ, તથા શસ્ત્રોનો ખ્યાલ કરી, કેવળ ઇન્દ્રિયોના નિગ્રહથી સંતોષ ન માનવો; કારણકે વિષયભોગસ્વરૂપે નિયમન કરેલો આ કામ, સંકલ્પરૂપે લિંગ તથા કારણશરીરમાં રહે છે, પરંતુ નાશ પામતો નથી.

શેષ રહેલા અગ્નિ, રોગ કે ઋણની પેઠે, આ સંકલ્પરૂપે શેષ રહેલો કામ પુનઃ પુનઃ વૃદ્ધિ પામ્યા કરે છે; ધર્મ, ધ્યાન કે યોગમાં સહેજ પણ પ્રમાદ, ઊણપ કે દોષનો આશ્રય કરી, આ સંકલ્પરૂપે રહેલો કામ ફરીને પોતાનું પ્રચંડ તથા ઉગ્ર સ્વરૂપ ધારણ કરી, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિરૂપી પોતાનાં રહેઠાણ પર પોતાની સત્તા પાછી જમાવી, યોગીને શ્રેયમાર્ગથી ભ્રષ્ટ કરે છે. તેથી ઇન્દ્રિયો તથા મનનો નિગ્રહ કર્યા પછી, આત્મસાક્ષાત્કાર થાય ત્યાં સુધી, સાધક યોગીએ આ કામરૂપી શત્રુથી સાવધ રહી, સર્વદા સ્વરૂપાનુસંધાન રાખવું આવશ્યક છે.

આ પાપી કામ પોતાની હાર પચાવી શકતો નથી. તે પોતાનાં વિજેતા ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિરૂપી લિંગશરીરનો કટ્ટો દુશ્મન છે; તેથી જ્ઞાનાગ્નિમાં નાશ પામવાની અંતિમ ક્ષણે આ કામ પોતાના રહેઠાણને [ લિંગશરીરને ] સળગાવી મૂકે છે, અને પોતાની સાથે પોતાના વિજેતા લિંગશરીરનો પણ નાશ કરે છે.

શ્રુતિસ્મૃતિઓ કામના નાશને મનોનાશ, લિંગશરીરનો નાશ, આત્મજ્ઞાન, બ્રાહ્મી સ્થિતિ, જીવનમુક્તિ, જ્ઞાનનિષ્ઠા વગેરે નામે વર્ણવે છે [ મુક્તિ-ઉપનિષદ્ -સર્વસારોપનિષદ્ ]. કામનો નાશ એ જ બ્રહ્મનિર્વાણ છે. કામનો નાશ કરી, જીવ શિવ બને છે.

"न ह्यस्त्यविद्या मनसोऽतिरिक्ता मनो ह्यविद्या भवबन्धहेतु । तस्मिन्विनष्टे सकल विनष्ट विजृम्भितेऽस्मिन्सकल विजृम्भते । [ શકર વિ ચૂ ૧૬૯ ] મન અવિદ્યાનુ કાર્ય હોવાથી તથા અવિદ્યા મનદ્વારા સસારનુ કારણ હોવાથી, મન જ અવિદ્યા છે આ મનરૂપી અવિદ્યા જ સસારનુ કારણ છે મનનો નાશ થતા આ સર્વ સસાર નિવૃત્તિ પામે છે, અને મનનો ઉદય થતા સર્વ સસાર ઉદય પામે છે "

કામ, મન અવિદ્યા, અજ્ઞાન એ વસ્તુનાએ પર્યાય શબ્દો છે એ સર્વનુ મૂળ 'અહમ્-મમતુ' સન્દુરણમાત્ર જ છે, અને એ સર્વની શાતિ તે જ મોક્ષ છે [ ૪૧ ]

**અવતરણિકા** —હવે આ દુર્જય કામનો નાશ કરવા બળવાનનો આશ્રય આવશ્યક છે, માટે મુમુક્ષુએ સર્વથી શ્રેષ્ઠ એવા આત્માનો આશ્રય કરી, કામનો નાશ કરવો, તે કહે છે

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

**અન્વયાર્થ** —આ સ્થૂલ દેહ કરતા इन्द्रियाणि ઇન્દ્રિયો पराणि સૂક્ષ્મ, વ્યાપક બળવાળી તથા શ્રેષ્ઠ आहु કહેવાય છે इन्द्रियभ्य ઇન્દ્રિયોથી मन મન पर પર છે तु તથા मनस મનથી बुद्धि બુદ્ધિ परा પર છે तु તથા य જે बुद्ध બુદ્ધિથી परत પર છે स તે આત્મા છે [ ૪૨ ]

**શબ્દાર્થ** —આ સ્થૂલ દેહ કરતા ઇન્દ્રિયો પર [ શ્રેષ્ઠ ] છે, ઇન્દ્રિયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે, અને બુદ્ધિથી જે પર છે તે આત્મા છે [ ૪૨ ]

**વિવેચન** — येन यत्प्रकाश्यते प्रवर्त्यते च तत्तदपेक्ष्य व्यापक सूक्ष्म पर भिन्न च भवति । [ શ ક ાન દ ] કોઈ પણ પદાર્થનો પ્રકાશક તથા પ્રવર્તક તે પદાર્થ કરતા વ્યાપક, સૂક્ષ્મ, શ્રેષ્ઠ તથા ભિન્ન હોય છે " એ ન્યાય પ્રમાણે સ્થૂલ દેહની પ્રકાશક તથા પ્રવર્તક ઇન્દ્રિયો સ્થૂલ દેહ કરતા વ્યાપક, સૂક્ષ્મ, શ્રેષ્ઠ તથા ભિન્ન છે ઇન્દ્રિયો - તા ઇન્દ્રિયોનુ પ્રકાશક તથા પ્રવર્તક મન પર [ શ્રેષ્ઠ ] છે, મન કરતા મનની પ્રકાશક તથા પ્રવર્તક બુદ્ધિ પર [ શ્રેષ્ઠ ] છે, અને બુદ્ધિ કરતા બુદ્ધિનો પ્રકાશક તથા પ્રવર્તક આત્મા પર [ શ્રેષ્ઠ ] છે [ શા ભા , મધુ વગેરે ]

શ્રુતિ કહે છે કે —' पुरुषान्न पर किंचित्सा काष्ठा सा परा गति । [ કઠ ઉપ ૧-૩-૧૧ ] જે ચૈતન્યરૂપ પુરુષથી પર કાંઈ પણ નથી તેથી સૂક્ષ્મત્વ

તથા પ્રત્યગાત્મતત્ત્વના તે પનકાષ્ઠા [ અવધિ ] છે, તથા તે સંસારી જીવોની પરા [ ઉત્કૃષ્ટ ] ગતિ છે " ભગવાન પણ હવે પછી કહેશે કે —" यद्गत्वा न निवर्तन्ते। [ ગી ૧૫-૬ ] જેને પામીને પુરુષો પાછા સંસારમાં આવતા નથી "

## શ્રીરામાનુજાચાર્ય વગેરેનો અર્થ

આત્મજ્ઞાનના વિરોધમાં ઇન્દ્રિયો પ્રધાન કારણ છે, માટે જ્યાં સુધી ઇન્દ્રિયો વિષયોથી નિવૃત્ત ન થાય ત્યાં સુધી આત્મજ્ઞાન થતું નથી ઇન્દ્રિયોથી મન પર છે તેથી કદાચ ઇન્દ્રિયોથી નિવૃત્ત થાય તોપણ જ્યાં સુધી મન વિષયોનું ચિંતન કરે છે, ત્યાં સુધી અંતઃકરણમાં આત્મજ્ઞાન પ્રકાશતું નથી મનથી બુદ્ધિ પર છે, અને તેથી કદાચ મન વિષયચિંતનથી ઉપરામ પામે તો પણ જ્યાં સુધી બુદ્ધિ વિપરીત અધ્યાસમાં હોય ત્યાં સુધી આત્મજ્ઞાન થતું નથી બુદ્ધિથી પર સ અર્થાત્ " रजोगुणसमुद्भवोऽनादिसूक्ष्माभिलाषरूप काम । [ શ્લોક ] રજોગુણથી ઉત્પન્ન થયેલો અનાદિ સૂક્ષ્મ અભિલાષરૂપ કામ છે."

' अतो बुद्धे पर सर्वज्ञानविरोधी प्रधानभूतो वैरी स काम एवेत्यर्थ । [ શ્લોક, રા ભા વ તભ ] માટે બુદ્ધિથી પર [ બળવાન ] આત્મજ્ઞાનનો વિરોધી તથા પ્રધાનભૂત વૈરી કામ છે, એ અર્થ છે "

**નોંધ** —' यो बुद्ध परतस्तु स ' એ પદમાં 'स ' શબ્દનો ભગવાન ભાષ્યકાર વગેરે ' આત્મા ' અર્થ કરે છે અને શ્રી રામાનુજાચાર્ય વગેરે 'કામ' અર્થ કરે છે 'स' શબ્દના અર્થ વિષે આધુનિક વિદ્વાનોમાં પણ મતભેદ છે તિલક વગેરેને ભગવાન ભાષ્યકાર વગેરેનો અર્થ માન્ય છે ભગવાન ચૈતન્યજી વગેરેને શ્રીરામાનુજાચાર્ય વગેરેનો અર્થ માન્ય છે.

અનુષ્ઠાનદૃષ્ટિથી ઉપયોગી બન્ને અર્થ અત્યંત હિતાવહ છે, તે હવે પછીના શ્લોકના અર્થથી સ્પષ્ટ થશે [ ૪૨ ]

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥

**અન્વયાર્થ** —महाबाहो હે અર્જુન! एव એ પ્રમાણે बुद्धे બુદ્ધિથી પર આત્માને बुद्ध्वा જાણીને आत्मना આત્માવડે आत्मान આત્માનું संस्तभ्य સ્તંભન કરી दुरासदम् દુર્જય – અત્યંત પ્રયત્નવડે વશ કરી શકાય એવા [ શા ભા ] कामरूप કામરૂપ शत्रु શત્રુનો जहि નાશ કર [ ૪૩ ]

**શબ્દાર્થ** – હે મહાબાહો ! બુદ્ધિથી શ્રેષ્ઠ આત્માને જાણી, આત્માવડે આત્માનું સ્તમ્ભન કરી, તું આ દુર્જય કામરૂપ શત્રુનો નાશ કર [૪૩]

**વિવેચન**—હે અર્જુન ! આ પ્રકારે બુદ્ધિથી શ્રેષ્ઠ આત્માનો बुद्ध्वा=સાક્ષાત્કાર કરી [ મધુ વગેરે ], આત્માવડે આત્માનું संस्तभ्य=સ્તમ્ભન કરી, શુદ્ધ મન વડે મનને સમાધિસ્થ કરી [ શા ભા ] નિશ્ચયાત્મક બુદ્ધિ વડે મનને સ્થિર કરી [ મધુ ] કામના આશ્રયભૂત તથા કારણભૂત અંતઃકરણને આત્મામાં જોડીને [શંકરાનંદ], આ કામરૂપ દુર્જય શત્રુનો નાશ કર

## શ્રી રામાનુજાચાર્ય વગેરેનો અર્થ

આ પ્રકારે બુદ્ધિથી કામને પર જાણી અર્થાત્ આત્મજ્ઞાનનો વિરોધી તથા પ્રધાનવૈરી જાણી, "आत्मानं मनः आत्मना बुद्ध्या कर्मयोगेऽवस्थाप्य । [ રા. ભા ] બુદ્ધિવડે મનને કર્મયોગમાં સ્થિર કરીને [ રા ભા ]", વિવેકબુદ્ધિ વડે સર્વ કર્મો મને વાસુદેવને સમર્પણ કરી [ શ્રીધર ગી ૩-૩૦ ], આ કામરૂપ દુર્જય શત્રુનો નાશ કર

## કર્મયોગનું રહસ્ય

આ કર્મયોગના શ્રદ્ધાભક્તિપૂર્વક અનુષ્ઠાનથી સર્વ અનર્થોના પ્રવર્તક રાગ-દ્વેષ ક્રમશઃ નિવૃત્તિ પામે છે, અંતઃકરણ શુદ્ધ થાય છે, અંતઃકરણ વિષે વૈરાગ્યનો ઉદય થાય છે [ ગી ૨-૫૨ ], કર્મયોગી શાસ્ત્રદષ્ટિને પ્રાપ્ત થાય છે, તથા સ્વભાવને વશ રહેતો નથી [ શા ભા ૩-૩૪ ]

કર્મનિષ્ઠાના નિશ્ચિત ફળરૂપ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થતાં [ ગી ૨-૪૦ ] તુરત જ શ્રેયના મહાવ્યાધિરૂપ અઘાસુર [પાપ] [શ્રીકૃષ્ણોપનિષદ ૧૮] અને પ્રકૃતિરૂપી [સ્વભાવરૂપી–દુર્વાસનારૂપી] પૂતના પ્રાણત્યાગ કરી ભગવદ્ભાવને પ્રાપ્ત થાય છે, એટલે કે અંતઃકરણ વિષે સંસારના હેતુરૂપ અશુભ વાસના નાશ પામે છે, અને શ્રેય સાધનરૂપ શુભ વાસનાનો ઉદય થાય છે, અંતઃકરણ સત્ત્વમય થાય છે

ત્યાર પછી ધ્યાન વડે કે સાંખ્યયોગ વડે [ ગી ૧૩-૨૪ ] શુદ્ધ [વૃત્તિશૂન્ય] સત્ત્વમય અંતઃકરણ વિષે ભગવાનના અનુગ્રહથી જ્ઞાનદીપ પ્રદીપ્ત થતાં [ગી ૧૦-૧૧], દુર્જય કામ પરાજય પામે છે અર્થાત્ ભોગમાત્રના મિથ્યાત્વના તથા આત્માના નિત્યત્વના નિશ્ચયથી, કામ જીવનનિર્વાહ, સ્વર્ગ કે મુક્તિની કામનારૂપે નહિ, પરંતુ એકમાત્ર લોકસંગ્રહની કામનારૂપે અવશેષ રહે છે

આ પ્રમાણે આ કર્મયોગરૂપી ઉપદેશના અનુસરણથી કૃતાર્થ થયેલો પુરુષ

[ગી. ૩-૩૧] નિયતમન થઈ, પ્રકૃતિને [સ્વભાવને] અનુસાર ગૃહસ્થાશ્રમ કે સંન્યાસાશ્રમમાં રહી, લોકસંગ્રહ માટે જીવન જીવતો [ગી. ૩-૩૪] તથા જીવન્મુક્તિનો આનંદ અનુભવતો, આ સ્થૂલ દેહનો ત્યાગ થતાં વિદેહમુક્તિને પામે છે [૪૩].

## અધ્યાયનો સાર

પ્રકૃતિના ગુણો કે ઈશ્વરમાં કર્તૃત્વ આરોપિત કરી, કર્મ કે ફળમાં આસક્તિનો ત્યાગ કરી, લોકસંગ્રહ માટે વિહિત કર્મો કરવા, એ આ અધ્યાયનો સાર છે [ શ્રી યમુનાચાર્ય ].

"उपाय कर्मनिष्ठाऽत्र प्राधान्येनोपसहृता । उपेया ज्ञाननिष्ठा तु तद्गुणत्वेन कीर्तिता । [ મધુ, આ વા. ભા વગેરે ] અહીં જ્ઞાનનિષ્ઠાના ઉપાયભૂત કર્મનિષ્ઠાનો પ્રધાનતાથી ઉપસંહાર કર્યો છે, અને કર્મનિષ્ઠાના ફળરૂપ જ્ઞાનનિષ્ઠાને ગુણપણાથી અર્થાત્ તેના પેટામાં વર્ણવી છે."

स्वधर्मेण यमाराध्य भक्त्या मुक्तिमिता नराः ।
त कृष्ण परमात्मानं तोषयेत्सर्वकर्मभिः ॥३॥ [શ્રીધર.]

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "कर्मयोगो" नाम तृतीयोऽध्याय ॥३॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદને વિષે "કર્મયોગ" નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૩ જો સંપૂર્ણ

---

# અધ્યાય ૪ થો

## ज्ञानकर्मसंन्यासयोग

**અવતરણિકા :**—બીજા અધ્યાયમા તથા ત્રીજા અધ્યાયમા ભગવાને 'કર્મયોગ' જેની પ્રાપ્તિનો ઉપાય છે એવો સંન્યાસસહિત જ્ઞાનનિષ્ઠારૂપ યોગ' કહ્યો [શા ભા, શંકરાનંદ] આ જ્ઞાનયોગમા વેદના પ્રવૃત્તિલક્ષણ તથા નિવૃત્તિલક્ષણ એમ બન્ને ધર્મના સંપૂર્ણ અર્થની સમાપ્તિ થાય છે. ગીતાશાસ્ત્રમા 'યોગ' શબ્દથી 'જ્ઞાનયોગ' જ વિવક્ષિત છે માટે સર્વ વેદાર્થ જ્ઞાનયોગમા આવી ગયો છે એમ માનો, ભગવાન વંશપરંપરાના કથનવડે આ જ્ઞાનનિષ્ઠારૂપ યોગની સ્તુતિ કરે છે [શા ભા ]:

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા .

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥**

**અન્વયાર્થ:**—इमम् આ अव्यय અવિનાશી યોગ કર્મયોગ જેનો ઉપાય છે એવો જ્ઞાનયોગ [શા. ભા ] अह મે विवस्वते સૂર્યને प्रोक्तवान् કહ્યો विवस्वान् સૂર્યે मनवे મનુને प्राह કહ્યો તથા मनु મનુએ इक्ष्वाकवे ઇક્ષ્વાકુને अब्रवीत् કહ્યો [ ૧ ]

**શબ્દાર્થ**—આ અવિનાશી યોગ મે સૂર્યને કહ્યો, સૂર્યે પોતાના પુત્ર મનુને કહ્યો અને મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુને કહ્યો [ ૧ ].

**વિવેચન**—હે અર્જુન! પૂર્વે બીજા તથા ત્રીજા અધ્યાયમા મે તને જ્ઞાનયોગના સાધનરૂપ કર્મયોગ વિષે જે ઉપદેશ આપ્યો, તે પ્રાસંગિક નથી. આ ઉપદેશ મે તને કેવળ યુદ્ધમા પ્રોત્સાહન આપવાના હેતુથી આપ્યો છે, એમ તારે ન માનવુ; પરંતુ સૃષ્ટિના આદિકાળમા સમસ્ત જગતના રક્ષણ, નિર્વાહ તથા ઉદ્ધાર માટે આ યોગ મે સર્વ ક્ષત્રિયવંશના બીજભૂત સૂર્યને કહ્યો હતો આ યોગમા વેદશાસ્ત્રના પ્રવૃત્તિલક્ષણ તથા નિવૃત્તિલક્ષણ બન્ને ધર્મોના સંપૂર્ણ તાત્પર્યો તથા વેદાર્થનો સમાવેશ થાય છે [ શા ભા ] આ યોગનુ મૂળ વેદશાસ્ત્ર તથા ફળ મોક્ષ છે વેદરૂપ અવ્યય મૂળ તથા મોક્ષરૂપ અવ્યય ફળ એ બન્ને કારણોને લીધે આ યોગ અવ્યય [અવિનાશી] કહેવાય છે.

ત્રેતાયુગના આરંભમાં ભગવાન સૂર્યે આ યોગ પોતાના પુત્ર વૈવસ્વત મનુને કહ્યો; મનુએ લોકકલ્યાણ માટે પોતાના પુત્ર આદિ રાજા ઇક્ષ્વાકુને કહ્યો; તથા ઇક્ષ્વાકુએ સર્વ પ્રજાની સમક્ષ આ યોગનું કથન કર્યું. આ યોગ કલ્પના આદિમાં મારામાંથી જ પ્રગટ થાય છે, બ્રહ્મા, નારદ, સનત્કુમાર, વ્યાસવસિષ્ઠાદિ ઋષિમુનિઓની પરંપરાથી દેવો તથા મનુષ્યને ઉપલબ્ધ થાય છે, તથા પ્રલય-કાળે પુનઃ મારામાં જ લય પામે છે [ શા. પ. ૩૪૮–૫૧–૫૨ ] [ ૧ ].

**एवं परम्पराप्राप्तमिमं राजर्षयो विदुः ।**
**स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥**

**અન્વયાર્થ** :—परंतप હે અર્જુન ! एवं એ પ્રકારે परम्पराप्राप्त પરંપરાથી પ્રાપ્ત થયેલા इमं આ યોગને राजर्षयः જનક વગેરે રાજર્ષિઓ विदुः જાણતા હતા सः તે યોગઃ યોગ इह આ કાળમાં महता कालेन લાંબા કાળે કરીને नष्टः નાશ પામ્યો છે [ ૨ ].

**શબ્દાર્થ**—હે પરંતપ ! એ પ્રકારે પરંપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને રાજર્ષિઓ જાણતા હતા. તે યોગ લાંબા કાળે કરીને હમણાં નાશ પામ્યો છે [ ૨ ].

**વિવેચનઃ**—હે પરંતપ !=બ્રહ્મનિષ્ઠાવડે કામક્રોધાદિ મહાશત્રુઓને તપાવનાર [ નાશ કરનાર ] હે અર્જુન ! [ શંકરાનંદ ] આ પ્રમાણે સૂર્યથી આરંભી ગુરુશિષ્યની પરંપરાથી પ્રાપ્ત થયેલા આ યોગને અર્વાચીન કાળમાં નિમિ, નાભાગ, જનક, અજાતશત્રુ, કૈકેય, સગર વગેરે રાજર્ષિઓ તથા વસિષ્ઠ, સનક વગેરે ઋષિઓ પણ જાણતા હતા. ધર્મની ન્યૂનતા કરનાર લાંબા કાળથી દ્વાપર યુગના અંતમાં શ્રેષ્ઠ પુરુષના અભાવે, અથવા પ્રવર્ત્ય તથા પ્રવર્તકના અભાવે [ શંકરાનંદ ] આ યોગ દુર્બળ, અજિતેન્દ્રિય તથા અનધિકારી પુરુષોને પ્રાપ્ત થઈ; કામક્રોધાદિ વિકારોને લીધે પરાભવ પામી, નાશ પામ્યો છે આ યોગની સંપ્રદાયપરંપરા તૂટી ગઈ છે [ શા ભા. વગેરે ].

ઉર્વશીની ઉપેક્ષા કરનાર જિતેન્દ્રિય પરંતપ ભક્ત અર્જુન આ યોગનો અધિકારી છે, એ સૂચન છે [ મધુ ] [ ૨ ]

**स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।**
**भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥**

**અન્વયાર્થ** —स एव તે જ अयं આ पुरातन અનાદિ યોગ योग યોગ જય આજે मया મે તે તને प्रोक्त કહ્યો છે हि કારણકે તુ મે મારો भक्त ભક્ત असि છે च તથા सखा સખા છે इति એ પ્રમાણે एतत् આ યોગ उत्तम ઉતમ रहस्य રહસ્ય છે [ ૩ ]

**શબ્દાર્થ** —તે જ અનાદિ યોગ મે તને આજે કહ્યો છે, કારણકે તુ મારો ભક્ત તથા સખા છે, એ પ્રમાણે આ યોગ ઉત્તમ રહસ્ય છે [૩]

**વિવેચન**—હે અર્જુન ! તુ મારો ભક્ત છે તુ મારામા અત્યત પ્રીતિ વાળો છે તથા શ્રેય જાણવાની ઇચ્છાથી શિષ્યભાવે મારે શરણે આવ્યો છે વળી તુ મારો સખા છે, મારી સમાન અવસ્થાવાળો, મારે વિષે સ્નેહવાળો તથા મારી સહાયતા કરનારો છે, માટે મે તને મોક્ષના સાધનરૂપ કર્મયોગ વિષે ઉપદેશ આપ્યો છે આ કર્મયોગના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિદ્વારા સિદ્ધ થતો એ જ્ઞાનયોગ શ્રુતિસ્મૃતિના સારરૂપ, પરમાત્માની પ્રાપ્તિના કારણરૂપ, તથા મુક્તિનુ ઉતમ સાધન છે આ યોગ ઉત્તમ રહસ્ય છે અર્થાત્ અનધિકારીઓથી બહુ ગુપ્ત રાખવા યોગ્ય છે [ કેશવ, મધુ વગેરે ]

શ્રુતિ કહે છે કે —' नाप्रशान्ताय दातव्य नापुत्रायाशिष्याय वा पुन । [ શ્વે ઉ ૬-૨૨ ] રાગદ્વેષથી રહિત ચિત્તવાળા પુત્રને કે શિષ્યને જ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપવો " મારી અસૂયા કરનારા, સયમ વિનાના, ઋજુભાવથી રહિત તથા કુટિલતાવાળા પુરુષને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર પુરુષ પ્રત્યવાયને પ્રાપ્ત થાય છે [ શા ભા શ્વે ઉ ૬-૨૨ ]

**નોધ** —ભગવાન શ્રીકૃષ્ણની પેઠે ભગવાન બુદ્ધ મહાવીર વગેરે પણ ઉપદેશની નવીનતા [ originality ] નહિ પરતુ પુરાતનતા [ પરપરા સના તનતા ] જ પ્રતિપાદન કરે છે જે ત્રણે કાળમા સત્ય હોય તેમા નવીનતા કેમ સભવે ? [૮]

**અવતરણિકા** —" कृष्ण एव हि लोकानामुत्पत्तिप्रभावाप्यय । कृष्णस्य हि कृते भूतमिद विश्व चराचरम् । [ મહા સભાપર્વ ૩૮-૨૩ ] શ્રીકૃષ્ણ જ સમસ્ત લોકોની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય છે, તથા શ્રીકૃષ્ણ જ આ ચરાચર જગતના કારણરૂપ છે " એ હકીકત ધર્મરાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞ વખતે ભક્ત અર્જુને ભીષ્મપિતામહ વગેરે પાસે સાભળેલી

વળી દેવર્ષિ નારદે એક પ્રસગે ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યુ હતુ કે —' હે રાજન્ ! આ લોકમા તમે અત્યત ભાગ્યશાળી છો, કારણકે સર્વને પવિત્ર

કરનારા મુનિઓ તમારે ઘેર પધારે છે, તથા આપના મહેલમાં મનુષ્ય અવતારથી ઢંકાયેલા સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ગૂઢ સ્વરૂપે વિરાજે છે. તમારા સંબંધી, સુહૃદ, પ્રિય તથા મામાના પુત્ર શ્રીકૃષ્ણ મહાપુરુષોને શોધવા યોગ્ય, નિર્વાણ સુખના અનુભવરૂપ, પરબ્રહ્મસ્વરૂપ, પરમ પૂજ્ય, તથા સર્વના પરમ ગુરુ છે [ ભાગ. ૭–૧૫–૭૫–૭૬ ].

આ પ્રમાણે દેવર્ષિ નારદ, મહર્ષિ વ્યાસ, ભીષ્મ પિતામહ વગેરે પાસેથી ભક્ત અર્જુને સાંભળેલું કે, શ્રીકૃષ્ણ પરમ સ્વરૂપ, પરમ પવિત્ર આદિદેવ, પુરાણ પુરુષ તથા સનાતન ધર્મરૂપ છે [ ગી. ૧૦–૧૨–૧૩ ]. ભક્ત અર્જુન શ્રીકૃષ્ણના અસાધારણ તેજ, જ્ઞાન, બળ, ઐશ્વર્ય, પ્રભાવ, પરાક્રમ વગેરે જાણતો હતો.

પરંતુ શાસ્ત્રવિચારથી રહિત અજ્ઞાની મનુષ્યોની શ્રીકૃષ્ણ વિષે અસર્વજ્ઞપણાની તથા અનિત્યપણાની શંકા નિવૃત્ત કરવાના હેતુથી [ મધુ., કેશવ ] તેમજ શ્રીકૃષ્ણ વિષે ઈશ્વરત્વની બુદ્ધિ થવાથી મનુષ્યમાત્રની ગીતાશાસ્ત્રમાં શ્રદ્ધાભક્તિ-પૂર્વક પ્રવૃત્તિ થાય, પ્રત્યેક મનુષ્ય કૃતાર્થ થાય, તેથી શ્રીકૃષ્ણનું પરમેશ્વરત્વ શ્રીમુખે પ્રસિદ્ધ કરાવવાના આશયથી [ હેતુથી ] [ શંકરાનંદ ] હવે ભક્ત અર્જુન ભગવાનને પ્રશ્ન પૂછે છે :

અર્જુન ઉવાચ ॥ અર્જુન બોલ્યા :

**अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।**
**कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥**

**અન્વયાર્થ**:— भवतः આપનો जन्म જન્મ अपरं પછી છે–હમણાનો છે, અર્વાચીન છે विवस्वतः સૂર્યનો जन्म જન્મ पर પર છે–આપની પૂર્વે થયેલો છે, પ્રાચીન છે માટે त्व તમે आदौ સૃષ્ટિના આદિકાળમાં આ યોગ સૂર્યને प्रोक्तवान કહ્યો इति એ પ્રમાણે एतत् એ कथं विजानीयाम् હું કેમ જાણું ? [૪]

**શબ્દાર્થ** :— આપનો જન્મ તો હમણાનો છે, તથા સૂર્યનો જન્મ આપની પૂર્વે થયેલો છે, તો સૃષ્ટિના આદિકાળમાં તમે આ યોગ સૂર્યને કહ્યો, એ પ્રમાણે એ હું કેવી રીતે જાણું ? [ ૪ ]

**વિવેચન**.— હે ભગવન્! આપનો જન્મ દ્વાપર યુગના અંતમાં વાસુદેવને ત્યાં થયો છે. ' चक्षोः सूर्योऽजायत ' વિરાટ-સ્વરૂપ પરમાત્માનાં નેત્રથી સૂર્ય ઉત્પન્ન થયો, એ શ્રુતિ પ્રમાણે સૂર્યનો જન્મ સૃષ્ટિના આદિમાં થયો છે. વળી આપનો મનુષ્યદેહ છે, તથા સૂર્યનો દિવ્યદેહ છે, તો યોગેશ્વર એવા આપે સૃષ્ટિના

આદિકાળમાં આ યોગ સૂર્યને કહ્યો હતો, તે હું अविरुद्धार्थतया। [ શા. ભા. ]· સુસંગત પ્રકારે સમજી શકું તેવી રીતે કહો [ ૪ ].

**અવતરણિકા :**— યુગે યુગે ધર્મસંસ્થાપન માટે ઈશ્વર માયાનો આશ્રય-લઈ દેહ ધારણ કરે છે; જીવ કર્માનુસાર ઊંચનીચ દેહને પ્રાપ્ત થાય છે. ઈશ્વર સર્વજ્ઞ છે અને જીવ અલ્પજ્ઞ છે, એ અર્થનું હવે ભગવાન વિસ્તારપૂર્વક નિરૂપણ કરે છે :

श्रीभगवानुवाच॥ શ્રીભગવાન બોલ્યા :

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

**અન્વયાર્થ** :—अर्जुन હે અર્જુન ! मे મારા च તથા तव તારા बहूनि ઘણા जन्मानि જન્મો व्यतीतानि થઈ ગયા, तानि सर्वाणि તે સર્વને अहं હું वेद જાણું છું પરંતુ परंतप ! હે પરંતપ ! त्वम् તું न वेत्थ જાણતો નથી [ ૫ ].

**શબ્દાર્થ** :—હે અર્જુન ! મારા અને તારા ઘણા જન્મો થઈ ગયા; તે સર્વને હું જાણું છું, પરતુ હે પરંતપ ! તું જાણતો નથી [ ૫ ].

**વિવેચન**:—હે અર્જુન ! પરમાર્થદૃષ્ટિથી હું જન્મરહિત છું, પરતુ લોક-દૃષ્ટિથી મારી લીલામાત્રથી દેહ ધારણ કરવાથી મારા તથા કર્માનુસાર તારા અનેક જન્મો પૂર્વે થઈ ગયા છે. अनावृतज्ञानत्वात्। મારી જ્ઞાનશક્તિ આવરણરહિત હોવાથી, સર્વજ્ઞ એવો હું મારા, તારા તથા અન્ય સર્વભૂતોના જન્મોને યથાવત્ જાણું છું, પરંતુ ધર્માધર્મ [ પુણ્ય–પાપ ] તથા રાગદ્વેષાદિ દોષોથી તારી જ્ઞાનશક્તિ આવૃત થયેલી હોવાથી [ શા. ભા. વગેરે ] પૂર્વે થઈ ગયેલા તારા જન્મોને તું જાણતો નથી, તો પછી મારા પૂર્વે થઈ ગયેલા અવતારોને કે, અન્ય જીવોના પૂર્વે થઈ ગયેલા જન્મોને તું ન જાણે એમાં શું આશ્ચર્ય ?

"नहि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते। [ બૃ. ઉ. ૪–૩–૩૦ ] વિજ્ઞાતાના વિજ્ઞાનનો લોપ કદી સંભવતો નથી" તેથી પૂર્વે થઈ ગયેલા, વર્તમાનમાં છે તે, તથા હવે પછી થવાના છે તે સર્વભૂતોના જન્મોને હું જાણું છું.

"अपरिग्रहस्थैर्ये जन्मकथन्तासंबोधः। [ પા. યો. સૂ. ૨–૩૯ ] અપરિગ્રહમાં પ્રતિષ્ઠા પામેલા યોગીને પોતાના પૂર્વજન્મોનું જ્ઞાન થાય છે." આ પૂર્વજન્મોની સ્મૃતિરૂપ જ્ઞાન યોગીને સંસારથી દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન કરનારું, યોગાભ્યાસમાં તીવ્ર પ્રવૃત્તિના કારણરૂપ તથા મોક્ષના સાધનરૂપ છે.

અપરિગ્રહ ચિત્તશુદ્ધિનું લક્ષણ છે. અશુદ્ધ અંતઃકરણવાળો હોવાથી ભક્ત અર્જુનને પૂર્વજન્મોની સ્મૃતિ ન હતી, અને તેથી તે અંતઃકરણની શુદ્ધિના સાધનરૂપ કર્મયોગનો જ અધિકારી હતો, એ સૂચન છે [૫].

અવતરણિકા :—હવે ભગવાન પોતાના અવતારનું તત્ત્વ કહે છે:

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥**

**અન્વયાર્થ** :—अज જન્મરહિત सन् છતાં अपि પણ અને अव्ययात्मा મરણરહિત તથા भूतानां ભૂતોનો ईश्वर ઈશ્વર सन् છતાં अपि પણ स्वां મારી प्रकृतिं માયાને अधिष्ठाय ચિદાભાસદ્વારા વશ કરીને [ મધુ, કેશવ ] आत्ममायया મારી માયાવડે संभवामि હું જન્મ ધારણ કરું છું—જન્મ પામ્યા જેવો જણાઉં છું [ ૬ ].

**શબ્દાર્થ** :—જન્મરહિત, મરણરહિત તથા સર્વભૂતોનો ઈશ્વર છું, છતાં પણ હું મારી માયાને ચિદાભાસદ્વારા વશ કરીને માયાવડે જન્મ ધારણ કરું છું [ ૬ ].

**વિવેચન**.—હે અર્જુન! જન્મરહિત, મરણરહિત તથા સર્વભૂતોનો ઈશ્વર છું, છતાં પણ મારી માયાને अधिष्ठाय = ચિદાભાસદ્વારા વશ કરીને [ મધુ., કેશવ ] હું મનુષ્યદેહે અવતરું છું-મારા સંકલ્પમાત્રથી હું મનુષ્યદેહે પ્રકટ થાઉં છું [ રા. ભા. ].

"नित्यैव सा जगन्मूर्तिः । [मा. पु. ७८-७६; स श. १-६६ ]. આ મારું માયામય સ્વરૂપ નિત્ય છે." જ્યારે દેવોનું કાર્ય સિદ્ધ કરવા માટે તે સ્વરૂપ પ્રકટ થાય છે, ત્યારે તે તે લોકોમાં હું ઉત્પન્ન થયેલો કહેવાઉં છું. [ સ. શ. ૧-૬૬]. હું મારી માયાને લીધે જ શ્રીકૃષ્ણરૂપે પ્રતીત થાઉં છું. न परमार्थतो लोकवत् । [ શા. ભા. ] પરમાર્થદૃષ્ટિથી હું લોકોની પેઠે જન્મ નથી લેતો." મારા જન્મમા વિધાતા હેતુ નથી [ વિ. પુ. ૫-૭-૫૨ ].

હું ચતુર્ભુજસ્વરૂપે જ પ્રગટ થયો હતો, પરંતુ શંખચક્રગદાધારી ચાર ભુજાવાળા મારા અલૌકિક સ્વરૂપને ઉપસંહાર કરવાની માતા દેવકીની પ્રાર્થનાથી મેં પ્રાકૃત શિશુરૂપ ધારણ કર્યું [ ભાગ. ૧૦-૩-૩૦-૪૭ ], અને પિતા વસુદેવની પ્રાર્થનાથી કંસના વધ સુધી બે હાથનો ઉપસંહાર કર્યો [ વિ. પુ ૫-૩-૧૦; રા. ભા. ૧૧-૫૦ ]. મારું શરીર ભૂતમય નહિ, પરંતુ અપ્રાકૃત શુદ્ધ સત્ત્વમય છે.

" नित्यो यः कारणोपाधिर्मायाख्योऽनेकशक्तिमान्। स एव भगवद्देह इति, भाष्यकृता मतम्। [ મધુ ] ભગવાનની " માયા " નામની નિત્ય અનેક શકિતવાળી કારણરૂપ ઉપાધિ તે જ ભગવાનનો દેહ, એવો ભાષ્યકારનો મત છે " [૬].

અવતરણિકા :—હવે ભગવાન ક્યારે અવતરે છે, તે કહે છે :

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

અન્વયાર્થ :—भारत ! હે અર્જુન ! हि નિશ્ચ यदा यदा જ્યારે જ્યારે धर्मस्य ધર્મની ग्लानि. હાનિ भवति થાય છે તથા अधर्मस्य અધર્મની अभ्युत्थानं વૃદ્ધિ થાય છે तदा ત્યારે अहम् હુ आत्मानं દેહને सृजामि સૃજુ છું—ઉત્પન્ન કરું છું [ ૭ ].

શબ્દાર્થ.—જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે, તથા અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છુ [ ૭ ].

વિવેચન —" धारणाद्धर्ममित्याहु. [ શા. પ. ૧૦૯–૧૦–૧૧; કર્ણપર્વ–૬૯–૫૯ ] જેને લીધે સર્વનું ધારણ [ સંરક્ષણ ] થાય તથા જેના વડે સર્વનો અભ્યુદય થાય તે " ધર્મ " કહેવાય છે. " જ્યારે જ્યારે વેદવિહિત પ્રવૃત્તિલક્ષણ તથા નિવૃત્તિલક્ષણ ધર્મ નાશ પામે છે, જ્યારે લોકો વર્ણાશ્રમધર્મનું પાલન કરતા નથી, તથા અધર્મ વૃદ્ધિ પામે છે, ત્યારે હું જન્મ ધારણ કરું છુ, અર્થાત્ નિત્ય સિદ્ધ એવા મારા દેહને સરજાયો હોય એમ મારી માયાવડે હુ દેખાડું છુ [ મધુ. ] [ ૭ ].

અવતરણિકા :—હવે ભગવાન શા માટે અવતરે છે, તે કહે છે :

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥ ८ ॥

અન્વયાર્થ :—साधूना સત્પુરુષોના परित्राणाय સંરક્ષણ માટે च તથા दुष्कृता દુષ્ટ પુરુષોના विनाशाय નાશ કરવા માટે અને धर्मसंस्थापनार्थाय ધર્મનું સારી રીતે સ્થાપન કરવા માટે [ શા. ભા. ] વેદમાર્ગના ચોમેરથી રક્ષણ માટે—ધર્મનો પુનરુદ્ધાર કરવા માટે હું युगे युगे યુગે યુગે सम्भवामि પ્રકટ થાઉ છુ [ ૮ ].

**શબ્દાર્થ** :—સત્પુરુષોના સંરક્ષણ માટે, દુષ્ટ પુરુષોનો નાશ કરવા માટે તથા ધર્મનું સંસ્થાપન કરવા માટે, હું યુગેયુગે પ્રકટ થાઉં છું [૮].

**વિવેચન** :—હે અર્જુન ! પ્રહ્લાદ, વસુદેવ વગેરે સત્પુરુષોના સંરક્ષણ માટે, હિરણ્યકશિપુ, કંસ, શિશુપાલ વગેરે દુષ્ટ પુરુષોનો નાશ કરવા માટે, તથા આસુરી જીવોને ધર્માચરણમા પ્રવૃત્ત કરી, વેદવિહિત સનાતન ધર્મનો પુનરુદ્ધાર કરવા માટે, હુ યુગેયુગે અવતરુ છુ; કારણકે, "जो नहि दण्ड करो खल तोरा, भ्रष्ट होय श्रुति मारग मोरा। [ તુલસી ] જો હુ દુષ્ટોનો નાશ કે નિગ્રહ ન કરું તો મારો શ્રુતિસ્મૃતિવિહિત મોક્ષમાર્ગ વિનાશને જ પ્રાપ્ત થાય."

હું સનાતન ધર્મનો રક્ષક છુ, ઊલટે માર્ગે જોશભેર પ્રવૃત્ત થઈ રહેલા જનસમૂહને મારી અલૌકિક લીલા, આચાર તથા ઉપદેશથી પ્રેરણા આપી, ધર્મમાર્ગમાં પ્રવૃત્ત કરવા હુ યુગેયુગે વિવિધ સ્વરૂપે પ્રકટ થાઉ છુ.

કાર્યની દષ્ટિથી મારા અવતારોમા પૂર્ણાવતાર કે અંશાવતારની કલ્પના કરવામા આવે છે. કોઈ એક જ પ્રયોજનની પૂર્તિ માટેનો અવતાર "અંશાવતાર" કહેવાય છે, પરંતુ જે અવતાર અનંત પ્રયોજનની પૂર્તિ માટે તથા અનેક પ્રકારની લીલાઓ કર્યા પછી તિરોહિત થાય છે, તે "પૂર્ણ અવતાર" કહેવાય છે. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, બુદ્ધ વગેરે મારા અવતારો પૈકી કેટલાક "અંશરૂપ" તથા કેટલાક "કળારૂપ" છે; પરંતુ અનંત પ્રયોજન પૂર્તિ માટેનો મારો આ ભગવાન શ્રીકૃષ્ણ તરીકેનો અવતાર "પૂર્ણ અવતાર" છે [ભાગ. ૧–૩–૨૮].

"न चैव दुष्टनिग्रह कुर्वतोऽपि नैर्घृण्यं शङ्कनीयम्। [ વલ્લભ, શ્રીધર વગેરે] દુષ્ટોનો સંહાર કરે છે, માટે ભગવાન નિર્દય છે, એવી શંકા ન કરવી; કારણકે "लालने ताडने मातुर्नाकारुण्यं यथाऽर्भके। तद्वदेव महेशस्य नियन्तुर्गुणदोषयो॥ જેમ બાળકને લાડ કરાવે કે શિક્ષા કરે તેથી માતા નિર્દય કહેવાતી નથી, તેમ ઈશ્વર પ્રાણીઓનાં કર્મો પ્રમાણે અનુગ્રહ કે નિગ્રહ કરે તેથી નિર્દય કહેવાતો નથી." પરમાર્થદષ્ટિથી ભગવાનનો દંડ એ જ ભગવાનનો અનુગ્રહ છે [૮].

**અવતરણિકા** :—હવે ભગવાનનાં જન્મ તથા કર્મનું રહસ્ય જાણવાનું ફળ કહે છે :

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥

અન્વયાર્થ —अर्जुन ! હે અર્જુન ! य જે मे મારા दिव्य અલૌકિક जन्म જન્મને-માયારૂપ જન્મને च તથા कर्म કર્મને एवं એ પ્રમાણે तत्त्वतः પરમાર્થ બુદ્ધિથી [ કોઈ ] वेत्ति જાણે છે ઇ. તે देह દેહનો त्यक्त्वा ત્યાગ કરીને पुनर्जन्म પુનર્જન્મ न एति પામતો નથી પણ मा મને एति પામે છે [ ૯ ]

શબ્દાર્થ —આ પ્રમાણે જે મારા દિવ્ય જન્મ તથા કર્મને તત્ત્વથી જાણે છે, તે હે અર્જુન ! દેહને ત્યાગ કરીને, પુનર્જન્મ નથી પામતો, પણ મને પામે છે [૯]

વિવેચન :—હે અર્જુન! જે પુરુષ નિત્યસિદ્ધ, ચિદાનંદઘન સર્વજ્ઞ, સર્વ-શક્તિમાન, સર્વેશ્વર તથા સર્વના કારણરૂપ હુ ઈશ્વરના માયારૂપ જન્મને [શા. ભા વગેરે ] સ્વેચ્છાથી થયેલા જન્મને [શ્રીધર વગેરે] તથા મારા સત્પુરુષોના રક્ષણ કરવારૂપ કર્મને [ શા ભા વગેરે ] ધર્મના સ્થાપનથી જગતના પાલનરૂપ કર્મને [ મધુ વગેરે] દુષ્ટોના નિગ્રહ તથા શિષ્ટોના અનુગ્રહ કરવારૂપ કર્મને [શ કરાન દ] અલૌકિક છે, એમ તત્ત્વથી જાણે છે [શા ભા ], साक्षाद्विजानाति। [શ કરાન દ] મારા જન્મ તથા કર્મ વસ્તુત બ્રહ્મમાત્ર જ છે, એમ જે જાણે છે, તે વર્તમાન દેહનો ત્યાગ કરીને, પુનર્જન્મ પામતો નથી, તે સ સારથી મુક્ત થાય છે તથા મારા સ્વરૂપને પામે છે [ મધુ વગેરે]

'एतन भगवतो जन्मानि कर्माणि च भगवत्प्राप्तिकामेन गेयानीति दर्शितम्। [ નીલક ઠ ] આથી મુમુક્ષુએ ભગવાનના દિવ્ય જન્મ તથા કર્મનુ ગાન કર્યા કરવુ જોઈએ, એ સૂચન છે "

તાત્પર્ય એ છે કે, ભગવાનનો દિવ્ય જન્મ સમજવા માટે અવ્યક્ત પરમાત્મા માયાથી સગુણ શી રીતે થાય છે તે સમજવાની જરૂર પડે છે તે સમજાય એટલે અધ્યાત્મજ્ઞાન થાય છે ભગવાનના દિવ્ય કર્મો સમજાયા એટલે કર્મ કરવા છતા અલિપ્ત રહેવાનુ અર્થાત્ નિષ્કામ કર્મના તત્ત્વનુ જ્ઞાન થાય છે. આ પ્રકારે જે પુરુષને અધ્યાત્મજ્ઞાન તથા કર્મયોગનુ પૂર્ણ જ્ઞાન થાય છે, તે મોક્ષને યોગ્ય થાય છે [૯]

અવતરણિકા —હવે આ મોક્ષમાર્ગ પુરાતન છે, તે કહે છે:

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिता ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

અન્વયાર્થ .—वीतरागभयक्रोधा રાગ, ભય તથા ક્રોધથી રહિત થયેલા

मन्मया મારામાં જ મનવાળા मामुपाश्रिता મારે જ શરણે આવેલા ज्ञानतपसा જ્ઞાનરૂપ તપથી पूता પવિત્ર થયેલા बहवः ઘણા मद्भावम् મારા સ્વરૂપને आगता પામ્યા છે [૧૦]

શબ્દાર્થ —રાગ, ભય તથા ક્રોધથી રહિત થયેલા, મારે વિષે જ ચિત્તવાળા, મારે જ શરણે આવેલા, અને જ્ઞાનરૂપ તપથી પવિત્ર થયેલા ઘણા પુરુષો મારા સ્વરૂપને પામ્યા છે [૧૦]

**વિવેચન** —वीतरागभयक्रोधा = જેના વિષયોમાં પ્રીતિરૂપ રાગ, આધ્યાત્મિકાદિ ઉપદ્રવોથી મોક્ષમાર્ગમાં સ્થિતિ વિષે શંકારૂપી ભય [મધુ] તથા ક્રોધ અર્થાત્ કોઈ પણ કામના પૂરિત ન થવાથી થતો ચિત્તવિકાર [કેશવ], પોતાની કે પારકાની પીડાથી થતો સંતાપ [નીલકંઠ], અપકાર કરનારાઓ પ્રતિ દ્વેષ [શંકરાનંદ] નાશ પામ્યા છે, એવા રાગ ભય તથા ક્રોધથી રહિત થયેલા, શુદ્ધ અંતઃકરણવાળા [મધુ] मन्मया = મારામાં જ મનવાળા, ઈશ્વરના અભેદનો અનુભવ કરનારા [શા ભા વગેરે] તત્પદાર્થરૂપ પરમાત્માને ત્વં પદાર્થરૂપ પોતાના આત્માની સાથે અભેદવડે સાક્ષાત્કાર કરનારા [મધુ], मामुपाश्रिता = કેવળ જ્ઞાનનિષ્ઠામાં સ્થિત [શા ભા] પ્રેમભક્તિથી મારે શરણે આવેલા [મધુ] ज्ञानतपसा पूता = જ્ઞાનરૂપ તપથી પવિત્ર થયેલા, જ્ઞાનરૂપ તપવડે જેના પાપો ક્ષય પામ્યા છે એવા निरस्ताज्ञानतत्कार्यमला [મધુ] અજ્ઞાન અને તેના કાર્યરૂપ મળથી રહિત થયેલા [મધુ] શુક વામદેવાદિ ઘણા મહાત્માઓ મારા સ્વરૂપને પામ્યા છે અર્થાત્ શુદ્ધ સચ્ચિદાનંદરૂપ મોક્ષને પ્રાપ્ત થયા છે [શા ભા મધુ વગેરે]

અહીં ત્રણે શબ્દ આપણને કહેલા દુઃખ કરનારા દુર્ગુણોનું ઉપલક્ષણ છે [શંકરાનંદ] [૧૦]

**અવતરણિકા** —હવે નિષ્કામ ઉપાસકો મારા સ્વરૂપને પામે છે, તથા સકામ ઉપાસકો મારા સ્વરૂપને પામતા નથી, તેથી મારામાં વિષમતાનો દોષ નથી, તે સ્પષ્ટ કરે છે

**ये यथा मा प्रपद्यन्ते तास्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥**

**અન્વયાર્થ** —ये જેઓ यथा જે પ્રમાણે मा મને प्रपद्यन्ते ભજે છે तान् તેમને अहं હું तथा एव તે પ્રમાણે જ भजामि ભજું છું—ફળ આપું છું—

અનુગ્રહ કરું છું. पार्थ ! હે અર્જુન ! मनुष्याः મનુષ્યો सर्वशः સર્વ પ્રકારે मम वर्त्म કર્મ તથા જ્ઞાનરૂપ મારા ભજનમાર્ગને [ મધુ. ] अनुवर्तन्ते અનુસરે છે [ ૧૧].

**શબ્દાર્થ** :—જેઓ જે પ્રમાણે મને ભજે છે, તેમને હું તે પ્રમાણે જ ભજું છું. હે પાર્થ ! સર્વ મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે છે [ ૧૧ ].

**વિવેચન** :—હે અર્જુન ! 'જેની ઉપાસના તેવી ગતિ' એ ન્યાય પ્રમાણે મનુષ્યો यथा = જે જે પ્રયોજને [ શા. ભા. ] મને ભજે છે, તે પ્રમાણે જ હું તેમને ભજું છું, અર્થાત્ તે પ્રમાણે તેમને ફળ આપી અનુગ્રહ કરું છું [ શા. ભા., કેશવ વગેરે ]. અર્થીને અર્થ, રોગીને નીરોગતા, સ્વર્ગાદિની કામનાવાળાઓને સ્વર્ગાદિ દિવ્યભોગો તથા નિષ્કામ ભક્તોને મોક્ષ આપી અનુગ્રહ કરું છું [ શા. ભા. ] હું રાગદ્વેષ કે મોહને વશ થઈ, ફળ આપતો નથી કે અનુગ્રહ કરતો નથી તેથી મારામાં વિષમતાનો દોષ સંભવતો નથી.

મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગને અનુસરે છે. ઇન્દ્રાદિ દેવોને અનુસરનારા કર્મના અધિકારી મનુષ્યો પણ મારા જ કર્મ કે જ્ઞાનરૂપ ભજનમાર્ગને અનુસરે છે [ મધુ ]. મનુષ્યો સર્વાત્મરૂપ એવા મને જ ભજે છે તથા સર્વરૂપ એવો હું જ તેમને ફળ આપું છું. સર્વ યજ્ઞોનો ઇન્દ્રાદિ દેવોરૂપે ભોક્તા તથા અંતર્યામી ઈશ્વરરૂપે ફલ આપનાર હું જ છું.

"न हि देवतानां स्वातन्त्र्येण फलदाने शक्तिः । [ કેશવ. ગી. ૭–૨૨ ] દેવો કર્મોનાં ફળ આપવા સ્વતંત્ર નથી." "सर्वरूपेणापि फलदाता भगवानेक एवेत्यर्थः। [ મધુ. ] સર્વરૂપથી ફલને આપનાર ભગવાન એક જ છે." ઈશ્વર જ ફલપ્રદાતા છે [ બ્ર. સૂ. ૩–૨–૩૮ ] [ ૧૧ ].

**અવતરણિકા** :—હવે લોકો ઇન્દ્રાદિ દેવોને ભજે છે, તેનું કારણ કહે છે :

काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥

**અન્વયાર્થ** :—इह આ લોકમાં कर्मणा કર્મોના सिद्धिं ફલને काङ्क्षन्तः ઇચ્છનારાઓ देवताः ઇન્દ્રાદિક દેવોને [ શા. ભા. વગેરે ] यजन्ते પૂજે છે हि કારણકે मानुषे लोके મનુષ્યલોકમાં कर्मजा કર્મથી ઉત્પન્ન થતુ ફળ क्षिप्रं તુરત भवति મળે છે [ ૧૨ ].

**શબ્દાર્થ** — આ લોકમા કર્મના ફળને ઇચ્છના ાઓ દેવતાઓને પૂજે છે, કારણકે મનુષ્યલોકમા કર્મનુ ફળ તુરત મળે છે [ ૧૨ ]

**વિવેચન** — હે અર્જુન ! જે સકામ પુરુષો ઇન્દ્ર, અગ્નિ, સૂર્ય વગેરે દેવોને યજ્ઞાદિ કર્મોવડે પૂજે છે તેમને તે કર્મોના ફળની પ્રાપ્તિ આ મનુષ્ય લોકમા તુરત થાય છે, પરતુ નિષ્કામ કર્મનુ મોક્ષરૂપ ફળ શીઘ્ર પ્રાપ્ત થતુ નથી કારણકે મોક્ષરૂપ ફળ ચિત્તશુદ્ધિની અપેક્ષા કરે છે, અને ચિત્તશુદ્ધિ અનેક જન્મોના પુણ્યથી પ્રાપ્ત થાય છે, તેથી કર્મફળોની શીઘ્ર સિદ્ધિ માટે સકામ પુરુષો મોક્ષથી વિમુખ થઈ, ઇન્દ્રાદિ દેવોને પૂજે છે પરતુ નિષ્કામ ભાવે મને વાસુદેવને ભજતા નથી

આ મનુષ્યલોકમા સકામ કર્મનુ ફળ શીઘ્ર પ્રાપ્ત થાય છે, પરતુ નિષ્કામ કર્મનુ ચિત્તશુદ્ધિ કે મોક્ષરૂપી ફળ દુસાધ્ય છે, એ સૂચન છે [ ૧૨ ]

**અવતરણિકા** —હવે મનુષ્યો પોતપોતાના ગુણકર્મને અનુસાર પ્રવર્તે છે, અને તદનુસાર હુ ફલ આપુ છુ, જેથી મારામા કર્તૃત્વ કે વિષમતા નથી, એ બે શ્લોકવડે કહે છે

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मा विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

**અન્વયાર્થ** —गुणकर्मविभागश ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે चातुर्वर्ण्य ચાર વર્ણો मया મે सृष्ट ઉત્પન્ન કર્યા છે. तस्य कर्तारम् તેનો કર્તા अपि છતા मा મને अकर्तारम् અકર્તા તથા अव्यय અસસારી [ શા ભા ] વિકાર-રહિત विद्धि તુ જાણ [ ૧૩ ]

**શબ્દાર્થ** — ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે ચાર વર્ણો મે ઉત્પન્ન કર્યા છે તેનો કર્તા છતા પણ તુ મને અકર્તા તથા અવ્યય જાણ [ ૧૩ ]

**વિવેચન** — હે અર્જુન ! સૃષ્ટિના આરભમા સત્ત્વાદિ ગુણો તથા શમદમાદિ કર્મોના ભેદથી બ્રાહ્મણાદિ ચાર વર્ણો મે ઉત્પન્ન કર્યા છે બ્રાહ્મણમા સત્ત્વગુણ મુખ્ય તથા રજોગુણ ગૌણ ક્ષત્રિયમા રજોગુણ મુખ્ય તથા સત્ત્વગુણ ગૌણ, વૈશ્યમા રજોગુણ મુખ્ય તથા તમોગુણ ગૌણ તથા શૂદ્રમા તમોગુણ મુખ્ય તથા રજોગુણ ગૌણ છે શમ, દમ વગેરે બ્રાહ્મણના, શૌર્ય, તેજ વગેરે ક્ષત્રિયના, ખેતી, વ્યાપાર વગેરે વૈશ્યના તથા પરિચર્યાદિક વગેરે શૂદ્રના સ્વાભાવિક કર્મો

છે. [ ગી. ૧૮–૪૩–૪૫ ] યજ્ઞ, દાન તપ વગેરે સર્વ વર્ણોના સાધારણ ધર્મો છે.

જેમ મેઘ સામાન્ય કારણ હોવા છતા પૃથ્વીમાં રહેલાં વિવિધ બીજોને લીધે, વિવિધ પ્રકારનાં ધાન્યો, વૃક્ષો તથા વનસ્પતિઓ ઊગે છે, તેમ જુદા જુદા કર્મબીજને લીધે વિવિધ પ્રકારની સૃષ્ટિ તથા વિવિધ પ્રકારના ગુણ, સ્વભાવ વગેરેના ભેદથી જીવો ઉત્પન્ન થાય છે. આ વિવિધ પ્રકારની રચનામાં હું પરમાત્મા કેવળ નિમિત્તમાત્ર જ છું, પરંતુ આ સૃષ્ટિવ્યાપારરૂપી કર્મમાં જીવોના પ્રાચીન કર્મો જ પ્રધાન કારણ છે [ વિ. પુ. ૧–૪–૫૧–૫૨ ].

વ્યવહારદષ્ટિથી આ વિષમ સ્વભાવવાળા ચારે વર્ણોનો હું કર્તા છું, પરંતુ પરમાર્થદષ્ટિથી તું મને અકર્તા જાણ [ મધુ ]; અને હું અકર્તા છું, માટે હું અસંસારી તથા અવિકારી છું, એમ જાણ [ શા. ભા. વગેરે ]. અથવા હું નિર્ગુણ છું, કર્તૃત્વાદિ ધર્મથી રહિત છું, અને તેથી મને તુ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ જ જાણ [ શંકરાનંદ ] [૧૩].

न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ १४ ॥

**અન્વયાર્થ** .—मा મને कर्माणि કર્મો न लिम्पन्ति સ્પર્શ કરતા નથી તથા मे મને कर्मफले કર્મફળમા स्पृहा ઇચ્છા न નથી इति એ પ્રકારે य જે मा મને अभिजानाति જાણે છે सः તે कर्मभि. કર્મવડે न बध्यते બધાતો નથી [ ૧૪ ].

**શબ્દાર્થ** .— મને કર્મો સ્પર્શ કરતાં નથી તથા મને કર્મફળ વિષે લાલસા નથી, એ પ્રમાણે જે મને જાણે છે, તે કર્મવડે બધાતો નથી [ ૧૪ ]

**વિવેચન** :— હે અર્જુન ! કર્તાપણાના અભિમાનથી રહિત, કૂટસ્થ, અસંગ તથા ચિદ્રૂપ એવો જે હું તેને સૃષ્ટિના ઉત્પત્તિ વગેરે કર્મો બંધન કરતાં નથી, તથા આપ્તકામ એવા મને કર્મફળમા સ્પૃહા નથી, એ પ્રકારે મને જે જાણે છે, અર્થાત્ હું જે અકર્તા તથા અભોક્તા છું તેને જે શ્રવણ મનન આદિથી ઉત્પન્ન વિજ્ઞાનના બળથી સાક્ષાત્ આત્મરૂપે જાણે છે [ શા. ભા. વગેરે ], તે કર્મોવડે બંધાતો નથી. તેનાં કર્મો દેહાદિની ઉત્પત્તિના કારણરૂપ થતા નથી [શા. ભા. વગેરે]. તે અકર્તા આત્માના જ્ઞાનથી મુક્ત થાય છે [મધુ] [૧૪].

**અવતરણિકા** :—હવે શિષ્ટપુરુષના આચારનું પ્રમાણ આપી, ભગવાન અર્જુનને કર્મો કરવા કહે છે.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥

અન્વયાર્થ —एवं ज्ञात्वा આત્માને આ પ્રકારે (અકર્તા તથા અભોક્તા) જાણીને પૂર્ં પૂર્વના मुमुक्षुभि મુમુક્ષુઓએ अपि પણ कर्म કર્મો कृत કર્મો કરેલા છે. વળી તેની પૂર્ં. પહેલાનાએ पूर्वतर યુગાંતરમા कृतं કર્મો કરેલા છે तस्मात् માટે त्वं तु कर्म કર્મ एव જ कुरु કર [૧૫]

શબ્દાર્થ —એમ જાણીને આ યુગમા પૂર્વે થઈ ગયેલા મુમુક્ષુઓએ પણ કર્મો કરેલા છે અને બીજા યુગમા તેમનાથી પણ અતિ પૂર્વે થઈ ગયેલા મુમુક્ષુઓએ પણ કર્મો કરેલા છે, તેથી તુ પણ કર્મો જ કર [૧૫]

વિવેચન —હે અર્જુન! આત્માને અકર્તા તથા અભોક્તા જાણીને આ દ્વાપરયુગમા પૂર્વે મોક્ષની ઇચ્છાવાળા યયાતિ, યદુ વગેરેએ વર્ણાશ્રમવિહિત કર્મો કરેલાં છે, તથા તેમની પૂર્વે ત્રેતાયુગમા જનક વગેરેએ પણ વર્ણાશ્રમવિહિત કર્મો કરેલા છે, માટે તુ તત્ત્વવેત્તા હોય તો જનક વગેરેની પેઠે લોકસંગ્રહ માટે કર્મો કર, અને જો તુ તત્ત્વવેત્તા ન હોય તો અંતઃકરણની શુદ્ધિ માટે કર્મો કર, પરંતુ તારે ચુપચાપ બેસી રહેવુ કે સંન્યાસ લેવો યોગ્ય નથી [શા ભા. વગેરે] [૧૫].

અવતરણિકા —અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષે કર્મો કરવા આવશ્યક છે, તોપણ ગાડરિયા પ્રવાહ પ્રમાણે દેખાદેખીથી કર્મો કરવા મચી પડવુ નહિ, પરંતુ 'ज्ञात्वा कर्माणि कुर्वीत' "બરોબર સમજીને જ્ઞાનપૂર્વક કર્મો કરવા" એ શાસ્ત્રવચન પ્રમાણે કર્મમા રહેલી કંઈક વિશેષતા જણાવવા માટે હવે ભગવાન તે પ્રકરણનો ઉપોદ્‌ઘાત કરે છે [નીલકંઠ]:

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥

અન્વયાર્થ —कर्म કર્મ किं શુ? अकर्म અકર્મ किं શુ? इति એ વિષે कवय अपि બુદ્ધિમાન પુરુષો [શા ભા] શાસ્ત્રજ્ઞ પુરુષો [શંકરાનંદ] પણ मोहित्ता મોહ પામેલા છે तत् તેટલા માટે कर्म કર્મ વિષે ते તને प्रवक्ष्यामि બરોબર કહીશ यत् જે ज्ञात्वा જાણીને તુ अशुभात् સંસારથી [શા ભા, મધુ. વગેરે] मोक्ष्यसे મુક્ત થશે [૧૬].

**શબ્દાર્થ** — કર્મ શું ? અકર્મ શું ? એ વિષે બુદ્ધિમાન પુરુષો પણ મોહ પામ્યા છે, તેથી કર્મ વિષે હું તને બરોબર કહીશ કે જેને જાણીને તું સંસારથી મુક્ત થશે [ ૧૬ ]

**વિવેચન.**— " કર્મ " શું ? અને "અકર્મ " શું ! એ વિષે કવય = શાસ્ત્રજ્ઞ તથા બુદ્ધિમાન પુરુષો પણ મોહ પામેલા છે બુદ્ધિમાન પુરુષો પણ કર્મ તથા અકર્મના સ્વરૂપનો નિર્ણય કરવા અસમર્થ છે [ મધુ ] કેટલાક જે ક્રિયા શ્રુતિસ્મૃતિવિહિત છે તેને " કર્મ " કહે છે તથા જે ક્રિયા શ્રુતિસ્મૃતિથી નિષિદ્ધ છે, તેને " અકર્મ " કહે છે કેટલાક ક્રિયામાત્રને " કર્મ " તથા ક્રિયારહિત ચુપચાપ બેસી રહેવું તેને ' અકર્મ " કહે છે કેટલાક જે ક્રિયા શ્રુતિસ્મૃતિવિહિત હોય તેને " કર્મ " તથા ક્રિયામાત્રના સંન્યાસને " અકર્મ " કહે છે કેટલાક કામ્ય કર્મને " કર્મ " તથા નિષ્કામ કર્મને " અકર્મ " કહે છે

આ પ્રમાણે કર્મ તથા અકર્મના સ્વરૂપ વિશે વિવિધ મતો છે તેથી કર્મ તથા અકર્મના સ્વરૂપને યથાર્થ રીતે હું તને કહીશ, કે જે જાણીને તું અશુભાત્= આ સંસારથી મુક્ત થશે [ ૧૬ ]

**અવતરણિકા** — હવે કર્મ, વિકર્મ તથા અકર્મનું સ્વરૂપ દુર્વિજ્ઞેય છે, તે કહે છે

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥

**અન્વયાર્થ** — कर्मण શાસ્ત્રવિહિત કર્મનું સ્વરૂપ अपि પણ बोद्धव्य જાણવા યોગ્ય છે च અને विकर्मण નિષિદ્ધ કર્મનું સ્વરૂપ પણ बोद्धव्यं જાણવા યોગ્ય છે च તથા अकर्मण કર્મસંન્યાસનુ [ શંકરાનંદ ] ચૂપ બેસી રહેવાનું સ્વરૂપ [ શા ભા , મધુ વગેરે ] बोद्धव्य જાણવા યોગ્ય છે हि કારણકે कर्मण- કર્મનું गति તત્ત્વ [ મધુ ] સ્વરૂપ गहना સૂક્ષ્મ–દુર્બોધ–દુર્વિજ્ઞેય છે [ ૧૭ ]

**શબ્દાર્થ** — કર્મ, વિકર્મ તથા અકર્મનું સ્વરૂપ જાણવા યોગ્ય છે. કર્મની ગતિ ગહન [ સૂક્ષ્મ–દુર્બોધ] છે [ ૧૭ ]

**વિવેચન** — હે અર્જુન! મુમુક્ષુએ कर्मण = શાસ્ત્રવિહિત કર્મનું [ શા. ભા વગેરે ] સ્વરૂપ અવશ્ય જાણવું જોઈએ વિહિત કર્મનું સ્વરૂપ જાણી તે પ્રમાણે અનુષ્ઠાન કરવું જોઈએ विकर्मण = નિષિદ્ધ કર્મનું સ્વરૂપ જાણવું

જોઈએ, નિષિદ્ધ કર્મનું સ્વરૂપ જાણી તેનો પરિત્યાગ કરવો જોઈએ, અને अकर्मण = ચુપચાપ બેની રહેવાનુ [ શ્રા ભા વગેરે ] કર્મસન્યાસનુ [ શકરાનંદ ] સ્વરૂપ પણ જાણવુ જોઈએ

શાસ્ત્રો અનેક છે, તથા શાસ્ત્રના પ્રવર્તક પણ અનેક પ્રકારના છે દેશ, કાળ યુગ, અધિકાર, વર્ણ આશ્રમ વય અવસ્થા વગેરેના ભેદથી સક્ષેપ તથા વિસ્તારપૂર્વક શાસ્ત્રના વિધિનિષેધનુ નિરૂપણ કરવામા આવેલુ છે વળી કર્મ, વિકર્મ તથા અકર્મનુ સ્વરૂપ દુર્વિજ્ઞેય છે, માટે એ ત્રણેનુ સ્વરૂપ શાસ્ત્ર કે આચાર્યદ્વારા મુમુક્ષુએ બરાબર જાણવુ જોઈએ [ શકરાનદ ] તથા કર્મ, વિકર્મ તથા અકર્મના તત્ત્વને જાણી વિકર્મ તથા અકર્મનો ત્યાગ કરી, કર્તૃત્વ તથા ફલેચ્છાનો ત્યાગ કરી વિહિત કર્મો જ કરવા એ અભિપ્રાય છે [ મધુ ]

' कर्माकर्मविकर्मेति वेदवादो न लौकिक वेदस्य चेश्वरात्मत्वात्तत्र मुह्यन्ति सूरय ॥ [ ભાગ ૧૧-૩-૪૮ ] કર્મ, અકર્મ તથા વિકર્મ એ ત્રણે લૌકિક વસ્તુથી જાણવામા આવતા નથી પરતુ વેદની શ્રુતિઓ ઉપરથી જાણવામા આવે છે અને તે વેદ ઈશ્વર સ્વરૂપ હોવાથી એમા વિદ્વાનો પણ મોહ પામે છે કર્મ અકર્મ તથા વિકર્મના સ્વરૂપનો યથાવત્ નિર્ણય કરવો અત્યત કઠિન છે વિદ્વાનો પણ કર્માદિના વિષયમા મૂઝાય છે, તો બીજાની તો વાત જ શી કરવી ? [ ૧૭ ]

અવતરણિકા —હવે કર્મ વગેરેનુ તત્ત્વ [ સ્વરૂપ ] કહે છે

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

અન્વયાર્થ — य જે कर्मणि કર્મમા—દેહ, ઇન્દ્રિયાદિની ચેષ્ટામાત્રમા [ શ્રા ભા ] વિહિત તથા નિષિદ્ધ કર્મમા [ મધુ ] अकर्म અકર્મને – આત્માના અકર્તૃભાવને पश्यत् જુએ છે च અને य જે अकर्मणि અકર્મમા कर्म કર્મને જુએ છે स તે मनुष्येषु મનુષ્યોમા बुद्धिमान् બુદ્ધિમાન છે અને स તે युक्त યોગયુક્ત તથા कृत्स्नकर्मकृत् સર્વ કર્મ કરનારો છે [ ૧૮ ]

શબ્દાર્થ — જે કર્મમા અકર્મ જુએ છે, અને જે અકર્મમા કર્મ જુએ છે, તે મનુષ્યોમા બુદ્ધિમાન છે, અને તે યોગયુક્ત છે અને સર્વ કર્મ કરનારો છે [ ૧૮ ]

વિવેચન —દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેની ચેષ્ટા ' કર્મ ' કહેવાય

છે [શા. ભા.]. દેહાદિમાં આત્મા નિષ્ક્રિય, શાંત તથા તૂષ્ણીભાવથી સ્થિત છે, પરંતુ જેમ નદીના કિનારા ઉપર વૃક્ષો સ્થિર ઊભેલાં હોવા છતાં, નૌકામાં બેઠેલો પુરુષ ભ્રમથી વૃક્ષો વિષે ચલનરૂપ ક્રિયાનું આરોપણ કરે છે; તેમ વિપરીત દર્શનવાળો મૂઢ પુરુષ દેહ, ઇન્દ્રિયાદિની ચેષ્ટાને [ક્રિયાને] નિષ્ક્રિય આત્મામાં આરોપણ કરી, આત્માને કર્તા માને છે;. પરંતુ જેમ વૃક્ષના ચલાયમાન થવા છતાં તેમાં સ્થિત આકાશ સર્વકાળે અસંગ, નિષ્ક્રિય તથા સાક્ષીભાવે રહે છે; તેમ બ્રહ્મવેત્તા જાણે છે કે, દેહ, ઇન્દ્રિયો, મન વગેરે ક્રિયામાં પ્રવૃત્ત થવા છતાં, દેહમાં રહેલો આત્મા સર્વકાળે અસંગ, નિષ્ક્રિય તથા સાક્ષીભાવે રહે છે.

જ્ઞાની કર્મમાં અકર્મ જુએ છે, અર્થાત્ દેહાદિની ક્રિયારૂપ કર્મનો અક્રિય આત્મામાં અભાવ જુએ છે. દેહ, ઇન્દ્રિયાદિ ક્રિયા કરે છે, પરંતુ નિષ્ક્રિય આત્મા કાંઈ પણ ક્રિયા કરતો નથી, એ બ્રહ્મવેત્તા સાક્ષાત્ અનુભવે છે.

વળી દેહ, ઇન્દ્રિયાદિમાં કોઈ પણ કાળે ક્રિયાના અભાવનો સંભવ નથી, પરંતુ જેમ આકાશમાં રહેલા ચંદ્ર, તારા, નક્ષત્ર વગેરેમાં ગમનક્રિયાનો અભાવ નથી, છતાં દૂરત્વના દોષથી તેમાં ચલનક્રિયાના અભાવનું આરોપણ થાય છે; તેમ દેહ, ઇન્દ્રિયો, મન વગેરેમાં એક ક્ષણ પણ ક્રિયાના અભાવનો સંભવ નથી; છતાં વિપરીત દર્શનવાળો મૂઢ પુરુષ 'હું કાંઈ કરતો નથી' એ પ્રકારના અધ્યાસરૂપ પ્રતીતિના બળથી, દેહ, ઇન્દ્રિયાદિ વિષે ક્રિયાના અભાવનું આરોપણ કરે છે. જેમ આંખ બંધ કરવાથી આંખવડે બાહ્ય પદાર્થો જોવાની ક્રિયાનો અભાવ થાય છે, પરંતુ આંખ બંધ કરવાના આગ્રહરૂપ માનસિક ક્રિયા વિદ્યમાન છે; તેમ અજ્ઞાની પુરુષના કર્મના અભાવમાં [ચુપચાપ અવસ્થામાં] દેહ, ઇન્દ્રિયો વગેરેની બાહ્યક્રિયાનો અભાવ છે, પરંતુ 'હું કાંઈ કરતો નથી' એ પ્રકારની બાહ્યક્રિયાના ત્યાગના આગ્રહરૂપ કર્તાની માનસિક ક્રિયા વિદ્યમાન છે. જ્ઞાની અજ્ઞાનીના આ બાહ્યત્યાગરૂપ અકર્મમાં, બાહ્યક્રિયાના ત્યાગના આગ્રહરૂપ માનસિક ક્રિયારૂપ કર્મને જુએ છે.

ઉપરોક્ત પ્રકારે કર્મ તથા અકર્મના વિભાગને [તત્ત્વને] જાણનાર પુરુષ બુદ્ધિમાન, યોગી તથા સંપૂર્ણ કર્મનો કરનારો છે. "सोऽशुभान्मोक्षितः कृतकृत्यो भवतीत्यर्थः। [શા. ભા.] તે પુણ્ય-પાપરૂપ સંસારથી મુક્ત થયેલો કૃતકૃત્ય છે."

"निवृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते। प्रवृत्तिरपि धीरस्य निवृत्तिफलदायिनी॥

[ અષ્ટાવક્રગી ૧૮-૬૧ ] મૂઢ પુરુષની નિવૃત્તિ પ્રવૃત્તિરૂપ છે, કારણકે તેના અહંકારાદિક નિવૃત્ત થયા નથી, જ્ઞાનીની પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ તથા મોક્ષરૂપી ફળને આપનારી છે, કારણકે તેને અહંકારાદિકનો અભાવ છે ”

માટે કર્મ, વિકર્મ તથા અકર્મના તત્ત્વને જાણી, વિકર્મ તથા અકર્મનો ત્યાગ કરી, કર્તાપણાના અભિમાન તથા ફળેચ્છાના ત્યાગપૂર્વક વિહિત કર્મો જ કરવા એ અભિપ્રાય છે [ મધુ ]

અહીં કેટલાક પંડિતો આ પ્રમાણે અર્થ કરે છે — “ ઈશ્વરાર્થે કરાતા કર્મો બંધનના કારણરૂપ થતા નથી, માટે ઈશ્વરપ્રીત્યર્થે કરવામા આવતા કર્મોમા જે અકર્મ જુએ છે, તે બુદ્ધિમાન છે ”

પરંતુ આ વ્યાખ્યાન બંગબંગ નથી [શા ભા , મધુ ], કારણકે “નિષ્કામ કર્મ બંધનના કારણરૂપ નથી ’ એવા જ્ઞાનમાત્રથી પુરુષ સંસારથી મુક્ત થઈ શકતો નથી, અને તેથી ‘ જે જાણીને તુ સંસારથી મુક્ત થશે ’ એમ જે કહેવામા આવ્યુ છે તેનો બાધ થાય છે [ શા ભા ] વળી એ પ્રકારનુ મિથ્યાજ્ઞાન કઈ જાણવા લાયક તત્ત્વ નથી તથા એ પ્રકારનુ જ્ઞાન થતા બુદ્ધિમાન વગેરેની સ્તુતિ બંધબેસતી નથી કારણકે તેવા જ્ઞાનવાળો પુરુષ બંધમા પડેલો છે, એ પ્રસિદ્ધ છે [ મધુ ]

**નોંધ** — શ્રીરામાનુજાચાર્ય, શ્રીધર સ્વામી વગેરે “ કર્મ, વિકર્મ તથા અકર્મના ” ઉપરોક્ત અર્થોથી ભિન્ન અર્થો કરે છે એટલુ જ નહિ, પરંતુ તેમના અર્થો પરસ્પર ભિન્ન છે મહાત્મા ગાંધી, તિલક વગેરે આધુનિક વિદ્વાનો પણ ઉપરોક્ત અર્થોથી ભિન્ન અર્થ કરે છે, એટલુ જ નહિ પરંતુ તેમના અર્થો પણ પરસ્પર ભિન્ન છે આથી ‘ किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः । કર્મ, વિકર્મ તથા અકર્મના અર્થો વિષે વિદ્વાનો પણ મોહ પામ્યા છે ’ એ ભગવાનનુ વચન સિદ્ધ થાય છે

અમારા અભિપ્રાય પ્રમાણે આ શ્લોકના વિવિધ અર્થોનો સમન્વય શક્ય નથી તથા વિવિધ અર્થોનુ નિરૂપણ કરવાથી બુદ્ધિભેદ થવા સંભવ છે, અને તેથી અમે ભગવાન ભાષ્યકાર તથા શ્રીમધુસૂદનસ્વામીના ભાષ્યો પ્રમાણે અર્થ કરેલો છે ભગવાન ભાષ્યકાર તથા શ્રીમધુસૂદનસ્વામીએ વિરુદ્ધ મતોનુ વિસ્તાર પૂર્વક નિરાકરણ કરેલુ છે [ ૧૮ ]

**અવતરણિકા** —હવે કર્મમા અકર્મ તથા અકર્મમા કર્મ જોનાર બ્રહ્મવેત્તાની પાંચ શ્લોક વડે સ્તુતિ કરે છે

यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥१९॥

**અન્વયાર્થ** — यस्य જેના सर्वे સર્વે समारम्भा કર્મો-પ્રાણરક્ષાને ઉપયોગી દેહ ઇન્દ્રિયાદિના સંપૂર્ણ વ્યાપાર [શંકરાનંદ] कामसंकल्पवर्जिता કામના તથા સંકલ્પથી નહિ; કે ज्ञानाग्निदग्धकर्माणं જેનાં કર્મો જ્ઞાનરૂપ અગ્નિમાં બળી ગયાં છે તં તેને बुधा જ્ઞાની-તત્ત્વદર્શી पण्डितम् પંડિત आहु કહે છે [૧૯]

**શબ્દાર્થ** —જેનાં સર્વ કર્મો કામના તથા સંકલ્પથી રહિત છે તથા જેનાં કર્મો જ્ઞાનરૂપ અગ્નિમાં બળી ગયાં છે તેને જ્ઞાનીપુરુષો 'પંડિત' કહે છે [૧૯]

**વિવેચન** —હે અર્જુન! પરમાર્થ વસ્તુને જોનારા જે પુરુષનાં સર્વ કર્મો कामसंकल्पवर्जिता = કામના તથા કામનાના કારણરૂપ સંકલ્પથી રહિત છે ફલતૃષ્ણા તથા કર્તાપણાના અભિમાનથી રહિત છે, [શા ભા, મધુ વગેરે] લોકસંગ્રહ માટે કે જીવન માટે પ્રારબ્ધકર્મના વેગથી વૃથા ચેષ્ટારૂપ છે [મધુ] જે પ્રવૃત્તિમાર્ગમાં પ્રવૃત્ત થાય તો કેવળ લોકસંગ્રહ માટે તથા નિવૃત્તિમાર્ગમાં પ્રવૃત્ત થાય તો કેવળ જીવનનિર્વાહ માટે કર્મો કરે છે [શા ભા], જેનાં કર્મો ભૂખ વગેરેની પેઠે તાત્કાલિક છે [શંકરાનંદ] તથા ज्ञानाग्निदग्धकर्माणं = કર્મમાં અકર્મ તથા અકર્મમાં કર્મદર્શનરૂપ જ્ઞાનાગ્નિમાં જેનાં પુણ્ય-પાપરૂપ સર્વ કર્મો બળી ગયાં છે [શા ભા, મધુ] તેને બ્રહ્મવેત્તાઓ "પંડિત" કહે છે

"सर्वत्र ब्रह्ममात्रावगाहिन्यखण्डात्मिका वृत्तिरस्य सजातेति पण्डित । [શંકરાનંદ][1] જેને સર્વત્ર બ્રહ્મમાત્રત્વ વિષય કરનારી અખંડવરૂપ વૃત્તિ પ્રાપ્ત થઈ છે, અથવા 'આ સર્વ બ્રહ્મમય છે' એવી પંડા [બુદ્ધિ] જેને પ્રાપ્ત થઈ છે, તે "પંડિત" કહેવાય છે" [૧૯]

**અવતરણિકા** —હવે જ્ઞાનીને વર્તમાનકાળનાં કર્મો બંધન કરતાં નથી તે કહે છે

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥२०॥

**અન્વયાર્થ** —कर्मफलासंग કર્મની તથા ફળની આસક્તિ त्यक्त्वा ત્યજીને नित्यतृप्त વિષયકામનાથી રહિત થઈ [શા ભા] પરમાનંદસ્વરૂપના લાભવડે સર્વ પદાર્થોમાં ઇચ્છાથી રહિત થઈ [મધુ] સર્વદા સંતુષ્ટ રહી निराश्रय

આ લોક પરલોકના ઇષ્ટફળની પ્રાપ્તિનાં સાધનોના આશ્રય વિનાનો થઈ [ વા. ભા. ] નિષ્કામ થઈ [ શંકરાનંદ ] દેહ, ઇન્દ્રિયાદિમાં અભિમાનથી રહિત થઈ [મધુ.] कर्मणि કર્મમાં अभिप्रवृत्तः अपि સારી રીતે પ્રવૃત્ત હોવા છતાં-પ્રારબ્ધવશાત્ વૈદિક કે લૌકિક કર્મોમાં પ્રવૃત્ત રહે છે છતાં સ: તે પરમાર્થદૃષ્ટિથી किंचित् કાંઈ પણ न करोति एव કરતો નથી જ [૨૦].

શબ્દાર્થ :—કર્મની તથા ફલની આસક્તિનો ત્યાગ કરી, સર્વદા સંતુષ્ટ રહી, દેહ તથા ઇન્દ્રિયોમાં અભિમાનથી રહિત થઈ, કર્મમાં પ્રવૃત્ત રહે છતાં જ્ઞાની પરમાર્થદૃષ્ટિથી કંઈ પણ કરતો નથી [૨૦].

વિવેચન—कर्मफलासंगं त्यक्त्वा = ' હું કર્મોનો કર્તા છું ' એ પ્રકારનું કર્તાપણાનું અભિમાન ' કર્મસંગ ' કહેવાય છે ને કર્મોનાં ફલોમાં ભોગની અભિલાષા ' ફલાસંગ ' કહેવાય છે જે જ્ઞાની પુરુષ આત્માના યથાર્થ જ્ઞાનવડે કર્મસંગ તથા ફલાસંગનો ત્યાગ કરીને, नित्यतृप्त: = પરમાનંદસ્વરૂપના લાભ વડે સર્વ પદાર્થોમાં આકાંક્ષારહિત થઈ [મધુ], निराश्रयः = આ લોક પરલોકના ઇષ્ટફળની પ્રાપ્તિના સાધનોના આશ્રય વિનાનો થઈ [ વા. ભા ], દેહ તથા ઇન્દ્રિયોમાં અભિમાનથી રહિત થઈ [મધુ], સમાધિનાંથી વ્યુત્થાનની દશામાં પ્રારબ્ધવશાત્ લૌકિક દૃષ્ટિએ કર્મમાં પ્રવૃત્ત રહે છતાં, પરમાર્થદૃષ્ટિથી તે કાંઈ કરતો નથી [ મધુ ].

સ્વમહિમામાં સ્થિત જ્ઞાની પરમાર્થદૃષ્ટિથી કાંઈ જ કરતો નથી, એ અર્થ છે [ સદાનંદ ]. નિષ્ક્રિય આત્માના જ્ઞાનને પ્રાપ્ત થયેલો હોવાથી જ્ઞાનીને કર્મો બંધનરૂપ થતાં નથી, એ ભાવ છે [ વા. ભા. ].

" भावाभावविहीनो यस्तृप्तो निर्वासनो बुधः । नैव किंचित् कृतं तेन लोकदृष्ट्या विकुर्वता । [ અષ્ટાવક્રગી. ૧૮–૧૯ ] ભાવ અભાવથી રહિત, આત્માનંદથી તૃપ્ત, વાસનારહિત જ્ઞાની લોકદૃષ્ટિથી કર્મો કરે છતાં તે કાંઈ કરતો નથી. " લોકદૃષ્ટિથી કર્તા હોવા છતાં પરમાર્થદૃષ્ટિથી જ્ઞાની અકર્તા છે [૨૦].

અવતરણિકા :—હવે નિવૃત્તિમાર્ગપરાયણ બ્રહ્મવેત્તા સંન્યાસી શરીરનિર્વાહ માટે ભિક્ષાટનાદિરૂપ કર્મો કરે છતાં સંસારને પ્રાપ્ત થતો નથી, તે બે શ્લોકવડે કહે છે :

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

અન્વયાર્થ:—નિરાશી તૃષ્ણાથી રહિત [ શંકરાનંદ ] નિસ્પૃહ [પુ અ ત] યતચિત્તાત્મા મન તથા શરીરને વશ કરનારો ત્યક્તસર્વપરિગ્રહ સંગ્રહમાત્રનો ત્યાગ કરનારો કેવલ શારીરં કર્મ કુર્વન્ કેવળ શરીરદ્વારા થનારાં કર્મો કે શરીરનિર્વાહ માટે કર્મો કરે [ શા ભા વગેરે ] છતાં કિલ્બિષ પ્રત્યવાયને [નીલકંઠ] પુણ્ય પાપને [ શા ભા ] કે, તેના ફલભૂત સંસારને [ મધુ વગેરે ] ન આપ્નોતિ પામતો નથી [૨૧]

શબ્દાર્થ —જે આશારહિત છે, જેને અંતઃકરણ તથા બાહ્ય ઇન્દ્રિયો સહિત દેહ વશ છે, જેણે સંગ્રહમાત્રનો ત્યાગ કર્યો છે, તે પુરુષ કર્તાપણાના અભિમાનથી રહિત થઈ, શરીરનિર્વાહ માટે કર્મો કરે છતાં સંસારને પામતો નથી [ ૨૧ ]

વિવેચન —નિરાશી = જેનામાંથી આશિષ [ વિષયકામના ] નિઃશેષ નિવૃત્તિ પામી છે એવો, વિનષ્ટ સર્વકામ [ શંકરાનંદ ], આલોક તથા પરલોકના ભોગોની તૃષ્ણા વિનાનો, નિસ્પૃહ, યતચિત્તાત્મા = જેણે અંતઃકરણ તથા દેહ ઇન્દ્રિયોનો પ્રત્યાહારથી નિગ્રહ કર્યો છે [ મધુ ], ત્યક્તસર્વપરિગ્રહ = ભોગસાધનોના સંગ્રહમાત્રનો ત્યાગ કરનારો, કૌપીન તથા કંથા સિવાય સર્વ પરિગ્રહનો ત્યાગ કરનારો [ શંકરાનંદ ] બ્રહ્મવેત્તા, કર્તાપણાના અભિમાનથી રહિત થઈ, શરીરનિર્વાહ માટે ભિક્ષાટનાદિરૂપ કાયિક, વાચિક તથા માનસિક કર્મ કરે [ શા ભા , મધુ. વગેરે ] છતાં કિલ્બિષમ્ = પ્રત્યવાયને [ નીલકંઠ વગેરે ], પુણ્ય–પાપને [ શા ભા વગેરે ] કે પુણ્ય–પાપના ફલભૂત સંસારને [ મધુ વગેરે ] પામતો નથી. મુમુક્ષુને ધર્મ [ પુણ્ય ] પણ સંસારબંધનના કારણરૂપ હોવાથી કિલ્બિષ [ પાપ ] જ છે [ શા ભા મધુ ] [ ૨૧ ]

यदृच्छालाभसन्तुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वाऽपि न निबध्यते ॥ २२ ॥

અન્વયાર્થ — यदृच्छालाभसंतुष्ट અનાયાસે જે મળે તેનાથી સંતુષ્ટ રહેનારો द्वंद्वातीत સુખદુઃખાદિ દ્વંદ્વોથી રહિત विमत्सर ઈર્ષ્યા વિનાનો च તથા सिद्धौ असिद्धौ સિદ્ધિ તથા અસિદ્ધિમાં सम સમવૃત્તિવાળો—હર્ષશોકથી રહિત कृत्वा अपि કર્મો કરતાં છતાં પણ न निबध्यते બંધાતો નથી [ ૨૨ ]

શબ્દાર્થ —અનાયાસે જે મળે તેનાથી સંતુષ્ટ રહેનારો, સુખદુઃખાદિ

દ્વંદ્વોથી રહિત, ઈર્ષ્યા વિનાનો, સિદ્ધિ તથા અસિદ્ધિમા સમવૃત્તિવાળો બ્રહ્મવેત્તા કર્મો કરવા છતા બધાતો નથી [૨૨]

**વિવેચન** :—હે અર્જુન! પ્રારબ્ધવશાત્ જે મળે તેનાથી સતુષ્ટ રહેનારો, ભૂખ-તરસ, શીત-ઉષ્ણ, ઇષ્ટ-અનિષ્ટ, શુભ-અશુભ ઇત્યાદિ દ્વંદ્વોથી રહિત, સર્વદા નિર્વૈરવૃત્તિવાળો, ઈર્ષ્યાદિથી રહિત, સિદ્ધિ તથા અસિદ્ધિમા સમવૃત્તિવાળો, લાભ તથા અલાભમા હર્ષશોક વિનાનો, અજગરવૃત્તિવાળો બ્રહ્મવેત્તા જીવનનિર્વાહ માટે ભિક્ષાટનાદિ કર્મો કરે [શા ભા, મધુ વગેરે], વિહિત કે સ્વાભાવિક કર્મો કરે [શ્રીધર વગેરે] છતા પણ કર્મોથી બધાતો નથી

"कौपीनयुगलं वासः कन्था शीतनिवारणीम्। पादुके चापि गृह्णीयात् कुर्यान्नान्यस्य सग्रहम्। [મધુ] સન્યાસી બે કૌપીન, ઉપર બાધવા બે કટિવસ્ત્રને, શીતનિવૃત્તિ માટે કામળ આદિ કથાને તથા પાદુકાને ગ્રહણ કરે, પરતુ એથી અધિક પદાર્થોનો સગ્રહ સન્યાસીએ ન કરવો"

"अयाचितमसंक्लृप्तमुपपन्नं यदृच्छया। [વા ભા બોધા સ્મૃતિ ૨-૧૮-૧૨] સર્વ પરિગ્રહના ત્યાગ કરનાર સન્યાસીએ 'યાચના કર્યા વિના, સકલ્પ કર્યા વિના, તથા અનાયાસે પ્રાપ્ત થયેલા અન્નવસ્ત્રાદિથી નિર્વાહ કરવો" ભિક્ષા માટે નીકળ્યા પહેલા કોઈ યોગ્ય અધિકારી પુરુષે આપેલુ અન્ન 'અયાચિત' કહેવાય છે. અમુક ગૃહસ્થોને ત્યા જવાનો સકલ્પ કર્યા વિના પાચ અથવા સાત ઘેરથી માધુકરીવૃત્તિથી પ્રાપ્ત થયેલુ અન્ન 'અસક્લૃપ્ત' [અસકલ્પ વિના મેળવેલુ કહેવાય છે પોતાના પ્રયત્ન વિના ભક્તજનોએ આપેલુ અન્ન 'यदृच्छयोपपन्न' દૈવેચ્છાથી મળેલુ કહેવાય છે શયનમાથી ઉત્થાનપૂર્વે ભક્તજને કરેલી ભિક્ષા માટેની પ્રાર્થના 'પ્રાક્પ્રણીત' કહેવાય છે ભિક્ષા માટે ઉપાય કર્યા પછી, કોઈ ભક્તજને ભિક્ષા માટે પ્રાર્થના કરી હોય તો તે ભિક્ષાન્ન 'તાત્કાલિક' કહેવાય છે આ પ્રકારે સન્યાસીને માટે ભિક્ષાન્નના નિયમોનુ વિધાન કરતા શાસ્ત્રવચનો ભિક્ષાન્ન માટે યાચના વગેરે પ્રયત્નોથી નિવૃત્તિનુ કથન કરે છે [શા ભા, મધુ વગેરે] [૨૨]

**અવતરણિકા** :—હવે ગૃહસ્થાશ્રમમા સ્થિત જ્ઞાની પુરુષોને પણ કર્મ બધનરૂપ થતા નથી, તે કહે છે

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

**અન્વયાર્થ** —गतसङ्गस्य ફળની અભિલાષાથી રહિત मुक्तस्य મુક્ત ज्ञानावस्थितचेतस ज्ञानમા સ્થિર ચિત્તવાળા તથા यज्ञाय યજ્ઞ માટે-ઈશ્વરાર્થે-પ્રભુપ્રીત્યર્થે आचरत આચરણ કરનારા જ્ઞાની પુરુષના कर्म કર્મ समग्र ફળસહિત [શા ભા, મધુ વગેરે] નિઃશેષ [કેશવ] प्रविलीयते લય પામે છે—નાશ પામે છે [૨૩]

**શબ્દાર્થ** —ફળની આસક્તિ વગરના, મુક્ત, જ્ઞાનમા સ્થિર ચિત્તવાળા તથા યજ્ઞ માટે આચરણ કરનાર વિદ્વાન પુરુષનુ કર્મ ફળસહિત લય પામે છે [૨૩]

**વિવેચન** — गतसङ्गस्य = સર્વપ્રકારે જે આસક્તિથી રહિત છે [શા. ભા] જે સ્વર્ગાદિ ફળની અભિલાષાથી રહિત છે मुक्तस्य = જે મુક્ત છે જે અહમ્-મમના અભિનિવેશ વિનાનો છે [શ રાનદ], જે કર્તાપણા તથા ભોક્તા પણાના અધ્યાસથી શૂન્ય છે [મધુ] જેના પુણ્ય-પાપ બંધનો તૂટી ગયા છે [શા ભા] ज्ञानावस्थितचेतस = જેનુ ચિત્ત નિરંતર જ્ઞાનમા સ્થિત છે [શા ભા] નિર્વિકલ્પ બ્રહ્મની તથા આત્માની એકતાના બોધમા જ જેનુ ચિત્ત હોય છે, જે સ્થિતપ્રજ્ઞ છે [મધુ], તથા જે લોકસંગ્રહ માટે જ આચરણ કરનારો છે તે જ્ઞાનીના સર્વ કર્મો ફળસહિત નાશ પામે છે તેના કર્મો સંસારના કારણરૂપ થતા નથી [૨૩]

**અવતરણિકા** —હવે બ્રહ્મવેત્તાના સર્વ કર્મો ફળસહિત નાશ પામે છે, તેમા તેની સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ જ કારણ છે તે કહે છે

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्म कर्मसमाधिना ॥ २४ ॥**

**અન્વયાર્થ** —अर्पण સ્રુક્ સ્રુવ વગેરે હોમવાના સાધનો ब्रह्म एव બ્રહ્મ જ છે हवि ચરુ, પુરોડાશ, ઘી વગેરે હોમવાના પદાર્થો ब्रह्म બ્રહ્મ જ છે ब्रह्माग्नौ બ્રહ્મરૂપ અગ્નિમા ब्रह्मणा બ્રહ્મરૂપ કર્તાએ 'જે હવન કરેલુ છે' તે हुत હોમેલુ પણ બ્રહ્મ જ છે तेन તે હવનવડે गन्तव्य પામવા યોગ્ય સ્વર્ગાદિક પણ ब्रह्म બ્રહ્મ જ છે તથા कर्मसमाधिना કર્મમા બ્રહ્મજ્ઞાનવાળા [બ્રહ્મદૃષ્ટિ વાળા] જ્ઞાની પુરુષને પામવા યોગ્ય પણ ब्रह्म 'બ્રહ્મ જ છે' [૨૪]

**શબ્દાર્થ** —અર્પણ બ્રહ્મ જ છે હવિ બ્રહ્મ જ છે બ્રહ્મરૂપ અગ્નિમા બ્રહ્મરૂપ કર્તાએ જે હવન કરેલુ છે, તે પણ બ્રહ્મ જ છે તે હવનવડે પામવા

યોગ્ય સ્વર્ગાદિક પણ બ્રહ્મ જ છે, તથા કર્મમાં બ્રહ્મજ્ઞાનવાળા [બ્રહ્મદષ્ટિવાળા] જ્ઞાની પુરુષને પામવા યોગ્ય પણ બ્રહ્મ જ છે [ ૨૪ ].

વિવેચનઃ—કોઈ પણ કર્મની સિદ્ધિ માટે કર્તા, કર્મ, સાધન, ક્રિયા, સંપ્રદાન અને ફળ એ ૭ આવશ્યક છે, પરંતુ બ્રહ્મવેત્તામાં કારકબુદ્ધિનો અભાવ છે. બ્રહ્મવેત્તાની ભેદદષ્ટિ નિર્ગલિત થાય છે. બ્રહ્મવેત્તાની દષ્ટિમાં અર્પણ, હવિ, અગ્નિ, યજમાન, હવન, હવનક્રિયા તથા હવનક્રિયાનું ફળ વગેરે સર્વ બ્રહ્મ જ છે. તેમ થવાથી બ્રહ્મવેત્તાને કર્તવ્ય કે પ્રાપ્તવ્ય રહેતું નથી; અને તેથી તે લોકદષ્ટિએ કર્મો કરતો હોવા છતાં પરમાર્થદષ્ટિએ કાંઈ કરતો નથી. બ્રહ્મવેત્તાને આ સર્વ દશ્યમાન પદાર્થો બ્રહ્મરૂપ જ જણાય છે. તેને બ્રહ્મથી અન્ય એવો કોઈ પણ પદાર્થ ફળરૂપે આપવાનો બાકી રહેતો નથી; અને તેથી જેમ કાષ્ઠના અભાવે અગ્નિ ઉપશાંતિ પામે છે તેમ જ્ઞાનીનાં કર્મો લય પામે છે. બ્રહ્મવેત્તાને કર્મો બંધનરૂપ થતાં નથી.

તેથી વાર્તિકકાર કહે છે કે—' કારકોનો વ્યવહાર ચાલતાં શુદ્ધ વસ્તુ જોવામાં આવતી નથી, અને શુદ્ધ વસ્તુ પ્રાપ્ત થતાં કારકનો વ્યવહાર ક્યાંથી હોય!'

તાત્પર્ય એ છે કે, બ્રહ્માકાર દષ્ટિવાળા બ્રહ્મવેત્તાની કારકબુદ્ધિ નાશ પામે છે. તે કર્તા, ક્રિયા, ફળ વગેરે સર્વને બ્રહ્મરૂપ જુએ છે તેથી તેનાં કર્મો અકર્મો જ છે, તથા આવી રીતે કર્મમાં બ્રહ્મજ્ઞાનવાળા પુરુષને બ્રહ્મ જ પ્રાપ્ત થાય છે [ ૨૪ ].

અવતરણિકા :—પૂર્વે " ब्रह्मार्पणं ब्रह्म हविर् " શ્લોકવડે સર્વત્ર બ્રહ્મદષ્ટિરૂપ સમ્યગ્દર્શનની યજ્ઞરૂપવડે સ્તુતિ કરી; હવે જ્ઞાનયજ્ઞની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરવા માટે મુમુક્ષુએ પોતાના અધિકાર પ્રમાણે મોક્ષનાં વ્યવહિત [ બહિરંગ ], સાધન દૈવાદિ યજ્ઞોનું ચિત્તશુદ્ધિ માટે અનુષ્ઠાન કરવું જોઈએ, એ સૂચન કરવાના હેતુથી શ્લોક ૨૫ થી ૩૦ માં દેવયજ્ઞ વગેરે બાર પ્રકારના યજ્ઞોનું નિરૂપણ કરે છે [ શંકરાનંદ ]:

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

અન્વયાર્થ :— अपरे બીજા योगिनः કર્મયોગીઓ दैवं દેવ यज्ञं યજ્ઞને एव જ पर्युपासते સદા કરે છે. अपरे બીજા તત્ત્વવેત્તા પુરુષો ब्रह्माग्नौ બ્રહ્મરૂપ

અગ્નિમાં यज्ञं આત્માને [ શા. ભા. ] ઉપાધિયુક્ત જીવને [ નીલકંઠ ] यज्ञेन एव જ્ઞાનરૂપ યજ્ઞવડે જ उपजुह्वति હોમે છે [ ૨૫ ].

**શબ્દાર્થ**:—બીજા કર્મયોગીઓ દેવયજ્ઞને જ સર્વદા કરે છે; અને બીજા તત્ત્વવેત્તા પુરુષો બ્રહ્મરૂપ અગ્નિમાં આત્માને [ ઉપાધિયુક્ત જીવને ] તત્ પદાર્થ ઈશ્વરરૂપે [ નિરુપાધિક સ્વરૂપે ] હોમે છે [ અનુભવે છે ] [૨૫ ].

**વિવેચન**:—જે યજ્ઞવડે ઇન્દ્રાદિક દેવોનું પૂજન કરવામાં આવે છે, તે "દેવયજ્ઞ" કહેવાય છે. કર્મનિષ્ઠ પુરુષો સદા દેવયજ્ઞનું અનુષ્ઠાન કરે છે, પરંતુ જ્ઞાનયજ્ઞનું અનુષ્ઠાન કરતા નથી.

"सत्यं ज्ञानमनन्तं ब्रह्म। [ તૈ. ઉ. ૨–૧ ] બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંત સ્વરૂપ છે." આ બ્રહ્મ અવિદ્યા તથા અવિદ્યાના કાર્યને બાળે છે, માટે અગ્નિરૂપ છે. આ બ્રહ્મરૂપ અગ્નિમાં તત્ત્વવેત્તા પુરુષો यज्ञं = યજ્ઞરૂપ આત્માને હોમે છે, અર્થાત્ સોપાધિક આત્માનો નિર્વિશેષ આત્મારૂપે અનુભવ કરે છે [ શંકરાનંદ ]. त्वं પદાર્થરૂપ આત્માને બ્રહ્મરૂપે જુએ છે [ મધુ. ]. ઉપાધિવાળા આત્માનો ઉપાધિરહિત પરબ્રહ્મસ્વરૂપે સાક્ષાત્કાર કરે છે [ શા. ભા. ].

અહીં જીવ તથા બ્રહ્મના અભેદ જ્ઞાનને યજ્ઞરૂપે સંપાદન કરી, "श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप।" [ શ્લોક ૩૩ ] ઇત્યાદિ વચનોવડે જ્ઞાનયજ્ઞની સ્તુતિ કરવાના હેતુથી, જ્ઞાનયજ્ઞના સાધનરૂપ યજ્ઞોમાં, ભગવાને આ જ્ઞાનયજ્ઞ કથન કર્યો છે [ મધુ., શા. ભા. વગેરે ] [૨૫].

**અવતરણિકા** :—હવે વેદ વિષે કહેલાં શ્રેયનાં સાધનોને યજ્ઞરૂપે વર્ણવે છે:

**श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥ २६ ॥**

**અન્વયાર્થ** :—अन्ये બીજા–નૈષ્ઠિક બ્રહ્મચારી મુમુક્ષુઓ [ શંકરાનંદ–શ્રીધર] નિવૃત્તિધર્મનિષ્ઠ મુમુક્ષુઓ [ કેશવ ] श्रोत्रादीनि શ્રોત્રાદિક इन्द्रियाणि ઇન્દ્રિયોને संयमाग्निषु સંયમોરૂપ અગ્નિઓમાં जुह्वति હોમે છે. अन्ये બીજા–સ્વધર્મનિષ્ઠ ગૃહસ્થો [શંકરાનંદ] પ્રવૃત્તિધર્મનિષ્ઠ મુમુક્ષુઓ [ કેશવ ] शब्दादीन् શબ્દાદિ विषयान् વિષયોને इन्द्रियाग्निषु ઇન્દ્રિયોરૂપ અગ્નિઓમાં जुह्वति હોમે છે [ ૨૬ ].

**શબ્દાર્થ** :—બીજા યોગીઓ શ્રોત્રાદિ ઇન્દ્રિયોને સંયમોરૂપ અગ્નિમાં

હોમે છે; તથા બીજા કેટલાક શબ્દાદિ વિષયોને ઇન્દ્રિયોરૂપ અગ્નિમાં હોમે છે [ ૨૬ ].

**વિવેચન :**—નિવૃત્તિધર્મનિષ્ઠ મુમુક્ષુ શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયોને પોતપોતાના શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કરી, સંયમરૂપ અગ્નિમાં હોમે છે, અર્થાત્ ઇન્દ્રિયસંયમ કરે છે [ શા. ભા. વગેરે ] ધારણા, ધ્યાન તથા સમાધિસિદ્ધિ માટે સઘળી ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમાંથી નિવૃત્ત કરે છે [ મધુ ]. પ્રત્યાહારની સિદ્ધિદ્વારા ઇન્દ્રિયસંયમ કરે છે [ પા. યો. સૂ. ૨–૫૪–૫૫ ].

પ્રત્યેક ઇન્દ્રિયોનો સંયમ ભિન્નભિન્ન છે, તેથી અહીં બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે [ શા ભા ].

કોઈ પણ જાતના બાહ્ય કે આભ્યંતર વિષયોનો સ્વીકાર કરીને, તેમાં ચિત્તનું નિયમન કરવામાં આવે છે. તે સંયમો અનેક વિષયના તથા અનેક છે, અને તેનાં ફળ પણ અનેક પ્રકારનાં જુદાંજુદાં હોય છે [ નીલકંઠ ]

"भुवनज्ञानं सूर्ये संयमात्। [ પા યો સૂ ૩–૨૬ ] સૂર્યમાં સંયમ કરવાથી [ સૂર્યદ્વારરૂપ સુષુમ્ણા નાડીમાં સંયમ કરવાથી ] યોગીને ચૌદ ભુવનનું જ્ઞાન થાય છે."

"चन्द्रे ताराव्यूहज्ञानम्। [ પા. યો. સૂ. ૩–૨૭ ] ચંદ્રમાં સંયમ કરવાથી યોગીને તારામંડળનું જ્ઞાન થાય છે." અર્થાત્ જ્યોતિષશાસ્ત્રનો અભ્યાસ કર્યા વિના માત્ર સંયમથી અમુક તારો આકાશના અમુક ભાગમાં નિવાસ કરે છે, એમ તે યોગીને તેમનું સંશયરહિત વિશેષજ્ઞાન થાય છે.

"कंठकूपे क्षुत्पिपासानिवृत्तिः। [ પા. યો. સૂ. ૩–૩૦ ] કંઠકૂપમાં સંયમ કરવાથી ભૂખ–તરસની નિવૃત્તિ થાય છે" જીભમાં નીચેના ભાગમાં રહેલું જે જિહ્વામૂળ છે, તેને તંતુ કહે છે તે તંતુથી આગળ નીચેના ભાગમાં ખાડાના આકાર જેવો એક પ્રદેશ છે, તે "કંઠકૂપ" કહેવાય છે. તે કંઠકૂપમાં પ્રાણાદિકનો સ્પર્શ થવાથી મનુષ્યને ભૂખ–તરસ પીડા કરે છે તે કંઠકૂપમાં શ્રીસદ્ગુરુના ઉપદેશ પ્રમાણે સંયમ કરવાથી પ્રાણાદિકના સ્પર્શની નિવૃત્તિદ્વારા યોગીને ભૂખ–તરસ પીડા કરતા નથી

આ પ્રકારના સંયમોરૂપ અગ્નિમાં ઇન્દ્રિયોરૂપ કાષ્ઠોનો હોમ થઈ જાય છે, માટે તે સંયમરૂપ અગ્નિમાં કેટલાક યોગીઓ પોતાની શ્રોત્રાદિ ઇન્દ્રિયોને હોમે છે. તેમાં શ્રોત્રેન્દ્રિયનો અનાહત ધ્વનિમાં સંયમ કરીને, યોગીઓ હંસોપનિષદમાં કહેલી રીત પ્રમાણે ઘંટાનાદ, ચિણુનાદ, ચિણુચિણુનાદ, શંખનાદ, વીણાનાદ, તાલનાદ,

વેણુનાદ, ભેરીનાદ, મૃદંગનાદ અને મેઘનાદ, આ દશ પ્રકારના નાદોનો [શબ્દોનો] અનુભવ કરે છે. આ નાદોમાં જ્યારે ચિત્ત બરોબર નિયમિત થઈ જાય છે, ત્યારે કોઈ પણ બીજા શબ્દનું ગ્રહણ થતું જ નથી. તેનું નામ જ આ શ્રોત્રેન્દ્રિયનો સંયમરૂપ અગ્નિમાં હોમ થયેલો સમજવો [ નીલકંઠ ]. એ જ પ્રમાણે બીજા બીજા સંયમોમાં તે તે ઇન્દ્રિયોના હોમદ્વારા તે યોગીઓ સંપૂર્ણ બ્રહ્મતત્ત્વને પ્રાપ્ત થાય છે [ નીલકંઠ ].

પ્રવૃત્તિધર્મનિષ્ઠ મુમુક્ષુ [ યોગી ] શબ્દાદિ વિષયોને ઇન્દ્રિયોરૂપી અગ્નિમાં હોમે છે, અર્થાત્ રાગદ્વેષથી રહિત થઈ, શ્રોત્રાદિ ઇન્દ્રિયોવડે શાસ્ત્રવિહિત વિષયો જ ગ્રહણ કરે છે [ શા. ભા. વગેરે ]. " विषयानुभवनियम एव तेषां यज्ञ इत्यर्थः। [ શંકરાનંદ ] વિષયોના અનુભવનો નિયમ રાખવો એટલે કે શાસ્ત્ર-વિહિત વિષયોનો શાસ્ત્રવિહિત મર્યાદામાં ઉપભોગ કરવારૂપ નિયમ જ સ્વધર્મ-નિષ્ઠ મુમુક્ષુનો યજ્ઞ છે." આ યજ્ઞને કેટલાક 'વિષયહવનરૂપ' યજ્ઞ કહે છે [૨૬].

**અવતરણિકા** :—હવે આત્મસંયમયોગરૂપ [ નિરોધસમાધિરૂપ ] યજ્ઞનું વર્ણન કરે છે :

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

**અન્વયાર્થ** :—अपरे બીજા सर्वाणि સર્વ इन्द्रियकर्माणि ઇન્દ્રિયોનાં કર્મોને च તથા प्राणकर्माणि પ્રાણકર્મોને ज्ञानदीपिते જ્ઞાનવડે પ્રદીપ્ત થયેલા आत्मसंयमयोगाग्नौ આત્મસંયમરૂપ યોગાગ્નિમાં–નિર્વિકલ્પ સમાધિરૂપ અગ્નિમાં जुह्वति હોમે છે [ ૨૭ ].

**શબ્દાર્થ** :—બીજા યોગીઓ સર્વ ઇન્દ્રિયોનાં કર્મોને તથા પ્રાણકર્મોને જ્ઞાનવડે પ્રદીપ્ત થયેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે [ ૨૭ ].

**વિવેચન** :—હે અર્જુન ! કેટલાક ધ્યાનનિષ્ઠ યોગીઓ પાંચ જ્ઞાનેન્દ્રિયોના સાંભળવું, જોવું વગેરે વ્યાપારોને; પાંચ કર્મેન્દ્રિયોના બોલવું, ચાલવું વગેરે વ્યાપારોને; તથા પાંચ પ્રાણોના ઉશ્વાસ, નિઃશ્વાસ વગેરે વ્યાપારોને એટલે કે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણો, મન તથા બુદ્ધિ એ સત્તર તત્ત્વોના સમુદાયરૂપ લિંગશરીરને આત્મજ્ઞાનવડે પ્રદીપ્ત થયેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે. લિંગશરીરને ધારણા, ધ્યાન તથા સંપ્રજ્ઞાતસમાધિના પરિપાકથી ઉત્પન્ન થતી નિરોધસમાધિમાં હોમે છે [ મધુ ]. " प्राणेन्द्रियव्यापारं

निरुध्य सदाऽऽत्मानमेवानुमनन्तीत्यर्थः । [ શંકરાનંદ ] પ્રાણ તથા ઇન્દ્રિયોના વ્યાપારોનો નિરોધ કરી, સદા આત્માનો જ અનુભવ કરે છે." [ ૨૭ ]

**અવતરણિકા** :— अथुनैकेन श्लोकेन पद्यज्ञानाह । [ મધુ , આ. શા. ભા. વગેરે ] હવે એક શ્લોકવડે દ્રવ્યયજ્ઞ વગેરે ૭ યજ્ઞોનું નિરૂપણ કરે છે :

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

**અન્વયાર્થ** :— अपरे કેટલાક द्रव्ययज्ञा શાસ્ત્રના વિધિ પ્રમાણે દાન કરવારૂપી યજ્ઞ કરવાવાળા तपोयज्ञाः તપરૂપ યજ્ઞો કરનારા तथा તથા योगयज्ञाः યોગરૂપ યજ્ઞ કરનારા च તથા स्वाध्यायज्ञानयज्ञा. વેદાભ્યાસરૂપ તેમ જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા અને यतय. કેટલાક યત્નશીલ પુરુષો संशितव्रता. અત્યંત દઢ વ્રતરૂપી યજ્ઞ કરનારા છે [ ૨૮ ]

**શબ્દાર્થ** :— બીજા કેટલાક દ્રવ્યયજ્ઞ કરનારા, કેટલાક તપરૂપ યજ્ઞ કરનારા, કેટલાક યોગરૂપ યજ્ઞ કરનારા, કેટલાક સ્વાધ્યાયરૂપ યજ્ઞ કરનારા, કેટલાક જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા તથા કેટલાક યત્નશીલ પુરુષો અત્યંત દઢ વ્રતરૂપ યજ્ઞ કરનારા છે [ ૨૮ ].

### દ્રવ્યયજ્ઞ

**વિવેચન** :—ન્યાયપૂર્વક પ્રાપ્ત કરેલા ધનાદિ પદાર્થોને દેવાર્ચન, યજ્ઞ, હોમ, કૂવા, ધર્મશાળા, સદાવ્રત, દેવમંદિર વગેરે પૂર્તકર્મમાં વિનિયોગ કરવો, અથવા તીર્થોમાં સત્પાત્રોને ધનાદિ પદાર્થો અર્પણ કરવા તે " **દ્રવ્યયજ્ઞ** " કહેવાય છે [ શા. ભા , રા. ભા. વગેરે ].

" दानं नाम न्यायार्जितस्य धनधान्यादे. श्रद्धयार्थिभ्यः प्रदानम्। [ શાણ્ડિલ્ય ઉપનિષદ્–જાબાલોપનિષદ્ ] નીતિથી મેળવેલા અથવા પ્રાપ્ત થયેલા ધનાદિ પદાર્થો શ્રદ્ધાપૂર્વક સુપાત્રોને આપવા તે દાન કહેવાય છે." "धन च धर्मकफल यतो वै ज्ञान सविज्ञानमनुप्रशान्ति [ ભાગ. ૧૧–૫–૧૨ ] ધનનું એકમાત્ર ફળ ધર્મ કરવો તે જ છે, કારણકે ધર્મથી જ પરમ તત્ત્વનું પરોક્ષ જ્ઞાન તથા અપરોક્ષજ્ઞાન [ અપરોક્ષ અનુભૂતિ ] પ્રાપ્ત થાય છે "

### તપોયજ્ઞ

કૃચ્છ, ચાંદ્રાયણ, ઉપવાસ વગેરેનું અનુષ્ઠાન " **તપોયજ્ઞ** " કહેવાય છે. [ મધુ. વગેરે ]. "ऋत तप. श्रुतं तप. शातं तपो दमस्तपो दान तपो यज्ञ तपो

भूर्भुवः सुवर्ब्रह्मैतदुपास्वैत तपः । [ મહાના. ઉ. ૨-૧૦ ] સરળતા તપ છે, સત્ય તપ છે, જ્ઞાન તપ છે, શાંતિ તપ છે, દમ તપ છે, દાન તપ છે, યજ્ઞ તપ છે, પોતાના અસ્તિત્વ, જ્ઞાન તથા આનંદ માટે યત્ન કરવો તે તપ છે. બ્રહ્મપ્રાપ્તિ માટેનું અનુષ્ઠાન તપ છે." " तपो ब्रह्मचर्यम् । [ પ્રશ્ન ઉપ. ૧-૧૫ ] બ્રહ્મચર્ય તપ છે." " तपो वैराग्यम् [ મહા. ઉ. ૧ ] વૈરાગ્ય તપ છે." " तपश्च स्वाध्यायप्रवचनं च। [ તૈ. ઉ. ૧-૯-૧ ] સ્વાધ્યાય તથા પ્રવચન તપ છે."

"तपसा प्राप्यते सत्त्वम् । [ મૈ. ઉ. ૪-૭ ] તપથી સત્ત્વની એટલે કે ઉત્સાહ, જ્ઞાન, ચિત્તની સ્થિરતા તથા વીર્યની સ્થિરતા પ્રાપ્ત થાય છે." " लभ्यः तपसा ह्येव आत्मा । [ મુ. ઉ. ૩-૧-૫ ] તપથી આત્મા પ્રાપ્ત થાય છે." દેવપણું કે ઈશ્વરપણું તપથી જ સાધ્ય છે [ શા. પ. ૧૬૧]. બધી જાતની વિદ્યા, કળા, ચિકિત્સા વગેરે તપથી જ સિદ્ધ થાય છે. જે દુર્લભ છે, તે તપથી જ પ્રાપ્ત થાય છે. મહાપાપી પણ તપથી બધાં પાપોથી મુક્ત થાય છે [ મનુ. અ. ૧૧-૨૩૪-૨૩૯ ]

તપ શારીરિક, વાચિક તથા માનસિક એવા ભેદે કરીને ત્રણ પ્રકારનાં છે [ ગી. ૧૭-૧૪-૧૬ ] તથા સાત્ત્વિકાદિ ભેદે કરીને ત્રણ પ્રકારનાં છે [ ગી. ૧૭-૧૭-૧૯ ]. પાપોનો ક્ષય, સત્ત્વની વૃદ્ધિ કે આત્માની પ્રાપ્તિ માટે તપ જ શ્રેષ્ઠ અંતરંગ સાધન છે.

બ્રાહ્મણનું તપ જ્ઞાન છે, પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનું તપ છે, વ્યાપાર-વ્યવહાર વૈશ્યનું તપ છે, અને પરિચર્યા કરવી એ શૂદ્રનું તપ છે.

" ये पापानि न कुर्वन्ति मनोवाक्कायकर्मभिः । ते तपन्ति महात्मानो न शरीरस्य शोषणम् । જેઓ મન, વાણી, શરીર અને કર્મોવડે પાપ કરતા નથી, તે મહાત્માઓ જ તપસ્વી છે; પરંતુ શરીરનું શોષણ કરવું તે તપ નથી. " વૃથા ઉપવાસાદિથી શરીરને કૃશ કરનારાઓને આસુરી નિશ્ચયવાળા જાણવા [ ગી. ૧૭-૬.]

## સ્વાધ્યાયયજ્ઞ

યથાવિધિ ઋગ્વેદાદિ વેદો, ઉપનિષદ, ગીતા, શાસ્ત્રનું અધ્યયન, વેદપારાયણ, ઓંકારનો જપ કે ભગવાનનાં સ્વરૂપ, ગુણ, લીલા, વિભૂતિઓ વગેરે પ્રતિપાદન કરેલા રહસ્યનું પઠન-પાઠન " **સ્વાધ્યાય** " કહેવાય છે [ કેશવ, મધુ., ગી. ૧૬-૧ ]. સ્વાધ્યાય દૈવી સંપત્તિ [ ગી. ૧૬-૧ ], વાચિક તપ [ ગી. ૧૭-૧૫ ] તથા આત્મજ્ઞાનના સાધનારૂપ હોવાથી " જ્ઞાન " કહેવાય છે [ ગી. ૧૩-૧૧ ].

### જ્ઞાનયજ્ઞ

પૂર્વ તથા ઉત્તર મીમાંસાના વિચારપૂર્વક ઋગ્વેદાદિ વેદો, બ્રહ્મસૂત્રો, શ્રુતિસ્મૃતિ, ગીતા, ભાગવત વગેરે શાસ્ત્રોના યથાર્થ નિર્ણય માટે અભ્યાસ પરાયણતા "જ્ઞાનયજ્ઞ" કહેવાય છે [ મધુ વગેરે, ગી ૧૮-૭૦ ] શ્રુતિ કહે છે કે, ' शब्दब्रह्मणि निष्णात परं ब्रह्माधिगच्छति । [ મૈ ઉ ૬-૨૨ ] જ્યારે પુરુષ શબ્દબ્રહ્મમા કુશળ થાય છે, ત્યારે જ તે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે" વેદશાસ્ત્રમા નિત્યત્વ તથા કેવળ તેમા જ પ્રાવીણ્ય જ્ઞાનની ઉત્પત્તિનુ મુખ્ય સાધન છે [ શકરાનદ ગી ૧૩-૧૧ ]

### યોગયજ્ઞ

'યમ' 'નિયમ,' 'આસન,' 'પ્રાણાયામ' પ્રત્યાહાર,' 'ધારણા,' 'ધ્યાન' તથા 'સમાધિ' એ આઠ યોગના અગો છે આ અગોના અનુષ્ઠાનથી ચિત્તમા રહેલો રાગદ્વેષરૂપી મળ ક્ષય પામે છે [ પા યો સૂ ૨-૨૮ ], તથા યોગી ચિત્તવૃત્તિના નિરોધદ્વારા આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે [ પા યો સૂ ૧-૨] એ ' યોગયજ્ઞ " કહેવાય છે

### યમ

" अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमा [પા યો સૂ ૨-૩૦] અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અપરિગ્રહ " યમ ' કહેવાય છે"

### અહિંસા

' अशास्त्रीय प्राणिवधो हिंसा । [ મધુ ] અશાસ્ત્રીય પ્રાણીવધ હિંસા કહેવાય છે तस्मात्यज्ञे वधोऽवध इति । [ મનુ ] માટે યજ્ઞમા શાસ્ત્રવિહિત પ્રાણીવધ હિંસા નથી"

કૃત કારિત તથા અનુમોદિત એવા ભેદથી હિંસા ત્રણ પ્રકારની છે જે હિંસા પુરુષે પોતે કરી હોય તે ' કૃત ' કહેવાય છે, જે હિંસા પુરુષે અન્ય દ્વારા કરાવી હોય તે કારિત ' કહેવાય છે, અને જે હિંસાની પુરુષે પ્રશસા કરી હોય તે ' અનુમોદિત ' કહેવાય છે આ ત્રણે પ્રકારની હિંસામાથી નિવૃત્તિ રૂપ ઉપરમતા તે ' અહિંસા ' કહેવાય છે [ મધુ ]

તે પ્રત્યેકના ત્રણ પ્રકાર છે તે આ પ્રમાણે—લોભથી કરેલી અર્થાત્ માસ ચર્માદિની લાલચે કરેલી, ક્રોધથી કરેલી એટલે પોતાને અપકાર થવાથી થયેલા દ્વેષથી કરેલી તથા મોહથી કરેલી અર્થાત્ દેવને પશુ વગેરેના બલિદાનથી મને

ધર્મની પ્રાપ્તિ થશે એવી સમજથી કરેલી. તે ત્રણ પ્રકારની અહિંસાના ત્રણ ત્રણ ભેદ છે—મૃદુ, મધ્યમા તથા અધિમાત્રા [તીવ્ર]. વળી તેના બીજા પણ તેમના તારતમ્યવડે અનંત ભેદ થવાથી, અહિંસા અનંત પ્રકારની છે.

મન, વાણી તથા શરીરથી કોઈ પણ પ્રાણીને પીડા, કષ્ટ કે દુઃખ ન આપવું એ અહિંસાનો સામાન્ય અર્થ છે; પરંતુ આત્મૌપમ્ય દૃષ્ટિ એટલે કે પોતાને જેમ સુખ પ્રિય છે, અને દુઃખ અપ્રિય છે, તેમ પ્રાણીમાત્રને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, એમ નિશ્ચયપૂર્વક જાણી સદાસર્વદા પ્રાણીમાત્રને સુખ થાય એવું વર્તન રાખવું તથા કોઈ પણ પ્રાણીને દુઃખ થાય એવું વર્તન ન કરવું, એ જ સાચી અહિંસા છે [ગી. ૬–૩૨]. આત્મૌપમ્ય દૃષ્ટિથી અહિંસામાં પ્રતિષ્ઠા પામેલો, આત્મબુદ્ધિથી સર્વભૂતો પ્રતિ અનુકૂલવર્તી, તથા કીટની પેઠે નિરભિમાન થઈ, પૃથ્વી પર વિચરનાર સમ્યગ્દર્શી યોગી જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છે [ગી. ૬–૩૨].

"आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्। [વેદવ્યાસ] જે પ્રકારના અન્ય પુરુષના વર્તનથી પોતાને દુઃખ થાય, તે પ્રકારનું વર્તન અન્ય કોઈ પ્રાણી પ્રત્યે ન કરવું," એ સમસ્ત ધર્મશાસ્ત્રનો સાર છે. જેમ હાથીના પગલામાં બીજાં સર્વ પ્રાણીઓનાં પગલાનો સમાવેશ થાય છે તેમ આત્મૌપમ્ય-દૃષ્ટિયુક્ત અહિંસામાં ધર્મના સર્વ તત્ત્વનો સમાવેશ થાય છે [શા. પ. ૨૪૫–૧૮].

બાકી આ લોકમાં જીવહિંસા કોણ નથી કરતું ? મનુષ્યો જ્યારે હળથી ખેડે છે, ત્યારે ભૂમિમા રહેલા અનેક જીવોને મારે છે. હવામાં, પાણીમાં, વૃક્ષોમાં, ફળોમાં, વનસ્પતિઓમાં તથા જળમાં અનેક સૂક્ષ્મ જીવો છે. હાથવાળા પ્રાણીઓની હાથ વિનાના જીવો આજીવિકા છે, ચોપગાં પ્રાણીઓની પગ વિનાના પ્રાણીઓ આજીવિકા છે; અને મોટાં પ્રાણીઓની નાના પ્રાણીઓ આજીવિકા છે. "जीवो जीवस्य जीवनम्। [ભાગ. ૧–૧૩–૪૫] જીવ જીવનું ભક્ષણ કરીને જીવે છે." બહુ વિચાર કરતાં કોઈ જ અહિંસક નથી. અહિંસાપરાયણ યતિઓ પણ હિંસા કરે છે, માત્ર તેઓ હિંસાને પ્રયત્નપૂર્વક ઓછામાં ઓછી કરે છે [વનપર્વ ૨૦૮–૩૪].

અહિંસાના સાત ભાવ છે.—"अहिंसा त्वासनजयः परपीडाविवर्जनम् । श्रद्धा आतिथ्यसेवा च शान्तरूपप्रदर्शनम् । आत्मीयता च सर्वत्र आत्मबुद्धिः परात्मसु ॥ [બ્રહ્મધર્મપુરાણ–પૂર્વખંડ ૧–૪૭]. આસનજય, કોઈને મન,

વાણી કે શરીરથી પીડા ન કરવી, શ્રદ્ધા, અતિથિસત્કાર, શાંતભાવનુ પ્રદર્શન, સર્વત્ર આત્મીયતા અને બીજામા આત્મબુદ્ધિ "

અહિંસા દૈવી સંપત્તિ [ ગી ૧૬-૨ ], શારીર તપ [ગી ૧૭-૧૪] તથા આત્મજ્ઞાનનુ સાધન છે [ગી ૧૩-૭]

સત્ય

જેવુ જોયુ હોય, જેવુ અનુભવ્યુ હોય તેવુ કોઈને પીડા ન કરનારુ તથા યથાર્થ અર્થનો બોધ કરનારુ વચન "સત્ય" કહેવાય છે જે પ્રાણીમાત્રને અત્યંત હિતકર છે, તે જ સત્ય છે [ ચા પ ૩૨૯-૧૦] જે સત્યથી અનર્થનો વધ થાય તે સત્ય પણ અનૃત છે [મધુ ]

' सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा । [મુ ઉ ૩-૧-૫] આ આત્મા સત્ય વડે જ પ્રાપ્ત કરવા યોગ્ય છે ' દેવયાનમાર્ગ સત્ય વડે જ નિરંતર ચાલતો રહેલો છે [ મુ ઉ ૩-૧-૬] કપટ, છલ, શઠતા, અહંકાર, દંભ તથા અનૃતથી રહિત આપ્તકામ તથા તૃષ્ણારહિત પુરુષો જ બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે

સત્ય દૈવી સંપત્તિ છે [ગી ૧૬-૨] તથા વાચિક તપ છે [ગી ૧૭-૧૫] ધર્મશાસ્ત્ર કહે છે કે, ' सत्यपूता वदेद्वाच मन पूत समाचरेत् । સત્યથી પવિત્ર કરી વાણી બોલવી અને મનથી પવિત્ર કરી કાર્ય કરવુ " અસત્યનો તથા મન જેને પાપ માને તેનો સર્વદા ત્યાગ કરવો

અસ્તેય

યુક્તિ, છળ, બળ કે અન્યાયપૂર્વક [ શાસ્ત્રનિષિદ્ધ ઉપાયોથી ] ધનાદિ પદાર્થોની પ્રાપ્તિનો અભાવ "અસ્તેય" કહેવાય છે अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् । [પા યો સૂ ૨-૩૭] અસ્તેયમા પ્રતિષ્ઠા પામેલા યોગીને પૃથ્વીમા ગુપ્ત સ્થાનોમા રહેલા રત્નો પ્રકટ થાય છે [જણાવવામા આવે છે] "

બ્રહ્મચર્ય

ब्रह्मचर्य नाम सर्वावस्थासु मनोवाक्कायकर्मभि सर्वत्र मैथुनत्याग । [શાણ્ડિલ્યોપનિષદ્ ] સર્વ અવસ્થામા મન, વાણી તથા શરીરથી મૈથુનનો ત્યાગ કરવો તે ' ब्रह्मचर्य " કહેવાય છે " સ્ત્રીનુ સ્મરણ, કીર્તન, દર્શન, ચિંતન, સ્ત્રી સાથે હાસ્યવિનોદ, સ્ત્રી સાથે એકાંતમા વાતચીત, સ્ત્રીસમાગમનો નિશ્ચય તથા મૈથુન, આ આઠ પ્રકારે બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થવાય છે, માટે બ્રહ્મચર્ય પાલન કરવાની ઇચ્છાવાળા પુરુષે આ આઠ પ્રકારના મૈથુનનો ત્યાગ કરવો.

" अधीहि भो ! किं पुण्यम् इति ? ब्रह्मचर्यमिति । किं लोक्यमिति ? ब्रह्मचर्यम् एवेति । [અથર્વવેદીય–ગોપથ–બ્રાહ્મણ ૨–૫] ગુરુદેવને શિષ્ય પ્રશ્ન કરે છે — ' ભગવાન ! આ લોકમા પુણ્ય શુ છે ? ' ગુરુદેવ કહે છે — બ્રહ્મચર્ય જ પ્રત્યક્ષ પુણ્ય છે ' વળી શિષ્ય પૂછે છે — ' ઉત્તમ લોકની પ્રાપ્તિનુ શ્રેષ્ઠ સાધન શુ છે ? ' ગુરુદેવે ઉત્તર આપ્યો — ' બ્રહ્મચર્ય જ આ લોક તથા પરલોકમા સુખ તથા શાતિને પ્રાપ્ત કરવાનુ શ્રેષ્ઠ સાધન છે ' કારણકે " ब्रह्मचर्य स्थितो धर्मो ब्रह्मचर्ये स्थित तप । ब्रह्मचर्यात्पर नास्ति धर्मसाधनमुत्तमम् ॥ બ્રહ્મચર્ય વિષે જ ધર્મ સ્થિત છે બ્રહ્મચર્ય વિષે જ તપ સ્થિત છે બ્રહ્મચર્યથી શ્રેષ્ઠ ધર્મનુ બીજુ કોઈ સાધન નથી "

જરા, વ્યાધિ કે મૃત્યુનો નાશ કરવા માટે બ્રહ્મચર્ય શ્રેષ્ઠ ઔષધ છે શરીરની કાતિ, મનની શાતિ, સ્મૃતિ, મેધા, જ્ઞાનશક્તિ, આત્મબળ વગેરે પ્રાપ્ત કરવાનો બ્રહ્મચર્ય શ્રેષ્ઠ ઉપાય છે બ્રહ્મચર્યનુ પાલન કરનાર શીઘ્ર આયુષ્ય તેજ, બળ, વીર્ય, જ્ઞાન, બુદ્ધિ વગેરે સપાદન કરે છે [અશ્વમેધપર્વ ૪–૨૧]

' ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत । [અથર્વવેદસહિતા ૧૧–૨–૫–૧૬] બ્રહ્મચર્યરૂપ તપથી દેવોએ મૃત્યુ પર વિજય પ્રાપ્ત કર્યો " " ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभ [ પા યો સૂ ૨–૩૮ ] બ્રહ્મચર્યમા પ્રતિષ્ઠા પામેલો યોગી પુરુષ શ્રી હનુમાન્, ભીષ્મપિતામહ વગેરેના જેવા સામર્થ્યવિશેષને પ્રાપ્ત થાય છે "

બ્રહ્મચર્યના બે પ્રકાર છે —[૧] स्त्रीभोगवर्जितत्वम् । સ્ત્રીસભોગનો સર્વથા ત્યાગ કરવારૂપ તથા અપવિત્ર વિચાર પણ ન કરવારૂપ નૈષ્ઠિક બ્રહ્મચર્ય [૨] निषिद्धमैथुननिवृत्ति । ગૃહસ્થાશ્રમમાં ઋતુકાળે શાસ્ત્રવિહિત મર્યાદાના પાલન-પૂર્વક જ સ્ત્રીસભોગ કરવો તથા નિષિદ્ધ મૈથુનનો ત્યાગ કરવો

બ્રહ્મચર્ય શારીરિક તપ છે [ ગી ૧૭–૧૪ ] બ્રહ્મચર્યનો મહિમા પ્રસિદ્ધ છે. બ્રહ્મચર્યનો ઉપદેશ કરનારા ઘણા છે પરતુ બ્રહ્મચર્યના પાલનથી પ્રાદુર્ભાવ થતી અપૂર્વશક્તિ ક્વચિત જ જોવામા આવે છે

## અપરિગ્રહ

ઇન્દ્રિયો તથા મનના દોષોનો ત્યાગ કરવા છતા, શરીર ધારણ કરવાના પ્રસગને લીધે અથવા ધર્મના અનુષ્ઠાનના નિમિત્તે કરવામા આવતો બાહ્ય વસ્તુનો સ્વીકાર તથા સગ્રહ પરિગ્રહ કહેવાય છે [શા ભા, ગી ૧૮–૫૩] અને જીવનનિર્વાહ માટે આવશ્યક ભોગસાધનોથી અધિક અન્ન, વસ્ત્ર, ધન વગેરે

ભોગસાધનોનો સ્વીકાર કે સંગ્રહ ન કરવો તે "અપરિગ્રહ" કહેવાય છે [ મધુ. વગેરે ].

સંન્યાસીએ અન્નવસ્ત્રાદિકનો સગ્રહ ન કરવો. ગૃહસ્થે પણ ધનાદિ પદાર્થોનો સગ્રહ ન કરવો, કારણકે જેમ ઘણા કષ્ટથી મધમાખીઓએ ભેગું કરેલું મધ બીજો ખાય છે, તેમ ઘણા કષ્ટથી ભેગું કરેલું કૃપણ કે લોભીનું ધન બીજો જ ભોગવે છે.

"अपरिग्रहस्थैर्ये जन्मकथन्तासंबोधः । [ પા. યો. સૂ. ૨–૩૯ ] અપરિગ્રહમાં સ્થિતિ પામેલા યોગીને પૂર્વજન્મોની તથા વર્તમાન જન્મની સ્મૃતિ જાગૃત થાય છે," આ પૂર્વજન્મોનુ જ્ઞાન, વૈરાગ્ય તથા યોગાભ્યાસમાં તીવ્ર પ્રવૃત્તિના કારણરૂપ છે.

## નિયમ

"शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः । [ પા. યો. સૂ. ૨–૩૨ ] શૌચ, સતોષ તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાચ નિયમ કહેવાય છે."

## શૌચ

શૌચના બે પ્રકાર છેઃ—બાહ્યશૌચ તથા આંતરશૌચ. માટી, જળ વગેરેથી શરીરનુ પ્રક્ષાલન કરવું તથા હિત, મિત, મેધ્ય અન્નાદિનું ભોજન કરવું તે "બાહ્યશૌચ" કહેવાય છે. મૈત્રી, કરુણા, મુદિતા તથા ઉપેક્ષાદિ ગુણોવડે ચિત્તના રાગ, દ્વેષ, અભિમાન વગેરેનુ પ્રક્ષાલન "આંતરશૌચ" કહેવાય છે. સુખી પ્રતિ મિત્રભાવ 'મૈત્રી' કહેવાય છે, દુઃખીઓ પર દયા 'કરુણા' કહેવાય છે, પુણ્યવાનને જોઈ ને પ્રસન્નતા 'મુદિતા' કહેવાય છે, અને દુષ્ટ, પાપી, દંભી વગેરેનો ત્યાગ 'ઉપેક્ષા' કહેવાય છે.

"शौचात्स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः । [ પા. યો. સૂ. ૨–૪૦ ] બાહ્ય શુદ્ધિના અભ્યાસથી સાધકને પોતાના શરીર વિષે અશુચિબુદ્ધિદ્વારા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. સાધકને પોતાના દેહ વિષે આસક્તિ રહેતી નથી તથા અન્યના સગ વિષે પ્રવૃત્તિ કે આસક્તિ રહેતી નથી"; તથા આંતરશૌચથી ચિત્તશુદ્ધિ, મનની પ્રસન્નતા, ચિત્તની એકાગ્રતા, ઇન્દ્રિયનિગ્રહ તથા આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે [ પા. યો. સૂ. ૨–૪૧ ].

શૌચ દૈવી સપત્તિ છે [ ગી. ૧૬–૩ ]. જ્ઞાનનું સાધન છે [ ગી. ૧૩–૭ ]. મૈત્રી, કરુણા વગેરે આંતરશૌચનાં સાધનો જ્ઞાની ભક્તનાં લક્ષણો છે [ ગી. ૧૨–૧૩ ].

कर्मस्वसंगमः शौचम् [ ભાગ. ૧૧-૧૯-૩૮ ] કર્મમાં અનાસક્તિ એ "શૌચ" છે." નિષ્કામ કર્મ આંતરશૌચનું શ્રેષ્ઠ સાધન છે.

## સંતોષ

જે પુરુષ " યથાકાળે દૈવયોગે આપત્તિ તથા સંપત્તિ પ્રાપ્ત થાય છે." એ પ્રકારના જ્ઞાનથી દૈવેચ્છાથી અન્નવસ્ત્રાદિ પદાર્થોની પ્રાપ્તિ તથા અપ્રાપ્તિમાં સર્વદા **"સંતોષ"** રાખે છે; જે સુખ-દુ:ખ, માન-અપમાન, લાભ-અલાભમાં સર્વદા સંતુષ્ટ છે; જે નહિ મેળવેલું મેળવવા તાલાવેલી કરતો નથી, મેળવેલું યથેષ્ટ ભોગવે છે, તથા જેનું આચરણ સર્વદા સૌમ્ય છે [ મહોપનિષદ્-૪-૩૬-૩૭ ]; જે અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરતો નથી, પ્રાપ્ત વસ્તુને અપ્રાપ્ત જેવી લેખે છે, તથા પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતાં સુખ-દુ:ખો ભોગવે છે [ યો. વા. મુ. પ્ર. ૧૫-૧૨ ] તે 'સંતુષ્ટ' કહેવાય છે.

શમ, વિચાર, સંતોષ અને સત્સંગ એ ચાર સંસારસમુદ્ર તરવાના ઉપાયો છે. એમાંથી એકનો યત્નપૂર્વક આશ્રય લેવો આવશ્યક છે. જો એમાંનો એક વશ થાય, તો ચારે પોતાની મેળે વશ થાય છે [ મહોપનિષદ્ ૪-૧-૨; યો. વા. મુ. પ્ર. ૧૬-૧૭-૨૨ ]

જેમ પગરખાં પહેરનારને કાંકરા કે કાંટાવાળી ભૂમિમાં પણ સુખ મળે છે, તેમ સંતોષીની સર્વ દિશાઓ સુખમય થાય છે [ ભાગ ૭-૧૫-૧૭ ].

સંતોષી આધિવ્યાધિથી રહિત સ્વર્ગસુખ અનુભવે છે. એક બાજુ વસંત ઋતુ, નંદનવન, ચંદ્રમા અને અપ્સરા એ સર્વને રાખીએ, તથા બીજી તરફ એક સંતોષરૂપી અમૃતને રાખીએ તો તે બન્ને સમાન સુખને આપનારાં છે. જેમ વસંતઋતુમાં તળાવ પૂર્ણ ભરાઈ જાય છે, તેમ સંતોષ વડે અંત:કરણ પૂર્ણ થઈને રહે છે. વૃક્ષ જેમ વસંતઋતુમાં પ્રફુલ્લ થાય છે. તેમ વિવેકી પુરુષ સંતોષ વડે પ્રફુલ્લ થઈ, ગંભીર, શીતલ, મનોહર તથા કાંતિમાન થઈ સારી રીતે પુષ્પિત થયેલા વનની પેઠે બહુ જ શોભે છે [ યો. વા. નિ પ્ર. [ઉ] ૪૭-૪૩-૪૬ ]

" संतोषादनुत्तमः सुखलाभः [ પા. યો. સૂ. ૨-૪૨ ] સંતોષથી સર્વોત્તમ સુખ પ્રાપ્ત થાય છે,"

સંતોષ મોક્ષનું દ્વાર છે. સંતોષનો અભાવ [ લોભ ] નરકનું દ્વાર છે. સંતોષ જ્ઞાની ભક્તનું લક્ષણ છે [ ગી. ૧૨-૧૪ ], તથા મુમુક્ષુને મોક્ષપ્રાપ્તિનું સુલભ સાધન છે.

## તપ

શારીરિક, માનસિક તથા વાચિક એવું ત્રણ પ્રકારનું " તપ " છે [ગી. ૧૭-૧૪-૧૬]. તપમાં શૌર્ય, બ્રહ્મચર્ય, અહિંસા, સત્ય, સ્વાધ્યાય, મનની પ્રસન્નતા, મૌન, મનનો નિગ્રહ, શુદ્ધ વ્યવહાર વગેરેનો સમાવેશ થાય છે [ગી. ૧૭-૧૪-૧૬]. मनसश्चेन्द्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः। [ શંકર. ઉપ. સ. ૧૭-૧૪] ઇન્દ્રિયો તથા મનનો નિગ્રહ એ શ્રેષ્ઠ તપ છે." અથવા " काम त्यागस्तपः स्मृतम्। [ભાગ. ૧૧-૧૯-૩૮] કર્મ તથા ફળ [ભોગ] વિષે આસક્તિનો ત્યાગ, એ તપ છે. "

જ્યારે તપથી શરીર તથા ઇન્દ્રિયોનો મળ નાશ પામે છે, ત્યારે યોગીને શરીરસબંધી તથા ઇન્દ્રિયોસબંધી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે [પા. યો. સૂ. ૨ ૪૩]. તપ દૈવી સપત્તિ છે [ગી. ૧૬-૧]. નિષ્કામભાવે કરેલું તપ [વર્ણાશ્રમને અનુરૂપ સ્વધર્મનું અનુષ્ઠાન] ચિત્તશુદ્ધિ તથા જ્ઞાનના સાધનરૂપ છે [ગી. ૧૮-૫-૬].

## સ્વાધ્યાય

વેદશાસ્ત્ર કે ગીતાશાસ્ત્રનું અધ્યયન, પ્રણવજપ કે ભગવાનના સ્વરૂપ, ગુણ, લીલા, વિભૂતિ વગેરે પ્રતિપાદન કરેલા રહસ્યનું પઠન-પાઠન "સ્વાધ્યાય" કહેવાય છે [શા. ભા., મધુ., કેશવ, ગી-૧૬-૧]. સ્વાધ્યાય જ્ઞાનયજ્ઞ છે [ગી. ૧૮-૭૦].

" स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। [તૈ. ઉ. ૧-૧૧-૧] સ્વાધ્યાયમાં તથા પ્રવચનમાં પ્રમાદ ન કરવો." જેમ શરીરસ્થિતિ માટે અન્નજળ આવશ્યક છે, તેમ ચિત્તશુદ્ધિ માટે સ્વાધ્યાય આવશ્યક છે.

" स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः। [પા. યો. સૂ. ૨-૪૪] સ્વાધ્યાયથી યોગી ઇષ્ટદેવના સાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે."

સ્વાધ્યાય દૈવી સપત્તિ છે [ગી. ૧૬-૧], વાચિક તપ છે [ગી. ૧૭-૧૫], તથા જ્ઞાનનું સાધન છે [ગી. ૧૩-૧૧].

## ઈશ્વરપ્રણિધાન

કર્મ, કર્તૃત્વ, ફળ વગેરે ભગવાનને સમર્પણ કરી, દાસભાવે ભગવાનની આજ્ઞાનું પાલન ઈશ્વરપ્રણિધાન [શરણાગતિ] કહેવાય છે. " समाधिसिद्धिरीश्वरप्रणिधानात्। [પા. યો. સૂ. ૨-૪૫] ઈશ્વરની શરણાગતિથી યોગસાધનામાં વિઘ્નો દૂર થાય છે, તથા શીઘ્ર સમાધિ સિદ્ધ થાય છે."

### આસન—પ્રાણાયામ—પ્રત્યાહાર

આસન નિશ્ચલ અને સ્થિર હોવું જોઈએ [ પા. યો. સૂ. ૨-૪૬; ગી. ૬-૧૧-૧૩. ]. પદ્માસન કે સિદ્ધાસન જેવું આસન સિદ્ધ થયા પછી જ પ્રાણાયામનો અભ્યાસ કરવા પ્રવૃત્ત થવું. પ્રાણાયામથી જ્ઞાનનું આવરણ ક્ષીણ થાય છે [ પા. યો. સૂ. ૨-૫૨ ], તથા ચિત્ત ધારણાને યોગ્ય થાય છે [ પા. યો. સૂ. ૨-૫૩ ]. જ્યારે પ્રાણાયામના અભ્યાસથી ચિત્ત શુદ્ધ થાય છે, ત્યારે ઇન્દ્રિયોને શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કરી, ચિત્તને આત્મસ્વરૂપમાં સ્થિર કરવાનો અભ્યાસ "**પ્રત્યાહાર**" કહેવાય છે [ પા. યો. સૂ. ૨-૫૪ ]. પ્રત્યાહાર સિદ્ધ થતાં ઇન્દ્રિયો વશ થાય છે, તથા ઇન્દ્રિયવિજય માટે બીજા કોઈ સાધનની આવશ્યકતા નથી [ પા. યો. સૂ. ૨-૫૫ ].

### ધારણા—ધ્યાન—સમાધિ

"देशबन्धश्चित्तस्य धारणा। [ પા. યો. સૂ. ૩-૧ ] નાભિચક્ર, હૃદયકમળ, સૂર્ય, ચંદ્ર, મૂર્તિ કે કોઈ પદાર્થ પર ચિત્તને એકાગ્ર કરવું તે "**ધારણા**" કહેવાય છે." "तत्र प्रत्ययैकतानता ध्यानम्। [ પા. યો. સૂ. ૩-૨ ] ધ્યેયમાં [ આત્મામાં કે મૂર્તિમાં ] આત્મચિંતનમાં ચિત્તની એકાગ્રતા [ કેવળ ધ્યેયમાત્રના એક જ પ્રકારના વૃત્તિપ્રવાહનું ચાલવું ] તે "**ધ્યાન**" કહેવાય છે;" અથવા ઘટપટાદિ વિજાતીય પ્રત્યયના [ વૃત્તિપ્રવાહના ] અંતરાયથી રહિત, બ્રહ્મવિષયક [ ચિદાત્મવિષયક ] સજાતીય પ્રત્યયોના પ્રવાહરૂપ સતત આત્મચિંતન 'ધ્યાન' કહેવાય છે. "तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः। [ પા. યો. સૂ ૩-૩] જ્યારે ધ્યાન કરતાંકરતાં ચિત્ત ધ્યેયાકારમાં પરિણામ પામે છે, ચિત્તના સ્વરૂપનો અભાવ થાય છે, તથા ધ્યેયથી ભિન્ન ચિત્તની ઉપલબ્ધિ રહેતી નથી ત્યારે ધ્યાન '**સમાધિ**' કહેવાય છે."

"त्रयमेकत्र संयमः। [ પા. યો. સૂ. ૩-૪ ] કોઈ પણ ધ્યેય પદાર્થમાં, ધારણા, ધ્યાન તથા સમાધિ એ ત્રણેનું એક થવું "**સંયમ**" કહેવાય છે." "तज्जयात्प्रज्ञालोकः। [ પા. યો. સૂ. ૩-૫ ] સંયમ પર વિજય પ્રાપ્ત થતાં યોગીની બુદ્ધિમાં પ્રકાશ પ્રાપ્ત થાય છે." યોગીની બુદ્ધિમાં અલૌકિક જ્ઞાન-શક્તિ ઉત્પન્ન થાય છે, જેને અધ્યાત્મપ્રસાદ [ ચિત્તશુદ્ધિ ] કહેવામાં આવે છે [ પા. યો. સૂ. ૧-૪૭ ]. આ પ્રકારે સંયમ પર વિજય પ્રાપ્ત કરનાર યોગીને "ऋतम्भरा" બુદ્ધિ પ્રાપ્ત થાય છે [ પા. યો. સૂ. ૧-૪૮ ].

બુદ્ધિના ત્રણ પ્રકાર છે—"શ્રુતબુદ્ધિ", "અનુમાનબુદ્ધિ" અને 'ઋતમ્ભરાબુદ્ધિ" શાસ્ત્ર કે ગુરુના વચનોથી આત્મતત્ત્વનો નિશ્ચય કરવો તે "શ્રુતિબુદ્ધિ" કહેવાય છે અનુમાન પ્રમાણોથી આત્મતત્ત્વનો નિશ્ચય કરવો તે "અનુમાનબુદ્ધિ" કહેવાય છે શ્રુતબુદ્ધિ કે અનુમાનબુદ્ધિથી આત્મતત્ત્વનુ સામાન્ય જ્ઞાન થાય છે, પરંતુ પૂર્ણ જ્ઞાન થતુ નથી "ઋતમ્ભરા" બુદ્ધિથી વસ્તુના સ્વરૂપનુ પૂર્ણ જ્ઞાન થાય છે, અને તેથી તે બુદ્ધિઓમા શ્રેષ્ઠ છે

ધ્યાનની [નિદિધ્યાસનની] પરિપાકાવસ્થા 'સમાધિ' કહેવાય છે. વાયુરહિત સ્થાનમા રહેના દીપની પેઠે, સમાધિમા ચિત્ત આત્મા વિષે અચળ રહે છે

સમાધિના બે પ્રકાર છે —સવિકલ્પ સમાધિ અને નિર્વિકલ્પ સમાધિ જેમ અંધકારમા ગામ, ઘર વગેરે પદાર્થો લય પામે છે નાશ પામતા નથી, તેમ સવિકલ્પ સમાધિમા ચિત્ત આત્મામા લય પામે છે, નાશ પામતુ નથી, પરંતુ જેમ આગમા ગામ ઘર વગેરે પદાર્થો નાશ પામે છે તેમ નિર્વિકલ્પ સમાધિમા [ નિરોધ સમાધિમા ] ચિત્ત નાશ પામે છે, યોગી સ્વસ્વરૂપમા પ્રતિષ્ઠા પામે છે, તથા કૈવલ્યને પામે છે [ પા યો સૂ. ૪-૩૪ ], અથવા જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયરૂપ વિકલ્પોનો સારી રીતે વિલય થયા વિના અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપમા ચિત્તની એકાગ્રતા તે "સવિકલ્પ સમાધિ" કહેવાય છે તથા ઉપરોક્ત વિકલ્પોનો સારી રીતે વિલય થઈને અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપમા જે ચિત્તની એકાગ્રતા તે "નિર્વિકલ્પ સમાધિ" કહેવાય છે

## અહિંસાદી મહાવ્રત યમો

"जातिदेशकालसमयानवच्छिन्ना सार्वभौमा महाव्रतम्। [ પા યો સૂ. ૨-૩૧ ] અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય વગેરેનુ અનુષ્ઠાન જ્યારે સાર્વભૌમ અર્થાત્ સર્વ દેશ, સર્વ કાળ, સર્વ સંયોગોમા કરવામા આવે છે, ત્યારે તે 'મહાવ્રત' કહેવાય છે"

અહિંસા વ્રતમા જાતિ, દેશ, કાળ તથા સમયની અનવચ્છિન્નતા [ મર્યાદાથી રહિતપણુ ] નીચેના નિયમોથી સ્પષ્ટ થશે 'બકરી, મચ્છી તથા માછલી સિવાય કોઈ પણ જાતની હિંસા ન કરવાનો નિયમ' 'જાતિ-અનવચ્છિન્ન [ મર્યાદિત ]' અહિંસા છે, કારણકે આ નિયમથી બકરી, મરઘી તથા માછલીની હિંસાનો બાધ થતો નથી. 'હુ તીર્થોમા હિંસા ન કરીશ' એ 'દેશ-અવચ્છિન્ન' અહિંસા છે, કારણકે આ નિયમથી તીર્થ સિવાય અન્ય સ્થળે હિંસાનો બાધ થતો નથી 'હુ એકાદશી, અમાસ કે પૂર્ણિમાને દિવસે હિંસા ન કરીશ' એ 'કાલ-અવચ્છિન્ન' અહિંસા છે, કારણકે આ નિયમથી એકાદશી,

અમાસ તથા પૂર્ણિમાના દિવસથી અન્ય દિવસે હિંસાનો બાધ થતો નથી. 'હું યુદ્ધ વિના હિંસા ન કરીશ' આ 'સમય-અવચ્છિન્ન' અહિંસા છે, કારણકે આ નિયમથી યુદ્ધમાં હિંસાનો બાધ થતો નથી.

અહિંસાદિ મહાવ્રતનું અનુષ્ઠાન કરનારને અલૌકિક શક્તિ પ્રાપ્ત થાય છે [ પા. યો. સૂ. ૨-૩૫-૩૯ ]. "अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः। [ પા. યો. સૂ. ૨-૩૫ ] અહિંસા મહાવ્રતમાં પ્રતિષ્ઠા પામેલા યોગી પુરુષની સાનિધ્યમાં વાઘ, સિંહ, સર્પ વગેરેના ક્રૂર સ્વભાવ તથા મનુષ્યના રાગદ્વેષ લય પામે છે."

"सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम्। [ પા. યો. સૂ. ૨-૩૬ ] સત્યમાં પ્રતિષ્ઠા પામેલા યોગીનાં વરદાન, શાપ કે આશીર્વાદ સત્ય થાય છે." અસ્તેયમાં પ્રતિષ્ઠા પામેલા યોગીને પૃથ્વીમાં રહેલા રત્નાદિ પદાર્થો જાણમાં આવે છે [ પા. યો. સૂ. ૨-૩૭ ], બ્રહ્મચર્યમાં પ્રતિષ્ઠા પામેલા યોગીમાં અપૂર્વ શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે [ પા. યો. સૂ. ૨-૩૮ ], અને પરિગ્રહમાં પ્રતિષ્ઠા પામેલા યોગીને પૂર્વજન્મોની તથા વર્તમાન જન્મની સ્મૃતિ જાગ્રત થાય છે [ ૨૮ ].

અવતરણિકા :—પૂર્વે શ્લોક ૨૬ માં 'પ્રત્યાહાર'ના સ્વરૂપનું નિરૂપણ કર્યું, શ્લોક ૨૭ માં 'નિર્વિકલ્પસમાધિ'નું નિરૂપણ કર્યું, શ્લોક ૨૮ માં 'યમનિયમ'ના સ્વરૂપનું નિરૂપણ કર્યું, હવે શ્લોક ૨૯-૩૦ માં 'પ્રાણાયામ' રૂપ યજ્ઞનું નિરૂપણ કરે છે :

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥
अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

અન્વયાર્થ :— अपरे બીજા अपाने અપાનમાં प्राणं પ્રાણને जुह्वति હોમે છે તથા तथा બીજા प्राणे પ્રાણમાં अपानं અપાનને હોમે છે. नियताहाराः નિયત આહારવાળા अपरे બીજા प्राणापानगती: પ્રાણની તથા અપાનની ગતિને रुद्ध्वा રોકીને प्राणायामपरायणाः પ્રાણાયામપરાયણ થઈ प्राणेषु પ્રાણોમાં प्राणान् વાયુના જુદાજુદા પ્રકારોને [ શા. ભા. વગેરે ] ઇન્દ્રિયોને-જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય રૂપ પ્રાણોને [ મધુ. કેશવ. વગેરે ] जुह्वति હોમે છે. एते सर्वे એ સર્વે

अपि પણ यज्ञविद યજ્ઞને જાણનાર અને यज्ञक्षपितकल्मषाः યજ્ઞ વડે પાપરહિત થયેલા છે [ ૨૯–૩૦ ]

**શબ્દાર્થ** — પ્રાણાયામનો અભ્યાસ કરનારા કોઈ અપાનમા પ્રાણુને હોમે છે, કોઈ પ્રાણુને અપાનમા હોમે છે, તથા કેટલાક નિયત આહાર કરનારા પ્રાણ તથા અપાનની ગતિને રોકીને પ્રાણોમા પ્રાણુને હોમે છે આ સર્વ યજ્ઞને જાણનારા છે, અને તેઓ યજ્ઞોવડે પાપરહિત થયેના છે [ ૨૯–૩૦ ]

**વિવેચન** — નાભિથી બાર આગળ ઉપર હૃદયાકાશમા આ આત્મા રહે છે આ હૃદય અત્યંત રમણીય, ઊંધા મુખવાળુ, તથા કમળ જેવા આવરણવાળુ છે હૃદયમા રહેના કમળમાથી પ્રાણનો ઉદય થાય છે પ્રાણ મુખ કે નાકદ્વારા બહાર નીકળી બાર અગુલના પ્રદેશના છેડામા અસ્ત પામે છે અપાનનો [ નિશ્વાસનો ] ઉદય બહારના બારમા અગુલના છેડામાથી થાય છે, અને હૃદયમા રહેલા કમળમા તેનો અસ્ત થાય છે બારમા અગુલના છેડા સુધીના આકાશમા જ્યા પ્રાણ અસ્ત પામે છે, ત્યાથી તરત જ અપાન ઉદય પામે છે પ્રાણ અગ્નિની શિખાની પેઠે બહારના આકાશ તરફ ચાલ્યા કરે છે, અને અપાન હૃદયના આકાશ તરફ નીચા પ્રદેશમા જળની પેઠે ચાલ્યા કરે છે અપાનરૂપી ચદ્રમા બહારથી આવીને દેહને તૃપ્ત તથા શીતલ કરે છે, અને પ્રાણરૂપી સૂર્ય અથવા અગ્નિ અદરના ભાગને તપાવે છે પ્રાણની જન્મભૂમિમા અપાન નષ્ટ થાય છે, અને અપાનની જન્મભૂમિમા પ્રાણ નષ્ટ થાય છે [ યો વા નિ પ્ર [પુ] ૨૫–૩૦–૩૩ ]

પ્રાણાયામના ત્રણ પ્રકાર છે —પૂરક, રેચક અને કુભક કેટલાક અપાન વાયુમા પ્રાણવાયુને હોમે છે અર્થાત્ પૂરક નામનો પ્રાણાયામ કરે છે કેટલાક પ્રાણવાયુમા અપાનવાયુને હોમે છે અર્થાત્ રેચક નામનો પ્રાણાયામ કરે છે કેટલાક પ્રાણ તથા અપાનની ગતિ રોકી કુભક નામનો પ્રાણાયામ કરે છે અર્થાત્ પ્રાણોમા જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોરૂપ ઇન્દ્રિયોને હોમે છે [ શકરાનદ વગેરે ], બસ્તિ, ધોતિ વગેરે ક્રિયાઓથી આતરશુદ્ધિ કરે છે [ શકરાનદ ]

પ્રાણાયામનો અભ્યાસ કરનારને નિયત [ હિત, મિત તથા મેધ્ય ] આહાર [ મધુ વગેરે ], વૈરાગ્યયુક્ત અતઃકરણ [ નીલકઠ ] તથા આસનસિદ્ધિ આવશ્યક છે

પ્રાણાયામનો અભ્યાસ કરનાર પુરુષે વિષ્ણુ, શિવ કે કોઈ દેવના ધ્યાન પૂર્વક પ્રાણાયામ કરવો, કારણકે જે પુરુષો દેવના ધ્યાનપૂર્વક પ્રાણાયામ કરતા

નથી તેમને વાયુની અધિકતાથી મોટામોટા રોગો ઉત્પન્ન થવાનો સંભવ છે [ શા. પ. ૩૧૬–૯–૧૦ ].

“ततः क्षीयते प्रकाशावरणम् । [ પા. યો. સૂ. ૨–૫૨ ] પ્રાણાયામના અભ્યાસથી જ્ઞાનનું આવરણ [ સંચિત કર્મસંસ્કાર ] તથા અવિદ્યાદિ કલેશો ક્ષીણ [ દુર્બલ ] થાય છે”, અને “ धारणासु च योग्यता मनसः । [ પા. યો. સૂ. ૨–૫૩ ] મન ધારણાને યોગ્ય થાય છે.” આત્મા, મૂર્તિ કે અન્ય કોઈ પણ ધ્યેય પદાર્થ વિષે મન અનાયાસે સ્થિર કરી શકાય છે.

યોગસૂત્રોમાં પ્રાણાયામની ક્રિયાના અનુષ્ઠાન વિષે વિસ્તારપૂર્વક વર્ણન છે [ પા. યો. સૂ. ૨–૪૯–૫૦ ]. પ્રાણાયામની ક્રિયા તથા અધિકાર વિષે મતભેદ છે. તેમ જ આહાર, વિહાર, આસન વગેરે વિહિત નિયમો પ્રમાણે પ્રાણાયામનો અભ્યાસ ન કરનારને અસાધ્ય રોગો થવાનો સંભવ છે. માટે પ્રાણાયામનો અભ્યાસ કરવાની ઇચ્છાવાળા સાધકે કોઈ અનુભવી યોગીની સહાય લેવી હિતાવહ છે.

### યજ્ઞકર્મના અનુષ્ઠાનથી પાપ ક્ષય પામે છે

કાંટો જેમ કાંટાથી નીકળે તેમ મન, વાણી તથા શરીરવડે કરેલાં સત્કર્મો ભૂતકાળમાં કરેલાં દુષ્કર્મોનો નાશ કરે છે [ રમણગીતા. ૭–૧૩–૧૫ ]. માટે જેમ કોઈ વૈદ્ય રોગોના નિદાનને જાણતો હોઈ, વાત, પિત્ત તથા કફરૂપી દોષોનું ઓછાવત્તાપણું જોઈ ને, તેની યોગ્ય ચિકિત્સા કરે, તેમ પુરુષે પણ પોતાના મૃત્યુ પહેલાં પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા યત્ન કરવો જોઈએ, કારણકે જે પાપનું પ્રાયશ્ચિત્ત કરતો નથી, દારુણ વેદનાવાળા નરકને પામે છે [ ૬–૧–૭–૮ ]. જેમ અગ્નિ વાંસની ઝાડીને ભસ્મ કરે છે, તેમ ધર્મવેત્તા વીર પુરુષો શરીર, મન તથા વાણીથી થયેલાં પાપોનો તપ, બ્રહ્મચર્ય, શમ, દમ, ત્યાગ, સત્ય, શૌચ, અહિંસા, યમ તથા જપ વગેરેના અનુષ્ઠાનથી નાશ કરે છે [ ભાગ. ૬–૧–૧૩– ૪ ].

પુરુષે પૂર્વે જે કાંઈ પાપકર્મ કર્યું હોય તે ગુરુજન વગેરેની પાસે નિવેદન કરવાથી, પશ્ચાત્તાપથી, દાનથી, તપથી, ત્યાગથી કે સ્વાધ્યાયથી નાશ કરી શકાય છે [ શા. પ. ૭–૩૮–૩૭ ]. જે પુરુષ લાંબા કાળ સુધી તપ કરે છે, તેનાં પાપો તપરૂપી ધર્મો વડે નાશ પામે છે [ શા. પ. ૩૨૨–૧૮ ]. ઇન્દ્ર સો અશ્વમેધ યજ્ઞો કરી પાપરહિત થયો, અને તેથી તે ‘ શતક્રતુ ’ના નામથી પ્રસિદ્ધ છે.

જેમ ગઈ કાલે કરેલુ પાપકર્મ આજે કરેલા પ્રાયશ્ચિત્ત વગેરે શુભ કર્મોથી પોતાનુ ફળ આપવા અશક્ત બને છે, તેમ પૂર્વજન્મનુ કર્મ પણ આ જન્મના કરેલા શુભાશુભ કર્મોથી પોતાનું ફળ આપવાને અશક્ત બને છે [ યો. વા મુ પ્ર ૬–૫ ]

તપથી, દાનથી, યમથી, નિયમથી, તીર્થયાત્રાથી તથા લાબા કાળના વિવેકથી પાપનો ક્ષય થતા, પુરુષની બુદ્ધિ " કાકતાલીય " ન્યાય પ્રમાણે પરમાર્થના વિચારમા પ્રવર્તે છે અનાદિકાળના પાપો તથા વાસના યમ–નિયમાદિના અનુષ્ઠાનરૂપ પુરુષાર્થથી નાશ પામે છે માટે મુમુક્ષુએ દુષ્ટ કર્મો તથા દુષ્ટ વાસનાનો ક્ષય કરવા પુરુષાર્થ કરવો [ યો વા નિ પ્ર [ પૂ ] ૫૧–૪૭ ]

### યજ્ઞરહસ્ય

યજ્ઞ વિષ્ણુ છે [ તૈ સ ૧–૭–૪ ] યજ્ઞ આત્મા છે [ શા ભા, ગી ૪–૩૪ ] કર્મ [ વિહિત કર્મ ] યજ્ઞ છે કર્મનો ભોક્તા તથા પ્રભુ યજ્ઞસ્વરૂપ એવો હુ છુ [ ગી ૯–૨૪ ] વિશ્વ પણ યજ્ઞ જ છે, કારણકે તે બ્રહ્મમાથી ઉત્પન્ન થયેલુ, બ્રહ્મમા જ સ્થિત તથા બ્રહ્મમા જ લય પામનારુ છે [ છા ઉ ૩–૧૪–૧ ] આ સૃષ્ટિની ઉત્પત્તિ, ધારણ તથા લય કરનારૂપી મારુ કર્મ પણ યજ્ઞ છે મારુ અવતરવુ એ પણ યજ્ઞ છે તથા યજ્ઞ માટે [ લોકસંગ્રહ માટે ] જ છે

વ્યાસ વસિષ્ઠાદિ અધિકારી પુરુષો યજ્ઞબુદ્ધિથી મનુષ્યદેહ ધારણ કરી, યજ્ઞ માટે [ લોકસંગ્રહ માટે ] જ વ્યવહાર કરે છે. જનક તથા યાજ્ઞવલ્ક્ય વગેરેનુ જીવન પણ યજ્ઞ જ છે જનક વગેરે પ્રવૃત્તિપરાયણ રહી, તથા યાજ્ઞવલ્ક્ય વગેરે –નિવૃત્તિમાર્ગપરાયણ રહી યજ્ઞ [ લોકસંગ્રહ ] કરે છે.

" पुरुषो वाव यज्ञ । [ છા. ઉ ૩–૧૬–૧–૭ ] પ્રત્યેક પુરુષનુ જીવન પણ યજ્ઞ જ છે " એમા પ્રથમ ૨૪ વર્ષ પ્રાત કાળનુ યજ્ઞકર્મ, ૪૪ વર્ષનુ મધ્ય દિવસનુ યજ્ઞકર્મ, તથા ૪૮ વર્ષ સાયકાળનુ યજ્ઞકર્મ [ સવન ] છે જે યથા વિધિ યજ્ઞકર્મ કરે છે, તે રોગ વગેરેથી મુક્ત થઈ, ૧૧૬ વર્ષ જીવે છે [ છા ઉ ૩–૧૬–૧–૧૬ ].

જે પુરુષ ઉપરોક્ત પ્રકારે યજ્ઞરહસ્ય જાણી, યજ્ઞાર્થે [ ઈશ્વરાર્થે ] યજ્ઞ બુદ્ધિથી [ ઈશ્વરાર્પણબુદ્ધિથી ] યજ્ઞકર્મ [ વિહિત કર્મ ] કરે છે, તે યજ્ઞદર્શન [ આત્મદર્શન ] પામી, યજ્ઞરૂપ [ વિષ્ણુરૂપ ] એવા પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે [ ૨૯–૩૦ ]

અવતરણિકા:—હવે યજ્ઞનું માહાત્મ્ય કહે છે:

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१॥

અન્વયાર્થ:—કુરુસત્તમ હે કુરુકુલમાં શ્રેષ્ઠ અર્જુન! यज्ञशिष्टामृतभुजः યજ્ઞો કરતાં બાકી રહેલા સમયમાં અમૃતરૂપ અન્નનું ભોજન કરનારા પુરુષો [ શાં. ભા. ] सनातनम् સનાતન ब्रह्म બ્રહ્મને यान्ति પામે છે. अयज्ञस्य ઉપરોક્ત યજ્ઞ પૈકી કોઈ પણ યજ્ઞનું અનુષ્ઠાન ન કરનાર પુરુષને अयं આ लोक મનુષ્ય. લોક ન अस्ति સિદ્ધ થતો નથી अन्यः कुतः તો પછી ઉત્તમ સાધનોથી સિદ્ધ થાય એવો પરલોક તો ક્યાંથી જ સિદ્ધ થાય? [૩૧]

શબ્દાર્થ:—યજ્ઞો કરતાં બાકી રહેલા સમયમાં અમૃતરૂપ અન્નનું ભોજન કરનારા પુરુષો સનાતન બ્રહ્મને પામે છે; પરંતુ હે કુરુકુળમાં શ્રેષ્ઠ! જે પુરુષ ઉપર કહેલા યજ્ઞોમાંથી એક પણ યજ્ઞ કરતો નથી તેનો આ મનુષ્યલોક સિદ્ધ થતો નથી તો બીજો લોક તો ક્યાથી જ સિદ્ધ થાય? [ ૩૧ ]

વિવેચન:—यज्ञशिष्टामृतभुजः=ઉપરોક્ત દેવયજ્ઞ વગેરે યજ્ઞો પૈકી કોઈ પણ યજ્ઞ કરતાં બાકી રહેલા સમયમા અમૃતરૂપ અન્નનું ભોજન કરનારા પુરુષો અંતઃકરણની શુદ્ધિ તથા જ્ઞાનની પ્રાપ્તિદ્વારા સનાતન બ્રહ્મને પામે છે, અર્થાત્ બ્રહ્મલોકને પ્રાપ્ત થઈ ક્રમમુક્તિ પામે છે [ શા. ભા. ]; પરંતુ હે અર્જુન! જે પુરુષ ઉપર કહેલા યજ્ઞો પૈકી એક પણ યજ્ઞનું અનુષ્ઠાન કરતો નથી, તેનો આ મનુષ્યલોક સિદ્ધ થતો નથી, તો પછી ઉત્તમ સાધનોથી સિદ્ધ થાય એવો પરલોક તો ક્યાંથી જ સિદ્ધ થાય?

તાત્પર્ય એ છે કે યજ્ઞકર્મનું અનુષ્ઠાન ન કરનાર પુરુષ ફરીને આ મોક્ષના સાધનરૂપ મનુષ્યદેહને પ્રાપ્ત થતો નથી, તો પછી દેવ, બ્રહ્મા કે શિવના દેહને ન પ્રાપ્ત થાય એમાં શું કહેવું? [ શંકરાનંદ ]. યજ્ઞરહિત [ મોક્ષધર્મ-શૂન્ય ] પુરુષ, ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ ચારે પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે [ રા. ભા. ]. तस्मादवश्यं यज्ञाः कर्तव्या इत्यर्थः। [ વે. ત્ર. ગી. ] માટે મુમુક્ષુએ અવશ્ય યજ્ઞકર્મનું અનુષ્ઠાન કરવું જોઈએ [ ૩૧ ].

અવતરણિકા:—હવે આ સર્વ યજ્ઞો વેદમૂલક છે, તે કહે છે:

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥

અન્વયાર્થ —एवं એ પ્રમાણે बहुविधाः ઘણા પ્રકારના यज्ञाः યજ્ઞો ब्रह्मणः मुखे વેદદ્વારા वितताः વિસ્તાર પામેલા છે. तान् તે सर्वान् સર્વને कर्मजान् કર્મથી ઉત્પન્ન થયેલા विद्धि જાણ एवं એ પ્રમાણે ज्ञात्वा જાણીને विमोक्ष्यसे તુ મુક્ત થશે [ ૩૨ ]

શબ્દાર્થ —એ પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞો વેદદ્વારા વિસ્તાર પામેલા છે તે સર્વ યજ્ઞોને તુ કર્મથી ઉત્પન્ન થયેલા જાણ એ પ્રમાણે જાણીને તુ સંસારથી મુક્ત થશે [ ૩૨ ]

વિવેચન —હે અર્જુન ! આ શ્રેયના સાધનરૂપ સર્વ યજ્ઞો વેદના મુખથી વિસ્તાર પામેલા છે અર્થાત્ તે સર્વ યજ્ઞો વેદના મુખવડે જ પ્રતિપાદન કરાયેલા છે [ શંકરાનંદ ] તે સર્વ યજ્ઞો વેદદ્વારા જ જાણવામા આવે છે તે સર્વ યજ્ઞોને તુ કાયિક, વાચિક તથા માનસ કર્મોથી ઉત્પન્ન થયેલા જાણ, પરંતુ આત્માથી ઉત્પન્ન થયેલા નહિ જાણ, કારણકે આત્મા ક્રિયારહિત [ વ્યાપારરહિત ] છે [ શાં ભા મધુ વગેરે ] एवं ज्ञात्वा=આ પ્રકારના સમ્યક્ જ્ઞાનથી [ શાં ભા ] તુ સંસારથી મુક્ત થશે [ ૩૨ ]

અવતરણિકા — હવે સર્વ યજ્ઞોમા જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, તે કહે છે

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

અન્વયાર્થ — परंतप ! હે પરંતપ ! द्रव्यमयात् દ્રવ્યાદિથી થનારા यज्ञात् યજ્ઞથી ज्ञानयज्ञः જ્ઞાનયજ્ઞ श्रेयान् અત્યંત શ્રેષ્ઠ છે, કારણકે पार्थ ! હે પાર્થ ! सर्वं સમસ્ત–શ્રૌત સ્માર્ત લૌકિક જે કાંઈ कर्म કર્તવ્ય છે, તે अखिलं નિઃશેષ [ શંકરાનંદ ] હેતુફલસહિત કર્મ [ શ્રીધર ] ज्ञाने જ્ઞાનમા परिसमाप्यते પરિસમાપ્તિ પામે છે [ ૩૩ ]

શબ્દાર્થ —દ્રવ્યમય યજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, કારણકે હે પાર્થ ! સમસ્ત કર્મ જ્ઞાનમા પરિસમાપ્તિ પામે છે [૩૩ ]

વિવેચન –द्रव्यमयात् यज्ञात्= દ્રવ્યરૂપ સાધનવડે સિદ્ધ થતા યજ્ઞ કરતા [ શાં ભા ] જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે કારણકે દ્રવ્યમય યજ્ઞ જન્માદિ ફળ ઉત્પન્ન કરનારો છે, તથા જ્ઞાનયજ્ઞ જન્માદિ ફળ આપનારો નથી [ શાં ભા ] સમસ્ત કર્મોનો જ્ઞાનમા અંતર્ભાવ છે [ શાં ભા ] પુણ્યવાન પુરુષો યજ્ઞદાનાદિ જે

શુભ કર્મો કરે છે, તે સર્વનાં ફળો જ્ઞાનીને પ્રાપ્ત થાય છે [ શા. ભા., છા. ઉ. ૪-૧-૪ ].

"तमेनं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन । [બૃ. ઉ. ૪-૪-૨૨ ] બ્રાહ્મણ [ મુમુક્ષુ ] વેદના અધ્યયનથી, યજ્ઞથી, દાનથી તથા તપથી ચિત્તશુદ્ધિદ્વારા આત્માને જાણવાની ઇચ્છા કરે છે." "धर्मेण पापमपनुदति વર્ણાશ્રમવિહિત ધર્મના અનુષ્ઠાનથી પાપને નિવૃત્ત કરે છે" તાત્પર્ય એ છે કે, જ્ઞાનની ઉત્પત્તિ માટે યજ્ઞાદિ કર્મોનુ અનુષ્ઠાન આવશ્યક છે [ બ્ર. સૂ. ૩-૪-૨૬ ] [૩૩].

અવતરણિકા :—હવે જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપાય કહે છે :

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥

**અન્વયાર્થ** :–तत् તે જ્ઞાનને બ્રહ્મનિષ્ઠ ગુરુની सेवया સેવા કરીને प्रणिपातेन દંડવત્ પ્રણામ કરીને તથા परिप्रश्नेन વારવાર પ્રશ્ન પૂછીને विद्धि જાણ. ज्ञानिनः વ્યાકરણ, મીમાંસા, ન્યાય વગેરેમાં નિપુણ [ મધુ ] શાસ્ત્રનિપુણ શ્રોત્રિય तत्त्वदर्शिन. તત્ત્વદર્શી પુરુષો ते તને ज्ञानं જ્ઞાનનો उपदेक्ष्यन्ति ઉપદેશ કરશે [૩૪].

**શબ્દાર્થ** :— તે જ્ઞાન બ્રહ્મનિષ્ઠ ગુરુની સેવા કરીને, દંડવત્ પ્રણામ કરીને, તથા વારંવાર પ્રશ્ન પૂછીને તું મેળવ. એમ કરવાથી શ્રોત્રિય તથા તત્ત્વદર્શી પુરુષો તને જ્ઞાનનો ઉપદેશ કરશે [ ૩૪ ].

**વિવેચન** :—હે અર્જુન ! વિવેક–વૈરાગ્યાદિ સાધનસંપન્ન મુમુક્ષુએ આ સ્વયપ્રકાશ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે વ્યાકરણ, મીમાંસા તથા ન્યાય વગેરેમા નિપુણ બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણ લેવું; અને सेवया = શ્વાનકાકીય ઉપાયોથી અર્થાત્ શ્વાનની પેઠે ગુરુસેવામાં જાગ્રત રહીને, કબૂતરની પેઠે ભયચકિત રહીને, તથા કાગડાની પેઠે ગુરુનો મનોભાવ યથાવત્ સમજી, સેવા-શુશ્રૂષાથી ગુરુને પ્રસન્ન કરી, परिप्रश्नेन= યોગ્યકાળે નમ્રતાપૂર્વક 'વિદ્યા એટલે શું ? અવિદ્યા એટલે શું ? હુ કોણ છુ ? હું કેમ સંસારને પ્રાપ્ત થયો ? મને મુક્તિ કેમ પ્રાપ્ત થાય ?' ઇત્યાદિ પ્રશ્નો પૂછવા; પરંતુ બ્રહ્મનિષ્ઠ ગુરુને પ્રશ્ન પૂછવા પૂર્વે શિષ્યે પોતાના અધિકારનો તથા ચાલુ પ્રસંગનો પૂર્ણ વિચાર કરવો આવશ્યક છે [ યો. વા. સ્થિ. પ્ર. ૨૧-૧-૭ ].

બ્રહ્મનિષ્ઠ આચાર્યે ઉપદેશેલુ જ્ઞાન જ મોક્ષરૂપી ફળમા પર્યવસાન પામે છે, પરંતુ કેવળ વ્યાકરણ, મીમાંસા, ન્યાય વગેરેમા નિપુણ શુષ્ક વેદાંતીઓએ ઉપદેશેલુ જ્ઞાન મોક્ષરૂપી ફલમા પર્યવસાન પામતુ નથી [શા ભા , મધુ વગેરે]

બ્રહ્મવિદ્યા કોઈ બ્રહ્મવેત્તા ગુરુ પાસેથી જ સંપાદન કરેલી હોવી જોઈએ, નહિ કે પોતાની સમાન યોગ્યતાવાળા પુરુષ પાસેથી [શા ૫ ૨૯૧-૨] પરોક્ષ જ્ઞાન ધરાવનાર પુરુષને પરસ્પર ઉપદેશ આપવાનો અધિકાર નથી જેમ સૂર્યના પ્રકાશ વિના ચક્ષુ કોઈ પણ પદાર્થને જોવાને સમર્થ નથી, તેમ બ્રહ્મનિષ્ઠ ગુરુના ઉપદેશ વિના ચિત્ત આત્મદર્શનને યોગ્ય થતુ નથી જે પુરુષે બીજનો ચંદ્ર જોયો હોય તે જ પુરુષ જેમ બીજાને તે બતાવી શકે છે, તેમ બ્રહ્મવેત્તા સિવાય અન્ય પુરુષ પાસેથી પ્રાપ્ત કરેલા જ્ઞાનથી કાર્યસિદ્ધિ થતી નથી [શા ભા વગેરે]

શ્રુતિ કહે છે કે – "दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनम्। दुर्लभा सहजावस्था सद्गुरो करुणां विना। [ વરાહ ઉપ ૨–૭૧ ] સદ્ગુરુના કૃપા વિના વિષયોનો ત્યાગ, તત્ત્વદર્શન કે સહજાવસ્થા દુર્લભ છે"

"आचार्यवान्पुरुषो वेद। [ છા ઉ ૬–૧૪–૨ ] આચાર્યવાળો પુરુષ જ જગતના કારણરૂપ બ્રહ્મને જાણે છે" સત્યકામની પેઠે આચાર્ય પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરનાર જ કૃતાર્થ થાય છે "आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापयति [ છા ઉ ૪–૯–૩ ] આચાર્યથી જ જાણેલી વિદ્યા શ્રેષ્ઠપણાને [ પૂર્ણપણાને ] પમાડે છે"

'आचार्यः प्लावयिता। આચાર્ય સુકાની [ pilot ] છે" તથા "सम्यग्ज्ञानं प्लव इहोच्यते। [ શંકર ઉપ સ ૩ ] આ લોકમા જ્ઞાન નાવ કહેવાય છે"

"आचार्यः पूर्वरूपम्। अन्तेवास्युत्तररूपम्। विद्या सन्धिः। प्रवचनं सन्धानम्॥ [ તૈ ઉ ૧–૧–૩ ભાગ ૧૧–૧૦–૧૨ ] આચાર્ય નીચેનો અરણિ છે શિષ્ય ઉપરનો અરણિ છે ઉપદેશ મધ્યસંધિમા રખાતુ મંથનકાષ્ઠ છે આ ઉપદેશરૂપી મધ્યના મંથન કરવાના પ્રભાવથી બ્રહ્મવિદ્યારૂપી અગ્નિ ઉત્પન્ન થાય છે" આ અગ્નિ અવિદ્યાનો નાશ કરી શાશ્વત સુખને આપે છે

"तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्। [ મુ ઉ ૧–૨–૧૨, ભાગ ૧૧–૩–૨૧ ] તેથી તે જ્ઞાન સંપાદન કરવા માટે મુમુક્ષુએ વિનયયુક્ત થઈ સમિધનો સમૂહ હાથમા લઈ, શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુનું શરણ લેવુ" "शास्त्रज्ञोऽपि स्वातन्त्र्येण ब्रह्मज्ञानान्वेषणं न कुर्यात्। [ શા ભા,

મુ. ઉ. ૧–૨–૧૨ ] શાસ્ત્રજ્ઞ પુરુષે પણ સ્વતંત્રતાપૂર્વક બ્રહ્મજ્ઞાનનું અન્વેષણ ન કરવું " [ ૩૪ ].

**અવતરણિકા** :—હવે જ્ઞાનનું ફળ કહે છે :

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥

**અન્વયાર્થ** :— पाडव ! હે અર્જુન ! यत् જે જ્ઞાનને ज्ञात्वा જાણીને તું पुनः ફરીને एवं આ પ્રમાણે मोह મોહને न यास्यसि પામીશ નહિ येन જે જ્ઞાનવડે भूतानि ભૂતમાત્રને अशेषेण સમગ્રપણે आत्मनि આત્માને વિષે अथो અને मयि મારામાં द्रक्ष्यसि જોઈશ [૩૫]

**શબ્દાર્થ** :—હે અર્જુન ! આ જ્ઞાનને પામ્યા પછી, તું આ પ્રમાણે મોહને પામીશ નહિ, અને તે જ્ઞાનવડે તું ભૂતમાત્રને આત્માને વિષે તથા મારે વિષે જોઈશ [૩૫].

**વિવેચન** :—હે અર્જુન ! બ્રહ્મનિષ્ઠ આચાર્યે ઉપદેશ કરેલા જ્ઞાનનો સાક્ષાત્કાર કરીને, તુ હમણાંની પેઠે ફરીથી ' एते मदीयाः ' ' ભીષ્માદિ મારા છે.' એ પ્રકારના મોહને પામીશ નહિ, કારણકે આ જ્ઞાનવડે તુ સમગ્ર ભૂતોને આત્મા વિષે અને સર્વના અધિષ્ઠાનભૂત એવા મારે વિષે જોઈશ [અનુભવીશ]. ब्रह्माभिन्नात्मान द्रक्ष्यसीतयर्थः । [શંકરાનંદ]. તું બ્રહ્મથી અભિન્ન આત્માને જોશે, क्षेत्रज्ञेश्वरैकत्वं सर्वोपनिषत्प्रसिद्धं द्रक्ष्यसीत्यर्थः । [શા. ભા ] ઉપનિષદોમાં જે ક્ષેત્રજ્ઞ તથા ઈશ્વરની [બ્રહ્મની] એકતા પ્રસિદ્ધ છે, તેનો તું પ્રત્યક્ષ અનુભવ કરીશ [૩૫].

**અવતરણિકા** :—હવે જ્ઞાનનું માહાત્મ્ય કહે છે :

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

**અન્વયાર્થ** :— चेत् જો તું सर्वेभ्यः સર્વે पापेभ्यः પાપીઓથી अपि પણ पापकृत्तमः વધારે પાપ કરનારો असि હશે; તોપણ તું सर्वं સર્વ वृजिनं પાપરૂપ સમુદ્રને ज्ञानप्लवेन જ્ઞાનરૂપ નૌકાવડે एव જ संतरिष्यसि તરી જશે [૩૬].

**શબ્દાર્થ** :—જો તું સર્વ પાપીઓથી પણ વધારે પાપ કરનારો હશે, તોપણ આ જ્ઞાનરૂપ નૌકાવડે આ પાપરૂપ સમુદ્રને તરી જશે [૩૬].

**વિવેચન** —જો કે દૈવી સંપત્તિમાં જન્મેલો ભક્ત અર્જુન પાપી નથી, તોપણ જ્ઞાનનું માહાત્મ્ય કહેવા માટે ભગવાન કહે છે કે —'બધા પાપીઓમાં તું पापकृत्तम = મોટામાં મોટો પાપી અથવા ભ્રાન્તિનો સાગર કે ભ્રમનો પર્વત હશે તોપણ આ જ્ઞાનરૂપ નૌકાવડે તું वृजिन = આ ધર્માધર્મના ફળરૂપ સંસારને [મધુ વગેરે], આ પાપરૂપ સમુદ્રને [શા ભા વગેરે] તરી જઈશ તો પછી આ યુદ્ધના ભીષ્માદિના વધના નિમિત્તથી થનારા પાપોને તરી જઈશ એમાં શું કહેવું ?'

શ્રુતિ કહે છે કે —"तमेव विदित्वाऽतिमृत्युमेति । [શ્વે ઉ ૩-૮ શ્વે. ઉ ૬-૧૫] આત્માને જાણીને પુરુષ મૃત્યુનું ઉલ્લંઘન કરે છે" જ્ઞાનનું વિશેષ માહાત્મ્ય તો એ જ કે, જેમ અનંતના સત્તનો નાશ થતાં તું બહુ તરે છે, તથા બીજાને તારવા સમર્થ થાય છે તેમ જ્ઞાનરૂપી અગ્નિના ઉદયથી વિનો નાશ થતાં જ્ઞાની સંસારસાગર તરી જાય છે અને બીજાને તારવા દીવાદાંડીરૂપ, સેતુરૂપ કે નૌકારૂપ થાય છે [૩૬]

**અવતરણિકા** —હવે જ્ઞાનીના સર્વ કર્મો નાશ પામે છે, તે કહે છે.

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥**

**અન્વયાર્થ** —अर्जुन ! હે અર્જુન ! यथा જેમ समिद्धः પ્રજ્વલિત अग्निः અગ્નિ एधांसि કાષ્ઠોને भस्मसात् ભસ્મરૂપ कुरुते કરી દે છે तथा તેમ ज्ञानाग्निः જ્ઞાનરૂપ અગ્નિ सर्वकर्माणि સર્વ કર્મોને भस्मसात् ભસ્મરૂપ कुरुते કરી નાખે છે [૩૭]

**શબ્દાર્થ** —જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠોને ભસ્મરૂપ કરી દે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ પ્રારબ્ધ સિવાયના સર્વ કર્મોને ભસ્મરૂપ કરી નાખે છે [૩૭]

**વિવેચન** —હે અર્જુન ! જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠોના સમૂહને ભસ્મીભૂત કરે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ પ્રારબ્ધકર્મો સિવાયના સર્વ કર્મોને ભસ્મીભૂત કરે છે જ્ઞાનરૂપ અગ્નિ પ્રારબ્ધકર્મો સિવાય જ્ઞાનની ઉત્પત્તિથી પૂર્વના, પશ્ચાતભાવિ તથા સંચિત કર્મોનો નાશ કરે છે [શંકરાનંદ] જેણે ફળ આપવાનો આરંભ ન કર્યો હોય તે સર્વ કર્મોનો નાશ કરે છે [મધુ] જ્ઞાનરૂપ અગ્નિ જ્ઞાનીના સંચિત તથા ક્રિયમાણ કર્મોને નિર્બીજ કરે છે [શા ભા] જ્ઞાનરૂપ અગ્નિ પુણ્ય—પાપરૂપ કર્મના કારણભૂત અજ્ઞાનનો નાશ કરીને તે કર્મોનો પણ નાશ કરે છે.

જ્ઞાનીનાં સંચિત તથા ક્રિયમાણ કર્મો નવા દેહના કારણરૂપ થતાં નથી, અને તેથી ભોગથી પ્રારબ્ધ કર્મો ક્ષય પામતાં, તે વિદેહમુક્તિને પામે છે [બ્ર. સૂ. ૪-૧-૧૯].

શ્રુતિ કહે છે કે :—" क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे । [ મુ. ઉ. ૨-૨-૮ ] આત્મસાક્ષાત્કાર થતાં જ્ઞાનીનાં સર્વ કર્મો નાશ પામે છે. " પરંતુ " अनारब्धकार्ये एव तु पूर्वे तदवधेः । [ બ્ર. સૂ. ૪-૧-૧૫ ] अनारब्ध=જે કર્મોએ ફળ આપવાનો આરંભ ન કર્યો હોય તે નાશ પામે છે. " અર્થાત્ સંચિત કર્મો નાશ પામે છે, તથા आगामि = ક્રિયમાણ કર્મો નવા દેહની ઉત્પત્તિના કારણરૂપ થતાં નથી; પરંતુ પ્રારબ્ધકર્મો નાશ પામતાં નથી. જો આત્મસાક્ષાત્કાર થતાં જ્ઞાનીનાં પ્રારબ્ધકર્મો તથા તેના ભોગાયતનરૂપ આ સ્થૂલ દેહ નાશ પામતો હોય, તો બ્રહ્મનિષ્ઠ આચાર્ય તથા શિષ્યના સંપ્રદાયના ઉચ્છેદનો પ્રસંગ પ્રાપ્ત થાય [ ૩૭ ].

**અવતરણિકા** :— હવે જ્ઞાનના પ્રભાવનું વર્ણન કરે છે :

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**
**तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥ ३८ ॥**

**અન્વયાર્થ** :— इह વેદશાસ્ત્રમાં કે લોકવ્યવહારમાં [ મધુ., શંકરાનંદ વગેરે ] ज्ञानेन सदृशं જ્ઞાનના સમાન पवित्रं પવિત્ર हि ખરેખર न विद्यते બીજું કાંઈ નથી. कालेन ઘણે કાળે योगसंसिद्धः કર્મયોગ કે સમાધિયોગથી સંસ્કૃતિને [ યોગ્યતાને ] પામેલો પુરુષ [ મધુ., નીલકંઠ વગેરે ] तत् તે જ્ઞાનને स्वयं પોતે आत्मनि પોતાના આત્મામાં–પોતાના અંતઃકરણમાં विन्दति પામે છે–અનુભવે છે [ ૩૮ ].

**શબ્દાર્થ** :— આ જગતમાં જ્ઞાનના સમાન પવિત્ર બીજું કાંઈ નથી. ઘણે કાળે સમાધિયોગથી યોગ્યતાને પામેલો પુરુષ તે જ્ઞાનને પોતે પોતાના આત્મામાં [ અંતઃકરણમાં ] અનુભવે છે [ ૩૮ ].

**વિવેચન** :— इह = આ લોકમા વેદશાસ્ત્રમાં કે લોકવ્યવહારમાં [ મધુ., શંકરાનંદ વગેરે ] જ્ઞાનના સમાન પવિત્ર બીજું કાંઈ નથી. જ્ઞાનના સમાન પવિત્ર કરનારું બીજું કોઈ તપ કે પ્રાયશ્ચિત્ત નથી, કારણકે તપ કે પ્રાયશ્ચિત્તથી પાપ નાશ પામે છે, પાપ-વાસના નાશ પામતી નથી; પરંતુ જ્ઞાનથી સર્વ પાપો વાસનારૂપી મૂલસહિત નાશ પામે છે. योगसंसिद्धः = ઘણે કાળે કર્મયોગ કે સમાધિયોગથી સંસિદ્ધ [ યોગ્યતાને પામેલો ] પુરુષ, આ જ્ઞાનને પોતે પોતાના અંતઃકરણમાં અનુભવે છે. જેમ સૂર્યનો ઉદય થતાં અંધકારનું નાશ,

પામવું તથા પ્રકાશનું ઉત્પન્ન થવું એક સાથે જ અનુભવમાં આવે છે, તેમ અંતઃકરણ શુદ્ધ થતાં અધિકારી પુરુષ અવિદ્યારૂપી અંધકારનો નાશ તથા આત્મજ્ઞાનરૂપી પ્રકાશની ઉત્પત્તિ એક સાથે જ અનુભવે છે.

જ્ઞાન મેળવવા માટે સાધનોની આવશ્યકતા છે. મોક્ષસાધનના અનુષ્ઠાનથી જેમજેમ પુરુષ ભૂમિકાક્રમે આગળ ચાલતો જાય છે, તેમતેમ તેની ઊંચા પ્રકારની ભાવનાઓ થતી જાય છે, અને મલિન વાસનાઓ દૂર થતી જાય છે. મલિન વાસનાઓ દૂર થવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે, અને તેમાં સ્વયંપ્રકાશ જ્ઞાન પોતાની મેળે ઉદ્‌ભવે છે.

" तस्मात्त्वमपि तथाभूतः सन् तल्लभस्वेत्याशयः । [ ભા. ટી. ] માટે તું પણ કર્મયોગ કે સમાધિયોગનો આશ્રય કરી, જ્ઞાન મેળવ. " જ્ઞાનની સિદ્ધિ માટે ઘણા પ્રયત્નની જરૂર છે [ નીલ૦ ] [ ૩૮ ]

**અવતરણિકા** :— હવે જ્ઞાનપ્રાપ્તિનાં અંતરગ સાધનો કહે છે :

**श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥**

**અન્વયાર્થ** :— श्रद्धावान् શ્રદ્ધાવાળો तत्परः ગુરુસેવા વગેરે જ્ઞાનના ઉપાયોમાં અત્યંત તત્પર [ શા. ભા , મધુ. વગેરે ] ગુરુનિષ્ઠ [ પુ. અ. ત. ] જ્ઞાનમા એકનિષ્ઠાવાળો [શ્રીધર વગેરે] संयतेन्द्रिय. જિતેન્દ્રિય-ઇન્દ્રિયોના નિગ્રહવાળો ज्ञानं જ્ઞાનને लभते પામે છે અને ज्ञान જ્ઞાનને लब्ध्वा પામીને अचिरेण તુરત परां शान्तिं મોક્ષરૂપી પરમ શાન્તિને अधिगच्छति પામે છે [ ૩૯ ].

**શબ્દાર્થ** .— શ્રદ્ધાવાળો, જ્ઞાનના ઉપાયોમા તત્પર, તથા ઇન્દ્રિયોના નિગ્રહવાળો જ્ઞાનને પામે છે, અને જ્ઞાનને પામીને મોક્ષરૂપી પરમ શાન્તિને પામે છે [ ૩૯ ].

**વિવેચન** :—श्रद्धावान् = બ્રહ્મનિષ્ઠ ગુરુ તથા શાસ્ત્રનાં વચનોમાં શ્રદ્ધાવાળો, तत्परः ગુરુસેવા વગેરે જ્ઞાનના ઉપાયોમા અત્યંત તત્પર [ શા. ભા , મધુ વગેરે ] संयतेन्द्रियः= ઇન્દ્રિયોના નિગ્રહવાળો પુરુષ અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનને પ્રાપ્ત થઈ, મોક્ષરૂપી પરમ શાન્તિને પામે છે.

"असंशयवता मुक्तिः संशयाविष्टचेतसाम् । न मुक्तिर्जन्मजन्मान्ते तस्माद्विश्वास- माप्नुयात् । [ મૈ. ઉ. ૨-૧૬ ] શાસ્ત્ર તથા ગુરુમા શ્રદ્ધાવાળો પુરુષ જ મુક્તિને ' પામે છે. શાસ્ત્ર તથા ગુરુના વચનમાં સંશયવાળો ' પુરુષ જન્મજન્માંતરે પણ

મોક્ષને પામતો નથી." જે પુરુષને શાસ્ત્ર તથા ગુરુનાં વચનોમાં તથા તેમાં કહેલા ધર્મમાં શ્રદ્ધા હોય છે, તથા જે તેમાં એક નિશ્ચયવાળો હોય છે, તે પુરુષ જ ધર્માત્મા છે, અને તે પુરુષ જ પોતાના ધર્મમાર્ગમાં સ્થિર રહી શ્રેષ્ઠ ગતિને પામે છે [ શા. પ. ૨૬૪-૧૯ ]. "श्रद्धा बिना धर्म नहि होई। [ તુલસી. ઉ. ૮૯-૨ ] શ્રદ્ધા વિના ધર્મનિષ્ઠા શક્ય નથી"; અને ધર્મનિષ્ઠા વિના આત્મનિષ્ઠા શક્ય નથી.

ભગવાન ભાષ્યકાર કહે છે :— "श्रद्धाविहीनस्य तु न प्रवृत्तिः प्रवृत्तिशून्यस्य न साध्यसिद्धिः। अश्रद्धयैवाभिहितास्तु सर्वे मज्जन्ति संसारमहासमुद्रे॥ શ્રદ્ધારહિત પુરુષની ધર્મમાં પ્રવૃત્તિ થતી નથી, ધર્મપ્રવૃત્તિ વિના ધ્યેયસિદ્ધિ શક્ય નથી; સર્વ લોકો અશ્રદ્ધાથી પરાભવ પામેલા છે, અને તેથી આ સંસારરૂપી મહાસાગરમાં ડૂબે છે."

પૂર્વે શ્લોક ૩૪ માં વર્ણવેલા પ્રણિપાત વગેરે જ્ઞાનનાં બાહ્ય સાધનોમાં દંભનો સંભવ છે, પરંતુ આ શ્લોકમાં નિરૂપણ કરેલાં શ્રદ્ધા વગેરે જ્ઞાનનાં અંતરંગ સાધનોમાં દંભનો સંભવ નથી [ શા. ભા., મધુ વગેરે ], તેથી શ્રદ્ધા વગેરે જ્ઞાનનો ઐકાન્તિક ઉપાય છે [ મધુ. ] [ ૩૯ ].

**અવતરણિકા :—** "ब्रह्मविदाप्नोति परम्। [ તૈ. ઉ. ૨-૧-૧ ] બ્રહ્મવેત્તા પરબ્રહ્મને પામે છે." "ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः। [ શ્વે. ઉ. ૨-૧૫ ] પરબ્રહ્મને જાણીને પુરુષ અવિદ્યાદિ સર્વ બંધનથી મુક્ત થાય છે." "ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति। [ શ્વે. ઉ. ૪-૧૪ ] જગતના સ્રષ્ટા શિવને જાણીને પુરુષ અત્યંત શાંતિને પામે છે, "तमेव विदित्वाऽतिमृत्युमेति। [ શ્વે. ઉ. ૬-૧૫ ] તેને જાણીને પુરુષ મૃત્યુનું ઉલ્લંઘન કરે છે' "ये एतद्विदुरमृतास्ते भवन्ति। [ શ્વે. ઉ. ૩-૧૩ ] જેઓ પરબ્રહ્મને જાણે છે તેઓ અવિનાશી થાય છે." "ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम्। [ ગી ૧૮-૫૫ ] મને યથાર્થ જાણીને ત્યાર પછી મારો ભક્ત મારામાં પ્રવેશ કરે છે" ઇત્યાદિ સેંકડો શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિઓથી 'જ્ઞાન વિના મોક્ષ નથી' એ સિદ્ધ થાય છે. તેથી મુમુક્ષુએ શાસ્ત્ર તથા ગુરુના ઉપદેશમાં અસંશયનો ત્યાગ કરી, શ્રદ્ધાપૂર્વક જ્ઞાન સંપાદન કરવા માટે તત્પર રહેવું જોઈએ, એ સ્પષ્ટ સૂચન કરવાના હેતુથી હવે ભગવાન કહે છે [ શંકરાનંદ ]:

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः॥ ४०॥

**અન્વયાર્થ** — अज्ञ આત્મજ્ઞાનથી રહિત [ શા ભા વગેરે ] च અને अश्रद्दधान અશ્રદ્ધાળુ-શ્રદ્ધા વિનાનો च તથા संशयात्मा સંશયયુક્ત મનવાળો, ફળ, સાધન, ઉપાસ્ય દેવ, શાસ્ત્ર વગેરે બાબતોમાં સંશયવાળો [ કેશવ ] એ ત્રણે विनश्यति નાશ પામે છે તેમાં संशयात्मन સંશયાત્મા પુરુષને अयं लोकः આ લોક न अस्ति સિદ્ધ થતો નથી न पर પરલોક સિદ્ધ થતો નથી અને न सुखं ભોજન વગેરેથી થતું સુખ પણ મળતું નથી [ ૪૦ ]

**શબ્દાર્થ** — અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને સંશયાત્મા એ ત્રણે નાશ પામે છે તેમાં સંશયાત્મા પુરુષને આ લોક સિદ્ધ થતો નથી, પરલોક સિદ્ધ થતો નથી તથા ભોજન વગેરેથી થતું સુખ પણ મળતું નથી [ ૪૦ ]

**વિવેચન** — अज्ञ = આત્મજ્ઞાનથી રહિત [ શા ભા ], अश्रद्दधान =ગુરુ તથા શાસ્ત્રમાં શ્રદ્ધા વિનાનો અથવા શાસ્ત્ર તથા ગુરુએ ઉપદેશના અર્થ વિષે ' આ અર્થ એ પ્રમાણે નથી જ એવી વિપર્યયરૂપ નાસ્તિક બુદ્ધિવાળો [ મધુ ], તથા संशयात्मा= ફળ, સાધન, ઉપાસ્ય દેવ ધર્મ, શાસ્ત્ર વગેરે બાબતોમાં સંશયવાળો [ કેશવ ] એટલે કે જે પુરુષ ' પરમ શ્રેય સ્વર્ગ છે કે મોક્ષ ?, સાધન કર્મ છે કે જ્ઞાન ?, ઉપાસ્ય દેવ વિષ્ણુ છે કે શિવ ? શાસ્ત્ર સત્ય છે કે અસત્ય ?' ઇત્યાદિ અર્થ વૈદિક બાબતો વિષે તેમ જ આહાર, વિહાર ઇત્યાદિ લૌકિક બાબતો વિષે સંશયવાળો છે, તે નાશ પામે છે, અર્થાત્ શ્રેયમાર્ગથી ભ્રષ્ટ થાય છે [ કેશવ, વગેરે ] પોતાના અર્થથી ભ્રષ્ટ થાય છે [ મધુ , શ્રીધર વગેરે ]

ઉપરોક્ત ત્રણ પ્રકારના મનુષ્યોમાં સંશયાત્મા આ લોકમાં સુખ પામતો નથી ધર્માચરણના અભાવે પરલોકમાં સુખ પામતો નથી અને ભોગ્ય પદાર્થોમાં નાના પ્રકારના સંશયવાળો હોવાથી તેને ભોજનાદિ કૃત સુખ પણ મળતું નથી સંશયાત્મા પુરુષ પાપિષ્ઠ છે, એ અર્થ છે [ શા ભા , મધુ વગેરે ]

તાત્પર્ય એ છે કે, અજ્ઞાની સુસાધ્ય છે અશ્રદ્ધાળુ યત્નથી સાધ્ય છે, અને સંશયાત્મા અસાધ્ય છે [ નીલકંઠ ] અજ્ઞાનીને સુખથી તથા અશ્રદ્ધાળુને યત્નથી શ્રેયમાર્ગમાં પ્રવૃત્ત કરી શકાય છે, પરંતુ સંશયાત્માને શ્રેયમાર્ગમાં પ્રવૃત્ત કરવો શક્ય નથી, ' तस्मात्संशयो न कर्तव्य । [ શા ભા , વગેરે ] માટે શાસ્ત્ર કે ગુરુએ ઉપદેશ કરેલા અર્થમાં સંશય ન કરવો " [ ૪૦ ]

**અવતરણિકા** —હવે અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છે

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।**
**आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनञ्जय ॥ ४१ ॥**

અન્વયાર્થ :—धनजय હે ધનંજય ! योगसंन्यस्तकर्माणं પરમાર્થદર્શનરૂપ યોગવડે અથવા સમતાબુદ્ધિરૂપ યોગવડે જેનાં સર્વ કર્મો ક્ષય પામ્યાં છે [ શા. ભા , મધુ. વગેરે ], અથવા જેણે સમત્વબુદ્ધિરૂપ યોગવડે સર્વ કર્મો ભગવાનને અર્પણ કર્યાં છે [ મધુ. ], તથા ज्ञानसंछिन्नसंशयम् જ્ઞાનવડે જેના સંશયો છેદાઈ ગયા છે એવા आत्मवंतं પ્રમાદરહિત [ શા. ભા. ] સર્વદા સાવધાનતાવાળા [ મધુ.] બ્રહ્મવેત્તાને [ શંકરાનંદ ] कर्माणि કર્મો न निबध्नन्ति બંધન કરતા નથી [૪૧].

શબ્દાર્થ :— હે ધનંજય ! યોગવડે જેનાં સર્વ કર્મો ક્ષય પામ્યાં છે, તથા જ્ઞાનવડે જેના સર્વ સંશયો છેદાઈ ગયા છે, એવા સર્વદા સાવધાનતાવાળા બ્રહ્મવેત્તાને કર્મો બંધન કરતાં નથી [ ૪૧ ].

વિવેચનઃ—योगसंन्यस्तकर्माणम् = પરમાર્થદર્શનરૂપ યોગવડે જેનાં સર્વ કર્મો ક્ષય પામ્યા છે [ શા. ભા. વગેરે ], અથવા સમત્વબુદ્ધિરૂપ યોગવડે જેણે સર્વ કર્મો ઈશ્વરને અર્પણ કર્યાં છે [ મધુ, વગેરે ], તથા ज्ञानसंछिन्नसंशयम् = આત્મજ્ઞાનવડે જેના સર્વ સંશયો સારી રીતે કપાઈ ગયા છે, એવા आत्मवन्तम् = સર્વદા સાવધાન બ્રહ્મવેત્તાને કર્મો બંધન કરતાં નથી. આત્મદર્શીને લોકસંગ્રહ માટે કરેલા કર્મો અથવા વ્યર્થ ચેષ્ટારૂપ કર્મો ઇષ્ટ, અનિષ્ટ કે મિશ્ર શરીરનો આરંભ કરી શકતાં નથી [ શા, ભા., મધુ. વગેરે ] બ્રહ્મવેત્તા દેવતાદિ ઇષ્ટ શરીરને, પશુ આદિરૂપ અનિષ્ટ શરીરને કે મનુષ્યાદિરૂપ મિશ્ર શરીરને પ્રાપ્ત થતો નથી પરંતુ વિદેહમુક્તિને પામે છે [૪૧].

અવતરણિકા :—કર્મયોગના અનુષ્ઠાનથી અંતઃકરણની શુદ્ધિદ્વારા ઉત્પન્ન થયેલા જ્ઞાનવડે જેના સંશયો છેદાઈ ગયા છે એવો પુરુષ કર્મોથી બંધાતો નથી, કારણકે તેનાં કર્મો જ્ઞાનાગ્નિથી બળી ગયાં છે; પરંતુ કર્મયોગ તથા જ્ઞાનયોગમાં સંશય રાખનાર પુરુષ શ્રેયથી ભ્રષ્ટ થાય છે, અને તેથી હવે કહે છે [ શા. ભા.]:

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनाऽऽत्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥

અન્વયાર્થ :—भारत ! હે અર્જુન ! तस्मात् તેથી अज्ञानसंभूतं અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા हृत्स्थं હૃદયમાં રહેલા आत्मनः આત્મવિષયક [ શા. ભા. ] एनं આ संशयं સંશયને ज्ञानासिना જ્ઞાનરૂપ તરવાર વડે छित्त्वा છેદીને योगं કર્મયોગ

**શબ્દાર્થ**.—તેથી હે અર્જુન! અવિવેકથી ઉત્પન થયેલા અને બુદ્ધિમાં રહેલા આ આત્મવિષયક સંશયને જ્ઞાનરૂપ તરવાર વડે છેદીને, કર્મયોગ આચર, અને યુદ્ધ માટે ઊભો થા [૪૨]

**વિવેચન**.—માટે હે અર્જુન! અવિવેકથી ઉત્પન થયેલા, તથા બુદ્ધિમાં રહેલા આત્મવિષયક સંશયને આ આત્મજ્ઞાનરૂપ તરવાર વડે છેદી નાખી, આ જ્ઞાનની પ્રાપ્તિના સાધનભૂત કર્મયોગને આચર આ જ્ઞાનના ઉપાયભૂત સ્વધર્મનું નિષ્કામ ભાવે અનુષ્ઠાન કર હે ભારત! તુ સમત્વ ધારણ કરીને યુદ્ધ માટે ઊભો થા [૪૨]

## અધ્યાયનો સાર

स्वस्मिन्नीशत्वबोधेन भक्तिश्रद्धे दृढीकृते। मोहेतु कर्मनिष्ठा च हरिणहाप्तसंहृता॥ [મધુ] ભગવાન્ શ્રીકૃષ્ણે અહીં પોતાના અવતાર સ્વરૂપના કથનથી પોતાના ઈશ્વરપણાને સિદ્ધ કરી, ભક્તિ તથા શ્રદ્ધાને દઢ કરી છે, અને જ્ઞાનના કારણ રૂપ કર્મનિષ્ઠાનો ઉપસંહાર કર્યો છે"

पुमवस्थादिभेदेन कर्मज्ञानमयी द्विधा।

निष्ठोक्ता यत्र त वन्दे शौरिं संशयसंछिदम्॥ [શ્રીધર]

हरि ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "ज्ञानकर्मसंन्यासयोगो" नाम चतुर्थोऽध्यायः॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "**જ્ઞાનકર્મસંન્યાસયોગ**" નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪ થો સંપૂર્ણ

# અધ્યાય ૫ મો

## कर्मसंन्यासयोग

**અવતરણિકા** :—ચોથા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણે " જ્ઞાની સર્વ પરિગ્રહનો ત્યાગ કરી, નિર્વાહ માટે જ કર્મો કરે છે, તથા દૈવેચ્છાથી અન્નવસ્ત્રાદિ જે મળે તેનાથી સંતુષ્ટ રહે છે [ શ્લોક ૨૧-૨૨ ]", વગેરે વચનોથી કર્મસંન્યાસનું વર્ણન કર્યું, અને ભક્ત અર્જુનને કર્મયોગનો આશ્રય કરી, યુદ્ધ કરવાનું કહી, અધ્યાયનો ઉપસંહાર કર્યો [ શ્લોક ૪૨ ]. ભગવાન શ્રીકૃષ્ણનાં વચનોથી ભક્ત અર્જુનને પોતાના શ્રેય માટે કર્મસંન્યાસ તથા કર્મયોગ પૈકી કોણ શ્રેષ્ઠ છે, એ વિષે સંશય થયો. માટે ज्ञानरहितः संन्यासः श्रेयान् किंवा कर्मयोगः श्रेयान्? इत्येतयोर्विशेषबुभुत्सया अर्जुन उवाच। [ શા. ભા. ] જ્ઞાનરહિત સંન્યાસ કલ્યાણકારી છે કે, કર્મયોગ અથવા એ બેમાં જે તફાવત હોય તે જાણવાની ઇચ્છાથી ભક્ત અર્જુન પૂછે છે :

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

**संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि।**
**यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥**

**અન્વયાર્થ** :—कृष्ण! હે કૃષ્ણ! *कर्मणां* કર્મોના *संन्यासं* સંન્યાસને शंससि આપ વખાણો છો च અને पुनः ફરી योगं કર્મયોગને વખાણો છો. एतयोः એ બેમાંથી यत् જે एकं એક श्रेयः કલ્યાણકારી હોય-પ્રશંસનીય હોય तत् તે मे મને सुनिश्चित બરાબર નિશ્ચયપૂર્વક ब्रूहि કહો [ ૧ ].

**શબ્દાર્થ** :—હે કૃષ્ણ! આપ એક વાર કર્મના સંન્યાસને વખાણો છો, અને ફરી કર્મયોગને વખાણો છો, માટે એ બેમાથી જે કલ્યાણકારી હોય તે મને બરાબર નિશ્ચયપૂર્વક કહો [ ૧ ].

**વિવેચન** :— स्वभक्तपापकर्षक कृष्ण!। [ કેશવ, મધુ. ] હે ભક્તોના પાપ નાશ કરનારા શ્રીકૃષ્ણ! सदानंदरूपत्वात् परमात्मा कृष्ण। [ શંકરાનંદ, મધુ. ] હે સદા આનંદસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણ! સંન્યાસના બે પ્રકાર છે " વિદ્વત્સંન્યાસ " તથા " વિવિદિષાસંન્યાસ. " " ज्ञानफलभूतो विद्वत्संन्यास उच्यते। [ મધુ. ગી. ૧૮-૧૭ ] જ્ઞાનનિષ્ઠને જ્ઞાનબળથી સિદ્ધ સર્વકર્મસંન્યાસ "વિદ્વત્સંન્યાસ" કહેવાય

છે. साधनभूतस्तु विविदिषासंन्यासः [ મધુ., ગી. ૧૮–૧૭ ] ' જ્ઞાનના સાધનભૂત સંન્યાસ અર્થાત્ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થયા પછી જ્ઞાનની પ્રાપ્તિ માટે અધિકારી પુરુષે લીધેલો સંન્યાસ " વિવિદિષાસન્યાસ " કહેવાય છે.

શ્રુતિસ્મૃતિમા સંન્યાસ તથા કર્મયોગ બન્નેને પ્રતિપાદન કરનારાં વચનો છે. " न कर्मणा न प्रजया न धनेन त्यागेनैके अमृतत्वमानशुः । [ કૈવલ્ય ઉપ. ૪ ] કર્મથી, પ્રજાથી કે ધનથી નહિ, પરંતુ કર્મત્યાગવડે જ પુરુષ અમૃતત્વને પ્રાપ્ત થાય છે. " " वेदान्तविज्ञानसुनिश्चितार्थाः सन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ॥ ते ब्रह्मलोकेषु परान्तकाले परामृता परिमुच्यन्ति सर्वे । [ મુ. ઉ. ૩–૨–૬ ] સન્યાસયોગથી શુદ્ધ ચિત્તવાળા યોગીઓ જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિને પામે છે. " " एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति । [બૃ. ઉ. ૪–૪–૨૨] આ આત્માને જાણવાની ઇચ્છાવાળા સન્યાસ લે છે તેમ સસારને નિ.સાર જોઈને વૈરાગ્યને પ્રાપ્ત થયેલા આત્મદર્શનની કામનાથી વિવાહ કર્યા વિના જ સંન્યાસ લે છે " [ નીલકંઠ ]

વળી શ્રુતિ કહે છે કે.—" तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन । [ બૃ. ઉ ૪–૪–૨૨ ] આ આત્માને મુમુક્ષુઓ વેદાધ્યયન, યજ્ઞ, દાન, તપ, નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી ચિત્તશુદ્ધિદ્વારા જાણવા ઇચ્છે છે. " कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समा. [ ઈશા. ઉ. ૨ ]. આ સંસારમા ચિત્તશુદ્ધિના હેતુરૂપ નિષ્કામ કર્મના અનુષ્ઠાન કરતાં કરતાં સો વર્ષ જીવવાની ઇચ્છા કર. " આ પ્રકારે કર્મ કરવાથી, તું કર્મફળથી લિપ્ત થશે નહિ. " महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनु. । [ મનુ ૨–૨૮ ] મહાયજ્ઞો તથા યજ્ઞો વડે પુરુષ પરમાત્માના દર્શનને યોગ્ય થાય છે. "

" कर्मण्यकर्म यः पश्येत् । ' [ ગી. ૪–૧૮ ], ' ज्ञानाग्निदग्धकर्माणम् । [ ગી. ૪–૧૯ ] शारीरं केवल कर्म ।' [ગી ૪–૨૧ ], यदृच्छालाभसंतुष्टः ।' [ ગી. ૪–૨૨ ] 'सर्वं कर्माखिल पार्थ ' [ ગી. ૪–૩૩ ], ज्ञानाग्निः सर्वकर्माणि । ' [ ગી. ૪–૩૭ ] ' योगसंन्यस्तकर्माणि । ' [ ગી. ૪–૪૧ ], વગેરે વચનોવડે આપ કર્મસન્યાસ પ્રતિપાદન કરો છો. વળી ' कुरु कर्मैव तस्मात्त्वम् ' । [ગી. ૪–૧૫ ] योगमातिष्ठोत्तिष्ठ ।' [ ગી. ૪–૪૨ ] ઇત્યાદિ વચનોવડે કર્મયોગનું અનુષ્ઠાન કરવા કહો છો.

આંખને ખોલવા તથા મીચવાની પેઠે અથવા ' ઊભા રહેવું અને ચાલવું ' એ બન્ને ક્રિયાઓની પેઠે સંન્યાસ તથા કર્મયોગમાં પરસ્પર વિરોધ છે. ક્રિયા, અધિકાર, સાધનસંપત્તિ તથા આશ્રમ વગેરેથી પરસ્પર વિરુદ્ધ સંન્યાસ તથા

કર્મયોગનું અનુષ્ઠાન એક જ સમયમાં શક્ય નથી [ શંકરાનંદ ]. માટે આ સંન્યાસ તથા કર્મયોગ પૈકી જે " प्रशस्यतरं मोक्षसाधनत्वेन भवता सुनिश्चितम् । [ શંકરાનંદ ] મોક્ષના સાધનરૂપે આપે શ્રેષ્ઠતર નિશ્ચય કર્યો હોય, " તે મને કહો.

**નોંધ** : સ્ત્રી પણ વિવાહપૂર્વે તથા વૈધવ્ય પછી સંન્યાસની અધિકારિણી છે [ જીવન્મુક્તિવિવેક–પ્રકરણ ૧ ] [૧].

**અવતરણિકાઃ**—હવે ભગવાન ભક્ત અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે :

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

**संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।**
**तयोस्तु कर्मसंन्यासात् कर्मयोगो विशिष्यते ॥ २ ॥**

**અન્વયાર્થ** :—संन्यासः કર્મોનો ત્યાગ च તથા कर्मयोगः કર્મયોગ उभौ બન્ને निःश्रेयसकरौ કલ્યાણકારક છે—મોક્ષદાયક છે तु तयोः પણ તે બેમાં कर्मसंन्यासात् કર્મના સંન્યાસથી कर्मयोगः કર્મયોગ विशिष्यते શ્રેષ્ઠ છે [૨].

**શબ્દાર્થ** :—સંન્યાસ અને કર્મયોગ બન્ને મોક્ષદાયક છે; પણ તે બેમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ શ્રેષ્ઠ છે [૨].

**વિવેચન** :—હે અર્જુન ! કર્મસંન્યાસ અને કર્મયોગ બન્ને निःश्रेयसकरौ = જ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ હોવાથી મોક્ષદાયક છે; પરંતુ તે બેમાં संन्यासात् = જ્ઞાનરહિત સંન્યાસ કરતાં [ શા. ભા. ], અનધિકારી પુરુષે લીધેલા સંન્યાસ કરતાં [ મધુ. વગેરે ] કર્મયોગ શ્રેષ્ઠ છે, કારણકે કર્મયોગ ચિત્તશુદ્ધિદ્વારા વૈરાગ્ય વગેરેનું કારણ બને છે [ નીલકંઠ ]. કર્મયોગ શ્રેયના અધિકારનો સંપાદક છે [મધુ.] [ ૨ ].

**ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।**
**निर्द्वन्द्वो हि महाबाहो सुखं बन्धात्प्रमुच्यते ॥ ३ ॥**

**અન્વયાર્થ** :—महाबाहो ! હે મહાબાહુ ! यः જે न द्वेष्टि સુખ કે દુઃખનાં સાધનોનો દ્વેષ કરતો નથી [ શા. ભા. ], અથવા ઈશ્વરાર્પણબુદ્ધિથી કરેલા કર્મમાં ' આ સર્વ કર્મ નિષ્ફલ છે ' એવી નિષ્ફલપણાની શંકા કરીને તેનો દ્વેષ કરતો નથી [શા. ભા. ], તથા न काङ्क्षति સુખ કે સુખનાં સાધનોની ઇચ્છા કરતો નથી [શા. ભા.] सः એવા નિષ્કામ કર્મયોગીને नित्यसंन्यासी

નિત્યસન્યાસી જ્ઞેય જાણવો હિ કારણકે નિર્દ્વન્દ્વ આવો રાગદ્વેષરૂપ દ્વન્દ્વો વિનાનો પુરુષ સુખં સુખપૂર્વક–અનાયાસે બધાત્ બધનથી પ્રમુચ્યતે મુક્ત થાય છે [ ૩ ]

**શબ્દાર્થ** — જે દ્વેષ કરતો નથી તથા જે ઇચ્છા કરતો નથી, તેવા કર્મયોગીને નિત્યસન્યાસી જાણવો, કારણકે હે અર્જુન! રાગદ્વેષથી રહિત કર્મયોગી અનાયાસે બધનથી મુક્ત થાય છે [ ૩ ]

**વિવેચન** — ય ન દ્વેષ્ટિ = જે દુ ખ કે દુ ખના સાધનોનો દ્વેષ કરતો નથી [ શા ભા ], અથવા જે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલા શુભાશુભ કર્મોમા 'આ સર્વ કર્મ નિષ્ફલ છે' એવા નિષ્ફલપણાની શકા કરીને તેનો દ્વેષ કરતો નથી [ મધુ ] તથા ય ન કાઙ્ક્ષતિ = જે સુખ કે સુખના સાધનોની [શા ભા] કે સ્વર્ગાદિકની [મધુ] ઇચ્છા કરતો નથી, તેવા નિષ્કામ કર્મયોગીને કર્મમા પ્રવૃત્ત રહેવા છતા અથવા ગૃહસ્થાશ્રમમા હોય તોપણ [શકરાનદ] સર્વદા સન્યાસી જ જાણવો આવા રાગદ્વેષથી રહિત કર્મયોગી [ શા ભા વગેરે ] જે સમબુદ્ધિને પ્રાપ્ત થયેલો હોવાથી સુખ–દુ ખ, શીતોષ્ણ, લાભાલાભ વગેરે દ્વન્દ્વોથી રહિત છે [ શકરાનદ ] તે અનાયાસે બન્ધાત્ = સસારથી [શકરાનદ] મુક્ત થાય છે

પ્રકૃતિના ગુણો કે ઈશ્વરમા કર્તૃત્વનો આરોપ કરી, કર્મ તથા ફળમા આસક્તિનો ત્યાગ કરી, વર્ણાશ્રમવિહિત ધર્મનુ પરિપાલન, એ કર્મયોગીનો સન્યાસ છે, 'આ સર્વ ભગવાનનુ સ્વરૂપ છે, તથા સર્વ કાઈ ભગવાનનુ જ છે' એમ નિશ્ચયપૂર્વક માની, સ્ત્રી, પુત્ર, ધન, મન, બુદ્ધિ વગેરે સર્વ પદાર્થો ભગવાનને અર્પણ કરી, અત્યત દીન થઈ, દાસભાવે પ્રાપ્ત કર્તવ્યનુ પાલન કરવુ, એ ભક્તનો સન્યાસ છે અને નિષ્કામ ધર્મથી વૈરાગ્યને [ ચિત્તશુદ્ધિને ] પ્રાપ્ત થઈ રાગદ્વેષની [ અહતા–મમતાની ] ઉપશાતિપૂર્વક પ્રદીપ્ત અતરદૃષ્ટિ, એ જ્ઞાનીનો પારમાર્થિક સન્યાસ છે

**નોંધ** —ગૃહસ્થનુ સ્ત્રી, પુત્ર, ધન વગેરે પરિગ્રહ પર જેવા પ્રકારનુ આધિપત્ય [ મમત્વ વગેરે ] હોય છે, તેવા જ પ્રકારનુ સન્યાસીનુ કૌપીન, દડ વગેરે પરિગ્રહ પર આધિપત્ય હોય છે ગૃહસ્થાશ્રમમા રહેવાથી સસારબધન કે સન્યાસાશ્રમથી મોક્ષ પ્રાપ્ત થાય છે એવો નિયમ નથી પરતુ કોઈ પણ આશ્રમમા રહેલો અનાસક્તિને પ્રાપ્ત થયેલો પુરુષ જ મોક્ષને યોગ્ય થાય છે અનાસક્તિ જ કર્મયોગી કે સન્યાસીનુ પ્રધાન લક્ષણ છે જે અનાદિ વાસનારૂપ દૃઢ મૂળવાળા આ સસારવૃક્ષને અનાસક્તિરૂપ કુહાડાથી છેદી નાખે છે, તે

જ પુરુષ સંસારવૃક્ષના મૂળરૂપ પરબ્રહ્મને પ્રાપ્ત થવાને યોગ્ય થાય છે [ ગી ૧૫-૩-૪ ] નિષ્કામ કર્મયોગી નિત્યસંન્યાસી છે, તથા તે ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષને પ્રાપ્ત થાય છે, એ અર્થ છે [ ૩ ]

**અવતરણિકા :**—હવે સાંખ્ય તથા યોગ એક જ ફળને આપનારા છે, તે કહે છે

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥ ४ ॥

**અન્વયાર્થ** —बाला. શાસ્ત્રના તાત્પર્યને ન જાણનાર વિચાર વિનાના પુરુષો सांख्ययोगौ જ્ઞાનનિષ્ઠાના અંગભૂત સંન્યાસને [શંકરાનંદ] તથા કર્મયોગને पृथक् જુદાજુદા વિરુધ્ધ ફળવાળા [મધુ વગેરે] ભિન્ન प्रवदन्ति કહે છે, પરંતુ पण्डिताः તત્ત્વવેત્તાઓ न તે પ્રમાણે કહેતા નથી, કારણકે एकं એકમાં अपि પણ सम्यक् સારી રીતે आस्थितः રહેલો પુરુષ उभयोः બન્નેના फलं ફળને-મોક્ષને विन्दते મેળવે છે [ ૪ ]

**શબ્દાર્થ** —શાસ્ત્રના રહસ્યને ન જાણનાર સાંખ્ય તથા કર્મયોગને ભિન્ન કહે છે પણ પંડિતો [ બ્રહ્મવેત્તાઓ ] એ પ્રમાણે કહેતા નથી. એ બેમાંથી એકનું પણ સારી રીતે અનુષ્ઠાન કરનાર પુરુષ બન્નેના એક મોક્ષરૂપ ફળને પ્રાપ્ત થાય છે [ ૪ ]

**વિવેચન** —હે અર્જુન ! શાસ્ત્રના તાત્પર્યને ન જાણનારા વિચાર વિનાના પુરુષો सांख्य = જ્ઞાનનિષ્ઠાના અંગભૂત સંન્યાસ [ શંકરાનંદ વગેરે ] सम्यगात्मबुद्धि = યથાર્થ આત્મજ્ઞાનબુદ્ધિ તથા કર્મયોગને पृथक् = જુદાજુદા, વિરુદ્ધ ફળવાળા [ મધુ ] કહે છે, પરંતુ વિવેકવિજ્ઞાનવાળા પંડિતો એમ કહેતા નથી, કારણકે સાંખ્ય કે કર્મયોગ એ બે પૈકી એકનું પણ પોતાના અધિકાર પ્રમાણે અનુષ્ઠાન કરનાર જ્ઞાનની ઉત્પત્તિદ્વારા તે બન્નેના ફળને [ મોક્ષને ] પામે છે

વ્યવહારદૃષ્ટિથી સાંખ્ય તથા કર્મયોગ વચ્ચે વિરોધ હોય એમ દેખાય છે, પરંતુ સાધનદૃષ્ટિથી તથા ફલદૃષ્ટિથી તેમાં એકતા જ રહેલી છે સાધનદૃષ્ટિએ સાંખ્ય તથા કર્મયોગ એક જ છે, કારણકે રાગદ્વેષને નાશ કર્યો વિના સાંખ્ય કે યોગનું અનુષ્ઠાન શક્ય નથી ફળદૃષ્ટિથી પણ સાંખ્ય તથા યોગ એક જ છે, કારણકે જે આત્મતત્ત્વનો સાંખ્યવેત્તાઓ સાક્ષાત્કાર કરે છે, તે જ આત્મ-

તત્ત્વને યોગવેત્તાઓ સાક્ષાત્કાર કર છે આમ સમજીને જે સાંખ્ય તથા યોગને એક જ જુએ છે, તે પુરુષ બુધ્ધિમાન ગણાય છે [ શા ૫ ૩૦૫-૧૯, શા ૫ ૩૧૬-૨-૪ ] [ ૪ ]

**અવતરણિકા** —હવે ઉપરોક્ત અર્થ સ્પષ્ટ કરી, બન્નેના એકત્વદર્શનની સ્તુતિ કરે છે

> यत्साङ्ख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
> एकं साङ्ख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥

**અન્વયાર્થ** —साङ्ख्यैः સાંખ્યયોગીઓ यत् જે स्थानं મોક્ષરૂપ સ્થાનને [ શા ભા ] प्राप्यते પામે છે तत् તે સ્થાનને योगैः કર્મયોગીઓ अपि પણ गम्यते પામે છે च માટે यः જે साङ्ख्यं પરમાર્થ સંન્યાસને च તથા योगं કર્મયોગને एकं એકરૂપે पश्यति જુએ છે सः पश्यति જુએ છે [ ૫ ]

**શબ્દાર્થ** —સાંખ્યયોગીઓ જે મોક્ષરૂપી સ્થાનને પામે છે તે જ સ્થાનને કર્મયોગીઓ પણ પામે છે, માટે જે સાંખ્ય તથા કર્મયોગને એકરૂપ જાણે છે તે જ સાચી રીતે જુએ છે [ ૫ ]

**વિવેચન** —साङ्ख्यैः = પરબ્રહ્મને આત્મરૂપે જાણનારા બ્રહ્મનિષ્ઠો જે મોક્ષરૂપી સ્થાનને પ્રાપ્ત થાય છે, તે જ સ્થાનને કર્મયોગીઓ પરમાર્થજ્ઞાનરૂપ સંન્યાસની પ્રાપ્તિદ્વારા પ્રાપ્ત થાય છે [ શા ભા ] આ પ્રકારે જે સાંખ્ય [ પરમાર્થ સંન્યાસને ] તથા કર્મયોગને फलैकत्वात् [ શા ભા ] ફળની એકતાને લીધે, એકરૂપ જાણે છે, તે યથાર્થ જાણે છે "स एव सम्यग्दर्शी न त्वन्य इत्यर्थः [ શંકરાનંદ ] તે જ સમ્યગ્દર્શી છે, બીજો કોઈ સમ્યગ્દર્શી નથી"

'કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી' એ ન્યાય પ્રમાણે જે અધિકારી પુરુષોમાં સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠા જોવામાં આવે છે તેમનામાં જ્ઞાનનિષ્ઠારૂપ ચિહ્નથી પૂર્વજન્મોમાં ભગવાનને અર્પેલા કર્મોની નિષ્ઠાનું અનુમાન કરવામાં આવે છે, તે જ પ્રમાણે જેમનામાં ભગવાન વિષે અર્પિત કર્મનિષ્ઠા જોવામાં આવે છે, તેમનામાં આ કર્મનિષ્ઠારૂપ ચિહ્નવડે ભવિષ્યમાં થનારી સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠાનું અનુમાન કરવામાં આવે છે કારણકે જ્યાં કારણની સામગ્રી હોય છે ત્યાં કાર્ય અવશ્ય ઉત્પન્ન થાય છે માટે મુમુક્ષુએ ચિત્તશુદ્ધિ માટે નિષ્કામ કર્મો કરવાં, પરંતુ સંન્યાસ ન લેવો, કારણકે વૈરાગ્ય તીવ્ર થતાં સંન્યાસ પોતાની મેળે જ સિધ્ધ થાય છે [ મધુ ] [ ૫ ]

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥

**અન્વયાર્થ** —महाबाहो! હે અર્જુન! अयोगत કર્મયોગના અનુષ્ઠાન વિના संन्यास સંન્યાસ तु તો दुःखम् आप्तुम् પ્રાપ્ત થવો કઠિન છે [ શા ભા વગેરે ] અથવા દુઃખ પામવા માટે જ છે [ મધુ ] योगयुक्त કર્મયોગથી યુક્ત પુરુષ તો શુદ્ધ અંતઃકરણવાળો થઈ मुनि મનન કરવાના સ્વભાવવાળો સંન્યાસી થઈ न चिरेण શીઘ્રતાથી – તુરત જ ब्रह्म પરમાત્મજ્ઞાનનિષ્ઠારૂપ પારમાર્થિક સંન્યાસને [ શા ભા ] अधिगच्छति પામે છે, એટલે કે સાક્ષાત્કારને પામે છે [ મધુ શંકરાનંદ વગેરે ] [ ૬ ]

**શબ્દાર્થ** —કર્મયોગના અનુષ્ઠાન વિના સંન્યાસ પ્રાપ્ત થવો કઠિન છે, [ શા ભા વગેરે ] અથવા અંતઃકરણને શુદ્ધ કરનારા કર્મો નહિ કરતા હઠથી લીધેલો સંન્યાસ તો દુઃખ પામવા માટે જ છે [ મધુ વગેરે ] કર્મયોગયુક્ત મુનિ શીઘ્રતાથી બ્રહ્મને [ પારમાર્થિક સંન્યાસને ] પામે છે [ ૬ ]

**વિવેચન** —હે અર્જુન ! કર્મયોગના અનુષ્ઠાન વિના પારમાર્થિક સંન્યાસ પ્રાપ્ત થવો કઠિન છે [ શા ભા ] અથવા અંતઃકરણની શુદ્ધિ કરનારા શાસ્ત્રવિહિત નિત્ય-નૈમિત્તિક કર્મો ન કરીને, જે પુરુષ કેવળ હઠમાત્રથી સંન્યાસ કરે છે, તે સંન્યાસ તે પુરુષને કેવળ દુઃખની જ પ્રાપ્તિ કરાવે છે આ આ પ્રકારનો સંન્યાસ લેનાર અનધિકારી પુરુષ અંતઃકરણની શુદ્ધિને સંન્યાસના ફળરૂપ જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થતો નથી વળી અંતઃકરણની શુદ્ધિ કરનારા યજ્ઞદાનાદિ કર્મોમા સંન્યાસીને અધિકાર નથી, તે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થાય છે તે કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠા બન્નેથી ભ્રષ્ટ થઈ મહાસંકટને પ્રાપ્ત થાય છે [ મધુ ].

પરંતુ કર્મયોગયુક્ત મુનિ તો શુદ્ધ અંતઃકરણવાળાપણાને લીધે તુરત જ ब्रह्म = પારમાર્થિક સંન્યાસને [ શા ભા ] બ્રહ્મ સાક્ષાત્કારને [ મધુ વગેરે ] પ્રાપ્ત થાય છે. આથી સંન્યાસ અને કર્મયોગ મોક્ષરૂપી એક જ ફળને આપનાર હોવા છતા, 'કર્મસંન્યાસ કરતા કર્મયોગ શ્રેષ્ઠ છે,' એમ જે પૂર્વે કહેવામા આવ્યુ છે, તે યોગ્ય જ છે [ મધુ ] [ ૬ ]

**અવતરણિકા** —હવે કર્મયોગીને કર્મ બંધન કરતુ નથી, તે કહે છે

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

**અન્વયાર્થ**.—योगयुक्तः યોગયુક્ત विशुद्धात्मा શુદ્ધ ચિત્તવાળો विजितात्मा કાર્યકારણસંઘાતરૂપ દેહને [ મધુ. વગેરે ], બાહ્ય વાસનારૂપ સ્વભાવને [ શંકરાનંદ ], મનને [ કેશવ ] વશ કરનારો जितेन्द्रियः બાહ્ય ઇન્દ્રિયોને જીતનારો सर्वभूतात्मभूतात्मा સર્વભૂતોના આત્માને પોતાના આત્મારૂપે જોનારો कुर्वन् अपि કર્મો કરવા છતાં न लिप्यते લેપાતો નથી [ ૭ ]

**શબ્દાર્થ** — યોગયુક્ત, શુદ્ધ અંતઃકરણવાળો, આત્માને વશ કરનારો, તથા સર્વ ભૂતોના આત્માને પોતાના આત્મારૂપે જોનારો પુરુષ કર્મો કરતો છતો પણ લેપાતો નથી [ ૭ ]

**વિવેચનઃ** —योगयुक्तः = કર્મયોગનું અનુષ્ઠાન કરનાર પુરુષ નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી પ્રથમ विशुद्धात्मा = શુદ્ધ અંતઃકરણવાળો થાય છે. પછી તે विजितात्मा = દેહને [ શ્રા. ભા. વગેરે ], મનને [ કેશવ વગેરે ], બાહ્યવાસનારૂપ સ્વભાવને [ શંકરાનંદ ] વશ કરનારો થાય છે. પછી તે जितेन्द्रियः = બાહ્ય ઇન્દ્રિયોને વશ કરનારો થાય છે. આવો વિશુદ્ધાત્મા, વિજિતાત્મા તથા જિતેન્દ્રિય પુરુષ બ્રહ્માથી સ્તંબપર્યંત સર્વ ચેતન તથા અચેતન ભૂતોને પોતાના આત્મારૂપે જુએ છે, અને તેથી આત્મૌપમ્યદૃષ્ટિને પ્રાપ્ત થયેલો તે, સર્વને પ્રિય હોય એવું જ આચરણ કરે છે. આવો સમબુદ્ધિને પ્રાપ્ત થયેલો બ્રહ્મવેત્તા લોકસંગ્રહ માટે કે, શરીરનિર્વાહ માટે કર્મો કરતો છતો પણ પુણ્ય-પાપરૂપ કર્મથી લેપાતો નથી. न कर्मभिर्बध्यते इत्यर्थः। [ શા. ભા. ] કર્મથી બંધન પામતો નથી [ ૭ ].

અવતરણિકા :—હવે પૂર્વોક્ત અર્થને બે શ્લોકવડે સ્પષ્ટ કરે છે :

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥
प्रलपन्विसृजन् गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥ ९ ॥

**અન્વયાર્થ** —युक्तः એકાગ્રચિત્તવાળો तत्त्ववित् તત્ત્વવેત્તા-પરમાર્થદર્શી पश्यन् જોતાં शृण्वन् સાંભળતાં स्पृशन् સ્પર્શ કરતાં जिघ्रन् સૂંઘતાં अश्नन् ખાતાં गच्छन् ચાલતાં स्वपन् સૂતાં श्वसन् શ્વાસ લેતા प्रलपन् બોલતાં विसृजन् ત્યાગ કરતાં गृह्णन् ગ્રહણ કરતાં उन्मिषन् આંખ ઉઘાડતાં निमिषन् આંખ મીંચતાં

અપિ પણ इन्द्रियाणि ઇન્દ્રિયો इन्द्रियार्थेषु પોતપોતાના વિષયોમાં वर्तन्ते વર્તે છે–પ્રવર્તે છે इति એમ धारयन् સમજીને હું किंचित् કાંઈ एव જ न करोमि કરતો નથી इति मन्येत એમ માને છે [ ૮–૯ ].

**શબ્દાર્થ** :—એકાગ્રચિત્તવાળો તત્ત્વવેત્તા જોતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સૂંઘતાં, ખાતાં, ચાલતાં, સૂતાં, શ્વાસ લેતાં, બોલતાં, છોડતાં, ગ્રહણ કરતાં, આંખ ઉઘાડતાં, આંખ મીંચતાં, પણ કેવળ ઇન્દ્રિયો જ પોતપોતાના વિષયોમાં પ્રવર્તે છે, એમ નિશ્ચયપૂર્વક જાણીને, 'હું કાંઈ કરતો નથી' એમ માને છે [ ૮–૯ ].

**વિવેચન** :—युक्तः = યોગયુક્ત તત્ત્વવેત્તા [ પરમાર્થદર્શી ] પાંચ જ્ઞાનેન્દ્રિયોવડે, પાચ કર્મેન્દ્રિયોવડે, પાંચ પ્રાણોવડે, ચાર અંતઃકરણવડે, તથા પાંચ ઉપપ્રાણોવડે, તેમના શાસ્ત્રવિહિત વિષયો ગ્રહણ કરતાં 'હું કાંઈ જ કરતો નથી' એમ માને છે.

તત્ત્વવેત્તા નિશ્ચયપૂર્વક જાણે છે કે, જોવું, સાંભળવું, સ્પર્શ કરવો, સૂંઘવું તથા ખાવું એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના વ્યાપારો છે; ચાલવું, બોલવું, મલત્યાગ કરવો, ગ્રહણ કરવું વગેરે કર્મેન્દ્રિયોના વ્યાપારો છે; શ્વાસોચ્છ્વાસ લેવા વગેરે પ્રાણેન્દ્રિયોના વ્યાપારો છે; ઊંઘવું વગેરે અંતઃકરણના વ્યાપારો છે; આંખ ઉઘાડવી–મીંચવી વગેરે ઉપપ્રાણોના વ્યાપારો છે, તથા આત્મા નિષ્ક્રિય છે.

જેમ મૃગજળનું પાન કરવા પ્રવૃત્ત થયેલો પુરુષ, મૃગજળ વિષે જળનો અભાવ છે, એ પ્રકારનું નિશ્ચયપૂર્વક જ્ઞાન થયા પછી, મૃગજળ માટે પ્રવૃત્ત થતો નથી; તેમ કર્મમાત્રમાં અકર્મ જોનારો તત્ત્વવેત્તા [ પરમાર્થદર્શી ] કર્મમાં પ્રવૃત્ત થતો નથી [ શા. ભા. ], અને " निरभिमानतयाऽऽयुःशेषं क्षपयेदिति भावः । [ કેશવ ] કર્તૃત્વાભિમાન વિના શેષ આયુષ્ય ભોગવે છે." તત્ત્વવેત્તા પૂર્વોક્ત સર્વ વ્યાપારોમાં આત્માના અકર્તાપણાને જુએ છે [ મધુ. ], અને પુણ્ય–પાપથી લેપાતો નથી [ શંકરાનંદ ]. આવા તત્ત્વવેત્તાને સર્વકર્મસંન્યાસમાં જ અધિકાર છે [ શા. ભા. ] [ ૮–૯ ].

**અવતરણિકા** :—હવે કર્મયોગીને કર્મો બંધન કરતાં નથી, તે કહે છે :

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ १० ॥

અન્વયાર્થ :—યઃ જે બ્રહ્મણિ બ્રહ્મમાં–ઈશ્વરમાં આધાય અર્પણ કરીને સઙ્ગં ફલની કામનાનો ત્યક્ત્વા પરિત્યાગ કરી કર્માણિ કર્મો કરોતિ કરે છે સઃ તે પુરુષ અમ્ભસા જળવડે પદ્મપત્રં કમળપત્રની ઇવ પેઠે પાપેન જન્માદિ બંધનના હેતુરૂપ પુણ્યપાપવડે [ શંકરાનંદ વગેરે ] ન લિપ્યતે લેપાતો નથી [ ૧૦ ].

શબ્દાર્થ :—જે પુરુષ ફલની કામનાનો ત્યાગ કરી ઈશ્વરને અર્પણ કરી કર્મો કરે છે, તે જેમ કમળપત્ર જળથી લેપાતું નથી, તેમ પાપથી લેપાતો નથી [ ૧૦ ].

વિવેચન :—હે અર્જુન ! સેવક જેમ સર્વ કર્મો પોતાના સ્વામી માટે કરે છે, તેમ જે પુરુષ "મોક્ષેઽપિ ફલે સઙ્ગં ત્યક્ત્વા । [ શા. ભા. ] મોક્ષની કામનાનો પણ ત્યાગ કરી," બ્રહ્મણિ આધાય = સર્વ કર્મો ઈશ્વરને અર્પણ કરી, [ મધુ. ] કર્તૃત્વ, કાર્યિતૃત્વ, ભોક્તૃત્વ ઈશ્વરમાં સ્થાપન કરી [ શંકરાનંદ ] લૌકિક તથા વૈદિક કર્મો કરે છે, તે પુરુષ જેમ કમળપત્ર જળવડે લેપાતું નથી, તેમ કર્મોના જન્માદિબંધનના હેતુરૂપ પુણ્ય-પાપવડે લેપાતો નથી.

"भगवदर्पणबुद्ध्याऽनुष्ठितं कर्म बुद्धिशुद्धिफलमेव स्यात् । [ મધુ. વગેરે ] ભગવાનને અર્પણ કરવાની બુદ્ધિથી કરેલું કર્મ બુદ્ધિની [ અંતઃકરણની ] શુદ્ધિરૂપ ફળવાળું જ થાય છે," એ અર્થ છે.

### શ્રીરામાનુજાચાર્યનો અર્થ

શ્રી રામાનુજાચાર્ય આ શ્લોકનો આ પ્રમાણે અર્થ કરે છે :—" જે પુરુષ બ્રહ્મણિ આધાય = ઇન્દ્રિયાદિરૂપ પરિણામ પામેલી પ્રકૃતિમાં જ જોવું, સાંભળવું, વગેરે ક્રિયાને સ્થાપન કરી, એટલે કે " ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં જ પ્રવર્તે છે " એમ માની, ફલકામનાનો ત્યાગ કરી, વિહિત કર્મો કરે છે, તે જન્માદિ બંધનના હેતુરૂપ પુણ્ય-પાપવડે લેપાતો નથી."

શ્રીરામાનુજાચાર્ય ' બ્રહ્મ ' શબ્દનો અર્થ પ્રકૃતિ કરે છે [ ૧૦ ].

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ ११ ॥

અન્વયાર્થ :—યોગિનઃ યોગીઓ સઙ્ગં સંગ ત્યક્ત્વા ત્યજીને કેવલૈઃ 'હું કેવળ ઈશ્વરાર્થે કર્મો કરું છું, ફલ માટે કર્મો કરતો નથી ' એ પ્રકારની મમતાનો ત્યાગ કરી [ શા. ભા., મધુ. વગેરે ] કાયેન કાયાથી મનસા મનથી બુદ્ધ્યા

બુદ્ધિથી તથા इन्द्रियैः ઇન્દ્રિયોવડે अपि પણ आत्मशुद्धये અંતઃકરણની શુદ્ધિ માટે कर्म કર્મો कुर्वन्ति કરે છે [ ૧૧ ].

**શબ્દાર્થ** :—જેમાં મમત્વબુદ્ધિ રહી નથી એવાં શરીર, મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયોવડે યોગીઓ [ કર્મયોગીઓ ] સંગ ત્યજી અંતઃકરણની શુદ્ધિ માટે કર્મ કરે છે [ ૧૧ ].

**વિવેચન** :—હે અર્જુન! કર્મયોગી ફલની કામનાનો ત્યાગ કરી, केवलैः = "હું કેવળ ઇશ્વરાર્થે કર્મ કરું છું, ફળ માટે કરતો નથી," એ પ્રકારે મમતા-શૂન્ય થઈ [શા. ભા., મધુ. વગેરે ] સ્નાન વગેરે કાયાથી, ધ્યાન વગેરે મનથી, તત્ત્વનિશ્ચય વગેરે બુદ્ધિથી, તથા શ્રવણ, કીર્તન, દર્શન, તીર્થાટન વગેરે શ્રોત્રાદિ ઇન્દ્રિયોવડે [શ્રીધર, વલ્લભ, વગેરે] आत्मशुद्धये = અંતઃકરણની શુદ્ધિ માટે [શા. ભા. વગેરે ] અંતઃકરણમાં સ્થિત પ્રાચીન કર્મબંધનના વિનાશ માટે [ રા. ભા. ] સમત્વને માટે [ વલ્લભ ] नियमेन । નિયમપૂર્વક [ શંકરાનંદ ] કર્મ કરે છે.

અહીં 'केवलै.' પદ શરીર, મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયો એ સર્વનું વિશેષણ છે [ શા. ભા., મધુ. ] [ ૧૧ ].

**અવતરણિકા** :—હવે નિષ્કામ કર્મ મોક્ષના તથા સકામ કર્મ બંધનના હેતુરૂપ છે, તે કહે છે :

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

**અન્વયાર્થ** :—युक्त. 'ઇશ્વરને માટે જ કર્મો છે, પરંતુ મને ફલ થવા માટે નથી' એવા અભિપ્રાયવાળો કર્મયોગી [ શા. ભા. વગેરે ] कर्मफलं કર્મફલને त्यक्त्वा ત્યજીને नैष्ठिकीम् સત્ત્વશુદ્ધિના ક્રમથી થયેલી शांतिम् મોક્ષરૂપ શાંતિને आप्नोति પામે છે. अयुक्तः સકામ પુરુષ कामकारेण કામનાવડે फले ફલમાં सक्त. આસક્ત થઈ निबध्यते બંધાય છે [ ૧૨ ].

**શબ્દાર્થ** :—યુક્ત પુરુષ [ કર્મયોગી ] કર્મફળને ત્યજીને સત્ત્વશુદ્ધિના ક્રમથી થયેલી મોક્ષરૂપ શાંતિને પામે છે; અયુક્ત પુરુષ [ સકામ પુરુષ ] કામના વડે ફલમાં આસક્ત થઈ બંધાય છે [ ૧૨ ].

**વિવેચન** :—युक्तः = ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્તૃત્વ તથા ફલનો ત્યાગ કરી કર્મ કરનાર કર્મયોગી [ શા. ભા. ] મોક્ષરૂપી પરમશાંતિને પામે છે. "सत्त्वशुद्धिज्ञानप्राप्तिसर्वकर्मसंन्यासज्ञाननिष्ठाक्रमेणेति वाक्यशेषः । [ શા. ભા. ] કર્મ-

યોગી નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી પ્રથમ ચિત્તશુદ્ધિ, ત્યાર પછી જ્ઞાનપ્રાપ્તિ, ત્યાર પછી સર્વકર્મના સન્યાસ પ જ્ઞાનનિષ્ઠા એ ક્રમથી મોક્ષરૂપી શાંતિને પામે છે ", પરંતુ अयुक्त = કર્મયોગથી વિમુખ રહેનાર-સ્વર્ગાદિ ફળમા આસક્ત થઈ કર્મ કરનાર પુરુષ સંસારબંધનને પામે છે 'अतस्त्वं युक्तो भव'. । [શા ભા ] માટે તું કર્મયોગી થા' [ ૧૨ ]

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

**અન્વયાર્થ** —वशी દેહ તથા ઇન્દ્રિયોને જેણે વશ કર્યા છે એવો દહી આત્માને દેહથી ભિન્ન જોનારો પુરુષ [ મધુ ] सर्वकर्माणि સર્વ કર્મોને मनसा કર્મમા અકર્મ જોવારૂપ વિવેકબુદ્ધિવડે [ શા ભા ] सन्यस्य ત્યાગીને नवद्वार નવ બારણાવાળા पुर પુરમા सुख સુખપૂર્વક आस्ते રહે છે, અને પરમાર્થદૃષ્ટિથી न एव कुर्वन् કાંઈ જ કરતો નથી, તથા न कारयन् કરાવતો નથી [ ૧૩ ]

**શબ્દાર્થ** —દેહ તથા ઇન્દ્રિયોને વશ કરનાર તથા આત્માને દેહથી ભિન્ન જોનારો જ્ઞાની પુરુષ સર્વ કર્મોનો મનથી ત્યાગ કરી, કંઈ ન કરતો, ન કરાવતો, આ નવદ્વારવાળા શરીરમા સુખેથી રહે છે [ ૧૩ ]

**વિવેચન** —वशी = જિતેન્દ્રિય [ શા ભા ] દેહ તથા ઇન્દ્રિયોને વશ કરનાર તથા देही = देहभिन्नात्मदर्शी । [ મધુ ] આત્માને દેહથી ભિન્ન જોનારો પરમાર્થદર્શી પુરુષ નિત્ય, નૈમિત્તિક, કામ્ય તથા નિષિદ્ધ એ સઘળા કર્મોનો मनसा = કર્મમા અકર્મદર્શનરૂપ વિવેકબુદ્ધિવડે [ શા ભા ] ત્યાગ કરી એટલે કે, ' કર્મ, કર્મનો કર્તા, કર્મનુ સાધન તથા કર્મનુ ફળ એ સર્વ મિથ્યા છે,' એ પ્રકારના વિજ્ઞાનથી તે સર્વનો ત્યાગ કરી [ શકરાનદ ] બે નેત્ર, બે નાસિકાના છિદ્રો, બે કાન, મુખ, ગુદા તથા ઉપસ્થ એવા નવદ્વારવાળા આ સ્થૂલ દેહરૂપ નગરમા સુખપૂર્વક રહે છે

જેમ કોઈ પ્રવાસી પુરુષ કોઈ પરગૃહમા નિવાસ કરે છે, પરંતુ તે ગૃહની વૃદ્ધિ-હાનિવડે હર્ષ-શોકને પ્રાપ્ત થતો નથી, તેમ પરમાર્થદર્શી આ શરીરના સત્કાર-પરાભવવડે હર્ષ-વિષાદને પ્રાપ્ત થતો નથી, પરંતુ અહંતા-મમતારહિત થઈ ને આ દેહ વિષે રહે છે આવો પરમાર્થદર્શી પુરુષ કાંઈ ક્રિયા કરતો નથી તથા દેહ, ઇન્દ્રિયાદિને ક્રિયામા પ્રવૃત્ત કરતો નથી

તાત્પર્ય એ છે કે, જ્ઞાની આ સ્થૂલદેહને નગર, ઈશ્વરને નગરનો રાજા [ નિયતા ] તથા પ્રારબ્ધકર્મો ભોગથી ક્ષય પામે ત્યા સુધી પોતાને આ દેહપુરીમા

ઈશ્વરના નોકર તરીકે રહેનાર જાણે છે. જેમ નગરવાસી નગરને પોતાનાથી ભિન્ન જાણે છે; તેમ જ્ઞાની આત્માને દેહથી ભિન્ન જાણે છે. જેમ નગરવાસીને 'હું નગર છું' એવું અભિમાન હોતું નથી, તેમ જ્ઞાનીને 'હું દેહ છું' એ પ્રકારનું અભિમાન હોતું નથી. જેમ નગરવાસીને નગરમા મમત્વ હોતું નથી, તેમ જ્ઞાનીને દેહાદિમાં મમત્વ હોતું નથી. જેમ રાજાનો સેવક રાજાની પ્રીતિ સંપાદન કરવા માટે જ રાજાની આજ્ઞાના પાલનરૂપ કર્મમાં પ્રવૃત્ત રહે છે; તેમ જ્ઞાની પ્રભુ પ્રીત્યર્થે શાસ્ત્રની આજ્ઞાના પાલનરૂપ વિહિત કર્મમા લોકસંગ્રહ માટે જ પ્રવૃત્ત રહે છે.

આ પ્રકારે દેહને આત્માથી ભિન્ન જાણનારો, દેહમાં અહંતા વિનાનો, દેહાદિમા મમત્વ વિનાનો, કર્મમાં કર્તૃત્વ વિનાનો, ઈશ્વરના સેવક તરીકે લોકસંગ્રહ માટે વિહિત કર્મ કરનાર જ્ઞાની પરમાર્થદષ્ટિથી કંઈ કરતો નથી, કંઇ કરાવતો નથી, તથા કર્મોથી લેપાતો નથી [ ૧૩ ].

**અવતરણિકા** :—હવે આત્મા નહિ પરંતુ સ્વભાવ [ પ્રકૃતિ ] કર્તા–કારયિતા છે, તે કહે છે :

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥**

**અન્વયાર્થ** :—प्रभुः આત્મા [ શા. ભા, મધુ. વગેરે ] लोकस्य દેહાદિકના [ મધુ. ] कर्तृत्वं કર્તાપણાને न सृजति ઉત્પન્ન કરતો નથી, न कर्माणि કર્મોને ઉત્પન્ન કરતો નથી, न कर्मफलसंयोगं કર્મફળના સંયોગને ઉત્પન્ન કરતો નથી, तु પરંતુ स्वभावः અવિદ્યારૂપ પ્રકૃતિ–માયા [ શા. ભા. વગેરે ] प्रवर्तते પ્રવર્તે છે [ ૧૪ ].

**શબ્દાર્થ** :— આત્મા દેહાદિકના કર્તાપણાને ઉત્પન્ન કરતો નથી, આત્મા કર્મોને ઉત્પન્ન કરતો નથી, આત્મા કર્મફલના સંયોગને પણ ઉત્પન્ન કરતો નથી. એ બધું સ્વભાવ [ માયા–પ્રકૃતિ ] જ કરે છે [ ૧૪ ].

**વિવેચન** :— આત્મા लोकस्य = દેહાદિકના કર્તાપણાને [ મધુ ] ઉત્પન્ન કરતો નથી, અર્થાત્ આત્મા દેહાદિ સર્વ જડ પદાર્થોનો પ્રકાશક હોવા છતાં, 'તું આ કાર્ય કર' એ પ્રકારની પ્રેરણા કે આજ્ઞા કરીને કોઈ પણ કાર્ય કરાવતો નથી [ મધુ. ]. આત્મા કર્મોને ઉત્પન્ન કરતો નથી, અર્થાત્ આત્મા કર્મોનો કર્તા થતો નથી [ શા. ભા. વગેરે ]. આત્મા કર્મફલના સંબંધને ઉત્પન્ન કરતો નથી,-

અર્થાત્ આત્મા કર્મફળને ભોગવાવતો નથી, તથા ભોગવતો પણ નથી [ મધુ. ]; પરંતુ આ સર્વનો કર્તા તથા કારયિતા સ્વભાવ [ માયા–પ્રકૃતિ ] છે. અજ્ઞાનાત્મિકા દૈવી માયા [ પ્રકૃતિ ] જ આ સર્વ કરે છે, અને કરાવે છે; પરંતુ દેહાદિ વિષે રહેલો અસંગ આત્મા કંઈ પણ કરતો નથી અને કરાવતો નથી.

" स्वयमेव सर्वं भावयतीति स्वं भावयतीति वा स्वभावः । [ શંકરાનંદ ] જે સ્વયં સર્વને ભાવના કરાવે છે, અથવા સ્વયં ભાવના કરે છે, તે સ્વભાવ" [ વાસનામયી પ્રકૃતિ ] સર્વને કર્મમાં પ્રવૃત્ત કરે છે; કર્મરૂપિણી પ્રકૃતિ ઇષ્ટ તથા અનિષ્ટને સંપાદન કરી, સુખદુ:ખનો અનુભવ કરાવે છે [ શંકરાનંદ ]. આત્મા તો પ્રાણીની પ્રકૃતિ, તેની ચેષ્ટા, તથા સુખદુઃખના અનુભવનો કેવળ સાક્ષી છે, કારણકે તે અવિક્રિય છે [ શંકરાનંદ ].

ભગવાન પણ હવે પછી કહેશે કે :— " शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते । [ ગી. ૧૩–૩૧ ] દેહ, ઇન્દ્રિય, તેના વિકાર, તેની અવસ્થા તથા તેના વ્યાપાર વગેરે વિષે સાક્ષીરૂપે સ્થિત આ આત્મા અનાદિ, નિર્ગુણ તથા અસંગ હોવાથી કંઈ કરતો નથી, તથા દેહાદિકનાં કર્મોથી લેપાતો નથી."

" अन्यथा परमात्मनो वैषम्यनैर्घृण्यप्रसङ्गः । [ વલ્લભ ] જો એમ ન હોય તો ઈશ્વર વિષે વિષમતાનો પ્રસંગ પ્રાપ્ત થાય." [ ૧૪ ]

**અવતરણિકા** :—परमार्थतस्तु । [ શા. ભા. ] પરમાર્થદષ્ટિથી તો :

**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।**
**अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ १५ ॥**

**અન્વયાર્થ** :—विभुः સર્વવ્યાપી પરમાત્મા कस्यचित् કોઈ જીવના पापं પાપને न आदत्ते ગ્રહણ કરતા નથી च તથા सुकृतं પુણ્યને एव પણ न ગ્રહણ કરતા નથી. अज्ञानेन અજ્ઞાનવડે—આવરણ અને વિક્ષેપ શક્તિવાળા માયા નામના અસત્ય તમસથી [ મધુ. ] ज्ञानं વિવેકજ્ઞાન आवृतं ઢંકાયેલું છે तेन તેથી जंतवः જીવો मुह्यन्ति મોહ પામે છે [ ૧૫ ].

**શબ્દાર્થ** :—ઈશ્વર કોઈ પણ જીવના પાપને કે પુણ્યને ગ્રહણ કરતા નથી. અજ્ઞાનથી જ્ઞાન ઢંકાઈ ગયું છે, તેથી પ્રાણીઓ મોહ પામે છે [ ૧૫ ].

**વિવેચન** :—પરમાત્મા કોઈ જીવના પાપનું કે પુણ્યનું ગ્રહણ કરતા નથી, કારણકે વાસ્તવિક રીતે જીવમાં કર્તાપણાનો તથા પરમાત્મામાં કારયિતૃત્વનો [ કરાવનારપણાનો ] અભાવ છે [ મધુ. વગેરે ].

ત્યારે શ્રુતિ, સ્મૃતિ અને લોકવ્યવહાર વગેરેનો નિર્વાહ કેવી રીતે કરવો ? [ મધુ ], તો પછી ભક્તોદ્વારા યજ્ઞ, દાન હોમ વગેરે સુકૃતો શા માટે અર્પણ કરવામા આવે છે ? [ શા ભા ], તો શા માટે ભક્તો ઈશ્વરના આરાધન માટે કર્મો કરે છે ? [ નીલકઠ ], તો કહે છે કે :

વિવેકવિજ્ઞાનરૂપ જ્ઞાન અજ્ઞાનવડે ઢકાયુ છે અને તેથી जन्तव. = જન્મવાના સ્વભાવવાળા અને વસ્તુના સ્વરૂપને ન જોનારા સસારીઓ [ મધુ ] " करोमि कारयामि भोक्ष्ये भोजयामि इत्येव मोहं गच्छन्ति । [ શા ભા ] હુ કરુ છુ, હુ કરાવુ છુ, હુ ભોગવુ છુ, હુ ભોગવાવુ છુ એ પ્રકારે મોહ પામે છે," અને આત્મતત્ત્વને યથાવત્ ન જાણવાથી એટલે કે ' આત્મા કર્તા કે કારયિતા નથી,' એ ન જાણવાથી પુન પુન સસારને પામે છે

અજ્ઞાનની બે શક્તિઓ છે, એક આવરણશક્તિ અને બીજી વિક્ષેપશક્તિ જેમ વાદળા સૂર્યને ઢાકી દે છે, તેમ અજ્ઞાનની આવરણશક્તિ જ્ઞાનને ઢાકી દે છે વિક્ષેપશક્તિનો એ પ્રભાવ છે કે, મનની ચચળતાને લીધે સ્વસ્વરૂપનુ યથાર્થ જ્ઞાન થતુ નથી. આ પ્રકારે અજ્ઞાનથી જ્ઞાન ઢકાઈ ગયુ છે, તેથી સસારી પુરુષ પ્રમાતા, પ્રમેય, પ્રમાણ કર્મ, કરણ તથા કર્તા, ભોક્તા, ભોગ્ય તથા ભોગ, એ નવ પ્રકારના મોહને પામે છે [ મધુ ] આ અજ્ઞાનને લીધે 'હુ કર્તા છુ, હુ ભોક્તા છુ, હુ દીન છુ, હુ દુખી છુ ' ઇત્યાદિ મોહને પામી, પુરુષ દુખી થાય છે અને સસારને પામે છે

આત્મામા કર્તૃત્વ-કારયિતૃત્વ નથી, પરંતુ ' एष एव साधु कर्म कारयति ' ઈશ્વર જેને ઊચી સ્થિતિએ પહોચાડવાની ઇચ્છા કરે છે, તેની પાસે શુભ કર્મો કરાવે છે,' અને જેને નીચી સ્થિતિએ પહોચાડવાની ઇચ્છા કરે છે, તેની પાસે અશુભ કર્મો કરાવે છે ' सत्त्वस्यैव प्रवर्तक । ઈશ્વર અતકરણના પ્રેરક છે' ' ईश्वर सर्वभूताना हृद्देशे तिष्ठति। ઈશ્વર સર્વના હૃદયમા સ્થિત છે' ' सर्वाधिपत्य कुरुते महात्मा । મહાત્મા સર્વનુ આધિપત્ય કરે છે,' ' धर्मावह पापनुद भगेश वरद दवमीड्य भजे । ધર્મને આપનારા, પાપનો નાશ કરનારા, ઐશ્વર્યના ઈશ્વર, વર આપનારા, પૂજ્ય દેવને હુ ભજુ છુ.' ' प्रभु प्रीणाति विश्वभुक्। પ્રભુ વિશ્વભુક્ પ્રસન્ન થાય છે ' ઇત્યાદિ શ્રુતિ-સ્મૃતિઓ પરમાત્મામા કર્તૃત્વ, કારયિતૃત્વ, ધર્મપ્રદતૃત્વ, પાપનાશકર્તૃત્વ, સમર્પિત પૂજાથી પરિતોષ્ટૃત્વ, વગેરે પ્રતિપાદન કરે છે [ શકરાનદ ]

ઉપરોક્ત શ્રુતિ-સ્મૃતિ વચનોનો હેતુ ઈશ્વરનુ મહત્ત્વ પ્રતિપાદન કરી ચિત્તશુદ્ધિની કામનાવાળા મુમુક્ષુઓને પરમેશ્વરની ઉપાસનામા રુચિ ઉત્પન્ન કરી,

'ઉપાસનામાં પ્રવૃત્ત કરવાનો છે.' न तु तत्त्वविद्म्। [શંકરાનંદ] ઉપરોક્ત -શ્રુતિ-સ્મૃતિમાં પ્રતિપાદન કરવામાં આવેલો અર્થ તત્ત્વથી પ્રતિપાદન કરવામાં આવેલો નથી.' " वस्तुतस्तु कूटस्थासङ्गचिद्रूपत्वादात्मा स्वयं न करोति न कारयति। [શંકરાનંદ] વાસ્તવમાં કૂટસ્થ, અસંગ તથા ચિદ્રૂપ હોવાથી આત્મા કંઈ કરતો નથી તથા કરાવતો નથી." [૧૫]

**અવતરણિકા :—** " ननु सर्वेषामज्ञानावृतज्ञानत्वे कथं मुमुक्षूणामात्मज्ञानाविर्भावः। [શંકરાનંદ] જો સર્વનું જ્ઞાન અજ્ઞાનથી આવૃત છે, તો મુમુક્ષુઓમાં આત્મજ્ઞાનનો આવિર્ભાવ કેવી રીતે થાય ?" " कथं संसार निवृत्तिः स्यात् [મધુ.] તેમના સંસારની નિવૃત્તિ કેવી રીતે થાય ?" " कथं वा तेषां मुक्तिरिति। [શંકરાનંદ] તેમને મુક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય ?" તો કહે છે કે:

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

**અન્વયાર્થ —** तु વળી येषां જેમનું तत् એ अज्ञानं અજ્ઞાન आत्मनः આત્માના ज्ञानेन જ્ઞાનવડે नाशितं નાશ પામેલું છે तेषां તેમનું तत् તે ज्ञानं જ્ઞાન आदित्यवत् સૂર્યની પેઠે परं પરમાર્થતત્ત્વને [શા. ભા.] પરબ્રહ્મને प्रकाशयति પ્રકાશિત કરે છે [૧૬].

**શબ્દાર્થ :—** વળી જેમનું એ અજ્ઞાન આત્માના જ્ઞાનવડે નાશ પામ્યું છે, તેમનું તે આત્મજ્ઞાન સૂર્યની પેઠે પરબ્રહ્મને પ્રકાશિત કરે છે [૧૬].

**વિવેચન :—** હે અર્જુન! કર્મ તથા ઉપાસનાથી શુદ્ધ ચિત્તવાળા, શ્રવણ-મનનાદિ સાધનોથી યુક્ત અને ભગવાને જેમના પર અનુગ્રહ કર્યો છે, એવા જે મુમુક્ષુઓનું આવરણવિક્ષેપશક્તિવાળું એ અજ્ઞાન " अहं ब्रह्मास्मि। હું બ્રહ્મ છું" એ મહાવાક્યના પ્રમાણથી નાશ પામ્યું છે, તેમનું તે આત્મજ્ઞાન સૂર્યની પેઠે અન્યની સહાયની અપેક્ષા વિના કાર્યસહિત અજ્ઞાનને દૂર કરી, પરબ્રહ્મને પ્રકાશિત કરે છે. જેમ સૂર્ય અંધકારનો નાશ કરી સમસ્ત વસ્તુઓને પ્રકાશિત કરે છે તેમ આત્મજ્ઞાન અજ્ઞાનનો નાશ કરી સમસ્ત જ્ઞેયવસ્તુને [પરમાર્થ તત્ત્વને] પ્રકાશિત કરે છે [શા. ભા. વગેરે].

'જ્ઞાન સિવાય અન્ય કોઈ ઉપાયવડે અજ્ઞાન નિવૃત્ત થતું નથી' એ સૂચન કરવા માટે અહીં 'तु' શબ્દ છે [શંકરાનંદ].

દૃષ્ટાંત

અજ્ઞાન [અહંકાર] બ્રહ્મનો [બ્રહ્મના સાક્ષાત્કારમાં] આવરણરૂપ કેમ થઈ

શકે? અને જો બ્રહ્મને આવરણ થાય તો એ સ્વયંપ્રકાશ કેમ સંભવે? આ શંકા તથા આ શ્લોકનો અર્થ દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજાશે

જેમ સૂર્યથી ઉત્પન્ન થયેલા અને સૂર્યથી પ્રકાશ પામનારા મેઘ [ વાદળાં ] સૂર્યના અંશરૂપ નેત્રને પોતાના સ્વરૂપભૂત સૂર્યનાં દર્શન કરવામા અડચણ કરનારા થઈ પડે છે; તેમ બ્રહ્મનાં કાર્યભૂત અને બ્રહ્મવડે પ્રકાશ પામેલો અહંકાર [ અજ્ઞાન ] બ્રહ્મના અંશરૂપ જીવને બ્રહ્મના દર્શન કરવામાં પ્રતિબંધક થઈ પડે છે.

પરંતુ જ્યારે સૂર્યથી ઉત્પન્ન થયેલું મેઘરૂપ [ વાદળાંરૂપ ] આવરણ નાશ પામે છે, ત્યારે નેત્ર જેમ પોતાના સ્વરૂપભૂત સૂર્યનું અવલોકન કરે છે, તેમ બ્રહ્મથી ઉત્પન્ન થયેલો અને પોતાના સ્વરૂપના દર્શનમા પ્રતિબંધકરૂપ થઈ પડેલો આત્માની ઉપાધિરૂપ અહંકાર [ અજ્ઞાનરૂપી આવરણ ] જ્યારે જ્ઞાનથી નાશ પામે છે, ત્યારે જીવ પણ પોતાના સ્વરૂપભૂત પરબ્રહ્મનું દર્શન કરે છે. જેમ મેઘનું આવરણ દૂર થતાં સૂર્યનાં દર્શન થાય છે, તેમ અહંકારનો [અજ્ઞાનનો] નાશ થતાં આત્મસ્વરૂપના દર્શન થાય છે [ ભાગ. ૧૨-૪-૩૨-૩૩ ].

સૂર્યના પ્રકાશથી જેમ વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે, તેમ જ્ઞાનના પ્રકાશથી ' ब्रह्मैवाहम् ' એવું અભેદજ્ઞાન થાય છે, એ અર્થ છે [ ૧૬ ].

**અવતરણિકા :—** હવે જ્ઞાનનું ફળ કહે છે :

**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
**गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥**

**અન્વયાર્થ:—** तद्बुद्धयः તે બ્રહ્મમાં જ જેમની બુદ્ધિ છે [ શા. ભા. ] तदात्मानः તે બ્રહ્મ જ જેમનો આત્મા છે तन्निष्ठाः બ્રહ્મમાં જ નિષ્ઠાવાળા तत्परायणाः પરબ્રહ્મ જ જેમનો આશ્રય છે—આત્મામા જ પ્રીતિવાળા [ શા. ભા. ] ज्ञाननिर्धूतकल्मषाः જ્ઞાનવડે જેમના દેહની ઉત્પત્તિના કારણરૂપ પુણ્ય-પાપરૂપ કર્મો નાશ પામ્યાં છે, એવા જ્ઞાની પુરુષો अपुनरावृत्तिं મોક્ષને-વિદેહ-મુક્તિને गच्छन्ति પામે છે [૧૭].

**શબ્દાર્થ :—** પરબ્રહ્મમાં જ જેમની બુદ્ધિ છે, પરબ્રહ્મ જ જેમનો આત્મા છે, પરબ્રહ્મ જ જેમની નિષ્ઠા છે, પરબ્રહ્મ જ જેમનો આશ્રય છે, તથા જ્ઞાનવડે જેમનાં પુણ્ય-પાપરૂપ કર્મો નાશ પામ્યાં છે, એવા જ્ઞાની પુરુષો અપુનરાવૃત્તિને [મોક્ષને] પામે છે [૧૭].

**વિવેચન :—** तद्बुद्धयः = આત્મસ્વરૂપ વિષે જેમની વ્યવસાયાત્મિકા [ નિશ્ચયાત્મિકા ] બુદ્ધિ છે [ શ્રીધર, કેશવ, વગેરે ], વિવેકાદિ સાધનના પરિપાકથી સર્વ

વિષયોના પરિત્યાગપૂર્વક જેમના ચિત્તની વૃત્તિઓ જ્ઞાનવડે અનુભવાતા સચ્ચિદાનંદરૂપ પરમાત્મામા લીન થઈ છે, જેઓ નિર્વિકલ્પ સમાધિવાળા છે [મધુ], બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થઈ, જેઓ સર્વત્ર બ્રહ્મદર્શી છે [શકરાનદ], तदात्मान = જેમનો પરબ્રહ્મ જ આત્મા છે [શા ભા], જેઓ દેહાદિમા નહિ, પરતુ પરબ્રહ્મ વિષે જ આત્મબુદ્ધિવાળા છે [મધુ વગેરે], तन्निष्ठा = પરબ્રહ્મમા જ જેમની નિષ્ઠા [તત્પરતા] છે, સર્વ કર્મોનો સન્યાસ કરી જેઓ બ્રહ્મમા જ સ્થિત છે [શા ભા], तत्परायणा = પરબ્રહ્મ જ જેમનો આશ્રય છે, જેઓ આત્મામા જ પ્રીતિવાળા છે [શા ભા] જેઓ સર્વ તરફથી વૈરાગ્ય પામેલા છે [મધુ], સદા આત્મારામ છે [શકરાનદ], તથા જેમના જ્ઞાનરૂપ અગ્નિવડે નવા દેહના કારણરૂપ निर्धूतकल्मषा = પુણ્ય–પાપરૂપ કર્મો [દોષો] નાશ પામ્યા છે [શા ભા વગેરે], અથવા જગત્ અને બ્રહ્મ તથા બ્રહ્મ અને આત્માના ભેદગ્રહણરૂપ બુદ્ધિનુ કલ્મષ જેમનુ નાશ પામ્યુ છે [શકરાનંદ], તે જ્ઞાની પુરુષો મોક્ષને પામે છે

અહી तद्बुद्धय એ પદવડે બ્રહ્મ સાક્ષાત્કારનુ કથન કર્યું છે तदात्मान, तन्निष्ठा તથા तत्परायणा એ ત્રણ પદો વડે બ્રહ્મસાક્ષાત્કારના સાધનો કથન કર્યાં છે

तदात्मान એ પદ વડે દેહાદિ અનાત્મ પદાર્થોના અભિમાનરૂપ વિપરીત ભાવનાની નિવૃત્તિના ફળરૂપ નિદિધ્યાસનના પરિપાકનુ કથન કર્યું છે तन्निष्ठा-પદવડે સર્વ કર્મોના સન્યાસપૂર્વક પ્રમાણમા તથા પ્રમેયમા રહેલી અસભાવનાની નિવૃત્તિરૂપ ફળવાળા શ્રવણના તથા મનનના પરિપાકરૂપ વેદાતવિચારનુ કથન કર્યું છે तत्परायणा એ પદ વડે આ લોક તથા પરલોકના વિષયસુખોમાથી તીવ્ર વૈરાગ્યનુ કથન કર્યું છે

તેમા ઉત્તર ઉત્તર સાધનને પૂર્વ પૂર્વ સાધનની હેતુતા છે. જેમકે બ્રહ્મ સાક્ષાત્કાર વિષે નિદિધ્યાસનની હેતુતા છે, નિદિધ્યાસન વિષે શ્રવણ તથા મનનરૂપ વેદાતવિચારની હેતુતા છે, અને વેદાતવિચાર વિષે વૈરાગ્યની હેતુતા છે આ પ્રકારે तद्बुद्धय, तदात्मान, तन्निष्ठा, तत्परायणा એ ચારે વિશેષણો વડે યુક્ત પુરુષ શરીરસંબધના અભાવરૂપ અપુનરાવૃત્તિને [મોક્ષને] પામે છે [મધુ] [૧૭]

અવતરણિકા — 'पण्डिता कथ तत्त्व पश्यन्ति ?' इति उच्यते। [શા ભા] હવે જ્ઞાની પરમાર્થતત્ત્વને કેવી રીતે જુએ છે? તે કહે છે "

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः॥ १८॥

**અન્વયાર્થ**.—विद्याविनयसंपन्ने વિદ્યાવાળા તથા વિનયવાળા ब्राह्मणे બ્રાહ્મણને વિષે गवि ગાય વિષે हस्तिनि હાથી વિષે च તથા शुनि શ્વાન વિષે च તથા श्वपाके એવ ચાંડાલ વિષે પણ पण्डिताः જ્ઞાનીઓ समदर्शिनः સમદર્શી– સમદૃષ્ટિવાળા હોય છે [ ૧૮ ].

**શબ્દાર્થ**:—વિદ્વાન તથા વિનયવાન બ્રાહ્મણમાં, ગાયમા, હાથીમાં, કૂતરામાં, તથા ચાંડાલ વગેરેમાં પણ જ્ઞાનીઓ સમદર્શી હોય છે [ ૧૮ ].

**વિવેચન**:—" सर्वदाऽऽकाशवदेकरूपेण समरसतया तिष्ठतीति परं ब्रह्म सममित्युच्यते । [ શંકરાનંદ ] આકાશની પેઠે સર્વ પ્રાણી–પદાર્થોમાં બ્રહ્મ એકરૂપે સમભાવથી સ્થિત છે, તેથી બ્રહ્મ 'સમ' કહેવાય છે." "सदेव द्रष्टुं शीलं येषां ते समदर्शिनः। [શંકરાનંદ, શા. ભા.] આ સમને [બ્રહ્મને] સર્વભૂતો વિષે જોવાનો જેનો સ્વભાવ છે, તે સમદર્શી કહેવાય છે."

જ્ઞાની વિદ્યાવિનયયુક્ત સાત્ત્વિક બ્રાહ્મણ, રજોગુણયુક્ત ગાય, તમોગુણયુક્ત હાથી, કૂતરો તથા ચાંડાળ, ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ સર્વ પ્રાણીઓમાં તેમ જ પથ્થર, માટી, સુવર્ણ વગેરે સર્વ પદાર્થોમાં સર્વ પ્રકારે નિર્લેપ રહેવાવાળા સમ તથા નિર્વિકાર એવા બ્રહ્મને જુએ છે.

" अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपंचकम् । आद्यत्रयं ब્રह्मरूपं जगद्रूपं ततस्त्रयम् । [ શંકર–વા. સુ. ૨૦ ] અસ્તિ [ સત્ ], ભાતિ [ ચિત્ ], પ્રિય [ આનંદ ], નામ અને રૂપ આ પાંચ અંશ સર્વત્ર વ્યાપક છે. તેમાં પ્રથમનાં ત્રણ તત્ત્વો બ્રહ્મરૂપ છે, તથા બાકીનાં બે તત્ત્વો જગતરૂપ છે." અજ્ઞાનીને સત્, ચિત્ તથા આનંદ એ ત્રણ તત્ત્વો પ્રતીત થતાં નથી, પરંતુ જ્ઞાનીને સર્વભૂતો વિષે સત્, ચિત્ અને આનંદ એ ત્રણ તત્ત્વો પ્રતીત થાય છે; અને તેથી જ્ઞાની સર્વત્ર સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને જુએ છે [ અનુભવે છે ].

જેમ ગંગાજળમાં, તળાવમાં, મદિરામાં કે મૂત્રમાં પ્રતિબિંબિત સૂર્યને ગંગાજળાદિના ગુણદોષોનો સંબંધ થતો નથી, તેમ ચિદાભાસદ્વારા પ્રતિબિંબિત બ્રહ્મને ઊંચ–નીચ ઉપાધિઓના ગુણદોષનો સંબંધ નથી. એ પ્રકારનો વિચાર કરતાં જ્ઞાની સર્વત્ર સમદૃષ્ટિવડે, રાગદ્વેષથી રહિત થઈ, પરમાનંદની સ્ફૂર્તિવડે જીવન્મુક્તિના સુખને જ સર્વદા અનુભવે છે, એ અર્થ છે [મધુ. વગેરે].

વસિષ્ઠમુનિ કહે છે કે:—" સમતાને લીધે સર્વ પ્રાણીઓનું હિત કરનાર વિવેકીઓની પાસે આ જગતની સર્વ પ્રકારની લક્ષ્મી નોકર જેવી થઈને રહે છે. સમતાથી જે સુખ પ્રાપ્ત થાય છે, તે સ્વર્ગાદિથી પણ પ્રાપ્ત થતું નથી. સમતા

દ દયાતિના સીમાડારૂપ છે. સમદષ્ટિવાળાને મૈત્રી, કરુણા તથા મુદિતારૂપી વનિતાઓ નિરંતર આલિંગન કરે છે. સમદર્શી જે કાર્ય કરે, જે ઉપભોગમા લે, તેનો સ્વીકાર કર્યા લેતા, અને જે અયોગ્ય કાર્યની સમદર્શી નિંદા કરે કે આક્ષેપ કરે તેનો ત્યાગ કરતા, લોકોનો સમૂહ નિરંતર તેના ઉત્તમ ચરિત્રની સ્તુતિ કરે છે

સમદષ્ટિપણાવડે શિબિરાજાએ શરણે આવેલા કપોતને પ્રાણરક્ષણને માટે તેના માસના પ્રતિનિધિ તરીકે પોતાના અંગને કાપી પ્રસન્ન બુદ્ધિથી પોતાનું માસ આપ્યુ હતુ એ જ સમદષ્ટિ વડે જનકરાજા પોતાની નગરી બળી જવાના સમયમા તથા ઉત્સવમા, તેને શણગારવાના સમયમા સમાન [ હર્ષશોકથી રહિત ] રહ્યા હતા બાનચદ્રના જેવા જડભરત સમદષ્ટિવડે ભિક્ષારૂપે પ્રાપ્ત થયેલા અગ્નિનુ ગોળા લાડુની પેઠે ભક્ષણ કરી ગયા હતા સમબુદ્ધિને લીધે જ ધર્મવ્યાધ ક્રૂર વ્યવહાર કરનારો હોવા છતા પરમપદને પ્રાપ્ત થયો હતો. દેવતાઓને પણ પૂજ્ય એવા મુનિઓ, ઋષિઓ અને સિદ્ધો તપના કષ્ટોમાં તથા ભોગોમા સમદષ્ટિપણાથી જ ઉદ્વેગને પ્રાપ્ત થતા નથી [ યો. વા નિ. પ્ર [ઉ]-અ-૧૯૮ ' [૧૮]

અવતરણિકા —હવે જીવન્મુક્તિ પામેલા મહાત્માઓ સર્વદા બ્રહ્મમા જ રહ્યા છે, તે કહે છે

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥

અન્વયાર્થ —યેષા જેમનુ मनः મન साम्ये સમાનપણામા स्थितं રહેલુ છે તૈ તે સમદર્શી પુરુષોએ इह एव અહી જ-આ જીવનકાળમા જ सर्गः સસાર-પ્રપચ जितः જીત્યો છે, हि કારણકે ब्रह्म બ્રહ્મ निर्दोषं દોષથી રહિત-નિર્લેપ [ શા ભા ], સર્વ વિકારોથી રહિત [મધુ], દુ:ખથી રહિત-આનદરૂપ [ શકરાનદ ] અને समं સમાન-સર્વત્ર એકરસ વ્યાપી રહેલુ છે तस्मात् તેથી તે તેઓ ब्रह्मणि બ્રહ્મમા स्थिताः રહેલા છે [૧૯].

શબ્દાર્થ —જેમનુ મન સમાનપણામા રહેલુ છે, તે સમદર્શી પુરુષોએ અહી જ સસાર જીત્યો છે, કારણકે બ્રહ્મ નિર્દોષ અને સમ છે તેથી તેઓ બ્રહ્મમા જ રહેલા છે [૧૯]

વિવેચન —હે અર્જુન ! જેમનુ મન સર્વભૂતોમા સમભાવે રહેલા પર બ્રહ્મમા સ્થિર થયુ છે તેવા સમદર્શી પુરુષોએ આ સસાર જીત્યો છે, તેઓ

જીવન્મુક્ત છે; કારણકે બ્રહ્મ निर्दोषं = નિર્લેપ, સર્વ દોષોથી રહિત [ શા. ભા.] સર્વ વિકારોથી રહિત [મધુ.] આનંદરૂપ [શંકરાનંદ] અને सम = સર્વત્ર એકરસ વ્યાપી રહેલ છે, અને તેથી સમદર્શી પુરુષો બ્રહ્મમાં જ સ્થિત છે. સમદર્શીએ અહીં જ सर्गः = સંસાર જીત્યો છે, સમદર્શી સર્વદા મુક્ત જ છે [ શ્રીધર, રા. ભા. ].

તાત્પર્ય એ છે કે, દોષરહિત, વિકારરહિત, કૂટસ્થ, નિત્ય તથા એક એવા બ્રહ્મ વિષે સ્થિત સમદર્શી પુરુષ જગતની સાથે લેપાતા નથી, અસંગ થઈને વિચરે છે, અને જીવન્મુક્તિના સુખનો અનુભવ કરે છે [૧૯].

અવતરણિકા :—समदर्शित्वसिद्ध्यर्थं निर्द्वन्द्वत्वं, निःसङ्गत्व, कामादिदोषदर्शनं, तद्वेगनिवारणम्, आत्मन्येव भोग्यताकलनं चेति पञ्चविधं समदर्शो ब्रह्मणि स्थितस्य लक्षणम्। હવે સમદર્શી [ જીવન્મુક્ત ] થવાના સાધનરૂપ निर्द्वन्द्वत्वम्। [ શ્લોક ૨૦ ] નિર્દ્વંદ્વપણું, निःसङ्गत्वम्। [શ્લોક ૨૧] અનાસક્તિ, कामादिदोषदर्शनम्। [ શ્લોક ૨૨ ] શબ્દાદિ વિષયો વિષે દોષદર્શન, तद्वेगनिवारणम्। [ શ્લોક ૨૩ ] કામક્રોધાદિના વેગને સહન કરવો, તથા आत्मन्येव भोग्यताकलनम्। [શ્લોક ૨૪] આત્માને વિષે જ રમણ કરવું એ પાંચ સમદર્શી [ જીવન્મુક્ત ] પુરુષોના લક્ષણો ક્રમશઃ પાંચ શ્લોકવડે નિરૂપણ કરે છે. તેમાં પ્રથમ "निर्द्वन्द्वत्वम्।" = પ્રિયાપ્રિયની [ અનુકૂળ-પ્રતિકૂળની ] પ્રાપ્તિમાં હર્ષશોકાદિ વિકારના અભાવરૂપ લક્ષણ કહે છે :

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम्।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः ॥ २० ॥

અન્વયાર્થ :—स्थिरबुद्धिः સ્થિરબુદ્ધિવાળો-સર્વભૂતોનો આત્મા નિર્દોષ, સમ તથા એક છે એવી સંશયરહિત બુદ્ધિવાળો [ શા. ભા. ] असंमूढः મોહ વગરનો-વિપરીત ભાવનાથી રહિત-દેહાદિમાં આત્મપણાની ભ્રાંતિરૂપ મોહથી રહિત [ મધુ. વગેરે ] ब्रह्मविद् બ્રહ્મવેત્તા ब्रह्मणि स्थितः જે બ્રહ્મમાં રહેલો છે, તે प्रियं ભિક્ષા, પૂજા, નિવાસ, સ્તુતિ વગેરે પ્રિય પદાર્થોને प्राप्य પામીને न प्रहृष्येत् હર્ષ પામતો નથી च તથા अप्रियं અપ્રિય પદાર્થોને प्राप्य પામીને न उद्विजेत् ઉદ્વેગ પામતો નથી [૨૦].

શબ્દાર્થ :—સ્થિરબુદ્ધિવાળો, મોહ વગરનો અને બ્રહ્મમાં રહેલો બ્રહ્મવેત્તા પ્રિય પદાર્થોને પામીને હર્ષ પામતો નથી, અને અપ્રિય પદાર્થોને પામીને ઉદ્વેગ પામતો નથી [૨૦].

**વિવેચન** :—સર્વત્ર બ્રહ્મમાત્રદર્શનરૂપ સમાધિમાં સ્થિત સમદર્શી ભિક્ષા, સારી પૂજા, નિવાસ, સ્તુતિ ઇત્યાદિ પ્રિય પદાર્થો પામીને હર્ષ પામતો નથી, તથા અપ્રિય પદાર્થો પામીને વિષાદ પામતો નથી; પરંતુ પ્રતિકૂળ તથા અનુકૂળ બન્ને પ્રકારના સંયોગોને પ્રારબ્ધકર્મના ફળરૂપ જાણીને સર્વદા એકરસ આનંદમા રહે છે.

તાત્પર્ય એ છે કે, સર્વત્ર અદ્વિતીય આત્માનો અનુભવ કરનારા બ્રહ્મવેત્તાને પોતાનાથી ભિન્નરૂપ કોઈ પણ પ્રિય કે અપ્રિય પદાર્થની પ્રાપ્તિ સંભવતી નથી [ શા. ભા., મધુ. વગેરે ]. આ લોકમા પોતાનાથી ભિન્ન જાણવામાં આવેલો પદાર્થ જ હર્ષ–વિષાદનો હેતુ થાય છે. પોતાનો આત્મા કોઈના હર્ષ–વિષાદનો હેતુ થતો નથી, આ કારણથી પ્રિય કે અપ્રિય પદાર્થની પ્રાપ્તિ વડે બ્રહ્મવેત્તાને હર્ષ–વિષાદની પ્રાપ્તિ સંભવતી નથી [ મધુ. વગેરે ]. દેહાદિમા આત્મબુદ્ધિવાળા પુરુષને જ પ્રિયની પ્રાપ્તિથી હર્ષ તથા અપ્રિયની પ્રાપ્તિથી વિષાદ ઉત્પન્ન થાય છે, પરંતુ બ્રહ્મવેત્તાને પ્રિય કે અપ્રિયની પ્રાપ્તિનો અસંભવ છે [ શા. ભા. ].

સ્થિર બુદ્ધિવાળા, મોહ વગરના, બ્રહ્મમાં સ્થિત જીવન્મુક્તને જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થામા દ્વૈતદર્શનના અભાવે પ્રિય કે અપ્રિયની પ્રાપ્તિમાં હર્ષ–વિષાદનો અભાવ ઉચિત જ છે; પરંતુ મુમુક્ષુએ જીવન્મુક્તના સ્વાભાવિક ચરિત્રને પ્રયત્નપૂર્વક આચરવું જોઈએ, અને દ્વૈતદર્શન વિદ્યમાન હોવા છતાં વિષયોમાં દોષદર્શનાદિવડે હર્ષ–વિષાદનો ત્યાગ કરવો જોઈએ, એ અભિપ્રાય છે [ મધુ. ] [ ૨૦ ].

**અવતરણિકા** :—હવે ' निःसङ्गत्वम् ' = સમદર્શીના શબ્દાદિ બાહ્ય વિષયોમાં અનાસક્તિપણાનું નિરૂપણ કરે છે :

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**

**અન્વયાર્થ** :—बाह्यस्पर्शेषु ઇન્દ્રિયો તથા શબ્દાદિ બાહ્ય વિષયોના સંબંધથી ઊપજનારા સુખોમાં असक्तात्मा આસક્તિરહિત ચિત્તવાળો પુરુષ आत्मनि અંતઃકરણમાં यत्सुखं જે ઉપશમસુખ છે તેને विन्दति પામે છે તથા सः તે ब्रह्मयोगयुक्तात्मा બ્રહ્મયોગયુક્તાત્મા થઈ [ શંકરાનંદ ] अक्षय्य અક્ષય सुखं સુખને अश्नुते અનુભવે છે [ ૨૧ ].

**શબ્દાર્થ** :—બાહ્ય વિષયોમાં જેને આસક્તિ નથી એવો પુરુષ અંતઃકરણમાં ઉપશમસુખને અનુભવે છે, તથા બ્રહ્મયોગયુક્તાત્મા થઈ અક્ષય સુખને અનુભવે છે, અર્થાત્ બહાર તથા અંદર, સદા સર્વદા બ્રહ્માનંદ અનુભવે છે [શંકરાનંદ] [૨૧].

**વિવેચન** :—बाह्यस्पर्शेषु असक्तात्मा = ઇન્દ્રિયો તથા શબ્દાદિ બાહ્ય વિષયોના સંબંધથી ઊપજનારાં સુખોમાં આસક્તિરહિત ચિત્તવાળો પુરુષ, તૃષ્ણાશૂન્યપણાને લીધે વૈરાગ્યવાન થઈ, પોતાના અંતઃકરણમાં ઉપશમસુખને અનુભવે છે. આ ઉપશમસુખ આ લોક તથા પરલોકના સુખભોગોથી અત્યંત શ્રેષ્ઠ છે. આવો બાહ્ય વિષયોમાં આસક્તિ વિનાનો પુરુષ બ્રહ્મયોગયુક્તાત્મા થઈ અર્થાત્ ચિદાકારવૃત્તિવડે બહાર તથા અંદર સર્વત્ર બ્રહ્મમાત્ર દર્શનમાં જ આત્માને [મનને] યુક્ત કરી [શંકરાનંદ] વ્યુત્થાન તથા અવ્યુત્થાન બન્ને દશામા સદાસર્વદા આનંદ એકરસ પરિપૂર્ણ બ્રહ્મનો જ સાક્ષાત્કાર કરતો, તેનાથી પણ અધિકતર અક્ષયસુખને [સ્વરૂપાનંદને] અનુભવે છે. સર્વત્ર બ્રહ્મદર્શનપરાયણ પુરુષ સદાનંદરૂપ થાય છે [શંકરાનંદ].

ગુહામાં કે એકાંત સ્થળમાં સમાધિ કરનાર પુરુષ સમાધિ કાળમાં જ આત્માનંદ અનુભવે છે, સદા સર્વદા આત્માનંદ અનુભવતો નથી; પરંતુ બ્રહ્મયોગયુક્તાત્મા બહાર તથા અંદર સદા સર્વદા બ્રહ્માનંદ અનુભવે છે [શંકરાનંદ].

આથી એ અર્થ સૂચિત થાય છે કે, જેમ જળમાં રહેલી માછલી જ્યાં સુધી ઊલટ થઈ, ગુલાંટ ખાતી નથી, ત્યાં સુધી તરસથી વ્યાકુળ થાય છે, તથા જળાશયમાં હોવા છતાં જળપાન કરવા સમર્થ થતી નથી; તેમ બ્રહ્માનંદરૂપી મહાસાગરમાં રહેલો જીવાત્મા ઇન્દ્રિયોને પ્રયત્નપૂર્વક વિષયોથી નિવૃત્ત કરી, અંતર્મુખ થતો નથી; ત્યાં સુધી બ્રહ્માનંદરૂપી અમૃતરસ માટે વ્યાકુળ રહે છે, તથા બ્રહ્માનંદમાં સ્થિત હોવા છતાં બ્રહ્માનંદનું પાન કરવા સમર્થ થતો નથી. જેમ જળાશયમાં ઊલટ થયેલી માછલી જળપાન કરી તૃપ્ત થાય છે, તેમ અંતર્મુખ થયેલો જીવ [મુમુક્ષુ] બ્રહ્માનંદરૂપી અમૃતનું પાન કરી તૃપ્ત થાય છે; પરંતુ બાહ્ય વિષયસુખમાં આસક્ત થયેલા અજ્ઞાની જીવો નાભિમાં કસ્તુરી હોવા છતા સુગંધની શોધમાં જંગલેજંગલે ભટકતા મૃગની પેઠે અત્યંત શોચનીય દશાને પ્રાપ્ત થાય છે.

તેથી બ્રહ્માનંદરૂપી અક્ષયસુખની પ્રાપ્તિ માટે મુમુક્ષુએ બાહ્ય વિષયોથી ઇન્દ્રિયોને નિવૃત્ત કરી, ચિત્તને અંતર્મુખ કરી, ચિત્તને આત્મામાં સ્થિર કરવા પ્રયત્નપૂર્વક અભ્યાસ કરવો. અંતર્મુખ થયા વિના આત્મસાક્ષાત્કાર કે બ્રહ્માનંદનો અનુભવ શક્ય નથી [૨૧].

**અવતરણિકા** :—હવે कामादिदोषदर्शनम् = સમદર્શીનું વિષયદોષદર્શનરૂપ લક્ષણ કહે છે :

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥ २२ ॥

**અન્વયાર્થ** —संस्पर्शजा વિષયો તથા ઇન્દ્રિયોના સબધથી ઉપજનારા યે જે भोगा ભોગો છે તે हि दुःखयोनय एव તેઓ ખરેખર આ લોક તથા પરલોકના દુખના કારણરૂપ જ છે [ શા ભા ], आद्यन्तवन्त આદિ તથા અતવાળા છે તેથી कौन्तेय। હે અર્જુન! बुध બહાવેત્તા [ શકરાનદ, સદાનદ, વગેરે ] પરમાર્થતત્ત્વને જાણનારો વિવેકી [ શા ભા ] વિવેકી [ મધુ, શ્રીધર વગેરે ] तेषु તેમા न रमते પ્રીતિ કરતો નથી—આસક્ત થતો નથી [ ૨૨ ]

**શબ્દાર્થ.**—વિષયજન્ય જે ભોગો છે તે દુખના કારણરૂપ છે, તે આદિ તથા અતવાળા છે, તેથી હે કૌતેય! પરમાર્થતત્ત્વને જાણનારો વિવેકી તેમા આસક્ત થતો નથી [ ૨૨ ]

**વિવેચન :**—संस्पर्शजा भोगा = વિષયો તથા ઇન્દ્રિયોના સયોગથી [ સબધથી ] ઉપજનારા ભોગો અવિદ્યાજન્ય હોવાથી આધ્યાત્મિકાદિ ત્રણે પ્રકારના દુખોના નિમિત્તરૂપ છે [ શા ભા ]

અહીં 'एव' શબ્દથી એ સૂચિત થાય છે કે, વિષયભોગો માત્ર આ લોકમા જ નહિ, પરતુ પરલોકમા પણ દુખપ્રદ છે [ શા ભા ]

અને તેથી પરમાર્થતત્ત્વને જાણનારા વિવેકી પુરુષો વિષયોમા પ્રીતિ કરતા નથી. ઊલટી કરેના અન્ન કે વિષની પેઠે વિવેકી વિષયોનો સર્વથા દૂરથી જ ત્યાગ કરે છે

વિષયભોગોમા ત્રણ પ્રકારના દુખો વિદ્યમાન છે—(૧) પરિણામદુખ (૨) તાપદુખ (૩) સસ્કારદુખ [ પા યો સૂ ૨-૧૫ ]

વિષયભોગો ભોગકાળે સ્થૂળ દૃષ્ટિથી સુખપ્રદ પ્રતીત થાય છે, પરતુ તેનુ પરિણામ દુખ છે, કારણકે વિષયભોગો બળ, વીર્ય, સૌંદર્ય, પ્રજ્ઞા, મેધા, ધન, ઉત્સાહ વગેરેના નાશના, આધિ, વ્યાધિ વગેરેની ઉત્પત્તિના, અધર્મના તથા આલોક-પરલોકના સર્વ અનર્થોના મૂળરૂપ છે [ ગી ૧૮-૩૮ ]

જેમ મળ તુ શિગડુ મળની વૃદ્ધિની સાથે વૃદ્ધિ પામે છે, તેમ વિષયભોગો ભોગવવાથી ભોગવિષયક તૃષ્ણા તથા રાગદ્વેષ પ્રતિદિન વૃદ્ધિ પામે છે આ વિષયભોગ માટે વૃદ્ધિ પામેલી તૃષ્ણા તથા વાસનારૂપે દૃઢ થયેલા રાગદ્વેષ પુરુષને ચોરી, હિસા, અસત્ય, દભ, નાચ, કપટ વગેરે અધર્મમા પ્રવૃત્ત કરી, આલોક તથા પરલોકના દુખના કારણરૂપ થાય છે

ભોગોના વિનાશની સભાવનાથી કે પોતાના કરતા બીજાને વિશેષ ભોગો પ્રાપ્ત છે તેની ઈર્ષાથી કે ભોગોની અપૂર્ણતાથી ઉત્પન્ન થતા દુખો "તાપદુખ"

કહેવાય છે, કારણકે ભોગોના વિનાશનો ભય, ભોગોની અપૂર્ણતાથી અસતોષ અને ન્યૂનતાથી ઉત્પન્ન થતી ઈર્ષારૂપ ચિત્તવૃત્તિ પુરુષને વગર અગ્નિએ દગ્ધ કરે છે.

સ્ત્રીપુત્રાદિ ભોગોનો નાશ થયા પછી, તે તે ભોગોના ભોગકાળે પ્રતીત થતી સુખની સ્મૃતિના વિયોગથી ઉત્પન્ન થતુ દુખ "સસ્કારદુખ" કહેવાય છે

વિષયો અવિદ્યાત્મક હોવાથી મિથ્યાભૂત છે. વિષયભોગો ભ્રાતિરૂપ હોવા છતા રજ્જુ વિષે સર્પના અધ્યાસના પેઠે દુખના કારણરૂપ છે જ્ઞાનાનો ભ્રમ નાશ પામે છે, અને તેની જેમ મૃગજળના જ્ઞાનથી મૃગજળની ભ્રાતિ નાશ પામ્યા પછી, પુરુષ મૃગજળમા પ્રીતિ કરતો નથી, તેમ પરમાર્થતત્ત્વને જાણનાર વિવેકી વિષયોને મિથ્યા જાણી, વિષયોમા આસક્ત થતો નથી [ મધુ વગેરે ]

વિવેકી જાણે છે કે, વિષયો ખાખરા કે શીમળાના પુષ્પ જેવા માત્ર ઉપરથી જ શોભીતા દેખાય છે, પરતુ તેમા ઉપકારકતારૂપ લેશ પણ સુગધ નથી વળી રૂપાદિ સર્વ બાહ્ય વિષયો ઇન્દ્રવારુણીના ફળ જેવા ઉપરથી તેમનું આકર્ષણ કરનારા તથા મનોહર જણાય છે, પણ અતરથી નિરીક્ષણ કરતા મૃત્યુ પમાડે એવા ને મનને ગ્લાનિ ઉપજાવનારા છે. અને જેમ કાકચના ઝાડમા થડથી માડીને ફળ સુધી સર્વત્ર કાટા ને કડવાશ જ છે, તેમ બહારના વિષયોમા સૂક્ષ્મદૃષ્ટિએ જોતા દુખ તથા અસારતા જ છે

વિવેકી સાક્ષાત્ જાણે છે કે, બાહ્ય વિષયોમા નહિ, પરતુ આત્મામા જ સુખ, શાતિ અને તૃપ્તિ છે, અને તેથી આત્મામા જ રતિ, તૃપ્તિ અને તુષ્ટિ અનુભવતો તે, વિષયોની ઉપેક્ષા કરે છે

"भ्रान्तिज्ञानावृताक्षाणा दु खमेव सुखायते। [ વિ પુ. ૧-૧૭-૬૧ ] જેમની દૃષ્ટિ ભ્રાતિ જ્ઞાનથી આવૃત થયેલી છે, એવા અવિવેકીઓને જ વિષયો દુખરૂપ હોવા છતા સુખરૂપ પ્રતીત થાય છે "

વિષ કરતા પણ વિષયો વધારે ભયંકર છે, કારણકે વિષ ઉપભોગથી જ મૃત્યુના કારણરૂપ થાય છે, પરતુ વિષયો તો દર્શનમાત્રથી [ચિતવનમાત્રથી] જ મૃત્યુના [ અનર્થોના ] કારણરૂપ છે [ શકર વિ ચૂ ૭૭ ] વળી વિષ કેવળ સ્થૂળ દેહનો જ નાશ કરે છે, પરતુ વિષયભોગો સ્વભાવરૂપ [ વાસનારૂપે ] પરિણામ પામી અનેક જન્મોમા મૃત્યુના [ અનર્થોના ] કારણરૂપ થાય છે

"यावत कुरुते जन्तु सम्बन्धान्मनस प्रियान्। तावन्तोऽस्य निखन्यन्ते हृदये शोकशङ्कव [ વિ. પુ ૧-૧૭-૬૬ ] પુરુષ મનને પ્રિય એવા જેટલા સબધો

જરે છે, તેના શોકના ખીનાઓ એના હૃદયમા ડોકાય છે" શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એમાના એકેક વિષયમા આસક્ત થઈ, અનુક્રમે હરિણ, હાથી, પતંગિયું, માછલી અને ભ્રમર નાશ પામે છે, તો શબ્દાદિ પાચે વિષયોમાં આસક્ત થયેલો પુરુષ નાશ પામે એમા શું આશ્ચર્ય !

તેથી "मुक्तिमिच्छसि चेत्तात विषयान् विषवत्त्यज । [અષ્ટા. ગી ૧-૨] મુમુક્ષુએ વિષયોનો વિષની પેઠે ત્યાગ કરવો "

વિષયોનો ત્યાગ કરવા માટે વિવેક જ મુખ્ય સાધન છે. જેમ કરોળિયાની લાળનો તાતણો અતિ કોમળ છે, તોપણ તેને આખરૂપ પાત્રમા નાખ્યો હોય તો તે દુઃખ આપે છે, પરંતુ બીજા અંગોમા નાખ્યો હોય તો તે દુઃખ આપતો નથી તે જ પ્રમાણે વિવેકીને વિષયુક્ત અન્નની પેઠે, વિષયો ત્રણે કાળમા દુઃખરૂપ પ્રતીત થાય છે. પરંતુ અવિવેકીને તે દુઃખરૂપ પ્રતીત થતા નથી.

જેમ બાળક સમજણો થતા સુધી મળમૂત્રમા રમે છે, પણ પછી તે મળમૂત્રની પાસે જતો નથી, અથવા જેમ કાગડાના તીર્થોમા હંસો રમણ કરતા નથી, તેમ વિવેકી પુરુષો વિષયોમા રમણ કરતા નથી [૨૨].

**અવતરણિકા** —હવે तद्वेगनिवारणम् = સમદર્શીનું કામક્રોધાદિના વેગનું નિવારણ એટલે કે સહન કરવારૂપ લક્ષણ કહે છે :

**शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥**

**અન્વયાર્થ** —यः જે शरीरविमोक्षणात् શરીરના નાશની प्राक् પહેલા इह एव અહીંઆ જ—જીવિત અવસ્થામા જ कामक्रोधोद्भवं કામક્રોધથી ઊપજેલા वेगं વેગને सोढुं સહન કરવા शक्नोति સમર્થ થાય છે सः તે युक्तः યોગી છે [શા. ભા વગેરે], આત્મજ્ઞાનયુક્ત છે [કૈવલ્ય. વગેરે], સાક્ષાત્કારને યોગ્ય છે [રા ભા ], બ્રહ્મયોગયુક્ત છે [ચ કરાનંદ ], सः તે सुखी સુખી છે-બ્રહ્માનંદી છે [શંકરાનંદ], नरः તે પરમપુરુષાર્થ સંપાદન કરનાર હોવાથી પુરુષરૂપ છે [મધુ.] [૨૩].

**શબ્દાર્થ** .—જે શરીરના નાશની પહેલા અહીં જ કામક્રોધથી ઊપજેલા વેગને સહન કરી શકે છે, તે જ યોગી છે, તે જ સુખી છે, અને તે જ પુરુષ છે [૨૩]

**વિવેચન**.— કોઈ પણ પ્રિય પદાર્થ કે વિષયનું સ્મરણ, કીર્તન, દર્શન કે પ્રાપ્તિ થતાં, તેના ઉપભોગ માટે અંતઃકરણમા ઉદ્ભવેલી તીવ્ર અભિલાષા

[ તૃષ્ણા ] "કામ" કહેવાય છે. કોઈ પણ અપ્રિય પદાર્થ કે વિષયનું સ્મરણ, શ્રવણ, દર્શન કે પ્રાપ્તિ થતાં ચિત્તને ક્ષોભ કરનાર દ્વેષનો પરિપાક "ક્રોધ" કહેવાય છે [ શંકરાનંદ વગેરે ]. પ્રિય પદાર્થ કે વિષયના સ્મરણાદિથી રોમાંચોનું ઊભા થવું, મુખ તથા નેત્રની પ્રસન્નતા વગેરે કામના વેગના બાહ્ય ચિહ્નો છે; તથા અપ્રિય પદાર્થ કે વિષયના સ્મરણાદિથી શરીરમાં કંપ થવો, પસીનો થવો, હોઠ પીસવા, લાલ નેત્ર, ક્રૂર વાણી વગેરે ક્રોધના વેગના બાહ્ય ચિહ્નો છે [ શા. ભા. વગેરે ].

જે પુરુષ શરીરનો નાશ થયા પહેલાં અહીંઆ જ प्राक् शरीरविमोक्षणात् = यौवनकाल एवेति યાવત્ = યૌવનકાળમાં જ [ શંકરાનંદ ], મરણપર્યંત [ શા. ભા. ] વિષયોમાં દોષદર્શનથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યવડે કામ-ક્રોધના બળવાન વેગને, અંદર ઉત્પન્ન થતાં જ સહન કરી શકે છે, અથવા કામક્રોધના વેગને સહન કરવાનો ઉત્સાહ રાખે છે [ શા. ભા. ] તે युक्तः = યોગી છે [ શા. ભા. વગેરે ], તે બ્રહ્મસાક્ષાત્કારને યોગ્ય છે [ રા. ભા. ], તે જ સુખી છે, અને પરમપુરુષાર્થનો સંપાદક હોવાથી તે જ એક પુરુષ છે [ મધુ. ]; પરંતુ જે પુરુષ કામક્રોધને વશ થઈ, આહાર, નિદ્રા, ભય, મૈથુન વગેરે પશુધર્મનું સેવન કરે છે, તે મનુષ્યના આકારવાળો હોવા છતાં પશુ છે [ મધુ ].

જેમ નદીનો વેગ વર્ષાકાળમાં અતિ પ્રબળપણાથી, ભૂમિના ઊંચાણ તથા નીચાણનું અનુસંધાન હોવાથી, ખાડા વગેરેમાં નહિ પડવાની ઇચ્છા કરતા પુરુષને પણ બળાત્કારથી ખાડામાં નાખી ડુબાડે છે, તથા નીચે લઈ જાય છે; તેમ કામ-ક્રોધનો વેગ પણ નિરંતર વિષયોના ચિંતનરૂપ વર્ષાકાળવડે પ્રબળ થઈ, લોક-વેદના વિરોધજ્ઞાનથી, નહિ ઇચ્છતા પુરુષને પણ વિષયોરૂપ ખાડામાં નાખીને, સંસારરૂપ સમુદ્રમાં ડુબાવે છે, તથા મહાન નરકરૂપ નીચેના દેશમાં લઈ જાય છે [ મધુ. ].

અહીં 'વેગ' પદવડે સૂચિત કરેલો અર્થ, પૂર્વે "अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः। [ ગી. ૩-૩૬ ]" વડે કથન કરવામાં આવેલો છે [મધુ.] [૨૩].

અવતરણિકા :—હવે કામ-ક્રોધાદિના વેગને સહન કરવામાત્રથી મોક્ષ પ્રાપ્ત થતો નથી, પરંતુ મોક્ષ માટે બીજાં અંતરંગ સાધનોની આવશ્યકતા છે, તે કહે છે [ મધુ. ]:

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥

અન્વયાર્થ.—य જે अंतःसुखः અંતરાત્મામા સુખ અનુભવે છે–જે અંતરનો આનંદ અનુભવે છે તથા तथा अंतरारामः આત્મામા જ રમણ કરે છે–જે આત્મામા જ આનંદવાળો છે च. જે अंतर्ज्योतिः एव જે અંતરાત્મામા જ પ્રકાશવાળો છે [શા ભા વગેરે] અથવા જેનું જ્યોતિ એટલે કે મન આત્મામા જ સ્થિર છે [ધ કરાનંદ] स તે योगी યોગી ब्रह्मभूतः બ્રહ્મરૂપ થઈને निर्वाणं નિર્વાણરૂપ ब्रह्म બ્રહ્મને अधिगच्छति પામે છે [ ૨૪]

**શબ્દાર્થ**—જે અંતરાત્મામા જ સુખ અનુભવે છે, જે અંતરાત્મામા જ રમણ કરે છે, જે અંતરાત્મામા જ પ્રકાશવાળો છે, તે યોગી બ્રહ્મરૂપ થઈને, નિર્વાણરૂપ બ્રહ્મને પામે છે [ ૨૪ ]

**વિવેચન**:—अंतःसुखः = જે શબ્દાદિ વિષયોમા નહિ, પરંતુ અંતરાત્મામા જ સુખ અનુભવે છે अंतरारामः = જે સ્ત્રીપુત્રાદિ વિષે નહિ, પરંતુ આત્મામા જ રમણ કરે છે अन्तर्ज्योतिः = જે ધ્યાનયોગસંપન્ન હોઈ આત્મપ્રકાશ અનુભવે છે અથવા જેનું જ્યોતિ [ મન ] આત્મામા જ સ્થિર છે [ધ કરાનંદ], તે યોગી બ્રહ્મરૂપ થઈ, નિર્વાણરૂપ બ્રહ્મને પામે છે.

તાત્પર્ય એ છે કે, સમાધિના સમયમા શબ્દાદિ વિષયોના જ્ઞાનનો અભાવ હોવાને લીધે, અને વ્યુત્થાન સમયમા શબ્દાદિ વિષયોનું જ્ઞાન થાય છે, તોપણ મિથ્યાપણાનો નિશ્ચય હોવાને લીધે બહારના વિષયોથી બ્રહ્મવેત્તાને સુખની ઉત્પત્તિનો સંભવ નથી [ મધુ ] આવો બ્રહ્મવેત્તા જેને અંતરમા આનંદ છે, જેને અંતરમા શાંતિ છે, તથા જેને અંતર્જ્ઞાન થયું છે, તે જીવનકાળમા જીવનમુક્તિ તથા દેહત્યાગ કર્યા પછી વિદેહમુક્તિને પામે છે.

શ્રુતિ કહે છે કે—"ब्रह्मैव सन् ब्रह्माप्येति। [બૃ ઉ ૪-૪-૬; તૈ આ. ૨-૨ ] બ્રહ્મવેત્તાના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી, આથી જીવતા બ્રહ્મ જ થઈ, શરીરના ત્યાગ પછી બ્રહ્મને પામે છે" [ ૨૪]

**અવતરણિકા**:—હવે જ્ઞાનના બીજા સાધનોનું નિરૂપણ કરે છે·

**लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥**

અન્વયાર્થ—क्षीणकल्मषाः પાપાદિ દોષો જેમના નાશ પામ્યા છે [ શા. ભા વગેરે ] छिन्नद्वैधा જેમના સંશયો છેદાઈ ગયા છે यतात्मानः જેમને મન તથા ઇન્દ્રિયો વશ છે सर्वभूतहिते रताः જેઓ પ્રાણીમાત્રના હિતમા પ્રીતિ-

વાળા છે તે ઋષય ઋષિઓ — સમદર્શી પુરુષો ब्रह्मनिर्वाण બ્રહ્મનિર્વાણને लभन्ते પામે છે [૨૫]

**શબ્દાર્થ** —પાપાદિ દોષો જેમના નાશ પામ્યા છે, જેમના સંશયો છેદાઈ ગયા છે જેમને મન તથા ઇન્દ્રિયો વશ છે અને જેઓ પ્રાણીમાત્રના હિતમા પ્રીતિવાળા છે એવા બ્રહ્મવેત્તાઓ બ્રહ્મનિર્વાણને પામે છે [૨૫]

**વિવેચન** —क्षीणकल्मषा = નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી જેમના પાપાદિ દોષો [પુણ્ય પાપ] નાશ પામ્યા છે [શા ભા. વગેરે] અથવા બ્રહ્મયોગનિષ્ઠાથી જેમના વાસનાત્મક મનના કાષાય [અંતઃકરણના દોષો] ધોવાઈ ગયા છે [શંકરાનંદ] छिन्नद्वैधा = પરમાર્થતત્ત્વના જ્ઞાનથી અથવા નિદિધ્યાસનના પરિપાકથી જેમના સર્વ સંશયો છેદાઈ ગયા છે यतात्मान = જેઓ પરમાત્મા વિષે જ એકાગ્ર ચિત્તવાળા છે [મધુ વગેરે], જેમને મન તથા ઇન્દ્રિયો વશ છે જેઓ જિતેન્દ્રિય છે [શા ભા ] અને सर्वभूतहिते रता જેઓ આત્મૌપમ્ય દૃષ્ટિથી પ્રાણીમાત્રના હિતમા પ્રીતિવાળા છે,— જેઓ સર્વને અનુકૂળવર્તી હોઈ અહિંસક છે [શા ભા] એવા ઋષિઓ [સમદર્શી પુરુષો] બ્રહ્મનિર્વાણને પામે છે [૨૫]

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

**અન્વયાર્થ** —कामक्रोधवियुक्तानां કામ-ક્રોધથી રહિત यतचेतसा ચિત્તને વશ રાખનારા વિદિતાત્મના આત્મસાક્ષાત્કાર પામેના यतीनां જ્ઞાનનિષ્ઠ સંન્યાસીઓને અભિત સર્વ અવસ્થામા—જીવતા તથા મૃત્યુ પછી—જીવિત દશામા કે વિદેહ દશામા ब्रह्मनिर्वाण મોક્ષ वर्तते પ્રાપ્ત જ છે [૨૬]

**શબ્દાર્થ** —કામક્રોધથી રહિત, ચિત્તને વશ રાખનારા તથા આત્મસાક્ષાત્કાર પામેના જ્ઞાનનિષ્ઠ સંન્યાસીઓને સર્વ સ્થિતિમા બ્રહ્મનિર્વાણ જ છે [૨૬]

**વિવેચન** —कामक्रोधवियुक्तानाम् = શબ્દાદિ વિષયોની આસક્તિના, બાહ્ય પ્રવૃત્તિના તથા શ્રવણ, મનન, સમાધિ વગેરેના વિચ્છેદના પરમ કારણરૂપ કામ-ક્રોધની ઉત્પત્તિથી રહિત, यतचेतसाम् = ચિત્તને વશ કરનાર તથા विदितात्मनाम् = નિદિધ્યાસનના પરિપાકથી આત્મસાક્ષાત્કાર પામેના જ્ઞાનનિષ્ઠ સંન્યાસીઓને અભિત જીવનકાળના તથા મૃત્યુ પછી પણ મોક્ષ પ્રાપ્ત જ છે

"एवम्भूतानां हस्तस्थ ब्रह्मनिर्वाणमिति वर्थ । [શા ભા વગેરે] આવા જ્ઞાનનિષ્ઠ મહાત્માઓને સર્વ અવસ્થામા મોક્ષ હથેળીમા જ છે," કારણકે બ્રહ્મરૂપ મોક્ષ નિત્ય છે મોક્ષપ્રાપ્તિમા સ્વર્ગાદિની પેઠે સાધ્યપણાનો અભાવ છે, તેથી બ્રહ્મ-

વેતાને બ્રહ્મરૂપ મોક્ષ પ્રાપ્ત થશે, એ પ્રકારનો ભવિષ્ય વ્યવહાર મોક્ષ વિષે સંભવતો નથી [ મધુ. ].

તાત્પર્ય એ છે કે, "दशान्तरस्तर किंचित् कामादीना मनागपि। आसुप्तेरामृते. काल नयेद्वेदान्तचिंतया॥ આત્મજ્ઞાન અને બ્રહ્મસુખની પ્રાપ્તિ માટે મુમુક્ષુએ કામ, ક્રોધ, રાગ, દ્વેષ આદિને જરા પણ અવકાશ ન આપવો, અને સુષુપ્તિ પર્યંત તથા મરણ પર્યંત વેદાંતવિચારમાં કાલક્ષેપ કરવો" [ ૨૬ ].

**અવતરણિકા**—હવે જ્ઞાનના અંતરંગ સાધનરૂપ ધ્યાનયોગનું સૂત્રરૂપે નિરૂપણ કરે છે:

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥ २७ ॥
यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

**અન્વયાર્થ**.—बाह्यान् બહારના स्पर्शान् વિષયોને बहिः कृत्वा વૈરાગ્યવડે બહાર કાઢી—વિષયચિંતનનો ત્યાગ કરી [ શા. ભા. ] च તથા चक्षुः આંખોને भ्रुवोः બે ભ્રમરની अंतरे મધ્યમાં एव જ સ્થિર કરીને प्राणापानौ પ્રાણ તથા અપાનને समौ સમાન नासाभ्यन्तरचारिणौ નાકની અંદર ગતિ કરનારા कृत्वा કરીને यतेन्द्रियमनोबुद्धिः જેણે ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ વશ કર્યાં છે તથા विगतेच्छाभयक्रोधः જેના ઇચ્છા, ભય તથા ક્રોધ નિવૃત્ત થયા છે એવો यः જે मुनिः મુનિ मोक्षपरायणः મોક્ષપરાયણ છે—મોક્ષસાધનમાં એકનિષ્ઠાવાળો છે सः તે सदा સદા मुक्त एव મુક્ત જ છે [ ૨૭–૨૮ ].

**શબ્દાર્થ**:—વૈરાગ્યવડે વિષયોને બહાર કાઢી [ વિષયચિંતનનો ત્યાગ કરી ], નેત્રોની દૃષ્ટિને બે ભ્રમરોની વચ્ચે જ સ્થિર કરી, નાસિકાની અંદર ગતિ કરનારા પ્રાણ તથા અપાનને સમ કરી, જેણે ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ વશ કર્યાં છે, તથા જેનાં ઇચ્છા, ભય તથા ક્રોધ નિવૃત્ત પામ્યાં છે, એવો મોક્ષપરાયણ મુનિ સદા મુક્ત જ છે [ ૨૭–૨૮ ].

**વિવેચન**.—હે અર્જુન! વૈરાગ્યવડે શબ્દાદિ બાહ્ય વિષયોનો ત્યાગ કરી, એટલેકે મનવડે વિષયચિંતનનો ત્યાગ કરી, પરમ વૈરાગ્યવડે તે તે વિષયાકાર વૃત્તિને નહિ ઉત્પન્ન કરી, નેત્રો બંધ કરવાથી ઊંઘ આવે, તથા ખુલ્લા રાખવાથી

ચિત્ત બહિર્મુખ થાય, માટે નેત્રો અડધા મીંચેલા રાખી, નેત્રોની દૃષ્ટિને બે ભ્રમરના વચ્ચે સ્થિર કરી, નાસિકાની અંદર ગતિ કરનારા પ્રાણવાયુ તથા અપાનવાયુને સમ કરી અર્થાત્ હૃદયમાં સ્થિર કરી, પાપક્ષય તથા મનની સ્થિરતા માટે केवल कुंभकं कुर्वन्। [શંકરાનંદ] કુંભક પ્રાણાયામ કરીને, જેણે ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિને વશ કર્યા છે, તથા જેના ઇચ્છા, ભય તથા ક્રોધ નાશ પામ્યા છે એવો मोक्षपरायणः = मोक्षसाधनैकनिष्ठः। [શંકરાનંદ] મોક્ષ-સાધનના અનુષ્ઠાનમાં એકનિષ્ઠાવાળો યોગી સદા મુક્ત જ છે, અર્થાત્ આવા યોગીને મોક્ષ માટે અન્ય કંઈ કર્તવ્ય નથી [શા. ભા.]. આવા યોગીને સાધન-દશામાં પણ સિદ્ધદશાની પેઠે મુક્ત જ જાણવો [રા ભા, કેશવ, નીલકંઠ]

પરંતુ "नान्यः शतवा कृतश्रवणोऽपीति द्वयोरर्थः। [શંકરાનંદ] જે ઉપરોક્ત ૭ અંતરંગ સાધનોનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરતો નથી, જે નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થયો નથી, જેને ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ વશ નથી, જેના વિવેક-વૈરાગ્યવડે ઇચ્છા, ભય તથા ક્રોધ નિવૃત્ત થયા નથી. જે કામક્રોધાદિને વશ થઈ વિષયોમાં જ આસક્ત રહે છે, તે સેંકડો વાર શાસ્ત્ર કે ગુરુ પાસે આત્મવિષયક ઉપદેશ શ્રવણ કરે છતાં ચિત્તશુદ્ધિ, જ્ઞાન કે મોક્ષને પ્રાપ્ત થતો નથી."

## ધ્યાનયોગનાં સૂત્રો

विगतेच्छाभयक्रोध. = ઇચ્છા, ભય તથા ક્રોધનું રહિતપણું એ ચરણવડે યોગના સાધનરૂપ યમ તથા નિયમો કહેલા છે [નીલકંઠ]. યોગીને ઇચ્છારહિત થવા માટે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અપરિગ્રહ એ પાંચ યમોનું તથા ભયરહિત થવા માટે શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય તથા ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમોનું અનુષ્ઠાન આવશ્યક છે [યમ-નિયમોના વિવેચન માટે જુઓ ગી. ૪-૨૮]

યોગીને ક્રોધરહિત થવા માટે, તથા ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે मैत्री = સુખી પ્રત્યે મિત્રતા, करुणा = દુઃખી પ્રત્યે દયા, मुदिता = પુણ્યશાળી પ્રત્યે હર્ષ તથા उपेक्षा = પાપી પ્રત્યે ઉદાસીનતા એ ચાર ભાવનાઓનું સેવન આવશ્યક છે. આ મૈત્રી વગેરે ચાર ભાવનાઓનું સેવન કરનારના ચિત્તમાં રહેલા દ્વેષ, ઘૃણા, ઈર્ષા, ક્રોધ વગેરે મળો નાશ પામે છે, તથા ચિત્ત શુદ્ધ થાય છે. 'प्राणापानौ समौ कृत्वा = નાસિકાની અંદર ગતિ કરતા પ્રાણ તથા અપાનને સમ કરી', એ પદવડે પ્રાણાયામનું નિરૂપણ છે [નીલકંઠ] પ્રાણાયામથી

અજ્ઞાનનું આવરણ નાશ પામે છે તથા ચિત્ત ધારણાને યોગ્ય થાય છે [પા યો સૂ. ૨-૫૨-૫૩, ગી ૪-૨૮-૩૦]

स्पर्शान्कृत्वा बहिर्बाह्यान् = ઇન્દ્રિયોને શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કરી' એ પદવડે પ્રત્યાહારનું નિરૂપણ છે [નીલકંઠ] પ્રત્યાહાર સિદ્ધ થતા ઇન્દ્રિયો વશ થાય છે, તથા ઇન્દ્રિયવિજય માટે અન્ય સાધનની જરૂર નથી [પા યો સૂ. ૨-૫૫ વિવેચન માટે જુઓ ગી ૪-૨૬]

'चक्षुश्चैवान्तरे भ्रुवो = નેત્રોની દૃષ્ટિને બે ભ્રમરોની વચ્ચે સ્થિર કરવી' એ પદવડે ધારણાનુ સૂચન છે [નીલકંઠ] મૂર્તિ, સૂર્ય, ચંદ્ર કે ભગવાનની કોઈ પણ વિભૂતિ પર મનને એકાગ્ર કરવું તે 'ધારણા' કહેવાય છે [પા યો સૂ ૩-૧] ધારણાના અભ્યાસના આત્મામા ચિત્ત એકાગ્ર થાય છે ધ્યેયસ્વરૂપની એકતાનતાનો અનુભવ કરવો તે ધ્યાન' કહેવાય છે [પા યો સૂ ૩-૨], તથા જ્યારે ધ્યાન કરતા ધ્યેયાકારના ચિત્ત પરિણામ પામે છે, ચિત્તના સ્વરૂપનો અભાવ થાય છે, તથા ધ્યેયથી ભિન્ન ચિત્તની ઉપલબ્ધિ રહેતી નથી, ત્યારે ધ્યાન 'સમાધિ' કહેવાય છે [પા યો સૂ. ૩-૩]

यतेन्द्रियमनोबुद्धि પૈકી यतेन्द्रिय પદવડે વિતર્ક' નામની સંપ્રજ્ઞાત સમાધિનુ 'यतमना' પદવડે વિચાર' નામની સંપ્રજ્ઞાત સમાધિનુ તથા 'यतबुद्धि' પદવડે 'અસ્મિતા' નામની સંપ્રજ્ઞાત સમાધિનુ સૂચન છે [નીલકંઠ]

જ્યારે સંપ્રજ્ઞાત સમાધિ અચળ થાય છે ત્યારે યોગીને તેના ફળરૂપે 'મધુમતી' નામની અવસ્થા પ્રાપ્ત થાય છે મધુમતી અવસ્થામા સ્થિત યોગીને દેવો સ્વર્ગાદિ દિવ્યભોગો ભોગવવા માટે પ્રાર્થના કરે છે આ પ્રસંગે યોગીએ દેવોએ કરેલા પ્રલોભનમા આસક્તિનો તથા દેવોએ પ્રાર્થના કરી એ કારણથી અભિમાનનો ત્યાગ કરવો, કારણકે આ પ્રલોભન વિષેની આસક્તિ કે તેના ત્યાગ માટેના ગર્વથી અનિષ્ટનો સંભવ છે [પા યો સૂ ૩-૫૧]

"સંપ્રજ્ઞાત સમાધિનો અભ્યાસ કરનાર મોક્ષપરાયણ મુનિને 'અસંપ્રજ્ઞાત સમાધિ" સિદ્ધ થવામા વ્યાધિ, પ્રમાદ, સંશય, અકર્મણ્યતા, આળસ, અવિરતિ ભ્રાંતિદર્શન, નિરુત્સાહ વગેરે વિઘ્નો નડે છે [પા યો સૂ ૧-૩૦—૩૧] પરંતુ ઈશ્વરશરણાગતિ તથા ૐકારના જપવડે સર્વે વિઘ્નો નિવૃત્તિ પામે છે [પા યો સૂ. ૧-૨૩, ૧-૨૯, ગી ૧૮-૫૮] તથા યોગી બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થઈ કૃતકૃત્ય થાય છે

य सदा मुक्त एव स = પરંતુ પ્રલોભન, વિતર્ક કે વિઘ્નોથી પરાભવ પામી યોગી બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થયા પૂર્વે મૃત્યુ પામે તોપણ આવી ઉચ્ચ

ભૂમિકાને પ્રાપ્ત થયેલો તે યોગભ્રષ્ટ ઉત્તમ કુળમાં જન્મ પામે છે, અને सुप्तप्रबुद्धवत्। [ શા. ભા., ગી. ૬-૪૩ ] ઊંઘમાંથી જાગ્રત થયેલાની પેઠે, તેને પૂર્વજન્મનો યોગાભ્યાસ સહજ સિદ્ધ થાય છે [ ગી. ૬-૪૩; પા. યો. સૂ. ૧-૧૯ ], તે સાધનની પરંપરા વિના અસંપ્રજ્ઞાત સમાધિને પ્રાપ્ત થાય છે. આવી ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરનાર યોગી સાધનદશામાં પણ સિદ્ધદશાની પેઠે મુક્ત જ છે [ ૨૭-૨૮ ].

**અવતરણિકા :—** " श्लोकद्वयेन ध्यातुः साधनं ध्यातारं च निरूप्येदानीं तृतीयेन तस्य ध्येयं वस्तु निरूपयति। [ શંકરાનંદ ] પૂર્વે બે શ્લોકવડે ધ્યાનનાં સાધન તથા ધ્યાતાનું નિરૂપણ કરી, હવે ધ્યેય વસ્તુનું નિરૂપણ કરે છે :

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति ॥ २९ ॥**

**અન્વયાર્થ :—** यज्ञतपसां યજ્ઞો અને તપોના भोक्तारं ભોક્તા सर्वलोकमहेश्वरं સર્વ લોકોના મહેશ્વર सर्वभूतानां સર્વભૂતોના सुहृदं પ્રત્યુપકારની ઇચ્છા વિના ઉપકાર કરનાર [ શા. ભા. ] એવા मां મને ज्ञात्वा જાણીને-આત્મરૂપે સાક્ષાત્કાર કરીને યોગયુક્ત પુરુષ शान्तिम् ઉપશમને [ મધુ. ] મોક્ષને ऋच्छति પામે છે [ ૨૯ ].

**શબ્દાર્થ :—** સર્વ યજ્ઞો તથા તપોના ભોક્તારૂપ, સર્વલોકોના મહેશ્વર, તથા સર્વભૂતોના સુહૃદ્ એવા મને જાણીને યોગયુક્ત પુરુષ મોક્ષને પામે છે [ ૨૯ ].

**વિવેચન :—** હે અર્જુન ! હું જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોનો તથા કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપોનો ઇન્દ્રાદિ દેવો તરીકે ભોક્તા છું [ ગી. ૯-૨૭ ]. હિરણ્યગર્ભાદિનો નિયંતા હોવાથી સર્વલોકોનો મહેશ્વર છું. હું સર્વનો सुहृद् = પ્રત્યુપકારની અપેક્ષા વિના ઉપકાર કરનારો, સર્વના હૃદયમાં સ્થિત, સર્વ કર્મોનું ફલ આપનાર અધિકારી, સર્વ સંકલ્પોનો સાક્ષી [ શા. ભા. વગેરે ], સર્વનો અંતર્યામી, સર્વનો પ્રકાશક, પરિપૂર્ણ, સચ્ચિદાનંદ, એકરસ, પરમાર્થસત્ય તથા સર્વના આત્મરૂપ છું. મને આ પ્રકારે તત્ત્વથી ज्ञात्वा = " आत्मतत्त्वेन साक्षात्कृत्य। [ મધુ. ] સર્વભૂતોના આત્મારૂપે મારો સાક્ષાત્કાર કરીને, " યોગી સર્વ સંસારથી ઉપશમને પામે છે.

" उक्तरूपेण मे ज्ञानं मुक्तिकारणमिति भावः। [ મધુ. ] ઉપર કહ્યા પ્રમાણે મારા સ્વરૂપનું જ્ઞાન જ મુક્તિના સાધનરૂપ છે." " भक्तिर्ज्ञानाय कल्पते। ભક્તિથી

[ધ્યાનથી] સ્વરૂપનું જ્ઞાન અને જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે," એ ભાવ છે [૨૯].

## અધ્યાયનો સાર

अनेकसाधनाभ्यासनिष्पन्नं हरिणेरितम् । स्वस्वरूपपरिज्ञानं सर्वेषां मुक्तिसाधनम् ।
[મધુ.] અનેક સાધનોના અભ્યાસથી સિદ્ધ થયેલું પોતાના સ્વરૂપનું જ્ઞાન, એ સર્વની મુક્તિના સાધનરૂપ છે, તે ભગવાને આ અધ્યાયમાં કહ્યું છે

विकल्पशङ्कापोहेन येनैव साङ्ख्ययोगयोः ।
समुच्चयः क्रमेणोक्तः सर्वज्ञं नौमि तं हरिम् ॥ [શ્રીધર]

हरि ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे 'कर्मसंन्यासयोगो' नाम पंचमोऽध्यायः ॥ ५ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'કર્મસંન્યાસયોગ' નામનો ૫ મો અધ્યાય સંપૂર્ણ

અધ્યાય ૫ મો સંપૂર્ણ

---

## અધ્યાય છઠ્ઠો

# ध्यानयोग

**અવતરણિકા** —પાચમા અધ્યાયના અતમા "स्पर्शान्कृत्वा बहिर्बाह्यान्" ઇત્યાદિ ત્રણ શ્લોકવડે ભગવાને જ્ઞાનના અતરગ સાધનરૂપ ધ્યાનયોગ સૂત્રરૂપે કહ્યો હવે આ ધ્યાનયોગના બહિરગ તથા અતરગ સાધનો, તથા તેના ફળ વગેરેનુ વિસ્તારથી નિરૂપણ કરવા માટે આ છઠ્ઠા અધ્યાયનો આરભ કરવામા આવે છે

શ્રવણાદિથી સભાવિત જ્ઞાનની ઉત્પત્તિનુ કારણ ચિત્તશુદ્ધિ છે ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થયા પછી જ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન જ્ઞાનનિષ્ઠારૂપે ફલિત થાય છે જેમ ચકોર ચાદનીનો આનદ અનુભવતુ આનદમય થાય છે, તેમ શુદ્ધ ચિત્ત જ બ્રહ્માનદનો આનદ અનુભવતુ બ્રહ્મમય થાય છે

કર્મયોગ જ ચિત્તશુદ્ધિનુ સાધન છે, એ પુન સૂચન કરવાના હેતુથી પ્રથમ ભગવાન બે શ્લોકવડે કર્મયોગની સ્તુતિ કરે છે

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥ १॥**

**અન્વયાર્થ :**—य જે कर्मफल કર્મફળનો अनाश्रित આશ્રય લીધા વિના कार्यं વિહિત-અવશ્ય કરવા યોગ્ય कर्म કર્મ करोति કરે છે स તે सन्यासी સન્યાસી છે च તથા योगी યોગી છે च પરતુ निरग्नि न જે પુરુષ અગ્નિ રહિત છે તેને સન્યાસી ન માનવો च અને न अक्रिय જે પુરુષ ક્રિયારહિત છે, તેને યોગી ન માનવો [ મધુ ] [ ૧ ]

**શબ્દાર્થ** —કર્મફળનો આશ્રય લીધા વિના જે પુરુષ વિહિત કર્મ કરે છે, તે જ સન્યાસી તથા યોગી છે પરતુ જે અગ્નિરહિત છે તેને સન્યાસી ન માનવો, અને જે ક્રિયારહિત છે તેને યોગી ન માનવો [ મધુ ] [ ૧ ]

**વિવેચન** — હે અર્જુન ! જે પુરુષ કર્મફળની તૃષ્ણા [ અપેક્ષા ] વિના કેવળ મોક્ષની કામનાથી સર્વ કર્મો ઈશ્વરને સમર્પણ કરી, નિષ્કામ થઈ कार्यं कर्म = કર્તવ્યરૂપ નિત્ય, નૈમિત્તિક અગ્નિહોત્રાદિરૂપ કર્મો [ શકરાનદ ] શાસ્ત્રે કરવા યોગ્યપણાથી જેમનુ વિધાન કર્યું છે એવા અગ્નિહોત્રાદિ કર્મો [ મધુ ]

અવશ્ય કરવા યોગ્ય યજ્ઞદાનાદિ વિહિત કર્મો [ શ્રીધર વગેરે ] કરે છે, તે કર્મોમાં પ્રવૃત્ત રહેવા હોવા છતાં ખરો સંન્યાસી અને યોગી છે. તે જ ખરો ત્યાગી છે [ ગી. ૧૮-૧૧ ], તથા તે જ ચિત્તશુદ્ધિદ્વારા આત્મજ્ઞાનને પ્રાપ્ત થઈ, મોક્ષરૂપ પરમ પદને પામે છે [ ગી ૨-૫૧ ]

" संन्यासो हि त्यागः चित्तविक्षेपाभावश्च योगः । [ મધુ. વગેરે ] ફલેચ્છાનો ત્યાગ 'સંન્યાસ' કહેવાય છે, અને ચિત્ત વિષે વિક્ષેપનો અભાવ તે 'યોગ' કહેવાય છે " આ પ્રકારે સંન્યાસ તથા યોગ નિષ્કામ પુરુષને વિષે વિદ્યમાન છે કર્મયોગી ફલનો ત્યાગ કરનારો છે માટે સંન્યાસી છે, તથા ફલની તૃષ્ણારૂપ વિક્ષેપના અભાવવાળો છે, માટે યોગી છે કર્મયોગીમાં સંન્યાસિત્વ તથા યોગિત્વ ગૌણપણે છે એ અર્થ છે [ શા ભા ] 'तस्योभयनिष्ठासिद्धेरिति भाव । [ કેશવ ] કર્મયોગીને કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠા બન્ને સિદ્ધ થાય છે," એ ભાવ છે

પરંતુ न निरग्नि = જેણે કેવળ વિધિપૂર્વક શ્રૌત તથા સ્માર્ત અગ્નિનો ત્યાગ કર્યો છે, તેને સંન્યાસી ન માનવો અને न. अक्रिय. જેણે ક્રિયામાત્રનો ત્યાગ કર્યો છે, તેને યોગી ન માનવો [મધુ] માત્ર શ્રૌત તથા સ્માર્ત અગ્નિથી રહિત થયેલો પુરુષ સંન્યાસી કહેવાય નહિ; અને માત્ર શરીરને અને કર્મેન્દ્રિયાદિને બલાત્કારે ક્રિયારહિત સ્તબ્ધ રાખવાથી પુરુષ યોગી કહેવાય નહિ [૧]

અવતરણિકા — જેમ સંન્યાસ [ કર્મનો ત્યાગ ] મોક્ષનું સાધન છે, તેમ નિષ્કામ કર્મ પણ મોક્ષનું સાધન છે, તેથી મુમુક્ષુએ અવશ્ય કરવા યોગ્ય વિહિત કર્મ કરવા જોઈએ, એ હેતુથી કર્મની [કર્મયોગની] સ્તુતિ કરવા માટે, હવે ભગવાન સંન્યાસ તથા કર્મયોગનો અભેદ પ્રતિપાદન કરે છે [ચક્રાનંદ]

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

અન્વયાર્થ —पांडव ! હે અર્જુન ! यं જેને संन्यासम् સંન્યાસ इति એમ प्राहु કહે છે तं તેને योगं યોગ विद्धि જાણ, हि કારણકે असंन्यस्तसंकल्प જેણે ફલવિષયક સંકલ્પનો ત્યાગ કર્યો નથી એવો कश्चन કોઈ પણ योगी વિક્ષેપ રહિત ચિત્તવાળો-એકાગ્ર ચિત્તવાળો—સમાધાન ચિત્તવાળો न भवति થતો નથી [૨]

શબ્દાર્થ —હે અર્જુન! જેને સંન્યાસ કહે છે તેને તું યોગ જાણ જેણે ફલવિષયક સંકલ્પનો ત્યાગ કર્યો નથી, તે યોગી થઈ શકતો નથી [૨]

**વિવેચનઃ**—હે અર્જુન ! શ્રુતિઓ ફળસહિત સર્વ કર્મોના ત્યાગને 'સંન્યાસ' કહે છે. એ સંન્યાસને જ તું ફલતૃષ્ણા તથા કર્તાપણાના અભિમાન વિના વિહિત કર્મોના અનુષ્ઠાનરૂપ યોગ [કર્મયોગ] જાણ; કારણકે असंन्यस्तसंकल्पः = જેણે ફલના સંકલ્પનો ત્યાગ ન કર્યો હોય એવો કોઈ પણ પુરુષ યોગી થતો નથી. જેણે ફલના સંકલ્પનો ત્યાગ કર્યો હોય એવો પુરુષ જ યોગી થઈ શકે છે; અને તેથી ફલના ત્યાગની સમાનતાને લીધે તથા તૃષ્ણારૂપ ચિત્તની વૃત્તિના નિગ્રહની સમાનતાને લીધે ગૌણવૃત્તિવડે નિષ્કામ કર્મ કરનારો પુરુષ જ સંન્યાસી તથા યોગી થાય છે [ મધુ ].

સંન્યાસ તથા કર્મયોગ મોક્ષરૂપી એક જ ફળના કારણરૂપ હોવાથી અહીં સંન્યાસ તથા કર્મયોગ બન્ને એક કહ્યા છે [ શંકરાનંદ ]. " तयोरमेदमेव विजानीहीत्यर्थः । [ શંકરાનંદ ] તું એ બન્નેનો અભેદ જ જાણ. "

" निःसंकल्पस्तटस्थस्तिष्ठेदेतन्मोक्षलक्षणम् । [ મૈ. ઉ. ૬–૧૯ ] સંકલ્પરહિત થઈને તટસ્થ રહેવું એ મોક્ષનું લક્ષણ છે." આ પ્રકારે ઉપર્યુક્ત મૈત્રાયણીય શ્રુતિમાં વર્ણવેલા મોક્ષના લક્ષણરૂપ સંકલ્પરહિતપણાની સંન્યાસ અને યોગ એ બન્નેમાં સમાનતા જ રહેલી છે [ નીલકંઠ ].

તાત્પર્ય એ છે કે, કર્મફળનો સંકલ્પ જ ચિત્તના વિક્ષેપનું મૂળ કારણ છે; અને તે ફળવિષયક સંકલ્પનો ત્યાગ કરનાર અધિકારી પુરુષ જ વિક્ષેપરહિત ચિત્તવાળો યોગી થાય છે [ શા. ભા. ] [ ૨ ].

**અવતરણિકા**:—હવે કર્મયોગ ધ્યાનયોગનું સાધન છે, તે કહે છે [શા. ભા.]:

**आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।**
**योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥**

**અન્વયાર્થ**:— योगं ધ્યાનયોગને [ શા. ભા. વગેરે ] અંતઃકરણની શુદ્ધિરૂપ વૈરાગ્યને [ મધુ. વગેરે ] आरुरुक्षोः પામવાને ઇચ્છનાર मुनेः મુનિને, તે યોગને પ્રાપ્ત થવા માટે कर्म નિષ્કામ કર્મ–ફલેચ્છા વિના સ્વધર્મનું અનુષ્ઠાન [વલ્લભ] कारणम् સાધનરૂપ उच्यते કહેવાય છે; તથા योगारूढस्य યોગમાં આરૂઢ થયેલા [શા. ભા.] અંતઃકરણની શુદ્ધિરૂપ વૈરાગ્યને પ્રાપ્ત થયેલા [મધુ.] तस्य તેને ધ્યાનયોગમાં સદા સ્થિત રહેવાનું शमः ઉપશમ–સર્વકર્મસંન્યાસ—વિક્ષેપ કરનારાં કર્મોનો ત્યાગ–સર્વકર્મનિવૃત્તિ एव જ कारणम् સાધનરૂપ उच्यते કહેવાય છે [૩].

**શબ્દાર્થ**:—યોગમાં આરૂઢ થવાની ઇચ્છાવાળા પુરુષને નિષ્કામ કર્મ [ કર્મયોગ ] સાધનરૂપ કહેવાય છે; તથા યોગમાં આરૂઢ થયેલા પુરુષને જ્ઞાનના પરિપાક માટે શમ [ સર્વકર્મ સંન્યાસ ] જ સાધનરૂપ કહેવાય છે [ ૩ ].

**વિવેચન** —યોગ = ધ્યાનયોગને [ શા ભા વગેરે ] અંતઃકરણની શુદ્ધિરૂપ વૈરાગ્યને [ મધુ વગેરે ] યોગમાં આરૂઢ થવાની ઇચ્છાવાળા પુરુષને કર્મ [ કર્મયોગ ] સાધનરૂપ છે, પરંતુ યોગારૂઢને અર્થાત્ યોગમાં આરૂઢ થયેલા પુરુષને [ શા ભા ] અંતઃકરણની શુદ્ધિરૂપ વૈરાગ્યને પ્રાપ્ત થયેલા પુરુષને ધ્યાનયોગમાં સ્થિત થવા માટે [ શા ભા ] અથવા જ્ઞાનના પરિપાક માટે [ મધુ ] અથવા વિદેહમુક્તિ માટે [ શંકરાનંદ ] શમ = ઉપશમ [ શા ભા ] સર્વ કર્મોનો સંન્યાસ જ સાધનરૂપ છે

પુરુષ જેટલો કર્મથી ઉપરામ પામે છે, તેટલું તેટલું તે પરિશ્રમ-રહિત જિતેન્દ્રિય પુરુષનું ચિત્ત સમાહિત થાય છે, અને એ રીતે ચિત્તની એકાગ્રતા થયા પછી તે ઝડપથી યોગારૂઢ થાય છે [ શા ભા ] 'બ્રાહ્મણ [ યોગા ૬ ] માટે એકતા સમતા, સત્યતા, ધ્યાન, સ્થિતિ અહિંસા, આર્જવ અને સર્વકર્મોથી ઉપરામ જેવું બીજું કોઈ ધન નથી' [ શા પ ૧૭૫-૩૭ ]

'तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ। તે એક આત્માને જ જાણો અને બીજી બધી વાતને છોડી દો'' ''ओमित्येवं ध्यायथ आत्मानम्। ઓમ્‌રૂપે આત્માનું ધ્યાન કરો'' 'शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यत्। શાન્ત, દાન્ત, ઉપરત, તિતિક્ષુ તથા સમાહિત થઈ આત્મા વિષે જ આત્માને જુઓ'' વગેરે શ્રુતિ-સ્મૃતિ વચનો 'યોગારૂઢને શમ જ વિદેહમુક્તિના સાધનરૂપ છે,' એ પ્રતિપાદન કરે છે

" यावदात्मसाक्षात्कारान्तरङ्गस्य योगस्य प्राप्तिस्तावत्कर्म कार्यनित्यर्थ । [ કેશવ ] જ્યાં સુધી આત્મસાક્ષાત્કારના કારણભૂત યોગની પ્રાપ્તિ થાય ત્યાં સુધી નિષ્કામ કર્મ કરવાં જોઈએ ''

ભક્ત નરસિંહ પણ કહે છે કે, 'મનુષ્યને કર્મ કરવા ઘટે ત્યાં લગી જ્યાં સુધી ભક્તિનો ભેદ આગળો' જ્યાં સુધી પુરુષ ચિત્તશુદ્ધિદ્વારા આત્મદર્શનના લક્ષણરૂપ પરાભક્તિને પ્રાપ્ત થાય, ત્યાં સુધી તેણે નિષ્કામ કર્મો કરવાં [ ગી ૧૮-૫-૬ ] [ ૩ ]

**અવતરણિકા** —હવે સાધક યોગી ક્યારે યોગારૂઢ થાય છે, તે કહે છે

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

**અન્વયાર્થ** —यदा જ્યારે સાધક યોગી हि ખરેખર इन्द्रियार्थेषु ઇન્દ્રિયોના વિષયોમાં न નહિ તથા कर्मसु કર્મોમાં न अनुषज्जते આસક્ત થતો નથી

તથા सर्वसंकल्पसंन्यासी સર્વ કામનાઓ તથા કામનાઓના મૂળરૂપ સંકલ્પનો ત્યાગ કરે છે तदा ત્યારે તે योगारूढ. યોગારૂઢ-યોગને પ્રાપ્ત કરી ચૂકેલો [ શા. ભા. ] उच्यते કહેવાય છે [૪].

**શબ્દાર્થ** :—જ્યારે સાધકયોગી ખરેખર ઇન્દ્રિયોના વિષયોમાં કે કર્મોમાં આસક્ત થતો નથી, તથા સર્વ સંકલ્પોનો સારી રીતે ત્યાગ કરે છે, ત્યારે તે યોગારૂઢ કહેવાય છે [૪].

**વિવેચન** :—હે અર્જુન! ચિત્તને નિગ્રહ કરવા પ્રવૃત્ત થયેલો સાધક યોગી જ્યારે વૈરાગ્યની દૃઢતાથી ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયોમાં આસક્ત થતો નથી, તથા નિત્ય, નૈમિત્તિક, કામ્ય, લૌકિક તથા નિષિદ્ધ કર્મોમાં આસક્ત થતો નથી, અર્થાત્ તે બંનેમાં મિથ્યાપણાના જ્ઞાનથી તેમજ આત્માના અકર્તા, અભોક્તા, પરમાનંદ તથા અદ્વિતીય સ્વરૂપના જ્ઞાનથી ફલના અભાવની બુદ્ધિ થતાં, 'હું કર્મોનો કર્તા છું, તથા વિષયો મારે ભોગ્ય છે' એવા અભિનિવેશરૂપ અનુષંગને કરતો નથી [ મધુ. ], અથવા એ કર્મો મારે કરવા યોગ્ય છે, એવી કર્તવ્યબુદ્ધિ એ કર્મોમાં કરતો નથી [ શા. ભા. ], તથા આ લોક તથા પરલોકના વિષયભોગની કામનાના કારણરૂપ સર્વ સંકલ્પ છોડી દેવાનો જેનો સ્વભાવ થઈ ચૂક્યો છે, તેવો તે સર્વસંકલ્પસંન્યાસી થાય છે [ શા.ભા. ], ત્યારે તે યોગારૂઢ કહેવાય છે.

'सर्वसंकल्पसंन्यासी' વચનવડે ભગવાન યોગારૂઢને સર્વ કામનાઓ તથા સર્વ કર્મોનો ત્યાગ કરાવે છે [ શા. ભા. ], માટે સાધકયોગીએ યોગારૂઢ થાય ત્યાં સુધી નિષ્કામકર્મો કરવાં તથા યોગારૂઢ થયા પછી કર્મોનો ત્યાગ કરવો [ શા. ભા., નીલકંઠ વગેરે ] [ ૪ ].

**અવતરણિકા** :—હવે આત્મા [ નિર્વિષયી મન ] આત્માનો બંધુ છે, અને આત્મા [ વિષયાસક્ત મન ] જ આત્માનો શત્રુ છે, તે કહે છે:

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

**અન્વયાર્થ** :—અધિકારી પુરુષે आत्मना વિવેકયુક્ત મનવડે [ મધુ. વગેરે ] અનાસક્ત મનવડે [ શા. ભા., કેશવ ] आत्मानं આત્માનો-સંસારસાગરમાં ડૂબેલ પોતાના જીવનો [ મધુ. ] उद्धरेत् ઉદ્ધાર કરવો, યોગારૂઢ અવસ્થાને પ્રાપ્ત કરવું [ શા. ભા. ]. आत्मानं આત્માનો न अवसादयेत् નાશ ન કરવો—અર્થાત્ સંસારસાગરમાં ડુબાવવો નહિ. आत्मा एव વિવેકયુક્ત મન જ-અનાસક્ત મ

જ हि ખરેખર आत्मन આત્માનો बंधु બંધુ છે તથા आत्मा एव विषयासक्त મન જ आत्मन આત્માનો रिपु શત્રુ છે [ ૫ ]

શબ્દાર્થ —આત્માવડે [ વિવેકયુક્ત મન વડે ] આત્માનો ઉદ્ધાર કરવો આત્માનો નાશ ન કરવો આત્મા [ વિવેકયુક્ત મન ] જ આત્માનો બંધુ છે, અને આત્મા [ વિષયાસક્ત મન ] જ આત્માનો શત્રુ છે [ ૫ ]

વિવેચન.— "काममूलः संसारः । સંસારનું મૂળ કામ [ તૃષ્ણા ] છે " કામનું મૂળ સંકલ્પ [વિષયચિંતવન] છે [ ગી ૬–૨૪ ] અને 'सङ्कल्पो वासनामूलक' [ શંકરાનંદ ગી ૨–૫૫ ] સંકલ્પનું મૂળ ભોગજન્ય ધર્માધર્મરૂપ વાસના છે" વિષયો વિષે ભોગ્યત્વ–વાસના જ જીવાત્માના સંસારીપણાનું કારણ છે, માટે સંસારસમુદ્રમાં ડૂબેલા આ આત્માનો आत्मना = વિવેકયુક્ત મનવડે [ મધુ વગેરે ], અનાસક્ત મનવડે [ રા ભા , કેશવ ] ઉદ્ધાર કરવો. અર્થાત્ "योगारूढतामापादयेत् । [ શા ભા ] યોગારૂઢ અવસ્થાને પ્રાપ્ત કરી લેવી", પરંતુ આ આત્માનો નાશ ન કરવો વિષયોમાં આસક્ત થઈ, આ આત્માને સંસાર-સાગરમાં ડુબાવવો નહિ

आत्मा = વિવેકયુક્ત મન [ મધુ વગેરે ], અનાસક્ત મન [ રા ભા., કેશવ ] નિર્વિષયી મન જ આત્માનો બંધુ છે, અર્થાત્ અનાસક્તિ [ વિવેક ] જ વૈરાગ્ય દ્વારા યોગારૂઢ અવસ્થાને પ્રાપ્ત થવાનું પરમ સાધન છે, તથા आत्मा = વિષયાસક્ત મન જ આત્માનો શત્રુ છે, અર્થાત્ વિષયાસક્તિ જ જીવાત્માના સંસારીપણાનું કારણ છે.

જેમ રોગી જીભને વશ થઈ, અપથ્યનો ઉપભોગ કરી, પોતાનો નાશ કરે છે, તેમ પુરુષ વિષયવાસનાને વશ થઈ, બહિર્મુખ થઈ, પોતાનો નાશ કરે છે. માટે ' अन्तःप्रगवो भूत्वा स्वोद्धरणमेव कुर्यादित्यर्थः । [ શંકરાનંદ ] મુમુક્ષુએ મન તથા ઇન્દ્રિયોને બાહ્ય વિષયોથી નિવૃત્ત કરી અંતર્મુખ થઈ, આત્માનો ઉદ્ધાર કરવો " અવિદ્યા અને અવિદ્યાના કાર્યના સંબન્ધોથી રહિત સચ્ચિદાનંદૈક-સ્વસ્વરૂપે આત્માનું સ્થાપન એ જ આત્માનો ઉદ્ધાર છે [ શંકરાનંદ]

આ આત્મા સમસ્ત બ્રહ્માંડને એક ઘાસના તણખલાની પેઠે ફેંકી દેવા, કે એક રમકડાની પેઠે હથેળીમાં નચાવવા કે પાણીના પરપોટાની પેઠે નાશ કરવા સમર્થ છે આ આત્મા કેવળ પોતાનો જ નહિ, પરંતુ મનુષ્યમાત્રનો ઉદ્ધાર કરવા સમર્થ છે, માટે આ આત્માનો આત્મબળવડે ઉદ્ધાર કરવો આ આત્મા વિષયો, મન, બુદ્ધિ, વાસના વગેરેથી શ્રેષ્ઠ [ બળવાન ] છે [ ગી ૩–૪૨ ], માટે વિવેકયુક્ત મનવડે [ નિર્વિષયી મન વડે ] મનને સ્થિર કરીને [ સમાધિસ્થ કરીને ]

આત્માનો ઉદ્ધાર કરવો [ ગી. ૩-૪૩ ]. અભ્યાસ અને વૈરાગ્યના બળથી મનનો નિગ્રહ કરી, પોતે જ પોતાના આત્માનો ઉદ્ધાર કરવો [ ગી. ૬-૩૫ ].

' મનનો નિગ્રહ કરવામા મન જ સમર્થ છે. આ સસારરૂપી સાગરના વેગમાં તૃષ્ણારૂપી ગ્રૂડ રહેલા છે; અને તેના વેગમા તણાઈ જતા પુરુષને તરવાને માટે પોતાનુ મન જ એક નૌકા છે. મનવડે મનરૂપી પાશને કાપીને જે પોતાના આત્માને મુક્ત કરતો નથી, તેનો અન્ય કોઈ ઉપાયથી મોક્ષ થતો નથી. વાસનાનો ત્યાગ કરવાથી અવિદ્યાનો ક્ષય થાય છે, માટે પ્રથમ ભોગના સમૂહની વાસનાનો ત્યાગ કરો, ત્યાર પછી ભેદની વાસનાનો ત્યાગ કરો, ત્યાર પછી ભાવ તથા અભાવની વાસનાનો ત્યાગ કરી, નિર્વિકલ્પ સુખ સપાદન કરો. ભાવનામાત્રનુ ન થવાપણુ એ જ વાસનાનો ક્ષય છે, અને મનનો તથા અવિદ્યાનો નાશ પણ એને જ કહે છે. " बन्धो हि वासनाबन्धो मोक्षः स्याद्वासनाक्षयः । ભોગવાસના એ જ સસાર છે તથા વાસનાક્ષય એ જ મોક્ષ છે. " વાસના ક્ષય પામતા ચિત્ત આપમેળે ઉપરામને પામે છે [ યો. વા. ઉ. પ્ર. ૧૧૨-૧૯-૨૫ ].

" मनसैव मनश्छित्वा पाशं परमबन्धनम् । उन्मोचितो न येनात्मा नासावन्येन मोक्ष्यते । મનરૂપી જે મહાબધનનો પાશ છે, તેને મનથી જ છેદી નાખીને, જેણે પોતાના આત્માને મુક્ત ન કર્યો, તેને અન્ય કોઈ મુક્ત કરી શકનાર નથી "

તાત્પર્ય એ છે કે, મનુષ્યનુ ઉત્થાન-પતન પ્રારબ્ધને નહિ, પરતુ પુરુષાર્થને આધીન છે [ ૫ ].

**અવતરણિકા** :—હવે કેવા લક્ષણવાળો આત્મા પોતાનો બધુ છે, તથા કેવા લક્ષણવાળો આત્મા પોતાનો શત્રુ છે, તે કહે છે:

**बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे वर्ततात्मैव शत्रुवत् ॥ ६ ॥**

**અન્વયાર્થ** :—येन જેણે आत्मना एव વિવેકયુક્ત મનવડે જ [ મધુ. વગેરે ] અનાસક્ત મનવડે જ [ રા. ભા , કેશવ ] आत्मा દેહ, મન તથા ઇન્દ્રિયોના સઘાતને [ શા. ભા. વગેરે ] મનને [ કેશવ ] जितः જીત્યુ છે तस्य आत्मा તેનુ મન आत्मनः આત્માનો बन्धुः બધુ છે—તારક છે [ શકરાનદ ], પરતુ अनात्मनः વિવેકરહિત મનવાળાનો—જેને મન વશ નથી તેનો तु તો आत्मा મન एव જ शत्रुवत् શત્રુની પેઠે शत्रुत्वे શત્રુતામા वर्तेत વર્તે છે [ ૬ ].

**શબ્દાર્થ** :—જેણે આત્માવડે [ વિવેકયુક્ત મનવડે ] આત્માને [ ઇન્દ્રિય સમૂહને ] જીત્યો છે, તેનો આત્મા જ [ વિવેકવાળુ મન ] આત્માનો બંધુ છે;

પરંતુ અનાત્માનો [ વિવેકરહિત મનવાળાનો ] તો આત્મા જ [ વિવેકરહિત મન જ ] શત્રુની પેઠે શત્રુતામાં વર્તે છે [ ૬ ]

**વિવેચન** —હે અર્જુન ! જેણે આત્માવડે [ વિવેકયુક્ત મનવડે ] આત્માને જીત્યો છે અર્થાત્ જે જિતેન્દ્રિય છે [ શા ભા ] તેને આત્મા = વિવેકયુક્ત મન આત્માનો બંધુ = તારક [ શંકરાનંદ ] હિતકારી [ શ્રીધર ] છે અર્થાત્ જે જિતેન્દ્રિય છે તેનું મન જ આત્માનો સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરવા નૌકારૂપ થાય છે કારણકે સુખનાથી [ આકળથી ] બંધાયેના પુરુષની પેઠે, જિતેન્દ્રિય પુરુષની ઇન્દ્રિયોને વિષયોમાં સ્વચ્છંદપણે પ્રવૃત્ત થવાનો અભાવ છે [ મધુ ] અને તેથી જિતેન્દ્રિય પુરુષ સ્વહિતમાં [ મોક્ષસાધનાના અનુષ્ઠાનમાં ] જ સદાસર્વદા પ્રવૃત્ત રહે છે, અને તેથી તે યોગારૂઢ થઈ આત્માનો ઉદ્ધાર કરવા સમર્થ થાય છે

પરંતુ જેને ઇન્દ્રિયો વશ નથી, તે પુરુષનું મન શત્રુની પેઠે શત્રુતામાં વર્તે છે અર્થાત્ અજિતેન્દ્રિય પુરુષનું મન અનિષ્ટ કરવામાં પ્રવૃત્ત થાય છે [શા ભા ] ' स्वनिःश्रेयसविपरीत वर्तनार्थं । [ ગ ભા ] વિષયોમાં આસક્ત થઈ, શ્રેયથી વિપરીત વર્તન કરે છે ''

" मन एव मनुष्याणा कारण बन्धमोक्षयो । बन्धाय विषयासक्त मुक्त्यै निर्विषय स्मृतम् । [ મૈ ઉ ૪–૧૧ ] મન જ સંસાર તથા મોક્ષના કારણરૂપ છે વિષયી મન સંસારના તથા નિર્વિષયી મન મોક્ષના કારણરૂપ છે " મન વિષયોમાં આસક્ત થાય તો સંસારબંધનના કારણરૂપ છે અને પરમાત્મામાં આસક્ત થાય તો મોક્ષના કારણરૂપ છે [ ભાગ ૩–૨૫–૧૫ ]

" मनसो निग्रहायत्तमभय सर्वयोगिनाम् । दु खक्षय प्रबोधश्चाप्यक्षया शान्तिरेव च । [ મા ઉ ગૌ કા ૩–૪૦ ] યોગીઓને અભય, દુઃખોનો ક્ષય પ્રબોધ [ આત્મજ્ઞાન ] અને અક્ષયશાંતિ મનના નિગ્રહને જ આધીન છે ' દાન, સ્વધર્માચરણ, યમ નિયમ, સ્વાધ્યાય, સત્કર્મ, વ્રત એ સર્વનું ફળ મન વશ થવું એ જ છે કારણકે મનને વશ કરવું એ જ ઉત્તમ સમાધિ છે [ ભાગ ૧૧–૨૩–૪૬ ] મનનો નિગ્રહ યોગનું લક્ષણ છે

' चित्तमेव हि ससार तत्प्रयत्नेन शोधयेत् ।। [મૈત્રા ઉ ૪–૩] મન [વિષયી મન] જ સંસારનું કારણ છે, માટે તેને નિષ્કામ કર્મ વગેરે ઉપાયોથી [નિર્વિષયી] કરવું "

આ મિત્ર, ઉદાસીન અને શત્રુરૂપી સર્વ સંસાર મનના ભ્રમને લીધે બનેલો નથી ઉત્પન્ન થયો છે આ સંસારમાં પુરુષને સુખદુઃખ આપનાર મનના વિભ્રમ વિના બીજો કોઈ નથી માટે સર્વાત્મભાવવડે ચિત્તને ભગવાન વિષે પરોવી મનનો પ્રયત્નપૂર્વક શુદ્ધ નિગ્રહ કરવો [ભાગ ૧૧–૨૩–૬૦–૬૧] [ ૬ ]

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

**અન્વયાર્થ** :—शीतोष्णसुखदुःखेषु ટાઢ-તડકો, સુખ-દુઃખ तथा તેમ જ मानापमानयोः માન-અપમાન હોવા છતાં પણ જે जितात्मनः જિતેન્દ્રિય છે તથા प्रशांतस्य જે રાગદ્વેષાદિકથી રહિત છે, તેને परमात्मा સ્વયં પ્રકાશ જ્ઞાનસ્વરૂપ આત્મા [ મધુ. ] समाहितः સમાધિનો વિષય થાય છે [ મધુ. ] [ ૭ ].

**શબ્દાર્થ** :—ઠંડી-ગરમી, સુખ-દુઃખ તથા માન-અપમાન વિદ્યમાન હોવા છતાં પણ જે જિતેન્દ્રિય તથા રાગદ્વેષાદિકથી રહિત છે તેને પરમાત્મા સમાધિનો વિષય થાય છે [ મધુ ] [ ૭ ].

**વિવેચનઃ**—હે અર્જુન ! जितात्मनः = ચિત્તને વિક્ષેપ કરનાર ટાઢ-તડકો તથા સુખ-દુઃખ વગેરે દ્વંદ્વો પ્રાપ્ત થયા છતાં તેમ જ માન-અપમાનની પ્રાપ્તિ થવા છતાં જેને ઇન્દ્રિયો વશ છે, અને प्रशांतस्य = જે સર્વત્ર સમબુદ્ધિવડે રાગ-દ્વેષાદિ વિકારોથી રહિત છે [ મધુ. ] તેને परमात्मा = સ્વયંપ્રકાશ જ્ઞાનસ્વરૂપ આત્મા [ મધુ. ] સમાધિના વિષયભૂત થાય છે, તે યોગારૂઢ થાય છે.

મુમુક્ષુએ જિતેન્દ્રિય તથા રાગદ્વેષથી રહિત થવું એ અર્થ છે [મધુ ] [૭].

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥ ८ ॥

**અન્વયાર્થ** :— ज्ञानविज्ञानतृप्तात्मा જ્ઞાન તથા વિજ્ઞાનથી તૃપ્ત ચિત્તવાળો कूटस्थः વિષયો સમીપ હોવા છતાં પણ વિકારરહિત [મધુ.] विजितेन्द्रियः તથા જિતેન્દ્રિય समलोष्टाश्मकांचनः જેને માટી, પથ્થર અને સુવર્ણ સમાન છે એવો योगी પરમ વૈરાગ્યથી યુક્ત પરમહંસ સંન્યાસી [ મધુ ] युक्तः યોગારૂઢ इति એ પ્રમાણે उच्यते કહેવાય છે [૮].

**શબ્દાર્થ** :—જ્ઞાન તથા વિજ્ઞાનથી તૃપ્ત ચિત્તવાળો, વિકારરહિત, જિતેન્દ્રિય, જેને માટી, પથ્થર તથા સુવર્ણ સમાન છે, તે યોગી 'યોગારૂઢ' કહેવાય છે [૮].

**વિવેચન** :— ज्ञानविज्ञानतृप्तात्मा = શાસ્ત્રે કહેલા પદાર્થોને [તત્ત્વોને] સારી રીતે સમજવા તે 'જ્ઞાન' કહેવાય છે; તથા શાસ્ત્ર કે ગુરુએ ઉપદેશેલાં તત્ત્વોનો [ અર્થોનો ] શ્રવણ, મનન તથા નિદિધ્યાસનથી અંતઃકરણમાં સાક્ષાત્ અનુભવ કરવો તે 'વિજ્ઞાન' કહેવાય છે [ શા. ભા. વગેરે ]. આવા જ્ઞાન-વિજ્ઞાનથી તૃપ્ત ચિત્તવાળો એટલે કે જેણે જાણવાનું તેટલું જાણી લીધું છે, વિચારવા જેટલું વિચારી

લીધુ છે, સમજવા જેટલુ સર્વ સમજી લીધુ છે, જેણે જાણવા જેવા, વિચારવા જેવા, તથા સમજવા જેવા સર્વ અર્થો, તત્ત્વો તથા ભાવોનો ચિત્તશુદ્ધિદ્વારા અનુભવ કર્યો છે, તથા જેને જાણવા જેવુ, વિચારવા જેવુ કે સમજવા જેવુ બીજુ કઈ પણ શેષ રહ્યુ નથી, જે કૂટસ્થ. શબ્દાદિ વિષયો સમીપ હોવા છતા વિકારને પ્રાપ્ત થતો નથી [ મધુ વગેરે ], અથવા જે આધ્યાત્મિકાદિ ત્રિવિધ દુ ખોથી ચલાયમાન થતો નથી [ શ કરાનદ વગેરે ], જે કોઈ મારે, કાપે, છેદે, નિ દે, તિરસ્કારે કે અપમાને, અગ્નિ વર્ષે કે હિમ વર્ષે, વૃષ્ટિ કે વજ્રપાત થાય છતા વિકાર, વિષાદ કે વ્યથાને પ્રાપ્ત થયા વિના વૃક્ષની, પર્વતની કે આકાશની પેઠે અવિચળ રહી, પ્રસન્ન વદને સર્વ સહન કરે છે [ સુમાન ઉપ ખં ૧૩ ] જે વિજિતેન્દ્રિય = જિતેન્દ્રિય છે, જેણે રાગદ્વેષપૂર્વક વિષયોના ગ્રહણથી પોતાની ઇન્દ્રિયોને નિવૃત્ત કરેલી છે [ મધુ ], જે સમલોષ્ટાશ્મકાંચન = માટી, પથ્થર, તથા સુવર્ણમા સમબુદ્ધિવાળો છે [ શા ભા. વગેરે ]. અથવા હેયોપાદયબુદ્ધિશૂન્ય = [ મધુ , શ્રીધર વગેરે ] ત્યાગ કરવા યોગ્યપણાની અને ગ્રહણ કરવા યોગ્યપણાની બુદ્ધિથી રહિતપણાને લીધે જેને માટી, પથ્થર તથા સુવર્ણ સમાન છે, જે સર્વત્ર બ્રહ્માનન્દદર્શી છે [શ કરાનદ] એવો યોગી = પરમ વૈરાગ્યથી યુક્ત પરમહ સ સ ન્યાસી [ મધુ ] યોગારૂઢ કહેવાય છે [૮]

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥**

**અન્વયાર્થ** —सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु સુહૃદ્, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય અને બ ધુ વિષે साधुषु સાધુઓમા च અને पापेषु પાપીઓમા अपि પણ समबुद्धि સમબુદ્ધિવાળો विशिष्यते શ્રેષ્ઠ છે [૯].

**શબ્દાર્થ** —સુહૃદ્, મિત્ર, શત્રુ ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બ ધુ, સાધુ તથા પાપી આ બધાને વિષે સમબુદ્ધિવાળો યોગી સર્વથી શ્રેષ્ઠ છે [૯]

**વિવેચન** —सुहृद्=પૂર્વના સ્નેહ તથા સ બ ધ વિના અને પ્રત્યુપકારની અપેક્ષા વિના ઉપકાર કરનાર [ મધુ વગેરે ], मित्र સ્નેહી-સ્નેહથી ઉપકાર કરનાર [ મધુ ], अरि = સામાના અપકાર વિના માત્ર પોતાના ક્રૂર સ્વભાવથી અન્યનુ અનિષ્ટ કરનાર [મધુ], उदासीन = પક્ષપાતરહિત [ શા ભા ], સર્વત્ર સર્વ પદાર્થોમા ઉપેક્ષા કરનાર [શ કરાન દ], मध्यस्थ = પરસ્પર વિરોધ કે વિવાદ કરનાર બન્ને પક્ષનો હિતૈષી [શા ભા ], द्वेष्य = સામાના અપકારને લીધે અપકાર કરનાર, बंधु = પોતાના સ બ ધથી ઉપકાર કરનાર, साधु = શાસ્ત્રને અનુ-

સરનાર [ શા ભા ], શાસ્ત્રવિહિત શુભ કર્મો કરનાર, पापः = શાસ્ત્રનિષિદ્ધ અશુભ કર્મો કરનાર च = અને અન્ય સર્વ પ્રાણીઓમા [ મધુ વગેરે ] समबुद्धि = કયો પુરુષ કેવા કર્મવાળો છે એ મનમા નહિ લાવતા જે સર્વત્ર રાગદ્વેષથી રહિત છે [ શા ભા, મધુ વગેરે ] એવો સમબુદ્ધિવાળો પુરુષ સર્વથી શ્રેષ્ઠ છે [ ૯ ]

અવતરણિકા — હવે નીચેના તેવીશ શ્લોકોવડે યોગનુ [ સમાધિના અગોનુ ] પ્રધાન કરે છે [ મધુ, શકરાનદ ]

**योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

**અન્વયાર્થ** — योगी ધ્યાન કરનાર યોગી [ શા ભા ] યોગારૂઢ [મધુ ] एकाकी એકલો रहसि એકાતમા स्थित રહીને—સન્યાસ ગ્રહણ કરી [ શા. ભા ] यतचित्तात्मा અતકરણ અને દેહાદિને વશ કરી निराशी વૈરાગ્યની દઢતાથી તૃષ્ણારહિત થઈ [ શા. ભા, મધુ વગેરે ] તથા अपरिग्रह શાસ્ત્રસમત હોવા છતા પણ યોગને આડે આવનાર પરિગ્રહથી [ ભોગસાધનોથી ] રહિત થઈ [મધુ ] सतत નિરતર आत्मानं ચિત્તને [ શા. ભા. ] બુદ્ધિને [ નીલક ] युञ्जीत સમાહિત કરે—એકાગ્ર કરે—સમાધિમા જોડે [૧૦]

**શબ્દાર્થ** — યોગીએ એકાત સ્થળમા એકલા રહીને, અતકરણ તથા શરીરને નિયમમા રાખી, તૃષ્ણાનો ત્યાગ કરી, પરિગ્રહથી શૂન્ય થઈ, નિરતર અતકરણને એકાગ્ર કરવુ [૧૦]

**વિવેચન** — યોગાભ્યાસપરાયણ યોગીએ એકાત સ્થળમા એકલા રહીને, यतचित्तात्मा = અતકરણ તથા શરીરનુ નિયમન કરી, निराशी = વૈરાગ્યની દઢતાવડે તૃષ્ણારહિત થઈ, તથા अपरिग्रह = શાસ્ત્રસમત હોવા છતા યોગને અતરાયરૂપ પરિગ્રહથી રહિત થઈ [મધુ], નિરતર आत्मानम् અતકરણને [ શા ભા, ] એકાગ્ર કરવુ પરબ્રહ્મતત્ત્વનુ પોતાના આત્મા વિષે અનુસધાન કરવુ [ શંકરાનદ ], કારણકે એકાત, લઘુભોજન, મૌન, તૃષ્ણાનો ત્યાગ, ઇન્દ્રિયોનો નિગ્રહ તથા પ્રાણનુ સયમન આ છ શીઘ્ર ચિત્તપ્રસાદને ઉત્પન્ન કરે છે [ શકરાનદ ]

'एकाकी रहसि स्थित ' એ પદોવડે યોગીએ સન્યાસ ગ્રહણ કરી યોગાભ્યાસ કરવો, એ અર્થનુ સૂચન છે [ શા ભા ], અને अपरिग्रह એ પદવડે સન્યાસગ્રહણ કરવા છતા કૌપીન-કથા સિવાય અન્ય સર્વ પરિગ્રહનો ત્યાગ કરી યોગાભ્યાસ કરવો, એ અર્થનુ સૂચન છે [ શકરાનદ વગેરે ].

પરિગ્રહમાત્ર વિક્ષેપના કારણરૂપ છે, અને તેથી સમાધિ ... પરિગ્રહરહિત
થવુ અત્યત આવશ્યક છે [શકરાનદ].

"यत्रैकाग्रता तत्र, अविशेषात्। [બ્ર સૂ ૪-૧-૧૧ ... પરમાત્મા
વિષે મન શીઘ્ર એકાગ્ર થાય તેવુ સ્થળ પસદ કરવુ.' ...ન, કાકરા,
અગ્નિ તથા રેતીથી રહિત, શબ્દ, ભીનાશ, સર્પ, વ... ...ન,
અનુકૂળ, નેત્રને પીડા નહિ કરનાર, ગુહા, ગિ...
કુદરતી સૌદર્યવાળા કોઈ પણ શાત, પવિત્ર તથા
ભ્યાસ કરવો [શ્વે ઉ ૨-૧૦] એકાત પવિત્ર
આખના કાર્ય એની મેળે બધ થાય છે, તથા સ્વ
વિકલ્પ વિનાનુ થાય છે

સાધક યોગીએ વખતોવખત સ્થળનો ફેરફાર ન
સ્થળે લાબા સમય સુધી યોગાભ્યાસ કરવાથી, ત્વરાથ
શકાય છે યોગાભ્યાસ દરરોજ તથા નિયમિત કરવો,
ખતપૂર્વક આગળ વધવુ.

'एकस्तपो द्विरध्यायी इति न्यायेन' 'તપ કરવા
અધ્યયનમા બે જણાએ સાથે રહેવુ' એ ન્યાય
સ્થળમા એકલા રહેવુ એ જ ઉત્તમ છે, કારણકે ઘણા
કલેશનો તથા બે જણા સાથે રહેવાથી વાતચીત વગેર
થવામા અતરાયનો ભય રહે છે [ભાગ ૧૧-૯-૧૦]

જ્યા સુધી આત્મસાક્ષાત્કાર થાય ત્યા સુધી શમદમાદિ
શ્રવણ, મનન તથા નિદિધ્યાસનરૂપ યોગાભ્યાસ ચાલુ ...
-૧] તીક્ષ્ણવ્રતનુ પાલન કરી, એકાતમા એકલો ...
યોગાભ્યાસ કરનાર યોગી, છ માસમા અક્ષરબ્રહ્મના
[મૈ ઉ ૬-૨૮, અમૃતનાદોપનિષદ, શા પ ૨૮
અનુગીતા ૧૯-૬૬]

"પોતાનુ સાચુ સ્વરૂપ સમજવા તે માટે મુમુક્ષુએ
એકાતમા રહેવાની ટેવ પાડવી જોઈએ, અને બે ત્રણ અ...
દિવસ સુધી તદ્દન એકાતમા કોઈ માણસ ન હોય ત્યા, ન્યુ...
બધા વિચાર છોડી, પોતાની અદર શુ બને છે, તે ...
જોઈએ સજાતીય વૃત્તિ કી સજાતીય વૃત્તિ ખાને છે" [સ્વામી
કોણ' પહેલી આવૃત્તિ, પા. ૧૩૩].

'विविक्तदेशसेवित्व' [ગી ૧૩-૧૦] 'પવિત્ર એકાંત સ્થળનું સેવન' એ જ્ઞાનનું સાધન છે

**નોંધ**—'अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषतः । उपाया देशकालाद्याः सन्त्यस्मिन्सहकारिणः ॥' [શ કર. વિ ચૂ ૧૪] ઘણું કરીને ફલસિદ્ધિ [જ્ઞાનપ્રાપ્તિ] અધિકારીની જ અપેક્ષા રાખે છે, પરંતુ આ જ્ઞાનપ્રાપ્તિમાં દેશ કાળ, અન્નપાનાદિની અનુકૂળતા વગેરે ઉપાયો [સાધનો] મુમુક્ષુને સહાય કરનારા છે" [૧૦]

**અવતરણિકા**—યોગના બહિરંગ તથા અંતરંગ સાધનોનું ટૂંકમાં નિરૂપણ કરી, હવે યોગસિદ્ધિ માટે પ્રથમ આસનનો પ્રકાર કહે છે

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

**અન્વયાર્થ**—न अत्युच्छ्रित ન અતિ ઊંચું न अतिनीच ન અતિ નીચું એવું चैलाजिनकुशोत्तरम् પ્રથમ દર્ભ, તેના ઉપર મૃગચર્મ કે વ્યાઘ્રાંબર અને તે પર વસ્ત્ર પાથરીને आत्मन પોતાનું स्थिर સ્થિર आसन આસન शुचौ पवित्र देशे સ્થાનમાં प्रतिष्ठाप्य તૈયાર કરવું [૧૧].

**શબ્દાર્થ**—પ્રથમ દર્ભ, તેની ઉપર મૃગચર્મ કે વ્યાઘ્રાંબર તથા તેની ઉપર વસ્ત્ર પાથરીને અતિ ઊંચું નહિ તેમ અતિ નીચું નહિ એવું પોતાનું સ્થિર આસન પવિત્ર સ્થાનમાં તૈયાર કરવું [૧૧]

**વિવેચન**—યોગસિદ્ધિ માટે યોગીએ કોઈ પવિત્ર અથવા ગોમૂત્ર આદિ સંસ્કાર દ્વારા પવિત્ર કરેલા સ્થાનમાં પોતાનું આસન તૈયાર કરવું [નીલકંઠ] માટીનું આસન કરવું પરંતુ કાષ્ઠનું આસન ન કરવું [નીલકંઠ] આસન જમીનથી બહુ ઊંચું ન હોવું જોઈએ કે જેથી પડી જવાનો ભય રહે, તેમ આસન બહુ નીચું ન હોવું જોઈએ કે, જેથી શરદી વગેરે ઉપદ્રવોનો ભય રહે આસન માટે પ્રથમ कुश = દર્ભ, તે ઉપર સુકોમળ अजिन = મૃગચર્મ કે વ્યાઘ્રાંબર તથા તેના ઉપર चैल = કોમળ વસ્ત્ર પાથરવું

"उपासना नाम समानप्रत्ययप्रवाहकरणम्।" [શા ભા, બ્ર સૂ ૪-૧-૭] નદીના પ્રવાહ કે તેલની ધાર પ્રમાણે પરમાત્માનું સતત ધ્યાન કરવું એટલે કે બ્રહ્માકાર ચિત્તવૃત્તિનો જે પ્રવાહ તે 'ઉપાસના' [સમાધિ] કહેવાય છે '

'आसीन सम्भवात्।' [બ્ર સૂ ૪-૧-૭] ચાલતાં ઊભાં, હાલતાં ફરતાં, કે સૂતાં સૂતાં ઉપાસના [ધ્યાન] શક્ય નથી, માટે બેસીને જ મનોવૃત્તિ પરમાત્માના વિષે એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો" "स्थिरसुखमासनम्।" [પા યો. સૂ

પરિગ્રહમાત્ર વિક્ષેપના કારણરૂપ છે, અને તેથી સમાધિસિદ્ધિ માટે પરિગ્રહરહિત થવું અત્યંત આવશ્યક છે [શંકરાનંદ].

"यत्रैकाग्रता तत्र, अविशेषात्। [બ્ર. સૂ. ૪-૧-૧૧] યોગીએ જ્યાં પરમાત્મા વિષે મન શીઘ્ર એકાગ્ર થાય તેવું સ્થળ પસંદ કરવું." સમાન, પવિત્ર, કાંકરા, અગ્નિ તથા રેતીથી રહિત, શબ્દ, ભીનાશ, સર્પ, વીંછી વગેરેથી રહિત, મનને અનુકૂળ, નેત્રને પીડા નહિ કરનાર, ગુહા, ગિરિશૃંગ, નદીનો કિનારો કે કુદરતી સૌંદર્યવાળા કોઈ પણ ઘાત, પવિત્ર તથા વાયુરહિત સ્થાનમાં યોગાભ્યાસ કરવો [શ્વે. ઉ ૨-૧૦]. એકાંત પવિત્ર સ્થળમાં વાણી, કાન તથા આંખના કાર્ય એની મેળે બંધ થાય છે, તથા સ્વાભાવિક રીતે મન સંકલ્પ-વિકલ્પ વિનાનું થાય છે.

સાધક યોગીએ વખતોવખત સ્થળનો ફેરફાર ન કરવો, કારણકે એક જ સ્થળે લાંબા સમય સુધી યોગાભ્યાસ કરવાથી, ત્વરાથી યોગમાં આગળ વધી શકાય છે. યોગાભ્યાસ દરરોજ તથા નિયમિત કરવો, અને ક્રમેક્રમે ધીરજ તથા ખંતપૂર્વક આગળ વધવું.

'एकस्तपो द्विरध्यायी इति न्यायेन' 'તપ કરવામાં એકલા રહેવું તથા અધ્યયનમાં બે જણાએ સાથે રહેવું' એ ન્યાય પ્રમાણે યોગીએ એકાંત સ્થળમાં એકલા રહેવું એ જ ઉત્તમ છે; કારણકે ઘણા પુરુષો સાથે રહેવાથી કલેશનો તથા બે જણા સાથે રહેવાથી વાતચીત વગેરેથી યોગસિદ્ધિને પ્રાપ્ત થવામાં અંતરાયનો ભય રહે છે [ભાગ. ૧૧-૯-૧૦].

જ્યાં સુધી આત્મસાક્ષાત્કાર થાય ત્યાં સુધી શમદમાદિ સાધનમાં નિરત રહી, શ્રવણ, મનન તથા નિદિધ્યાસનરૂપ યોગાભ્યાસ ચાલુ રાખવો [બ્ર સૂ ૪-૧-૧]. તીક્ષ્ણવ્રતનું પાલન કરી, એકાંતમાં એકલો રહી, કાર્યાંતર કર્યા વિના, યોગાભ્યાસ કરનાર યોગી, છ માસમાં અક્ષરબ્રહ્મના સારૂપ્યને પ્રાપ્ત થાય છે [મૈ. ઉ. ૬-૨૮, અમૃતનાદોપનિષદ્; શાં. પ. ૨૪૦-૨૨-૩૨; મ. ભા. અનુગીતા. ૧૯-૬૬].

"પોતાનું સાચું સ્વરૂપ સમજાય તે માટે મુમુક્ષુએ રોજ થોડા કલાક એકાંતમાં રહેવાની ટેવ પાડવી જોઈએ; અને બે ત્રણ મહિનાને અંતરે સાત દિવસ સુધી તદ્દન એકાંતમાં કોઈ માણસ ન હોય ત્યાં, ન્યુસપેપર પણ છોડીને બધા વિચાર છોડી, પોતાની અંદર શું બને છે, તે જોવાની ટેવ પાડવી જોઈએ. સજાતીય વૃત્તિથી સજાતીય વૃત્તિ ખીલે છે" [સ્વામી માધવતીર્થ-'હું કોણ' પહેલી આવૃત્તિ, પા. ૧૩૩].

'विविक्तदेशसेवित्वं' [ ગી. ૧૩-૧૦ ] 'પવિત્ર એકાન્ત સ્થળનું સેવન' એ જ્ઞાનનું સાધન છે.

**નોંધ**—'अधिकारिणनाश्चास्ते फलसिद्धिर्विशेषत. । उपाया देशकालाद्या. सन्त्यस्मिन्सहकारिण. ॥ [ વિ ક. નિ. ચૂ. ૧૪ ] ઘણું કરીને સિદ્ધિ [જ્ઞાનપ્રાપ્તિ] અધિકારની જ અપેક્ષા રાખે છે, પરંતુ આ જ્ઞાનપ્રાપ્તિમાં દેશ, કાળ, અન્ન-પાનાદિની અનુકૂળતા વગેરે ઉપાયો [સાધનો] મુમુક્ષુને સહાય કરનાર છે" [૧૦].

**અવતરણિકા**—યોગના બહિરંગ તથા અંતરંગ સાધનોનું ક્રમમાં નિરૂપણ કરી, હવે યોગસિદ્ધિ માટે પ્રથમ આસનનો પ્રકાર કહે છે.

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥**

**અન્વયાર્થ**—न अत्युच्छ्रित ન અતિ ઊંચું न अतिनीचं ન અતિ નીચું એવું चैलाजिनकुशोत्तरम् પ્રથમ દર્ભ, તેના ઉપર મૃગચર્મ કે વ્યાઘ્રાંબર અને તે પર વસ્ત્ર પાથરીને आत्मन. પોતાનું स्थिर સ્થિર आसन આસન शुचौ પવિત્ર देशे સ્થાનમાં प्रतिष्ठाप्य તૈયાર કરવું [૧૧].

**શબ્દાર્થ**:—પ્રથમ દર્ભ, તેની ઉપર મૃગચર્મ કે વ્યાઘ્રાંબર તથા તેની ઉપર વસ્ત્ર પાથરીને અતિ ઊંચું નહિ તેમ અતિ નીચું નહિ એવું પોતાનું સ્થિર આસન પવિત્ર સ્થાનમાં તૈયાર કરવું [૧૧].

**વિવેચન**:—યોગસિદ્ધિ માટે યોગીએ કોઈ પવિત્ર અથવા ગોમૂત્ર આદિ સંસ્કાર દ્વારા પવિત્ર કરેલા સ્થાનમાં પોતાનું આસન તૈયાર કરવું [નીલકંઠ]. માટીનું આસન કરવું, પરંતુ કાષ્ઠનું આસન ન કરવું [નીલકંઠ] આસન જમીનથી બહુ ઊંચું ન હોવું જોઈએ કે, જેથી પડી જવાનો ભય રહે; તેમ આસન બહુ નીચું ન હોવું જોઈએ કે, જેથી શરદી વગેરે ઉપદ્રવોનો ભય રહે. આસન માટે પ્રથમ कुशा. = દર્ભ, તે ઉપર સુકોમળ अजिन = મૃગચર્મ કે વ્યાઘ્રાંબર તથા તેના ઉપર चैल = કોમળ વસ્ત્ર પાથરવું.

"उपासना नाम समानप्रत्ययप्रवाहकरणम् । [ શા. ભા., બ્ર સૂ. ૪-૧-૭ ] નદીના પ્રવાહ કે તેલની ધાર પ્રમાણે પરમાત્માનું સતત ધ્યાન કરવું એટલે કે બ્રહ્માકાર ચિત્તવૃત્તિનો જે પ્રવાહ તે 'ઉપાસના' [સમાધિ] કહેવાય છે."

'आसीन. संभवात् । [ બ્ર સૂ. ૪-૧-૭ ] ઊભા ઊભા, હરતા ફરતા, કે સૂતા સૂતા ઉપાસના [ધ્યાન] શક્ય નથી, માટે બેસીને જ મનને પરમાત્મા વિષે એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો." "स्थिरसुखमासनम् । [પા. યો. સૂ.

૨-૪૧] ધ્યાન [ઉપાસના] માટે આસન સ્થિર તથા સુખાકારી હોવું જોઈએ."

અહીં 'आत्मनः' શબ્દવડે બીજાના આસનને ન લેવું, એમ કહેવામાં આવ્યું છે, કારણકે બીજાની ઇચ્છાનો કંઈ નિયમ નથી [ મધુ, ભા ટી ]. કદાચિત્ અન્ય પુરુષે ઇચ્છાથી કરેલું આસન પોતાને અનુકૂળ થાય છે, તથા કદાચિત્ પ્રતિકૂળ થાય છે. અન્ય પુરુષે કરેલા આસનથી યોગમા વિક્ષેપનો સભવ રહે છે, માટે યોગીએ પોતાનું આસન પોતાની મેળે જ તૈયાર કરવુ [ મધુ, ભા. ટી.] [ ૧૧ ].

**અવતરણિકા**.—प्रतिष्ठाप्य किम् ! [ શા. ભા. ] હવે યોગીએ આસનને સ્થાપી શુ કરવું, તે કહે છે:

**तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।**
**उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**

**અન્વયાર્થ**:— तत्र તે आसने આસન પર उपविश्य બેસીને यतचित्तेन्द्रियक्रियः ચિત્ત તથા ઇન્દ્રિયોની ક્રિયાને રોકીને मनः મનને एकाग्रं એકાગ્ર कृत्वा કરીને आत्मविशुद्धये અંતઃકરણની શુદ્ધિ માટે योग યોગાભ્યાસ युञ्ज्यात् કરવો [ ૧૨ ]

**શબ્દાર્થ**:— તે આસન પર બેસીને, ચિત્ત તથા ઇન્દ્રિયોની ક્રિયાને રોકીને મનને એકાગ્ર કરી, ચિત્તશુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો [ ૧૨ ].

**વિવેચન**:—તે આસન પર-સ્વસ્તિક, પદ્માસન, સિદ્ધાસન વગેરે કોઈ એક આસન પર સુખપૂર્વક બેસી, ચિત્ત તથા ઇન્દ્રિયોની ક્રિયાને રોકી, मनः एकाग्रं कृत्वा = મનને વિષયોથી નિવૃત્ત કરી [ શા. ભા. ], લક્ષ્યને અભિમુખ કરી, સારી રીતે અંતર્મુખ કરી [ શંકરાનંદ ], બ્રહ્માકારવૃત્તિ પ્રવાહવાળું કરી [ નીલકંઠ ], મનને ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકાઓ કે જે રજોગુણ તથા તમોગુણને લીધે ઊપજે છે તેમનાથી રહિત કરી, એકાગ્ર ભૂમિમા સ્થાપી [ મધુ ] आत्मविशुद्धये = ચિત્તશુદ્ધિ માટે [ શા. ભા. વગેરે ], ચિત્તની ઉપશાંતિ માટે [ શ્રીધર. વગેરે ], અંતઃકરણ વિષે સર્વ વિક્ષેપોથી શૂન્યપણાને લીધે અતિસૂક્ષ્મતાથી બ્રહ્મસાક્ષાત્કારની યોગ્યતા માટે [ મધુ. ] योग युञ्ज्याद् = યોગાભ્યાસ કરવો [શા. ભા. વગેરે], આત્મચિંતન કરવુ [ શંકરાનંદ ], સવિકલ્પ સમાધિનો અભ્યાસ કરવો [ મધુ. ].

શ્રુતિ કહે છે કે – "दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः।[ કઠ ઉપ ૩-૧૨ ] આત્મા સર્વભૂતો વિષે ગૂઢ [ માયાથી ઢંકાયેલો ] હોવાથી સંસ્કાર-

રહિત બુદ્ધિવાળા કોઈ પણ અજ્ઞાનીને આત્મપણાવડે પ્રતીત થતો નથી, પરંતુ નિદિધ્યાસનવડે એકાગ્રતાવાળી સૂક્ષ્મબુદ્ધિવડે સૂક્ષ્મદર્શીઓ આત્માનો સાક્ષાત્કાર કરે છે " "ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु त पश्यति निष्कल ध्यायमान ।[ મુ ઉ ૩-૮ ] નિદિધ્યાસનથી [ આત્મચિંતનથી ] એટલે કે કેવળ બ્રહ્માકાર-ચિત્ત વૃત્તિ-પ્રવાહથી [ શંકરાનંદ-મધુ ] બુદ્ધિ રાગાદિ તથા સંશયાદિ મળથી રહિત થાય છે, ત્યારે તે બુદ્ધિની શાંતિવડે વિશુદ્ધ અંતઃકરણવાળો થયેલો યોગી બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે "

રજોગુણ તથા તમોગુણને દૂર કરનારું કર્મ 'યોગધર્મ' કહેવાય છે, બ્રહ્મચર્ય તથા અહિંસા 'શારીરિક યોગધર્મ' કહેવાય છે, તથા મનનું નિયમન 'માનસિક યોગધર્મ' કહેવાય છે માટે જેને બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિરૂપ દિવ્ય સંપત્તિ સંપાદન કરવાની ઇચ્છા હોય, તેણે મનથી પવિત્ર થઈને, શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ધ્યાન વગેરે શરીરસાધ્ય ઉગ્ર નિયમોનું પાલન કરીને, નિષ્કામ યોગધર્મનું પાલન કરવું જોઈએ આ યોગધર્મનું ફળ જ્ઞાન છે યોગધર્મનિષ્ઠ જ સાક્ષાત્કારને યોગ્ય થાય છે [ શા પ ૨૧૭-૧૦-૧૭ ] [૧૨]

**અનતરણિકા** — હવે યોગાભ્યાસ કરતી વેળા આસન પર બેસી શરીર કેવા પ્રકારે ધારણ કરવું, તે કહે છે

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥**

**અન્વયાર્થ** —कायशिरोग्रीव દેહ, માથું તથા ડોકને सम સમાન-સીધા -સમરેખામાં अचल અચળ धारयन् રાખીને स्थिर સ્થિર રહીને स्व પોતાની नासिकाग्र નાસિકાના અગ્રભાગ પર संप्रेक्ष्य દૃષ્ટિ સ્થાપન કરીને-ચક્ષુને ચક્ષુના રૂપાદિ વિષયથી નિવૃત્ત કરી [શંકરાનંદ] च અને दिश अनवलोकयन् દિશાઓને પણ નહિ જોતા-આમતેમ ન જોતા- [ મારે પરાયણ થઈ, સમાધિવાળો થઈને બેસે ] [ ૧૩ ]

**શબ્દાર્થ** —દેહ, માથું તથા ડોકને સીધા તથા અચલ રાખી સ્થિર રહીને, પોતાની નાસિકાના અગ્રભાગ પર દૃષ્ટિ સ્થાપન કરી, આમતેમ ન જોતા [ મારું ધ્યાન ધરતો બેસે ] [ ૧૩ ]

**વિવેચન** —યોગાભ્યાસપરાયણ યોગીએ મૂલાધારથી મસ્તક સુધીના દેહ, માથું તથા ગરદનને સીધા તથા નિશ્ચલ કરી, સ્થિર થઈ, આસન પર બેસવું, તથા સ્ત્રી વગેરે વિક્ષેપક વિયોગોના ભયથી, દૃષ્ટિ વિયોગોથી નિવૃત્ત કરી, નાસિકાના

અગ્રભાગ પર સ્થાપન કરી, મનને આત્મા વિષે સ્થિર કરવા પ્રયત્ન કરવો. "अनेन विक्षेपनिवृत्ति । [ ભા. ટી. ] આ પ્રકારે યોગાભ્યાસ કરવાથી વિક્ષેપ નિવૃત્તિ પામે છે", તથા આત્મા વિષે મન સ્થિર થાય છે. "ब्रह्मणि चित्तस्थापनं खलु समाधि । [ ચક્રાનંદ ] બ્રહ્મમાં ચિત્તનું સ્થાપન એ જ સમાધિ છે"

શ્રુતિ કહે છે કે —" विविक्तदेशे च सुखासनस्थः शुचि. समग्रीवशिर शरीरः। ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्तसाक्षिणं तमसः परस्तात् । [ કૈ ઉ ૧-૧૦ ] પવિત્ર એકાંત સ્થળમાં શરીર, માથું તથા ગરદન સીધાં રાખી, પદ્માસન વગેરે સુખાસન પર સ્થિર બેસી, ધ્યાન કરનાર પુરુષ આત્મસાક્ષાત્કાર કરી, આ ચરાચર જગતના કારણરૂપ, સર્વના સાક્ષીરૂપ તથા અજ્ઞાનથી પર એવા પરમાત્માને પ્રાપ્ત થાય છે [ કૈ ઉ ૭-૧૦ ] [ ૧૩ ].

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ १४ ॥

**અન્વયાર્થ** —प्रशान्तात्मा શાંત અંતઃકરણવાળો થઈ विगतभी. ભયરહિત થઈ ब्रह्मचारिव्रते स्थित બ્રહ્મચારીના વ્રતમાં સ્થિત થઈ मन. મનને संयम्य નિયમમાં રાખી मच्चित મારે વિષે ચિત્તવાળો થઈ मत्पर. મારે પરાયણ થઈ युक्त સમાધિવાળો થઈ आसीत બેસે [ ૧૪ ]

**શબ્દાર્થ** — [ તે યોગી ] શાંત અંતઃકરણવાળો થઈ, ભયરહિત થઈ, બ્રહ્મચારીના વ્રતમાં સ્થિત થઈ, મનને નિયમમાં રાખી, મારે વિષે મનવાળો થઈ, મારે પરાયણ થઈ, સમાધિવાળો થઈ બેસે [ ૧૪ ]

**વિવેચન** —યોગાભ્યાસપરાયણ યોગી प्रशान्तात्मा = શાંત અંતઃકરણવાળો થઈ [ શાં ભા ], રાગ વગેરે દોષોથી રહિત થઈ [ મધુ ], विगतभी = ભયરહિત થઈ, ब्रह्मचारिव्रते स्थित = બ્રહ્મચર્ય, ગુરુસેવા, ભિક્ષાભોજન વગેરે બ્રહ્મચારીના વ્રતમાં સ્થિત થઈ [શાં. ભા , મધુ વગેરે], मन. संयम्य = મનનો નિરોધ કરી–મનનો સંયમ કરી–મનને વિષયાકાર વૃત્તિથી શૂન્ય કરી [ મધુ ] मच्चित्त = મારે વિષે જ ચિત્તવાળો થઈ, मत्पर = મારે જ પરાયણ થઈ–મને જ પરમપુરુષાર્થ માની [ મધુ વગેરે ], મને જ સર્વ કરતાં આરાધ્યપણાથી માની [ શાં ભા ], युक्त = સમાધિવાળો થઈ [ મધુ. ], સમાહિત થઈ [ શાં. ભા ], आसीत = બેસે – મારું ધ્યાન ધરતો બેસે એટલે કે યથાશક્તિ બેસે, પરંતુ સ્વેચ્છાએ તુરત જ ત્યાંથી ન ઊઠે [ મધુ ]

રાગી સ્ત્રી વિષે ચિત્તવાળો હોય છે પરંતુ તે સ્ત્રીને સર્વથી શ્રેષ્ઠ સમજતો નથી. રાગી રાજાને કે મહાદેવને સ્ત્રીના કરતા શ્રેષ્ઠ સમજે છે, પરંતુ યોગી પુરુષ તો મારામા જ ચિત્તવાળો છે તથા મને જ સર્વના કરતા શ્રેષ્ઠ માને છે [ શા ભા ] [ ૧૪ ]

અનતરણિકા —હવે યોગનુ ફળ કહે છે

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

અન્વયાર્થ — एव એ પ્રકારે आत्मान મનને सदा નિરંતર युञ्जन् આત્મામા સ્થિર કરતો [ શા ભા ] અભ્યાસ અને વૈરાગ્યથી સમાધિવાળુ કરતો [ મધુ ] योगी યોગી नियतमानस મનને વશ રાખનારો થઈ—વૃત્તિશૂન્ય ચિત્તવાળો થઈ मत्संस्था મારામા રહેલી મારે આધીન-મારા સ્વરૂપભૂત निर्वाणपरमा મોક્ષરૂપી-ઉત્કૃષ્ટ કૈવલ્યરૂપ शान्तिम् શાતિને अधिगच्छति પામે છે [ ૧૫ ]

શબ્દાર્થ —આ પ્રકારે પોતાના અતઃકરણનુ બ્રહ્મમા સદા અનુસધાન કરતો યોગી મનને નિયમમા રાખી, મારામા રહેલી મોક્ષરૂપ પરમ શાતિને મેળવે છે [ ૧૫ ]

વિવેચન —ઉપર્યુક્ત પ્રકારે એટલે કે શ્લોક ૧૧ થી ૧૪ મા નિરૂપણ કરેલા નિયમો પ્રમાણે એકાકી નિરાશી પરિગ્રહરહિત દેહાદિને વશ કરી, એકાત પવિત્ર સ્થળે સ્થિર આસન કરી, દેહ, મસ્તક તથા ડોકને સીધા રાખી બ્રહ્મચારીના વ્રતમા સ્થિર થઈ નિર્ભય થઈ, મનને વશ કરી, મારામા જ ચિત્ત નાખી, મારે જ પરાયણ થઈ, સમાહિત થઈ, યથાશક્તિ નિત્ય-નિરતર મનને પરબ્રહ્મ વિષે એકાગ્ર કરવાનો અભ્યાસ કરનાર યોગી ક્રમશ ચિત્તશુદ્ધિ, વૈરાગ્ય તથા સમાધિસિદ્ધિને [ આત્મસાક્ષાત્કારને ] પ્રાપ્ત થઈ મારે આધીન મેરી મોક્ષરૂપી શાતિને પામે છે

શ્રુતિ કહે છે કે — ' हृदा हृदिस्थ मनसा य एनमेव विदुरमृतास्ते भवन्ति । [ શ્વે ઉ ૪–૨૦ ] જે આ હૃદયમા રહેલા આત્માને શુદ્ધબુદ્ધિરૂપ મનવડે સાક્ષાત્કાર કરે છે તેઓ અમૃત થાય છે "

'युञ्जन्नेव सदात्मान ' એ પદોવડે ભગવાને એકાગ્રભૂમિકાવિષે 'સપ્રજ્ઞાત સમાધિ' કહી છે ' नियतमानस ' એ પદવડે નિરોધભૂમિકાવિષે સપ્રજ્ઞાત સમાધિના ફળભૂત અસપ્રજ્ઞાત સમાધિ ' કહી છે 'शान्तिम्' એ પદવડે નિરોધ સમાધિજન્ય સસ્કારોના ફળભૂત પ્રશાન્તવાહિતા ' કહી છે અને मत्संस्थाम्'

એ પદવડે વેદાંતસિદ્ધાંતમાં અંગીકૃત 'કૈવલ્ય-મોક્ષ' કહ્યો છે [ વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ શ્રીમધુસૂદનભાષ્ય ] આ પ્રમાણે આ યોગ મહાફળની પ્રાપ્તિ કરાવનાર છે, માટે મુમુક્ષુએ મોટા પ્રયત્નવડે સંપાદન કરવો, એ અભિપ્રાય છે [ મધુ. ] [ ૧૫ ].

અવતરણિકા :—હવે યોગાભ્યાસી માટે આહારાદિ નિયમો પ્રતિપાદન કરે છે :

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

અન્વયાર્થ —अर्जुन ! હે અર્જુન ! अति अश्नतः બહુ આહાર કરનારને योग યોગ न अस्ति સિદ્ધ થતો નથી च અને एकांतम् કેવલ अनश्नतः ભૂખ્યા રહેનારને तु પણ न નહિ च તથા अतिस्वप्नशीलस्य અતિ ઊંઘનારને પણ न નહિ च તેમ जाग्रत અતિ જાગનારને પણ યોગ न एव સિદ્ધ થતો નથી જ [૧૬].

શબ્દાર્થ — હે અર્જુન ! બહુ આહાર કરનારને તેમ કેવલ ભૂખ્યા રહેનારને, અતિ ઊંઘનારને કે અતિ જાગનારને યોગ [ધ્યાનયોગ] સિદ્ધ થતો નથી [ ૧૬ ].

વિવેચન.—શ્રુતિ કહે છે કે :—" यदात्मसंमितमन्नं तदवति न हिनस्ति यद्भूयो हिनस्ति तयत्कनीयो न तदवति। જે અન્ન પોતાને પૂરતું હોય છે તે રક્ષણ કરે છે, પણ મારતું નથી; જે અધિક હોય છે તે મારે છે અને થોડું હોય છે તે રક્ષણ કરતું નથી. " આ શતપથશ્રુતિનું તાત્પર્ય એ છે કે, ઉદરની પૂર્તિ થાય એટલું જ અન્ન જો ખાવામાં આવે તો તે અન્ન ખાનારનું રક્ષણ કરે છે, ધર્મનું નિર્વાહક થાય છે તથા ઉદરમાં ધાતુનું વૈષમ્ય ઉત્પાદન કરી પુરુષનો નાશ કરતું નથી કે પુરુષને પીડા કરતું નથી. જો સ્વાદને લીધે ઉદરના પરિમાણથી વધારે અન્ન ખાવામાં આવે તો તે અન્ન ઉદરમાં શૂલાદિ પીડા ઉત્પન્ન કરી પુરુષનો નાશ કરે છે, અને પ્રમાદ થવાથી ધર્મનો પણ નાશ કરે છે. જો ઉદરના પરિમાણથી ઘણું થોડું અન્ન ખાવામાં આવે તો તે પુરુષનું રક્ષણ કરતું નથી, અર્થાત્ અલ્પ અન્ન ભૂખની નિવૃત્તિ માટે કે ધર્મના નિર્વાહ માટે સમર્થ થતું નથી [ શંકરાનંદ. વગેરે ] માટે યોગાભ્યાસ કરનાર પુરુષે आत्मसंमितम् = પોતાના ઉદરના પરિમાણને અનુસાર અનુકૂળ અન્ન ખાવું પરંતુ ઉદરના પરિમાણથી અધિક કે ઘણું ઓછું અન્ન ન ખાવું [ શા. ભા. વગેરે ]

" मिताहारो नाम चतुर्थांशावशेषकस्निग्धमधुराहारः। [ શાંડિલ્ય ઉપ., જાબાલદર્શન ઉપ. ] પેટનો ચોથો ભાગ ખાલી રહે તે પ્રકારે ઘી, દૂધ, ચોખા

ર મધુર પદાર્થોનો આહાર કરવો, તે " મિતાહાર " કહેવાય છે" ' હોજરીનો વો ભાગ અન્નથી, ચોથો ભાગ જળથી, તથા ચોથો ભાગ વાયુના ચલન માટે ી રાખવો, ઇત્યાદિ શાસ્ત્રવિહિત પરિમાણનુ યોગાભ્યાસીએ ઉ લંઘન ન કરવુ.

" औषधवदशनमाचरेत् । [ આરુણિકોપનિષદ્ ] યોગીએ ઔષધની માફક ાદિ પદાર્થોનુ ભોજન કરવુ " યોગીએ સ્વાદ માટે નહિ, પરંતુ દેહનુ સ્થ્ય ટકાવવા માટે જ આહાર લેવો, અને ઉપવાસાદિથી દેહને દુર્બલ કે યિયુક્ત ન કરવો; કારણ કે, " उप समीपे यो वासो जीवात्मपरमात्मनो ॥ ास स विज्ञेयो न तु कायस्य शोषणम् । [ વરાહ ઉપ ૨–૩૯ ] જીવાત્મા પરમાત્માનો ઉપ = સમીપ એકતારૂપે જે વાસ છે, તે ઉપવાસ છે તુ દેહનુ લાવણ્ય વગેરેથી શોષણ કરવુ તે ઉપવાસ નથી " " कायशोषण- ण का तत्र ह्यविवेकिनाम् । वल्मीकताडनादेव मृत किं नु महोरग ? । [વરાહ ૨–૪૦ ] જેમ રાફડા ઉપર પ્રહાર કરવાથી તેની અંદર રહેલો સર્પ । પામતો નથી, તેમ આ સ્થૂલ દેહના શોષણમાત્રથી તેની અદર રહેલો ાનરૂપી અધકાર નાશ પામતો નથી. "

જે અત્યત ઊંઘે છે, તેને યોગ સિદ્ધ થતો નથી, કારણકે નિદ્રા યોગની ાધક છે. જે અતિ જાગે છે, તેને યોગ સિદ્ધ થતો નથી, કારણકે અત્યત ાથી યોગાભ્યાસ કરતી વખતે ઊંઘ આવે છે

સ્મૃતિ કહે છે કે –" रात्रेर्भागत्रयं कृत्वा प्रबुद्ध. प्रथमान्तयो । प्रस्वपन्मध्यमे योगयोग्य प्रजायते । [ વે. ધ્ય ગી ] યોગીએ રાત્રિના ત્રણ ભાગ કરવા. ા તથા છેલ્ના ભાગમા જાગવુ તથા મધ્ય ભાગમા ઊંઘવુ."

યોગીએ પોતાની પ્રકૃતિનો વિચાર કરી દૂધ, ઘી વગેરે સત્ત્વગુણી આહા- જ સેવન કરવુ [ ગી ૧૭–૮ ], અને અતિ ખારા, અતિ તીખા વગેરે ગુણી પદાર્થોનો તથા વાસી, ગધાતા, અપવિત્ર એવા તમોગુણી અન્નાદિ ર્થોનો ત્યાગ કરવો [ ગી ૧૭–૯–૧૦ ] પ્રસગવશાત્ શાસ્ત્રનિષિદ્ધ ન હોય । રજોગુણી કે તમોગુણી અન્નાદિ પદાર્થો ખાવા પડે તો અલ્પ પરિમાણમા ા [ નથુરામ શર્મા–યોગકૌસ્તુભ પા ૧૩૭ ]

અહી એક 'ચ' અત્રે કહેવામા આવેલા આહારાદિના ઉલ્લઘન માટે છે, । બીજો ' ચ ' અહી નહિ કરવામા આવેલા દોષોના સમુચ્ચય માટે છે, લે કે તેમા અત્રે ન કહેલા દોષોનો પણ સગ્રહ કરવાનો આશય છે તે દોષ માર્કંડેયપુ ણ'મા આ પ્રમાણે કહ્યો છે — ' બહુ ખાઈને, ફૂલી ગયેલા

પેટવાળા, ભૂખ્યા, થાકી ગયેલા તથા વ્યાકુળ બુદ્ધિવાળા યોગીએ યોગ કરવો નહિ તેમ અત્યંત શીતકાળે, અત્યંત ઉષ્ણકાળે તથા અત્યંત પવનકાળે પણ યોગ ન કરવો' [ મધુ ] [૧૬]

અવતરણિકા —હવે યોગાભ્યાસ કરનાર માટે આહારવિહારાદિના નિયમ કહે છે.

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

અન્વયાર્થ —युक्ताहारविहारस्य નિયમથી આહાર તથા વિહાર કરનારા कर्मसु પ્રણવ જપાદિ કર્મોમા युक्तचेष्टस्य નિયમથી પ્રવૃત્તિવાળાને युक्तस्वप्नावबोधस्य નિયમથી ઊંઘવા-જાગવાવાળાને योग યોગ दुःखहा સર્વ સંસારદુઃખને હણનારો भवति થાય છે [૧૭]

શબ્દાર્થ — નિયમથી આહારવિહાર કરનારા, કર્મોમા નિયમથી પ્રવૃત્તિ વાળાને, તથા નિયમથી ઊંઘવા-જાગવાવાળાને યોગ સર્વ સંસારદુઃખને હણનારો થાય છે [૧૭]

વિવેચન —આહારવિહાર જેના युक्त=ચોક્કસ પરિમાણવાળા છે એવા [ મધુ ], મોક્ષાર્થે જપઇત્યાદિ કર્મોમા युक्त=નિયમિત સમયની જેની ચેષ્ટા છે એવા [ મધુ ], તથા નિદ્રા અને જાગરણ એ બન્ને જેના युक्त=નિયમિત સમયવાળા છે એવા [ મધુ ] પુરુષોનો યોગ સિદ્ધ થાય છે, અને તે दुःखहा= સર્વ સંસારરૂપ દુઃખોને હણનારો થાય છે [ શા ભા વગેરે ] ધ્યાનયોગ સિદ્ધ કરનાર પુરુષના સંપૂર્ણ દુઃખો સદાને માટે તેના કારણસહિત નાશ પામે છે, અને તે નિત્ય-નિરંતર પરમાનંદ તથા પરમ શાંતિ અનુભવે છે

યોગાભ્યાસપરાયણ યોગીએ વ્રત, જપ તપ સ્વાધ્યાય કરવું કરવું વગેરેમા નિયતકાળ તથા શાસ્ત્રવિહિત નિયમોનુ પાલન કરવુ

"शनैर्विद्या शनैस्तप । એ ન્યાય પ્રમાણે વિદ્યા, તપ તથા યોગમા ક્રમેક્રમે આગળ વધવુ ' ' इह च मनि जन्मान्तर वा सेत्स्यसि। આ જન્મે નહિ તો જન્માતરે તને અવશ્ય યોગ સિદ્ધ થશે,' એ પ્રકારની અવિચળ શ્રદ્ધાપૂર્વક યોગાભ્યાસ કરવો સરોવરના જળની પેઠે અવિદ્યા એટલે કે [ રાગદ્વેષ-અહંતા-મમતા ] યોગાભ્યાસથી ધીમેધીમે ક્ષય પામે છે

યોગશાસ્ત્રમા પ્રતિપાદન કરેલા નિયમોમા સાવધાન રહી યથાસમયે યથોચિત

ક્રિયા કરવામા જે પ્રમાદી રહેતો નથી, તેને જ યોગ સિદ્ધ થાય છે પરતુ અનિયમિતપણે વર્તનારને યોગની સિદ્ધિ થતી નથી

શરીરનુ હળવાપણુ, નીરોગીપણુ, વિષયતૃષ્ણારહિતપણુ, શારીરિક કાન્તિની ઉજ્જ્વળતા, સ્વરની મધુરતા મળમૂત્રની અલ્પતા વગેરે યોગસિદ્ધિના સૂચક પ્રથમ પ્રતીત થનારા ચિહ્નો છે [ શ્વે ઉ ૨-૧૩ ], પરતુ જ્યારે યોગ સિદ્ધ થાય છે ત્યારે શરીર તેજથી પ્રકાશવા માડે છે, વૃદ્ધાવસ્થા પાછા પગના ભરે છે, તારુણ્યનો મદ લુપ્ત થાય છે, અને પુન બાલ્યાવસ્થા પ્રાપ્ત થાય છે આવી સ્થિતિ પ્રાપ્ત થતા તે શરીરથી મન સુદ્ધા ડરે છે [ જ્ઞાનેશ્વરી ]

શ્રુતિ પણ કહે છે કે — न तस्य रोगो न जरा न मृत्यु प्राप्तस्य योगाग्निमय शरीरम्। [ શ્વે ઉ ૨-૧૨ ] યોગનો અભ્યાસ કરવાથી આત્મસાક્ષાત્કાર પૂર્વે યોગાગ્નિમય શરીરને પ્રાપ્ત થયેલા યોગીને એટલે કે જેના શરીરના દોષો યોગાગ્નિથી ભસ્મ થઈ ગયા છે એવા યોગીને રોગ થતો નથી વૃદ્ધાવસ્થા આવતી નથી તથા અકાળ મૃત્યુ આવતુ નથી" [ શા ભા, શ્વે ઉ ૨-૧૨-૧૩ ] [૧૭]

**અવતરણિકા :**—હવે સાધક યોગી ક્યારે યોગારૂઢ થાય છે, તે કહે છે.

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥ १८ ॥**

**અન્વયાર્થ** —यदा જ્યારે પરવૈરાગ્યને લીધે [ મધુ ] विनियत વિશેષ બધથી રહિત-એકાગ્ર કરેલુ-નિયત કરેલુ-નિરુદ્ધ કરેલુ चित्तम् ચિત્ત आत्मनि આત્મામા-પરમાત્મામા एव જ अवतिष्ठत સ્થિર થાય છે-સ્થિતિ કરે છે અને सर्वकामेभ्य સર્વ વિષયોથી-સર્વ કામનાઓથી निःस्पृह તૃષ્ણારહિત થાય છે तदा ત્યારે તે સાધક યોગી युक्त સમાધિસ્થ [ શા ભા ], યોગારૂઢ [ ચ કાનન્દ ] इति એ પ્રમાણે उच्यते કહેવાય છે [ ૧૮ ]

**શબ્દાર્થ** — જ્યારે એકાગ્ર થયેલુ ચિત્ત આત્મામા જ સ્થિર થાય છે, તથા સર્વ વિષયોથી તૃષ્ણારહિત થાય છે, ત્યારે તે યુક્ત [ યોગારૂઢ ] કહેવાય છે [ ૧૮ ]

**વિવેચન** —હે અર્જુન ! જ્યારે પરવૈરાગ્યને લીધે યોગાભ્યાસ કરનાર સાધક યોગીનુ વિશેષપણે એકાગ્ર થયેલુ ચિત્ત આત્મામા [ સ્વરૂપમા ] જ સ્થિર થાય છે, ત્યારે સર્વ પ્રકારના ભોગોની લાલસાથી વિરક્ત [ જ્ઞાનેશ્વર ] થયેલો તે યોગી युक्त = સમાધિસ્થ [ શા ભા ] યોગારૂઢ [ શકાનદ ], સિદ્ધયોગી [ વલ્લભ ], નિર્વિકલ્પક [ નીલકઠ ] કહેવાય છે

અહી 'निस्पृह सर्वकामेभ्य.' એ પદવડે 'અસ પ્રજ્ઞાત સમાધિ'ના અ ત ન સાધન 'પ-વૈરાગ્ય'નુ સૂચન છે [ મધુ, વે બૃ ગી ] [ ૧૮ ]

અવતરણિકા —હવે યોગારૂઢના વૃત્તિશૂન્ય ચિત્તની ઉપમા કહે છે.

**यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।**
**योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥ १९ ॥**

અન્વયાર્થ —यथा જેમ निवातस्थ વાયુરહિત સ્થાનમા રહેનો दीप. દીવો न ईङ्गते ચનાયમાન થતો નથી-ઊંનતો નથી सा તે उपमा ઉપમા यतचित्तस्य નિરુદ્ધ ચિત્તવાળા-સમાહિત ચિત્તવાળા योग યોગનુ-સમાધિનુ युञ्जत. અનુષ્ઠાન કરનાર योगिन યોગીના आत्मन ચિત્તની स्मृता ચિતન કરેલી છે-વિચારેલી છે [ ૧૯ ]

શબ્દાર્થ —જેમ વાયુરહિત સ્થાનમા રહેલો દીવો ચનાયમાન થતો નથી, તે ઉપમા નિરોધેની ચિત્તવૃત્તિવાળા તથા સમાધિનુ અનુષ્ઠાન કરનાર યોગીના ચિત્તની યોગવેત્તાઓએ ચિતન [ કથન ] કરેલી છે [ ૧૯ ].

વિવેચન —હે અર્જુન! ચિત્તવૃત્તિને પ્રત્યક્ષ જોનાર યોગવેત્તાઓ યોગારૂઢના નિરુદ્ધ [ વૃત્તિશૂન્ય ] ચિત્તને વાયુરહિત સ્થાનમા રહેલા દીવાની ઉપમા આપે છે, કારણકે જેમ વાયુ વિનાના સ્થાનમા દીવો ચનાયમાન થતો નથી તેમ સમાધિમા યોગીનુ એકાગ્ર થઈ, આત્મામા સ્થિર થયેલુ ચિત્ત ચનાયમાન થતુ નથી તાત્પર્ય એ છે કે, જેમ વાયુ રહિત સ્થાનમા દીવો નિશ્ચલ તથા પ્રકાશ યુક્ત રહે છે તેમ યોગીનુ નિરુદ્ધ ચિત્ત નિશ્ચલ તથા જ્ઞાનપ્રકાશથી યુક્ત થાય છે [ રા ભા ]

'मनसो वृत्तिशून्यस्य निर्विकारात्मना स्थिति' । असप्रज्ञातनामासौ समाधिर्योगिनां प्रिय । [ શ કરાન દ ] વૃત્તિશૂન્ય ચિત્તની નિર્વિકારસ્વરૂપ સ્થિતિને 'અસપ્રજ્ઞાત સમાધિ' કહે છે, અને તે યોગીઓને પ્રિય છે" [ ૧૯ ]

અવતરણિકા — હવે ત્રણ શ્લોકવડે ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગનુ લક્ષણ કહે છે

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥**

અન્વયાર્થ — योगसेवया યોગના અનુષ્ઠાનથી-યોગાભ્યાસથી निरुद्ध એકાગ્ર થયેલુ-વૃત્તિશૂન્ય થયેલુ चित्त ચિત્ત यत्र જ્યા उपरमते ઉપરામ પામે છે-

શાંતિ પામે છે च एव તેમ જ यत्र જ્યા જે સમયમા યોગી आत्मना શુદ્ધ અંત - કરણવડે आत्मान આત્માને पश्यन् જોતો-સાક્ષાત્કાર કરતો, અનુભવતો आत्मनि આત્માને વિષે तुष्यति સંતોષ પામે છે તે યોગ જાણવો [ ૨૦ ]

**શબ્દાર્થ** —યોગના અનુષ્ઠાનથી વૃત્તિશૂન્ય થયેલુ ચિત્ત જ્યા ઉપરામ પામે, તેમ જ જ્યા શુદ્ધ અંતઃકરણવડે યોગી આત્માનો સાક્ષાત્કાર કરતો આત્માને વિષે સંતોષ પામે [ તે સમયના અંતઃકરણના પરિણામને ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ જાણવો [ મધુ ] [ ૨૦ ]

**વિવેચન** — હે અર્જુન! શ્રદ્ધાપૂર્વક નિત્ય-નિરંતર યોગનુ અનુષ્ઠાન કરવાથી વૃત્તિશૂન્ય થયેલુ ચિત્ત જે સ્થિતિમા કાષ્ઠ વગરના અગ્નિની પેઠે કેવળ પોતાના શુદ્ધ સત્ત્વાકારરૂપે ઉપશમને પામે છે, અર્થાત્ નિરોધભૂમિકાને પ્રાપ્ત થાય છે અને જે સ્થિતિમા યોગાભ્યાસથી શુદ્ધ થયેલા અંતઃકરણવડે યોગી આત્માનો સાક્ષાત્કાર કરતો, પરમાનંદરૂપ આત્મામા જ પરમ સંતોષને પામે છે, તે સમયના અંતઃકરણના પરિણામને ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ જાણવો [મધુ ] આ પ્રકારે આ શ્લોકનો ત્રેવીશમા શ્લોક સાથે અન્વય [ સંબંધ ] છે [મધુ ]

શ્રુતિ પણ કહે છે કે — ' स मोदते मोदनीय हि लब्ध्वा । આત્મસાક્ષાત્કારરૂપ આનંદને પ્રાપ્ત થઈ, યોગી હુ કૃતાર્થ છુ ' એ પ્રકારના મોદ [ આનંદને ] પ્રાપ્ત થાય છે " [ ૨૦ ]

**અવતરણિકા** —હવે આત્મામા સંતોષ પામવાનુ કારણ કહે છે.

**सुखमात्यन्तिकं यत्तद् बुद्धिग्राह्यमतीन्द्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥**

**અન્વયાર્થ** —यत् જે सुखम् સુખ आत्यन्तिक અનંત-નિરતિશય अतीन्द्रियम् ઇન્દ્રિયોનો અવિષય ઇન્દ્રિયોવડે ગ્રહણ ન કરી શકાય એવુ बुद्धिग्राह्य બુદ્ધિવડે જ અનુભવી શકાય એવુ છે तत् તે આત્મસુખને, યોગી यत्र જ્યા-જે અવસ્થામા वेत्ति અનુભવ કરે છે च અને જેમા स्थित સ્થિર રહેલો अयं આ યોગી तत्त्वत આત્મસ્વરૂપથી [ મધુ વગેરે ] અજ્ઞાનદશી एव કદી પણ न चलति ચલાયમાન થતો નથી [ તેને યોગ જાણવો ] [ ૨૧ ]

**શબ્દાર્થ** — જે સુખ નિરતિશય છે ઇન્દ્રિયોવડે ગ્રહણ ન થાય એવુ, તથા બુદ્ધિવડે જ અનુભવી શકાય એવુ છે, તે આત્મસુખને યોગી જે અવસ્થામા અનુભવે છે, તથા જેમા સ્થિર રહેલો યોગી આત્મસ્વરૂપથી [ અજ્ઞાનદશી ] ચલાયમાન થતો નથી તેને યોગ જાણવો [૨૧ ]

વિવેચનઃ — यत्र = ચિત્તની જે અવસ્થામાં યોગી आत्यन्तिकम् નિરતિશય [અનંત] अतीन्द्रियम् = વિષય અને ઇન્દ્રિયોના સંબંધથી નહિ ઉત્પન્ન થયેલું અથવા ઇન્દ્રિયોવડે ન ગ્રહણ થાય એવું તથા बुद्धिग्राह्यम् = પોતાની શુદ્ધ સત્ત્વગુણપ્રધાન બુદ્ધિવડે જ ગ્રહણ કરી શકાય એવું આત્મસુખ અનુભવે છે, અને જે અવસ્થામાં રહેલો તે આત્મસ્વરૂપથી ચલાયમાન થતો નથી, તે અંતઃકરણના પરિણામને ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ જાણવો. એ પ્રમાણે આ શ્લોકનો ત્રેવીશમા શ્લોક સાથે અન્વય [સંબંધ] છે [મધુ].

શ્રુતિ કહે છે કે — "समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत्। न शक्यते वर्णयितुं गिरा तदा यदेतदन्तःकरणेन गृह्यते ॥ [मैत्रा. ઉ. ૪.-૯]. સમાધિથી રજ, તમ વગેરે મળથી શુદ્ધ તથા આત્મા વિષે નિશ્ચલ થયેલા ચિત્તને જે સુખ પ્રાપ્ત થાય છે, તે વાણીવડે વર્ણવી શકાતું નથી, પરંતુ કેવળ શુદ્ધ અંતઃકરણવડે જ અનુભવી શકાય છે"

અહીં 'આત્મસુખ ઇન્દ્રિયોવડે ગ્રહણ ન થાય એવું,' એમ કહી આત્મસુખનું વિષયસુખથી ભિન્નપણું કહેવામાં આવ્યું છે; 'બુદ્ધિવડે અનુભવી શકાય એવું' એમ કહી આત્મસુખનું સુષુપ્તિસુખથી વિલક્ષણપણું બતાવવામાં આવ્યું છે, અને 'આત્યંતિક [નિરતિશય]' એમ કહી, આત્મસુખનું દેશ, કાલ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત અનંતપણું બતાવ્યું છે [મધુ વગેરે] [૨૧].

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन् स्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते ॥ २२ ॥

**અન્વયાર્થ** — यं ચિત્તની જે અવસ્થાને लब्ध्वा પામીને યોગી अपरं બીજા लाभं લાભને ततः તેથી अधिकं અધિક न मन्यते માનતો નથી च તથા यस्मिन् ચિત્તની જે અવસ્થામાં स्थित: રહેલો તે गुरुणा મોટા दुःखेन દુઃખથી अपि પણ न विचाल्यते ચલાયમાન થતો નથી [તેને યોગ જાણવો] [૨૨].

**શબ્દાર્થ**: — ચિત્તની જે અવસ્થાને પામીને યોગી બીજા લાભને તેથી અધિક માનતો નથી, તથા ચિત્તની જે અવસ્થામાં રહેલો તે મહાદુઃખથી પણ ચલાયમાન થતો નથી [તેને યોગ જાણવો] [૨૨].

**વિવેચન** :— નિરંતરના અભ્યાસના પરિપાકથી ચિત્તની જે અવસ્થાને પામીને યોગી બીજા અનાત્મવિષયક લાભને તેથી અધિક માનતો નથી, અર્થાત્ જે અવસ્થાને પામીને તે પોતાને કૃતાર્થ તથા પ્રાપ્તપ્રાપણીય માને છે [મધુ], બ્રહ્માદિ લોકને તથા સર્વ પદાર્થોને અનિત્ય, તુચ્છ તથા માયિક માને છે; તથા

ચિત્તની જે અવસ્થા વિષે રહેલો તે गुरुणा दुःखेन = શસ્ત્રાદિના ઘાથી [ શા. ભા. વગેરે ], શીતોષ્ણાદિ દ્વંદ્વોથી [ કેશવ. વગેરે ] કે, ગુણવાન પુત્રના વિયોગથી [ રા. ભા. ] ચલાયમાન થતો નથી [ તેને યોગ જાણવો ].

" बाह्याभ्यन्तरविक्षेपशतैर्विपरीतभावं गमयितुं न शक्यत इत्यर्थः । [ શંકરાનંદ] બાહ્ય કે અંદરના સેંકડો વિક્ષેપોથી યોગી વિપરીતભાવને પ્રાપ્ત થતો નથી, એ અર્થ છે."

' आत्मलाभान्न परं विद्यते । [ આપ ધ. સૂ. ૧-૨૨-૨, શંકર-આત્મબોધ-[ ૫૪ ] આત્મલાભથી પર કંઈ નથી," કારણકે બ્રહ્મની પ્રાપ્તિમા સર્વ લાભોનો અંતર્ભાવ છે.

' નિર્વિકલ્પસમાધિ 'માં બ્રહ્મ સાથે એક થઈ, બ્રહ્માનંદ અનુભવ કરતા શિખિધ્વજને ચૂડાલા પર્વતમાં રહેલી શિલાની પેઠે, સિંહનાદથી કે બળથી ચલાયમાન ન કરી શકી [યો. વા. નિ. પ્ર. [ પૂ ] ૧૦૩-૧-૧૨ ]. પાંચ હજાર વર્ષ પર્યંત સમાધિસુખ અનુભવતા પ્રહ્લાદને જાગ્રત કરવા ભગવાન વિષ્ણુએ ' પાંચજન્ય' નામનો શંખ વગાડ્યો, વિષ્ણુના પ્રાણથી ઉત્પન્ન થયેલા આ મહાન અવાજથી પ્રહ્લાદ ધીમેધીમે પ્રબુદ્ધ દશાને પ્રાપ્ત થયો [ યો. વા. ઉપ. પ્ર. ૩૯-૭-૧૭ ].

સમાધિમાંથી ઉત્થાન પામેલો બૃહસ્પતિનો પુત્ર કચ કહે છે:—" મહાકલ્પના જળની પેઠે સમસ્ત વિશ્વ અંદર તથા બહાર, ઊંચે તથા નીચે, તથા સર્વ દિશાઓમાં આત્મા જ પરિપૂર્ણ છે. હું સર્વમાં તથા સર્વ મારામાં છે. જ્યારે આત્માથી અન્ય કાંઈ નથી ત્યારે હું શાની ઇચ્છા કરું ? આત્મારૂપી મહાસૂર્યના તેજ આગળ જગતના વૈભવ તથા ઐશ્વર્ય મૃગજળ સમાન છે" [ ૨૨ ].

**અવતરણિકા:**— હવે યોગનો અર્થ કહે છે :

**तं विद्याद् दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।**
**स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ २३ ॥**

**અન્વયાર્થ**:— दुःखसंयोगवियोगं દુઃખના સંયોગના વિયોગરૂપ એટલે કે અભાવરૂપ तं તે ચિત્તવૃત્તિના નિરોધરૂપ અવસ્થાને योगसंज्ञितं યોગની સંજ્ઞા આપી છે-યોગ કહ્યો છે-એ યોગ શબ્દનો અર્થ છે, એમ विद्यात् જાણવું. सः તે योग. યોગ निश्चयेन નિશ્ચયપૂર્વક-ગુરુ તથા શાસ્ત્રનાં વચનોને સત્ય માનનારી બુદ્ધિવડે [ મધુ. વગેરે ] તથા अनिर्विण्णचेतसा નિર્વેદરહિત ચિત્તવડે [ શા. ભા. વગેરે ], ખેદરહિત ચિત્તવડે-ઉત્સાહી ચિત્તવડે-હર્ષપૂર્ણ ચિત્તવડે [ રા. ભા. ], કંટાળો લાવ્યા વિનાના ચિત્તવડે योक्तव्य. અભ્યાસ કરવા યોગ્ય છે [મધુ] [૨૩].

**શબ્દાર્થ** :—દુ ખના સ ંયોગના વિયોગરૂપ [ અભાવરૂપ ] તે ચિત્તવૃત્તિના નિરોધરૂપ અવસ્થાને યોગ જાણો. તે યોગ નિશ્ચયપૂર્વક તથા નિર્વેદરહિત [ ખેદરહિત-ઉત્સાહી-હર્ષપૂર્ણ ] ચિત્તવડે અભ્યાસ કરવા યોગ્ય છે [ ૨૮ ]

**વિવેચન** —હે અર્જુન ! આધ્યાત્મિકાદિ તથા જન્મમરણાદિ સર્વ પ્રકારના દુ ખોના વિયોગરૂપ [ અભાવરૂપ ] તે ચિત્તવૃત્તિના નિરોધરૂપ અવસ્થાને યોગ જાણવો આ યોગ निश्चयेन = શાસ્ત્રના તથા ગુરુના વચનમા સ ંશયરહિત થઈને [ મધુ વગેરે ] તથા अनिर्विण्णचेतसा = નિર્વેદરહિત [ ખેદરહિત-ઉત્સાહી ] ચિત્તવડે [ શા ભા વગેરે ] અભ્યાસ કરવા યોગ્ય છે આટલા વખત સુધી યોગાભ્યાસ કર્યો છતા પણ અનને યોગ સિદ્ધ ન થયો તો પછી ભવિષ્યમા કેમ સિદ્ધ થશે, એ પ્રકારના અનુતાપને 'નિર્વેદ' કહે છે [મધુ ]' આ પ્રકારના નિર્વેદનો [ખેદનો]ત્યાગ કરી, તથા 'આ જન્મમ કિવા જન્માન્તરમા પણ અવશ્ય આ યોગ સિદ્ધ થશે' એ પ્રકારના ધૈર્યયુક્ત મનવડે આ યોગ અભ્યાસ કરવા યોગ્ય છે [ મધુ ] "विदेहमुक्तये सम्यक्कर्तव्य । [ વ કરાનદ ] વિદેહમુક્તિ માટે મુમુક્ષુએ આ યોગનુ [ સમાધિનુ ] સારી રીતે અનુષ્ઠાન કરવુ જોઈએ," એ અર્થ છે

શ્રી ગૌડપાદ આચાર્ય કહે છે કે 'કુશના અગ્રભાગ સમાન પોતાના ચ ંચુથી સમુદ્રના જળના બિ ંદુ ગ્રહણ કરી, સમુદ્રને સુકવવાના ટિટ્ટિભ પક્ષીના નિશ્ચયની પેઠે, નિર્વેદરહિત [ ઉત્સાહી ] થઈ યોગાભ્યાસ કરનારને જ મનનો નિગ્રહ કાળાન્તરે સિદ્ધ થાય છે જેમ ટિટ્ટિભ પક્ષી પોતાના અનુપમ પુરુષાર્થથી શ્રીગરુડના અનુગ્રહને યોગ્ય થઈ, સમુદ્ર પાસે પોતાના ઈંડા પાછા મેળવવા ભાગ્યવાળી થયુ, તેમ શ્રદ્ધા, ધૈર્ય તથા ઉત્સાહપૂર્વક યોગાભ્યાસ કરનાર પુરુષ જ ઈશ્વરના અનુગ્રહને યોગ્ય થઈ, સમાધિસિદ્ધિને પ્રાપ્ત થાય છે"

શ્રુતિ પણ કહે છે કે—"शान्तो दान्त उपरतस्तितिक्षु समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत् । [ બૃ ઉ ૪-૪-૨૩ ] શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા તથા સમાધાનયુક્ત થઈને, આત્મા વિષે આત્માનો સાક્ષાત્કાર કરવો"

સાધક યોગીએ લય [ નિદ્રા ], તમ [ કાર્યાકાર્યનો અવિવેક ], વિક્ષેપ [ વિષયોનુ સ્ફુરણ ], રસાસ્વાદ અર્થાત્ 'હુ ધન્ય છુ' એ પ્રકારની આનંદ યુક્ત ચિત્તવૃત્તિ, તથા શૂન્યતા એટલે રાગદ્વેષાદિ તીવ્ર દોષવડે થયેલી ચિત્તની જડતા વગેરે વિઘ્નોને ધૈર્યપૂર્વક તથા ઉત્સાહપૂર્વક દૂર કરવા ઉપાયો યોજવા [ શ કર-અપરોક્ષાનુભૂતિ-૧૨૮ ]

અહી 'निश्चयेन' એ પદવડે 'ગુરુ તથા શાસ્ત્રના વચનો અવશ્ય ફળ આપનારા છે' એ નિશ્ચયરૂપ શ્રદ્ધાનુ કથન છે, તથા 'अनिर्विण्णचेतसा' એ

પદવડે વૈરાગ્યવડે સુખદુ ખાદિ દ્વંદ્વોને સહન કરવારૂપ તિતિક્ષાનુ વિધાન [ સૂચન ] છે [ નીલકંઠ ] [ ૨૩ ].

**અવતરણિકા .**— હવે સમાધિ કરવાનો પ્રકાર કહે છે

**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेन्द्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥**

**અન્વયાર્થ** —सङ्कल्पप्रभवान् સ કલ્પથી ઉત્પન્ન થયેની सर्वान् कामान् સર્વ કામનાઓનો अशेषत નિ.શેષ—લેશમાત્ર પણ રોષ ન રહે તેવી રીતે [ શા ભા ], સૂક્ષ્મ વાસનાઓ સહિત [ મધુ ] त्यक्त्वा ત્યાગ કરીને मनसा મનવડે एव જ इन्द्रियग्राम ઇન્દ્રિયોના સમુદાયને समतत સર્વ રીતે विनियम्य નિયમમા લાવી [ ધીમેધીમે ઉપ મ પામવુ [ મધુ ], ધીમેધીમે મનનો નિગ્રહ કરવો] [ ૨૪ ]

**શબ્દાર્થ** —સ કલ્પથી ઉત્પન્ન થયેલી સર્વ કામનાઓનો નિ શેષ ત્યાગ કરી, મનવડે જ ઇન્દ્રિયોના સમુદાયને સર્વ રીતે નિયમમા લાવી [ ધીમેધીમે ઉપરામ પામવુ ] [ ૨૪ ]

**વિવેચન**—" काम ! जानामि ते मूलं सङ्कल्पाज्जायसे किल । [ શા પ ૧૭૭–૨૫ ] સ કલ્પ કામનુ મૂળ છે," અને ' सङ्कल्पो वासनामूलक । [ શ કરા-નદ ગી ૨–૫૫ ] સ કલ્પ વાસનામૂલક છે " ભોગજન્ય વાસના વિષયોની કામનાઓનુ મૂળ છે માટે સ્રક્, ચ દન, વનિતા વગેરે દષ્ટ કામનાઓ તથા સ્વર્ગ, અમૃત, અપ્સરા વગેરે અદષ્ટ કામનાઓનો अशेषत = સૂક્ષ્મ વાસનાઓ સહિત [ મધુ ] ત્યાગ કરીને વિવેકયુક્ત મનવડે ઇન્દ્રિયોના સમુદાયને विनियम्य = વિષયોથી નિવૃત્ત કરી [ મધુ વગેરે ], ઇન્દ્રિયોનો સ યમ કરી [ શા ભા ] ધીમેધીમે ઉપરામ પામવુ કેવળ નિ સગ થઈ, સર્વ ઉપરથી વૃત્તિ ખેચી લઈ, વૃત્તિશૂન્ય થઈ આત્મસ્થ થવા ધીમેધીમે પ્રયત્ન કરવો

જેમ તેલનો ત્યાગ કર્યા પછી પણ પાત્રમા લેપરૂપે તેનો શેષ રહી જાય છે તેમ કામનાઓનો ત્યાગ કર્યા પછી પણ વિષયો વિષે કામશેષ રહી જનારૂપે પણ ન રહી જાય તે પ્રકારે કામનાઓનો સર્વત્ર [ અવિશેષરૂપે ] ત્યાગ કરવો કારણકે લેશ માત્ર પણ કામના અવશેષ રહે તો મન તેમા આકૃષ્ટ થઈ સમાધિમા સ્થિર થતુ નથી "अत सर्वत्र देहजीवनादावपि निरपेक्षो भवेद्योगीत्यर्थ । [ શ કરા નદ ] માટે યોગીએ [ મુમુક્ષુએ ] સર્વત્ર દેહજીવન વગેરેમા પણ નિરપેક્ષ થવુ "

' इन्द्रियैर्मनसा सयोगाकरणमेवेन्द्रियनियमनमिति मनसैवेति पदेन सूचितम् । [ શ કરાનદ ] ' મનનો ઇન્દ્રિયો સાથે સ યોગ ન કરવો, એ જ ઇન્દ્રિયોનુ નિયમન

-છે', એ 'मनसैव' એ પદવડે સૂચન કરવામાં આવ્યું છે." માટે સાધક યોગીએ ઇન્દ્રિયો તથા મનનો સંયોગ ન થાય તે પ્રકારે આત્મચિંતનપરાયણ થઈ, યોગાભ્યાસ કરવો [ શંકરાનંદ ].

તાત્પર્ય એ છે કે, મનનો ઇન્દ્રિયો સાથે સંયોગ ન થાય તો ઇન્દ્રિયોનો વિષયો સાથે સંયોગ ન થાય, પ્રત્યાહાર સિદ્ધ થાય અને વિષયોથી નિવૃત્ત થયેલી ઇન્દ્રિયો મનને વશ વર્તે [ ગી. ૨-૬૮ ].

મનને વશ કરવા માટે પ્રત્યાહાર કરવો જોઈએ. ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરી, મનને પરમાત્મા વિષે જોડવું જોઈએ. પ્રત્યાહારરૂપ અભ્યાસ ચિત્તને અંતર્મુખ થવા માટે આવશ્યક છે. આ પ્રત્યાહારરૂપ તીક્ષ્ણ અંકુશના પ્રહારથી મદોન્મત્ત એવા આ મનરૂપી હાથીને વશ કરી શકાય છે. પ્રત્યાહાર સિવાય અન્ય કોઈ ઉપાયવડે મનનો નિગ્રહ શક્ય નથી. ચિત્તને અંતર્મુખ કરી, આત્મા વિષે રોકી રાખવાથી, તે જેવું શાંતિને પ્રાપ્ત થાય છે, તેવું તે તપ, તીર્થયાત્રા, અધ્યયન તથા યજ્ઞાદિ ક્રિયાઓના સમૂહવડે પણ શાંતિને પામતું નથી [ યો. વા. નિ પ્ર. [ઉ] ૧૬૩-૫-૮ ]

વળી જેમ દ્રવતા જળથી જુદી પડતી નથી, ચલન વાયુથી જુદું પડતું નથી, તેમ મન સંકલ્પથી જુદું પડતું નથી. સંકલ્પ વિના કામનાનું [ચિત્તનું-મનનું] અસ્તિત્વ સંભવતું નથી. સંકલ્પ જ કામનાઓનું [તૃષ્ણાનું] મૂળ છે. સંકલ્પનો [ વિષયચિંતનનો ] ત્યાગ કરવાથી કામનાઓ બળતણ વિનાના અગ્નિની પેઠે આપમેળે શાંત થાય છે [ શાં. પ. અ. ૧૭૭ ], અને વૃત્તિશૂન્ય [ નિર્વિષયી ] થયેલું ચિત્ત આત્મદર્શનને યોગ્ય થાય છે

નિર્વિષયી [શુદ્ધ] મન વિના આત્મદર્શન શક્ય નથી; અને આત્મદર્શન વિના મન નિર્વિષયી થતું નથી [ ગી. ૨-૫૯ ] [૨૪]

અવતરણિકા :—અને તેથી હવે કહે છે કે :

**शनैः शनैरुपरमेद् बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥ २५ ॥**

અન્વયાર્થ :—धृतिगृहीतया ધૈર્યવાળી बुद्धया બુદ્ધિવડે शनैः शनैः ધીમે ધીમે ન સહસા, [યા. ભા. ] ભૂમિકાના જયના ક્રમથી [મધુ.] उपरमेत् ઉપરમવું-મનને વૃત્તિશૂન્ય કરવું-મનનો નિરોધ કરવો તથા मनः મનને आत्मसंस्थं આત્માને વિષે સ્થિર कृत्वा કરીને किंचित् अपि કાંઈ પણ न चिन्तयेत् ચિંતન ન કરવું-બીજા કશાનો વિચાર ન કરવો [૨૫].

શબ્દાર્થ —[ત્યાર પછી] ધૈર્યવાળી બુદ્ધિવડે ધીમેધીમે ચિત્તને વૃત્તિશૂન્ય કરવુ તથા મનને આત્માને વિષે સ્થિર કરીને કાઈ પણ ચિંતન ન કરવુ [૨૫]

**વિવેચન** —ત્યાર પછી શનૈ શનૈ =ન સહસા [શા ભા] સહસા નહિ, પરંતુ ક્રમેક્રમે [શા ભા] ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરી અંતર્મુખ થઈ, સાધક યોગીએ ધૈર્યવાળી બુદ્ધિવડે શાસ્ત્ર કે ગુરુએ ઉપદેશેલી ભૂમિકાના ક્રમથી મનનો નિરોધ કરવો [મધુ] તથા યોગાભ્યાસના પરિપાકથી વૃત્તિશૂન્ય થએલા ચિત્તને આત્મામા જ પરોવી, બહાર કે અંદર કોઈ પણ વસ્તુનુ ચિંતન ન કરવુ ધ્યાન, ધ્યાતા અને ધ્યેયના વિભાગનુ પણ સ્મરણ ન કરવુ નહિ પરંતુ સુષુપ્તિની પેઠે અખંડ એકરસ જ્ઞાનસ્વરૂપ આત્માને જ રહેવુ [નીલકંઠ] ચિત્ત વિષે બ્રહ્માકાર વૃત્તિને છોડી અન્યમા મનને ન લગાડવુ તેને જ યોગ જાણવો [શંકરાનંદ] આવી ચિત્તની વૃત્તિશૂન્ય અવસ્થાને યોગવેત્તાઓ 'અસંપ્રજ્ઞાત સમાધિ' કહે છે [નીલ૦]

## નિરુદ્ધ ચિત્તવડે આત્મસાક્ષાત્કાર સ્વત સિદ્ધ છે [મધુ.].

' ચિત્તમુત્પદ્યમાન ચૈતન્યપૂર્ણમેવોત્પદ્યતે। [મધુ] જેમ ઘડો ઉત્પન્ન થતા સ્વત આકાશથી પૂર્ણ થઈને જ ઉત્પન્ન થાય છે તેમ શુદ્ધ ચિત્ત અંદર તથા બહાર ચૈતન્યથી [આત્મતત્ત્વથી] પૂર્ણ જ ઉત્પન્ન થાય છે "

ઘડામા જળ, અન્ન વગેરે પદાર્થો ભરવામા આવે કે ઘટનુ મુખ બંધ કરવામા આવે કે જળ વગેરે પદાર્થો બહાર કાઢી લેવામા આવે છતા જેમ ઘડામા રહેલા આકાશને બહાર કાઢી શકાતુ નથી તેમ ચિત્ત રાગ દ્વેષ, ધર્મ અધર્મ પુણ્ય પાપ વગેરેથી પૂર્ણ હોય કે નિષ્કામ કર્મ, ઉપાસના યોગ વગેરે ઉપાયોવી રાગદ્વેષ, ધર્માધર્મ પુણ્ય-પાપ વગેરેને ચિત્તમાથી બહાર કાઢવામા આવે એટલે કે ચિત્તને ફરીને શુદ્ધ કરવામા આવે તોપણ ચિત્તમા રહેલા ચૈતન્યને [ચિદાકાશને] ચિત્તમાથી નિવૃત્ત કરી શકાતુ નથી તેથી આવા શુદ્ધ ચિત્તવડે એટલે કે ચૈતન્યથી પરિપૂર્ણ ચિત્તવડે નિર્વિઘ્ન આત્માનો અનુભવ થાય છે આ પ્રકારે નિરોધ કરી સર્વ વૃત્તિઓનો અભાવ થતા નિરુદ્ધ ચિત્તવડે સ્વત સિદ્ધ જે આત્માનુ દર્શન છે તેને કોઈ પણ વાદી નિવૃત્ત કરવાને સમર્થ નથી માટે 'અસંપ્રજ્ઞાત સમાધિ'ની સ્થિરતા માટે કોઈ પણ ચિત્તવૃત્તિને ઉત્પન્ન ન કરવી [મધુ]

## ચિત્તની અવસ્થાઓ

મૂઢ ક્ષિપ્ત વિક્ષિપ્ત એકાગ્ર અને નિરુદ્ધ એ પાચ ચિત્તની અવસ્થાઓ છે તમોગુણની વૃદ્ધિથી કાર્યાકાર્યના વિવેક વિના નિષિદ્ધ કર્મમા પ્રવૃત્ત થવુ કે પ્રમાદ,

આળસ, નિદ્રા વગેરેથી યુક્ત ચિત્ત 'મૂઢ' કહેવાય છે, રજોગુણની વૃદ્ધિથી વિષયોમા નિરંતર ભ્રમણ કરતુ અસ્થિર ચિત્ત 'ક્ષિપ્ત' કહેવાય છે, સત્ત્વગુણના આવિર્ભાવથી કોઈ વેળા સ્થિરતા પામતુ ચિત્ત 'વિક્ષિપ્ત' કહેવાય છે, બહિર્વૃત્તિના નિરોધવાળુ ચિત્ત 'એકાગ્ર' કહેવાય છે, તથા સર્વ વૃત્તિઓના નિરોધવાળુ જેમા માત્ર સંસ્કાર જ શેષ રહેલા છે, એવુ ચિત્ત 'નિરુદ્ધ' કહેવાય છે

## મનને વશ કરવાની ચાર ભૂમિકાઓ

મનને વશ કરવાની ચાર ભૂમિકાઓ છે —(૧) વાગ્ભૂમિકા (૨) મનોભૂમિકા (૩) અહંકારભૂમિકા અને (૪) મહત્તત્ત્વભૂમિકા આ ભૂમિકાઓમા બતાવ્યા પ્રમાણે ક્રમવાર ભૂમિકાઓનો જય કરી, જે ક્રમેક્રમે યોગાભ્યાસમા આગળ વધે છે તેનુ ચિત્ત વૃત્તિશૂન્ય થઈ, આત્મામા ઉપરમે છે

પ્રથમ વાક્ ઇન્દ્રિયને વ્યાપાર રોકી મનરૂપે સ્થિત રહેવુ આ પ્રકારના અભ્યાસથી જ્યારે પશુઓના પેઠે વાણીનો સંયમ સિદ્ધ થાય, ત્યારે વાગ્ભૂમિકાનો જય થયો જાણવો

વાગ્ભૂમિકાનો જય કર્યા પછી સાધક યોગીએ મનના સંકલ્પવિકલ્પાદિ વ્યાપારોનો ત્યાગ કરી, બુદ્ધિરૂપે સ્થિત થવુ આ પ્રકારના અભ્યાસથી જ્યારે બાલમુગ્ધાદિની અર્થાત્ બાળક તથા મૂઢ વગેરેની પેઠે મનના સર્વ સંકલ્પ-વિકલ્પો લય પામે ત્યારે મનોભૂમિકાનો જય થયો જાણવો

ત્યાર પછી સર્વદા આહારરહિત થઈ, કાષ્ઠાદિની પેઠે અહંતાનો નિરોધ અહંકાર ભૂમિકાનો જય કહેવાય છે તથા સુષુપ્તિ અવસ્થાની પેઠે મહત્તત્ત્વનો નિરોધ મહત્તત્ત્વભૂમિકાનો જય કહેવાય છે એ ચારે ભૂમિકાની અપેક્ષાએ કરીને જ અહીં 'शनैः शनैरुपरमेत्' એ વચન કહેવામા આવ્યુ છે [ મધુ ]

શ્રુતિ કહે છે કે —'यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि । ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि । [ કઠ ૧-૩-૧૩ ] વિવેકીએ વાણી વગેરે ઇન્દ્રિયોનો મનમા લય કરવો, મનનો પ્રકાશરૂપ બુદ્ધિમા લય કરવો, બુદ્ધિનો મહાન આત્મામા લય કરવો, તથા મહાન આત્માનો શાન્ત આત્મામા લય કરવો" વાગ્ આદિ ઇન્દ્રિયોના વ્યાપાર રોકી મનરૂપે સ્થિત રહેવુ, તેને ઇન્દ્રિયોનો મનમા લય જાણવો બુદ્ધિને મહાન આત્મા જેવી સ્વચ્છ સ્વભાવવાળી કરવી, તે બુદ્ધિનો મહત્તત્ત્વમા લય જાણવો એવી બુદ્ધિને આત્મામા સુસ્થિત કરવી, તે મહત્તત્ત્વનો શાન્ત આત્મામા લય જાણવો ઉપરોક્ત ક્રમ પ્રમાણે

વિષયોમાં દોષદર્શનથી તથા અભ્યાસથી બાહ્ય કરણ તથા અંતઃકરણના વ્યાપારનો વિલય થવાથી, વિલયકર્તાને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

## ચિત્તનાશના બે માર્ગો

વસિષ્ઠમુનિ કહે છે કે,—" द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव ! હે રામ ! યોગ તથા જ્ઞાન એ ચિત્તને નાશ કરવાના બે ઉપાયો છે " અષ્ટાંગયોગથી ચિત્તવૃત્તિનો નિરોધ કરી, ' અસંપ્રજ્ઞાત સમાધિ 'માં આત્મસાક્ષાત્કાર કરવો તે યોગ છે. તથા ખરેખરા અનુભવ તે જ્ઞાન છે. કોઈને યોગ અસાધ્ય ભાસે છે, તથા કોઈને તત્ત્વનો નિશ્ચય અસાધ્ય ભાસે છે, તેથી સર્વોત્તમ દેવ શિવે બે પ્રકારો કહ્યા છે

પ્રપંચની સત્યતાને કહેનારા હિરણ્યગર્ભાદિની ઉપાસના કરનારા વગેરે લોકો પહેલા ઉપાયને સ્વીકારે છે, પરંતુ શ્રીમાન પૂજ્યપાદ ભગવાન શંકરાચાર્યના મતને અનુસરનારા, પ્રપંચને મિથ્યા માનનારા વેદાંતીઓ વિચારરૂપ બીજા ઉપાયને જ સ્વીકારે છે, કારણકે તેમને અધિષ્ઠાનના જ્ઞાનની દૃઢતા થતા તેમા કલ્પેલા તથા બાધને પમાડેલા ચિત્તનું તથા તેના વિષયનું અદર્શન થવું અનાયાસથી જ નભવે છે.

આ કારણથી પૂજ્યપાદ ભગવાન શંકરાચાર્યે કોઈ પણ સ્થળે બ્રહ્મવેત્તા પુરુષોને માટે અષ્ટાંગયોગની અપેક્ષા પ્રતિપાદન કરી નથી, અને તેથી જ પરમહંસ વેદાંતીઓ ગુરુની સમીપમા જઈ, બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા માટે શ્રુતિઓમાં કહેલા વેદાંતવાક્યોના વિચારમા જ પ્રવર્તે છે, પરંતુ યોગમા પ્રવર્તતા નથી [ મધુ. ગા. ૬–૨૯ ]

યોગવડે જે ચિત્તના કામક્રોધાદિ દોષો નિવૃત્ત ન થાય તો સાક્ષાત્કાર માટે અષ્ટાંગયોગ જ અપેક્ષિત થાત, પરંતુ ચિત્તના દોષો વિચારવડે [ શ્રવણ મનન તથા નિદિધ્યાસનવડે ] પણ નિવૃત્ત થઈ શકે છે, માટે આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થવા માટે યોગ અવશ્ય અપેક્ષિત નથી [ મધુ ]

*તૈત્તિરીય ઉપનિષદ્‌મા વરુણપુત્ર ભૃગુ પ્રત્યે વારંવાર વિચારરૂપ તપનું જ* વિધાન કરે છે [ તૈ ઉ ભૃગુ૦ વ૦ ].

વળી યોગના અધિકાર વિષે મતભેદ છે યોગની યુક્તિઓ ગુરુગમ્ય છે. વિહિતનિયમે પ્રમાણે પ્રાણ યામાદિ ક્રિયાઓ ન કરનારને અસાધ્ય રોગોની પ્રાપ્તિનો સંભવ છે, માટે મુમુક્ષુએ વિચારવડે એટલે કે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન વડે જ આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થવા પ્રયત્નશીલ થવું, એ હિતાવહ છે [૨૫].

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

**અન્વયાર્થ** —यत यत જે જે નિમિત્તથી चञ्चलम् ચંચળ તથા अस्थिर અસ્થિર मन મન निश्चरति . વિષયાકારવૃત્તિને ઉત્પન્ન કરે છે तत तत તે તે નિમિત્તથી एतत् એને नियम्य નિયમમા રાખીને आत्मनि एव આત્મામા જ वश नयत् વશ રાખવુ [ ૨૬ ]

**શબ્દાર્થ** —જે જે શબ્દાદિ વિષયોના નિમિત્તથી ચચળ તથા અસ્થિર મન વિષયાકારવૃત્તિને ઉત્પન કરે છે, તે તે નિમિત્તથી તેને પાછુ ખેચી આત્મામા જ સ્થાપવુ [ ૨૬ ]

**વિવેચન** —હે અર્જુન ! વાસનાના વેગથી ચ ચળ તથા રાગદ્વેષાદિ દોષોથી ગ્રસ્ત હોવાથી અસ્થિર મન [ શકુનવત્ ] આત્મામા જોડાતા છતા, જે જે વિષયાનુ ચિતન કરતુ બહિર્મુખ થાય છે, તે તે વિષયોથી દોષદષ્ટિરૂપ તથા વૈરાગ્યની ભાવનાથી તેને નિવૃત્ત કરી, સ્વસ્વરૂપ આત્મામા જ જોડવુ આ પ્રકારના અભ્યાસથી જેમ ઇન્ધન વિનાનો અગ્નિ પોતાના કારણમા શમે છે, તેમ ચિત્ત વૃત્તિશૂન્ય થઈ, આત્મામા ઉપશમ પામે છે

' શ્રુતિ કહે છે કે — ' चित्तमेव हि संसारस्तत्प्रयत्नेन शोधयेत् । [ મૈત્રા. ઉ ૪-૩ ] ચિત્ત [ વિષયીમન ] એ જ સસાર છે, માટે તેને પ્રયત્નપૂર્વક શુધ્ધ [ નિર્વિષયી ] કરવુ " ' यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचष्टते तामाहु परमा गतिम् । [ કઠ ઉપ ૨-૩-૧૦ ] જે સમયમા શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયો પોતપોતાના વિષયોથી નિવૃત્ત થઈ, આ મામા સ્થિર થાય છે, તથા બુદ્ધિ પોતાના વ્યાપારમા ચેષ્ટા કરતી નથી, તે અવસ્થાને યોગીઓ પરમ ગતિ ' કહે છે " [ ૨૬ ]

**અવતરણિકા** .—હવે યોગાભ્યાસનુ ફળ કહે છે

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

**અન્વયાર્થ** —प्रशान्तमनस જેનુ મન શાત છે शांतरजस જેનો રજોગુણ નિવૃત્ત થયો છે—જે વિક્ષેપશૂન્ય છે એવા ब्रह्मभूतम् બ્રહ્મરૂપ થયેલા अकल्मष પુણ્ય-પાપથી રહિત [ શ્રી ભા વગેરે ] एन એ योगिन યોગીને हि નિશ્ચય उत्तम ઉત્તમ सुखम् સુખ उपैति પ્રાપ્ત થાય છે [ ૨૭ ]

અન્વયાર્થ —યોગયુક્તાત્મા યોગવડી શુદ્ધ અંત:કરણવાળો-સમાહિત અંતઃકરણવાળો સર્વત્ર સર્વમાં સમદર્શન સમદૃષ્ટિવાળો યોગી आत्मानं પોતાના આત્માને सर्वभूतस्थं સર્વભૂતોમાં રહેલો ईक्षते જુએ છે च તથા आत्मनि પોતાના આત્મામાં सर्वभूतानि સર્વભૂતોને જુએ છે [ ૨૯ ]

શબ્દાર્થ — યોગવડી શુદ્ધ અંતઃકરણવાળા તથા સર્વમાં સમદૃષ્ટિવાળો યોગી ભૂતમાત્રમાં પોતાના આત્માને જુએ છે તથા આત્મામાં ભૂતમાત્રને જુએ છે [ ૨૯ ].

વિવેચન — योगयुक्तात्मा યોગવડી શુધ્ધ અંતઃકરણવાળો યોગી મહા ઢમાં સૂર્યની પેઠે, ઘરમાં દીપકની પેઠે કે ઘટાદિમાં આકાશની પેઠે નિર્વિકાર તથા સર્વમાં સમભાવે રહેનાર પોતાના આત્માને ભૂતમાત્રને વિષે જુએ છે, તથા આત્માને વિષે સર્વભૂતોને જુએ છે આ પ્રકારનું આત્મૈકત્વદર્શન યોગનું પરમ ફળ છે એ સૂચન છે [ શંકરાનંદ ]

શ્રુતિ પણ કહે છે કે— "सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि। सम्पश्यन् ब्रह्म परमं याति नान्येन हेतुना। ભૂતમાત્રમાં આત્માને તથા આત્માને ભૂતમાત્રમાં જોનાર પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે, અન્ય હેતુથી નહિ" આથી સંસારસાગરમાં ડૂબેલા આત્માના ઉદ્ધાર માટે વિદેહકૈવલ્યાર્થી મુમુક્ષુએ સમાધિ અભ્યાસ કરવી જોઈએ, એ સિદ્ધ થાય છે [શંકરાનંદ] [ ૨૯ ]

અવતરણિકા —હવે બે શ્લોકવડે આત્મૈકત્વદર્શનનું ફળ કહે છે

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

અન્વયાર્થ —यः જે सर्वत्र સર્વત્ર मां મને વાસુદેવને पश्यति જુએ છે च તથા सर्वं સર્વભૂતોને मयि મારામાં पश्यति જુએ છે तस्य તેને अहं હું न प्रणश्यामि પરોક્ષ નથી-અપ્રત્યક્ષ થતો નથી च તથા सः તે मे મને न प्रणश्यति પરોક્ષ નથી-અપ્રત્યક્ષ થતો નથી [ ૩૦ ]

શબ્દાર્થ —જે સર્વત્ર મને વાસુદેવને જુએ છે, તથા સર્વભૂતોને મારે વિષે જુએ છે, તેને હું પરોક્ષ [ અપ્રત્યક્ષ] થતો નથી, તથા તે મને પરોક્ષ [ અપ્રત્યક્ષ ] થતો નથી [ ૩૦]

વિવેચન —હે અર્જુન ! જેમ બળદેવજીએ જ્ઞાનદૃષ્ટિથી વ્રજમાં ગોપ બાળકોને તથા વાછરડાઓને શ્રીકૃષ્ણરૂપે જોયા [ ભાગ ૧૦-૧૩-૨૮ ], તથા વ્રજની ગોપીઓ સર્વત્ર મારું જ દર્શન કરતી તેમ જે સર્વભૂતો વિષે સર્વના

આત્મારૂપ મને વાસુદેવને જુએ છે તથા જેમ યશોદામાતાએ માના મુખમા તથા કાકભુશુણ્ડિજીએ ભગવાન રામના ઉદરમા સમગ્ર વિશ્વના દર્શન કર્યા, તેમ જે યોગારૂઢ [ બ્રહ્મવેત્તા ] સર્વભૂતોને સર્વના આત્મારૂપ હુ વાસુદેવ વિષે જુએ છે, તેવા બ્રહ્મવેત્તાને હુ પરોક્ષ [ અપ્રત્યક્ષ ] થતો નથી, તથા તે બ્રહ્મવેત્તા મને પરોક્ષ થતો નથી, કારણ તેનો તથા મારો આત્મા એક જ છે, એટલે કે તેનુ તથા મારુ સ્વરૂપ એક જ છે [ શા ભા ] અથવા અતિ પ્રિયપણાને લીધે મારા આત્મારૂપ તે વિદ્વાન મારો અપરોક્ષ જ્ઞાનનો વિષય થાય છે [મધુ ]

સાક્ષાત્કારને પ્રાપ્ત થયા પછી ભક્ત તથા ભગવાનનો સબધ સદાને માટે અવિચ્છિન્ન થઈ જાય છે સર્વદા ભગવાનના સમીપમા જ રહેલો જ્ઞાની ભક્ત ભગવાનના અનુગ્રહનુ પાત્ર થાય છે [ મધુ, શ્રીધર વગેરે ], અને તેથી ભક્ત ભક્તિમાન ભગવાન [ ભાગ ૧૦-૮૬-૫૯ ] સૂતા, બેસતા, ચાલતા, ભોજન કરતા સર્વત્ર ભક્તની દૃષ્ટિનો [ જ્ઞાનનો ] વિષય થાય છે [શકરાનદ, મોહન ] [૩૦]

**सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।**
**सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥**

**અન્વયાર્થ**—य જે सर्वभूतस्थित સર્વભૂતોમા રહેના मा એવા મને एकत्त्व અભેદનો [મધુ] आस्थित निश्चय કરી भजति ભજે છે—સાક્ષાત્કાર કરે છે [ મધુ, સદાનદ ], स તે योगी યોગી सर्वथा सर्वमान સ્વેચ્છાએ ગમે તેમ વર્તે છતા [ શા ભા વગેરે ] अपि પણ मयि મારામા वर्तते વર્તે છે, તે સદા મુક્ત જ છે [ શા ભા. ], તના મોક્ષને કોઈ રોકી શકતુ નથી [શા ભા ] [૩૧]

**શબ્દાર્થ**—જે સર્વભૂતોમા રહેના મને અભેદનો નિશ્ચય કરી ભજે છે [સાક્ષાત્કાર કરે છે ] તે યોગી સ્વેચ્છાએ ગમે તેમ વર્તે છતા પણ મારામા વર્તે છે [ તે સદા મુક્ત જ છે ]

**વિવેચન**—હે અર્જુન ! જે સર્વ ભૂતોમા અધિષ્ઠાનપણાથી રહના એવા મને એકતાનો નિશ્ચય કરી भजति = 'હુ બ્રહ્મ છુ' ઇત્યાદિ વેદાતવાક્યના શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના પરિપાકથી થયેના શુદ્ધ અત કરણવડે ભજે છે—મારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે [ મધુ, સદાનદ વગેરે ], 'આ સર્વ વાસુદેવરૂપ છે' એવા જ્ઞાનવાળો થઈ મને ભજે છે [ ગી ૭-૧૯ ] તે સમદર્શી જીવનમુક્ત સમાધિના વ્યુત્થાનકાળમા 'सर्वथा वर्तमान अपि = સર્વ પ્રકાર વ્યવહાર કરતો હોવા છતા [ મધુ ] પ્રારબ્ધાનુસાર જનક વગેરેની પેઠે લોકસગ્રહ માટે કર્મો કરે કે યાજ્ઞવલ્ક્ય વગેરેની પેઠે સર્વ કર્મોનો ત્યાગ કરે કે, ભગવાન દત્તાત્રેયની

નિષિદ્ધ કર્મ કરે [ મધુ, નીલકંઠ વગેરે ] તે, લોકદૃષ્ટિએ મૂઢની પેઠે ઉન્મત્તની પેઠે, શિષ્ટની પેઠે કે અશિષ્ટની પેઠે વર્તે [ વકાનંદ ] છતાં પણ સદા તે મારામાં જ વર્તે છે અર્થાત્ તે સર્વદા મુક્ત જ છે તથા તેના મોક્ષને રોકવા કોઈ સમર્થ નથી [ શા ભા ] તે વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે [ વકાનંદ ]

શ્રુતિ પણ કહે છે કે — तस्य ह न देवाश्च नाभूत्या ईशत आत्मा ह्येषां स भवति। [બૃ ઉ ૧-૪-૧૦ ] દેવો પણ જ્ઞાનીના મોક્ષમાં પ્રતિબંધ કરવા સમર્થ નથી કારણ કે જ્ઞાની દેવોનો પણ આત્મારૂપ છે ' તથા કોઈ પણ પોતાના આત્માની હાનિ કરતો નથી

सर्वथा वर्तमानोऽपि એ શબ્દનું ' જ્ઞાની ગમે તેમ વર્તે ' ઇત્યાદિ વ્યાખ્યાન કરવામાં આવ્યું છે તે જ્ઞાનીની સ્તુતિ માટે છે [મધુ વગેરે], પરંતુ જ્ઞાની મહાત્માની નિષિદ્ધ કર્મ કે અશિષ્ટ વ્યવહારમાં પ્રવૃત્તિ સંભવતી નથી વિહિત કર્મનું અનુષ્ઠાન કરવું તથા નિષિદ્ધ કર્મથી નિવૃત્ત થવું, એ જ્ઞાનીનો સ્વભાવ છે [ શ ના નિ પ્ર [ ઉ ] ૧૦૭-૧૨ ], કારણ કે જ્ઞાનીના અંતઃકરણમાં નિષિદ્ધ કર્મના પ્રવર્તક રાગદ્વેષનો અભાવ છે [ મધુ ] ' तदानीममानित्वादीनि ज्ञानसाधनान्यद्वेष्टृत्वादयः सद्गुणाश्चालङ्कारवदनुवर्तन्ते। [ વેદાંતસાર ૨૨૪] જ્ઞાનીને અમાનિત્વાદિ જ્ઞાનના સાધનો, અદ્વેષ્ટત્વાદિ સદ્ગુણો તથા અભય વગેરે દૈવી સંપત્તિઓ આભૂષણની પેઠે અનુસરે છે

ભગવાન પણ હવે પછી કહેશે કે — हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते। [ ગી ૧૮-૧૭ ] બ્રહ્મવેત્તા સર્વ પ્રાણીઓનું હનન કરીને પણ હનન રૂપ ક્રિયાનો કર્તા થતો નથી અને હનનરૂપ ક્રિયાના ફળરૂપ અધર્મની સાથે સંબંધ પામતો નથી ' [ ૩૧ ]

અનંતરશ્લિકા —હવે પરમયોગીનું સ્વરૂપ કહે છે

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥

**અન્વયાર્થ** — अर्जुन! હે અર્જુન! यः જે सर्वत्र સર્વત્ર आत्मौपम्येन પોતાને જ દૃષ્ટાંતરૂપ લઈ सुखं સુખને वा અથવા यदि वा અથવા दुःखं દુઃખને समं સમાન पश्यति જુએ છે सः તે योगी યોગી परमः પરમ શ્રેષ્ઠ मतः મનાયેલો છે [ ૩૨ ]

**શબ્દાર્થ** —હે અર્જુન! જે પોતાને જ દૃષ્ટાંતરૂપ લઈ, સર્વ પ્રાણીઓમાં સુખને કે દુઃખને સમાન જુએ છે યોગીને શ્રેષ્ઠ માન્યો છે [ ૩૨ ]

**વિવેચન** —आत्मौपम्येन = आत्मा स्वयमेवोपमा दृष्टान्तो यस्य आत्मोपम्'

[ શંકરાનંદ ] આત્મા [ સ્વયં ] જ જેની ઉપમા [ દષ્ટાન્ત ] છે, તે આત્મોપમ, तस्य भाव आत्मौपम्यं = તેનો ભાવ આત્મૌપમ્ય तेन स्वसादृश्येन = પોતાના સાદૃશ્યથી એટલે કે तेनात्मदृष्टान्तेन। [ મધુ. ] પોતાને જ દષ્ટાંતરૂપ લઈ જે જે સર્વ પ્રાણીઓમાં સુખને કે દુઃખને તુલ્ય જુએ છે, જે દ્વેષથી શૂન્ય હોવાને લીધે પોતાનું કે અન્યનું અનિષ્ટ કરતો નથી, અને રાગથી શૂન્ય હોવાને લીધે પોતાનું તેમ જ અન્યનું ઇષ્ટ કરે છે [ મધુ. ].

અથવા स्वसादृश्येन = પોતાના સાદૃશ્યથી [ શંકરાનંદ ], પોતાના જેવા જ અનુભવ સર્વભૂતોને થાય છે, એ ભાવથી [ શા. ભા. વગેરે ] પ્રાણીમાત્રને સુખ પ્રિય છે, અને દુઃખ અપ્રિય છે એમ જાણી, સર્વદા પ્રાણીમાત્રને સુખ થાય તેવું જ વર્તન કરે છે; તથા કોઈ પણ પ્રાણીને દુઃખ થાય તેવું વર્તન કરતો નથી, અર્થાત્ અહિંસક છે [ શા. ભા. વગેરે ] એવો પ્રાણીમાત્રને વિક્ષેપ ન કરનાર, સર્વભૂતો પ્રતિ અનુકૂલવર્તી, કીટની પેઠે પૃથ્વી પર વિચરનાર [ શંકરાનંદ ] તથા વાસનારહિતપણાને લીધે શાંત મનવાળો છે તેવા યોગીને [ બ્રહ્મવેત્તાને ] [ મધુ. ] શ્રેષ્ઠ માન્યો છે.

### દષ્ટાંત

દ્રૌપદીના અલૌકિક વર્તનથી આત્મૌપમ્યદષ્ટિનો અર્થ સ્પષ્ટ સમજાશે. અશ્વત્થામાએ દ્રૌપદીનાં ઊંઘતા બાળકોને મારી નાખ્યાં. ભક્ત અર્જુને અશ્વત્થામાને પકડી, રુદન કરતી દ્રૌપદીની આગળ હાજર કર્યો. બાળક પુત્રોના મૃત્યુથી વિહ્વળતા, વ્યાકુળતા તથા વ્યથાને પ્રાપ્ત થયેલી હોવા છતાં સમદષ્ટિવાળી દ્રૌપદીનું હૃદય દયાથી ભરાઈ ગયું, અને કહેવા લાગી: " मा रोदीदस्य जननी गौतमी पतिदेवता। यथाऽहं मृतवत्साऽऽर्ता रोदिम्यश्रुमुखी मुहुः। [ ભાગ. ૧-૭-૪૭] હે મહાભાગ ! આ ગુરુપુત્ર અશ્વત્થામાને છોડી મૂકો જેમ મારા પ્રિય પુત્રોના મૃત્યુથી શોકગ્રસ્ત થયેલી હું રુદન કરું છું તેમ પતિને દેવતુલ્ય માનનારી અશ્વત્થામાની માતા ગૌતમીને તેના એકના એક પુત્રના વધથી શોકાગ્રસ્ત કરી, રુદન કરતી જોવાને હું ઇચ્છતી નથી."

બાળક પુત્રોના મૃત્યુનો ઘા તાજો હોવા છતાં પોતાના પુત્રોનો વિના અપરાધે વધ કરનાર અશ્વત્થામાને દ્રૌપદીએ ક્ષમા આપી તે કેવળ આત્મૌપમ્યદષ્ટિનું જ નહિ, પરંતુ આત્મૌપમ્યદષ્ટિની પરાકાષ્ઠાનું દષ્ટાંત છે. ભગવાન શ્રીકૃષ્ણે દ્રૌપદીના ચીર પૂર્યા હતાં તે યોગ્ય જ છે.

" आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्। [વિદ્વ્યાસ] જે પ્રકારના વર્તનથી પોતાને દુઃખ થાય તેવું વર્તન બીજા કોઈ પણ પ્રાણી પ્રત્યે ન કરવું." એ સમસ્ત

ધર્મશાસ્ત્રનો સાર છે, તથા એ જ સાચી અહિંસા છે. જેમ હાથીના પગલામાં બીજા સર્વ પ્રાણીઓનાં પગલાઓનો સમાવેશ થઈ જાય છે, તેમ આત્મૌપમ્યદૃષ્ટિયુક્ત અહિંસામાં ધર્મના સર્વ તત્ત્વોનો સમાવેશ થઈ જાય છે [ શાં. ૫ ૨૯૫-૧૮ ] [ ૩૨ ].

અવતરણિકા :— "आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत्'। [ શ્લોક ૨૫ ] यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता "। [ શ્લોક ૧૯ ] ઇત્યાદિ શ્લોકોવડે મનની આત્મસંસ્થતા તથા નિવાતસ્થ દીપવત્ નિશ્ચલતા યોગીઓએ અવશ્ય સંપાદન કરવી જોઈએ, એ શ્રીમુખે સાધારણરૂપે શ્રવણ કરી; હવે ભક્ત અર્જુન અંતઃકરણના [ મનની ] સ્થિરતાનો ઉપાય જાણવા માટે ભગવાનને પ્રશ્ન પૂછે છે [ શંકરાનંદ ] :

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

**योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।**
**एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम् ॥ ३३ ॥**

અન્વયાર્થ :—मधुसूदन ! હે મધુસૂદન ! साम्येन સર્વત્ર સમત્વરૂપ [ શાં. ભા. ] સર્વત્ર સમદૃષ્ટિ રાખવારૂપ [ મધુ. ] અથવા સાધારણરૂપે [ શંકરાનંદ ] यः જે अयं આ योग. યોગ त्वया સર્વજ્ઞ એવા આપે प्रोक्तः કહ્યો एतस्य તેની स्थितिं નિષ્ઠાને चचलत्वात् મનના ચંચળપણાને લીધે अहं હું स्थिरा સ્થિર न पश्यामि જોતો નથી [ ૩૩ ].

શબ્દાર્થ :—હે મધુસૂદન ! સર્વત્ર સમદૃષ્ટિ રાખવારૂપ આ યોગ જે આપે કહ્યો [ શાં. ભા. વગેરે ], અથવા જે યોગ આપે સાધારણરૂપે કહ્યો [ શંકરાનંદ ] એની સ્થિતિને મનની ચંચળતાને લીધે હું સ્થિર જોતો નથી [ ૩૩ ].

વિવેચન :—હે મધુસૂદન ! साम्येन = સર્વત્ર સમત્વરૂપ [ શાં. ભા. ] સર્વત્ર સમદૃષ્ટિ રાખવારૂપ, વિષમ દૃષ્ટિના કારણભૂત રાગદ્વેષનું નિરાકરણ કરી, સમપણું અનુભવવારૂપ [ મધુ. ] આ યોગ જે સર્વજ્ઞ ઇશ્વર એવા આપે મને કહ્યો; અથવા જે યોગ આપે साम्येन = સાધારણરૂપે [ શંકરાનંદ ] કહ્યો, એની સ્થિરતા હું મનના ચંચળપણાને લીધે જોઈ શકતો નથી. મન ચંચળ છે, અને તેથી મનોવૃત્તિના નિરોધરૂપ આ યોગની સ્થિતિ લાંબા સમય સુધી ટકે, એવી સંભાવના મને લાગતી નથી.

" मह्मण्यन्तःकरणस्थिरीभावस्य साधनमहं न जानामीत्यर्थः। [ શંકરાનંદ ] બ્રહ્મમાં અંતઃકરણની [ મનની ] સ્થિરતાનું સાધન હું જાણતો નથી " [૩૩].

અવતરણિકા —હવે મનની ચંચળતાનું વર્ણન કરે છે

**चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥**

અન્વયાર્થ —कृष्ण = भक्तजनपापादिदोषाकर्षणात्कृष्ण। [શા ભા] ભક્તોના પાપાદિ દોષોને આકર્ષી લેનાર હે કૃષ્ણ! मन મન हि નિશ્ચ चचल ચંચળ-ચલિત થવાના સ્વભાવવાળું प्रमाथि શરીર તથા ઇન્દ્રિયોને ક્ષોભ પમાડનારું बलवद् બળયુક્ત તથા दृढ દઢ છે, तस्य તેના निग्रह નિરોધને अहं હું वायो- વાયુના इव જેવો सुदुष्करम् અત્યંત કઠિન मन्ये માનું છું [૩૪]

શબ્દાર્થ —હે કૃષ્ણ! મન નિશ્ચે ચંચળ, શરીર તથા ઇન્દ્રિયોને ક્ષોભ પમાડનારું, બળયુક્ત તથા દઢ છે હું વાયુના નિરોધની પેઠે મનના નિરોધને અત્યંત કઠિન માનું છું [૩૪]

વિવેચન — " चञ्चलत्वं मनोधर्मो वह्नेर्धर्मो यथोष्णता। [મહોપનિષદ્ ૪-૯૯] જેમ ઉષ્ણતા અગ્નિનો સ્વભાવ છે, તેમ ચંચળતા મનનો સ્વભાવ છે " મન प्रमाथि = प्रमथनशील [શંકરાનંદ], શરીર તથા ઇન્દ્રિયોને ક્ષોભ પમાડનારું [મધુ] ઇન્દ્રિયોને વિક્ષિપ્ત [પરવશ] કરનારું [શા ભા], बलवत् = મહા-વેગવાળું અને તેથી મહા શક્તિ સાધનોવડે નિરોધ ન કરી શકાય એવું [શંકરાનંદ], ઇચ્છિત વિષયોથી નિવૃત્ત ન કરી શકાય એવું [શા ભા, મધુ વગેરે] તથા दृढम् = હજારો વિષયવાસનાઓના સંબંધવાળું હોવાથી ભેદી ન શકાય એવું [મધુ] તંતુનાગ નામના જળચરની પેઠે કે નાગપાશની પેઠે છેદી ન શકાય એવું છે [શા ભા વગેરે], અને તેથી વાયુના નિરોધની પેઠે મનના નિરોધને હું અત્યંત કઠિન માનું છું

સમુદ્રનું પાન કરવા કરતાં કે, મેરુપર્વતને ઉખેડી મૂકવા કરતાં કે, અગ્નિનું ભક્ષણ કરવા કરતાં મનનો નિગ્રહ કરવો મને વધારે દુષ્કર લાગે છે

જે મન બુદ્ધિને ઠગે છે નિશ્ચયને તોડી નાખે છે, ધૈર્યને હાથતાળી આપી છટકી જાય છે, વિચારને ભ્રમિત કરે છે, સંતોષને ખંડિત કરે છે, એક ક્ષણે નિરાંતે બેઠેલા પુરુષને દશ દિશામાં ભ્રમણ કરાવે છે, અને નિગ્રહ કરવા જતાં વિપરીત નિગ્રહ [સ્વભાવ] જ તેને સહાયભૂત થાય છે એવું જે મન તે શું પોતાનો સ્વભાવ છોડશે? [જ્ઞાનેશ્વરી]

માટે હે કૃષ્ણ! આ મનના નિગ્રહ વિષેની મારી શંકા નિવૃત્ત કરો આથ

મનના નિગ્રહ માટે મને નિર્વિઘ્ન ઉપાય કહો કે, જેના શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાનથી આ ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગમાં મારી નિશ્ચળ સ્થિતિ [ નિષ્ઠા ] થાય [ ૩૪ ]

અવતરણિકા — હવે ભગવાન મનના નિગ્રહનો ઉપાય કહે છે

શ્રીભગવાનુવાચ। શ્રીભગવાન બોલ્યા.

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

**અન્વયાર્થ** — महाबाहो! હે મહાબાહો! मनः મન दुर्निग्रह વશ કરવું કઠિન તથા चल ચંચળ છે असंशय એમાં સંશય નથી तु પરંતુ कौंतेय! હે કૌંતેય! अभ्यासेन અભ્યાસવડે च અને वैराग्येण વૈરાગ્યવડે गृह्यते મનનો નિરોધ થઈ શકે છે [ ૩૫ ]

**શબ્દાર્થ** — હે મહાબાહો! મન વશ કરવું કઠિન છે તથા ચંચળ છે, એમાં સંશય નથી હે કૌંતેય! અભ્યાસ અને વૈરાગ્યવડે મનનો નિરોધ થઈ શકે છે [ ૩૫ ]

**વિવેચન** —હે અર્જુન! વૃક્ષના પાંદડાં, કાચબાની ડોક, વીજળી, દીપકની જ્યોત તથા ભૂતપ્રેતના મુખની જ્વાળાની પેઠે મન અત્યંત ચંચળ છે, તથા મનને વશ કરવું કઠિન છે, એમાં સંશય નથી અર્થાત્ અસંયતાત્મા [અજિતેન્દ્રિય] પુરુષને એ મન દુઃખે કરીને પણ નિરોધ કરવું અશક્ય છે; પરંતુ સંયતાત્મા [ જિતેન્દ્રિય ] પુરુષ એ મનનો અભ્યાસથી તથા વૈરાગ્યથી નિગ્રહ કરે છે [ મધુ ]

**અભ્યાસ**

"तत्र स्थितौ यत्नोऽभ्यास [ પા. યો. સૂ. ૧-૧૩ ] ચિત્તને સ્થિર કરવાની વારંવાર ચેષ્ટા [ પ્રયાસ ] 'અભ્યાસ' કહેવાય છે " બ્રહ્માકાર એવી નદીના અવિચ્છિન્ન પ્રવાહ જેવી એક જ પ્રકારની ધ્યેયવૃત્તિને ચિત્તભૂમિમાં વારંવાર સ્થાપન કરવી તે 'યોગાભ્યાસ' કહેવાય છે [ શાં. ભા., નીલકંઠ, વગેરે ] શ્રદ્ધાપૂર્વક લાંબા કાળ સુધી કરેલો અભ્યાસ દૃઢ થાય છે [ પા. યો. સૂ. ૧-૧૪]

અતિશય શ્રદ્ધાથી નિરંતર સેવેલો અભ્યાસ નિરોધરૂપ ફળ આપવાને યોગ્ય થાય છે [ મધુ વગેરે] જ્યારે અભ્યાસથી સદ્વાસનાનો ઉદય થાય, ત્યારે અભ્યાસ સફળ થયો, એમ જાણવું [ જીવન્મુક્તિવિવેક ૩-૧૩ ]

સતત તથા નિરંતરના અભ્યાસથી અજ્ઞાની મહાજ્ઞાની થાય છે, બાણ સૂક્ષ્મ નિશાન પર પડે છે, દુઃસાધ્ય કાર્યો સિદ્ધ થાય છે, શત્રુઓ મિત્રભાવને

પ્રાપ્ત થાય છે, અને અમૃતરૂપ થાય છે, તથા લીંબડા જેવો કડવો પદાર્થ રુચિકારક થાય છે.

આત્મવિચારના અભ્યાસથી વિવેકી સંસાર તરી જાય છે. વસ્તુતાએ અભ્યાસ જ પુરુષાર્થ છે [ યો. વા. નિ. પ્ર. [ ઉ. ] ૬૭–૪૩ ]. શાસ્ત્ર, સત્સંગ, વિચાર વગેરેનો અભિનિવેશ કરનાર પુરુષ સ્વપ્નમા પણ તેને જ અનુભવે છે [ યો. વા. નિ. પ્ર. [ ઉ. ] ૪૭–૧૮ ].

## વૈરાગ્ય

" दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् । [ પા. યો. સૂ. ૧–૧૫ ] દૃષ્ટ [ આ લોકના ] તથા ' आनुश्रविक = શ્રુતિસ્મૃતિવિહિત પરલોકના સમસ્ત ભોગો વિષે સર્વથા તૃષ્ણારહિત ચિત્તની વશીકાર નામની અવસ્થા " વૈરાગ્ય " કહેવાય છે ". " तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् । [ પા. યો. સૂ. ૧–૧૬ ] પુરુષના જ્ઞાનથી પ્રકૃતિના ગુણો વિષે એટલે કે પ્રકૃતિના ગુણોના કાર્યરૂપ સત્ત્વાદિ સુખો વિષે સર્વથા તૃષ્ણાનો અભાવ [ સર્વથા રાગરહિત અવસ્થા ] ' પરવૈરાગ્ય ' કહેવાય છે. "

સ્ત્રીપુત્રાદિ દૃષ્ટ ભોગો તથા સ્વર્ગાદિ અદૃષ્ટ ભોગોનો દોષદૃષ્ટિવડે ત્યાગ કરી, તૃષ્ણારહિત થવું તે [ શા. ભા. વગેરે ], અથવા વિષયોની અનિત્યતા, જડરૂપતા, તથા દુ:ખરૂપતા વિચારીને, તેના પ્રત્યેનો વૈરાગ્ય વધારી વિષય-ચિંતનરહિત થવું તે [ શ્રીધર ], અથવા સંસારના ભોગોને મિથ્યા, અનિત્ય તથા દુ:ખરૂપ જાણી તેમાંથી ચિત્તવૃત્તિને સમેટી લેવી તે ' વૈરાગ્ય ' કહેવાય છે.

વૈરાગ્યના ત્રણ પ્રકાર છે :— મંદ, તીવ્ર તથા તીવ્રતર. સ્ત્રીપુત્રાદિ પ્રિયજનના મૃત્યુથી, ધનનાશથી કે અસાધ્ય રોગની પીડાથી ઉત્પન્ન થતો વૈરાગ્ય ' મંદ વૈરાગ્ય ' કહેવાય છે. ' આ જન્મમાં મને સ્ત્રીપુત્રધનાદિ ન હો, એવી સુસ્થિર બુદ્ધિ ' [ જીવન્મુક્તિવિવેક ૧–૭ ] અથવા સ્ત્રીપુત્રધનાદિ પદાર્થોમાં અનાસક્ત થઈ, સર્વત્ર ઉદાસી થઈ, જ્ઞાનપૂર્વક પરમાત્મામાં એકનિષ્ઠ થવી તે ' તીવ્ર વૈરાગ્ય ' કહેવાય છે. સ્વર્ગ, સિદ્ધિ વગેરેને તુચ્છ જાણી, કોઈ પણ પ્રકારની તૃષ્ણા વિનાનો વૈરાગ્ય ' તીવ્રતર ' [ પરવૈરાગ્ય ] કહેવાય છે.

શ્રવણ તથા નિદિધ્યાસનના પરિપાકથી ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ, આત્મસાક્ષાત્કારને યોગ્ય થવા માટે નચિકેતા, પરીક્ષિત કે ભક્ત અર્જુન જેવો વૈરાગ્ય આવશ્યક છે.

વૈરાગ્ય શુદ્ધ અંત:કરણનું લક્ષણ છે [ ગી. ૨–૫૨ ]. અંત:કરણ શુદ્ધ થયા વિના અંત:કરણ વિષે વૈરાગ્યની ઉત્પત્તિ તથા સ્થિતિ સંભવતી નથી.

"यथा निरिन्धनो वह्निः स्वयोनावुपशाम्यति । तथा वृत्तिक्षयाच्चित्तं स्वयोनावुपशाम्यति ॥ [ મૈત્રા. ઉ. ૪–૪ ]. જેમ કાષ્ઠ વિનાનો અગ્નિ પોતાની યોનિમાં શાંત થઈ જાય છે, તેમ અભ્યાસ, વૈરાગ્યાદિ ઉપાયોવડે વૃત્તિનો ક્ષય થતા ચિત્ત પોતાની યોનિમાં [ આત્મામા ] શાંત થઈ જાય છે."

"वासनानुदयो भोग्ये वैराग्यस्य तदाऽवधिः । [ શંકર., વિ. ચૂ. ૪૨૪ ] જ્યારે ભોગ્ય પદાર્થો વિષે વાસનાના ઉદયનો અભાવ થાય ત્યારે વૈરાગ્યનો અવધિ જાણવો."

### મનના નિરોધ માટે અભ્યાસ તથા વૈરાગ્ય બંનેની જરૂર છે

જેમ કોઈ ક્યારામા પાણી વાળનાર ખેડૂત ક્યારાઓમાં જળસંચાર કરવા માટે એક ક્યારામા જળને બંધ કરી, બીજા દ્વારને ખુલ્લુ કરે છે; તેમ સાધક યોગીએ વૈરાગ્યવડે ચિત્તમા પ્રવેશ કરતા વિષયોરૂપ પાણીના પ્રવાહને બંધ કરી, પરમાત્માના ધ્યાનના અભ્યાસવડે કલ્યાણરૂપ જળપ્રવાહને ખુલ્લો મૂકવો.

જેમ ક્ષારમય પ્રદેશમા જનારી નદીને સારી રસાળ ભૂમિમાં લઈ જવી હોય, તો તે નદીના પ્રવાહને ઇચ્છિત સ્થળે લઈ જવા માટે નહેર ખોદવાની અપેક્ષા [ જરૂર ] છે; તેમ ચિત્તના સંસારના વિષયો ભણીના રાગદ્વેષરૂપે થતાં પરિણામોને રોકવા વૈરાગ્યની અને ચિત્તને આત્માકાર કરવા માટે સતત આત્મચિંતનરૂપી અભ્યાસની જરૂર છે.

સાધક યોગીને અભ્યાસ તથા વૈરાગ્ય બન્નેની જરૂર છે. અભ્યાસવડે મનનો લય થતો અટકવાથી તથા વૈરાગ્યવડે મનનો વિક્ષેપ થતો અટકાવવાથી ચિત્ત વૃત્તિશૂન્ય થાય છે [ નીલકંઠ ].

મુમુક્ષુએ ધ્યાન રાખવું કે, અભ્યાસ અને વૈરાગ્યનું એક સાથે અનુષ્ઠાન કરવામાં આવે તો જ તે સાધનરૂપ ગણાય છે; અન્યથા અનુષ્ઠાન કરવામાં આવે તો તે મનના નિરોધ માટે સાધનરૂપ ગણવામાં આવતા નથી [ મધુ. ].

અહીં મનના નિગ્રહમાં અભ્યાસના તથા વૈરાગ્યના સમુચ્ચયને બોધન કરવા માટે 'च' શબ્દ છે [ મધુ. ].

### યોગવાસિષ્ઠમાં મનના નિગ્રહ માટેના ચાર ઉપાયો

અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ, સત્પુરુષોનો સમાગમ, વાસનાઓનો ત્યાગ તથા પ્રાણગતિનો નિરોધ એ મનને વશ કરવાના ચાર પ્રસિદ્ધ ઉપાયો છે. એ ચાર ઉપાયોનો ત્યાગ કરી, હઠવડે મનનો નિરોધ કરવાનો પ્રયાસ દીપકને છોડી દઈ કાજળથી અંધારું દૂર કરવાના પ્રયાસ જેવો છે.

આ શ્લોકના પૂર્વાર્ધથી 'ચિત્તનો હઠથી નિગ્રહ સંભવતો નથી' એમ કહ્યું છે; અને ઉત્તરાર્ધથી 'ચિત્તનો ક્રમથી નિગ્રહ સંભવે છે' એમ કહ્યું છે [ મધુ ].-

જેમ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોનો તેમના ગોલકમાત્રના નિરોધથી હઠવડે નિરોધ થાય છે, તેમ 'હું મનનો હઠથી નિગ્રહ કરીશ' એ પ્રકારની ભ્રાંતિ મૂઢ પુરુષોને જ થાય છે, કારણકે મનના ગોલકરૂપ હૃદયકમળનો નિરોધ અશક્ય છે

"अत एव च क्रमनिग्रह एव युक्त । [ મધુ ] તેથી મનનો ક્રમથી નિગ્રહ કરવો એ જ યોગ્ય છે

' क्रमनिग्रह चाध्यात्मविद्याविगम एक उपाय । [ મધુ ] ક્રમથી મનનો નિગ્રહ કરવામા અધ્યાત્મવિદ્યા પ્રધાન ઉપાય છે" કારણકે અધ્યાત્મવિદ્યા દશ્ય પ્રપંચના મિથ્યાપણાનો તથા આત્માના પરમાર્થસત્યપણાનો, પરમાનંદપણાનો તથા સ્વયંપ્રકાશપણાનો બોધ કરે છે એમ હોવાથી આ મન પોતાના વિષયભૂત દશ્ય વસ્તુઓમા મિથ્યાપણાથી પ્રયોજનના અભાવને, અને પરમાનંદરૂપ સાક્ષી આત્મામા સ્વયંપ્રકાશપણાથી પોતાના અવિષયભૂતપણાને જાણીને કાષ્ઠ વગરના અગ્નિની પેઠે પોતે જ શાંત થાય છે [ મધુ ]

જે પુરુષો મોહ કરીને આત્મતત્ત્વને યથાવત્ સમજતા નથી અથવા વિસ્મરણ કરે છે, તેમને મનના નિગ્રહ માટે સત્પુરુષોનો સમાગમ જ ઉપાય છે, કારણકે સત્પુરુષો તત્ત્વને વારંવાર સમજાવે છે, તથા સ્મરણ કરાવે છે [ મધુ ]

જે પુરુષ અહંકાર વગેરે દુર્વાસનાઓને લીધે સત્પુરુષોને અનુસરવાનો ઉત્સાહ ધરતો નથી, તેને પૂર્વે કહેલા વિવેકથી વાસનાનો ત્યાગ જ ઉપાય છે અને જે પુરુષ વાસનાઓનો ત્યાગ કરવા સમર્થ નથી, તેને પ્રાણગતિનો નિરોધ જ ઉપાય છે પ્રાણની ગતિ અને વાસના એ બન્ને ચિત્તના પ્રેરક છે, એ બન્ને ચિત્તરૂપી વૃક્ષના બે બીજ છે, તે બન્ને પૈકી એકનો નાશ થતા બન્નેનો તુરત નાશ થાય છે [ વસિષ્ઠમુનિ–મધુ ]

અહી ભગવાને મનના નિગ્રહ માટે અભ્યાસ અને વૈરાગ્ય એ બે ઉપાયોનુ જ નિરૂપણ કર્યું છે અભ્યાસ પ્રાણગતિના નિરોધના સાધનરૂપ છે તથા વૈરાગ્ય વાસનાના ત્યાગના સાધનરૂપ છે આ પ્રકારે મનના નિગ્રહ માટે બે જ ઉપાયો સિદ્ધ થયા, પરંતુ અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ તથા સત્પુરુષોનો સમાગમ એ બન્ને ઉપાયો અભ્યાસ અને વૈરાગ્યના ઉપપાદક હોવાથી અન્યથા સિદ્ધ છે, તેથી એ બે ઉપાયોનો અભ્યાસ તથા વૈરાગ્યમા સમાવેશ થાય છે [ મધુ ]

**મનને યુક્તિથી વશ કરવું**

મનને વશ કરવા બળાત્કાર ન કરવો પરંતુ તેને પ્રેમથી વશ કરવુ જેમ ખુલ્લા મેદાનમા ઢોર કે બકરું તેની પાછળ નાકડી લઈ દોડવાથી પકડાતુ નથી, પરંતુ ઘાસ, પાણી કે કોઈ ખાદ્ય પદાર્થની લાલચ બતાવવાથી પકડાય

છે, તેમ મનને યુક્તિપૂર્વક આત્મચિંતનમાં પ્રવૃત્ત કરી, તેને ધીમેધીમે વશ કરવા પ્રયત્ન કરવો.

વળી જેમ બાળક કોઈ સમયે પણ રમકડું મળે તો નાના સનયના અભ્યાસને છોડી રમકડાની સાથે રમતા મંડી જાય છે, તેમ ચિત્ત પણ વિષયનો લાભ થતાં, નાના સમયના યોગાભ્યાસનો ત્યાગ કરી, વિષયોમાં આસક્ત થાય છે માટે આત્મસાક્ષાત્કાર થાય ત્યાં સુધી શ્રદ્ધા, ધૈર્ય તથા ઉત્સાહપૂર્વક યોગાભ્યાસપરાયણ રહેવું [ ૩૫ ]

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

**અન્વયાર્થ** — असंयतात्मना જેને મન વશ નથી તેને યાગ આ ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ दुष्प्राप પ્રાપ્ત થવો કઠિન છે—પ્રાપ્ત થવો દુર્લભ છે इति मे मति એવો મારો અભિપ્રાય છે तु પરંતુ वश्यात्मना જેને મન વશ છે તથા यतता જે ફરીફરીને પ્રયત્ન કરે છે [ ચા ભા ] તેને उपायत ઉપાયથી-પુરુષાર્થથી યોગ [ અધુ ] अवाप्तु પ્રાપ્ત થવો शक्य શક્ય છે [ ૩૬ ]

**શબ્દાર્થ** —જેને મન વશ નથી તેને આ ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ પ્રાપ્ત થવો કઠિન છે, પરંતુ જેનું મન પોતાને વશ છે, અને જે ફરીફરીને યત્ન કરે છે તે ઉપાયવડે યોગ સાધી શકે છે [ ૩૬ ]

**નિવેચન** — હે અર્જુન! असंयतात्मना = અભ્યાસ અને વૈરાગ્યવડે જે ચિત્તને વશ કરતો નથી, તેને સમાધિયોગ [ જ્ઞાનયોગ ] પ્રાપ્ત થવો અશક્ય છે वश्यात्मना तु यतता = પરંતુ જેણે અભ્યાસ તથા વૈરાગ્યવડે મનને વશ કર્યું છે તથા જે પૂર્વોક્ત ઉપાયવડે વારંવાર પ્રયત્ન કર્યા કરે છે [ શા ભા વગેરે ] તેને માટે આ ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ પ્રાપ્ત થવો શક્ય છે, એમ હું માનું છું

મનને વશ કર્યા પછી પણ યોગસિદ્ધિ માટે સાધક યોગીને પૂર્વોક્ત ઉપાયો વડે પ્રયત્નશીલ થવું અત્યંત આવશ્યક છે

વસિષ્ઠમુનિ કહે છે કે —'सर्वमेवह हि सदा संसार रघुनन्दन । सम्यक्प्रयुक्तात्सर्वेण पौरुषात्समवाप्यते । હે રામ! આ સંસારમાં એવું કંઈ નથી કે જે પુરુષાર્થથી પ્રાપ્ત ન કરી શકાય" પુરુષાર્થ ચિત્તની ચંચળતાના કારણરૂપ પ્રારબ્ધકર્મોનો પરાભવ કરી, અંતઃકરણની શુદ્ધિદ્વારા મોક્ષના સાધનરૂપ છે વાસનારૂપી નદી શુભ તથા અશુભ બન્ને માર્ગે વહે છે, માટે અભ્યાસવડે વાસનારૂપી નદીને અશુભ માર્ગે વહેતી રોકીને શુભમાર્ગ વિષે પ્રવૃત્ત કર આ

પ્રકારે મનને અશુભ કર્મમાંથી નિવૃત્ત કરી, શુભ કર્મોમાં પ્રવૃત્ત કર અને જ્યારે પૂર્વના અભ્યાસની વશતાથી શુભ વાસના ઉત્પન્ન થાય, ત્યારે તારા અભ્યાસની સફળતા જાણવી

વળી 'શુભ વાસના ફળ આપશે કે કેમ' એવો સદેહ હોય તોપણ શુભ વાસના જ સંપાદન કર જ્યાં સુધી તુ અશુદ્ધ અંતઃકરણવાળો છે, તથા જ્ઞાનથી રહિત છે, ત્યાં સુધી શ્રદ્ધાપૂર્વક શાસ્ત્ર તથા ગુરુએ ઉપદેશેલા અર્થનુ જ અનુષ્ઠાન કર આ પ્રકારના ઉપાયથી જ્યારે પાપરૂપ કષાય નિવૃત્ત થાય આત્મવસ્તુનો નિશ્ચય થાય, તથા મનનો નિરોધ થાય, ત્યારે શુભવાસનાનો પણ ત્યાગ કરવો [ મધુ ]

પૂર્વોક્ત ઉપાયોવડે [ પુરુષાર્થથી ] ચિત્તની ચંચળતાના કારણભૂત પ્રારબ્ધ કર્મોનો પરાભવ કરી સમાધિયોગ પામી શકાય છે [ મધુ ] [ ૩૬ ]

**અવતરણિકા** —જે આ લોક તથા પરલોકના સુખના કારણભૂત શ્રૌત-સ્માર્ત કર્મોનો ત્યાગ કરી યોગનિષ્ઠામાં પ્રવૃત્ત થાય, પરંતુ યોગસિદ્ધિના ફળરૂપ મોક્ષ કે જ્ઞાનને પ્રાપ્ત કર્યા પૂર્વે દૈવયોગથી કદાચિત્ મૃત્યુ પામે તો તે યોગ ભ્રષ્ટ પુરુષ કઈ ગતિને પામે છે, એ જાણવાની ઇચ્છાથી હવે ભક્ત અર્જુન ભગવાનને પ્રશ્ન પૂછે છે

अर्जुन उवाच। અર્જુન બોલ્યા

**अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥**

**અન્વયાર્થ** —कृष्ण હે શ્રીકૃષ્ણ ! श्रद्धया શ્રદ્ધાવડે उपेत યુક્ત अयतिः યોગમાં અલ્પ પ્રયત્નવાળો [ શાં ભા ] અલ્પ આયુષ્ય કે મંદ વૈરાગ્યને લીધે योगात् સમાધિયોગથી चलितमानस ચળાયમાન થયેલા મનવાળો યોગભ્રષ્ટ પુરુષ योगसंसिद्धिं યોગના ફળરૂપ જ્ઞાન કે મોક્ષને अप्राप्य ન પામીને कां શી-કેવી गतिं ગતિને गच्छति પામે છે ? [ ૩૭ ]

**શબ્દાર્થ** —હે શ્રીકૃષ્ણ ! શ્રદ્ધાવડે યુક્ત, યોગમાં અલ્પ પ્રયત્નવાળો, તથા યોગથી ચળાયમાન મનવાળો યોગભ્રષ્ટ યોગના ફળરૂપ જ્ઞાન કે મોક્ષને ન પામીને શી ગતિને પામે છે ? [ ૩૭ ]

**વિવેચન** —' શ્રેયાંસિ बहुविघ्नानि भवन्ति महतामपि। સમાધિયોગને [ જ્ઞાનયોગને ] પ્રાપ્ત થવામાં મહાન પુરુષોને બહુ વિઘ્નો આવે છે " માટે હે કૃષ્ણ ! શ્રદ્ધાવાળો હોવા છતાં પણ अयति = યોગમાં અલ્પ પ્રયત્નવાળો [ શાં ભા ] योगाच्चलितमानस = અલ્પ આયુષ્યને લીધે કે મંદ વૈરાગ્યને લીધે [ શ્રીધર ]

કે, વિષયાભિમુખ થવાથી [ કેદ્વન ], સાક્ષાત્કારથી ચલિત અંત:કરણવાળો [ મધુ ] કે બાહ્ય વાસના, દુષ્કર્મ વગેરેથી વિપરીત ભાવને પ્રાપ્ત થયેલો [ શંકરાનંદ ], ભ્રષ્ટ સ્મૃતિવાળો [ શા ભા. ] યોગભ્રષ્ટ, યોગના ફળરૂપ જ્ઞાન કે મોક્ષને પ્રાપ્ત થયા પૂર્વે મૃત્યુ પામે તો તે કઈ ગતિ પામે છે તે મને કહો [ ૩૭ ]

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

**અન્વયાર્થ** —મહાબાહો ! હે મહાબાહો ! હે શ્રીકૃષ્ણ ! ब्रह्मणः पथि બ્રહ્મ જ્ઞાનરૂપ માર્ગમાં [ મધુ ] विमूढ મોહ પામેલો अप्रतिष्ठ આશ્રય વિનાનો उभयविभ्रष्ट કર્મમાર્ગ તથા જ્ઞાનમાર્ગ બન્નેથી ભ્રષ્ટ થયેલો તે યોગભ્રષ્ટ छिन्नाभ्रम् इव છૂટા પડેલા વાદળાની પેઠે कच्चित् શું न नश्यति નાશ નથી પામતો ? [ ૩૮ ]

**શબ્દાર્થ** —હે મહાબાહો ! બ્રહ્મજ્ઞાનરૂપ માર્ગમાં મોહ પામેલો, કર્મ તથા ઉપાસનાના આશ્રય વિનાનો, કર્મમાર્ગ તથા જ્ઞાનમાર્ગ બન્નેથી ભ્રષ્ટ થયેલો તે યોગભ્રષ્ટ, છૂટા પડેલા વાદળાની પેઠે નાશ તો નથી પામતો ? [ ૩૮ ]

**વિવેચન** —महाबाहो = सर्वानुग्रहकरणसमर्थ ! [ પુ અ ત ] સર્વ અનુગ્રહ કરવા સમર્થ ! અથવા सर्वेषां भक्तानां सर्वोपद्रवनिवारणसमर्थ ! [ મધુ ] ભક્તોના સર્વ ઉપદ્રવો શાંત કરવાને સમર્થ ! ' તથા ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચારે પુરુષાર્થ આપવાને જેનો ભુજાઓ સમર્થ છે [ મધુ ] એવા હે ભગવાન શ્રીકૃષ્ણ ! ब्रह्मणः पथि = બ્રહ્મની પ્રાપ્તિના માર્ગભૂત જ્ઞાનમાં [ મધુ ], યોગનિષ્ઠામાં [ શંકરાનંદ ], विमूढ = પ્રતિબંધક કર્મદોષને લીધે વિપરીત ભાવને પ્રાપ્ત થયેલો [ શંકરાનંદ ], વિક્ષિપ્ત—આત્મસાક્ષાત્કારને ન પ્રાપ્ત થયેલો [ મધુ ] तत एव । [ શંકરાનંદ ] અને તેથી अप्रतिष्ठ = બ્રહ્મલોકની પ્રાપ્તિના સાધનરૂપ ઉપાસનાદિના આશ્રય વિનાનો [ શંકરાનંદ ] દેવયાન માર્ગ તથા પિતૃયાણ માર્ગના ગમનના કારણભૂત ઉપાસના તથા કર્મ વિનાનો [ મધુ ], उभयविभ्रष्ट = કર્મમાર્ગ તથા જ્ઞાનમાર્ગ બન્નેથી ભ્રષ્ટ થયેલો તે યોગભ્રષ્ટ, જેમ આકાશમાં છૂટું પડેલું વાદળું બીજા વાદળાને ન મળતા વૃષ્ટિને અયોગ્ય થઈ, વચમાં જ છિન્નભિન્ન થઈ નાશ પામે છે, તેમ નાશ તો નથી પામતો ? શું છૂટા પડેલા વાદળાની પેઠે યોગભ્રષ્ટ સ્વરૂપનાશને પ્રાપ્ત થાય છે ? [ શંકરાનંદ ]

શું યોગભ્રષ્ટ વિષયભોગોનો ત્યાગ કરી સંસારસુખને, શ્રૌત-સ્માર્ત કર્મોના ત્યાગથી સ્વર્ગાદિ સુખને તથા સમાધિસિદ્ધિના અભાવે નિરતિશય સુખને ન પ્રાપ્ત થઈ, અધોગતિને [ નરકાદિ અનર્થને ] પામે છે ?

## મહાબાહો

ભગવદ્ગીતામાં ભગવાન ભક્ત અર્જુનને [ ગી. ૨–૨૬ ; ૨–૬૮ ; ૩–૨૮ વગેરે ] તથા ભક્ત અર્જુન ભગવાનને ' મહાબાહો ' કહે છે. આ પરસ્પર ' મહાબાહો ' સંબોધન ભગવાન શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનના સખાભાવનો સૂચક છે [ ગી. ૪–૩; ગી. ૧૧–૪૧ ].

આ સંબોધનની વિશેષતા એ છે કે, આ ' મહાબાહો ' સંબોધનનો પ્રયોગ કરતો ભક્ત અર્જુન ' યોગભ્રષ્ટની ગતિ ' તથા ' સંન્યાસ અને ત્યાગનું સ્વરૂપ ' [ ગી ૧૮–૧ ] જાણવાની ઇચ્છાથી ભગવાનને મનુષ્યમાત્રના શ્રેયોવિષયક અત્યંત મહત્ત્વના પ્રશ્નો પૂછે છે; તથા " रूपं दृशां दृशिमतामखिलार्थलाभम् । [ ભાગ. ૧૦–૫૨–૩૭ ] નેત્રોને સંપૂર્ણ કામનાની પ્રાપ્તિ કરાવતારા અથવા નેત્રના સમગ્ર પુરુષાર્થને આપનાર " ભગવાનના સર્વમય વિશ્વરૂપનું નિરૂપણ કરે છે [ ગી. ૧૧–૨૩ ].

ભગવાન ભક્ત અર્જુનને ' મહાબાહો ' કહી (૧) દેવો તથા મહર્ષિઓને પણ અચિંત્ય એવો પોતાનો પ્રભાવ [ ગી. ૧૦–૧–૨ ], સમસ્ત જગતને ધારણ કરનારી ક્ષેત્રજ્ઞરૂપ પરાપ્રકૃતિનું સ્વરૂપ [ ગી. ૭–૫ ], જીવાત્માને બંધનના કારણરૂપ સત્ત્વાદિ ગુણોનું સ્વરૂપ [ ગી. ૧૪–૫ ], કર્મમાત્રની સિદ્ધિના અધિષ્ઠાનાદિ પાંચ કારણો [ ગી. ૧૮–૧૩ ], કર્મયોગનું તત્ત્વ [ ગી. ૩–૨૮ ], સંન્યાસનું સાધન, [ ગી. ૫–૬ ], સંન્યાસીનું સ્વરૂપ [ ગી. ૫–૩ ], સંયમ, વૈરાગ્ય, જ્ઞાન ઇત્યાદિ શ્રેયના પ્રધાન સાધનો [ ગી. ૨–૬૮ ; ગી. ૬–૩૫; ગી. ૩–૪૩ ] ઇત્યાદિ શ્રેયોદૃષ્ટિથી અત્યંત મહત્ત્વના સિદ્ધાંતોનું પ્રતિપાદન કરે છે.

ભક્ત અર્જુન જેવો મુમુક્ષુ જ [ ગી. ૨–૧ તથા વિવેચન ] ભગવાનના ઉપદેશાનુસાર સ્વધર્મપરાયણ રહી, ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ, કૃતકૃત્ય થાય છે [ ગી. ૩–૩૧ ; ગી. ૧૮–૪૬ ], એ અર્થ ભગવાન ' મહાબાહો ' સંબોધનવડે સૂચિત કરે છે [ ૩૮ ].

**एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।**
**त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥**

**અન્વયાર્થ :**—कृष्ण ! હે કૃષ્ણ ! मे મારા एतत् આ संशयं સંશયને अशेषतः સર્વથા–સંપૂર્ણપણે छेत्तुं નિરાસ કરવાને–નિવૃત્ત કરવાને अर्हसि આપ જ યોગ્ય છો. हि નિશ્ચય त्वदन्यः આપના વિના બીજો કોઈ अस्य આ संशयस्य સંશયનો छेत्ता નાશ કરવાને न उपपद्यते સંભવતો નથી–સમર્થ નથી [૩૯].

**શબ્દાર્થ** — હે કૃષ્ણ ! મારા આ સંશયને સર્વથા નિવૃત્ત [ નિવારણ ] કરવા આપ જ યોગ્ય છો. આપના સિવાય બીજો કોઈ પણ આ સંશયને છેદનારો સંભવતો નથી [ ૩૯ ]

**વિવેચન** — હે ભક્તોના દુઃખનાશક ભગવાન શ્રીકૃષ્ણ ! હે સદાનંદસ્વરૂપ પરમાત્મન્ ! હે અપ્રમેયાત્મન્ ! સર્વજ્ઞ, સર્વશાસ્ત્રોના કર્તા, પરમકારુણિક તથા પરમગુરુ એવા આપ જ મારા આ સંશયને શ્રુતિ, સ્મૃતિ તથા યુક્તિવડે અશેષત = સર્વથા નિરાસ [ નિવારણ ] કરવા યોગ્ય છો. આપના સિવાય બીજો કોઈ ઋષિ કે દેવ પરલોકમાં યોગભ્રષ્ટને પ્રાપ્ત થતી ગતિના સંબંધમાં થયેલા મારા આ સંશયને સંપૂર્ણપણે નિવૃત્ત કરવા સમર્થ નથી

માટે હે ભગવન્ ! આપ જ મારા એ સંશયનો સર્વથા નાશ કરો, મતલબ કે " यस्मिन् छिन्ने सति मुमुक्षवो निर्भया सन्त सर्वकर्माणि सन्यस्य योगनिष्ठाया प्रवर्तेरन् । [ શંકરાનંદ ] જે સંશય છિન્ન થતા મુમુક્ષુ નિર્ભય થઈ, સર્વ કર્મોનો ત્યાગ કરી યોગનિષ્ઠાના પ્રવૃત્ત બને [ ૩૮ ]

**અવતરણિકા** — હવે ભગવાન ભક્ત અર્જુનના સહજ, સુખદ તથા સતસંમત પ્રશ્નના ઉત્તર આપે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા

**पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।**
**न हि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ॥ ४० ॥**

**અન્વયાર્થ** — पार्थ ! હે અર્જુન ! तस्य તેનો इह આ લોકમાં न एव નહિ જ તથા अमुत्र પરલોકમાં विनाश વિનાશ न विद्यत નથી हि કારણ કે तात ! હે તાત ! कल्याणकृत् કલ્યાણમાર્ગનું આચરણ કરનાર–વિહિત કર્મ કરનાર कश्चित् કોઈ પણ दुर्गतिं દુર્ગતિને न गच्छति પામતો નથી [ ૪૦ ]

**શબ્દાર્થ** — હે પાર્થ ! યોગભ્રષ્ટનો આ લોકમાં તેમ જ પરલોકમાં વિનાશ થતો નથી. હે તાત ! કલ્યાણમાર્ગનું આચરણ કરનાર કોઈ પણ દુર્ગતિને પામતો નથી [ ૪૦ ]

**વિવેચન** — હે અર્જુન ! સમાધિનિષ્ઠામાં પ્રવૃત્ત થયેલો, સંન્યાસ ક્રત સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા શમ દમ વગેરે તપવડે વિશિષ્ટ તથા અહિંસાદિ વિશિષ્ટ ધર્મવાન યોગભ્રષ્ટ [ શંકરાનંદ ] આ લોકમાં विनाश = શિષ્ટનિંદાથી પ્રાપ્ત પ્રતિષ્ઠાભંગરૂપ હાનિને [ શંકરાનંદ ] અપકીર્તિને [ મધુ, કેશવ ] તથા પરલોકમાં विनाश = પડેલાના કરતા હીન જન્મની પ્રાપ્તિને [ શ્રી ભા વગેરે ] પામતો નથી

'सुकृतस्य सुकृतं फलम्' 'શુભ કર્મનું શુભ ફળ જ સંભવે છે' એ ન્યાય પ્રમાણે કલ્યાણમાર્ગનું શ્રદ્ધાભક્તિપૂર્વક અનુષ્ઠાન કરનાર કોઈ પણ પુરુષ કદી દુર્ગતિને પામતો નથી.

શ્રુતિ પણ કહે છે કે:—"तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन्। [ છા. ઉ. ૫–૧૦–૭ ] જેઓ અહીં પુણ્યકર્મવાળા છે, તેઓ રમણીય યોનિને પ્રાપ્ત થાય છે." यद्वा "नित्यकल्याणसंश्रयात्...ब्रह्म तन्मङ्गलं विदुः इति। અથવા જે નિત્ય કલ્યાણનો આશ્રય કરે છે, તે મંગળરૂપ બ્રહ્મને જાણે છે."

"तात"— પિતા પુત્રરૂપે પોતાના આત્માને વિસ્તારે છે, માટે તેને 'तात' કહે છે, તથા પિતા જ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે, તેથી પુત્ર પણ 'तात' કહેવાય છે. શિષ્ય પણ પુત્રના જેવો છે, તેથી તે પણ 'तात' કહેવાય છે [ શા. ભા. ]. "तातेति संबोधनं कृपाविशेषद्योतनाय। [ કેશવ, મધુ. ] શિષ્ય ઉપર કૃપાની અતિશયતાને સૂચવવા માટે 'तात' સંબોધન છે."

## જ્ઞાનની સાત ભૂમિકાઓ

જ્ઞાનની સાત ભૂમિકાઓ છેઃ—(૧) "**શુભેચ્છા**" (૨) "**વિચારણા**" (૩) "**તનુ માનસી**" (૪) "**સત્ત્વાપત્તિ**" (૫) "**અસંસક્તિ**" (૬) "**પદાર્થભાવિની**" અને (૭) "**તુર્યગા**" [ મહોપનિષદ્ ૫–૨૪ ].

યોગવેત્તાઓ સાધનરૂપ પહેલી ત્રણ ભૂમિકાઓને જાગ્રત અવસ્થા કહે છે, કારણકે તેમાં પૃથક્પણાથી જગતનું ભાન થાય છે; ચોથી ભૂમિકાને સ્વપ્ન અવસ્થા કહે છે, કારણકે તે ભૂમિકામાં જગતનું મિથ્યાપણાથી સ્ફુરણ થાય છે; પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકાઓ જીવન્મુક્તિના જ પેટા ભેદો છે [ મધુ. ગી. ૩–૧૮ ].

### 'શુભેચ્છા'-ભૂમિકા

"शास्त्रसज्जनसंपर्कवैराग्याभ्यासरूपिणी। प्रथमा भूमिकैषोक्ता मुमुक्षुत्वप्रदायिनी। [ અન્નપૂર્ણા ઉપ. ૫–૮૦ ] શાસ્ત્ર, સત્સંગ તથા વૈરાગ્યના અભ્યાસરૂપ પ્રથમ ભૂમિકા મુમુક્ષુત્વના કારણરૂપ છે." 'હું મૂઢ જ કેમ રહ્યો, શાસ્ત્રો તથા સજ્જનો મને જોયા કરે છે' એ પ્રકારે વૈરાગ્યપૂર્વક મોક્ષ માટેની ઇચ્છા, તેને વિદ્વાનો '**શુભેચ્છા**' કહે છે [ મહોપનિષદ્ ૫–૨૭ ].

આ લોક તથા પરલોકના ભોગો વિષે અનાસક્તિ, વિષયોનો દોષદૃષ્ટિથી ત્યાગ, પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતાં સુખદુઃખાદિ દ્વંદ્વોમાં તિતિક્ષાનું પાલન, ચિત્ત-

શુદ્ધિના સાધનરૂપ શાસ્ત્ર, સત્સંગ, ઉપાસના, મંત્ર, જપ, તપ, વ્રત વગેરે કર્મોનું અનુષ્ઠાન વગેરે આ જ્ઞાનની ' શુભેચ્છાભૂમિકા ' વિષે સ્થિત પુરુષનાં લક્ષણો છે.

## ' વિચારણા ' ભૂમિકા

" शास्त्रसज्जनसंपर्कवैराग्याभ्यासपूर्वकम् । सदाचारप्रवृत्तिर्या प्रोच्यते सा विचारणा । [ મહોપનિષદ્ ૫–૨૮ ] શાસ્ત્ર તથા સત્સંગથી ઉત્પન્ન થતા વૈરાગ્યના અભ્યાસપૂર્વક સદાચારમાં પ્રવૃત્તિ ' **વિચારણા** ' કહેવાય છે. "

શાસ્ત્ર તથા ગુરુના ઉપદેશથી ' अहं ब्रह्मास्मि ' ' तत्त्वमसि ' ઇત્યાદિ ઉપનિષદ્‌ના મહાવાક્યોના શ્રવણ, મનન તથા નિદિધ્યાસનથી અંતઃકરણમાં વિવેકયુક્ત વિચારણા થવી, તે વેદાન્ત ' **વિચારાત્મિકા** ' નામની બીજી ભૂમિકામાં સ્થિત પુરુષના લક્ષણો છે.

## ' તનુમાનસી ' ભૂમિકા

" विचारणाशुभेच्छाभ्यामिन्द्रियार्थेषु रक्तता । यत्र सा तनुतामेति प्रोच्यते तनुमानसी । [ મહોપનિષદ્ ૫–૨૯ ] શુભેચ્છા તથા વિચારણા ભૂમિકાના યોગથી જ્યારે વિષયોપરત્વે રાગ ઓછો થાય છે, ત્યારે અંતઃકરણ વિષે ઉત્પન્ન થયેલી અનાસક્તિને વિદ્વાનો '**તનુમાનસી** ' ભૂમિકા કહે છે."

ચિત્તને વૃત્તિશૂન્ય કરી, વૈરાગ્યપૂર્વક આત્મસાક્ષાત્કાર થતાં સુધી ધ્યાનપરાયણ રહેવું, એ તનુમાનસી ભૂમિકામાં સ્થિત નિદિધ્યાસનસંપન્ન યોગીનું લક્ષણ છે.

શુભેચ્છા, વિચારણા અને તનુમાનસી આ ત્રણ પૈકી કોઈ પણ ભૂમિકાને પ્રાપ્ત થયેલો મુમુક્ષુ મોક્ષસાધક કહેવાય છે; તથા તે આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થયા પૂર્વે મૃત્યુ પામે તો તે યોગભ્રષ્ટ કહેવાય છે.

અવિદ્યાનો અર્ધભાગ જે સ્ત્રીપુત્રાદિમાં મમતાનો અધ્યાસ થવામાં કારણરૂપ છે, તે શુભેચ્છાભૂમિકાની પ્રાપ્તિરૂપ વૈરાગ્ય વગેરે સાધનચતુષ્ટયની સિદ્ધિ થતાં નાશ પામે છે. અવિદ્યાનો ત્રીજો ભાગ કે જે અસંભાવના, વિપરીત ભાવના વગેરે સ્વરૂપે દેહાદિમાં અહંતારૂપે રહેલ છે, તે વિચારણા નામની ભૂમિકાની પ્રાપ્તિરૂપ શાસ્ત્રના શ્રવણમનનાદિથી નાશ પામે છે; તથા અવિદ્યાનો ચોથો ભાગ જે આવરણશક્તિરૂપ [ અજ્ઞાનરૂપ ] છે, તે ' તનુમાનસી ' ભૂમિકાની પ્રાપ્તિરૂપ નિદિધ્યાસનદ્વારા આત્માનું અપરોક્ષ જ્ઞાન થતાં નાશ પામે છે [ યો. વા. નિ. પ્ર. [ ઉ. ] ૧૨–૩૦–૩૧ ].

## જીવન્મુક્તોની ભૂમિકાઓ

ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકાઓ આત્મસાક્ષાત્કાર પામેલા જ્ઞાનનિષ્ઠ મહાત્માઓની ભૂમિકાઓ છે; અને તેમાં જીવન્મુક્તોના ભેદોનું વર્ણન છે. **"સત્ત્વાપત્તિ"** નામની ચોથી ભૂમિકામાં યોગી આત્મસાક્ષાત્કારને પામી, બ્રહ્મવિદ્‌ની સંજ્ઞાને પામે છે. **"અસંસક્તિ"** પાંચમી ભૂમિકામાં સર્વ વાસનાઓ વિલય પામે છે. **"પદાર્થભાવિની"** નામની છટ્ટી ભૂમિકામાં હૃદયગ્રંથિ છેદાઈ જાય છે. સાતમી **"તિર્યંગા"** ભૂમિકામાં યોગી સાક્ષાત્ બ્રહ્મરૂપ થાય છે. આવો બ્રહ્મવિદ્દરિષ્ઠ સહજ સમાધિ અનુભવે છે [ વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ–યો. વા. ઉત્પતિ પ્ર. ૧૧૮, ઉ. પ્ર. ૧૨૨; યો. વા. નિ. [ પૂ.] ૧૨૬; મહોપનિષદ્ અધ્યાય ૫-૨૪-૩૯ ] [ ૪૦ ].

**અવતરણિકા :**—હવે યોગભ્રષ્ટની સદ્‌ગતિ જ થાય છે, તે બે શ્લોકવડે પ્રતિપાદન કરે છે :

**प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः ।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥**

**અન્વયાર્થ :**—योगभ्रष्टः યોગમાં પ્રવૃત્ત થયેલો પુરુષ [ શા. ભા., મધુ. વગેરે ] पुण्यकृतान् પુણ્યવાન લોકોને પ્રાપ્ત થનારા लोकान् લોકોને प्राप्य પામીને ત્યાં शाश्वतीः समाः ઘણા સંવત્સરો પર્યંત [ શ્રીધર, કેશવ. વગેરે ] उषित्वा રહી शुचीनां પવિત્ર યોનિ, બીજ, કર્મ વગેરેથી શુદ્ધ [ શંકરાનંદ ] તથા श्रीमतां વિભૂતિવાળાઓના गेहे ઘરમાં–કુળમાં अभिजायते જન્મે છે [૪૧].

**શબ્દાર્થ :**—યોગભ્રષ્ટ પુણ્યવાન લોકોને પ્રાપ્ત થનારા લોકોને પામી, ત્યાં ઘણા સંવત્સરો પર્યંત રહી, પવિત્ર તથા શ્રીમાનોના ઘરમાં જન્મે છે [ ૪૧ ].

**વિવેચન :**—હે અર્જુન ! યોગભ્રષ્ટ અર્ચિરાદિ માર્ગદ્વારા [ મધુ. ] અશ્વમેધ યજ્ઞ કરનારા પુણ્યશાળી લોકોને પ્રાપ્ત થનારા બ્રહ્માદિ લોકને પામે છે. ત્યાં शाश्वतीः समाः = લાંબા કાળ સુધી એટલે કે અનંત વર્ષો સુધી [ શા. ભા. ], બ્રહ્માના પરિમાણથી અક્ષયકાળ સુધી [ મધુ. ], ઘણા સંવત્સર પર્યંત [ શ્રીધર, કેશવ. વગેરે ] અથવા ભોગવાસના ક્ષય પામતાં સુધી [ રા. ભા. ] વિવિધ પ્રકારના દિવ્યભોગો ભોગવે છે.

"तस्मिन् भोगे वितृष्णः [ રા. ભા. ] બ્રહ્માદિ લોકમાં દિવ્યભોગોની તૃષ્ણા ક્ષય પામતાં [ રા. ભા. ]" યોગભ્રષ્ટ મનુષ્યલોકમાં योगोपक्रमयोग्यानां । [ રા. ભા. ] યોગાભ્યાસને અનુકૂળ शुचीनां = યોનિ, બીજ, કર્મ વગેરેથી શુદ્ધ

[ શંકરાનંદ ], કપટ વગેરે દોષોથી રહિત શ્રેષ્ઠ ગુણોવાળા, ઉત્તમ આચરણવાળા [ પુ. અ. ત. વગેરે ], તથા શ્રીમતા = ભાગ્યવાન [ શંકરાનંદ ], વિભૂતિવાળા શ્રીમાન કુળમાં અથવા જનક, અજાતશત્રુ વગેરેની પેઠે ચક્રવર્તી રાજાને ત્યાં જન્મે છે [ મધુ. વગેરે ].

**નોંધ** :— બ્રહ્માદિ લોકમાં યોગભ્રષ્ટ કેટલા સમય સુધી દિવ્યભોગો ભોગવે છે, તે વિષે કાળનો નિયમ નથી. જે સાધક યોગીની ભોગ વિષે આસક્તિ અધિક હોય છે, તે દિવ્યલોકમા અધિક સમય સુધી રહે છે; જેની ભોગ વિષે આસક્તિ થોડી હોય છે તે અલ્પ સમય સુધી રહે છે; તથા વૈરાગ્યવાન યોગભ્રષ્ટ શીઘ્ર ઉત્તમ કુળમા મોક્ષના દ્વારરૂપ મનુષ્યદેહને પ્રાપ્ત થાય છે [ ૪૧ ].

**અવતરણિકા** :—હવે જો યોગભ્રષ્ટ વિરક્ત હોય, અથવા દીર્ઘકાળ સુધીનો યોગાભ્યાસી હોય, તો તેને જે ગતિ પ્રાપ્ત થાય છે, તે કહે છે [ નીલકંઠ, શ્રીધર વગેરે ].

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

**અન્વયાર્થ** :—अथवा અથવા धीमता જ્ઞાનવાન-બુદ્ધિમાન योगिना યોગીઓના દરિદ્ર બ્રાહ્મણોના [ શા. ભા. વગેરે ] कुले કુળમા एव જ भवति જન્મે છે हि ખરેખર लोके જગતમાં ईदृशं આવો यत् જે जन्म જન્મ एतत् એ दुर्लभतरं અત્યત દુર્લભ છે [ ૪૨ ].

**શબ્દાર્થ** :—અથવા તે યોગભ્રષ્ટ જ્ઞાનવાન યોગીઓના કુળમા જન્મે છે. જગતમા આવો જન્મ અત્યંત દુર્લભ છે [ ૪૨ ].

**વિવેચન** :—અથવા તે યોગભ્રષ્ટ જ્ઞાન તથા વૈરાગ્યની દઢતાથી [ મધુ, કેશવ વગેરે ] વ્યાસ, પારાશર, ભૃગુ જેવા धीमताम् = બ્રહ્મનિષ્ઠ યોગીઓના કુળમાં જન્મે છે [ શંકરાનંદ ]. ઉપરોક્ત બન્ને પ્રકારના જન્મો યોગમાહાત્મ્યથી પ્રાપ્ત થતા હોવાથી તથા મોક્ષના કારણરૂપ હોવાથી દુર્લભ છે [રા. ભા. વગેરે], પરંતુ બ્રહ્મનિષ્ઠ ધનહીન યોગવેત્તાના કુળમા જન્મ, સર્વ પ્રમાદના કારણથી રહિત હોવાથી પવિત્ર તથા શ્રીમાનના કુળના જન્મ કરતા દુર્લભતર છે [શા. ભા , મધુ વગેરે].

ગૃહસ્થાશ્રમ કે સન્યાસ કોઈ પણ આશ્રમમાં સ્થિત પુરુષ જ્ઞાન તથા મોક્ષને પ્રાપ્ત થાય છે [ ગી. ૩-૨૦; ગી. ૪-૧૯, ગી. ૧૮-૫૬ ]. પ્રાચીન કાળમા મહર્ષિ વસિષ્ઠ, જનક, અશ્વપતિ, રૈક્વ તથા આધુનિક કાળમા વાચસ્પતિ, ખણ્ડનકાર વગેરે ગૃહસ્થાશ્રમમા રહી જીવન્મુક્તિને પ્રાપ્ત થયા તે પ્રસિદ્ધ છે, તોપણ

અનેક જન્મોના સુકૃતોથી પ્રાપ્ત થતા આ બે પ્રકારના જન્મોમાં બ્રહ્મનિષ્ઠ ધનહીન યોગીઓના કુળના જન્મને બ્રહ્મવેત્તાઓએ શ્રેષ્ઠ માનેલો છે [ શંકરાનંદ વગેરે ] [ ૪૨ ].

**અવતરણિકા** :—હવે પૂર્વોક્ત બન્ને પ્રકારના જન્મો દુર્લભ છે, તેનું કારણ કહે છે :

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥

**અન્વયાર્થ** :—कुरुनंदन હે કુરુનંદન ! तत्र બન્ને પ્રકારના જન્મોમાં [મધુ. વગેરે] યોગભ્રષ્ટ तं તે पौर्वदेहिकं પૂર્વદેહના–પૂર્વજન્મના बुद्धिसंयोग બુદ્ધિના સંયોગને लभते પામે છે, ततः ત્યાર પછી च ફરીથી संसिद्धौ મોક્ષ માટે भूयः અધિક यतते યત્ન કરે છે [ ૪૩ ].

**શબ્દાર્થ** :—આ બન્ને પ્રકારના જન્મમાં યોગભ્રષ્ટ [અનાયાસે] પૂર્વજન્મના તે બુદ્ધિસંયોગને પામે છે; અને ત્યાર પછી હે કુરુનંદન ! તે પૂર્ણ સિદ્ધિ [ મોક્ષ ] માટે અધિક પ્રયત્ન કરે છે [ ૪૩ ].

**વિવેચન** :—હે અર્જુન ! પૂર્વે કહેવા પ્રમાણે પવિત્ર તથા શ્રીમાન કુળમાં કે બ્રહ્મનિષ્ઠ યોગીના કુળમાં જન્મ પામીને [ મધુ. વગેરે ] યોગભ્રષ્ટ પૂર્વદેહમાં શ્રવણાદિના અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલા बुद्धिसंयोगं = બુદ્ધિના સંબંધને [ શા. ભા. ] પામે છે; અર્થાત્ જેટલી યોગભૂમિકાઓને પૂર્વજન્મમાં પ્રાપ્ત કરી હોય અને જેટલો બુદ્ધિનો લાભ પૂર્વજન્મમાં થયો હોય, તેટલા બુદ્ધિસંયોગને પૂર્વના અભ્યાસથી આ જન્મમાં અલ્પ અભ્યાસવડે જ પામે છે [ નીલકંઠ ]; અને પૂર્વજન્મમાં જે યોગભૂમિકા સંપાદન કરી હોય તેનાથી આગળની ભૂમિકા સંપાદન કરવા માટે सुप्तप्रबुद्धवत् । [ રા. ભા., કેશવ વગેરે ] ઊંઘમાથી જાગ્રત થયેલાની પેઠે भूयः = અધિક પ્રયત્ન કરે છે. મોક્ષપ્રાપ્તિમાં ફરીને અંતરાયથી અભિભૂત ન થાય, તે પ્રકારે નિત્ય–નિરંતર યોગાભ્યાસ કરે છે [ રા. ભા. વગેરે ]; પૂર્વવત્ નિયમપૂર્વક ગુરુએ ઉપદેશ કરેલા પ્રકારે નિત્ય–નિરંતર સમાધિ કરે છે [ શંકરાનંદ ].

વસિષ્ઠમુનિ કહે છે : – " હે રામ ! પૂર્ણ સ્થિતિને પ્રાપ્ત થયા પૂર્વે મૃત્યુ પામનાર યોગીનાં પૂર્વનાં પાપો પ્રાપ્ત કરેલી યોગભૂમિકાને અનુસારે ક્ષીણ થાય છે. મૃત્યુ પછી યોગભ્રષ્ટ દેવોનાં વિમાનોમાં, લોકપાલોનાં નગરોમાં, અને મેરુપર્વતની કુંજોમાં દેવાંગનાઓ સાથે ક્રીડા કરે છે; ત્યાર પછી તે શ્રીમાન તથા ગુણવાન એવા સત્પુરુષોના સુરક્ષિત ગૃહે જન્મ પામે છે, અને ત્યાં જન્મ પામી પૂર્વજન્મની

યોગવાસનાને લીધે યોગાભ્યાસ કરવા પ્રવૃત્ત થાય છે; અને ભૂમિકાના ક્રમે ઉત્તમ ગતિને પામે છે" [ યો. વા. નિ. પ્ર. [ પૂ. ] ૧૨૬-૪૭-૫૦ ].

તાત્પર્ય એ છે કે, યોગભ્રષ્ટ જન્માંતરના સંસ્કારને લીધે આ જન્મમાં અલ્પ ઉપદેશથી જ્ઞાન [ પૂર્ણસિદ્ધિ ] પ્રાપ્ત કરે છે [ શંકરાનંદ વગેરે ] [ ૪૩ ].

અવતરણિકા :—" निरन्तरं समाध्यनुष्ठाने कारणमाह । [ શંકરાનંદ ] યોગભ્રષ્ટ નિત્ય-નિરંતર યોગનિષ્ઠામાં પ્રવર્તે છે, તેનું કારણ કહે છે :

**पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।**
**जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥**

**અન્વયાર્થ** .—तेन पूर्वाभ्यासेन एव પૂર્વજન્મમા કરેલા યોગાભ્યાસને લીધે જ सः તે યોગભ્રષ્ટ अवशः अपि ઇચ્છા ન કરવા છતા—પૂર્વજન્મના બળવાન જ્ઞાનસંસ્કારથી પરવશ થઈ ह्रियते યોગનિષ્ઠામા બળાત્કારે પ્રવર્તે છે. हि એથી जिज्ञासु યોગની પ્રથમ ભૂમિકામા મૃત્યુ પામેલો योगस्थः યોગી [ મધુ ] अपि પણ शब्दब्रह्म વેદમા કહેલા કર્માનુષ્ઠાનના ફળને अतिवर्तते ઓળંગી જાય છે [૪૪].

**શબ્દાર્થ** —પૂર્વજન્મમા કરેલા યોગાભ્યાસને લીધે જ યોગભ્રષ્ટ, પૂર્વજન્મના જ્ઞાનસંસ્કારને પરવશ થઈ, યોગનિષ્ઠામાં પ્રવર્તે છે. એથી યોગનો જિજ્ઞાસુ પણ કર્માનુષ્ઠાનના ફળને ઓળંગી જાય છે, અર્થાત્ કર્મના અધિકારને ઓળંગી જ્ઞાનનો અધિકારી થાય છે [ ૪૪ ].

**વિવેચન** —હે અર્જુન ! યોગભ્રષ્ટ વેદશાસ્ત્રમાં કહેલા હોમાપક્ષીની ઉપમાને યોગ્ય છે હોમાપક્ષી આકાશમા ઘણે ઊંચે રહે છે. આકાશમાં જ ઈંડા મૂકે છે. આકાશમાથી ઈંડા પૃથ્વી પર પડતા પહેલાં સેવાઈ જાય છે. ઈંડામાથી પાંખસહિત બચ્ચાઓ નીકળે છે. બચ્ચાઓ સ્વભાવતઃ ચેતી જાય છે કે, પૃથ્વી પર પડ્યા તો છુંદાઈને મરી જવાના, તેથી તેઓ પૃથ્વી પર પડતાં પહેલાં એકશ્વાસે 'મા-મા' કરતા પાછા આકાશમાં ઊડી જાય છે, તે જ પ્રમાણે યોગભ્રષ્ટ જન્મતાં જ વૈરાગ્યને પ્રાપ્ત થાય છે. સંસારના કોઈ પણ વિષય પર તેનું મન ચોંટતુ નથી. પ્રહ્લાદ, જડભરત વગેરેની પેઠે પિતા, ગુરુ, ભાઈ વગેરે ઈશ્વરથી વિમુખ કરી, સંસારમાં પ્રવૃત્ત કરવા પ્રયત્ન કરે છતાં, પૂર્વજન્મના બળવાન જ્ઞાનસંસ્કારથી પરવશ થઈ, યોગાભ્યાસમા [ યોગનિષ્ઠામાં-ધ્યાનનિષ્ઠામાં ] પ્રવર્તે છે.

યોગનો જિજ્ઞાસુ: યોગની પ્રથમ ભૂમિકામાં રહેલો સંન્યાસી [મધુ] પણ શબ્દબ્રહ્મ = કર્મપ્રતિપાદક વેદને [મધુ.], વેદવિહિત કર્માનુષ્ઠાનના ફળને [શા. ભા] ઓળંગી જાય છે, કર્મના અધિકારને ઓળંગી જ્ઞાનનો અધિકારી થાય છે

[મધુ.]; " किमुत बुद्ध्वा यो योगं तन्निष्ठोऽभ्यासं कुर्यात्। [શા. ભા.] તો પછી જે યોગને જાણી, યોગમાં સ્થિત થઈ, યોગાભ્યાસ કરે છે તે મોક્ષને પામે એમાં શું કહેવું ?"

## પૂર્વસંસ્કારનું પ્રાબલ્ય

પૂર્વજન્મનો અભ્યાસજન્ય સંસ્કાર [ સ્વભાવ ] અત્યંત બળવાન છે. પૂર્વ-સંસ્કારને પરવશ થઈ, જ્ઞાની જ્ઞાનનિષ્ઠામાં, યોગી યોગનિષ્ઠામાં, કર્મી કર્મનિ-ષ્ઠામાં તથા ભોગી વિષયભોગનિષ્ઠામાં પ્રવર્તે છે.

" जन्मान्तरसहस्रेषु बुद्धिर्या भाविता पुरा। तामेव भजते जन्तुरुपदेशो निरर्थकः॥ "—" પૂર્વે હજારો જન્મમાં જે બુદ્ધિ શુભ માર્ગમાં કે અશુભ માર્ગમાં પરિપાક પામી હોય, તે જ બુદ્ધિને આ જન્મમાં મનુષ્ય ભજે છે. તેને ઉપદેશ કરવો નિરર્થક છે." આ ન્યાય પ્રમાણે પૂર્વજન્મના સંસ્કાર અનુસાર કર્મી કર્મરત થાય છે, ધર્મી ધર્મરત થાય છે, પાપી પાપરત થાય છે, ભક્ત ભક્તિરત થાય છે, જ્ઞાની જ્ઞાનરત થાય છે, અને યોગી યોગરત થાય છે [ ગી ૧૮–૫૯–૬૦ ].

" नैवोपदेशतत्परो भवति विना संस्कारेण । [ શંકરાનંદ ] પૂર્વસંસ્કાર વિના મનુષ્ય શાસ્ત્ર કે ગુરુનો ઉપદેશ શ્રવણ કરવા તત્પર થતો નથી," તો પછી સ્વાધ્યાય કે શાસ્ત્રના અર્થનાં શ્રવણ, મનન તથા નિદિધ્યાસનપૂર્વક યોગનિષ્ઠા કે જ્ઞાનનિષ્ઠામાં ન પ્રવર્તે. એ વિષે શું કહેવું ? [ સ્વભાવની પ્રબળતા તથા સ્વ-ભાવવિજયી થવા માટેના ઉપાય માટે જુઓ. ગી. ૩–૩૩–૩૪ તથા વિવેચન] [૪૪].

**અવતરણિકા:**—હવે યોગવિષયમાં તીવ્ર મોક્ષેચ્છા તથા વૈરાગ્યપૂર્વક અધિકતર પ્રયત્ન કરનાર યતિ મોક્ષને પામે છે, તે કહે છે [ શંકરાનંદ ]:

**प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥**

**અન્વયાર્થ** :— प्रयत्नात् પ્રયત્નથી-ખંતપૂર્વક यतमानः અધિક યત્ન કરનારો [ મધુ ] तु અને संशुद्धकिल्बिषः જેનાં પાપ ધોવાઈ ગયાં છે તથા अनेकजन्मसंसिद्धः અનેક જન્મોના સંસ્કારોની તથા પુણ્યોની વૃદ્ધિથી જેને આ છેલ્લો જન્મ પ્રાપ્ત થયો છે [ મધુ. ] એવો તે योगी યોગી ततः સાધનોના પરિપાકને લીધે [મધુ.] परां गतिं ઉત્તમ ગતિને—મોક્ષને याति પામે છે [ ૪૫ ].

**શબ્દાર્થ**:— પૂર્વે કરેલા પ્રયત્નથી પણ અધિક પ્રયત્ન કરનારો, જેનાં પાપ ધોવાઈ ગયાં છે, તથા અનેક જન્મોના સંસ્કારોની અને પુણ્યની વૃદ્ધિથી જેને

આ છેલ્લો જન્મ પ્રાપ્ત થયો છે, એવો તે યોગી સાધનોના પરિપાકને લીધે, ઉત્તમ ગતિને પામે છે [ ૪૫ ].

**વિવેચનઃ**— यतमानः = જે યોગી સંસિદ્ધિ માટે પૂર્વજન્મમાં કરેલા પ્રયત્નથી પણ અધિક પ્રયત્ન કરે છે [ મધુ. ], તત્પર થઈ નિત્ય-નિરંતર સમાધિનિષ્ઠા કરે છે [ શંકરાનંદ ]; संशुद्धकिल्बिषः = પૂર્વજન્મના યોગાભ્યાસથી જેનાં જ્ઞાનને પ્રતિબંધ કરનારાં પાપો ધોવાઈ ગયાં છે, તથા अनेकजन्मसंसिद्ध = જે અનેક જન્મોવડે સંસિદ્ધ થયો છે એટલે કે " संस्कारातिरेकेण पुण्यातिरेकेण च प्राप्तचरमजन्मा। [ મધુ ] જેને સંસ્કારોની વૃદ્ધિથી તથા પુણ્યોની વૃદ્ધિથી આ છેલ્લો જન્મ પ્રાપ્ત થયો છે [ મધુ ]" અથવા કપિંજલ અધિકરણના ન્યાયે બહુવચન ત્રણમાં પરિણમતું હોવાથી अनेक = એક, બે કે ત્રણ જન્મોમાં જે સંસિદ્ધિને પ્રાપ્ત થયો છે [ શંકરાનંદ ], તે યોગી શ્રવણાદિ યોગસાધનોના પરિપાકથી परां गतिम् = મોક્ષને પામે છે [મધુ], નિર્વિશેષ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સત્ય, પરમાનંદ તથા અદ્વિતીય બ્રહ્મસ્વરૂપે સ્થિત થાય છે [ શંકરાનંદ ] એ વિષે જરા પણ સંશય નથી

પૂર્વજન્મોમાં કરેલા યોગાભ્યાસને લીધે જ્ઞાનનાં પ્રતિબંધક પાપોની નિવૃત્તિ થતાં ગર્ભમાં, બાલ્યાવસ્થામાં કે અંતકાળે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે [બ્ર સૂ ૩–૪–૫૧ ]. વામદેવને ગર્ભમાં [ ઐ. ઉ. ૨–૫ ], યમના ઉપદેશથી નચિકેતાને બાલ્યાવસ્થામાં [ કઠ ઉ૫. ૩–૧૮ ], પરીક્ષિતને અંતકાળે, યાજ્ઞવલ્ક્યમુનિના ઉપદેશથી જનક ઋષભદેવ વગેરેને તે જ જન્મમાં જ્ઞાન થયું, તે પ્રસિદ્ધ છે.

" एतेन ' चक्षुश्चैवान्तरे भ्रुवो.' । [ ગી. ૫–૨૭ ] इति पञ्चमान्ते यत्सूत्रितं तद् व्याख्यातम् । [ નીલકંઠ ] આ શ્લોકવડે ભગવાને પાંચમા અધ્યાયના અંતમાં નિરૂપણ કરેલા ઉપરોક્ત ચરણનું વ્યાખ્યાન કરેલું છે. " [ નીલકંઠ ], કારણકે હઠયોગથી તથા ખેચરી આદિ જુદીજુદી મુદ્રાઓના અભ્યાસથી જે પુરુષ ઉત્તમ યત્ન કરે છે, તે પુરુષ પણ પાપરહિત થાય છે [ મનુ ૬–૭૨ ], તથા એ રીતે હઠયોગદ્વારા પાપરહિત થયેલો તે યોગી અનેક જન્મોના યોગાભ્યાસવડે યોગસિદ્ધિને પ્રાપ્ત કરીને પરમ ગતિને પામે છે [ નીલકંઠ ].

આ પ્રકરણના અર્થનું તાત્પર્ય એ છે કે, યોગભ્રષ્ટ મૃત્યુ પછી બ્રહ્માદિ લોકને પામે છે. દિવ્યભોગો વિષે વૈરાગ્ય થતાં તે આ લોકમાં યોગાભ્યાસને અનુકૂળ પવિત્ર તથા શ્રીમાન કુળમાં કે જ્ઞાનવાન યોગીના કુળમાં જન્મે છે. ઊંઘમાંથી જાગ્રત થયેલા મનુષ્યની પેઠે તે પૂર્વજન્મના બુદ્ધિસંયોગને પ્રાપ્ત થાય છે. પૂર્વના જ્ઞાનસંસ્કારથી પરવશ થઈ, ને પુનઃ યોગનિષ્ઠામાં પ્રવર્તે છે;

અને સંસ્કારોની વૃદ્ધિથી તથા પુણ્યોની વૃદ્ધિથી પ્રાપ્ત થયેલા આ છેલ્લા જન્મમાં તે આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થઈ, કૃતકૃત્ય થાય છે. યોગભ્રષ્ટનો વિનાશ સંભવતો નથી, માટે મુમુક્ષુએ નિઃસંશય થઈ, યોગબુદ્ધિનું શરણ લેવું [ ગી. ૨-૩૯ ] [ ૪૫ ].

અવતરણિકા:—હવે વિશેષ શ્રદ્ધાને ઉત્પન્ન કરાવવા પૂર્વે યોગનું વિધાન કરવા માટે ભગવાન અર્જુન પ્રત્યે યોગીની સ્તુતિ કરે છે [ મધુ. ] :

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

અન્વયાર્થ :— योगी બ્રહ્મવિત્ યોગી [ શંકરાનંદ ] तपस्विभ्यः તપસ્વીઓ કરતાં अधिकः શ્રેષ્ઠ છે, ज्ञानिभ्यः પરોક્ષ જ્ઞાનીઓ કરતાં [ શ્રીધર વગેરે ] अपि પણ अधिकः શ્રેષ્ઠ मतः મનાયેલો છે च તથા योगी યોગી कर्मिभ्यः કર્મઠ કરતાં अधिक શ્રેષ્ઠ છે, तस्मात् માટે अर्जुन ! હે અર્જુન ! તું योगी યોગી भव થા [૪૬].

શબ્દાર્થ :—બ્રહ્મવિત્ યોગી તપસ્વીઓ કરતાં શ્રેષ્ઠ છે, પરોક્ષ જ્ઞાનીઓ કરતાં પણ શ્રેષ્ઠ છે, તથા કર્મી પુરુષોથી પણ શ્રેષ્ઠ છે, માટે હે અર્જુન ! તું [ જીવન્મુક્ત ] યોગી થા [ ૪૬ ].

વિવેચન:— योगी = બ્રહ્મવિત્ યોગી [ શંકરાનંદ ], તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ પછી જીવન્મુક્તિના સુખને માટે મનોનાશ તથા વાસનાક્ષયને કરનારો યોગી [ મધુ , સદાનંદ ] तपस्विभ्यः = કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ કરનારા તપસ્વીઓ કરતાં શ્રેષ્ઠ છે; કારણકે સ્મૃતિ કહે છે કે :— "मनसश्चेन्द्रियाणां च एकाग्र्यं परमं तपः। तज्ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते।' મન તથા ઇન્દ્રિયોને એકાગ્ર કરવાં એ જ પરમ તપ છે, તે સર્વધર્મો કરતાં શ્રેષ્ઠ છે, અને તે જ પરમધર્મ છે."

તત્ત્વવેત્તા યોગી ज्ञानिभ्य. = આત્માના પરોક્ષ જ્ઞાનીઓ કરતાં [ શ્રીધર, મધુ. વગેરે ] કે, ન્યાયમીમાંસાદિ શાસ્ત્રના અર્થ જાણનારાઓ કરતાં [ શંકરાનંદ ] પણ શ્રેષ્ઠ છે; કારણકે ધર્મનું અનુષ્ઠાન કરવું તથા કરાવવું એ જ મીમાંસાદિ શાસ્ત્રના જ્ઞાનનું પ્રયોજન છે, અને તેથી આ જ્ઞાન અલ્પ ફળના સાધનરૂપ છે [ શંકરાનંદ ].

યોગી कर्मिभ्यः = અગ્નિહોત્રાદિ કર્મ કરનારાઓ કરતાં પણ શ્રેષ્ઠ છે; કારણકે, "कर्मिणां पुनरावृत्तिः श्रूयते। [ શંકરાનંદ ] પુણ્યનો ક્ષય થતાં કર્મ કરનારાઓનો પુનર્જન્મ થાય છે."

શ્રુતિ પણ કહે છે કે :—"विद्यया तदारोहन्ति यत्र कामाः परागताः। न तत्र दक्षिणा यान्ति नाविद्वांसस्तपस्विनः। જ્ઞાનીઓ બ્રહ્મવિદ્યાવડે તે પદને

પામે છે, જ્યાં સર્વ કર્મો [ કામનાઓ ] પર્યવસાન પામે છે. યજ્ઞાદિ કર્મો કરનારા તથા અવિદ્વાન તપસ્વીઓ ત્યાં જતા નથી [ તે પદને પ્રાપ્ત થતા નથી ]."

માટે હે અર્જુન ! તુ યોગી થા, અર્થાત્ અધિક પ્રયત્નના બલથી તત્ત્વજ્ઞાન, મનોનાશ તથા વાસનાક્ષય એ ત્રણેને સંપાદન કરી સાધનોના પરિપાકવડે જીવન્મુક્ત યોગી થા [ મધુ, સદાનંદ ]; "योगनिष्ठाजनितसम्यग्ज्ञानबलेन पुनरावृत्तिरहितं ब्राह्मं पदं विदेहकैवल्याख्यं प्राप्स्यसीत्यर्थः। [ શંકરાનંદ ] કારણકે આ યોગનિષ્ઠાજન્ય આત્મજ્ઞાનથી તું પુનરાવૃત્તિરહિત વિદેહકૈવલ્ય નામના બ્રહ્મપદને પ્રાપ્ત થશે.

' हे अर्जुनेति शुद्धेति सबोधनार्थं । [ મધુ, વે. બ્ર. ગી. ]. અહીં હે અર્જુન ! એ સંબોધનવડે ભગવાને ભક્ત અર્જુન વિષે શુદ્ધતા બોધન કરી છે." આ સંબોધનવડે ભગવાને ભક્ત અર્જુન વિષે આ યોગને સંપાદન કરવાની યોગ્યતા સૂચિત કરી છે [ ૪૬ ].

**અવતરણિકા** :—હવે શ્રેષ્ઠ યોગીનું નિરૂપણ કરતાં અધ્યાયનો ઉપસંહાર કરે છે :

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥

**અન્વયાર્થ** :—सर्वेषां બધા योगिनां યોગીઓમાં अपि પણ यः જે श्रद्धावान् શ્રદ્ધાવાળો થઈ, मद्गतेन अंतरात्मना મારામાં ચિત્ત પરોવીને—મારે વિષે જ ચિત્તને એકાગ્ર કરી मां મને भजते ભજે છે सः તે युक्ततमः સર્વથી શ્રેષ્ઠ યોગી છે, એમ मे मतः હું માનું છું [ ૪૭ ].

**શબ્દાર્થ** :—બધા યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાળો થઈ, મારામાં જ ચિત્ત પરોવીને મને ભજે છે, તે સર્વથી શ્રેષ્ઠ યોગી છે, એમ મેં નિશ્ચય કર્યો છે [૪૭].

**વિવેચન** :— હે ! અર્જુન ! રુદ્ર, આદિત્ય વગેરે દેવતાઓનું ધ્યાન કરનારા બધા યોગીઓ કરતા, જે યોગી 'આ સર્વ બ્રહ્મ છે,' 'આ સર્વ વાસુદેવ છે' એ પ્રકારે શ્રદ્ધાવાળો થઈ, હું વાસુદેવમાં જ ચિત્તને એકાગ્ર કરી, મને "सर्वमिदमहं च ब्रह्मैवेति स्व जगच्च सर्वं ब्रह्मैव पश्यति । [ શંકરાનંદ ] પોતાને તથા સમસ્ત જગતને બ્રહ્મરૂપે સાક્ષાત્કાર કરે છે;" તથા આહાર, વિહાર, શયન, આસન વગેરે સર્વ અવસ્થાઓમાં હું વાસુદેવ વિષે જ ચિત્તનું અનુસંધાન કરે છે [ શંકરાનંદ વગેરે ], અથવા અર્ચન, વંદન, ધ્યાન વગેરે પ્રકારે મને સતત સેવે છે [ કેશવ વગેરે ] એવા સર્વભાવે એકનિષ્ઠાથી મારું

ભજન કરનાર ભક્તયોગીને મેં युक्ततमः = સર્વથી શ્રેષ્ઠ માન્યો છે. સમાધિયુક્ત ચિત્તવાળા સર્વ યોગીઓ કરતાં તે શ્રેષ્ઠ છે [મધુ]. આ જ્ઞાની ભક્તની અને મારી પ્રીતિ વર્ણવી શકાય એવી નથી, માટે એમ સમજ કે તે યોગી એટલે પ્રત્યક્ષ હું જ છું [ જ્ઞાનેશ્વરી ] [ ૪૭ ].

## અધ્યાયનો સાર

" तदनेनाध्यायेन कर्मयोगस्य बुद्धिशुद्धिहेतोर्मर्यादां दर्शयता ततश्च कृतसर्वकर्मसंन्यासस्य साङ्गं योगं विवृण्वता मनोनिग्रहोपायं चाक्षेपनिरासपूर्वकमुपदिशता योगभ्रष्टस्य पुरुषार्थशून्यताशङ्कां च शिथिलयता कर्मकाण्डं त्वंपदार्थनिरूपणं च समापितम् । [મધુ ] આ છઠ્ઠા અધ્યાયમાં ભગવાને ચિત્તશુદ્ધિના હેતુભૂત કર્મયોગની મર્યાદા, સર્વકર્મસંન્યાસીને અનુષ્ઠાન કરવા યોગ્ય અંગોસહિત ધ્યાનયોગ, મનના નિગ્રહોના ઉપાય, તથા યોગભ્રષ્ટના પુરુષાર્થથી શૂન્યપણાની શંકાને શિથિલ કરી, પ્રથમ પદરૂપ કર્મકાંડ તથા त्वम् પદાર્થનું કથન સમાપ્ત કર્યું છે."

आत्मयोगमवोचद्यो भक्तियोगशिरोमणिम् ।
तं वन्दे परमानन्दं माधवं भक्तशेवधिम् ॥ [ श्रीधरः ]

हरि ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे " ध्यानयोगो " नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે ' ધ્યાનયોગ ' નામનો છઠ્ઠો **અધ્યાય** સંપૂર્ણ.

## અધ્યાય છઠ્ઠો સંપૂર્ણ

# અધ્યાય ૭ મો

## ज्ञानविज्ञानयोग

**અવતરણિકા** :—પ્રથમ ૭ અધ્યાયોવડે ભગવાને त्वम् પદના લક્ષ્યરૂપ જ્ઞેયવસ્તુનું યોગસહિત વ્યાખ્યાન કર્યું હવે ધ્યેયબ્રહ્મનું પ્રતિપાદન જેને વિષે પ્રધાન છે, એવા મધ્યમ [વચના] ૭ અધ્યાયોવડે तत् પદાર્થરૂપ પરમાત્માનું વ્યાખ્યાન કરવાનું છે. તેમાં પણ "योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना। [ગી ૬-૪૭] ઇત્યાદિ વચનોવડે નિર્દિષ્ટ ભગવદ્ભજનનું વ્યાખ્યાન કરવા માટે આ સાતમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે [મધુ.]

શ્રી भगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

**मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।**
**असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥**

**અન્વયાર્થ** —पार्थ હે અર્જુન! मयि મારામાં आसक्तमना મન જોડીને-મન એકાગ્ર કરીને मदाश्रय મારે જ આશ્રયે રહી-મારું જ શરણુ લઈ योग યોગને युञ्जन् સાધતો-અનુષ્ઠાન કરતો तु असंशय નિશ્ચયપૂર્વક समग्र સર્વ વિભૂતિવાળા मा મને यथा જે પ્રકારે [શા ભા, મધુ વગેરે] જે જ્ઞાનવડે [રા ભા, કેશવ વગેરે] ज्ञास्यसि જાણીશ तत् તે પ્રકાર-તે જ્ઞાન शृणु શ્રવણ કર[૧]

**શબ્દાર્થ** —હે પાર્થ! મારામાં મન પરોવી, મારું જ શરણુ લઈ, યોગનું અનુષ્ઠાન કરતો, તું નિશ્ચયપૂર્વક સર્વ વિભૂતિવાળા મને જે પ્રકારે જાણીશ તે સાંભળ [૧]

**વિવેચન** —હે અર્જુન! મારામાં મનને એકાગ્ર કરી, એકમાત્ર મારું જ શરણ લઈ, ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરી, નિત્ય-નિરંતર શ્રદ્ધાપૂર્વક મારું જ ચિંતન કરનારો તું समग्र मा = વિભૂતિ, બળ તથા ઐશ્વર્યાદિ ગુણોથી યુક્ત સર્વના આત્મારૂપ મને વાસુદેવને [શા ભા વગેરે] સંશયરહિત થઈ यथा= જે પ્રકારે [શા ભા, મધુ વગેરે] અથવા જે જ્ઞાનવડે [રા ભા, કેશવ વગેરે] તું જાણીશ તે પ્રકાર અથવા તે જ્ઞાન હું તને કહું છું તે સાંભળ.

સ્ત્રીપુત્રધનાદિમાં કે ભોગવિલાસમાં નહિ, પરંતુ ઇશ્વરમાં જ આસક્તિ, રાજા કે અન્યનું નહિ, પરંતુ એકમાત્ર ઈશ્વરનું જ શરણ, તથા વિષયોનું નહિ, પરંતુ ઈશ્વરનું જ સતત ચિંતન, આત્મસાક્ષાત્કારના સાધનરૂપ છે, એ ભાવ છે [૧]

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

**અન્વયાર્થ** :—अहं હું તે તને सविज्ञानं વિજ્ઞાનસહિત અર્થાત્ એનો અનુભવ થાય તે પ્રકારે [ શંકરાનંદ ] इदम् આ ज्ञानं જ્ઞાનને–શુદ્ધ પ્રજ્ઞાનઘન બ્રહ્મને [ નીલકંઠ ] મારા સ્વરૂપવિષયક જ્ઞાનને [ પુ. અ. ત. વગેરે ] अशेषतः સંપૂર્ણપણે–સાધન, લક્ષણ તથા ભેદસહિત [ મધુ. વગેરે ] वक्ष्यामि કહીશ यत् જેને ज्ञात्वा જાણીને इह અહીં–આ સંસારમાં भूयः ફરીથી अन्यत् બીજું ज्ञातव्यं જાણવાયોગ્ય–પુરુષાર્થનું કોઈ પણ સાધન [ શા. ભા. ] न अवशिष्यते બાકી રહેતું નથી [૨].

**શબ્દાર્થ** :—હું તને વિજ્ઞાનસહિત આ જ્ઞાનનો સંપૂર્ણપણે ઉપદેશ કરીશ કે, જેને જાણીને અહીં ફરીથી બીજું કાંઈ પણ જાણવાનું બાકી રહેતું નથી [૨].

**વિવેચન** :—હે અર્જુન ! પૂર્વે કહેવામાં આવ્યું કે, જ્ઞાન આ સંસારરૂપી સમુદ્ર તરી જવા માટે નૌકા જેવું છે [ ગી. ૪–૩૬ ]; સંચિત તથા ક્રિયમાણ કર્મોનો નાશ કરવા માટે અગ્નિ જેવું છે [ ગી. ૪–૩૭ ]; તથા અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી, જ્ઞેયબ્રહ્મને પ્રકાશિત કરવા માટે સૂર્ય જેવું છે [ ગી. ૫–૧૬ ].

આ જ્ઞાન હું તને सविज्ञानं = तदनुभवो यथा स्यात्तथा । [ શંકરાનંદ ] જે પ્રકારે આ જ્ઞાનનો વિપરીતભાવનાદિ પ્રતિબંધરહિત સાક્ષાત્ અનુભવ થાય, તે પ્રકારે अशेषतः = સંપૂર્ણપણે [ શા. ભા. ] કહીશ. અર્થાત્ "साधनफलादिसहितत्वेन निरवशेषं कथयिष्यामि । [ મધુ. ] હું તને સર્વ સાધન, ફલ, લક્ષણ અને ભેદસહિત આ જ્ઞાનનો સંપૂર્ણપણે ઉપદેશ કરીશ."

આ જ્ઞાનને ज्ञात्वा = વેદાંતવાક્યોથી ઉત્પન્ન થતી મનોવૃત્તિના વિષયરૂપ કરી [મધુ.] એટલે કે આ જ્ઞાનનો સાક્ષાત્ અનુભવ કર્યા પછી આ સંસારમાં બીજું કાંઈ પણ ज्ञातव्यं = પુરુષાર્થનું સાધન [શા. ભા., શંકરાનંદ] કે પ્રાપ્તવ્ય [શંકરાનંદ] અવશેષ રહેતું નથી [ શા. ભા. ], અપેક્ષિત નથી [ શંકરાનંદ ].

"मत्तत्त्वज्ञो यः स सर्वज्ञो भवतीत्यर्थः । [ શા. ભા., શંકરાનંદ વગેરે] જે મારા તત્ત્વને જાણે છે, તે સર્વજ્ઞ થઈ જાય છે."

જગતના કારણરૂપ, સર્વના અધિષ્ઠાન અને જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થતાં સંશયો નાશ પામે છે, તથા સર્વ વસ્તુ પોતાના આત્મારૂપે જ જણાતી હોવાથી જ્ઞાની પુરુષે કાંઈ પણ જ્ઞાતવ્ય અવશેષ રહેતું નથી [ નીલકંઠ ].

સર્વના અધિષ્ઠાનભૂત સત્‌ના [ બ્રહ્મના ] જ્ઞાનથી કલ્પિત સર્વ પદાર્થોનો

બાધ થતા કેવળ સત્ [બ્રહ્મ જ] અવશેષ રહે છે, અને તેથી સત્‌ના [બ્રહ્મના] જ્ઞાનથી તુ કૃતાર્થ થશે એ અભિપ્રાય છે [મધુ, શ્રીધર વગેરે]

"कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति।' [મુ ઉ ૧-૧-૩] હે ભગવન્! કોનુ જ્ઞાન પ્રાપ્ત થવાથી આ સર્વનુ જ્ઞાન થઈ જાય?" એ શ્રુતિમા દર્શાવેલી એકના જ્ઞાનથી સર્વના જ્ઞાનની પ્રતિજ્ઞાનુ ભગવાન અહી વર્ણન કરે છે [૨]

અવતરણિકા:—હવે જ્ઞાન અત્યત દુર્લભ છે, તે કહે છે

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।**
**यततामपि सिद्धाना कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥**

અન્વયાર્થ —मनुष्याणां सहस्रेषु હજારો મનુષ્યોમા कश्चित् કોઈક सिद्धये જ્ઞાનસિદ્ધિ માટે यतति પ્રયત્ન કરે છે, અને यततां પ્રયત્ન કરનારા सिद्धाना સિદ્ધોમા अपि પણ कश्चित् કોઈક मा મને तत्त्वत યથાવત્ वेत्ति જાણે છે [૩]

શબ્દાર્થ —હજારો મનુષ્યોમાં કોઈક જ જ્ઞાનસિદ્ધિ માટે યત્ન કરે છે, અને યત્ન કરનારા સિદ્ધોમા કોઈક જ મને તત્ત્વથી જાણે છે [૩]

વિવેચન —सहस्रेषु = સહસ્ર શબ્દ હજાર, દશ હજાર, લાખ તથા અસખ્યનો વાચક છે [મહા ભા ૧-૨૧૭-૮], અને તેથી હજારો મનુષ્યોમા એટલે કે અસખ્ય મનુષ્યોમા કોઈક જ सिद्धये = જ્ઞાનસિદ્ધિ માટે [શકરાનદ વગેરે], અતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનની ઉત્પત્તિ માટે [મધુ વગેરે] પ્રયત્ન કરે છે, તથા આવા પ્રયત્ન કરનારા સિદ્ધ પુરુષોમા વ્યાસ, વામદેવ, શુકદેવજી જેવા કોઈક જ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના પરિપાકના અતમા મને तत्त्वतः = યથાવત્ [શ્રા ભા વગેરે] નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સચ્ચિદાનદઘનસ્વરૂપે [શકરાનદ] मत्प्रसादेन। મારા અનુગ્રહથી [શ્રીધર, પુ અ ત.] જાણે છે

"परा भक्ति विना तत्त्वतो ज्ञानासंभवात्। [કેશવ] પરા ભક્તિ વિના મને તત્ત્વથી જાણવો શક્ય નથી" "भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वत। [ગી ૧૮-૫૫] પરાભક્તિવડે અધિકારી પુરુષ મને તત્ત્વથી જાણે છે," પરતુ "स महात्मा सुदुर्लभ। [ગી ૭-૧૯] મને તત્ત્વથી જાણનારો મહાત્મા અત્યત દુર્લભ છે,' કારણકે, "मा तु वेद न कश्चन। [ગી ૭-૨૬] મારા અનુગ્રહના પાત્રભૂત મારા શરણાગત ભક્ત સિવાય મને તત્ત્વથી કોઈ જાણતુ નથી [શ્રા ભા વગેરે, ગી ૭-૨૬]

હે અર્જુન! તારા જેવો મારો કોઈ અનન્ય ભક્ત જ મારા અનુગ્રહથી મારા સ્વરૂપને તત્ત્વથી જાણવાને કે જોવાને સમર્થ થાય છે [ગી ૧૧-૪૭, ગી ૧૧-૫૪]

અહીં 'मनुष्याणां' પદવડે મનુષ્યજન્મની દુર્લભતાનું સૂચન છે; કારણકે મનુષ્યદેહ સિવાય અન્ય દેહે જ્ઞાનસિદ્ધિનો અભાવ છે. 'सहस्रेषु' પદવડે મુમુક્ષત્વની દુર્લભતાનું સૂચન છે; કારણકે હજારો મનુષ્યોમાં કોઈક જ જ્ઞાનસિદ્ધિ માટે પ્રયત્ન કરે છે. 'कश्चिन्मा वेत्ति तत्त्वतः' એ પદોવડે જ્ઞાનસિદ્ધિની દુર્લભતાનું સૂચન છે, કારણકે જ્ઞાનસિદ્ધિ માટે પ્રયત્ન કરનારા હજારો પૈકી કોઈક જ ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ, જ્ઞાનસિદ્ધિને પ્રાપ્ત થઈ, કૃતાર્થ થાય છે [ ૩ ].

**અવતરણિકા** :—હવે પોતાની અપરા પ્રકૃતિનું સ્વરૂપ કહે છે :

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥**

**અન્વયાર્થ** :—भूमिः પૃથ્વી आपः જળ अनलः તેજ वायुः વાયુ खं આકાશ मनः મન बुद्धिः બુદ્ધિ च ને एव વળી अहंकारः અહંકાર इति એ પ્રકારે मे મારી इयं આ प्रकृतिः પ્રકૃતિ अष्टधा આઠ પ્રકારના भिन्ना ભેદવાળી છે [ ૪ ].

**શબ્દાર્થ** :—પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ તથા અહંકાર એમ મારી આ પ્રકૃતિ આઠ પ્રકારના ભેદને પામેલી છે [ ૪ ].

**વિવેચન** :—હે અર્જુન! મારી વિષ્ણુની શક્તિરૂપ, અનિર્વચનીય સ્વભાવવાળી, ત્રિગુણાત્મક એવી આ માયારૂપ પ્રકૃતિ [મધુ. વગેરે] "निकृष्टाऽशुद्धाऽनर्थकरी संसारबंधनात्मिकेयम्। [શા. ભા.] કનિષ્ઠ, અશુદ્ધ, અનર્થ કરવાવાળી, અને સંસારબંધનના કારણરૂપ છે."

આ મારી જડપ્રકૃતિના [ અપરા પ્રકૃતિનાં ] ચોવીસ તત્ત્વો છે; પરંતુ અહીં હું તેને પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ તથા અહંકાર એમ આઠ પ્રકારના ભેદવાળી વર્ણવું છું.

પૃથ્વી, જળ વગેરે તત્ત્વોથી પૃથ્વી વગેરે તત્ત્વોની તન્માત્રા જાણવી. એટલે કે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ શબ્દોવડે એ પાંચ સ્થૂલભૂતોના કારણરૂપ ગંધ, રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ એ પાંચ સૂક્ષ્મ તન્માત્રાઓ સમજવી. મન અર્થાત્ મનનું કારણ અહંકાર, બુદ્ધિ અર્થાત્ બુદ્ધિનું કારણ મહત્તત્ત્વ; અને અહંકાર અર્થાત્ અહંકારનું કારણ મૂલપ્રકૃતિ [અવ્યક્ત] જાણવું [શા. ભા.].

આ પ્રકારે મારી પ્રકૃતિ આઠ પ્રકારના ભેદને પામેલી છે. આ આઠ પ્રકારની પ્રકૃતિ વિષે આ સમસ્ત પ્રપંચ અંતર્ભૂત છે. આ પ્રકૃતિ મિથ્યા, જડ, દુઃખજનક, મલિન તથા સમસ્ત જડપ્રપંચના કારણરૂપ છે.

નોંધ.—અહીં મૂળ પ્રકૃતિને પણ પૃથ્વી આદિની સાથે જ ગણાવેલી હોવાથી સાંખ્યોની જેમ અજન્ય માની નથી. સ્મૃતિ પણ કહે છે કે –" तस्माद व्यक्तमुत्पन्नं त्रिगुण द्विजसत्तम। હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તે પુરુષથી ત્રિગુણાત્મિક મૂળપ્રકૃતિ ઉત્પન્ન થઈ." વળી " अव्यक्तं पुरुषे ब्रह्मन्निष्कले प्रविलीयते। તે અવ્યક્ત [ મૂળપ્રકૃતિ ] હે બ્રહ્મન્! નિરવયવ પુરુષ વિષે લય પામે છે." આ સ્મૃતિઓ મૂળપ્રકૃતિને પણ ઉત્પત્તિ અને લયવાળી કહે છે [ નીલકંઠ ] [ ૪ ].

અવતરણિકા —હવે ક્ષેત્રજ્ઞરૂપ પરા પ્રકૃતિ કહે છે.

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

અન્વયાર્થ —इयं ઉપરોક્ત આઠ પ્રકારની પ્રકૃતિ अपरा અપરા કહેવાય છે तु હવે इतः આ અપરાપ્રકૃતિથી अन्यां બીજી–ભિન્ન–વિલક્ષણ जीवभूतां જીવરૂપ मे મારી परां प्रकृतिं પરાપ્રકૃતિને विद्धि જાણ, महाबाहो! હે મહાબાહો! यया જે પરાપ્રકૃતિવડે इदं આ जगत् જગત धार्यते ધારણ કરાય છે [૫]

શબ્દાર્થ.—હે મહાબાહો! ઉપરોક્ત આઠ પ્રકારની પ્રકૃતિ " અપરા " કહેવાય છે હવે આ અપરાપ્રકૃતિથી વિલક્ષણ જીવરૂપ મારી " પરા " પ્રકૃતિને જાણ એ પરાપ્રકૃતિ આ જગતને ધારણ કરી રહી છે [ ૫ ]

વિવેચન —હે અર્જુન! પૂર્વશ્લોકમા કહેલી આઠ પ્રકારની જડપ્રકૃતિને 'અપરા' જાણવી આ અપરાપ્રકૃતિ નિકૃષ્ટ, અશુદ્ધ, અનર્થ કરવાવાળી, સંસારબંધનરૂપ [ શા ભા ], અનૃત, જડ, દુઃખસ્વરૂપ, પુરુષાધીન, વેદ્ય તથા જ્ઞાનથી નાશ પામનારી છે [ શંકરાનંદ ].

આ અપરાપ્રકૃતિથી વિલક્ષણ મારી વિશુદ્ધ, આત્મરૂપ, ક્ષેત્રજ્ઞલક્ષણા, પ્રાણધારણાના નિમિત્તભૂત [ શા. ભા. ], "चेतनत्वेन मदनन्यत्वादुत्कृष्टाम्। [ નીલકંઠ ] ચેતન તથા મારાથી અભિન્ન હોવાથી ઉત્કૃષ્ટ [ નીલકંઠ ]" " જીવ" નામની 'પરા' પ્રકૃતિ છે આ જીવરૂપ પરાપ્રકૃતિવડે આ દેહ, ઇન્દ્રિયાદિરૂપ જડજગત ધારણ કરાય છે.

" नहि जीवरहितं धारयितुं शक्यमित्यभिप्राय । [ મધુ. ] ચેતન જીવથી રહિત કોઈ પણ વસ્તુ કોઈ પણ વસ્તુને ધારણ કરવા સમર્થ નથી."

આ વિષયમા " अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि। [ છા ઉ ૬–૩–૨ ] મેં પરમાત્મદેવે તેજ વગેરે ત્રણ દેવતાઓ પ્રતિ જીવરૂપે પ્રવેશ કરીને એટલે કે તેજ, જલ અને અન્નરૂપ ભૂતોની બુદ્ધિ વગેરેના સંસર્ગવડે વિશેષ

વિજ્ઞાનયુક્ત થઈ, નામરૂપને પ્રગટ કર્યું" એ શ્રુતિ પ્રમાણભૂત છે [ મધુ., વે. બ્ર. ગી. ] [ ૫ ].

**અવતરણિકા** :—હવે પરા તથા અપરાપ્રકૃતિનું કાર્ય કહે છે :

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

**અન્વયાર્થ** :—सर्वाणि સર્વ भूतानि ભૂતો एतद्योनीनि આ બે પ્રકારની પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં છે इति એમ उपधारय નિશ્ચય કર. अहं હું कृत्स्नस्य સમસ્ત जगतः જગતની प्रभवः ઉત્પત્તિનું तथा તેમ प्रलयः પ્રલયનું-વિનાશનું [ મધુ. ] કારણ છું [ ૬ ].

**શબ્દાર્થ** :—સર્વભૂતો એ બે પ્રકારની પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં છે, એમ નિશ્ચય કર. હું સમસ્ત જગતની ઉત્પત્તિ તથા પ્રલયનું કારણ છું [ ૬ ].

**વિવેચન** :—હે અર્જુન! આ 'પરા' તથા 'અપરા' પ્રકૃતિને તું ભૂતમાત્રની ઉત્પત્તિનું કારણ જાણ. ચરાચર જગતની ઉત્પત્તિ તથા પ્રલયનું કારણ હું છું, સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ સમસ્ત જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ હું જ છું. હું જ જગતનું મૂલકારણ છુ, તથા પ્રલયકર્તા પણ હું જ છુ.

જેમ જીવનો દેહ સાથે સંબંધ થતાં દેહને પુણ્ય-પાપ કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે, પરંતુ જડદેહને કાંઈ પણ ક્રિયા કરવાની સ્વતંત્ર શક્તિ નથી; તેમ બ્રહ્મની સત્તાથી જ પરાપ્રકૃતિ તથા અપરાપ્રકૃતિ જગતનું કારણ છે, પરંતુ આ બન્ને પ્રકારની પ્રકૃતિ જગતનું સ્વતત્ર કારણ નથી.

વળી જેમ દેહ ઉપાધિવાળો જીવાત્મા સર્વ ક્રિયાનો કર્તા છે, તેમ પરાપ્રકૃતિ તથા અપરાપ્રકૃતિ ઉપાધિવાળો ઈશ્વર જ ચરાચર જગતનો કર્તા છે. જેમ જીવની વ્યાપ્તિ દેહની ક્રિયાશક્તિનું કારણ છે, તેમ બ્રહ્મની વ્યાપ્તિ પ્રકૃતિની જગતજનનશક્તિનું કારણ છે. આ પ્રકારે પરા. તથા અપરા પ્રકૃતિરૂપ પ્રકૃતિદ્વારા બ્રહ્મ જ જગતનું કારણ છે [ શંકરાનંદ ].

શ્રુતિઓ પણ બ્રહ્મને 'भूतयोनिम्'। [ મુ. ઉ. ૧-૧-૬ ] અથવા ब्रह्मयोनिम्। [ મુ. ઉ. ૩-૩ ] કહે છે.

"यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति। यथा सतः पुरुषात्केशलोमानि तथा अक्षरात्संभवतीह विश्वम् । [ મુ. ઉ. ૧-૧-૭ ] જેમ. કરોળિયો તંતુઓ સજે છે, જેમ પૃથ્વીમાંથી વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે, જેમ

પુરુષના શરીરના કેશ, નખ તથા રૂંવાડા ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મમાંથી ચરાચર જગત ઉત્પન્ન થાય છે "

બ્રહ્મ જ આ ચરાચર જગતનું નિમિત્ત તથા ઉપાદાન કારણ છે [ બ્ર. સૂ. ૧-૪-૨૩ ] પરમાર્થદૃષ્ટિથી સૃષ્ટિ અનાદિ છે [ બ્ર. સૂ. ૨-૧-૩૬ ઋ. ૧૦-૧૯૦-૩ ] જેમ અજ્ઞાનથી રજ્જુ સર્પરૂપે ભાસે છે, મૃગજળ જળરૂપે ભાસે છે, તેમ અજ્ઞાનથી શુદ્ધ બ્રહ્મ જરા પણ વિકાર પામ્યા વિના જગદ્રૂપે ભાસમાન થાય છે જગત બ્રહ્મનો વિકાર નહિ, પરંતુ વિવર્ત છે વસ્તુતાએ આ જગત ઉત્પન્ન થયું જ નથી, પરંતુ સ્વપ્નજગતની પેઠે વિવિધરૂપે ભાસમાન થાય છે

જેમ સુવર્ણથી કડું ભિન્ન નથી, જળથી તરંગ ભિન્ન નથી, તેમ જગત ઈશ્વરથી ભિન્ન નથી જેમ સુવર્ણ કડા વિષે છે, પરંતુ કડું સુવર્ણ વિષે નથી, તેમ ઈશ્વર જગત વિષે છે, પરંતુ જગત ઈશ્વર વિષે નથી [ યો વા ઉત્પત્તિ પ્ર. ૬૧-૪-૫ ]

જ્યારે મનને અંતર્મુખ કરી, આત્મદર્શન કરવામાં આવે છે, ત્યારે આ દેહરૂપ તથા જગતરૂપ સંકલ્પ ચૈતન્યરૂપ જ થઈને રહે છે [ યો વા નિ. પ્ર. [ પૂ ] ૨૮-૩૫ ] સર્વ દેશમાં, સર્વકાળમાં તથા સર્વરૂપે જે કાંઈ પ્રતીત થાય છે, તે એક આત્મા જ છે [ યો વા નિ પ્ર [ પૂ ] ૫૦-૩૮ ]

ભગવાન ભાષ્યકાર પ્રતિપાદન કરે છે કે —" सृष्टिर्नाम ब्रह्मरूपे सच्चिदानन्दवस्तुनि । अम्बुफेनादिवत्सर्वं नामरूपप्रसारणम् । [ વાક્યવાક્યસુધા ૧૪ ] જળમાં ફીણ વગેરેની પેઠે બ્રહ્મરૂપ સચ્ચિદાનંદ વસ્તુમાં નામરૂપનો વિસ્તાર એ જ સૃષ્ટિ છે " [ ૬ ]

અવતરણિકા .—હવે પ્રકૃતિ જગતનું સ્વતંત્ર કારણ નથી, તે સ્પષ્ટ કરે છે

मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनञ्जय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

અન્વયાર્થ —धनञ्जय ! હે અર્જુન ! मत्तः મારાથી परतरं અતિરિક્ત [ શાં ભા શંકરાનંદ ] अन्यत् બીજું જગતનું કારણ [ શાં ભા , શંકરાનંદ ] किंचिद् કંઈ પણ न अस्ति નથી इव જેમ सूत्रे દોરામાં मणिगणाः મણિઓનો સમૂહ પરોવાઈને રહે છે તેમ मयि મારામાં इदं આ सर्वं સર્વ જગત प्रोतं પરોવાયેલું છે [ ૭ ]

શબ્દાર્થ —હે અર્જુન ! મારાથી અતિરિક્ત બીજું જગતનું કારણ નથી

જેમ સૂત્રમાં મણિઓનો સમૂહ પરોવાયેલો હોય છે, તેમ સર્વ જગત મારામાં પરોવાયેલું [ ઓતપ્રોત ] છે [ ૭ ].

**વિવેચન :**—હે અર્જુન ! મારાથી અતિરિક્ત આ જગતની ઉત્પત્તિનું બીજું કોઈ કારણ નથી. હું સમગ્ર જગતની ઉત્પત્તિનું એકમાત્ર કારણ છું [ શા. ભા., શંકરાનંદ ] સાંખ્યોએ કલ્પેલું પ્રધાન કે, નૈયાયિકોએ સ્વીકારેલું પરમાણુ કે અન્ય કોઈ પણ પદાર્થ આ જગતની ઉત્પત્તિનું સ્વતંત્ર કારણ નથી [ શંકરાનંદ, બ્ર. સૂ. ૧-૧-૫ ]. જેમ સૂત્રમાં મણકા પરોવાયેલા હોય છે, તેમ આ બધું મારામાં પરોવાયેલું [ ઓતપ્રોત ] છે [ ભાગ. ૯-૯-૭, ભાગ. ૧૦-૧૫-૩૫ ].

અહીં ' मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ' એ ઉત્તરાર્ધવડે સુવર્ણમાં આભૂષણોની પેઠે પરમાત્મા વિષે વિશ્વના અધ્યારોપનું નિરૂપણ છે; તથા ' मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ' એ પૂર્વાર્ધવડે નામરૂપાત્મક જગતના અધ્યારોપના અપવાદનું [ નિવૃત્તિનું ] નિરૂપણ છે.

જેમ સુવર્ણને અગ્નિમાં નાખવાથી આભૂષણોનો અપવાદ થાય છે, અર્થાત્ આભૂષણોના નામરૂપ અદૃશ્ય થઈ, એકમાત્ર સુવર્ણ જ અવશિષ્ટ રહે છે; તેમ જ્ઞાનાગ્નિદ્વારા નામરૂપાત્મક વિશ્વનો અપવાદ થાય છે, અર્થાત્ બ્રહ્મજ્ઞાનથી માયા અને અવિદ્યાની, કાર્યસહિત પ્રકૃતિની, જીવભાવ તથા ઈશ્વરભાવની, જીવ તથા ઈશ્વરના ભેદની, તથા બંધની નિવૃત્તિ થતાં, એકમાત્ર શુદ્ધ બ્રહ્મ જ અવશિષ્ટ રહે છે. શુદ્ધ બ્રહ્મ કરતાં બીજો કોઈ પણ પદાર્થ વાસ્તવિક રીતે સત્ય નથી [૭].

**અવતરણિકા:**—હવે જગત પરમાત્મામાં કેવા પ્રકારે ઓતપ્રોત છે, તે પાંચ શ્લોકવડે કહે છે :

रसोऽहमप्सु कौन्तेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

**અન્વયાર્થ :**—कौंतेय ! હે કૌંતેય ! अप्सु જળમાં रसः રસ अहं હું अस्मि છું शशिसूर्ययोः ચંદ્ર તથા સૂર્યમાં प्रभा પ્રકાશ-તેજ હું છું सर्ववेदेषु સર્વ વેદોમાં प्रणवः ઓંકાર હું છું खे આકાશમાં शब्दः શબ્દ હું છું તથા नृषु પુરુષોમાં पौरुष પુરુષત્વ હું છું [ ૮ ].

**શબ્દાર્થ :**—હે કૌંતેય ! જળમાં રસ હું છુ, ચંદ્રમાં અને સૂર્યમાં તેજ હું છું, સર્વ વેદોમાં ઓંકાર હું છું, પુરુષોમાં પુરુષત્વ હું છું [ ૮ ].

**વિવેચન** —હે અર્જુન ! જળમા રસ હુ છુ, અર્થાત્ જળમા તેના સારરૂપ [ રસતન્માત્રારૂપ ] તત્ત્વ હુ છુ તે રસરૂપ હુ વાસુદેવમાં સર્વ જળ ઓતપ્રોત છે, અર્થાત્ રસતન્માત્રારૂપ મારી વિભૂતિવડે હુ જળમા તેના આશ્રયરૂપે રહેવો છુ આ પ્રમાણે પાચે શ્લોકમા અર્થ કરવો [ શા ભા વગેરે ]

ચદ્રમામા તથા સૂર્યમા પ્રકાશ હુ છુ, અર્થાત્ પ્રકાશરૂપ હુ પરમાત્મામા સૂર્ય તથા ચદ્ર ઓતપ્રોત છે [ મધુ ] ચદ્ર અને સૂર્ય એ બન્ને વિષે પ્રભાવરૂપે હુ રહેનો છુ [ શકરાનદ ] સર્વ વેદોમા ઓકાર હુ છુ, અર્થાત્ પ્રણવ રૂપ પરમાત્મામા સર્વ વેદો ઓતપ્રોત છે સર્વ વેદોમા ઓકારરૂપે હુ રહેનો છુ [ શકરાનદ ] શ્રુતિ કહે છે કે —જેમ પાદડાની દાડીવડે સર્વ પાદડાના અવયવો વ્યાપ્ત છે તેમ ઓકારવડે શબ્દનો સમૂહ વ્યાપ્ત છે જગત પરમાત્માનુ કાર્ય હોવાથી પરમાત્માથી ભિન્ન નથી, તથા પરમાત્મા ઓકારથી ભિન્ન નથી અને તેથી ઓકાર જ આ સર્વ છે [ છા ઉ. ૨-૨૩-૩ ]

આકાશમા તેના સારભૂત શબ્દ હુ છુ, અર્થાત્ શબ્દરૂપ હુ પરમાત્મામા આકાશ ઓતપ્રોત છે પુરુષોમા પુરુષત્વ હુ છુ, અર્થાત્ પુરુષરૂપ હુ પરમાત્મામા પુરુષો ઓતપ્રોત છે [ ૮ ]

**पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।**
**जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥**

**અન્વયાર્થ** —च વળી पृथिव्यां પૃથ્વીમા पुण्य પુણ્ય गन्ध ગધ च અને विभावसौ અગ્નિમા तेज તેજ अस्मि હુ છુ च તેમ सर्वभूतेषु સર્વભૂતોમા जीवन જીવન તથા तपस्विषु તપસ્વીઓમા तप. તપ अस्मि હુ છુ [૯]

**શબ્દાર્થ** —પૃથ્વીમા સુગધ હુ છુ, અગ્નિમા તેજ હુ છુ, સર્વ પ્રાણીઓમા જીવન હુ છુ, અને તપસ્વીઓમા તપ હુ છુ [૯]

**વિવેચન** :—પૃથ્વીમા પવિત્ર ગધ હુ છુ અહી च કાર શબ્દ, સ્પર્શરૂપ તથા રસ વિષે પવિત્રપણાના સમુચ્ચય માટે છે [ મધુ વગેરે ] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ, જે તત્ત્વોના ગુણો છે, તે સ્વભાવથી પવિત્ર છે, પરતુ તે વિષે પ્રાણીઓના અધર્મ વગેરેના કારણે તથા ભૂતવિશેષના સસર્ગના નિમિત્તથી અપવિત્રતા ઉત્પન્ન થાય છે [ શા ભા વગેરે ]

અગ્નિમા રહેલુ દાહક તથા પ્રકાશક તેજ હુ છુ, અર્થાત્ તેજરૂપ હુ પરમાત્મામા અગ્નિ પ્રોત છે સર્વ પ્રાણીઓમા जीवनम् = અન્ન [ નીલકઠ ],

પ્રાણોને ધારી રાખનાર આયુષ્ય [ મધુ વગેરે ] હુ છુ અર્થાત્ અન્નરૂપ [ આયુષ્યરૂપ ] હુ પરમાત્મામા સર્વભૂતો પ્રોત છે

તપસ્વીઓમા શીતોષ્ણાદિ દ્વંદ્વો સહન કરવાના બળરૂપ તપ હુ છુ, અર્થાત્ તપરૂપ હુ પરમાત્મામા તપસ્વીઓ પ્રોત છે 'તપ' શબ્દ ધર્મમાત્રનુ ઉપલક્ષણ છે [ શકરાનદ ] ધર્મમાત્ર મારુ સ્વરૂપ છે તથા ધર્મી મારા સ્વરૂપમાત્ર છે, એ બોધન કરવા માટે 'હુ તપ છુ' એમ કહ્યુ છે [ શકરાનદ ]

'तपश्चास्मि'માના च કારવડે ચિત્તની એકાગ્રતારૂપ આતરતપનુ તથા જિહ્વા–ઉપસ્થાદિક ઇન્દ્રિયોના નિગ્રહરૂપ સર્વ પ્રકારના બાહ્ય તપોનુ ગ્રહણ કર્યુ [ મધુ ] [ ૯ ]

बीजं मा सर्वभूताना विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम ॥१०॥

**અન્વયાર્થ** —पार्थ ! હે અર્જુન ! मा મને सर्वभूतानां સર્વભૂતોનુ सनातनम् અનાદિ बीज ઉત્પત્તિનુ મૂળકારણ [ શા ભા ] विद्धि જાણ बुद्धिमतां બુદ્ધિમાનની बुद्धि બુદ્ધિ–વિવેકશક્તિ [ શા ભા ] अस्मि હુ છુ, तेजस्विनाम् તેજસ્વીઓનુ तेज બીજાઓને પરાભવ કરવાનુ કે બીજાઓથી પરાભવ ન પામવાનુ સામર્થ્ય अहम् હુ છુ [ મધુ, શકરાનદ ] [ ૧૦ ]

**શબ્દાર્થ**—હે પાર્થ ! તુ મને સર્વભૂતોનુ સનાતન [ અનાદિ ] બીજ જાણ બુદ્ધિમાનની વિવેકશક્તિ હુ છુ, તથા તેજસ્વીઓનુ તેજ હુ છુ [૧૦]

**વિવેચન**:— હે પાર્થ ! તુ મને આકાશાદિ સર્વભૂતોનુ સનાતન બીજ = અવ્યાકૃતનામનુ બીજ [ મધુ ] ઉત્પત્તિનુ મૂળ કારણ [ શા ભા ] જાણ આત્મઅનાત્મનો કે ધર્માધર્મનો વિવેક કરનારા બુદ્ધિમાનોની બુદ્ધિ = વિવેકબુદ્ધિ હુ છુ, અર્થાત્ બુદ્ધિરૂપ જે હુ તેમા બુદ્ધિવાળાઓ પ્રોત છે [મધુ ] તેજસ્વીઓનુ તેજ = પ્રાગલ્ભ્ય [ શકરાનદ ], બીજાઓનો પરાભવ કરવાનુ તથા બીજાઓથી પરાભવ ન પામવાનુ સામર્થ્ય હુ છુ [ મધુ શકરાનદ ], અર્થાત્ તેજરૂપ જે હુ તેમા તેજસ્વી પદાર્થો પરોવાયેલા છે [ મધુ ] [ ૧૦ ]

बलं बलवता चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

**અન્વયાર્થ** — च વળી भरतर्षभ ! હે ભરતર્ષભ ! बलवतां બળવાનોનુ कामरागविवर्जितम् કામ તથા રાગથી રહિત—રજોગુણ તથા તમોગુણથી રહિત

બલમ્ સાત્ત્વિક બળ અહ હું છું. भूतेषु પ્રાણીઓમાં धर्माविरुद्धः ધર્મથી અવિરુદ્ધ कामः કામ अस्मि હું છું [૧૧].

શબ્દાર્થ :—મળવાનોનું કામ તથા રાગથી રહિત સાત્ત્વિક બળ હું છું. હે ભરતર્ષભ! પ્રાણીઓમાં ધર્મથી અવિરુદ્ધ કામ હું છું [૧૧].

વિવેચન.—'અપ્રાપ્ત વિષયની પ્રાપ્તિ કરાવનારા કારણોનો અભાવ હોવા છતાં પણ એ વિષય પ્રાપ્ત થાઓ' એ પ્રકારની ચિત્તવૃત્તિ "કામ" કહેવાય છે [મધુ.] 'પ્રાપ્ત વિષયને ક્ષય પામવાના કારણો વિદ્યમાન હોવા છતા પણ એ વિષય ક્ષય નહિ પામો' એ પ્રકારની ચિત્તવૃત્તિ 'રાગ' કહેવાય છે [મધુ]. કામ અને રાગથી રહિત એટલે કે રજોગુણ તથા તમોગુણથી રહિત બલવાન પુરુષોનું બલ=સાત્ત્વિક બળ [મધુ.], સ્વધર્મનિષ્ઠ રહેવા માટે દેહ તથા ઇન્દ્રિયો વગેરેના ધારણનું સામર્થ્ય [કેશવ, મધુ.] હું છું; તથા ધર્મશાસ્ત્રે નિષેધ નહિ કરેલી અથવા ધર્મને અનુકૂળ સ્ત્રીપુત્રધનાદિકની અભિલાષારૂપ કામ હું છું [૧૧]

અવતરણિકા :—શ્લો૰ ૭ થી ૧૧ મા 'સર્વ વસ્તુમા સારભૂત હું છું' એ પ્રતિપાદન કર્યું, હવે સામાન્યરૂપે સર્વ પદાર્થોની પોતાથી જ ઉત્પત્તિ છે, પોતે જ સર્વનુ બીજ છે, તથા પોતામાં જ સર્વનું અવસ્થાન [સ્થિતિ] છે, એ પ્રતિપાદન કરે છે:

**ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥**

અન્વયાર્થ :—च વળી ये જે બીજા एव પણ सात्त्विकाः સાત્ત્વિક भावाः પદાર્થો છે च તથા ये જે राजसाः રાજસ તથા तामसाः તામસ પદાર્થો છે तान् તે સર્વ પદાર્થો मत्तः મારાથી एव જ ઉત્પન્ન થયેલા છે इति એમ विद्धि જાણ, तु પરંતુ अहं હું तेषु તેઓમાં–તે પદાર્થોમાં न નથી પણ ते તેઓ તે પદાર્થો मयि મારામાં છે [૧૨].

શબ્દાર્થ.—જે સાત્ત્વિક પદાર્થો છે અને જે રાજસ તથા તામસ પદાર્થો છે, તેઓને મારાથી જ ઉત્પન્ન થયેલા જાણ; પરંતુ હું તેઓમાં નથી, પણ તેઓ મારામાં છે [૧૨]

વિવેચન.—હે અર્જુન! પ્રાણીઓને તેમના કર્માનુસાર ઉત્પન્ન થતા શમ, દમ, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય વગેરે સાત્ત્વિક ભાવો, હર્ષ, દ્વેષ, લોભ વગેરે રાજસ ભાવો, મોહ, પ્રમાદ, નિદ્રા વગેરે તામસ ભાવો [શા. ભા. વગેરે], અથવા દેવ, ઋષિ, બ્રાહ્મણ, ઘી વગેરે સાત્ત્વિક પ્રાણી–પદાર્થો, ગંધર્વ, યક્ષ, ક્ષત્રિય,

મરચા વગેરે રજોગુણી પ્રાણી–પદાર્થો તથા રાક્ષસ, પિશાચ, શૂદ્ર, ગાજર વગેરે તમોગુણી પ્રાણી–પદાર્થો [ શંકરાનંદ ] તુ મારાથી ઉત્પન્ન થયેલા જાણ.

જો કે તે સર્વ ભાવો [ પદાર્થો ] મારાથી જ ઉત્પન્ન થાય છે, છતાં न अहं तेषु = હુ તેઓમા નથી, અર્થાત્ સસારી મનુષ્યોની પેઠે હુ તેમને વશ નથી, પરંતુ તે मयि = તેઓ મારામા છે, અર્થાત્ તેઓ સર્વે મારે વશ છે [ શા ભા ]. અથવા તે સર્વ ભાવો રજ્જુમા સર્પની પેઠે મારામા કલ્પિત છે, અને તેથી જેમ રજ્જુ તે વિષે કલ્પેલા સર્પરૂપ વિકારથી લેપાતી નથી, તેમ હુ સસારી મનુષ્યોની પેઠે તે તે વિકારોને વશ થતો નથી, પરંતુ તે સર્વ ભાવો મારા વડે સત્તાસ્ફૂર્તિ ધારણ કરે છે, અને તેથી તેઓ મારામા છે [મધુ]. અથવા તે સર્વ ભાવો [ પદાર્થો ] વિષે હું રહેલો નથી, પરંતુ તેઓ મારામા અધ્યસ્ત થઈને રહેલા છે [ નીલકંઠ ]

**નોંધ**—અહી શ્રીનીલકંઠ પ્રતિપાદન કરે છે કે, આ સર્વ દૃશ્યમાન પ્રપંચ પરબ્રહ્મનો વિવર્ત છે, કારણકે પરબ્રહ્મમા કોઈ જાતનો પણ વિકાર થતો નથી અને તેમા આ સર્વ ચરાચર પ્રપંચ અધ્યાસરૂપે દેખાય છે એ પ્રમાણે વિવર્તવાદનો આશ્રય કરીને જ પરબ્રહ્મ વિષે જગતના ઉપાદાનકારણપણાનો તથા કૂટસ્થપણાનો નિર્વાહ થઈ શકે છે તેથી ' नत्वहं तेषु ते मयि ' સર્વ પદાર્થોમા હું રહેલો નથી, પણ તેઓ મારામા અધ્યસ્ત થઈને રહેલા છે' એ જે ભગવાને કહ્યુ છે, તે યુક્ત જ છે [ નીલકંઠ ] [ ૧૨ ]

**અવતરણિકા**—હવે નિઃશેષ સંસારદુઃખની નિવૃત્તિ માટે પરિપૂર્ણ સચ્ચિદાનંદ એકરસ અદ્વિતીય પરબ્રહ્મને લોકો કેમ જાણતા નથી, તેનુ કારણ કહે છે :

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥

**અન્વયાર્થ**.—एभिः गुणमयैः એ સત્ત્વાદિ ત્રણ ગુણોના વિકારરૂપ, રાગ, દ્વેષ, મોહ વગેરે त्रिभिः ત્રણ भावैः ભાવો વડે इदं આ सर्वम् સર્વ जगत् જગત मोहितं મોહ પામ્યુ છે તેથી एभ्यः એમનાથી परं ભિન્ન–વિલક્ષણ–શ્રેષ્ઠ તેમની કલ્પનાના અધિષ્ઠાનભૂત [ મધુ ] अव्ययं જન્માદિ સર્વ ભાવવિકારોથી રહિત [ શા ભા ] मां મને न अभिजानाति જાણતુ નથી [ ૧૩ ]

**શબ્દાર્થ**—ત્રણ ગુણોના વિકારરૂપ એ ત્રણ ભાવોથી મોહ પામેલુ આ જગત, એ પદાર્થોના અધિષ્ઠાનભૂત તથા અવિનાશી એવા મને જાણતુ નથી [૧૩].

વિવેચન :— ત્રિભિ. ગુણમયૈ ભાવૈ: = સત્ત્વાદિ ત્રણ ગુણોના વિકારરૂપ [ પરિણામરૂપ ] રાગ, દ્વેષ, મોહ વગેરે પ્રકારના ત્રણ ભાવોવડે જગત મોહ પામેલુ છે, અર્થાત્ વિવેકશૂન્ય થયું છે [ ચા. ભા. ] મનુષ્યો સત્ [ નિત્ય ] તથા અસત્ [ અનિત્ય ] વસ્તુનો વિવેક કરવાની અયોગ્યતાને પ્રાપ્ત થયા છે [ મધુ. ચ કરાનદ વગેરે ], અને તેથી સત્ત્વાદિ ગુણોથી પર તથા अव्ययं = જન્માદિ સર્વ ભાવવિકારોથી રહિત [ ચા. ભા. ], પ્રપચ વગરના આનદ- સ્વરૂપ, સ્વયપ્રકાશ, વ્યવધાન વગરના [ મધુ. ], પરિપૂર્ણ સચ્ચિદાનદ એકરસ અદ્વિતીય મને પરબ્રહ્મને [ ચ કરાનદ ] યથાવત્ જાણતા નથી, તથા સ્વરૂપના અજ્ઞાનને લીધે વાર વાર જન્મ-મરણરૂપ સસારને પામે છે.

" अहो दौर्भाग्यमविवेकिजनस्येत्यनुक्रोश दर्शयति भगवान्। [ મધુ, ચ કરાનદ ] ' અહો ! અવિવેકીજનોનુ કેવુ દુર્ભાગ્ય છે ! ' એ પ્રમાણે ભગવાન દયા દર્શાવે છે "

શાસ્ત્ર પણ કહે છે કે.–" अहो ! उपस्थजिह्वाभ्या ब्रह्मादिमशकावधि' અરે આશ્ચર્યની વાત છે કે, બ્રહ્માથી મચ્છર સુધીના પ્રાણી પર્યંત સર્વ પ્રાણીઓ જિહ્વા તથા ઉપસ્થના સુખમા આસક્ત થઈ," અનાદિ વાસનાના બળથી આત્મસ્વરૂપને ભૂલી જઈ, મોહ પામી, સંપૂર્ણ સસારદુઃખની નિવૃત્તિ માટે કોઈ પણ યત્ન કરતા નથી [ ૧૩ ].

અવતરણિકા :— હવે માયાને તરવાનો ઉપાય કહે છે :

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १४ ॥**

અન્વયાર્થ —મम મારી एषा આ गुणमयी સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોરૂપ સ્વરૂપવાળી हि પ્રસિદ્ધ दैवी દેવની—હુ વ્યાપક ઈશ્વરની સ્વભાવભૂત શક્તિરૂપ [ ચા. ભા ], દેવને આશ્રયે રહેલી माया માયા दुरत्यया તરવી કઠિન છે, અર્થાત્ દષ્ટાદષ્ટ વિષયસુખ, તેના સાધનોનો પરિત્યાગ, તથા યમનિયમાદિથી તરી શકાય છે [ શંકરાનદ ], પરતુ ये જેઓ माम् एव प्रपद्यन्ते મારું જ શરણ લે છે, ते તેઓ एता माया આ માયાને तरन्ति તરે છે [ ૧૪ ]

શબ્દાર્થ :—મારી આ ગુણમયી દૈવી માયા દુસ્તર છે, પરતુ જેઓ મારુ શરણ લે છે, તેઓ આ માયાને તરી જાય છે [ ૧૪ ]

વિવેચન —માયા = મા = " निषेवम् अधिष्ठानसाक्षात्कारे सति या याति आप्नोतीति माया = જે અધિષ્ઠાનનો [ બ્રહ્મનો ] સાક્ષાત્કાર થતા નિષેધને પ્રાપ્ત

થાય છે તે " માયા " કહેવાય છે." અથવા मा = " वस्तुतोऽविद्यमानाऽपि विद्यमानवत् या याति प्रतीतिविषयतामिति माया। જે વસ્તુતઃ વિદ્યમાન નથી, પરંતુ વિદ્યમાનના જેવી પ્રતીત થાય છે તે " માયા " કહેવાય છે."

પિંડ તથા બ્રહ્માંડમાં વિસ્તાર પામેલી, નિર્વિકાર એકરસ અદ્વિતીય પરબ્રહ્મમાં આકાશમાં નીલવર્ણની પેઠે આભાસરૂપે રહેલી, સાક્ષીસબધે કરી કલ્પેલી, જળને આશ્રયે રહેલા શેવાલની પેઠે, આત્મરૂપ દેવને આશ્રયે રહી તેને ઢાંકનારી, હું વ્યાપક ઈશ્વરની સ્વાભાવિક શક્તિરૂપ આ ત્રિગુણમયી માયા દુઃખે કરીને નિવૃત્ત કરી શકાય એવી, અલૌકિક તથા અદ્ભુત છે. આ માયા મારા શુદ્ધ પરબ્રહ્મ વિષે એક અંશમાં જ રહેલી [ કલ્પેલી ] છે [ પંચદશી ૨–૫૪].

આ માયા [ સદ્વસ્તુની માયાશક્તિ ] અગ્નિની શક્તિની પેઠે કોઈ કાળે કોઈથી પણ કાર્યની પહેલાં જાણવામાં આવતી નથી [ પંચદશી ૨–૪૭ ]. જેમ અગ્નિમાં દાહકશક્તિ છે તેનું જ્ઞાન કાર્ય પછી એટલે બાળવા–બળવાની ક્રિયા થયા પછી થાય છે; તેમ સદ્વસ્તુની માયાશક્તિનું જ્ઞાન માયાના કાર્ય આકાશ આદિ પંચમહાભૂતો ઉત્પન્ન થયા પછી થાય છે.

" अघटितघटनापटीयसी माया। દુર્ઘટ કાર્ય કરવું એ માયાનો સ્વભાવ છે." માયા બ્રહ્મનું નિર્વિકારીપણું નાશ કર્યા વિના જગત, જીવ તથા ઈશ્વરને સર્જે છે. માયાને લીધે જ બ્રહ્મ વિષે જગત, જીવ તથા ઈશ્વરનો ભેદ પ્રતીત થાય છે; માયાની સ્વતઃ સત્તા નથી, પરબ્રહ્મની સત્તાથી જ તેની સત્તા છે.

આ માયા જ્ઞાનવડે મિથ્યા સિદ્ધ થનારી હોવાથી ' સત્ ' પણ નથી; અને સમસ્ત જગતનું ઉપાદાન કારણ હોવાથી ' અસત્ ' પણ નથી. વળી સત્ તથા અસત્ ધર્મ એકધર્મીમાં રહી શકે નહિ, તેથી તે સત્ અને અસત્ ઉભયરૂપવાળી પણ નથી. આત્મા એક અદ્વિતીયરૂપ હોવાથી તે આત્માથી ભિન્ન નથી; અથવા અગ્નિની દાહકશક્તિ જેમ અગ્નિથી ભિન્ન નથી, તેમ માયા આત્માની શક્તિ હોવાથી આત્માથી ભિન્ન નથી. વળી ભેદ તથા અભેદ પરસ્પર વિરોધી હોવાથી તે ભિન્ન–અભિન્ન ઉભયરૂપવાળી પણ નથી. માયાના અવયવોનું શાસ્ત્રમાં નિરૂપણ નથી, તેથી તે સાવયવ [ સાકાર ] નથી; અને માયા સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ હોવાથી તે નિરવયવ નથી. વળી સાકાર તથા નિરાકારનો પરસ્પર વિરોધ હોવાથી તે સાકાર–નિરાકારરૂપ ઉભયરૂપવાળી પણ નથી, પરંતુ માયા અદ્ભુત અનિર્વચનીયરૂપ છે [ શંકર વિ. ચૂ ૧૦૯].

હરિશ્ચંદ્રને એક રાત્રિમાં બાર વર્ષના ચાંડાલદેહનો [ ગો. વા. ઉ. પ્ર ૧૧૦–૨૧–૨૨ ], લવણરાજાને ચાંડાળદેહે એક ક્ષણમાં ૬૦ વર્ષના વિવિધ પ્રકારના

કુ.ખોનો [ ગો વા ઉ પ્ર. અ. ૧૦૪-૧૦૯ ], ગાધિ બ્રાહ્મણને એક ક્ષણમા મૃત્યુ, ચાંડાળજન્મ, રાજ્યવૈભવ, ચિતામા બળી મરવુ વગેરે અનુભવ પ્રતિભાસિત થયો [ યો વા. ઉ પ્ર અ ૪૪-૪૯ ], રૈવત રાજા બ્રહ્મલોકમા બે ઘડી રહ્યા, પણ મનના પ્રભાવથી પૃથ્વી ઉપર એક યુગ નીકળી ગયો [ યો. વા. ઉ. પ્ર ૧૧૦-૨૩ ], અને રાવણે એક રાત્રિમા સો વર્ષનુ આયુષ્ય ભોગવ્યુ તે પ્રસિદ્ધ છે.,

આ માયા દુસ્તર છે, પરંતુ "मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते = જે મનુષ્યો સર્વ ધર્મ છોડી સર્વાત્મભાવે મારુ જ શરણુ લે છે, તેઓ આ માયાને તરી જાય છે [ શા ભા ]", જેઓ નિત્ય-નિરંતર એકમાત્ર મારુ જ ચિંતન કરે છે, તેઓ મારા અનુગ્રહથી આત્મજ્ઞાનને પ્રાપ્ત થઈ, આ માયાને અતિક્રમણ કરવા સમર્થ થાય છે [ મધુ ]

" ममानुग्रहमन्तरणोपायसहस्त्रैरपि दुस्तरा । [ કેશવ ] મારુ શરણુ લઈ, મારા અનુગ્રહને યોગ્ય થયા વિના, કોટી ઉપાયોવડે પણ આ માયાનો પાર પામવો શક્ય નથી"

" ये प्रपन्ना हृषीकेश न ते मुह्यन्ति मानवा । भये महति मग्नाना त्राता नित्यं जनार्दन । જેઓ ભગવાનનુ શરણુ લે છે, તેઓ કદાપિ સંસારમા મોહ પામતા નથી, કારણકે જનાર્દન એના ભગવાન તેમનુ સંસારરૂપ મહાભયમાથી નિરંતર રક્ષણુ કરે છે [ ૧૪ ].

**અવતરણિકા** —હવે પાપી મનુષ્યો મારુ શરણુ લેતા નથી, તે કહે છે:

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।**
**माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥**

**અન્વયાર્થ** —दुष्कृतिन. પાપ કરનારા [ શા ભા. વગેરે ] मूढा. મૂઢ नराधमा. અધમ મનુષ્યો मायया માયાવડે अपहृतज्ञाना. હરાઈ ગયેલા જ્ઞાનવાળા आसुर भाव આસુરી ભાવને आश्रिता આશ્રયે રહેલા मा न प्रपद्यन्ते મારે શરણે આવતા નથી [ ૧૫ ]

**શબ્દાર્થ** —પાપી, મૂઢ, માયાથી હરાયેલા જ્ઞાનવાળા, તથા આસુરી ભાવને આશ્રયે રહેલા અધમ પુરુષો મારે શરણે આવતા નથી [ ૧૫ ]

**વિવેચન** —दुष्कृतिन = પાપી, નિષિદ્ધ કર્મ કરનારા मूढा = કાર્યાકાર્યના વિવેક વિનાના [મધુ], माययाऽपहृतज्ञाना = માયાથી હરાયેલા જ્ઞાનવાળા તથા आसुर भावम् आश्रिता = ઈશ્વર, ગુરુ, પુનર્જન્મ વગેરેમા શ્રદ્ધા વિનાના, દંભ, હિંસા, અસત્ય વગેરે આસુરી ભાવોનો આશ્રય કરનારા [ શા. ભા વગેરે ] મનુષ્યો

શરણે આવતા નથી; અર્થાત્ મારી વેદવિહિત આજ્ઞાનું પરિપાલન કરી, ચિત્ત-
દ્વારા આ મારી માયાને તરવા પ્રયત્ન કરતા નથી, મારો આશ્રય ગ્રહણ કરી
ભક્તિ કરતા નથી, અથવા મારા સ્વરૂપને જાણી મારી સાથે એકત્વ પામતા નથી.

પૂર્વોક્ત ચાર પ્રકારના મનુષ્યોમાં આસુરી સ્વભાવવાળા [ ગી. ૧૬-૪ ].
ો પાપિષ્ઠ છે, તથા તે મૂઢ પુરુષો ઉત્તરોત્તર અધમગતિને પામે છે.
ી. ૧૬-૨૦ ] [ ૧૫ ].

**અવતરણિકાઃ**—હવે પુણ્યકર્મ કરનારા મારું શરણ લે છે, તે કહે છે :

## चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
## आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

**અન્વયાર્થ** :—भरतर्षभ ! હે ભરતશ્રેષ્ઠ ! अर्जुन ! હે અર્જુન ! चतुर्विधाः
પ્રકારના सुकृतिनः પુણ્યકર્મ કરનારા—સદાચારી जनाः મનુષ્યો मां મને
ન ભજે છે. आर्तः દુઃખી जिज्ञासुः મુમુક્ષુ-મોક્ષની કામનાવાળો अर्थार्थी
। ઇચ્છાવાળો च તથા ज्ञानी જ્ઞાની [ ૧૬ ].

**શબ્દાર્થ** :—હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! દુઃખી, જિજ્ઞાસુ, ધનની ઇચ્છાવાળો
જ્ઞાની, એ ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે [ ૧૬ ].

**વિવેચનઃ**— " नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते । " એ ન્યાય
ે ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે. आर्तः = સંસારક્લેશાદિ
[ પુ. અ. ત. ], તથા ચોર, વ્યાઘ્ર, રોગ વગેરેથી પીડિત તે તે ઉપદ્રવોની
ત માટે [ શા. ભા. વગેરે ]; પ્રતિષ્ઠાથી હીન થયેલા તથા ઐશ્વર્યથી ભ્રષ્ટ
। પુનઃ તેની પ્રાપ્તિ માટે [ રા. ભા. ]; जिज्ञासुः = નિત્યાનિત્યના વિવેકાદિથી
ી કામનાવાળા [ શંકરાનંદ ]; તથા ભગવાનના તત્ત્વને જાણવાની
ાવાળા [ શા. ભા. ].

अर्थार्थी = ધનાદિની કામનાવાળા, અને ज्ञानी વિષ્ણુના તત્ત્વને જાણનાર
. ભા. ], જ્ઞાનનિષ્ઠ મહાત્માઓ મને ભજે છે, અને ક્રમેક્રમે નિષ્કામ થઈ,
અનુગ્રહથી માયાને તરી જાય છે [ મધુ. ].

શ્રી મધુસૂદનાચાર્ય, શ્રી કેશવાચાર્ય વગેરે, દ્રૌપદી, ગજેન્દ્ર, વ્રજવાસીઓ,
કધે કેદ કરેલા રાજાઓ વગેરેને આર્તભક્તો તરીકે; રહુગણ, મુચકુંદ,
ર, શૌનક વગેરેને જિજ્ઞાસુ ભક્તો તરીકે, સુગ્રીવ, વિભીષણ, ઉપમન્યુ, ધ્રુવ
ે અર્થાર્થી ભક્તો તરીકે, અને સનક, નારદ, શુક, પ્રહ્લાદ વગેરેને નિષ્કામ

જ્ઞાની ભક્તો તરીકે વર્ણવે છે; અને च કારમાં ગોપીઓ, અક્રૂર, યુધિષ્ઠિર વગેરે નિષ્કામ પ્રેમી ભક્તોનો સમાવેશ કરે છે [ મધુ ].

અહીં પૂર્વજન્મોના સુકૃતવાળા ભક્તોનું નિરૂપણ છે, અને તેથી શ્રી વલ્લભાચાર્યજીના અભિપ્રાય પ્રમાણે ગોપીજનો વગેરે પુષ્ટિભક્તોનો આ શ્લોકના અર્થમાં સમાવેશ કરવો યોગ્ય નથી; કારણકે ગોપીજનોને પૂર્વજન્મોનાં સુકૃતો ન હતાં [ ભાગ. ૧૧-૧૨-૬-૮; વ. ત. દી. [ ૧૬ ].

અવતરણિકા: —હવે પૂર્વોક્ત આર્ત વગેરે ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે, તે કહે છે:

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥

અન્વયાર્થ :—तेषां પૂર્વોક્ત ચાર પ્રકારના ભક્તો વિષે नित्ययुक्त. મારે વિષે નિત્ય એકાગ્રચિત્તવાળો તથા एकभक्तिः એક ભક્તિવાળો ज्ञानी તત્ત્વજ્ઞ ભક્ત विशिष्यते શ્રેષ્ઠ છે हि કારણકે अहं હું ज्ञानिनः જ્ઞાની ભક્તને अत्यर्थं અત્યંત प्रियः પ્રિય છુ च અને सः તે मम મને प्रियः પ્રિય છે [ ૧૭].

શબ્દાર્થ :—ચાર પ્રકારના તે ભક્તો વિષે નિત્યયુક્ત તથા એક ભક્તિવાળો જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે. હું જ્ઞાનીને અત્યંત પ્રિય છું, અને મને તે અત્યંત પ્રિય છે[૧૭]

**વિવેચન :**— હે અર્જુન ! પૂર્વોક્ત આર્ત વગેરે ચાર પ્રકારના ભક્તોમાં -नित्ययुक्तः = આત્મતત્ત્વને જાણનારા હોવાથી નિત્ય આત્મસ્થ [શા ભા.], મારે વિષે જ સમાધિયુક્ત ચિત્તવાળો [ મધુ. ], નિત્ય અવિકારી અક્ષર પરમાત્મામાં જ યુક્ત [ શંકરાનંદ વગેરે ], સર્વત્ર બ્રહ્મને જ જોનારો [ શંકરાનંદ ], તથા एकभक्तिः = 'હું ઈશ્વરથી કોઈ અન્ય ભજવા યોગ્ય નથી' એવી ભાવનાવાળો હોવાથી મારે વિષે જ એકભક્તિવાળો [ શા. ભા. ], એક માત્ર ભગવાન વિષે જ જેની અનુરક્તિ [ ભક્ત ] છે એવો [ મધુ. ], અર્ચન, વંદન, કીર્તન, ધ્યાન ઇત્યાદિ પ્રકારે દાસવત્ ચિદાનંદઘન એવા મારું જ ભજન કરનારો [ કેશવ, પુ. અ. ત. ] મારો જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે.

હું જ્ઞાનીનો પ્રિય આત્મા છું, તેથી હું તેને અત્યંત પ્રિય છું; વળી તે જ્ઞાની પણ હું વાસુદેવનો આત્મા જ છે, અને તેથી તે મને અત્યંત પ્રિય છે, પરંતુ प्रियत्वस्य इयत्तारहितत्वात् । [ રા. ભા. ] પ્રિયત્વની કોઈ ઇયત્તા [ મર્યાદા ] નથી; અને તેથી સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન હોવા છતાં મારા જ્ઞાની ભક્તને હું કેટલો પ્રિય છું, તે હું તને કહી શકતો નથી.

ભાગવતમાં ભગવાન કહે છે કે :—" मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो
નપિ ઇતિ। મારા ભક્તો મારા સિવાય અન્ય કાંઈ પણ જાણતા નથી, તથા
મારા ભક્તો સિવાય અન્ય કાંઈ જાણુતો નથી. " અર્થાત્ મારા અનન્ય
તો નિત્ય-નિરંતર મારું ચિંતવન કરે છે, અને હું નિત્ય-નિરંતર મારા
તોનું ચિંતવન કરું છું.

" नास्य भक्तात्प्रियतरो लोके कश्चन विद्यते "इति मोक्षधर्मे नारायणवचनाच्च।
ાભારતમાં શ્રીનારાયણ કહે છે કે, " આ લોકમા અનન્ય ભક્ત કરતાં
ાવાનને બીજો કોઈ વધારે પ્રિય નથી."

શ્રુતિ પણ કહે છે કે :—"तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्व-
ादन्तरतरं यदयमात्मा। [ બૃ. ઉ. ૧-૪-૮ ] આત્મા પુત્રથી પ્રિયતર છે,
ાથી પ્રિયતર છે, તથા અન્ય સર્વથી પ્રિયતર છે, કારણકે આત્મા પુત્ર, ધન
ારે બાહ્ય પદાર્થોની અપેક્ષા અન્તરતર [ અત્યંત સમીપવર્તી ] છે."

લોકમા જે નિરતિશય પ્રિય હોય છે, તે સર્વ પ્રયત્નદ્વારા પ્રાપ્તવ્ય થાય
. આ આત્મા પુત્ર, ધન વગેરે સર્વ લૌકિક પદાર્થો કરતાં પણ પ્રિયતમ છે.

" तस्मात्तल्लाभे महान्यत्न आस्थेय इत्यर्थः। कर्तव्यताप्राप्तमप्यन्यप्रियलाभे यत्न-
ज्झित्वा। [ શા. ભા., બૃ ઉ. ૧-૪-૮ ] માટે અન્ય પ્રિય પદાર્થોની પ્રાપ્તિ
ાટે કોઈ યત્ન અવશ્ય કર્તવ્યતારૂપે પ્રાપ્ત હોય તોપણુ તેનો ત્યાગ કરી
ાત્માની પ્રાપ્તિ માટે મહાન યત્ન કરવો જોઈએ. " " तस्मादुज्झित्वाऽन्यप्रि-
ात्मानमेव प्रियमुपासीत। [ શા. ભા., બૃ. ઉ. ૧-૪-૮ ] માટે અન્ય પુત્ર,
ન વગેરે અનિત્ય પ્રિય પદાર્થોને છોડી દઈ, આત્મારૂપ પ્રિયની ઉપાસના કરવી
ોઈએ " [ ૧૭ ].

અવતરણિકા :—' શું આર્ત વગેરે ત્રણ પ્રકારના ભક્તો આપ વાસુદેવને
ય નથી ?' તો કહે છે :

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम्।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥

અન્વયાર્થ :— एते એ સર્વે સર્વ उदाराः एव શ્રેષ્ઠ જ છે, મને પ્રિય છે
શા. ભા. ] तु પરંતુ ज्ञानी જ્ઞાની ભક્ત તો आत्मा एव મારો આત્મા જ છે, એવો
मतं મારો મત છે; हि કારણકે सः જ્ઞાની ભક્ત युक्तात्मा સમાહિત અંતઃ-
ણવાળો થઈ-મારે વિષે એકાગ્રચિત્તવાળો થઈ माम् एव મને જ अनुत्तमा

સર્વોત્તમ गतिं ગતિરૂપ आस्थितः માને છે [ મધુ ] એટલે કે પરમ પ્રાપ્તવ્ય એવા પરબ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરવા પ્રવૃત્ત થયો છે [ શા. ભા. ] [ ૧૮ ]

**શબ્દાર્થ**.— એ સર્વ શ્રેષ્ઠ જ છે, પરંતુ જ્ઞાની ભક્ત તો મારો આત્મા જ છે, એવો મારો મત છે, કારણકે તે મારે વિષે એકાગ્રચિત્તવાળો થઈ, મને જ સર્વોત્તમ ગતિરૂપ માને છે [ ૧૮ ].

**વિવેચન** :— હે અર્જુન ! આર્ત, જિજ્ઞાસુ તથા અર્થાર્થી એ ત્રણ પ્રકારના ભક્તો સકામ હોવા છતા [ મધુ. ] શ્રદ્ધાપૂર્વક મારુ ભજન કરે છે, અને તેથી મારા ભજનથી વિમુખ મીમાંસકો વગેરે કરતા उदारा = શ્રેષ્ઠ છે [ શા ભા., શંકરાનંદ ], એટલે કે મને પ્રિય છે [ શા. ભા ], પરંતુ મને આત્મપણાથી જાણતો મારો જ્ઞાની ભક્ત તો મારો આત્મા જ છે, એવો મારો મત છે, કારણકે आस्थितः = યોગારૂઢ થવાને પ્રવૃત્ત થયેલો [ શા ભા. ], જ્ઞાની, युक्तात्मा = મારે વિષે જ એકાગ્રચિત્તવાળો થઈ, મારે જ આશ્રયે રહી, મને જ પરમફલરૂપે અંગીકાર કરે છે, " न तु मद्भिन्नं किमपि फलं स मन्यत इत्यर्थः । [ મધુ. ] તે મારાથી ભિન્ન કોઈ પણ ફળને માનતો નથી [ મધુ ] ", જ્ઞાની એકમાત્ર મારી પ્રાપ્તિ માટે જ મને ભજે છે [ નીલકંઠ ], તે મારા પરમ પ્રાપ્ય કરવા યોગ્ય પરબ્રહ્મસ્વરૂપને જ પ્રાપ્ત કરવા પ્રવૃત્ત થાય છે [ શા ભા ], અને તેથી જ્ઞાની ભક્ત મને અત્યંત પ્રિય છે [ ૧૮ ].

અથવા આર્ત વગેરે ત્રણ પ્રકારના ભક્તો સકામ હોવા છતા પણ શ્રેષ્ઠ છે, કારણકે તે મારા ભજનવડે શનૈઃ = ક્રમશ નિષ્કામ થઈ, મોક્ષ પામવાને યોગ્ય થાય છે [ કેશવ, પુ અ. ત. ].

ભગવાન પણ હવે પછી કહેશે કે :— " न मे भक्तः प्रणश्यति । [ ગી. ૯–૩૧ ] મારો ભક્ત કદી વિનાશ [ દુર્ગતિ ] પામતો નથી " " ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते । [ ગી. ૧૦–૧૦ ] હું મારા ભક્તને મારા તત્ત્વનું યથાર્થ જ્ઞાન આપુ છુ, જેથી તે મને આત્મપણાથી પ્રાપ્ત થાય છે " [ ૧૮ ].

**અવતરણિકા** :—હવે જ્ઞાની ભક્તની સ્તુતિ કરે છે :

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

**અન્વયાર્થ** — ज्ञानवान् જ્ઞાની बहूनां ઘણા અથવા બે, ત્રણ કે ચાર [ શંકરાનંદ ] जन्मनां જન્મોના अन्ते અંતે सर्वं वासुदेव इति '— આ સર્વ વાસુદેવ છે ' એમ જાણી मां મને प्रपद्यते શરણ થાય છે—ભજે છે सः ' બધું

'વાસુદેવ છે ' એમ જાણનારો આવો મહાત્મા મહાત્મા સુદુર્લભ. અત્યંત દુર્લભ છે [ ૧૯ ].

**શબ્દાર્થ** :—જ્ઞાની ઘણા જન્મોને અંતે ' આ સર્વ વાસુદેવ છે ' એમ જાણી મને ભજે છે; આવો જ્ઞાની મહાત્મા અત્યત દુર્લભ છે [ ૧૯ ].

**વિવેચન** :—" सर्वभूताधिवासं च यद्भूतेषु वसत्यधि । सर्वानुग्रहकत्वेन तदस्म्यहं वासुदेवः । [ બ્રહ્મબિંદુ ઉપ. ૨૨ ] સર્વભૂતો જેમાં નિવાસ કરે છે, તથા જે સર્વ ભૂતો વિષે નિવાસ કરે છે, તે સર્વભૂતો પર અનુગ્રહ કરનાર વાસુદેવ હું છું. "

જ્ઞાની बहूनां जन्मनाम् अन्ते = ઘણા જન્મોને અંતે [ મધુ. વગેરે ] અથવા બે, ત્રણ કે ચાર જન્મોના અંતે [ શંકરાનંદ ] સત્કૃતોના [ પુણ્યોના ] ફલભૂત चरमे जन्मनि = છેલ્લા જન્મમાં [ શંકરાનંદ ] ' सर्वमिदमहञ्च वासुदेवः '—' આ સર્વ જગત તથા હું વાસુદેવરૂપ છીએ ' એવા જ્ઞાનવાળો થઈ, मां = નિરુપાધિ પ્રેમવિષય [ મધુ. ], અન્તરાત્મારૂપ મને વાસુદેવને [ શ્રા. ભા.] ભજે છે.

આવો સર્વાત્મદર્શી જ્ઞાની પુરુષ અત્યંત દુર્લભ છે. શ્રવણાદિ કરનારા કરોડોમાંથી કોઈક જ શુકાદિની પેઠે આ શ્રેષ્ઠ જ્ઞાનભૂમિકાને પ્રાપ્ત થાય છે [ શંકરાનંદ], તેથી તે મારી નિરતિશય પ્રીતિનો વિષય થાય છે, તે યુક્ત [ યોગ્ય ] જ છે [ મધુ. ].

ભગવાન રામને વનમાંથી અયોધ્યા પાછા આવવા માટે વિનતિ કરવા જતા ભરતને ભરદ્વાજમુનિ કહે છેઃ—" सब साधन कर सुफल सुहावा। लखन राम सिय दरसनु पावा॥ ते हि फल कर फलु दरस तुम्हारा । सहित प्रयाग सुभाग हमारा॥ [ રા. ચ. મા. અ. ૨૦૯–૨–૩ ] હે ભરત! પ્રથમ અમે અમારા તપ વગેરે સર્વ સાધનોના ઉત્તમ ફળરૂપ શ્રીલક્ષ્મણ, ભગવાન રામ તથા સીતામાતાનાં દર્શનને પ્રાપ્ત થયા અને પ્રયાગરાજ સહિત અમારું સૌભાગ્ય છે કે, આજે અમે તે સીતા–લક્ષ્મણ સહિત શ્રીરામદર્શનના ફળરૂપ આપના દર્શનને પામ્યા."

તાત્પર્ય એ છે કે, राम ते अधिक राम कर दासा। [ રા. ચ. મા. ઉ. ૧૧૯ [ખ] ૮ ] ભગવાન કરતાં પણ ભગવાનનો ભક્ત શ્રેષ્ઠ છે [અતિદુર્લભ છે.] [૧૯].

**અવતરણિકા** :—જ્યારે સ્વસ્વરૂપ જ પ્રત્યક્લક્ષણ સર્વાત્મક બ્રહ્મ છે ત્યારે લોકો પરિપૂર્ણ, અત્યંત સમીપ તથા અશ્રમલભ્ય આત્માને કેમ જાણતા નથી? તથા જાણીને મુક્તિને કેમ પામતા નથી? [ શંકરાનંદ ]; પરમપુરુષાર્થના સાધનરૂપ ભગવાનના ભજનની ઉપેક્ષા કરી, લોકો ક્ષુદ્ર ફલની પ્રાપ્તિ માટે બીજા ક્ષુદ્ર

દેવતાઓને શા માટે ઉપાસે છે? " स च दुर्लभ ? [પુ અ ત] શા માટે આ લોક વિષે જ્ઞાની ભક્ત અત્યંત દુર્લભ છે?" इत्यत आह–તો કહે છે

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

**અન્વયાર્થ** —तैः तैः તે તે कामैः કામનાઓથી हृतज्ञानाः હરાયેલા જ્ઞાનવાળા—અંત કરણવાળા स्वया પોતાની प्रकृत्या પ્રકૃતિને नियताः વશ થઈ तं तं તે તે, એટલે કે હું વાસુદેવ સિવાય બીજા દેવોના નિયમ જપ, ઉપવાસ, પ્રદક્ષિણા વગેરે નિયમોનો आस्थाय આશ્રય કરી अन्यदेवताः અન્ય દેવોને प्रपद्यन्ते ભજે છે [૨૦]

**શબ્દાર્થ** —ફળની કામનાઓથી હરાયેલા જ્ઞાનવાળા, પોતાની પ્રકૃતિને [સ્વભાવને] વશ થઈ, હું વાસુદેવ સિવાય બીજા દેવોની આરાધના માટેના નિયમોનો આશ્રય કરી ક્ષુદ્ર ફળ માટે અન્ય દેવોને ભજે છે [૨૦]

**વિવેચન** —' पश्यति पुत्रं पश्यति पौत्रम् । આ કર્મોવડે પુત્રને જુએ છે, પૌત્રને જુએ છે ' एतैरायुष्काम आयुराप्नोति राष्ट्रकाम ब्रह्मवर्चसकाम આ કર્મોવડે આયુષ્યની કામનાવાળા આયુષ્યને, રાજ્યની કામનાવાળા રાજ્યને, અને બ્રહ્મતેજની કામનાવાળા બ્રહ્મતેજને પ્રાપ્ત થાય છે ", ' विष्णुलोकं स गच्छति । આ કર્મો વડે તે વિષ્ણુલોકમા જાય છે', ' शिवेन सह मोदते । આ કર્મોવડે શિવની સાથે આનંદ કરે છે ' ઇત્યાદિ પુરાણવાક્યોમા પ્રતિપાદન કરેલી ફલશ્રુતિથી જેમની વિવેકબુદ્ધિ પરાભવ પામી છે એવા મૂઢ प्रकृत्या= પૂર્વજન્મજનિત વાસનાથી [સ્વભાવથી] नियताः = પ્રેરિત થયેલા [શા ભા], મારી ઉપેક્ષા કરી, ભૂત, પ્રેત, યક્ષ, રાક્ષસ તથા ઇન્દ્રાદિ દેવોને ભજે છે, અને તે તે દેવોની આરાધના માટેના સ્વીકારેલા જપ ધ્યાન, પ્રદક્ષિણા, નમસ્કાર, ન્યાસ, હવન, વ્રત ઉપવાસ વગેરેના નિયમોનો આશ્રય કરી, ક્ષુદ્ર ફળપ્રાપ્તિ [ભોગો] માટે તેમને ઉપાસે છે, પરંતુ મારી પ્રાપ્તિ માટે મારું શરણ લેતા નથી, અનન્ય ભાવે મને ભજતા નથી

' अतएव यो यच्छ्रद्ध स तं भजते इत्युक्तम् । એથી જ જેની જેવી વાસના [શ્રદ્ધા] તેના દેવને તે ભજે છે, એમ કહેલું છે " સત્ત્વગુણી દેવોનું પૂજન કરે છે, રજોગુણી યક્ષ તથા રાક્ષસોનું પૂજન કરે છે, તથા તમોગુણી પ્રેતાદિનું પૂજન કરે છે [ગી ૧૭-૪] [૨૦]

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

**અન્વયાર્થ**.—यः य જે જે भक्त. ભક્ત या या જે જે तनु દેવમૂર્તિને श्रद्धया શ્રદ્ધાપૂર્વક अर्चितु પૂજવાને इच्छति ઇચ્છે છે तस्य तस्य તે તે ભક્તાની ताम् एव તે તે મૂર્તિ વિષેની તે ,જ श्रद्धा શ્રદ્ધાને अह હુ અચલા સ્થિર विदधामि કરુ છુ [ ૨૧ ].

**શબ્દાર્થ**.—જે જે ભક્ત જે જે દેવમૂર્તિને શ્રદ્ધાથી પૂજવાને ઇચ્છે છે, તેની તેની તે તે મૂર્તિ વિષેની તે શ્રદ્ધાને હુ સ્થિર કરુ છુ [ ૨૧ ].

**વિવેચન**:—હે અર્જુન! પૂર્વકર્મજનિત સસ્કારોથી [ વાસનાથી ] જે જે મનુષ્ય જે જે तनुम् = દેવમૂર્તિની અર્થાત્ વિષ્ણુ, શિવ, ઇન્દ્ર વગેરે સાત્વિક મૂર્તિની, યક્ષ, રાક્ષસ વગેરે રાજસ મૂર્તિની કે, ભૂતપ્રેતાદિ તામસ મૂર્તિની શ્રદ્ધાપૂર્વક ફલસિદ્ધિ માટે આરાધના કરવાની ઇચ્છા કરે છે, જે જે ભક્ત જે જે દેવમૂર્તિની ઉપાસનામા પ્રવર્તે છે, તે તે ભક્તાની તે દેવમૂર્તિ વિષેની શ્રદ્ધાને હુ अचला = સ્થિર [ શા. ભા ], દૃઢ [ કેશવ, શ્રીધર ] કરુ છુ, પરતુ તે પુરુષની તે શ્રદ્ધાને તે દેવમાથી હટાવીને મારે વિષે શ્રદ્ધા કરાવતો નથી.

જેમ પીપળાનુ, લીમડાનુ કે આમ્રવૃક્ષનુ અકુર પોતપોતાની વાસના પ્રમાણે વૃદ્ધિ પામે છે, તથા અકુર વિષે રહેલુ જળ તેને શક્તિ આપે છે, તેમ પ્રાણીમાત્ર પોતપોતાની વાસના પ્રમાણે સાત્વિક, રાજસ કે તામસ દેવમૂર્તિની ઉપાસનામા પ્રવર્તે છે, બુદ્ધિ વિષે રહેલો આત્મા સન્નિધિમાત્રથી જ પ્રાણીમાત્રની બુદ્ધિને તેની પ્રવૃત્તિને અનુરૂપ [ અનુસાર ] શક્તિ આપે છે; પરતુ જેમ સારથિ રથની પ્રેરણા કરે છે, તેમ આત્મા પ્રેરણા કરતો નથી, જેમ સારથિ રથને ચલાવે છે તેમ આત્મા મનુષ્યને સાત્વિક, રાજસ કે તામસ ઉપાસનામા પ્રવૃત્ત કરતો નથી, કારણકે અમૂર્ત તથા અવિકારી આત્મામા ક્રિયાનો સર્વથા અસભવ છે [ શંકરાનદ ].

પૂર્વે કહેવામા આવ્યુ છે કે, મનુષ્ય પોતાની પ્રકૃતિને [ સ્વભાવને ] વશ થઈ કર્મમા પ્રવર્તે છે [ ગી. ૩-૩૩ ], પરતુ રાગદ્વેષને વશ કરનાર પુરુષ આત્મદૃષ્ટિને પ્રાપ્ત થાય છે, અને સ્વભાવને વશ રહેતો નથી [ ગી. ૩-૩૪ ], માટે પૂર્વકર્મજનિત સ્વભાવને [ વાસનાને ] પરવશ થઈ રાજસ કે તામસ દેવમૂર્તિની ઉપાસનામા પ્રવર્તતા મનુષ્યોએ સ્વભાવને વશ કરી, સાત્વિક દેવમૂર્તિની ઉપાસનાપરાયણ થવા પ્રયત્નશીલ થવુ [ ૨૧ ]

અવતરણિકા :—એ પ્રકારે અન્ય દેવતાઓના ભક્તોની તે તે દેવતાઓમાં દૃઢ શ્રદ્ધા થવી તેમાં અંતર્યામી પરમાત્મા જ કારણ છે, એ પ્રતિપાદન કરી, હવે તે તે દેવતાઓના ઉપાસકોની ફલસિદ્ધિ પણ તે તે દેવતાદ્વારા પરમાત્મા જ કરે છે, એ પ્રતિપાદન કરે છે :

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान् मयैव विहितान्हि तान् ॥ २२ ॥

અન્વયાર્થ :— स. તે ફળની કામનાવાળો ભક્ત तया મેં સ્થિર કરેલી તે श्रद्धया શ્રદ્ધાવડે युक्त. યુક્ત થઈ तस्य તે દેવનું आराधनं પૂજન ईहते કરે છે च તથા ततः તે આરાધનાથી मया મેં एव જ विहितान् વિહિત કરેલા-નિર્માણ કરેલા तान् તે कामान् પદાર્થોને-ભોગોને-વિષયોને हि ખરેખર लभते પામે છે [ ૨૨ ].

શબ્દાર્થ:— તે ફળની કામનાવાળો ભક્ત મેં સ્થિર કરેલી શ્રદ્ધાવડે યુક્ત થઈ, તે દેવનું પૂજન કરે છે; અને મેં જ વિહિત કરેલા પદાર્થોને [ ભોગોને] ખરેખર પામે છે [ ૨૨ ].

વિવેચન:— હે અર્જુન! ફળની કામનાવાળો ભક્ત મેં સ્થિર કરેલી શ્રદ્ધાવડે યુક્ત થઈ સાત્ત્વિક, રાજસ કે તામસ દેવનું પૂજન કરે છે, તથા मया एव विहितान् = મેં ઈશ્વરે જ નિર્માણ કરેલા તે ઉપાસનાના ફળરૂપ પદાર્થોને [ ભોગોને] પામે છે. " न हि देवताना स्वातन्त्र्येण फलदाने शक्तिः। [કેશવ] દેવો ઉપાસનાનું ફળ આપવા સ્વતંત્ર નથી, કારણકે सकलफलप्रदो हि विष्णु । વિષ્ણુ જ સર્વફલપ્રદાતા છે. "

શ્રુતિ પણ કહે છે કે:– " एको बहूनां यो विदधाति कामान् । [ કઠ ઉ૦ ૫–૧૩, શ્વે. ઉ. ૬–૧૩ ] સર્વેશ્વર એક હોવા છતાં જીવોને તેમના કર્માનુસાર કર્મફલરૂપ ભોગોને તથા પોતાના અનુગ્રહરૂપ નિમિત્તથી થયેલા ભોગોને આપે છે"

આથી ભગવાન વિષે કર્મફલદાતૃત્વ તથા દેવતાઓ વિષે અનાત્મત્વ, અનીશ્વરત્વ તથા અસ્વાતન્ત્ર્ય સૂચિત થાય છે [ શંકરાનંદ ] [ ૨૨ ].

અવતરણિકા :—" જો કે સર્વ દેવતાઓ સર્વાત્મરૂપ મારી [ પરમાત્માની] જ મૂર્તિઓ છે, દેવતાઓનું આરાધન પણ વાસ્તવિક રીતે મારું જ આરાધન છે, તથા સર્વત્ર ફલ આપનાર અંતર્યામી ઈશ્વર હું જ છું, તોપણ સાક્ષાત્ મારા ભક્તોને તથા અન્ય દેવતાઓના ભક્તોને વિવેકાવિવેકકૃત વિષમ [ ભિન્નભિન્ન] ફળની પ્રાપ્તિ થાય છે," એ ભગવાન પ્રતિપાદન કરે છે [મધુ. ] :

अन्तवत्तु फलं तेषां तद् भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ २३ ॥

**અન્વયાર્થ** :—तु પણ तेषां તે अल्पमेधसां અલ્પબુદ્ધિવાળાઓનું तत् તે फलं ફળ अंतवत् નાશવાળું-વિનાશી भवति હોય છે. देवयजः દેવોને પૂજનારા देवान् દેવોને यान्ति પામે છે मद्भक्ताः મારા ભક્તો माम् મને अपि જ यान्ति પામે છે [ ૨૩ ].

**શબ્દાર્થ** :—પણ તે અલ્પબુદ્ધિવાળાઓને જે ફળ મળે છે, તે વિનાશી હોય છે. દેવોને ભજનારા દેવોને પામે છે અને મને ભજનારા મને પામે છે [ ૨૩ ].

**વિવેચનઃ**– હે અર્જુન! દેવોની ઉપાસના કરનારા अल्पमेधसाम् = વસ્તુનો વિવેક કરવામાં અસમર્થ એવા અલ્પબુદ્ધિવાળા ભક્તોને [ શ્રા. ભા., મધુ] નાશવંત ફળ પ્રાપ્ત થાય છે, કારણકે અનિત્યની ઉપાસનાથી નિત્ય ફળની પ્રાપ્તિ સંભવતી નથી. શ્રુતિ પણ કહે છે કે :—"જે અક્ષર પરમાત્મદેવને ન જાણીને આ લોકમાં સહસ્ર વર્ષ હોમ કરે, દેવોનું પૂજન કરે, કે ચાંદ્રાયણાદિ તપ કરે, તોયે તેઓ અનિત્ય ફળને જ પ્રાપ્ત થાય છે [ બૃ. ઉ. ૩–૮–૧૦ ].

દેવોને પૂજનારા પરિચ્છિન્ન ભોગવાળા તથા પરિમિત કાળ સુધી જીવનારા દેવોને પામે છે; અને મારા ભક્તો મને પરમાત્માને પામે છે. "मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते। [ ગી. ૮–૧૬ ] મને પામ્યા પછી તો હે કૌન્તેય! પુનર્જન્મ નથી."

આશ્ચર્ય છે કે દેવોની તથા મારી ઉપાસનામાં પરિશ્રમ સમાન હોવા છતાં, અવિવેકી મનુષ્યો મોક્ષરૂપી અવિનાશી ફળ માટે મને વાસુદેવને ભજતા નથી, "इति अनुक्रोशं दर्शयति भगवान्। [ શ્રા. ભા. ] એ પ્રકારે ભગવાન કરુણા પ્રકટ કરે છે."

પૂર્વે કહેવામાં આવ્યું છે કે, "उदाराः सर्व एवैते। [ગી. ૭–૧૮] મારા ભક્તો શ્રેષ્ઠ છે, તે યોગ્ય જ છે [ મધુ., પુ. અ. ત. ]. अतोऽग्रे तेषां मोक्षः। [ પુ. અ. ત. ] અને તેથી મારા ભક્તો પ્રથમ મોક્ષને પ્રાપ્ત થાય છે" [૨૩].

**અવતરણિકાઃ**—હવે લોકો મારી ભક્તિથી વિમુખ થાય છે, તેનું કારણ કહે છે :

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

અન્વયાર્થ.—मम મારા परं સર્વના કારણરૂપ अव्यय નિત્ય માવં સ્વરૂપને તથા अनुत्तमं સર્વથી ઉત્કૃષ્ટ નિરૂપાધિક સ્વરૂપને अजानन्तः ન જાણનારા अबुद्धय અવિવેકી अव्यक्तं અવ્યક્ત–સર્વના કારણરૂપ, એવા માં મને व्यक्ति વ્યક્તપણાને आपन्नं પ્રાપ્ત થયેલો मन्यन्ते માને છે [ ૨૪ ].

શબ્દાર્થ:—સર્વના કારણરૂપ, અવિનાશી તથા સર્વોત્કૃષ્ટ એવા મારા સ્વરૂપને નહિ જાણનારા વિવેકરહિત લોકો અવ્યક્ત એવો જે હું તેને વ્યક્તપણાને પ્રાપ્ત થયેલો માને છે [ ૨૪ ].

**વિવેચન**:—હે અર્જુન! મારા અવિકારી તથા અવિનાશી, નિરતિશય પરમ ભાવને [ પરમેશ્વરસ્વરૂપને ] ન જાણનારા બુદ્ધિહીન [વિવેક વિનાના ] લોકો अव्यक्तं मा = સર્વના કારણરૂપ એવા મને [ મધુ. ], દેહ, ઇન્દ્રિયાદિના સંબંધથી રહિત હોવાથી અવ્યક્ત એવા મને [ શંકરાનંદ ], અપ્રકાશ એવા મને [ શા. ભા ] व्यक्तिम् आपन्नं मन्यन्ते = વ્યક્તિભૂત દેહસ્વરૂપે સ્થિત માને છે [ શંકરાનંદ ], કર્મવિશેષાત્ વસુદેવના ગૃહ વિષે જન્મને પ્રાપ્ત થયેલો કોઈ જીવવિશેષ માને છે [ કેશવ, મધુ. વગેરે ], અથવા મત્સ્ય, કૂર્મ ઇત્યાદિ અનેક અવતારોરૂપે કાર્યભૂતપણાને પ્રાપ્ત થયેલો માને છે [ મધુ. ], અથવા હું પહેલાં પ્રકટ ન હતો, તે હમણાં કર્મવશાત્ જન્મવિશેષને પ્રાપ્ત થઈ પ્રકટ થયેલો છું, એમ માને છે [ રા. ભા. વગેરે ].

"अतो मां न आश्रयन्ते, न कर्मभिः आराधयन्ति च। [ રા. ભા. ] તેથી અવિવેકી લોકો મારું શરણ લેતા નથી તથા સ્વકર્મવડે મારી આરાધના પણ કરતા નથી; किंतु मनुष्यबुद्धया मा विहायेन्द्रादिदेवानेवाराधयन्तीत्यर्थः। [ કેશવ ] પરંતુ મારે વિષે મનુષ્યબુદ્ધિ રાખી મને છોડી દઈ, ક્ષુદ્ર ફળ માટે ઇન્દ્રાદિ દેવોની આરાધના કરે છે" [૨૪].

**અવતરણિકા**:—લોકોનું આ અજ્ઞાન કયા કારણથી છે? શા માટે લોકો ભગવાનના સ્વરૂપને જાણતા નથી? તો કહે છે:

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥

અન્વયાર્થ:—योगमायासमावृतः યોગ માયાથી ઢંકાયેલો अहं હું सर्वस्य સર્વને न प्रकाशः પ્રત્યક્ષ નથી તેથી मूढः મારી માયાવડે મોહ પામેલો अय આ लोकः લોક अज અનાદિ–જન્મરહિત તથા अव्ययं અનંત–મરણરહિત मा મને न अभिजानाति જાણતો નથી [ ૨૫ ].

**શબ્દાર્થ** :— યોગમાયાથી ઢંકાયેલો હું સર્વને મારા પોતાના સ્વરૂપથી પ્રત્યક્ષ થતો નથી; આથી મારી માયાવડે મોહ પામેલો આ લોક જન્મરહિત તથા મરણરહિત એવા મને જાણતો નથી [ ૨૫ ].

**વિવેચન** :—હે અર્જુન ! સત્ત્વાદિગુણોના સંયોગરૂપ [ શા. ભા. ], મારા સંકલ્પને અનુસરનારી [ મધુ. વગેરે ], જીવોને જન્મ-મરણરૂપી દુઃખપ્રવાહમાં જોડનારી [ શંકરાનંદ ], મારી યોગમાયાવડે ઢંકાયેલો હું સર્વને મારા સ્વરૂપથી પ્રત્યક્ષ થતો નથી, પરંતુ કોઈ મારા ભક્તને જ પ્રત્યક્ષ થાઉં છું [ શા. ભા., મધુ. ]; આથી મારી માયાવડે મોહ પામેલા મૂઢ લોકો અજન્મા, અવિનાશી, અનાદિ તથા અનંત એવો જે હું પરમેશ્વર તેને જાણતા નથી. મૂઢ લોકો વિપરીત દષ્ટિવડે મને મનુષ્યવિશેષ માને છે.

તાત્પર્ય એ છે કે, હરિ સર્વરૂપ, સર્વત્ર તથા સર્વના હૃદયમાં છે, પરંતુ જ્યાં સુધી નિષ્કામ કર્મથી મનના રાગદ્વેષરૂપી મળ, ભક્તિથી મનની ચંચળતાં તથા જ્ઞાનથી અજ્ઞાનરૂપી અંધકારનું આવરણ દૂર ન થાય, ત્યાં સુધી જેમ સૂર્યને અંધ જોઈ શકતો નથી તેમ સ્વયંપ્રકાશ એવા આત્માને મૂઢ જોઈ શકતો નથી.

શ્રુતિ પણ કહે છે કે —" हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्। [ ઈશા. ૧૫] तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये। [ઈશા. ૧૫] સુવર્ણમય પાત્રવડે આદિત્ય-મંડલ વિષે સ્થિત બ્રહ્મનું દ્વાર ઢાંકેલું છે, તેને હે સૂર્ય ! આપ સત્યધર્મા પ્રતિ અથવા સત્યધર્મનું અનુષ્ઠાન કરનાર પ્રતિ જ્ઞાન માટે ઉઘાડો." [૨૫].

**અવતરણિકા** :—હવે યોગમાયા ભગવાનના જ્ઞાનને આવૃત કરી શકતી નથી, તે કહે છે :

> वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
> भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥

**અન્વયાર્થ** :— अर्जुन ! હે અર્જુન ! अहं હું समतीतानि પૂર્વે થઈ ગયેલા-લાંબા સમયથી વિનાશ પામેલા [ મધુ., કેશવ વગેરે ] च તથા वर्तमानानि હમણાં છે તે च તથા भविष्याणि હવે પછી થવાના તે भूतानि ભૂતોને-સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓને [ મધુ. ] वेद જાણું છું तु પણ मां મને कश्चन કોઈ પણ न वेद જાણતો નથી [ ૨૬ ].

**શબ્દાર્થ** :— હે અર્જુન ! હું ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ સ્થાવર-જંગમ સર્વ પ્રાણીઓને જાણું છું; પરંતુ મને [ તત્ત્વથી ] કોઈ પણ જાણતો નથી [ ૨૬ ].

**વિવેચન** :— હે અર્જુન! આ યોગમાયા મારી સ્વાભાવિક શક્તિ છે, તથા મારે આધીન છે; તેથી જેમ કાઈ જાદુગરની માયા, તે જાદુગરના જ્ઞાનને આવૃત કરતી નથી, તેમ આ યોગમાયા મારા જ્ઞાનને આવૃત કરી શકતી નથી. દેવ, મનુષ્ય, પશુ, કીટ, પતંગ વગેરે સર્વભૂતોનાં પૂર્વે અનંત કલ્પ-કલ્પાંતરોમાં થયેલાં, વર્તમાનકાળનાં તથા હવે પછી ભવિષ્યમાં થનારાં જન્મ, કર્મ, ભાવ, ગતિ વગેરેને સર્વદા અપ્રતિબદ્ધ જ્ઞાનવાળો હું યથાવત્ જાણું છું. વળી જાગ્રત આદિ અવસ્થાઓમાં હું સર્વદા સર્વને જાણું છું, હું સર્વજ્ઞ ઈશ્વર છું [ મધુ., શંકરાનંદ વગેરે], હું સર્વભૂતોને સર્વકાળે, સર્વ અવસ્થાઓમાં, સર્વ પ્રકારે જાણું છું.

"मा तु वेद न कश्चन = પરંતુ મારા અનુગ્રહના પાત્રભૂત મારા શરણાગત ભક્તિ સિવાય મારા સ્વરૂપને તત્ત્વથી કોઈ જાણતું નથી [ શા. ભા. વગેરે]". મારા સ્વરૂપના જ્ઞાનના અભાવને લીધે જ પ્રાયઃ [ ઘણું કરી ] પ્રાણીઓ મને ભજતા નથી [ મધુ. ], "अतो ज्ञानी सुदुर्लभ एव। [ રા. ભા. ] તેથી મને તત્ત્વથી જાણનાર જ્ઞાની અત્યંત દુર્લભ જ છે."

શ્રુતિ પણ કહે છે કે :—"अहं विजानामि विविक्तरूपो न- चास्ति वेत्ता मम चित्सदाऽहम्। હું વિવિક્તરૂપ થઈ સર્વ જાણું છું. હું ચિદ્રૂપ છું, પરંતુ મને કોઈ જાણતું નથી" [ ૨૬ ].

**અવતરણિકા** :—હવે જીવોના દઢ અજ્ઞાનનું કારણ કહે છે :

**इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत।**
**सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप॥ २७॥**

**અન્વયાર્થ** :— भारत! હે ભારત! परंतप! હે પરંતપ! इच्छाद्वेषसमुत्थेन ઇચ્છા તથા દ્વેષથી ઉત્પન્ન થયેલા द्वन्द्वमोहेन ટાઢ, તડકો, સુખ, દુઃખ, વગેરે દ્વંદ્વમોહવડે सर्वभूतानि સર્વ પ્રાણીઓ सर्गे સ્થૂલ દેહની ઉત્પત્તિ થતાં [ મધુ. ] संमोहं મોહને–અવિવેકને यान्ति પામે છે [ ૨૭ ].

**શબ્દાર્થ** :— હે ભારત! હે પરંતપ! ઇચ્છા તથા દ્વેષથી ઉત્પન્ન થયેલા દ્વંદ્વમોહને લીધે સર્વે પ્રાણીઓ સ્થૂલ દેહની ઉત્પત્તિ થતાં સંમોહને પામે છે [૨૭].

**વિવેચન** :—इच्छाद्वेषसमुत्थेन = અનુકૂલ પદાર્થને લીધે થતી ઇચ્છાથી તથા પ્રતિકૂલ પદાર્થને લીધે થતા દ્વેષથી ઉત્પન્ન સુખદુઃખાદિ દ્વંદ્વોના મોહથી સર્વ મનુષ્યો सर्गे = સ્થૂલ દેહની ઉત્પત્તિ થતાં જ [ મધુ. ], જન્મતાં જ [શા. ભા.]

નિત્ય તથા અનિત્ય વસ્તુને ન જાણવારૂપ संमोहं = મૂઢભાવને [ શંકરાનંદ ], અવિવેકને [ મધુ. ] પ્રાપ્ત થાય છે.

પૂર્વ જન્મોમાં સુખદુ:ખાદિ દ્વંદ્વોમાં જે પ્રકારે રાગદ્વેષનો અભ્યાસ હોય છે, તે જ વાસના પ્રમાણે રાગદ્વેષરૂપી દ્વંદ્વમોહ સર્વ પ્રાણીઓમાં કાર્યરૂપે પ્રકટ થાય છે. પૂર્વકર્મજન્ય વાસના જ જીવોના અજ્ઞાનરૂપી મોહનું કારણ છે. રાગદ્વેષથી વ્યાકુલ અંતઃકરણપણાને લીધે સર્વભૂતો મને પરમાત્માને જાણતા નથી, અને તેથી આત્મભાવે મને ભજતા નથી [ શા. ભા., મધુ. વગેરે ].

જેમ ભોજનમાં જ્વર પ્રતિબંધક છે, તેમ ભજનમાં [ જ્ઞાનમાં ] પાપ [ અશુભ વાસના ] પ્રતિબંધક છે. " तस्मात् तत्पुण्योपचये यत्नं कुरु सर्वफलप्रदे। [ વિ. પુ. ૧-૧૧-૨૩ ] માટે સર્વફલદાયક પુણ્યનો સંગ્રહ કરવા પ્રયત્ન કર."

' કુલપ્રભાવથી તથા સ્વગત શક્તિથી દ્વંદ્વમોહરૂપ શત્રુ ભક્ત અર્જુનનો પરાભવ કરવા સમર્થ નથી ' એ અર્થ ભગવાને ક્રમશઃ હે ભારત! અને હે પરંપત! એ સંબોધનો વડે સૂચિત કર્યો છે [ મધુ. ].

તાત્પર્ય એ છે કે, " ज्ञानी तु मत्संश्लेषवियोगैकसुखदुःखस्वभावः। [ રા ભા.], મારો જ્ઞાની ભક્ત તો જન્મતાં જ કેવલ મારા સંયોગ-વિયોગમાં જ સુખદુઃખ માનવાના સ્વભાવવાળો હોય છે", અને તેથી તે મારી માયાથી સંમોહને [ અવિવેકને ] પ્રાપ્ત થતો નથી, તથા તે મારે વિષે નિત્ય એકાગ્ર ચિત્તવાળો તથા એકભક્તિવાળો હોય છે [ ગી. ૭-૧૭ ] [ ૨૭ ].

**અવતરણિકા**:—હવે દ્વંદ્વમોહની નિવૃત્તિ કેમ થાય? તથા કયા પુરુષો દ્વંદ્વમોહથી મુક્ત થઈ, પરમાત્મસ્વરૂપને જાણી ભગવાનને આત્મભાવે ભજે છે, તે કહે છે:

> येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम्।
> ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ २८ ॥

**અન્વયાર્થ**:—तु પરંતુ येषां જે पुण्यकर्मणां પુણ્યકર્મવાળા जनानां લોકોના पापं પાપોનો अन्तगतं અંત આવ્યો છે તે તેઓ द्वंद्वमोहनिर्मुक्ताः દ્વંદ્વમોહથી રહિત થઈ दृढव्रताः દૃઢ સંકલ્પવાળા થઈ मां મને भजन्ते ભજે છે [ ૨૮ ].

**શબ્દાર્થ**:—પરંતુ જે પુણ્યકર્મવાળા લોકોનાં પાપનો અંત આવ્યો છે, તેઓ દ્વંદ્વમોહથી મુક્ત થઈ તથા દૃઢ સંકલ્પવાળા થઈ, મને ભજે છે [૨૮].

**વિવેચન**:—હે અર્જુન! અનેક જન્મોનાં સુકૃતોથી જેમના જ્ઞાનમાં પ્રતિબંધ કરનારાં પાપોનો [ મલવિક્ષેપાદિ દોષોનો ] અંત આવ્યો છે, અર્થાત્

જેઓ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થયા છે [ મધુ ] તે મનુષ્યો સુખદુ ખાદિ દ્વન્દ્વમોહથી મુક્ત થઈ, તથા દૃઢવ્રતા = મારે વિષે એકનિષ્ઠાવાળા થઈ [ શ્રીધર, પુ ન. ત ], સ્થિર સકલ્પવાળા થઈ [ મધુ વગેરે ], શમ, દમ વગેરે વ્રતોમા દૃઢ થઈ [ નીલકંઠ ] મારુ ભજન કરે છે

" जन्मान्तरसहस्रेषु तपोज्ञानसमाधिभि । नराणा क्षीणपापाना कृष्ण भक्ति प्रजायते ॥ [ પા ગી ૪૦ ] અનેક જન્મોના તપ જ્ઞાનાભ્યાસ તથા સમાધિથી પાપ ક્ષય પામતા અત કરણમા શ્રીકૃષ્ણ વિષે ભક્તિ પ્રકટ થાય છે " " तस्मा त्सत्त्वशोधकपुण्यकर्मसञ्चयाय सर्वदा यतनीयमिति भाव । [ મધુ ] માટે અત કરણને શુદ્ધ કરનારા પુણ્યકર્મોના સચય માટે સર્વદા યત્ન કરવો જોઈએ [ મધુ ] " કારણકે જેઓ પુણ્યકર્મો કરે છે, તેમનુ પાપ ક્ષય પામે છે, તેઓ પૂર્વોક્ત દ્વન્દ્વમોહથી મુક્ત થાય છે, અને શમ, દમ વગેરે વ્રતોમા દૃઢ થઈને મને ભજે છે [ નીલકંઠ ]

**નોંધ** —નિષ્કામ કર્મ વિના ચિત્તશુદ્ધિ, ચિત્તશુદ્ધિ વિના ભક્તિ, ભક્તિ વિના જ્ઞાન અને જ્ઞાન વિના ભક્તિ સિદ્ધ થતી નથી [ ગી ૧૮-૫૧-૫૫] ભક્તિ જ્ઞાનની પૂર્વ તથા ઉત્તર અવસ્થા છે જ્ઞાનની પૂર્વ અવસ્થામા ભક્તિ માટે પ્રયત્ન આવશ્યક છે જ્ઞાનની ઉત્તર અવસ્થામા ભક્તિ સહજ [ સ્વાભાવિક ] છે જ્ઞાની ભગવાનની ભક્તિ કર્યા વગર રહી જ શકતો નથી, કારણકે શ્રીહરિ અલૌકિક ગુણોથી યુક્ત છે [ ભાગ ૧-૭-૧૦ ] [ ૨૮ ]

**અવતરણિકા** —હવે આઠમા અધ્યાયમા કહેવાના વિષયના સૂત્રરૂપે શ્લોકો કહે છે [ મધુ ]

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

**અન્વયાર્થ** —ये જેઓ मा મારો आश्रित्य આશ્રય કરીને जरामरणमोक्षाय જરા તથા મરણથી મુક્ત થવા માટે यतन्ति યત્ન કરે છે ते તેઓ तद् ब्रह्म ' तत् ' પદના લક્ષ્યભૂત બ્રહ્મને कृत्स्न સર્વ अध्यात्म ' त्वम् ' પદના લક્ષ્યભૂત આત્માને च તથા अखिल સપૂર્ણ कर्म આત્મજ્ઞાનના સાધનભૂત શ્રવણ મનનાદિ કર્મને [ મધુ વગેરે ] विदु જાણે છે [ ૨૯ ]

**શબ્દાર્થ** —જેઓ મારો આશ્રય લઈને જરા તથા મરણથી મુક્ત થવા માટે યત્ન કરે છે, તેઓ પૂર્ણબ્રહ્મને, અધ્યાત્મને તથા કર્મને સપૂર્ણ રીતે જાણે છે [ ૨૯ ]

**વિવેચન** :—माम् आश्रित्य = મારે શરણે આવી [મધુ.], મારામાં જ ચિત્તને એકાગ્ર કરી [ નીલકંઠ ], જેઓ જરા તથા મરણથી મુક્ત થવા માટે પ્રયત્ન કરે છે, તેઓ અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થઈ, ब्रह्म = પરબ્રહ્મને [ શા. ભા. ], तत् પદના લક્ષ્યભૂત નિર્ગુણબ્રહ્મને [ મધુ. વગેરે ], अध्यात्मं = દેહાદિને આશ્રયે રહેલા त्वम् પદના લક્ષ્યભૂત આત્માને તથા कर्म = બ્રહ્મ તથા આત્માના જ્ઞાનના સાધનભૂત શ્રવણ-મનનાદિ કર્મને [ મધુ વગેરે ], જ્ઞાનનાં સાધનોને [ સદાનંદ] ફલસહિત જાણે છે, તેઓ બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થઈ, અધ્યાત્મ તથા કર્મને બ્રહ્મમાત્રરૂપે જાણે છે [ શંકરાનંદ ], તેઓ સર્વજ્ઞ થાય છે [ નીલકંઠ ]

આમ કહીને ભગવાને ' यज्ज्ञात्वा नेह भूयोऽन्यत् ज्ञातव्यमवशिष्यते ' ' એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થવાની ' પૂર્વે બીજા શ્લોકમાં જે પ્રતિજ્ઞા કરી હતી, તેનો અહીં ઉપસંહાર કર્યો છે [ નીલકંઠ ] [ ૨૯ ].

**અવતરણિકા** :— હવે જ્ઞાનનું ફળ કહે છે :

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

**અન્વયાર્થ** :—ये જેઓ साधिभूताधिदैवं અધિભૂત તથા અધિદૈવસહિત च તથા साधियज्ञं અધિયજ્ઞ સહિત मां મને विदुः જાણે છે ते તે युक्तचेतसः નિરુદ્ધ ચિત્તવાળા—સમત્વને પામેલા प्रयाणकाले અંતકાળે अपि પણ च વળી मां મને विदुः જાણે છે [ ૩૦ ].

**શબ્દાર્થ** :—જેઓ અધિભૂત, અધિદૈવ તથા અધિયજ્ઞસહિત મને જાણે છે તે નિરુદ્ધ ચિત્તવાળા પુરુષો મરણસમયે પણ મને જાણે છે [૩૦].

**વિવેચન** :— હે અર્જુન ! જે અધિકારી પુરુષો અર્થાત્ મારી ભક્તિથી જેમનું અંતઃકરણ શુદ્ધ થયું છે એવા સાધનચતુષ્ટયસંપન્ન પુરુષો મને अधिभूत = સમસ્ત નાશવંત જડપદાર્થરૂપે, अधिदैव = હિરણ્યગર્ભરૂપે તથા अधियज्ञ = સર્વ ભૂતોના હૃદયમાં રહેલા અંતર્યામી વિષ્ણુરૂપે [ શંકરાનંદ વગેરે ] જાણે છે. એટલે કે, જેઓ બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ તથા અધિયજ્ઞ એ ૭ પદાર્થો બ્રહ્મરૂપ છે, એમ સાક્ષાત્ અનુભવે છે [ શંકરાનંદ વગેરે ] એવા युक्तचेतसः = સમાહિત અંતઃકરણવાળા [ શંકરાનંદ ], સમત્વને પામેલા, અંતકાળે જ્યારે દેહ, ઇન્દ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ વગેરે સ્વાભાવિક રીતે વ્યાકુળભાવને પ્રાપ્ત થાય છે, તે સમયે પણ [ મધુ., શંકરાનંદ વગેરે ] મને યથાવત્ જાણે છે. અંતકાળે પણ તેમનું જ્ઞાન નાશ પામતું નથી [ નીલકંઠ ]. અંતકાળે

પણ તેઓ મને વીસરતા નથી [ શ્રીધર વગેરે ] અતકાળે પણ તેઓ વ્યાકુળ થઈને અન્યથાવૃત્તિ થતા નથી

'अन्ते या मति सा गति' 'અતકાળે જેવી મતિ તેવી ગતિને પુરૂષ પ્રાપ્ત થાય છે,' એ ન્યાય પ્રમાણે સર્વથા બ્રહ્માકાર દષ્ટિને પ્રાપ્ત થયેલા તે અધિકારી પુરુષો બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે "अतो मद्भक्तानां न योगभ्रंशशङ्के त्यर्थं । [ શ્રીધર–વે પ્ર ગી ] માટે મારા ભક્તોને યોગથી ભ્રષ્ટ થવાની શકા છે જ નહિ" [ ૩૦ ]

## અધ્યાયનો સાર

स्वैश्वर्यं भक्तश्रेष्ठ्य च बन्धमोक्षादिकारणम् । स्वभक्तकृपयैवेह सप्तमे हरिणो दितम् । [ કૈવલ્ય ] ભક્તો પર અનુગ્રહ કરી આ અધ્યાયમા ભગવાને પોતાનુ ઐશ્વર્ય, ભક્તની દુર્લભતા અને બધ તથા મોક્ષના કારણનુ નિરૂપણ કર્યુ છે.

આ અધ્યાયમા ભગવાને ઉત્તમ અધિકારી પ્રત્યે લક્ષણાવૃત્તિવડે तत् પદ પ્રતિપાદ્ય જ્ઞેય બ્રહ્મનુ તથા મધ્યમ અધિકારી પ્રત્યે મુખ્ય વૃત્તિવડે तत् પદ પ્રતિપાદ્ય ધ્યેય બ્રહ્મનુ નિરૂપણ કર્યું છે [ મધુ ]

कृष्णभक्तैरयत्नेन ब्रह्मज्ञानमवाप्यते ।
इति विज्ञानयोगाख्ये सप्तमे सम्प्रकाशितम् ॥ [ શ્રીધર ]

हरि ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "ज्ञानविज्ञानयोगो" नाम सप्तमोऽध्याय ॥ ७ ॥

આ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણ તથા અર્જુનના સવાદ વિષે '**જ્ઞાનવિજ્ઞાનયોગ**' નામનો સાતમો અધ્યાય સપૂર્ણ

અધ્યાય ૭ મો સપૂર્ણ

# અધ્યાય ૮ મો

## अक्षरब्रह्मयोग

અવતરણિકા :—સાતમા અધ્યાયના અંતમાં 'તે ब्रह्म तद् विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम्' ઇત્યાદિ દોઢ શ્લોકવડે (૧) બ્રહ્મ (૨) અધ્યાત્મ (૩) કર્મ (૪) અધિભૂત (૫) અધિદૈવ (૬) અધિયજ્ઞ તથા (૭) અધિકારી પુરુષો પ્રયાણકાળે પણ મને [પરબ્રહ્મને] યથાવત્ જાણે છે, એ સાત પદાર્થોને ભગવાને જ્ઞેયત્વરૂપે સંક્ષેપમાં કહ્યા [મધુ].

હવે તે બ્રહ્મ વગેરે પદાર્થોના સ્વરૂપને વિવેકપૂર્વક દેખાડવા માટે, પ્રયાણકાળે મુમુક્ષુ માટે કર્તવ્ય, ધ્યાતવ્ય તથા પ્રાપ્તવ્ય વસ્તુ પ્રતિપાદન કરવા માટે, મૃત્યુ પછી પુનરાવૃત્તિસહિત તથા પુનરાવૃત્તિરહિત બન્ને સ્થાનોના સ્વરૂપનો બોધ કરવા માટે, તેમ જ કર્મીઓના તથા ઉપાસકોના ગન્તવ્ય માર્ગ પ્રદર્શિત કરવા માટે, આ આઠમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે [શંકરાનંદ].

તેમાં પ્રથમ બે શ્લોકવડે તે બ્રહ્મ વગેરે સાત પદાર્થોને વિશેષ પ્રકારે જાણવાની ઇચ્છાથી ભક્ત અર્જુન ભગવાનને પ્રશ્નો પૂછે છે :

અર્જુન उवाच । અર્જુન બોલ્યા :

**किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।**
**अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥**

**અન્વયાર્થ** :—पुरुषोत्तम ! હે પુરુષોત્તમ ! तत् તે ब्रह्म બ્રહ્મ किं શું છે? अध्यात्म અધ્યાત્મ किं શું છે? कर्म કર્મ किं શું છે? च વળી अधिभूत અધિભૂત किं प्रोक्तं કોને કહ્યું છે? अधिदैवं અધિદેવ किम् उच्यते શું કહેવાય છે? [૧].

**શબ્દાર્થ** :—હે પુરુષોત્તમ ! એ બ્રહ્મનું શું સ્વરૂપ છે? અધ્યાત્મ શું છે? કર્મ શું છે? અધિભૂત શાને કહે છે? અધિદૈવ શું કહેવાય છે? [૧].

વિવેચનઃ—હે પુરુષોત્તમ! જાણવા યોગ્ય બ્રહ્મ શું છે? અર્થાત્ તે બ્રહ્મ ઉપાધિવાળું છે કે ઉપાધિથી રહિત છે? [મધુ.], અથવા બ્રહ્મ શબ્દવડે પરબ્રહ્મ વિવક્ષિત છે કે અપરબ્રહ્મ? [શંકરાનંદ]. અધ્યાત્મ શું છે? અર્થાત્ અધ્યાત્મ શ્રોત્રાદિ ઇન્દ્રિયોના સમૂહરૂપ છે કે પ્રત્યક્ ચૈતન્યરૂપ છે? [મધુ.]. કર્મ શું છે? અર્થાત્ યજ્ઞ તે જ કર્મ છે કે બીજું કાંઈ કર્મ છે? [મધુ.], અથવા કર્મ શબ્દવડે શ્રૌત, સ્માર્ત કે લૌકિક કયું કર્મ વિવક્ષિત છે? [શંકરાનંદ]. અધિભૂત કોને કહે છે? પૃથ્વી આદિ ભૂતોનો આશ્રય કરીને રહેલાં કાર્યોને કે-

સંપૂર્ણ કાર્યોને ? [ મધુ ] અને અધિદૈવ શું કહેવાય છે ? અર્થાત્ દેવતાઓના ધ્યાનને અધિદૈવ કહેવું કે તેમનામાં રહેનાં ચૈતન્યને અધિદૈવ કહેવું ?

સર્વજ્ઞ એવા ભગવાન જ આ બ્રહ્મ વગેરે સાત પદાર્થોને યથાવત્ જાણે છે, અને તેથી ભગવાન જ આ સાત પદાર્થો યથાવત્ કહેવા સમર્થ છે, તથા બીજો કોઈ દેવ કે ઋષિ તે કહેવા સમર્થ નથી, એ અર્થ ભક્ત અર્જુને 'પુરુષોત્તમ' સંબોધનવડે સૂચિત કર્યો છે [ કૈવલ્ય, ભા. ટી ] [ ૧ ]

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

અન્વયાર્થ —मधुसूदन ! હે કૃષ્ણ ! अत्र અહીં अस्मिन् देहे આ દેહમાં अधियज्ञ અધિયજ્ઞ क કોણ છે ? कथ તે કેવી રીતે ચિંતન કરવા યોગ્ય છે ? च તથા प्रयाणकाले મરણસમયે नियतात्मभि એકાગ્ર ચિત્તવાળાઓએ આપ कथ શી રીતે ज्ञेय જાણવાયોગ્ય असि છો ? [૨]

શબ્દાર્થ —હે મધુસૂદન ! આ દેહમાં અધિયજ્ઞ કોણ છે તથા તેનું કેવા પ્રકારે ચિંતન કરવું ? અને મરણસમયે એકાગ્ર ચિત્તવાળાઓએ આપ કેવી રીતે જાણવા યોગ્ય છો ? [૨]

**વિવેચન** —હે મધુસૂદન ! આ દેહ વિષે અધિયજ્ઞ કોણ છે ? તે યજ્ઞનો અધિષ્ઠાતા તથા યજ્ઞના ફળને આપનારો દેવતારૂપ છે કે પરબ્રહ્મરૂપ છે ? અને તેનું કેવા પ્રકારે ચિંતન કરવું જોઈએ ? અને તે આ દેહમાં જ રહે છે કે દેહથી બહાર ? જો તે દેહમાં રહેતો હોય તો તે બુદ્ધ્યાદિરૂપ છે કે તેથી ભિન્ન છે ? [ મધુ ]

વળી મૃત્યુસમયે શ્રોત્રાદિ સર્વ ઇન્દ્રિયો અસાવધ થાય છે, તેથી તે સમયે ચિત્તની સાવધાનતા સંભવતી નથી તેથી તે સમયે સમાહિત અંતઃકરણવાળા પુરુષને આપ કેવી રીતે જાણવા યોગ્ય છો ? સગુણરૂપે કે નિર્ગુણરૂપે ? તે સર્વ, સર્વજ્ઞ તથા પરમદયાળુ એવા આપ શરણાગત એવા મને સ્પષ્ટ કહો

પરમકારુણિક હોવાથી, સંપૂર્ણ ઉપદ્રવોના નિવારક ભગવાને અનાયાસે જ આ મારા સંદેહરૂપ ઉપદ્રવોનું નિવારણ કરવું ઉચિત છે, એ અર્થ ભક્ત અર્જુને 'મધુસૂદન' સંબોધનવડે સૂચિત કર્યો છે [ મધુ ] [ ૨ ]

અવતરણિકા —હવે ત્રણ શ્લોકવડે ભગવાન ભક્ત અર્જુનના પ્રશ્નોનો ઉત્તર આપે છે

श्रीभगवानुवाच । શ્રી ભગવાન બોલ્યા

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

**અન્વયાર્થ**:—परमम् अक्षर પરમ અક્ષર–અવિનાશી સ્વયંપ્રકાશ પરમાત્મા ब्रह्म બ્રહ્મ उच्यते કહેવાય છે, स्वभावः સ્વભાવ–પ્રત્યક્ ચૈતન્ય अध्यात्मं અધ્યાત્મ કહેવાય છે, તથા भूतभावोद्भवकरः ભૂતોની ઉત્પત્તિ કરનાર विसर्गः યજ્ઞદાનાદિક कर्मसंज्ञितः કર્મ કહેવાય છે [ ૩ ]

**શબ્દાર્થ**:—પરમ "અક્ષર" "બ્રહ્મ" કહેવાય છે, "સ્વભાવ" [ પ્રત્યક્ ચૈતન્ય ] "અધ્યાત્મ" કહેવાય છ; તથા ભૂતોની ઉત્પત્તિ કરનાર "વિસર્ગ" "કર્મ" કહેવાય છે [ ૩ ].

**વિવેચન**:—अक्षरं ब्रह्म परमं = જેનો નાશ નથી તે અક્ષર [ પરમાત્મા ] જ પરમ બ્રહ્મ છે [ શા. ભા. ]. ઉત્પત્તિ તથા નાશથી રહિત અને સર્વવ્યાપક એવું જે ચૈતન્ય, જ્ઞાન, અજ્ઞાન, કાળ કે અન્ય કોઈ વસ્તુથી નાશ ન પામે તે "અક્ષર" કહેવાય છે [ શંકરાનંદ ]. આ અક્ષર નિષ્ક્રિય, નિત્ય, નિઃસંગ, નિરુપાધિક, નિરતિશય, આનંદઘન બ્રહ્મ છે.

આ અક્ષર સ્થૂલથી ભિન્ન, અણુથી ભિન્ન, હ્રસ્વથી ભિન્ન, દીર્ઘથી ભિન્ન, ઇત્યાદિ સર્વ વિશેષણોથી રહિત છે. અક્ષરની આજ્ઞામાં સૂર્ય-ચંદ્ર નિયમિત રીતે વર્તે છે. આ અક્ષર સર્વ ઉપાધિથી રહિત છે. પ્રસિદ્ધ આ અક્ષરમાં આકાશ ઓતપ્રોત છે [ બૃ. ઉ. ૧–૩–૮–૮–૧૧ ]. આ અક્ષર બ્રહ્મ છે, એ શ્રુતિસ્મૃતિથી સિદ્ધ છે [ બ્ર. સૂ. ૧–૩–૧૦ ].

"स्वभावः अध्यात्मम् उच्यते = स्वरूपं च स्वभावश्च इत्यमरः।" [ ૧–૭–૮ ] સ્વભાવ = પોતાનું સ્વરૂપ [ અંતરાત્મા ] "અધ્યાત્મ" કહેવાય છે [ શંકરાનંદ વગેરે ]. અથવા स्वः भावः = સ્વરૂપભૂત તે પોતે [ પરબ્રહ્મ ] જ પ્રત્યક્ ચૈતન્ય કહેવાય છે [ મધુ. ]. અથવા પરબ્રહ્મનો પ્રત્યેક શરીરમાં પ્રત્યગાત્મરૂપે જે ભાવ [ હોવાપણું ] તે તત્ત્વને "સ્વભાવ" કહે છે. એ સ્વભાવ જ અધ્યાત્મ કહેવાય છે [ શા. ભા. ].

જેમ સૂર્ય બ્રહ્માંડને પ્રકાશિત કરે છે, તેમ દેહને આશ્રયે રહેલો અંતરાત્મા બુદ્ધિપર્યંત દેહને પ્રકાશિત કરે છે.

આ આત્મા બ્રહ્મ છે [ બૃ. ઉ. ૨–૫–૧૯ ]. આ આત્માથી અન્ય દ્રષ્ટા નથી. આ આત્માથી અન્ય શ્રોતા નથી. આ આત્માથી અન્ય જ્ઞાતા નથી. આ આત્મા અંતર્યામી તથા અવિનાશી છે. આ આત્માથી અન્ય સર્વ વિનાશી છે. [ બૃ. ઉ. ૩–૭–૨૩ ].

આ ચક્ષુ વગેરે ઇન્દ્રિયોનો અભિમાની દ્રષ્ટા જીવ આધ્યાત્મિક પુરુષ કહેવાય.

-છે. એ જ આધિદૈવ છે, એ જ ઇન્દ્રિયોના દેવો સૂર્યાદિકનો નિયામક છે, તથા -એ જ પરબ્રહ્મ છે [ ભાગ ૨-૧૦-૭-૮ ].

विसर्गः कर्मसंज्ञितः= સ્થાવરજંગમ ભૂતોની ઉત્પત્તિ [ તથા જરામરણાદિ] કરનાર [ શકરાનદ ] જે विसर्ग.= યજ્ઞ, હોમ, તથા દાનરૂપ જે ત્યાગ તે 'કર્મ' કહેવાય છે [ મધુ. વગેરે ]. યજ્ઞહોમાદિ કર્મો જ સર્વભૂતોની ઉત્પત્તિના કારણરૂપ -છે. યજ્ઞથી વૃષ્ટિ, વૃષ્ટિથી અન્ન તથા અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે [ મનુ. ૩-૩૬ ]. એ પ્રમાણે વિસર્ગરૂપ કર્મથી [ યજ્ઞાદિકથી ] સર્વભૂતોની ઉત્પત્તિ થાય છે, તે શાસ્ત્રસિધ્ધ છે [નીલકંઠ] [ ૩ ].

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

**અન્વયાર્થ** :— देहभृता वर ! હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! क्षरः નાશવાન भावः પદાર્થ अधिभूत અધિભૂત કહેવાય છે च તથા पुरुषः સમષ્ટિલિંગ શરીરના અભિમાની હિરણ્યગર્ભ अधिदैवतं અધિદૈવ કહેવાય છે તથા अत्र આ देहे દેહમા अधियज्ञः અંતર્યામી વિષ્ણુરૂપ અધિયજ્ઞ अहम् एव હું જ છુ [ ૪ ].

**શબ્દાર્થ** :—હે મનુષ્યોમા શ્રેષ્ઠ! નાશવાન પદાર્થ " અધિભૂત " કહેવાય છે. હિરણ્યગર્ભ " અધિદૈવ " કહેવાય છે અને આ મનુષ્ય દેહમાં " અધિયજ્ઞ" -હું જ છું [ ૪ ].

**વિવેચન** :—હે અર્જુન ! ઉત્પત્તિ તથા નાશવાળા બધા પદાર્થો "અધિભૂત" કહેવાય છે [ શા. ભા. વગેરે ]. શરીરરૂપી પુરમાં રહેનારો, સર્વ પ્રાણીઓની ઇન્દ્રિયોનો પ્રેરક, સમગ્ર ઇન્દ્રિયોનો અનુગ્રહ કરનારો, સમષ્ટિ-વ્યષ્ટિ સર્વ શરીરોનો અભિમાની, તથા સમગ્ર દેવતામય એવો હિરણ્યગર્ભ " અધિદૈવ " કહેવાય છે [ શા. ભા. વગેરે ], અને મનુષ્યશરીરને વિષે યજ્ઞાદિક કર્મોનો પ્રવર્તક અંતર્યામી વિષ્ણુરૂપ " અધિયજ્ઞ " હું જ છું.

શ્રુતિ કહે છે કે :—" यज्ञो वै विष्णुः । [ તૈ. સં. ૧-૭-૪] યજ્ઞ જ વિષ્ણુ છે." -" स हि विष्णुरहमेव । [ શા. ભા. ] તે વિષ્ણુ હું જ છું."

મનુષ્યદેહવડે જ યજ્ઞ સિદ્ધ થાય છે, અન્ય દેહવડે સિદ્ધ થતો નથી, તેથી અહીં મનુષ્યદેહ વિષે જ યજ્ઞની સ્થિતિ કથન કરી છે [મધુ. ] આ વિષયમા " पुरुषो वै यज्ञः पुरुषस्तेन यज्ञो यदेनं पुरुषस्तेन तनुत । પુરુષ એ યજ્ઞ છે, તેથી યજ્ઞ એ પુરુષ છે, કારણકે પુરુષ યજ્ઞને આચરે છે." એ શ્રુતિ પ્રમાણ-ભૂત છે [ મધુ ] [ ૪ ].

અવતરણિકાઃ— હવે 'प्रयाणकाले कथं ज्ञेयोऽसि?। પ્રયાણકાળે આપ કેવા પ્રકારે જાણવા યોગ્ય છો?" એ ભક્ત અર્જુનના સાતમા પ્રશ્નનો ઉત્તર આપે છે :

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

અન્વયાર્થ:—च વળી यः જે अन्तकाले અંતકાલે – મરણકાલે मां મારું પરમાત્માનું एव જ स्मरन् સ્મરણ કરતોકરતો कलेवरं દેહને मुक्त्वा છોડીને प्रयाति જાય છે सः તે मद्भावं મારા સ્વરૂપને याति પામે છે अत्र એમાં संशयः સંશય न अस्ति નથી [ ૫ ].

શબ્દાર્થ—જે અંતકાળે મારું જ સ્મરણ કરતોકરતો દેહ છોડે છે, તે મારા સ્વરૂપને પામે છે, એમાં સંશય નથી [ ૫ ].

વિવેચન– હે અર્જુન ! જે પુરુષ અંતકાલે મારું વિષ્ણુનું જ સ્મરણ કરતોકરતો દેહનો ત્યાગ કરી, પ્રયાણ કરે છે, જે હું અને મારું એ અભિમાનનો ત્યાગ કરી [ મધુ ], 'ब्रह्मैवाहं मद्भावाहं' એ પ્રકારે બ્રહ્મની સાથે અભેદપણાની ભાવના કરતોકરતો પ્રયાણ કરે છે [ શંકરાનંદ ], તે मद्भावं = વિષ્ણુના પરમ સ્વરૂપને [ શા. ભા. ], મારા સગુણ કે નિર્ગુણ બ્રહ્મભાવને [ મધુ. વગેરે ] પામે છે, એમાં સંશય નથી.

"स्वं ब्रह्मैव भावयन् ब्रह्मैव भवतीत्यर्थः [ શંકરાનંદ ] સર્વદા બ્રહ્માનુસંધાન કરનાર પુરુષ અંતકાલે પોતાને બ્રહ્મ જ જાણતો બ્રહ્મ જ થઈ જાય છે," એ અર્થ છે.

"ब्रह्मविद् ब्रह्मैव भवति। [ મુ. ઉ. ૩–૨–૯ ] જે પરબ્રહ્મને જાણે છે, તે બ્રહ્મ જ થાય છે." જે પરબ્રહ્મને 'સાક્ષાત્ હું જ છું' એમ જાણે છે તે, બ્રહ્મથી ભિન્ન અન્ય ગતિને પામતો નથી. દેવો પણ એ પુરુષની બ્રહ્મપ્રાપ્તિમાં વિઘ્ન કરી શકતા નથી, કારણકે તે બ્રહ્મવેત્તા આ દેવોનો આત્મા થાય છે, તેથી તે બ્રહ્મવેત્તા બ્રહ્મ જ થાય છે [ શા. ભા., મુ ઉ. ૩–૨–૯ ].

અહીં 'कलेवरं मुक्त्वा प्रयाति' એ વચનવડે ભગવાને જીવાત્માનું આ દેહથી ભિન્નપણું કથન કર્યું છે, અને 'मद्भावं याति' એ પદવડે જીવાત્માનું ઈશ્વરથી અભિન્નપણું કથન કર્યું છે [ મધુ]. આ જીવ–ઈશ્વરના અભેદને શ્રુતિનાં 'तत्त्वमसि। अहं ब्रह्मास्मि' ઇત્યાદિ મહાવાક્યો પણ પ્રતિપાદન કરે છે.

દૃષ્ટાંત

રામ–રાવણના યુદ્ધ પછી મૃત્યુ પામેલા વાનર, રીછ, રાક્ષસો વગેરેને સજીવન કરવા માટે ભગવાન રામની આજ્ઞાથી ઇન્દ્રે અમૃતની વૃષ્ટિ કરી આ અમૃતની વૃષ્ટિથી વાનરો તથા રીછો જીવતા થયા, પરંતુ રાવણપક્ષના મૃત્યુ પામેલા રાક્ષસો પૈકી કોઈ પણ જીવતો ન થયો [ અ રા યુ ૧૩–૩૯–૪૦ ]

આ વિચિત્ર ઘટનાનું રહસ્ય જાણવા વિભીષણે ભગવાન રામને પ્રશ્ન પૂછયો ભગવાન રામે જવાબ આપ્યો. "આપણા સૈન્યના વાનરો તથા રીછો અંતકાળે રાવણનું [ કામનું ] ચિંતન કરતાકરતા મૃત્યુ પામ્યા અને તેથી તે સર્વે અમૃતની વૃષ્ટિથી ફરીથી જીવતા થયા; પરંતુ રાક્ષસો તો અંતકાળે મારુ જ સ્મરણ કરતાકરતા મૃત્યુ પામ્યા છે 'रामाकार भये तिन्ह के मन। मुक्त भए छूटे भव बंधन। [ તુલસી ન ચ મા લંકાકાંડ ૧૧૩–૪ ] અંતકાળે તેમના મન રામાકાર થઈ ગયેલા હોવાથી, તેઓ ભવબંધનથી મુક્ત થઈ, મારા ભાવને પ્રાપ્ત થયેલા છે" મારા ભાવને [ સ્વરૂપને ] પ્રાપ્ત થયેલા રાક્ષસોને આ સંસારમા પાછા લાવવા અમૃત કે અન્ય કોઈ સમર્થ નથી

શ્રુતિ પણ કહે છે કે – 'तेषा न पुनरावृत्ति। [ બૃ ઉ ૬–૨–૧૫ ] મારા સ્વરૂપને પ્રાપ્ત થયેલા પુન સંસારને પ્રાપ્ત થતા નથી" [ ૫ ]

**અવતરણિકા** —'અંતકાળે ભગવાનનું ધ્યાન કરનારા પુરુષને ભગવત્પ્રાપ્તિ અવશ્ય થાય છે' એ પૂર્વોક્ત અર્થને સ્પષ્ટ કરવા માટે ભગવાન મરણસમયે બીજા કોઈ ભાવનું ચિંતવન કરનાર પુરુષને પણ નિયમે કરીને તે તે ભાવની પ્રાપ્તિનુ કથન કરે છે :

यं यं वाऽपि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ६ ॥

**અન્વયાર્થ** —વા અથવા અપિ તો કૌંતેય ! હે ... સમયે યં યં જે જે મા ... અન્ય પદાર્થનું સ્મ... કરતોકરતો કલેવરમ્ શરીરને ત્યજી ... ન તે તે ભાવને ... પામે છે, કારણકે સદા નિત્ય તે ... ભાવવડે [ વાસ... છે [ ૬ ]

**શબ્દાર્થ** —અથવા ... અંતકાળે દેહ છોડે ... તે ભાવને. ... કે તે છે [ ૬

**વિવેચન** —હે અર્જુન ! ઉપાસક કેવળ મારુ સ્મરણ કરતા મારા સ્વરૂપને પામે છે, એ નિયમ નથી, પરન્તુ જીવનકાળમા ગતદિવસ મનુષ્ય જે જે ભાવ = જે કોઈ દેવવિશેષનુ [ શા. ભા. ] કે પદાર્થનુ ચિતન કરે છે, તે તે ભવનુ સ્મરણ કરતો તે દેહ છોડે છે, અને તે તે ભાવને તે મૃત્યુ પછી પ્રાપ્ત થાય છે, કારણકે તે સર્વદા તદ્ભાવભાવિત = પૂર્વધ્યાનજન્ય સસ્કારવડે [ વાસનાવડે ] યુક્ત છે

જેમ મહાદેવનુ સતત ધ્યાન કરતો નદિકેશ્વર મહાદેવ સ્વરૂપ થયો [ નીલકઠ ], તથા ભરતઋષિને જેમ અતકાળે રહેલી મૃગની વાસનાથી મૃગનો જન્મ થયો, તેજ પ્રમાણે દરેક મનુષ્ય પ્રીતિ, ભય કે દ્વેષથી જે જે ભાવનુ અતકાળે સ્મરણુ કરે છે, તે તે ભાવને તે પ્રાપ્ત થાય છે

"अन्त्यप्रत्ययश्च पूर्वभावितविषय एव जायते । [ રા ભા ] અન્તકાળની પ્રતીતિ પૂર્વના [ જીવનકાળના ] અભ્યસ્ત વિષયમા જ થાય છે " " तस्माद्ब्रह्मविदा यतीना विदेहमुक्तिकामाना नित्य चान्तकाले च ब्रह्मैवानुसन्धातव्य न क्वचिदपि बाह्यमिति सिद्धम् । [ શકરાનદ ] માટે વિદેહમુક્તિની કામનાવાળા બ્રહ્મવિત્ યતિઓએ નિત્ય તથા અતકાળે પરબ્રહ્મનુ જ અનુસધાન કરવુ જોઈએ, પરતુ કોઈ પણ બાહ્ય [ અનાત્મ ] પદાર્થનુ અનુસધાન ન કરવુ જોઈએ," એ સિદ્ધ થયુ

શ્રુતિ પણ કહે છે કે – "यथासकल्पित लोक नयति । [ પ્રશ્ન ઉપ ૩-૧૦] જીવ અતકાળે સકલ્પિત કરેલા લોકને પામે છે " "यथाक्रतुरस्मिल्लोके पुरुषो भवति तथेत प्रेत्य भवति । [ છા ઉ ૩-૧૪-૧ ] આ શરીરમા જીવ જેવા નિશ્ચયવાળો થાય છે, તેવો શરીરથી વિયોગ પામીને થાય છે "

'भावो हि भवकारणम् । [ ભાગ ૧૦–૭૪–૪૬ ] કીટભ્રમરન્યાય પ્રમાણે મૃત્યુ પછી થનારી ગતિમા "ભાવ [ જીવનકાળની સતત વાસના ] જ કારણરૂપ છે"

પરતુ 'न दृश्यते ज्ञानवता गति ।" [ શા પ ૨૩૯–૨૪ ] જેમ પક્ષીઓની ગતિ આકાશમા જણાતી નથી, કિવા જેમ જળચરોની ગતિ જળમા જણાતી નથી, તેમ ' જ્ઞાનીની ગતિ પણ જોવામા આવતી નથી," કારણકે " न तस्य प्राणा उत्क्रामन्ति । જ્ઞાનીના પ્રાણ ક્યાય પણ બહાર જતા નથી," પરતુ આત્મામા જ એકીભાવને પામીને સમુદ્રના તરગની પેઠે લીન થાય છે [૬]

**અવતરણિકા** —અતકાળની ભાવના જ બીજા દેહની પ્રાપ્તિમા કારણ છે, તેથી હવે કહે છે :

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

**અન્વયાર્થ** :—तस्मात् તેથી–મારે વિષે અંતકાળે ભાવના ઉત્પન્ન કરવા માટે [ મધુ. ] सर्वेषु कालेषु સર્વકાળે–આહાર, વિહાર, શયન, આસન વગેરે સર્વ અવસ્થાઓમાં [ શંકરાનંદ ] माम् મારું अनुस्मर સ્મરણ કર च તથા युध्य યુદ્ધ કર–શ્રુતિસ્મૃતિ વિહિત વર્ણાશ્રમને અનુરૂપ યુદ્ધાદિક કર્મ કર [મધુ., વગેરે] मयि મારામાં अर्पितमनोबुद्धिः મન તથા બુદ્ધિ રાખવાથી તું माम् एव મને જ एष्यसि પામીશ असंशय એમાં સંશય નથી [ ૭ ].

**શબ્દાર્થ** :— તેથી તું સર્વકાળે મારું જ ચિંતન કર, અને યુદ્ધ કર [ શંકરાનંદ વગેરે ], અથવા તેમ ન બની શકે તો [ મધુ, શ્રીધર વગેરે ] ચિત્તશુદ્ધિ માટે યુદ્ધ કર અર્થાત્ સ્વધર્મનું અનુષ્ઠાન કર [ મધુ. વગેરે ], મારે વિષે અર્પણ કરેલાં મન અને બુદ્ધિવાળો તું મને જ પામીશ, એમાં સંશય નથી [ ૭ ].

**વિવેચન** :—હે અર્જુન ! જે ભાવનું મનુષ્ય જીવનકાળમાં ચિંતન કરે છે, તે જ ભાવનું સ્મરણ તેને અંતકાળે થાય છે. મૃત્યુસમયે સર્વ ઇંદ્રિયો ક્ષોભ પામે છે, મનુષ્ય પરવશ થાય છે, અને તેથી તે મારા સ્મરણ માટે નવો ઉદ્યમ કરી શકતો નથી.

તેથી મારે વિષે જ છેવટની ભાવના ઉત્પન્ન કરવા માટે, જેમ જળમાં ખોરાક શોધની કાચબી સર્વકાળે જળાશયને કિનારે મૂકેલાં પોતાનાં ઈંડાંમાં જ ચિત્ત રાખે છે, અથવા જેમ કૃપણ પોતાનું મન સર્વકાળે દ્રવ્યભંડાર વિષે રાખી વ્યવહારપરાયણ રહે છે; તેમ તું सर्वेषु कालेषु = આહાર, વિહાર, શયન, આસન વગેરે સર્વ અવસ્થાઓમાં [ શંકરાનંદ ] મારું જ ચિંતન કર, અર્થાત્ અનુગત [ અવિચ્છિન્ન ] સજાતીય વૃત્તિથી મારું અનુસંધાન કર [ શંકરાનંદ ], અને यथाशास्त्र [ શા. ભા. ] શાસ્ત્રાજ્ઞાનુસાર જીવનનિર્વાહ માટે स्वजीवनसाधनं [ શંકરાનંદ ] તારા જીવનના સાધનરૂપ યુદ્ધ કર, અર્થાત્ વર્ણાશ્રમવિહિત ધર્મનું અનુષ્ઠાન કર.

આ પ્રકારે મારે વિષે જ મન તથા બુદ્ધિ અર્પણ કરનારો તું माम् एव = મારા યથાચિંતિત સ્વરૂપને [ શા. ભા. ], બ્રહ્મભાવને [ શંકરાનંદ ] પામીશ, એમાં સંશય નથી.

### શ્રીમધુસૂદનાચાર્ય વગેરેનો અર્થ

હે અર્જુન ! મરણકાળની અંત્યભાવના જ દેહાંતરપ્રાપ્તિનું કારણ થાય છે;

માટે મારે વિષે અત્યભાવનાની ઉત્પત્તિ માટે તુ મરણની પૂર્વે જ સર્વકાળે નિરતર મારુ જ ચિતન કર.

"यद्यन्त करणाशुद्धिवशान्न शक्नोषि सततमनुस्मर्तु । [ મધુ, શ્રીધર ] જો અત કરણની અશુદ્ધિને લીધે નિરતર મારુ સ્મરણ ન બની શકે, તો" અત કરણની શુદ્ધિ માટે એટલે કે, "मत्स्मरणविरोधिपापनिरासाय। [ કેશવ ] મારા સ્મરણવિરોધી પાપોના નિવારણ માટે" યુદ્ધ કર, અર્થાત્ વર્ણાશ્રમવિહિત તથા નિત્ય-નૈમિત્તિક કર્મો કર [ મધુ વગેરે ]

એ પ્રમાણે નિત્ય-નૈમિત્તિક કર્મોના અનુષ્ઠાનથી અત કરણ વિષે અશુદ્ધિનો [ પાપોનો ] ક્ષય થવાથી, સર્વેશ્વર એવા મારે વિષે મન તથા બુદ્ધિ જેણે સમર્પિત કરી છે એવો તુ "सर्वदा मच्चिन्तनपर । [ મધુ, કેશવ] સર્વદા મારા ચિતનમા તત્પર રહી" મને જ પામીશ, એમા સશય નથી

આ અર્થનુ ભગવાન હવે પછી વિસ્તારપૂર્વક નિરૂપણ કરશે [ ગી ૧૨-૮-૧૨ ]

**નોંધ**.—ભગવાન ભાષ્યકાર વગેરેએ આ શ્લોકનો યોગારૂઢની [ જ્ઞાનીની ] દૃષ્ટિથી અર્થ કરેલો છે, શ્રીમધુસૂદનાચાર્ય વગેરેએ સાધક યોગીની દૃષ્ટિથી અર્થ કરેલો છે, તેથી અહીં વિષે તત્ત્વથી વિરોધ નથી મુમુક્ષુને શ્રીમધુસૂદનાચાર્ય વગેરેના અર્થનુ અનુસરણ જ હિતાવહ છે

## ભરતઋષિનુ દૃષ્ટાંત

મૃત્યુસમયે મૃગના બચ્ચા ઉપર આસક્તિ થવાથી ભરતઋષિને પામર મનુષ્યની પેઠે મૃગનો દેહ પ્રાપ્ત થયો જ્યારે મૃગ જેવી વિજાતીય પદાર્થની આસક્તિ ભરતઋષિ જેવા ત્યાગી મહાત્માઓને પણ ભગવત્પ્રાપ્તિમા અતરાયરૂપ થાય છે, તો પછી સ્ત્રીપુત્રાદિ સજાતીય પદાર્થોની આસક્તિ ભગવત્પ્રાપ્તિમા અતરાયરૂપ થાય એમા શુ કહેવુ ?

પરતુ "न वासुदेवभक्तानामशुभ विद्यते क्वचित्। ભગવાન વાસુદેવના ભક્તોનુ કદી અકલ્યાણ થતુ નથી ' એ ન્યાય પ્રમાણે મૃગશરીરમા ભરતઋષિને ભગવાનના અનુગ્રહથી પૂર્વજન્મની સ્મૃતિનો લોપ ન થયો [ ભાગ ૫-૮-૨૭-૨૮] મૃગની જાતિમા જન્મ થવાનુ કારણ ભગવાનની આરાધના કરવાના પ્રભાવથી જાણી ભરતઋષિ અત્યત સતાપ કરવા લાગ્યા 'કોઈ પણ અનાત્મ પદાર્થ વિષેની આસક્તિ જન્મમરણના કારણરૂપ છે ' એમ નિશ્ચયપૂર્વક જાણી, સર્વદા ભગવાનના ચિતનમા તત્પર રહી, પ્રારબ્ધ ક્ષય પામતા મૃગશરીરનો

ત્યાગ કરી, જડભરતના દેહને પ્રાપ્ત થઈ, સર્વકાળે એકમાત્ર ભગવાનવિષે જ મનને જોડી, તે પરમગતિને પ્રાપ્ત થયા તે પ્રસિદ્ધ છે

આથી ભગવત્પ્રાપ્તિની કામનાવાળા બ્રહ્મવેત્તાએ પણ સર્વદા તથા અંતમાં ભગવાન વિષે જ મનને જોડવુ, એ સિદ્ધ થાય છે [૭]

અવતરણિકા —હવે ઉપરોક્ત અર્થને સ્પષ્ટ કરે છે

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥ ८ ॥

અન્વયાર્થ —पार्थ હે અર્જુન ! अभ्यासयोगयुक्तेन અભ્યાસયોગથી યુક્ત नान्यगामिना અન્ય વિષયોમા ન જનારા—અન્ય વસ્તુનુ ચિંતન કરવાની વાસનાશક્તિ વિનાના [ શંકરાનંદ ], અભ્યાસની કુશળતાથી નિરુદ્ધ કરવાના પ્રયત્ન વિના અનાત્મ પદાર્થોમા સ્વભાવથી જ ન જનાર [ મધુ ] चेतसा ચિત્તવડે अनुचिन्तयन् નિરંતર પરમાત્માનુ ચિંતન કરનારો परमं નિરતિશય [ શા ભા ] दिव्यं દિવ્ય पुरुषं પુરુષને याति પામે છે [ ૮ ]

શબ્દાર્થ —હે અર્જુન ! અભ્યાસયોગથી યુક્ત અને બીજે ન જનારા ચિત્તવડે નિરંતર પરમાત્માનુ ચિંતન કરનારો પુરુષ નિરતિશય દિવ્ય પુરુષને પામે છે [ ૮ ]

વિવેચન —હે અર્જુન ! પરમાત્મા વિષે વિજાતીય વૃત્તિઓના વ્યવધાન રહિત સજાતીય વૃત્તિઓનો પ્રવાહ [ શા ભા મધુ વગેરે ], ધ્યેય વસ્તુમા ચિત્તને સ્થિર કરવાનો પ્રયત્ન [ પા યો સૂ. ૧–૧૩ ], 'तच्चिन्तनं तत्कथनं मन्योन्यं तत्प्रबोधनम् । एतदेकपरत्वं च ज्ञानाभ्यासं विदुर्बुधा । [ વસિષ્ઠમુનિ ] સતત પરમાત્માનુ ચિંતન કરવુ, સતત પરમાત્માનુ કથન કરવુ, તથા પરસ્પર પરમાત્માનુ જ પ્રબોધન કરવુ, ને પરમાત્મા વિષે જ એકનિષ્ઠા રાખવી તેને વિદ્વાનો 'જ્ઞાનાભ્યાસ' કહે છે"

એ અભ્યાસ તે જ યોગ [ સમાધિ ] છે એવા અભ્યાસયોગથી યુક્ત બીજા કોઈ પણ વિષયમા ન જનારા ચિત્તવડે શાસ્ત્ર તથા ગુરુના ઉપદેશથી પરમાત્માનુ ચિંતન કરનાર અધિકારી પુરુષ નિરંતર પરમાત્માના ચિંતનથી પ્રજ્ઞાકાંત ને પ્રાપ્ત થઈ, ધ્યાનથી એકાગ્ર થયેલા ચિત્તવડે પરમ નિરતિશય દિવ્ય પુરુષને પામે છે

વસિષ્ઠમુનિ કહે છે કે —'जन्मान्तरशताभ्यस्ता राम संसारसंस्थिति । सा चिराभ्यासयोगेन विना न क्षीयते क्वचित् । હે રામ ! અનાદિકાળથી

પ્રાપ્ત થયેલુ સસારીત્વ લાબા કાળ સુધીના અભ્યાસયોગ વિના કદાપિ ક્ષય પામતુ નથી" [ ૮ ].

અવતરણિકા —હવે પરમ દિવ્યપુરુષનુ વર્ણન કરે છે

**कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।**
**सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥**

અન્વયાર્થ —कविं સર્વજ્ઞ पुराणम् અનાદિ अनुशासितारम् સર્વને નિયમમા રાખનાર अणोः अणियांसम् સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ सर्वस्य धातारम् સર્વને ધારણ કરનાર अचिन्त्यरूपम् અચિંત્ય સ્વરૂપ आदित्यवर्णं સૂર્યના જેવા નિત્ય પ્રકાશરૂપ तमसः અજ્ઞાનથી परस्तात् પર એવા દિવ્યપુરુષનુ યઃ જે अनुस्मरेत् વારવાર સ્મરણ કરે છે [ તે દિવ્યપુરુષને પામે છે ] [૯]

શબ્દાર્થ :—સર્વજ્ઞ, અનાદિ, સર્વના નિયંતા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, સર્વને ધારણ કરનાર અચિંત્ય સ્વરૂપ, સૂર્યની પેઠે પ્રકાશરૂપ તથા અજ્ઞાનથી પર એવા દિવ્યપુરુષનુ જે વારવાર સ્મરણ કરે છે [ તે પરમ દિવ્યપુરુષને પામે છે ] [૯]

**વિવેચન** —कविं = क्रान्तदर्शी [ શા ભા ], ભૂત ભવિષ્ય, વર્તમાન સર્વનો જોનાર હોવાથી સર્વજ્ઞ [ મધુ વગેરે ] ભૂત, ભવિષ્ય અને વર્તમાન સર્વ પ્રાણીઓના ધર્મ, કર્મ તથા ચિત્રવિચિત્ર ફળ એ સર્વને તત્કાલ જાણનાર હોવાથી સર્વજ્ઞ [શ કરાનદ], पुराण = સર્વના કારણરૂપ હોવાથી અનાદિ [ મધુ ], अनुशासितारम् = સપૂર્ણ સસારનો શાસક [ શા ભા ], સૂર્યચદ્રાદિ તથા સર્વ ભૂતોનો નિયંતા — [ શકરાનદ ], अणोः अणियांसम् = અણુથી પણ અણુ અર્થાત્ આકાશાદિ સૂક્ષ્મ પદાર્થના કરતા પણ તેના ઉપાદાનકારણપણાને લીધે વધારે સૂક્ષ્મ [ મધુ ]

सर्वस्य धातारम् = સર્વને ધારણ કરનાર–સર્વ પ્રાણીઓના અનેક જન્મોમા કરેલા જે કર્મ, તેના ફળનો વિભાગ કરી સર્વને ફળ આપવાવાળા તેથી ધાતા [ વિધાતા ] એટલે કે કર્મોના ફળનો વિભાગ કરનાર [ શકરાનદ મધુ ], अचिन्त्यरूपम् = અમાપ મહિમાવાળાપણાને લીધે ચિંતન કરવાને અશક્ય જેમનુ રૂપ છે એવા [ મધુ ], અથવા અતિસૂક્ષ્મ, અનાદિ તથા અપ્રમેય હોવાથી વાણી તથા મનથી અગોચર [ શકરાનદ ]

आदित्यवर्णं સૂર્યના જેવા નિત્ય પ્રકાશરૂપ–સમસ્ત જગતને પ્રકાશ આપનારા [ મધુ ], तमसः परस्तात् અજ્ઞાનરૂપ મોહાધકાર થી પર [ અતીત ] [ શા ભા ], પ્રકાશરૂપપણાને લીધે અજ્ઞાનના વિરોધી [ મધુ ], અજ્ઞાન તથા

અજ્ઞાનના કાર્યના સબધથી રહિત [ શકરાનંદ ] એવા પરમપુરુષનુ જે અનેક જન્મોના પુણ્યસમૂહના પરિપાકથી વારવાર સ્મરણ કરે છે, તે આ પરમદિવ્ય પુરુષને પામે છે, એમ પૂર્વના શ્લોક સાથે આનો સબધ લેવો [ શ્રી. ભા, મધુ. વગેરે ]. અથવા એમ એનો હવે પછીના શ્લોક સાથે સબધ લેવો [મધુ]

શ્રુતિ પણ કહે છે કે —આ પરમ દિવ્યપુરુષ સર્વજ્ઞ છે [ મુ ઉ ૧-૯], તે પૂર્વકલ્પ પ્રમાણે સૂર્યચદ્રાદિને ધારણ કરે છે [ ઋક્. સ . ૮-૮-૪૮-૩], આ અક્ષર પુરુષની આજ્ઞામા સૂર્યચદ્રાદિ દાસની પેઠે નિયમિત વર્તે છે [ બૃ ઉ ૩-૮-૯], તે કર્મફલપ્રદાતા છે [ બૃ સૂ ૩-૨-૩૮], અચિંત્ય છે [ બ્ર. સૂ. ૩-૨-૧૪], સૂર્યચદ્રાદિકનો પ્રકાશક છે [ બૃ. ઉ. ૪-૪-૧૬ ] તથા અજ્ઞાનથી પર છે [ કઠ ઉપ ૩-૧-૧૧ ] [૯].

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

અન્વયાર્થ :— प्रयाणकाले મરણસમયે अचलेन અચલ—એકાગ્ર मनसा મનવડે भक्त्या युक्त ભક્તિથી યુક્ત થઈ, પરમાત્મામા પરમ પ્રેમથી યુક્ત થઈ [ મધુ ] च एव તથા योगबलेन સમાધિથી ઉત્પન્ન થયેલા સસ્કારોના સગ્રહથી ઉત્પન્ન થયેલી ચિત્તની સ્થિરતાથી યુક્ત થઈ [ શ્રી ભા વગેરે] ભ્રુવો બે ભ્રુકુટિના मध्ये મધ્યમા प्राण પ્રાણને सम्यक् સારી રીતે आवेश्य સ્થાપન કરી स તે त તે परम् પરમ दिव्य દિવ્ય पुरुषं પુરુષને उपैति પામે છે [ ૧૦].

શબ્દાર્થ —જે પુરુષ મરણકાળે એકાગ્ર મનવડે ભક્તિથી તથા યોગબળથી યુક્ત થઈ, બે ભમરની મધ્યમા પ્રાણને સારી રીતે સ્થાપન કરી, તે દિવ્યપુરુષનુ સ્મરણ કરે છે, તે પરમ દિવ્યપુરુષને પામે છે [ ૧૦].

વિવેચન — હે અર્જુન! અતકાળે એકાગ્ર મનવડે भक्त्या = પરમેશ્વર વિષયક પરમપ્રેમથી યુક્ત થઈ [ મધુ ], તથા योगबलेन युक्त = સમાધિએ ઉત્પન્ન કરેલા સસ્કારોના સમૂહથી યુક્ત થઈ [ મધુ ], ચિત્તને હૃદયકમળમા સ્થિર કરી, મારા સ્વરૂપનુ ચિતન કરતો, જે યોગી હૃદયદેશમાથી ઊર્ધ્વગમન કરનારી સુષુમ્ણા નાડીરૂપ માર્ગદ્વારા, ગુરુએ ઉપદેશેલા માર્ગ પ્રમાણે યોગભૂમિકાનો ક્રમે ક્રમે જય કરી, બન્ને ભમરોના મધ્યમા રહેલા આજ્ઞાચક્ર વિષે પ્રાણને સ્થાપન કરી [ મધુ ], તે દિવ્યપુરુષનુ સ્મરણ કરે છે, તે અપ્રમત્ત થઈ [ શ્રી ભા ] એટલે કે સાવધાન થઈ, દશમદ્વારરૂપ બ્રહ્મરધ્રમાથી ઉત્ક્રમણ કરી, ' कविं पुराण ' ઇત્યાદિ લક્ષણવાળા પરમ [illegible] [illegible] ભા મધુ વગેરે].

तद्भावं याति। [ શા. ભા. ] તે પરમપુરુષના ભાવને પામે છે, तत्समानैश्वर्यो भवतीत्यर्थः। [ શા. ભા. ] તે તેના સમાન ઐશ્વર્યવાળો થાય છે."

શ્રુતિ કહે છે કે :—એકસોને એક પુરુષના હૃદયમાંથી નીકળેલી નાડીઓ છે. તેમાં બ્રહ્મરંધ્રનું ભેદન કરીને નીકળેલી એક સુષુમ્ણા નામે નાડી છે. તે નાડીવડે ઊર્ધ્વલોકમાં ગમન કરનારો ઉપાસક સૂર્યરૂપદ્વારથી બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ અમરભાવને પામે છે [ કઠ ઉપ. ૩-૧૬, છાં. ઉ. ૮-૬-૬ ]. આ સુષુમ્ણા નાડી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિનું સ્થાન છે [ તૈ. ઉ. ૧-૬-૧ ]. આ માર્ગે ગમન કરનારા ઉપાસકો બ્રહ્મલોકમાં અનેક કલ્પો પર્યંત વાસ કરે છે. તેમની આ સંસારમાં પુનરાવૃત્તિ નથી [બૃ. ઉ. ૬-૨-૧૫; બ્ર. સૂ. ૪-૪-૨૨ ] [ ૧૦ ].

અવતરણિકા :—હવે અક્ષરબ્રહ્મની સ્તુતિ કરે છે, અને તેને પ્રાપ્ત કરવાનો ઉપાય કહેવાની પ્રતિજ્ઞા કરે છે :

यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥११॥

અન્વયાર્થ :—वेदविदः વેદને જાણનારા यत् જે अक्षरं અક્ષરને અવિનાશી ઓંકારરૂપ બ્રહ્મને वदन्ति કહે છે, वीतरागाः વીતરાગી-સ્પૃહારહિત यतयः મુનીઓ यत् જેમાં विशन्ति પ્રવેશ કરે છે-જે અક્ષરબ્રહ્મને સાક્ષાત્ અનુભવે છે [ મધુ. ] यत् જેને इच्छन्तः ઇચ્છનારા ब्रह्मचर्यं બ્રહ્મચર્યને चरन्ति પાળે છે तत् તે पदं પદને-અક્ષરબ્રહ્મને संग्रहेण સંક્ષેપમાં ते તને प्रवक्ष्ये હું કહીશ [ ૧૧ ].

શબ્દાર્થ :—જે ઓંકારરૂપ બ્રહ્મનું વેદવેત્તાઓ નિરૂપણ કરે છે, જે ઓંકારરૂપ બ્રહ્મમાં વીતરાગી મુનિઓ પ્રવેશ કરે છે, તથા જે ઓંકારરૂપ બ્રહ્મને જાણવાને ઇચ્છનારા સાધકો બ્રહ્મચર્ય પાળે છે, તે પદ હું તને સંક્ષેપમા કહીશ[૧૧].

વિવેચન :—यदक्षर वेदविदो वदन्ति = યાજ્ઞવલ્કયાદિ વેદવેત્તાઓ જે અક્ષરને 'સ્થૂલથી ભિન્ન, અણુથી ભિન્ન, હ્રસ્વથી ભિન્ન ઇત્યાદિ વચનોવડે સર્વ વિશેષોને [ ધર્મોને ] દૂર કરી પ્રતિપાદન કરે છે [ મધુ., બૃ. ઉ. ૩-૮-૮ ].

विशन्ति यद्यतयो वीतरागाः = વીતરાગી સંન્યાસીઓ જેમાં સ્વરૂપપણાથી યથાર્થ જ્ઞાનવડે પ્રવેશ કરે છે [ શા. ભા. ], જે અક્ષરબ્રહ્મને વીતરાગી [ નિઃસ્પૃહી સંન્યાસીઓ ] પોતાના આત્મારૂપે સાક્ષાત્ અનુભવે છે [ મધુ ], તથા यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति = જે અક્ષરબ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા સાધકો જીવનપર્યંત ગુરુકુળમાં વાસ કરવારૂપ નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરે છે [ શા. ભા. વગેરે ], દૃષ્ટ તથા અદૃષ્ટ સર્વ વિષયસુખથી વિમુખ થઈ, આહારાદિના નિયમથી, સ્વધર્મથી,

શ્રદ્ધાથી તથા ભક્તિથી સદ્‌ગુરુની સમીપમાં વેદાંત શ્રવણ કરે છે [ શંકરાનંદ ], શ્રવણાદિ સાધનોવડે ચિત્તને અંતર્મુખ કરી સર્વદા મારું અનુસંધાન કરે છે

તે પદ = તે પ્રાપ્ત કરવા યોગ્ય અક્ષરબ્રહ્મને [ રા ભા વગેરે ], પરબ્રહ્મને [ શંકરાનંદ ] હું તને સંક્ષેપમાં કહીશ તે જેમ તને બોધ થાય તેવી રીતે કહીશ [ મધુ શા ભા ], તથા તેને પ્રાપ્ત કરવાનો ઉપાય હું તને કહીશ [ કેશવ શ્રીધર ] માટે 'આ અક્ષરબ્રહ્મને હું કેવા પ્રકારે જાણીશ' એ પ્રમાણે ચિંતા કરીને તું વ્યાકુળ થા નહિ [ મધુ ]

'सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद् वदन्ति। यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीमि— 'ओमित्येतत्'॥ [ કઠ ઉપ ૧–૨–૧૫ ] સર્વ વેદો જે પદને પ્રતિપાદન કરે છે, સર્વ તપો જેને કહે છે, અર્થાત્ તપોવડે જેનો સાક્ષાત્ અનુભવ કરી શકાય છે, જેને ઇચ્છનારા બ્રહ્મચર્યને આચરે છે, તે પદ હું તને સંક્ષેપમાં કહું છું આ પદ ઓંકારથી કહેવાતું તથા ઓંકારરૂપ પ્રતિનિધિવાળું છે" આ ઓંકાર [ અક્ષર ] જ અપરબ્રહ્મ [ સગુણબ્રહ્મ ] છે, તથા આ ઓંકાર [ અક્ષર ] જ પરબ્રહ્મ [ નિર્ગુણબ્રહ્મ ] છે [ કઠ ઉપ ૨–૧૬ ]

'तस्य वाचकः प्रणवः। [ પા યો સૂ. ૧–૨૭ ] ઓંકાર બ્રહ્મનો વાચક છે" અર્થાત્ જે ઓંકારનું સ્મરણ કરે છે, તેના હૃદયમાં તેના વાચ્ય બ્રહ્મનું સ્ફુરણ થાય છે, તથા તે બ્રહ્મરૂપ થાય છે માટે "तज्जपस्तदर्थभावनम्। [ પા યો સૂ ૧–૨૮ ] ઓંકારનું તથા તેના અર્થસ્વરૂપ બ્રહ્મનું ચિંતન કરવું'

આ ઓંકારરૂપ આલંબન [ આશ્રય ] બ્રહ્મપ્રાપ્તિના સાધનરૂપ ગાયત્રી વગેરે આલંબનોમાં શ્રેષ્ઠ છે આ ઓંકારરૂપ આલંબન પરબ્રહ્મ તથા અપરબ્રહ્મને વિષય કરનારું હોવાથી પરરૂપ તથા અપરરૂપ છે, તથા આ આલંબનને જાણીને તે બ્રહ્મલોકમાં પૂજ્ય થાય છે, અર્થાત્ બ્રહ્મની પેઠે ઉપાસના કરવા યોગ્ય થાય છે માટે 'ओमित्येवं ध्यायथ आत्मानम्। ઓંકારવડે પ્રણવરૂપ આત્માનું ધ્યાન કરવું"

જેમ સુકાઈ ગયેલી નદીને ખણવાથી જળ પ્રતીત થાય છે, જેમ દહીંને મંથન કરવાથી ઘી પ્રતીત થાય છે, તથા મંથન કરવાથી અરણિયોમાં અગ્નિ પ્રતીત થાય છે, તેમ હૃદયને નીચેના અરણિ તથા ઓંકારને ઉપરની અરણિ કરીને, બ્રહ્મના ચિંતનરૂપ મંથનના અભ્યાસથી હૃદયમાં બ્રહ્મ પ્રતીત થાય છે, અર્થાત્ સાધક બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે [ શ્વે ઉ ૧–૧૩–૧૫ ]

જે પુરુષ સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, ફલેચ્છાનો ત્યાગ, શૌચ સંતોષ નિષ્કપટપણું વગેરે વ્રતોનું પરિપાલન કરી બાહ્ય વિષયોથી ઇન્દ્રિયોનો નિરોધ

કરી, ભક્તિયુક્ત થઈ, એકાગ્ર ચિત્તવડે ઓંકારની બ્રહ્મના પ્રતીકરૂપે ઉપાસના કરે છે, તે ઓંકારના ધ્યાનથી અપરબ્રહ્મને અથવા પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે [ પ્રશ્ન ઉપ ૫–૨ ].

અકાર, ઉકાર તથા મકાર એ ત્રણ માત્રારૂપ ઓંકારવડે જ પુરુષ સૂર્યની અંદર રહેલા ઓંકારરૂપ પરપુરુષનુ ધ્યાન કરે છે, તે સર્પ જેમ કાચળીથી મુક્ત થાય છે, તેમ સર્વ પાપ-પુણ્યથી મુક્ત થઈ, મૃત્યુ પછી બ્રહ્મલોકને પામે છે [ પ્રશ્ન ઉપ. ૫–૫ ] [ ૧૧ ].

**અવતરણિકા :**—प्रतिज्ञातमुपाय साङ्गमाह द्वाभ्याम्। [ શ્રીધર, કેશવ ] હવે બે શ્લોકવડે પૂર્વે પ્રતિજ્ઞા કરેલો અક્ષરબ્રહ્મની પ્રાપ્તિનો સાઙ્ગ ઉપાય કહે છે":

**सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।**
**मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥**
**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।**
**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥**

**અન્વયાર્થ :**—सर्वद्वाराणि ઇન્દ્રિયોરૂપ સર્વ દ્વારોને [ શા. ભા., મધુ વગેરે] संयम्य નિયમમાં રાખી च તથા મનને સ કલ્પવિકલ્પથી રહિત કરી [ શા ભા.] मनः મનને हृदि હૃદયમા निरुध्य નિરોધ કરી–મનને વૃત્તિ વગરનુ કરી आत्मन. પોતાના प्राणं પ્રાણને मूर्ध्नि બ્રહ્મરન્ધ્રમા–आधाय ધારણ કરી योगधारणा યોગ ધારણામા आस्थितः રહેલો [ ૧૨ ] ओम् 'ઓમ્' इति એવા ब्रह्म બ્રહ્મરૂપ एकाक्षरं એકાક્ષરનુ व्याहरन् ઉચ્ચારણ કરતો–જપ કરતો मा મારુ अनुस्मरन् સ્મરણ કરતો य. જે देह દેહને त्यजन् ત્યજીને प्रयाति જાય છે स. તે परमा પરમ गतिं ગતિને याति પામે છે [ ૧૨–૧૩ ]

**શબ્દાર્થ :**—સર્વ ઇન્દ્રિયોરૂપ દ્વારોને રોકીને, મનને હૃદયમા સ્થિર કરીને, પોતાના પ્રાણને બ્રહ્મરન્ધ્રમા ધારણ કરી, યોગધારણામા રહેલો [ ૧૨ ] 'ઓમ્' એવા બ્રહ્મરૂપ એકાક્ષરને જપતો તથા મારુ સ્મરણ કરતો, જે દેહને ત્યજીને જાય છે, તે પરમગતિને પામે છે [ ૧૨–૧૩ ].

**વિવેચન :**—હે અર્જુન ! શ્રોત્ર વગેરે સર્વ ઇન્દ્રિયોરૂપ દ્વારોને संयम्य = વિષયોમા દોષદર્શનના અભ્યાસથી વિષયોથી નિવૃત્ત કરીને [ મધુ. ], અભ્યાસ તથા વૈરાગ્યવડે મનને હૃદયપ્રદેશમા निरुध्य = વૃત્તિ વગરનુ કરીને – [ મધુ. ], મનવડે પણ વિષયોનું ચિંતન ન કરતો સર્વ બાહ્ય ક્રિયાના કારણરૂપ [દ્વારરૂપ]

પ્રાણને ચોમેરથી રોકી, ભૂમિનાઓના જયના ક્રમથી બ્રહ્મરંધ્રમાં આધાય = સ્થાપન કરી [ શા. ભા. ], ધારણ કરી આત્માના અનુભવ કરાવનારી સમાધિરૂપ ધારણામાં સ્થિર થઈ, બ્રહ્મના સ્વરૂપનું લક્ષ્ય કરાવનાર તથા બ્રહ્મના અર્થરૂપ ઓંકારનો જપ કરતો, તથા તેના અર્થભૂત કવિ, પુરાણ ઇત્યાદિ લક્ષણવાળો જે હું તેનું સ્મરણ કરતો, યોગશાસ્ત્રમા કહેલા પદ્‌ચક્રો ભેદીને જે પ્રયાણ કરે છે, તે દેવયાનમાર્ગથી બ્રહ્મલોકમા જઈ ક્રમવડે પરમગતિને પામે છે [શંકરાનંદ, મધુ. ]. તે બ્રહ્મલોકની પ્રાપ્તિદ્વારા પરબ્રહ્મને જ પ્રાપ્ત થાય છે [ નીલકંઠ ].

" एषाऽस्य परमा गतिरेषाऽस्य परमा संपदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्दः । [ બૃ. ઉ ૪-૩-૩૨ ] બ્રહ્મને જાણનારા પુરુષની એ પરમગતિ છે, એ જ એની પરમ સંપત્તિ છે, એ જ એનો પરમ લોક છે અને એ જ એનો પરમ આનંદ છે [ ૧૨-૧૩ ].

**અવતરણિકા :**—હવે મારા અનન્ય ભક્તોને હું સુલભ છું, તે પ્રતિપાદન કરે છે:

**अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥**

**અન્વયાર્થ :**— पार्थ ! હે પાર્થ ! यः જે अनन्यचेताः બીજે ક્યાંય ચિત્ત રાખ્યા વિના–મારા સિવાય બીજે ચિત્તને નહિ રાખતા सततं નિરંતર नित्यशः લાંબા કાળ સુધી–જ્યા સુધી જીવે ત્યા સુધી [ શા. ભા., મધુ વગેરે ]मा મારું પરમાત્માનું स्मरति સ્મરણ કરે છે, तस्य તે नित्ययुक्तस्य નિત્ય સમાહિત ચિત્તવાળા योगिनः યોગીને अहं હું सुलभः સુલભ છું [ ૧૪ ]

**શબ્દાર્થ :**—હે પાર્થ ! બીજે ક્યાય પણ ચિત્ત રાખ્યા વિના, જે નિત્ય તથા નિરંતર મારુ જ સ્મરણ કરે છે, તે નિત્યયુક્ત યોગીને હુ સુલભ છુ [૧૪].

**વિવેચન :**—अनन्यचेताः = જે મારા સિવાય બીજા કોઈ પણ વિષયમાં ચિત્તને નહિ રાખતાં બ્રહ્મ વિષે જ સમાહિત ચિત્તવાળો થઈ [ શંકરાનંદ ] सततं = નિરંતર તથા नित्यशः = લાંબા કાળ સુધી [ શા. ભા ], જીવનપર્યંત [ શા. ભા., મધુ. વગેરે ] મારું જ સ્મરણ [ અનુસંધાન ] કરે છે, એવા नित्ययुक्तस्य = યોગીઓને આવશ્યક એવા આહાર, વિહાર, યમ, નિયમ વગેરેથી યુક્ત [ નીલકંઠ ], નિત્ય મારા સંયોગની કામનાવાળા [ રા. ભા.], મારે વિષે એકાગ્રચિત્તવાળા યોગીને હું સુલભ છું, હું અનાયાસે પ્રાપ્ત થવા યોગ્ય છું.

"ततस्त्वमनन्यचेता सन् मां सर्वदा संस्मरेत्यर्थः । [ શંકરાનંદ ] માટે તું અનન્યચિત્ત થઈ મારું સર્વદા સ્મરણ કર "

અનન્ય ભક્તને પ્રાણાયામના અભ્યાસનો ક્લેશ, ઇન્દ્રિયનિગ્રહનો શ્રમ, મનના નિરોધનો આયાસ, સુષુમ્ણા નાડીદ્વારા ઊર્ધ્વગમનનું દુઃખ, તથા શિર્ષકપાલભૂમિ વગેરે આવરણના ભેદનની જરા પણ વ્યથા થતી નથી, પરંતુ પ્રારબ્ધ ક્ષય પામતાં સુષુપ્તિની પેઠે તે મને પ્રાપ્ત થાય છે, અને તેથી મારા અનન્ય ભક્તને મારી પ્રાપ્તિ સુલભ છે [ શંકરાનંદ ] સર્વ વિક્ષેપોથી રહિત થઈ ભગવાનનું ચિંતન કરવું, એ જ પરમગતિનું કારણ છે [ મધુ, શંકરાનંદ ].

અહો સતતમ્ પદવડે કોઈ પણ પ્રકારના ખાચ વગરના નિરંતર સ્મરણનું તથા ' नित्यश ' પદવડે લાંબા કાળ સુધીના સ્મરણનું સૂચન છે [ મધુ ].

યોગસૂત્રકાર પણ કહે છે કે - " स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमि । નિરંતર તથા આદરપૂર્વક સેવેલો યોગાભ્યાસ દૃઢ થાય છે [ પા યો સૂ ૧-૧૪] "

તાત્પર્ય એ છે કે, " तद्वियोगमसहमानोऽहमेव तं वृणे । [ રા ભા. ] મારા અનન્ય ભક્તનો વિયોગ ન સહન કરી શકવાને લીધે હું જ તેનું વરણ કરું છું " અને તેથી " मत्प्राप्त्यनुगुणोपासनविपाकं तद्विरोधिनिरसनमत्यर्थमतिप्रियत्वादिकं चाहमेव ददामीत्यर्थः । [ રા ભા ] મારી પ્રાપ્તિને અનકૂળ પરિપકવ ઉપાસના તથા તે [ ઉપાસના ] વિરોધી ભાવોનો નાશક [ નિવર્તક ] મારો પરમપ્રેમ વગેરે સર્વ હું જ તેને પ્રદાન કરું છું "

શ્રુતિ પણ કહે છે કે —" यमेवैष वृणुते तेन लभ्य । [ મુ ઉ ૩-૨-૩ ] જેને બ્રહ્મ વરણ કરે છે, તેને જ એ બ્રહ્મ પ્રાપ્ત થાય છે "

ભગવાન પણ હવે પછી કહેશે કે —" तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् । ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते । [ ગી ૧૦-૧૦ ] મારે વિષે એકાગ્ર ચિત્તવાળા તથા પ્રીતિપૂર્વક મારું ભજન કરનારા મારા અનન્ય ભક્તોને હું બુદ્ધિયોગ [ જ્ઞાનયોગ-યથાર્થ જ્ઞાન ] આપું છું, જેથી તેઓ મને આત્મપણાથી પ્રાપ્ત થાય છે " [૧૪]

**અવતરણિકા** —હવે મને પ્રાપ્ત થનારા જ્ઞાની ભક્ત પુનર્જન્મને પામતા નથી, તે કહે છે.

**मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ॥**
**नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥**

**અન્વયાર્થ** :—परमां પરમ संसिद्धिं સંસિદ્ધિને-મુક્તિને गताः પામેલા-

महात्मनः મહાત્માઓ–મહામના [ શા. ભા. ] માં મને उपेत्य પામીને पुनः ફરીને दुःखालय દુ:ખોના ઘરરૂપ તથા अशाश्वतम् અસ્થિર–અનિત્ય जन्म જન્મને न आप्नुवन्ति પામતા નથી [ ૧૫ ].

**શબ્દાર્થ** :—પરમસિદ્ધિને પામેલા મહાત્માઓ મને પામીને, દુઃખના ઘરરૂપ તથા અનિત્ય જન્મને પુનઃ પ્રાપ્ત થતા નથી [ ૧૫ ].

**વિવેચન** :—હે અર્જુન ! મારા અનુગ્રહથી [ કેશવ ] मामुपेत्य = સચ્ચિદાનંદરસ મને પરબ્રહ્મને [ શંકરાનંદ ], મને ઈશ્વરને પામી [ મધુ ], પરમ સંસિદ્ધિને પ્રાપ્ત થયેલા મહાત્માઓ दुःखालयं = ગર્ભવાસ વગેરે દુઃખોના [ મધુ ], તથા આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક દુ:ખોના સ્થાનરૂપ [ શા. ભા., શંકરાનંદ ] તથા अशाश्वतम् = અસ્થિર એવા પુનર્જન્મને પામતા નથી.

વિદેહમુક્તિને પ્રાપ્ત થયેલા જ્ઞાની પુરુષો દેવ, ગંધર્વ, મનુષ્ય ઈત્યાદિ શરીરને પામતા નથી, કારણકે જ્ઞાનરૂપી અગ્નિમાં તેમના નવા દેહની ઉત્પત્તિના કારણરૂપ અવિદ્યા, કામ તથા કર્મ નાશ પામ્યા છે [ શંકરાનંદ ].

શ્રુતિ પણ કહે છે કે:-" न च पुनरावर्तते, न च पुनरावर्तते । [ છા. ઉ. ૮-૧૫-૧ ] બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલા પુણ્યશાળી મહાત્માઓ શરીરગ્રહણ માટે પુનઃ આવતા નથી." " ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे । परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ॥ [ નીલકંઠ ] બ્રહ્મપ્રલય પ્રાપ્ત થતાં જ્યારે બ્રહ્માનો પણ નાશ થાય છે, ત્યારે તે બધા પુણ્યશાળી મહાત્માઓ બ્રહ્માની સાથે પરમ પદને પામે છે." [ ૧૫ ].

**અવતરણિકા** :—હવે તત્ત્વજ્ઞાનથી રહિત પુરુષોની બ્રહ્મલોકથી પણ પુનરાવૃત્તિ થાય છે, તે કહે છે:

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥**

**અન્વયાર્થ** :—अर्जुन ! હે અર્જુન ! आब्रह्मभुवनात् બ્રહ્મલોકપર્યંત-બ્રહ્મલોકસહિત लोकाः સર્વ લોક पुनरावर्तिनः પુનર્જન્મને પામવાના સ્વભાવવાળા છે, तु પરંતુ कौंतेय ! હે કુન્તિપુત્ર ! माम् મને उपेत्य પામ્યા પછી पुनः ફરીને जन्म જન્મ न विद्यते નથી [ ૧૬ ].

**શબ્દાર્થ** :—બ્રહ્મલોકપર્યંતના સર્વ લોકો પુનરાવૃત્તિશીલ [ નાશવાન ] છે, પરંતુ હે કૌંતેય ! મને પામ્યા પછી પુનર્જન્મ નથી [૧૬].

**વિવેચન** :—બ્રહ્મલોકસહિત સર્વલોક પુનરાવર્તિનઃ = ફરીફરીને જન્મ લેવો પડે એવા સ્વભાવવાળા છે [ શા. ભા. ], પુણ્યવશાત્ પ્રાપ્ત થયેલા જીવોને પુણ્યનો ક્ષય થતાં પુનર્જન્મ પ્રાપ્ત થાય છે [ શંકરાનંદ ]; પરંતુ જેઓ મને ઇશ્વરને પામેલા છે, તેમનો પુનર્જન્મ થતો નથી.

**નોંધ** :—બ્રહ્મલોકને પ્રાપ્ત થયા પછી કેટલાક પુનર્જન્મ પામે છે, તથા કેટલાક પુનર્જન્મને પામતા નથી, એ વિષયનો નિર્ણય આ પ્રમાણે છે :— "દહરાદિ ઉપાસના વડે બ્રહ્મલોકને પ્રાપ્ત થનારા ક્રમમુક્તિના અધિકારી પુરુષો બ્રહ્માના કલ્પના અંતે આત્મજ્ઞાન સંપાદન કરી, બ્રહ્માની સાથે મુક્ત થાય છે, તેઓ આ સંસારમાં પુનર્જન્મ પામતા નથી [ છા. ઉ. ૮–૧૫–૧; બ્ર. સૂ. ૪–૪–૨૨ ]; પરંતુ પંચાગ્નિ વિદ્યાવડે બ્રહ્મલોકને પ્રાપ્ત થનારા, આત્મજ્ઞાન વિનાના ઉપાસકો જે કલ્પ વિશે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે, તેઓ બીજા કલ્પમાં પુનરાવૃત્તિને [ પુનર્જન્મને ] પ્રાપ્ત થાય છે [ છા. ઉ. ૫–૧૦–૧; બ્ર. સૂ. ૩–૩–૩૧; મધુ, નીલકંઠ વગેરે ]. [૧૬]

**અવતરણિકા** :—હવે બ્રહ્મલોકપર્યંત સર્વલોક કાલથી પરિચ્છિન્ન હોવાથી પુનરાવર્તી છે, તે સ્પષ્ટ કરે છે :

**सहस्रयुगपर्यंतमहर्यद् ब्रह्मणो विदुः ।**
**रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥**

**અન્વયાર્થ** :—यत् જેઓ सहस्रयुगपर्यंतं સહસ્રયુગ પર્યંતના અર્થાત્ ચાર હજાર યુગના ब्रह्मणः બ્રહ્માના–પ્રજાપતિના अहः દિવસને विदुः જાણે છે; તથા युगसहस्रान्ता એક હજાર મહાયુગ અર્થાત્ ચાર હજાર યુગે પૂરી થનારી रात्रिं બ્રહ્માની રાત્રિને જાણે છે, તે તે जनाः પુરુષો अहोरात्रविदः દિવસ–રાતને જાણનારા છે–તેઓ દિવસ તથા રાત્રિના પરિમાણને જાણનારા છે [ ૧૭ ].

**શબ્દાર્થ** :—જેઓ હજાર મહાયુગ પર્યંતના અર્થાત્ ચાર હજાર યુગ પર્યંતના બ્રહ્માના દિવસને જાણે છે, તથા હજાર મહાયુગે અર્થાત્ ચાર હજાર યુગે પૂરી થનારી બ્રહ્માની રાત્રિને જાણે છે, તેઓ દિવસ તથા રાત્રિના પરિમાણને જાણનારા છે [ ૧૭ ].

**વિવેચન** :—બ્રહ્મલોક વગેરે સર્વ લોકો કાલથી પરિચ્છિન્ન હોવાથી પુનરાવૃત્તિવાળા અર્થાત્ ફરીફરીને ઉત્પન્ન થવાના સ્વભાવવાળા છે.

મનુષ્યનાં ૧૭,૨૮૦૦૦ વર્ષોનો સત્યયુગ છે; ૧૨,૯૬૦૦૦ વર્ષોનો ત્રેતાયુગ છે; ૮,૬૪૦૦૦ વર્ષોનો દ્વાપરયુગ છે; તથા ૪,૩૨૦૦૦ વર્ષોનો કલિયુગ છે. આ

ચાર યુગો મળી મનુષ્યના ૪૩,૨૦૦૦૦ વર્ષો થાય છે, તેને મહાયુગ કહે છે આવા એક હજાર મહાયુગોનો અર્થાત્ ચાર હજાર યુગોનો બ્રહ્માનો દિવસ છે, તથા એક હજાર મહાયુગોની બ્રહ્માની રાત્રિ છે

આ પ્રકારે અહોરાત્રવિદ = બ્રહ્માના દિવસ તથા રાત્રિના પરિમાણને જાણનારા પુરુષો, ભગવાન મનુ વગેરેની પેઠે કાળતત્ત્વને જાણનારા કહેવાય છે, પરંતુ જેઓ સૂર્ય–ચંદ્રની ગતિ ઉપરથી જ દિવસ તથા રાત્રિને જાણે છે, એવા અલ્પદર્શી [ અલ્પજ્ઞો ] દિવસ તથા રાત્રિને જાણનારા નથી [ મધુ વગેરે ]

મનુષ્યનું વર્ષ તે દેવોનો દિવસરાત્રિ છે આવા દિવસરાત્રિ પ્રમાણે પક્ષ, માસ તથા વર્ષની ગણતરી કરતા બાર હજાર વર્ષોના ચાર યુગો છે બ્રહ્માનો એક દિવસ ચાર હજાર યુગોનો છે તે કલ્પ [ સર્ગ ] કહેવાય છે [ ભા ૧૨–૪–૨ ] એક કલ્પમા ચૌદ મનુઓ થાય છે કલ્પના [ બ્રહ્માના દિવસના ] અંતે રાત્રિ થાય છે, તે પ્રલય કહેવાય છે બ્રહ્માની રાત્રિ ચાર હજાર યુગોની છે આ પ્રમાણે દિવસ તથા રાત્રિની ગણતરી પ્રમાણે બ્રહ્માનું આયુષ્ય સો વર્ષનું છે. બ્રહ્માનું સો વર્ષનું આયુષ્ય પૂરું થતા બ્રહ્મા બ્રહ્મલોકસહિત નાશ પામે છે આ મહાપ્રલય કહેવાય છે

આ પ્રમાણે જ્યારે બ્રહ્મલોક અનિત્ય છે, ત્યારે મહર્લોક, જનલોક, સ્વર્ગલોક, મનુષ્યલોક વગેરે લોકો અનિત્ય હોય, એમા શું કહેવું ?

### ચાર પ્રકારના પ્રલયો

પ્રલયો ચાર પ્રકારના છે —(૧) નિત્ય પ્રલય (૨) નૈમિત્તિક પ્રલય (૩) પ્રાકૃતિક પ્રલય અને (૪) આત્યંતિક પ્રલય

નિત્ય ક્ષણેક્ષણે મનુષ્યાદિ પ્રાણીઓનો જે નાશ થાય છે, અથવા જીવોને જે નિત્ય સુષુપ્તિ થાય છે, તે " નિત્ય " પ્રલય કહેવાય છે. બ્રહ્માનો દિવસ પૂરો થતા હવે પછીના શ્લોકમા વર્ણવ્યા પ્રમાણે બ્રહ્માના નિદ્રારૂપ નિમિત્તથી જે સ્વર્ગાદિ ત્રણ લોકોનો પ્રલય થાય છે, તે " નૈમિત્તિક " પ્રલય કહેવાય છે [ ભાગ ૧૨–૪–૩ ] બ્રહ્માનું સો વર્ષનું આયુષ્ય પૂરું થતા પ્રકૃતિના સર્વ કાર્યોનું [ પૃથ્વી, જળ, વગેરે તત્ત્વોનું ] પ્રકૃતિમા લય પામવું, તે " પ્રાકૃતિક " પ્રલય કહેવાય છે જ્ઞાનવડે માયા તથા માયાના કાર્યનો સુદૃઢ બાધ થવો, તે " આત્યંતિક " પ્રલય કહેવાય છે

નિત્ય, નૈમિત્તિક તથા પ્રાકૃતિક પ્રલય સ્વાભાવિક છે, પરંતુ આત્યંતિક પ્રલય કેવળ જ્ઞાની મહાત્માઓને જ્ઞાનવડે જ સાધ્ય છે [ મહાપ્રલય પછીની સૃષ્ટિરચના વિષે જુઓ ગી ૯–૭–૧૦ ગી ૧૪–૩–૪ ] [૧૭]

અવતરણિકા —હવે બ્રહ્માનો દિવસ થતા જગત વ્યક્ત થાય છે, અને બ્રહ્માની રાત્રિ થતા તેનો લય થાય છે, તે કહે છે

अव्यक्ताद् व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

અન્વયાર્થ —अहरागमे બ્રહ્માના દિવસનો આરંભ થતા-બ્રહ્માના પ્રબોધ કાળે अव्यक्तात् બ્રહ્માની સુષુપ્તિ અવસ્થામાથી [ શા ભા વગેરે ] सर्वाः સર્વે व्यक्तयः સ્થાવરજંગમ ભૂતો प्रभवन्ति ઉત્પન્ન થાય છે-પ્રકટ થાય છે, તથા रात्र्यागमे બ્રહ્માની રાત્રિનો આરંભ થતા બ્રહ્માની સુષુપ્તિ અવસ્થામા तत्र તે अव्यक्तसंज्ञके અવ્યક્ત નામના કારણમા-બ્રહ્માની સુષુપ્તિ અવસ્થામા एव જ प्रलीयन्ते લય પામે છે [ ૧૮ ]

શબ્દાર્થ —બ્રહ્માના દિવસનો આરંભ થતા સર્વે સ્થાવરજંગમ ભૂતો અવ્યક્તમાથી વ્યક્ત થાય છે તથા બ્રહ્માની રાત્રિ પડતા પુન અવ્યક્તમા લય પામે છે [ ૧૮ ]

**વિવેચન :**—अहरागमे = બ્રહ્માના દિવસનો આરંભ થતા એટલે કે બ્રહ્માના પ્રબોધકાળે આ સર્વ સ્થાવરજંગમ ભૂતો अव्यक्तात् - બ્રહ્માની સુષુપ્તિ અવસ્થા માથી [ શા ભા વગેરે ] વ્યક્ત થાય છે, અવ્યક્તમાથી બીજમાથી અંકુરની પેઠે જન્મ પામે છે [ શકરાનદ ] તથા रात्र्यागम = બ્રહ્માની રાત્રિનો આરંભ થતા અર્થાત્ બ્રહ્માની સુષુપ્તિસમયે, તે સર્વભૂતો પુન અવ્યક્તમા લય પામે છે, એટલે અદર્શનને પ્રાપ્ત થાય છે [ શકરાનદ ] [ ૧૮ ]

અવતરણિકા —જેમ ચોમાસા પછી દેડકાઓ સૂક્ષ્મરૂપે [ માટી સ્વરૂપે ] પૃથ્વી પર રહે છે, તેમ પ્રલયકાળ પછી સર્વભૂતો અવ્યક્તમા બીજરૂપે [seed form] રહે છે અને જેમ વર્ષાઋતુમા વરસાદના જળનો સ્પર્શ થતા દેડકાઓ પુન પરાણે પ્રાદુર્ભાવને પ્રાપ્ત થાય છે, તેમ બ્રહ્માના પ્રબોધકાળે સર્વભૂતો પુન પરાણે વ્યક્તભાવને પ્રાપ્ત થાય છે [ બૃ ૨-૧-૧૬-૧૭ ] પ્રલયકાળે સર્વભૂતો અવ્યક્તમા લય પામી તેમના કર્મોસહિત સૂક્ષ્મરૂપે રહે છે પરંતુ ભૂતો કે તેમના કર્મો નાશ પામતા નથી

આ પ્રમાણે ભૂતસમુદાયનો અવ્યક્તમાથી વ્યક્ત તથા વ્યક્તમાથી અવ્યક્ત થવાનો ક્રમ અનાદિ છે [ બ્ર સૂ ૨-૧-૩૫ ૩૬ ]

જો સર્વભૂતોના પૂર્વે કરેલા શુભાશુભ કર્મો પ્રલયકાળે નાશ પામે તો કૃતનાશ [ कृतविप्रणाश ] = કરેલાં કર્મોના ફળ ન મળવાનો તથા સૃષ્ટિના આરંભકાળે

અકૃતાભ્યાગમ = ન કરેના કર્મોના ફળ મળવાનો દોષ આવે છે આ બને પ્રકારના દોષોના પરિહાર [ નિવારણ ] માટે, અવિદ્યાદિ કલેશોને આધીન થઈ, ભૂત સમુદાય વારવાર ઉત્પન થઈ નાશ પામે છે, એ પ્રકારની વસ્તુસ્થિતિના નિરૂપણથી સસારમા વૈરાગ્ય ઉત્પન કરવાના હેતુથી, હવે ભગવાન કહે છે

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे॥ १९॥

**અન્વયાર્થ** —पार्थ ! હે અર્જુન ! જે પૂર્વકલ્પમા હતો સ તે एव જ अयं આ भूतग्राम પ્રાણીઓનો સમુદાય भूत्वा भूत्वा ઉત્પન્ન થઈ થઈને अवश અવશનાથી–પરતંત્ર થઈ–પરાણે અર્થાત્ અવિદ્યા, કામ તથા કર્મથી પરતત્ર થઈ [ મધુ ] બ્રહ્માની रात्र्यागमे રાત્રિ પડતા प्रलीयते લય પામે છે તથા अहरागमे બ્રહ્માનો દિવસ ઊગતા प्रभवति ઉત્પન્ન થાય છે [ ૧૯ ]

**શબ્દાર્થ** —હે પાર્થ ! આ સ્થાવરજગમ પ્રાણીઓનો સમુદાય આમ પેદા થઈ થઈને બ્રહ્માની રાત્રિ પડતા પરાણે લય પામે છે, અને બ્રહ્માનો દિવસ ઊગતા ઉત્પન્ન થાય છે [ ૧૯ ]

**વિવેચન** —भूतग्राम = જે પૂર્વકલ્પમા હતો તે જ આ સ્થાવરજગમ પ્રાણીઓનો સમુદાય આમ ઉત્પન્ન થઈ થઈને अवश = પરાધીન બની [ શા ભા ], અવિદ્યા, કામ તથા કર્મને આધીન થઈ [મધુ વગેરે], બ્રહ્માની રાત્રિ થતા લય પામે છે, તથા બ્રહ્માના દિવસનો આરભ થતા ઉત્પન્ન થાય છે જે ભૂતસમુદાય પૂર્વકલ્પમા હતો, તે જ ભૂતસમુદાય તેમના કર્માનુસાર ઉત્તર કલ્પમા ઉત્પન્ન થાય છે પરંતુ કલ્પ કલ્પમા અન્ય નવીન ભૂતસમુદાય ઉત્પન્ન થતો નથી. "न कदाचिज्जन्ममरणप्रवाहपार गच्छतीत्यर्थ । [ ચ કરાનદ] આ પ્રમાણે સર્વ ભૂતસમૂહ જન્મ–મરણના પ્રવાહથી કદાપિ મુક્ત થતો નથી"

શ્રુતિ કહે છે કે —'सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत्। दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्व । [ ઋગ્ ૧૦–૧૯૦–૩ ] સૂર્ય, ચદ્ર, પૃથ્વી, અતરિક્ષ સ્વર્ગ ઇત્યાદિક આ સર્વ જગત જેવી રીતે પૂર્વ કલ્પમા હતુ, તેવી રીતે ઉત્તર કલ્પમા પરમેશ્વર રચે છે"

બ્રહ્મદેવે ઉત્પન્ન કરેના એ ભૂતસમુદાય પૈકી જેણેજેણે પૂર્વસૃષ્ટિમા જે જે કર્મો કર્યા હોય છે, તેનેતેને તે તે કર્મો જ પુન પ્રાપ્ત થાય છે જે પ્રાણી પૂર્વકલ્પમા હિંસક હોય છે, તે પુન નવી સૃષ્ટિમા પણ હિંસક થાય છે, તેમ જ જે પ્રાણી પૂર્વસૃષ્ટિમા મૃદુ સ્વભાવનુ હોય, ક્રૂર હોય, ધર્મી હોય,

અધર્મી હોય, સત્યભાષી હોય કે મિથ્યાભાષી હોય, તે સર્વને પૂર્વકર્મના સંસ્કારને લીધે પુનઃ નવી સૃષ્ટિમાં પણ તેની તેની પ્રાપ્તિ થાય છે; તથા તેવું કર્મ કરવાની તેને રુચિ થાય છે [ શા. પ. ૨૩૨-૧૬-૧૭ ].

નોંધ :—આ પ્રકારના અર્થનું તાત્પર્ય એ છે કે, બ્રહ્મલોક વગેરે સર્વ લોકો પુનરાવૃત્તિવાળા છે. સ્વર્ગાદિ દિવ્યલોકને પ્રાપ્ત થયેલા જીવો પુણ્ય ક્ષીણ થતા પુનઃ મનુષ્યલોકમાં પ્રવેશ કરે છે. આ જન્મ-મરણરૂપી સંસારની ઘટમાળ અનાદિ છે.

બ્રહ્માના આયુષ્યની સાથે સરખાવતાં ઇન્દ્રાદિ દેવોનું આયુષ્ય અત્યંત અલ્પ છે; અને મનુષ્યનું આયુષ્ય તો બ્રહ્માના નેત્રના એક નિમેષ માત્ર પણ નથી. માટે અત્યંત દુર્લભ તથા મોક્ષના દ્વારરૂપ આ મનુષ્યદેહને પામી, આ લોક-પરલોકના તુચ્છ ભોગો માટે ઇન્દ્રાદિ દેવોનું શરણ ન લેતાં નિરતિશય સુખ માટે એકમાત્ર ભગવાનનું જ શરણ લેવું.

ભગવાન પણ હવે પછી કહેશે કે :—" अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्। [ ગી. ૯-૩૩ ] અનિત્ય અને ગર્ભવાસ વગેરે અનેક દુઃખોવાળા આ મનુષ્યશરીરને પામી મને ભજ." [ ૧૯ ].

અવતરણિકા :—હવે બે શ્લોકવડે અક્ષરબ્રહ્મનું વર્ણન કરે છે :

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥

અન્વયાર્થ :—तु વળી तस्मात् તે अव्यक्तात् અવિદ્યારૂપ અવ્યક્તથી [ શા. ભા., નીલકંઠ ] હિરણ્યગર્ભથી-બ્રહ્માથી परः શ્રેષ્ઠ अन्यः બીજો ભિન્ન વિલક્ષણ सनातनः અનાદિ [ શંકરાનંદ ], સર્વદા એકરૂપ રહેનાર [ નીલકંઠ ] अव्यक्तः અવ્યક્તભાવ-અક્ષરબ્રહ્મરૂપ यः જે ભાવ. અવ્યક્તભાવ છે सः તે सर्वेषु સર્વ भूतेषु ભૂતો नश्यत्सु નાશ પામે તોપણ न विनश्यति વિનાશ પામતો નથી [૨૦].

શબ્દાર્થ :—આ અવ્યક્તથી [ હિરણ્યગર્ભથી ] પર બીજો સનાતન અવ્યક્ત-ભાવ છે; એ અવ્યક્તભાવ સર્વભૂતો નાશ પામે તોપણ વિનાશ પામતો નથી [૨૦].

વિવેચન :—આ अव्यक्तात् = પૂર્વોક્ત ભૂતસમુદાયના બીજભૂત અવિદ્યા-રૂપ અવ્યક્તથી [ શા. ભા. ], આ સ્થાવરજંગમ ભૂતોના કારણરૂપ અવ્યક્તથી [ હિરણ્યગર્ભથી ] [ મધુ. ] પર [ ભિન્ન ] બીજો ઇન્દ્રિયોને અગોચર એવો અવ્યક્ત ભાવ છે. આ સત્તારૂપભાવ " અક્ષરબ્રહ્મ " કહેવાય છે. આ અક્ષર-બ્રહ્મ [ પરબ્રહ્મ પરમાત્મા ] સર્વથી શ્રેષ્ઠ અપ્રમેય તથા અનાદિ છે. આ સત્તારૂપ પરમ ભાવના જેવો બીજો કોઈ પદાર્થ નથી. જેમ તરંગો નાશ પામે તોથી

જળ નાશ પામતું નથી, તેમ કાર્યકારણાદિ આકાશવગેરે સર્વભૂતો નાશ પામે, છતાં આ અવ્યક્તભાવ નાશ પામતો નથી. આ અક્ષરબ્રહ્મરૂપ ભાવ ત્રણે કાળમાં અબાધ્ય તથા નિત્ય છે [ નીલકંઠ ].

શ્રુતિ કહે છે કે —" न तस्य प्रतिमाऽस्ति। આ અક્ષરબ્રહ્મનું કોઈ ઉપમાન નથી, એટલે કે એના જેવો બીજો કોઈ ભાવ [ પદાર્થ ] નથી" " न चक्षुषा पश्यति कश्चिदेनम्। તે બ્રહ્મ ચક્ષુ વગેરે ઇન્દ્રિયોનો અવિષય છે." તથા " स कारणम्। [ શ્વે. ઉ. ૬-૯ ] આ અક્ષરબ્રહ્મ હિરણ્યગર્ભાદિ સર્વભૂતોના કારણરૂપ છે" [૨૦]

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥

અન્વયાર્થ :—જે સત્તારૂપ ભાવ अव्यक्त: અવ્યક્ત તથા अक्षर: અવિનાશી इति उक्त: એમ કહેવાય છે तं તેને જ શ્રુતિ-સ્મૃતિઓ परमां પરમ गतिं ગતિ आहु: કહે છે; यं જેને प्राप्य પામીને न निवर्तन्ते અધિકારી પુરુષો પુનર્જન્મ પામતા નથી तत् તે मम મારું परमं પરમ धाम ધામ છે [ ૨૧ ]

શબ્દાર્થ :—જે સત્તારૂપ ભાવ અવ્યક્ત તથા અક્ષર કહેવાય છે, તેને જ પરમગતિ કહે છે; જેને પામ્યા પછી અધિકારી પુરુષો પુનર્જન્મ પામતા નથી, તે મારું પરમ ધામ [ સ્વરૂપ ] છે [ ૨૧ ]

વિવેચન :—હે અર્જુન ! જે સત્તારૂપ ભાવ ઇન્દ્રિયોનો અવિષય હોવાથી અવ્યક્ત તથા નાશરહિત હોવાથી અક્ષર કહેવાય છે, તેને જ શ્રુતિસ્મૃતિઓ परमां गतिम् = પરમાનંદરૂપ પુરુષાર્થ કહે છે [ મધુ ], જે સત્તારૂપ ભાવને પ્રાપ્ત થયા પછી અધિકારી પુરુષો પુનર્જન્મને પામતા નથી, તે જ મારું परमं धाम = અપ્રાકૃત, અબાધિત તથા આદિ-અન્તથી શૂન્ય પ્રકાશાત્મક સ્વરૂપ છે [ શંકરાનંદ ], તે જ મારું વિષ્ણુનું પરમપદ છે [ શા. ભા વગેરે ]

અહીં मम धाम એ વચન વિષે ' राहो: शिर ' [ રાહુનું શિર ] એ વચનની પેઠે અભેદમાં ભેદની કલ્પનાથી છઠ્ઠી વિભક્તિ છે. વાસ્તવિક રીતે જેમ રાહુશિરનો અભેદ જ છે, તેમ વાસ્તવિક રીતે मम धाम એ વચન વિષે પણ પરમાત્માનો તથા તેના સત્તારૂપ ધામનો અભેદ જ છે " अतोऽहमेव परमा गतिरित्यर्थ:। [ મધુ ] આથી એ અર્થ સિદ્ધ થયો કે, જે અક્ષર અવ્યક્તરૂપ ભાવને શ્રુતિઓ પરમ ગતિ કહે છે, તે પરમ ગતિ હું જ છું "

શ્રુતિ પણ કહે છે કે – " अक्षरात्संभवतीह विश्वम्। તે અદૃશ્ય, અગ્રાહ્ય, અવ્યક્ત ઇત્યાદિ લક્ષણવાળા અક્ષરમાંથી આ જગત ઉત્પન્ન થાય છે [ મુ ઉ

૧-૬-૭ ]." "पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः [ કઠ ઉપ. ૨-૧૧ ] આ અક્ષરથી પર કઈ નથી, તે પરમ સીમા છે, તે જ પરમ ગતિ છે." "तद्विष्णोः परमं पदम्। [ ઋક્સં. ૧-૨-૬-૫ ] તે વિષ્ણુનું પરમ ધામ છે." આ પરમ ધામને પામનારા અધિકારી પુરુષો પુનર્જન્મને પામતા નથી [ ગી. ૧૫-૬ ] [ ૨૧ ].

અવતરણિકા :—હવે અક્ષરબ્રહ્મરૂપ પરમ ગતિને પ્રાપ્ત થવાનો ઉપાય કહે છે :

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

અન્વયાર્થ :—પાર્થ હે અર્જુન! भूतानि સર્વભૂતો यस्य अन्तःस्थानि જેમાં અંતર્ગત છે [ શા. ભા. ], જેને વિષે ભૂતમાત્ર રહેલા છે તથા येन જેના વડે इदं આ सर्वं સર્વ ततं વ્યાપ્ત છે सः તે परः ઉત્તમ-શ્રેષ્ઠ पुरुषः પુરુષ अनन्यया भक्त्या અનન્યભક્તિ વડે-એકનિષ્ઠ ભક્તિવડે लभ्यः પ્રાપ્ત થવા યોગ્ય છે [૨૨].

શબ્દાર્થ —હે પાર્થ! જેને વિષે ભૂતમાત્ર રહેલા છે, અને જેના વડે આ બધું વ્યાપ્ત છે, તે ઉત્તમ પુરુષ અનન્યભક્તિવડે જ પ્રાપ્ત થવા યોગ્ય છે [ ૨૨ ].

વિવેચન :— હે અર્જુન! જેમ આકાશવડે ઘડો વગેરે પદાર્થો વ્યાપ્ત છે, તેમ જેના વડે આ સમસ્ત જગત વ્યાપ્ત છે, જેના વડે આ જગત પૂર્ણ છે તેથી અથવા જે આ શરીરરૂપી પુરમા રહે છે માટે 'પુરુષ' કહેવાય છે, તથા જેમાં સર્વભૂતો અંતર્ગત છે, તે ઉત્તમ પુરુષ अनन्यया भक्त्या = આત્મવિષયક જ્ઞાનરૂપ ભક્તિવડે [ શા. ભા. વગેરે ], પ્રેમલક્ષણા ભક્તિવડે [ મધુ ], સર્વત્ર બ્રહ્મમાત્રનું ગ્રહણ કરવાવાળી 'ब्रह्म इदम्' ઇત્યાદિ જ્ઞાનથી રહિત ભક્તિવડે [ શંકરાનંદ ], સર્વત્ર બ્રહ્મમાત્ર ગ્રહણ કરવાવાળી ભક્તિવડે [ ચ કાનંદ ], પૂર્વે શ્લોક ૧૪ માં નિરૂપણ કરેલા પ્રકારની ભક્તિવડે [ રા. ભા. ] પ્રાપ્ત થાય છે.

શ્રુતિ કહે છે કે :— "यच्च किंचिज्जगत्सर्वं दृश्यते श्रूयतेऽपि वा । अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायण स्थित. ॥ જે કંઈ આ સર્વ જગત જણાય છે અથવા સંભળાય છે, તે સર્વ જગતને અંદરથી તથા બહારથી વ્યાપ્ત કરીને નારાયણ રહેલા છે." "तेनेदं पूर्णं पुरुषेण सर्वम्। [ શ્વે. ઉ. ૩-૯ ] તે પુરુષ વડે જ આ સર્વ જગત પૂર્ણ છે." "यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः । [ શ્વે. ઉ. ૬-૨૩ ] પરમાત્મા અને ગુરુની

ભક્તિવાળાને જ વાક્યના અર્થો પ્રકાશિત થાય છે, અર્થાત્ સ્વાનુભવનો વિષય થાય છે" [ શા ભા , શ્વે ઉ ૬-૨૩ ] [ ૨૨ ]

અવતરણિકા —હવે દેવયાન માર્ગનું તથા પિતૃયાણ માર્ગનું સ્વરૂપ કહેવાની પ્રતિજ્ઞા કરે છે

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

અન્વયાર્થ —તુ વળી भरतर्षभ । હે ભરતકુળમા શ્રેષ્ઠ ! यत्र काल કાળના અભિમાની દેવતાઓથી ઉપલક્ષિત જે માર્ગે [ મધુ વગેરે ] प्रयाता ગયેલા योगिन ધ્યાનયોગીઓ તથા કર્મયોગીઓ अनावृत्ति મોક્ષને च તથા आवृत्ति જન્મને एव જ यान्ति પામે છે तं તે काल માર્ગ वक्ष्यामि હુ કહુ છુ [૨૩]

શબ્દાર્થ —વળી હે ભરતકુળમા શ્રેષ્ઠ ! જે માર્ગે ગયેલા યોગીઓ મોક્ષને પામે છે, તથા જે માર્ગે ગયેલા જન્મને પામે છે, તે માર્ગ હુ તને કહુ છુ [૨૩]

વિવેચન —यत्र [ यस्मिन् ] काले = कालाभिमानदेवतोपलक्षित मार्गे। [ મધુ વગેરે ] પ્રાણના ઉત્ક્રમણ પછી કાળના અભિમાની દેવતાઓથી ઉપલક્ષિત જે માર્ગ તે માર્ગે ગયેલા યોગીઓ अनावृत्ति = મોક્ષને પામે છે તથા જે માર્ગે ગયેલા યોગીઓ आवृत्ति = જન્મ-મરણરૂપી આ સંસારને પામે છે, તે હુ તને કહુ છુ

### મૃત્યુ પછીની ગતિ

જીવન્મુક્ત પુરુષોને દેહત્યાગ પછી કોઈ પણ માર્ગે પ્રયાણ કરવાની જરૂર નથી, કારણ કે શ્રુતિ કહે છે કે —" न तस्य प्राणा उत्क्रामन्ति । [ બૃ ઉ ૪-૪-૬ ] જ્ઞાની મહાત્માના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી " જ્ઞાનની ગતિનો પાર દેવો પણ પામી શકતા નથી [ શા પ ૨૬૯-૨૨ ]

બે પ્રકારના અધિકારી પુરુષો દેવયાનમાર્ગે [ અર્ચિરાદિ માર્ગે ] બ્રહ્મલોકને પામે છે તે પૈકી ક્રમમુક્તિના અધિકારી પુરુષો, આત્મજ્ઞાન પામી, બ્રહ્માની સાથે મોક્ષને પામે છે તેમની આ સંસારમા પુનરાવૃત્તિ નથી પરંતુ પંચાગ્નિવિદ્યા દ્વારા બ્રહ્મલોકને પ્રાપ્ત થનારા બ્રહ્માના બીજા કલ્પમા આ સંસારમા પુનરાવૃત્તિ પામે છે [ ગી ૮-૧૬ ] આ પ્રમાણે દેવયાનમાર્ગે પ્રયાણ કરનારા કેટલાક યોગીઓનુ પુનરાવર્તન થાય છે, તોપણ દેવયાનમાર્ગ 'અનાવૃત્તિની ' સજ્ઞાને પામેલો છે [ વિશેષ વિવેચન માટે જુઓ બ્ર સૂ ૪-૩-૭થી ૧૪]

ઇષ્ટપૂર્તાદિ પુણ્યકર્મ કરનારા પિતૃયાણમાર્ગે [ધૂમ્રમાર્ગે] સ્વર્ગાદિ લોકને

પામે છે. આ માર્ગે પ્રયાણ કરનારા પુરુષો પુણ્ય ક્ષય પામતાં પાછા સંસારને પ્રાપ્ત થાય છે [ ગી. ૯–૨૧ ]. તેથી આ પિતૃયાણમાર્ગ " આવૃત્તિમાર્ગ " કહેવાય છે [ છા. ઉ. ૫–૧૦–૪–૭ ].

દેવયાન કે પિતૃયાણ માર્ગે પ્રયાણ ન કરનારા અસંખ્ય જીવો પૈકી પાપી જીવો નરકાદિને પ્રાપ્ત થઈ, સંસારમાં જન્મ પામે છે; તથા બીજા ક્ષુદ્ર જીવો મચ્છરાદિ તુચ્છ યોનિઓમાં જન્મ–મરણને પ્રાપ્ત થાય છે [ છા. ઉ. ૫–૧૦–૮ ]. આવા ક્ષુદ્ર પાપી જીવો વારંવાર જન્મે છે, તથા મૃત્યુ પામે છે, અને તેથી સ્વર્ગાદિ લોક પુરાતો નથી [ ૨૩ ].

**અવતરણિકા** :—હવે દેવયાનમાર્ગનું નિરૂપણ કરે છે :

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥

**અન્વયાર્થ** :—જે માર્ગમાં ज्योतिः જ્યોતિરૂપ अग्निः અગ્નિઃ अहः દિવસ शुक्लः શુકલપક્ષ षण्मासाः છ માસરૂપ उत्तरायण ઉત્તરાયણ ઇત્યાદિના અભિમાની દેવો રહેલા છે तत्र તે માર્ગે प्रयाताः જનારા ब्रह्मविद. બ્રહ્મની ઉપાસનામાં તત્પર जनाः પુરુષો [ શા. ભા ] સગુણબ્રહ્મના ઉપાસકો [ મધુ. ], બ્રહ્મને જાણનારા ब्रह्म બ્રહ્મને–સગુણ બ્રહ્મને–બ્રહ્મલોકને गच्छन्ति પામે છે [ ૨૪ ].

**શબ્દાર્થ** :—જે માર્ગમાં જ્યોતિરૂપ અગ્નિ, દિવસ, શુકલપક્ષ, છમાસરૂપ ઉત્તરાયણ ઇત્યાદિના અભિમાની દેવો રહેલા છે, તે માર્ગે જનારા બ્રહ્મને જાણનારા બ્રહ્મને પામે છે [૨૪].

**વિવેચન** :—જે માર્ગમાં જ્યોતિરૂપ અગ્નિના અભિમાની દેવ, દિવસના અભિમાની દેવ, શુકલપક્ષના અભિમાની દેવ, તથા છ માસરૂપ ઉત્તરાયણના અભિમાની દેવ રહેલા છે, તે માર્ગે જનારા એટલે કે, તે માર્ગના અભિમાની દેવોના અધિકારમાં મૃત્યુ પામનારા સગુણબ્રહ્મના ઉપાસકો દેવયાનમાર્ગે બ્રહ્મલોકને પામે છે.

શ્રુતિ કહે છે કે :—દેવયાનમાર્ગે પ્રયાણ કરનારા સગુણબ્રહ્મના ઉપાસકો પ્રથમ અગ્નિના અભિમાની દેવને, અર્ચિથી દિવસના અભિમાની દેવને, દિવસથી શુકલપક્ષના અભિમાની દેવને, શુકલપક્ષથી ઉત્તરાયણના છ માસના અભિમાની દેવને, માસોથી દેવલોકના અભિમાની દેવને, દેવલોકથી આદિત્યને, આદિત્યથી ચંદ્રમાને, અને ચંદ્રમાથી વિદ્યુતને પામે છે. અહીં કોઈ દૈવી પુરુષ આવે છે, તે ઉપાસકોને વરુણલોક, ઇન્દ્રલોક તથા પ્રજાપતિના લોકદ્વારા બ્રહ્મલોકમાં લઈ જાય છે. આ

દેવયાનમાર્ગ છે. [ બૃ. ઉ ૬–૨–૧૫; છા. ઉ. ૪–૧૫–૫; છા. ઉ. ૫–૧૦–૨, દેવયાન માર્ગના વિસ્તારપૂર્વક વર્ણન માટે જુઓ આત્મપુરાણ અ. ૬ ].

"सत्येन पन्था विततो देवयानः । [ મુ. ઉ. ૩–૬ ] જે માર્ગથી કપટ, શઠતા, અહંકાર, દંભ, મિથ્યાભાષણ, તથા તૃષ્ણારહિત ઋષિઓ ગમન કરે છે, તે દેવયાનમાર્ગ સત્યવડે પ્રવૃત્ત થયો છે: અર્થાત્ આ દેવયાનમાર્ગ સત્યવડે [ધર્મવડે] જ નિરંતર ચાલતો રહેલો છે."

**નોંધ** :—શ્રુતિ કહે છે કે:—ઉત્તરાયણમાં કે દક્ષિણાયનમાં, શુકલપક્ષે કે કૃષ્ણપક્ષે, દિવસે કે રાતે દેહત્યાગ કરે તોપણ ક્રમમુક્તિના અધિકારી પુરુષને દેવયાનમાર્ગે બ્રહ્મલોકને પ્રાપ્ત થવામાં બાધ થતો નથી [ બ્ર. સૂ. ૪–૨–૨૦–૨૧ ], તેથી 'काल' શબ્દનો અર્થ કાલવાચક કરવામાં આવે તોપણ અધિકારી પુરુષને બ્રહ્મલોકને પ્રાપ્ત થવામાં બાધ થતો નથી.

મહાભારતના કાળના આચારના દક્ષણાર્થે પિતાના પ્રસાદથી સ્વચ્છંદ મૃત્યુના વરદાનને પ્રાપ્ત થયેલા ભીષ્મપિતામહે ઉત્તરાયણમાં દેહત્યાગ કરવા માટે રાહ જોઈ હતી [ શા. ભા., બ્ર. સૂ. ૪–૨–૨૦ ].

કેટલાક કહે છે કે, આઠમા વસુના અવતાર ભીષ્મપિતામહને દેહત્યાગ કર્યા પછી દેવલોકમાં જવાની ઇચ્છા હતી. દક્ષિણાયનમાં દેવલોકમાં રાત્રિ હોય છે તેથી ભીષ્મપિતામહ ઉત્તરાયણની પ્રતીક્ષા કરતા હતા [ ૨૪ ].

**અવતરણિકા** :—હવે પિતૃયાણમાર્ગનું નિરૂપણ કરે છે:

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

**અન્વયાર્થ** :—જે માર્ગમાં धूमः ધૂમ रात्रिः રાત્રિ तथा તેમ कृष्णः કૃષ્ણપક્ષ षण्मासा છ માસરૂપ दक्षिणायनम् દક્ષિણાયન ઇત્યાદિના અભિમાની દેવો રહેલા છે तत्र તે માર્ગમાં પ્રયાણ કરનારો योगी યોગી चान्द्रमसं ज्योतिः ચંદ્રલોકમાંના જ્યોતિને અર્થાત્ સ્વર્ગલોકમાં કર્મફળને [ શા. ભા. ] प्राप्य ભોગવીને निवर्तते પાછો આવે છે–પુનઃ સંસારમાં જન્મ પામે છે [ ૨૫ ].

**શબ્દાર્થ** :—જે માર્ગમાં ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ, છ માસરૂપ દક્ષિણાયન, ઇત્યાદિના અભિમાની દેવો રહેલા છે, તે માર્ગમાં પ્રયાણ કરનારો યોગી ચંદ્રમાની જ્યોતિને પામી અર્થાત્ સ્વર્ગમાં કર્મફળ ભોગવી પાછો આવે છે [૨૫].

**વિવેચન** :—જે માર્ગમાં ધૂમના અભિમાની દેવ, રાત્રિના અભિમાની દેવ, કૃષ્ણપક્ષના અભિમાની દેવ તથા દક્ષિણાયનના અભિમાની દેવ રહેલા છે, તે માર્ગે

જનાના અર્થાત્ તે માર્ગના અભિમાની દેવોના અધિકારમા મૃત્યુ પામનારા ઇષ્ટપૂર્તાદિ કર્મ કરનારા કર્મકાંડી પિતૃયાણ માર્ગે ચદ્રલોકને એટને સ્વર્ગાદિલોકને પ્રાપ્ત થાય છે, અને સ્વર્ગાદિ લોકમા કર્મફળને ભોગવી પુન સસારમા કર્માનુસાર જન્મ પામે છે

શ્રુતિ કહે છે કે —અગ્નિહોત્રાદિ ઇષ્ટ, કૂવા તળાવ વગેરે પૂર્ત તથા દત્તકર્મ [ દાનકર્મ ] કરનારા કર્મનિષ્ઠ પુરુષો મૃત્યુ પછી ધૂમના અભિમાની દેવને ધુમાડાથી રાત્રિના અભિમાની દેવને રાત્રિથી કૃષ્ણપક્ષના અભિમાની દેવને, કૃષ્ણપક્ષથી ૭ માસરૂપ દક્ષિણાયનના અભિમાની દેવને દક્ષિણાયનરૂપ ૭ માસોથી પિતૃલોકને પિતૃલોકથી આકાશને, તથા આકાશથી ચદ્રમાને એટલે કે સ્વર્ગને પામે છે [ છા ઉ ૫-૧૦-૪ ]

જ્યારે સ્વર્ગલોકને પ્રાપ્ત થનાર અધિકારી પુરુષનુ પુણ્ય ભોગથી ક્ષય પામે છે ત્યારે તે આ આકાશને પામે છે આકાશથી વાયુને વાયુથી વૃષ્ટિને, તથા વૃષ્ટિથી પૃથ્વીને પામે છે પૃથ્વીને પામીને જગર વગેરે અન્નની સાથે સબધ પામે છે, પછી તે પુરુષરૂપ અગ્નિમા હોમાય છે, પછી વીર્યની સાથે સબધ પામી સ્ત્રીરૂપ અગ્નિમા હોમાય છે અને પછી જન્મ પામે છે આ પ્રમાણે કર્મી [સકામ કર્મ કરનારા ] સસારથી સ્વર્ગાદિ લોક તથા સ્વર્ગાદિ લોકથી પુન મનુષ્યાદિ લોકને પામે છે [ છા ઉ ૫-૧૦-૫ બૃ ઉ ૬-૨-૧૬ બ્ર સૂ ૩-૧-૮ ગી ૮-૨૧] [૨૫]

અવતરણિકા —હવે બન્ને માર્ગોનો ઉપસહાર કરે છે

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुन ॥ २६ ॥

અન્વયાર્થ —जगत જગતની एते આ हि પ્રસિદ્ધ शुक्लकृष्ण શુક્લ તથા કૃષ્ણ એવી બે गती ગતિ शाश्वते અનાદિ मते મનાયેલી છે-માનવામા આવી છે, एकया એક વડે અધિકારી પુરુષ अनावृत्ति મોક્ષને याति પામે છે अन्यया બીજી વડે પુન आवर्तते ફરીને જન્મ-મરણરૂપ સસારને પામે છે [ ૨૬ ]

શબ્દાર્થ —જગતની આ શુક્લ તથા કૃષ્ણ એવી બે ગતિઓ અનાદિ માનવામા આવેલી છે એકવડે અધિકારી પુરુષ અનાવૃત્તિને [ મોક્ષને ] પામે છે, તથા બીજીવડે આવૃત્તિને [ સસારને ] પામે છે [ ૨૬ ]

**વિવેચન :**—દેવયાન માર્ગ તથા પિતૃયાણ માર્ગ અનાદિ છે દેવયાનમાર્ગ જ્ઞાનમય તથા પ્રકાશમય હોવાને લીધે ' શુક્લ ' કહેવાય છે પિતૃયાણમાર્ગ તમોમય હોવાને લીધે "કૃષ્ણ" કહેવાય છે

"कर्मणा पितृलोको विद्यया देवलोक" ઇત્યાદિ શ્રુતિપ્રસિદ્ધ આ બે માર્ગોને શાસ્ત્ર પુરુષો અનાદિ માને છે. તાત્પર્ય એ છે કે, જીવો અનાદિ, નિત્ય તથા અનંત છે, અને તેથી જ્યાં સુધી તેમનો સંસાર છે, ત્યાં સુધી સ્વર્ગસિદ્ધિ તથા મોક્ષસિદ્ધિ માટે આ બે માર્ગો પણ નિત્ય જ છે [ શંકરાનંદ ]

આ બે માર્ગો પૈકી દેવયાનમાર્ગે પ્રયાણ કરનારા અધિકારી પુરુષો अनावृत्ति = મોક્ષને પામે છે, પિતૃયાણમાર્ગે પ્રયાણ કરનારા કર્મઠો પુન आवर्तते = જન્મ-મરણરૂપ સંસારને પામે છે

' અરણ્યમાં રહી શ્રદ્ધાપૂર્વક તપ કરનારા ઉપાસકો દેવયાનમાર્ગે મોક્ષને પામે છે, તથા ઇષ્ટપૂર્તાદિ કર્મો કરનારા પિતૃયાણમાર્ગે સ્વર્ગાદિ લોકને પામી, પુણ્ય ક્ષય પામતાં પુન સંસારને પામે છે [છા ઉ ૫-૧૦-૧-૩ ] [૨૬]

**અવતરણિકા**.—સગુણબ્રહ્મની ઉપાસનાની પેઠે દેવયાનમાર્ગનું ચિંતન પણ બ્રહ્મલોકની પ્રાપ્તિનું કારણ છે, માટે તે માર્ગના જ્ઞાનની સ્તુતિ કરે છે.

**नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥**

**અન્વયાર્થ**:—पार्थ । હે પાર્થ ! एते આ બન્ને सृती માર્ગોને जानन् જાણનાર कश्चन કોઈ પણ योगी યોગી न मुह्यति મોહ પામતો નથી तस्मात् તેથી अर्जुन । હે અર્જુન ! તું सर्वेषु સર્વ कालेषु કાલને વિષે योगयुक्त યોગયુક્ત भव થા [ ૨૭ ]

**શબ્દાર્થ**.—આ બન્ને માર્ગને જાણનાર કોઈ પણ યોગી મોહ પામતો નથી, માટે હે અર્જુન ! તું સર્વ કાલને વિષે યોગયુક્ત થા [ ૨૭ ]

**વિવેચન** —હે અર્જુન ! દેવયાનમાર્ગ અનાવૃત્તિરૂપ [ મોક્ષરૂપ ] ફળવાળો છે તથા પિતૃયાણમાર્ગ આવૃત્તિરૂપ [સંસારરૂપ] ફળવાળો છે, એમ નિશ્ચયપૂર્વક જાણનારો કોઈ પણ योगी = મોક્ષેચ્છાથી યોગનિષ્ઠા વિષે પ્રવૃત્ત હંસ, પરમહંસ કે મુમુક્ષુ [ શંકરાનંદ ] न मुह्यति = ભગવદ્વિસ્મૃતિરૂપ મોહને પામતો નથી [ શાભા વગેરે], મોક્ષવિરોધી માર્ગનું સ્મરણ કરતો નથી [ શંકરાનંદ ] કોઈ પણ સમયે યોગનિષ્ઠામાં પ્રમત્ત થતો નથી [ શંકરાનંદ ] સુખબુદ્ધિથી સ્વર્ગાદિ ફળની કામના કરતો નથી [શ્રીધર] યોગથી ભ્રષ્ટ થતો નથી કે યોગમાં અલ્પ પ્રયત્નવાળો થતો નથી [ નીલકંઠ ]

માટે હે અર્જુન ! આ બન્ને માર્ગના સ્વરૂપ, ફળ, કારણ વગેરેને યથાવત્ જાણનાર તું તારા શ્રેય માટે સર્વ કાલ વિષે " योगयुक्तो भव = समाहितो भव ।

[ શા. ભા ] સર્વકાળે મારે વિષે જ એકાગ્ર ચિત્તવાળો થા " " परमेश्वरनिष्ठो भव । [ શ્રીધર વગેરે ] સર્વ કાળે પરમાત્મા વિષે ધ્યાનપરાયણ થા ". " ज्ञाननिष्ठो ध्याननिष्ठो वा भव । [ કેશવ ] સર્વ કાળે જ્ઞાનનિષ્ઠ કે ધ્યાનનિષ્ઠ થા " " ब्रह्मानुसन्धानमेव कुरु । [ શંકરાનંદ ] સર્વકાળે એકમાત્ર પરબ્રહ્મનુ જ અનુસંધાન કર " [૨૭]

અવતરણિકા —હવે યોગનુ માહાત્મ્ય કહે છે

**वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।**
**अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥२८॥**

**અન્વયાર્થ** —वेदेषु વેદોમા यज्ञेषु યજ્ઞોમા च તથા तपःसु તપોમા एव તથા दानेषु તુલાપુરુષ વગેરે દાનોમા यत् જે पुण्यफलं પુણ્યનુ સ્વર્ગાદિક ફળ प्रदिष्टं શાસ્ત્ર કહ્યુ છે तत् તે सर्वं સર્વ योगी ધ્યાનમા નિષ્ઠાવાળો પુરુષ इदं विदित्वा સાત પ્રશ્નોના નિર્ણયદ્વારા કહેના આ તત્ત્વાર્થને સારી રીતે જાણીને તથા શ્રદ્ધાપૂર્વક તેનુ અનુષ્ઠાન કરીને [શા ભા, મધુ વગેરે] अत्येति કર્મફળરૂપ સંસારને ઓળગી જાય છે च તથા परं સર્વથી ઉત્કૃષ્ટ आद्यं કારણરૂપ स्थानं સ્થાનને—બ્રહ્મને उपैति પામે છે [૨૮]

**શબ્દાર્થ** —વેદોમા, યજ્ઞોમા તપોમા તથા દાનોમા જે પુણ્યનુ ફળ શાસ્ત્રે કહેલુ છે, તે સર્વને યોગી આ જાણીને ઓળગી જાય છે, તથા સર્વથી ઉત્કૃષ્ટ તથા સર્વના કારણરૂપ સ્થાનને [ બ્રહ્મને ] પામે છે [ ૨૮]

**વિવેચન** —वेदेषु = બ્રહ્મચર્યપૂર્વક વેદાદિનુ અધ્યયન કરવાથી यज्ञेषु = યથાવિધિ યજ્ઞો કરવાથી, तपःसु = શાસ્ત્રવિહિત તપ કરવાથી, તથા दानेषु = પવિત્ર દેશ કાળમા સુપાત્રને કરેલા દાનથી, શાસ્ત્રમા જે પુણ્યફળ કહેલુ છે, તે સર્વ પુણ્યફળોને, ધ્યાનમા નિષ્ઠાવાળો યોગીપુરુષ, આ સાત પ્રશ્નોના નિર્ણયદ્વારા કહેલા તત્ત્વાર્થને સારી રીતે જાણીને તથા શ્રદ્ધાપૂર્વક તેનુ અનુષ્ઠાન કરીને [ શા ભા વગેરે ] अत्येति = અતિક્રમણ કરે છે [ શા ભા ] તે સ્વર્ગાદિ દિવ્ય ભોગોને તૃણવત્ તુચ્છ સમજે છે [શા ભા], તે સ્ત્રી, પુત્ર ધન સ્વર્ગ વગેરેમા વૈરાગ્યને પ્રાપ્ત થઈ, તેની કામના કરતો નથી [ વલ્લભ ] તથા સ્વર્ગાદિ અનિત્ય ફળોની ઉપેક્ષા કરી [ કેશવ ] કેવળ મારી જ પ્રાપ્તિ માટે મારે વિષે એકાગ્ર ચિત્તવાળો થઈ, સર્વથી ઉત્કૃષ્ટ તથા સર્વના કારણરૂપ स्थानम् = ઐશ્વર્યપદને [ શા ભા ], બ્રહ્મને [મધુ], વિષ્ણુના પરમપદને [ શ્રીધર ], મોક્ષને [ શંકરાનંદ ] પામે છે [ ૨૮ ]

## અધ્યાયનો સાર.

तदनेनाध्यायेन ध्येयत्वेन तत्पदार्थो व्याख्यात । [ मधु, नीलकंठ ] આ અધ્યાયમા ભગવાને "तत्" પદાર્થનુ ધ્યેયપણાથી વ્યાખ્યાન કર્યું છે

अष्टमेऽष्टविशिष्टेऽष्टसपुष्टार्थाष्टनिर्णयै ।
अक्लिष्टमिष्टवाप्तिरिष्टा स्पष्टिताऽष्टमवर्त्मना ॥ [ श्रीधर ]

हरि ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगो नामाष्टमोऽध्याय ॥ ८ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા શ્રીકૃષ્ણ તથા અર્જુનના સ વાદ વિષે ' અક્ષરબ્રહ્મયોગ ' નામનો ૮ મો અધ્યાય સ પૂર્ણ

અધ્યાય ૮ મો સ પૂર્ણ

---

# અધ્યાય ૯ મો

## राजविद्याराजगुह्ययोग

**અવતરણિકા** :—अष्टमे ध्येयब्रह्मनिरूपणेन तद्ध्याननिष्ठस्य गतिरुक्ता नवमे तु ज्ञेयब्रह्मनिरूपणेन ज्ञाननिष्ठस्य गतिरुच्यते। [ મધુ. ] આઠમા અધ્યાયમાં ભગવાને 'ધ્યેય બ્રહ્મનું નિરૂપણ કરી, બ્રહ્મના ધ્યાનપરાયણ પુરુષોની ગતિ [ ક્રમમુક્તિ ] કહી છે; હવે આ નવમા અધ્યાયમા 'જ્ઞેય બ્રહ્મ'નુ નિરૂપણ કરી, જ્ઞાનનિષ્ઠ પુરુષોની ગતિ [ જીવન્મુક્તિ ] કહેવામા આવે છે તેમા પ્રથમ ત્રણ શ્લોકવડે જ્ઞાનની સ્તુતિ કરે છે :

श्रीभगवानुवाच। શ્રી ભગવાન બોલ્યા :

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥**

**અન્વયાર્થ** .—तु વળી अनसूयवे અસૂયા વિનાના ते તને इदं આ गुह्यतमं અત્યંત ગુહ્ય તથા विज्ञानसहित બ્રહ્મના અનુભવ પર્યંતનુ ज्ञानं જ્ઞાન प्रवक्ष्यामि કહીશ यत् જે જ્ઞાનને ज्ञात्वा જાણીને તુ अशुभात् સંસારબંધનથી मोक्ष्यसे મુક્ત થશે [ ૧ ]

**શબ્દાર્થ** .—વળી અસૂયા વિનાના તને આ અત્યંત ગુહ્ય તથા વિજ્ઞાન-સહિત જ્ઞાન કહુ છું, જેને જાણીને તુ સંસારબંધનની મુક્ત થશે [ ૧ ].

**વિવેચન** :—હે અર્જુન! જે જ્ઞાન પ્રથમ પણ મે તને અનેક વાર કહેલું છે, તથા હવે પછી પણ કહીશ, તથા આ અધ્યાયમાં પણ કહેવામા આવશે, તે જ્ઞાન હું તને કહુ છું, તે સાવધાન થઈ શ્રવણ કર.

કાર્યસિદ્ધિ, આઠ પ્રકારની ઐશ્વર્યસિદ્ધિ વગેરે માટે જે મંત્ર, યંત્ર, ઔષધિ આદિ રહસ્ય છે તે સર્વ રહસ્યો વિષે આ બ્રહ્મવિષયક જ્ઞાન પરમ રહસ્ય છે. તે સર્વ રહસ્યોથી ઉત્કૃષ્ટ હોવાથી 'ગુહ્યતમ' કહેવાય છે [ શંકરાનંદ ], પરંતુ તું અસૂયા વિનાનો હોવાથી, આ ગુહ્યમા ગુહ્ય તથા બ્રહ્મના સાક્ષાત્ અનુભવ-પર્યંતનું શ્રેષ્ઠ જ્ઞાન હું તને કહુ છુ. મોક્ષની પ્રાપ્તિના સાધનરૂપ આ જ્ઞાનને જાણીને, તું अशुभात् = સર્વ દુ:ખોના કારણરૂપ સંસારના બંધનોથી [ શાં. ભા. વગેરે ], મારી પ્રાપ્તિનાં વિરોધી સમસ્ત અશુભોથી [ રા ભા., કેશવ ], મોહથી [ વલ્લભ, પૂ. અ. ત. ] મુક્ત થશે.

"तु शब्दो विशेषनिर्धारणार्थः [ શા. ભા. ] અહીં ' तु ' શબ્દ વિશેષ નિર્ધારણાર્થે છે [ શા. ભા. ]", એટલે કે પૂર્વ અધ્યાયમાં કહેલા સગુણબ્રહ્મના ધ્યાનથી આ અધ્યાયમાં કહેવામાં આવતા જ્ઞાનની વિલક્ષણતા [ શ્રેષ્ઠતા ] જણાવવા માટે છે [ શંકરાનંદ વગેરે ]. ધ્યાન જ્ઞાનની પેઠે સાક્ષાત્‌ મોક્ષનું સાધન નથી [ મધુ. ], ધ્યાન અજ્ઞાનની નિવૃત્તિ કરતું નથી; પરંતુ ધ્યાન અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનને ઉત્પન્ન કરી, ક્રમથી મોક્ષને ઉત્પન્ન કરે છે [ મધુ ].

'अनसूयवे।' એ પદ આર્જવ, સંયમ વગેરે ગુણવાળાનું [ વે. બ્ર. ગી. ] તથા કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષા વગેરેના અભાવવાળાનું ઉપલક્ષણ છે [ શંકરાનંદ ]. આર્જવ, સંયમ, શરણાગતિ વગેરે ગુણવાળો તથા કામક્રોધાદિ દુર્ગુણ વિનાનો ભક્ત અર્જુન આ ગુહ્યમાં ગુહ્ય જ્ઞાનના ઉપદેશનો ઉત્તમ અધિકારી છે, એ ભગવાન 'अनसूयवे' પદવડે સૂચિત કરે છે [ ૧ ].

"न गुणान् गुणिनो हन्ति स्तौति मन्दगुणानपि। नान्यदोषेषु रमते साऽनसूया प्रकीर्तिता। [ અત્રિસ્મૃતિ ૩૪] ગુણવાનોના ગુણોનું ખંડન ન કરવું, અલ્પગુણવાળાની પ્રશંસા કરવી તથા અન્યના દોષોમાં પ્રીતિ ન કરવી એ 'અનસૂયા' કહેવાય છે. ભગવાન પણ કહે છે કે, અસૂયાવાળો પુરુષ બ્રહ્મવિદ્યાના ઉપદેશને યોગ્ય નથી [ ગી. ૧૮–૬૭ ].

અવતરણિકા :—હવે જ્ઞાનનું માહાત્મ્ય કહે છે :

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम्‌ ।**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम्‌ ॥ २ ॥**

**અન્વયાર્થ** :—इदं આ જ્ઞાન राजविद्या વિદ્યાઓમાં રાજા છે राजगुह्यं સર્વ ગુહ્ય પદાર્થોમાં રાજા છે पवित्रं પવિત્ર કરનારાઓમાં સર્વોત્તમ उत्तमं ઉત્તમ प्रत्यक्षावगमं પ્રત્યક્ષ ફલવાળું धर्म्यं ધર્મના ફલરૂપ सुसुखं સુખપૂર્વક कर्तुं પ્રાપ્ત કરી શકાય એવું તથા अव्ययं મોક્ષરૂપી અક્ષયફળને આપનારું છે [ ૨ ].

**શબ્દાર્થ** :—આ જ્ઞાન વિદ્યાઓનો રાજા છે, ગુહ્યોનો રાજા છે, પવિત્ર કરનારાઓમાં સર્વોત્તમ છે, પ્રત્યક્ષ ફલવાળું છે, ધર્મયુક્ત છે, સુખપૂર્વક પ્રાપ્ત કરી શકાય એવું છે, તથા અવિનાશી ફલ આપનારું છે [ ૨ ].

**વિવેચન** :—હે અર્જુન! અતિશય પ્રકાશયુક્ત તથા અવિદ્યાના નાશના સાધનરૂપ આ જ્ઞાન राजविद्या= વિદ્યાઓમાં શ્રેષ્ઠ છે.

આ જ્ઞાન राजगुह्यं = મંત્ર, તંત્ર, દિવ્ય ઔષધ વગેરે સર્વ ગુહ્ય પદાર્થોમાં પણ શ્રેષ્ઠ છે. પ્રથમ રાજાઓમાં અધ્યાત્મવિદ્યાનો પ્રચાર થયો અને ત્યાર પછી

તે વિદ્યા લોકોમાં વિસ્તાર પામી, તેથી અધ્યાત્મવિદ્યા રાજવિદ્યા તથા રાજગુહ્યના નામથી પ્રસિદ્ધ થઈ આ અધ્યાત્મવિદ્યાને જાણીને જનક વગેરે મહાસુખ પામ્યા હતા [ યો. વા. મુ. પ્ર. ૧૬-૧૭-૧૮ ].

ભગવાન પણ હવે પછી કહેશે કે, " अध्यात्मविद्या विद्यानाम्। [ ગી. ૧૦-૩૨ ] સર્વ વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હુ છું."

આ જ્ઞાન પવિત્ર કરનારાઓમાં સર્વોત્તમ છે [ મધુ. વગેરે ], અથવા આ જ્ઞાન पवित्रं = પાવન કરનારુ તથા उत्तम = ઉત્તમ છે [ શા. ભા. વગેરે ]. આ લોકમાં જ્ઞાન જેવું પવિત્ર કરનારુ બીજુ કોઈ નથી [ગી. ૪-૩૮]. પ્રાયશ્ચિત્તથી નિવૃત્ત થયેલું પાપ પોતાના કારણમા સૂક્ષ્મરૂપે રહે છે. આ સૂક્ષ્મરૂપે રહેલી પાપવાસનાને લીધે મનુષ્ય પુન. પાપાચરણમા પ્રવર્તે છે [ મધુ. વગેરે ] વળી બ્રહ્મહત્યા વગેરે પાપોનું પ્રાયશ્ચિત્ત નથી, પરંતુ આ બ્રહ્મવિષયક જ્ઞાન મારી પ્રાપ્તિના વિરોધી અનંત જન્મોના ધર્માધર્મરૂપ પાપોને તેની વાસનાસહિત બાળીને ભસ્મ કરે છે [શા. ભા.]. આ જ્ઞાન હજારો જન્મોના સ્થૂલ તથા સૂક્ષ્મ અવસ્થાવાળા સર્વ પાપોનો તથા તેના કારણભૂત અજ્ઞાનનો તરત જ ઉચ્છેદ કરે છે [ મધુ. ].

આ જ્ઞાન प्रत्यक्षावगम = સ્વરૂપથી તથા ફળથી સુખ વગેરેની પેઠે પ્રત્યક્ષ અનુભવી શકાય છે [ શા ભા વગેરે ] ધર્મ વગેરેના ફળની પેઠે જ્ઞાનનું ફળ અદૃષ્ટ નથી.

આ જ્ઞાન धर्म्यं = અનેક જન્મોના નિષ્કામ ધર્મના ફળરૂપ છે [ મધુ ]. અથવા જ્ઞાન ધર્મવિરોધી નથી [શા. ભા , શકરાનંદ]. જ્ઞાન ધર્મને ત્યજી રહેતુ નથી.

શ્રુતિ કહે છે કે :—એક ક્ષણ પણ પ્રત્યગાત્મરૂપ વૃત્તિને કરનારો પુરુષ ચુમ્મોતેરસો યજ્ઞોના ફળને પામે છે [ નીલકંઠ ].

આ જ્ઞાન મારા કે સદ્‌ગુરુના અનુગ્રહથી सुसुखं कर्तुं = સુખપૂર્વક પ્રાપ્ત કરી શકાય એવું છે.

આ જ્ઞાન अव्यय = મોક્ષરૂપી અવિનાશી ફળને આપનારુ છે. " नास्य फलतः कर्मवद् व्ययोऽस्ति [ શા. ભા. ] કર્મથી પ્રાપ્ત થતા સુખદુ:ખાદિ ફળોની પેઠે, આ જ્ઞાનથી પ્રાપ્ત થતું મોક્ષરૂપી ફળ નાશ પામતુ નથી" " मत्प्राप्तिं साधयित्वाऽपि स्वयं न क्षीयते। [ રા. ભા., કેશવ ] મારી પ્રાપ્તિરૂપ ફળને પ્રાપ્ત થવા છતાં પણ એ જ્ઞાન પોતે નાશ પામતુ નથી."

" अत. श्रद्धेयमात्मज्ञानम्। [ શા. ભા., મધુ. વગેરે ] માટે આ આત્મજ્ઞાન શ્રદ્ધા કરવા યોગ્ય છે [૨].

અવતરણિકા :—હવે આ આત્મજ્ઞાનરૂપ ધર્મમાં લોકો કેમ પ્રવર્તતા નથી, તે કહે છે :

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परन्तप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥

અન્વયાર્થ —परंतप ! હે પરંતપ ! अस्य આ આત્મજ્ઞાનરૂપ धर्मस्य ધર્મમાં अश्रद्दधाना. શ્રદ્ધારહિત पुरुषा. પુરુષો मां મને अप्राप्य ન પામીને मृत्युसंसारवर्त्मनि મૃત્યુમય સંસારમાર્ગના निवर्तन्ते ભટકે છે–અથડાય છે [૩].

શબ્દાર્થ :—હે પરંતપ ! આ આત્મજ્ઞાનરૂપ ધર્મમાં શ્રદ્ધા નહિ રાખનાર પુરુષો, મને ન પામતા, મૃત્યુમય સંસારમાર્ગમાં ભટકે છે [૩]

વિવેચન :—" अविद्यया जननमरणप्रवाहे पात्यमाना. पुरुषा म्रियन्तेऽनेनेति धर्मो ज्ञानम् । [ શંકરાનંદ ] અવિદ્યાથી જન્મ–મરણરૂપ પ્રવાહમાં ઘસાતા પુરુષોનો જે ઉદ્ધાર કરે તે ધર્મ [જ્ઞાન] કહેવાય છે."

આ આત્મજ્ઞાનરૂપ ધર્મનું સ્વરૂપ, આ ધર્મને પ્રાપ્ત થવાનાં વિવિધ સાધનો, તથા ધર્મથી પ્રાપ્ત થતું ફળ વગેરે શાસ્ત્રે પ્રતિપાદન કરેલા છે. આ ધર્મ સંપાદન કરવો અત્યંત સુગમ છે. તે સર્વથી ઉત્કૃષ્ટ છે, તથા તે મોક્ષરૂપી મહાફલનું કારણ છે; તથાપિ આસુરી મનુષ્યોની ધર્મ વિષે પ્રવૃત્તિ થતી નથી, તેમાં તેમની અશ્રદ્ધા જ પ્રધાન કારણ છે. આ ધર્મમાં શ્રદ્ધા નહિ રાખનારા આસુરી બુદ્ધિવાળા મનુષ્યો ધર્મના [જ્ઞાનના] ફલરૂપ મને ન પામતા, આ સંસારમાં કર્માનુસાર નારકી તથા પશુપક્ષી વગેરેની યોનિઓમાં ભ્રમણ કરે છે [છા. ઉ ૫–૧૦–૮].

ભગવાન ભાષ્યકાર કહે છે કે .—" श्रद्धाविहीनस्य तु न प्रवृत्तिः प्रवृत्तिशून्यस्य न साध्यसिद्धिः। अश्रद्धयैवाभिहताश्च सर्वे मज्जन्ति संसारमहासमुद्रे ॥ શ્રદ્ધારહિત મનુષ્યની ધર્મમાં પ્રવૃત્તિ થતી નથી, ધર્મમાં પ્રવૃત્તિ ન કરનાર મનુષ્ય મોક્ષસિદ્ધિને પામતો નથી; સર્વ મનુષ્યો અશ્રદ્ધાવડે હણાયેલા છે, અને તેથી જ આ સંસારરૂપી સાગરમાં ડૂબે છે. " श्रद्धा विना धर्म नहिं होई। [તુલસી. ઉ. ૮૯–૨] શ્રદ્ધા વિના ધર્મમાં પ્રવૃત્તિ થતી નથી."

अहो महदिदमाश्चर्यम् । [રા. ભા. વગેરે] આશ્ચર્ય છે કે, જેમ ઘરમાં ધન હોવા છતાં કૃપણ દરિદ્રાવસ્થા ભોગવે છે, તેમ જ્ઞાનસ્વરૂપ એવો હું પ્રાણીમાત્રના હૃદયમાં રહેલો હોવા છતા આસુરી બુદ્ધિવાળા મનુષ્યો વિષયભોગમાં જ આસક્ત રહી, શ્રદ્ધાપૂર્વક મારી પ્રાપ્તિ માટે પ્રવર્તતા નથી.

આ આત્મજ્ઞાનરૂપ ધર્મ વિષે શ્રદ્ધા તથા નિષ્ઠાવાળાં મનુષ્યો જ મોક્ષને પ્રાપ્ત થાય છે, એ સૂચન છે [ શંકરાનંદ ] [ ૩ ].

**અવતરણિકા** :—હવે બે શ્લોકોવડે જ્ઞાનનું સ્વરૂપ કહે છે [ મધુ, શ્રીધર વગેરે ]:

**मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥**

**અન્વયાર્થ** :—अव्यक्तमूर्तिना અવ્યક્તમૂર્તિવાળા मया મેં इदं આ सर्वं સર્વ जगत् જગત ततं વ્યાપ્ત કર્યું છે. सर्वभूतानि સર્વભૂતો मत्स्थानि મારામાં રહેલા છે च પણ अहं હું तेषु તેમના न अवस्थितः રહેલો નથી [ ૪ ].

**શબ્દાર્થ** :—અવ્યક્ત મૂર્તિવાળા મેં આ સર્વ જગત વ્યાપ્ત કર્યું છે. સર્વભૂતો મારામાં રહેલાં છે, પરંતુ હું તેમનામાં રહેલો નથી [૪].

**વિવેચન** :—मया अव्यक्तमूर्तिना = ઇન્દ્રિયોથી અગોચર એવા મારા પરમ ભાવવડે [ શા. ભા., ] આ સર્વ જગત વ્યાપ્ત [ પરિપૂર્ણ ] છે [ શા. ભા ]. સર્વભૂતો मत्स्थानि = મારા અવ્યક્ત સ્વરૂપમાં રહેલાં છે, પરંતુ હું તેમનામાં રહેલો નથી. અર્થાત્ સર્વભૂતો હું પરમાત્માવડે જ આત્મવાન બની રહ્યાં છે, પરંતુ સંસર્ગ વિનાનો એવો હું તેમનામાં આધેયભાવથી સ્થિત નથી [ શા. ભા.] કારણના આધારે કાર્ય રહે છે, તેમ સર્વભૂતો મારા આધારે રહેલાં છે, એટલે કે હું સર્વભૂતોના અધિષ્ઠાનરૂપ છું, પરંતુ સર્વના કારણરૂપ એવો હું તેમને આધારે રહેલો નથી.

અથવા

જેમ જળમાં તરંગ, ફીણ, પરપોટા વગેરે જળની સત્તાથી સત્તાવાળાં થઈ, જળમાં સ્થિત છે; જેમ નગરનિવાસી લોકો દર્પણની સત્તાથી સત્તાવાળા થઈ, દર્પણમાં સ્થિત છે; તેમ આ સર્વભૂતો મારી પરમાત્માની સત્તાથી સત્તાને [ અસ્તિત્વને ] પ્રાપ્ત થઈ, મારામાં સ્થિત [ રહેલા ] છે. પરંતુ તે સર્વભૂતો વિષે હું સ્થિત નથી. અર્થાત્ કૂટસ્થ, અવિકારી, નિરવયવ, અસંગ, ચિદ્રૂપ તથા પરિપૂર્ણ એવો હું પરમાત્મા ઘરમાં વાયુની પેઠે કે લોહપિંડમાં અગ્નિની પેઠે, ભૂતોમાં પ્રવેશ કરી, આત્મારૂપે કે વ્યાપકરૂપે સ્થિત નથી [ શંકરાનંદ ], કારણકે નિરવયવ, નિષ્ક્રિય, અસંગ તથા પૂર્ણ બ્રહ્મ વિષે પ્રવેશરૂપ ક્રિયા, વ્યાપકરૂપ, ક્રિયા, સંયોગ કે અન્ય કોઈનો પણ સંભવ નથી [ શંકરાનંદ ].

અથવા

ભૂત, ભૌતિક તથા તેમના કારણરૂપ જોવામા આવતુ આ સર્વ જગત, જે મારા અજ્ઞાનથી કલ્પાયેલુ છે તે, હુ જે સત્‌રૂપ તથા સ્ફુરણરૂપ પાર માર્થિક સત્ય તેથી, રજ્જુમા તેના અજ્ઞાનને લીધે કલ્પાયેલા સર્પ વગેરે જેમ વ્યાપ્ત છે, તેમ વ્યાપ્ત છે ઇન્દ્રિયોના વિષયભૂત નહિ એવી સ્વયપ્રકાશ, અદ્વિતીય, ચૈતન્ય તથા સદા આનદરૂપ છે મૂર્તિ જેની એવો હુ તેનાથી આ સઘળુ વ્યાપ્ત છે, પરતુ આ સ્થૂલ દેહ વડે વ્યાપ્ત નથી [મધુ] આ કારણ થી જ આ સ્થાવરજગમરૂપ સર્વભૂતો મારા [પરમેશ્વરના] સત્તાસ્ફુરણરૂપે કરીને સત્‌ની પેઠે તથા સ્ફુરણની પેઠે રહેલા છે, તથાપિ હુ પરમેશ્વર તે કલ્પિત ભૂતો વિષે વાસ્તવિક રીતે રહેલો નથી, કારણકે અકલ્પિતરૂપ જે હુ પરમેશ્વર છુ, તથા કલ્પિતરૂપ જે આ ભૂતો છે તે બન્નેનો કોઈ સબધ જ સભવતો નથી સબધ વિના ભૂતો વિષે વાસ્તવિક રીતે મારી સ્થિતિ સભવતી નથી [મધુ]

તેથી વેદવેત્તાઓ કહે છે કે —'यत्र यदध्यस्त तत्कृतेन गुणेन दोषेण वाऽणुमात्रेणापि न स सबध्यते।' જે અધિષ્ઠાન વિષે જે વસ્તુ કલ્પિત હોય છે, તે કલ્પિત વસ્તુકૃત ગુણની સાથે અથવા દોષની સાથે અધિષ્ઠાન કિચિત્‌માત્ર પણ સબધને પ્રાપ્ત થતુ નથી [મધુ]

ભૂમાનુ [બ્રહ્મનુ] સ્વરૂપ જાણવા માટે મહર્ષિ નારદે ભગવાન સનત્કુમારને પૂછ્યુ —"હે ભગવન્! ભૂમા [બ્રહ્મ] શામા સ્થિત છે?" ભગવાન સનત્કુમારે કહ્યુ —"स्वे महिम्नि यदि वा न महिम्नाति।" વ્યવહારદષ્ટિથી ભૂમા [બ્રહ્મ] તેની વિભૂતિમા સ્થિત છે, પરતુ પરમાર્થદષ્ટિથી ભૂમા તેની વિભૂતિમા સ્થિત નથી [છા ઉ ૭–૨૪–૧]" ભૂમા આશ્રયરહિત છે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણ સર્વ દિશાઓ, ઉપર તથા નીચે, સર્વની બહાર તથા અદર, તથા સર્વત્ર ભૂમા [બ્રહ્મ] છે ભૂમા જ આ સર્વ છે. ભૂમાથી અન્ય કોઈ વસ્તુ ન હોવાથી, આ ભૂમા કોઈમા સ્થિત નથી [છા ઉ ૭–૨૫–૧–૨] [૪]

**અવતરણિકા** —હવે હુ અસસર્ગી [સસર્ગ વિનાનો] છુ, તેથી વાસ્તવિક રીતે સર્વભૂતો મારામા સ્થિત નથી, તે કહે છે :

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम्।**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

**અન્વયાર્થ** —च વળી भूतानि સર્વભૂતો मत्स्थानि મારામા રહેલ न

નથી એ મે મારા ઐશ્વરં ઈશ્વરી—અદ્ભુત યોગં પ્રભાવને—યથાર્થ આત્મતત્ત્વને [ શા. ભા.] પશ્ય તું જો. મમ મારો આત્મા આત્મા ભૂતભૃત્ ભૂતોને ધારણ કરતો છતો ચ તથા ભૂતભાવનઃ ભૂતોને ઉત્પન્ન કરતો છતો ભૂતસ્થઃ ભૂતોમાં રહેલો ન નથી [ ૫ ].

**શબ્દાર્થ**:—વળી સર્વભૂતો મારામાં રહેલા નથી, એ મારા ઈશ્વરી યોગને તું જો. મારો આત્મા ભૂતોને ધારણ કરતો છતો તથા ભૂતોને ઉત્પન્ન કરતો છતો, ભૂતોમાં રહેલો નથી [ ૫ ].

**વિવેચન**:—હે અર્જુન! જેવી રીતે આકાશમાં રહેલા સૂર્ય વિષે જળનું ચલન વગેરે વિકાર કલ્પિત હોય છે, તેમ મારે વિષે કલ્પિત આ સર્વભૂતો મારામાં સ્થિત [ રહેલાં ] નથી. આ મારા ઈશ્વરી યોગં = યથાર્થ આત્મતત્ત્વને [ આત્મસ્વરૂપને ] [ શા. ભા. ], પ્રભાવને [ મધુ. ], યોગશક્તિને તું પ્રાકૃતબુદ્ધિનો ત્યાગ કરી, સૂક્ષ્મ વિચારદષ્ટિથી જો.

જેમ સૂર્યના પ્રકાશથી ઉત્પન્ન થયેલી છાયા સૂર્યમાં રહેલી નથી, તેમ મારી માયાથી ઉત્પન્ન થયેલાં અથવા મારે વિષે કલ્પાયેલાં આ ભૂતો મારામાં રહેલાં નથી. મારી માયાને લીધે આ ભૂતસમુદાય મારામાં કલ્પાયેલો છે, પરંતુ તે કલ્પનાના અભાવમાં ' આ સર્વ હું જ છું. '

જેમ કોઈ માયાવીએ ઉત્પન્ન કરેલા ગંધર્વનગરને આકાશ ધારણ કરે છે, છતાં તે આકાશ ગંધર્વનગરમાં રહેલું નથી, તેમ હું ભૂતભાવન=ભૂતોનો ઉત્પન્ન કરનાર તથા ભૂતભૃત્=ભૂતોનો ધારણ કરનાર હોવા છતાં ભૂતસ્થઃ ન = સર્વભૂતોમાં રહેલો નથી [ નીલકંઠ ]. આત્મા અસંગ છે તેથી પરમાત્માનું ભૂતોમાં રહેવું સંભવતું નથી [ શા. ભા. ]. જેમ સ્વપ્નનો દ્રષ્ટા વાસ્તવિક રીતે પોતાની અંદર કલ્પિત પદાર્થોના સંબંધવાળો નથી, તેમ વાસ્તવિક રીતે સચ્ચિદાનંદરૂપ આત્મા કલ્પિત ભૂતોના સંબંધવાળો થતો નથી [ મધુ ].

### બ્રહ્મ અને ભૂતોનો સંબંધ

સંબંધના ત્રણ પ્રકાર છે—સંયોગ, સમવાય અને તાદાત્મ્ય. સંયોગના બે પ્રકાર છે—સંપૂર્ણ અને એકદેશી.

બ્રહ્મ અપરિચ્છિન્ન છે, તથા ભૂત પરિચ્છિન્ન છે, તેથી બ્રહ્મ અને ભૂતનો સંપૂર્ણ સંયોગ સંભવતો નથી. વળી " निरवयवस्य देशकल्पनासंभवात् । [ શંકરાનંદ ] નિરવયવ બ્રહ્મ વિષે દેશની કલ્પના ન સંભવે, " તેથી બ્રહ્મ અને ભૂતનો એકદેશી સંબંધ પણ સંભવતો નથી.

" भूताना ब्रह्मणश्चायुतसिद्धत्वाभावात् । [ શકરાનદ ] ભૂતોનુ તથા બ્રહ્મ અયુતસિદ્ધત્વ ન હોવાથી, એટલે કે બ્રહ્મ અને ભૂતનો તતુ અને પટ જે એકના નાશે બીજાનો નાશ થાય એવો અયુતસિદ્ધ સબધ નથી, અને તે બ્રહ્મ અને ભૂતનો સમવાય સબંધ પણ સભવતો નથી.

" जडाजडयोस्तादात्म्यासंभवात् । [ શકરાનદ ] જડ અને ચૈતન્યનુ તાદાત્મ્ય સભવે નહિ, " તેથી બ્રહ્મ અને ભૂતનો તાદાત્મ્ય સબંધ પણ યુક્ત નથી

પરતુ બ્રહ્મ અને ભૂતોનો અધ્યાસ સબધ છે આથી સિદ્ધ થાય છે કે, મરુદેશમા જલની પેઠે કે આકાશમા નીલિમાની [ નીલવર્ણની ] પેઠે બ્રહ્મ વિષે ભૂતો સ્થિત છે, પરતુ ભૂતો વિષે બ્રહ્મ સ્થિત નથી [ શકરાનંદ ] [ ૫ ]

**અવતરણિકા:**—હવે ઉપરોક્ત બે શ્લોકવડે પ્રતિપાદન કરેલા અર્થને આકાશના દૃષ્ટાતથી સ્પષ્ટ કરે છે.

**यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।**
**तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ३ ॥**

**અન્વયાર્થ**.— यथा જેમ सर्वत्रग સર્વ દિશાઓમા ગતિ કરનારો महान् મહાન વાયુ. વાયુ नित्य સદા आकाशस्थितः આકાશને વિષે રહેલો છે तथा તેમ सर्वाणि સર્વ भूतानि ભૂતો मत्स्थानि મારે વિષે રહેલા છે इति એમ उप धारय તુ નિશ્ચય કર—જાણ [ ૬ ]

**શબ્દાર્થ**—જેમ સર્વ દિશાઓમા ગતિ કરનારો મહાન વાયુ નિત્ય આકાશને વિષે રહેલો છે, તેમ સર્વભૂતો મારે વિષે રહેલા છે, એમ તુ નિશ્ચય કર [ ૬ ].

**વિવેચન** — હે અર્જુન ! જેમ સર્વ દિશાઓમા ગતિ કરનારો મહાન વાયુ અસગ સ્વભાવવાળા આકાશમા રહે છે, તેમ સર્વભૂતો અસગ સ્વભાવવાળા સર્વવ્યાપી [ પરિપૂર્ણ ] હુ પરમાત્મા વિષે असंश्लेषेण एव [ શા ભા ] = નિર્લિપ્ત ભાવે જ રહેલા છે, એમ નિશ્ચય કર

વસ્તુતાએ આકાશનો જેટલો વિસ્તાર છે, તેટલો પવન ભરાઈ રહેલો છે, પરતુ તેને સહેજ હલાવવામા આવતા તે આકાશથી પૃથક્ હોય એમ ભાસે છે, બાકી તે જ આકાશ છે, તે જ પ્રમાણે સર્વભૂતો મારામા છે, એવી કલ્પના મનમા આવે છે, ત્યારે જ મારામા ભૂતો છે, એમ ભાસે છે આ પ્રમાણની કલ્પનાના અભાવમા જોઈએ ત્યારે સર્વત્ર હુ જ છુ, એમ જણાય છે માટે આ ભૂતોનુ અસ્તિત્વ કલ્પનાની ઉત્પત્તિ થતા ભાસે છે, તથા કલ્પનાનો લય થતા

લય પામે છે [ જ્ઞાનેશ્વરી ]. ભૂતોના અસ્તિત્વના મૂળરૂપ અજ્ઞાનની નિવૃત્તિ થતાં સર્વત્ર બ્રહ્મ જ જણાય છે.

દેવર્ષિ નારદને વિશ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યા પછી ભગવાન કહે છે :— " હે નારદ ! વાસ્તવિક દષ્ટિએ આ સ્થાવરજંગમ જગત કેવળ મારાથી જ ઉત્પન્ન થાય છે, પરંતુ આ સમયે મારા જે સગુણરૂપને [ વિશ્વરૂપને ] તું જોઈ રહ્યો છે, તે મેં સરજેલી માયા જ છે. તારે એમ જાણવું યોગ્ય નથી કે, હું સર્વનો પરમાત્મા ભૂતમાત્રના ગુણોથી યુક્ત છું; કારણકે હું નિર્ગુણ, નિષ્કલ, દ્વંદ્વોથી રહિત તથા પરિગ્રહથી મુક્ત છું [ શાં. પ. ૩૩૯-૪૪-૪૬ ].

જે વાણીથી વર્ણવી શકાય, ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય, બુદ્ધિથી નિશ્ચય કરાય અથવા જેનો મનવડે સંકલ્પ કરી શકાય, તે મારું પરમાત્માનું સ્વરૂપ નથી, કારણકે તે ગુણોનું સ્વરૂપ છે; અને પરમાત્મા તો ગુણોથી ભિન્ન હોઈ, ઉત્પત્તિ તથા લયથી પ્રતીત થાય છે, કારણકે ચેતનના આશ્રય વિના ઉત્પત્તિ તથા નાશ સંભવે નહિ [ ભાગ. ૬-૪-૨૯ ] [૬].

**અવતરણિકા:**—હવે પ્રલયકાળે પણ અસંગ આત્માને કલ્પિત પ્રપંચની સાથે સંસર્ગ નથી, તે કહે છે :

सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

**અન્વયાર્થ** :—कौंतेय ! હે કૌંતેય ! कल्पक्षये કલ્પના અંતે-પ્રલયકાળે सर्वभूतानि સર્વભૂતો मामिकां મારી प्रकृतिं પ્રકૃતિને यान्ति પામે છે पुनः પુનઃ कल्पादौ કલ્પના આરંભમાં अहं હું तानि તેમને विसृजामि સર્જું છું [ ૭ ].

**શબ્દાર્થ** :—હે કૌંતેય ! સર્વભૂતો કલ્પના અંતે મારી પ્રકૃતિમાં લય પામે છે, અને કલ્પના આરંભમાં હું તેમને પાછાં સર્જું છું [૭].

**વિવેચન** :—હે અર્જુન ! પ્રલયકાળે આ સર્વ સ્થાવરજંગમ ભૂતો પોતાના કારણભૂત મારી સત્ત્વાદિ ત્રણ ગુણવાળી અપરા પ્રકૃતિમાં ક્રમરૂપે લય પામે છે; તથા કલ્પના આરંભમાં [ ઉત્પત્તિકાળે ] સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન એવો હું તે સર્વભૂતોને પૂર્વવત્ વ્યક્ત કરું છું. હું પરમાત્મા મારી પ્રકૃતિદ્વારા यथाक्रमं यथालक्षणम् । ક્રમાનુસાર તથા સ્વરૂપાનુસાર જગતને ઉત્પન્ન કરું છું [શંકરાનંદ], પરંતુ ઉત્પત્તિ, સ્થિતિ કે પ્રલયકાળે અસંગ એવો હું તેમની સાથે સંબંધને પ્રાપ્ત થતો નથી [ ૭ ].

અવતરણિકા :—હવે માયાવડે આ સર્વ પ્રપંચ હું નિર્માણ કરું છું, તે કહે છે :

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

અન્વયાર્થ .— स्वां મારી प्रकृतिं માયારૂપ પ્રકૃતિને अवष्टभ्य વશ કરી [ શા. ભા. ], મારી પોતાની સત્તા તથા સ્ફૂર્તિથી દઢ કરી [મધુ], પ્રકૃતિનો આશ્રય કરી [ નીલકંઠ ], प्रकृतेः वशात् પ્રકૃતિના પ્રભાવથી अवशं પરતંત્ર-અવિદ્યાદિ દોષોથી પરવશ થયેલા [ શા ભા. વગેરે ] इमं આ कृत्स्न સમગ્ર भूतग्राम આકાશાદિક ભૂતોના સમુદાયને पुनः पुनः વારંવાર विसृजामि હું સર્જું છુ [૮].

શબ્દાર્થ :—મારી પ્રકૃતિનો આશ્રય કરીને, પ્રકૃતિના પ્રભાવથી પરતંત્ર એવા આ સમગ્ર ભૂતસમુદાયને હું વારંવાર ઉત્પન્ન કરું છું [૮].

વિવેચન .—હે અર્જુન! મારે આધીન એવી મારે વિષે કલ્પેલી નાની માયારૂપ અનિર્વચનીય પ્રકૃતિનો આશ્રય કરીને, સર્વેશ્વર એવો હું, અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશરૂપ પ્રકૃતિના સ્વભાવથી અવશ [પરતંત્ર], આ દેવ, તિર્યક્, મનુષ્ય તથા સ્થાવર એવા ચાર પ્રકારના ભૂતસમુદાયને તેમનાં કર્માનુસાર હું વારવાર ઉત્પન્ન કરું છું. સર્વ પ્રાણીઓનો હું જ સ્રષ્ટા, ભર્તા, સંહર્તા તથા નેતા છું, મારાથી અન્ય બીજો કોઈ નથી [શંકરાનંદ].

### સૃષ્ટિનું સ્વરૂપ

આ જગતની ઉત્પત્તિ સબંધે વિદ્વાનોએ વિવિધ પ્રકારની કલ્પનાઓ કરી છે, બૌદ્ધ શૂન્યને, નૈયાયિકો પરમાણુને, મીમાંસકો અદૃષ્ટને, સાંખ્યકારો પ્રકૃતિને, યોગીઓ હિરણ્યગર્ભને, પરિણામવાદીઓ ઈશ્વરને, તથા વેદાંતીઓ માયોપાધિક બ્રહ્મને જગતનું કારણ કહે છે.

કેટલાક હું વાસુદેવના ઐશ્વર્યને જણાવવારૂપ પ્રાદુર્ભાવને સૃષ્ટિ માને છે. કેટલાક કહે છે કે, સૃષ્ટિ સ્વપ્ન જેવી છે. કેટલાક કહે છે કે, પ્રભુ સત્યસંકલ્પવાળા હોવાથી તેની ઇચ્છામાત્ર જ સૃષ્ટિ છે. કાળનું ચિંતન કરનારા કાળથી ભૂતોની ઉત્પત્તિ માને છે. કેટલાક કહે છે કે, જીવોના ભોગ માટે સૃષ્ટિ છે, તથા કેટલાક કહે છે કે, ઈશ્વરની ક્રીડા માટે સૃષ્ટિ છે.

પરંતુ હે અર્જુન ! જ્યારે તને પરમાર્થદૃષ્ટિ પ્રાપ્ત થશે ત્યારે તને સમજાશે કે, " देवस्यैव स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा । [ મા. ઉ. ૧-૯ ] બ્રહ્મનો

માયારૂપ સ્વભાવ જ સૃષ્ટિ છે, પૂર્ણકામ એવા બ્રહ્મને શી ઇચ્છા હોય ? " જેમ ઉષ્ણતા અગ્નિનો સ્વભાવ છે, તેમ વિશ્વરૂપે વિવર્ત પામવું, એ પરબ્રહ્મનો સ્વભાવ છે. જેમ રજ્જુમાં સર્પનો, મૃગજળમાં જળનો, તથા છીપમાં રૂપાનો ભાસ થાય છે, તેમ મારા પરબ્રહ્મસ્વરૂપમાં મારા સ્વરૂપના અજ્ઞાનથી આ સૃષ્ટિ અનંતરૂપે ભાસમાન થાય છે.

" को अद्धा वेद क इह प्रवोचत् कुत आजाता कुत इयं विसृष्टिः । [ ઋગ્. ૧૦–૧૨૯–૬ ] આ સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઈ? શા માટે એની રચના થઈ? એ સાક્ષાત્ કોણ જાણે છે? એ વિષે કોણ કહી શકે ? " આ વિષય અનિર્વચનીય છે. બીજ–અંકુર ન્યાય પ્રમાણે સૃષ્ટિનો પ્રવાહ તથા ભૂતોનાં કર્મો અનાદિ છે [ બ્ર સૂ. ૨–૧–૩૫ ].

પરમાર્થદૃષ્ટિથી આ જગત ઉત્પન્ન થયું જ નથી. બ્રહ્મ જ જગતરૂપે ભાસે છે. જે કાંઈ આ જગતમાં જોવામાં આવે છે, તે સર્વદા બ્રહ્મરૂપ જ છે. જગતનો કોઈ સમયે પ્રલય થતો નથી તેમ ઉદય પણ થતો નથી. જેમ દ્રવપણું જળરૂપ જ છે, ચલન વાયુરૂપ જ છે, તેમ બ્રહ્માંડ બ્રહ્મરૂપ જ છે. બ્રહ્મ પોતાના સ્વરૂપમાં જગતરૂપે પ્રતીત થાય છે [ યો. વા. ઉ. પ્ર.૧૧–૧૮–૨૦ ].

બ્રહ્મ સર્વ શક્તિવાળું છે. કાર્યપણું, કારણપણું, એકપણું, અનેકપણું, આદિપણું તથા અંતપણું વગેરે શક્તિઓ બ્રહ્મમાં દેખાય છે, પરંતુ જે શક્તિઓ છે, તે પણ બ્રહ્મ જ છે [ યો. વા. સ્થિ. પ્ર. ૩૯–૨–૩ ] [ ૮ ].

અવતરણિકા :—હવે જગતની ઉત્પત્તિ વગેરે કર્મો મને બંધનરૂપ થતાં નથી, તેનું કારણ કહે છે :

न च मां तानि कर्माणि निबध्नन्ति धनञ्जय।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

અન્વયાર્થ :—धनंजय ! હે ધનંજય ! च વળી तेषु कर्मसु તે કર્મોને વિષે उदासीनवत् ઉદાસીન જેવા आसीनं રહેલા અને असक्तं આસક્તિરહિત એવા मां મને तानि તે कर्माणि જગતની ઉત્પત્તિ વગેરે કર્મો न निबध्नन्ति બંધન કરતાં નથી [ ૯ ].

શબ્દાર્થ :—હે ધનંજય ! તે કર્મોને વિષે ઉદાસીન તથા આસક્તિરહિત એવા મને એ કર્મો બંધન કરતાં નથી [ ૯ ].

**વિવેચન** :—હે અર્જુન ! સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયરૂપે કર્મો અસંગ, અવિકાર તથા તટસ્થ એવા મને પરમાત્માને બંધનરૂપ થતાં નથી,

કારણકે તેમને વિષે હું ઉદાસીન જેવો રહું છું; હું તે કર્મોમાં કે કર્મોનાં ફળોમાં આસક્ત થતો નથી, તથા તેમને વિષે મને કર્તાપણાનું અભિમાન નથી.

કર્તાપણાનું અભિમાન તથા ફલનો સંગ એ બન્ને હોય તો મૂઢ મનુષ્ય કોશેટાના કીડાની પેઠે બંધાય છે, એ અભિપ્રાય છે [ શા. ભા., મધુ. વગેરે].

જેમ મેઘ કોઈ પણ બીજ પર રાગદ્વેષ કર્યો વિના ઉદાસીન થઈને વર્ષે છે, તેમ ઈશ્વર પણ પુણ્યશાળી કે પાપી ભૂતો પર રાગદ્વેષ કર્યો વિના જગત સર્જે છે. અસાધારણ કર્મબીજને લીધે તે તે પુણ્યશાળી કે પાપી જીવો જુદાજુદા ફળને પામે છે, તેથી ઈશ્વર વિષે વિષમતા વગેરે દોષોનો સંભવ નથી [ બ્ર. સૂ. ૨–૧–૩૪ ] [૯].

અવતરણિકા :—' આ સમગ્ર ભૂતસમુદાયને હું ઉત્પન્ન કરું છું' [ ગી. ૯–૮ ], તથા આ જગતની ઉત્પત્તિ વગેરે કર્મોમાં હું ઉદાસીન જેવો રહું છું ' [ ગી. ૯–૯ ], આ કહેવું પરસ્પર વિરુદ્ધ છે [ શા. ભા., મધુ, કેશવ વગેરે ]. આ દેખીતા વિરોધનો પરિહાર કરવાના હેતુથી હવે ભગવાન કહે છે:

**मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।**
**हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ १० ॥**

અન્વયાર્થ :—कौंतेय । હે કુંતિપુત્ર ! अध्यक्षेण નિયંતારૂપ અથવા પ્રકાશરૂપ એવા मया મેં પ્રવૃત્ત કરેલી प्रकृतिः માયા सचराचरम् સ્થાવરજંગમ જગતને सूयते ઉત્પન્ન કરે છે अनेन એ નિયંતાપણારૂપી हेतुना નિમિત્તવડે जगत् જગત विपरिवर्तते વિવિધ પ્રકારે પરિવર્તન પામે છે, અર્થાત્ જન્મથી આરંભી વિનાશ પર્યંતના સઘળા વિકારોને પામે છે [ મધુ. ] [૧૦].

શબ્દાર્થ :—હે કૌંતેય ! નિયંતારૂપ એવા મેં પ્રવૃત્ત કરેલી માયા આ સ્થાવરજંગમ જગતને ઉત્પન્ન કરે છે; એ નિમિત્ત વડે જગત નાના પ્રકારે પરિવર્તન પામે છે [૧૦].

વિવેચન :—હે અર્જુન ! જેમ ચુંબકપાષાણ પોતાની સમીપમાત્રથી લોઢાને પ્રવૃત્ત કરે છે, તેમ અધ્યક્ષ, સાક્ષી, કૂટસ્થ, અસંગ તથા ચિદ્રૂપ એવા મારા અધ્યક્ષપણાથી [ સમીપમાત્રથી ] પ્રવૃત્ત થયેલી પ્રકૃતિ જીવોના કર્માનુસાર આ સ્થાવરજંગમ જગતને ઉત્પન્ન કરે છે. આ જ કારણથી જગત વિવિધ પ્રકારે विपरिवर्तते = પરિવર્તન પામે છે [ શા. ભા. ], જન્મથી આરંભી વિનાશ પર્યંતના સઘળા વિકારોને પામે છે [ મધુ. ].

હું પ્રકૃતિના કાર્યમાં સાક્ષીમાત્ર જ છું. મારા સમીપમાત્રથી જ હું જગતનો અધિષ્ઠાતા છું. " एतावन्मात्रमेव मम कार्यं न तु कर्तृत्वं कारयितृत्वम् । [ શંકરાનંદ] આ સૃષ્ટિવ્યાપારમાં આ મારી સાક્ષીરૂપ સમીપતા જ મારું કાર્ય છે, વસ્તુતઃ હું કર્તા કે કારયિતા નથી," કારણકે હું કૂટસ્થ તથા અસંગ છું [શંકરાનંદ].

તેથી 'હું ભૂતસમુદાયને ઉત્પન્ન કરું છું' તથા 'હું આ જગતની ઉત્પત્તિ વગેરે કાર્યોમાં ઉદાસીન જેવો રહું છું' એ બન્ને કથનમાં પારમાર્થિક દૃષ્ટિથી વિરોધ નથી.

જેમ પુરુષના સંબંધ વિના સ્ત્રી પ્રજા ઉત્પન્ન કરી શકતી નથી, તથા સ્ત્રીના સંબંધ વિનાનો પુરુષ પણ પ્રજા ઉત્પન્ન કરી શકતો નથી, તેમ ચૈતન્યની [બ્રહ્મની] છાયાનો આશ્રય કર્યા વિના એકલી પ્રકૃતિ મહત્તત્ત્વ વગેરે તત્ત્વોને ઉત્પન્ન કરી શકતી નથી; તેમ જ પુરુષ [બ્રહ્મ—ચૈતન્ય] પણ પ્રકૃતિરૂપ ઉપાધિનો [યોગમાયાનો] આશ્રય કર્યો વિના એકલો રહીને મહત્તત્ત્વ વગેરેને ઉત્પન્ન કરી શકતો નથી. પ્રકૃતિ તથા પુરુષ અન્યોઅન્યના આશ્રયે કરીને જ જગતને ઉત્પન્ન કરે છે.

જેમ પાણીના સાન્નિધ્યથી બીજમાં અંકુર ફૂટી તેમાં વૃક્ષ થાય છે; તેમ બ્રહ્મના [ચૈતન્યના] સાન્નિધ્યમાત્રથી પ્રકૃતિમાં મહત્તત્ત્વ વગેરે અંકુરિત થઈ, આ સંસારવૃક્ષ [જગત] વ્યક્ત થાય છે. આ પ્રકારે બ્રહ્મ [ચૈતન્ય] સમસ્ત જગતના ઉપાદાન તથા નિમિત્ત કારણરૂપ હોવા છતાં કૂટસ્થ, અસંગ તથા નિષ્ક્રિય છે.

" अस्य द्वैतेन्द्रजालस्य यदुपादानकारणम् । अज्ञानं तदुपाश्रित्य ब्रह्म कारणमुच्यते। [મધુ.] આ દ્વૈતપ્રપંચનું [જગતરૂપ ઇન્દ્રજાલનું] જે અજ્ઞાન ઉપાદાન કારણ છે, તેનો આશ્રય કરીને જ બ્રહ્મને જગતનું કારણ કહેવામાં આવે છે." વાસ્તવિક રીતે બ્રહ્મ જગતનું કારણ નથી. આ વિષયમાં હજારો શ્રુતિ-સ્મૃતિનાં વચનો ઉદાહરણ તરીકે લેવાં [૧૦].

**અવતરણિકા** :—હવે અવિવેકી લોકો મારી અવજ્ઞા કરે છે, તેનું કારણ કહે છે :

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥ ११ ॥**

**અન્વયાર્થ** :—मम મારા भूतमहेश्वरम् સર્વભૂતોના મહેશ્વરરૂપ परम् શ્રેષ્ઠ भावं ભાવને-પારમાર્થિક તત્ત્વને अजानन्तः ન જાણતા मूढाः અવિવેકી લોકો मानुषीं तनुम् आश्रितम् મનુષ્યદેહ ધારણ કરીને રહેલા [થા. ભા. વગેરે].

અથવા પ્રાણીમાત્રના શરીરમાં રહેલા ' [ શંકરાનંદ ] મા મારી अवजानन्ति અવજ્ઞા કરે છે [૧૧].

**શબ્દાર્થ** :—મારા સર્વભૂતોના મહેશ્વરરૂપ શ્રેષ્ઠ ભાવને ન જાણતા અવિવેકી લોકો મનુષ્યદેહ ધારણ કરેલા મારી અવજ્ઞા કરે છે [૧૧].

**વિવેચન** :—હે અર્જુન! હું સર્વભૂતોનો ઈશ્વર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો, સર્વજ્ઞ, સર્વભૂતોનો નિયંતા, સર્વ જગતના એકમાત્ર કારણરૂપ, સર્વના આત્મારૂપ, આનંદસ્વરૂપ તથા અનંત હોવા છતાં, અનાદિ પાપવાસનાને લીધે મૂઢ લોકો મારા परं भाव = પારમાર્થિક સ્વરૂપને [ શા. ભા. વગેરે ] નહિ જાણીને, मानुषीं तनुम् आश्रित = મનુષ્યદેહ ધારણ કરી વસુદેવને ઘેર અવતરેલા તથા મનુષ્યપણાથી જણાતા શરીરે વ્યવહાર [લીલા] કરતા મને, ભ્રાંતિથી એક પ્રાકૃત [સામાન્ય] મનુષ્ય માની, अवजानन्ति = મારી અવજ્ઞા કરે છે [શા. ભા ]. હું સાક્ષાત્ ઈશ્વર છું, એવી રીતે મને આદર આપતા નથી [ મધુ., કેશવ ], " मा नाश्रयन्त्यतो न मुच्यन्ते । [ કેશવ ], તથા મારું શરણ લઈ મને ભજતા નથી, એથી સંસારથી મુક્ત થતા નથી. "

## ભગવાનનું પારમાર્થિક સ્વરૂપ

બ્રહ્મા કહે છે :—" હે દેવો ! સર્વ લોકોના મહાન ઈશ્વર ભગવાન વાસુદેવ તમારે સર્વેને પૂજનીય છે. એ મહાન વીર્યવાન શંખ–ચક્ર–ગદાધારી વાસુદેવને પ્રાકૃત મનુષ્ય માની, એમની કદી અવજ્ઞા ન કરવી. એ જ પરમપુણ્ય, પરમપદ, પરમબ્રહ્મ તથા પરમ યશ.સ્વરૂપ છે. એ જ અક્ષર, અવ્યક્ત, સનાતન, પરમતેજ, પરમસુખ તથા પરમ સત્ય છે. દેવ, ઇન્દ્ર, મનુષ્ય કે અન્ય કોઈએ પણ આ અમિતપરાક્રમી ભગવાન વાસુદેવને મનુષ્ય સમજી, એમનો અનાદર ન કરવો. જે મૂઢમતિ હૃષીકેશને મનુષ્ય કહે છે, તે નરાધમ છે. જે મનુષ્ય આ મહાત્મા યોગેશ્વરને મનુષ્ય દેહધારી સમજી એમનો અનાદર કરે છે, તથા જે આ ચરાચરના આત્મા શ્રીવત્સના ચિહ્નવાળા મહાન તેજસ્વી પદ્મનાભ ભગવાનને જાણતા નથી, તેઓ તામસી પ્રકૃતિથી યુક્ત છે. જે લોકો આ કૌસ્તુભ–કિરીટધારી તથા ભક્તોને અભય આપનારા ભગવાનનો અનાદર કરે છે, તે આસુરી લોકો ભયાનક નરકને પામે છે. "

ભગવાન શ્રીકૃષ્ણનો પ્રભાવ સમજાવવાના હેતુથી ભીષ્મપિતામહે પ્રજાપતિ તથા દેવતાઓનો ઉપરોક્ત સંવાદ રાજા દુર્યોધનને કહ્યો હતો [ મહા. ભીષ્મ. અ. ૬૬ ]. હવે પછી ભક્ત અર્જુન પણ ઉપરોક્ત પ્રકારે ભગવાનની સ્તુતિ કરશે [ ગી. ૧૦–૧૨–૧૮ ] [૧૧].

અવતરણિકા :—હવે મૂઢ લોકો નિરંતર નરકમાં નિવાસ કરવાને યોગ્ય છે, તે કહે છે :

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

અન્વયાર્થ :—मोघाशाः મિથ્યા આશાવાળા मोघकर्माण. મિથ્યા કર્મવાળા मोघज्ञानाः મિથ્યાજ્ઞાનવાળા विचेतसः વિવેકહીન–મૂઢ લોકો मोहिनीं શાસ્ત્રીય જ્ઞાનના ભ્રંશના કારણભૂત [મધુ] राक्षसीं તામસી–અવિહિત હિંસાના હેતુભૂત દ્વેષની પ્રધાનતાવાળી [મધુ.] च તથા आसुरीं રાજસી–અવિહિત વિષયભોગના કારણભૂત રાગની પ્રધાનતાવાળી [મધુ.] प्रकृतिं પ્રકૃતિને–સ્વભાવને एव જ श्रिताः આશ્રયે રહેલા છે [૧૨].

શબ્દાર્થ :—મિથ્યા આશાવાળા, મિથ્યા કર્મવાળા તથા મિથ્યા જ્ઞાનવાળા મૂઢ લોકો મોહ ઉત્પન્ન કરનારી રાક્ષસી તથા આસુરી પ્રકૃતિને જ આશ્રયે રહેલા છે [૧૨].

**વિવેચન** :—मोघाशाः = અંતર્યામી ઈશ્વર વિના કેવલ અગ્નિહોત્રાદિ કર્મો જ અમને ફળની પ્રાપ્તિ કરાવશે, એવી મિથ્યા આશાવાળા, मोघकर्माण. = ઈશ્વરથી વિમુખ હોવાથી, શાસ્ત્રવિધિના ત્યાગથી તથા અશ્રદ્ધાથી જેમનાં યજ્ઞદાનાદિ કર્મો ફળ આપનારાં ન હોઈ, કેવળ પરિશ્રમરૂપ છે, એવા મિથ્યા કર્મવાળા [ગી. ૧૭–૨૮], તથા मोघज्ञाना. = ઈશ્વરના અસ્તિત્વના ખંડનનું પ્રતિપાદન કરનારા કુતર્કયુક્ત શાસ્ત્રોના વિચારથી ઊપજેલા ફળરહિત મિથ્યા જ્ઞાનવાળા विचेतसः = મૂઢ લોકો मोहिनीं = શાસ્ત્રીય જ્ઞાનના ભ્રંશના કારણભૂત [ મધુ. ], राक्षसीं=અવિહિત હિંસાના કારણભૂત દ્વેષની પ્રધાનતાવાળી [મધુ ], તથા आसुरीं = અવિહિત વિષયભોગના કારણભૂત રાગની પ્રધાનતાવાળી [ મધુ. ] પ્રકૃતિનો [ સ્વભાવનો ] આશ્રય કરીને રહેલા હોય છે.

" छिन्धि भिन्धि पिब खाद परस्वमपहर इत्येवंवदनशीलाः क्रूरकर्माणो भवन्तीत्यर्थः। [ શા. ભા. ] આવા મૂઢ લોકો 'તોડો, ફોડો, ખાઓ, પીઓ, પારકાનું ધન લૂંટી લો,' એવું બોલવાના સ્વભાવવાળા, હિંસાદિ ક્રૂર કર્મ કરવાવાળા હોય છે," તથા " न देहि न जुहुधि, परस्वमपहर । [ આ. શા. ભા. ] દાન ન કરો, યજ્ઞ ન કરો, પારકાનું ધન લૂંટી લો " ઇત્યાદિ બોલનારા આસુરી સ્વભાવવાળા હોય છે; તેથી તેઓ નિરંતર નરકયાતનાનો જ અનુભવ કરે છે [ મધુ. ].

રાક્ષસી પ્રકૃતિ અવિવેકી મનુષ્યોને પોતાના દેહનું જ પોષણ કરવામાં તત્પર રાખે છે; આસુરી પ્રકૃતિ તેમને અન્ય પ્રાણીઓને ઉપદ્રવ કરવામાં પ્રેરે છે; તથા મોહિની પ્રકૃતિથી તેમને મોહ થવાથી મારું સ્મરણ થઈ શકતું નથી [ પુ. અ. ત. ], તેથી તેઓ ઉત્તરોત્તર અધોગતિને પામે છે [ ગી. ૧૬-૨૦ ] [૧૨].

અવતરણિકા :— હવે દૈવી ગુણવાળા મહાત્માઓ મને એકનિષ્ઠાથી ભજે છે, તે કહે છે :

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥**

અન્વયાર્થ :— पार्थ હે પાર્થ ! तु પરંતુ दैवीं દૈવી प्रकृतिं પ્રકૃતિને आश्रिताः આશ્રય કરી રહેલા महात्मानः મહાત્માઓ मां મને भूतादिम् ભૂતોના આદિ કારણરૂપ તથા अव्ययम् નાશરહિત ज्ञात्वा જાણીને-સાક્ષાત્કાર કરીને अनन्यमनसः અનન્ય મનથી भजन्ति ભજે છે [ ૧૩ ].

શબ્દાર્થ :— હે પાર્થ ! પરંતુ દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને રહેલા મહાત્માઓ મને ભૂતોના આદિ કારણરૂપ તથા અવિનાશી જાણીને અનન્ય મનથી ભજે છે [ ૧૩ ].

વિવેચન :— दैवीं प्रकृतिम् आश्रिताः = શમ, દમ, દયા, શ્રદ્ધા વગેરે સદ્ગુણરૂપ દેવોના સ્વભાવને અવલંબન કરનારા [ શા. ભા. ], અભય વગેરે દૈવી સંપત્તિઓનો આશ્રય કરનારા [ મધુ, શંકરાનંદ વગેરે ] महात्मानः = પ્રસન્ન ચિત્તવાળા [ શંકરાનંદ ], અનેક જન્મોના સુકૃતોવડે સંસ્કૃત અંતઃકરણવાળા [ મધુ. ] બ્રહ્મવેત્તાઓ मां = મને ઈશ્વરને સર્વ ભૂતોના કારણરૂપ તથા અવિનાશી જાણીને अनन्यमनसः = અનન્ય મનથી [ શા. ભા. વગેરે ] ભજે છે.

અહીં 'तु' શબ્દ પૂર્વશ્લોકમાં વર્ણવેલા આસુરી જીવોથી દૈવી જીવોની વિલક્ષણતા બતાવવા માટે છે [ શંકરાનંદ ] [ ૧૩ ].

અવતરણિકા :—હવે બે શ્લોક વડે મહાત્માઓના ભજનનો પ્રકાર કહે છે :

**सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।**
**नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥**

અન્વયાર્થ :— તે મહાત્માઓ सततं નિરંતર मां कीर्तयन्तः મારું કીર્તન કરે છે च તથા यतन्तः શમ, દમ, દયા, અહિંસા વગેરે ધર્મોથી યુક્ત થઈ, મારી પ્રાપ્તિ માટે યત્ન કરે છે [ શા. ભા. ], दृढव्रताः અહિંસાદિ મહાવ્રતોનું સર્વથા

પાલન કરે છે [ મધુ , ] ચ-તથા માં નમસ્યંતઃ મને નમસ્કાર કરે છે, તથા भक्त्या नित्ययुक्ताः નિરંતર મારી પરમપ્રેમરૂપ ભક્તિથી યુક્ત થઈ [ મધુ.; આ. શા. ભા. વગેરે ], અથવા નિરંતર નિયમથી યુક્ત થઈ [ શંકરાનંદ ] उपासते મને ભજે છે [ ૧૪ ].

શબ્દાર્થ:— તે મહાત્માઓ નિરંતર મારું કીર્તન કરે છે, મારી પ્રાપ્તિ માટે યત્ન કરે છે, દઢવ્રતોનું પાલન કરે છે, મને નમસ્કાર કરે છે, તથા નિરંતર મારી પરમપ્રેમરૂપ ભક્તિથી યુક્ત થઈ, મને ભજે છે [ ૧૪ ].

**વિવેચન**:— सततं मां कीर्तयन्तः = તે મહાત્માઓ સર્વ કાળે મારું કીર્તન કરે છે. શ્રીરામ, નારાયણ, શ્રીકૃષ્ણ, વાસુદેવ વગેરે મારા પવિત્ર નામો કે ઓંકારનો જપ કરે છે [ કેશવ ]. દિવ્ય મંત્રો કે ભજનવડે મારી સ્તુતિ કરે છે [ શ્રીધર ]. ઉપનિષદ્, ગીતા, ભાગવત વગેરેનો નિત્ય પાઠ કરે છે. મારા ગુણ, પ્રભાવ, મહિમા કે ચરિત્ર વગેરેના વર્ણનથી મારું સ્મરણ કરે છે. આ કલિયુગમાં કેવળ મારું કીર્તન કરવાથી જ મારા ભક્તો સર્વ સંગથી મુક્ત થઈ, મારા પરમભાવને પામે છે [ ભાગ. ૧૨–૩–૫૧ ].

यतन्तः च = અને તેઓ મારી પ્રાપ્તિ માટે યત્ન કરે છે. ઇન્દ્રિયનિગ્રહ, શમ, દમ, અહિંસા વગેરે ધર્મોથી યુક્ત થઈ, મારી પ્રાપ્તિ માટે યત્ન કરે છે [ શા. ભા ]. ઇન્દ્રિયોનું નિયમન કરી મારી પૂજા કરે છે [ શ્રીધર વગેરે ]. મારી શ્રવણ તથા અર્ચન ભક્તિ કરે છે [ વલ્લભ ] મારી પૂજા વગેરે માટે મંદિરો બાંધે છે [ રા. ભા ]. ગુરુ વગેરે પાસેથી શ્રવણ વડે નિશ્ચય કરેલ, અર્થનો શંકાથી રહિત થવા પ્રયત્ન કરે છે [ મધુ ].

दृढव्रताः = જીવન વગેરેમાં પણ અપેક્ષારહિત થઈ અહિંસાદિ પાંચ મહાવ્રતોનું સર્વદા પાલન કરે છે [ મધુ વગેરે ]. શમદમાદિસાધનસંપન્ન તથા મારી ભક્તિમાં અચળ શ્રદ્ધા તથા દઢ નિશ્ચયવાળા હોય છે [ શા. ભા ]. એકાદશી જન્માષ્ટમી, રામનવમી, વામનદ્વાદશી, નૃસિંહજયંતી વગેરે દઢવ્રતોનું [ વલ્લભ], તથા ઉપવાસાદિ દઢ નિયમોનું પાલન કરે છે.

नमस्यन्तः मां भक्त्या = તેઓ ભક્તિપૂર્વક મને નમસ્કાર કરે છે [શા ભા.,] મારા મંદિરમાં જઈ મારી પ્રતિમા કે ચિત્રપટને શ્રદ્ધા, ભક્તિ કે નમ્રતાપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કરે છે. તેઓ નિરંતર ગર્વરહિત હોય છે. નમ્રતા એ જ તેમની સંપત્તિ છે. માન–અપમાન વગેરેનો ત્યાગ કરી અત્યંત દીન થઈ, સર્વદા મારી ભક્તિપરાયણ રહે છે; અને नित्ययुक्ताः = સર્વદા નિયમપૂર્વક મારે વિષે પરમ

પ્રેમથી સંયુક્ત થઈ [ મધુ , આ. શા. ભા. વગેરે ] મારા સંયોગને ઇચ્છતા [ રા ભા. ] મને ઉપાસે છે.

" क्षणमात्रमपि मद्वियोगमसहमाना मामुपासते । [ કેશવ ] એક ક્ષણમાત્ર પણ મારો વિયોગ ન સહન કરનારા એવા તે મને નિરંતર ઉપાસે છે. मत्सेवनैकजीवना भवन्तीत्यर्थः । [ કેશવ ] મારી સેવામાં જ જીવન વ્યતીત કરનારા થાય છે " [ ૧૪ ]

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

**અન્વયાર્થ** — अन्ये બીજા ज्ञानयज्ञेन જ્ઞાનરૂપ યજ્ઞવડે अपि પણ यजन्त પૂજન કરે છે च વળી કોઈ एकत्वेन એકપણાથી मा મને उपासते ઉપાસે છે કેટલાક पृथक्त्वेन ભેદપણાથી ઉપાસે છે તથા કેટલાક विश्वतोमुख વિશ્વરૂપ એવા મને बहुधा બહુ પ્રકારે ઉપાસે છે [ ૧૫ ].

**શબ્દાર્થ** — બીજા જ્ઞાનરૂપ યજ્ઞવડે પણ મારું પૂજન કરે છે કેટલાક એકપણાથી મને ઉપાસે છે, કેટલાક ભેદપણાથી અને કેટલાક વિશ્વરૂપ એવા મને અનેકરૂપે ઉપાસે છે [ ૧૫ ]

**વિવેચન.**—બીજા કેટલાક મહાત્માઓ જ્ઞાનયજ્ઞથી મારું પૂજન કરીને મને ઉપાસે છે, કેટલાક एकत्वेन = " પરબ્રહ્મ પરમાત્મા એક જ છે " એવા એકત્વરૂપ પરમાર્થના અનુભવજન્ય જ્ઞાનથી પૂજન કરતા કરતા મને ઉપાસે છે [શા ભા ] અથવા પાતંજલ યોગશાસ્ત્રનું અનુષ્ઠાન કરનારા યોગીઓ નિર્વિકલ્પ સમાધિરૂપ જ્ઞાનયજ્ઞવડે મારું ચિંતન કરે છે [ નીલકંઠ ]

કેટલાક पृथक्त्वेन = પરમાત્મા વિષ્ણુ, સૂર્ય વગેરે રૂપે સ્થિત છે, એમ સમજી મારી ઉપાસના કરે છે [ શા. ભા. ], અથવા દાસબુદ્ધિથી યુક્ત થઈ, સેવ્ય-સેવકની પૃથક્ ભાવનાથી મને ઉપાસે છે [ વલ્લભ , શ્રીધર વગેરે ], તથા કેટલાક વિશ્વરૂપ એવા મને बहुधा = બ્રહ્મા, રુદ્ર વગેરે અનેકરૂપે ઉપાસે છે

મારી એકપણાથી ઉપાસના કરનારા ઉત્તમ, ભેદપણાથી ઉપાસના કરનારા મધ્યમ તથા ભિન્નભિન્ન દેવતારૂપે ઉપાસના કરનારા કનિષ્ઠ અધિકારીઓ છે [ મધુ , શંકરાનંદ ]. ઉપાસનાવડે ઉત્તરોત્તર ઉપાસકોને ક્રમથી પૂર્વ પૂર્વ ભૂમિકાનો લાભ થાય છે [ મધુ ] [ ૧૫ ].

**અવતરણિકા** :— હવે ચાર શ્લોકવડે ભગવાન પોતાનું વિશ્વરૂપપણું પ્રતિપાદન કરે છે :

अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

**અન્વયાર્થ** —अहं क्रतु સોમયાગાદિ શ્રૌતકર્મ હું છુ अहं यज्ञ પંચમહાયજ્ઞાદિ [ શ્રીધર ] તથા વૈશ્વદેવ વગેરે સ્માર્ત યજ્ઞ હું છુ [ મધુ ], अहं स्वधा શ્રાદ્ધાદિમા પિતૃઓને ધરેલુ અન્ન હુ છુ, अहम् औषध ઔષધ હુ છુ अहं मन्त्र ગાયત્રી યજુરાદિ મન્ત્રો હુ છુ, अहम् एव आज्य વૈદિકમન્ત્રોથી અગ્નિમા હોમવામા આવતુ ઘી વગેરે હવિર્ પણ હુ છુ अहम् अग्नि જેમા હોમ કરવામા આવે તે અગ્નિ હુ છુ અને अहं हुतम् હોમવાની ક્રિયા [ હવનકર્મ ] હુ છુ [ ૧૬ ]

**શબ્દાર્થ** — હુ ક્રતુ છુ, હુ યજ્ઞ છુ હુ સ્વધા છુ, હુ ઔષધ છુ હુ મન્ત્ર છુ, હુ હવિષ્ છુ, હુ અગ્નિ છુ, અને હુ હોમવાની ક્રિયા છુ [ ૧૬ ]

**વિવેચન :**—क्रतु = શ્રુતિવિહિત સોમયાગાદિ શ્રૌત કર્મો હુ છુ यज्ञ = સ્મૃતિવિહિત પંચમહાયજ્ઞાદિ તથા વૈશ્વદેવાદિ યજ્ઞ હુ છુ स्वधा = શ્રાદ્ધાદિમા પિતૃઓને અર્પણ કરેલું અન્ન હુ છુ औषधम् = હાગર જવ વગેરે અન્ન તથા રોગોના નાશ માટેનુ ઔષધ હુ છુ मन्त्र = જે વડે દેવોને તથા પિતૃઓને હવિ આપવામા આવે છે તે યજુરાદિ મન્ત્રો હુ છુ हवि = વૈદિક મન્ત્રોથી અગ્નિમા હોમ કરવામા આવે તે ઘી વગેરે હવિષ્ હુ છુ [ મધુ ] अग्नि = જેમા હોમ કરવામા આવે તે અગ્નિ હુ છુ, हुतम् = હવન ક્રિયા [ હવન કર્મ ] હુ છુ

' क्रियाकारकफलजातं किमपि भगवदतिरिक्तं नास्तीति समुदायार्थः । [ મધુ ] ક્રિયા [ યજ્ઞાદિ કર્મો ] કારક [ સાધનો ] તથા ફળ એટલે કે ક્રિયાવડે સાધ્ય થતુ ફળ કંઈ પણ ભગવાનથી જુદું નથી, એ સમુદાયનો અર્થ છે " [ ૧૬ ]

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकारमृक् साम यजुरेव च ॥ १७ ॥

**અન્વયાર્થ** —अस्य આ जगत જગતનો पिता પિતા माता માતા धाता ધાતા पितामह પિતામહ अहं હુ છુ च તથા वेद्य વેદવડે જાણવા યોગ્ય હુ છુ पवित्र સૂર્ય, અગ્નિ, વાયુ વગેરે શુદ્ધિ કરનાર કોઈ પણ પદાર્થ હુ છુ ઓંકાર વેદના બીજરૂપ પ્રણવ [ રા ભા ] અથવા આત્મજ્ઞાનના સાધનરૂપ પ્રણવ હુ છુ [ શા ભા ] ऋक् ઋગ્વેદ साम સામવેદ તથા यजु યજુર્વેદ एव પણ હુ જ છુ [ ૧૭ ]

**શબ્દાર્થ**.—આ જગતનો પિતા હુ છુ, માતા હુ છુ, પિતામહ હુ

છુ, જાણવા યોગ્ય હુ છુ, પવિત્ર પદાર્થ હુ છુ, ઓકાર હુ છુ, તથા ઋગ્વેદ સામવેદ તથા યજુર્વેદ હુ છુ [૧૭]

**વિવેચન** —પિતા = આકાશાદિક સર્વ પ્રપચનો [ ભૂતોનો ] આદિ હુ છુ માતા = આ જગતનો અપરા પ્રકૃતિરૂપે માતા હુ છુ આ જગતનો ધાતા = ધારણ કરનાર અથવા કર્મોનુ ફળ આપનાર હુ છુ [ મધુ ], હિરણ્યગર્ભના પણ કારણરૂપ હોવાથી પિતામહ = અક્ષરસજ્ઞક માયોપાધિ ઈશ્વર હુ છુ

વેદ્ય = જ્ઞેય વસ્તુ [ શ્રીધર વગેરે ], સર્વ પ્રાણીઓને જાણવા યોગ્ય અથવા વેદશાસ્ત્રવડે જાણવા યોગ્ય હુ છુ [ ગી ૧૫-૧૫ ] પવિત્ર = સૂર્ય, અગ્નિ, વાયુ જળ, તીર્થ, પ્રાયશ્ચિત્ત વગેરે શુદ્ધિ કરનાર પદાર્થ હુ છુ ओंकार = वेदबीजभूत प्रणव । [શા ભા ] વેદશાસ્ત્રના બીજરૂપ પ્રણવ હુ છુ, અથવા वेदसाधनमोंकार । [મધુ, આ શા ભા વગેરે] આત્મજ્ઞાનના સાધનરૂપ ઓકાર હુ છુ ऋक्सामयजुः एव च = ઋગ્વેદ, સામવેદ યજુર્વેદ, અથર્વવેદ, ઇતિહાસ-પુરાણ આદિ સર્વ હુ જ છુ [ શકરાનદ ] [ ૧૭ ]

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥

**અન્વયાર્થ** —गति કર્મનુ ફળ-મોક્ષાદિ ફળરૂપ भर्ता પોષણ કરનાર प्रभु નિયતા-શાસિતા साक्षी શુભાશુભ દ્રષ્ટા निवास ભોગનુ સ્થાન [ મધુ ] અથવા સર્વભૂતો જેમા વસે તે [શા ભા વગેરે] शरण શરણાગતના દુખ દૂર કરનાર [શા ભા વગેરે ] રક્ષક-અભય દાતા सुहृत् મિત્ર प्रभव ઉત્પત્તિ प्रलय વિનાશ-સહાર કરનાર स्थान સ્થિતિ निधानम् પ્રલયનુ સ્થાન [ મધુ ] અને अव्यय અવિનાશી बीज ઉત્પત્તિનુ કારણ હુ છુ [૧૮]

**શબ્દાર્થ** —ગતિ, ભર્તા પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, સુહૃત્ પ્રભવ, પ્રલય, સ્થાન, નિધાન અને અવિનાશી બીજ [ ઉત્પત્તિનુ કારણ ] હુ જ છુ [૧૮]

**વિવેચન** —गति = કર્મનુ ફળ [ શકરાનદ ], પ્રાપ્ત થવા યોગ્ય સ્થાન [શા ભા ] હુ છુ भर्ता=સર્વના પાલક [શા ભા ], ધારણ કરનાર [ કેશવ ] સુખના સાધનને આપનાર હુ છુ [ મધુ ] प्रभु = સર્વનો સ્વામી [શા ભા], નિયતા [ શકરાનદ ], साक्षी=સર્વ પ્રાણીઓના કર્મ તથા અકર્મના સાક્ષી [ શા ભા ], સર્વના શુભાશુભ કર્મોનો દ્રષ્ટા [ મધુ ] હુ છુ

निवास = નિવાસસ્થાન-ભોગનુ સ્થાન હુ છુ शरण = आर्तानां आर्तिहर । [ શા ભા ] મારા શરણાગત દુખીઓના દુખ દૂર કરનાર હુ છુ

અથવા અભય આપનાર,' મૃત્યુ વગેરે સર્વ ભયોમાંથી રક્ષણ કરનાર હું છું [ પૂ. મ. ત. ]. ઇષ્ટની પ્રાપ્તિ તથા અનિષ્ટની નિવૃત્તિ માટે આશ્રય લેવા યોગ્ય ચેતન હું છું [ શા. ભા. ]. सुहृत् = પ્રત્યુપકારની અપેક્ષા વિના ઉપકાર કરનાર હું છું.

प्रभवः = જગતની ઉત્પત્તિ કરનાર અથવા સૃષ્ટિ કરનાર હું છુ. प्रलयः = જગતનો સંહાર કરનાર હું છું. स्थानं = જગતનું સ્થિતિકારણ [આધાર] હું છું. निधानम् = સૂક્ષ્મરૂપે સર્વ વસ્તુઓને રહેવાનું સ્થાન એટલે કે પ્રલયનુ સ્થાન હું છું [મધુ.]. बीजम् अव्ययं = સર્વનુ અવિનાશી બીજ [ ઉત્પત્તિનું કારણ ] હું છુ [ શા. ભાં. ], અથવા જગતનું નાશરહિત અવ્યાકૃત નામનું બીજ હું છુ [ શંકરાનંદ] [૧૮].

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

**અન્વયાર્થ** —अर्जुन ! હે અર્જુન ! अहं હું तपामि તપું છું अहं હું वर्षम् જળને निगृह्णामि ગ્રહણ કરું છુ—આકર્ષણ કરું છું च તથા उत्सृजामि તે જળને વૃષ્ટિરૂપે વરસાવું છું च તેમ अमृतं અમૃત च તથા मृत्युः મૃત્યુ सत् સત च તથા असत् અસત્ अहम् एव હુ જ છુ [૧૯].

**શબ્દાર્થ** :—હે અર્જુન ! હુ તપુ છું, હુ જ જળને [વર્ષા માટે] આકર્ષું છું તથા વરસાવુ છુ. અમૃત તથા મૃત્યુ, સત્ તથા અસત્ પણ હું જ છુ [૧૯].

**વિવેચન**.—तपामि अहं = હુ જ સૂર્યરૂપે આ લોકમાં તાપ કરું છું. હું वर्षम् = વૃષ્ટિરૂપ રસને [ મધુ ] निगृह्णामि = સૂર્યરૂપે આઠ મહિના કિરણોદ્વારા પૃથ્વી પરથી આકર્ષણ કરું છું. હુ જ તે આકર્ષણ કરેલા રસને ચોમાસાના ચાર મહિનામા આ પૃથ્વી પર उत्सृजामि = વૃષ્ટિરૂપે નાખુ છું.

अमृतं = દેવોનું અમૃત અથવા સર્વ પ્રાણીઓનુ જીવન [ મધુ ] હું છું. मृत्युः = સર્વ પ્રાણીઓનો નાશ કરનારું મૃત્યુ હુ છું, અને सत् તથા असत् = કાર્યરૂપ તથા કારણરૂપ [શા. ભા.], નામરૂપાત્મક કાર્યમાત્ર વ્યક્ત તથા વ્યક્તના કારણરૂપ અવ્યક્ત [ શંકરાનંદ ], સ્થૂલરૂપ દશ્ય તથા સૂક્ષ્મરૂપ અદશ્ય [શ્રીધર. વગેરે ] સાધુ તથા અસાધુ [ નીલકંઠ ] હું જ છું.

અથવા सत् = વર્તમાન વસ્તુ અને असत् = ભૂત-ભવિષ્ય વસ્તુ [રા. ભા.] હું છું, અર્થાત્ ભૂત, ભવિષ્ય કે વર્તમાન સર્વ અવસ્થાઓમાં સ્થિત જડ-ચેતન વસ્તુ મારું જ શરીર હોવાથી, તે તે વસ્તુઓના રૂપમાં હું જ સ્થિત છું [ રા. ભા. ].

હુ આ પ્રકારે વિશ્વરૂપ છુ, તેથી મને નવીતમરૂપ જાણીને ઉપાસકો પોત પોતાના અધિકાર પ્રમાણે વિવિધ પ્રકાર મને ઉપાસે છે, તે યોગ્ય જ છે [ મધુ વગેરે ] કારણકે મને સર્વસ્વરૂપ માનીને ઉપાસના કરનાર પુરુષો ઉપર હુ સર્વ રીતે અનુગ્રહ કરુ છુ [ નીલકંઠ ] [ ૧૯ ]

અવતરણિકા — હવે બે શ્લોકવડે સકામ ઉપાસકો વારવાર જન્મ મરણરૂપ સસારનો અનુભવ કરે છે, તે કહે છે

**त्रैविद्या मा सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते।**
**ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥**

**અન્વયાર્થ** —त्रैविद्या ત્રણ વેદોને જાણનાર यज्ञै યજ્ઞોવડે मा મારુ इष्ट्वा પૂજન કરી सोमपा સોમપાન કરનાર पूतपापा પાપથી રહિત થયેલા स्वर्गतिं સ્વર્ગપ્રાપ્તિને प्रार्थयन्ते ઇચ્છે છે ते તેઓ पुण्य પુણ્યના ફળરૂપ [શા ભા] सुरेन्द्रलोक સ્વર્ગલોકને आसाद्य પામીને दिवि સ્વર્ગમા दिव्यान् देव भोगान् દેવશરીરથી ભોગવાય એવા ભોગોને अश्नन्ति ભોગવે છે [ ૨૦ ]

**શબ્દાર્થ** —ત્રણ વેદોને જાણનાર યજ્ઞોવડે મારુ પૂજન કરી સોમરસ પીનારા અને તેથી પાપોથી રહિત થયેલા સ્વર્ગને ઇચ્છે છે તેઓ પુણ્યના ફળરૂપ સ્વર્ગલોકને પામીને, સ્વર્ગમા દિવ્ય ભોગો ભોગવે છે [ ૨૦ ]

**વિવેચન** — त्रैविद्या = ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદને કર્મસહિત જાણનારા [ શા ભા ], અગ્નિષ્ટોમાદિ કામ્ય યજ્ઞોવડે ઇન્દ્ર, આઠ વસુઓ, અગિયાર રુદ્રો, બાર આદિત્યો, તથા પ્રજાપતિરૂપ મારુ પૂજન કરી, सोमपा = સોમરસ પીનારા અને તેથી पूतपापा = પાપરહિત થયેલા સ્વર્ગલોકની પ્રાપ્તિને ઇચ્છે છે તેઓ પુણ્યના ફળરૂપ સ્વર્ગલોકને પામીને, સ્વર્ગમા દિવ્યભોગો ભોગવે છે, અર્થાત્ દેવતાઓના જે અપ્રાકૃત ભોગો સ્વર્ગમા હોય છે, તે દેવ શરીરને પ્રાપ્ત થઈ ભોગવે છે [ શા ભા ]

### સ્વર્ગનુ ઐશ્વર્ય

સ્વર્ગને પ્રાપ્ત થનાર જીવને તૈજસ શરીર [ દિવ્ય શરીર ] પ્રાપ્ત થાય છે આ શરીર માતાપિતાના સબધથી ઉત્પન્ન થતુ નથી આ દિવ્ય શરીર પરસેવો, દુર્ગંધ, મળમૂત્ર, રોગ તથા જરાથી મુક્ત છે દિવ્ય શરીર કે દિવ્ય શરીર પર ધારણ કરેલા વસ્ત્રો કદાપિ મલિન થતા નથી

સ્વર્ગમાં ભૂખ, તરસ, ઠડી, ગરમી, શોક, ગ્લાનિ, વૃદ્ધાવસ્થા વગેરે નથી

[ ફ્ર ઉપ ૧-૧૨ ]. ત્યાં ચારે તરફ ચિત્તાકર્ષક સુગંધ, સુખદાયી વાયુ, મધુર ધ્વનિઓ તથા મનને આનંદ થાય એવું અદ્દભુત સૌંદર્ય હોય છે.

સ્વર્ગમાં મેરુ નામનો સુવર્ણનો પર્વત છે. તેના ઉપર નંદનવન વગેરે દેવતાઓનાં પવિત્ર ઉદ્યાનો આવેલાં છે અહીં પુણ્યશાળી જીવો અપ્સરાઓ સાથે વિહાર કરે છે, અમૃતનુ પાન કરે છે, વિવિધ પ્રકારની ક્રીડા કરે છે, તથા આનંદમાં સમય વ્યતીત કરે છે.

સ્વર્ગ ફળભૂમિ [ ભોગભૂમિ] છે. સ્વર્ગમાં જે કંઈ શુભ કર્મો કર્યાં હોય તેનું માત્ર ફળ જ ભોગવાય છે; પરંતુ સ્વર્ગમાં બીજાં નવાં કર્મોનો સંગ્રહ કરી શકાતો નથી.

સ્વર્ગમાં પુણ્ય કર્યાં હોય તે પ્રમાણે સુખ મળે છે. ઉત્તમ પુણ્ય કરનારને ઉતમ સુખ, મધ્યમ પુણ્ય કરનારને મધ્યમ સુખ તથા કનિષ્ઠ પુણ્ય કરનારને કનિષ્ઠ સુખ પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી પુણ્યો હોય ત્યાં સુધી જ જીવનો સ્વર્ગમાં વાસ રહે છે. સ્વર્ગમાં પારકાનો ઉદય સાંખી શકાતો નથી; સમાનોની સાથે તથા પોતાનાથી ઉત્તમ હોય તેમની સાથે નિત્ય સ્પર્ધા રહ્યા કરે છે, અને પોતાનાથી ઓછા સુખવાળાઓને જોઈને સંતોષ થાય છે [ યો. વા. વૈ. પ્ર. ૧-૩૬-૩૮ ].

પુણ્યરૂપી મૂડી વાપરીને જ દિવ્ય ભોગો ભોગવવાના હોય છે. જ્યારે પુણ્ય ક્ષય પામતાં સ્વર્ગથી પતન થવાનો સમય નજીક આવે છે, ત્યારે સ્વર્ગને પ્રાપ્ત થયેલા પુણ્યશાળી જીવનું જ્ઞાન ઓછું થઈ જાય છે, મોહ ઘેરાવા માંડે છે, દિવ્ય શરીર પર ધૂળ ચોંટવા માંડે છે, તથા સ્વર્ગલોકને પ્રાપ્ત થનારા પ્રત્યેક જીવના ગળામાં પહેરાવવામાં આવતી દિવ્ય પુષ્પમાળા ચીમળાવા માંડે છે. આ ચિહ્નો મૃત્યુ સમાન ભય તથા વેદના ઉત્પન્ન કરે છે. પુણ્ય ક્ષય પામતાં જીવ અવશેષ રહેલાં કર્મો તથા સંસ્કાર પ્રમાણે આ લોકમાં મનુષ્યશરીરને પામે છે [ વિસ્તારપૂર્વક વર્ણન માટે જુઓ મહાભારત વનપર્વ અ. ૨૬૧] [૨૦].

અવતરણિકા :—હવે ભગવાન " तद्यथेह कर्मजितो लोकः क्षीयत एवमेवामुत्र पुण्यजितो लोकः क्षीयते। [ છા. ઉ. ૮-૧-૬ ] ' જેમ આ લોકમાં કર્મવડે સંપાદન કરેલા ભોગો નાશ પામે છે, તેમ સ્વર્ગાદિ લોકમાં પુણ્યવડે સંપાદન કરેલા ભોગો પણ નાશ પામે છે " એ શ્રુતિવિહિત અર્થ પ્રતિપાદન કરે છે :

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥**

અન્વયાર્થ:—તે કામ્ય ઉપાસકો ते તે विशाल વિશાળ स्वर्गलोकं સ્વર્ગ લોકને भुक्त्वा ભોગવી पुण्ये પુણ્ય क्षीणे ક્ષય થવાથી मर्त्यलोक મનુષ્યલોકને विशन्ति પામે છે एवं એ પ્રમાણે त्रयीधर्मम् વેદપ્રતિપાદિત કામ્ય કર્મને अनुप्रपन्ना આશ્રય કરનારા તથા कामकामा દિવ્યભોગોની કામનાવાળા गतागत ગમનાગમનને लभन्ते પામે છે [ ૨૧ ]

શબ્દાર્થ —તેઓ એ વિશાળ સ્વર્ગલોકને ભોગવી પુણ્ય ક્ષીણ થતા મૃત્યુ લોકમા પાછા પ્રવેશ કરે છે એ પ્રમાણે વેદમા પ્રતિપાદન કરેલા કામ્ય કર્મનો આશ્રય કરનારા તથા દિવ્યભોગોની કામનાવાળા ગમનાગમનને પામે છે [૨૧]

વિવેચન.—હે અર્જુન! તે સકામ ઉપાસકો એ વિશાળ સ્વર્ગલોકના ભોગો ભોગવી તે દિવ્યભોગને ઉત્પન્ન કરનારા પુણ્યનો ક્ષય થતા, આ મૃત્યુલોકમા પાછા પ્રવેશ કરે છે આ પ્રમાણે त्रयीधर्मम् अनुप्रपन्ना = ત્રણ વેદે પ્રતિપાદન કરેલા કામ્ય કર્મોનો આશ્રય કરનારા कामकामा = ભોગની કામનાવાળા મનુષ્યો ગમનાગમનને પામે છે, અર્થાત્ જન્મ-મરણરૂપ સસારનો પ્રવાહ તેમના સબધમા નિરતર ચાલ્યા જ કરે છે [ શકરાનદ, મધુ વગેરે ]

શ્રુતિ કહે છે કે:—" एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्यु ते पुनरेवापि यान्ति। [ મુ ઉ ૧-૨-૭ ] જે અવિવેકી મનુષ્યો, આ કર્મ મોક્ષનુ સાધન છે, એમ જાણીને હર્ષ પામે છે, તેઓ કેટલોક કાળ સ્વર્ગમા રહીને પુન જરા-મૃત્યુને પામે છે," પરતુ ' स शान्तिमाप्नोति न कामकामी। [ ગી ૨-૭૦] સ્વર્ગાદિ ભોગોની કામનાવાળો તે કદાપિ શાતિને પામતો નથી, [ ૨૧ ]

અવતરણિકા —હવે નિષ્કામ ભક્તોની ગતિ કહે છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

અન્વયાર્થ.—ये જે जना લોકો—અધિકારી પુરુષો अनन्या અનન્ય થઈને चिन्तयन्त ચિતન કરતા છતા मा पर्युपासते મને જ સર્વ પ્રકારે ઉપાસે છે-સર્વ રીતે અવચ્છેદથી રહિત મને જુએ છે [ આ. શા ભા, મધુ વગેરે] મારો સાક્ષાત્કાર કરે છે तेषा એવા પરમાર્થદર્શી [ શા ભા, વગેરે ], અદ્વૈત દર્શનનિષ્ઠ [ શકરાનદ, 'મધુ' 'વગેરે ] नित्याभियुक्ताना નિત્યયુક્ત-નિત્ય મારામાં જ રત-નિરતર આદરપૂર્વક મારા ધ્યાનમા જ તત્પર રહેનારાઓના [ મધુ વગેરે ] योगक्षेम યોગ તથા ક્ષેમને अहं હુ वहामि વહન કરુ છુ-પ્રાપ્ત કરાવુ છુ [ મધુ ] [ ૨૨ ].

**શબ્દાર્થ** :—સર્વત્ર અદ્વૈત દૃષ્ટિવાળા અને મારું જ ચિંતન કરતા જે લોકો મારી ઉપાસના કરે છે, તે નિરંતર આદરથી મારા ધ્યાનમાં લાગેલા લોકોના યોગક્ષેમને હું ચલાવું છું [૨૨].

**વિવેચન** :—अनन्याः = न विद्यते अन्यो मद्व्यतिरिक्तो विषयस्त्वहंबुद्धेरिदंबुद्धेश्च येषां ते अनन्याः। [શંકરાનંદ] જેમની અહબુદ્ધિ અને ઇદંબુદ્ધિ મારા સિવાય અન્યવિષયક નથી એવા અનન્ય [શંકરાનંદ], સર્વ સ્થળે અદ્વૈતને જોનારા [શંકરાનંદ, મધુ.], સર્વ ભોગોમાં સ્પૃહા વગરના [મધુ.], "હું જ પર્વોત્મા ભગવાન વાસુદેવ છું, મારા સિવાય બીજું કાંઈ પણ નથી" એમ જાણી, નેરંતર મારું ચિતન કરતા, જે અધિકારી પુરુષો मां पर्युपासते = હું જે નારાયણ તેને આત્મપણાથી સર્વ રીતે અવચ્છેદથી રહિત જુએ છે [મધુ]. तेषां = તે પરમાર્થદર્શી [શા. ભા.], અદ્વૈતદર્શનનિષ્ઠ [શંકરાનંદ, મધુ.] नित्याभियुक्तानाम् = નેરંતર મારા ધ્યાનમાં તત્પર રહેનારા [મધુ. વગેરે], મારામાં જ એકનિષ્ઠાવાળા શ્રીધર વગેરે] મારા ભક્તોના योगं = અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ [શા. ભા. વગેરે], આ લોકમાં પ્રભુસેવા માટે ઉપયોગી ધન, ધાન્ય, વસ્ત્ર વગેરે પદાર્થો [વલ્લભ. નીલકંઠ], યોગભૂમિકાની પ્રાપ્તિ [નીલકંઠ], નિરંતર બ્રહ્મનિષ્ઠા [શંકરાનંદ], તથા क्षेमं = પ્રાપ્ત વસ્તુનું સંરક્ષણ [શા. ભા. વગેરે], પ્રાપ્ત કરેલી યોગભૂમિકાનું સંરક્ષણ [નીલકંઠ], આધ્યાત્મિક વગેરે ઉપદ્રવોના વેચ્છેદથી રહિતપણું હું જ वहामि = પ્રાપ્ત કરાવું છું [મધુ.].

મારા આર્ત, અર્થાર્થી તથા જિજ્ઞાસુ ભક્તોના યોગક્ષેમ પણ હું જ વહન કરું છું, પરંતુ તેમાં ભેદ [તફાવત] એ છે કે, તેઓ પોતાને માટે યોગક્ષેમ ઇચ્છે છે. પ્રહ્લાદ જેવા મારા અનન્ય ભક્તો પોતાને માટે યોગક્ષેમ ઇચ્છતા નથી [શા. ભા.], તેમનું અવલંબન [શરણ–આધાર] એકમાત્ર હું જ છું, અને તેથી હું જ તેમનો યોગક્ષેમ ચલાવું છું [શા. ભા. ]. બીજા ભક્તોના યોગક્ષેમને પ્રયત્ન ઉત્પન્ન કરી તે દ્વારા ચલાવું છું; અને અનન્ય ભક્તોના યોગક્ષેમને તો તેને માટે પ્રયત્ન ઉત્પન્ન કર્યા વિના ચલાવું છું [મધુ.].

તાત્પર્ય એ છે કે, જેમ વાંદરીની કોટે વળગેલા વાંદરીના બચ્ચાને તેના રક્ષણ માટે પ્રયાસ આવશ્યક છે, તેમ આર્ત, અર્થાર્થી તથા જિજ્ઞાસુ ભક્તોને તેમના યોગક્ષેમ માટે પ્રયાસ આવશ્યક છે; પરંતુ જેમ બિલાડીના મુખમાં રહેલાં બિલાડીનાં બચ્ચાંને પોતાના રક્ષણ માટે જરા પણ ઇચ્છા કે પ્રયાસ આવશ્યક નથી, તેમ અનન્ય ભક્તોને પોતાના યોગક્ષેમ માટે જરા પણ ઇચ્છા કે પ્રયાસ

આવશ્યક નથી. જેમ બિલાડી મુખમા રહેલા બચ્ચાનું સ્વાભાવિક રીતે રક્ષણ કરે છે, તેમ ભગવાન અનન્ય ભક્તોના યોગક્ષેમ સ્વાભાવિક રીતે વહન કરેછે.

**નોંધ** — ભક્ત અર્જુનનો મોહ નિવૃત્ત કરવા માટે ભગવાને આપેલો આ ગીતા ઉપદેશ, આ શ્લોકના અર્થનુ અપૂર્વ દૃષ્ટાંત છે [૨૨]

**અવતરણિકા**.—હવે અન્ય દેવોના ભક્તો કેમ કૃતાર્થ થતા નથી, તે કહે છે :

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयाऽन्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥२३॥

**અન્વયાર્થ**:— कौन्तेय । હે કૌન્તેય ! ये જે अन्यदेवताभक्ता અન્ય દેવતાઓના ભક્તો अपि પણ श्रद्धया શ્રદ્ધા વડે अन्विता યુક્ત થઈને (અન્ય દેવોનુ) यजन्ते પૂજન કરે છે ते તેઓ अपि પણ अविधिपूर्वकम् અજ્ઞાનપૂર્વક [શા ભા વગેરે] माम् મને एव જ यजन्ति ભજે છે [૨૩]

**શબ્દાર્થ** :—હે કૌન્તેય ! જે સકામ ભક્તો શ્રદ્ધાથી યુક્ત થઈ, બીજા દેવોનુ પૂજન કરે છે તેઓ પણ મારુ જ પૂજન કરે છે, પરન્તુ તેમનુ પૂજન અવિધિપૂર્વક છે [૨૩]

**વિવેચન** —" एकं सद्विप्रा बहुधा वदन्ति। [ ઋગ ૧–૧૬૪–૪૬ ] પરમાત્મા એક હોવા છતા વિદ્વાનો તેને અગ્નિ, યમ, વાયુ વગેરે અનેક પ્રકારે વર્ણવે છે" " मूलं हि विष्णुर्देवानाम्। [ ભાગ ૧૦–૪–૩૯ ] દેવોનુ મૂળ વિષ્ણુ છે" તેથી અગ્નિ, વાયુ વગેરે દેવોનું પૂજન કરનાર મારુ જ પૂજન કરે છે [ શા. પ ૩૪૫–૨૬–૨૭ ]. પરન્તુ તેઓ अविधिपूर्वकम्=અજ્ઞાનપૂર્વક [ શા ભા વગેરે ] મારુ જ પૂજન કર છે, કારણકે. તેમનુ પૂજન અભેદ બુદ્ધિથી રહિત છે [ નીલકંઠ ], તેઓ ઇન્દ્રાદિ દેવોને મારાથી ભિન્ન કલ્પીને પૂજન કરે છે, અને તેથી તેઓ વારવાર સસારને પામે છે

### અનન્યભક્તિનું સ્વરૂપ

વિષ્ણુ ભગવાન કહે છે કે —" बुद्धिर्गणेशो मम चक्षुरर्कः शिवो ममात्मा मम शक्तिराद्या। विभेदबुद्ध्या मयि ये भजन्ति मामङ्गहीनं कलयन्ति मूढा ॥ જલતત્ત્વના, અધિષ્ઠાતા દેવ ગણપતિ મારી બુદ્ધિ છે, વાયુતત્ત્વના અધિષ્ઠાતા દેવ સૂર્ય મારા ચક્ષુ છે, પૃથ્વીતત્ત્વના અધિષ્ઠાતા દેવ શિવ મારા આત્મા [હૃદય] છે તથા તેજ તત્ત્વના અધિષ્ઠાત્રી દુર્ગા ભવાની મારી શક્તિ છે એ સર્વે મારા સબિભ અગો છે, પરન્તુ જેઓ આ દેવોને ભેદબુદ્ધિથી ભજે છે, તેઓ મૂઢ છે"

જગતના કારણરૂપ હુ જ બ્રહ્મા તથા શિવ છુ. હુ જ સર્વનો આત્મા, ઈશ્વર, સાક્ષી, સ્વયપ્રકાશ તથા ઉપાધિથી રહિત છુ હુ જ જગતને સૃજતો 'બ્રહ્મા' નામ ધરુ છુ, અને સહારતો 'શકર' નામ સ્વીકારુ છુ કેવળ અદ્વિતીય પરમાત્મરૂપ મારે વિષે બ્રહ્મા, રુદ્ર કે અન્ય સર્વ જીવોને અજ્ઞાની ભેદભાવે જુએ છે અમે ત્રણે 'બ્રહ્મા', 'વિષ્ણુ' ને 'મહેશ' એક જ હોઈ, સર્વ પ્રાણીઓના આત્મા છીએ તેથી અમારામા જે ભેદ જોતો નથી, તે શાતિને પામે છે [ ભા ૪-૭-૫૦-૫૪ ]

સૂર્ય, ગણેશ દેવી, શિવ, વિષ્ણુ વગેરે દેવો મારુ જ સ્વરૂપ છે માટે મુમુક્ષુએ બ્રહ્મા, શિવ વિષ્ણુ સૂર્ય વગેરે દેવોને મારાથી ભિન્ન કલ્પીને પૂજન ન કરવુ કોઈ પણ દેવની મારાથી ભિન્ન કલ્પીને ઉપાસના કરનાર સસારને તથા મારાથી અભિન્ન જાણી ઉપાસના કરનાર મોક્ષને પામે છે

*શ્રીકૃષ્ણના ઉપાસકે રામ, શિવ, દેવી, ગણપતિ વગેરેના મદિરોમા પોતાના* ઉપાસ્ય ભગવાન શ્રીકૃષ્ણ જ તે તે દેવરૂપે બિરાજેના છે, એમ જોવુ આવી અનન્ય ભક્તિ જ આત્મસાક્ષાત્કારના સાધનરૂપ છે [ ગી ૧૧-૫૪ ગી ૧૪-૨૬, ગી ૧૮-૫૧ ] શ્રીકૃષ્ણના ઉપાસકે શ્રીકૃષ્ણ વ્યતિરિક્ત હુ, તુ, તે, આ ઇત્યાદિ પ્રકારની બીજી કોઈ પણ ભાવના અતકરણ વિષે ઊઠવા જ ન દેવી, અને કદાચ ઊઠે તો તેને તુરત, 'તે કૃષ્ણરૂપ છે,' એવા પ્રકારની એકનિષ્ઠામા સ્થિત રાખી અનન્યભાવે પોતાસહ સર્વભાવોને ભૂલી જવા

આ પ્રમાણે રામભક્તે રામરૂપ, વિષ્ણુભક્તે વિષ્ણુરૂપ, શિવભક્તે શિવરૂપ ઇત્યાદિ નિશ્ચયવડે પોતપોતાના ઉપાસ્ય દેવની ઉપાસના કરવી આવી એકત્વની ભાવનાથી કરેલી ઉપાસના જ સાચી ઉપાસના છે

જ્ઞાનમાર્ગમા 'આ સર્વ બ્રહ્મ છે' એવો અભ્યાસક્રમ છે ભક્તિમાર્ગમા 'આ સર્વ મારા ઇષ્ટદેવનુ જ સ્વરૂપ છે' એવો અભ્યાસક્રમ કહ્યો છે આવી ઉપાસનાથી ચિત્ત શીઘ્ર પોતાના ઇષ્ટદેવના સાક્ષાત્ દર્શનને યોગ્ય થાય છે

## દૃષ્ટાંત

જ્યારે મર્યાદા પુરુષોત્તમ ભગવાન રામ દક્ષિણ સમુદ્રના તટ પર મહાદેવજીની સ્થાપના કરતા હતા, ત્યારે દેવર્ષિ નારદ ત્યા આવી પહોચ્યા દેવર્ષિ નારદે રેતીના લિગના દર્શન કરી, તેનુ નામ જાણવા માટે ભગવાન રામને પ્રશ્ન પૂછ્યો ભગવાન રામે કહ્યુ—"એ રામેશ્વર છે હુ રામ છુ તથા શિવ મારા આરાધ્ય છે, શિવ મારા ઈશ્વર છે, અને તેથી મે ભગવાન શિવની નિરાકાર

મૂર્તિ સ્થાપિત કરી છે" આ પ્રમાણે 'रामस्य ईश्वरः रामेश्वर." એવો અર્થ ભગવાન રામે કર્યો

જ્યારે દેવર્ષિ નારદે કૈલાસમાં ભગવાન શિવને રામેશ્વરનો અર્થ જાણવા માટે પ્રશ્ન પૂછ્યો, ત્યારે ભગવાન શિવે કહ્યું —'राम ईश्वरो यस्य स' ભગવાન રામ જેના ઈશ્વર છે તે "રામેશ્વર."

દેવર્ષિ નારદ સંશયમાં પડી ગયા, કારણકે ભગવાન રામ કહે છે કે, "શિવ મારા ઈશ્વર છે', ભગવાન શિવ કહે છે કે, 'રામ મારા ઈશ્વર છે" માટે આ સંશયનું નિરાકરણ કરવાના હેતુથી દેવર્ષિ નારદે બ્રહ્મલોકમાં જઈ બ્રહ્માજીને એ વિષે પ્રશ્ન પૂછ્યો બ્રહ્માજીએ કહ્યું —'रामश्चासौ ईश्वरश्च इति' 'જે રામ છે તે જ શિવ છે, બન્ને એક અભિન્ન છે', પરંતુ તેઓ એકબીજાને આરાધ્ય માને છે

ભગવાન શિવ તથા ભગવાન રામ [વિષ્ણુ] જે પ્રકારે પરસ્પર અનન્ય પ્રેમ રાખે છે—અભેદભાવ રાખે છે, તે જ પ્રમાણે શૈવ તથા વૈષ્ણવોએ પણ પરસ્પર પ્રેમ કરવો જોઈએ-અભેદભાવ રાખવો જોઈએ, એ ભાવ છે [૨૩]

**અવતરણિકા** — હવે પૂર્વોક્ત અર્થને સ્પષ્ટ કરે છે.

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च।**
**न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥ २४॥**

**અન્વયાર્થ** —अहम् एव च હું જ सर्वयज्ञानां સર્વ યજ્ઞોનો भोक्ता ભોક્તા છું च તથા प्रभु ફલ આપનાર છું हि એ પ્રસિદ્ધ છે तु પરંતુ તે બીજા દેવતાઓના ભક્તો मां મને तत्त्वेन યથાવત્ न अभिजानन्ति જાણતા નથી अतः તેથી તે તેઓ च्यवन्ति મોક્ષરૂપ પરમ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે [૨૪]

**શબ્દાર્થ** —હું જ સર્વ યજ્ઞોનો ભોક્તા તથા ફલ આપનાર છું, એ પ્રસિદ્ધ છે, પરંતુ બીજા દેવતાઓના ભક્તો મને યથાર્થરૂપે જાણતા નથી, અને તેથી તેઓ મોક્ષરૂપ પરમ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે [૨૪]

**વિવેચન** —હે અર્જુન! હું શ્રુતિસ્મૃતિવિહિત સર્વ યજ્ઞોનો ઇન્દ્રાદિદેવો રૂપે ભોક્તા છું [ગી ૫-૨૦], તથા તે સર્વનો પ્રભુ = અંતર્યામી ઈશ્વરરૂપે ફલ આપનાર છું [બ્ર સૂ. ૩-૨-૩૮, ગી ૮-૪], પરંતુ બીજા દેવતાઓના ભક્તો મને પ્રત્યગાત્માથી અભિન્ન સ્વરૂપે तत्त्वत = યથાવત્ [શા ભા] જાણતા નથી, અને તેથી તેઓ च्यवन्ति = મોક્ષરૂપ પરમ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે [મધુ], धूममार्गेणावर्तन्ते । [કેશવ વગેરે] ધૂમમાર્ગદ્વારા સ્વર્ગાદિ લોકથી પુનઃ સંસારને પામે છે [૨૪]

**અવતરણિકા** :—હવે અન્ય દેવતાઓના ભક્તોથી પોતાના ભક્તની વિલક્ષણતા કહે છે :

**यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः।**
**भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥**

**અન્વયાર્થ** :—देवव्रताः દેવતાઓનું પૂજન કરવાવાળા देवान् દેવતાઓને यान्ति પામે છે, पितृव्रताः પિતૃઓનું પૂજન કરવાવાળા पितॄन् પિતૃઓને यान्ति પામે છે, भूतानि ભૂતપ્રેતાદિનું પૂજન કરવાવાળા भूतानि ભૂતોને यान्ति પામે છે, અને मद्याजिनः મારું પૂજન કરવાવાળા मां મને अपि જ यान्ति પામે છે [ ૨૫ ].

**શબ્દાર્થ** :—દેવતાઓનું પુજન કરવાવાળા દેવતાઓને પામે છે, પિતૃઓનું પૂજન કરવાવાળા પિતૃઓને પામે છે; ભૂતપ્રેતાદિનું પૂજન કરવાવાળા ભૂતોને પામે છે, અને મારું પૂજન કરવાવાળા મને જ પામે છે [ ૨૫ ].

**વિવેચન** :—હે અર્જુન ! વસુ, રુદ્ર, આદિત્ય વગેરે દેવતાઓને બલિદાન, પ્રદક્ષિણા, નમસ્કાર આદિથી પૂજનારા દેવતાઓને પામે છે; શ્રાદ્ધ વગેરે ક્રિયાઓથી અગ્નિષ્વાત્તાદિક પિતૃઓનું પૂજન કરવાવાળા પિતૃઓને પામે છે; જપ, હોમ, બલિ વગેરેથી યક્ષ, રાક્ષસ, વિનાયક, માતૃગણ વગેરે ભૂતપ્રેતાદિનું પૂજન કરવાવાળા ભૂતોને પામે છે; અને મારું પૂજન કરનારા એટલે કે દેવતાઓના પૂજનમાં પણ મારા સ્વરૂપને જ જોનારા [ મધુ ] અભેદભાવે મને પામે છે.

શ્રુતિ પણ કહે છે કે :—'तं यथा यथोपासते तदेव भवति ' જે મનુષ્ય જે ભાવની ઉપાસના કરે છે, તે મનુષ્ય મૃત્યુ પછી તે ભાવને પામે છે; પરંતુ દુર્દૈવના [અદૃષ્ટના] પ્રભાવથી [ મધુ. ], જગતને મુગ્ધ કરનારી ભગવાનની માયાના પ્રભાવથી [ શંકરાનંદ ], પરિશ્રમ સરખો હોવા છતાં, અજ્ઞાની મનુષ્યો સર્વના અંતર્યામી તથા અનંત ફળને આપનારા ભગવાનનું પૂજન ન કરતાં, અન્ય દેવોનું પૂજન કરી અલ્પ [ અંતવાળા ] ફળને પામે છે [ શા. ભા., મધુ, શંકરાનંદ ] [ ૨૫ ].

**અવતરણિકા** :—હવે ભક્તિ અત્યંત સુલભ છે, તે કહે છે :

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

**અન્વયાર્થ** :—यः જે मे મને भक्त्या ભક્તિપૂર્વક पत्रं પત્ર, पुष्पं પુષ્પ फलं ફલ तोयं જલ प्रयच्छति અર્પણ કરે છે તે प्रयतात्मनः શુદ્ધબુદ્ધિવાળા [ શા. ભા. વગેરે ], મારી સાથે સંબંધવાળા અથવા જેણે આત્મનિવેદન કર્યું છે એવા [ વલ્લભ ] ભક્તના तत् તે भक्त्युपहृतं ભક્તિપૂર્વક અર્પણ કરેલા પત્રાદિકને अहं હું अश्नामि ગ્રહણ કરું છું [ શા. ભા. ], ભોજનની પેઠે પ્રીતિથી સ્વીકારી લઈ તૃપ્ત થાઉં છું [ મધુ. ], તેના વડે સંતુષ્ટ થાઉં છું [ શંકરાનંદ ] [ ૨૬ ].

**શબ્દાર્થ** :—જે મને ભક્તિથી પત્ર, પુષ્પ, ફલ કે જળ અર્પણ કરે છે, તે શુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યે ભક્તિથી અર્પેલા તે પદાર્થને હું ગ્રહણ કરું છું [૨૬].

**વિવેચન** :—હે અર્જુન ! જે કોઈ મનુષ્ય પત્ર, પુષ્પ, ફળ, જળ કે વગર મહેનતે મળે એવું બીજું કાંઈ પણ [ મધુ , કેશવ ] મને પરમાત્માને मत्वा='હું વાસુદેવથી કાંઈ પણ ઉત્કૃષ્ટ નથી' એવી બુદ્ધિથી નિરતિશય પ્રીતિપૂર્વક [ મધુ , કેશવ ] प्रयच्छति = અર્પણ કરે છે, અર્થાત્ "सर्वं त्वदीयमेव न मम किंचिदिति त्वदनन्यभक्तोऽहं त्वदीयमेव तुभ्यं समर्पयामि पूर्णकामस्त्वं केवलं मदनुग्रहायाङ्गीकुरुष्वेति प्रार्थनया प्रयच्छति । [ કેશવ ] આ સર્વ તમારું છે, મારું કાંઈ નથી. તમારો અનન્ય ભક્ત એવો હું તમારી જ વસ્તુ તમને સમર્પણ કરું છું; કેવળ મારા અનુગ્રહ માટે પૂર્ણકામ એવા આપ તે અંગીકાર કરો, એવા ભાવપૂર્વક અર્પણ કરે છે [ કેશવ ]." જગતના સર્વ પદાર્થો મારા પોતાના હોવાને લીધે સેવકની પેઠે અર્પણ કરે છે [ મધુ ]. "मदीयमेव सर्वं मह्यमर्पयति । [ મધુ. ] મારા પરમેશ્વરના જ આ સર્વ પદાર્થો મનુષ્ય પ્રીતિપૂર્વક મને પરમાત્માને અર્પણ કરે છે"

એવા प्रयतात्मन = मत्सम्बद्धात्मन आत्मनिवेदिनो वा [ વલ્લભ ] મારા સંબંધવાળા અથવા જેણે આત્મનિવેદન કર્યું છે એવા [ વલ્લભ ] મારા શુદ્ધબુદ્ધિવાળા અનન્ય ભક્તની [ શા. ભા., શ્રીધર વગેરે ] પરમપ્રીતિપૂર્વક અર્પણ કરેલી પત્રપુષ્પાદિ વસ્તુને સર્વેશ્વર, આપ્તકામ તથા અખિલબ્રહ્માંડનાયક એવો હું વિદુરની ભાજી [ પત્ર ] [ ઉદ્યોગપર્વ ૯૧ ], ગજેન્દ્રે અર્પણ કરેલું કમલપુષ્પ [ ભાગ. ૮-૩-૩૨ ], શબરીના બોર [ ફળ ], રંતિદેવે અર્પણ કરેલું જળ [ ભાગ ૯-૨૧ ] કે સુદામાના તાંદુલની પેઠે, મનવડે કલ્પી ન શકાય એવી પરમ પ્રિય વસ્તુ મને મળી હોય, એમ માની अश्नामि = હું ગ્રહણ કરું છું [ શા. ભા. ]. "अशनवत्प्रीत्या स्वीकृत्य तुष्यामि । [ મધુ. ] ભોજનની પેઠે પ્રીતિપૂર્વક સ્વીકારી લઈ તૃપ્ત થાઉં છું", "तेनैव संतुष्टः स्याम् । [ શંકરાનંદ ] તેના વડે જ હું સંતુષ્ટ થાઉં છું."

બીજા દેવોની પેઠે ઘણા ધનના ખરચથી સાધી શકાતા બલિના ઉપહાર વગેરેથી [ મધુ. ], અથવા બહુ આડંબરથી પૂજા કરવાથી [ વલ્લભ ], મને સંતોષ થતો નથી. ભક્તિ [ અનન્યભાવ ] જ મારા સંતોષનું કારણ છે [ મધુ., આ. મા. ભા. ]. વસ્તુની સુંદરતા કે મહત્તા નહિ, પરંતુ અત્યંત પ્રીતિપૂર્વકનું સમર્પણ જ તે વસ્તુનો સ્વીકાર કરવા વિષે એટલે કે મારા સંતુષ્ટ થવા વિષે નિમિત્ત છે.

મોક્ષધર્મ પણ કહે છે કે, " याः क्रियाः संप्रयुक्ताः स्युरेकान्तगतबुद्धिभिः। ताः सर्वाः शिरसाः देवः प्रतिगृह्णाति वै स्वयम्॥ [ રા. ભા., કેશવ ]. જે કોઈ ક્રિયા [ પદાર્થ ] અનન્ય ભાવે ભગવાનને અર્પણ કરવામાં આવે છે, તે સર્વનો પરમપુરુષ પોતે અત્યંત પ્રીતિપૂર્વક સ્વીકાર કરે છે " [ ૨૬ ].

**અવતરણિકા**:—હવે ભજનનો પ્રકાર કહે છે :

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥ २७॥

**અન્વયાર્થ**:—कौंतेय। હે કૌંતેય ! यत् જે करोषि તુ કરે यत् જે अश्नासि ખાય यत् જે जुहोषि હોમે यत् જે ददासि દાન કરે यत् જે तपस्यसि તપ કરે तत् તે मदर्पणं મને અર્પણ कुरुष्व કર [ ૨૭ ].

**શબ્દાર્થ**:—હે કૌંતેય ! તું જે કરે, જે ખાય, જે હોમ કરે, જે દાન કરે, જે તપ કરે, તે સર્વ મને અર્પણ કર [ ૨૭ ].

**વિવેચન**:— यत् करोषि =" विहितमलोकविरुद्धं यल्लौकिकं कर्म करोषि। [ શંકરાનંદ ] જે વિહિત-લોકથી અવિરુદ્ધ લૌકિક કર્મ તું કરે; यत्करोषि स्वतः प्राप्तम्। [ શા. ભા. ] જે સ્વતઃ પ્રાપ્ત કર્મ કરે; यत्करोषि शास्त्राद्-तेऽपि रागात्प्राप्तं गमनादि। [ આ. શા. ભા., મધુ. વગેરે ] શાસ્ત્રની આજ્ઞા વિના કેવળ રાગવડે પ્રાપ્ત જે કાંઈ ગમન-આગમનરૂપ લૌકિક કર્મ કરે; स्वभावतो वा शास्त्रतो वा यत्किंचित्कर्म करोषि। [ શ્રીધર, કેશવ વગેરે ] સ્વાભાવિક કે શાસ્ત્ર-વિહિત જે કંઈ કર્મ કરે, देहयात्राशेषभूतं लौकिकं कर्म करोषि। [ રા. ભા. ] દેહયાત્રાનિર્વાહ માટે જે આવશ્યક લૌકિક કર્મ કરે;"

यत् अश्नासि=તૃપ્તિ માટે કે કર્મની સિદ્ધિ માટે શાસ્ત્રીય તથા અનાયાસે પ્રાપ્ત થયેલા જે અન્નાદિ પદાર્થોનું તું ભોજન કરે [ શંકરાનંદ ], यत् जुहोषि= અગ્નિષ્ટોમાદિક શ્રૌત કે પંચમહાયજ્ઞાદિક જે સ્માર્ત યજ્ઞો તું કરે, यत् ददासि= સુપાત્રને અન્નવસ્ત્રાદિનું જે દાન કરે, यत् तपस्यसि = અજ્ઞાત પાપોની કે પ્રમાદથી

થયેલા પાપોની નિવૃત્તિ માટે ચાદ્રાયણવ્રતાદિક, ઇન્દ્રિયનિગ્રહ, સધ્યાવદન, વ્રત ઉપવાસાદિક જે તપ કરે [ મધુ–શકરાનદ ],

तत् मदर्पण कुरुष्व = તે સર્વ તુ મને પરમાત્માને સમર્પણ કર [ શા ભા ] લૌકિક તથા વૈદિક, સર્વ કર્મોનુ કર્તાપણુ, ભોક્તાપણુ તથા આરાધ્યપણુ જે પ્રકારે મારે વિષે અર્પિત થાય તે પ્રકારે કર્મો કર [ રા ભા ] બ્રહ્માર્પણ બુદ્ધિથી સર્વ કર્મો કર [ શકરાનદ ]

યજ્ઞદાનાદિ અવશ્ય કરવા યોગ્ય સર્વ કર્મો મને અર્પણ કરવા એ જ મારુ ભજન છે [ મધુ. ], પરતુ તેને માટે જુદો કશો પણ ઉદ્યોગ આવશ્યક નથી [ મધુ વગેરે ]

" कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्याऽऽत्मना वाऽनुसृतस्वभावात् । करोति यद् यत् सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् । [ ભાગ ૧૧-૨-૩૬ ] શરીરથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, અહકારથી તથા તેમને અનુસરતા સ્વભાવથી, મનુષ્ય જે જે કર્મ કરે તે તે સર્વ પરમપુરુષ ભગવાન નારાયણને અર્પણ કરવાં, " તે ભાગવત ધર્મ છે

મન, વાણી અને શરીર, આ ત્રણેથી થતા કર્મરૂપ પરબ્રહ્મ પરમાત્માદ્વારા જ આપણને પ્રાપ્ત થાય છે એમ માની તેમના જ ચરણમા એ કર્મો અર્પણ કરવા એને ' ક્રિયાદ્વૈત ' [ ક્રિયાની એકતા ] કહે છે [ ભાગ ૭-૧૫-૬૪ ] " कर्मशुद्धिर्मदर्पणम् । [ ભાગ ૧૧-૨૧-૧૫ ] કર્મો મને ઈશ્વરને અર્પણ કરવા, તે કર્મની શુદ્ધિ ગણાય છે [ ૨૭ ]

અવતરણિકા —હવે સર્વ કર્મો ઈશ્વરને સમર્પણ કરવાનુ ફળ કહે છે.

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥**

**અન્વયાર્થ** — एव એ પ્રકારે સર્વ કર્મો મને પરમાત્માને અર્પણ કરવાથી शुभाशुभफलै શુભ તથા અશુભ ફળને આપનારા कर्मबन्धनै કર્મબધનથી તુ मोक्ष्यसे મુક્ત થશે, તથા संन्यासयोगयुक्तात्मा કર્મફળના સન્યાસરૂપ યોગમા યુક્ત ચિત્તવાળો તુ विमुक्त મુક્ત થઈ मां મને उपैष्यसि પામીશ [ ૨૮ ].

**શબ્દાર્થ** —આ પ્રમાણે સર્વ કર્મો મને અર્પણ કરવાથી તુ શુભ-અશુભ ફળવાળા કર્મોરૂપ બધનોથી મુક્ત થઈશ અને આ કર્મફળના સન્યાસરૂપ યોગમા યુક્ત ચિત્તવાળો તુ, જીવતા જ મુક્ત થઈ મને પામીશ [ ૨૮ ]

**વિવેચન** :—હે અર્જુન ! આ પ્રમાણે સ્વાભાવિક, વિહિત તથા લૌકિક કર્મો મને અર્પણ કરવાથી તું कर्मबन्धनैः मोक्ष्यसे = સુખ-દુઃખ કે સ્વર્ગ-નરકના હેતુભૂત કર્મબંધનથી મુક્ત થશે [ શંકરાનંદ ], તને કર્મોનો તથા તેના ફલનો સંસર્ગ થશે નહિ [ મધુ. વગેરે ], તું મારી પ્રાપ્તિનાં વિરોધી શુભાશુભ ફલ આપનાર અનંત પ્રાચીન કર્મરૂપ સર્વ બંધનથી મુક્ત થશે [ રા. ભા. ]; તથા संन्यासयोगयुक्तात्मा = કર્મફળના સંન્યાસરૂપ યોગથી યુક્ત [ સમાહિત ] ચિત્તવાળો તું [ સદાનંદ વગેરે ], મને સર્વ કર્મો અર્પણ કરવારૂપ યોગવડે શુદ્ધ અંતઃકરણવાળો તું [ મધુ. ], મને કર્મફળ સમર્પણ કરવાં એ જ યોગ એટલે કે કર્મબંધનથી મુક્ત થવાનો ઉપાય છે, એવા યુક્ત [ આસક્ત ] ચિત્તવાળો તું [ શંકરાનંદ ] જીવતાં જ મુક્ત થઈ, સર્વના પ્રત્યગાત્મરૂપ મને પામીશ.

તાત્પર્ય એ છે કે, દર્પણમાં પ્રતિબિંબિત મુખને તિલક વગેરેની શોભા આપવી હોય તો તે શોભા પ્રથમ બિંબભૂત મુખને જ આપવી આવશ્યક છે. મુખને આપેલી શોભા આપમેળે જ પ્રતિબિંબમાં પ્રતિફલિત [ પ્રતીત ] થાય છે. જેમ પ્રતિબિંબને શોભાની પ્રાપ્તિ માટે તે સિવાય અન્ય કોઈ ઉપાય નથી; તેમ ઈશ્વરના પ્રતિબિંબભૂત જીવ, બિંબભૂત ઈશ્વરને અર્પણ કરેલી વસ્તુને જ પામે છે. [ મધુ. ગી. ૭-૧૪ ] તેથી પરમ પુરુષાર્થની પ્રાપ્તિ માટે સ્વકર્મના સમર્પણરૂપી ભક્તિ જ શ્રેષ્ઠ ઉપાય છે [ ગી. ૧૮-૪૬ ].

બ્રહ્મા પણ કહે છે કે :- " पुरेह भूमन्बहवोऽपि योगिनस्त्वदर्पितेहा निजकर्मलब्धया। विबुध्य भक्त्यैव कथोपनीतया प्रपेदिरेऽञ्जोऽच्युत ते गतिं पराम्। [ ભાગ. ૧૦-૧૪-૫ ] હે અચ્યુત ! પૂર્વે ઘણા યોગીઓ આપનામાં સર્વકર્મના ફળને સમર્પણ કરવારૂપ કર્મથી પ્રાપ્ત અથવા સેવાકથાથી પ્રાપ્ત થતી ભક્તિવડે આપના સ્વરૂપને જાણીને, અનાયાસે પરમગતિને પામ્યા છે."

## વિહિત કર્મનું અશુભ ફળ કેમ સંભવે ?

'कर्मण्येवाधिकारस्ते । [ ગી. ૨-૪૭ ],' ' नियतं कुरु कर्म त्वम् [ ગી. ૩-૮ ]' ઇત્યાદિ વચનો વિહિત કર્મનું જ કર્તવ્યરૂપે વિધાન કરે છે, તો પછી વિહિત કર્મના અનુષ્ઠાનથી અશુભ ફળ કેમ પ્રાપ્ત થાય ? ભગવાનને સર્વ કર્મો સમર્પણ કરનાર સાધક અશુભ કર્મનો [ નિષિદ્ધ કર્મનો ] સર્વથા ત્યાગ કરે છે, તો પછી અશુભ ફળથી મુક્ત થવાની વાત અહીં શા માટે કહેવામાં આવી ?

'આ પ્રકારની શંકા યુક્ત નથી, કારણકે, " विहितानामप्यनुष्ठानवैकल्ये त्वशुभफलहेतुत्वोपपत्तेः । [ શંકરાનંદ ] અનુષ્ઠાનનું વૈકલ્ય થવાથી વિહિત કર્મ પણ

અશુભ ફલનો હેતુ થાય છે" અર્થાત્ વિહિત કર્મના અનુષ્ઠાન વિષે મંત્ર, તંત્ર, સ્વર, વર્ણ, દ્રવ્ય, કાળ વગેરે વિપરીત હોવાથી વિહિત કર્મ પણ અશુભ ફળનું ઉત્પાદક થાય છે, પરંતુ "नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते [ગી ૨-૪૦] કર્મયોગમાં કર્મના પ્રારંભનો નાશ નથી, તેમ જ પ્રત્યવાય નથી" એ સિદ્ધાંત પ્રમાણે ઈશ્વરને સમર્પણ કરેલા કર્મોમાં મંત્ર, તંત્ર વગેરે કોઈ પણ અંગની વિગુણતાને લીધે પ્રત્યવાયાદિ દોષ કે અશુભ ફળની પ્રાપ્તિ થવાનો સંભવ નથી [શંકરાનંદ]

વળી ' सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृता । '[ગી. ૧૮-૪૮] જેમ અગ્નિ ધુમાડાથી વ્યાપ્ત છે, તેમ સર્વ કર્મો ત્રિગુણાત્મકપણારૂપ સામાન્ય દોષથી વ્યાપ્ત છે," તેથી સ્વધર્મનો ત્યાગ કરી પરધર્મનો અંગીકાર કરવાથી કર્મદોષથી મુક્ત થઈ શકાતું નથી [શ્રા ભા. વગેરે], પરંતુ સ્વકર્મ ભગવાનને અર્પણ કરવાથી જ સાધક કર્મના આનુષંગિક દોષથી મુક્ત થાય છે.

કર્મ ભગવાનને અર્પણ કરનાર સાધકને પ્રત્યવાયની, અશુભ ફળની કે કર્મના આનુષંગિક દોષની પ્રાપ્તિની સંભાવના નથી, અને તે ક્રમશ અંતઃકરણની શુદ્ધિદ્વારા ભગવાનના સ્વરૂપને જાણી, પરમ ગતિને પ્રાપ્ત થાય છે, તેથી વિહિત કર્મ ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવું અત્યંત આવશ્યક છે [૨૮]

**અવતરણિકા** —ભગવાન ભક્તો પર અનુગ્રહ કરે છે, પરંતુ અભક્તો પર અનુગ્રહ કરતા નથી, તો પછી ભગવાન પણ રાગદ્વેષવાળા હોવા જોઈએ આ શંકાના નિવારણ માટે હવે કહે છે

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥**

**અન્વયાર્થ** —अहं હું सर्वभूतेषु સર્વ પ્રાણીઓમાં समः સમભાવે રહેલો છું मे મને કોઈ द्वेष्यः અપ્રિય–દ્વેષ કરવા યોગ્ય न अस्ति નથી તથા प्रियः પ્રિય न નથી, तु તોપણ ये જેઓ मां મને भक्त्या ભક્તિથી भजन्ति ભજે છે ते તેઓ मयि મારામાં છે च અને अहं હું अपि પણ तेषु તેમનામાં છું [૨૯]

**શબ્દાર્થ** —બધા પ્રાણીઓને વિષે હું સમભાવે રહું છું મને કોઈ અપ્રિય કે પ્રિય નથી, પરંતુ જેઓ ભક્તિથી મારું ભજન કરે છે, તેઓ મારા વિષે છે, અને હું પણ તેઓ વિષે છું [૨૯]

**વિવેચન** —समः अहं सर्वभूतेषु = બ્રહ્માથી સ્તંબપર્યંત સર્વ પ્રાણીઓમાં હું ઘટ, મઠ વગેરેમાં આકાશની પેઠે સમભાવે રહું છું

न मे द्वेष्य अस्ति न प्रिय = મને કોઈ અપ્રિય કે પ્રિય નથી હુ કલ્પવૃક્ષ તથા અગ્નિ જેવો છુ. જેમ કલ્પવૃક્ષ તેનો આશ્રય લેનારના જ મનોરથો પૂર્ણ કરે છે, તથા જેમ અગ્નિ તેનો આશ્રય લેનારની જ ઠડીનો નાશ કરે છે તેમ હુ પણ મારા શરણાગત ભક્તો પર જ અનુગ્રહ કરુ છુ જેમ પોતાનો આશ્રય લેનારના મનોરથો પૂર્ણ કરવા એ કલ્પવૃક્ષનો સ્વભાવ છે, અથવા પોતાનો આશ્રય લેનારની ઠડી દૂર કરવી એ અગ્નિનો સ્વભાવ છે, તેમ મારુ શરણ લેનારા મારા અનન્ય ભક્તો પર અનુગ્રહ કરવો, એ મારો સ્વભાવ છે કલ્પવૃક્ષ કે અગ્નિની પેઠે મારે વિષે પણ अवैषम्यम् = અવિષમપણુ છે-વિષમતા નથી [ મધુ ]

જેઓ સર્વ કર્મોનુ અર્પણ કરવારૂપ ભક્તિથી મારુ ભજન કરે છે, मयि ते = તેઓ સ્વભાવથી જ મારે વિષે છે [ શા ભા ], તેઓ મને અર્પેલા નિષ્કામ કર્મોથી શુદ્ધ અત કરણવાળા થઈ, આત્માકાર વૃત્તિવડે સર્વદા મારામા રહે છે [ મધુ ], અને तेषु च अपि अहं = હુ પણ સ્વભાવથી જ તેમના શુદ્ધ અત કરણમા પ્રકટપણે રહુ છુ [ શા ભા ], કારણકે સ્વચ્છ પદાર્થનો સ્વભાવ છે કે તે જેની સાથે સબધ પામે છે તેના આકારનુ ગ્રહણ કરે છે, અને સ્વચ્છ પદાર્થના સાથે સબધ પામેલી વસ્તુનો એ સ્વભાવ છે કે, તે તેમા પ્રતિબિબિત થાય છે, તેમ અસ્વચ્છ પદાર્થનો પણ એ સ્વભાવ છે કે તે પોતાની સાથે સબધ પામેલા વસ્તુના આકારનુ ગ્રહણ કરતો નથી, અને અસ્વચ્છ પદાર્થની સાથે સબધ પામેલી વસ્તુનો એ સ્વભાવ છે કે, તે તેમા પ્રતિબિબિત થતી નથી [ મધુ ]

જેમ સૂર્યનો પ્રકાશ સર્વત્ર હોવા છતા દર્પણ વગેરે સ્વચ્છ પદાર્થોમા જ જણાય છે, ઘટ વગેરે અસ્વચ્છ પદાર્થોમા જણાતો નથી, તેથી તે પ્રકાશ દર્પણ પર પ્રેમ ધરતો નથી, તેમ ઘટનો દ્વેષ કરતો નથી એ જ પ્રમાણે સર્વત્ર સમાન હોવા છતા પણ ભક્તના શુદ્ધ અત કરણમા જણાતો અને અભક્તના અશુદ્ધ અત કરણમા નહિ જણાતો એવો હુ કદાપિ પણ રાગને ધરતો નથી, તેમ કોઈનો દ્વેષ પણ કરતો નથી [ મધુ, શકરાનદ ].

" હુ ભક્તને આધીન છુ તેથી જાણે અસ્વતત્ર હોઉ તેવો છુ. ભક્તોએ મારા હૃદયને વશ કર્યું છે, કારણકે ભક્તજનો મને પ્રિય છે મારા ભક્તો મારી ભક્તિના ફળરૂપ સાલોક્ય, સામીપ્ય, સાયુજ્ય કે સારૂપ્ય મુક્તિને પણ ઇચ્છતા નથી, તો કાળથી નાશ પામતી બીજી વસ્તુને તો કેમ જ ઇચ્છે ? તેઓ મારી ભક્તિથી જ પૂર્ણ થયેલા હોય છે " साधवो हृदय मह्य साधूना हृदयं त्वहम्। ભાગ ૯-૪-૬૮ ] સાધુઓ [ મારા ભક્તો ] એ જ મારુ હૃદય છે, અને હુ

ભક્તોનુ હૃદય છુ." તેઓ મારા વિના બીજુ કઈ પણ જાણતા નથી, અને હુ પણ તેઓ સિવાય બીજુ કઈ જાણતો નથી.

"तरति शोकमात्मवित्। [ છા. ઉ. ૭-૧-૩ ] આત્મવેત્તા શોકને તરે છે" જેઓ મને જાણે છે તેઓ મુક્ત થાય છે, તથા જેઓ મને નથી જાણતા તેઓ બધનમા રહે છે.

"अहो मद्वेदनमेव पुरुप्रयत्नलभ्यं मुक्तिकारण तदभावो बन्धकारण न त्वहं न च गुरुर्नाऽपि च शास्त्र ततो न मम सर्वसमत्वव्याघात इति भाव.। [ શકરાનદ ] આથી પુરુષપ્રયત્નથી લભ્ય મારુ વિજ્ઞાન જ મુક્તિનુ કારણ છે, તથા તેનો અભાવ બધનનુ કારણ છે, હુ બધનનુ કારણ નથી તથા ગુરુ કે શાસ્ત્ર પણ બધનનુ કારણ નથી માટે મારા સર્વસમત્વનો વ્યાઘાત નથી, એ ભાવ છે"

આથી સિદ્ધ થાય છે કે, જેમ હડીની નિવૃત્તિ પુરુષપ્રયત્નથી સાધ્ય છે, તેમ ભવમુક્તિ પણ પુરુષપ્રયત્નથી સાધ્ય છે

'तस्मान्मुमुक्षुभिर्मुक्त्यै प्रयतितव्यमिति सूचित भवति। [ શકરાનદ ] માટે મુમુક્ષુઓએ મુક્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ, એ સૂચિત થાય છે' [ ૨૯ ]

**અવતરણિકા** —' મનુષ્યમાત્ર વિષે પોતાની ઉન્નતિ કરવા માટે સર્વકાળે પૂરતુ સામર્થ્ય [ આત્મબળ ] રહેલુ છે. જો એમ ન હોય તો જે પાપી કે ચારિત્ર્ય હીન છે, તે બિચારો હમેશા તેવો ને તેવો જ રહે જે આજે હીન દશામા છે, તે હમેશા હીન દશામા જ સબડ્યા કરે, પરતુ ભક્તિથી પતિતમા પતિત મનુષ્ય પણ શીઘ્ર શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય છે" એ સ્પષ્ટ કહેવાના હેતુથી, હવે ભગવાન ભક્તિના અચિત્ય પ્રભાવનુ નિરૂપણ કરે છે

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

**અન્વયાર્થ** :—सुदुराचार અત્યત દુરાચારી अपि પણ चेत् જો अनन्यभाक् અનન્ય ચિત્તવાળો થઈ मा મને भजते ભજે છે स તે પુરુષ साधु શ્રેષ્ઠ एव જ मतव्य માનવો-માનવા યોગ્ય છે हि કારણકે स તે सम्यक् સારા व्यवसित નિશ્ચયવાળો છે [૩૦]

**શબ્દાર્થ** —અત્યત દુરાચારી મનુષ્ય પણ અનન્યભાવે જો મને ભજે, તો તેને સાધુ જ માનવો, કારણકે તે સારા નિશ્ચયવાળો છે [૩૦]

**વિવેચન** —હે અર્જુન! અજામિલ, જગાઈ, મધાઈ વગેરેની પેઠે, કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા જાતિ, વર્ણ, ક્રિયા કે સ્વભાવથી અત્યત દુરાચારી

મનુષ્ય, કોઈ ભાગ્યના ઉદયને લીધે, પૂર્વના શુભ સંસ્કારની જાગૃતિથી કે સદ્‌ગુરુની કૃપાથી अनन्यभाक् = અનન્ય પ્રેમથી યુક્ત થઈ [શા. ભા.], અસાધારણ ભક્તિવાળો થઈ [મધુ.], મારા ભજનને જ પોતાનું એકમાત્ર પ્રયોજન સમજનારો થઈ [રા. ભા.], मां भजते = मद्भजनैकावलम्बनो भवति। [કેશવ] મારા ભજનનું જ અવલંબન કરનારો થાય છે, તેને साधुः = સદાચારી [શા. ભા.], સત્પુરુષ [મધુ.], શ્રેષ્ઠ વૈષ્ણવ [રા. ભા.], એકાન્તી ભક્ત [કેશવ] માનવો; કારણકે તે સારા નિશ્ચયવાળો છે.

## ભક્તિ જ શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત છે

"कृष्णः सदानंदस्वरूपः परमात्मा परं ब्रह्म तस्यानुस्मरणम् अविक्रियं ब्रह्मैवाऽहमिति गुरूपदेशानुरूपेण स्वात्मनाऽनुभव एव परमुत्कृष्टतमं सुकरं च प्रायश्चित्तम्। [શંકરાનંદ] સદાનંદસ્વરૂપ, પરમાત્મા, પરબ્રહ્મ એવા ભગવાન શ્રીકૃષ્ણનું અનુસ્મરણ [બ્રહ્માનુસંધાન] એટલે કે અવિકારી બ્રહ્મ હું જ છું એવો ગુરુના ઉપદેશ અનુસાર સ્વાનુભવ એ જ અત્યંત ઉત્કૃષ્ટ તથા સુકર પ્રાયશ્ચિત્ત છે." કારણકે શ્રીકૃષ્ણનું અનુસ્મરણ ભૂત, વર્તમાન તથા ભાવિ સર્વ પુણ્યો તથા પાપોનો નાશ કરી મોક્ષ પ્રાપ્ત કરાવે છે [શંકરાનંદ].

તાત્પર્ય એ છે કે, પૂર્વકર્મજનિત અશુભ વાસનાનો રાગદ્વેષના નિયમનદ્વારા પરાભવ કરી [ગી. ૩-૩૪], પાપ [નિષિદ્ધ કર્મ કે કામ્ય કર્મ] ન કરવાનો નિશ્ચય તથા એકમાત્ર ભગવાનનું શરણ એટલે કે ભગવાનની આજ્ઞાનું શ્રદ્ધાભક્તિપૂર્વક અનુસરણ [ગી. ૩-૩૧] એ જ ભક્તિ છે [ગી. ૧૮-૪૫], અને એ જ અંતઃકરણ વિષે જ્ઞાનરૂપી સૂર્યના ઉદયનું પરોઢિયું છે.

એ ગીતાશાસ્ત્રનો [ઉપનિષદ્‌નો] સારભૂત અર્થ છે; અને આ ગીતાશાસ્ત્રમાં એ જ અર્થ ભગવાને મનુષ્યમાત્રના શ્રેય માટે કર્મ, જ્ઞાન, ભક્તિ, શરણાગતિ વગેરે પ્રકારે પ્રતિપાદન કર્યો છે.

એ અર્થને કેટલાક કર્મયોગ કહે છે; કેટલાક જ્ઞાનયોગ કહે છે; કેટલાક ભક્તિયોગ કહે છે; કેટલાક શરણાગતિ [પ્રપત્તિ] કહે છે; અને એ અર્થ ભગવાનના તત્ત્વના [સ્વરૂપના] સાક્ષાત્ અનુભવના સાધનરૂપ હોવાથી ભગવાન એને 'ગુહ્યતમ જ્ઞાન' કહે છે [ગી. ૧૮-૬૩] [૩૦].

અવતરણિકા :—"आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः। [મહા. ભા. ૧૩-૧૪૯-૧૩૭] આચારથી ધર્મની ઉત્પત્તિ થાય છે, અને ધર્મથી ધર્મના પ્રભુ [સ્વામી] ભગવાનની પ્રાપ્તિ થાય છે." "आचारहीनं न पुनन्ति वेदाः

[પા. સ્મૃ. ૬-૩] આચાર વિનાના પુરુષને વેદ પણ શુદ્ધ કરી શકતા નથી." દુરાચારીના અંતઃકરણની શુદ્ધિ માટે શાસ્ત્રમાં કોઈ ઉપાય નથી.

જે સદાચારી થવા નિશ્ચયી થયો નથી, જેને પાપાચરણ માટે શોક-સંતાપ થતો નથી, જેના અંતઃકરણ વિષે પાપાચરણ માટે પશ્ચાત્તાપનું ચિહ્નમાત્ર પણ નથી, તથા જે શાસ્ત્ર તથા ગુરુના ઉપદેશની તેમ જ શિષ્ટ પુરુષોના આચારની અવજ્ઞા કરી, સ્વચ્છંદી જીવન જીવે છે, તે પુરુષ કદાપિ સુખ, સિદ્ધિ કે મુક્તિને પ્રાપ્ત થતો નથી [ગી. ૧૬-૨૩], પરંતુ જે સારા નિશ્ચયવાળો થયો છે, તે પૂર્વની દુરાચારતાનો પરિત્યાગ કરી, શીઘ્ર ધર્માત્મા થાય છે, એ અર્થ ભગવાન હવે કહે છે-

**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।**
**कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥**

**અન્વયાર્થ** —ને क्षिप्रं તુરત धर्मात्मा ધર્માત્મા भवति થાય છે તથા शश्वत् નિત્ય शांतिं શાંતિને निगच्छति પામે છે. कौंतेय ! હે કુંતિપુત્ર ! प्रतिजानीहि તું પ્રતિજ્ઞા કર-તું નિશ્ચયપૂર્વક જાણ કે मे મારો भक्तः ભક્ત न प्रणश्यति નાશ પામતો નથી [૩૧]

**શબ્દાર્થ**:—એ તુરત ધર્માત્મા થાય છે, અને નિત્ય શાંતિને પામે છે હે કૌંતેય ! તું નિશ્ચયપૂર્વક જાણ કે મારો ભક્ત કદી વિનાશ પામતો નથી [ ].

**વિવેચન** —પૂર્વે લાંબા સમયનો અધર્માત્મા [પાપી] મનુષ્ય પણ મારી ભક્તિના પ્રભાવથી धर्मात्मा भवति = ધાર્મિક ચિત્તવાળો થાય છે [શા. ભા.]. પૂર્વના દુરાચરણનો શીઘ્ર ત્યાગ કરી, સદાચારી થાય છે [મધુ. વગેરે], મારી ભક્તિમાં એકચિત્તવાળો થાય છે [રા. ભા.] તથા વૈરાગ્યવાળો થઈ, નિરંતર શાંતિ પામે છે.

હે અર્જુન ! प्रतिजानीहि = તું નિશ્ચયપૂર્વક જાણ કે, न मे भक्तः प्रणश्यति = જેણે મારે વિષે પોતાનું અંતઃકરણ અર્પણ કરી દીધું છે, તે મારો ભક્ત કદી વિનાશ પામતો નથી [શા. ભા.]. "मद्भक्त. दुराचारोऽपि प्राणसंकटमापन्नोऽपि अतिमूढोऽशरणोऽपि न प्रणश्यति । [મધુ, કેશવ] મારો ભક્ત પૂર્વે અત્યંત દુરાચારી હોવા છતાં, પ્રાણસંકટને પામેલો હોવા છતાં, અતિ મૂઢ અને શરણ વગરનો હોવા છતાં પણ નાશ પામતો નથી."

### ભક્તિનો પ્રભાવ

મારી ભક્તિના પ્રભાવ વિષે અજામિલ, વ્યાધ, ગજેન્દ્ર, ગણિકા, સુરદાસ, વગેરે દૃષ્ટાંતો પ્રસિદ્ધ છે " न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् । वासुदेवना

ભક્તોનું ક્યાંય પણ અકલ્યાણ થતું નથી," એ વિષે શાસ્ત્રનાં અનેક વચનો પ્રમાણરૂપ છે.

ભક્તિના પ્રભાવથી મનુષ્ય હિંસા, દુરાચાર, વ્યભિચાર વગેરે શરીરના દોષો; અસત્ય, નિંદા, પારુષ્ય વગેરે વાણીના દોષો; તથા તૃષ્ણા, ચંચળતા વગેરે મનના દોષોનો પરિત્યાગ કરી, ધર્માત્મા થઈ, પરમશાંતિને પામે છે.

ભક્તિ પરમશાંતિને પ્રાપ્ત થવા માટે શ્રેષ્ઠ સાધન છે. જેમ ભોજન કરતાં પુરુષને કોળીએ કોળીએ સુખ, ઉદરપોષણ, અને ક્ષુધાનિવૃત્તિ-એ ત્રણે એક જ કાળે પ્રાપ્ત થાય છે; તેમ ભગવાનને શરણે જનારને ભક્તિ, વિરક્તિ તથા પ્રભુ-પ્રાપ્તિ એક જ કાળે પ્રાપ્ત થાય છે. ભૂખ્યો જેમજેમ જમતો જાય છે, તેમતેમ તેની ક્ષુધા ઓછી થતી જાય છે, સ્વાદથી ચિત્ત પ્રસન્ન થતું જાય છે, અને અંગમાં બળ વધતું જાય છે; તેમ ભક્ત પણ ભક્તિ કરવા માંડે છે કે, ધીમેધીમે તેનો વિષયો પરત્વે રાગ ઘટતો જાય છે, ભક્તિરસનો આનંદ વધતો જાય છે, તથા વિષયો તરફ પૂર્ણ વૈરાગ્ય આવે છે. જ્યાં ભક્તિ તથા વિરક્તિ છે, ત્યાં સહજ સ્થિતિ નાચે છે; તથા પૂર્ણપ્રાપ્તિ દાસી થઈને રહે છે. આ પ્રકારે ભગવાનનું સતત ચિંતન કરનાર મનુષ્ય અનન્યભક્તિ, વિરક્તિ તથા ભગવત્સ્વરૂપનું જ્ઞાન સંપાદન કરી મોક્ષરૂપી પરમશાંતિને પામે છે [ભાગ. ૧૧-૨-૪૧-૪૩].

જેમ અગ્નિથી તપાવેલું સોનું પોતાની અંદરનો મેલ ત્યજે છે, તેમ ભક્તિથી પુરુષ અવિદ્યા, કામ તથા કર્મરૂપી મેલનો ત્યાગ કરી, લિંગશરીરથી મુક્ત થઈ, બ્રહ્મરૂપ થાય છે [ભાગ. ૧૧-૧૪-૨૫]. જેમ અગ્નિમાં કોલસા તેની કાળાશ સહિત નાશ પામે છે, તેમ ભક્તિરૂપી અગ્નિમાં અનંત જન્મોના પાપો તેની વાસનાઓ સહિત નાશ પામે છે.

ભક્તિથી મનુષ્ય નિષિદ્ધ કર્મ કરતો અટકે છે, આથી આધ્યાત્મિક જીવન સુધરે છે. ભક્તિ મનુષ્યને શુભ કર્મમાં પ્રેરે છે, શુભ કર્મથી શુભ વાસના વૃદ્ધિ પામે છે, અને તેથી ઐહિક તથા પારલૌકિક જીવન સુધરે છે. ભક્તિથી તિતિક્ષા [સહનશક્તિ] વૃદ્ધિ પામે છે અને તેથી દુ:ખનો ડુંગર આવી પડવા છતાં હૃદય નિશ્ચલ રહે છે. ભક્ત દુ:ખોને ભગવાનની ઇચ્છા જાણી હસતોહસતો સહન કરે છે. આથી ભક્ત સુખદુ:ખાદિ દ્વંદ્વોની પ્રાપ્તિમાં નિરંતર શાંતિ અનુભવે છે [૩૧].

**અવતરણિકા** :—હવે ભક્તિના પ્રભાવથી જાતિ, સ્વભાવ વગેરે દોષોથી દોષવાળા પુરુષો પણ પરમગતિને પામે છે, તે કહે છે :

मा हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ ३२ ॥

**અન્વયાર્થ** — पार्थ ! હે પાર્થ ! ये જેઓ पापयोनय ચાંડાલો-પશુ પક્ષીઓ [મધુ], નીચ જન્મવાળા કે નીચ કર્મવાળા મ્લેચ્છ વગેરે [શંકરાનંદ] અથવા જેમના જન્મનું કારણ પાપ છે એવા [શ્રી ભા, નીલકંઠ વગેરે] स्यु હોય તે તેમ જ स्त्रिय સ્ત્રીઓ वैश्या વૈશ્યો તથા તેમ शूद्रा શૂદ્રો તે अपि તેઓ પણ मा व्यपाश्रित्य મારો આશ્રય કરીને-મારું શરણ લઈને परां गति પરમ ગતિને हि ખરેખર यान्ति પામે છે [૩૨]

**શબ્દાર્થ** —વળી હે પાર્થ ! જેઓ પાપયોનિ હોય તે તથા સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો જે મારો આશ્રય લે છે, તે ખરેખર પરમગતિ પામે છે [૩૨]

**વિવેચન** —पापयोनय =ચાંડાલો, પશુપક્ષીઓ [મધુ], નીચ જન્મવાળા કે નીચ કર્મવાળા મ્લેચ્છ વગેરે [શંકરાનંદ], स्त्रिय = વેદાધ્યયનથી રહિત હોવાથી નિકૃષ્ટ સ્ત્રીઓ, वैश्या = ખેડ-વેપાર વગેરેમાં આસક્ત વૈશ્યો તથા शूद्रा = વેદાધ્યયનના અભાવથી પરમગતિને પામવાને અયોગ્ય એવા શૂદ્રો मा व्यपाश्रित्य = મારું જ શરણ લઈ [મધુ] પરમગતિને પામે છે અથવા મારું શરણ લઈ पापयोनय = જેમના જન્મનું કારણ પાપ છે, એવા સ્ત્રીઓ વૈશ્યો તથા શૂદ્રો પણ પરમગતિને પામે છે [શ્રી ભા, નીલકંઠ વગેરે]

શાસ્ત્રપ્રતાથી શૂન્ય સ્ત્રીશૂદ્રાદિ માટે જ્ઞાન તથા તેના ફલરૂપ મોક્ષપ્રાપ્તિ પ્રતિપાદન કરવાથી, જ્ઞાન અતિ સુલભ છે, એ સૂચિત થાય છે [શંકરાનંદ] અહીં अपि શબ્દવડે 'अपि चेत्सुदुराचारो' એ પૂર્વ શ્લોકમાં કહેલા દુરાચારી પુરુષોનો અર્થ પણ ગ્રહણ કરવો [મધુ]

"नास्ति तषु जातिविद्यारूपकुलधनक्रियादिभेद । [ના ભ સૂ ૭૨] ભક્તિ માટે તેમનામાં જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન કે ધંધા વગેરેનો ભેદ [પ્રતિબંધ] નથી" "आनिन्द्ययोन्यधिक्रियते पारम्पर्यात् सामान्यवत्। [શા ભક્તિસૂત્ર ૭૮] અહિંસા, સત્ય વગેરે સામાન્ય ધર્મની પેઠે ભક્તિ માટે ચાંડાલ વગેરે સર્વનો અધિકાર છે" કિરાટ, હૂણ, આન્ધ્ર, પુલિન્દ, ભીલ, ચાંડાલ, ભરવાડ કે યવન તથા બીજા અધમ જાતિમાં જન્મેલા પણ ભક્તિથી શુદ્ધ થાય છે [ભાગ ૨-૪-૧૮ ભાગ ૧૧-૧૪-૨૧]

ભગવાન રામને બોલાવવા જતા ભરતને ગુહ કહે છે —'कपटी कायर कुमति कुजाति। लोक वेद बाहेर सब भांती। राम कीन्ह आपन जबही

તે । भयउँ भुवन भूषन तबही तें ॥ [ તુ રા. અ કા ૧૯૫-૧ ] ' હુ કપટી, કાયર, કુમતિ તથા કુજાતિ છુ, લોક તથા વેદથી બહિષ્કૃત છુ પરતુ જ્યારથી ભગવાન રામે મારુ શરણ અગીકાર કરી પોતાનો ભક્ત માન્યો છે, ત્યારથી હુ જગતના ભૂષણરૂપ થયો છુ " કારણકે " करमनास जलु सुरसरि परइ । तेहि को कहहु सीस नहिं धरइ । [ તુ અ કા ૧૯૩-૪ ] કર્મનાશા નદીનુ જળ ગગાજીમા પડયા પછી તેને મસ્તક પર કોણ ધારણ કરતુ નથી ? "

ભક્તિવડે મૈત્રેયી, ગાર્ગી, સુલભા, ચૂડાલા તથા મદાલસા જેવી જ્ઞાનનિષ્ઠ, ગોપીઓ જેવી અભણ, શબરી જેવી શૂદ્ર જાતિની, તથા પૂતના જેવી પાપી સ્ત્રીઓ પરમગતિને પામી છે એટલુ જ નહિ પરતુ ચૂડાલાએ પોતાના પતિ શિખિધ્વજને તથા મદાલસાએ પોતાના પતિ કુવલયાશ્વને તાર્યા છે તેમ જ સમાધિ, તુલાધાર, નદ વગેરે વૈશ્યો, વિદુર, સજય વગેરે શૂદ્રો, ગુહ, જટાયુ ગજેન્દ્ર વગેરે પાપ યોનિમા જન્મેલા પણ પરમગતિને પામ્યા છે

ભક્ત નરસિહ કહે છે – " પ્રેમથી સમર્યા છે તેને નથી પરહર્યા, ભક્ત વત્સલ એનો વે સાખી ઊચ કે નીચ કે અધમ નથી જાણીઆ, શરણે આવ્યા તેને લીધા રાખી " [ ૩૨ ]

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥

**અન્વયાર્થ** — તો પછી पुण्या પુણ્યયોનિમા જન્મેલા [ શા ભા ] સદાચારવાળા તથા ઉત્તમ જાતિના [ મધુ વગેરે ] ब्राह्मणा બ્રાહ્મણ તથા तथा રાજર્ષય રાજર્ષિ भक्ता ભક્તો ઉત્તમ ગતિને પામે પુન किं એમા કહેવુ જ શુ ? તેથી अनित्य ક્ષણભગુર તથા असुख દુ ખરૂપ इम આ लोक લોકને-મનુષ્યદેહને प्राप्य પામીને मा મને भजस्व ભજ [ ૩૩ ]

**શબ્દાર્થ** —તો પછી પુણ્યવાન બ્રાહ્મણ અને રાજર્ષિ ભક્તો ઉત્તમ ગતિને પામે એમા કહેવુ જ શુ ? તેથી અનિત્ય તથા દુ ખરૂપ એવા મનુષ્યદેહને પામીને મને ભજ [ ૩૩ ]

**વિવેચન** —જ્યારે દુરાચારી અન્યજાદિક અને સ્ત્રીઆદિક પણ મારી ભક્તિથી મોક્ષરૂપ પરમપદને પામે છે તો પછી पुण्या = પુણ્યયોનિમા જન્મેલા [ શા ભા ], સદાચારી [ મધુ વગેરે ] તથા પુણ્યકર્મવાળા [ વ કરાનદ ] બ્રાહ્મણ તથા જનક, અબરિષ જેવા રાજર્ષિ ભક્તો ઉત્તમ ગતિને પામે એમાં શુ કહેવુ ? માટે અનિત્ય તથા દુ ખરૂપ આ મનુષ્યલોકને પામી અર્થાત્ પરમપુરુષાર્થના

સાધનરૂપ મનુષ્ય શરીરને પામી, भजस्व माम् = શરણભૂત જે હું તેનો આશ્રય કર [ મધુ. ], સ્વધર્મનું અનુષ્ઠાન કર [ વલ્લભ ].

" इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः । [ કેન ઉપ. ૨-૫ ] જે આત્માને જાણે છે તે મોક્ષરૂપી અવિનાશી ફળને પામે છે, પરંતુ જે આત્માને જાણ્યા વિના મૃત્યુ પામે છે, તે પુનઃપુનઃ સંસારને પામે છે."

" यस्त्वां विसृजते मर्त्य आत्मानं प्रियमीश्वरम् । विपर्ययेन्द्रियार्थार्थं विषमत्त्यमृतं त्यजन् ॥ [ ભાગ ૧૦-૬૩-૪૨ ] જે મનુષ્ય આત્મા, પ્રિય તથા ઈશ્વરરૂપ એવા તમને ભગવાનને છોડી, વિષયોમાં રમણ કરે છે, તે અમૃતને છોડીને વિષનું પાન કરે છે. "

## ભક્તિ વિનાનું જીવન વ્યર્થ છે

હે અર્જુન ! આ મનુષ્યજન્મ અત્યંત દુર્લભ છે. જન્મતાં જ જીવ કાળરૂપી સર્પના [ અજગરના ] મુખમાં પડેલો છે, પરંતુ જેમ સર્પના મુખમાં રહેલો દેડકો મૃત્યુની કલ્પના ન કરતા, મુખમાં જીવજંતુઓને ગળતો ચાલ્યો જાય છે, તેમ કાળરૂપી સર્પના મુખમાં પડેલા આસુરી જીવો, મૃત્યુનો એક ક્ષણ પણ વિચાર ન કરતા, તુચ્છ વિષયસુખ તથા તેના ભોગ માટે ધનાદિ સાધનોનો સંગ્રહ કરવામાં જીવન વ્યતીત કરે છે. લક્ષ્મીરૂપી મારી માયામાં સુખબુદ્ધિવાળા આસુરી જીવોને લક્ષ્મીપતિ એવા હું પરમાત્મા વિષે સુખબુદ્ધિ થતી જ નથી, અને તેથી તેઓ મારું શરણ લેતા નથી.

જળ વિનાની નદી, પતિ વિનાની સ્ત્રી કે ચંદ્ર વિનાની રાત્રીની પેઠે ભક્તિ વિનાનું જીવન શોભતું નથી. દાન વિનાનો વૈભવ, વૈરાગ્ય વિનાનો સંન્યાસ, ધર્મ વિનાનો દેહ, તથા ભક્તિ વિનાનું જીવન વ્યર્થ છે.

માટે " कौमार आचरेत्प्राज्ञो धर्मान् भागवतानिह । [ ભાગ. ૭-૬-૧ વિ પુ ૧-૧૭-૭૬ ] સુખ, સંપત્તિ કે સંબંધી જે કોઈ ભક્તિમાં સહાયરૂપ ન હોય તેનો પરિત્યાગ કરી, વિવેકી પુરુષે બાલ્યાવસ્થાથી જ વૈષ્ણવ ધર્મોનું [ પોતાના શ્રેયનું ] આચરણ કરવું." " अन्यथोत्तमकुलजन्मक्रियाकौशल्यादि व्यर्थमेव स्यात् । [ કેશવ ] નહિ તો ઉત્તમ કુળમાં જન્મ, ક્રિયાકૌશલ્ય વગેરે સર્વ વ્યર્થ છે " [ ૩૩ ].

અવતરણિકા :— भजनप्रकारं दर्शयन्नुपसंहरति । [ મધુ ] હવે ભજનનો પ્રકાર કહી, અધ્યાયનો ઉપસંહાર કરે છે :

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

**અન્વયાર્થ** :—मन्मनाः भव મારામાં મન રાખ, मद्भक्तः મારો ભક્ત થા, मद्याजी મારું પૂજન કરનારો થા, मां नमस्कुरु મને નમસ્કાર કર; एवं એ પ્રકારે मत्परायणः મારે શરણ થયેલો તું आत्मानं અંતઃકરણને મારે વિષે युक्त्वा જોડીને माम् एव મને જ एष्यसि પામીશ [૩૪].

**શબ્દાર્થ** :—મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું પૂજન કરનારો થા, મને નમસ્કાર કર; એ પ્રકારે મારે શરણે રહી, અંતઃકરણને મારામાં જોડીને તું મને જ પામીશ [૩૪].

**વિવેચન** :— मन्मनाः भव = સર્વાત્મક એવા મારામાં મન રાખ [શંકરાનંદ], સ્ત્રીપુત્રાદિકમાં નહિ, પરંતુ મારે વિષે જ મનને આસક્ત રાખ [નીલકંઠ]. 'આ સર્વ વાસુદેવ છે' એ પ્રકારે સર્વ જગતને સદા મારું સ્વરૂપ છે, એમ સમજ [શંકરાનંદ]. 'मनो मोक्षे निवेशयेत्। મનને મોક્ષમાં જોડવું' એ સ્મૃતિવચન પ્રમાણે મનને મોક્ષસ્વરૂપ, આનંદસ્વરૂપ એવા હું વાસુદેવ વિષે જ અવચ્છિન્નપણે સ્થિર કર, વિજાતીય વૃત્તિપ્રવાહનો પરિત્યાગ કર; કારણકે "असाधनानुचिंतनं बंधाय भरतवत्' [સા. સૂ ૪-૮] અસાધનનું અર્થાત્ પરમાત્મા સિવાય અન્ય પદાર્થનું ચિંતન ભરતઋષિની પેઠે બંધનના કારણરૂપ છે."

મુમુક્ષુએ વિવેકજ્ઞાનનું અંતરંગ સાધન ન હોય તે ક્રિયા ધર્મરૂપ હોય તોપણ તેનું વારંવાર ચિંતન ન કરવું; તથા ધર્મફલભૂત અર્થમાં તથા કામમાં આસક્ત ન થવું, એ અર્થ છે [શંકરાનંદ].

એ ન બની શકે તો मद्भक्तो भव = મારો ભક્ત થા. ધનાદિ પદાર્થોની પ્રાપ્તિ માટે રાજાદિકનો નહિ, પરંતુ મારી પ્રાપ્તિ માટે મારો ભક્ત થા [મધુ., નીલકંઠ]. पुरुषोत्तमस्वरूपसेवानिष्ठो भव। [વલ્લભ] નિત્ય-નિરંતર મારા પુરુષોત્તમ સ્વરૂપનો સેવાનિષ્ઠ થા. સર્વત્ર બ્રહ્મબુદ્ધિ કર [શંકરાનંદ]. 'આ સર્વ બ્રહ્મ છે' એ પ્રકારે સર્વત્ર બ્રહ્મબુદ્ધિથી યુક્ત થઈ, મારું ભજન કર [શંકરાનંદ]. મારી પ્રેમલક્ષણા ભક્તિથી યુક્ત થા [વિ. શ્રુ. ગી. વગેરે], મારો સેવક થા [શ્રીધર].

એ ન બની શકે તો मद्याजी = શ્રૌત તથા સ્માર્ત કર્મોવડે [સ્વકર્મવડે] મારું પૂજન કર [શંકરાનંદ ગી. ૧૮-૪૬]. સ્વર્ગાદિની કામનાથી નહિ, પરંતુ મારે માટે જ યજ્ઞયાગાદિ કર [નીલકંઠ]. નિત્ય એક, બે કે ત્રણ વાર વિવિધ ગંધ, પુષ્પ, તુલસી, ધૂપ, દીપ, ઉત્તમ વસ્ત્ર, ભૂષણ, નૈવેદ્ય વગેરેથી મારી મૂર્તિ, શાલીગ્રામ વગેરેનું અત્યંત પ્રીતિપૂર્વક અર્ચન કર [કેશવ]. એટલે કે આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ગંધ, અક્ષત, પુષ્પ,

અલંકાર, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, આરતી, પુષ્પાંજલિ, પ્રદક્ષિણા, સ્તોત્ર, ઉદ્વાસન વગેરેથી માનાભાવે બ્રહ્મદષ્ટિયુક્ત થઈ મારું પૂજન કર

એ ન બની શકે તો માં નમસ્કુરુ = સર્વાત્મક એવા મને મન, વાણી અને શરીરથી નમસ્કાર કર [મધુ] "सर्वं त्वदीय न ममास्ति किंचित्। હે કૃષ્ણ ! સર્વ કંઈ તમારું છે, મારું કંઈ નથી" "अह त्वदीयो न ममाहमस्मि। હું તમારો છું. હું મારો નથી" એ ભાવથી યુક્ત થઈ, સર્વસ્વ મને સમર્પણ કરી, અભિમાનનો [અહંકારનો] ત્યાગ કર [કેશવ વગેરે] 'આ સર્વ વાસુદેવ છે' એ પ્રકારે મને સર્વાત્મક માની પ્રણામ કર [શંકરાનંદ] અથવા માતા, પિતા, ગુરુ, દેવતા વગેરેને બ્રહ્મબુદ્ધિથી પ્રણામ કર [શંકરાનંદ] "नाह देहो न मे देहः। હું દેહ નથી, દેહ મારો નથી" "नाह कस्यचिन् न मे किंचित्। હું કોઈનો નથી તથા મારું કોઈ નથી" એ પ્રકારે નિરભિમાન થઈ, એકમાત્ર મારું જ શરણ લે

આ પ્રકારે मत्परायण = मदेकशरणः [મધુ] હું જ છું એક શરણ જેનું એવો તું [મધુ] અથવા મારી પ્રસન્નતા માટે સ્વધર્મપરાયણ એવો તું [શંકરાનંદ] તારા આત્માને [અંતઃકરણને] माम् एव युक्त्वा = મારામાં એકાગ્ર કરી [મધુ. વગેરે], જેમ ઘટાકાશ મહાકાશને પામે, તેમ તું સચ્ચિદાનંદઘન સ્વયંપ્રકાશ એવા મને क्रमेण [શંકરાનંદ] ક્રમશઃ અભેદભાવે પામીશ

શ્રુતિ પણ કહે છે કે.— "यथा नद्य स्यन्दमाना. समुद्रेऽस्त गच्छन्ति नामरूपे विहाय। तथा विद्वान् नामरूपाद्विमुक्त परात्पर पुरुषमुपैति दिव्यम्॥ [મું. ઉ ૩-૨-૮] જેમ વહેતી નદીઓ પોતાના નામરૂપનો ત્યાગ કરીને સમુદ્રમાં અસ્ત પામે છે, તેમ જ્ઞાની પુરુષ પોતાના નામરૂપથી મુક્ત થઈને, સ્વયંજ્યોતિ એવા પરમાત્મા પુરુષને પામે છે [-૪]

## અધ્યાયનો સાર

श्रीगोविन्दपदारविन्दमकरन्दास्वादशुद्धाशयाः

संसाराम्बुधिमुत्तरन्ति सहसा पश्यन्ति पूर्णं महः।

वेदान्तैरवधारयन्ति परमं श्रेयस्त्यजन्ति भ्रमं

द्वैतं स्वप्नसमं विदन्ति विमलां विन्दन्ति चानन्दताम्॥ [મધુ]

શ્રીગોવિંદના ચરણારવિંદના મકરંદને અત્યંત ચાખવાથી શુદ્ધ અંતઃકરણ વાળા પુરુષો અનાયાસે સંસારસાગરને તરી જાય છે, પરિપૂર્ણ પ્રકાશનો સાક્ષાત્કાર કરે છે, ઉપનિષદોવડે પરમશ્રેયનો નિશ્ચય કરે છે, ભ્રમનો ત્યાગ કરે છે, દ્વૈતને સ્વપ્ન સમાન જાણે છે, અને નિર્મળ આનંદપણાને પ્રાપ્ત થાય છે [મધુ]

निजमैश्वर्यमाश्चर्यं भक्तेश्चाद्भुतवैभवम्।
नवमे राजगुह्याख्ये कृपयाऽवोचदच्युतः ॥ [ श्रीधर ]

हरिः ॐतत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "राजविद्याराजगुह्ययोगो" नाम नवमोऽध्यायः ॥ ९ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ **શ્રીમદ્ભગવદ્ગીતામાં** શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે '**રાજવિદ્યા-રાજગુહ્યયોગ**' નામનો **નવમો અધ્યાય સંપૂર્ણ.**

અધ્યાય નવમો સંપૂર્ણ

તારા હિતને માટે કહું છું. મારાં વચનોના શ્રવણથી તું અમૃતપાન કરતો હોય તેવી પ્રસન્નતાને પ્રાપ્ત થાય છે, માટે આ અત્યંત દુર્વિજ્ઞેય તત્ત્વનો હું તને હિતકામ્યયા = તારા હિતની ઇચ્છાથી ફરીથી ઉપદેશ કરીશ.

આથી " मोक्षककामाय श्रद्धावत एव तत्त्वोपदेशः कर्तव्य इति सूचितम्। [ શંકરાનંદ ] કેવળ મોક્ષની કામનાવાળા શ્રદ્ધાવાન પુરુષને જ તત્ત્વનો [ બ્રહ્મવિદ્યાનો ] ઉપદેશ કરવો જોઈએ, એ સૂચન છે " [ ૧ ].

**અવતરણિકા** :—હવે આ તત્ત્વનો ફરીથી ઉપદેશ આપવાનું કારણ કહે છે :

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

**અન્વયાર્થ** :—मे प्रभवं મારા પ્રભવને-મારી ઉત્પત્તિને એટલે કે મારી અતિશય પ્રભુત્વશક્તિને [ શા. ભા. ] મારા આવિર્ભાવને [ મધુ. ] सुरगणाः ઇન્દ્રાદિ દેવો न विदुः જાણતા નથી તથા महर्षयः મહર્ષિઓ न જાણતા નથી, हि કારણકે अहं હું देवानां દેવતાઓનું च તથા महर्षीणां મહર્ષિઓનું सर्वशः સર્વ પ્રકારે आदिः આદિકારણ છું-મૂળકારણ છું [ ૨ ].

**શબ્દાર્થ** :—દેવો તથા મહર્ષિઓ મારા પ્રભાવને જાણતા નથી, કારણકે હું જ દેવોનું તથા મહર્ષિઓનું સર્વ પ્રકારે આદિકારણ છું [ ૨ ].

**વિવેચન** :—હે અર્જુન ! ઇન્દ્રાદિ દેવો તથા ભૃગુ, વ્યાસ વગેરે મહર્ષિઓ મારા प्रभवं = મારી ઉત્પત્તિને [ શા. ભા. ], મારી અતિશય પ્રભુત્વશક્તિને [ શા. ભા. વગેરે ], અનેક વિભૂતિ, ગુણ, શક્તિ વગેરે પ્રકારે આવિર્ભાવ પામવારૂપ મારા પ્રભાવને [ મધુ., કેશવ ], સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય, પ્રવેશ, નિયમન, નિગ્રહ તથા અનુગ્રહ કરવારૂપ મારા સામર્થ્યને [ શંકરાનંદ ], મારાં નામ, કર્મ, સ્વરૂપ તથા સ્વભાવને [ રા: ભા. ], ઐશ્વર્ય કે જન્માદિકને [ વલ્લભ ] જાણતા નથી; કારણકે ઇન્દ્રાદિ દેવોનું તથા ભૃગુ વગેરે મહર્ષિઓનું ઉપાદાનરૂપે તથા નિમિત્તરૂપે [ મધુ. ] તેમ તેમની ઉત્પત્તિ, વૈભવસિદ્ધિ, તપસિદ્ધિ, યોગસિદ્ધિ તથા દિવ્ય જ્ઞાનસિદ્ધિ વગેરેનું આદિકારણ હું જ છું [ શંકરાનંદ ].

" अतो ममानुग्रहं विना [ શ્રીધર ] અથવા मदुपदेशं विना [ કેશવ ] मां केऽपि न जानन्तीत्यर्थः। [ શ્રીધર-કેશવ ] તેથી મારા અનુગ્રહ વિના અથવા મારા ઉપદેશ વિના દેવો તથા મહર્ષિઓ કોઈ પણ મારા પ્રભાવને સર્વ પ્રકારે જાણતા નથી. " પિતાના મહત્ત્વને જેમ બાળક જાણતો નથી, તેમ મારા વિકારભૂત તેઓ મારા પ્રભાવને જાણતા નથી [ મધુ. ] [ ૨ ].

અવતરણિકા :—હવે પોતાના પ્રભાવને જાણવાનું ફળ કહે છે:

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम्।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

અન્વયાર્થ :—યઃ જે મા મને અજ જન્મરહિત ચ અને અનાદિં અનાદિ તથા લોકમહેશ્વરં લોકોના મહાન ઈશ્વર વેત્તિ જાણે છે સઃ તે મર્ત્યેષુ મનુષ્યોના મધ્યમાં અસંમૂઢ. મોહથી રહિત થઈ–વિષયોમાં ઇષ્ટબુદ્ધિથી રહિત થઈ [શંકરાનંદ], પ્રમાદરહિત થઈ સર્વપાપૈઃ સર્વ પાપોથી પ્રમુચ્યતે અત્યંત મુક્ત થાય છે [૩].

શબ્દાર્થ —જે મને અનાદિ, જન્મરહિત તથા લોકોનો મહેશ્વર જાણે છે, તે મનુષ્યોના મધ્યમા મોહથી રહિત થઈ, સર્વ પાપોથી અત્યંત મુક્ત થાય છે [૩].

વિવેચન —હે અર્જુન ! જે મને અનાદિ, જન્મરહિત તથા સર્વલોકોનો મહેશ્વર જાણે છે અર્થાત્ જે મને અજ્ઞાન તથા તેના કાર્યોથી રહિત જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ–એ ત્રણે અવસ્થાથી પર તુરીયરૂપે જાણે છે [શા. ભા.] તે આ મૃત્યુલોકમા અસંમૂઢ = સર્વ મોહથી રહિત થઈ, મારી ભક્તિની ઉત્પત્તિના વિરોધી [રા. ભા., કેશવ વગેરે] તથા જ્ઞાનની ઉત્પત્તિના પ્રતિબંધક સર્વપાપૈ = બુદ્ધિપૂર્વક તથા અબુદ્ધિપૂર્વક કરેલા ભૂત તથા ક્રિયમાણ સર્વ પાપોથી [શા. ભા, નીલકંઠ વગેરે] પ્રમુચ્યતે = પ્રકર્ષેણ નિ.શેષ મુચ્યતે [શંકરાનંદ] નિઃશેષ મુક્ત થાય છે [શંકરાનંદ].

મારો ભક્ત મારી સત્ત્વપ્રધાન ઉપાસનાથી સર્વપાપોથી મુક્ત થઈ, જ્ઞાન પ્રાપ્ત કરી સંસારથી મુક્ત થાય છે, એ અર્થ છે [શંકરાનંદ] [૩]

અવતરણિકા :—હવે ભગવાન પોતાનું લોકમહેશ્વરપણું પ્રતિપાદન કરે છે.

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥ ४ ॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

અન્વયાર્થ :—બુદ્ધિઃ બુદ્ધિ જ્ઞાનમ્ જ્ઞાન અસંમોહઃ અમૂઢતા ક્ષમા ક્ષમા સત્યમ્ સત્ય દમ ઇન્દ્રિયોનો નિગ્રહ શમ. મનોનિગ્રહ સુખમ્ સુખ દુઃખમ્ દુ:ખ ભવ. ઉત્પત્તિ અભાવો વિનાશ ભય ભય ચ અને અભય અભય ચ એવ તેમ જ [૪] અહિંસા અહિંસા [illegible] સમતા તુષ્ટિ [illegible] તપઃ તપ દાન દાન યશઃ

अयशः અપયશ એ पृथग्विधाः ભિન્ન ભિન્ન પ્રકારના भूतानां પ્રાણીઓના
ाः ભાવો मत्तः एव મારાથી જ भवन्ति થાય છે [ ૫ ].

શબ્દાર્થ:—બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ,
ι, અભાવ, ભય, અભય [ ૪ ] તેમ જ અહિંસા, સમતા, તુષ્ટિ, તપ, દાન,
ι, અપયશ એ ભિન્ન ભિન્ન પ્રકારના ભાવો પ્રાણીઓને તેમના કર્માનુસાર
ા. ભા. વગેરે ] મારાથી જ થાય છે [૫].

**વિવેચન :**— बुद्धिः = સૂક્ષ્મ સૂક્ષ્મતર વગેરે પદાર્થોનો વિવેક કરવાની
ι તેમને ગ્રહણ કરવાની અંતઃકરણની શક્તિ [ શા. ભા. વગેરે ]; સારાસારનો
વેક કરવાની શક્તિ [શ્રીધર], મનનું નિરુપણ કરવાનું સામર્થ્ય [રા. ભા.];
ज्ञानम् = આત્માદિ પદાર્થોનો બોધ [ શા. ભા ]; આત્મા તથા અનાત્મરૂપ સર્વ
ાર્થોનું જ્ઞાન [મધુ.] [ જ્ઞાન શબ્દ સાધારણ પદાર્થના જ્ઞાનથી, પરમાત્માના
નપર્યંતના સર્વ પ્રકારના જ્ઞાનનો વાચક છે ]. असंमोहः = જ્ઞાન કે કર્મમાં
ર્તવ્યમાં ] વિવેકપૂર્વકની પ્રવૃત્તિ [ શા. ભા. ], વિપરીત ભાવનાના ઉદયનો
ભાવ [ શંકરાનંદ ].

क्षमा = કોઈ નિંદે, દૂભવે કે મારે છતાં ચિત્તમાં કોઈ પણ પ્રકારનો વિકાર
થવો તે [ શા. ભા. ]. આધ્યાત્મિકાદિ ઉપદ્રવોની સહિષ્ણુતા [ શંકરાનંદ ].
सत्यम् = પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે જે અર્થ જે પ્રકારે નિશ્ચય કર્યો હોય, તે પ્રકારે
અર્થનું કથન કરવું તે [મધુ.]; યથાર્થ વચન [ શંકરાનંદ ]. સત્ય શબ્દ,
બ્રહ્મચર્ય વગેરેનું ઉપલક્ષણ છે [ શંકરાનંદ ]. दम. = બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ.
शमः = મનોનિગ્રહ; અંતઃકરણની વિષયોથી ઉપરતિ.

सुखम् = " राज्यपुत्रलाभादिनिमित्तजन्या सात्त्विकी प्रीतिरूपाऽनुकूला चित्तवृत्तिः।
જીવન્મુક્તિવિવેક. પ્ર. ૪ ] રાજ્ય, પુત્ર વગેરેના લાભના નિમિત્તથી ઉત્પન્ન
ી સાત્ત્વિક પ્રીતિરૂપ અનુકૂલ ચિત્તવૃત્તિ," આહ્લાદ—આનંદ [ શા. ભા.].
दुःखम्=" रोगादिनिमित्तजन्या रजोगुणविकाररूपा संतापात्मिका प्रतिकूला चित्तवृत्तिः।
જીવન્મુક્તિ વિવેક. પ્ર. ૪ ] રોગ વગેરે નિમિત્તથી ઉત્પન્ન થતી રજોગુણના
કારરૂપ સંતાપરૂપ પ્રતિકૂળ ચિત્તવૃત્તિ." સંતાપ [ શા. ભા. ]. भवः = ઉત્પત્તિ
ા. ભા. ]. अभवः = વિનાશ [ શંકરાનંદ ], મૃત્યુ [ શા. ભા. ]. भयम् =
સ [ શા. ભા. ] अभयम् = ભયથી વિપરીત એટલે કે નિર્ભયતા [ શા. ભા. ].

'भयं चाभयमेव च' એ વચનમાં રહેલો પ્રથમ ચકાર પૂર્વોક્ત બુદ્ધિ, જ્ઞાન
ેરેના સમુચ્ચય માટે છે, અને બીજો ચકાર પૂર્વે નહિ કહેલાં બુદ્ધિ, જ્ઞાન
ેરેના વિરોધી અબુદ્ધિ, અજ્ઞાન વગેરેના સમુચ્ચય માટે છે [મધુ] [૪].

અહિંસા = શરીર, મન તથા વાણીથી કોઈ પણ પ્રાણીને પીડા ન કરવી તે. સમતા = ચિત્તનો સમભાવ [ શા ભા ], ચિત્તની રાગદ્વેષરહિત અવસ્થા [નરૂ] સર્વત્ર સમદર્શન [ શકરાનંદ ]. તુષ્ટિ = પ્રારબ્ધવશાત્ જે મળે તેમા સંતોષ. તપ = ઇન્દ્રિયસંયમપૂર્વક શરીરને પીડવુ તે [ શા ભા વગેરે ], ચિત્તની એકાગ્રતા [ શંકરાનંદ ] દાનમ્ = ન્યાયપૂર્વક પ્રાપ્ત થયેના ધનાદિ પદાર્થો સુપાત્રને આપવા તે, યથાશક્તિ સંવિભાગ કરી બીજાને આપવુ તે [શા ભા ], દ્રવ્યનો ત્યાગ [શંકરાનંદ] યશ = ધર્મના નિમિત્તથી થતી કીર્તિ [શા ભા ] અયશ = અધર્મના નિમિત્તથી થતી કીર્તિ [શા ભા ]

એ સર્વે ભાવો તથા કામ, ક્રોધ લોભ, મોહ, દંભ, દર્પ, અસૂયા, અહંકાર વગેરે ભાવો [શંકરાનંદ] સર્વ પ્રાણીઓને स्वकर्मानुरूपेण । [શા ભા, કેશવ વગેરે ] પોતપોતાના કર્માનુસાર પ્રાપ્ત થાય છે

## દૈવી ગુણો માટે ભગવાનનુ શરણુ લેવુ

હે અર્જુન ! આ ધર્મયુદ્ધમા દેવોથી પણ ન જીતી શકાય એવા ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ તથા જયદ્રથને પરાભવ કરવાનો યશ તને તારા શૌર્યથી નહિ, પરંતુ "केवल पुण्यैर्हि तत्प्राप्यते । [શા ભા ગી ૧૧-૩૩]" કેવળ તારા પૂર્વજ-મોના પુણ્યોથી જ પ્રાપ્ત થશે [શા. ભા ગી ૧૧-૩૩]" મારા અસાધારણ યોગબળથી હુ તને કહુ છુ કે, જ્યારે તારુ પુણ્ય ક્ષીણ થશે ત્યારે ભીષ્મ વગેરેનો પરાભવ કરનાર તુ, એક અલ્પ સામર્થ્યવાળા કાબાની સાથે યુદ્ધમા પરાભવ પામશે, અને ત્યારે બીજાનુ ભીમત્વ અને તારુ અર્જુનત્વ મારી કૃપાથી જ હતુ, એ તને સ્પષ્ટ થશે [ વિ પુ ૫-૩૮, ૩૨-૩૩ ].

"काल समविषमकर परिभवावमानमानद काल । काल करोति पुरुष दातर याचितारञ्च ॥ કાળ જ [કર્માનુસાર] સમવિષમનો કર્તા છે કાળ જ પરિભવ અપમાન કે માનનો દાતા છે, અને કાળ જ મનુષ્યને દાતા [ દાની] કે યાચક [ભિખારી] બનાવી દે છે"

વસિષ્ઠમુનિ કહે છે કે. "લાભ, હાનિ, જીવન, મરણ, યશ, અપયશ એ સર્વ દૈવના હાથમા છે ભગવાન રામના વનવાસથી અયોધ્યાવાસીને હાનિ દેવો તથા વનવાસીઓને લાભ, સુગ્રીવ તથા વિભીષણને જીવન, દશરથ તથા વાલીનુ મરણ. લક્ષ્મણ તથા ભરતને યશ, કૈકેયી તથા મંથરાને અપયશ પ્રાપ્ત થયો"

જેમ ઇચ્છા ન હોવા છતા મનુષ્યને મૃત્યુ, અપયશ વગેરે પ્રાપ્ત થાય છે, તેમ ઇચ્છા ન હોવા છતા કર્માનુસાર આયુષ્ય, લક્ષ્મી, યશ તથા ઐશ્વર્ય

વગેરે ભોગો પ્રાપ્ત થાય છે [ભાગ. ૬-૧૨-૧૩]: માન, અપમાન, લાભ, હાનિ, ક્ષય તથા વૃદ્ધિ જ્યારે આવી પહોંચે છે, ત્યારે ઇચ્છા ન હોય તોપણ તે દૂર કરી શકાતાં નથી [શાં. ૫. ૨૯૦-૧૩].

" नापदामस्ति मर्यादा न निमित्तं न कारणम्। धर्मस्तु विभजत्यर्थमुभयोः पुण्यपापयोः । [મહાભા. વનપર્વ ૩૧૨-૧] પ્રાણીમાત્રને પ્રાપ્ત થતા આપત્તિ કે સંપત્તિને કોઈ મર્યાદા નથી, તથા તેને કોઈ નિમિત્ત કે કારણ નથી, કેવળ [પ્રારબ્ધરૂપી] ધર્મ જ પાપ-પુણ્યના ફળરૂપ દુઃખ-સુખને વહેંચી આપે છે."

બુદ્ધિ, જ્ઞાન વગેરે દૈવી ગુણો, કામ-ક્રોધ વગેરે આસુરી ગુણો, સુખ દુઃખ, યશ-અપયશ વગેરે મનુષ્યને પૂર્વકર્માનુસાર પ્રાપ્ત થાય છે. જો કે સુખ-દુઃખાદિ ભોગો ભોગવવામાં મનુષ્ય પરતંત્ર છે, તોપણ આસુરી ગુણોનો પરાભવ કરી, દૈવી ગુણો પ્રાપ્ત કરવામાં મનુષ્ય સ્વતંત્ર છે.

દૈવી ગુણો સત્ત્વગુણ પ્રધાન પુરુષનાં લક્ષણો છે. " ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था.। [ગી. ૧૪-૧૮] સાત્વિક પુરુષો બ્રહ્મલોક પર્યંતના દેવલોકને પામે છે." "सत्त्वात्संजायते ज्ञानम्। [ગી. ૧૪-૧૭] વૃદ્ધિ પામેલા સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે." " अतः उत्तमगुणलाभायाहमेव त्वया शरणीकरणीय इति भाव.। [નીલકંઠ] માટે બુદ્ધિ વગેરે ઉત્તમ ગુણોની પ્રાપ્તિ માટે તારે મારું જ શરણ લેવું." [૫]

**महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥**

**અન્વયાર્થ** :—પૂર્વે સૃષ્ટિના આદિકાળમાં [મધુ.] સપ્ત મહર્ષય ભૃગુ વગેરે સાત મહર્ષિઓ તથા ચત્વાર. સનકાદિ ચાર તથા મનવ. સ્વાયંભુવ વગેરે ચૌદ મનુઓ મદ્ભાવાઃ મારી વિભૂતિરૂપ છે [રામાનંદ], અથવા મારે વિષે જ મનને રાખનારા છે [નીલકંઠ], મારા ચિંતન વિષે તત્પર છે [મધુ], તથા માનસાઃ જાતા. મારા સંકલ્પથી જ ઉત્પન્ન થયેલા છે યેષાં જેમની લોક આ લોકમાં इमा प्रजाः આ બ્રાહ્મણાદિક પ્રજા છે [૬]

**શબ્દાર્થ** :—સૃષ્ટિના આદિકાળમાં સાત મહર્ષિઓ, સનકાદિ ચાર અને ચૌદ મનુઓ મારા સંકલ્પથી જ ઉત્પન્ન થયા છે, તથા મારી જ વિભૂતિરૂપ છે. તેમની જ આ લોકમાં આ પ્રજા છે [૬].

**વિવેચન** :—હે અર્જુન! ભૃગુ, મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ તથા વસિષ્ઠ એ સાત મહર્ષિઓ, તથા તેમની પૂર્વે થયેલા સનક, સનંદન, સનાતન તથા

સનત્કુમાર, એ ચાર તથા સ્વાયંભુવ વગેરે ચૌદ મનુઓ મારા સંકલ્પમાત્રથી જ ઉત્પન્ન થયેલા છે. તેઓ યોનિમાંથી ઉત્પન્ન થયેલા નથી; પરંતુ સૃષ્ટિના આદિકાળમાં હિરણ્યગર્ભરૂપ જે હું તેથી જ પ્રકટ થયેલા છે [ મધુ. ], તેથી આ સર્વે मद्भावाः મારી જ વિભૂતિરૂપ છે [ શંકરાનંદ ]. આ જગતમાં જે બ્રાહ્મણ વગેરે પ્રજા છે, તે પણ એ મહર્ષિઓની જ પ્રજા હોવાથી પૌત્ર–પ્રપૌત્રરૂપે તથા શિષ્ય-પ્રશિષ્યાદિરૂપે તે સર્વ મારી પ્રજા છે; અને તે સર્વ મારી જ વિભૂતિઓ છે [ શંકરાનંદ ].

અથવા સાત મહર્ષિઓ, સનકાદિ ચાર અને ચૌદ મનુઓ જેમનાથી આ પ્રજા અને લોક ઉત્પન્ન થયેલા છે, તે સર્વે मद्भावाः = મારામાં જ ભાવ રાખવાવાળા છે, મારામાં જ મનને રાખનારા છે [ નીલકંઠ ], મારા ચિંતનમાં જ તત્પર રહેનારા છે [ મધુ. ].

તાત્પર્ય એ છે કે, આવા પ્રસિદ્ધ મહાત્માઓ પણ મારી જ ઉપાસના કરે છે, માટે તું પણ મારી જ ઉપાસના કર [ નીલકંઠ ] [૬].

**અવતરણિકા :**—હવે ભગવાનની વિભૂતિને તથા યોગને જાણવાનું ફળ કહે છે :

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

**અન્વયાર્થ :**—यः જે પુરુષ मम મારા एतां આ विभूतिं વિસ્તારને [ શા. ભા. ] च તથા योगं યોગસામર્થ્યને–ઐશ્વર્યને तत्त्वतः તત્ત્વથી–યથાર્થ રીતે वेत्ति જાણે છે सः તે अविकम्पेन અવિચળ योगेन યોગવડે युज्यते જોડાય છે अत्र એમાં संशयः સંશય न નથી [૫].

**શબ્દાર્થ :**—જે આ મારી વિભૂતિને તથા યોગને તત્ત્વથી જાણે છે, તે અચળ યોગથી [ સમાધિથી ] યુક્ત થાય છે, એમાં સંશય નથી [૭].

**વિવેચન :**—હે અર્જુન ! જે પુરુષ આ મારી [ નિર્વિશેષ પરબ્રહ્મની ] विभूतिं = વિસ્તારને [ શા. ભા. ], સર્વાત્મતાને [ શંકરાનંદ ], બુદ્ધિ વગેરેરૂપ તથા મહર્ષિ વગેરેરૂપ વિવિધપણાને તથા योगं = મારા યોગસામર્થ્યને [ શા. ભા. ], પરમ ઐશ્વર્યને [ મધુ. ], સૃષ્ટિ, સ્થિતિ, પ્રવેશ, નિયમન, નિગ્રહ તથા અનુગ્રહ વગેરે કરવારૂપ મારા સામર્થ્યને [ શંકરાનંદ ] तत्त्वतः = યથાર્થ રીતે [ શા. ભા. વગેરે ] જાણે છે, તે अविकम्पेन योगेन = પૂર્ણજ્ઞાનની સ્થિરતારૂપ નિશ્ચલયોગવડે [ શા. ભા. ], જ્ઞાનની સ્થિરતારૂપ સમાધિવડે [ મધુ. ], મારી ઉપાસનારૂપ યોગવડે [શંકરાનંદ], નિશ્ચલ ભક્તિયોગવડે [રા. ભા.] યુક્ત થાય છે, એમાં સંશય નથી.

તાત્પર્ય એ છે કે, "मद्विभूतिविषय कल्याणगुणविषय च ज्ञान भक्तियोग-वर्धनमिति। [ ગ ભા ] મારી વિભૂતિઓનુ તથા મારા કલ્યાણમય ગુણોનુ જ્ઞાન ભક્તિયોગને વધારનારુ છે [ રા ભા ]" મારી વિભૂતિઓને તથા યોગસામર્થ્યને તત્ત્વથી જાણનારા પુરુષ એકમાત્ર મોક્ષની કામનાથી સર્વત્ર વિરક્ત થઈ, શ્રદ્ધાભક્તિપૂર્વક 'આ સર્વ વાસુદેવરૂપ જ છે' એ પ્રકારે સર્વત્ર બ્રહ્મબુદ્ધિથી મારી ઉપાસના કરે છે [ શકરાનદ ] અને કૃતકૃત્ય થાય છે [ નીલકઠ ], એમા સશય નથી [૭]

**અવતરણિકા** —હવે બે શ્લોકવડે ઉપાસનાનુ સ્વરૂપ કહે છે

## अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
## इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

**અન્વયાર્થ** — अहं હુ सर्वस्य સર્વનુ प्रभव ઉત્પત્તિનુ કારણ છુ मत्तः મારાથી सर्व સર્વ प्रवर्तते પ્રવર્તે છે इति એમ मत्वा માનીને बुधा તત્ત્વજ્ઞાની [ શા ભા ], વિવેકી [ શ્રીધર વગેરે ] भावसमन्विता ભાવપૂર્વક मा મને भजन्ते ભજે છે [ ૮ ]

**શબ્દાર્થ** —હુ સર્વનો પ્રભવ [ ઉત્પાદક ] છુ, મારાથી જ સર્વ પ્રવર્તે છે એમ માની વિવેકી ભાવપૂર્વક [ પ્રીતિપૂર્વક ] મને ભજે છે [ ૮ ]

**વિવેચન :**— अहं सर्वस्य प्रभव = હુ સમસ્ત જગતની ઉત્પત્તિનુ કારણ છુ [ શા ભા ], હુ જગતનુ ઉપાદાન તથા નિમિત્ત કારણ છુ [ મધુ ] मत्त सर्व प्रवर्तत = આ સ્થિતિ, નાશ, ક્રિયા તથા કર્મફળભોગરૂપ વિક્રિયામય સમસ્ત જગત મારાથી જ પ્રવર્તે છે [ શા ભા વગેરે ] અતર્યામી, સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન હુ વાસુદેવથી પ્રેરાતુ જગત પોતાની મર્યાદાનુ ઉલ્લઘન કર્યા વગર ચેષ્ટા કરે છે [ મધુ ] પૂર્વે કહેલા બુદ્ધિ, જ્ઞાન વગેરે સર્વ ભાવો [ ગી ૧૦-૪ ] મારા અનુગ્રહને પામીને જ પોતપોતાના કાર્યમા પ્રવર્તે છે [ નીલકઠ વગેરે ].

इति मत्वा = આ પ્રમાણે મારુ સર્વાત્મકપણુ, સર્વપ્રવર્તકપણુ, સર્વેશ્વરપણુ, સર્વજ્ઞપણુ તથા મારા મહિમાને શ્રુતિ, યુક્તિ તથા સદ્ગુરુના વચનથી નિશ્ચય કરી [ શકરાનદ ], बुधा = તત્ત્વજ્ઞાની [ શા ભા વગેરે ], વિવેકી [ શ્રીધર વગેરે ] भावसमन्विता = સર્વત્ર મારી ભાવનાથી યુક્ત થઈ, એટલે કે 'આ સર્વ બ્રહ્મ જ છે' એવી ભાવનાથી યુક્ત થઈ [ શકરાનદ ], ભાવપૂર્વક [ નીલકઠ ] પરમ પ્રીતિપૂર્વક [ મધુ વગેરે ] मा भजन्ते = મને ભજે છે [ મધુ ], મારુ

ભજન કરે છે [ નીલકંઠ ], મારું ચિંતન કરે છે [ શા. ભા. વગેરે ], શ્રવણ, મનન તથા ધ્યાન કરે છે [ શંકરાનંદ ], મારી સેવા કરે છે [ પુ. અ. ત. વગેરે ] [ ૮ ].

અવતરણિકા :—હવે ઉપાસનાનો પ્રકાર કહે છે :

मच्चिता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ ९ ॥

અન્વયાર્થ :—તેઓ मच्चिताः મારામાં ચિત્તવાળા - मद्गतप्राणाः મારે વિષે ચક્ષુ વગેરે ઇન્દ્રિયોને જોડનારા [ શા. ભા., મધુ. વગેરે ] परस्परम् પરસ્પર बोधयन्तः મારો જ બોધ કરતા च અને नित्यं નિત્ય मां મારું જ कथयंतः કથન કરતા तुष्यन्ति સંતોષ પામે છે च તથા रमन्ति ઉત્તમ સુખનો અનુભવ કરે છે [ ૯ ].

શબ્દાર્થ :—તેઓ મારામાં ચિત્તવાળા, મારે વિષે જ પ્રાણને [ ઇન્દ્રિયોને ] જોડનારા, પરસ્પર મારો બોધ કરતા તથા નિત્ય મારું જ કથન કરતા સંતોષ પામે છે, તથા આનંદ પામે છે [ ૯ ].

વિવેચનઃ— मच्चिताः = મારામાં ચિત્તવાળા, मद्गतप्राणाः = મારે વિષે જ ચક્ષુ વગેરે સર્વ ઇન્દ્રિયો જોડનારા [ શા. ભા., મધુ. વગેરે ], અથવા જેમણે પોતાનું જીવન મને જ અર્પણ કરેલું છે એવા [ શા. ભા. ], મારા ભજન સિવાય બીજા પ્રયોજનથી ગત્ય છે જીવન જેમનું એવા [ મધુ. ], દેહ, ઇન્દ્રિયો, અંતઃકરણ વગેરે સર્વ મને સમર્પણ કરી, દાસભાવે નિત્ય-નિરંતર સેવામાર્ગ પ્રમાણે મારી ભક્તિ કરનારા [ વલ્લભ ];

बोधयंत परस्परम् = એકબીજાને મારો જ બોધ કરનારા, कथयंतश्च मां नित्यं = શિષ્યોને મારો જ ઉપદેશ કરતા [ મધુ. ], મારા ગુણો, લીલા, ઐશ્વર્યાદિનું નિત્ય કથન કરનારા, તથા કથનના અભાવે ' રામ, હરિ, ગોવિંદ, ગોપાલ ' વગેરે મારાં નામોનું કીર્તન કરનારા [ વે. બ્ર. ગી. ] મારા ભક્તો तुष्यन्ति સંતોષ પામે છે, અને रमन्ति = प्रियसंगमेनेव [ મધુ ] પ્રિયસંગમની [પ્રિયસમાગમની] સમાન એટલે કે પોતાનો અત્યંત પ્રેમી મળી ગયો હોય તેમ [ શા. ભા. ] ઉત્તમ સુખનો અનુભવ કરે છે."

"सर्वं मामेव पश्यन्तः शृण्वन्तो भावयन्तश्च कालं नयन्तीत्यर्थः । [ શંકરાનંદ ] મારા ભક્તો સર્વને મારા સ્વરૂપે જોતા, સાંભળતા તથા ભાવના કરતા કાળ અતિક્રમણ કરે છે, એ અર્થ છે " [૯].

**અવતરણિકા**.— હવે ભગવાન ભક્તો પર કેવા પ્રકારે અનુગ્રહ કરે છે, તે કહે છે [ શંકરાનંદ ]:

**तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।**
**ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १० ॥**

**અન્વયાર્થ** :—सततयुक्तानां મારે વિષે નિરંતર એકાગ્ર બુદ્ધિવાળા [ મધુ ] અને प्रीतिपूर्वकम् પ્રીતિપૂર્વક भजतां ભજનારા तेषां તેમને तं તે बुद्धियोगं બુદ્ધિયોગ—મારા તત્ત્વને વિષય કરવાવાળું યથાર્થ જ્ઞાન [ શાં ભા , મધુ. ], જ્ઞાનયોગ ददामि હું આપું છું येन જે વડે ते તેઓ माम् મને उपयान्ति પામે છે [ ૧૦ ]

**શબ્દાર્થ** :—મારે વિષે નિરંતર એકાગ્ર બુદ્ધિવાળા અને પરમપ્રેમપૂર્વક મને ભજનારા તેમને હું બુદ્ધિયોગ આપું છું, જે વડે તેઓ મને પામે છે [૧૦].

**વિવેચન** :—तेषां सततयुक्तानां = સમસ્ત બાહ્ય તૃષ્ણાઓ વિનાના, નિરંતર તત્પર થઈ ભજન—સેવા કરવાવાળા [ શાં. ભા. ], મારે વિષે જ નિરંતર એકાગ્ર બુદ્ધિવાળા [ મધુ. ], વેદાન્તના શ્રવણ, મનન તથા નિદિધ્યાસનમાં જ પરિનિષ્ઠિત [ શંકરાનંદ ], નિત્ય મારે વિષે જ ચિત્તને જોડનારા [ વે. બ્ર ગી ], અને भजतां प्रीतिपूर्वकम् = લાભ, પૂજા, ખ્યાતિ વગેરે લૌકિક પ્રયોજનની કામના વિના પરમપ્રેમપૂર્વક મને ભજનારા [ કેશવ ] તેમને હું बुद्धियोगं = પૂર્ણજ્ઞાનરૂપ યોગ [ શાં. ભા. ], સ્વરૂપજ્ઞાનરૂપ યોગ [ શંકરાનંદ ], જ્ઞાનયોગ [ શ્રીધર વગેરે ], જ્ઞાનનિષ્ઠા [ નીલકંઠ વગેરે ], તત્ત્વને વિષય કરવાવાળું જ્ઞાન [ મધુ ] આપું છું.

येन माम् उपयान्ति ते = આ પ્રકારે શ્રવણાદિથી મારા ભજનમાં નિષ્ઠાવાળા મારા અનુગ્રહને પાત્રભૂત થયેલા મારા અનન્ય ભક્તો મને નિર્વિશેષ, નિરાકાર, નિત્ય, કૂટસ્થ, અસંગ, ચિદ્રૂપ, સદા એકરસ, અદ્વિતીય પરબ્રહ્મને પોતાના આત્મારૂપે જાણી [ સાક્ષાત્કાર કરી ] [ શંકરાનંદ ] મને આત્મપણાથી પ્રાપ્ત થાય છે [મધુ.]. જેમ સમુદ્રમાં નદીઓ અભેદપણે પ્રવેશ કરે છે, તેમ મારામાં અભેદપણે પ્રવેશ કરે છે [ નીલકંઠ] [૧૦].

**અવતરણિકા** :— હવે ઉપાસનાનું ફળ કહે છે.

**तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।**
**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥**

**અન્વયાર્થ** :—तेषां તેમના एव જ अनुकम्पार्थं અનુગ્રહ માટે आत्मभावस्थः આત્મભાવમાં રહેલો—અંતઃકરણમાં રહેલો अहम् હું भास्वता પ્રકાશ-

મય જ્ઞાનદીપેન જ્ઞાનદીપવડે અજ્ઞાનજ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા તમઃ અંધકારને નાશયામિ નાશ કરું છું [૧૧].

**શબ્દાર્થ** :—તેમના જ અનુગ્રહ માટે અંતઃકરણમાં રહેલો હું પ્રકાશમય જ્ઞાનદીપ વડે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અંધકારનો નાશ કરું છું [૧૧].

**વિવેચન** :—तेषाम् एव अनुकम्पार्थं = પૂર્વોક્ત રીતે મારું નિરંતર ભજન કરનારા ભક્તજનોની અનુકંપાને અર્થે અર્થાત્ મારા ભક્તજનોનું કોઈ પણ પ્રકારે શ્રેય થાય એવી દયામય ભાવનાથી કે, એ પ્રકારે અનુગ્રહ કરવાના હેતુથી [શા. ભા. વગેરે] आत्मभावस्थः = તેમના આત્માકાર અંતઃકરણની વૃત્તિમાં રહેલો હું અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા तम. = સંસારરૂપ અંધકારનો [શ્રીધર વગેરે], મિથ્યા-પ્રતીતિરૂપ મોહમય અંધકારનો [શા. ભા. વગેરે] ज्ञानदीपेन વિવેકબુદ્ધિરૂપ જ્ઞાનદીપવડે [શા. ભા.] નાશ કરું છું.

## જ્ઞાનદીપનું સ્વરૂપ

આ પ્રકાશમય જ્ઞાનદીપ ભક્તિપ્રસાદરૂપી સ્નેહથી [ઘૃતથી] પરિપૂર્ણ છે, મારા સ્વરૂપની ભાવનાના અભિનિવેશરૂપી વાયુથી તે પ્રજ્વલિત થઈ રહ્યો છે, બ્રહ્મચર્યાદિ સાધનોના સંસ્કારવાળી બુદ્ધિ એ જ્ઞાનદીપની બત્તી [વાટ] છે, વિરક્ત [આસક્તિરહિત] અંતઃકરણ આ જ્ઞાનદીપનો આધાર [પાત્ર] છે, નિર્વિષયી તથા રાગદ્વેષરૂપી મળથી રહિત ચિત્તરૂપ [વાયુરહિત સ્થાનરૂપી] ઢાંકણામાં તે જ્ઞાનદીપ સ્થિત છે [પ્રકાશે છે], તથા નિરંતર અભ્યાસ કરવાથી થયેલા એકાગ્રતારૂપ ધ્યાનજનિત પૂર્ણ જ્ઞાનસ્વરૂપ પ્રકાશથી તે જ્ઞાનદીપ યુક્ત છે [શા. ભા.].

તાત્પર્ય એ છે કે, જેમ અંધારી ગુફામાં રહેલું રત્ન ધૂલાદિ મળથી મુક્ત થતાં ગુફામાં રહેલા અંધકારનો નાશ કરી, પોતાના જ તેજવડે પ્રકાશે છે, તેમ સર્વના હૃદયગુફામાં રહેલો સ્વયંપ્રકાશ તથા જ્ઞાનપ્રકાશ એવો હું, ભક્તિવડે રાગાદિ મળથી શુદ્ધ થયેલા મારા અનન્ય ભક્તોના અંતઃકરણમાં અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી, મારા શુદ્ધ પ્રકાશમય સ્વરૂપે પ્રકાશમાન થાઉં છું.

જો કે સર્વાત્મક એવા મને પરબ્રહ્મને સર્વ જીવો સર્વદા પ્રાપ્ત જ છે, તોપણ અજ્ઞાનને લીધે સર્વદા પ્રાપ્ત મને પરબ્રહ્મને મૂઢ [અવિવેકી] અપ્રાપ્ત માને છે, પરંતુ જે શ્રવણાદિથી, શમદમાદિથી કે ઉપાસનાદિથી ચિત્તશુદ્ધિને પ્રાપ્ત થઈ, મારા અનુગ્રહને યોગ્ય થાય છે, તેના અજ્ઞાનરૂપી આવરણનો હું નાશ કરું છું, તેના અંતઃકરણ વિષે હું સાક્ષાત્ પ્રગટ થાઉં છું, તથા તેની વૃત્તિનો વિષય થાઉં છું [૧૧].

**અવતરણિકા** :—હવે ભગવાનની વિભૂતિઓ વિસ્તારપૂર્વક જાણવાની ઇચ્છાથી ભક્ત અર્જુન સાત શ્લોકવડે ભગવાનની સ્તુતિ કરે છે:

**परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान्।**
**पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥**

**અન્વયાર્થ** :—भवान् આપ परं ब्रह्म પરબ્રહ્મ છો परं धाम પ્રકાશરૂપ છો परमं पवित्रं પરમ પવિત્ર છો पुरुषं પુરુષ शाश्वतम् નિત્ય दिव्यम् દિવ્ય आदि देवम् આદિદેવ अजं જન્મરહિત તથા विभुम् સર્વવ્યાપક [ પણ આપ જ છો ] [૧૨].

**શબ્દાર્થ** :—આપ જ પરબ્રહ્મ છો, પરમધામ છો, અને પરમ પવિત્ર છો; પુરુષ, શાશ્વત, દિવ્ય, આદિદેવ તથા સર્વવ્યાપક [ પણ આપ જ છો ] [૧૨].

**વિવેચન** :—परं ब्रह्म = આપ તત્ત્વવેત્તા પુરુષોને પ્રાપ્ત થવા યોગ્ય સર્વ ઉપાધિઓથી રહિત નિર્વિશેષ બ્રહ્મ છો. परं धाम = આપ સ્થૂલથી અવ્યાકૃત સુધીના સર્વ પ્રપંચના આશ્રયરૂપ છો, અથવા પરમ પ્રકાશરૂપ છો [ મધુ. ]. पवित्रं = આપ વાયુ, અગ્નિ, સૂર્ય તીર્થાદિક સર્વને પવિત્ર કરનાર છો. पुरुषं = આપ સર્વના શરીરમાં રહેનારા છો. शाश्वतम् = આપ સદૈવ [ ત્રણે કાળમાં ] એકરૂપ રહેનારા છો. दिव्यम् = આપ પરમવ્યોમરૂપમાં સ્વસ્વરૂપમાં સ્થિત છો. आदिदेवम् = આપ સર્વ જગતના કારણરૂપ છો. अजं = આપ જન્મરહિત છો તથા विभुम् = આપ વ્યાપક છો [ ૧૨ ].

* **અવતરણિકા** :— ईदृशम्। [ શા. ભા. ] એવા આપને એટલે કે પરબ્રહ્મ આદિ નવ લક્ષણોવાળા આપને [ પ. ટી. વગેરે ]:

**आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा।**
**असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥**

**અન્વયાર્થ** :—सर्वे સર્વે ऋषयः ઋષિઓ तथा તથા देवर्षिः नारदः દેવર્ષિ નારદ असितः અસિત देवलः અસિતના પુત્ર દેવલઋષિ व्यासः વ્યાસ त्वां આપને आहुः પૂર્વોક્ત રીતે વર્ણવે છે च તથા स्वयम् एव આપ પોતે પણ मे મને ब्रवीषि એમ જ કહો છો [ ૧૩ ].

* શ્રીશંકરાનંદ, શ્રીમધુસૂદનસ્વામી વગેરે શ્લોક ૧૨ ને શ્લોક ૧૩ સાથે આથી જુદા પ્રકારે સંબંધ કરે છે.

શબ્દાર્થ :—સર્વ ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિતઋષિ, દેવલઋષિ, વેદવ્યાસ આપને પૂર્વોક્ત રીતે કહે છે; અને આપ પોતે પણ મને એમ જ કહો છો [ ૧૩ ].

વિવેચન :—ભગવાન વેદવ્યાસ કહે છે કે :—" कृष्ण एव हि लोकानामुत्पत्तिरपि चाव्यय.। कृष्णस्य हि कृते भूतमिदं विश्वं चराचरम्। [ મહા. શા. ૩૮-૨૩ ] અવિનાશી ભગવાન શ્રીકૃષ્ણ સર્વ ભૂતોની ઉત્પત્તિ તથા પ્રલયનું સ્થાન છે, ભગવાન શ્રીકૃષ્ણ જ આ ચરાચર જગતના કારણરૂપ છે" ક્ષીરસાગરમા નિવાસ કરનાર ભગવાન નારાયણ શેષનાગશય્યાનો ત્યાગ કરી મથુરામા આવ્યા છે, તથા તે જ ભગવાન મધુસૂદન સાક્ષાત્ પુરાણપુરુષ તથા ધર્મરૂપ છે ભગવાન શ્રીકૃષ્ણ અક્ષર, ક્ષર, ક્ષેત્રજ્ઞ, પરમેશ્વર તથા અચિંત્યમૂર્તિ છે [ વનપર્વ—૮૮, ૨૮-૨૭ ].

દેવર્ષિ નારદ ધર્મરાજ યુધિષ્ઠિરને કહે છે.—' હે રાજન્ ! આ લોકમા તમે અત્યંત ભાગ્યશાળી છો, કારણકે સર્વને પવિત્ર કરનારા મુનિઓ તમારે ઘેર પધારે છે, તથા આપના મહેલમા માનવ ચિહ્નધારી સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાન શ્રીકૃષ્ણ ગૂઢરૂપે વિરાજે છે. શ્રીકૃષ્ણ મહાપુરુષોને શોધવા યોગ્ય, નિર્વાણસુખના અનુભવરૂપ, પરબ્રહ્મસ્વરૂપ છે; તથા તે તમારા પ્રિય, સુહૃદ, મામાના પુત્ર, પૂજ્ય તથા સર્વના પરમ ગુરુ છે [ ભાગ. ૭-૧૫-૭૫-૭૬ ].

ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા દેવર્ષિ નારદ કહે છે :—' હે કૃષ્ણ ! હે વાસુદેવ ! હે યાદવશ્રેષ્ઠ ! જેમ કાષ્ઠમાં અગ્નિ રહે, તેમ આપ સર્વ ભૂતોમા આત્મરૂપે રહો છો. આપ ગૂઢ, ગુહાશય, સાક્ષી, મહાપુરુષ, જગતને ઉત્પન્ન કરનારા, સંહાર કરનારા તથા પાલન કરનારા ઈશ્વર છો [ભાગ. ૧૦-૩૭-૧૦].'

અસિતઋષિ તથા તેમના તપસ્વી, યોગાચાર્ય તથા વેદનિષ્ણાત પુત્ર દેવલ ઋષિ કહે છે કે :—' ભગવાન શ્રીકૃષ્ણ પૂર્વસૃષ્ટિમા પ્રજાપતિ તથા સર્વ લોકના એકમાત્ર સ્રષ્ટા છે.'

વળી આપ પોતે પણ " अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।" [ ગી. ૪-૬ ] ' भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।' [ ગી. ૫-૨૯ ] ' मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना। [ ગી. ૯-૪ ]' વગેરે વચનો વડે મને એમ જ કહો છો.

" एतेन बहुभ्यः श्रोतव्यं ज्ञातव्यं चास्तित्वमिति सूचितं भवति । [ શંકરાનંદ ] આથી આત્મતત્ત્વ ઘણા મહાત્માઓ પાસેથી શ્રવણ કરવું જોઈએ તથા જાણવું જોઈએ, એ સૂચિત થાય છે."

**નોંધ**:—ભક્ત અર્જુન ભગવાનનો સખા હતો તોપણ તે ભગવાનના સ્વરૂપને જાણતો ન હતો. આથી એ અર્થ સિદ્ધ થાય છે કે, ભગવત્કૃપા વિના ભગવાનના સ્વરૂપને તત્ત્વથી જાણવું કે જોવું શક્ય નથી. ભગવત્પ્રાપ્તિમાં પુરુષાર્થ નહિ, પરંતુ ભગવત્કૃપા જ પ્રધાન કારણ છે [ શ્લોક ૨ તથા વિવેચન ] [ ૧૩ ].

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन् व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

**અન્વયાર્થ**:—केशव ! હે કેશવ ! मा મને यत् જે वदसि તમે કહો છો तत् એ सर्वं સર્વ ऋतं સત્ય मन्ये હું માનું છું, हि કારણકે भगवन् ! હે ભગવન્ ! ते व्यक्तिं આપની ઉત્પત્તિને [ શા. ભા. ], આપના પ્રભાવને [ મધુ. ], આપના ઐશ્વર્યને [ શંકરાનંદ ], આપના પ્રકટ થવાના પ્રકારને [ વે. બ્ર. ગી. ] देवाः દેવો न विदुः જાણતા નથી च અને दानवाः દાનવો પણ ન જાણતા નથી [ ૧૪ ].

**શબ્દાર્થ** :—હે કેશવ ! આપ જે કહો તે સર્વ હું સત્ય માનું છું. હે ભગવન્ ! દેવો તથા દાનવો પણ આપના પ્રભાવને જાણતા નથી [ ૧૪ ].

**વિવેચન**:—' बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ' ] [ ગી ૪–૫ ], मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनञ्जय । ' [ ગી. ૭–૭ ] ' न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः । [ ગી. ૧૦–૨ ] ' ' महर्षयः सप्त पूर्वे । [ ગી. ૧૦–૬ ] ' ઇત્યાદિ જે વચનો આપે કહ્યાં, તથા દેવર્ષિ નારદ વગેરે ઋષિઓએ જે આપનું સ્વરૂપ કહ્યું છે, તે સર્વ વચનોને હું ऋतं = સત્ય [ શા. ભા. વગેરે ] માનું છું. સર્વજ્ઞ હોવાથી આપ જાણો છો કે, આપના વચનમાં મને ક્યાંય પણ અપ્રમાણતાની શંકા નથી [ મધુ ].

હે કેશવ ! આપ નિરતિશય જ્ઞાન, શક્તિ, બળ તથા ઐશ્વર્યના ભંડારરૂપ છો [ રા. ભા., કેશવ ]. આપની व्यक्ति = ઉત્પત્તિને [ શા. ભા. ], આપના પ્રભાવને [મધુ.], આપના અનાદિ ઐશ્વર્યસ્વરૂપને [ શંકરાનંદ ], આપના પ્રકટ થવાના પ્રકારને [ વે. બ્ર. ગી. ], આપની વિભૂતિઓના આવિર્ભાવને દેવો કે દાનવો પણ જાણતા નથી. અર્થાત્ દેવો જાણતા નથી કે આપની અભિવ્યક્તિ તેમના અનુગ્રહ માટે છે, તથા અસુરો જાણતા નથી કે આપની અભિવ્યક્તિ તેમના નિગ્રહ માટે છે [ શ્રીધર ].

જ્યારે આપના અચિંત્ય, અનંત, વૈભવવાળા, અપ્રમેય પ્રભાવ તથા અનાદિ ઐશ્વરસ્વરૂપને દેવો તથા મહર્ષિઓ પણ જાણતા નથી [ શ્લોક ૨ ] તો પછી મનુષ્યો ન જાણે એમાં શું કહેવું ?

તાત્પર્ય એ છે કે, મુમુક્ષુને આચાર્યના તથા શાસ્ત્રના વચનોમા ભક્ત અર્જુન જેવી શ્રદ્ધા આવશ્યક છે. " श्रद्धावाँल्लभते ज्ञान । [ ગી. ૪-૩૯ ] શ્રદ્ધાનિષ્ઠ આચાર્ય તથા શાસ્ત્ર વિષે શ્રદ્ધાવાળો પુરુષ જ જ્ઞાનને પામે છે " ' यो यच्छ्रद्ध स एव स. । [ ગી. ૧૭-૩ ] જેની જેવી શ્રદ્ધા તેવો તે થાય છે ' શ્રદ્ધારહિત પુરુષની ધર્મમા [ મોક્ષસાધનમા ] પ્રવૃત્તિ જ થતી નથી, તો પછી તે ચિત્તશુદ્ધિને કે મુક્તિને પ્રાપ્ત ન થાય એમા શુ કહેવુ ? [ ૧૪ ]

स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

**અન્વયાર્થ**.—पुरुषोत्तम ! હે પુરુષોત્તમ ! भूतभावन ! હે સર્વભૂતોને ઉત્પન્ન કરનાર ! भूतेश ! હે સર્વભૂતોના નિયતા ! देवदेव ! હે દેવોના દેવ ! जगत्पते ! હે જગતના પતિ ! त्व તમે स्वयम् एव પોતે જ आत्मना પોતાવડે आत्मन પોતાને वेत्थ જાણો છો। [ ૧૫ ].

**શબ્દાર્થ**.—હે પુરુષોત્તમ ! હે ભૂતોને ઉત્પન્ન કરનાર ! હે ભૂતોના ઈશ્વર ! હે દેવોના દેવ ! હે જગતના પતિ ! આપ પોતે જ પોતાવડે પોતાને જાણો છો [૧૫]

**વિવેચન**.—હે પુરુષોત્તમ ! હે સર્વ ભૂતોને ઉત્પન્ન કરનાર ! હે સર્વ ભૂતોના ઈશ્વર ! હે દેવોના દેવ ! હે જગતના પતિ ! स्वयम् एव आत्मना आत्मान वेत्थ त्व पुरुषोत्तम = આપ પોતે જ પોતાવડે પોતાને જાણો છો આપ આપના સ્વયપ્રકાશપણાથી આપના નિરુપાધિક સ્વરૂપને તથા ઉપાધિવાળા સ્વરૂપને જાણો છો [ મધુ ] આપ પોતે જ આત્મરૂપ પોતાનાથી આત્મરૂપ પોતાને નિરતિશય જ્ઞાન, ઐશ્વર્ય, સામર્થ્ય આદિ શક્તિયુક્ત ઈશ્વરસ્વરૂપે જાણો છો [ શા. ભા ] જેમ પ્રત્યેક મનુષ્ય પોતાના બળ, પુષ્ટિ વેગ, આરોગ્ય, અનારોગ્ય, અગની વિકલતા, અગની અવિકલતા તથા ધૈર્ય વગેરે પોતાની શરીર સપત્તિને જાણે છે, તેમ આપના માયાયોગવિશેષથી વિશેષિત વૈભવને આપ પોતે જ જાણો છો. આપના સિવાય અન્ય પરિચ્છિન્ન તથા અલ્પજ્ઞ કોઈ પણ ઋષિ, દેવ કે મનુષ્ય તે યથાર્થ જાણતો નથી [ શકરાનદ ] આપની માયાને કે આપના સ્વરૂપને જાણવાને આપના સિવાય અન્ય કોઈ સમર્થ નથી

किं वाच्य पुरुषोत्तमत्व तव [ મધુ, સદાનદ ] સર્વ પ્રકારે સર્વ લોકોને આરાધન કરવા યોગ્ય એવા આપના પુરુષોત્તમપણાનુ શુ વર્ણન કરવુ ?

તાત્પર્ય એ છે કે ભગવાનની કૃપા વિના ભગવાનનો ભક્ત પણ ભગવાનના સ્વરૂપને તત્ત્વથી જાણી શકતો નથી [ ૧૫ ].

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥

**અન્વયાર્થ**:—याभिः જે विभूतिभिः વિભૂતિઓ વડે इमान् આ लोकान् ર્વ લોકોને व्याप्य વ્યાપીને त्वं તમે तिष्ठसि રહો છો, તે વિભૂતિઓ दिव्याः દેવ્ય છે, માટે સર્વજ્ઞ એવા આપ જ अशेषेण સંપૂર્ણપણે आत्मविभूतयः માપની વિભૂતિઓ वक्तुम् કહેવાને अर्हसि યોગ્ય છો–સમર્થ છો [ ૧૬ ]

**શબ્દાર્થ**:—જે વિભૂતિઓવડે આ સર્વલોકોને વ્યાપીને તમે સ્થિત છો, । વિભૂતિઓ દિવ્ય છે, માટે આપ જ આપની વિભૂતિઓને કહેવા યોગ્ય છો [ ૧૬].

**વિવેચન**:—હે ભગવન્! જે વિભૂતિઓવડે આ સર્વ લોકોને વ્યાપીને આપ હો છો, તે दिव्याः = તેજ, બળ, પૌરુષ, શક્તિ, પ્રકાશ વગેરે ગુણોવડે અપ્રાકૃત છે [ શંકરાનંદ ], असर्वज्ञैर्ज्ञातुमशक्याः । [ મધુ. ] અસર્વજ્ઞ લોકોને જાણવાને મશક્ય છે, તેથી આપ સર્વજ્ઞ જ તે વિભૂતિઓને સંપૂર્ણપણે કહેવાને યોગ્ય છો.

તાત્પર્ય એ છે કે, સર્વાત્મક અને સર્વજ્ઞ એવા ભગવાન જ ભગવાનની વિભૂતિઓને કહેવા સમર્થ છે [ ૧૬ ].

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ १७ ॥

**અન્વયાર્થ**:—योगिन् હે યોગિન્! सदा નિરંતર परिचिन्तयन् આપનું યાન કરતો એવો अहं હું त्वा આપને कथं કેવી રીતે विद्याम् જાણી શકું ? । અને भगवन् હે ભગવન્! केषु केषु કયા કયા भावेषु પદાર્થોમાં मया મારે चन्त्यः असि આપનું ધ્યાન કરવું જોઈએ ? [ ૧૭ ].

**શબ્દાર્થ**:—હે યોગી! સર્વદા ધ્યાન કરતો એવો હું આપને કેવી રીતે નણું ? તથા હે ભગવન્! કયા કયા પદાર્થોમાં મારે આપનું ધ્યાન કરવું જોઈએ ? [ ૧૭ ].

**વિવેચન**:—હે ભગવન્! નિત્ય–નિરંતર આપનું જ ધ્યાન કરતો એવો હું વતાઓને પણ જાણવાને અશક્ય એવા આપને કેવી રીતે જાણું ? તથા केषु केषु र भावेषु = કઈ કઈ ચેતન કે અચેતન વસ્તુઓમાં [ શા. ભા., વગેરે ], આપની વેભૂતિઓમાં [ મધુ. વગેરે ] મારે આપનું ધ્યાન કરવું જોઈએ ? ' सर्वं विष्णुमयं गत्–આ સમસ્ત જગત વિષ્ણુમય છે ' માટે આપના આ સ્વરૂપભૂત જગતમાં

આપની ક્યાં ક્યાં વિશેષ સ્ફૂર્તિ છે, તથા ક્યાં ક્યાં મારે આપનું ચિંતન કરવું, તે મને કહો [ શંકરાનંદ ].

હે ભૂતભાવન ! જે જે ભાવમાં [ પદાર્થમાં ] રહેલા આપની ઉપાસના કરીને મહર્ષિઓ સિદ્ધિને પામે છે, તે તે ભાવોનાં નામ તમે મને કહો. આપ ભૂતમાત્રના આત્મારૂપ છો, આપ સર્વ ભૂતો વિષે ગુપ્ત રીતે રહો છો; છતાં પણ આપની માયાવડે મોહિત થયેલા એ ભૂતો આપના સ્વરૂપને સ્વસ્વરૂપમા જોઈ શકતાં નથી માટે પૃથ્વીમાં, સ્વર્ગમાં, પાતાળમાં તથા દિશાઓમાં આપની શક્તિથી સત્તાવાળી આપની સર્વ વિભૂતિઓ આપ મને કહો [ ભાગ. ૧૧-૧૬-૩ થી ૫ ], તથા જે ભાવ વિષે આપનું ધ્યાન મારે વિશેષરૂપે કરવું જોઈએ, તે મને કહો.

તાત્પર્ય એ છે કે, મુમુક્ષુએ બ્રહ્મનિષ્ઠ આચાર્ય પાસેથી ઉપાસના માટે પોતાના અધિકારને અનુરૂપ ભાવને જાણીને તેનું શ્રદ્ધાભક્તિપૂર્વક ચિંતન કરવું; કારણકે પોતાના અધિકારને અનુરૂપ સાધનનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરનાર પુરુષ જ ક્રમશઃ સિદ્ધિને પ્રાપ્ત થાય છે [ ૧૭ ].

**विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।**
**भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥**

**અન્વયાર્થ** :—जनार्दन ! હે જનાર્દન ! આપ आत्मनः આપના योगं યોગને च તથા विभूतिं વિભૂતિઓને भूयः ફરીને विस्तरेण વિસ્તારથી कथय કહો हि કારણકે આપના મુખમાથી નીકળતાં अमृतं અમૃત જેવાં વચનોને— મોક્ષના સાધનોને [ નીલકંઠ ] शृण्वतः સાંભળતાં मे મને तृप्तिः તૃપ્તિ न अस्ति થતી નથી [ ૧૮ ]

**શબ્દાર્થ** :—હે જનાર્દન ! આપના યોગને તથા વિભૂતિઓને ફરીને વિસ્તારથી કહો; કારણકે આપનાં અમૃત જેવાં વચનો સાંભળતાં મને તૃપ્તિ થતી નથી [ ૧૮ ].

**વિવેચન** :— હે ભગવન્ ! પૂર્વે ' रसोऽहमप्सु कौन्तेय '। [ ગી. ૭-૮ ] ઇત્યાદિવડે સાતમા અધ્યાયમાં, ' अहं क्रतुरहं यज्ञः ' [ ગી. ૯-૧૬ ] ઇત્યાદિ વડે નવમા અધ્યાયમાં, તથા ' महर्षयः सप्त पूर्वे '। [ શ્લોક ૬ ] ઇત્યાદિવડે આ અધ્યાયમાં આપે જે વિભૂતિઓ મને સંક્ષેપમાં કહી, તે योगं = ઐશ્વર્યરૂપ વિશેષ શક્તિને [ શા. ભા. ], સર્વજ્ઞ તત્ત્વ તથા સર્વશક્તિત્વાદિરૂપ અનિશ્ચ

ઐશ્વર્યને [ મધુ , શ્રીધર ], માયાકૃત ઐશ્વર્યવિશેષને [ શંકરાનંદ ], માયામય વિશ્વરૂપને [ નીલકંઠ ] તથા વિભૂતિં = ધ્યાન કરવા યોગ્ય ભાવોને [ શાં ભાં ], ધ્યાનના આલંબનને [ મધુ ] મને ફરીથી વિસ્તરેણ = નામ, રૂપ વગેરે ભેદથી વિશેષત [ શંકરાનંદ ] કહો, કારણકે આપના મુખમાંથી નીકળતા આ અમૃત = મોક્ષના સાધનોને [ નીલકંઠ ] મરણનિવર્તક આનંદરૂપ અમૃતસમાન આપના વચનોને [ પુ અ ત વગેરે ] સાંભળતા મને તૃપ્તિ થતી નથી.

હે ભગવન્ ! સર્વજ્ઞ અને અંતર્યામી એવા આપ જાણો છો કે, મારા અંતઃકરણ વિષે ચક્રવર્તિ રાજ્ય, ઇન્દ્રપદ, બ્રહ્મપદ, યોગસિદ્ધિ કે મુક્તિની લેશમાત્ર પણ કામના નથી, પરંતુ સર્વેશ્વર એવા આપ મારા પર પ્રસન્ન થઈ, મારા પર કૃપા કરી જો મને વર આપતા હો તો ભક્ત પૃથુરાજાની પેઠે ' विधत्स्व कर्णायुतमेष मे वर । [ ભાગ ૪-૨૦-૨૪ ] આપના આ વચનરૂપી અમૃતના શ્રવણ [પાન] માટે મને દશ હજાર કાન આપો, એ વર હું માગું છું '

તાત્પર્ય એ છે કે, મુમુક્ષુએ નિત્ય-નિરંતર ગીતારૂપી અમૃતનું શ્રવણ [ પાન ] કરવું, કારણકે ' આ ગીતાશાસ્ત્રનું કેવળ શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરનાર પુરુષ પણ સર્વ પાપોથી મુક્ત થઈ, શુભલોકને પામે છે' [ ગી. ૧૮-૭૧ ]

## ભક્ત અર્જુનની સ્તુતિનું રહસ્ય

ભગવાનના વિશ્વાત્મક વિરાટસ્વરૂપના સાક્ષાત્કાર પૂર્વે, આ સાત શ્લોકો વડે ભક્ત અર્જુને કરેલી ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિના અર્થનું નિત્ય-નિરંતર અનુસંધાન કરનાર તથા તેમાં પ્રતિપાદન કરેલા અર્થ વિષે અત્યંત શ્રદ્ધાવાળો થઈ, સ્વધર્મપરાયણ રહી, પોતાના અધિકારને અનુરૂપ ભગવાનના ભાવનું શ્રદ્ધાભક્તિપૂર્વક ધ્યાન કરનાર પુરુષ, ભક્ત અર્જુનની પેઠે ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ, દેવો તથા મહર્ષિઓને પણ દુર્લભ એવા ભગવાનના વિશ્વરૂપનો સાક્ષાત્કાર કરી, કૃતાર્થ થાય છે

આ સાત શ્લોકમાં ભક્ત અર્જુન ભગવાનના અચિંત્ય પુરુષોત્તમસ્વરૂપના સાક્ષાત્કાર માટે ગુરુ તથા શાસ્ત્રના વચનોમાં શ્રદ્ધા, ભગવાનના ભાવનું અનુસંધાન, ગીતારૂપી અમૃતનું શ્રવણ અને ભગવત્કૃપા વગેરે ભગવત્પ્રાપ્તિના પ્રધાન સાધનોનું સૂચન કરે છે [ ૧૮ ]

**અવતરણિકા** હવે ભગવાન પોતાની વિભૂતિઓ કહેવાનો આરંભ કરે છે.

**हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥ १९ ॥**

**અન્વયાર્થ** —हन्त હવે હુ તે તને हि ખરેખર प्राधान्यतः મુખ્ય મુખ્ય दिव्या દિવ્ય आत्मविभूतयः મારી વિભૂતિઓ कथयिष्यामि કહીશ कुरुश्रेष्ठ ! હે કુરુશ્રેષ્ઠ ! मे विस्तरस्य મારી વિભૂતિઓના વિસ્તારનો अन्त અ ત न अस्ति નથી [ ૧૯ ]

**શબ્દાર્થ** —હે કુરુશ્રેષ્ઠ ! હુ મારી મુખ્ય મુખ્ય દિવ્ય વિભૂતિઓ તને કહીશ કારણકે મારી વિભૂતિઓના વિસ્તારનો અ ત નથી [ ૧૯ ]

**વિવેચન** —હે અર્જુન ! મારી જે જે વિભૂતિઓ મારા તેજ, બળ, પૌરુષ, વિદ્યા, મહત્ત્વ વગેરે ગુણોથી પ્રધાન છે, તે તે વિભૂતિઓ હુ તને કહીશ મારી વિભૂતિઓ અન ત છે અને તેથી મારી વિભૂતિઓનુ સ પૂર્ણપણે વર્ણન શક્ય નથી [ ભાગ ૧૧-૪-૨ ]

'મારી જે દિવ્ય વિભૂતિઓ જાણવાની તે પ્રાર્થના કરી છે, તે હુ તને અવશ્ય કહીશ, તુ વ્યાકુળ થા મા ' એ પ્રકારે ભક્ત અર્જુનને આશ્વાસન આપી ભગવાન પોતાની વિભૂતિઓ કહેવાનો આરભ કરે છે

'हन्त' શબ્દ અનુમતિ [ મધુ વગેરે ] અથવા અનુકપાનો [ શ્રીધર વગેરે ] સૂચક છે [ ૧૯ ]

**અવતરણિકા** —હવે પ્રથમ ધ્યાન કરવા યોગ્ય પારમાર્થિક ધ્યેયસ્વરૂપ કહે છે

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यश्च भूतानामन्त एव च ॥ २० ॥

**અન્વયાર્થ** —गुडाकेश – गुडाका = નિદ્રા અને इश = સ્વામી – હે નિદ્રાને જીતનાર અર્જુન ! सर्वभूताशयस्थित સર્વ પ્રાણીઓના હૃદયમા રહેલો आत्मा આત્મા अह હુ જ છુ च તથા अहम् एव હુ જ भूताना ભૂતમાત્રનો आदि ઉત્પત્તિ च मध्य મધ્ય સ્થિતિ च તથા अन्त વિનાશ-પ્રલય છુ [ ૨૦ ]

**શબ્દાર્થ** —હે અર્જુન ! સર્વ પ્રાણીઓના હૃદયમા રહેલો આત્મા હુ જ છુ હુ જ ભૂતમાત્રનો આદિ, મધ્ય તથા અ ત છુ [ ૨૦ ]

**વિવેચન** —હે અર્જુન ! સર્વ પ્રાણીઓના હૃદય વિષે आत्मा = અ તર્યામીરૂપે તથા પ્રત્યક્ આત્મારૂપે રહેલો જે ચૈતન્યસ્વરૂપ આનદઘન પરમાત્મા દેવ છે તે હુ છુ આ પ્રકારે અભેદરૂપે મારુ ધ્યાન કરવુ [ શા ભા વગેરે ] અથવા સર્વ ચેતન પદાર્થોના સમૂહની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશરૂપે અને તેમના કારણરૂપે માર જ ધ્યાન કરવ [ મધ ]

અહી ' गुडाकेश ' પદ ધ્યાન કરવામા ભક્ત અર્જુનના સામર્થ્યને સૂચવે છે [ મધુ ]

શ્રુતિ પણ કહે છે કે – " सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत। [ છા. ઉ ૩–૧૪–૧ ] આ સમસ્ત જગત तत् = બ્રહ્મમાથી ज = જન્મેલુ, ल = બ્રહ્મમા જ લય પામનારુ તથા अनिति = प्राणिति = સ્થિતિકાળે બ્રહ્મમા જ ચેષ્ટા કરનારુ છે [ શા. ભા. છા. ઉ ], अत तदेव इद जगत्। [ શા ભા. છા ઉ ] માટે બ્રહ્મ જ આ જગતરૂપે ભાસમાન થાય છે. यस्माच्च सर्वं इद ब्रह्म। [ શા ભા છા. ઉ ] માટે નામરૂપાત્મક જગત નિશ્ચે બ્રહ્મ છે કારણકે તે બ્રહ્મમાથી ઉત્પન્ન થયેલુ, બ્રહ્મમા જ લય પામનારુ, તથા તેમા જ સ્થિત છે. માટે રાગદ્વેષાદિથી રહિત થઈ, તે બ્રહ્મની જ અભેદરૂપે ઉપાસના કર "

ઉપાસક પોતાના નિશ્ચય પ્રમાણે ફળને પ્રાપ્ત થાય છે, માટે અભેદરૂપે જ પરબ્રહ્મની ઉપાસના કરવાનો નિશ્ચય કરવો, પરંતુ જેઓ બ્રહ્મનુ અભેદરૂપે ચિંતન કરવાને અસમર્થ હોય તેના મારા મંદ તથા મધ્યમ અધિકારી ભક્તોએ હવે પછી શ્લોક ૨૧ થી ૩૯ મા જણાવેલા ભાવોમા [ પદાર્થોમા ] મારુ ચિંતન કરવુ [ શા ભા , મધુ વગેરે ] [૨૦]

**અવતરણિકા** :—હવે ભગવાન અધ્યાયની સમાપ્તિપર્યંત પોતાની વિભૂતિઓ કહે છે :

**आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।**
**मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥**

**અન્વયાર્થ** :—आदित्याना બાર આદિત્યોમા विष्णु વિષ્ણુ अह હુ છુ, ज्योतिषा જ્યોતિઓમા अंशुमान् કિરણવાળો रवि સૂર્ય હુ છુ, मरुता ઓગણપચાસ મરુતોમા–વાયુદેવતાઓમા मरीचि મરીચિ अस्मि હુ છુ તથા नक्षत्राणां નક્ષત્રોમા शशी ચદ્રમા अह હુ છુ [ ૨૧ ].

**શબ્દાર્થ** '—આદિત્યોમા ' વિષ્ણુ ' હુ છુ, જ્યોતિઓમા કિરણવાળો ' સૂર્ય ' હુ છુ , મરુતોમા 'મરીચિ' હુ છુ અને નક્ષત્રોમા ' ચદ્રમા ' હુ છુ [૨૧]

**વિવેચન** —ધાતા, મિત્ર, અર્યમા, રુદ્ર, વરુણ, સૂર્ય, ભગ, વિવસ્વાન, પૂષા, સવિતા, ત્વષ્ટા અને વિષ્ણુ એ બાર અદિતિના પુત્રો ' આદિત્ય ' કહેવાય છે. આ બાર આદિત્યોમા સર્વથી શ્રેષ્ઠ विष्णु = ' વિષ્ણુ ' હુ છુ અગ્નિ વગેરે પ્રકાશ કરનારાઓમા વિશ્વવ્યાપી, પ્રકાશ આપનારો સહસ્રકિરણવાળો रवि =

'સૂર્ય' હું છું. ઓગણપચાસ મરુદ્‌ગણમાં मरीचिः = મરીચિ હું છું [ મધુ.], અને અશ્વિની, ભરણી, કૃત્તિકા વગેરે નક્ષત્રોમાં તેમનો અધિપતિ અત્રિનયનથી નીકળેલો [ રઘુવંશ ૨-૭૫ ] शशी = 'ચંદ્રમા' હું છું.

ઉપરોક્ત વિષ્ણુ, સૂર્ય, મરીચિ, ચંદ્રમા વગેરે જે પદાર્થોમાં હું વિશેષરૂપે રહેલો છું તેમાં ઉપાસકે બ્રહ્મબુદ્ધિથી યુક્ત થઈ ધ્યાન કરવું [ શંકરાનંદ, મધુ. વગેરે ].

શ્રુતિ પણ કહે છે કે:—" ब्रह्मदृष्टिरुत्कर्षात् । [ બ્ર. સૂ. ૪-૧-૫ ] પ્રતીકોમાં બ્રહ્મભાવ રાખી ઉપાસના કરવી, કારણકે તે ઉત્કર્ષના હેતુરૂપ છે" [ ૨૧ ].

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

**અન્વયાર્થ**.—वेदानां વેદોમા सामवेदः સામવેદ अस्मि હું છું, देवानाम् દેવોમા वासव. ઇન્દ્ર अस्मि હું છું, इन्द्रियाणा ઇન્દ્રિયોમાં मनः મન अस्मि હું છું च તથા भूताना ભૂતોમાં चेतना ચેતના अस्मि હું છું [ ૨૨ ].

**શબ્દાર્થ**.—વેદોમાં 'સામવેદ' હું છું, વેદોમાં 'ઇન્દ્ર' હું છું, ઇન્દ્રિયોમાં મન હું છું, તથા ભૂતોમાં 'ચેતના' હું છું [ ૨૨ ].

**વિવેચન**:—હે અર્જુન! ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદ એ ચારે વેદોમાં ગાયનની મધુરતાવડે અત્યંત રમણીય सामवेदः = 'સામવેદ' હું છું. રુદ્ર, આદિત્ય, અગ્નિ વગેરે દેવોમાં वासवः = 'ઇન્દ્ર' હું છું. ચક્ષુ વગેરે ઇન્દ્રિયોમાં સર્વ ઇન્દ્રિયોનું પ્રવર્તક मनः = 'મન' હું છું. સર્વ ભૂતોમાં चेतना = કાર્યકારણના સમુદાયરૂપ શરીરમાં સર્વદા પ્રકાશિત રહેનારી 'બુદ્ધિવૃત્તિ' [શા. ભા], ચૈતન્યને અભિવ્યક્ત કરનારી બુદ્ધિવૃત્તિ [ મધુ.], साभासा बुद्धिवृत्तिः । આભાસસહિત બુદ્ધિવૃત્તિ [ શંકરાનંદ ], ચૈતન્ય પ્રકટ થવાના કારણરૂપ બુદ્ધિવૃત્તિ [ નીલકંઠ ], જ્ઞાનશક્તિ [ શ્રીધર વગેરે ] હું છું [ ૨૨ ].

रुद्राणां शङ्करश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

**અન્વયાર્થ**:—रुद्राणा અગિયાર રુદ્રોમાં शंकरः શંકર अस्मि હું છું च તથા यक्षरक्षसाम् યક્ષો તથા રાક્ષસોમાં वित्तेशः કુબેર હું છું च તથા वसूनां આઠ વસુઓમાં पावकः અગ્નિ अस्मि હું છું તથા शिखरिणां પર્વતોમાં मेरुः મેરુ अहम् હું છુ [ ૨૩ ].

**શબ્દાર્થ** —રુદ્રોમાં 'શંકર' હું છું, યક્ષો તથા રાક્ષસોમાં 'કુબેર' હું છું, વસુઓમાં 'અગ્નિ' હું છું તથા પર્વતોમાં 'મેરુ' હું છું [૨૩]

**વિવેચન** —હે અર્જુન! હર, બહુરૂપ, ત્ર્યમ્બક, અપરાજિત, વૃષાકપિ, શંભુ કપર્દી, રૈવત, મૃગવ્યાધ, શર્વ તથા કપાલી આ અગિયાર રુદ્રોમાં [હરિવંશ ૧-૩, ૫૧-૫૨] शंकर = સર્વના અધીશ્વર કલ્યાણપ્રદાતા તથા કલ્યાણસ્વરૂપ 'શંકર' હું છું યક્ષ તથા રાક્ષસોમાં પુલસ્ત્યઋષિના પૌત્ર તથા વિશ્રવાનો પુત્ર, બ્રહ્માને કઠોર તપસ્યાથી પ્રસન્ન કરી લોકપાલનું પદ પ્રાપ્ત કરનાર वित्तेश = ધનનો સ્વામી 'કુબેર' હું છું [વા રા ઉ કા સ ૩] ધર, ધ્રુવ, સોમ, અહ, અનિલ, અગ્નિ પ્રત્યૂષ ને પ્રભાસ આ આઠ વસુઓમાં [મહા આદિ ૬૬-૧૮] पावक = દેવતાઓને હવિ પહોંચાડનાર તથા અતિ શ્રેષ્ઠ જે 'અગ્નિ' તે હું છું નાના પ્રકારના શિખરોવાળા ઊંચા પર્વતોમાં मेरु = સુવર્ણમય તથા અત્યંત રમણીય સુમેરુ પર્વત હું છું [૨૩]

पुरोधसा च मुख्यं मा विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥ २४ ॥

**અન્વયાર્થ**.—च વળી पार्थ! હે પાર્થ! पुरोधसा પુરોહિતોમાં मुख्य મુખ્ય बृहस्पतिम् બૃહસ્પતિ मा મને विद्धि જાણ તથા सेनानीना સેનાપતિઓમાં स्कंद કાર્તિકસ્વામી अहं હું છું, તથા सरसा સરોવરોમાં-જળાશયોમાં सागर સાગર अस्मि હું છું [૨૪]

**શબ્દાર્થ** —હે પાર્થ! પુરોહિતોમાં મુખ્ય 'બૃહસ્પતિ' મને જાણ, સેનાપતિઓમાં 'કાર્તિકસ્વામી' હું છું તેમ જળાશયોમાં 'સાગર' હું છું [૨૪]

**વિવેચન** —હે અર્જુન! રાજપુરોહિતોમાં बृहस्पतिम् = મહર્ષિ અંગિરાના પ્રતાપી પુત્ર, સ્વારોચિષ મન્વન્તરમાં સપ્તર્ષિઓમાં શ્રેષ્ઠ [હરિવંશ ૭-૧૨] તથા ઇન્દ્રાદિ દેવોને સમયસમય પર દિવ્ય ઉપદેશ આપનાર દેવગુરુ બૃહસ્પતિ તું મને જાણ

કાર્તિકસ્વામી [સ્કંદ] —તારકાસુરના વધ માટે દેવોએ બ્રહ્માની આરાધના કરી બ્રહ્માથી આજ્ઞાપિત દેવોના કહેવાથી અગ્નિદેવ કપોતપક્ષીનું રૂપ લઈ ભગવાન શિવ પાસે આવ્યા તેમણે ઇન્દ્રે મોકલેના કામદેવથી વિકાર પામેલા ભગવાન શિવનું સ્ખલિત વીર્ય [શુક્ર] પોતાની ચાંચમાં લીધું, પણ તે તેને ધારણ કરી શક્યા નહિ તેથી તેમણે તે દુસહ વીર્ય ૭ મુનિસ્ત્રીઓના શરીરમાં,

વીર્યથી સંતપ્ત મુનિ-સ્ત્રીઓએ હિમાલયની તળેટીમાં તથા વીર્યના દાહથી બળતા હિમાલયે તે વીર્ય ગંગામાં નાખી દીધું. ગંગાજી પણ તે વીર્યને ધારણ કરી શક્યાં નહિ; અને તેથી તે વીર્યને ગંગાકાંઠે ખડવાળા પ્રદેશમા નાખ્યું. આ વીર્યમાથી માગશર સુદ ૬ ને દિવસે એક સુંદર, શ્રીમાન અને તેજસ્વી બાળક ઉત્પન્ન થયો [ શિવપુરાણ કુમારખંડ અ. ૨ ]. ભગવાન શંકરના સ્ખલિત વીર્યથી ઉત્પન્ન થયેલો માટે એ બાળક સ્કંદ, ૭ કૃતિકાઓએ પોષણ કર્યું હતું માટે 'કાર્તિકેય' તથા પર્વતની ગુહામા નિવાસ કર્યો હતો માટે 'ગુહ' નામે પ્રસિદ્ધ થયો [ મહા. ભા. અનુ. ૮૬-૧૪ ]. એ ૭ મુખવાળા, મોરના વાહનવાળા, તથા વિશાળ બુદ્ધિવાળા ભગવાન શિવના પુત્ર તથા દેવ-સેનાના અધિપતિ स्कन्द = 'કાર્તિકેય' હુ છુ.

સ્થિર જળાશયોમા અથવા પુણ્યતીર્થોમા [ શંકરાનંદ ] सागर. = મહાસાગર હુ છુ [શા ભા ], અથવા દેવોએ ખોદેલા જલાશયોમા સગરના પુત્રોએ ખોદેલો 'સાગર' [જલાશય ] હુ છુ [ મધુ. ] [૨૪].

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥

**અન્વયાર્થ** :—महर्षीणाम् મહર્ષિઓમા भृगु ભૃગુ अहं હુ છુ, गिराम् વાણીઓમા एकम् अक्षरम् ઓંકારરૂપ એક અક્ષર अस्मि હુ છુ, यज्ञानां યજ્ઞોમા जपयज्ञः જપયજ્ઞ अस्मि હુ છું અને स्थावराणा સ્થાવરોમા हिमालय હિમાલય હું છુ [૨૫]

**શબ્દાર્થ** —મહર્ષિઓના મધ્યમા 'ભૃગુ' હું છુ, વાણીઓમા 'ઓંકારરૂપ એક અક્ષર' હુ છુ, યજ્ઞોમા 'જપયજ્ઞ' હું છું, અને સ્થાવરોમા 'હિમાલય હું છુ' [૨૫].

**વિવેચન**:—હે અર્જુન ! મહર્ષિઓ મધ્યે भृगुः = બ્રહ્માના માનસપુત્ર, દક્ષકન્યા ખ્યાતિના પતિ, શ્રીલક્ષ્મીના પિતા, મારે વિષે સર્વદા રહેલી સાત્વિક ક્ષમાની કસોટી કરવા વક્ષઃસ્થલ પર પાદ-પ્રહાર કરનાર તથા જેના પાદચિહ્ન મારા વક્ષઃસ્થલ પર આજ પણ બહુ પ્રેમપૂર્વક હું ધારણ કરી રહ્યો છુ એવા મહર્ષિઓમા શ્રેષ્ઠ અત્યંત તેજસ્વી ભૃગુઋષિ હુ છું.

પદરૂપ વાણીઓમાં एकम् अक्षरम् = વેદોના બીજરૂપ, જ્ઞાનના સાધનરૂપ, તથા બ્રહ્મનો વાચક ઓંકાર [પ્રણવ] હું છું. અશ્વમેધાદિક સર્વ વૈદિક યજ્ઞોમા

जपयज्ञ = હિ સાદિન સર્વ દોષોથી રહિત હોવાથી અતત શુદ્ધિ કરનાર જપયજ્ઞ હુ છુ, અને સ્થાવર પદાર્થોમા हिमालय = 'હિમાલય' પર્વત હુ છુ

## જપયજ્ઞનો મહિમા

દ્વાપરના અતમા દેવર્ષિ નારદે બ્રહ્માને પૂછ્યુ – 'હે ભગવન્ ! કલિયુગમા સસાર તરવાનો ઉપાય મને કહો ?' બ્રહ્મા બોલ્યા – 'કલિયુગમા સસારસાગર તરવા માટે શ્રુતિઓનુ રહસ્ય હુ તને કહુ છુ, તે શ્રવણ કર આદિપુરુષ ભગવાન નારાયણના નામોચ્ચારણથી પુરુષ કલિના સર્વ દોષોથી રહિત થાય છે ઓકાર, રામ, કૃષ્ણ, હરિ ગોવિંદ, નારાયણ વગેરે પરમાત્માના નામોનુ સ્મરણ જીવાત્માના અજ્ઞાનરૂપી આવરણનો નાશ કરે છે આ નામરૂપી મત્રના સાડાત્રણ કરોડ જપ કરનાર, સર્વ પાપોથી મુક્ત થઈ, પરમગતિ પામે છે [ કલિસતારણ-ઉપનિષદ્ ]

"कलर्दोषनिध राजन्नस्ति ह्येको महान् गुण । कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्ग पर व्रजेत् ॥ [ ભાગ ૧૨-૩-૫૧ ] આ કલિયુગ દોષોનો ભડાર છે, પરંતુ તેનો મોટો ગુણ એ છે કે, કલિયુગમા કેવળ ભગવાન શ્રીકૃષ્ણનુ કીર્તન કરવાથી જ મનુષ્ય સર્વ સગથી મુક્ત થઈ, પરમ પદને પામે છે"

"रामनाम्नैव मुक्ति स्यात्कलौ नान्यन केनचित् । [ અ રા અયો ૫-૨૭] કલિયુગમા મોક્ષ માટે રામનામ [ નામસ્મરણ ] સિવાય બીજો કોઈ ઉપાય નથી ' કલિયુગમા નામે રુચિ અને જીવે સેવા ' એ ભગવાનને પ્રસન્ન કરવાનો શ્રેષ્ઠ ઉપાય છે [ શ્રીગૌરાગપ્રભુ ]

"नाम्नोऽस्ति यावती शक्ति पापनिर्हरणे हरे । श्वपचोऽपि नर कर्तुं क्षमस्तावन्न किल्बिषम् । [ અનુસ્મૃતિ—૮૯ ] નામસ્મરણમા પાપ નાશ કરવાની જેટલી શક્તિ છે, તેટલુ પાપ કરવા પાપીમા પાપી ચાડાલ પણ સમર્થ નથી"

જેમ ઉષ્ણતા અગ્નિનો સ્વભાવ છે, તેમ પાપના ક્ષયરૂપ ચિત્તશુદ્ધિ નામ સ્મરણનો સ્વભાવ છે જેમ અગ્નિ જાણે કે અજાણે સ્પર્શ કરનારને બાળે છે, તેમ નામસ્મરણ તેનો મહિમા જાણનાર કે ન જાણનાર બનેને પવિત્ર કરે છે નામસ્મરણથી આત્માનુ બળ એટલુ બધુ વધે છે કે, પર્વત જેટલુ દુખ આવી પડે તોપણ ઉપાસક ગભરાતો નથી, તથા હસતો હસતો સર્વ સહન કરવા સમર્થ થાય છે નામસ્મરણથી પ્રાણ શુદ્ધ થાય છે, પ્રાણની શુદ્ધિથી શરીરની આરોગ્યતા તથા મનની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, સત્ત્વ વૃદ્ધિ પામે છે, અને પુરુષ ચિત્તશુદ્ધિદ્વારા આત્મદર્શનને પ્રાપ્ત થઈ, કૃતાર્થ થાય છે

અન્ય મંત્રોના જપ વિષે વિધિ–નિષેધ છે, પરંતુ નામસ્મરણ માટે કોઈ વિધિ–નિષેધ નથી નામસ્મરણ સર્વકાળે, સર્વસ્થાને, તથા સર્વ પરિસ્થિતિમાં કરી શકાય છે.

દેવર્ષિ નારદ કહે છે કે—" स्मर्तव्य सततं विष्णुर्विस्मर्तव्यो न जातुचित्। सर्वे विधिनिषेधा: स्युरेतयोरेव किंकरा:। નિત્ય–નિરંતર વિષ્ણુનુ સ્મરણ કરવુ, કોઈ પણ સમયે તેનુ વિસ્મરણ ન કરવુ; આ પ્રકારે નામસ્મરણ કરનારના વિધિનિષેધ દાસ જ થાય છે " [ ૨૫ ].

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

**અન્વયાર્થ**.—सर्ववृक्षाणा સર્વવૃક્ષોમા अश्वत्थः પીપળો હુ છુ च તથા देवर्षीणाम् દેવર્ષિઓમા नारद નારદ હુ છુ. गन्धर्वाणा ગંધર્વોમા चित्ररथ ચિત્રરથ હુ છુ તથા सिद्धाना સિદ્ધોમા कपिल मुनि કપિલમુનિ હુ છુ [૨૬]

**શબ્દાર્થ**.—સર્વવૃક્ષોમા ' પીપળો ' હુ છુ, દેવર્ષિઓમા 'નારદ' હુ છુ ગંધર્વોમા 'ચિત્રરથ' હુ છુ, અને સિદ્ધોમા 'કપિલમુનિ' હુ છુ [૨૬]

**વિવેચન**.—સર્વવૃક્ષોમા अश्वत्थ = વિષ્ણુસ્વરૂપ પૂજ્ય ' પીપળો' હુ છુ देवर्षीणा = મંત્રના દ્રષ્ટાપણાથી ઋષિપણાને પ્રાપ્ત થયેલા દેવર્ષિઓમા [ ભા., મધુ વગેરે ] नारद = બ્રહ્માના માનસપુત્ર, અગાધ બોધવાળા, બુદ્ધિમત્તાના સાક્ષીરૂપ [ ભાગ. ૧–૫–૭ ], આત્મજ્ઞાની, પૂર્ણ, શ્રુતધર [ શ્રવણ કરેલા અર્થને ધારણ કરનાર], વીરવ્રત [નૈષ્ઠિક બ્રહ્મચારી] [ભાગ. ૧૦–૮૭–૪૫], સર્વગુણસંપન્ન, દક્ષ, પવિત્ર, કાતરતારહિત, કાલજ્ઞ, નીતિજ્ઞ, વેદાંત, યોગ, જ્યોતિષ, વૈદક, સંગીત શાસ્ત્ર વગેરેના આચાર્ય, ભક્તિસૂત્રોના નિર્માતા, નિત્ય–નિરંતર ભક્તિના પ્રચારમા રત, ભક્તિના શ્રેષ્ઠ આચાર્ય, ભગવાન વેદવ્યાસના ગુરુ, ભાગવતોમા [વિષ્ણુભક્તોમાં] મુખ્ય [ ભાગ ૧૦–૧૦–૨૪ ] ' દેવર્ષિ ' નારદ હુ છુ.

હાહા, હૂહૂ, વિશ્વાવસુ, તુમ્બુરુ તથા ચિત્રરથ વગેરે મુખ્ય ગંધર્વોમા चित्ररथ = દિવ્ય સંગીત વિદ્યાના પારદર્શી, અત્યંત નિપુણ તથા સર્વના અધિપતિ ચિત્રરથ હુ છુ.

૧ સન, સનત્સુજાત, સનક, સનંદન, સનત્કુમાર, કપિલ અને સનાતન એ સાત બ્રહ્માના માનસપુત્રોને પોતાની મેળે જ વિજ્ઞાન પ્રાપ્ત થયુ છે, તેમણે નિવૃત્તિધર્મનો આશ્રય કર્યો છે, એ સાતે ઋષિઓ યોગવેત્તાઓમા મુખ્ય છે,

સાખ્યજ્ઞાનમા કુશળ છે, ધર્મશાસ્ત્રના આચાર્ય છે, તથા મોક્ષના પ્રવર્તક છે [ શા ૫ ૩૪૦-૭૨-૭૪ ] આવા सिद्धानाम् = જન્મથી જ પરિશ્રમ વગર ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યને પ્રાપ્ત થયેના સિદ્ધપુરુષોમા [ શા ભા, મધુ વગેરે ] कपिल मुनि = મનુષ્યમાત્રને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપવા માટે પાદ્મકલ્પમા સ્વાયભુવ મન્વન્તરમા પ્રજાપતિ કર્દમઋષિને ત્યા એમની પત્ની દેવહૂતિથી અવતાર લેનાર, માતા દેવહૂતિને જ પ્રથમ તત્ત્વજ્ઞાનના [ભક્તિના] ઉપદેશથી કૃતાર્થ કરનાર [ ભાગ ૩-૩૩-૧ ], ભક્તિના આચાર્ય ' કપિન-મુનિ ' હુ છુ [૨૬]

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

**અન્વયાર્થ**.—अश्वानाम् અશ્વોમા अमृतोद्भव અમૃતને માટે સમુદ્રનુ મથન કરતા ઉત્પન્ન થયેલો उच्चैश्रवसम् ઉચ્ચૈશ્રવા मा મને विद्धि જાણ गजेन्द्राणा મોટા હાથીઓમા ऐरावत ઐરાવત નામનો હાથી મને જાણ च અને नराणा મનુષ્યોમા नराधिपम् રાજા જાણ [૨૭]

**શબ્દાર્થ**.—અશ્વોમા અમૃત માટે સમુદ્રનુ મથન કરતા ઉત્પન્ન થયેલો ' ઉચ્ચૈશ્રવા ' નામનો અશ્વ મને જાણ, મોટા હાથીઓમા મને ' ઐરાવત ' નામનો હાથી અને મનુષ્યોમા મને ' રાજા ' જાણ [૨૭]

**વિવેચન** —અશ્વોમા उच्चैश्रवसम् = અમૃતને માટે સમુદ્રનુ મથન કરતાં નીકળેલો સાત મુખવાળો ઉચ્ચૈશ્રવા નામનો અશ્વ હુ છુ, મોટા હાથીઓમા ऐरावतम् = ક્ષીરસમુદ્રના મથન વખતે નીકળેલો ચાર દાતવાળો, ધોળા રગનો ઇન્દ્રના વાહનરૂપ સર્વથી શ્રેષ્ઠ ' ઐરાવત ' નામનો હાથી હુ છુ, અને સર્વ મનુષ્યોમા नराधिपम् = સર્વ પ્રજાને ધર્મમા પ્રવૃત્ત કરનાર તથા અધર્મથી રોકનાર રાજા હું છુ [૨૭]

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चापि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

**અન્વયાર્થ** —आयुधाना આયુધોમા-શસ્ત્રોમા वज्र વજ્ર अह હુ अस्मि છુ, धेनूना ગાયોમા कामधुक् કામધેનુ હુ છુ, च अपि વળી પણ प्रजन. પ્રજાની ઉત્પત્તિ માટેનો कदर्प કામ [ કામદેવ ] હું છુ અને सर्पाणा સર્પોમા वासुकि વાસુકિ अस्मि હુ છુ [ ૨૮ ].

**શબ્દાર્થ** :—આયુધોમાં [ શસ્ત્રોમાં ] 'વજ્ર' હું છું, ગાયોમાં 'કામધેનુ' હું છું વળી પ્રજા ઉત્પન્ન કરનાર 'કામ' હું છું, અને સર્પોમાં 'વાસુકિ' હું છું [ ૨૮ ].

**વિવેચન** :—સર્વ આયુધોમાં [ શસ્ત્રોમાં ] वज्र = શ્રીહરિ તથા દધીચિ ઋષિના તેજથી તીક્ષ્ણ અને દધીચિ ઋષિના હાડકાંથી બનેલું અમોઘ 'વજ્ર' [ ભાગ. ૬–૧૧–૧૯–૨૦ ] હું છું. સર્વ ગાયોમાં कामधुक्‌=સમુદ્રમંથન વખતે નીકળેલી તથા સર્વ મનોરથોને [ કામનાઓને ] પૂર્ણ કરનારી વસિષ્ઠમુનિની દિવ્ય 'કામધેનુ' હું છું. સર્વ કામોમાં कंदर्पः = વિધિ પ્રમાણે પ્રજોત્પત્તિનો હેતુ 'કામદેવ' હું છું, પરંતુ સંભોગપ્રધાન [ શ્રીધર વગેરે ], રતિમાત્રહેતુરૂપ [ મધુ ] કે વૃથામૈથુનરૂપ [ નીલકંઠ વગેરે ] કામદેવ હું નથી. સર્વ પ્રકારના વિષવાળા સર્પોમાં वासुकिः = તેમનો રાજા 'વાસુકિ' હું છું [ ૨૮ ].

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

**અન્વયાર્થ** :—च વળી नागानां વિષરહિત નાગોમાં [ શ્રીધર વગેરે ] अनंतः શેષનાગ अस्मि હું છું, यादसाम्‌ જળચરોમાં वरुणः વરુણ अहम्‌ હું છું, पितॄणां પિતૃઓમાં अर्यमा અર્યમા अस्मि હું છું च તથા संयमताम्‌ શાસન કરનારાઓમાં [ શ્રી. ભા. ] यमः યમ अहम्‌ હું છું [ ૨૯ ]

**શબ્દાર્થ** :—વિષરહિત નાગોમાં 'શેષનાગ' હું છું, જળચરોમાં 'વરુણ' હું છું, પિતરોમાં 'અર્યમા' હું છું અને શાસન કરનારાઓમાં 'યમ' હું છું [ ૨૯ ]

**વિવેચન** :— વિષરહિત નાગોમાં [ શ્રીધર વગેરે ] अनंतः = અનાદિકાળથી હજાર મુખોવડે નિરંતર મારા ગુણાનુવાદ ગાનાર, સમસ્ત વિશ્વના આધારભૂત, ભગવાન નારાયણના શ્રીવિગ્રહને ધારણ કરવાથી સર્વ લોકોમાં પૂજ્ય, દેવોને વંદનીય, ત્રેતાયુગમાં શ્રીલક્ષ્મણજીરૂપે અને દ્વાપરયુગમાં શ્રીબળરામજી રૂપે અવતીર્ણ થઈ મારી લીલામાં સહાય કરનાર, તથા જેનાં બળ, પરાક્રમ, પ્રભાવ કે સ્વરૂપને જાણવા કે વર્ણન કરવા કોઈ સમર્થ નથી, એવા નિત્યમુક્ત તથા અખંડ જ્ઞાનસંપન્ન ભગવાન 'શેષનાગ' હું છું.

સર્વ જળચરોમાં वरुणः = તેમના તથા જળદેવતાઓના રાજા વરુણ હું છું. કવ્યવાહ, અનલ, સોમ, યમ, અર્યમા, અગ્નિષ્વાત્તા તથા બર્હિષદ એ

સાત પિતૃઓમા [ શિવપુરાણ ધર્મ. ૬૩-૨ ] अर्यमा = તેમનો રાજા 'અર્યમા' હું છું.

संयमताम् = શાસન કરનારાઓમા [ શા. ભા. વગેરે ], દંડ કરનારાઓમાં [ શા ભા. વગેરે ], ધર્મ તથા અધર્મના ફળને આપી અનુગ્રહ તથા નિગ્રહ કરનારાઓમા [ મધુ ], यम = ભગવાન સૂર્યનારાયણના પુત્ર, દેવશિલ્પી વિશ્વકર્માની પુત્રી સંજ્ઞાથી ઉત્પન્ન થયેલા, શ્યામવર્ણવાળા, હાથમા ભય કર દંડ ધારણ કરનારા, પાડાના વાહનવાળા, જીવોના કર્માનુસાર ફળનો નિર્ણય કરનારા, પુણ્યશાળી જીવોને સૌમ્યસ્વરૂપે તથા પાપી જીવોને કાળી આકૃતિવાળા ઉગ્ર [ ભયાનક ] સ્વરૂપે પ્રતીત થનાર, નચિકેતાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપનાર, પરમજ્ઞાની, ભાગવતાચાર્ય, ભગવદ્‌ભક્ત તથા કારકપુરુષ 'યમ' હુ છુ [ ૨૯ ].

**प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।**
**मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥**

**અન્વયાર્થ**.—च વળી दैत्यानां દૈત્યોમા प्रह्लादः પ્રહ્‌લાદ अस्मि હુ છુ, कलयतां ગણતરી કરનારાઓમા कालः કાળ अहम् હુ છુ च તથા मृगाणां મૃગોમા मृगेन्द्रः સિંહ अहम् હુ છુ च તથા पक्षिणां પક્ષીઓમા वैनतेयः ગરુડ હુ છુ [ ૩૦ ]

**શબ્દાર્થ** — દૈત્યોમા 'પ્રહ્‌લાદ' હુ છુ, ગણતરી કરનારાઓમા 'કાળ' હુ છુ, પશુઓમા 'સિંહ' હું છુ, તથા પક્ષીઓમા 'ગરુડ' હુ છુ [ ૩૦ ]

**વિવેચન** —દિતિના વંશજ દૈત્યોમા प्रह्लाद = સર્વસદ્‌ગુણસંપન્ન, પરમ ધર્માત્મા, દૈત્યકુળના ઉદ્ધારક, સાત્ત્વિકપણાને લીધે સર્વને આનંદ આપનાર ભક્તરાજ, મહાભાગવત પ્રહ્‌લાદ હુ છુ, શુભ, અશુભ, વૃદ્ધિ તથા ક્ષય કરનારાઓમા काल = કાળ હુ છુ [ શંકરાનંદ ], અથવા અનર્થપ્રાપ્તિની ઇચ્છાથી ગણના કરનારાઓમા મૃત્યુરૂપી 'કાળ' હુ છુ [ રા. ભા. વગેરે ], અને પશુઓમા मृगेन्द्र = સિંહ કે વાઘ હુ છુ

વળી પક્ષીઓમા वैनतेय = વેદના અધિષ્ઠાતા, વેદાત્મા, સર્વવેદમયવિગ્રહ, દાસ, સખા, વાહન, આસન, ધ્વજા વગેરે સ્વરૂપે પ્રસિદ્ધ, જેની પીઠ પર મારું ચરણ સ્થાપિત રહે છે, તે પક્ષીઓનો રાજા વિનતાનો પુત્ર, " गरुड महाग्यानी गुन रासी। हरि सेवक अति निकट निवासी। [ રા ચ મા ઉ. ૫૪-૨ ] મહાજ્ઞાની, સદ્‌ગુણોનો રાશિ, શ્રીહરિનો સેવક તથા તેની અત્યંત સમીપ રહેનાર " ગરુડ' હુ છુ [ ૩૦ ].

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥

**અન્વયાર્થ**.—पवता પાવન કરનારાઓ અથવા વેગવાળાઓમા [ મધુ ] पवनः વાયુ अस्मि હુ છુ, शस्त्रभृतां ચસ્ત્રધારીઓમા राम ભગવાન રામ [ શ્રા. ભા , મધુ. વગેરે ] અથવા પરશુરામ [ શ્રીધર વગેરે ] अहम् હુ છુ झषाणां મત્સ્યોમા–જળચરોમા मकरः મગર अस्मि હુ છુ च તથા स्रोतसां નદીઓમા जाह्नवी ગંગા अस्मि હુ છુ [ ૩૧ ].

**શબ્દાર્થ** :—પાવન કરનારાઓમા 'વાયુ' હુ છુ, શસ્ત્રધારીઓમા ભગવાન 'રામ' કે ભગવાન 'પરશુરામ' હુ છુ, મત્સ્યોમા 'મગર' હુ છુ, તથા નદીઓમા 'ગગા' હુ છુ [૩૧].

**વિવેચન** —पवताम् = પાવન કરનારાઓમા અથવા બહુ વેગવાળા પદાર્થોમા [મધુ] पवन = 'વાયુ' હુ છુ, શસ્ત્રધારીઓમા राम = દશરથપુત્ર ભગવાન 'રામ' [શ્રા. ભા. વગેરે] અથવા જમદગ્નિપુત્ર ભગવાન 'પરશુરામ' [શ્રીધર વગેરે] હુ છુ, મત્સ્યોમા मकरः = 'મગર' હુ છુ.

સર્વ નદીઓમા जाह्नवी = સ્વર્ગાદિ લોકમાથી ભગવાનના ચરણમાથી નીકળી માટે સુરસરિત્, ભગવાન શંકરે જટામા ધારણ કરેલી માટે જટાશંકરી જહ્નુઋષિએ તેનુ પાન કરી પોતાની જંઘામાથી પાછી કાઢી માટે જાહ્નવી ભગીરથના તપથી આ મનુષ્યલોકમા આવી માટે ભાગીરથી, આકાશમા મંદાકિની અને પાતાળમા ભોગવતી નામે પ્રસિદ્ધ [ભાગ. ૧૦-૭૦-૪૪], હરિચરણ રજોહારિણી, શૈલેન્દ્રાદવતારિણી [હિમાલયમાથી અવતીર્ણ થયેલી], કલ્મષનાશિની ભગવતી 'ગગા' હુ છુ [ ૩૧ ].

सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥

**અન્વયાર્થ**.—अर्जुन હે અર્જુન ! सर्गाणां અચેતન સૃષ્ટિઓની [ મધુ વગેરે ], ઉત્પત્તિવાળા કાર્યોની आदिः ઉત્પત્તિ च તથા मध्य સ્થિતિ च અને अन्त. લય अहं હુ एव જ છુ. विद्याना સર્વ વિદ્યાઓમા अध्यात्मविद्या અધ્યાત્મવિદ્યા હુ છુ તથા प्रवदता વિવાદ કરનારાઓનો वाद वाद अहं હુ છુ [ ૩૨ ].

. . . 'ઉત્પત્તિ,' 'સ્થિતિ'

ને ' લય ' હું છુ, સર્વ વિદ્યાઓમા ' અધ્યાત્મવિદ્યા ' હું છું. તેમ વિવાદ નારાઓનો ' વાદ ' હું છુ [૩૨].

**વિવેચન**.—सर्गाणा = અચેતન સૃષ્ટિઓની [ મધુ ] आदि. मध्यं अन्तः = ઉત્પત્તિ, સ્થિતિ તથા લય હું છુ, સર્વ વિદ્યાઓમા अध्यात्मविद्या = ક્ષના કારણભૂત [ સાધનરૂપ ] અધ્યાત્મવિદ્યા હુ છુ. તથા શાસ્ત્રાર્થ કરતા દ્વાનોના વાદ, જલ્પ તથા વિતંડારૂપ જુદાજુદા વિવાદોના મધ્યમા वाद = દ હું છું.

શાસ્ત્રના અર્થના નિર્ણય માટે પરસ્પર વાદ કરનારાઓના ત્રણ પ્રકાર છે – લ્પ, વિતંડા અને વાદ યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના પોતાના પક્ષના સમર્થન થા સામા પક્ષના ખંડન માટેનો મિથ્યા વિવાદ ' જલ્પ ' કહેવાય છે, કેવલ અન્ય ક્ષના ખંડન માટે કરવામાં આવેલો વિવાદ 'વિતંડા' કહેવાય છે, અને તત્ત્વ- ર્ણય માટે કરવામા આવેલો વિવાદ 'વાદ' કહેવાય છે. 'જલ્પ' તથા 'વિતંડા' થી ન, ક્રોધ, હિંસા, અભિમાન વગેરે દોષો પ્રાપ્ત થાય છે, પરંતુ વાદ તત્ત્વના યાવત્ નિર્ણય તથા કલ્યાણમા સહાયરૂપ છે. તેથી 'જલ્પ' તથા ' વિતંડા ' ર્વથા ત્યાજ્ય છે, અને વાદ આવશ્યક હોવાથી ગ્રાહ્ય છે. તત્ત્વના નિશ્ચયમાં ર્યવસાન પામવાપણાને લીધે વાદ શ્રેષ્ઠ છે [૩૨].

अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥

**અન્વયાર્થ**.—अक्षराणाम् અક્ષરોમા अकार. અકાર अस्मि હું છુ च થા सामासिकस्य સમાસસમૂહમા द्वन्द्व. દ્વંદ્વ સમાસ હુ છુ, अक्षय. અવિનાશી ાલ काल अहम् एव હું જ છું તથા धाता સર્વ કર્મોનો ફલપ્રદાતા विश्वतोमुखः ર્વ બાજુ મુખવાળા અંતર્યામી ઈશ્વર પણ अहम् હુ છુ [૩૩].

**શબ્દાર્થ**:—અક્ષરોમા ' અકાર ' હુ છુ, સમાસોમા 'દ્વંદ્વ' સમાસ હું ું, અવિનાશી ' કાલ ' હું જ છું, અને સર્વ કર્મોનો ફલપ્રદાતા અંતર્યામી ઈશ્વર ' હું છું [૩૩].

**વિવેચન**:—સર્વ અક્ષરોમા अकार. = અકાર અક્ષર હુ છુ શ્રુતિ કહે છે .—अकारो वै सर्ववाक् । [ ઐ આ. ૫ ૩–૬ ] સમસ્ત વાણી અકાર જ છે. ત્પુરુષાદિ સમાસોમા द्वन्द्व. = દ્વન્દ્વ સમાસ હુ છુ, અથવા વિદ્વાનો અથવા ગુરુ-શિષ્યો વગેરે પોતાના વિચારેલા અર્થ કહેવા માટે જે કોઈ સ્થળે સંઘાતે

બેસે તે સમાસ કહેવાય છે. આ સમાસમાં જે અર્થ પ્રકાશિત [નિર્દિષ્ટ] થાય તે સામાસિક કહેવાય છે. આ સામાસિકની મધ્યમાં દ્વન્દ્વ [રહસ્ય અર્થ] હું છું [નીલકંઠ]. હું જ कालः = અવિનાશી કાલ છું, જે ક્ષણ, ઘડી વગેરે નામોથી પ્રસિદ્ધ છે [શા. ભા.] અથવા કાળનો પણ કાળ હું છું, તથા સર્વ કર્મોનો ફલપ્રદાતા અંતર્યામી પરમેશ્વર હું જ છું [શા. ભા.] [૩૩]

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥

**અન્વયાર્થ**:—च તથા सर्वहरः સર્વનો સંહાર કરનાર मृत्युः મૃત્યુ अहं હું છું च તથા भविष्यताम् ભવિષ્યમાં થનારાં કલ્યાણોમાં उद्भवः અભ્યુદય [શંકરાનંદ] ઉન્નતિનું કારણ હું છું, च અને नारीणां સ્ત્રીઓમાં कीर्तिः કીર્તિ, श्रीः લક્ષ્મી–શોભા–કાંતિ वाक् વાણી स्मृतिः સ્મૃતિ मेधा મેધા धृतिः ધૃતિ તથા क्षमा ક્ષમા હું છું [૩૪].

**શબ્દાર્થ**:—સર્વનો સંહાર કરનાર 'મૃત્યુ' હું છું, ભવિષ્યમાં થનારાં કલ્યાણમાં 'ઉત્કર્ષ' હું છું, તેમ સ્ત્રીઓમાં 'કીર્તિ,' 'લક્ષ્મી,' 'વાણી,' 'સ્મૃતિ,' 'મેધા,' 'ધૃતિ' અને 'ક્ષમા' હું છું [૩૪].

**વિવેચન**:—मृत्युः = ધનાદિનું હરણ કરનાર તથા પ્રાણ હરણ કરનાર સર્વહર મૃત્યુ હું છું [શા. ભા.], સર્વનો સંહાર કરનાર મૃત્યુ હું છું [મધુ] ભવિષ્યમાં થનારા કલ્યાણમાં उद्भव = ઉત્કર્ષ અથવા અભ્યુદય [શંકરાનંદ] હું છું.

સ્ત્રીઓની મધ્યે ધર્મની પત્નીરૂપ [મધુ] कीर्तिः = ધર્મના નિમિત્તથી પ્રાપ્ત થતો યશ, श्रीः = લક્ષ્મી–સંપત્તિ–શરીરની શોભા–કાંતિ, वाक् = સર્વ વિષયોને પ્રકાશ કરનારી શુદ્ધ વાણી, स्मृतिः = સ્મરણશક્તિ–પૂર્વે અનુભવ કરેલા અર્થોની ચિરકાળપર્યંત સ્મરણ રાખવાની શક્તિ, मेधा = ધારણશક્તિ–અનેક ગ્રંથોના અર્થો સ્મરણમાં રાખવાની શક્તિ, धृतिः = ધૈર્ય – ખેદ આવી પડ્યા છતાં પણ દેહ તથા ઇન્દ્રિયોના સમૂહને ટકાવી રાખવાની શક્તિ [મધુ], क्षमा = સુખદુઃખાદિ ભૂખતરસાદિ દ્વન્દ્વોની પ્રાપ્તિમાં ચિત્તની અવિકારિતા [મધુ], આ સાત ધર્મપત્નીઓ કે જેમના આભાસમાત્ર સંબંધથી લોકો પોતાને કૃતાર્થ માને છે, તે હું છું [શા. ભા. વગેરે]. આ કીર્તિ વગેરે સાત ધર્મપત્નીઓ મારી વિભૂતિઓ છે [શ્રીધર, કેશવ].

### લક્ષ્મી વગેરે ધર્મપત્નીઓનું રહસ્ય

અસ્પષ્ટ પંક્તિ [illegible]

કહે છે —'હે ઇન્દ્ર ! ત્રણે લોકમા જેને સ પાદન કરવા માટે સર્વ લોકો અ ત.-કરણપૂર્વક પ્રયત્ન કરે છે, તે કમળમાથી ઉત્પન્ન થયેલી લક્ષ્મી હુ છુ મારુ નામ પદ્મા, શ્રી અથવા પદ્મમાલિની છે લક્ષ્મી, ભૂતિ, શ્રી, શ્રદ્ધા, મેધા, સન્નતિ, વિજિતિ, સ્થિતિ, ધૃતિ, સિદ્ધિ, સ્વાહા, સ્વધા, નિયતિ, સ્મૃતિ એ સર્વે મારા જ નામો છે જે સ્વધર્મનુ અનુષ્ઠાન કરે છે, સ્વધર્મથી ભ્રષ્ટ થતા નથી, સ્વર્ગીય માર્ગ પર પ્રીતિ રાખે છે, ધર્મનિષ્ઠ હોય, બુદ્ધિમાન હોય, ભક્ત હોય, સત્યવાદી હોય, વિનયશીલ હોય, તથા દાનશીલ હોય, તેઓ વિષે હુ ચિરકાળ પ્રીતિપૂર્વક નિવાસ કરુ છુ [ શા ૫ ૨૨૮-૨૧-૨૯ ]

પરતુ જ્યા સત્પુરુષોની અવજ્ઞા, મહાપુરુષોની અસૂયા, વૃદ્ધોની અવગણના, માતા, પિતા, વૃદ્ધ, અતિથિ તથા ગુરુ પ્રતિ પૂજ્યભાવનો અભાવ, પુત્રોથી પિતાનુ, ભાઈથી ભાઈનુ તથા પત્નીથી પતિનુ અપમાન, પ્રાત કાળે નિદ્રા, ક કાસ પોષ્ય વર્ગને તૃપ્ત કર્યા વિના ભોજન કરવુ, અભક્ષ્યભ ક્ષણ મર્યાદાથી ભ્રષ્ટ થવુ, વિશ્વાસઘાત, કૃતઘ્નતા, અન્યનુ ધન હરણ કરવાની રુચિ, અન્યના દુ ખથી પ્રસન્નતા, નાસ્તિકતા વગેરે હોય ત્યા હુ નિવાસ કરતી નથી [ શા ૫ ૨૨૮-૫૦-૮૧]

વળી જ્યા હુ નિવાસ કરુ છુ, ત્યા મને અત્યત પ્રિય, મારા કરતાં પણ ઉત્તમ, અને મને જ સર્વસ્વ અર્પણ કરનારી આશા શ્રદ્ધા, ધૃતિ, શાતિ, વિજિતિ, સન્નતિ, ક્ષમા અને જયા—આ આઠ દેવીઓ નિવાસ કરે છે, કારણકે અમે નિશ્ચય કર્યો છે કે, ધર્મનિષ્ઠ પુરુષો વિષે જ અમે એકસાથે નિવાસ કરીશુ [શા ૫ ૨૨૮-૮૨ ] [ ૩૪]

**बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥**

**અન્વયાર્થ** —તથા તથા સામ્ના સામોમા બૃહત્સામ બૃહ સામ હુ છુ, છંદસામ્ સર્વ છદોમા ગાયત્રી ગાયત્રી છદ અહ હુ છુ, માસાના મહિનાઓમા માર્ગશીર્ષ માર્ગશીર્ષ માસ અહ હુ છુ અને ઋતૂના ઋતુઓમા કુસુમાકર. 'વસતઋતુ' હુ છુ [૩૫]

**શબ્દાર્થ** —સામોમા 'બૃહત્સામ' હુ છુ, છદોમા 'ગાયત્રી છદ' હુ છુ, મહિનામા 'માગશર' માસ હુ છુ, અને ઋતુઓમા 'વસતઋતુ' હુ છુ [૩૫]

**વિવેચન :**—સર્વ સામોમા बृहत्साम = 'त्वामिन्द्र हवामहे' એ જે ઋચાવડે ઇન્દ્રનુ સર્વેશ્વરરૂપે સ્તવન થાય છે, તે ઇન્દ્રની સ્તુતિરૂપ બૃહત્સામ હુ

છુ વેદની ઋચાઓમા [ છ દોમા ] गायत्री = દ્વિજપણાને પમાડનાર, ચોવીસ અક્ષરનો ગાયત્રી છદ હુ છુ.

રામાયણ – મહાભારતના કાળમાં માગશર મહિનાને પ્રથમ ગણવામાં આવતો હતો [ મહા અનુ ૧૦૬–૧૦૯, વા ગ ૩–૧૬ ] આ મહિનામા કરવામા આવેલા વ્રત ઉપવાસાદિનુ શાસ્ત્રમા વિશેષ ફળ કહેવામા આવ્યુ છે માગશર મહિનાના નદ ગામના વ્રજની કુમારિકાઓ હવિષ્યાન ખાઈ, કાત્યાયનીનુ પૂજન કરી, સૌભાગ્યવ્રત કરતી હતી [ ભાગ ૧૦–૨૨–૧ ] બાર મહિનામા અતિતાપ તથા ઠડી વગરનો, નાના પ્રકારના અન્ન શાક વગેરેથી પરિપૂર્ણ [ વે ભ ગી ] કુમારિકાઓના કાન પૂરણ કરવા યોગ્ય તથા ભોગ ભોગવવા યોગ્ય [ વલ્લભ ] સર્વથી શ્રેષ્ઠ માર્ગશીર્ષ માગશર મહિનો હુ છુ

ऋतूना = ગ્રીષ્મ, વર્ષા શરદ હેમન્ત, શિશિર તથા વસત એ છ ઋતુઓમા कुसुमाकर = સર્વ સુગધી પુષ્પોની ખાણરૂપ તથા અતિ રમણીય વસતઋતુ હુ છુ

## ગાયત્રીનો મહિમા

गायत्री छन्दसा मातेति । [ નારાયણોપનિષદ્ ] ગાયત્રી સમસ્ત વેદોની માતા છે ગાયત્રી–ઉપાસના સમસ્ત વેદોના સારભૂત છે બ્રહ્માદિદેવો પણ સધ્યાકાળે ગાયત્રીનુ ધ્યાન કરે છે તથા ગાયત્રીમત્રનો જપ કરે છે [ દેવીભાગવત ૧૧–૧૬–૧૫ ] 'ગાયત્રી–ઉપાસના નિત્ય કરવી જોઈએ ગાયત્રી–ઉપાસના ન કરનાર બ્રાહ્મણનુ અધપતન થાય છે [ દેવીભાગવત ૧૨–૮–૮૯ ] સ્વર્ગલોક કે પૃથ્વી પર ગાયત્રી સમાન બીજી કોઈ પણ પાવન કરનાર વસ્તુ નથી ગાયત્રી સર્વ પાપોનો નાશ કરનારી છે ગાયત્રીનો ઉપાસક ઈચ્છિત ભોગ તથા લોકને પામે છે [ શઙ્ખસ્મૃતિ ૧૨–૨૪–૨૫ ]

ગગાસમાન તીર્થ નથી, ભગવાન વિષ્ણુસમાન દેવ નથી અને ગાયત્રી સમાન મત્ર નથી [ બૃહદ્યોગ–યાજ્ઞવલ્ક્ય ૧૦–૧૦ ] ગાયત્રીમત્રના જપ માટે યજ્ઞોપવીત અનિવાર્ય છે [ ૩૫ ]

**द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।**
**जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥**

**અન્વયાર્થ** —छलयता છળ કરનારનુ द्यूत દ્યૂત–જુગટારૂપી છળ अस्मि
... तेजस्विना ... ... छु जय

જય अस्मि હુ છુ, व्यवसाय નિશ્ચય-ઉદ્યમ अस्मि હુ છુ અને सत्त्ववता સાત્ત્વિક ભાવવાળાઓનુ सत्त्व સત્ત્વ अहम् હુ છુ [૩૬]

**શબ્દાર્થ** —છળ કરનારાઓનુ 'દ્યૂત' હુ છુ, તેજસ્વીઓનુ 'તેજ' હુ છુ, 'જય' હુ છુ, નિશ્ચય' હુ છુ, અને સત્ત્વગુણવાળાઓનુ 'સત્ત્વ' હુ છુ [૩૬]

**વિવેચન** —છળ કરનારા ઠગ પુરુષોનુ द्यूत = જુગટારૂપી છળ [ શા ભા ] છળ-કપટ [શ કરાન દ] હુ છુ, પ્રતાપી પુરુષોનુ तेज = પ્રભાવ-અન્યને પરાભવ કરવાના સામર્થ્યરૂપ તેજ [કેશવ], અપ્રતિહત આજ્ઞારૂપ તેજ [મધુ] હુ છુ, जय = જય હુ છુ, વ્યવસાયી પુરુષોમા व्यवसाय = ઉદ્યમ અથવા નિશ્ચય હુ છુ, તેમ સત્ત્વગુણવાળાનુ सत्त्व = ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યરૂપ કાર્ય [મધુ], હૃદયની વિશાળતા [રા ભા], સત્ત્વગુણ [ શા ભા ] હુ છુ [૩૬]

वृष्णीना वासुदेवोऽस्मि पाण्डवाना धनञ्जयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

**અન્વયાર્થ** —वृष्णीना વૃષ્ણિકુળવાળાઓમા वासुदेव વસુદેવનો પુત્ર વાસુદેવ-શ્રીકૃષ્ણ अस्मि હુ છુ, पाण्डवाना પાડવોમા धनञ्जय અર્જુન હુ છુ, अपि તથા मुनीना મુનિઓમા व्यास વ્યાસ अहं હુ છુ અને कवीना કવિઓમા उशना कवि શુક્રાચાર્ય હુ છુ, અને કવિઓમા 'શુક્રાચાર્ય' હુ છુ [૩૭].

**શબ્દાર્થ** —યાદવોમા 'વાસુદેવ' હુ છુ, પાડવોમા 'અર્જુન' હુ છુ, મુનિઓમા 'વ્યાસ' હુ છુ [૩૭]

**વિવેચન** —હે અર્જુન! વૃષ્ણિકુળના યાદવોમા વાસુદેવ હુ છુ, પાડવોમા ધનંજય = તુ અર્જુન તે જ હુ છુ

બ્રહ્મનિષ્ઠ મુનિઓમા व्यास = મત્સ્યગ ધાથી કુમાર અવસ્થામા જન્મેના, શ્યામ રગના હોવાથી તેમ જ યમુનાનદીના કોઈ દ્વીપમા જન્મેના હોવાથી 'કૃષ્ણદ્વૈપાયન' નામે પ્રસિદ્ધ, વેદાતસૂત્ર, મહાભારત તથા શ્રીમદ્‌ભાગવત વગેરે પુરાણોના કર્તા, વેદશાસ્ત્રના વિભાગ કરનાર, વૈશ પાયન વગેરેના ગુરુ, જ્ઞાનના નિધિરૂપ, વક્તાની પરાકાષ્ઠારૂપ, તથા કવિત્વની સીમારૂપ, પારાશરઋષિપુત્ર ભગવાન વેદવ્યાસ હુ છુ

कवीना = ત્રિકાળદર્શી પુરુષોમા [ શા ભા વગેરે ] उशना कवि = ભગવાન શંકરને પ્રસન્ન કરી સજીવની વિદ્યા તથા વજ્ર જેવુ દઢ શરીર પ્રાપ્ત કરનાર, દૈત્યોના ગુરુ બૃહસ્પતિના પુત્ર કચને સજીવની વિદ્યા શીખવનાર, યોગવિદ્યામા

પારઙ્ગત 'શુક્રનીતિ' વગેરેના કર્તા, બનિગાદ્ર વગેરે અસુરોના ગુરુ, યોગાચાર્ય, ભગવદ્‌ભક્ત, ભૃગુપુત્ર શુક્રાચાર્ય હુ છુ [૨૭]

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

**અન્વયાર્થ** —दमयतां નિગ્રહ કરનારાઓમાં दण्ड દંડ अस्मि હુ છુ, जिगीषतां જય ઇચ્છનારાઓની नीतिः નીતિ अस्मि હુ છુ च एव તેમ ગુહ્યાના ગુહ્યોનુ मौनं મૌન अस्मि હુ છુ, તેમ ज्ञानवतां જ્ઞાનવાળાઓનુ ज्ञानं જ્ઞાન अहं હુ છુ [૩૮]

**શબ્દાર્થ** —નિગ્રહ કરનારાઓનો 'દંડ' હુ છુ, જય ઇચ્છનારની 'નીતિ' હુ છુ, ગુહ્યોનુ 'મૌન' હુ છુ, તથા જ્ઞાનવાળાઓનુ 'જ્ઞાન' હુ છુ [૩૮]

**વિવેચન** —दमयतां = દમન કરનારાઓનો [ શા ભા ] નિયન્તાઓનો અથવા નિગ્રહ કરનારાઓનો [ મધુ ] दण्ड = દંડ હુ છુ, અર્થાત્ દુષ્ટ પુરુષોને કુમાર્ગથી રોકી સુમાર્ગમા પ્રવૃત્ત કરવાના હેતુરૂપ દમન કરવાની શક્તિ [મધુ] હુ છુ વિજયની ઇચ્છાવાળાની नीति = જયના ઉપાયરૂપ ન્યાયયુક્ત નીતિ હુ છુ, ગુહ્ય પદાર્થોમા અથવા વસ્તુઓમા मौन = વાણીના નિગ્રહરૂપ મૌન હુ છુ [નીલકંઠ], અથવા રક્ષણ કરવા યોગ્ય વસ્તુઓમા રક્ષણના કારણભૂત મૌન હુ છુ, [મધુ], તથા જ્ઞાનવાળાઓનુ ज्ञानं = શ્રવણ મનન તથા નિદિધ્યાસનના પરિપાકથી ઉત્પન્ન થયેલુ, અદ્વિતીય આત્માના સાક્ષાત્કારરૂપ અને સર્વ અજ્ઞાનનુ વિરોધી જે જ્ઞાન તે હુ છુ [ મધુ ] [૩૮]

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यात् मया भूतं चराचरम् ॥ ३९ ॥

**અન્વયાર્થ** —च વળી अर्जुन ! હે અર્જુન ! यत् જે सर्वभूताना સર્વભૂતોની बीज ઉત્પત્તિનુ કારણ છે तत् अपि તે પણ अहं હુ જ છુ मया विना મારા વિના यत् જે चराचर ચરાચર भूत વસ્તુ स्यात् હોય तत् તે न अस्ति નથી [૩૯]

**શબ્દાર્થ** —હે અર્જુન ! વળી જે આ સર્વભૂતોની ઉત્પત્તિનુ કારણ છે તે હુ છુ તેમ જે કઈ સ્થાવર કે જગમ છે, તે મારા વિના [મારાથી ભિન્ન] નથી [૩૯]

**વિવેચન** :— વળી હે અર્જુન ! यत् = અવ્યાકૃત નામનુ જે આકાશાદિ ભૂતોનુ बीज = ઉત્પત્તિનુ કારણ છે [ શકરાનંદ ], અથવા માયાની ઉપાધિવાળુ જે ચેતન આ સર્વ ભૂતોનુ बीज = ઉત્પત્તિનુ કારણ છે [ સદાનંદ ] તે પણ

હું જ છું [ગી. ૭–૧૦, ગી. ૯–૧૮]. આ જગતમાં मया विना = મારી સત્તાથી અવ્યાપ્ત–મારાથી ભિન્ન [શંકરાનંદ] કોઈ પણ સ્થાવર કે જંગમ વસ્તુ વિદ્યમાન નથી. આ ચરાચર જગત મારું જ કાર્ય છે, સત્તાસ્ફુરણરૂપે હું જ સર્વમાં વ્યાપ્ત છું [મધુ. વગેરે]. " अतो मदात्मकं सर्वमित्यर्थः। [શા. ભા.] એથી આ સર્વ મારું જ સ્વરૂપ છે."

" तद्युक्तमखिलं वस्तु व्यवहारस्तदन्वितः। तस्मात्सर्वगतं ब्रह्म क्षीरे सर्पिरिवाखिले। [શંકર. આત્મબોધ ૫૯] આ વિશ્વમાં ઘટપટાદિ સર્વ પદાર્થો અસ્તિ, ભાતિ અને પ્રિય અથવા સત્, ચિત્ અને આનંદરૂપ બ્રહ્મવડે યુક્ત છે; તથા સર્વ પ્રકારનો વ્યવહાર પણ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મથી યુક્ત છે, તેથી દૂધમાં ઘીની પેઠે, સર્વવ્યાપક બ્રહ્મ સર્વ પદાર્થોમાં તથા વ્યવહારમાં વ્યાપીને રહેલું છે."

" यस्मात्परं नापरमस्ति किंचिद् यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित्। वृक्ष इव स्तब्धस्तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम्। [શ્વે. ઉ. ૩-૯] જે પુરુષથી [પરમાત્માથી] અન્ય કાંઈ ઉત્કૃષ્ટ નથી, જેનાથી કોઈ વધારે સૂક્ષ્મ કે વધારે મહાન નથી, જે એક વૃક્ષની પેઠે સ્વસ્વરૂપમાં અચલ રહે છે, તે પુરુષવડે આ સર્વ પૂર્ણ છે" [૩૯].

**અવતરણિકા**:—હવે પ્રકરણના અર્થનો ઉપસંહાર કરતાં વિભૂતિઓનો સંક્ષેપ કરે છે:

नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया॥ ४०॥

**અન્વયાર્થ**:—परंतप! હે કામ, ક્રોધ, લોભ વગેરે શત્રુઓને તપાવનાર અર્જુન! [મધુ.] मम મારી दिव्यानां દિવ્ય विभूतीनां વિભૂતિઓનો अन्तः અંત–પાર न अस्ति નથી. तु અને एषः આ विभूतेः વિભૂતિનો विस्तरः વિસ્તાર मया મેં उद्देशतः એકદેશે કરીને [શા. ભા.], એક અંશથી [મધુ. વગેરે], સંક્ષેપથી [શંકરાનંદ, શ્રીધર વગેરે] प्रोक्तः કહ્યો છે [૪૦].

**શબ્દાર્થ**:—હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત જ નથી. આથી આ મારી વિભૂતિઓનો વિસ્તાર મેં તને એક અંશથી [સંક્ષેપથી] કહ્યો છે [૪૦].

**વિવેચન**:—હે અર્જુન! હું સર્વ પ્રાણીઓનો આત્મા, મિત્ર તથા ઈશ્વર છું. ગતિવાળાઓમાં હું ગતિરૂપ છું. સત્ત્વાદિ ગુણોમાં હું સામ્યાવસ્થારૂપ પ્રકૃતિ છું. સૂક્ષ્મ પદાર્થોમાં હું જીવ છું. દુર્જય પદાર્થોમાં હું મન છું. મંત્રોમાં હું ત્રણ અક્ષરવાળો ૐકાર છું. તીર્થ તથા પ્રવાહોમાં હું ગંગા છું. યજ્ઞોમાં

હુ બ્રહ્મચર્ય છુ. વ્રતોમા હુ અહિંસા છુ ક્ષેમમા હુ અંતર્નિષ્ઠા છુ ભક્તોમા હુ ઉધ્ધવ છુ. કિંપુરુષોમા હુ હનુમાન છુ. વિદ્યાધરોમા હુ સુદર્શન છુ. ઉદ્યોગીઓમા હુ લક્ષ્મી છુ તિતિક્ષુઓની હુ તિતિક્ષા છુ બ્રાહ્મણનુ હિત કરનારાઓમા હુ અગ્નિ છુ. વીરપુરુષોમા હુ અર્જુન છુ તથા ભૂતમાત્રમા ઉત્પત્તિ, સ્થિતિ તથા લય હુ છુ [ભાગ ૧૧–અ ૧૬]

હે પરંતપ! મારી દિવ્ય વિભૂતિઓના વિસ્તારનો અંત જ નથી. હુ અંત કોટીકલ્પે પણ સર્વાત્મરૂપ એવા મારી વિભૂતિઓને કોઈ યથાવત્ [પૂર્ણરૂપે] કહેવા કે જાણવા સમર્થ નથી [શંકરાનંદ] પૃથ્વીના પરમાણુની ગણતરી કદાચ થઈ શકે, પરંતુ મારી વિભૂતિઓની ગણતરી શક્ય નથી, અને તેથી મે મારી વિભૂતિઓનો વિસ્તાર તને ઉદ્દેશત = એકદેશે કરીને [શા ભા] અંશ માત્રથી [મધુ વગેરે], સક્ષેપથી [શંકરાનંદ વગેરે] કહ્યો છે

"एतास्ते कीर्तिता सर्वा सङ्क्षेपेण विभूतय । मनोविकारा एवैते यथा वाचाऽभिधीयते ॥ [ભા ૧૧–૧૬–૪૧] જે મારી વિભૂતિઓ મે તને સક્ષેપમા કહી છે, તે મારા મનના વિકાર [કલ્પના] જ છે" આ સર્વ વિભૂતિઓ પરમાર્થ વસ્તુ નથી, પરંતુ આ વિભૂતિઓ ધ્યાન માટે સહાયરૂપ થાય, તેથી મારી કલ્પનારૂપે મે તને સક્ષેપમા કહી છે

"वाच यच्छ मनो यच्छ प्राणान्यच्छेन्द्रियाणि च । आत्मानमात्मना यच्छ न भूय कल्पसेऽध्वने ॥ [ભાગ ૧૧–૧૬–૪૨] માટે વાણી, મન, પ્રાણ તથા ઇન્દ્રિયોને નિયમમા રાખ, આત્માને [બુદ્ધિને] આત્માવડે [સત્ત્વગુણસંપન્ન બુદ્ધિવડે] નિગ્રહ કર આ પ્રમાણે કરવાથી તને ફરીથી જન્મ-મરણ થશે નહિ" [૪૦]

यद् यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥ ४१ ॥

**અન્વયાર્થ** —यत् यत् જે જે सत्त्व પ્રાણી विभूतिमत् વિભૂતિવાળુ श्रीमत् લક્ષ્મીવાળુ वा અથવા ऊर्जितम् પ્રભાવવાળુ–બળવાળુ હોય तत् तत् તેને તેને एव પણ त्व તુ मम तेजोंऽशसम्भवम् एव મારા તેજના અંશથી જ ઉત્પન્ન થયેલુ अवगच्छ જાણ [૪૧]

**શબ્દાર્થ** —જે કઈ પણ વિભૂતિવાળુ, લક્ષ્મીવાળુ કે પ્રભાવશાળી હોય, તે તે મારા તેજના અંશથી જ ઉત્પન્ન થયેલુ તુ જાણ [૪૧]

વિવેચનઃ—હે અર્જુન ! જે જે सत्त्व = ચેતન કે અચેતન પદાર્થ [શંકરાનંદ], પ્રાણી [ મધુ વગેરે ] विभूतिमत् = ઐશ્વર્યથી યુક્ત [ મધુ વગેરે ] અથવા પ્રભાવ, ધન, પુણ્યકર્મ, વિદ્યા, તપ, શૌર્ય, ધૈર્ય, ઔદાર્ય શમ, દમ વગેરે સદ્‌ગુણોની સમૃદ્ધિથી અથવા જ્ઞાનની સમૃદ્ધિથી યુક્ત હોય [શંકરાનંદ], श्रीमत् = શોભા, લક્ષ્મી, કાંતિ, સરસ્વતી, બુદ્ધિ, કીર્તિ કે સ્ફુતિથી યુક્ત હોય, તથા ऊर्जितम् = ઓજ, તેજ, વેગ, બળ, પૌરુષ, સાર, આકાર, દઢતા કે ઉત્સાહથી યુક્ત હોય [ શંકરાનંદ વગેરે ], કલ્યાણપ્રાપ્તિના માર્ગમાં સંલગ્ન હોય [રા ભા ] તે તે સર્વને તું મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલું જાણ, અર્થાત્ તે મારી પરમાત્માની વિશેષ વિભૂતિ છે, એમ તું જાણ [શંકરાનંદ]

જ્યાં જ્યાં તેજ, શ્રી, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, ત્યાગ, સૌંદર્ય, ભાગ્ય, બળ, તિતિક્ષા તથા વિજ્ઞાન હોય, તે તે મારી વિભૂતિ છે [ ભાગ ૧૧-૧૬-૪૦ ] આ લક્ષણો પૈકી એક લક્ષણ પણ જ્યાં હોય તે મારી વિભૂતિ છે આ સર્વ વિભૂતિઓને તું મારા એક અંશમાત્રની જ અભિવ્યક્તિ જાણ [રા ભા ]

" लोके यदतिरमणीयं तद्भगवतो रूपमिति ध्यायेत्। [ નીલકંઠ ] લોકમાં જે વસ્તુ અતિ સુંદર હોય, તે ભગવાનનું સ્વરૂપ છે, એમ ધ્યાન કરવું," એ અર્થ છે [૪૧]

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

અન્વયાર્થ.—अथवा અથવા अर्जुन ! હે અર્જુન ! एतेन આ बहुना બહુ ज्ञातेन જાણવાથી तव તારું किं શું પ્રયોજન સિદ્ધ થવાનું છે ? इदं આ कृत्स्नं સર્વ जगत् જગતને अहं હું एकांशेन એક અંશવડે विष्टभ्य ધારણ કરીને-વ્યાપ્ત કરીને स्थितः રહેલો છું [૪૨]

શબ્દાર્થ.—અથવા હે અર્જુન ! આ પ્રકારના બહુ જ્ઞાનવડે તારું શું પ્રયોજન સિદ્ધ થશે ? આ સર્વ જગતને હું એક અંશવડે ધારણ કરીને રહેલો છું [૪૨].

વિવેચન.—અથવા હે અર્જુન ! પૂર્વોક્ત પ્રકારે મોટા વિભૂતિઓના વિસ્તારને सावशेषेण। [ શા. ભા. ] અધૂરો જાણવાથી તને શો લાભ છે ? અર્થાત્ તેમાં તને કંઈ પણ લાભ નથી, તેથી " अशेषतः त्वम् इमम् उच्यमानम् अर्थं शृणु। [શા. ભા] કાંઈ પણ બાકી રાખ્યા વિના સંપૂર્ણપણે કહેવામાં આવે છે, તે આ તાત્પર્ય તું સાંભળ."

"આ સર્વ જગતને એક અંશથી ધરીને અથવા આ સર્વ જગતમા એક અંશથી વ્યાપીને હુ જ રહેલો છુ, મારા સિવાય બીજુ કાઈ પણ નથી [મધુ વગેરે]" "यस्यायुतायुतांशांशे विश्वशक्तिरियं स्थिता। [वि पु १-९ ५३] જે પ્રકાર બ્રહ્મના દશ હજાર ભાગના પુન દશ હજાર ભાગ કરતા જે સૂક્ષ્મ ભાગ થાય તે અંશમાત્રમા આ સમસ્ત વિશ્વશક્તિ રહેલી છે"

"पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्ति स्वयप्रभ। [પંચદશી ૨-૫૫] એ બ્રહ્મના એક પાદમા [વિભાગમા] સર્વભૂતો રહેલા છે, અને તેના ત્રણ પાદ [વિભાગ] સ્વયં પ્રભ [સ્વપ્રકાશબ્રહ્મ] છે" અર્થાત્ બ્રહ્મના એક ભાગમા ચરાચર જગતની સ્થિતિ છે, અને ત્રણ ભાગમા સ્વયપ્રકાશ પરબ્રહ્મ છે, કે જેને મુક્ત પુરુષો પ્રાપ્ત થાય છે

માટે પરિચ્છિન્ન દૃષ્ટિનો ત્યાગ કરી, તુ સર્વત્ર બ્રહ્મબુદ્ધિ રાખ [નીલકંઠ વગેરે] ભિન્ન દૃષ્ટિનો ત્યાગ કરી, તુ સર્વ જગત વિષે મને પરમાત્માને વ્યાપક રૂપે જો તુ વિશ્વરૂપ એવા મારુ અભેદભાવે ધ્યાન કર "मद्भजनेन कृतार्थो भविष्यसीत्यर्थ। [શંકરાનંદ] આ પ્રકારે મારુ ધ્યાન કરવાથી તુ કૃતાર્થ થશે" [૪૨]

विभूतिज्ञानतो यस्य नृणा भक्तिर्भवदिति।
विभूति कृपया प्रोक्ता त श्रीमाधवमाश्रये ॥ કેશવ

इन्द्रियद्वारतश्चित्ते बहिर्धावति सत्यपि।
ईशदृष्टिविधानाय विभूतीर्दशमेऽब्रवीत् ॥ શ્રીધર

हरि ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्याया योगशास्त्रे श्रीकृष्णार्जुनसवादे 'विभूतियोगो' नाम दशमोऽध्याय ॥ १० ॥

એ પ્રમાણે ઉપનિષદ, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા શ્રીકૃષ્ણ તથા અર્જુનના સવાદ વિષે 'વિભૂતિયોગ' નામનો દશમો અધ્યાય સપૂર્ણ

અધ્યાય દશમો સપૂર્ણ

# અધ્યાય ૧૧ મો

## विश्वरूपदर्शन

**અવતરણિકા** —દશમા અધ્યાયમા મંદબુદ્ધિવાળા ઉપાસકોને ચિત્તશુદ્ધિ-દ્વારા મોક્ષસિદ્ધિ માટે ભગવાને પોતાની વિભૂતિઓને ઉપાસનાર્થે પ્રતિપાદન કરી, તથા 'विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्' [ ગી ૧૦–૪૨ ] 'આ સર્વ જગતને એક અંશવડે જ વ્યાપીને હુ રહેલો છુ ' એ વચનવડે સૂક્ષ્મબુદ્ધિવાળા ઉપાસકોને પોતાના વિશ્વાત્મક સોપાધિક ઈશ્વરસ્વરૂપનુ ઉપાસ્યરૂપે સૂચન કરી, હવે ભક્ત અર્જુનને પોતાનુ માયામય વિશ્વાત્મક અતિ અદ્ભુત સ્વરૂપ દેખાડવા માટે, પોતાથી જ સૃષ્ટિ આદિની ક્રિયા ચાલે છે, એ પ્રકાશિત કરવા માટે [શ્લોક ૩૨–૩૪], પોતાના વિશ્વાત્મક સ્વરૂપના સાક્ષાત્કારની દુર્લભતા [ શ્લોક ૪૭–૪૮ ] તથા કેવળ અનન્ય ભક્તિવડે જ પોતાના સ્વરૂપના સાક્ષાત્કારની પ્રાપ્તિ પ્રતિપાદન કરવા માટે [ શ્લો –૫૪ ], આ અગિયારમા અધ્યાયનો આરંભ કરવામા આવે છે [ શંકરાનંદ ]

તેમા પ્રથમ ભગવાનના વિશ્વરૂપનો સાક્ષાત્કાર કરવાને ઇચ્છતો ભક્ત અર્જુન, ભગવાને કરેલા અનુગ્રહના અનુવાદદ્વારા અર્થાત્ અનુગ્રહ જે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે, તેને જ ફરીથી કહી, ભગવાનને અભિમુખ કરવાના હેતુથી કહે છે [ શંકરાનંદ ]

अर्जुन उवाच । અર્જુન બોલ્યા

**मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।**
**यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥**

**અન્વયાર્થ** —मदनुग्रहाय મારા ઉપર કૃપા કરીને त्वया આપે यत् જે अध्यात्मसंज्ञितम् અધ્યાત્મનામવાળુ–આત્મા તથા અનાત્માના વિવેકને વિષય કરવાવાળુ [ મધુ ] परम પરમ गुह्य ગુહ્ય वच વચન उक्त કહ્યુ तेन તેથી मम મારો अय આ मोह મોહ–ચિત્તભ્રમ विगत વિનાશ પામ્યો છે [૧]

**શબ્દાર્થ** —મારા ઉપર કૃપા કરીને આપે જે અધ્યાત્મ નામનુ પરમ ગુહ્ય વચન કહ્યુ છે, તેથી મારો આ મોહ દૂર થયો છે [૧]

**વિવેચન** —હે ભગવન્! મારા ઉપર કૃપા કરીને, પરમકૃપાળુ તથા સર્વજ્ઞ એવા આપે 'अशोच्यानन्वशोचस्त्व' [ ગી ૨–૧૧ ] 'તુ નહિ શોક

કરવા યોગ્યનો શોક કરે છે ' ઇત્યાદિથી આરંભી છઠ્ઠા અધ્યાયના અંતપર્યંત જે આધ્યાત્મિક પરમ [ પરમાર્થવિષયક ] રહસ્ય કહ્યું [ મધુ , નીલકંઠ ] અર્થાત્ આત્મા તથા અનાત્માના વિવેકને વિષય કરવાવાળા જે વચનો કહ્યા તેથી ' આ યુદ્ધમા ભીષ્મ વગેરેને હુ હણીશ, કે ભીષ્મ વગેરે મને હણશે ' એ પ્રકારનો મારો मोह = અવિવેકબુદ્ધિરૂપ મોહ [ શા ભા ], વિપર્યયરૂપ મોહ [ મધુ ], ચિત્તભ્રમ [ શકરાનદ ] નાશ પામ્યો છે

આપના વચનથી મારામા આત્મસ્વરૂપનો પ્રકાશ થયો છે, મારો ભ્રમ દૂર થયો છે, અને " આત્મા અકર્તા અવિનાશી તથા અવિકારી છે," એ પ્રકારની વિવેકબુદ્ધિને હુ પ્રાપ્ત થયો છુ " त्वत्कृपया विनष्टमोहो जातोऽस्मीत्यर्थं। [ શકરાનદ ] આપની કૃપાથી હુ નષ્ટમોહ થયો છુ अविवेकबुद्धिरपगतेत्यर्थः [ શા ભા ] મારી અવિવેકબુદ્ધિ જતી રહી છે " [ ૧ ]

भवाप्ययौ हि भूताना श्रुतौ विस्तरशो मया।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

**અન્વયાર્થ** —कमलपत्राक्ष હે કમલના પત્ર જેવી આખોવાળા! [ શા ભા , મધુ વગેરે ] भूताना ભૂતોના भवाप्ययौ ઉત્પત્તિ તથા પ્રલયને त्वत्त આપની પાસેથી मया મે विस्तरश વિસ્તારપૂર્વક हि ખરેખર श्रुतौ સાભળ્યા च તથા આપનુ अव्यय અવિનાશી माहात्म्यम् માહાત્મ્ય अपि પણ મે સાભળ્યુ [૨]

**શબ્દાર્થ** —હે કમલપત્રાક્ષ! ભૂતોના ઉત્પત્તિ તથા પ્રલય મે આપનાથી વિસ્તારપૂર્વક ખરેખર સાભળ્યા, તેમ જ આપનુ અવ્યય માહાત્મ્ય પણ સાભળ્યુ [૨]

**વિવેચન** —' अहं कृत्स्नस्य जगत प्रभव प्रलयस्तथा ' [ ગી ૭-૬ ] ' प्रकृति स्वामवष्टभ्य विसृजामि पुन पुन । ' [ ગી ૮-૮ ], ' अहं सर्वस्य प्रभवो मत्त सर्वं प्रवर्तते । ' [ ગી ૧૦-૮ ] ઇત્યાદિ વચનોવડે ઈશ્વરસ્વરૂપ એવા આપથી જ આકાશાદિ ભૂતોની ઉત્પત્તિ તથા પ્રલય થાય છે, એ મે વારવાર વિસ્તારપૂર્વક સાભળ્યુ છે

વળી ' अहं हि सर्वयज्ञाना भोक्ता च प्रभुरेव च। ' [ ગી. ૯-૨૪ ], ' यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् । ' [ ગી ૧૦-૩ ] ઇત્યાદિ વચનોવડે આપનુ અવિનાશી माहात्म्यम् = સાર્વાત્મ્ય-સર્વાત્મપણુ [ શકરાનદ ] સાભળ્યુ છે, તથા આપનુ સર્વેશ્વરત્વ પણ વિસ્તારપૂર્વક સાભળ્યુ છે [ શંકરાનદ ]

આપ સૃષ્ટિ વગેરેના કર્તા હોવા છતા પણ અકર્તા છો આપ સર્વના નિય [illegible] હોવા છતા [illegible] ીન છો [illegible] પ [illegible] સર્વવ્યાપી હોવા છતા આકાશની પે

સર્વપ્રાણી-પદાર્થોના ગુણદોષોથી અલિપ્ત છો આપ અંતર્યામી તથા સર્વ ભૂતોના શુભાશુભ કર્મોના પ્રવર્તક હોવા છતાં વિષમતાના દોષથી રહિત છો. આપ સર્વને બંધ, મોક્ષ વગેરે ફળ આપો છો, છતાં સર્વ પ્રત્યે સમાન છો આપ પ્રકૃતિ, કાળ તથા કર્મને નિયમન કરનારા, સર્વથી અતીત, તથા સર્વ-સમર્થ છો આપની વિભૂતિઓ અનંત તથા યોગશક્તિ અપરિમિત છે આપ નિર્વિકારી, સર્વ પ્રત્યે સમાન અનાસક્ત, નિર્લેપ, ઉદાસીન ઇત્યાદિ છો, એવા સ્વરૂપવાળા આપ સર્વેશ્વરનુ અવિનાશી માહાત્મ્ય મે સાભળ્યુ છે [ કેશવ ]

નોંધ —' કમલપત્રાક્ષ ' પદનો અર્થ આ પ્રમાણે છે [ શકરાનંદ ] —कं= ब्रह्मसुख स्वरूपानन्द 'क' = બ્રહ્મસુખ = પોતાના સ્વરૂપનો આનંદ तम् अलति प्रकाशयति कमल्मात्मज्ञानम् = તે આનંદને જે પ્રકાશ કરે તે કમલ = આત્મજ્ઞાન, यत्तदेव पतनात्त्रायत इति पत्रम् = તે આત્મજ્ઞાન પતનથી રક્ષણ કરે છે, તેથી તે પત્ર છે, कमलं च तत्पत्रं च कमलपत्रम् = કમલરૂપ પત્ર કમલપત્ર = આત્મ જ્ઞાન છે तेनाक्ष्यते प्राप्यत इति कमलपत्राक्ष = તે આત્મજ્ઞાનવડે પ્રાપ્ત થવા યોગ્ય તે શુદ્ધ આત્મા " કમલપત્રાક્ષ ' કહેવાય છે [ શકરાનંદ ] [ ૨ ]

અવતરણિકા —ભગવાનના માયામય વિશ્વાત્મક સ્વરૂપને શાસ્ત્ર કે આચાર્યદ્વારા કેવળ જાણવાથી નહિ, પરંતુ તેના સાક્ષાત્કારથી પુરુષ કૃતાર્થ થાય છે, અને તેથી હવે ભક્ત અર્જુન કહે છે

**एवमेतद्यथाऽऽत्थ त्वमात्मानं परमेश्वर ।**
**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥**

અન્વયાર્થ —परमेश्वर ! હે પરમેશ્વર ! यथा જેવી રીતે त्वं આપ आत्मानं પોતાને आत्थ કહો છો एतत् एवं એ એમ જ છે એટલે તેવી જ રીતના આપ છો, તથાપિ पुरुषोत्तम ! હે પુરુષોત્તમ ! ते આપના ऐश्वरं रूपं ઈશ્વરરૂપને-વૈષ્ણવરૂપને [ વા ભ ] द्रष्टुं જોવાને इच्छामि હુ ઇચ્છુ છુ [૩].

શબ્દાર્થ :—હે પરમેશ્વ ! આપ આપના સ્વરૂપને જેવી રીતનુ કહો છો, તેવી જ રીતનુ તે છે, હે પુરુષોત્તમ ! હુ આપના તે ઈશ્વરસ્વરૂપને જોવા ઇચ્છુ છુ [ ૩ ]

વિવેચન —હે પરમેશ્વર ! આપ આપના સ્વરૂપને જેવા પ્રકારનુ કહો છો, તેવા જ પ્રકારનુ તે છે આપના વચન વિષે મને જરા પણ સંશય કે અવિશ્વાસ નથી, પરંતુ હુ આપના જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય તથા

તેજથી યુક્ત અદ્ભુત ઐશ્વર રૂપ = વૈષ્ણવરૂપને [ શા. ભા. ], સર્વાત્મક સ્વરૂપને [ શંકરાનંદ ], માયામય વિશ્વાત્મક રૂપને જોવા ઇચ્છું છું.

હે પુરુષોત્તમ! हे आश्रितवात्सल्यजलधे। [ ગ. ભા. ] હે શરણાગતવત્સલતાના સમુદ્ર! આપ અંતર્યામી તથા સર્વજ્ઞ છો, આપ મારા અંતરને [ હૃદયની ઇચ્છાને ] યથાર્થ જાણો છો. આપના વચનમાં અવિશ્વાસને લીધે નહિ, પરંતુ "जन्मसाफल्यसम्पादनायैव। [ વે. પ્ર. ગી ] આપના ઈશ્વરસ્વરૂપના દર્શનથી જન્મ સફળ કરી, કૃતાર્થ થાઉં, એ જ કારણથી" આપના તે અદ્ભુત રૂપને જોવાની તીવ્ર ઉત્કંઠા મારા હૃદયમાં જાગ્રત થઈ છે [ મધુ. વગેરે ]

આ અર્થ ભક્ત અર્જુન 'पुरुषोत्तम' સંબોધનવડે સૂચિત કરે છે [ મધુ. ] [ ૩ ]

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम्॥ ४॥

**અન્વયાર્થ.**—प्रभो! હે પ્રભો! तत् તે સ્વરૂપ मया મારાથી द्रष्टुं જોવાને शक्यं શક્ય છે इति એમ यदि જો मन्यसे આપ માનતા હો અર્થાત્ જાણતા હો અથવા ઇચ્છતા હો [ મધુ., શંકરાનંદ ] ततः તો योगेश्वर હે અણિમાદિ આઠ સિદ્ધિવાળા યોગીઓના પણ ઈશ્વર! त्वं આપ मे મને अव्ययं તે અવિનાશી आत्मानं સ્વરૂપને दर्शय દેખાડો—મારાં નેત્રોના વિષયરૂપ કરો [૪].

**શબ્દાર્થ.**—હે પ્રભો! જો આપનું તે સ્વરૂપ મારાથી જોઈ શકાય એમ માનતા હો, તો હે યોગેશ્વર! આપ તે અવ્યય સ્વરૂપના દર્શન મને કરાવો [૪]

**વિવેચન:**—હે પ્રભો! સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, પ્રવેશ તથા પ્રશાસન એ પાંચ કર્મો કરવાને સમર્થ હે સર્વના સ્વામી! [ મધુ, શંકરાનંદ ], જો આપનું તે ઈશ્વરસ્વરૂપ મારાથી જોવાને શક્ય છે, એમ આપ માનતા હો, અર્થાત્ તે સ્વરૂપનું દર્શન કરવાને જો તમે મને અધિકારી માનતા હો [ નીલકંઠ ], જાણતા હો અથવા ઇચ્છતા હો [ મધુ, શંકરાનંદ ] તો કૃપા કરી, "यदुपास्त्या शुद्धमना सन् पुमान् मुक्तो भवति। [ શંકરાનંદ ] જેની ઉપાસનાથી પુરુષ શુદ્ધમના થઈ મુક્ત થાય છે," તે આપના अव्ययम् = નિત્યસ્વરૂપના [ શ્રીધર વગેરે ], અવિનાશી સ્વરૂપના [ શા. ભા. વગેરે ] सकल [ રા. ભા. ] પૂર્ણતયા દર્શન કરાવો

હે યોગેશ્વર! મૂંગાને સ્તોત્રનું, બધિરને સંગીતનું તથા અંધને સૌંદર્ય કે પ્રકાશનું કાંઈ પ્રયોજન નથી, પરંતુ આપ યોગેશ્વર છો, આપ સર્વ સમર્થ

છે [ વલ્લભ. વગેરે ]. આપની કૃપાથી મૂંગો વાચાને, બધિર શ્રવણને, અંધ દૃષ્ટિને, તથા અનધિકારી અધિકારીપણાને પ્રાપ્ત થાય છે. માટે પરમકારુણિક એવા આપ મારા પર અનુગ્રહ કરો, અને આપનું માયામય વિશ્વરૂપ મારી ચક્ષુઓનો વિષય કરી, મને કૃતાર્થ કરો.

### ઈશ્વર સ્વરૂપ અવ્યય છે

"अव्ययस्योपाधित्वादव्ययफलहेतुत्वाद्वाऽव्ययम् । [ શંકરાનંદ ] ભગવાનનું સ્વરૂપ અવ્યયની ઉપાધિ હોવાથી અથવા અવ્યય ફળનો હેતુ હોવાથી અવ્યય છે." વળી વસિષ્ઠમુનિ કહે છે કે :—"वर्तमानमतीतं च भविष्यत्स्थूलमण्वपि। तथा दूरमदूरं च निमेषः कल्प इत्यपि ॥ चिदात्मनि स्थितान्येवं पश्य मायाविजृम्भितम्॥ હે રામ! તું આ માયાના વિલાસને જો, કારણકે વર્તમાન, ભૂત, ભવિષ્ય; સ્થૂલ, સૂક્ષ્મ; દૂર, અદૂર; નિમેષ અને કલ્પ ઇત્યાદિ સર્વ ચિદાત્મા વિષે રહેલું છે." આ વસિષ્ઠ-વચન માયાવિલાસનું સર્વદા હોવાપણું તથા સર્વસ્વપણું દર્શાવે છે. લોકમાં પણ દેખાય છે કે, ઝાંઝવાના જળની તલાવડી સત્ય તલાવડીની પેઠે ક્રમેક્રમે સુકાતી નથી; પરંતુ સર્વદા ભરપૂર દેખાય છે. માટે ભગવાનનું ઈશ્વરસ્વરૂપ માયામય હોવાથી પણ અવ્યય [ અવિનાશી ] છે [ નીલકંઠ ] [ ૪ ].

અવતરણિકા :—હવે પોતાનું ઐશ્વર સ્વરૂપ ભક્ત અર્જુનને દેખાડવાની ઇચ્છા કરતા ભગવાન કહે છે :

श्रीभगवानुवाच । શ્રી ભગવાન બોલ્યા :

**पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।**
**नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५॥**

અન્વયાર્થ :— पार्थ । હે પાર્થ ! नानाविधानि નાના પ્રકારનાં दिव्यानि દિવ્ય च તથા नानावर्णाकृतीनि જુદાજુદા રંગ તથા આકૃતિવાળાં मे મારાં शतशः સેંકડો अथ અને सहस्रशः હજારો रूपाणि રૂપોને पश्य તું જો [૫].

શબ્દાર્થ :—હે પાર્થ! નાના પ્રકારનાં દિવ્ય, જુદાજુદા રંગના તથા આકારવાળાં મારાં સેંકડો તથા હજારો રૂપોને તું જો [ ૫ ].

વિવેચન :—હે પાર્થ! પૂર્વે ન જોયેલાં લાલ, પીળા, કાળા વગેરે રંગવાળાં ને આકૃતિવાળાં, મારા યોગસામર્થ્યથી રચિત, દિવ્ય, આશ્ચર્યમય તથા સહસ્ર

એવાં મારાં शतशः अथ सहस्रशः = અનેક રૂપોને [ શા. ભા. વગેરે ] તુ જો. મારા સર્વાત્મક, સર્વકારણ, સર્વોત્તમ ઐશ્વરરૂપને તું જો. "दर्शनयोग्यो भव। [ કેશવ., મધુ. વગેરે ] તું મારા ઐશ્વરસ્વરૂપને જોવાને યોગ્ય થા" [૫].

पश्यादित्यान्वसून् रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! आदित्यान् આદિત્યોને वसून् વસુઓને रुद्रान् રુદ્રોને अश्विनौ અશ્વિનીકુમારોને मरुत. મરુતોને पश्य તું જો तथा તથા अदृष्टपूर्वाणि પૂર્વે નહિ જોયેલાં એવાં बहूनि ઘણા आश्चर्याणि આશ્ચર્યોને પણ पश्य તુ જો [૬].

**શબ્દાર્થ** :—હે ભારત! આદિત્યોને, વસુઓને, રુદ્રોને, અશ્વિનીકુમારોને તથા મરુતોને તું જો, તેમ જ પૂર્વે નહિ જોયેલાં ઘણાં આશ્ચર્યોને પણ તું જો [૬].

**વિવેચન** :—હે અર્જુન ! બાર આદિત્યોને, આઠ વસુઓને, અગિયાર રુદ્રોને, બે અશ્વિનીકુમારોને તથા ઓગણપચાસ મરુતોને તુ જો, અને अदृष्टपूर्वाणि= મનુષ્યલોકમાં તેં અથવા તારા સિવાય બીજા કોઈએ પણ પૂર્વે નહિ જોયેલા ઘણા આશ્ચર્યમય [ અદ્ભુત ] રૂપોને પણ તું જો [ શા. ભા. વગેરે ] [૬].

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

**અન્વયાર્થ** :—गुडाकेश ! નિદ્રાને વશ રાખનાર હે અર્જુન ! इह અહીં मम મારા देहे દેહમાં एकस्थं એક જ સ્થળે અવયવરૂપે રહેલા सचराचरं સ્થાવરજંગમસહિત कृत्स्नम् બધા—સમગ્ર जगत् જગતને अद्य હમણાં पश्य જો च અને अन्यत् यत् બીજું જે કાંઈ द्रष्टुं જોવાને इच्छसि તું ઇચ્છતો હોય તે પણ જો [૭].

**શબ્દાર્થ** :—અહીં આ મારા દેહને વિષે એક જ સ્થળે રહેલા સ્થાવરજંગમસહિત સમગ્ર જગતને તથા બીજું જે કંઈ જોવા ઇચ્છતો હોય તેને તું જો [૭].

**વિવેચન** :—હે અર્જુન ! इह देहे = મારા આ વિશ્વાત્મક દેહ વિષે [શંકરાનંદ], એક જ અંશ વિષે રહેલા તથા ત્યાં ત્યાં ભ્રમણ કરતાં કરોડો વર્ષે પણ જોવાને અશક્ય [શ્રીધર વગેરે] એવા સ્થાવરજંગમસહિત સમગ્ર જગતને તું જો. च अन्यत् यत् = તેમ જ ભૂત, ભવિષ્ય, દૂર, અન્તર્હિત, સ્થૂલ, સૂક્ષ્મ [નીલકંઠ], તથા જય, પરાજય, વિનાશ વગેરે બીજું જે કંઈ [ મધુ. ] જોવાની ઇચ્છા હોય,

જેને વિષે પૂર્વે 'અમે એમને જીતીશુ કે તેઓ અમને જીતશે' [ ગી ૨-૬ ] ઇત્યાદિ વચનો વડે તે શકા કરી હતી, તે પણ તારા સશયની નિવૃત્તિ માટે મારા આ દેહ વિષે તુ अद्य = હમણા જ જો [૭]

અવતરણિકા —હવે ભગવાન પોતાનુ વિશ્વરૂપ જોવા માટે ભક્ત અર્જુનને દિવ્યચક્ષુ આપે છે

न तु मा शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

અન્વયાર્થ —तु વળી अनेन एव स्वचक्षुषा તારા આ પ્રાકૃત ચક્ષુ વડે જ मा મને द्रष्टु न शक्यसे જોઈ શકીશ નહિ, માટે હુ ते તને दिव्य દિવ્ય–અપ્રાકૃત चक्षु ચક્ષુ ददामि આપુ છુ તે દિવ્ય નેત્રથી मे મારા ऐश्वर योग અલૌકિક યોગસામર્થ્યને [ શા ભા ] पश्य તુ જો [૮]

શબ્દાર્થ —આ તારા પ્રાકૃત ચક્ષુવડે તુ મને કદી પણ જોઈ શકીશ નહિ, માટે હુ તને દિવ્યચક્ષુ આપુ છુ, તેથી મારા ઈશ્વરી યોગને તુ જો [૮]

વિવેચન —હે અર્જુન! તુ તારા આ પ્રાકૃત ચક્ષુવડે [ ચર્મચક્ષુવડે ] અપ્રાકૃત, તેજોમય, વિશ્વરૂપપર, અપ્રમેયસ્વરૂપ એવા મને કદી પણ જોઈ શકીશ નહિ. तत्त्वदनुग्रहाय। [ કેશવ ] એથી તારા પર અનુગ્રહ કરી, જેમ કૌ રવસભામા ભીષ્મ, દ્રોણ, વિદુર, સંજય વગેરેને મારુ સ્વરૂપ જોવા માટે મે દિવ્યચક્ષુ આપ્યા હતા [ ઉદ્યોગપર્વ ૧૩૧-૧૧ ] તેમ હુ તને મારુ અપ્રાકૃત વિશ્વાત્મક સ્વરૂપ જોવા માટે દિવ્યચક્ષુ આપુ છુ આ દિવ્યચક્ષુવડે સર્વેશ્વર એવા મારા योग = योगमाया विजृम्भित स्वरूपम् । મારા યોગમાયાથી વિજૃમ્ભિત સ્વરૂપને [ શકરાનદ ], अघटितघटनासामर्थ्यम् । મારા અઘટિત ઘટના બનાવવાના સામર્થ્યને [ શ્રીધર વગેરે ] योगशक्त्यतिशयम् । [ શા ભા ] મારા અતિશય [ અલૌકિક ] યોગ સામર્થ્યને " पश्य તુ સાક્ષાત્ જો

"न शास्त्रैर्नापि गुरुणा दृश्यते परमेश्वर । दृश्यते स्वात्मनैवात्मा स्वया सत्त्वस्थया धिया । [વસિષ્ઠમુનિ] શાસ્ત્રો કે ગુરુથી પરમાત્માનુ દર્શન થતુ નથી, પરતુ પોતાનાથી પોતાની શુદ્ધબુદ્ધિવડે જ આત્માનો સાક્ષાત્કાર થાય છે"

"दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर્शिभि । [ કઠ ઉપ ૧-૩-૧૨ ] તીક્ષ્ણ તથા સૂક્ષ્મ બુદ્ધિવડે જ સૂક્ષ્મદર્શીઓથી આત્મા દેખાય છે " ' मनोऽस्य दैव चक्षु । [ છા ઉ. ૮-૧૨-૫ ] શુદ્ધ મન જ દિવ્યચક્ષુ છે ' 'ममतैवानुदृष्ट्यर्थ।

[ બૃ. ઉ. ૪-૪-૧૬ ] શુદ્ધ અંતઃકરણ વડે જ પુરુષ આત્મસાક્ષાત્કારને યોગ્ય થાય છે. નિર્વિચાર સમાધિ વિષે શુદ્ધબુદ્ધિવડે [ ઋતંભરા પ્રજ્ઞાવડે ] જ આત્મસ્વરૂપનું યથાર્થ તથા પૂર્ણ જ્ઞાન થાય છે [ પા. યો. સૂ. ૧-૪૭-૪૮]. [ દિવ્યદૃષ્ટિના વિશેષ વિવેચન માટે જુઓ ગી. ૧-૧ ].

**નોંધ**:—રેડીઓ વગેરે યંત્રોથી દૂર દેશના વર્તમાન શબ્દો સાંભળી શકાય છે તથા દશ્યો જોઈ શકાય છે, પરંતુ યંત્રોથી સર્વ દેશોના શબ્દો એક કાળે સાંભળી શકાતા નથી કે દશ્યો જોઈ શકાતાં નથી; તેમજ ભૂતકાળ કે ભવિષ્યકાળના શબ્દો પણ સાભળી શકાતા નથી કે દશ્યો જોઈ શકાતાં નથી. ભગવાને પ્રદાન કરેલાં દિવ્યચક્ષુવડે ભક્ત અર્જુન ભૂત, વર્તમાન તથા ભવિષ્ય કાળના શબ્દો શ્રવણ કરવા તેમ જ ત્રણે કાળનાં દશ્યો જોવા તથા જાણવા સમર્થ થયો.

પરમાર્થદૃષ્ટિથી વિચાર કરતાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ મનુષ્યની પરિમિત બુદ્ધિની મિથ્યા કલ્પનામાત્ર જ છે. ભગવાનના માયામય વિશ્વરૂપમાં [ કાળસ્વરૂપમાં ] આ યુગના જ નહિ. પરંતુ અનંત યુગોના અણુમાં અણુ તથા મહાનમાં મહાન બનાવો સર્વકાળે આલેખાઈ રહેલા છે. ભીષ્માદિના મૃત્યુની પેઠે હવે પછી વ્યવહારદૃષ્ટિથી ભવિષ્યમાં થનારા બનાવો બની ચૂકેલા છે, તથા તેમાં કિંચિત્ પણ ફેરફાર શક્ય નથી [ ગી. ૧૧-૩૨-૩૩ તથા વિવેચન].

માટે વિવેકી પુરુષે 'હું કરું, હું કરું' એવા પ્રકારની અહંકારયુક્ત બુદ્ધિનો ત્યાગ કરી, નિરભિમાન થઈ, સર્વકાળે નિમિત્તભાવથી યુક્ત થઈ, સ્વધર્મપરાયણ રહેવું. ભગવાનની ઇચ્છા પ્રમાણે ચાલી રહેલા આ સંસારચક્રમાં મનુષ્ય નિમિત્તમાત્ર જ છે [ ૮ ].

**અવતરણિકા**:— હવે ભગવાને ભક્ત અર્જુનને પોતાનું પરમ વિશ્વરૂપ બતાવ્યું, તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે :

संजय उवाच । સંજય બોલ્યા :

**एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।**
**दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥**

**અન્વયાર્થ**:— राजन् । હે રાજન્ ! महायोगेश्वरः મહાયોગેશ્વર हरिः સાક્ષાત્ પરબ્રહ્મસ્વરૂપ નારાયણે एवं એ પ્રમાણે उक्त्वा કહીને ततः પછી पार्थाय અર્જુનને परमं પરમ ऐश्वरं रूपं વિશ્વરૂપ-વિરાટ સ્વરૂપ [ શા. ભા. ] दर्शयामास

**શબ્દાર્થ**:—હે રાજન્! યોગેશ્વર શ્રીહરિએ એ પ્રમાણે કહીને ભક્ત અર્જુનને પોતાનું પરમ ઐશ્વર રૂપ બતાવ્યું [૯].

**વિવેચન**:—હે રાજન્! એ પ્રમાણે કહી યોગેશ્વર તથા हरिः= "भक्तानां सर्वक्लेशापहारी भगवान् [ मंनु ] ભક્તોના અવિદ્યાદિ સર્વ ક્લેશોને હરણ કરતાર ભગવાન" શ્રીકૃષ્ણે ભક્ત અર્જુનને દિવ્યચક્ષુ આપ્યાં, અને परमम् ऐश्वरं रूपम् = પોતાનું અલૌકિક, તેજોમય, પરમ ઐશ્વર્યવાળું માયામય વિશ્વરૂપ [ શા. ભા. વગેરે ] બતાવ્યું [ ૯ ].

**અવતરણિકા**:—હવે સંજય તે દિવ્યરૂપનું વર્ણન કરે છે :

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

**અન્વયાર્થ**—તે अनेकवक्त्रनयनम् અનેક મુખ તથા આંખોવાળું अनेकाद्भुतदर्शनम् અનેક અદ્ભુતદર્શનવાળું अनेकदिव्याभरणम् અનેક દિવ્ય આભૂષણવાળું તથા दिव्यानेकोद्यतायुधम् અનેક ઉગામેલાં દિવ્ય આયુધોવાળું હતું [ ૧૦ ].

**શબ્દાર્થ**:—તે અનેક મુખ તથા આંખોવાળું, અનેક અદ્ભુત દર્શનવાળું, અનેક દિવ્ય આભૂષણવાળું તથા અનેક ઉગામેલાં દિવ્ય આયુધોવાળું હતું [ ૧૦ ].

**વિવેચન**: હે ધૃતરાષ્ટ્ર! તે વિશ્વરૂપ અનેક મુખ તથા આંખોવાળું, વિસ્મય પમાડે એવા અનેક અદ્ભુત દર્શનવાળું, અનેક પ્રકારના દિવ્ય આભૂષણવાળું, તથા ગદા, ચક્ર વગેરે અનેક ઉગામેલાં દિવ્ય આયુધોવાળું હતું.

શ્રુતિ પણ કહે છે કે.-' सहस्रशीर्षा पुरुष. सहस्राक्षः ' इति [ ઋક્સં. -૪-૧૭-૧; યજુ. સં. ૩૧-૧ ] [ ૧૦ ].

दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥ ११ ॥

**અન્વયાર્થ**:—दिव्यमाल्याम्बरधरं દિવ્ય માળા અને વસ્ત્રો ધારણ કરેલું दिव्यगन्धानुलेपनम् દિવ્ય ગંધનું લેપન કરેલું सर्वाश्चर्यमयं સર્વ આશ્ચર્યમય देवं પ્રકાશરૂપ अनन्तम् ત્રણે કાળમાં વર્તમાન-અપરિચ્છિન્ન તથા विश्वतोमुखम् સર્વ બાજુ મુખવાળું હતું [ ૧૧ ].

**શબ્દાર્થ**:—તે દિવ્યરૂપ દિવ્યમાળા તથા વસ્ત્રો ધારણ કરેલું, દિવ્ય

ગંધનું લેપન કરેલું, પ્રકાશરૂપ, સર્વ આશ્ચર્યથી ભરપૂર અનંત તથા સર્વબાજુ મુખવાળું હતું [ ૧૧ ]

**વિવેચન** —હે ધૃતરાષ્ટ્ર ! તે વિશ્વરૂપ [ વિરાટ સ્વરૂપ ] દિવ્ય પુષ્પોની તથા રત્નોની માળાવાળું, દિવ્ય પીતામ્બરાદિક અલૌકિક વસ્ત્રોવાળું, કર્પૂર, ચંદન વગેરે અનેક પ્રકારના દિવ્ય સુગંધનું લેપન કરેલું सर्वाश्चर्यमयम् = તેજ, બળ, વીર્ય, કાન્તિ, ગુણ, અક્ષર, વગેરે સર્વ વિશેષોવડે આ ર્યથી ભરપૂર [ શંકરાનંદ ] અનંત, અનંત તથા विश्वतोमुखम् = સર્વાત્મક [ શંકરાનંદ], સર્વ દિશાઓમાં મુખવાળું [ શા ભા વગેરે ] હતું

શ્રુતિ પણ કહે છે કે –' विश्वतश्चक्षुरुत विश्वतोमुख । [ ઋક્સં ૪-૭-૨૭-૧, શ્વે ઉ ૩-૩ ]

અહીં પૂર્વશ્લોકમાં કહેલા ' दर्शयामास ' એ પદની સાથે ૧૦ તથા ૧૧ મા શ્લોકનો અન્વય [ સંબંધ ] કરવો અથવા ' अर्जुनो ददर्श ' એ પદ અધ્યાહાર માનવું, એવી રીતે ૧૦ તથા ૧૧ મા શ્લોકનો અન્વય [ સંબંધ] કરવો [ શા ભા , મધુ વગેરે ] [ ૧૧ ]

**અવતરણિકા** —હવે વિશ્વરૂપની પ્રભાની [ પ્રકાશની] ઉપમા કહે છે

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भा सदृशी सा स्याद् भासस्तस्य महात्मनः ॥ १२ ॥

**અન્વયાર્થ** —दिवि આકાશમાં युगपत् એક કાળમાં यदि જો सूर्य सहस्रस्य હજારો સૂર્યની भा પ્રભા–તેજ उत्थिता भवेत् ઉદય પામે-પ્રકાશી ઊઠે તો सा તે પ્રભા तस्य તે महात्मन વિશ્વરૂપનો भास પ્રભાની सदृशी તુલ્ય स्यात् થાય કે, ન થાય ! [ મધુ ] [ ૧૨ ]

**શબ્દાર્થ** — જો આકાશમાં હજારો સૂર્યોની પ્રભા એકસાથે ઉદય પામે, તો તે પ્રભા વિશ્વરૂપની પ્રભાની તુલ્ય થાય કે, ન થાય ! [ ૧૨ ]

**વિવેચન** —હે ધૃતરાષ્ટ્ર ! જો આકાશમાં सहस्रम् = અસંખ્ય [મધુ] સૂર્યોનું તેજ युगपत् = એકીસાથે પ્રકાશી ઊઠે, તો તે તેજ તે વિશ્વરૂપના તેજની તુલ્ય થાય કે ન થાય હજારો [ અસંખ્ય ] સૂર્યના એકસાથેના તેજ કરતા પણ વિશ્વરૂપનું તેજ અધિક છે, એમ હું માનું છું વિશ્વરૂપના તેજની ઉપમા સંભવતી નથી એ સૂચન છે.

અહીં અન્યત્ર આપેલી ઉપમા અભૂત ઉપમા કહેવાય છે વિશ્વરૂપના તેજની ઉપમા નથી, એ અર્થ છે [ મધુ વગેરે ]

કવિ માઘે માઘકાવ્યના ત્રીજા સર્ગમા શ્રીકૃષ્ણની છાતીનુ વર્ણન કરતા આવી જ અભૂતોપમા દર્શાવી છે —" उभौ यदि व्योम्नि पृथक्प्रवाहावाकाशगङ्गापयस पतेताम् । तेनोपमीयेत तमालनीलमामुक्तमुक्तालतमस्य वक्ष ॥ જો આકાશમા સ્વર્ગ ગાના બે પ્રવાહો જુદા જુદા પડે તો તે, તમાલવૃક્ષ સમાન શ્યામવર્ણવાળા તથા દિવ્ય મોતીની માળા ધારણ કરેના ભગવાન શ્રીકૃષ્ણના વક્ષસ્થળની ઉપમાને યોગ્ય થાય " [ નીનકઠ, મધુ, શિ વ ૩-૮ ]

શ્રુતિ પણ કહે છે —' अनन्तशक्ति परमोऽनन्तवीर्य सोऽनन्ततेजाश्च ततस्ततोऽपि।' [ ઋગ્વેદ ] [ ૧૨ ]

तत्रैकस्थ जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥ १३ ॥

**અન્વયાર્થ** —तदा તે સમયે पाडव અર્જુને देवदेवस्य દેવતાઓને પૂજ્ય વા ભગવાનના तत्र તે शरीरे શરીરમા अनेकधा અનેક પ્રકારે प्रविभक्त ભક્ત થયેલા कृत्स्न સમગ્ર जगत् જગતને एकस्थ કોઈ એક સ્થળે રહેલુ अपश्यत् જોયુ [ ૧૩ ]

**શબ્દાર્થ** —તે સમયે અર્જુને દેવતાઓને પૂજ્ય એવા ભગવાનના તે રીરમા અનેક પ્રકારે વિભક્ત પામેલા સમગ્ર જગતને કોઈ એક સ્થળે રહેલુ યુ [ ૧૩ ]

**વિવેચન** —હે રાજન્ ! ત્યાર પછી ભગવાનની કૃપાથી દિવ્યદષ્ટિને પ્રાપ્ત થેલા ભક્ત અર્જુને प्रविभक्तम् अनेकधा = બ્રહ્માદિ દેવો, ઋષિઓ, ન વર્ગો, નુષ્યો, પશુ, પક્ષી, વૃક્ષ, સ્થાવરાદિ ભોક્તૃવર્ગ, પૃથ્વી અતરિક્ષ, સ્વર્ગ, પાતાલ, તલ, વિતલ, સુતલ વગેરે ભોગસ્થાન તથા ભોગ્ય અનેક ભોગસામગ્રીએ વડે વિભક્ત एकस्थ कृत्स्न जगत् = એ સ્થાનમા સ્થિત સમગ્ર જગતને ત્ર = વિશ્વરૂપવિષે જોયુ [ ૧૩ ]

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनञ्जयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥ १४ ॥

**અન્વયાર્થ**—ततः ત્યાર પછી विस्मयाविष्टः આશ્ચર્યચકિત થયેલો हृष्टरोमा રોમાંચિત થયેલો धनंजयः અર્જુન देवं વિશ્વરૂપ ધારણ નારાયણને प्रणम्य શ્રદ્ધાભક્તિપૂર્વક પ્રણામ કરી कृतांजलिः બે હાથ अभाषत આ પ્રમાણે કહેવા લાગ્યો [ ૧૪ ].

**શબ્દાર્થ** :—પછી આશ્ચર્યચકિત તથા રોમાંચિત થયેલો અર્જુન મસ્તકવડે પ્રણામ કરી, હાથ જોડી, આ પ્રમાણે કહેવા લાગ્યો [૧૪].

**વિવેચન** :—હે રાજન્! વિશ્વરૂપદર્શનથી આશ્ચર્યચકિત થયેલો હર્ષથી પુલકિત રોમાયવાળો ભક્ત અર્જુન, વિશ્વરૂપ ધારણ કરનાર ભ શ્રીકૃષ્ણને મસ્તકવડે શ્રદ્ધાભક્તિપૂર્વક દણ્ડવત્ પ્રણામ કરી, બે હાથ विनीतः सन् [ પુ. અ. ત. ] વિનમ્રભાવે 'अभाषत=' विज्ञप्ति [ પુ. અ. ત. ] ભગવાનનું સ્તવન કરવા લાગ્યો [ ૧૪ ].

**અવતરણિકા** :—હવે ભક્ત અર્જુન ભગવાનના વિશ્વરૂપનું વર્ણન ક

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान्।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १

**અન્વયાર્થ** :—देव! હે દેવ! तव આપના देहे દેહને વિષે सर्वान् देवान् દેવોને पश्यामि હું જોઉં છું तथा भूतविशेषसंघान् ભૂતોના સ તથા कमलासनस्थं કમલરૂપ આસન પર બેઠેલા ईशं સર્વના નિયંતા બ્રહ્માને च અને सर्वान् સર્વ ऋषीन् ઋષિઓને च તથા दिव्यान् उरगान् સર્પોને પણ જોઉં છું [ ૧૫ ].

**શબ્દાર્થ** :—હે દેવ! હું આપના દેહને વિષે સર્વ દેવોને, સ્થાવરજ ભૂતોના સમૂહને, કમલરૂપ આસન પર બેઠેલા સર્વના નિયંતા બ્રહ્માને, ઋષિઓને તથા દિવ્ય સર્પોને પણ જોઉં છું [ ૧૫ ].

**વિવેચન** :—હે દેવ! આપના આ સર્વાત્મક વિરાટ સ્વરૂપમાં હું દે વસુ, રુદ્ર, આદિત્ય, ઇન્દ્ર વગેરે દેવોને, भूतविशेषसंघान् = સ્થાવરજં અનેક પ્રકારની જુદીજુદી આકૃતિવાળા સર્વભૂતોના સમુદાયને, બ્ર

પૃથ્વીના કમળની મેરુરૂપ કર્ણિકામાં બેઠેના અથવા આપની નાભિના કમળરૂપ આસન પર બેઠેના સર્વના નિયંતા, વિશ્વકર્તા તથા આપે પ્રથમ ઉત્પન્ન કરેલા ચતુર્મુખ બ્રહ્માને [ શ્વે ઉ ૬-૧૮ ], ऋषीन् = બ્રહ્માના પુત્રો ભૃગુ, વસિષ્ઠ, નારદ સનક વગેરે ઋષિઓને તથા उरगान् = શેષ, વાસુકિ, તક્ષક વગેરે દિવ્ય સર્પોને જોઉ છુ [ ૧૫ ]

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वा सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूप ॥१६॥

અન્વયાર્થ —વિશ્વેશ્વર ! હે વિશ્વના ઈશ્વર ! વિશ્વરૂપ ! હે વિશ્વરૂપ ! त्वा આપને अनेकबाहूदरवक्त्रनेत्रम् અનેક હાથ, પેટ, મુખ અને નેત્રવાળા सर्वत સર્વભણી अनन्तरूप અનંતરૂપવાળા पश्यामि જોઉ છુ पुन વળી तव આપના अन्त न અંતને નહિ मध्य न મધ્યને નહિ તથા आदिं આદિને પણ न पश्यामि હુ જોતો નથી [ ૧૬ ]

શબ્દાર્થ —હે વિશ્વેશ્વર ! હે વિશ્વરૂપ ! આપને હુ અનેક હાથ પેટ, મુખ તથા નેત્રવાળા અને સર્વભણી અનંતરૂપવાળા જોઉ છુ વળી આપના અંતને મધ્યને તથા આદિને હુ જોતો નથી [ ૧૬ ]

**વિવેચન** —હે જગદીશ્વર ! હે વિરાટસ્વરૂપ ભગવન્ ! હુ આપને अनेक बाहूदरवक्त्रनेत्रम् = અનેક હાથ, પેટ, મુખ તથા નેત્રવાળા તથા अनन्तरूपम् = સર્વભણી અનંતરૂપવાળા જોઉ છુ હે વિશ્વરૂપ ! આપ સર્વદેશમા તથા કાળમા વિદ્યમાન છો, અને તેથી આપના सर्वगत्त्वात् [ શ્રીધર ] સર્વવ્યાપકપણાને લીધે, હુ આપના अन्तम् = અંતને मध्य = મધ્યને કે आदिं = આદિને જોતો નથી किं बहुना ? विश्वरूप पश्यामि । [ પુ અ ત ] વિશેષ કહેવાથી શુ ? પણ હુ આપના અનંત વિશ્વરૂપના દર્શન કરુ છુ [ ૧૬ ]

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वा दुर्निरीक्ष्यं समन्ताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

અન્વયાર્થ —किरीटिन મુકુટધારી गदिन ગદાધારી चक्रिण ચક્રધારી च અને तेजोराशिं તેજના સમૂહરૂપ सर्वत ચારે તરફથી दीप्तिमन्त પ્રકાશવાળા दुर्निरीक्ष्य મુશ્કેલીથી જોઈ શકાય એવા दीप्तानलार्कद्युति પ્રજ્વલિત અગ્નિ અને સૂર્યના જેવી પ્રભાવાળા अप्रमेय નિશ્ચિત કરવાને અશક્ય એવા त्वा આપને समन्तात् સર્વ તરફથી पश्यामि હુ જોઉ છુ [ ૧૭ ]

**શબ્દાર્થ** .—મુકુટધારી, ગદાધારી, ચક્રધારી, તેજના સમૂહરૂપ, ચારે તરફથી પ્રકાશવાળા, મુશ્કેલીથી જોઈ શકાય એવા, પ્રજ્વલિત અગ્નિ તથા સૂર્યના જેવી પ્રભાવાળા, તથા અપ્રમેય એવા આપને સર્વ તરફથી હુ જોઉ છુ [૧૭]

**વિવેચન** —કિરીટ ધારણ કરનારા, ગદા ધારણ કરનારા, ચક્ર ધારણ કરનારા, તેજના સમૂહરૂપ, સર્વ તરફથી પ્રકાશમાન, જોવાને અશક્ય, પ્રજ્વલિત અગ્નિ તથા સૂર્ય જેવી પ્રભાવાળા તથા અપ્રમેય એવા આપને સર્વ તરફથી હુ જોઉ છુ

**નોધ** —દિવ્યચક્ષુ વિના વિશ્વરૂપ જોવાને અશક્ય છે, પરંતુ દિવ્ય દૃષ્ટિવાળાને તે જોવુ શક્ય છે તેથી જોવાને શક્ય એવા આપના વિશ્વરૂપને હુ જોઉ છુ આ ભક્ત અર્જુનના વચનમા કશો પણ વિરોધ નથી અધિકારીના ભેદથી બન્ને વચનો મળવે છે [ મધુ ]

ભગવાન પણ હવે પછી કહેશે કે, 'દર્શનયોગ્ય એવા આત્માને પ્રાકૃત ચક્ષુવાળા મૂઢ પુરુષો જોઈ શકતા નથી, પરંતુ જ્ઞાનચક્ષુવાળા વિવેકી પુરુષો જ જોઈ શકે છે.' [ગી ૧૫-૧૦] [૧૭]

त्वमक्षर परम वेदितव्य त्वमस्य विश्वस्य परं निधानम्।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८॥

**અન્વયાર્થ** —त्वम् આપ वेदितव्यम् જાણવા યોગ્ય परमम् अक्षरम् પરમ અક્ષર છો त्वम् આપ अस्य આ विश्वस्य વિશ્વના પર निधानम् પરમ આશ્રય છો त्वम् આપ अव्यय નિત્ય-અવિનાશી છો, આપ शाश्वतधर्मगोप्ता સનાતન ધર્મના રક્ષક છો, અને त्व આપ सनातन पुरुष પુરાણ પુરુષ છો, એમ मे मत મારાથી મનાયેના છો-હુ માનુ છુ [૧૮].

**શબ્દાર્થ** —આપ જાણવા યોગ્ય પરમ અક્ષર સ્વરૂપ છો, આપ આ વિશ્વના શ્રેષ્ઠ આશ્રય છો, આપ નિત્ય છો, આપ સનાતન ધર્મના રક્ષક છો, અને પુરાણ પુરુષ છો, એમ મારાથી મનાયેના છો-હુ માનુ છુ [૧૮]

**વિવેચન** —આપ વેદાતના શ્રવણાદિથી જાણવા યોગ્ય परमम् अक्षर= નિત્ય કૂટસ્થ [શંકરાનંદ] અવિનાશી પરબ્રહ્મરૂપ છો [શા ભા વગેરે], આપ જ આ સમસ્ત વિશ્વના निधानम् = આશ્રય છો [ શા ભા વગેરે], અથવા આપ અવ્યાકૃત નામનુ બીજ છો [ શંકરાનંદ ] આપ જ शाश्वतधर्मगोप्ता= વેદવિહિત ધર્મના રક્ષક [ શા ભા વગેરે ] છો, અથવા વર્ણાશ્રમધર્મરક્ષક સૃષ્ટિના

આદિ કર્તા ઈશ્વર [શંકરાનંદ] છો. આપ सनातन पुरुष = નિત્ય પુરુષ [આત્મા]' છો [શંકરાનંદ], અથવા અવ્યાકૃતથી પર પરમ દિવ્યપુરુષ છો [મુ. ઉ ૩-૨-૮].

" यदुकुलतिलकस्त्वमेवम्भूत इदानीं साक्षात्कृतो मयेत्यर्थः । [રા ભા ] યદુકુલતિલક એવા આપને હમણા આવા પ્રભાવશાળી સ્વરૂપે હુ પ્રત્યક્ષ જોઈ રહ્યો છુ " [૧૮].

**अनादिमध्यान्तमनन्तवीर्यमनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।**
**पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥ १९ ॥**

**અન્વયાર્થ** .—अनादिमध्यान्तम् આદિ, મધ્ય તથા અ ત વગરના–ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશથી રહિત अनन्तवीर्यं અન ત શક્તિવાળા—અન ત પ્રભાવવાળા अनन्तबाहुं અન તબાહુવાળા [અહી 'અન તબાહુ' શબ્દ મુખ વગેરે સર્વ અવયવોની અન તતાનુ ઉપલક્ષણ છે [ મધુ ] ] शशिसूर्यनेत्रं ચ દ્રસૂર્યરૂપી નેત્રવાળા दीप्तहुताशवक्त्रं મુખોમા પ્રજ્વલિત અગ્નિવાળા स्वतेजसा પોતાના તેજથી इदं આ विश्वं વિશ્વને तपन्तं તપાવનારા त्वां આપને पश्यामि હુ જોઉ છુ [ ૧૯ ]

**શબ્દાર્થ** : આદિ, મધ્ય તથા અ ત વગરના, અન ત પ્રભાવવાળા અન ત બાહુ વગેરે અવયવોવાળા, સૂર્યચ દ્રરૂપી નેત્રોવાળા, મુખોમા પ્રજ્વલિત અગ્નિવાળા, તથા પોતાના તેજવડે આ વિશ્વને તપાવનારા આપને હુ જોઉ છુ [ ૧૯ ]

**વિવેચન** —હે ભગવન્ ! अनादिमध्यान्त = આદિ, મધ્ય તથા અ ત વગરના, अनन्तवीर्य = અન ત પ્રભાવવાળા [ મધુ વગેરે ], અપરિમિત જ્ઞાન, બળ, ઐશ્વર્ય, શક્તિ તથા તેજવાળા [ રા. ભા ], अनन्तबाहुम् = અન ત હાથ, પગ મુખ વગેરે અવયવોવાળા, शशिसूर्यनेत्र = ચ દ્રસૂર્યરૂપી નેત્રવાળા, दीप्तहुताशवक्त्र = મુખમા પ્રજ્વલિત અગ્નિવાળા અથવા પ્રદીપ્ત અગ્નિ છે મુખ જેનુ એવા [મધુ], તથા અપાર તેજ વડે વિશ્વને તપાવતા હો તેવા આપને હુ જોઉ છુ.

" त्वां विश्वात्मना स्थितं पश्यामीत्यर्थः ॥ [ શ કરાન દ ] આપને વિશ્વરૂપે અવસ્થિત હુ જોઉ છુ."

શ્રુતિ પણ કહે છે કે —" चक्षोः सूर्योऽजायत । मुखादिन्द्रश्चाग्निश्च । [ ઋક્સ. ૮-૪-૧૯-૩ ] સૂર્યદેવ પરમાત્માના નેત્રમાથી તથા ઇન્દ્ર અને અગ્નિદેવ પરમાત્માના મુખમાથી ઉત્પન્ન થયેલા છે" [ ૧૯ ]

**द्यावापृथिव्योरिदमन्तरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।**
**दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥**

અન્વયાર્થ :—महात्मन् ! હે મહાત્મન્ ! त्वया આપે एकेन એકલા એ જ द्यावापृथिव्योः આકાશ અને પૃથ્વીનું इदं આ अंतरं અંતર [ મધુ. ], મધ્ય व्याप्तम् વ્યાપ્ત કર્યું છે च તથા सर्वाः સર્વ दिशाः દિશાઓ પણ हि ખરેખર વ્યાપ્ત કરી છે. तव આપના इदं આ अद्भुतम् અદ્‌ભુત उग्रं ઉગ્ર रूपं રૂપને दृष्ट्वा જોઈ ને लोकत्रयं ત્રણ લોક प्रव्यथितं અત્યંત ભય પામેલા છે–વ્યાકુળ થયા છે [ શંકરાનંદ ] [ ૨૦ ].

શબ્દાર્થ :—હે મહાત્મન્ ! આ આકાશ-પૃથ્વીનો મધ્ય ભાગ અને સર્વ દિશાઓ આપ એક વડે જ ખરેખર વ્યાપ્ત [ પૂર્ણ ] છે. વળી આપનું આ અદ્‌ભુત ઉગ્ર રૂપ જોઈને ત્રણ લોક અત્યંત વ્યથા પામ્યા છે [ ૨૦ ].

**વિવેચન** :—હે મહાત્મન્ ! આકાશ અને પૃથ્વી વચ્ચેના આ अन्तरं = અંતરિક્ષમાં તથા બધી દિશાઓમાં આપ જ એકલા વ્યાપી રહ્યા છો. આપના આ અદ્‌ભુત ઉગ્ર રૂપને જોઈને ત્રણ લોક प्रव्यथितम् = અત્યંત વ્યથા પામ્યા છે [ શા. ભા. ], ભયયુક્ત [ વિચલિત ] થયા છે [ મધુ. વગેરે ].

વળી આપનું સંપૂર્ણ ઐશ્વર્ય મને બતાવવાના હેતુથી, આપે આ ધર્મ-યુદ્ધ જોવા માટે અત્રે આવેલા બ્રહ્માદિ દેવો, અસુરો, પિતૃગણો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો વગેરેને દિવ્યચક્ષુ આપ્યા છે, તે સર્વે આ આપના અદ્‌ભુત ઉગ્ર રૂપને જોઈને, ભયથી વ્યથાને પ્રાપ્ત થયા છે તે હું જોઉં છું [ રા. ભા ] " अतः परमिदमुपसंहार। [ મધુ., નીલકંઠ વગેરે ] માટે આ આપના અદ્‌ભુત સ્વરૂપને સમેટી લો."

અહીં અંતરિક્ષ તથા સર્વ દિશાઓ સ્થાવરજંગમ સર્વ વિશ્વનું ઉપલક્ષણ છે [ શંકરાનંદ ] [ ૨૦ ].

**अमी हि त्वां सुरसङ्घाः विशन्ति केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।**
**स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसङ्घाः स्तुवन्ति त्वां स्तुतिभि पुष्कलाभिः ॥**

અન્વયાર્થ :—अमी આ सुरसघा. દેવોના સમૂહ त्वा આપનામાં हि જ विशन्ति પ્રવેશ કરે છે. केचित् કેટલાક भीता. ભયભીત થયેલા प्राञ्जलयः બે હાથ જોડીને गृणन्ति સ્તુતિ કરે છે. महर्षिसिद्धसघाः મહર્ષિઓના અને સિદ્ધોના સમૂહો स्वस्ति ' કલ્યાણ થાઓ ' इति એમ उक्त्वा બોલીને पुष्कलाभिः પરિપૂર્ણ અર્થનો બોધ કરનારી [ મધુ. ] स्तुतिभि. સ્તુતિ ( વચનો ) વડે त्वाम् આપની स्तुवन्ति સ્તુતિ કરે છે [ ૨૧ ].

**શબ્દાર્થ** :—વળી આ દેવોનો સંઘ આપનામાં પ્રવેશ કરે છે, ભયભીત થયેલા કેટલાક બે હાથ જોડીને આપનું સ્તવન કરે છે, અને મહર્ષિઓ તથા સિદ્ધોના સંઘો 'સર્વ જગતનું કલ્યાણ થાઓ' એમ બોલતા, પરિપૂર્ણ અર્થનો બોધ કરનારાં સ્તુતિવચનો વડે આપની સ્તુતિ કરે છે [૨૧].

**વિવેચન** :—હે ભગવન્! દુષ્ટોનો સંહાર કરી પૃથ્વીનો ભાર ઉતારવા માટે મનુષ્યરૂપે અવતરેલા આ વસુ, આદિત્ય વગેરે દેવોનો સમૂહ [ મધુ.] આપના વિશ્વરૂપમાં પ્રવેશ કરે છે; તથા કેટલાક નાસી જવાને અશક્ત ભય પામી બે હાથ જોડી गृणन्ति = સ્તુતિ કરે છે [ શા. ભા. વગેરે]; અથવા દેવશરીરને પ્રાપ્ત થયેલા જીવો આપના સ્વરૂપમાં પ્રવેશ કરતા જણાય છે; તથા કેટલાક પુણ્યો ક્ષય પામતાં સ્વર્ગાદિ લોકથી થનારા પતનના ભયથી બે હાથ જોડી સ્તુતિ કરે છે. સ્વર્ગાદિ લોક નાશવંત છે, તથા સ્વર્ગાદિ લોકને પ્રાપ્ત થનારાં કામ્ય કર્મો કરનારા પુનઃ પુનઃ ગમનાગમનને પામે છે, તે હું પ્રત્યક્ષ જોઈ રહ્યો છું.

વળી આપના સ્વરૂપને તત્ત્વથી જાણનારા યુદ્ધ જોવા માટે આવેલા ભૃગુ, વસિષ્ઠ વગેરે મહર્ષિઓ તથા કપિલમુનિ વગેરે સિદ્ધો 'स्वस्ति अस्तु जगते इति' 'જગતનું કલ્યાણ થાઓ' એમ બોલતા पुष्कलाभिः = સંપૂર્ણ સ્તોત્રોવડે [ શા. ભા. ], શબ્દ તથા અર્થની પુષ્ટિથી યુક્ત સ્તોત્રોવડે [શંકરાનંદ], પરિપૂર્ણ અર્થનો બોધ કરનારાં સ્તુતિવચનો વડે [ મધુ. ] આપની સ્તુતિ કરે છે [૨૧].

**रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।**
**गन्धर्वयक्षासुरसिद्धसङ्घा वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

**અન્વયાર્થ** :—ये જે रुद्रादित्याः રુદ્રો અને આદિત્યો वसवः વસુઓ च તથા साध्याः સાધ્યદેવો. विश्वे વિશ્વેદેવો अश्विनौ અશ્વિનીકુમારો च તથા मरुतः મરુતો च તથા उष्मपाः પિતૃઓ च एव તેમ જ गंधर्वयक्षासुरसिद्धसंघाः ગંધર્વ, યક્ષ, અસુર તથા સિદ્ધોના સમૂહો सर्वे તે સર્વે विस्मिताः વિસ્મય થયેલા-આશ્ચર્યયુક્ત થઈ त्वां આપને वीक्षन्ते જુએ છે-[ ૨૨ ].

**શબ્દાર્થ** :—વળી જે રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્ય, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો, મરુતો, ઉષ્મભાગી પિતૃઓ, ગંધર્વ, યક્ષ, અસુર તથા સિદ્ધોના સમૂહો છે તે સર્વ આશ્ચર્યયુક્ત થઈ આપને જોઈ રહ્યા છે [૨૨].

**વિવેચન** :—હે ભગવન્! અગિયાર રુદ્રો, બાર આદિત્યો, આઠ વસુઓ, ધર્મપત્ની દક્ષકન્યા સાધ્યાથી ઉત્પન્ન થયેલા બાર સાધ્યદેવો [ સ્કંદપુરાણ

૨૧, ૧૭–૧૮], ધર્મપત્ની દક્ષકન્યા વિશ્વાથી ઉત્પન્ન થયેલા દશ વિશ્વેદેવા [વાયુપુરાણ ૬૬–૩૧–૩૨] ઓગણપચાસ મરુતો, ઉષ્મભાગી પિતૃઓ [રા. ભા., યજુ. ૧–૩–૧૯–૬૧–૩], ગંધર્વો, કુબેર વગેરે યક્ષો, વિરોચન વગેરે અસુરો, અને કપિલમુનિ વગેરે સિદ્ધોના સમૂહો, એ સર્વે વિસ્મિતાઃ = આશ્ચર્યયુક્ત થઈ [શા. ભા.] આપને જોઈ રહ્યા છે, અથવા એ સર્વે આપના સ્વરૂપને જોઈ વિસ્મિતાઃ = વિસ્મયને–આશ્ચર્યને પામે છે [મધુ.] [૨૨].

**અવતરણિકા** :—' ત્રણ લોકો આપના સ્વરૂપને જોઈને અત્યંત વ્યથા પામ્યા છે ' એમ પૂર્વે કહ્યું છે. તેનો હવે ઉપસંહાર કરે છે :

**रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।**
**बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥ २३ ॥**

**અન્વયાર્થ** .—महाबाहो ! હે મહાબાહો ! बहुवक्त्रनेत्रं બહુ મુખ તથા નેત્રવાળા बहुबाहूरुपादं ઘણા હાથ, જાંઘ તથા પગવાળા बहूदरं ઘણા પેટવાળા बहुदंष्ट्राकरालं ઘણી દાઢોથી વિકરાળ એવા ते આપના महत् વિશાળ रूपं રૂપને दृष्ट्वा જોઈને लोकाः લોકો तथा તથા अहं હું प्रव्यथिताः અત્યંત વ્યથા પામ્યા છીએ [૨૩].

**શબ્દાર્થ** —હે મહાબાહો ! ઘણા મુખ અને આંખોવાળા, ઘણા હાથ, ઘણી જાંઘ અને પગવાળા, ઘણા પેટવાળા અને ઘણી દાઢો વડે વિકરાળ એવા આપના વિશાળ રૂપને જોઈને, લોકો તથા હું અત્યંત વ્યથા પામ્યા છીએ [૨૩].

**વિવેચન**.—હે મહાબાહો ! ઘણા મુખ તથા આંખોવાળા, ઘણા હાથ, જાંઘ, પગ તથા પેટવાળા અને ઘણી દાઢોથી ભયંકર એવા આપના વિશાળ વિશ્વરૂપને જોઈને लोकाः = પ્રાણીઓ प्रव्यथिताः = ભયથી વ્યાકુળ થઈ ગયા છે, તેમ જ હું પણ અત્યંત વ્યાકુળ થઈ ગયો છું [શંકરાનંદ વગેરે] [૨૩].

**અવતરણિકા** :—હવે ભક્ત અર્જુન પોતાની વ્યથાનું કારણ કહે છે :

**नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।**
**दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा धृतिं न विन्दामि शमं च विष्णो ॥२४॥**

**અન્વયાર્થ** :—विष्णो ! હે વિષ્ણુ ! नभःस्पृशं આકાશને સ્પર્શ કરતા–સંપૂર્ણ આકાશમાં વ્યાપક दीप्तं પ્રજ્વલિત अनेकवर्णं અનેકવર્ણવાળા व्यात्ताननं ઉઘાડાં મુખવાળા दीप्तविशालनेत्रं વિશાળ તેજસ્વી આંખોવાળા त्वां આપને

दृष्ट्वा જોઈ ને हि નિશ્ચે प्रव्यथितान्तरात्मा મારું મન વ્યાકુળ થયું છે, અને धृतिं ધૈર્યને च તથા शम મનની શાંતિને [ શા. ભા. ] न विन्दामि હું પામતો નથી [ ૨૪ ].

**શબ્દાર્થ** :—હે વિષ્ણુ ! આકાશને સ્પર્શ કરતા, પ્રજ્વલિત, અનેક વર્ણવાળા, ઉઘાડાં મુખવાળા તથા વિશાળ તેજસ્વી આંખોવાળા આપને જોઈ ને મારું મન અત્યંત વ્યાકુળ થયું છે તથા હું ધીરજને તેમ જ શાંતિને પામતો નથી [ ૨૪ ].

**વિવેચન** :—હે વિષ્ણુ ! नभस्पृशं = આકાશને સ્પર્શ કરતા [ મધુ. ], સ્વર્ગ સુધી વ્યાપ્ત [ શા. ભા. ], સર્વવ્યાપી [ શંકરાનંદ ], પ્રજ્વલિત, અનેક રંગવાળા, ઉઘાડાં મુખવાળા, તથા વિશાળ તેજસ્વી નેત્રવાળા આપના વિરાટ સ્વરૂપને જોઈને મારું મન ભયથી વ્યાકુળ થયું છે, તથા હું धृतिं = ધૈર્યને [ શા. ભા., દેહ ધારણ કરવાના સામર્થ્યને [શંકરાનંદ] અને शम = મનની શાંતિને [ શા. ભા.,] મનના સ્વાસ્થ્યને [ શંકરાનંદ ], મનની પ્રસન્નતાને [ મધુ ] પામતો નથી. " अतिचकितोऽस्मीत्यर्थः । [ શંકરાનંદ ] આપના સ્વરૂપને જોઈ હું અત્યંત ચકિત થયો છું."

આપે વ્યાપ્ત કરેલા ભયંકર પ્રદેશનો ત્યાગ કરી, કોઈ બીજે સ્થળે જવું મારે માટે શક્ય નથી, કારણકે આપ સર્વ સ્થળે વ્યાપક છો, એ ભાવ ભક્ત અર્જુન 'हे विष्णो' સંબોધન વડે સૂચિત કરે છે [ નીલકંઠ ] બાહ્ય તથા અંતર વિષે વ્યાપક એવા આપ મારી બાહ્ય તથા અંતર વ્યથાને જાણો છો, એ અભિપ્રાય છે [ કેશવ, નીલકંઠ, ભા. ટી. વગેરે ] [ ૨૪ ].

**અવતરણિકા** :—હવે ભક્ત અર્જુન ભગવાનની પ્રસન્નતા માટે પ્રાર્થના કરે છે :

**दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।**
**दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥**

**અન્વયાર્થ** :—दंष्ट्राकरालानि વિકરાળ દાઢોવાળા च તથા कालानलसंनिभानि પ્રલયકાળના અગ્નિસમાન ते આપના मुखानि મુખોને दृष्ट्वा જોઈને एव જ दिशः દિશાઓને न जाने હું જાણતો નથી च તથા शर्म સુખને न लभे પામતો નથી देवेश ! હે દેવોના ઈશ્વર ! जगन्निवास ! હે જગતના નિવાસભૂત પરમેશ્વર ! प्रसीद આપ મારા પર પ્રસન્ન થાઓ ! [ ૨૫ ]

**શબ્દાર્થ** :—વિકરાળ દાઢોવાળાં તથા પ્રલયકાળના અગ્નિ સમાન આપનાં

મુખોને જોઈને, હું દિશાઓને ઓળખતો નથી, તથા શાંતિને પામતો નથી, આટે હે દેવેન્દ્ર! હે જગન્નિવાસ! મારા પર પ્રસન્ન થાઓ! [૨૫]

**વિવેચન**:—હે દેવેશ! વિકરાળ દાઢોવાળા તથા પ્રલયકાળના અગ્નિ સમાન આપના મુખોને જોઈને, હું દિશાઓને ઓળખતો નથી. હું દિઙ્‌મૂઢ થયો છું તથા દિશાઓનુ ભાન ભૂલી ગયો છું [શા. ભા., મધુ વગેરે], તથા હું शर्म = આપનો દર્શન થવા છતાં સુખને અનુભવતો નથી [શા. ભા, મધુ વગેરે]

માટે હે જગન્નિવાસ! આપ મારા પર પ્રસન્ન થાઓ! ' यथाऽहं भयनिवृत्त्या प्रकृतिस्थो भवेय तथा कुर्वित्यर्थः । [કેશવ, રા. ભા.] ભયને દૂર કરી, હું પુનઃ પ્રકૃતિસ્થ થાઉં એટલે કે પુન મારા મનની શાંતિને પ્રાપ્ત થાઉં તે પ્રમાણે મારા પર દયા કરો " "यथा भयाभावेन त्वद्दर्शनजं सुखं प्राप्नुयामिति शेष । [મધુ, સદાનંદ] કે જેથી ભયના અભાવે આપના દર્શનથી ઉત્પન્ન થતા સુખને પામુ [એ અધ્યાહાર છે]" [૨૫].

અવતરણિકા:—'આ વિરાટ સ્વરૂપમા હુ અમારા વિજયને તથા કૌરવોના પરાજયને જોઉં છુ ' એ ભક્ત અર્જુન પાચ શ્લોકવડે કહે છે:

**अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसङ्घैः ।**
**भीष्मो द्रोणः सूतपुत्रस्तथाऽसौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥**
**वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।**
**केचिद्विलग्ना दशनान्तरेषु संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥२७॥**

**અન્વયાર્થ**:—अवनिपालसघै રાજાઓના સમૂહ सह સહિત एव જ अमी આ धृतराष्ट्रस्य ધૃતરાષ્ટ્રના सर्वे સર્વે पुत्रा· પુત્રો त्वाम् આપનામાં विशन्ति પ્રવેશ કરે છે च અને भीष्मः ભીષ્મ द्रोण· દ્રોણાચાર્ય तथा તથા असौ આ सूतपुत्रः સૂતપુત્ર કર્ણ अस्मदीयै· અમારા સંબંધીરૂપ योधमुख्यैः મુખ્ય યોદ્ધાઓ सह સહિત अपि જ दंष्ट्राकरालानि વિકરાળ દાઢોવાળા તે આપના भयानकानि ભયાનક वक्त्राणि મુખોમાં त्वरमाणा· વેગપૂર્વક [विशन्ति] પ્રવેશ કરે છે. केचित् કેટલાક યોદ્ધાઓ चूर्णितैः ચૂર્ણ થયેલા उत्तमाङ्गैः મસ્તકો સહિત दशनान्तरेषु આપના દાંતોની વચ્ચે विलग्ना· વળગેલા संदृश्यन्ते જોવામાં આવે છે [૨૬-૨૭].

**શબ્દાર્થ**:—બધા રાજાઓના સમૂહોની સાથે જ ધૃતરાષ્ટ્રના આ પુત્રો આપનામાં પ્રવેશ કરે છે, તેમ જ ભીષ્મ, દ્રોણાચાર્ય, આ સૂતપુત્ર કર્ણ અને

અમારા મુખ્ય યોદ્ધાઓ, પણ વિકરાળ દાઢોવાળા આપના ભયાનક મુખોમા વેગપૂર્વક પ્રવેશ કરે છે કેટલાકના માથા ચૂરા થઈને આપના દાતની વચ્ચે વળગેના જોવામા આવે છે [ ૨૬-૨૭ ]

**વિવેચન** —હે ભગવન્! આ શલ્ય, જયદ્રથ વગેરે કૌરવપક્ષના રાજાઓ દુર્યોધન વગેરે ધૃતરાષ્ટ્રના પુત્રો આપનામા પ્રવેશ કરી રહેલા છે, તેમ જ ભીષ્મ પિતામહ, દ્રોણાચાર્ય, સૂતપુત્ર કર્ણ તથા ધૃષ્ટદ્યુમ્ન, શિખડી વગેરે અમારા પક્ષના મુખ્ય યોદ્ધાઓ આપના વિકરાળ દાઢોવાળા ભયાનક મુખોમા વેગપૂર્વક પ્રવેશ કરતા જણાય છે. તેમા કેટલાકના માથા ચૂરા થઈને આપના દાતોની વચ્ચે વળગેલા જોવામા આવે છે.

આ પ્રમાણે ' यच्चान्यद्द्रष्टुमिच्छसि । ' [ ગી ૧૧-૭ ] ' જય, પરાજય, વિનાશ વગેરે જે કઈ જોવાની ઇચ્છા હોય તે તુ જો ' એ પૂર્વે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે ભગવાને પોતાના વિરાટ સ્વરૂપમા ભક્ત અર્જુનને કૌરવોના વિનાશનુ સાક્ષાત્ દર્શન કરાવ્યુ [ વે બ્ર ગી, પુ. અ. ત. ] [૨૬-૨૭]

**અવતરણિકા**.—હવે ભીષ્મ વગેરે વિરાટ સ્વરૂપમા પ્રવેશ કરે છે, તે વિષે ભક્ત અર્જુન દૃષ્ટાત કહે છે .

**यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवन्ति ।**
**तथा तवामी नरलोकवीरा विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥२८॥**

**અન્વયાર્થ** —यथा જેમ नदीनां નદીઓના बहव ઘણા अम्बुवेगाः જળપ્રવાહો अभिमुखाः અભિમુખ-સમુદ્ર તરફ જઈને समुद्रम् एव સમુદ્રને જ द्रवन्ति પામે છે तथा તેમ अमी આ नरलोकवीराः આ લોકનાયકો-આ મનુષ્યલોકના વીરો तव આપના अभिविज्वलन्ति પ્રકાશમાન वक्त्राणि મુખોમા विशन्ति પ્રવેશ કરે છે [ ૨૮ ].

**શબ્દાર્થ** —જેમ નદીના ઘણા જળપ્રવાહો સમુદ્ર તરફ જઈ સમુદ્રને જ મળે છે, તેમ આ મનુષ્યલોકના વીરો આપના પ્રકાશમાન મુખોમા પ્રવેશ કરે છે [ ૨૮ ]

**વિવેચન** —હે ભગવન્! જેમ ગગાયમુનાદિ નદીઓના બહુ વેગવાળા પ્રવાહો સમુદ્રની સન્મુખ થઈ, અસાવધાનપણે [ અબુદ્ધિપૂર્વક ] સમુદ્રમા પ્રવેશ કરે છે, તેમ આ મનુષ્યલોકના ભીષ્મ વગેરે શૂરવીરો આપના પ્રજ્વલિત મુખોમા અબુદ્ધિપૂર્વક પ્રવેશ કરે છે '

કેટલાંક પુસ્તકોમાં 'अभिविज्वलन्ति' એ વચનને બદલે 'अभितोज्वलन्ति' એવો પાઠ છે. તેવો પાઠ હોય તોપણ અર્થમાં કંઈ ફેર પડતો નથી [મધુ-વગેરે] [૨૮].

**અવતરણિકા** :—અબુદ્ધિપૂર્વક પ્રવેશમાં નદીના વેગનું દૃષ્ટાંત કહી, હવે બુદ્ધિપૂર્વક પ્રવેશમાં દૃષ્ટાંત કહે છે :

**यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा विशन्ति नाशाय समृद्धवेगाः ।**
**तथैव नाशाय विशन्ति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥**

**અન્વયાર્થ** :—यथा જેમ पतङ्गाः પતંગીઆં समृद्धवेगाः અત્યંત વેગવાળાં થઈ नाशाय પોતાના નાશને અર્થે प्रदीप्तं પ્રજ્વલિત-બળતા ज्वलनं અગ્નિમાં-દીવામાં विशन्ति પ્રવેશ કરે છે तथा एव તેવી જ રીતે लोकाः સર્વ લોકો अपि પણ समृद्धवेगाः અત્યંત વેગવાળા થઈ नाशाय પોતાના નાશને માટે तव આપનાં वक्त्राणि મુખોમાં विशन्ति પ્રવેશ કરે છે [૨૯].

**શબ્દાર્થ** :—જેમ પતંગીઆ અત્યંત વેગવાળા થઈ, પોતાના નાશને માટે પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરે છે; તેમ આ સર્વ લોકો પણ અત્યંત વેગવાળા થઈ, પોતાના નાશને માટે આપના મુખોમાં પ્રવેશ કરે છે [૨૯].

**વિવેચન** :—જેમ પતંગીઆં અત્યંત વેગવાળાં થઈ, પોતાના નાશને માટે પ્રજ્વલિત અગ્નિમાં બુદ્ધિપૂર્વક [મધુ., કેશવ વગેરે] પ્રવેશ કરે છે; તેમ આ દુર્યોધનાદિ સર્વ લોકો પણ અત્યંત વેગવાળા થઈ, બુદ્ધિપૂર્વક આપનાં પ્રજ્વલિત મુખોમાં પોતાના નાશને માટે પ્રવેશ કરે છે.

તાત્પર્ય એ છે કે, તામસવૃત્તિવાળા લોકો નદીના પ્રવાહની પેઠે ભગવાનના મુખમાં અબુદ્ધિપૂર્વક પ્રવેશ કરે છે; તથા રાજસી વૃત્તિવાળા લોકો પતંગીઆંની પેઠે ભગવાનના મુખમાં બુદ્ધિપૂર્વક પ્રવેશ કરે છે [૨૯].

**लेलिह्यसे ग्रसमानः समन्ताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।**
**तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥३०॥**

**અન્વયાર્થ** :—विष्णो ! હે વિષ્ણુ ! समग्रान् સમગ્ર लोकान् લોકોને ग्रसमानः ગળી જતા આપ ज्वलद्भिः પ્રજ્વલિત वदनैः મુખોવડે समन्तात् ચારે તરફથી लेलिह्यसे આસ્વાદન કરો છો-ચાટો છો. समग्रं સમગ્ર जगत् જગતને तेजोभिः તેજોવડે आपूर्य સર્વ તરફથી પૂર્ણ કરીને तव આપની उग्राः ઉગ્ર भासः પ્રભાઓ-કાંતિઓ प्रतपन्ति સંતાપ આપે છે [૩૦].

શબ્દાર્થ :—હે વિષ્ણુ ! સમગ્ર લોકોને ગળી જતા આપ પ્રજ્વલિત મુખોવડે તેમને ચારે તરફથી ચાટો છો. આપની ઉગ્ર પ્રભાઓ [ કાંતિઓ ] સમગ્ર જગતને તેજોવડે સર્વ તરફથી પૂર્ણ કરીને તપાવે છે [ ૩૦ ].

વિવેચન :—હે વિષ્ણુ ! દુર્યોધનાદિ સર્વ લોકોને બધેથી ગ્રાસ કરીને આપ આપના પ્રજ્વલિત મુખોવડે ચારે તરફથી લેલિહ્યસે ચાટી રહ્યા છો [ શા. ભા. વગેરે ], અત્યંત સ્વાદિષ્ટ પદાર્થોના ભોજન પછી જ પ્રીતિપૂર્વક હોઠ તથા જીભવડે આસ્વાદન કરતા હો [ વે બ. ગી. વગેરે ] એમ લાગો છો. આપનો ઉગ્ર પ્રકાશ આ મા જગતને તેજોવડે ભરી મૂકે છે, અને તપાવે છે.

"अत. सकलजगत्संतापकैस्तवविक्रमैस्तवस्तव धार्तराष्ट्रग्रसने को भार. ? [ વે બ ગી ] માટે આખા જગતને તપાવનાર ઉગ્ર તેજવાળા આપને દુર્યોધનાદિનો ગ્રાસ કરવો શું કઠિન છે ?" અર્થાત્ આપ દુર્યોધનાદિનો ગ્રાસ કરો એમા શુ આશ્ચર્ય ? [ ૩૦ ].

**आख्याहि मे को भवानुग्ररूपो नमोऽस्तु ते देववर प्रसीद ।**
**विज्ञातुमिच्छामि भवन्तमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥**

અન્વયાર્થ.—उग्ररूप. ઉગ્રરૂપવાળા भवान् આપ कः કોણ છો ? તે मे મને आख्याहि કહો. देववर ! હે દેવોમા શ્રેષ્ઠ ! ते તમને नमः નમસ્કાર अस्तु હો ! प्रसीद આપ પ્રસન્ન થાઓ ! आद्यं સર્વના કારણરૂપ भवन्त આપને विज्ञातु જાણવાને इच्छामि હુ ઇચ્છુ છું, हि કારણકે तव આપની प्रवृत्ति ચેષ્ટાને [ શા. ભા., મધુ. વગેરે ] न प्रजानामि હુ જાણતો નથી [ ૩૧ ].

શબ્દાર્થ :—ઉગ્ર રૂપવાળા આપ કોણ છો, તે મને કહો. હે દેવવર ! આપને નમસ્કાર હો ! આપ પ્રસન્ન થાઓ ! સર્વના કારણરૂપ આપને જાણવા ઇચ્છું છુ, કારણકે હુ આપની પ્રવૃત્તિને જાણતો નથી [ ૩૧ ].

વિવેચન.—હે દેવવર ! આ ઉગ્ર સ્વરૂપવાળા આપ કોણ છો ? આપ પ્રલયના રુદ્ર છો, પ્રલયના અગ્નિ છો, મહામૃત્યુ છો, કાલાંતક છો, પરમ પુરુષ છો, કે સર્વથી કોઈ અન્ય છો ? [ શંકરાનંદ ], એ અત્યંત અનુગ્રહ કરવા યોગ્ય એવા મને કહો.

આપને મારા નમસ્કાર હો ! આપ પ્રસન્ન થાઓ ! આ ક્રૂરતાનો ત્યાગ કરો. સર્વના કારણરૂપ એવા આપને હું વિશેષ કરી જાણવા ઇચ્છું છું, કારણકે આપનો સખા હોવા છતા અલ્પજ્ઞ એવો હુ આપની प्रवृत्तिम् = ચેષ્ટાને [શા. ભા., મધુ. વગેરે ], લીલાને [ પુ. અ. ત. ], યથાવત્ જાણતો નથી. માટે જે કાર્યને માટે

આપે આ સંહારરૂપ પ્રકટ કર્યું છે, તે મને કહી, આપ પુનઃ આપનું ચતુર્ભુજ પ્રસન્ન સ્વરૂપ ધારણ કરો [ શા. ભા., કેશવ, ગી. ૧૧-૪૪-૪૫ ] [ ૩૧ ].

અવતરણિકા : એ પ્રમાણે ભક્ત અર્જુને પ્રાર્થના કરી, તેથી હવે ભગવાન પોતાનું સ્વરૂપ તથા જે કાર્ય કરવા માટે પોતાની પ્રવૃત્તિ થઈ છે, તે ત્રણ શ્લોકવડે કહે છે :

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।**
**ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥**

અન્વયાર્થ :—लोकक्षयकृत् લોકોનો સંહાર કરનારો प्रवृद्धः અત્યંત વૃદ્ધિ પામેલો कालः કાળ अस्मि હું છું. लोकान् દુર્યોધન વગેરે લોકોને समाहर्तुं સંહાર કરવા इह અહીં प्रवृत्तः પ્રવર્તેલો છું-પ્રવૃત્ત થયો છું. प्रत्यनीकेषु પ્રતિપક્ષીઓની સેનામાં-શત્રુઓની સેનામાં ये જે योधाः યોદ્ધાઓ अवस्थिताः ઊભા છે सर्वे તે સર્વે त्वाम् ऋते તારા વિના-તારા કોઈ પણ ઉદ્યમ વગર [મધુ. વગેરે], તું યુદ્ધ ન કરીશ તો યે [ શા. ભા. વગેરે] अपि પણ न भविष्यन्ति વિનાશ પામશે-મૃત્યુ પામશે-જીવતા રહેવાના નથી [ ૩૨ ].

શબ્દાર્થ :—લોકોનો સંહાર કરનારો અને અત્યંત વૃદ્ધિ પામેલો કાળ હું છું, તથા લોકોને સંહાર કરવા પ્રવર્તેલો છું. આ શત્રુઓની સેનામાં જે યોદ્ધાઓ ઊભા છે, તે સર્વે તારા સિવાય, તું યુદ્ધ ન કરીશ તોપણ બચશે નહિ [૩૨].

વિવેચન :—कालोऽस्मि = "कलयति गणयति लोकानमवसानमिति कालः सोऽहमस्मि। [કેશવ, શા. ભા. ] ચરાચર ભૂતોના આયુની ગણના કરી તેનો સંહાર કરનાર કાળ હું છું." અથવા "क्रियाशक्त्युपहितः सर्वस्य संहर्ता परमेश्वरोऽस्मि।" [ મધુ. ] ક્રિયાશક્તિ ઉપાધિવાળો તથા સઘળાનો સંહાર કરનાર પરમેશ્વર હું છું." અથવા પૃથ્વીનો ભાર ઉતારવા સારુ પ્રાણીઓનો ક્ષય કરનાર પ્રચંડ કાળ હું છું [ શંકરાનંદ ]; તથા इह = અહીં આ સમયે [ શા. ભા. વગેરે ] દુર્યોધનાદિ સર્વ લોકોનો સંહાર [ ભક્ષણ ] કરવા માટે પ્રવર્તેલો છુ.

ऋतेऽपि त्वाम् = તારા કોઈ પણ ઉદ્યમ વગર [ મધુ. વગેરે ] તું યુદ્ધ ન કરીશ તોપણ [ શા. ભા. વગેરે ] તારા સિવાય આ શત્રુઓની સેનામાં ભીષ્મ, દ્રોણ વગેરે દુર્જય યોદ્ધાઓ ઊભેલા છે, તે બચશે નહિ. એ સર્વેનો નાશ

તેથી તેમને હણવા માટે તારા યુદ્ધરૂપ ઉદ્યમની કઈ જરૂર નથી [મધુ] " मयि महाम्र्त्यौ समुपस्थिते के नु जीविष्यन्ति। [શંકરાનંદ] મહામૃત્યુરૂપ મારા સન્મુખ કોણ જીવતા રહેશે? सर्वेऽपि म्रियन्त इत्यर्थः। [શંકરાનંદ] સર્વ કોઈ મૃત્યુ પામશે '

જ્યારે યુદ્ધની પૂર્વે હુ રાજા દુર્યોધન વગેરે પાસે સમાધાન માટે હસ્તિનાપુર ગયો, અને અનેક પ્રકારે સમજાવવા છતા રાજા દુર્યોધને મારી તથા અન્ય કોઈની સલાહ માન્ય કરી નહિ, તે વખતે ત્રિકાળદર્શી ભીષ્મે મને કહ્યુ .—'कालपक्वमिदं मन्ये सर्वं क्षत्रं जनार्दन।' [ઉદ્યોગપર્વ ૧૨૮–૩૨]' 'હે જનાર્દન! હવે ક્ષત્રિયો કાળથી પરિપક્વ થઈ ગયા છે'

મારા આ વિગટસ્વરૂપમા ભીષ્મે મને જે કહેલુ, તેનુ મે તને પ્રત્યક્ષ દર્શન કરાવ્યુ છે, માટે તુ યુદ્ધ નહિ કરે તોપણ કાળથી પરિપક્વ થઈ ચૂકેના આ દુર્યોધાનાદિ સર્વ લોકો અવશ્ય વિનાશ પામશે એ તુ નિશ્ચયપૂર્વક જાણ

## કાળનુ સામર્થ્ય

પપા સરોવરમા સ્નાન કરતી વખતે ભગવાન રામે સરોવરની બાજુમા એક સ્થળે પોતાના ધનુષ્ય વગેરે દાટી રાખ્યા સ્નાન કર્યા પછી લક્ષ્મણે ધનુષ્યાદિ બહાર કાઢ્યા ત્યારે તે લોહીથી ખરડાયેલા હતા ભગવાન રામે આ જોઈ લક્ષ્મણને કહ્યુ —'હે લક્ષ્મણ! જરૂર કોઈ જીવ માર્યો ગયો હશે' શ્રીલક્ષ્મણે થોડી માટી ખોતરી જોયુ તો એક મોટો દેડકો મૃત્યુ પામવાની તૈયારીમા હતો

ભગવાન રામે દેડકાને પૂછ્યુ 'તે આ ધનુષ્ય દાટતામા આવ્યુ ત્યારે બૂમ કેમ ન પાડી? સાપ કરડે છે અથવા કોઈ પણ જાતનો ભય જણાય છે ત્યારે તો તુ તત્કાળ મારા નામનો પોકાર કરે છે, તો પછી આ વેળા બિલકુલ શાંત રહેવાનુ શુ પ્રયોજન? જો તે ચીસ પાડી હોત તો હુ તને જરૂર બચાવી લેત"

દેડકાએ જવાબ આપ્યો —"હે પ્રભો! સાપ કરડવા આવે કે ભય કે સંકટ સમયે આપને પોકારુ એ સ્વાભાવિક છે, કારણકે આપ સમાન બીજો કોઈ રક્ષક નથી પરતુ જ્યારે આપ જ મારવા પ્રવૃત્ત થાઓ ત્યારે સહાય કે રક્ષણ માટે આપને પોકારવાનુ શુ પ્રયોજન? કાળ જેનો ગ્રાસ કરવા પ્રવૃત્ત થયો છે, તેનુ રક્ષણ કરવા કોણ સમર્થ છે?"

કાળનો ગ્રાસ થઈ પડેના પુરુષનુ રક્ષણ કરવા માટે વિદ્યા, તપ, દાન મિત્રો કે બાંધવો કોઈ સમર્થ થઈ શકતા નથી [શા પ ૨૨૭–૩૧] આ સર્વ જગત

કાળમા હોમાઈ રહ્યું છે. કાળના ગ્રાસ થઈ પડેલા કોઈની પણ કદી રક્ષા થઈ શકતી નથી. જે કાળનો કોઈ ઈશ્વર નથી, જે કાળ હમેશાં સાવધાન રહીને પ્રાણીઓને રાધ્યા કરે છે, તથા જે કાળ વાળ્યો વળે નહિ તેવો છે. તેના સપાટામાં સપડાયેલો કોઈ કદી છૂટતો જ નથી. દેહધારી પ્રાણીઓ પ્રમાદવશ થઈને ઊંઘ્યા કરે છે. પરંતુ કાળ તેમના પર સાવધ થઈને જાગ્યા કરે છે. અનેક પ્રયત્નો કરવામા આવ્યા હશે, પરંતુ કાળની નિવૃત્તિ થઈ, એમ કોઈએ કદી જોયું જ નથી. કાળનું કદી વારણ થઈ શકતુ નથી, તેમ જ તેનુ કોઈનાથી ઉલ્લંઘન પણ કરી શકાતુ નથી [ શા. પ ૨૨૭ ૯૩–૯૬ ]

'અરે ! પણ મે તેને હમણા જ જોયો હતો અને તે કેરી રીતે મૃત્યુ પામ્યો?' આવી રીતે મનુષ્યોના પ્રલાપો આપણે સાભળીએ છીએ, પણ તેવો પ્રલાપ કરનાર મનુષ્યોને પણ કાળનુ આકર્ષણ તો ચાલુ જ હોય છે [ શાં. પ. ૨૨૭-૯૭ ]'

## કાળનુ સ્વરૂપ

સમુદ્રના તરગની પેઠે મારા કાળસ્વરૂપમા [વિરાટ સ્વરૂપમાં] એક ક્ષણમાં અનત ભૂતો વ્યક્ત થાય છે, તથા વ્યક્ત સ્વરૂપે ભાસમાન થઈ, પાછાં લય પામે છે. આ કાળરૂપી ભયકર રુદ્ર એકસરખી રીતે આ સઘળા દશ્ય પદાર્થોની સ્થિતિને કોળીઓ કરી જવા માટે સર્વદા સજ્જ થયેલો રહે છે. અનંત બ્રહ્માડને ગળી જનારો કાળ જેને ગળી જતો નથી, એવી કોઈ વસ્તુ આજ સુધી થયેલી નથી. અનત બ્રહ્માડનુ ભોજન કરવા છતા, આ કાળ કદાપિ તૃપ્તિ પામતો નથી. કલ્પ પૂરો થાય ત્યારે સર્વ પ્રાણીઓનો વિનાશ કરી, પોતાના પગ સુધી તેમનાં હાડકાઓની માળા પહેરી, આ કાળરૂપી કાપાલિક નાચ્યા કરે છે.

કાળ કોઈ રીતે કાયર થતો નથી કોઈના પર પ્રેમ કરતો નથી, આવતો નથી, જતો નથી, અને સેંકડો મહાકલ્પ વીતતા અસ્ત કે ઉદય પામતો નથી. પ્રલયમા વિશ્રાંતિ લઈ, પાછો પોતે જ જગતનો કર્તા, ભોક્તા તથા સહારકર્તા થાય છે. બુદ્ધિથી તેના રહસ્યનો નિશ્ચય કરી શકાતો નથી. સારા નરસાં સર્વ પ્રકારના શરીરોને પ્રકટ કરતો અને પાછો તુરત જ લીન કરી નાખતો કાળ ચેષ્ટા કર્યા કરે છે. લોકોમા કાળનું બળ પ્રસિદ્ધ જ છે [ યો. વા. વૈ પ્ર. ૨૩]. જેમ અગ્નિ કાષ્ઠથી તૃપ્તિ પામતો નથી, તેમ કાળ અનત બ્રહ્માંડોના સંહારથી [ ભક્ષણથી ] પણ તૃપ્તિ પામતો નથી.

પરમાર્થદષ્ટિથી મારા કાળસ્વરૂપમા આ યુગના જ નહિ, પરતુ અનત યુગોના અણુમા અણુ તથા મહાનમા મહાન બનાવો સિનેમાની ફિલ્મની પેઠે

આવેખાઈ રહેના છે લોકદષ્ટિથી વર્ણવવામા આવના હવે પછી થનારા બનાવો, ભીષ્માદિના મૃત્યુની પેઠે મારા કાળસ્વરૂપમા બની ચૂકેના છે, તથા અતત્ત્વ જોઈ શકાય છે, તેમા કિંચિત્ ફેરફાર થઈ શક્ય નથી

ભૂત, ભવિષ્ય તથા વર્તમાન વગેરે કાળના વિભાગો પરિમિત બુદ્ધિની મિથ્યા કલ્પનામાત્ર જ છે. મારા કાળસ્વરૂપમા [ વિરાટ સ્વરૂપમા ] સર્વકાળે સર્વ કઈ વર્તમાન જ છે, તથા જ્ઞાનચક્ષુવાળા યોગીઓને સર્વદા પ્રત્યક્ષ જ છે [ ૩૨ ].

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम्।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

અન્વયાર્થ —तस्मात् તેથી त्वम् તુ उत्तिष्ठ યુદ્ધ કરવા ઊભો થા शत्रून् દુર્યોધનાદિ શત્રુઓને जित्वा જીતીને यश યશ लभस्व મેળવ અને समृद्धं ધનધાન્યાદિથી ભરપૂર નિષ્કંટક-સમૃદ્ધિવાળુ-ઐશ્વર્યસંપન્ન राज्यं રાજ્ય भुङ्क्ष्व ભોગવ सव्यसाचिन् ડાબે હાથે પણ બાણ સાધવાનો જેનો સ્વભાવ છે, એવા હે અર્જુન! एते આ દુર્યોધનાદિ તારા શત્રુઓને पूर्वम् एव પહેલેથી જ मया મે एव નિશ્ચે निहता હણી રાખેના છે तु निमित्तमात्रं નિમિત્તમાત્ર भव થા [ ૩૩ ].

શબ્દાર્થ —તેથી હે અર્જુન! તુ યુદ્ધ કરવા ઊભો થા, શત્રુઓને જીતીને યશ મેળવ, તથા ઐશ્વર્યસંપન્ન રાજ્ય ભોગવ, તેમને મે પ્રથમથી જ નિશ્ચે હણી રાખેના છે, તુ કેવળ નિમિત્તમાત્ર થા [ ૩૩ ]

વિવેચન —હે અર્જુન! દેવોથી પણ ન જીતી શકાય એવા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ, જયદ્રથ વગેરેને निहता = તેમના તેજ, બળ, પૌરુષ વગેરે આકાર્ય નિઃસાર કરી, યુદ્ધની પૂર્વે જ મે નિશ્ચે હણી રાખેના છે [હણ્યા સમાન છે], માટે उत्तिष्ठ = તુ યુદ્ધ કરવા માટે તૈયાર થા જેમ ભગવાન રામના કોપથી તથા સીતાજીના નિશ્વાસથી બળેની લંકાને બાળી, શ્રીહનુમાને યશ પ્રાપ્ત કર્યો, તેમ કાળથી [મહામૃત્યુરૂપ મારાથી] નિઃસત્ત્વ થયેના ભીષ્મપિતામહ વગેરેને આ યુદ્ધમા જીતી યશ મેળવ, અને સમૃદ્ધિવાળુ નિષ્કંટક રાજ્ય ભોગવ.

'केवल पुण्यैर्हि तल्लभ्यते। [ વા બા , મધુ વગેરે ]' આ ભીષ્માદિનો પરાભવ કરવાનો યશ તને તારા અર્જુન શૌર્યથી નહિ પરંતુ તને 'તારા પૂર્વજન્મોના મહા પુણ્યોથી જ પ્રાપ્ત થશે' [જુઓ ગી ૧૦૪૫ તથા વિવેચન] ' पावन जस कि पुन्य बिनु होइ। [તુલસી ઉ ૧૨૧ ખ ૪] પુણ્ય વિના પવિત્ર યશ કેમ મળે"

તેટલા માટે તારા ગાંડીવ કે બળના અભિમાનનો ત્યાગ કરી, पर्णपातेन वायुवत्। [શંકરાનંદ] સૂકાં પાંદડાંઓને ખંખેરતા વાયુની પેઠે ભીષ્માદિના પરાભવ માટે તું માત્ર નિમિત્તરૂપ થા. "न तत्र तव प्रयत्नविशेषोऽस्तीत्यर्थः। [શંકરાનંદ] આ કાર્યમાં તારો પ્રયત્નવિશેષ આવશ્યક નથી." ભીષ્માદિનો પરાભવ કરવામાં તને બિલકુલ શ્રમ નહિ પડે.

તાત્પર્ય એ છે કે, આ જગતમાં કાળે બાળી નાખેલા પદાર્થને જ અગ્નિ બાળે છે, કાળે મારી નાખેલાને જ બીજો કોઈ મારે છે; તથા કાળે નાશ પમાડેલાનો જ બીજો કોઈ નાશ કરે છે [શાં. પ. ૨૨૪-૨૦] [૩૩].

**અવતરણિકા** :—આથી હવે લોકદૃષ્ટિથી અજિત મનાતા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ તથા જયદ્રથના પરાજય વિષે ભક્ત અર્જુનનો સંશય નિવૃત્ત કરે છે :

**द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथाऽन्यानपि योधवीरान्।**
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युध्यस्व जेतासि रणे सपत्नान्॥**

**અન્વયાર્થ** :—द्रोणं દ્રોણને च તથા भीष्मं ભીષ્મને च તથા जयद्रथं જયદ્રથને च તથા कर्णं કર્ણને तथा તથા अन्यान् બીજા अपि પણ योधवीरान् શૂરવીર યોદ્ધાઓને मया મેં हतान् હણેલા જ છે; માટે તેમને त्वं તું जहि હણ मा व्यथिष्ठाः ભયને લીધે પીડા પામ નહિ—ડર મા युध्यस्व યુદ્ધ કર, रणे યુદ્ધમાં सपत्नान् શત્રુઓને जेतासि તું અવશ્ય જીતીશ [૩૪].

**શબ્દાર્થ** :—દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ તથા બીજા યોદ્ધાઓને મેં હણેલા જ છે, તેમને તું હણ. ભયને લીધે પીડા ન પામ, યુદ્ધ કર. સંગ્રામમાં તું શત્રુઓને જીતીશ [૩૪].

**વિવેચન** :—હે અર્જુન! "येषां निमेषणोन्मेषौ जगतः प्रलयोदयौ। तादृशाः पुरुषा यान्ति [ह्यन्येषां] गणनैव का॥ [મહોપનિષદ્ ૬-૨૫] જેમની આંખના મીંચાવા-ઊઘડવા માત્રથી જગતનો પ્રલય તથા ઉદય થાય છે, તેવા પુરુષો પણ વિનાશ પામે છે, તો બીજાની [ભીષ્માદિ જેવાની] ગણતરી શી? લાંબા આયુષ્યવાળા હોય, મોટા હોય, સંત હોય, કે બળવાન હોય, તોપણ તે સર્વેને અલક્ષિત સ્વરૂપવાળો કાળ ગળી જાય છે [યો. વા. નિ. પ્ર.[પૂ.] [૨૦-૧૦].

ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ તથા જયદ્રથ વગેરે મહારથીઓ યુદ્ધમાં પરાભવ પામી, મૃત્યુ પામશે એ વિષે જરા પણ સંદેહ નથી; પરંતુ તું મારો ભક્ત છે, તું મારે શરણ આવ્યો છે, માટે તું નિઃશંક થઈ યુદ્ધ કરે એ હેતુથી તેમના પરાભવ, પરાજય તથા મૃત્યુ વિષે હું તને વિસ્તારથી કહું છું, તે શ્રવણ કર.

" પિતા શાન્તનુ પાસે સ્વચ્છંદ મૃત્યુનું વરદાન પ્રાપ્ત કરનાર, ભગવાન પરશુરામનો દ્વંદ્વયુદ્ધમાં પરાભવ કરનાર, દિવ્યશસ્ત્રધારી કૌરવસેનાપતિ ભીષ્મ-પિતામહ સ્ત્રીદેહે જન્મેલા દ્રુપદપુત્ર શિખંડીથી પરાજય પામી, બાણશય્યા પર સૂતાંસૂતાં ધર્મરાજ યુધિષ્ઠિર વગેરેને બ્રહ્મવિદ્યાનો અલૌકિક ઉપદેશ આપી, ઉત્તરાયણમાં આ સ્થૂલ દેહનો ત્યાગ કરી, વિદેહમુક્તિને પામશે.

જ્યાં સુધી હાથમાં શસ્ત્ર છે ત્યાં સુધી પરાજયને પ્રાપ્ત ન થાય એવા ધનુર્વેદના આચાર્ય દ્રોણાચાર્ય, યુદ્ધમાં બાણોનાં ભાથાં ખૂટી જવાથી જ્યારે ધનુષ્ય ફેંકી દેશે, ત્યારે દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્નને હાથે મૃત્યુ પામશે.

ભગવાન પરશુરામ પાસેથી શસ્ત્રવિદ્યા શીખનાર, દિવ્ય કવચ-કુંડલ સાથે જન્મેલો દિવ્ય અસ્ત્રવાળો સર્વવીર્યશક્તિયુક્ત કર્ણ અજિત છે; પરંતુ ઇન્દ્ર-બ્રાહ્મણનો વેશ ધારણ કરી, કર્ણના જીવનરૂપ કવચ-કુંડળની ભિક્ષા માગશે, જીવન કરતાં પણ દાનધર્મને શ્રેષ્ઠ માનનાર કર્ણ, ઇન્દ્રને કવચ-કુંડળનું દાન આપશે કર્ણ તારા મૃત્યુ માટે ઇન્દ્ર પાસે એક અમોઘ શક્તિ પ્રાપ્ત કરશે, પરંતુ કર્ણને આ શક્તિનો ઉપયોગ ઘટોત્કચ પર કરવો પડશે; અને ત્યાર પછી તે તારાથી યુદ્ધમાં પરાજય પામી, તારે હાથે મૃત્યુ પામશે.

' હે પાર્થ ! કોઈ જયદ્રથના મસ્તકને પૃથ્વી પર પાડશે, તેના મસ્તકના સો ટુકડા થશે, એવા પિતા વૃદ્ધક્ષત્રના વરદાનને લીધે, તું જયદ્રથના વધ માટે વ્યથા પામે એ સ્વાભાવિક છે; પરંતુ જયદ્રથને અભિમન્યુના મૃત્યુના કારણરૂપ માની, તું બીજે દિવસે સૂર્યાસ્ત પૂર્વે તેનો વધ કરવાની તથા તે ન બની શકે તો દેહત્યાગ કરવાની ભીષણ પ્રતિજ્ઞા લેશે.

મહારથીઓથી ચારે બાજુથી રક્ષાયેલા જયદ્રથનો યુક્તિ વિના વધ થઈ શકશે નહિ, આથી હું સૂર્યનું આવરણ કરવા યોગનું વિધાન કરીશ. મારા યોગ સામર્થ્યથી જયદ્રથ એકલો જ સૂર્યને સ્પષ્ટ રીતે અસ્ત પામેલો જોશે, અને તેથી તે તારી પ્રતિજ્ઞાથી નિર્ભય થઈ, કોઈ પણ પ્રકારે પોતાનું રક્ષણ કરવાનો યત્ન કરશે નહિ. આ સમયે તું તેનો વધ કરશે; અને તારી પ્રતિજ્ઞા પૂર્ણ કરશે.

જયદ્રથનો વધ તારા બાણથી થયા પછી, તારાં દિવ્ય બાણોથી તેનું માથું જમીન પર ન પડતાં કુરુક્ષેત્રથી દૂર તીર્થમાં તપ કરતા તેના પિતા વૃદ્ધક્ષત્રના ખોળામાં પડશે; અને તેના ખોળામાંથી તે માથું જમીન પર પડશે. તેથી તેનો પિતા પણ મૃત્યુ પામશે. આ પ્રકારે પુત્રના સંરક્ષણ માટેનું વરદાન જ વૃદ્ધક્ષત્રના મૃત્યુના કારણરૂપ થશે [ મ. ભા. દ્રોણપર્વ અ. ૧૪૬-૨૬-૧૨૭].

"तस्मात्कुतोऽपि स्वस्य पराजयं वधनिमित्तं पापं च मा शङ्किष्ठा इत्यभिप्रायः । [મધુ.] માટે તું કોઈનાથી પણ તારા પોતાના પરાજયની તથા વધને લીધે તને પાપ લાગશે એવી શંકા ન કર." તું યુદ્ધ કર. સંગ્રામમાં દુર્જય ભીષ્માદિને તું અવશ્ય જીતીશ

"मुमुक्षुस्त्वं स्वधर्मननुवर्तस्वेति तात्पर्यार्थः । [શંકરાનંદ] તાત્પર્ય એ છે કે, મુમુક્ષુરૂપ એવા તારે ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનના સાધનરૂપ સ્વધર્મમાં જ પ્રવૃત્ત રહેવુ."

"परमेश्वरः स्वभक्तानां दुर्लभमपि कार्यं सुलभं करोतीति सूचितं भवतीत्यर्थः । [શંકરાનંદ] ભગવાન પોતાના ભક્તોના દુર્લભ કાર્યને પણ સુલભ કરે છે, એ સૂચન છે" [૩૪]

## ભાવિની પ્રબળતા

**અવતરણિકા :**—ભગવાન વેદવ્યાસની કૃપાથી દિવ્ય દૃષ્ટિને પ્રાપ્ત થયેલ સંજયે ભગવાન શ્રીકૃષ્ણના વિરાટ સ્વરૂપમાં ભક્ત અર્જુનની પેઠે ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ તથા જયદ્રથ વગેરે અજય મનાતા કૌરવ પક્ષના મહારથીઓને મૃત્યુ પામેલા જોયા આ વેળા મહાભારતનું યુદ્ધ શરૂ થયું ન હતું.

ભીષ્મપિતામહ વગેરેની દુર્જયતા તથા સત્તાના મદથી ઉન્મત્ત રાજા ધૃતરાષ્ટ્રે, ભગવાન શ્રીકૃષ્ણનાં સંધિ માટેનાં વચનોની અવજ્ઞા કરી, એટલું જ નહિ, પરંતુ ભગવાન વેદવ્યાસ પાસે દિવ્ય દૃષ્ટિ લઈ યુદ્ધ જોવાની કે દિવ્ય દૃષ્ટિવાળા પોતાના સૂત સંજય પાસે યુદ્ધ વિષે કાંઈ પણ જાણવાની પરવા ન કરી. ભીષ્મપિતામહ પાંડવોથી પરાભવ પામશે, એમ રાજા ધૃતરાષ્ટ્રે સ્વપ્ને પણ ધાર્યું ન હતુ. રાજા ધૃતરાષ્ટ્રને કૌરવોના વિજય માટે જરા પણ સંદેહ ન હતો; પરંતુ જ્યારે કુરુક્ષેત્રમાં ચાલી રહેલા ભયંકર યુદ્ધના દશમા દિવસે ભીષ્મપિતામહ યુદ્ધમાં પરાભવ પામ્યા, એ હકીકત સંજય રાજા ધૃતરાષ્ટ્રને કહેવા ગયો; ત્યારે ભીષ્મપિતામહના પતનના સમાચારથી શિથિલ થયેલા રાજા ધૃતરાષ્ટ્રે સંજયને યુદ્ધ વિષે વિસ્તારપૂર્વક વર્ણન કરવા કહ્યું [ગી. ૧-૧].

મહાભારતના યુદ્ધના આરંભમાં ભગવાન શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનના ગીતારૂપી દિવ્ય સંવાદનું વર્ણન કરતાં, ભગવાનના વિરાટ સ્વરૂપ વિષે ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કર્ણ, જયદ્રથ વગેરેને પરાજય પામી, સાક્ષાત્ મૃત્યુ પામેલા જોયા એ વાત સંજયે ધૃતરાષ્ટ્રને કહી.

ભીષ્મપિતામહ વગેરેના મૃત્યુ પછી નિરાશ્રય થએલા રાજા દુર્યોધનના પરાજય તથા મૃત્યુના વિચારે, રાજા ધૃતરાષ્ટ્ર યુદ્ધથી નિવૃત્ત થશે એવી આશા સંજયે રાખેલી, પરંતુ "तदपि नाश्रौषीद्धृतराष्ट्रो भवितव्यवशात्। [શા ભા, વે બ્ર ગી વગેરે] ભવિતવ્યતાને વશ રાજા ધૃતરાષ્ટ્રે બન્ને પક્ષ વચ્ચેની સંધિ માટેના વચન ન સાંભળ્યાં" જેમ ભવિતવ્યતાને વશ ધર્મરાજ યુધિષ્ઠિર દ્યૂતની પ્રેરણા ન રોકી શક્યા તેમ રાજા ધૃતરાષ્ટ્ર કુળનો નાશ ન અટકાવી શક્યો

"काल दंड गहि काहु न मारा। हरइ धर्म बल बुद्धि बिचारा॥ [તુલસી લ ૩૬-૮] કાળ કંઈ દંડ ઉગામીને કોઈનું માથું ફોડતો નથી, પરંતુ તે ધર્મ, બળ, બુદ્ધિ તથા વિવેકનું હરણ કરે છે" વિપરીત બુદ્ધિ જ વિનાશનું બળ છે શ્રીલક્ષ્મણજી પ્રતિ સીતાજીના પારુષ્યની પરાકાષ્ઠા, દક્ષયજ્ઞમાં જતાં વખતે સતીએ કરેલી ભગવાન શંકરની અવજ્ઞા તથા નહુષે કરેલી ઇન્દ્રાણીના પ્રેમની યાચના વગેરે અનેક દૃષ્ટાંતો છે કાળના જાણનાર પણ કાળની ગતિને રોકી કે ફેરવી શકતા નથી

'सहायास्तादृशा एव यादृशी भवितव्यता। જેવી ભવિતવ્યતા તેવા જ સહાયકો મળે છે" એ ન્યાય પ્રમાણે "જે થવાનું હોય છે, તેવી બુદ્ધિ થાય, સહાય પણ તેવો મળે તેવો પણ વ્યવસાય।" [દનપતરામ]

અંધ ધૃતરાષ્ટ્રના અંતરચક્ષુ અંધતાને પ્રાપ્ત થયા છે, એ જાણી સંજય સહેજ મૂંઝાયો પરંતુ "उक्तोऽपि न शृणोत्येव कालपाशवशं गतः। [અ રા સુ ૩-૪] કાળને વશીભૂત થયેલો પુરુષ હિતકર વચન પણ સાંભળતો નથી" "बलवान्विधिरेवात्र। [અ રા અયો ૫-૯] એમાં દૈવ જ બળવાન છે" ભાવિનો પ્રતિકાર નથી મનુષ્યને જ્યારે જ્યારે જે મળવાનું હોય છે, ત્યારે ત્યારે તે મળે જ છે અને જે કાળે જે થવાનું હોય છે, તે કાળે તે થાય છે જ [શા પ ૨૨૬-૧૦] 'તૈયાર હોવા ફતન હોય દૈન, તો દ્વાર તેના ન કરાય બંધ' ઇત્યાદિ વિચારે સંજય સ્વસ્થ થયો અને ત્યાર પછી શું થયું તે રાજા ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો

संजय उवाच ॥ સંજય બોલ્યા

**एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी।**
**नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥**

**અન્વયાર્થ** —केशवस्य કેશી દૈત્યને મારનાર ભગવાન શ્રીકૃષ્ણના एतत् એ वचनं વચનને श्रुत्वा સાંભળી कृताञ्जलि બે હાથ જોડી वेपमान પરમ

આશ્ચર્યના દર્શનથી ઉત્પન્ન થયેલા સંભ્રમથી કંપનો કિરીટી મુકુટધારી અર્જુન ભીતભીતઃ બીતાં બીતાં–અત્યંત ભય પામતાં નમસ્કૃત્વા નમસ્કાર કરીને પ્રણમ્ય અત્યંત નમ્ર થઈ સાદ્દદં ગદ્‌ગદ કંઠે ભૂય: ફરી ફરીને પણ કૃષ્ણં ભગવાન કૃષ્ણને આહ આ પ્રમાણે કહેવા લાગ્યો [ ૩૫ ].

**શબ્દાર્થ** :—કેશવના એ વચનને સાંભળી, બે હાથ જોડી, કંપાયમાન થઈ, અર્જુન નમસ્કાર કરીને, અત્યંત ભય પામતાં, નમ્ર થઈ, ગદ્‌ગદ કંઠે ફરીને શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો [ ૩૫ ].

**વિવેચન** :—હે ધૃતરાષ્ટ્ર! પૂર્વે દાનવોનો પરાજય કરી, ઇન્દ્રની પ્રસન્નતાથી પ્રાપ્ત કરેલા પ્રકાશયુક્ત કિરીટને મસ્તક પર ધારણ કરવાથી કિરીટીના નામથી પ્રસિદ્ધ ભક્ત અર્જુન [ મ. ભા. વિરાટ ૪૪-૧૭ ], ભગવાન શ્રીકૃષ્ણના એ વચનો સાંભળી, ભગવાનના ઉગ્ર, તેજસ્વી તથા અદ્‌ભુત વિરાટ સ્વરૂપના દર્શનથી અત્યંત ભય પામી, બે હાથ જોડી, નમસ્કાર કરી, નમ્ર થઈ, ગદ્‌ગદ કંઠે નીચે પ્રમાણે સ્તુતિવચનો ભગવાન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો [ ૩૫ ].

**અવતરણિકા** :—હવે અગિયાર શ્લોકવડે ભક્ત અર્જુન ભગવાનની સ્તુતિ કરે છે :

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

**स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।**
**रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सिद्धसङ्घाः ॥ ३६ ॥**

**અન્વયાર્થ** :— हृषीकेश ! હે ઇન્દ્રિયોના પ્રવર્તક ભગવાન શ્રીકૃષ્ણ ! तव આપના प्रकीर्त्या કીર્તન તથા શ્રવણથી जगत् જગત प्रहृष्यति હર્ષ પામે છે च તથા अनुरज्यते અનુરાગ પામે છે—આપના ઉપર પ્રેમ કરે છે. रक्षांसि રાક્ષસો भीतानि ભય પામીને दिशः સર્વ દિશાઓમા द्रवंति નાસે છે च તથા सर्वे સર્વ सिद्धसंघाः સિદ્ધોના સમૂહો नमस्यंति આપને નમસ્કાર કરે છે, તે स्थाने યોગ્ય જ છે [ ૩૬ ].

**શબ્દાર્થ** :—હે હૃષીકેશ! આપના કીર્તનથી જગત હર્ષ પામે છે, તથા આપ વિષે પ્રેમ ધરે છે; રાક્ષસો ભય પામીને દિશાઓમાં નાસી જાય છે, તથા સર્વે સિદ્ધોના સમૂહો આપને નમસ્કાર કરે છે, તે યોગ્ય જ છે [ ૩૬ ].

**વિવેચન** :—હે હૃષીકેશ! तव प्रकीर्त्या = ભક્તવત્સલ એવા આપના નામ તથા મહિમાના કીર્તનથી, કેવળ હું જ નહિ, પરંતુ દેવ, ગંધર્વ, યક્ષ, કિન્નર,

મનુષ્યો તથા ચેતનમાત્ર = સર્વચેતન જગત [ મધુ. ] प्रहृष्यति = હર્ષ પામે છે, તથા अनुरज्यते = આપને વિષે પ્રેમ ધરે છે. રાક્ષસો ભય પામીને द्रवन्ति = સર્વ દિશાઓમા નાસી જાય છે, તથા કપિલ વગેરે સિદ્ધોના સઘો, દેવ, ઋષિ વગેરે આપને नमस्यन्ति = નમસ્કાર કરે છે, તે યુક્ત [ યોગ્ય ] જ છે.

" अयं श्लोको रक्षोघ्नमन्त्रत्वेन मन्त्रशास्त्रे प्रसिद्ध । [ મધુ., વલ્લભ વગેરે ] આ શ્લોક ' રક્ષોઘ્નમત્ર ' તરીકે મ ત્રશાસ્ત્રમા પ્રસિદ્ધ છે.' આ બાબતમા વળી એ રહસ્ય છે કે, આ શ્લોકને ' ॐ नमो नारायणाय' તથા ' ॐ नमो भगवते महासुदर्शनाय हु फट् ' એ બે મ ત્રોથી સ પુટ દેવામા આવે છે, ત્યારે તે રાક્ષસોને હણનારો મ ત્ર થાય છે. [ મધુ , નીલકઠ વગેરે ] [ ૩૬ ].

અવતરણિકા —હવે ભગવાન જગતના હર્ષના તથા અનુરાગના વિષય છે, તથા સિદ્ધોના નમસ્કારના વિષય છે, તેનુ કારણ કહે છે .

**कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।**
**अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

**અન્વયાર્થ** :—महात्मन् ! હે મહાત્મન્ ! अनन्त ! હે અનત ! देवेश ! હે દેવેશ ! जगन्निवास ! હે જગન્નિવાસ ! ब्रह्मण अपि બ્રહ્માના પણ गरीयसे ગુરુરૂપ च અને आदिकर्त्रे જનકરૂપ–આદિકર્તા–આદિકારણરૂપ એવા આપને ते તે સર્વે कस्मात् શા માટે न नमेरन् ન નમસ્કાર કરે ? કારણકે આપ सत् સત્ છો असत् અસત્ છો તથા तत्परम् સત્ તથા અસત્ના મૂળ કારણરૂપ यत् જે अक्षर અક્ષરબ્રહ્મ તે પણ त्वम् આપ જ છો [ ૩૭ ]

**શબ્દાર્થ** —હે મહાત્મન્ ! હે અનત ! હે દેવેશ ! હે જગન્નિવાસ ! બ્રહ્માના પણ ગુરુરૂપ તથા આદિકારણ એવા આપને તે સર્વે શા માટે નમસ્કાર ન કરે ? આપ સત્ છો, અસત્ છો અને સત્ તથા અસત્ના મૂળ કારણરૂપ જે અક્ષરબ્રહ્મ તે પણ આપ જ છો [ ૩૭ ]

**વિવેચન**— હે મહાત્મન્ ! अनन्त = હે દેશ, કાળ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત ! देवेश = હે હિરણ્યગર્ભાદિ સર્વ દેવોના નિયતા ! जगन्निवास = હે અધિષ્ઠાનરૂપ ! બ્રહ્માના પણ ગુરુરૂપ તથા આદિકારણરૂપ આપને સિદ્ધો વગેરે શા માટે નમસ્કાર ન કરે ? આપ सत् = વિદ્યમાનપણાથી જણાતી વસ્તુ [ શા. ભા , મધુ. વગેરે ] કાર્યરૂપ જગત્ [ શકરાનદ વગેરે ], તથા असत् = અવિદ્યમાનાત્મકપણાથી જણાતી વસ્તુ [ મધુ. વગેરે ], જગતનુ કારણ અવ્યાકૃત

[ શંકરાનંદ વગેરે ] છો, તથા सत् તથા असत् બન્નેથી परं = તેમનું મૂળ કારણ જે अक्षरं = અવિનાશી બ્રહ્મ તે પણ આપ જ છો.

" त्वद्भिन्नं किमपि नास्तीत्यर्थः । [ મધુ. વગેરે ] આપનાથી ભિન્ન કાંઈ પણ નથી " અને તેથી સર્વ લોકો આપને પ્રણામ કરે છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી [ મધુ. ].

### શ્રીરામાનુજાચાર્ય વગેરેનો અર્થ

હે મહાત્મન્ ! હે અનંત ! હે દેવેશ ! હે જગન્નિવાસ ! બ્રહ્માના પણ ગુરુરૂપ તથા આદિકારણરૂપ એવા આપને તે સર્વે શા માટે નમસ્કાર ન કરે ? આપ अक्षरम् = જીવાત્મા, सत् असत् = કાર્યકારણભાવથી સ્થિત પ્રકૃતિ તથા तत्परं यत् = જીવાત્માથી શ્રેષ્ઠ અન્ય મુક્તાત્મતત્ત્વ [ રા ભા. ], અથવા તુરીયતત્ત્વ [ કેશવ ] છો, અને તેથી સર્વ લોકો આપને પ્રણામ કરે છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી [ કેશવ ]

**નોંધ** —' त्वमक्षरं सदसत्तत्परं यत् ' એ વચનનો ભગવાન ભાષ્યકાર વગેરેએ અદ્વૈત સંપ્રદાયની દૃષ્ટિથી, શ્રીરામાનુજાચાર્યે વિશિષ્ટાદ્વૈત સંપ્રદાયની દૃષ્ટિથી તથા શ્રીકેશવાચાર્યે દ્વૈતાદ્વૈત સંપ્રદાયની દૃષ્ટિથી અર્થ કરેલો છે [ ૩૭ ].

**અવતરણિકા** —હવે ભગવાનની સર્વાત્મકતા પ્રતિપાદન કરે છે :

**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनन्तरूप ॥३८॥**

**અન્વયાર્થ** .—अनन्तरूप ! હે અનંતરૂપ ! त्वं આપ आदिदेव. આદિદેવ છો पुरुष પુરુષ છો पुराण. પુરાણ છો—અનાદિ છો. त्व આપ अस्य આ विश्वस्य વિશ્વના परं પરમ निधान લયસ્થાન છો. આપ वेत्ता જ્ઞાતા असि છો—સર્વને જાણનાર છો च અને वेद्यं જ્ઞેય છો—જાણવા યોગ્ય છો च તથા परं પરમ धाम ધામ છો. त्वया આપે विश्वं વિશ્વ तत વ્યાપ્ત કર્યું છે [ ૩૮ ].

**શબ્દાર્થ** .—હે અનંતરૂપ ! આપ આદિદેવ છો, પુરુષ છો, પુરાણ છો તથા આ વિશ્વનું પરમ લયસ્થાન છો. આપ જ્ઞાતા છો, જ્ઞેય છો તથા વિષ્ણુનું જે પરમધામ તે પણ આપ જ છો. આપનાથી આ જગત વ્યાપ્ત છે [ ૩૮ ].

**વિવેચન** .—હે અનંતરૂપ ! આપ आदिदेव = સૃષ્ટિના કારણરૂપ હોવાથી આદિદેવ છો. આપ पुरुष. = સર્વ શરીરરૂપ પુરમાં રહેનારા હોવાથી પુરુષ છો.

આપ पुराणः = નિર્વિકાર હોવાથી પુરાણ [ અનાદિ-સનાતન ] છો. આપ परं निधानम् = આ જગતના પરમ લયસ્થાનરૂપ છો. આપ वेत्ता = સર્વજ્ઞ હોવાથી સર્વને જાણનારા એટલે કે સર્વના સાક્ષી તથા वेद्यं = બુદ્ધિ વગેરે દશ્યજાત [ શંકરાનંદ ] અથવા જાણવા યોગ્ય છો. સચ્ચિદાનંદરૂપ અને અવિદ્યા તથા તેના કાર્યથી રહિત એવું જે परं धाम = વિષ્ણુનું પરમ પદ તે પણ આપ જ છો; તથા આપનાથી આ જગત પરિપૂર્ણ [ વ્યાપ્ત ] છે. આ સર્વ કેવલ ! આપનું જ સ્વરૂપ છે.

" त्वमद्वितीयम् इत्यर्थः [ શંકરાનંદ ] આપ અદ્વિતીય અનંતરૂપ છો, એ અર્થ છે." " त्वमेव नमस्कार्य इति भावः [ શ્રીધર., કેશવ ]-આપ જ નમસ્કાર કરવા યોગ્ય છો, એ ભાવ છે" [ ૩૮ ].

**वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वं प्रपितामहश्च।**
**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥**

**અન્વયાર્થ** :—वायुः વાયુ यमः યમ अग्निः અગ્નિ वरुणः વરુણ शशांकः ચંદ્રમા प्रजापतिः પ્રજાપતિ च તથા प्रपितामहः પ્રપિતામહ त्वं આપ જ છો. તે આપને सहस्रकृत्वः હજારોવાર नमः नमः વારંવાર નમસ્કાર अस्तु હો च તથા તે આપને पुनः ફરીને अपि પણ भूयः વારંવાર नमः नमः અનેક નમસ્કાર હો [ ૩૯ ].

**શબ્દાર્થ** :—વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, પ્રજાપતિ તથા પ્રપિતામહ આપ જ છો. આપને હજારો વાર વારંવાર નમસ્કાર હો. વળી ફરીને પણ આપને વારંવાર અનેક નમસ્કાર હો [ ૩૯ ].

**વિવેચન** :—હે વિશ્વરૂપ ! આપ वायुः= વાયુરૂપ છો. આપ यमः = યમરૂપ છો. આપ अग्निः = અગ્નિરૂપ છો. આપ वरुणः = વરુણરૂપ છો. આપ प्रजापतिः = હરિણ્યગર્ભરૂપ છો. આપ प्रपितामहः = હિરણ્યગર્ભના પણ પિતારૂપ કારણબ્રહ્મ છો. સર્વાત્મરૂપ એવા આપને હું હજારો વાર વારંવાર નમસ્કાર કરું છું; અને ફરીથી પણ વારંવાર અનેક નમસ્કાર કરું છું.

શ્રદ્ધાભક્તિપૂર્વકના વારંવાર નમસ્કારથી ભક્ત અર્જુન નમસ્કારો વિષે અલંબુદ્ધિના અભાવનું સૂચન કરે છે [ મધુ., કેશવ. વગેરે ]. સર્વાત્મરૂપ એવા ભગવાનને પરમપ્રીતિપૂર્વક નમસ્કાર કરવા છતાં, ભક્ત અર્જુન તૃપ્તિ પામતો નથી એ ભાવ છે [ ૩૯ ].

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥

**અન્વયાર્થ** :—सर्व હે સર્વ ! = હે સર્વરૂપ ! = હે સર્વાત્મન્ ! ते આપને पुरस्तात् અગ્રભાગમાં–કર્મના આરંભમાં [ નીલકંઠ ] नमः મારા નમસ્કાર अस्तु હો. अथ તથા पृष्ठतः પૃષ્ઠભાગમાં–કર્મની સમાપ્તિમાં [ નીલકંઠ ] नमः નમસ્કાર હો તથા सर्वतः एव સર્વત્ર પણ આપને નમસ્કાર હો ! त्वम् આપ अनंतवीर्यामितविक्रमः અનંત વીર્યવાળા તથા અપાર પરાક્રમવાળા છો અને सर्वं સર્વ જગતને समाप्नोषि વ્યાપ્ત કરો છો ततः તેથી सर्वः સર્વરૂપ असि છો [ ૪૦ ].

**શબ્દાર્થ** :—હે સર્વ ! આપને આગળ, પાછળ તથા સર્વબાજુથી મારા નમસ્કાર હો. આપ અનંત વીર્યવાળા તથા અમાપ પરાક્રમવાળા છો અને સર્વને વ્યાપ્ત કરો છો, તેથી આપ સર્વરૂપ છો [ ૪૦ ].

**વિવેચન** :—હે સર્વાત્મન્ ! नमः अस्तु ते सर्वत एव सर्व = સર્વરૂપ એવા આપને આગળથી, પાછળથી તથા સર્વબાજુ મારા નમસ્કાર હો, અથવા કર્મના આરંભમાં, કર્મની સમાપ્તિમાં તથા કર્મોની મધ્યાવસ્થામાં મારા નમસ્કાર હો [ નીલકંઠ ]. આપ અનંતવીર્ય તથા અપાર પરાક્રમવાળા છો. આપ સર્વાત્મકપણા વડે સર્વને વ્યાપ્ત કરો છો, તેથી આપ सर्वः = સર્વરૂપ છો. " त्वदतिरिक्तं किमपि नास्तीत्यर्थः । [ શા. ભા., મધુ. વગેરે ] આપના સિવાય બીજું કાંઈ પણ નથી.

શ્રુતિ પણ કહે છે :— " पुरुष एवेदं सर्वम् । [ ઋક્સં. ૮–૪૨ ], आत्मैवेदं सर्वम् । [ છા. ઉ. ૭–૨૫–૨ ], नारायण एवेदं सर्वम् । [ ના. ઉ. ૨ ] " [ ૪૦ ].

**અવતરણિકા** :—હવે બે શ્લોકવડે અર્જુન ભગવાનના માહાત્મ્યના અજ્ઞાનથી કરેલા અપરાધોની ક્ષમા માગે છે :

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण ! हे यादव ! हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वाऽपि ॥ ४१ ॥

**અન્વયાર્થ** :—तव આપના इदं આ महिमानं મહિમાને–વિશ્વરૂપને–ઐશ્વર્યને अजानता ન જાણનારા मया મેં सखा ' કૃષ્ણ મારા સખા છે ' इति એમ मत्वा માનીને प्रमादात् ચિત્તની ચંચળતાથી [ શા. ભા., મધુ. ] वा અથવા प्रणयेन સ્નેહથી अपि પણ हे कृष्ण ! હે કૃષ્ણ ! हे यादव હે યાદવ ! हे सखा ! હે સખા ! इति એ પ્રમાણે प्रसभं અભિભવપૂર્વક–હઠપૂર્વક यत् જે उक्तम् કહ્યું હોય–અનુચિત વચનો કહ્યાં હોય, તે સર્વ આપ ક્ષમા કરો [ ૪૧ ].

**શબ્દાર્થ**:—આપના વિરાટ સ્વરૂપ રૂપ મહિમાને નહિ જાણતાં, આપને મારા સખા માની, ચિત્તની ચંચળતાથી કે સ્નેહથી પણ 'હે કૃષ્ણ! હે યાદવ! હે સખા!' એ પ્રમાણે જે કહ્યું હોય-જે અનુચિત વચનો કહ્યાં હોય, [તે સર્વ આપ ક્ષમા કરો] [૪૧].

**વિવેચન** :—હે ભગવન્! આપના આ વિરાટ સ્વરૂપ રૂપ महिमानम् = અપરિમિત તેજ, બળ, વીર્ય તથા ઐશ્વર્યને ન જાણનારા મેં 'શ્રીકૃષ્ણ મારા સખા છે, મામાના પુત્ર છે,' એમ માની प्रमादात् = ચિત્તની ચંચળતાથી [ શ્રા. ભા. વગેરે ] અથવા प्रणयेन = સ્નેહથી કે હઠથી [ શંકરાનંદ ] 'હે કૃષ્ણ! હે યાદવ! હે સખા!' ઇત્યાદિ પ્રકારે સંબોધવાથી મારાથી જે અવિવેક થયો હોય, તે પરમકારુણિક, એવા આપ ક્ષમા કરો [૪૧].

**यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।**
**एकोऽथवाऽप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥**

**અન્વયાર્થ** :—अच्युत! સર્વદા નિર્વિકાર રહેનારા હે ભગવાન શ્રીકૃષ્ણ! च તથા अवहासार्थं વિનોદ માટે-પરિહાસ માટે विहारशय्यासनभोजनेषु રમતા, સૂતાં, બેસતા કે ખાતા एक એકલા अथवा અથવા अपि કદાચિત્ तत्समक्षं તે મિત્રોની સમક્ષમાં यत् असत्कृतः असि આપનું જે કંઈ અપમાન થયુ હોય-આપનો જે અસત્કાર થયો હોય तत् તે સર્વ અપરાધોની त्वा अप्रमेय અચિંત્ય પ્રભાવવાળા આપની પાસે अहं क्षामये હું ક્ષમા યાચું છું [૪૨].

**શબ્દાર્થ** :—વળી હે અચ્યુત! વિનોદાર્થે રમતાં, સૂતા, બેસતાં કે ખાતાં, એકલા અથવા મિત્રોની સમક્ષમાં મારાથી આપનો જે અસત્કાર થયો હોય, તેને માટે અચિંત્ય પ્રભાવવાળા આપની હું ક્ષમા યાચુ છુ [૪૨].

**વિવેચન** :—હે અચ્યુત! વિનોદાર્થે રમત-ગમતમા, શયન-સ્થાનોમાં, બેસતાં અથવા ભોજનપ્રસંગે આપ એકલા હો ત્યારે, અથવા મિત્રોની સમક્ષમાં, આપના મહિમાને ન જાણવાથી મારાથી, જે કાંઈ આપનું અપમાન થયું હોય, અથવા આપનો તિરસ્કાર કે અનાદર થયો હોય કે આપની અવજ્ઞા થઈ હોય, તે વચનરૂપ તથા અસત્કારરૂપ મારા સર્વ અપરાધોની આપની પાસે હું ક્ષમા માગું છુ. આપ અચિંત્ય પ્રભાવવાળા છે, પરમ કૃપાળુ છો, માટે અવશ્ય મને ક્ષમા આપશો જ, કારણકે આપે શિશુપાળ વગેરે શત્રુઓને પણ ઉત્તમ ગતિ આપેલી છે [નીલકંઠ] [૪૨].

**અવતરણિકા** :–હવે ભક્ત અર્જુન ભગવાનના અચિંત્ય પ્રભાવનું સ્પષ્ટ રીતે નિરૂપણ કરે છે :

पिताऽसि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥४३॥

**અન્વયાર્થ** :—अप्रतिमप्रभाव ! હે નિરૂપમ પ્રભાવવાળા ! अस्य આ चराचरस्य ચરાચર लोकस्य લોકના त्वं આપ पिता પિતા असि છો च અને पूज्य પૂજ્ય છો गुरुः ગુરુ છો गरीयान् અધિક ગૌરવવાળા છો [મધુ.]. लोकत्रये ત્રણ લોકમાં त्वत्सम. આપના સમાન अपि પણ अन्यः બીજો કોઈ न अस्ति નથી ત્યારે अभ्यधिकः कुतः તેના કરતા બીજો અધિક ક્યાથી જ હોય ? [ ૪૩ ]

**શબ્દાર્થ** :—હે અપ્રતિમ પ્રભાવવાળા ભગવાન ! આ સ્થાવરજંગમ લોકના આપ પિતા છો, આપ પૂજ્ય છો, આપ ગુરુ છો, આપ સર્વ પ્રકારે અધિક ગૌરવવાળા છો. આ ત્રણ લોકમાં આપના સમાન બીજો કોઈ પણ નથી. ત્યારે આપના કરતા અધિક તો બીજો ક્યાથી જ હોય ? [ ૪૩ ]

**વિવેચન** :—હે ઉપમારહિત પ્રભાવવાળા ! આ સ્થાવરજંગમ લોકના આપ पिता = ઉત્પન્ન કરનાર છો, અને पूज्यः = સર્વના ઈશ્વરપણાને લીધે આ લોકના પૂજ્ય છો, આપ गुरु = સર્વ શાસ્ત્રનો ઉપદેશ કરનાર ગુરુ છો [મધુ], આથી સર્વ પ્રકારે આપ गरीयान् = અધિક ગૌરવવાળા છો [ મધુ ]. આ ત્રણ લોકમાં આપના સમાન બીજો કોઈ પણ નથી, ત્યારે આપના કરતાં અધિક તો બીજો ક્યાથી જ હોય ?

શ્રુતિ પણ કહે છે કે—"न त्वत्समश्चाभ्यधिकश्च दृश्यते। આપના સમાન કે એનાથી અધિક બીજો કોઈ દેખાતો નથી" [૪૩].

અવતરણિકા :—यत एवम् । [શા. ભા. ] આમ છે માટે :

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥

**અન્વયાર્થ**:—तस्मात् તેથી प्रणम्य નમસ્કાર કરીને कायं प्रणिधाय દેહને પૃથ્વી પર દંડની પેઠે ધારણ કરી अहं હું ईड्यं સ્તુતિ કરવા યોગ્ય त्वा આપ ईशं ઈશ્વરને प्रसादये 'મારા પર પ્રસન્ન થાઓ' એવી પ્રાર્થના કરું છું. देव ! હે દેવ ! पुत्रस्य પુત્રના અપરાધોને पिता इव પિતાની પેઠે सख्युः સખાના અપરાધોને सखा इव સખાની પેઠે તથા प्रियायाः પત્નીના અપરાધોને प्रियः પતિની પેઠે, મારા અપરાધોને આપ सोढुं સહન કરવાને अर्हसि યોગ્ય છો—ક્ષમા કરવાને યોગ્ય છો [૪૪].

**શબ્દાર્થ** :—તેથી નમસ્કાર કરી, તથા દંડવત્ પ્રણામ કરી, સ્તુતિ કરવા યોગ્ય એવા આપ ઈશ્વરને 'પ્રસન્ન થાઓ' એવી પ્રાર્થના કરું છું. હે દેવ ! જેમ પિતાને પુત્રના અપરાધની, મિત્રને મિત્રના અપરાધની, અને પતિને પત્નીના અપરાધની ક્ષમા આપવી યોગ્ય છે, તેમ આપને મારા અપરાધની ક્ષમા આપવી યોગ્ય છે [૪૪].

**વિવેચન** :—તેથી હે ભગવન્ ! प्रणम्य = સાષ્ટાંગ નમસ્કાર કરીને, સ્તુતિ કરવા યોગ્ય એવા આપ ઈશ્વરને प्रसादये = 'મારા ઉપર પ્રસન્ન થાઓ' એવી પ્રાર્થના કરું છું. હે દેવ ! पितेव पुत्रस्य = પિતા જેમ વાત્સલ્યભાવથી પોતાના બાલકપુત્રના અપરાધો ક્ષમા કરે છે, सखेव सख्युः = મિત્ર જેમ સ્નેહભાવથી મિત્રના અપરાધો ક્ષમા કરે છે, प्रियः प्रियायाः પતિ જેમ પ્રેમભાવથી પ્રિય પત્નીના અપરાધો ક્ષમા કરે છે; તેમ સર્વના પિતા, સુહૃદ્ તથા પ્રભુ એવા આપ મારા સર્વ અપરાધોને ક્ષમા કરો, કારણકે આપ જ મારું એક શરણુ છો.

યશોદા-નંદની વાત્સલ્યભક્તિ, ઉદ્ધવની સખ્ય ભક્તિ, તથા ગોપીઓની માધુર્યભક્તિનું સૂચન કરી, ભક્ત અર્જુન શ્રીકૃષ્ણને કહે છે કે, "જેમ આપ યશોદામાતા, નંદ, ઉદ્ધવ તથા ગોપીજનોના અપરાધો સહન કરી, તેમના પર પ્રસન્ન થયા, તેમ ભક્તવત્સલ એવા આપ આપના પ્રિયભક્ત તથા સખા એવા મારા અર્જુનના અપરાધો સહન કરી, એટલે કે અપરાધોની ક્ષમા આપી મારા પર પ્રસન્ન થાઓ !" [૪૪].

**અવતરણિકા** :—હવે બે શ્લોકવડે ભક્ત અર્જુન ભગવાનને વિરાટ સ્વરૂપનો ઉપસંહાર કરી [ સમેટી લઈ ] પૂર્વવત્ ચતુર્ભુજ સ્વરૂપે પ્રકટ થવા પ્રાર્થના કરે છે :

> अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
> तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

**અન્વયાર્થ** :—अदृष्टपूर्वं પૂર્વે નહિ જોયેલા આ વિરાટ સ્વરૂપને दृष्ट्वा જોઈને હું हृषितः હર્ષ પામ્યો अस्मि છું च તથા भयेन ભયથી मे મારું मनः મન प्रव्यथितं બહુ વ્યાકુળ થયું છે, માટે देव ! હે દેવ ! मे મને तत् एव रूपं આપનું પૂર્વનું જ રૂપ दर्शय દેખાડો. देवेश ! હે દેવેશ ! जगन्निवास ! હે જગન્નિવાસ ! प्रसीद મારા પર પ્રસન્ન થાઓ ! [૪૫]

**શબ્દાર્થ** :—પૂર્વે ન જોયેલા આ વિરાટ સ્વરૂપને જોઈને હું હર્ષ પામ્યો

છું, તથા ભયથી મારું મન વ્યાકુળ થયું છે, માટે હે દેવ! આપનું પૂર્વનું જ રૂપ મને દેખાડો. હે દેવેશ! હે જગન્નિવાસ! આપ પ્રસન્ન થાઓ! [૪૫].

વિવેચનઃ—હે દેવેશ! अदृष्टपूर्वम् = પૂર્વે કદી ન જોયેલા એવા આ અત્યંત અદ્‌ભુત વિરાટ સ્વરૂપને જોઈને હું હર્ષ પામ્યો છું, તથા મારું મન ભયથી વ્યાકુળ થયું છે; માટે હે દેવ! મારા પ્રાણના કરતાં પણ પ્રિય [ મધુ. ] આપનું પૂર્વનું સૌમ્યરૂપ મને દેખાડો. હે દેવેશ! હે જગન્નિવાસ! प्रसीद = આપ પ્રસન્ન થઓ! મારા પર આપના પૂર્વના સૌમ્યરૂપ દેખાડવારૂપ કૃપા કરો [ ૪૫ ].

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

અન્વયાર્થ :—अहं હું त्वां આપને तथा एव પહેલાની પેઠે જ किरीटिनं મુકુટવાળા गदिनं ગદાવાળા તથા चक्रहस्त હાથમાં ચક્રવાળા द्रष्टुं જોવાને इच्छामि ઇચ્છું છુ, માટે सहस्रबाहो! હે સહસ્રબાહુ! विश्वमूर्ते હે વિરાટ સ્વરૂપ! तेन તે चतुर्भुजेन रूपेण एव ચતુર્ભુજરૂપવાળા જ भव આપ થાઓ [ ૪૬ ].

શબ્દાર્થ :—હું આપને પહેલાંની પેઠે જ મુકુટવાળા, ગદાવાળા તથા હાથમાં ચક્રવાળા જોવા ઇચ્છું છું, માટે હે સહસ્રબાહુ! હે વિશ્વમૂર્તિ! આપ ચતુર્ભુજરૂપ ધારણ કરો [ ૪૬ ].

વિવેચન :—હે વિરાટ સ્વરૂપ! હું આપને પહેલાંની પેઠે જ મુકુટગદા-ચક્રધારી જોવા ઇચ્છું છું અર્થાત્ પ્રથમ જેવી રીતે હું દેખતો હતો તે આપના સૌમ્ય [ શાંત ] સ્વરૂપને જોવા ઇચ્છું છુ; માટે હે હજારો બાહુવાળા! આ ઉગ્ર વિરાટ સ્વરૂપનો ઉપસંહાર કરી, तेन एव चतुर्भुजेन रूपेण = પૂર્વસિદ્ધ ચતુર્ભુજરૂપે જ ફરીથી પ્રગટ થાઓ [ રા. ભા. ].

"एतेन सर्वदा चतुर्भुजादिरूपमर्जुनेन भगवतो दृश्यत इत्युक्तम्। [ મધુ ] આથી એ અર્થ સૂચિત કર્યો કે, ભક્ત અર્જુન સર્વકાળે ભગવાનનું ચતુર્ભુજાદિ સ્વરૂપ જ જોતો હતો."

ભગવાન શ્રીકૃષ્ણ ચતુર્ભુજ સ્વરૂપે જ પ્રગટ થયા હતા [ ભાગ. ૧૦–૩–૫], પરંતુ કંસથી ભય પામેના વસુદેવે પ્રાર્થના કરી :—" जातोऽसि देवदेवेश शङ्खचक्रगदाधर। दिव्यरूपमिदं देव प्रसादेनोपसंहर॥ [ વિ. પૂ ૫–૩–૧૦ ] હે દેવદેવેશ! આપ શંખચક્રગદાધારી સાક્ષાત્ પ્રગટ થયા છો, પરંતુ આપના આ ચતુર્ભુજ સ્વરૂપનો ઉપસંહાર કરો." વસુદેવ તથા દેવકીજીની પ્રાર્થનાથી, ભગવાને

કંસનો વધ કર્યો ત્યાં સુધી પોતાના બે હાથનો ઉપસંહાર કર્યો, તથા કંસના વધ પછી ફરીથી બે હાથ પ્રગટ કર્યા [ રા. ભા. ૧૧-૫૦; ભાગ. ૧૦-૩, ૨૮-૩૦ ] [ ૪૬ ].

**અવતરણિકા** :—ભક્ત અર્જુનને ભય પામેલો જોઈ, હવે ભગવાન વિરાટ સ્વરૂપ સમેટી લઈ, તેને આશ્વાસન આપે છે :

શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન બોલ્યા :

**मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।**
**तेजोमयं विश्वमनन्तमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥**

**અન્વયાર્થ** :—अर्जुन ! હે અર્જુન ! प्रसन्नेन તારા ઉપર પ્રસન્ન થઈ मया મેં आत्मयोगात् મારા અસાધારણ યોગસામર્થ્યથી तव તને इदं આ મારું तेजोमयं તેજોમય विश्वं વિશ્વરૂપ-વિશ્વવ્યાપી अनन्तम् અનંત आद्य અનાદિ परं શ્રેષ્ઠ रूपं રૂપ दर्शितं દેખાડ્યું છે यत् જે મેં મારું રૂપ त्वदन्येन તારા સિવાય બીજા કોઈએ પણ न दृष्टपूर्वं પૂર્વે જોયું નથી [ ૪૭ ].

**શબ્દાર્થ** :—હે અર્જુન ! પ્રસન્ન થયેલા મેં, મારા અસાધારણ યોગસામર્થ્યથી તને આ મારું તેજોમય, વિશ્વવ્યાપી, અનંત તથા અનાદિ શ્રેષ્ઠ રૂપ દેખાડ્યું છે; જે મારું સ્વરૂપ તારા સિવાય બીજા કોઈએ પૂર્વે જોયું નથી [ ૪૭ ].

**વિવેચન** :—હે અર્જુન ! " न तु तव दर्शनेऽधिकारोऽस्ति । [ નીલકંઠ ] મારું વિશ્વાત્મકરૂપ જોવાનો તને અધિકાર નથી. " " कर्मण्येवाधिकारस्ते । [ ગી. ૨-૪૭ ] તું અશુદ્ધ અંતઃકરણવાળો હોવાથી તારો કર્મનિષ્ઠામાં જ અધિકાર છે, તારો જ્ઞાનનિષ્ઠામાં અધિકાર નથી;" પરંતુ मया प्रसन्नेन = મેં તારા ઉપર કૃપા કરી, તને દિવ્યચક્ષુ આપી [ શ્લોક ૮ ] आत्मयोगात् = મારા અસાધારણ યોગસામર્થ્ય વડે તને મેં મારું તેજોમય, વિશ્વવ્યાપી, અનંત તથા અનાદિ परं रूपं = શ્રેષ્ઠ વિશ્વરૂપ દેખાડ્યું છે. " इतरेषां श्रवणविषयमेव तवैव दृष्टिविषयं गमितमित्यर्थः [ શંકરાનંદ ] મારું વિશ્વાત્મક સ્વરૂપ જે બીજાઓને કેવળ શ્રવણનો જ વિષય છે, તે કેવળ તારી જ દષ્ટિનો વિષય થયું છે."

" यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् = આ મારા વિશ્વરૂપને તારા સિવાય બીજા કોઈએ પૂર્વે જોયું નથી." જેમ ભગવાન રામને અત્યંત પ્રિય હોવાથી શ્રીહનુમાન ભગવાન રામના આલિંગનરૂપી સૌભાગ્યને પ્રાપ્ત થયા [ અ. રા. સુ. ૫-૬૩ ] તેમ " इष्टोऽसि मे दृढमिति । [ ગી. ૧૮-૬૪ ] તું પણ મને અત્યંત પ્રિય છે," તેથી તું આ વિશ્વરૂપદર્શનરૂપી પરમ સૌભાગ્યને પ્રાપ્ત થયો છે.

મારી બાલ્યાવસ્થામાં યશોદામાતાએ, ગોકુળમાં અક્રૂરે તથા કૌરવસભામાં ભીષ્મપિતામહ વગેરેએ મારા અનુગ્રહથી મારું જે સ્વરૂપ જોયું હતું, તે તને બતાવેલા આ વિશ્વરૂપના એક અવાંતરરૂપ જ હતું. તે મારું ઉત્તમ સ્વરૂપ ન હતું [શંકરાનંદ] "तदेवैतत्त दर्शितं तव भाग्यलब्धं। [શંકરાનંદ] જે આ મારું સર્વોત્તમ સ્વરૂપ મેં તને દેખાડ્યું છે, તે તને તારા ભાગ્યથી [પુણ્યથી] પ્રાપ્ત થયું છે." મારા વિશ્વરૂપદર્શનથી તું કૃતાર્થ થયો છે [શંકરાનંદ].

અનેક જન્મોના પુણ્યથી ઉત્પન્ન થયેલી ભક્તિવડે ભક્ત અર્જુનની પેઠે ભગવાનને પ્રિય થયેલો પુરુષ જ ભગવાનની કૃપાથી વિશ્વરૂપ જોવાને ભાગ્યશાળી થાય છે, એ અર્થ છે [૪૭].

**અવતરણિકા.**—હવે ભગવાન વિશ્વરૂપદર્શનની દુર્લભતા પ્રતિપાદન કરે છે:

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

**અન્વયાર્થ** :—कुरुप्रवीर! હે કુરુકુલમાં શ્રેષ્ઠ અર્જુન! वेदयज्ञाध्ययनैः વેદોના તથા યજ્ઞોના અધ્યયનવડે ન નહિ दानैः દાનથી न નહિ च અને क्रियाभिः શ્રુતિસ્મૃતિવિહિત કર્મોવડે न નહિ કે उग्रैः ઉગ્ર तपोभिः તપોવડે પણ नृलोके આ મનુષ્યલોકમાં त्वदन्येन તારા વિના બીજાથી एवंरूपः આવા વિશ્વરૂપવાળો अहं હું द्रष्टुं જોવાને न शक्य. શક્ય નથી [૪૮].

**શબ્દાર્થ** :—હે કુરુપ્રવીર! વેદોના તથા યજ્ઞોના અધ્યયનવડે, દાનોથી, કર્મથી કે ઉગ્ર તપોથી, આ મનુષ્યલોકમાં આવા વિરાટ સ્વરૂપવાળો હું તારા વિના બીજાથી જોવાને શક્ય નથી [૪૮].

**વિવેચન** :—હે કુરુકુલમાં શ્રેષ્ઠ અર્જુન! આ મનુષ્યલોકમાં મારા વિરાટ સ્વરૂપને જોવા તારા સિવાય બીજો કોઈ સમર્થ નથી. મારા વિરાટ સ્વરૂપનાં દર્શન વેદાભ્યાસથી, યજ્ઞોથી, તુલાપુરુષ વગેરે દાનોથી, અગ્નિહોત્ર વગેરે શ્રૌત કર્મોથી કે કૃચ્છ્ર ચાંદ્રાયણ વગેરે ઉગ્ર તપોથી કે બીજાં સાધનોથી नृलोके = આ મનુષ્યલોકમાં શક્ય નથી. "त्वं तु केवलं मदनुग्रहात् दृष्टवानसि। [વલ્લભ] તું તો કેવળ મારા અનુગ્રહથી જ આ મારું વિરાટ સ્વરૂપ જોવા સમર્થ થયો છે." મારા અનુગ્રહ વિના બીજાં કોઈ પણ સાધનવડે આ મારું વિરાટ સ્વરૂપ જોવાવું શક્ય નથી [મધુ].

"नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन। यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम्॥ [કઠ ઉપ. ૨–૨૩] આ આત્મા

વેદશાસ્ત્રના અધ્યયનથી, ગ્રંથોના અર્થધારણ શક્તિરૂપ બુદ્ધિથી, કે શાસ્ત્રોના શ્રવણાદિથી પ્રાપ્ત થતો નથી; પરંતુ સાધક જે આત્માનું વરણ કરે છે એટલે કે प्रार्थयते [શા. ભા., કઠ ઉપ.] જે આત્માની પ્રાર્થના કરે છે, તે આત્માદ્વારા જ તે [આત્મા] પ્રાપ્ત થાય છે. એટલે કે ज्ञायते [શા. ભા., કઠ ઉપ.] જાણી શકાય છે. તેના પ્રતિ આત્મા પોતાનું પારમાર્થિક સ્વરૂપ પ્રકાશિત કરે છે."

"निष्कामस्यात्मानम् एव प्रार्थयत आत्मनैवात्मा लभ्यत इत्यर्थः। [શા. ભા., કઠ ઉપ.] કેવળ આત્મલાભને માટે જ પ્રાર્થના કરનાર નિષ્કામ પુરુષને જ આત્માદ્વારા આત્માની ઉપલબ્ધિ થાય છે, એ અર્થ છે [૪૮].

**અવતરણિકા** :—હવે ભગવાન વિરાટ સ્વરૂપ સમેટી લે છે:

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम्।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

**અન્વયાર્થ** :—मम મારા ईदृक् આવા પ્રકારના इदं આ घोरं ઘોર रूपं રૂપને दृष्ट्वा જોઈને ते તને व्यथा વ્યથા-દુઃખ मा ન થાઓ च તથા विमूढभावः વ્યાકુળતા मा ન થાઓ व्यपेतभीः ભયરહિત તથા प्रीतमनाः પ્રસન્ન ચિત્તવાળો થઈ त्वं તું पुनः ફરીથી मे મારા तत् एव તે જ इदं આ પૂર્વના रूपं ચતુર્ભુજ રૂપને प्रपश्य જો [૪૯].

**શબ્દાર્થ** :—આ મારા ઘોર વિરાટ સ્વરૂપને જોઈને તને વ્યથા કે વ્યાકુળતા ન થાઓ. તું ભયરહિત તથા પ્રસન્ન ચિત્તવાળો થઈ, મારા તે જ આ પૂર્વના રૂપને જો [૪૯].

**વિવેચન** :—હે અર્જુન! મારા આ ભયંકર વિરાટ સ્વરૂપને જોઈને તને व्यथा = ભયના નિમિત્તથી પીડા [મધુ.], પરિતાપ [શંકરાનંદ] ન થાઓ; તેમ જ તને विमूढभावः = ચિત્તની વ્યાકુળતા [મધુ.], ચિત્તની વિમૂઢ અવસ્થા [શા. ભા.], અપ્રસન્નતા ન થાઓ; પરંતુ ભયરહિત તથા પ્રસન્ન ચિત્તવાળો થઈ, તું ફરીથી શંખચક્રગદાધારી [શા. ભા.] મારા પૂર્વના તે જ સૌમ્ય ચતુર્ભુજરૂપને જો. दृष्ट्वा प्रशान्तो भवेत्यर्थः। [શંકરાનંદ] મારા સૌમ્ય સ્વરૂપને જોઈ તું પ્રશાંત થા [૪૯].

**અવતરણિકા** :—'હવે ભગવાને ભક્ત અર્જુનને પોતાનું પૂર્વસ્વરૂપ દેખાડ્યું' તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

અન્વયાર્થ :—वासुदेवः ભગવાન શ્રીકૃષ્ણે अर्जुनं ભક્ત અર્જુનને इति એ પ્રમાણે उक्त्वा કહીને તથા તે પ્રકારનું स्वकं પોતાનું रूपं પૂર્વસ્વરૂપ भूयः ફરીથી दर्शयामास બતાવ્યું च અને पुनः ફરીને सौम्यवपुः સૌમ્ય શરીર-પ્રસન્ન શરીર भूत्वा ધારણ કરી મહાત્મા પરમકૃપાળુ ભગવાન શ્રીકૃષ્ણે भीतं ભય પામેલા एनं ભક્ત અર્જુનને आश्वासयामास આશ્વાસન આપ્યું [૫૦].

શબ્દાર્થ :—આ પ્રમાણે કહીને, ભગવાને ભક્ત અર્જુનને પુનઃ પોતાનું પૂર્વસ્વરૂપ બતાવ્યું; અને પુનઃ સૌમ્ય શરીર ધારણ કરી, મહાત્મા ભગવાને ભય પામેલા ભક્ત અર્જુનને આશ્વાસન આપ્યું [૫૦].

વિવેચન.—હે ધૃતરાષ્ટ્ર! આ પ્રમાણે કહીને, ભગવાન શ્રીકૃષ્ણે स्वकं रूपं = મુકુટ, કુંડળ, ગદા, ચક્ર વગેરેથી યુક્ત ચાર ભુજાવાળું અને શ્રીવત્સ, કૌસ્તુભ, વનમાળા તથા પીતાંબર વગેરેથી શોભાયુક્ત પોતાનું પૂર્વસ્વરૂપ [મધુ.] ભક્ત અર્જુનને બતાવ્યું; અને પૂર્વની પેઠે सौम्यवपुः भूत्वा = સૌમ્યશરીર [પ્રસન્ન શરીર] ધારણ કરી, મહાત્મા = પરમકરુણાવાળા, સર્વના ઈશ્વર, સર્વજ્ઞ ઇત્યાદિ અનેક કલ્યાણકારી ગુણોના ભંડારરૂપ [મધુ.] ભગવાન શ્રીકૃષ્ણે ભય પામેલા ભક્ત અર્જુનને आश्वासयामास = આશ્વાસન આપ્યું [મધુ. વગેરે], अभयं चकार! [શંકરાનંદ] અભય [નિર્ભય] કર્યો [૫૦].

અવતરણિકા :—ત્યાર પછી ભક્ત અર્જુન નિર્ભય થઈ ભગવાન શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યા :

अर्जुन उवाच ॥ અર્જુન બોલ્યા :

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

અન્વયાર્થ :—जनार्दन! હે જનાર્દન! तव આપના इदं આ मानुषं માનુષી सौम्यं रूपं સૌમ્યરૂપને दृष्ट्वा જોઈને इदानीं હવે હું सचेताः પ્રસન્નચિત્તવાળો [શા. ભા.] संवृत्तः થયો છું તથા प्रकृतिं મૂળ સ્વભાવને-સ્વસ્થતાને गतः अस्मि પામ્યો છું [૫૧].

શબ્દાર્થ :—હે જનાર્દન! આપના આ સૌમ્ય માનુષી સ્વરૂપને જોઈને, હવે હું પ્રસન્નચિત્તવાળો થયો છું તથા પ્રકૃતિને [મૂળ સ્વભાવને-સ્વસ્થતાને] પામ્યો છું [૫૧].

વિવેચન :—હે જનાર્દન! આપના આ માનુષી સૌમ્ય સ્વરૂપને જોઈને, હવે હું सचेताः = પ્રસન્નચિત્ત [શા. ભા., શ્રીધર], સ્વસ્થચિત્ત [શંકરાનંદ],

અવ્યાકુળચિત્તવાળો [ મધુ. ] થયો છું તથા प्रकृतिं = મૂળ સ્વભાવને [ શા. ભા. વગેરે ] સ્વસ્થતાને [ મધુ. વગેરે ] પામ્યો છું [ ૫૧ ].

**અવતરણિકા** :—હવે ચાર શ્લોકવડે વિરાટ સ્વરૂપના દર્શનરૂપ અનુગ્રહની દુર્લભતા નિરૂપણ કરે છે :

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

**सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।**
**देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥ ५२ ॥**

**અન્વયાર્થ** :—मम મારું यत् જે રુપ વિરાટ સ્વરૂપ दृष्टवान् असि તેં હમણાં જોયું इद તે રૂપ सुदुर्दर्शम् જોવાને અત્યંત દુર્લભ છે. देवाः દેવો अपि પણ नित्यं નિરંતર अस्य આ रूपस्य રૂપના दर्शनकाङ्क्षिणः દર્શનની ઇચ્છા કરે છે [ ૫૨ ].

**શબ્દાર્થ** :—મારું જે વિરાટ રૂપ તે હમણાં જોયું, તેનાં દર્શન અત્યંત દુર્લભ છે. દેવો પણ એ રૂપ જોવા નિરંતર ઇચ્છા કરે છે [ ૫૨ ].

**વિવેચન** :—હે અર્જુન ! જે મારું તેજોમય વિરાટ સ્વરૂપ તેં હમણાં જોયુ, તે सुदुर्दर्शम् = જોવાને અત્યંત દુર્લભ છે. ઇન્દ્રાદિ દેવો પણ આ વિશ્વાત્મક સ્વરૂપના દર્શનની નિરંતર આકાંક્ષા કરે છે દેવોએ મારુ આ સ્વરૂપ કદી જોયું નથી, તથા ભવિષ્યમાં કદી જોવા પામશે નહિ [ શા. ભા., મધુ. વગેરે ]

"*एतद्दर्शनमलभ्य भाग्यात्तव लब्धमित्यर्थः।* [ *શંકરાનંદ* ] આ અલભ્ય દર્શન તને તારા ભાગ્યથી [ પુણ્યથી ] જ પ્રાપ્ત થયુ છે" [ ૫૨ ].

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।**
**शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥**

**અન્વયાર્થ** :—यथा જે સ્વરૂપવાળો मा મને दृष्टवान् असि તે જોયો. एवंविधः તે સ્વરૂપવાળો अहं હું वेदैः વેદશાસ્ત્રના અધ્યયનથી तपसा ચાંદ્રાયણાદિ તપથી दानेन સુવર્ણાદિના દાનથી च તથા इज्यया યજ્ઞોથી પણ न शक्यः શક્ય નથી [ ૫૩ ].

**શબ્દાર્થ** :—તેં મને જે સ્વરૂપવાળો જોયો, તે સ્વરૂપવાળો હુ વેદોથી, તપથી, દાનથી કે યજ્ઞથી પણ જોવાને શક્ય નથી [ ૫૩ ]

**વિવેચન** :—હે અર્જુન ! આ મારા સર્વાત્મક વિશ્વરૂપનાં દર્શન वेदः = ઋગ્, યજુ૫, સામ તથા અથર્વ એ ચાર વેદોના અધ્યયનથી, तपसा = ચાન્દ્રાયણાદિ-

ઉગ્ર તપોથી, दानेन = ગાય, ભૂમિ, સુવર્ણ વગેરેના દાનથી, તથા इज्यया = યજનથી [શા. ભા.] કે શ્રૌત-સ્માર્ત કર્મોથી [શંકરાનંદ] પણ શક્ય નથી.

## વેદાધ્યયનનું પ્રયોજન

જો કે શાસ્ત્ર કે કર્મ મારા સ્વરૂપના સાક્ષાત્કારનું કે મોક્ષનું સાક્ષાત્ સાધન નથી, તોપણ વેદશાસ્ત્રનું અધ્યયન તથા યજ્ઞાદિ કર્મોનું અનુષ્ઠાન નિરર્થક નથી.

આત્મા સ્વયપ્રકાશ ચૈતન્યરૂપ છે. આત્માને પોતાના પ્રકાશ માટે અન્ય પ્રકાશની અપેક્ષા નથી; પરંતુ કલ્પિત અજ્ઞાન તથા તેના કાર્યની નિવૃત્તિ માટે અમુક પ્રકારની કલ્પિત ચિત્તવૃત્તિની અપેક્ષા છે. 'જેવો યક્ષ તેવો બલિ' એ ન્યાય પ્રમાણે કલ્પિત વસ્તુને કલ્પિત વસ્તુની સાથે વિરોધીપણુ છે; અને તેથી અવિદ્યારૂપ કલ્પિત વસ્તુની નિવૃત્તિ માટે અમુક પ્રકારની ચિત્તવૃત્તિ ઉત્પન્ન કરવા માટે શાસ્ત્રનો આરંભ છે, કારણકે અવિદ્યા-નિવર્તક ચિત્તવૃત્તિની ઉત્પત્તિ 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાક્યોના શ્રવણ-મનનાદિને અધીન છે. તેથી શાસ્ત્રનું પરોક્ષ જ્ઞાન વ્યર્થ નથી [મધુ ગી. ૨-૧૮].

મનુષ્યમાત્રે શબ્દબ્રહ્મનું [વેદશાસ્ત્રનું] તથા પરબ્રહ્મનું જ્ઞાન અવશ્ય મેળવવું જોઈએ [શાં. પ. ૨૭૦-૧], કારણકે, "शब्दब्रह्मणि निष्णातः परं ब्रह्माधिगच्छति । [બ્રહ્મબિંદુ ઉપ. ૧૭; શાં. પ. ૨૭૦-૨] જે પુરુષ શબ્દબ્રહ્મની અંદર કુશળ છે, તે જ પરબ્રહ્મને પામી શકે છે." શાસ્ત્ર તથા સત્સંગથી ઉત્પન્ન થતા વૈરાગ્યના અભ્યાસપૂર્વક સદાચારમાં પ્રવૃત્તિ, એ 'વેદાંતવાક્યના વિચારરૂપ યોગની બીજી ભૂમિકાને પ્રાપ્ત થયેલા પુરુષનું લક્ષણ છે [મહોપનિષદ્ ૫-૨૮].

"त्रिवृद्वेदः सुपर्णाख्यो यज्ञं वहति पूरुषम् । [ભાગ ૧૨-૧૧-૧૯] ઋક્, યજુષ્, અને સામ એ ત્રણ વેદો ભગવાનનું ગરુડ નામનું વાહન છે, અને તે ગરુડ યજ્ઞપુરુષ ભગવાનને વહે છે." તાત્પર્ય એ છે કે, જેમ ગરુડ સર્પનો નાશ કરે છે, તેમ શાસ્ત્રનુ પરોક્ષ જ્ઞાન સંસારરૂપી સર્પનો નાશ કરવાના સાધનરૂપ છે.

" शब्दशक्तेरचिन्त्यत्वाच्छब्दादेवापरोक्षधीः ॥ प्रसुप्तः पुरुषो यद्वच्छब्देनैवानुबुध्यते ॥ [શંકર-સદાચારસ્તોત્ર ૧૯] જેમ ગાઢ નિદ્રામાં પડેલો પુરુષ તેનું નામ લઈને બોલાવવાથી જાગ્રત્ થાય છે, તેમ અનાદિકાળથી અવિદ્યારૂપ નિદ્રામા પડેલો પુરુષ [જીવાત્મા] સદ્‌ગુરુના 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાક્યોરૂપ શબ્દોથી આત્મસ્વરૂપમાં જાગ્રત્ થાય છે."

સ્વાધ્યાય દૈવી સંપત્તિ છે [ગી. ૧૬-૧], જ્ઞાનયજ્ઞ છે [ગી. ૧૮-૧૦], વાણીનુ તપ છે [ગી. ૧૭-૧૫] તથા આત્મજ્ઞાનના સાધનરૂપ હોવાથી જ્ઞાન

કહેવાય છે [ ગી. ૧૩-૧૧ ]. તેથી " स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। [तै. ઉ. ૧૧- ૧ ] સ્વાધ્યાયમાં [ અધ્યયનમાં ] તથા પ્રવચનમાં [અધ્યાપનમાં]- પ્રમાદ ન કરવો." " ते हि नियमेन कर्तव्ये [ શા. ભા., તૈ. ઉ. ૧૧-૧ ] તે બન્નેનું નિયમથી [ યથાવિધિ ] આચરણ કરવું."

### યજ્ઞાદિ કર્મોનું પ્રયોજન

કેટલાક સાંખ્યદર્શનની આચાર્યો કહે છે કે :-" બુદ્ધિને વશ કરવા માટે કરવામાં આવતાં યજ્ઞાદિ કર્મો, હિંસામય હોવાને લીધે કેવળ પાપરૂપ જ છે; માટે યજ્ઞાદિ કર્મોનો ત્યાગ કરી, જપતપાદિદ્વારા બુદ્ધિને શુદ્ધ કરવી, તે વધારે શ્રેયસ્કર છે;" પરંતુ ભીષ્મપિતામહ પ્રતિપાદન કરે છે કે, 'યજ્ઞાદિ કર્મો જ વૈરાગ્યને ઉત્પન્ન કરવામાં નિમિત્તભૂત થઈ પડે છે, એટલુંજ નહિ પણ શમદમાદિ શુદ્ધ ધર્મનું રક્ષણ કરવામાં તે યજ્ઞાદિ ધર્મ જ સાધનભૂત થઈ પડે છે' [ શાં. ૫ ૨૧૨-૩૦].

વળી " यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्। [ગી. ૧૮-૫] યજ્ઞ, દાન તથા તપ એ નિષ્કામ પુરુષોના અંતઃકરણને પવિત્ર કરનારા છે," " चित्ते ह्यादर्शवद्यस्माच्छुद्धे विद्या प्रकाशते। यमैर्नित्यैश्च यज्ञैश्च तपोभिस्तस्य शोधनम्। [શંકર. ઉપ. સ. ૧૭-૨૨ ] જ્યારે ચિત્ત દર્પણ જેવું શુદ્ધ થાય, ત્યારે આત્મજ્ઞાન પ્રકાશિત થાય છે, માટે યમ, નિત્ય યજ્ઞ તથા તપ વગેરેથી તે ચિત્તને શુદ્ધ કરવા પ્રયત્નશીલ થવું [ ૫૩ ].

**અવતરણિકા** :—હવે વિશ્વરૂપદર્શનનો ઉપાય કહે છે :

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥**

**અન્વયાર્થ**:—अर्जुन ! હે અર્જુન ! परंतप ! હે પરંતપ ! तु પરંતુ एवंविधः એવા પ્રકારનો–વિશ્વરૂપવાળો अहम् હું अनन्यया भक्त्या અનન્ય ભક્તિ- વડે ज्ञातुं જાણવાને च द्रष्टुं સાક્ષાત્કાર કરવાને च તથા तत्त्वेन प्रवेष्टुं તત્ત્વવડે- પ્રવેશ કરવાને–મોક્ષ પ્રાપ્ત કરવાને [ શા. ભા. ] शक्यः શક્ય છું [ ૫૪ ].

**શબ્દાર્થ** :—હે અર્જુન ! હે પરંતપ ! પરંતુ એ પ્રકારનો [વિશ્વરૂપવાળો] હું અનન્ય ભક્તિવડે જાણવાને, જોવાને [સાક્ષાત્કાર કરવાને] તથા મારામાં તત્ત્વવડે- પ્રવેશ કરવાને [ મોક્ષ પ્રાપ્ત કરવાને ] શક્ય છું [૫૪].

**વિવેચન** :—હે અર્જુન ! હે પરંતપ ! एवंविधः = એવા પ્રકારનો [ વિશ્વ- રૂપવાળો ] હું अनन्यया भक्त्या = મારે વિષે એકનિષ્ઠાવાળી ભક્તિવડે [મધુ..

વગેરે ] જ્ઞાતું = શાસ્ત્રથી જાણવાને [ મધુ. ], યથાર્થ સ્વરૂપથી નિશ્ચય કરવાને [ શંકરાનંદ], શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના પરિપાક થતાં સ્વરૂપથી મારો સાક્ષાત્કાર કરવાને [ મધુ. ] તથા तत्त्वेन प्रवेष्टुं = મોક્ષ પ્રાપ્ત કરવા માટે [ શા. ભા ], મારા સ્વરૂપરૂપ થઈ મને પામવાને [મધુ.], સ્વરૂપ વિષે અવસ્થાનરૂપ વિદેહમુક્તિને પ્રાપ્ત કરવાને [શંકરાનંદ] શક્ય છું.

ભક્ત અર્જુન ભગવાનના સ્વરૂપ વિષે પ્રવેશ કરવાને યોગ્ય છે, એ ભગવાન 'परंतप !' સંબોધનવડે સૂચિત કરે છે [ મધુ. ]. तु शब्दोऽन्यस्यासाधनत्वनिर्धारणार्थः। [શંકરાનંદ ] અહીં 'तु' શબ્દ ભક્તિ સિવાય અન્ય વિષે અસાધનત્વ નિશ્ચય કરવા માટે છે.

## ભક્તિ અત્યંત દુર્લભ છે

હે અર્જુન ! જેમ અગ્નિ કાષ્ટને બાળીને ભસ્મ કરે છે, તેમ મારી ભક્તિ સર્વ પાપોને બાળીને ભસ્મ કરે છે. ભક્તિ મને જે પ્રકારે વશ કરે છે, તે પ્રકારે યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ કે ત્યાગ પણ મને વશ કરવા સમર્થ થતાં નથી [ ભાગ. ૧૧–૧૪, ૧૯–૨૦ ]. હુ કેવળ ભક્તિવડે જ વશ થાઉં છું. " भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात्। [ ભાગ. ૧૧–૧૪–૨૧ ] મારે વિષે નિષ્ઠા પામેલી ભક્તિ ચાંડાળોને પણ જાતિદોષથી પવિત્ર કરે છે." અર્થાત્ મારી ભક્તિ ચાંડાળોને પણ જન્માદિથી મુક્ત કરે છે.

પરંતુ " मद्भक्तिर्दुर्लभा लोके जाता चेन्मुक्तिदा यतः। [ રામ. અ. રા. અરણ્ય ૧–૪૫ ] આ સંસારમાં મારી ભક્તિ અત્યંત દુર્લભ છે, કારણકે જો અંતઃકરણ વિષે મારી ભક્તિ ઉત્પન્ન થાય તો તે અવશ્ય मुक्तिदा = મુક્તિ આપનારી છે."

## ભક્તિની ત્રણ પ્રકારની અવસ્થા

ભક્તિની ત્રણ પ્રકારની અવસ્થા છે : જ્યારે અનેક જન્મોનાં સુકૃતોથી [ પુણ્યોથી ] પાપોનો અંત આવે છે, એટલે કે જ્યારે ભક્તિવિરોધી સંસ્કારો સર્વથા પરાભવ પામે છે, ત્યારે અંતઃકરણ વિષે ભક્તિનો ઉદય થાય છે [ ગી. ૭–૨૮ ]. આ ભક્તિની આરંભ અથવા કનિષ્ઠ અવસ્થા છે.

જ્યારે અંતઃકરણ વિષે કામ–ક્રોધ, રાગ–દ્વેષ તથા અહંતા–મમતા લય પામે છે, તથા અંતઃકરણ વૈરાગ્ય, દીનતા તથા સમતાથી વ્યાપ્ત થાય છે, ત્યારે અધિકારી પુરુષ મારી પરમ ભક્તિને [ અનન્ય ભક્તિને ] પ્રાપ્ત થાય છે [ ગી. ૧૮–૫૩–૫૪]. આ જ્ઞાનરૂપી સૂર્યના ઉદયની સૂચક ભક્તિની પરિપાક અવસ્થા છે.

ભક્તિની ઉપરોક્ત અવસ્થાને પ્રાપ્ત કરનાર પુરુષ, મારા અનુગ્રહથી મારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરી, મારા પરમભાવને પ્રાપ્ત થઈ, કૃતાર્થ થાય છે [ ગી. ૧૮-૫૫]. આ શ્રેષ્ઠ ગતિને પ્રાપ્ત કરનાર શ્રીશુકદેવજી વગેરે જેવા જ્ઞાની મહાત્માઓ स्वभावतः = સ્વાભાવિક રીતે નિત્ય-નિરંતર મારું સ્મરણ-કીર્તન કરે છે [ ભાગ. ૧-૭-૧૦ ]. આ મારી ભક્તિની સહજ અવસ્થા છે.

મારી ભક્તિની ઉપરોક્ત કોઈ પણ પ્રકારની અવસ્થાને પ્રાપ્ત થવું, એ ક્રમશઃ દુર્લભ, દુર્લભતર અને દુર્લભતમ છે [ ૫૪ ].

**અવતરણિકા** :—" अधुना सर्वस्य गीताशास्त्रस्य सारभूतोऽर्थो निःश्रेयसार्थिनामनुष्ठानाय पुञ्जीकृत्योच्यते । [ મધુ., શા. ભા. વગેરે ] હવે સંપૂર્ણ ગીતાશાસ્ત્રનો સારભૂત અર્થ મુમુક્ષુઓના અનુષ્ઠાન માટે એકઠો કરીને કહે છે" :

**मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।**
**निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥ ५५ ॥**

**અન્વયાર્થ** :—पाण्डव હે પાંડવ ! मत्कर्मकृत् મારે અર્થે કર્મ કરનારો मत्परमः મને જ પરમ પ્રાપ્ય માનનારો मद्भक्तः મારો ભક્ત सङ्गवर्जितः જેણે સંગનો ત્યાગ કર્યો છે તે તથા सर्वभूतेषु સર્વભૂતોમાં यः જે निर्वैरः વૈરરહિત છે सः તે माम् મને एति પામે છે [ ૫૫ ].

**શબ્દાર્થ** :—હે અર્જુન ! જે મારે અર્થે કર્મ કરનારો છે, જે મને જ પરમ પ્રાપ્ય માનનારો છે, જે સર્વ પ્રકારોથી મારા ભજનમાં તત્પર છે, જે સંગથી રહિત છે, તથા સર્વભૂતોમાં જે વૈરરહિત છે, તે મને પામે છે [ ૫૫ ].

**વિવેચન** :—હે અર્જુન ! मत्कर्मकृत् = સ્વાર્થ માટે નહિ, પરંતુ મારે માટે જ લૌકિક-વૈદિક સર્વ કર્મ કરનારો [ શા. ભા., શંકરાનંદ વગેરે ], સર્વ કર્મો કેવળ મારી આરાધના માટે જ કરનારો [ રા. ભા., કેશવ વગેરે ], मत्परमः = સ્વર્ગાદિ કે સ્ત્રીપુત્રાદિની પ્રાપ્તિ માટે નહિ; પરંતુ કેવળ મારી જ પ્રાપ્તિ માટે સર્વ કર્મો કરનારો [ કેશવ ], મને પરમાત્માને જ પરમગતિ માનનારો [શા. ભા. વગેરે], સર્વ પ્રકારોથી મારા ભજનમાં તત્પર [ મધુ. ], સર્વકાળે મારું જ ભજન, કીર્તન, ધ્યાન, અર્ચન વગેરે કરનારો [ કેશવ ], મારામાં જ પ્રીતિવાળો હોઈ, મારાં ભજન, કીર્તન, સ્તવન, ધ્યાન, પૂજન વગેરે વિના જીવન ધારણ કરવા અસમર્થ [ શા. ભા. ], જેની ઇન્દ્રિયોની વૃત્તિ મારા સ્વરૂપના ગ્રહણમાં તત્પર છે, એવો [ શંકરાનંદ ].

सङ्गवर्जितः = સ્ત્રીપુત્રાદિમાં આસક્તિ વિનાનો, सर्वभूतेषु निर्वैरः = અનિષ્ટ કરનાર કે અપકાર કરનાર તરફ પણ શત્રુભાવથી રહિત તથા मद्भक्तः = સર્વ પ્રકારોથી મારા ભજનમાં તત્પર રહેનારો મારો ભક્ત माम् एति = અભેદ ભાવથી મને પામે છે [ મધુ. વગેરે ], વિદેહકૈવલ્યને પ્રાપ્ત થાય છે [ શંકરાનંદ ] [૫૫].

•

देवैरपि सुदुर्दर्शं तपोज्ञानादिकोटिभिः ।
भक्ताय भगवानेव विश्वरूपमदर्शयत् ॥ [ શ્રીધર ]

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "विश्वरूपदर्शनयोगो" नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'વિશ્વરૂપદર્શનયોગ' નામનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ.

અધ્યાય ૧૧ મો સંપૂર્ણ

---

# અધ્યાય ૧૨ મો

## भक्तियोग

**અવતરણિકા**:—બીજા અધ્યાયથી દશમા અધ્યાય સુધી ભગવાને સગુણ બ્રહ્મ તથા નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનું વર્ણન કર્યું

નવમા અધ્યાયના અંતમા 'मन्मना भव मद्भक्त.' ઇત્યાદિવડે ચિત્તશુદ્ધિ માટે સાધકે પોતાની ઉપાસના કરવી જોઈએ, એમ કહી ભગવાને દશમા અધ્યાયમા પ્રથમ મંદબુદ્ધિવાળા ઉપાસકો માટે પોતાની પ્રધાન વિભૂતિઓનું વર્ણન કર્યું, તથા દશમા અધ્યાયના અંતમા 'एकांशेन स्थितो जगत्' ઇત્યાદિવડે ઉત્તમ અધિકારી પુરુષોએ પોતાના વિશ્વાત્મક ઈશ્વરસ્વરૂપની ઉપાસના કરવી જોઈએ, એમ સૂચન કરી, ભક્ત અર્જુનની પ્રાર્થનાથી અગિયારમા અધ્યાયમા ઉપાસના માટે સંપૂર્ણ ઐશ્વર્યયુક્ત, સર્વના આદિ તથા સમસ્ત જગતના આત્મારૂપ પોતાનું વિશ્વરૂપ બતાવ્યું [ શંકરાનંદ ].

હવે સગુણ બ્રહ્મ તથા નિર્ગુણ બ્રહ્મના ઉપાસકોના તારતમ્યવિશેષનું [ભેદનું], સગુણ બ્રહ્મના ઉપાસકો માટે પોતાની ઉપાસના માટે અન્ય સાધનોનું [ શ્લોક ૮–૧૨ ], તથા નિર્ગુણ બ્રહ્મના ઉપાસકોને ઉત્પન્ન થયેલા જ્ઞાનના લક્ષણ માટે સાધનવિશેષનું [ શ્લોક ૧૩–૧૯ ] નિરૂપણ કરવા માટે આ બારમા અધ્યાયનો આરંભ કરવામા આવે છે [ શંકરાનંદ ]

તેમા પ્રથમ પૂર્વ અધ્યાયના અંતમા 'मत्कर्मकृन्मत्परम ' ઇત્યાદિવડે ભગવાને પોતાની ઉપાસના કરવા માટે કહ્યું, તેમા 'मत्' શબ્દવડે સગુણ બ્રહ્મની કે નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કહી છે, તે નિશ્ચયપૂર્વક જાણવા માટે [ મધુ, નીલકંઠ ] એ બે પ્રકારની ઉપાસના પૈકી કઈ ઉપાસના સુખપૂર્વક કરી શકાય એવી છે [ શંકરાનંદ ], કઈ ઉપાસના શીઘ્ર મોક્ષના સાધનરૂપ છે [ ના ભા ], તથા કઈ ઉપાસના વિષે પોતાનો અધિકાર છે [ મધુ ], એ જાણવાના હેતુથી ભક્ત અર્જુન ભગવાનને પ્રશ્ન પૂછે છે

अर्जुन उवाच। અર્જુન બોલ્યા

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

અન્વયાર્થ —एवं એ પ્રમાણે = 'मत्कर्मकृत्' ઇત્યાદિ કહેલા ... વડે તમા
...વે ... પ્રમા ... થી [ મધુ ... ]

સાકાર સ્વરૂપનું ધ્યાન ધરતા ત્વાં આપનું पर्युपासते સદા ચિંતન કરે છે; च તથા ये જેઓ વિરક્ત થઈ, સર્વ કર્મોનો ત્યાગ કરી अक्षरं અક્ષરનું-અવિનાશી अव्यक्तं ઇન્દ્રિયોથી વિષયભૂત નહિ એવા આપના નિરાકારસ્વરૂપનું ચિંતન કરે છે તેવાં તેમની મધ્યે के કોણ योगवित्तमाः શ્રેષ્ઠ યોગવેત્તાઓ છે?– તેમનામાં કોણ શ્રેષ્ઠ છે? [ મધુ. ] [ ૧ ]

**શબ્દાર્થ**:—એ પ્રમાણે જે ભક્તો નિરંતર ધ્યાન ધરતા આપના સાકાર સ્વરૂપની ઉપાસના કરે છે, અને જેવો આપના અવિનાશી નિરાકાર [ નિર્ગુણ ] સ્વરૂપની ઉપાસના કરે છે, તેમની મધ્યમાં કોણ શ્રેષ્ઠ યોગવેત્તાઓ છે? [૧].

**વિવેચન**.—હે ભગવાન! एवं = જે અધિકારી પુરુષો ગયા અધ્યાયના છેલ્લા શ્લોકમા કહ્યા પ્રમાણે [ શા. ભા. ] સર્વ કર્મો આપને અર્પણ કરી, અનન્ય ભાવે આપને શરણ થઈ, આપના વ્યક્ત, સાકાર તથા સગુણ સ્વરૂપનું જ નિરંતર ચિંતન કરે છે; તથા જે અધિકારી પુરુષો સંસારથી વિરક્ત થઈ, સર્વકર્મોનો ત્યાગ કરી, આપના અવ્યક્ત, નિરાકાર તથા નિર્ગુણસ્વરૂપનું જ નિરંતર ચિંતન કરે છે, તેમની મધ્યમાં કોણ અત્યંત યોગવેત્તાઓ છે?

"के वा साधका श्रेष्ठाः? [ કેશવ, મધુ. વગેરે ], તેમની મધ્યે કોણ સાધકો શ્રેષ્ઠ છે?, के स्वसाध्यं प्रति शीघ्रगामिनः। [ રા. ભા. ] તેમની મધ્યે મોક્ષરૂપી પરમ સાધ્યને કોણ શીઘ્ર પ્રાપ્ત થાય છે?, तत्र सुकरं किं, साक्षात्मोक्षहेतुः किम्। [ શંકરાનંદ ] આ બે પૈકી કઈ ઉપાસના સુખપૂર્વક કરી શકાય એવી છે, તથા કઈ સાક્ષાત્ મોક્ષના સાધનરૂપ છે? તથા केषां ज्ञानं मयाऽनुसरणीयम्। [ મધુ. ] તથા કયા અધિકારી પુરુષના જ્ઞાનને [ ઉપાસનાને ] મારે અનુસરવું જોઈએ, તે મને સ્પષ્ટ કહો." [ ૧ ]

**અવતરણિકા**:—હવે સગુણ બ્રહ્મની ઉપાસના સુકર તથા શ્રેષ્ઠ છે, તે કહે છે:

श्रीभगवानुवाच। શ્રીભગવાન બોલ્યા:

**मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।**
**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥**

**અન્વયાર્થ**.—ये જેઓ मनः મનને मयि મારે વિષે आवेश्य એકાગ્ર કરીને नित्ययुक्ताः નિરંતર ધ્યાન ધરતા परया श्रद्धया શ્રેષ્ઠ સાત્વિક શ્રદ્ધાથી [મધુ.] उपेताः યુક્ત થઈ मां મને उपासते ઉપાસે છે ते તેમને मे મેં युक्ततमाः શ્રેષ્ઠ યોગવેત્તાઓ मताः માનેલા છે [ ૨ ].

શબ્દાર્થ :—જેઓ મનને મારે વિષે એકાગ્ર કરીને, નિરંતર ધ્યાન ધરતા સાત્વિક શ્રદ્ધાવડે યુક્ત થઈ, નિરંતર મને ઉપાસે છે, તેમને હું શ્રેષ્ઠ યોગવેત્તાઓ માનું છું [ ૨ ].

વિવેચન :—હે અર્જુન! વ્રજની ગોપીઓની પેઠે કોઈ પણ લૌકિક કે વૈદિક કર્મો કરતાં, જે ઉપાસકો પરમપ્રેમાસ્પદ, ભક્તવત્સલ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, યોગેશ્વર, વિશ્વરૂપ એવા મારે વિષે મનને આવેશ્ય = એકાગ્ર કરી [ શા. ભા. ], તન્મય કરી [ મધુ. ], દશમા અધ્યાયના છેવટના શ્લોકમાં વર્ણન કરેલા मत्कर्मकृन्मत्परमः ઇત્યાદિ ધર્મોમાં [ સાધનોમાં ] સદા નિરત થઈ [ શા. ભા., શંકરાનંદ ], તથા परया श्रद्धया = શ્રેષ્ઠ સાત્વિક શ્રદ્ધાથી યુક્ત થઈ [ મધુ. ] माम् उपासते = મને ઉપાસે છે " सदा सर्वत्र सर्वं मामेव भावयन्ति । [ શંકરાનંદ ] સદા, સર્વત્ર તથા સર્વમાં મારી જ ભાવના કરે છે," તેમને હું શ્રેષ્ઠ યોગવેત્તાઓ માનું છું.

" ते मां सुखेनाचिरान्प्राप्नुवन्तीत्यर्थः । [ રા. ભા. ] તે સગુણ બ્રહ્મના ઉપાસકો સુખપૂર્વક તથા શીઘ્ર મારા પરમભાવને પામે છે." [ ૨ ]

અવતરણિકા :—હવે બે શ્લોકવડે નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનું ફળ કહે છે :

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

અન્વયાર્થ :— तु વળી ये જેઓ इंद्रियग्रामं ઇન્દ્રિયોના સમૂહને संनियम्य સારી રીતે નિયમમાં લાવીને सर्वत्र સર્વત્ર-સર્વ પ્રપંચમાં-સર્વભૂતોમાં समबुद्धयः સમબુદ્ધિવાળા-સમદષ્ટિવાળા થઈ सर्वभूतहिते रताः સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા થઈ, अनिर्देश्यं અવર્ણનીય अव्यक्तं અવ્યક્ત सर्वत्रगं સર્વવ્યાપી अचिंत्यं અચિંત્ય कूटस्थं કૂટ એટલે માયાના અધિષ્ઠાનરૂપે સદૈવ એકરસ રહેનાર अचलं અચળ च અને ध्रुवं નિત્ય [ શા. ભા. ] अक्षरं શુદ્ધ બ્રહ્મરૂપ એવા મને पर्युपासते નિરંતર ઉપાસે છે ते તેઓ मां મને एव જ प्राप्नुवन्ति પામે છે [ ૩-૪ ].

શબ્દાર્થ :—જેઓ ઇન્દ્રિયોના સમૂહને રોકી, સર્વત્ર સમબુદ્ધિવાળા થઈ, અને સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા થઈ, અવર્ણનીય, અવ્યક્ત, સર્વવ્યાપી,

અચિંત્ય, કૂટસ્થ, અચળ તથા નિત્ય શુદ્ધ બ્રહ્મરૂપ એવા મને નિરંતર ઉપાસે છે, તેઓ મને જ પામે છે [ ૩–૪ ].

**વિવેચન** :—इन्द्रियग्रामं संनियम्य = જેઓ ઇન્દ્રિયોના સમૂહને નિયમન કરી [ શા. ભા. વગેરે ], ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરી [ શંકરાનંદ ] सर्वत्र समबुद्धयः = સર્વકાળે સમબુદ્ધિવાળા થઈ [ શા. ભા. ], સર્વ પ્રપંચમાં સમદૃષ્ટિવાળા થઈ [ શંકરાનંદ ] અને सर्वभूतहिते रताः = સર્વ પ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા થઈ [ શા. ભા. ],

अव्यक्तं = જાતિ, ગુણ, ક્રિયા, સંબંધ વગેરેથી રહિત [ મધુ ], ઇન્દ્રિયોથી અગોચર [ શંકરાનંદ ], કોઈ પણ પ્રમાણવડે પ્રત્યક્ષ ન કરી શકાય એવા [ શા. ભા. ] અને તેથી अनिर्देश्यं = શબ્દથી નિર્દેશ કરવાને અશક્ય [ મધુ. ] सर्वत्रगम् = આકાશની પેઠે વ્યાપક–નિરાકાર–પરિપૂર્ણ, અને તેથી अचिन्त्यम् = મનની વૃત્તિના પણ વિષયભૂત નહિ એવા [ મધુ. વગેરે ] कूटस्थम् = માયા તથા તેના કાર્યના અધિષ્ઠાનભૂત [ શા. ભા. વગેરે ].

अचलं = અચળ તથા ध्रुवम् = નિત્ય એવા લક્ષણવાળા अक्षरं पर्युपासते = પરબ્રહ્મનું અનુસંધાન કરે છે [ શંકરાનંદ ], શ્રવણથી પ્રમાણમાં રહેલા સંશયને દૂર કરી, તથા મનનથી પ્રમેયમાં રહેલા સંશયને દૂર કરી, વિપરીત ભાવનાની નિવૃત્તિ માટે ધ્યાન કરે છે [ મધુ ], એટલે કે વિજાતીય પ્રત્યયનો [વૃત્તિનો] તિરસ્કાર કરી, તેલની ધારાની પેઠે અવિચ્છિન્ન વૃત્તિઓના પ્રવાહરૂપ નિદિધ્યાસન નામના ધ્યાનથી શુદ્ધ બ્રહ્મરૂપ [ નિર્ગુણ બ્રહ્મરૂપ ] એવા મને વિષય કરે છે [ મધુ. ] તે મને પામે છે.

નિર્ગુણ બ્રહ્મના ઉપાસકો [બ્રહ્મવેત્તાઓ] મને પામે છે એમાં શું કહેવું ? [ શા. ભા. ], કારણકે, " ज्ञानी त्वात्मैव मे मतम्। [ ગી. ૭–૧૮ ] જ્ઞાની તો મારો આત્મા જ છે." [ ૩–૪ ].

**અવતરણિકા** :—હવે નિર્ગુણ બ્રહ્મ વિષે નિષ્ઠા કષ્ટસાધ્ય છે, તે કહે છે :

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

**અન્વયાર્થ** :—अव्यक्तासक्तचेतसाम् જેમનું ચિત્ત અવ્યક્તમાં [નિર્ગુણ બ્રહ્મમાં] આસક્ત છે તેવા તેમને अधिकतरः અતિશય क्लेशः ક્લેશ થાય છે, हि કારણકે देहवद्भिः દેહાભિમાનીઓ વડે अव्यक्ता गतिः અવ્યક્ત ગતિ दुःखं કષ્ટવડે अवाप्यते પમાય છે [૫].

**શબ્દાર્થ** :—જેમનું ચિત્ત અવ્યક્તને વિષે આસક્ત છે, તેમને અતિશય ક્લેશ થાય છે, કારણકે દેહાભિમાનીઓ વડે અવ્યક્ત ગતિ કષ્ટવડે પમાય છે [૫].

**વિવેચન** :—अव्यक्तासक्तचेतसाम् = જેમનું ચિત્ત અવ્યક્તને [ નિર્ગુણ બ્રહ્મને ] વિષે આસક્ત છે [ શા. ભા. ], જેઓ અંતઃકરણની શુદ્ધિદ્વારા નિર્ગુણ બ્રહ્મને પ્રાપ્ત થવા પ્રયત્નશીલ છે [ શંકરાનંદ વગેરે ] તેમને સગુણ બ્રહ્મના ઉપાસકો કરતાં કષ્ટ વધારે છે; કારણકે देहवद्भिः = દેહાભિમાની લોકો अव्यक्ता गतिः = અક્ષરાત્મિકા અવ્યક્ત ગતિને [ શા. ભા. ], અવ્યક્તને વિષય કરવાની મનોવૃત્તિને [ રા. ભા. ] અતિશય કષ્ટવડે જ પ્રાપ્ત થાય છે.

અવ્યક્તના [ નિર્ગુણ બ્રહ્મના ] ઉપાસકોને વિષયોના ત્યાગથી, આશ્રમધર્મના અનુષ્ઠાનથી, યમ, નિયમ વગેરેના અભ્યાસથી, અસત્ પ્રત્યયના નિરાકરણથી, પરબ્રહ્મ વિષે મનને સ્થાપન કરવા વગેરેથી ઉત્પન્ન થનો ક્લેશ અધિકતર છે. કારણકે પૂર્વોક્ત પ્રત્યેક સાધનની સિદ્ધિ દુષ્કર છે, અને તેમાં અનાત્મા વિષે અહંભાવનો પરિત્યાગ તો બ્રહ્મા પણ કરવા સમર્થ નથી, અર્થાત્ તે અત્યંત દુષ્કર છે [ શંકરાનંદ ].

દેહાદિમાં અહંકારનો વિનાશ કરવાવાળી સાધનસંપત્તિ [ વર્તન–આચાર ] ભગવાન હવે પછી શ્લોક ૧૩–૨૦ માં કહેશે [ શા. ભા., શંકરાનંદ ].

શ્રુતિ પણ કહે છે કે :—" अमानित्वादिलक्षणोपलक्षितो य पुरुष. स एव निरालम्बयोगाधिकारी कश्चिदस्ति । [ નારાયણ ઉપનિષદ્ ] અમાનિત્વાદિ લક્ષણવાળો જે પુરુષ છે તે જ નિરાલંબ યોગનો [ અવ્યક્ત ઉપાસનાનો ] અધિકારી છે, આવો અધિકારી પુરુષ કોઈક જ હોય છે–અત્યંત દુર્લભ છે.

સગુણ બ્રહ્મના ઉપાસકો કરતાં નિર્ગુણ બ્રહ્મના ઉપાસકોને કષ્ટ વધારે છે; પરંતુ સગુણ બ્રહ્મના ઉપાસકો પણ શીઘ્ર પરમપદને પ્રાપ્ત થવાને યોગ્ય થાય છે, માટે મુમુક્ષુએ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના માટે આગ્રહ ન રાખવો [નીલકંઠ શ્લોક ૭] [૫].

**અવતરણિકા** :—હવે સગુણ બ્રહ્મના ઉપાસકો પણ શીઘ્ર [ જીવનકાળમાં જ ] મોક્ષને પ્રાપ્ત થાય છે, તે બે શ્લોકવડે કહે છે :

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

અન્વયાર્થ :—પાર્થ । હે પાર્થ ! તુ વળી યે જેઓ सर्वाणि સર્વ कर्माणि કર્મો मयि संन्यस्य મને અર્પણ કરી मत्पराः મારે પરાયણ થઈ अनन्येन योगेन અનન્યયોગ વડે-એકનિષ્ઠાથી माम् एव મારું જ ध्यायंतः ચિંતન કરતા મને उपासते ઉપાસે છે; तेषां તે मयि મારામાં आवेशितचेतसां ચિત્ત પરોવનારાને अहं હું मृत्युसंसारसागरात् મૃત્યુરૂપ સંસારસમુદ્રમાંથી न चिरात् તુરત જ—તે જ જન્મમાં [ મધુ., સદાનંદ ] समुद्धर्ता ઉદ્ધાર કરનારો भवामि થાઉં છું [૬-૭].

શબ્દાર્થ :—હે પાર્થ ! જેઓ સર્વ કર્મો મને અર્પણ કરી, મારે પરાયણ થઈ, અનન્યયોગવડે મારું જ ચિંતન કરતા, મને ઉપાસે છે; તે મારે વિષે ચિત્ત પરોવનારા મારા ભક્તોનો હું મૃત્યુરૂપ સંસારસમુદ્રમાંથી તુરત જ ઉદ્ધાર કરનારો થાઉં છું [૬–૭].

વિવેચન.—હે અર્જુન ! જે અધિકારી પુરુષો સર્વ લૌકિક તથા વૈદિક કર્મો મને અર્પણ કરી, કેવળ મારી જ પ્રાપ્તિ માટે, अनन्येन योगेन = એકાંત ભક્તિયોગવડે [મધુ.] અનન્ય સમાધિયોગવડે [શા. ભા.], ' હુ જ એકમાત્ર આલંબન છું.' એવા સમાધિયોગવડે [શંકરાનંદ] મારું નિત્ય-નિરંતર ચિંતન કરતા વિશ્વરૂપ મને વાસુદેવને જ उपासते = મદાકાર વૃત્તિથી સદા-સર્વદા ભજે છે [શંકરાનંદ], ધ્યાન, અર્ચન, પ્રણામ, સ્તવન, કીર્તન વગેરે પ્રકારે મને જ ભજે છે [ રા. ભા. ] તેવા મારે વિષે ચિત્ત પરોવનારા મારા અનન્ય ભક્તોનો હું આ મૃત્યુરૂપ સંસારસમુદ્રમાંથી न चिरात् = तस्मिन्नेव जन्मनि । [ મધુ., સદાનંદ] તે જ જન્મમાં શીઘ્ર ઉદ્ધાર કરું છું.

## ભક્તિનાં લક્ષણો

" सा अस्मिन् परमप्रेमरूपा । [ના. ભ. સૂ. ૨] ભગવાન વિષે પરમપ્રેમરૂપ મનની સ્થિતિ, सा परानुरक्तिरीश्वरे । [શાં. સૂ.] ઈશ્વરમાં પરમ અનુરાગ, स्वस्वरूपानुसन्धानम् । [ શંકર. વિ ચૂ ૩૧] આત્માનું અનુસંધાન, સ્નેહ-पूर्वमनुध्यानम् । [ રા. ભા. ગી ૭–૧ ] સ્નેહપૂર્વક ભગવાનનું ધ્યાન કરવું, ભગવાન વિષે અનન્ય મમતા, કોઈ પણ પ્રકારે મનને ભગવાનમાં જોડવું, તેને તત્ત્વવેત્તાઓ ભક્તિ કહે છે. "

ભગવાનની પૂજામાં આનંદ [ના. ભ. સૂ. ૧૬], ભગવાનની કથાના શ્રવણમાં પ્રેમ [ ના. ભા. સૂ. ૧૭ ], ગોપીઓની પેઠે ક્રિયામાત્ર ભગવાનને અર્પણ કરી, ભગવાનના વિસ્મરણમાં પરમ વ્યાકુળતા [ ના. ભ. સૂ. ૧૯–૨૧ ] વગેરે ભક્તિનાં પ્રધાન લક્ષણો છે.

## ભગવાને પ્રતિપાદન કરેલાં ભક્તિનાં સાધનો

(૧) શરણાગતિ એટલે કે ભગવાનના ઉપદેશનું [ ગી. ૩–૩૦ ના અર્થનું ] શ્રદ્ધાભક્તિપૂર્વક અનુસરણ [ગી. ૩–૩૧], (૨) ક્રિયામાત્રનું ભગવાનને સમર્પણ [ ગી. ૯–૨૭ ], (૩) ભગવાનનું સતત સ્મરણ-કીર્તન [ગી. ૧૦–૯–૧૦] તથા (૪) ભગવાનનો અનુગ્રહ [ ગી. ૧૦–૧૧ ] એ ભગવાને પ્રતિપાદન કરેલાં ભક્તિનાં ચાર પ્રધાન સાધનો છે. આ ચાર સાધનોમાં યમનિયમાદિ તથા શમદમાદિ સર્વ સાધનોનો સમાવેશ થાય છે યમનિયમાદિ તથા શમદમાદિ સાધનસંપન્ન પુરુષ જ ઉપરોક્ત સાધનોના અનુષ્ઠાનથી ભગવાનના અનુગ્રહને યોગ્ય થઈ ભક્તિને તથા મુક્તિને પ્રાપ્ત થાય છે.

## ભગવાન રામે પ્રતિપાદન કરેલાં ભક્તિનાં સાધનો

" कथं रामाद्य मे दृष्टस्त्व मनोवागगोचरः। [ અ. રા. અર. ૧૦–૧૯ ] હે રામ ! હીનજાતિમાં જન્મેલી મારા જેવી એક સ્ત્રીને મન તથા વાણીને અગોચર [ અવિષય ] એવા આપનાં દર્શન કેમ થયાં ? " એ શબરીના પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાન રામ કહે છે :

હે ભામિની ! મારા દર્શનનું મારી ભક્તિ જ એકમાત્ર કારણ છે. જે લોકો મારી ભક્તિથી વિમુખ છે, તે લોકો યજ્ઞ, દાન, તપ કે વેદાધ્યયનથી મારા દર્શનને યોગ્ય થતા નથી. માટે હું તને સંક્ષેપમાં મારી ભક્તિનાં સાધનો કહું છું, તે શ્રવણ કર.

(૧) सतां सङ्गतिः = સત્સંગ (૨) मत्कथालापः = મારા જન્મ-કર્મોની કથાનું કીર્તન. (૩) मद्गुणेरणम् = મારા ગુણોની ચર્ચા. (૪) व्याख्यातृत्वं मद्वचसाम् = ગીતા, ઉપનિષદ્ વગેરે મારાં વચનોની વ્યાખ્યા કરવી. (૫) आचार्योपासनम् = નિષ્કપટ થઈ ભગવદ્-બુદ્ધિથી આચાર્યની સેવા-શુશ્રૂષા કરવી. (૬) पुण्यशीलत्वं यमादि नियमादि च ॥ = પવિત્ર સ્વભાવ, યમનિયમાદિનું પાલન તથા મારી પૂજામાં નિત્ય નિષ્ઠા. (૭) मम मन्त्रोपासकत्वं साङ्गं = મારા મંત્રની સાઙ્ગોપાઙ્ગ ઉપાસના કરવી. (૮) मद्भक्तेष्वधिका पूजा सर्वभूतेषु मन्मतिः ॥ बाह्यार्थेषु विरागित्वं शमादिसहितं तथा ॥ = મારા ભક્તોની મારાથી પણ અધિક પૂજા કરવી, સર્વભૂતો વિષે મારી ભાવના કરવી, બાહ્ય પદાર્થોમાં વૈરાગ્ય તથા શમદમાદિ સાધનસંપન્ન થવું અને (૯) तत्त्वविचारः = તત્ત્વનો વિચાર કરવો, એ નવ મારી ભક્તિનાં સાધનો છે [ અ. રા. અર. ૧૦–૨૨–૨૭ ].

" एवं नवविधा भक्तिः साधनं यस्य कस्य वा [ અ. રા. અર. ૧૦–૨૭ ] " એ પ્રમાણે નવ પ્રકારની ભક્તિ છે. જેને વિષે એ નવ ભક્તિનાં સાધનો હોય તે સ્ત્રી,

પુરૂષ અથવા પશુ–પક્ષી આદિ કોઈ પણ હોય તોપણ તેના અંતઃકરણ વિષે મારી પ્રેમલક્ષણા ભક્તિનો આવિર્ભાવ થાય છે. જેવી અંતઃકરણ વિષે ભક્તિ ઉત્પન્ન થાય કે, તુરત જ મારા તત્ત્વનો [સ્વરૂપનો] અનુભવ થાય છે, તથા જેને મારા તત્ત્વનો અનુભવ થાય છે, તે તેજ જન્મોમાં મુક્તિને પ્રાપ્ત થાય છે [ અ. રા. અર. ૧૦–૨૮–૨૯ ].

વળી હે ભામિની ! " प्रथमं साधनं यस्य भवेत्तस्य क्रमेण तु । भवेत्सर्वं ततो भक्तिर्मुक्तिरेव सुनिश्चितम् ॥ [ અ. રા. અ. ૧૦–૩૦–૩૧ ] ઉપરોક્ત નવ સાધનોમાં જેને વિષે પ્રથમ સાધન એટલે કે સત્સંગ છે, તેને ક્રમશઃ સર્વ સાધનો પ્રાપ્ત થાય છે, અને તેનાવડે ભક્તિ તથા મુક્તિની પ્રાપ્તિ નિશ્ચિત જ છે."

ભક્તિશાસ્ત્ર પણ કહે છે કે :—" मुख्यस्तु महत्कृपयैव भगवत्कृपालेशाद्वा । [ ના. ભ. સૂ. ૩૮ ] ભગવદ્‌ભક્તિમાં સંતોની કૃપા અથવા ભગવાનની કૃપા જ શ્રેષ્ઠ સાધન છે."

## ભક્તિમાર્ગના આચાર્યોના સિદ્ધાંતો

ભક્તિમાર્ગના આચાર્યો પ્રતિપાદન કરે છે કે :—(૧) ભક્તિ ભવસાગર તરવાનો સહજ ઉપાય છે, માટે નિષિદ્ધ ધર્મનો [ આહાર–વિહારનો ] સર્વથા ત્યાગ કરી, શાસ્ત્રવિધિ પ્રમાણે શ્રવણ, કીર્તન, સ્મરણ, સ્વધર્મપરાયણતા ઇત્યાદિ પ્રકારે ભગવાનની આરાધના કરવી અથવા માતા, પિતા, બંધુ, પતિ, પુત્ર, સખા કે સેવક ભાવે ભગવાનની તથા ભગવાનના સ્વરૂપભૂત સર્વે ભૂતોની સેવા કરવી.

(૨) મુમુક્ષુએ પોતાના દોષોનું [ પાપોનું ] અનુસંધાન ન કરવું, કારણકે જેમ ગાય પોતાના તુરતના જન્મેલા વત્સના દોષોને [ મળમૂત્રાદિકને ] સ્નેહથી ચાટી જાય છે, તેમ ભક્તવત્સલ ભગવાન ભક્તના દોષોને ચાટી જાય છે.

(૩) સાધનના બળથી એટલે કે પુરુષાર્થથી નહિ, પરંતુ કેવળ ભગવાનના અનુગ્રહથી જ ભગવાનના સ્વરૂપનો સાક્ષાત્કાર શકય છે, માટે અત્યંત દીન થઈ, પોતાના અધિકારને અનુરૂપ ભક્તિના સાધનનું નિત્ય શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવું.

## ભક્તિનું ફળ

ભક્તિ જ ભગવાનના તત્ત્વજ્ઞાનનું સાધન છે [ ગી. ૧૮–૫૫ ], તથા ભક્તિ જ તે જ્ઞાનનું પરમ ફળ છે [ ના. ભ. સૂ. ૩૦; ભાગ. ૧–૭–૧૦ ]. ભક્તિનું વિશેષ માહાત્મ્ય તો એ છે કે, તે ભગવાનને અસ્વતંત્ર જેવા બનાવે છે [ વત્સલ, ગી. ૯–૨૯ ]. જેવા ભગવાન ભક્તિથી વશ થાય છે, તેવા યોગ, જ્ઞાન કે તપથી પણ વશ થતા નથી [ ભાગ. ૧૦–૯–૧૯ ].

ભક્તિનો આનંદ અવર્ણનીય છે. જ્યારે ભક્તિ ગાઢ થાય છે, ત્યારે રસરૂપ બને છે. "એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુકજોગી રે; કાંઈ એક જાણે વ્રજની રે ગોપી, જાણે નરસૈયો ભોગી રે."

"तस्मात् सैव ग्राह्या मुमुक्षुभिः। [ ના. ભ. સૂ. ૩૩ ] માટે મુમુક્ષુએ ભક્તિનું જ શરણ લેવું." મુમુક્ષુએ પોતાના અધિકારને અનુરૂપ સાધનપરાયણ રહી, ભક્તિને અને ભક્તિવડે મુક્તિ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેવું [ ૬–૭ ].

**અવતરણિકા :**—" एवं स्वानन्यभक्तानां मृत्युयुक्तसंसारसागरान्मोचकः परमानन्ददाता चाहमेव । [ કેશવ ] પૂર્વના શ્લોક સાત પ્રમાણે મારા અનન્ય ભક્તોનો આ મૃત્યુરૂપ સંસારસાગરમાંથી મુક્ત કરનાર તથા તેમને પરમાનંદ આપનાર હું જ છું [ કેશવ ]," તથા " यस्मादक्षरज्ञानं तत्फलं च मत्प्रसादैकलभ्यं मत्प्रसादोऽपि मदुपास्त्येकलभ्यस्तस्मान्मदुपासनं कुर्वित्याह । [ શંકરાનંદ ] પૂર્વ શ્લોક ૩ તથા ૪ પ્રમાણે અક્ષરજ્ઞાન તથા તેનું ફળ [ મોક્ષ ] કેવળ મારા અનુગ્રહથી જ પ્રાપ્ત થાય છે, તથા મારો અનુગ્રહ પણ કેવળ મારી ભક્તિથી જ પ્રાપ્ત થાય છે, તેથી તું મારી ભક્તિ [ ઉપાસના ] કર, એ હવે ચાર શ્લોકવડે કહે છે ":

**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।**
**निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥**

**અન્વયાર્થ :**—मनः મનને मयि एव મારે વિષે જ आधत्स्व સ્થિર કર मयि મારે વિષે बुद्धिं બુદ્ધિને निवेशय સ્થિર કર, તેમ કરવાથી अतः ऊर्ध्वं આ દેહના અંત પછી मयि एव મારે વિષે જ निवसिष्यसि તું નિવાસ કરીશ એ વિષે संशयः न સંશય નથી [૮].

**શબ્દાર્થ :**—મારે વિષે મન સ્થિર કર, મારે વિષે બુદ્ધિને સ્થિર કર; એમ કરવાથી આ શરીર પડી ગયા પછી તું મારે વિષે જ નિવાસ કરીશ, એમાં સંશય નથી [ ૮ ].

**વિવેચન :**—હે અર્જુન ! જેમ પ્રહ્‌લાદે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી મારે વિષે મનને સ્થિર કર્યું; જેમ ભરતે રાજ્ય, ઐશ્વર્ય, વૈભવ વગેરેનો ત્યાગ કરી, ભગવાન રામ વિષે મનને સ્થાપિત કર્યું, જેમ રાવણના ક્રોધરૂપી અગ્નિમાં બળતા વિભીષણે અનન્યભાવે ભગવાન રામનું શરણ લીધું [ વા. રા. આ. સું. ૪૯ (૬) ]; તથા જેમ વ્રજવનિતાઓએ પતિ, પુત્ર, ભાઈ તથા સંબંધીઓનું ઉલ્લંઘન કરી મારે વિષે મનને જોડ્યું [ ભાગ. ૧૦–૩૧–૧૬ ]; તેમ

मयि एव मनः आधत्स्व = અન્ય દેવ કે ફલ વિષે નહિ, પરંતુ હું વિશ્વરૂપ ઈશ્વર વિષે જ તારા મનને સ્થિર કર [શા. ભા.]. "सर्वत्र वृत्तिविषयं मामेव कुरु। [શંકરાનંદ, મધુ] સર્વત્ર મને જ વૃત્તિનો વિષય કર."

मयि बुद्धिं निवेशय = 'આ સર્વ બ્રહ્મ છે' એવા નિશ્ચયવાળી બુદ્ધિથી મારું અનુસંધાન કર [શંકરાનંદ]. બીજા વિષયોનો ત્યાગ કરી સર્વદા મારું ચિંતન કર [મધુ], હું વાસુદેવ જ ભજનીય તથા પરમ પ્રાપ્ય છું, એવો નિશ્ચય કર [કેશવ. રા. ભા.].

એમ કરવાથી मत्प्रसादेन। [વિ બ્ર. ગી.] મારા અનુગ્રહથી આ શરીર પડ્યા પછી તું એકાત્મભાવે [શા. ભા.] मयि एव = શુદ્ધ બ્રહ્મ રૂપ મારે વિષે જ [મધુ.], પુરુષોત્તમ વિષે જ [પુ. અ. ત.] નિવાસ, કરીશ. તું વિદેહકૈવલ્યને પામીશ [શંકરાનંદ] એમાં સંશય નથી.

"मदेकाश्रयस्य मदुपास्त्या चित्तशुद्धिस्तया ज्ञानं तेन विदेहकैवल्यं च निष्प्रत्यूहेनैव सिद्ध्यतीत्यर्थः। [શંકરાનંદ] મારું શરણ લેનારને ચિત્તશુદ્ધિ મારી ભક્તિથી થાય છે, અને ચિત્તશુદ્ધિથી જ્ઞાન તથા જ્ઞાનથી મોક્ષ પ્રતિબંધ વિના જ સિદ્ધ થાય છે, એ અર્થ છે."

## દૃષ્ટાંતો

(૧) જ્યારે વાચસ્પતિ મિશ્ર બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખતા હતા, ત્યારે કોઈ બ્રાહ્મણે એમની પાસે ભિક્ષા માટે યાચના કરી. નિષ્કિંચન હોવાથી વાચસ્પતિ ચૂપ રહ્યા. એમનાં પત્ની ભારતીએ પોતાનાં સુવર્ણના કંકણો તે બ્રાહ્મણને આપ્યાં. વાચસ્પતિએ પૂછ્યુ –'તું કોણ છે?' ભારતીએ કહ્યું:–'હું આપની દાસી છું.' બ્રહ્મસૂત્રના ભાષ્યના વિચારમાં રત વાચસ્પતિને ત્રીસ વર્ષ સાથે રહેવા છતાં પોતાની પત્નીની સ્મૃતિ ન હતી.

વાચસ્પતિએ ભારતીને વર માગવા કહ્યું. ભારતીએ પોતાનું નામ અમર રહે તે માટે માગણી કરી વાચસ્પતિએ બ્રહ્મસૂત્રભાષ્યનું નામ ભારતી રાખ્યું, આથી પોતાની પત્નીનું નામ ખરેખર અમર થયું.

લૌકિક કે પારમાર્થિક સિદ્ધિને પ્રાપ્ત કરવા માટે, ધ્યેય વિષે વાચસ્પતિ મિશ્ર જેવી એકાગ્રતા [નિષ્ઠા] આવશ્યક છે.

(૨) અશોકવાટિકામાં સીતાજીની શોધ કરી આવેલા શ્રીહનુમાનને ભગવાન રામે સીતાજીની સ્થિતિ વિષે પ્રશ્ન પૂછ્યો. શ્રીહનુમાને કહ્યું:– 'હે ભગવન્! અશોક વાટિકામાં મને કેવળ સીતામાતાના સ્થૂલ શરીરનાં જ દર્શન થયાં,

પરંતુ હું તેમનું સૂક્ષ્મ શરીર [અંતઃકરણ-મન] ન જોઈ શક્યો, કારણકે તે સદા આપના ચરણવિષે જ હતું.'

સીતામાતાની પેઠે સદા-સર્વદા ભગવાનના ચરણ વિષે મનને સ્થિર કરનાર જ શુદ્ધ બ્રહ્મવિષે નિવાસ કરવાને યોગ્ય થાય છે.

(૩) ભગવાન રામનું રૂપ ધારણ કરી સીતામાતાને પ્રલોભન ન કરવા માટે કારણ દર્શાવતા, સીતાજીનું માતૃવત્ પાલન કરનાર [અ. રા. ઉ. ૪-૧૧] રાવણ કહે છે :-' જ્યારે હું ભગવાન રામના સ્વરૂપવિષે મનને સ્થિર કરું છું, ત્યારે મને કામદેવની સ્ત્રી રતિ, ભગવાન નારાયણે ઉત્પન્ન કરેલી ઉર્વશી, ભગવાન શંકરને સંમોહિત કરનાર મોહિની, સમસ્ત બ્રહ્માંડના સૌંદર્યથી યુક્ત સ્ત્રી કે બ્રહ્મપદ પણ તુચ્છ લાગે છે;' અને "तुच्छं ब्रह्मपदं परवधूसंग: कुत: ?। જ્યારે બ્રહ્મપદ પણ તુચ્છ લાગે ત્યારે પરસ્ત્રીની કામના કેમ સંભવે ?"

રાવણની પેઠે જ્યારે આ લોક-પરલોકના ભોગો, સુખ, વૈભવ, ઐશ્વર્ય, સત્તા, સૌંદર્ય વગેરે સર્વ કંઈ તુચ્છ લાગે, અને ચિત્ત સર્વથા કામનાશૂન્ય થાય, ત્યારે મનને ભગવાન વિષે સ્થિર થયેલું જાણવું [૮].

**अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।**
**अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनञ्जय ॥ ९ ॥**

**અન્વયાર્થ** :—धनञ्जय! હે ધનંજય! अथ જો मयि મારા વિશ્વરૂપમાં—સગુણ સ્વરૂપમાં चित्तं મનને स्थिरं સ્થિર समाधातुं સ્થાપન કરવાને न शक्नोषि તું અસમર્થ હોય ततः તો अभ्यासयोगेन અભ્યાસયોગવડે मा મને आप्तुं પામવાને इच्छ યત્ન કર-ઇચ્છા કર [૯].

**શબ્દાર્થ** :—હે ધનંજય! જો મારે વિષે મન સ્થિર કરવા તું અસમર્થ હોય તો અભ્યાસયોગવડે મને પામવાને યત્ન કર [૯].

**વિવેચન** :—હે અર્જુન! જો તું હું વિશ્વરૂપ ઇશ્વરમાં તારા મનને સ્થિર કરવા અસમર્થ હોય, તો अभ्यासयोगेन = નિરતિશય સૌંદર્ય, લાવણ્ય વગેરે ગુણોના નિધિરૂપ મારી પ્રતિમાઓના પુનઃ પુનઃ પૂજન-ચિંતન વગેરે કરવારૂપી અભ્યાસવડે [રા. ભા.], મારાં નામ, સ્તોત્રાદિનાં કીર્તનાદિવડે [કેશવ], મારા શ્રવણ-અનુસ્મરણાદિથી [પુ. અ. ત.] મને પામવાને યત્ન કર.

વિપરીત પ્રત્યયોનો તિરસ્કાર કરી સજાતીય પ્રત્યયોની આવૃત્તિ અભ્યાસ કહેવાય છે [શંકરાનંદ], અથવા વિષ્ણુ, શિવ વગેરે પ્રતિમાઓના આલંબનમાં

સર્વ બાજુએથી નિવૃત્ત કરેલા ચિત્તનું જે પુનઃ પુનઃ સ્થાપન તે "અભ્યાસ" કહેવાય છે. એ અભ્યાસપૂર્વક જે સમાધિરૂપ યોગ છે, તે અભ્યાસયોગ કહેવાય છે [મધુ. વગેરે]. અથવા ચિત્તને સર્વ ઠેકાણેથી ખેંચી, ભગવાનની પ્રતિમાદિ આલંબનમાં ફરી ફરી સ્થાપન કરવું, તે અભ્યાસ કહેવાય છે; અને તે અભ્યાસપૂર્વક ચિત્તને એકાગ્ર કરવારૂપ જે યોગ, તે અભ્યાસયોગ કહેવાય છે [શા. ભા.]. તે અભ્યાસપૂર્વક સમાધિથી મને મેળવવાનો યત્ન કર.

"तत्र स्थितौ यत्नोऽभ्यासः। [પા. યો. સૂ. ૧-૧૩] સ્વભાવથી ચંચળ મનને ધ્યેય વસ્તુમાં સ્થિર કરવાનો વારંવાર પ્રયત્ન ' અભ્યાસ" કહેવાય છે." અંતરિક્ષમાં ફરવું, ઝેરને પચાવવું, કોઈ પણ કળા, હુન્નર કે વિદ્યા સંપાદન કરવી કે, ચંચળ મનને ભગવાનના સ્વરૂપ વિષે સ્થિર કરવુ, એ અભ્યાસવડે સાધ્ય છે. લોકદૃષ્ટિથી અસંભવિત વસ્તુ અભ્યાસવડે સંભવિત થાય છે.

"नित्याभ्यासादृते प्राप्तिर्न भवेत्सच्चिदात्मनः। तस्माद् ब्रह्म निदिध्यासेज्जिज्ञासुः श्रेयसे चिरम्॥ [શંકર. અપરોક્ષાનુભૂતિ ૧૦૧] નિત્ય અભ્યાસ કર્યા વિના સત્‌રૂપ તથા ચેતનરૂપ આત્માની પ્રાપ્તિ થતી નથી, માટે જિજ્ઞાસુએ શ્રેયઃપ્રાપ્તિ માટે લાંબા કાળ સુધી ધ્યાન કરવું" [૯].

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि॥ १०॥**

**અન્વયાર્થ**:—अभ्यासे अपि અભ્યાસમાં પણ જો તું असमर्थः અસમર્થ असि હો, તો मत्कर्मपरमः भव મત્કર્મપરાયણ થા. मदर्थं મારે અર્થે कर्माणि કર્મોને कुर्वन् કરતો अपि પણ તું सिद्धिं મોક્ષસિદ્ધિને अवाप्स्यसि પામીશ [૧૦].

**શબ્દાર્થ**:—અભ્યાસમાં પણ જો તું અસમર્થ હો તો મત્કર્મપરાયણ થા, મારે માટે કર્મો કરતાં પણ તું સિદ્ધિને પામીશ [૧૦].

**વિવેચન**:—હે અર્જુન! જો તું ઉપરોક્ત પ્રકારે અભ્યાસ કરવામાં પણ અસમર્થ હો, તો 'मत्कर्मपरमः भव' = મત્કર્મપરાયણ થા. મારે માટે જ કર્મો કરવાને પ્રધાન સમજ [શા. ભા.], લૌકિક તથા વૈદિક સર્વ કર્મો મારી પ્રસન્નતા માટે કર [મધુ. વગેરે]. જેમ સેવક રાજાને માટે કર્મો કરે તેમ તું મારે માટે કર્મો કર [શંકરાનંદ વગેરે]. શ્રવણ, કીર્તન, અર્ચન, ઇત્યાદિરૂપ મારી નવધા ભક્તિપરાયણ થા [નીલકંઠ]. પૂજા, જપ, સ્વાધ્યાય, હોમ વગેરે ભગવત્કર્મો

કર [ અભિનવગુપ્તા ]. મારે માટે મંદિરો બાંધવાં, બગીચા બનાવવા, મારી પૂજા, નામકીર્તન, પ્રદક્ષિણા, નમસ્કાર, સ્તુતિ વગેરે કર્મો કર [ રા ભા., કેશવ]. આ પ્રકારે મારે અર્થે કર્મો કરતો, તુ અંતઃકરણની શુદ્ધિ તથા જ્ઞાનની ઉત્પત્તિ દ્વારા કૈવલ્યસિદ્ધિને પામીશ [ ૧૦ ].

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

**અન્વયાર્થ**.—अथ જો एतत् એ ભગવત્સંબંધી કર્મો कर्तुं કરવાને अपि પણ अशक्त અશક્ત असि હો ततः તો मद्योग મારા યોગનો आश्रित આશ્રય કરીને यतात्मवान् મનને વશ કરી सर्वकर्मफलत्याग કર્મફળની કામનાનો ત્યાગ कुरु કર [ ૧૧ ].

**શબ્દાર્થ**.—જો તુ એ ભગવત્સંબંધી કર્મો કરવાને પણ અશક્ત હો, તો મારા યોગનો આશ્રય કરી, મનને વશ કરીને, કર્મફળની કામનાનો ત્યાગ કર [૧૧]

**વિવેચન**.—હે અર્જુન ! જો તુ મત્કર્મપરાયણ થવાને પણ અસમર્થ હો, તો मद्योगम् आश्रित. सन् = મારા યોગનો આશ્રય કરી, સર્વ કર્મો મને ઈશ્વરને સમર્પણ કરી, [ શા. ભા ] यतात्मवान् = [ વ કરાનંદ ], મારી શરણાગતિનો આશ્રય કરી, કેવળ મારુ જ શરણ લઈ [ મધુ, શ્રીધર ] મનને વશ કરી, सर्वकर्मफलत्याग कुरु = લૌકિક તથા વૈદિક સર્વ કર્મોના ફળનો ત્યાગ કર. " कर्मफलेषु काम परित्यजेत्यर्थः । [શંકરાનંદ] કર્મફલ વિષે કામનાનો ત્યાગ કર. फलाभिसन्धिं त्यज। [ મધુ, વે. પ્ર. ગી. ] ફલમાનની ઇચ્છાનો ત્યાગ કર "

જ્યારે નૃસિંહ ભગવાને ભક્ત પ્રહ્લાદને વરદાન માગવા માટે આગ્રહ કર્યો, ત્યારે પ્રહ્લાદ કહે છે —' હે પ્રભો ! કામના જ હૃદયના અગ્નિરૂપ તથા સંસારના બીજરૂપ છે ફળની કામનાથી ભક્તિ કરનાર મનુષ્ય ભક્ત [ સેવક ] નહિ, પરંતુ વાણિયો છે. સ્વામીની પાસેથી ફળની આશા રાખનાર સેવક તે સાચો સેવક ન કહેવાય, તથા સેવક પાસેથી સેવા લઈને એને દ્રવ્ય આપનાર એ સ્વામી પણ ન કહેવાય હુ આપનો નિષ્કામ સેવક છુ, આપ મારા નિષ્કામ [ વૈરાગ્યરહિત] સ્વામી છો. આપણા બંનેની વચ્ચે પોતપોતાના સ્વાર્થ સાધવાનુ પ્રયોજન નથી, છતાં પણ આપ મને વર આપના જ હો તો હુ વર માગું છુ કે, " कामानां हृद्यसंरोहं भवतस्तु वृणे वरम्। [ ભા. ૭–૧૦–૭ ] મારા હૃદયમાં કામનો અંકુર ફૂટે જ નહિ તેવુ કરો " કારણકે હૃદયમાં કોઈ પણ પ્રકારની કામના ઉત્પન્ન થતાં ઇન્દ્રિયો, મન, પ્રાણ, આત્મા, ધૈર્ય, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મૃતિ

તથા સત્વ નાશ પામે છે. "विमुञ्चति यदा कामान्मानवो मनसि स्थितान् । तर्ह्येव पुण्डरीकाक्ष भगवत्त्वाय कल्पते । [ભાગ. ૭-૧૦-૯] જ્યારે મનુષ્ય મનમાં રહેલી સર્વ કામનાનો ત્યાગ કરે છે, ત્યારે જ હે કમલનયન! તે ભગવદ્રૂપ બની શકે છે."

શ્રુતિ પણ કહે છે કે: 'यदा सर्वे विमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते । [કઠ ઉપ ૬-૧૪] જ્યારે મનુષ્યના હૃદયમાં રહેલી સર્વ કામના શાન થાય છે, ત્યારે તે મરણરહિત થઈ, બ્રહ્મભાવને પામે છે" [૧૧].

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२ ॥

**અન્વયાર્થ**:—अभ्यासात् અભ્યાસથી ज्ञान જ્ઞાન हि નિશ્ચય श्रेयः શ્રેષ્ઠ છે, ज्ञानात् જ્ઞાનથી ध्यान ધ્યાન विशिष्यते શ્રેષ્ઠ છે, ध्यानात् ધ્યાનથી कर्मफलत्यागः કર્મફલત્યાગ શ્રેષ્ઠ છે, त्यागात् ત્યાગથી अनंतर તુરત જ शांतिः શાંતિ થાય છે [૧૨].

**શબ્દાર્થ**:—અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે અને ધ્યાનથી કર્મફલત્યાગ શ્રેષ્ઠ છે, કેમકે ત્યાગથી તુરત જ શાંતિ થાય છે [૧૨].

**વિવેચન**:—अभ्यासात् = અવિવેકપૂર્વક કરેલા અભ્યાસથી [શા. ભા.], જ્ઞાનને માટે કરવામાં આવેલા વેદાંતના શ્રવણ-મનના અભ્યાસથી [મધુ.] ज्ञानम् = શબ્દથી તથા યુક્તિથી કરેલો આત્માનો નિશ્ચય [મધુ] પરોક્ષજ્ઞાન શ્રેષ્ઠ છે. જ્ઞાનથી ध्यानं = જ્ઞાનપૂર્વક ધ્યાન [શા. ભા.], જ્ઞાનપૂર્વકનું શ્રવણ, કીર્તન વગેરે નવ પ્રકારના ભજનરૂપ ધ્યાન [નીલકંઠ], નિદિધ્યાસન [મધુ.], સજાતીય પ્રત્યયની આવૃત્તિરૂપ ધ્યાન [શંકરાનંદ] શ્રેષ્ઠ છે. ધ્યાન કરતાં कर्मफलत्यागः = કર્મફલનો ત્યાગ શ્રેષ્ઠ છે, કારણકે કર્મફલત્યાગથી તુરત જ शांतिः = કારણસહિત સંસારનો ઉપશમ થાય છે [મધુ.]. જેમ સ્નેહ [તેલ] વિના દીવો ઉપશાંત થાય છે, તેમ સ્નેહ [કામના] વિના સંસાર ઉપશાંત થાય છે.

"ज्ञानादुपासितरुत्कृष्टा कर्मोत्कृष्टमुपासनात् । इति यो वेद वेदान्तैः स एव पुरुषोत्तमः । [સૂર્યગીતા ૪-૭૭] જ્ઞાન કરતાં ઉપાસના [ધ્યાન] શ્રેષ્ઠ છે, તથા ઉપાસના કરતાં નિષ્કામ કર્મ શ્રેષ્ઠ છે; એમ વેદાન્ત તત્ત્વથી જે જાણે છે, તે પુરુષોમાં શ્રેષ્ઠ છે."

**નોંધ** :—ભગવાન ભાષ્યકાર વગેરે પ્રતિપાદન કરે છે કેઃ—" પૂર્વોક્ત સાધનોનું અનુષ્ઠાન કરવા જે અસમર્થ હોય, એવા મુમુક્ષુઓ માટે જ કર્મફલત્યાગનું વિધાન કરવામાં આવ્યું છે; પરંતુ સર્વ સાધનોમાં કર્મફલત્યાગરૂપ સાધન મુખ્ય [શ્રેષ્ઠ] છે, એ હેતુ નથી. મુમુક્ષુની કર્મફલત્યાગ વિષે અભિરુચિ થાય, તે માટે કર્મફલત્યાગની સ્તુતિ કરવામાં આવી છે [ શા. ભા., શંકરાનંદ, મધુ ]. "

જો કર્મફલત્યાગ મુખ્ય સાધન હોય તો પૂર્વે मत्कर्मकृन्मत्परमः। [ ગી. ૧૧–૫૫ ] ઇત્યાદિવડે પાંચ સાધનોના વિધાનના વૈયર્થ્યનો તથા *'आत्मा वा अरे द्रष्टव्यः।'* ઇત્યાદિ વડે આત્મા સાક્ષાત્કાર માટે શ્રવણ આદિ વિધિના નૈરર્થક્યનો પ્રસંગ આવે છે [ શંકરાનંદ ] [૧૨].

**અવતરણિકા** :—હવે સાત શ્લોકવડે " क्षिप्रमेव परमेश्वरप्रसादहेतून्। [ શ્રીધર; કેશવ ] શીઘ્ર ઈશ્વરના અનુગ્રહના કારણરૂપ તથા साक्षादमृतत्वकारणम्। [ શા. ભા ] સાક્ષાત્ મોક્ષના કારણરૂપ " ' अद्वेष्टा सर्वभूतानाम् ' ઇત્યાદિ જ્ઞાની ભક્તનાં બત્રીસ લક્ષણો [ વલ્લભ ] પ્રતિપાદન કરે છેઃ

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥**

**અન્વયાર્થ** :—सर्वभूतानां સર્વભૂતોનો अद्वेष्टा દ્વેષ નહિ કરનારો मैत्रः સર્વનો મિત્ર करुणः કરુણાવાળો च एव તેમ જ निर्ममः મમતારહિત निरहंकारः અહંકારરહિત समसुखदुःखः સુખદુઃખમાં સમબુદ્ધિવાળો તથા क्षमी ક્ષમાવાન એવો જે મારો ભક્ત છે, તે મને પ્રિય છે [૧૩].

**શબ્દાર્થ** :—સર્વભૂતોનો દ્વેષ નહિ કરનારો, સર્વનો મિત્ર, કરુણાવાળો, મમતારહિત, અહંકારરહિત તેમ જ સુખદુઃખમાં સમબુદ્ધિવાળો તથા ક્ષમાવાન એવો જે મારો ભક્ત છે [ તે મને પ્રિય છે ] [૧૩].

**વિવેચન** :—अद्वेष्टा सर्वभूतानां = સર્વભૂતોનો દ્વેષ નહિ કરનારો, પોતાને દુઃખ આપનારનો પણ દ્વેષ નહિ કરનારો, સમસ્ત જગતને આત્મારૂપે જોનાર [ શા. ભા. ]. સર્વાત્મસંપન્ન વિદ્વાનને કોઈ વિષે રાગ ન હોવાને લીધે, સર્વભૂતો વિષે અદ્વેષ્ટાપણું યુક્ત જ છે [ શંકરાનંદ ].

પ્રહ્લાદે પિતાનાં પાપોની મુક્તિ માટે નૃસિંહ ભગવાન પાસે માગેલું વરદાન [ ભાગ. ૭–૭–૧૭], ભક્ત અંબરીષે સુદર્શનના ત્રાસથી કરેલી દુર્વાસાઋષિની રક્ષા [ભાગ. ૯–૫–૧૦–૧૨ ], બાળકપુત્રોનો વધ કરનાર અશ્વત્થામાને દ્રૌપદીએ આપેલી ક્ષમા [ ભાગ. ૧–૪–૪૭ ] વગેરે અસહ્ય દુઃખ આપનારનો, અનિષ્ટ કરવા

પ્રવૃત્ત થનારનો કે પ્રાણ લેવા પ્રવૃત્ત થનારનો પણ દ્વેષ ન કરનારા જ્ઞાની ભક્તોનાં અનેક દૃષ્ટાંતો છે. "न पापे प्रतिपापः स्यात् साधुरेव सदा भवेत्। [વનપર્વ ૨૦૬-૪૪] અનિષ્ટ કરનાર પ્રતિ પણ સાધુભાવે વર્તન કરવું એ જ્ઞાનીનો સ્વભાવ છે."

આરબભક્ત રાબીને એક પ્રસંગે પૂછવામાં આવ્યું—'શું તમે પરમાત્માને ચાહો છો?' રાબીએ કહ્યું.— હા.' 'શું તમે સેતાનનો દ્વેષ કરો છો?' રાબીએ જવાબ આપ્યો —'પ્રભુના પ્રેમથી પરિપૂર્ણ મારા હૃદયમાં સેતાનનો કે કોઈનો દ્વેષ કરવાને સ્થાન નથી; તથા પ્રભુપ્રેમમાં તન્મય રહેનારી મને સેતાનનો કે કોઈનો દ્વેષ કરવાનો સમય નથી. [નિકલસન, આરબોનો ઇતિહાસ [૧૮૭૦] પા. ૨૩૪].

'અદ્વેષ્ટા થવું' એટલે પ્રહ્લાદ, અંબરીષ, દ્રૌપદી વગેરેની પેઠે પ્રભુમય થઈ, પ્રભુમય જીવન જીવી, સમગ્ર જગતને પ્રભુમય થવા માટે દીવાદાંડીરૂપ થવું તે અદ્વેષ્ટાપણું સમદૃષ્ટિને પ્રાપ્ત થયેલા જ્ઞાનીનું સર્વોત્તમ લક્ષણ છે.

### દ્વેષ જ દુ:ખ તથા અશાન્તિનું મૂળ છે

સાત દિવસમાં મૃત્યુનો શાપ આપનાર ઋષિકુમાર શૃંગીનો કે ઝેરી મુખવડે ડંખ મારતા તક્ષક નાગનો સમદૃષ્ટિવાળા પરીક્ષિતે દ્વેષ ન કર્યો [ભાગ ૧૨-૫ ૧૨], પરંતુ પરીક્ષિત તક્ષકના ડંખથી મૃત્યુ પામ્યા તેથી ક્રોધાયમાન થઈ, પિતાનું વૈર લેવા માટે પરીક્ષિતના પુત્ર જનમેજયે તક્ષક તથા સર્પમાત્રનો નાશ કરવા માટે સર્પયજ્ઞનો આરંભ કર્યો [ભા. ૧૨-૬-૧૫].

રાજા જનમેજયની પેઠે આ જ પ્રકારે આજે સમગ્ર જગતમાં પ્રેમસ્વરૂપ તથા સમબુદ્ધિવાળા પ્રભુના બાળકો વૈર, દ્વેષ તથા વિષમબુદ્ધિથી સર્પયજ્ઞો કરી રહ્યા છે. આ સર્પયજ્ઞથી પ્રત્યેક મનુષ્ય, કુટુંબ, ગામ, શહેર કે દેશ પ્રજ્વલિત થઈ રહેલો છે. અણુબૉમ્બ, હાઇડ્રોજન બૉંબ, શસ્ત્રોના કારખાનાં વગેરે આ સર્પ-યજ્ઞના પ્રચંડ સ્વરૂપો છે. શાન્તિ, સુખ, ભ્રાતૃભાવ, સંસ્કૃતિ, સદાચાર, મનુષ્યત્વ, મૈત્રી, કરુણા વગેરે આ યજ્ઞોમાં સતત હોમાઈ રહ્યા છે; પરંતુ આશ્ચર્ય છે કે, તેને હોમનારાઓ જ શાન્તિ, ભ્રાતૃભાવ, સંસ્કૃતિ વગેરે સ્તોત્રોના મુક્તકંઠે ગાન કરે છે.

આ સર્પયજ્ઞોથી જગત દ્વેષમય [સેતાનમય] બન્યું છે. ગીતા, બાઇબલ, કુરાન વગેરે ધર્મગ્રંથોમાં વર્ણવેલો, તેમ જ મંદિરો, ચર્ચો તથા મસ્જિદોમાં વિવિધ પ્રકારે પૂજાતો હોવા છતાં, જર્જરિત થયેલો માનવધર્મ ઊભો થવા, માથું ઊંચકવા કે આંગળી બતાવવા પણ સમર્થ નથી.

વળી આશ્ચર્ય એ છે કે, આ સર્પયજ્ઞો કરી રહેલા જનમેજયો પ્રભુના આદેશની તથા પરીક્ષિત જેવા ભક્તોના આચારની અવજ્ઞા કરી, પ્રભુની સૃષ્ટિને નરકમય બનાવી, સુખ, શાંતિ તથા આબાદી માટે પ્રભુને પ્રાર્થે છે. પ્રભુના આદેશની કે મહાપુરુષોના આચારની ઉપેક્ષા કરનાર જગતને સુખ કે શાંતિ કેમ સંભવે? મૂર્તિઓને, સમાધિઓને કે કબરોને કેવળ પુષ્પોથી દાટી દેવાથી શું પ્રયોજન સિદ્ધ થશે?

मैत्र = સર્વભૂતોને પોતાના આત્મારૂપે જાણી તેમના પર સ્નેહ કરનારો [શંકરાનંદ], દ્વેષ કરનાર કે અપકાર કરનાર પ્રતિ પણ મિત્રભાવે વર્તનારો [રા. ભા] સ્વાર્થરહિત સર્વનો પ્રેમી, करुण = દયાવાન–દુઃખી પ્રાણીઓ પર દયા રાખનારો–सर्वभूताभयप्रद। [શા. ભા] સર્વભૂતોને અભય આપનારો

निर्मम = દેહ, ઇન્દ્રિયો તથા તેની સાથે સંબંધ રાખનાર સર્વ પદાર્થોમાં મમતા વિનાનો, निरहंकार = અહંબુદ્ધિ વિનાનો [શા ભા], આચાર તથા વિદ્યાના અભિમાન વિનાનો [મધુ], समदुःखसुख = સુખદુઃખને સમાન માનનારો [નીલકંઠ], સુખદુઃખની પ્રાપ્તિમાં હર્ષવિષાદથી રહિત [શંકરાનંદ] क्षमी = ક્ષમાવાન, તિતિક્ષુ [શંકરાનંદ], આધ્યાત્મિકાદિ સર્વદુઃખોનો સંતાપ તથા વિલાપ વિના સહન કરનારો [શંકરાનંદ], કોઈ મારે, તિરસ્કારે, અપમાને કે નિંદે તોપણ વિકાર નહિ પામનારો, વૃક્ષની પેઠે છેદ કરાય તથાપિ કોપે કે કંપે નહિ, એવો જે મારો ભક્ત છે, તે મને પ્રિય છે

હે અર્જુન! નારદ, પ્રહ્લાદ, ઉદ્ધવ વગેરે મારા ભક્તો મને જેવા પ્રિય છે, તેવા બ્રહ્મા, શિવ, બળદેવજી કે લક્ષ્મીજી કે મારો આત્મા પણ મને પ્રિય નથી. નિરપેક્ષ, સતત મારું જ ચિંતન કરનારા, નિર્વૈર, રાગદ્વેષ વિનાના તથા સર્વત્ર સમદૃષ્ટિવાળા મારા ભક્તોની "अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यङ्घ्रिरेणुभिः। [ભાગ ૧૧–૧૪–૧૬] પાછળ હું નિત્ય ફર્યા કરું છું અને તેમના ચરણરજથી પવિત્ર થાઉં છું" હું સર્વ પરિગ્રહથી રહિત, અહંતા–મમતા વિનાના, મારામાં જ એકાગ્ર ચિત્તવાળા, શાંત, પ્રાણીમાત્ર પર દયા તથા પ્રેમ રાખનારા, અને કામના વિનાના મારા ભક્તો જે પરમાનંદ સ્વરૂપનુ સુખ અનુભવે છે, તેને તો તેઓ જ જાણે છે, કારણકે મોક્ષની પણ કામના વિનાના નિરપેક્ષ પુરુષો જ આ પ્રકારના નિરતિશય સુખને પ્રાપ્ત થાય છે [ભાગ ૧૧–૧૪–૧૫–૧૭] [૧૩]

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥ १४ ॥

**અન્વયાર્થ** —ય જે સતત નિરંતર સંતુષ્ટ સંતોષી યોગી સમાહિત ચિત્તવાળો યતાત્મા શરીરને તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો દૃઢનિશ્ચય દૃઢનિશ્ચયવાળો તથા મયિ મારે વિષે અર્પિતમનોબુદ્ધિ મન તથા બુદ્ધિ જેણે અર્પણ કર્યાં છે એવો મદ્‌ભક્ત મારો ભક્ત છે સ તે મે મને પ્રિય પ્રિય છે [૧૪]

**શબ્દાર્થ** —નિરંતર સંતોષી, સમાહિત ચિત્તવાળો, શરીર તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો, દૃઢનિશ્ચયવાળો તથા મારે વિષે અર્પણ કરેલા મનબુદ્ધિવાળો એવો જે મારો ભક્ત છે તે મને પ્રિય છે [૧૪]

**વિવેચન** -સંતુષ્ટ = જે પુરુષ, યથાકાળે દૈવયોગે આપત્તિ તથા સંપત્તિ પ્રાપ્ત થાય છે એ પ્રકારના જ્ઞાનથી અન્નવસ્ત્રાદિ પદાર્થોની પ્રાપ્તિ તથા અપ્રાપ્તિમાં સર્વદા સંતોષ રાખે છે [શા ભા ], જે સુખદુઃખ, માન-અપમાન, લાભ-અલાભમાં સર્વદા સંતુષ્ટ છે [ રા કાનંદ ] એટલે કે પ્રસન્ન ચિત્તવાળો છે [શ્રીધર] અલબુદ્ધિવાળો છે [ મધુ ], જે નહિ મેળવેલું મેળવવા તાનાવેલી કરતો નથી મળેલું યથેષ્ટ ભોગવે છે, તથા જેનું આચરણ સર્વદા સૌમ્ય છે [ મહોપનિષદ્ ૪-૩૮ ] જે અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરતો નથી, પ્રાપ્ત વસ્તુને અપ્રાપ્ત જેવી લેખે છે, તથા પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા સુખ-દુઃખો શાંતિથી ભોગવે છે [ યો વા મુ પ્ર ૧૫-૧૨ ] તે સંતુષ્ટ કહેવાય છે

ધર્મનું મૂળ સંતોષ છે વૈરાગ્ય પ્રાણ છે, તથા આત્મદર્શન ધ્યેય છે [ શા પ ૨૭૦-૩૧ ]

સંતોષ મોક્ષનું દ્વાર છે [ મહોપનિષદ્ ૪-૧-૨ ] સંતોષનો અભાવ [લોભ] નરકનું દ્વાર છે [ ગી ૧૬-૨૧ ] [વિશેષ વિવેચન માટે જુઓ પા ૨૫૧]

યોગી = નિત્ય સમાહિત ચિત્તવાળો [ શા ભા વગેરે ] નિત્ય સમાધિયુક્ત ચિત્તવાળો [ મધુ વગેરે ], યતાત્મા = સર્વદા શરીર તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો, દૃઢ દૃઢનિશ્ચય = નિરંતર આત્મતત્ત્વના વિષયમાં નિશ્ચયવાળો [ શા ભા વગેરે ] ગુરુના ઉપદેશમાં તથા શાસ્ત્રના અર્થમાં દૃઢ નિશ્ચયવાળો [ રા ભા ] 'અકર્તા, અભોક્તા, સચ્ચિદાનંદ તથા અદ્વિતીય બ્રહ્મ હું છું ' એ પ્રકારનું જ્ઞાન દૃઢ છે એવો, એટલે કે સ્થિતપ્રજ્ઞ [ મધુ ] મય્યર્પિતમનોબુદ્ધિ = સર્વદા મારે વિષે બુદ્ધિ તથા મનને જેણે અર્પણ કરેલાં છે એવો મારો ભક્ત મને અત્યંત પ્રિય છે

આ પ્રકારે ' प्रियो हि ज्ञानिनाऽत्यर्थम्। [ ગી ૭-૧૭ ] ' ' હું જ્ઞાનીને પ્રિય છું અને જ્ઞાની મને પ્રિય છે ' એ પૂર્વે સાતમા અધ્યાયમાં કહેલા અર્થનું અહીં વિસ્તારપૂર્વક નિરૂપણ કરવામાં આવ્યું છે [ શા ભા ]

"सततमिति विशेषणत्रयकेनापि सम्बध्यते। [ શંકરાનંદ ] 'सतत' શબ્દનો આ શ્લોકના संतुष्टः વગેરે પાંચે વિશેષણો [ લક્ષણો ] સાથે પણ સંબંધ છે [ ૧૪ ].

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**

**અન્વયાર્થ** :— यस्मात् જેનાથી लोकः લોકો न उद्विजते સંતાપ પામતા નથી च તથા यः જે लोकात् લોકોથી न उद्विजते સંતાપ પામતો નથી च તથા य. જે हर्षामर्षभयोद्वेगैः હર્ષ, અદેખાઈ, ભય તથા ઉદ્વેગથી मुक्तः મુક્ત છે सः તે मे મને प्रियः પ્રિય છે [ ૧૫ ].

**શબ્દાર્થ** :—જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી, તથા જે લોકોથી ઉદ્વેગ પામતો નથી; તથા જે હર્ષ, અમર્ષ, ભય તથા ઉદ્વેગથી મુક્ત છે, તે ભક્ત મને પ્રિય છે [ ૧૫ ].

**વિવેચન** :—હે અર્જુન! જેના આગમન, શ્રવણ, દર્શન વગેરેથી લોકો न उद्विजते = ઉદ્વેગ [સંતાપ] પામતા નથી [ શા. ભા. ], જે શરીર, મન તથા વાણીથી કોઈને પણ ભય, પીડા કે સંતાપ થાય તેવું વર્તન કરતો નથી [ કેશવ ]; તથા જે લોકોના આગમન, શ્રવણ, દર્શનથી કે સ્પર્શથી न उद्विजते = સંતાપ પામતો નથી [ શા. ભા. વગેરે ], જે લોકોને સંસારમાં મચી રહેલા જોઈને તેમનાથી ઉદ્વેગ પામતો નથી; તથા જે हर्षः = પ્રિય વસ્તુ પ્રાપ્ત થતાં રોમાચ, અશ્રુપાત વગેરેના કારણરૂપ તથા આનંદ જણાવનારી ચિત્તવૃત્તિ [મધુ., શા. ભા. ], अमर्षः = અન્યના ઉત્કર્ષને નહિ સહન કરવારૂપ ચિત્તવૃત્તિ [મધુ.] અદેખાઈ, भयः = ચોર, શત્રુ, રોગ, ઉપદ્રવ વગેરેથી ઉત્પન્ન થતા ભય, તથા અનર્થ વગેરે તથા उद्वेगः = 'સર્વ પરિગ્રહથી શૂન્ય એવો હું એકલો આ નિર્જન પ્રદેશમાં કેવી રીતે જીવીશ?' એવા પ્રકારની ચિત્તની વ્યાકુળતાથી [ મધુ. ] મુક્ત છે, તે ભક્ત મને પ્રિય છે [ ૧૫ ].

**अनपेक्षः शुचिर्दक्षः उदासीनो गतव्यथः ।**
**सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥**

**અન્વયાર્થ** :—यः જે मद्भक्तः મારો ભક્ત अनपेक्षः સ્પૃહારહિત शुचिः પવિત્ર दक्षः ચતુર उदासीनः ઉદાસીન गतव्यथः વ્યથારહિત—નિર્ભય તથા सर्वारंभपरित्यागी સર્વ આરંભનો પરિત્યાગ કરનારો છે स તે मे મને प्रियः પ્રિય છે [ ૧૬ ].

**શબ્દાર્થ** :—જે મારો ભક્ત સ્પૃહારહિત, પવિત્ર, ચતુર, ઉદાસીન, વ્યથારહિત તથા સર્વ આરંભનો ત્યાગ કરનારો છે, તે ભક્ત મને પ્રિય છે [ ૧૬ ].

**વિવેચન** :— अनपेक्षः = શરીર, ઇન્દ્રિયો, વિષયો તથા તેના પરસ્પર સંબંધો વિષે સ્પૃહા વિનાનો [શા. ભા. વગેરે ], ભોગનાં સાધનોમાં તૃષ્ણા વિનાનો [ મધુ. ] મારી ભક્તિથી અતિરિક્ત સાલોક્ય, સાર્ષ્ટિ [મારા જેવા ઐશ્વર્યવાળી ], સામીપ્ય, અથવા સાયુજ્ય મુક્તિની અપેક્ષા વિનાનો [વલ્લભ, ભાગ. ૩-૨૯-૧૩ ]; શુચિઃ સ્થૂલ દેહને માટી, જળ વગેરેથી તથા અંતઃકરણને મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષાદિથી શુદ્ધ રાખનાર-આંતર તથા બાહ્ય પવિત્રતાથી યુક્ત—શાસ્ત્રવિહિત દ્રવ્યથી શરીરનો નિર્વાહ કરનાર [ શા. ભા. ], પવિત્ર આચારવાળો [ વલ્લભ ], કર્મમાં અનાસક્ત-સંગ ફળ તથા કર્તવ્યની ભાવના વિનાનો [ શંકરાનંદ ].

दक्ष = અવશ્ય જાણવા યોગ્ય તથા અવશ્ય કરવા યોગ્ય પ્રસંગની પ્રાપ્તિ થતાં, તે તે પ્રસંગને જાણવામાં તથા કરવામાં સમર્થ [ શા. ભા. ], શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, ન્યાય, મીમાંસા વગેરે સર્વ શાસ્ત્રો જાણવા-જણાવવામાં, અનુષ્ઠાન કરવા-કરાવવામાં તથા સર્વ કર્મોના બોધન કરવા-કરાવવામાં સમર્થ [ શંકરાનંદ ], ભગવાનના ભજન વગેરેમાં આળસ વિનાનો [નીલકંઠ], ભગવત્સેવા-શૃંગાર વગેરે કરવામાં ચતુર [વલ્લભ]. उदासीनः = મિત્ર વગેરેમાં પક્ષપાત વિનાનો [ મધુ. ], સેવાથી ભિન્ન સ્ત્રી, ગૃહ વગેરેમાં ઉદાસીન. गतव्यथः નિર્ભય [ શા. ભા ], મનની વ્યથા વિનાનો [શ્રીધર વગેરે], અસત્ પુરુષોના આક્ષેપો વ્યથા વિના સહન કરનારો [ વલ્લભ ]. सर्वारंभपरित्यागी = સર્વકર્મસંન્યાસી [ શંકરાનંદ ], સર્વ આરંભોનો [ કામ્ય કર્મોનો ] ત્યાગ કરનારો [ શા. ભા. ] એવો જે મારો ભક્ત છે તે મને પ્રિય છે [ ૧૬ ].

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥

**અન્વયાર્થ** :—यः જે न हृष्यति હર્ષ પામતો નથી न द्वेष्टि દ્વેષ કરતો નથી न शोचति શોક કરતો નથી. न कांक्षति ઇચ્છા કરતો નથી તથા यः જે शुभाशुभपरित्यागी જે શુભ તથા અશુભનો ત્યાગ કરનારો તથા भक्तिमान् ભક્તિમાન છે सः તે मे મને प्रिय. પ્રિય છે [ ૧૭ ].

**શબ્દાર્થ** :—જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, ઇચ્છા રાખતો નથી, અને જે શુભ-અશુભનો ત્યાગ કરનારો તથા ભક્તિવાળો છે, તે મને પ્રિય છે [ ૧૭ ].

**વિવેચન** :—હે અર્જુન ! જે રાગદ્વેષ વિનાનો હોઈ, પ્રિય પદાર્થો પ્રાપ્ત થતાં न हृष्यति = હર્ષ પામતો નથી, તથા અપ્રિય પદાર્થ પ્રાપ્ત થતાં न द्वेष्टि = દ્વેષ કરતો નથી. જે મમત્વ વિનાનો હોઈ, સ્ત્રીપુત્રાદિ પ્રિય પદાર્થોના વિયોગ કે વિનાશથી न शोचति = આત્મનિષ્ઠા, ધૈર્ય તથા આત્મજ્ઞાનના બળથી અશ્રુપાત કે વિલાપ કરતો નથી [ શંકરાનંદ ].

न कांक्षति = જે પ્રિય પદાર્થના સંયોગની કે અપ્રિય પદાર્થના વિયોગની ઇચ્છા કરતો નથી [ શા. ભા. વગેરે ], "भगवानेव प्रभु सर्वं विदधाति निजेच्छातः करिष्यति इति भावेन न प्रार्थयते। [ વલ્લભ ] ' ભગવાન જ સર્વ કંઈ કરે છે, અને પોતાની ઇચ્છા પ્રમાણે જ કરશે ' એ ભાવથી પ્રિય પદાર્થના સંયોગ કે અપ્રિય પદાર્થના વિયોગ માટે પ્રાર્થના કરતો નથી " અથવા ' પ્રારબ્ધ ભોગ વિના ક્ષય પામતું નથી,' એમ નિશ્ચયપૂર્વક જાણી, પ્રાપ્ત થયેલા અનર્થની નિવૃત્તિ ઇચ્છતો નથી, અને તિતિક્ષાપરાયણ હોવાથી અનિષ્ટના પ્રતિકાર માટે પણ કિંચિત્ યત્ન કરતો નથી [ શંકરાનંદ ], તથા य. शुभाशुभपरित्यागी = 'હું અકર્તા છું ' એ પ્રકારના જ્ઞાનથી જેણે શુભાશુભ કર્મોનો ત્યાગ કર્યો છે [ શંકરાનંદ ] એવો भक्तिमान् = ભક્તિયુક્ત [ પુ અ. ત. ], જ્ઞાનવાન [શંકરાનંદ] ભક્ત મને પ્રિય છે [ ૧૭ ].

## समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
## शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥ १८ ॥

**અન્વયાર્થ** :—च અને જે शत्रौ શત્રુ च તથા मित्रे મિત્રમાં समः સમ છે तथा તથા मानापमानयोः માન–અપમાનમાં સમ છે તથા शीतोष्णसुखदुःखेषु ટાઢ-તડકો, સુખ–દુઃખાદિમાં समः સમ છે તથા संगवर्जितः સંગથી રહિત છે [ તે મને પ્રિય છે ] [ ૧૮ ].

**શબ્દાર્થ** :—જે શત્રુ તથા મિત્રમાં સમ [ સમદર્શી ] છે, જે માન–અપમાનમાં સમ [ નિર્વિકાર ] છે, જે ટાઢ-તડકો, સુખદુઃખાદિમાં સમ [ સમબુદ્ધિ ] છે, તથા જે સંગરહિત છે, તે ભક્ત મને પ્રિય છે [ ૧૮].

**વિવેચન** :— सम शत्रौ च मित्रे च = પ્રારબ્ધવશાત્ આ દેહનો કોઈ શત્રુ [ અપકારકર્તા ] તથા કોઈ મિત્ર [ ઉપકારકર્તા ] થાય છે, એમ નિશ્ચયપૂર્વક જાણી [ શંકરાનંદ ] જે શત્રુ– મિત્રમાં समः = સમદર્શી છે [ શંકરાનંદ ]. જેમ વૃક્ષ પોતાના પર ઘા કરનારને કે મૂળમાં પાણી સીંચનારને એકસરખો છાંયો

આપે છે, તેમ જે શત્રુ તથા મિત્ર બંને તરફ સમભાવે વર્તે છે, અથવા જેમ ફૂલ જે હાથે તોડવામાં આવે તથા જે હાથમાં રાખવામાં આવે તે બંને હાથોને સમાનપણે સુવાસિત કરે છે, તેમ જે શત્રુ તથા મિત્ર બંનેનું કલ્યાણ ઇચ્છે છે, તથા બન્નેના કલ્યાણમાં તત્પર રહે છે;

જે માન-અપમાનમાં સમઃ = નિર્વિકાર છે [ શંકરાનંદ ], તથા જે ટાઢ-તડકો, સુખદુઃખાદિ દ્વંદ્વોમાં સમ. = હર્ષવિષાદથી રહિત છે [ પ. ટી.], સમબુદ્ધિવાળો છે, તથા જે આત્મા વિષે પ્રીતિવાળો હોઈ, સઙ્ગવિવર્જિત = સર્વત્ર આસક્તિથી રહિત છે [ શા. ભા ] તે ભક્ત મને પ્રિય છે [ ૧૮ ].

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥

**અન્વયાર્થ** —तुल्यनिंदास्तुतिः જે નિંદા તથા સ્તુતિમાં સરખો વર્તે છે मौनी જે મૌન ધારણ કરે છે येन केनचित् संतुष्ट. પ્રારબ્ધવશાત્ જે મળે તેથી જેને સંતોષ છે अनिकेतः = જે કોઈ પણ નિયત નિવાસસ્થાન વિનાનો છે તથા स्थिरमति સ્થિરબુદ્ધિવાળો છે એવો भक्तिमान् ભક્તિવાળો नरः પુરુષ मे મને प्रियः પ્રિય છે [ ૯].

**શબ્દાર્થ** :—જે નિંદા તથા સ્તુતિને તુલ્ય માનનારો, મૌન ધારણ કરનારો, જે કાંઈ મળે તેનાથી સંતુષ્ટ રહેનારો, નિયત [ ચોક્કસ ] નિવાસસ્થાન વિનાનો, સ્થિરબુદ્ધિવાળો તથા ભક્તિવાળો પુરુષ છે તે મને પ્રિય છે [ ૧૯ ].

**વિવેચન** :—तुल्यनिंदास्तुतिः = સ્તુતિ-નિંદા દેહની થાય છે, તથા દેહ નાશવંત છે, એમ નિશ્ચયપૂર્વક જાણી, જે નિંદાથી [ દોષકીર્તનથી ] ક્રોધ પામતો નથી, તથા સ્તુતિથી [ ગુણકીર્તનથી ] ફુલાતો નથી, પરંતુ નિંદા તથા સ્તુતિમાં સમ [ નિર્વિકાર ] રહે છે. मौनी = संयतवाक् । [ શા. ભા. ] જે વાણીને વશ રાખનારો છે.

संतुष्टो येन केनचित् = जडवत् लोकमाचरेत् । [ ગૌડપાદાચાર્ય ] જે જડની પેઠે લોકમાં વિચરે છે, જે શરીરસ્થિતિમાત્રથી જ સંતુષ્ટ છે [ શા. ભા. ], પ્રારબ્ધવશાત્ જે કંઈ મળે તેનાથી સંતુષ્ટ રહેનારો છે [ શંકરાનંદ વગેરે ]. अनिकेतः = જે ચોક્કસ નિવાસસ્થાન વિનાનો છે; જેમ વાયુ એકસ્થાને રહેતો નથી, તેમ જે ક્યાંય પણ આશ્રય કરીને રહેતો નથી. स्थिरमतिः = स्थिरप्रज्ञः ।

[ શંકરાનંદ ] જે સ્થિરબુદ્ધિવાળો છે, તથા भक्तिमान् = જે ભક્તિવાળો [ મધુ. વગેરે ] બ્રહ્મનિષ્ઠ [ શંકરાનંદ ] છે, તે પુરુષ મને અત્યંત પ્રિય છે [૧૯].

**અવતરણિકા** :—હવે અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છે :

**ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।**
**श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

**અન્વયાર્થ** :—तु વળી ये જે મુમુક્ષુઓ मत्परमाः મને જ પરમ પ્રાપ્ય માની इदं આ यथोक्तं પૂર્વે કહેલા धर्म्यामृतं ધર્મરૂપ-અમૃતને श्रद्दधानाः શ્રદ્ધાપૂર્વક पर्युपासते આચરે છે ते તે भक्ताः ભક્તો मे મને अतीव અત્યંત प्रियाः પ્રિય છે [ ૨૦ ].

**શબ્દાર્થ** :—જે મને પરમ પ્રાપ્ય માની આ પૂર્વે કહેલા ધર્મરૂપ અમૃતને [ મોક્ષસાધનોને ] શ્રદ્ધાપૂર્વક આચરે છે, તે ભક્તો મને અત્યંત પ્રિય છે [૨૦].

**વિવેચન** :—હે અર્જુન ! જે મુમુક્ષુઓ मत्परमाः = મને જ પરમ પ્રાપ્ય માની [ શંકરાનંદ વગેરે ] यथोक्तं = પૂર્વે 'मय्यावेश्य मनो ये माम्'। [ શ્લોક ૨ ] ઇત્યાદિવડે કહેલા [ રા. ભા., કેશવ વગેરે ], અથવા 'अद्वेष्टा सर्वभूतानाम्'। [ શ્લોક ૧૩ ] ઇત્યાદિવડે કહેલા [ શા. ભા. વગેરે ] धर्म्यामृतम् = મોક્ષના સાધનોનું [શા. ભા. વગેરે], સગુણ ધર્મનિષ્ઠા કે નિર્ગુણ ધર્મનિષ્ઠાનું [ વૈ. બ્ર. ગી. ] શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરે છે, તે ભક્તો મને અત્યંત પ્રિય છે.

"यो मुक्तानां स्वाभाविको धर्मः स मुमुक्षूणां यत्नतोऽनुष्ठेय इत्यर्थः । [ શા. ભા., નીલકંઠ] મુક્ત પુરુષોનો જે સ્વાભાવિક ધર્મ છે, તેને મુમુક્ષુઓએ શ્રદ્ધાથી પ્રયત્નપૂર્વક આચરવો જોઈએ."

समाप्तः उपासनाप्रधानस्तत्पदार्थविवेकः । अत:परं वाक्यार्थविचारो जीवब्रह्माभेदप्रतिपादको भविष्यति ॥ [ નીલકંઠ ] અહીં ઉપાસનાપ્રધાન તત્પદાર્થનો વિવેક સમાપ્ત થાય છે, હવે પછી 'तत्त्वमसि' એ મહાવાક્યનો વિચાર કરી, જીવ તથા બ્રહ્મના અભેદનું પ્રતિપાદન કરવામાં આવશે [૨૦].

## અધ્યાયનો સાર

नानाविक्षेपविघ्नैरुपहतमनसालम्बशून्येन भूयो
ह्यव्यक्तोपास्तिमेके विदधति सुचिरं लौकिकाचार्यतोऽन्ये ।
भक्तिं योगेश्वराणामपि परमगुरौ कुर्वते स्वात्मलभ्ये
तद्भेदे तारतम्यं विगदमभिहितं द्वादशाध्यायमध्ये ॥ [ પ. ટી.]

दुःखमव्यक्तवर्त्मैतद्बहु विघ्नमतो बुधः ।
सुगं कृष्णपदाम्भोजभक्तिसत्पथमाभजेत् ॥ [ શ્રીધર. ]

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे " भक्तियोगो " नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ **શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં** શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે **'ભક્તિયોગ' નામનો બારમો અધ્યાય સંપૂર્ણ.**

**અધ્યાય બારમો સંપૂર્ણ.**

---

# અધ્યાય ૧૩ મો

## ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ

અવતરણિકા :—બારમા અધ્યાયમાં 'अद्वेष्टा सर्वभूतानाम्।' [ ગી. ૧૨–૧૩ ] એ શ્લોકથી માંડીને અધ્યાયની સમાપ્તિપર્યંત ભગવાને તત્ત્વજ્ઞાની સંન્યાસીઓની નિષ્ઠા અર્થાત્ જે પ્રકારે તેઓ આચરણ [વર્તન] કરે છે, તે પ્રકાર કહ્યો [ શા. ભા. ].

"अधुना जिज्ञासोर्मोक्षैककामस्य कथं ब्रह्मात्मैकत्वविज्ञानं, किं ब्रह्म, कस्त्वात्मा, कः पुनरनात्मा, तत्कृतो बन्धश्च कः, स कथं ज्ञानेन निवर्तेत, किं ज्ञानं ज्ञानसाधनं च, कथं वा जीवन्मुक्तिश्चेत्याकाङ्क्षायाम्। [ શંકરાનંદ ] હવે મોક્ષની કામનાવાળા જિજ્ઞાસુને કેવા પ્રકારે જીવ તથા બ્રહ્મના એકત્વનું વિજ્ઞાન થાય ? બ્રહ્મ એટલે શું ? આત્મા એટલે શું ? અનાત્મા એટલે શું ? અનાત્માદ્વારા થયેલો બંધ શું છે ? તે બંધ જ્ઞાનથી કેવા પ્રકારે નિવૃત્તિ પામે ? જ્ઞાન શી વસ્તુ છે ? જ્ઞાનનાં સાધનો કયાં છે ? તથા જીવનમુક્તિ કેમ પ્રાપ્ત થાય ? એવી આકાંક્ષા થાય," તેથી—

(૧) પ્રકૃતિ–પુરુષ તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞનું વિવેચન કરવા માટે, (૨) પ્રકૃતિમાં બંધકત્વ તથા આત્મામાં અધ્યાસજનિત-બંધકત્વ બોધન કરવા માટે [શંકરાનંદ], (૩) ક્ષેત્રજ્ઞ [જીવ] તથા બ્રહ્મનું એકત્વ [શંકરાનંદ] તથા ક્ષેત્રજ્ઞ [ જીવ ] સર્વ ક્ષેત્રમાં એક જ તથા નિર્વિકાર છે,- એ પ્રતિપાદન કરવા માટે [મધુ.], (૪) ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞરૂપ [અપરા તથા પરા પ્રકૃતિરૂપ] બન્ને પ્રકૃતિઓના નિરૂપણદ્વારા એ પ્રકૃતિવાળા ઈશ્વરના તત્ત્વનો નિર્ણય કરવા માટે [ શા. ભા. ], તથા (૫) પૂર્વે બારમા અધ્યાયમાં 'अद्वेष्टा सर्वभूतानाम्' ઇત્યાદિવડે પ્રતિપાદન કરેલા ધર્મનું [ મોક્ષનાં સાધનોનું ] અનુષ્ઠાન કરનાર કયા તત્ત્વજ્ઞાનથી યુક્ત થઈ, ભગવાનનો પ્રિય થાય છે, એ અર્થ સમજાવવાના હેતુથી [ શા. ભા. ] આ તેરમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે.

"तत्राऽऽदौ क्षेत्रज्ञं क्षेत्रात् संक्षेपेण विविच्य विविक्तस्याऽऽत्मनो ब्रह्मैकत्वं बोधयितुं श्रीभगवानुवाच। [ શંકરાનંદ ] તેમાં પ્રથમ ક્ષેત્રજ્ઞનો [ જીવાત્માનો ] ક્ષેત્રથી સંક્ષેપમાં વિવેક કરી, વિવિક્ત આત્માનો [ જીવાત્માનો ] બ્રહ્મની સાથે અભેદ જણાવવા માટે ભગવાન કહે છે :

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા :

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

**અન્વયાર્થ** :—कौन्तेय ! હે કૌંતેય ! इदं આ शरीरं શરીર क्षेत्रम् ક્ષેત્ર इति એમ अभिधीयते કહેવાય છે. एतत् એ ક્ષેત્રને यः જે वेत्ति જાણે છે—પ્રકાશિત કરે છે तं તેને तद्विदः તત્ત્વવેત્તાઓ क्षेत्रज्ञ ક્ષેત્રજ્ઞ इति એમ प्राहुः કહે છે [૧].

**શબ્દાર્થ** :—હે કૌંતેય ! આ શરીર " ક્ષેત્ર " કહેવાય છે; અને એને જે જાણે છે, તેને તત્ત્વજ્ઞાનીઓ " ક્ષેત્રજ્ઞ ' કહે છે [૧]

**વિવેચન** :— इदम् शरीरम् क्षेत्रम् इति अभिधीयते = સર્વકાળે દીપકની શિખાની પેઠે આ શરીર ક્ષણેક્ષણે ક્ષય પામે છે, માટે આ શરીર ' ક્ષેત્ર ' કહેવાય છે. [ શા. ભા., શંકરનંદ ], અથવા જેમ ખેતરમા અન્નાદિ પદાર્થો ઉત્પન્ન થાય છે, તેમ આ શરીર સુખદુ:ખાદિરૂપ કર્મફળો ઉત્પન્ન કરવાનું સ્થાન છે, માટે ' ક્ષેત્ર ' કહેવાય છે [ શા. ભા. વગેરે ]; અથવા આ શરીર અવિદ્યાવડે પોતાનો ક્ષય કરે છે તથા વિદ્યાવડે આત્માનું રક્ષણ કરે છે, તેથી 'ક્ષેત્ર' કહેવાય છે [નીલકંઠ વગેરે], અથવા શમદમાદિથી યુક્ત પુરુષનું જન્મમરણાદિ અનર્થરૂપ ક્ષયથી રક્ષણ કરે છે, તેથી ' ક્ષેત્ર ' કહેવાય છે [શંકરાનંદ].

જે આ શરીરરૂપ ક્ષેત્રને वेत्ति = પ્રકાશિત કરે છે [ નીલકંઠ ], જે આ ક્ષેત્રમાં ' अहंमम ' ' હું અને મારું ' એવું અભિમાન કરે છે [મધુ.], અથવા જે ક્ષેત્રને જ્ઞાનવડે પ્રત્યક્ષ જાણે છે [ શા. ભા ], સ્વાભાવિક રીતે કે ઉપદેશદ્વારા પ્રાપ્ત થતા અનુભવથી વિભાગપૂર્વક સ્પષ્ટ જાણે છે [ શા. ભા. વગેરે ] તેને તત્ત્વજ્ઞાનીઓ " ક્ષેત્રજ્ઞ " કહે છે [૧].

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! च વળી सर्वक्षेत्रेषु સર્વ ક્ષેત્રોમાં क्षेत्रज्ञ ક્ષેત્રજ્ઞ मां મને अपि જ विद्धि જાણ क्षेत्रक्षेत्रज्ञयोः ક્ષેત્રનું અને ક્ષેત્રજ્ઞનું વિભાગપૂર્વકનું यत् જે ज्ञान જ્ઞાન तत् તે ज्ञानं જ્ઞાન છે એવો मम मत મારો અભિપ્રાય છે [૨].

**શબ્દાર્થ** :—હે ભારત ! બધાં ક્ષેત્રોને વિષે ક્ષેત્રજ્ઞ હું છું એમ જાણ. ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ " જ્ઞાન " છે, એવો મારો અભિપ્રાય છે [૨].

**વિવેચન** :—હે અર્જુન ! સર્વ ક્ષેત્રોમાં અધિષ્ઠાનરૂપે રહેલા ક્ષેત્રજ્ઞ = ક્ષેત્રોનો પ્રકાશક, દ્રષ્ટા તથા જ્ઞાતા તુ મને જ જાણ. ક્ષેત્ર કલ્પિત હોવાથી મિથ્યા છે, તથા ક્ષેત્રજ્ઞ અધિષ્ઠાન હોવાથી સત્ય છે; અથવા જડપ્રકૃતિના કાર્યરૂપ ક્ષેત્રને તથા પરાપ્રકૃતિરૂપ ક્ષેત્રજ્ઞને તત્ત્વથી જાણવુ અથવા ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ એ સર્વ બ્રહ્મ જ છે, એ સાક્ષાત્ જાણવુ, તે જ ખરેખરુ " જ્ઞાન " છે, એવો મારો અભિપ્રાય છે [ મધુ. ].

' જીવનો તથા ઈશ્વરનો ભેદ અવિદ્યાથી પ્રતીત થાય છે. વાસ્તવિક રીતે અભેદ છે ' એ અહીં ભગવાન ભાષ્યકારે તથા શ્રીશ કરાન દે વિસ્તારપૂર્વક યુક્તિઓ વડે પ્રતિપાદન કર્યું છે.

શ્રુતિ કહે છે કે :—"नान्तःप्रज्ञं न बहिःप्रज्ञं नोभयतःप्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञम् । अदृष्टमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्मप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥ [ મા ઉ. ૧–૭ ] આત્મા ' અંતઃપ્રજ્ઞ' નથી, ' બહિઃપ્રજ્ઞ' નથી, ' ઉભયતઃ પ્રજ્ઞ' નથી, ' પ્રજ્ઞાનઘન' નથી, ' પ્રજ્ઞ ' નથી, ' અપ્રજ્ઞ ' નથી, પ્રત્યક્ષાદિ પ્રમાણોનો વિષય ન હોવાથી ' અદષ્ટ,' કર્મેંદ્રિયોનો વિષય ન હોવાથી ' અગ્રાહ્ય,' અનુમાનનો વિષય ન હોવાથી ' અલક્ષણ,' મનનો વિષય ન હોવાથી ' અચિંત્ય', વાણીનો વિષય ન હોવાથી ' અવ્યપદેશ્ય', સ્વગતભેદથી રહિત હોવાથી ' એકતાના જ્ઞાનનો સાર', વિજાતીય ભેદથી રહિત હોવાથી ' પ્રપંચના ઉપશમવાળો', આનંદઘન હોવાથી ' શિવ ', તથા વિશ્વ, તેજસ્ તથા પ્રાજ્ઞ એ ત્રણ પાદોથી વિલક્ષણ હોવાથી ચતુર્થ [ તુરીય ] છે. તે આ આત્મા જાણવા યોગ્ય છે."

આ આત્મા [ બ્રહ્મ ] સૂક્ષ્મ, અગ્રાહ્ય તથા અદૃશ્ય છે, પોતાના એક અંશ વડે તે અહીં બુદ્ધિપૂર્વક ક્રિયા કરે છે. એનો જ કલ્પેલો અંશ બધાં ચેતન પ્રાણીઓનો જીવાત્મા બન્યો છે. તે જ સર્વ શરીરોમા ક્ષેત્રજ્ઞરૂપે રહેલો છે. તે જ સંકલ્પ, પ્રયત્ન અને અભિમાનવાળો, પ્રજાપતિરૂપ તથા સર્વનો જોનારો છે. તે ચેતનવડે જ આ શરીર ચેતનયુક્ત બન્યું છે; તથા તે જ આ શરીરને ક્રિયા કરવા પ્રેરે છે [ મૈત્રા. ઉ. ૨–૫ ].

"आत्मा क्षेत्रज्ञ इत्युक्तः संयुक्तः प्राकृतैर्गुणैः । तैरेव तु विनिर्मुक्तः परमात्मेत्युदाहृतः । [ શાં. ૫. ૧૮૭–૧૪ ]. આ આત્મા પ્રકૃતિના ગુણોથી યુક્ત થઈ

દેહ વિષે રહેલો હોય છે, ત્યારે તે 'ક્ષેત્રજ્ઞ' કહેવાય છે; જ્યારે તે પ્રકૃતિન કાર્યરૂપ દેહાદિના ગુણોથી મુક્ત થાય છે, ત્યારે તે "પરમાત્મા" કહેવાય છે.

"नेह नानाऽस्ति किंचन। [કઠ ઉપ. ૨-૧-૧૧; બૃ. ઉ. ૪-૪-૧૯ બ્રહ્મ વિષે કાંઈ પણ નાનાત્વ [ભેદ] નથી. બ્રહ્મ, ઈશ્વર તથા જીવ એક જ હોવ છતાં ઉપાધિભેદવડે ભિન્ન ભાસે છે." "मृत्योः स मृत्युं गच्छति य इह नाने पश्यति। [કઠ. ૨-૧-૧૧] જે અવિદ્યાથી મોહ પામેલા બ્રહ્મ, ઈશ્વર તથા જી વગેરે વિષે ભેદને જુએ છે, તે પુનઃ પુનઃ સંસારને પામે છે" [ ૨ ].

અવતરણિકા :—હવે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું વિવરણ [સ્પષ્ટીકરણ] કરવાને આરંભ કરે છે :

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत्।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥

અન્વયાર્થ :—तत् તે શરીરરૂપ ક્ષેત્રં ક્ષેત્ર यत् જે સ્વભાવવાળું છે च તથા यादृक् જે ઇચ્છાદિક ધર્મવાળું છે च અને यद्विकारि જે ઇન્દ્રિયાદિ વિકારોવાળું છે च તથા यतः यत् તે ક્ષેત્રરૂપ કારણથી જે કાર્ય ઉત્પન્ન થા છે [ શા. ભા. ] च તેમ જ सः તે ક્ષેત્રજ્ઞ यः જેવા સ્વભાવવાળો છે च यत्प्रभाव જેવા પ્રભાવવાળો છે तत् તે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સ્વરૂપને मे મારી પાસેથ समासेन સંક્ષેપથી शृणु તું સાંભળ [ ૩ ]

શબ્દાર્થ—એ ક્ષેત્ર શું છે; કેવું છે, કેવા વિકારવાળું છે, તે ક્ષેત્રરૂ કારણથી જે કાર્ય ઉત્પન્ન થાય છે, તેમ જ તે ક્ષેત્રજ્ઞ જેવા સ્વભાવવાળો છે તથા જેવા પ્રભાવવાળો છે, તે મારી પાસેથી સંક્ષેપથી તું સાંભળ [ ૩ ].

વિવેચન :—હે અર્જુન ! તે શરીરરૂપ ક્ષેત્ર यत् = જે જડતા વગે સ્વભાવવાળું છે, यादृक् = જે ઇચ્છા, દ્વેષ વગેરે ધર્મવાળું છે, यद्विकारि = જે ઇંદ્રિયાદિક વિકારોવાળું છે, यतः यत् = તે ક્ષેત્રરૂપ કારણથી જે કાર્ય ઉત્પ થાય છે [ શા. ભા. વગેરે ] અર્થાત્ તે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞની ઉપાધિ થઈ, સ્વયં જ કાર્ય ઉત્પન્ન કરે છે [ શંકરાનંદ ], તેમ જ તે ક્ષેત્રજ્ઞ यः = જે સ્વરૂપથી સ્વયં પ્રકાશ, ચૈતન્ય તથા આનંદ સ્વભાવવાળો છે તથા यत्प्रभावः = ઉપાધિ યોગથ જે પ્રભાવવાળો છે, તે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના યથાર્થ સ્વરૂપને તું મારી પાસેથ સંક્ષેપથી शृणु = સાંભળ. એટલે કે श्रुत्वा तदर्थं सम्यगवधारय तन्निष्ठो भव [ શંકરાનંદ વગેરે ] ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સ્વરૂપને સાંભળી તેનો નિશ્ચય કર તથા તે નિષ્ઠાથી યુક્ત થા [ ૩ ].

અવતરણિકા :—હવે શ્રોતાની બુદ્ધિમા રુચિ ઉત્પન્ન કરવાના હેતુથી, ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સ્વરૂપની સ્તુતિ કરે છે

**ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ।**
**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥**

**અન્વયાર્થ** —આ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનુ સ્વરૂપ ऋषिभि ઋષિઓએ મત્ર દ્રષ્ટાઓએ बहुधा બહુ પ્રકારે गीत નિરૂપણ કર્યું છે, विविधै छन्दोभि વિવિધ વેદોએ पृथक् વિભાગપૂર્વક કહેલુ એ-ભિન્ન ભિન્ન રીતે કહેલુ છે च તથા हेतुमद्भि યુક્તિવાળા તથા विनिश्चितै. નિશ્ચિત અર્થવાળા ब्रह्मसूत्रपदै. બ્રહ્મસૂત્રના પદોએ પણ તે સ્વરૂપ બહુ પ્રકારે પ્રતિપાદન કરેલુ છે [ ૪ ]

**શબ્દાર્થ** :—તે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનુ સ્વરૂપ ઋષિઓએ બહુ પ્રકારે નિરૂપણુ કર્યું છે, વિવિધ વેદોએ ભિન્નભિન્ન કરીને કહેલુ છે, તથા બ્રહ્મસૂત્રના પદોએ પણુ બહુ પ્રકારે પ્રતિપાદન કરેલુ છે [ ૪ ]

**વિવેચન** —હે અર્જુન ! આ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સ્વરૂપને વ્યાસ, પારાશર વસિષ્ઠાદિ ઋષિઓએ बहुधा गीत = યોગવાસિષ્ઠ, મહાભારત, પુરાણ વગેરે ગ્રથોમા, તથા પિપ્પલાદ, મુણ્ડક વગેરે બ્રહ્મનિષ્ઠ મુનિઓએ શ્રુતિઓમા વિવિધ પ્રકારે નિરૂપણ કર્યું છે छन्दोभि = ઋગ્વેદાદિ વેદોમા पृथक् = વિવેક કરી નિરૂપણુ કર્યું છે [ મધુ ], વિભાગપૂર્વક કહેવામા આવ્યુ છે તથા યુક્તિવાળા તથા નિશ્ચિત અર્થવાળા ब्रह्मसूत्रपदै = બ્રહ્મસૂત્રપદોએ [શા ભા વગેરે], બ્રહ્મને પ્રતિપાદન કરનારા ઉપનિષદના વાક્યોવડે [ મધુ ], વેદાંતસૂત્રોવડે [ શકરાનદ ] પણુ તે બન્નેનુ સ્વરૂપ બહુ પ્રકારે વર્ણવ્યુ છે શ્રુતિ, સ્મૃતિ તથા ઋષિઓએ નિશ્ચિત કરેલા ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના યથાર્થ સ્વરૂપને હુ સક્ષેપથી કહુ છું, તે તુ મારી પાસેથી શ્રવણ કર [ કેશવ ] [ ૪ ]

અવતરણિકા :—હવે બે શ્લોકવડે ક્ષેત્રનુ સ્વરૂપ કહે છે :

**महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।**
**इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥ ५ ॥**

**અન્વયાર્થ** —महाभूतानि પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશ એ પાચ સૂક્ષ્મ તન્માત્રાઓ ક્ષેત્રના સર્વ વિકારોમા [ કાર્યોમા ] વ્યાપક હોવાથી મહાન કહેવાય છે. अहङ्कार. પાચ મહાભૂતોના કારણરૂપ અહકાર बुद्धि. અહકારના કારણરૂપ મહત્તત્ત્વ च एव તેમ જ अव्यक्त બુદ્ધિના કારણરૂપ

અવ્યક્ત મૂલપ્રકૃતિ दश इन्द्रियाणि દશ ઇન્દ્રિયો च અને एकम् એક મન च તથા पञ्च પાંચ इन्द्रियगोचराः શબ્દાદિ ઇન્દ્રિયોના વિષયો [ ૫ ].

શબ્દાર્થ :—પાંચ મહાભૂતો, અહંકાર, બુદ્ધિ તેમ જ અવ્યક્ત દશ ઇન્દ્રિયો, એક મન તથા પાંચ ઇન્દ્રિયોના વિષયો [ ૫ ].

વિવેચન :—महाभूतानि = પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશની પાંચ સૂક્ષ્મ [ અપંચીકૃત ] તન્માત્રાઓ, अहङ्कारः = એ પાંચ મહાભૂતોના કારણરૂપ અહંકાર, बुद्धिः = અહંકારના કારણરૂપ બુદ્ધિ [ મહત્તત્ત્વ ] अव्यक्तं = બુદ્ધિના કારણરૂપ અવ્યક્ત [ મૂલપ્રકૃતિ ] [શા. ભા. વગેરે], અવ્યાકૃત [શંકરાનંદ], માયા નામની પરમેશ્વરની શક્તિ [ મધુ ]. इन्द्रियाणि = શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો च एकं અને એક = અગિયારમું મન, તથા इन्द्रियगोचराः = શબ્દાદિ પાંચ ઇન્દ્રિયોના વિષયો, એ સર્વે મળી કુલ ચોવીસ પદાર્થોને સાંખ્ય-દર્શનવાળા ચોવીસ તત્ત્વો કહે છે.

સાંખ્યદર્શન પ્રકૃતિને સ્વતંત્ર તથા સત્ય કહે છે. વેદશાસ્ત્ર પ્રકૃતિને મિથ્યા તથા ઈશ્વરને અધીન કહે છે.

શ્રુતિ પણ કહે છે કે :-' माया तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्। [ શ્વે. ઉ. ૪-૧૦ ] માયાને પ્રકૃતિ જાણવી, તથા તે માયાને સ્વાધીન રાખનારને મહેશ્વર જાણવા.''

**નોંધ** :—ઇન્દ્રિયોની સંખ્યા ઉપનિષદ્માં કોઈ સ્થળે સાત તથા કોઈ કોઈ સ્થળે દશ, અગિયાર, બાર તથા તેર સુધી વર્ણવેલી છે; પરંતુ ઉપનિષદોનાં સર્વ વાક્યોની એકવાક્યતા કરતાં ઇન્દ્રિયોની સંખ્યા અગિયાર જ સિદ્ધ થાય છે, એમ વેદાંતસૂત્રના આધારે ભગવાન ભાષ્યકારે ઠરાવેલું છે [ શા. ભા., વે. સૂ. ૨-૪-૫-૬ ]. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો તથા એક મન એમ ઇન્દ્રિયો અગિયાર છે, એવું જ અહીં સ્પષ્ટ નિરૂપણ છે [ ૫ ].

**અવતરણિકા** :—" अथेदानीं 'आत्मगुणाः' इति यानाचक्षते वैशेषिकास्तेऽपि क्षेत्रधर्मा एव न तु क्षेत्रज्ञस्येत्याह भगवान्। [ શા. ભા. ] હવે જે ઇચ્છા આદિને વૈશેષિકો આત્માના [ ક્ષેત્રજ્ઞના ] ધર્મો માને છે, તેઓ પણ ક્ષેત્રના જ ધર્મો છે, ક્ષેત્રજ્ઞના [ આત્માના ] ધર્મો નથી, એ ભગવાન કહે છે :

इच्छा द्वेषः सुखं दुःखं सङ्घातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

અન્વયાર્થ :—इच्छा ઇચ્છા द्वेष દ્વેષ सुखं સુખ दुःखं દુઃખ संघात પાંચ ભૂતોના પરિણામરૂપ ઇન્દ્રિયોસહિત શરીર [ મધુ ] चेतना ચૈતન્ય અભિવ્યક્ત કરનારી બુદ્ધિવૃત્તિ [શા ભા ] धृति ધૈર્યરૂપ બુદ્ધિવૃત્તિ एतत् એ સર્વ सविकारम् વિકારસહિત क्षेत्रम् ક્ષેત્ર समासेन સંક્ષેપથી उदाहृतम् કહ્યું [ ૬ ]

શબ્દાર્થ —ઇચ્છા દ્વેષ સુખ, દુઃખ સંઘાત, ચેતના અને ધૃતિ–આ તને વિકારોસહિત ક્ષેત્ર સંક્ષેપથી કહ્યું [ ૬ ]

વિવેચન —इच्छा = પૂર્વે જે સુખદાયક વિષયોનો ભોગ કર્યો હોય તેને સુખનું કારણ જાણી, તેને પ્રાપ્ત કરી, ફરીથી ભોગવવાની તીવ્ર અભિલાષા [શા ભા વગેરે], સુખ તથા સુખના સાધનોમાં સ્પૃહારૂપ ચિત્તવૃત્તિ [મધુ વગેરે], સુખાત્મિકા વૃત્તિ द्वेष = જે દુઃખદાયક વિષયો પૂર્વે ભોગવ્યા હોય તેને દુઃખનું કારણ જાણી, તે ફરીને પ્રાપ્ત ન થાય એવી તીવ્ર અભિલાષા [શા ભા વગેરે], દુઃખ તથા દુઃખની ઉત્પત્તિના કારણો વિષે 'મને એ ન પ્રાપ્ત થાય' એ પ્રકારની સ્પૃહાનો વિરોધ કરનારી ચિત્તવૃત્તિ [ મધુ વગેરે ] જ્વલનાત્મિકા વૃત્તિ

ઇચ્છા, દ્વેષ સત્ત્વગુણના શમદમાદિ ગુણોનું તથા તમોગુણના નિદ્રા, આલસ્ય વગેરેનું ઉપલક્ષણ છે [ શંકરાનંદ ]

सुखम् = અનુકૂળ પદાર્થ કે વિષયની પ્રાપ્તિથી કે પ્રતિકૂળ વિષય કે પદાર્થની નિવૃત્તિથી અંતઃકરણમાં થતો પ્રસન્નતાનો અનુભવ दुःख = પ્રતિકૂળ વિષય કે પદાર્થની પ્રાપ્તિથી કે અનુકૂળ વિષય કે પદાર્થના વિનાશથી અંતઃકરણમાં થતો વ્યાકુળતાનો અનુભવ संघात = પાંચ ભૂતોના પરિણામરૂપ ઇન્દ્રિયોસહિત શરીર [ શા ભા વગેરે ]

ચેતના = ચૈતન્ય અભિવ્યક્ત કરનારી બુદ્ધિવૃત્તિ [ શા ભા વગેરે ], તપેલા લોખંડના પિંડમાં અગ્નિની પેઠે બુદ્ધિમાં આત્મચૈતન્યનો બુદ્ધિવૃત્તિવિશિષ્ટ આભાસ [ શંકરાનંદ ] શુદ્ધ સત્ત્વગુણમય બુદ્ધિ [ નીલકંઠ ], બુદ્ધિ જ્યારે શુદ્ધ સત્ત્વગુણમય થાય છે, ત્યારે દર્પણ જેવી નિર્મળ થાય છે, અને ચૈતન્યના પ્રતિબિંબને ગ્રહણ કરનારી થાય છે, અને તેથી તપેલો લોખંડનો ગોળો અગ્નિ નથી, છતાં જેમ અગ્નિસ્વરૂપ થાય છે, તેમ બુદ્ધિ અચેતન હોવા છતાં, ચૈતન્યના પ્રતિબિંબને લીધે ચૈતન્યપણાને પામે છે, અને તે જ ચેતનાબુદ્ધિવડે વ્યાપ્ત થયેલો સ્થૂલપિંડ પણ ચેતન તરીકે પ્રતીત થાય છે. એ ચેતનાબુદ્ધિનું બીજું નામ મન છે અને તે જ ઇચ્છાદિસ્વરૂપે પરિણામ પામે છે [નીલકંઠ].

ધૃતિઃ = ધૈર્યરૂપ બુદ્ધિવૃત્તિ [ શંકરાનંદ ], વ્યાકુળતા પામેલા દેહ તથા ઇન્દ્રિયો જેના વડે ધારણ કરી શકાય તે [ શા. ભા. વગેરે ].

ધૃતિ શબ્દ કામ, સંકલ્પ, વિચિકિત્સા વગેરેનું તથા અહંકાર, મમકાર આદિ સર્વ પ્રત્યયોનું ઉપલક્ષણ છે [ શંકરાનંદ ]—આ તેના વિકારોસહિત ક્ષેત્ર મે તને સંક્ષેપથી કહ્યું.

" कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं म न एव। [ બૃ. ઉ. ૧-૫-૩ ] કામ, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, લજ્જા, બુદ્ધિ અને ભય એ બધું મન જ છે." "कर्तृत्वभोक्तृत्वसुखदुःखादिलक्षणश्चित्तधर्मः । કર્તૃત્વ, ભોક્તૃત્વ, સુખ, દુઃખ વગેરે ચિત્તધર્મો [ ક્ષેત્રના ધર્મો ] છે." " अप्राणो ह्यमनाः। [ મુ ઉ. ૨-૨ ] આ આત્મા મનરહિત તથા પ્રાણરહિત છે." " केवलो निर्गुणश्च। આત્મા કેવળ નિર્ગુણ છે, અને જન્મ—મરણ વગેરે દેહના તથા ક્ષુધા, તૃષા વગેરે પ્રાણના ધર્મોથી રહિત છે."

### પંચકોશો

ક્ષેત્રજ્ઞના 'અન્નમય', 'પ્રાણમય', 'મનોમય', 'વિજ્ઞાનમય' તથા 'આનંદમય', એવા પાંચ કોશો [ આવરણો ] છે. સ્થૂલ દેહ તથા કર્મેન્દ્રિયો "અન્નમયકોશ" કહેવાય છે. આ ભોગસ્થાન છે. પાંચ પ્રાણો તથા પાંચ કર્મેન્દ્રિયો "પ્રાણમયકોશ" કહેવાય છે. પ્રાણમયકોશ ક્રિયાશક્તિવાળો છે; તથા તેનાવડે ક્રિયા થાય છે. મન તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો " મનોમયકોશ " કહેવાય છે. મનોમયકોશ ઇચ્છાશક્તિવાળો છે; તેમા ઇચ્છા થાય છે, તથા તે કારણરૂપ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા બુદ્ધિ "વિજ્ઞાનમયકોશ" કહેવાય છે. વિજ્ઞાનમયકોશ જ્ઞાનશક્તિવાળો છે; તેમાં જ્ઞાન થાય છે તથા તે કર્તારૂપ છે. કારણશરીર " આનંદમયકોશ " કહેવાય છે. આનંદમયકોશ ભોક્તારૂપ છે તથા ચૈતન્યરૂપ છે, તથા તેનું અધિષ્ઠાન બ્રહ્મ છે.

જેમ કોશેટો તેમાં રહેલા કીડાને વીંટી દુઃખ આપે છે, તેમ અન્નમય વગેરે કોશો જીવાત્માને આવૃત્ત કરી, સ્વરૂપાનંદને ઢાંકી દઈ, જીવાત્માને સંસારી બનાવે છે. આ પંચકોશરૂપી એટલે કે સ્થૂલ શરીર, સૂક્ષ્મ શરીર તથા કારણ શરીરરૂપી ક્ષેત્રથી આવૃત્ત થયેલો જીવાત્મા આત્મસ્વરૂપની વિસ્મૃતિને પ્રાપ્ત થઈ, વિવિધ પ્રકારના સંતાપો ભોગવતો સંસારમાં ભ્રમણ કરે છે [ ૬ ].

**અવતરણિકા :**—હવે પાંચ શ્લોકવડે આત્મજ્ઞાનનાં અમાનિત્વાદિ વીસ સાધનો કહે છે :

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

**અન્વયાર્થ** :—अमानित्वम् અમાનીપણું अदंभित्वम् અદંભીપણું अहिंसा અહિંસા क्षांतिः ક્ષમા [ શા. ભા. વગેરે ], तितिक्षा [ શંકરાનંદ. વગેરે ] आर्जवम् સરળતા आचार्योपासनम् બ્રહ્મનિષ્ઠ આચાર્યની સેવા-ઉપાસના शौचं શરીર તથા અંતઃકરણની પવિત્રતા स्थैर्यम् સ્થિરતા-મોક્ષસાધનમાં એકનિષ્ઠા आत्मविनिग्रहः આત્મસંયમ-દેહ તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખવા તે [૭].

**શબ્દાર્થ** :—અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની સેવા, ધૈર્ય, સ્થિરતા તથા આત્મસંયમ [ ૭ ].

**વિવેચન** :—अमानित्वम् = પોતાને શ્રેષ્ઠ કે પૂજ્ય માનવો, અથવા માન કે પૂજાની ઇચ્છા કરવી, અથવા માન કે પૂજાથી પ્રસન્ન થવું અથવા વિદ્યમાન અથવા અવિદ્યમાન ગુણોથી પોતાની પ્રશંસા કરવી તે માનિત્વ કહેવાય છે. એ પ્રકારના માનીપણાનો અભાવ તે "અમાનીપણું" કહેવાય છે. આત્મશ્લાઘાનો અભાવ [ શા. ભા.], પોતાને વિષે શ્રેષ્ઠત્વબુદ્ધિનો અભાવ [શંકરાનંદ], મહાત્માઓ પ્રતિ તિરસ્કાર, અવજ્ઞા, ઉપેક્ષાદિનો અભાવ [ રા. ભા. ].

યોગસિદ્ધિ માટે માન, પૂજા, પ્રશંસા વગેરે હાનિકારક છે. જે યોગી લોકોથી અપમાનિત થાય છે, તે શીઘ્ર સિદ્ધિને પ્રાપ્ત થાય છે. માટે મુમુક્ષુએ ધર્મથી [નીતિથી] ચલાયમાન થયા વિના એવું વર્તન કરવું કે, જેથી લોકો તેની ઉપેક્ષા કરે તથા તેના સંગનો ત્યાગ કરે '[ વિ. પુ. ૨-૧૩-૪૨-૪૩ ].

अदंभित्वम् = " आत्माल्पत्वं ज्ञात्वापि महत्त्वप्रदर्शनं दम्भः। [ આ. મા. ભા ] પોતાનું અલ્પપણું જાણવા છતાં વેશ, ભાષા, ક્રિયા, ચાતુર્ય વગેરેથી પોતાની મહત્તાનું પ્રદર્શન કરવું અથવા લાભ, પૂજા કે કીર્તિ માટે લોકોની આગળ પોતાના ધર્મને પ્રકટ કરવો તે દંભ કહેવાય છે [ મધુ. વગેરે ]." આ પ્રકારના દંભનો અભાવ તે "અદંભીપણું" છે. દંભ આસુરી ગુણ છે [ ગી. ૧૬-૪ ]. દંભથી કરેલાં તપ વગેરે પરલોકમાં ફળ આપતાં નથી, તથા ફલના ઉત્પાદકપણાના નિયમથી શૂન્ય છે [ ગી. ૧૭-૧૮ ]. अहिंसा = શરીર, મન તથા વાણીથી કોઈ પણ પ્રાણીને પીડા ન કરવી તે. અહિંસા બ્રહ્મચર્યાદિનું ઉપલક્ષણ છે [શંકરાનંદ]. क्षान्तिः = અન્યના અપરાધોને ક્રોધાદિ વિકારોને પ્રાપ્ત થયા વિના સહન કરવા તે [ શા. ભા. વગેરે ], ચિંતા તથા વિલાપ વિના આધ્યાત્મિકાદિ ઉપદ્રવો સહન કરવા તે-[ શંકરાનંદ ].

आर्जवम् = " यथाहृदय व्यवहरणं [મધુ] જેવું હૃદય હોય તેવો વ્યવહાર કરવો તે." વક્રપણું, કુટિલતા, કપટ, અસત્ય, વગેરેનો અભાવ; અન્યની સાથે મન, વાણી તથા શરીરની એકરૂપતા [ગ. ભા. વગેરે], સરળતા. आचार्योपासनम् = " आचिनोति च शास्त्रार्थमाचारे स्थापयत्यपि। स्वयमाचरते यस्मादाचार्य इति चोच्यते। જે શાસ્ત્રનું અવલોકન કરી, તેમાંથી સારરૂપ શાસ્ત્રાર્થનો સંગ્રહ કરી, લોકોને વિષે તેનું સ્થાપન કરે છે, અને પોતે તે પ્રમાણે આચરણ કરે છે, તે "આચાર્ય" કહેવાય છે." આવા આચાર્યની શુશ્રૂષા આદિ ક્રિયાવડે ઉપાસના કરવી તે [શંકરાનંદ].

शौचम् = પવિત્રતા. શારીરિક મળને જળ વગેરેથી તથા મનના રાગદ્વેષાદિ મળોને પ્રતિપક્ષભાવનાથી નિવૃત્ત કરવા તે [શાં. ભા.]. " मैत्रीमुदितादिभिर्मदमानादिचित्तमलक्षालनमान्तरम्। [મધુ. ગી. ૪-૨૮]. સુખી પ્રતિ મૈત્રી, દુઃખી પ્રતિ કરુણા, પુણ્યવાન પ્રતિ મુદિતા [પ્રસન્નતા], તથા પાપી પ્રતિ ઉપેક્ષાવડે ચિત્તના રાગ, દ્વેષ, અભિમાન વગેરેનું પ્રક્ષાલન અથવા રાગદ્વેષાદિ દોષોને વિષયોમાં દોષોને જોવારૂપ વિપરીત ભાવનાથી દૂર કરવા તે આંતરશૌચ કહેવાય છે [મધુ.] "

" कर्मस्वसङ्गमः शौचम्। [ભાગ. ૧૧-૧૯-૩૮] કર્મમાં અનાસક્તિ ચિત્તશુદ્ધિના હેતુરૂપ હોવાથી "શૌચ" કહેવાય છે." યોગસૂત્ર કહે છે કે:— ' બાહ્ય શુદ્ધિના અભ્યાસથી સાધકને પોતાના શરીર વિષે અશુચિબુદ્ધિદ્વારા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તથા અન્ય સંસારી મનુષ્યના સંગ વિષે આસક્તિ રહેતી નથી. આંતરશૌચથી ચિત્તશુદ્ધિ, મનની પ્રસન્નતા, ચિત્તની એકાગ્રતા, ઇન્દ્રિયોનો નિગ્રહ તથા આત્મસાક્ષાત્કારની યોગ્યતા પ્રાપ્ત થાય છે [પા. યો. સૂ. ૨-૪૦-૪૧].

स्थैर्यम् = મોક્ષમાર્ગમાં એકનિષ્ઠા [શાં. ભા.], મોક્ષસાધનોમાં પ્રવૃત્ત થવા પછી અનેક પ્રકારનાં વિઘ્નો આવે છતાં ઉદ્યમનો પરિત્યાગ ન કરતાં અધિક પ્રયત્ન કરવો તે [મધુ. વગેરે]. आत्मविनिग्रहः = શરીર વગેરેનો નિગ્રહ કરવો [શાં. ભા.], શરીર, મન તથા ઇન્દ્રિયોને કુમાર્ગે ન જવા દેતાં, મોક્ષસાધનમાં જોડી રાખવા તે [શાં. ભા. વગેરે], ભૂખ-તરસ, ટાઢ-તડકો વગેરેથી દેહનો સંયમ [પુ. અ. ત.] [૭].

इन्द्रियार्थेषु वैराग्यमनहङ्कार एव च।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

**અન્વયાર્થ** :—इन्द्रियार्थेषु ઇન્દ્રિયોના વિષયો વિષે वैराग्यम् દઢ વૈરાગ્ય च एव તેમ જ अनहंकारः અહંકારરહિતપણું जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા દુઃખો વિષે દોષોનું અનુદર્શન [ ૮ ].

**શબ્દાર્થ** :—ઇન્દ્રિયોના વિષયો વિષે વૈરાગ્ય, અહંકારરહિતપણું અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા દુઃખો એ દરેકમાં દોષોનું અનુદર્શન [૮].

**વિવેચન** :—इन्द्रियार्थेषु वैराग्यम् = ઇન્દ્રિયોના વિષયો વિષે વૈરાગ્ય, આ લોક તથા પરલોકના ભોગોમાં આસક્તિનો અભાવ [ શા. ભા. વગેરે ], આત્માથી અતિરિક્ત સર્વ વિષયો વિષે દોષદર્શનના અનુસંધાનથી વિરક્ત થવું તે [રા. ભા.]. अनहंकारः = જાતિ, વર્ણ, આશ્રમ, આચાર, કુળ, શીલ વગેરેથી હું શ્રેષ્ઠ છું, એવા અભિમાનથી રહિતપણું [ શંકરાનંદ]. અહંકારનો અભાવ જ્ઞાન-સિદ્ધિ માટે મુખ્ય કારણ છે, એ નિશ્ચય કરવા માટે 'एव' શબ્દ છે [શંકરાનંદ].

"जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् = જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા દુઃખોમાં દોષોનું અનુદર્શન [શા. ભા. વગેરે ], અથવા દુઃખરૂપ દોષોને જન્માદિમાં જોવા તે [શા. ભા. વગેરે], ગર્ભમાં પૂર્વજન્મો તથા કર્મોની સ્મૃતિ [અ. રા કિ. ૮–૩૩ ], મલમૂત્રાદિકમાં રૂંધાઈ રહેવું, કૃમિઓના ચટકા ખાવા, જઠરાગ્નિમાં બળવું, ગંધાતાં ગુમડાંમાંથી કીડાની પેઠે યોનિમાં પીડા પામતાં જન્મવું, ઇત્યાદિ ગર્ભનાં દુઃખોમાં; નાડીઓનું તણાવું, મર્મસ્થાનોનું પીડાવું, પ્રાણનું રૂંધાવું, મરણનો તાપ સહેવો વગેરે મૃત્યુનાં દુઃખોમાં; શરીરનું જર્જર થવું, ઇન્દ્રિયોનું શિથિલ થવું, ક્રિયામાં અશક્ત થવું, પ્રજ્ઞા, શક્તિ, તેજ વગેરેનો નિરોધ પામવો, સ્ત્રી, સ્વજન વગેરેથી તિરસ્કાર પામવો, વગેરે વૃદ્ધાવસ્થાનાં દુઃખોમાં; વાત, પિત્ત તથા કફથી થતા સ્થૂલ શરીરના રોગોમાં; કામક્રોધાદિ સૂક્ષ્મ શરીરોના વિકારોમાં તથા અવિદ્યાદિ ક્લેશોરૂપી કારણશરીરના રોગોમાં દોષોનું અનુદર્શન [ અનુસંધાન ] કરવું."

આ પ્રકારે જન્માદિમાં દોષોના અનુદર્શનથી વિવેકીને તીવ્ર વૈરાગ્ય, મોક્ષેચ્છા તથા મોક્ષસિદ્ધિ માટે પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે [ શંકરાનંદ ], જન્માદિ વિષે દોષોનું અનુદર્શન વૈરાગ્યદ્વારા આત્મજ્ઞાનના કારણરૂપ છે [ આ. શા. ભા. ]. " एतद्दर्शनं मुमुक्षोः सम्यक्कर्तव्यमित्यर्थः। [ શંકરાનંદ વગેરે ] માટે મુમુક્ષુએ સર્વદા જન્માદિ વિષે દોષોનું દર્શન સારી રીતે કરવું—અનુસંધાન કરવું." [ ૮ ]

**असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥**

અન્વયાર્થ :— पुत्रदारगृहादिषु પુત્ર, સ્ત્રી, ઘર વગેરે સર્વ પ્રિય પદાર્થોમાં असक्तिः પ્રીતિનો અભાવ તથા अनभिष्वंगः અહંતા-મમતારૂપ અધ્યાસનો અભાવ च અને इष्टानिष्टोपपत्तिषु ઇષ્ટની તથા અનિષ્ટની પ્રાપ્તિમાં नित्यं સર્વદા समचित्तत्वं સમચિત્તપણું-સમબુદ્ધિ-હર્ષ-વિષાદ વગેરે વિકારોથી રહિતપણું [૯].

શબ્દાર્થ :—પુત્ર, સ્ત્રી, ઘર વગેરે પદાર્થોમાં પ્રીતિનો તથા અહંતા-મમતારૂપ અધ્યાસનો અભાવ અને ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમાં સર્વદા સમચિત્તપણું [૯].

**વિવેચન** .—पुत्रदारगृहादिषु असक्तिः = સ્ત્રી, પુત્ર, ધન, ઘર વગેરે પદાર્થોમાં પ્રીતિનો [ રાગનો ] અભાવ [ શા. ભા. વગેરે ], 'આ સ્ત્રીપુત્રાદિક મારાં છે.' એમ અભિમાનપૂર્વક પ્રીતિ ન કરવી તે [ મધુ. ]. अनभिष्वग = સ્ત્રીપુત્રાદિ સ્નેહ પદાર્થોમાં અભિષ્વંગથી રહિતપણું [ શા. ભા. ], 'તે સર્વ પદાર્થો હું જ છું' એવી અનન્યપણાની ભાવનારૂપ પ્રીતિનો અભાવ [ મધુ ], 'સ્ત્રીપુત્રાદિના સુખમાં હું સુખી છું તથા સ્ત્રીપુત્રાદિના દુઃખમા હું દુઃખી છું' એ પ્રકારના અધ્યાસ-એટલે કે તદ્રૂપ અભિમાનનો અભાવ [ શા. ભા. વગેરે ], સ્ત્રીપુત્રાદિમાં અહંતા-મમતારૂપ અધ્યાસનો અભાવ [ શ્રીધર વગેરે ], સ્ત્રીપુત્રાદિમાં શાસ્ત્રવિહિત કર્મોની ઉપયોગિતા સિવાય સંબંધનો અભાવ [ રા. ભા. ].

इष्टानिष्टोपपत्तिषु समचित्तत्वम् = ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમાં तुल्यचित्तता = ચિત્તની સમાનતા [ શા. ભા. ], હર્ષ-વિષાદ વગેરે વિકારોથી રહિતપણું [ શા. ભા. વગેરે ], 'ભગવાનની ઇચ્છા' એ વિચારે સુખદુઃખાદિ દ્વંદ્વોની પ્રાપ્તિમાં નિત્ય ચિત્તની સમતા [ પુ. અ. ત. ] [ ૯ ].

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

અન્વયાર્થ :—मयि મારે વિષે अनन्ययोगेन અનન્યયોગવડે अव्यभिचारिणी भक्तिः અવ્યભિચારિણી ભક્તિ च તથા विविक्तदेशसेवित्वं એકાંત પવિત્ર સ્થળનું સેવન તથા जनसंसदि સંસ્કારશૂન્ય પ્રાકૃત લોકોના સમુદાય વિષે अरतिः અરુચિ [ ૧૦ ].

શબ્દાર્થ :—મારે વિષે અનન્યયોગવડે અવ્યભિચારિણી ભક્તિ, એકાંત પવિત્ર સ્થળનું સેવન, તથા સંસ્કારશૂન્ય પ્રાકૃત લોકોના સમુદાય વિષે અરુચિ [ ૧૦ ].

**વિવેચન** :—अनन्ययोगेन मयि अव्यभिचारिणी भक्ति = ' પરમાત્માથી કોઈ શ્રેષ્ઠ નથી, તથા તે જ અમારી પરમગતિ છે ' એવી દઢ નિશ્ચયવાળી મારે વિષે અવ્યભિચારિણી ભક્તિ [ શા ભા. ], નિર્હેતુકી ભક્તિ [ વલ્લભ ], ઐકાન્તિકી ભક્તિ [ શ્રીધર વગેરે ], કોઈ પણ પ્રતિકૂળ કામનાવડે કે હેતુવડે નિવૃત્ત કરી ન શકાય એવી ભક્તિ [ મધુ ], મારી પ્રાપ્તિ માટે ચિત્તવૃત્તિઓનું એકમાત્ર મારે વિષે જ અવલંબન.

विविक्तदेशसेवित्व = મનુષ્યના સંચારથી રહિત પવિત્ર નદીનો કિનારો, રમ્ય અરણ્યો, પર્વતની ગુફાઓ, ગામ કે નગરની બહારના નિવૃત્તિવાળા સ્થળો કે જે સ્વભાવથી જ શુદ્ધ હોય અથવા મૃત્તિકાદિથી શુદ્ધ કરેલા હોય તથા સર્પ વ્યાઘ્રાદિથી રહિત અને ચિત્તને પ્રસન્ન કરનારા હોય તેવા એકાંત સ્થાનોનું સેવન કરવાનો સ્વભાવ, जनसंसदि अरति = સંસ્કારશૂન્ય પ્રાકૃત લોકોના સમુદાય વિષે અપ્રીતિ [ શા. ભા ], આત્મજ્ઞાનથી વિમુખ તથા વિષયસુખભોગપરાયણ બહિર્મુખ લોકોના સમુદાય વિષે અરુચિ.

તાત્પર્ય એ છે કે, " सङ्ग सर्वात्मना हेयः स च त्यक्तु न शक्यते। स सद्भि सह कर्तव्य सता सङ्गो हि भेषजम्। [ કેશવ, વગેરે ] સંસ્કારશૂન્ય પ્રાકૃત લોકોના સંગનો ત્યાગ કરવો, તે ન બની શકે તો સાધુપુરુષોનો સંગ કરવો, કારણકે સંતોનો સંગ ભવરોગનિવારણ માટે શ્રેષ્ઠ ઔષધ છે " [ ૧૦ ]

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञान यदतोऽन्यथा ॥ ११ ॥

**અન્વયાર્થ** —अध्यात्मज्ञाननित्यत्व અધ્યાત્મજ્ઞાનમાં નિરંતર નિષ્ઠા રાખવી तत्त्वज्ञानार्थदर्शनम् તત્ત્વજ્ઞાનનો અર્થ [ ફળ-પ્રયોજન ] જે મોક્ષ તેનો વિચાર કરવો एतत् એ અમાનિત્વાદિ સર્વ ज्ञानम् જ્ઞાન इति એ પ્રમાણે प्रोक्त કહેવાય છે अत આનાથી अन्यथा ઊલટું यत् જે માનીપણું વગેરે તે સર્વ अज्ञान અજ્ઞાન કહેવાય છે [ ૧૧ ].

**શબ્દાર્થ** —અધ્યાત્મજ્ઞાનમાં નિત્ય નિષ્ઠા રાખવી, તથા તત્ત્વજ્ઞાનના પ્રયોજનને [ મોક્ષરૂપી ફળને ] વિચારવું, એ " જ્ઞાન " કહેવાય છે, અને આથી જે ઊલટું તે " અજ્ઞાન " કહેવાય છે [ ૧૧ ].

**વિવેચન** —अध्यात्मज्ञाननित्यत्व = અધ્યાત્મજ્ઞાનમાં નિત્યસ્થિતિ [ શા ભા ], વેદાંતશાસ્ત્રમાં નિરંતર પ્રીતિ રાખવી, કારણકે વેદાંતશાસ્ત્રમાં પ્રાવીણ્ય જ્ઞાનની

ઉત્પત્તિમાં મુખ્ય સાધન છે [ શંકરાનંદ ]. "शब्दब्रह्मणि निष्णातः परं ब्रह्माधिगच्छति। [મૈ. ઉ ૬-૨૨] જ્યારે પુરુષ વેદાન્તશાસ્ત્રમાં કુશળ થાય છે, ત્યારે જ તે પરબ્રહ્મને પ્રાપ્ત થવાને યોગ્ય થાય છે."

तत्त्वज्ञानार्थदर्शनम् = તત્ત્વજ્ઞાનનો અર્થ જે સંસારની ઉપરતિરૂપ મોક્ષ છે, અથવા અવિદ્યા અને તેના કાર્યરૂપ સઘળા દુઃખોની નિવૃત્તિરૂપ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ છે, તેની સિદ્ધિની પ્રક્રિયાનો વિચાર કરવો [ શા ભા. શંકરાનંદ વગેરે ], કારણકે તત્ત્વજ્ઞાનના ફળનો કે પ્રક્રિયાનો વિચાર કરવાથી જ તેના સાધનના અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ થાય છે [ શા. ભા , શંકરાનંદ વગેરે ].

અમાનિત્વાદિ જ્ઞાનના સાધનો ચિત્તશુદ્ધિદ્વારા આત્મજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ હોવાથી " જ્ઞાન " કહેવાય છે એથી વિપરીત માનીપણું, દંભ, હિંસા, ક્રોધ, કપટ, કુટિલતા, દ્રોહ, અપવિત્રતા અસ્થિરતા, લોલુપતા, આસક્તિ, અહંતા, મમતા, વિષમતા, અશ્રદ્ધા, કુસંગ, વિષયચિંતન વગેરે જ્ઞાનના વિરોધી તથા સંસારના કારણરૂપ હોવાથી " અજ્ઞાન " કહેવાય છે.

" तस्मादज्ञानपरित्यागेन ज्ञानमेवोपादेयम्। [ મધુ વગેરે ] માટે મુમુક્ષુએ માનીપણું વગેરે સંસારના કારણરૂપ અજ્ઞાનનો ત્યાગ કરી, આત્મજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ અમાનિત્વાદિ જ્ઞાનના સાધનો ગ્રહણ [ સંપાદન ] કરવા "

## ભગવાન રામે ઉપદેશ કરેલાં જ્ઞાનનાં વીસ સાધનો

ભગવાન રામ કહે છે —" जीवश्च परमात्मा च पर्यायो नात्र भेदधीः। [ અ. રા અર· '૪-૩૧ ] હે લક્ષ્મણ! જીવ [ આત્મા ] અને પરમાત્મા પર્યાય શબ્દ છે, માટે તે વિષે ભેદબુદ્ધિ ન કરવી तस्य जीवस्य विज्ञाने साधनान्यपि मे शृणु। [ અ. રા અ. ૪-૦૦ ] હવે જીવના [ આત્માના ] વિજ્ઞાન માટે સાધનો કહું છું, તે સાવધાન થઈ શ્રવણ કર "

" (૧) मानाभाव = અભિમાનનો અભાવ, [ ૨-૩ ] दम्भहिंसादि परिवर्जनम् = દંભ તથા હિંસા વગેરેનો ત્યાગ, (૪) पराक्षेपादिसहनम् = બીજાના આક્ષેપાદિ સહન કરવા, (૫) सर्वत्रावक्रता = સર્વત્ર સરળ ભાવ, (૬) मनोवाक्काय-सद्भक्त्या सद्गुरो परिसेवनम् = મન, વચન અને શરીરવડે ભક્તિપૂર્વક સદ્‌ગુરુની સેવા કરવી, (૭) बाह्याभ्यन्तरसंशुद्धिः = બાહ્ય તથા આન્તરિક શુદ્ધિ, (૮) स्थिरता सत्क्रियादिषु = સત્કર્મો વગેરેમાં નિષ્ઠા [ તત્પર રહેવું ], (૯) मनोवाक्कायदण्ड = મન, વાણી તથા શરીરનો સંયમ કરવો, (૧૦) विषयेषु निरीहता = વિષયોમાં પ્રવૃત્ત ન રહેવું, (૧૧) निरहङ्कारता = અહંકારનો અભાવ, (૧૨)

जन्मजरायालोचनम् = જન્મ-જરા વગેરેના કષ્ટોનુ આલોચન કરવુ, [ १३-१४ ] असक्ति. स्नेहशून्यत्वं पुत्रदारधनादिषु = સ્ત્રી, પુત્ર, ધન વગેરેમા આસક્તિ તથા સ્નેહનો અભાવ, (१५) इष्टानिष्टागमे नित्यं चित्तस्य समता = ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમા નિત્ય ચિત્તની સમતા, (१६) मयि सर्वात्मके रामे યનન્યવિષયા मति = સર્વાત્મક એવા મારે રામને વિષે અનન્ય બુદ્ધિ, (१७) जनसम्बाधरहितशुद्धदेशनिषेवणम् = જનસમૂહથી શૂન્ય પવિત્ર દેશમા રહેવુ, (१८) प्राकृतैर्जनसङ्घैश्च ह्यरति = પ્રાકૃત [ સસારી ] લોકો વિષે અપ્રીતિ, (१९) आत्मज्ञान सदोद्योग = આત્મજ્ઞાન માટે સર્વદા ઉદ્યોગ કરવો તથા (२०) वेदान्तार्थविवेकनम् = વેદાન્તના અર્થનો વિચાર કરવો

" उक्तैरेतैर्भवेज्ज्ञान विपरीतैर्विपर्यय । ઉપરોક્ત સાધનોથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, તથા તેનાથી વિપરીત આચરણ કરવાથી વિપરીત ફળ [અજ્ઞાન] પ્રાપ્ત થાય છે " [ અ રા અર ૪-૩૧-૩૭ ]

**નોંધ** —જે જ્ઞાનના વીસ સાધનોનો ભગવાન રામે શ્રીલક્ષ્મણજીને ઉપદેશ કર્યો હતો તે જ જ્ઞાનના સાધનોનો ભગવાન શ્રીકૃષ્ણે ભક્ત અર્જુનને ઉપદેશ કર્યો છે

અથવા ભગવાને ભક્ત અર્જુનને જ્ઞાનના સાધનરૂપે ઉપદેશ કરેલા અર્થનુ ભગવાન વેદ વ્યાસે આ પાચ શ્લોકવડે અનીકિક પદ્ય-ભાષ્ય કર્યું છે [૧૧]

**અવતરણિકા** —હવે ૭ શ્લોકવડે ભગવાન જ્ઞેયનુ [પરબ્રહ્મનુ] વર્ણન કરે છે:

ज्ञेय यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

**અન્વયાર્થ** .—મુમુક્ષુઓએ અમાનિત્વાદિક સાધનોવડે यत् જે ज्ञेय જાણવા યોગ્ય છે तत् તે प्रवक्ष्यामि હુ તને સ્પષ્ટ કહીશ—હુ તને ઉપદેશ કરીશ [ જેને ज्ञात्वा જાણીને મુમુક્ષુઓ अमृतम् મોક્ષને अश्नुते પામે છે तत् તે ब्रह्म બ્રહ્મ अनादिमत् અનાદિ-ઉત્પત્તિથી રહિત તથા पर નિરતિશય છે તે ઉત્પત્તિ કે પરમાણુની પેઠે सत् સત્ न उच्यते કહેવાતુ નથી અને શૂન્યની પેઠે असत् न અસત્ પણ કહેવાતુ નથી [ १२ ]

**શબ્દાર્થ** —જેને જાણનાર મોક્ષ પામે છે, તે જ્ઞેય [બ્રહ્મ] શુ છે તે હુ સ્પષ્ટ કહીશ તે જ્ઞેય બ્રહ્મ અનાદિ તથા નિરતિશય છે તે સત્ પણ કહેવાતુ નથી તથા અસત્ પણ કહેવાતુ નથી [ १६ ]

**વિવેચન** :—હે અર્જુન! અમાનિત્વાદિ સાધનોના અનુષ્ઠાનથી અંતઃકરણની શુદ્ધિદ્વારા જે જ્ઞેય [ પરબ્રહ્મ ] જાણવા યોગ્ય છે, તથા જેનો સાક્ષાત્કાર કરીને જ્ઞાની મોક્ષ પામે છે, તે જ્ઞેય બ્રહ્મનો હું તને સ્પષ્ટ ઉપદેશ કરીશ.

આ જ્ઞેય બ્રહ્મ अनादिमत् = અનાદિ છે તથા परं = નિરતિશય છે [શા. ભા.]. તે કાર્યકારણથી તથા દેશ, કાલ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત છે. न सत् तद् न असत् उच्यते = તે સત્ પણ કહેવાતું નથી તથા અસત્ પણ કહેવાતું નથી. તે કાર્યરૂપ કહેવાતું નથી તથા કારણરૂપ પણ કહેવાતું નથી [ શંકરાનંદ ]. "अस्थूलमनणु' [ બૃ. ઉ. ૩-૩-૮ ] इत्यादि विशेषप्रतिषेधेनैव निर्दिश्यते। [ શા. ભા. ] આ બ્રહ્મ 'સ્થૂલ નથી, સૂક્ષ્મ નથી' ઇત્યાદિ વિશેષોના પ્રતિષેધ દ્વારા નિર્દેશ કરવામા આવેલુ છે."

"न तु ब्रह्म जातिमद्। [ શા. ભા. ] આ બ્રહ્મ જાતિવાળું નથી, તેથી તે સત્ વગેરે શબ્દોથી કહી શકાતું નથી; निर्गुणत्वाद् = આ બ્રહ્મ નિર્ગુણ છે, તેથી ગુણવાચક શબ્દોથી તે કહી શકાતું નથી; અને निष्क्रियत्वात् = આ બ્રહ્મ નિષ્ક્રિય છે, તેથી ક્રિયાવાચક શબ્દોથી પણ તે કહી શકાતું નથી." વળી એક, અદ્વિતીય, ઇન્દ્રિયોના અવિષય, તથા આત્મરૂપ હોવાથી, આ બ્રહ્મ કોઈના સંબંધવાળું પણ નથી, અને તેથી આ બ્રહ્મ કોઈ પણ શબ્દવડે યથાવત્ કહી [ વર્ણવી ] ન શકાય એવુ છે, એમ કહેવું જ યુક્ત છે [ શા. ભા. ].

જ્ઞેય [ બ્રહ્મ ] સત્ તથા અસત્થી ભિન્ન, તે બન્નેના નિષેધનું અવધિભૂત તથા તે બન્નેનું અવભાસક છે, એ અર્થ છે [ શંકરાનંદ ].

જ્ઞેય [ બ્રહ્મ ] તેજરૂપ નથી, તમરૂપ નથી, શૂન્ય નથી, આકારવાળું નથી, દશ્ય નથી, દર્શનરૂપ નથી, ઉત્પન્ન થયેલા પદાર્થોના સમૂહરૂપ પણ નથી, અનંતપણાથી રહે છે, કોઈ પણ પ્રકારે નિરૂપણ કરવાને અશક્ય છે, પૂર્ણ કરતાં પણ પૂર્ણ છે. તે સત્ કહેવાતું નથી, તેમ અસત્ પણ કહેવાતું નથી. ઉત્પત્તિવાળું નથી તથા ઉત્પત્તિરૂપ નથી. જ્ઞાતાથી રહિત છે, અનંત છે, કારણથી રહિત છે, આદિ, અંત તથા મધ્યથી રહિત છે [ યો. વા. ઉ. પ્ર. ૯-૪૮-૪૯ ].

આ વિષયમાં "यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह। [ તૈ. ઉ. ૨-૪; તૈ ઉ. ૨-૯ ] આ બ્રહ્મથી મનસહિત વાણી ન પ્રાપ્ત થઈ નિવૃત્ત થાય છે," ઇત્યાદિ શ્રુતિ પ્રમાણભૂત છે [ શા. ભા., મધુ વગેરે ] [ ૧૨ ].

**અવતરણિકા** :—એ પ્રમાણે જ્ઞેય [ બ્રહ્મ ] સત્ શબ્દથી થતા જ્ઞાનનો વિષય ન હોવાને લીધે, તેના અસત્પણાની [ ન હોવાપણાની ] શંકાની નિવૃત્તિ

માટે સમસ્ત પ્રાણીઓની ઇન્દ્રિયોરૂપ ઉપાધિદ્વારા તે જ્ઞેયના [ બ્રહ્મના ] અસ્તિત્વનું [ હોવાપણાનું ] પ્રતિપાદન કરતાં ભગવાન કહે છે [ શા. ભા., મધુ. ] :

**सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥**

**અન્વયાર્થ :**—तत् તે બ્રહ્મ सर्वतः સર્વ દેહોમાં पाणिपाद હાથપગવાળું सर्वतः સર્વ શરીરોમાં अक्षिशिरोमुखं નેત્ર, શિર તથા મુખવાળું सर्वतः સર્વ દેહોમાં श्रुतिमत् કાનવાળું लोके લોકમાં-સર્વ પ્રાણીઓના દેહમાં सर्वं સર્વને आवृत्य વ્યાપ્ત કરીને तिष्ठति રહે છે [ ૧૩ ].

**શબ્દાર્થ :**—તે જ્ઞેય [ બ્રહ્મ ] સર્વ દેહોમાં હાથપગવાળું, સર્વ દેહોમાં નેત્ર, શિર તથા મુખવાળું, તથા સર્વ દેહોમાં કાનવાળું, તથા આ લોકમાં સર્વને વ્યાપીને રહે છે [ ૧૩ ].

**વિવેચન :**—આ જ્ઞેય [ બ્રહ્મ ] સર્વ શરીરોમાં હાથપગવાળું, સર્વ શરીરોમાં નેત્ર, શિર તથા મુખવાળું, સર્વ શરીરોમાં કાનવાળું, તથા સર્વ પ્રાણીઓનાં શરીરમાં ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે જડ સમૂહને પોતાની સત્તાસ્ફૂર્તિવડે વ્યાપ્ત કરીને રહે છે.

આ શ્લોકમાં જ્ઞેયબ્રહ્મનું અસ્તિત્વ સમજાવવા માટે ઉપાધિકૃત એવા મિથ્યારૂપને જ્ઞેયબ્રહ્મની પેઠે વર્ણવેલું છે [ શા. ભા. ] કારણકે શાખાચંદ્રન્યાય પ્રમાણે એટલે કે જેમ વૃક્ષની શાખા ચંદ્રનું જ્ઞાન કરાવનાર થાય છે, તેમ સગુણ બ્રહ્મ નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન કરાવનાર થઈ પડે છે [ નીલકંઠ ].

અહીં ' पाणिपादम् ' એ પદ સર્વ કર્મેન્દ્રિયોનું ઉપલક્ષણ છે; તથા ' अक्षि ' પદ જ્ઞાનેન્દ્રિયો તથા મન, બુદ્ધિ વગેરેનું ઉપલક્ષણ છે [ શંકરાનંદ ] [ ૧૩ ].

**सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।**
**असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥**

**અન્વયાર્થ :**—તે જ્ઞેય [ બ્રહ્મ ] सर्वेन्द्रियविवर्जितम् સર્વે ઇન્દ્રિયોથી રહિત सर्वेन्द्रियगुणाभासं સર્વ ઇન્દ્રિયોના વ્યાપારવડે પ્રતીત થનાર असक्तं સર્વ સંબંધથી રહિત च एव તેમ જ सर्वभृत् સર્વને ધારણ કરનાર निर्गुणं નિર્ગુણ च તથા गुणभोक्तृ ગુણોનું ભોક્તા છે [ ૧૪ ].

**શબ્દાર્થ :**—તે જ્ઞેય બ્રહ્મ સર્વ ઇન્દ્રિયોથી રહિત હોવા છતાં સર્વ

ઇન્દ્રિયોના વ્યાપારથી પ્રતીત થાય છે; તે અસંગ છે છતાં સર્વના આધારરૂપ છે; તથા તે નિર્ગુણ છે છતાં ગુણોનું ભોક્તા છે [ ૧૪ ].

**વિવેચન** :—सर्वेन्द्रियविवर्जित = જ્ઞેય [ બ્રહ્મ ] શ્રોત્ર વગેરે જ્ઞાનેન્દ્રિયો, વાક્ વગેરે કર્મેન્દ્રિયો તથા અંતઃકરણરૂપ [ મનબુદ્ધિરૂપ] આંતર ઇન્દ્રિયોથી રહિત છે [ શા. ભા. વગેરે ], છતાં सर्वेन्द्रियगुणाभास = સર્વ ઇન્દ્રિયોના વ્યાપારથી [ ક્રિયાથી ] ક્રિયાવત્ જેવુ પ્રતીત થાય છે [ શા. ભા. વગેરે ].

આ વિષયમા 'ध्यायतीव लेलायतीव'। [ બૃ ઉ. ૪–૩–૭ ] બુદ્ધિ જ્યારે વિષયોનું ધ્યાન ધરે છે, ત્યારે તેની અદર પ્રવિષ્ટ થયેલો ચૈતન્યાભાસ પણ જાણે વિષયોનુ ધ્યાન કરતો હોય તેમ જણાય છે–પ્રતીત થાય છે; અને બુદ્ધિ જ્યારે વિષયપ્રદેશ પ્રત્યે જાય છે, ત્યારે તેની અદર પ્રવિષ્ટ થયેલો ચૈતન્યાભાસ પણ જાણે વિષયપ્રદેશ પ્રત્યે જતો હોય તેમ જણાય છે–પ્રતીત થાય છે, એ શ્રુતિ પ્રમાણભૂત છે અહીં [ શ્રુતિમા ] ધ્યાન જ્ઞાનેન્દ્રિયોના વ્યાપારોનું ઉપલક્ષણ છે, અને લેલાયન [ ચલન ] કર્મેન્દ્રિયોના વ્યાપારોનુ ઉપલક્ષણ છે [ મધુ. વગેરે ].

આ જ્ઞેય [ બ્રહ્મ ] સર્વ ઇન્દ્રિયોથી રહિત છે, તેથી असक्तं = सर्वसंश्लेषवर्जितम्। [શા. ભા ] સર્વ પ્રકારના સબધથી [સગથી ] રહિત છે. यद्यपि एवम्। [ શા. ભા. ] આમ અાસક્ત હોવા છતાં, તે सर्वभृत् = સર્વને ધારણ કરવાવાળું છે–સર્વનું અધિષ્ઠાન છે [ શા. ભા. ]. જેમ ખારી જમીન ઝાંઝવાના જળના સંગવાળી હોતી નથી, છતા તેના આધારભૂત હોય છે, તેમ જ્ઞેય [બ્રહ્મ] અસંગ છે છતાં સમસ્ત જગતના [ પ્રપચના ] આધારભૂત છે.

જ્ઞેય [ બ્રહ્મ ] निर्गुणं = સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણોથી અતીત [ પર ] છે, છતા गुणभोक्तृ = સુખ, દુઃખ તથા મોહરૂપે પરિણામ પામેલા સત્ત્વાદિ ગુણોનુ ભોક્તા–ઉપલબ્ધ કરનાર [ જાણનાર ] છે [ શા. ભા. વગેરે ]. "बुद्ध्यादिसान्निध्यात् जगत् सर्वं जानातीत्यर्थ." । [ શકરાનદ ] જ્ઞેય [બ્રહ્મ] બુદ્ધિ વગેરેના સામીપ્યથી સર્વ જ્ઞેય પદાર્થોને જાણે છે [ ૧૪ ].

**बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।**
**सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥ १५ ॥**

**અન્વયાર્થ** :—तत् તે જ્ઞેય भूतानां ભૂતોની बहिः બહાર च તથા अंतः અંતર છે–અંતર વ્યાપક છે च एव તેમ જ अचरं સ્થાવરરૂપ તથા चर જંગમરૂપ છે. तत् તે सूक्ष्मत्वात् સૂક્ષ્મ હોવાથી अविज्ञेय ન જાણી શકાય એવું છે च તથા दूरस्थ દૂર રહેલું છે च તથા अंतिके અત્યંત સમીપમાં છે [ ૧૫ ].

**શબ્દાર્થ** —તે જ્ઞેય [બ્રહ્મ] ભૂતોની બહાર તથા અતર વ્યાપક છે અને સ્થાવરજગમરૂપ છે, ને સૂક્ષ્મ હોવાથી ન જાણી શકાય એવુ છે, દૂર રહેલુ છે, તથા અત્યત સમીપ છે [ ૧૫ ]

**વિવેચન** —बहिरन्तश्च भूतानाम् = જેમ તપ્ત થયેના લોખડના ગોળામા અગ્નિ અદર તથા બહાર વ્યાપ્ત થઈને રહે છે, જેમ તરગોની અદર તથા બહાર જળ વ્યાપ્ત થઈને રહે છે, જેમ સુવર્ણ તેના કાર્યરૂપ આભૂષણોની અદર તથા બહાર વ્યાપ્ત થઈ ને રહે છે, તેમ જ્ઞેય [બ્રહ્મ] તેના કાર્યરૂપ સર્વભૂતાની અદર તથા બહાર વ્યાપ્ત થઈને રહે છે, વળી જેમ રજ્જુ પોતાનામા કલ્પિત સર્પમા સર્વથા બહાર તથા અદર વ્યાપ્ત છે, તેમ બ્રહ્મ ઉત્પત્તિ ધર્મવાળા સર્વ કલ્પિત કાર્યોની બહાર તથા અદર વ્યાપ્ત છે [મધુ]. "तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यत । [ ઈશા ૫ ] તે બ્રહ્મ સર્વની અદર તથા બહાર વ્યાપીને રહેલ છે"

अचरं चरमेव च = તે સ્થાવરજગમરૂપ છે "ब्रह्मैवेद सर्वं [ બૃ ઉ ૨-૫-૧ ] આ સર્વ બ્રહ્મ જ છે" તાત્પર્ય એ છે કે કલ્પિત વસ્તુમા અધિષ્ઠાન બહાર અને અતર વ્યાપીને રહે છે, તથા કલ્પિત પદાર્થ અધિષ્ઠાનથી ભિન્ન સત્તાવાળો હોતો નથી, પરતુ અધિષ્ઠાનરૂપ જ હોય છે તથા અધિષ્ઠાન જ્ઞેય ચેતનમા કલ્પિત આ સર્વ સ્થાવરજગમ પ્રાણીપદાર્થો પણ અધિષ્ઠાન જ્ઞેય ચેતનથી ભિન્ન સત્તાવાળા નથી, પણ તે રૂપ જ છે

सूक्ष्मत्वात् अविज्ञेयम् = શ્રુતિ કહે છે કે, "सूक्ष्मात्सूक्ष्मतर नित्यम् । પરબ્રહ્મ આકાશાદિ સૂક્ષ્મ પદાર્થો કરતા પણ અત્યત સૂક્ષ્મ તથા રૂપાદિક ગુણોથી રહિત હોવાને લીધે [ મધુ ] વિવેકવૈરાગ્યાદિ સાધનોથી રહિત પુરુષોથી ન જાણી શકાય એવુ તથા નિત્ય છે"

વળી दूरस्थम् अन्तिके च तद् = વિવેક, વૈરાગ્ય, શમ, દમ વગેરે સાધનરહિત અશુદ્ધ અતકરણવાળા અજ્ઞાનીઓને તે અત્યત દૂર છે [ શકરાનદ ], પરતુ પ્રશાત અતકરણવાળા [ શુદ્ધ અતકરણવાળા ] જ્ઞાની પુરુષોને તે અત્યત સમીપ છે જ્ઞાની પુરુષો તેને આત્મારૂપે સાક્ષાત્ અનુભવે છે જ્ઞાનીઓનો તો તે બ્રહ્મ આત્મા જ છે

આ વિષયમા "दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहित गुहायाम् । [ મુ ઉ ૩-૧-૭ ] બ્રહ્મ અજ્ઞાનીઓને અગમ્ય હોવાથી અત્યત દૂર છે, તથા જ્ઞાનીઓના આત્મારૂપ હોવાથી આ શરીર વિષે સમીપમા રહેલુ છે, આમ इह पश्यत्सु = चेतनावत्सु । [ શા ભા , મુ ઉ ] તે અહી જ ચેતનાવાન

પ્રાણીઓમાં બુદ્ધિરૂપ ગુહાવિષે સ્થિત છે; તથા "दर्शनादि क्रियावत्त्वेन योगिभिर्लक्ष्यमाणम्। [શા. ભા., મુ. ઉ.] બુદ્ધિરૂપ ગુહામાં યોગીજનોવડે દર્શનાદિ-ક્રિયારૂપે સ્થિત જોવામાં [જાણવામાં] આવે છે." ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણભૂત છે [૧૫].

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

અન્વયાર્થ:—च અને તે બ્રહ્મ भूतेषु સર્વભૂતોમાં अविभक्तं એક છે च અને विभक्तम् इव જાણે ભિન્ન હોય એવી રીતે स्थितं રહેલું છે. तत् તે भूतभर्तृ સર્વ ભૂતોને ધારણ કરનાર च અને ग्रसिष्णु સર્વનો સંહાર કરનાર च તથા प्रभविष्णु સર્વને ઉત્પન્ન કરનાર ज्ञेयं જાણવું [૧૬].

શબ્દાર્થ:—તે બ્રહ્મ સર્વ ભૂતોમાં એક છે, પણ જાણે ભિન્ન હોય તેવી રીતે રહેલુ છે. તે બ્રહ્મને જ સર્વભૂતોને ધારણ કરનાર, સંહાર કરનાર તથા ઉત્પન્ન કરનાર જાણવુ [૧૬].

વિવેચન.—अविभक्त च भूतेषु विभक्तम् इव च स्थितम् = જેમ સર્વ-વ્યાપી આકાશ એક હોવા છતાં ઘટ, મઠ વગેરે ઉપાધિઓના સંબંધથી ભિન્ન પ્રતીત થાય છે, તેમ જ્ઞેય [બ્રહ્મ] એક હોવા છતાં દેવ, મનુષ્ય, પશુ વગેરે ઉપાધિઓના સંબંધથી ભિન્ન પ્રતીત થાય છે.

વળી તે બ્રહ્મને જ भूतभर्तृ = સ્થિતિકાળમાં અધિષ્ઠાનરૂપે સર્વનું ધારણ-પોષણ કરનાર, ग्रसिष्णु = પ્રલયકાળમાં સર્વનો સંહાર કરનાર તથા प्रभविष्णु = ઉત્પત્તિ કાળમાં સર્વનુ ઉત્પન્ન કરનાર જાણવુ. જેમ મિથ્યાકલ્પિત સર્પાદિની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશનું કારણ રજ્જુ આદિ અધિષ્ઠાન છે, તેમ આ બ્રહ્મ સર્વભૂતોનું ઉત્પાદક, પોષક તથા રક્ષણ કરનાર છે [શા. ભા.].

"तस्माज्जगतः स्थितिलयोत्पत्तिकारणं ब्रह्म तदेव क्षेत्रज्ञं प्रतिदेहमेकं ज्ञेयं न ततोऽन्यदित्यर्थः। [મધુ.] તેથી જગતની સ્થિતિ, લય તથા ઉત્પત્તિના કારણરૂપ જે બ્રહ્મ છે તે જ ક્ષેત્રજ્ઞ છે અને તે દરેક શરીરમાં એક જ છે. આ બ્રહ્મથી ક્ષેત્રજ્ઞ ભિન્ન નથી, એ અર્થ છે" [૧૬].

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥

અન્વયાર્થ:—तत् તે બ્રહ્મ ज्योतिषां સૂર્યાદિક જ્યોતિઓનું अपि પણ

ज्योतिः જ્યોતિ છે, तमसः અજ્ઞાનથી [ શા. ભા. ], પ્રકૃતિથી [ શંકરાનંદ ] परं પર–શ્રેષ્ઠ–ભિન્ન उच्यते કહેવાય છે. તે ज्ञानं જ્ઞાનરૂપ ज्ञेयं જ્ઞેયરૂપ તથા ज्ञानगम्य અમાનિત્વાદિ જ્ઞાનના સાધનોથી જાણવા યોગ્ય છે. તથા सर्वस्य સર્વના हृदि બુદ્ધિમાં [ શા. ભા., મધુ. વગેરે ] વિશેષરૂપે धिष्ठितं રહેલું છે [ ૧૭ ].

**શબ્દાર્થ** :—તે બ્રહ્મ જ્યોતિઓનુ પણ જ્યોતિ છે, તથા અજ્ઞાનથી પર કહેવાય છે. તે જ્ઞાનરૂપ છે, જ્ઞેયરૂપ છે, જ્ઞાનના સાધનોથી જાણી શકાય એવું છે, તથા સર્વના હૃદયમા [ બુદ્ધિમાં ] વિશેષરૂપે રહેલું છે [ ૧૭ ].

**વિવેચન** :—ज्योतिषाम् अपि तद् ज्योतिः = તે બ્રહ્મ સૂર્યચંદ્રાદિક બાહ્ય પ્રકાશકોનું તથા મન વગેરે અંતરના પ્રકાશકોનું પણ પ્રકાશક છે. આ વિષયમાં " येन सूर्यस्तपति तेजसेद्धः । [ તૈ. આ. ૩–૧૨–૯ ] જે પરમાત્માના તેજથી પ્રદીપ્ત થયેલો સૂર્ય તપે છે." " तस्य भासा सर्वमिदं विभाति । [ કઠ ઉપ. ૫–૧૫, શ્વે. ઉ. ૬–૧૫ ] તે પરમાત્માની પ્રભાથી આ સર્વ જગત પ્રકાશી રહ્યું છે," ઇત્યાદિ શ્રુતિ પ્રમાણભૂત છે.

" तमसः परम् उच्यते = તે પ્રકૃતિથી અથવા જગતના બીજરૂપ અજ્ઞાનથી પર [ ભિન્ન ] છે" [ શંકરાનંદ, વગેરે ]. તે અવિદ્યા તથા તેના કાર્યના સ્પર્શથી–સંબંધથી રહિત છે. આ વિષયમાં " आदित्यवर्णं तमसः परस्तात् । યજુઃ [સં. ૩૧–૧૮] સૂર્ય જેવા પ્રકાશવાળું તથા અજ્ઞાનથી પર" એ શ્રુતિ પ્રમાણભૂત છે.

ज्ञानं = તે કેવળ જ્ઞાનસ્વરૂપ છે, પણ ભૌતિક સ્વરૂપ નથી [નીલકંઠ વગેરે]. તે પ્રમાણથી ઉત્પન્ન થતી ચિત્તની વૃત્તિમાં પ્રકટ થયેલા શુદ્ધ અનુભવરૂપ છે. [ મધુ. ] ज्ञेयं = તે જાણવા યોગ્ય છે, ज्ञानगम्यं = તે અમાનિત્વાદિ જ્ઞાનના સાધનથી પામવા યોગ્ય છે, તથા सर्वस्य हृदि धिष्ठितम् સર્વના હૃદયમાં [બુદ્ધિમાં] વિશેષરૂપે રહેલું છે. જેમ સર્વત્ર સામાન્યપણાથી રહ્યું હોવા છતાં સૂર્યનું તેજ દર્પણ કે સૂર્યકાંત વગેરેમાં વિશેષરૂપથી પ્રકટ થાય છે, તેમ આ બ્રહ્મ સર્વત્ર સમભાવે રહેલું હોવા છતાં હૃદય વિષે વિશેષરૂપથી એટલે કે જીવરૂપથી તથા અંતર્યામીરૂપથી પ્રકટતા પામેલું છે [ મધુ. ]. હૃદય [ બુદ્ધિ ] જ બ્રહ્મની ઉપલબ્ધિનું સ્થાન છે, એ અર્થ છે [ શંકરાનંદ ] [ ૧૭ ].

**અવતરણિકા** :—હવે પૂર્વોક્ત અર્થનો ઉપસંહાર કરે છે :

**इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।**
**मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥**

અન્વયાર્થ :—इति એ પ્રમાણે क्षेत्रम् ક્ષેત્ર तथा તથા ज्ञान જ્ઞાન च અને ज्ञेयं જ્ઞેય समासतः સક્ષેપમાં उक्तं કહ્યાં. मद्भक्तः મારો ભક્ત एतत् અને विज्ञाय જાણીને मद्भावाय મારા ભાવને માટે—મોક્ષપ્રાપ્તિ માટે उपपद्यते યોગ્ય થાય છે [ ૧૮ ].

શબ્દાર્થ :—એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞેય મેં તને સક્ષેપમાં કહ્યાં. મારો ભક્ત તે જાણીને મારા ભાવને પામવાને યોગ્ય થાય છે [૧૮].

**વિવેચન** :—હે અર્જુન! એ પ્રમાણે મે તને क्षेत्र = ક્ષેત્રનું સ્વરૂપ [ગી. ૧૩–૫–૬ ], ज्ञानं = અમાનિત્વાદિ જ્ઞાનના સાધનો [ગી. ૧૩–૭–૧૧] તથા ज्ञेय = જ્ઞેયનુ સ્વરૂપ [ગી. ૧૩–૧૨–૧૭] સક્ષેપમા કહ્યુ. મે તને સમગ્ર વેદ-શાસ્ત્ર તથા ગીતાશાસ્ત્રનો બધો અર્થ ભેગો કરીને સક્ષેપથી કહ્યો છે [શા. ભા.].

"मद्भक्तः = मत्कर्मकृन् मत्परमः । [ ગી. ૧૧–૫૫ ] ये तु सर्वाणि कर्माणि मयि सन्न्यस्य मत्पराः । [ ગી. ૧૨–૬ ]" ઇત્યાદિ શ્લોકોમા પ્રતિપાદન કરેલા લક્ષણવાળો મારો ભક્ત [શંકરાનંદ], હું જે પરમગુરુ ભગવાન વાસુદેવ તેને વિષે જેણે પોતાનું સઘળું અંતઃકરણ અર્પી દીધેલું છે એવો અર્થાત્ હું જ જેનું એકમાત્ર શરણ છું એવો મારો ભક્ત [મધુ] અંતઃકરણની શુદ્ધિદ્વારા ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞેયના સ્વરૂપને विज्ञाय = સાક્ષાત્ જાણીને मद्भावाय = મારા પરમાત્મભાવને [શા. ભા.], નિર્વિશેષ બ્રહ્મભાવને [શંકરાનંદ], મોક્ષને [મધુ.], અસંસારીત્વને [રા. ભા.] उपपद्यते = પામવાને યોગ્ય થાય છે. "पूर्णात्मना तिष्ठतीत्यर्थः । [શંકરાનંદ] તે દેહરૂપ ઉપાધિ નષ્ટ થતાં પૂર્ણસ્વરૂપે સ્થિત થાય છે."

આ વિષયમાં "यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः । [શ્વે. ઉ. ૬–૨૩] જેને પરમાત્મા તથા ગુરુ વિષે અનન્યભક્તિ છે, તેને શાસ્ત્રમા કહેલા અર્થો હૃદયમાં પ્રકાશમાન થાય છે," એ શ્રુતિ પ્રમાણભૂત છે [ મધુ. વગેરે].

"तस्मात्सर्वदा मदेकशरणः सन्नात्मज्ञानसाधनान्येव परमपुरुषार्थलिप्सुरनुवर्तेत तुच्छविषयभोगस्पृहां हित्वेत्यभिप्रायः । [મધુ, સદાનંદ] માટે પરમપુરુષાર્થની કામનાવાળા પુરુષે તુચ્છ વિષયભોગતૃષ્ણાનો પરિત્યાગ કરી, સર્વદા એકમાત્ર મારું જ શરણ લઈ, આત્મજ્ઞાનનાં અમાનિત્વાદિ સાધનોને સંપાદન કરવાં" [ ૧૮ ].

અવતરણિકા :—પૂર્વે સાતમા અધ્યાયમાં ક્ષેત્રરૂપ અપરા પ્રકૃતિ તથા ક્ષેત્રજ્ઞરૂપ પરા પ્રકૃતિ કહેવામાં આવી. આ બે પ્રકૃતિઓ સર્વભૂતોની યોનિ

[કારણ] છે [ ગી ૭-૪-૬ ] હવે આ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞરૂપ બે પ્રકૃતિઓ સર્વ ભૂતોનુ કારણ શી રીતે છે, તે વિસ્તારપૂર્વક કહે છે [ શા ભા , શકરાનદ ].

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसम्भवान् ॥ १९ ॥

**અન્વયાર્થ** —प्रकृतिं ક્ષેત્રરૂપ અપરા પ્રકૃતિ च તથા पुरुषं ક્ષેત્રજ્ઞરૂપ પરા પ્રકૃતિ उभौ બ નેને अपि પણ अनादी અનાદિ—નિત્ય [શા ભા , શકરાનદ] एव જ विद्धि જાણ च તથા विकारान् વિકારોને च તથા गुणान् ગુણોને प्रकृतिसम्भवान् एव પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા જ विद्धि જાણ [ ૧૯ ]

**શબ્દાર્થ** —પ્રકૃતિ અને પુરુષ એ બ ને અનાદિ જ છે, એમ જાણ, અને વિકારોને તથા ગુણોને પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલા જાણ [૧૯]

**વિવેચન** —હે અર્જુન ! प्रकृतिं = માયા નામની ત્રિગુણાત્મક પરમેશ્વરની શક્તિ, જેને પૂર્વે અપરા પ્રકૃતિ કહેવામા આવી છે [મધુ] તથા पुरुषं = અવિદ્યારૂપ ઉપાધિથી યુક્ત ક્ષેત્રજ્ઞ, જેને પૂર્વે પરા પ્રકૃતિ કહેવામા આવી છે [શકરાનદ] તે બ નેને તુ અનાદિ જાણ, તથા विकारान् = પ ચમહાભૂતો તથા ઇન્દ્રિયોને [મધુ] દેહ, પ્રાણ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અહ કાર તથા શબ્દાદિ તન્માત્રાઓને [શકરાનદ] તથા गुणान् = સુખ, દુ ખ મોહ વગેરે વૃત્તિઓના રૂપે પરિણામ પામેલા સત્ત્વાદિ ગુણોને [શા ભા વગેરે], સુખ, દુ ખ, ઇચ્છા, દ્વેષ, લોભ મોહ, કામ, સ કલ્પ, શમ, દમ આદિ, શ્રમ, પ્રમાદ આદિ તથા પુણ્ય-પાપરૂપ ઇન્દ્રિયોના વ્યાપાર એ સર્વેને [શકરાનદ] તુ પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલા જાણ આ વિકારો તથા ગુણો નિરવયવ, અસગ તથા અવિક્રિય એવા આત્મામાથી ઉત્પન્ન થયેલા નથી

'ઈશ્વરનુ ઈશ્વરપણુ નિત્ય હોવાથી તેની બ ને પ્રકૃતિઓથી યુક્ત હોવુ એ જ ઈશ્વરની ઈશ્વરતા છે એ બે પ્રકૃતિઓ દ્વારા ઈશ્વર જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા અપ્યયનુ કારણ છે તે બ ને અનાદિસિદ્ધ સ સારના કારણ છે' [શા ભા , શકરાનદ].

પ્રકૃતિ-પુરુષ અનાદિ છે, એ શ્રુતિસ્મૃતિથી સિદ્ધ છે જો એમ ન હોય તો 'कृतनाश ' = જીવાત્માએ કરેલા શુભાશુભ કર્મોનો ભોગ વિના નાશ થવાનો તથા 'अकृताभ्यागम ' = જીવાત્માએ પૂર્વે ન કરેલા કર્મોના ફળ ભોગવવાનો— એ બે દોષો પ્રાપ્ત થશે [ મધુ , શકરાનદ ] [૧૯]

**અવતરણિકા** —હવે વિકારો તથા ગુણો પ્રકૃતિનુ કાર્ય છે, એ સ્પષ્ટ કરતા પુરુષના સ સારનુ કારણ કહે છે

**कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥**

**અન્વયાર્થ** :—कार्यकारणकर्तृत्वे કાર્યકારણના કર્તાપણામાં-કાર્યકારણને ઉત્પન્ન કરવામાં [શંકરાનંદ] કાર્યકાર તથા કારણકાર પરિણામમાં [મધુ] प्रकृतिः પ્રકૃતિ हेतुः કારણ उच्यते કહેવાય છે. सुखदुःखानां भोक्तृत्वे સુખદુઃખોના ભોક્તાપણામાં पुरुषः ક્ષેત્રજ્ઞ [શા. ભા. વગેરે], પ્રત્યેક્ આત્મા [શંકરાનંદ]. हेतुः કારણ उच्यते કહેવાય છે [२०].

**શબ્દાર્થ** :—કાર્યકારણના કર્તાપણામાં પ્રકૃતિ હેતુ કહેવાય છે; અને સુખદુઃખના ભોક્તાપણામાં પુરુષ હેતુ કહેવાય છે [२०].

**વિવેચન** :—कार्य = શરીરને આરંભ કરનારા પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ સૂક્ષ્મભૂતો તથા શબ્દાદિ પાંચ ઇન્દ્રિયોના વિષયો. [શા. ભા. વગેરે] તથા कारण = પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર તથા કારણને આશ્રયે રહેનારા સુખદુઃખ, મોહ વગેરે ગુણો [શા. ભા. વગેરે] એ કાર્ય તથા કારણના कर्तृत्वे = ઉત્પન્ન કરવાના ભાવ વિષે [શા. ભા. વગેરે], કાર્ય તથા કારણને ઉત્પન્ન કરવામાં [શંકરાનંદ], કાર્યકાર તથા કારણકાર પરિણામમાં [મધુ] પ્રકૃતિ કારણ છે. પ્રકૃતિ એ સર્વનું ઉપાદાન કારણ છે; અને सुखदुःखानां भोक्तृत्वे = સુખદુઃખના ભોક્તાપણામાં पुरुषः = ક્ષેત્રજ્ઞ [શા. ભા. વગેરે], બુદ્ધિકોશમાં સર્વસાક્ષીરૂપે રહેલો પ્રત્યક્ આત્મા [શંકરાનંદ] કારણ કહેવાય છે. અર્થાત્ સુખ, દુઃખ તથા મોહરૂપ સર્વ ભોગ્ય પદાર્થોના વૃત્તિયુક્ત અનુભવમાં પુરુષ જ કારણ કહેવાય છે [મધુ.].

તાત્પર્ય એ છે કે, "सुखदुःखसम्भोगः संसारः पुरुषस्य च सुखदुःखानां सम्भोक्तृत्वं संसारित्वमिति। [શા. ભા.] સુખદુઃખનો ભોગ તે સંસાર છે; અને પુરુષનું સુખદુઃખોનું ભોક્તાપણું, તે તેનું સંસારીપણું છે." અથવા જ્યાં સુધી પ્રકૃતિનો સંસર્ગ છે, ત્યાં સુધી પુરુષને સુખદુઃખનો ભોગ એટલે કે સંસાર છે [કેશવ].

**નોંધ** :—કેટલાક कार्यकारणकर्तृत्वे ને બદલે कार्यकरणकर्तृत्वे એવો પાઠ પણ કરે છે; પરંતુ તે બન્નેનું તત્ત્વ એક જ છે [२०].

**અવતરણિકા** : હવે પુરુષના સંસારીપણાનું કારણ કહે છે :

**पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।**
**कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥**

**અન્વયાર્થ** :—પુરુષ- ક્ષેત્રજ્ઞ પ્રકૃતિસ્થ પ્રકૃતિમા રહેલો હિ જ પ્રકૃતિજાન્ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણાન્ સત્ત્વાદિ ગુણોના કાર્યરૂપ સુખદુ ખાદિને ભુક્તે ભોગવે છે અસ્ય એ પુરુષના સદસદ્યોનિજન્મસુ સારી નરસી યોનિમા જન્મનુ કારણ કારણ ગુણસગ ગુણનો સગ જ છે [ ૨૧ ]

**શબ્દાર્થ** —પુરુષ પ્રકૃતિમા રહીને જ, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે એ પુરુષને સારી તથા નરસી યોનિઓમા જન્મ પ્રાપ્ત થવામા ગુણોનો સગ જ કારણ છે [ ૨૧ ]

**વિવેચન** —હે અર્જુન ! પુરુષ [ ક્ષેત્રજ્ઞ-પ્રત્યક્ આત્મા ] પ્રકૃતિસ્થ = કાર્યકારણના રૂપમા પરિણામ પામેલી અવિદ્યારૂપ પ્રકૃતિમા રહેલો છે તે પોતાને દેહ, ઇન્દ્રિયાદિરૂપ માને છે [ શા ભા ] અને તેથી તે પ્રકૃતિના સત્ત્વાદિ ગુણોના કાર્યરૂપ સુખદુ ખાદિને ભોગવે છે તેમ, ' હુ મનુષ્ય છુ, હુ બ્રાહ્મણ છુ, હુ મૂઢ છુ, હુ પડિત છુ, હુ શિષ્ટ છુ, હુ ભ્રષ્ટ છુ, હુ કર્તા છુ, હુ સુખી છુ, હુ દુ ખી છુ, તથા પોતે પ્રકૃતિસ્વરૂપ થઈને જરા, જાતિ, વર્ણ, આશ્રમ આદિ તથા પુણ્ય-પાપ આદિ પ્રકૃતિના ધર્મોને પોતાના ધર્મો તરીકે અનુભવે છે [ શકરાનદ ]

આ ગુણસગ = ગુણોમા આસક્તિ [ શા ભા ], પ્રકૃતિની સાથે તાદાત્મ્ય [ મધુ ] દેહ ઇન્દ્રિયાદિમા અહ તા-મમતા પુરુષને ઊચનીચ યોનિઓમા જન્મના કારણરૂપ છે સત્ત્વગુણના સગથી તે દેવયોનિમા, રજોગુણના સગથી મનુષ્ય શરીરમા તથા તમોગુણના સગથી પશુ વગેરે હીન યોનિઓમા જન્મ પામે છે. આ ગુણસગ જ જીવાત્માના ચસારિત્વનુ કારણ છે [ શા ભા ]

આ વિષયમા " સ ' यथाकामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसंपद्यते । [ બૃ ઉ ૪-૪-૫ ] જીવાત્મા જેવી કામનાવાળો થાય છે તેવા નિશ્ચયવાળો થાય છે, જેવા નિશ્ચયવાળો થાય છે તેવુ કર્મ કરે છે, તથા જેવુ કર્મ કરે છે, તેવુ ફળ પામે છે " એ શ્રુતિ પ્રમાણભૂત છે.

તાત્પર્ય એ છે કે, પુરુષનો [ ક્ષેત્રજ્ઞનો-આત્માનો ] બુદ્ધિ વગેરેની સાથે આધ્યાત્મિક સબધ છે આ સબધનુ કારણ અજ્ઞાન જ છે " अस्य च निवृत्ति कारण ज्ञानवैराग्य सगन्न्यासे गीताशास्त्रे प्रसिद्धम् । [ શા ભા ] ગીતાશાસ્ત્રમા તેની નિવૃત્તિનુ સાધન સન્યાસસહિત જ્ઞાન તથા વૈરાગ્ય પ્રસિદ્ધ છે " તેથી

' यावद् अमानित्वादिकान् आत्मप्राप्तिसाधनभूतान् गुणान् न उत्पत्त यावद् एव

संतरति । [શા. ભા., કેશવ] જ્યાં સુધી પુરુષ અમાનિત્વાદિ આત્મપ્રાપ્તિના સાધનરૂપ ગુણોનું સેવન કરતો નથી, ત્યાં સુધી તે સંસારમાં ભમે છે" [૨૧].

અવતરણિકા :—હવે પુરુષના વાસ્તવિક સ્વરૂપને કહે છે :

**उपद्रष्टाऽनुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।**
**परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥**

**અન્વયાર્થ** :—अस्मिन् આ देहे દેહમાં परः સર્વથી ભિન્ન–પ્રકૃતિજન્ય ગુણોના સંબંધથી રહિત पुरुषः પુરુષ–ક્ષેત્રજ્ઞ उपद्रष्टा સાક્ષી च अनुमन्ता અને અનુમતિ આપનારો भर्ता ભર્તા भोक्ता ભોક્તા महेश्वरः મહેશ્વર च અને परमात्मा પરમાત્મા इति એ નામવડે अपि પણ उक्तः કહ્યો છે [ ૨૨ ].

**શબ્દાર્થ** :—આ દેહ વિષે રહેવા છતા પ્રકૃતિના ગુણોના સંસર્ગને નહિ પામેલો પુરુષ ઉપદ્રષ્ટા, અનુમંતા, ભર્તા, ભોક્તા, મહેશ્વર અને પરમાત્મા કહેવામા આવ્યો છે [ ૨૨ ].

**વિવેચન** :—પ્રકૃતિના પરિણામરૂપ આ સ્થૂલ દેહમાં રહેલો પુરુષ [ક્ષેત્રજ્ઞ] परः = પ્રકૃતિના ગુણોના સંસર્ગ વિનાનો છે [મધુ.], દેહ, ઇન્દ્રિયો વગેરેથી ભિન્ન છે [શંકરાનંદ] અને તેથી તે અસંસારી છે [ મધુ ]

તે પુરુષ દેહ, ઇન્દ્રિયાદિની ક્રિયાને સમીપમાં રહી જોનારો હોવાથી उपद्रष्टा = સાક્ષી કહેવાય છે. કાર્યો તથા કારણોની પ્રવૃત્તિમાં પોતે નહિ પ્રવર્તેલો હોવા છતાં જાણે પ્રવૃત્ત થયો તેમ કેવળ સમીપપણાથી તેમને અનુકૂલપણાને લીધે અનુમોદન આપનારો હોવાથી [મધુ.], અથવા પોતપોતાની ક્રિયામાં પ્રવૃત્ત થયેલા ઇન્દ્રિયાદિને સાક્ષીભૂત હોવા છતા કદાપિ તેમની ક્રિયામાંથી નિવૃત્ત કરતો નથી [શા. ભા. વગેરે.], તેથી તે પુરુષ अनुमन्ता = અનુમતિ [અનુમોદન] આપનારો કહેવાય છે. ચૈતન્યના આભાસવડે યુક્ત તથા સંઘાતભાવને પ્રાપ્ત થયેલાં દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ વગેરેને પોતાની સત્તાથી તથા સ્ફુરણથી ધારણ કરનાર તથા પોષણ કરનાર હોવાથી તે પુરુષ भर्ता = ભર્તા કહેવાય છે.

સુખ, દુઃખ તથા મોહરૂપ વૃત્તિઓને પોતાના સ્વરૂપભૂત ચૈતન્યથી પ્રકાશિત કરતો તથા નિર્વિકાર રહીને તેમનો ઉપલબ્ધા [ભોગવનારો] હોવાથી તે પુરુષ भोक्ता = ભોક્તા કહેવાય છે સર્વનો આત્મા, સ્વતંત્ર, સર્વને ક્રિયામાં પ્રવૃત્ત કરનાર તથા સર્વને નિયમન કરનાર હોવાથી તે પુરુષ महेश्वरः = મહાન ઈશ્વર કહેવાય છે; અને તે સર્વથી ઉત્કૃષ્ટ છે, માટે તેને શ્રુતિમા परमात्मा = પરમાત્મા કહેવામાં આવ્યો છે.

ભગવાન પણ હવે પછી કહેશે કે, 'उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः।' [ગી. ૧૫-૧૭] ક્ષર તથા અક્ષરથી પર [ભિન્ન-વિલક્ષણ] ઉત્તમ પુરુષ પરમાત્મા કહેવાય છે [૨૨].

**અવતરણિકા :**—હવે પુરુષ તથા પ્રકૃતિના સ્વરૂપને જાણવાનું ફળ કહે છે :

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥**

**અન્વયાર્થ :**—यः જે एवं ઉપરોક્ત પ્રકારે पुरुषं ક્ષેત્રજ્ઞને च તથા गुणैः सह સર્વ વિકારો સહિત प्रकृतिं પ્રકૃતિને वेत्ति જાણે છે सः તે सर्वथा સર્વ પ્રકારે वर्तमानः अपि વર્તતો હોવા છતાં भूयः ફરીથી न अभिजायते જન્મ પામતો નથી [૨૩].

**શબ્દાર્થ :**—જે મનુષ્ય એ પ્રમાણે પુરુષને તથા વિકારોસહિત પ્રકૃતિને જાણે છે, તે સર્વ પ્રકારે વર્તતો હોવા છતાં ફરી જન્મ પામતો નથી [૨૩].

**વિવેચન :**—હે અર્જુન ! વિવેક, વૈરાગ્ય તથા શમદમાદિ સંપન્ન જે મુમુક્ષુ પુરુષને [ક્ષેત્રજ્ઞને] एवं = ઉપરોક્ત પ્રકારે वेत्ति = સાક્ષાત્ આત્મભાવવડે 'આ હું છું' એમ જાણે છે [શા. ભા., મધુ.] તથા 'હું કર્તા, ભોક્તા તથા સંસારી નથી' એમ જાણે છે [શંકરાનંદ], અને गुणैः सह प्रकृतिं = અવિદ્યારૂપ પ્રકૃતિને તેના વિકારોસહિત વિદ્યાવડે નિવૃત્ત થતી જાણે છે [શા. ભા.], મૃગજળના દર્શનથી જળની પેઠે, પ્રકૃતિને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મના દર્શનથી મિથ્યાભૂત જાણે છે [શંકરાનંદ], 'મારું અજ્ઞાન અને તેનું કાર્ય ટળી ગયું' એવી રીતે મિથ્યાભૂત પ્રકૃતિને આત્મવિદ્યાથી બાધ પામેલી જાણે છે [મધુ.];

તે બ્રહ્મવેત્તા પુરુષ सर्वथा वर्तमानः अपि = શાસ્ત્રવિહિત કે નિષિદ્ધ કર્મો કરવા છતાં [નીલકંઠ વગેરે] ફરીથી આ સંસારમાં જન્મ પામતો નથી; કારણકે જેમ અગ્નિથી શેકાયેલાં બીજ ફરી ઊગતાં નથી, તેમ જ્ઞાનરૂપી અગ્નિથી નિર્બીજ થયેલાં તેનાં સંચિત કે ક્રિયમાણ કર્મો તેનો નવો દેહ ઉત્પન્ન કરવા સમર્થ થતાં નથી [શા. ભા.] [૨૩].

"अविद्यायां विद्यया नाशितायां तत्कार्यासंभवस्य बहुधोक्तत्वात्। [મધુ.] વિદ્યાથી અવિદ્યાનો નાશ થતાં તેનાં જન્માદિ કાર્યોનો સંભવ રહેતો નથી, એ પૂર્વે ઘણી વાર કહેવામાં આવ્યું છે" [ગી. ૩-૧૭-૧૮; ગી. ૬-૩૧.].

વળી પ્રારબ્ધવશાત્ આહારાદિના નિયમના ઉલ્લંઘનથી વર્તાવેતા પુરુષનું જ્ઞાન કે તેનું ફળ નાશ નથી પામતું, એ ભગવાન ' सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ' એ વચનવડે પ્રતિપાદન કરે છે [શંકરાનંદ વગેરે] [૨૩].

અવતરણિકા :—હવે આત્મસાક્ષાત્કાર માટે અધિકારભેદવડે ભિન્નભિન્ન સાધનો કહે છે :

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये साङ्ख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

**અન્વયાર્થ** :—केचित् કેટલાક ध्यानेन ધ્યાનવડે आत्मनि હૃદયમાં-બુદ્ધિમાં आत्मानं આત્માને आत्मना શુદ્ધ અંતઃકરણવડે पश्यन्ति જુએ છે, अन्ये કેટલાક सांख्येन योगेन સાંખ્યયોગવડે च તથા अपरे બીજા કેટલાક कर्मयोगेन કર્મયોગ વડે જુએ છે [૨૪].

**શબ્દાર્થ** :—કેટલાક ધ્યાનવડે પોતાની બુદ્ધિમા શુદ્ધ અંત કરણવડે આત્માને જુએ છે; બીજા કેટલાક સાખ્યયોગવડે આત્માનો સાક્ષાત્કાર કરે છે; તથા કેટલાક કર્મયોગવડે આત્માનો સાક્ષાત્કાર કરે છે [૨૪].

**વિવેચન** :—ધ્યાનયોગ: = પર્વતની ગુફા, નદીનો કિનારો કે અરણ્યમાં કોઈ એકાંત રમણીય તથા પવિત્ર સ્થળે સ્થિર આસન પર બેસી, વૈરાગ્યવડે ઇન્દ્રિયોને શબ્દાદિ વિષયોથી નિવૃત્ત કરી, અંતર્મુખ કરી, તેનો નિરોધ કરી, તેલની ધારા કે નદીના પ્રવાહની પેઠે, નિરંતર અવિચ્છિન્નભાવે આત્મચિંતનથી [નિદિધ્યાસનથી] શુદ્ધ થયેલા અંતઃકરણવડે આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થવું, એ ધ્યાનયોગનો માર્ગ છે.

" ध्यानं निर्विषयं मनः । [ મૈ. ઉ. ૨–૨ ] મનને નિર્વિષયી કરવું એ જ ધ્યાન છે. ध्यानहेयास्तद्वृत्तयः । [ પા. યો. સૂ. ૨–૧૧ ] ધ્યાનથી અવિદ્યાદિ ક્લેશોની સ્થૂલ વૃત્તિઓનો નાશ કરવો," કારણકે તેથી સાધક નિર્બીજ સમાધિને યોગ્ય થાય છે.

" तस्याभिध्यानाद्योजनात्तत्त्वभावाद्भूयश्चान्ते विश्वमायानिवृत्तिः । [ શ્વે. ઉ. ૧–૧૦ ] પરમાત્માના ધ્યાનથી જીવને અભેદભાવે જોડવાથી અને 'હું બ્રહ્મ છું' એ પ્રકારે વારંવાર તત્ત્વભાવના કરવાથી અંતે અર્થાત્ પ્રારબ્ધકર્મની સમાપ્તિ થતાં અથવા આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં વિશ્વમાયાની [સંપૂર્ણ પ્રપંચની] નિવૃત્તિ થાય છે" [ શા. ભા. શ્વે. ઉ. ].

"ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः । [ મુ. ઉ. ૩-૧-૮ ] જ્યારે પુરુષ જ્ઞાનના [ જ્ઞાનના સાધનભૂત બુદ્ધિના ] પ્રસાદથી વિશુદ્ધ અંતઃકરણવાળો થાય છે — જ્યારે ચિત્ત રાગાદિ મલથી રહિત થઈ પ્રસન્ન [ સ્વચ્છ ] થાય છે અર્થાત્ शान्तमवतिष्ठते [ શા. ભા., મુ. ઉ. ] શાંતભાવે સ્થિત થાય છે ત્યારે તે પુરુષ ध्यायमानः = સત્યાદિસાધનસંપન્ન થઈ, ઇન્દ્રિયોનો નિરોધ કરી, એકાગ્ર ચિત્તે ધ્યાન [ ચિંતન ] કરતો નિષ્કલ આત્માના [ બ્રહ્મના ] સાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે" [ શા. ભા , મુ. ઉ ].

"ललाटमध्ये हृदयाम्बुजे वा यो ध्यायति ज्ञानमयीं प्रभां तु । शक्तिं यदा दीपवदुज्ज्वलन्तीं पश्यन्ति ते ब्रह्म तदेकनिष्ठाः । [ યોગીયાજ્ઞવલ્ક્યસંહિતા ઉ. ૧૨-૨૫-૪ ] દીપકની પેઠે પ્રદીપ્ત થઈ રહેલી ચૈતન્યમયી પ્રભાનું જે લલાટના મધ્યમાં [ જ્ઞાનચક્રમાં ] અથવા હૃદયકમળમાં ધ્યાન કરે છે, તે ધ્યાનનિષ્ઠ પુરુષ આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે."

ધ્યાનથી ચિત્ત એકાગ્ર [ વિક્ષેપરહિત ] થાય છે, વિપરીત ભાવનાદિ પ્રતિબંધો નિવૃત્તિ પામે છે, તથા નિરુદ્ધ થયેલું ચિત્ત અજ્ઞાનરૂપી આવરણનો નાશ કરી, આત્મસાક્ષાત્કારને યોગ્ય થાય છે.

सांख्ययोगः = પ્રકૃતિ [ માયા ] સંસારના કારણરૂપ છે, દેહ, ઇન્દ્રિયો, સુખ, દુઃખાદિ વગેરે પ્રકૃતિનું કાર્ય છે, દેહ, ઇન્દ્રિયાદિરૂપે પ્રકૃતિ જ સર્વ ક્રિયા કરે છે, એમ જાણી અહંકારરહિત, મમતારહિત તથા સ્પૃહારહિત થઈ, સર્વત્ર અસંગ તથા ઉદાસી થઈ, શ્રવણ-મનન-નિદિધ્યાસન પરાયણ રહી, આત્માને અકર્તા, અભોક્તા તથા નિષ્ક્રિય જાણી, નિર્વાણરૂપ પરમશાંતિને પ્રાપ્ત કરવી, એ સાંખ્યયોગનો માર્ગ છે.

कर्मयोग. = ઈશ્વરાર્થે, ઈશ્વરાર્પણ બુદ્ધિથી, ઈશ્વરને પણ સંતુષ્ટ કરવાની કામનાનો ત્યાગ કરી, કર્તૃત્વ, સંગ તથા ફલના ત્યાગપૂર્વક વિહિત કર્મના [ સ્વધર્મના ] અનુષ્ઠાનથી અંતઃકરણને શુદ્ધ કરી, શુદ્ધ [ નિર્વિષયી-એકાગ્ર ] અંતઃકરણ વિષે આત્મતત્ત્વને જાણવું, એ કર્મયોગનો માર્ગ છે [ ૨૪ ].

अन्ये त्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

અન્વયાર્થ :—तु વળી अन्ये બીજા एवं એ પ્રમાણે अजानंतः આત્માને નહિ જાણતા છતાં अन्येभ्य બીજાઓથી श्रुत्वा શ્રવણ કરીને उपासते આત્માને

ઉપાસે છે તે તેઓ अपि च પણ श्रुतिपरायणा ગુરુના ઉપદેશના શ્રવણમાં તત્પર રહી [ મધુ ] मृत्यु મૃત્યુને अतितरन्ति एव ઓળગી જાય છે જ—તરી જાય છે જ [ ૨૫ ]

**શબ્દાર્થ** —વળી બીજા એ પ્રમાણે આત્માને નહિ જાણતા છતા બીજાઓ પાસેથી શ્રવણ કરી આત્માની ઉપાસના કરે છે, તેઓ પણ શ્રવણપરાયણ થઈ, મૃત્યુને [ સસારને ] અવશ્ય ઓળગી જાય છે [ ૨૫ ]

**વિવેચન** —હે અર્જુન! પૂર્વશ્લોકમા કહેલા ધ્યાનયોગ, સાખ્યયોગ કે કર્મયોગવડે આત્માને નહિ જાણનારા બીજા જે લોકો अन्यत्य = દરણાવાળા આચાર્યો પાસેથી શાસ્ત્રના અર્થનુ શ્રવણ કરી, તેમના ઉપદેશ પ્રમાણે उपासते = શ્રદ્ધાપૂર્વક આત્માનુ ચિંતન કરે છે [શા ભા, મધુ] " श्रुतमर्थसम्यगनुतिष्ठन्ति। [ શકરાનદ ] સદ્ગુરુ પાસે શ્રવણ કરેલા અર્થનુ શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરે છે."

આવા श्रुतिपरायणा = केवलपरोपदेशप्रमाणा । [ શા ભા ] કેવળ આચાર્યે ઉપદેશ કરેલા અર્થને જ પ્રમાણ માનનારા [ શા ભા ], શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરેલા અર્થનુ અનુષ્ઠાન કરનારા [શકરાનદ], स्वय विवकरहित । [શા ભા] પોતે વિવેકરહિત હોવા છતા ક્રમશ ઈશ્વરપ્રસાદ, ચિત્તશુદ્ધિ તથા તેના ફળને પ્રાપ્ત થઈ મૃત્યુને [સસારને] ઓળગી જાય છે અર્થાત્ સદ્ગુરુ પાસે શ્રવણ કરેલા અર્થનો ઉપક્રમ ઉપસહાર, અભ્યાસ, અપૂર્વતા ફળ અર્થવાદ તથા ઉપપત્તિ એ ૭ પ્રકારે મનન કરી આત્મચિંતનથી આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે

જ્યારે સદ્ગુરુના શ્રવણ કરેલા અર્થને પ્રમાણ માનનારા તથા શ્રવણ કરેલા અર્થનુ શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરનારા સસારને તરી જાય છે, ત્યારે ' विचारसमर्था । [ મધુ વગેરે ] વિચાર મા સમર્થ, તથા 'प्रमाण प्रति स्वतन्त्रा विवक्किन । [ શા ભા ] પ્રમાણ કરવામા સ્વતત્ર એટલે કે પ્રમાણશાસ્ત્રને સ્વતત્ર આચરનારા વિવેકી પુરુષો " અસારને તરી જાય એમા નુ કહેવુ ?

અહી अपि શબ્દવડે ભગવાને કૈમુતિકન્યાય સૂચિત કર્યો છે [ ભા ગી. વગેરે ] [ ૨૫ ]

**અવતરણિકા** —હવે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સયોગથી સર્વની ઉત્પત્તિ છે, તે કહે છે

यावत्संजायते किञ्चित् सत्त्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात् तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

**અન્વયાર્થ** —भरतर्षभ ! હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! यावत् જે किंचित् કાંઈ स्थावरजंगमम् સ્થાવર જંગમરૂપ सत्त्वं પ્રાણી-પદાર્થ संजायते ઉત્પન્ન થાય છે तत् તે સર્વને क्षेत्रक्षेत्रज्ञसंयोगात् ક્ષેત્રક્ષેત્રજ્ઞના સંયોગથી પ્રકૃતિ-પુરુષના અધ્યાસરૂપ સંબંધથી [શંકરાનંદ વગેરે] ઉત્પન્ન થયેલું विद्धि તું જાણ્ [૨૬]

**શબ્દાર્થ** —હે અર્જુન ! જે કંઈ સ્થાવર કે જંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે, તે સર્વ ક્ષેત્રના તથા ક્ષેત્રજ્ઞના સંયોગથી ઉત્પન્ન થાય છે, એમ તું જાણ્ [૨૬]

**વિવેચન** —હે અર્જુન ! વૃક્ષ લતા પર્વત વગેરે સ્થાવર પદાર્થો તથા દેવ, મનુષ્ય, પશુ પક્ષી વગેરે જંગમ પદાર્થો જે ઉત્પન્ન થાય છે, તે સર્વ ક્ષેત્રના તથા ક્ષેત્રજ્ઞના-પ્રકૃતિના-પુરુષના संयोगात् = અધ્યાસરૂપ સંબંધથી [શંકરાનંદ], ક્ષેત્રક્ષેત્રજ્ઞના મિથ્યા તાદાત્મ્યાધ્યાસથી [મધુ] ઉત્પન્ન થાય છે, એમ જાણ્

પ્રકૃતિ-પુરુષના અધ્યાસરૂપ સંયોગથી [નંબંધથી] જ આ જગતની સ્થિતિ છે વિવેકીની દૃષ્ટિએ આ સ્થાવર-જંગમ સર્વ પદાર્થો સત્યરૂપ પ્રતીત થતા નથી આથી સ્વપ્ન વગેરેમાં જેમ જોવામાં આવે છે તેમ સ્વરૂપના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો આ સંસાર સ્વરૂપના જ્ઞાનથી વિનાશ પામવાને યોગ્ય છે [મધુ] અથવા આ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનો સંબંધ મિથ્યા જ્ઞાનસ્વરૂપ લક્ષણવાળો છે જેમ રજ્જુમાં સર્પનો અધ્યારોપ તેના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનથી થાય છે, તેમ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનો અધ્યાસરૂપ સંબંધ વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનથી પ્રતીત થાય છે તેથી જેમ રજ્જુના જ્ઞાનથી સર્પભ્રમ નિવૃત્તિ પામે છે, તેમ સ્વરૂપના જ્ઞાનથી આ પ્રપંચભ્રમ નિવૃત્તિ પામે છે

'तस्मात्सर्वदा सदात्मना स्यात्त्वमिति सिद्धम्। [શંકરાનંદ] માટે સર્વદા સત્ રૂપ આત્મરૂપે સ્થિત હેવું એ સિદ્ધ થાય છે" તથા य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह। [ગી ૧૩-૨૩] ' જે એ પ્રકારે પુરુષને તથા ગુણો સહિત પ્રકૃતિને જાણે છે તે પુનઃ જન્મ પામતો નથી, એ જે પૂર્વે ભગવાને કહ્યું છે તે યુક્તિયુક્ત જ છે [શાં ભા] [૨૬]

**અવતરણિકા** —હવે સ્વરૂપના જ્ઞાનથી અધ્યાસ નાશ પામે છે તે કહે છે

**समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।**
**विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥ २७ ॥**

**અન્વયાર્થ** —विनश्यत्सु વિનાશ પામતાં । सर्वेषु સર્વ भूतेषु ભૂતોમાં

समं સમભાવે तिष्ठन्तं રહેલા अविनश्यन्तं અવિનાશી परमेश्वरं પરમાત્માને यः જે पश्यति જુએ છે सः તે पश्यति યથાર્થ જુએ છે [૨૭].

શબ્દાર્થ :—સર્વ નાશવંત ભૂતો વિષે સમભાવે રહેલા અવિનાશી પરમેશ્વરને [આત્માને] જે જુએ છે, તે યથાર્થ જુએ છે [૨૭].

વિવેચન :—હે અર્જુન ! ક્ષણેક્ષણે પરિણામ પામી વિનાશ પામનારા સ્વભાવવાળાં નામ, જાતિ, ક્રિયા તથા ગુણવિશેષથી વિલક્ષણ આ સર્વ સ્થાવરજંગમ ભૂતોમાં समम् = સર્વત્ર એકરૂપે રહેલા [મધુ.]. સમાનપણે નિર્વિકારરૂપે રહેલા અવિનાશી પરમેશ્વરને [આત્માને] જે અધિકારી પુરુષ જ્ઞાનરૂપ દૃષ્ટિવડે સર્વ જડસમૂહથી ભિન્ન જુએ છે, તે યથાર્થ જુએ છે [૨૭].

અવતરણિકા :—હવે આત્મદર્શનનું ફળ કહે છે :

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् ॥ २८ ॥

અન્વયાર્થ :—सर्वत्र સર્વત્ર समवस्थितं સમભાવે રહેલા ईश्वरं ઈશ્વરને हि ખરેખર समं સમભાવે पश्यन् જોનો પુરુષ आत्मना આત્માવડે आत्मानं આત્માને न हिनस्ति હણતો નથી ततः અને તેથી [શા. ભા] परां गतिं પરમ ગતિને याति પામે છે [૨૮].

શબ્દાર્થ :—સર્વત્ર સમપણે રહેલા ઈશ્વરને સમભાવથી જોનો પુરુષ, આત્માવડે આત્માને હણતો નથી, અને તે પરમગતિને પામે છે [૨૮].

વિવેચન :—હે અર્જુન ! શ્રવણ, મનન વગેરેથી ઉત્પન્ન વિજ્ઞાનથી ઈશ્વરને સર્વત્ર સમભાવે જોનારો પુરુષ आत्मना आत्मानं न हिनस्ति= આત્માવડે આત્માને હણતો નથી. [શા. ભા], અનાત્મામાં આત્માના અભિમાનનો આત્માના જ્ઞાનથી બાધ કરે છે [મધુ], તે પોતે પોતાના આત્માની હિંસા કરતો નથી; અને તેથી પરમ ગતિને પામે છે.

અજ્ઞાની પ્રત્યક્ષ આત્માનો નિરસ્કાર કરી, અનાત્મા શરીરને આત્મપણાવડે સ્વીકારી લે છે; અને એ પ્રમાણે સ્વીકાર કરી, ધર્માધર્મનું આચરણ કરી સ્વીકારેલા શરીરરૂપ આત્માનો નાશ કરી, બીજો નવો શરીરરૂપ આત્મા સ્વીકારે છે. પછી તે બીજા શરીરરૂપ આત્માને હણી ત્રીજો શરીરરૂપ આત્મા પ્રાપ્ત કરે છે, અને તેનો નાશ કરી, ચોથો શરીરરૂપ આત્મા સ્વીકારે છે; અને એ પ્રમાણે વારંવાર કર્માનુસાર સ્વીકાર કરેલા શરીરરૂપ આત્માને હણે છે તેથી સર્વ અજ્ઞાની લોકો આત્મઘાતી છે [શા. ભા.].

"असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः। तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः॥ [ ईशा. ३ ] તે અસુરસંબંધી લોકો અજ્ઞાનરૂપ અંધકારવડે આચ્છાદિત છે, તેમને જે કોઈ આત્માનું હનન કરનારા અર્થાત્ આત્મા વિષે કર્તા, ભોક્તા વગેરેનો અધ્યાસ કરનારા છે તેઓ મૃત્યુ પછી પ્રાપ્ત થાય છે"

તાત્પર્ય એ છે કે, નિષ્ક્રિય, સંગરહિત, નિરાકાર, નિર્લેપ જે આત્મા, તેના દેહઇન્દ્રિયાદિ સાથે તાદાત્મ્યાધ્યાસવડે, હું કર્તા, ભોક્તા, સુખી, દુઃખી, શિષ્ટ, ભ્રષ્ટ, સુકૃતિ, દુષ્કૃતિ છું, ઇત્યાદિ અનેક ધર્મોનો આરોપ કરી, સ્વસ્વરૂપનું આચ્છાદન કરવું તે જ આત્માનું હનન છે. આ પ્રમાણે આત્માનું હનન કરનારો [આત્મઘાતી] પુરુષ સંસારમાં ડૂબે છે [ શંકરાનંદ ] તેથી મુમુક્ષુએ દેહ વગેરે અનાત્મ પદાર્થોમાં "अहममेत्यध्यासः। [ શંકરાનંદ ] અહંતા-મમતારૂપ અધ્યાસ" ન કરવો [૨૮].

અવતરણિકા.—હવે સમ્યગ્દર્શીના સ્વરૂપને કહે છે :

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः।**
**यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति॥ २९॥**

અન્વયાર્થ:—च તથા प्रकृत्या एव પ્રકૃતિથી જ सर्वशः સર્વ પ્રકારે कर्माणि કર્મો क्रियमाणानि કરાય છે, એમ यः જે पश्यति જુએ છે-જાણે છે तथा તેમ आत्मानं આત્માને अकर्तारं અકર્તા જુએ છે-જાણે છે सः તે પુરુષ पश्यति યથાર્થ જુએ છે [ ૨૯ ].

શબ્દાર્થ:—પ્રકૃતિથી જ સર્વ કર્મો કરાય છે, એમ જે જુએ છે, તથા આત્માને જે અકર્તા જુએ છે તે પુરુષ યથાર્થ જુએ છે [ ૨૯ ].

વિવેચન.—હે અર્જુન! प्रकृत्या एव च कर्माणि क्रियमाणानि सर्वशः = દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે રૂપે પરિણામ પામેલી પ્રકૃતિ જ સર્વ પ્રકારે મન, વાણી તથા શરીરથી આરંભ કરવા યોગ્ય સર્વ કર્મો કરે છે [ મધુ. વગેરે ], અર્થાત્ પ્રકૃતિ જ શ્રવણ, દર્શન, સ્પર્શન, વચન, આદાન [ ગ્રહણ ], વિસર્ગ [ત્યાગ], વિહિત તથા નિષિદ્ધ સર્વ કર્મો કરે છે [ શંકરાનંદ ], એમ જે વિવેકી પુરુષ पश्यति = તત્ત્વથી જાણે છે તથા આત્માને અકર્તા જાણે છે, એટલે કે જે આત્માને અકર્તા, અભોક્તા, નિષ્ક્રિય તથા કૂટસ્થ જાણે છે તે જ પુરુષ સર્વદા સર્વ ભૂતો વિષે સમબુદ્ધિથી જુએ છે [ નીલકંઠ ] તે પુરુષ પરમાર્થદર્શી છે [ શાં. ભા.] "अन्यो दृन्धा। [ વલ્લભ-પુ. અ. ત. ] પ્રકૃતિ-પુરુષને એ પ્રકારે ન જાણનારા બીજા અવિવેકી લોકો અંધ છે [ મધુસૂદન સ્વામી ] છે" [ ૨૯ ].

આ શ્લોકમા " अनात्मभेदोऽपीति विशेष । [મધુ ] ક્ષેત્રરૂપ અનાત્મ પદાર્થોના ભેદનો પણ નિષેધ કર્યો છે, એ વિશેષ છે " [૩૦]

**અવતરણિકા**.—હવે આત્મા અકર્તા છે, તે કહે છે

**अनादित्वान्निर्गुणत्वात् परमात्माऽयमव्ययः ।**
**शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥**

**અન્વયાર્થ** —कौंतेय ! હે કૌતેય ! अनादित्वात् અનાદિ निर्गुणत्वात् નિર્ગુણ હોવાથી अय આ परमात्मा પ માત્મા-ઝવાત્મા अव्यय અવિકારી છે તથા शरीरस्थ અપિ શરીરમા રહ્યો છતો પણ न करोति કાંઈ કરતો નથી તથા न लिप्यते કશાથી લેપાતો નથી [૩૧]

**શબ્દાર્થ** —હે કૌતેય ! અનાદિ તથા નિર્ગુણ હોવાથી આ આત્મા અવિકારી છે, તે શરીરમા રહેતો છતો પણ કાંઈ કરતો નથી તથા કશાથી લેપાતો નથી [૩૧]

**વિવેચન** —હે અર્જુન ! આ આત્મા અનાદિ તથા નિર્ગુણ હોવાથી જન્મ-મરણાદિ વિકારોથી રહિત છે અને शरीरस्थ अपि न करोति न लिप्यते = જેમ આધ્યાસિક સબધથી જળમા રહેલો સૂર્ય, જળના ચલાયમાન થવાથી ચલાયમાન થતો નથી, તેમ આધ્યાસિક સબધવડે [ કલ્પિત સબધવડે ] શરીરમા રહેલો આ આત્મા શરીરની પ્રવૃત્તિ થવા છતા કઈ કર્મ કરતો નથી, તેથી તે કર્મના ફળવડે લેપાતો નથી, કે સુખ-દુખરૂપી બધનને પામતો નથી [મધુ] દેહ, ઇન્દ્રિય, તેના વિકાર, તેની અવસ્થા તથા તેના વ્યાપાર વગેરે વિષે અવિકારી સાક્ષીરૂપે સ્થિત આ આત્મા અનગ હોવાથી કાંઈ કરતો નથી તથા દેહાદિના કર્મોથી લેપાતો નથી [ શકરાનદ ]

**શકા**.—ત્યારે આ શરીરમા કોણ છે જે કર્મ કરે છે, તથા તેના ફળથી લિપ્ત થાય છે ? જો એમ માનીએ કે પરમાત્માથી ભિન્ન કોઈ દેહી કર્મ કરે છે, તથા તેના ફળથી લેપાય છે, તો 'क्षेत्रज्ञ चापि मा विद्धि' । [ ૧૩ ૨ ] 'ક્ષેત્રજ્ઞ પણ તુ મને જાણ ' એ પ્રકારે ક્ષેત્રજ્ઞ તથા ઈશ્વરની એકતા કહી છે, તે અયુક્ત કહેવાય વળી જો એમ માનીએ કે, ઈશ્વરથી પૃથક્ બીજો કોઈ દેહી નથી, તો કોણ કર્મ કરે છે ? તથા કોણ કર્મથી લેપાય છે ? એ બતાવવુ જોઈએ, અથવા એમ કહી દેવુ જોઈએ કે परो वा नास्ति इति। સર્વથા પર એવો કોઈ ઈશ્વર નથી [ શા. ભા ]

**ઉત્તર** —આ વચનનો પરિહાર કરતા ભગવાન સ્વભાવ કહે છે કે स्वभावस्तु प्रवर्तते । [ ગી ૫-૧૪ ] સ્વભાવ [ માયા-પ્રકૃતિ ] જ કર્તા-ભોક્તા છે, કારણકે

અવતરણિકા :—" पुनरपि तदेव सम्यग्दर्शनं शब्दान्तरेण प्रपञ्चयति। [શા. ભા.] ફરીને પણ તે જ સમ્યગ્દર્શનની [યથાર્થ જ્ઞાનની] બીજા શબ્દોવડે વ્યાખ્યા કરે છે :

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥**

અન્વયાર્થ :—यदा જ્યારે-જે કાળમાં [શા. ભા.] મનુષ્ય भूतपृथग्भावम् સર્વભૂતોના પૃથગ્ભાવને एकस्थ એક આત્મામા રહેલો अनुपश्यति જુએ છે च તથા ततः एव તે આત્માથી જ विस्तारं તે ભૂતોના વિસ્તારને જુએ છે तदा ત્યારે-તે કાળમા તે ब्रह्म બ્રહ્મરૂપ संपद्यते થાય છે [૩૦].

શબ્દાર્થ :—મનુષ્ય જ્યારે સર્વભૂતોના પૃથગ્ભાવને એક આત્મામાં રહેલો જુએ છે; તથા તે આત્માથી જ ભૂતોના વિસ્તારને જુએ છે, ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે [૩૦].

વિવેચન :—હે અર્જુન ! પુરુષ यदा = જે સમયે [શા. ભા.] भूतपृथग्भावं = સ્થાવરજંગમરૂપ સર્વ ભૂતોના પરસ્પર ભિન્નપણારૂપ પૃથગ્ભાવોને एकस्थम् अनुपश्यति = પટમાં કલ્પિત ચિત્રની પેઠે અથવા કાષ્ઠમાં કલ્પિત હાથીની પેઠે એક જ સતરૂપ અધિષ્ઠાન આત્મામાં કલ્પિત રીતે રહેલા જુએ છે; શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી મનન કરી 'आत्मैवेदं सर्वमिति।' [છા. ઉ. ૭–૨૫–૨] 'આ સર્વ આત્મા છે' એમ પ્રત્યક્ષપણે જુએ છે [શા. ભા. વગેરે] તથા तत एव च विस्तारम् = "तस्मात्तत्सर्वमभवत् તેમાંથી આ સર્વ વ્યક્ત થયું" એ શ્રુતિ પ્રમાણે એક આત્માથી જ આકાશાદિ સર્વભૂતોના વિસ્તારને તથા ભિન્નપણાને સાક્ષાત્ અનુભવપૂર્વક જાણે છે, " यस्मिन् क्षणे सर्वात्मानं पश्यति [શંકરાનંદ] જે ક્ષણે તે આ સર્વને આત્મસ્વરૂપ જુએ છે," तदा = તે સમયે [શા. ભા.] તે બ્રહ્મરૂપ થાય છે.

આ વિષયમા " यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः। तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः। [ઈશા. ૭]. જે જ્ઞાનાવસ્થામાં વિદ્વાન પુરુષને સર્વભૂતો પોતાના આત્મારૂપ જ થાય છે, તે જ્ઞાનાવ[illegible] એક અદ્વિતીય ભાવને જોનારા તે તત્ત્વવેત્તા પુરુષને શો મે[illegible] એ શ્રુતિ પ્રમાણભૂત છે.

'प्रकृत्यैव च कर्माणि' એ પૂર્વશ્લોકમાં ભગવાને [પ્રકૃતિ] ક્ષેત્રજ્ઞના [આત્માના] ભેદનો નિષેધ કર્યો " .

આ શ્લોકમા "अनात्मनश्चोऽपीति विशेष । [મધુ] ક્ષેત્રરૂપ અનાત્મ પદાર્થોના ભેદનો પણ નિષેધ કર્યો છે, એ વિશેષ છે" [૩૦]

અવતરણિકા —હવે આત્મા અકર્તા છે, તે કહે છે

अनादित्वान्निर्गुणत्वात् परमात्माऽयमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥

અન્વયાર્થ —कौंतेय! હે કૌંતેય! अनादित्वात् અનાદિ निर्गुणत्वात् નિર્ગુણ હોવાથી अयं આ परमात्मा પરમાત્મા આત્મા अव्यय અવિકારી છે તથા शरीरस्थ अपि શરીરમા રહ્યો છતો પણ न करोति કાંઈ કરતો નથી તથા न लिप्यते ક્યાથી લેપાતો નથી [૩૧]

શબ્દાર્થ —હે કૌંતેય! અનાદિ તથા નિર્ગુણ હોવાથી આ આત્મા અવિકારી છે તે શરીરમા રહેતો છતો પણ કાંઈ કરતો નથી તથા ક્યાથી લેપાતો નથી [૩૧]

વિવેચન —હે અર્જુન! આ આત્મા અનાદિ તથા નિર્ગુણ હોવાથી જન્મ-મરણાદિ વિકારોથી રહિત છે અને शरीरस्थ अपि न करोति न लिप्यते = જેમ આધ્યાસિક સબધથી જળમા રહેલો સૂર્ય, જળના ચલાયમાન થવાથી ચલાયમાન થતો નથી, તેમ આધ્યાસિક સબધવડે [કલ્પિત સબધવડે] શરીરમા રહેલો આ આત્મા શરીરની પ્રવૃત્તિ થતા છતા કંઈ કર્મ કરતો નથી, તેથી તે કર્મના ફળવડે લેપાતો નથી, કે સુખ-દુઃખરૂપી બધનને પામતો નથી [મધુ] દેહ, ઇન્દ્રિય, તેના વિકાર, તેની અવસ્થા તથા તેના વ્યાપાર વગેરે વિષે અવિકારી સાક્ષીરૂપે સ્થિત આ આત્મા અસગ હોવાથી કાંઈ કરતો નથી તથા દેહાદિના કર્મોથી લેપાતો નથી [શકરાનદ]

શકા —ત્યારે આ શરીરમા કોણ છે જે કર્મ કરે છે, તથા તેના ફળથી લિપ્ત થાય છે? જો એમ માનીએ કે પરમાત્માથી ભિન્ન કોઈ દેહી કર્મ કરે છે, તથા તેના ફળથી લેપાય છે તો 'क्षेत्रज्ञ चापि मां विद्धि'। [૧૩ ૨] 'ક્ષેત્રજ્ઞ પણ તુ મને જાણ' એ પ્રકારે ક્ષેત્રજ્ઞ તથા ઈશ્વરની એકતા કહી છે, તે અયુક્ત કહેવાય વળી જો એમ માનીએ કે ઈશ્વરથી પૃથક્ બીજો કોઈ દેહી નથી તો કોણ કર્મ કરે છે? તથા કોણ કર્મથી લેપાય છે? એ બતાવવુ જોઈએ. અથવા એમ કહી શુ જોઈએ કે परो वा नास्ति इति। સર્વથા પ એવો કોઈ ઈશ્વર નથી [શાકરભાષ્ય]

ઉત્તર —આ શકાનો સદિદા નદ ભગવાન સ્વય કહે છે કે स्वभावस्तु प्रवर्तते। [ગી ૫-૧૪] સ્વભાવ [માયા-પ્રકૃતિ] જ પ્રવર્તે છે કારણકે

**અવતરણિકા**:—" पुनरपि तदेव सम्यग्दर्शनं शब्दान्तरेण प्रपञ्चयति। [ શા. ભા. ] ફરીને પણ તે જ સમ્યગ્દર્શનની [ યથાર્થ જ્ઞાનની ] બીજા શબ્દોવડે વ્યાખ્યા કરે છે :

**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
**तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥**

**અન્વયાર્થ** :—यदा જ્યારે-જે કાળમાં [ શા. ભા. ] મનુષ્ય भूतपृथग्भावम् સર્વભૂતોના પૃથગ્ભાવને एकस्थ એક આત્મામાં રહેલો अनुपश्यति જુએ છે च તથા तत. एव તે આત્માથી જ विस्तारं તે ભૂતોના વિસ્તારને જુએ છે तदा ત્યારે-તે કાળમા તે ब्रह्म બ્રહ્મરૂપ संपद्यते થાય છે [ ૩૦ ].

**શબ્દાર્થ** :—મનુષ્ય જ્યારે સર્વભૂતોના પૃથગ્ભાવને એક આત્મામાં રહેલો જુએ છે; તથા તે આત્માથી જ ભૂતોના વિસ્તારને જુએ છે, ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે [ ૩૦ ].

**વિવેચન** .—હે અર્જુન ! પુરુષ यदा = જે સમયે [શા. ભા.] भूतपृथग्भावं = સ્થાવરજંગમરૂપ સર્વ ભૂતોના પરસ્પર ભિન્નપણારૂપ પૃથગ્ભાવોને एकस्थम् अनुपश्यति = પટમાં કલ્પિત ચિત્રની પેઠે અથવા કાષ્ઠમાં કલ્પિત હાથીની પેઠે એક જ સતરૂપ અધિષ્ઠાન આત્મામાં કલ્પિત રીતે રહેલા જુએ છે; શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી મનન કરી ' आत्मैवेदं सर्वमिति। ' [ છા. ઉ. ૭-૨૫-૨ ] ' આ સર્વ આત્મા છે ' એમ પ્રત્યક્ષપણે જુએ છે [ શા. ભા. વગેરે ] તથા तत एव च विस्तारम् = " तस्मात्तत्सर्वमभवत् તેમાંથી આ સર્વ વ્યક્ત થયું " એ શ્રુતિ પ્રમાણે એક આત્માથી જ આકાશાદિ સર્વભૂતોના વિસ્તારને તથા ભિન્નપણાને સાક્ષાત્ અનુભવપૂર્વક જાણે છે, ' यस्मिन् क्षणे सर्वात्मानं पश्यति [ રાંકરાનંદ ] જે ક્ષણે તે આ સર્વને આત્મસ્વરૂપ જુએ છે," तदा = તે સમયે [ શા. ભા. ] તે બ્રહ્મરૂપ થાય છે.

આ વિષયમાં " यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः। तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः। [ ઈશા. ૭ ]. જે જ્ઞાનાવસ્થામાં વિદ્વાન પુરુષને સર્વભૂતો પોતાના આત્મારૂપ જ થાય છે, તે જ્ઞાનાવસ્થામા આત્માના એક અદ્વિતીય ભાવને જોનારા તે તત્ત્વવેત્તા પુરુષને શો મોહ કે શોક હોય !" એ શ્રુતિ પ્રમાણભૂત છે.

' प्रकृत्यैव च कर्माणि ' એ પૂર્વશ્લોકમાં ભગવાને " आत्मभेदो निराकृतः। [મધુ.] ક્ષેત્રજ્ઞના [આત્માના] ભેદનો નિષેધ કર્યો " તથા ' यदा भूतपृथग्भाव 'म्

આ શ્લોકમાં "अनात्मनेऽोऽस्तीति विशेष । [મધુ] ક્ષેત્રરૂપ અનાત્મ પદાર્થોના ભેદનો પણ નિષેધ કર્યો છે, એ વિશેષ છે" [૩૦]

અવતરણિકા.—હવે આત્મા અકર્તા છે, તે કહે છે :

अनादित्वान्निर्गुणत्वात् परमात्माऽयमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥ ३१ ॥

અન્વયાર્થ —कौंतेय ! હે કૌંતેય ! अनादित्वात् અનાદિ निर्गुणत्वात् નિર્ગુણ હોવાથી अयं આ परमात्मा પરમાત્મા–ઉવાત્મા अव्ययः અવિકારી છે તથા शरीरस्थ अपि શરીરમાં રહ્યો છતો પણ न करोति કાંઈ કરતો નથી તથા न लिप्यते કર્માથી લેપાતો નથી [૩૧]

શબ્દાર્થ —હે કૌંતેય ! અનાદિ તથા નિર્ગુણ હોવાથી આ આત્મા અવિકારી છે. તે શરીરમાં રહેતો છતો પણ કાંઈ કરતો નથી તથા કર્માથી લેપાતો નથી [૩૧].

વિવેચન —હે અર્જુન ! આ આત્મા અનાદિ તથા નિર્ગુણ હોવાથી જન્મ-મરણાદિ વિકારોથી રહિત છે અને शरीरस्थ अपि न करोति न लिप्यते = જેમ આધ્યાસિક સંબંધથી જળમાં રહેલો સૂર્ય, જળના ચલાયમાન થવાથી ચલાયમાન થતો નથી, તેમ આધ્યાસિક સંબંધવડે [કલ્પિત સંબંધવડે] શરીરમાં રહેલો આ આત્મા શરીરની પ્રવૃત્તિ થવા છતાં કંઈ કર્મ કરતો નથી, તેથી તે કર્મના ફળવડે લેપાતો નથી, કે સુખ-દુઃખરૂપી બંધનને પામતો નથી [મધુ] દેહ, ઇન્દ્રિય, તેના વિકાર, તેની અવસ્થા તથા તેના વ્યાપાર વગેરે વિષે અવિકારી સાક્ષીરૂપે સ્થિત આ આત્મા અસંગ હોવાથી કાંઈ કરતો નથી તથા દેહાદિના કર્મોથી લેપાતો નથી [શંકરાનંદ]

શંકા :—ત્યારે આ શરીરમાં કોણ છે જે કર્મ કરે છે, તથા તેના ફળથી લિપ્ત થાય છે? જો એમ માનીએ કે, પરમાત્માથી ભિન્ન કોઈ દેહી કર્મ કરે છે, તથા તેના ફળથી લેપાય છે, તો 'क्षेत्रज्ञं चापि मां विद्धि' । [૧૩ ૨] 'ક્ષેત્રજ્ઞ પણ તું મને જાણ' એ પ્રકારે ક્ષેત્રજ્ઞ તથા ઈશ્વરની એકતા કહી છે, તે અયુક્ત કહેવાય વળી જો એમ માનીએ કે, ઈશ્વરથી પૃથક્ બીજો કોઈ દેહી નથી, તો કોણ કર્મ કરે છે? તથા કોણ કર્મથી લેપાય છે? એ બતાવવું જોઈએ, અથવા એમ કહી દેવું જોઈએ કે परो वा नास्ति इति। સર્વથી પર એવો કોઈ ઈશ્વર નથી [વા. ભા]

ઉત્તર —આ શંકાનો પરિહાર કરતા ભગવાન સ્વયં કહે છે કે, स्वभावस्तु प्रवर्तते । [ગી. ૫-૧૪] સ્વભાવ [માયા-પ્રકૃતિ] જ કર્તા-કારયિતા છે, કારણકે

"अविद्यामात्रस्वभावो हि करोति लिप्यते इति व्यवहारो भवति न तु परमार्थेति, एकस्मिन् परमात्मनि तद् अस्ति। [ શા. ભા. ] અવિદ્યામાત્ર [ અવિદ્યારૂપ ] સ્વભાવ જ કર્મ કરે છે, તથા તેના ફળથી લિપ્ત થાય છે, અને તેથી આ સામાન્ય વ્યવહાર ચાલી રહ્યો છે; પરતુ વાસ્તવિક રીતે અદ્વિતીય પરમાત્મા વિષે તદ્ = કર્તાપણું તથા લિપ્ત થવાપણું નથી" [ ૩૧ ].

અવતરણિકા :—હવે ઉપરોક્ત અર્થ દષ્ટાંતથી સ્પષ્ટ કરે છે :

**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
**सर्वत्रावस्थितो देहे तथाऽऽत्मा नोपलिप्यते ॥ ३२ ॥**

અન્વયાર્થ :—यथा જેમ सर्वगत સર્વવ્યાપક आकाशं આકાશ सौक्ष्म्यात् સૂક્ષ્મપણાને લીધે [ શંકરાનંદ ] તથા અસંગ સ્વભાવવાળુ હોવાને લીધે न उपलिप्यते લેપાતુ નથી तथा તેવી રીતે सर्वत्र સર્વ देहे દેહો વિષે अवस्थितः રહેલો आत्मा આત્મા અતિસૂક્ષ્મ હોવાથી તથા અસંગ સ્વભાવવાળો હોવાથી न उपलिप्यते લેપાતો નથી [ ૩૨ ].

શબ્દાર્થ :—જેમ સૂક્ષ્મ હોવાથી સર્વવ્યાપી આકાશ લેપાતું નથી, તેમ સર્વ દેહને વિષે રહેલો આત્મા લેપાતો નથી [ ૩૨ ].

**વિવેચન** .—*હે અર્જુન ! જેમ સર્વવ્યાપી આકાશ સૌક્ષ્મ્યાત્ =* પોતે વ્યાપ્ત કરેલા પદાર્થોથી અતિશય સૂક્ષ્મ હોવાને લીધે [ શંકરાનંદ ], તથા અસંગ સ્વભાવવાળું હોવાને લીધે [ નીલકંઠ વગેરે ] વર્ષા, વાયુ, ધૂપ, સુગંધ, ધુમાડો, કીચડ વગેરેના ગુણદોષોથી લેપાતું નથી; તેમ આકાશ, અવ્યક્ત, મહદ્ વગેરે સૂક્ષ્મ પદાર્થોથી પણ સૂક્ષ્મતર તથા અસંગ સ્વભાવવાળો આત્મા, દેવ, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે ઊચ-નીચ સર્વ દેહો વિષે રહેલો હોવા છતાં, દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેના ગુણદોષોથી થયેલા આ જન્મનાં કે કરોડો જન્મોનાં શુભાશુભ કર્મોથી લેપાતો નથી.

શ્રુતિ પણ કહે છે કે:-"न नभो घटयोगेन सुरागन्धेन लिप्यते । तथात्मोपाधियोगेन तद्धर्मैर्नैव लिप्यते । [ અધ્યાત્મોપનિષદ્ ૫૨ ] જેમ દારૂના ઘડામાં પ્રતિબિંબિત થયેલું આકાશ દારૂની ગંધથી લેપાતું નથી, તેમ આત્મા દેહાદિ ઉપાધિના યોગને લીધે પણ તેના ધર્મોથી લેપાતો નથી જ" [ અધ્યાત્મ ઉપનિષદ્-૫૨ ] [૩૨].

**यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥**

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! यथा જેમ एकः એક रविः સૂર્ય इमं આ कृत्स्नं સર્વ लोकं લોકને प्रकाशयति પ્રકાશિત કરે છે, तथा તેમ क्षेत्री ક્ષેત્રજ્ઞ कृत्स्नं સર્વ क्षेत्रं ક્ષેત્રને प्रकाशयति પ્રકાશિત કરે છે [ ૩૩ ].

**શબ્દાર્થ** :—હે ભારત ! જેમ એક સૂર્ય આ સર્વ લોકને પ્રકાશિત કરે છે, તેમ ક્ષેત્રજ્ઞ સર્વ ક્ષેત્રને પ્રકાશિત કરે છે [ ૩૩ ].

**વિવેચન** :—હે અર્જુન ! જેમ એક જ સૂર્ય સર્વ વસ્તુઓને પ્રકાશિત કરે છે, પરંતુ વસ્તુઓના ધર્મોથી લેપાતો નથી તથા વસ્તુઓના ભેદથી ભેદ પામતો નથી; તેમ ક્ષેત્રજ્ઞ क्षेत्रं = મહાભૂતોથી ધૃતિપર્યંત સમસ્ત ક્ષેત્રને [ગી. ૧૩–૫–૬] અથવા અવ્યક્તથી સ્થૂલપર્યંત સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ સમસ્ત ક્ષેત્રને [શંકરાનંદ] પ્રકાશિત કરે છે; પરંતુ તે ક્ષેત્રના ધર્મથી લેપાતો નથી, તથા ક્ષેત્રના ભેદથી ભેદ પામતો નથી.

અહીં સૂર્યના દૃષ્ટાંતથી આત્મા સૂર્યની પેઠે સર્વ શરીરોમાં એક જ છે તથા અલિપ્ત છે, એ અર્થનું પણ સૂચન છે [ શા. ભા. વગેરે ].

શ્રુતિ પણ કહે છે કે : " सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः । एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्य. ॥ [કઠ ઉપ. ૨–૧૧] જેમ સૂર્ય મલમૂત્રાદિક અપવિત્ર પદાર્થોના પ્રકાશવાથી લોકોના નેત્રરૂપ થતો હોવા છતા, બાહ્ય અપવિત્ર પદાર્થોના સંબંધથી થતા પ્રત્યક્ષ બાહ્ય દોષોથી લેપાતો નથી; તેમ સર્વ ભૂતોનો અંતરાત્મા મલમૂત્રાદિકથી અપવિત્ર અનંત ક્ષેત્રોને પ્રકાશિત કરે છે, છતાં ક્ષેત્રોમાં ઉત્પન્ન થતાં આધ્યાત્મિક, આધિભૌતિક કે આધિદૈવિક સુખ–દુઃખોથી કે પુણ્યપાપથી લેપાતો નથી, કારણકે તે તેમનાથી બાહ્ય છે-ભિન્ન છે.

### ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ

આથી ક્ષેત્રજ્ઞ સમસ્ત ક્ષેત્ર, તેના વિકારો, તેના ધર્મ, તથા તેની અવસ્થાઓનો જ્ઞાતા, ચેતન, નિત્ય, સર્વક્ષેત્રોમાં એક, બુદ્ધિ વગેરે સર્વ જડપદાર્થોનો પ્રકાશક, પ્રકાશસ્વરૂપ, સ્વયંપ્રકાશ, જન્મ–મરણાદિ વિકારોથી રહિત, એકરૂપ, સર્વવ્યાપી, અસંગ, અવિક્રિય, અકર્તા, અકારયિતા, અભોક્તા, અભોજયિતા, સર્વદ્રષ્ટા, સર્વદૃશ્યધર્મશૂન્ય, સ્વસંનિધિમાત્રથી સર્વની પ્રવૃત્તિના હેતુરૂપ, સર્વગુણદોષોથી અસ્પૃશ્ય, સર્વસાક્ષી, તથા પોતાના સાક્ષાત્કારથી તમ તથા તમના કાર્યનો એટલે કે અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્યનો નિવર્તક છે, એ શ્રુતિસ્મૃતિથી સિદ્ધ અર્થ પ્રતિપાદિત થાય છે; તથા સૂક્ષ્મબુદ્ધિવાળા પુરુષો ક્ષેત્રથી ભિન્ન આ ક્ષેત્રજ્ઞને [પરમાત્માને બ્રહ્મને] પોતાના આત્મારૂપે સાક્ષાત્ અનુભવી શકે છે [શંકરાનંદ] [૩૩].

**અવતરણિકા** :—હવે અધ્યાયના અર્થનો ફળસહિત ઉપસંહાર કરે છે:

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥

અન્વયાર્થ :—ये જેઓ क्षेत्रक्षेत्रज्ञयोः ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના अन्तरं ભેદ-પરસ્પર વિલક્ષણતાને [ શા. ભા. વગેરે ] एवं એ પ્રમાણે ज्ઞानचक्षुषा જ્ઞાનરૂપ ચક્ષુવડે विदुः જાણે છે च તથા भूतप्रकृतिमोक्षं ભૂતોના કારણરૂપ પ્રકૃતિના અત્યંતાભાવને-પ્રકૃતિથી મુક્ત થવાના અમાનિત્વાદિ સાધનોને [ કેશવ, રામ વગેરે ] જાણે છે ते તેઓ परं બ્રહ્મને यान्ति પામે છે [ ૩૪ ].

શબ્દાર્થ :—જેઓ જ્ઞાનરૂપ ચક્ષુથી ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના ભેદને એ પ્રમાણે જાણે છે; તથા ભૂતોના કારણરૂપ પ્રકૃતિના અત્યંતાભાવને જાણે છે, તેઓ બ્રહ્મને પામે છે [ ૩૪ ]

વિવેચન :—હે અર્જુન ! જે પુરુષો एवं=ઉપર કહેલા પ્રકારે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના अन्तरम् =ભેદને-પરસ્પર વિલક્ષણતાને [ શા. ભા વગેરે ] ज्ञानचक्षुषा=અમાનિત્વાદિ સાધનસંપત્તિથી [ શંકરાનંદ ], અથવા શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી ઉત્પન્ન આત્મસાક્ષાત્કારરૂપ જ્ઞાનચક્ષુવડે [ શા. ભા. વગેરે ] જાણે છે; તથા भूतप्रकृतिमोक्षं = અવિદ્યારૂપ ભૂતોની પ્રકૃતિના મોક્ષને [શા ભા], -સર્વભૂતોના કારણરૂપ માયાની આત્યન્તિક નિવૃત્તિને [ મધુ. વગેરે ], અવિદ્યારૂપ ભૂતોનો અભાવ કરી દેવાના ઉપાયને [ શ્રીધર વગેરે ], જાણે છે તેઓ परम्= બ્રહ્મને પ્રાપ્ત થાય છે, અને પુનઃ સંસારમાં જન્મ પામતા નથી. [શા ભા.]

આથી સિદ્ધ થાય છે કે, અમાનિત્વાદિ જ્ઞાનનાં સાધનો વિષે નિષ્ઠાવાળા તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞના વિવેકવિજ્ઞાનવાળા પુરુષો પરમ પુરુષાર્થને પ્રાપ્ત થાય છે [મધુ] [૩૪].

क्षेत्रक्षेत्रज्ञयोर्यो वै विवेकं कृपयाऽऽदिशत् ।
सर्वज्ञस्तं हरिं नित्यं भजामि शरणं गुरुम् ॥ [ કેશવ ]
वियुक्तौ येन तत्त्वेन मिथो प्रकृतिपूरुषौ ।
तं वन्दे परमानन्दं नन्दनन्दनमीश्वरम् ॥ [ શ્રીધર ]

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "क्षेत्रक्षेत्रज्ञयोगो" नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ' નામનો ૧૩ સંપૂર્ણ.

અધ્યાય ૧૩ મો

# અધ્યાય ૧૪ મો

## गुणत्रयविभागयोग

અવતરણિકા.—તેરમા અધ્યાયમા યાવત્સંજાયતે .. [શ્લોક ૨૬] ઇત્યાદિવડે ભગવાને કહ્યું કે, જે કાંઈ સ્થાવરજંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે તે બધું ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સંયોગથી [આધ્યાસિક સંબંધથી] જ ઉત્પન્ન થાય છે, તથા પ્રકૃતિના ગુણો વિષે આસક્તિ જ પુરુષના સંસારીપણાનું કારણ છે [ગી ૧૩-૨૧]

હવે [૧] પ્રકૃતિ કેવા પ્રકારે [કોનો આશ્રય કરીને] સર્વભૂતોને ઉત્પન્ન કરે છે [શ્લોક-૩-૪], [૨] પ્રકૃતિના ગુણો કેટલા છે, તથા તે ગુણો પુરુષને કેવા પ્રકારે બાંધે છે [શ્લોક ૫-૮], [૩] પ્રકૃતિના ગુણોથી મુક્ત થવાનો ઉપાય [શ્લોક ૧૯], [૪] પ્રકૃતિના ગુણોથી મુક્ત થયેલા પુરુષના લક્ષણો [શ્લોક ૨૨-૨૫] વગેરે વિસ્તારથી કહેવા માટે આ અધ્યાયનો આરંભ કરવામા આવે છે [શા ભા. વગેરે].

અથવા "ईश्वरपरतन्त्रयो क्षेत्रक्षेत्रज्ञयोर्जगत्कारणत्व न तु साङ्ख्यानामिव स्वतन्त्रया। [શા ભા] ઈશ્વરને અધીન રહીને જ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ [પ્રકૃતિ] જગતનું કારણ છે, પરંતુ સાંખ્યમત પ્રમાણે તે [પ્રકૃતિ] સ્વતંત્ર કારણ નથી," એ સ્પષ્ટ કરવાના હેતુથી આ અધ્યાયનો આરંભ કરવામા આવે છે [શા. ભા]

તેમા પ્રથમ ભક્ત અર્જુનને શ્રવણમા રુચિ ઉત્પન્ન કરવા માટે બે શ્લોક વડે ભગવાન જ્ઞાનની સ્તુતિ કરે છે

श्रीभगवानुवाच। શ્રી ભગવાન બોલ્યા

**पर भूयः प्रवक्ष्यामि ज्ञानाना ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥**

અન્વયાર્થ.—હું भूयः ફરીથી ज्ञानानाम् જ્ઞાનોમા पर શ્રેષ્ઠ તથા उत्तमम् ઉત્તમ ज्ञान જ્ઞાન प्रवक्ष्यामि કહીશ यत् જેને ज्ञात्वा જાણીને सर्वे સર્વે मुनयः મુનિઓ इतः આ સંસારમાથી—આ દેહબંધનથી परा सिद्धिम् પરમસિદ્ધિને गताः પામ્યા છે [૧]

શબ્દાર્થ —હું તને ફરીથી સર્વ જ્ઞાનોમા શ્રેષ્ઠ તથા ઉત્તમ જ્ઞાન કહીશ, કે જેને જાણીને સર્વ મુનિઓ આ સંસારમાથી પરમસિદ્ધિને પામ્યા છે. [૧].

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥ ३४ ॥

અન્વયાર્થ.—યે જેઓ क्षेत्रक्षेत्रज्ञयोः ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના अन्तरं ભેદને-પરસ્પર વિલક્ષણતાને [ શા. ભા. વગેરે ] एवं એ પ્રમાણે ज्ञानचक्षुषा જ્ઞાનરૂપ ચક્ષુવડે विदुः જાણે છે च તથા भूतप्रकृतिमोक्षं ભૂતોના કારણરૂપ પ્રકૃતિના અત્યંતાભાવને-પ્રકૃતિથી મુક્ત થવાના અમાનિત્વાદિ સાધનોને [ કેશવ, વલ્લભ વગેરે ] જાણે છે તે તેઓ परं બ્રહ્મને यान्ति પામે છે [ ૩૪ ].

શબ્દાર્થ :—જેઓ જ્ઞાનરૂપ ચક્ષુથી ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના ભેદને એ પ્રમાણે જાણે છે; તથા ભૂતોના કારણરૂપ પ્રકૃતિના અત્યંતાભાવને જાણે છે, તેઓ બ્રહ્મને પામે છે [ ૩૪ ]

વિવેચન :—હે અર્જુન ! જે પુરુષો एव=ઉપર કહેલા પ્રકારે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના अन्तरम् = ભેદને-પરસ્પર વિલક્ષણતાને [ શા. ભા. વગેરે ] ज्ञानचक्षुषा= અમાનિત્વાદિ સાધનસંપત્તિથી [ શંકરાનંદ ], અથવા શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશથી ઉત્પન્ન આત્મસાક્ષાત્કારરૂપ જ્ઞાનચક્ષુવડે [ શા. ભા. વગેરે ] જાણે છે; તથા भूतप्रकृतिमोक्षं = અવિદ્યારૂપ ભૂતોની પ્રકૃતિના મોક્ષને [શા. ભા.], સર્વભૂતોના કારણરૂપ માયાની અત્યંતિક નિવૃત્તિને [ મધુ વગેરે ], અવિદ્યારૂપ ભૂતોનો અભાવ કરી દેવાના ઉપાયને [ શ્રીધર વગેરે ], જાણે છે તેઓ परम् = બ્રહ્મને પ્રાપ્ત થાય છે, અને પુનઃ સંસારમાં જન્મ પામતા નથી. [શા. ભા.].

આથી સિદ્ધ થાય છે કે, અમાનિત્વાદિ જ્ઞાનના સાધનો વિષે નિષ્ઠાવાળા તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞના વિવેકવિજ્ઞાનવાળા પુરુષો પરમ પુરુષાર્થને પ્રાપ્ત થાય છે [મધુ ] [૩૪].

क्षेत्रक्षेत्रज्ञयोर्यो वै विवेकं कृपयाऽऽदिशत् ।
सर्वज्ञस्तं हरिं नित्यं व्रजामि शरणं गुरुम् ॥ [ કેશવ ]
विविक्तौ येन तत्त्वेन मिश्रौ प्रकृतिपूरुषौ ।
तं वन्दे परमानन्दं नन्दनन्दनमीश्वरम् ॥ [ શ્રીધર ]

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "क्षेत्रक्षेत्रज्ञयोगो" नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ **શ્રીમદ્ભગવદ્ગીતામાં** શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે **'ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ'** નામનો **૧૩ મો અધ્યાય સંપૂર્ણ.**

**અધ્યાય ૧૩ મો સંપૂર્ણ**

---

# અધ્યાય ૧૪ મો

## गुणत्रयविभागयोग

અવતરણિકા :—તેરમા અધ્યાયમાં यावत्संजायते... [શ્લોક ૨૬] ઇત્યાદિવડે ભગવાને કહ્યું કે, જે કાંઈ સ્થાવરજંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે તે બધું ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સંયોગથી [આધ્યાસિક સંબંધથી] જ ઉત્પન્ન થાય છે; તથા પ્રકૃતિના ગુણો વિષે આસક્તિ જ પુરુષના સંસારીપણાનું કારણ છે [ગી. ૧૩–૨૧].

હવે [૧] પ્રકૃતિ કેવા પ્રકારે [કોનો આશ્રય કરીને] સર્વભૂતોને ઉત્પન્ન કરે છે [શ્લોક-૩–૪], [૨] પ્રકૃતિના ગુણો કેટલા છે, તથા તે ગુણો પુરુષને કેવા પ્રકારે બાંધે છે [શ્લોક ૫–૮], [૩] પ્રકૃતિના ગુણોથી મુક્ત થવાનો ઉપાય [શ્લોક ૧૯], [૪] પ્રકૃતિના ગુણોથી મુક્ત થયેલા પુરુષનાં લક્ષણો [શ્લોક ૨૨–૨૫] વગેરે વિસ્તારથી કહેવા માટે આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે [શા. ભા. વગેરે].

અથવા "ईश्वरपरतन्त्रयोः क्षेत्रक्षेत्रज्ञयोर्जगत्कारणत्वं न तु साङ्ख्यानामिव स्वतन्त्रयोः। [શા. ભા.] ઈશ્વરને અધીન રહીને જ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ [પ્રકૃતિ] જગતનું કારણ છે, પરંતુ સાંખ્યમત પ્રમાણે તે [પ્રકૃતિ] સ્વતંત્ર કારણ નથી," એ સ્પષ્ટ કરવાના હેતુથી આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે [શા. ભા.].

તેમાં પ્રથમ ભક્ત અર્જુનને શ્રવણમાં રુચિ ઉત્પન્ન કરવા માટે બે શ્લોક વડે ભગવાન જ્ઞાનની સ્તુતિ કરે છે :

श्रीभगवानुवाच। શ્રી ભગવાન બોલ્યા :

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥**

અન્વયાર્થ :—હું भूयः ફરીથી ज्ञानानाम् જ્ઞાનોમાં परं શ્રેષ્ઠ તથા उत्तमम् ઉત્તમ ज्ञानं જ્ઞાન प्रवक्ष्यामि કહીશ यत् જેને ज्ञात्वा જાણીને सर्वे સર્વે मुनयः મુનિઓ इतः આ સંસારમાંથી–આ દેહબંધનથી परां सिद्धिम् પરમસિદ્ધિને गताः પામ્યા છે [૧].

શબ્દાર્થ :—હું તને ફરીથી સર્વ જ્ઞાનોમાં શ્રેષ્ઠ તથા ઉત્તમ જ્ઞાન કહીશ, કે જેને જાણીને સર્વ મુનિઓ આ સંસારમાંથી પરમસિદ્ધિને પામ્યા છે. [૧].

**વિવેચન** :— ज्ञायतेऽनेनेति ज्ञानम् । જેનાવડે આત્મતત્ત્વ જાણી શકાય તે 'જ્ઞાન' કહેવાય છે. આ ज्ञानम् = गुणतत्कार्यज्ञानम् । [શંકરાનંદ] પ્રકૃતિ તથા તેના કાર્યનું જ્ઞાન, परवस्तुविषयत्वात् । [શા. ભા.] પર-વસ્તુવિષયક હોવાથી परम् = સાંખ્ય, યોગ, કર્મ આદિવિષયક જ્ઞાનોમાં શ્રેષ્ઠ [શંકરાનંદ] તથા उत्तम-फलत्वात् । [શા. ભા.] ઉત્તમ ફલયુક્ત હોવાથી ઉત્તમ છે.

જોકે પૂર્વે त्रिभिर्गुणमयैर्भावैः । [ગી. ૭-૧૩], इच्छाद्वेषसमुत्थेन । [ગી. ૭-૨૭], राक्षसीमासुरीं चैव । [ગી. ૯-૧૨] ઇત્યાદિવડે મેં તને એ જ્ઞાન વારવાર કહ્યું છે, તોપણ " तद्विशेषप्रतिपत्तये । [શંકરાનંદ] તેની વિશેષ પ્રતિપત્તિ [જ્ઞાન] માટે " હું તે તને ફરીથી વિસ્તારપૂર્વક કહીશ.

यद् ज्ञात्वा = तज्ज्ञानेन यत्कर्तव्यं तत्कृत्वा [શંકરાનંદ] = આ જ્ઞાનથી જે કર્તવ્ય છે, તેનુ પાલન કરીને, मननेन स्थिरीकृत्य । [કેશવ] આ જ્ઞાનને મનનાદિથી હૃદયમા સ્થિર કરીને, अनुष्ठाय । [મધુ] આ જ્ઞાનને આચરીને, વેદાંતવાક્યજન્ય બુદ્ધિવૃત્તિવડે અપરોક્ષ કરીને [નીલકંઠ] શ્રીશુકદેવજી વગેરે મુનિઓ ત્રિગુણાત્મક માયાથી મુક્ત થઈ, परां सिद्धिं गताः = પરમ સિદ્ધિને પામ્યા છે [શા. ભા.], पूर्णत्वं प्राप्ताः । [શંકરાનંદ] પૂર્ણપણાને પ્રાપ્ત થયા છે [૧].

## इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
## सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥ २ ॥

**અન્વયાર્થ** :—इदं આ ज्ञानम् જ્ઞાનને उपाश्रित्य આચરીને मम साधर्म्यम् મારી એકરૂપતાને—મારા સ્વરૂપને [શા. ભા.] आगताः પામેલા सर्गे સૃષ્ટિકાળમાં अपि પણ न उपजायन्ते ઉત્પન્ન થતા નથી च તથા प्रलये પ્રલયમાં न व्यथन्ति વ્યથા પામતા નથી [૨].

**શબ્દાર્થ** :—આ જ્ઞાનને આચરીને મારા સ્વરૂપને પામેલા સર્ગમાં [સૃષ્ટિ-કાળમા] ઉત્પન્ન થતા નથી, તથા પ્રલયમાં વ્યથા પામતા નથી [૨]

**વિવેચન** :—હે અર્જુન ! આ જ્ઞાનને આચરીને मम साधर्म्यम् = મારી એક રૂપતાને [શા. ભા., શ્રીધર વગેરે] પૂર્ણત્વને [શંકરાનંદ], અથવા મારી સમતાને [ન. ભા., કેશવ વગેરે] પ્રાપ્ત થયેલા પુરુષો કાકભુશુંડિ વગેરેની પેઠે सर्गे = સૃષ્ટિના ઉત્પત્તિસમયે પણ ઉત્પન્ન થતા નથી, તથા प्रलये = પ્રલયના વિનાશના સમયે [મધુ. વગેરે] न व्यथन्ति = વ્યથા પામતા નથી. [શા ભા. વગેરે], ચલાયમાન થતા નથી [શા. ભા.], ભય પામતા નથી [મધુ.] [૨].

**અવતરણિકા** :—" अथेदानीं का वा भूतप्रकृतिः ? किमाश्रयेण तस्या भूतजनकत्वं ? तदाह। [નીલકંઠ] હવે ભૂતપ્રકૃતિનું સ્વરૂપ કેવું છે? તથા કોનો આશ્રય કરીને તે ભૂતોને ઉત્પન્ન કરનારી થાય છે, તે કહે છે ":

**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।**
**सम्भवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥**

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! महत् ब्रह्म મૂલપ્રકૃતિ અવ્યક્ત-પ્રધાન मम મારુ योनिः ગર્ભાધાન કરવાનુ સ્થાન છે तस्मिन् તેમા अहं હું गर्भं ગર્ભ दधामि મૂકું છું —ધારણ કરું છું ततः તેથી सर्वभूतानां સર્વ ભૂતોના संभवः ઉત્પત્તિ भवति થાય છે [ ૩ ]

**શબ્દાર્થ** :—હે ભારત ! મૂલપ્રકૃતિ મારું ગર્ભાધાન કરવાનુ સ્થાન છે; તેમાં હું ગર્ભને મૂકું છું તેથી સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે [ ૩ ].

**વિવેચન** :—मम योनिः महद् ब्रह्म = ત્રિગુણમયી પ્રકૃતિ [ માયા ] સર્વ ભૂતોની યોનિ [ કારણ ] છે. મૂલપ્રકૃતિ પોતાનાં આકાશાદિ કાર્યોની અપેક્ષાથી મોટી હોવાથી મહત્ કહેવાય છે; તથા સર્વ કાર્યોની વૃદ્ધિનું કારણ હોવાથી અથવા બ્રહ્મની ઉપાધિ હોવાથી બ્રહ્મ કહેવાય છે [ શંકરાનંદ, મધુ વગેરે ]. આ મૂલપ્રકૃતિ મારું ગર્ભાધાન કરવાનું સ્થાન છે.

तस्मिन् अहम् गर्भं दधामि = આ મારી ત્રિગુણાત્મક પ્રકૃતિમાં ' बहुस्यां प्रजायेय '। [ છા. ઉ ૬-૨-૩ ] ' હું બહુ થાઉં ' એ પ્રકારના સંકલ્પરૂપ ગર્ભને [ મધુ. વગેરે ] અથવા સ્વાભાસરૂપ ગર્ભને [ શંકરાનંદ વગેરે ], પ્રતિબિંબરૂપ ગર્ભને [ નીલકંઠ ] હું મૂકું છું. પ્રકૃતિને [ માયાને ] તે સંકલ્પના વિષયરૂપ કરું છું [ મધુ. ]. અવિદ્યા, કામના અને કર્મ એ રૂપી ઉપાધિને અનુસરનારા ક્ષેત્રજ્ઞને ક્ષેત્ર સાથે જોડું છુ [ શા. ભા. ]. આ બીજમાંથી પ્રથમ હિરણ્યગર્ભ તથા હિરણ્યગર્ભની ઉત્પત્તિમાંથી સર્વ સ્થાવરજંગમ ભૂતોની ઉત્પત્તિ થાય છે [ શા. ભા. ]. ઈશ્વરના આ સંકલ્પરૂપ ગર્ભાધાન વિના ભૂતોની ઉત્પત્તિ થતી નથી [ મધુ. ].

**નોંધ** :—ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનો [ પ્રકૃતિ-પુરુષનો ] સંબંધ સર્વભૂતોની ઉત્પત્તિનું કારણ છે; પરંતુ સાંખ્યશાસ્ત્ર પ્રમાણે પ્રકૃતિ-પુરુષમાં સ્વતંત્રપણે સર્વ ભૂતોનું કારણપણું નથી [ મધુ. વગેરે ] [ ૩ ].

**सर्वयोनिषु कौन्तेय मूर्तयः सम्भवन्ति याः ।**
**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥**

અન્વયાર્થ :—कौंतेय ! હે કૌંતેય ! सर्वयोनिषु દેવ વગેરે સર્વ યોનિઓમાં याः જે मूर्तयः શરીરો-પ્રાણીઓ संभवन्ति ઉત્પન્ન થાય છે तासां તે શરીરોની-તે પ્રાણીઓની महत् ब्रह्म પ્રકૃતિ-માયા योनिः માતા છે તથા अहं હું बीजप्रदः બીજપ્રદાતા-ગર્ભાધાન કરનારો पिता પિતા છું [ ૪ ].

શબ્દાર્થ :—હે કૌંતેય ! સર્વ યોનિઓમાં જે શરીરો ઉત્પન્ન થાય છે, તેમની પ્રકૃતિ માતા છે તથા હું ગર્ભાધાન કરનારો પિતા છું [ ૪ ].

**વિવેચન**.—હે અર્જુન ! દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, મનુષ્ય, પશુ, પક્ષી, મૃગ વગેરે યોનિઓમાં मूर्तयः = જે જે શરીરો ઉત્પન્ન થાય છે [ શા. ભા. વગેરે ], જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ ઇત્યાદિક ભેદવડે નાના પ્રકારના આકારવાળા જે જે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે [ મધુ. વગેરે ], તે સર્વની महत् ब्रह्म = પ્રકૃતિ [ માયા ] માતા છે, તથા હું પરમાત્મા बीजप्रद. = ગર્ભાધાન કરનાર-બીજપ્રદાતા પિતા છું જેમ પુરુષ સ્ત્રીની અંદર પ્રથમ વીર્ય સિંચન કરે છે, અને તેથી સ્ત્રીના રજથી પિંડની તથા પુરુષના વીર્યથી ચૈતન્યના ભાગની ઉત્પત્તિ થાય છે, તેમ ચૈતન્યયુક્ત થયેલા તે પિંડાનો [ શરીરોનો ] હું પિતા છું, તથા પ્રકૃતિ માતા છે [ નીલકંઠ ] [ ૪ ]

અવતરણિકા :—" इदानीं कस्मिन् गुणे कथं सङ्गः ? कथं वा गुणाः ? कथं वा तं बध्नन्तीत्युच्यते । [ મધુ. ] હવે પુરુષને કયા ગુણમાં કેવી રીતે સંગ થાય છે ? ગુણો કેવા પ્રકારના છે ? તથા તે ગુણો કેવી રીતે આ પુરુષને બાંધે છે ? તે ચૌદ શ્લોકોવડે કહે છે ":

**सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः ।**
**निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

અન્વયાર્થ :—महाबाहो ! હે અતિશય સામર્થ્યવાળા તથા ઘૂંટણ સુધી પહોંચે એવા હાથવાળા અર્જુન ! [ શા ભા. ] सत्त्वं સત્ત્વ रज રજ તથા तमः તમ इति એ गुणाः ગુણો प्रकृतिसंभवाः પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે. તેઓ अव्ययं નિર્વિકાર देहिनं દેહીને देहे દેહમાં निबध्नन्ति બાંધે છે [ ૫ ].

શબ્દાર્થ :—હે અર્જુન ! સત્ત્વ, રજ અને તમ એ ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે. તેઓ નિર્વિકાર દેહીને [ જીવાત્માને ] દેહને વિષે બાંધે છે [ ૫ ].

**વિવેચન** —હે અર્જુન ! સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણની સામ્યાવસ્થા પ્રકૃતિ [ માયા ] કહેવાય છે. જ્યારે પરસ્પર અંગ-અંગીભાવવડે વિષમતા પામીને

સત્ત્વાદિક ગુણો ન્યૂનાધિક થાય છે, ત્યારે તેઓ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા કહેવાય છે. માટે વૈશેષિક મતવાળા જેમ ગુણોને પ્રકૃતિથી જુદા માને છે, તેમ આ ગુણોને પ્રકૃતિથી જુદા જાણવા નહિ [ નીલકંઠ ]. સત્ત્વાદિ ગુણો પ્રકૃતિરૂપ હોવાથી સર્વગત [ સર્વ પ્રાણી-પદાર્થ વિષે ] રહેલા છે, અને તેથી સંપૂર્ણ જગત ગુણમય છે [ શંકરાનંદ ].

સત્ત્વાદિ ગુણો વધતા ઓછા પ્રમાણમા સાથે જ રહે છે. સત્ત્વાદિ ગુણો ક્ષેત્રજ્ઞને અવલંબીને રહે છે, પરંતુ અવિદ્યાત્મક હોવાથી ક્ષેત્રજ્ઞને નિર્બન્ધનિ= દેહને વિષે બાંધે છે [ શા. ભા. વગેરે ], બાધતા હોય એમ પ્રતીત થાય છે [ શા ભા ]. સત્ત્વાદિ ગુણો નિર્વિકાર જીવાત્માને પોતાના વિકારોથી યુક્ત હોય એમ દેખાડે છે [ મધુ વગેરે ].

સત્ત્વાદિ ગુણો પોતાના કાર્યરૂપ સુખ, દુ:ખ, મોહ વગેરેથી જીવાત્માને દેહાદિમા અહમ્-મમરૂપી અધ્યાસ કરાવી દેહ વિષે બાધી લે છે. જેમ કંપાયમાન થયેલા જળાશયમાં સૂર્યનું પ્રતિબિંબ પણ કંપાયમાન થયેલું ભાસે છે, તેમ જીવાત્મા બધાયેલો ન હોવા છતા, દેહાધ્યાસને લીધે પ્રકૃતિના ગુણોથી બધાયેલો પ્રતીત થાય છે. " तत्र अहममाध्यास एव बन्ध.। [શંકરાનંદ] દેહ, દેહના ધર્મો તથા દેહના કર્મોમા અહમ્-મમરૂપી અધ્યાસ તે જ બંધ છે;" " अतो मिथ्याभूत एव बन्ध । [ વે. ધ. ગી. ] તેવી આ બંધન મિથ્યાભૂત જ છે."

" तस्माद्देहेन्द्रियादिष्वन्यत्र वाऽहंममाध्यासराहित्यमेव विदुषो जीवन्मुक्ति । [શંકરાનંદ] તેટના માટે દેહ, ઇન્દ્રિયો વગેરે વિષે અથવા અન્ય વિષે અહમ્-મમરૂપી અધ્યાસથી રહિત થવું, એ જ વિદ્વાનને જીવન્મુક્તિ છે " [૫].

**અવતરણિકા** :—હવે સત્ત્વગુણનું સ્વરૂપ તથા તે જીવાત્માને કેવા પ્રકારે બાધે છે, તે કહે છે:

तत्र सत्त्वं निर्मलत्वात् प्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥ ६ ॥

**અન્વયાર્થ** :—अनघ ! હે પાપરહિત ! હે નિર્દોષ અર્જુન ! तत्र તે ત્રણ ગુણોની મધ્યે सत्त्व સત્ત્વગુણ निर्मलत्वात् સ્વચ્છપણાને લીધે प्रकाशक તમોગુણે કરેલા ચૈતન્યના આવરણનો નાશ કરનાર [ મધુ. ] તથા अनामय ઉપદ્રવરહિત છે, તથા તે જીવાત્માને सुखसङ्गेन સુખના સંગથી च તથા ज्ञानसङ्गेन જ્ઞાનના સંગથી, નાના પ્રકારના શાસ્ત્રના વિચારથી ઉત્પન્ન થયેલા જ્ઞાનના સંગથી [ શંકરાનંદ ] बध्नाति બાધે છે [ ૬ ].

**શબ્દાર્થ** —હે અનઘ! તેમાં સત્ત્વગુણ સ્વચ્છપણાને લીધે પ્રકાશક તથા ઉપદ્રવથી રહિત છે તે જીવાત્માને સુખના સંગથી તથા જ્ઞાનના સંગથી બાંધે છે [૬]

**વિવેચન**—હે અર્જુન! સત્ત્વગુણ निर्मलत्वात् = સ્ફટિક મણિ જેવો નિર્મળ હોવાથી [શા ભા] ચૈતન્યના પ્રતિબિંબને ગ્રહણ કરવાની યોગ્યતાને લીધે [મધુ] प्रकाशकम् = પ્રકાશશીલ [શા ભા], તમોગુણે કરેલા ચૈતન્યના આવરણનો નાશ કરનાર [મધુ] તથા अनामयम् = સર્વ ઉપદ્રવોથી રહિત [શા ભા] સુખનો પ્રકાશ કરનાર [મધુ], સત્ત્વ [અંતઃકરણના] આમય એટલે કે વિક્ષેપ તથા જાડ્યના કારણરૂપ જે રજ તથા તમ તેથી રહિત [ધનદાનંદ] અને अरोगताहेतु । [શા ભા] અરોગતાના કારણરૂપ છે

સત્ત્વગુણ सुखसंगेन = શબ્દાદિ વિષય તથા ઇન્દ્રિયસંપર્કજન્ય સુખ વિષેની આસક્તિવડે બાંધે છે विषयसुखलम्पटं करोतीत्यर्थः । [ધનદાનંદ] પુરુષને વિષયસુખલંપટ બનાવી દે છે" તથા ज्ञानसंगेन = તર્ક, મીમાંસા, સાંખ્ય યોગ, આગમ તથા તંત્રશાસ્ત્ર વગેરેના અર્થજ્ઞાનમાં આસક્ત કરે છે [ધનદાનંદ]

" ब्रह्मज्ञानतत्सुखानुभूतिभ्यां च्यावयित्वा बहिर्मुखं करोतीत्यर्थः । [ધનદાનંદ] બ્રહ્મજ્ઞાન તથા તેના સુખના અનુભવથી છોડાવી પુરુષને બહિર્મુખ કરે છે" અથવા સત્ત્વગુણ અવિદ્યાથી તિરોહિત [આવૃત્ત—ઢંકાઈ ગયેલ] જ્ઞાનાનંદ સ્વરૂપવાળા જીવાત્મામાં 'अहं सुखी अहं ज्ञानी' 'હું સુખી છું', હું જ્ઞાની છું' એ પ્રકારના અભિમાનદ્વારા અંતઃકરણની વૃત્તિના ધર્મરૂપ એવા સુખ અને જ્ઞાનનો પોતાના આત્મા વિષે આરોપ કરાવીને બાંધે છે [નીલકંઠ] " તથા 'पुनस्तत्साधने तत्फलानुभवे च प्रवर्तयति । [કૈવલ્ય] પુનઃ પુરુષને સુખપ્રાપ્તિ તથા જ્ઞાનપ્રાપ્તિના સાધનમાં તથા તેના ફળના અનુભવમાં પ્રવૃત્ત કરે છે"

## સત્ત્વગુણની ઉપેક્ષા ન કરવી

"वैराग्यं क्षान्तिरौदार्यमित्याद्याः सत्त्वसंभवाः । [પંચદશી ૨–૧૪] વૈરાગ્ય, ક્ષાંતિ [તિતિક્ષા], ઔદાર્ય વગેરે ગુણો સત્ત્વગુણથી ઉત્પન્ન થાય છે સત્ત્વગુણની વૃદ્ધિથી અનુક્રમે ચિત્તશુદ્ધિ, તૃપ્તિ, સંતોષ, આનંદ, પરમાત્મનિષ્ઠા, સ્વાત્માનુભૂતિ પરમ શાંતિ તથા અક્ષય સુખ પ્રાપ્ત થાય છે [શંકર વિ સૂ ૧૧૯]

"सत्त्वाद्धर्मो भवेद्वृद्धात्पुंसो मद्भक्तिलक्षणः । [ભાગ ૧૧–૧૩–૨] સત્ત્વગુણ વધે છે ત્યારે મારી ભક્તિરૂપ ધર્મની વૃદ્ધિ થાય છે" 'सत्त्वात्संजायते ज्ञानम् । [ગી ૧૪ ૧૭] વૃદ્ધિ પામેલા સત્ત્વગુણમાંથી આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે"

માટે સત્ત્વગુણના કાર્યરૂપ સુખ તથા જ્ઞાનની આસક્તિનો ત્યાગ કરી [પરાભવ કરી], સ્વધર્મપરાયણ રહી, મુમુક્ષુએ સત્ત્વગુણની વૃદ્ધિદ્વારા વૈરાગ્યાદિ ગુણોને પ્રાપ્ત કરી, આત્મજ્ઞાન તથા નિરતિશય સુખને પ્રાપ્ત કરવા નિત્ય-નિરંતર પ્રયાસ કરવો [૬]

**અનંતરણિકા** —હવે રજોગુણનું સ્વરૂપ તથા તે જીવાત્માને કેવા પ્રકારે બાંધે છે, તે કહે છે

**रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।**
**तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥ ७ ॥**

**અન્વયાર્થ** —कौन्तेय ! હે કૌંતેય ! तृष्णासङ्गसमुद्भवं તૃષ્ણા તથા સંગને ઉત્પન્ન કરનારા [શા. ભા., મધુ. વગેરે] रजः રજોગુણને रागात्मकं રાગરૂપ विद्धि જાણ तत् તે રજોગુણ देहिनं જીવાત્માને कर्मसङ्गेन કર્મસંગવડે निबध्नाति બાંધે છે [૭]

**શબ્દાર્થ** —હે કૌંતેય ! તૃષ્ણા તથા સંગને ઉત્પન્ન કરનારા રજોગુણને તું રાગરૂપ જાણ તે રજોગુણ જીવાત્માને કર્મસંગથી બાંધે છે [૭]

**વિવેચન** —હે અર્જુન ! रजो रागात्मकं विद्धि = रज्यते विषयेषु पुरुषोऽननेति रागः काम । [મધુ. વે. બ્ર. ગી. વગેરે] જેનાથી પુરુષ વિષયોમાં [મધુ. વગેરે] ભોગોમાં [સ. નંદ] કે દશ્ય પદાર્થોમાં [ભા. ટી.] રંગાય છે, તે રાગ અર્થાત્ કામ [તૃષ્ણા-સ્પૃહા] કહેવાય છે" જેમ ઉષ્ણતા અગ્નિનો ધર્મ છે પ્રકાશ સૂર્યનો ધર્મ છે તેમ રાગ એ રજોગુણનો ધર્મ છે રાગ ધર્મ છે અને રજોગુણ ધર્મી છે, પરંતુ ધર્મ [રાગ] તથા ધર્મી [રજોગુણ] એ બંનેના તાદાત્મ્યને લીધે રજોગુણને તું રાગસ્વરૂપ જાણ [મધુ. વગેરે]

આ રજોગુણ तृष्णा = અપ્રાપ્ત વસ્તુની અભિલાષા તથા आसङ्ग समुद्भवम् = સ્ત્રી પુત્ર, ધન વગેરે પ્રાપ્ત પદાર્થોમાં આસક્તિ અથવા પ્રાપ્ત વસ્તુનો નાશ ઉપસ્થિત થવા છતાં તેને રક્ષણ કરવાની અભિલાષાને [મધુ.] ઉત્પન્ન કરનારો છે રજોગુણ તૃષ્ણા તથા આસક્તિનું મૂળ છે.

આ રજોગુણ જીવાત્માને कर्मसङ्गेन निबध्नाति = કર્મસંગથી બાંધે છે દૃષ્ટફળવાળા તથા અદૃષ્ટફળવાળા કર્મોમાં આસક્ત કરે છે [શા. ભા. વગેરે], અથવા 'હું કર્મ કરું છું તથા તેના ફળોને ભોગવીશ' એ પ્રકારના અભિનિવેશવડે બાંધે છે [મધુ.] અથવા अकर्तारमेव पुरुषं कर्माण्यहं करोमीत्यभिमानेन प्रवर्त

यतीत्यर्थः। [ આ. ચા. ભા. ] જીવાત્મા અકર્તા હોવા છતાં તેને 'હું કર્મોનો કર્તા છું' એ પ્રકારના અભિમાનથી કર્મમાં પ્રવૃત્ત કરે છે."

"तदेव रजो रागतृष्णासङ्गहेतुः कर्मसङ्गहेतुश्चेत्युक्तं भवति। [ રા. ભા. ] આ પ્રકારે આ રજોગુણ રાગ, તૃષ્ણા તથા સંગના કારણરૂપ છે, તથા કર્માસક્તિના પણ કારણરૂપ છે, એ અભિપ્રાય છે" [૭].

અવતરણિકા :—હવે તમોગુણનું સ્વરૂપ તથા તે જીવાત્માને કેવા પ્રકારે બાંધે છે, તે કહે છે :

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

**અન્વયાર્થ** :—भारत! હે ભારત! तु વળી तमः તમોગુણને अज्ञानजं અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો તથા सर्वदेहिनां સર્વ જીવાત્માઓને मोहनं મોહ ઉત્પન્ન કરનારો विद्धि જાણ. तत् તે જીવાત્માને प्रमादालस्यनिद्राभिः = પ્રમાદ, આળસ તથા નિદ્રાવડે निबध्नाति બાંધે છે [ ૮ ].

**શબ્દાર્થ** :—હે ભારત! વળી તમોગુણને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો તથા સર્વ પ્રાણીઓને મોહ ઉપજાવનારો જાણ. તમોગુણ જીવાત્માને પ્રમાદ, આળસ તથા નિદ્રાવડે બાંધે છે [ ૮ ].

**વિવેચન** :— હે અર્જુન! તમોગુણને अज्ञानजम् = આવરણશક્તિરૂપ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો [ મધુ. ] તથા मोहनम् = સત્-અસત્‌ના વિવેકજ્ઞાનને તિરોહિત કરનારો [ શંકરાનંદ ], અવિવેકરૂપપણાને લીધે ભ્રાંતિ ઉપજાવનારો [ મધુ. ] જાણ.

તે જીવાત્માને प्रमाद = कर्तव्यस्य कार्यस्यानवधानता। [ કેશવ, શ્રીધર, વગેરે ] કર્તવ્ય કર્મ કરવામાં અનવધાનતા, પ્રયત્નપૂર્વક કરવા યોગ્ય કાર્યની વિસ્મૃતિ [ શંકરાનંદ ], વસ્તુનો વિવેક કરવામાં અસમર્થપણું [ મધુ ], ચિત્તનું અવ્યવસ્થિતપણું [ નીલકંઠ ] आलस्य = કર્તવ્યકર્મ વિષે શ્રદ્ધા ન હોવાથી ઉત્સાહનો અભાવ [ શંકરાનંદ ], પ્રવૃત્તિ કરવામાં અસમર્થપણું [ મધુ. ], કર્મ ન કરવાનો સ્વભાવ [ રા. ભા. ], તથા निद्रा = બુદ્ધિની અધિક જડતાને લીધે કર્તવ્યનો ત્યાગ કરી સૂઈ રહેવું [ શંકરાનંદ ] ઇત્યાદિ અનર્થોવડે निबध्नाति = બાંધે છે [ શા. ભા. વગેરે ]. "स्वनिष्ठाविमुखं करोति। [ શંકરાનંદ ] પુરુષને આત્મનિષ્ઠાથી વિમુખ કરે છે."

શ્રુતિ કહે છે કે :—" मृत्युर्वै तमः । તમોગુણ એ જ મૃત્યુ [સંસારનું કારણ] છે." " नरकस्तम उन्नाहः । [ભાગ. ૧૧–૧૯–૪૩] તમોગુણની વૃદ્ધિને જ નરક જાણવું." જો તમોગુણના કાર્યરૂપ પ્રમાદ, આળસ તથા નિદ્રારૂપી અનર્થો ન હોત, તો અહીં બહુ ધનવાન કે બહુશ્રુત કોણ ન થાય? [૮].

**અવતરણિકા** :—" पुनर्गुणानां व्यापारः सङ्क्षेपत उच्यते । [શા. ભા.] પુનઃ સત્ત્વાદિ ગુણોનો વ્યાપાર [ગુણકાર્ય] સંક્ષેપમાં કહે છે ":

**सत्त्वं सुखे सञ्जयति रजः कर्मणि भारत ।**
**ज्ञानमावृत्य तु तमः प्रमादे सञ्जयत्युत ॥ ९ ॥**

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! सत्त्वं સત્ત્વગુણ सुखे સુખમાં संजयति જોડે છે, रजः રજોગુણ कर्मणि કર્મમાં જોડે છે तु તથા तमः તમોગુણ ज्ञानं જ્ઞાનને आवृत्य આવૃત કરી प्रमादे પ્રમાદમાં उत આલસ્યાદિમાં [શંકરાનંદ, શ્રીધર] संजयति જોડે છે [૯].

**શબ્દાર્થ** :—હે ભારત ! સત્ત્વગુણ સુખમા જોડે છે; રજોગુણ કર્મમાં જોડે છે; તથા તમોગુણ જ્ઞાનને આવૃત કરી [ઢાંકી દઈને] પ્રમાદમાં તથા આલસ્યાદિમા જોડે છે [૯].

**વિવેચન** :—सत्त्वं सुखे संजयति = સત્ત્વગુણના કાર્યરૂપ ચિત્તની પ્રસન્નતા, ચિત્તની સ્થિરતા, વૈરાગ્ય, તિતિક્ષા વગેરે જીવાત્માને સુખમાં જોડે છે. દુઃખ, શોક વગેરેના કારણો સન્મુખ હોવા છતાં, દુ.ખ–શોકનાં કારણોનો પરાભવ કરી જીવાત્માને સુખના સંબંધવાળો કરે છે [મધુ, નીલકંઠ]. " स्वर्गः सत्त्वगुणोदयः । [ભાગ. ૧૧–૧૯–૪૨] અંતઃકરણ વિષે સત્ત્વગુણનો ઉદય એ જ સ્વર્ગ છે." સત્ત્વગુણપ્રધાન પુરુષ પ્રતિકૂળના સંયોગમાં કે અનુકૂળના વિયોગમાં સુખનો [શાંતિનો–સ્વસ્થતાનો] અનુભવ કરવા સમર્થ થાય છે.

रजः कर्मणि संजयति = રજોગુણના કાર્યરૂપ કામ, ક્રોધ, લોભ, અસંતોષ, ચિત્તની અચંચળતા જીવાત્માને કર્મોમાં જોડે છે. સુખ–શાંતિના કારણો સન્મુખ હોવા છતાં, સુખ–શાંતિનાં કારણોનો પરાભવ કરીને જીવાત્માને લૌકિક તથા વૈદિક કર્મોમાં જોડે છે; તથા तम प्रमादे संजयति = તમોગુણના કાર્યરૂપ મોહ, અવિવેક, ભ્રાંતિ વગેરે સત્ત્વગુણના કાર્યરૂપ જ્ઞાનને [વિવેકને] ઢાંકી દઈ, જીવાત્માને પ્રમાદમા તથા उत = આળસ, નિદ્રા વગેરેમાં [શંકરાનંદ, શ્રીધર] જોડે છે.

જ્યારે સત્ત્વગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે મનુષ્ય સુખ, ધર્મ, જ્ઞાન વગેરેથી યુક્ત થાય છે; જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે મનુષ્ય દુઃખ, કર્મ વગેરેથી યુક્ત થાય છે; તથા જ્યારે તમોગુણ વૃદ્ધિ પામે છે ત્યારે મનુષ્ય શોક, મોહ વગેરેથી યુક્ત થાય છે [ભાગ. ૧૧-૨૫,-૧૩-૧૫].

" सात्त्विकैः पुण्यनिष्पत्तिः पापोत्पत्तिश्च राजसैः । तामसैर्नोभयं किंतु वृथायु क्षपणं भवेत् ॥ [પંચદશી. ૨-૧૫] સત્ત્વગુણી વૃત્તિથી પુણ્યની ઉત્પત્તિ થાય છે, રજોગુણી વૃત્તિથી પાપની ઉત્પત્તિ થાય છે, તથા તમોગુણી વૃત્તિથી પાપ તથા પુણ્ય બન્નેની ઉત્પત્તિ થતી નથી, પરંતુ વૃથા આયુષ્યનો નાશ થાય છે."

## શ્રી રામાનુજાચાર્યનો અર્થ

સત્ત્વગુણમાં પુરુષના બંધનનું સુખાસક્તિ પ્રધાન કારણ છે; રજોગુણમાં કર્માસક્તિ પ્રધાન કારણ છે. તથા તમોગુણમાં કર્તવ્યવિરુદ્ધ કે નિષિદ્ધ કર્મમાં પ્રવૃત્તિવિષયક આસક્તિ પ્રધાન કારણ છે [રા. ભા.] [૯].

**અવતરણિકા** :—હવે સત્ત્વાદિ ગુણો ક્યારે પોતાના કાર્યનો આરંભ કરે છે તે કહે છે :

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥**

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! रजः રજોગુણને च તથા तमः તમોગુણને अभिभूय પરાભવ કરીને-દબાવી દઈને सत्त्व સત્ત્વગુણ જ્યારે भवति વૃદ્ધિ પામે છે च एव તેમ જ सत्त्व સત્ત્વગુણનો તથા तमः તમોગુણનો પરાભવ કરીને જ્યારે रजः રજોગુણ વૃદ્ધિ પામે છે; તેમ सत्त्वं સત્ત્વગુણનો તથા तथा रजः રજોગુણનો પરાભવ કરીને જ્યારે तमः તમોગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે તે ગુણો પોતપોતાના કાર્યને કરે છે [૧૦].

**શબ્દાર્થ** :—રજોગુણ તથા તમોગુણને દબાવી દઈને, જ્યારે સત્ત્વગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે સત્ત્વગુણ પોતાના કાર્યને કરે છે. સત્ત્વગુણને તથા તમોગુણને દબાવી દઈને જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે રજોગુણ પોતાના કાર્યને કરે છે. તેમ સત્ત્વગુણને તથા રજોગુણને દબાવી દઈને જ્યારે તમોગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે તમોગુણ પોતાના કાર્યને કરે છે [૧૦].

[**વિવેચન** .—હે અર્જુન ! જ્યારે પૂર્વજન્મોનાં કર્મો તથા આહારવિહારાદિને લીધે [ગ. ભા., કેશવ] રજોગુણ તથા તમોગુણનો પરાભવ કરી સત્ત્વગુણ भवति='

વૃદ્ધિ પામે છે [મધુ] ત્યારે વૃદ્ધિ પામેલો સત્ત્વગુણ સુખ, જ્ઞાન વગેરે પોતાના કાર્યનો અસાધારણપણે આરંભ કરે છે જ્યારે સત્ત્વગુણ તથા તમોગુણનો પરાભવ કરી, રજોગુણ भवति = વૃદ્ધિ પામે છે, ત્યારે વૃદ્ધિ પામેલો રજોગુણ તૃષ્ણા વગેરે પોતાના કાર્યનો અસાધારણપણે આરંભ કરે છે, જ્યારે સત્ત્વગુણ તથા રજોગુણનો પરાભવ કરી, તમોગુણ भवति = વૃદ્ધિ પામે છે, ત્યારે વૃદ્ધિ પામેલો તમોગુણ પ્રમાદ, આળસ, નિદ્રા વગેરે પોતાના કાર્યનો અસાધારણપણે આરંભ કરે છે.

"आगमोऽप प्रजा देश काल कर्म च जन्म च। ध्यान मन्त्रोऽथ संस्कारो दशैते गुणहेतव ॥ [ ભાગ ૧૧-૧૩ ૪ ] શાસ્ત્ર જળ પ્રજાજન, દેશ કાળ, કર્મ, જન્મ, ધ્યાન મંત્ર તથા સંસ્કાર એ દશ ગુણોના કારણભૂત છે" એઓ એ દશ સાત્ત્વિક હોય તો સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, રાજસિક હોય તો રજો-ગુણની વૃદ્ધિ થાય છે, અને તામસિક હોય તો તમોગુણની વૃદ્ધિ થાય છે

વેદશાસ્ત્રનું અધ્યયન, તીર્થનું જળ, સત્સંગ, પવિત્ર એકાંત સ્થળ, બ્રાહ્મ-મુહૂર્તમા ધ્યાન સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ, આચાર્ય પાસે દીક્ષા, વિષ્ણુ, શિવ વગેરે દેવોની ઉપાસના, ઓંકાર, ગાયત્રી કે પરમાત્માના નામનો જપ, તથા સાત્ત્વિક આહારવિહાર સત્ત્વગુણની વૃદ્ધિના કારણરૂપ છે

પાખંડી શાસ્ત્ર, મદિરાપાન, દુરાચારીઓનો સંગ, જુગારાદિ સ્થાન, કામ્ય કે અભિચારવગેરે કર્મો, શક્તિદીક્ષા, સ્ત્રી, ધનાદિનું ધ્યાન ક્ષુદ્ર મંત્રજપ, રાજસિક તથા તામસિક આહાર વગેરે સત્ત્વગુણનો પરાભવ કરી, રજોગુણ કે તમોગુણની વૃદ્ધિના કારણરૂપ છે [૧૦]

**અવતરણિકા** —હવે સત્ત્વગુણની વૃદ્ધિના ચિહ્નો કહે છે

**सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते।**
**ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥**

**અન્વયાર્થ** — अस्मिन् આ देहे દેહ વિષે सर्वद्वारेषु શ્રોત્રાદિ સર્વ ઇન્દ્રિયોમા [ શા ભા વગેરે ] यदा જ્યારે ज्ञान જ્ઞાનરૂપ प्रकाश પ્રકાશ उप जायते ઉત્પન્ન થાય છે तदा ત્યારે सत्त्व સત્ત્વગુણ उत જ विवृद्ध વૃદ્ધિ પામેલો છે इति એમ विद्यात् જાણવુ [૧૧]

**શબ્દાર્થ** —જ્યારે આ દેહમા સર્વ ઇન્દ્રિયો વિષે જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે, ત્યારે સત્ત્વગુણ વૃદ્ધિ પામેલો છે, એમ જાણવુ [૧૧]

**વિવેચન** —હે અર્જુન! જ્યારે આત્માની ઉપલબ્ધિના દ્વારભૂત [શા ભા], અથવા જ્ઞાનના સાધનભૂત [મધુ], શ્રોત્રાદિ ઇન્દ્રિયો વિષે જ્ઞાનરૂપ પ્રકાશ

**શબ્દાર્થ** :—હે ભરતર્ષભ ! જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ તથા સ્પૃહા એ ચિહ્નો ઉત્પન્ન થાય છે [ ૧૨ ].

**વિવેચન** :—લોભ = યોગ્ય ધનાદિક પદાર્થો પ્રાપ્ત થવા છતાં, અધિક મેળવવા માટે નિરંતર વૃદ્ધિ પામતી અભિલાષા—વિદ્યમાન પદાર્થ કે ધનના ત્યાગમાં અસહિષ્ણુતા [ શંકરાનંદ ], પોતાના દ્રવ્યનો ત્યાગ ન કરવાનો સ્વભાવ [ શા. ભા ] પ્રવૃત્તિ = સામાન્ય રીતે સાંસારિક ચેષ્ટા [ શા. ભા ], નિરંતર પ્રયત્નવાળા થવું તે [ મધુ ] कर्मणाम् आरंभ = કામ્ય, નિષિદ્ધ તથા લૌકિક ક્રિયાઓ રૂપ ઉદ્યોગ [ મધુ ]

अशम = અશાંતિ — એક કામ કરીને બીજું કરીશ અને પછી ત્રીજું કરીશ ' એ પ્રકારે સંકલ્પના પ્રવાહનું ચાલવું [ મધુ ], કામ, સંકલ્પ વગેરેથી અંતઃકરણ વિષે ઉપશમનનો અભાવ [ શંકરાનંદ ], ઇન્દ્રિયોની ઉપરમતાનો અભાવ [ શા. ભા ]. तृष्णा = વિષયોની અભિલાષા [ શંકરાનંદ ], નિષિદ્ધ રીતે પરદ્રવ્ય લેવાની ઇચ્છા [ મધુ ] વગેરે ચિહ્નો અંતઃકરણ વિષે જ્યારે રજોગુણની વૃદ્ધિ થાય છે, ત્યારે ઉત્પન્ન થાય છે. એ ચિહ્નોથી રજોગુણને વૃદ્ધિ પામેલો જાણવો.

કામ કરતાં બુદ્ધિ ભમતી હોય, મનની ચંચળતા, જ્ઞાનેન્દ્રિયો અશાંત હોય, તથા કર્મેન્દ્રિયો વિચારયુક્ત હોય, ત્યારે રજોગુણ વૃદ્ધિ પામેલો જાણવો [ ભાગ.-૧૧-૨૫-૧૭ ] લોભ નિર્દયતા, સુખદુઃખનું સેવન, ભિન્નતા, કઠોર વાણી, કામ, ક્રોધ, ગર્વ, દ્વેષ તથા અત્યંત વાદવિવાદ એ રજોગુણના લક્ષણો છે [ શા ૫ ૩૩૩-૧-૨ ] રજોગુણી વચનચતુર, વિચારશીલ, ખૂબ કામો કરવાની ઇચ્છાવાળો અને અભિમાની હોય છે [ વનપર્વ ૨૨૨-૬ ]

ખીસામાં કે હાથમાં ઘડિયાળ, સુંદર સોનાનો અછોડો, હાથમાં વીંટીઓ, ઘરનો સામાન ફેશનદાર, ઘરની ભીંતો ઘોયેલી ભીંત પર સુંદર ચિત્રો, કોઈ ઠેકાણે ડાઘ કે કચરો હોય નહિ, તરેહતરેહના સુંદર કપડાં પૂજા કરવા બેસે ત્યારે પણ રેશમી પીતાંબર કે શાલ ઓઢીને બેસે, ગળે સોને મઢેલી રુદ્રાક્ષની કે તુલસીની માળા પહેરે, ભભકાદાર રાચરચીલા, નોકરચાકરનો પોશાક પણ ભભકાદાર, ખારા, ખાટા, તીખા, સ્વાદિષ્ટ ખાનપાન, સ્વભાવમાં તૃષ્ણા, આશા, ઈર્ષ્યા, મદ, મત્સર [ રામકૃષ્ણ કથામૃત-૯૨ ] અને વાંદરના જેવી ચંચળતા વગેરે રજોગુણી પુરુષના લક્ષણો છે [૧૨]

**અવતરણિકા** :—હવે તમોગુણની વૃદ્ધિના ચિહ્નો કહે છે

ઉત્પન્ન થાય છે, ત્યારે જ્ઞાનના પ્રકાશરૂપ આ ચિહ્નથી સત્ત્વગુણ વૃદ્ધિ પામ્યો છે, એમ જાણવું [ શા. ભા., શંકરાનંદ વગેરે ].

અથવા જ્યારે શરીરમાં અંદરના તથા બહારના વિષયોને પ્રાપ્ત કરવાનાં સાધનભૂત ઇન્દ્રિયોરૂપી દ્વારોમાં પોતપોતાના વિષયોનાં આવરણનો નાશ કરનારો સ્પષ્ટ પ્રકાશ ઉત્પન્ન થાય અને તેનાથી શબ્દાદિ વિષયોનું યથાર્થ જ્ઞાન થાય, ત્યારે સત્ત્વગુણ વૃદ્ધિ પામ્યો છે, એમ જાણવું [ નીલકંઠ વગેરે ].

અહીં विवृद्धं सत्त्वमित्युत એ વચનના અંતમાં રહેલો उत શબ્દ 'अपि' શબ્દનો વાચક છે [ મધુ. વગેરે ] તેથી સુખ વગેરે ચિહ્નોથી પણ સત્ત્વગુણને વૃદ્ધિ પામેલો જાણવો [ મધુ., નીલકંઠ વગેરે ].

શરીરાદિમાં હળવાપણું, ચેતનાની અધિકતા, ધનાદિ ભોગસાધનોમાં અલંબુદ્ધિ વગેરે સત્ત્વગુણની વૃદ્ધિના स्वसंवेद्यम् પોતાનાથી [ સત્ત્વપ્રધાન પુરુષથી ] જ જાણી શકાય એવા ચિહ્નો છે.

" यदा चित्तं प्रसीदेत इन्द्रियाणां च निर्वृत्तिः। देहेऽभयं मनोसङ्गं तत्सत्त्वं विद्धि मत्पदम्॥ [ ભાગ. ૧૧-૨૫-૧૬ ] જ્યારે ચિત્ત પ્રસન્ન થાય, ઇન્દ્રિયો વિષયોથી નિવૃત્ત થઈ નિર્ભય થાય, તથા મન આસક્તિરહિત થાય, ત્યારે મારી પ્રાપ્તિના સાધનરૂપ સત્ત્વગુણ વૃદ્ધિ પામ્યો છે, એમ જાણવું."

શરીરની દરકાર માત્ર જીવન ટકાવવા પૂરતી જ, રસોઈમાં કોઈ પણ જાતની તજવીજ કે સ્વાદની દરકાર જ નહિ, ખાવાનું મળ્યું તોય ઠીક અને ન મળ્યું તોય ઠીક, કપડાંમાં જરા પણ ભભકો કે આડંબર નહિ, જેવાં મળે તેવાં પહેરે, ઘરમાં સામાન કે રાચરચીલાનો શોખ નહિ, ઘરનો સામાન ઠીકઠાક કરવાની પરવા કે કાળજી વિનાનો, સ્વભાવ અત્યંત શાંત, મધુર, દયાળુ, માયારહિત, નિઃસ્પૃહી તથા કોઈનું જરા પણ અહિત કરવામાં નારાજ હોય, એવા મનુષ્યને સત્ત્વગુણી જાણવો [ રામકૃષ્ણ કથામૃત પા. ૭૨. ] [ ૧૧ ].

અવતરણિકા :—હવે રજોગુણની વૃદ્ધિનાં ચિહ્નો કહે છે :

**लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा।**
**रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥**

અન્વયાર્થ :—भरतर्षभ ! હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! रजसि विवृद्धे રજોગુણ વૃદ્ધિ પામે છે ત્યારે लोभः લોભ प्रवृत्तिः પ્રવૃત્તિ कर्मणाम् आरंभः કર્મોનો આરંભ अशमः અશાંતિ તથા स्पृहा સ્પૃહા एतानि એ ચિહ્નો जायन्ते ઉત્પન્ન થાય છે [ ૧૨ ].

**શબ્દાર્થ** —હે ભરતર્ષભ ! જ્યારે રજોગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ તથા સ્પૃહા એ ચિહ્નો ઉત્પન્ન થાય છે [ ૧૨ ].

**વિવેચન** —લોભ.=યોગ્ય ધનાદિક પદાર્થો પ્રાપ્ત થવા છતાં, અધિક મેળવવા માટે નિરંતર વૃદ્ધિ પામતી અભિલાષા—વિદ્યમાન પદાર્થ કે ધનના ત્યાગમાં અસહિષ્ણુતા [ શંકરાનંદ ], પોતાના દ્રવ્યનો ત્યાગ ન કરવાનો સ્વભાવ [ રા ભા ] પ્રવૃત્તિ = સામાન્ય રીતે સાંસારિક ચેષ્ટા [ શાં ભા ], નિરંતર પ્રયત્નવાળા થવું તે [ મધુ ] कर्मणाम् आरम्भ = કામ્ય, નિષિદ્ધ તથા લૌકિક ક્રિયાઓ રૂપ ઉદ્યોગ [ મધુ ]

अशम = અશાંતિ — એક કામ કરીને બીજું કરીશ અને પછી ત્રીજું કરીશ ’ એ પ્રકારે સંકલ્પના પ્રવાહનું ચાલવું [ મધુ ] કામ, સંકલ્પ વગેરેથી અંતઃકરણ વિષે ઉપશમનનો અભાવ [ શંકરાનંદ ], ઇન્દ્રિયોની ઉપરમતાનો અભાવ [ રા ભા ] तृष्णा = વિષયોની અભિલાષા [ શંકરાનંદ ], નિષિદ્ધ રીતે પરદ્રવ્ય લેવાની ઇચ્છા [ મધુ ] વગેરે ચિહ્નો અંતઃકરણ વિષે જ્યારે રજોગુણની વૃદ્ધિ થાય છે, ત્યારે ઉત્પન્ન થાય છે. એ ચિહ્નોથી રજોગુણને વૃદ્ધિ પામેલો જાણવો

કામ કરતાં બુદ્ધિ ભમતી હોય, મનની ચંચળતા, જ્ઞાનેન્દ્રિયો અશાંત હોય, તથા કર્મેન્દ્રિયો વિચારયુક્ત હોય, ત્યારે રજોગુણ વૃદ્ધિ પામેલો જાણવો [ ભાગ-૧૧-૨૫-૧૭ ] લોભ નિર્દયતા, સુખદુઃખનું સેવન, ભિન્નતા, કઠોર વાણી, કામ, ક્રોધ ગર્વ, દ્વેષ તથા અત્યંત વાદવિવાદ એ રજોગુણના લક્ષણો છે [ શાં પ ૩૩૩-૧-૨ ] રજોગુણી વચનચતુર, વિચારશીલ, ખૂબ કામો કરવાની ઇચ્છાવાળો અને અભિમાની હોય છે [ વનપર્વ ૨૨૨-૬ ]

ખીસામાં કે હાથમાં ઘડિયાળ, સુંદર સોનાનો અછોડો, હાથમાં વીંટીઓ, ઘરનો સામાન ફેશનદાર, ઘરની ભીંતો ધોયેલી ભીંત પર સુંદર ચિત્રો, કોઈ ઠેકાણે ડાઘ કે કચરો હોય નહિ, તરેહતરેહના સુંદર કપડાં પૂજા કરવા બેસે ત્યારે પણ રેશમી પીતાંબર કે શાલ ઓઢીને બેસે, ગળે સોને ગાઠેલી રુદ્રાક્ષની કે તુલસીની માળા પહેરે, ભભકાદાર રાચરચીલા, નોકરચાકરનો પોશાક પણ ભભકાદાર, ખારાં, ખાટાં, તીખાં, સ્વાદિષ્ટ ખાનપાન, સ્વભાવમાં તૃષ્ણા, આશા, ઈર્ષ્યા, મદ, મત્સર [ રામકૃષ્ણ કથામૃત-૭૨ ] અને વાદરના જેવી ચંચળતા વગેરે રજોગુણી પુરુષના લક્ષણો છે [૧૨]

**અવતરણિકા** —હવે તમોગુણની વૃદ્ધિના ચિહ્નો કહે છે

**શબ્દાર્થ** :—જ્યારે દેહાભિમાની જીવ પોતાને વિષે સત્ત્વગુણ વૃદ્ધિ પામેલો હોય અને મૃત્યુ પામે છે, ત્યારે તે હિરણ્યગર્ભ વગેરેની ઉપાસના કરનારા દેવોના નિર્મળ લોકને પામે છે [૧૪].

**વિવેચન** :—હે અર્જુન ! જ્યારે देहभृत् = દેહાભિમાની જીવ [ મધુ. ] યજ્ઞ, દાન, તપ, વ્રત, જપ, તીર્થયાત્રા વગેરે વિહિત કર્મોના અનુષ્ઠાનથી પોતાને વિષે સત્ત્વગુણ વૃદ્ધિ પામેલો હોય અને प्रलय = મૃત્યુ [મધુ. વગેરે] પામે, ત્યારે તે હિરણ્યગર્ભ વગેરેની ઉપાસના કરનારાઓના રજોગુણ તથા તમોગુણરૂપ મલથી રહિત એવા દેવતાઓના સુખોને ભોગવવાના સ્થાનને પામે છે [મધુ, શંકરાનંદ].

**શંકા** :—શ્રુતિ કહે છે કે—' यत्कर्म कुरुते तदभिसंपद्यते। જેવું કર્મ કરે તેની ગતિ થાય છે." એ શ્રુતિથી પુણ્ય-પાપરૂપ કર્મોને અનુસાર પરલોકની પ્રાપ્તિ થાય છે, તો પછી શ્રુતિવિરુદ્ધ સત્ત્વાદિ ગુણોને અનુસાર ગતિ [પરલોકની પ્રાપ્તિ] થાય છે, એમ કેમ કહ્યું ?

**સમાધાન** :—પ્રાણીઓને વર્ણ, આશ્રમ, જાતિ, કુલ, પાંડિત્ય ઇત્યાદિને અનુસાર નહિ, પરંતુ પોતપોતાનાં કર્મોને અનુસાર શુભાશુભ ગતિ પ્રાપ્ત થાય છે; તથાપિ [તોપણ] પ્રાણીઓને મરણકાળે અનેક જન્મોનાં પુણ્ય-પાપરૂપ કર્મો અનુસાર જ સત્ત્વાદિ ગુણોનો ઉત્કર્ષ [ વૃદ્ધિ ] થાય છે, અને તે તે ગુણના ઉત્કર્ષને અનુસાર બ્રહ્માદિ લોકની પ્રાપ્તિ થાય છે; તેથી શ્રુતિનો તથા સ્મૃતિનો પરસ્પર વિરોધ નથી [ શંકરાનંદ ] [ ૧૪ ].

**અવતરણિકા** :—હવે મરણસમયે વૃદ્ધિ પામેલા રજોગુણ તથા તમોગુણનું ફલ કહે છે :

> रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
> तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

**અન્વયાર્થ** :—रजसि રજોગુણની વૃદ્ધિમાં प्रलय મૃત્યુને गत्वा પામીને कर्मसंगिषु મનુષ્યલોકમાં जायते જન્મ પામે છે तथा તથા तमसि તમોગુણની વૃદ્ધિમાં प्रलीनः મૃત્યુ પામેલો मूढयोनिषु મૂઢયોનિઓમાં जायते જન્મે છે [૧૫].

**શબ્દાર્થ** :—દેહાભિમાની જીવ રજોગુણની વૃદ્ધિ હોય અને મૃત્યુ પામે ત્યારે મનુષ્યલોકમાં જન્મે છે; અને તમોગુણની વૃદ્ધિ હોય અને મૃત્યુ પામે ત્યારે મૂઢયોનિઓમાં જન્મે છે [ ૧૫ ].

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥

અન્વયાર્થ:—कुरुनंदन ! હે કુરુકુળને આનંદ આપનાર ! तमसि તમોગુણ विवृद्धे વૃદ્ધિ પામતાં अप्रकाशः અત્યંત અવિવેક च एव તેમ જ अप्रवृत्तिः અપ્રવૃત્તિ प्रमादः પ્રમાદ च તથા मोहः મોહ एतानि એ ચિહ્નો जायन्ते ઉત્પન્ન થાય છે [૧૩].

શબ્દાર્થ:—હે કુરુનંદન ! જ્યારે તમોગુણ વૃદ્ધિ પામે છે, ત્યારે અપ્રકાશ, તેમ જ અપ્રવૃત્તિ, પ્રમાદ તથા મોહ એ ચિહ્નો ઉત્પન્ન થાય છે [૧૩].

વિવેચન:—अप्रकाशः = અત્યંત અવિવેક [શા. ભા.], ઉપદેશ વગેરે જ્ઞાનનાં કારણો હોવા છતા સર્વ પ્રકારે જ્ઞાન પામવામાં અયોગ્યપણું [મધુ.], ગુરુ વગેરે બોધ આપનાર હોવા છતાં સત્ત્વગુણના કાર્યભૂત પ્રકાશના ઉદયનો અભાવ [નીલકંઠ], અજ્ઞાન अप्रवृत्ति. = કર્મનો અભાવ, પ્રવૃત્તિનાં કારણો હોવા છતાં રજોગુણના કાર્યભૂત પ્રવૃત્તિનો અભાવ [નીલકંઠ], આળસ. प्रमादः = કર્તવ્યની વિસ્મૃતિ, તુરત જ કરવા યોગ્યપણાથી પ્રાપ્ત થયેલી બાબતમાં અનુસંધાનનો અભાવ [મધુ] તથા मोहः = અવિવેકરૂપ મૂઢતા [શા. ભા.], વિપરીત જ્ઞાન, ભ્રાંતિ વગેરે ચિહ્નો જ્યારે તમોગુણની વૃદ્ધિ થાય છે, ત્યારે ઉત્પન્ન થાય છે.

જ્યારે ચિત્ત વ્યાકુળ હોય, તથા જ્ઞાનેન્દ્રિયોદ્વારા વિષયોને સમજવાને અસમર્થ થઈ લય પામે, સંકલ્પરૂપ મન પણ લય પામે અજ્ઞાન ઉત્પન્ન થાય અને ભેદ થાય ત્યારે તમોગુણ વૃદ્ધિ પામેલો જાણવો [ભાગ. ૧૧-૨૫-૧૮]. તમોગુણી પુરુષ અવિદ્યાની અધિકતાવાળો, મૂર્ખ, કંઘણસી, ભાન વિનાનો, કુમાર્ગી, ક્રોધી, તામસી તથા આળસુ હોય છે [વનપર્વ ૨૧૨-૫] [૧૩].

અવતરણિકા:—હવે મરણસમયે વૃદ્ધિ પામેલા સત્ત્વગુણનું ફળ કહે છે:

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत्।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

અન્વયાર્થ:—तु વળી देहभृत् દેહાભિમાની જીવ यदा જ્યારે सत्त्वे प्रवृद्धे પોતાના વિષે સત્ત્વગુણ વૃદ્ધિ પામેલો હોય છે અને प्रलयं મૃત્યુ याति પામે છે तदा ત્યારે તે उत्तमविदां ઉત્તમ ઉપાસકોના [મધુ વગેરે] મહત્ત્વાદિ જાણવાવાળાઓના [શા. ભા. વગેરે] अमलान् નિર્મળ लोकान् લોકોને प्रतिपद्यते પામે છે [૧૪].

**શબ્દાર્થ** :—જ્યારે દેહાભિમાની જીવ પોતાને વિષે સત્ત્વગુણ વૃદ્ધિ પામેલો હોય અને મૃત્યુ પામે છે, ત્યારે તે હિરણ્યગર્ભ વગેરેની ઉપાસના કરનારા દેવોના નિર્મળ લોકને પામે છે [૧૪].

**વિવેચન** :—હે અર્જુન ! જ્યારે देहभृत् = દેહાભિમાની જીવ [ મધુ. ] યજ્ઞ, દાન, તપ, વ્રત, જપ, તીર્થયાત્રા વગેરે વિહિત કર્મોના અનુષ્ઠાનથી પોતાને વિષે સત્ત્વગુણ વૃદ્ધિ પામેલો હોય અને प्रलयं = મૃત્યુ [મધુ. વગેરે] પામે, ત્યારે તે હિરણ્યગર્ભ વગેરેની ઉપાસના કરનારાઓના રજોગુણ તથા તમોગુણરૂપ મલથી રહિત એવા દેવતાઓના સુખોને ભોગવવાના સ્થાનને પામે છે [મધુ, શંકરાનંદ].

**શંકા** :—શ્રુતિ કહે છે કે—'यत्कर्म कुरुते तदभिसंपद्यते। જેવું કર્મ કરે તેવી ગતિ થાય છે." એ શ્રુતિથી પુણ્ય-પાપરૂપ કર્મોને અનુસાર પરલોકની પ્રાપ્તિ થાય છે, તો પછી શ્રુતિવિરુદ્ધ સત્ત્વાદિ ગુણોને અનુસાર ગતિ [પરલોકની પ્રાપ્તિ] થાય છે, એમ કેમ કહ્યું ?

**સમાધાન** :—પ્રાણીઓને વર્ણ, આશ્રમ, જાતિ, કુલ, પાંડિત્ય ઇત્યાદિને અનુસાર નહિ, પરંતુ પોતપોતાનાં કર્મોને અનુસાર શુભાશુભ ગતિ પ્રાપ્ત થાય છે; તથાપિ [તોપણ] પ્રાણીઓને મરણકાળે અનેક જન્મોના પુણ્ય-પાપરૂપ કર્મો અનુસાર જ સત્ત્વાદિ ગુણોનો ઉત્કર્ષ [વૃદ્ધિ] થાય છે, અને તે તે ગુણના ઉત્કર્ષને અનુસાર બ્રહ્માદિ લોકની પ્રાપ્તિ થાય છે; તેથી શ્રુતિનો તથા સ્મૃતિનો પરસ્પર વિરોધ નથી [ શંકરાનંદ ] [ ૧૪ ].

**અવતરણિકા** :—હવે મરણસમયે વૃદ્ધિ પામેલા રજોગુણ તથા તમોગુણનું ફલ કહે છે :

**रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।**
**तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥**

**અન્વયાર્થ** :—रजसि રજોગુણની વૃદ્ધિમાં प्रलयं મૃત્યુને गत्वा પામીને कर्मसंगिषु મનુષ્યલોકમાં जायते જન્મ પામે છે तथा તથા तमसि તમોગુણની વૃદ્ધિમાં प्रलीनः મૃત્યુ પામેલો मूढयोनिषु મૂઢયોનિઓમાં जायते જન્મે છે [૧૫].

**શબ્દાર્થ** :—દેહાભિમાની જીવ રજોગુણની વૃદ્ધિ હોય અને મૃત્યુ પામે ત્યારે મનુષ્યલોકમાં જન્મે છે; અને તમોગુણની વૃદ્ધિ હોય અને મૃત્યુ પામે ત્યારે મૂઢયોનિઓમાં જન્મે છે [ ૧૫ ].

વિવેચન —હે અર્જુન! દેહાભિમાની જીવ આશા, તૃષ્ણા, સ્પૃહા, લોભ, મનની અસ્થિરતા, પ્રવૃત્તિ વગેરેને લીધે રજોગુણની વૃદ્ધિ હોય અને મૃત્યુ પામે, ત્યારે તે કર્મના અધિકારી મનુષ્યલોકમા જન્મ પામે છે, અને પ્રમાદ–આળસ વગેરેને લીધે જ્યારે તમોગુણની વૃદ્ધિ હોય અને મૃત્યુ પામે, ત્યારે તે પશુ, પક્ષી, સ્થાવર આદિ મૂઢયોનિઓમાં જન્મ પામે છે

' सकलपुरुषार्थायोग्यो जायत इत्यर्थः । [ શા ભા ] તમોગુણ વૃદ્ધિ પામેલો હોય ત્યારે મરણ પામનાર સર્વ પુરુષાર્થ કરવાને માટે અયોગ્ય થાય છે એ અર્થ છે" [ ૧૫ ]

અવતરણિકા —હવે આ ત્રણ ગુણો પોતાના કર્મદ્વારા જે ફળ ઉપજાવે છે, તે કહે છે

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

અન્વયાર્થ —सुकृतस्य सात्त्विक कर्मणः કર્મનુ सात्त्विक સાત્ત્વિક निर्मलं નિર્મળ फलं ફળ आहुः કહે છે तु વળી रजसः રાજસ કર્મનુ दुःखं દુઃખરૂપ फलं ફળ કહે છે અને तमसः તામસ કર્મનુ अज्ञानं અજ્ઞાનરૂપ फलं ફળ કહે છે [ ૧૬ ]

શબ્દાર્થ —મહર્ષિઓ સાત્ત્વિક કર્મનુ ફળ સાત્ત્વિક તથા નિર્મળ કહે છે, રાજસકર્મનુ દુઃખરૂપ ફળ કહે છે અને તામસ કર્મનુ અજ્ઞાનરૂપ ફળ કહે છે [ ૧૬ ]

વિવેચન — હે અર્જુન! વ્યાસ, કપિલ વગેરે મહર્ષિઓ કહે છે કે, सुकृतस्य कर्मणः = નિષ્પાપ બુદ્ધિથી કરેલા સાત્ત્વિક કર્મોનુ [ શકરાનદવગેરે ] ફળ सात्त्विक = સાત્ત્વિક તથા નિર્મળ [ પ્રકાશમય ] છે [ શ્રીધર કેશવ વગેરે ], रजस तु = કામસકલ્પાદિપૂર્વક અનુષ્ઠાન કરેલા રાજસ કર્મોનુ [ શકરાનદ ], પાપથી મિશ્રિત પુણ્યકર્મનુ [ મધુ વગેરે ] ફળ दुःखम् = અલ્પ સુખ [ કેશવ ], ઘણા દુઃખોવાળુ સુખ છે [ મધુ ], તથા तमस = વિધિ, નિયમ તથા શ્રદ્ધાશૂન્ય તામસકર્મનુ ફળ अज्ञानम् = મૂઢતા છે [ શ્રીધર વગેરે ]

સાત્ત્વિક, રાજસ તથા તામસ કર્મોનુ લક્ષણ ભગવાન હવે પછી અઢારમા અધ્યાયમા કહેશે [ ગી ૧૮–૨૩–૨૫ ] [ ૧૬ ]

અવતરણિકા —હવે સત્ત્વાદિ ગુણોનુ બીજુ ફળ કહે છે

**सत्त्वात्सञ्जायते ज्ञानं रजसो लोभ एव च।**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च॥ १७॥**

**અન્વયાર્થ** —सत्त्वात् સત્ત્વગુણથી ज्ञान જ્ઞાન सञ्जायते ઉત્પન્ન થાય છે च एव તેમ જ रजस રજોગુણથી लोभ લોભ ઉત્પન્ન થાય છે च તથા तमस તમોગુણથી प्रमादमोहौ પ્રમાદ અને મોહ भवत ઉત્પન્ન થાય છે, તથા अज्ञानम् एव અજ્ઞાન પણ ઉત્પન્ન થાય છે [૧૭]

**શબ્દાર્થ** —સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભ ઉત્પન્ન થાય છે તથા તમોગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાન ઉત્પન્ન થાય છે [૧૭].

**વિવેચન** —હે અર્જુન! વૃદ્ધિ પામેલા સત્ત્વગુણમાંથી ज्ञानम् = कार्याकार्य વિવેકજ્ઞાન [શંકરાનંદ], પ્રકાશરૂપ જ્ઞાન [મધુ, શ્રીધર વગેરે] સાક્ષાત્કારરૂપ જ્ઞાન [ના. ભા, વલ્લભ] ઉત્પન્ન થાય છે, વૃદ્ધિ પામેલા રજોગુણમાંથી સર્વ દુઃખોના મૂળરૂપ लोभ = तृष्णा [શંકરાનંદ] ઉત્પન્ન થાય છે, અને વૃદ્ધિ પામેલા તમોગુણમાંથી प्रमादमोहौ પ્રમાદ, મોહ च अज्ञानम् = कर्तव्यतानभिज्ञत्वम्। [શંકરાનંદ] અને 'કર્તવ્યતાને ન જાણવી-બુદ્ધિની જડતા [શંકરાનંદ], અપ્રકાશ [મધુ] ઉત્પન્ન થાય છે

સત્ત્વગુણની વૃદ્ધિથી અનુક્રમે ચિત્તશુદ્ધિ, તૃપ્તિ, સંતોષ, પરમાત્મનિષ્ઠા, સ્વાત્માનુભૂતિ, પરમ શાંતિ તથા અક્ષયસુખ ઉત્પન્ન થાય છે [શંકર વિ સૂ. ૧૧૯].

" सत्त्वाद्धर्मो भवेद्वृद्धात्पुंसो मद्भक्तिलक्षण । [ભાગ ૧૧-૧૩-૨] સત્ત્વગુણ વધે છે, ત્યારે મારી ભક્તિરૂપ ધર્મની પ્રાપ્તિ થાય છે " " ततोधर्मस्ततो ज्ञानम्। તથા ભક્તિરૂપ ધર્મથી શુદ્ધ થયેલા અંતઃકરણમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે "

" यदाऽऽत्मन्यर्पित चित्त शान्त सत्त्वोपबृंहितम्। धर्मं ज्ञान सवैराग्यमैश्वर्यं चाभिपद्यते॥ [ભાગ ૧૧-૧૯-૨૫] જ્યારે શાંત તથા સત્ત્વગુણની વૃદ્ધિવાળું ચિત્ત આત્મા વિષે અર્પણ કરવામાં [જોડવામાં] આવે છે, ત્યારે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્ય પોતાની મેળે મળે છે"

सत्त्व विशुद्ध वसुदेवशब्दितम्। [ભાગ ૪-૩-૨૩] વસુદેવ એ શબ્દ શુદ્ધ અંતઃકરણનો વાચક છે देवकी ब्रह्मविद्या सा या दैवैरुगीयते। [કૃષ્ણોપનિષદ્ ૮] જે બ્રહ્મવિદ્યાનું દેવતાઓએ ગાન કર્યું છે, તે બ્રહ્મવિદ્યા તે જ દેવકી છે"

તાત્પર્ય એ છે કે, શુદ્ધ અંતઃકરણ [વસુદેવજી] અને બ્રહ્મવિદ્યાનો [દેવકીજીનો] સંયોગ થતાં અંતઃકરણ વિષે આત્મતત્ત્વ પૂર્ણપણે પ્રકાશમાન થાય છે [૧૭]

અવતરણિકા :—હવે સત્ત્વાદિ વૃત્તિમાં રહેનારાની ગતિનું નિરૂપણ કરે છે :

**ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ १८ ॥**

**અન્વયાર્થ** :—सत्त्वस्था. સત્ત્વગુણની વૃત્તિમાં રહેલા ऊर्ध्वं સત્યલોક પર્યંતના દેવલોકને गच्छन्ति પામે છે; राजसा. રજોગુણની વૃત્તિમા રહેલા मध्ये મધ્યમા–મનુષ્યલોકમા तिष्ठन्ति રહે છે અને जघन्यगुणवृत्तिस्था. કનિષ્ઠ ગુણની વૃત્તિમાં રહેલા तामसा. તમોગુણી મનુષ્યો अधः गच्छन्ति અધોગતિ પામે છે [૧૮].

**શબ્દાર્થ** :—સાત્વિક આચરણમા રહેલા ઊંચ લોકને પામે છે; રાજસ આચરણમાં રહેલા મનુષ્યલોકમા રહે છે; અને કનિષ્ઠ આચરણમા રહેલા તમોગુણીઓ પશુ વગેરે મૂઢ યોનિઓને પામે છે [૧૮].

**વિવેચન** :—હે અર્જુન! सत्त्वस्थाः = સત્ત્વગુણની વૃત્તિ વિષે રહેલા [શા. ભા.] " शास्त्रीये ज्ञाने कर्मणि च निरताः । [મધુ] શાસ્ત્રીય જ્ઞાનમાં તથા કર્મમાં પ્રવૃત્ત રહેલા [મધુ], સત્–અસત્ વિવેકજ્ઞાન તથા જ્ઞાનના કાર્યભૂત પરમેશ્વરની ઉપાસનાદિમા જ સ્થિત રહેનારા (શંકરાનંદ), સાત્વિક આચરણમાં સ્થિત સત્ત્વગુણી મનુષ્યો ऊर्ध्वं गच्छन्ति = સત્યલોક પર્યંતના દેવલોકમા જાય છે [મધુ], બ્રહ્મા, વિષ્ણુ વગેરેના લોકને પામે છે [શંકરાનંદ], " क्रमेण संसारबंधनान्मोक्षं गच्छन्ति । [રા. ભા., કેશવ., વલ્લભ] સત્ત્વપ્રધાન મનુષ્યો અંતઃકરણની શુદ્ધિ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા ક્રમશ. મોક્ષને પામે છે. "

राजसाः = લોભાદિપૂર્વક રાજસકર્મ કરનારા [મધુ. વગેરે] મનુષ્યલોકમાં રહે છે. આ સ્થિતિ પુનરાવૃત્તિરૂપ હોવાથી દુઃખમય છે [રા. ભા.]. जघन्यगुणवृत्तिस्थाः = નિન્દનીય તમોગુણના કાર્યરૂપ નિદ્રા, આલસ્યાદિરૂપ વૃત્તિમા પ્રીતિવાળા [શા. ભા. વગેરે] तामसाः તમોગુણી મનુષ્યો પશુ, પક્ષી વગેરે મૂઢયોનિઓને પામે છે. ' जायन्ते पुन. पुन. म्रियन्त इत्यर्थ. । [શંકરાનંદ] તામસ આચારવાળા મૂઢયોનિઓમાં પુનઃ પુનઃ જન્મે છે અને મૃત્યુ પામે છે. "

જીવ જે ભાવની અંદર બુદ્ધિને સ્થિર કરી, એક દેહાકારે રહેલ બુદ્ધિસંકલ્પને મૂકી દે છે, તે જ ભાવરૂપ બીજી યોનિ, કે જે પોતાની બુદ્ધિના સંકલ્પનું જ એક પરિણામ છે, તેને ચિદાકાશની અંદર જુએ છે. શુભ સંસ્કારવાળો પુણ્યાત્મા જીવ શુભલોકને જુએ છે, અને લાંબા કાળ સુધી અનુભવે છે. અશુભ સંસ્કારવાળો પાપી જીવ લાંબા કાળ સુધી અશુભલોકને જુએ છે, અને અનુભવે છે. વસ્તુતાએ

જોતાં એ જીવ તથા તેના અનુભવમાં આવતા શુભ-અશુભ લોકો એ મને ચિદાકાશરૂપ છે. શુદ્ધ પુણ્યાત્મા જીવ સિદ્ધ નગરોને જુએ છે, અને અનુભવે છે; અને અશુદ્ધ પાપી જીવ નરકોની અંદર ભયંકર દુઃખોને તથા અશુભ પદાર્થોને જુએ છે, તથા અનુભવે છે [યો. વા. નિ. પ્ર. [ઉ] ૧૬૦-૪૦-૪૩] [૧૮].

અવતરણિકા :—હવે યથાર્થ જ્ઞાનથી મોક્ષ થાય છે, તે કહે છે.

**नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ।**
**गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥**

અન્વયાર્થ :—यदा જ્યારે द्रष्टा દ્રષ્ટા गुणेभ्य. ગુણોથી अन्य ભિન્ન-બીજા कर्तारं કર્તાને न अनुपश्यति જોતો નથી च તથા गुणेभ्य ગુણોથી આત્માને परं પર-ભિન્ન वेत्ति જાણે છે, ત્યારે सः તે मद्भाव મારા ભાવને अधिगच्छति પામે છે [૧૯].

શબ્દાર્થ :—જ્યારે દ્રષ્ટા ગુણોથી ભિન્ન-બીજા કર્તાને જોતો નથી અને ગુણોથી આત્માને પર જાણે છે. ત્યારે તે મારા સ્વરૂપને [પૂર્ણત્વને] પામે છે [૧૯]

વિવેચન :—હે અર્જુન ! नान्यं गुणेभ्य. कर्तारं यदा द्रष्टा अनुपश्यति = જ્યારે ધારણા, ધ્યાન, સમાધિથી જ્ઞાનની પરિપાક દશામાં દ્રષ્ટા પુરુષ કાર્ય-કરણ, ઇન્દ્રિયો, શરીર અને વિષયાદિરૂપે પરિણામ પામેલા સત્ત્વાદિ ગુણોથી ભિન્ન-બીજા કર્તાને જોતો નથી [શા. ભા.], સત્ત્વાદિ ગુણો જ કર્મોના કર્તા છે, એમ જુએ છે [શા. ભા. વગેરે], તથા गुणेभ्यः च परं वेत्ति = ગુણોના વ્યાપારના સાક્ષીરૂપ આત્માને ગુણોથી પર જાણે છે [શા. ભા.], 'ગુણો જ કર્તા છે, પણ હું કર્તા નથી, હું તો ગુણોના વ્યાપારનો સાક્ષીભૂત છું' એમ સાક્ષાત્ જુએ છે [નીલકંઠ વગેરે]; આત્માને અકર્તા તથા અપરિચ્છિન્ન જ્ઞાનસ્વરૂપ જાણે છે [રા. ભા.], અથવા ગુણો તથા તેના કાર્ય સાથે સંબંધ વિનાના, ગુણોને પ્રકાશ કરનારા, નિર્વિકાર, સર્વના સાક્ષી તથા સર્વત્ર સમ ક્ષેત્રજ્ઞને જાણે છે [મધુ] તે मद्भावं = મારા સ્વરૂપને [ મધુ. ] બ્રહ્મભાવને [ નીલકંઠ ], પૂર્ણત્વને [શંકરાનંદ] પામે છે.

જેમ હાથી પર બેઠેલો પુરુષ હાથીનું ગમન જુએ છે, પોતાનું ગમન જોતો નથી, તેમ જે અધિકારી પુરુષ, આંખ જુએ છે, કાન સાંભળે છે, મન મનન કરે છે, બુદ્ધિ નિશ્ચય કરે છે, વાણી બોલે છે, હું કંઈ પણ કરતો નથી, કેવલ તેમનો સાક્ષીરૂપ છું, એમ જુએ છે, તે બ્રહ્મભાવને પામે છે [શંકરાનંદ] [૧૯].

અવતરણિકા :—હવે પુરુષ કેવી રીતે મોક્ષને [ પૂર્ણત્વને ] પામે છે, તે કહે છે :

गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

અન્વયાર્થ :—વળી देही એ વિદ્વાન પુરુષ देहसमुद्भवान् દેહની ઉત્પત્તિના બીજરૂપ [ શા. ભા. વગેરે ] एतान् એ त्रीन् ત્રણ गुणान् ગુણોને अतीत्य ઓળંગી-અતિક્રમણ કરી जन्ममृत्युजरादुःखैः જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા તથા દુઃખોથી विमुक्त વિમુક્ત થઈ अमृत મોક્ષને–મારા ભાવને अश्नुते પામે છે [૨૦].

શબ્દાર્થ :—વળી એ વિદ્વાન પુરુષ દેહની ઉત્પત્તિના બીજરૂપ આ ત્રણ ગુણોને ઓળંગી, જન્મ, મૃત્યુ. જરા તથા દુઃખોથી મુક્ત થઈ, મોક્ષને પામે છે [ ૨૦ ].

વિવેચન :—હે અર્જુન ! વિદ્વાન પુરુષ દેહની ઉત્પત્તિના બીજરૂપ આ માયાત્મક સત્ત્વાદિ ત્રણ ગુણોને अतीत्य = અતિક્રમણ કરી [શા. ભા.], જીવનકાળમાં જ તત્ત્વજ્ઞાનથી બાધ કરી [મધુ.] પ્રકૃતિના કાર્યરૂપ એ સત્ત્વાદિ ત્રણ ગુણોના મિથ્યાપણાનો દૃઢ અનુભવ કરી, જન્મ, મૃત્યુ, જરા તથા આધ્યાત્મિકાદિ માયામય દુ:ખોથી અત્યંત મુક્ત થઈ, अमृतम् = મોક્ષને [મધુ.], મારા ભાવને [ શા. ભા.], બ્રહ્મભાવને [ આ. શા. ભા.], મારા સ્વરૂપને [મધુ.], વિદેહકૈવલ્યને [ શંકરાનંદ], બ્રહ્માનંદને [ શ્રીધર. વગેરે ] अश्नुते = પામે છે " नित्याखण्डानन्दैकरसाद्वितीयब्रह्मात्मना तिष्ठतीत्यर्थः । [ શંકરાનંદ ] તે નિત્ય, અખંડ આનંદૈકરસ, અદ્વિતીય બ્રહ્મસ્વરૂપે સ્થિત થાય છે " [ ૨૦ ].

અવતરણિકા :—હવે ગુણાતીતનાં લક્ષણ, આચાર તથા ગુણાતીતપણાના ઉપાય જાણવાની ઇચ્છાથી ભક્ત અર્જુન ભગવાનને પ્રશ્ન પૂછે છે :

अर्जुन उवाच । અર્જુન બોલ્યા :

कैर्लिङ्गैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

અન્વયાર્થ :—प्रभो ! હે પ્રભો ! एतान् એ त्रीन् ત્રણ गुणान् ગુણોને अतीतः ઓળંગી ગયેલો कैः लिंगैः भवति કયાં ચિહ્નોથી યુક્ત હોય છે ? किमाचारः કેવા આચારવાળો હોય છે ? च તથા एतान् એ त्रीन् ત્રણ गुणान ગુણોને कथं अतिवर्तते કેવી રીતે ઓળંગી જાય છે—અતિક્રમણ કરે છે ? [૨૧].

**શબ્દાર્થ** :—હે પ્રભો ! એ ત્રણ ગુણોને ઓળંગી ગયેલો પુરુષ કયાં ચિહ્નોથી યુક્ત હોય છે ? કેવા આચારવાળો હોય છે ? તથા એ ત્રણ ગુણોને તે કેવી રીતે ઓળંગી જાય છે ? [૨૧]

**વિવેચન** :—હે પ્રભો ! આ સત્ત્વાદિ ત્રણ ગુણોને ઓળંગી ગયેલો બ્રહ્મવેત્તા કયાં લક્ષણો વડે ઓળખાય છે ? તે કેવા આચારવાળો હોય છે ? તે વૈદિક આચરણ કરે છે, લૌકિક આચરણ કરે છે, કે યથેષ્ટ આચરણ કરે છે ? તે કેવા ઉપાયો વડે આ ત્રણે ગુણોને अतिवर्तते = ઓળંગી જાય છે તે મને કહો.

જેમ રાજાદિ સમર્થ પુરુષ પોતાના સેવકોનાં દુઃખોને નિવૃત્ત કરે છે, તેમ સર્વ સમર્થ એવા આપે આપના અત્યંત દીન શરણાગત સેવકના મૃત્યુરૂપ [સંસારરૂપ] દુઃખનું નિવારણ કરવું જોઈએ, એ અહીં 'प्रभो' સંબોધનવડે ભક્ત અર્જુન સૂચન કરે છે [ મધુ. ] [૨૧].

**અવતરણિકા** :—હવે ગુણાતીત કેવાં લક્ષણવાળો છે, એ ભક્ત અર્જુનના પ્રથમ પ્રશ્નનો ભગવાન ઉત્તર આપે છે :

શ્રીભગવાનુવાચ ॥ શ્રી ભગવાન બોલ્યા :

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ! ॥**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥ २२ ॥**

**અન્વયાર્થ** :—पाण्डव ! હે પાંડવ ! संप्रवृत्तानि વ્યુત્થાન અવસ્થામાં પ્રવર્તેલા प्रकाशं સત્ત્વગુણના કાર્યરૂપ પ્રકાશનો च તથા प्रवृत्तिं રજોગુણના કાર્યરૂપ પ્રવૃત્તિનો च તથા मोहं તમોગુણના કાર્યરૂપ મોહનો न द्वेष्टि જે દ્વેષ કરતો નથી च एव તેમ જ निवृत्तानि સમાધિદશામાં નિવૃત્ત થયેલા પ્રકાશ વગેરેને સુખરૂપ સમજી न कांक्षति તેમની ઇચ્છા કરતો નથી, તે પુરુષ " ગુણાતીત " છે [૨૨].

**શબ્દાર્થ** :—જે પુરુષ વ્યુત્થાન અવસ્થામાં પ્રવર્તેલાં પ્રકાશ, પ્રવૃત્તિ તથા મોહનો દ્વેષ કરતો નથી, તેમ જ સમાધિદશામાં નિવૃત્ત થયેલાં પ્રકાશ, પ્રવૃત્તિ તથા મોહને સુખરૂપ સમજી તેની ઇચ્છા કરતો નથી, તે "ગુણાતીત" કહેવાય છે [૨૨].

**વિવેચન** :—જે પુરુષ प्रकाशं = સત્ત્વગુણના કાર્યરૂપ પ્રકાશ, प्रवृत्तिं = રજોગુણના કાર્યરૂપ પ્રવૃત્તિ, તથા मोहम् = તમોગુણના કાર્યરૂપ મોહને संप्रवृत्तानि = सम्यग्विषयभावेन उद्भूतानि । [ શા. ભા. ] સારી રીતે વિષયભાવે ઉત્પન્ન [ઉપલબ્ધ] થયેલાને, પોતાની સામગ્રીને વશ યથાક્રમ પ્રાપ્ત થયેલાને [મધુ. વગેરે] न द्वेष्टि = ' તેઓ દુઃખરૂપ છે' એમ સમજી દ્વેષ કરતો નથી [મધુ , શ્રીધર વગેરે]

' સત્ત્વાદિ ગુણોનાં કાર્યોનો વિષય ચિદાભાસ છે, તથા આત્માને તેની સાથે સંબંધ નથી ' એમ યથાવત્ જાણી, પ્રતિકૂલત્વબુદ્ધિથી જરા પણ વિક્ષેપ પામતો નથી, [ શંકરાનંદ ], તથા નિવૃત્તાનિ = નષ્ટ થયેલાને–પ્રવૃત્તિ કરીને નિવૃત્તિ પામેલા ગુણકાર્યની ન काङ्क्षति = સ્વપ્નની પેઠે મિથ્યાપણાના નિશ્ચયથી ' તેઓ સુખરૂપ છે ' એમ સમજી ઇચ્છા કરતો નથી [ મધુ., શ્રીધર વગેરે ] વ્યુત્થાનદશામાં કે સમાધિ–અવસ્થામા પ્રકાશાદિ ગુણકાર્ય સારી રીતે પ્રવૃત્તિ કરે કે, નિવૃત્તિ કરે તોપણ જે પુરુષ તેનો દ્વેષ કરતો નથી કે તેની ઇચ્છા કરતો નથી [ નીલકંઠ ], તે " ગુણાતીત " કહેવાય છે, એમ ચોથા શ્લોક [ શ્લોક ૨૫ ] સાથે અન્વય [ સંબંધ ] છે [ મધુ. વગેરે ].

વિક્ષેપકારક પ્રકાશાદિ ગુણકાર્ય પ્રાપ્ત થવા છતાં દ્વેષાદિકનો અભાવ, એ ગુણાતીતનું સ્વસંવેદ્ય લક્ષણ છે [ શા ભા , શંકરાનંદ, મધુ. વગેરે ], કારણકે ગુણાતીતના અંતઃકરણ વિષે રહેલા રાગદ્વેષના અભાવને તેના સિવાય બીજો કોઈ પણ જાણી શકતો નથી. આ તુર્યાને પ્રાપ્ત થયેલા નિત્યસમાધિસ્થ શ્રેષ્ઠ બ્રહ્મનિષ્ઠનું લક્ષણ છે [ નીલકંઠ ].

## પરમપદરૂપ સ્થિતિ

જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ વિષે સ્થિત ગુણાતીત [ પરમહંસ ] ભૂખ, તરસ, શોક, સંતાપ, જન્મ, મૃત્યુ, જરા તથા વ્યાધિથી પર, નિંદા, ગર્વ, મત્સર, દંભ, દર્પ, ઇચ્છા, દ્વેષ, સુખ, દુ:ખ, કામ, ક્રોધ, લોભ, મોહ, હર્ષ, અસૂયા તથા અહંકારનો ત્યાગ કરી, દેહાભિમાનશૂન્ય હોઈ, પોતાના શરીરને શબ જેવું માને છે [પરમહંસ ઉપ. ૨].

જેમ મદિરાના મદથી ભાન વિનાના પુરુષને પોતાના શરીર પર દૈવયોગે વસ્ત્ર હોય, અથવા દૈવયોગે વસ્ત્ર ખરી ગયું હોય, તેનું ભાન રહેતું નથી, તેમ આવા તત્ત્વવેત્તા પુરુષને આ વિનાશી દેહ આસન પર બેસે, બેસીને ઊભો થાય, ઊઠીને બહાર જાય, અથવા બહારથી પાછો ઠેકાણા પર આવે, તેનું જરા પણ ભાન રહેતું નથી ; કારણકે તેણે આત્મસ્વરૂપને યથાવત્ જાણ્યું છે [ ભાગ. ૧૧–૧૩–૩૬ ].

આ સ્થિતિ પાષાણ જેવી જડ નથી, તેમ સુષુપ્તિ જેવી પણ નથી; નિર્વિકલ્પ નથી, તેમ શૂન્ય પણ નથી. તે દશ્યના અત્યંત અસંભવરૂપ છે; તથા આદિ અનુભવરૂપ છે. તે બ્રહ્મ જ સર્વરૂપ છે, અને અપવાદદૃષ્ટિથી જોઈએ તો તે કશારૂપ નથી. સારી રીતે પ્રબોધનો ઉદય થાય, ત્યારે તે પરમનિર્વાણની પ્રાપ્તિ થઈ કહેવાય છે; કે જે સ્થિતિમા આ જગત યથાસ્થિત રહ્યા છતા, પ્રલય જેવી

અભાવ સ્થિતિને પ્રાપ્ત થાય છે સર્વ વિક્ષેપથી રહિત થઈ, શાન્તપણે નિરતિશય આનંદરૂપે સ્થિતિ રાખી રહેવું, તે જ પરમપદરૂપ [ પરમપુરુષાર્થરૂપ ] છે [ યો વા નિ પ્ર [ઉ] ૧૭૪–૧૭–૨૧ ]

જેમ કાચમાના અંગો કાચમાંમાં લીન થાય છે, તેમ સઘળાં દૃશ્યો જ્યારે સહજ રીતે પોતાના જ ચૈતન્યમાં લીન થાય છે, ત્યારે તે ચૈતન્ય સત્તાસામાન્ય કહેવાય છે આ સત્તાસામાન્યરૂપ ઉત્તમ દૃષ્ટિ દેહની પ્રતીતિ વિનાના યોગની સાતમી ભૂમિકામાં આરૂઢ થયેલા યોગીને સમાધિકાળમાં તથા વ્યુત્થાનકાળમાં રહે છે, પરંતુ આવી દૃષ્ટિનો અનુભવ યોગની પાંચમી કે છઠ્ઠી ભૂમિકામાં આરૂઢ થયેલા યોગીને સમાધિદશામાં જ થાય છે બ્રહ્મા, વિષ્ણુ શિવ, નારદ, વ્યાસ, વામદેવ વગેરે આ સત્તાસામાન્યરૂપ દૃષ્ટિમાં જ રહ્યા છે પૃથ્વી વિષે પાગ વગેરે રમો અને આનંદમાં સાધુ જેમ રહે છે, તેમ તૃષ્ણા વિનાના પ્રૌઢ બોધવાળા જીવન્મુક્તો આ દૃષ્ટિમાં રહે છે [ યો વા ઉપ પ્ર ૫૫–૧–૧૦ [ ૨૨ ]

**અવતરણિકા** —હવે ગુણાતીત કેવા આચારવાળો હોય છે, એ બીજા પ્રશ્નનો ઉત્તર ત્રણ શ્લોકો વડે આપે છે

**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते।**
**गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥ २३ ॥**

**અન્વયાર્થ** —વળી य જે उदासीनवत् ઉદાસીનની પેઠે आसीन પોતાના સ્વરૂપમાં રહ્યો છે [ મધુ ] गुणैः સત્ત્વાદિ ગુણોથી न विचाल्यते ચલાયમાન થતો નથી પોતાની સ્થિતિ વિષે સર્વદા નિર્વિકાર રહે છે તથા गुणा ગુણો જ वर्तन्त એકબીજામાં પ્રવર્તે છે इति एव એ પ્રકારના જ નિશ્ચયથી य જે अवतिष्ठति પોતાના સ્વરૂપમાં જ રહે છે તથા न इङ्गते અભિમાનપૂર્વક કાઈ પણ વ્યાપાર કરતો નથી, તે “ ગુણાતીત ” કહેવાય છે [ ૨૩ ]

**શબ્દાર્થ** —જે ઉદાસીનની પેઠે પોતાના સ્વરૂપમાં રહ્યો છે, જે ગુણોથી ચલાયમાન થતો નથી, તથા ગુણો જ એકબીજામાં પ્રવર્તે છે, એવા નિશ્ચયથી જે પોતાના સ્વરૂપમાં જ રહે છે, તથા અભિમાનપૂર્વક કાઈ પણ વ્યાપાર કરતો નથી, તે “ ગુણાતીત ” કહેવાય છે [ ૨૩ ].

**વિવેચન** —હે અર્જુન ! જે પુરુષ ઉદાસીનની પેઠે રાગદ્વેષથી રહિત થઈને પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપમાં જ રહ્યો છે તથા સુખદુ ખાદિરૂપે પરિણામ પામેલા સત્ત્વાદિ ગુણોથી न विचाल्यते = વિવેકજ્ઞાનની સ્થિતિમાંથી ચલાયમાન થતો નથી

[ યા ભા ], ઇષ્ટાનિષ્ટની પ્રાપ્તિથી હર્ષવિષાદને પામતો નથી, તથા પોતાની સ્થિતિમા સર્વદા નિર્વિકાર રહે છે, गुणा एव वर्तन्ते इति = અને ગુણો જ, પરસ્પર પ્રવર્તે છે, એ પ્રકારના નિશ્ચયથી अवतिष्ठति = જે પોતાના સ્વરૂપ વિષે જ સ્થિત થાય છે [ યા ભા ] તથા न इङ्गते = કોઈ પણ કાર્યની સિદ્ધિ માટે અભિમાનપૂર્વક વ્યાપાર કરતો નથી [મધુ વગેરે], હુ કર્તા છુ, હુ ભોક્તા છુ, આ મારુ ભોગ્ય છે એ પ્રકારનો કર્તૃત્વ તથા ભોક્તૃત્વાદિનો અધ્યાસ કરતો નથી [શકરાનદ], હર્ષવિષાદથી આકુલ વ્યાકુલ થતો નથી [વે પ્ર ગી ] તે " ગુણાતીત " કહેવાય છે

આ ગેગની છઠ્ઠી પદાર્થભાવની જ્ઞાનભૂમિકામા નિયત બ્રહ્મનિષ્ઠનુ લક્ષણ છે [ નીલકઠ ] [ ૨૩ ]

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥ २४ ॥

**અન્વયાર્થ** —समदुःखसुख જે સુખદુ ખમા સમબુદ્ધિવાળો છે, स्वस्थः જે સર્વ અવસ્થાઓ વિષે સર્વદા પોતાના સ્વરૂપમા જ રહેલો છે, समलोष्टाश्मकाञ्चन જે માટીનુ ઢેફુ, પથ્થર અને સોના વિષે સમદષ્ટિવાળો છે, तुल्यप्रियाप्रिय જે પ્રિય તથા અપ્રિયની પ્રાપ્તિમા હર્ષવિષાદથી શૂન્ય છે, तुल्यनिन्दात्मसंस्तुति પોતાની નિદા તથા સ્તુતિમા સમભાવવાળો છે એવો धीर બુદ્ધિમાન પુરુષ " ગુણાતીત " કહેવાય છે [ ૨૪ ]

**શબ્દાર્થ** —જે સુખદુ ખમા સમબુદ્ધિવાળો છે, જે પોતાના સ્વરૂપમા જ રહેલો છે, જે માટી, પથ્થર તથા સુવર્ણ વિષે સમદષ્ટિવાળો છે, જે પ્રિય તથા અપ્રિયની પ્રાપ્તિમા હર્ષવિષાદ શૂન્ય છે, તથા પોતાની નિદા તથા સ્તુતિમા સમભાવવાળો છે, એવો ધીરપુરુષ " ગુણાતીત " કહેવાય છે [ ૨૪ ]

**વિવેચન** —समदुःखसुख = રાગદ્વેષના શૂન્યપણાને લીધે, અનાત્મધર્મપણાને લીધે, તથા મિથ્યાપણાના નિશ્ચયને લીધે જે પુરુષ સુખદુ ખમા સમબુદ્ધિવાળો છે અથવા જેને દુ ખમા દ્વેષ કે સુખમા રાગ નથી, स्वस्थ = જે દ્વૈતદર્શનના શૂન્યપણાને લીધે સર્વ અવસ્થાઓમા સર્વદા પોતાના સ્વરૂપમા સ્થિત છે [ મધુ, શકરાનદ વગેરે ] समलोष्टाश्मकाञ्चन = જે માટીનુ ઢેફુ, પથ્થર તથા સુવર્ણ વિષે સમદષ્ટિવાળો છે, અથવા જે માટીના ઢેફા તથા પાષાણમા તેમનુ તુચ્છપણુ જાણી ત્યાગબુદ્ધિથી રહિત છે, અને સુવર્ણમા તેનુ શ્રેષ્ઠપણુ જાણી ગ્રહણબુદ્ધિથી રહિત છે, જે સપૂર્ણ વૈરાગ્યવાન છે [ નીલકઠ ]

तुल्यप्रियाप्रिय = જે પ્રિય તથા અપ્રિયની પ્રાપ્તિમા હર્ષવિષાદથી શૂન્ય છે, तुल्यनिंदात्मसंस्तुतिः = જે પોતાની નિંદા તથા સ્તુતિમા સમભાવવાળો છે, એવો धीर = "स्वनिष्ठाव्यभिचरितबुद्धिवृत्ति । [શંકરાનંદ] સ્વનિષ્ઠા વિષે અવ્યભિચરિત બુદ્ધિવાળો [શંકરાનંદ], બુદ્ધિમાન [શા ભા.] પ્રકૃતિ તથા આત્માના વિવેકમા કુશળ પુરુષ [રા ભા ] 'ગુણાતીત" કહેવાય છે

આ યોગની આસક્તિ નામની પાચમી ભૂમિકામા સ્થિત બ્રહ્મનિષ્ઠનુ લક્ષણ છે. આ ભૂમિકાને પ્રાપ્ત થએલા બ્રહ્મનિષ્ઠને હર્ષશોકનો અનુભવ થાય છે, પરંતુ જેમ કોઈ શૂરવીર પુરુષ તીવ્ર પ્રહારની વેદનાથી પીડિત થયો હોય, તોપણ મોહ પામ્યા વિના ધૈર્યથી વેદનાનો અનુભવ કરે છે, તેમ આ પાચમી ભૂમિકામા સ્થિત પુરુષ હર્ષવિષાદનો અનુભવ કરવા છતા, ધૈર્યથી ભ્રષ્ટ થતો નથી [નીલકંઠ]

આ શ્લોકમા દર્શાવેલા પાચમી ભૂમિકામા સ્થિત બ્રહ્મવેત્તાને હર્ષશોકનો અનુભવ થાય છે, તથા તેને તે નિર્વિકારપણે સહન કરે છે, પરંતુ પૂર્વે ત્રેવીસમા શ્લોકમા વર્ણવેલા છઠ્ઠી ભૂમિકામા સ્થિત જીવન્મુક્તને હર્ષશોકાદિનો અનુભવ થવા છતા હર્ષશોકાદિનો ઉદય થતો નથી, તથા બાવીસમા શ્લોકમા વર્ણવેલા નિત્ય સમાધિસ્થ સાતમી ભૂમિકામા સ્થિત જીવન્મુક્તને શબની પેઠે હર્ષશોકાદિનો કોઈ પણ જાતનો અનુભવ જ હોતો નથી આ પ્રમાણે તેમનામા ભેદ રહેલો છે [નીલકંઠ] [૨૪]

**અવતરણિકા** —પૂર્વ ત્રણ શ્લોકવડે ગુણાતીતના સ્વસંવેદ્ય તથા પરસંવેદ્ય લક્ષણો તથા આચારો કહ્યા છે હવે સત્ત્વાપત્તિ નામની યોગની ચોથી ભૂમિકામા સ્થિત ગુણાતીતના [જીવન્મુક્તના] પરસંવેદ્ય લક્ષણ તથા આચાર કહે છે [નીલકંઠ]

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**
**सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥**

**અન્વયાર્થ** —मानापमानयो જે માન તથા અપમાનમા तुल्य સમાન છે–નિર્વિકાર છે [શા ભા ], मित्रारिपक्षयो મિત્રપક્ષ તથા શત્રુપક્ષમા तुल्य સમાન છે–સમદર્શી છે, सर्वारम्भपरित्यागी જેણે સર્વ આરંભોનો ત્યાગ કર્યો છે स તે गुणातीत "ગુણાતીત" उच्यते કહેવાય છે [ ૨૫ ]

**શબ્દાર્થ** —જે માન તથા અપમાનમા સમાન છે, જે મિત્રપક્ષ તથા શત્રુપક્ષમા સમાન છે, તથા જેણે સર્વ આરંભોનો પરિત્યાગ કર્યો છે, તે "ગુણાતીત" કહેવાય છે [ ૨૫ ]

**વિવેચન**:—मानापमानयोः तुल्यः = "देहे आत्मत्वभावनाभावात् । [શંકરાનંદ] દેહ વિષે આત્મભાવના ન હોવાથી" જે માન તથા અપમાનમાં સમાન છે–નિર્વિકાર રહે છે. [શા. ભા. વગેરે]; જે સત્કારથી હર્ષ પામતો નથી કે તિરસ્કારથી શોક પામતો નથી, मित्रारिपक्षयोः तुल्यः = જે મિત્રપક્ષ તથા શત્રુપક્ષમાં સમાન છે–સમદર્શી છે, જે મિત્રનું ભલું કે શત્રુનું ભૂંડું ઇચ્છતો નથી; જે શત્રુ તથા મિત્રમાં ભેદભાવ વિનાનો છે, જેણે સર્વ આરંભોનો [કામ્ય કર્મોનો] ત્યાગ કર્યો છે [શા. ભા. વગેરે], જેણે પ્રારબ્ધના અભાવે શરીરનિર્વાહ સિવાય અન્ય કર્મોનો પરિત્યાગ કર્યો છે [મધુ.] એવો નિર્વિકારી, સમદર્શી તથા નિષ્કામ પુરુષ "ગુણાતીત" કહેવાય છે.

મુમુક્ષુએ ઉપરોક્ત "ગુણાતીત" પુરુષનાં લક્ષણો પ્રયત્નપૂર્વક સંપાદન કરવાં જોઈએ, એ ભાવ છે [મધુ.] [૨૫].

**અવતરણિકા**:—હવે ગુણાતીત થવાનો ઉપાય કહે છે :

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥**

**અન્વયાર્થ**:—च વળી यः જે સંન્યાસી કે કર્મયોગી [શા. ભા.] मां મને પરમાત્માને अव्यभिचारेण અનન્ય–એકનિષ્ઠ भक्तियोगेन ભક્તિયોગવડે सेवते સેવે છે–ચિંતન કરે છે–ધ્યાન કરે છે सः તે एतान् એ गुणान् સત્ત્વાદિ ગુણોને समतीत्य અતિક્રમણ કરીને ब्रह्मभूयाय બ્રહ્મભાવને–મોક્ષને कल्पते પ્રાપ્ત થાય છે [૨૬].

**શબ્દાર્થ**:—જે મને અનન્ય ભક્તિયોગવડે સેવે છે, તે એ ગુણોને ઓળંગી જઈ બ્રહ્મભાવને પામવાને યોગ્ય થાય છે [૨૬].

**વિવેચન**:—यः = यतिः कर्मी वा । [શા. ભા.] જે સંન્યાસી કે કર્મયોગી, તીવ્ર મોક્ષેચ્છાથી સંપૂર્ણ બાહ્ય પ્રપંચનો ત્યાગ કરી, વૈરાગ્યાદિ સાધનસંપત્તિથી યુક્ત થઈ [શંકરાનંદ] મને પરમાત્માને अव्यभिचारेण भक्तियोगेन सेवते = અવ્યભિચારી [અવિચળ] ભક્તિયોગ વડે સેવે છે [શા. ભા.], હું જે ઈશ્વર, નારાયણ, સર્વ પ્રાણીઓનો અંતર્યામી, માયાથી ક્ષેત્રજ્ઞપણાને પ્રાપ્ત થયેલો પરમ આનંદસ્વરૂપ ભગવાન વાસુદેવ તેનું જ પૂર્વ બારમા અધ્યાયમાં કહેલા પરમ પ્રેમરૂપ ભક્તિયોગવડે સદા ચિંતન કરે છે [મધુ], મને પ્રત્યગ્, અભિન્ન, નિર્વિશેષ, નિરાકાર, અખંડૈકરસ પરબ્રહ્મને પરમ પ્રેમલક્ષણ ભક્તિયોગવડે સેવે છે–વિષયોથી

વ્યાવૃત્ત થઈ બ્રહ્માકારવૃત્તિવડે સર્વદા અનુસંધાન કરે છે [શંકરાનંદ], તેલની ધારાની પેઠે અવિચ્છિન્ન સજાતીય વૃત્તિના પ્રવાહવાળા મનની એકાગ્રતા કરનારૂપ એકનિષ્ઠ ભક્તિયોગવડે-સેવે છે-ચિંતન કરે છે-ધ્યાન કરે છે [નીલકંઠ],

स एतान् गुणान् समतीत्य = તે એ સત્ત્વાદિ ગુણોને અતિક્રમણ કરી [શા ભા વગેરે] अद्वैतदर्शनेन बाधित्वा । [મધુ] અદ્વૈતદર્શનથી [અદ્વૈત જ્ઞાનથી] સત્ત્વાદિ ગુણોનો બાધ કરી' ब्रह्मभूयाय = મોક્ષને પ્રાપ્ત કરવા [શા. ભા વગેરે] कल्पते = સમર્થ થાય છે

सर्वदा भगवच्चिन्तनमेव गुणातीतत्वोपाय इत्यर्थः । [ મધુ સદાનંદ] સર્વકાળે ભગવાનનું ચિંતન જ ગુણાતીતપણાનો ઉપાય છે" [૨૬]

**અવતરણિકા** —' वासुदेवानन्यभक्त्यैव ब्रह्मभावप्राप्यतायां हेतुमाह । [કેશવ વગેરે] હવે ભગવાન વાસુદેવની અનન્ય ભક્તિવડે જ પુરુષ બ્રહ્મભાવને [મોક્ષને] પ્રાપ્ત થાય છે તેનું કારણ કહે છે'

ब्रह्मणो हि प्रतिष्ठाऽहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥ २७ ॥

**અન્વયાર્થ** —हि કારણકે अमृतस्य અવિનાશી [શા ભા] च તથા अव्ययस्य નિર્વિકાર ब्रह्मणः સગુણ બ્રહ્મનો [શા ભા વગેરે] અથવા વેદશાસ્ત્રનો [નીલકંઠવગેરે] च તેમ शाश्वतस्य નિત્ય धर्मस्य ધર્મનો च તથા ऐकान्तिकस्य ઐકાંતિક सुखस्य સુખનો प्रतिष्ठा આશ્રય अहं હું છું [શા ભા] [૨૭]

**શબ્દાર્થ** —કારણકે અવિનાશી તથા નિર્વિકાર સગુણ બ્રહ્મનો અથવા વેદશાસ્ત્રનો તેમ નિત્યધર્મનો તથા એકાન્તિક સુખનો આશ્રય હું છું [૨૭]

**વિવેચન** —કારણકે अहं प्रत्यगात्मा । [શા ભા] હું અંતરાત્મા અવિનાશી તથા નિર્વિકાર ब्रह्मणः * = સગુણ બ્રહ્મનો [શા ભા વગેરે] प्रतिष्ठा = આશ્રય છું [શા ભા] મારાથી બ્રહ્મ ભિન્ન નથી [મધુ], અથવા ब्रह्मणः વેદની [નીલકંઠ] प्रतिष्ठा = વેદના તાત્પર્યાર્થની પરિસમાપ્તિનું સ્થાન હું છું [નીલકંઠ]

शाश्वतस्य धर्मस्य = મોક્ષરૂપ નિત્ય ફળવાળા જ્ઞાનનિષ્ઠારૂપ ધર્મની [શા ભા, મધુ] પ્રતિષ્ઠા [શા ભા] સમાપ્તિ [મધુ] હું જ છું જ્ઞાનનિષ્ઠારૂપ ધર્મ મારે વિષે જ પર્યવસાન પામ્યો છે [મધુ] અથવા शाश्वतस्य धर्मस्य=

(* 'ब्रह्मण' શબ્દનો શ્રીરામાનુજાચાર્ય સુમાત્મા અર્થ કરે છે તથા શ્રીમાધવાચાર્ય માયા અર્થ કરે છે

કર્મયોગરૂપી નિષ્કામ ધર્મની [નીલકંઠ] શમદમાદિ મોક્ષસાધનોની પ્રતિષ્ઠા હું છું - નિષ્કામ ધર્મનું પરમ પ્રાપ્ય ફળ હું જ છું [નીલકંઠ]

વળી एकाति कस्य सुखस्य = ઐકાતિક [પારમાર્થિક] સુખની પ્રતિષ્ઠા [શ્રી ભા ], સમાપ્તિ [મધુ], પરાકાષ્ઠા [નીલકંઠ] હું જ છું, હું પરમાનંદરૂપ હોવાથી મારાથી ભિન્ન બીજું કિંચિત્ માત્ર સુખ પ્રાપ્ય [પ્રાપ્ત કરવા યોગ્ય] નથી [મધુ ]

જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ, ઉપાધિવાળા બ્રહ્મનું પરમાર્થિક, સચ્ચિદાનંદાત્મક, ઉપાધિ વગરનું અને તત્ પદનું લક્ષ્ય એવું નિર્વિકલ્પ રૂપ હું છું માટે મારી ભક્તિવડે મારો ભક્ત મોક્ષને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે, તે યુક્ત [યોગ્ય] જ છે [૨૭].

## અધ્યાયનો સાર

सत्त्वादिगुणवृत्तिस्थो जीवो संसृतिमृच्छति ।
हरेरनन्यया भक्त्या मुच्यते गुणसंसृतेः ॥
कृपया भक्तहितकृदेतदर्थं स्वयं प्रभुः ।
गुणलक्षणकार्यादि अध्यायेऽस्मिन्समादिशत् ॥ [ કેશવ ]

સત્ત્વાદિ ગુણોના સંગથી જીવને સંસારીપણું પ્રાપ્ત થાય છે, તથા ભગવાનની અનન્ય ભક્તિવડે તે ગુણસંગથી મુક્ત થાય છે તેથી ભક્તોના હિત માટે ભગવાને કૃપા કરી આ અધ્યાયમાં સત્ત્વાદિ ગુણો, તેમના લક્ષણો તથા તેમના કાર્યો વગેરે નિરૂપણ કર્યાં છે

कृष्णाधीनगुणासङ्गप्रसञ्जितभवाम्बुधिम् ।
सुखं तरति तद्भक्त इत्यभाणि चतुर्दशे ॥ [ શ્રીધર ]

હરિ ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "गुणत्रयविभागयोगो" नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ "**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**"માં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે '**ગુણત્રયવિભાગયોગ**' **નામનો ચૌદમો અધ્યાય** સંપૂર્ણ

**અધ્યાય ચૌદમો સંપૂર્ણ.**

---

# અધ્યાય ૧૫ મો

## पुरुषोत्तमयोग

**અવતરણિકા** :—પૂર્વે ચૌદમા અધ્યાયના અંતમાં ભગવાને કહ્યું કે,- " सुखस्यैकान्तिकस्य प्रतिष्ठा पराकाष्ठाऽहम् ' । [ નીલકંઠ ગી. ૧૫-૧ ] હું જ- એકાંતિક સુખની પ્રતિષ્ઠા [ પરાકાષ્ઠા ] છું."

" तत्र किंलक्षण तत्सुखम् ? केन वा आवृतम् ? केन वा साधनेनास्यावरणभङ्ग: ? केन वाऽधिकारिणा तत्प्राप्यम् ? इत्यादि वर्णयितुं पञ्चदशोऽध्याय आरभ्यते । [ નીલકંઠ ] તેમાં તે એકાંતિક સુખનું શું લક્ષણ છે ? તે સુખ શાના વડે આવૃત્ત [ ઢંકાયેલું ] છે ? [ શ્લોક ૧-૨ ], કયા સાધનવડે તે આવરણનો નાશ થઈ શકે ? [ શ્લોક-૩ ], કયો અધિકારી પુરુષ તે સુખ પ્રાપ્ત કરવાને સમર્થ થાય ? [ શ્લોક. ૪ ] ઇત્યાદિનું વર્ણન કરવા માટે આ પંદરમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે [ નીલકંઠ ]

તેમાં પ્રથમ મુમુક્ષુને સંસારમાં જુગુપ્સા [ તિરસ્કાર બુદ્ધિ ] ઉત્પન્ન થાય તથા વૈરાગ્ય, સંન્યાસાદિ સાધનો સિદ્ધ થાય એ હેતુથી ભગવાન સંસારને વૃક્ષરૂપે વર્ણવે છે [ શંકરાનંદ ]:

श्रीभगवानुवाच । શ્રીભગવાન બોલ્યા .

**ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
**छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥**

**અન્વયાર્થ** —આ સંસારરૂપ પીપળાના વૃક્ષને શ્રુતિસ્મૃતિઓ ऊर्ध्वमूलम् પરબ્રહ્મરૂપ ઉત્કૃષ્ટ મૂલવાળો [મધુ], अधःशाखम् અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, હિરણ્યગર્ભ વગેરે નીચે શાખાઓવાળો, अश्वत्थम् આવતી કાલે રહેશે એવો વિશ્વાસ કરવાને અયોગ્ય–ક્ષણભંગુર, જ્યાં સુધી રહે ત્યાં સુધી અવિચ્છિન્ન પ્રવાહવાળો તથા આત્મજ્ઞાન વિના કોઈ પણ ઉપાયે નાશ નહિ પામનારો હોવાથી अव्यय અવિનાશી प्राहु કહે છે छन्दांसि કર્મકાંડરૂપી વેદો यस्य જે સંસારરૂપ પીપળાનું રક્ષણ કરનારા पर्णानि પાંદડાં છે. य. જે तं તે સંસારવૃક્ષને वेद જાણે છે स તે वेदवित् તે વેદના ખરા અર્થને જાણે છે–તે સર્વજ્ઞ છે [શા ભા. વગેરે] [૧]

**શબ્દાર્થ**.—આ સંસારરૂપ પીપળાના વૃક્ષને શ્રુતિ તથા સ્મૃતિઓ પરબ્રહ્મરૂપ ઉત્કૃષ્ટ મૂલવાળો, નીચે શાખાઓવાળો, અશ્વત્થ તથા અવ્યય કહે છે.-

વેદો આ સંસારવૃક્ષનાં પાંદડાં છે. તેને જે જાણે છે, તે જ વેદના ખરા અર્થને જાણે છે [૧].

**વિવેચન** :—ऊर्ध्वमूलम् = કાળના કરતાં પણ સૂક્ષ્મ, સર્વનું કારણ, નિત્ય, અવ્યય, માયારૂપી ઉપાધિવાળું વેદાન્તનિર્ણીત પરબ્રહ્મ જ આ સંસારવૃક્ષનું મૂળ છે [શા. ભા.]. अधःशाखम् = આ પરબ્રહ્મથી અનુક્રમે ઊતરતાં પગથિયાને સ્થાને રહેલાં અવ્યક્ત, મહત્તત્ત્વ, અહંકાર, પંચતન્માત્રા, સોળ વિકાર, હિરણ્યગર્ભ, વિરાટ્, પ્રજાપતિ, દેવો, ગંધર્વો, અસુરો, મનુષ્યો, તિર્યંચો તથા સ્થાવરરૂપ ભૂતો આ સંસારવૃક્ષની શાખાઓ છે.

આ સંસારવૃક્ષ न श्वः अपि स्थाता इति अश्वत्थ । [શા. ભા.] આવતી કાલે રહેશે એવો વિશ્વાસ કરવાને અયોગ્ય હોવાથી 'અશ્વત્થ' છે. પરંતુ આ માયામય સંસાર અનાદિ કાળથી પ્રવર્તે છે. જ્યાં સુધી રહે ત્યાં સુધી અવિચ્છિન્ન પ્રવાહવાળો [ શ્રીધર વગેરે ], અનંત દેહાદિના સમૂહના આશ્રયરૂપ તથા આત્મજ્ઞાન વિના ન છેદાય એવો હોવાથી, શ્રુતિ સ્મૃતિઓ આ ક્ષણભંગુર અશ્વત્થને 'અવ્યય' કહે છે [ મધુ વગેરે ].

छन्दांसि यस्य पर्णानि = કર્મકાંડરૂપી વેદો આ સંસારવૃક્ષનાં પાંદડાં છે. જેમ પાંદડાં વૃક્ષનું રક્ષણ કરે છે તેમ કર્મકાંડમાં વર્ણવેલા યજ્ઞયાગાદિ આ સંસારવૃક્ષનું રક્ષણ કરે છે. કર્મકાંડ જીવાત્માને સ્વર્ગાદિ સુખભોગની ફલશ્રુતિથી સકામ કર્મોમાં આસક્ત કરી, જન્મ-મરણરૂપી સંસારમાં ફરીફરીને ભ્રમણ કરાવી, સંસારવૃક્ષને સંજીવન રાખી તેનું રક્ષણ કરે છે.

यः तं वेद स वेदवित् = જે આ સંસારવૃક્ષને તત્ત્વથી જાણે છે તે કર્મબ્રહ્મરૂપ વેદના અર્થને જાણનારો છે [ મધુ. ]. જે જાણે છે કે, આ સંસારવૃક્ષ અનિત્ય છે, પરબ્રહ્મ તેનું મૂળ છે, હિરણ્યગર્ભ, જીવ વગેરે તેની શાખાઓ છે, સંસારવૃક્ષ સ્વરૂપથી નાશ પામવાના સ્વભાવવાળું છે, તથા પ્રવાહરૂપે અનંત છે; તૃષ્ણારૂપ જળ [ સકામ કર્મો ] તેનું સિંચન [ પોષણ ] છે, તથા આત્મજ્ઞાન વિના તે છેદી શકાતું નથી, તે પુરુષ વેદવેત્તા છે, તે વેદના ખરા અર્થને જાણે છે. જે વેદાર્થને આ પ્રકારે જાણે છે, તે સર્વજ્ઞ છે [શા. ભા., મધુ. વગેરે].

" ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः [ કઠ ઉપ. ૨-૩-૧ ] બ્રહ્મરૂપ ઊંચા મૂળવાળો તથા સ્વર્ગ, નરક, મનુષ્ય, પશુ, પક્ષી વગેરેની શાખાવાળો આ સંસારરૂપ પીપળો સનાતન છે." "वृक्षश्च व्रश्चनात् । [ શા. ભા., કઠ. ઉપ. ] આ સંસારરૂપ પીપળો જ્ઞાનવડે છેદી શકાય છે, માટે 'વૃક્ષ' કહેવાય છે."

વડ, ઉભરો તથા પીપળો દેવાત્મક તથા પૂજા કરવા યોગ્ય છે. એ ત્રણ ભગવાન વિષ્ણુના વૃક્ષાત્મક નામો છે [ નિ. ન ૮૮ ] અગ્નિદેવ પિતૃયાણ વખતે દેવલોકમાથી નષ્ટ થઈ, આ વૃક્ષમા એક વર્ષ સુધી ગુપ્ત રહ્યા તેથી આ વૃક્ષનુ 'અશ્વત્થ' નામ પડ્યુ, એવી તૈત્તિરીય બ્રાહ્મણમા 'અશ્વત્થ' શબ્દની વ્યુત્પત્તિ આપેલી છે [તૈ બ્રા. ૩-૮-૨૨-૧].

### શ્રીમદ્‌ભાગવતનુ વર્ણન

'આ અનાદિ સસારવૃક્ષના પુણ્ય તથા પાપરૂપી બે બીજ છે તેના વાસનારૂપી સેકડો મૂળિયા છે. સત્ત્વાદિ ત્રણ ગુણોરૂપી થડ છે. પચમહાભૂતોરૂપી પાચ સ્કધ [ડાળો] છે ઇન્દ્રિયોરૂપી અગિયાર શાખાઓ છે વાત, પિત્ત તથા કફરૂપી ત્રણ છાલ છે આ વૃક્ષમાથી શબ્દાદિ વિષયોરૂપી પાચ રસ ઉત્પન્ન થાય છે, તથા સુખદુ ખરૂપી બે ફળો ફલિત થાય છે જીવ તથા ઈશ્વરરૂપી બે પક્ષીઓ આ વૃક્ષમા માળો ઘાલીને બેઠા છે ગૃધ્ર [ગીધ] પક્ષીઓ [આસુરી જીવો-સકામ પુરુષો] દુ ખરૂપી ફળને ખાય છે હસ પક્ષીઓ [ વિવેકીઓ ] સુખરૂપી ફળને ખાય છે જે આ સસારરૂપી વૃક્ષને તત્ત્વથી જાણે છે અર્થાત્ જે જાણે છે કે આ સસારવૃક્ષ જ કર્મને તથા ભોગને [ફળને] ઉત્પન્ન કરે છે, અથવા જે જાણે છે કે અવિદ્યાને લીધે આત્મામા અધ્યાસરૂપ થયેલુ આ પ્રપચરૂપી વૃક્ષ જ જીવને કર્તાપણારૂપી તથા ભોક્તાપણારૂપી સસાર આપે છે, એટલે આ પ્રમાણે માયાવડે અનેકરૂપે ભાસતા પરમાત્માને જે સાક્ષાત્ જાણે છે, તે જ વેદના ખરા અર્થને જાણે છે [ ભાગ ૧૧-૧૨-૨૨-૨૩ ] [૧].

**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
**अधश्च मूलान्यनुसन्ततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ २ ॥**

**અન્વયાર્થ** —तस्य આ સસારવૃક્ષની शाखा જીવરૂપ શાખાઓ अधः મનુષ્યલોકથી આરભી પશુ, પક્ષી ને વૃક્ષાદિ શરીર પર્યંત નીચેના સ્થાનોમા—પશુ વગેરે યોનિઓમા च તથા ऊर्ध्वं મનુષ્યલોકથી આરભી બ્રહ્મલોકપર્યંતના ઉપરના સ્થાનોમા—દેવ વગેરે યોનિઓમા प्रसृता પ્રસરેલી છે જે શાખાઓ गुणप्रवृद्धा સત્ત્વાદિ ગુણોવડે વૃદ્ધિ પામેલી છે, विषयप्रवाला શબ્દાદિક વિષયોરૂપ પલ્લવવાળી છે આ સસારવૃક્ષના मूलानि રાગદ્વેષાદિ વાસનારૂપ મૂળો अधः નીચે च તથા ઉપર [ मधु ] अनुसन्ततानि અનુસ્યૂત છે—પરોવાયેલા છે—વ્યાપી ગયા છે, તથા તે વાસનારૂપ મૂળો मनुष्यलोके મનુષ્યલોકમા कर्मानुबन्धीनि ઉત્તરોત્તર કર્મરૂપ બધનને ઉત્પન્ન કરનાર છે [૨]

**શબ્દાર્થ** :—આ સંસારવૃક્ષની શાખાઓ નીચે તથા ઊંચે પ્રસરેલી છે. આ શાખાઓ સત્ત્વાદિ ગુણોવડે વૃદ્ધિ પામેલી છે; તથા વિષયોરૂપી પલ્લવવાળી છે. આ વૃક્ષના મૂળો નીચે તથા ઉપર પરોવાયેલાં છે, અને તે મનુષ્યલોકમાં ઉત્તરોત્તર કર્મરૂપ બંધનને ઉત્પન્ન કરનારાં છે [ ૨ ].

**વિવેચન** :—હે અર્જુન ! આ સંસારવૃક્ષની જીવરૂપ શાખાઓ અધ. = મનુષ્યલોકથી આરંભી પશુ, પક્ષી, વૃક્ષાદિ સ્થાવરપર્યંત નીચેનાં સ્થાનોમાં તથા ઊર્ધ્વમ્ = ગંધર્વ, યક્ષ, દેવ વગેરે બ્રહ્મલોક પર્યંતના ઉપરના સ્થાનોમાં [શંકરાનંદ] પ્રસરેલી છે. આ શાખાઓ ગુણપ્રવૃદ્ધા. = સત્ત્વાદિ ગુણોના વિકાર કામ, ક્રોધ, લોભ વગેરે તથા તેમના કાર્યરૂપ પાપ-પુણ્યથી વૃદ્ધિ પામેલી છે [શંકરાનંદ]. અથવા દેહ, ઇન્દ્રિય તથા વિષયાદિકને આકારે પરિણામ પામેલા સત્ત્વાદિક ત્રણ ગુણોરૂપ જળથી તે શાખાઓ અત્યંત વૃદ્ધિ પામેલી છે [ મધુ. ], તથા विषयप्रवाला = શબ્દાદિ વિષયોરૂપી પલ્લવવાળી છે.

વળી આ સંસારવૃક્ષના मूलानि = ધર્મ તથા અધર્મની પ્રવૃત્તિના કારણરૂપ રાગદ્વેષાદિ વાસનારૂપી મૂળો [ શા. ભા. વગેરે ] નીચે મનુષ્યલોકમાં ફેલાયેલાં છે; તથા તે નિત્ય નિત્ય પ્રવાહરૂપે ઉત્પન્ન થયા કરે છે. આ વાસનારૂપ મૂળો કર્મરૂપ બંધનને ઉત્પન્ન કરનાર છે.

જીવાત્માને વારંવાર બંધન કરનારી કર્મરૂપી જડ મનુષ્યલોકમાં જ ઉત્પન્ન થાય છે, કારણકે " अत्र हि मनुष्याणां कर्माधिकार: प्रसिद्ध: । [શા. ભા., મધુ] આ લોકમાં મનુષ્યોનો જ કર્મ કરવાનો અધિકાર છે, તે પ્રસિદ્ધ છે " [૨].

**અવતરણિકા** :—હવે સંસારવૃક્ષને છેદવાનો ઉપાય કહે છે :

**न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।**
**अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥**

**અન્વયાર્થ** :— इह આ સંસારમાં રહેલા પ્રાણીઓથી अस्य આ સંસારવૃક્ષનું તથા જેવું અહીં વર્ણવ્યું છે તેવું रूपं રૂપ न उपलभ्यते જાણી શકાતું નથી, अन्त: અંત ન જાણી શકાતો નથી च તથા आदि: આદિ ન જાણી શકાતો નથી, च તથા संप्रतिष्ठा મધ્ય ન જાણી શકાતું નથી. एनं આ सुविरूढमूलं ઘણા દૃઢમૂળવાળા अश्वत्थं સંસારવૃક્ષને दृढेन દૃઢ असङ्गशस्त्रेण વૈરાગ્યરૂપ શસ્ત્રવડે छित्त्वा છેદીને બ્રહ્મ જાણવા યોગ્ય છે [૩].

**શબ્દાર્થ** :—અહીં આ સંસારવૃક્ષનું જેવું રૂપ વર્ણવ્યું છે તેવું રૂપ જોવામાં આવતું નથી. આથી જ તેનો અંત જોવામાં આવતો નથી, તેનો પ્રારંભ

જોવામા આવતો નથી, અને તેનુ મધ્ય જોવામા આવતુ નથી દઢમૂળવાળા આ સસા વૃક્ષને દઢ વૈરાગ્યરૂપ શસ્ત્રવડે છેદીને [ તે પરમપદને જાણવુ ] [૩]

**વિવેચન** —હે અર્જુન ! અહી આ સસારવૃક્ષનુ જેવુ રૂપ વર્ણવ્યુ છે તેવુ રૂપ જોવામા આવતુ નથી, કારણકે " दृष्टनष्टरूपो हि स । [ શા ભા, મધુ વગેરે ] આ સસારવૃક્ષ, સ્વપ્ન, મૃગ જળ તથા માયાનિર્મિત ગ ધર્વનગરની પેઠે દૃષ્ટનષ્ટ સ્વભાવવાળુ છે" એટને કે તે તેના સત્ય સ્વરૂપે જણાતા નષ્ટ થવાના સ્વભાવવાળુ છે, તેથી જેમ મૃગજળની પાસે જનારને મૃગજળનુ જળરૂપ જણાતુ નથી, તેમ આત્મસાક્ષાત્કાર કરનાર બ્રહ્મવેત્તાને બ્રહ્મનુ માયામય સસા વૃક્ષ જણાતુ નથી

આ સસારવૃક્ષનો अन्त = અત જાણી શકાતો નથી, અર્થાત્ આ સસાર ક્યારે નાશ પામશે તે જાણી શકાતુ નથી આ સસારવૃક્ષનો आदि = આદિ જાણવામા આવતો નથી, અર્થાત્ આ સસાર ક્યા થી પ્રવૃત્ત થયો તે જણાતુ નથી તેમ જ આ સસારવૃક્ષનુ सप्रतिष्ठा = મધ્ય પણ જાણી શકાતુ નથી કારણકે જેને આદિ-અત છે, તેનુ મધ્ય હોય છે, પણ જેને આદિ-અત નથી, તેનુ મધ્ય પણ સિદ્ધ થતુ નથી

આ સર્વ અનર્થોના બીજરૂપ સસા વૃક્ષ મુશ્કેલીથી છેદી શકાય એવુ છે માટે આ સસારવૃક્ષના અહ તા-મમતા તથા ગ ધ્ધિાદિ નામનારૂપ આ મનુષ્યલોકમા બહુ જ ઊડા ઊતરેના મૂળને असङ्गशस्त्रेण छित्वा = પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણાના ત્યાગરૂપ અનાસક્તિવડે છેદીને [શા ભા ] સ્ત્રી, પુત્ર, ધન, કીર્તિ વગેરેના સબધો ભક્તિ તથા વિવેકાદિના અભ્યાસવડે ત્યાગ કરી [કેશવ], વૈરાગ્ય, શમ તથા દમ વગેરેની સપત્તિથી સર્વ કર્મોનો ત્યાગ કરી [ મધુ ], સુદઢ વૈરાગ્યરૂપ કુહાડાથી છેદીને [ શ કરાનદ ] તે પરમ વૈષ્ણવપદને શોધવુ [ જાણવુ ]

જેમ તાપથી સુકાયેલા લાકડાને અગ્નિ તુરત જ સ્પર્શ કરે છે, તેમ વૈરાગ્યથી સુકાયેલા [શુદ્ધ થયેલા ] અ તઃકરણને જ્ઞાનાગ્નિ તુરત જ સ્પર્શ કરે છે, અને જેમ સૂર્યનો ઉદય થતા અ ધકાર નાશ પામે છે, તેમ અ તઃકરણ વિષે જ્ઞાનદીપ પ્રગટ થતા, આ માયામય સસારવૃક્ષ આપમેળે નાશ પામે છે

શ્રુતિ પણ કહે છે કે — ' विशन्ति विद्या विमला मुक्ता वणुमिवोत्तमम् । विरक्तमनसा सम्यक् स्वप्रसन्नादुदाहृतम् ॥ [ મહોપનિષદ્ ૬-૧૭] જેમના મન વૈરાગ્ય પામ્યા હોય, તેમનામા ઉત્તમ વાસમા મોતીની જેમ નિર્મળ વિદ્યાઓ

પ્રવેશે છે, અને તેઓ મુક્ત થાય છે, એ સ્વપ્રસંગે સારી રીતે કહેવામાં આવ્યું છે" [૩].

અવતરણિકા :—હવે આ પરમપદને કેવી રીતે જાણવું, તે કહે છે :

**ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः ।**
**तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥**

અન્વયાર્થ :—ततः ત્યાર પછી-આ સંસારવૃક્ષને વૈરાગ્યરૂપ કુહાડીવડે છેદીને तत् તે पदं પરમ વૈષ્ણવ પદને परिमार्गितव्यं શોધવું-જાણવું, यस्मिन् જે પદને गताः પામનારા भूयः ફરીને न निवर्तन्ति આ સંસારને પામતા નથી, च અને यतः જે આદિપુરુષથી આ સંસારવૃક્ષની પુરાણી અનાદિ प्रवृत्तिः પ્રવૃત્તિ प्रसृता પ્રસરેલી છે तं તે आद्यं पुरुषं આદ્યપુરુષને एव જ प्रपद्ये શરણ હું પ્રાપ્ત થયો છું, એવી ભાવના કરવી [૪].

શબ્દાર્થ :—ત્યાર પછી તે પરમ વૈષ્ણવપદને શોધવું, જે પદને પામનારા ફરીને સંસારને પામતા નથી. અને જે આદિપુરુષથી આ સંસારની અનાદિ પ્રવૃત્તિ પ્રસરેલી છે, તે આદ્યપુરુષને જ શરણ હું પ્રાપ્ત થયો છું, એવી ભાવના કરવી [૪].

વિવેચન :—હે અર્જુન! આ સંસારવૃક્ષને વૈરાગ્યરૂપ શસ્ત્રવડે છેદીને, જે પરમપદને પામનારા પુરુષો ફરીને સંસારને પ્રાપ્ત થતા નથી, तत् पदम्= તે પરમ વૈષ્ણવપદને શોધવું [જાણવું], કારણકે "मोहगये बिनु रामपद होय न दृढ अनुराग–દેહાદિ અનાત્મ પદાર્થો વિષે આસક્તિ નિવૃત્ત થયા વિના ભગવાન વિષે દૃઢ અનુરાગ થતો નથી"

આ વિષયમાં "सोऽन्वेष्टव्यः । स विजिज्ञासितव्यः । [છા. ઉ. ૮-૭-૧]. આ પરમપદ શોધવા યોગ્ય છે-તે સ્વાનુભવનો વિષય કરવા યોગ્ય છે." એ એ શ્રુતિ વિષે પ્રમાણભૂત છે.

આ પરમપદને કેવી રીતે શોધવું [જાણવું]? તો કહે છે કે, જે આદિપુરુષથી આ સંસારવૃક્ષની અનાદિ પ્રવૃત્તિ પ્રસરેલી છે, તે આદિપુરુષને જ હું શરણ પ્રાપ્ત થયો છું, એવી ભાવના કરવી. તે આદિપુરુષને શરણ જવું, એ જ તે પદને જાણવાનો ઉપાય છે.

"ईश्वरैकशरणेन मुमुक्षुणा श्रवणादि कर्तव्यमित्यर्थः । [શંકરાનંદ] તે પરમ પદને પ્રાપ્ત થવા મુમુક્ષુએ ઈશ્વરનું શરણ લઈ શ્રવણાદિ કરવાં. भगवच्छरणा अपुनरावृत्तिपदं गच्छन्ति । [કેશવ] ભગવાનનું શરણ લેનારા અપુનરાવૃત્તિરૂપ

પદને પામે છે." માટે એક માત્ર ભગવાનનુ જ શરણુ નઈ તે પદને જાણવુ [ શા ભા ]

" निःसङ्गता मुक्तिपदं यतीनाम्। [ વિ પુ ૪-૨-૧૨૪ ] અનાસક્તિ જ યોગીઓને મુક્તિ આપનારી છે " જેમ રાત્રીમા સર્વદા વિખૂટા રહેવાના સ્વભાવવાળા ચકવાક તથા ચકવાકીને એક પાજરામા પૂરી રાખનામા આવે, છતા પરસ્પરના સબધને પ્રાપ્ત થતા નથી, તેમ સુખ સપત્તિ, સબધી વગેરે હોવા છતા જેઓ વિષયોમા અનાસક્ત રહી, સ્પૃહારહિત થઈ, સસારમા વિચરે છે, તેઓ આ માયામય સસારવૃક્ષનો બાધ કરી, પરમપદને પ્રાપ્ત થાય છે

આ જગત મનોમય છે બ્રહ્મવિદ્યારૂપી ઉત્તમ વિચારથી મન મોક્ષ પામે છે. માટે શાસ્ત્રથી, વૈરાગ્યની તથા સત્સગથી મનને જ પવિત્ર કરવુ આત્માના વિચારને ભૂલી ગયેલુ મૂઢ મન જ્યા સુધી દુષ્ટ વાસનાઓરૂપી કાદવથી ભરેલા ખાડામા કાચબાની પેઠે પડ્યુ રહેશે, તથા ઇન્દ્રિયોથી ભોગવનાના શબ્દાદિ વિષયોમા આસક્ત રહેશે, ત્યા સુધી આ સસારરૂપી અધારુ ચદ્રથી, અગ્નિથી કે બાર સૂર્યોના એક સાથે પ્રકાશનાથી પણ ભેદાવાનુ નથી મન જાગ્રત થઈને પોતાની સાચી સ્થિતિનુ ચિતન કરવા લાગે, તો સૂર્યનો ઉદય થતા જેમ રાત્રીનુ અધારુ નષ્ટ થઈ જાય છે, તેમ હૃદયનુ અધારુ નષ્ટ થઈ જાય છે [ યો વા ઉપ પ્ર ૫-૩૧-૨૯] આ સસારને તરી જવામા વનવાસીપણુ કઈ હેતુરૂપ નથી, પરતુ જેનુ મન કશામા આસક્ત નથી, તે સસારસાગર તરી ગયો છે, એમ માનવુ [યો વા નિ-પ્ર [ઉ] ૧૮૯-૩૨ ] [૪]

**અવતરણિકા** —હવે એ પરમપદને પ્રાપ્ત થવાના અન્ય સાધનો કહે છે [ મધુ ]

**निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।**
**द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥**

**અન્વયાર્થ** —निर्मानमोहा અહકાર તથા મોહ વિનાના जितसङ्गदोषा સગદોષને જીતનાર अध्यात्मनित्या પરમાત્મસ્વરૂપનો વિચાર કરવામા તત્પર विनिवृत्तकामा જેમની કામનાઓ શમી ગઈ છે એવા सुखदुःखसंज्ञै સુખદુખરૂપી द्वन्द्वै દ્વદ્વોથી विमुक्ता મુક્ત થયેલા अमूढा જ્ઞાની तत् તે अव्यय અવિનાશી पद પદને गच्छन्ति પામે છે [ ૫ ]

શબ્દાર્થ :—અહંકાર તથા મોહ વિનાના, સંગદોષને જીતનારા, પરમાત્મ-સ્વરૂપના વિચારમાં તત્પર, જેની કામનાઓ શમી ગઈ છે એવા અને સુખદુઃખ-નામવાળા દ્વંદ્વોથી મુક્ત થયેલા વિદ્વાનો તે અવિનાશી પદને પામે છે [૫].

**વિવેચન** :—निर्मानमोहाः = અહંકાર તથા અવિવેક વિનાના [ મધુ. ], દેહ, ઇન્દ્રિયાદિમાં અહંતા તથા તેના કારણરૂપ અજ્ઞાન વિનાના [શંકરાનંદ], માન–મોહથી રહિત [શા. ભા.] અભિમાન, અહંકાર, માન, મટાઈ, પ્રતિષ્ઠા, ગર્વ, અવિવેક, અજ્ઞાન, વિપરીત જ્ઞાન, ભ્રમ વગેરેથી મુક્ત થયેલા; जितसङ्गदोषाः = આસક્તિરૂપ દોષને જીતનારા [ શા. ભા. ], પ્રિય કે અપ્રિય પદાર્થો સમીપમાં હોય છતાં રાગદ્વેષથી રહિત થયેલા [ મધુ ]; अध्यात्मनित्याः = પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં તત્પર [ શા. ભા. વગેરે ], અધ્યાત્મધ્યાનમાં જ તત્પર રહેનારા–આત્મારામ [શંકરાનંદ], આત્મામાં જ નિષ્ઠાવાળા [ નીલકંઠ ]; विनिवृत्तकामाः = જેમની કામનાઓ મૂલસહિત નિવૃત્ત થઈ ગઈ છે એવા [ શા. ભા. ], વિવેક–વૈરાગ્યવડે જેમણે સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે એવા [મધુ.], બહિર્મુખવૃત્તિથી રહિત થયેલા [ શંકરાનંદ ], સર્વ પરિગ્રહનો ત્યાગ કરનારા [નીલકંઠ]; द्वन्द्वैर्विमुक्ताः = સુખદુઃખનામવાળાં દ્વંદ્વોથી મુક્ત થયેલા [ શા. ભા. વગેરે ], તિતિક્ષાવાળા [ નીલકંઠ ] अमूढाः = વિદ્વાનો તે અવિનાશી પદને પામે છે.

"तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः। दिवीव चक्षुराततम्॥ [ ઋગ્વેદ ૧–૨૨–૨૦ ] આ વિષ્ણુના પરમપદને [ પરમધામને–પરબ્રહ્મને ] બ્રહ્મવેત્તાઓ શુદ્ધ આકાશમાં પ્રકાશતા સૂર્યની પેઠે, યોગ, તપ તથા ધ્યાનથી શુદ્ધ થયેલા તેમના અંતઃકરણ વિષે જુએ છે."

"त एतदधिगच्छन्ति विष्णोर्यत्परमं पदम्। अहं ममेति दौर्जन्यं न येषां देहगेहजम्॥ [ભાગ. ૧૨–૬–૩૩] દેહાદિ પદાર્થોમાં અહંતા વિનાનો તથા ઘર વગેરે પદાર્થોમાં મમતા વિનાનો પુરુષ, આ વિષ્ણુના પરમપદને સંપાદન કરે છે."

"मां शरणमुपगतानां मत्प्रसादादिमाः सर्वाः प्रवृत्तयः सुशकाः सिद्धिपर्यन्ता भवन्तीत्यर्थः। [ રા. ભા. ] મારું શરણ લેનારાઓની સિદ્ધિપર્યંતની સમસ્ત પ્રવૃત્તિઓ મારી કૃપાથી સુખસાધ્ય થઈ જાય છે, એ અર્થ છે." [ ૫ ].

અવતરણિકા :—હવે જે પરમપદને [પરમધામને] શિવભક્તો મહાદેવનું સ્થાન કહે છે, વૈષ્ણવો વિષ્ણુનું સ્થાન કહે છે, બ્રહ્મદેવના ઉપાસકો બ્રહ્માનું સ્થાન કહે છે, શેષ [અનંત] ભગવાનના ઉપાસકો શેષનું સ્થાન કહે છે, સાંખ્યશાસ્ત્રીઓ

જીવનું સ્થાન કહે છે, અને વેદાંતીઓ પ્રકાશમાન તથા વ્યાપક એવા પરબ્રહ્મનું સ્થાન કહે છે [શાં. પ. ૨૮૦-૫], તે પરમપદનું સ્વરૂપ કહે છે :

**न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।**
**यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ६ ॥**

**અન્વયાર્થ** :—तत् તે પદને सूर्यः સૂર્ય न भासयते પ્રકાશિત કરી શકતો નથી, शशांकः न નહિ તથા ચંદ્ર કે पावकः અગ્નિ ન નહિ. यत् જે પદને गत्वा પામીને જ્ઞાનીઓ न निवर्तन्ते પાછા સંસારને પામતા નથી तत् તે मम મારું परमं धाम પરમ ધામ છે [૬].

**શબ્દાર્થ** :—તે પદને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પણ પ્રકાશિત કરી શકતા નથી, જેને પામીને જ્ઞાનીઓ પુનઃ સંસારને પામતા નથી, તે મારું પરમધામ છે [૬].

**વિવેચન** :—"लीयन्ते अस्मिन्लोकाः इति विष्णुः । જેમાં સર્વ લોક લય પામે છે, તે વિષ્ણુનું; અથવા प्रकाशन्ते लोकाः अस्मात् इति विष्णु । જેના વડે સર્વ લોકો પ્રકાશિત થાય છે, તે વિષ્ણુનું; અથવા वेवेष्टि व्याप्नोति जगत् इति विष्णुः । જે સર્વ લોકને વ્યાપ્ત કરે છે તે વિષ્ણુનું" [મારું] પરમધામ રૂપ વગેરેથી રહિત હોવાથી ચક્ષુ વગેરે બાહ્ય ઇન્દ્રિયોથી અતીત છે [મુ. ઉ. ૩-૧-૮], તેથી ચક્ષુ ઇન્દ્રિયનો દેવ સૂર્ય તેને પ્રકાશિત કરી શકતો નથી; મનથી અતીત છે, [કેન ઉપ. ૫] તેથી મનનો દેવ ચંદ્રમા તેને પ્રકાશિત કરી શકતો નથી; તથા વાણીથી અતીત છે [મુ. ઉ. ૩-૧-૮], તેથી વાણીનો અધિષ્ઠાતા દેવ અગ્નિ તેને પ્રકાશિત કરી શકતો નથી.

જે ચૈતન્યમાત્ર પરમસ્વરૂપ મારા પરમધામવડે [નીલકંઠ] સૂર્યચંદ્રાદિ પ્રકાશે છે [મુ. ઉ. ૨-૨-૧૦; શ્વે. ઉ. ૬-૧૪; કઠ ઉપ. ૫-૧૫] તે સ્વયંપ્રકાશ મારા પરમધામને સૂર્યચંદ્રાદિ કેમ પ્રકાશી શકે ? કારણકે "न हि यो यद्भास्यः स स्वभासकं तं भासयितुमीष्टे । [મધુ.] જે જેનો ભાસ્ય [પ્રકાશ્ય] છે, તે ભાસ્ય પદાર્થ સ્વભાસક પદાર્થનો [જ્યોતિનો] પ્રકાશક થઈ શકતો નથી." જેમ સૂર્યરૂપ જ્યોતિવડે ભાસ્યમાન ઘટાદિ પદાર્થો સ્વભાસક સૂર્યરૂપ જ્યોતિને પ્રકાશિત કરી શકતા નથી, તેમ સૂર્યચંદ્રાદિ જડ જ્યોતિ પણ સ્વભાસક ચૈતન્ય પરબ્રહ્મરૂપ જ્યોતિને પ્રકાશિત કરી શકતા નથી.

હે અર્જુન! હું તને 'એ મારું પદ' એ પ્રમાણે જે કહું છું, તે તો ઔપ-
[illegible]

प्राप्य। [શા. ભા. વગેરે] મારા પરમપદને [મને પરમાત્માને] પામીને અથવા ज्ञात्वा। [નીલકંઠ વગેરે] જાણીને અધિકારી પુરુષો न-निवर्तन्ते = પુનઃ સંસારને પામતા નથી, કારણકે પુનર્જન્મના કારણભૂત અજ્ઞાનનો તે પુરુષોમાં અભાવ થયેલો હોય છે [નીલકંઠ] [૬].

**અવતરણિકા** :—"*ब्रह्मण एवाविद्योपाधिवशाज्जीवत्वमिति बोधयितुं जीवस्य ब्रह्मांशत्वमात्मनो देहेन्द्रियादिव्यतिरिक्तत्वमविक्रियत्वमसंसारित्वं च प्रतिपादयति।* [શંકરાનંદ] બ્રહ્મ જ અવિદ્યારૂપ ઉપાધિથી જીવભાવને પ્રાપ્ત થાય છે, એ બોધ કરવા માટે જીવ બ્રહ્મનો અંશ છે, આત્મા દેહ, ઇન્દ્રિયાદિથી ભિન્ન, અવિકારી તથા અસંસારી છે, એ ત્રણ શ્લોક વડે પ્રતિપાદન કરે છે":

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः।**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

**અન્વયાર્થ** .—जीवलोके આ સંસારમાં मम મારો एव જ अंशः માયાવડે કલ્પિત થયેલો અંશ [શા. ભા.] सनातनः સનાતન जीवभूतः જીવરૂપ છે, તે मनःषष्ठानि મન જેમાં છઠ્ઠું છે એવી प्रकृतिस्थानि પ્રકૃતિ વિષે રહેલી इन्द्रियाणि શ્રોત્રાદિક ઇન્દ્રિયોને कर्षति આકર્ષે છે-ખેંચે છે [૭].

**શબ્દાર્થ** :—આ સંસારમાં મારો જ માયાવડે કલ્પિત થયેલો અંશ સનાતન જીવરૂપ છે; તે મન જેમાં છઠ્ઠું છે એવી પ્રકૃતિમાં રહેલી ઇન્દ્રિયોને ખેંચે છે [૭].

### જીવનનું સ્વરૂપ

**વિવેચન** :—આ સંસારમાં મારો જ માયાવડે કલ્પિત થયેલો અંશ સનાતન જીવરૂપ છે [શા. ભા.]. મારો જ માયાવડે પ્રાણના સંબંધથી કલ્પિત થયેલો અંશ કર્તા, ભોક્તા તથા સંસારી એવી મિથ્યા પ્રસિદ્ધિને પામ્યો છે [મધુ.]. "अविद्यया ब्रह्मण एव जीवत्वमिति। [શંકરાનંદ] અવિદ્યારૂપ ઉપાધિને લીધે બ્રહ્મ જ જીવ છે."

"स च जीवो मदंशत्वेन कल्पितः कथं संसरति उत्क्रामति च? [શા. ભા.] એ મારા અંશરૂપે કલ્પેલો જીવ સંસારમાં કેવી રીતે આવે છે, તથા કેવી રીતે સંસાર [શરીર] છોડીને જાય છે?" તો કહે છેઃ—એ જીવ પ્રકૃતિ વિષે રહેલી મન તથા પાંચ જ્ઞાનેન્દ્રિયોને જાગ્રત તથા સ્વપ્નના ભોગો ભોગવવા આકર્ષણ કરે છે—"प्रवर्तयत्यधिष्ठातृत्वात्। = અધિષ્ઠાતા હોવાથી પ્રવર્તાવે છે;" અને

યારે શરીર છોડીને બહાર જાય છે એટલે કે પહેલાંના શરીરમાંથી નીકળી બીજા રીરને પામે છે, ત્યારે મનસહિત એ ઇન્દ્રિયોને સાથે લઈ જાય છે.

પૂર્ણ, શુદ્ધ, સત્સ્વરૂપ પરબ્રહ્મનું ઉપાધિના સ્વભાવથી મોક્ષપર્યંત ઉત્પન્ન તું જે સ્પંદન તે જીવ કહેવાય છે. પવન હોય તે સમયે સમુદ્રનું તથા દીવાની ખાનું જેવી રીતે કાંઈક સ્ફુરણ થયા કરે છે, તેવી જ રીતે બ્રહ્મના કિંચિત્ ્રણને જીવ કહે છે. જેવી રીતે વાયુમાં ચલનપણું છે, તથા અગ્નિમાં ઉષ્ણતા , તેવી રીતે જીવમાં જીવપણું મોક્ષ થતાં સુધી સ્વભાવથી જ રહે છે. જેમ ગ્નિકણ કાષ્ઠ, ઘી વગેરેની અધિકતાથી પોતાની પ્રકાશતાને પામે છે, તેમ તે જીવ વાસનાએ કરી ક્રમથી અહંકારતાને પામે છે. જેમ વાસ્તવમાં નહિ હોવા છતાં યુ આકાશની નીલિમા દ્રષ્ટાને નેત્રમાર્ગે સ્ફુરે છે, તેમ અહંતારહિત જીવને અહંતા ્રે છે. અહંકારસંકલ્પના વશથી જીવ દેશકાળના પરિચ્છેદવાળો તથા દેહાદિ ાકૃતિવાળો થાય છે. એ જ અહંકાર સંકલ્પે કરી જીવ નામને ધારણ કરે છે.

જેમ બીજ પોતાની અંદર અંકુરને ધારણ કરે છે, તથા પછી અંકુર થઈ ત્ર શાખાવાળા વૃક્ષરૂપે થાય છે, તેમ પ્રથમ જીવ એટલે કે લિંગશરીર મષ્ટિની ઉપાધિવાળો સંકલ્પથી થયેલો જીવ [બ્રહ્મા–હિરણ્યગર્ભ] ક્રમે કરીને રાચર જગદ્રૂપ થાય છે.

વ્યષ્ટિ જીવ ઉત્પન્ન થયા પછી કર્મને લીધે વિચિત્રતાને પામે છે. જીવની ાસનાને [કર્મને] લીધે જુદાજુદા આકાર થાય છે. કોઈ જીવ સંકલ્પથી સ્થાવર- ાને તથા કોઈ જીવ જંગમતાને પામે છે. કોઈ દેવ, ગંધર્વાદિ દેહને પ્રાપ્ત થાય છે, થા કોઈ મનુષ્ય, રાક્ષસ, પિશાચ કે પશુ–પક્ષી આદિના દેહને પ્રાપ્ત થાય છે. ેમ વૃક્ષથી શાખા, ફલ, ફૂલ આદિ વારંવાર ઉત્પન્ન થાય છે, તેમ શુભાશુભ ર્મથી જગત [ભોક્તાના સ્થાન] તથા ભોગ્યભુવનો વારંવાર ઉત્પન્ન થાય છે. વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ યો. વા. ઉ. પ્ર. ૬૪].

" कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिंबकः । प्राणानां धारणाज्जीवः संसारेण ' युज्यते ॥ [પંચદશી–૬–૨૩] કૂટસ્થમાં કલ્પેલી જે બુદ્ધિ તેમાં એટલે કે ્દ્ધિમાં [અંતઃકરણમાં] ચૈતન્યનું જે પ્રતિબિંબ પડે છે તે પ્રાણને ધારણ ્રવાથી જીવ કહેવાય છે; અને તે જીવ સંસાર સાથે જોડાય છે–કર્માનુસાર જન્મ–મરણાદિક સુખદુઃખને ભોગવે છે."

## જીવ–બ્રહ્મની એકતા [અભેદતા]

" सत्यं ज्ञानमनंतं यद् ब्रह्म तद्वस्तु तस्य तत् । ईश्वरत्वं च जीवत्वमुपाधि- यकल्पितम् ॥ [પંચદશી ૩–૩૭] જે સત્ય, જ્ઞાન તથા અનંત છે તે

છે, અને તે જ વસ્તુ પારમાર્થિક છે. તે બ્રહ્મનું ઈશ્વરપણું તથા જીવપણું એ બે [ ભિન્નભિન્ન ] પ્રકારની ઉપાધિઓથી કલ્પિત છે. માયારૂપ ઉપાધિવાળું થવાથી બ્રહ્મ ઈશ્વર કહેવાય છે; તથા અવિદ્યારૂપ ઉપાધિવાળું થવાથી જીવ કહેવાય છે; પરંતુ ઈશ્વરપણું તથા જીવપણું પારમાર્થિક નથી."

"न हि सत्वस्य नानात्वम् । [ ભાગ. ૧૨–૪–૩૦ ] પરમાર્થભૂત સત્યમાં [ બ્રહ્મમાં ] નાનાત્વ [ ભેદ-અનેકપણું ] નથી." આ જીવ તથા બ્રહ્મનો ભેદ જે જોવામાં આવે છે, તે ભેદ ઘટાકાશ અને મહાકાશના ભેદ જેવો છે. આ ભેદ આકાશમાં રહેલા સૂર્ય અને પાણીમાં રહેલા સૂર્યના પ્રતિબિંબના ભેદ જેવો છે;- તથા તે બહાર અને અંદર રહેલા પ્રાણવાયુના ભેદ જેવો છે.

ઘટાકાશ પરિચ્છિન્ન છે અને મહાકાશ અપરિચ્છિન્ન છે, તોપણ તે બન્ને વચ્ચે ઉપાધિ સિવાય કશો ભેદ નથી ; તેમ જીવ પરિચ્છિન્ન છે અને બ્રહ્મ અપરિચ્છિન્ન છે, તે વચ્ચે પણ ઉપાધિ સિવાય કશો ભેદ નથી. પાણીમાં રહેલો સૂર્ય કંપાદિક વિકારવાળો છે અને આકાશમાં રહેલો સૂર્ય કંપાદિક વિકારથી રહિત છે, તેમ છતાં તે બન્ને વચ્ચે ખરો ભેદ નથી, તેમ જીવ વિકારવાળો છે અને બ્રહ્મ વિકારરહિત છે, તોપણ તે બન્ને વચ્ચે ભેદ નથી. વળી બહારના વાયુની અને પ્રાણવાયુની ક્રિયાઓ ભિન્નભિન્ન છે, તોપણ તે બન્ને વચ્ચે જેમ ભેદ નથી, તેમ જીવની સરજાવા આદિક ક્રિયાઓ છે, અને બ્રહ્મની સરજવા આદિક ક્રિયાઓ છે, તોપણ તે બન્નેમાં ભેદ નથી.

"जीवस्य तु पारमार्थिकं स्वरूपं ब्रह्मैव ।' આ જીવનું પારમાર્થિક સ્વરૂપ બ્રહ્મ જ છે." તેથી જેમ જળમાં દેખાતું સૂર્યનું પ્રતિબિંબ તે જળરૂપ ઉપાધિ નાશ પામતાં, સૂર્યને પામી જઈ, સૂર્યના જ આત્મારૂપે સ્થિત થઈ પાછું ફરતું નથી; અથવા જેમ ઘટાકાશ ઘટનો નાશ થતાં મહાકાશને પ્રાપ્ત થઈ પાછું ફરતું નથી; તેમ આ જીવ જ્ઞાનથી અવિદ્યારૂપ ઉપાધિ નાશ પામતાં બ્રહ્મને [ પરમાત્માને] પ્રાપ્ત થઈ, બ્રહ્મની સાથે સંયુક્ત થઈ જાય છે—જોડાઈ જાય છે, અને ફરી પાછો આવતો નથી [શા. ભા., મધુ]. તેથી 'यद्गत्वा न निवर्तन्ते' એ જે આગલા શ્લોકમાં કહેવામાં આવ્યું છે, તે યુક્ત જ છે [ શા. ભા. વગેરે ] [૭].

**અવતરણિકા** :—હવે જીવાત્મા મનસહિત ઇન્દ્રિયોને ક્યારે આકર્ષણ કરે છે, તે કહે છે :

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ ८ ॥

**અન્વયાર્થ** '—यत् જ્યારે ईश्वर દેહ તથા ઇન્દ્રિયોના સઘાતનો સ્વામી જીવાત્મા उत्क्रामति ઉત્ક્રમણ કરે છે-જ્યારે શરીર છોડી બહાર જાય છે च अपि તથા यत् જ્યારે शरीर બીજા શરીરને अवाप्नोति પામે છે, तु ત્યારે इव જેમ आशयात् પુષ્પાદિક સ્થાનથી वायु વાયુ गवान् ગંધોને ગ્રહણ કરીને જાય છે, તેમ તે एतानि એ મનસહિત ઇન્દ્રિયોને गृहीत्वा ગ્રહણ કરીને संयाति જાય છે [૮]

**શબ્દાર્થ** —જ્યારે જીવાત્મા ઉત્ક્રમણ કરે છે [દેહથી બહાર જાય છે] ત્યારે ઇન્દ્રિયોનુ આકર્ષણ કરે છે અને જ્યારે બીજા શરીરને પામે છે ત્યારે જેમ પુષ્પાદિક સ્થાનમાથી વાયુ ગધને ગ્રહણ કરીને જાય છે, તેમ તે મનસહિત ઇન્દ્રિયોને ગ્રહણ કરીને જાય છે [૮]

**વિવેચન** —હે અર્જુન ! દેહ તથા ઇંદ્રિયોના સઘાતનો સ્વામી જીવાત્મા જ્યારે उत्क्रामति = ઉત્ક્રમણ કરે છે, જ્યારે શરીર છોડી બહાર જાય છે, જ્યારે જીવાત્મા પહેલાના શરીરમાથી નીકળી બીજા શરીરને પામે છે, ત્યારે જેમ પુષ્પાદિક સ્થાનમાથી વાયુ ગધ ગ્રહણ કરીને જાય છે તેમ જીવાત્મા કર્મોના ફળો ભોગવવા માટે મનસહિત શ્રોત્રાદિક ઇન્દ્રિયોને ગ્રહણ કરીને જાય છે

શ્રુતિ કહે છે કે — મૃત્યુ સમયે જીવાત્માની સાથે પ્રાણ ઉત્ક્રમણ કરે છે પ્રાણની સાથે મનસહિત ઇન્દ્રિયો [લિગશરીર] ઉત્ક્રમણ કરે છે જીવાત્મા ઉત્ક્રમણ વખતે ભાવિ સબધના વિજ્ઞાનવાળો થાય છે, અને સવિજ્ઞાનપ્રતિ [ગતવ્યપ્રતિ] જ ગમન કરે છે તે અન્ય શરીરમા જનાર જીવાત્માની પછવાડે વિદ્યા, કર્મ તથા પૂર્વપ્રજ્ઞા જાય છે [બૃ ઉ ૪-૪-૨] અને यथाकर्म यथाश्रुतम् । [કઠ ઉપ ૨-૭] પોતાના કર્મ તથા જ્ઞાન અનુસાર જીવાત્મા દેવ, ગધર્વ વગેરે ઊચ શરીરને, મનુષ્યશરીરને કે પશુ, પક્ષી વગેરે નીચ શરીરને પ્રાપ્ત થાય છે

## જીવાત્માનાં કારણાદિ શરીરો

'शीर्यते इति शरीरम् ।' જેનો નાશ થાય તે શરીર કહેવાય છે જીવાત્માને ત્રણ શરીરો છે—કારણશરીર, લિગશરીર અને સ્થૂલશરીર અનાદિ અવિદ્યારૂપ કારણશરીર લિગશરીર તથા સ્થૂલ શરીરના કારણરૂપ હોવાથી "કારણશરીર" કહેવાય છે મૃત્યુસમયે કેવળ સ્થૂલ શરીર નાશ પામે છે જ્યારે જીવાત્મા આત્મ સાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે ત્યારે લિગશરીર તથા [illegible] નાશ પામે છે અર્થાત્ કામક્રોધાદિ લિગશરીરના જ્વરો તથા વાસના, અવિદ્યા વગેરે [illegible] જ્વરો નાશ પામે છે [પચદશી ૭-૨૨૫-૨૨૬], તથા [illegible] પામવાથી તે કોઈ પણ પ્રકારના સતાપને પ્રાપ્ત થતો નથી [પચદશી ૭-[illegible]

## લિંગશરીર

"आत्मोपाधिर्यस्तल्लिङ्गशरीरं हृदयग्रन्थिरित्युच्यते। [સર્વસાર ઉપનિષદ] મન વગેરે સૂક્ષ્મ તત્ત્વોની ઉપાધિ જે આત્મસ્વરૂપના અજ્ઞાનથી આત્માને નિત્ય જેવી વળગેલી ભાસે છે, તે "લિંગશરીર" કહેવાય છે. અથવા બુદ્ધિ અને ચિદાત્માનો ગ્રંથિની પેઠે દૃઢ સંયોગ અર્થાત્ બુદ્ધિના કર્તૃત્વાદિ ધર્મોનો ચિદાત્મા વિષે આરોપ અને ચિદાત્માના સ્ફુરણરૂપ ધર્મોનો બુદ્ધિમાં આરોપ, એ પ્રમાણે ચિત્ત અને જડનો અન્યોન્યાધ્યાસ તે ગ્રંથિ [લિંગશરીર] કહેવાય છે. લિંગશરીર અવિદ્યાના અંશરૂપ કારણશરીરમાંથી ઊપજે છે, તથા સુષુપ્તિમાં કારણશરીરમાં લીન થાય છે [શંકર–શ્રીવાક્યસુધા ૧૨].

"बुद्धिकर्मेन्द्रियप्राणपंचकैर्मनसा धिया। शरीरं सप्तदशभिः सूक्ष्मं तल्लिङ्गमुच्यते॥ [પંચદશી ૧–૨૩, શંકર–આત્મબોધ ૧૨]. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વોનું સૂક્ષ્મ શરીર બને છે, અને તે "લિંગશરીર" કહેવાય છે.

લિંગશરીર મનનું પ્રધાનપણું હોવાથી ચળ [ચંચળ] છે, આત્માવડે તે દૃશ્ય છે, બલિષ્ઠ તથા નિર્બળ થવાના સ્વભાવવાળું હોવાથી વિકારી છે. પરિચ્છિન્ન [એક દેશમાં રહેનારું] છે, અને જ્ઞાનવડે બાધ પામવાને યોગ્ય હોવાથી મિથ્યા [અસત્] છે [શંકર અપરોક્ષાનુભૂતિ ૩૯].

લિંગશરીર નિરાકાર હોવા છતાં અત્યંત પુષ્ટ છે, વાયુરૂપ હોવા છતાં મોટી ઝાડી જેવું દુર્ભેદ્ય છે, અને સૂક્ષ્મ હોવા છતાં, મેરુ પર્વત જેવું દૃઢ છે [યો. વા. નિ. પ્ર. [પૂ]. ૫૧–૫૧].

લિંગશરીર સૂક્ષ્મ છે, પરંતુ તેના આકાર વિષે શ્રુતિમાં વર્ણન નથી. મહાભારતમાં સાવિત્ર્યુપાખ્યાનમાં સત્યવાનના સ્થૂલશરીરમાંથી અંગુષ્ઠમાત્ર પુરુષ યમે બહાર કાઢ્યો એવું જે વર્ણન છે, તે ઉપરથી લિંગશરીર અંગૂઠા જેવડા આકારનું છે, એમ દૃષ્ટાંતને ખાતર માનેલું છે. જીવ પણ અત્યંત સૂક્ષ્મ છે [શ્વે. ઉ. ૫–૯]: પરંતુ તે સર્વ ભૂતોના હૃદયકમળમાં રહે છે, તેથી હૃદયાકાશની અપેક્ષાએ અંગૂઠા જેવડો કહેવામાં આવ્યો છે [શ્વે. ઉ. ૫–૮; બ્ર. સૂ. ૧–૩–૨૫].

### સ્થૂલશરીર

પૃથ્વી વગેરે પાંચભૂતોથી ઊપજેલું, પ્રારબ્ધકર્મે રચેલું, તથા જીવનાં સુખ-દુઃખો ભોગવવાનું સ્થાન સ્થૂલશરીર કહેવાય છે [શંકર. આત્મબોધ ૧૧].

જીવાત્માનું પૂર્વદેહનું વિસ્મરણ તે મૃત્યુ છે, તથા નવા દેહમાં તીવ્ર નિદિધ્યાસ તે જ જન્મ છે [ભાગ. ૧૧–૨૨–૩૭–૩૯]. આ પ્રકારની મનની જન્મ–મૃત્યુની ભ્રાંતિ જ જીવાત્માનાં જન્મ–મરણ કહેવાય છે. કર્તાપણું તથા ભોક્તાપણું સ્થૂલદેહને નહિ, પરંતુ લિંગદેહને જ છે. સૂક્ષ્મ દેહવાળો જીવ જ કર્મોનો ભોક્તા છે. આત્મા લિંગશરીરવડે જે કર્મો કરે છે, તે જ કર્મોનાં ફળો તે લિંગશરીરવડે નવા દેહને પ્રાપ્ત થઈ ભોગવે છે [ ભાગ. ૪–૨૯–૬૦ ].

જેમ ખડમાંકડી બીજા ખડને વળગ્યા વિના પ્રથમના ખડને છોડતી નથી, તેમ જીવ મૃત્યુવેળા પૂર્વદેહને ઉત્પન્ન કરનારાં કર્મો પૂર્ણ ન થવાથી, બીજો દેહ મળ્યો ન હોય, ત્યાં સુધી પ્રથમના દેહનું અભિમાન છોડતો નથી [ બૃ. ઉ. ૪–૪–૩; ભાગ. ૪–૨૯–૭૬–૭૭] [૮].

અવતરણિકા :—હવે ઇન્દ્રિયોને ગ્રહણ કરીને નીકળવાનું પ્રયોજન કહે છે :

**श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।**
**अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥**

**અન્વયાર્થ** :—अयं આ જીવાત્મા श्रोत्रं કાનનો चक्षुः આંખનો स्पर्शनं સ્પર્શેન્દ્રિયનો रसनं જીભનો च घ्राणं નાકનો च તથા કર્મેન્દ્રિયો તથા પ્રાણનો [મધુ. વગેરે] અને मनः મનનો च તથા બુદ્ધિ તથા અહંકારનો [ શંકરાનંદ ] अधिष्ठाय આશ્રય કરીને एव જ विषयान् વિષયોને उपसेवते ભોગવે છે [ ૯ ].

**શબ્દાર્થ** :—આ જીવાત્મા કાનનો, આંખનો, સ્પર્શેન્દ્રિયનો, જીભનો, નાકનો તથા મનનો આશ્રય કરી વિષયો ભોગવે છે [૯].

**વિવેચન** :—હે અર્જુન ! જીવાત્મા કર્માનુસાર જે જે લોકમાં જે જે દેહ ધારણ કરે છે, ત્યાં આંખ, કાન, નાક, જીભ, સ્પર્શેન્દ્રિય તથા મનનો अधिष्ठाय = આશ્રય કરીને શબ્દાદિ વિષયોનું સેવન કરે છે.

અહીં ' घ्राणमेव च ' એ વચનમાં રહેલા ચકારવડે પાંચ કર્મેન્દ્રિયો તથા પાંચ પ્રાણોનો પણ અર્થ ગ્રહણ કરવો. [ મધુ વગેરે ] અને ' मनश्च ' એ વચનમાં રહેલા ચકારવડે બુદ્ધિ તથા અહંકારનો અર્થ ગ્રહણ કરવો [શંકરાનંદ].

શ્રુતિ પણ કહે છે કે :— " आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः । [ કઠ ઉપ. ૧–૩–૪ ] શરીર, ઇન્દ્રિયો તથા મનસહિત આત્માને વિવેકી પુરુષો ભોક્તા [ સંસારી ] કહે છે [ ૯ ].

અવતરણિકા :—હવે જ્ઞાની પુરુષો આ આત્માને તત્ત્વથી જાણે છે, તે કહે છે :

उत्क्रामन्तं स्थितं वाऽपि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥ १० ॥

અન્વયાર્થ :—उत्क्रामन्तं ઉત્ક્રમણ કરનારા वा અથવા स्थितं દેહ વિષે રહેલા वा અથવા भुञ्जानं વિષયોને ભોગવનારા તથા गुणान्वितम् સુખાત્મક, દુઃખાત્મક તથા મોહાત્મક ગુણોથી યુક્ત એવા अपि પણ આત્માને विमूढाः અત્યંત મૂઢ—અજ્ઞાની न अनुपश्यन्ति જોતા નથી—જાણતા નથી, પરંતુ ज्ञानचक्षुषः જ્ઞાનરૂપી ચક્ષુવાળા पश्यन्ति જુએ છે [ ૧૦ ].

શબ્દાર્થ :—ઉત્ક્રમણ કરનારા, દેહ વિષે રહેલા, અથવા વિષયોને ભોગવનારા, તથા ગુણોવડે યુક્ત આ આત્માને અત્યંત મૂઢ લોકો જોતા નથી; પરંતુ જ્ઞાનરૂપ ચક્ષુવાળા વિવેકી લોકો જ જુએ છે [ ૧૦ ].

વિવેચન :—હે અર્જુન ! જેમ આકાશમા પ્રકાશી રહેલા સૂર્યને નેત્રવાળો પુરુષ જુએ છે, પરંતુ અંધપુરુષ જોઈ શકતો નથી; તેમ उत्क्रामन्त = એક શરીરનો ત્યાગ કરી બીજા શરીર પ્રતિ ગમન કરનારા, स्थितं = શરીર વિષે રહેલા, भुञ्जानं = શબ્દાદિ વિષયોને ભોગવનાર તથા गुणान्वितं = સુખદુઃખમોહાદિ ગુણોથી યુક્ત [ શા. ભા ] આ આત્માને મૂઢ લોકો જોઈ શકતા નથી; પરંતુ જ્ઞાનરૂપ ચક્ષુવાળા વિવેકી લોકો જ તેને જુએ છે.

વિવેકી સર્વ અવસ્થાઓ વિષે આત્માને નિષ્કલ, નિષ્ક્રિય, નિત્ય, શુદ્ધ તથા નિરુપાધિક જાણે છે; અને અજ્ઞાનરૂપી અંધકારવડે જેમની દૃષ્ટિ આચ્છાદિત થયેલી છે એવા મૂઢ લોકો આત્માને કર્તા, ભોક્તા, સુખી, દુઃખી ઇત્યાદિ પ્રકારે સંસારી જાણે છે [ શંકરાનંદ ]. ઉપાધિને જ ઉત્ક્રમણાદિ છે, પણ આત્માને નથી, એ મૂઢ જાણતો નથી [ નીલકંઠ ].

"अहो कष्टं वर्तत इत्यनुक्रोशति भगवान् । [ શા ભા., મધુ. વગેરે ] દર્શન યોગ્ય એવા આ આત્માને મૂઢ લોકો જાણતા નથી, એ અત્યંત કષ્ટદાયક છે," એમ કહી, ભગવાન કરુણા પ્રગટ કરે છે " [ ૧૦ ].

અવતરણિકા :—હવે પૂર્વોક્ત અર્થને સ્પષ્ટ કરે છે :

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥ ११ ॥

**અન્વયાર્થ** :—यतंतो ધ્યાનાદિ ઉપાયોવડે પ્રયત્ન કરનારા योगिनः યોગીઓ च જ आत्मनि પોતાની બુદ્ધિમાં [ શા. ભા., મધુ. વગેરે ] अवस्थितं પ્રતિબિંબિત થયેલા [મધુ.] एनं એ આત્માને पश्यंति જુએ છે, પરંતુ यतंतः યત્ન કરવા છતાં अपि પણ अकृतात्मनः અશુદ્ધ અંતઃકરણવાળા अचेतसः અવિવેકી લોકો एनं એને ન पश्यंति જોઈ શકતા નથી [ ૧૧ ].

**શબ્દાર્થ** :—શ્રવણમનનાદિ સાધનોવડે યત્ન કરનારા યોગીઓ જ બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલા એ આત્માને જુએ છે, પરંતુ યત્ન કરવા છતાં પણ અશુદ્ધ અંતઃકરણવાળા અવિવેકી લોકો એને જોઈ શકતા નથી [ ૧૧ ].

**વિવેચન** :—હે અર્જુન! " यतन्तः = मत्प्रपत्तिपूर्वककर्मयोगादिषु यत्माना। [ રા. ભા. ] મારે શરણ થઈ કર્મયોગાદિમાં યત્ન કરનારા, " શ્રવણ, મનન, નિદિધ્યાસન વગેરે ઉપાયોવડે યત્ન કરનારા [ શંકરાનંદ ], સમાહિત [ શુદ્ધ ] અંતઃકરણવાળા યોગીઓ પોતાની બુદ્ધિ વિષે अवस्थितम् = પ્રકાશરૂપે રહેલા બુદ્ધિ આદિના પ્રકાશક [ શંકરાનંદ ] અને બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલા [મધુ.] વિભુ તથા ઉત્ક્રમણાદિ ક્રિયાઓથી રહિત આ અસંગ આત્માને જુએ છે. 'अयमहमस्मि' 'આ આત્મા હું છું' એ પ્રકારે આત્મસાક્ષાત્કાર કરે છે [ શા. ભા., શંકરાનંદ ].

પરંતુ अकृतात्मनः = જેમણે નિષ્કામ કર્મના અનુષ્ઠાનથી જપ, તપ, વ્રત વગેરેથી પોતાના અંતઃકરણને શુદ્ધ કર્યું નથી, જેઓ દુરાચરણથી ઉપરામ પામ્યા નથી-અટક્યા નથી, જેમનો વિદ્યા, ધન, સત્તા વગેરેનો દર્પ શાંત થયો નથી [ શા. ભા. ] એવા અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ નિષ્ઠિષ્ટ [ શંકરાનંદ ], યજ્ઞાદિકથી જેમણે અંતઃકરણ શુદ્ધ કર્યું નથી [ મધુ. ] એવા બહિર્મુખ અવિવેકી લોકો, પ્રયત્ન કરવા છતાં આત્મતત્ત્વને જાણી શકતા નથી.

શ્રુતિ પણ કહે છે કેઃ-" नाविरतो दुश्चरिताम्। [ કઠ ઉપ. ૧-૨-૨૪ ] જે નિષિદ્ધ કર્મથી એટલે કે શ્રુતિસ્મૃતિથી અવિહિત પાપકર્મથી अनुपरतः। [શા. ભા. કઠ ઉપ. ] નિવૃત્ત થયો નથી, " તે આ આત્માને આત્મજ્ઞાનદ્વારા પ્રાપ્ત થઈ શકતો નથી-જાણી શકતો નથી [૧૧].

**અવતરણિકા** :—" सर्वत्र मद्बुध्या मदुपास्तिकुर्वतां रागादिदोषा न भवन्ति, तेन चित्तप्रसादो ज्ञानं च सिध्यतीति स्वस्य सार्वात्म्यं प्रतिपादयति॥ [ શંકરાનંદ ] સર્વત્ર બુદ્ધિથી મારી ઉપાસના કરનારાઓને રાગાદિ દોષો થતા નથી, તેથી ચિત્તશુદ્ધિ તથા જ્ઞાન સિદ્ધ થાય છે, એ બોધન કરવા માટે હવે ચાર શ્લોકવડે પોતાનું સર્વાત્મપણું પ્રતિપાદન કરે છે :

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।**
**यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥**

અન્વયાર્થ :—आदित्यगतम् સૂર્યમાં રહેલું यत् જે तेजः તેજ चंद्रमसि ચંદ્રમામાં રહેલું यत् જે તેજ च તથા अग्नौ અગ્નિમાં રહેલું यत् જે તેજ તથા જે તેજ अखिलं આખા जगत् જગતને भासयते પ્રકાશિત કરે છે तत् તે तेजः તેજને તું मामकं મારુ विद्धि જાણ [૧૨].

શબ્દાર્થ :—સૂર્ય વિષે રહેલું જે તેજ, ચંદ્ર વિષે રહેલુ જે તેજ, તથા અગ્નિ વિષે રહેલું જે તેજ તથા જે તેજ આખા જગતને પ્રકાશિત કરે છે, તે તેજ મારુ છે, એમ જાણ [૧૨].

વિવેચન :—હે અર્જુન ! यद् आदित्यगतं तेज. = ચક્ષુ વિષે તથા ચક્ષુના અધિષ્ઠાતા સૂર્ય વિષે જે રૂપને પ્રકાશિત કરવાના સામર્થ્યરૂપ ચૈતન્યાત્મક તેજ છે; यत् चन्द्रमसि तेजः = મન વિષે તથા મનના અધિષ્ઠાતા ચંદ્ર વિષે જે અંતરના સુખદુઃખાદિ વિષયોને પ્રકાશિત કરનારું સામર્થ્યરૂપ તેજ છે; यत् च अग्नौ = વાગિન્દ્રિયમાં તથા તેના અભિમાની અગ્નિમાં જે અવ્યાકૃત વગેરે વિષયોને પ્રકાશિત કરવાના સામર્થ્યરૂપ તેજ છે, તથા જે તેજ સ્થાવરજંગમરૂપ સર્વ વસ્તુઓને પ્રકાશિત કરે છે, तत् तेज. मामक विद्धि = તે તેજ મારું-વિષ્ણુનું છે, એમ તું જાણ. [ શા. ભા. ], મારી વિભૂતિરૂપ તે તેજ વિષે તું મારી પરમેશ્વરની બુદ્ધિ કર [ શંકરાનંદ ]. સૂર્ય, ચંદ્ર, અગ્નિ એ સર્વે જગતને પ્રકાશિત કરે છે, તે મારી સત્તાથી જ કરે છે, અને તેમનામાં તેજરૂપી મારી જ સત્તા છે, એમ જાણ. જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપી તેજ સૂર્ય વિષે, ચંદ્ર વિષે તથા અગ્નિ વિષે રહેલું છે, તેમ જ જે તેજ આ સમસ્ત જગતને પ્રકાશિત કરે છે, તે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજને તું મારું સ્વરૂપ જાણ.

શ્રુતિઓ પણ કહે છે કે :—"येन सूर्यस्तपति तेजसेद्धः। [ તૈ. બ્રા. ૩-૧૨-૯ ]. જે પરમાત્માના તેજથી પ્રકાશિત થયેલો સૂર્ય તપી રહેલો છે; येन चक्षूंषि पश्यन्ति । [ કેન ઉપ. ૧-૬ ] જે પરમાત્માના તેજવડે ચક્ષુ વગેરે ઇન્દ્રિયો પોતપોતાના વિષયોનું ગ્રહણ કરે છે, તથા જે તેજ સૂર્યચંદ્રાદિ વિષે રહેલું છે, તે તેજ મારુ છે [૧૨].

અવતરણિકા :—હવે પૃથ્વીની ધારણશક્તિ તથા ચંદ્રની પોષણશક્તિ મારી છે, તે કહે છે :

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥**

**અન્વયાર્થ** —च વળી गाम् પૃથ્વીમા आविश्य પ્રવેશ કરીને ओजसा મારી શક્તિથી अहं હુ भूतानि સર્વભૂતોને धारयामि ધારણ કરુ છુ च તથા रसात्मक રસરૂપ સ્વભાવવાળો सोम ચદ્ર भूत्वा થઈ सर्वा સર્વે औषधी ઔષધીઓનુ पुष्णामि પોષણ કરુ છુ [ ૧૩ ]

**શબ્દાર્થ** — પૃથ્વીમા પ્રવેશ કરીને, મારી શક્તિથી હુ સર્વભૂતોને ધારણ કરુ છુ તથા રસરૂપ સ્વભાવવાળો ચદ્ર થઈ સર્વ ઔષધીઓનુ પોષણ કરુ છુ [૧૩]

**વિવેચન** — હે અર્જુન ! વાયુ જેમ પોતાની શક્તિવડે મેઘમડળમા પ્રવેશ કરી જળને ધારણ કરે છે, તેમ હુ પૃથ્વીમા પ્રવિશ્ય = પ્રવેશ કરી સર્વત્ર વ્યાપ્ત થઈ [ શકરાનદ ] ओजसा = મારી અપરિમિત માયાશક્તિના બળથી [ શકરાનદ ] મારા સ્વાભાવિક બળવડે [ કેશવ વગેરે ] મારી આકર્ષણશક્તિથી ધૂળની મૂઠી જેવી પૃથ્વીને દઢ કરી હુ સર્વભૂતોને ધારણ કરુ છુ જો હુ મારા બળવડે પૃથ્વીને દઢ ન કરુ તો આ પૃથ્વી રેતીની મૂઠીની પેઠે વીખરાઈ જાય આ વિષયમા येन द्यौरुग्रा पृथिवी च दृढा । [ યજુ ક ૧-૮-૮ ] જે પરમાત્મા વડે આકાશ ઉગ્ર થાય છે તથા પૃથ્વી દઢ થાય છે " "स दाधार पृथिवीम् । [ ઋક્ સ ૮-૭-૩-૧ ] તે પૃથ્વીને ધારણ કરે છે " એ શ્રુતિઓ પ્રમાણભૂત છે.

વળી હુ જ રસરૂપ ચદ્રમા થઈ ડાંગર, જવ, ઘઉ વગેરે ઔષધીઓનુ પોષણ કરુ છુ તથા સ્વાદવાળી કરુ છુ રસોનો આત્મા, રસસ્વભાવવાળો, તથા રસરૂપ ચદ્રમા પોતાના રસના સચારથી સર્વ ઔષધીઓને પુષ્ટિવાળી તથા રસવાળી કરે છે, એ ભાવ છે [ શા ભા વગેરે ]

" एतेन चन्द्रोऽपि चन्द्रामृतरसपुष्टा सर्वा औषधयोऽपि मम विभूतिस्तत्र मद्बुद्धि कर्तव्यति सूचित भवति । [ શકરાનદ ] આથી ચદ્ર તથા ચદ્રામૃતરસથી પુષ્ટ સર્વ ઔષધિઓ મારી જ વિભૂતિઓ છે, તથા તેમા મારી બુદ્ધિ કરવી જોઈએ, એ સૂચિત થાય છે ' [ ૧૩ ]

**अहं वैश्वानरो भूत्वा प्राणिना देहमाश्रितः ।**
**प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥**

**અન્વયાર્થ** —अहं હુ वैश्वानर જઠરાગ્નિરૂપ भूत्वा થઈ ને प्राणीना પ્રાણીઓના देहम् દેહને आश्रित આશ્રયે રહેલો છુ અને प्राणापानसमायुक्त પ્રાણ-

અને અપાનવડે ઉદ્દીપ્ત થઈ–પ્રજ્વલિત થઈ चतुर्विधं ચાર પ્રકારનાં अन्नं અન્નને पचामि પચાવું છું [ ૧૪ ].

**શબ્દાર્થ** :—હું જઠરાગ્નિરૂપ થઈ, પ્રાણીઓના દેહને આશ્રયે રહેલો છું; અને પ્રાણ તથા અપાનવડે ઉદ્દીપ્ત થઈ, ચાર પ્રકારનાં અન્નને પચાવું છું [ ૧૪ ].

**વિવેચન** .—હે અર્જુન ! अहं वैश्वानरः भूत्वा = હું ઈશ્વર જ જઠરાગ્નિરૂપ થઈ, પ્રાણીઓના દેહનો આશ્રય લઈ, પ્રાણ તથા અપાનવાયુ વડે चतुर्विधम् अन्नम् पचामि = ચાર પ્રકારના અન્નને પચાવું છું. રોટલી વગેરે દાંતવડે ખવાય એવા ભક્ષ્ય, દૂધપાક વગેરે જીભવડે હલાવીને ખવાય એવા ભોજ્ય, શીખંડ વગેરે જીભવડે ચાટીને ખવાય એવા લેહ્ય, તથા શેરડી વગેરે ચૂસીને ખવાય એવા ચોષ્ય એ ચાર પ્રકારનાં અન્નને પચાવું છું [ મધુ. વગેરે ]; અથવા હું મનુષ્ય વગેરેના પાર્થિવ, ચાતક વગેરેના આપ્ય, બાલખિલ્ય વગેરેના તૈજસ તથા સર્પ વગેરેના વાયવ્ય એવા ચાર પ્રકારનાં અન્નને પચાવું છું [ શંકરાનંદ ].

શ્રુતિ પણ કહે છે કે:—"अयमग्निर्वैश्वानरो योऽयमन्तः पुरुषे येनेदमन्नं पच्यते। [ બૃ. ઉ. ૫–૯–૧ ] આ અગ્નિ વૈશ્વાનર છે, જે આ શરીરની અંદર છે; જે અગ્નિવડે આ અન્નનું પાચન થાય છે." આ શ્રુતિના અર્થ પ્રમાણે જઠરાગ્નિ જ વૈશ્વાનર છે.

તાત્પર્ય એ છે કે, આ દેહ વિષે જે ભોક્તા છે, તે અગ્નિ વૈશ્વાનરરૂપ છે, અને જે ભોજ્ય અન્ન છે, તે સોમરૂપ છે. એ પ્રમાણે અગ્નિ–સોમ બન્ને સર્વરૂપ [ જગતરૂપ ] છે. એ પ્રકારે पश्यतः। [ શાં. ભા. વગેરે ] જોનારા પુરુષને અથવા ध्यायतः। [ મધુ. વગેરે ] ધ્યાન કરનાર પુરુષને "अन्नदोषलेपो न भवति। [ શાં. ભા., મધુ. વગેરે ] અન્નદોષનો લેપ થતો નથી" [ ૧૪ ].

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

**અન્વયાર્થ** :—च વળી अहं હું सर्वस्य સર્વના हृदि હૃદયને વિષે–બુદ્ધિને વિષે [ મધુ. વગેરે ] જીવાત્મારૂપે संनिविष्टः રહેલો છું–પ્રવિષ્ટ થયો છું. [ अतः શાં. ભા. ] તેથી मत्तः મારાથી જ स्मृतिः શાસ્ત્ર તથા ગુરુનાં વચનોનું અખંડ સ્મરણ ज्ञान આત્મસ્વરૂપનું જ્ઞાન च તથા अपोहन સ્મૃતિ તથા જ્ઞાનનો અભાવ થાય છે च તથા सर्वैः સર્વ वेदैः વેદોવડે अहम् एव હું જ वेद्यः

જાણવા યોગ્ય છું. वेदांतकृत् વેદાંતના અર્થના સંપ્રદાયનો પ્રવર્તક च તથા वेदवित् વેદના અર્થને જાણનારો अहम् एव હું જ છું [૧૫].

**શબ્દાર્થ** :—હું સર્વની હૃદય-બુદ્ધિ વિષે આત્મારૂપ રહેલો છું. મારાથી જ સ્મૃતિ, જ્ઞાન તથા વિસ્મરણ થાય છે. સર્વ વેદોવડે હું જાણવા યોગ્ય છું. હું વેદાંતના અર્થના સંપ્રદાયનો પ્રવર્તક છું તથા હું જ વેદના અર્થને જાણનારો છું [૧૫].

**વિવેચન** :—હે અર્જુન! સર્વ પ્રાણીઓની બુદ્ધિરૂપ ગુહામાં હું પરમાત્મા જ ક્ષેત્રજ્ઞરૂપે પ્રવેશ કરી રહેલો છું. "अतः प्राणिवर्गः सर्वो ह्यहमेवेत्यर्थः। [શંકરાનંદ] તેથી જ સર્વ પ્રાણીવર્ગ હું જ છું." "एतेन भेददृष्टेरनवकाश इति सूचितम्। [શંકરાનંદ] આથી ભેદદૃષ્ટિનો અવકાશ નથી, એ સૂચન છે."

મારાથી જ સર્વ પ્રાણીઓને स्मृतिः = શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશનું અખંડ સ્મરણ તથા ज्ञानं = આત્મતત્ત્વનું જ્ઞાન થાય છે; તથા મારાથી જ अपोहनं = સ્મૃતિ તથા જ્ઞાન બન્નેનો નાશ થાય છે. તાત્પર્ય એ છે કે, પુણ્યશાળી પુરુષોને તેમના પુણ્યકર્માનુસાર સ્મૃતિ તથા જ્ઞાન થાય છે; અને પાપી પુરુષોને તેમના પાપકર્માનુસાર સ્મૃતિ તથા જ્ઞાનનો લોપ થાય છે [શા. ભા.].

વળી કર્મકાંડ, ઉપાસનાકાંડ તથા જ્ઞાનકાંડરૂપ સર્વ વેદોવડે वेद्यः = સર્વાત્મકપણાને લીધે જાણવા યોગ્ય હું જ છું [મધુ.]. અથવા જાણવા યોગ્ય જે નિર્વિશેષ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, સચ્ચિદાનંદૈકરસ, અદ્વિતીય પરમાત્મા છે, તે હું જ છું [શંકરાનંદ]. वेदान्तकृत् = વેદાંતના સંપ્રદાયનો કર્તા [શા. ભા.], વેદાંતના અર્થના સંપ્રદાયને પ્રવર્તાવનારો [મધુ], વેદાંતના અર્થને પ્રકાશ કરનારો [શંકરાનંદ] હું જ છું. આ વિષયમાં "यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै। [શ્વે. ઉ. ૬–૧૮] જે પરમાત્મા સૃષ્ટિની આદિમાં બ્રહ્માને ઉત્પન્ન કરે છે, અને જે તેમને વેદો આપે છે" એ શ્રુતિ પ્રમાણભૂત છે, તથા वेदविद् = સર્વ વેદોના અર્થને જાણનારો હું જ છું.

### આધ્યાત્મિક હૃદય

"अथ यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन्यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यमिति। [છા. ઉ. ૮ ૧–૧] આ બ્રહ્મપુરમાં [આ બ્રહ્મની પ્રાપ્તિના સ્થાનરૂપ શરીરમાં] અલ્પ હૃદયકમળરૂપ મહેલ છે, તેમાં અલ્પતર અંતરાકાશ છે; અને તેમાં જે અંતર છે, તે શોધવા યોગ્ય છે, તથા શ્રવણાદિક ઉપાયોવડે સાક્ષાત્કાર કરવા યોગ્ય છે."

" हृदि ह्येष आत्मा। [ પ્રશ્ન ઉપ. ૩-૬] = हृदि पुण्डरीकाकारमांसपिण्ड-परिच्छिन्ने हृदयाकाश एष आत्माऽऽत्मना संयुक्तो लिङ्गात्मा। [શા. ભા. પ્રશ્ન. ઉપ. ] આ આત્મા [ આત્માસહિત લિંગદેહ ] હૃદયમાં એટલે કે કમળ સરખા આકારવાળા માંસપિંડથી પરિચ્છિન્ન હૃદયાકાશમાં રહે છે." पद्मकोशप्रतीकाशं हृदयं चाप्यधोमुखम्। [ રા. ભા., તૈ. ના. ૧૧ ] આ હૃદય કમળકોશના જેવું તથા ઊંધા [ નીચેની બાજુ તરફ ] મુખવાળું છે."

## હૃદયના બે પ્રકાર

હૃદય બે પ્રકારનુ છે. હેય [ત્યાગ કરવા યોગ્ય] અને ઉપાદેય [સ્વીકારવા યોગ્ય]. જે હૃદયનું પરિમાણ થઈ શકે છે, જે દેહ વિષે છાતીનું મધ્ય છે, તે હેય-[ત્યાગ કરવા યોગ્ય] હૃદય છે, કારણકે એ હૃદય દેહના એક પ્રદેશમાં જ રહેલું છે. જ્ઞાનસ્વરૂપ પરમાત્મા નામનું હૃદય જે અખંડ અનુભવ છે, તે ઉપાદેય-[સ્વીકારવા યોગ્ય] હૃદય છે. એ હૃદય દેહની બહાર પણ છે તથા અંદર પણ છે; અને બીજી રીતે જોતા દેહાદિ જ નહિ હોવાને લીધે એ હૃદય બહાર પણ નથી, અને અંદર પણ નથી. એ હૃદય મુખ્ય છે તેમા જ આ સઘળું જગત રહેલું છે. એ હૃદયરૂપી અરીસામા સઘળા પદાર્થો પ્રતિબિંબની પેઠે સ્ફુરે છે; અને તે જ હૃદય સઘળી સંપત્તિઓનો ભંડાર છે. સર્વ પ્રાણીઓનો જે અખંડ જ્ઞાનરૂપ આત્મા છે, તે જ સાચું હૃદય છે. દેહના અવયવોમાંનાં એક અવયવરૂપ હૃદય કે જે જડ તથા જૂના પથરા જેવું છે, તે સાચું હૃદય નથી. ચિત્તને સઘળી વાસનાઓ વિનાનું કરી, એ અખંડ અનુભવરૂપ શુદ્ધ હૃદયમાં [ આત્મામા ] બળાત્કારથી જોડતાં આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે પ્રાણીની ગતિ રોકાઈ જાય છે [ યો. વા. ઉપ. ૭૮-૩૩-૩૮ ].

## હૃદયનું સ્થાન

રમણ મહર્ષિ કહે છે :—અહંવૃત્તિ સર્વ વૃત્તિઓનું મૂળ છે. निर्गच्छति यतोऽहंधीर्हृदयं तत्समासतः। [ રમણગીતા ૫-૩ ] સંક્ષેપમાં જ્યાંથી આ અહંબુદ્ધિ ઉદ્ભવે છે, તે જ હૃદય છે. આ આધ્યાત્મિક હૃદય રક્તપિંડના બનેલા શરીરમાંના હૃદયથી નિરાળું છે. तस्य दक्षिणतो धाम हृत्पीठे नैव वामतः। [રમણગીતા ૫-૬] તેનું ધામ [સ્થાન] હૃદય વિષે છાતીની ડાબી બાજુએ નહિ પણ જમણી બાજુએ છે. તેમાંથી જ જ્યોતિ સુષુમ્ણા નાડીદ્વારા સહસ્રાર સુધી વહે છે. સહસ્રારમાંથી એ જ્યોતિ અસંખ્ય નાડીઓ દ્વારા આખા દેહમાં પ્રસરે છે, ત્યારે જ લોકોને સ્થૂલ જગતનો અનુભવ થાય છે. એ અનુભવોને ભેદદૃષ્ટિએ જોવાથી

પુરુષ સંસારી બને છે. દ્રષ્ટા અને દશ્યનો ભેદ મનમાં જ રહેલો છે, પણ હૃદયમાં સ્થિત થયેલાઓની નજરમાં દ્રષ્ટા-દશ્ય એક જ છે [રમણગીતા અ. ૫–૧–૧૯].

હૃદયાકાશમાં આત્માનું જે તેજ ઘણાને અનુભવમાં આવે છે તે શરીરમાં કઈ જગાએ છે, તે જાણવા માટે અમેરિકાના કેટલાક માનસશાસ્ત્રીઓએ સને ૧૮૭૨ થી પ્રયત્નો શરૂ કર્યા. ૬૦ વર્ષના પ્રયાસ પછી તેઓ કહે છે :—'જે હૃદયનું કેન્દ્ર આત્માના અનુભવ વખતે બહુ જ શક્તિથી ભરેલું જણાય છે, તે છાતીની જમણી બાજુએ આવેલું છે. જેની અંતર્દષ્ટિ પક્વ થઈ હોય તથા જે આ માર્ગના અનુભવી હોય તેના અનુભવમાં તે આવે છે. જે હૃદય માંસ તથા નાડીઓનું બનેલું છે, તથા જે દાક્તરો તપાસે છે, તે છાતીમાં ડાબી બાજુ આવેલું છે [ અમેરિકન સાઈકોલોજીકલ રિવ્યૂ—નવેમ્બર, ૧૯૩૪ ] [ ૧૫ ].

**અવતરણિકા :**—यदादित्यगतं तेजः । [ શ્લોક ૧૨ ] ઇત્યાદિ ચાર શ્લોકવડે નારાયણ નામના ઈશ્વરની વિશેષ [ ઉત્તમ ] ઉપાધિઓ સંક્ષેપમાં કહી. હવે તે જ ઈશ્વરની ક્ષર તથા અક્ષર એ બે ઉપાધિઓને જુદીજુદી બતાવી, તે ઉપાધિરહિત શુદ્ધ પરમાત્માના સ્વરૂપનો નિશ્ચય કરવાની ઇચ્છાથી, હવે પછીના શ્લોકનો આરંભ કરે છે. એમાં પહેલાં કહેવાઈ ચૂકેલા અને હવે પછી કહેવામાં આવનારા અધ્યાયના સમગ્ર અર્થને ત્રણ પ્રકારના ભેદ પાડી [ વિભાગ કરી ] કહે છે [ શા. ભા. ]:

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**

**અન્વયાર્થ :**—लोके સંસારમાં इमौ આ द्वौ एव બે જ पुरुषौ પુરુષ છે. એક क्षरः ક્ષરપુરુષ છે च તથા બીજો अक्षरः અક્ષરપુરુષ છે. सर्वाणि भूतानि કાર્યરૂપ સર્વભૂતો क्षरः ક્ષરપુરુષ उच्यते કહેવાય છે च તથા कूटस्थः સર્વભૂતોની ઉત્પત્તિના કારણરૂપ માયાશક્તિ—મૂલપ્રકૃતિ अक्षरः અક્ષરપુરુષ કહેવાય છે [ ૧૬ ].

**શબ્દાર્થ :**—સંસારમાં આ બે જ પુરુષ છે, એક ક્ષરપુરુષ તથા બીજો અક્ષરપુરુષ. કાર્યરૂપ સર્વભૂતો "ક્ષરપુરુષ" કહેવાય છે અને સર્વભૂતોની ઉત્પત્તિના કારણરૂપ માયાશક્તિ [ મૂલપ્રકૃતિ ] "અક્ષરપુરુષ" કહેવાય છે [૧૬].

**વિવેચન :**—હે અર્જુન ! આ સંસારમાં ક્ષર અને અક્ષર એવા બે જ પુરુષો છે. સર્વભૂતો એટલે કે ઉત્પત્તિ-વિનાશવાળો સમસ્ત કાર્યસમૂહ ક્ષરપુરુષ કહેવાય છે, અને સર્વ ભૂતોના કારણરૂપ માયા [ મૂલપ્રકૃતિ ] અક્ષરપુરુષ કહેવાય છે [ શા. ભા., મધુ., શંકરાનંદ ].

હવે ભગવાન પોતે જ તે બન્ને પુરુષોનું વ્યાખ્યાન કરે છે [મધુ]. सर्वाणि भूतानि = "समस्तं विकारजातम् [ શા. ભા. ] પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થયેલું સમસ્ત જગત, समस्तं कार्यजातम् [ મધુ.] સર્વ કાર્યસમૂહ, आकाशादीनि भूम्यन्तानि देहेन्द्रियादीनि भूतकार्याणि च सर्वाणि। [ શંકરાનંદ] આકાશથી ભૂમિપર્યંત તથા ભૂતોના કાર્યરૂપ દેહ, ઇન્દ્રિય વગેરે સર્વ " क्षरः = "ક્ષરપુરુષ" કહેવાય છે."

कूटस्थः अक्षरः उच्यते = " भगवान् मायाशक्तिरूपः कारणोपाधिः संसारबीजत्वेनानन्त्यादक्षर उच्यते। [ મધુ ] ભગવાનની માયાશક્તિરૂપ કારણઉપાધિ સંસારના બીજરૂપ હોવાથી અનંત છે, અને તેથી "અક્ષર" [અક્ષરપુરુષ ] કહેવાય છે." અથવા " अनेकमायावञ्चनादिप्रकारेण स्थितः कूटस्थ संसारबीजानन्त्यान्न क्षरतीत्यक्षर उच्यते। [ શા ભા ] અનેક માયા વંચના-છળ-કુટિલતા આદિ પ્રકારે જે સ્થિત છે, તે કૂટસ્થ છે. સંસારનું બીજ અંતરહિત હોવાથી તે કૂટસ્થ નાશ નથી પામતો, તેથી તે " અક્ષર " [ અક્ષરપુરુષ ] કહેવાય છે."

તાત્પર્ય એ છે કે, યથાર્થ વસ્તુનું આચ્છાદન કરી અયથાર્થ વસ્તુનું પ્રકાશન કૂટ અથવા માયા કહેવાય છે. આ કૂટરૂપવડે એટલે કે આવરણશક્તિ અને વિક્ષેપશક્તિ એ બન્ને રૂપોએ કરીને જે સ્થિત થાય, તે કૂટસ્થ છે. એવા કૂટસ્થ નામવાળી ભગવાનની માયાશક્તિરૂપ કારણઉપાધિ સંસારના બીજરૂપ હોવાથી અનંત છે, તેથી તે " અક્ષર " [ અક્ષરપુરુષ ] કહેવાય છે [મધુ.].

કેટલાક ક્ષર શબ્દવડે સર્વ અચેતન વર્ગનો અર્થ ગ્રહણ કરી 'कूटस्थोऽक्षर उच्यते' એ વચનવડે ક્ષેત્રજ્ઞ નામે જીવાત્માનો અર્થ ગ્રહણ કરે છે [ શ્રીધર વગેરે], પરંતુ તે અર્થ બરોબર નથી [ મધુ. ], કારણકે હવે પછી 'उत्तमः पुरुषस्त्वन्यः' એ વક્ષ્યમાણ વચનવડે ક્ષેત્રજ્ઞને પુરુષોત્તમસ્વરૂપે પ્રતિપાદન કરવામાં આવે છે. ઉપરોક્ત અર્થ ગ્રહણ કરવાથી ' क्षेत्रज्ञं चापि मां विद्धि ' [ ગી. ૧૩-૩ ], અને ' उत्तमः पुरुषस्त्वन्यः ' [ગી. ૧૫-૧૭] એ બે વચનોમાં વિરોધ ઉત્પન્ન થાય છે. તેથી અહીં ' ક્ષર ' તથા ' અક્ષર ' એ બે શબ્દોવડે કાર્યઉપાધિ તથા કારણ ઉપાધિ એ બે જડ ઉપાધિઓ જ ગ્રહણ કરવા યોગ્ય છે [મધુ., ભા. ટી. વગેરે].

**નોંધ** :—અમે આ શ્લોકનો ભગવાન શંકરાચાર્ય, શ્રીશંકરાનંદ તથા શ્રીમધુસૂદનાચાર્યનાં ભાષ્યો પ્રમાણે અર્થ કરેલો છે. શ્રીધરસ્વામી વગેરે ભાષ્યકારોએ આ શ્લોકના ભગવાન શંકરાચાર્ય વગેરેએ કરેલા અર્થોથી ભિન્ન અર્થો કરેલા છે વાચકને બુદ્ધિભેદ થાય એ સંભાવનાથી શ્રીધરસ્વામી વગેરે ભાષ્ય-

કારોએ તથા અન્ય ટીકાકારોએ આ શ્લોકના વિવિધ પ્રકારે કરેલા અર્થોનો અહીં નિર્દેશ કરવામાં આવ્યો નથી. અદ્વૈતસિદ્ધાંતની દૃષ્ટિથી ભગવાન શ્રીશંકરાચાર્ય વગેરેએ આ શ્લોકનો ઉપરોક્ત પ્રકારે કરેલો અર્થ જ યથાવત્ છે, એ કહેવાની આવશ્યકતા નથી [ ૧૬ ].

**અવતરણિકા:**—હવે ક્ષર [ક્ષરપુરુષ ] તથા અક્ષરથી [ અક્ષર પુરુષથી ] વિલક્ષણ, ક્ષર તથા અક્ષરરૂપ બન્ને ઉપાધિઓના ધર્માદિથી અસ્પૃષ્ટ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ તથા મુક્તસ્વભાવ, પદ શબ્દના અર્થરૂપ, મુક્તપુરુષોને પ્રાપ્ત થવા યોગ્ય, પરમતત્ત્વ કહે છે [ શંકરાનંદ ] :

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥**

**અન્વયાર્થ**:—तु અને उत्तमः पुरुषः ઉત્તમ પુરુષ તો ક્ષર પુરુષ તથા અક્ષર પુરુષથી अन्यः ભિન્ન છે તથા તે બંનેને પ્રકાશ કરનારો છે, તથા તે परमात्मा પરમાત્મા इति એ નામથી उदाहृतः કહેવાય છે, यः જે પુરુષ लोकत्रय ત્રણ લોકમાં आविश्य પ્રવેશ કરીને તેને बिभर्ति ધારણ કરે છે, તે अव्ययः અવ્યય રૂપ છે તથા ईश्वरः ઈશ્વરરૂપ છે [૧૭].

**શબ્દાર્થ**:—ઉત્તમ પુરુષ તો તે બંનેથી ભિન્ન છે, તે પરમાત્મા કહેવાય છે; જે ત્રણ લોકમાં પ્રવેશ કરીને તેને ધારણ કરે છે, તે અવ્યયરૂપ છે તથા ઈશ્વરરૂપ છે [૧૭].

**વિવેચન**:—હે અર્જુન ! ઉત્તમ પુરુષ તો ક્ષરપુરુષ તથા અક્ષરપુરુષથી अन्यः = અત્યંત વિલક્ષણ [ભિન્ન] [શા. ભા.] તે બંનેને પ્રકાશનારો છે [મધુ.]. તે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય એ અજ્ઞાનીઓએ આત્મારૂપે કલ્પેલા પાચ કોશોથી ભિન્ન હોવાથી [મધુ.], તથા સર્વભૂતોના પ્રત્યક્ ચેતનરૂપ હોવાથી [શા. ભા.] પરમાત્મા કહેવાય છે. તે પોતાની ચૈતન્ય-શક્તિવડે लोकत्रयं = પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગ એ ત્રણ લોકમા [શા. ભા. વગેરે], તથા સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણશરીરમાં [શંકરાનંદ] પ્રવેશ કરીને, તે સર્વેને बिभर्ति = પોતાની સત્તાસ્ફૂર્તિથી ધારણ કરે છે, તથા પોષે છે–પ્રકાશિત કરે છે [શંકરાનંદ]. તે अव्ययः = જન્મ-મરણાદિ સર્વ વિકારોથી રહિત છે તથા ईश्वरः = સર્વનો નિયંતા છે.

" अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः। [મુ. ઉ. ૨–૧–૨] તે અપ્રાણ, અમન, શુદ્ધ તથા અક્ષરથી પર છે." " जाग्रत्स्वप्नसुषुप्त्यादि–' प्रपञ्चं यत्प्रकाशयति।

તે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આદિ પ્રપંચને પ્રકાશિત કરે છે." "तेने पूर्णं पुरुषेण सर्वम्। [શ્વે. ઉ. ૩-૯] તે ઉત્તમ પુરુષવડે આ સર્વ વ્યાપ્ત છે." "व्यक्ताव्यक्तं भरते विश्वमीशः। [શ્વે. ઉ. ૧-૮] ઈશ્વર વ્યક્તાવ્યક્ત સર્વને ધારણ કરે છે તથા સર્વનું પોષણ કરે છે." "परमात्मा च सर्वेषामाधारः परमेश्वरः।" इत्यादि श्रुतिस्मृतिभ्यश्च। શ્રુતિસ્મૃતિઓ તેને સર્વના આશ્રયરૂપ પરમાત્મા કહે છે." "पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः। [કઠ ઉપ. ૧-૩-૧૧] આ ચૈતન્યઘન પુરુષથી પર કઈ નથી, તે સૂક્ષ્મપણાનો, મહત્પણાનો તથા પ્રત્યગાત્મપણાનો અવધિ છે, તથા જીવની શ્રેષ્ઠ ગતિ છે" [૧૭].

અવતરણિકા :—ब्रह्मणो हि प्रतिष्ठाऽहम्। [ગી. ૧૪-૨૭], तद्धाम परमं मम। [શ્લોક ૬] ઈત્યાદિ વચનોવડે પોતાના મહિમાનો નિર્ધાર [નિશ્ચય] કરવાના હેતુથી 'ईदृशः परमेश्वरोऽहमेव। [મધુ.] એવો પરમેશ્વર હું જ છું', 'निरतिशयोऽहमीश्वरः। [શા. ભા.] હું નિરતિશય ઈશ્વર છું,' એમ કહી હવે ભગવાન પોતાના સ્વરૂપને બતાવે છે [૧૭].

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः॥ १८॥

અન્વયાર્થ :—यस्मात् જેથી अहं હું क्षरं ક્ષરથી–માયામય સંસારવૃક્ષથી अतीतः અતીત છું–પર છું च તથા अक्षरात् અક્ષરથી–માયાનામના અવ્યાકૃતથી મૂલપ્રકૃતિથી अपि પણ उत्तमः ઉત્તમ છું अतः તેથી लोके લોકમાં च તથા वेदे વેદમા હું पुरुषोत्तमः "પુરુષોત્તમ" નામે प्रथितः પ્રસિદ્ધ अस्मि છું [૧૮]

શબ્દાર્થ :—હું ક્ષરથી પર છું તથા અક્ષરથી ઉત્તમ છું; માટે લોકમાં તથા વેદમાં હું "પુરુષોત્તમ" નામે પ્રસિદ્ધ છું [૧૮].

વિવેચન :—હે અર્જુન! હું ક્ષરથી અતીત = પર છું. હું આ અશ્વત્થ નામના માયામય સંસારવૃક્ષને ઓળંગી ગયો છું [શા. ભા. વગેરે], તથા अक्षरात्= સંસારવૃક્ષના બીજરૂપ મૂલપ્રકૃતિથી [શા. ભા. વગેરે], માયા નામના અવ્યાકૃતથી [મધુ. વગેરે] उत्तमः = ઉત્કૃષ્ટ [શા. ભા.] છું, તેથી લોકમાં તથા વેદમાં હું નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, સચ્ચિદાનંદ એકરસ પુરુષોત્તમ નામે પ્રસિદ્ધ છું.

"स उत्तमः पुरुषः इति वेदे इतिहासे च महाभारते सहस्रनामस्तोत्रे केशवः पुरुषोत्तम इति प्रसिद्धः। विश्वं चतश्चैतद्विश्वहेतो नमोऽस्तु तस्मै पुरुषोत्तमाय। [વિષ્ણુપુરાણ], पुराणपुरुषः प्रत्यक्चैतन्यः पुरुषोत्तमः इति। [પદ્મપુરાણ], पुरुषोत्-

मस्य ह्यनादिमध्यान्तमजस्य विष्णोः । [ वि. पु. ५-१७-३३ ] संसारसागरनिमग्नमनन्तदीनमुद्धर्तुमर्हसि हरे । पुरुषोत्तमोऽसि । [ नारदपञ्चरात्र ] तथा आदिकाव्ये— न च तेन विना निद्रा लभते पुरुषोत्तमः [ वा. रा. १-१८-३० ] हरिर्यथैकः पुरुषोत्तमः स्मृतः । [ રઘુવંશ ૩-૪૯ ] " આ પ્રમાણે વેદશાસ્ત્રમાં, મહાભારતમાં, સહસ્રનામસ્તોત્રમાં, પુરાણોમાં તથા વાલ્મીકિ રામાયણ, રઘુવંશાદિ કાવ્યોમાં ભગવાનને " પુરુષોત્તમ " નામે વર્ણવવામા આવેલા છે [૧૮].

**અવતરણિકા** :—હવે ઉપરોક્ત પ્રકારે આત્માને જાણવાનું ફળ કહે છે:

**यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।**
**स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥**

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! यः જે असंमूढः સંમોહથી રહિત થઈ मा મને एवं એ પ્રકારે पुरुषोत्तमं પુરુષોત્તમ जानाति જાણે છે सः તે सर्ववित् સર્વજ્ઞ થાય છે તથા તે सर्वभावेन સર્વભાવે-પૂર્ણભાવે-ભક્તિયોગથી मां મને भजति ભજે છે [૧૯].

**શબ્દાર્થ** :—હે ભારત ! જે સંમોહથી રહિત થઈ, મને એ પ્રકારે પુરુષોત્તમ જાણે છે, તે સર્વજ્ઞ છે, અને તે સર્વભાવે મને ભજે છે [ ૧૯ ].

**વિવેચન** :—હે અર્જુન ! અનંત જન્મોનાં સુકૃતોથી અંતઃકરણની શુદ્ધિદ્વારા असंमूढः = દેહાદિમાં અહંભાવથી મુક્ત થયેલો [ શંકરાનંદ ], સર્વ પ્રકારની કામનાઓથી મુક્ત થયેલો [ શંકરાનંદ ] અજ્ઞાનથી રહિત થયેલો જે મનુષ્ય મને એ પ્રકારે પુરુષોત્તમ જાણે છે અર્થાત્ હું જે ઈશ્વર તેને ' આ ઈશ્વર જ છે ' એવી રીતે જાણે છે [ શા. ભા. ] स सर्ववित् = તે સર્વજ્ઞ છે; તથા આ પ્રકારે મને સર્વના આત્મારૂપ જાણનારો તે મને सर्वभावेन = સર્વનો આત્મા સમજી [ શા. ભા. ] પ્રેમરૂપ ભક્તિયોગથી સેવે છે [ મધુ. ].

પૂર્વે પણ કહેવામાં આવ્યું છે કે:— यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते । [ ગી. ૭-૨ ] આ જ્ઞાનનો [ મારા પુરુષોત્તમ સ્વરૂપનો ] સાક્ષાત્ અનુભવ કર્યા પછી આ સંસારમાં બીજું કાંઈ પણ જાણવાનું બાકી રહેતું નથી. તે સર્વજ્ઞ થાય છે, અને તેથી તે મને સર્વાત્મભાવે ભજે છે.

આથી ' मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ' । [ ગી. ૧૪-૨૬ ] એવું જે વચન પૂર્વે કહ્યું હતું તે उपपन्नम् = યોગ્ય છે; તથા ' ब्रह्मणो हि

प्रतिष्ठाऽहम्' [ ગી.૧૪-૧૭ ] એવું જે પૂર્વે વચન કહ્યું હતું, तदप्युपपन्नतरम् = તે પણ વધારે યોગ્ય છે [ મધુ. ].

"एतद्विज्ञानफलमपि भवितरेवेत्यर्थः। [ નીલકંઠ ] પુરુષોત્તમ સ્વરૂપના વિજ્ઞાનનું ફળ અનન્યભક્તિ જ છે, એ અર્થ છે" [ ૧૯ ].

**અવતરણિકા** :—હવે અધ્યાયના અર્થની સ્તુતિ કરતાં અધ્યાયનો ઉપસંહાર કરે છે :

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

**અન્વયાર્થ** :—अनघ। હે નિર્દોષ। भारत। હે ભારત। मया મેં इति એ પ્રમાણે इदम् આ તને गुह्यतम ગુહ્યમાં ગુહ્ય शास्त्र શાસ્ત્ર उक्तं કહ્યું છે. एतत् એને बुद्ध्वा જાણીને-બ્રહ્મવેત્તાના મુખથી નિશ્ચય કરીને, પુરુષ बुद्धिमान् બુદ્ધિમાન-આત્મજ્ઞાનવાન [ મધુ ] स्यात् થાય છે च તથા कृतकृत्यः કૃતાર્થ થાય છે [ ૨૦ ].

**શબ્દાર્થ** :—હે અનઘ। હે ભારત। આ ગુહ્યમાં ગુહ્ય શાસ્ત્ર મેં તને કહ્યું છે; એને જાણીને પુરુષ આત્મજ્ઞાનવાન તથા કૃતાર્થ થાય છે [ ૨૦ ].

**વિવેચન** :—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા નિષ્પાપ અર્જુન! આ ગુહ્યમાં ગુહ્ય શાસ્ત્ર મેં તને કહ્યું છે. જો કે આ ગીતાના અઢારે અધ્યાયો શાસ્ત્ર જ છે-તોપણ આ પંદરમા અધ્યાયમાં મેં સમસ્ત વેદશાસ્ત્રનો તથા ગીતાશાસ્ત્રનો અર્થ સંક્ષેપમાં કહ્યો છે [ શા. ભા. ], માટે આ અધ્યાય શાસ્ત્ર કહેવાય છે.

एतत् बुद्ध्वा = આ અધ્યાયના અર્થને બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી નિશ્ચય કરીને, પુરુષ बुद्धिमान् स्याद् = આત્મજ્ઞાનવાન થાય છે [ મધુ ], कृतकृत्यः च = અને 'ब्रह्मैवाऽहमिति' 'હું જ બ્રહ્મ છું,' એવા જ્ઞાનવાળો થઈ કૃતાર્થ થાય છે [ શંકરાનંદ ], એનાં સર્વ કર્તવ્યોની સમાપ્તિ થાય છે. તે પુરુષને બીજું કર્તવ્ય અવશેષ રહેતું નથી [ શા. ભા., નીલકંઠ વગેરે ].

"मा प्रेप्सुना उपादेया या बुद्धिः सा सर्वा उपात्ता स्यात्। यच्च तेन कर्तव्यं तत्सर्वं कृत स्यादित्यर्थः। [ રા. ભા. ] મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પુરુષને જે બુદ્ધિ ઉપાદેય છે, તે તેને [ આ અધ્યાયના અર્થના જાણનારને ] પ્રાપ્ત થાય છે; તથા તે માટે જે કર્તવ્ય છે, તે થઈ જાય છે અર્થાત્ તેના કર્તવ્યની આપોઆપ પૂર્તિ થાય છે."

હે ભારત! તેં મારી પાસેથી આ પરમાર્થતત્ત્વ સાંભળ્યું છે, તેથી તું કૃતાર્થ થયો છે [ શા. ભા. ] [ ૨૦ ].

संसारशाखिन छित्वा स्पष्टं पञ्चदशे प्रभुः ।
पुरुषोत्तमयोगाख्ये परं पदमुपादिशत् । [ શ્રીધર ]

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे " पुरुषोत्तमयोगो " नाम पंचदशोऽध्याय· ॥ [૧૫].

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ **શ્રીમદ્દ્ભગવદ્દગીતામાં** શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે **'પુરુષોત્તમયોગ'** નામનો **૧૫ મો અધ્યાય સંપૂર્ણ.**

અધ્યાય ૧૫ મો સંપૂર્ણ

# અધ્યાય ૧૬ મો

## दैवासुरसंपद्विभागयोग

અવતરણિકા :—"देवासुरा ह वै यत्र संयेतिरे उभये प्राजापत्याः । [ છા. ઉ. ૧-૨-૧; બૃ ઉ. ૧-૩-૧ ] દેવો તથા અસુરો બંને પ્રજાપતિનાં સંતાનો છે. શાસ્ત્રીય ધ્યાન ને કર્મની વાસનાવાળી વાગાદિ ઇન્દ્રિયોની અભય વગેરે સાત્ત્વિકી વૃત્તિઓ તે દેવો છે, તથા શાસ્ત્રની અપેક્ષા વિનાનાં ધ્યાન ને કર્મની વાસનાવાળી વાગાદિ ઇન્દ્રિયોની દંભ વગેરે તામસી વૃત્તિઓ તે અસુરો છે. આ બંને દૈવી તથા આસુરી સંપત્તિઓ પુરુષમાંથી ઉત્પન્ન થાય છે, માટે તેઓ તેનાં સંતાન જેવી છે. સર્વ પ્રાણીઓના હૃદયમાં આ દૈવી તથા આસુરી વૃત્તિઓ એકબીજાનો પરાભવ કરવાના હેતુથી તથા પોતાના ઉદ્ભવ માટે અનાદિકાળથી સંગ્રામ કરે છે.

દૈવી સંપત્તિઓ રજોગુણ તથા તમોગુણનો પરાભવ કરી, સત્ત્વગુણની વૃદ્ધિદ્વારા સુખ તથા જ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ છે. આસુરી સંપત્તિઓ સત્ત્વ ગુણનો પરાભવ કરી, રજોગુણ કે તમોગુણની વૃદ્ધિદ્વારા સર્વ અનર્થોના કારણરૂપ છે. દૈવી સંપત્તિઓ મુમુક્ષુને સંપાદન કરવા યોગ્ય તથા આસુરી સંપત્તિઓ ત્યાગ કરવા યોગ્ય છે, અને તેથી દૈવી તથા આસુરી સંપત્તિઓનું સ્વરૂપ વિસ્તારપૂર્વક કહેવા માટે આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે.

પૂર્વે નવમા અધ્યાયમાં ભગવાને દૈવી, આસુરી તથા રાક્ષસી એમ ત્રણ પ્રકારની સંપત્તિઓ કહી છે [ગી. ૯ ૧૨-૧૩] તેમાં રાક્ષસી સંપત્તિનો આસુરી સંપત્તિમાં જ સમાવેશ કરી, આ અધ્યાયમાં દૈવી તથા આસુરી એવી બે પ્રકારની સંપત્તિઓ પ્રતિપાદન કરે છે. તેમાં પ્રથમ ત્રણ શ્લોકવડે અસંમોહત્વની સિદ્ધિ માટે મુમુક્ષુને ઉપાદેય [સંપાદન કરવા યોગ્ય] અભય વગેરે છવ્વીસ દૈવી સંપત્તિઓ કહે છે :

શ્રીભગવાનુવાચ ॥ શ્રીભગવાન બોલ્યા :

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

અન્વયાર્થ :—अभयं અભય सत्त्वसंशुद्धिः અંતઃકરણની શુદ્ધિ ज्ञानयोगव्यवस्थितिः જ્ઞાન તથા યોગને વિષે નિષ્ઠા दानम् દાન च તથા दमः દમ यज्ञः યજ્ઞ च તથા स्वाध्यायः સ્વાધ્યાય तपः તપ અને आर्जवम् સરળતા [ ૧ ].

**શબ્દાર્થ**.—અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન તથા યોગને વિષે નિષ્ઠા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને સરળતા [આ સર્વ દૈવી સંપત્તિ છે] [૧].

**વિવેચન**.—अभय = નિર્ભયતા [શા. ભા], શાસ્ત્ર તથા ગુરુએ ઉપદેશ કરેલા અર્થમાં સંશયરહિત થઈ તેનું યથાયોગ્ય અનુષ્ઠાન કરવામાં તત્પરતા [મધુ વગેરે], 'સર્વ પરિગ્રહથી શૂન્ય હું કેવી રીતે જીવીશ' એવા ભયથી રહિતપણું [મધુ], ઇષ્ટ વસ્તુના વિયોગ કે અનિષ્ટ વસ્તુના સંયોગથી થતા દુઃખના ભયનો અભાવ [રા ભા], પ્રતિબંધનો નાશ, નિદ્રા, રોગ, દંડ, મૃત્યુ વગેરેના ભયનો અભાવ [શંકરાનંદ વગેરે], આધ્યાત્મિકાદિ ઉપદ્રવ પ્રાપ્ત થતાં મનમાં ભય ન થવો તે [શંકરાનંદ]

सत्त्वसंशुद्धि = રાગદ્વેષાદિ મળથી રહિતપણું [કેશવ], અંતઃકરણની શુદ્ધિ–ભગવાનના તત્ત્વના સ્ફુરણ વિષે યોગ્યપણું [મધુ], રજોગુણ તથા તમોગુણથી રહિત થવું [રા ભા] રાગ, દ્વેષ, લોભ, મોહ, અસૂયા, મત્સર, અહંકાર વગેરેનો અભાવ [શંકરાનંદ] ઠગાઈ, કપટ, અસત્ય વગેરેનો ત્યાગ કરી, શુદ્ધ ભાવે વ્યવહારમાં રહેવું તે [શા ભા] ज्ञानयोगव्यवस्थिति = જ્ઞાન તથા યોગમાં નિરંતર સ્થિતિ અધ્યાત્મશાસ્ત્રથી કે આચાર્યથી આત્મસ્વરૂપનો નિશ્ચય કરવો તે 'જ્ઞાન' કહેવાય છે, તથા ચિત્તની એકાગ્રતાવડે તે આત્મસ્વરૂપનું પોતાના વિષે જ આરૂઢપણું અર્થાત્ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તે 'યોગ' કહેવાય છે [શા ભા મધુ વગેરે], અથવા આત્મજ્ઞાનના સાધનોમાં નિષ્ઠા [કેશવ]

दानम् = યથાશક્તિ અન્નાદિ પદાર્થોનો વિભાગ કરવો તે [શા ભા વગેરે] પોતાના અંતઃકરણને ઉદાર રાખી, પોતાની પાસે થોડી વસ્તુ હોય તોપણ તેમાંથી થોડું થોડું સુપાત્રને આપવું તે અન્નાર્પણ[દાન] કહેવાય છે [બૃહસ્પતિ] "दण्डन्यासः परं दानम्। [ભાગ ૧૧–૧૯–૩૭] કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન કરવો, એ શ્રેષ્ઠ દાન છે" સર્વ પ્રાણીઓને અભયરૂપી દક્ષિણાનું દાન આપવું, એ જ સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે" એમ સમજી જે પુરુષ હિંસામય ધર્મનો ત્યાગ કરે છે, તે સર્વભૂતો તરફથી અભયને તથા અંતે મોક્ષને પ્રાપ્ત થાય છે [શા પં ૨૪૬–૬]. दम = બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ यज्ञ = શ્રૌત તથા સ્માર્ત યજ્ઞોનું અનુષ્ઠાન–શાસ્ત્રવિહિત કર્મવિશેષ યજ્ઞ બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ આદિનું ઉપલક્ષણ છે [શંકરાનંદ].

स्वाध्याय = ઋગ્વેદાદિ વેદોનું અધ્યયન [શા ભા વગેરે] ભગવાનના સ્વરૂપ, ગુણ લીલા, વિભૂતિ વગેરે પ્રતિપાદન કરેલા ગ્રંથનું પઠન-પાઠન [કેશવ]. तप = શારીરિક, વાચિક તથા માનસિક એવા ત્રણ પ્રકારના તપ [ગી ૧૭–

૧૪-૧૬], आर्जवम् = વક્રતાનો અભાવ, કુટિલપણાનો પરિત્યાગ, સરળતા, મન, વાણી તથા શારીરિક કર્મમાં સર્વત્ર એકરૂપતા [શંકરાનંદ], શ્રદ્ધાળુ શ્રોતાઓમાં પોતે જાણેલી બાબતો ન છુપાવવી તે [મધુ.], એ સર્વ દૈવી સંપત્તિઓ છે.

અહીં दमश्च એ વચનમાં રહેલો ચકાર આ શ્લોકમાં નહિ કહેલા નિવૃત્તિરૂપ ધર્મોના સમુદાય માટે છે; તથા यज्ञश्च એ વચનમાં રહેલો ચકાર આ શ્લોકમાં નહિ કહેલા પ્રવૃત્તિરૂપ ધર્મોના સમુચ્ચય માટે છે [મધુ.] [ ૧ ].

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

**અન્વયાર્થ** :—अहिंसा અહિંસા सत्यम् સત્ય अक्रोधः અક્રોધ त्यागः ત્યાગ शान्तिः શાંતિ अपैशुनम् અપૈશુન-પછવાડે કોઈની નિંદા ન કરવી તે भूतेषु दया ભૂતદયા अलोलुप्त्वम् અલોલુપતા-ઇન્દ્રિયોનું નિર્વિકારપણું मार्दवम् કોમળપણું ह्रीः અકાર્યમાં લોકલજ્જા તથા अचापलम् ચપલતાનો ત્યાગ [૨].

**શબ્દાર્થ** :—અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, ભૂતદયા, અલોલુપતા, કોમળપણું, અકાર્યમાં લજ્જા તથા ચપળતાનો ત્યાગ [આ સર્વે દૈવી સંપત્તિ છે ] [૨].

**વિવેચન** :—अहिंसा = મન, વાણી તથા શરીરથી કોઈ પણ પ્રાણીને પીડા ન કરવી તે. અહિંસા શારીરિક તપ છે [ગી. ૧૭-૧૪] તથા જ્ઞાનનું સાધન છે [ગી. ૧૩-૭]. અહિંસા સનાતન નીતિધર્મ તથા સર્વધર્મનું મુખ્ય અંગ છે. सत्यम् = અપ્રિયતા તથા અસત્યથી રહિત યથાર્થ વચન [શાં. ભા.]. કોઈને પણ પીડા ન કરનારું તથા યથાર્થ અર્થ બોધ કરનારું વચન સત્ય કહેવાય છે. જે પ્રાણીઓને અત્યંત હિતકર છે, તે જ સત્ય છે [શાં. પ. ૩૨૯-૧૩]. સત્ય વાણીનું તપ છે [ગી. ૧૭-૧૫].

અગ્નિ વર્ષે, હિમ વર્ષે કે મૃત્યુ સન્મુખ હોય તોપણ ભગવાન રામ, હરિશ્ચન્દ્ર, ભીષ્મપિતામહ વગેરેની પેઠે સત્યનું [પ્રતિજ્ઞાનું] પાલન કરવું "सत्येन पन्था विततो देवयान.। [મુ. ઉ. ૩-૧-૬] દેવયાનમાર્ગ સત્યવડે પ્રવૃત્ત થયો છે— નિરંતર ચાલતો રહેલો છે."

સત્યના બાર ભેદ છે—"अमिथ्यावचनं सत्यं स्वाकारप्रतिपालनम्। प्रियवाक्यं गुरोः सेवा दृढं चैव व्रतं कृतम्॥ आस्तिक्यं साधुसङ्गश्च पितुर्मातुः प्रियङ्करः। शुचित्वं द्विविधं चैव ह्रीरसञ्चय एव च॥ [બૃહદ્ધર્મ પુરાણ-પૂર્વખંડ

૧–૪૭] જૂઠું ન બોલવું, નિયમનું દઢ પાલન, પ્રિય ભાષણ, ગુરુસેવા, વ્રતનું દઢતાપૂર્વક પાલન, આસ્તિકતા, સત્સંગ, માતાપિતાનું પ્રિય કાર્ય, બાહ્યશૌચ, આંતરશૌચ, લજ્જા અને અપરિગ્રહ.

अक्रोधः = અન્યને પીડાના કારણરૂપ ચિત્તવિકારનો અભાવ [ રા. ભા ], "उत्पन्नायां विक्रियायां प्रशमनम्। [શા. ભા. શ્લોક ૩] કોઈ તિરસ્કારે, નિંદે કે મારે તોપણ તેના પ્રતિ ઉત્પન્ન થયેલા વિકારને શાંત પાડી દેવો તે [શા. ભા. મધુ. વગેરે]" त्यागः = સંન્યાસ [શા. ભા ], ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલો કર્મફલત્યાગ [શંકરાનંદ], આત્મકલ્યાણથી વિરોધી પરિગ્રહનો ત્યાગ [રા. ભા.] शान्तिः = અંતઃકરણનો ઉપશમ [શા. ભા.]. अपैशुनम् = કોઈ બીજા આગળ પારકાના દોષો પ્રકટ ન કરવાનો સ્વભાવ [શા. ભા ]. અન્યને હાનિ થાય એવાં વચનો ન બોલવાં તે [શા. ભા.] "अघ कि पिसुनता सम कछु आना। [તુલસી. ઉ–૧૧૧ ખ–૫] શુ પિશુનતા સમાન કોઈ બીજું પાપ છે?"

दया = "स्वात्मवत्सर्वभूतेषु कायेन मनसा गिरा। अनुज्ञा या दया सैव प्रोक्ता वेदान्तवेदिभिः। [જાબાલદર્શન ઉપનિષદ્ ૧૪] સર્વભૂતોને શરીર, મન તથા વાણીથી પોતાના જેવા જાણવા તેને વિદ્વાનો દયા કહે છે." બંધુ, મિત્ર, દ્વેષી, શત્રુ કે કોઈ પણ પ્રાણીનું આપત્તિમાંથી રક્ષણ કરવું તે [બૃહસ્પતિ]. જેમ વહેતું જળ માર્ગમાં ખાબોચિયું આવે તો તેને ભરી નાખ્યા વિના આગળ વધતું નથી, તેમ દયાળુ પુરુષ દુઃખી પ્રાણીનું દુઃખ દૂર કર્યા વિના એક પણ ડગલું આગળ ભરતો નથી.

કવિઓ કહે છે કે, સંતોનું હૃદય માખણ જેવું કોમળ છે, પરંતુ કવિઓ જાણતા નથી કે, તે માખણ કરતાં પણ વધુ કોમળ છે; કારણકે "निज परिताप द्रवइ नवनीता। परदु:ख द्रवहिं संत सुपुनीता। [ તુલસી. રા. ઉત્તરકાંડ ૧૨૪ (ક) ૪ ] માખણ તો પોતાના તાપથી જ દ્રવે છે, પરંતુ સંતોનાં હૃદયો તો પારકાના તાપથી [ દુ:ખોથી ] પીગળે છે."

દયાના ૭ પ્રકાર છેઃ—"परोपकारो दानं च सर्वदा स्मितभाषणम्। विनयो न्यूनताभावस्वीकारः समतामतिः। [બૃહદ્ધર્મપુરાણ-પૂર્વખંડ ૧–૪૭] પરોપકાર, દાન, સ્મિતભાષણ, વિનય, ન્યૂનતાભાવ અને સમબુદ્ધિ." ભૂતપ્રેમ એ જ ભૂતદયા છે.

अलोलुप्त्वम् = શબ્દાદિ વિષયો સમીપ હોવા છતાં તથા ભોગ ભોગવવાનું સામર્થ્ય હોવા છતાં ઇન્દ્રિયોમાં વિકાર ન થવો તે. [શા. ભા. વગેરે], વિષયોમાં

સ્પૃહાનો અભાવ [ શા. ભા. ], લોભનો અભાવ [ શ્રીધર ]. मार्दवम्= કઠોરતાનો અભાવ – કોમળપણું, શિષ્ય વગેરે વૃથા પૂર્વપક્ષાદિ કરતા હોય તોપણ તેમને પ્રિય વચનોવડે બોધ કરવો તે [ મધુ. ]. ह्री = નિષિદ્ધ કાર્યથી નિવૃત્તિ; અકૃત્ય કરવામાં લજ્જા; શાસ્ત્ર કે લોકવિરુદ્ધ આચરણ કરવામા સંકોચ પામવું તે. अचापलम् = વ્યર્થ ચેષ્ટાનો અભાવ; આસક્તિ ઉત્પન્ન કરે એવા વિષયોની સમીપમાં પણ ચપલતા ન થવાનો સ્વભાવ [ શા. ભા. ]. એ સર્વે દૈવી સંપત્તિઓ છે [ ૨ ].

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! तेज તેજ क्षमा ક્ષમા धृतिः ધૈર્ય शौच શૌચ अद्रोहः અદ્રોહ તથા न अतिमानिता નમ્રતા–પોતાને વિષે પૂજ્યપણાની ભાવનાનો અભાવ, એ સર્વે ગુણો दैवीं દૈવી ગુણવાળી संपद સંપતને अभिजातस्य સંપાદન કરીને જન્મેલા પુરુષને भवन्ति પ્રાપ્ત થાય છે [૩].

**શબ્દાર્થ** :—હે ભારત ! તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ. પોતાને વિષે પૂજ્યપણાની ભાવનાનો અભાવ. એ ગુણો સત્ત્વગુણવાળી સંપતને સંપાદન કરીને જન્મેલા પુરુષને પ્રાપ્ત થાય છે [૩]

**વિવેચન** .—तेज = ચામડીની ચમક, નૂર કે લાલી નહિ, પરંતુ પ્રાગલ્ભ્ય [શા. ભા.], પ્રભાવશાળીપણું, સ્ત્રી, બાળક વગેરે મૂઢજનોથી ન દબાવું તે [મધુ.], દુષ્ટોથી ન દબાવું તે [ ગ. ભા ], અથવા બુદ્ધિની સૂક્ષ્મતા, અધિક પ્રકાશ [ શંકરાનંદ ] क्षमा = સામર્થ્ય હોવા છતા અપરાધ કરનારને શિક્ષા કરવાની ઇચ્છાનો અભાવ; કોઈ પણ ઉપદ્રવ વિકાર વિના સહન કરવો તે [શંકરાનંદ].

" नास्त्यकार्यंवदर्याणां नास्त्यक्षम्यं महात्मनाम् । જેમ દુષ્ટ પુરુષોને અકાર્ય જેવું કશું નથી તેમ મહાત્માઓને ન સહન કરવા જેવું કશું નથી." ભગવાનના ભક્તો તિરસ્કાર કરાયા હોય, ઠગાયા હોય, શાપ આપેલા હોય, અપમાન કરાયા હોય, અથવા મારેલા હોય, તોપણ પોતે સમર્થ હોવા છતા તેનો પ્રતિકાર કે સામનો કરતા નથી [ ભાગ. ૧–૧૮–૪–૮. ].

ક્ષમા તેજસ્વીઓનું તેજ છે, તપસ્વીઓનું બ્રહ્મ છે, તથા સત્યવાદીઓનું સત્ય છે. આ જગત ક્ષમાથી જ ધારણ થયું છે [ વનપર્વ ૨૯ ૩૬-૪૦ ] વક્ષઃસ્થળમાં ભૃગુપાદચિહ્ન ધારણ કરનાર ભગવાન વિષ્ણુ ક્ષમાનું સાક્ષાત્ દેહધારી સ્વરૂપ છે.

ધૃતિઃ = " धृतिनामार्थहानौ स्वेष्टवन्धुवियोगे तत्प्राप्तौ सर्वत्र चेतः स्थापनम्। [ શાણ્ડિલ્ય ઉપનિષદ્] ધૃતિ એટલે ધનની હાનિ થાય, પોતાના ઇષ્ટ સંબંધીઓનો વિયોગ કે સંયોગ થાય, ત્યારે સર્વત્ર ચિત્તને સ્થિર રાખવું તે " દુઃખાદિથી ન ગભરાતાં ચિત્તને સ્થિર રાખવું તે [શ્રીધર], શરીર કે ઇન્દ્રિયોને થાક લાગ્યો હોય કે ખેદ ઉત્પન્ન થયો હોય ત્યારે તે થાકને કે ખેદને રોકવાવાળી અંતઃકરણની વૃત્તિ [ શા. ભા. ]. " महत्यामपि आपदि कृतकर्तव्यतावधारणम्। [ રા ભા. ] મહા વિપત્તિઓમાં પણ કરવા યોગ્ય કર્તવ્યનો નિશ્ચય કરવાની શક્તિ." જેને લીધે સુખમાં કે દુઃખમાં વિકાર થતો નથી તે અંતઃકરણની વૃત્તિ [શા. પ. ૧૬૯-૧૯].

ધૃતિના ત્રણ પ્રકાર છેઃ—સાત્વિકી, રાજસી અને તામસી. મન, પ્રાણ તથા ઇન્દ્રિયોની ક્રિયાને અવિચળપણે મોક્ષસાધનમા જોડવા તે 'સાત્વિકી ધૃતિ' કહેવાય છે [ ગી. ૧૮-૩૩ ]. જેમ મંકોડો ખેંચતાં તૂટી જાય પણ ગોળનો ત્યાગ કરતો નથી તેમ સાત્વિકી ધૃતિવાળો સાધક પ્રાણ જાય તોપણ ધ્યેયનો, ધર્મનો કે સાધનનો પરિત્યાગ કરતો નથી.

शौचम् = બાહ્ય તથા આંતરશુદ્ધિ, માટી, જળ વગેરેથી શરીરને શુદ્ધ કરવું તે બાહ્ય શૌચ કહેવાય છે, તથા મન-બુદ્ધિની નિર્મળતા એટલે કે મન તથા બુદ્ધિ વિષે કપટ, રાગ વગેરે મલિનતાનો અભાવ આંતરશૌચ કહેવાય છે [શા.ભા.]. अद्रोहः = બીજાનું અનિષ્ટ કરવાની કે બીજાને ન મારવાની ઇચ્છાનો અભાવ [ શા. ભા. વગેરે ], બીજા સાથે વિરોધ ન કરવો [ ગ. ભા. ]. नातिमानिता = પોતાને માટે અતિશય પૂજ્યપણાની ભાવનાનો અભાવ [શા. ભા.], ગુરુ, માતા, પિતા વગેરે સમીપ ગર્વનો અભાવ [રા. ભા.], પૂજ્યો વિષે નમ્રતા [મધુ.]. જેમ નીચી ભૂમિમાં સર્વ બાજુથી જળનો સંચય થાય છે તેમ જ્યાં નમ્રતા [ દીનતા ] છે ત્યાં સર્વ દૈવી ગુણો એકત્રિત થાય છે.

## દૈવી સંપત્તિ પુણ્યકર્મોથી પ્રાપ્ત થાય છે

આ અભય વગેરે દૈવી સંપત [ દૈવી ગુણો ] પૂર્વજન્મોમાં કરેલાં પુણ્યોની અધિકતાથી, સત્ત્વની અધિકતાથી જન્મેલા [ શંકરાનંદ ] તથા જેમનું ભવિષ્યમાં કલ્યાણ નિશ્ચિત છે [ શા. ભા. વગેરે ] એવા भगवदाज्ञानुवर्तिनः। [ કેશવ, રા. ભા. ] ભગવાનની આજ્ઞાનું શ્રદ્ધાપૂર્વક અનુસરણ કરનારા પુણ્યાત્મા પુરુષોનાં લક્ષણો છે.

શ્રુતિ કહે છે કે :—" तं विद्याकर्मणी समन्वारभेते पूर्वप्रज्ञा च। [ બૃ. ઉ. ૪-૪-૩ ] આ શરીરનો ત્યાગ કરી બીજા શરીરમાં જતા જીવાત્માને વિહિત તથા-

પ્રતિષિદ્ધ કર્મ, વિહિત તથા પ્રતિષિદ્ધ વિદ્યા તથા પૂર્વપ્રજ્ઞા = પૂર્વાનુભૂતવિષયા પ્રજ્ઞા। [શા. ભા., બૃ. ઉ.] પૂર્વના અનુભવસંબંધિની પ્રજ્ઞા અર્થાત્ અતીતકર્મ ફલાનુભવવાસના। [શા. ભા., બૃ ઉ.] અતીત કર્મફળોના અનુભવની વાસના [પૂર્વ જન્મોમાં અનુભવ કરેલા વિષયોની વાસના] છાયાની પેઠે અનુસરે છે." "પરલોકપથ્યદનં વિદ્યાકર્મપૂર્વપ્રજ્ઞાખ્યમ્। [શા. ભા.] આ વિદ્યા, કર્મ તથા પૂર્વપ્રજ્ઞા નામના ત્રણ પદાર્થો જીવાત્માની પરલોકના માર્ગની ભોજન-સામગ્રી છે."

"યસ્માદ્ વિદ્યાકર્મણી પૂર્વપ્રજ્ઞા ચ દેહાન્તરપ્રતિપત્ત્યુપભોગસાધનમ્, તસ્માદ્ વિદ્યાકર્માદિ શુભમેવ સમાચરેત્, યથેષ્ટદેહસંયોગોપભોગૌ સ્યાતામિતિ। [શા. ભા., બૃ. ઉ.] વિદ્યા, કર્મ તથા પૂર્વપ્રજ્ઞા દેહાન્તરપ્રાપ્તિ તથા ઉપભોગના સાધન છે, માટે શુભ વિદ્યા તથા કર્માદિનું જ આચરણ કરવું કે જેથી અભીષ્ટ દેહની પ્રાપ્તિ તથા ઉપભોગ થાય."

સંક્ષેપતસ્તુ 'યથાકારી યથાચારી [સ] તથા ભવતિ, સાધુકારી સાધુર્ભવતિ પાપકારી પાપો ભવતિ, પુણ્ય પુણ્યેન કર્મણા ભવતિ પાપઃ પાપેન। [બૃ. ઉ. ૪-૪-૫] સંક્ષેપમા જે જેવું કરનારો તથા આચરનારો હોય છે, તેવો તે થાય છે. શુભ કર્મ કરનારો સાધુ [દૈવી] થાય છે, પાપ કર્મ કરનારો પાપી [આસુરી] થાય છે. પુણ્યકર્મથી [શુભકર્મપરાયણ રહેવાના સ્વભાવવાળો પુણ્યાત્મા [દૈવી સંપત્તિવાળો] થાય છે, તથા પાપી [અશુભકર્મપરાયણ રહેવાના સ્વભાવવાળો] પાપી [આસુરી સંપત્તિવાળો] થાય છે" [૩].

**અવતરણિકા** :—હવે ત્યાગ કરવા યોગ્ય આસુરી સંપત્તિ કહે છે:

**दम्भो दर्पोऽतिमानश्च क्रोधः पारुष्यमेव च।**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम्॥४॥**

**અન્વયાર્થ** :—પાર્થ! હે પાર્થ! દમ્મઃ દંભ દર્પઃ દર્પ ચ તથા અતિમાનઃ અતિમાન ચ एव તેમ જ ક્રોધઃ ક્રોધ પારુષ્યં પારુષ્ય ચ અને અજ્ઞાનં અજ્ઞાન એ લક્ષણો-ધર્મો-દોષો આસુરીં સંપદ આસુરી સંપત્તિને-રજસ્તમોગુણમય વાસનાને અભિજાતસ્ય સંપાદન કરીને જન્મેલા પુરુષમાં હોય છે [૪].

**શબ્દાર્થ** :—હે પાર્થ! દંભ, દર્પ, અતિમાન, ક્રોધ, પારુષ્ય અને અજ્ઞાન એ સર્વ [લક્ષણો-ધર્મો] આસુરી સંપત્તિને સંપાદન કરીને જન્મેલા પુરુષમાં હોય છે [૪].

**વિવેચન** :—दम्भः = ધર્મધ્વજીપણું [ ]: दर्पः = વિદ્ યૌવન, રૂપ, ધન, કુળ, જાતિ, અવસ્થા, બળ, સત્તાની પ્રાપ્

ઉન્મત્ત થવું તે; અથવા કર્તવ્ય તથા અકર્તવ્યના વિવેકને નષ્ટ કરનારો વિષયોના અનુભવથી ઉત્પન્ન થતો હર્ષ [ રા. ભા. ]; अतिमानः = પોતાને વિષે પૂજ્યપણાની ભાવના [ શા. ભા. વગેરે ]; क्रोधः = પોતાના તથા અન્યના અનિષ્ટના કારણરૂપ ચિત્તવૃત્તિ [ રા. ભા. ]; पारुष्यम् = કોઈને અગ્નિની વૃષ્ટિ જેવાં નિષ્ઠુર તથા મર્મભેદક વચનો કહેવાં તે, સાધુપુરુષોને ઉદ્વેગ કરે એવો સ્વભાવ. સ્વપ્નમાં પણ આસુરી સંપત્તિવાળાની વાણી મૃદુ નથી હોતી એ સૂચન કરવા માટે एवकार છે [ શંકરાનંદ ].

अज्ञानम् = સત્–અસત્નો અવિવેક [ શંકરાનંદ વગેરે ], કાર્યાકાર્યનો અવિવેક [ કેશવ વગેરે ], અવિવેકથી ઉત્પન્ન થયેલું મિથ્યાજ્ઞાન [ નીલકંઠ ], કર્તવ્ય તથા અકર્તવ્ય વિષે વિપરીત બુદ્ધિ [ મધુ. ].

અહીં अज्ञानं च એ વચનમાં રહેલો ચકાર અહીં નહિ કહેલાં અભાવરૂપ અધૃતિ વગેરે દોષોના સમુચ્ચય માટે છે [ મધુ. ].

આ દંભ વગેરે આસુરીસંપત્ પૂર્વજન્મનાં પાપકર્મોને લીધે, રજોગુણ તથા તમોગુણની અધિકતા સહિત જન્મેલા તથા જેમનું ભવિષ્યમાં અકલ્યાણ નિશ્ચિત છે, એવા પાપાત્મા [ દુરાત્મા ] પુરુષોનાં લક્ષણો છે, કે જે પૂર્વજન્મોમાં કરેલાં પાપકર્મોની વાસનાને લીધે જન્મતાં જ સ્વભાવિક રીતે અભિવ્યક્ત થાય છે.

**નોંધ :**—આ શ્લોકમાં શ્રીશંકરાનંદ, શ્રીધરસ્વામી વગેરેએ अतिमानश्च એ શબ્દને સ્થાને अभिमानश्च એ પ્રકારનો પાઠ અંગીકાર કરેલો છે; પરંતુ ભગવાન ભાષ્યકાર, શ્રીમધુસૂદનસ્વામી વગેરેએ अतिमानश्च પાઠ અંગીકાર કરીને વ્યાખ્યાન કરેલું છે, માટે અહીં अतिमानश्च એ પ્રકારનો પાઠ રાખ્યો છે [ ૪ ].

**અવતરણિકા :**—હવે દૈવી સંપત્ના તથા આસુરી સંપત્ના ભિન્નભિન્ન ફળને કહે છે :

**दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।**
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥ ५ ॥**

**અન્વયાર્થ :**—दैवीसंपत् દૈવી સંપત્ विमोक्षाय મોક્ષ આપનારી તથા आसुरी આસુરી સંપત્ निबंधाय બંધનમાં નાખનારી मता માનેલી છે. पाण्डव ! હે પાંડવ ! मा शुचः તું વિષાદ ન કર, કારણકે તું दैवीं संपदं દૈવીસંપત્તને अभिजातः असि સંપાદન કરીને–લક્ષ્ય કરીને જન્મેલો છે [ ૫ ].

**શબ્દાર્થ** .—દૈવી સંપત્ મોક્ષ આપનારી તથા આસુરી સંપત્ બંધનમાં નાખનારી માનેલી છે. હે પાંડવ ! તું વિષાદ ન કર, કારણકે તું દૈવી સંપત્ સંપાદન કરીને જન્મેલો છે [૫].

**વિવેચન** :—હે અર્જુન ! અભય વગેરે દૈવી સંપત્તિ विमोक्षाय = સંસારબંધનથી મુક્ત કરવાવાળી છે [શા. ભા વગેરે], ચિત્તશુદ્ધિ, જ્ઞાન, જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિના સાધનરૂપ છે [ મધુ. વગેરે ], અને તેથી મુમુક્ષુએ ગ્રહણ કરવા યોગ્ય છે. દંભ વગેરે આસુરી સંપત્તિ निबन्धाय = સંસારબંધનમાં નાખનારી છે, અને તેથી મુમુક્ષુએ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે.

હે પાંડવ ! તું શોક ન કર. તું ધાર્મિકોમાં અગ્રગણ્ય પાંડુરાજાનો પુત્ર છે [ રા ભા. ]. તું દૈવી સંપત્તિ સંપાદન કરીને જન્મેલો છે તે પૂર્વે ધર્મ સંપાદન કર્યો છે [ મધુ. ] અને ભવિષ્યમાં તારું કલ્યાણ જ થવાનું છે [ શા ભા , મધુ ]. દૈવી સંપત્તિને ઉદ્દેશીને તારી પ્રવૃત્તિ છે, અને તેથી તું અવશ્ય સંસારથી મુક્ત થશે [ શંકરાનંદ વગેરે ] [ ૫ ]

**અવતરણિકા** .—હવે આસુરસ્વભાવ વિસ્તારપૂર્વક કહેવા માટે પ્રસ્તાવ કરે છે :

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ ! मे शृणु ॥ ६ ॥

**અન્વયાર્થ** .—पार्थ ! હે પાર્થ ! अस्मिन् આ लोके લોકમાં द्वौ एव બે જ પ્રકારના भूतसर्गौ ભૂતસર્ગ પુષ્પમાં ગંધની પેઠે, ચિત્તને સંબંધ કરીને રહેલા પ્રાણીઓના સ્વભાવ [શંકરાનંદ] છે, એક दैवः ધર્મપરાયણ દૈવ સ્વભાવ च તથા બીજો आसुरः અધર્મપરાયણ આસુર સ્વભાવ. दैवः દૈવસર્ગ–દૈવસ્વભાવ–विस्तरशः વિસ્તારપૂર્વક प्रोक्तः કહ્યો, હવે आसुरं આસુરસર્ગને–આસુર સ્વભાવને मे મારાથી शृणु તું શ્રવણ કર–સાંભળ [૬]

**શબ્દાર્થ** —હે પાર્થ ! આ લોકમાં બે જ ભૂતસર્ગ [સ્વભાવ] છે–દૈવ સ્વભાવ અને આસુર સ્વભાવ. દૈવ સ્વભાવ મેં તને વિસ્તારપૂર્વક કહ્યો, હવે મારી પાસેથી તું આસુર સ્વભાવને સાંભળ [૬].

**વિવેચન** :—હે પાર્થ ! આ સંસારમાં द्वै भूतसर्गौ = મનુષ્યની બે સૃષ્ટિઓ છે–દૈવી અને આસુરી [શા ભા ], અથવા બે પ્રકારનો મનુષ્યનો સ્વભાવ છે–એક દૈવ સ્વભાવ તથા બીજો આસુરી સ્વભાવ [શંકરાનંદ]. મનુષ્ય જે સમયમાં

શાસ્ત્રજન્ય સંસ્કારોના પ્રબલપણાથી સ્વભાવસિદ્ધ રાગદ્વેષનો પરાભવ કરીને ધર્મ-પરાયણ થાય છે, ત્યારે તે 'દેવ' કહેવાય છે; પરંતુ જ્યારે સ્વભાવસિદ્ધ રાગદ્વેષની પ્રબલતાથી શાસ્ત્રોના સંસ્કારોનો [ઉપદેશનો–આજ્ઞાનો] પરાભવ કરી, અધર્મ-પરાયણ થાય છે, ત્યારે તે 'અસુર' કહેવાય છે [મધુ.].

બીજા અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞના લક્ષણોમાં, બારમા અધ્યાયમા ભક્તનાં લક્ષણોમાં, તેરમા અધ્યાયમા જ્ઞાનનાં સાધનોમાં, ચૌદમા અધ્યાયમા ગુણાતીતનાં લક્ષણોમાં, તથા આ સોળમા અધ્યાયમા અભય વગેરે દૈવી ગુણોવડે મે દૈવસર્ગ [ દૈવસ્વભાવ ] વિસ્તારપૂર્વક પ્રતિપાદન કર્યો [મધુ], અથવા આ દૈવસ્વભાવની ઉત્પત્તિના સાધનરૂપ કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિયોગરૂપ આચાર મે તને વિસ્તારપૂર્વક કહ્યો [ રા. ભા. ].

હવે હુ તને આસુરસર્ગ અર્થાત્ દમ, દાન તથા દયાથી રહિત, વિષયભોગ તથા અધર્મપરાયણ આસુર સ્વભાવ [આસુરી મનુષ્યોના લક્ષણો] વિસ્તારપૂર્વક કહું છું, તે શૃણુ = પ્રયત્નપૂર્વક ત્યાગ કરવાના હેતુથી, તું ધ્યાનપૂર્વક સાંભળ [મધુ] [૬].

**અવતરણિકા** :—હવે બાર શ્લોકવડે આસુરી સંપત્તિ [આસુરી સ્વભાવ] પ્રતિપાદન કરે છે :

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥**

**અન્વયાર્થ** :—आसुराः આસુરી સ્વભાવવાળા जनाः મનુષ્યો प्रवृत्तिं પ્રવૃત્તિને च તથા निवृत्तिं નિવૃત્તિને न विदुः જાણતા નથી च અને तेषु તેમના शौचं શૌચ न विद्यते હોતું નથી च તથા आचारः આચાર अपि પણ ન હોતો નથી તથા सत्यं સત્ય ન હોતું નથી [૭].

**શબ્દાર્થ** :—આસુરી સ્વભાવવાળા મનુષ્યો પ્રવૃત્તિને જાણતા નથી, તેમના પવિત્રતા હોતી નથી, આચાર હોતો નથી, તથા સત્ય પણ હોતું નથી [૭].

**વિવેચન** :—હે અર્જુન! आसुराः= રજોગુણ તથા તમોગુણ પ્રધાન આસુરી સ્વભાવવાળા મનુષ્યો प्रवृत्तिं च निवृत्तिं= ધર્મને કે અધર્મને [શ્રીધર વગેરે], અભ્યુદયના સાધનને કે શ્રેયના સાધનને [રા. ભા.], પ્રવૃત્તિ માર્ગને કે નિવૃત્તિ માર્ગને [ વલ્લભ], પુરુષાર્થના સાધનરૂપ કર્તવ્યમાં પ્રવૃત્ત થવું કે અનર્થના હેતુરૂપ નિષિદ્ધ કર્મથી નિવૃત્ત થવું [શા. ભા.], च = તથા તેને પ્રતિપાદન કરનારા વિધિવાક્યને કે

નિષેધવાક્યને [મધુ.] જાણતા નથી. તેઓ વાયુની પેઠે સ્વચ્છંદીપણે વિચરે છે. તેઓ વિષે शौचम् = બાહ્ય કે આંતર પવિત્રતા, आचारः = મનુ વગેરેએ કહેલો આચાર કે सत्यम् = સત્ય હોતાં નથી. તેઓ સંધ્યાવંદનાદિ નિત્ય કર્મોનો પરિત્યાગ કરનારા [રા. ભા.], અશુદ્ધ, દુરાચારી, કપટી તથા મિથ્યાવાદી હોય છે [કેશવ વગેરે] "दयासत्यशौचरहिता आसुरा इत्यर्थः। [શંકરાનંદ વગેરે] તેઓ મનુષ્ય દેહધારી હોવા છતાં દયા, સત્ય, શૌચ તથા આચારથી રહિત આસુર છે" [૭].

**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
**अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥**

**અન્વયાર્થ** :—તે તે આસુર પુરુષો जगत् જગતને असत्यं અસત્ય अप्रतिष्ठं અપ્રતિષ્ઠ अनीश्वरं ઈશ્વર વગરનું अपरस्परसंभूतं અપરસ્પરના સંબંધથી ઉત્પન્ન થયેલું તથા कामहैतुकं કામરૂપ હેતુવાળું आहुः કહે છે. આ જગતનું अन्यत् किम् કામથી ભિન્ન અન્ય શું કારણ હોય ? [૮].

**શબ્દાર્થ** :—તેઓ જગતને અસત્ય, અપ્રતિષ્ઠ, અનીશ્વર, અપરસ્પર સંભૂત તથા કામહૈતુક કહે છે. એ વિના બીજું તેનું કારણ શું હોય ? [૮]

**વિવેચન** :—હે અર્જુન ! આ આસુર સ્વભાવવાળા પુરુષો પ્રતિપાદન કરે છે કે (૧) જગત असत्यम् = અસત્ય છે. વેદ, વેદોક્ત ધર્મ તથા તેના ફળભૂત સર્વલોક મિથ્યા છે [શંકરાનંદ]. તેઓ ઋગ્વેદાદિ વેદોની તથા સ્મૃતિ–પુરાણ–ઇતિહાસાદિની પ્રમાણતા અંગીકાર કરતા નથી. (૨) તેઓ કહે છે કે, જગત अप्रतिष्ठं = ધર્મ–અધર્મ આદિ આધાર વિનાનું છે [શા. ભા.]. આ જગત વિષે સુખદુઃખાદિની વિચિત્રતા ધર્માધર્મને લીધે નહિ, પરંતુ સ્વભાવથી જ છે [શંકરાનંદ]. તેઓ ધર્માધર્મને જગતની વ્યવસ્થાનો હેતુ માનતા નથી.

(૩) તેઓ કહે છે કે, જગત अनीश्वरम् = ધર્માધર્મની અપેક્ષાવડે આ જગતનો શાસન કરનાર સ્વામી ઈશ્વર નથી [શા. ભા.]. તેઓ ઈશ્વરને કર્મફલપ્રદાતા [મધુ.], કે જગતની ઉત્પત્તિનું કારણ માનતા નથી [શંકરાનંદ]. (૪) તેથી તેઓ જગતને अपरस्परसंभूतम् = કામથી પ્રેરિત સ્ત્રી–પુરુષોના સંયોગથી જ ઉત્પન્ન થયેલું માને છે.

(૫) તેમના અભિપ્રાય પ્રમાણે કામ જ આ જગતનું કારણ છે, किम् अन्यत् कामहैतुकम् = કામ સિવાય આ જગતનું બીજું કારણ શું હોઈ શકે ? અર્થાત્ તેઓ કામથી ભિન્ન ધર્માધર્મરૂપ અદૃષ્ટને કે ઈશ્વરને આ જગતના કારણરૂપ માનતા નથી [શા. ભા. વગેરે].

આસુરી સ્વભાવવાળા પુરુષો વેદશાસ્ત્રને, વેદવિહિત ધર્મને તથા ઈશ્વરને અંગીકાર કરતા નથી, તેથી તેઓ યથેષ્ટ આચરણપરાયણ રહી સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે, એ અર્થ છે [મધુ.].

" लोकायतिकदृष्टिरियम् । [શા. ભા., મધુ. વગેરે] આ લોકાયતિકની [ચાર્વાકોની] દૃષ્ટિ છે." ચાર્વાક મત પ્રમાણે સ્થૂલદેહ જ આત્મા છે, આત્મા વિનાશી છે, તથા પુનર્જન્મ નથી. ચાર્વાક સિદ્ધાંત પ્રમાણે 'ऋणं कृत्वा घृतं पिबेत्'। 'દેવું કરીને પણ ઘી પીવું', અર્થાત્ વિહિત કે નિષિદ્ધ કોઈ પણ પ્રકારે ધન સંપાદન કરી વિષયભોગો ભોગવવા' એ જ મનુષ્ય જીવનનો આદર્શ છે.

મહાભારતની કણિકનીતિમાં ચાર્વાક મત વિસ્તારપૂર્વક પ્રતિપાદન કરવામાં આવેલો છે [મહા. ભા. આ. ૧૪૨]. જાબાલિમુનિએ ભગવાન રામને વનમાં રહેવાની પ્રતિજ્ઞાનો પરિત્યાગ કરી, અયોધ્યા પાછા આવવા માટે ચાર્વાક સિદ્ધાંતો પ્રતિપાદન કર્યો તેથી ભગવાન રામ અત્યંત ઉદ્વેગ પામ્યા હતા, તે પ્રસિદ્ધ છે [વા. રા. અયોધ્યાકાંડ] [૮].

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।**
**प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**

**અન્વયાર્થ** :—एतां दृष्टिं એ ચાર્વાકદૃષ્ટિનો [શંકરાનંદ વગેરે], એ નાસ્તિક મતનો [કેશવ વગેરે] अवष्टभ्य આશ્રય કરીને नष्टात्मानः પરલોકનાં સાધનોથી ભ્રષ્ટ થયેલા [શા. ભા.] अल्पबुद्धयः તુચ્છ વિષયો જ જેમની બુદ્ધિનો વિષય છે, એવી ટૂંકી બુદ્ધિવાળા [શા. ભા.] उग्रकर्माणः હિંસાદિ શાસ્ત્રનિષિદ્ધ કર્મો કરનારા अहिताः જગતના શત્રુઓ–તે આસુરી પુરુષો जगतः જગતના क्षयाय નાશ માટે प्रभवन्ति ઉત્પન્ન થાય છે [૯].

**શબ્દાર્થ** :—એ ચાર્વાકદૃષ્ટિનો આશ્રય કરીને, નષ્ટાત્મા, અલ્પ બુદ્ધિવાળા, ઉગ્ર કર્મવાળા, તે જગતના શત્રુઓ જગતના નાશને માટે ઉત્પન્ન થાય છે [૯].

**વિવેચન** :—હે અર્જુન ! एतां दृष्टिम् अवष्टभ्य = પૂર્વોક્ત ચાર્વાકદૃષ્ટિનો [નાસ્તિક મતનો] આશ્રય કરીને नष्टात्मानः = નષ્ટ થઈ ગયેલા સ્વભાવવાળા, પરલોકનાં સાધનોથી ભ્રષ્ટ થયેલા [શા. ભા.], કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે દોષોથી જેમની વિવેકબુદ્ધિ આવૃત્ત થઈ ગઈ છે એવા [શંકરાનંદ], अल्पबुद्धयः = કેવળ વિષયભોગોમાં જ બુદ્ધિને જોડનારા [મધુ. વગેરે] ક્ષુદ્ર વિષયો જ જેમની બુદ્ધિનો વિષય છે, એવી ટૂંકી બુદ્ધિવાળા [શા. ભા.], સ્થૂલદેહમાં જ આત્મબુદ્ધિ-

વાળા [ શંકરાનંદ ], શરીરથી અતિરિક્ત આત્માને નહિ માનનારા [ રા. ભા. વગેરે ], उग्रकर्माणः = હિંસા વગેરે શાસ્ત્રવિરુદ્ધ ભયંકર કર્મો કરનારા તે જગતના શત્રુઓ जगतः क्षयाय = જગતના નાશ માટે प्रभवन्ति = ઉત્પન્ન થાય છે [મધુ. વગેરે].

" जगतो नाशाय = जगतः स्थितिहेतुभूतवेदतदुक्तधर्मनाशायैव प्रभवन्ति न तु रक्षणायेत्यर्थः । [ શંકરાનંદ ] ચાર્વાકદષ્ટિનો આશ્રય કરનારા જગતની સ્થિતિના હેતુભૂત વેદ તથા વેદોક્ત ધર્મનો નાશ કરવા જ સમર્થ થાય છે, પરંતુ વેદ કે વેદોક્ત ધર્મના રક્ષણ માટે નહિ, એ અર્થ છે."

ચાર્વાકદષ્ટિ ઉત્તરોત્તર અધોગતિના કારણરૂપ છે, માટે મુમુક્ષુએ તેનો સર્વથા ત્યાગ કરવો [મધુ.] [૯].

**અવતરણિકા** :—હવે ચાર્વાકદષ્ટિવાળા [ નાસ્તિકો ] જગતના નાશ માટે કેવી રીતે પ્રવૃત્ત થાય છે, તે કહે છે [ શંકરાનંદ ].

कामामाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद् गृहीत्वाऽसद्ग्राहान् प्रवर्तन्तेऽशुचिव्रताः ॥ १० ॥

**અન્વયાર્થ** :—दुष्पूरं તૃપ્ત ન કરી શકાય એવા कामम् કામનો आश्रित्य આશ્રય કરીને दम्भमानमदान्विताः દંભ, માન તથા મદવડે યુક્ત થયેલા अशुचिव्रताः અપવિત્ર વ્રતવાળા मोहात् અજ્ઞાનથી–અવિવેકથી શાસ્ત્રવિરુદ્ધ असद्ग्राहान् અશુભ નિશ્ચયોને [ શા. ભા. ], અશુભ સિદ્ધાંતોને गृहीत्वा ગ્રહણ કરીને વેદવિરુદ્ધ કર્મોમાં प्रवर्तन्ते પ્રવર્તે છે [૧૦].

**શબ્દાર્થ** :—તૃપ્ત ન કરી શકાય એવા કામનો આશ્રય કરીને, દંભ, માન તથા મદવડે યુક્ત તથા અપવિત્ર વ્રતવાળા તે આસુરી પુરુષો અવિવેકથી શાસ્ત્રવિરુદ્ધ સિદ્ધાંતોને ગ્રહણ કરીને, શાસ્ત્રવિરુદ્ધ કર્મોમાં પ્રવર્તે છે [૧૦].

**વિવેચન** :—दम्भमानमदान्विताः = પોતાના મનમાં ધર્મનિષ્ઠ ન હોવા છતાં વાણી કે ચેષ્ટાવડે લોકોની આગળ પોતાનું ધર્માત્મપણું પ્રકટ કરવું તે દંભ કહેવાય છે [મધુ.]. પૂજ્યભાવને અયોગ્ય હોવા છતાં લોકોની આગળ પોતાનું પૂજ્યપણું પ્રકટ કરવું તે માન કહેવાય છે [મધુ.]. વાસ્તવિક રીતે અધિકપણાથી રહિત છતા પણ પોતાને વિષે અધિકપણાનું આરોપણ કરવું [મધુ.] અથવા પોતાને વિષે ઉત્કૃષ્ટત્વનો અભિનિવેશ [શંકરાનંદ] મદ કહેવાય છે. ઉપરોક્ત પ્રકારે દંભ, માન તથા મદવડે યુક્ત તે આસુરપુરુષો दुष्पूरम् = કોટીકલ્પે પણ તૃપ્ત ન કરી શકાય એવા कामम् = કામનાઓનો आश्रित्य = આશ્રય કરીને, અવિવેકને લીધે

- કામપૂર્તિ . માટે असद्ग्राहान् = શાસ્ત્રવિરુદ્ધ અશુભ સિદ્ધાંતોને ગ્રહણ કરી, अशुचिव्रताः અપવિત્ર વ્રતવાળા થઈ प्रवर्तन्ते = વેદવિરુદ્ધ કર્મોમાં પ્રવર્તે છે.

તેઓ વશીકરણ, અન્યની સ્ત્રીઓનું આકર્ષણ, ખજાના દેખાય તેવા સિદ્ધાંજન અને કાર્યસિદ્ધિ આદિ મલિન સાધનોમાં અત્યંત આગ્રહ બાંધીને બેસે છે [ નીલકંઠ ]. વામમાર્ગનાં શાસ્ત્રોએ ઉપદેશેલા સ્મશાન વગેરે પ્રદેશ તથા ઉચ્છિષ્ટપણાની અવસ્થા વગેરે અપવિત્ર પદાર્થોની જરૂર રાખનારા વ્રતોનો [મધુ], મદ્ય, માંસ આદિની જરૂર પડે એવા નિયમોનો [ નીલકંઠ ], સ્વીકાર કરે છે અને નિરંતર અધર્મમાં જ પ્રવૃત્ત રહે છે.

આ કલિયુગમાં આસુર સ્વભાવવાળા મનુષ્યો આહાર–વિહાર–વ્યવહાર આદિમાં નીતિ તથા શાસ્ત્રવિરુદ્ધ વર્તન કરે છે. કાંટાવાળા કરંજના ઝાડની પેઠે આસુર લોકોનાં મનમાં અનીતિ વધતી જાય છે, અને નીતિ તથા લોકમર્યાદા શુષ્ક થયેલી અડદની શીંગની પેઠે પટોપટ તૂટતી જાય છે. આશ્ચર્ય એ છે કે, અડદની શીંગ તૂટે ત્યારે તો શબ્દ [ અવાજ ] થાય છે, પરંતુ જ્યારે આ નીતિ તથા લોકમર્યાદા તૂટી રહી છે, ત્યારે શબ્દ સરખો પણ થતો નથી [ ૧૦ ].

**चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।**
**कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥**

**અન્વયાર્થ** :—च તથા प्रलयान्तां મરણપર્યંતની–પ્રલયકાળ સુધી જેનો અંત નથી એવી अपरिमेयां અપરિમિત चिन्ता ચિંતાનો उपाश्रिताः આશ્રય કરનારા તથા कामोपभोगपरमाः વિષયભોગને જ પરમ પુરુષાર્થ માનનારા एतावत् આટલું જ–વિષયભોગથી ઊપજતું દૃષ્ટ સુખ એ જ સુખ છે इति निश्चिताः એવા દૃઢ નિશ્ચયવાળા [ વિષયસુખભોગ માટે ધનના સમૂહ ઇચ્છે છે ] [ ૧૧ ].

**શબ્દાર્થ** :—મરણપર્યંત ચાલુ રહેવાની અપરિમિત ચિંતાનો આશ્રય કરનારા, વિષયભોગને જ પરમપુરુષાર્થ માનનારા, તથા ' વિષયભોગથી ઊપજતું સુખ એ જ સુખ છે ' એવા દૃઢ નિશ્ચયવાળા હોય છે [ ૧૧ ].

**વિવેચન** :—चिन्ताम् अपरिमेयां च प्रलयान्ताम् उपाश्रिताः = જેની ઇયત્તા [ માપ ] ન થઈ શકે એવી અપરિમેય [ અપાર ] પ્રલયકાળ પર્યંત પહોંચે એવી ચિંતાનો આશ્રય કરનારા [ શા. ભા. વગેરે ], સર્વદા ચિંતાપરાયણ [ શા. ભા. ] તથા " चैतन्यविशिष्टः कायः पुरुषः । ચૈતન્યયુક્ત દેહ જ પુરુષ છે, ' काम एवैकः पुरुषार्थः ' । ' કામ જ એક પુરુષાર્થ છે', 'દેહપાત એ જ મોક્ષ છે,' ઇત્યાદિ

બૃહસ્પતિના [ ચાર્વાકના ] સિદ્ધાંતોમાં શ્રદ્ધાવાળા, कामोपभोगपरमाः = વિષય-ભોગોને જ પરમ પુરુષાર્થ માનનારા [ શંકરાનંદ વગેરે ].

एतावद् इति निश्चिताः = એથી અન્ય [ શંકરાનંદ વગેરે ] કે, અધિક [ રા. ભા., કેશવ ] કોઈ પુરુષાર્થ [ ફળ-અદષ્ટ સુખ ] નથી, એવા દઢ નિશ્ચયવાળા આસુર મનુષ્યો વિષયભોગો ભોગવવા માટે અન્યાયથી ધન સંપાદન કરવા પ્રયાસ કરે છે; એમ હવે પછીના શ્લોક સાથે સંબંધ છે [ શંકરાનંદ ];

તાત્પર્ય એ છે કે, જેમ ઉદરો ઘરને છિન્નભિન્ન કરી નાખે છે, તેમ સર્વદા ચિંતાપરાયણ તથા વિષયભોગપરાયણ આસુરી મનુષ્યો આ મોક્ષના સાધનરૂપ સ્થૂલ તથા સૂક્ષ્મદેહરૂપી ઘરને છિન્નભિન્ન કરી દઈ, નિરતિશય આત્મસુખથી વિમુખ થાય છે [ ૧૧ ].

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥ १२ ॥

**અન્વયાર્થ** —आशापाशशतै. આશારૂપી સેંકડો પાશોવડે बद्धाः બંધાયેલા તથા कामक्रोधपरायणाः કામ તથા ક્રોધને પરાયણ થયેલા તે આસુર લોકો कामभोगार्थं વિષયભોગ માટે अन्यायेन અન્યાયથી अर्थसंचयान् ધનના સંચયને ईहन्ते ઇચ્છે છે [ ૧૨ ].

**શબ્દાર્થ** :—આશારૂપી સેંકડો પાશોવડે બંધાયેલા તથા કામક્રોધને આધીન થયેલા તેઓ વિષયભોગ માટે અન્યાયવડે ધનના સંચયને ઇચ્છે છે [ ૧૨ ].

**વિવેચન** :—आशापाशशतैः बद्धाः = સેંકડો આશારૂપ પાશોથી બંધાયેલા कामक्रोधपरायणा. = કામક્રોધપરાયણ [ શા. ભા. ], પરસ્ત્રીસંગ તથા પારકાના અનિષ્ટની અભિલાષાથી પરવશ થયેલા [ મધુ. ] આસુરી મનુષ્યો कामभोगार्थं = ધર્મને કે દાનને માટે નહિ, પરંતુ વિષયભોગ [ કામતૃપ્તિ ] માટે [ શા. ભા., શંકરાનંદ વગેરે ] अन्यायेन = પાપમય યુક્તિઓવડે [ શા. ભા ], ચોરી, હિંસા, કપટ, વચના આદિ શાસ્ત્રવિરુદ્ધ માર્ગે [ શ્રીધર, શંકરાનંદ વગેરે ]; ધનસંચયને ઇચ્છે છે-ધનસંચય માટે ચેષ્ટા [ પ્રવૃત્તિ ] કરે છે.

सञ्चयानिति बहुवचनेन धनप्राप्तावपि तत्तृष्णानुवृत्तेर्विषयप्राप्तिवर्धमानतृष्णात्वरूपो लोभो दर्शितः। [ મધુ. ] संचयान् એ બહુવચનથી ધનની પ્રાપ્તિ થવા છતાં વિષયની પ્રાપ્તિથી વધતી જતી તૃષ્ણારૂપ લોભ દર્શાવ્યો છે, કારણકે ધનની પ્રાપ્તિ થવા છતાં ધનની તૃષ્ણા નિવૃત્ત થતી નથી. વિષયો પ્રાપ્ત થવા છતાં દિવસેદિવસે વૃદ્ધિ પામતી વિષયોની તૃષ્ણા એ જ લોભ છે.

### ભોગવાસના જ સર્વ અનર્થોનું મૂળ છે

"न साम्पराय प्रतिभाति बाल प्रमाद्यन्त वित्तमोहेन मूढम्। [કઠ ઉપ ૧,૨-૬] ધનથી મોહ પામેલા અવિવેકી મનુષ્યને साम्पराय = પરલોકની પ્રાપ્તિરૂપ પ્રયોજનવાળુ સાધન પ્રતીત થતુ નથી" "अमृतत्वस्य तु नाऽऽशाऽस्ति वित्तेन। [બૃ ઉ ૨-૪-૨] ધન કે ધનથી સાધ્ય કર્મવડે અમૃતત્વની [મોક્ષની] આશા કરવી યોગ્ય નથી"

'निर्वेद आशापाशाना पुरुषस्य यथा ह्यसि। [ભાગ ૧૧-૮-૨૮] પુરુષને આશારૂપી પાશોને કાપી નાખનામા નિર્વેદ [વૈરાગ્ય] તલવાર સમાન છે आशा हि परम दु ख नैराश्य परम सुखम्। [ભાગ ૧૧-૮-૨૮] આશા [તૃષ્ણા-કામના] એ જ પરમ દુ ખ છે અને આશારહિત થવુ [તૃષ્ણારહિત થવુ] એ જ પરમસુખ છે"

લક્ષ્મી વેશ્યા જેવી, કોઈની પાસે સદા ન રહેનારી, આરભમા થોડી મીઠી લાગે એવી, મધ્યમા રાગદ્વેષાદિ અનેક ખટપટો ઊભી કરનારી, પાણીના પરપોટા જેવી, તુરત લય પામનારી હોવા છતા તેની સતત કામના કરવામા આવે છે એ અજ્ઞાનનો મહિમા છે જેમ પાણીથી વાસનો દર ડિગો ભરાતો નથી, તેમ ધનથી ચિત્ત કદાપિ તૃપ્ત થતુ નથી જેમ બળદનુ શીગડુ બળદની વૃદ્ધિની સાથે પ્રતિદિન વધતુ જાય છે, તેમ ધનની વૃદ્ધિની સાથે તૃષ્ણા, ભય, ચિતા વગેરે પ્રતિદિન વધતા જાય છે ધનના સચય વિષે આસક્ત રહેનારા અવિવેકી મનુષ્યો દિવસે દિવસે અધિક પાપિષ્ઠ, અધિક ક્રૂર તથા અધિક ખેદ આપનારી દશાને પ્રાપ્ત થાય છે

તાત્પર્ય એ છે કે, વિષયભોગો ભોગવવા માટે ધન મેળવવાની પ્રવૃત્તિ પાણીની ચકરીની પેઠે ગોથા ખવડાવનારી, તથા પરિણામે દુ ખ આપનારી છે કારણકે બાહ્યસુખભોગો માટે જોઈતા બાહ્ય ધનાદિ સાધનો ગ્રહણ કરીને બીજાનુ સુખ કમી કર્યા વિના પ્રાપ્ત કરી શકાતા નથી બીજાની હિસા કર્યા વિના ધનપ્રાપ્તિ થતી જ નથી [શા. ૫ ૨૬-૧૯] માટે માનક જેમ તેનથી અને કીડી જેમ અગ્નિથી દૂર રહે તેમ મુમુક્ષુએ વિષયભોગ માટે ધનપ્રાપ્ત કરવાની કામનાનો ત્યાગ કરવો

વળી જેમ કાદવમા પડી પગ ધોવા તેના કરતા કાદવમા ન પડવુ તે વધારે સારુ છે, તેમ ધર્મને [યજ્ઞદાનાદિ] માટે ધન મેળવવાની ઇચ્છા કરવી તેના કરતા ધર્મ ન કરવાની ઇચ્છા કરવી, તે વધારે ઉત્તમ છે કારણકે ધનની અદર ઘણા દોષો રહેલા છે તથા ધનમૂલક યજ્ઞાદિક ધર્મ પણ દોષોથી ભરપૂર છે [શા. ૫ ૨૬-૧૭-૧૮] [૧૨]

અવતરણિકા :—હવે આસુર મનુષ્યોની ધનતૃષ્ણાને તેમના મનોરાજ્યના કથનવડે વર્ણવે છે :

**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
**इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥**

અન્વયાર્થ :— अद्य આજે मया મેં इदं આ लब्धं મેળવ્યું. હવે इमं આ મનોરથ મનોરથને–ઇચ્છાને प्राप्स्ये હું પામીશ. इदम् આટલું अस्ति છે અને इदं આટલું धनम् ધન अपि પણ पुनः હવે પછી मे મને भविष्यति પ્રાપ્ત થશે [૧૩].

શબ્દાર્થ :—આજે મે આ મેળવ્યુ, હવે આ મનોરથને શીઘ્ર પામીશ; આટલુ ધન મારી પાસે છે, હવે પછી આટલુ ધન મને પ્રાપ્ત થશે [૧૩].

વિવેચન :—હે અર્જુન ! આસુર મનુષ્યો કહે છે કે.– "પ્રારબ્ધથી નહિ, પરંતુ કેવળ મારા સામર્થ્યથી જ મે ધન, મિલકત, પ્રતિષ્ઠા વગેરે પ્રાપ્ત કર્યાં છે, અને ભવિષ્યમા મારા પુરુષાર્થથી જ હુ મારા મનોરથને પૂર્ણ કરીશ. આજે મારી પાસે આટલું ધન છે, તથા તે અલ્પ કાળમા મારા બુદ્ધિબળ તથા ચાતુરીથી વૃદ્ધિ પામશે"

આ પ્રકારની ધનની તૃષ્ણાવાળા અપવિત્ર નરકમાં પડે છે, એમ આ શ્લોકનો 'पतन्ति नरकेऽशुचौ' એ વક્ષ્યમાણ વચનની સાથે અન્વય [સંબંધ] કરવો [મધુ].

### લોભ

ધનાદિ પદાર્થોને અધિક ને અધિક પ્રાપ્ત કરવાની ઇચ્છા "લોભ" કહેવાય છે. પાપનું આદિ કારણ લોભ છે. સર્વ પાપકર્મોના મૂળમાં એક કે બીજા સ્વરૂપમા લોભ રહેલો છે. ચોરીમા ધનનો, અસત્યમા સ્વાર્થનો તથા નિંદામાં આત્મપ્રશંસાનો લોભ રહેલો છે.

લોભીની લાજ લય પામે છે. લોભી સ્વાર્થીપણાનો અવધિ છે. લોભી ધર્માધર્મને, કે સ્ત્રીપુત્રાદિના સુખને જોતો નથી. તે તો કેવળ પૈસાને જ પલ્લે બાંધવા તત્પર રહે છે. જેમ કન્યા ગમે તેટલી કુલીન, સુશીલ, સુકુમાર તથા સર્વાંગ સુંદર હોય, પણ તેના નાક પર અણુમાત્ર સફેદ કોઢનો ડાઘ હોય તો બધા સૌંદર્ય પર પાણી ફરે છે, તેમ થોડો પણ લોભ મનુષ્યના ગુણોનો નાશ કરે છે.

સર્વ અનર્થનું મૂળ લોભ છે. લોભથી જ પાપની પ્રવૃત્તિ થાય છે. દંભ, દ્રોહ, નિંદા, ઈર્ષ્યા વગેરે દોષો લોભી પુરુષો વિષે હોય છે. આ જગતમા ઘણા પુરુષો મોટાં

મોટા શાસ્ત્રો જાણીને બહુશ્રુત [ વિદ્વાન ] થયા હોય છે, અને બીજાઓના સંશયોનો નાશ કરનારા હોય છે, તેઓ પણ લોભના પ્રભાવને લીધે બુદ્ધિહીન બની જઈને કલેશ પામે છે.

લોભી દ્વેષ તથા ક્રોધ કરવામાં આસક્ત રહે છે, શિષ્ટાચારથી ભ્રષ્ટ હોય છે, અંતઃકરણના ક્રૂર હોય છે, મધુર વાણી બોલનારા હોય છે, તથા ઘાસથી ઢાંકેલા કૂવાની પેઠે ઉપર ઉપરથી જ મનોહર દેખાવના હોય છે, પણ તેમના અંતઃકરણ મહાભયંકર હોય છે [ શા પ અ ૧૫૮–૧૨–૧૮ ]

લોભ અને અજ્ઞાન એ બન્નેના ફળ તથા દોષ સમાન જ છે, તેથી એ બન્નેને એક જ સમજવા લોભમાંથી જ અજ્ઞાન પ્રવર્તે છે લોભ જ્યારે વૃદ્ધિ પામે છે, ત્યારે અજ્ઞાન પણ વૃદ્ધિ પામે છે, લોભની જ્યારે સામ્યાવસ્થા હોય છે, ત્યારે અજ્ઞાનની પણ સામ્યાવસ્થા હોય છે લોભનો જ્યારે ક્ષય થાય છે ત્યારે અજ્ઞાનનો પણ ક્ષય થાય છે, અને લોભનો જ્યારે ઉદય થાય છે, ત્યારે અજ્ઞાન પણ ઉદય પામે છે આ પ્રમાણે કેવળ લોભને લીધે જ દુઃખ, સંતાપ, મોહ વગેરે અનેક ગતિઓ પ્રાપ્ત થાય છે—આ અજ્ઞાનાત્મક લોભ જ સ્વર્ગ, નરક, મનુષ્ય દેવ, પશુ તથા પક્ષીઓ વગેરે ગતિનું કારણ છે [શા પ અ. ૧૫૯–૯–૧૧ ] [ ૧૩ ]

અવતરણિકા —હવે આસુર મનુષ્યોના ક્રોધનો વિસ્તાર કહે છે.

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

**અન્વયાર્થ** —मया મેં असौ આ शत्रु શત્રુને हत હણ્યો च તથા अपरान् બીજાને अपि પણ हनिष्ये હણીશ अहं હું ईश्वर ઈશ્વર છું–સર્વ સમર્થ છું अहं હું भोगी ભોગી છું अहं હું सिद्ध સિદ્ધ છું बलवान् બળવાન છું તથા सुखी સુખી છું [ ૧૪ ]

**શબ્દાર્થ** — મેં આ શત્રુને હણ્યો અને બીજાને પણ હણીશ હું ઈશ્વર છું, હું ભોગી છું, હું બળવાન છું તથા હું સુખી છું [ ૧૪ ]

**વિવેચન** —ધન, સત્તા વગેરેથી ઉન્મત્ત થયેલા આસુરી મનુષ્યો કહે છે કે —" असौ मया हत शत्रु हनिष्ये च अपरान् अपि = 'આજે મેં એક દુર્જય શત્રુનું નિકંદન કાઢી તેને યમપુરી મોકલી આપ્યો છે, મારા બીજા શત્રુઓને હું હવે પછી યમપુરી મોકલીશ મારી સાથે વિરોધ, વૈર, દ્વેષ કે શત્રુભાવ રાખ

હું યજ્ઞ કરીશ, दास्यामि હું દાન કરીશ, मोदिष्ये હું તેથી હર્ષ પામીશ इति એ પ્રકારે આસુર મનુષ્યો अज्ञानविमोहिता અજ્ઞાનવડે અતિ મોહ પામેલા છે [૧૫]

શબ્દાર્થ:—હું ધનવાન છું, કુળવાન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન આપીશ, અને હર્ષ પામીશ એ પ્રમાણે આસુરી મનુષ્યો અજ્ઞાનથી અતિ મોહ પામેલા છે [૧૫]

**વિવેચન** —વળી તે આસુર મનુષ્યો કહે છે કે —आढ्य अभिजनवान् अस्मि=' હું ધનવાન છું તથા કુલીન પણ હું જ છું હું બાપ પેઢીથી શ્રોત્રિયાદિ ગુણસંપન્ન છું [વા. ભા.]. મારા કહું મીઓ, મિત્રો, બાન્ધવો તથા અનુયાયીઓનો પાર નથી. અનેક મનુષ્યો મારી આજ્ઞાનું પાલન કરવા તૈયાર છે

क. अन्य. अस्ति सदृश मया = હું દેહ શરીર, પત્ની ભાર્યા, પુત્રપૌત્રાદિવાળું કુટુંબ, મેરુતુલ્ય ધન, વિદેશમાં માન્ય, સ્વદેશમાં ધન્ય, વિદ્યા, સદાચાર, તથા સર્વગુણસંપન્ન એવો મારા સમાન બીજો કોણ છે? જેમ આકાશ આકાશની, સાગર સાગરની તથા રામરાવણનું યુદ્ધ રામરાવણની ઉપમાને યોગ્ય છે [વા. રા. ૬–૧૦૭–૫૨] તેમ સર્વગુણસંપન્ન એવો હું મારી જ ઉપમાને યોગ્ય છું. મારા જેવો કોઈ થયો નથી, છે નહિ અને થશે પણ નહિ.

यक्ष्ये=યજ્ઞયાગવડે હું બીજાઓનો પરાભવ કરીશ [વા ભા., મધુ], અથવા પ્રતિષ્ઠા, ધન કે આયુષ્ય માટે યજ્ઞ કરીશ [વિ કનાન દ], અથવા ભૂતપ્રેતાદિની પૂજા કરીશ [કેશવ]. दास्यामि = હું દાન કરીશ અર્થાત્ હું મારી પ્રશંસા કરનારા ભાટચારણોને કે નટ–નર્તકીઓને કે મારી આજ્ઞાનું પાલન કરનારાઓને ધનાદિ પદાર્થોની ભેટોથી સંતુષ્ટ કરીશ [વા. ભા, પુ અ. ત. વગેરે], અને તેથી मोदिष्ये = નર્તકી આદિની સાથે હર્ષ પામીશ [મધુ વગેરે] આ પ્રકારે આસુર મનુષ્યો અવિવેકથી અત્યંત મોહ પામેલા છે.

વસિષ્ઠમુનિ કહે છે કે, "આવો દેહમાં અહંબુદ્ધિવાળો, વિવેક વિનાનો તથા આત્મજ્ઞાન વિનાનો પુરુષ ધની ઉપર ધાનધૂમથી ફરતો હોય, તોપણ તે દગ્ધ જ રે છે, એમ સમજવું જીવતો તો કેવળ આત્મવેત્તા પુરુષને જ માનવો" યો વા. ઉપ પ્ર. ૫૦–૫૪] [૧૫].

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥

**અન્વયાર્થ** .—अनेकचित्तविभ्रान्ताः અનેક પ્રકારના દુષ્ટ સંકલ્પોથી નાના

નારને જડમૂળથી ઉખેડી નાખી યમપુરી રવાના કરતાં મને સહેજ પણ વિલંબ લાગશે નહિ. મારી સાથે વિરોધ કે શત્રુભાવ મૃત્યુને જ ભેટવા સમાન છે. મારી પાસેથી કોઈ જીવતો જશે નહિ એટલું જ નહિ, પરંતુ હું તેમનાં સ્ત્રી, ધન વગેરેનું પણ હરણ કરીશ [મધુ].

ईश्वरः अहम् = હું ઈશ્વર છું. હું સર્વનો નિયંતા [શા. ભા. વગેરે], વિદ્યા, ધન વગેરેથી સમર્થ [શંકરાનંદ], તથા સર્વનો નિગ્રહ કરવા સમર્થ એવો ઈશ્વરરૂપ છું [નીલકંઠ]. તથા સર્વ પ્રકારે સર્વદા પૂજનવાને યોગ્ય છું.

अहम् भोगी = હું ભોગી છુ. વિષયભોગો ભોગવવાનાં સર્વ સાધનો મને स्वतः एव। [કેશવ] અદૃષ્ટાદિથી નહિ, પરંતુ મારા પુરુષાર્થથી જ પ્રાપ્ત છે. સંસારના સર્વ ભોગો મે ભોગવ્યા છે.

सिद्धः अहम् = હું સિદ્ધ છુ. હુ પુત્ર, પૌત્ર, દૌહિત્રાદિ તથા ધનધાન્યાદિથી સંપન્ન છું [શા. ભા, શંકરાનંદ વગેરે]. હું પુત્ર તથા સેવક વગેરેની સહાયથી યુક્ત છુ [મધુ. વગેરે]. હું કંઈ સાધારણ મનુષ્ય નથી. अहम् बलवान् = હું બળવાન છું. હું વિષયસુખ ભોગવવા સમર્થ છું. सुखी च अहम् एव = હું જ સુખી છું, હું નીરોગી છું [મધુ. વગેરે], " अन्ये तु भूमिभारायावतीर्णाः। [શા. ભા.] બીજા બધા તો પૃથ્વી પર ભારરૂપ ઉત્પન્ન થયા છે."

ધન કે સત્તા એક અજબ ઉપાધિ છે. ધન કે સત્તાના મદથી ઉન્મત્ત થયેલો મનુષ્ય પોતાને વિષે સર્વ ગુણોનો અધ્યાસ કરે છે; તથા પોતાને સર્વગુણસંપન્ન, સર્વજ્ઞ તથા સર્વ સમર્થ માને છે. મદિરાથી ઉન્મત્ત થયેલા મર્કટની પેઠે કૂદે છે. દેડકા જેવો હોવા છતાં હાથીની સાથે બાથ ભીડવા પ્રવૃત્ત થાય છે. જેને ધન કે સત્તા પ્રાપ્ત થવા છતાં જે ધન કે સત્તાને વશ વર્તતો નથી તેને જ સાચો દૈવી પુરુષ જાણવો.

જો ઉત્તમકુળમાં જન્મ, ઉત્તમ કર્મ, સુંદર રૂપ, વિદ્યા, ઐશ્વર્ય અને ધન વગેરે પ્રાપ્ત થવા છતાં ગર્વ ન થાય, તો તે ભગવાનનો અનુગ્રહ છે, એમ જાણવું [ભાગ. ૮-૨૨-૨૬] [૧૪].

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

**અન્વયાર્થ**:—હું आढ्यः ધનવાન છું. अभिजनवान् કુળવાન अस्मि છું. मया મારા सदृशः જેવો-સમાન अन्यः બીજો कः अस्ति કોણ છે? यक्ष्ये

હું યજ્ઞ કરીશ, दास्यामि હું દાન કરીશ, मोदिष्ये હું તેથી હર્ષ પામીશ इति એ પ્રકારે આસુર મનુષ્યો अज्ञानविमोहिताः અજ્ઞાનવડે અતિ મોહ પામેલા છે [ ૧૫ ].

**શબ્દાર્થ**:—હું ધનવાન છું, કુળવાન છું, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન આપીશ, અને હર્ષ પામીશ એ પ્રમાણે આસુરી મનુષ્યો અજ્ઞાનથી અતિ મોહ પામેલા છે [ ૧૫ ].

**વિવેચન**:—વળી તે આસુર મનુષ્યો કહે છે કે: —आढ्यः अभिजनवान् अस्मि ='હું ધનવાન છું તથા કુલીન પણ હું જ છું. હું સાત પેઢીથી શ્રોત્રિયાદિ ગુણસંપન્ન છું [શા. ભા.]. મારા કુટુંબીઓ, મિત્રો, બાંધવો તથા અનુયાયીઓનો પાર નથી. અનેક મનુષ્યો મારી આજ્ઞાનું પાલન કરવા તૈયાર છે.

*कः अन्यः अस्ति सदृशः मया* = સુંદર શરીર, રૂપવતી ભાર્યા, પુત્રપૌત્રાદિવાળું કુટુંબ, મેરુતુલ્ય ધન, વિદેશમાં માન્ય, સ્વદેશમાં ધન્ય, વિદ્યા, સદાચાર, તથા સર્વગુણસંપન્ન એવો મારા સમાન બીજો કોણ છે? જેમ આકાશ આકાશની, સાગર સાગરની તથા રામરાવણનું યુદ્ધ રામરાવણની ઉપમાને યોગ્ય છે [ વા. રા. ૬–૧૦૭–૫૨ ] તેમ સર્વગુણસંપન્ન એવો હું મારી જ ઉપમાને યોગ્ય છું. મારા જેવો કોઈ થયો નથી, છે નહિ અને થશે પણ નહિ.

यक्ष्ये = યજ્ઞયાગવડે હું બીજાઓનો પરાભવ કરીશ [શા. ભા., મધુ.], અથવા પ્રતિષ્ઠા, ધન કે આયુષ્ય માટે યજ્ઞ કરીશ [શંકરાનંદ], અથવા ભૂતપ્રેતાદિની પૂજા કરીશ [ કેશવ ]. दास्यामि = હું દાન કરીશ અર્થાત્ હું મારી પ્રશંસા કરનારા ભાટચારણોને કે નટ–નર્તકીઓને કે મારી આજ્ઞાનું પાલન કરનારાઓને ધનાદિ પદાર્થોની ભેટોથી સંતુષ્ટ કરીશ [ શા. ભા , પુ. અ. ત. વગેરે ], અને તેથી मोदिष्ये = નર્તકી આદિની સાથે હર્ષ પામીશ [મધુ. વગેરે ]. આ પ્રકારે આસુર મનુષ્યો અવિવેકથી અત્યંત મોહ પામેલા છે.

વસિષ્ઠમુનિ કહે છે કે, "આવો દેહમાં અહંબુદ્ધિવાળો, વિવેક વિનાનો તથા આત્મજ્ઞાન વિનાનો પુરુષ ધરતી ઉપર ધામધૂમથી ફરતો હોય, તોપણ તે શબ જ ફરે છે, એમ સમજવું. જીવતો તો કેવળ આત્મવેત્તા પુરુષને જ જાણવો." [ યો. વા. ઉ૫. પ્ર. ૫૦–૫૪] [૧૫].

**अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।**
**प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥**

**અન્વયાર્થ**:—अनेकचित्तविभ्रान्ताः અનેક પ્રકારના દુષ્ટ સંકલ્પોથી નાના

પ્રકારની ભ્રાંતિને પામેલા मोहजालसमावृता મોહરૂપી જાળમા અત્યત વીટાયેલા कामभोगेषु વિષયભોગોમા प्रसक्ता અત્યત આસક્ત થયેલા તે આસુરપુરુષો अशुचौ અપવિત્ર नरके નરકમા पतन्ति પડે છે [૧૬]

શબ્દાર્થ —અનેક પ્રકારના દુષ્ટ સ કલ્પોથી નાના પ્રકારની ભ્રાંતિને પામેલા, મોહરૂપી જાળમા અત્યત વીટાયેલા, તથા વિષયભોગોમા અત્યત આસક્ત થયેલા તેઓ અપવિત્ર નરકમા પડે છે [૧૬]

**વિવેચન** —હે અર્જુન! अनेकचित्तविभ्रान्ता = ઉપરોક્ત અનેક પ્રકારના દુષ્ટ સ કલ્પો, આશાઓ તથા તૃષ્ણાઓના ચિ તનથી અસ્થિર ચિત્તવાળા, मोहजालसमावृता = વિવેક વિનાના મોહરૂપી જાળમા ફસેલા, અને તેથી कामभोगेषु प्रसक्ता = વિષયભોગમા જ અત્યત આસક્ત રહેનારા તે આસુર પુરુષો મૃત્યુ પછી अशुचौ = વિષ્ટા મૂત્ર, શ્લેષ્મ, રુધિર વગેરે અપવિત્ર પદાર્થોથી ભ પૂ રૌ વ, વૈતરણી વગેરે નરકોને પ્રાપ્ત થાય છે [ શ્રી ભા., મધુ વગેરે, ક્રઈ ઉપ ૭–૬]

### નરક

મહાભારત તથા પુરાણોમા નરકના તથા નરકમાર્ગના ભયકર દુ ખોનુ વિસ્તારપૂર્વક વર્ણન છે મહાભારતના આશ્વમેધિક પર્વમા ભગવાન વેદવ્યાસ કહે છે કે —'મનુષ્યલોક તથા યમલોકને છયાસી હજાર યોજનાનુ અતર છે મૃત્યુ પછી જીવાત્માને એના જ સ્વરૂપનુ તથા એના જ પ્રમાણનુ એક અદશ્ય શરીર પ્રાપ્ત થાય છે જે માર્ગે જીવ યમપુરી તરફ પ્રયાણ કરે છે તે માર્ગ અધકારથી છવાયેલો, અપાર, મહાઘોર, દુ ખરૂપ તથા દુર્ગમ છે યમદૂતોથી તિરસ્કાર કરાતા, શરીરે દુ ખ પામતા, કપી રહેતા, ભયથી વિહ્વળ, શરીરે વિવિધ પ્રકારના દુ ખ પામતા જીવોને તે માર્ગે જવુ પડે છે તથા યમપુરી પહોચી ત્યા કર્માનુસાર અનેક પ્રકારના દુ ખોને ભોગવવા પડે છે [નરકમાર્ગ તથા નરકના દુ ખોના વિસ્તારપૂર્વક વર્ણન માટે જુઓ મહાભારત–અશ્વમેધપર્વ અ ૫ ]

શ્રુતિ કહે છે કે — अपि च सप्त। [બ્ર સૂ ૩–૧–૧૫] રૌરવ, મહારૌરવ, વહ્નિ, વૈતરણી, કુભીપાક, તામિસ્ર તથા અધતામિસ્ર એવા સાત નરકો છે"

પરતુ આ કળિયુગમા જ્યારે સત્તાધીશો અણુબામ, હ ઈડ્રોજનબોમ વગેરે સહારના સાધનો ઉત્પન્ન કરે છે, રાષ્ટ્રો વચ્ચે ભ્રાતૃભાવને બદલે ભેદ વધારે છે, ગરીબી દૂર કરવાને કે તેને અલ્પ બનાવવાને બદલે, ગરીબી વધારી તેને વધુ ને વધુ કષ્ટદાયી બનાવે છે, ધન માટે લોકો ચોરી, ઠગાઈ, લૂટ, જૂઠ, કપટ, છળ, નાચ

વગેરે પાપકર્મો કરતાં લજ્જા પામતાં નથી; પિતા-પુત્ર ભાઈ-ભાઈ, પતિ-પત્ની વગેરે સંબંધીઓ સ્નેહ કરતાં સ્વાર્થને શ્રેષ્ઠ માને છે; શાસ્ત્ર કે લોકમર્યાદાના પાલનને નબળાઈ તથા સ્વચ્છંદતાને મરદાનગી માનવામાં આવે છે, આચારથી નહિ પરંતુ કેવળ ધન કે સત્તાથી જ મનુષ્ય ગૃહસ્થની સંજ્ઞાને યોગ્ય થાય છે, તથા ધર્મ છીભને ટેરવે તથા આચાર સેતાનને પણ શરમાવે એવો હોય છે, ત્યારે કદાચ ઈશ્વરને પણ વધુ નરકસ્થાનોની જરૂર પડે તો એમાં આશ્ચર્ય પામવા જેવુ નથી [૧૬].

**અવતરણિકા** :—આસુર મનુષ્યો યજ્ઞદાનાદિ કર્મો કરવા છતા નરકને પ્રાપ્ત થાય છે, એ પ્રતિપાદન કરે છે :

**आत्मसम्भाविताः स्तब्धा धनमानमदान्विताः ।**
**यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥**

**અન્વયાર્થ** :—आत्मसंभाविताः પોતે પોતાની મેળે જ પૂજ્ય થઈ બેઠેલા–પોતે પોતાને જ શ્રેષ્ઠ માનનારા [કેશવ], स्तब्धाः અવિનયી–નમ્રતારહિત धनमानमदान्विताः ધન, માન તથા મદવડે યુક્ત ते તેઓ दम्भेन દંભથી अविधिपूर्वकम् અવિધિપૂર્વક नामयज्ञैः નામ યજ્ઞોવડે यजन्ते મારુ પૂજન કરે છે [૧૭].

**શબ્દાર્થ** :—પોતે પોતાને જ શ્રેષ્ઠ માનનાર, નમ્રતારહિત, ધન, માન તથા મદવડે યુક્ત તેઓ દંભથી અવિધિપૂર્વક નામમાત્ર યજ્ઞોવડે મારું પૂજન કરે છે [૧૭].

**વિવેચન** :—હે અર્જુન ! आत्मसंभाविताः = પોતે પોતાને જ સર્વગુણસંપન્ન, પૂજ્ય તથા શ્રેષ્ઠ માનનારા [શા. ભા.], स्तब्धाः = ઉદ્ધત, સ્તંભ જેવા અક્કડ–નમ્રતારહિત, धनमानमदान्विताः = વિદ્યા, ધન, અભિજન વગેરેના મદથી યુક્ત તે આસુર મનુષ્યો दम्भेन = સાત્વિક શ્રદ્ધાથી નહિ, પરંતુ પોતાનું ધર્મધ્વજીપણું [ધર્મિષ્ઠપણું] બતાવવાને ખાતર [શા. ભા. વગેરે], अविधिपूर्वकम् = વેદશાસ્ત્રમાં વિધાન કરેલાં દ્રવ્ય, મંત્ર, દેવતા, દક્ષિણા ઇત્યાદિક અંગોની સંપૂર્ણતાનો ત્યાગ કરીને, કેવળ પોતાનું મહત્ત્વ પ્રસિદ્ધ કરવાના હેતુથી [શંકરાનંદ] નામમાત્ર યજ્ઞોવડે મારું પરમાત્માનું પૂજન કરે છે; અને તેથી તેઓ યજ્ઞાદિ કર્મોનાં ફળને પામતા નથી [મધુ. વગેરે], અને યજ્ઞાદિ કર્મો કરવા છતાં નરકને પ્રાપ્ત થાય છે [શ. ટી.].

શ્રદ્ધા વિના કરેલાં યજ્ઞદાનાદિ કર્મો અસત્ [ન કર્યા સમાન] છે. તે આ લોકમાં કે પરલોકમાં ફળ આપતાં નથી [ગી. ૧૭–૨૮] તો પછી કૈમુતિક

ન્યાય પ્રમાણે શ્રદ્ધા વિના, કેવળ દંભથી અવિધિપૂર્વક કરેલાં યજ્ઞદાનાદિ કર્મોનું ફળ ન મળે એમાં શું કહેવું ? [૧૭].

**અવતરણિકા** :—અશ્રદ્ધા, દંભ વગેરે કારણોને લીધે આસુર મનુષ્યોનાં યજ્ઞદાનાદિ બહિરંગ સાધનો સિદ્ધ થતાં નથી. હવે અહંકાર વગેરેનો આશ્રય કરવાથી તેમને વિવેકવૈરાગ્યાદિ અંતરગ સાધનો સિદ્ધ થતાં નથી, તે કહે છે :

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥

**અન્વયાર્થ** :—अहकारम् અહંકાર बलम् બળ दर्पं દર્પ कामम् કામ च તથા क्रोधम् ક્રોધનો संश्रिताः તેઓ આશ્રય કરે છે, आत्मपरदेहेषु પોતાના દેહમાં તથા પરદેહમાં રહેલા मा મારો प्रद्विषन्तः દ્વેષ કરે છે તથા अभ्यसूयकाः બીજાઓના ગુણોમા દોષોનો આરોપ કરે છે [૧૮].

**શબ્દાર્થ** :—વળી તેઓ અહંકાર, બળ, દર્પ, કામ તથા ક્રોધનો આશ્રય કરે છે, પોતાના તથા બીજાના દેહમા રહેલો જે હું તેનો દ્વેષ કરે છે, અને બીજાના ગુણોમાં દોષોનો આરોપ કરે છે [૧૮].

**વિવેચન** :—આસુર મનુષ્યો अहकारम् = જે ગુણ પોતાનામાં ન હોય તે શુભ ગુણ પોતાનામાં માનીને મોટાપણાના અભિમાનનો [મધુ વગેરે], હું જ કુલશીલસંપન્ન, સર્વશાસ્ત્રપારંગત, સર્વજ્ઞ તથા શ્રેષ્ઠ છું, એવા અભિમાનનો [શંકરાનંદ], સર્વ દોષોનો તથા સર્વ અનર્થમય પ્રવૃત્તિઓના મૂલ કારણરૂપ અહંકારનો [શા. ભા.] बलं = અન્યનો પરાભવ કરવાના શરીરબળનો [શા. ભા. વગેરે] કે, અન્યને પીડા કરવાના સામર્થ્યનો [કેશવ] કે, કામ તથા રાગથી ઉત્પન્ન થયેલા બળનો [શંકરાનંદ]. दर्पं = ધર્મનું ઉલ્લંઘન કરવારૂપ [શા. ભા.] કે, અન્યની અવજ્ઞા કરવારૂપ ચિત્તવૃત્તિનો, कामं = પ્રિય પદાર્થોની અભિલાષાઓનો, તથા क्रोध = અપ્રિય પદાર્થો વિષે દ્વેષનો આશ્રય કરે છે; प्रद्विषन्तः = પોતાના દેહ તથા પરદેહમાં રહેલા મારો દ્વેષ કરે છે, મારી શ્રુતિસ્મૃતિ વિહિત આજ્ઞાઓનું ઉલ્લંઘન કરે છે [શા. ભા.] તથા अभ्यसूयकाः = સત્પુરુષોના ગુણોમાં દોષોનું આરોપણ કરે છે, અને તેથી "न भक्त्या पूतता तेषां संभवतीत्यर्थः । [મધુ.] ભક્તિથી તેમની પવિત્રતા સંભવતી નથી" [૧૮].

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

**અન્વયાર્થ** :—द्विषतः એ રીતે મારો દ્વેષ કરનારા क्रूरान् ક્રૂર તથા अशुभान् અશુભ કર્મ કરનારા तान् नराधमान् તે નરાધમોને अहं હું संसारेषु સંસારમાં अजस्रं નિરંતર आसुरीषु આસુરી योनिषु યોનિઓમાં एव જ क्षिपामि નાખું છું [૧૯].

**શબ્દાર્થ** :—એ રીતે મારો દ્વેષ કરનારા, ક્રૂર તથા અશુભ કર્મ કરનારા તે નરાધમોને હું સંસારમાં આસુરી યોનિઓમાં નાખુ છું [૧૯].

**વિવેચન** :—હે અર્જુન तान् = સન્માર્ગના પ્રતિપક્ષી [ શત્રુઓ ] અને द्विषतः = મારો તથા સત્પુરુષોનો નિરંતર અકારણ દ્વેષ કરનારા क्रूरान् = હિંસામાં પ્રીતિવાળા તથા नराधमान् = દયા, સત્ય, શૌચ અને આચારથી શૂન્ય [શંકરાનંદ] નિરંતર અશુભ કર્મ કરનારા તે આસુરી લોકોને, હું તેમના કર્માનુસાર વ્યાઘ્ર-સર્પાદિક ક્રૂર યોનિઓમાં જન્મ આપું છું.

"स एव जीवन खलु संपरेतो वर्तेत योऽत्यंतदृशंसितेन। देहे मृते तं मनुजाः शपन्ति गन्ता तमोऽन्ध तनुमानिनो ध्रुवम् ॥ [ ભાગ. ૧૦-૨-૨૨ ] જે પુરુષ અત્યંત ક્રૂરતાથી વર્તે છે, તે ખરેખર જીવતાં જ મુએલા જેવો છે, કારણકે મૃત્યુ પછી લોકો તેને ધિક્કારે છે, અને તે મરી ગયા પછી અંધતમ નામના નરકને પામે છે" [ ૧૯ ].

**અવતરણિકા** :—હવે આસુરી યોનિ પ્રાપ્ત થતાં શું ફળ મળે છે, તે કહે છે :

**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।**
**मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ २० ॥**

**અન્વયાર્થ** :—कौन्तेय ! હે કૌંતેય ! आसुरीम् આસુરી योनिम् યોનિને आपन्नाः પામેલા તેઓ जन्मनि जन्मनि જન્મેજન્મે मूढाः મૂઢ થઈને [ મધુ. ] मां મને अप्राप्य एव નહિ પામતાં જ ततः તેથી ઉત્તરોત્તર अधमां અધમ गतिं ગતિને यान्ति પામે છે [ ૨૦ ].

**શબ્દાર્થ** :—હે કૌંતેય ! આસુરી યોનિને પ્રાપ્ત થયેલા તેઓ જન્મેજન્મે મૂઢ થઈને, મને નહિ પામતાં, ઉત્તરોત્તર અધમ ગતિને પામે છે [ ૨૦ ].

**વિવેચન** :—હે અર્જુન ! આસુરી યોનિને પામેલા તે આસુર લોકો તમોગુણના બહુપણાથી [ શા. ભા. ], અજ્ઞાનની અધિકતાથી [ મધુ.], मूढाः = વિવેકરહિત થઈને [ મધુ. ] माम् अप्राप्य = મને પ્રાપ્ત થવાના સાધનરૂપ મનુષ્યદેહને

ન પ્રાપ્ત થઈને [ શંકરાનંદ ], અથવા મેં ઉપદેશ કરેલા વેદમાર્ગ [ સાધુમાર્ગને] ન પ્રાપ્ત થઈને [ શા. ભા., મધુ. ] ઉત્તરોત્તર વ્યાઘ્રસર્પાદિ અધમ ગતિને પામે છે.

તાત્પર્ય એ છે કે, અત્યંત આસુરપુરુષ [ પાપીમાં પાપી ] પણ જ્ઞાનરૂપ નૌકાવડે આ ધર્માધર્મના ફળરૂપ સંસારને તરી જાય છે [ગી. ૪–૩૬]. મનુષ્ય પૂર્ણત્વ [ મોક્ષ ] પ્રાપ્ત કરવા સ્વતંત્ર છે, માટે વિવેકી પુરુષે આસુરી સ્વભાવનો પરાભવ કરી, શુભકર્માદિવડે મોક્ષના સાધનરૂપ દૈવી સંપત્તિને સંપાદન કરવા પ્રયાસ કરવો.

"इहैव नरकव्याधिश्चिकित्सां न करोति यः । गत्वा निरौषधं स्थानं सरुजः किं करिष्यति । [ યો. વા. નિ. પ્ર. [ ઉ ] ૧૦૩–૫૧] જે મનુષ્ય આ લોકમાં જ નરકરૂપ વ્યાધિનો ઉપાય કરતો નથી, તે રોગસહિત [રોગ] ઔષધ વગરના સ્થાનમા જઈ શું કરશે ? " અર્થાત્ જે મોક્ષના સાધનરૂપ મનુષ્યદેહને પ્રાપ્ત થવા છતાં આસુરી સંપત્તિથી ઊપજનારી નરકરૂપ વ્યાધિના નિવારણ માટે શુભકર્માદિવડે પ્રાપ્ત થતી દૈવી સંપત્રૂપ ઔષધ [ઉપાય] નથી કરતો, તે આસુર સ્વભાવરૂપી રોગસહિત વ્યાઘ્રસર્પાદિની કેવળ ભોગયોનિને પ્રાપ્ત થઈ શું કરશે ? [ ૨૦ ].

**અવતરણિકા** :—હવે આસુરી સંપત્તિને સંક્ષેપમાં કહે છે :

**त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥**

**અન્વયાર્થ** :—आत्मनः પોતાને–પુરુષને नाशनम् નાશ કરનાર–અધમ યોનિની પ્રાપ્તિ કરાવનાર इदं આ ત્રિવિધ ત્રણ પ્રકારનાં नरकस्य નરકનાં द्वारं દ્વાર, માર્ગ અથવા કારણ છે. એ कामः કામ क्रोधः ક્રોધ तथा તેમ लोभः લોભ છે. तस्मात् તેથી एतत् એ त्रयं ત્રણનો त्यजेत् દૂરથી ત્યાગ કરવો [ ૨૧ ].

**શબ્દાર્થ** :—કામ, ક્રોધ અને લોભ એ ત્રણ પ્રકારનાં, આત્માનો નાશ કરનારાં નરકનાં દ્વાર છે, માટે એ ત્રણેનો ત્યાગ કરવો [ ૨૧ ].

**વિવેચન** :—હે અર્જુન ! સર્વ દૈવી ગુણોનો વૈરાગ્ય, તિતિક્ષા તથા સંતોષમાં સમાવેશ થાય છે; અને સર્વ આસુરી ગુણોનો કામ, ક્રોધ તથા લોભમાં સમાવેશ થાય છે. વૈરાગ્ય, તિતિક્ષા તથા સંતોષ મોક્ષનાં દ્વાર છે; અને કામ [ વૈરાગ્યનો અભાવ ], ક્રોધ [ તિતિક્ષાનો અભાવ ], અને લોભ [ સંતોષનો અભાવ ] એ ત્રણ નરકનાં દ્વાર છે.

કામ, ક્રોધ તથા લોભ એ ત્રણ સર્વ અનર્થોના મૂળભૂત, અધોગતિના કારણરૂપ તથા પરમ પુરુષાર્થના વિનાશક છે. કામથી આકુળ કે ક્રોધથી આવિષ્ટ કે

લોભથી ગ્રસ્ત થયેલા પુરુષને ધર્માધર્મ, કાર્યાકાર્ય કે કર્તવ્યાકર્તવ્યનો વિવેક રહેતો નથી. तस्माद् एतत त्रयं त्यजेत् = માટે મુમુક્ષુએ ચાંડાળની પેઠે કામનો, કાળા સર્પની પેઠે ક્રોધનો, તથા મળની પેઠે લોભનો ત્યાગ કરવો [ શંકરાનંદ ], એ ત્રણેના વિષય ન થવું [ શંકરાનંદ ], दूरतः परित्यजेत् । [ રા. ભા. વગેરે ] એ ત્રણેને દૂરથી જ નમસ્કાર કરવા.

"असंकल्पाज्जयेत्कामं क्रोधं कामविवर्जनात्। अर्थानर्थेक्षया लोभं भयं तत्त्वावमर्शनात् ॥ [ ભાગ. ૭-૧૫-૨૨ ]. નાના પ્રકારના સંકલ્પોના ત્યાગથી કામને જીતવો; કામનાઓના ત્યાગથી ક્રોધને જીતવો; અર્થ [ધન] અનર્થનું કારણ છે, એ પ્રકારની દષ્ટિથી [ વિચારથી ] લોભને જીતવો; અને આત્મતત્ત્વના વિચારથી ભયને જીતવો."

કાલિયનાગરૂપી કામ, દાવાનળરૂપી ક્રોધ. તથા શકટાસુરરૂપી લોભનો પરાભવ [ નાશ ] કરવા માટે ભગવાનના ચરણનું અનુસંધાન શ્રેષ્ઠ ઉપાય છે ભગવાનના ચરણના ધ્યાનથી કામ ભોગવાસનારૂપી વિષનો ત્યાગ કરી ભગવત્પ્રાપ્તિની કામનારૂપે [ નિષ્કામભક્તિરૂપે ] પરિણામ પામે છે [ ભાગ. ૧૦-૧૬-૬૭ ]. દાવાનળરૂપી ક્રોધ તેના કારણસહિત [ ભોગવાસના સહિત ] ઉપશાંતિ પામે છે [ભાગ. ૧૦-૧૯-૧૧-૧૨ ]. શકટાસુરરૂપી લોભ સર્વથા નાશ પામે છે, અને ભગવાનના ચરણના સ્પર્શથી પવિત્ર [ કૃતાર્થ ] થયેલો આ સ્થૂળદેહ [ રથ-શકટ-ગાડું ] પણ પૂજનને યોગ્ય થાય છે [ ભાગ. ૧૦-૭-૧૨ ] [ ૨૧ ].

**અવતરણિકા** :—હવે કામ, ક્રોધ તથા લોભના ત્યાગનું ફળ કહે છે:

**एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।**
**आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥**

**અન્વયાર્થ** :—कौन्तेय ! હે કૌંતેય ! तमोद्वारैः નરકના સાધનભૂત एतैः એ त्रिभिः ત્રણથી विमुक्तः દૂર રહેનાર नरः પુરુષ आत्मनः પોતાના श्रेयः કલ્યાણને आचरति આચરે છે અને ततः તેથી परां પરમ गतिं ગતિને याति પામે છે [૨૨].

**શબ્દાર્થ** :—હે કૌંતેય ! નરકના સાધનભૂત એ ત્રણથી દૂર રહેનાર પુરુષ પોતાના કલ્યાણને આચરે છે, અને તેથી પરમગતિને પામે છે [૨૨].

**વિવેચન** :—હે અર્જુન ! દુઃખ તથા મોહરૂપ અંધકારમય નરકના દ્વારરૂપ આ કામ, ક્રોધ તથા લોભથી દૂર રહેનાર પુરુષ, श्रेयः = પોતાના અધિકારને અનુ-

રૂપ તથા આશ્રમને ઉચિત કલ્યાણના સાધનને आचरति = આચરે છે, અને ततः परां गतिम् याति = તેથી તે આ લોકના સુખનો અનુભવ કરી, યથાર્થ જ્ઞાનદ્વારા મોક્ષને પામે છે [ મધુ વગેરે ] [૨૨]

**અવતરણિકા** —આસુરી સંપત્તિના ત્યાગનું તથા શ્રેયના આચરણનું [શ્રેય-પ્રવૃત્તિનું ] મૂળ કારણ શાસ્ત્ર છે [શા ભા ] શાસ્ત્રવડે જ તે બન્ને જાણી શકાય છે [મધુ] અને શાસ્ત્રપ્રમાણવડે જ તે બન્ને આચરી શકાય છે [ શા. ભા ]. શાસ્ત્રવિધિનું ઉલ્લંઘન કરી, ઇચ્છા પ્રમાણે આચરણ કરનાર પુરુષ કોઈ પણ પુરુષાર્થને પ્રાપ્ત થતો નથી માટે મુમુક્ષુએ શાસ્ત્રોક્ત વિધિ [ આજ્ઞા–ઉપદેશ ] પ્રમાણે જ આચરણ કરવું, એ ભગવાન એ શ્લોકવડે હવે પ્રતિપાદન કરે છે :

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥**

**અન્વયાર્થ** —यः જે शास्त्रविधिं શાસ્ત્રવિધિનો उत्सृज्य પરિત્યાગ કરીને कामकारतः ઇચ્છામાત્રથી वर्तते વર્તે છે सः તે सिद्धिं અંતઃકરણની શુદ્ધિને न अवाप्नोति પામતો નથી न सुखं સુખ પામતો નથી તથા परां गतिं પરમ ગતિને પણ ન પામતો નથી [૨૩]

**શબ્દાર્થ** —જે શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરીને પોતાની ઇચ્છામાત્રથી વર્તે છે, તે સિદ્ધિને, સુખને કે પરમ ગતિને પણ પામતો નથી [૨૩]

**વિવેચન** —शिष्यतेऽनुशिष्यतेऽपूर्वोऽर्थोऽनेनेति शास्त्रम् । [ મધુ. વગેરે ] અધિકારી પુરુષો પ્રત્યે અપૂર્વ અર્થનો જેણે બોધ કર્યો છે, તે " શાસ્ત્ર " કહેવાય છે ઋગ્વેદાદિ વેદો તથા તે વેદના અનુસારી સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ વગેરે પણ શાસ્ત્રરૂપ જ છે કર્તવ્ય તથા અકર્તવ્યના જ્ઞાનના કારણરૂપ શાસ્ત્રના વચનો હોય છે જે પુરુષ शास्त्रविधिम् उत्सृज्य = આ શાસ્ત્રના વિધિનિષેધરૂપ આદેશોનો અશ્રદ્ધાથી પરિત્યાગ કરી, वर्तते कामकारतः = ઇચ્છામાત્રથી વર્તે છે [શા. ભા ], શાસ્ત્રવિહિત કર્મો કરતો નથી, પરંતુ શાસ્ત્રનિષિદ્ધ કર્મો કરે છે [ મધુ. વગેરે ] ते सिद्धिम् = પરમપુરુષાર્થની પ્રાપ્તિની યોગ્યતારૂપ અંતઃકરણની શુદ્ધિને [શા ભા. મધુ વગેરે], सुखम् = આ લોકના સુખને [મધુ વગેરે] તથા परां गतिम् = સ્વર્ગ કે મોક્ષને પામતો નથી [ શા. ભા વગેરે ].

सुखस्य मूलं धर्मः । અંતઃકરણની શુદ્ધિરૂપ સાત્ત્વિક સુખ, સ્વર્ગાદિ સુખ તથા મોક્ષરૂપી નિરતિશય સુખનું મૂળ ધર્મ [ધર્મનિષ્ઠા] જ છે, એ અર્થ છે [૨૩].

અવતરણિકા :—હવે ધર્માધર્મનો નિર્ણય કરવામાં શાસ્ત્રને જ પ્રમાણ માનવું કહી, અધ્યાયનો ઉપસંહાર કરે છે :

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

**અન્વયાર્થ** :—तस्मात् તેથી ते તારે कार्याकार्यव्यवस्थितौ કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં शास्त्रं શાસ્ત્રને प्रमाणं પ્રમાણ માનવું અને इह અહીં शास्त्रविधानोक्तं શાસ્ત્રે વિધાન કરેલાં कर्म કર્મને ज्ञात्वा જાણીને તું कर्तुं કર્મ કરવાને अर्हसि યોગ્ય છે [૨૪].

**શબ્દાર્થ** :—તેથી કાર્ય તથા અકાર્યનો નિર્ણય કરવામાં તારે શાસ્ત્રને પ્રમાણ માનવું, અને શાસ્ત્રે વિધાન કરેલાં કર્મને જાણીને તારે કર્મ કરવાં યોગ્ય છે [૨૪].

**વિવેચન** :—હે અર્જુન ! कार्याकार्यव्यवस्थितौ = કાર્યાકાર્યનો [ધર્માધર્મનો] નિર્ણય કરવામાં शास्त्रम् = વેદશાસ્ત્ર તથા વેદશાસ્ત્રનો આશ્રય કરનારાં સ્મૃતિ, પુરાણ વગેરે [મધુ.] प्रमाणम् = પ્રમાણરૂપ છે [શંકરાનંદ વગેરે], ज्ञानसाधनम्। [શા. ભા.] જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનરૂપ છે, માટે इह = અહીં મનુષ્યલોકમાં કર્મોની અધિકારભૂમિમાં [શા. ભા.] શાસ્ત્રે વિધાન કરેલાં કર્મને જાણીને, તારે કર્મ કરવાં યોગ્ય છે.

નિષિદ્ધ કર્મનો પરિત્યાગ કરી અંતઃકરણની શુદ્ધિપર્યંત શાસ્ત્રવિહિત આ યુદ્ધાદિક કર્મ કરવાને તું યોગ્ય છે એ અર્થ છે [ મધુ. વગેરે ]. આથી સિદ્ધ થાય છે કે, મુમુક્ષુએ વર્ણાશ્રમને ઉચિત કર્મને [ કર્તવ્યને ] શાસ્ત્રથી યથાવત્ જાણી, તે પ્રમાણે આચરણ કરવું જોઈએ [ શંકરાનંદ ].

## શાસ્ત્રને પ્રમાણ માનવાં

" वेदस्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः। एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम्। [ મનુસ્મૃતિ ૨–૧૨ ] વેદ, સ્મૃતિ, શ્રેષ્ઠ પુરુષોનો આચાર, તથા જે આચારથી ચિત્ત પ્રસન્ન થાય, એ ચાર ધર્મનાં મૂળ છે."

" वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः। वेदो नारायणः साक्षात्स्वयंभूरिति शुश्रुतम्। [ભાગ. ૬–૧–૪૦] વેદમાં જે કરવા માટે આજ્ઞા કરેલી છે, તેને ધર્મ જાણવો અને જે કરવા માટે ના પાડેલી છે, તેને અધર્મ જાણવો;

કારણકે સાક્ષાત્ નારાયણના નિશ્વાસથી ઉત્પન્ન થયેલા વેદ સાક્ષાત્ નારાયણનું જ સ્વરૂપ છે, એમ અમે સાંભળ્યું છે"

શ્રીવલ્લભાચાર્ય કહે છે –'वेदोक्तादणुमात्रेऽपि विपरीत तु यद्भवत्। तादृश वा स्वतंत्र चद्रुमय मूलतो मृषा।' વેદશાસ્ત્રથી જે અણુમાત્ર પણ વિપરીત અથવા વિપરીત જેવું હોય અથવા વેદથી સર્વથા સ્વતંત્ર હોય, તે મૂળથી અસત્ય જાણવું, અને તેનો સર્વથા પરિત્યાગ કરવો' વેદ સિવાય અન્ય ગ્રંથોનું શરણભ્રમમૂલક છે, પારલૌકિક સર્વ બાબતોમાં વેદ જ પ્રમાણ છે. માટે યથાશક્તિ તથા યથાસંભવ શાસ્ત્રોક્ત આજ્ઞાને બાધ ન આવે તે પ્રમાણે વર્તવું

ભગવાન ભાષ્યકાર કહે છે કે –"श्रुतिप्रमाणैकमतेः स्वधर्मनिष्ठा तयैवात्मविशुद्धिरस्य। विशुद्धबुद्धेः परमात्मवेदनं तेनैव संसारसमूलनाशः। [શંકર વિ ચૂ ૧૪૮] શ્રુતિને પ્રમાણ માનવાથી સ્વધર્મનિષ્ઠા ઉત્પન્ન થાય છે સ્વધર્મનિષ્ઠાથી અંતઃકરણની શુદ્ધિ તથા અંતઃકરણની શુદ્ધિથી આત્મસાક્ષાત્કાર થાય છે, અને આત્મસાક્ષાત્કાર થતાં સંસારનો મૂળસહિત નાશ થાય છે"

પરંતુ શાસ્ત્રનું જ્ઞાન બુદ્ધિપૂર્વક જ હોવું જોઈએ [શાં ૫ અધ્યાય ૧૪૨] ધર્મ તથા આચારનો નિર્ણય કરનારી બુદ્ધિ છે, માટે વિવેકીએ સત્પુરુષોમાં માન્ય કરાયેલા ધર્મનો બુદ્ધિવડે યુક્તિપૂર્વક નિશ્ચય કરવો તર્કથી શાસ્ત્રનો તથા શાસ્ત્રથી તર્કનો બાધ કર્યો વિના, શાસ્ત્ર તથા તર્ક એ બંનેને સંમત હોય તેવું આચરણ કરવું [શાં ૫ ૧૪૨-૨૨]

જો શાસ્ત્રે વિધાન કરેલા ધર્મ [કર્તવ્ય] વિષે શંકા થાય તો શ્રુતિ કહે છે કે – "ये तत्र ब्राह्मणाः संमर्शिनः युक्ता अयुक्ताः। अलूक्षा धर्मकामाः स्युः। यथा ते तत्र वर्तेरन्। तथा तत्र वर्तेथाः। [તૈ ઉ ૧-૧૧-૪] 'તે દેશમાં, તે કાળમાં સમર્થ, વિચારશીલ અને કર્મ તથા આચારના અનુષ્ઠાનમાં નિર્ણય થઈને જોડાયેલા, અક્રૂર બુદ્ધિવાળા, ધર્મની કામનાવાળા બ્રહ્મવેત્તા મહાત્માઓ જેવી રીતે તે કર્મ કે આચારમાં વર્તતા હોય તેવી રીતે વર્તવું"

પરંતુ 'यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि। नो इतराणि। [તૈ ઉ ૧-૧૧-૨] શિષ્ટ પુરુષોના અનિંદિત શ્રેષ્ઠ આચરણોનું જ સેવન કરવું, અને તેમના નિંદિત, મિશ્ર અથવા સંદેહયુક્ત કર્મ કે આચરણની ઉપેક્ષા કરવી" દાખલા તરીકે યાજ્ઞવલ્ક્યમુનિએ અહંકારથી તેમના ગુરુ વૈશંપાયનનો તથા શિષ્યબંધુઓની કરેલી અવજ્ઞાનું નહિ, પરંતુ ગુરુની આજ્ઞા થતાં, ગુરુ પાસેથી શીખેલી બ્રહ્મવિદ્યા ગુરુને પાછી આપ્યા પછી યજુર્વેદ વગેરે

બ્રહ્મવિદ્યા ભગવાન સૂર્યદેવ પાસે પુનઃ સંપાદન કરવા માટે તેમણે કરેલી અપૂર્વ તપશ્ચર્યાનું અનુકરણ કરવું [તૈ. ઉ.; ભાગવત ૧૨–૬–૬૦–૭૨].

"परमं पौरुषं यत्नमास्थायादाय सूद्यमम् । यथाशास्त्रमनुद्वेगमाचरन्को न सिद्धिभाक् । [મહોપનિષદ્, ૫–૮૮] પરમપુરુષાર્થ, પ્રયત્ન તથા ઉત્તમ ઉદ્યમનો આશ્રય કરી કંટાળ્યા વિનાશાસ્ત્રાનુસાર આચરણ કરનારો કયો પુરુષ સિદ્ધિને ન પામે ?"

માટે હે આર્યજનો ! = હે મુમુક્ષુઓ ! [મધુ ગી. ૨–૨] સર્વ તજી મોક્ષ-શાસ્ત્રનો વિચાર કરો. શોક, ભય, ગર્વ વગેરેનો પરાભવ કરી શાસ્ત્ર પ્રમાણે વ્યવહાર કરો. ઘરડા કાચબાની પેઠે સૂતા ન રહો. લોકવ્યવહાર, શાસ્ત્ર તથા શિષ્ટ પુરુષોના આચાર પ્રમાણે કર્મો કરી, જરા–મરણની શાંતિ માટે ઊઠો. પોત-પોતાના અધિકાર પ્રમાણે શાસ્ત્રને અનુસરી આચાર્યોએ પ્રવર્તાવેલા સંપ્રદાયની રીતિએ પ્રત્યેક ભૂમિકામા પરિપાકપર્યંત રહો, અને સંસારના કારણરૂપ મિથ્યા [તુચ્છ] ભોગવાસનાનો ત્યાગ કરો. સ્વર્ગપર્યંત પહોંચે તેવા સદ્‌ગુણોનો સંગ્રહ કરો. જે પુરુષ કંટાળ્યા વિના શાસ્ત્ર પ્રમાણે સદાચારમાં વર્તતો હોય, વિવેકી હોય, તથા વિષયસુખની ઇચ્છા ન કરતો હોય, તેવા પુરુષનાં આયુષ્ય, યશ, ગુણ તથા લક્ષ્મી વસંતમાં લતાની પેઠે વિકાસ પામે છે, ને ઉત્તમ ફળ આપે છે; પરંતુ શાસ્ત્ર પ્રમાણે આચરણ કરનાર પુરુષે ફળ માટે ઉતાવળ ન કરવી, કારણકે ચિરકાલે પરિપક્વ થયેલું ફળ અતિ ઉત્તમ થાય છે [યો. વા. સ્થિ. પ્ર. ૩૨].

**નોંધ** :—વાયુને અનુસરતા ઘાસના તણખલાની પેઠે મનુષ્ય પોતાના સ્વભાવને [પૂર્વકર્મજનિત વાસનાને] અનુસાર વર્તન કરે છે [ગી. ૩–૩૩; ગી. ૧૮–૫૯ તથા વિવેચન]. આ બળવાન સ્વભાવનો [ પ્રકૃતિનો ] પરાભવ કરવો અત્યંત દુષ્કર છે; પરંતુ સ્વભાવનો પરાભવ કરી મનુષ્યને સ્વધર્મમાં [ મોક્ષસાધનમા ] પ્રવૃત્ત કરવાં એ સમગ્ર વેદશાસ્ત્રનો, ગીતાશાસ્ત્રનો તથા બ્રહ્મનિષ્ઠ આચાર્યોના ઉપદેશોનો પ્રધાન હેતુ છે. માટે મુમુક્ષુએ રાગદ્વેષને વશ કરી શાસ્ત્રવિધિ [ ભગવાનના ઉપદેશ ] પ્રમાણે વર્તન કરવા પ્રયાસ કરવો [ગી. ૩–૩૪ તથા વિવેચન]. રાગદ્વેષને વશ કરનાર પુરુષ જ સ્વભાવવિજયી થઈ કૃતાર્થ થાય છે [૨૪].

## અધ્યાયનો સાર

आसुरीं सपदं हित्वा कामाद्यैः कारणैः सह ।
शास्त्रोक्तमेव कर्तव्यमित्यादिष्टं हि षोडशे । [ કેશવ ]

આ સોળમા અધ્યાયમાં ભગવાને કામક્રોધાદિ કારણોસહિત આસુરી સંપત્તિનો પરાભવ કરી, શાસ્ત્રે વિધાન કરેલાં કર્મ કરવાનો બોધ આપ્યો છે.

दैवी संपद्विमुक्त्यै शमदमसमताक्षान्तिवैराग्यरूपा
कामक्रोधाभिमानानृतकपटमयी चासुरी बन्धहेतुः।
उत्पत्तिर्दैवसंपद्यनुजनुरुदिता मामकानां जनानां
त्वं मा भैषीः किरीटिन्निति मधुरिपुणा षोडशे प्रोक्तमासीत्॥
[પ. ટી.]

देवदैतेयसंपत्तिसंविभागेन षोडशे।
तत्त्वज्ञानेऽधिकारस्तु सात्त्विकस्येति दर्शितम्॥ [શ્રીધર]

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "दैवासुरसंपद्विभागयोगो" नाम षोडशोऽध्यायः॥ [२१]

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે "દૈવાસુરસંપદ્વિભાગયોગ" નામનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ.

અધ્યાય ૧૬ મો સંપૂર્ણ

# અધ્યાય ૧૭ મો

## श्रद्धात्रयविभागयोग

**અવતરણિકા :**—સોળમા અધ્યાયના અંતમાં ભગવાને કહ્યું કે, " तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ । [ ગી. ૧૬–૨૪ ] કાર્યાકાર્યનો નિર્ણય કરવામાં શાસ્ત્રને જ પ્રમાણ માનવાં". શાસ્ત્ર અતર્ક્ય, અગમ્ય, અલક્ષ્ય, સમુદ્રના જેવાં સીમારહિત તથા ગંભીર છે જેમ સમુદ્રમાં પ્રવેશ થવો મુશ્કેલ છે, તેમ શાસ્ત્રમાં પણ બુદ્ધિનો પ્રવેશ થવો મુશ્કેલ છે. તેથી શાસ્ત્રવિધિની અજ્ઞાનતાને લીધે જે પુરુષો શિષ્ટ પુરુષોના કે વૃદ્ધોના આચારપરંપરાથી શ્રદ્ધાભક્તિપૂર્વક નિષિદ્ધ કર્મનો ત્યાગ કરી વિહિત કર્મને આચરે છે, તેમની નિષ્ઠા સાત્ત્વિકી છે, કે રાજસી છે કે તામસી છે ? તથા તેમની શી ગતિ થાય ? એ જાણવાની ઇચ્છાથી, હવે ભક્ત અર્જુન ભગવાનને પ્રશ્ન પૂછે છે :

अर्जुन उवाच । અર્જુન બોલ્યા :

**ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयाऽन्विताः ।।**
**तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ।। १ ।।**

**અન્વયાર્થ :**—कृष्ण ! હે શ્રીકૃષ્ણ ! ये જે પુરુષો शास्त्रविधिम् શાસ્ત્રવિધિનો उत्सृज्य ત્યાગ કરીને श्रद्धया શ્રદ્ધાથી अन्विताः યુક્ત થઈ यजन्ते દેવતાઓનું યજન કરે છે तेषां તેમની तु તો का निष्ठा કેવા પ્રકારની નિષ્ઠા છે ? सत्त्वम् आहो रजः तमः સાત્ત્વિકી છે, રાજસી છે કે તામસી છે ? તે કહો [૧].

**શબ્દાર્થ :**—હે શ્રીકૃષ્ણ ! જેઓ શાસ્ત્રવિધિનો ત્યાગ કરી, શ્રદ્ધાથી યુક્ત થઈ, દેવતાઓનું યજન કરે છે, તેમની કેવા પ્રકારની નિષ્ઠા છે ? તેમની નિષ્ઠા સાત્ત્વિકી છે કે, રાજસી છે કે, તામસી છે તે મને કહો [૧].

**વિવેચન :**—હે ભગવાન શ્રીકૃષ્ણ ! જે સામાન્ય પુરુષો શાસ્ત્રવિધિનો ત્યાગ કરી, શિષ્ટપુરુષોની આચારપરંપરાથી કે વૃદ્ધોના વ્યવહારને અનુસરીને શ્રદ્ધાભક્તિપૂર્વક [આસ્તિક્યબુદ્ધિથી] દેવતાઓનું યજન કરે છે, તેમની નિષ્ઠા કેવા પ્રકારની જાણવી ? તેમની નિષ્ઠા સાત્ત્વિકી છે, રાજસી છે કે તામસી છે ? તેમની સ્થિતિ સત્ત્વગુણમાં છે, રજોગુણમાં છે કે તમોગુણમાં છે તે મને કહો.

તેમનામાં શાસ્ત્રવિધિનો ત્યાગ કરવારૂપ અસુરનો ધર્મ તથા શ્રદ્ધાપૂર્વક

વિહિતકર્મોનું અનુષ્ઠાન કરવારૂપ દેવતાઓનો ધર્મ પણ છે. તેથી તેમની નિષ્ઠા દેવ તથા અસુર બન્નેથી વિલક્ષણ છે. જો તેમની નિષ્ઠા સાત્ત્વિકી ગણાતી હોય તો તેઓ દેવ ગણાશે, અને જો તેમની તે શ્રદ્ધા રાજસી અથવા તામસી ગણાતી હશે તો તેઓ અસુર ગણાશે [ મધુ વગેરે ]; અથવા જો તેમની નિષ્ઠા [ શ્રદ્ધા ] સત્ત્વગુણી ગણાતી હોય તો તેઓ આત્મજ્ઞાનના અધિકારી ગણાય, પરંતુ જો તેમની શ્રદ્ધા રાજસી કે તામસી ગણાય તો તેઓ આત્મજ્ઞાનના અધિકારી ન ગણાય [ શ્રીધર વગેરે ].

અહીં 'यः शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः' એ કથનવડે શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રવિધિની અજ્ઞાનતાને લીધે વૃદ્ધવ્યવહાર પરંપરાને આદર્શ માની શ્રદ્ધાપૂર્વક દેવાદિનું પૂજન કરનારા પુરુષોને જ ગ્રહણ કરવા; પરંતુ જે પુરુષો શાસ્ત્રવિધિ જાણવા છતાં તેનો ત્યાગ કરી, અવિધિપૂર્વક દેવાદિનું પૂજન કરે છે, તેમને ગ્રહણ કરવા નહિ [ શા ભા. ] [ ૧ ].

**અવતરણિકા** :—હવે ભગવાન ભક્ત અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે:

શ્રીભગવાનુવાચ। શ્રીભગવાન બોલ્યા :

**त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा।**
**सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥**

**અન્વયાર્થ** :—देहिनां દેહધારી જીવોને स्वभावजा સ્વભાવથી જ ઉત્પન્ન થયેલી सा તે श्रद्धा શ્રદ્ધા सात्त्विकी સાત્ત્વિકી च તથા राजसी રાજસી च અને तामसी તામસી इति એ પ્રકારે त्रिविधा एव ત્રણ પ્રકારની જ भवति હોય છે. तां તે ત્રણ પ્રકારની શ્રદ્ધાને शृणु તું સાંભળ [ ૨ ].

**શબ્દાર્થ** :—દેહધારી જીવોને સ્વભાવથી જ ઉત્પન્ન થયેલી તે શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી અને તામસી એવી ત્રણ પ્રકારની હોય છે. તેને તું સાંભળ [ ૨ ].

**વિવેચન** :—હે અર્જુન ! જન્મજન્માન્તરમાં સંપાદન કરેલા ધર્માધર્મ વગેરે જે સંસ્કારોએ આ જન્મનો આરંભ કર્યો છે, તે સ્વભાવ કહેવાય છે [ મધુ. વગેરે ]. જીવોનો સ્વભાવ સાત્ત્વિક, રાજસ અને તામસ એ ભેદે કરીને ત્રણ પ્રકારનો હોય છે. તે ત્રણ પ્રકારના સ્વભાવવડે ઉત્પન્ન થયેલી શ્રદ્ધા સાત્ત્વિકી, રાજસી તથા તામસી એવી ત્રણ પ્રકારની હોય છે. સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલી દેવપૂજાદિની વિષયવાળી શ્રદ્ધા સાત્ત્વિકી છે, રજોગુણથી ઉત્પન્ન થયેલી યક્ષરાક્ષસાદિની પૂજાવાળી શ્રદ્ધા રાજસી છે; અને તમોગુણથી ઉત્પન્ન થયેલી પ્રેતભૂતાદિની પૂજાવાળી શ્રદ્ધા તામસી

છે [ શા. ભા. ]. એ ત્રણ પ્રકારની શ્રદ્ધાને શૃણુ = તું સાંભળ [ શા. ભા. ]. "श्रद्धासम्भूतिप्रकारं शृणु। [ શંકરાનંદ ] એ ત્રણ પ્રકારની શ્રદ્ધાના ઉત્પત્તિના પ્રકારને તું શ્રવણ કર." "श्रुत्वा च देवासुरभावं स्वयमेवाधारयेत्यर्थः। [ મધુ. ] અને સાંભળીને તું પોતે જ તે દેહધારી પુરુષોના દેવભાવનો તથા આસુરભાવનો નિશ્ચય કર" [ ૨ ].

**અવતરણિકા** :—હવે શ્રદ્ધા અંતઃકરણને અનુસરે છે, તે કહે છે :

**सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत।**
**श्रद्धामयोऽयं पुरुषः यो यच्छ्रद्धः स एव सः॥ ३॥**

**અન્વયાર્થ** :—भारत ! હે ભારત ! सर्वस्य સર્વ જીવોની सत्त्वानुरूपा અંતઃકરણને અનુરૂપ–સ્વભાવને અનુસાર શ્રધ્ધા श्रद्धा भवति થાય છે अयं આ पुरुषः સંસારી જીવ [ શા. ભા. ] श्रद्धामय. શ્રદ્ધામય છે તેથી यः જે यच्छ्रद्धः જેવી શ્રદ્ધાવાળો થાય છે, स. एव स. તે તેવી શ્રદ્ધાવાળો કહેવાય છે [ ૩ ].

**શબ્દાર્થ** :—હે ભારત ! સર્વની પોતાના અંતઃકરણને અનુરૂપ શ્રદ્ધા થાય છે. આ પુરુષ શ્રદ્ધામય છે. જેવી જેવી શ્રધ્ધા તેવો તે થાય છે. [ ૩ ]

**વિવેચન** :— હે અર્જુન ! सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति = શ્રધ્ધા અંતઃકરણનો ધર્મ છે; અને તેથી સર્વને પોતાના ભિન્નભિન્ન સંસ્કારોથી યુક્ત અંતઃકરણને અનુરૂપ શ્રધ્ધા હોય છે [ શા. ભા વગેરે ]: અંતઃકરણ જેવા ગુણથી યુક્ત છે, તેવી શ્રદ્ધા થાય છે [ રા. ભા. ]. 'सत्त्व' શબ્દ રજ તથા તમનું ઉપલક્ષણ છે [ શંકરાનંદ ], તેથી સત્ત્વગુણપ્રધાન અંતઃકરણવાળાને સાત્વિકી, રજોગુણપ્રધાન અંતઃકરણવાળાને રાજસી તથા તમોગુણપ્રધાન અંતઃકરણવાળાને તામસી શ્રદ્ધા છે.

अय पुरुषः = સંસારી જીવ [ શા. ભા. ] श्रद्धामय = શ્રદ્ધાપ્રધાન [ કેશવ ], શ્રદ્ધાની પ્રચુરતાવાળો [ બાહુલ્યવાળો ] છે [ મધુ ]. જીવની જે શ્રદ્ધા હોય તે શ્રદ્ધાવાળો તે જીવ છે, એમ જાણવુ સાત્વિક શ્રદ્ધાવાળા પુરુષને સાત્વિક, રાજસ શ્રદ્ધાવાળાને રાજસ, તથા તામસ શ્રદ્ધાવાળાને તામસ જાણવો. "एवं श्रद्धयैव निष्ठाऽपि दर्शिताः [ કેશવ., મધુ ]. આ પ્રમાણે શ્રદ્ધાવડે જ પુરુષની નિષ્ઠા પણ બતાવવામાં આવી છે [ જણાવવામાં આવે છે ] [ ૩ ].

**અવતરણિકા** :—હવે દેવપૂજનાદિ કાર્યરૂપ લિંગવડે શ્રધ્ધાનું અનુમાન કરવામાં આવે છે, તે કહે છે :

यजन्ते सात्त्विका देवान् यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥ ४ ॥

અન્વયાર્થ :—सात्त्विकाः સાત્ત્વિક શ્રદ્ધાવાળા जनाः લોકો देवान् દેવતાઓનું यजन्ते યજન કરે છે. राजसाः રાજસી શ્રદ્ધાવાળા यक्षरक्षांसि યક્ષ તથા રાક્ષસોનું યજન કરે છે, च તથા अन्ये બીજા तामसाः તામસી શ્રદ્ધાવાળા प्रेतान् પ્રેતોનું અને भूतगणान् यजन्ते ભૂતગણોનું યજન કરે છે [૪].

શબ્દાર્થ :—સાત્ત્વિક લોકો દેવતાઓનું યજન કરે છે; રાજસ લોકો યક્ષોનું તથા રાક્ષસોનું યજન કરે છે, તથા તામસ લોકો પ્રેતોનું તથા ભૂતગણોનું યજન કરે છે [૪].

વિવેચન :—હે અર્જુન ! જેમ કાર્ય ઉપરથી કારણનું અનુમાન કરવામાં આવે છે, તેમ દેવપૂજનાદિ કાર્યરૂપ લિંગવડે પ્રત્યેક પુરુષની શ્રદ્ધાનું અનુમાન કરવામાં આવે છે. ઇન્દ્રાદિ દેવોનું યજન કરનારાઓને સાત્ત્વિકી શ્રદ્ધાવાળા [ નિષ્ઠાવાળા ] જાણવા, કુબેરાદિ યક્ષોનું તથા નૈર્ઋતાદિ રાક્ષસોનું યજન કરનારાઓને રાજસી શ્રદ્ધાવાળા તથા ભૂતપ્રેતાદિનું યજન કરનારાઓને તામસી શ્રદ્ધાવાળા જાણવા.

" सात्त्विक्याध्यात्मिकी श्रद्धा कर्मश्रद्धा तु राजसी। तामस्यधर्मे या श्रद्धा मत्सेवायां तु निर्गुणा ॥ [ ભાગ. ૧૧-૨૫-૨૭ ] વેદાંતશાસ્ત્ર ઉપર જે શ્રદ્ધા થાય તેને સાત્ત્વિકી શ્રદ્ધા જાણવી; કર્મ ઉપર જે શ્રદ્ધા થાય તેને રાજસી શ્રદ્ધા જાણવી; અધર્મમાં જે શ્રદ્ધા થાય તેને તામસી શ્રદ્ધા જાણવી; અને મારી સેવામાં જે શ્રદ્ધા થાય તેને નિર્ગુણ શ્રદ્ધા જાણવી [૪].

અવતરણિકા :—હવે રાજસી તથા તામસી નિષ્ઠાવાળા [ શ્રદ્ધાવાળા ] પુરુષોનું વર્ણન કરે છે :

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥
कर्शयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

અન્વયાર્થ :—दंभाहंकारसंयुक्ताः દંભ અને અહંકારવાળા તથા कामरागबलान्विताः કામ તથા રાગજન્ય બળથી યુક્ત [ શા. ભા., મધુ. વગેરે ]

ये जना. જે લોકો अशास्त्रविहित શાસ્ત્રે નહિ કહેલા ઘોર પોતાને તથા બીજાને પીડા કરવારૂપ ઘોર [મધુ] तप. તપ तप्यन्ते કરે છે, તથા शरीरस्थं શરીરમા રહેલા भूतग्राम ભૂતોના સમૂહને कर्षयन्त. વૃથા ઉપવાસાદિથી કૃશ કરે છે [મધુ.] च તથા अत शरीरस्थ શરીરને વિષે રહેલા मा મને ઈશ્વરને एव પણ કૃશ કરે છે-મારો આજ્ઞાનુ ઉલ્લઘન કરી મને કૃશ કરે છે [શા ભા, મધુ વગેરે]' तान् તે अचेतस અવિવેકી પુરુષોને आसुरनिश्चयान् આસુરનિશ્ચયવાળા विद्धि જાણ [૫-૬].

**શબ્દાર્થ** —દભ તથા અહકારવાળા તેમ જ કામ અને રાગના બળથી પ્રેરાયેલા જે લોકો શાસ્ત્રે નહિ કહેલા ઘોર તપને કરે છે, શરીર વિષે રહેલા ભૂતસમુદાયને વૃથા ઉપવાસાદિથી કૃશ કરે છે, તથા શરીર વિષે રહેલા મને ઈશ્વરને પણ મારો આજ્ઞાનુ ઉલ્લઘન કરીને કૃશ કરે છે, તે અવિવેકી પુરુષોને તુ આસુર નિશ્ચયવાળા જાણ [૫-૬]

**વિવેચન** —दम्भाहकारसयुक्ता = દભ અને અહકારવાળા તથા काम रागबलान्विता. = કામ તથા રાગથી ઉત્પન્ન થયેલા બળવડે યુક્ત [શા. ભા ], અથવા કામ, રાગ તથા બળથી યુક્ત [શા ભા વગેરે] જે લોકો अशास्त्रविहितं = શાસ્ત્રવિધિ વિનાના, घोर तपः तप्यन्ते = પોતાને તથા બીજા પ્રાણીઓને પીડા કરવારૂપ ઘોર તપ કરે છે [શા ભા વગેરે], શાસ્ત્રે વિધાન ન કરેલા એવા તત્ત્વશાસ્ત્રોક્ત, પોતાના માસનો હોમ કરીને, અથવા બ્રાહ્મણના લોહી વગેરેથી દેવોને તૃપ્ત કરવારૂપ તપ કરે છે [નીલકઠ], અથવા રક્ત, માસ વગેરેથી ભરેલા પાત્રોવડે ભૂતપ્રેતાદિને આહુતિ આપવારૂપ, બાળકો, પશુ વગેરેને બળિદાન આપવારૂપ, અથવા તીક્ષ્ણ લોખડના સળિયા વગેરેથી શરીરને પીડા કરવારૂપ તપ કરે છે.

શરીર વિષે રહેલા ભૂતસમુદાયને कर्षयन्त = વૃથા ઉપવાસાદિથી કૃશ કરે છે [મધુ, શકરાનદ વગેરે ], माम् च एव = તથા શરીર વિષે રહેલા મને ઈશ્વરને પણ કૃશ કરે છે [શા ભા ] મને મારી શાસ્ત્રરૂપ આજ્ઞાનું ઉલ્લઘન કરીને કૃશ કરે છે [શા ભા, મધુ. વગેરે] મારી વેદવિહિત આજ્ઞાનો ભંગ કરી મને પોતાનાથી દૂર કરે છે [વલ્લભ] તેમને તુ આસુર નિશ્ચયવાળા विद्धि = જાણ — तान् परिहरणार्थ विद्धि [શા. ભા ], આવા આસુરલોકોનો ત્યાગ કરવા માટે,. તુ તેમને બરોબર ઓળખ [ શા ભા, પુ અ ત વગેરે ], કારણકે મારી વેદવિહિત આજ્ઞાથી વિપરીત વર્તન કરનારા આસુરલોકો અનર્થોની પરપરાને પ્રાપ્ત થાય છે [ શા. ભા. ] [૫-૬].

અવતરણિકા :—"सत्त्वात्संजायते ज्ञानम्। [ગી. ૧૪-૧૭] ઇતિ વચને સત્ત્વગુણ આત્મજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ છે. ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्थाः। [ગી. ૧૪-૧૮] સત્ત્વગુણની વૃત્તિમાં રહેલા બ્રહ્મલોક પર્યંતના દેવલોકને પામે છે." તેટલા માટે મુમુક્ષુ સાત્ત્વિક આહાર, યજ્ઞ, દાન, તપ વગેરે ગ્રહણ કરે, તથા રાજસ અને તામસ આહાર, યજ્ઞ, દાન, તપ વગેરેનો પરિત્યાગ કરે, એ હેતુથી હવે ભગવાન આહાર, યજ્ઞ, દાન, તપ વગેરેના સાત્ત્વિક, રાજસ તથા તામસ ભેદો પ્રતિપાદન કરે છે:

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

પ્રસન્નતા આપે એવા आहाराः આહારો सात्त्विकप्रियाः સાત્ત્વિક મનુષ્યને પ્રિય હોય છે [૮].

**શબ્દાર્થ** :—આયુષ, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ તથા પ્રીતિને વધારનારા, રસવાળા, ચિકાશવાળા, શરીરમાં સ્થિર રહેનારા તથા હૃદયને પ્રસન્નતા આપે એવા આહારો સાત્ત્વિક પુરુષને પ્રિય છે [ ૮ ].

**વિવેચન** :—आयुः = આયુષ્ય, ચિરજીવન [મધુ, વગેરે] सत्त्वम् = ઉત્સાહ [શ્રીધર વગેરે], અંતઃકરણની સ્ફૂર્તિ [શંકરાનંદ], મહાદુઃખમાં નિર્વિકારપણાનું સંપાદક ચિત્તનું ધૈર્ય [મધુ. વગેરે], વીર્યની સ્થિરતા [આ. શા. ભા.], અંતઃકરણનું કાર્ય જ્ઞાન [રા. ભા., વલ્લભ, કેશવ], बलम् = દેહ તથા ઇન્દ્રિયોની શક્તિ [શંકરાનંદ], સ્વધર્મ પાલનનું બળ [ કેશવ ], કાર્ય કરવાનું બળ [આ. શા. ભા.], आरोग्यम् = વ્યાધિનો અભાવ-ધાતુઓનું સામ્યપણું, सुखम् = ભોજન પછી મનમાં આનંદની ઉત્પત્તિ [મધુ.] તથા प्रीतिः = રુચિ-એ સર્વને વધારનારા रस्याः = રસવાળા [શા. ભા.], સ્વાદ લેવા યોગ્ય [મધુ વગેરે], મધુર રસની પ્રધાનતાવાળા [મધુ.], स्निग्धाः = ઘી, માખણ વગેરે ચિકાશવાળા, स्थिराः = રસાદિરૂપે શરીરમાં ચિરકાલપર્યંત સ્થિર રહેનારા [શા ભા વગેરે] તથા हृद्याः = હૃદયને પ્રસન્ન કરનારા, દુર્ગંધ, અપવિત્રતા વગેરે દૃષ્ટાદૃષ્ટ દોષોથી રહિત [મધુ.] એવા આહારો સાત્ત્વિક પુરુષને પ્રિય હોય છે.

ઉપરોક્ત પ્રકારના આહારોનું સેવન કરનારાઓને સાત્ત્વિક જાણવા [ પુ. અ. ત. વગેરે]; અથવા સત્ત્વગુણની વૃદ્ધિની ઇચ્છાવાળાઓએ ઉપરોક્ત પ્રકારના આહારોનું પ્રયત્નપૂર્વક સેવન કરવું, એ અર્થ છે [મધુ., કેશવ વગેરે ].

## આયુષ્યની વૃદ્ધિ

મનુષ્યનું આયુષ્ય શ્વાસોચ્છ્વાસથી નિર્મિત છે. સાત્ત્વિક આહાર, બ્રહ્મચર્ય, જપ, ધ્યાન, યોગ વગેરેથી શ્વાસોચ્છ્વાસની ગતિનો વેગ સ્વાભાવિક રીતે ઓછો થાય છે; અને તેટલા અંશે જીવનો આ સ્થૂલદેહ સાથેનો સંબંધ વર્ષ, મહિના, દિવસ વગેરેના માપથી વૃદ્ધિ પામે છે. એથી ઊલટું રજોગુણી તથા તમોગુણી આહાર, વિષયભોગ, આશા, તૃષ્ણા, ચિંતા, અસંતોષ વગેરેથી શ્વાસોચ્છ્વાસની ગતિનો વેગ સ્વાભાવિક રીતે વૃદ્ધિ પામે છે, અને તેટલે અંશે જીવનો આ સ્થૂલદેહ સાથેનો સંબંધ વર્ષ, મહિના તથા દિવસ વગેરેના માપથી ટૂંકો થાય છે.

સામાન્ય રીતે મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું કહ્યું છે. શાસ્ત્રમાં કોઈ સ્થળે મનુષ્યના આયુષ્યની સીમા ૧૧૬-૧૨૦ વર્ષની પણ જણાવી છે. જીવને

અવતરણિકા :—"सत्त्वात्संजायते ज्ञानम्। [ગી. ૧૪-૧૭] વૃદ્ધિ પામેલે સત્ત્વગુણ આત્મજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ છે. ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्थाः। [ગી. ૧૪-૧૮] સત્ત્વગુણની વૃત્તિમાં રહેલા બ્રહ્મલોક પર્યંતના દેવલોકને પામે છે." તેટલા માટે મુમુક્ષુ સાત્ત્વિક આહાર, યજ્ઞ, દાન, તપ વગેરે ગ્રહણ કરે, તથા રાજસ અને તામસ આહાર, યજ્ઞ, દાન, તપ વગેરેનો પરિત્યાગ કરે, એ હેતુથી હવે ભગવાન આહાર, યજ્ઞ, દાન, તપ વગેરેના સાત્ત્વિક, રાજસ તથા તામસ ભેદો પ્રતિપાદન કરે છે:

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

અન્વયાર્થ :—तु વળી सर्वस्य સર્વનો प्रियः પ્રિય आहारः આહાર अपि પણ त्रिविधः ત્રણ પ્રકારનો भवति હોય છે तथा તથા यज्ञः યજ્ઞ तपः તપ दानं દાન એ પણ ત્રણ પ્રકારના હોય છે. तेषां તે આહારાદિકના इमं આ भेदं ભેદને शृणु સાંભળ [૭].

શબ્દાર્થ :—વળી સર્વનો પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે. યજ્ઞ, દાન તથા તપ પણ ત્રણ પ્રકારનાં હોય છે. તેમના સાત્ત્વિકાદિ ભેદને હું કહું છું, તે તું સાંભળ. [૭].

વિવેચન :—હે અર્જુન! કેવળ શ્રદ્ધા જ ત્રણ પ્રકારની છે, એટલું જ નહિ પરંતુ સર્વ પ્રાણીઓને પ્રિય એવો આહાર પણ ત્રણ પ્રકારનો છે. તેમ જ ધર્મની ઉત્પત્તિદ્વારા સ્વર્ગાદિક રૂપ અદષ્ટ અર્થની સિદ્ધિ કરનારાં યજ્ઞ, તપ તથા દાન પણ સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારનાં છે. તે આહાર વગેરેના સાત્ત્વિકાદિ ભેદ હું કહું છું, તે તું શ્રવણ કર [૭].

અવતરણિકા :—હવે આહારના સાત્ત્વિકાદિ ભેદને ત્રણ શ્લોકવડે કહે છે; તેમાં પ્રથમ સાત્ત્વિક આહારનું વર્ણન કરે છે :

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥

અન્વયાર્થ :—आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः આયુષ, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ અને રુચિને વધારનારા रस्याः રસવાળા स्निग्धाः ચિકાશવાળા स्थिराः શરીરમાં લાંબા કાળ સુધી સ્થિર રહેનારા–પૌષ્ટિક हृद्याः હૃદયને

પ્રસન્નતા આપે એવા आहाराः આહારો सात्त्विकप्रियाः સાત્ત્વિક મનુષ્યને પ્રિય હોય છે [૮].

**શબ્દાર્થ** :—આયુષ, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ તથા પ્રીતિને વધારનારા, રસવાળા, ચિકાશવાળા, શરીરમાં સ્થિર રહેનારા તથા હૃદયને પ્રસન્નતા આપે એવા આહારો સાત્ત્વિક પુરુષને પ્રિય છે [૮].

**વિવેચન** :—आयुः = આયુષ્ય, ચિરજીવન [મધુ, વગેરે] सत्त्वम् = ઉત્સાહ [શ્રીધર વગેરે], અંતઃકરણની સ્ફૂર્તિ [શંકરાનંદ], મહાદુઃખમાં નિર્વિકારપણાનું સંપાદક ચિત્તનું ધૈર્ય [મધુ. વગેરે], વીર્યની સ્થિરતા [આ. શા. ભા.], અંતઃકરણનું કાર્ય જ્ઞાન [રા. ભા., વલ્લભ, કેશવ], बलम् = દેહ તથા ઇન્દ્રિયોની શક્તિ [શંકરાનંદ], સ્વધર્મ પાલનનું બળ [કેશવ], કાર્ય કરવાનું બળ [આ. શા. ભા.], आरोग्यम् = વ્યાધિનો અભાવ-ધાતુઓનું સામ્યપણું, सुखम् = ભોજન પછી મનમાં આનંદની ઉત્પત્તિ [મધુ.] તથા प्रीतिः = રુચિ-એ સર્વેને વધારનારા रस्याः = રસવાળા [શા. ભા.], સ્વાદ લેવા યોગ્ય [મધુ. વગેરે], મધુર રસની પ્રધાનતાવાળા [મધુ.], स्निग्धाः = ઘી, માખણ વગેરે ચિકાશવાળા, स्थिराः = રસાદિરૂપે શરીરમાં ચિરકાલપર્યંત સ્થિર રહેનારા [શા. ભા વગેરે] તથા हृद्याः = હૃદયને પ્રસન્ન કરનારા, દુર્ગંધ, અપવિત્રતા વગેરે દૃષ્ટાદૃષ્ટ દોષોથી રહિત [મધુ.] એવા આહારો સાત્ત્વિક પુરુષને પ્રિય હોય છે.

ઉપરોક્ત પ્રકારના આહારોનું સેવન કરનારાઓને સાત્ત્વિક જાણવા [પુ. અ. ત. વગેરે]; અથવા સત્ત્વગુણની વૃદ્ધિની ઇચ્છાવાળાઓએ ઉપરોક્ત પ્રકારના આહારોનું પ્રયત્નપૂર્વક સેવન કરવું, એ અર્થ છે [મધુ., કેશવ વગેરે].

## આયુષ્યની વૃદ્ધિ

મનુષ્યનું આયુષ્ય શ્વાસોચ્છ્વાસથી નિર્મિત છે. સાત્ત્વિક આહાર, બ્રહ્મચર્ય, જપ, ધ્યાન, યોગ વગેરેથી શ્વાસોચ્છ્વાસની ગતિનો વેગ સ્વાભાવિક રીતે ઓછો થાય છે; અને તેટલા અંશે જીવનો આ સ્થૂલદેહ સાથેનો સંબંધ વર્ષ, મહિના, દિવસ વગેરેના માપથી વૃદ્ધિ પામે છે. એથી ઊલટું રજોગુણી તથા તમોગુણી આહાર, વિષયભોગ, આશા, તૃષ્ણા, ચિંતા, અસંતોષ વગેરેથી શ્વાસોચ્છ્વાસની ગતિનો વેગ સ્વાભાવિક રીતે વૃદ્ધિ પામે છે, અને તેટલે અંશે જીવનો આ સ્થૂલદેહ સાથેનો સંબંધ વર્ષ, મહિના તથા દિવસ વગેરેના માપથી ટૂંકો થાય છે.

સામાન્ય રીતે મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું કહ્યું છે. શાસ્ત્રમાં કોઈ સ્થળે મનુષ્યના આયુષ્યની સીમા ૧૧૬-૧૨૦ વર્ષની પણ જણાવી છે. જીવને

-નના દેહની પ્રાપ્તિ થતી વેળા તેના પૂર્વકર્માનુસાર તેનું અમુક સમયનું [અમુક શ્વાસોચ્છ્વાસનુ] આયુષ્ય કર્મફલપ્રદાતાની સત્તાના નિયમાનુસાર નિર્માણ થાય છે. એ નિશ્ચિત થયેલા આયુષ્યના સમયમાં મનુષ્ય અસાધારણ શાસ્ત્રીય પુરુષાર્થરૂપ કર્મવડે [તે પુણ્યકર્મના બળવડે] આયુષ્યમાં વૃદ્ધિ કરી શકે છે; તથા ઈશ્વરના નિયમનો ભંગ કરીને અર્થાત્ શરીરાદિનો ઉતાવળે ક્ષય કરનારા અનાચારનુ સેવન કરવારૂપ અસાધારણ પાપકર્મવડે તે પોતાના આયુષ્યમાં ઘટાડો કરી શકે છે [શ્રીનાથચરિતામૃત તૃ. પ્ર. ઉત્તરાર્ધ પા. ૨૯૪-પંચમ. કિ. પૃ. ૧૫].

'સૃષ્ટિનો આરંભ થયો ત્યારથી કળિયુગમાં સો વર્ષનું આયુષ્ય, દ્વાપરમાં બસો વર્ષનુ આયુષ્ય, ત્રેતામા ત્રણસો વર્ષનુ આયુષ્ય અને સત્યયુગમા ચારસો વર્ષનું આયુષ્ય નિર્માણ થયુ એવો નિયમ છે; પરંતુ દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય તથા શુભાશુભ કર્મો એ સર્વ આયુષ્ય ઓછુ થવામા તથા આયુષ્યની વૃદ્ધિ થવામાં કારણરૂપ છે જ્યારે મનુષ્ય ધર્મ-કર્મ ઓછા કરે ત્યારે આયુષ્ય ઓછુ થાય છે, ધર્મકર્મ વધારે કરે છે ત્યારે આયુષ્ય વધે છે, તથા ધર્મકર્મ સમાન કરે તો આયુષ્ય સમાન રહે છે. કોઈ મનુષ્ય પોતાનું બાલ્યાવસ્થામા મરણ થાય તેવાં કર્મો કરે, તો તેનું મરણ બાલ્યાવસ્થામા થાય છે; યુવાવસ્થામાં મરણ થાય એવાં કર્મો કરે તો તેનું મરણ યુવાવસ્થામા થાય છે, તથા વૃદ્ધાવસ્થામાં મરણ પામે એવાં કર્મો કરે તો તે વૃધ્ધાવસ્થામા મરણ પામે છે. શાસ્ત્રવિહિત આચરણ કરનારને શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે આયુષ્ય પ્રાપ્ત થાય છે [યો. વા. ઉ. પ્ર. ૫૪-૨૬-૩૨].

ચરક જેવા અતિ પ્રાચીન આર્યવૈદ્યના અભિપ્રાય પ્રમાણે પણ આયુષ્યની મર્યાદા નિશ્ચિત નથી. મનુષ્ય પોતાની જીવનપધ્ધતિ પ્રમાણે તેને લાંબુ કે ટૂંકુ કરી શકે છે [બંકીમ-મહા. મંજરી પા. ૬૦૯]. જો મનુષ્યનુ આયુષ્ય મુકરર હોત તો આપઘાત કરવાથી, ઝેર પીવાથી, કે ફાસીની શિક્ષા વગેરેને લીધે આયુષ્યનો અકાળે અંત આવે છે, તે કદી બનત જ નહિ, કારણકે જો આપઘાત, ખૂન વગેરે ઘોર પાપકર્મો પ્રારબ્ધને આધીન હોય તો શાસ્ત્રનો ઉપદેશ નિરર્થક છે.

જો કે ભીષ્મપિતામહે પ્રાપ્ત કરેલાં સ્વચ્છંદ મૃત્યુનાં વરદાન, સતી સાવિત્રીનું પ્રસિદ્ધ આખ્યાન, તથા ભગવાન ભાષ્યકારના આયુષ્યના વૃદ્ધિવિષયક વૃત્તાંત વગેરેથી સિદ્ધ થાય છે કે, આયુષ્ય પુરુષાર્થનો વિષય છે; તોપણ નિષિદ્ધ આહાર-વિહારાદિથી આયુષ્યનો ક્ષય કરવો [આયુષ્યને ઘટાડવું] સંભવિત છે, પરંતુ યુક્ત આહારવિહાર વગેરે ઉપાયોથી આયુષ્યની વૃદ્ધિ કરવી અત્યંત દુર્લભ છે.

## સત્ત્વશુદ્ધિ

"अन्नमयं हि सौम्य मनः। [ છાં. ઉ. ૬–૫–૪ ] અન્નનું કાર્ય મન છે." જેમ મંથન કરેલા દહીંનો સૂક્ષ્મભાવ ઊર્ધ્વ થઈ, માખણ સ્વરૂપે ગમન કરે છે, તે ઘી થાય છે, તેમ ભક્ષણ કરેલા અન્નનો સૂક્ષ્મભાવ એકત્ર થઈ ઉપર જાય છે, તે મનના અવયવો સાથે મળી મનને પુષ્ટિ કરનાર થાય છે [છા. ઉ. ૬–૬–૧–૨]. "आहारशुद्धौ सत्त्वशुद्धिः । [ છા. ઉ. ૭–૨૬–૨ ] આહારની અર્થાત્ શબ્દાદિ વિષયોની તથા અન્નાદિ ખાદ્ય પદાર્થોની શુદ્ધિથી અંતઃકરણ શુદ્ધ થાય છે [ શા. ભા. છા. ઉ. ]"

અનીતિથી સંપાદન કરેલા સાત્ત્વિક ખાદ્યપદાર્થો અંતઃકરણની શુદ્ધિના હેતુરૂપ થતા નથી. આઠ વસુઓ પૈકી છેલ્લા પરમજ્ઞાની ભીષ્મપિતામહની બુદ્ધિ રાજા દુર્યોધનના અન્નના પ્રભાવથી કુંઠિત થઈ ગયેલી હતી; તથા ' દુર્યોધનનું અન્ન દુષ્ટોના સંબંધવાળું છે, માટે મારે ભોજન કરવા યોગ્ય નથી [ ઉદ્યોગ. પર્વ ૯૧–૩૨ ]', એમ સ્પષ્ટ કહી, ભગવાન શ્રીકૃષ્ણે દુર્યોધનના નિમંત્રણનો અસ્વીકાર કરી, ભક્ત વિદુરને ઘેર સાત્ત્વિક ભોજનનું સેવન કર્યું', તે પ્રસિદ્ધ છે.

વળી સાત્ત્વિક ખાદ્યપદાર્થો જાતિ, આશ્રય તથા નિમિત્ત દોષોથી રહિત હોવા જોઈએ. કાંદા, લસણ વગેરે સ્વભાવથી અશુદ્ધ એ જાતિદોષ કહેવાય છે, દુરાચારી મનુષ્યના સંપર્કથી જે ભોજન દૂષિત થાય છે, તે આશ્રયદોષ કહેવાય છે, તથા વાળ, માખી, કીડા વગેરેના સંબંધથી ભોજન દૂષિત થાય છે, તે નિમિત્તદોષ કહેવાય છે. સાત્ત્વિક આહાર ઉપરોક્ત ત્રણે પ્રકારના દોષોથી રહિત હોવો જોઈએ [ ૮ ].

**અવતરણિકા** :—હવે રાજસ આહારનું વર્ણન કરે છે :

**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।**
**आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥**

**અન્વયાર્થ** :—कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः અતિ કડવા, અતિ ખાટા, અતિ ખારા, અતિ ઉષ્ણ, અતિ તીખા, અતિ લૂખા તથા અતિ દાહ કરનારા તેમ दुःखशोकामयप्रदाः દુઃખ, શોક અને રોગ ઉત્પન્ન કરનારા आहाराः આહારો राजसस्य રાજસ લોકોને इष्टाः પ્રિય છે.

**શબ્દાર્થ** :—અતિ કડવા, અતિ ખાટા, અતિ ખારા, અતિ ઉષ્ણ, અતિ લૂખા તથા અતિદાહ કરનારા, તેમ જ દુઃખ, શોક અને રોગ ઉત્પન્ન કરનારા આહારો રાજસ લોકોને પ્રિય છે [ ૯ ].

વિવેચન :—હે અર્જુન ! कटु = લીમડો વગેરે અતિ કડવા, अम्ल = આમલી વગેરે અતિ ખાટા, लवण = ક્ષારાદિ વગેરે અતિ ખારા, उष्ण = અતિ ઉષ્ણ, तीक्ष्ण = મરચાં વગેરે અતિ તીખા, रूक्ष = કાગ, કોદરા, મસુર વગેરે અતિ લૂખા, विदाहिनः = રાઈ વગેરે અતિ બળતરા કરનારા આહારો રાજસ લોકોને પ્રિય હોય છે. આવા આહારો ભોજનકાળે દાહ ઉત્પન્ન કરનારા, ભોજન કર્યા પછી અજીર્ણ વગેરેને લીધે મનને ઉદ્વેગ કરનારા તેમ જ રસ, રક્ત, માંસ, મજ્જા વગેરે ધાતુઓમાં વિષમતા ઉત્પન્ન કરી વિવિધ પ્રકારના રોગો ઉત્પન્ન કરનારા છે, તથા રોગાદિને વધારનારા છે [ રા. ભા વગેરે ].

સત્ત્વગુણની વૃદ્ધિની કામનાવાળા પુરુષે ઉપરોક્ત પ્રકારના આહારોની ઉપેક્ષા કરવી, એ અર્થ છે [ મધુ વગેરે ].

આ શ્લોકમાં 'अत्युष्ण' વચનમાં રહેલા 'अति' શબ્દો कटु વગેરે સાત શબ્દોની સાથે અન્વય [ સબંધ ] કરવો [ શા. ભા., મધુ. વગેરે ] [૯].

અવતરણિકા :—હવે તામસ આહારનું વર્ણન કરે છે :

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

અન્વયાર્થ :—च તથા यत् જે यातयामं અર્ધું પાકેલું, અથવા જેને રાંધ્યા પછી પહોર વીતી ગયો હોય એવું गतरसं રસ વિનાનું पूति ગંધાતું पर्युषितं રાતવાસી उच्छिष्टं એઠું अपि च તેમ જ अमेध्यं અપવિત્ર અથવા અપથ્ય [મધુ] भोजनं ભોજન तामसप्रियं તામસ લોકોને પ્રિય છે [૧૦].

શબ્દાર્થ :—અર્ધું પાકેલું, રસ વિનાનું, ગંધાતું, રાતવાસી, એઠું તેમ જ અપવિત્ર અથવા અપથ્ય ભોજન તામસ લોકોને પ્રિય છે [૧૦].

વિવેચન :—यातयामम् = અર્ધું પાકેલું [શા. ભા., મધુ. વગેરે] અથવા જેને રાંધ્યા પછી એક પહોર વીતી ગયો હોય એવું [ શ્રીધર., મધુ. વગેરે ], गतरसम् = રસ વિનાનું, બળી જવાથી રસરહિત થયેલું અથવા સાર અંશ કાઢી લીધેલું–સૂકું पूति = ગંધાતું–દુર્ગંધવાળું पर्युषितम् = રાંધ્યા પછી રાત વીતી ગઈ હોય એવું વાસી [શા. ભા. વગેરે], च = અને ખાવામાં આવે તે સમયે જ ઉન્માદ કરનાર ધત્તુરા વગેરે [મધુ.], उच्छिष्टम् = ગુરુથી અતિરિક્ત અન્યનું જમતાં વધેલું [રા. ભા.] अमेध्यम् = ડુંગળી, ગાજર, લસણ, માંસ વગેરે યજ્ઞને માટે અયોગ્ય अपि च = તથા વૈદ્યકશાસ્ત્રે જેને અપથ્ય કહ્યું હોય એવું [મધુ.] ભોજન તામસ લોકોને પ્રિય છે.

તામસ આહારો દુઃખ, શોક, રોગ, આયુષ્યની ક્ષીણતા, અંતઃકરણની મલીનતા વગેરેના કારણરૂપ છે, તથા તમોગુણની વૃદ્ધિ કરનારા હોવાથી, સત્ત્વ-ગુણની વૃદ્ધિની કામનાવાળા પુરુષે તેમનો દૂરથી જ પરિત્યાગ કરવો.

હવિઃ શેષ [ પ્રભુ સમર્પિત પ્રસાદ ] વાસી હોય છતાં તે ખાવામાં દોષ નથી [ મનુ ૫–૨૪ ]. જે અન્નાદિ પદાર્થો વાસી કે દૂષિત હોય તે દેવ, અતિથિ, ગાય કે કૂતરાને પણ આપવા યોગ્ય નથી [૧૦].

**અવતરણિકા** :—હવે સાત્ત્વિક યજ્ઞનું વર્ણન કરે છે :

**अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

**અન્વયાર્થ** :—अफलाकाङ्क्षिभिः ફલની ઇચ્છાથી રહિત પુરુષોએ यष्टव्यम् एव આ અવશ્ય કરવા યોગ્ય જ છે इति એ પ્રકારે मनः મનને समाधाय નિશ્ચિત કરીને च અને विधिदृष्टः શાસ્ત્રવિહિત यः જે यज्ञः યજ્ઞ इज्यते અનુષ્ઠાન કરાય છે सः તે सात्त्विकः સાત્ત્વિક કહેવાય છે [૧૧].

**શબ્દાર્થ** :—ફળની ઇચ્છાથી રહિત પુરુષોએ 'આ અવશ્ય કરવા યોગ્ય છે', એમ મનને નિશ્ચયવાળું કરીને, અને શાસ્ત્રવિહિત જે યજ્ઞનું અનુષ્ઠાન કરાય છે, તે યજ્ઞ "સાત્ત્વિક" કહેવાય છે [૧૧].

**વિવેચન** :—હે અર્જુન ! अफलाकांक्षिभिः = ફળની ઇચ્છાથી રહિત પુરુષોવડે यष्टव्यम् एव इति मनः समाधाय = 'યજ્ઞ કરવો જોઈએ એ મારું કર્તવ્ય છે,' એ પ્રકારે મનનું સમાધાન કરી 'મારે આ યજ્ઞવડે અન્ય કોઈ પુરુષાર્થ સિદ્ધ કરવાનો નથી' એવો મનનો નિશ્ચય કરી, જે યજ્ઞ કરવામાં આવે છે અને विधिदृष्टः = શાસ્ત્રવિધિથી નિયત [ શાસ્ત્રવિધિથી નિશ્ચિત થયેલો કે પ્રેરણા કરેલો ] જે યજ્ઞ કરવામાં આવે છે, તે "સાત્ત્વિક" યજ્ઞ કહેવાય છે [ શા. ભા. ], "स एव श्रेयोर्थिभिरुपादेय इत्यर्थः । [ ભા. ટી. ] શ્રેયની કામના-વાળા પુરુષોએ સાત્ત્વિક યજ્ઞ જ સ્વીકાર [ગ્રહણ] કરવા યોગ્ય છે," એ અર્થ છે [૧૧].

**અવતરણિકા** :—હવે રાજસ યજ્ઞનું વર્ણન કરે છે :

**अभिसन्धाय तु फलं दम्भार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥**

**અન્વયાર્થ** —भरतश्रेष्ठ ! હે ભરતશ્રેષ્ઠ ! तु વળી फल સ્વર્ગાદિ ફળને

अभिसधाय ઉદ્દેશ કરીને च અને एव વળી दंभार्थं દંભથી अपि પણ यत् જે यज्ञ इज्यते અનુષ્ઠાન કરાય છે, तं यज्ञं તે યજ્ઞને राजसं રાજસ विद्धि જાણ [ ૧૨ ].

શબ્દાર્થ :—હે ભરતશ્રેષ્ઠ ! જે ફળના ઉદ્દેશથી તથા દંભથી અનુષ્ઠાન કરાય છે, તે યજ્ઞને તું "રાજસ" યજ્ઞ જાણ [ ૧૨ ].

**વિવેચન** :—હે અર્જુન ! फलम् अभिसंधाय = સ્વર્ગાદિક ફળના ઉદ્દેશથી તથા दम्भार्थम् = લોકોમાં ધર્મોત્માપણું પ્રગટ કરવાના હેતુથી જે યજ્ઞ અનુષ્ઠાન કરાય છે, તે યજ્ઞ " રાજસ " કહેવાય છે.

અહીં ' अपि चैव ' એ વચનવડે ફળના ઉદ્દેશથી, અથવા દંભથી અથવા ફળના ઉદ્દેશથી, તથા દંભથી અનુષ્ઠાન કરેલા એવા ત્રણ પ્રકારના રાજસ યજ્ઞોનું સૂચન છે [ મધુ. ] [ ૧૨ ].

અવતરણિકા :—હવે તામસ યજ્ઞનું વર્ણન કરે છે :

**विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।**
**श्रध्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥**

અન્વયાર્થ :—विधिहीन શાસ્ત્રવિધિરહિત असृष्टान्नम् અન્નદાનથી રહિત मंत्रहीनम् મંત્રરહિત अदक्षिणम् દક્ષિણારહિત તથા श्रद्धाविरहितम् શ્રદ્ધારહિત यज्ञं યજ્ઞને तामसं તામસ યજ્ઞ परिचक्षते કહે છે [ ૧૩ ].

શબ્દાર્થ :— શાસ્ત્રવિધિરહિત, અન્નદાનથી રહિત, મંત્રરહિત, દક્ષિણારહિત તથા શ્રદ્ધારહિત યજ્ઞને શિષ્ટપુરુષો " તામસ યજ્ઞ" કહે છે [ ૧૩ ].

**વિવેચન** :—હે અર્જુન ! विधिहीनम् = જે યજ્ઞ શાસ્ત્રોક્ત વિધિથી રહિત છે [ શા. ભા. વગેરે ], જે પ્રકારે શાસ્ત્રે તે યજ્ઞ કરવા માટે કહ્યું હોય, તે શાસ્ત્રોક્ત રીતિથી જે યજ્ઞ વિપરીત છે [ મધુ. વગેરે ], असृष्टान्नम् = જે યજ્ઞમાં બ્રાહ્મણાદિકને અન્નદાન આપવામાં આવતું નથી, मन्त्रहीनम् = જે યજ્ઞ મંત્ર, સ્વર તથા વર્ણથી રહિત છે [ શા. ભા. ], अदक्षिणम् = જે યજ્ઞ દક્ષિણાથી રહિત છે, તથા श्रद्धाविरहितम् = જે યજ્ઞ શ્રદ્ધારહિત છે, જે યજ્ઞ આસ્તિક્યબુદ્ધિ વિના કરવામાં આવે છે [ શંકરાનંદ વગેરે ], અથવા ऋत्विग्द्वेषादिना श्रध्धारहितम् । [ મધુ. ] જે યજ્ઞ ઋત્વિકના દ્વેષ વગેરેને લીધે શ્રદ્ધાથી રહિત છે [ મધુ ] તે યજ્ઞને શિષ્ટપુરુષો " તામસ યજ્ઞ " કહે છે.

આ શ્લોકમાં નિરૂપણ કરેલા કોઈ પણ એક વિશેષણવાળો યજ્ઞ તામસ કહેવાય છે; તથા તે વિશેષણો પૈકી ગમે તે બે વિશેષણવાળો, ત્રણ વિશેષણવાળો, ચાર વિશેષણવાળો, એ પ્રકારે તામસ યજ્ઞોના અનેક ભેદો છે [ મધુ. ].

પૂર્વોક્ત રાજસયજ્ઞમાં અંતઃકરણની શુદ્ધિનો અભાવ હોવા છતાં સ્વર્ગાદિ ફળોની પ્રાપ્તિ કરનારું ધર્મરૂપ અપૂર્વ અવશ્ય ઉત્પન્ન થાય છે; પરંતુ તામસયજ્ઞનું અનુષ્ઠાન શાસ્ત્રવિધિ પ્રમાણે કરવામાં આવતું નથી, તેથી તામસયજ્ઞથી કોઈ પણ ધર્મરૂપ અપૂર્વ ઉત્પન્ન થતું નથી. એ રાજસ અને તામસ યજ્ઞનો ભેદ છે [ મધુ. ] [ ૧૩ ].

**અવતરણિકા** :—"तपसा ब्रह्म विजिज्ञासस्व । [ તૈ. ઉ. ૩-૨-૧ ] તપવડે બ્રહ્મને જાણવાની ઇચ્છા કર, કારણકે तपः = बाह्यान्तःकरणसमाधानम् । [ તૈ. ઉ. શા. ભા. ] બાહ્ય ઇન્દ્રિયો તથા અંતઃકરણને સમાહિત કરવું, એ બ્રહ્મને જાણવા માટે શ્રેષ્ઠ તપ-અંતરંગ સાધન છે."

"मनसश्चेन्द्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः । स ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते । [ શાં. પ. ૨૫૦-૪ ] મન તથા ઇન્દ્રિયોની જે એકાગ્રતા કરવી તે જ પરમતપ છે. તે સર્વ ધર્મોથી શ્રેષ્ઠ છે, અને તે જ પરમધર્મ કહેવાય છે."

"सर्वमेतत्तपोमूलम् । [ શાં. પ. ૧૬૧-૧ ] આ સર્વ જગતનું મૂળ તપ છે," આ સર્વ જગતને પ્રજાપતિએ તપ કરીને જ ઉત્પન્ન કર્યું છે. ઋષિઓએ તપ કરીને જ વેદો મેળવ્યા છે; અને તપવડે જ સિદ્ધિ, ઐશ્વર્ય વગેરેને પામ્યા છે. પાપી મનુષ્ય તપવડે જ પાપથી મુક્ત થાય છે. દેવપણું કે ઈશ્વરપણું તપવડે જ સાધ્ય છે [ શાં. પ. ૧૬૧ ].

अथ इदानीं तपः त्रिविधम् उच्यते । [ શા. ભા. ] હવે શારીર, વાચિક તથા માનસ એવાં ત્રણ પ્રકારનાં તપ કહેવામાં આવે છે:

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

**અન્વયાર્થ** :—देवद्विजगुरुप्राज्ञपूजनम् દેવ, દ્વિજ, ગુરુ અને પ્રાજ્ઞનું પૂજન शौच પવિત્રતા आर्जवम् સરળતા ब्रह्मचर्यम् બ્રહ્મચર્ય च અને अहिंसा અહિંસા शारीरम् શારીર-શરીરસંબંધી तपः તપ उच्यते કહેવાય છે [ ૧૪ ].

**શબ્દાર્થ** :—દેવ, દ્વિજ, ગુરુ તથા પ્રાજ્ઞનું પૂજન, શૌચ, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ સર્વ શારીર [ શરીરસંબંધી ] તપ કહેવાય છે [ ૧૪ ].

**વિવેચન** :—देवद्विजगुरुप्राज्ञपूजनम् = देवाः = બ્રહ્મા, શિવ, વિષ્ણુ, સૂર્ય, દુર્ગા વગેરે દેવતાઓનું પૂજન, द्विजाः = સદાચારવાળા બ્રાહ્મણોનું પૂજન,

गुरवः = માતા, પિતા તથા ગુરુનું પૂજન [મધુ.]. અને प्राज्ञाः = બ્રહ્મવેત્તાઓનું વેદોના અર્થને જાણનારાઓનું पूजनम् = પ્રણામ, શુશ્રૂષા-સેવા તથા અન્ન વગેરેથી આરાધના [શંકરાનંદ, મધુ].

માતા, પિતા તથા આચાર્યની પૂજા સર્વથી શ્રેષ્ઠ છે. માતા, પિતા તથા ગુરુ એ સ્વર્ગાદિ ત્રણ લોક છે, એ બ્રહ્મચર્યાદિ ત્રણ આશ્રમો છે, ઋગ્વેદાદિ ત્રણ વેદો છે, તથા ગાર્હપત્યાદિ ત્રણ અગ્નિઓ છે. એ ત્રણની સેવા કરનાર યશ, કલ્યાણ, ધર્મ તથા ઉત્તમ લોકમાં મહા ફળને પ્રાપ્ત થાય છે. જે પુરુષ પોતાના પિતાને પ્રસન્ન કરે છે, તે પુરુષે પ્રજાપતિને પ્રસન્ન કર્યો છે; જે પુરુષ પોતાની માતાને પ્રસન્ન કરે છે, તેણે સાક્ષાત્ પૃથ્વીદેવી જ પ્રસન્ન કરી છે; અને જેણે પોતાના ગુરુને પ્રસન્ન કર્યા છે, તેણે સાક્ષાત્ પરબ્રહ્મની પૂજા કરી છે [શાં. પ. ૧૦૮-૬-૨૫]. માતાપિતાની સેવા, એ જ ધર્મવ્યાધના પ્રસિદ્ધ આખ્યાનનું તાત્પર્ય છે [મહા. ભા. વન. અ. ૨૧૩].

શ્રુતિ કહે છે કે :—" मातृदेवो भव। માતા જેને દેવના જેવી ઉપાસ્ય છે, એવો થા. पितृदेवो भव। પિતા જેને દેવના જેવા ઉપાસ્ય છે, એવો થા. आचार्यदेवो भव। [તૈ. ઉ. ૧-૧૧-૧] આચાર્ય જેને દેવના જેવા ઉપાસ્ય છે, એવો થા."

" आचार्यं मां विजानीयान्नावमन्येत कर्हिचित्। न मर्त्यबुद्धयाऽसूयेत सर्वदेवमयो गुरुः। [ભાગ. ૧૧-૧૭-૨૭] આચાર્યને મારારૂપ [પરમાત્મસ્વરૂપ] જાણવા. આચાર્યને સામાન્ય મનુષ્ય જેવા માની તેમનું અપમાન ન કરવું, તથા તેમના ગુણમાં દોષોનો આરોપ ન કરવો, કારણકે ગુરુ સર્વદેવમય ગણાય છે."

शौचम् = પવિત્રતા, માટી તથા જળથી શરીરને શુદ્ધ કરવું તે [મધુ.], તીર્થસ્નાનાદિ [શ. ભા.], અથવા અંતર તથા બાહ્ય શુદ્ધિ [શંકરાનંદ]. आर्जवम् = સરળતા [શા. ભા. વગેરે], શાસ્ત્રવિહિત કર્મમાં પ્રવૃત્તિ તથા શાસ્ત્રનિષિદ્ધ કર્મથી નિવૃત્તિ [મધુ], મન, વાણી તથા શારીરિક ક્રિયાની એકરૂપતા [રા. ભા. વગેરે].

ब्रह्मचर्यम् = स्त्रीभोगवर्जित्वम्। [હ. પૈ ભા.] સ્ત્રીસંભોગનો ત્યાગ કરવારૂપ તથા અપવિત્ર વિચાર પણ ન કરવારૂપ નૈષ્ઠિક બ્રહ્મચર્ય; અથવા निषिद्धमैथुननिवृत्तिः। [મધુ., વલ્લભ], ગૃહસ્થાશ્રમમાં ઋતુકાળે વિહિત મર્યાદામાં જ સ્ત્રીસંભોગ કરવો તથા નિષિદ્ધમૈથુનથી નિવૃત્તિ. " ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत। [અથર્વવેદસંહિતા ૧૧-૨-૫-૧૬] બ્રહ્મચર્યરૂપી તપવડે દેવોએ મૃત્યુ પર વિજય પ્રાપ્ત કર્યો " " ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः। [પા. યો. સૂ. ૨-૩૮].

બ્રહ્મચર્ય વિષે પ્રતિષ્ઠા પામેલો પુરુષ સામર્થ્યવિશેષને પ્રાપ્ત થાય છે." શરીરની કાંતિ, મનની શાંતિ, સ્મૃતિ, મેધા, જ્ઞાનશક્તિ, આત્મબળ વગેરે પ્રાપ્ત કરવા માટે બ્રહ્મચર્ય શ્રેષ્ઠ ઉપાય છે [અથર્વવેદીય-ગોપથ બ્રા. ૨-૫]. अहिंसा = મન, વાણી કે શરીરવડે કોઈ પણ પ્રાણીને પીડા ન કરવી તે; અહીં च પદવડે અસ્તેય તથા અપરિગ્રહનું પણ ગ્રહણ કરવું [મધુ.]. [શૌચ, બ્રહ્મચર્ય તથા અહિંસાના વિશેષ વિવેચન માટે જુઓ ગી. ૪-૨૮].

આ તપ "शारीरनिर्वर्त्यम्। [શા. ભા.] શરીરવડે કરવામાં આવે છે અર્થાત् शरीरप्रधानैः सर्वैरेव कार्यकरणैः कर्त्रादिभिः साध्यम्। [શા. ભા., મધુ.] શરીર જેમાં પ્રધાન છે એવાં સર્વ કાર્ય, કરણો, કર્તા આદિદ્વારા સાધ્ય છે," તેથી "શારીર તપ" કહેવાય છે [૧૪].

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

**અન્વયાર્થ** :—अनुद्वेगकरं ઉદ્વેગ નહિ કરનારું सत्यं સત્ય च તથા प्रियहितं પ્રિય લાગે એવું તથા હિત કરનારું यत् જે वाक्यं વચન च एव તેમ જ स्वाध्यायाभ्यसनं યથાવિધિ વેદશાસ્ત્રનો અભ્યાસ वाङ्मयं વાચિક-વાણીનું तपः તપ उच्यते કહેવાય છે [૧૫].

**શબ્દાર્થ** :—ઉદ્વેગ નહિ કરનારું, સત્ય, પ્રિય તથા હિતકર વચન તથા યથાવિધિ વેદશાસ્ત્રનો અભ્યાસ "વાચિક તપ" કહેવાય છે [૧૫].

**વિવેચન** :—अनुद्वेगकरम् = સાંભળનારને દુઃખ ન ઉત્પન્ન કરે એવું, सत्यम् = प्रमाणमूलमबाधितार्थम्। [મધુ., વે. બ્ર. ગી.] પ્રમાણમૂલક તથા જેનો અર્થ અન્ય પ્રમાણવડે બાધિત ન થાય એવું, यथानुभूतार्थकथनम्। [કેશવ] જે પ્રકારે અર્થનો અનુભવ થયો હોય તે પ્રકારે તેનું કથન કરનારું, यथादृष्टार्थप्रतिपादकम्। [ભા. ટી.] જે પ્રકારે અર્થને સાક્ષાત્ જોયો હોય [અર્થનો નિશ્ચય કર્યો હોય] તે પ્રકારે તેને પ્રતિપાદન કરનારું, प्रियहितम् = સાંભળનારને સુખ ઉપજાવનારું તથા પરિણામમાં સુખ આપનારું, તેમ જ स्वाध्यायाभ्यसनम् = યથાવિધિ વેદશાસ્ત્રનો અભ્યાસ, એ "વાચિક તપ" કહેવાય છે.

"चकारात् स्तोत्रपाठादिरपि वाङ्मयं तप एव भवतीत्यर्थः। [શંકરાનંદ] ચકારથી સ્તોત્રપાઠ વગેરે પણ વાચિક તપ છે, એ અર્થ છે."

" विशेषणधर्मसमुच्चयार्थश्चशब्दः । [ શા. ભા., મધુ. વગેરે ] અહીં प्रियहितं च यत् એ વચનમાં રહેલો च શબ્દ અનુદ્વેગકરત્વ, સત્યત્વ, પ્રિયત્વ અને હિતત્વ એ ચાર વિશેષણોના સમુચ્ચય માટે છે. તેથી જો વચન ઉદ્વેગ નહિ કરનારું, સત્ય, પ્રિય તથા હિતકર એ ચારે વિશેષણોથી યુક્ત હોય તો જ તે વાણીનું તપ કહેવાય છે. જો વચન તે પૈકી એક પણ વિશેષણથી ન્યૂન હોય તો તે વાણીનું તપ નથી. જેમકે વચન અનુદ્વે કર હોય, પરંતુ સત્ય, પ્રિય તથા હિતકર ન હોય તો તે વાણીનું તપ નથી. તેવી જ રીતે વચન સત્ય હોય, પરંતુ તે અનુદ્વેગકર, પ્રિય તથા હિતકર ન હોય તો તે વાણીનું તપ નથી. તેવી જ રીતે વચન પ્રિય હોય, પરંતુ અનુદ્વેગકર, સત્ય તથા હિતકર ન હોય તો તે વાણીનું તપ નથી; અને વચન હિતકર હોય, પરંતુ અનુદ્વેગકર. સત્ય તથા પ્રિય ન હોય તો તે વાણીનું તપ નથી [શા. ભા., મધુ વગેરે] [૧૫].

અવતરણિકા :—હવે માનસતપનું વર્ણન કરે છે :

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥ १६ ॥**

**અન્વયાર્થ** :—मनःप्रसादः મનની પ્રસન્નતા सौम्यत्वं સૌમ્યતા मौनम् મૌન आत्मविनिग्रहः આત્મસંયમ તથા भावसंशुद्धिः અંતઃકરણની શુદ્ધિ इति एतत् એ પ્રમાણે એ સર્વ मानसं तपः માનસ તપ उच्यते કહેવાય છે [૧૬].

**શબ્દાર્થ** :—મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન, આત્મસંયમ અને અંતઃકરણની શુદ્ધિ એ સર્વ "માનસ તપ" કહેવાય છે [૧૬].

**વિવેચન** :—मनःप्रसादः = મનની પ્રસન્નતા [શા. ભા. વગેરે], વિષયચિંતાકૃત વ્યાકુળતાનો [વ્યગ્રતાનો અભાવ] [મધુ.], રાગદ્વેષાદિથી રહિતપણું [શા. ભા. વગેરે]. सौम्यत्वं = મુખાદિને પ્રસન્ન કરનારી અંતઃકરણની શાંતવૃત્તિ [શા. ભા.], સર્વ પ્રાણીઓના હિતની [ભલાની] ઇચ્છા કરવી તથા નિષિદ્ધ વસ્તુઓના ચિંતનનો અભાવ [મધુ.], ઉપકાર કરનારમાં તથા અપકાર કરનારમાં પક્ષપાતરહિત મનનું અવસ્થાન અથવા અક્રૂરતા [શંકરાનંદ] मौनम् = મનના નિગ્રહથી કરેલો વાણીનો સંયમ [શા. ભા.], મનનો સંયમ તે જ મૌન છે, મૌન મનના નિગ્રહનું કાર્ય છે. મનનો નિગ્રહ સિદ્ધ થાય છે, ત્યારે જ વાણીનું મૌન થાય છે [શા. ભા.] સગુણ અથવા નિર્ગુણનું અનુસંધાન-ધ્યાનપરાયણતા અથવા મુનિભાવ [શંકરાનંદ], નિદિધ્યાસન નામનું આત્માનું ચિંતન [મધુ.], ચિત્તને ચિંતનશૂન્ય કરવું તે. કેવળ વાણીનો નિરોધ મૌન નથી' [શંકરાનંદ].

आत्मविनिग्रहः = મનનો નિગ્રહ કરી, આત્મચિંતનમાં મનને સ્થિર કરવું તે [શા. ભા.], અસંપ્રજ્ઞાત નિરોધ સમાધિ [મધુ.], મનને વિષયોથી નિવૃત્ત કરવું, મનને આત્મા વિષે સ્થિર કરવું. भावसंशुद्धिः = બીજાની સાથેના વ્યવહારમાં નિષ્કપટપણું [શા. ભા. વગેરે], અંતઃકરણની શુદ્ધિ અર્થાત્ કામ, ક્રોધ, લોભ વગેરે મલની નિવૃત્તિ [મધુ.], આત્મા સિવાય અન્ય વિષયના ચિંતનથી રહિતપણું [ રા. ભા. ], વિષયભોગ વાસનારૂપ મલનો અભાવ–એ સર્વ માનસતપ કહેવાય છે.

## મૌન–મુનિભાવ

મુનિ બે પ્રકારના છે: (૧) એક કાષ્ઠતપસ્વી અને (૨) જીવન્મુક્ત. હઠથી ઇન્દ્રિયોને જીતનારો મુનિ કાષ્ઠતપસ્વી કહેવાય છે. આત્માનું અનુસંધાન કરનારો, આત્મામાં જ રહેનારો, વ્યવહારમાં બીજા તપસ્વીની પેઠે વર્તતો છતાં, નિરતિશય આનંદથી તૃપ્ત રહેનાર પુરુષ જીવન્મુક્ત કહેવાય છે. આ બે શાંત મુનિઓના ચિત્તના નિશ્ચયરૂપ જે ભાવ તે "મૌન" કહેવાય છે.

વાઙ્મૌન, અક્ષમૌન, કાષ્ઠમૌન, અને સુષુપ્તમૌન અને એમ ચાર પ્રકારનાં મૌન છે. વાણીને રોકવી તે વાઙ્મૌન કહેવાય છે. બળાત્કારથી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો એ અક્ષમૌન [ઇન્દ્રિયમૌન] કહેવાય છે, શરીરની ચેષ્ટાઓનો ત્યાગ કરવો, એ કાષ્ઠમૌન કહેવાય છે અને જગતના બાધપૂર્વક આત્માનું જ ચિંતન કરવું, એટલે કે આત્મતત્ત્વને યથાર્થ જાણી સ્વસ્વરૂપમાં નિઃસંદેહ રહેવું એ સુષુપ્તમૌન કહેવાય છે.

પહેલા ત્રણ પ્રકારના મૌનનો અધિકારી કાષ્ઠતપસ્વી છે; અને ચોથા મૌનનો અધિકારી જીવન્મુક્ત છે. જીવન્મુક્તોમાં રહેનારી જે સુષુપ્તમૌન નામની અવસ્થા તે જ તુર્યાવસ્થા કહેવાય છે. યોગની તુરિયા નામની સાતમી ભૂમિકાને પ્રાપ્ત થયેલા જીવન્મુક્તો આત્માના અનુસંધાનરૂપ સુષુપ્તમૌન અનુભવે છે. તત્ત્વદર્શન થાય તો સુષુપ્તમૌન અનાયાસે સિદ્ધ થાય છે [ યો. વા. નિ. પ્ર. [પૂ.] ૧૮–૩–૧૦ ] [૨૬].

અવતરણિકા:—હવે સાત્ત્વિક તપનું વર્ણન કરે છે:

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

અન્વયાર્થ :—अफलाकांक्षिभिः ફળની ઇચ્છાથી રહિત युक्तैः સમાહિત ચિત્તવાળા नरैः પુરુષોએ [શા. ભા.] परया શ્રેષ્ઠ श्रद्धया શ્રદ્ધાથી तप्तं આચરેલું तत् તે त्रिविधम् ત્રણ પ્રકારના तपः તપને શિષ્ટપુરુષો सात्त्विकं સાત્ત્વિક परिचक्षते કહે છે [૧૭].

શબ્દાર્થ :—ફળની ઇચ્છાથી રહિત સમાહિત ચિત્તવાળા પુરુષોએ પરમ શ્રદ્ધાથી આચરેલાં એ ત્રણ પ્રકારનાં તપને શિષ્ટપુરુષો "સાત્ત્વિક તપ" કહે છે [૧૭].

વિવેચન :—अफलाकांक्षिभिः = ફળની કામનારહિત તથા युक्तैः = સમાહિત ચિત્તવાળા પુરુષોએ [શા. ભા.], કાર્યની સિદ્ધિ તથા અસિદ્ધિમાં નિર્વિકાર ચિત્તવાળા અધિકારી પુરુષોએ [મધુ. વગેરે], परया = प्रकृष्टया । [શા. ભા.] શ્રેષ્ઠ श्रद्धया = આસ્તિકબુદ્ધિથી આચરેલાં એ શારીર, વાચિક તથા માનસ તપને सत्त्वनिर्वृतम् । [શા. ભા.], સત્ત્વગુણજનિત અથવા સત્ત્વગુણજનિત અતિશ્રદ્ધાથી નિષ્પાદિત હોવાથી [શંકરાનંદ] શિષ્ટપુરુષો सात्त्विकं = સાત્ત્વિક તપ કહે છે [૧૭].

અવતરણિકા :—હવે રાજસ તપનું વર્ણન કરે છે :

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

અન્વયાર્થ :—च અને यत् જે तपः તપ सत्कारमानपूजार्थं સત્કાર, માન તથા પૂજા અર્થે તથા दंभेन દંભથી एव જ क्रियते કરવામાં આવે છે तत् તેને શિષ્ટપુરુષોએ राजसं રાજસ प्रोक्तं કહ્યું છે. તે इह આ લોકમાં જ ફળ આપે છે, પરંતુ પરલોકમાં ફળ આપતું નથી [મધુ.] તેમ चलं ચળ—નાશવંત તથા अध्रुवम् અનિશ્ચિત ફળવાળું છે [૧૮].

શબ્દાર્થ :—જે તપ સત્કાર, માન તથા પૂજા અર્થે તથા દંભથી જ કરવામાં આવે છે, તે તપને શિષ્ટપુરુષોએ "રાજસ" કહ્યું છે. તે આ લોકમાં જ ફળ આપે છે, તથા તે ચળ અને અધ્રુવ છે [૧૮].

વિવેચન :—मनसा आदरः सत्कारः । [રા. ભા.] મનથી આદર કરવો તે સત્કાર કહેવાય છે, वाचा प्रशंसा मानः । [રા. ભા.] વાણીથી પ્રશંસા કરવી તે માન કહેવાય છે; અને शारीरो नमस्कारादिः पूजा । [રા. ભા.] શરીરવડે નમસ્કારાદિ કરવા [રા. ભા.], પાદપ્રક્ષાલન, અર્ચન, ભોજન કરાવવું વગેરે [શા. ભા.] પૂજા કહેવાય છે. જે તપ सत्कारमानपूजार्थम् =

सत्कार पामवानी ઇચ્છાથી, માન મેળવવાની ઇચ્છાથી કે પોતાની પૂજા કરાવવાના હેતુથી તેથા दंभेन = દંભથી જ કરવામાં આવે છે, તે તપને શિષ્ટપુરુષો " રાજસ તપ " કહે છે.

રાજસ તપ इह = આ લોકમાં જ ફળ આપે છે, પરંતુ પરલોકમાં ફળ આપતું નથી [ મધુ. ]. વળી આ લોકમાં પણ રાજસતપ चलम्=अल्पकालस्थायिफलम्। [ મધુ. ] બહુ જ થોડા સમય સુધી રહે એવા ફળને આપનારું, વિનાશી તથા अध्रुवम् = फलजनकतानियमशून्यम् । [મધુ.] ફલના ઉત્પાદકપણાના નિયમથી શૂન્ય છે. રાજસતપ કરનારા પૈકી કેટલાકને સત્કાર, માન કે પૂજારૂપી ફળ પ્રાપ્ત થાય છે, તથા કેટલાકને આ લોકમાં પણ સત્કાર, માન કે પૂજારૂપી ફળ પ્રાપ્ત થતું નથી [ १८ ].

અવતરણિકા :—હવે તામસતપનું વર્ણન કરે છે :

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

અન્વયાર્થ:— यत् જે तपः તપ मूढग्राहेण અત્યંત અવિવેકથી કરેલા દુરાગ્રહથી आत्मनः શરીરને-દેહ તથા ઇન્દ્રિયોના સમૂહને [ મધુ. ] पीडया પીડા કરીને क्रियते કરવામાં આવે છે वा અથવા परस्य બીજાના उत्सादनार्थं વિનાશ માટે કરવામાં આવે છે तत् તે તપને શિષ્ટપુરુષોએ तामसम् તામસ उदाहृतं કહ્યું છે [ १९ ].

શબ્દાર્થ :—જે તપ દુરાગ્રહથી શરીરને પીડા કરીને કરવામાં આવે છે, અથવા બીજાના વિનાશને માટે કરવામાં આવે છે, તે તપને " તામસ " કહ્યું છે [ १९ ].

વિવેચન :—જે તપ मूढग्राहेण = અત્યંત અવિવેકથી કરેલા દુરાગ્રહવડે [ શા. ભા., મધુ. વગેરે ] आत्मनः पीडया क्रियते = દેહ તથા ઇન્દ્રિયોના સમૂહને પીડા કરીને કરવામાં આવે છે: તીક્ષ્ણ સળિયા પર બેસી, નદીમાં ઊભા રહી, ઊંધા લટકી, હાથ ઊંચો રાખી, કે ઉપવાસાદિથી દેહને કષ્ટ આપી કરવામાં આવે છે; અથવા परस्य उत्सादनार्थम् = આભિચારિક [ મારણ ] ક્રિયાવડે [ શંકરાનંદ, શ્રીધર વગેરે ] બીજાના વિનાશને અર્થે કરવામાં આવે છે, તે તપને શિષ્ટપુરુષોએ " તામસ " કહેલું છે [ १९ ].

અવતરણિકા:—હવે દાનના સાત્ત્વિકાદિ ત્રણ પ્રકારના ભેદને કહે છે :

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥

**અન્વયાર્થ**:—दातव्यं દાન કરવા યોગ્ય છે इति એવા નિશ્ચયવડે यत् જે દાન દાન देशे કુરુક્ષેત્રાદિ પવિત્ર દેશમાં च તથા काले સંક્રાંતિ, ગ્રહણ વગેરે પુણ્યકાળમાં च અને अनुपकारिणे ઉપકાર પાછો વાળવા અસમર્થ હોય એવા पात्रे સુપાત્રને–શમદમાદિયુક્ત શ્રોત્રિયને [ કેશવ ] दीयते અપાય છે तत् તે दान દાન सात्त्विक સાત્ત્વિક स्मृतं કહ્યુ છે [ ૨૦ ]

**શબ્દાર્થ**:—દાન અવશ્ય કરવા યોગ્ય છે, એવા નિશ્ચયવડે જે દાન પવિત્ર દેશમા, પુણ્યકાળમા, ઉપકાર પાછો વાળવા અસમર્થ હોય એવા સુપાત્રને અપાય છે, તે દાનને "સાત્ત્વિક" કહ્યુ છે [ ૨૦ ].

**વિવેચનઃ**—दातव्यम्= દાન અવશ્ય કરવા યોગ્ય છે, એવો નિશ્ચય કરી, ફ્લેચ્છાથી રહિત થઈને, देशे = કુરુક્ષેત્ર, કાશી વગેરે પવિત્ર દેશમાં काले = સંક્રાંતિ, ગ્રહણ, પૂર્ણિમા, એકાદશી વગેરે પુણ્યકાળમા, અથવા દુકાળ, ધરતીકંપ, આગ, વાવાઝોડા વગેરે આપત્તિકાળમાં, अनुपकारिणे = પ્રત્યુપકારની અપેક્ષા વિના અથવા પ્રત્યુપકાર પાછો વાળવા અસમર્થ હોય એવા पात्रे = સુપાત્રને [ શા. ભા. ], શમદમતિતિક્ષાદિ યુક્ત શ્રોત્રિયને [ કેશવ ], અથવા ભૂખ્યા, તરસ્યા, નગ્ન, દરિદ્ર, રોગી, દુઃખી, અનાથ કે ભયભીત પ્રાણીઓને અન્ન, જળ, વસ્ત્ર, ધન, ઐશ્વર્ય, આશ્રય વગેરે આપવુ, તે "સાત્ત્વિક" દાન કહેવાય છે.

દેશ કાળનો યોગ ન આવ્યો હોય, તોપણ સુપાત્રને આપેલું દાન સાત્ત્વિક છે [ નીલકંઠ ], પરંતુ દેશ, કાળ તથા પાત્ર એ બધાનો સાથે યોગ હોય અને જે દાન આપવામાં આવે છે, તેમાં મહાન ગુણ રહેલો છે [ નીલકંઠ ].

ચારિત્ર્ય, વિદ્યા, કુળ વગેરેમા સમાન હોય છતાં, તે બ નેમાં યાચના કરનારને દાન આપવા કરતા, યાચના નહિ કરનારને દાન આપવું, તે વધારે શ્રેષ્ઠ છે; કારણકે યાચના કરીને પોતાની કૃપણતા દર્શાવનાર ધૈર્યહીન પુરુષ કરતાં, યાચના નહિ કરનાર ધૈર્યયુક્ત પુરુષ વધારે યોગ્ય છે [ મ. ભા. અનુ. ૬૦–૨ ].

તિતિક્ષુને અસહ્ય જેવું કશું નથી, દુષ્ટને અકાર્ય જેવું કશું નથી અને દાનધર્મપરાયણ પુરુષને ન આપી શકાય એવું કશું નથી. ૪૮ દિવસના ઉપવાસી રતિદેવે અન્ન–જળનું, શિબિએ પોતાના માંસનું, દધીચિઋષિએ પોતાનાં હાડકાંનું તથા બળીરાજાએ સર્વસ્વનું દાન આપ્યું તે પ્રસિદ્ધ છે.

## દાનધર્મ

" दानं नाम न्यायार्जितस्य धनधान्यादेः श्रद्धयाऽर्थिभ्यः प्रदानम् । [શાણ્ડિલ્ય ઉપનિષદ્-જાબાલિદર્શન ઉપનિષદ્ ૭] ન્યાયપૂર્વક પ્રાપ્ત થયેલા ધનધાન્યાદિ પદાર્થો શ્રદ્ધાપૂર્વક સુપાત્રોને આપવા તે " દાન " કહેવાય છે."

દાન આપવું એ સનાતન ધર્મ છે. આ ધર્મના સબંધમાં પણ કેટલાક ધનવાન પુરુષો માને છે કે, આ દાનધર્મ કૃપણ [દીન] પુરુષોએ જ ચાલુ કર્યો છે, પરંતુ દૈવની પ્રતિકૂળતાને લીધે, તે ધનવાન પુરુષો જ્યારે પ્રારબ્ધવશાત્ નિર્ધન બની જાય છે, ત્યારે તેમને પણ આ દાનધર્મ પસંદ પડે છે [શા. પ. ૨૫૯-૧૮].

સત્યયુગમાં તપ, ત્રેતાયુગમાં જ્ઞાન, દ્વાપર યુગમાં યજ્ઞ તથા કળિયુગમાં કેવળ દાન જ શ્રેષ્ઠ ગણાય છે [શાં. પ. ૨૩૧-૨૮]. યતિઓનો મુખ્ય ધર્મ શમ છે, વાનપ્રસ્થોનો મુખ્ય ધર્મ નિયમ છે, તથા ગૃહસ્થનો મુખ્ય ધર્મ દાન છે.

" धनं च धर्मैकफलम् । [ભાગ. ૧૧-૫-૧૨] ધર્મ કરવો, એ જ ધનનું ફળ છે. " ધર્મથી પરોક્ષ જ્ઞાન તથા પરમ શાંતિ આપનારું અપરોક્ષ જ્ઞાન થાય છે.

" शतहस्तसमाहर, सहस्रहस्तसंकिर । [અથર્વ ૩-૨૪-૫] સેંકડો હાથે ઉત્સાહ તથા શ્રમપૂર્વક અન્નધનાદિ પદાર્થો પ્રાપ્ત કરો; તથા હજારો હાથોની ઉદારતાદ્વારા તેનો સદુપયોગ કરો-અન્નાદિ પદાર્થોનું વિતરણ કરો."

શાસ્ત્રવેત્તાઓ કહે છે કે:—" अनुकूले विधौ देयं यतः पूरयिता हरिः । જો પ્રારબ્ધ અનુકૂળ હોય તો અવશ્ય દાન આપવું, કારણકે દાન આપનારનો ભંડાર શ્રીહરિ સર્વદા ભરપૂર રાખશે; અને प्रतिकूले विधौ देयं, यतः सर्वं हरिष्यति । જો પ્રારબ્ધ પ્રતિકૂળ હોય તોપણ દાન આપવું, કારણકે પ્રતિકૂળ પ્રારબ્ધ સર્વસ્વનું હરણ કરે છે, અને તેથી સર્વનાશ કરતા દાન આપી પુણ્ય કમાવું તે સારું છે."

શ્રુતિ કહે છે કે:—श्रद्धया देयम् । अश्रद्धयाऽदेयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् । [તૈ. ઉ. ૧-૧૧-૩] શ્રદ્ધાપૂર્વક દાન આપવું, અશ્રદ્ધાથી નહિ; *श्रिया = विभूत्या* વિભૂતિને [ઐશ્વર્યને] અનુસાર દાન આપવું; લજ્જાપૂર્વક [લોકલજ્જાના ભયથી] દાન આપવું; શાસ્ત્રાજ્ઞાના ભયવડે પણ આપવું; તથા संविदा = मैत्र्यादि कार्येण । [શા. ભા. તૈ. ઉ.] મૈત્રી આદિ કાર્યના નિમિત્તથી દાન આપવું."

### અનીતિથી મેળવેલા ધનાદિનું દાન પરિશ્રમરૂપ છે

મહાકષ્ટથી મેળવેલા ધનનો દાનમાં ત્યાગ કરવો એ અત્યંત દુષ્કર છે.-

દાનથી બીજું કશું વધારે દુષ્કર નથી, તેથી હું દાનને જ શ્રેષ્ઠ માનું છું. આ સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવું કે, ન્યાયપૂર્વક મેળવેલું ધન દેશ, કાળ તથા પાત્રની યોગ્યતા જોઈને જ આપવું. અન્યાયથી મેળવેલા ધનથી જે દાનધર્મ કરવામાં આવે છે, તે દાન મહાભયથી રક્ષણ કરતું નથી [વનપર્વ ૨૫૯-૨૮-૩૧]. જે મનુષ્ય અધર્મથી સંપાદન કરેલા ધનવડે પરલોકના સાધનભૂત યજ્ઞદાનાદિ કર્મો કરે છે, તે મરણ પછી ધન કુમાર્ગે આવેલું હોવાથી યજ્ઞદાનાદિ કર્મોના ફલને પરલોકમાં ભોગવતો નથી [ઉદ્યોગપર્વ ૧૫-૧૬].

જો ચિત્ત રાગદ્વેષથી બગડેલું હોય અને કોઈને ઠગીને અન્યાયપૂર્વક ધન મેળવવામાં આવે, તથા આ પ્રકારે અન્યાયથી પ્રાપ્ત કરેલા ધનનું દાન કરવામાં આવે તો તે ધન જેનું હોય તેને દાનનું ફળ મળે છે. રાગ, દ્વેષ, મોહ, ક્રોધ, મદ અને મત્સરનો ત્યાગ કર્યો વિના જે દાન કરવામાં આવે છે, તે એક જાતનો ક્લેશ જ છે [ યો. વા. ઉ. પ્ર. ૬-૧૦-૧૧ ].

અનીતિથી મેળવેલા ધનનું કરોડોનું દાન, નીતિપૂર્વક મેળવેલી એક પાઈના પણ દાનની તુલના કરી શકશે નહિ; સમાજના એક ભાગને છેક નીચોવી નાખી, તેને નિર્ધન બનાવી મેળવેલા ધનનો તુચ્છ ટુકડો, પોતે જ નીચોવી લીધેલા ગરીબોને કીર્તિ ખાતર દાન કરીને પાછો આપવો તે દાન નહિ, પરંતુ પાપનું ઢાંકણ છે. પાણીનો ઇજારો લઈ, પાણીની તંગી ઉત્પન્ન કરી, પ્રાણીમાત્રને તરસથી ટળવળતા કરી, મૃત્યુ સમયે મોંમાં બે ટીપાં પાણી રેડનારને દયાળુ કે દાતા કોણ કહેશે?

દાન, દયા અને નીતિ છૂટાં કલ્પી શકાતાં નથી. એ ત્રણે સહવાસી છે. એકનો વિયોગ થતાં એ બધાં પ્રાણત્યાગ કરે છે.

તાત્પર્ય એ છે કે, દયા વિના દાનધર્મમાં પ્રવૃત્તિ થતી નથી; નીતિ વિના દાનધર્મ ફલિત થતો નથી; અને દાનધર્મ વિના દયા અને નીતિ બન્ને વાંઝિયાં છે; કારણકે અંતઃકરણ વિષે કેવળ નામમાત્રરૂપે રહેલી દયાથી કે નીતિથી સંગ્રહ કરેલા ધનાદિ પદાર્થોના ઢગલાથી કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થતો નથી [૨૦].

અવતરણિકા:—હવે રાજસદાનનું વર્ણન કરે છે:

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

અન્વયાર્થ :—પુનઃ વળી यत् तु જે કંઈ દાન प्रत्युपकारार्थं પ્રતિ ઉપકાર માટે-જે દાન ઉપકારનો બદલો લેવાના વિચારથી वा અથવા फलं ફલને उद्दिश्य ઉદ્દેશીને च તથા परिक्लिष्टं ક્લેશ પામીને–પશ્ચાત્તાપયુક્ત થઈને दीयते આપવામાં આવે છે तत् તે दानम् દાન राजसं રાજસ स्मृतं કહ્યું છે [૨૧].

શબ્દાર્થ :—વળી જે દાન ઉપકારનો બદલો લેવાના વિચારથી અથવા સ્વર્ગાદિક ફલના ઉદ્દેશથી અથવા ક્લેશ પામીને આપવામાં આવે છે, તેને "રાજસ" કહ્યું છે [૨૧].

વિવેચન :—જે દાન प्रत्युपकारार्थम् = પ્રતિ ઉપકાર માટે-'બીજે સમયે દાન લેનાર મનુષ્ય મારા ઉપર ઉપકાર કરશે' એવા વિચારથી આપવામાં આવે છે [શા. ભા.], અથવા फलम् उद्दिश्य = સ્વર્ગાદિક ફલના ઉદ્દેશથી આપવામાં આવે છે [શા. ભા. વગેરે], અથવા परिक्लिष्टं = ક્લેશ પામીને આપવામાં આવે છે [શા. ભા. વગેરે], 'આટલું ધન મેં દાનમાં શા માટે આપ્યું' એ પ્રકારે જે દાન પશ્ચાત્તાપયુક્ત થઈને આપવામા આવે છે [મધુ, કેશવ. વગેરે], આપતાં પહેલાં, આપતી વેળા તથા આપ્યા પછી દ્રવ્યના ખર્ચથી બહુ ખેદયુક્ત થઈને આપવામાં આવે છે, અથવા अकल्याणद्रव्यकं । [રા. ભા.] જે દાન અશુભ દ્રવ્યથી યુક્ત છે, તે દાનને શિષ્ટપુરુષોએ "રાજસ" કહ્યું છે [૨૧].

અવતરણિકાઃ—હવે તામસ દાનનું વર્ણન કહે છે :

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

અન્વયાર્થઃ—च અને यत् જે दानं દાન अदेशकाले અપવિત્ર દેશકાલમાં अपात्रेभ्यः અપાત્રોને असत्कृतं સત્કારરહિત તથા अवज्ञातं અવજ્ઞા-પૂર્વક–તિરસ્કારપૂર્વક दीयते અપાય છે तत् તે દાન શિષ્ટ પુરુષોએ तामसं તામસ उदाहृतं કહ્યું છે [૨૨].

શબ્દાર્થઃ—જે દાન અપવિત્ર દેશકાળમાં, અપાત્રોને, સત્કારરહિત તથા અવજ્ઞાપૂર્વક અપાય છે, તેને "તામસ" કહ્યું છે [૨૨].

વિવેચનઃ—જે દાન अदेशकाले = જ્યાં અપવિત્ર વસ્તુઓ કે મ્લેચ્છાદિ હોય એવા દેશમાં [શા. ભા.], અથવા દુર્જનના સંસર્ગથી પાપના કારણરૂપ અપવિત્ર સ્થળમાં [મધુ.], અપવિત્ર કાળમાં અર્થાત્ પુણ્ય કરવા માટે કહેવામાં આવેલા સંક્રાંતિ વગેરે પર્વ વિનાના કાળમાં [શા. ભા.], અથવા અશૌચના

-સમયમાં [ મધુ. વગેરે ], अपात्रेभ्यः = મૂર્ખ, ચોર વગેરેને [ શા. ભા. ], અથવા વિદ્યા તથા તપથી રહિત નટવેશ્યાદિક અપાત્રોને અપાય છે [ મધુ. વગેરે ], તથા જે દાન દેશ, કાળ તથા પાત્ર ઉત્તમ હોવા છતાં असत्कृतम् = પ્રિયવચન, પાદપ્રક્ષાલન, પૂજા વગેરે સન્માનરહિત [ શા. ભા. વગેરે ] તથા अवज्ञातम् = તિરસ્કારપૂર્વક આપવામાં આવે છે, તેને શિષ્ટપુરુષોએ "તામસ" કહ્યું છે.

કલિયુગમાં દાન, તપ, ઉપવાસ, તીર્થાટનાદિ પોતાની રુચિ પ્રમાણે કરવામાં ધર્મ માનવામાં આવે છે [વિ. પુ. ૬-૧-૧૫]. કુપાત્રને દાન આપવામાં આવે છે, ત્યારે સુપાત્રને દાન અપાતું નથી, માટે પ્રમાદરહિત થઈ, સુપાત્રને જ દાન આપવા પ્રયાસ કરવો [શાં. ૫. ૨૬-૩૧] [૨૨].

**અવતરણિકા** :—આ પ્રમાણે આહાર, યજ્ઞ, તપ તથા દાન એ ચારેના સાત્ત્વિક, રાજસ તથા તામસ એવા ત્રણ પ્રકારના ભેદને કહીને, 'સાત્ત્વિક આહારાદિ અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે, અને રાજસ-તામસ આહારાદિ અવશ્ય પરિત્યાગ કરવા યોગ્ય છે' એ ભગવાને પ્રતિપાદન કર્યું [શ્લોક ૭-૨૨].

"तत्राहारस्य दृष्टार्थत्वेन नास्त्यङ्गवैगुण्येन पुण्ये फलाभावशङ्का । [મધુ.] તેમાં આહાર દૃષ્ટાર્થક છે, અર્થાત્ આહાર ક્ષુધાની નિવૃત્તિરૂપ દૃષ્ટ અર્થની જ સિદ્ધિ કરે છે, ધર્મની ઉત્પત્તિદ્વારા સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ અર્થની સિદ્ધિ કરતો નથી, તેથી કોઈ અંગની વિગુણતાને લીધે આહારના પુણ્યમાં ફળના અભાવની શંકા થતી નથી."

સાત્ત્વિક યજ્ઞ, તપ તથા દાન ધર્મની ઉત્પત્તિદ્વારા સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ અર્થની પ્રાપ્તિ કરનારાં છે. આ યજ્ઞ, તપ તથા દાન દેશ, કાળ, પાત્ર, દ્રવ્ય, મંત્ર, તંત્ર આદિરૂપ અંગની વિગુણતાને લીધે સાત્ત્વિક હોવા છતાં, નિષ્ફળતાને પ્રાપ્ત થાય છે, એટલે કે સ્વર્ગાદિરૂપ અદૃષ્ટ ફળ ઉત્પન્ન કરવા સમર્થ થતાં નથી. વળી યજ્ઞાદિ કર્મોનું અનુષ્ઠાન કરનારા મનુષ્યોમાં પ્રમાદનું બાહુલ્ય હોવાથી, યજ્ઞાદિ કર્મો વિષે વિગુણતા દોષ અનિવાર્ય છે-યજ્ઞાદિ કર્મો વિષે કોઈ ને કોઈ અંગની વિગુણતા અવશ્ય થાય છે [મધુ].

"अतस्तद्वैगुण्यपरिहाराय । [મધુ.] તેથી યજ્ઞાદિ કર્મો વિષે વૈગુણ્યના પરિહાર માટે-વિગુણતારૂપ દોષની નિવૃત્તિ માટે, यज्ञदानतपःप्रभृतीनां साद्‌गुण्यकरणाय । [ શા. ભા. ] યજ્ઞ, દાન તથા તપાદિને સાદ્‌ગુણ્ય [ સગુણતા-પૂર્ણતા ] પ્રાપ્ત કરાવવા માટે, 'ॐ तत्सदित्युक्त्वा सर्वं सगुणं सफलं च भवतीति बोधयितुम् । [ શંકરાનંદ ] 'ॐ तत्सत्'ના ઉચ્ચારણથી સંપૂર્ણ કર્મ [ કર્મમાત્ર ] સગુણ

તથા સફલ થાય છે, એ બોધ કરવા માટે, 'પરમકારુણિક' ભગવાન 'ૐ તત્સત્' એ ભગવાનના નામના ઉચ્ચારણરૂપ સામાન્ય પ્રાયશ્ચિત્તનો [ મધુ., નીલકંઠ વગેરે ] ઉપદેશ આપે છે :"

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

**અન્વયાર્થ** :—ॐ तत्सत् ઓમ્, તત્ અને સત્ इति એ પ્રમાણે ब्रह्मणः બ્રહ્મનો निर्देशः નામ त्रिविधः ત્રણ પ્રકારનું स्मृतः કહ્યું છે. पुरा–પૂર્વે–સૃષ્ટિના આદિકાળમાં तेन તે નામવડે પ્રજાપતિએ ब्राह्मणाः બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો [મધુ.] च અને वेदाः વેદો च તથા यज्ञाः યજ્ઞોને विहिताः સરજ્યા છે [૨૩].

**શબ્દાર્થ** :—ઓમ્, તત્ અને સત્ એમ બ્રહ્મનો નિર્દેશ [ નામ ] ત્રણ પ્રકારનો કહેલો છે. પૂર્વે પ્રજાપતિએ તે નામવડે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો સરજ્યા છે [૨૩].

**વિવેચન** :—" ॐ तत्सद् इति = ॐ इति ब्रह्म । [ તૈ. ઉ. ૧–૮ ] ઓંકાર બ્રહ્મ છે;" "तदिति वा एतस्य महतो भूतस्य नाम भवति तत् । [ તૈ. આ. ૩–૩–૧૯ ] 'तत् એ મહાભૂત બ્રહ્મનું નામ છે;" તથા "सदेव सौम्येदमग्र आसीत् । [ છા. ઉ. ૬–૨–૧ ] 'આ જગતની ઉત્પત્તિની પૂર્વે સત્ [ બ્રહ્મ ] જ હતું."

એ પ્રમાણે 'ओमिति', 'तदिति' અને 'सदिति' એ ત્રણ પ્રકારનો બ્રહ્મના નામનો નિર્દેશ ઉદ્દાલકાદિ બ્રહ્મવેત્તાઓએ કર્યો છે. એ નામવડે સૃષ્ટિના આદિકાળમાં બ્રહ્માએ ब्राह्मणाः = બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય વગેરે કર્તાઓને [મધુ.] वेदाः = વેદોરૂપ કરણોને–કર્માદિના સાધનરૂપ વેદોને તથા यज्ञाः = યજ્ઞોરૂપ કર્મોને સરજ્યાં છે.

વેદ વગેરેની ઉત્પત્તિના કારણરૂપ હોવાથી એ ત્રણ બ્રહ્મનાં નામોની પવિત્રતાની ઇયત્તા નથી [ શંકરાનંદ ] તેથી તેનું ઉચ્ચારણ સંપૂર્ણ પાપોનું શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત છે [ શંકરાનંદ ].

" तस्माद्यज्ञादिसृष्टिहेतुत्वेन तद्वैगुण्यपरिहारसमर्थो महाप्रभावोऽयं निर्देश इत्यर्थः । [મધુ.] તેથી યજ્ઞાદિ સૃષ્ટિનો હેતુ હોવાથી, આ નિર્દેશ [નામ] યજ્ઞાદિ વિધિના વૈગુણ્યનો [ વિગુણતા દોષનો ] પરિહાર કરવા સમર્થ છે, તથા મોટા પ્રભાવવાળો છે."

" मन्त्रतस्तन्त्रतच्छिद्रं देशकालार्हवस्तुतः। सर्वं करोति निच्छिद्रं नामसंकीर्तनं तव। [ ભાગ. ૮-૨૩-૧૬ ] મંત્ર, તંત્ર, દેશ, કાળ, પાત્ર, દક્ષિણા વગેરેમાં જે કાંઈ ન્યૂનતા રહી ગઈ હોય, તે સર્વ ન્યૂનતા આપના [ભગવાનના] પવિત્ર ચરિત્રનું કીર્તન કરવાથી પૂર્ણ થાય છે."

વેદવેત્તાઓ પણ જે જે વૈદિક કર્મોનો આરંભ કરે છે, તે તે કર્મોના આરંભમાં ' ॐ तत्सत् ' એ નામનું સ્મરણ કરીને જ તે તે કર્મ કરે છે, તેથી શિષ્ટાચાર પ્રમાણથી પણ બ્રહ્મના નામના સ્મરણનું વિગુણતાદોષની નિવૃત્તિરૂપ ફળ સિદ્ધ થાય છે [ ૨૩ ].

**અવતરણિકા** :—હવે अकार, उकार તથા मकार એ ત્રણના વ્યાખ્યાનથી તેમના સમુદાયરૂપ ઓંકારના વ્યાખ્યાનની પેઠે, ઓંકાર, तत् શબ્દ તથા सत् શબ્દ એ ત્રણના વ્યાખ્યાનથી તેમના સમુદાયરૂપ બ્રહ્મના નિર્દેશનુ [નામનુ] તેની [ બ્રહ્મના નિર્દેશની-બ્રહ્મના નામની ] અતિશય સ્તુતિ કરવા માટે, ચાર શ્લોકવડે વ્યાખ્યાન કરે છે તેમા પ્રથમ ઓંકાર શબ્દનુ વ્યાખ્યાન કરે છે [મધુ.].

**तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।**
**प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥**

**અન્વયાર્થ** :—तस्मात् તેથી ओम् इति 'ઓમ્' એ પ્રમાણેનો उदाहृत्य ઉચ્ચાર કરી विधानोक्ताः વિધિશાસ્ત્રે કહેલી ब्रह्मवादिना વેદવેત્તાઓની यज्ञदानतपक्रियाः યજ્ઞ, દાન અને તપરૂપ ક્રિયાઓ सततं નિરંતર प्रवर्तन्ते પ્રવર્તે છે [૨૪].

**શબ્દાર્થ** :—તેથી ઓંકારનો ઉચ્ચાર કરી વિધિશાસ્ત્રે કહેલી વેદવેત્તાઓની યજ્ઞ, દાન અને તપરૂપ ક્રિયાઓ નિરંતર પ્રવર્તે છે [ ૨૪ ].

**વિવેચન** :—ओमिति ब्रह्म। [ તૈ. ઉ. ૧-૮ ] ' ઓમ્ બ્રહ્મ છે '—ઓંકાર પરમાત્માનું નામ છે, તેથી આરંભમાં ॐ इति उदाहृत्य = ઓંકારનું ઉચ્ચારણ કરીને, વેદવેત્તાઓની વિધિશાસ્ત્રે કહેલી, યજ્ઞ, દાન તથા તપરૂપ ક્રિયાઓ प्रवर्तन्ते = નિરંતર પ્રવર્તે છે—આરંભ કરવામાં આવે છે [ શા. ભા. ]. વેદવેત્તાઓ શાસ્ત્રવિહિત જે જે યજ્ઞ, તપ તથા દાનરૂપ ક્રિયાઓ કરે છે, તે તે ક્રિયાની પૂર્વે ઓંકારનું ઉચ્ચારણ કરીને જ તે તે ક્રિયા કરે છે, અને આ પ્રમાણે તે તે ક્રિયાના આરંભમાં ઓંકારનું ઉચ્ચારણ કરવાથી તે તે ક્રિયાઓ વિગુણતાદોષથી રહિત થઈને સમાપ્ત થાય છે [ મધુ, કેશવ વગેરે ].

આરંભમાં તથા અંતમાં ઓંકારનું ઉચ્ચારણ કરવાથી યજ્ઞ, દાન તથા તપરૂપ ક્રિયાઓ " प्रकृष्टा: साङ्गाः सात्त्विका भवन्तीत्यर्थः। [શંકરાનંદ] પ્રકૃષ્ટ, સાઙ્ગ તથા સાત્ત્વિક થઈ જાય છે."

જ્યારે ૐ ' તત્સત્ ' પૈકી કેવળ ઓંકારના ઉચ્ચારણથી વિગુણતાદોષ નિવૃત્તિ પામે છે, તો સમુદાયના [ 'ૐ તત્સત્ ' ના ] ઉચ્ચારણથી ક્રિયાના વિગુણતારૂપ દોષની નિવૃત્તિ થાય, એમાં શું કહેવું ! [ મધુ. વગેરે ]

" ॐ मिति ब्रह्मा प्रसौति। ॐ मिति शस्त्राणि शंसन्ति। ओमित्यध्वर्युः प्रतिगरं प्रतिगृणाति। ओमिति सामानि गायन्ति। [ તૈ. ઉ. ૧-૮-૧ ] ઓંકારનું ઉચ્ચારણ કરીને બ્રહ્મા [ ઋત્વિજ ] બીજા ઋત્વિજોને પ્રોક્ષણ વગેરે ક્રિયાઓમાં પ્રેરે છે. ઓંકારનું ઉચ્ચારણ કરીને શસ્ત્રોને [ ગીતિરહિત ઋચાઓને ] ભણે છે. ઓંકારનું ઉચ્ચારણ કરીને અધ્વર્યુ હોતાના પ્રત્યે પ્રોત્સાહનદ્યોતક શબ્દો ભણે છે. સામવેદનું ગાન કરનારા ઉદ્ગાતા પણ ઓંકારના ઉચ્ચારણપૂર્વક જ સામોનું ગાન કરે છે. આ શ્રુતિ ઋત્વિજોની ક્રિયાઓ ઓંકારપૂર્વક જ હોય છે, એમ દર્શાવે છે [નીલકંઠ] [૨૪].

**અવતરણિકા** —પૂર્વશ્લોકમાં કામ્ય તથા અકામ્ય યજ્ઞાદિ કર્મોમાં ૐ શબ્દનો વિનિયોગ [ ઉપયોગ ] સાધારણરૂપે કહી, હવે મુમુક્ષુ પુરુષોના નિષ્કામ કર્મોમાં ભગવાન તત્ શબ્દનો વિનિયોગ [ઉપયોગ] દર્શાવે છે [નીલકંઠ].

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकाङ्क्षिभिः ॥ २५ ॥

**અન્વયાર્થ** —मोक्षकाङ्क्षिभि મોક્ષની કામનાવાળા तत् इति બ્રહ્મના તત્ નામનો ઉચ્ચાર કરીને फलं ફલને अनभिसंधाय ન ઇચ્છીને यज्ञतपःक्रिया યજ્ઞ અને તપરૂપ ક્રિયાઓ च તથા विविधा વિવિધ दानक्रिया દાનક્રિયાઓ क्रियन्ते કરે છે [૨૫].

**શબ્દાર્થ** —મોક્ષની ઇચ્છાવાળા ' તત્ ' એ નામનો ઉચ્ચાર કરીને, ફલની ઇચ્છા વિના, જાતજાતની યજ્ઞ, તપ અને દાનરૂપ ક્રિયાઓ કરે છે [૨૫]

**વિવેચન** —तत् इति अनभिसंधाय = ' तत्त्वमसि ' ઇત્યાદિ શ્રુતિઓમાં પ્રસિદ્ધ બ્રહ્મના તત્ નામનું ઉચ્ચારણ કરી, મોક્ષની કામનાવાળા પુરુષો ફલની ઇચ્છા રાખ્યા વિના, અંતઃકરણની શુદ્ધિ માટે યજ્ઞ, તપ તથા દાનરૂપ ક્રિયાઓ કરે છે. આ ' तत् ' નામના ઉચ્ચારણના પ્રયોગથી, તેમની યજ્ઞ, તપ અને

દાનરૂપ સર્વ ક્રિયાઓ નિર્વિઘ્ને સમાપ્ત થાય છે [શંકરાનંદ વગેરે]. तस्मादतिप्रशस्तमेतत्। [મધુ., શ્રીધર વગેરે] માટે બ્રહ્મનું 'तत्' નામ અતિ શ્રેષ્ઠ છે [૨૫].

અવતરણિકા :—હવે 'सत्' નામનો વિનિયોગ [ઉપયોગ] બે શ્લોકવડે કહે છે :

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ ! युज्यते ॥ २६ ॥**

અન્વયાર્થ :—पार्थ ! હે પાર્થ ! सद्भावे સદ્‌ભાવમાં च તથા साधुभावे સાધુભાવમા सत् इति एतत् 'सत्' એ પ્રમાણે એ प्रयुज्यते પ્રયોગ કરાય છે. तथा તથા प्रशस्ते માંગલિક-શ્રેષ્ઠ कर्मणि કર્મમાં सच्छब्दः સત્ શબ્દનો प्रयुज्यते પ્રયોગ કરવામાં આવે છે [ ૨૬ ].

શબ્દાર્થ :—હે પાર્થ ! સદ્‌ભાવમાં તથા સાધુભાવમાં " सत् " એ નામનો પ્રયોગ કરાય છે; તથા માંગલિક કર્મોમાં પણ " सत् " એ નામનો પ્રયોગ કરવામાં આવે છે [૨૬].

વિવેચન :—" सदेव सौम्येदमग्र आसीत् । [ છા. ઉ. ૬-૨-૧ ] " 'सत्' એ બ્રહ્મનું નામ છે, ઇત્યાદિ શ્રુતિઓમાં પ્રસિદ્ધ બ્રહ્મના सत् નામનો सद्भावे = જે વસ્તુના ન હોવાપણાની શંકા થાય તે વસ્તુના હોવાપણા માટે તથા साधुभावे = અસત્ આચરણવાળો [ અસાધુ ] સદાચારયુક્ત [ સાધુ ] થઈ જાય તેમાં [શા. ભા. વગેરે, ], અથવા જે વસ્તુના અસાધુપણાની શંકા થાય તેના સાધુપણા માટે [ મધુ. ] प्रयुज्यते = પ્રયોગ કરવામાં આવે છે. તેથી એ બ્રહ્મનું નામ કર્મોના વિગુણતારૂપ દોષનો [ન્યૂનતાનો] પરિહાર કરી યજ્ઞાદિકના સારાપણાને અને તેના ફળના વિદ્યમાનપણાને કરવા સમર્થ છે [ મધુ. ].

વળી प्रशस्ते कर्मणि = વિવાહાદિ માંગલિક પ્રસંગે પણ આ 'सत्' નામનો પ્રયોગ કરવામાં આવે છે. " प्रशस्ततरमेतदित्यर्थः । [ મધુ. ] તેથી આ બ્રહ્મનું 'सत्' નામ વધારે શ્રેષ્ઠ છે " [ ૨૬ ].

**यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।**
**कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥**

અન્વયાર્થ :—च અને यज्ञे યજ્ઞમાં तपसि તપમાં च તથા दाने દાનમાં स्थितिः સ્થિતિ નિષ્ઠા सत् સત્ इति उच्यते એ પ્રમાણે કહેવાય છે च एव

તેમ જ तदर्थीयं कर्म તેને માટે કરવામાં આવતું કર્મ પણ सत् સત્ इति एव એ પ્રમાણે જ अभिधीयते કહેવાય છે [૨૭].

**શબ્દાર્થ** :—યજ્ઞમાં, તપમાં તથા દાનમાં જે સ્થિતિ તે 'સત્' કહેવાય છે; તથા તેને માટે કરવામાં આવતું કર્મ પણ 'સત્' કહેવાય છે [૨૭].

**વિવેચન** :—यज्ञे तपसि च दाने या स्थितिः = યજ્ઞમાં, તપમાં તથા દાનમાં જે સ્થિતિ [નિષ્ઠા] તે सत् કહેવાય છે.

कर्म च एव तदर्थीयम् = યજ્ઞ, દાન તથા તપ માટે જે કર્મ કરવામાં આવે છે, તે કર્મ [શા. ભા., મધુ.], અથવા જે બ્રહ્મના ત્રણ નામનું આ પ્રકરણ [પ્રસ્તુત વિષય] છે તે ઈશ્વર માટે કરવામાં આવતું કર્મ [શા. ભા., મધુ.], અથવા ભગવાનને [ઈશ્વરને] અર્પણ કરવાની બુદ્ધિથી કરેલું કર્મ [મધુ.], અથવા લોક તથા શાસ્ત્રમાં પ્રસિદ્ધ પરમાત્માને માટે કરેલું કર્મ [શંકરાનંદ], અથવા પરમેશ્વરની પ્રાપ્તિ માટે કરેલું કર્મ [કૈથવ, નીલકંઠ], અથવા ભગવાનની સેવાદિ સામગ્રી સંપાદનરૂપ કર્મ [પુ. અ. ત.] પણ सत् કહેવાય છે.

આ પ્રકારે કરેલાં યજ્ઞ, તપ વગેરે કર્મ, જે અસાત્ત્વિક તથા વિગુણ હોય તોપણ શ્રદ્ધાપૂર્વક બ્રહ્મના [પરમાત્માના] આ ત્રણ નામના પ્રયોગથી એટલે કે કર્મના આરંભમા બ્રહ્મના આ ત્રણ નામનું ઉચ્ચારણ કરવાથી, તે કર્મ સગુણ તથા સાત્ત્વિક બની જાય છે [શા. ભા., નીલકંઠ વગેરે].

માટે કર્મના વૈગુણ્યદોષના નિવારણ માટે સત્ શબ્દ વધારે શ્રેષ્ઠ છે [મધુ]. જો ૐ તત્સત્ એ બ્રહ્મના નામના એક ૐકારાદિરૂપ અવયવનું પણ આ પ્રકારનું માહાત્મ્ય છે, તો ૐકારાદિ ત્રણ અવયવોના સમુદાયરૂપ ૐ तत्सत् એ નિર્દેશનું [નામનું] અત્યંત અદ્ભુત માહાત્મ્ય હોય, એમાં શું કહેવું ? [૨૭].

**અવતરણિકા** :—હવે અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છે :

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

**અન્વયાર્થ** :—पार्थ ! હે પાર્થ ! अश्रद्धया અશ્રદ્ધાથી हुतं હોમેલું दत्तं આપેલું तपः तप्तं તપ કરેલું च અને यत् कृतं જે કરેલું તે असत् इति અસત્ उच्यते કહેવાય છે च કારણકે तत् प्रेत्य न પરલોકમાં ફળ આપતું નથી, તેમ જ इह नो આ લોકમાં પણ ફળ આપતું નથી [૨૮].

**શબ્દાર્થ** :—હે પાર્થ ! અશ્રદ્ધાથી જે હોમ્યું હોય, જે દાન આપ્યું હોય, જે તપ કર્યું હોય અને જે કોઈ બીજું કર્મ કર્યું હોય તે "અસત્" કહેવાય છે. તે પરલોકમા ફળ આપતું નથી, તથા આ લોકમા પણ ફળ આપતુ નથી [૨૮]

**વિવેચન** :—હે પાર્થ ! શ્રદ્ધા વિના કરેલા યજ્ઞયાગાદિ, શ્રદ્ધા વિના આપેલા દાન, શ્રદ્ધા વિના કરેલા વ્રત–તપ, તથા શ્રદ્ધા વિના કરેલા સ્તુતિ, નમસ્કારાદિ કર્મો " मत्प्राप्तिसाधनमार्गबाह्यत्वात्। [ શા. ભા. ] મારી પ્રાપ્તિના સાધનમાર્ગથી બહાર હોવાથી " असत् = निष्फलमेव। [ શકરાનદ ] નિષ્ફળ છે, અભાવભૂત। [ નીલકઠ ] કર્યાં હોવા છતા ન કર્યા જેવા જ છે [ નીલકઠ ], વ્યર્થ છે [ વલ્લભ ], કારણકે શ્રદ્ધા વિના કરેલા યજ્ઞ, દાન, તપ, વ્રત, ઉપવાસ, તીર્થસ્નાન, સ્તુતિ, નમસ્કાર વગેરે न च तत् प्रेत्य = મરણ પામ્યા પછી પરલોકમા ફળ આપતા નથી, તથા સત્પુરુષોએ નિંદેલા હોવાથી नो इह = આ લોકમા પણ યશ-પી ફળ આપતા નથી.

વળી શ્રદ્ધાપૂર્વક કરેલા યજ્ઞાદિ કર્મો અસાત્ત્વિક અને ન્યૂનતાવાળા હોય તોપણ ' ૐ તત્સત્ ' ના ઉચ્ચારણથી સાત્ત્વિક તથા સંપૂર્ણતાવાળા થાય છે; પરંતુ જેમ કઠોર શિલામા વૃક્ષાદિના અંકુરની ઉત્પત્તિ શક્ય નથી, તેમ અશ્રદ્ધાથી કરેલાં યજ્ઞાદિ કર્મોનુ સાનાપણુ કે સાત્ત્વિકપણુ ' ૐ તત્સત્ ' ના પ્રયોગથી [ ઉચ્ચારણથી ] પણ શક્ય નથી [મધુ]

" श्रध्दया देयम् । [તૈ. ઉ. ૧–૧૧–૩] શ્રદ્ધાપૂર્વક દાન આપવુ, श्रध्दयाग्निः समिध्यते श्रध्दया हूयते हवि । [ ઋગ્ ૧૦–૧૫૧–૧ ] શ્રદ્ધાથી અગ્નિ પ્રજ્વલિત કરવામા આવે છે, શ્રદ્ધાથી હવિ હોમવામા આવે છે, ' श्रध्दा कामस्य माता ' કામની માતા શ્રદ્ધા છે " ઇત્યાદિ વચનોવડે સિદ્ધ થાય છે કે, યજ્ઞાદિ કર્મોની માફક શ્રદ્ધા પણ તેના અંગ તરીકે વિહિત છે.

" तस्माच्छ्रौत स्मार्त च कर्म सर्व श्रध्दयैव कर्तव्यम्। [ શકરાનદ ] માટે શ્રૌત તથા સ્માર્ત સર્વકર્મ શ્રદ્ધાપૂર્વક જ કરવા. तस्मात् श्रद्धैव सात्त्विकी मातेव सुखकामि· शरणीकरणीया [ નીલકઠ ]. માટે આ લોકના સુખ, સ્વર્ગાદિ સુખ કે નિરતિશય સુખની કામનાવાળા પુરુષે માતાની પેઠે સાત્ત્વિકી શ્રદ્ધાનુ જ શરણુ લેવુ " [ ૨૮ ]

## અધ્યાયનો સાર

આલસ્યાદિથી શાસ્ત્રનો અનાદર કરતા અને શ્રદ્ધાપૂર્વક વૃદ્ધ લોકોના વ્યવહાર પ્રમાણે યજ્ઞાદિ કર્મોમા પ્રવર્તતા પુરુષો શાસ્ત્રનો અનાદર કરવારૂપ આસુરોના ધર્મથી તથા શ્રદ્ધાપૂર્વક યજ્ઞાદિ કર્મોના અનુષ્ઠાન કરવારૂપ દેવોના

ધર્મથી યુક્ત છે. આ પ્રકારે દૈવ તથા આસુર બન્ને ધર્મો વડે યુક્ત પુરુષો અસુર છે, કે દેવ છે, એ ભક્ત અર્જુનના સ્વાભાવિક સંશયનો ભગવાને આ અધ્યાયમાં નીચે પ્રમાણે નિર્ણય કર્યો :

'રાજસ તથા તામસ શ્રદ્ધાપૂર્વક રાજસ તથા તામસ યજ્ઞાદિ કર્મો કરનાર લોકો અસુરો છે; અને તેઓ શાસ્ત્રપ્રતિપાદિત જ્ઞાનનાં સાધનોના અધિકારી નથી. સાત્ત્વિક શ્રદ્ધાપૂર્વક સાત્ત્વિક યજ્ઞાદિ કર્મો કરનારા દેવો છે; અને તેઓ શાસ્ત્રપ્રતિપાદિત જ્ઞાનનાં સાધનોના અધિકારી છે. આ પ્રકારે આ અધ્યાયમાં પ્રથમ શ્રદ્ધાના સાત્ત્વિકાદિ ત્રણ ભેદોને દર્શાવી, તથા આહારાદિના સાત્ત્વિકાદિ ત્રણ ભેદોને દર્શાવી, ભગવાને નિર્ણય કર્યો છે [ મધુ. ].

रजस्तमोमयीं त्यक्त्वा श्रध्धां सत्त्वमयीं श्रितः ।
तत्त्वज्ञानेऽधिकारी स्यादिति सप्तदशे स्थितम् ॥ [ श्रीधर ]

हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे " श्रद्धात्रयविभागयोगो " नाम सप्तदशोऽध्यायः ॥ [१७].

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ **શ્રીમદ્ભગવદ્ગીતામાં** શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે '**શ્રદ્ધાત્રયવિભાગયોગ**' નામનો **સત્તરમો અધ્યાય સંપૂર્ણ.**

અધ્યાય ૧૭ મો સંપૂર્ણ

# અધ્યાય ૧૮ મો

## मोक्षसंन्यासयोग

અવતરણિકા :—સર્વ ગીતાશાસ્ત્રના અર્થનો ઉપસંહાર કરી વેદશાસ્ત્રનું સંપૂર્ણ તાત્પર્ય કહેવાના હેતુથી આ અધ્યાયનો આરંભ કરવામાં આવે છે. પૂર્વે સર્વ અધ્યાયોમાં કહેલા અર્થો આ અધ્યાયમાં ટૂંકમા કહેવામાં આવ્યા છે [શા. ભા.]. તેમા પ્રથમ 'સંન્યાસ' અને 'ત્યાગ' એ બે શબ્દોના અર્થોના ભેદ જાણવાની ઇચ્છાથી ભક્ત અર્જુન ભગવાનને પૂછે છે :

अर्जुन उवाच। અર્જુન બોલ્યા :

**संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥**

અન્વયાર્થ :—महाबाहो ! હે મહાબાહો ! हृषीकेश ! હે હૃષીકેશ ! केशिनिषूदन ! હે કેશી દૈત્યનો નાશ કરનારા ! संन्यासस्य સંન્યાસના च તથા त्यागस्य ત્યાગના तत्त्व તત્ત્વને–સ્વરૂપને–રહસ્યને पृथक् ભિન્ન ભિન્ન वेदितुं જાણવાને इच्छामि હું ઇચ્છું છું [૧].

શબ્દાર્થ :—હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિનિષૂદન ! હું સંન્યાસના તથા ત્યાગના તત્ત્વને ભિન્ન ભિન્ન જાણવા ઇચ્છું છું [૧].

વિવેચન :—હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિનિષૂદન ! હું સંન્યાસના તથા ત્યાગના तत्त्वं = યથાર્થસ્વરૂપને पृथक् = વિભાગપૂર્વક [શા. ભા.] સાત્ત્વિક, રાજસ તથા તામસ એવા ભેદથી ભિન્ન ભિન્ન [મધુ.] જાણવા ઇચ્છું છું, તેથી તે બન્નેનું યથાર્થ સ્વરૂપ મને નિશ્ચયપૂર્વક સ્પષ્ટ કહો.

અહીં અત્યંત પ્રેમને લીધે [મધુ.], અથવા સંન્યાસ તથા ત્યાગના તત્ત્વને જાણવાની અત્યંત ઉત્કંઠાને લીધે [નીલકંઠ] ભક્ત અર્જુને ભગવાનને મહાબાહો, હૃષીકેશ તથા કેશિનિષૂદન એવાં ત્રણ સંબોધનો આપ્યાં છે [૧].

અવતરણિકા :—હવે ભગવાન ભક્ત અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપે છે :

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥**

**અન્વયાર્થ** —काम्यानां કામ્ય कर्मणां કર્મના न्यासं સ્વરૂપથી કરેલા ત્યાગને [શા ભા. વગેરે] कवयः વિદ્વાનો–સૂક્ષ્મદર્શી લોકો [મધુ.] सन्यासं સન્યાસ विदुः જાણે છે અને विचक्षणाः વિચારમાં કુશળ લોકો सर्वकर्मफलत्यागं સર્વ કર્મોના ફલના ત્યાગને त्यागं ત્યાગ प्राहुः કહે છે [૨]

**શબ્દાર્થ** —કામ્ય કર્મોના ત્યાગને વિદ્વાનો "સન્યાસ" જાણે છે, અને વિચારમા કુશળ પુરુષો સર્વકર્મોના ફનના ત્યાગને 'ત્યાગ' કહે છે [૨]

**વિવેચન** —હે અર્જુન! વિદ્વાનો કહે છે કે સ્ત્રીપુત્રાદિની કામનાથી કરવામાં આવતા યજ્ઞાદિ કામ્ય કર્મોના न्यासम् = સ્વરૂપથી કરેલો ત્યાગ [શા ભા વગેરે] મુમક્ષુ ગૃહસ્થોનો સન્યાસ છે [શંકરાનંદ] તથા કેટલાક વિચક્ષણ પુરુષો કહે છે કે सर्वकर्मफलत्यागः = ઈશ્વરાર્પણબુદ્ધિથી કરેલા સર્વ કર્મોના ફળનો પરિત્યાગ જ ગૃહસ્થ મુમક્ષુઓનો સન્યાસ છે [શંકરાનંદ]

તાત્પર્ય એ છે કે, કામ્ય કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવો, એ સન્યાસ શબ્દનો અર્થ છે સર્વ કર્મોના ફળનો ત્યાગ કરવો એ ત્યાગ શબ્દનો અર્થ છે આ પ્રમાણે સન્યાસ અને ત્યાગ બન્ને શબ્દોનો અર્થ એકમાત્ર ત્યાગ જ છે [શા ભા] ઘટ [ઘડો] અને પટ [વસ્ત્ર] એ બે શબ્દોની પેઠે સન્યાસ' તથા 'ત્યાગ' જુદી જુદી જાતના અર્થના બોધક નથી [શા ભા, મધુ] [૨]

**त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः।**
**यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे॥ ३॥**

**અન્વયાર્થ** —एके કેટલાક मनीषिणः બુદ્ધિમાન લોકો आहुः કહે છે કે कर्म કર્મમાત્ર दोषवत् દોષની પેઠે અથવા દોષયુક્ત છે इति એ કારણથી त्याज्यं ત્યાગ કરવા યોગ્ય છે, च પરંતુ अपरे બીજા કેટલાક કહે છે કે यज्ञदानतपः कर्म યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ इति એ પ્રમાણે न त्याज्यं ત્યાગ કરવા યોગ્ય નથી [૩]

**શબ્દાર્થ** —કેટલાક બુદ્ધિમાન લોકો કહે છે કે, કર્મ માત્ર દોષની પેઠે અથવા દોષયુક્ત હોવાને લીધે ત્યાગ કરવા યોગ્ય છે, પરંતુ બીજા કેટલાક કહે છે કે યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મો એ પ્રમાણે ત્યાગ કરવા યોગ્ય નથી [૩]

**વિવેચન** —मनीषिणः =સાખ્યવાદી પડિતો [શા ભા વગેરે] કહે છે કે, કર્મમાત્ર दोषवत् = દોષવાળુ હોવાથી રાગદ્વષાદિ દોષોની પેઠે ત્યાગ કરવા યોગ્ય છે [શા ભા વગેરે] અથવા કર્મમાત્ર बन्धहेतुत्वात्। [શા ભા] સસાર-

બંધનના કારણરૂપ હોવાથી दोषवत् = દોષયુક્ત છે [ શા. ભા., મધુ. વગેરે ], માટે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. अपरे = મીમાંસકો [ શા. ભા. વગેરે ], કર્મનિષ્ઠ વિદ્વાનો [કેશવ] કહે છે કે, યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મો અધિકારી પુરુષે ત્યાગ કરવા યોગ્ય નથી.

" कर्मण्यधिकृतान् प्रत्येवैष सन्यासत्यागविकल्पः । [ શા. ભા ] આ સંન્યાસ અને ત્યાગ વિષેનો વિકલ્પ કર્મમા અધિકારવાળા અજ્ઞાનીઓ માટે જ છે." જે પરમાર્થદર્શી સાખ્યયોગીઓ છે, તેમનો તો કેવળ સર્વકર્મસંન્યાસરૂપ જ્ઞાનનિષ્ઠામા જ અધિકાર છે [ શા. ભા.] સાખ્યયોગીઓ [જ્ઞાની પુરુષો] માટે કર્મવિધિ કે ત્યાગવિધિ નથી જ્ઞાની પુરુષોને ત્યાગ સ્વત સિદ્ધ છે, કારણકે તેમને વિષે કર્મની અદર પ્રવૃત્તિ કરાવનાર અજ્ઞાનનો અભાવ છે [નીલકંઠ]. પરમાર્થદષ્ટિથી "न कर्माणि त्यजेद्योगी कर्मभिस्त्यज्यते ह्यसौ । [નીલકંઠ; અમનસ્કો ૨-૧૦૩ ] સાખ્યયોગી [ જ્ઞાની પુરુષ ] કર્મોનો ત્યાગ કરતો નથી, પરંતુ કર્મો જ તેનો ત્યાગ કરે છે."

આ વિષયમા શ્રુતિઓ બે પ્રકારની છે એક શ્રુતિ કહે છે કે —"न कर्मणा न प्रजया न धनेन त्यागेनैके अमृतत्वमानशु । [ કૈ. ઉ. ૪ ] કર્મથી, પ્રજાથી કે ધનથી નહિ, પરતુ માત્ર ત્યાગવડે જ પુરુષ અમૃતત્વને પ્રાપ્ત થાય છે." ત્યારે બીજી શ્રુતિ કહે છે કે —" कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समाः । [ ઈશા. ૨ ] આ લોકમા અગ્નિહોત્રાદિ શાસ્ત્રવિહિત કર્મો કરતા સો વર્ષ જીવવાની ઇચ્છા કર [ શા. ભા. ઈશા ઉ. ]" [૩].

**અવતરણિકા**.—ગૃહસ્થને માટે કામ્ય કર્મોનો ત્યાગ એ જ સંન્યાસ છે, સર્વકર્મફલત્યાગ એ જ સન્યાસ છે, દોષયુક્ત કર્મોનો ત્યાગ એ જ સન્યાસ છે, કામ્ય તથા નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ એ જ સન્યાસ છે, એ પ્રકારે ત્યાગ શબ્દના અર્થભૂત સન્યાસનુ પંડિતો અનેક પ્રકારે વર્ણન કરે છે, એ પ્રતિપાદન કરી [શ્લોક ૨-૩], હવે ભગવાન પોતાનો નિશ્ચય [ અભિપ્રાય-મત ] કહે છે :

**निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।**
**त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥**

**અન્વયાર્થ**.—भरतसत्तम ! હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! तत्र તે त्यागे ત્યાગના વિષયમાં मे મારા निश्चय નિશ્ચયને-નિશ્ચિત કરેલા અર્થને [શંકરાનંદ] शृणु

સાંભળ. पुरुषव्याघ्र ! હે પુરુષવ્યાઘ્ર ! त्याग. ત્યાગ हि નિશ્ચે त्रिविधः ત્રણ પ્રકારનો संप्रकीर्तितः કહ્યો છે [૪].

**શબ્દાર્થ :**—હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! તે ત્યાગના વિષયમાં મારા નિશ્ચયને સાંભળ. હે પુરુષવ્યાઘ્ર ! ત્યાગ પણ ખરેખર ત્રણ પ્રકારનો કહ્યો છે [૪].

**વિવેચન :**—હે અર્જુન ! तत्र त्यागे = તે ત્યાગના વિષયમાં–ત્યાગ-સંન્યાસ સબંધી વિકલ્પોના સંબંધમાં [શા. ભા.] तु મારા निश्चय = નિશ્ચયને [શા. ભા.], મારા નિશ્ચય કરેલા અર્થને [શંકરાનંદ], મારા મતને [કેશવ] शृणु = अवधारय । [ શા. ભા. ] સાંભળ–મારાં વચનદ્વારા સારી રીતે સમજ.

શાસ્ત્રમાં ત્યાગ પણ સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારનો કહ્યો છે. વૈરાગ્યપૂર્વક કરેલો ત્યાગ સાત્ત્વિક કહેવાય છે, પરિશ્રમના ભયથી કરેલો ત્યાગ રાજસ ત્યાગ કહેવાય છે, અને મોહથી કરેલો ત્યાગ તામસ ત્યાગ કહેવાય છે [ નીલકંઠ ].

અથવા વૈદિક કર્મમાં ફલવિષયક, કર્મવિષયક તથા કર્તૃત્વવિષયક એવા ત્રણ પ્રકારના ત્યાગ મેં પૂર્વે નિરૂપણ કર્યા છે [રા. ભા., ગી ૩–૩૦]. 'કર્મથી ઉત્પન્ન થતું સ્વર્ગાદિ ફળ મને ન મળે ' એ ભાવના ફલવિષયક ત્યાગ કહેવાય છે, ' મારા ફળના સાધનરૂપ હોવાથી આ કર્મ મારું છે ' એ પ્રકારનો કર્મ વિષે મમતાનો પરિત્યાગ કર્મવિષયક ત્યાગ કહેવાય છે; અને સર્વેશ્વર પરમાત્માને જ કર્તા સમજી કર્મ વિષે કર્તાપણાનો ત્યાગ કર્તૃત્વવિષયક ત્યાગ કહેવાય છે [ રા. ભા. ].

આ પ્રમાણે આ ત્યાગનું તત્ત્વ [ સ્વરૂપ ] સમજવું અસંત કઠિન છે. એ ત્યાગનું તત્ત્વ યથાર્થ કહેવા મારા સિવાય બીજો કોઈ સમર્થ નથી, માટે તું મારો ઈશ્વરનો શાસ્ત્રના યથાર્થ અભિપ્રાયથી યુક્ત નિશ્ચય સાંભળ [શા. ભા.] [૪].

**અવતરણિકા :**—" कः पुनरसौ निश्चयः ? इत्यत आह । [ શા. ભા., મધુ. ] એ નિશ્ચય કયો છે ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે ":

**यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥**

**અન્વયાર્થ :**—यज्ञदानतपःकर्म યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ न त्याज्यं ત્યાગ કરવા યોગ્ય નથી. तत् તે कार्यम् एव કરવા યોગ્ય જ છે; કારણકે यज्ञः યજ્ઞ दानम् દાન च एव તેમ જ तपः તપ मनीषिणाम् ફલની ઇચ્છારહિત પુરુષોને [ શા. ભા. ] पावनानि પવિત્ર કરનારાં છે [૫].

અભિનિવેશનો [ મધુ વગેરે ], કર્તૃત્વાભિમાનનો [ શ્રીધર વગેરે ], કર્મવિષયક મમતાનો [ શા. ભા ] તથા फलानि = સ્વર્ગાદિ ફળોની કામનાઓનો સર્વથા ત્યાગ કરી કરવા જોઈએ, એવો મારો નિશ્ચિત મત છે.

પ્રત્યવાયરહિત હોવાથી, નરકાદિ અનિષ્ટની નિવૃત્તિના હેતુરૂપ હોવાથી, સ્વર્ગાદિ લોક વિષે જવા આવવાના કલેશનો નિવર્તક હોવાથી, તથા અંતઃકરણની શુદ્ધિદ્વારા મુક્તિરૂપી ફળના હેતુરૂપ હોવાથી આ મારો મત [ સિદ્ધાંત ] જ શ્રેષ્ઠ છે [ શંકરાનંદ ]

આ પ્રમાણે ' निश्चयं शृणु मे तत्र ' [ શ્લોક ૪ ] એવી જે ભગવાને પ્રતિજ્ઞા કરી હતી તેનો અહીં ઉપસંહાર કર્યો છે, પરંતુ કોઈ અપૂર્વ [ નવો ] વિષયનુ વર્ણન નથી [ શા. ભા. વગેરે ]

" नित्यविहितकर्मफलत्याग प्रत्याहार । [ શાણ્ડિલ્ય ઉપનિષદ્–૧–૮ ] નિત્ય કરેના કર્મોના ફળનો ત્યાગ તે ' પ્રત્યાહાર ' કહેવાય છે " પ્રત્યાહાર પાચ પ્રકારનો છે (૧) ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરવી, (૨) જે જે જુએ તે બધુ આત્મા છે, એમ સમજવુ, (૩) નિત્ય કરેના કર્મોના ફળનો ત્યાગ કરવો, (૪) સર્વ વિષયોથી વિમુખ થવુ અને (૫) અઢાર મર્મસ્થાનોમા અનુક્રમે ધારણા કરવી [ શાણ્ડિલ્ય ઉપનિષદ્, ૧–૮ ] પ્રત્યાહાર સિદ્ધ થતા ઇન્દ્રિયો આપમેળે વશ થાય છે [ પા યો. સૂ ૨૨–૫૫ ]

આથી સિદ્ધ થાય છે કે, સર્વકર્મફલત્યાગ ઇન્દ્રિયોને વશ કરવાનો શ્રેષ્ઠ [ સુગમ ] ઉપાય છે.

## યજ્ઞાદિ કર્મો ક્યાં સુધી કરવાં ?

ભાગવતમા ભગવાન કહે છે —" तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता । मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥ [ભાગ ૧૧–૨૦–૯] જ્યા સુધી વૈરાગ્ય [ચિત્તશુદ્ધિ] થાય નહિ અથવા તો જ્યા સુધી મારી કથા વગેરે સાભળવામા શ્રદ્ધા થાય નહિ, ત્યા સુધી નિત્ય–નૈમિત્તિક કર્મો કરવા " આ પ્રમાણે સ્વધર્મમા રહેનારો પુરુષ, " ज्ञान विशुद्धमाप्नोति मद्भक्ति वा यदृच्छया । [ ભાગ ૧૧–૨૦–૧૧ ] દૈવવશથી [ મારી કૃપાથી ] વિશુદ્ધ જ્ઞાનને પામે છે, અથવા મારી ભક્તિને [ અનન્ય ભક્તિને ] પામે છે "

ભગવાન રામ કહે છે —"यावत्र पश्यति मदात्मक तावन्मदाराधनतत्परो भवेद् । [રામગીતા. અ. ૨૦. ઉ ૫–૫૮] જ્યા સુધી સમસ્ત જગત મારુ જ

**શબ્દાર્થ**:—યજ્ઞ, દાન અને તપરૂપ કર્મો ત્યાગ કરવા ગોગ્ય નથી, તે કરવા યોગ્ય જ છે; કારણકે યજ્ઞ, દાન અને તપ કર્મફલની ઇચ્છારહિત પુરુષોને પવિત્ર કરનારાં છે [૫].

**વિવેચન** :—હે અર્જુન ! यज्ञ: = શ્રૌત તથા સ્માર્તયજ્ઞો, दानम् = સુપાત્રને દાન, तप: = તપરૂપ કર્મો [ શા. ભા. વગેરે ], અધ્યયન, સ્વાધ્યાય [ શંકરાનંદ ], સ્વધર્માચરણ [ વલ્લભ વગેરે ] વિવેકી પુરુષોને न त्याज्यं = ત્યાગ કરવા યોગ્ય નથી; પરંતુ મરણપર્યંત તે નિત્ય કરવા યોગ્ય છે.

"त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानम् इति। યજ્ઞ, અધ્યયન તથા દાન એ ત્રણ ધર્મના સ્કંધ છે." આ ત્રણ પ્રકારના કર્મ કરવાથી મુમુક્ષુને પ્રત્યવાય લાગતો નથી [શંકરાનંદ]: તથા તે मनीषिणाम् = ફલની ઇચ્છારહિત પુરુષોને [ શા. ભા. ], નિષ્કામ પુરુષોને [ નીલકંઠ ] પવિત્ર કરનારાં છે. યજ્ઞદાનાદિ કર્મો જ્ઞાનનાં પ્રતિબંધક પૂર્વજન્મના પાપરૂપ મળની નિવૃત્તિ કરનારાં તથા આત્મજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ અંતઃકરણની શુદ્ધિ કરનારાં છે [મધુ.].

"चित्ते ह्यादर्शवद्यस्माच्छुद्धे विद्या प्रकाशते। यमैर्नित्यैश्च यज्ञैश्च तपोभिस्तस्य शोधनम्। [ શં. ઉપ. સ. ૧૭-૨૨ ] જ્યારે ચિત્ત દર્પણ જેવું શુદ્ધ થાય છે, ત્યારે જ્ઞાન પ્રકાશિત થાય છે; માટે યમ, નિયમ, યજ્ઞ, તપ વગેરેથી અંતઃકરણને શુદ્ધ કરવુ." "विशुद्धे सति चैतस्मिन्मुक्तिः करफलायते। [ વિ. ચૂ. ૧૮૧ ] ચિત્ત શુદ્ધ થતાં મુક્તિ હસ્તામલકવત્ સુલભ છે" [૫].

**અવતરણિકા** :—હવે યજ્ઞદાનાદિ કર્મો કેવા પ્રકારે કરવાં તે પ્રતિપાદન કરે છે :

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम्॥ ६॥

**અન્વયાર્થ**:—पार्थ ! હે પાર્થ एतानि अपि तु कर्माणि એ યજ્ઞાદિ કર્મો પણ सङ्गं સંગને च તથા फलानि ફલને त्यक्त्वा ત્યાગ કરી कर्तव्यानि કરવાં જોઈએ इति એવો मे મારો निश्चितं નિશ્ચિત उत्तमं ઉત્તમ मतं અભિપ્રાય છે [૬].

**શબ્દાર્થ** :—હે પાર્થ ! એ યજ્ઞાદિ કર્મો પણ સંગ તથા ફળોના ત્યાગ કરીને કરવાં જોઈએ, એવો મારો નિશ્ચિત ઉત્તમ મત છે [૬].

**વિવેચન** :—હે અર્જુન ! કર્મના અધિકારી પુરુષે આ યજ્ઞ, દાન તથા તપરૂપી નિત્ય કર્મો પણ सङ्गम् = આસક્તિને [ શા. ભા. વગેરે], કર્તાપણાના

અભિનિવેશનો [ મધુ. વગેરે ], કર્તૃત્વાભિમાનનો [ શ્રીધર વગેરે ], કર્મવિષયક મમતાનો [ શા. ભા. ] તથા फलानि = સ્વર્ગાદિ ફલોની કામનાઓનો સર્વથા ત્યાગ કરી કરવાં જોઈએ, એવો મારો નિશ્ચિત મત છે.

પ્રત્યવાયરહિત હોવાથી, નરકાદિ અનિષ્ટની નિવૃત્તિના હેતુરૂપ હોવાથી, સ્વર્ગાદિ લોક વિષે જવા આવવાના ક્લેશનો નિવર્તક હોવાથી, તથા અંતઃકરણની શુદ્ધિદ્વારા મુક્તિરૂપી ફળના હેતુરૂપ હોવાથી આ મારો મત [ સિદ્ધાંત ] જ શ્રેષ્ઠ છે [ શંકરાનંદ ].

આ પ્રમાણે ' निश्चयं शृणु मे तत्र ' [ શ્લોક ૪ ] એની જે ભગવાને પ્રતિજ્ઞા કરી હતી તેનો અહીં ઉપસંહાર કર્યો છે; પરંતુ કોઈ અપૂર્વ [ નવા ] વિષયનું વર્ણન નથી [ શા. ભા. વગેરે ].

" नित्यविहितकर्मफलत्यागः प्रत्याहारः । [ શાણ્ડિલ્ય ઉપનિષદ્–૧–૮ ] નિત્ય કરેલાં કર્મોના ફળનો ત્યાગ તે ' પ્રત્યાહાર ' કહેવાય છે." પ્રત્યાહાર પાંચ પ્રકારનો છે : (૧) ઇન્દ્રિયોને વિષયોથી નિવૃત્ત કરવી, (૨) જે જે જુએ તે બધું આત્મા છે, એમ સમજવું, (૩) નિત્ય કરેલાં કર્મોના ફળનો ત્યાગ કરવો, (૪) સર્વ વિષયોથી વિમુખ થવું અને (૫) અઢાર મર્મસ્થાનોમાં અનુક્રમે ધારણા કરવી [ શાણ્ડિલ્ય ઉપનિષદ્, ૧–૮ ]. પ્રત્યાહાર સિદ્ધ થતાં ઇન્દ્રિયો આપમેળે વશ થાય છે [ પા. યો. સૂ. ૨૨–૫૫ ].

આથી સિદ્ધ થાય છે કે, સર્વકર્મફલત્યાગ ઇન્દ્રિયોને વશ કરવાનો શ્રેષ્ઠ [ સુલભ ] ઉપાય છે.

## યજ્ઞાદિ કર્મો ક્યાં સુધી કરવાં ?

ભાગવતમાં ભગવાન કહે છે :—" तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता । मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥ [ભાગ. ૧૧–૨૦–૯] જ્યાં સુધી વૈરાગ્ય [ચિત્તશુદ્ધિ] થાય નહિ અથવા તો જ્યાં સુધી મારી કથા વગેરે સાંભળવામાં શ્રદ્ધા થાય નહિ, ત્યાં સુધી નિત્ય–નૈમિત્તિક કર્મો કરવા " આ પ્રમાણે સ્વધર્મમાં રહેનારો પુરુષ, " ज्ञानं विशुद्धमाप्नोति मद्भक्तिं वा यदृच्छया । [ ભાગ. ૧૧–૨૦–૧૧ ] દૈવવશથી [ મારી કૃપાથી ] વિશુદ્ધ જ્ઞાનને પામે છે, અથવા મારી પરાભક્તિને [ અનન્ય ભક્તિને ] પામે છે."

ભગવાન રામ કહે છે :—"यावन्न पश्येदखिलं मदात्मकं तावन्मदाराधनतत्परो भवेत् । [રામગીતા. અ. ૨૧. ઉ. ૫–૫૮] જ્યાં સુધી સમસ્ત જગત મારું જ

સ્વરૂપ છે, એવો સાક્ષાત્ અનુભવ ન થાય, ત્યાં સુધી સ્વકર્મોવડે [વર્ણાશ્રમવિહિત કર્મોવડે] મારી આરાધના કરવામાં તત્પર રહેવું" [ગી. ૧૮-૪૬].

ભક્ત નરસિંહ કહે છે :—'મનુષ્યને કર્મ કરવાં ઘટે ત્યાં લગી, જ્યાં લગી ભક્તિનો ભેદ અળગો.' જ્યાં સુધી અંતઃકરણ વિષે પરાભક્તિનો ઉદય ન થાય [ગી. ૧૮-૫૪] ત્યાં સુધી નિષ્કામભાવે સ્વધર્મપરાયણ રહેવું-યજ્ઞાદિ કર્મોનું અનુષ્ઠાન કરવું.

**નોંધ** :—"वेदानुवचनयज्ञदानतप शब्देन सर्वमेव नित्यं कर्म उपलक्ष्यते। [શા. ભા. બૃ. ઉ. ૪-૪-૨૨] સ્વાધ્યાય, યજ્ઞ, દાન તથા તપ એ શબ્દોવડે સમસ્ત નિત્યકર્મ ઉપલક્ષિત થાય છે."

ભગવાને સ્વાધ્યાયનો યજ્ઞ શબ્દમાં [ગી. ૪-૨૮] તથા તપ શબ્દમાં [ગી. ૧૭-૧૫] સમાવેશ કરેલો છે, તેથી અહીં યજ્ઞ, દાન તથા તપ એ શબ્દોવડે સમસ્ત નિત્યકર્મ ઉપલક્ષિત થાય છે. અને તેથી સંગ તથા ફલના ત્યાગપૂર્વક નિત્યકર્મનું અનુષ્ઠાન ક્રમશઃ ચિત્તશુદ્ધિ, જ્ઞાન તથા મોક્ષના સાધનરૂપ છે, એ અર્થ સિદ્ધ થાય છે [૬]

**અવતરણિકા** :—એ પ્રમાણે પોતાનો નિશ્ચિત મત [સિદ્ધાંત] કહી, હવે પૂર્વે પ્રતિજ્ઞા કરેલા ત્યાગની [શ્લોક ૪] ત્રિવિધતા પ્રતિપાદન કરે છે. તેમાં પ્રથમ તામસ ત્યાગનું સ્વરૂપ કહે છે :

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः॥ ७॥**

**અન્વયાર્થ** :—नियतस्य कर्मणः નિયત કર્મોનો तु તો संन्यासः ત્યાગ न उपपद्यते યોગ્ય નથી; तस्य તેનો मोहात् મોહથી-અવિવેકથી કરેલો परित्यागः પરિત્યાગ तामसः તામસ परिकीर्तितः કહેવાય છે [૭].

**શબ્દાર્થ** :—નિયતકર્મોનો ત્યાગ કરવો યોગ્ય નથી; મોહથી કરેલો નિયત કર્મોનો પરિત્યાગ "તામસ" કહેવાય છે [૭].

**વિવેચન** :—હે અર્જુન! नियतस्य = શાસ્ત્રવિહિત નિત્ય કર્મોનો [શા. ભા.], અવશ્ય કરવા યોગ્ય કર્તવ્યનો [શા. ભા. વગેરે], શ્રુતિસ્મૃતિવિહિત સંધ્યોપાસનાદિ કર્મોનો [શંકરાનંદ] ત્યાગ કરવો યોગ્ય નથી; કારણકે અજ્ઞાનીઓ માટે નિત્યકર્મોનું અનુષ્ઠાન ચિત્તશુદ્ધિના હેતુરૂપ છે, તથા તેનો પરિત્યાગ મોક્ષપ્રાપ્તિમાં પ્રત્યવાયરૂપ [અંતરાયરૂપ] છે. તેથી मोहात् = અજ્ઞાનથી [શા.

ભા.], અવિવેકથી [શંકરાનંદ] કરેલો નિત્યકર્મોનો ત્યાગ તામસ કહેવાય છે. मोहो हि तमः। [શા. ભા., મધુ] મોહ એ જ તમ [તમોગુણ] છે [૭].

અવતરણિકા :—હવે રાજસત્યાગનું સ્વરૂપ કહે છે :

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

અન્વયાર્થ :—कर्म કર્મ दुःखम् एव દુઃખરૂપ જ છે इति એમ માનીને कायक्लेशभयात् શરીરના કલેશના ભયથી તેનો त्यजेत् ત્યાગ કરે, એવો यत् જે ત્યાગ છે, તે રાજસત્યાગ કહેવાય છે; એવા राजसं રાજસ त्यागं ત્યાગને कृत्वा કરીને सः તે પુરુષ त्यागफलं ત્યાગના ફલને-મોક્ષને न एव लभेत् પામતો નથી જ [૮].

શબ્દાર્થ .—'કર્મ દુઃખરૂપ જ છે' એમ માનીને જે પુરુષ શરીરના કલેશના ભયથી કર્મનો ત્યાગ કરે, તે એવા "રાજસ" ત્યાગને કરીને, ત્યાગના ફલને [જ્ઞાન કે મોક્ષને] પામતો નથી જ [૮].

વિવેચન :—હે અર્જુન! "कर्मणः कर्तव्यत्वं विजानन्नपि। [શંકરાનંદ] કર્મની કર્તવ્યતાને જાણવા છતાં," જે પુરુષ 'સંધ્યોપાસનાદિ નિત્યકર્મ દુઃખરૂપ [શ્રમસાધ્ય] છે,' એમ માની कायक्लेशभयात् = દેહ, ઇન્દ્રિયાદિને પરિશ્રમ, કષ્ટ કે દુઃખ પડે તેવા ભયથી, નિત્ય કર્મોનો ત્યાગ કરે, તે પુરુષ એવા રાજસત્યાગને કરવાથી त्यागफलम् = જ્ઞાનપૂર્વકના સર્વકર્મત્યાગના મોક્ષરૂપ ફળને [શા. ભા.], જ્ઞાનનિષ્ઠારૂપ સાત્ત્વિક ત્યાગના ફળને [મધુ], ચિત્તશુદ્ધિ કે ચિત્તશુદ્ધિજન્ય આત્મજ્ઞાનને [શંકરાનંદ] કદાપિ પ્રાપ્ત થતો નથી.

"न सुखाल्लभ्यते सुखम्। સુખપૂર્વક [અનાયાસે] સુખ પ્રાપ્ત થતું નથી" એ ન્યાય પ્રમાણે સ્વધર્મના અનુષ્ઠાનના કલેશને સહન કર્યા વિના કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થતો નથી, એ અર્થ છે [શંકરાનંદ] [૮].

અવતરણિકા :—હવે સાત્ત્વિક ત્યાગનું સ્વરૂપ કહે છે :

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥

અન્વયાર્થ :—अर्जुन! હે અર્જુન! कार्यम् एव 'આ કરવા યોગ્ય જ છે' इति એવો બુદ્ધિથી નિશ્ચય કરીને सङ्गं સંગ च एव તેમ જ फलं ફલનો त्यक्त्वा ત્યાગ કરીને यत् જે नियतं कर्म નિત્યકર્મ क्रियते કરવામાં આવે છે, सः તેને सात्त्विकः સાત્ત્વિક त्यागः ત્યાગ मतः માનેલો છે [૯].

**શબ્દાર્થ** :—' આ કરવા યોગ્ય જ છે ' એવી બુદ્ધિથી સંગનો તથા ફલનો ત્યાગ કરી જે નિત્યકર્મ કરવામાં આવે છે તેને "સાત્ત્વિક" ત્યાગ માનેલો છે [૯].

**વિવેચન** :—હે અર્જુન! कार्यम् इति एव = 'આ કર્મ કરવા યોગ્ય જ છે' એવી બુદ્ધિથી નિશ્ચય કરીને संगं = આસક્તિનો [ શા. ભા. ], કર્તાપણાના અભિનિવેશનો [ મધુ. ], કર્તાપણાના અભ્યાસનો [શંકરાનંદ] ત્યાગ કરીને જે નિત્યકર્મ અંતઃકરણની શુદ્ધિ થતા સુધી કરવામાં આવે છે; તે त्यागः = " नित्यकर्मसु संगफलपरित्यागः = નિત્યકર્મોમા આસક્તિ તથા ફલનો ત્યાગ, सत्त्वनिर्वृत्तः । [ શા. ભા. ] સત્ત્વગુણથી કરવામાં આવેલો હોવાથી, અથવા सत्त्वगुणनिष्पन्नत्वात् । [ શંકરાનંદ ] સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલો હોવાથી અથવા सत्त्वमूलकः । [ વે. બ્ર ગી ] સત્ત્વમૂલક હોવાથી, શિષ્ટપુરુષોએ સાત્ત્વિક માનેલો છે."

પૂર્વે કહેવામા આવ્યુ છે કે, નિષ્કામ કર્મથી પાપના [ દુરિતના ] લયરૂપ ચિત્તશુદ્ધિ તથા આનુષંગિક ફળરૂપ સુખ પ્રાપ્ત થાય છે. વળી નિષ્કામ કર્મના અનુષ્ઠાનમા પ્રત્યવાય કે અનર્થની સંભાવના નથી [ગી. ૨–૪૦] માટે સાત્ત્વિક ત્યાગ શ્રેષ્ઠ છે.

તાત્પર્ય એ છે કે, નિયતકર્મનો સ્વરૂપથી કરેલો ત્યાગ રાજસ તથા તામસ ત્યાગ કહેવાય છે. રાજસ–તામસ ત્યાગ અભ્યુદય તથા શ્રેયનો વિરોધી હોવાથી લોક તથા શાસ્ત્રથી નિંદિત છે. નિયતકર્મના ફલ તથા સંગનો ત્યાગ સાત્ત્વિક ત્યાગ કહેવાય છે. સાત્ત્વિક ત્યાગ ચિત્તશુદ્ધિ, જ્ઞાન તથા મોક્ષના સાધનરૂપ છે; તેથી જે પુરુષ ફલ તથા સંગને ત્યજી કેવલ કર્તવ્યબુદ્ધિથી નિયત [ વેદોક્ત ] કર્મોને આચરે છે, તે ત્યાગી છે, તે સંન્યાસી છે, અને તે જ ત્યાગના [ કર્મફલત્યાગના ] ફળરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે [૯].

**અવતરણિકા** :—હવે સાત્ત્વિક ત્યાગનું ફળ કહે છે :

**न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

**અન્વયાર્થ** :—त्यागी સાત્ત્વિક ત્યાગી सत्त्वसमाविष्टः જ્યારે સત્ત્વગુણથી સારી રીતે વ્યાપ્ત થાય છે, ત્યારે मेधावी આત્મજ્ઞાનવાળો થાય છે [શા. ભા.] તથા छिन्नसंशयः સર્વ સંશયોથી રહિત થાય છે; અને કૃતાર્થ થયેલો તે अकुशलं कर्म કામ્યકર્મનો [શા. ભા.] અથવા નિષિદ્ધ કર્મનો [શંકરાનંદ] न द्वेष्टि દ્વેષ કરતો નથી, તથા कुशले વિહિત કર્મમાં न अनुषज्जते આસક્ત થતો નથી [૧૦].

**શબ્દાર્થ :**—સાત્ત્વિક ત્યાગી જ્યારે સત્ત્વગુણથી વ્યાપ્ત થાય છે, ત્યારે તે મેધાવી [ આત્મજ્ઞાની ] થાય છે, તથા સંશયરહિત થાય છે તે અકુશળ કર્મનો [કામ્યકર્મનો] દ્વેષ કરતો નથી, તથા કુશળ કર્મમા [નિત્ય કર્મમા] આસક્ત થતો નથી [૧૦]

**વિવેચન :**—હે અર્જુન ! કર્તાપણાના અભિનિવેશનો તથા ફલેચ્છાનો ત્યાગ કરી વિહિતકર્મનુ અનુષ્ઠાન કરનાર સાત્ત્વિક ત્યાગી જ્યારે સત્ત્વસમાવિષ્ટ = આત્મા તથા અનાત્માના વિવેકના કારણરૂપ સત્ત્વગુણથી સારી રીતે વ્યાપ્ત થાય છે [શા ભા ] ત્યારે તે મેધાવી = આત્મજ્ઞાનવાળો થાય છે [શા ભા ], તેને બ્રહ્મ તથા આત્માની એકતાનુ જ્ઞાન થાય છે-તે સ્થિતપ્રજ્ઞ થાય છે [મધુ]. છિન્નસંશય = તે અવિદ્યાજનિત સર્વ સંશયો તથા વિપર્યયોથી રહિત થાય છે [શા ભા , મધુ ], તથા કૃતકૃત્ય થયેલો તે अकुशलम् = કામ્ય કર્મનો [શા ભા ], કે નિષિદ્ધ કર્મનો [શકરાનદ] દ્વેષ કરતો નથી, તથા कुशले = નિત્યકર્મમા પ્રીતિ કરતો નથી સાત્ત્વિક ત્યાગી નિષ્ક્રિય આત્માને યથાવત્ જાણી, નિષ્કર્મતારૂપ જ્ઞાનનિષ્ઠા અનુભવે છે [શા ભા ]

" यस्मादेव सात्त्विकस्य त्यागस्य फल तस्मान्महताऽपि प्रयत्नेन स एवोपादेय इत्यर्थ । [મધુ] સાત્ત્વિક ત્યાગનુ ફળ એ પ્રમાણેનુ છે માટે મુમુક્ષુએ મોટા પ્રયત્નપૂર્વક પણ સાત્ત્વિક ત્યાગનુ ગ્રહણ કરવુ જોઈએ "

સાત્ત્વિક ત્યાગી સર્વકર્મસન્યાસ તથા જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થાય છે, અને " ततो ज्ञानकर्मण साध्यसाधनभाव इति सिद्धम् । [શકરાનદ] તેથી જ્ઞાન તથા કર્મનો પરસ્પર સાધ્ય-સાધનભાવ છે, એ સિદ્ધ થાય છે " " यत्सर्वस्यापि गीताशास्त्रस्य सर्वस्यापि च वेदस्य तात्पर्यम् । [ શકરાનદ ] એ જ સમસ્ત ગીતાશાસ્ત્ર તથા સપૂર્ણ વેદનુ તાત્પર્ય છે " [૧૦]

**અવતરણિકા** —હવે દેહાભિમાની મનુષ્ય સર્વથા કર્મોનો ત્યાગ કરી શકતો નથી, એ પ્રતિપાદન કરે છે

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**
**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥**

**અન્વયાર્થ** —देहभृता દેહમા આત્મબુદ્ધિ રાખનાર અજ્ઞાનીથી हि ખરેખર अशेषत सर्वथा-અવશેષ ન રહે તેવી રીતે कर्माणि त्यक्तु કર્મોનો ત્યાગ કરવો न शक्यं શક્ય નથી तु માટે य જે कर्मफलत्यागी કર્મફળનો ત્યાગ કરનારો છે स તે त्यागी ત્યાગી इति એ પ્રમાણે अभिधीयते કહેવાય છે [૧૧]

**શબ્દાર્થ** :—દેહાત્મબુદ્ધિવાળા અજ્ઞાનીથી ખરેખર કર્મોનો સર્વથા ત્યાગ કરવો શક્ય નથી જે કર્મોના ફળનો ત્યાગ કરનારો છે, તે "ત્યાગી" કહેવાય છે [૧૧]-

**વિવેચન** —હે અર્જુન! દેહભૃતા = દેહ વિષે આત્મબુદ્ધિ રાખનાર અજ્ઞાની પુરુષથી તત્ત્વવેત્તા પુરુષની પેઠે ખરેખર અશેષત સપૂર્ણપણે [નિ શેષ રીતે] કર્મોનો ત્યાગ કરવો શક્ય નથી, કારણકે જ્યા સુધી કારણ સામગ્રી [રાગદ્વેષ] વિદ્યમાન છે ત્યા સુધી કાર્યનો પરિત્યાગ કરવો શક્ય નથી [મધુ], માટે ય कर्मफलत्यागी = જે નિયત કર્મોના ફળનો પરિત્યાગ કરે છે, તે તત્ત્વજ્ઞાનરહિત પુરુષ પણ ત્યાગી કહેવાય છે

"तु शब्दोऽस्य तामसादिर्वलक्षण्यबोधनार्थ । [શ કરાન દ] 'તુ' શબ્દ સાત્વિક ત્યાગીનુ તામસ આદિથી વૈલક્ષણ્ય બતાવવા માટે છે"

અહી 'कर्मफलत्यागी' શબ્દ ઉપલક્ષણાર્થ છે [ગ ભા વલ્લભ] કર્મફલત્યાગમા ફળ, કર્તૃત્વ, તથા સગના ત્યાગનો પણ સમાવેશ થાય છે [રા ભા-વગેરે] [૧૧]

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम्।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिना क्वचित् ॥ १२ ॥

**અન્વયાર્થ** —अत्यागिना પરમાર્થ સન્યાસ ન કરનારા કર્મનિષ્ઠ અજ્ઞાનીઓને [શા ભા] प्रेत्य મરણ પછી कर्मण કર્મનુ अनिष्टम् અનિષ્ટ इष्ट ઇષ્ટ च તથા मिश्र મિશ્ર त्रिविध ત્રણ પ્રકારનુ फलम् ફળ भवति પ્રાપ્ત થાય છે; तु પરતુ सन्यासिना પરમાર્થ સન્યાસીઓને [શા ભા] क्वचित् કદી પણ न તે કર્મફળ પ્રાપ્ત થતુ નથી [૧૨]

**શબ્દાર્થ** —અત્યાગીઓને મરણ પછી કર્મનુ અનિષ્ટ, ઇષ્ટ તથા મિશ્ર એમ ત્રણ પ્રકારનુ ફળ પ્રાપ્ત થાય છે, પરતુ સન્યાસીઓને કદી પણ તે કર્મફળ પ્રાપ્ત થતુ નથી [૧૨]

**વિવેચન** .—अत्यागिना = પરમાર્થ સન્યાસ ન કરનારા કર્મનિષ્ઠ સન્યાસીઓને [શા ભા] કર્મનો ત્યાગ ન કરનારાઓને [શ કરાન દ], કર્તૃત્વ, મમતા તથા ફલેચ્છાનો ત્યાગ ન કરનારાઓને [રા ભા વગેરે], ગૌણસન્યાસીઓને [મધુ], મૃત્યુ પછી अनिष्टम् = નરક, પશુ-પક્ષી વગેરે યોનિરૂપ જન્મ, इष्टम् = દેવ યોનિરૂપ જન્મ, मिश्रम् = ઇષ્ટ તથા અનિષ્ટ બન્નેના મિશ્રણથી મળે તે મનુષ્ય-જન્મ એ ત્રણ પ્રકારના ફળો भवति = પ્રાપ્ત થાય છે, પરન્તુ सन्यासिनां =

પરમાર્થ સંન્યાસીઓને [શા. ભા. વગેરે], અથવા કર્મફલત્યાગીને [શ્રીધર વગેરે] એ ત્રણ પ્રકારનાં ફળો પ્રાપ્ત થતાં નથી.

જ્ઞાનનિષ્ઠ પુરુષ કર્મફળરૂપ સંસારબીજને મૂળસહિત ઉખેડી નાખે છે [શા. ભા.], જ્ઞાનરૂપ અગ્નિમાં નિર્દગ્ધ થયેલાં સંચિત, આગામી, તથા અન્ય પુણ્ય-પાપરૂપ કર્મો ફલપ્રદાયક થતાં નથી [શંકરાનંદ] અને તેથી જ્ઞાનનિષ્ઠ વિદેહમુક્તિને જ પ્રાપ્ત થાય છે [શંકરાનંદ].

પરમહંસ પરિવ્રાજકોને [જ્ઞાનીઓને] મરણ પામ્યા પછી અનિષ્ટ, ઇષ્ટ કે મિશ્ર શરીરનું ગ્રહણ કોઈ દેશમાં કે કાળમાં થતું જ નથી, એ અવધારણ માટે તુ શબ્દ છે [મધુ.] [૧૨].

**અવતરણિકા :—**હવે 'આત્મા અકર્તા છે' એ સ્પષ્ટ કરવાના હેતુથી કર્મમાત્રની સિદ્ધિનાં અધિષ્ઠાનાદિ પાંચ કારણો પ્રતિપાદન કરે છે:

**पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।**
**साङ्ख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥**

**અન્વયાર્થ :—**महाबाहो ! હે મહાબાહો ! कृतान्ते કર્મની સમાપ્તિવાળા [શા. ભા.] साङ्ख्ये વેદાંતશાસ્ત્રમાં सर्वकर्मणां સર્વકર્મોની सिद्धये સિદ્ધિ માટે एतानि આ પચ कारणानि પાંચ કારણો-પાંચ સાધનો [શા. ભા. વગેરે] प्रोक्तानि કહેલાં છે તે मे निबोध મારી પાસેથી સમજી લે [૧૩].

**શબ્દાર્થ :—**હે મહાબાહો ! કર્મની સમાપ્તિવાળા વેદાંતશાસ્ત્રમાં સર્વ કર્મોની સિદ્ધિ માટે આ પાંચ કારણો કહેલાં છે, તે તું મારી પાસેથી સમજી લે [૧૩].

**વિવેચન :—**હે અર્જુન ! કર્મમાત્રની સિદ્ધિ માટે આ હવે પછીના શ્લોકમાં કહેવામાં આવનારા અધિષ્ઠાન વગેરે પાંચ कारणानि = કર્મનાં સાધનોનો [શા. ભા. વગેરે] યથાર્થ વક્તા તથા સર્વજ્ઞ [મધુ.] એવા મારા વચનથી નિશ્ચય કર. આ અધિષ્ઠાન વગેરે કર્મમાત્રની ઉત્પત્તિના પાચ કારણોને જાણવાને તું સાવધાન થા. આ અધિષ્ઠાન વગેરે કર્મમાત્રની સિદ્ધિનાં પાચ કારણો साङ्ख्ये = વેદાંતશાસ્ત્રમાં [શા. ભા. વગેરે] યથાર્થ તત્ત્વોની વિષય કરનારી વૈદિક બુદ્ધિદ્વારા વિચારપૂર્વક કરેલા નિર્ણય પ્રમાણે પ્રતિપાદન કરવામાં આવ્યાં છે [મધુ વગેરે].

કર્મમાત્રની સિદ્ધિ માટે આ અધિષ્ઠાનાદિ પાચ કારણસામગ્રીને નિશ્ચયપૂર્વક જાણી, આત્મા વિષે કર્તૃત્વના ભ્રમનો ત્યાગ કરવો, એ અર્થ છે [શંકરાનંદ].

કોઈ પુસ્તકોમાં 'पञ्चैतानि' ને સ્થળે 'पञ्चमानि' એવો પાઠ પણ હોય છે; તે બંનેનો અર્થ એક જ છે [૧૩].

અવતરણિકા :—હવે કર્મમાત્રનાં અધિષ્ઠાનાદિ પાંચ કારણો કહે છે :

**अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।**
**विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ १४ ॥**

**અન્વયાર્થ** :—अधिष्ठानं શરીર तथा તેમ कर्ता જીવાત્મા–પ્રમાતા च અને पृथग्विधं करण જુદાંજુદાં પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન તથા બુદ્ધિ એ બાર કરણો [ શા. ભા. વગેરે ]; च તેમ विविधाः पृथक् चेष्टाः શ્વાસ, પ્રશ્વાસ વગેરે અલગઅલગ વાયુની ક્રિયાઓ [શા. ભા.] च एव તેમ જ अत्र એમાં पञ्चम પાંચમું दैवम् દિશા, વાયુ, સૂર્ય વગેરે અધિષ્ઠાતા દેવો [શા. ભા. વગેરે ] [૧૪].

**શબ્દાર્થ**:—શરીર, પ્રમાતા, જુદાંજુદાં કરણ, નાના પ્રકારની ભિન્નભિન્ન ચેષ્ટાઓ તથા દૈવ આ પાંચે કર્મોનાં કારણો છે [૧૪].

**વિવેચન** :—अधिष्ठानम् = ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, ચેતના [ જ્ઞાન ] વગેરેની અભિવ્યક્તિના આશ્રયભૂત શરીર [ શા. ભા. વગેરે ], કર્તા, કરણ તથા ક્રિયાના આશ્રયરૂપ શરીર [વિ. બ્ર. ગી.], જીવાત્માના અધિષ્ઠાન પ મહાભૂતોના સંઘાતરૂપ શરીર [રા. ભા.], લિંગશરીર [પુ. અ. ત.]; कर्ता = ઉપાધિસ્વરૂપવાળો ભોક્તા—જીવાત્મા [શા. ભા.], સર્વત્ર 'અહમ્' માનનારો સાભાસ અહંકારરૂપ જીવાત્મા [શંકરાનંદ], પ્રમાતા અંતઃકરણયુક્ત ચૈતન્ય [નીલકંઠ]; करणं = પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન તથા બુદ્ધિ એ બાર કરણો [શા. ભા. વગેરે].

विविधाः च पृथक् चेष्टाः = શ્વાસ, પ્રશ્વાસ, પ્રાણ, અપાન વગેરે અલગઅલગ વાયુની ક્રિયાઓ [શા. ભા.]. ક્રિયારૂપ પ્રાણાદિકનું નામ ચેષ્ટા છે. એ ચેષ્ટા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ ભેદ વડે પાંચ પ્રકારની છે; તથા તેમાં અંતર્ગત એવા નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય એ પાંચને મેળવીએ તો દશ પ્રકારની છે. તે પ્રાણરૂપ ક્રિયા पृथक् = કાર્યના ભેદથી ભિન્નભિન્ન છે, તથા दैवम् = શ્રોત્રાદિ કરણોને ક્રિયામાં પ્રવૃત્ત કરનાર તેમના દિશા, વાયુ, સૂર્ય વગેરે અધિષ્ઠાતા દેવો [શા. ભા., મધુ., શંકરાનંદ વગેરે ], અથવા અંતર્યામી ઈશ્વર [રા. ભા., વલ્લભ, શ્રીધર વગેરે ] અથવા અદૃષ્ટ [ આ. મા. ભા. વગેરે ] એ પાંચે કર્મોનાં કારણો છે.

આ શરીરરૂપ અધિષ્ઠાનનો દેવ પૃથ્વી છે; અહંકારરૂપ કર્તાનો અધિષ્ઠાતા દેવ રુદ્ર છે; કાન, ચામડી, નેત્ર, જીભ તથા નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના દેવતા

યથાક્રમે દિશા, પવન, સૂર્ય, પ્રચેતા તથા અશ્વિનીકુમાર છે; વાણી, હાથ, પગ, પાયુ તથા ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયોના દેવતા યથાક્રમે અગ્નિ, ઇન્દ્ર, ઉપેન્દ્ર, મિત્ર તથા પ્રજાપતિ છે; મન તથા બુદ્ધિના દેવ યથાક્રમે ચંદ્ર તથા બૃહસ્પતિ છે; અને ક્રિયારૂપ પાંચ પ્રાણોના દેવતા યથાક્રમે સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરુષ તથા ઈશાન છે [ મધુ. ].

ભાષ્યમાં દૈવ શબ્દનો નેત્ર વગેરે પર અનુગ્રહ કરનાર સૂર્ય વગેરે દેવતાઓ એવો અર્થ કરવામાં આવેલો છે, પરંતુ એ અધિષ્ઠાન, કર્તા વગેરેના દેવતાઓનું ઉપલક્ષણ છે [ મધુ. ].

**શંકા** :—અદૃષ્ટ તથા ઈશ્વર આદિનો પણ ક્રિયાની સિદ્ધિમા સંભવ છે, તો પછી 'पञ्चैतानि' ઇત્યાદિવડે સર્વ કર્મોની સિદ્ધિ માટે પાંચ જ કારણો શા માટે કહેવામાં આવ્યા ?

**સમાધાન** :—'बलाद्दैवेन नीयते' इति 'બલપૂર્વક દૈવ કર્મમાં પ્રવૃત્ત કરે છે.' 'एष एव साधु कर्म कारयति એ જ [ ઈશ્વર જ ] જીવાત્મા પાસે સાધુ કર્મ કરાવે છે,' ઇત્યાદિ શ્રુતિથી અદૃષ્ટ તથા ઈશ્વર આદિમાં કારણત્વ છે. તથાપિ 'यो दिक्षु तिष्ठन् दिग्भ्योऽन्तर.' 'જે દિશાઓમાં સ્થિત હોઈ, દિશાઓથી અંતર છે' ઇત્યાદિ શ્રુતિ કહે છે કે, ઈશ્વર દિશા આદિનો અંતર્યામી છે તેથી દિશા આદિમા સ્થિત હોવાથી ઈશ્વરનો દિશા આદિ અધિદેવતાઓમા એટલે કે दैवम् શબ્દમા અંતર્ભાવ છે.

તે જ પ્રમાણે કર્તાનું આશ્રિત હોવાથી અદૃષ્ટનો કર્તામા અંતર્ભાવ છે. આથી સિદ્ધ થાય છે કે, અધિષ્ઠાનાદિ પાચ જ સર્વ કર્મોની નિષ્પત્તિનાં [ સિદ્ધિના ] કારણ છે [ શંકરાનંદ ] [ ૧૪ ].

**અવતરણિકા** :—હવે અધિષ્ઠાનાદિ પાચેમા સર્વ કર્મોના કારણપણાને કહે છે :

शरीरवाङ्मनोभिर्यत् कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ १५ ॥

**અન્વયાર્થ** :—नरः પુરુષ शरीरवाङ्मनोभिः શરીર, મન અને વાણી વડે यत् જે न्याय्यं ધર્મરૂપ वा અથવા विपरीतं અધર્મરૂપ वा પણ कर्म કર્મનો प्रारभते પ્રારંભ કરે છે–આચરે છે तस्य તે સર્વ કર્મોના एते આ અધિષ્ઠાનાદિ पंच પાંચ हेतवः કારણો છે [ ૧૫ ].

શબ્દાર્થ :—પુરુષ શરીર, વાણી અને મન વડે જે ધર્મરૂપ અથવા અધર્મરૂપ કર્મોનો પ્રારંભ કરે છે, તેનાં આ પાંચ કારણો છે [ ૧૫ ].

**વિવેચન :**—હે અર્જુન! જે न्याय्यम् = ધર્મરૂપ [ શાસ્ત્રવિહિત ] [ શા. ભા. ] અથવા विपरीतम् = અધર્મરૂપ [ શાસ્ત્રનિષિદ્ધ ] [ શા. ભા. ] કર્મોનો મનુષ્ય શરીરથી, વાણીથી અથવા મનથી આરંભ કરે છે-આચરે છે, તે સર્વ કર્મોનાં આ અધિષ્ઠાનાદિ પાંચ કારણો છે.

જીવનના કારણરૂપ શ્વાસ, પ્રશ્વાસ, નિમેષ, ઉન્મેષ, છીંક, બગાસું વગેરે ક્રિયાઓ પૂર્વે કરેલા ધર્મ [ પુણ્ય ] તથા અધર્મનું [ પાપનું ] જ કાર્ય છે, અને તેથી તે સર્વનો ન્યાય અને વિપરીત કાર્યોમાં જ અંતર્ભાવ છે [શા. ભા., મધુ.]; માટે ધર્મરૂપ, અધર્મરૂપ તથા સ્વાભાવિક સર્વ કર્મોનાં પૂર્વે કહેલાં અધિષ્ઠાનાદિ પાંચ કારણો છે.

શાસ્ત્રનો તથા શાસ્ત્રોક્ત કર્મનો મનુષ્ય જ અધિકારી છે, એ અર્થનું સૂચન કરવાના હેતુથી ભગવાને અહીં 'नरः' શબ્દનું કથન કર્યું છે [ મધુ. ] [ ૧૫ ].

**અવતરણિકા :**—આત્માને અકર્તા જાણવો, એ અધિષ્ઠાનાદિના નિરૂપણનું ફળ છે, તે કહે છે :

**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥**

**અન્વયાર્થ :**—तत्र તે સર્વ કર્મોમાં एवं सति આ પ્રમાણે હોવા છતાં—અધિષ્ઠાનાદિ પાંચ કારણો હોવા છતાં तु પણ यः જે केवलं શુદ્ધ [ શા. ભા. ] आत्मानं આત્માને कर्तारं કર્તા पश्यति માને છે-જુએ છે-સમજે છે सः તે दुर्मतिः દુર્મતિ अकृतबुद्धित्वात् અસંસ્કારી બુદ્ધિને લીધે [ શા. ભા. ] न पश्यति વાસ્તવિક રીતે દેખતો નથી [ ૧૬ ].

**શબ્દાર્થ :**—આ પ્રમાણે હોવા છતાં પણ જે શુદ્ધ આત્માને કર્તા સમજે છે, તે દુર્મતિ, અસંસ્કારી બુદ્ધિને લીધે, યથાર્થ સમજતો નથી [ ૧૬ ].

**વિવેચન :**—હે અર્જુન ! तत्र एवं सति = કર્મમાત્રનાં પૂર્વોક્ત અધિષ્ઠાનાદિ પાંચ કારણો હોવા છતાં, જે પુરુષ केवलं = શુધ્ધ [શા. ભા.], અસંગ, ઉદાસીન, નિષ્ક્રિય, નિર્વિકાર, અદ્વિતીય આત્માને [ મધુ., શંકરાનંદ ] કર્તા સમજે છે; તે दुर्मतिः = દેહાત્મબુધ્ધિવાળો [ શંકરાનંદ ], રજોગુણ તથા તમોગુણની વાસનારવરૂપ અવિદ્યાથી દૂષિત બુદ્ધિવાળો [શંકરાનંદ], પાપકર્મોથી અશુદ્ધ બુદ્ધિવાળો [મધુ.],

જન્મમરણના કારણરૂપ અશુદ્ધબુદ્ધિવાળો [ શા. ભા. ] अकृतबुद्धित्वात् = અસંસ્કૃત બુદ્ધિવાળો હોવાથી [શા. ભા.], શાસ્ત્ર તથા ગુરુના ઉપદેશ કે શમદમાદિ સાધનોથી ઉત્પન્ન થતી આત્મસાક્ષાત્કારરૂપ વિવેકબુદ્ધિ વિનાનો હોવાથી [ મધુ. વગેરે ] યથાર્થ સમજતો નથી. તાત્ત્વિક દૃષ્ટિથી આંધળો છે [ શા. ભા. ].

જેમ બાળક આકાશમાં વાદળોને દોડતાં જોઈ, ચન્દ્રને દોડતો માને છે; અથવા જેમ હોડીમાં બેઠેલો પુરુષ હોડીના ચલનથી કિનારા પરનાં વૃક્ષને ચાલતાં માને છે, તેમ આવો દુર્મતિ કર્મમાત્રનાં અધિષ્ઠાનાદિ પાંચ કારણો હોવા છતાં નિષ્ક્રિય આત્માને કર્તા માને છે [૧૬].

**અવતરણિકા** :—"कः पुनः सुमतिः यः सम्यक् पश्यति इत्युच्यते । [ શા. ભા. ] ત્યારે યથાર્થ જોનારો સુમતિ કોણ છે ? તો કહે છે" :

**यस्य नाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वाऽपि स इमाँल्लोकान् न हन्ति न निबध्यते ॥ १७ ॥**

**અન્વયાર્થ** :—यस्य જેને अहंकृतः હું કર્તા છું એ પ્રકારની भावः વૃત્તિ–પ્રતીતિ–ભાવના न નથી, यस्य જેની बुध्धिः न लिप्यते લેપાતી નથી सः તે જ્ઞાનનિષ્ઠ પુરુષ इमान् लोकान् આ લોકોને સર્વ પ્રાણીઓને हत्वा હણીને अपि પણ न हन्ति હણતો નથી તથા न निबध्यते બંધાતો નથી [૧૭].

**શબ્દાર્થ** :—જેને 'હું કર્તા છું' એવી વૃત્તિ નથી, તથા જેની બુદ્ધિ લેપાતી નથી, તે આ લોકોને હણીને પણ હણતો નથી, તથા બંધાતો નથી [૧૭].

**વિવેચન** :—હે અર્જુન ! यस्य न अहंकृतः भावः = જે સમ્યગ્દર્શી [ સર્વાત્મદર્શી ] પુરુષને કાર્યસહિત અજ્ઞાનનો બાધ થતાં, હું કર્મોનો કર્તા છું, એવી વૃત્તિ નથી. જે સાક્ષાત્ જાણે છે કે અધિષ્ઠાનાદિ પાંચ કારણો કર્મમાત્રની ઉત્પત્તિનાં કારણરૂપ છે, તથા 'હું તો કર્મમાત્રનો સાક્ષી, પ્રાણથી રહિત, મનથી રહિત, શુદ્ધ, સર્વ કાર્યથી શ્રેષ્ઠ, અક્ષરથી પર [ મુ. ઉ. ૨–૧–૨ ], અવિક્રિય આત્મસ્વરૂપ છું' તથા ભોક્તાપણાની વાસનાથી રહિત હોવાથી यस्य बुध्धिः न लिप्यते–જેની બુદ્ધિ લેપાતી નથી; 'આ કર્મ મારું છે', 'આ કર્મ મેં કર્યું છે' તથા 'એના ફળને હું ભોગવીશ' એવા અનુસંધાનવાળી હોતી નથી [મધુ. વગેરે], અથવા 'મેં અમુક કાર્ય કર્યું તેથી હું નરકાદિને પ્રાપ્ત થઈશ' એ પ્રકારે જેની બુદ્ધિ અનુતાપ [પશ્ચાત્તાપ] કરતી નથી [શા. ભા.], અથવા જે પાપકર્મ કરવાથી કે પુણ્યકર્મ ન કરવાથી તપાયમાન થતો નથી [ તૈ. ઉ. ૨–૯–૧ ];

એવો પૂર્વે કહેલાં અધિષ્ઠાનાદિ પાંચ કારણોના કાર્યરૂપ કર્મમાત્રમાં અહંતા-મમતાશૂન્ય બ્રહ્મવેત્તા [ શંકરાનંદ ] હત્વા અપિ = ત્રણ લોકમાં સ્થિત દેવ, બ્રાહ્મણ, ઋષિ વગેરે સર્વનો સ્વહસ્તે સંહાર કરે છતાં, न हन्ति न निबध्यते = તે હનનક્રિયાનો કર્તા થતો નથી કે તે તે ક્રિયાના અધર્મરૂપ ફલ સાથે સંબંધ પામતો નથી. તે તે કર્મના અનિષ્ટ, ઇષ્ટ કે મિશ્ર ત્રણ પ્રકારના ફળને ભોગવતો નથી [મધુ].

જેનો કર્તા અનાત્મા [ શરીરાદિ ] છે, એવા કર્મના વિષયમાં અકર્તા આત્માને જે કર્તા જુએ છે [ માને છે ], "स ह्यात्मा श्रुतश्रावितवेदान्तोऽप्यविदितात्मस्वरूपत्वेन दुर्मतिः। [શંકરાનંદ] તે પુરુષ ભલે સેંકડો વાર વેદાંત સાંભળે કે સંભળાવે, તોપણ આત્મસ્વરૂપનો પરિજ્ઞાતા ન હોવાથી દુર્મતિ છે;" અને સતત શ્રવણ-મનન-નિદિધ્યાસન આદિવડે ઉત્પન્ન જ્ઞાનથી આત્માના યથાર્થ સ્વરૂપને જાણનાર જે વિદ્વાન અનાત્માદ્વારા [ શરીરાદિદ્વારા ] કરવામાં આવતાં નિષિદ્ધ તથા વિહિત કર્મમા આત્માને અકર્તા જુએ છે, તે સુમતિ છે, એ અર્થ છે [ શંકરાનંદ ].

તાત્પર્ય એ છે કે, જેમ મેઘસ્થ ચંદ્રમા મેઘના ચાલવાથી ચાલતો દેખાય છે-ચાલતો હોય તેમ પ્રતીત થાય છે; તેમ દેહસ્થ બ્રહ્મવેત્તા દેહ, ઇન્દ્રિયોદ્વારા કરવામાં આવતાં કર્મોનો કર્તા દેખાય છે-કર્તા હોય તેમ પ્રતીત થાય છે; પરંતુ જેમ યથાર્થબુદ્ધિથી વિચાર કરતાં ચંદ્રમા નહિ પણ મેઘ જ ધાવનક્રિયાનો કર્તા છે; તેમ બ્રહ્મવેત્તા નહિ પણ દેહ, ઇન્દ્રિયાદિનો અભિમાની વિજ્ઞાનાત્મા જ હનનક્રિયાનો કર્તા છે [ શંકરાનંદ ], અને તેથી જેમ 'આકાશ નીલ છે' એ પ્રકારે અજ્ઞાનીઓ દ્વારા આરોપિત કરેલી નીલિમાથી આકાશ લેપાતું નથી કે નીલ થતું નથી, અથવા જેમ 'આ જળ છે' એ પ્રકારે અધ્યસ્ત જળથી મરુભૂમિ જળયુક્ત થતી નથી કે આર્દ્ર [ગીલી] થતી નથી, તેમ આરોપિત નિષિદ્ધ કે વિહિત કર્મથી નિરવયવ કૂટસ્થ આત્મા ક્રિયાવાન થતો નથી તથા તે આરોપિત કર્મમાં ફળથી યુક્ત થતો નથી [ શંકરાનંદ ].

શ્રુતિ પણ કહે છે કે:—" तं विदित्वा न लिप्यते कर्मणा पापकेन इति। આત્માને જાણીને પુરુષ પાપરૂપ કર્મથી લિપ્ત થતો નથી." "यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवविदि कर्म न श्लिष्यते। જેમ કમલપત્રને જળ સ્પર્શ કરતું નથી તેમ આત્માને જાણનાર પુરુષને પાપરૂપ કર્મ સ્પર્શ કરતું નથી.".

કૌષીતકિ ઉપનિષદ્‌માં ઇન્દ્ર રાજા પ્રતર્દનને કહે છે:—' यो मां विजानीयान्नास्य केनचित् कर्मणा लोको मीयते न मातृवधेन न पितृवधेन न स्तेयेन न

भ्रूणहत्यया । [કૌ. ઉ. ૩-૧] જે મને યથાવત્ જાણે છે તે બ્રહ્મવેત્તાના પુણ્યકર્મનું ફળ કોઈ પણ કર્મવડે નાશ પામતું નથી. તેમ તેને પિતૃવધ, માતૃવધ, ચોરી, બ્રહ્મહત્યા વગેરે પાપો સ્પર્શ કરતાં નથી."

શેષ ભગવાન 'આર્યપંચાશીતિ'મા કહે છે:— "हयमेधशतसहस्राण्यथ कुरुते ब्रह्मघातलक्षाणि । परमार्थविन्न पुण्यैर्न च पापैः स्पृश्यते विमलः। શુદ્ધ જ્ઞાની કદી હજાર કે લાખ અશ્વમેધ કરે કે લાખ બ્રહ્મહત્યા કરે, પણ તે પુણ્ય કે પાપથી લેપાતો નથી."

ભગવાન બુદ્ધના શાપથી તેમના સસરાનું મૃત્યુ થયું ત્યારે તેમને મનુષ્યવધનું પાતક ન લાગ્યું; તથા પિતા જમદગ્નિની આજ્ઞાથી માતૃવધ કરનાર ભગવાન પરશુરામને માતૃવધનું પાપ ન લાગ્યું, એ આ શ્લોકના અર્થના પ્રસિદ્ધ દૃષ્ટાંતો છે [૧૭].

**અવતરણિકા**:—अथ निरुक्तलक्षणं निष्कर्मत्वज्ञानमेवाप्रतिबद्धं कैवल्यसिद्धेः परमकारणमिति । [શંકરાનંદ] હવે નિરુક્ત લક્ષણવાળું અપ્રતિબદ્ધ નિષ્કર્મત્વ જ્ઞાન જ કૈવલ્યસિદ્ધિનુ પરમ કારણ છે," એ પ્રકારના જ્ઞાનની પ્રાપ્તિનું કારણ [સાધન] સત્ત્વશુદ્ધિ છે, અને સત્ત્વશુદ્ધિનું કારણ સાત્વિક કર્મ જ છે. તેથી સાત્વિક કર્મનું જ અનુષ્ઠાન કરવું જોઈએ, એ બોધ કરવા માટે કર્મની પ્રવૃત્તિનું કારણ, કર્મનો આશ્રય, તથા જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ વગેરેના સાત્વિક, રાજસ વગેરે ભેદ પ્રતિપાદન કરવા માટે આ પ્રકરણનો આરંભ કરવામા આવે છે.

પૂર્વે સત્તરમા અધ્યાયમા શ્રદ્ધા, આહાર, યજ્ઞ, તપ અને દાન એ પાચના સાત્વિકાદિ ભેદ પ્રતિપાદન કર્યા. અહીં બાવીસ શ્લોકવડે જ્ઞાન, કર્મ, કર્તા, બુદ્ધિ, ધૃતિ તથા સુખના સાત્વિકાદિ ભેદ પ્રતિપાદન કરવામાં આવે છે; કારણકે આ જ્ઞાન વગેરેના સાત્વિકાદિ ભેદને જાણી, તેમના રાજસ-તામસ અંશનો ત્યાગ કરી, સાત્વિક જ્ઞાન વગેરેમા પ્રવૃત્ત પુરુષનું સત્ત્વ [અંતઃકરણ] શુદ્ધ થાય છે, અને તેથી જ્ઞાન તથા તેનું ફલ [મોક્ષ] સિદ્ધ થાય છે [શંકરાનંદ]. તેમાં પ્રથમ કર્મના પ્રવર્તકનું [કર્મમા પ્રવૃત્તિ કરાવનાર તત્ત્વોનું] તથા કર્મના આશ્રયનુ સ્વરૂપ કહે છે:

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

**અન્વયાર્થ**:—ज्ञान જ્ઞાન ज्ञेयं જ્ઞેય તથા परिज्ञाता અવિદ્યાકલ્પિત ઉપાધિ-લક્ષણવાળો ભોક્તા त्रिविधा એ ત્રણ પ્રકારના कर्मचोदना કર્મપ્રવર્તક છે-કર્મનાં પ્રેરક છે અને करणम् દશ ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ એ બાર કરણો कर्म

ઇન્દ્રિયોવડે વિષયોનું ગ્રહણ તથા કર્તા કર્તા इति त्रिविधः એ ત્રણ પ્રકારનો कर्मसंग्रहः કર્મસંગ્રહ છે-કર્મનો આશ્રય છે [ ૧૮ ].

**શબ્દાર્થ** :—જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણ પ્રકારનાં કર્મપ્રવર્તક છે, અર્થાત્ એ ત્રણના સંયોગથી સર્વકર્મોનો આરંભ થાય છે; અને કરણ, કર્મ તથા કર્તા એ ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ અર્થાત્ કર્મનો આશ્રય છે [ ૧૮ ].

**વિવેચન** :—જેનાથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ પ્રકાશમાન થાય છે, તે ज्ञानम् = જ્ઞાન કહેવાય છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોવડે ઉત્પન્ન થનારા ઘટ, પટ વગેરે પદાર્થો ज्ञेयम् = જ્ઞેય કહેવાય છે. આ જ્ઞાનરૂપ ક્રિયાના આશ્રયભૂત તથા અંતઃકરણરૂપ ઉપાધિવડે પરિકલ્પિત એવો જે ભોક્તા [શા. ભા.] અથવા ચૈતન્યના આભાસવાળી જે બુદ્ધિ તે परिज्ञाता = પરિજ્ઞાતા કહેવાય છે. જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા त्रिविधा कर्मचोदना = એ ત્રણ પ્રકારનાં કર્મપ્રવર્તક છે. આ ત્રણેના સમુચ્ચય [ સંયોગ ] વિના કોઈ પણ કાર્યનો આરંભ થતો નથી. આ ત્રણ પૈકી એક પણ તત્ત્વનો અભાવ હોય તો કર્મ માટે પ્રવૃત્તિ થતી નથી.

દાખલા તરીકે ज्ञेयः = જાણવા યોગ્ય પદાર્થ હોય, ज्ञाता = જાણનાર હોય, પરંતુ ज्ञानम् = જ્ઞાનનો અભાવ હોય તો પ્રવૃત્તિ થઈ શકતી નથી. તેમ જ જ્ઞાન અને જ્ઞાતા હોય પરંતુ જ્ઞેય પદાર્થ દેશ કે કાળના અંતરાયવાળો હોય, તોપણ પ્રવૃત્તિ થઈ શકતી નથી. તેમ જ જ્ઞાન હોય, જ્ઞેય વસ્તુ પણ નજીકમાં હોય, પરંતુ જ્ઞાતા [ પ્રમાતા ] ન હોય તોપણ પ્રવૃત્તિ થઈ શકતી નથી; અને તેથી જ સુષુપ્તિ અવસ્થામાં જ્ઞાન તથા જ્ઞેય હોવા છતાં જ્ઞાતાનો અભાવ હોવાથી પ્રવૃત્તિ શક્ય નથી. માટે જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એ ત્રણે મળી કર્મમાં પ્રવૃત્તિ કરે છે, એમ કહ્યું છે; કારણકે જ્ઞાન આદિ ત્રણેના સંયોગથી જ ત્યાગ અને ગ્રહણ જેનું પ્રયોજન છે, એવાં સર્વકર્મોનો આરંભ થાય છે.

જેનાવડે કર્મ કરાય છે તે करणम् = કરણ કહેવાય છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો બાહ્યકરણ કહેવાય, તથા મન અને બુદ્ધિ આંતર કરણ કહેવાય છે. કરણને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરનાર અવિદ્યારૂપ ઉપાધિવાળો જીવ कर्ता = કર્તા કહેવાય છે. ઇન્દ્રિયોવડે શબ્દાદિ વિષયોનું ગ્રહણ कर्म = કહેવાય છે. કરણ, કર્મ તથા કર્તા પરસ્પર સમુચ્ચયભાવને પ્રાપ્ત થવાથી કર્મસંગ્રહ કહેવાય છે. 'જેમાં કાંઈ સંગ્રહ કરવામાં આવે તે સંગ્રહ છે.' કર્મમાત્રમાં આ ત્રણનો સંગ્રહ છે, તેથી એ કર્મસંગ્રહ કહેવાય છે. એ ત્રણે કારકો સર્વ કર્મોનો આશ્રય છે, એ ત્રણે કારકોમાં સર્વકર્મોનો સમાવેશ છે, માટે એ ત્રણ પ્રકારનો કર્મસંગ્રહ છે [ શા. ભા.].

કરણ, કર્મ અને કર્તા એ ત્રણુનો સમુદાય જ ઇચ્છિત ભોગો ભોગવવાનું સ્થાન છે [ નીલકંઠ ]. ભોક્તા [ કર્તા ] તથા ઇન્દ્રિયો હોય છતાં જો ક્રિયા ન હોય તો ભોગ થઈ શકતો નથી. તેમ જ ઇન્દ્રિયો તથા કર્મ [ ક્રિયા ] હોય છતાં ભોક્તા ન હોય તોપણુ ભોગનો સંભવ રહેતો નથી, કારણુકે કોઈ પણુ જાતની ક્રિયા તેના આશ્રય વિના સ્વરૂપમાં આવી શકતી નથી. તેમ જ કર્મ [વિષય] તથા ભોક્તા હોય છતાં જો ઇન્દ્રિયો ન હોય, તોપણુ ભોગનો સંભવ રહેતો નથી, કારણુકે આશ્રયને ઇન્દ્રિયો વિના પોતાના ભોક્તાપણુાના અંગભૂત કર્તાપણુાની સિદ્ધિ થઈ શકે નહિ. માટે કરણુ, કર્મ અને કર્તા એ ત્રણે સાથે મળીને જ ભોક્તા કહેવાય છે [ નીલકંઠ ].

શ્રુતિ પણુ કહે છે કે:—"आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः । [ કઠ ઉપ. ૧-૩-૪]. શરીર, ઇન્દ્રિયો તથા મનથી યુક્ત આત્માને વિવેકીઓ 'ભોક્તા' કહે છે."

"एवं कारणषटकमेव त्रिविधं क्रियाया आश्रयो न तु कूटस्थ आत्मेत्यर्थः । [ મધુ.] આ પ્રમાણે છ કારકો જ ક્રિયાના આશ્રયરૂપ છે, પરંતુ કૂટસ્થ આત્મા નથી, એ અભિપ્રાય છે." [ વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ શ્રીમધુસૂદનભાષ્ય ] [ ૧૮ ].

**અવતરણિકા :**—હવે જ્ઞાન, કર્મ તથા કર્તા સત્ત્વાદિક ગુણોના ભેદથી ત્રણ ત્રણ પ્રકારનાં છે, તે કહે છે :

**ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।**
**प्रोच्यते गुणसङ्ख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥**

**અન્વયાર્થ :**—गुणसंख्याने સાંખ્યશાસ્ત્રમાં ज्ञान જ્ઞાન च તથા कर्म કર્મ च તથા कर्ता કર્તા गुणभेदतः સત્ત્વાદિક ત્રણ ગુણોના ભેદથી त्रिधा ત્રણ પ્રકારના एव જ प्रोच्यते કહેવાય છે. तानि अपि તે જ્ઞાનાદિકના સત્ત્વાદિક ભેદને પણ यथावत् શાસ્ત્રપ્રમાણે शृणु તું સાંભળ [૧૯].

**શબ્દાર્થ :**—સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન, કર્મ તથા કર્તા એ ગુણભેદે કરીને ત્રણ પ્રકારનાં જ કહેવાય છે; તેમને પણ તું યથાર્થ રીતે સાંભળ [૧૯].

**વિવેચન :**—હે અર્જુન ! गुणसंख्याने = સત્ત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણો જે શાસ્ત્રમાં કાર્યના ભેદવડે પ્રતિપાદન કરવામાં આવ્યા છે, તે કપિલ-મુનિપ્રણીત સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન, કર્મ તથા કર્તા એ ત્રણે સત્ત્વાદિક ત્રણ

ગુણોના ભેદથી ત્રણ પ્રકારનાં કહેવામા આવ્યા છે. તે જ્ઞાન વગેરેના સાત્ત્વિકાદિક ભેદને તુ यथावत् = यथान्याय यथाशास्त्रम् । [ શા. ભા , મધુ. વગેરે ] જે પ્રમાણે શાસ્ત્રમા ન્યાયાનુસાર કહેવામા આવ્યા છે, તે પ્રકારે શ્રવણ કરવાને સાવધાન [ તત્પર ] થા.

'જ્ઞાન શબ્દમા જ્ઞેયનો, કર્મમા કરણનો તથા કર્તા શબ્દમાં પરિજ્ઞાતાનો અતર્ભાવ છે.' [ મધુ., સદાનદ વગેરે ].

**નોંધ**.—શ્રીનીલકઠ પ્રતિપાદન કરે છે કે, પૂર્વશ્લોકમા કહેલા જ્ઞાનાદિ ૭ પદાર્થોમા પરિજ્ઞાતા તથા કર્તાને એક જ માનવાથી પાચ પદાર્થો અવશેષ રહે છે. આ પાચ પદાર્થો પૈકી જ્ઞેય તથા કરણ ગુણોના ભેદથી ત્રણ ત્રણ પ્રકારના નથી. તેથી અહી ભગવાને જ્ઞેય તથા કરણનુ ત્રણ ત્રણ પ્રકારે વ્યાખ્યાન કરેલું નથી [ નીલકઠ ] [ ૧૯ ]

**અવતરણિકા**.—હવે શુદ્ધ અતઃકરણ વિષે ઉત્પન્ન થતા આત્મૈકત્વદર્શન સ્વરૂપ સાત્ત્વિક જ્ઞાનનુ લક્ષણ કહે છે

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥

**અન્વયાર્થ**:—येन જે જ્ઞાનવડે પુરુષ विभक्तेषु પરસ્પર ભેદવાળા सर्वभूतेषु સર્વભૂતોમાં अविभक्त આકાશની પેઠે અવિભક્ત अव्ययं અવ્યય એવા एकम् એક भाव આત્મતત્ત્વને [ શા ભા વગેરે ] ईक्षते જુએ છે—સાક્ષાત્કાર કરે છે तत् ज्ञान તે જ્ઞાનને सात्त्विक સાત્ત્વિક विद्धि तु જાણ [૨૦].

**શબ્દાર્થ**·—જે જ્ઞાનવડે પુરુષ પરસ્પર ભેદવાળા સર્વભૂતોમા અવિભક્ત તથા અવ્યય એવા એક ભાવને [આત્મતત્ત્વને] જુએ છે, તે જ્ઞાનને તુ "સાત્ત્વિક" જાણ [૨૦]

**વિવેચન**.—હે અર્જુન ! અનેક જન્મોના સુકૃતોથી [ પુણ્યોથી ] ઉત્પન્ન થયેલા શુદ્ધ અતઃકરણ વિષે येन = જે જ્ઞાનવડે [શા. ભા ], જે અખડાકાર વૃત્તિવડે [શકરાનંદ], વેદાંતવાક્યના વિચારથી ઉત્પન્ન થયેલા જે અતઃકરણના અમુક જાતના પરિણામથી [મધુ], विभक्तेषु सर्वभूतेषु = નામ, રૂપ, જાતિ, ગુણ વિશેષોથી ભિન્ન જણાતા સર્વભૂતોમા [ શકરાનદ], બીજરૂપ, સૂક્ષ્મરૂપ તથા સ્થૂલરૂપ તેમજ સમષ્ટિરૂપ અવ્યાકૃત, હિરણ્યગર્ભ તથા વિરાટ નામના સર્વભૂતોમાં [મધુ.],

अव्ययम् = અવિનાશી તથા કૂટસ્થ [ શા ભા ], ઉત્પત્તિ, વિનાશ વગેરે સર્વ વિકારોથી શૂન્ય [મધુ] તથા अविभक्तम् = ઘટ, મઠ વગેરેમા આકાશની પેઠે

અવિભક્ત [શંકરાનંદ], અલગઅલગ સર્વ શરીરોમાં આકાશની પેઠે એકભાવથી સ્થિત [શા. ભા.] एकम् भावम् = એક આત્મવસ્તુનો [શા. ભા.], એક તથા અદ્વિતીય પરમાર્થસત્તારૂપ, સ્વયંપ્રકાશ તથા આનંદરૂપ આત્માનો પુરુષ ईक्षते = સાક્ષાત્કાર કરે છે [શા. ભા., મધુ. વગેરે], "सर्वमिदमहं च ब्रह्मैव इति स्वं च सर्वं च ब्रह्मेति पश्यति । [શંકરાનંદ., નીલકંઠ] આ સર્વ તથા હું બ્રહ્મ છુ, અથવા પોતાને તથા સર્વને બ્રહ્મસ્વરૂપ જુએ છે," तत् ज्ञानम् = તે સર્વ પ્રપંચનો [સંસારનો] બાધ કરનાર જ્ઞાનને [મધુ.] તું સાત્વિક જાણ.

જે દ્વૈતદર્શનરૂપ અયથાર્થ જ્ઞાન છે, તે રાજસ-તામસ છે; તે સંસારનો ઉચ્છેદ કરનારું-નાશ કરનારું નથી [શા. ભા., મધુ].

"मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति। [બૃ. ઉ. ૪-૪-૧૯; કઠ ઉપ. ૨-૧-૧૦] જે અહીં નાનાની પેઠે જુએ છે, તે મૃત્યુથી મૃત્યુને પામે છે," અર્થાત્ જે અવિદ્યાથી બ્રહ્મ વિષે નાનાત્વનો [ભેદનો] આરોપ કરે છે, અથવા 'હું બ્રહ્મથી ભિન્ન છું અને બ્રહ્મ મારાથી ભિન્ન છે,' એમ ભિન્નની પેઠે જુએ છે, તે પુનઃપુનઃ જન્મમરણને પામે છે [૨૦].

અવતરણિકા :—હવે સાત્વિક જ્ઞાનનું લક્ષણ કહે છે :

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥

અન્વયાર્થ :—तु વળી पृथक्त्वेन પરસ્પર ભેદ વડે રહેલાં सर्वेषु भूतेषु સર્વભૂતોમા पृथग्विधान् પરસ્પર વિલક્ષણ-એકબીજાથી ભિન્ન नानाभावान् ઘણા આત્માઓને यत् જે ज्ञानम् જ્ઞાન वेत्ति જાણે છે तत् તે જ્ઞાન જ્ઞાનને राजसं રાજસ विद्धि તું જાણ [૨૧].

શબ્દાર્થ :—વળી પરસ્પર ભેદવડે રહેલાં સર્વભૂતોમાં એકબીજાથી ભિન્ન ઘણા આત્માઓને જે જ્ઞાન જાણે છે, તે જ્ઞાનને તું "રાજસ" જાણ [૨૧].

વિવેચન :—પરસ્પર ભેદવાળા सर्वेषु भूतेषु = દેવ, ઋષિ, મનુષ્ય વગેરે શરીરોમાં पृथग्विधान् = સુખ, દુઃખ વગેરે ધર્મના ભેદે પરસ્પર વિલક્ષણ [મધુ] नानाभावान् = પ્રત્યેક શરીરમાં ભિન્ન આત્માઓને [શા. ભા., મધુ. વગેરે] यद् ज्ञानं वेत्ति = येन ज्ञानेन वेत्ति = [મધુ.] જે જ્ઞાનવડે પુરુષ જાણે છે. જે જ્ઞાનવડે પુરુષ પ્રત્યેક શરીરમાં પોતાના આત્માથી બીજા આત્મા અલગઅલગ છે, એમ જાણે છે [શા. ભા.], અથવા જે જ્ઞાનવડે પુરુષ આત્મા અનેક છે, એમ સમજે છે [શંકરાનંદ], અથવા જે જ્ઞાનવડે પુરુષ જીવાત્માઓ પરસ્પર ભિન્ન

છે, વળી તે સર્વ જીવાત્માઓનો ઈશ્વરથી ભેદ રહેલો છે, તેમ જ ઈશ્વરથી અને જીવાત્માઓથી જડવર્ગનો ભેદ રહેલો છે, એમ જાણે છે [ નીલકંઠ વગેરે ] તે જ્ઞાનને તું राजसम् = રજોગુણથી ઉત્પન્ન થયેલું જાણ.

દરેક દેહ વિષે આત્માઓનો પરસ્પર ભેદ, તે આત્માઓનો ઈશ્વરથી ભેદ, તે આત્માઓથી અચેતન વર્ગનો ભેદ, ઈશ્વરથી અચેતન વર્ગનો ભેદ, તથા અચેતન વર્ગનો પરસ્પર ભેદ, એ પ્રકારના અનોપાધિક પાંચ પ્રકારના ભેદોને વિષય કરનારા કુતાર્કિક લોકોના જ્ઞાનને રાજસ જાણવું [ મધુ. ]. રાજસજ્ઞાન સંસારનું કારણ છે [ શંકરાનંદ ]. [ ૨૧ ]

**અવતરણિકા** :—હવે તામસજ્ઞાનનું લક્ષણ કહે છે :

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

**અન્વયાર્થ** :—तु વળી यत् જે જ્ઞાન एकस्मिन् कार्ये એક કાર્યમાં દેહ વિષે કે દેહની બહાર પ્રતિમા વગેરેમાં कृत्स्नवत् પરિપૂર્ણની પેઠે सक्तं અભિનિવેશવાળું अहैतुकम् યુક્તિ વિનાનું अतत्त्वार्थवत् તત્ત્વાર્થથી રહિત [ શા. ભા.] च તથા अल्पं અલ્પવિષયવાળું કે અલ્પફળવાળું હોવાથી અલ્પ છે, तत् તે જ્ઞાનને तामसं તામસ ઉદાહૃત કહ્યું છે [ ૨૨ ].

**શબ્દાર્થ** :—વળી જે જ્ઞાન કોઈ એક કાર્યમાં પરિપૂર્ણની પેઠે અભિનિવેશવાળું, યુક્તિ વિનાનું, તત્ત્વાર્થથી રહિત તથા અલ્પ છે, તેને "તામસ" કહ્યું છે [૨૨].

**વિવેચન** :—હે અર્જુન ! જે જ્ઞાન કોઈ એક દેહરૂપ અથવા પ્રતિમાદિરૂપ કાર્યમાં कृत्स्नवत् सक्तम् = શરીરમાં રહેનારો આત્મા શરીર જેવડો છે, અથવા ઈશ્વરની પ્રતિમા જેવડો છે, એવા નિશ્ચયથી યુક્ત છે [શા. ભા.], અથવા ' દેહ જ આત્મા છે, પ્રતિમા ઈશ્વર છે' એવા નિશ્ચયથી યુક્ત છે [ શંકરાનંદ ], અથવા જે જ્ઞાન ભૂતપ્રેતાદિની આરાધનારૂપ અત્યંત તુચ્છ ફળ આપનારા કોઈ એક કાર્યમાં પૂર્ણ ફળ આપનારા કર્મની પેઠે આસક્ત હોય છે [ રા. ભા., વલ્લભ, કેશવ]; अहैतुकम् = યુક્તિ વિનાનું કે વિચાર વિનાનું છે [શા. ભા.]; अतत्त्वार्थवत् = તત્ત્વાર્થથી રહિત છે [ શા. ભા. ], પારમાર્થિક વસ્તુના અવલંબનથી રહિત છે [ મધુ. ], તથા अल्पम् = અલ્પવિષયવાળું કે અલ્પફળવાળું હોવાથી તુચ્છ છે [ શા. ભા., શંકરાનંદ ], અથવા આત્માના વ્યાપકપણાને તથા નિત્યપણાને નહિ જણાવનારું હોવાથી, તુચ્છ છે [ મધુ. ] તે જ્ઞાનને કપિલ વગેરે મુનિઓએ તામસ કહ્યું છે.

સાત્ત્વિક જ્ઞાન મોક્ષના કારણરૂપ છે, રાજસજ્ઞાન સ્વર્ગાદિ અભ્યુદયના કારણરૂપ છે; અને તામસ જ્ઞાન સ્વર્ગના કે અપવર્ગના નહિ, પણ જન્મ-મરણરૂપ દુઃખના પ્રવાહના કારણરૂપ છે, એ સૂચન છે [ શંકરાનંદ ] [૨૨].

**અવતરણિકા** :—હવે ત્રણ પ્રકારનું કર્મ પ્રતિપાદન કરે છે; તેમાં પ્રથમ મુમુક્ષુએ અનુષ્ઠાન કરવા યોગ્ય સાત્ત્વિક કર્મનું સ્વરૂપ કહે છે [શંકરાનંદ] :

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

**અન્વયાર્થ** :—अफलप्रेप्सुना ફલની ઇચ્છારહિત પુરુષે संगरहितम् આસક્તિરહિત તથા अरागद्वेषतः રાગદ્વેષ વિના कृत કરેલું यत् જે नियतं कर्म નિયત કર્મ तत् તે सात्त्विकम् સાત્ત્વિક उच्यते કહેવાય છે [ ૨૩ ].

**શબ્દાર્થ** :—ફલની ઇચ્છારહિત પુરુષે આસક્તિ તથા રાગદ્વેષ વિના કરેલું જે નિયત કર્મ તે "સાત્ત્વિક" કહેવાય છે [ ૨૩ ].

**વિવેચન** :— अफलप्रेप्सुना = સ્ત્રીપુત્રધનાદિ ફલની ઇચ્છારહિત પુરુષે [કર્તાએ] सङ्गरहितम् = આસક્તિરહિત [શા. ભા. વગેરે], કર્તાપણાના અભિનિવેશ વિના [શંકરાનંદ વગેરે] તથા अरागद्वेषतः = રાગદ્વેષ વિના—રાજસન્માનાદિની પ્રાપ્તિ કે શત્રુના પરાજયના અભિપ્રાય વિના [મધુ. વગેરે], અથવા સુખપૂર્વક સાધ્ય કે સુખરૂપ ફલના સાધનરૂપ કર્મમાં રાગ તથા દુઃખરૂપ સાધ્ય કે દુઃખરૂપ ફલના સાધનરૂપ કર્મમાં દ્વેષ વિના [શંકરાનંદ] यत् જે नियतं = નિત્યકર્મ [શા. ભા.] શ્રુતિસ્મૃતિથી અવશ્ય કર્તવ્યરૂપે વિહિત યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ [શંકરાનંદ, કેશવ] કે વર્ણાશ્રમવિહિત કર્મ [ રા. ભા., વલ્લભ ] કરવામાં આવે છે, તેને મહર્ષિઓ सात्त्विकम् = સાત્ત્વિક सत्त्वशुद्धिकारणम् । [શંકરાનંદ] ચિત્તશુદ્ધિના કારણરૂપ કહે છે.

"विविदिषन्ति यज्ञेन । [બૃ. ઉ ૪-૪-૨૨] યજ્ઞવડે આત્મતત્ત્વને જાણવા ઇચ્છે છે," એ શ્રુતિવચન પ્રમાણે કેવળ આત્મલાભને માટે જ જે યજ્ઞદાનાદિ કર્મ કરે છે, તે સાત્ત્વિક છે [નીલકંઠ. ભા. ટી. વગેરે] [ ૨૩ ].

અવતરણિકા —હવે રાજસકર્મનું સ્વરૂપ કહે છે :

यत्तु कामेप्सुना कर्म साहङ्कारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

અન્વયાર્થ :—તુ વળી कामेप्सुना સ્વર્ગાદિક ફલની કામનાવાળા वा पुनः તથા [શંકરાનંદ વગેરે] साहंकारेण અહંકારવાળા પુરુષે बहुलायासं બહુ પરિશ્રમવડે यत् જે कर्म કર્મ क्रियते કરાય છે तत् તે राजसं રાજસ उदाहृतं કહ્યું છે [ ૨૪ ].

શબ્દાર્થ :—ફળની કામનાવાળા તથા અહંકારવાળા પુરુષે ઘણા પરિશ્રમવડે કરેલું કર્મ "રાજસ" કર્મ કહેવાય છે [ ૨૪ ].

વિવેચન :—હે અર્જુન ! कामेप्सुना = સ્વર્ગાદિક ફળની ઇચ્છાવાળા वा पुनः = તથા [શંકરાનંદ વગેરે] साहंकारेण = અહંકારવાળા પુરુષે बहुलायासं = પરિશ્રમવડે કરેલું કર્મ રાજસકર્મ કહેવાય છે.

અહીં 'पुनः' શબ્દ રાજસકર્મ વિષે અનિયતપણાનો બોધ કરે છે [મધુ.], કારણકે જેમ નિત્યકર્મમાં નિરંતર કર્તવ્યતા રહે છે, તેમ કામ્યકર્મમાં નિત્ય કર્તવ્યતા રહેતી નથી. જ્યાં સુધી ફલની કામના રહે, ત્યાં સુધી જ કામ્યકર્મની કર્તવ્યતા રહે છે. કામનાની નિવૃત્તિ થયા પછી કામ્યકર્મની કર્તવ્યતા રહેતી નથી તેથી કામ્યકર્મ વિષે અનિયતપણું યુક્ત જ છે.

વળી મંત્ર, દ્રવ્ય વગેરે સર્વ અંગોની સંપૂર્ણતાપૂર્વક કરેલું કામ્યકર્મ જ ફલનો હેતુ થાય છે, અને તેથી સર્વ અંગોની સંપૂર્ણતા કરવામાં કામ્યકર્મ કર્તા પુરુષને બહુ ક્લેશ ઉપજાવનારું છે.

નોંધ :—શ્રીશંકરાનંદ 'पुनः' શબ્દનો 'अपि' અર્થ કરે છે. ભગવાન ભાષ્યકાર પ્રતિપાદન કરે છે કે, "पुनरशब्दः पादपूरणार्थः। [શા. ભા.] અહીં 'पुनः' શબ્દ પાદ પૂર્ણ કરવા માટે છે" [ ૨૪ ].

અવતરણિકા :—હવે તામસકર્મનું સ્વરૂપ કહે છે :

अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

અન્વયાર્થ :—यत् જે कर्म કર્મ अनुबंधं પરિણામનો क्षयं હાનિનો हिंसां હિંસાનો च તથા पौरुषं પોતાના સામર્થ્યનો अनपेक्ष्य વિચાર કર્યા વિના मोहात् અવિવેકથી आरभ्यते આરંભ કરવામાં આવે છે, तत् તે तामसम् તામસ उच्यते કહેવાય છે [ ૨૫ ].

શબ્દાર્થ :—જે કર્મ પરિણામનો, હાનિનો, હિંસાનો તથા પોતાના સામર્થ્યનો વિચાર કર્યા વિના અવિવેકથી આરંભ કરવામાં આવે છે, તે "તામસ" કહેવાય છે [ ૨૫ ].

**વિવેચન :**—જે કર્મ अनुबंधम् = પરિણામનો [ શા. ભા. ], પાછળથી થનારા અશુભનો [મધુ.], કર્મથી ઉત્પન્ન થનારાં દુઃખનો [ રા. ભા., વલ્લભ ] क्षयम् = ધન, બળ, પુણ્ય, આયુષ્ય વગેરેના ક્ષયનો કે અન્યના ક્ષયનો [શંકરાનંદ], हिंसाम् = અન્યને થનારાં પીડા, ક્લેશ, કષ્ટ વગેરેનો पौरुषम् = પોતાના સામર્થ્યનો [શા. ભા. વગેરે], ધર્માધર્મનો [પુ. અ. ત.], વિચાર કર્યા વિના बालवत् । [શંકરાનંદ] એક બાળકની પેઠે અવિવેકપૂર્વક આરંભ કરવામાં આવે છે, તે તામસકર્મ કહેવાય છે.

રાજા દુર્યોધને પરિણામનો, ધન વગેરેના નાશનો, બંને પક્ષના સૈન્યની હિંસાનો, પોતાના સામર્થ્યનો, તથા ધર્માધર્મનો વિચાર કર્યા વિના પાંડવો સાથે કુરુક્ષેત્રમાં યુદ્ધનો આરંભ કર્યો, તેને શિષ્ટ પુરુષો તામસકર્મ કહે છે [મધુ.] [૨૫].

**અવતરણિકા :**—હવે સાત્ત્વિક કર્તાનાં લક્ષણ કહે છે :

**मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।**
**सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥**

**અન્વયાર્થ :**—मुक्तसंग. ફલની ઇચ્છા વગરનો [ મધુ. ] अनहंवादी "હું કર્તા છું" એમ નહિ કહેનારો धृत्युत्साहसमन्वितः ધૈર્ય તથા ઉત્સાહથી યુક્ત सिद्ध्यसिद्ध्योः निर्विकारः સિદ્ધિમાં તથા અસિદ્ધિમાં વિકારરહિત कर्ता કર્તા सात्त्विकः સાત્ત્વિક उच्यते કહેવાય છે [૨૬].

**શબ્દાર્થ :**—ફલની ઇચ્છા વિનાનો, 'હું કર્તા છું' એમ નહિ કહેનારો, ધૈર્ય તથા ઉત્સાહથી યુક્ત, તથા સિદ્ધિ તથા અસિદ્ધિમાં વિકારરહિત કર્તા "સાત્ત્વિક" કહેવાય છે [૨૬].

**વિવેચન :**—मुक्तसंगः = કર્મમાં આસક્તિ વિનાનો [ શા. ભા. વગેરે ], ફલની ઇચ્છાથી રહિત [મધુ. વગેરે], નિષ્કામ [શંકરાનંદ]; अनहंवादी = 'હું કર્મોનો કર્તા છું' એમ નહિ કહેવાના સ્વભાવવાળો [શા. ભા.], અથવા ગર્વ તથા પોતાના ગુણોની પ્રશંસાથી રહિત [ મધુ. વગેરે]; धृत्युत्साहसमन्वितः = ધૃતિ અર્થાત્ ધારણશક્તિ અને ઉત્સાહ એટલે ઉદ્યમ એ બંનેથી યુક્ત [ શા. ભા.], અથવા ધૈર્ય એટલે કે વિઘ્ન આવે તોપણ આરંભેલા કાર્યનો પરિત્યાગ ન કરવાના સ્વભાવવાળો, અને ઉત્સાહ એટલે કે 'હું આ કાર્ય અવશ્ય કરીશ' એવા નિશ્ચયરૂપ બુદ્ધિવાળો [મધુ.], અથવા ધૃતિ એટલે કે આરંભ કરેલા કાર્યમાં પૂર્ણ થાય ત્યાં સુધી જે અનિવાર્ય દુઃખ આવી પડે તે સહન કરવાના સ્વભાવવાળો અને ઉત્સાહ એટલે કે ચિત્તમાં સર્વદા સ્ફૂર્તિવાળો [ રા. ભા. વગેરે ];

सिद्‌ध्यसिद्‌ध्योः निर्विकारः = કાર્યની સિદ્ધિ તથા અસિદ્ધિમાં નિર્વિકાર, "केवलं शास्त्रप्रमाणयुक्तो न फलरागेण। [શા. ભા., મધુ.] ફલ કે રાગથી નહિ, પરંતુ કેવળ શાસ્ત્રપ્રમાણથી જ કર્મમા પ્રવૃત્ત થનારો [શા. ભા., મધુ.], અથવા ઈશ્વરને સમર્પિત કરેલા કર્મનો ઈશ્વર જ નિયંતા છે, અને તેથી સિદ્ધિ તથા અસિદ્ધિને ઈશ્વરેચ્છા સમજી હર્ષવિષાદશૂન્ય [શંકરાનંદ] એવો જે કર્તા તે સાત્ત્વિક કહેવાય છે [૨૬].

**અવતરણિકા**:—હવે રાજસકર્તાનાં લક્ષણ કહે છે :

**रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः।**
**हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः॥ २७॥**

**અન્વયાર્થ**:—रागी રાગી कर्मफलप्रेप्सुः કર્મના ફલની ઇચ્છાવાળો लुब्धः લોભી हिंसात्मक. પારકાની હિંસા કરવાના સ્વભાવવાળો अशुचिः અપવિત્ર તથા हर्षशोकान्वित. હર્ષશોકવાળો कर्ता કર્તા राजस. રાજસ परिकीर्तितः કહેવાય છે [૨૭].

**શબ્દાર્થ**:—રાગી, કર્મફળની ઇચ્છાવાળો, પારકાની હિંસા કરવાના સ્વભાવવાળો, અપવિત્ર તથા હર્ષશોકવાળો કર્તા "રાજસ" કહેવાય છે [૨૭].

**વિવેચન**:—रागी = વિષયલોલુપ [નીલકંઠ], કામ વગેરેથી વ્યાકુળ ચિત્તવાળો [મધુ.], વિષયભોગની કામનાવાળો [શંકરાનંદ], ઇન્દ્રિયોના અર્થોમા પ્રીતિવાળો [કેશવ], અર્થાર્થી [શા. ભા.]; कर्मफलप्रेप्सुः = કર્મના ફળમાં આસક્તિવાળો—સ્ત્રી, પુત્ર, ધન, સ્વર્ગ વગેરેની કામનાવાળો [શંકરાનંદ], लुब्धः = લોભી, પારકાના દાનની તૃષ્ણાવાળો અથવા દેવ, પિતૃયજ્ઞ [શંકરાનંદ], ધર્મ [મધુ], તીર્થાદિક [શા. ભા.] કે આવશ્યક કાર્યમાં [કેશવ] પણ ધનનો વ્યય કરવા અસમર્થ; अशुचि. = બાહ્ય તથા આંતરશુદ્ધિથી રહિત; हर्षशोकान्वित. = કર્મફળની સિદ્ધિમાં હર્ષવાળો તથા કર્મફળની અસિદ્ધિમા શોકવાળો એવો જે કર્તા તે રાજસ કહેવાય છે [૨૭].

**અવતરણિકા**:—હવે તામસકર્તાના લક્ષણ કહે છે :

**अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः।**
**विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते॥ २८॥**

**અન્વયાર્થ**:—अयुक्तः અસ્થિર ચિત્તવાળો प्राकृत. પામર–અસંસ્કારી स्तब्धः દંડ જેવો અક્કડ शठ. શઠ नैष्कृतिक. બીજાની આજીવિકાનો નાશ

કરનાર अलसः આળસુ विषादी વિષાદ કરવાના સ્વભાવવાળો च અને दीर्घसूत्री કાર્યને લંબાવવાના સ્વભાવવાળો कर्ता કર્તા तामसः તામસ उच्यते કહેવાય છે [૨૮].

**શબ્દાર્થ** :—અયુક્ત, પામર, સ્તબ્ધ, શઠ, નૈષ્કૃતિક, આળસુ, વિષાદી તથા દીર્ઘસૂત્રી કર્તા "તામસ" કહેવાય છે [૨૮].

**વિવેચન** :—अयुक्तः = અસ્થિર ચિત્તવાળો [શંકરાનંદ], અસમાહિત ચિત્તવાળો [શા. ભા.], કર્તવ્યમાં અસાવધાન [મધુ.], શાસ્ત્રીય કર્મ કરવાને અયોગ્ય [રા. ભા., કેશવ]; प्राकृतः પામર–કાર્યાકાર્યના વિવેક વિનાનો [શંકરાનંદ], બાળકના જેવો અત્યંત સંસ્કારહીન બુદ્ધિવાળો [શા. ભા.], બાળકના જેવો શાસ્ત્રના સંસ્કાર વગરની બુદ્ધિવાળો [મધુ.]; स्तब्ध = દંડ જેવો અક્કડ, નમ્રતા વિનાનો, ગુરુ, દેવ કે મહાપુરુષો તરફ પણ નમ્રભાવથી રહિત, शठः = પોતાના સામર્થ્યને ગુપ્ત રાખનારો–કપટી [શા. ભા.], नैष्कृतिकः = બીજાની આજીવિકાનો નાશ કરનાર [શા. ભા.], પોતા વિષે ઉપકારીપણાના ભ્રમને ઉત્પન્ન કરી, બીજાની આજીવિકાનો નાશ કરી, સ્વાર્થમાં તત્પર [મધુ.], અથવા મન, વાણી તથા શરીરથી બીજાનો તિરસ્કાર કરવામાં તત્પર [શંકરાનંદ], બીજાનું અપમાન કરવાના સ્વભાવવાળો [શ્રીધર];

अलसः = કર્તવ્યકર્મ કરવામાં પ્રવૃત્તિ ન કરવાના સ્વભાવવાળો [શા. ભા.], શ્રદ્ધાશૂન્ય [શંકરાનંદ]; विषादी = અસંતોષી હોવાથી સર્વદા શોક-સંતાપ કરવાના સ્વભાવવાળો [શા. ભા. વગેરે]; दीर्घसूत्री = ચિરકારી–કાર્યને લંબાવવાના સ્વભાવવાળો, એક દિવસમાં બની શકે તેવા કાર્યને મહિના સુધી પણ ન કરવાના સ્વભાવવાળો [શા. ભા. વગેરે], નિરંતર સહસ્ર શંકાઓથી યુક્ત અંતઃકરણવાળો હોવાથી અત્યંત મંદ પ્રવૃત્તિવાળો [મધુ.], એવો જે કર્તા તે તામસ કર્તા કહેવાય છે [૨૮].

**અવતરણિકા** :—હવે બુદ્ધિ તથા ધૃતિના ત્રણ પ્રકારના ભેદો કહેવાની પ્રતિજ્ઞા કરે છે :

**बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।**
**प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनञ्जय ॥ २९ ॥**

**અન્વયાર્થ** :—धनंजय ! દિગ્વિજય વખતે દેવ તથા મનુષ્યના ધનને જીતનાર હે અર્જુન ! बुद्धेः બુદ્ધિના च एव તેમ જ धृतेः ધૃતિના गुणतः સત્ત્વાદિક ગુણથી त्रिविधं ત્રણ પ્રકારના भेदं ભેદને अशेषेण સંપૂર્ણપણે पृथक्त्वेन જુદાજુદા प्रोच्यमानं કહેવાય છે તે शृणु તું સાંભળ [૨૯].

શબ્દાર્થ :—હે ધનંજય ! બુદ્ધિના તથા ધૃતિના સત્ત્વાદિક ગુણથી ત્રણ પ્રકારના ભેદને સંપૂર્ણપણે જુદાજુદા કહેવાય છે, તે તું સાંભળ [ ૨૯ ].

વિવેચન :—बुद्धिः = સારાસારનો નિશ્ચય કરનારી અંતઃકરણની વૃત્તિ [મધુ.], વિવેકપૂર્વક યનુ નિશ્ચયપૂર્વક જ્ઞાન [રા. ભા. વગેરે]; તથા धृतिः = આરંભ કરેલા કાર્યમાં વિઘ્ન આવે છતાં સર્વ સહન કરી ધૈર્યપૂર્વક અવિચળ રહેવાનું સામર્થ્ય [રા ભા ], ઉદ્વેગનું કારણ હોવા છતાં ચિત્તની સ્થિરતા [કેશવ]. એ બંનેના સાત્ત્વિકાદિ ગુણથી ત્રણ પ્રકારના ભેદને સંપૂર્ણપણે पृथक्त्वेन = જોડી દેવા યોગ્ય તથા ગ્રહણ કરવા યોગ્યનું વિવેચન કરી [મધુ] કહુ છુ, તે સાંભળવાને તું સાવધાન થા [ ૨૯ ]

અવતરણિકા :—હવે સાત્ત્વિક બુદ્ધિનુ લક્ષણ કહે છે :

**प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।**
**बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥**

અન્વયાર્થ :—पार्थ ! હે પાર્થ ! या જે बुद्धिः બુદ્ધિ प्रवृत्तिं પ્રવૃત્તિને च તથા निवृत्तिं નિવૃત્તિને च તથા कार्याकार्ये કાર્યને તથા અકાર્યને भयाभये ભયને તથા અભયને बंधं બંધને च તથા मोक्षं મોક્ષને वेत्ति જાણે છે सा તે બુદ્ધિ सात्त्विकी સાત્ત્વિકી છે [ ૩૦ ].

શબ્દાર્થ :—જે બુદ્ધિ પ્રવૃત્તિ, નિવૃત્તિ, કાર્ય, અકાર્ય, ભય, અભય, બંધ તથા મોક્ષને જાણે છે, તે બુદ્ધિ " સાત્ત્વિકી " છે [ ૩૦ ].

વિવેચન :—જે બુદ્ધિ प्रवृत्तिम् = બંધનના હેતુરૂપ કર્મમાર્ગને [શા. ભા. વગેરે], શ્રુતિસ્મૃતિવિહિત ધર્મને [શંકરાનંદ વગેરે], અભ્યુદયના સાધનરૂપ ધર્મને [ગ. ભા., કેશવ. વગેરે]; निवृत्तिम् = મોક્ષના હેતુરૂપ સંન્યાસમાર્ગને [શા. ભા. વગેરે ] શ્રુતિસ્મૃતિવિહિત અધર્મને [શંકરાનંદ વગેરે], મોક્ષના સાધનભૂત ધર્મને [ગ. ભા., કેશવ વગેરે]; कार्यम् = પ્રવૃત્તિ માર્ગમાં રહીને કરવાના ધર્મને [મધુ], દેશ કાળને અનુરૂપ કર્તવ્યને [શંકરાનંદ], વર્ણાશ્રમને અનુરૂપ ધર્મને [કેશવ], દેશ, કાળ તથા અવસ્થાને અનુરૂપ ધર્મને [રા. ભા.]; अकार्यम् = નિવૃત્તિમાર્ગમાં કર્મ ન કરવાને [મધુ. વગેરે], દેશ, કાળને પ્રતિકૂળ અકર્તવ્યને [શંકરાનંદ], પરધર્મને [ કેશવ ], દેશ, કાળ તથા અવસ્થાને અનુરૂપ અધર્મને [રા. ભા.];

भयम् = પ્રવૃત્તિમાર્ગમાં ગર્ભવાસ વગેરે દુઃખને [ મધુ. વગેરે ], ભયના કારણરૂપ અનર્થને [શંકરાનંદ], અસત્કાર્ય વિષે પ્રવૃત્તિને [કેશવ ], શાસ્ત્રવિરુદ્ધ આચરણને [રા. ભા.]; अभयम् = નિવૃત્તિ માર્ગમાં ગર્ભવાસ વગેરે દુઃખના

ભાવને [ મધુ. વગેરે ], ભયના અભાવના કારણરૂપ અનર્થના અભાવને કરાનંદ], સત્કાર્ય વિષે પ્રવૃત્તિને [કેશવ], શાસ્ત્રવિહિત આચરણને [રા. ભા.]; મ્ = બંધનના હેતુરૂપ અજ્ઞાનને, પ્રવૃત્તિમાર્ગમાં મિથ્યાજ્ઞાને કરેલા કર્તા-ાના અભિમાનને [મધુ], બંધનના હેતુરૂપ વિષયોમાં આસક્તિને [કેશવ ], ારના યથાર્થ સ્વરૂપને [રા. ભા.]; તથા मोक्षम् = મોક્ષના હેતુરૂપ જ્ઞાનને, ત્તિમાર્ગ તત્ત્વજ્ઞાને કરેલાં અજ્ઞાન અને તેના કાર્યના અભાવને [ મધુ. ], ના સાધનરૂપ વૈરાગ્યને [કેશવ], સંસારબંધનથી મુક્ત થવાના ઉપાયને . ભા.], જે બુદ્ધિ જાણે છે, તે બહુ પુણ્યના પરિપાકથી ઉત્પન્ન થયેલા ના કાર્યરૂપ હોવાથી સાત્ત્વિકી છે [ શંકરાનંદ ].

" एतेन सात्त्विक्येव बुद्धिर्मुमुक्षोः प्रयत्नेन संपादनीयेति सूचितं भवति । [ શંકરા- ] આથી મુમુક્ષુએ પ્રયત્નપૂર્વક સાત્ત્વિક બુદ્ધિ જ સંપાદન કરવી જોઈએ, સૂચિત થાય છે " [ ૩૦ ].

અવતરણિકા :—હવે રાજસી બુદ્ધિનું સ્વરૂપ કહે છે :

**यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।**
**अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥**

અન્વયાર્થ :—पार्थ હે અર્જુન ! यया જે બુદ્ધિવડે धर्मं ધર્મને च તથા ર્મં અધર્મને च તથા कार्यं કાર્ય च एव તેમ જ अकार्यं અકાર્યને अयथावत् ર્ણયપૂર્વક નહિ, [શા. ભા.] યથાર્થરૂપે નહિ प्रजानाति જાણે છે सा તે बुद्धिः राजसी રાજસી છે [ ૩૧ ].

શબ્દાર્થ :—હે પાર્થ ! મનુષ્ય જે બુદ્ધિવડે ધર્મને, અધર્મને, કાર્યને તથા ર્યને યથાવત્ [ નિર્ણયપૂર્વક ] જાણતો નથી, તે બુદ્ધિ "રાજસી" છે [૩૧].

વિવેચન :—હે પાર્થ ! મનુષ્ય જે બુદ્ધિવડે धर्मम् = શાસ્ત્રવિહિત કર્મને . ભા. વગેરે ], પૂર્વોક્ત ધર્મને [રા. ભા., કેશવ વગેરે]; अधर्मम् = શાસ્ત્રનિષિદ્ધ ને [ શા. ભા. વગેરે ], પૂર્વોક્ત અધર્મને [ રા. ભા., કેશવ વગેરે ]; कार्यम् = ક્ત કાર્યને [ શા. ભા. વગેરે ], દેશ, કાળ તથા અવસ્થાને અનુસાર ને [ રા. ભા., કેશવ વગેરે. ]; अकार्यम् = પૂર્વોક્ત અકાર્યને [ શા. ભા. . ], દેશ, કાળ તથા અવસ્થાને અનુસાર અધર્મને [ રા. ભા., વગેરે ]; ાવત્ = નિર્ણયપૂર્વક જાણતો નથી [ શા. ભા. વગેરે ], તેના યથાર્થસ્વરૂપ સંશયને પ્રાપ્ત થાય છે [ મધુ. ] તે બુદ્ધિ રાજસી છે [ ૩૧ ].

અવતરણિકા :—હવે તામસ બુદ્ધિનાં લક્ષણ કહે છે :

अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

અન્વયાર્થ :—पार्थ ! હે પાર્થ ! तमसा તમોગુણથી-અજ્ઞાનથી [ શા ભા. ] आवृता આવૃત્ત થયેલી-ઢંકાયેલી या જે बुद्धिः બુદ્ધિ अधर्मं અધર્મને શાસ્ત્રનિષિદ્ધ કર્મને [ શા. ભા. વગેરે ] धर्म ધર્મ-વિહિતકર્મ इति છે એમ मन्यते માને છે च તથા सर्वार्थान् સર્વ અર્થોને-જાણવા યોગ્ય સર્વ પદાર્થોને विपरीतान् વિપરીત માને છે सा તે બુદ્ધિ तामसी તામસી છે [ ૩૨ ].

શબ્દાર્થ —હે અર્જુન! તમોગુણથી આવૃત્ત થયેલી જે બુદ્ધિ અધર્મને ધર્મ માને છે, તથા બીજા સર્વ અર્થોને વિપરીત માને છે, તે બુધ્ધિ "તામસી" છે [ ૩૨ ].

વિવેચન —तमसा आवृता = અજ્ઞાનરૂપી અંધકારથી [ શા. ભા. વગેરે ], અવિવેકથી [ આ શા. ભા. ] ઢંકાયેલી या = જે બુધ્ધિ अधर्मं धर्मं मन्यते = અધર્મને ધર્મરૂપ માને છે-ગ્રહણ કરે છે [ શંકરાનંદ ] અદૃષ્ટ અર્થ પ્રાપ્ત કરનારા સર્વ કર્મો વિષે જે વિપર્યયને પ્રાપ્ત થાય છે [ મધુ. ] તથા सर्वार्थान् = બીજા જાણવા યોગ્ય સર્વ પદાર્થોને [ શા. ભા. ] વિપરીત માને છે, તે બુદ્ધિ તામસી છે.

વિષયચિંતન, બુદ્ધિની મંદતા, કુતર્ક અને વિપર્યય આ ચાર તામસી બુદ્ધિના પ્રધાન લક્ષણો છે. વિષયચિંતન, આત્મચિંતનનું વિરોધી છે. બુદ્ધિની મંદતાને લીધે શાસ્ત્ર કે ગુરુનો ઉપદેશ યથાવત્ સમજી કે ગ્રહણ કરી શકાતો નથી અને તેથી શ્રેયઃ-સાધનવિષયક સંશયો નિવૃત્ત થતા નથી; તેમ જ મોક્ષસાધનના અનુષ્ઠાનમા શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી. કુતર્કોથી શ્રુતિસ્મૃતિના અર્થો અન્યથા કરવા માટે બુદ્ધિમા સ્ફુરણ થાય છે; તથા દેહમા આત્મબુદ્ધિ, પુનર્જન્મ, પરલોક, અદૃષ્ટ વગેરેને મિથ્યા માનવારૂપ વિપર્યય એ તામસી બુદ્ધિના લક્ષણો છે [૩૨].

અવતરણિકા :—હવે સાત્ત્વિકી ધૃતિનું સ્વરૂપ કહે છે:

धृत्या यया धारयते मनः प्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥

અન્વયાર્થ :—पार्थ હે પાર્થ ! योगेन ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગથી अव्यभिचारिण्या જુદી નહિ પડતી-સમાધિથી વ્યાપ્ત [ મધુ ], સમાધિથી સ્થિર થયેલી [ શા. ભા. ] यया જે धृत्या ધૃતિવડે मनःप्राणेन्द्रियक्रियाः મન, પ્રાણ

તથા ઇન્દ્રિયોની ક્રિયાને ધારયતે યોગને અનુકૂળ થાય તેવી રીતે ધારણ કરે છે, સા તે ધૃતિ. ધૃતિ સાત્ત્વિકી સાત્ત્વિકી છે [ ૩૩ ]

**શબ્દાર્થ** —હે પાર્થ ! સમાધિથી પ્રાપ્ત જે ધૃતિવડે સાધક મન, પ્રાણ તથા ઇન્દ્રિયોની ક્રિયાનો નિરોધ કરે છે, તે ધૃતિ "સાત્ત્વિકી" છે [ ૩૩ ]

**વિવેચન** —હે અર્જુન ! योगेन अव्यभिचारिण्या = સમાધિયોગથી પ્રાપ્ત, સમાધિથી સ્થિર થએલી [ શા ભા ], સમાધિને અનુસરનારી ધૃતિવડે મનુષ્ય મન, પ્રાણ તથા ઇન્દ્રિયોની ક્રિયાને [ચેષ્ટાઓને] धारयते = ધારણ કરે છે—શાસ્ત્રવિરુદ્ધ પ્રવૃત્તિ કરતા રોકે છે [ શા ભા મધુ વગેરે ] એકાગ્ર અવસ્થામાં લાંબા કાળ સુધી સ્થાપી રાખે છે [ નીલકંઠ ] તે धृति सुद्धसत्त्वगुणसंभूतत्वात्। [ શંકરાનંદ ] શુદ્ધ સત્ત્વગુણથી ઉત્પન્ન થાય છે માટે 'સાત્ત્વિકી' કહેવાય છે

સાત્ત્વિકી ધૃતિ સત્ત્વગુણથી ઉત્પન્ન થાય છે' "ततो मुमुक्षो सत्त्वगुणैरेव सम्पादनीयेति सिद्धम्। [ શંકરાનંદ ] માટે મુમુક્ષુએ સત્ત્વગુણનું જ સંપાદન કરવું જોઇએ, એ સિદ્ધ થાય છે" [ધૃતિના વિશેષ વિવેચન માટે જુઓ ગી ૧૬-૩] [ ૩૩ ]

**અવતરણિકા** —હવે રાજસી ધૃતિનું સ્વરૂપ કહે છે

**यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।**
**प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥**

**અન્વયાર્થ** —अर्जुन હે અર્જુન ! तु વળી प्रसङ्गेन કર્તૃત્વાદિકના અભિનિવેશ વડે [ મધુ વગેરે ] फलाकाङ्क्षी ફળની કામનાવાળો થઈ यया જે धृत्या ધૃતિ વડે धर्मकामार्थान् ધર્મ, કામ તથા અર્થને धारयते = ધારણ કરે છે—પકડી રાખે છે सा તે धृति ધૃતિ पार्थ ! હે પાર્થ ! राजसी રાજસી છે [ ૩૪ ]

**શબ્દાર્થ** —હે અર્જુન ! વળી કર્તૃત્વાદિકના અભિનિવેશ વડે ફળની કામનાવાળો થઈ, જે ધૃતિ વડે મનુષ્ય ધર્મ, કામ અને અર્થને ધારણ કરે છે, તે ધૃતિ "રાજસી" છે [૩૪]

**વિવેચન** —હે અર્જુન ! प्रसङ्गेन = કર્તૃત્વાદિકના અભિનિવેશવડે સ્વર્ગાદિક ફળની ઇચ્છાવાળો થઈ, મનુષ્ય જે ધૃતિ વડે ધર્મ, કામ તથા અર્થને धारयते = ધારણ કરે છે [ શંકરાનંદ ], જે ધૃતિ વડે ધર્મથી ઉત્પન્ન થતા પુણ્યને, કામથી ઉત્પન્ન થના વિષયસુખને તથા ધનાદિ પદાર્થોના સંગ્રહનો નિત્ય કર્તવ્યતારૂપે નિશ્ચય કરે છે,

પરંતુ કદાચિત્ મોક્ષને સંપાદન કરવાનો નિશ્ચય કરતો નથી [ મધુ. વગેરે], તે ધૃતિ રાજસી છે [ ૩૪ ].

અવતરણિકા :—હવે તામસી ધૃતિનું સ્વરૂપ કહે છે :

**यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।**
**न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥**

અન્વયાર્થ :—પાર્થ: હે પાર્થ ! दुर्मेधा દુર્બુદ્ધિવાળો મનુષ્ય यया જે ધૃતિ વડે स्वप्नं નિંદ્રા भयं ભય शोकं શોક विषादं વિષાદ च તથા मदम् મદને एव પણ न विमुंचति ત્યજી દેતો નથી सा તે धृतिः ધૃતિ तामसी તામસી છે [ ૩૫ ].

શબ્દાર્થ —હે પાર્થ ! દુર્બુદ્ધિવાળો પુરુષ જે ધૃતિવડે નિંદ્રા, ભય, શોક, વિષાદ તથા મદને પણ ત્યજી દેતો નથી, તે ધૃતિ "તામસી" કહેવાય છે [ ૩૫ ].

વિવેચન :—હે અર્જુન ! દુર્બુદ્ધિવાળો પુરુષ જે ધૃતિવડે स्वप्नं = અતિનિદ્રાને, भयं = પ્રતિકૂલ વસ્તુના દર્શનથી ઊપજતા ત્રાસને, शोकम् = પ્રિય વસ્તુના વિયોગથી તથા શોકને [ મધુ.], विषादम् = ઈન્દ્રિયોની વ્યાકુળતાને, તથા मदम् = ઉન્મત્તની પેઠે અશાસ્ત્રીય વિષયસેવન વિષે તત્પરપણાને [ મધુ. ], શાસ્ત્રવિરુદ્ધ વિષયભોગથી થતા હર્ષને [કેશવ], શાસ્ત્રવિરુદ્ધ વિષયસેવન કરવાથી ઉત્પન્ન થતા ચિત્તની પરવશતારૂપ મદને [ નીલકંઠ ] ત્યજી દેતો નથી, તે ધૃતિ તામસી કહેવાય છે.

"सर्वव्यवहारहेतोर्बुद्धेस्त्रैविध्ये सिध्ये तद्द्वारभूतानां श्रोत्रादिकरणानामपि सात्त्विकत्वादिभेदसद्भावः सूचितः । [ શંકરાનંદ ] સર્વ વ્યવહારના હેતુરૂપ બુદ્ધિનું ત્રૈવિધ્ય સિદ્ધ થતા તેના દ્વારભૂત શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોના પણ સાત્વિકાદિ ભેદ છે, એ સૂચિત થાય છે" [ ૩૫ ].

અવતરણિકા '—"सुखस्य त्रैविध्यं प्रतिजानीत श्लोकार्धेन । [ મધુ , શ્રીધર, કેશવ વગેરે ] હવે અર્ધા શ્લોકવડે ત્રણ પ્રકારના સુખને કહેવાની પ્રતિજ્ઞા કરી, तत्र सात्त्विकं सुखमाह सार्धेन । [ મધુ. વગેરે ] બીજા અર્ધા શ્લોકવડે સાત્વિક સુખનું સ્વરૂપ કહે છે ':

**सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।**
**अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ ३६ ॥**

અન્વયાર્થ :—भरतर्षभ ! હે અર્જુન ! इदानीं હમણાં तु વળી मे મારી પાસેથી त्रिविधं ત્રણ પ્રકારનાં सुखं સુખને शृणु શ્રવણ કર. यत्र જે સમાધિસુખમાં [ મધુ. ] अभ्यासात् અભ્યાસથી પુરુષ रमते રમણ કરે છે च તથા दुःखान्तं દુઃખના અંતને निगच्छति પામે છે [ ૩૬ ].

**શબ્દાર્થ** —હે ભરતર્ષભ ! હમણા તુ મારી પાસેથી ત્રણ પ્રકારના સુખને સાભળ, જે સમાધિસુખમા અભ્યાસથી પુરુષ રમણ કરે છે, તથા દુ ખના અતને પામે છે [ તે સાત્ત્વિક સુખ કહેવાય છે ] [ ૩૬ ]

**વિવેચન** —હે અર્જુન ! હવે તુ મારા વચનથી સાત્ત્વિક, રાજસ તથા તામસ એ ભેદે કરીને સુખના ત્રિવિધપણાને શ્રવણ કર ' આ સુખ પરિત્યાગ કરવા યોગ્ય છે કે, અથવા આ સુખ ગ્રહણ કરવા યોગ્ય છે ' એ પ્રકારના વિવેક માટે તુ મનને સ્થિર કરી, એકાગ્રપૂર્વક શ્રવણ કર [ કેશવ વગેરે ]

यत्र = જે સુખના અનુભવમા [ શા ભા ], જે સમાધિસુખમા [ મધુ ], પુરુષ अभ्यासात् = અતિ પરિચયને લીધે [ મધુ વગેરે ] रमते = રમણ કરે છે [ શા ભા વગેરે ], તૃપ્ત થાય છે [ મધુ ] અને दुःखान्तं निगच्छति = સર્વ દુ:ખના અતને પ્રાપ્ત થાય છે, જેમા સર્વ દુ ખો નિસ દેહપણે નિવૃત્તિ પામે છે, તે સાત્ત્વિક સુખ કહેવાય છે

વિષયસુખની પેઠે આ સમાધિસુખમા મનુષ્ય સહસા [ શીઘ્ર ] પ્રીતિવાળો થતો નથી, તથા વિષયસુખના અતે જેમ દુ ખ અનુભવે છે, તેમ આ સાત્ત્વિક સુખને અતે દુ ખને નહિ, પરતુ સર્વ દુ ખોના ઉપરામને અનુભવે છે એ અર્થ છે [ વે શ્ર ગી વગેરે ] [ ૩૬ ]

**અવતરણિકા** —હવે સાત્ત્વિક સુખના સ્વરૂપને સ્પષ્ટ કરે છે

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥**

**અન્વયાર્થ** —यत् तत् જે તે સુખ अग्रे આરભમા–અભ્યાસ કરવાના સમયમા विषम् इव વિષ જેવુ परिणामे પરિણામે अमृतोपमम् જાણે અમૃત હોય તેવુ તથા आत्मबुद्धिप्रसादजं પોતાની બુદ્ધિની નિર્મળતાથી ઉત્પન્ન થયેલુ છે तत् તે सुखं સુખને सात्त्विकं સાત્ત્વિક प्रोक्तं કહ્યુ છે [ ૩૭ ]

**શબ્દાર્થ** —જે સુખ આરભમા [ અભ્યાસકાળે ] વિષ જેવુ દુ ખરૂપ હોય છે, પરિણામે અમૃત જેવુ પ્રીતિ ઉત્પન્ન કરનારુ હોય છે, તથા પોતાની બુદ્ધિની નિર્મળતાથી ઉત્પન્ન થયેલુ છે, તેને " સાત્ત્વિક " કહ્યુ છે [ ૩૭ ]

**વિવેચન** —यत् तत् अग्रे विषम् इव = જે સુખ આરભમા વિષ જેવુ છે,–જ્ઞાન, વૈરાગ્ય, ધ્યાન, સમાધિ વગેરેના આરભ કરવાના સમયમા અત્યત પરિશ્રમથી સાધ્ય હોવાથી જે સુખ ઝેર જેવુ દુ ખરૂપ છે [ શા ભા , મધુ વગેરે ], પરતુ परिणामे अमृतोपमम् = પરિણામે અમૃત જેવુ છે, જ્ઞાન, વૈરાગ્ય, ધ્યાન તથા

સમાધિની પરિપાક અવસ્થામાં અમૃત જેવું મધુર, પ્રીતિ કરનારું તથા નિરતિશય સુખરૂપ છે [ શા. ભા. વગેરે ], તથા आत्मबुद्धिप्रसादजम् = પોતાની બુદ્ધિની નિર્મળતાથી ઉત્પન્ન થયેલું છે [ શા. ભા., મધુ. વગેરે ].

જે સુખ રજોગુણ તથા તેના કાર્યરૂપ રાગ, દ્વેષ, લોભ, મોહ, દંભ, દર્પ, હર્ષ, વિષાદ, અસૂયા, અહંકાર વગેરેની તથા તમોગુણ તથા તેના કાર્યરૂપ સંશય, અસંભાવના, વિપરીત ભાવના, જાડ્ય, આલસ્ય, પ્રમાદ વગેરેની નિઃશેષ નિવૃત્તિથી શુદ્ધ સ્ફટિક કે દર્પણ સમાન શુદ્ધ સત્ત્વગુણમય અંતઃકરણમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે [ શંકરાનંદ ], તે આત્મબુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થતા નિત્ય નિરંતર, નિરપેક્ષ, નિરતિશય તથા નિરવધિક આત્મસુખને એ સત્ત્વગુણના આવિર્ભાવથી આવિર્ભૂત થતું હોવાથી, મહર્ષિઓએ સાત્ત્વિક કહ્યું છે [ શંકરાનંદ ].

### સાત્ત્વિક સુખ અત્યંત દુર્લભ છે

જો કે આત્મસુખ નિરંતર નિત્ય પ્રાપ્ત છે, તોપણ अग्रे = અભ્યાસકાળમાં તેની સિદ્ધિની પૂર્વે તેની સિદ્ધિના સાધનનો સ્વીકાર કરવો વિષનો સ્વીકાર કરવા સમાન દુષ્કર છે, તેથી આત્મસુખની પ્રાપ્તિ [ આત્મસુખનો અનુભવ કરવો ] અત્યંત કઠિન છે.

આત્મસુખને [ સાત્ત્વિક સુખને ] પ્રાપ્ત કરવાનું સાધન સત્-અસત્નો વિવેક દુર્લભ છે, તેના કરતાં મુમુક્ષુત્વ દુર્લભ છે, તેનાથી વૈરાગ્ય દુર્લભ છે, તેનાથી શમદમાદિ સંપત્તિ દુર્લભ છે, તેનાથી સંન્યાસ દુર્લભ છે, તેના કરતાં શ્રદ્ધા જેનું મૂળ છે એવાં શ્રવણાદિ દુર્લભ છે, તેના કરતાં મુક્તિનું અસાધારણ કારણ શ્રવણાદિજન્ય અપરોક્ષ જ્ઞાન અત્યંત દુર્લભતર છે, તથા તેના પરિપાકનો હેતુ સમાધિ દુર્લભતમ છે [ શંકરાનંદ ].

### તેથી સાધનશુદ્ધિ માટે જ પ્રયત્ન કરવો

જેમ કાલકૂટને દૂર કરી પ્રાપ્ત થયેલું અમૃત દેવતાઓની જરા તથા મૃત્યુનું નિવર્તક થાય છે, તેમ કરણદોષોને દૂર કરવાથી પ્રાપ્ત થતું આત્મસુખ [ સાત્ત્વિક સુખ ] જન્મમરણરૂપ દુઃખપ્રવાહનું નાશક હોવાથી, અમૃત જેવું તથા પરમ આનંદ આપનારું થાય છે.

તેથી આત્મસુખની કામનાવાળા પુરુષે साधनशुद्धिसिद्धावेव प्रयत्नः कर्तव्यो न साध्यसिद्धये। [ શંકરાનંદ ] સાધ્યસિદ્ધિ [ આત્મસુખ ] માટે નહિ, પરંતુ આત્મસુખપ્રાપ્તિના સાધનની શુદ્ધિની સિદ્ધિ માટે જ પ્રયત્ન કરવો." કારણકે "साधने सिध्ये साध्यं स्वयमेव सिद्धयेति। [શંકરાનંદ] સાધન સિદ્ધ થતાં સાધ્ય [ આત્મસુખ ] સ્વયં [ આપમેળે ] સિદ્ધ થાય છે."

આત્મસુખ [ સાત્ત્વિક સુખ ] રાજસસુખની પેઠે વિષયો તથા ઇન્દ્રિયોના સંયોગથી કે તામસસુખની પેઠે નિદ્રા વગેરેમાંથી ઉત્પન્ન થતું નથી. પરંતુ જેમ ચક્ષુના દોષો નિવૃત્ત થતાં રૂપ તેનો આપોઆપ વિષય થાય છે, તેમ યોગાભ્યાસવડે રજ તથા તેના રાગદ્વેષાદિ કાર્યની તેમ જ તમ તથા તેનાં સંશય, અસંભાવના, વિપરીત ભાવના, જાડ્ય, આલસ્ય, પ્રમાદ વગેરે કાર્ય નિવૃત્તિ પામતાં, સત્ત્વમય થયેલી બુદ્ધિ વિષે સ્વયં [આપમેળે] ઉત્પન્ન થાય છે, અને તેથી મહર્ષિઓ તેને " आत्मबुद्धिप्रसादजम् " પોતાની બુદ્ધિની નિર્મળતામાંથી ઉત્પન્ન થયેલું કહે છે, કારણકે नित्यसिद्धत्वात्स्वरूपसुखस्य । [ શંકરાનંદ ] સ્વરૂપસુખ [ આત્મસુખ ] નિત્યસિદ્ધ છે."

જો આત્મસુખ [ સાત્ત્વિક સુખ ] કોઈ અન્ય પદાર્થના સંયોગથી ઉત્પન્ન થતું હોત તો તેમાં અનિત્યત્વ, પરિચ્છિન્નત્વ, સાતિશયત્વ વગેરે દોષોના પ્રસંગ પ્રાપ્ત થાત [ શંકરાનંદ ].

સત્ત્વગુણના આવિર્ભાવથી આવિર્ભૂત થતા આ નિરતિશય સાત્ત્વિક સુખના અનુભવ માટે એકમાત્ર બુદ્ધિના પ્રસાદની [ વૃત્તિની શુદ્ધિની ] જ અપેક્ષા છે [ શંકરાનંદ ], માટે સાત્ત્વિક આહારોના સેવનથી [ ગી. ૧૭–૮ ], યુક્ત આહારવિહારાદિના નિયમોના પાલનથી [ ગી. ૬–૧૬–૧૭ ], નિષ્કામભાવે યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મોના અનુષ્ઠાનથી [ ગી. ૧૮–૫–૬ ], યમનિયમાદિ વગેરે ઉપાયોથી સત્ત્વગુણની વૃદ્ધિ માટે એટલે કે બુદ્ધિની [અંતઃકરણની] શુદ્ધિ માટે પ્રયાસ કરવો [૩૭].

**અવતરણિકા** :—" पुण्यकर्मवशात्पुरुषस्येष्टपदार्थसान्निध्ये सत्यन्तःकरणे सत्त्वमाविर्भवति । तत्राऽऽनन्दस्वरूप आत्मा प्रतिबिम्बति । प्रतिबिम्बात्मानन्दस्फूर्तिरेव विषयसान्निध्याद्विषयसुखमित्युच्यते । [ શંકરાનંદ ] પુણ્યકર્મવશાત્ ઇષ્ટ પદાર્થનો સંયોગ [ સંનિધિ ] થતાં પુરુષના અંતઃકરણમાં સત્ત્વ આવિર્ભાવ પામે છે-પ્રગટ થાય છે, તેમાં આનંદસ્વરૂપ આત્મા પ્રતિબિંબિત થાય છે, આ પ્રતિબિંબરૂપ આત્માનંદની સ્ફૂર્તિ જ ઇષ્ટ વિષયના સાન્નિધ્યથી વિષયસુખ કહેવાય છે." હવે આ વિષયસુખના [ રાજસસુખના ] સ્વરૂપને સ્પષ્ટ કરે છે :

**विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥**

**અન્વયાર્થ** :—यत् तत् જે તે સુખ विषयेन्द्रियसंयोगात् વિષયો તથા ઇન્દ્રિયોના સંયોગથી ઊપજેલું છે તથા अग्रे પ્રથમ ક્ષણે [ શા. ભા.], આરંભમાં

अमृतोपमम् અમૃત જેવું લાગે છે, પછી परिणामे પરિણામમાં विषम् इव વિષ જેવું છે तत् सुखं તે સુખને राजसं રાજસ स्मृतम् કહ્યું છે [ ૩૮ ]

**શબ્દાર્થ**.—જે સુખ વિષયો તથા ઇન્દ્રિયોના સંયોગથી ઉત્પન્ન થયેલું છે અને આરંભમાં અમૃત જેવું પણ પરિણામે વિષ જેવું છે તે સુખને "રાજસ" સુખ કહેલું છે [ ૩૮ ]

**વિવેચન**:—હે અર્જુન ! વિષયો તથા ઇન્દ્રિયોના સંયોગથી ઉત્પન્ન થયેલું જે સુખ अग्रे = આરંભમાં મનના વિગ્રહ વગેરે ક્લેશોના અભાવથી [ મધુ., કેશવ ] अमृतोपमम् = અમૃત જેવું લાગે છે, તથા परिणामे विषम् इव = પરિણામે વિષ જેવું છે એટલે બળ, વીર્ય, રૂપ, પ્રજ્ઞા [જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ], મેધા [ જ્ઞાનને વિસ્મૃતિ વિના ધારણ કરવાની શક્તિ ], ધન, તથા ઉત્સાહની હાનિનું તેમ જ અધર્મ તથા તેથી ઉત્પન્ન થતા આ લોક-પરલોકના દુઃખના કારણરૂપ છે [ શા. ભા., આ ના ભા ], તે સુખ रजोगुणेन समन्वितत्वात् । [ શંકરાનંદ ] રજોગુણના કાર્યરૂપ હોવાથી શિષ્ટ પુરુષોએ રાજસ કહ્યું છે

શ્રુતિ પણ કહે છે કે—" श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः । [ કઠ ઉપ ૧-૨૬ ] હે યમરાજ ! ભોગો [ વિષયો ] કાલ સુધી રહેશે કે નહિ એવા સંશયયુક્ત ભાવવાળા છે, અને મનુષ્યની સર્વ ઇન્દ્રિયોના તેજનો નાશ કરે છે," અર્થાત્ વિષયભોગો ઇષ્ટપૂર્તાદિ ધર્મનો, શરીરસામર્થ્યનો, શાસ્ત્રના અર્થ સમજવાની શક્તિનો, ત્વચામાં રહેલા પ્રકાશનો, તથા કીર્તિનો એ સર્વનો નાશ કરે છે [ શા ભા., કઠ ઉપ ]

કલાપી કહે છે :—' એ પ્રેમ સંસારીતણો તુજ [આગિયાના] તેજ જેવો છે નકી; એ અમૃતે શું ઝેરના બિંદુ ભર્યાં વિધિએ નથી ' વિષયભોગો આગિયાના તેજ જેવા અને અમૃતમાંથી ટપકતા ઝેરના બિંદુ જેવા છે

તાત્પર્ય એ છે કે, ક્રિયાની પ્રતિક્રિયા અનિવાર્ય છે. જેમજેમ ઇન્દ્રિયો વિષયોને ભોગવે છે, તેમતેમ ઇન્દ્રિયો પણ ભોગથી ભોગવાતી જાય છે; અર્થાત્ ભોગથી ઇન્દ્રિયો ક્ષીણ થતી જાય છે ખાવાના સુંદર પદાર્થો, સુંદર યુવતી, સુંદર વસ્ત્રો અને ધનના સાન્નિધ્યથી મહાત્માઓનું ચિત્ત પણ ચલિત થાય છે. માટે વિષયભોગોને સર્વ અનર્થોના હેતુરૂપ, સર્વ પ્રકારના દુઃખની યોનિરૂપ તથા ઘાસથી ઢંકાયેલા કૂવાની પેઠે પોતાના મૃત્યુરૂપ જાણી, વિવેકી પુરુષે તેમાં આસક્ત ન થવું [ ગી. ૫-૨૨ ] [ ૩૮ ]

**અવતરણિકા**:—હવે તામસ સુખનું સ્વરૂપ કહે છે :

**यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥**

**અન્વયાર્થ** :—यत् सुखं જે સુખ अग्रे આરંભમાં च તથા अनुबंधे પરિણામે आत्मनः બુદ્ધિને [ શંકરાનંદ ] मोहनं મોહ ઉપજાવનારું च તથા निद्रालस्यप्रमादोत्थं નિદ્રા, આલસ તથા પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે तत् તે तामसं તામસ उदाहृतम् કહ્યું છે [ ૩૯ ].

**શબ્દાર્થ** :—જે સુખ આરંભમાં તથા પરિણામે બુદ્ધિને મોહ ઉપજાવનારું તથા નિદ્રા, આળસ તથા પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે, તેને "તામસ" કહ્યું છે [૩૯].

**વિવેચન** :—હે અર્જુન! જે સુખ अग्रे = આરંભમાં તથા अनुबन्धे = પરિણામે [ મધુ. વગેરે ] ઉપભોગ પછી आत्मनः = બુદ્ધિને [ શંકરાનંદ ] મોહ ઉપજાવનારું છે – અવિવેક ઉત્પન્ન કરનારું છે, તથા જે निद्रा = નિદ્રાથી, आलस्य = બુદ્ધિની જડતાથી [ શંકરાનંદ ] તથા प्रमादोत्थ = બુદ્ધિની પરવશતાથી [શંકરાનંદ], કર્તવ્ય વિષે અસાવધાનતાથી [ રા. ભા., કેશવ ], શરીરના ક્લેશના ભયથી કરેલા કર્તવ્યના પરિત્યાગથી કે મનોરાજ્યમાત્રથી [ મધુ. ] ઉત્પન્ન થયેલું છે, તે તમોગુણના કાર્યરૂપ હોવાથી, શિષ્ટ પુરુષોએ તેને તામસ કહ્યું છે [ ૩૯ ].

**અવતરણિકા** :—ક્રિયા, કારક તથા ફળ ત્રિગુણાત્મક છે, એ પ્રતિપાદન કરી, હવે સમસ્ત જગત્ ત્રિગુણાત્મક છે, એમ કહી પ્રકરણના વિષયનો ઉપસંહાર કરે છે :

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥**

**અન્વયાર્થ** :—पृथिव्यां પૃથ્વીમાં वा અથવા दिवि સ્વર્ગમાં કે देवेषु દેવોને વિષે वा पुनः પણ એવું तत् તે કોઈ न अस्ति વિદ્યમાન નથી यत् જે सत्त्वं પ્રાણી કે પદાર્થ प्रकृतिजैः પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા एभिः આ त्रिभि-र्गुणैः સત્ત્વાદિ ત્રણ ગુણોથી मुक्तं મુક્ત स्यात् હોય [ ૪૦ ].

**શબ્દાર્થ** :—પૃથ્વીમાં, સ્વર્ગમાં કે દેવતાઓને વિષે પણ એવું કંઈ વિદ્યમાન નથી કે જે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણોથી રહિત હોય [ ૪૦ ].

**વિવેચન** :—હે અર્જુન! પૃથ્વીમાં, સ્વર્ગમાં કે દેવતાઓને વિષે પણ એવું કંઈ નથી કે જે प्रकृतिजैः = સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણની સામ્ય અવસ્થારૂપ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા એટલે કે વૈષમ્ય અવસ્થાને [ ઓછાવધતાપણાને ] પ્રાપ્ત થયેલા આ સત્ત્વાદિ ગુણોથી રહિત હોય. આ સમસ્ત બ્રહ્માંડમાં આ સત્ત્વાદિ ગુણોથી રહિત અનાત્મવસ્તુ નથી [ મધુ. ].

ત્રિગુણાત્મક માયાનું કાર્ય હોવાથી વિશ્વ ત્રિગુણાત્મક છે, એ અર્થ છે [ શંકરાનંદ ] [ ૪૦ ].

**અવતરણિકા** :—આ પ્રમાણે સમસ્ત જગત—ક્રિયા, કારક, ફળ તથા સર્વ પ્રાણિ-પદાર્થ ત્રિગુણાત્મક છે. આ ત્રણ ગુણોનું અતિક્રમણ કરનાર પુરુષ જ સંસારથી મુક્ત થાય છે. આ ગુણોને અતિક્રમણ કરવાનું પરમ સાધન જ્ઞાન છે. જ્ઞાનસિદ્ધિનું સાધન સત્ત્વશુદ્ધિ તથા સત્ત્વશુદ્ધિનું સાધન નિષ્કામ કર્મ છે [ શંકરાનંદ ], તેથી પોતાના અધિકારને [ ગુણસ્વભાવને ] અનુરૂપ કર્મોવડે પરમાત્માનું આરાધન કરવાથી પુરુષ સંસિદ્ધિને [ મોક્ષને ] પ્રાપ્ત થાય છે, એ સમસ્ત ગીતાશાસ્ત્રના સારરૂપ અર્થને સંગૃહીત કરી કહેવા માટે, હવે ભગવાન આ જુદા પ્રકરણનો આરંભ કરે છે [ શાં. ભા., શ્રીધર વગેરે ] :

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परन्तप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

**અન્વયાર્થ** :—परंतप ! હે પરંતપ ! ब्राह्मणक्षत्रियविशां બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યનાં च તથા शूद्राणां શૂદ્રોનાં कर्माणि કર્મો स्वभावप्रभवैः સ્વભાવથી ઉત્પન્ન થયેલા गुणैः ગુણોવડે प्रविभक्तानि જુદાંજુદાં છે–તે સાંભળ [ ૪૧ ].

**શબ્દાર્થ** :—હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનાં તથા શૂદ્રોનાં કર્મો સ્વભાવથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિ ગુણોવડે ભિન્ન ભિન્ન છે [ તે તું સાંભળ ] [ ૪૧ ].

**વિવેચન** :—હે અર્જુન ! પ્રાણીઓના પૂર્વજન્મના સંસ્કાર જે વર્તમાન જન્મમાં પ્રકટ થતી સ્વાભાવિક તત્પરતાથી જણાય છે, તે સ્વભાવ કહેવાય છે. આ સ્વભાવજન્ય સત્ત્વાદિ ત્રણ ગુણોને લીધે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોનાં કર્મો ભિન્નભિન્ન છે. તેમાં બ્રાહ્મણમાં સત્ત્વગુણ મુખ્ય તથા રજોગુણ ગૌણ હોય છે, ક્ષત્રિયમાં રજોગુણ મુખ્ય તથા સત્ત્વગુણ ગૌણ હોય છે, વૈશ્યમાં રજોગુણ મુખ્ય તથા તમોગુણ ગૌણ હોય છે, તથા શૂદ્રોમાં તમોગુણ મુખ્ય તથા રજોગુણ ગૌણ હોય છે.

બ્રાહ્મણાદિ ચાર વર્ણોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણો દ્વિજ છે. માતાથી જન્મ લેવો તે પહેલો જન્મ છે; અને જનોઈ લેવી એ બીજો જન્મ છે. બીજા જન્મમાં ગાયત્રી માતા છે, અને આચાર્ય પિતા કહેવાય છે.

'ચાતુર્વર્ણ્યવ્યવસ્થા સ્વભાવજન્ય ગુણભેદથી નિર્માણ થયેલી છે' એ ઉત્પત્તિ ગીતામાં જ અપૂર્વ છે, એવું નથી. મહાભારતમાં વનપર્વમાં નહુષ–યુધિષ્ઠિર સંવાદમાં, દ્વિજ–વ્યાધસંવાદમાં [ વનપર્વ ૧૮૦ તથા. અ. ૨૧૧ ], શાંતિપર્વમાં ભૃગુ–ભરદ્વાજ સંવાદમાં [ શાં. પ. ૧૮૮ ], અનુશાસનપર્વમાં

ઉમા–મહેશ્વર સંવાદમાં [ અનુ. ૧૪૩ ], તથા અશ્વમેધ પર્વમાં અનુગીતામાં [ અશ્વ. ૩૯–૧૧ ] આ જ ગુણભેદની ઉપપત્તિ થોડાથોડા ફેરફાર સાથે જોવામાં આવે છે.

## વર્ણાશ્રમધર્મનું ભાવિ

પ્રાચીન કાળને જાણનારા વિદ્વાનો કહે છે કે, ભગવાન શ્રીકૃષ્ણ જે દિવસે અને જે ઘડીએ સ્વધામમાં પધાર્યા, તે દિવસથી અને તે ઘડીથી કળિયુગનો આરંભ થયો છે [ ભાગ. ૧૨–૨–૩૩ ].

આ કલિયુગના અંતમાં સમાજની અંદર ભારે વિપ્લવ થશે, પછી વર્ણાશ્રમ ધર્મ રહેશે નહિ, તથા વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થશે [ વાયુપુરાણ ૯૯–૪૦૧ ]. સર્વના મનમાં પરલોક વિષે સંદેહ ઉત્પન્ન થશે [ હરિવંશ ૩–૧૭ ], અધર્મ વૃદ્ધિ પામશે, બ્રાહ્મણોના શમદમાદિ ગુણો લોપ પામશે, માત્ર જનોઈ જ બ્રાહ્મણની નિશાની રહેશે [ ભાગ. ૧૨–૨–૩ ], આશ્રમોને જાણવામાં આચાર નહિ, પરંતુ દંડ, મૃગચર્મ વગેરે ચિહ્નો જ મુખ્ય ગણાશે [ ભાગ. ૧૨–૨–૧ ], બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણે વર્ણોના લોકો શૂદ્રો જેવા થઈ જશે, તથા શૂદ્રોનો ધંધો કરવા લાગશે; અંત્યજ જાતિની ઉન્નતિ થશે, તથા ઊંચ જાતિઓ અંત્યજોની જગા લેશે; સર્વ કોઈ પારકાની નિંદા તથા પોતાની સ્તુતિ કરશે; અધર્મવડે ધર્મનો, મિથ્યાવડે સત્યનો, સેવકોવડે રાજાનો અને સ્ત્રીઓવડે પુરુષોનો પરાજય થશે [ પરાશરસંહિતા ૧–૩૦ ].

## કલિયુગના દોષો

કલિયુગમાં વર્ણાશ્રમધર્મ લોપ પામશે. સર્વલોકો શ્રુતિસ્મૃતિવિરુદ્ધ આચારમાં રત રહેશે. બ્રાહ્મણ વેદને વેચનારા તથા રાજા પ્રજાના ભક્ષક થશે. વેદની આજ્ઞાનું કોઈ પણ અનુસરણ કરશે નહિ. લોકો પોતાની ઇચ્છામાત્રને જ ધર્મ માનશે. આત્મશ્લાઘા કરનાર પંડિત કહેવાશે, આડંબર તથા દંભ કરનાર સંત કહેવાશે. પારકાનું ધન હરણ કરનાર બુદ્ધિમાન કહેવાશે. અસત્ય બોલનાર ગુણવાન કહેવાશે. મોટા નખ તથા લાંબી જટાવાળા સાધુઓ તપસ્વી કહેવાશે. અમંગળ વેષ, અમંગળ આભૂષણો તથા ભક્ષ્ય–અભક્ષ્ય સર્વ કંઈ ખાનારો યોગી કે સિદ્ધ કહેવાશે. પુરુષો સ્ત્રીઓને વશ રહેશે અને જેમ નચાવે તેમ નાચશે; શૂદ્રો બ્રાહ્મણોને ઉપદેશ કરશે અને ગળામાં જનોઈ પહેરી કુત્સિત દાન લેશે. સર્વલોકો કામ તથા લોભમાં તત્પર, ક્રોધી તથા દેવ, બ્રાહ્મણ, વેદ તથા સંતોના વિરોધી થશે. માતાપિતા બાળકોને કેવળ પેટ ભરવાનો ધર્મ શીખવશે, લોકો બ્રહ્મજ્ઞાનની વાતો કરશે, પરંતુ અલ્પ લાભ

માટે બ્રાહ્મણ કે ગુરુની હત્યા કરવા પ્રવૃત્ત થશે. પરસ્ત્રીમાં આસક્ત, કપટ કરવામાં ચતુર, તથા મોહ, દ્રોહ તથા મમતાવાળો પુરુષ અભેદવાદી [ જ્ઞાની ] કહેવાશે [ તુલસી. રા. ચ. મા. ઉ. ૯૭-૯૯ ].

## કલિયુગનું માહાત્મ્ય

જો કે કલિયુગ દોષોની ખાણ છે, તોપણ એમાં એક મોટો ગુણ છે, તે એ છે કે, આ કલિયુગમાં શ્રીકૃષ્ણનું કીર્તન કરનાર પુરુષ સર્વ બંધનોથી મુક્ત થઈ, પરમપદને પામે છે. સત્યયુગમા વિષ્ણુનુ ધ્યાન કરવાથી જે ફળ મળે છે, ત્રેતાયુગમાં યજ્ઞો કરવાથી જે ફળ મળે છે, તથા દ્વાપરયુગમાં પરિચર્યાથી જે ફળ છે, તે કળિયુગમા શ્રીહરિના કીર્તન કરવાથી પ્રાપ્ત થાય છે [ ભા. ૧૨-૧૩-૫૧-૫૨].

કલિયુગનું વિશેષ માહાત્મ્ય તો એ છે કે, કલિયુગમાં મનમાં કરેલા શુભ સંકલ્પાદિનું ફળ મળે છે, પરંતુ મનમાં કરેલા અશુભ [ પાપ ] સંકલ્પાદિનું ફળ પ્રાપ્ત થતુ નથી [ ૪૧ ].

**અવતરણિકા** :—હવે બ્રાહ્મણના સ્વાભાવિક કર્મો કહે છે :

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥**

**અન્વયાર્થ** :—शमः શમ दमः દમ तपः તપ शौचं શૌચ क्षान्तिः ક્ષમા आर्जवम् સરળતા च एव તેમ જ ज्ञान જ્ઞાન विज्ञानम् વિજ્ઞાન आस्तिक्यम् આસ્તિકપણું-સાત્વિક શ્રદ્ધા [ મધુ. ] એ स्वभावजं સ્વભાવજન્ય ब्रह्मकर्म બ્રાહ્મણનાં કર્મો છે [ ૪૨ ].

**શબ્દાર્થ** :—શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન તથા આસ્તિકપણું એ બ્રાહ્મણના સ્વભાવજન્ય કર્મો છે [ ૪૨ ].

**વિવેચન** —शमः = અંતઃકરણની શાંતિ [ મધુ. ], शमो मन्निष्ठा बुद्धेः । [ ભા. ૧૧-૧૯-૩૬ ] બુદ્ધિની પરમાત્મા વિષે નિષ્ઠા, सदैव वासनात्यागः शमोयमिति शब्दितः । [ શંકર-અપરોક્ષાનુભૂતિ ૬ ] સર્વદા વાસનાનો ત્યાગ [ અંતઃકરણની વૃત્તિઓનો નિગ્રહ ] શમ કહેવાય છે. दमः = ઇન્દ્રિયોનો નિગ્રહ, વિહિત ભોગોનું નિયમન; तपः = કાયિક, વાચિક અને માનસિક ત્રણ પ્રકારનું તપ [ ગી. ૧૭-૧૪-૧૬ ]; क्षान्तिः = ક્ષમા [ શા. ભા. ] કોઈ પીડે, નિંદે, તિરસ્કારે કે અપમાને તોપણ ક્રોધાદિ વિકારથી રહિતપણું [ મધુ. વગેરે ]; आर्जवम् = અંતઃકરણની સરળતા [ શા. ભા. ], વ્યવહારમાં મન, વચન તથા કર્મની સદૈવ એકરૂપતા.

ज्ञानम् = અંગોસહિત વેદો તથા તેમના અર્થનું જ્ઞાન [ મધુ. ]; विज्ञानम् = કર્મકાંડના સંબંધમાં વિજ્ઞાનનો અર્થ 'યજ્ઞો વગેરે કર્મોમાં કુશળતા' અને જ્ઞાનકાંડના સંબંધમાં 'બ્રહ્મ તથા આત્માની એકતાનો અનુભવ' [ મધુ. ], અને आस्तिक्यं = સાત્ત્વિક શ્રદ્ધા [ મધુ. ] એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મો છે.

સત્ત્વગુણની વૃદ્ધિને લીધે બ્રાહ્મણ સિવાય બીજા વર્ણોમાં પણ આ ધર્મો સંભવે છે; પરંતુ આ લક્ષણો બ્રાહ્મણોમાં સ્વાભાવિક છે, બીજા વર્ણોમાં નૈમિત્તિક છે [ મધુ. ].

શમ, દમ, તપ, શૌચ, સંતોષ, ક્ષમા, સરળતા, જ્ઞાન, દયા, ભગવત્પરાયણતા અને સત્ય એ બ્રાહ્મણનાં લક્ષણો છે. [ ભાગ. ૭-૧૧-૨૧]. ભગવાન મનુ કહે છે કે:—'ભણવું તથા ભણાવવું, યજ્ઞ કરવો તથા કરાવવો, દાન આપવું તથા દાન લેવું, એ બ્રાહ્મણના ધર્મો છે' [ મનુ. ૧-૮૮].

"जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारैर्द्विज उच्यते । विद्यया याति विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते । મનુષ્ય બ્રાહ્મણને ત્યાં જન્મ થવાથી બ્રાહ્મણ કહેવાય છે, તેને સંસ્કાર મળે ત્યારે દ્વિજ કહેવાય છે, વિદ્યાથી વિપ્ર કહેવાય છે, અને જેને વિષે એ ત્રણે હોય તે શ્રોત્રિય કહેવાય છે."

અહીં ચકાર આચાર્ય, વેદ તથા ઈશ્વરમાં ભય તથા ભક્તિના સમુચ્ચય માટે છે, તથા एवकार બ્રાહ્મણ મુમુક્ષુનું એ કર્તવ્ય છે, એ અવધારણ-નિશ્ચય કરવા માટે છે [ શંકરાનંદ ] [ ૪૨ ]

અવતરણિકા :— હવે ક્ષત્રિયોનાં સ્વાભાવિક કર્મો કહે છે :

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥**

અન્વયાર્થ :—शौर्यं શૌર્ય तेजः તેજ धृतिः ધૃતિ दाक्ष्यम् દક્ષતા-ચતુરાઈ च અને युद्धे યુદ્ધમાં अपलायनम् પાછા ન હઠવું, अपि વળી दानम् દાન च તથા ईश्वरभावः ઈશ્વરભાવ-ઐશ્વર્ય-નિયમનશક્તિ [ શ્રીધર, રા. ભા. ] એ स्वभावजं સ્વભાવજન્ય क्षात्रं कर्म ક્ષત્રિયનાં કર્મો છે [ ૪૩ ].

શબ્દાર્થ :—શૌર્ય, તેજ, ધૃતિ, દક્ષતા, યુદ્ધમાં અપલાયન, દાન તથા ઈશ્વરભાવ એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મ છે [ ૪૩ ].

**વિવેચન** :—शौर्यम् = શૂરવીરપણું, तेजः = પ્રાગલ્ભ્ય [ શંકરાનંદ ], કોઈથી પણ અભિભૂત ન થવાનો—બીજાથી ન દબાઈ જવાનો સ્વભાવ, શત્રુઓથી પરાભવ ન પામવું તે [શંકરાનંદ વગેરે], धृतिः = ધારણાશક્તિ—જેનાવડે ઉત્સાહિત

પુરુષને શોક-સંતાપનો અભાવ રહે છે [ શા. ભા. વગેરે ], આરંભ કરેલું કાર્ય વિઘ્ન આવે છતાં પૂર્ણ કરવાનું સામર્થ્ય [શા. ભા.], વિપત્તિમાં ચિત્તનું વિકલ ન હોવું [શંકરાનંદ]; दाक्ष्यम् = અણધાર્યા આવી પડેલા કાર્યમાં મૂંઝવણ વિના [ગભરાયા વિના] સાવધાનતાથી પ્રવૃત્તિ [મધુ. વગેરે], સેંકડો પ્રતિકૂલતાઓ હોવા છતાં સ્વકાર્યનો નિર્વાહ કરવાનું સામર્થ્ય [શંકરાનંદ].

अपलायनम् = યુદ્ધમાં પાછા ન હઠવું તે; दानम् = ઉદારતા, સુપાત્રને ધનાદિ પદાર્થો આપવા તે; ईश्वरभावः = ઐશ્વર્ય [શંકરાનંદ]. જેમના પર શાસન કરવું છે તેમના પર પ્રભુત્વશક્તિ પ્રકટ કરવી તે [શા. ભા.], ધર્મથી પ્રજાનું પાલન કરવું [શંકરાનંદ], ઉન્માર્ગે જનારાનું નિયમન કરવું [શ્રીધર., રા. ભા., નીલકંઠ વગેરે], એ સર્વે ક્ષત્રિયનાં સ્વભાવજન્ય અર્થાત્ પૂર્વસંસ્કારથી ઉત્પન્ન કર્મો છે.

શૌર્ય, વીર્ય ધૃતિ, તેજ, ત્યાગ, બ્રાહ્મણો પ્રતિ ભક્તિ, પ્રસાદ તથા પ્રજાનું રક્ષણ એ ક્ષત્રિયોના ધર્મો છે [ભાગ. ૭-૧૧-૧૨]. પ્રજાનું રક્ષણ, દાન, યજ્ઞ, અધ્યયન તથા વિષયોમાં આસક્ત ન થવું, એ ક્ષત્રિયનાં કર્મો છે [મનુ ૧-૮૯]. 'જેમની પીઠને શત્રુઓ જુએ નહિ, જેમનું મન પરસ્ત્રી તરફ પ્રવર્તે નહિ, તથા માગણ લોકો જેમના મુખથી નકાર શબ્દને સાંભળે નહિ, એવા ઉત્તમ ક્ષત્રિયો થોડા જ હોય છે [ તુલસીદાસ ].

## ક્ષાત્રતેજનું દૃષ્ટાંત

હે અર્જુન ! તારા જેવા શ્રેષ્ઠ ક્ષત્રિયને ક્ષાત્રકર્મ વિષે કહેવું, એ ભગવાન વેદવ્યાસને શાસ્ત્રનો, ધર્મરાજ યુધિષ્ઠિરને ધર્મનો, ભક્ત વિદુરને ભક્તિનો, દ્રૌપદીને સતીધર્મનો, ભીષ્મને બ્રહ્મચર્યનો, કર્ણને દાનધર્મનો, સુદામાને તિતિક્ષાનો, ઉદ્ધવને વૈરાગ્યનો, દ્રોણાચાર્યને શસ્ત્રવિદ્યાનો, રાજા ધૃતરાષ્ટ્રને લોભનો, રાજા દુર્યોધનને દુષ્ટતાનો, દુઃશાસનને કુટિલતાનો, શિશુપાળને દ્વેષનો, કંસને ભયનો, અંબાને વૈરનો, ઇન્દ્રને વૈભવનો, ઉર્વશીને શૃંગારનો, ગંધર્વને સંગીતનો, બ્રહ્માને સૃષ્ટિકર્મનો, કે યમને સંહારનો ઉપદેશ આપવાની પેઠે નિરર્થક છે; પરંતુ આ કુરુક્ષેત્રમાં કાયરતાને પ્રાપ્ત થયેલા તને ભીષ્મપિતામહના જીવનનો એક અપૂર્વ પ્રસંગ કહીશ.

ભીષ્મપિતામહ ભગવાન પરશુરામ પાસે શસ્ત્રવિદ્યા શીખ્યા હતા. અંબાના તપથી સંતુષ્ટ થયેલા ભગવાન પરશુરામે ભીષ્મપિતામહને અંબા સાથે લગ્ન કરવા દબાણ કર્યું. ભીષ્મપિતામહે પિતાના લગ્નપ્રસંગે લીધેલી નૈષ્ઠિક બ્રહ્મચર્ય-પાલનની પ્રતિજ્ઞાને લીધે અંબા સાથે લગ્ન કરવા અત્યંત વિવેકપૂર્વક ના પાડી.

પરંતુ જ્યારે ભગવાન પરશુરામે ધમકીના શબ્દોનો પ્રયોગ કર્યો, ત્યારે ભીષ્મપિતામહે કહ્યું :—" હે ભગવન્ ! ભય, દયા, ધનનો લોભ કે કોઈ કામનાને લીધે હું કદાપિ ક્ષાત્રધર્મનો ત્યાગ ન કરીશ, એ મારું વ્રત છે. આપ કહો છો કે, મેં એકલાએ એકવીસ વાર ક્ષત્રિયોનો સંહાર કર્યો, પરંતુ " न तदा जातवान् भीष्मः क्षत्रियो वापि मद्विधः। पश्चाज्जातानि तेजांसि तृणेषु ज्वलितं त्वया ॥ व्यपनेष्यामि ते दर्पं युद्धे राम न संशयः। [ મહા. ઉદ્યોગ. ૧૭૮ ] તે સમયે ભીષ્મ કે ભીષ્મસમાન ( મારા જેવો ) કોઈ ક્ષત્રિય પેદા થયો ન હતો. આપે તો તૃણસમાન નિર્માલ્ય ક્ષત્રિયોનો જ સંહાર કર્યો છે, કારણકે ક્ષત્રિયોમાં મારા જેવા તેજસ્વી તો ત્યાર પછી જન્મ્યા છે. દ્વંદ્વયુદ્ધમાં હું નિઃસંશય આપના દર્પનું ખંડન કરીશ."

ભગવાન પરશુરામ અને ભીષ્મપિતામહ વચ્ચે ત્રેવીસ દિવસ યુદ્ધ થયું, પરંતુ ભગવાન પરશુરામ ભીષ્મપિતામહનો પરાભવ ન કરી શક્યા. આખરે દેવર્ષિ નારદ તથા ભીષ્મજનની શ્રીગંગાજી વચ્ચે પડવાથી ભગવાન પરશુરામે ધનુષ છોડી દીધું અને યુદ્ધ સમાપ્ત થયું. ભીષ્મપિતામહે યુદ્ધમાં ન પીઠ બતાવી કે પ્રથમ શસ્ત્રનો ત્યાગ કર્યો [ મહા. ઉદ્યોગ. ૧૮૫ ].

તાત્પર્ય એ છે કે, જેમ સૂર્યકાંત મણિ પર સૂર્યનું તેજ પડતાં તેમાંથી અગ્નિ ઝરવા માંડે છે, તેમ તેજસ્વી ક્ષત્રિય પારકાનું તેજ સાખી શકતો નથી કે તેનાથી પરાભવ પામતો નથી [૪૩].

**અવતરણિકા**—હવે વૈશ્ય તથા શૂદ્રનાં સ્વાભાવિક કર્મો કહે છે :

**कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

**અન્વયાર્થ** :—कृषिगोरक्षवाणिज्यं ખેતી, ગોરક્ષા અને વેપાર स्वभावजं સ્વભાવથી ઉત્પન્ન થયેલું-સ્વભાવજન્ય वैश्यकर्म વૈશ્યનું કર્મ છે, अपि તથા शूद्रस्य શૂદ્રનું परिचर्यात्मकं ત્રણે વર્ણોની સેવારૂપ કર્મ स्वभावजं સ્વાભાવિક कर्म કર્મ છે [ ૪૪ ].

**શબ્દાર્થ** :—ખેતી, ગોરક્ષા અને વેપાર એ વૈશ્યનાં સ્વાભાવિક કર્મ છે; તથા શૂદ્રનું ત્રણે વર્ણોની સેવા કરવારૂપ કર્મ સ્વાભાવિક છે [ ૪૪ ].

**વિવેચન** :—कृषिः = ખેતી, गोरक्ष्यम् = ગાય વગેરે પશુઓનું પાલન અને वाणिज्यम् = વેપાર એ ત્રણ વૈશ્યનાં સ્વાભાવિક કર્મો છે; તથા परिचर्या-

त्मकम् = બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણોની સેવારૂપ કર્મ શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે.

દેવ, ગુરુ, ઈશ્વરની ભક્તિ, ધર્મ, અર્થ, કામ એ ત્રણ પુરુષાર્થનું રક્ષણ, આસ્તિકતા, ઉદ્યમ તથા કાર્યકુશળતા એ વૈશ્યનાં લક્ષણો છે [ભાગ. ૭–૧૧–૨૩]. ભગવાન મનુ કહે છે કે –"પશુઓનું રક્ષણ, દાન, યજ્ઞ, અધ્યયન, વેપાર, વ્યાજ તથા ખેતી એ વૈશ્યનાં કર્મો છે" [ મનુ. ૧–૯૦ ].

વેદાધ્યયન, ખેતી, ગોરક્ષા, વેપાર, પ્રમાદરહિત થઈ સંઘરેલા ધનનું રક્ષણ, બ્રાહ્મણ તથા ક્ષત્રિયનું પ્રિય કરવું, ધર્મમા તત્પર રહેવું, તથા પુણ્યકર્મો કરતાં ગૃહસ્થાશ્રમમાં રહેવું [ ઉદ્યોગપર્વ ૨૯–૨૫], દાન આપવું, અધ્યયન કરવું, યજ્ઞો કરવા તથા નીતિથી ધનસંચય કરવો એ વૈશ્યના ધર્મો છે તેમ જ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સેવા કરવી એ શૂદ્રનો પરમ ધર્મ છે [શા પ. ૩૦–૨૦–૨૧] [૪૪].

**અવતરણિકા** :—ચારે વર્ણોનાં સ્વાભાવિક [ જાતવિહિત ] કર્મોનું યથાવિધિ અનુષ્ઠાન કરવાથી સ્વર્ગપ્રાપ્તિરૂપ સ્વાભાવિક ફળ પ્રાપ્ત થાય છે [ શા. ભા. ], કારણકે બ્રહ્મણાદિ ચાર વર્ણના તથા બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમના સ્વકર્મનિષ્ઠ પુરુષો મરણ પછી કર્મોના ફળને ભોગવી, બાકી રહેલા કર્મફળને અનુસાર શ્રેષ્ઠ દેશ,-કાળ, જાતિ, કુળ, ધર્મ, આયુષ્ય, વિદ્યા, ધન, સુખ તથા મેધા વગેરેથી યુક્ત જન્મ ગ્રહણ કરે છે [આપ. સ્મૃ. ૨–૨–૨–૩].

પરંતુ ઈશ્વરાર્પણબુદ્ધિથી પોતપોતાના વર્ણાશ્રમવિહિત કર્મોનું અનુષ્ઠાન કરવાથી પુરુષ અનાયાસે પરમસિદ્ધિને પ્રાપ્ત થાય છે, તે બે શ્લોકવડે પ્રતિપાદન કરે છે:

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।**
**स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥ ४५ ॥**

**અન્વયાર્થ** :—स्वे स्वे कर्मणि પોતપોતાના વર્ણાશ્રમવિહિત કર્મમાં નહિ કે પોતાની ઇચ્છાથી કરેલા કર્મમાં अभिरतः તત્પર [શા. ભા.] नरः મનુષ્ય संसिद्धिं જ્ઞાનનિષ્ઠાની યોગ્યતાને [ શા. ભા. ] लभते પામે છે; स्वकर्मनिरतः પોતાના કર્મમાં તત્પર રહેલો મનુષ્ય यथा જે પ્રકારે सिद्धिं મોક્ષ સિદ્ધિને विन्दति પામે છે तत् તે शृणु તું સાંભળ [૪૫].

**શબ્દાર્થ** :—પોતપોતાના કર્મમાં નિષ્ઠાવાળો પુરુષ જ્ઞાનનિષ્ઠાની યોગ્યતાને પામે છે; પોતાના કર્મમાં નિષ્ઠાવાળો પુરુષ જે પ્રકારે મોક્ષને પામે છે, તે સાંભળ [૪૫].

**વિવેચન** :—હે અર્જુન ! स्वे स्वे कर्मणि = પોતપોતાના વર્ણાશ્રમવિહિત કર્મમાં अभिरतः = નિષ્ઠાવાળો [શ્રીધર, શંકરાનંદ વગેરે], તત્પર [શા. ભા.], સ્વકર્મનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરનાર [કેશવ] संसिद्धि = સત્ત્વશુદ્ધિને [શંકરાનંદ], જ્ઞાનનિષ્ઠાની યોગ્યતાને [શા. ભા.], નૈષ્કર્મ્યસિદ્ધિને [નીલકંઠ], મોક્ષને પામે છે તે સાંભળ. "श्रुत्वा तथानुष्ठाने मतिं कुरु। [શંકરાનંદ] તે સાંભળીને તે પ્રકારે વર્ણાશ્રમવિહિત કર્મોનું અનુષ્ઠાન કરવાની બુદ્ધિ કર" [૪૫].

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ४६ ॥**

**અન્વયાર્થ** :—यतः જેનાથી भूतानां ભૂતોની प्रवृत्तिः ઉત્પત્તિ થાય છે, તથા येन જેના વડે इदं આ सर्वं સર્વ ततं વ્યાપ્ત છે तम् તેને स्वकर्मणा પોતાના કર્મ વડે अभ्यर्च्य સંતુષ્ટ કરીને मानवः મનુષ્ય सिद्धिम् અંતઃકરણની શુદ્ધિને [મધુ. વગેરે], જ્ઞાનનિષ્ઠાની યોગ્યતારૂપ સિદ્ધિને [શા. ભા. વગેરે] विन्दति પામે છે [૪૬].

**શબ્દાર્થ** :—જે ઈશ્વરથી સર્વભૂતોની ઉત્પત્તિ થાય છે, તથા જેનાવડે આ સમસ્ત જગત વ્યાપ્ત છે, તેને સ્વકર્મવડે પૂજીને મનુષ્ય સિદ્ધિને પામે છે [૪૬].

**વિવેચન** :—હે અર્જુન ! જે ઈશ્વરથી આકાશાદિ સર્વભૂતોની प्रवृत्तिः = ઉત્પત્તિ [શા. ભા. વગેરે] થાય છે, તથા જેનાવડે આ સમસ્ત જગત વ્યાપ્ત છે, તે ઈશ્વરને स्वकर्मणा = વર્ણાશ્રમવિહિત કર્મોવડે अभ्यर्च्य = પૂજીને [શા. ભા. વગેરે], સંતુષ્ટ કરીને, વર્ણાશ્રમવિહિત કર્મોનાં ફળ તથા કર્તૃત્વ ઈશ્વરને સમર્પણ કરીને [કેશવ, નીલકંઠ વગેરે], મનુષ્ય सिद्धि = અંતઃકરણની શુદ્ધિને [મધુ. વગેરે] જ્ઞાનનિષ્ઠાની યોગ્યતાને [શા. ભા. વગેરે] પામે છે.

"सत्त्वशुद्धिं तत्फलभूतां ज्ञानसिद्धिं च क्रमेण विन्दतीत्यर्थः। [શંકરાનંદ] વિહિતકર્મો ઈશ્વરને અર્પણ કરનાર ક્રમશઃ ચિત્તશુદ્ધિ તથા ચિત્તશુદ્ધિના ફળરૂપ જ્ઞાનનિષ્ઠાને પામે છે." "स्वधर्म एव मनुष्याणां भगवत्प्रसादहेतुः। [મધુ.] મનુષ્યોને સ્વધર્મ જ ભગવત્પ્રસાદ હેતુ છે [મધુ.]" "परमेश्वरे नित्यकर्मणामर्पणमेव मोक्षद्वारम्। [નીલકંઠ] ભગવાનને નિત્યકર્મો અર્પણ કરવાં એ જ મોક્ષનું દ્વાર છે."

શ્રીલક્ષ્મણજીને જ્ઞાનનો ઉપદેશ આપતાં ભગવાન રામ કહે છે :—

"आदौ स्ववर્णाश्रमवर्णिताः क्रियाः कृत्वा समासादितशुद्धमानसः।
समाप्य तत्पूर्वमुपात्तसाधनः समाश्रयेत्सद्गुरुमात्मलब्धये ॥

[અ. રા. ઉ. ૫-૭]. પ્રથમ વર્ણાશ્રમવિહિત કર્મોનું અનુષ્ઠાન કર, અને તેથી ચિત્તશુદ્ધિ થતાં તે કર્મોનો ત્યાગ કર, શમદમાદિ સાધનસંપન્ન થા, અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે સદ્‌ગુરુનું શરણ લે" [૪૬].

અવતરણિકા :—यत एवमतः। [શા. ભા., મધુ.] મનુષ્યને સ્વધર્મ જ ભગવત્પ્રસાદ હેતુ છે, તેથી સ્વધર્મની વિશિષ્ટતા બતાવે છે:

**श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥**

**અન્વયાર્થ** :—स्वनुष्ठितात् સારી રીતે આચરેલા परधर्मात् પરધર્મ કરતાં विगुणः સારી રીતે નહિ આચરેલો હોય તોપણ [મધુ.] स्वधर्मः સ્વધર્મ श्रेयान् શ્રેષ્ઠ છે. स्वभावनियतं સ્વભાવજન્ય कर्म કર્મ कुर्वन् કરતો મનુષ્ય किल्बिषं પાપને કે પ્રત્યવાયને न आप्नोति પામતો નથી [૪૭].

**શબ્દાર્થ** :—સારી રીતે આચરેલા પરધર્મ કરતા સારી રીતે નહિ આચરેલો હોય તોપણ સ્વધર્મ શ્રેષ્ઠ છે. સ્વભાવનિયત કર્મો કરતો મનુષ્ય કિલ્બિષને પામતો નથી [૪૭]

**વિવેચન** :—હે અર્જુન! સારી રીતે અનુષ્ઠાન કરેલા પરધર્મ કરતાં विगुणः = સારી રીતે ન આચરેલો હોય તોપણ [મધુ]. સ્વધર્મ श्रेयान् = શ્રેષ્ઠ છે [શા. ભા.], निःश्रेयसस्य साधनं भवति। [શંકરાનંદ] નિઃશ્રેયસના સાધનરૂપ થાય છે. પોતાનાં સ્વભાવજન્ય કર્મો કરનાર પુરુષ किल्बिषम् = બાંધવોના વધ વગેરેથી થતાં પાપને [મધુ.], ચિત્તશુદ્ધિના પ્રતિબંધક પાપને [શંકરાનંદ વગેરે], કે પ્રત્યવાયને [સદાનંદ] પામતો નથી; પરંતુ જેમ ઝેરના કીડાને ઝેર દોષ કરનાર થતું નથી, તેમ સ્વભાવનિયત કર્મનું [સ્વકર્મનું] અનુષ્ઠાન કરનાર પુરુષ પાપાદિ દોષને પ્રાપ્ત થતો નથી [શા. ભા.].

જેમ યજ્ઞના અંગરૂપ વિધાન કરેલી પશુની હિંસા વેદવિહિત હોવાથી પાપ કે પ્રત્યવાયનો હેતુ નથી, તેમ યુદ્ધના અંગરૂપ વિધાન કરેલી હિંસા વેદવિહિત હોવાથી પાપ કે પ્રત્યવાયનો હેતુ નથી [મધુ., નીલકંઠ વગેરે].

"स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः। [ગી. ૩-૩૫] સ્વધર્મમાં મરણ સારું છે, પરંતુ પરધર્મ ભયકારી છે." "तस्मात्तव भैक्ष्यं हिंसाशून्यमपि न युक्तं किन्तु हिंसायुक्तोऽपि स्वधर्म एव श्रेयस्करः। [નીલકંઠ] માટે ભિક્ષાધર્મ હિંસારહિત હોવા છતાં તારે માટે યોગ્ય નથી, પરંતુ સ્વધર્મ [યુદ્ધધર્મ] હિંસાયુક્ત હોવા છતાં તારે માટે શ્રેષ્ઠ [નિઃશ્રેયસના સાધનરૂપ] છે" [૪૭].

**અવતરણિકા** :—સ્વભાવનિયત કર્મ કરનાર પુરુષ કિલ્બિષને [ પાપને કે પ્રત્યવાયને ] પ્રાપ્ત થતો નથી, પરધર્મ ભયકારી છે [ ગી. ૩–૩૫ ], તથા આત્માને નહિ જાણનારો કોઈ પણ પુરુષ એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી તેથી [ શા. ભા. ], સદોષ પણ સ્વકર્મનો ત્યાગ ન કરવો તે કહે છે :

**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥**

**અન્વયાર્થ** :—कौन्तेय હે અર્જુન ! सहजं જન્મની સાથે ઉત્પન્ન થયેલું [ શા. ભા. ] कर्म કર્મ सदोषम् अपि દોષવાળું હોય તોપણ न त्यजेत् ન તજવું हि કારણકે सर्वारंभाः સર્વ કર્મો धूमेन ધુમાડાથી अग्निः અગ્નિની इव પેઠે दोषेण દોષવડે आवृताः ઢંકાયેલાં છે [ ૪૮ ].

**શબ્દાર્થ** :—હે કૌન્તેય ! સ્વભાવથી ઉત્પન્ન થયેલું કર્મ દોષવાળું હોય તોપણ તેનો ત્યાગ ન કરવો; કારણકે સર્વ કર્મો ધુમાડાથી અગ્નિની પેઠે દોષવડે ઢંકાયેલાં છે [ ૪૮ ].

**વિવેચન** :—હે અર્જુન ! सहजं कर्म = જન્મની સાથે ઉત્પન્ન થયેલું કર્મ [ શા. ભા. ], સ્વભાવજન્ય કર્મ [ મધુ. વગેરે ], સ્વભાવવિહિત કર્મ [ કેશવ ], દોષવાળું હોય તોપણ તેનો અંતઃકરણની શુદ્ધિ થયા પહેલાં [ મધુ. ] ત્યાગ ન કરવો; કારણકે અશુદ્ધ અંતઃકરણવાળો પુરુષ સર્વકર્મનો ત્યાગ કરવા સમર્થ નથી. તેમ જ सर्वारंभाः = સર્વ કર્મો [શા. ભા.] ત્રિગુણાત્મક હોવાથી ધુમાડાથી અગ્નિની પેઠે સામાન્ય દોષવડે ઢંકાયેલાં છે; અને તેથી સ્વધર્મનો ત્યાગ કરી પરધર્મરૂપ કર્મ અંગીકાર કરવાથી દોષથી મુક્ત થઈ શકાતું નથી.

આથી મુમુક્ષુએ સ્વધર્મનું જ અનુષ્ઠાન કરવું જોઈએ, એ સિદ્ધ થાય છે [ શંકરાનંદ ] [ ૪૮ ].

**અવતરણિકા** :—હવે અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થયેલો પુરુષ સંન્યાસથી નૈષ્કર્મ્યસિદ્ધિને પામે છે, તે કહે છે :

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥**

**અન્વયાર્થ** :—सर्वत्र સ્ત્રીપુત્રાદિ સર્વ પદાર્થો વિષે असक्तबुद्धिः આસક્તિરહિત બુદ્ધિવાળો जितात्मा અંતઃકરણને વશ રાખનારો विगतस्पृहः સ્પૃહા વિનાનો પુરુષ संन्यासेन જ્ઞાનપૂર્વક સર્વ કર્મના સંન્યાસવડે [ શા. ભા.

વગેરે], અથવા સાત્ત્વિક ત્યાગવડે [શ્રીધર, કેશવ વગેરે] પરમાં નૈષ્કર્મ્યસિદ્ધિં પરમ નૈષ્કર્મ્યસિદ્ધિને અધિગચ્છતિ પામે છે [૪૯].

**શબ્દાર્થ** :—સર્વ પદાર્થો વિષે આસક્તિરહિત બુદ્ધિવાળો, અંતઃકરણને વશ રાખનારો, સ્પૃહારહિત પુરુષ સંન્યાસવડે પરમ નૈષ્કર્મ્યસિદ્ધિને પામે છે [૪૯].

**વિવેચન** :—असक्तबुद्धिः = સ્ત્રી, પુત્ર, ધન વગેરેમાં આસક્તિરહિત બુધ્ધિવાળો [શા. ભા.], સર્વ બાહ્ય પદાર્થોમાં મમત્વ વિનાનો, 'હું તેમનો છું તથા તેઓ મારાં છે' એવા આગ્રહથી રહિત બુધ્ધિવાળો [મધુ.], વિષયમાત્રમાં વિરક્ત [શંકરાનંદ]; जितात्मा = અંતઃકરણને વશ રાખનારો; विगतस्पृहः = દેહ, જીવન તથા વિષયભોગમાં તૃષ્ણા વિનાનો [શા.ભા.] શુધ્ધ અંતઃકરણવાળો અધિકારી પુરુષ; संन्यासेन = જ્ઞાનપૂર્વક કર્મસંન્યાસવડે [શા. ભા.], સર્વ કર્મોના ત્યાગરૂપ સંન્યાસવડે [મધુ.], અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ તથા પરિગ્રહનો ત્યાગ કરીને [શંકરાનંદ], અથવા સાત્ત્વિક ત્યાગવડે [શ્રીધર, કેશવ, નીલકંઠ, ગી. ૧૮-૯]: नैष्कर्म्यसिद्धिम् = સદ્યોમુક્તિમાં [જીવન્મુક્તિમા], સ્થિતિ થવારૂપ ઉત્તમ સિદ્ધિને [શા. ભા.], નિર્વિશેષ બ્રહ્મસ્વરૂપે અવસ્થિતિરૂપ નૈષ્કર્મ્યસિદ્ધિને [શંકરાનંદ], જ્ઞાનનિષ્ઠાના ફળરૂપ પરાભક્તિને [કેશવ વગેરે], જ્ઞાનનિષ્ઠાના ફળભૂત ધ્યાનનિષ્ઠાને [રા. ભા.] પામે છે.

'નિષ્ક્રિય બ્રહ્મ જ આત્મા છે' એ પ્રકારના અનુભવપૂર્વકના જ્ઞાનથી જેનાં સર્વ કર્મો નિવૃત્તિ પામે છે, તે નિષ્કર્મા કહેવાય છે. આ નિષ્કર્માનો ભાવ તે નૈષ્કર્મ્ય અને એ નૈષ્કર્મ્યભાવની પ્રાપ્તિ તે નૈષ્કર્મ્યસિદ્ધિ કહેવાય છે [શા. ભા.]. આ નૈષ્કર્મ્યભૂમિકામાં સ્થિત યોગી પુરુષને સ્વાભાવિક રીતે કોઈ પણ પ્રકારની ક્રિયા હોતી નથી, માટે તે નૈષ્કર્મ્યસિદ્ધિ કહેવાય છે; અને આ નૈષ્કર્મ્યસ્થિતિને પ્રાપ્ત કરનાર પુરુષને કંઈ પ્રાપ્ત કરવાનું રહેતું નથી, માટે તે પરમસિદ્ધિ કહેવાય છે.

### ચૂડાલા-શિખિધ્વજનું આખ્યાન

ચૂડાલા-શિખિધ્વજના આખ્યાનથી સંન્યાસનું [સાત્ત્વિક ત્યાગનું] સ્વરૂપ સ્પષ્ટ સમજાશે.

મધ્યરાત્રિએ પોતાની પત્ની ચૂડાલાનો તથા વૈભવવાળા રાજ્યનો ત્યાગ કરી શિખિધ્વજ રાજા જંગલમાં ચાલ્યો ગયો. જંગલમાં કોઈ એકાંત પવિત્ર સ્થળે પર્ણકુટી બાંધી, કંદમૂલનું ભોજન કરતો, ઇન્દ્રિયોને વશ કરી તે તપ કરવા લાગ્યો. એવી રીતે શિખિધ્વજ રાજા જંગલમાં પર્ણકુટીમાં ખેદ વિના દિવસો વ્યતીત કરતો હતો, તથા પોતાની પ્રિય પત્ની ચૂડાલા કે રાજવૈભવને પણ સંભારતો ન હતો.

ઘણાં વર્ષો નિરંતર તપ કરવા છતાં રાજા શિખિધ્વજ આત્મસાક્ષાત્કારને યોગ્ય ન થયો. બ્રહ્મવિદ્ ચૂડાલા પોતાની યોગશક્તિવડે પોતાના પતિ રાજા શિખિધ્વજની મનોદશા, વ્યથા, વ્યાકુળતા વગેરે યથાવત્ જાણતી હતી. પતિને યોગ્ય માર્ગે પ્રવૃત્ત કરવાના હેતુથી, ચૂડાલા પોતાના યોગસામર્થ્યથી એક તેજસ્વી બાલયોગીના સ્વરૂપે, આકાશમાર્ગે રાજા તપ કરતો હતો તે સ્થળે ગઈ. બાલયોગીના વેશે આવેલી ચૂડાલાની રાજા શિખિધ્વજે નમસ્કારાદિથી પૂજા કરી. બાળયોગીને પોતાનો જીવનવૃત્તાંત, સંન્યાસ લેવાનું કારણ, વર્ષો તપ કરવા છતા આત્મદર્શન ન થવાથી થતી વ્યથા વગેરે વિસ્તારપૂર્વક નિરૂપણ કરી, બાલયોગીનું શરણ લઈ, પરમસિદ્ધિને પ્રાપ્ત થવા માટે તેમની પાસે તેણે ઉપદેશની યાચના કરી.

બાલયોગીએ [ ચૂડાલાએ ] કહ્યું:—"હે રાજા ! સ્ત્રી, પુત્ર, ધન, રાજ્ય, વૈભવ વગેરે બાહ્ય પદાર્થોનો ત્યાગ કરી, કૌપીન, કન્થા ધારણ કરી, અરણ્યમાં પર્ણકુટીમાં રહી તપ કરવું, એ સાત્ત્વિક ત્યાગ અથવા સંન્યાસ નથી. તેં તો કેવળ સ્ત્રી, રાજ્ય, મહેલ વગેરે પદાર્થોમાંથી મમત્વનો ત્યાગ કરી, કૌપીન, કન્થા, દંડ, પર્ણકુટી વગેરે પદાર્થોમા મમત્વ ગ્રહણ કર્યું છે. સર્વ પદાર્થો વિષે મમત્વના, દેહ, ઇન્દ્રિયાદિ વિષે અહંબુદ્ધિના તથા કર્મમાત્ર વિષે કર્તૃત્વના ત્યાગને જ શિષ્ટ પુરુષો સાત્ત્વિક ત્યાગ અથવા સંન્યાસ કહે છે. આ પ્રકારના સાત્ત્વિક ત્યાગ કે સન્યાસ વિના નૈષ્કર્મ્ય સિદ્ધિને પ્રાપ્ત થવું શક્ય નથી."

આ પ્રમાણે ઉપદેશ આપી બાળયોગીના સ્વરૂપે આવેલી ચૂડાલા ત્યાંથી આકાશમાર્ગે ચાલી ગઈ.

શિખિધ્વજ રાજા બ્રહ્મવિદ્ ચૂડાલાનો ઉપદેશ ન સમજી શક્યો. સર્વ બાહ્ય પદાર્થો વિષે મમત્વના ત્યાગને જ સાત્ત્વિક ત્યાગ અથવા સંન્યાસ સમજી, તેણે કૌપીન, કન્થા વગેરેનો ત્યાગ કરી, તે સર્વેને પર્ણકુટી સહિત બાળી નાખ્યાં, અને નિષ્કિંચન થઈ પુનઃ તપ કરવા લાગ્યો. આ પ્રમાણે ઘણાં વર્ષો નિત્ય-નિરંતર તપ કરવા છતાં આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત ન થયો.

બ્રહ્મવિદ્ ચૂડાલા બાલયોગીના સ્વરૂપે પુનઃ તે સ્થળે પાછી આવી, અને વધુ ઉપદેશ માટે યાચના કરતા રાજા શિખિધ્વજને કહેવા લાગી :—" હે રાજા ! કૌપીન, કન્થા, પર્ણકુટી વગેરેને બાળી નાખવાં એ સાત્ત્વિક ત્યાગ કે સંન્યાસ નથી. સર્વ બાહ્ય પદાર્થો વિષે મમત્વનો ત્યાગ કર્યા પછી, દેહાદિમાં અહંબુદ્ધિ અવશેષ રહે છે. જ્યાં સુધી દેહાદિમાં અહંબુદ્ધિ છે ત્યાં સુધી તને ત્યાગના ફળરૂપ જ્ઞાનનિષ્ઠા સિદ્ધ થશે નહિ, મમત્વ તથા અહંબુદ્ધિ વિનાનો પુરુષ જ આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે."

રાજા શિખિધ્વજ બ્રહ્મવિદ્ ચૂડાલાનો આ સ્પષ્ટ ઉપદેશ પણ ન સમજી શક્યો; અને તેથી દેહાદિનો ત્યાગ કરવાના હેતુથી ચિતા ખડકી બળી મરવા તૈયાર થયો.

આ પ્રમાણે આત્મબલિદાન આપવા પ્રવૃત્ત થયેલા રાજા શિખિધ્વજને બ્રહ્મવિદ્ ચૂડાલા કહે છે :—" હે રાજા! જ્ઞાનનિષ્ઠા માટે તું તારા દેહનું બલિદાન આપવા તૈયાર થયો છે એ તારી જ્ઞાનનિષ્ઠા માટેની અસાધારણ શ્રદ્ધા તથા તત્પરતાનુ સૂચક છે, પરંતુ હે રાજા ! આ સ્થૂલદેહનું બલિદાન આપવાથી, આ દેહનો ત્યાગ કોણ કરશે તે તું મને કહે ?"

રાજા શિખિધ્વજે જવાબ આપ્યો :—" ચિતામા બળી મરવાથી સ્થૂલ દેહનો ત્યાગ હુ કરીશ"

બ્રહ્મવિદ્ ચૂડાલાએ કહ્યું :—" હે રાજા! આ પ્રકારે સ્થૂલ દેહનો નાશ કરવાથી, તુ અહબુદ્ધિયુક્ત જ મૃત્યુ પામશે; પરંતુ આથી તારો દેહાદિ વિષે અહબુદ્ધિનો ત્યાગ કેવી રીતે સિદ્ધ થશે? આ પ્રમાણે બળી મરવાથી તું કેવી રીતે સાત્ત્વિક ત્યાગ કે સન્યાસના ફળરૂપ નૈષ્કર્મ્યસિદ્ધિને પ્રાપ્ત થશે? તું કેવી રીતે આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થશે, તે મને કહે ?"

અત્યંત દીન થઈ, ગદ્‌ગદ થઈ, ચૂડાલાનું શરણ લેનાર રાજા શિખિધ્વજને ચૂડાલા પુનઃ કહેવા લાગી :—" હે રાજા! સ્રી, પુત્ર, ધન, રાજ્ય, વૈભવ વગેરે પદાર્થો વિષે મમત્વનો ત્યાગ કર્યો પછી દેહાદિ વિષે અહબુદ્ધિનો ત્યાગ આ પ્રમાણે બળાત્કારે સિદ્ધ થવો શક્ય નથી. ' હુ કોણ છું ?' ' આ જગત કેમ ઉત્પન્ન થયું ?' વગેરે પ્રકારે આત્મતત્ત્વનો વિચાર કરવો, એ જ ચિત્તરૂપી વૃક્ષના 'અહમ્' રૂપી બીજને ભસ્મ કરવામા અગ્નિરૂપ છે. જ્યારે આત્મચિંતનથી, શ્રવણ, મનન તથા નિદિધ્યાસનથી કે અનન્યભક્તિથી શુદ્ધ [એકાગ્ર] થયેલું ચિત્ત નિર્વિકલ્પ સમાધિમા આત્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે, ત્યારે આ 'અહમ્' [અહંકાર–અહંબુદ્ધિ] અર્થાત્ અવિદ્યા તથા અવિદ્યાના કાર્યરૂપ અસ્મિતા, રાગ, દ્વેષ વગેરે ક્લેશો નાશ પામે છે. માટે તું જનક વગેરેની પેઠે અહંતા–મમતાના ત્યાગપૂર્વક સ્વધર્મનું પાલન કર. આ પ્રકારે સ્વધર્મનિષ્ઠ રહેવાથી તું નૈષ્કર્મ્યસિદ્ધિને પ્રાપ્ત થશે."

બ્રહ્માના ઉપદેશથી પ્રિયવ્રતની પેઠે [ ભાગ. ૫–૧ ] રાજા શિખિધ્વજે ચૂડાલાના ઉપદેશથી સંન્યાસનો ત્યાગ કર્યો, પુનઃ રાજ્ય ગ્રહણ કર્યું અને સ્વધર્મનિષ્ઠ રહી તે નૈષ્કર્મ્યસિદ્ધિને પ્રાપ્ત થયો.

[ **નોંધ :**]– આ ૧૧૨ પાનાંની કથાનો ટૂંક સાર આપવાનો અત્રે પ્રયાસ કરવામાં આવ્યો છે. ત્યાગ, સંન્યાસ, અહંતા–મમતા વગેરે તત્ત્વોને સ્પષ્ટ

સમજાવતી આ કથા મુમુક્ષુને મનન કરવા યોગ્ય છે [ ગો. વા. નિ. પ્ર. [પૂ.] અ. ૭૭-૧૧૦; પાનું ૨૦૬-૩૧૭] [ ૪૯ ].

**અવતરણિકા**:—હવે અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થયેલો અધિકારી પુરુષ કેવા પ્રકારે શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર કરે છે તે કહે છે:

**सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाऽऽप्नोति निबोध मे ।**
**समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥५०॥**

**અન્વયાર્થ**:—कौंतेय ! હે કૌંતેય ! सिद्धिं અંતઃકરણની શુદ્ધિને [ મધુ. વગેરે ] प्राप्तः પામેલો પુરુષ यथा જે પ્રકારે ब्रह्म आप्नोति બ્રહ્મને પામે છે—શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર કરે છે तथा તે પ્રકારને मे મારી પાસેથી समासेन સંક્ષેપથી—ટૂંકામાં एव જ निबोध તું સાંભળ या જે ज्ञानस्य જ્ઞાનની परा શ્રેષ્ઠ निष्ठा નિષ્ઠા છે [ ૫૦ ].

**શબ્દાર્થ**:—હે કૌંતેય ! અંતઃકરણની શુદ્ધિને પામેલો પુરુષ જે પ્રકારે બ્રહ્મને પામે છે, તે પ્રકાર તું મારી પાસેથી સંક્ષેપથી જ સાંભળ, કે જે જ્ઞાનીને પરાકાષ્ઠા છે [ ૫૦ ].

**વિવેચન**:—હે અર્જુન ! સ્વકર્મથી ઈશ્વરને પૂજીને તેના અનુગ્રહથી ઉત્પન્ન થતી सिद्धि=અંતઃકરણની શુદ્ધિને [ મધુ વગેરે ], કર્મયોગના ફળભૂત ધ્યાનસિદ્ધિને [રા. ભા.], પરાભક્તિને [ કેશવ ], નૈષ્કર્મ્યસિદ્ધિને [શા. ભા. વગેરે] પામેલો અધિકારી પુરુષ જે પ્રકારે બ્રહ્મને પામે છે અર્થાત્ શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે તું મારી પાસેથી समासेन एव निबोध=સંક્ષેપથી નિશ્ચયપૂર્વક જાણ [ શા. ભા. ]. "बुद्ध्वा तदनुष्ठानपरो भव। [ શંકરાનંદ-મધુ ] તેને જાણીને તે પ્રમાણે આચરણ કરનારો થા." સાક્ષાત્ મોક્ષના કારણપણાને લીધે [ મધુ. ] या ज्ञानस्य परा निष्ठा= જે જ્ઞાનની પરાકાષ્ઠા—પરમ અવધિ [ શા. ભા. ], પરમ પ્રાપ્ય વસ્તુ [ રા. ભા. ] છે, તે વિના બીજું કાંઈ પણ આંતરિક જાણવા જેવું નથી [ નીલકંઠ ].

સંશય, અસંભાવના, વિપરીત ભાવના વગેરે વિકલ્પરહિત સ્વસ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવું એ જ બ્રહ્મની પ્રાપ્તિ છે. આકાશની પેઠે વ્યાપક બ્રહ્મની પ્રાપ્તિ સંભવતી નથી, કારણકે તે સદા પ્રાપ્ત જ છે.

"ततः ज्ञाने यत्नो न कर्तव्यः किंतु अनात्मबुद્धिनिवृत्तौ एव। [ શા. ભા. ] તેથી જ્ઞાન માટે પ્રયત્ન કરવો એ કર્તવ્ય નથી; પરંતુ અનાત્મામાં આત્મ-

ૃદ્ધિની નિવૃત્તિ માટે પ્રયત્ન કરવો એ કર્તવ્ય છે." [ વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ શા. ભા. ].

નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, નિર્વિશેષ, અદ્વિતીય પરબ્રહ્મમાં " इदमेवाहमिति। આ જ હું છું," એવી આત્મબુદ્ધિ કરવી એ જ વિદ્વાનની બ્રહ્મપ્રાપ્તિ છે. બ્રહ્મની પ્રાપ્તિ જેમ કોઈને ધન મળે છે, તેવી સમજવી નહિ, કારણકે બ્રહ્મપ્રાપ્તિ એ તેને પ્રાપ્ત કરનાર વિદ્વાનનુ સ્વરૂપ હોવાથી એ એને નિત્ય પ્રાપ્ત જ છે, એટલે પુન એને એની પ્રાપ્તિ કરવાનું રહેતું નથી. [વિસ્તારપૂર્વક વિવેચન માટે જુઓ શંકરાનંદ ] [ ૫૦ ].

**અવતરણિકા** :—" प्रतिज्ञातं प्राप्तिप्रकारमेवाह। [ કેશવ વગેરે ], હવે ભગવાન પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે પાચ શ્લોકવડે બ્રહ્મપ્રાપ્તિનો પ્રકાર કહે છે:"

बुद्ध्या विशुद्धया युक्तो धृत्याऽऽत्मानं नियम्य च।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥

**અન્વયાર્થ** :—विशुद्धया શુદ્ધ बुद्धया બુદ્ધિવડે युक्तः યુક્ત પુરુષ धृत्या સાત્ત્વિક ધૃતિવડે [શંકરાનંદ] आत्मानं કાર્યકરણના સંઘાતરૂપ શરીરને [શા. ભા.] नियम्य નિયમમાં રાખી च તથા પ્રાણ તથા ઇન્દ્રિયોની ક્રિયાને સર્વ પ્રકારે નિયમન કરી शब्दादीन् विषयान् શબ્દાદિ વિષયોનો त्यक्त्वा ત્યાગ કરીને च તથા रागद्वेषौ રાગદ્વેષનો व्युदस्य ત્યાગ કરીને-જ્ઞાનમાં વિક્ષેપ કરનારા કે સમાધિમાં વિઘ્નના કારણરૂપ મોહ, પ્રમાદ, આળસ વગેરેનો ત્યાગ કરીને [ શંકરાનંદ, મધુ.], [ બ્રહ્મભાવને પામે છે ] [ ૫૧ ].

**શબ્દાર્થ** :—શુદ્ધ બુદ્ધિવડે યુક્ત પુરુષ સાત્ત્વિક ધૃતિવડે શરીરાદિને નિયમમાં રાખી, શબ્દાદિ વિષયોનો ત્યાગ કરી, તથા રાગદ્વેષનો પણ ત્યાગ કરીને [ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા માટે સમર્થ થાય છે ] [ ૫૧ ].

**વિવેચન** :—बुद्धया विशुद्धया युक्त = કપટરહિત નિશ્ચયાત્મક બુદ્ધિવડે [ શા. ભા. ], યથાર્થ આત્મતત્ત્વને વિષય કરવાવાળી બુદ્ધિવડે [ રા. ભા.], સંશય-વિપર્યયરહિત 'હું બ્રહ્મ છુ' એવા એક નિશ્ચયવાળી બુદ્ધિવડે [મધુ. વગેરે], શાસ્ત્રના શ્રવણ–મનનના પરિપાકથી ઉત્પન્ન થયેલી 'હું બ્રહ્મ છું' એવા પરોક્ષ નિશ્ચયવાળી બુદ્ધિવડે [ નીલકંઠ ], 'આત્મા જ બ્રહ્મ છે' એવા નિશ્ચયથી યુક્ત પુરુષ [ શંકરાનંદ ] धृत्या = સાત્ત્વિક ધૃતિવડે [ શંકરાનંદ ] आत्मानम् नियम्य = શરીર, ઇન્દ્રિયો તથા મનને નિયમમાં રાખી [ મધુ. વગેરે ], નિષિદ્ધ પ્રવૃત્તિથી નિવૃત્ત કરી, આત્મપરાયણ કરી [મધુ., શંકરાનંદ] च તથા પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાઓને સર્વ પ્રકારે નિયમન કરી [ શંકરાનંદ વગેરે].

शब्दादीन् विषयान् त्यक्त्वा = શરીરનિર્વાહ માટે આવશ્યક વિષયો સિવાય અન્ય સર્વ વિષયોનો ત્યાગ કરી [ શા. ભા. ], વિષયોનું અનુસંધાન ન કરી [ શંકરાનંદ ] તથા रागद्वेषौ व्युदस्य = રાગદ્વેષનો ત્યાગ કરી,–વિષયો વિષે ઇષ્ટ તથા અનિષ્ટ બુદ્ધિનો ત્યાગ કરી [ કેશવ ] च = અને બીજાં જ્ઞાનમાં વિક્ષેપ-કરનાર [ મધુ. ] કે સમાધિમાં વિક્ષેપના કારણરૂપ મોહ, આળસ તથા પ્રમાદ વગેરેનો ત્યાગ કરી [ શંકરાનંદ ], હવે પછીના શ્લોકમા નિરૂપણ કરેલા 'विविक्तसेवी' ઇત્યાદિક વિશેષણો વડે યુક્ત થાય, તે પુરુષ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે.

એ પ્રમાણે આ શ્લોકનો તથા હવે પછીના શ્લોકનો 'ब्रह्मभूयाय कल्पते' એ ત્રીજા શ્લોકના વચનની સાથે અન્વય કરવો [મધુ., શ્રીધર, કેશવ વગેરે.] [૫૧].

અવતરણિકાઃ— ततः । [ શા. ભા. વગેરે ] તે પછીઃ

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

**અન્વયાર્થ** —विविक्तसेवी એકાંતદેશને સેવનારો लघ्वाशी મિતાહારી–લઘુ, હિત, મિત તથા મેધ્ય [ પવિત્ર ] અન્નનું ભોજન કરનારો यतवाक्कायमानसः વાણી, મન તથા શરીરને વશ રાખનારો એવો नित्य નિરંતર ध्यानयोगपरः ધ્યાનયોગપરાયણ અને वैराग्यम् વૈરાગ્યનો समुपाश्रितः આશ્રય કરીને રહેલો [પુરુષ બ્રહ્મસાક્ષાત્કારને માટે સમર્થ થાય છે] [ ૫૨ ].

**શબ્દાર્થ** .—એકાંતદેશને સેવનારો, મિતાહારી, વાણી, શરીર તથા મનને વશ રાખનારો, એવો નિત્ય ધ્યાનયોગપરાયણ તથા વૈરાગ્યનો આશ્રય કરીને રહેલો [પુરુષ બ્રહ્મસાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે] [ ૫૨ ].

**વિવેચન** :—विविक्तसेवी = ચિત્તની પ્રસન્નતાને તથા એકાગ્રતાને અનુકૂળ તેમ જ ચિત્તની એકાગ્રતામા વિક્ષેપ કરનારા શત્રુઓથી રહિત એવા જંગલ, નદીનો કિનારો, ગિરિશૃંગ, ગુફા વગેરે એકાંત પ્રદેશનું સેવન કરનારો [ શા. ભા., મધુ. વગેરે ]; लघ्वाशी = લઘુ, હિત, મિત તથા મેધ્ય [ પવિત્ર ] અન્નનુ ભોજન કરનારો [શંકરાનંદ વગેરે ], નિદ્રા, આળસ વગેરે દોષોના નિવર્તક હલકાં અન્નનું ભોજન કરનાર [શા. ભા. વગેરે ]; यतवाक्कायमानसः = વાણી, શરીર તથા મનને વશ રાખનારો [શા. ભા.], નિર્વિષયી મન, મૌન તથા નૈષ્કર્મ્યયુક્ત-[શંકરાનંદ], યમ, નિયમ વગેરે સાધનોથી યુક્ત [ મધુ ],

એવો ઇન્દ્રિયોને ઉપરામ કરી [ શા. ભા. ], ध्यानयोगपरः = ચિત્ત વિષે વિજાતીય વૃત્તિઓના વ્યવધાનથી રહિત આત્માકાર સજાતીય વૃત્તિઓના જે પ્રવાહ તે ધ્યાન કહેવાય છે; તથા આ પ્રકારના ધ્યાનવડે ચિત્તને વૃત્તિશૂન્ય કરવું તે યોગ કહેવાય છે [ શા. ભા., મધુ. ]. આવા ધ્યાનયોગપરાયણ અર્થાત્ આત્માકાર ચિત્તવૃત્તિઓના પ્રવાહનું તથા અનાત્માકાર ચિત્તવૃત્તિઓના નિરોધનું નિત્ય અનુષ્ઠાન કરનાર, તેમ જ वैराग्यं समुपाश्रितः = વૈરાગ્યને આશ્રય કરનારો—આ લોક તથા પરલોકના ભોગોની સ્પૃહા વિનાનો પુરુષ હવે પછીના શ્લોકમાં નિરૂપણ કરેલા અહંકાર વગેરેનો ત્યાગ કરી મમતારહિત થઈ શાંત થાય તો તે બ્રહ્મસાક્ષાત્કાર માટે યોગ્ય થાય છે [ ૫૨ ].

**અવતરણિકા**.—પૂર્વશ્લોકોમાં નિરૂપણ કરેલા લક્ષણોથી યુક્ત ધ્યાનયોગપરાયણ યોગી પુરુષને યોગજન્ય સિદ્ધિઓ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે તે સિદ્ધિઓ શ્રુતિમાં આ પ્રમાણે દર્શાવેલી છે [ નીલકંઠ ]:

" पृथ्व्याप्यतेजोऽनिलखे समुत्थिते पञ्चात्मके योगगुणे प्रवृत्ते। न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम्। [ શ્વે. ઉ. ૨–૧૨ ] પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચભૂતોનું ધ્યાન કરવાથી જ્યારે તેઓ વશ થાય છે, તથા યોગ વડે અનુભવમાં આવતા દિવ્યગંધાદિ પાંચ ગુણો જ્યારે સંપાદિત થાય છે, ત્યારે યોગાગ્નિમય શરીરને પ્રાપ્ત થનાર યોગીને અર્થાત્ જેના શરીરના દોષસમૂહો યોગાગ્નિથી ભસ્મ થઈ ગયા છે એવા યોગીને રોગ થતો નથી, વૃદ્ધાવસ્થા આવતી નથી, તથા અકાળ મૃત્યુ પણ આવતું નથી [ શા. ભા., શ્વે. ઉ. ૨–૧૨ ]."

" यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्त्वः कामयते यांश्च कामान्। तं तं लोकं जयते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद् भूतिकामः॥ [ મુ. ઉ ૩–૧૦ ]. નિર્મળ અંતઃકરણવાળો યોગી જે જે લોકનું મનવડે ચિંતન કરે છે, તથા જે જે ભોગોને ઇચ્છે છે, તે તે લોકને તથા તે તે ભોગને તે પામે છે. આ પ્રમાણે આવા યોગી મહાત્માઓ સત્યસંકલ્પવાળા છે, માટે ઐશ્વર્યાદિની ઇચ્છાવાળા પુરુષો શુદ્ધ અંતઃકરણવાળા આત્મજ્ઞાનીની પાદપ્રક્ષાલન, સેવા અને નમસ્કારાદિથી પૂજા કરે."

" नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः। नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्॥ [ કઠ ઉપ. ૨–૨૪ ]. પાપથી નિવૃત્ત નહિ થયેલો, અશાંત, અસમાહિત અથવા અશાંત મનવાળો પણ જ્ઞાનવડે આત્માને પામી શકતો નથી."

આ પ્રમાણે સિદ્ધિઓ તથા અશાંત ચિત્ત વગેરે શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર થવામાં અંતરાયરૂપ છે, તેથી ભગવાન હવે કહે છે:

अहङ्कारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

અન્વયાર્થ :—अहंकारं અહંકાર बलं બળ दर्पं દર્પ कामं કામ क्रोधं ક્રોધ તથા परिग्रहं પરિગ્રહનો विमुच्य ત્યાગ કરીને निर्ममः મમતારહિત તથા शान्तः શાંત પુરુષ ब्रह्मभूयाय બ્રહ્મસાક્ષાત્કાર માટે कल्पते યોગ્ય થાય છે - સમર્થ થાય છે [૫૩].

શબ્દાર્થ :—અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ તથા પરિગ્રહનો ત્યાગ કરી, મમતારહિત તથા શાંત એવો પુરુષ બ્રહ્મસાક્ષાત્કાર માટે સમર્થ થાય છે [૫૩].

વિવેચન :—अहङ्कारं = દેહાદિમાં અહંભાવનો [શા. ભા.], 'હું વિરક્ત છું,' 'હું બ્રહ્મસાક્ષાત્કારને યોગ્ય છું' એવા પ્રકારના અભિમાનનો [મધુ.]; बलं = અહંકારની વૃદ્ધિના કારણરૂપ વાસનાબળનો [શા. ભા.], અસત્ આગ્રહનો [મધુ. વગેરે], કામ તથા આસક્તિયુક્ત સામર્થ્યનો [શા. ભા.]; અહીં બળ શબ્દનો અર્થ શરીરાદિનું સાધારણ સામર્થ્ય નથી, કારણકે તે સ્વાભાવિક છે, એ શરીરાદિના સામર્થ્યનો ત્યાગ અશક્ય છે [શા. ભા., મધુ.]; दर्पं = 'હું કૃતાર્થ છું', 'હું બ્રહ્મવેત્તા છું' એ પ્રકારના અભિનિવેશરૂપ અંતઃકરણના વિકારનો [શંકરાનંદ], હર્ષ પછી થનાર અને ધર્મના ઉલ્લંઘનના કારણરૂપ ચિત્તવૃત્તિનો [શા. ભા., મધુ.];

સ્મૃતિ કહે છે કે.—' હર્ષયુક્ત પુરુષ દર્પ કરે છે, તથા દર્પયુક્ત ધર્મનું ઉલ્લંઘન કરે છે [આપ. ધ. ૧-૧૩-૪];

कामं = વિષયોની ઇચ્છાનો क्रोधं = દ્વેષનો તથા परिग्रहं = ઇન્દ્રિયો તથા મનના દોષોનો ત્યાગ કર્યા છતાં, શરીર ધારણ કરવાના પ્રસંગને લીધે અથવા ધર્માનુષ્ઠાન નિમિત્તે કરવામાં આવતા ભોગસાધનોનો [પદાર્થોનો] સ્વીકાર તથા સંગ્રહ પરિગ્રહ કહેવાય છે [શા. ભા. વગેરે], એવા અહંકારનો, બળનો, કામનો, ક્રોધનો તથા પરિગ્રહનો विमुच्य = ત્યાગ કરી;

निर्ममः = દેહ વિષે મમભાવ વિનાનો થઈ [શંકરાનંદ], દેહના જીવનમાત્રમાં પણ મમતારહિત થઈ [શા. ભા., મધુ. વગેરે], અને તેથી અહંકાર-મમકારના અભાવવડે હર્ષવિષાદથી રહિત હોવાથી, જે પુરુષ શાંત છે-અંતઃકરણના સર્વ વિકારો તથા વિક્ષેપોથી રહિત છે, તે બ્રહ્મસાક્ષાત્કાર માટે યોગ્ય થાય છે.

યોગીઓએ સર્વ અનર્થોના મૂળભૂત અહંકારનો જ પ્રથમ ત્યાગ કરવો. જો અહંકારનો નિગ્રહ કરવામાં ન આવે, તો યોગી પોતાના સંકલ્પો સત્ય થવાના

સામર્થ્યરૂપ બળને જોઈ ને ગર્વ કરે છે, અને માને છે કે 'મારા સમાન બીજો કોઈ નથી': આ પ્રકારના દર્પને લીધે તે ધર્મનું ઉલ્લંઘન કરે છે, અને દિવ્ય કામનાઓની [ભોગોની] ઇચ્છા કરે છે. જો કદાચ તે દિવ્ય કામના પૂર્ણ થવામાં કોઈ પણ કારણથી અંતરાય થાય તો તે ક્રોધયુક્ત થાય છે, તથા પોતાની ઇચ્છાને રોકનાર મનુષ્ય વગેરેનો નાશ કરવા માટે તે પોતે શિષ્ય આદિનો મોટો પરિગ્રહ કરે છે, અને છેવટે નાશ પામે છે. અર્થાત્ મોક્ષમાર્ગથી ભ્રષ્ટ થાય છે – તેને મોક્ષપ્રાપ્તિમાં અંતરાય થાય છે [નીલકંઠ] [૫૩].

**અવતરણિકા** :—अनेन क्रमेण। [શા. ભા.] આ ક્રમથી :

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥**

**અન્વયાર્થ** :—ब्रह्मभूतः બ્રહ્મરૂપ થયેલો प्रसन्नात्मा પ્રસન્ન ચિત્તવાળો તે યોગી न शोचति નષ્ટ પદાર્થનો શોક કરતો નથી તથા न कांक्षति અપ્રાપ્ત પદાર્થની ઇચ્છા કરતો નથી તથા सर्वेषु સર્વ भूतेषु ભૂતોમાં समः સમભાવ રાખનારો – સમાનતાથી વર્તનારો તે परां मद्भक्तिं = મારી પરા ભક્તિને लभते પામે છે [૫૪].

**શબ્દાર્થ** :—બ્રહ્મરૂપ થયેલો, પ્રસન્નચિત્તવાળો તે યોગી નષ્ટ પદાર્થોનો શોક કરતો નથી, કે અપ્રાપ્ત પદાર્થની ઇચ્છા કરતો નથી, તથા સર્વભૂતો વિષે સમભાવ રાખનારો તે મારી પરાભક્તિને પામે છે [૫૪].

**વિવેચન** :—ब्रह्मभूतः = બ્રહ્મને પ્રાપ્ત થયેલો અથવા બ્રહ્મરૂપ થયેલો [શા. ભા.], શ્રવણ અને મનનથી 'હું બ્રહ્મ છું' એવા દૃઢ નિશ્ચયવાળો [મધુ.]; प्रसन्नात्मा = અધ્યાત્મપ્રસાદને પ્રાપ્ત થયેલો [શા. ભા.], શમ, દમ, તિતિક્ષા વગેરેના અભ્યાસથી શુદ્ધ ચિત્તવાળો [મધુ], રાગ, દ્વેષ, અહંકાર, મમકાર વગેરે મળ નિવૃત્ત થવાથી શુદ્ધ સત્ત્વભાવને પ્રાપ્ત થયેલો [શંકરાનંદ] તે યોગી न शोचति = પ્રિય પદાર્થના નાશના નિમિત્તથી શોક કરતો નથી, કે न कांक्षति = કોઈ અપ્રાપ્ત પદાર્થની ઇચ્છા કરતો નથી.

समः सर्वेषु भूतेषु = તે સર્વભૂતો વિષે સમ છે, અર્થાત્ આત્મૌપમ્યદૃષ્ટિથી પોતાને જેમ સુખ પ્રિય છે તથા દુઃખ અપ્રિય છે, તેમ સર્વ પ્રાણીઓને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે, એમ તે જાણે છે [ગી. ૬–૩૨], અને તેથી સર્વ પ્રાણીઓને સુખ થાય એવું જ આચરણ કરે છે. સમદૃષ્ટિવાળો તે કોઈને પણ કષ્ટ, ક્લેશ કે પીડા થાય તેવું આચરણ કરતો નથી.

આવો સર્વભૂતોમા સમભાવવાળો જ્ઞાનનિષ્ઠ યોગી परा मद्भक्तिम् = કથા
ણુ વ્યવધાન વગર બ્રહ્મના સાક્ષાત્કારરૂપ ફળવાળી અથવા મારી ઉત્તમ પ્રકારની
ાથી જ્ઞાનરૂપ ભક્તિને [શા ભા, મધુ] શ્રવણ મનનના અભ્યાસના ફળરૂપ
ાદિધ્યાસનરૂપી ભક્તિને [મધુ], મારી પ્રેમલક્ષણા ભક્તિને [વલ્લભ પુ અ ત,],
ારનિશ્ચય પ્રીતિરૂપ અવ્યભિચારિણી ભક્તિને [કેશવ વગેરે] પામે છે

## પરાભક્તિનું સ્વરૂપ

'उक्तब्रह्मभाव विना पराभक्तिर्न लभ्यते, तस्मात् पराभक्ते क्षेत्रज्ञस्वरूपया-
त्म्यज्ञानोत्तरभावित्वं निश्चीयते। [કેશવ] બ્રહ્મભાવને પ્રાપ્ત થયા વિના પરા-
ક્તિ પ્રાપ્ત થતી નથી, આથી પરાભક્તિનુ આત્મસ્વરૂપનુ યથાર્થ જ્ઞાન થયા
છીથી જ ઉત્પન્ન થવાપણુ નિશ્ચિત થાય છે"

"आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे। कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो
रिः। [ભા ૧-૭-૧૦] આત્મારામ એવા જ્ઞાની મહાત્માઓ પણ નિષ્કામ-
ક્તિ કરે છે, કારણકે શ્રી હરિ અલૌકિક ગુણોથી યુક્ત છે" કારણકે
अद्वेष्टृत्वादिवत् तेषा स्वभावो भजन हरे। [મધુ ગી ૧] અદ્વેષ્ટૃત્વ વગેરે
ણોની પેઠે ભગવાનની ભક્તિ કરવી એ તેમનો સ્વભાવ છે," અને તેથી
हरिः शरणमित्यव नित्य तेषा मुखे वच। [કેશવ] તેમના મુખમાથી ગગાના
વાહની પેઠે 'શ્રી હરિ શરણમ્'નો સતત ધ્વનિ સ્રવે છે

જેમ નદીનુ જળ સહજ વેગથી અવિચ્છિન્નપણે સમુદ્ર તરફ વહન કરે છે,
મ ચિત્તવૃત્તિના પ્રવાહનુ અવિચ્છિન્નપણે પરમાત્મા તરફ વહન, એ જ અહૈતુકી
ાથવા પરાભક્તિ છે [ભા ૩-૨૯-૧૧-૧૨]

આત્મૌપમ્યદૃષ્ટિથી સર્વભૂતો વિષે સમભાવ [ગી ૬-૩૨] પ્રાણીમાત્રના
તમા પ્રીતિ તથા પ્રાણીમાત્રના હિતમા તત્પરતા [ગી ૫-૨૫, ગી ૧૨-૪]
ા પરાભક્તિના પ્રધાન લક્ષણો છે

સમદૃષ્ટિને પ્રાપ્ત થયેલા જીવન્મુક્ત મહાત્માઓ દયાનુ મૂર્તિમત સ્વરૂપ છે.
ભરૂપ થયેલા મહાત્માઓના મુખમાથી વાણી બહાર પડ્યા પહેલા મુખમુદ્રાપર
નેહભાવ દૃષ્ટિગોચર થાય છે, હૃદયમા દયા ઉત્પન્ન થાય છે, અને ત્યાર પછી
ર કૃપાથી પરિપ્લુત એવા શબ્દો બહાર પડે છે જેમ વહેતુ જળ માર્ગમાં
ાબોચિયુ આવે તો તેને ભરી નાખ્યા વિના આગળ વધતુ નથી, તેમ
મદૃષ્ટિવાળા જીવન્મુક્ત મહાત્માઓ દુખી પ્રાણીનુ દુખ દૂર કર્યા વિના આગળ
ગલુ ભરતા નથી

હોય તો આત્મજ્ઞાન થતા જ દેહ પડી જવો જોઈએ, પરતુ તેમ થતુ નથી [ નીલકંઠ ] [ ૫૫ ].

**અવતરણિકા** :—સ્વકર્મથી ભગવાનની આરાધનારૂપ ભક્તિયોગની સિદ્ધિ [ ફળ ] જ્ઞાનનિષ્ઠાની યોગ્યતા છે. આ ભક્તિયોગના ફળરૂપ જ્ઞાનનિષ્ઠા અંતમાં મોક્ષરૂપ ફળ આપનારાણી છે, તેથી આ ગીતાશાસ્ત્રના ઉપસંહારપ્રકરણમા શાસ્ત્રાર્થના નિશ્ચયને દૃઢ કરવાના હેતુથી, હવે ભગવાન આ ભગવદ્‌ભક્તિયોગની સ્તુતિ કરે છે [ શા. ભા. ]:

[illegible]कर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
[illegible]आप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

[illegible]:—सर्वकर्माणि = વિહિત કે નિષિદ્ધ સર્વ કર્મો [ શા. ભા.,

" समत्वमाराधनमच्युतस्य। [પ્રહ્લાદ. વિ. પુ. ૧–૧૭–૯૦] સર્વ ભૂતો વિષે સમતા એ જ શ્રીઅચ્યુતની [ભગવાનની] શ્રેષ્ઠ આરાધના [પરાભક્તિ] છે" [૫૪].

અવતરણિકા :—હવે પરાભક્તિનું ફળ કહે છે :

**भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।**
**ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ५५ ॥**

**અન્વયાર્થ** :—અધિકારી પુરુષ भक्त्या ભક્તિવડે હું यावान् જે પરિમાણુવાળો च તથા यः જે સ્વરૂપવાળો अस्मि છું તેવા माम् મને तत्त्वतः તત્ત્વથી अभिजानाति જાણે છે, ततः તે ભક્તિવડે मा મને तत्त्वतः તત્ત્વથી ज्ञात्वा જાણીને तदनन्तर ત્યાર પછી [શા. ભા., શકરાનંદ વગેરે], દેહ પડ્યા પછી [મધુ. વગેરે] તે મારે વિષે विशते પ્રવેશ કરે છે [૫૫].

**શબ્દાર્થ** :—પરાભક્તિવડે અધિકારી પુરુષ હું જે પરિમાણુવાળો છું, તથા જે સ્વરૂપવાળો છું, તે તત્ત્વથી જાણે છે, તથા આ પ્રમાણે ભક્તિવડે મને તત્ત્વથી જાણીને તે મારે વિષે દેહ પડ્યા પછી પ્રવેશ કરે છે [૫૫].

**વિવેચન** :—હે અર્જુન! भक्त्या = નિદિધ્યાસનરૂપ જ્ઞાનનિષ્ઠાવડે [મધુ.], અધિકારી પુરુષ माम् = મને यावान् = હું જે પરિમાણુવાળો છું તે अभिजानाति = જાણે છે, હું પરમાણુ જેવડો કે દેહ જેવડો નહિ, પરંતુ વ્યાપક અને નિત્ય છું, તે જાણે છે; यश्च = તથા હું કેવા સ્વરૂપવાળો છું તે જાણે છે. અર્થાત્ હું પરિપૂર્ણ, સત્ય, જ્ઞાન અને આનંદરૂપ [મધુ.], આકાશસ્વરૂપ અદ્વૈત, ચૈતન્યસ્વરૂપ, અજર, અમર, અભય અને મરણરહિત છું [શા. ભા.] તે સાક્ષાત્ અનુભવ કરે છે; અને એ પ્રમાણે माम् મને तत्त्वत. ज्ञात्वा = " હું અખંડ, આનંદ, અદ્વિતીય બ્રહ્મ છું," અથવા " सर्वमिदमहञ्च वासुदेवः। આ સર્વ અને હું વાસુદેવરૂપ છે," એ પ્રમાણે સાક્ષાત્કાર કરી, દેહ પડ્યા પછી અભેદરૂપે મને પામે છે.

" ब्रह्म वेद ब्रह्मैव भवतिः। [મુ. ઉ. ૩–૨–૯] બ્રહ્મને જાણનાર બ્રહ્મરૂપ થાય છે." " विमुक्तश्च विमुच्यते। [કઠ ઉપ. ૨–૧] જીવનકાળમાં નિત્ય મુક્ત થયો છતાં બ્રહ્મવેત્તા દેહપાત પછી વિદેહમુક્તિને પામે છે."

" तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये! બ્રહ્મવેત્તાને વિદેહમુક્તિને પ્રાપ્ત થવા માટે જેટલા કાળ સુધી પ્રારબ્ધકર્મોના ભોગથી આ દેહનો પાત થતો નથી ત્યાં સુધી જ વિલંબ થાય છે [મધુ.]."

તત્ત્વજ્ઞાન થઈ ગયું હોય તોપણ જ્યાં સુધી દેહપાત થાય ત્યાં સુધી પ્રારબ્ધ કર્મોના ભોગ ભોગવવા પડે છે; પરંતુ વિદેહકૈવલ્ય પામી શકાતું નથી. જો તેમ ન

હોય તો આત્મજ્ઞાન થતાં જ દેહ પડી જવો જોઈએ, પરંતુ તેમ થતુ નથી [ નીલકંઠ ] [ ૫૫ ].

**અવતરણિકા** :—સ્વકર્મથી ભગવાનની આરાધનારૂપ ભક્તિયોગની સિદ્ધિ [ ફળ ] જ્ઞાનનિષ્ઠાની યોગ્યતા છે. આ ભક્તિયોગના ફળરૂપ જ્ઞાનનિષ્ઠા અંતમાં મોક્ષરૂપ ફળ આપનાવાળી છે, તેથી આ ગીતાશાસ્ત્રના ઉપસંહારપ્રકરણમાં શાસ્ત્રાર્થના નિશ્ચયને દૃઢ કરવાના હેતુથી, હવે ભગવાન આ ભગવદ્ભક્તિયોગની સ્તુતિ કરે છે [ શા. ભા. ]:

**सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।**
**मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

**અન્વયાર્થ** :—सर्वकर्माणि = વિહિત કે નિષિદ્ધ સર્વ કર્મો [ શા. ભા., મધુ. ] सदा સદા कुर्वाणः કરતો છતો अपि પણ मद्व्यपाश्रयः મારો શરણાગત ભક્ત मत्प्रसादात् મારી કૃપાથી शाश्वतम् શાશ્વત अव्ययं અવિનાશી पदम् પદને अवाप्नोति પામે છે [ ૫૬ ].

**શબ્દાર્થ** :—સર્વ કર્મોને સદા કરતો છતો પણ મારો શરણાગત ભક્ત મારી કૃપાથી શાશ્વત અને અવિનાશી પદને પામે છે [ ૫૬ ].

**વિવેચન** :—सर्वकर्माणि = વિહિત કે નિષિદ્ધ સર્વ કર્મો [ શા. ભા., મધુ. ] કરતો છતો, मद्व्यपाश्रयः = भगवदेकशरणस्य। [ મધુ. ] મને ભગવાનને જ એકમાત્ર શરણુ આવેલો એવો, मय्यर्पितसर्वात्मभावः। [શા. ભા.] પોતાનું સર્વ કંઈ મને જ અર્પણ કરનાર, मयि संन्यस्तकर्तृत्वादिकः। [ રા. ભા. ] મને કર્તૃત્વાદિ અર્પણ કરનારો મારો ભક્ત, मत्प्रसादात् = મારા [ ઈશ્વરના ] અનુગ્રહથી નિત્ય, અવિનાશી પદને પામે છે.

'કેવળ ભગવાન જ એકમાત્ર શરણુ છે' એવો ભક્ત કદી નિષિધ્ધ કર્મ કરતો નથી, પરંતુ 'તે નિષિધ્ધ કર્મો કરે તોપણ ભગવાનના અનુગ્રહથી મોક્ષને પામે છે' એમ કહેવામા આવ્યુ છે, તે ભક્તિયોગની અથવા 'ભગવાન જ એકમાત્ર શરણ છે', એવા ભક્તની સ્તુતિ માટે છે [ મધુ ] [ ૫૬ ].

**અવતરણિકા** :—"यस्मान्मदेकशरणतामात्रं मोक्षसाधनम्।" [ મધુ, સદાનંદ વગેરે ] એકમાત્ર મારું શરણુ જ મોક્ષનું સાધન છે," તેથી હવે કહે છે :

**चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।**
**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥**

અન્વયાર્થ :—ચેતસા વિવેકબુદ્ધિવડે સર્વકર્માણિ સર્વ કર્મો મયિ મારે વિષે સંન્યસ્ય સમર્પણ કરી મત્પરઃ મારે પરાયણ થઈ બુદ્ધિયોગમ્ બુદ્ધિયોગનો ઉપાશ્રિત્ય આશ્રય કરીને સતત નિરંતર મચ્ચિત્તઃ મારે વિષે ચિત્તવાળો ભવ થા [ ૫૭ ].

શબ્દાર્થ :—ચિત્તવડે સર્વ કર્મોને મારામા સમર્પણ કરી, મારે પરાયણ થઈ, બુદ્ધિયોગનો આશ્રય કરી, નિરંતર મારામા મન પરોવ [ ૫૭ ].

વિવેચન :— ચેતસા = વિવેકબુદ્ધિવડે [ શા ભા વગેરે ], લૌકિક–વૈદિક સર્વ કર્મો મને અર્પણ કરી [ મધુ. વગેરે ], જે તું કરે, જે ભોગવે, જે હોમે, જે તપ કરે તે સર્વ મને અર્પણ કરી [ શા. ભા ગી. ૯–૨૭ ]: મત્પરઃ = મારે પરાયણ થઈ, 'હુ વાસુદેવ જ પરમ પ્રાપ્ય છુ' [ કેશવ ], 'હું વાસુદેવ જ પરમગતિ છુ' એવા નિશ્ચયવાળો થઈ [ શા ભા. વગેરે ], તીવ્ર મુમુક્ષુ થઈ [ શંકરાનંદ ];

મારા અનુગ્રહ માટે " नाहं कर्ता मदन्तर्यामी मुख्यकर्ता सर्वं करोति, अहं तु तदधीन. स यथा प्रेरयति तथा करोमि । इति भावेन । [ વલ્લભ ] હું કર્તા નથી, અંતર્યામી ઈશ્વર જ કર્તા છે તથા તેને અધીન એવો હું તેની પ્રેરણા પ્રમાણે કર્મમા પ્રવર્તું છુ એવા ભાવથી યુક્ત થઈ " [ વલ્લભ ] અથવા "कर्ता भोक्ता जनार्दनः' इति [ શંકરાનંદ ] 'કર્તા તથા ભોક્તા જનાર્દન છે" એ ભાવથી યુક્ત થઈ.

बुद्धियोगम् उपाश्रित्य = મારામાં બુદ્ધિને સ્થિર કરવારૂપ [ શા. ભા. ], સિદ્ધિ તથા અસિદ્ધિમા સમભાવ રાખવારૂપ [ મધુ., નીલકંઠ વગેરે ] બુદ્ધિયોગનો આશ્રય કરી, સર્વદા મારા ભજનમાં પરાયણ થઈ [ શંકરાનંદ ];

मच्चित्तः सततं भव = મારામાં ચિત્ત રાખનારો થા. નિરંતર મારામાં ચિત્ત પરોવ. "ज्ञानसिद्धयै तत्फलसिद्धयै च सर्वदा मच्छरणो भव । [ શંકરાનંદ, નીલકંઠ ] જ્ઞાન તથા તેના મોક્ષરૂપ ફલની સિદ્ધિ માટે સર્વદા મારો શરણાગત થા–સર્વદા મારે શરણે થા–મારું જ શરણ લેનારો થા " [ ૫૭ ].

અવતરણિકા :— હવે ભગવાનની શરણાગતિ લેવાનું ફળ કહે છે [ શંકરાનંદ ]:

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**
**अथ चेत्त्वमहङ्कारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥ ५८ ॥**

અન્વયાર્થ :—મચ્ચિત્તઃ મારે વિષે ચિત્ત રાખવાથી–એકમાત્ર મારું જ શરણ લેવાથી તું મત્પ્રસાદાત્ મારા અનુગ્રહથી–મારી કૃપાથી સર્વદુર્ગાણિ

દુઃખથી પણ જેનું અતિક્રમણ શક્ય નથી એવા અવિદ્યાદિ સંસારબંધનનાં કારણોને [ શા. ભા., શંકરાનંદ ] तरिष्यसि તરી જઈશ; अथ चेत् પરંતુ જો त्वम् તું કદાચિત્ अहंकारात् અહંકારથી–ગર્વથી મારા વચનને न श्रोष्यसि સાંભળીશ નહિ–મારા વચનના અર્થ પ્રમાણે સ્વધર્મ ન આચરીશ તો विनङ्क्ष्यसि નાશ પામીશ [ ૫૮ ].

**શબ્દાર્થ** :—મારે વિષે ચિત્ત રાખવાથી તું મારા અનુગ્રહથી સર્વ દુર્ગોને [ દુસ્તર અવિદ્યાદિ સંસારનાં કારણોને ] તરી જઈશ; પરંતુ જો તું અહંકારથી મારા વચનને સાંભળીશ નહિ તો નાશ પામીશ [ ૫૮ ].

**વિવેચન** :—હે અર્જુન! मच्चित्तः = મારે વિષે ચિત્ત રાખવાથી, એકમાત્ર મારું જ શરણ લેવાથી, તું મારા અનુગ્રહથી सर्वदुर्गाणि = દુસ્તર જન્મ-મરણ-રૂપી સંસારનાં કારણોને [શા. ભા. વગેરે], દુસ્તર અવિદ્યા, કામ તથા કર્મોને [શંકરાનંદ], કામ, ક્રોધાદિને [મધુ.], તથા આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક સર્વ પ્રકારનાં દુઃખોને [નીલકંઠ] तरिष्यसि = અનાયાસે તરી જઈશ, અને વિદેહમુક્તિ રૂપ સુખને પામીશ [ શંકરાનંદ ].

"एतेनेश्वरार्थे कर्म कुर्वाण एव तरति न त्वकुर्वाणः । [ શંકરાનંદ ] આથી સૂચિત થાય છે કે, ઈશ્વરાર્થે કર્મનું અનુષ્ઠાન કરનાર પુરુષ જ સંસાર તરી જાય છે, બીજો–ન કરનારો–નહિ."

अथचेत् = પરંતુ अहंकारात् = "शास्त्रान्तरज्ञानकृताभिनिवेशात् । [શંકરાનંદ] બીજા શાસ્ત્રના જ્ઞાનથી ઉત્પન્ન થયેલા અભિનિવેશથી [ શંકરાનંદ ], कर्तव्याकर्तव्यं सर्वं जानामीत्यभिमानात् । [ કેશવ, રા. ભા., વે. બ્ર. ગી. વગેરે ] 'કર્તવ્ય-અકર્તવ્ય હું સારી રીતે જાણું છું' એવા અભિમાનથી; पंडितोऽहमिति गर्वात् । [ મધુ. ] 'હું પંડિત છું' એવા ગર્વથી કે ज्ञातृत्वाभिमानात् । [ શ્રીધર વગેરે ] જ્ઞાનના અભિમાનથી", તું મારા આ ગીતાશાસ્ત્રરૂપી વચનને न श्रोष्यसि = નહિ સાંભળે–મારા ઉપદેશ પ્રમાણે તારા સ્વધર્મનુ અનુષ્ઠાન ન કરશે અર્થાત્ સ્વધર્મનો ત્યાગ કરી, તારી ઇચ્છા પ્રમાણે પરધર્મનો આશ્રય કરી, સંન્યાસ વગેરેને આચરશે [ મધુ. વગેરે ] તો તું विनङ्क्ष्यसि = અવશ્ય નાશ પામીશ [ શા. ભા. વગેરે ], સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ થશે [ મધુ. વગેરે ].

"न हि कश्चिन्मदन्यः कृत्स्नस्य प्राणिजातस्य कृत्याकृत्योर्ज्ञाता प्रशासिताऽस्तीति भावः । [વે. બ્ર. ગી., કેશવ, રા. ભા. વગેરે] મારા સિવાય [શ્રીકૃષ્ણ સિવાય] બીજો કોઈ પણ સર્વ પ્રાણીમાત્રના કર્તવ્ય-અકર્તવ્યનો [ હિતાહિતનો ] જ્ઞાતા કે પ્રશાસિતા [ શાસન કરનાર ] નથી, એ ભાવ છે" [ ૫૮ ].

અવતરણિકા :—કદાચ ભક્ત અર્જુન કહે કે, 'હુ કર્મ કરવા સ્વતંત્ર છુ, તેથી તમારા ઉપદેશ પ્રમાણે યુદ્ધ નહિ કરું' તો ભગવાન કહે છે :

यदहङ्कारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैव व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥

**અન્વયાર્થ** —अहकारम् અહંકારને आश्रित्य આશ્રય કરીને न योत्स्ये હુ યુદ્ધ નહિ કરુ इति એમ यत् જે मन्यसे तु માનતો હો, તો તે તારો व्यवसाय નિશ્ચય मिथ्या एव નિષ્ફળ જ છે, કારણકે प्रकृति• તારો ક્ષત્રિય સ્વભાવ त्वा તને नियोक्ष्यति યુદ્ધમા જોડશે [ ૫૯ ]

**શબ્દાર્થ** —અહંકારનો આશ્રય કરીને, 'હુ યુદ્ધ ન કરુ' એમ જો તું માનતો હો, તો તે નિશ્ચય મિથ્યા જ છે, કારણકે તારો સ્વભાવ તને અવશ્ય યુદ્ધમા જોડશે [ ૫૯ ]

**વિવેચન** —હે અર્જુન ! अहंकारम् आश्रित्य = અવિવેકજનિત પાંડિત્યના અભિમાનનો આશ્રય કરી [શંકરાનંદ વગેરે] અથવા 'હુ ધર્માત્મા છુ માટે આ યુદ્ધરૂપી ક્રૂર કર્મ નહિ કરુ' [મધુ], અથવા 'હુ શાસ્ત્રવેત્તા છુ', માટે [મારા કહેવાથી] આ ઘોર યુદ્ધ નહિ કરુ' [રા. ભા.] એમ જો તુ માનતો હોય તો તારો व्यवसाय = નિશ્ચય मिथ्या = મિથ્યા [ નિષ્ફલ] જ છે [મધુ.], કારણકે प्रकृति त्वा नियोक्ष्यति = રજોગુણપ્રધાન ક્ષાત્રપ્રકૃતિ [ સ્વભાવ] તને અવશ્ય યુદ્ધમા પ્રવૃત્ત કરશે

"अधिक्षेपासहिष्णुत्वलक्षण गुणमुत्पाद्य युद्ध कारयिष्यतीत्यर्थ । [ શંકરાનંદ ] પ્રકૃતિ અધિક્ષેપાસહિષ્ણુત્વરૂપ અર્થાત્ નિંદા ન સહન કરી શકવારૂપ ગુણને ઉત્પન્ન કરી, તને યુદ્ધમા જોડશે"

"अतो मिथ्याग्राह त्यक्त्वा मद्वच शरण कुरु । [સદાનંદ] માટે આ મિથ્યા આગ્રહનો ત્યાગ કરી મારા વચનનુ શરણ લે" [૫૯]

**અવતરણિકા** —प्रकृति विवृणोति । [ મધુ વગેરે ] હવે પ્રકૃતિના [ સ્વભાવના ] અધીનપણાનુ સ્પષ્ટીકરણ કરે છે .

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तु नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥

**અન્વયાર્થ** —कौंतय ! હે કૌંતેય ! स्वभावजेन સ્વભાવજન્ય स्वेन પોતાના कर्मणा કર્મવડે निबद्ध બંધાયેલો मोहात् મોહથી यत् જે યુદ્ધ कर्तु

કરવાને न इच्छसि તું ઇચ્છતો નથી तत् તે યુદ્ધ તું अवशः પરવશ થઈને [શા. ભા.] अपि પણ करिष्यसि કરીશ [ ૬૦ ].

**શબ્દાર્થ** :—હે કૌંતેય ! સ્વભાવજન્ય પોતાના કર્મવડે બંધાયેલો તું, મોહથી જે યુદ્ધ કરવાને ઇચ્છતો નથી, તે યુદ્ધને તું તારા સ્વભાવને પરવશ થઈને પણ કરીશ [ ૬૦ ].

**વિવેચન** :— હે અર્જુન ! स्वभावजेन निबद्धः = સ્વભાવજન્ય શૌર્યાદિ ગુણો તથા સ્વકર્મવડે બંધાયેલો मोहात् = અવિવેકથી જે યુદ્ધ કરવા તું ઇચ્છતો નથી [ શા. ભા. ], અથવા 'હું સ્વતન્ત્ર છું', એમ ઇચ્છું તેમ કરીશ' એવા ભ્રમથી જે યુદ્ધ કરવા તું ઇચ્છતો નથી [ મધુ. ], અથવા 'મારું કર્તવ્ય નથી' એમ સમજી જે યુદ્ધને તું, અજ્ઞાનથી કરવા ઇચ્છતો નથી [ શંકરાનંદ ] તે યુદ્ધ अवशः अपि करिष्यसि = તું તારા ક્ષાત્રસ્વભાવને પરવશ થઈને પણ કરીશ. તારો સ્વભાવ તને અવશ્ય આ ઘોર યુદ્ધમાં પ્રવૃત્ત કરશે; અને તું પરધર્મ [ સંન્યાસધર્મ ] અંગીકાર કરવા સમર્થ થશે નહિ.

" ततः कर्तव्यत्वेन प्राप्तं स्वीयं शास्त्रीयं कर्म विदुषाऽवश्यं कर्तव्यमित्यर्थः। [શંકરાનંદ] માટે મુમુક્ષુએ કર્તવ્યરૂપે પ્રાપ્ત શાસ્ત્રીય કર્મનું અવશ્ય અનુષ્ઠાન કરવું જોઈએ." "अतो मदाज्ञयैव कुर्वित्यर्थः। [ પુ. અ. ત. ] તેથી મારી આજ્ઞાથી આ કર્તવ્યરૂપે પ્રાપ્ત યુદ્ધ કરવા પ્રવૃત્ત થા."

[ **નોંધ**:] " મનુષ્યો બે પ્રકારનાં છે-(૧) દૈવ સ્વભાવવાળાં (૨) આસુર સ્વભાવવાળાં. દૈવ સ્વભાવવાળા મનુષ્યો સ્વભાવને પરવશ થઈ ધર્માચરણમાં પ્રવર્તે છે; તથા આસુરસ્વભાવવાળાં પાપાચરણમાં પ્રવર્તે છે. સ્વાભાવિક રીતે દૈવસ્વભાવવાળાં મનુષ્યોનું વર્તન શ્રેયને અનુરૂપ તથા આસુરસ્વભાવવાળાં મનુષ્યોનું વર્તન શ્રેયોવિરોધી હોય છે.

સર્વજ્ઞ એવા ભગવાન જાણતા હતા કે, ભક્ત અર્જુન અભય, શ્રુતિ વગેરે દૈવીસંપત્ સંપાદન કરીને જન્મેલો છે [ ગી. ૧૬-૬ ] તથા તે તેના ક્ષાત્રસ્વભાવને પરવશ થઈ સ્વધર્મરૂપી યુદ્ધ કરશે જ. તેથી ભક્ત અર્જુન શીઘ્ર શ્રેયને પ્રાપ્ત થાય એ હેતુથી, ભગવાને તેને " सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ। [ગી. ૨-૩૮], मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा। [ ગી. ૩-૩૦ ], तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च। [ગી. ૮-૭]" ઇત્યાદિ પ્રકારે યુદ્ધ કરવાનો ઉપદેશ આપ્યો.

પરંતુ સ્વભાવ અનુસાર વર્તન કરનાર આસુરપુરુષો વિષયભોગ તથા ધનાદિ પદાર્થોના સંગ્રહ કરવારૂપ [ગી. ૧૬-૧૨] શ્રેયોવિરોધીની પ્રવૃત્તિ વિષે પ્રવર્તે

છે, અને તેથી સર્વ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે–અભ્યુદયને કે શ્રેયને પ્રાપ્ત થતા નથી.

માટે પૂર્વે કહેવામા આવ્યુ તે પ્રમાણે આસુર સ્વભાવવાળા પુરુષોએ રાગદ્વેષને વશ કરી, શ્રદ્ધાપૂર્વક ભગવાનના આ ગીતાશાસ્ત્રરૂપી ઉપદેશ પ્રમાણે જ વર્તન કરવુ [ગી ૩–૩૪] કારણકે રાગદ્વેષને વશ કરી, ભગવાનના ઉપદેશ પ્રમાણે વર્તન કરનાર પુરુષ જ સ્વભાવવિજયી તથા કામવિજયી થઈ, કૃતાર્થ થાય છે [ગી. ૩–૩૪ તથા વિવેચન]

સ્વભાવનો પરાભવ કરવા પુરુષ સ્વતત્ર છે. જો એમ ન હોય તો વિધિનિષેધ શાસ્ત્રને તથા પુરુષપ્રયત્નને અનર્થકતા પ્રાપ્ત થશે" [૬૦]

અવતરણિકા — 'सर्वान्तर्यामिण ईश्वरस्यैव शरणागत्या परम पदप्राप्ति'। સર્વાતર્યામી ઈશ્વરની શરણાગતિથી જ પુરુષ પરમપદને પ્રાપ્ત થાય છે," એ બે શ્લોક વડે પ્રતિપાદન કરે છે તેમા પ્રથમ ઈશ્વરના અધાનપણાનુ સ્પષ્ટીકરણ કરે છે

ईश्वरः सर्वभूताना हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ६१ ॥

અન્વયાર્થ —અર્જુન હે અર્જુન! ईश्वर ઈશ્વર यन्त्रारूढानि યત્રો પર બેસાડેલા લાકડાના પૂતળાઓની પેઠે सर्वभूतानि સર્વભૂતોને मायया પોતાની માયા વડે भ्रामयन् ભ્રમણ કરાવતા થકા सर्वभूताना સર્વભૂતોના हृद्देशे હૃદયમા तिष्ठति રહે છે [૬૧]

શબ્દાર્થ —હે અર્જુન! ઈશ્વર, યત્ર ઉપર બેસાડેલા પૂતળાઓની પેઠે સર્વભૂતોને માયા વડે ભમાવતા સર્વભૂતોના હૃદયમા રહે છે [૬૧]

વિવેચન —હે અર્જુન! જે અતર્યામી ઈશ્વર પૃથ્વી વિષે સ્થિત થઈ, પૃથ્વીની અદર છે, જેને પૃથ્વી જાણતી નથી, પૃથ્વી જેનુ શરીર છે, જે અદર રહી પૃથ્વીને નિયમમા રાખે છે, તથા 'જે કાઈ સઘળુ જગત જોવામા આવે છે તથા સાભળવામા આવે છે, તે સર્વની અદર અને બહાર વ્યાપીને નારાયણ રહેલા છે' ઇત્યાદિ શ્રુતિઓથી સિદ્ધ ईश्वर = સર્વને નિયમમા રાખવાના સ્વભાવવાળા તથા સર્વાતર્યામી નારાયણ ભગવાન [સિદ્ધ] સર્વ પ્રાણીઓના હૃદયમા રહે છે, અને भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया= જેમ સૂત્રધાર ગુપ્ત રહીને યત્ર પર બેસાડેલા લાકડાના પૂતળાઓને દોરીના સચા વડે ફેરવે છે, તેમ દેહાભિમાની જીવોને પોતાની માયા વડે જ્યા ત્યા ભ્રમણ કરાવે છે

ઈશ્વરની પ્રેરણાથી દેવોએ પ્રેરિત સરસ્વતીદેવીએ પ્રથમ મથરાની અને ત્યાર પછી કૈકેયીની બુદ્ધિમા પ્રવેશ કરી, કૈકેયીને ભગવાન રામના વનવાસના,

દશરથના મૃત્યુના, તથા રાવણના વધ માટે નિમિત્ત બનાવી, તે આ શ્લોકના અર્થનું પ્રસિદ્ધ દૃષ્ટાંત છે [વસિષ્ઠજી અ. રા. અયો. ૯-૪૫-૪૬].

ભગવાન રામની સ્તુતિ કરતાં કૈકેયી કહે છે :—" त्वयैव प्रेरितो लोकः कुरुते साध्वसाधु वा। [અ. રા. અયો. ૯-૫૭] હે ભગવાન! આપની જ પ્રેરણાથી લોક શુભ અથવા અશુભ કર્મ કરે છે " " त्वदधीनमिदं विश्वमस्वतन्त्रं करोति किम्। यथा कृत्रिमनर्तक्यो नृत्यन्ति कुहकेच्छया। [અ. રા. અયો. ૯-૫૮] આ સંપૂર્ણ વિશ્વ આપને જ અધીન છે. અસ્વતંત્ર હોવાથી તે સ્વયં [સ્વતંત્રપણે] શું કરી શકે? જેમ કૃત્રિમ પુતળીઓ સૂત્રધારની [બાજીગરની] ઇચ્છા પ્રમાણે નાચે છે, તેમ વિશ્વ આપની ઇચ્છા પ્રમાણે ચેષ્ટા કરે છે."

તાત્પર્ય એ છે કે, ઈશ્વર સર્વ પ્રાણીઓને તેમનાં પૂર્વજન્મોનાં કર્મોના સંસ્કારરૂપ સ્વભાવ અનુસાર શુભાશુભ કર્મોમાં પ્રવૃત્ત થવાની પ્રેરણા આપે છે [રા. ભા., કેશવ] તેથી યુદ્ધ કરવાની ઇચ્છા ન કરતો હોવા છતા, ઈશ્વરની પ્રેરણાથી સ્વભાવને પરવશ થઈ ભક્ત અર્જુન આ સ્વધર્મરૂપી યુદ્ધ કરવા પ્રવૃત્ત થશે.

" છે કથનમાત્ર એ પાપ ને પુણ્ય બે, નચવ્યું નંદકુંવરનું જગત નાચે " એ કથનવડે કવિ દયારામ પણ એ જ ભાવ સૂચિત કરે છે [૬૧].

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत।**
**तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥**

**અન્વયાર્થ** :—भारत। હે ભારત! सर्वभावेन સર્વભાવથી સર્વ પ્રકારે तम् एव તે ઈશ્વરને જ शरणं શરણે गच्छ જા तत्प्रसादात् તેની કૃપાથી परां शान्तिं પરમ શાંતિને તથા शाश्वतं શાશ્વત स्थानं સ્થાનને प्राप्स्यसि તું પામીશ [૬૨].

**શબ્દાર્થ** :—હે ભારત! સર્વભાવથી તે ઈશ્વરને જ શરણે જા. તેની કૃપાથી તું પરમ શાંતિને તથા શાશ્વત સ્થાનને પામીશ [૬૨].

**વિવેચન** :—" संसारसागरे मग्नं मामुद्धर जगत्प्रभो। હે જગન્નાથ! આ સંસારસાગરમાં ડૂબતો એવો જે હું તેનો ઉદ્ધાર કરો " એ ભાવથી સંસારસમુદ્ર તરવા માટે [મધુ], संसारार्तिहरणार्थं = આ સંસારના રાગદ્વેષાદિ ક્લેશોના નિવારણ માટે [શ્રી. ભા.], सर्वभावेन = સર્વત્ર પરમેશ્વરત્વબુદ્ધિથી [શંકરાનંદ], સર્વત્ર પરમેશ્વર છે, પરમેશ્વર સિવાય કોઈ પણ સ્થાન ખાલી નથી, એવી બુદ્ધિથી [શંકરાનંદ], સંકલ્પવિકલ્પનો ત્યાગ કરી [પુ. અ. ત] મનથી, વચનથી અને કર્મથી [મધુ.];

"तम् एव शरणम् गच्छ = સર્વ પ્રકારે તે ઈશ્વરને જ શરણે જા, सर्वात्मनाऽनुवर्तस्व। [શા. ભા.] સર્વભાવે [સર્વ પ્રકારે] તે ઈશ્વરની આજ્ઞાનું અનુસરણ કર [શા. ભા.]; तदुक्तं सर्वं निर्मायिकत्वेन कुरुष्व। [કેશવ] તે ઈશ્વરના આદેશ પ્રમાણે નિર્માયિક થઈને પાલન કર, तत्प्रीत्यर्थं कर्म कुर्वन् तमेव शरणं गच्छ। [શંકરાનંદ] તે પ્રભુપ્રીત્યર્થે સ્વકર્મનું અનુષ્ઠાન કરતાં તે ઈશ્વરને જ શરણે જા."

આ પ્રકારે સર્વભાવે ઈશ્વરનું શરણ લેવાથી, तत्प्रसादात् = તે ઈશ્વરની કૃપાથી, તું परां शांतिं = કાર્યસહિત અવિદ્યાની નિવૃત્તિને [મધુ.], વૃત્તિની ઉપરતિને [શા. ભા. વગેરે], સર્વત્ર સમદષ્ટિને [શંકરાનંદ], સમાધિરૂપ પરમશાંતિને [નીલકંઠ વગેરે] તથા शाश्वतं स्थानं = મારા વિષ્ણુના નિત્યધામને [શા. ભા.], અદ્વિતીય, સ્વયંપ્રકાશ તથા પરમાનંદરૂપ નિત્ય સ્થિતિને [મધુ.], વિદેહમુક્તિના સુખને [શંકરાનંદ] પામીશ.

"ईश्वरानुग्रहादेव सर्वं सर्वस्य जायते। ईश्वरानुग्रहे तस्मादयतितव्यं मुमुक्षुभिः॥ [સદાનંદ] ઈશ્વરના અનુગ્રહથી જ સર્વને સર્વ [સર્વ કંઈ] અથવા સર્વરૂપ ભગવાન [ગી. ૧૧–૪૦] પ્રાપ્ત થાય છે, માટે મુમુક્ષુએ સ્વધર્મનિષ્ઠ રહી ઈશ્વરના અનુગ્રહ માટે પ્રયાસ કરવો."

વળી "वासुदेवैकशरणः सर्वं प्राप्नोति शोभनम्॥ ભગવાન વાસુદેવનું શરણ લેનાર જ शोभनम् = પરમાનંદરૂપ નિત્ય સ્થિતિને પ્રાપ્ત થાય છે. अतस्तमेव शरणं गच्छेत्याह रमापतिः [સદાનંદ] માટે ભગવાન કહે છે કે, 'સર્વભાવથી તે ઈશ્વરને જ શરણે જા."

"समाधिसिद्धिरीश्वरप्रणिधानात्। [પા. યો. સૂ. ૨–૪૫] ઈશ્વરપ્રણિધાનથી [શરણાગતિથી] શીઘ્ર સમાધિ સિદ્ધ થાય છે"

વિષ્ણુના ધામને જોઈને આશ્ચર્ય પામેલા ભક્ત અર્જુનને નિશ્ચયપૂર્વક સમજાયું કે, "यत्किंचित्पौरुषं पुसां मेते कृष्णानुकम्पितम्। [ભાગ. ૧૦–૮૯–૬૩] પુરુષનો જે કાંઈ પુરુષાર્થ હોય છે, તે સર્વ ભગવાન શ્રીકૃષ્ણની કૃપાથી જ હોય છે" [૬૨].

**અવતરણિકા** :—હવે સમસ્ત ગીતાશાસ્ત્રના અર્થનો ઉપસંહાર કરે છે :

**इति ते ज्ञानमाख्यातं गुह्याद् गुह्यतरं मया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥**

**અન્વયાર્થ** :—इति એ પ્રમાણે मया મેં ते તને गुह्यात् ગુહ્યથી गुह्यतरं અત્યંત ગુહ્ય ज्ञानं જ્ઞાન–બ્રહ્માત્મૈકત્વજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ ગીતાશાસ્ત્ર

[ શંકરાનંદ ] आख्यातं કહ્યું: एतत् એનો अशेषेण સંપૂર્ણપણે विमृश्य વિચાર કરીને, તારા અધિકારને અનુરૂપ यथा इच्छसि જેમ તારી ઇચ્છા હોય तथा તેમ कुरु કર [ ૬૩ ].

**શબ્દાર્થ**:—આ પ્રમાણે મે તને ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન કહ્યુ; તેનો સંપૂર્ણપણે વિચાર કરી જેમ તારી ઇચ્છા હોય તેમ કર [ ૬૩ ].

**વિવેચન**:—હે અર્જુન ! સર્વજ્ઞ, પરમકારુણિક તથા અવાપ્તકામ એવા મેં ઈશ્વરે [શા. ભા., શંકરાનંદ વગેરે] "मुमुक्षवे शुद्धात्मने शरणं गताय ते। [શંકરાનંદ] શરણાગત, શુદ્ધાત્મા તથા મુમુક્ષુરૂપ તને" આ પ્રમાણે ગુહ્યમાં ગુહ્ય ज्ञानम् = કેવળ આત્માને વિષય કરવાવાળા મોક્ષના સાધનભૂત જ્ઞાનનો [મધુ.], અથવા બ્રહ્માત્મૈકત્વજ્ઞાનની ઉત્પત્તિના કારણરૂપ આ ગીતાશાસ્ત્રનો [શંકરાનંદ], અથવા કર્મયોગવિષયક, જ્ઞાનયોગવિષયક તથા ભક્તિયોગવિષયક જ્ઞાનનો [ રા. ભા. વગેરે ] ઉપદેશ આપ્યો. આ જ્ઞાન મંત્ર, તંત્ર, રસાયણ વગેરે ગુહ્ય પદાર્થો કરતા પણ અત્યંત ગુહ્ય છે [ નીલકંઠ]

તેટલા માટે एतत् अशेषेण विमृश्य = આ સમસ્ત અર્થનો પૂર્ણપણે વિચાર કરી [ શા ભા. વગેરે] "पदवाक्यप्रमाणनिपुणस्त्वमशेषेण सर्वमवमृश्य। [ શંકરાનંદ] પદ [ વ્યાકરણ ], વાક્ય [મીમાંસા], તથા પ્રમાણમા [ ન્યાયશાસ્ત્રમા ] પારંગત તુ આ ગીતાશાસ્ત્રના અર્થનો અશેષરૂપે વિચાર કરી" એટલે કે સાધન, સાધન-સિદ્ધિનો પ્રકાર, સાધ્ય, સાધ્યસિદ્ધિનો પ્રકાર તથા તારા અધિકારનો વિચાર કરી [ શંકરાનંદ ], તથા તારા અધિકારને અનુરૂપ મોક્ષસાધનનો નિશ્ચય કરી [ મધુ. વગેરે ],

यथा इच्छसि तथा कुरु। જેમ તારી ઇચ્છા હોય તેમ કર [ શા. ભા. વગેરે ]. "कर्मणि ज्ञाने वा यत्राधिकारस्तत्र तिष्ठ। [ શંકરાનંદ વગેરે ] કર્મ કે જ્ઞાન જે વિષે તારો અધિકાર હોય તે તુ કર" અથવા "कर्मयोग ज्ञान भक्तियोगं वा यथेष्टम् आतिष्ठ। [રા. ભા., કેશવ. વગેરે ] કર્મયોગ, જ્ઞાનયોગ કે ભક્તિયોગ જે તને હિતાવહ લાગે તેનુ અનુષ્ઠાન કર"

"स्वतृप्तिवत् स्वाधिकारस्य स्वज्ञेयत्वात् स्वाधिकार स्वयमेव निश्चित्य कर्मणि ज्ञाने वा यत्राधिकारस्तत्र तिष्ठ [ શંકરાનંદ] તૃપ્તિ, ચિંતા, આરોગ્ય, સુખ, દુ:ખ વગેરેની પેઠે પોતાનો અધિકાર પોતાનાથી જ જાણી શકાય છે, માટે પોતાના અધિકારનો પોતે જ નિશ્ચય કરી, કર્મમા [ કર્મયોગમાં ] અથવા જ્ઞાનમાં [જ્ઞાનયોગમા ] જેમા તારો અધિકાર હોય તેના તુ સ્થિત થા." જે અશુદ્ધ અંતઃકરણવાળો હોય તો અંતઃકરણની શુદ્ધિના સાધનરૂપ કર્મમાં

કર્મયોગમાં-કર્મનિષ્ઠામાં] અને શુદ્ધ અંતઃકરણવાળો હોય તો જ્ઞાનમાં [જ્ઞાનયોગમાં-જ્ઞાનનિષ્ઠામાં] સ્થિર થા.

"युध्यस्व वा भिक्षस्व।" આ સ્વધર્મરૂપી યુદ્ધ કરવા ઊભો થા અથવા પરધર્મરૂપી ભિક્ષાધર્મ અંગીકાર કર, જેમ તને યોગ્ય લાગે તેમ કર."

ધર્મરાજ યુધિષ્ઠિરને જ્ઞાનનો ઉપદેશ આપતા બાણશય્યા પર સૂતેલા ભીષ્મપિતામહ કહે છે કે.—"શાસ્ત્રનું જ્ઞાન બુદ્ધિપૂર્વક જ હોવું જોઈએ. ધર્મ તથા આચારનો નિર્ણય કરનારી બુદ્ધિ જ છે; અને બુદ્ધિ દ્વારા જ તેમનું જ્ઞાન થઈ શકે છે. માટે બુદ્ધિમાન પુરુષે સત્પુરુષોમાં માન્ય કરાયેલા ધર્મનો પોતાની બુદ્ધિથી જ યુક્તિપૂર્વક નિશ્ચય કરવો. તર્કથી શાસ્ત્રનો તથા શાસ્ત્રથી તર્કનો બાધ કર્યો વિના, શાસ્ત્ર તથા તર્ક એ બંનેને સમત હોય તેવું આચરણ કરવું [શાં. પ. ૧૪૨-૨૨] [૬૩]

**અવતરણિકા**:—હવે ભગવાન આ ગીતાશાસ્ત્રના સંપૂર્ણપણે પર્યાલોચન કરવાના ક્લેશની નિવૃત્તિ માટે કૃપા કરી, ગીતાશાસ્ત્રનો સારરૂપ અર્થ કહેવાનો આરંભ કરે છે:

**सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः।**
**इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥**

**અન્વયાર્થ**:—भूयः ફરીથી सर्वगुह्यतम સર્વથી અત્યંત ગુહ્ય मे મારા परमं પરમ वचः વચનને शृणु તું સાંભળ. કારણકે તું मे મને दृढं અતિશય इष्टः પ્રિય असि છે ततः તેથી ते તને इति આ પ્રમાણેનું हितं હિતકારક-જ્ઞાનપ્રાપ્તિનું પરમસાધન [શા. ભા. વગેરે] वक्ष्यामि કહું છું [૬૪].

**શબ્દાર્થ**:—ફરીથી અત્યંત ગુહ્ય એવા મારા પરમ વચનને તું સાંભળ. તું મને અતિશય પ્રિય છે, તેથી તને આ હિતકારી વચન કહીશ [૬૪].

**વિવેચન**:—હે અર્જુન! મોક્ષરૂપી નિરતિશય સુખનું સાધન હોવાથી મંત્ર, તંત્ર વગેરે ગુહ્યપદાર્થો કરતાં જ્ઞાન ગુહ્યતર છે. જ્ઞાનસિદ્ધિનું કારણ હોવાથી નિષ્કામ-કર્મ ગુહ્યતમ [અત્યંત રહસ્ય] છે; તથા તેનું બોધક મારું વચન પણ સર્વગુહ્યતમ જ છે [શંકરાનંદ]. 'मत्कर्मकृन्मत्परमः। [ગી. ૧૧-૫૫]' 'मत्कर्मपरमो भव [ગી. ૧૨-૧૦]' ઇત્યાદિવડે, પૂર્વે કહેવા છતાં, ગુહ્યતમ, રહસ્યભૂત તથા પરમ એવા મારા વચનને તું भूयः= ફરીથી શ્રવણ કર. श्रद्धया श्रुत्वा मत्परो भव। [શંકરાનંદ] શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરી મારી પ્રાપ્તિ માટે તત્પર થા."

આ હું તને ભય, સ્વાર્થ કે અર્થપ્રાપ્તિ માટે [શા ભા., નીલકંઠ], લાભ, પૂજા કે ખ્યાતિ માટે નહિ [મધુ., સદાનંદ], પરંતુ त्वं मे दृढम् इष्टः असि =

તું મને અત્યંત પ્રિય છે; તેથી હું તને हितम् = હિતકારક જ્ઞાનપ્રાપ્તિનું પરમ સાધન [ શા. ભા. ] પરમ શ્રેય [ મધુ. ] કહું છું.

તારા જેવા શ્રેષ્ઠ અધિકારી પુરુષ જ આ ગુહ્યતમ ઉપદેશને યોગ્ય છે. જેમ પ્રસંગ વિના ધારણ કરેલી પુષ્પની માળા સુંદર હોય તોપણ શોભતી નથી, તેમ અનધિકારી પુરુષને આ ગુહ્યતમ ઉપદેશ શોભતો નથી [ ૬૪ ].

અવતરણિકા:—હવે તે ગુહ્યતમ વચનરૂપ જ્ઞાનપ્રાપ્તિનું પરમ સાધન કહે છે :

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**

**અન્વયાર્થ** —मन्मना भव મારામાં જ મન રાખ मद्भक्तः મારો ભક્ત થા मद्याजी મારું પૂજન કર मां नमस्कुरु મને નમસ્કાર કર, એમ કરવાથી તું माम् एव મને જ एष्यसि પામીશ ते તારી પાસે હું सत्य સત્ય प्रतिजाने પ્રતિજ્ઞા કરું છું કારણકે તું मे મને प्रियः પ્રિય असि છે [ ૬૫ ].

**શબ્દાર્થ** —તું મારામાં જ મન રાખ, મારો ભક્ત થા, મારું પૂજન કર, તથા મને નમસ્કાર કર; એમ કરવાથી તું મને જ પામીશ. હું તારી પાસે આ સત્ય પ્રતિજ્ઞા કરું છું, કારણકે તું મને પ્રિય છે [ ૬૫ ].

**વિવેચન** —હે અર્જુન! હવે હું તને સમસ્ત ગીતાશાસ્ત્રના સારરૂપ મોક્ષપ્રાપ્તિનું પરમ સાધન કહું છું, તે સાંભળ. તે શ્રવણ કરેલા અર્થ પ્રમાણે અનુષ્ઠાન કરવા નિશ્ચય કર.

"श्रुतेर्बोधस्य च फलमनुष्ठानमेव, अन्यथाऽऽपणवार्तावदुपदेशो निरर्थकः। [ શંકરાનંદ. ગી. ૧૮-૫૦ ] શ્રવણનું તથા જાણવાનું ફળ અનુષ્ઠાન જ છે. જો શ્રવણ કરેલા અથવા નિશ્ચયપૂર્વક જાણેલા શાસ્ત્રના અર્થનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવામાં ન આવે તો બજારની વાર્તાની પેઠે ઉપદેશ નિરર્થક છે."

मन्मना भव = તું મારામાં જ મન રાખ, સર્વદા મારું જ ચિંતન કર [ મધુ. વગેરે ], સ્ત્રી, પુત્ર, ધન, સ્વર્ગ વગેરેની નહિ, પરંતુ એકમાત્ર મોક્ષની જ કામનાવાળો થા [ શંકરાનંદ ].

આ પરાભક્તિલક્ષણરૂપ મારા ધ્યાનને યોગ્ય થવા માટે मद्भक्तः = મારો ભક્ત થા [ શા. ભા. વગેરે ], શ્રવણકીર્તનાદિરૂપ મારી નવધાભક્તિપરાયણ થા [ ભા. ટી વગેરે ], કંસની પેઠે ભયથી કે શિશુપાળની પેઠે દ્વેષથી નહિ, પરંતુ પરમ પ્રેમથી મારામાં પ્રીતિવાળો થા [ મધુ. ], અથવા मद्याजी = વર્ણાશ્રમવિહિત·

કર્મથી મારી આરાધના કર [ શંકરાનંદ ], અથવા मां नमस्कुरु = શરીરથી, વાણીથી તથા મનથી અત્યંત દીન થઈ, મારી આરાધના કર [ મધુ ].

આ પ્રમાણે વર્તનારો તું એટલે કે હું વાસુદેવમાં જ સાધ્ય, સાધન તથા ફળ જેણે સમર્પણ કર્યાં છે એવો તું [ શા. ભા. ] મને જ પામીશ. હું આ તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરું છું, કારણકે તું મને પ્રિય છે.

" एवं भगवतः सत्यप्रतिज्ञत्वं बुद्ध्वा भगवद्भक्तेरवश्यम्भाविमोक्षफलमवधार्य भगवच्छरणैकपरायणो भवेदिति वाक्यार्थः । [ શા. ભા. ]. એ પ્રમાણે ભગવાનની સત્ય પ્રતિજ્ઞા જાણીને, તથા ભગવાનની ભક્તિનું અવશ્ય ઉત્પન્ન થનારું ફળ મોક્ષ છે, એમ નિશ્ચયપૂર્વક જાણી, મનુષ્યે કેવળ ભગવાનને જ શરણ-પરાયણ થવું જોઈએ, એ અભિપ્રાય છે.'

મુમુક્ષુએ ઈશ્વરનું શરણ લઈ, કર્મયોગનું જ અનુષ્ઠાન કરવું જોઈએ, એ સિદ્ધ થયું [ શંકરાનંદ ].

## શ્રી નીલકંઠનો અર્થ

मन्मना भव = તું તારા મનને પ્રત્યગાત્મા, આનંદઘન તથા પરિપૂર્ણ એવા મારા સ્વરૂપમય કર. " एतेन ब्रह्मात्मनोरैक्यमपि साक्षात्करणीय इत्युत्तरषट्कार्थ उक्तः । [ નીલકંઠ ] આ વચન વડે ભગવાને ' બ્રહ્મ તથા આત્માના અભેદનો પણ સાક્ષાત્કાર કરવો જોઈએ ' એ પ્રકારનો ગીતાશાસ્ત્રના છેલ્લા ૭ અધ્યાયનો [ જ્ઞાનકાંડનો-જ્ઞાનનિષ્ઠાનો ] અર્થ કહ્યો." આ જ્ઞાનનિષ્ઠા કેવી રીતે પ્રાપ્ત થાય? તો કહે છે:

मद्भक्तो भव = મારો ભક્ત થા. " एतेन भगवदुपासनात्मको मध्यमषट्कार्थ उक्तः । [ નીલકંઠ ] આ વચન વડે ભગવાને ' પરમાત્માની ઉપાસનારૂપ ગીતા-શાસ્ત્રના મધ્યના ૭ અધ્યાયનો [ ઉપાસનાકાંડનો-ભક્તિનિષ્ઠાનો ] અર્થ કહ્યો." અલ્પ પુણ્યવાળા પુરુષના અંતઃકરણ વિષે ભક્તિનો ઉદય કેવી રીતે થાય? તો કહે છે:

मद्याजी = " भगवदर्थकर्मकरणशीलो भव । [ નીલકંઠ ] ભગવાનને અર્થે જ કર્મ કરવાના સ્વભાવવાળો થા." " एतेन कर्मप्रधान आद्यषट्कार्थो विवृत्तः । [ નીલકંઠ ] આ વચન વડે ભગવાને કર્મનું જેમાં પ્રધાનપણું છે, એવા ગીતા-શાસ્ત્રના પ્રથમ ૭ અધ્યાયનો [ કર્મકાંડનો-કર્મનિષ્ઠાનો ] અર્થ કહ્યો." કદાચ દારિદ્ર્યાદિ કારણોને લીધે ભગવાનનું યજન કરવું પણ ન બની શકે, તો પછી અત્યંત દુર્લભ એવી ભક્તિ કે જ્ઞાનનિષ્ઠા કેમ સિદ્ધ થાય? તો કહે છે:

मां नमस्कुरु = મને નમસ્કાર કર. સામાન્ય ભક્તિથી જ પ્રતિમા આદિમાં સર્વ ઉપચારોનું સમર્પણ કરી નમસ્કારાદિથી મારી [ પરમાત્માની ] સારી રીતે આરાધના કર.

આશ્વલાયન ઋષિ કહે છે કે :—" योन मसा स्वध्वर इति। પુરુષ નમસ્કારવડે ઉત્તમ યજ્ઞ કરનારો થાય છે." " यज्ञो वै नम इति हि ब्राह्मणो भवति। નમસ્કાર તે જ યજ્ઞ છે. નમસ્કારરૂપી યજ્ઞ વડે પુરુષ [ બ્રહ્મવેત્તા ] થાય છે."

આ પ્રમાણે પુરુષ નમન, યજન, ભજન તથા મનનના ક્રમથી જ્ઞાનનિષ્ઠાને [ સાંખ્યનિષ્ઠાને ] પ્રાપ્ત થઈ, જેમ ઘટાકાશ મહાકાશને પામે છે, અથવા જેમ પ્રતિબિંબ બિંબને પામે છે, તેમ तत् પદના અર્થભૂત, સર્વ જગતના કારણરૂપ તથા સર્વના ઈશ્વર એવા મને પામે છે, એ તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરીને કહું છું; કારણકે તું મને પ્રિય છે [ ૬૫ ].

*અવતરણિકા :—" एवमारुरुक्षोर्मोक्षार्थमीश्वरैकशरणत्वेन कर्तव्यः कर्मयोग एवेति निर्धार्य त्वारूढस्याऽऽविर्भूतात्मविज्ञानस्याप्रतिबद्धत्वसिद्धये सर्वकर्मसंन्यासपूर्वकं ज्ञाननिष्ठैव कर्तव्येति निर्धारयितुमाह [ શંકરાનંદ ] આ પ્રકારે આરુરુક્ષુએ મોક્ષ માટે એકમાત્ર ઈશ્વરનું શરણ લઈ કર્મયોગનું જ અનુષ્ઠાન કરવું જોઈએ, એ નિર્ધારણ કરી, આરૂઢે [ બ્રહ્મવેત્તાએ ] આવિર્ભૂત આત્મવિજ્ઞાનના અપ્રતિબદ્ધત્વની સિદ્ધિ માટે સર્વકર્મસંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠા જ કરવી જોઈએ, એ નિર્ધારણ કરવા માટે કહે છે." :

અથવા

કર્મયોગનિષ્ઠાના પરમ રહસ્યરૂપ ઈશ્વરશરણાગતિનો ઉપસંહાર કરી, હવે કર્મનિષ્ઠાના ફળસ્વરૂપ સમસ્ત વેદાન્તવિહિત યથાર્થ જ્ઞાન કહેવું જોઈએ, તે કહે છે [ શા. ભા. ]:

અથવા

હવે 'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति', 'तमेव शरणं गच्छ सर्वभावेन भारत' [ ગી. શ્લોક ૬૧–૬૨ ] એમ જે પૂર્વે કહ્યું છે, તેનું વિવરણ [ સ્પષ્ટીકરણ ] કરે છે [ મધુ ] :

*આ શ્લોકના બ્રહ્મનિષ્ઠ આચાર્યોએ ત્રણ પ્રકારના અર્થો પ્રતિપાદન કરેલા છે, તેથી શ્રીશંકરાનંદ તથા શ્રીશંકરાચાર્યની, શ્લોકના જ્ઞાનનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થની, શ્રીમધુસૂદનસ્વામીની શ્લોકના ભક્તિનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થની અને શ્રીપુરુષોત્તમજીની શ્લોકના કર્મનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થની એમ અનુક્રમે ત્રણ પ્રકારની અવતરણિકાઓ આપવામાં આવી છે.

અથવા

नन्वेतत्कथं सिद्ध्येत्। [पु. अ. त. વગેરે] આ જ્ઞાનનિષ્ઠા કેવી રીતે સિદ્ધ થાય ? તો કહે છે :

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥**

**અન્વયાર્થ** :—सर्वधर्मान् સર્વધર્મોનો परित्यज्य ત્યાગ કરી माम् एकं મને એકને જ शरणं व्रज શરણે આવ, अहं હું त्वा તને सर्वपापेभ्यः સર્વ પાપોથી मोक्षयिष्यामि મુક્ત કરીશ, मा शुचः શોક નહિ કર [ ६६ ].

**શબ્દાર્થ** :— સર્વ ધર્મનો ત્યાગ કરી મને એકને જ શરણે આવ, હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, શોક નહિ કર [ ६६ ].

**જ્ઞાનનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ**

**વિવેચન** :— सर्वधर्मान् = ધર્મ તથા અધર્મનો [ શા. ભા., શંકરાનંદ] परित्यज्य = ત્યાગ કરી-વિધિપૂર્વક સર્વ કર્મોનો સંન્યાસ કરી, माम् एकं शरणं व्रज = "न मत्तः अन्यद् अस्ति इति अवधारय। [ શા. ભા. ] મારા સિવાય અન્ય કાંઈ નથી, એવો નિશ્ચય કર." "गच्छन् तिष्ठन्नुपविशन् शयानो वाऽन्यथा वा स्थितः सन् सर्वदा सर्वत्र मामेकमेव परं ब्रह्मानुसन्धेहि। [ શંકરાનંદ ] હરતાં-ફરતાં, ઊઠતાં-બેસતાં, સૂતાં અથવા અન્યથાસ્થિત હોય ત્યારે સર્વદા સર્વત્ર તું કેવલ મારું પરબ્રહ્મનું જ અનુસંધાન કર."

त्वा = त्वाम् एव निश्चितबुद्धिम्। [ શા. ભા. ] આ પ્રકારની નિશ્ચિત બુદ્ધિવાળા તને હું सर्वपापेभ्यः = ધર્માધર્મબંધનરૂપ સર્વ પાપોથી [શા. ભા.], जन्मजरामृत्युबन्धेभ्यः। [ શંકરાનંદ], જન્મ, મૃત્યુ તથા જરારૂપ બંધનોથી,-જરા, જન્મ તથા મૃત્યુરૂપ દુઃખપ્રવાહના કારણરૂપ અવિદ્યા, કામ તથા કર્મથી [ શંકરાનંદ ] स्वात्मभावप्रकाशीकरणेन। [ શા. ભા. ] તારા આત્મભાવનો પ્રકાશ કરીને-તારું સ્વરૂપ પ્રત્યક્ષ કરાવીને, मोक्षयिष्यामि = મુક્ત કરીશ मा शुचः = માટે શોક [ ચિંતા ] ન કર.

**ભક્તિનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ**

सर्वधर्मान् = વર્ણધર્મો, આશ્રમધર્મો તથા સામાન્યધર્મોનો [ મધુ. ] परित्यज्य = शरणत्वेनानादृत्य। [ મધુ. ] શરણપણાથી અનાદર કરી એટલે કે 'એ ત્રણ ધર્મો જ મારા કલ્યાણ માટે મારે શરણતારૂપ છે' એવો આદર તે ધર્મો વિષે ન રાખીને, અથવા 'એ ધર્મો જ મારા શરણરૂપ છે' એ પ્રકારે એ ધર્મોનો સ્વીકાર ન કરીને,

मामू एकं शरणं व्रज=સર્વધર્મોના અધિષ્ઠાતારૂપ તથા સર્વધર્મોના ફલપ્રદાતારૂપ મારા [ઈશ્વરના] શરણને પ્રાપ્ત થા [મધુ.]. " धर्माः सन्तु न सन्तु वा किं तैरन्यसापेक्षैर्भगवदनुग्रहादेव त्वन्यनिरपेक्षादहं कृतार्थो भविष्यामीति निश्चयेन श्रीवासुदेवमेव भजस्व। [મધુ.] અન્યની અપેક્ષાવાળા ધર્મો હોય કે ન હોય તેનું મારે શું પ્રયોજન? 'અન્ય નિરપેક્ષ [અન્યની અપેક્ષાથી રહિત] ભગવાનના અનુગ્રહથી જ હું કૃતાર્થ થઈશ' એવા નિશ્ચયથી ભગવાન વાસુદેવને જ તું નિરંતર ભજ." "इदमेव परमं तत्त्वं नातोऽधिकमस्तीति" [મધુ.] એ જ પરમતત્ત્વ છે, એના કરતાં કાંઈ અધિક નથી" એવા વિચારપૂર્વક પ્રેમની અધિકતાથી, સર્વ અનાત્મ પદાર્થોના ચિંતનથી શૂન્ય તથા તૈલની ધારાની પેઠે અવિચ્છિન્ન [અખંડ] મનોવૃત્તિવડે સતત મારું ચિંતન કર [મધુ.]. "मदेकशरणस्य नास्ति धर्मापेक्षा। [મધુ.] કારણકે કેવળ મને જ શરણે આવેલા પુરુષને ધર્મની અપેક્ષા નથી."

હે અર્જુન! સર્વ ધર્મોનો આદર કરી તેં કેવળ મારું જ શરણ લીધું છે, તેથી સર્વ ધર્મકાર્યોનો પ્રવર્તક હું તને सर्वपापेभ्यः =બન્ધુવધાદિનિમિત્તક સંસારહેતુભૂત સર્વ પાપોથી પ્રાયશ્ચિત્ત વિના જ મુક્ત કરીશ [મધુ.]. मा शुचः = તેથી 'આ યુદ્ધમાં પ્રવૃત્ત થતાં મારો બન્ધુવધાદિનિમિત્તક પાપથી કેવી રીતે છુટકારો થશે?' એવો શોક નહિ કર [મધુ.].

## શ્રીમધુસૂદનાચાર્યનો અભિપ્રાય

આ ગીતાશાસ્ત્રમાં સાધ્ય સાધનભાવને પ્રાપ્ત થયેલી ત્રણે નિષ્ઠા [કર્મનિષ્ઠા–જ્ઞાનનિષ્ઠા–ભક્તિનિષ્ઠા] વિવક્ષિત છે, તથા આ ત્રણે નિષ્ઠા પૂર્વે ઘણા વિસ્તારથી કહેવામાં આવી છે.

આ અઢારમો અધ્યાય સર્વ ગીતાશાસ્ત્રના ઉપસંહારરૂપ છે. અહીં 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः'। [ગી. ૧૮–૪૬] એ વચન વિષે ભગવાને સર્વકર્મસંન્યાસ પર્યંતનો કર્મનિષ્ઠાનો ઉપસંહાર કર્યો છે; 'ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम्'। [ગી. ૧૮–૫૫] એ વચન વિષે ભગવાને સંન્યાસપૂર્વક શ્રવણાદિ સાધનોના પરિપાકસહિત જ્ઞાનનિષ્ઠાનો ઉપસંહાર કર્યો છે; અને ભક્તિનિષ્ઠા, કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠાના સાધનરૂપ પણ છે, તથા ફળરૂપ પણ છે, તેથી તેનો ભગવાને છેવટે 'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज' એ વચન વિષે ઉપસંહાર કર્યો છે [મધુ.].

સર્વશાસ્ત્રોનું પરમ રહસ્ય ઈશ્વરશરણતા જ છે, તેથી ભગવાને ઈશ્વરશરણતા વિષે જ આ ગીતાશાસ્ત્રની પરિસમાપ્તિ કરી છે; કારણકે તે ઈશ્વરશર-

ણુતા વિના સંન્યાસનું પણ પોતાના ફલમાં [ જ્ઞાનનિષ્ઠામાં ] પર્યવસાન થતું નથી [ મધુ. ].

## ભક્તિનિષ્ઠારૂપ શરણુતાના ત્રણ પ્રકાર

' मामेकं शरणं व्रज ' એ વચનવડે ભગવાને ભક્તિનિષ્ઠારૂપ શરણુતાનું વિધાન કર્યું છે. સાધનોના અભ્યાસના પરિપાકથી આ શરણ ત્રણ પ્રકારનું થાય છેઃ— [ ૧ ] तस्यैवाहम्=હું તેનો [ પરમેશ્વરનો ] જ છું. [ ૨ ] ममैवासौ = તે [ પરમેશ્વર ] મારો જ છે. [ ૩ ] स एवाहम् = તે [ પરમેશ્વર ] હું જ છું [ મધુ ].

પ્રથમ પ્રકારનું ભક્તિનિષ્ઠારૂપ શરણ મૃદુ કહેવાય છે. જેમકે " सत्यपि भेदापगमे नाथ ! तवाहं न मामकीनस्त्वम् । सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः । હે નાથ ! ભેદ નહિ હોવા છતાં પણ હું તારો છું, પણ તું મારો નથી; તરંગ સમુદ્રનો છે, પણ કાંઈ સમુદ્ર તરંગનો નથી."

બીજા પ્રકારનુ ભક્તિનિષ્ઠારૂપ શરણ મધ્યમ કહેવાય છે. જેમકે " हस्तमुत्क्षिप्य यातोऽसि बलात्कृष्ण ! किमद्भुतम् । हृदयाद्यदि निर्यासि पौरुषं गणयामि ते । હે કૃષ્ણ ! બલાત્કારથી હાથને તરછોડી જતા રહો છો, તેમાં શું આશ્ચર્ય ! જો તમે મારા હૃદયમાંથી જતા રહો તો તમારા પૌરુષને [પરાક્રમને] માનું." ભક્ત સૂરદાસ વગેરે આ અર્થનાં પ્રસિદ્ધ દૃષ્ટાંતો છે.

ત્રીજા પ્રકારનું ભક્તિનિષ્ઠારૂપ શરણ ઉત્તમ કહેવાય છે. જેમકે યમરાજા પોતાના દૂતને કહે છેઃ—

" सकलमिदमहं च वासुदेवः परमपुमान् परमेश्वरः स एकः । इति मतिरचला भवत्यनन्ते हृदयगते व्रज तान्विहाय दूरात् । ' આ સર્વ અને હું વાસુદેવ છુ, તે જ એક પરમપુરુષ પરમેશ્વર છે' એ પ્રકારની અચલ મતિ હૃદય વિષે રહેલા ભગવાનમાં જેને હોય, તેનો દૂરથી પરિત્યાગ કરી, તું ગમન કર." ભક્ત અંબરીષ, ભક્ત પ્રહ્લાદ, ગોપી વગેરે આ પ્રકારની ભક્તિનિષ્ઠારૂપ શરણુતાનાં પ્રસિદ્ધ દૃષ્ટાંતો છે [ મધુ. ].

આ ભક્તિનિષ્ઠારૂપ ત્રણ પ્રકારની શરણુતાનું શ્રીમધુસૂદનાચાર્યે પોતાના ' ભક્તિરસાયન' નામના ગ્રંથમાં વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે.

## કર્મનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ

सर्वधर्मान् = વર્ણાશ્રમધર્મો, આશ્રમધર્મો તથા સામાન્ય ધર્મોનો परित्यज्य = शरणत्वेनानादृत्य । શરણપણાથી અનાદર કરી એટલે કે ' એ ત્રણ ધર્મો જ મારા કલ્યાણ માટે મારે શરણતારૂપ છે ' એવો આદર તે ધર્મો વિષે ન રાખીને,

माम् एकं शरणं व्रज = મારા [ઈશ્વરના] શરણને પ્રાપ્ત થા, यदाज्ञापयामि तत् कुरुष्व। હું જેમ આજ્ઞા આપું તેમ કર. કેવળ ઈશ્વરાર્થે, ઈશ્વરને પણ પ્રસન્ન કરવાની કામનાનો ત્યાગ કરી ફલતૃષ્ણા તથા કર્તાપણાના અભિનિવેશનો ત્યાગ કરી, સિદ્ધિ તથા અસિદ્ધિમાં સમભાવ રાખી, નિયત કર્મો કર. [ગી. ૨–૪૮, ગી. ૩–૩૦].

આ પ્રકારે મારા [ઈશ્વરના] જ શરણને પ્રાપ્ત થયેલા તને એટલે કે મારા આ ગીતાશાસ્ત્રરૂપી ઉપદેશનું શ્રદ્ધાપૂર્વક પરિપાલન કરનારા તને [ગી. ૩–૩૧] હું सर्वपापेभ्यः = અનાદિકાળનાં સંચિત પાપોથી [રા. ભા. વગેરે] તથા બન્ધુવધાદિનિમિત્તક પાપોથી મુક્ત કરીશ [ગી. ૨–૩૮. ગી. ૩–૩૦]. मा शुचः = તું શોક નહિ કર.

ભગવાનની કે ભગવાનના ભક્તની [સદ્‌ગુરુની] શરણતા [આજ્ઞાનું પરિપાલન] સંસારબંધનથી મુક્ત થવાનો સુલભ ઉપાય છે, એ અર્થ છે.

"अहं रामस्य दासा ये तेषां दासस्य किङ्करः। यदि स्यां सफलं जन्म मम भूयान्न संशयः। [અ. રા. અયો. ૮–૩૩] જે લોકો ભગવાન રામના દાસ છે, તેમના દાસોનો પણ જો હું દાસ થાઉં, તો મારો જન્મ સફળ થાય, એમાં જરા પણ સંશય નથી." એ શ્રીભરતજીનું વચન પણ આ જ અર્થનું સૂચન કરે છે.

[**નોંધ :—**] આ શ્લોકનો ભગવાન ભાષ્યકાર શ્રીશંકરાચાર્ય વગેરેએ જ્ઞાનનિષ્ઠાના ઉપસંહારરૂપ, શ્રીમધુસૂદનાચાર્ય વગેરેએ ભક્તિનિષ્ઠાના ઉપસંહારરૂપ, તથા શ્રીરામાનુજાચાર્ય વગેરેએ કર્મનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ કરેલો છે.

કર્મનિષ્ઠા જ્ઞાનનિષ્ઠાનું સાધન છે. ભક્તિનિષ્ઠા જ્ઞાનનિષ્ઠાનું સાધન તથા ફળ છે. જેમ બીજમાંથી વૃક્ષ અને વૃક્ષ વિષે યથાકાળે ભગવાનની કૃપાથી ફળ ફલિત થાય છે, તેમ કર્મનિષ્ઠારૂપી બીજમાથી ભક્તિનિષ્ઠારૂપી વૃક્ષ તથા આ ભક્તિનિષ્ઠારૂપી વૃક્ષ વિષે યથાકાળે ભગવાનના અનુગ્રહથી જ્ઞાનનિષ્ઠારૂપી ફળ ફલિત થાય છે

વળી જેમ ફળ ફલિત થતાં વૃક્ષ નાશ પામતું નથી, તેમ જ્ઞાનનિષ્ઠારૂપી ફળ ફલિત થતાં ભક્તિનિષ્ઠા નાશ પામતી નથી; પરંતુ જેમ વૃક્ષ ફળથી અને ફળ વૃક્ષથી શોભે છે, તેમ ભક્તિ [ભક્તિનિષ્ઠા] જ્ઞાનથી [જ્ઞાનનિષ્ઠાથી] અને જ્ઞાન [જ્ઞાનનિષ્ઠા] ભક્તિથી [ભક્તિનિષ્ઠાથી] શોભે છે.

આથી સ્પષ્ટ થાય છે કે, જેમ બીજનો ફળમાં અને ફળનો બીજમાં અંતર્ભાવ છે, તેમ કર્મનિષ્ઠારૂપી બીજનો [સાધનનો] જ્ઞાનનિષ્ઠારૂપી ફળમાં અને જ્ઞાનનિષ્ઠારૂપી ફળનો કર્મનિષ્ઠારૂપી બીજમાં [સાધનમાં] અંતર્ભાવ છે; અને

જેમ વૃક્ષ બીજ તથા બન્ને વિષે ઓતપ્રોત થઈ ને રહેલું છે, તેમ ભક્તિનિષ્ઠા કર્મનિષ્ઠા તથા જ્ઞાનનિષ્ઠા બન્ને વિષે ઓતપ્રોત થઈને રહેલી છે.

ભગવદ્ગીતામાં સમસ્ત વેદશાસ્ત્રના તત્ત્વજ્ઞાન તથા જ્ઞાનપ્રાપ્તિનાં સાધનોનું નિરૂપણ છે. તેથી ગીતા બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્ર કહેવાય છે. આ અંતિમ શ્લોકમા ભગવાને સમસ્ત ગીતાશાસ્ત્રનો ઉપસંહાર કર્યો છે. અર્થાત્ આ શ્લોકમાં ભગવાને બ્રહ્મવિદ્યાનો [જ્ઞાનનો–જ્ઞાનનિષ્ઠાનો] તથા યોગશાસ્ત્રનો [કર્મનિષ્ઠાનો–ભક્તિનિષ્ઠાનો] ઉપસંહાર કર્યો છે.

પરંતુ જેમ જુદેજુદે સ્થળે ઊભાં રહેવા છતાં ચિત્રની આંખ પ્રત્યેકને પોતાની સામે જ જોતી પ્રતીત થાય છે, તેમ ભગવાનના આ સમસ્ત ગીતાશાસ્ત્રના ઉપસંહારરૂપ અંતિમ વચન વિષે શ્રેયોદષ્ટિથી કેટલાક બ્રહ્મનિષ્ઠ આચાર્યોને જ્ઞાન-નિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ પ્રધાન પ્રતીત થાય, કેટલાક બ્રહ્મનિષ્ઠ આચાર્યોને ભક્તિનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ પ્રધાન પ્રતીત થાય, તથા કેટલાક બ્રહ્મનિષ્ઠ આચાર્યોને કર્મનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ પ્રતીત થાય, એમાં કાંઈ આશ્ચર્ય નથી!

આથી સિદ્ધ થાય છે કે, યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણનું ગીતાશાસ્ત્રરૂપી વચન ભગવાનના પુરુષોત્તમસ્વરૂપની પેઠે વાણીથી પર છે. ભગવાનના વચનનો અર્થ કે ભાવ વાણીથી મર્યાદિત કરવો શક્ય નથી. ભગવાનના વચન વિષે 'આ એક જ અર્થ કે ભાવ વિવક્ષિત છે, અને તેનાથી બીજો કોઈ અર્થ કે ભાવ વિવક્ષિત નથી' એવા દુરાગ્રહને સ્થાન નથી. જે વચનનો અર્થ ત્રણે કાળ વિષે સત્ય છે, તથા જે વચનો ભક્ત અર્જુનને નિમિત્ત કરી મનુષ્યમાત્રના શ્રેય માટે કહેવામા આવ્યા છે, તેને દેશની, કાળની કે વાણીની મર્યાદા કેમ સંભવે?

તેથી ભગવાન ભાષ્યકાર વગેરેએ જ્ઞાનનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ પ્રતિપાદન કરેલો હોવા છતાં, ભક્તિનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ પ્રતિપાદન કરી, શ્રીમધુસૂદનાચાર્ય કહે છે :—" भगवदभिप्रायवर्णने के वयं वराकाः । ભગવાનના અભિપ્રાયનું વર્ણન કરવામા અમે બિચારા કોણમાત્ર છીએ?" વેદવાણીના રહસ્યરૂપ જે આ પરમપુરુષનું [ભગવાનનું] ગીતા નામનું વચન છે, તેનું વ્યાખ્યાન અતિ નિપુણતા વિનાના કોણ કરી શકે! મેં જે બાલ્યબુદ્ધિથી તેનું વ્યાખ્યાન કર્યું છે, તે તો નિષ્કારણ પ્રેમ કરનારા મહાત્માઓના વિનોદને માટે જ છે."

બ્રહ્મનિષ્ઠ આચાર્યોએ આ શ્લોકના પ્રતિપાદન કરેલા ઉપરોક્ત બધા અર્થો જ શ્રેયઃસાધક હોવાથી મુમુક્ષુને અનુષ્ઠાન કરવા યોગ્ય છે. તેથી મુમુક્ષુએ ભગવાનના આ અંતિમ વચન વિષે 'જ્ઞાનનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ યુક્ત છે,' અથવા ભક્તિનિષ્ઠાના ઉપસંહારરૂપ અર્થ યુક્ત છે.' અથવા 'કર્મનિષ્ઠાના

ઉપસંહારરૂપ અર્થ યુક્ત છે' એ પ્રકારના મિથ્યા જલ્પ, વિતંડા કે વાદનો [ગી. ૧૦-૩૨ ] સર્વથા પરિત્યાગ કરવો, અને ભક્ત અર્જુનના ' करिष्ये वचनं तव ' એ વચનનું નિત્ય-નિરંતર અનુસંધાન કરી, પોતાના અધિકારને અનુરૂપ ઉપરોક્ત કોઈ પણ અર્થનું અનુષ્ઠાન કરવું.

તાત્પર્ય એ છે કે, અંતઃકરણની શુદ્ધિને પ્રાપ્ત થયેલા ઉત્તમ અધિકારી પુરુષે જ્ઞાનનિષ્ઠારૂપ કે ભક્તિનિષ્ઠારૂપ અર્થનું અનુષ્ઠાન કરવું; તથા અંતઃકરણની શુદ્ધિ વિનાના મંદ અધિકારી પુરુષે કર્મનિષ્ઠારૂપ અર્થનું અનુષ્ઠાન કરવું, કારણકે ધર્મનિષ્ઠ પુરુષ જ અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મનિષ્ઠ થવાને યોગ્ય થાય છે [૬૬].

**અવતરણિકા** :—હવે ગીતાશાસ્ત્રના સંપ્રદાયવિધિને કહે છે :

**इदं ते नातपस्काय नाभक्ताय कदाचन।**
**न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥**

**અન્વયાર્થ** :—તે તારા હિત માટે કહેલું इदं આ ગીતાશાસ્ત્ર कदाचन કયારે પણ अतपस्काय તપરહિતને न નહિ अभक्ताय ભક્તિરહિતને न નહિ अशुश्रूषवे શુશ્રૂષાથી રહિતને न નહિ च તથા यः જે मां મારી अभ्यसूयति અસૂયા કરે છે, તેને न वाच्यं ઉપદેશ કરવા યોગ્ય નથી [ ૬૭ ].

**શબ્દાર્થ**:—આ ગીતાશાસ્ત્ર તપરહિતને, ભક્તિરહિતને, શુશ્રૂષાથી રહિતને તથા જે મારી અસૂયા કરે છે, તેને ઉપદેશ કરવા યોગ્ય નથી [ ૬૭ ].

**વિવેચન** :—હે અર્જુન ! इदं = આ સંસારના ઉચ્છેદ માટે કહેલુ આ ગીતાશાસ્ત્રના અર્થનું રહસ્ય अतपस्काय = ઇન્દ્રિયનિગ્રહથી રહિત [ મધુ. ], વિહિત કર્મોનું અનુષ્ઠાન ન કરનારને [ શંકરાનંદ ], अभक्ताय = ગુરુ તથા દેવની ભક્તિરહિતને, अशुश्रूषवे = ગુરુની સેવા-શુશ્રૂષાથી રહિતને, તથા यो माम् अभ्यसूयति = મારી અસૂયા કરનારને—મારા ગુણમાં દોષનો આરોપ કરી મારો દ્વેષ કરનારને न वाच्यम् = ઉપદેશ કરવા યોગ્ય નથી.

તપસ્વી, ભક્ત, સેવાપરાયણ તથા ભગવાન વિષે દોષદૃષ્ટિથી રહિત, શ્રીકૃષ્ણમાં અનુરાગવાળા પુરુષોને જ આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કરવો [ શા. ભા. ]. ઉપરોક્ત ચાર વિશેષણો પૈકી જેને વિષે એક પણ વિશેષણનો અભાવ હોય એવા પુરુષને ગીતાશાસ્ત્રનો ઉપદેશ કરવા યોગ્ય નથી, એ પ્રતિપાદન કરવા માટે ભગવાને આ શ્લોકમાં ચાર નકારનો ઉપયોગ કર્યો છે [મધુ.]. શુશ્રૂષા તથા ભક્તિ વિનાના તપસ્વી અથવા મેધાવીને પણ આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કરવો નહિ [ શા. ભા. ]. આથી સિદ્ધ થાય છે કે અધિકારી મુમુક્ષુને જ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કરવો [ શંકરાનંદ ].

દાંભિક, નાસ્તિક, શઠ, અશ્રદ્ધાળુ તથા ભક્તિહીન પુરુષને નહિ, પરંતુ જે ઉપરોક્ત દોષોથી રહિત બ્રાહ્મણભક્ત, પ્રિય, સાધુસ્વભાવ તથા પવિત્ર હોય તેને જ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો [ ભાગ. ૧૧-૨૯-૩૦-૩૧ ].

અનધિકારી પુરુષને પ્રાપ્ત થઈ ને, ખેદ પામતી વિદ્યાદેવી વિદ્યાના ઉપદેશ કરનારા બ્રાહ્મણોની સમીપ જઈને કહેવા લાગી.—' હે બ્રાહ્મણો ! મારું રક્ષણ કરો. હું તમારું ધન છું. અસૂયાવાળા, સંયમ વિનાના, ઋજુભાવથી રહિત તથા કુટિલતાવાળા પુરુષને તમે મને આપશો નહિ કે જેથી હું વીર્યવાળી રહું. [મુક્તિકો. ઉપ. ૧-૫૧, સંહિતા ૩-૪ ] કુલીન કન્યાની પેઠે મને સુપાત્ર અધિકારી પુરુષને જ આપો. જે ગુણવાનની નિંદા કરનારો છે, સ્વભાવે કુટિલ છે, જેને ઇન્દ્રિયો વશ નથી, જેને ગુરુ વિષે શ્રદ્ધા નથી, એવા અધમ પુરુષને નહિ; પરંતુ શમદમાદિ-સંપન્ન અધિકારી પુરુષને જ મને આપો " [ ૬૭ ].

અવતરણિકા.—હવે ગીતાશાસ્ત્રના સંપ્રદાયની પ્રવૃત્તિ કરનારા પુરુષને પ્રાપ્ત થનારા ફલને કહે છે:

**य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥**

**અન્વયાર્થ**:—यः જે इदम् આ परमं गुह्यं પરમ ગુહ્ય ગીતાશાસ્ત્ર मद्भक्तेषु મારા ભક્તોમાં अभिधास्यति સ્થાપન કરશે-પાઠસહિત અર્થની સાથે કહેશે તે मयि મારે વિષે परां भक्तिं પરાભક્તિ कृत्वा કરીને माम् મને एव જ एष्यति પામશે असंशयः એમાં સંશય નથી [ ६८ ].

**શબ્દાર્થ**:—જે આ પરમ ગુહ્ય શાસ્ત્ર મારા ભક્તોમાં સ્થાપન કરશે તે મારે વિષે પરાભક્તિ કરીને, મને જ પામશે, એમાં સંશય નથી [ ૬૮ ].

**વિવેચન**:—હે અર્જુન! જે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પુરુષ [ શંકરાનંદ ] આ મોક્ષરૂપી ફળ આપનારું અત્યંત ગુહ્ય ગીતાશાસ્ત્ર मद्भक्तेषु = એકમાત્ર મારું જ શરણ લેનારાઓ અથવા પૂર્વ શ્લોકમાં નિરૂપણ કરેલાં વિશેષણોથી યુક્ત અધિકારી પુરુષોને [ શંકરાનંદ ] अभिधास्यति = ગ્રંથરૂપે કે અર્થરૂપે કથન કરશે [ શા. ભા. ], 'ગીતાશાસ્ત્રનું દાન કરવાથી પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણની મારાથી સેવા થાય છે,' એમ સમજી જે મારા ભક્તોને આ શાસ્ત્ર કહેશે [ શા. ભા., મધુ. ], અથવા શુશ્રૂષા વગેરેની અપેક્ષાથી નહિ, પરંતુ કેવળ પરમ કરુણાથી ગ્રંથ તથા તેના અર્થનું ગ્રહણ કરે તે પ્રકારે વ્યાખ્યાન કરશે [ શંકરાનંદ ] તે મહાત્મા પુરુષ મારે વિષે પરાભક્તિ કરીને, माम् एव एष्यति = અભેદરૂપે મને જ પામશે, એમાં સંશય નથી [ ૬૮ ].

**न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः**
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥**

**અન્વયાર્થ :**—च વળી मनुष्येषु મનુષ્યોમાં तस्मात् તેથી अन्यः બીજો कश्चित् કોઈ પણ मे મારું प्रियकृत्तमः અતિશય પ્રિય કરનાર न भविता થવાનો નથી च તથા भुवि પૃથ્વીમાં-મનુષ્યોમાં तस्मात् તેના કરતાં अन्य. બીજો मे મને प्रियतरः વધારે પ્રિય न નથી [ ૬૯ ].

**શબ્દાર્થ :**—મનુષ્યોમાં તેના કરતાં મારું બીજો કોઈ વધારે પ્રિય કરનાર નથી; અને આ પૃથ્વીમાં તેના કરતા મને વધારે પ્રિય કોઈ થવાનો નથી [ ૬૯ ].

**વિવેચન :**— હે અર્જુન ! न च तस्मात् मनुष्येषु कश्चिद् मे प्रियकृत्तमः = પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણની સેવા થાય છે, એમ સમજી જે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પુરુષ, મારા ભક્તોને આ ગીતાશાસ્ત્રનાં અર્થો તથા રહસ્યોનો ઉપદેશ આપે છે, "स्वयं तीर्णः परेषामपि तारणाय प्रवृत्तः । [ શંકરાનંદ ] જે સંસારથી મુક્ત થઈ, જગતને મુક્તિના [ ધર્મના ] પથે દોરવા પ્રવૃત્ત છે," જે ગીતારૂપી અમૃતનું પાન કરાવી લોકસંગ્રહ કરે છે, તે પરમકારુણિક પુરુષ કરતાં બીજો કોઈ પુરુષ મારું પ્રિય કરનારો નથી. આવા લોકસંગ્રહપરાયણ જ્ઞાની પુરુષ કરતાં મારું વધારે પ્રિય કરવાવાળો બીજો કોઈ ભૂતકાળમાં થયો નથી, વર્તમાનકાળમાં વિદ્યમાન નથી, તથા ભવિષ્યમાં થવાનો નથી.

"न च भुवि एतस्मादन्यत्परमार्थसाधनमस्ति । [ નીલકંઠ ] આ પૃથ્વીમાં ગીતાશાસ્ત્ર જેવું બીજું કોઈ પરમાર્થનું સાધન નથી [ નીલકંઠ ]." સ્તોત્ર, મંત્ર, જપ, પૂજા વગેરે બહિરંગ સાધનોનું અનુષ્ઠાન કરનારાઓ કરતાં યોગ, તપ, ધ્યાન વગેરે અંતરંગ સાધનોનું અનુષ્ઠાન કરનારા મને વધારે પ્રિય છે. "तेभ्यः सर्वेभ्यः प्रियो गीतार्थोपदेष्टा । [ શંકરાનંદ ] તે સર્વના કરતા ગીતાના અર્થનો ઉપદેશ કરનાર બ્રહ્મવિત્ યાત મને પ્રિય છે" [ ૬૯ ].

**અવતરણિકા :**— गीताशास्त्रपठनस्य फलम् । હવે ગીતાશાસ્ત્રના અધ્યયનનું [ પારાયણનું ] ફળ કહે છે :

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**
**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥**

**અન્વયાર્થ :**—च તથા यः જે आवयोः આપણા બેના इमं આ धर्म्यं ધર્મયુક્ત-ધર્મરૂપ संवादम् સંવાદનું अध्येष्यते અધ્યયન કરશે तेन તેનાથી

જ્ઞાનયજ્ઞેન જ્ઞાનયજ્ઞવડે અહમ્ હું ઇષ્ટ. સ્યામ્ પૂજાયો છું ઇતિ એવો મે મતિઃ મારો મત છે–મારો નિશ્ચય છે [ ૭૦ ].

**શબ્દાર્થ**:—જે આપણા બેના આ ધર્મયુક્ત સંવાદનું [ ગીતાશાસ્ત્રનું ] અધ્યયન કરશે, તેનાથી હું જ્ઞાનયજ્ઞવડે પૂજાયો છું, એવો મારો મત [ નિશ્ચય ] છે. [ ૭૦ ].

**વિવેચન**.—હે અર્જુન ! જે મનુષ્ય, આપણા इमं धर्म्यम् संवादम् = આ ધર્મયુક્ત સંવાદરૂપ ગીતાશાસ્ત્રનું [ મધુ. વગેરે ], આત્મજ્ઞાનની સિધ્ધિના કારણરૂપ આ ગીતાશાસ્ત્રનું [ શંકરાનંદ ] अध्येष्यते = नित्यं नियमेन पठिष्यति । [ શંકરાનંદ ] નિયમપૂર્વક નિત્ય જપરૂપે પાઠ કરશે; તેનાથી હું જ્ઞાનયજ્ઞવડે પૂજિત થાઉં છું, એવો मे मतिः = મારો નિશ્ચય છે.

જોકે ગીતાશાસ્ત્રનો પાઠ કરનાર ગીતાના અર્થને નહિ જાણતા જ જપે છે, તોપણ તે ગીતાપાઠને સાંભળતાં મને ' આ પુરુષ મારો જ પ્રકાશ કરે છે' એવો નિશ્ચય થાય છે. આથી ગીતાપાઠ કરનારો મનુષ્ય કેવળ જપથી પણ અંતઃકરણની શુધ્ધિ તથા જ્ઞાનની ઉત્પત્તિદ્વારા જ્ઞાનયજ્ઞના ફળરૂપ મોક્ષને પામે છે; તો પછી ગીતાશાસ્ત્રના અર્થના અનુસંધાનપૂર્વક પાઠ કરનાર પુરુષને સાક્ષાત્ મોક્ષ જ મળે છે, એમા શુ કહેવુ ? [ મધુ., શ્રીધર વગેરે ].

" फलविधिरेवाय नार्थवादः ! [ મધુ., સદાનંદ, ભા. ટી, વે. બ્ર. ગી. ] આ ફળવિધિ છે, અર્થવાદ નથી." આ ગીતાશાસ્ત્રના પાઠ કરવાનું જે ફળ ફળ મેં તને કહ્યુ છે, તે કેવળ સ્તુતિમાત્ર છે, એમ સમજીશ નહિ, પરંતુ એ સત્ય જ છે [ નીલકંઠ ].

ભગવાન વિષ્ણુ કહે છે.—" गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् । गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् । [ ગીતામાહાત્મ્યમ્ ૭ ] હું ગીતાના આશ્રયે રહું છું. ગીતા મારું ઉત્તમ ઘર છે. ગીતાના જ્ઞાનનો આશ્રય લઈને હું ત્રણ લોકનું પાલન ક[illegible] प्रारब्धं भुञ्ज[illegible] गीताभ्यासरतः सदा । स मुक्तः स सुखी [illegible] [illegible]प्यते । [illegible] મળે તેનાથી સંતુષ્ટ રહી, જે પુરુષ [illegible] ળો છે, તે જીવન્મુક્ત છે, તે સુખી [illegible] શુભા[illegible] તો નથી [ ગીતામાહાત્મ્યમ્ ૨ ] [ ૭૦ ]

[illegible] વે ગીતા [illegible]

અન્વયાર્થ:—યઃ જે નરઃ પુરુષ શ્રદ્ધાવાન્ શ્રદ્ધાવાળો ચ તથા અનસૂયઃ અસૂયા વિનાનો થઈને અપિ કેવળ શૃણુયાત્ ગીતાશાસ્ત્રનું શ્રવણ કરે સઃ અપિ તે પણ મુક્તઃ મુક્ત થઈ પુણ્યકર્મણાં પુણ્ય કર્મ કરનારાઓને પ્રાપ્ત થતા શુભાન્ લોકાન્ શુભ લોકોને પ્રાપ્નુયાત્ પામે છે [ ૭૧ ].

શબ્દાર્થ :—જે કોઈ મનુષ્ય શ્રદ્ધાવાળો તથા અસૂયા વિનાનો થઈને, આ ગીતાશાસ્ત્રને કેવળ સાંભળે, તો તે પણ મુક્ત થઈ, પુણ્યકર્મ કરનારાઓના શુભ લોકને પામે છે [ ૭૧ ].

વિવેચન :—હે અર્જુન ! જે કોઈ મનુષ્ય ભલે અભણ હોય, મૂઢ હોય, વૃદ્ધ હોય, સ્ત્રી હોય પરંતુ શ્રદ્ધાવાન્ = ગીતાશાસ્ત્રમાં, તેના વક્તામાં તથા પરમાત્મામાં શ્રદ્ધાવાળો થઈ [ શંકરાનંદ ] તથા અનસૂયઃ = અસૂયાથી રહિત થઈ-ગીતાશાસ્ત્રના વક્તામાં દોષનું આરોપણ કર્યા વિના [ શ્રીધર, વે. બ્ર. ગી. વગેરે ] શૃણુયાત્ = ગીતાશાસ્ત્રનું નિત્ય શ્રવણ કરે છે [ શા. ભા. વગેરે ], અર્થના જ્ઞાન વિના કેવળ અક્ષરમાત્ર સાંભળે છે [ મધુ. વગેરે ] તે પણ મુક્તઃ = પાપથી મુક્ત થઈ, જ્યાં અશ્વમેધાદિ પુણ્યકર્મ કરનારા ધર્માત્મા વસે છે, તે શુભલોકને પ્રાપ્ત થાય છે.

અહીં 'અપિ' શબ્દવડે ભગવાને કૈમુતિકન્યાય સૂચિત કર્યો છે. જ્યારે ગીતાશાસ્ત્રના કેવલ અક્ષરમાત્રનું શ્રવણ કરનાર ઉત્તમ લોકને પામે છે, તો પછી અર્થજ્ઞાનપૂર્વક ગીતાશાસ્ત્રનું શ્રવણ કે અધ્યયન કરનાર પુરુષ ઉત્તમ લોકને પામે, એમાં શું કહેવું ? [ શા. ભા., મધુ. વગેરે ] [ ૭૧ ].

અવતરણિકા :—આચાર્યનો ધર્મ છે કે, આત્મજ્ઞાનની ઉત્પત્તિ પર્યંત શિષ્યના સંશય—વિપર્યયો શાંત કરવા અત્યંત અનુગ્રહપૂર્વક પ્રયાસ કરવો, શાસ્ત્રનો અર્થ શિષ્યે ગ્રહણ કર્યો છે કે નહિ તે જાણવું તથા શિષ્યે યથાર્થ અર્થ ન ગ્રહણ કર્યો હોય, તો પુનઃ પુનઃ ઉપદેશ આપી, શિષ્યના મનનું સમાધાન કરી, તેને કૃતાર્થ કરવો. આ આચાર્યધર્મનો બોધ આપવાના હેતુથી, પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણ અંતર્યામી તથા સર્વજ્ઞ હોવા છતાં 'लोकाननुसृतः । [ અ. રા. અ. ૧૦-૩૪ ] લોકાચારનું અનુસરણ કરતા, ભક્ત અર્જુનને પ્રશ્ન પૂછે છે :

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनञ्जय ॥ ७२ ॥

અન્વયાર્થ :—પાર્થ ! હે પાર્થ ! त्वया તેં एतत् આ ગીતાશાસ્ત્ર एकाग्रेण એકાગ્ર चेतसा ચિત્તથી श्रुतं સાંભળ્યું कच्चित् કે કેમ ? धनंजय ! હે ધનંજય ! ते તારો अज्ञानसंमोहः અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ प्रनष्टः નાશ પામ્યો कच्चित् કે કેમ ? [ ૭૨ ].

ज्ञानयज्ञेन જ્ઞાનયજ્ઞવડે अहम् હું इष्ट: स्याम् પૂજાયો છું इति એવો मे मतिः મારો મત છે–મારો નિશ્ચય છે [ ૭૦ ].

શબ્દાર્થ :—જે આપણા બેના આ ધર્મયુક્ત સંવાદનું [ ગીતાશાસ્ત્રનું ] અધ્યયન કરશે, તેનાથી હું જ્ઞાનયજ્ઞવડે પૂજાયો છું, એવો મારો મત [ નિશ્ચય ] છે. [ ૭૦ ].

વિવેચન :—હે અર્જુન ! જે મનુષ્ય, આપણા इमं धर्म्यम् संवादम् = આ ધર્મયુક્ત સંવાદરૂપ ગીતાશાસ્ત્રનું [ મધુ. વગેરે ], આત્મજ્ઞાનની સિધ્ધિના કારણ-રૂપ આ ગીતાશાસ્ત્રનું [ શંકરાનંદ ] अध्येष्यते = नित्यं नियमेन पठिष्यति । [ શંકરાનંદ ] નિયમપૂર્વક નિત્ય જપરૂપે પાઠ કરશે; તેનાથી હું જ્ઞાનયજ્ઞવડે પૂજિત થાઉં છું, એવો मे मतिः = મારો નિશ્ચય છે.

જોકે ગીતાશાસ્ત્રનો પાઠ કરનાર ગીતાના અર્થને નહિ જાણતા જ જપે છે, તોપણ તે ગીતાપાઠને સાંભળતાં મને 'આ પુરુષ મારો જ પ્રકાશ કરે છે' એવો નિશ્ચય થાય છે. આથી ગીતાપાઠ કરનારો મનુષ્ય કેવળ જપથી પણ અંતઃકરણની શુધ્ધિ તથા જ્ઞાનની ઉત્પત્તિદ્વારા જ્ઞાનયજ્ઞના ફળરૂપ મોક્ષને પામે છે; તો પછી ગીતાશાસ્ત્રના અર્થના અનુસંધાનપૂર્વક પાઠ કરનાર પુરુષને સાક્ષાત્ મોક્ષ જ મળે છે, એમા શું કહેવું ? [ મધુ., શ્રીધર વગેરે ].

"फलविधिरेवायं नार्थवादः । [ મધુ., સદાનંદ, ભા. ટી, વે. બ્ર. ગી. ] આ ફળવિધિ છે, અર્થવાદ નથી." આ ગીતાશાસ્ત્રના પાઠ કરવાનું જે ફળ ફળ મેં તને કહ્યું છે, તે કેવળ સ્તુતિમાત્ર છે, એમ સમજીશ નહિ, પરંતુ એ સત્ય જ છે [ નીલકંઠ ].

ભગવાન વિષ્ણુ કહે છે :—" गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् । गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् । [ ગીતામાહાત્મ્યમ્ ૭ ] હું ગીતાના આશ્રયે રહું છું. ગીતા મારું ઉત્તર ઘર છે. ગીતાના જ્ઞાનનો આશ્રય લઈને હું ત્રણ લોકનું પાલન કરું છું." " प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा । स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते । પ્રારબ્ધવશાત્ જે મળે તેનાથી સંતુષ્ટ રહી, જે પુરુષ સદા ગીતાશાસ્ત્રના અભ્યાસમા પ્રીતિવાળો છે, તે જીવન્મુક્ત છે, તે સુખી છે, તથા તે કર્મોનાં શુભાશુભ ફળથી લેપાતો નથી [ ગીતામાહાત્મ્યમ્ ૨ ] [ ૭૦ ].

અવતરણિકા :—હવે ગીતાશાસ્ત્રના શ્રવણનું ફળ કહે છે :

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।**
**सोऽपि मुक्तः शुभांल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥**

અન્વયાર્થ:—यः જે नरः પુરુષ श्रद्धावान् શ્રદ્ધાવાળો च તથા अनसूयः અસૂયા વિનાનો થઈને अपि કેવળ शृणुयात् ગીતાશાસ્ત્રનું શ્રવણ કરે सः अपि તે પણ मुक्त. મુક્ત થઈ पुण्यकर्मणा પુણ્ય કર્મ કરનારાઓને પ્રાપ્ત થતા शुभान् लोकान् શુભ લોકોને प्राप्नुयात् પામે છે [ ૭૧ ].

શબ્દાર્થ :—જે કોઈ મનુષ્ય શ્રદ્ધાવાળો તથા અસૂયા વિનાનો થઈને, આ ગીતાશાસ્ત્રને કેવળ સાભળે, તો તે પણ મુક્ત થઈ, પુણ્યકર્મ કરનારાઓના શુભ લોકને પામે છે [ ૭૧ ].

**વિવેચન**.—હે અર્જુન ! જે કોઈ મનુષ્ય ભલે અભણ હોય, મૂઢ હોય, વૃદ્ધ હોય, સ્ત્રી હોય પરંતુ श्रद्धावान् = ગીતાશાસ્ત્રમા, તેના વક્તામા તથા પરમાત્મામા શ્રદ્ધાવાળો થઈ [ ચ કરાનદ ] તથા अनसूय = અસૂયાથી રહિત થઈ–ગીતાશાસ્ત્રના વક્તામાં દોષનું આરોપણ કર્યો વિના [ શ્રીધર, વે. બ્ર. ગી. વગેરે ] शृणुयात् = ગીતાશાસ્ત્રનુ નિત્ય શ્રવણ કરે છે [ શા ભા વગેરે ], અર્થના જ્ઞાન વિના કેવળ અક્ષરમાત્ર સાભળે છે [ મધુ વગેરે ] તે પણ मुक्त. =પાપથી મુક્ત થઈ, જ્યા અશ્વમેધાદિ પુણ્યકર્મ કરનારા ધર્મીતમા વસે છે, તે શુભલોકને પ્રાપ્ત થાય છે.

અહી 'अपि' શબ્દવડે ભગવાને કૈમુતિકન્યાય સૂચિત કર્યો છે. જ્યારે ગીતાશાસ્ત્રના કેવલ અક્ષરમાત્રનુ શ્રવણ કરનાર ઉત્તમ લોકને પામે છે, તો પછી અર્થજ્ઞાનપૂર્વક ગીતાશાસ્ત્રનું શ્રવણ કે અધ્યયન કરનાર પુરુષ ઉત્તમ લોકને પામે, એમા શુ કહેવુ ? [ શા ભા , મધુ વગેરે ] [ ૭૧ ].

અવતરણિકા :—આચાર્યનો ધર્મ છે કે, આત્મજ્ઞાનની ઉત્પત્તિ પર્યંત શિષ્યના સશય—વિપર્યયો નાશ કરવા અત્યત અનુગ્રહપૂર્વક પ્રયાસ કરવો, શાસ્ત્રનો અર્થ શિષ્યે ગ્રહણ કર્યો છે કે નહિ તે જાણવુ તથા શિષ્યે યથાર્થ અર્થ ન ગ્રહણ કર્યો હોય, તો પુન પુન. ઉપદેશ આપી, શિષ્યના મનનું સમાધાન કરી, તેને કૃતાર્થ કરવો આ આચાર્યધર્મનો બોધ આપવાના હેતુથી, પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણ અતર્યામી તથા સર્વજ્ઞ હોવા છતા 'लोकाननुवृत.। [ અ રા. અ ૧૦-૩૪ ] લોકાચારનુ અનુસરણ કરતા, ભક્ત અર્જુનને પ્રશ્ન પૂછે છે :

**कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा।**
**कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनञ्जय ॥ ७२ ॥**

અન્વયાર્થ.—पार्थ ! હે પાર્થ ! त्वया તે एतत् આ ગીતાશાસ્ત્ર एकाग्रेण એકાગ્ર चेतसा ચિત્તથી श्रुत સાભળ્યુ कच्चित् કે કેમ ? धनञ्जय ! હે ધનજય ! ते તારો अज्ञानसंमोह અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ प्रनष्टः નાશ પામ્યો कच्चित् કે કેમ ? [ ૭૨ ].

**શબ્દાર્થ** :—હે પાર્થ! તે આ ગીતાશાસ્ત્ર એકાગ્ર ચિત્તથી સાભળ્યુ કે કેમ? તથા તારો આ અજ્ઞાનથી ઊપજેલો મોહ નાશ પામ્યો કે કેમ? [તે મને કહે] [૭૨].

**વિવેચન** :—कच्चित् एतद् श्रुत पार्थ त्वया एकाग्रेण चेतसा = હે અર્જુન! મે તને આ ગીતાશાસ્ત્રનો ઉપદેશ કર્યો તે તે એકાગ્ર ચિત્તથી સાભળ્યો કે કેમ? તે આ ગીતાશાસ્ત્ર બુદ્ધિ વિષે સ્થિર કર્યું છે કે, હજુ પણ ધર્માધર્મ વિષે સકલ્પ-વિકલ્પ કરે છે, અથવા તે પ્રમાદથી સાભળ્યુ ન સાભળ્યુ કર્યું છે? [શા ભા]

વળી હે ધનજ્ય! તારો આ કુરુક્ષેત્રમા અજ્ઞાનથી ઊપજેલો अज्ञानसमोह = વિચિત્તભાવ । [શા ભા] સ્વાભાવિક અવિવેકપણુ–ચિત્તની મૂઢતા [શા. ભા], વિપર્યય [મધુ], દેહાદિ અનાત્મ પદાર્થીમા આત્મપણાની બુદ્ધિ તથા સ્વધર્મરૂપી યુદ્ધમા અધર્મપણાની બુદ્ધિ [નીલકઠ] प्रनष्ट = નાશ પામી છે કે કેમ? સર્વકાળે મારે વિષે મન તથા બુદ્ધિને સ્થિર કરી, સગ, ફળ તથા કર્તૃત્વનો ત્યાગ કરી, આ સ્વધર્મરૂપી યુદ્ધ કરવાથી તુ પાપ કે પ્રત્યવાયને નહિ, પરતુ શીઘ્ર પરમ શ્રેય રૂપી શાશ્વત શાન્તિને પ્રાપ્ત થશે, એ વિષે તને નિશ્ચયાત્મક બુદ્ધિ થઈ છે કે કેમ? તે તુ મને નિર્ભયપણે કહે

' यदि न नष्ट स्यात्तर्हि पुनरुपदेक्ष्यामि। [મધુ, કેશવ, સદાનદ વગેરે] જો મારા આ ગીતાશાસ્ત્રના ઉપદેશથી તારો મોહ [વિપર્યય–ભ્રમ–અવિવેક] ન નાશ પામ્યો હોય, તો તારા મનનુ સપૂર્ણપણે સમાધાન કરવા માટે હુ તને ફરીથી ઉપદેશ કરીશ"

"शास्ता विष्णुरशेषस्य जगतो यो हृदि स्थित.। વિ પુ ૧–૧૭–૨૦] સર્વાન્તર્યામી સર્વજ્ઞ તથા સર્વનુ શાસન કરનાર પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણ ભક્ત અર્જુનને પ્રશ્ન પૂછે છે એ વસ્તુત પ્રશ્ન નથી, પરતુ આચાર્યધર્મની અનુપમ શિક્ષા [બોધ] છે જ્ઞાનીનો આચાર અજ્ઞાનને પ્રમાણરૂપ હોઈ અનુસરણ કરવા યોગ્ય છે, પરતુ પરમગુરુ ભગવાન શ્રીકૃષ્ણનો આચાર જ્ઞાની [બ્રહ્મનિષ્ઠ આચાર્ય] તથા અજ્ઞાનીને [કોઈ પણ શિક્ષા આપનાર પુરુષને] પણ પ્રમાણરૂપ છે, અને તેથી બ્રહ્મનિષ્ઠ આચાર્ય કે કોઈ પણ શિક્ષા આપનાર પુરુષને તે આદરપૂર્વક અનુસરણ કરવા યોગ્ય છે

"કોઈ પણ શિક્ષા [ઉપદેશ] આપનાર પુરુષે શિષ્યની ઉપેક્ષા ન કરવી, તથા સર્વકાળે, સર્વ સજોગોમા પ્રસન્નવદને, ક્ષોભ પામ્યા વિના શિષ્યના મનનુ સમાધાન કરવા પુન પુન પ્રયાસ કરવો," એ ભગવાનના અનુપમ આચારનો બોધ છે

ભગવાન રામનો મોહ નિવૃત્ત કરવા માટે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યા પછી, આજ શ્રુતિસ્મૃતિસિદ્ધ આચારનું અનુસરણ કરતાં, વસિષ્ઠમુનિ સર્વજ્ઞ હોવા છતાં ભગવાન રામને પૂછે છેઃ—'હે રામચંદ્રજી! હવે તમે બીજું શું સાંભળવા ઇચ્છો છો? હવે આજે તમે કેવી સ્થિતિ અનુભવો છો? હવે આ જગતના આભાસને કેવા પ્રકારે જુઓ છો તે મને કહો? [યો. વા. નિ. પ્ર. [ઉ.] ૨૦૧-૭-૮] [૭૨].

**અવતરણિકા**:—હવે કૃતજ્ઞતા દર્શાવતો અર્જુન ભગવાનના પ્રશ્નનો ઉત્તર આપે છે :

अर्जुन उवाच॥ અર્જુન બોલ્યા :

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥**

**અન્વયાર્થ**:—अच्युत! હે અચ્યુત! त्वत्प्रसादात् આપની કૃપાથી मोहः नष्टः મારો મોહ નાશ પામ્યો છે; मया મેં स्मृतिः આત્મજ્ઞાનરૂપ સ્મૃતિ [શા. ભા.] लब्धा પ્રાપ્ત કરી છે અને તેથી [શા ભા., મધુ. વગેરે] गतसंदेहः સંશયરહિત થઈ स्थितः अस्मि આપની આજ્ઞાનુ પાલન કરવા ઊભો છુ. જીવન-પર્યંત હુ तव આપનુ वचनं વચન करिष्ये પાળીશ [૭૩].

**શબ્દાર્થ**:—હે અચ્યુત! આપની કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે, મને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે, તેથી સંશયરહિત થઈ, હુ આપની આજ્ઞાનું પાલન કરવા ઊભો છુ. હુ જીવનપર્યંત આપનુ વચન પાળીશ [૭૩].

**વિવેચન**:—હે શરણાગતની પીડા હરનારા! હે અચ્યુત! હે કૂટસ્થ ભગવન્! नष्टः मोहः = "अज्ञानं च निरस्तं मे ज्ञानविज्ञाननिष्ठया।" [ભાગ. ૧૨-૬-૭] જ્ઞાન અને વિજ્ઞાનની નિષ્ઠાથી મારુ અજ્ઞાન નાશ પામ્યું છે." પરમકૃપાળુ એવા આપના આ ગીતાશાસ્ત્રરૂપી અલૌકિક ઉપદેશથી જ્ઞાન-વિજ્ઞાન વિષે પરિનિષ્ઠિત થવાથી, સર્વ અનર્થોના કારણરૂપ તથા સમુદ્ર જેવો દુસ્તર આ મારો મોહ [વિપર્યય] નાશ પામ્યો છે. હુ કૃતાર્થ થયો છુ. આપે મારા ઉપર અનુગ્રહ કર્યો છે.

स्मृतिः लब्धा = મને આત્મજ્ઞાનરૂપી સ્મૃતિ પ્રાપ્ત થઈ છે [શા. ભા., મધુ.]. 'અવિદ્યાકૃત કર્તૃત્વ, ભોક્તૃત્વ, આદિ સમસ્ત સંસારથી નિર્મુક્ત, નિત્ય, કૂટસ્થ, અસંગ, ચિદ્રૂપ, નિષ્કલ, નિષ્ક્રિય, શાંતસ્વરૂપ એવો વેદશાસ્ત્રમાં પ્રસિદ્ધ આત્મા હું જ છું,' એવી સ્વાત્મતત્ત્વવિષયક સ્મૃતિ મને પ્રાપ્ત થઈ છે [શંકરાનંદ]. પૂર્વજન્મમાં આપના સખા નરઋષિ તરીકે જે આત્મજ્ઞાનરૂપી સ્મૃતિ મને હતી,

તથા જે આ જન્મમાં વિનાશ [પરાભવ] પામી હતી, તે સ્મૃતિ આપના અનુગ્રહથી મને પુનઃ પ્રાપ્ત થઈ છે [કેશવ]. આ પ્રકારે મારું જ્ઞાન 'च्युत' = વિનાશને પ્રાપ્ત થયું, પરંતુ આપ 'सदैकरसज्ञानम्' = સર્વદા એકરસ જ્ઞાનસ્વરૂપ હોવાથી, અચ્યુતના સંબોધનને જ યોગ્ય છો [કેશવ].

*સ્થિતઃ अस्मि गतसंदेहः* = આ આત્મજ્ઞાનરૂપી સ્મૃતિ પ્રાપ્ત થવાથી હું સંશયરહિત થઈ આપની આજ્ઞામાં ઊભો છું. करिष्ये वचनं तव = હું આપનું વચન પાળીશ. હું જીવનપર્યંત આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ.

જેમ સૂર્યના સંગથી કમળ પ્રબુદ્ધ થાય, તેમ આપના પ્રસાદથી હું પ્રબુદ્ધ થયો છું. જેમ શરદ્ઋતુમાં વરસાદની ઝાકળ અસ્ત પામી જાય છે, તેમ મારી ભ્રાંતિ અસ્ત પામી છે. મારા સર્વ સંશયો શાંત થયા છે. મદથી, મોહથી, માનથી, માત્સર્યથી રહિત થયેલો, શોકથી રહિત થયેલો અને આત્મસ્વરૂપને પ્રાપ્ત થયેલો હું, નિશ્ચયવાળી સ્વચ્છ બુદ્ધિથી આપ કહો છો તેમ નિઃશંક રીતે કરીશ [યો. વા. નિ. પ્ર. [પૂ.] [૧૨–૨૬–૨૮].

જેમ સુવર્ણની શ્યામતાને અગ્નિ બાળી નાખે, તેમ આપે મારો મોહરૂપ મેલ બાળી નાખ્યો છે. હું સર્વ પ્રકારે સંપૂર્ણ થઈ રહ્યો છું. હું તત્ત્વજ્ઞ થતાં જાગી ગયો છું. હું નિર્વિકાર થઈ રહ્યો છું. હું નિર્વાણને પ્રાપ્ત થયો છું. મને હવે કોઈ પ્રકારની આકાંક્ષા નથી. જે કહેવાનું હતું તે આપે કહ્યું, તથા જે જાણવાનું હતું તે મેં જાણી લીધું. કૃતકૃત્ય થઈ રહેલી આપની અમૃતરૂપ વાણી હવે સુખેથી વિશ્રાંતિને પ્રાપ્ત થાઓ! [યો. વા. નિ. પ્ર. [ઉ.] ૨૦૩–૫૦–૫૧].

"शरणं ते व्रजामीशं शरण्यं भक्तवत्सल। [અ. રા. યુ. ૩–૭૮] હે ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણ! શરણાગતરક્ષક એવા આપને હું શરણે છું." અને હવે પછી—

न तुष्यामि न हृष्यामि न पुष्यामि न रोदिमि।
कार्यं कार्यं करोम्येको भ्रान्तिर्दूरं गता मम॥ [ભગવાન રામ]

**શંકા** :—तस्य कार्यं न विद्यते। [ગી. ૩–૧૭] જ્ઞાનીને કાંઈ પણ કર્તવ્ય રહેતું નથી. જ્ઞાનીને સાધ્યના અભાવે સાધનનું કાંઈ પ્રયોજન નથી. શ્રુતિ પણ કહે છે કે, જ્ઞાનીને કોઈ પણ કર્તવ્ય રહેતું નથી; અને જો કાંઈ પણ કર્મ કર્તવ્યરૂપે રહેતું હોય તો તે તત્ત્વવેત્તા નથી [જાબાલિદર્શન ૧–૨૩]. તેથી અવિદ્યાથી મુક્ત અર્જુને 'करिष्ये वचनं तव।' 'હું આપનું વચન પાળીશ' એમ જે ભગવાનને કહ્યું તે યુક્ત છે [શંકરાનંદ].

**સમાધાન** —જોકે આરૂઢને [જ્ઞાનીને] કર્માચરણ આવશ્યક નથી, તોપણ જનક, અશ્વપતિ વગેરે જીવન્મુક્તોની પેઠે ભક્ત અર્જુનનુ કર્માચરણ લોકસગ્રહ માટે છે

"लोकसग्रहमेवापि सपश्यन् कर्तुमर्हसि। [ગી ૩-૨૦] यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जन। [ગી. ૩-૨૧] इति भगवता पूर्व यदुक्त तन्मनसि निधायोच्यते 'करिष्ये वचन तव' इति। [શકરાનદ] 'લોકસગ્રહ વિચારીને પણ તુ કર્મ કરવાને જ યોગ્ય છે', જે જે કર્મને શ્રેષ્ઠપુરુષ આચરે છે, તે તે કર્મને બીજા સાધારણ મનુષ્યો આચરે છે' એ જે પૂર્વે ભગવાને કહેલુ, એ વચનોની સ્મૃતિને લીધે ભક્ત અર્જુને 'હુ તમારુ વચન કરીશ' એમ કહ્યુ છે"

'ततो युक्त मयास्तम्—'करिष्ये वचन तव' इति। [શકરાનદ] તેથી 'હુ તમારુ વચન પાળીશ' એમ જે ભક્ત અર્જુને કહ્યુ છે, તે યુક્ત જ છે"

"भगवदुक्त बाह्य सर्व परित्यज्य मा पर ब्रह्मानुसन्धत्स्वेत्यर्थावबोधक 'सर्वधर्मान्परित्यज्य मामेक शरण व्रज' इति चरमवचन हृदिस्थमनुवदति—'करिष्ये वचन तव' इति। [શકરાનદ] 'બાહ્ય સર્વનો ત્યાગ કરી મારુ પરબ્રહ્મનુ જ સદા અનુસધાન કર' એ અર્થના અવબોધક 'सर्वधर्मान्परित्यज्य मामेक शरण व्रज' એ હૃદયસ્થિત ભગવાનના અતિમ વચનનો ભક્ત અર્જુન અનુવાદ કરે છે — 'करिष्ये वचन तव' જે અર્થ પ્રત્યક્ષ પ્રમાણથી એટલે કે ભગવાનના અતિમ વચન વડે સિદ્ધ છે, તે અર્થ ભક્ત અર્જુન આ વચન વડે વ્યક્ત કરે છે"

### અથવા

"यावज्जीव च करिष्ये वचन तव भगवत परमगुरोराज्ञा पालयिष्यामीति प्रयाससाफल्यकथनेन भगवन्तमर्जुन परितोषयामास। [મધુ] 'જીવન પર્યંત હુ આપનુ વચન કરીશ એટલે કે પરમગુરુ। આપ ભગવાનની આજ્ઞાનુ હુ અવશ્ય પાલન કરીશ' એ પ્રમાણે ભગવાનના ઉપદેશની સફળતાનુ કથન કરી ભક્ત અર્જુને ભગવાનને સતુષ્ટ કર્યા"

"अनेन गीताशास्त्राध्यायिनो भगवत्प्रसादादवश्य मोक्षफलपर्यन्त ज्ञान भवतीति शास्त्रफलमुपसहृतम्। [મધુ] આ કથનવડે ગીતાશાસ્ત્રનુ અધ્યયન કરનારને ભગવાનની કૃપાથી મોક્ષફલપર્યંત આત્મજ્ઞાન અવશ્ય પ્રાપ્ત થાય છે, એ પ્રકારના આ ગીતાશાસ્ત્રના ફળનો ઉપસહાર કર્યો" [૭૩]

અવતરણિકા :—" परिसमाप्तः शास्त्रार्थः। अधेदानीं कथासंबद्धप्रदर्शनार्थं सञ्जय उवाच। [ શા. ભા. વગેરે ] અહીં ગીતાશાસ્ત્રનો અર્થ સમાપ્ત થયો. હવે ગીતાશાસ્ત્રની કથાનો સંબંધ દેખાડવા માટે સંજય રાજા ધૃતરાષ્ટ્રને કહે છે ":

सञ्जय उवाच। સંજય બોલ્યો :

**इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः।**
**संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥**

અન્વયાર્થ :—इति એ પ્રમાણે वासुदेवस्य ભગવાન વાસુદેવનો च તથા महात्मनः મહાત્મા पार्थस्य અર્જુનનો इमं આ अद्भुतं અદ્ભુત તથા रोमहर्षणं રૂવાં ઊભાં કરે એવો संवादम् સંવાદ अहम् મેં अश्रौषम् સાંભળ્યો [ ૭૪ ].

શબ્દાર્થ :—આ પ્રમાણે ભગવાન વાસુદેવ તથા મહાત્મા અર્જુનનો આ અદ્ભુત તથા રૂવાં ઊભાં કરે એવો સંવાદ મેં સાંભળ્યો [ ૭૪ ].

વિવેચન :—હે ધૃતરાષ્ટ્ર ! આ પ્રમાણે સર્વજ્ઞ, સર્વશક્તિમાન ભગવાન વાસુદેવ તથા મહાનુભાવ ભક્ત અર્જુનનો આ संवादम् = પ્રશ્ન પ્રતિવચનરૂપ આ ગીતાગ્રંથ [ શંકરાનંદ વગેરે ] મેં સાંભળ્યો. આ સંવાદ अद्भुतम् = અત્યંત વિસ્મય પમાડનારો [ શા. ભા. ], તથા પૂર્વે ન સાંભળેલો, અતિ ગંભીર, અમેયાર્થક, અલૌકિક તથા અદ્ભુત રસવાળો હોવાથી [ શંકરાનંદ ], તથા લોક વિષે અસંભાવ્યનાન હોવાથી, रोमहर्षणम् = શરીરનાં રૂવાં ઊભાં કરે એવો છે.

અહીં કેટલાક ' महात्मनः ' શબ્દ ભક્ત અર્જુનનું વિશેષણ છે એવો અર્થ કરે છે [ શા. ભા. વગેરે ], કેટલાક ' महात्मनः ' શબ્દ ભગવાન વાસુદેવનું વિશેષણ છે એવો અર્થ કરે છે [ રા. ભા. વગેરે ], તથા કેટલાક ' महात्मनः ' શબ્દ ભગવાન વાસુદેવ તથા ભક્ત અર્જુન બંનેનું વિશેષણ છે, એવો અર્થ કરે છે [ કેશવ વગેરે ] [ ૭૪ ].

અવતરણિકા :—હવે સંજય આ દિવ્ય સંવાદ કેવી રીતે સાંભળ્યો તે કહે છે :

**व्यासप्रसादाच्छ्रुतवानेतद् गुह्यमहं परम्।**
**योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥**

અન્વયાર્થ :—व्यासप्रसादात् વ્યાસની કૃપાથી अहं મેં एतत् આ परं પરમ गुह्यं ગુહ્ય योगं યોગને स्वयं કथयतः પોતે કહેતા એવા योगेश्वरात् कृष्णात् યોગેશ્વર કૃષ્ણથી साक्षात् સાક્ષાત્ श्रुतवान् સાંભળ્યો [ ૭૫ ].

**શબ્દાર્થ**:—ભગવાન વેદવ્યાસની કૃપાથી આ પરમ ગુહ્ય યોગ મેં યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણના શ્રીમુખેથી પ્રત્યક્ષ સાંભળ્યો [ ૭૫ ].

**વિવેચન**:—હે ધૃતરાષ્ટ્ર ! યોગેશ્વર શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનનો આ ગીતાશાસ્ત્રરૂપ સંવાદ યોગરૂપ જ છે એટલું જ નહિ, પરંતુ આ સંવાદ સમગ્ર યોગ જ છે [ શા. ભા. ]. આ સંવાદ મોક્ષના સાધનરૂપ હોવાથી परं गुह्यम् = અત્યંત ગોપનીય છે [શંકરાનંદ]. સર્વ શાસ્ત્રોના રહસ્યરૂપ હોવાથી અનધિકારી પુરુષોને ઉપદેશ આપવા યોગ્ય નથી.

व्यासप्रसादात् = ભગવાન વેદવ્યાસની કૃપાથી [ શા. ભા. વગેરે ] ભગવાન વેદવ્યાસે પ્રદાન કરેલી દૂરદર્શન તથા દૂરશ્રવણ કરવારૂપ દિવ્ય શક્તિને લીધે, હું આપની પાસે હસ્તિનાપુરમાં હોવા છતાં योगम् = આ જ્ઞાનયોગરૂપ સંવાદને [ શંકરાનંદ ], જ્ઞાનયોગના કારણરૂપ આ અત્યંત રહસ્યભૂત સંવાદને [ મધુ ], આ સંવાદરૂપ યોગને [ શા. ભા. ], આ યોગસાધનને [ સદાનંદ ], મેં યોગેશ્વર શ્રીકૃષ્ણના શ્રીમુખે સાંભળ્યો છે; પરંતુ न परम्परातः [ શા. ભા. ] પરંપરાથી સાંભળ્યો નથી.

આ પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહી, સંજય પોતાની અહોભાગ્યતા, ગુરુપ્રસાદ તથા તૃપ્તિ પ્રકટ કરે છે [ શંકરાનંદ વગેરે ] [ ૭૫ ].

**અવતરણિકા**:—હવે આ દિવ્ય સંવાદરૂપ ગીતાશાસ્ત્રના શ્રવણથી ઉત્પન્ન થયેલા પોતાના હર્ષનું સંજય વર્ણન કરે છે:

**राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।**
**केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥**

**અન્વયાર્થ**:—राजन् ! હે ધૃતરાષ્ટ્ર ! केशवार्जुनयोः શ્રીકૃષ્ણ અને ભક્ત અર્જુનના इमं આ पुण्य પવિત્ર च તથા अद्भुतं અદ્ભુત संवादं સંવાદને संस्मृत्य संस्मृत्य સંભારી સંભારીને मुहुर्मुहु વારંવાર हृष्यामि હું હર્ષ પામું છું [ ૭૬ ].

**શબ્દાર્થ**.— હે ધૃતરાષ્ટ્ર ! ભગવાન શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનના આ પવિત્ર તથા અદ્ભુત સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું [ ૭૬ ].

**વિવેચન**:—હે ધૃતરાષ્ટ્ર ! ભગવાન શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનના આ पुण्यम् = શ્રવણમાત્રથી પાપોનો નાશ કરનાર [ શા. ભા., મધુ. વગેરે ] શ્રવણ અથવા પઠનથી જાણે અજાણે કરેલા સર્વ પાપોનો નાશ કરનાર [ શંકરાનંદ], તથા अद्भुतम् = અદ્ભુત સંવાદને સંભારી સંભારીને, હું વારંવાર હર્ષ પામું છું.

પૂર્વે અનેક જન્મોમાં મેં એવું શું પુણ્ય કર્યું હશે ? એવું શું તપ કર્યું

અવતરણિકા :—" परिसमाप्तः शास्त्रार्थः। अथेदानीं कथासंबन्धप्रदर्शनार्थं सञ्जय उवाच। [ શા. ભા. વગેરે ] અહીં ગીતાશાસ્ત્રનો અર્થ સમાપ્ત થયો. હવે ગીતાશાસ્ત્રની કથાનો સંબંધ દેખાડવા માટે સંજય રાજા ધૃતરાષ્ટ્રને કહે છે ":

सञ्जय उवाच। સંજય બોલ્યો :

**इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः।**
**संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥**

અન્વયાર્થ :—इति એ પ્રમાણે वासुदेवस्य ભગવાન વાસુદેવનો च તથા महात्मनः મહાત્મા पार्थस्य અર્જુનનો इमं આ अद्भुतं અદ્ભુત તથા रोमहर्षणं રૂવાં ઊભાં કરે એવો संवादम् સંવાદ अहम् મેં अश्रौषम् સાંભળ્યો [ ૭૪ ].

શબ્દાર્થ :—આ પ્રમાણે ભગવાન વાસુદેવ તથા મહાત્મા અર્જુનનો આ અદ્ભુત તથા રૂવાં ઊભાં કરે એવો સંવાદ મેં સાંભળ્યો [ ૭૪ ].

વિવેચન :—હે ધૃતરાષ્ટ્ર ! આ પ્રમાણે સર્વજ્ઞ, સર્વશક્તિમાન ભગવાન વાસુદેવ તથા મહાનુભાવ ભક્ત અર્જુનનો આ संवादम् = પ્રશ્ન પ્રતિવચનરૂપ આ ગીતાગ્રંથ [ શંકરાનંદ વગેરે ] મેં સાંભળ્યો. આ સંવાદ अद्भुतम् = અત્યંત વિસ્મય પમાડનારો [ શા. ભા. ], તથા પૂર્વે ન સાંભળેલો, અતિ ગંભીર, અમેયાર્થક, અલૌકિક તથા અદ્ભુત રસવાળો હોવાથી [ શંકરાનંદ ], તથા લોક વિષે અસંભાવ્યમાન હોવાથી, रोमहर्षणम् = શરીરનાં રૂવાં ઊભાં કરે એવો છે.

અહીં કેટલાક ' महात्मनः ' શબ્દ ભક્ત અર્જુનનું વિશેષણ છે એવો અર્થ કરે છે [ શા. ભા. વગેરે ], કેટલાક ' महात्मनः ' શબ્દ ભગવાન વાસુદેવનું વિશેષણ છે એવો અર્થ કરે છે [ રા. ભા. વગેરે ], તથા કેટલાક ' महात्मनः ' શબ્દ ભગવાન વાસુદેવ તથા ભક્ત અર્જુન બંનેનું વિશેષણ છે, એવો અર્થ કરે છે [ કેશવ વગેરે ] [ ૭૪ ].

અવતરણિકા :—હવે સંજય આ દિવ્ય સંવાદ કેવી રીતે સાંભળ્યો તે કહે છે :

**व्यासप्रसादाच्छ्रुतवानेतद् गुह्यमहं परम्।**
**योगं योगेश्वरात्कृष्णात् साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥**

અન્વયાર્થ :—व्यासप्रसादात् વ્યાસની કૃપાથી अहं મેં एतत् આ परं પરમ गुह्यं ગુહ્ય योगं યોગને स्वयं પોતે कथयतः કહેતા એવા योगेश्वरात् कृष्णात् યોગેશ્વર કૃષ્ણથી साक्षात् સાક્ષાત્ श्रुतवान् સાંભળ્યો [ ૭૫ ].

**શબ્દાર્થ** :—ભગવાન વેદવ્યાસની કૃપાથી આ પરમ ગુહ્ય યોગ મેં યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણના શ્રીમુખેથી પ્રત્યક્ષ સાંભળ્યો [ ૭૫ ].

**વિવેચન** :—હે ધૃતરાષ્ટ્ર ! યોગેશ્વર શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનનો આ ગીતાશાસ્ત્રરૂપ સંવાદ યોગરૂપ જ છે એટલું જ નહિ, પરંતુ આ સંવાદ સમગ્ર યોગ જ છે [ શા. ભા. ]. આ સંવાદ મોક્ષના સાધનરૂપ હોવાથી परं गुह्यम् = અત્યંત ગોપનીય છે [શંકરાનંદ]. સર્વ શાસ્ત્રોના રહસ્યરૂપ હોવાથી અનધિકારી પુરુષોને ઉપદેશ આપવા યોગ્ય નથી.

व्यासप्रसादात् = ભગવાન વેદવ્યાસની કૃપાથી [ શા. ભા. વગેરે ] ભગવાન વેદવ્યાસે પ્રદાન કરેલી દૂરદર્શન તથા દૂરશ્રવણ કરવારૂપ દિવ્ય શક્તિને લીધે, હું આપની પાસે હસ્તિનાપુરમાં હોવા છતાં योगम् = આ જ્ઞાનયોગરૂપ સંવાદને [ શંકરાનંદ ], જ્ઞાનયોગના કારણરૂપ આ અત્યંત રહસ્યભૂત સંવાદને [ મધુ ], આ સંવાદરૂપ યોગને [ શા. ભા. ], આ યોગસાધનને [ સદાનંદ ], મેં યોગેશ્વર શ્રીકૃષ્ણના શ્રીમુખે સાંભળ્યો છે; પરંતુ न परम्परातः [ શા. ભા. ] પરંપરાથી સાંભળ્યો નથી.

આ પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહી, સંજય પોતાની અહોભાગ્યતા, ગુરુપ્રસાદ તથા તૃપ્તિ પ્રકટ કરે છે [ શંકરાનંદ વગેરે ] [ ૭૫ ].

**અવતરણિકા** :—હવે આ દિવ્ય સંવાદરૂપ ગીતાશાસ્ત્રના શ્રવણથી ઉત્પન્ન થયેલા પોતાના હર્ષનું સંજય વર્ણન કરે છે:

**राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।**
**केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥**

**અન્વયાર્થ** :—राजन् ! હે ધૃતરાષ્ટ્ર ! केशवार्जुनयोः શ્રીકૃષ્ણ અને ભક્ત અર્જુનના इमं આ पुण्य પવિત્ર च તથા अद्भुतं અદ્ભુત संवादं સંવાદને संस्मृत्य संस्मृत्य સંભારી સંભારીને मुहुर्मुहुः વારંવાર हृष्यामि હું હર્ષ પામું છું [ ૭૬ ].

**શબ્દાર્થ** :— હે ધૃતરાષ્ટ્ર ! ભગવાન શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનના આ પવિત્ર તથા અદ્ભુત સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું [ ૭૬ ].

**વિવેચન** :—હે ધૃતરાષ્ટ્ર ! ભગવાન શ્રીકૃષ્ણ તથા ભક્ત અર્જુનના આ पुण्यम् = શ્રવણમાત્રથી પાપોનો નાશ કરનાર [ શા. ભા., મધુ. વગેરે ] શ્રવણ અથવા પઠનથી જાણે અજાણે કરેલા સર્વ પાપોનો નાશ કરનાર [ શંકરાનંદ ], તથા अद्भुतम् = અદ્ભુત સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામું છું.

પૂર્વે અનેક જન્મોમાં મેં એવું શું પુણ્ય કર્યું હશે ? એવું શું તપ કર્યું

काण्डत्रयात्मकं शास्त्रं गीताख्यं येन निर्मितम्।
आदिमध्यान्तषट्केषु तस्मै भगवते नमः ॥ [ મધુ. ]

संसाराम्बुधिमग्नानां स्वभक्तकृपया हरिः।
चकार गीतानावं तं वन्दे सर्वगरीयसम्॥ [ કેશવ ]

भगवद्भक्तियुक्तस्य तत्प्रसादात्मबोधतः।
सुखं बन्धविमुक्तिः स्यादिति गीतार्थसंग्रहः ॥ [ શ્રીધર ]

હરિ. ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे "मोक्षसन्यासयोगो" नामाष्टादशोऽध्याय ॥ [ ૧૮ ].

એ પ્રમાણે ઉપનિષદ્, બ્રહ્મવિદ્યા તથા યોગશાસ્ત્રરૂપ "શ્રીમદ્ભગવદ્ગીતા' માં શ્રીકૃષ્ણ તથા અર્જુનના સંવાદ વિષે 'મોક્ષસંન્યાસયોગ' નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

અધ્યાય ૧૮ મો સંપૂર્ણ

॥ इति श्रीमद्भगवद्गीता समाप्ता ॥

શ્રી કૃષ્ણાર્પણમસ્તુ